જૈન અને વૈદિક માન્યતાનુસાર

# તત્વત્રયીમીમાંસા.

ખંડ પહેલો તથા બીજો

લેખકઃ—

જૈનાચાર્ય ન્યાયાંભોનિધિ શ્રીમદ્વિજયાનંદ સૂરીશ્વરજી
( અપરનામ શ્રી આત્મારામજી ) મહારાજના
લઘુશિષ્ય દક્ષિણવિહારી મુનિ
શ્રીઅમરવિજયજી મહારાજ.

પ્રસિદ્ધ કર્તા -
શાહ નાથાભાઈ મોતીચંદ.
શાહ હિમતલાલ જી. માસ્તર.
જૈન સંઘ સમસ્ત ( શિનોર )

વીર સંવત્ ૨૪૫૮ પ્રથમાવૃત્તિ ૧૦૦૦ આત્મ સંવત્ ૩૫
વિક્રમ સંવત ૧૯૮૮ કિંમત રૂ [illegible]-૦-૦ સને ૧૯૩૨

પ્રકાશકો.

શાહ નાથાભાઇ મોતીચંદ.
શાહ હીમતલાલજી માસ્તર.
જૈન સંઘ સમસ્ત, શીનોર

પ્રકાશન સ્થળ:
શીનોર (વાયા મીયાગામ)
૨૦-૯-૧૯૩૨

મુદ્રક.
શાહ લાલચંદ નંદલાલ
વકીલ બ્રધર્સ પ્રિં પ્રેસ.
કોઠીપોળ, વડોદરા.

શીનોરના જૈન સંઘ તરફથી.

# બે બોલ.

**આ** તત્ત્વત્રયી **મીમાંસા** નામનો ગ્રંથ–રોયલ આઠ પેજી ફારમ દોઢસોનો ખંડ બેના વિભાગથી લખાયલો, એકંદરે પૃષ્ટ. ૧૨૦૦ ના આસરેનો જનસમુદાય આગળ રજુ કરતાં અમોને અત્યંત હર્ષ થાય છે કે આ ગ્રંથ જૈન–વૈદિકની તુલનાત્મક દૃષ્ટિએ લખાયેલો હોવાથી મધ્યસ્થ દૃષ્ટિવાળા જનસમુદાય તથા જૈન સમુદાયને એક અપૂર્વ જ્ઞાન આપનારો નિવડશે.

આ ગ્રંથની રચનામાં પરમપૂજ્ય, શ્રી વિજયાનંદસૂરિજી ( પ્રસિદ્ધ નામ આત્મારામજી ) મહારાજના લઘુ શિષ્ય દક્ષિણ વિહારી **મુનિશ્રી અમરવિજયજી** મહારજના અથાગ પરિશ્રમના પરિણામનું આ ફલ જનતાના આસ્વાદન માટે મૂકતાં અમોને અત્યંત હર્ષ થાય છે કે જેવી રીતે આ ગ્રંથનો લાભ અમોએ મેળવ્યો છે તેવી રીતનો અપૂર્વ લાભ લોકો પણ મેળવીને અમોને કૃતાર્થ કરે.

મુનિશ્રી **અમરવિજયજી** મહારાજ તથા તેમના વિદ્વાન્ શિષ્યરત્ન મુનિશ્રી **ચતુરવિજયજી** મહારાજ તથા મુનિશ્રી **દેવવિજયજી** મહારાજનો શિનોરના જૈનસંઘ ઉપર અત્યંત ઉપકાર થએલો છે. આ મહાત્માઓના પરિચયથી અત્રેના જૈન સંઘને કોઇ અપૂર્વ લાભ થતો આવેલો છે તેથી અમો ઉપરોક્ત મહારાજના અત્યંત ઋણી છિએ.

મહારાજશ્રી **અમરવિજયજી** સ્વભાવે સરળ પ્રકૃતિના છે અને તેમના એ અજોડ–અદ્વિતીય ગુણપ્રભાવે ભૂતકાળમાં અત્રેની અમારી જ્ઞાતિમાં વિખવાદ અને કળહના કારણભૂત અને દૃઢમૂળ થઇ બેઠેલા ઝગડાઓ નિર્મૂળ નાશ થઇ ગયા છે અને અત્રેના જૈન સંઘ અને જ્ઞાતિમાં હાલ શાન્તિનું સામ્રાજ્ય પ્રવર્તે છે.

શ્રી શિનોર જૈનસંઘ ભૂમિકા ઉપર મહારાજશ્રીના શાન્તિમય અને અમૃતસમાન સતત્ ઉપદેશ જળપ્રવાહના પરિણામે (૧) શ્રી મહાવીર જૈન

યુવક મંડળ તથા (૨) શ્રી આત્માનન્દ જૈન બાળ મંડળ ઉદ્ભવ્યા છે અને તેઓ પોતાના મૂળ દૃઢ કરી હાલ નવપલ્લવિત થઇ પોતાની સેવાદ્વારા સુવાસ આપી રહ્યા છે.

શ્રી આત્માનન્દ જૈન પાઠશાળાનું સજીવનપણું એ પણ મહારાજ શ્રી અમરવિજયજીની અમોઘ દેશનાનોજ પ્રભાવ છે.

શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બૉર્ડ (મુંબઇ) અને બાળગ્રંથાવળી (અમદાવાદ) એ બન્ને સંસ્થાઓની બબ્બે ત્રણ ત્રણ પરીક્ષા પસાર કરી પ્રમાણપત્ર તેમજ સારા પારિતોષિક મેળવવા ભાગ્યશાળી નિવડેલા અત્રેના જૈન વિદ્યાર્થિઓ પણ મહારાજશ્રી અમરવિજયજીનોજ તેમાં પ્રભાવ જુએ છે.

(૧) સદર પુસ્તક લખવાનું પ્રેરણા સ્થાન— શિનોર.

(૨) પુસ્તક લેખનની પ્રવૃત્તિનું સ્થાન— શિનોર.

(૩) પુસ્તક સમાપ્તિનું સ્થાન— શિનોર.

અને

(૪) પ્રકાશન સ્થળ પણ " . શિનોર.

આ ચાર વસ્તુઓનો વિચાર ખરેખર અત્રેના જૈન સમુદાયને મગરૂર બનાવે છે.

આ ગ્રંથના પ્રકાશનમાં જો કે ઘણીજ કાળજી રાખવામાં આવી છે છતાં સ્ખલનાઓ થઇ હશે પણ તેને ક્ષન્તવ્ય ગણી હંસચંચુવત્ સાર સાર ગ્રહણ કરી જીવો પોતાના આધ્યાત્મિક વિકાશમા આગળ વધશે એટલે અમારો પ્રયાસ સફળજ છે.

तुज्ञेषु किं बहुना ?

તા. ૧-૯-૧૯૩૨
શીનોર.
વાયા. મીયાગામ.

લિ. સંઘનો સેવક—
શાહ નાથાભાઇ મોતીચંદ. શિનોર.

જૈનાચાર્ય ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરજી
(અપરનામ શ્રી આત્મારામજી) મહારાજ.



શાહ નાથાભાઈ મગનલાલ શિનોર (વાઘોડીયા) વાળાએ
ગુરૂભક્તિ નિમિત્તે આ ફોટો દાખલ કરાવ્યો છે.



# ગ્રંથાર્પણ





## જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી

હે ગુરૂદેવ ! આપે ૧ જૈનતત્ત્વાદર્શ, ૨ અજ્ઞાનતિમિરભાસ્કર, ૩ નવતત્ત્વસંગ્રહ, ૪ તત્ત્વનિર્ણયપ્રસાદ, ૫ પ્રશ્નોત્તર સંગ્રહ, ૬ સમ્યકત્વ શલ્યોદ્ધાર, ૭ ચિકાગો પ્રશ્ન (અમેરિકાના ચિકાગો શહેરીઓનો ઉત્તર) ચતુર્થ સ્તુતિ નિર્ણય ઇત્યાદિક અનેક ગ્રંથોનું નિર્માણ કરી લાખો ભવ્ય જીવોના ઉપર જે ઉપકાર કર્યા છે તે તો જગ પ્રસિદ્ધજ છે. પરંતુ મારા જેવા તદ્દન અજ્ઞ પશુ જેવા ઉપર આપ સાહેબની અલૌકિક કિમતી સૂચનાઓની જે છાપ પડી છે તે બીજો કોણ જાણે ?

સં. ૧૯૩૯ મા પંજાબથી મારવાડમા આવતા એક ગામમાં આપ સાહેબને સત્ય તત્ત્વની ખુમારી ચઢતા સ્વાભાવિક રીતેજ આપે કહ્યું હતું કે જો કોઇ દુનિયામા સત્ય ધર્મ છે તો તે કેવળ એક જૈન ધર્મજ છે. વૈદિકના પંડિતોએ જૈનોના અગીયારમા તીર્થંકરના પછીથી સર્વજ્ઞોના તત્ત્વોમાંથી ઉપર ચોટિયુ લઇને તેમાં ઉંધું છ-તુંજ કરેલું છે. અને સર્વજ્ઞોના ઇતિહાસમાથી લઇને તો તે તદ્દન ઉંધુજ વાળી દીધુ છે. આવા આવા પ્રકારથી અનેક બાબતોની સૂચનાઓ આપના ચરણમાં લોટી રહેલા આ તદન પશુ જેવાના કાનમાં પડતી રહેલી . તે બધા પ્રકારની વાતોના શબ્દો આ સમયમા મને પરમ મંત્રાક્ષર તુલ્ય થઇ પડયા છે. તેમાં વળી આજકાલના દેશ પરદેશના બાહોશ પંડિતોની સાહાય્ય મળતાં પરમસિદ્ધિ રૂપનાજ થઇ પડયા છે તે કેવળ વખતો વખતની આપ કૃપાનિધિની અમૂલ્ય સૂચનાઓનુ પરિણામ છે. તેથી આ ગ્રંથની ભેટ આપ સાહેબના ચરણ કમલમાજ અર્પણ કરૂં છું તે આપ સાહેબની કિંમતી સૂચનાઓનો ભાર બોજ ઓછો કરવાની ખાતરજ, બાકી આપ સાહેબના ઉપકારનો બદલો તો હું આ અપાર સંસારથી છુટકો થતા સુધી ઉતારી શકું તેમ તો સર્વથા નથીજ.

લિ. આપણા ચરણનો રજરેણુ કિંકર

**અમર.**

चतुरविजयमुनिप्रणीता.

# श्रीविजयानन्दद्वात्रिंशिका.

शार्दूलविक्रीडितवृत्तम्

श्रेयःश्रीमयमग्र्यमङ्गलमयं सत्कृत्यपेटीमयं
विश्वानन्दमयं लसद्रसमयं वैराग्यलीलामयम् ।
सर्वं यस्य नु जीवनं स्तुतिमयं नो पङ्कशङ्कामयं
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १ ॥

स्वस्तिश्रीनिलये समृद्धिसदने सल्लोकवासस्थले
देशे पञ्चनदेऽमले च लहराग्रामेऽभिरामे श्रिया ।
यः प्राच्यां दिशि वासरेश्वर इव प्रादुर्बभूवाऽथहा
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २ ॥

तातो यस्य गणेशचन्द्र इति शूरः क्षत्रियाणां शिरो-
रत्नं रत्नखनिर्बभूव सुभगा श्रीरूपदेवी प्रसूः ।
सच्चेता गुरुदत्तसिंह इति च ज्यायान् गुणी बान्धवः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ३ ॥

श्रीमद्विक्रमवत्सरेऽनलनवाऽष्टैणाङ्कसंख्ये (१८९३) शुभे
चैत्रे मासि सिते दले सुरगुरोर्वारे तिथौ पक्षतौ ।
सश्रीकोऽवततार यो हरिरिवाऽपायाज्जनान् रक्षितुं
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ४ ॥

लग्नं यस्य च कुम्भराशिरमला भानुज्ञशुक्रस्थिति-
र्वित्ते राहुनिशाचरौ सहजगौ षष्ठे गुरुक्षोणिजौ
धर्मे केतुशनैश्चरौ तु वणिजि स्फुर्जद्बलौ संस्थितौ
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ५ ॥

संप्राप्ते दशमेऽह्नि जन्मसमयाद् यस्य व्यतीताशुचौ
सानन्दं समहोत्सवं परिजनं सन्तोष्य भोज्यादिभिः ।
आत्माराम इति प्रमोदबहुलस्ताततोऽभिधां तेनिवान्
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ६ ॥

संसर्ग समवाप्य ढुंढकमते दीक्षां वलक्षाशयो
यः कक्षीकुरुते स खेन्दुनवभूवर्षे (१९१०) शुभे वैक्रमे ।
आज्ञां मातुरवाप्य च स्वजनके गत्यन्तरं संश्रिते
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ७ ॥

योऽधीते स्म शतत्रयं मतिमतामग्र्यः प्रयासं विना
श्लोकानां प्रतिवासरं जपतपोध्यानादिलीनोऽपि वै ।
दृष्टं विस्मरते च नो सकृदपि प्रायेण सूत्रादिकं
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ८ ॥

द्वात्रिंशद् धिषणाधरीकृतकविर्योऽधीत्य सूत्राणि त-
च्छङ्काशीलमनाश्च लुम्पकमतं मत्वा मनःकल्पितम् ।
अत्याक्षीद् रदनन्दशीतगुमिते (१९३२) संवत्सरेऽमत्सरी
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ९ ॥

येनोत्सूत्रवचःप्ररूपणरतश्चैकान्तपक्षाग्रही
विख्यातो भुवि शान्तिसागर इति त्यक्तव्रतो लिङ्गभाक् ।
चर्चायां निरलोठि राजनगरे स्याद्वादविद्याविदा
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १० ॥

तत्रैवोदितपुण्यढौकितमिवाऽनेकान्तमार्गाग्रणीं
स्फूर्जत्सद्गुणिनं च बुद्धिविजयं संप्राप्य यः सद्गुरुम् ।
हित्वा ढूंढकपन्थमुत्तममतिः संविग्नदीक्षामधात्
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ११ ॥

चन्द्रः षोडशभिः कलाभिरिव यो युक्तोऽनगारैर्महो-
भृद्भिर्लुम्पकपन्थवार्दलदलप्रच्छादनत्यागतः
अत्यन्तं तपगच्छतारकपथेऽदीपिष्ट शिष्टाग्रणीः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १२ ॥

चत्वारोऽमलसंयमर्द्धिकलिता वर्या गुरुभ्रातरः
पार्थस्येव चतुर्दिगन्तविजयप्राप्तावदाता बभुः ।
युक्ताः शिष्यगणेन मुक्तिविजयाद्या यस्य पात्रं धियां
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १३ ॥

जीवानन्दसरस्वतीति विदितो वेदान्तविद् योगिराट्
ग्रन्थौ वीक्ष्य दिगब्धिनन्दवसुधावर्षे (१९४०) च यन्निर्मितौ ।
श्रद्धाशुद्धिमवाप्य पत्रमलिखद् यं पूज्यभावान् मुदा
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १४ ॥

ग्रंथाद् हुक्ममुनेश्चतुर्दश महाप्रश्नानि निष्कास्य नि-
र्णाय्योत्सूत्रमयानि तानि सुरतद्रङ्गे प्रबोध्याऽङ्गिनः ।
वर्षे नेत्रयुगाङ्कशीतगुमिते (१९४२) योऽदीदिपच्छासनं
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १५ ॥

वर्षे विक्रमतोऽग्निवेदनिधिभूसंख्ये (१९४३) सुयोगान्विते
पञ्चम्या दिवसे वरे मृगशिरोमासे दले श्यामले ।
सङ्घो यं प्रददौ च सूरिपदवीं श्रीपादलिप्ते पुरे
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १६ ॥

पूर्षेवोदयशैलशृङ्गमनघं श्रीवीरतीर्थेशितु-
र्यो द्वासप्ततिसंख्यकं क्रमगतं पट्टं समालम्ब्य च ।
सच्चक्राय मुदं स्म राति भगवान् गोभिः पुनानो जगत्
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १७ ॥

कृत्वा शङ्कितमानसश्च बहुधा प्रश्नोत्तराणि प्रभो-
र्दृष्ट्वा तत्त्वभृतांस्तु सुन्दरतरान् ग्रन्थान् कृतज्ञो गुणी ।
प्रीतो होर्नलपंडितः श्रुतवतो यस्य व्यधात् संस्तवं
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १८ ॥

श्रीमद्रावघजीसुतं सुतत्त्वविदुरं श्रीवीरचंद्राभिधं
यः संप्रेष्य नवाब्धिनन्दवसुधावर्षे (१९४९) चिकागोपुरे ।
विश्वेऽत्यन्तमदीदिपद् गुणनिधिः श्रीजैनधर्मं परं
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ १९ ॥

चक्रे जैनमतानुयायिन इह प्रायः सहस्रांस्तनु-
भाजां पञ्चदश प्रबोध्य विदुषां वर्यो विहृत्याऽवनौ ।
य: क्षान्त्यार्जवमार्दवादिगुणभाक् निर्ग्रन्थचूडामणिः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २० ॥

श्रीहुश्यारपुरे पुरेऽमृतसरोऽभिरव्ये च जीराभिधे
पट्यां सन्रवतराभिधे च नगरे जैनप्रतिष्ठाविधिम् ।
बिम्बानां बहुशस्तथाऽञ्जनशलाकां यो व्यधात् शुद्धधीः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट ॥ २१ ॥

कीर्त्तिं यस्य निशम्य सद्गुणनिधे राज्ञी च विक्टोरिया
ऋग्वेदं परिपूर्णमांग्लसदसा मुद्रापितं सादरम् ।
स्वद्रव्यव्ययतो विशुद्धहृदया यं प्राभृतीचक्रुषी
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २२ ॥

सौम्यत्वेन विधुं धियाऽमरगुरुं स्थैर्येण हेमाचलं
दिङ्नागान् यशसा रविं च महसा रूपश्रिया मन्मथम् ।
गाम्भीर्येण जिगाय वारिधिमरं गत्या मरालं च यः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २३ ॥

यद्वाक्शीतलतागुणस्य समतां नाऽभ्येति गाङ्गं पयो
नो वा चन्द्रमरीचयो नच सुधा श्रीखण्डलेपोऽपि नो ।
नाऽम्भोजं मलयाचलस्य च मरुन्नैवाङ्गनाङ्गं न वा
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २४ ॥

यस्मिन् गर्जति संसदङ्गणभुवि प्रोन्मादिनो वादिनो
दर्पं तत्यजुरम्बरे दिनमणौ घूका इव स्फुर्जति ।
श्रेयोधाम युगप्रधानपदवीयोग्यो गुणानां खनिः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २५ ॥

शुद्धाचारधुपः सुदुर्मतिमुपः स्याद्वादविद्याजुषः
श्रद्धाशुद्धिमुपेयुषो गतरुषो जैनोन्नतिं चक्रुषः ।

यस्याख्यामपि रोहिरे न विद्रुपो मूर्तिद्विषो ढुंढकाः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २६ ॥

दुग्धांभोनिधिना च रौप्यकलशेनैरावणेन च
दिङ्नागैः सितपक्षिभिश्च शशिना सार्द्धं सदा स्पर्द्धते ।
कीर्त्तिर्यस्य मुनीश्वरस्य सुभगा विश्वे स्वशुभ्रत्वतः
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २७ ॥

आधायोपकृतिं घनां तनुमतां लब्ध्वा फलं जन्मनो
ऽव्याबाधोऽनशनं विधाय विधिवत् कृत्वाऽङ्गिनां क्षामणाम् ।
योऽष्टम्यां त्रिशराङ्कचन्द्रशरदि (१९५३)ज्येष्ठे सिते स्वर्ययौ
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २८ ॥

गार्हस्थ्ये न्यवसत्स्वभूत्र सुखभाग् वर्षाणि योऽष्टादश
नेत्रद्वन्द्वमितानि लुम्पकमते सन्मार्गलाभं विना ।
निश्छद्मा दशकद्वयं गुणनिधिः सामान्यसूरिव्रतो
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ २९ ॥

साक्षाद्दर्शनपुण्यलाभरहितानां साहजासङ्गिनां
ग्रामे वर्यसमृद्धिभाजि गुजरांवालाभिधे भक्तितः ।
यस्य श्राद्धवरैर्विनिर्मितमरं स्तूपं प्रदत्ते मुदं
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ३० ॥

अन्यत्रापि जना मुदा विरचयाञ्चक्रुर्विशुद्धाशयाः
साक्षाद् यस्य यशः प्रपिण्डितमिव स्तूपानि भूमण्डनम् ।
मूर्त्तो धर्मधराधिपस्य च वरेण्यां राजधानीमिव
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ३१ ॥

पङ्गुः कल्पतरोरलं नहि फलं मेरोर्गृहीतुं भुवः
पारं यातुमपां पतेर्नच जडः शक्नोति दोर्भ्यां यथा ।
मादृक् यस्य गुणांस्तथाल्पधिषणो वक्तुं न शक्तोऽखिलान्
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ३२ ॥

यस्मादुत्कटशिष्यसन्ततिसरित् सञ्ज्ञानपाथोभृता
निर्याता भवधर्मखिन्नजनताहर्षाय वोभूयते ।
प्रोत्तुङ्गश्च शिवाश्रयोऽमलरुचिः साक्षात्तुषाराचल.
कल्याणं वितनोतु वः स विजयानन्दाभिधः सूरिराट् ॥ ३३ ॥

श्रीमद्‌मरविजयमुनिपादाब्जषट्पदः ।
एनां द्वात्रिंशिकां चक्रे चतुरविजयो मुनिः ॥ १ ॥

---



# પાશ્ચાત્યવિદ્વાનોના ઉદ્ગારો.

" No man has so peculiarly indentified himself with the interests of the Jain Community as " Muni Atmaramji. "

He is one of the noble band sworn from the day initiation to the end of life to work day and night for the high mission they have undertaken. He is the high priest of the Jain Community and is recognized as the highest living " Authority " on Jain religion and literature by oriental Scholars"

(World's Parliament of religions Part I page 21 Chicago.)

" મુનિ **આત્મારામજીની** માફક બીજા કોઇ પણ માણસે ખરેખરી રીતે જૈન ધર્મમાં પોતાનું જીવન અર્પણ કર્યું નથી. તેઓ એક ઉમદા વર્ગના માણસ હોઇને જેમણે જે દિવસથી ચારિત્ર લીધું, ત્યારથી તે જીંદગી પર્યંત રાત્રિ દિવસ માથે લીધેલી ઉત્તમ સદ્પ્રવૃત્તિનું પાલન કર્યું છે અને તેઓ જૈન કોમમાં ઉત્તમોત્તમ સાધુ પુરૂષ ( આચાર્ય ) છે અને તેઓ ( પૂર્વ દેશના ) જૈન ધર્મ અને સાહિત્યના એક મહાન્ વિદ્વાન પુરૂષ તરીકે પૂર્વના વિદ્વાનોથી ઓળખાયલા છે. "

( દુનીયાની ધાર્મિક પરિષદ્ ભાગ ૧ લો, પૃષ્ટ-૨૧, **ચીકાગો.** )

શ્રીમદ્ વિજયાનન્દ સૂરીશ્વરજીના શિષ્યરત્ન

દક્ષિણ વિહારી મુનિશ્રી અમરવિજયજી મહારાજ.

જન્મ સં. ૧૯૨૫ ફાગણ સુદિ ૧૫, ડભોઇ.



દીક્ષા: સં. ૧૯૩૮ વૈશાખ સુદિ ૨, લુધિયાના.

શીનોરનિવાસી શાહ ત્રિભોવનદાસ પીતાંબરદાસે સ્વ. બાઇ ચચળના શ્રેયોર્થે તથા ગુરૂભક્તિ નિમિત્તે આ ફોટો દાખલ કરાવ્યો છે.

दक्षिणविहारिसद्गुरुवर्यश्रीमदमरविजयमुनिपुङ्गव-

# गुणस्तुत्यष्टकम्.

"मन्दाक्रान्तावृत्तम्"

---

श्रेयोलक्ष्मीं विमलहृदयोऽवोढ योऽमूढलक्ष्यो
योऽगाढाऽर्हत्समयजलधिं बुद्धिनावा गभीरम् ।
यश्चाऽगूढेन्द्रियभरमरं यो व्यपोढोपसर्गान्
सोऽयं दद्यादमरविजयः सद्गुरुर्मङ्गलं नः ॥ १ ॥

औभीद्विश्वं विमलयशसा पाथसेवाऽम्बुवाहो
योऽघर्णिष्ट प्रचुरतपसा तेजसेवोष्णरश्मिः ।
यश्चाऽचर्तीत् समयमनघं मूर्त्तिसिद्धिप्रधानं
सोऽयं देयादमरविजयः सद्गुरुः सद्गतिं नः ॥ २ ॥

और्णावीद्योऽवगुणनिवहं शुद्धचेताः परेषां
नैवाऽक्रासीत् प्रतिदिनमरं चाऽक्रसीद्वर्चसा यः ।
धर्म्ये कार्येऽयसदमलधीरक्षुभन्नो खलोक्त्या
सोऽयं दिश्यादमरविजयः सद्गुरुः सन्मतिं नः ॥ ३ ॥

अस्कांत्सीद्यो भवजलनिधिं वाडवार्चिर्वदुग्रं
योऽगोपायीत् खनिकरमरं पापवर्त्म प्रयान्तम् ।
यश्चाऽदासीद् भविजनगणस्वान्तमंहोऽवलिप्तम्
सोऽयं छिन्द्यादमरविजयः सद्गुरुर्नोऽघजालं ॥ ४ ॥

अस्फायिष्टाऽमलगुणगणैः शीतरोचिर्वरेण्यै-
र्योऽवार्त्तिष्टाऽऽर्हतपथि सदा मुक्तये योऽत्वरिष्ट ।
यश्चाऽभांक्षीत् स्मररिपुबलं शीलसन्नाहशाली
सोऽयं कुर्यादमरविजयः सद्गुरुर्नः सुखानि ॥ ५ ॥

अत्याक्षीद्यो गृहमवभिदे जैनदीक्षामवाक्षीद्
भक्त्याऽभाक्षीत् सुगुरुविजयानन्दसूरिक्रमाब्जम् ।
तानप्राक्षीज्जिनमतरहस्यानि गूढार्थभाञ्जि
सोऽयं तन्यादमरविजयः सद्गुरुर्नः प्रबोधम् ॥ ६ ॥
श्रामण्यं योऽदित हितमतिं योऽधित प्राणिवर्गे
यो नाऽखित्ताऽऽपदि सुखहृतोऽभित्त योऽन्तर्द्विपश्च ।
पाप्माऽहार्षीद् घनमसुमतां यो व्यहार्षीद्धरित्र्यां
सोऽयं भिन्द्यादमरविजयः सद्गुरुर्नोऽन्तरारीन् ॥ ७ ॥
विश्वं विश्वं विमलयशसा योऽस्तरिष्टाऽकरीष्टा-
ऽन्तर्द्विट्सैन्यं सुमतिमनिशं योऽवरी प्रकामम् ।
योऽद्राप्सीन्नो निजगुणगणैर्नोऽकुपत् कर्हि कस्मै
सोऽयं पुष्यादमरविजयः सद्गुरुः सम्पदं नः ॥ ८ ॥
इत्थं स्फूर्जत्सुगुरुचरणाम्भोजभृङ्गायमानो
भक्त्या नुन्नश्चतुरविजयश्चेतसि प्रस्फुरन्त्या ।
दुष्कर्मौघक्षितिधरपविं तद्गुणग्रामलेशं
स्वश्रेयोऽर्थं स्तुतिपथमनैषीद् यथाशक्त्यशक्तः ॥ ९ ॥

— —

# તત્ત્વત્રયીની પ્રસ્તાવના.



## ॥ સજ્જનો પ્રતિ મારી નમ્ર પ્રાર્થના ॥

॥ આજ કાલના ઘણાખરા પંડિતોમાં અને લોકોમાં એવી હવા પસરેલી છે કે આ જમાનો, સ્વતંત્રતાનો છે. એમ કહીને કેટલાકો સિદ્ધાંતોને બાજુપર રાખીને પોતાની સ્વતંત્રના લેખો લખી કુદકાને ભૂસકા મારે છે. પણ તેવી હવા હજુ મારામાં પસરેલી નથી. અને તે પ્રમાણે સ્વતંત્ર પણે લેખ લખવાની બુદ્ધિ મેં મારી ચલાવેલી પણ નથી. મેં મારી "તત્ત્વત્રયી મીમાંસામાં" જે કાંઇ લખ્યું છે તે સર્વજ્ઞોના ઇતિહાસમાં જે પ્રમાણે લખાયું છે તેમાંનું તેમના અભિપ્રાયને મુખ્ય રાખીને તેમાંથી લઇ ને યતૂકિંચિત્ લખીને બતાવેલું છે. બાકી વધારાનું છોડી દીધું છે. પણ ફેરફાર કરવાની બુદ્ધિ જરાપણ ચલાવેલી નથી.

વૈદિકોમાં–સર્વજ્ઞોના ઇતિહાસને મળતા જે લેખો લખાયા છે અને દૂરદૂરમાં જઇને સંબંધ વિનાના પડેલા છે. તેમાંથી પણ લઇને તેમનાજ અભિપ્રાય પ્રમાણે ટુંક ટુંક જૈનોના લેખોની સાથે જોડીને બતાવ્યા છે. બાકી વધારાના વિચારો તેમના તેવાને તેવા સ્વરૂપના છોડી દીધા છે. પણ આ જમાનાની ધાંધલ જોઇને તે બન્ને પ્રકારના લેખોમાં મેં મારા સ્વતંત્રતાના વિચારો પણ લખીને બતાવેલા છે. અને તેમાં બીજા લેખકોની સહાયતા પણ મેળવી છે. બીજાના હિશાબે ભૂલ ન થએલી હોય એમ કદાચ ન પણ બન્યું હોય ? છતાં સજ્જનોને મારી નમ્ર વિનંતી છે કે હંસ ચંચુ ન્યાયે ખીરનીરનો ભેદ સમજીને સાર સાર ગ્રહણ કરશો અને મારામાં થએલી ભૂલોની ઉપેક્ષા કરશો. સર્વજ્ઞ વિના બીજા ગમે તેટલા અક્ષરોના પંડિતો હોય તો પણ તેમનામાં ભૂલ થવાનો સંભવતો રહે ? તેથીજ આ બધી દુનીયામાં વિચિત્ર પ્રકારની બાજી પસરેલી જોવામાં આવે છે. તો પછી મારા જેવા અલ્પજ્ઞમાં ભૂલ થવા પામી હોય તો તેમાં શી નવાઇ ? સર્વજ્ઞ વિના માણસ માત્રજ ભૂલના પાત્ર ગણાય છે માટે હંસ ચંચુનો ન્યાય હૃદયમાં ધારણ કરી સાર સાર ગ્રહણ કરશો એવી મારી અંતિમ પ્રાર્થના છે આજ કાલના ઘણાખરા પંડિતોએ તો સ્વતંત્ર પણાથી લેખો લખીને બતાવ્યા છે પરંતુ મેં તો પરતંત્રપણે રહીનેજ લખીને બતાવેલું છે. આપ સજ્જનો બીજા સ્વતંત્ર લેખકોની ભૂલ્યોની ઉપેક્ષા કરતા રહ્યા છો, તો પછી મારા જેવા પરતંત્રના લેખ-

કોની ભૂલ્યોની ઉપેક્ષા કરો તે તો તમારા જેવા સજ્જનોનો ધર્મજ છે. મુન્નેષુ કિમધિકેન ?

## આ તત્ત્વત્રયી મીમાંસાગ્રંથની ઉત્પત્તિ થવામાં મુખ્ય કારણ.

રેવાકાંઠાના શહેર **સીનોરમાં**–સંવત્ ૧૯૭૯ ના અમારા પહેલા ચોમાસાના અંતે કાર્તિક પૂર્ણિમાના દિવસે ગામના બહાર બગીચામાં સિદ્ધાચલજીના પટનાં દર્શન કર્યા પછી સેઠ ફુલચંદ શિવલાલના ઘરમાં ચોમાસું બદલ્યું હતું, ત્યાં પ્રતિક્રમણ ( સંધ્યાક્રિયા ) થઈ ગઈ એટલે મોટા પર્વનો દિવસ જાણી આસ પાસ ગામડાઓના શ્રાવકો પણ પટના દર્શન માટે આવેલા હતા, તેમાના કેટલાએક વંદના કરીને અમારી પાસે બેઠા. ધર્મચર્ચા કેટલીક સામાન્ય થયા પછી જરાક ત્રટકીને બોલ્યા શાહેબ ! આપતો શહેરોમાં બેશીને મોટી મોટી વાતો કરો છો. પણ અમારી દશા કેવા પ્રકારની થઈ રહી છે તેની ખબર આપ જેવાને કયાંથી હોય ? પછી અમોએ પુછ્યું ભાઈ એવું શું છે ? શાહેબ ? બીજુંતો શું હોય અમો ગામડાનાં અભણ ધર્મના સંબંધે કાંઇ પણ જાણીએ નહીં. તેથી લોકો જે કાંઇ કહે તેમાં હાજી હાજી કર્યા કરીએ. આપણા સાધુ મહારાજ રસ્તો કાપતા કોઇકજ દિવસે આવી ચઢે અને બીજેજ દિવસે ચાલતા થાય, તો પછી આપણો ધર્મ શો છે તેની ખબર અમોને કેવી રીતે પડે ? બ્રાહ્મણલોકોતો આજીવિકાના માટે કાઇને કાંઇ ભણેલાજ હોય અને ગામના બ્રાહ્મણતો દહાડામાં દશ વખતે આવે અને લોકો બેઠા હોય ત્યારે તેઓ મરજી પ્રમાણે બોલે અને અમોને હલકા પાડે, જે કહે તે અમો સાંભળ્યા કરીએ કંઇપણ જાણ્યા વગર ઉત્તર શું આપીએ ? પછી અમે તેમને પુછ્યું કે ભાઈ ! શી શી વાતો કરીને તમોને હલકા પાડે છે ? શાહેબ ! એવી બધી વાતો તે કાંઇ યાદ રહે ? પછી અમે કહ્યું કે બધી વાતો યાદ ન રહે એ વાત તમારી ખરી છે. પણ કોઈ મોટી મોટી વાતો યાદ કરીને કહોતો થોડો થોડો ખુલાસો કરી શકાય, પછી તેઓએ એકેકી વાત મુકવા માંડી શાહેબ ! કોઈ કોઈ

(૧) સારા સારા બ્રાહ્મણતો આપણા ધર્મની નિંદા કરતા નથી. પણ જૈનધર્મની વાહ વાહજ કરે છે.

(૨) વળી કોઇ કોઇ બ્રાહ્મણતો પોતાના ગર્વમા ને ગર્વમાં કહે છે કે તમારા જૈનો જગતના કર્તા એવા ઇશ્વરને માનતા નથી, તેથી તમારો જૈનધર્મ પાયા વગરનો છે.

(૩) વળી કોઇ બ્રાહ્મણ આવે તેતો એમજ કહેકે, તમારા જૈનો વેદોને માનતા નથી તેથી અમારામાં નાસ્તિક બતાવ્યા છે.

(૪) વળી એક બ્રાહ્મણ તો ઉંચું ભાળીને એવું બોલતો રહ્યો કે તમારા દેવ નાગા છે અને તમારા ગુરૂઓ ગંદા રહે છે, નાહુતા નથી અને ધોતાએ નથી.

( ૫ ) વળી એક બ્રાહ્મણ કહેવા લાગ્યો કે–અમારામાં એક ગાતમ ઋષિ હુતા તેમને અમારા બ્રાહ્મણોએ જાતિથી બહાર કાઢી મૂકયા ત્યારે તેમણે આ તમારો જૈનધર્મ ચલાવ્યો. તેથી આ તમારો જૈનધર્મ ઘણો જૂનો નથી.

( ૬ ) વળી એક બ્રાહ્મણ તો વિચિત્ર વાતો કરતો કરતો કહેવા લાગ્યો કે–વિષ્ણુ ભગવાને તમો જૈનોને શિક્ષા કરવા માટે એક માયાવી પુરૂષ પેદા કરી વેદ ધર્મથી ભ્રષ્ટ કર્યા.

( ૭ ) વળી તમો શ્રાવકો તમારા બાપ દાદાઓનું શ્રાદ્ધ નથી કરતા તેથી તમો તેમના શત્રુ જેવા છો.

એમ ઘણી ઘણી વાતો સંભળાવે પણ અમો જાણ્યા વગર ઉત્તર શો આપીએ ? તેમની વાતોથી અમારૂં સમાધાન પણ થાય નહીં તેથી અમો મુઝાયા કરીએ છિએ.

પછી અમોએ તે શ્રાવકોને ક્રમથી સમજાવવા માંડયા કે–હે ભાઇ ?

( ૧ ) જે સારા સારા વિવેકી મધ્યસ્થ દૃષ્ટિ છે અને જૈન ધર્મનો પરિચય કરવાવાળા છે તે જૈનધર્મની નિંદા કરતા નથી પણ ઘણા રાજી થઇને પ્રશંસા જ કરે છે. વળી જેઓ જૈનધર્મના અભ્યાસમાં ઘણા ઉંડા ઉતરી ગએલા હોય છે તે તો, જૈન ધર્મને બધી દુનીયાના ધર્મથી ઉત્તમ સમજી પોતાના ઉત્તમ લેખો બહાર પાડી લોકોને સમજાવવા પ્રયત્ન પણ કરી રહ્યા છે. અને પોતાની સત્ય પ્રિયતાની સાથે સ્વજનતા જ પ્રગટ કરી રહ્યા છે.

( ૨ ) જે બ્રાહ્મણો ને પોતાના ઘરની પણ પૂરી ખબર હોતી નથી, તેમજ જૈનધર્મવાળાઓનો પૂરો પરિચય પણ હોતો નથી, તેઓ એમ કહી દેતા હશે કે જૈનો જગત્‌ના કર્તા–એવા ઇશ્વર ને માનતા નથી એ કથન તેમણુ તદ્દન વિચાર વિનાનું, લોક રૂઢી પ્રમાણે બોલવા પુરતું જ હોય છે. જો કદાચ આ દુનિયાનો કોઇ કર્તા હોય તો તે એકજ હોય, પણ બધા જુદા જુદા ઇશ્વરો ન

હોય, અગર જો બધા જુદા જુદા ઇશ્વરો આ દુનિયાના માલક બની જગત્‌ની રચના કરવાનો દાવો ધરાવતા હોય તો, તેમાનો કયો ઇશ્વર સાચો તારવી કાઢવો ?

બીજી વાત એ છે કે–ખ્રિસ્તીના ઇશ્વરે કહ્યુ કે–ફલાની વસ્તુ બનજાવો, બની ગઇ.

વેદોમાં–બ્રહ્માએ એકદમ જગત્‌ બનાવી દીધું–તે એવી રીતે કે જેમ સૂર્યની કિરણો નીકલી પડે તેમ કોઇને કાંઇ ખબરજ ન પડી. આ વાતો શું એક બાલકના ખ્યાલ જેવી નથી ? કુંભાર માટી આદિની સામગ્રી મેળવ્યા પછી થી જ ઘડો બનાવે છે તે પણ પોતાના સ્વાર્થના માટેજ. આ બધું જગત્‌ બનાવવાના મશાલા ઇશ્વરે કયાંથી મેળવ્યા ? અને તેણે પોતાના કયા સ્વાર્થના માટે બનાવ્યું ? આ બધું શું વિચારવા જેવું નથી ? માટે આ બધું જગત્‌ કોઇએ બનાવેલુંજ નથી પણ પ્રવાહથી અનાદિના કાળથી ચાલતુંજ આવેલું છે, એમ જે સર્વજ્ઞો એ બતાવેલું છે તેજ સિદ્ધ રૂપનું છે. વિચાર કરશે તે અવશ્ય સારી રીતે સમજી શકશે.

( ૩ ) જે સત્ય જ્ઞાન છે તેજ ખરા વેદો છે. તેવા સત્ય જ્ઞાનના પુરે-પુરા હિમાયતી એવા જૈનો જગજાહેર થએલા છે, છતાં કહેવું કે જૈનો વેદોને માન આપતા નથી, તેથી તે નાસ્તિક છે. આ કથન તેમણું કેટલું સભ્યતાવાળું, અને કેટલી વિવેકતાવાળું છે ? પોતે પુરાણોમાં ના અનેક ગપ્પ ગોલાઓમાં આંખ મીંચામણાં કરી લોકોના આગળ જેમ તેમ ગોઠવી ઠેલ્યા કરવા અને પોતાનામાં આસ્તિકતા બતાવવાનો ડોલ કરવો, આવા પુરૂષોમાં સત્ય પ્રિયતા કેટલી આંકવી ?

( ૪ ) જૈનોના તીર્થંકરો સ્વપરનું કલ્યાણ કરવાના માટે પોતાની રાજ્ય ઋદ્ધિનો ત્યાગ કરી પરમ યોગીઓ થયા છે, પછી સર્વજ્ઞ પણું મેળવીને જગત્‌ના જીવોને સત્ય તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરતા રહ્યા, તેમને નાગા દેવ તરીકે ઓલખાવનારા, પોતાના દેવોને સ્ત્રીઓમાં આશક્ત રૂપે સ્થાપન કરી, નીતિથી વિરૂદ્ધ, લોક વિરૂદ્ધ, અજાણ લોકો પાસે પૂજન કરાવનારા, કેટલા બધા સત્ય પ્રિય હશે ? થોડો પણ વિચાર કરી બોલનારા છે ?

વળી જૈનોના સાધુઓ તદ્દન નિસ્પૃહતાને ધારણ કરનારા અને સર્વ-જ્ઞોના બતાવેલા સત્ય માર્ગે ચાલનારા અને તેમના જ સત્ય તત્ત્વોનો ઉપદેશ

કરનારા, તેવા સંતોને ગંદા તરીકે ઓલખાવનારા, અને જેઓ બધી વાતોથી લોભ લાલચમા ફસેલા, તેવા પોતાના માનેલા ગુરૂઓને સ્વછ તરીકે મનાવવાનો પ્રયત્ન કરી રહેલાઓ, કેટલા ઉચ્ચા દરજાનો વિચાર કરવાવાળા માનવા ? તેનું માપ તો કોઇ સત્ય પ્રિય હોય તેજ આંકી શકે ? બાકી દૃષ્ટિ રાગનાં કે પક્ષપાતનાં ચસ્માં ચઢાવી બેઠેલા હોય તેમનાથી કિમત કેવી રીતે આંકી શકાય ?

( ૫ ) જે **ગૌતમ** ઋષિને ઇર્ષ્યા દ્વેષથી બ્રાહ્મણોએ પોતાની જાતિમાંથી બહાર કાઢી મૂકયા તે ગૌતમે જૈનધર્મ ચલાવ્યો નથી. પરંતુ ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર ભગવાંનને જ્યારે કેવલજ્ઞાન થયું ત્યારે, ગૌતમ ગોત્રીય ના **ઇન્દ્રભૂતિ** આદિ મોટા અગીયાર વિદ્વાન બ્રાહ્મણો, પોતાના ચુમાંલીસો (૪૪૦૦) શિષ્યોના પરિવાર સાથે, શ્રીમહાવીર તીર્થંકરની પાસે આવી, પોતાની શંકાઓ દૂર કરી બધાએ તેમના શિષ્યો થઇને રહ્યા હતા, પરંતુ તેઓ સ્વતંત્ર પણાથી રહેલા નથી. છતાં કહેવું કે અમારામાંથી કાઢી મૂકેલા ગૌતમે તમારો જૈન ધર્મ ચલાવ્યોઃ એવા પ્રકારની વાતો કરનારા કે પોતાનાં ગ્રંથોમાં લેખો લખીને બતાવનારા, બ્રહ્મજ્ઞાનીઓને કેટલા દરજાનો સત્યવાંદીઓ માનવા ? આવી રીતના સેંકડો લેખો લખીને ઉંધું છત્તું કરીને ગયા છે, તે અમારા આ ગ્રંથથી આપ સજ્જનો જોઇ શકશો અને વિચારી પણ શકશો.

( ૬ ) તમારા જૈનોને શિક્ષા કરવાને માંટે—વિષ્ણુ ભગવાને માયાવી પુરૂષ પેદા કરીને મોકલ્યો અને તમારા જૈનોને વેદ ધર્મથી ભ્રષ્ટ કર્યા. આ વાતમાં કેટલી બધી સત્યતા ? અને કેટલી બધી વિચિત્રતા ? વિષ્ણુ ભગવાનનું જૈનોએ એવું શું બગાડ્યું હતું કે જેથી આટલો બધો જૂઠો પ્રપંચ કરવો પડયો ? ગીતામાં વિષ્ણુ ભગવાન પોતેજ કહી ગયા છે કે—સજ્જનો નો ઉદ્ધાર કરવા અને દુષ્ટોનો નાશ કરવા હું યુગ યુગમાં અવતાર લેતો રહુ છું.

અહીં દુષ્ટો નો વિચાર કરી જોતાં—જે જીવોના ઘાતક હોય, જૂઠ બોલનારા કે જૂઠ લખનારા અને અધર્મના પોષક હોય તેવાઓના માટે યુગ યુગમાં, અવતાર લેવાનું કહી ગયા હોય તો તે કદાચ વિચારી શકાય, આપણા આર્યો પર અનાર્યોના અનેક હુમલા થએલાં છે, તેવાં સમયમાં વિષ્ણુ ભગવાને કાંઇ ‘ ચું ’ કે ‘ ચા ’ કરેલું હોય તેમ તો જાણવામાં આવ્યું નથી. તો પછી સર્વ પ્રકારથી શુદ્ધ એવા જૈનોના માટે માયાવી પુરૂષને ધકકેલી મૂકયો, એવું લખનારા કેટલા બધા પ્રપંચના કરનારા સમજવાં ?

( ૭ ) જૈનો શ્રાદ્ધ નથી કરતા, તેથી શું તેમને બાપ દાદાઓના રી માની લેવા ? અને બ્રાહ્મણો બધી દુનિયાનું હિત કરવાવાળા માની લેવા ?

આવા આવા પ્રકારની બધી વાતો કે જે પેટના દુઃખે માથું કુટવા જેવી, અને અભણ માનસોને અફાલી મારવા જેવી છે, તેવી વાતો કરવાથી શો ફાયદો ? હાં સાધુઓને અને બ્રાહ્મણોને જોઇતી વસ્તુ માગવાનો અને ગૃહસ્થોને આપવાનો ધર્મ છે પરંતુ સ્વાર્થના માટે ઉંધું ઇન્તું લખતાં કે બોલતા તેનું સારૂં પરિણામ ખોલવા જતાં વિપરીત જ આવે તેથી ન તો સાધી શકાય સ્વાર્થ અને ન તો શાધી શકાય ધર્મ છતાં આ દુનિયાની કોઇ એવી વિચિત્ર ગતિ છે કે આડે રસ્તે ચાલવામાં જ પોતાનું હિત માની બેઠી છે. એવી અજ્ઞાન દશાનો ઉપાય જ શો ?

ઉપર બતાવેલા ક્રમથી અમે સાતે પ્રશ્નોનું યત્કિંચિત્ સમાધાન તો કરીને આપ્યું, પણ તે આવેલા શ્રાવકોના મનનું ખરૂં સમાધાન ન થતાં બોલી ઉઠયા કે–શાહેબ ! વળી બીજી વાતો સાંભળીએ એટલે અમોતો તેવાને તેવા, એમાં તે અમારૂ શું વળે ? એમ કહીને ચાલતા થયા. વળી બીજા બેઠેલા હતા તે પણ ચાલતા થયા, પરંતુ ભરૂચના શાહ. **મગનલાલ મેલાપચંદ** કે જે સારા અભ્યાસી હતા, તે કાંઇક વિચારીને બોલ્યાકે શાહેબ ! આ ગામડાઓના શ્રાવકોની ફરીયાદ ખરી છે. કારણ કે–આ બધા દશાશ્રીમાલીઓ છે. અને મૂલથી તેઓ જૈનમૂર્ત્તિપૂજક હોવા છતાં આજે કેટલાક ઢુંઢીયામાં, કેટલાક સ્વામીનારાયણમાં, કેટલાક વૈષ્ણવાદિક સંપ્રદાયોમાં સપડાએલા છે. કહેવત પણ છે કે " દશામાં દશ ધર્મ " છતાં–એ બધાઓમાં ભાણા વ્યવહાર, કન્યા વ્યવહાર, એક સરખો ચાલું રહેલો છે તેથી અવસરે ભેગા થતાં તેમને પુછેલી વાતો તેમનામાં ચર્ચાતી હોવી જોઇએ. કારણ બીજા બીજા ધર્મના ગુરૂઓ તો ગામડાઓમાં પ્રાયે પડયાને પાથર્યા રહેતાજ હોય, માત્ર જૈનસાધુઓ તેમને મળવા દુર્લભ થઇ પડે, તેથી આ ગામડાઓના શ્રાવકોની ફરીયાદ હું ઘણા વખતથી સાંભળું છું, પણ આવી વાતો લક્ષમાં કોણ લે ? પછી અમે ઉત્તર આપ્યો કે એનો ઉપાય વાચન અને મનન એ શિવાય બીજો શો હોઇ શકે ? ભરૂચી–શાહેબ ! આપે કહ્યુ તેતો ખરૂં છે પણ આતો ગામડાઓના અભણ માનવીઓને સમજવાની બુદ્ધિ હોત તો તેઓ આવી ફરીયાદજ શું કરવાને કરતા ? માટે આ લોકો કાંઇક સમજે તેવું શુદ્ધું અને સરલ થવું જોઇએ.

પેલા શ્રાવકોએ પુછેલા પ્રશ્નોના જેવા અનેક પ્રશ્નોથી અનેક વાર અમારા કાન પણ ગુનેગાર થએલાજ હતા, તેમજ ભરૂચના શ્રાવકની પણ રોજને રોજ પ્રેરણા થવા લાગી એટલે અમે નવીન નવીન વૈદિક મતના ગ્રંથોનો પણ કાંઇક અભ્યાસ કરવાનું શરૂ કરી દીધું. કહેવત છે કે—" અતિમંથનથી કાંઇ ને કાંઇ તો મળેજ " બધા દેવોએ મલીને સમુદ્રનું મંથન કર્યું તો શું તેમને અમૂલ્ય એવાં ચઉદ (૧૪) રત્નો મેળવ્યા ન હતાં ? મેળવ્યાંજ હતાં અને એ વાત પુરાણોથી પ્રસિદ્ધ પણ થઇ ગઇ છે. તે પ્રમાણે ગ્રંથ સમુદ્રનું મંથન કરતાં અમારા હાથમાં યત્કિંચિત્ જે કાંઇ આવ્યું તેમાનું કાંઇક ઉપર બતાવેલા પ્રશ્નોત્તરમાં ગર્ભિત પણે રહેલું જૈન-વૈદિક માન્યતા પ્રમાણે સૃષ્ટિનું સ્વરૂપ, તેમજ બન્નેના દેવોનું સ્વરૂપ, તેમના ગુરૂઓનું સ્વરૂપ, તથા તેમના ધર્મનું સ્વરૂપ જૈન-વૈદિકની તુલના રૂપે લખીને બતાવાનો પ્રયત્ન કરેલો છે. ભાષા પ્રાયે સરલ ગામડીઆઓ પણ સમજી શકે તેવી વાપરેલી છે.

॥ ઇતિ ગ્રંથની ઉત્પત્તિમાં નિમિત્ત ભૂત ગામડાઓના શ્રાવકોનો ને બ્રાહ્મણોનો વિચાર. ॥

---

## જે ખરા પરમાત્માને ઓલખશે તેજ સત્ય તત્ત્વને મેળવશે ?

આ મારો ગ્રંથ હાથમાં લેતાની સાથે કેટલાક તત્ત્વાઽતત્ત્વના વિચાર વિનાના અથવા પોતાના મતના દૃષ્ટિ રાગથી રંગિત હશે તેઓ જરૂર કહેશે કે—આ લેખકે કાળી બાજુ ચીત્રીને શી ચતુરાઇ કરી ? એમ કહી અવજ્ઞા કરવા વાળાની ભૂલ થશે. કારણ કે અમે જેનો વિચાર કરીને બતાવ્યો છે, તે કોઇ પ્રાકૃત માણસોનો કરીને બતાવ્યો નથી, પણ પરમાત્માઓ નો—પરમેશ્વરોનો, તેમજ સર્વજ્ઞ પણું મેળવી, જીવ અજીવાદિક તત્ત્વા તત્ત્વના સ્વરૂપના બતાવનારા જગત્ જંતુઓના ઉદ્ધારકોનો, વિચાર કરીને બતાવ્યો છે. તો પછી તેવા પરમાત્માઓમાં કાલી બાજુનો અવકાશજ કયાંથી હોય ? અગર જો કોઇ પરમાત્મા પણાનો સ્વીકાર કરીને તેઓમાં કાલી બાજુ માનતો હોય તો તે પિત્તલને સોનું માનવાવાળો, અંધકારને પ્રકાશ માનવાવાળો, અને ધંતૂરાનું પાન કરી સર્વત્ર પીલું પીલું જોવાવાળો છે એમ કેમ નહી સમજવું ? જુવો કે—

( ૧ ) જે કામદેવને વશ થએલા હોય તેવાઓને, પરમાત્મા તરીકે અંગીકાર કરવા તે શું યોગ્ય છે ખરા ?

( ૨ ) અથવા ક્રોધથી ધમધમાય રહેતા હોય તેવાઓને-પરમાત્મા તરીકે અંગીકાર કરવા તે શું યોગ્ય ગણાશે ખરૂં ?

( ૩ ) અથવા જે લોભ સાગરમાં ડુબેલા હોય તેવાઓને, પરમાત્મા ઠરાવવાનો પ્રયત્ન કરી શકાશે ?

( ૪ ) અથવા જે અજ્ઞાન પણાથી જગો જગો પર ગોથાં ખાઇ રહ્યા હોય તેવાઓને, આપણે પરમાત્મા તરીકે કયા ગુણથી સ્વીકારી લઇશું ?

( ૫ ) અથવા અજ્ઞાન પણાથી ડુબેલી આ દુનિયાને પોતાની પ્રપંચી માયાથી ફસાવવા વાળાને, આપણાથી પરમાત્મા તરીકે કેવી રીતે અંગીકાર કરી શકશે ?

હે સજ્જનો ! ઉપર બતાવેલા અવગુણોથી ભરેલાઓને જ્યારે, તમો પરમાત્મા તરીકે માનવાને માગતા ન હોય છતાં તેવા અવગુણ રૂપના પરમાત્મા કોઇએ લાખીને બતાવ્યા હોય તો શું તેના સંબંધે આપણે વિચાર નહી કરવો ? તમો કહેશો કે વિચાર કરવો. જો તમો વિચાર કરવાનું કહેતા હોય ત્યારે તો પરમાત્માના સત્ય સ્વરૂપનો વિચાર કરીને બતાવનારને કાલી બાજુનો ચિતરવાવાળો કહી, તેની અવજ્ઞા કરવામાં આપણી ચતુરાઇ શી ? માટે સત્યા સત્યનો વિચાર કરવો તેમાંજ આપણો પુરૂષાર્થ છે અને તેમાંજ આપણું કલ્યાણ સમાયલું છે. નહી કે સ્વાર્થી લોકોના ધક્કે ચઢવામાં. સ્વાર્થી લોકોએ કરેલા ગોટાલાની ખબર પુર્વ કાલમાં પડતી ન હતી પણ આજ કાલ છાપાઓના સાધનથી, તેમજ લાયબ્રેરીઓના સાધનથી, પોતાનો નિર્ણય પોતાની મેલેજ કરી શકાય છે. અને તેટલાજ માટે આ અમારો પ્રયત્ન છે. નહી કે કોઇને ઉતારી પાડવાનો. ઇતિ અલંવિસ્તરેણ ॥

॥ ઇતિ પરમેશ્વર તરીકેના પરમાત્મામાં કાલી બાજુનો વિચાર જ ન કલ્પી શકાય તેનો વિચાર કરી ને બતાવ્યો. ॥

---

## અનાદિની આ સૃષ્ટિનો કર્તા કયો સાચો ?

આ સૃષ્ટિ ઉર્ધ્વ, અધો અને મધ્ય રૂપની પ્રત્યક્ષમાં દેખાતી છે, અને તે અનંતા અનંત, નના મોટા જીવોથી વ્યાપીને રહેલી છે. અને તે જીવો પોતાનાં કરેલાં કર્મના વશમાં પડેલા ચોરાશી (૮૪) લાખ જીવોની યોનિયોમાં

કોઈ અદ્વૈત મતવાદી કહેતો હોય કે આતો બધું જગત્ ઈશ્વરેજ બનાવ્યું છે. અથવા ઈશ્વરની માયાથીજ બનેલું છે તો તે કેવળ કલ્પિતજ છે, કારણ કે તે ઈશ્વરે જે પ્રથમ જીવો બનાવ્યા તે કયી વસ્તુના? અને તે જીવો કર્મ રહિત શુદ્ધ સ્વરૂપના બનાવ્યા કે અશુદ્ધ સ્વરૂપના? જો શુદ્ધ સ્વરૂપના બનાવ્યા માનીએ તો તે જીવોની પાછલ આ બધો કર્મનો પ્રપંચ કયાંથી લાગુ પડયો? અને તે કોણે લગાડયો? અને તે કર્મનો પ્રપંચ લાગુ પડયા પછી આ ચોરાસી લાખ જીવોની યોનિમાં ભટક્તા કોણે કર્યા?

જો કદાચ કહેવામાં આવે–કે ઈશ્વરે જે પ્રથમ જીવોને બનાવ્યા તે માયા સહિતજ બનાવ્યા અને જે માયા છે તેજ કર્મ છે, જે ઈશ્વરે અમારી સાથે માયા મૂકીને અમોને ચોરાસી લાખ જીવોની યોનિમાં ભટક્તા કર્યા, તે અમારો ઈશ્વરજ નથી પણ તેણે અમારી સાથે દુશ્મનનીજ ગરજ સારી છે. માટે તેવા ઈશ્વરને તો હજારો લાખો બલકન કરોડો યોજનના દૂરથી જ નમસ્કાર કરવો તેમાંજ અમારૂં [illegible]ય છે પણ તે ઈશ્વરથી અમારૂ કાંઈ પણ શ્રેય થવાનુંજ નથી એમ ચોક્કસ માની લેવાનું છે.

જે પ્રજાપતિને વૈદિકોએ બ્રહ્મા રૂપે કલ્પ્યા છે. તેની ખબર નતો પડી છે મોટા મોટા પ્રાચીન ઋષિઓને, તેમજ નતો પડેલી છે વિષ્ણુના સાતમાવતાર રૂપ રામચંદ્રને, તે પ્રજાપતિના નામથી આ સૃષ્ટિની ઉત્પત્તિ લખાઈ, વેદોથી તે ઉપનિષદના ગ્રંથો સુધી. આગળ જાતાં પુરાણોમાં સૃષ્ટિને ઉત્પન્ન કરવાવાળા લખાયા બ્રહ્માદિક અનેક દેવો, તેના સંબંધે લખાયા હજારો શ્લોકો, પછી તે ગ્રંથો મોટા મોટા દેખાય તેમાં શી નવાઈ? મારા આગળ આગળના લેખોથી આપ સજ્જનો પણ સારી રીતે વિચારી શકશો.

## સર્વજ્ઞોના ઇતિહાસના વિકાર રૂપનાંજ પુરાણો.

વેદોના વિષયોને આપ ગમે તેટલા પ્રાચીન કલ્પો પણ તે યજ્ઞ યાગાદિકના વિધાનથી દૂષિત થએલા આજ કાલના પંડિતોને તો બાલખ્યાલ જેવાજ જણાયા છે.

જૈનોના સર્વજ્ઞ પાર્શ્વનાથ ઈ. સ. પૂર્વે એક હજારની લગભગમાં થયા છે. તે સર્વજ્ઞોના તત્ત્વ વિચારો નવીન રૂપના તાજા બહાર પડતાની સાથે વૈદિકોમાં મોટી ગડમથલ થવા લાગી. પ્રથમ મોટા જોશમાં આવી યજ્ઞ યાગાદિકની પુષ્ટિના માટે બ્રાહ્મણ ગ્રંથો લખવા માંડયા, પણ સર્વજ્ઞોના સત્ય તત્ત્વો

જેમ જેમ વધારે ફેલાતા ગયા તેમ તેમ તે બ્રાહ્મણ ગ્રંથોની કિંમત પણ નહી જેવીજ થઈ પડી. પરંતુ તે વખતના કેટલાક ચતુર પંડિતોએ સર્વજ્ઞતત્ત્વોના આશયને પકડીને અને યજ્ઞ યાગાદિકના વિધાનોને અનાદરની દૃષ્ટિથી જોઇને ઉપનિષદોના ગ્રંથોની સરૂઆત કરી દીધી તેથી તે ગ્રંથો કાંઇક લોકોમાં શોભા રૂપના ગણાવવા લાગ્યા. પણ ભિન્ન ભિન્ન લેખકોના કારણે તેઓ આપસ આપસના વિરોધને ટાળી શકયા નહીં.

આગળ જતાં સર્વજ્ઞોથી પ્રગટ થતા ચાલેલા—પ્રાચીનમાં પ્રાચીન ઈતિહાસના પણ વૈદિકના પંડિતોએ તેવાજ હાલ બેહાલ કરીને મુકેલા છે. પરંતુ આ પ્રકાશના સમયમાં આજ કાલના કેટલાક ચતુર પંડિતો પોતાના વૈદિકમતમાં અનેક પ્રકારની ન્યૂનતાઓ જોતાહુવા અને પોતાના મતની પ્રાચીનતા બતાવતા હુવા એટલું તો જરૂર લખતા ગયાકે જૈન—બૌદ્ધના પંડિતોએ સુધારો વધારો કર્યો. પરંતુ કેટલાક સત્ય પ્રિય પંડિતો તો જૈન—બૌદ્ધ તત્ત્વના લાંબા અભ્યાસથી ત્રણે મતના તત્ત્વની ખરી સ્થિતિ સમજીને, જ્યાં સુધી જેઓ પહોચ્યા ત્યાં સુધીના તેઓ પોતાના સત્ય ઉદ્ગારો કહાડતા ગયા છે. તે મહા પુરૂષોની સહાયતાથીજ મેં આ લેખ લખવાનો ઉદ્યમ કરેલો છે, તેથી તેની ટુંકમાં નોંધ કરીને બતાવી છે અને ફરી પણ બે વાતો લખીને બતાવું છું.

(૧) સર્વજ્ઞોએ આ સૃષ્ટિને અનાદિ અનંત સ્વરૂપની પ્રવાહથી ચાલતી આવેલી બતાવી છે, અને છે પણ તેવાજ સ્વરૂપની, છતાં વૈદિકના પંડિતોએ સર્વજ્ઞોના વિરૂદ્ધમાં આવીને બ્રાહ્મણ ગ્રંથોથી તે ઠેઠ પુરાણો સુધીમાં સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધે એક બીજાથી વિરૂદ્ધ સ્વરૂપનો બ્રહ્માદિક અનેક દેવો કલ્પી ને બતાવ્યા. અને તે કલ્પનાં વેદ મૂલક ઠેરાવવા પાછલથી પ્રજાપતિ બ્રહ્માના નામની નવીન, અનેક શ્રુતિઓની રચના કરીને ઋગ્વેદથી તે ચોથા અથર્વવેદ સુધીમાં દાખલ કરીને બતાવેલી છે. જો કદાચ આ સૃષ્ટિ ઉત્પત્તિ સંબંધના બધા કલ્પિત લેખોનો સંગ્રહ કરવામાં આવે તો અઢાર પુરાણના ઠેકાણે એક નવું મોટું ઓગણીશમું પુરાણ રૂપેજ થઇ જાય, એટલા બધા કલ્પિત લેખો લખાયા હશે? કલ્પિત લેખો લખવાવાળાને ખાડી કોતર નડે તેવું કયાં હોય છે? જૈનમાન્યતા પ્રમાણે અનાદિની સૃષ્ટિનું સ્વરૂપ તત્ત્વત્રયી. પૃ. ૪ થી ૧૧, વૈદિકના અનેક દેવોથી ઉત્પન્ન થએલી આ સૃષ્ટિનું સ્વરૂપ પૃ. ૧૩ થી ૬૩ સુધી.

હેલ્મુત શાહેબની કેટલીક શંકાઓનું સમાધામ.

હેલ્મુત શાહેબનું (જૈનિઝમ) જૈનધર્મનું પુસ્તક ગુજરાતી ભાષામાં બહાર પડેલું છે. તેમાંની કેટલીક તેમની મોટી મોટી શંકાઓનું સમાધાન આપી તેમને વિચારવાની ભલામણ કરૂ છું.

(૧) પૃ. ૧૪૧ માં તેમણે જણાવ્યું છે કે—"જૈનધર્મનાં સિદ્ધાંતો સર્વ કાલે એકનાં એકજ રહ્યાં છે."

આ વિચારો તેમના ઘણા ઉંડાણમાંથી નીકળેલા હોય તેમ જણાય છે. પરંતુ—પૃ. ૨૨૯માં તેમણે જણાવ્યું છે કે—"ભારત વર્ષના બીજા ધર્મોની પેઠે જૈનધર્મ પણ માને છે કે જીવની ૮૪ લાખ યોનિઓ છે."

આ વિષયમાં તેઓ ખરો નિર્ણય કરી શકયા નથી તેથી જણાવવાનું કે—બીજામતવાળાઓએ—જૈનોના સિદ્ધાતમાંથી લઇને જૈનોના અનુકરણ રૂપે ૮૪ લાખ જીવોની યોનિઓ કલ્પિત રૂપે ઉભી કરેલી છે. કારણ કે તેઓમા સંપૂર્ણ જીવોનો વિષયજ આવી શકેલો નથી અને તેઓમાં એક બીજાથી વિરૂદ્ધ કલ્પનાઓ થએલી છે. સાથે એ પણ નિશ્ચય છે કે સર્વજ્ઞો વિના એ વાત બીજા બતાવી શકેજ નહીં. (આના માટે જુવો આ ગ્રંથનું પૃ ૪૫૯ થી ૪૬૧)

(૨) પૃ. ૧૪૩ માં તેમણે લખ્યું છે કે—"જૈનધર્મના આ નિશ્ચલ ભાવને કારણે તેનામા બીજો એક ગુણ આવ્યો છે કે, બધા સિદ્ધાંતોમાં તમે એની એવી છબી આંકી શકશો કે જે છબી સર્વ રીતે પ્રાચીન તેમજ અર્વાચીન જૈનધર્મને મળતી આવે"

(૩) પૃ. ૧૪૬ માં—"જૈન તત્ત્વ જ્ઞાનના આ મતને કારણે એતો માનવું જ પડે કે સર્વજ્ઞ પુરૂષો થઇ ગયા છે."

(૪) પૃ. ૪૫૩ માં—હિંદુ, બૌદ્ધ અને જૈન એ ત્રણે ધર્મ એકજ મૂલમાંથી નીકલ્યા છે, સૈકાઓ સુધી સાથેજ ખીલ્યા છે, અને એમણે એક બેક ઉપર તીવ્ર છાપ પાડી છે"

આ બધા ઉપરના ફકરાઓથી વિચારવાનું કે—જે મતમાં આજ સુધી ચારો બાજુથી એક સરખી મળતી વાતો લખાતી આવેલી હોય, તેજ ધર્મ સર્વજ્ઞોના મૂલ રૂપનો કાયમ રહેલો છે. એમ માનવામાં કોઇ જાતની હરકત આવે તેમ જણાતું નથી.

પરંતુ દુનિયામાં હમેશા અજ્ઞાનપ્રજાનું પ્રાબલ્ય વધારે જ હોય છે. ઇતર ધર્મના પ્રવર્તકોમાં સર્વજ્ઞોનો ઇન્કાર થએલો છે. બાકી અક્ષરોના પંડિતો

તો ઢગલાબંધ તે વખતમાં હાજર હતા, અને તેજ પ્રમાણે હમેશાં ઢગલાબંધ થતાજ આવેલા છે અને આજે પણ તેટલાજ મળી આવશે. તેથી સર્વજ્ઞોના તત્ત્વ કથનમાંથી કે તેમના ઇતિહાસમાંથી લઇને પોતાનામાં ઉંધું છ-તું કરવામાં તેઓ પાછલ પડે તેવા ન હતા, માટે વિચારવાનું કે–પ્રત્યક્ષની બાબતોમાં કુદતરના નિયમોથી પણ વિરૂદ્ધ, જેમનામાં લખાયું હોય તેમણે બીજામાંથી લઇને પોતાનામાં ફેર ફાર કરેલો છે. તેટલો સામાન્ય વિચાર કરવાથી સત્યાસત્યનો વિચાર કરવાને શક્તિમાન થઇ શકીશું. બાકી ડાલાં પાંખડાંનો જુદો વિચાર કરતાં સત્ય માર્ગ ને મેળવી શકીશું નહીં. ફલાણામાં આમ છે અને ફલાણામાં તેમ છે અને તે વાત ખરા મુદ્દા સરની છે, અને તે અસર્વજ્ઞોના સિદ્ધાંતમાં લખાઇ, જેમકે-૮૪ લાખ જીવયોનિનો વિચાર હેલ્મુત શાહેબથી થયો છે તે ભૂલ ભરેલો થયો છે. માટે પ્રથમ સર્વજ્ઞોના વચન ઉપર ધ્યાન દીધા પછીથી બીજો વિચાર કરવામાં આવે તો ભૂલ થવા પામે નહી. કારણ કે ઘણા લાંબા સમયના વાતોમાં બીજો કોઇ ઉપાય જડી શકે તેવો જણાતો નથી.

આપણે જે વિચાર કરવાનો છે તે–જૈન–બૌદ્ધ સમયના ઉપનિષદાદિક ગ્રંથોથી છે. કારણ કે–યજ્ઞ યાગાદિકના વિધાનવાળા હિંસા પ્રધાન વેદોના ગ્રંથો અસર્વજ્ઞોથી પ્રવર્તેલા હતા, અને તેની પુષ્ટિના માટે લખાયલા બ્રાહ્મણ ગ્રંથો પણ તેવાજ સ્વરૂપના હતા, પણ તે ગ્રંથો આપણું ઉચું મત પ્રેરે તેવા ન હતા. તે પહેલાના સમયમાં ન તો કોઇ અધ્યાત્મિક વિષયના ગ્રંથો, તેમજ ન તો ઇતિહાસ વિષયના ગ્રંથો, વૈદિકોમાંના આપણા જોવામાં આવેલા છે, તેમજ ન તો સાંભળવામાં પણ આવેલા છે. તો પછી અસર્વજ્ઞોથી લખાયલા પાછળના ગ્રંથોથી સર્વજ્ઞોએ લીધું એવો વિચાર કરવામાં આવે તે શું ભ્રમમૂલક ન ગણાય ? વિચારી શું તો ભ્રમ મૂલકજ ગણાશે.

જુવો હેલ્મુત શાહેબના જ લેખો–જૈનધર્મ ગ્રંથના પૃ. ૧૫ માં–તેમણે જ લખ્યું છે કે–" પ્રાચીન ઉપનિષદોના ઋષિઓએ–આત્મતત્ત્વ અને અનાત્મ વચ્ચે ભેદ પાડયો નથી, અને આત્મ તત્ત્વ સંબંધે તેમણે બહુ વિચાર કર્યો નથી." પૃ. ૧૬ માં–" સૌથી પ્રાચીન ( બૃહદારણ્યક, છાંદોગ્ય, તૈત્તિરીય, કૌષીતકી ) ઉપનિષદોમાં વર્ણવેલું આત્મ તત્ત્વનું સ્વરૂપ, એક નવીન ભાવનાને કારણે પછીના કાળના ( કાઠકઆદિ ) ઉપનિષદોમાં બદલાય છે. એ ભાવના તે આત્મતત્ત્વના વ્યક્તિત્વની ભાવના. આત્મતત્ત્વ અને અનાત્મતત્ત્વ હવે સ્પષ્ટ રીતે ભિન્ન થયાં. " પૃ. ૧૮ માં–" પ્રાચીન ઉપનિષદોમાં–આત્મા દેખાતો નથી. "

" જૈન સંપ્રદાય પોતાના તત્ત્વ દર્શનમાં–જીવ અને પુદ્ગલ વચ્ચે ભેદ માને છે, અને જીવને શાશ્વત સ્વતંત્ર માને છે. તેથી આત્માના નવીન સિદ્ધાંતની સ્થાપના સમયમાં એની પ્રથમ ઉત્પત્તિ હોવી જોઇએ. પ્રાચીન અને નવીન ઉપનિષદોમાં આત્મતત્ત્વ વિષેના ભેદ સંબંધના જે મત હતા તે ક્રાઇસ્ટ પૂર્વેની સહસ્રાબ્દિની શરૂઆતના સૈકામાં સ્થિર થવા લાગ્યા, એટલે જૈન દર્શનની ઉત્પત્તિ પણ તેવામાંજ થઇ મનાય. "

આ જગોપર હેલ્મુત શાહેબને હું જણાવું છું કે-સર્વજ્ઞોથી પ્રગટ થતા આત્મતત્ત્વના વિચારો જેવી રીતે ધીરે ધીરે ઉલટ પાલટ પણાથી ઉપનિષદ્કારો લેતા ગયા, અને પોતાના ગ્રંથોમાં ગોઠવતા ગયા, તેવીજ રીતે સર્વજ્ઞોથી પ્રગટ થતા ૬૩ શલાકા પુરૂષોમાંની વાતો, જે ટુંક રૂપથી લખાતી ચાલી હતી તેમાંથી વૈદિકના પંડિતો ધીરે ધીરે લેતા ગયા, અને તેમાં ઉંધી છત્તી કલ્પનાઓ કરીને પોતના ગ્રંથોમાં લાંબી લહરકે કરીનેજ ગોઠવતા ગયા છે તેથીજ તે ગ્રંથો મોટા મોટા દેખાવવા લાગ્યા છે. પરંતુ તે યથાર્થ સ્વરૂપથી લખાયલા નથી. બાકી અસર્વજ્ઞોનોના લેખોમાંથી લઇને, સર્વજ્ઞોએ પોતાના મતના અનુકુલ રૂપે સુધારીને ઇતિહાસ લખ્યો, એવો જે આપણને ભ્રમ થયો છે, તે આ મારો ગ્રંથ દેખતાની સાથેજ ફેરવવો પડશે, અને ત્યારબાદજ આપનો ગ્રંથ ( જૈનિઝમ ) સર્વ માન્ય થશે, એ ખાસ ધ્યાનમાં લેવાનું છે.

જૈન ઇતિહાસના વિષયમાં આપણને ભ્રમ થવાનું જે કારણ છે તેમાં મારૂ અનુમાન એ છે કે–બિહાર પ્રાંતમાં શંકર સ્વામીએ બૌદ્ધોની સાથે જે અત્યાચાર કર્યો હતો તે વખતે ત્યાંના જૈનોપર પણ અત્યાચાર કરેલો છે અને તેમના જૂનાં જૂનાં પુસ્તકો લઇને તેના પરથી પુરાણો ઉભાં કરીને તે જુના પુંસ્તકોનો પણ નાશ કરાવેલો છે. પરંતુ ગુજરાત આદિ પ્રદેશોમાં જે સર્વજ્ઞોથી પ્રગટ થએલો ઈતિહાસ છુટક છુટક રહેલો હશે તેનો સંગ્રહ કરી હેમચંદ્રસૂરિએ ફરીથી લખ્યો, તેથી તેને નવીન રૂપનો માનીને આપે તેવું અનુમાન કર્યુંહસે, પણ તે ભ્રમ મૂલકજ છે. કારણ કે આજે બે હજાર વર્ષથી જુદા પડેલા શ્વેતાંબર–દિંગબરમાં તે સર્વજ્ઞોથી પ્રગટ થએલો પ્રાચીન ઇતિહાસ એક સરખોજ લખાયલો, તેથી તે આધુનિક પુરાણોમાંથી લઇને સુધારીને જૈનોએ પોતાની અનુકુલતા પ્રમાણે લખ્યો એવો જે વિચાર છે તે કેવળ ભ્રમ મૂલકજ ગણાશે. મારૂ આ બધું પુસ્તકજ વાચીને આપણને પણ મારા વિચાર સાથે મળતા થવુંજ પડશે.

કેટલાક હેલ્મુત શાહેબના લેખમાંના અને કેટલાક મારા લેખમાંના ફકરા અહીં ટાંકી બતાવીને વિચારકરવાની સુગમતા કરીને આપુ છું.

જુવો કે-હેલ્મુતશાહેબ-અનાદિની સૃષ્ટિના નિયમ રૂપ સર્વજ્ઞોની માન્યતાને-પોતાના ગ્રંથના પૃ. ૨૧૮ થી ૨૨૬ સુધી પુરેપુરી પુષ્ટિ બતાવી રહ્યા છે. તેનો કિંચિત્ સારાંશ.

ભારતના અને બીજા દેશના મતવાદીઓ પોત પોતાના માનેલા ઈશ્વરને જગત્‌ના કર્તા હર્તા બતાવે છે તો તે બધા જુદા જુદા ઈશ્વરોમાંનો જગત્‌નો કર્તા હર્તા કયો ઈશ્વર સાચો ?

બીજી વાત એ છે કે-કર્મ ફલના નિત્ય નિયમને તો તે બધાએ મતના ઈશ્વરવાદીઓએ સ્વીકારેલો છે. અને તેઓ કહે છે કે-ઈશ્વર એ નિયમને ફેરવી શકતો નથી. જ્યારે એ કર્મનો નિયમ નિર્વિઘ્ને પ્રવર્તે છે ત્યારે ઈશ્વરને વચ્ચે લાવવાની જરૂર શી છે ? ઈત્યાદિ.

અહીં ટુક વિચારવાનું કે-આ જગત્ કર્તાની માન્યતામાં અસર્વજ્ઞોના ઈશ્વરો સત્ય રૂપના ન ઠરે તો બીજી પણ અનેક શ્રેષ્ઠ વાતો છે તે સર્વજ્ઞોથી પ્રગટ થઈ ને પછીથીજ બીજામાં પ્રસરેલી છે એવા વિચાર ઉપર પણ આવવુ જ પડશે.

જૈનોમાં ૨૪ તીર્થંકરોનો ઈતિહાસ ઠામ ઠેકાણા સાથે ટુંક ટુંક સ્વરૂપથી લખાયો છે.

વૈદિકોમાં-મોટાં મોટાં પુરાણોમાં ઠામ ઠેકાણા વિનાના મત્સ્ય, કર્મ, વરાહાદિ એકજ વિષ્ણુના ૨૪ અવતારો લખાયા છે. અહીં વૈદિકોનું અનુકરણ જૈનોએ કરેલુ માનવું કે જૈનોનું અનુકરણ વૈદિકોએ કરેલું માનવું ? બન્ને તરફના સ્વરૂપ ટુંક રૂપે લખીને બતાવ્યાં છે. તે સિવાય બીજો પુરાવો આપવાને હું સમર્થ નથી. આનાથી વધારાના પુરાવા કોઈ બતાવશે તો વિચાર કરવાનો અવકાશ લઈશું.

જૈનોના ૬૩ માંના ૨૪ તીર્થંકરો મુખ્ય છે. વૈદિકોએ પણ-મત્સ્ય, કૂર્માદિક ૨૪ જ કલ્પ્યા છે, તેમનું અનુકરણ જૈનોએ કર્યું હોય તેવો સંભવ જણાય છે ખરો ? વિચારવાની ભલામણ કરૂ છું.

આગળ જૈનોમા ૧૨ ચક્રવર્તીઓ છે. વૈદિકોમાં તેમાંના બે ત્રણ નામ જુદાં પાડી શકાય છે બીજાઓની મને ખબર પડી નથી. જુવોકે-**જૈનો**

ઋષભદેવના પુત્ર **ભરત**ને ચક્રવર્તી બતાવે છે. **વૈદિકો** તેજ ભરતને જડભરત કહીને અને ઋષભદેવને પરતોમાં ભટકી રહેલા બતાવે છે. તેના મધ્યમાં મનુષ્ય, પશુ, પખી આદિ નાના મેટા જીવોને, આપણે પ્રત્યક્ષ રૂપે દેખી પણ રહેલા છિએ, અને તે જ્યોતિષ ચક્ર આપણાં મનુષ્યોના પુણ્ય પાપને જનાવનારા પણ છે. માત્ર અધો ભાગમાં રહેલો નરકાદિકનાં સ્થાન આપણી દષ્ટિ ગોચર થતાં નથી, પરંતુ કોઇ અતીંદ્રિય જ્ઞાનીઓએ (સર્વજ્ઞ પુરૂષોએ) તે સ્થાન પોતાના દિવ્યજ્ઞાનથી જોયાં હશે, એમ બલાત્કારથી પણ માનવું પડે છે કારણ કે સર્વ મતોમાં પ્રાયે નરકાદિકનાં સ્થાન મનાયેલાં છે. જૈન સર્વજ્ઞોના તરફથી અધો ભાગમાં રહેલી વસ્તુઓના સંબંધે ઘણું વિસ્તારથી લખાયલું છે.

બીજી વાત એ પણ વિચારવાની છે—કે અનાદિકાલના પ્રવાહુથી ચાલતી આવેલી આ સર્વ વસ્તુઓમાં સૂક્ષ્મ સૂક્ષ્મ રૂપે પરિવર્તન થતું હોવા છતાં પ્રસિદ્ધમાં તેવીને તેવી પણ કેટલીક વસ્તુઓ મનાતી આવેલી છે.

જુવોકે—ઉર્ધ્વ લોકમાં, તેમજ અધો લોકમાં, તેવી અનાદિ કાલની વસ્તુઓ ત્યાં તેવાને તેવા સ્વરૂપની પણ ઘણી રહેલી છે. **ઉદાહરણ તરીકે** જુવો કે ઉર્ધ્વ લોકમાં—સૂર્ય, ચંદ્ર આદિકના વિમાનો સદાકાળથી ફરી રહેલાં આપણે પ્રત્યક્ષપણે જોઇ રહેલા છિએ, તેથી તે સર્વજ્ઞ પુરૂષોથી શાશ્વત રૂપથી જાહેરમાં મૂકાયલાં છે. અને તે પ્રમાણે માન્યા વગર બીજી ગતિ પણ નથી. તેજ પ્રમાણે અધોભાગમાં નરકાદિનાં સ્થાન પણ શાશ્વત રૂપનાંજ હોવાં જોઇએ જો તે નરકના સ્થાન સદા કાલનાં ન માનીએ તો ૮૪ લાખ યોનિમાં ભટકતા જીવો પોતાનાં કરેલા હુલકામાં હુલકાં કર્મ કયે ઠેકાણે જઇને ભોગવશે ? માટે તે સ્થાનો પણ શાશ્વત રૂપનાં હુશેજ એમ પણ માનવુંજ પડશે.

આપણા મધ્યભાગમાં—આપણી દૃષ્ટિથી અગોચર પ્રાયે બધાએ મતમાં એક સરખો મનાયલો **મેરૂ** પર્વત પણ છે. તે આખી દુનિયાનું મધ્યપણું બતાવનારો સર્વજ્ઞોએ પ્રાયે શાશ્વત રૂપનોજ બતાવેલો છે. તેમાં ફેરફાર થએલો કે થવાનો આજ સુધી કોઇએ પણ લખીને બતાવેલું નથી

તેવી અનેક અનાદિકાલની વસ્તુઓ સિવાય બીજી વસ્તુઓમાં ઉતરતા ચઢતા કાલના પરિવર્તન સાથે મોટા મોટા ફેરફારો થતા આવેલા છે તેવા પ્રકારની કેટલીક વાતો સર્વજ્ઞોથી પ્રગટ થએલી તો અમો પણ બતાવી ગયા છે. વૈદિક પુરાણોમાં તેમાંનીજ કેટલીક વાતો ક્રમ વિનાનીજ લખાયલી છે;

જેમકે–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ મોટાજ દેવો કૃત, ત્રેતા અને દ્વાપર યુગના ક્રમથી લખીને બતાવ્યા છે. તો કોઇ જગોપર વિષ્ણુની નાભિમાંથી બ્રહ્મા, તો કોઇ જગોપર મહાદેવથીજ બ્રહ્મા–વિષ્ણુ આદિ પેદા થએલા બતાવ્યા છે. કોઇ જગોપર ત્રણે દેવો ભેગા થઇ ગએલા તો કોઇ જગોપર વિખુટા પડેલા ઇત્યાદિક સેંકડો વાતો ગપડ સપડ રૂપની લખાયલી છે તેમાંની કેટલીક વાતો તો મારા ગ્રંથથી પણ આપ સજ્જનો વિચારશો તો સારી રીતે જોઇ શકશો. જુવો કે સાતસોથી નવશો સુધીમાં ઉભાં કરેલાં પ્રાયે ઘણાં પુરાણોમાં ઘણી જગોપર લડાઇઓ તો થતી બતાવેલી છે દેવ–દાનવોની, પણ તેમાં સપડાયલા કોઇ વખત બ્રહ્મા નાશ ભાગ ભાગ કરી–વિષ્ણુનું શરણ ખોળતા રહેલા બતાવ્યા છે. અને વિષ્ણુ પોતે તેમનો પક્ષ કરીને તે દાનવોની સાથે હજારો વર્ષના યુદ્ધથી છેવટે નાશ ભાગ કરતાજ બતાવ્યા છે. એવી કથાઓ પણ કેટલીક મારા ગ્રંથથી જોવાને મળશે.

અહી વિચાર થાય છે કે જગત્‌ની આદિ કરવા વાળા, જગત્‌ને વીંટલાઇ જગત્‌થી પણ *દશાંગુલ વધીને રહેવા વાળા, સૃષ્ટિની આદિમાં ચાર ઋષિઓને ઉત્પન્ન કરી તેમના હૃદયમાં ચારો વેદોનો પ્રકાશ કરવા વાળા, અને તે ચારો વેદોથી પ્રસિદ્ધીને પામેલા, એવા જગતના સ્રષ્ટા બ્રહ્મા તે પેલા દૈત્યોથી નાશ ભાગ કરતા કેમ બતાવ્યા છે?

અને યુગ યુગમાં અવતાર ધારણ કરી, ભક્તોને રક્ષણ કરવાનું વચન આપીને ગએલા, એવા વિષ્ણુ ભગવાન પણ તે દૈત્યોથી નાશ ભાગજ કરતા લખીને બતાવ્યા છે.

ત્યારે તે કાલના તે અસુરો જગત્‌ની રચના કરનારા બ્રહ્માથી અને ભક્તોના રક્ષક એવા વિષ્ણુ ભગવાનથી, કેટલા બધા જબરા હશે? અને તે કયા બીજા દેવથી ઘડાયા હશે? આમાં સત્ય શું છે તેનો વિચાર કોઇ સજ્જન કરીને બતાવશે ખરો કે?

સૃષ્ટિની ઉત્પતિ કરવા વાળા ખ્રિસ્તીના ઈશ્વરે–કહી દીધું કે ફલાની વસ્તુની ઉત્પત્તિ થઇ જાવો, એમ કહેતાની સાથે બધી વસ્તુઓ ક્રમવાર ઉત્પન્ન થતી ચાલી. આ વાત વાદીગરના તમાસા જેવી નથી કે?

---

* ચારો વેદોમા એક સૂક્ત એવું છે કે–વિરાટનું સ્વરૂપ ધારણ કર્તા પ્રજાપતિએ બધા બ્રહ્માડને વીંટી લીધું. પછી પોતે બ્રહ્માડથી પણ બહાર દશાગુન વધીને રહ્યા. વિચાર થાય છે કે–બ્રહ્માડની બહાર દશાગુલ જગ્યા કયી રોકી? અને તેની પાછલ વધારાની બાકી કેટલી રહેલી? અને તેનું નામ શુ? તે જાણવાની જરૂર છે.

ઋગ્વેદના—પ્રલયદશાના સૂક્તમા—પ્રજાપતિ—બ્રહ્માએ "આ બધી સૃષ્ટિ એકદમ એવી બનાવી દીધી કે જેમ સૂર્યની કિરણો ઉત્પન્ન થઈ જાય તેથી પાછલથી ઉત્પન્ન થએલા કોઇ પણ પંડિતને એ ખબર ન પડી કે આ સૃષ્ટિ કયા ક્રમથી ઉત્પન્ન થઇ ગઇ." એવા પ્રકારનાં ત્રણ ચાર સૂક્તો ઋગ્વેદમાંજ જૈન—બૌદ્ધની જાગૃતિના પછીથીજ કોઇ કોઇ પંડિતમાનીઓથીજ દાખલ કરવામાં આવેલા જણાય છે આના સબંધે—દ્વિવેદી મણિલાલ નભુભાઈ લખી જણાવે છે કે—'યજ્ઞ પુરૂષ નવોજ દેવ કલ્પાયો, પ્રજાપતિ બધાના મોખરે આવી બ્રહ્મા રૂપે પૂજાતો થયો.' આ પ્રજાપતિના સંબંધવાળાંજ આ ત્રણ ચાર સૂક્તો નવીન રૂપનાજ દાખલ થએલા છે, એ ચોક્કસ છે, વિચારવાની ભલામણ કરૂં છું. અહીં વિશેષ વિચારવાનું કે કૂર્મ પુરાણનો લેખ જોતા તેમા જણાવ્યું છે કે પ્રથમ જબ દ્વીપ તેના મધ્યમા મેરૂ પર્વત છે તેના પછીથી સમુદ્ર છે, એમ સાત દ્વીપ અને સાત સમુદ્રો એક એકથી વીંટલાઇને રહેલા છે. તે બધાને આ એકલા પ્રજાપતિએ મસાલા વગર કયી વસ્તુથી બનાવી દીધા ? અથવા તે બધી વસ્તુઓ કયા બ્રહ્માંડમાથી લાવીને અહીં ગોઠવી ?

તે સિવાય ઉર્ધ્વ લોકમાં રહેલાં સૂર્ય—ચંદ્રાદિકનાં વિમાનો, અને અધોલોકમાં રહેલા નરકાદિકનાં સ્થાનો, મસાલા વગર કયી વસ્તુનાં બનાવી દીધા ? અથવા કયા બ્રહ્માડમાથી લાવીને ગોઠવી દીધાં ? શું આ બધુ વિચારવા જેવું નથી કે ? આ બધી સૃષ્ટિની રચના ઇશ્વરે કરી દીધી, પણ તેની રચના કરવા વાળા એક નહી પણ બધાએ મતના ઈશ્વરો સૃષ્ટિની રચના કરીને ચાલતા થયા, પણ તેમાંના એક પણ ઇશ્વરનો ખરો પત્તો મેળવી શકયો નહી. આ બધી વાતો શું વાદીગરના ખેલ જેવી માનવી કે બાલકોના ખ્યાલ જેવી માનવી ? જ્યારે ઈશ્વરે આ બધી સૃષ્ટિ રચી ત્યારે પ્રથમ જીવો કેવા સ્વરૂપના બનાવ્યા ? જો શુદ્ધ સ્વરૂપના બનાવ્યા હતા તો, તેમની પાછળ આ બધો કર્મનો પ્રપંચ કોણે જોડીને આપ્યો ? અને પછી તે જીવો કર્મના વશમા પડીને ચોરાસી લાખ જીવયોનિમાં જે ભટકતા થયા તે કયા ઇશ્વરે ભટકતા કર્યા ? માટે આ જગત્‌ની સૃષ્ટિના રચનાર ઈશ્વરની વાતજ કલ્પિત છે. અને તે કોઇ અગ જ્ઞાનીઓના વિરોધમા આવીને કલ્પિત કિલ્લોજ ઉભો કરેલો છે. તે સિવાય આ વાતમા સત્ય કાંઇજ નથી એમ ખાસ કહી શકું છું જો કદાચ જગત્‌નો કર્તા કોઇ હશે એમ માની લઈએ તો તેના ઉપર અનેક પ્રકારના દોષોની જાલ આવી પડવાની, તેથી આ વાત કોઇ પણ રીતે સિદ્ધરૂપની નથી એમ ખાસ વિચારવાનું છે

અહીં સુધી ૨૪ અને ૧૨-૩૬ જૈન-વૈદિકના ઇતિહાસના ફેરફારનો વિચાર થયો. પણ વાસુદેવાદિકના નવત્રિકોનો (૨૭) નો કરવાનો છે તે ૧૧ મા તીર્થંકરના સમયથી ક્રમવાર સર્વજ્ઞોના ઇતિહાસમાં તદ્દન ટુંકપણાથી સૂત્રરૂપે લખાયા છે વૈદિકોના પંડિતોએ તે નવત્રિકોને મોટા ફેરફારની સાથે ઉલટ પાલટ પણાથી મોટા મોટા લેખો લખી સંપૂર્ણ વૈદિક ઇતિહાસમા દાખલ કરી દીધા છે તે આગ તુલનાત્મક લેખોથી વિશેષ સમજાવામાં આવશે, છતા પણ અહીં ટુંકરૂપથી સુચવુ છુ

હેલ્મુત શાહેબે-પૃ. ૨૮૧ મા અગીયારમા તીર્થંકરના સમયમા થએલા **રિપુપ્રતિ શત્રુ (જિત-શત્રુ)** રાજા બતાવ્યા છે અને તેમણે પોતાની પુત્રી **મૃગાવતી** સાથે સંબંધ કર્યો તેથી તે **પ્રજાપતિ** કહેવાયો

આની ટીપમાં ત્યા જણાવ્યુ છે કે-" પ્રજાપતિ શબ્દના બે અર્થ છે-પ્રજાનો પતિ એટલે રાજા. અને પ્રજા એટલે સૃષ્ટિનો પતિ-એટલે બ્રહ્મા. હિંદુ કથાપ્રમાણે બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતી સાથે લગ્ન કર્યું હતું "

આ વિષયમા સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતા અને પુરાણોમા લખાયલા અનેક વિકૃતિના સ્વરૂપના લેખો જોતાં એજ માલમ પડશે કે સર્વજ્ઞોના ઇતિહાસમા લખાયલા જે આ રિપુપ્રતિ શત્રુ રાજા છે અને પોતાની પુત્રીની સાથે સંબંધ કરવાવાળા છે તેજ વૈદિકોમા બ્રહ્મા તરીકે કલ્પાયા છે.

તે પ્રજાપતિને અદ્વૈતવાદિઓએ બ્રહ્મારૂપે કલ્પીને લોકોને ભ્રમજાળમાં નાખવાને અને વેદ મૂલક ઠરાવવા સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધના નવીન રૂપના પાછલથી ત્રણ ચાર સૂક્તો જુદા જુદા પંડિતોએ બનાવીને ઋગ્વેદના છેલ્લા દશમા મંડળમા દાખલ કરી દઇને તે પ્રજાપતિના સંબંધનુ મોટું સૂક્ત કે જે વિરાટ્પુરૂષવાળું યજ્ઞ પુરૂષના નામથી રચેલું છે તે તો પાછલથી ચારો વેદોમાજ દાખલ કરી દીધુ છે તેથી ન તો આ પ્રજાપતિ-બ્રહ્મા રૂપના સત્ય છે, તેમજ ન તો આ સૃષ્ટિ પણ કોઇની રચેલી છે જો કે પુરાણોમા આ સૃષ્ટિના કર્તા બ્રહ્માદિક અનેક દેવો કલ્પાયા છે તે બધા સાચા ઠરે તોજ આ પ્રજાપતિ બ્રહ્મા સત્યરૂપના ઠરે, નહિં તો આ બધા કલ્પનાના કુસુમોજ વિખેરેલા છે એમ આપ ચતુર સજ્જનો સારી રીતે સમજી શકો તેમ છે

આ પ્રજાપતિની બાબતમાં-બારીક દૃષ્ટિથી જોવાવાળા વૈદિકમતના બે ચાર મોટા પંડિતો પણ શંકાશીલ થઇને પોતાના લેખોમા સૂચન માત્રથી ઉદ્ગારો પણ કાઢતા ગયા છે. જુવો મારા ગ્રંથનું પૃ ૪૪૧-આર્યોના તહેવા-

રોના લેખકે પોતાના ગ્રંથના પૃ. ૧૫૩ માં લખ્યું છે કે–" ઈંદ્ર અને વિષ્ણુ એમના કૃત્યોનો વિચાર કરીએ તો તે કાલ્પનિક પુરૂષો ન હોતા એમ દેખાય છે ?"

આ લેખથી તેમને એજ સૂચવ્યું છે કે–બ્રહ્માના, રૂદ્રોના કૃત્યોનો વિચાર કરતા એ બે વ્યક્તિઓ તેમને ઇતિહાસ સ્વરૂપની લાગેલી નથી.

વળી અતિ સૂક્ષ્મ દૃષ્ટિવાળા–મણિલાલ નભુભાઇ દ્વિવદી પોતાના સિદ્ધાંત સારના પૃ. ૪૪ માં લખે છે કે–" **યજ્ઞ પુરૂષ** નવોજ દેવ કલ્પાયો, **પ્રજાપતિ** બધાના મોખરે આવી સૃષ્ટિનો કર્તા, નિયંતા થઇ **બ્રહ્મા** તરીકે પૂજાયો "

આ બધી વાતોથી વિચારવાનુ કે—

ઇ સ. પૂર્વ સહસ્રાબ્દિના લગભગમાં–જૈનોના સર્વજ્ઞ ૨૩ મા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના તરફથી–પ્રકાશિત જીવાદિક અધ્યાત્મિક તત્ત્વના વિષયો જાહેરમાં આવવાથી, અને વૈદિકના પંડિતોને નવીન રૂપના લાગવાથી, અને વૈદિક યજ્ઞ યાગાદિકની મહત્વતા નહી જેવી થતા–તે વિષયોની જમાવટ કરવા બ્રાહ્મણ ગ્રંથોમાં અનેક યુક્તિ પ્રયુક્તિઓ કરીને જોઇ, પણ તે મહત્વ રૂપની ન ગણાતાં, તે સમયના ચતુર પંડિતોએ–સર્વજ્ઞોના તરફથી બહાર પડતા અધ્યાત્મિક વિષયનો આશ્રય પકડીને, ઉપનિષદાદિક ગ્રંથોની શરૂઆત કરી દીધી. તેથી તેમને કાંઇક પગ ટેકવા જેવું થયુ હોય ? પરંતુ સર્વજ્ઞોના તરફથી અનાદિની સૃષ્ટિનો વિષય ફેલાતા, તે વિષયમા ઔધ્ધો કાંઇ વિશેષ જણાવી ગયા હોય તેમ જાણવામાં આવ્યું નથી

પરંતુ વૈદિકો પોતાના મોટા જત્થાના અભિમાનવાળા, આ અનાદિની સૃષ્ટિના વિષયને અગમ્ય અને અત્યંત પરોક્ષ જાણીને, તદ્દન જુદા પડવાના વિચારથી, આ પ્રજાપતિન–બ્રહ્મારૂપે કલ્પીને તેને જગતના કર્તા રૂપે લખી દીધા હોય ? એવું મારૂ ખાસ અનુમાન છે બાકી રજમાથી તજ ખોળી કાઢવાવાળા એવા મોટા મોટા પંડિતોથી ભૂલમાં લખાયુ હોય એમ હું કલ્પી શકતો નથી કારણ કે–બ્રહ્મસૂત્રના શાંકર ભાષ્યનો અ. ૧ પા. ૧ સૂ ૧૧ ના અર્થમા જણાવ્યું છે કે–

" બ્રહ્મા બે સ્વરૂપના જણાય છે. તેમાંના પહેલા નામવાળા, રૂપવાળા, વિકારવાળા, ભેદોની ઉપાધિવાળા છે. તેનાથી વિપરીત બીજા સર્વ ઉપાધિથી

વર્જિત છે. તેમાંના પહેલા ઉપાસના કરવાને યોગ્ય છે અને બીજા છે તે જ્ઞાન કરવાને યોગ્ય છે. એવો વેદાતમા ઉપદેશ આપેલો છે. ”

વળી–વૃહત્ ઉપનિષદ્ શાકરભાષ્યના–૧–૪–૬ ના સૂત્રની વ્યાખ્યામાં–

“હિરણ્ય ગર્ભ–પ્રજાપતિને ઉપાધિવશથી સંસારીપણુ છે પણ પરમાર્થ-થી સસારીપણું નથી પોતે તો અસસારીજ છે. એજ પ્રમાણે–એકપણુ અને અનેકપણું હિરણ્યગર્ભ પ્રજાપતિનુ છે. તેજ પ્રમાણે–એકપણુ અને અનેકપણુ સર્વજીવોનું પણ છે. ”

ઉપરના બે ફકરાથી વિચારવાનુ કે–

બ્રહ્મસૂત્રના બ્રહ્માને–ઉપાધિવાળા, અને અનઉપાધિવાળા લખીને અનેક સ્વરૂપના બતાવ્યા. બ્રહ્મજ બે છે તો પછી અદ્વૈત કયુ ?

ઉપનિષદ્ના બ્રહ્માને ઉપાધિવશથી સસારીપણુ, અને અસંસારીપણુ લખીને એક અનેક સ્વરૂપના બતાવ્યા, તેજ પ્રમાણે બધાજીવોને પણ એક અનેક સ્વરૂપના બતાવ્યા. અનેક રૂપના બ્રહ્મ અને જીવો છે, તો પછી અદ્વૈત કેવા પ્રકારનુ ?

પણ એજ બ્રહ્મ સૂત્રના नैकस्मिन्नसंमच ના સૂત્રની વ્યાખ્યા કરતાં એક વસ્તુમા બે ધર્મ રહી શકે નહી એમ લખ્યું હતું ત્યારે આ એક બ્રહ્મમા, અને એક એક જીવમા, અનેક ધર્મો કેવી રીતે લખીને બતાવ્યા ?

બીજી વાત એ છે કે–ઉપાધિવાળા ઉપાસનાને યોગ્ય છે ?

ઋગ્વેદમાં–સૃષ્ટિને ઉત્પન્ન કરવાની ઉપાધિમાં પડેલા--બ્રહ્માના ત્રણ મોટા સૂક્તો છે પણ તે બ્રહ્મા આજ સુધી કોઇના જોવામાં કે જાણવામાં આવેલા નથી અને પુરાણોમા લખાયલા ઉપાધિવાળા બ્રહ્મા, ઉપાસનાને યોગ્ય જણાતા નથી ત્યારે કયા ઉપાધિવાળા બ્રહ્માની ઉપાસના ? મણિલાલભાઇને આ પ્રજાપતિ નવીન રૂપના લાગ્યા છે અને વિચાર કરતા લાગે પણ તેમજ છે. માટે આ બ્રહ્માના સબંધવાળા બધા લેખોમાં ધ્યાન દેવાની જરૂર છે.

પ્રાચીન ગણાતા વૈદિકોએ–કોરી કલ્પના કરીને જગત્ના કર્તા અનેક દેવોને લખીને બતાવ્યા, અને કલ્પિત બ્રહ્માને–વેદમૂળક ઠરાવવા ચારો વેદો સુધીમાં દાખલ કરી દીધા ત્યારે બીજા મતવાળાઓએ પણ પોત પોતાના ઇશ્વરોને આ સૃષ્ટિના કર્તા લખી જણાવ્યા. પરંતુ–અનાદિની આ સૃષ્ટિ,

નાના મોટા અનંતાનંત જીવોથી ભરેલી, અને પ્રવાહથી ચાલતી આવેલી, પ્રત્યક્ષ દેખાઇ રહી છે તેના કર્તા બીજાના દેવો તો દૂર રહ્યા પણ પ્રથમ બ્રહ્માજ કે જે ચારો વેદમાં દાખલ થયા છે, અને શંકર સ્વામીએ જેને સંસારી પણ બનાવ્યા છે, અને જે પુરાણામાં અનેક સ્વરૂપથી લખાયા છે, તેજ પોતાના કર્મના પરવશમા પડેલા, મોટી મોટી આફતોથીજ પસાર થએલા છે એમ જોશો. તો પછી તે બ્રહ્મા આ જગતની રચના શું કરી શકવાના હતા ? વિચાર કરશો તો દીવા જેવુ જ દેખાશે

જ્યારે આ જગતના કર્તા બ્રહ્માદિદેવો વેદોથી તે પુરાણો સુધીના કલ્પિતજ ઠરે ત્યારે સંપૂર્ણ વૈદિકમતના બધાએ તત્ત્વોની કિંમતજ શી ? અને તે કયા સર્વજ્ઞોથી કલ્પાયા ?

સંસ્કૃત સાહિત્યના લેખક-મકડોનલ સાહેબ-પૃ, ૧૭૬ મા જણાવે છે કે-"ઋગ્વેદનાં ૭ કે સાત સૃષ્ટિ વિષયક સૂક્તોમા, જે ફિલસુફી ભરેલી કવિતાઓ આવે છે, તે ઘણો ગાઢો સંબંધ ધરાવે છે, સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઇ એ પ્રશ્ન આ સ્થલે ચર્ચવામાં આવ્યો છે. તેમાં દંતકથાના અને ધર્મ શાસ્ત્રના વિચારોની-પુષ્કળ ભેળંમ ભેળા થઇ ગઈ હોય, એવો સ્વાભાવિકજ છે એ કવિતાઓમા વિચારો અસ્તવ્યસ્ત સ્થિતિમા મૂકાયલા આપણા જોવામા આવે છે."

આ મેકડોનલ શાહેબના લેખથી પણ વિચારવાનું કે —

પ્રાચીનમાં પ્રાચીન ઋગ્વેદને-ઇશ્વરથી પ્રાપ્ત થએલો માનીએ તો તેમાં લખાયલા સૃષ્ટિના કર્તાની સાથે પાછલની દંત કથાઓના વિચારો અને પાછળથી લખાયલા ધર્મ શાસ્ત્રોના વિચારોની ભેળંમ ભેળા કયા કાળમાં થવા પામી ? અને તે વિચારો અસ્ત વ્યસ્ત પણાથી શા કારણથી લખાયા ? મણિલાલ ભાઈને આ પ્રજાપતિ બધાને મોખરે આવેલો જણાયો તેમાં અયોગ્ય શુ છે ? કારણ કે શંકર સ્વામીએ-જે પ્રજાપતિ સંસારી બતાવ્યા છે, અને પુરાણોમાં લખાયા છે, તે અનેક આફતોથી પસાર થએલા નજરે પડે છે, તે જગત્ રચવાને સમર્થ કેવી રીતે માનવા ? બીજી વાત એ છે કે-આ પ્રજાપતિની પુત્રીને-કોઇએ-સરસ્વતી, કોઇએ-સાવિત્રી, કોઇએ શતરૂપા લખી છે ખરી પણ ભાગવતવાળાએ હરિણી રૂપે લખી મૃગાવતીનોજ અર્થ બંધ બેસતો કરી આ પ્રજાપતિનેજ હરણ રૂપે કલ્પ્યા છે એવી રીતના

અનેક લેખો જોતાં બીજા કોઈ નજરે નથી પડતા પણ આ મૃગાવતી પુત્રીના પતિ રિપુપ્રતિ શત્રુ રાજાજ-પ્રજાપતિ સિદ્ધ થાય છે,

આ વાતમા મારી ભૂલ થએલી કોઈ બતાવશે તો તેનો માગ પર મોટો ઉપકાર થશે. ઇત્યલં વિસ્તરેણ.

અહીં સુધી ૨૪ને ૧૨-૩૬ અને પ્રસંગમા આવેલા પ્રજાપતિને હેલ્મુત શાહેબને ઉદ્દેશીને લખી બતાવ્યું.

હવે ૬૩માના જે વાસુદેવાદિકના નવ ત્રિકો છે તે તો આ ગ્રંથની પ્રસ્તાવનામા પ્રસંગે પ્રસંગે જણાવતા જઈશુ.

અતિ પ્રાચીન જૈન ધર્મમાના શ્વેતાબર અને દિગબર એ બે સપ્રદાયો જુદા પડયાને પણ આજે બે હજાર વર્ષ થવાને આવ્યા પરંતુ ખાસ મુદ્દાની બાબતોમા તેઓ એક સરખાજ ચાલ્યા આવેલા છે.

વૈદિકો પણ—તેમના વેદોના વિષયને બાદ કરીને વિચાર કરીએ તો તેઓ પણ જૈન ધર્મવાળાઓની સાથે મૂળમાથીજ ભીડાતા આવેલા છે છતા વૈદિકોમા જૈનોમાની તેની તેજ બાબતો અનેક સ્વરૂપવાળી, અને અનેક વિકારોથી ભરેલી અસ્તવ્યસ્ત પણાથી શાથી લખાઈ ? શોધકોને વિચાર કરવાની ખાતર કેટલીક સૂચન માત્રથી લખીને બતાવુ છું.—

(૧) જૈનોમાં અનેક સર્વજ્ઞોથી નિર્ણીત, અવસર્પિણી—ઉત્સર્પિણીકાળના સ્વરૂપવાળી, પ્રવાહથી ચાલતી આવેલી, આ સૃષ્ટિ અનાદિકાળની, અનંતાનંત નાના મોટા જીવોથી ભરેલી, એકજ પ્રકારથી મનાઈ છે એટલુંજ નહી પણ શ્વેતાબર દિગબર બન્ને સપ્રદાયોની પણ એકજ માન્યતા કાયમજ રહેલી છે

(૨) વૈદિકોમા—એકજ સૃષ્ટિની ઉત્પત્તિમા અનેક વિચારો થએલા છે અને અનેક દેવો સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો દાવો કરતા જણાવ્યા છે તેમાનો કયો દેવ સાચો તારવી કાઢવો ? તેમાંની ટુંક સૂચના

(૧) કૂર્મ પુરાણમા—નારાયણ દેવથી **બ્રહ્મા**, પછી બધી સૃષ્ટિ

(૨) બ્રહ્મ વૈવર્ત પુ મા **કૃષ્ણથી** બધા જગતની ઉત્પત્તિ

(૩) શિવ પુ માં—બ્રહ્માડમાથી **શિવ** પછી સૃષ્ટિ.

(૪) દેવી ભાગવતે-આદ્યશક્તિ **કાલીદેવી** પછી સૃષ્ટિ

(૫) મંડૂક ઉપનિષદ્‌મા—**અવિનાશી પુરૂષથી** સૃષ્ટિ ઉત્પન્ન થઈને પાછી તેમા સમાઇ જાય.

(૬) મનુસ્મૃતિમા—**સ્વયંભૂ** ભગવાને અંધકારનો નાશ કરીને જલ ઉત્પન્ન કર્યું તેમા બીજ નાખ્યું, તેથી સોનાનું ઇંડું, તેમા બ્રહ્મા ઉત્પન્ન થયા પછી બધી સૃષ્ટિ થઇ.

(૭ । ૮) ગોપથ–શતપથ બ્રાહ્મણ ગ્રંથમાં પ્રજાપતિ પ્રથમ તપ તપ્યા પછીથી આ બધી સૃષ્ટિ.

(૯) તૈત્તિરીય સ. પૃથ્વી જલમાં હતી **પ્રજાપતિ** વરાહના રૂપથી બહાર ખેંચી લાવ્યા

(૧૦) ઋગવેદમા—એક આત્મા હતો તેનાથી આ બધી સૃષ્ટિ.

એમ પ્રથમ ઋગ્વેદમા ચોકકસ નિર્ણય થયા વગર ૭ સાત સૂક્તોથી સૃષ્ટિની ઉત્પત્તિ શાથી લખાઇ ? વળી બીજા ત્રણ વેદોમા તેમજ બ્રાહ્મણાદિક ગ્રંથોથી તે ઠેઠ પુરાણો સુધી બ્રમ્હાદિક અનેક દેવોથી આ સૃષ્ટિ ઉત્પન્ન થયાનું લખાયું, તેમાં સત્યસ્વરૂપથી લખાએલી વાત કઇ અંગીકાર કરવી ?

(૩) જૈનોમા—ઋષભદેવથી તે મહાવીર ૨૪ પર્યંત તીર્થંકરો ભિન્ન ભિન્ન વ્યક્તિના, જુદા જુદા કાળમા ઘણા લાંબાલાબા સમયના છેટે થએલા બતાવેલા છે, તેઓનો ઈતિહાસ ક્રમવાર ઠામ ઠેકાણા સાથે ચોક્કસ પણાથી લખાયલો છે

(૪) વૈદિકોમા—વેદોમા અવતારના સંબધે કંઇ સૂચન માત્ર પણ નથી કદાચ તેમાંની કોઇ વાત લખાઇ હશે તો તે વેદ મૂલક ઠરાવવા પાછલથીજ લખાઇ હશે એ નિર્વિવાદજ સમજવુ

પરંતુ પુરાણોમા એકજ વિષ્ણુના ૨૪ અવતારો તે પણ મત્સ્ય, કચ્છપાદિક ઠામ ઠેકાણા વિનાના લખાયા તે કોના અનુકરણથી લખાયા ? *

વળી ૨૪ માથી ફરીને મત્સ્ય, કછપાદિક ૧૦ અવતારો કલ્પાયા તે કોના અનુકરણથી અને તેમા સત્યતા કેટલી ? તે વાતની સર્વ સજ્જનોને પણ યુક્ત પણાથી વિચારવાની ભલામણ છે

* જૈનોમા—શુદ્ધ સ્વરૂપના ૨૪ તીર્થકરો છે અને બૌદ્ધમા દશ બોધિસત્વ પણ લખાયલા છે પૌરાણિકોએ–મત્સ્યાદ ૨૪ અને ૧૦ એમ બે વખતે જાહેર કર્યા ત્યારે આજ કાલના પંડિતોએ–એક સૂર્યની સંગેજ કલ્પીને બતાવ્યા તો કોઇએ ઉત્ક્રાંતિ વાદ જાહેર કર્યો. તપાસીને જુવો

(૫) જૈનોમાં ૬૩ શલાકાપુરૂષો ગણાય છે કયા કયા તીર્થંકરના સમયમા કયો ચક્રવર્તી અને કયુ વાસુદેવાદિકનું ત્રિક, તેમનાં નામ, ઠામ, માતા, પિતાદિક અને તેઓનાં આયુષ્ય વિગેરેની સમજુતી જુદા જુદા કોઠાની કરીને બતાવી છે.

(૬) તેનીજ સાથમા જૈન–બૌદ્ધના અનુકરણ રૂપે કલ્પાયલા વૈદિક મતના એકજ વિષ્ણુના ૨૪ અને ૧૦ મત્સ્યાદિક અવતારોનો વિચાર કરતા પણ સમજુતીની સાથે અનેક પ્રમાણો પણ લખીને બતાવેલા છે

(૭) જૈનોમા–નાભિરાજા અને મરૂદેવી સાતમા યુગલ રૂપ કુલકર માના હતા તેમનાથી શ્રી ઋષભદેવ આ અવસર્પિણીમાં પ્રથમ તીર્થંકર રૂપે ઉત્પન્ન થયા તેમનાથી યુગલ ધર્મ બંધ થયો પોતે ઉત્તમોત્તમ દેવમાના ઉત્તમ ત્રણ જ્ઞાનયુક્ત જન્મેલા હોવાથી ઋષભદેવે પ્રથમ બધાએ પ્રકારના વ્યવહાર જ્ઞાનનું મૂળ લોકોને શિખવ્યુ ત્યાર બાદ સાધુપણુ અંગીકાર કરી કેવલ જ્ઞાન પ્રાપ્ત કર્યું, ધર્માધર્મનો માર્ગ બતાવી મોક્ષમા ચાલ્યા ગયા.

(૮) વૈદિકોમાં–" નાભિરાજાએ મેરૂપર્વતની દીકરી **મેરૂ દેવીની** સાથે લગ્ન કર્યું, યજ્ઞનો આરંભ કર્યો વિષ્ણુ હાજર થયા પુત્રની યાચના કરનાર, બ્રાહ્મણોનું વચન પાળવા, વિષ્ણુ આઠમા અવતારરૂપે ઋષભદેવપણે જન્મ્યા તેમનાથી અર્હન્‌નો નાસ્તિક ધર્મ પ્રવર્ત્યો "

અહીં થોડુક વિચારવાનું કે–પર્વતને દીકરી કોના સંયોગથી? દીકરીને–દેવી કોણ કહે છે? વ્યવહારની અને ધર્મની પ્રવૃત્તિજ ઋષભદેવના પછીથીજ થઈ છે તો પછી નાભિરાજાનું લગ્ન કેવું? તે વખતે યજ્ઞ ધર્મજ કેવો? અને યજ્ઞ કરવાવાળા બ્રાહ્મણો પણ કયાથી? આ બધા લેખકોની ચાતુરીનું મૂલ્ય પણ કેટલુ?

હિસ્મુત શાહેબે–પોતાના જૈનિઝમના પૃ ૪૫૮ મા જણાવ્યું છે કે–જિન–વિષ્ણુનો અવતાર મનાય છે વિષ્ણુએ–ઋષભ–રૂપે અર્હત્ શાસ્ત્ર પ્રગટ કર્યું એમ પદ્મતંત્ર ૧–૧–૪૪ થી લખ્યુ છે ભાગવત પુરાણ ૫–૩ થી અને ૧૧–૨ માં તેમજ વૈષ્ણવોના બીજા ગ્રંથોમા તેવીજ રીતે ઋષભને વિષ્ણુના અવતાર માન્યા છે તેમા ઋષભના ચરિત વિષે જે કથા આપી છે તે જૈન કથા સાથે થોડેજ અંશે મળતી આવે છે. પણ ઋષભની કથા વૈષ્ણવ ધર્મગ્રંથમાં આવે એજ હકીકત મહત્વની ગણાય '

આ ઋષભદેવનું સ્વરૂપ નામ માત્રથી ઉપર બતાવ્યું છે. બન્ને તરફનું વિશેષ પ્રકરણ ૯ માં, પૃ. ૧૧૫ થી ૨૨૬ સુધી જુવો. તેથી વિશેષ—પદ્મપુરાણાદિકનું પૃ ૩૪૫ થી ૩૫૦ સુધીમાં જુવો અને યોગ્યાયોગ્યનો વિચાર કરો.

અહીં વિશેષ વિચારવાનું એ છે કે—વેદ સમયના પછીથી વૈદિકોમાં જે ઇતિહાસ લખાયો છે તે પ્રાયે સર્વજ્ઞોના ઇતિહાસની હરિફાઇનોજ છે.જેમ કે તીર્થંકરોની હરિફાઇથી વૈદિકોમાં મત્સ્ય, કૂર્માદિક એકજ વિષ્ણુના ૨૪ અવતારો અને કુદરતથી ઉત્પન્ન થએલાં ૧૪ રત્નો જેને આવી મળે તે ચક્રવર્તી થાય. તેવા ૧૨ જૈનોમાં બતાવેલા છે. વૈદિકોમા તેમાંનાં બે ચાર નામ રાજા તરીકે પ્રસિદ્ધ કરીને તેમના સબંધનાં ૧૪ રત્નોને બ્રહ્માદિક દેવોના સમુદ્ર મંથનથી ઉત્પન્ન થએલાં બતાવવાની હરિફાઇ કરેલી હોય એમ સહજથી સમજાય છે. હવે વાસુદેવાદિકના નવ ત્રિકોમાં જેવી રીતે હરિફાઈ થએલી છે તે ક્રમવાર પ્રસંગે જણાવતો જઇશ અને વિશેષ મારા ગ્રંથથી જોવાની ભલામણ કરીશ.

(૯) ઋષભદેવજી તીર્થંકર કે વિષ્ણુનો અવતાર ? એ મથાલાથી જટાશંકર જયચંદ્ર આદિલશાહે—ગુજરાતી પત્રમાં પ્રગટ કરાવેલા પ્રશ્નનો લેખ તેમજ આ ગ્રંથકારે આપેલા ઉત્તરનો લેખ વાંચવાને માટે મુકેલો છે. પૃ. ૧૨૨ થી.

## જૈનોમાંના સગર ચક્રવર્તી. (પૃ. ૧૨૭)

(૧૦) ઋષભદેવના પછી ઘણા લાંબા કાળે બીજા તીર્થંકર થયા છે. તેમના ઓરમાનભાઇ સાઠ હજાર પુત્રના પિતા **સગર**—તેમને આવીને મળેલાં ૧૪ રત્નો તેમના નામ અને ઉત્પત્તિનાં સ્થાન બતાવ્યાં છે. તેથી તે ચક્રવર્તી થયા છે તેમના પુત્રો સાઠે હજાર ગંગાને અષ્ટાપદની પાસે લાવતા નાગેંદ્ર દેવના કોપથી ભસ્મ થયા જન્હુપુત્ર ભગીરથે તે ગંગાને સમુદ્રમાં મેળવી દીધી તેથી તે જાન્હવી અને ભાગીરથી એમ બે નામથી પ્રસિદ્ધ થઇ.

વૈદિકોમા આ **સગર**ને રાજા કહ્યા છે તેમાં ત્રણ પ્રકાર છે.

(૧) વાલ્મીકીમા—"જન્હુની યજ્ઞની સામગ્રી ગંગાજી તાણી ગયા તેથી જન્હુ ગંગાજીને પી ગયા ભગીરથની પ્રાર્થનાથી પાછાં બહાર કાઢયાં."

જૈનોના અને આ લેખથી ગંગા પૂર્વ પરંપરાનાં સિદ્ધ થાય છે. ફરક પી ગયાનો અને બહાર કાઢયાનો છે.

આનંદશંકરભાઇના નીતિશિક્ષણમા પૃ ૧૨૯ થી

(૨) સગરને શિવજીના વરદાનથી એક રાણીને **સાઠ** હજાર, બીજીને **એક** પુત્ર સગરના યજ્ઞનો ઘોડો પાછો ન આવતા, સાઠ હજાર લેવાને ગયા ત્યાં કપિલના નેત્રાગ્નિથી બળી ભસ્મ થયા અંશુમાન્ ઘોડો છોડીને લાવ્યો, અને વરદાન મેળવ્યું કે તારો પૌત્ર ભગીરથ સ્વર્ગંગા ઉતરાવશે, તેના જલથી પવિત્ર તારા સાઠે હજાર કાકાઓ સ્વર્ગમાં જશે. ઇત્યાદિ. બળીને રાખ થએલાઓ ચોથી પેઢીના પ્રયાસથી લાખો વર્ષે સ્વર્ગેજાય એ સિદ્ધાંત કયું ?

(૩) તુલસી રામાયણમાં–

વિશ્વામિત્ર સાથે રામાદિક ગંગા પર ગયા વિશ્વામિત્રે કહ્યું કે– તમારા કુળમાંના **સગર** બે રાણીઓ સાથે વનમાં ગયા, ત્યાં ભૃગુમુનિએ કેશીને એક પુત્રનું, સુમતિને સાઠ હજાર પુત્રનું વરદાન આપ્યું. ઘીના ઘડામાં મોટા થયા તે યજ્ઞના ઘોડાને લેવા ખાડો ખોદીને પાતાળમાં પેઠા ત્યાં રહેલા કપિલ મુનિએ બાળીને ભસ્મ કર્યા. અંશુમાન્ કાકાઓની શોધે નીકળ્યા, સાઠ હજારના મામા ગરૂડજીથી ખબર મળતાં જલાંજલી મૂકી. ગંગાજીના જળથી ઉદ્ધાર થવાનું પણ ગરૂડજીએજ બતાવ્યું. સગરની ગાદીએ અંશુમાન્, પછી દિલીપ, તેમણે ઘણા વર્ષ તપ કર્યો પણ ગંગાજીનો પત્તો લાગ્યો નહી. તેમના પછી ભગીરથે એક હજાર વર્ષ તપ કરી બ્રહ્માજીને પ્રસન્ન કર્યાં. પણ તેમણે શિવની સાહાય્ય માગી, ફરી દેવતાઓનાં વર્ષ તપ કરી શિવને પ્રસન્ન કર્યાં શિવે બ્રમ્હાનુ ધ્યાન ધરીને ગંગાજીને છોડાવ્યા, પણ એક વર્ષ તો જટામાંજ રાખ્યા. ભગીરથની પ્રાર્થનાથી છોડતા ત્રણ **ધારાથી** ત્રણ લોકમા પસરતા, સાઠ હજારના દાહના ઠેકાણે પસરી તેઓને સ્વર્ગમાં પહોચતા કર્યા."

વિચારવાનું કે–હજાર વર્ષ બ્રમ્હા નિમિત્તે, દેવતાઓનાં વર્ષ શિવનિમિત્તે તપ તપ્યા. ત્યારે ભગીરથનું આયુષ્ય કેટલુ ? વેદોમા તેનું પ્રમાણ કયા સુધી ? આ બધી વાતોમા સત્ય શુ ?

જો કે સર્વજ્ઞોથી પ્રકાશિત ૬૩ શલાકામાંના ૨૪–૧૨–બન્ને મળીને ૩૬ નો મેળ તો જૈન–વૈદિકમા થયો તે ટુકમા બતાવ્યો તેની સાથે પ્રજાપતિ અને સગર પણ બતાવ્યા

હવે પ્રજાપતિની કલ્પનામા જે વૈદિકોમા વિકાર થયો છે તે ટુકમા બતાવ્યા પછી તે પ્રજાપતિથી શરૂ થતા નવ ત્રિકો વૈદિકોમા ઘણાંજ દૂર દૂરમાં વિખેરી નાખવામા આવેલા છે તે ક્રમવાર પ્રસંગે જોડીને આપતો જઇશ

જૈનોમાં–પ્રજાપતિનો સંબંધ—પૃ ૧૭૨ થી.

સિંહપુરમા વિષ્ણુ રાજા—તેમના પુત્ર શ્રીશ્રેયાસનાથ–અગીયારમા તીર્થંકર થયા.

તેમના સમયમાં–પોતનપુરમાં–જિતશત્રુ (રિપુપ્રતિ શત્રુ) મહાન્ રાજા થયા. તેમને પ્રથમ અચલ પુત્ર, બીજી વખતે મૃગાવતી પુત્રી, ઉમર લાયક થતાં રાજાએ અંતેઉરમા રાખી. પુત્રીનો પતિ જાણી લોકોએ–**પ્રજાપતિ** બીજુ નામ પાડયુ આ પ્રજાપતિ વૈદિકોમા બ્રહ્માના નામથી પ્રસિદ્ધિમાં આવ્યા

તેમના સંબંધે પુરાણોમાં અનેક પ્રકારની કલ્પિત કથાઓ ગોઠવાઇ હોય એમ સર્વજ્ઞોના ઈતિહાસથી જણાય છે.

આ વાતોનો પુરાવો વૈદિકોમા પ્રચલિત કથાઓ પણ બતવી આપે છે

પ્રજાપતિ—બ્રહ્મા તેમના સંબધે વૈદિકોમા લખાયલા અનેક પ્રકારના ઉંધા છત્તા લેખો. તેની ટુંક નોંધ—

(૧) **ભાગવતે**—પુત્રીના મોહથી **બ્રહ્મા** ઋંછનું રૂપ ધરીને દોડયા. એજ પ્રસંગનો બીજા પંડિતે હરણ–હરિણીનો અર્થ પણ કરીને બતાવેલો છે.

(૨) **મત્સ્યપુરાણે**—શતરૂપા સાથે **બ્રહ્મા** દેવતાઓનાં સો સો વર્ષ સુધી ક્રીડા કરતા રહ્યા

(૩) **પદ્મપુરાણે**—બ્રહ્માએ બીજી સ્ત્રી કરી. પહેલી સાવિત્રીની ક્ષમા યાચતાં શાપના વશ થયા.

(૪) **દેવી ભાગવતમાં**—દેવીના હાથ ઘસવાથી–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ ઉત્પન્ન થઇ ગયા પણ દેવી એને ખાઇ ગઇ પણ શિવના કહેવાથી જીવતા કર્યા.

(૫) વિષ્ણુપુરાણમાં–મેરૂ પર્વત જેટલા ઇંડામાં બધી દુનિયાને લઇને બ્રહ્મા દેવવર્ષ સુધી રહ્યા પછી બહાર નીકળ્યા ત્યાર બાદ સૃષ્ટિ રચવાનું કામ શરૂ કર્યું

(૬) મહાભારતાદિકમાં–વિષ્ણુની નાભિ કમળમાથી બ્રહ્માજી નીકળ્યા.

(૭) શિવપુરાણે–સૂતેલા કૃષ્ણને જગાડી બ્રહ્માએ કહ્યું કે હુ તારો નાથ આવ્યો છુ. સત્કાર કર, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યુ કે હુ તારો નાથ. એમ હુ ને તું કરતા એવા તો લડયા કે દેવતાઓ પણ ભયભીત થઇ ગયા.

(૮) વરાહપુરાણે–વિષ્ણુ કહી રહ્યા છે કે માયાબળથી હું જળમાં રહું છું. પ્રજાપતિને અને મહાદેવને હું ઉત્પન્ન કરૂં છું અને હુજ ધારણ કરૂં છું તેઓ મારી માયામાં મોહિત થએલા મારી માયાને જાણી શકતા નથી.

અહીં જરા વિચારવાનું કે—

એક વખત દેવીના હાથ ઘસવાથી બ્રહ્મા, વળી વિષ્ણુની નાભિથી બ્રહ્મા, વળી મેરૂ પર્વત જેટલા ઇંડામાંથી બ્રહ્મા, બ્રહ્મા વિષ્ણુના બાપ થવા જતા બન્ને ખુબ લડયા. વિષ્ણુએ મને ઉત્પન્ન કર્યા તે તો બ્રહ્માને ખબરજ ન પડી.

એવા અનેક પ્રકારથી ઉત્પન્ન થએલા બ્રહ્મા તે ચારો વેદોથી જગત્‌ની ઉત્પત્તિ કરવા વાળા લખાયા ! આ બધો પ્રપંચ કયાંથી ખેલાયો ?

(૯) શિવપુરાણમાં–બ્રમ્હા શિવની જાનમાં ગયા. પાર્વતીના અંગુઠાનું રૂપ દેખતાં કામના વશ થયા વીર્ય નીકળી પડતાં અઠ્ઠાસી (૮૮) હજાર ઋષિઓ ઉત્પન્ન થઇ ગયા.

આગળ ફરીથી જણાવ્યું છે કે–વીર્ય ખોળામાં ગોપવ્યું તેથી અસંખ્ય બટુકો પેદા થઇ ગયા. તેમાં કચ્છાવાળા હજારો દંડધારીઓ હતા. આ અયોગ્ય વર્તન જોઈ શિવજી વધ કરવાને તૈયાર થયા. બ્રમ્હાદિકોને પગમાં પડી શિવજીને પ્રસન્ન કરવા પડયા. કૃતયુગના બ્રમ્હા. દ્વાપરના શિવની જાનમા કેવી રીતે ભળ્યા જેથી આ બનાવ બન્યો ?

(૧૦) મત્સ્યપુરાણમાં–બ્રમ્હા વિષ્ણુ આદિ દેવોએ મળીને સમુદ્રનું મંથન કરતા હાથી આદિ હજારો જાનવરોનો નાશ કર્યો. વિચારવાનું કે–અદ્વૈત મતમા–તેમજ ચારોવેદોમા બ્રમ્હાએજ બધી સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યારે શું સમુદ્ર ઉત્પન્ન નહી કર્યો હોય ? જો કર્યો કહો તો આ પ્રપંચશાથી ? અને કયાંથી ?

(૧૧) ભાગવતે—તમો મોહના વશમાં નહી પડો એમ કહીને વિષ્ણુએ બ્રમ્હાને ચાર શ્લોકનો ઉપદેશ કર્યો, છતા બ્રમ્હા મોહના વશ થયા.

આમા વિચારવાનું કે–બોધિસત્વે ૧૦ પારમિતાના અભ્યાસ વખતે સત્યપારમિતાનો અભ્યાસ–રાજપુત્ર સુતસોમ થઇને કરતા એક બ્રામ્હણના મુખથી ચાર શ્લોક સાંભળી નર ભક્ષક બ્રમ્હદત્તને સંભળાવ્યા છે તેનો સંબંધ ત્રેતાના વિષ્ણુ અને કૃતયુગના બ્રમ્હા સાથે જોડીને બતાવ્યો હોય. નહી તો

બધા જગત્‌નીજ આદિ કરવા વાળા બ્રમ્હા ચારે વેદોથી પ્રસિદ્ધિમાં આવેલા ત્રેતાના વિષ્ણુ પાસે કયા કાળમા ઉપદેશ લેવાને ગયા ? અને કયા ઠેકાણે મોહના વશમાં પડયા ?

(૧૨) અત્રિની સ્ત્રી અનસૂયા એકલી જાણી બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવ–એ ત્રણે વૃદ્ધરૂપે કહેવા લાગ્યા કે તૂં નગ્ન થઇને અન્નદાન આપ. તે પ્રમાણે તે આવી ત્યારે બાળકરૂપે થયા. ખરૂ સ્વરૂપ બતાવી ત્રણ બાળકો અર્પણ કર્યાં. સોમ, દત્ત અને દુર્વાસ નામ સ્થાપ્યાં. દુવાસ તપ કરવા, ચંદ્રમંડલમાં સોમ ગયા. માત્ર દત્ત સેવામાં, દત્તાત્રેયથી પ્રસિદ્ધ.

જરા વિચારવાનું કે–ત્રણ યુગના ત્રણ જ્ઞાની દેવોએ આ સ્ત્રીને નગ્ન પણે બોલાવવાનો સંકેત કયા કાળમા, કયે ઠેકાણે, શા હેતુથી કરેલો ?

(૧૩) સ્કંદ પુરાણમાં– બ્રમ્હાને પુત્રીની સાથે રમવાની ઇચ્છા થતા– હરિણી અને હરણરૂપ ધરીને ચાલતા- બ્રામ્હણોએ અને દેવતાઓએ ખૂબ નિંદ્યા. પણ મહાદેવે વ્યાધરૂપ ધરીને બાણ છોડીને હરણને વીંધ્યો. તે પ્રકાશરૂપે થઇ મૃગ નક્ષત્રરૂપે થયો. મહાદેવે આર્દ્રા નક્ષત્રરૂપે થઇ ત્યાં પણ ખુબ પીડયા. અને અયોગ્યાચરણનું ફળ આપ્યું.

અહીં વિચાર થાય છે કે–જગત્‌ કર્તા બ્રમ્હાને અયોગ્યાચરણનું ફળ મહાદેવે આપ્યું કૃષ્ણે પણ ગોપીઓ સાથે અયોગ્યાચરણ કરેલુ સાભળીએ છિએ. મહાદેવે ઋષિપત્નીઓ સાથે અયોગ્ય આચરણ કરી ઋષિઓથી લિંગ તોડાવી ફળ મેળવ્યું હતું, પણ મંત્રબળથી અનેક સારી સ્ત્રીઓ સાથે અયોગ્યાચરણ કરેલું તેનું ફળ કોણે આપ્યુ હશે ? તે સિવાય આ બધી દુનીયાના જીવોને અયોગ્યાચરણનું ફળ કોણ આપતું હશે ? સર્વ સજ્જનોને એકાતમા બેસીને વિચારવાની ભલામણ કરૂ છું.

(૧૪) હિંદુ૦ દેવોમાંથી—બ્રમ્હાએ મનુષ્ય રૂપ ધારણ કર્યું. અર્ધ ઉત્પન્ન થતા શતરૂપા બનાવી, મોહ પામી નિશ્ચલ થઇ જોવા લાગ્યા શતરૂપા સમજીને દૂર ચાલી ગઇ બ્રમ્હાથી હાલી શકાતું ન હતુ ? તેથી જોવાને બીજુ મુખ ઉત્પન્ન કર્યું તે દિશાઓ બદલતી તેથી ચાર મુખ કરવા પડયા મૂળની સાથે પાચ થયા. એક કપાઇ ગયુ ચાર મુખથી ચાર વેદો પણ ઉત્પન્ન કર્યા એમ પણ જણાવ્યુ છે.

અહીં જરા વિચારવાનું કે—સૃષ્ટિ ઉત્પન્ન કર્યા પછી—હરિણી રૂપ પુત્રીની પાછળ હરણ રૂપે બ્રમ્હા કયા કાળમા દોડેલા ? અને આ શતરૂપાને

જોવા પાંચ મુખ કયા કાળમા અને કયા ઠેકાણે કરેલાં ? એ જરા વિચારવાનું ખરૂ કે નહી ? દેવ બ્રાહ્મણોથી નિંદાઈને શિવજીના બાણથી વીંધાવવું પડયું તે કયા કાળમા ?

(૧૫) પાંચમું મુખ કપાયાની વાત—એક દિવસે વિષ્ણુની સમક્ષ દેવ ઋષિઓએ પુછ્યુ કે—ત્રણ દેવોમા મોટામા મોટા કોણ ? બ્રમ્હાએ કહ્યુ કે હુ મોટો, ( હું મોટો બોલતા સાધારણ વિવેકી પણ વિચાર કરે, તો પછી આ જગત્‌ના સ્રષ્ટા કેવી રીતે બોલી ઉઠયા ? ) બ્રમ્હા વિષ્ણુમા મોટી તકરાર થતાં વેદ વચન ઉપર આધાર રખાયો તે જોતાં એ સન્માન શિવજીને મળ્યું. એટલે તે બન્ને દેવો શિવના સામા થયા. અને યદ્વા તદ્વા બોલવા લાગ્યા. એટલે શિવજી મનુષ્ય રૂપે તેમના આગળ ઉભા થઈ ગયા બ્રમ્હા ફરીથી પણ યદ્વા તદ્વા બોલવા લાગ્યા. એટલે શિવનો ક્રોધ ભૈરવ રૂપે નિકળ્યો, તેણે બ્રમ્હાનું પાંચમું માથુ કાપી નાખ્યું

વિચારવાનું કે—પોતાના ચારો મુખથી પ્રગટ થએલા વેદોમાંથી શિવજી મોટા નીકળતાં બ્રમ્હાજ પોતાનું માથુ કપાવીને બેઠા. આ બધી વેદિક રચના કયા મોટા જ્ઞાનીઓથી થએલી ?

(૧૬) હિંદુ૦ દેવોમાંથી–સરસ્વતીને તજીને બ્રહ્મા ગાયત્રીને કેવી રીતે પરણ્યા ?

બ્રમ્હા યજ્ઞ કરવા પરિવાર સાથે પુષ્કરજી પહોચ્યા, તૈયારી થઇ ગયા પછી ઋત્વિજ સરસ્વતીને તેડવા ગયા કારણ વશથી જલદી આવી શકયાં નહી. પત્ની વગર ક્રિયાનું ફલ નહી એમ જાણી ઇદ્રને આજ્ઞા કરી ગોપકન્યા મંગાવી લીધી. બધાઓની સમ્મતિ મેળવીને પરણ્યા. પરિવાર સાથે સરસ્વતીજી પણ આવી ચઢયા ગાયત્રીને બેઠેલી જોઇ બ્રમ્હાદિક દેવોને અને ઋત્વિજોને શાપ દઈને ચાલવા માડયુ બ્રમ્હાની પ્રેરણાથી વિષ્ણુ અને લક્ષ્મીજી મનાવીને પાછા લાવ્યા ઇત્યાદિ

અહીં વિચારવાનું કે—સૃષ્ટિના કર્તા બ્રમ્હાએ સમુદ્રોના, પહાડોના અને આ ત્રણ લોકની પૃથ્વીના મસાલા કયાથી મેળવ્યા ? ખોળ કરતાં વેદોમાથી પોતે ન નીકળતા શિવજી નીકળ્યા. ઇદ્ર પદ મેળવવા પ્રાયે યજ્ઞો થતા, બ્રમ્હાએ કયુ પદ મેળવવા યજ્ઞનો આરંભ કરેલો ? પ્રત્યક્ષમા તો આ યજ્ઞનું ફળ સરસ્વતીના શાપનુ દેખાયુ છે એક ગોપ કન્યા પરણતા બધાઓની

સમ્મતિ મેળવવી પડી ત્યારે આ બધી આટલી મોટી સૃષ્ટિની રચના કરતાં કયા કયા જ્ઞાનીઓની સમ્મતિ મેળવી હશે ? તે કાંઇ જાણવામા આવેલું નથી

(૧૭) સ્કંદ પુ૦ ખં. ૬ ઠ્ઠો પ્રાયે શ્લોક ૮૦૦ સુધી–સરસ્વતી અને ગાયત્રીના સંબંધવાળો છે તેમાથી ઇસારો—

બ્રહ્માએ મૃત્યુલોકમા યજ્ઞ કરવા શાથી માડયો ?

નારદ બ્રમ્હલોકમાં જઈ ચઢયા. બ્રમ્હાએ મૃત્યુ લોકની ખબર પુછી. નારદે કલિ આવ્યાની વાત જણાવી, બ્રમ્હા ખૂબ ગભરાયા. અરે મારૂ પુષ્કર તીર્થ કલિ ન હોય ત્યા સ્થાપુ એવો વિચાર કરીને ભૂતલમાં કમલ ફેંકયું. તે હાટકેશ્વરમાં પડતાં ત્રણ ખાડા થયા, ત્યાં યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો પણ ત્યાંના બ્રામ્હણલોકોએ ઉત્પાત મચાવ્યો એટલે બ્રમ્હાએ નમસ્કાર કરીને બંધોબસ્ત કરી દીધો. નારદ સાવિત્રીને તેડવા ગયા. જલદી આવી શકયા નહીં. ફરીથી ઇંદ્ર તેડવા ગયા તો પણ આવી શકયા નહીં એટલે બ્રહ્માએ બીજી કન્યા લેવા ઇંદ્રને મોકલ્યા તે ગોપ કન્યાને ગાયના મુખમાં પ્રવેશ કરાવી યોનિથી બહાર કઢાવી પવિત્ર થએલી બધાઓની સમ્મતિથી પરણ્યા. નામ ગાયત્રી રાખવામા આવ્યું. આ યજ્ઞમાં બ્રમ્હાને અને સાવિત્રીને એટલા બધા ઉત્પાતો થએલા બતાવ્યા છે કે તેની ગણત્રી કરતાં પાર આવે નહી. એ બધા વિઘ્નોની સાથેજ યજ્ઞની સમાપ્તિ થએલી બતાવેલી છે જિજ્ઞાસુઓએ સ્કંદ પુરાણ જોઇ લેવું.

આમાં જરાક વિચારવાનું કે—જગત્‌ના નાના મોટા બધાએ જીવોના ઘાટ ઘડી, ત્રણે લોકની વ્યવસ્થા કરી, તેમા યથાયોગ્યપણે તે જીવોને સ્થાપન કરવાવાળા, અને તે ચારો વેદોથી પ્રસિદ્ધિને પામેલા, એવા મહાજ્ઞાની બ્રમ્હાને મૃત્યુ લોકમાં કલિયુગ આવ્યાની ખબર નારદજીના કહેવાથી પડી. આતે કેટલુ બધું આશ્ચર્ય ? (બ્રમ્હજ્ઞાનમાં અંધારૂ ?) આ યજ્ઞનો આરંભ કરતાં મારે બ્રામ્હણોને પણ નસ્કાર કરવા પડશે, એટલુજ નહિ પણ મને સેંકડો ઉત્પાતો થશે. તેની પણ ખબર ન પડી, આ બધુ નવીન પ્રકારનું જ્ઞાન લેખકે કયા જ્ઞાનથી મેળવ્યુ હશે ? આમા કયો કયો વિચાર કરવો તેમા મારી નજર તો પહોચતી નથી, પણ કોઇ સુજ્ઞ સજ્જન બતાવે તો કાંઇ યોગ્યાયોગ્યનો વિચાર કરી શકાય ? બાકી આમા શો વિચાર કરવો અને શુ શું લખવુ તેના સંબંધે કાંઇ પણ સમજી શકતો નથી તેથી આટલામાંજ પતાવી દીધું છે

(૧૮) ઋષિઓથી મોટામાં મોટા ઠરેલા વિષ્ણુ હિંદુસ્થાનના દેવોમાં થી કેનેડી શાહેબે ભાગવતમાથી લીધેલું–તેનો કિંચિત્ સાર–" સરસ્વતીના કિનારે યજ્ઞ કરતા ઋષિઓમા તકરાર થઇ કે–ત્રણ દેવમાં મોટામાં મોટા દેવ કયા? બ્રમ્હપુત્ર ભૃગુને તપાસ કરવાને મોકલ્યા. તે પ્રથમ બ્રમ્હલોકમાં અયોગ્ય પણે સભામા દાખલ થયા બ્રમ્હાને ક્રોધ થયો પણ પુત્ર જાણીને સમાવી દીધો. પછી કૈલાશમા શિવના સ્થાનમાં ગયા શિવને આલિંગન ન કરવા દીધું. તેથી શિવે મારવાને ત્રિશૂલ લીધું. ત્યાં પાર્વતીએ બચાવ્યા. પછી વૈકુંઠમાં ગયા ત્યાં સુતેલા વિષ્ણુને લાત મારીને જગાડયા. તો પણ વિષ્ણુએ ભૃગુને નમસ્કાર કરી અવિનયની ક્ષમા યાચી. ભૃગુએ આ હકીકત ઋષિઓને જણાવી, ઋષિઓ કૃષ્ણની ક્ષમાની પ્રશંશા કરતા તેમને મોટામાં મોટા દેવ તરીકે સ્થાપ્યા.

આમાં પણ થોડુંક વિચારવાનું કે—વેદોથી પ્રસિદ્ધ યજ્ઞ ધર્મ, તેના જાણ ઋષિઓ યજ્ઞ કરવાને બેઠા. જગત્ના કર્તા અનાદિના બ્રમ્હા ચારો વેદોમાં લખાયલા, તે સ્વભાવિક રીતેજ મોટા હતા. તેમની ખબર શું ઋષિઓને ન પડી? કે જેથી વિવાદ પર ચડી ગયા? એટલુંજ નહી પણ વિષ્ણુનાં કર્તવ્યો વેદોમાં જણાતાં નથી, છતાં વિષ્ણુને મોટામાં મોટા બનાવી દીધા. ત્યારે શું તેઓએ પોતે મોટા બનવાની ઇચ્છાથી તો આ કાર્ય નહીં કર્યું હોય? કારણ કે વિષ્ણુ ભગવાનને લાત ખાઇને પણ ભૃગુ ઋષિને ક્ષમાવવા પડયા? તેથી તેઓ-એ મળીને મોટા ઠરાવ્યા.

(૧૯) સ્કંદ પુ ખં. ૧ લો અધ્યાય ૮ થી ૧૫ સુધીમાંનો ઇસારો-

" કલ્પના આદ્યમા મહાદેવે—ડાબા જમણા અંગથી બ્રમ્હા વિષ્ણુ ઉત્પન્ન કરી સત્ત્વાદિક ત્રણ ગુણ મુકી દીધા એટલે સામર્થ્યવાળા થઇ મરીચિ આદિ બ્રાહ્મણોને મનથી, દક્ષિણ અંગુઠાથી દક્ષને, મુખાદિકથી બ્રામ્હ-ણાદિક ચાર વર્ણને ઉત્પન્ન કર્યા પછી બધી સૃષ્ટિ ઉત્પન્ન કરી દીધી.

અ. ૯–૧૦ મા—સૃષ્ટિ થઇ ગયા પછી બ્રમ્હા–વિષ્ણુમાં મોટાઇ પણાનો જગડો પેઠો. બન્ને દેવો પોતપોતાની મોટાઇના અનેક પ્રમાણો આપી રહ્યા હતા તેટલામાં તેજોમય લિંગ ઉત્પન્ન થયું, આ શું? એવો વિચાર કરીને પત્તો મેળવવાના ઉદ્યમવાળા થયા

અ ૧૧–૧૨—મા બ્રમ્હાએ હંસનુ રૂપ ધરીને આકાશમા તપાસવા માડયું વિષ્ણુ વરાહનું રૂપ ધરીને પાતાલ ખોદી સાતમા પાતાલ સુધી પહોચ્યા.

અ. ૧૩–૧૪ માં–એક હજારવર્ષ ભટકીને વિષ્ણુ પાછા આવ્યા. બ્રહ્મા એક લાખ વર્ષ સુધી ભટકયા. રસ્તામાં કેતકીનું પત્ર મળતાં પુછયું, તેણે જણાવ્યું કે લિંગ ઉપરથી પડતાં મને ચાર યુગ અયુત વર્ષ લાગ્યાં. બન્ને દેવોએ લિંગની સત્તાજ મોટામા મોટી માની લીધી. શ્લોક ૨૧૫ સુધીમાં છે.

આ લેખ સાથે વિચારવાનું કે—

બ્રહ્મા પુરાણોમાં અનેક સ્વરૂપથી લખાયલા જોવામાં આવેલા છે.

(૧) પુત્રીના મોહમાં ફસેલા. (૨) દેવીના હાથ ઘસવાથી ઉત્પન્ન થએલા (૩) મેરૂ પર્વત જેટલા મોટા ઇંડામાંથી દેવ વર્ષ પછી બહાર આવેલા. (૪)વિષ્ણુના બાપ થવા જતાં વિષ્ણુની સાથે લડી પડેલા.(૫) વિષ્ણુએ કહ્યું કે હું ઉત્પન્ન કરૂં છું પણ મારી માયામાં ફસેલા મને જાણી શકતા નથી. (૬) શિવની જાનમા અસંખ્યાતા બટુકોના પિતા થઇ પડેલા. (૭) શતરૂપાને જોવા પાચ મુખ કર્યાં પણ શિવના ક્રોધ રૂપ ભૈરવથી પાંચમા મુખથી રહિત થએલા. (૮) લાભના માટે યજ્ઞ કરવા જતાં બ્રાહ્મણોને નમવું પડયું, સેંકડો ઉત્પાતો સહન કરવા પડયા, અને સરસ્વતીથી શાપિત થઈ પડેલા. (૯) આ ઉપરના લેખમાં તો મહાદેવજીના ડાબા હાથથી ઉત્પન્ન થએલા, અને જમણા હાથથી વિષ્ણુ આ બન્ને દેવો સૃષ્ટિ ઉત્પન્ન કરી મોટા થવા જતા તે સમયમાં લાંબુલહરક એક લિંગ જોઈ ચકિત થએલા, તેની પાછળ પડયા. વિષ્ણુ સાતમા પાતાળ સુધી જઈ હજાર વર્ષે પાછા આવ્યા અને બ્રહ્મા આકાશમા એક લાખ વર્ષ સુધી ભટકીને પાછા આવ્યા.

ઇત્યાદિક અનેક બાબતોના લેખો જોતાં વિચાર થાય છે કે—

આ બધી વાતો કેવલ કલ્પિત હશે? કે આમા કંઇ પણ સત્યતા રહી હશે? અને આ બધી વાતો કયા કયા કાળમાં બની હશે? મને તો જેવો જેવો પત્તો લાગ્યો છે તેવો તેવો લખીને બતાવ્યો છે. વળી આ બધી વાતોનો યોગ્ય ખુલાશો મળશે તો ફરીથી પણ વિચાર કરવાનો અવકાશ લઈશ.

(૨૦) બ્રમ્હાનું વીર્ય નીકળી પડતાં હજારો વાલીખિલ્યો—

સ્કંદ પુ. ખં. ૧ અ ૨૬ મો. શ્લો. ૫૩ માંનો ઇસારો—

" પર્વતોની સલાહથી હિમાલય પર્વતે શિવને પાર્વતી આપી હવન વખતે વેદપાઠીઓમાં વિવાદ, નારદે કહ્યું કે–જેનાથી તમો અને આ બધું જગત્

પેદા થયું છે તે બ્રમ્હા તમારી પાસે બેઠા છે. એટલે વિવાદ છોડીને યજ્ઞ શરૂ કર્યો પાર્વતીના ચરણ દેખતાં બ્રમ્હાનું વીર્ય નીકળી પડતાં, તેમાંથી હજારો વાલીખિલ્યો પેદા થઇ ગયા. અને તાત ! તાત ! પોકારવા લાગ્યા. નારદે કાંઇ કાઢી લજ્જિત બ્રમ્હાને આશ્વાસન આપ્યું.

આમા વિચારવાનું કે–પહાડોએ કયા મુખથી સલાહ આપી ? હિમાલયે કયા કાનથી સાભળી ? બ્રાહ્મણોને અને જગત્‌ને પેદા કરવાવાળા બ્રમ્હા,કે જે ચારો વેદોથી પ્રસિદ્ધ છે, તે કયા ઠેકાણેથી કેવા સ્વરૂપથી આવ્યા, કે જે સ્ખલિત થતા હજારો વાલિખિલ્યો પેદા થઇ ગયા ? આમાંનો એક અક્ષર પણ સાચો હશે ખરો ? સજ્જનોને વિચારવાની ભલામણ કરૂં છુ.

(૨૧) સ્કંદ પુ ખં. ૫ મો–બ્રમ્હાના શિર છેદનની વાત—

“ પૂર્વે એકાર્ણવ થતાં ભૂતાદિક કાંઇજ ન હતું. માત્ર આકાશમા એક મહાકાલજ રહ્યો હતો. પાણીમા પરપોટો થતા તે સોનાનો થયો મહાકાલના ફોડવાથી–આકાશ–પૃથ્વી બે થયાં. મધ્યમાં બ્રમ્હાદિક ત્રણ દેવો હતા. ‘સૃષ્ટિ કરો’ કહીને મહાકાલ અંતર્ધાન થયો. સમજ્યા વિના બ્રમ્હા તપ કરવા લાગ્યા. મહાદેવે છ અંગ સાથે વેદો આપ્યા તો પણ બ્રમ્હા સમજ્યા નહી. ફરીથી તપમાં જોડાયા અંતમા સૂચના થઇ કે–તૂ મને ગર્વથી પુત્ર વિચારે છે તેથી તારૂ માથુ કાપીશ. અને મારા અંશથી રૂદ્ર થશે તે તારી પ્રજાનો નાશ કરશે, તો પણ તૂં પિતામહના નામથી પ્રસિદ્ધ થઈશ હોમ કરતા પરસેવો લૂસીને નાખતા રૂદ્ર થયો. છેવટે શિવના તેજમાં બ્રમ્હાનું તેજ દબાઇ ગયુ. અને બ્રમ્હાના પાંચમા મુખને કાપી નાખ્યું. શ્લો. ૭૬ નો બીજો અધ્યાય જોવાની ભલામણ કરૂં છું. અને ત્રીજા અધ્યાયમાથી કાઇ લખું છુ—

(૨૨) શિવને મારવા સ્વેદજ પ્રેર્યો તેનું બ્રહ્માને પ્રાયશ્ચિત્ત—

“ બ્રહ્માનું માથુ કપાતાં ક્રોધથી પરસેવો, લૂસીને પૃથ્વી પર નાખ્યો તેમાંથી ધનુષ્ બાણ સાથે વીર નીકળ્યો, તેને રૂદ્રના તરફ પ્રેર્યો રૂદ્રે સ્તંભિત કર્યો. રૂદ્ર પોતે વિષ્ણુના આશ્રમે જઇ ભિક્ષા માગવાને લાગ્યા વિષ્ણુએ હાથ પસાર્યો ત્રિશૂલથી ભેદતા લોહીનો પ્રવાહ છુટયો, તે કપાળમાં ઝીલવા માંડયો. તે ત્યાંથી નીકળી–પચ્ચાસ યોજન લાંબો અને દશ યોજન પહોળો નદી રૂપે વહ્યો તે દિવ્ય હજાર વર્ષ સુધી ધારણ કર્યો. તમારૂ પાત્ર ભરાયું ? એમ કહીને વિષ્ણુએ બંધ કર્યો પછી દિવ્ય હજાર વર્ષ સુધી મહાદેવે મંથન કર્યું. તેમાંથી હજાર હાથવાળો ધનુષ્ બાણ સાથે પુરૂષ નીકળ્યો વિષ્ણુએ શિવને

પુછ્યું કે આ કોણ ? શિવે કહ્યું કે આપણા ત્રણના તેજથી પેદા થએલો એ ' **નર** ' છે. શત્રુઓને જિતવાવાળો થશે. તે નરે શિવની અને વિષ્ણુની સ્તુતિ કરી કપાળમાંથી બહાર કાઢ્યો. તે " નર અને વિષ્ણુ " નારાયણના નામથી પ્રસિદ્ધ થયા. રક્તજ અને સ્વેદજ એ બેનું દિવ્ય ત્રણ વર્ષ ન્યૂન ત્રણસો વર્ષ સુધી યુદ્ધ થયું. છેવટે રક્તજે સ્વેદજને ભેદ્યો. વિષ્ણુએ છોડાવીને મહેશ્વરને અને સુરેશ્વરને પાલન કરવાને સોપ્યો. વિષ્ણુએ–બ્રહ્માને કહ્યું કે મહાદેવને મારવા તમે સ્વદેજને પ્રેર્યો તેનું પ્રાયશ્ચિત લ્યો. વિષ્ણુનું વચન માન્ય રાખીને બ્રહ્માએ પ્રાયશ્ચિત લીધું. "

આ જગો પર–૨૦–૨૧–૨૨ આ ત્રણ કલમો વિચારવાની– ૨૦ માં–પહાડને પુત્રી કોના સંયોગથી ? પહાડોની સલાહથી શિવજીને કેવી રીતે મળી ? યજ્ઞ વિધિમાં વિવાદી વેદપાઠીઓને નારદે કહ્યું કે–જેનાથી તમો અને આ બધું જગત્ ઉત્પન્ન થયું તે બ્રહ્મા તમારી પાસે છે એટલે ચૂપ થયા. અંગુઠો દેખતા બ્રમ્હા સ્ખલિત થયા. હજારો વાલિખિલ્યો ઉત્પન્ન થઇ ગયા. જરા વિચારવાનું—પર્વતની પુત્રીને મહાદેવ કયા કાળમાં પરણ્યા ? આ વાત સાચી કે કલ્પિત ? વેદપાઠીઓને અને જગત્‌ને ઉત્પન્ન કરનાર બ્રમ્હા કયાથી આવી ચઢયા ? પણ સ્ખલિત થઇ ગયા કેટલી બધી ધીરજવાળા જગતના કર્તા ? આમાંની કયી વાત સાચી ?

૨૧ મા–એકાર્ણવ થતાં મહાકાળજ રહ્યો ઇંડુ ફોડતા આકાશ પૃથ્વી થયાં. તેણે કયા રહીને ફોડયું ? તેમાથી બ્રમ્હાદિક ત્રણ દેવો નીકળ્યા, કયાથી આવીને ભરાયા હતા ? કયી વાત સાચી ?

૨૨ માં–જગત્‌ના કર્તા બ્રમ્હાને ક્રોધ થતાં પરસેવો, તેમાંથી ધનુષ્ બાણ સાથે વીર નીકળ્યો. બ્રહ્માએ શિવને મારવા તે વીરને પ્રેર્યો. પણ સ્તભિત થઈ ગયો. બ્રહ્મશક્તિ કયાં નષ્ટ થઈ ગઇ હતી ? શિવે વિષ્ણુનો હાથ ભેદી લોહીની નદી બનાવી દીધી તે આજ કાલ કયાં વહે છે ? તેનો પ્રવાહ– પચ્ચાસ અને દશ યોજન લાંબો પહોળો બતાવ્યો છે આમાં સાચું કયું છે ?

આ પ્રજાપતિના સંબંધમાં એકંદરે વિચારવાનું કે—

જૈન ઇતિહાસમાં ૧૧ મા તીર્થંકરના સમયે જિતશત્રુ મહાન્ રાજા પુત્રીના સંબંધે લોકોમાં પ્રજાપતિ કહેવાયો, વૈદિકોએ બ્રમ્હા તરીકે ઠરાવી સંપૂર્ણ વૈદિકધર્મમાંજ દાખલ કરી દીધા છે. તેથી એવું સમજાય છે કે પાર્શ્વનાથ

તીર્થંકરના વખતે થએલા અનેક સર્વજ્ઞોના પહેલાં વેદોની સ્થિતિ કેવલ યજ્ઞયાગાદિકના વિધાન વાળીજ હશે, તે વેદોની સ્થિતિ આજે તેવીને તેવી રહી નથી, પણ તેમાં મોટો ફેરફાર થએલો છે. કારણ કે-જેવી રીતે બ્રાહ્મણ, ઉપનિષદાદિકમાં, સર્વજ્ઞોના જીવાદિક તત્ત્વોનો મોટો ફેરફાર કરતા ગયા, તેવી રીતે વેદોમાં પણ નવીન નવીન અનેક શ્રુતિઓ દાખલ કરતા ગયા છે. જુવો કે ઋગ્વેદના દશમા (છેલ્લા) જ મંડળમાં સૃષ્ટિના કર્તા પ્રજાપતિને ઠરાવવા એકજ વિષયની ત્રણ ચાર શ્રુતિઓ,ત્રણ ચાર જણના તરફથીજ લખાઈલી, તેની સાબીતી બતાવી રહી છે. કોઇ સુજ્ઞ ચતુર વિચારશે તો તેને તેવી સેંકડો શ્રુતિઓ સર્વજ્ઞોના તત્ત્વાદિકનો પસાર થયા પછીથીજ વેદોમાં ઘુસી ગએલી નજરે પડશે, એ નિર્વિવાદ છે આ વાતની સામાન્ય સૂચના તો મૅકડોનલ શાહેબે સંસ્કૃત સાહિત્યમા કરેલી છે. મણિલાલભાઇએ તો ચોખ્ખું લખીને જણાવ્યુ છે કે-પ્રજાપતિ તો બધાના મોખરે આવીને બ્રમ્હા તરીકે પૂજાયો. આના સંબધના વિચારો મારા ગ્રંથમા જોવામાં આવશે.

(૨૩) આર્યોના તહેવારો. પૃ ૫૦૩ થી ૫૦૫ સુધી જુવો—

"વેદકાળની ત્રિમૂર્તિની કલ્પનાનો ધીમે ધીમે એટલો બધો વિસ્તાર થયો કે-પુરાણોમા તેનું સ્વરૂપ તદ્દન બદલાઇ ગયુ. વેદના ગાયકોએ અનેક દેવોની સ્તુતિ કરી છે પણ અગ્રસ્થાન તો અગ્નિ, મરૂત અને સૂર્ય એ ત્રણ દેવોનેજ મળ્યું છે." (પૃ. ૫૦૪) "પુરાણકારોએ ત્રિમૂર્તિની કલ્પના નક્કી કરતી વખતે બુદ્ધ ધર્મની ત્રયીની મદદ લીધી હોય એ સંભવિત છે." (૫૦૫) "આ જગત્ રજ, સત્ત્વ અને તમ એ ત્રિગુણોથી ભરેલું હોવાથી પરમેશ્વર ત્રિગુણાત્મક છે એવું ઉપનિષદ્કારોનું મત બન્યું, પાછળ કહ્યા પ્રમાણે વેદકાળમા મુખ્યત્વે કરીને આ ત્રણ ગુણ ધારણ કરનારા બ્રમ્હણસ્પતિ, સૂર્ય અને રૂદ્રને અનુક્રમે-બ્રમ્હા, વિષ્ણુ અને મહેશ એમ પુરાણકારોએ ઠરાવ્યા. તે પછી અસ્તિત્વમાં આવેલા ઉશાનસ, કાત્યાયન, પરાસર અને વ્યાસના ગ્રંથોમાં ત્રિમૂર્તિનો ઉલ્લેખ મળી આવે છે".

"ખ્રિસ્તી શકના છઠ્ઠા સૈકામાં શદ્રક કવિએ રચેલા મૃચ્છકટિક નાટક (અંક. ૬) માં પણ ત્રિમૂર્ત્તિનો ઉલ્લેખ કરેલો છે."

"એ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે આસરે એક હજાર વર્ષથી બ્રમ્હા, વિષ્ણુ અને શિવની ત્રિમૂર્ત્તિ વિષેનો મત ચોક્કસ થતો ગયો."

અમાં થોડુંક વિચારવાનું કે—

ચારો વેદો ઇશ્વરથી પ્રાપ્ત થએલા બતાવ્યા છે તે કલ્પના કેવળ જૂઠી કરેલી માનીએ તો પણ તે શ્રુતિઓના લખવાવાળા ઋષિઓને તો પ્રાચીનમાં પ્રાચીન માનવા પડશે કે નહીં? તેઓને તો અગ્નિ, મરૂત અને સૂર્ય આ ત્રણ દેવોજ મોટા જણાયલા છે. આ ત્રણ દેવોની મહત્ત્વતા જૈન બૌદ્ધની વિશેષ જાગૃતિમાં નહી જેવી થઇ પડેલી હોવાથી, ત્યાર બાદ કોઇ લાંબા કાળે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ દેવો કલ્પવા પડયા, એમ તો માનવુંજ પડશે. તો વિચારવાનું કે આ ત્રણ દેવોને કયા ગુણ વિશેષથી મોટામાં મોટી સત્તાવાળા પુરાણોથી તે વેદો સુધીમાં દાખલ કરી દીધા? અને તે કયા જ્ઞાનીથી મેળવ્યા? આ ત્રણ દેવોમાના બ્રહ્મા કે જે ચારો વેદોથી જગત્ના કર્તા હર્તા લખાયા છે તે પાછલથી કલ્પિત રૂપે ઘુસાડેલા ખરા કે નહીં? કલ્પિત રૂપેજ ઘુસાડેલા છે એમ માનવુંજ પડશે. જુવો પુરાણોમાં લખાયલા બ્રહ્માના ગુણો-પુત્રીની સાથે અનીતિ કરવા વાળા, લિંગનો પત્તો નહી મળવા છતાં આવીને જૂઠ બોલવાવાળા, ગોપ કન્યા પરણીને સાવિત્રીના અપરાધી બનેલા, પુત્રીની પાછળ જતાં બ્રાહ્મણોથી અને દેવતાઓથી પણ નિંદાયલા, એટલુંજ નહી પણ વ્યાધ રૂપ શિવના બાણથી વીંધાઇને મૃગ નક્ષત્ર રૂપે બનેલા. ઇત્યાદિક અનેક વિકારવાળા બ્રહ્મા કયા ગુણ વિશેષથી જગત્ના કર્તા હર્તા થઇ ચારો વેદોમાં ઘુસ્યા? એ વેદોની મહત્ત્વતા કેટલી? અને એ બધા લેખકો સત્ય-વાદી પણ કેટલા? અને આ બધુ ધાંધલ કયાંથી ઉઠયું? મને તો એમજ લાગે છે કે સર્વજ્ઞોના સત્યતત્ત્વોના વિરોધમાંથીજ ઉઠયું છે। પ્રથમ બ્રહ્માનુંજ સ્વરૂપ ટુંક રૂપે જણાવ્યું છે. હવે વિષ્ણુમાં વિકાર કયાંથી થયો? કેવી રીતનો થયો? જેવી રીતે થયો છે તેવી રીતનો ટુંક રૂપથી જણાવીએ છિએ.

## જૈન વૈદિકમાંના વાસુદેવાદિક ત્રિકની ટુંકમાં નોંધ

વાસુદેવ કહો, વિષ્ણુ કહો એ બધા આ લોકમાં (ભારત લોકમાં) ત્રણખંડ રાજ્યના ભોક્તા મહાન્ રાજાઓજ થયા છે. અનાદિકાળના નિયમને અનુસરીને આ ચાલતી અવસર્પિણીમાં નવ ત્રિકોજ થએલાં છે તેમનો ઇતિહાસ ક્રમવાર જૈન ગ્રંથોમાં તદ્દન ટુંકરૂપે લખાયલો છે તેમાનું પહેલું ત્રિક નીચે પ્રમાણે—

અગીયારમા તીર્થંકરના સમયમાં જે પોતનપુરના રાજા **જિતશત્રુ** હતા, તે પુત્રીના સંબંધથી **પ્રજાપતિ**ના નામથી પ્રસિદ્ધ થયા હતા. તેમને જે

પ્રથમ **અચલ** નામનો પુત્ર તે બલદેવ, બીજી વખતે મૃગાવતી પુત્રી, તેના સંબંધથી જે પુત્ર તે **ત્રિપૃષ્ઠ** વાસુદેવ થયા હતા.

તેજ સમયમા રત્નપુરના રાજા મયૂરગ્રીવના પુત્ર **અશ્વગ્રીવ** તે પ્રતિ-વાસુદેવની પદવીના ધારક થયા છે.

આ અવસર્પિણીમાં નવ ત્રિકોમાનુ આ બલદેવાદિકનું પહેલુંજ ત્રિક થયું છે અનાદિના નિયમ પ્રમાણે ત્રિપૃષ્ઠ વાસુદેવના હાથે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવનું મરણ થયું છે પ્રતિવાસુદેવ લડાઇઓ કરીને ત્રણે ખંડના રાજાઓને તાબે કરે છે. પછી બલદેવ ભાઇની સાથે રહીને વાસુદેવ–પ્રતિવાસુદે-વનો નાશ કરી પોતે નિર્વિઘ્ન પણે ત્રણે ખંડના રાજ્યનો ભોગ કરે છે. તેથી તે બન્ને ( વાસુદેવ અને પ્રતિવાસુદેવ ) સદ્‌ગતિના તો ભાગી થતાજ નથી પણ નરક ગતિનાજ અધિકારી બતાવેલા છે, એમ જૈન ઇતિહાસમાં સર્વજ્ઞોએ જણાવેલુ છે —

(૧) વૈદિકોમાં–દેવી ભાગવતે બળદેવના, અને વાસુદેવ સંબંધને સર્વથા ઉડાવી દઇને અશ્વગ્રીવ પ્રતિવાસુદેવનેજ વિષ્ણુ ભગવાન્ ઠરાવી તેમનું માથું વાસુદેવથી કપાયા પછી ઘોડાના માથાવાળા હયગ્રીવ વિષ્ણુના નામથી પ્રસિદ્ધિમાં મુકયા છે.

(૨) સ્કંદ પુ૦ ના ત્રીજા ખંડમા—દેવતાઓએ યજ્ઞનો આરંભ કર્યો, ત્યાં માત્ર વિષ્ણુજ આવ્યા નહી. શોધ કરતા ધનુષ બાણ ચઢાવીને ધ્યાનમાં બેઠેલા જોયા ઉધઇઓના પ્રયાસથી બાણની દોરી કપાતા વિષ્ણુનું માથું ઉડી ગયું, તે મળ્યુંજ નહીં તેથી વિશ્વકર્માએ સૂર્યના ઘોડાનું માથું કાપી બંધ બેસતું કરીને આપ્યું. ત્યાંથી હયગ્રીવ વિષ્ણુના નામથી પ્રસિદ્ધ થયા.

નવ ત્રિકોમાનુ આ પહેલવેલું ત્રિક ૧૧મા તીર્થંકરના સમયમાં થએલું છે. જૈન–વૈદિકમાં લખાયા પ્રમાણે ટુંક નોધ કરીને બતાવી છે.

વિચારવાનું કે—એક વખતે ઇંદ્ર દેવતાઓ સાથે અશ્વમેધ કરતાં પશુઓને બાંધ્યાં, ઋષિઓએ આ યજ્ઞ અયોગ્ય ઠરાવ્યો. ઇંદ્રના પક્ષમા વસુરાજા ભળતા નરકમાં ગયો. આ યજ્ઞ કરાવનાર ઇંદ્રની કયી ગતિ થઇ ? તે કાંઇ જણાવ્યું નથી. ( જુઓ પ્ર. ૧૮ મું. પૃ ૧૫૫ થી ૫૭ )

આ દેવતાઓના યજ્ઞમાં પણ બ્રહ્માદિક તો ભળેલાજ છે, માત્ર વિષ્ણુ આવ્યા નથી તો પણ દૂર બેઠા છતાં માથા વિનાના તો થયાજ. આ યજ્ઞની વાતો વિચિત્ર પ્રકારની કેવી ? આ બધા લેખકોની સત્યનિષ્ઠા પણ કેટલી ?

બારમા તીર્થંકરના વખતે-વાસુદેવાદિકનું બીજુ ત્રિક થયું છે— **જય** નામા બલદેવ, **દ્વિપૃષ્ઠ** વાસુદેવ અને **તારક** પ્રતિવાસુદેવ છે વાસુદેવ અને પ્રતિવાસુદેવની લડાઇ થતાં પ્રતિવાસુદેવ મરાણો છે.

( ૧ ) વૈદિકોમાં–વિષ્ણુના મત્સ્યાવતારપુરાણે–તારક પ્રતિવાસુદેવને મોટા દૈત્ય ઠરાવી, દેવતાઓની સાથે યુદ્ધ કરવાવાળો બતાવ્યો છે આ દૈત્યે કરોડો દેવતાઓને માર્યા છે. યુદ્ધમાં ભળેલા ઇંદ્રો, લોકપાલો અને વિષ્ણુ આદિને પકડીને એ દૈત્યે બાંધ્યા છે. જેમ વાઘ મનુષ્ય–પશુઓને પકડે તેમ પકડી લીધા અને એ તારક દૈત્ય ત્રણ લોકની સંપદાવાળો થઇ બેઠો.

ટુંકમા વિચારવાનું કે—કલ્પિત મત્સ્યાવતારનું લખાણ કલ્પિત ઠરે કે નહી ? યુગ યુગમાં રક્ષા કરવાવાળા વિષ્ણુ તે આ એક દૈત્યના સપાટામાં કેમ સપડાયા ? એટલુંજ વિચારશો તો પણ બસ છે.

(૨) સ્કંદ પુ૦ ખંડ ૧ લો–વજ્રાંગ અસુરે–બ્રહ્માના વરદાનથી પુત્ર મેળવ્યો તેની સ્ત્રીએ હજાર વર્ષ ગર્ભમાં રાખ્યો પછી **તારક** નામ રાખ્યું. તેણે દેવતાઓને જીતવા દશ હજાર વર્ષ આહાર વિનાનો તપ કર્યો. બ્રહ્મા તેને વરદાન આપવાને ગયા. અને જણાવ્યું કે તૂં તરતના જન્મેલા બાળક વિના બીજાથી મરીશ નહીં પછી તારક દૈત્યે–યમપુરીનો અને દેવતાઓના સૈન્યનો નાશ કર્યો વિષ્ણુએ બધા દેવતાઓને ભાગી જવાની આંજ્ઞા કરી તારક ખંભાતના સિંહાસન પર જઇને બેઠો. પણ તરતના જન્મેલા કાર્તિક સ્વામિના હાથથી મરાયો.

આમાં જરા વિચારવાનું કે—હજાર વર્ષ ગર્ભમાં રહે, એ સિદ્ધાંત કયું ? મોટો થયા પછી દશ હજાર વર્ષ તપ કર્યો. ત્યારે તેનું આયુષ્ય કેટલું હશે ? અનેક આફતોવાળા બ્રહ્મા વરદાન આપવા કયાંથી આવ્યા ? યમપુરી નીચે છે કે ઉપર ? કયાં જઇને તેનો નાશ કર્યો ? દેવતાઓ સાથે લડાઇ કરી, તો તે સ્વર્ગમા જઇને કે ભૂતલમાં ? લેખકે આ બધું જ્ઞાન કયા જ્ઞાનીથી મેળવ્યું માનવું ?

(૩) તુલસીરામાયણ બાલકાંડના તારકાસુર.

શિવજી રામચંદ્રનું ધ્યાન કરવા બેઠા, તે વખતે તારકાસુર ઉત્પન્ન થયો. તેણે લોકોને અને દેવતાઓને સંપત્તિથી રહિત કયા. દેવતાઓ બ્રહ્માની પાસે ગયા. બ્રહ્માએ કહ્યું કે–શિવજીના વીર્યથી ઉત્પન્ન થએલો

પુત્રજ એ દૈત્યને જીતે દેવતાઓએ સ્તુતિ કરીને કામદેવને પ્રગટ કર્યા, તેણે સર્વ દુનિયાને વ્યાકુલ કરી નાખી, પણ શિવજીએ તો બાળીને ભસ્મજ કરી નાખ્યો. એટલે બ્રહ્માદિક દેવો વિષ્ણુ પાસે ગયા પછી સર્વે મળીને શિવને પ્રસન્ન કર્યા. લગ્ન કરવાનું નક્કી ઠરાવી શિવને શણગાર્યા નારદાદિક ઋષિઓએ પાર્વતીની માતાને સમજાવી લગ્ન કરાવી દીધું વિલાસ કરતા કૈલાસ પર ૬ મુખવાળા કાર્તિકેય જન્મ્યા. તે બાળકે તારકાસુરને માર્યો. પછી બધા નિર્ભય થયા.

આ તારક પ્રતિવાસુદેવમા ટુંકથી વિચારવાનું કે—

આ બીજું ત્રિક જૈનોના ૧૨મા તીર્થંકરના સમયમાં થએલું છે–તેને મત્સ્યપુરાણવાળાએ–તારકાસુર લખીને મોટો દૈત્ય ઠરાવ્યો છે. તેણે જગત્‌ના ઉદ્ધારક વિષ્ણુના સમક્ષ કરોડો દેવતાઓને માર્યા અને વિષ્ણુને પણ કેદમા પૂર્યા. આ વાત ક્યાં સુધી સત્ય લખાઇ હુશે ?

સ્કંદ પુ. માં—તેના બાપે બ્રહ્માના વરદાનથી તારક પુત્ર મેળવ્યો. કર્મના વશથી પરાધીન પણે અફલાતા બ્રહ્મા કયે ઠેકાણે વરદાન આપવાને ગયા અને કયા કાળમાં ? તે તારક હુજારવર્ષ ગર્ભમાં પછી દશ હજાર વર્ષ તપ કરી કોઇથી મરૂ નહી એવો બ્રહ્માથી વર મેળવ્યો. પછી યમપુરીનો અને દેવતાઓના સૈન્યનો નાશ કર્યો. કયે ઠેકાણે રહીને આ અકાર્ય કર્યું ? કેમ કે ખભાતની ગાદીનો માલક થઇ બેઠો છે. આ વાત કયા કાળમાં બનેલી ? એ વિચારવાનું.

તે બીજા ત્રિકમાંનો તારક, અબજોના અબજો વર્ષ પછી રામાદિકના આઠમા ત્રિક વખતે લોકોને અને દેવતાઓને સુખ સંપત્તિથી રહિત કરતો કયાથી આવી ચઢયો કે જેને બ્રહ્માદિકોને ભ્રમિષ્ટ કરી નાંખ્યા ? આ બધી વૈદિક ઇતિહાસની બાજી કયાંથી રચાઇ ?

॥ જૈનોના ૧૩ મા તીર્થંકરના સમયમા–વાસુદેવાદિકનું ત્રીજુ ત્રિક—

**ભદ્ર** બલદેવ, **સ્વયંભૂ** વાસુદેવ અને **મેરક** પ્રતિવાસુદેવ, મોટાભાઈ ભદ્રની સાહાય્યથી સ્વયંભૂ વાસુદેવે મેરક પ્રતિવાસુદેવને ચક્રરત્નથી માર્યો. મેરક લડાઇમાં મરવાથી અને સ્વયંભૂ રાજ્યના લોભથી તે ભવમાં સદ્‌ગતિ મેળવી શકયા નથી

વૈદિકોમાં-બ્રહ્માંડ પુરાણે-માગસર સુદિ ૧૧ના સંબંધે એવો લેખ છે કે–મુરૂ દૈત્ય સાથે શ્રીકૃષ્ણે દિવ્ય હજાર વર્ષ સુધી યુદ્ધ કર્યું. છેવટે નાઠા. તેનો સંબંધ

એવો છે કે–અર્જુને શ્રીકૃષ્ણને પુછયું કે–માગસર સુદી ૧૧ ના વ્રતથી હજારો યજ્ઞનું ફળ શાથી? ઉત્તરમાં શ્રી કૃષ્ણે જણાવ્યું કે–પૂર્વે કૃતયુગમાં મુરૂ નામના દૈત્યે બ્રહ્માદિક બધા દેવોને સ્વર્ગમાંથી ભ્રષ્ટ કર્યા. બ્રહ્માદિક દેવોએ શિવની પાસે પોતાનું રક્ષણ માગ્યું. પણ શિવે વિષ્ણુને બતાવ્યા. બધા વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુએ બ્રહ્માદિકની વાત સાંભળીને કહ્યું કે– એવો દુષ્ટ દૈત્ય કોણ છે કે જેણે બ્રહ્માદિક દેવોને સ્વર્ગમાંથી ભ્રષ્ટ કર્યા? એમ કહીને વિષ્ણુ બ્રમ્હાદિકને સાથમાં લઈને તે દૈત્યનો નાશ કરવાને નીકળ્યા. પણ તે દૈત્યની એક હાકલ માત્રથી બ્રહ્માદિક દેવો ભાગી ગયા. માત્ર એકલા વિષ્ણુએજ દિવ્ય હજાર વર્ષ સુધી તેની સાથે બાહુ યુદ્ધ કર્યું. છેવટે વિષ્ણુ પણ નાઠા. અને એકજ દરવાજાની બાર યોજનની ગુફામાં જઈને સુતા. મુરૂદૈત્ય ત્યાં જઈને પણ મારવાને તૈયાર થયો. પણ મારા અંગથી ઉત્પન્ન થએલી કન્યાથી તે દૈત્ય મરાયો. નિદ્રામાંથી ઉઠીને મેં તે કન્યાને વર આપ્યો કે હે કન્યે! તને આ એકાદશીના યોગથી દૈત્ય મારવાની શક્તિ થઈ છે તેથી તારા નામથી આ એકાદશીનું વ્રત થશે એવો વર આપ્યો તેથી સંતુષ્ટ થઈ.

આ મુરૂ દૈત્યમાં વિચારવાનું કે—

'વિરાટ્નું રૂપ ધરીને બ્રહ્માંડને ઘેરો ઘાલતાં પ્રજાપતિ દશાંગુલ બહાર વધીને રહ્યા.' આ સૂક્ત જૈન બૌદ્ધની વિશેષ જાગૃતિના પછી ચારે વેદોમાં દાખલ કરેલું હોય એ સ્વાભાવિકજ છે. પ્રજાપતિ આ બધી સૃષ્ટિના સ્વરૂપવાળો થયો તે વખતે આ બધા જીવો કર્મવાળા બનાવ્યા કે કર્મ વિનાના? પોતે ચારવર્ણ રૂપના બન્યા ત્યારે તેમાં આ મુરૂ દૈત્ય હતો કે નહી? અથવા બ્રહ્માંડની બહાર દશાંગુલ વધીને જે જગ્યા છોડી હતી તેમાંથી આવીને કયે રસ્તેથી બ્રહ્મસ્થાનમાં પહોંચ્યો? કે જે દૈત્યે બ્રહ્માદિકને સ્થાનથી ભ્રષ્ટ કર્યા? દેવીના હાથ ઘસવાથી અને શિવના હાથથી ઉત્પન્ન થએલા બ્રહ્માને શિવનું શરણ ન મળવાથી વિષ્ણુનું શરણ ખોળવું પડયું. વિષ્ણુ પણ તે દૈત્યથી ભાગીને બારયોજનની ગુફામાં જઈને સુતા. આ દૈત્ય ત્રણે દેવોથી કેટલો બધો જબરો હશે? અને કોનાથી પેદા થએલો હશે? પ્રથમ બ્રહ્માનોજ ખરો પત્તો નથી તો પછી અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈતની સિદ્ધિ તે તુષખંડન જેવી ખરી કે નહી?

૧૪ મા તીર્થંકરના વખતે ચોથા વાસુદેવાદિકનું ચોથું ત્રિક—

સુપ્રભ–બલદેવ, પુરૂષોત્તમ–વાસુદેવ, અને મધુ પ્રતિવાસુદેવ. આ ત્રણે ખંડના મોટા રાજાઓ થયા છે. પ્રતિવાસુદેવ ત્રણે ખંડના રાજાઓની સાથે

લડાઈઓ કરીને પોતાની આજ્ઞા મનાવે પણ તેજ અરસામાં થએલા વાસુદેવ પોતાના મોટાભાઈ બલદેવની સાહચ્યથી પ્રતિવાસુદેવને મારે છે. પછી નિર્ભય પણે રાજ્યને ભોગ કરે છે. એક લડાઇઓના પાપથી બીજો રાજ્યના લોભથી સદ્ગતિના ભાગી થતા નથી.

મધુ પ્રતિ વાસુદેવ છે અને કૈટભ તેને ભાઇ છે.

વૈદિકોમાં–માર્કંડેય પુરાણે જણાવ્યું છે કે–મધુ અને કૈટભ એ બે દૈત્યો વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થયા અને બ્રમ્હાને મારવાને દોડયા. બ્રહ્માએ નિદ્રાદેવીની સ્તુતિ કરવા માંડી એટલે શ્રીકૃષ્ણજી જાગી ઉઠયા. અને તે દૈત્યો સાથે પાચ હજાર વર્ષ સુધી બાહુ યુદ્ધ કર્યું. છેવટે નાશી છુટયા.

આમા જરા વિચારવાનુ કે–કાનના મેલના દૈત્યોથી જગત્‌ના કર્તા બ્રહ્મા કે જે ચારે વેદોથી પ્રસિદ્ધ છે, તે તો ભાગ્યા. પણ જગત્‌ના ઉદ્ધારક વિષ્ણુ ભગવાન્ પણ ભાગ્યા ! ! આમાંની કયી વાત સાચી હશે ?

દુર્ગાપાઠ અ. ૧ લો શ્લો ૬૭ થી–કલ્પાતે એકાર્ણવ થતાં વિષ્ણુ શેષનાગની શય્યામાં સુતેલા તેમના કાનના મેળથી ઉત્પન્ન થએલા મધુ અને કૈટભ નાભિકમલમાંના બ્રહ્માને મારવાને દોડયા.

આમાં પણ વિચારવાનું કે–કલ્પાંતોમાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ગડ મથલમાં પડેલા બ્રહ્મા ચારે વેદોમાં બતાવ્યા છે. તે વખતે વિષ્ણુના કાનના મેલમાં મધુ અને કૈટભ બે દૈત્યો કયાથી આવીને ભરાયા ? એકાર્ણવની વાત, વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન મધુ–કૈટભની વાત, અને તેમની નાભિમાં આવીને ભરાઇ બેઠેલા બ્રહ્માની વાત, આમાંની કયી વાત સાચી લાગે છે ? આ બધું ઉંધું છ-તું કયાંથી લાવીને ગોઠવ્યું છે ? જરા વિચારમાં ઉતરીને જોશો ખરા કે ?

પ્રાચીનમાં પ્રાચીન વાયુપુરાણના મધુ અને કૈટભ બે દૈત્યો—

વિષ્ણુએ અને બ્રહ્માએ સ્તવના કરી શિવને પ્રસન્ન કર્યા. બ્રહ્માએ શિવના જેવા પુત્રની યાચના કરી. વિષ્ણુએ શિવની સેવા પસંદ કરી એટલે મહાદેવે કહ્યું કે–આ જગત્ રૂદ્રમય અને નારાયણમયજ છે. વિષ્ણુ જળમાં પ્રવેશ કરી ગયા. બ્રહ્મા પોતાના આસન પર જઇને બેઠા. પછી લાંબા કાળે મધુ અને કૈટભે બ્રહ્માને કહ્યું કે–તું અમારો ભક્ષ્ય થઇશ. એમ કહીને અંતધાન થઇ ગયા. બ્રહ્મા બબ ગભરાયા. અને કમલના નાલ વડે રસાતલમાં જઇ

સુતેલા હરિને જગાડીને કહ્યું કે મારૂં રક્ષણ કરો ! હરિએ કહ્યું બીશો નહી. એટલામાં મધુ અને કૈટભ આવેલા જાણી પોતાના મુખથી વિષ્ણુ અને જિષ્ણુ ઉત્પન્ન કરી બ્રમ્હાના રક્ષણ માટે મુકયા. પેલા બે દૈત્યો પણ–વિષ્ણુ અને જિષ્ણુના જેવું રૂપ ધરી આવીને ઉભા. બ્રમ્હાને લક્ષ્ય રાખી પાણીને સ્થિર કરી દેવતાનાં સો વર્ષ સુધી લડયા. બન્ને તરફના એક લક્ષણવાળા જોઇ બ્રમ્હા વ્યાકુલ થયા. પણ દિવ્યનેત્રથી જોઇને પેલા દૈત્યોને કમલ કેશરાના બખતરથી બાંધી લીધા. ત્યાં એક કન્યા ઉત્પન્ન થએલી જોઇ પેલા બે દૈત્યો ગભરાયા. કન્યાને બ્રમ્હાએ પુછયું કે તું કોણ છે ? તેણે કહ્યું કે હું વિષ્ણુનો સંદેશો લાવનારી મોહિની નામની માયા છું. પેલા બે દૈત્યોએ એવો વર માગ્યો કે અમારૂ મરણ થાય નહી અને અમે તારા પુત્ર થઇએ, તે કન્યા તેવો વર આપીને યમ સદનમાં લઇ ગઇ. વિષ્ણુએ કૈટભને અને જિષ્ણુએ મધુને માર્યો. એ પ્રમાણે બ્રમ્હાએ વિષ્ણુ અને જિષ્ણુના સાથે રહીને તે બે દૈત્યોને માર્યા.

આમાં પણ જરા વિચારવાનું કે—

જગતના સ્રષ્ટા, અનાદિના બ્રમ્હા, ચારો વેદોથી પ્રસિદ્ધિને પામેલા, પુત્રીમા મોહિત થતાં દેવોથી અને બ્રામ્હણોથી નિંદાયલા, શિવે જેને વીંધી નાખેલા, તે બ્રમ્હા શિવની પાસે પુત્ર માગવાને ગયા, આ બધી વાતો કયા કયા કાળમાં બનેલી ? મા બાપ વિના અચાનક ઉત્પન્ન થએલા મધુ અને કૈટભે બ્રમ્હાને ભક્ષ્ય થવાનો ભય બતાવ્યો. કયા જ્ઞાનીઓથી આ તંત્ર ઉભું કરવામાં આવેલું અને આ બધો પ્રપંચ શાથી ઉભો કરવામાં આવેલો ? સર્વજ્ઞોના ઇતિહાસ પર ધ્યાન દઇ વિચાર કરો સત્ય શું છે તે સહજે માલમ પડશે.

પંદરમા તીર્થંકરના સમયમાં–વાસુદેવાદિકનું પાંચમું ત્રિક થયું છે. સુદર્શન–બલદેવ, પુરૂપસિંહ–વાસુદેવ, અને નિશુંભ પ્રતિવાસુદેવ. નિશુંભ પ્રતિવાસુદેવે ત્રણે ખંડના રાજાઓની સાથે મોટી લડાઇઓ કરીને તેઓને પોતાના તાબે કરેલા. પણ પોતાના મોટાભાઇ બલદેવની સાહ્યથી પુરૂષસિંહ વાસુદેવે નિશુંભ પ્રતિ વાસુદેવનો નાશ કરીને નિર્વિઘ્ન પણે ત્રણ ખંડના રાજ્યનો ભોગ કર્યો. એક લડાઇઓના પાપથી અને બીજા રાજ્યના લોભથી સદ્ગતિના ભાગી થએલા નથી. આ અવસર્પિણીમાં નવે ત્રિકો મહાપુરૂષોની ગણત્રીમા ગણાવેલા છે. બલદેવો તો સદ્ગતિનાજ ભાગી થએલા છે. પણ વાસુદેવ અને પ્રતિવાસુદેવ કેટલાક કાળ પછી કરેલાં પાપને ભોગવ્યા પછી મોક્ષગતિ મેળવનાર થવાના તેથીજ ગણત્રીમાં લીધેલા છે.

વૈદિકોમા—મત્સ્યપુરાણે— શુંભ અને નમિ એ બે દૈત્યો ઠરાવ્યા છે.

વાત એવી છે કે—શુંભ અને નમિ એ બે દૈત્યો સાથે વિષ્ણુજીની લડાઈ ખુબ જામી. પ્રથમ વિષ્ણુએ શુંભને ઉશ્કેર્યો એટલે નમિ નામના દૈત્યે ગદા લઈને ગરૂડના માથામાં મારી અને પરીઘ લઈને શુંભ નામા દૈત્યે વિષ્ણુના માથામાં મારી, એટલે ગરૂડ અને વિષ્ણુ એ બન્ને મૂર્છિત થઈને પડયા, એટલે યુદ્ધમાં બૂમારવ થઈ પડયો. તે બન્ને સચેતન થયાપછી યુદ્ધમાથી જીવ લઈને નાઠા.

આમાં પણ જરા વિચારવાનું કે—

સર્વજ્ઞોએ પુરૂષસિંહ વાસુદેવ બતાવેલા છે, નિશુંભ પ્રતિવાસુદેવ કહેલા છે. અહીં વાસુદેવનું નામ ઉડાવી દઈને વિષ્ણુની પદવી માત્રથી ઓળખાવ્યા છે. વાસુદેવની જે જુદી જુદી વ્યક્તિઓ હતી તેમને એકજ રૂપથી બતાવવાનો પ્રયત્ન કરેલો છે. વાસુદેવોનો સદા જય થએલો છતા વૈદિકોના પંડિતોએ ઢંગધડા વિનાના ચિત્રીને મૂકેલા છે. જુવો—૧૧ મા તીર્થંકરના સમયમાં—પહેલા ત્રિકમાં અશ્વગ્રીવ પ્રતિવાસુદેવનેજ વિષ્ણુ ભગવાન્ ઠરાવી માથા વિનાના બતાવી ઘોડાના માથાવાળાજ લખીને બતાવ્યા. અનાદિકાળના વિષ્ણુ ભગવાન્ માનીએ તો શું પોતાના મસ્તકની રક્ષા કરવાની સત્તા તેમનામા ન હતી? આ બધી વિચિત્રતા શાથી લખાઇ? અને આ બધી વાતો ક્યાથી આવી? બીજા ત્રિકમાં તારક પ્રતિ વાસુદેવ છે તેને અસુર ઠરાવી વિષ્ણુને તેના કેદી બનાવ્યા, ત્યારે બીજા લેખકોએ વિચિત્ર પ્રકારનું લખીને બતાવ્યું તે બધા લેખો વિચારવાને માટે પણ મૂકેલા છે. ત્રીજા ત્રિકમાં મેરક પ્રતિવાસુદેવ તેને અગીયારસની કથામાં દૈત્ય ઠરાવી તેનાથી બ્રહ્માદિકોને નષ્ટ ભ્રષ્ટ થએલા બતાવ્યા છે. એટલુંજ નહી પણ વિષ્ણુ ભગવાનને પણ નાશતા ભાગતા લખીને બતાવ્યા છે. આ બધી વિચિત્ર બાજી કયાંથી રચાઇ?

ચોથા ત્રિકમાં મધુ પ્રતિવાસુદેવ છે તેના ભાઇ કૈટભ છે. વૈદિકોએ વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થએલા બતાવ્યા છે. વિષ્ણુના કાનમાં એટલો બધો મેલ ભરાઇ ગયો કે તેમાંથી ઉત્પન્ન થએલા દૈત્યોએ બ્રહ્માના હાલ બે હાલ કરીને મુકયા. એટલુંજ નહી પણ વિષ્ણુ પોતે પણ નાશી છુટયા. જરા વિચારવાની તસદી લઇ સત્યાસત્યનો વિચાર કરશો. સુજ્ઞેષુ કિમધિકેન?

૧૧ મા થી ૧૫ મા તીર્થંકર સુધીમાં ત્રિપૃષ્ઠવાસુદેવાદિકનાં પાંચ ત્રિક

થયાં છે તે જૈન-વૈદિકના ઇતિહાસ પ્રમાણે લખીને બતાવ્યાં. પ્રથમ ઋષભદેવ અને બીજા અજિતનાથના વખતે-ભરત અને સગર આ બે ચક્રવર્તીઓ થયા છે તે પણ લખીને બતાવ્યા હતા. હુવે ક્રમવાર પાંચ ચક્રવર્તીઓ થએલા છે ત નામ માત્રથી લખીને બતાવીએ છીએ-૧૫ મા અને ૧૬ મા તીર્થંકરના મધ્યમાં ત્રીજા **મઘવાન** અને ચોથા **સનત્કુમાર** એ બે ચક્રવર્તીઓ થયા છે. તેમના પછી-૫ મા, ૬ ઠા, અને ૭ મા ચક્રવર્તીઓનું પદ ભોગવ્યા પછી-૧૬ મા, ૧૭ મા, અને ૧૮ મા તીર્થંકરો પણ એજ ( શાતિનાથ, કુંથુનાથ, અરનાથ ) થયા છે. એટલે ૧૫ મા થી તે ૧૮ તીર્થંકર સુધીમાં ક્રમવાર પાંચ ચક્રવર્તીઓ બતાવ્યા. આ પાચોના સંબંધે જૈન-વૈદિકમાં વિશેષ શું છે તે મારા જાણવા પ્રમાણે ઇસારા માત્રથી જણાવ્યું છે. ત્રિજા મઘવાન્ ચક્રવર્તીના સંબંધે વૈદિકોએ શું લખ્યું છે અને કેવા સ્વરૂપથી લખ્યું છે તેના સંબંધે હું કાંઇ પણ માહિતી મેળવી શકયો નથી. અને ચોથા સનત્કુમાર ચક્રવર્તીના માટે વૈદિકોમાં સનત્કુમાર સંહિતા ઘણા મોટા પ્રમાણમાં લખાઇલી છે. જૈનોના સનત્કુમાર ચક્રવર્તીનો લેખ અમે અમારા ગ્રંથમાં કિંચિત્ માત્ર લખીને બતાવ્યો છે. બન્ને લેખોની તુલના પંડિતોએ કરી લેવી.

પાંચમા ચક્રવર્તી અને સોળમા તીર્થંકરે-સમ્યકત્વની ( બોધિબીજની ) પ્રાપ્તિ થયા પછી ૧૨ ભવ કર્યા છે. તેમાં ૧૦ મા ભવે **મેઘરથ** રાજા અત્યંત દયાવાળા ઇંદ્રની પ્રસંશાના પાત્ર થયા છે. તેથી બે દેવો તેમની પરીક્ષા કરવાને આવ્યા છે. એકે કબુતરનું રૂપ ધરી મેઘરથનું શરણ લીધું છે. બીજાએ બાજ પક્ષીનું રૂપ ધરી પોતાનું ભક્ષ માગ્યું છે માંસ વિના બીજા ભક્ષ્યને લેતો નથી. છેવટે મેઘરથે કબુતરના બરોબર પોતાની જાંઘનું માંસ આપવા માંડયુ, પણ કોઇ રીતે પુરૂં ન થતાં રાજાએ પોતાનું શરીર કાંટા ઉપર ચઢાવ્યું. રાજ્યમાં હા હા કાર. છેવટે દેવો પ્રશંસા કરીને ચાલતા થયા.

વૈદિકોમાં એકલા મહાભારતમાંજ ત્રણ નામથી પ્રસિદ્ધ થએલી કથા— સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ પૃ ૩૭૫ માં-"શિબિરના પુત્ર ઉશીનરના સંબંધે, ફરીથી શિબિરનાજ સંબંધે, અને ત્રિજીવાર શિબિરના પુત્ર વૃષદર્ભના સંબંધે એમ ત્રણ ઠેકાણે ત્રણ નામથી મહાભારતમાંજ લખાઇ છે." આ ગ્રંથકારે એવું અનુંમાન કર્યું છે કે-આ વાર્તાની ઉત્પત્તિ બૌદ્ધ ધર્મથી થઇ હોય એમ એના સ્વરૂપથી સ્પષ્ટ જણાઇ આવે છે. જૈનધર્મની માહિતીના અભાવે આ અનુમાન તેમનું અયોગ્ય ન ગણાય યોગ્યાયોગ્યનો વિચાર વાચકોએ કરી લેવો.

૧૮ મા અને ૧૯ મા તીર્થંકરના મધ્યમાં એક કરોડ વર્ષનું અંતર પડેલું છે. તેમાં પ્રથમ ૬ ઠ્ઠા વાસુદેવ, પછી ૮ મા ચક્રવર્તી અને તેમના પછી ૭ મા વાસુદેવ, એમ ક્રમવાર થયા છે. એમાં જે કાંઈ વિશેષ છે તે જૈન અને વૈદિક પ્રમાણે ઈસારા માત્રથી લખીને બતાવું છું —

જૈન પ્રમાણે પ્રથમ ૬ ઠું ત્રિક–આનંદ બલદેવ, પુરૂષપુંડરીક વાસુદેવ અને બલિ નામના પ્રતિવાસુદેવ થયા છે. વાસુદેવને જે કન્યા વરવાની હતી તે બલિ નામના પ્રતિવાસુદેવે હરણ કરી આનંદ અને પુરૂષપુંડરીક લડવાને ચઢયા, પણ એક વખતે પાછું હટવું પડયું; બીજી વખતની ચઢાઇમાં બલિ પ્રતિવાસુદેવનું માથું કાપી નાખ્યું. અને વાસુદેવે નિર્વિઘ્નપણે ત્રણે ખંડનું રાજ્ય ભોગવ્યું. બેમાંના એક પણ સદ્ગતિના ભાગી થએલા નથી. એવો અનાદિનોજ નિયમ બંધાઇ ગએલો છે.

વૈદિકોમાં આ એકજ કથા ચાર સ્વરૂપમાં છે, તે જુવો—

(૧) બલિએ સો યજ્ઞો કરી ઇંદ્રપદ મેળવવાનો પ્રયત્ન. કર્યો. ૯૯ નું પુરા થતાં શ્રીકૃષ્ણને ચિંતા થઇ કે–પ્રલ્હાદને મારૂં આપેલું ઇંદ્ર પદ જાય નહીં તેમ કરૂં. એટલે વામન રૂપ ધરીને બલિની પાસે સાડાત્રણ ડગલાં જમીન માગી. ત્રણ પગથી બધી જમીન માપીને અડધું ડગલું બલિના પીઠ ઉપર મૂકી પાતાળમાં ખોસી ઘાલ્યો. પણ બલિનું નામ રાખવા દીવાળીના ચાર દિવસ તેને રાજ્ય પર સ્થાપી પોતે દ્વારપાલ થવાનું કબૂલ્યું.

આમાં વિચારવાનું કે–દ્વારિકાના દાહ વખતે શ્રીકૃષ્ણ પોતાના કુટુંબને પણ સંભાળી શકયા ન હતા, પોતે પણ જંગલમાંજ પ્રાણ ગુમાવી બેઠા હતા, તેમણે ઇંદ્રપદ આપવાનો અધિકાર કયાંથી મેળવેલો ?

(૨) રામાયણમાં–શ્રીકૃષ્ણે વામન રૂપ ધરી બલિને છળવા તેની પાસે અર્પણ જલ માગ્યું પણ બલિના નાલવામાં શુક્રાચાર્ય પેઠા. પાણી પડવા દીધું નહીં. નાલવું સાફ કરવા જતાં શુક્રાચાર્યની આંખ ફુટી આ બધાં કલ્પનાનાં કુસુમો શા કારણથી ગુંથાયાં ?

(૩) સ્કંદ પુ. માં–પૂર્વ ભવના ધૂર્ત બલિએ ગણિકાને તાંબૂલ આપવા માંડયું, ભૂમીપર પડતાં શિવને અર્પણ કર્યું. પાપ દૂર થતાં સાડાત્રણ ઘડી ઇંદ્રપદ મળ્યું. અગસ્તિ આદિને હાથી આદિનાં દાન આપ્યાં. તે પાછું મેળવવા પૂર્વના ઇંદ્રે યમને પ્રાર્થના કરી અને નરકમાં મોકળવા વીનવ્યા. ચિત્રગુપ્તે

તેમ કરવા ના પાડી અને તે બલિને પ્રલ્હાદની સ્ત્રીના ગર્ભમાં પ્રવેશ કરાવ્યો. ઇંદ્રે બલિના બાપનું માથું કાપ્યું. પછી બલિનો જન્મ થયો. તેણે ફરીથી સ્વર્ગનું રાજ્ય લીધું. શુક્રાચાર્યની સલાહથી ભૂમીપર સો યજ્ઞો કરવા માંડયા. ભગવાન્ છળવાને આવ્યા. શુક્રાચાર્યે જમીન આપવા ના પાડી પણ બલિએ માન્યું નહીં, તેથી નિર્ધન થવાનો શાપ આપ્યો. ઇત્યાદિ.

અહીં ટુંકમાં વિચારવાનું કે—જે બલિરાજા હતા તે અહીં ધૂર્ત લખાયો. અને સાડા ત્રણ ઘડીના ઈંદ્રપદવાળો થયો. એ કયા સિદ્ધાંતથી? પલ્યોપમ કે સાગરોપમથી ઓછા આયુષ્ય વાળા ઈંદ્ર હોતાજ નથી. જુવો જૈનસિદ્ધાંતમાંના લેખો.

(૪) ભાદરવા સુદિ ૧૧ ના સંબંધે સ્કંદ પુ. માંની કથા—

"અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણે જણાવ્યું કે-પૂર્વયુગમાં મારો તથા બ્રાહ્મણાદિકનો ભક્ત બલિ નામનો દાનવ હતો. તેણે ઈંદ્રનો દ્વેષી થઈ મારો આપેલો લોક અને દેવોને જીતી લીધા. દેવો મારી પાસે આવ્યા. મેં બ્રહ્માંડનું રૂપ ધરીને તેનું સર્વસ્વ લઈ લીવું. અને બલિ પણ ઇંદ્રને સોંપી દીધો. યુધિષ્ઠિરે ફરીથી પુછ્યું કે કેવી રીતે જીતી લીધો? બાળકનું રૂપ ધરી મેં બલિની પાસેથી ત્રણ ડગલાં જમીન માગી લીધી. પછી હું ત્રણ લોકના સ્વરૂપ વાળો થયો. એક પગથી પૃથ્વી, અને બીજા પગથી ત્રણે લોક માપીને કહ્યું કે ત્રીજો પગ કયાં મૂકું? એમ કહીને તેના માથા પર પગ મૂકીને રસાતલમાં ખોગી ઘાલ્યો." ઇત્યાદિ.

એકંદર આ બલિની કથામા વિચારવાનું કે—

સર્વજ્ઞોના ઇતિહાસમાં-ભારત ૭ ખંડના ભોક્તા ચક્રવર્તીઓ હોય, તે આ અવસર્પિણીમાં ૧૨ જ થયા છે. ત્રણ ખંડના ભોક્તા વાસુદેવો હોય. આ છઠ્ઠા ત્રિકમાં-પુરૂષપુંડરીક વાસુદેવ છે. બલિ પ્રતિવાસુદેવને મારીને ત્રણ ખંડના ભોક્તા થયા છે.

વૈદિકોની પહેલી કથામાં-બલિના સોમા યજ્ઞમાં વિઘ્ન કરીને શ્રીકૃષ્ણ પક્ષપાતથી પ્રલ્હાદના ઈંદ્રપદને બચાવવા ગયા.

બીજીમાં-શ્રીકૃષ્ણ બલિ પાસે અર્પણજળ લેવા ગયા, ત્યાં શુક્રાચાર્યે આંખ ફોડાવી. ત્રીજીમાં-ધૂર્ત બલિએ સાડા ત્રણ ઘડી ઈંદ્રપદ મેળવ્યું. ત્યાંથી

વિદ્યાયગિરી મળતાં ચિત્રગુપ્તને સોંપાયા, તેમણે પ્રલ્હાદની સ્ત્રીના ગર્ભમાં મૂક્યો. ફરીથી સ્વર્ગનું રાજ્ય મેળવ્યું. ભૂમિપર સો યજ્ઞો કરવા જતાં બલિને છળવા ભગવાન્ આવ્યા. શુક્રાચાર્યે જમીન આપવા ના પાડી. ન માનતાં તે પોતે નિર્ધનના શાપ વશ થયા છે. આ ચોથી કથામાં જણાવ્યું છે કે–બલિ દાનવે ઇંદ્રલોક અને દેવોને જીતી લીધા. અર્જુનને શ્રીકૃષ્ણ કહે છે કે મેં બ્રહ્માંડનું રૂપ ધરીને તેનું સર્વસ્વ લઇ લીધું અને બલિ ઇંદ્રને સોંપી દીધો. અને હું ત્રણ લોકની સંપદા વાળો થયો.

વિચારવાનું કે–સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણ લોક છે આ ત્રણ લોકનું રાજ્ય આજ સુધી કોઇએ કરેલું નથી અને કોઈ કરવા વાળો દેખાતો પણ નથી. તો પછી શ્રીકૃષ્ણ ત્રણ લોકના માલિક કેવી રીતે થયા ? શ્રીકૃષ્ણ દ્વારિકાના દાહ વખતે પોતાનું પણ સંભાળી શકયા ન હુતા, તો પછી ત્રણ લોકને કેવી રીતે સંભાળી શકયા ? પ્રતિ વાસુદેવને મારીને વાસુદેવ મૃત્યુ લોકના ત્રણ ખંડના ભોક્તા બને છે તે તો યોગ્ય જણાય છે. બાકી ઇંદ્રને જીતવા બલિ ગયો. એ તો બધીએ બનાવટ છે. અંગ્રેજો સ્વર્ગના લોકની સાથે મળવાનો પ્રયત્ન કરી રહ્યા છે, છતાં મળી પણ સક્તા નથી. તો પછી બલિ ઇંદ્રને જીતવા સ્વર્ગમાં કયે રસ્તેથી ગયો ? અને કયા કાળમાં આ બધા બનાવો બન્યા ? એ બધું વિચારવાની ભલામણ કરૂ છું.

૧૮ મા અને ૧૯ માના મધ્યમાં જે છઠ્ઠું ત્રિક થયું તે બતાવ્યું. પછી આઠમા (૮) સુભૂમ ચક્રવર્તી થયા, છે તેમની સાથમાં પરશુરામ થયા છે, તે ન તો વાસુદેવ છે કે નતો પ્રતિવાસુદેવ છે માત્ર એક તાપસના પુત્ર છે. તેમનો સંબંધ ટુકમાં લખીને બતાવું છું.—

વસંતપુરનો નિરાધાર અગ્નિ નામનો છોકરો તાપસાશ્રમે જઈ મોટો તાપસ થયો. બે દેવતાઓ ધર્મની પરીક્ષા કરવાને નીકળ્યા છે. તત્ત્વમાં નિપુણ જૈનમુનિને અડગ જાણી પેલા જમદગ્નિના તરફ વળ્યા હજારો વર્ષના તપથી વધી પડેલી દાઢીમાં ચકલા ચકલી રૂપે થઇ માળો કર્યો. ચકલાએ દૂર જવા રજા માગી, ચકલીએ કહ્યું કે તમો બીજીમાં ફસો ત્યારે મારી શી દશા ? ચકલાએ ગૌહત્યાદિ સોગનો લેવા માંડયા, પણ ચકલીએ કહ્યુંકે જો તમો આ તાપસના પાપને અંગીકાર કરો તો રજા આપું. તાપસે બન્નેને પકડીને પુછ્યું કે હું પાપી શાથી ? ચકલીએ કહ્યું તમારે પુત્ર છે ? નથી, તો શું તમારી સારી ગતિ થશે ? શાસ્ત્રવચન યાદ કરી પરણવા તરફ દોરાયા. સો કન્યાના પિતા

એક રાજાને ત્યાં જઈ તેમની પાસે કન્યાની માગણી કરી. શાપના ભયથી કહ્યું કે જે ઇચ્છે તેને લ્યો. અંતેઉરમાં અનાદર થતાં તપથી કન્યાઓને કુબડીઓ કરી બહાર નીકળ્યા. ધુળમમાં રમતી છોકરીને લીધી. નામ રેણુકા રાખ્યું. શાળીઓનું કુરૂપ દૂર કર્યું. અને મોટી થએ રેણુકાને પરણ્યા. પુત્રના માટે બ્રાહ્મણ અને ક્ષત્રિય બે ચરૂ સાધ્યા. રેણુકાએ ક્ષત્રિય ચરૂ અને તેની બેહને બ્રાહ્મણ ચરૂ આપો. રેણુકાને રામ, તેની બેહનને અનંતવીર્યથી કૃતવીર્ય પુત્ર થયા. વિદ્યાધરની સેવાથી રામે પરશુની વિદ્યા મેળવી.

એક વખત રેણુકા બેહનને મળવા હસ્તિનાપુરમાં ગએલી ત્યાં બનેવીનો સંબંધ થતાં પુત્ર થયો. સપુત્રા ઘેર આવી. પરશુરામે બન્નેનું માથું કાપી નાખ્યુ. અનંતવીર્યે રામના આશ્રમને બાળી નાખ્યો. પરશુરામે અનંત વીર્યનો નાશ કર્યો. કૃતવીર્યે હસ્તિનાપુરનો રાજા થઈ જમદગ્નિનો નાશ કર્યો. પરશુરામે કૃતવીર્યનો નાશ કરી હસ્તિનાપુરનું રાજ્ય લીધું. સગર્ભા કૃતવીર્યની રાણીએ તાપસોના ગુપ્ત ગૃહનો આશ્રય લીધો. ત્યાં પુત્રનો જન્મ થતાં સુભૂમ નામ રાખ્યું. ક્ષત્રિય ઋષિઓને છોડી દઇને પરશુરામે સાત વાર નિ ક્ષત્રિયા પૃથ્વી કરી અને મુખ્ય ક્ષત્રિયોની દાઢાઓનો થાળ ભર્યો. નિમિત્તિયાએ કહ્યું કે જેની દૃષ્ટિ પડતાં આ દાઢાઓની ખીર થશે અને જે ખાસે તેનાથી તમારો નાશ થશે. આ તરફ સુભૂમ મોટો થતાં વિદ્યાધરની પુત્રીને પરણ્યો. પછી માતાની પાસેથી પોતાની રાજધાની સમજીને હસ્તિનાપુરમાં આવ્યો. સિંહાસન પર જઇને બેઠો. દાઢાઓ પર દૃષ્ટિ પડતાં ખીર થઈ તે ખાવા મંડી પડયો. પરશુ લઈ રામ મારવાને આવ્યા પણ સુભૂમના પુણ્યના યોગથી વિદ્યાદેવી ભાગી ગઈ. અને પરશુ નિસ્તેજ થઈ ગયો. સુભૂમે થાળ ફેંકયો, તે ચક્ર રૂપે થઇ રામનું મસ્તક છેદી નાખ્યું. અને સુભૂમ આઠમો (૮) ચક્રવર્તી થયો.

વૈદિકોમાં–ભાગવત સ્કંધ ૯ માથી ટુંક સાર—

ઋચીક ઋષિ–વરૂણ પાસેથી ઘોડાઓ લાવી ગાધી રાજાને આપી તેની પુત્રી સત્યવતીને પરણ્યા. પુત્રના માટે બે ચરૂ ચઢાવી ઋષિ સ્નાનના માટે ગયા. સત્યવતીનો ચરૂ માતાએ અને માતાનો ચરૂ સત્યવતીએ ખાધો ઋષિએ સત્યવતીને કહ્યું કે તેં નિંદિત કામ કર્યું. તારો પુત્ર દંડધારી ઘોર સ્વરૂપનો થશે. અને તારો ભાઈ બ્રહ્મજ્ઞાની થશે, સત્યવતી–એ તો ઠીક ન ગણાય ? ઋષિ–જા તારો પુત્ર નહી તો પણ પૌત્ર તો દંડ ધારી થશેજ. જમદગ્નિ પુત્ર થયો. સત્યવતી–કૌશિકા નદીરૂપે થઇ. જમદગ્નિ રેણુની પુત્રી રેણુકાને પરણ્યા.

અને છેલ્લા પરશુરામ વાસુદેવના અંશ રૂપે થયા. તેમણે દુષ્ટ ક્ષત્રિયોનો એકવીશ (૨૧) વાર નાશ કર્યો. **પ્રશ્ન**–કયા અપરાધથી ક્ષત્રિયોનો નાશ કર્યો ? **ઉત્તર**- હૈહયોનો રાજા દત્તાત્રેયની આરાધનાથી હજાર ભુજાઓ વાળો સહસ્રાર્જુન આહેડું કરતો જમદગ્નિના આશ્રમે ગયો. ઋષિએ કામધેનુના પ્રભાવથી આતિથ્યપણું કર્યું. તેણે સવત્સા કામધેનુનું હરણ કર્યું. રામ પરશુથી સૈન્ય સાથે તેનો નાશ કરી કામધેનુ લઇને આશ્રમે આવ્યા. જમદગ્નિએ કહ્યું કે–રાજાનો વધ તે તો બ્રહ્મહત્યાથી મહાપાપ, માટે એક વર્ષ તીર્થયાત્રા કરી પાપનો નાશ કર! રામ તે પ્રમાણે કરી પાછા ઘેર આવ્યા. ગંગાપર ગએલી રેણુકા અપ્સરાઓ સાથે ક્રીડા કરતા રાજાને જોઇને સ્પૃહાવાળી થએલી ટેમ ચૂકી, ઋષિના આગળ હાથ જોડીને ઉભી. મનથી વ્યભિચારિણી જાણી ઋષિએ મારવાનો આદેશ કર્યો. વાત કોઇએ કાને ધરી નહી. રામને પ્રેરણા થતાં માતાની સાથે ભાઇઓને પણ મારી નાખ્યા. ઋષિએ વર માગવાનું જણાવતાં રામે કહ્યું કે–મરેલાં જીવે અને પાછલી વાત યાદ ન આવે તેમ કરો ? બધાં ઉઠીને ઉભાં થયાં. સહસ્રાર્જુનના દશ હજાર પુત્રો જમદગ્નિનું માથુ કાપીને લઇ ગયાં. તેમની પાછળ રામે જઇ તે બધાનાં માથાં કાપી રક્તથી નદી બનાવી દીધી. પછી ૨૧ વાર નિ ક્ષત્રિય પૃથ્વી કરીને કુરૂક્ષેત્રમાં લોહીના નવ કુંડો ભર્યા. પિતાનું માથુ પિતાના શરીર સાથે જોડીને યજ્ઞ કર્યો. અને બધી પૃથ્વી બ્રાહ્મણોને આપી પોતે પાપ રહિત થઇ ગયા.

આમાં જરા વિચારવાનું કે—

વરૂણ દેવનું સ્થાન સ્વર્ગમાં મનાયું છે કે પાતાલમાં ? ઋચીક ઋષિ તેમની પાસેથી ઘોડા લાવ્યા તે કયે રસ્તેથી ? ગાધી રાજાને આપી સત્યવતીને પરણ્યા પછી તે નદી રૂપે શાથી થઇ ? આજે તેવા સ્વરૂપમાં રહેલી છે ? કામધેનુ કોઇ સાક્ષાત્ રૂપે વસ્તુ જણાતી નથી. કવિઓની રૂઢીમાં સંભળાય છે. ચરૂ ખાધો સત્યવતીએ–તેનું ફળ રેણુકાના છેલ્લા પુત્ર રામને શાથી ? જમદગ્નિએ રામ પાસે તેની માતાને અને તેમના ભાઇઓને મરાવી નાખ્યા, અને પાછા જીવતાં કરી દીધાં એવાં કર્ત્તવ્યો શું જ્ઞાનીનાં હોય ? લેખકની ચાતુરાઇ પણ કેટલી ? વરૂણ દેવની સત્તા જે વેદોમાં હતી તે પાછળથી નષ્ટ શાથી થઇ ? આ બધી વૈદિકોમાં વિચિત્રતા કયાંથી પેઠી ? વિચારવાની ભલામણ કરૂ છું. હુ કયાં સુધી લખીશ ?

પરશુરામ અને રામનો મેલાપ–તુલસી રામાયણથી ટુંક સાર—

સીતાના સ્વયંવર મંડપમાં-રામ-શિવના ધનુષને ભાગીને વરમાળા વર્યા. ત્યાં મુનિરૂપે આવેલા પરશુરામને જોઈ ભયથી રાજાઓ નમ્યા. ધનુષના ટુકડા જોઈ પરશુરામ બોલ્યા કે- આ ધનુષ કોણે તોડ્યું ? **રામ**-નાથ ! એ તો આપણો દાસજ હશે. **પરશુરામ**-ધનુષને તોડનારે સમાજમાંથી અલગ થવું. **લક્ષ્મણ**-એવાં તો ઘણાંએ તોડી નાખ્યાં. **પરશુરામ**-તારો શું કાળ આવી પહોંચ્યો છે કે ? લક્ષ્મણ-રામ ના-હાથનો સ્પર્શ થતાં ત્રુટ્યું, ક્રોધ શા માટે ? પરશુરામ-અરે શઠ ! સહસ્રાર્જુનના હજાર હાથનો છેદ કરનારો આ કુહાડો જો ? (આ જગો પર ઘણો લાંબો વિવાદ લખાયલો છે) છેવટે કુહાડો ઉગામીને મારવાને તૈયાર થયા. રામે મીઠાં વચનથી શાંત કર્યા. પણ ક્રોધ શમ્યો નહીં. રામે કહ્યું-એતો બાળક છે, અપરાધી તો હું છું, મને જે કરવું હોય તે કરો ? **પરશુરામ**-અરે તું છળ છોડી દે ! નહી તો હું તને અને તારા ભાઈને મારીશ, એમ કહીને કુહાડો ઉગામ્યો, રામે માથુ ધર્યું, **પરશુરામ**-અરે છલ છોડી દે ? મારા ક્રોધરૂપી યજ્ઞમાં હજારો રાજાઓને પશુ બનાવી હોમી દીધા છે. **રામ**-અમે તો બ્રાહ્મણ જાણીને માથુ નમાવ્યું. અમારા આગળ તમો કોણ માત્ર છો ? એમ કોમલ અને ગૂઢ અર્થવાળાં વચન સાંભળતાં પરશુરામનાં પડલ ઉઘડ્યાં અને વિસ્મય થયા. પરશુરામનો ઇશ્વરાંશ રામને ચઢી ગયો. સ્તુતિ કરીને તપ કરવા વનમાં ચાલ્યા ગયા.

આમાં જરા વિચારવાનું કે-પરશુરામ નવ ત્રિકમાંના નથી. મત્સ્ય, કૂર્માદિક દશ અવતારોમાં-પરશુરામ છઠ્ઠા, રામ સાતમા છે ખરા, પણ જો આ બન્ને વિષ્ણુનાજ અવતાર રૂપના માનીએ તો આટલી બધી ઝક્કા ઝક્કી શાથી કરી ? શું પોતે પોતાનુંજ સ્વરૂપ સમજી શક્યા નહી ? આ બધું અંધારૂં કેટલું ? ખરૂં જોતાં સુભૂમ ૮ મા ચક્રવર્તીના સમયમાં પરશુરામ થયો છે. માત્ર એક તાપસના પુત્ર છે. તેમના પછી વચમાં-દત્ત વાસુદેવનું ૭ મું ત્રિક થયા પછી લક્ષ્મણાદિકનું ૮ મું ત્રિક ઘણા લાંબા કાળે થએલું છે. તો પછી પરશુ-રામનો અને રામનો મેલાપજ કયાંથી ? આ બધી બાજી કયાંથી અને કેવા રૂપની ખેલાઈ ! તે મારા પૂર્વેના લેખોથી અને આગળના લેખોથી વિચાર કરશો તો સ્પષ્ટરૂપથી સમજાશે. હું કયાંસુધી લખી શકવાનો હતો ?

૧૮-૧૯ માના મધ્યમાંનું છઠું ત્રિક અને સુભૂમ ૮ મા ચક્રવર્તીના સાથમાંના પરશુરામ બતાવ્યા. પણ દત્ત વાસુદેવાદિકનુ ૭ મું ત્રિક રહેલુ છે તે બતાવીએ છિએ—

નંદન–બલદેવ, દત્ત વાસુદેવ, અને પ્રલ્હાદ પ્રતિ વાસુદેવ, આ નવમાંનું સાતમું ત્રિક છે. પ્રતિવાસુદેવ પ્રલ્હાદે દત્તની પાસે ઐરાવણ જેવો મોટો હાથી હતો તેની માગણી કરી પણ દત્તે આપવાની ના પાડી, તેથી મોટું યુદ્ધ જામ્યું. છેવટે તેનાજ ચક્રથી દત્તે પ્રલ્હાદનું માથુ કાપી નાખ્યું. પ્રલ્હાદે જે લડાઈઓ કરીને ત્રણે ખંડના રાજાઓને આજ્ઞા મનાવી હતી તે બધાએ રાજાઓ દત્તના તાબામાં થઆ અને વાસુદેવ તરીકે પ્રસિદ્ધિને પામ્યા.

વૈદિકોમાં–નંદન નામ, દત્ત નામો જોવામાં આવે છે પણ ઘણી વિકૃતિવાળા ઇતિહાસનો નિર્ણય અમો કરી શકયા નથી. પરંતુ પુરાણોમાં–પ્રલ્હાદની કથા એવા રૂપથી જોવામાં આવે છે કે–પ્રલ્હાદ પોતે વિષ્ણુનો ભક્ત હતો, તેનો બાપ શિવનો ભક્ત હતો, તેથી વિષ્ણુ પ્રલ્હાદના પક્ષમાં ભળ્યા અને નૃસિંહનો અવતાર ધારણ કરીને તેના બાપને ઘણા બુરા હાલથી માર્યો. અને પ્રલ્હાદને તો ઇંદ્રના અધિકાર પણે સ્થાપ્યો. આ કથાનો વિશેષ પ્રસંગ મારા ગ્રંથથી જોઇ શકશો.

આમાં ટુંકથી વિચારવાનું કે–જૈન પ્રમાણે પ્રલ્હાદ પ્રતિવાસુદેવ છે. અને દત્તનામના વાસુદેવના હાથથી મરાયો છે. પણ પૌરાણિકોએ આ ઇતિહાસ ઘણોજ ઉંધો છત્તો કરીને મુકેલો છે. પ્રથમ તો થાંભલામાંથી જે નૃસિંહાવતારની ઉત્પત્તિ બતાવી છે તેજ અશ્રદ્ધેય છે. મારા વિચાર પ્રમાણે પુરૂષસિંહ પાંચમા વાસુદેવને–નૃસિંહ નામ આપી થાંભલામાંથી ઉત્પન્ન થએલા બતાવ્યા છે.

વળી આમાં વિશેષ વિચારવાનું કે–છઠ્ઠા ત્રિકમાં–બલિ પ્રતિવાસુદેવ છે. પછી ઘણા લાંબા કાળે થએલા સાતમા–ત્રિકમાં પ્રલ્હાદ પણ પ્રતિવાસુદેવજ છે. આ બન્ને વાસુદેવના તો શત્રુ રૂપનાજ છે. છતાં પ્રલ્હાદને પોતાનો ભક્ત માની ઇંદ્રપદે સ્થાપ્યો. તેની રક્ષા કરવા વિષ્ણુ બલિને છળવા ગયા. બીજી કલમમાં જોતાં બલિના માટે શુક્રાચાર્યે પોતાની આંખ ફોડાવી. કલમ ત્રિજીમાં-બલિને ધૂર્ત્ત ઠરાવી સાઢા ત્રણ ઘડી ઇંદ્રના આસનવાળો ઠરાવી ત્યાંથી પ્રલ્હાદની સ્ત્રીના ગર્ભમાં ચિત્રગુપ્તદ્વારા પ્રવેશ કરાવ્યો. કલમ ચોથીમાં–કૃષ્ણે બલિને છળયો અને ઇંદ્રને સોંપ્યો. અને–પોતેજ ત્રણ લોકના માલિક થઇને બેઠા. આમાં સત્ય શું છે ? અને તે કયાં છે ? તેનો વિચાર કરવાની ભલામણ કરૂં છું. આ બધું નવું નવાં ઋષિઓને કયાંથી જડયું ? વિચાર કરશો કે ?

ઉપર બતાવેલા દત્ત વાસુદેવના ૭ મા ત્રિક પછી ૧૯ મા તીર્થંકર થયા છે, તેમના સમયમાં કોઈ નવીન જાણવા જેવો બનાવ જણાયો નથી.

તેમના પછી કોઈ લાંબા કાળે ૨૦ તીર્થંકર થયા છે. તેમના સમયમાં હસ્તિનાપુરના રાજા પદ્મોત્તર તેમના પુત્રો બે—મોટા વિષ્ણુકુમાર, નાનો મહાપદ્મ. તે ૯ મા ચક્રવર્તી થયા છે. તેમના સંબંધમાં જે વિશેષ છે તે જણાવીએ છીએ—

અવંતીમા ધર્મરાજાના મંત્રી નમુચિ બ્રાહ્મણ હતા, તેમનું બીજુ નામ બલ પણ હતું. ૨૦ મા તીર્થંકરના શિષ્ય સુવ્રતાચાર્યની સાથે વાદમાં નમુચિ હાર્યો. તેથી આચાર્યને મારવાની કોશીસ કરવા લાગ્યો. ધર્મરાજાના જાણવામાં આવતાં દેશમાંથી કાઢી મૂકયો. તે હસ્તિનાપુરમાં મહાપદ્મની સેવામાં રહ્યો. તે નમુચિએ કોઇ કાર્યથી સંતુષ્ટ કરી વર મેળવ્યો. પદ્મોત્તરે અને વિષ્ણુકુમારે સુવ્રતાચાર્યની પાસે દીક્ષા લીધી. રાજા મોક્ષમાં ચાલ્યા ગયા, અને વિષ્ણુકુમાર મહાલબ્ધિપાત્ર થયા. સુવ્રતાચાર્યને હસ્તિનાપુરમાં આવેલા જાણી નમુચિને વૈર જાગ્યું. નમુચિએ યજ્ઞ કરવાના બહાને મહાપદ્મની પાસે અમુક દિવસ સર્વસત્તાયુક્ત રાજ્યનો વર માગ્યો. ચક્રવર્તી વર આપીને અંતઃપુરમાં ચાલ્યા ગયા નમુચિ—યજ્ઞની દીક્ષા લઇ સંન્યાસીઓથી પણ ભેટ લેવા બેઠો. જૈન સાધુઓને પણ બોલાવીને કહ્યું કે—મને નમસ્કાર કરીને ભેટણું કરો ? અગર મારા રાજ્યથી નીકળી જાવો ? અને જો રહેશો તો મારી નાખતાં મને પાપ નહી લાગે. એજ મારો હુકમ છે. છએ ખંડમાં તેની સત્તા હતી. જાવું કયાં ? મહાપદ્મના મોટાભાઈ વિષ્ણુકુમાર રાજર્ષિ, મહાલબ્ધિપાત્ર તે વખતે મેરૂ પર્વત ઉપર હતા. ત્યાં જવાની શક્તિવાળા સાધુ ગુરૂની આજ્ઞા લઈ તેમની પાસે પહોંચ્યા, બધો વૃત્તાંત સાભળી વિષ્ણુકુમારરાજર્ષિ તે સાધુને લઈ ગુરૂની પાસે આવ્યા. પછી રાજર્ષિ સભામાં ગયા. નમુચિ (બલ) વિના સર્વ સભાએ તેમનું સન્માન કર્યું રાજર્ષિએ ઘણા પ્રકારથી સમજાવ્યો પણ નમુચિ બલ એકનો બે ના થયો છેવટે એટલું કહ્યું કે તૂં માન્ય કરવાને યોગ્ય છે તેથી સાડા ત્રણ ડગલાં જમીન તારા માટે આપું છું. બાકીના જે રહેશે તેને તો હું મારીશજ રાજર્ષિએ પોતાની વૈક્રિય લબ્ધિથી એક લાખ યોજનનું શરીર બનાવી બે ડગલાથીજ બધુ રાજ્ય માપી લઈ ત્રીજું ડગલું નમુચિના માથા ઉપર મૂકી—ધરતીમાંજ ખોસી ઘાલ્યો અને તે મરણ પામી નરકમાંજ ગયો, વિષ્ણુકુમાર રાજર્ષિ શરીરનો સંકોચ કરી ગુરૂથી પ્રાયશ્ચિત્ત લઇ તપ જપાદિકથી મોક્ષમાં ગયા.

આ કથાનો પ્રસંગ પુરાણ કારોએ ઠામ ઠેકાણા વિના કોઈ વિચિત્ર

પ્રકારનોજ લખી દીધો છે. આ વાતમાં હેટ્મુત શાહેબના અનુમાનનો આપેલો ઉત્તર જુવો અને વિચાર કરો.

૧૮-૧૯ મા તીર્થંકરના મધ્યમાં છઠું ત્રિક, ૮ મા ચક્રવર્તી ને પરશુરામ, ૭ મું ત્રિક, તે પછી ૧૯ મા તીર્થંકર, તેમના પછી ૨૦ મા તીર્થંકર તેમના સમમયમાં મહાપદ્મ ૯ મા ચક્રવર્તી અને નમુચિ થયા તે બતાવ્યા. હવે લક્ષ્મણાદિકનું ૮ ત્રિક થયું છે તે જુવો—

રામ બલદેવ, લક્ષ્મણ ( નારાયણ ) વાસુદેવ, અને રાવણ પ્રતિવાસુદેવ. આ ૮ મું ત્રિક થએલું છે. સીતાના કારણથી લડાઇ થઇ, તે જૈન-વૈદિકમાં પ્રસિદ્ધ છે. જે તફાવત છે તે મારા લેખથી વિચારવાની ભલામણ કરૂં છું.

સર્વજ્ઞોનો ઇતિહાસ જોતાં-પરશુરામ અને રામને હજારો વર્ષનું છેટું છે. તેમનો મેલાપ વૈદિકોએ કેવી રીતે કરીને બતાવ્યો ? એ બન્નેને ૬-૭ મા અવતાર એકજ વિષ્ણુના બતાવી ભાન ભૂલેલાની પેઠે વાદ વિવાદમાં કેવી રીતે ઉતાર્યા ? આ બધી ઉંધી ગંગા કયે ઠેકાણેથી વહી ? વિચારવાની ભલામણ કરૂં છું.

રામાદિકનું ૮ મું ત્રિક થયા પછી ૨૧ મા તીર્થંકર થયા છે. તેમના સમયમાં-હરિષેણ ૧૦ મા ચક્રવર્તી થયા છે. તે પછી કેટલાક કાળે-જય નામના ૧૧ મા ચક્રવર્તી થયા છે. તેમના પછી ૨૨ મા તીર્થંકર થયા. તેમના સમયમાં બલભદ્ર બલદેવ, શ્રીકૃષ્ણ વાસુદેવ, અને જરાસંધ પ્રતિવાસુદેવ, આ છેલ્લું નવમુ ત્રિક વાસુદેવાદિકનું થયું છે. આ શ્રીકૃષ્ણનો ઇતિહાસ જૈન-વૈદિકમાં લખાયલો છે. આ બધા ઉત્તમ પુરૂષો ગણાયલા છે, આ ઉત્તમ પુરૂષોના વિષયમાં તદ્દન નીતિ વિરૂદ્ધ લખાયું હોય તે જરૂર કોઇ વિકારી પુરૂષોના હાથથી વિકારજ પામેલું હોય એમ મારૂં માનવું છે.

આજકાલના પંડિતો તેવા પ્રકારના વિકારી લખાણોમાં પોતાની ચાતુરી બતાવી ઉંધું છ-તું લખી લોકોમાં બંધ બેસતું કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે તેથી સત્ય શોધકોને સંતોષ મલી શકે ખરો કે ?

૨૨ મા તીર્થંકરના સુધીમાં-વાસુદેવાદિકના નવે ત્રિક પૂરાં થઇ ગયાં. બાવીશમા અને ત્રેવીશમાના મધ્યમાં **બ્રહ્મદત્ત** ચક્રવર્તી ૧૨ મા થતાં, ચક્રવર્તીઓ પણ બારે પૂરા થઇ ગયા. તેમના પછી ૨૩ મા તીર્થંકર, તેમના પછી

૨૪ તીર્થંકર થતાં, ૬૩ શલાકા પુરૂષો પુરા થઇ ગયા. તે જૈન ઇતિહાસમાં પ્રસિદ્ધ રૂપે લખાયલા છે.

આ બધો વિષય અમારા ગ્રંથમાં પૂર્વે કિંચિત્ વિચાર સાથે લખીને બતાવ્યો છે. અહીયાં માત્ર એકજ ગાથાથી સૂચન માત્રથી લખીને બતાવીએ છિએ, તે ગાથા નીચે પ્રમાણે છે—

**चक्कीदुगं, हरिपणगं, पणगं चक्कीण केसवो, चक्की।**
**केसवचक्की, केसव दुचक्की, केसीअ, चक्कीअ ॥ ६२१ ॥**

ભાવાર્થ—આ એકજ ગાથામાં ૧૨ ચક્રવર્તીઓ, અને નવ વાસુદેવાદિક, આ અવસર્પિણીમાં જે થયા છે તેમાંના કેટલાક તીર્થંકરોની સાથમાં અને કેટલાક તેઓના મધ્યમાં જે પ્રમાણે થએલા છે, તે પ્રમાણે બતાવવાનો સંકેત જણાવેલો છે. **चक्किदुगं**—બે ચક્રવર્તીઓ—પહેલા અને બીજા તીર્થંકરની સાથમાં. **हरिपणगं**—પાંચ વાસુદેવો—૧૧ મા થી ૧૫ મા તીર્થંકરની સાથમાં. **पणगंचक्कीण**—પાંચ ચક્રવર્તીઓ—બે ૧૫ મા અને ૧૬ માની મધ્યમાં, પછી જે ત્રણ થયા તેજ ચક્રવર્તીઓ થઇને ૧૬ । ૧૭ । ૧૮ મા તીર્થંકરો થયા છે.

**केसवो चक्की केसव चक्की**—૧૮—૧૯ ના મધ્યમાં—ક્રમથી વાસુદેવ, પછી ચક્રવર્તી, તેમના પછી વાસુદેવ, એમ ત્રણ ક્રમવાર થયા. પછી ૨૦ માની સાથમાં ચક્રવર્તી. **केसव दुचक्का**—અને તેમના પછી વાસુદેવ. પછી ૨૧ માની સાથમાં ચક્રવર્તી, અને તેમના પછી પણ ચક્રવર્તી. **केसी अ चक्की अ** ૨૨ મા તીર્થંકરની સાથમાં શ્રીકૃષ્ણ છેલ્લા નવમા વાસુદેવ થયા. અને તેમના પછી બ્રહ્મદત્ત ૧૨ મા ચક્રવર્તી થયા. તેમના પછી ૨૩—અને ૨૪ મા એ બે તીર્થંકરો થયા. એકંદરે ૧૨ ચક્રવર્તીઓ, વાસુદેવાદિકનાં નવત્રિકો અને ૨૪ તીર્થંકરો, સર્વે મળી ૬૩ શલાકા પુરૂષો—તરીકે ગણાવ્યા છે. આ ગાથાનો અર્થ અમો એ પૃ. ૬૫—૬૬ માં જે યંત્ર કરીને ગોઠવ્યો છે ત્યાંથી વિચારી લેવાની ભલામણ કરૂં છું. આ ગાથા જૈનોના ખાસ આવશ્યક સૂત્રની ૪૨૧ મી છે.

આ મારા લેખનો ઉદ્દેશ એ છે કે—આ એકજ ગાથામાં જૈન ધર્મના ઇતિહાસને સૂચન માત્રથી ગર્ભિત પણે બતાવવાનો પ્રયત્ન થએલો હોય એમ જણાય છે.

જૈન ધર્મમાં પ્રસિદ્ધિને પામેલા, શ્રી હરિભદ્રસૂરિને—આજ ગાથા

મુખ્યપણે પ્રતિબોધ થવાના કારણ રૂપે થએલી છે. કારણ કે હરિભદ્રસૂરિ પ્રથમ બ્રાહ્મણજ હતા, અને પોતે ચઉદે વિદ્યામાં પૂર્ણરીતે નિપુણતાજ ધરાવતા હતા. એટલુંજ નહી પણ વાદ વિવાદમાં ઉતરીને સૈકડો પંડિતોને પરાજિત કરીનેજ છોડતા હતા. સાંભળવામાં આવ્યું હતું કે વાદવિવાદનો શોખ એટલો બધો હતો કે સ્વર્ગના દેવોની સાથે અને પાતાળ વાસી દેવોની સાથે વાદ કરવાના ચિન્હ રૂપ એક નિ:સરણીપણ સાથમાં લઈને ફરતા. વાત ગમે તેમ હોય પણ આટલી વાતતો નિશ્ચય રૂપની જણાય છે કે તેઓ સહેરમાં એવી પ્રતિજ્ઞા કરીને ફરતા કે-જેનાથી હું હારી જાઉં કે જે શબ્દનો અર્થ હું જાણી શકું નહી તેનો તો મારે શિષ્યજ થવું. આ પ્રતિજ્ઞા તો તેમની સત્ય રૂપનીજ હતી. વાત એવી બનીકે આ બ્રાહ્મણ સહેરમાં ફરતા ફરતા જૈન સાધ્વીઓના ઉપાશ્રય આગળ આવી ચઢયા. ઉપાશ્રયના અંદરના ભાગમાં એક વૃદ્ધા સાધ્વી **चक्किदुगं हरिपणगं** આ ગાથાનું પરાવર્તન કરી રહ્યાં હતાં, તે સાંભળીને આ બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો. કે-**चक्किदुगं** કહેતાં ઘંટીનાં પડ બે, પણ સાથમાં **हरिपणगं** તે શું ? એમ અનેક તર્ક વિતર્કની સાથે આ ગાથાનો અર્થ બેસાડવા ઘણા વખત સુધી ગડ મથલ કરતા રહ્યા. પણ પોતાની પ્રતિજ્ઞાને યાદ કરતા ત્યાંથી જરાપણ ખસ્યા નહીં. છેવટે કોઈ પણ રીતે પત્તો નહી લાગવાથી તે બ્રાહ્મણે તે વૃદ્ધા સાધ્વીને બોલાવીને કહ્યું કે હે માત ? આ તમારા ચિક્ક ચિક્કાય માન શબ્દનો અર્થ શો છે ? તે વૃદ્ધાએ કહ્યું કે હે પુત્ર ? અર્થ સમજાવવાનો અધિકાર અમારો નથી. અમારા ગુરૂજી નજીકમાં છે તેમની પાસે જઈને અર્થ સમજો. પછી તેમના ગુરૂજીની પાસે જઈને ગાથાનો અર્થ સમજ્યા. અને જૈન ધર્મની બીજી પણ અનેક ગૂઢ બાબતોને સમજી તેમના શિષ્ય રૂપે થઈને રહ્યા. ત્યાર બાદ સંસ્કૃત-પ્રાકૃતાદિકના ૧૪૪૪ ગ્રંથોની રચના કરતાં પ્રતિબોધના કારણ રૂપે થએલી તે સાધ્વીના ઉપકારને માન આપવા પોતાના ગ્રંથના અંતે-**याकिनी मत्तरासूनु** શ્રી હરિભદ્રસૂરિ એ નામથીજ પોતાની પ્રસિદ્ધિ બતાવતા રહ્યા તેમના ગ્રંથના અંતમાં-યાકિની મહત્તરાસૂનું શ્રીહરિભદ્રસૂનું અથવા વિરહ શબ્દ મુકેલો જોવામાં આવશે. તે પંડિતોને લક્ષ્યમાં રાખવાની ભલામણ કરૂ છું. ॥.

આ દુનીયાં તો અજ્ઞાનથી ડુબેલીજ છે, પરંતુ પંડિતોની પણ તેવા પ્રકારની હાલત જોઈ કાંઈક ખેદ અને કરૂણાવાળા થએલા શ્રી હેમચંદ્રાચાર્ય-શ્રીસર્વજ્ઞ ભગવાન્ મહાવીર સ્વામીની શ્લોક ૩૨ થી સ્તુતિ કરતાં શ્લો. ૨૩ મા કહે છે કે—

अनाद्यविद्योपनिषन्निषण्णै: ,
विशृंखलैश्चापलमाचरद्भि: ।
अमूढलक्ष्योऽपि पराक्रिये यत
त्वत्किंकर: किं करवाणि देव ! ॥ २३ ॥

સામાન્યાર્થ–હે દેવ ! હે વીતરાગ ! અનાદિની અવિદ્યાના કીચડમાં ખુંપેલા, શૃંખલા વિનાના ( અર્થાત નાયક વિનાના ) ચપલતાનું આચરણ કરી રહેલ ઓ, અમૂઢલક્ષવાળા એવા મને પરાજિત કરવાનો પ્રયત્ન કરી રહેલાઓને હું તારો કિંકર સત્યતત્ત્વનું સ્વરૂપ કેવી રીતે સમજાવી શકું ? અર્થાત્ કેવી રીતે ઠેકાણે લાવી શકું ?

વિશેષ વિચાર–આચાર્ય શ્રીહેમચંદ્રના ઉદ્‌ગારોનો મતલબ કદાચ એવો હોય કે–વૈદિકોના અનેક પંડિતોએ આમ તેમથી લઈને, ચાર લાખ શ્લોકના પ્રમાણ વાળાં ૧૮ પુરાણો લખી, વેદ વ્યાસના નામે ચઢાવી દીધાં. તેમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણે દેવોને મોટા મુખ્ય ઠરાવી, નીતિ વિનાની ચાલ ચલકતવાળા લખીને બતાવ્યા. એટલુંજ નહી પણ જુદા જુદા સ્વરૂપથી આ બધી દુનિયાના ઉત્પન્ન કરવાવાળા પણ લખીને બતાવ્યા. આ પુરાણોના લેખકો સર્વજ્ઞોનો ઇન્કાર કરવાવાળા અક્ષરોના તો મોટા પંડિતો જ થએલા જણાય છે. અને તેમનો પક્ષ કરવાવાળા પણ મોટા પંડિતોજ હશે. આવા પ્રકારના અનુચિત લેખોના વિષયોને સત્ય રૂપે સમજાવતાં તે વખતના પંડિતો પોતાના પક્ષના આગ્રહથી બીજાના સત્ય પક્ષને પણ તોડી પાડવાના પ્રયત્નો કરતા જોઇ, કાંઇક ખેદ અને કરૂણા હૃદયવાળા થઇ આ ઉદ્‌ગારો કાઢયા હોય એમ અનુમાન થાય છે.

કલ્પિત પ્રજાપતિ–બ્રહ્મામાં વિચારવાનું કે—

આ પ્રજાપતિના નામથી સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધવાળી જે ત્રણ ચાર શ્રુતિઓ ઋગ્‌વેદમાં લખાઇલી છે તે જૈન અને બૌદ્ધની વિશેષ જાગૃતિના પછીથી કલ્પિત દાખલ કરવામાં આવેલી છે. એમ તે શ્રુતિઓનું સ્વરૂપજ બતાવી આપે છે. જુવો કે–પ્રજાપતિના ચાર અંગથી ચાર વર્ણ ઉત્પન્ન થયા, અને તે યજ્ઞ પુરૂષમાંથી ચારે વેદો ઉત્પન્ન થયા. આ તેમાંના મંત્રોજ પોતાનું કલ્પિત પણું જાહેર કરી રહ્યા છે. તેમાં જે યજ્ઞ પુરૂષની શ્રુતિ કે વિરાટ્‌ના સ્વરૂપવાળી મોટી ૧૬ મંત્રોની છે તે તો ચારેજ વેદોમાં દાખલ કરી દેવામાં આવી છે. આ કલ્પિતપણું વૈદિકના પંડિત–આર્યોના તહેવારોના લેખકને પણ જણાયું

છે, તેથી ઇસારો કરતા ગયા છે કે–ઇંદ્ર અને શ્રીકૃષ્ણ આ બે વ્યક્તિઓ ઇતિહાસ રૂપની હોય એમ જણાય છે. આથી એજ સૂચવ્યું કે–બ્રહ્મા અને રૂદ્ર આ બે વ્યક્તિઓ કોઇ ઇતિહાસ રૂપની હોય તેમ જણાતું નથી, એજ એનો તાત્પર્ય નીકળે છે. મણિલાલ ભાઇએ તો સ્પષ્ટ રૂપથીજ લખીને બતાવ્યું છે કે–યજ્ઞ પુરૂષ નવોજ દેવ કલ્પાયો અને પ્રજાપતિ બધાના મોખરે આવી બધાનો નિયંતા થઇ બ્રહ્મા રૂપે પૂજાતો થયો. આ બે લેખકોમાંના એક લેખકે બ્રહ્મા અને રૂદ્ર આ બન્નેને જ કલ્પિત રૂપના જાહેર કર્યા. મણિલાલ ભાઇએ તો ચારો વેદોમા ઘુસાડેલી પ્રજાપતિના નામની જે ત્રણ ચાર શ્રુતિઓ છે તેને જ કલ્પિત રૂપની બતાવી છે. તો પછી શંકરાચાર્યના અદ્વૈત મતની સ્થાપના છે તે અને વલ્લભાચાર્યના વિશિષ્ટાદ્વૈત મતની સ્થાપના છે તે, શું કેવલ આકાશના કુસુમ જેવી નથી ? વિચારીને જુવો. સુજ્ઞેષુ કિમધિકેન ?

કાશીમાં આવેલા તિલંગના પંડિતોથી જય અપાવી, કાશીના પંડિતોથી ન્યાયવિશારદની પદવી મેળવનાર, અને જૈન સંપ્રદાયમાં નવીન સો ગ્રંથની રચના કરી ન્યાયાચાર્યની પદવી મેળવનાર, જૈનપંડિત યશોવિજય અપૂર્ણ શ્રીપાલનો રાસ પૂર્ણ કરી આપતાં ખંડ ૪ થાની ઢાળ ૧૩ મીમાં અનુભવના વિષયની કડી ૧૬ લખતા કડી છઠ્ઠીમાં જણાવે છે કે—" પૂરવ લિખિત લિખે સવી લેઇ, મસી કાગળ ને કાઠો । ભાવ અપૂરવ કહે તે પંડિત, બહુ બોલે તે બાઠો ॥ ૬ ॥

**ભાવાર્થ**–આ છઠ્ઠી કડીમાં જણાવ્યું છે કે–સ્યાઇ, કાગળ અને કલમ લઇને પૂર્વે થઇ ગએલા સર્વજ્ઞોના લેખોના ઉતારા લઇને અક્ષરોના મોટ મોટા પંડિતો ઉંધું છત્તું કરતા આવ્યા. પરંતુ સર્વજ્ઞોથી કયા આશયથી લખાયું છે અને તેમા સત્યતા કેટલી છે અને તેમનું લખાણ કેટલું શુદ્ધ છે આ બધા પ્રકારથી સમજીને જે પંડિતો પ્રકાશ કરીને બતાવે તેજ પંડિતો ખરા ગણાય ? આવી રીતના વિચારો કરવાનો અવકાશ લઇને યૂરોપના પંડિતોએ કાંઇક સારો શ્રમ લીધો છે, એમ કહેવામાં કોઇ મોટો વાંધો આવે તેમ જણાતો નથી. તેઓનાજ વિચારોને લઇને કેટલાક આપણા દેશી પંડિતો પણ ઘણા સારા વિચારો કરી શકયા છે. તેમાં તેમની બુદ્ધિની નિર્મલતા, નિંપક્ષપાતતા, અને છાપખાનાની સાહાય્યતા પણ નજરે પડે છે. છતા કેટલાક પંડિતો વેદોની મહત્ત્વતા કેટલી છે તે સમજતા હુવા પણ, મોટી મુંઝવણમાં પડેલા સંકોચ ભાવથી એટલું તો જરૂર જાહેર કરતા ગયા છે કે જૈનધર્મવાળા-

ઓએ કાંઇક સુધારો કર્યો. પરંતુ પોતે પોતાનો ખરો નિર્ણય જાહેરમાં મુકી શક્યા નથી. અને કેટલાક પંડિતો તો આટલો બધો પ્રકાશ થવા છતાં પણ હાય! બાપનો કુવો કેમ છોડાય? એવા વિચારમાજ મશગુલ બની રહ્યા છે. પણ સત્યાસત્યનો વિચાર કરવા થોડો પણ અવકાશ લઇ શક્યા નથી. વૈદિકોમાં અક્ષરોના પંડિતો કોઇ ઢગલાબંધ હતા. તેઓની આજીવિકા પણ તે પંડિતાઈ-નીજ હતી તેથી કેટલાક સ્વાર્થમાં લુબ્ધ થએલા સત્યતાનો પ્રકાશ કરી શક્યા નથી. પણ સર્વજ્ઞોના તત્ત્વોમાંથી અને સર્વજ્ઞોના ઇતિહાસમાંથી લઇને ઉંધુ છત્તુંજ કરતા ગયા છે તેથી તેઓ પૂર્વાપરનો વિરોધ ટાળી શક્યા નથી અને પોતાનામાં એકવાક્યતા પણ કરી શક્યા નથી. તેથીજ સત્યના ગવેષકો મુઝાઇ રહ્યા છે એવું મારૂ ખાસ અનુમાન છે, યોગ્ય લાગે તો વિચારશો. અને કેટલુંક તો મારા ગ્રંથથી પણ મેળવી શકશો.

આપણે પ્રથમ જૈન–વૈદિકના બ્રહ્મા અને વિષ્ણુને સંબંધ તુલનાત્મક સ્વરૂપથી થોડો થોડો વિચાર કરતા આવ્યા પરંતુ રૂદ્રના સંબંધે સ્વતંત્રપણા-થી વિચાર કરેલો નથી તેથી તેમનો પણ થોડો વિચાર કરીને જોઇએ—

સર્વજ્ઞોના ઇતિહાસમાં ૧૧ રૂદ્રોની જુદી જુદી વ્યક્તિઓ જે જે તીર્થં-કરના સમયમા થતી આવેલી તે પ્રમાણે બતાવેલી છે તે ટુંક રૂપે અમે પણ લખીને બતાવેલી છે.

વૈદિકોમાં તે ૧૧ રૂદ્રોના સંબંધે કોઇ વિચિત્ર પ્રકાર જોવામાં આવે છે તેનું કારણ શું હશે?

સ્કંદપુ૦ માં–રૂદ્ર તો એકજ છે. પણ ૧૧ બ્રાહ્મણોની ભક્તિને લઇને તે ૧૧ બ્રાહ્મણોના નામથી ૧૧ રૂપે પ્રસિદ્ધ થયા એમ બતાવ્યું છે.

શતપથમાં–ઇશ્વરનો મહિમા વ્યક્ત કરવા ૩૩ દેવતાઓ થયા. તેમાં ૮ વસુ, ૧૧ રૂદ્રો, ૧૨ આદિત્યો, ૧ ઇંદ્ર, અને ૧ પ્રજાપતિ કુલ ૩૩ થયા.

અહીં માત્ર ૧૧ રૂદ્રોના સંબંધે અને એક પ્રજાપતિના સંબંધેજ કાંઇક વિચાર કરવામાં ઉતરીશું.

આમાં જે ૧૧ રૂદ્રો છે તે ૧૦ પ્રાણ અને ૧૧ મો આત્મા તેજ ૧૧ રૂદ્રો બતાવ્યા છે.

આમાં પ્રજાપતિના સંબંધે અર્થ કરીને બતાવતાં છેવટમાં યજ્ઞ અને પશુઓ તે પ્રજાપતિ બતાવ્યો છે.

પ્રથમ રૂદ્રના વિચારમાં ૧૦ પ્રાણ, અને ૧૧ મો આત્મા બતાવ્યો છે પણ પુરાણોમાં રૂદ્રના જે વિચિત્ર પ્રકારો બતાવ્યા છે તે બધા ક્યાંથી આવ્યા ? અને તેમાં વિચિત્રતા શાથી લખાઇ ? તે જાણવાને માટે કાંઇક સૂચનાઓ કરીને બતાવું છું.

સર્વજ્ઞ શ્રીમહાવીરના સમયમાં-વિદ્યાસિદ્ધ પેઢાલ પરિવ્રાજકે પોતાની વિદ્યાઓ આપવા એક સત્યકી નામે પુત્ર પેદા કરી, પોતાની બધી વિદ્યાઓ આપી. પણ આ સત્યકી મહા કામાશક્ત હોવાથી તેણે અનેક કુમારી કન્યાઆને અને રાજાની રાણીઓને પણ શીલથી ભ્રષ્ટ કરી, પણ તેનું કોઇથી નામ દેઇ શકાતું ન હતું. છેવટે એક ઉમા વેશ્યાના સંબંધમાં આવ્યા પછી એક રાજાના પ્રપંચથી બન્ને મરાયાં તેના શિષ્યે લોકોને ડરાવી તે વેશ્યાના સંબધ સાથે ગુરૂની મૂર્ત્તિ લોકો પાસે પૂજાવી, એમ સર્વજ્ઞોના ઇતિહાસથી જણાય છે પુરાણોના અનેક લેખો જોતાં આ સર્વજ્ઞોના તરફનો ઇતિહાસ અયોગ્ય થએલો જણાતો નથી. જુવો ટુંક રૂપે પુરાણોના વિચિત્ર પ્રકારના લેખો.

(૧) સ્કંદ પુ. માં-આ બધી દુનિયા શિવ રૂપે અને શક્તિ રૂપે બતાવતાં પ્રથમ ચિન્હ લિંગ રૂપનું અને બીજુ ચિન્હ ભગરૂપનું બતાવી બીજું વિશેષ કાંઇ પણ બતાવ્યું નથી.

આમાં વિચારવાનું કે-આ બે વસ્તુની પ્રવૃત્તિમાં જીવોની નિવૃત્તિનો માર્ગ કયા ઉત્તમ સિદ્ધાંતમા મનાયો છે ?

(૨) પદ્મ પુ. માં-બ્રહ્માને ક્રોધ થતાં તેના કપાલમાંથી સૂર્યના જેવો અર્ધાંગના સહિત રૂદ્ર પેદા થયો.

વિચારવાનું કે-પંડિતો ને બ્રમ્હાની વ્યક્તિ કોઇ જણાઇ નથી તો પછી તેમનો ક્રોધ કેવો અને તેમાંથી અર્ધાંગના સહિત રૂદ્ર કેવો ?

(૩) ગણેશ પુ. માં-પાર્વતીનાં અનેક મસ્તકોની માળા પહેરવાવાળા શિવ બતાવ્યા છે. આમાં સત્ય કયું હશે ?

(૪) અનાચાર વાળા રૂદ્રે ઋષિઓના શાપથી લિંગ તોડાવ્યું, તે ધરતીમાં પેઠું. તેની પાછળ રૂદ્ર પોતે પણ ગયા. પૂજન કરવાનું કબૂલ કરી બ્રહ્માદિક

મનાવીને બહાર લાવ્યા તેની સાથે પાતાલ ગંગા પણ બહાર આવી. (સ્કં પુ. માં) રૂદ્રને મનાવવા બ્રહ્માની સાથે વિષ્ણુ પણ છે. આ બધો ઇતિહાસ લેખકે કયા વેદોમાંથી મેળવ્યો હશે ?

(૫) સ્કંદમાં–બીજી વાત એવી પણ છે કે–ઋષિઓના શાપથી લિંગ ત્રુટી ત્રણ લોકમાં પસર્યું. દેવોની પ્રાર્થનાથી બ્રહ્મા સ્વર્ગમાં અને વિષ્ણુ પાતાલમાં શોધ કરવાને ગયા. પણ બ્રહ્મા આવીને જુઠું બોલ્યા. તેથી મહાદેવના શાપથી અપૂજ્ય થયા.

જરા વિચારવાનું કે–" સત્તાવાળા કોણ ? શાપ આપી લિંગને તોડનાર કે તોડાવનાર ? જે લિંગ તોડાવનાર તે બ્રહ્માને અપૂજ્યતાનો શાપ આપનાર છતાં એક દુનિયાનો સંહારક અને એક સર્જક આમાનું સત્ય કયું ?

(૬) મત્સ્ય પુ માં–શુક્રાચાર્યે–માંસના ભક્ષક શિવને નમસ્કાર કર્યો છે. " વિચારવાનું કે–શિવનો ખરો પત્તોજ નથી તો પણ માંસ ભક્ષણ કરતા શુક્રાચાર્યે કયાં જોયા હશે ?

(૭) સ્કંદ પુ. ખં. ૫ મો–બ્રહ્મા–પાર્વતીને બેટી કહીને વર આપવાને આવ્યા. ઇચ્છિત ન થતાં ક્રોધ. તે સિંહ રૂપ ધરીને ઉભો, તેનું સિંહેશ્વર તીર્થ.

વિચારવાનું કે–જે બ્રહ્મા પાર્વતીને દેખીને ચ્યુત થએલા તે વર આપવાને આવ્યા આમાંનું કયું સાચું ? આ બનાવ કયા ઠેકાણે બનેલો ? બ્રહ્માનો ખરો પત્તો કયાંથી મેળવવો ?

(૮) આર્યોના તહેવારોના લેખકે–જણાવ્યું છે કે–" વિષ્ણુની પૂજાનો ઉદય તેના વિષયના પ્રેમને લીધે. રૂદ્ર પૂજાનો ઉદય તેના બીકના લીધે રૂદ્રની સ્તુતિ ઋગ્વેદના પહેલા મંડલના ૧૨૪ મા સૂક્તમાં ઘણી કરવામાં આવી છે."

મારા વિચાર પ્રમાણે–આ રૂદ્રની સ્તુતિનું સૂક્ત ઋગ્વેદમાં જે ગોઠવાયલું તે જૈન–બૌધની વિશેષ જાગૃતિના પછીથીજ ગોઠવાયલું સિદ્ધ થશે.

આ લેખકે–ઇશાન સંહિતાનો દાખલો મૂકી જણાવ્યું છે કે–" બ્રહ્મા વિષ્ણુ લિંગનો અંત મેળવવા સામાસામી દિશામાં ગયા અને એક વર્ષે નિરાસ થઇને પાછા આવ્યા અને આપણા કરતાં શિવ શ્રેષ્ઠ છે એવી કબુલાત કરી. "

ખરૂં જોતાં વિષ્ણુ ત્રણ ખંડના એક મહાન રાજા છે પણ તે કોઇ દેવ

સ્વરૂપના નથી. બાકી બ્રહ્મા અને મહાદેવ ખાસ કોઇ તેવી વ્યક્તિજ નથી, છતાં વૈદિકોના પંડિતોએ ઘોડાને શીંગડાં બતાવવા જેવું અને લોકોને ભૂલેખામાં નાખવાના માટે કેટલું બધું સાહસ ખેડ્યું છે. આમાં તત્ત્વની વાત કયાં દેખાય છે ? કેવલ સ્વાર્થને લઇનેજ લોકોને ઉંધા દોર્યા હોય ?

(૯) જગત્‌ના ઉત્પાદક બ્રહ્મા શિવના લગ્નમાં આવ્યા. પાર્વતીનો અંગુઠો દેખતાં વીર્ય નીકળી પડયું તેમાંથી ૮૮ હજાર ઋષિઓ પેદા થઇ ગયા. ( જુવો શિવપુ. જ્ઞાન સં. અ. ૧૬ થી ૧૮ )

(૧૦) મત્સ્યપુ. અ. ૧૫૭ મો–અગ્નિ દ્વારા શિવનુ વીર્ય દેવોના પેટમાં. પેટ ફાડી નીકળતાં તેનું સરોવર, તેના પાનથી પાર્વતીને કાર્ત્તિકેય પુત્ર. આમાંનું કયું સાચું હશે ?

(૧૧) સ્કંદ પુ. ખં. ૧ લો. શિવ–પાર્વતીનો સંભોગ તેના વીર્યથી જગત્ નષ્ટ થતાં બ્રહ્મા અને દેવતાઓ ત્રાસ્યા, અગ્નિ દેવને મોકળીને શિવના વીર્યનું ભક્ષણ કરાવ્યું તે દેવતાઓના પેટમાં પેઠતાં બધાએ ગર્ભવાળા થઇ ગયા. પછી બ્રહ્મા–વિષ્ણુ આદિ મહાદેવ પાસે આવ્યા. મહાદેવે વમન કરાવી મોટા પર્વત જેટલો ઢગલો કરાવી નિર્ભય કર્યા. અગ્નિ દેવે તાપના રૂપે થઇ તે વીર્ય ઋષિ પત્નીઓના શરીરમાં પ્રવેશ કરાવ્યો. તે પતિના શાપવાળી થતાં તે વીર્ય બહાર કાઢી વાંસડાઓમાં ગુંડાળી ગંગામા નાખ્યું. તેથી કાર્તિકેય થયા. ”

વિચારવાનું કે—પ્રથમ આ દેવોનોજ પત્તો નથી. તો પછી કયા કાળમાં ભેગા થઇને આ બધો પ્રપચ રચ્યો ? આમાંની કયી વાત સાચી હશે ? આવા કલ્પિત લેખો કયા ધર્મના માટે લખાયા હશે ?

(૧૨) શિવ પુ. જ્ઞાન સં. અ. ૩૨ । ૩૩ માં–હાથના મેળથી ગણેશ ઉત્પન્ન કરી પાર્વતી સ્નાન કરવાને બેઠાં. ભિત્તર જતા શિવને તેણે ધક્કા મારીને કાઢયા છેવટમાં બ્રહ્મા–વિષ્ણુ આદિ લઇને ચઢયા, ત્યારે પોતાની કમર તોડાવીને આવ્યાં.

જરા વિચારવાનું—આ ત્રણે દેવો જગત્‌ના કર્તા હર્તા છે તે એક મેલના પુતળાથી નાશ ભાગ કર્તા ફર્યા ? આમાં સાચું કયું હશે. ? અને કયા ધર્મના બોધ માટે લખાયું હશે ?

(૧૩) ઉત્તર ભવિષ્ય પુ. અ. ૧૨૪ માં–મહાદેવ–પાર્વતીની દિવ્ય

હજાર વર્ષ ક્રીડા થયા પછી પાર્વતીને છોકરી અને મહાદેવને છોકરો થયો. આમાંની કયી વાત સાચી વિચારશો ?

(૧૪) વરાહ પુ. માં–" પરમેષ્ઠિના મુખથી ગણેશની ઉત્પત્તિ બતાવી છે."

જૈનોમાં જે મુખ્ય નમસ્કાર મંત્ર છે તે પરમેષ્ઠિના નામથીજ ઓળખાય છે. ત્યાંથી આ કલ્પના કરી હોય એમ સમજાય છે.

(૧૫) શિવ પુ. જ્ઞા. સં અ. ૪ થી ૬ માં–" શિવનાં નેત્ર ઢાંકતાં પાર્વતીના હાથથી અંધક પુત્ર થયો. તે ગણેશનો નાશ કરવાવાળો જાણી શિવે પાર્વતીને કહ્યું કે–ભાર્યે ! મારા નેત્ર ઢાંકીને તેં આ અકાર્ય શું કર્યું ? આ અંધક સાથે મહાદેવનું યુદ્ધ થતાં તેમાં બ્રહ્મા–વિષ્ણુ આદિ બધાએ દેવો કૂટાયલા બતાવ્યા છે." આમાંની કયી વાત સાચી મનાય તેવી છે. ? જરા શોચશો કે ?

(૧૬) પદ્મ પુ. ખં. ૧ લો અ. ૪ માં–" મોહિનીનું રૂપ ધરી વિષ્ણુએ દૈત્યોને કહ્યું હું તમારા ઘરમાં રહીશ. લોભથી તેમને અમૃત આપ્યું. તે દેવતાઓને આપી મોહિની ચાલતી થઇ."

આમાની કયી વાત સાચી છે ? તે બતાવી શકશો ખરા કે ?

(૧૭) મત્સ્યપુ. અ. ૧૫૪ માં–" પાર્વતીને કૃષ્ણા કહેતાં જવા લાગ્યાં મહાદેવે નમસ્કાર કરી ઘણી ખુશામત કરી તો પણ નીકળી પડયાં."

જરા વિચારવાનું કે–સ્કંદપુ. માં–સૃષ્ટિની આદિમા મહાદેવે બ્રહ્મા–વિષ્ણુને ઉત્પન્ન કરી તેમને સૃષ્ટિ રચવાનો આદેશ કરેલો છે. ત્યારે આ પાર્વતી કયી સૃષ્ટિમાંથી આવ્યાં ?

(૧૮) પદ્મપુ. ખં. ૧ લો. અ. ૫ મો–સ્ત્રીનું મરણ થતાં મહાદેવ શોકાતુર થઇ 'હા' હા કરવા લાગ્યા. નારદજીએ ઠેકાણું બતાવ્યું એટલે ચિત્ત ઠેકાણે આવ્યું.

આમાં વિચારવાનું કે–પહેલા તીર્થંકર ઋષભદેવ ૧૩ ભવ કરતાં પાંચમા ભવે લલિતાંગદેવ થયા છે. તે દેવીના ચ્યવનથી મૂઢ થતાં તેના મિત્રદેવે તે દેવીનું ઠેકાણું બતાવી સ્થિર કર્યા છે. તેનો સંબંધ અહી ઉંધો છત્તો ચિતર્યો હોય એવું મારૂં ખાસ અનુમાન છે તેથી વિચારવાની ભલામણ કરૂં છું.

(૧૯) પદ્મપુ. ખં. ૧ લો અ. ૪૪ માં—"તપ કરવાને જતાં પાર્વતીએ મહાદેવને લંપટ જાણી વીરભદ્રને રક્ષાના માટે મુકયા. છતાં પણ પાર્વતીનું રૂપ ધરીને આવેલા દૈત્યને ભાન ભૂલીને ખૂબ ભેટયા. અને ઘણા રાજી થઇ ગયા.

આ મહાદેવને સૃષ્ટિ રચનાનું જ્ઞાન હતું એમ તેમના કયા કર્તવ્યથી સમજી લેવું ?

(૨૦) પદ્મ પુ. ખં. ૧ લો અ. ૫૬ માં—" મહાદેવે તપના બહાને ગામથી દૂર કુટીયા બનાવી—ગંધર્વ—કિન્નરાદિકની સ્ત્રીઓને મંત્ર બળથી ખેંચીને તેઓની સાથે ભોગ કર્તા રહ્યા. "

જગત્‌ની રચના કરતાં તેમણે શું સ્ત્રીયો નહી બનાવી હોય ? છતાં આટલી બધી તૃષ્ણા શાથી ? અને આ બધું ધાધલ કયાંથી અને કયા કારણથી ઉભુ કરવામાં આવ્યું ? આ બધા વિષયોમા કોઇ સત્ય વસ્તુ હોય તેમ દેખવામાં આવે છે ખરી ?

(૨૧) શિવપુ. જ્ઞા. સં. અ ૧૩ થી. પાર્વતીના તપના ઠેકાણે જટિલ રૂપ ધારી મહાદેવે પૂછયું કે તું શા માટે તપ કરે છે? સખીથી ઉત્તર અપાવ્યો કે—મહાદેવને પતિ કરવા. છતાં પણ મહાદેવ સાચુ કે જુઠું પૂછવાને રહ્યા. ત્યારે તે કેટલા બધા જ્ઞાની માનવા ?

(૨૨) શિવ પુ. અ. ૪૧ મા—" કામથી વિકલ મહાદેવ ઋષિપત્નીઓની પાછળ દોડયા. તેથી દેવતાઓ પણ મોટી આફતમાં આવી પડયા. તે બ્રહ્મા—વિષ્ણુની પાસે ગયા વિષ્ણુએ પાર્વતીની પાસે મોકળ્યા, ત્યાર બાદ બધા શાંત થયા. "

આ વિકલરૂપ મહાદેવને જગત્‌ના કર્તા હર્તા લખનાર કેટલા બધા સત્યવાદી હશે ? આ બધી વાતો કયા વેદમાંથી મેળવી હશે ?

(૨૩) શિવ પુ. જ્ઞા. સં. અ. ૪૨ મા—" માત્ર ઋષિપત્નીઓને દેખીને મહાદેવ તદ્દન નિર્લજ્જ થયા. આવેલા ઋષિઓના શાપથી લિંગ તોડાવીને બેઠા. "

ધન્ય છે એવા ધર્મના પ્રવર્તકોને ? બીજું શું કેહવું ?

(૨૪) ભાગ. સ્કં. ૧૦ મો—" મહાદેવે વૃકાસુરને વર આપ્યો કે તૂં જેના માથા પર હાથ મુકીશ તે બળીને ભસ્મ થશે. તે દૈત્ય પાર્વતીની લાલચથી મહાદેવનીજ પાછળ પડયો. સ્વર્ગ—પાતાલમાં કોઇ પણ રક્ષક ન મળતાં છેવટે વિષ્ણુના છળથી બચ્યા. "

જગત્‌ના સંહારક મહાદેવનું જ્ઞાન કેટલું અને બળ કેટલું કે એક દૈત્યના ભયથી સ્વર્ગાદિકમાં ભાગતા ફર્યા ? તો આમાંનું સાચું કયું ? અને લેખક સત્યવાદી કેટલો ?

(૨૫) વિષ્ણુ પુ. અંશ ૫ માં—“ કૃષ્ણ સાથે લડતા મહાદેવ હાર્યા. બાણાસુર ચઢયો પણ કૃષ્ણની સ્તુતિ કરી મહાદેવને છોડાવવો પડયો. ”

ત્રેતાના કૃષ્ણ, દ્વાપરના મહાદેવ કયે ઠેકાણે લડયા ?

(૨૬) પદ્મ પુ. ખં. ૧ લો. અ. ૧૪ માં—“ બ્રહ્માનું માથુ કપાતાં પરસેવો. તેમાંથી હુથીઆર બંધ પુરૂષ, તે મહાદેવની પાછળ પડયો. છેવટે વિષ્ણુના શરણથી મહાદેવ બચ્યા. ”

જગત્‌ના સ્રષ્ટાએ માથુ કપાવ્યું. પરસેવાના પુરૂષથી જગત્‌ના સંહારક નાઠા. પણ જગત્‌ના પાલક વિષ્ણુએ બચાવ્યા. આમાંની કયી વાત સત્યરૂપની બનેલી હશે ?

(૨૭) શિવ પુ. ધર્મ સં. અ. ૯ માં—“ દેવ દાનવોની લડાઇમાં કૃષ્ણે ઘણા દૈત્યોને માર્યા. નાઠેલાની પાછળ જતાં અપ્સરાઓની સાથે ક્રીડા કરી પુત્ર પેદા કર્યો. બ્રહ્માએ સ્વર્ગની રક્ષા માટે વિષ્ણુને બોલાવવા મહાદેવને મોકલ્યા. પેલો પુત્ર સામે થતાં મહાદેવે ફાડવા માંડયો. કૃષ્ણે જગત્ પતિ શિવને ક્ષમાવ્યા. વિષયરતિ છોડવાનું કહેતાં શ્રીકૃષ્ણ લજ્જિત થયા. પડી ગએલા ચક્રને લેવા જતાં અટકાવીને કહ્યું કે—સુદર્શન અને કાલાનલ ચક્ર આપું છું તેનાથી દૈત્યોના ગળાં કાપી નાખો. ”

વિચારવાનું કે—દેવ દાનવોની લડાઇ સ્વર્ગમાં થએલી કે ભૂતલમાં ? અપ્સરાથી કૃષ્ણે પુત્ર પેદા કર્યો તે કયા કાળમાં ? જગત્‌ના સ્રષ્ટા કે સંહારક બ્રહ્મા કે મહાદેવ સ્વર્ગની રક્ષા કરવા સમર્થ ન થયા કે જેથી વિષ્ણુને બોલાવવા પડયા ? વિષયના લંપટી વિષ્ણુને, લજ્જિત થવું પડયું. આ ત્રણમાનો કયો દેવ સત્યરૂપનો લાયક થએલો છે ? ભક્તોને જૈનમંદિરમા જતાં અટકાવ્યા તે શું આભડછેટ માનીને કે બધુ પોકળ છુપાવવા ? હાથી મારે તો પણ મરવું આ લેખકો કેટલા બધા ધર્મના પોષક હશે ?

(૨૮) શિવ પુ. “ પાર્વતીના વિવાહમાં બ્રહ્માનું વીર્ય જમીન પર પડતાં મહાદેવ મારવા ઉઠયા. બ્રહ્મા—વિષ્ણુએ પગમાં પડી પ્રસન્ન કર્યા. ”

જગતના સ્રષ્ટાની નાડી છુટી, સંહારક મારવાને ઉઠયા. સ્રષ્ટા અને પાલક પગમાં પડયા. આમાંની કયી વાત સાચી છે ? આ ત્રણ કલ્પિત દેવોને જ્યાં ત્યાં લખીને કેવા કેવા પ્રપંચો રચ્યા છે ?

(૨૯) રામાયણે—" જટામાંથી મુક્ત ગંગાના ૭ પ્રવાહ, તેમાંનો એક પવિત્ર. " બીજા પવિત્ર કેમ નહી મનાયા ?

(૩૦) સ્કંદ પુ. ખં. ૧ લો, અ. ૩૩ માં—આહેડીથી અજાણે શિવ પૂજાયા. તે મર્યો કે તુરત મહાદેવના દૂતો વિમાનમા બેસાડીને શિવલોકમાં લઇ ગયા. "

સાચો કોઇ શિવજ નથી તો પછી આ બધી વાતો કયાંથી ?

(૩૧) શિવ પુ. સનત્કુમાર સં. અ. ૮ માં—ઋષિ બોલ્યા કે—શિવને પ્રસન્ન કેવી રીતે કરી શકાય ? બ્રમ્હા બોલ્યા કે—વિષ્ણુએ—એક કરોડ ને સાઠ હજાર વર્ષ સુધી આરાધન કરી અનેક વરો મેળવ્યા હતા. "

આ લેખમાં વિચારવાનું કે—સર્વજ્ઞોના ઇતિહાસમા આ અવસર્પિણીમાં વાસુદેવોનાં નવ ત્રિકો થએલાં છે. તેમા પહેલા ત્રિપૃષ્ઠ વાસુદેવનું આયુષ્ય ૮૪ લાખ પૂર્વ વર્ષનું બતાવેલું છે. પછી ક્રમથી ઉતરતા નવમા કૃષ્ણવાસુદેવનું આયુષ્ય એક ૧૦૦૦ વર્ષનું બતાવેલું છે, પહેલા વાસુદેવના પિતા વૈદિકોમાં બ્રમ્હા કલ્પાયા છે. તેમનું આયુષ્ય પુત્રના અનુમાનથી કલ્પાય. છતા ભાગવતમાં—બ્રમ્હાનું આયુષ્ય ૩૧ નીલ, ૧૦ ખર્વ, અને ૪૦ અબજ બતાવ્યું છે. તે કયા સર્વજ્ઞથી મેળવીને લખેલું ? બ્રમ્હા—વિષ્ણુ અને મહાદેવ વૈદિકોમાં ત્રણ યુગના ક્રમથી ત્રણ બતાવેલા છે તેથી વિચારવાનું કે—નવ ત્રિકોમાંના કયા વિષ્ણુએ એક કરોડ અને છાસઠ હજાર વર્ષ સુધી મહાદેવનુ આરાધન કર્યું ? એ આરાધક વિષ્ણુનું અને આરાધ્ય મહાદેવનું સંપૂર્ણ આયુષ્ય કેટલું મનાયેલું છે એ જાણવાની ખાસ જરૂર છે. જો એ વિચારો વૈદિકોમા ન મળે તો આ બધી ગપ્પાગપ્પી કોનામાથી લઇને ચલાવી ? તેનો વિચાર કરવોજ પડશે.

(૩૨) શિવ પુ. વાયુ સં. અ. ૧૭ થી ૨૦ મા—દક્ષના યજ્ઞનો ભંગ કરવા મહાદેવે વીરભદ્રાદિકોને મોકલ્યા. વિષ્ણુ આદિ દેવો દક્ષના પક્ષમાં ભળીને યુદ્ધ કરવાને લાગ્યા. પરંતુ વીરભદ્રાદિકોએ તેમને ઘણોજ ભૂરો માર માર્યો.

આમાં વિચારવાનું કે–દક્ષ, વિષ્ણુ અને મહાદેવ, કયા કયા કાળમાં થએલા? અને કયા કાળમાં ભેગા થઈને આ યુદ્ધ મચાવેલું? મહાદેવના એક સેવક માત્રથી માર ખાઈને ભાગેલા ભગવાન્ ભક્તોનું રક્ષણ કેવી રીતે કરવાના?

(૩૩) શિવ પુ. ધર્મ સં. અ. ૩ માં–ત્રણ દૈત્યોએ બ્રહ્માને પ્રસન્ન કરીને ત્રણ કિલ્લાઓ કરાવી લીધા. પછી દેવતાઓના બુરા હાલ કર્યા. દેવતાઓ શિવના શરણે ગયા. શિવે કિલ્લાઓ સાથે તેમનો સર્વથા નાશ કર્યો.

આમાં મારૂં અનુમાન–મહાવીરના સમયમાં સત્યકી વિદ્યાધર તે પોતાના વૈરીની પાછળ પડેલો છે તેણે પોતાની રક્ષાના માટે વિદ્યાથી ત્રણ નગર બનાવ્યાં હતાં તે સત્યકિએ ભસ્મ કરેલાં તે જૈન ઇતિહાસમાં છે. બાકી બ્રહ્માની કલ્પિત કલ્પનામાં અનેક પ્રમાણો આપી ચુકયા છિએ.

(૩૪) શિવ પુ. ધર્મ સં. અ. ૨ માં–"શ્રીકૃષ્ણે ૧૬ માસ તપ કરી શિવને પ્રસન્ન કરી હાથ જોડીને આઠ વર માગ્યા."

ત્રેતાના વિષ્ણુએ દ્વાપરના શિવથી આઠ વર કયા કાળમાં મેળવ્યા?

(૩૫) શિવ પુ. જ્ઞાન સં. અ. ૫૦ માં–કાશીમાં પાપી, પશુ, પંખી જે મરે તે મોક્ષમાંજ જાય. શ્લોક ૪૨ માં જણાવ્યું છે કે—

**विषयाशक्तचित्तोऽपि, त्यक्तधर्मरुचिर्नरः।**
**इह क्षेत्रे मृतो यो वै, संसारं न पुनर्विशेत् ॥४२॥**

ભાવાર્થ–વિષયમાં આશક્ત ચિત્તવાળો અને ધર્મની રૂચિવિનાનો પુરૂષ હોય તો પણ આ ક્ષેત્રમાં (કાશીક્ષેત્રમાં) મરે તો તે ફરીથી આ સંસારમાં આવેજ નહીં. ॥ ૪૨ ॥

આ લેખનો વિચાર કરતાં જણાય છે કે–કાશીમાં જ્યારે કરવત મુકવાનું શરૂ થએલું ત્યારે આવા શ્લોકો લખી વાળ્યા હોય? લૂલાં, લંગડાં, દુખિયાં પોતાનો ધન માલ આપીને કરવત મુકાવતાં. કરવત મુકનારનાં હૃદય કેવાં થતાં હશે?

(૩૬) ભાગ. સ્કં. ૮ અ. ૧૨ માં–મહાદેવે વિષ્ણુ પાસે જઈ મોહિની રૂપ જોવાની માગણી કરી. તે રૂપ જોતાં એવા તો વિકલ થયા કે પરિવારથી પણ નિર્લજ્જ થઈ ગયા."

જરા વિચારવાનું કે—બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણે જગત્‌ની

આદિમાં ઉત્પન્ન થએલા અને જગતના સ્રષ્ટા પણ બતાવેલા છે. તે શું વિષ્ણુના મોહિની રૂપને જાણી શકયા નહી ? કે જેથી ભાન વિનાના નિર્લજ્જ થઈ બેઠા ? આ વાત કયા કાળની અને આમાંનું સાચું કયુ ?

(૩૭) શિવ પુ. જ્ઞા. સં. અ. ૬૫ થી—શિવારાધક અર્જુન પાસે દુર્યોધને રાક્ષસને ભુંડરૂપે મોકલ્યો. અર્જુન શસ્ત્ર લઈને તૈયાર થયો. સામેથી શિવ પણ ભિલ્લ રૂપે આવ્યા. બે બાણુ સાથે છૂટતાં એક મુખથી પુંછડે, બીજુ પુંછડાથી મુખે નીકળ્યું એટલે ભુંડ તો મર્યોજ. પછી અર્જુન-શિવ પણ લડયા. આ વાતમા સત્યતા કયી અને કેટલી હશે ?

(૩૮) મત્સ્ય પુ. અ. ૧૮૭ માં—"વેદના રથ ઉપર ચઢીને શિવ દૈત્યોને મારવા ચઢયા. તેમાં બ્રહ્મા-વિષ્ણુ પણ હતા, શિવે દૈત્યો ઉપર અગ્નિ બાણ છોડીને તેમનું સર્વકુળ બાળીને ભસ્મ કર્યું. માત્ર એક ત્રિપુર દૈત્ય મહાદેવનું લિંગ માથા પર મુકીને બહાર નીકળી પડયો."

આમાંની કયી વાત સાચી બનેલી લાગે છે ? વિચારીને જોશો.

(૩૯) સ્કંદ પુ ખં ૧ લો—શિવ વિના જે સંસાર તરવાની ઈચ્છા રાખે છે તે મૂઢ છે. દક્ષના યજ્ઞમા મહાદેવના અનાદરથી મોટો ઉત્પાત. દક્ષે મહાદેવને વેદબાહ્ય કહ્યા તેથી ઘણી ઝપા ઝપી થઈ. દક્ષે યજ્ઞનો આરંભ કર્યો. ઋષિઓ આવ્યા. બ્રહ્મા-વિષ્ણુને પણ બોલાવ્યા. મહાદેવને બોલાવવાનું કહેતાં દક્ષે કહ્યું કે બ્રહ્મા-વિષ્ણુ આવ્યા છે, મત્સરી શિવનું શું કામ છે ? ચલાવો કામ. તમોને કેમ બોલાવ્યા નથી એમ કહીને પાર્વતી પિતા પાસે ગયાં. જક્કા જક્કી થતા દક્ષે કહ્યું કે તારો પતિ વેદબાહ્ય છે, કહીને ઘણો અનાદર કર્યો. કોઈ પણ રસ્તો ન જડતાં ગણુની સાથે બળી મર્યાં. શિવાજ્ઞાથી વીરભદ્ર ચઢયો. ઉત્પાતો દેખી દક્ષ વિષ્ણુના શરણે ગયા. છતાં દક્ષનું માથુ કાપીને હોમી દીધું શિવાજ્ઞાથી બકરાનું માથું ચોંટાડીને દક્ષને છોડી મુકયા."

આમાં જરા વિચારવાનું કે-બ્રહ્માદિક-દેવીના હાથ ઘસવાથી, કલ્પારંભમાંથી, મહાદેવજીથી, અને ત્રણ યુગના ક્રમથી ઉત્પન્ન થએલા જુદા જુદા ઠેકાણે લખાયલા છે. પાર્વતી પહાડની પુત્રી લખાઈ છે. ત્યારે મહાદેવજી દક્ષ પ્રજાપતિના જમાઈ કયા કાળમાં થયા અને આ બધો ઉત્પાત કયા કાળમાં મચેલો માનવો ?

(૪૦) એક વૈદિકના પંડિતજી લખે છે કે–વૈકુઠના વિષ્ણુએ કાશીના મહાદેવને હજાર કમળો ચઢાવવાનો સંકલ્પ કર્યો. શંકરે એક કમળ કોરાણે મુકી દીધું. વિષ્ણુએ તેના બદલામાં આંખ કાઢીને આપી. આ વાર્તાને પંચતંત્રના જેવી બતાવીને કહ્યું છે કે–'પુરાણકારોએ શિવ–વિષ્ણુની અનેક વાર્તાઓ રચીને પોત પોતાના દેવોનું મહત્ત્વ વધારવાનો પ્રયત્ન કરેલો છે.

આ લેખકે બીજે ઠેકાણે લખ્યું છે કે–ઈંદ્ર અને વિષ્ણુનાં કર્તવ્યો જોતાં કાલ્પનીક પુરૂષ ન હોતા. આથી એ સૂચવ્યું છે કે બ્રહ્મા અને રૂદ્ર આ બે ઐતિહાસિક પુરૂષ તો નથી.

|| બીજા ખંડમાં જે વિચારો લખાયા છે તેની પણ ટુંકમાં સૂચના કરીને બતાવું છું—

(૧) પ્રથમ તો સામાન્ય ગુરૂનું સ્વરૂપ માત્રજ બતાવ્યું છે.

(૨) વૈદિકોમાં–ગુરૂ વ્યાસ વિચિત્ર પ્રકારથી લખાયા જેમ કે–વ્યાસે ૧૮ પુરાણો બનાવ્યાં, વળી–જન્મતાની સાથે બનાવી વનમાં ગયા. વૃક્ષને ભેટયા પછી વ્યાસનો જન્મ, વ્યાસનું વીર્ય અરણી પર પડયું ત્યાંથી શુકદેવનો જન્મ. વ્યાસની માતા માછલી. તેની સાથે પારાસરે જબરજસ્તી કરી. ઇશ્વરે વ્યાસનો અવતાર લઇને પુરાણો બનાવ્યાં. મહાદેવની સાથે લડીને વ્યાસ કાશી જુદી બનાવી. બધાં શાસ્ત્રો બનાવી મૂઢ થયા પછી ભાગવત બનાવ્યું."

આવી રીતની અચોક્કસ અનેક વાતો લખાઇ તે શા કારણથી ? જરા વિચારવાની તસદી લેશો.

(૩) આનંદગિરિએ–વેદમાંની હિંસા વિનાનો બીજો અધર્મ બતાવ્યો. બ્રાહ્મણ પશુઓને યજ્ઞમા મારતા. તે પશુઓ સ્વર્ગે જતા. બ્રહ્માએ યજ્ઞના માટે પશુઓ બનાવ્યા. સો પુત્રની આશા બતાવી એક પુત્રને હોમાવનાર લોમશ ઋષિ (ભારત વનપર્વ.) શ્રાદ્ધમાં માંસ ન જમે તો પશુરોમ જેટલા વર્ષ સુધી નરક. બ્રાહ્મણોના માટેનું શ્રાદ્ધ તો અગસ્તિ ખાઇ ગયા. શ્રાદ્ધમાં માસ ખાવામાં દોષ નથી."

આ બધા ઋષિઓ ધર્મ બતાવી પશુઓને સ્વર્ગે પુહચાડવાને લખતા ગયા ? કે કોઇ પ્રકારની લાલચથી ? એટલું તો જરૂર વિચારવાનું.

(૪) પૂજિત માસ ન ખાય તે પશુ થાય. યજ્ઞના માટે કે પાલણુ કરવા યોગ્ય માતપિતાદિકના માટે સારાં સારાં હરિણો અને પક્ષિઓને

બ્રાહ્મણ મારે. યજ્ઞ-શ્રાદ્ધાદિકમાં ભળીને જે માંસ ન ખાય તે બ્રાહ્મણજ નહીં. માંસાદિકથી દેવોની તૃપ્તિ કરતાં પિતરોની તૃપ્તિ. રંતિદેવ બબે હજાર પશુઓનું અને ગાયોનું માંસ અન્ન સાથે દાન આપતો. ૫૦-૨૫ પાડા બકરાથી દેવીનુ તર્પણ. બ્રાહ્મણાદિક અતિથિના માટે બલદ કે બકરો પકાવે. મૃગાદિકના માંસથી થએલું દશરથનું શ્રાદ્ધ મોટામોટા ઋષિઓ જમી ગયા. કૌશિકના ૭ પુત્રો ગાયને ખાઇને વૈદિકબળથી નિર્ભય થયા. ગેંડાદિકના માસથી પિતરોને અક્ષયની પ્રાપ્તિ. ઉપર લાખાયલી અનેક પ્રકારની વાતો જો ખરા ધર્મનાજ માટે થએલી હોત તો આજે તેને તેવાને તેવા સ્વરૂપમાં પુસ્તકોમાં રહેવા દેવાની જરૂર ન પડતી, માટે બધી વાતો ધર્મના માટે તો કેવલ લખાયેલી નથીજ.

(૫) શ્રાદ્ધાદિકમાં-બ્રાહ્મણોએ જીવોને ભક્ષણ કરવા. જેના માંસથી જેટલો વખત પિતરોની તૃપ્તિ તે પણ બતાવી છે. મનુની નાશિકાનો પુત્ર, તેનો પુત્ર શ્રાદ્ધના માટે મૃગાદિક લાવ્યો. યજ્ઞના અને શ્રાદ્ધના માંસ ભક્ષણથી પાપ પણ બતાવ્યું છે. જેનું માંસ આપણે ખાઇએ તે પરલોકમાં આપણું ખાય એમ પણ જણાવ્યું છે.

ટુંકમાં વિચારવાનું કે-માંસ ભક્ષણથી પાપ છે. જેનું માંસ ખાઈએ તે પરલોકમાં આપણું ખાય. કર્મના યોગથી ૮૪ લાખ જીવોની યોનિમાં ભટકતા જીવો છે, ત્યારે કયી કયી યોનિમાં ગએલા પિતરો બ્રાહ્મણોના તે તે માંસભક્ષણથી તેટલા તેટલા કાળ સુધી તૃપ્ત થાય ? આ બધા લેખકો મોટા મોટા પંડિતો છે, તેથી વિચારવાનું કે આ લેખો કર્મથી ભટકી રહેલા જીવોના ઉપકાર માટે ? કે ખાસ પિતરોની તૃપ્તિના માટે ? કે કોઈ સ્વાર્થના માટે ? એટલુંજ વિચાર શો તો બશ છે.

(૬) નગ્ન વેશ્યાની પૂજા કરનાર સ્ત્રીયોને પ્રિય થાય. બ્રમ્હાના માટે તપ કરનાર અપ્સરાઓ સાથે વિમાનમાં બેસીને સ્વર્ગે જાય. યજમાન સ્ત્રીનું પણ દાન કરે. વેશ્યાઓ અર્પણ કરે તે સૂર્યલોકમાં જાય. બ્રામ્હણ ચારે વર્ણની સ્ત્રીયો સાથે ક્રીડા કરે

ઉપરની કલમોમાં-જીભાદિકની લાલસાઓ ભેળવી શકાય પરંતુ આમાં ધર્મને કલ્પવો તે તો ડાહ્યા માણસો બતાવે તે ખરો ?

(૭) જડેલું ધન બ્રામ્હણ પોતે રાખે, રાજા અડધું રાખે. ૧૨ તોળા સોનાની સાથે ભાગવત આપે તે તો સર્વ બંધનથી મુક્ત. બ્રામ્હણની આ

આજીવિકા હરે તે ૬૦ હજાર વર્ષ નરકકીટ. બ્રાહ્મણને પરણાવનારનો શિવલોકમાં વાસ. મૃત્યુ નજીક જાણી રાજા દંડનું ધન બ્રાહ્મણોને આપે. ગ્રહોની પ્રીતિ માટે બ્રાહ્મણોને ભોજન અને દાન. યુદ્ધથી કે જમીનથી મેળવેલું ધન રાજા બ્રાહ્મણોને આપે. બ્રાહ્મણોને દાન આપે તે અપ્સરાઓ સાથે ક્રીડા કરે. પ્રાયશ્ચિત આપે તે બ્રાહ્મણને વેશ્યા કામદેવ સમાન ગણે.

આ બધા ઉપરના લેખોમાં પ્રાયઃ સાર એવો છે કે–બ્રાહ્મણ શિવાય અનાથાદિક કોઇ દુઃખીયાઓને યાદજ કરેલા નથી. સાધુ સંતોને અન્ન વસ્ત્રની ઉદારતા પણ બતાવેલી જણાશે નહીં આટલું જાણવાને માટે લખીને જણાવ્યું છે. બાકી આફતમાં પડેલા ગમે તે માણસો પર કે પશુઓ પર ઉપકાર કરવાથી મહાફળ થાય એમ મહાપુરૂષો બતાવી ગયા છે, પક્ષપાતને લીધે તે પર ધ્યાન અપાયું નથી.

(૮) કુદરતની ગાયોનાં તેની સાથે–શાકર તિલાદિકની કલ્પિત ગાયોની વિધિ, તેનાં દાન અને સ્વર્ગાદિક ફળ બતાવી લેવાના ઉપાયો યોજ્યા છે.”

(૯) બ્રહ્માદિકે નિર્માણ કરેલા ૧૮ હજાર બ્રાહ્મણો. સર્વ દેવોના દેવ બ્રાહ્મણ. સર્વજીવોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ. બ્રામ્હણો ઉપર શ્રદ્ધા વગરનો દેશ અપવિત્ર ત્રણે લોકનો નાશ કરતાં ઋગ્વેદીને પાપ ન લાગે. ગમે તેવા પાપી બ્રામ્હણનો દંડ ન કરવો. બ્રામ્હણ ઉપર કોપ કરનારનો નાશ થાય છે. પંડિત કે મૂર્ખ બ્રામ્હણ વિના બીજો કોઇ પૂજ્યજ નથી. શ્રુતિ સ્મૃતિથી બહારના વ્રતધારીઓને રાજા નગરથી બહાર કાઢી મુકે.”

ટુકામાં વિચારવાનું કે–પ્રથમ તો ત્રણ દેવોનો જ ખરો પત્તો જણાતો નથી તો કયા કાળમાં ભેગા થયા અને કયા મશાલાથી ૧૮ હજાર બ્રામ્હણને ઉત્પન્ન કર્યા ? કે જેથી સર્વ દેવોના દેવ થઇ પોતાની શ્રેષ્ઠતા મનાવવા લાગ્યા ? સત્ય ધર્મની શ્રદ્ધા કે પ્રવૃત્તિ વિનાનો દેશ અપવિત્ર કહેતા તો પક્ષપાત વિનાનું ગણાતું. ક્રોધ કરનારની સિદ્ધિ થતી સાંભળી નથી. બાકી સમતાવાળો સિદ્ધિ મેળવી શકે ? તે તો ગાંધી મહાત્મા પોતાનો અનુભવ લોકોને બતાવી રહ્યા છે. પંડિત કે મૂર્ખ બ્રામ્હણજ પૂજ્ય બતાવી વ્રત ધારિયોને પણ તુચ્છ ગણવા તે તો સત્યતાથી દૂરનોજ લેખ છે.

(૧૦) પુરાણના સાંભળનારને યમ રાજાએ પ્રથમ પૂજ્યો અને પછી બ્રમ્હલોકમાં પુહુચાડી આપ્યો. આગળ પાછળની દશ પેઢીને તારનારો

પૌરાણિક ગુરૂ હોય બ્રાહ્મણના મૃતક પુત્રને લઇ જનારો યમરાજા બ્રાહ્મણના શાપથી પુત્ર વિનાનો થઇ બેઠો. બ્રાહ્મણોના નમસ્કારથી સૂર્ય પ્રકાશે છે અને બ્રાહ્મણના ક્રોધથી જગત્ ભસ્મ થાય છે.

પુરાણના સાંભળનારની આટલી બધી ઠાઠવેઠ કરવી પડી ત્યારે સંભળાવનારની ઠાઠવેઠ યમરાજાને કેટલી બધી કરવી પડતી હશે ? સાંભળનારની પાછલી દશ પેઢીઓને પૌરાણિક ગુરૂ તારી દે ત્યારે પોતાની કેટલી બધી પેઢીઓને તારી દેતો હશે ? બ્રાહ્મણના એક પુત્રને લઇ જવાથી યમરાજા પુત્ર વિનાનો થઇ બેઠો ત્યારે આજસુધી અબજોના અબજો બ્રાહ્મણોને અને તેમના કુટુંબોને લઇ જતાં યમરાજની કેવી દુર્દશા થઇ હશે ? બ્રાહ્મણના નમસ્કારથી સૂર્ય પ્રકાશે અને ક્રોધથી જગત્ ભસ્મ થાય તો પછી આ બધું જગત્ કેવી રીતે ચાલતું આવ્યું હશે. ?

મહાત્મ્ય લખાયું હોય તો પણ સત્યનો અંશ તો જરૂર હોવો જોઇએ. આમાં સત્યનો અંશ કયો દેખાય છે ?

(૧૧) સૂર્યની સ્ત્રી ઘોડી, સૂર્ય ઘોડા રૂપે. મુખથી ત્રણ પુત્રો, તેમાં એક ઘોડેસ્વાર સાથે. સત્યધૃતીનું વીર્ય શર પર પડતાં બે ભાગ. તેથી કૃપ-કૃપી. દ્રૌપદીએ એક વર માગ્યો મહાદેવે પાંચ આપ્યા. પુરૂષની સ્ત્રી થઇને પાછો પુરૂષ. કાકભુશુંડે રામના પેટમા પેશીને અનેક બ્રહ્માંડ જોયા બ્રહ્માની ઇકોતરમી પેઢીએ રામ. માતાને મારનાર પરશુરામ તે વિષ્ણુના છઠ્ઠા અવતાર.

આમાં ટુંક વિચારવાનું કે–આ બધી વાતોમા પ્રતીતિ કરાવે તેવી કયી છે ? આટલી બધી ગપ્પા ગપ્પી શાથી ચલાવી ? અને કયારથી ચલાવી તે જરા વિચારવાનું છે.

(૧૨) ઇંદ્રને મારવા પૃથુના પુત્રને અત્રિની આજ્ઞા. તુંબડીએ ૬૦ હજાર પુત્રો પેદા કર્યા. કશ્યપની દીકરીઓએ હાથી ઘોડાદિ પેદા કર્યા. ગાયના દોહનમાથી હાથી ઘોડા મકાનાદિક નીકળ્યાં. અંજનીના કાનમાં મહાદેવે વીર્ય ફુંક્યું તેથી હનુમાન્ પેદા થયા. પુત્રનું બલિદાન હરિચંદ્રે ન આપ્યું તેથી તે જલોદરી, આ વાત વેદમાં પણ ગોઠવાયલી જણાય છે. જમીનના ઘડામાંથી સીતાજી નીકળ્યાં. પાર્વતીજી પહાડમાંથી પેદા થયા. નારદે સ્ત્રી રૂપે થઇ ૬૦ પુત્રોનો જન્મ આપ્યો. યમ રાજાએ તિલ ઉત્પન્ન કર્યા. પુરાણોની અસ્તિત્વમાં ખરા ધર્મનો લોપ ”

આમાં મારી સુચના—આ બધા મોટા મોટા પંડિતો છે, દુનિયાની પારનું જ્ઞાન ક્યાંથી લાવ્યા હશે ? અને શા કારણથી લખતા ગયા હશે ? પુરાણોના અસ્તિત્વમાં ખરા ધર્મનો લોપ લખનાર વૈદિક પંડિતનું લખાણ કેટલા બધા ઉડાણમાંથી નીકળ્યું હશે ? એટલું વિચારશો તો પણ થોડું નથી. વૈદિકોએ ગરબડ તો મોટીજ કરેલી છે.

જુવો કે—સમુદ્રનું મંથન કરતાં પાંચમી વારે ચંદ્રમા નીકળ્યો. રથના પંડ્યાંનો સમુદ્ર બની ગયો. અને હનુમાન સૂર્યને ગળી ગયો. કયી વાતો ઘર આસ્તા બેશાડી શકાય ?

(૧૩) વેદની આજ્ઞા તેજ ધર્મ, ને બાકી અધર્મ. પુરાણો પણ ખરો ધર્મ બતાવી શકેલાં નથી. દેવોને પુરાણ કથાથી જેવો સંતોષ તેવો યજ્ઞોથી નથી."

તે યજ્ઞાદિક વેદ ધર્મને માણસો પાસે મનાવવાનો પ્રયત્ન. આ વિચિત્રતા શાથી ?

(૧૪) ભક્તિની સેવા કરવા નદીઓ આવતી. ભાગવત ન સાંભળે તે ચંડાળ. ભક્તિ જ્ઞાનાદિક નાચતાં. પાપીઓ અને ક્રોધીઓ પણ સપ્તાહથી પવિત્ર. ભાગવત કથાનો આરંભ કૃષ્ણ ગયા પછી. યવનોની ચઢાઈ પછીનું તે કૃષ્ણ વખતે કયાંથી. ? પુરાણ પછીના વેદો તે પુરાણ કથામાં. ભાગવત સાભળવાને પહાડ અને નદીઓ પણ આવતી."

આ બધા લેખોમાં કોઇ પણ પ્રકારની મર્યાદા જળવાઈ છે ?

(૧૫–૧૬) કલિમાં નામ માત્રથી સિદ્ધિ. ઈ. સ. પૂર્વે—નવસો કે હજારમાં સર્વજ્ઞોની જાગૃતિ. પાંચસોમાં મહાભારતનું મૂળ. તે આજે લાખ શ્લોકવાળું. કયા સર્વજ્ઞોથી મેળવેલું ?

(૧૭) દેવોએ સૃષ્ટિ વારંવાર રચી, સ્વર્ગની ખોટ વિશ્વામિત્રે પૂરી. સ્વર્ગમાં જતો નહુષ, ઋષિના શાપથી અજગર થઈને પડયો.

વિચારવાનું—બ્રહ્માદિક દેવોનું જ ઠામ ઠેકાણું નથી છતાં પણ સૃષ્ટિના રચવાવાળા ? વિશ્વામિત્રે સ્વર્ગની રચના કયા કાળમાં કરી ? આ વાતોમાં સત્યતાનો અંશ પણ લાગતો નથી, છતાં આવી પાયા વિનાની વાતો શાથી લખાઇ ?

(૧૮) સ્વાર્થ સાધવાને માટે બ્રાહ્મણો ગ્રંથોની રચના કરતા, એવો અંગ્રેજ વિદ્વાનનો અભિપ્રાય.

(૧૯) વૈદિક અને બૌદ્ધ સાહિત્યના કાળમાં વધારે ફેર નથી. સૂક્તોમાં આત્માના જન્માંતરનું સૂચન નથી. એવો અંગ્રેજોએ કરેલો નિર્ણય.

કલમ ઓગણીશમાં વિશેષ વિચારવાનું કે–જીવાદિક તત્ત્વો. તે જીવો કર્મના સંજોગથી ૮૪ લાખ જીવોની યોનિમાં ભટકતા. જંબૂદ્વીપાદિક, મેરૂ પર્વત, સ્વર્ગ, નરકાદિનું સવિસ્તર વર્ણન અણીશુદ્ધ સર્વજ્ઞોના ગ્રંથોમાં આજે પણ તેવું ને તેવું વિદ્યમાન છે.

વૈદિકોમાં–તેના તે સર્વજ્ઞોના વિષયો એક એકથી મેળાણ વિનાના ઉપર ચોટીયા, અધુરા અને ઉંધા છત્તા કલ્પાયલા બ્રાહ્મણ ગ્રંથોથી તે પુરાણો સુધીમાં જોઈ શકશો. એટલુંજ નહી પણ તેના સંબંધની કેટલીક શ્રુતિઓ વેદોમાં પણ પાછળથી દાખલ કરી દેવામાં આવી છે. ઉદાહરણ તરીકે જુવો કે–પ્રજાપતિ–બ્રહ્મા પાછળથી કલ્પાયલા છે તેના સંબંધની શ્રુતિઓ ચારો વેદોમાં દાખલ થએલી છે, વિચારી પુરૂષોને તે શ્રુતિઓજ પોતાનું સ્વરૂપ બતાવી દે છે. તેવી બીજી પણ ઘણીજ નવીન શ્રુતિઓ દાખલ થએલી છે. વિશેષ વિચારીશું તો–ચોથો અથર્વ વેદજ નવીન રૂપે ઉભો કરેલો છે, કેમ કે મૂળમાં તો વેદત્રયીજ મનાયલી છે.

(૨૦) કદ્રુ અને વિનતા બે બેહુનો, કાશ્યપની સ્ત્રીયોથી સર્પોની અને ગરૂડોની વંશાવળીનું વિચિત્ર લખાણ, મોટા મોટા પંડિતોથી લખાયું છે તો પણ વિચારી પુરૂષોને શ્રદ્ધિત થઇ શકે તેવું નથી. માટે ધ્યાનમાં લેવાની ભલામણ કરૂ છું.

(૨૧) ગાલવ મુનિએ ગરૂડની સહાય્યતાથી ૬૦૦ ઘોડા અને એક કન્યા મેળવી, વિશ્વામિત્રને ગુરૂદક્ષિણામાં આપ્યાં. એ વાત વિચારવા જેવી છે તેથી મુકી છે.

યયાતિ–યજ્ઞોથી ઈંદ્રપદ મેળવી સ્વર્ગમાં ગયો. ઈંદ્રે ઝડતી લઇને પાછો ધકકેલી મુકયો.

કર્મોના યોગથી જીવો ૮૪ લાખ યોનિઓમાં ફર્યા કરે છે. પણ કોઇએ કોઇની ઝડતી લીધેલી સાંભળી નથી તો પછી આ નવીન રૂપનો સિદ્ધાંત કયા જ્ઞાનીથી મેળવ્યો હશે ?

(૨૨) ત્રેતામાં જે વાલ્મીકિ તે કલિમાં તુલસીદાસ. વાલ્મીકિ વારૂધિમાંથી થયા. તેમણે દર્ભમાંથી માણસ ઉત્પન્ન કર્યું. વૈવસ્વતની દીકરીનો

દીકરો વસિષ્ઠે બનાવી દીધો. નારદ દાસી પુત્ર મટી બ્રહ્માના પુત્ર થયા. આ બધા નવીન પ્રકારના લેખો વિચારવાની ભલામણ કરૂં છું.

(૨૩) હાજર થઈ પ્રભુએ ઝું ડથી હાથીને છોડાવ્યો આ કથાને મળતી કથા જૈનોમાંની વિચારવાને મૂકી છે.

(૨૪) "માયાના સમુદ્રમાં ડુબતા માર્કંડેય પ્રભુથી બચ્યા. પૌત નામનું તીર્થ સ્થાપી મહાદેવ બ્રહ્માના શિરચ્છેદનના પાપથી મુક્ત થયા. નરનારાયણના તપમાં વિઘ્ન કરવા ઈંદ્રે અપ્સરાઓ મોકળી. રામચંદ્રની પાસે શિવે પોતાનું રક્ષણ માગ્યું."

ટુંકમાં વિચારવાનું કે—માર્કંડેયને પ્રભુ બચાવવાને કયા કાળમાં આવેલા? બ્રહ્માના શિરનો છેદ કયા કાળમાં અને પાપ મુક્ત કયા કાળમાં? નરનારાયણ કયું વિશેષ પદ મેળવવાને તપ કરવાને લાગેલા? જગત્ ઉત્પત્તિની સાથના મહાદેવ વિષ્ણુના ૭ મા અવતાર પાસે રક્ષણ માગવાને આવ્યા? શુદ્ધ સ્યાદ્વાદના સિદ્ધાંતમાં દૂષણ જોવા વાળાને શું આ બધા કલ્પિત લેખોમાં દૂષણ કે ભૂષણ કાંઈ દેખવામાં નહી આવ્યાં હોય? ન જાણે હૃદયના કેટલા શુદ્ધ હશે?

(૨૫) ગાલવ મુનિએ નરમેધ યજ્ઞનો ઉપદેશ કર્યો. પશુમેધ અને અશ્વમેધ પુરાણિઓનો ધર્મ. વેદો હિંસા, મદિરા પાનાદિકના લેખોથી દૂષિત છે. યાજ્ઞવલ્ક્યે ભણેલા જૂના વેદો ઓકી કાઢયા પછી નવીન વેદોની રચના કરી."

આ બધા પ્રકારના લેખો મોટા મોટા પંડિતોએ પુરાણોમાં લખ્યા છે. મેં તો સત્પુરૂષોને વિચાર કરવાને માટે મુકયા છે. ભૂલ ચૂકની ક્ષમા આપી સત્યાસત્યનો વિચાર કરશો આમાં ટુંક વિશેષ વિચારવાનું કે—આ બધું ઉપરનું લખાણ શુરૂને ઉદ્દેશીને લખાયું છે. લખનારા બ્રાહ્મણો છે, તેઓએ ઋગ્વેદમા લખ્યું છે કે—"અમો બ્રહ્માના મુખથી ઉત્પન્ન થએલા છીએ તેથી પરમેશ્વરથી પણ માન્ય થએલા છીએ" હિંસા પ્રધાન વેદોને જે ન માને તેમને વેદબાહ્ય કહી અવજ્ઞા કરનારા છે, છતાં તેઓ જગત્ ગુરૂ થઈ ન્યાયનો તોલ કેટલો કરનારા છે તે જણાવવાને તે બ્રાહ્મણોમાંના જે જે ઉપદેશકોએ જેવા જેવા લેખો લખ્યા છે તેવાજ સ્વરૂપના તેમાંથી લઇને લખીને બતાવ્યા છે, પણ મેં મારી અક્કલ તેમાં જરા પણ ભેળવી નથી. બધા લેખોમાં યોગ્યાયોગ્યનો વિચાર કરી મારી થએલી ભૂલ મને બતાવી આપ આપની સજ્જનતા પ્રગટ કરશો તો પણ મને સંતોષ છે.

## વેદોના સંબંધની બે ચાર વાતોની સૂચના.

જૈનોના તત્ત્વો સર્વજ્ઞોથી પ્રગટ થતા આવેલા છે. વેદાદિક કેવળ અક્ષરોના પંડિતોથી લખાયલા છે. જૈનોને વેદબાહ્ય લખનારા જૈનોના તત્ત્વોથી તેમજ વેદના તત્ત્વોથી પણ સર્વથા અપરિચિત, નામ માત્રથી ભડકેલા કે નામ માત્રથી મુંઝાઈ પડેલા, અથવા પોતાની ઇંદ્રિયોના વશમાં પડેલા, લખતા રહ્યા હોય. હાલમાં પ્રચલિત વેદો તે છે કે યાજ્ઞવલ્કયે પ્રાચીન વેદોને ઓકી કાઢીને જે નવીન વેદોની રચના કરી તે ચાલે છે. તેમાં પણ ઘણા પ્રકારની વિકૃતિઓ થવા પામી હોય તેમ જણાઈ આવે છે. તેથી તેમાંની પણ બે ચાર વાતોનો વિચાર મેં મારા ગ્રંથમાં કરીને બતાવેલો છે. તેમાંની અહીં પણ ટુંકમાં સૂચના કરૂં છું.

(૨૬) સર્વજ્ઞોએ બતાવેલા ચાર જાતિના દેવતાઓ, તેમનાં સ્થાન, તેમનામાંના કેટલાક દેવતાઓની દેવીઓ હોય છે તે, તેમનામાંના કેટલાક દેવતાઓનું આયુષ્ય પણ બતાવ્યું છે.

(૨૭) વૈદિકોમાં-૧ ઇંદ્રલોક, ૨ કૈલાસ, ૩ વૈકુંઠ, ૪ ગૌલોક અને ૫મો બ્રહ્મલોક એમ પાંચ સ્વર્ગ મનુષ્યોના માટેજ કલ્પાયાં છે. બીજા જીવોના માટે વિચાર થએલો જણાતો નથી. જૈન-બૌદ્ધને વેદબાહ્ય નાસ્તિક લખનારા જ્ઞાની હતા ? તેનો પણ થોડો વિચાર કરીને બતાવેલો છે. ઋગ્વેદનાં સૂક્તો ૧૦૦૦, તેમાં ઇંદ્રનાં ૨૫૦, અગ્નિનાં ૨૦૦, સોમનાં ૧૦૦, બાકી બીજા દેવોનાં, મંત્રનું પ્રાબલ્ય બ્રાહ્મણ ગ્રંથો સુધી વધી ઉપનિષદોમાં ઘટ્યું. મોટા ભાગે દેવતાની સ્તુતિઓનો બનેલો ઋગ્વેદ. વૈદિકમતે દેવતાઓના શરીર વિષે અચોક્કસ કલ્પના. ઋગ્વેદની ફિલસુફી (તત્ત્વના સંબંધે વિચારો.)"

(૨૮) નરકોના સંબંધે ઋગ્વેદથી એટલુંજ મળે છે કે-શ્રદ્ધા વિનાના માણસોને અંધકારના ખાડામાં નાખવામાં આવતાં, વેદ પછીના સમયમાં જુદાં જુદાં નરકોની એક ગુંચવણ ભરેલી સરણી તૈયાર કરવામાં આવી. દેવતાઓના જન્મ-મરણના સંબંધે વેદોથી ચોક્કસ થતું નથી. છેવટ એમ છે કે-કલ્પના અંતે દેવતાઓ પણ નાશ થાય છે. વેદોમાં સોમવેલડીની ઉત્પત્તિ, તેની કથાઓથી ભરેલું વેદસાહિત્ય. તે સોમ ચંદ્રમાના રૂપમાં બદલાઓ, એ ચંદ્રદેવને ૩૩ પત્નીઓ તે પ્રજાપતિની પુત્રીઓ હતી, એ ચંદ્રમાના સંબંધમાં બીજી પણ અનેક કલ્પનાઓ કરવામાં આવી છે. આમાં ટુંકથી વિચારવાનું કે—

જે નરકોની વાત વેદના ઋષિઓએ બતાવી ન હુતી તે વાત પાછળથી કયા જ્ઞાનીથી ગુંચવણ ભરેલી મેળવી? ઇંદ્ર, વરૂણ આદિ ૩૩ દેવો મુખ્ય વેદના છે. કોઇએ લખ્યું કે-ઇશ્વરનો મહિમા વ્યકત કરવાને થયા, તો તે ક્યાંથી થયા? અનાદિના તો મનાયા નથી, કેમ કે નર નારાયણ સુદ્ધાં ઇંદ્રપદ મેળવવા તપ કરવા ગયા. ભંગાણ કરવા ઇંદ્રે અપ્સરાઓ મોકળી છે. સોમની વિચિત્ર કથાઓથી બધું વૈદિક ભર્યું છે, તે ચંદ્રમાના સ્વરૂપમાં ફરી જઇને પ્રજાપતિની ૩૩ છોકરીઓનો પતિ થઇ બેઠેલો બતાવ્યો છે. બધી ગરબડ કયા મોટા જ્ઞાનીએ કરીને બતાવી? સોમરસ પીનારાઓના છેવટના ઉદ્‌ગારો–કહો તો સૂર્યને નિસ્તેજ કરી દઉ? આકાશ પૃથ્વી નીચે ઉપર કરી દઉં? મંત્રદષ્ટા થઇ વેદવાણી પણ તે જ રચતા. આ જ્ઞાન ઉંચું કેટલું તે વિચારવાનું?

(૨૯) યમ દેવના સંબંધે વિચિત્ર કલ્પનાઓ—યમ નરકોનો રાજા, દક્ષિણ દિશાનો પાલક, ઋગ્‌વેદમાં જે એક નરક તે અંધારાની જગ્યાજ, આગળના ગ્રંથોમાં વિચિત્ર નરકો લખાઇ છે, યમને સુખી જીવોનો સરદાર પણ બતાવ્યો છે. સૂર્યનો પુત્ર પૃથ્વી પર પહેલો જન્મેલો ઋગ્‌વેદમાં પહેલો મર્ત્ય બતાવેલો છે. તેથી તે બીજા મર્ત્યોનો માર્ગ દર્શક થઇ સરદાર થયો. મરણ પામેલા ઉપર રાજ્ય ચલાવી વિશ્રાંતિનું સ્થાન આપે છે. દંત કથાઓમાં મૃત્યુનો દેવ ગણાયો. યમ–યમી ભાઇ બ્હેન છે. ભાઈ ઉપર બ્હેન આશકત થતી પણ જણાવી છે. તેનો દફતરી ચિત્રગુપ્ત બતાવ્યો. યમ પાસે જનાર મૃતકને ચાર કલાકને ચાલીશ મીનિટ લાગે છે. મારનાર ત્યાં પોતાના બાપ દાદાઓ સાથે મળે છે. બ્રાહ્મણપુત્રી વિજયા સાથે યમ પરણ્યા. ખુશીમાં આવે તો અપરાધીને છોડી પણ દે છે.”

આમાં કેટલાક ખાસ વેદોના લેખો છે, કેટલાક પુરાણોના પણ છે. મેં મારા ગ્રંથમાં વિચારો કરીને બતાવ્યા છે ત્યાંથી જોઇ લેવાની ભલામણ કરૂં છું.

(૩૦) વેદના સર્વજ્ઞ વરૂણ દેવની વિચિત્ર વાતો.—

ઋગ્‌વેદમાં—હે વરૂણ દેવ? તારી તીવ્ર દૃષ્ટિ સૂક્ષ્મ નિરીક્ષણ કરનારી અને પ્રાણીઓની ગુપ્ત વાત શોધી કાઢનારી છે. અત્યંત પ્રતિષ્ઠિત અદિતિના ૧૨ પુત્રોમાં વરૂણાદિક ચાર પાંચ મુખ્ય હુતા. યજુર્વેદમાં–ભૃગુને પરમ તત્ત્વ બ્રહ્મનો ઉપદેશ કરનાર, ઋગ્‌વેદમાં-નારદની સલાહુથી

હરિશ્ચંદ્રે વરૂણ પાસે પુત્ર માગીને બલિદાન આપવાનું કબૂલ્યું, ન આપતાં જલોદરી. છેવટ પુત્ર બચ્યો અને રોગ પણ ગયો. તે વરૂણ પુરાણોમાં માત્ર સમુદ્રનો દેવ બન્યો. મહાભારતમાં–ઉત્તથ્ય ઋષિની પુત્રીનું હરણ કરનારો કહ્યો. ” મારા ગ્રંથમાં વિચારો કરીને બતાવ્યા છે, ત્યાંથી વાંચી લેવાની ભલામણ કરૂ છું.

(૩૧) વેદોમાં અગ્નિને પણ મોટો દેવ બતાવેલો છે તેના સંબંધના વિચારો—

ઋગ્વેદના ૧૦૦૦ સૂકતોમા ૨૦૦ સૂકતો તો અગ્નિ દેવનાં જ હશે. ઇંદ્ર સિવાય બીજા દેવ કરતાં અગ્નિ દેવનાં સ્તોત્રો વેદમાં વધારે છે. ઋગ્વેદમાં પ્રથમજ અગ્નિના સ્તવનમાં મોટામાં મોટો પુરોહિત, યજ્ઞનો ઋત્વિજ, અગ્રદૂત, અને પુષ્કળ દ્રવ્યનો આપનારો કહેવામાં આવ્યો છે. બ્રાહ્મણ અને અગ્નિ એ બે દેવોનાં મુખ ગણાવ્યાં છે. અગ્નિને વેદમાં આકાશ પૃથિવિનો પુત્ર કહ્યો છે મૃતકને પિતરો પાસે મોકળી દેવાની અગ્નિને પ્રાર્થના કરવામાં આવી છે. કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય ૮–૯ મા સૈકાના બતાવ્યા છે. હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસના લેખકને સુધારો કરવાની સૂચના કરવામાં આવી છે. મારા વિચારો તો તે ગ્રંથથી જોઇ શકાશે.

( ૩૨ ) પૂર્વ પુણ્યના યોગથી જેને હાથી ઘોડાદિક ૧૪ રત્નો મહા પરાક્રમી આવીને મળે તેજ છ ખંડના ભોક્તા ચક્રવર્તી થાય એમ સર્વજ્ઞોના ઇતિહાસમાં બતાવ્યું છે.

વૈદિકોમાં થોડા થોડા ફેરફારની સાથે તેજ ૧૪ રત્નો બ્રહ્માદિક દેવોના સમુદ્રમંથનથી ઉત્પન્ન થએલાં બતાવ્યાં હોય એવું મારૂ માનવું છે. તેથી બન્ને તરફના વિચારો ટાંકીને બતાવ્યા છે. તે પણ મારા ગ્રંથથી વિચારી લેવાની ભલામણ કરૂ છું. સૃષ્ટિની ઉત્પત્તિ કરવાવાળા બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ આદિ દેવો, વેદના ઋષિઓ, વેદોમાં અને પુરાણોના પંડિતો પુરાણોમાં મોટા મોટા લેખો લખી ગયા, પરંતુ માર્કંડેય ઋષિએ સૃષ્ટિની ઉત્પત્તિ કરવાવાળી શક્તિ દેવી બતાવી છે, તે લખીને બતાવી છે. હિંસામિશ્રિત વેદધર્મ જૈન–બૌદ્ધના પરિચય પછી પલટાતો ગયો. વેદો એક વખતે રચાયા નથી, ચાર કલ્પમાં વિભક્ત કરી શકાય છે. ૧ છંદોકલ્પ, ૨ મંત્રકલ્પ, ૩ બ્રાહ્મણકલ્પ, ૪ સૂત્રકલ્પ, ॥ ( ૧ ) છંદો કલ્પ—અતિબાલ્યાવસ્થાવાળો, ધર્મપદ્ધતિ વિનાનો, પ્રાચીન ઋષિઓ સ્વભાવિક ધર્મ કહેતા.

(૨) મંત્ર કલ્પમાંજ યજ્ઞ યાગાદિક થતાં. ત્રણ વેદ રચાયા. (૩) બ્રાહ્મણ કલ્પમાં—ધર્મ તત્ત્વ વિષયોનો વિચાર તથા ચર્ચા ઘણીજ ઉત્પન્ન થઇ હુતી ને ઉપનિષદો રચાયાં હતાં. (૪) સૂત્ર કલ્પમાં—વેદ ઉપદ્નિષદ્ની ટીકા, શિક્ષાદિ ૭ વેદાંગ લખાયાં."

આ બધા લેખોના વિચારો મારા ગ્રંથમાં કરીને બતાવેલા છે ત્યાંથી વિચાર કરવાની ભલામણ કરૂં છું.

ઈંદ્રાદિક દેવો સજન્મા કે અજન્મા? તેનો ખરો ખુલાસો વેદોથી તે પુરાણો સુધીમાં મળી શકતો નથી, કેટલાક પ્રસંગો જોતાં અજન્મા પણ સિદ્ધ થતા નથી. જૈનોમાં તો સજન્માજ બતાવ્યા છે. જુવો કલમ ૨૬ થી.

ઋગ્વેદમાં લખાયલા અશ્વ સ્તોત્રનો તાત્પર્ય એવો છે કે અશ્વને-રાંધવાની, તેની પૂજા કરવાની, તેને કાપવાની, તે માંસ રાંધ્યા પછી આહૂતિ આપવાની, અને પછી તે માંસ ખાવાની વિધિ આ સ્તોત્રમાંથી મળી આવે છે.

આમાં ગુરૂદત્ત વિદ્યાર્થી-પિન્કોટનો ખુલાસો કરતાં જણાવે છે કે-અસલી બ્રાહ્મણો વ્હેમી-અંધશ્રદ્ધાળુ, વેદને ઇશ્વર પ્રણીત માનતા, બુદ્ધનો પ્રચાર થતાં દલીલોથી રક્ષણ માટે દર્શન સાહિત્ય ઉત્પન્ન કર્યું. આ તર્કો એવી જોડે છે કે ઇતિહાસથી અસત્ય છતાં વિશ્વાસ મુકવા જેવું છે. મૅકસમ્યુલર મંત્ર યુગના સંબંધે કહે છે કે-વિધિઓની વિગતોથી ઉભરાતા અશ્વમેધનું સૂકતજ બસ છે.

યજ્ઞરહુસ્યવાળાએ અશ્વમેધ માટે બતાવેલાં અનુમાનો યજ્ઞ કારકો ઘોડેશ્વાર થઇને આવ્યા હશે, સૂર્ય ઘોડા મારફતે મુશાફરી કરે છે, છાયાની પાછળ જવા સૂર્યે અશ્વમૂર્ત્તિ ધારણ કરી હતી, ઘોડારૂપે થઇ યાજ્ઞવલ્કયને સૂર્યે નવો યજુર્વેદ આપ્યો હુતો, તેથી ઘોડો સૂર્યનો પ્રતિનિધિ ગણાતો હોય. એમ અનુમાનો કરીને બતાવેલાં છે.

યજ્ઞાનુષ્ઠાન એજ વિષય વેદોમાં પ્રધાન છે. અને એમાંજ વેદપંથિની પ્રતિષ્ઠા થએલી જણાવેલી છે.

ઋગ્વેદના ટીકાકારો પોતાના સમયના વિચારો લખી, એક બીજાથી વિરૂ-દ્ધજ લખતા રહ્યા. ઉદાહરણમાં સ્વામી દયાનંદજીનાજ લેખો જુવો.

ઋગ્વેદાલોચનના લેખકે એક બીજાથી વિરૂદ્ધમાં લખાયલાં મોટાં મોટાં તેર (૧૩) આશ્ચર્ય લખીને બતાવ્યાં છે. તેનો કિંચિત્ વિચાર અમે પણ કરીને બતાવેલો છે.

ગાયના વધ સંબંધે–તત્તિરીયમાં, બૃહદારણ્યકમાં, કાત્યાયન સ્મૃતિમાં અને ગોભીલગૃહ્યસૂત્રમાં, વિવિધ પ્રકારના લેખો લખાયા છે તેઓના વિચારો મારા ગ્રંથથી જોવાની ભળામણ કરૂ છું.

મનુષ્યના વધ સંબંધે—કૃષ્ણ યજુર્વેદના તૈત્તરીયમાં લખાયું છે કે–વાગ્દેવતાના માટે પુરૂષનો વધ, તૃષ્ણાભિમાની દેવતાના માટે–ઋતુધર્મ નિવૃત્ત સ્ત્રીનો વધ, પ્રતીક્ષાના માટે–કુમારી કન્યાનો વધ, ઐતરેય બ્રાહ્મણમાં શુનઃશેપના વધ સંબંધીની કથા લખાઈ છે. મહાભારતના વન પર્વમાં નરમેધ યજ્ઞનું વર્ણન કરવામાં આવ્યું છે, આ બધા લેખો માણસોના સંહારના માટે લખાયા છે.

યજુર્વેદના કેટલાક મંત્રોના અર્થો એવા લખાયા છે કે–યજમાનની સ્ત્રીની સાથે ઘોડાનો સંબંધ કરાવતા ઋત્વિજો ( યજ્ઞના કરાવવા વાળા ) એવો ઉપહાસ કરી રહેલા છે કે તદ્દન નિર્લજ્જ કે જેથી સારા માણસોને નીચું ઘાલવું પડે, આવા તદ્દન અયોગ્ય પ્રકારના વિચારો વેદ જેવા પ્રતિષ્ઠિત ગ્રંથોમાં લખીને લોકોમાં પ્રસિદ્ધ કર્યું કે વેદો સૃષ્ટિની આદિમાં ઇશ્વરથી પ્રાપ્ત થએલા છે. આમાં સત્યતા કેટલી ? મને પૂછો તો ન તો કોઈ સૃષ્ટિની આદિ કરવાવાળો દેખાય છે તેમજ ન તો સૃષ્ટિની આદિમાં ઇશ્વરથી વેદો પ્રાપ્ત થએલા જણાય છે. જો વિચાર કરશો તો આપ સજ્જનો મારા લેખોથી સારી રીતે સમજી શકશો. કદાચ મારી ભૂલ સમજાય તો મને સૂચના કરી મારા ઉપર ઉપકાર કરશો. ” પોતાના સ્થાનથી ભ્રષ્ટ થતાં સ્વર્ગંગા આગળ આગળ કાદવ કીચડવાળાં થતાં ગયાં. તેમ સત્ય ધર્મથી ભ્રષ્ટ થએલાઓની સ્થિતિ ભર્તૃહરિએ જણાવેલી છે. તેમાં મેં મારા વિચારો પણ થોડા લખીને જણાવ્યા છે.

વીર ભગવાન્‌ની સ્તુતિમાં હેમચંદ્રાચાર્ય કહે છે કે–

વેદાદિક આગમ અપ્રમાણ શાથી ? અસર્વજ્ઞોથી પ્રવૃત્ત, હિંસામિશ્રિત, સ્વાર્થી લોકોજ વળગી પડેલા છે તેથી.

જૈનાગમ પ્રમાણ શાથી ? જીવોના હિત માટે, પરસ્પર વિરોધ વિનાનું. મોક્ષાભિલાષીઓથી ગ્રહણ થએલું છે તેથી.

અન્ય મત વાળાઓએ સરળપણે અયોગ્ય કહેલું પણ તેમના શિષ્યોએ તદ્દન ઉલટાવી નાખેલું. એ ઉપદ્રવ જૈનાગમમાં થએલો નથી એજ તેની મહત્ત્વતા છે.

(૩૩) શંકર દિગ્વિજય સર્ગ ૧૬ માંની બે ચાર વાતો.

ભટ્ટ અને શંકર ૮-૯ મા સૈકાના છે. સર્ગ ૧ લામાં-બ્રહ્માદિ દેવોની શંકર દેવને ફરીયાદ કે-વિષ્ણુએ બૌદ્ધશાસ્ત્ર રચીને વેદાદિકને હાનિ પુહુચાવી. શંકર દેવે કહ્યું કે હું મનુષ્ય દેહ ધરીને જ્ઞાનકાંડનો ઉદ્ધાર કરીશ. તમો વેદ મર્યાદા સ્થાપો. બ્રહ્મા મંડન નામે, ઇંદ્ર સુધન્વા નામે, કાર્તિકેય ભટ્ટપાદ નામે અવતર્યા. સુધન્વાની સભામાં ભટ્ટપાદે બૌદ્ધોને હરાવ્યા. એવી રીતે કે-ભટ્ટપાદે કહ્યું કે-"વેદો પ્રમાણભૂત હોય તો મને આંચ આવશે નહીં" એમ કહી પર્વત ઉપરથી પડતાં તાજામાજા રહ્યા. બૌદ્ધો હાર્યા. ફરીથી ઘડામાં સર્પ મગાવ્યો. બૌદ્ધોએ સર્પ બતાવતાં રાજાને મૂર્છા. ભટ્ટે ધીરજ આપી શેષશાયી વિષ્ણુ બતાવ્યા. રાજાએ બૌદ્ધોનો અને જૈનોનો નાશ કરાવ્યો. બ્રહ્માદિકનો પત્તો ન મળે તો આ શંકર સ્વામીનો ઉત્પાત ગણાય કે નહીં?

સર્ગ ૨ જો-શંકરનો જન્મ-લિંગ રૂપે પ્રગટ થતાં રાજાએ દેવલ બંધાવ્યું, ફરી શિવ ગુરૂ નામે જન્મી શંકરનીજ સેવાથી શંકરસ્વામી પુત્ર મેળવ્યો. આમાં બધાએ શંકર દેવ છે.

સર્ગ ૩ જામાં-વિષ્ણુ, પવન, વાયુ, નંદીકેશ્વર, બ્રહ્મા, બૃહસ્પતિ, અરૂણ, વરૂણાદિ દેવો, દુનિયામાં જંગ મચાવવાને, સ્વર્ગમાંથી ઉતરી બ્રાહ્મણ રૂપે અવતર્યા. આમાંના બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનું સ્વરૂપ કિંચિત જાણવાથી બધા દેવોનું સ્વરૂપ સહજે સમજાશે.

સર્ગ ૪ માં-ત્રીજે વર્ષે મિત્રો સાથે શંકર ભિક્ષા માટે ગયા. ત્યાં લક્ષ્મીને બોલાવીને તે બ્રાહ્મણીનું ઘર સોનાનાં આમળાંથી ભરાવી દીધું.

સર્ગ ૫ મા માં સાતમે વર્ષે ભણીને ઘેર આવ્યા. નદીની સ્તુતિ કરી, આંગણે વહેતી કરી, માતાની અડચણ દૂર કરી. રાજશેખર રાજાને પુત્ર આપી તેની ઇચ્છા પૂરણ કરી. અગસ્ત્ય આદિ દર્શનાર્થે આવ્યા. માતાના પ્રશ્નોત્તરમાં તમારો પુત્ર-સાક્ષાત્ શિવ રૂપ છે,૧૬ વર્ષનું આયુષ્ય છે, પણ વ્યાસ ૧૬ વર્ષ વધારીને આપશે, એમ કહી અંતર્ધાન થયા. માતાનો ખેદ ટાળવા શંકરે કહ્યું કે કર્મ ભોગવવા જીવ સ્થૂલ દેહમાં વિચર્યા કરે છે. સંન્યાસ લેવા ગયા, ગુરૂએ પૂછ્યું, તું કોણ? હું લય થનાર સર્વોત્તમ ચિદાનંદ રૂપ છું. એમ કહી ચાર મહા વાકયનો ઉપદેશ લીધો. ચોમાસામાં નદીના પૂરને કમંડલુમાં સમાવી દીધું. શંકરે આ બધા ચમત્કાર બતાવ્યા તેનો વિચાર.

સર્ગ ૬ ઠા ૭ મામાં–કાશીમાં સનંદન શિષ્ય કર્યો. ચાર કુતરાં વાળા ચંડાલને નમન કરવા જતાં, તેમને ચાર વેદસાથે શિવમૂર્ત્તિ રૂપે દર્શન આપ્યું. ભણવા માટે સનંદન સાહુમી પારથી આવતાં ગંગામાં પડ્યા, કમળોપર પગ મુકતા આવ્યા તેથી પદ્મપાદ નામ સ્થાપ્યું.

વૃદ્ધ બ્રાહ્મણને બ્રહ્મ સૂત્રનો અર્થ કહ્યો કે–બીજા દેહમાં જતાં જીવને પાંચ ભૂતો વિંટલાઇને જાય છે, એ સાંભળી વ્યાસ રૂપે પ્રગટ થઈ ૧૬ વર્ષનું આયુષ્ય વધારીને અંતર્ધાન થયા.

સર્ગ ૮ મા થી ૧૦ મા માં–જૈમિનિ ઋષિએ સ્થાપેલો કર્મકાંડ, તેના પક્ષી મંડનમિશ્ર, તેનું ખંડન કરી જ્ઞાનકાંડ મનાવ્યો. મંડનનો ખેદ દૂર કરવા જૈમનિ પ્રગટ થઈ કહેવા લાગ્યા કે–શંકરના મતને સ્વીકારી, તરી જાવો, કહીને અંતર્ધાન થયા. બ્રહ્મ રૂપ મંડન હાર્યા, પણ સરસ્વતી વાદ કરવા ઉભાં થયાં. ના પાડતાં શંકર સાથે ૧૭ દિવસના પછી કામ કેલીનું સ્વરૂપ પૂછ્યું. માસની મુદ્દત માગીને મૃતક રાજાના શરીરમાં પ્રવેશી રાણીઓ સાથે ક્રીડા કરવા લાગ્યા. લુબ્ધ થએલા જાણી શિષ્યો છોડાવી લાવ્યા. રાજ તરફથી અગ્નિ-સંસ્કાર થતા શરીરમાં પ્રવેશી ગયા. નૃસિંહે અગ્નિની શાંતિ કરી. પછી સરસ્વતીને પણ જીતી લીધાં. મંડનને **तत्त्वमसि** નો મંત્ર આપીને **अद्वैतमत** સ્થાપ્યો.

સર્ગ ૧૧ માં–શૈલપર્વતે કાપાલિકે શંકરને કહ્યું કે–મને ભૈરવે કહ્યું છે કે, તું કોઇ સર્વજ્ઞનું કે રાજાનું મસ્તક હોમીશ તો સદેહ સ્વર્ગેજ જઇશ. માટે મારૂં ઇષ્ટ થાય તેમ કરો. શંકરે એકાંતનો વાયદો કર્યો. એકાંતમાં સંધ્યા કરતા હતા ત્યાં કાપાલિકે તરવાર ખેંચી. પદ્મપાદને ભાસ થતાં નૃસિંહ રૂપ ધરી ચીરી નાખ્યો. બીજા શિષ્યોએ બન્નેને મરણ રૂપે જોયા, સમાધિ ઉતરતાં શંકરે નૃસિંહ રૂપ છોડાવ્યું.

સર્ગ ૧૨ માં–મુકાંબિકામાં મરેલા પુત્ર માટે શોકાતુર બ્રાહ્મણના કુટુંબને જોઈ શંકરને દયા થતાં–“આકાશવાણી થઈ કે અસમર્થ દયા બતાવે.” આચાર્યે કહ્યું કે–અસમર્થને બોલવું શોભે ? સમર્થ છો તો શોક દૂર કરો ! એમ કહી જીવતો કરાવ્યો. વિચારવાનું કે કુટુંબ જતાં જોઈ રહ્યા, પોતે ગયા, બીજાને જીવતા કરાવ્યા, એવો કોઇ સમર્થ હોય ખરો કે? આ તો છળબાજીની ચતુરાઇ બતાવી ?

સર્ગ ૧૪માં—માતાનો મંદવાડ જાણી સેવામાં આવ્યા. શંકરની સ્તુતિ કરતાં વિમાન લઈ દૂતો આવ્યા. માતાની ના થતાં પાછા ગયા. પછી વિષ્ણુની સ્તુતિ કરતાં તેમના દૂતો વિમાન લઈને આવ્યા. તેમાં બેસીને માતા વિષ્ણુના ધામમાં પધાર્યાં. આમાં સત્યતા કેટલી હુશે ?

સર્ગ ૧૫માં—દિગ્વિજય કરવા હજારો શિષ્યોને અને લશ્કર સાથે રાજાને સાથમાં લઇને નીકળ્યા. પ્રથમજ કાપાલિકો સાથે ઝપા ઝપી થતાં રાજાએ હુટાવ્યા. ગોકર્ણમાં–દ્વૈતમતના શૈવ નીલકંઠને અદ્વૈત મત મનાવ્યો. ઉજ્જયનમાં–દ્વૈતમતના ભટ્ટ ભાસ્કરને અદ્વૈત મત મનાવ્યો. જૈનને પિશાચ કહીને ખંડન કરવા લાગ્યા. જેમાં એક પણ વાત સાચી નથી. છેવટે સપ્ત-ભંગીના ખંડનમાં ઉતર્યાં. આ વાતનો ઉત્તર ટિપ્પનકારે જણાવ્યો છે કે–સપ્તભંગીઓથી પ્રત્યેક પદાર્થમાં ગમે તેવા બીજા પણ પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો સમાવેશ થાય છે. બીજા અનેક વૈદિક મતના પંડિતોએ જ તેમની અયોગ્યતા બતાવેલી જગો જગો પર મારા ગ્રંથથી જોઇ શકશો.

(૩૪) સાધારણ વિચારો—સર્વજ્ઞોના તત્ત્વના વિકાર રૂપજ હાલનો વૈદિક ધર્મ. સર્વજ્ઞોના અપરિચિત પ્રદેશમાં, યજ્ઞ યાગાદિકના વિધાનવાળો, વેદ ધર્મ સ્વાર્થી લોકોથી ચાલી પડેલો ખરો પણ, સર્વજ્ઞોના વિશેષ પરિચય વાળા પ્રદેશમાં તે નહી જેવો થઇ પડતાં, સર્વજ્ઞોના તત્ત્વમિશ્રિત નવીન ગ્રંથોની રચના કરી, વેદ ધર્મ ટકાવવાના પ્રયત્નો કરતા ગયા. એટલે દૂધમાં કે છાસમાં, પાણી કેટલું તેનો અંદાજો ન કાઢી શકાય તેવા સ્વરૂપનો, વૈદિક ધર્મ કરીને મુકયો.

વેદો એક એકથી ઘણા ઘણા છેટે, ઋષિઓથી તૈયાર થએલા, અનેક પ્રમાણોથી સિદ્ધ છે. છતાં સૃષ્ટિની આદિમાં ચાર–ઋષિઓના હૃદયમાં પ્રજા-પતિથી ચારો વેદ પ્રાપ્ત થયા, તે વાત ચારો વેદોથી લખાતી ચાલી. તે પ્રમાણ વિનાની તદ્દન કલ્પિત છે તે શાથી ચાલી ? અને કયારથી ચાલી ? પ્રગટ દેખાય છે કે સર્વજ્ઞોથી વિરૂદ્ધમાં લખી જાણી બૂજીને ચાલવા દીધી હોય એવું મારૂં ખાસ અનુમાન છે. આ મારા અનુમાનની પુષ્ટિમાં–આનંદશંકરભાઇ ધ્રુવના, આર્યોના તહેવારોના લેખકના, અને મણિલાલભાઇ દ્વિવેદીના, ફકરાઓ ધ્યાનમાં લઇ વિચારવાની ભલામણ કરૂં છું. અને દક્ષિણના પંડિત લક્ષ્મણ રઘુનાથ ભિંડે તો સ્પષ્ટ રૂપેજ લખીને બતાવ્યુ છે કે **"જૈન ધર્મ એ વિકૃત હિંદુ ધર્મ છે એમ કહેવામાં આવે છે પરંતુ**

**સનાતન અને પુરાતન એવા જૈન ધર્મનું વિકૃત સ્વરૂપ એ હિંદુ ધર્મ છે.”**

આવા આવા દેશી પરદેશી અનેક મહાન્ મહાન્ પંડિતોની, નિર્મલ બુદ્ધિનો પ્રકાશ મારા પર પડતાં, મારૂ મન વૈદિક મત જોવાને પ્રેરાયું. જોતાં જોતાં ઘણા ઘણા પ્રકારનો વિપર્યાસ થએલો જણાતાં જૈન-વૈદિકની તુલનાત્મક રૂપે ગ્રંથ લખવા માંડ્યો, તેમાં ઘણા ખરા પંડિતોના વિચારો સત્ય રૂપે થએલા પણ લાગતા ગયા. તે મેં મારા ગ્રંથમાં જાહેર કર્યા છે. તે જોવાની ભલામણ કરૂ છું. આ જગો પર તો નહી જેવી સૂચના માત્રજ કરીને બતાવું છું.

સર્વજ્ઞોએ-નાના મોટા અનંતાનંત જીવોથી ભરેલી, અને કર્મના સંયોગથી ૮૪ લાખ જીવોની યોનિયોમાં ભટકતી, અનાદિના કાળથી ચાલતી આવેલી આ સૃષ્ટિ બતાવેલી છે.

વૈદિકોમાં-બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવાદિક એક એકથી વિરૂદ્ધપણે આ સૃષ્ટિની રચના કરતા બતાવેલા છે.

જૈનોમાં આ અવસર્પિણીમાં-ઋષભદેવાદિક ૨૪ મહાન્ તીર્થંકરો ધર્મના પ્રવર્તકો (નાયકો) થતા આવ્યા છે.

વૈદિકોમાં-મત્સ્ય, કુર્માદિક ૨૪ એકજ વિષ્ણુના અવતારો થએલા બતાવ્યા છે. તેમાં ઋષભદેવને ૮ મા નંબરે ગોઠવ્યા છે.

સર્વજ્ઞોમાં-હાથી, ઘોડાદિક અગાધ શક્તિવાળાં ૧૪ રત્નો આવીને મળ્યા પછી, ૭ ખંડના રાજ્ય કરતા-ભરત-સગર આદિ ૧૨ ચક્રવર્તીઓ થએલા બતાવ્યા છે.

વૈદિકોમાં—તેજ ભરતને જડભરત, સગર આદિ બે ચારને, રાજા તરીકે ઓળખાવી તેમના સંબંધના હાથી, ઘોડાદિ ૧૪ રત્નોમાં, થોડા ફેરફાર સાથે બ્રહ્માદિ દેવોના સમુદ્રમંથનથી ઉત્પન્ન થએલાં બતાવ્યાં છે. સગર ચક્રવર્તીના ૬૦ હજાર પુત્રો સ્વાભાવિક હતા, તે મહાદેવથી પ્રાપ્ત થએલા બતાવ્યા છે.

સર્વજ્ઞોના ઈતિહાસમાં ૧૧મા તીર્થંકરના સમયમાં પહેલા વાસુદેવના પિતા—પુત્રીના સંબંધથી લોકોમાં **પ્રજાપતિ** તરીકે જાહેર થયા છે.

વૈદિકોમાં—તેજ પ્રજાપતિને ચારો વેદોમાં બ્રહ્મા તરીકે લખીને-સૃષ્ટિની આદિ કરનારા, સૃષ્ટિની આદિમાંજ ચાર ઋષિઓના હૃદયમાં ચારો

વેદોના પ્રકાશ કરનારા, અને પોતાના ચાર અંગથી ચાર વર્ણની ઉત્પત્તિ કરનારા, લખીને બતાવ્યા છે. આ બ્રહ્મા એક રાજાને કલ્પેલા છે, તેના માટે વૈદિકોમાં લખાયલા અનેક પ્રકારના વિચિત્ર લેખોથી જાણી શકાય તેમ છે.

આ અવસર્પિણીમાં–સર્વજ્ઞોના ઇતિહાસમાં–બલદેવાદિક નવ ત્રિકો થયેલાં લખાયાં છે. તેમાંનું પહેલું ત્રિક ૧૧ મા તીર્થંકરથી સરૂ થતાં–૨૦ મા તીર્થંકર થયા પછી ૮ મું. રામ, લક્ષ્મણ અને રાવણનું થયું છે. અને ૨૨ મા તીર્થંકરના સમયમાં–બલભદ્ર, શ્રીકૃષ્ણ અને જરાસંધનું થયું છે, વાસુદેવજ પ્રતિવાસુદેવને મારે એ નિયમ પ્રમાણે જૈનોમાં લક્ષ્મણ વાસુદેવના હાથે રાવણ પ્રતિવાસુદેવ મરાયો છે. વૈદિકોમાં બલદેવ રામને બતાવ્યા તેટલો ફેર છે. બાકી શ્રીકૃષ્ણ વાસુદેવના હાથે જરાસંધ પ્રતિવાસુદેવ મરાયો તેમાં ફેર થએલો નથી. આ બન્ને ત્રિકોમાં મુખ્ય પાત્રોનો ફેર ઘણો નહી હોય, બાકી બીજા વિષયોમાં તો ઘણો જ ફેરફાર થએલો જણાય છે. તે તો બન્ને તરફના મેળાણથી જાણી શકાશે.

પરંતુ–રામાદિક ૮ મા ના, અને બલભદ્રાદિક ૯ મા ના, પૂર્વેનાં જે સાત ત્રિકો ૧૧ મા તીર્થંકરના સમયથી થતાં આવ્યાં, તેમાં તો વૈદિકના પંડિતોએ સર્વ પ્રકારના ક્રમને તોડી નાખીને, એવું તો ઉંધું છ-તું કલ્પ્યું છે કે મોટા મોટા પંડિતો પણ, તે ગુંચવી દીધેલું કોકડું,ઉકેલી શકે નહીં. તે પૂર્વેના સાત ત્રિકોમાં–બલદેવોનાં તો નામ નીશાન પણ દેખાતાં નથી. અને જે સાત નામના સાત વાસુદેવો થતા આવ્યા, તેમનાં નામ, ઠામ, ઠેકાણાં, ઉડાવી દઇને એક જ વિષ્ણુ ભગવાન્‌ના નામથી જાહેર કર્યા. પરંતુ તેમના પ્રતિપક્ષી રૂપ જે સાત પ્રતિવાસુદેવો હતા તેમનાં નામ તેવાના તેવા રૂપનાં મારા જોવામાં આવ્યાં, પણ તેમનું સ્વરૂપ તદ્દન ફેરવી નાખ્યું. અને જુદા જુદા કવિઓએ જુદી જુદી મનમાની કલ્પનાઓ કરીને બતાવી છે. તે જુવો કે સર્વજ્ઞોના ઇતિહાસમા પ્રતિ વાસુદેવોનાં નામ--૧ અશ્વગ્રીવ, ૨ તારક, ૩ મેરક, ૪ મધુ અને કૈટભ, ૫ નિશુંભ, ૬ બલિ, ૭ પ્રલ્હાદ. અને પૂર્વે બતાવેલા-૮ મા રાવણ અને ૯ મા જરાસંધ આ બેમાંના એકને તો લક્ષ્મણે માર્યા અને બીજાને શ્રીકૃષ્ણે મારીને ત્રણ ખંડનું રાજ્ય સ્વતંત્ર પણે ભોગવ્યું હતું તેવીજ રીતે પૂર્વેના સાત વાસુદેવોના શત્રુભૂત સાત પ્રતિવાસુદેવોજ છે. તેઓનું સ્વરૂપ વૈદિકોમાં જેવી રીતે ગોઠવાયું છે તેઓની અહીં સૂચના કરીને બતાવું છું. ૧ અશ્વગ્રીવ પ્રતિવાસુદેવનેજ માથા વિનાના થયા પછી ઘોડાના માથાવાળા

બતાવી–હયગ્રીવ વિષ્ણુના નામથી પ્રસિદ્ધ કર્યા છે. ૨ તારક પ્રતિવાસુદેવ છે. તેમની લડાઇ–દ્વિપૃષ્ઠ વાસુદેવની સાથે થએલી તેનો સંબંધ વૈદિકોમાં–તારકાસુર લખીને દેવ દાનવોની લડાઇ ગોઠવીને બીચમાં વિષ્ણુને પણ તેના કેદી લખીને બતાવ્યા છે. આમાં બે ત્રણ કવિઓની કલ્પનાઓ જુદા જુદા રૂપે થએલી મારા લેખમાં જોઇ લેશો. ૩ જા મેરક પ્રતિવાસુદેવ છે. તેને વેદિકોમાં મોટો દૈત્ય લખીને જણાવ્યું છે કે–એ દૈત્યે બ્રહ્માદિકોને સ્થાનથી ભ્રષ્ટ કર્યા, તે વિષ્ણુનું શરણ લેવા આવ્યા. વિષ્ણુ તે દૈત્યની સાથે હજારો વર્ષના યુદ્ધથી થાકીને ભાગ્યા અને ૧૨ યોજની ગુફામાં જઇને સૂતા લખીને બતાવ્યા છે. ૪ મધુ પ્રતિવાસુદેવ છે, કૈટભ તેના ભાઇ છે. વૈદિકોમાં આ બેને વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થઇને, નાભિ કમલમાં ભરાઇ બેઠેલા બ્રહ્માને મારવા દોડયા, એટલે વિષ્ણુ તે બે દૈત્યોની સાથે બાહુયુદ્ધમાં પડયા, પણ પાંચ હજાર વર્ષ પછી ત્યાંથી નાશી છુટયા. આમાં પણ ઘણા વિચિત્ર પ્રકારો ચિતરાયા છે. પાચમા નિશુંભ પ્રતિવાસુદેવ છે. તેના સંબંધે વૈદિકોમાં–નિશુંભ અને નમિ બે દૈત્યો બતાવ્યા છે. ગરૂડ સાથે વિષ્ણુ લડવા ચઢયા, પણ, તે દૈત્યોના મારથી મૂર્છિત થયા પછી યુદ્ધમાંથી નાશી છુટયા. છઠ્ઠા બલિ પ્રતિવાસુદેવ છે. તેમાં અનેક કલ્પનાઓ થએલી છે, મુખ્યતાએ વિષ્ણુ ભગવાન્ ત્રિવિક્રમના સ્વરૂપથી છળી ગયા અને તેના ગુલામ થઇને પણ રહેલા બતાવ્યા છે. ૭ મા પ્રલ્હાદ પ્રતિવાસુદેવ છે અને વિષ્ણુના શત્રુભૂત છે, છતાં તેને પોતાનો ભકત સ્થાપી થાંભલામાંથી નીકળીને તેના બાપને મારવા વાળા લખીને બતાવ્યા છે. રાવણ અને જરાસંધ ૮ મા–૯ મા પ્રસિદ્ધ છે, તેથી તેઓમાં કાંઇ સૂચના કરેલી નથી.

અહીં એક વિશેષ સૂચના એ છે કે—ગીતા જેવા મહાન્ પ્રતિષ્ઠિત ગ્રંથમાં વિષ્ણુ ભગવાનના તરફથી બોધ અપાયલો ગણાય છે. તેમાં ભગવાન્ પોતેજ કહે છે કે–હું ભક્તોની રક્ષા કરવા યુગ યુગમાં અવતાર ધારણ કરીશ. તે વિષ્ણુ માથુ કપાવી ઘોડાના માથા વાળા કેમ થયા ? અને તારકાસુરના કેદી કેમ બન્યા ? મેરક દૈત્યથી નાશીને બાર યોજનની ગુફામાં જઇને કેમ સૂતા ? કાનના મેલથી ઉત્પન્ન થએલા બે દૈત્યોના આગે પણ પોતે ટકી ન શકયા. અને નિશુંભ–અને નમિ બે દૈત્યોથી પોતાના ગરૂડ વાહન સાથેજ માર ખાઇને ભાગ્યા. જે ભગવાન્ પોતાનું રક્ષણ નથી કરી શકયા તે ભગવાન્ અમારૂં રક્ષણ કયે ઠેકાણેથી આવીને કરી શકવાના છે ? માટે જ અમો કહીએ છે કે હાલનો

વૈદિક ધર્મ તે, સર્વજ્ઞોના તત્ત્વના વિકાર રૂપનો છે. ભૂલચૂકની ક્ષમા આપશો અને સત્યની શોધ કરશો.

(૩૫) જૈનોના–અનેકાંતવાદનું અથવા સ્યાદ્વાદવાદનું સ્વરૂપ—

દુનિયાના સર્વ પદાર્થો–ઉત્પન્ન અને નાશ થતા હોવા છતાં પણ તેના મૂળ પદાર્થોનો નાશ થતોજ નથી એ નિર્વિવાદ છે. જેમ કે સોનાના અનેક દાગીના બનતા અને તોડી નંખાતા હોવા છતાં પણ સોનાનો નાશ થતોજ નથી. તેવીજ રીતે માટીના ઘડા આદિ ઉત્પન્ન અને નાશ થવા છતાં પણ માટીનો સર્વથા નાશ થતોજ નથી. એવી રીતે બધાએ પદાર્થો અનેક ધર્મ-વાળાજ હોય છે. આ માન્યતાને જૈનો અનેકાંતવાદના નામથી અથવા સ્યાદ્વાદ વાદના નામથી જાહેરમાં પ્રસિદ્ધ કરે છે.

વૈદિકમતમાં–પૂર્વકાળમાં થએલા કેટલાક પંડિતો તે પદાર્થોમાં અને તેમના સ્વરૂપોમાં જુદા જુદા પક્ષોને ઉભા કરીને જુદી જુદી માન્યતાઓ પ્રગટ કરે છે. જ્યારે પોતાની માન્યતાઓમાં વાંધા આવી પડે છે ત્યારે તે જૈનોના અનેકાંતવાદનો આશ્રય લઇને સામા પક્ષોને તોડી પાડવાનો પ્રયત્ન પણ કરે છે. તેમાં પણ વિશેષ ખુબી એ છે કે–તે મતવાદીઓ જૈનોના અનેકાં-તવાદનો તો આશ્રય લેતા જાય છે અને પોતાની માન્યતામાં જુઠી કલ્પનાઓ કરીને તેજ અનેકાંતવાદનું ખંડન કરવામાં પોતાની ચાતુરી પણ પ્રગટ કરતા જોવામાં આવે છે.

આ અનેકાંતવાદના પ્રકરણમાં આવા પ્રકારની બધી વિચિત્રતાજ આપ સજ્જનોના જોવામાં આવશે.

પ્રથમ શંકર સ્વામીએ જ શૈવ–નીલકંઠનો અને ભાસ્કરાચાર્યનો દ્વૈતવાદ છોડાવી અદ્વૈતવાદ કબુલ કરાવ્યો. એ શું ન્યાય થએલો હતો ? મારા વિચાર પ્રમાણે તો દ્વૈતવાદજ સિદ્ધ રૂપનો છે, બાકી અદ્વૈતમત દુરાગ્રહમાંજ દોરી જાય છે. બીજાઓનું ખંડન કરતાં સ્વામીજીએ જગો જગો પર અનેકાં-તવાદનોજ આશ્રય લીધેલો છે. જેના આશ્રયથી જય મેળવીને આવ્યા, તેનું પણ ખંડન કરવામાં જબરજસ્તી કરી, એ શું સત્યબુદ્ધિનો ઉપયોગ કરેલો છે ખરો કે ?

પ્રથમ શંકર સ્વામીના એક બ્રહ્મમાંજ-વ્યક્ત–અવ્યક્ત–સગુણ–નિર્ગુણ અનેક ધર્મ ગીતામાંજ લખાયા છે. તે પ્રમાણે પુરાણોમાં પણ અનેક ધર્મ લખાયા છે. ધ્યાન દેશો તો જરૂર સમજાશે. તેવીજ રીતે સર્વ વસ્તુઓમાં

પણ અનેક ગુણો રહેલાજ છે તેથી આજકાલના બાહોસ પંડિતોએ સ્વામીજી-ના વિચારોને અયોગ્યતામાંજ કાઢી નાખેલા છે તે વિચારોનું પ્રકરણ ૩૬ મું જોગો એટલે આપ સજ્જનોની પણ ખાતરી થશે. આવા મોટા પુરૂષો થઇ તદ્દન અયોગ્યતા વાપરે તો પછી તેવા મહા પુરૂષોને આપણા જેવાઓએ શું કહેવું અને શું લખવું ?

(૩૬) અનેકાંતવાદમાં આધુનિક પંડિતોનો જયઘોષ.

પૂર્વકાળની અંધાધૂધિના વખતમાં વૈદિકોના કેટલાક પંડિતોએ જુઠી કે સાચી જે ધમાલ મચાવી હતી તે સાધનના અભાવે ચાલતી રહી, પરંતુ આજ કાલ છાપાના સાધનથી પુસ્તકો બહાર પડી જવાથી સર્વજ્ઞોના સત્ય તત્ત્વોની સત્યના શોધક પંડિતોમાં કાંઇ કિંમત થવા લાગી તે આપણા હિંદુ-સ્થાનનો સુદિન સમજવાનો છે. પાશ્ચાત્ય પંડિતોની શોધખોળના અંતે જેમ જેમ પ્રકાશમાં આવતું જાય છે તેમ તેમ આપણી દૃષ્ટિમાં પણ સત્યતત્ત્વોનો વિકાશ વધતો જાય છે. પૂર્વકાળના કેટલાક પંડિતોએ જૈનોના અનેકાંતવાદ ( સ્યાદ્વાદવાદ ) ને તુછકારી કાઢયો હતો તે આજકાલના બાહોશ પંડિતોએ ખાસ જરૂરનો છે એમ નિ:ડરપણાથી લોકોમાં જાહેર કર્યો છે. તેના દશ બાર મહાન્ પંડિતોના વિચારો તો અમે પણ મેળવ્યા છે અને તેમના નામોની સાથે વિચારવાને પણ મૂકેલા છે.

શંકર સ્વામીના વખતે આ એકજ વાત ઉંધી ચિતરવામાં આવી હોય તેમ નથી પણ કોઇ સૈકડો વાતો જાણી બૂજીને તેમના પંડિતોએ ચીતરી નાખી હોય તેમ જણાય છે. અને તેમાંની કેટલીક વાતો સર્વજ્ઞોના પરિચયમાં આવ્યા પછી વેદમૂળક ઠરાવવા વેદોમાં પણ દાખલ કરી દીધેલી હોય એમ પણ જોવામાં આવે છે.

અહીં શકરદિગ્વિજયના પહેલા સર્ગમાંનો એકજ દાખલો વિચારવાને મુકું છું—અને તે ઘણા પંડિતોની બુદ્ધિરૂપ કશોટીમાંથી કશાતો આવેલો છે. જુવો કે—“ બ્રહ્માદિક દેવોએ—શકરદેવ પાસે ફરિયાદ કરી કે—વિષ્ણુએ બૌદ્ધ શાસ્રોની રચના કરીને વેદાદિકને હાનિ પુહચાડી. શકરદેવે ઉત્તર આપ્યો કે—તમો જાવો, હું શકરસ્વામીપણે અવતાર ધારણ કરીને જ્ઞાનકાંડનો ઉદ્ધાર કરીશ. ”

આમાં જરા વિચારવાનું કે—અનાદિકાળના બ્રહ્મા, દરેક વખતે સૃષ્ટિની આદિ કરવાવાળા અને ચાર ઋષિઓના હૃદયમાં ચારો વેદોનો પ્રકાશ કરવાવાળા અને ચારો વેદોથી પ્રસિદ્ધિને પામેલા, તે બ્રહ્મા હાલમાં થએલા

શંકરસ્વામીના વખતે શંકરદેવને ફરીયાદ કરવાને ગયા કે વિષ્ણુએ બાદ્ધ શાસ્ત્રોની રચના કરીને વેદાદિકને હાનિ પુહચાડી. વિષ્ણુ પણ કયા કે-જે અનાદિના મનાયા છે તે અને યુગયુગમાં ભક્તોને રક્ષણ કરવાનું વચન આપીને વૈકુંઠમાં સિધ્ધાવી ગયા તે અને ગીતા જેવા મહાન્ ગ્રંથથી પ્રતિષ્ઠાને પામેલા તેમને બાદ્ધાદિકનાં શાસ્ત્રોની રચના કરીને વેદાદિકને હાનિ પુહચાવનારા લખીને બતાવ્યા છે. આ બધુ લખાયલું કેટલું સુસંગત સમજવું ?

અહીં ફરીથી પણ બાલખ્યાલ જેવા બે બોલ વિચારમાં મુકુ છું. યોગ્ય લાગે તો વિચારશો અને ભૂલ માલમ પડે તો ક્ષમા આપશો.

અનાદિના કાળથી ચાલતી આવેલી આ સૃષ્ટિની વારંવાર ભાંગફોડ કરવાવાળા, મહાજ્ઞાનનિધિ એવા અનાદિકાળના બ્રહ્મા, ચારો વેદોથી પણ પ્રસિદ્ધિમાં આવેલા છે. બૌદ્ધાદિકોએ કરેલી ભૂલોનો નીકાળ કરવાનું તેમને ન સમજાયું કે જેથી આ અઘોર કલિકાલમાં પરિવાર લઇને શંકરદેવની પાસે ફરીયાદ કરવાને જવું પડયું ?

બીજી વાત એ છે કે—અનાદિકાળથી મોટામાં મોટી સત્તા ધરાવનારા શ્રીકૃષ્ણ પણ મનાયા છે. અને જેમની મહિમા ગીતા જેવા મહાન્ પ્રતિષ્ઠિત ગ્રંથમાં છવાઇ રહેલી છે. શ્રીકૃષ્ણ પોતે જ પરમ ભક્ત અર્જુનના સ્હામને કહી રહયા છે કે-" પ્રકૃતિ મારૂં રૂપ છે " " જીવ મારો અંશ છે " "સંસારમાં જેટલી શ્રીમાન્ વા વિભૂતિમાન્ મૂર્તિઓ છે તે સર્વ મારા અંશથી ઉત્પન્ન થએલીઓ છે." "અને સર્વ ભુતોનો અંતર્યામી આત્મા પણ હું છું." ઇત્યાદિક અનેક પ્રકારની તેમની મહિમા જોતાં તે મહાજ્ઞાની અને સર્વ સત્તા ધારીજ માલમ પડે છે. છતાં તેમણે બૌદ્ધાદિકોનાં શાસ્ત્રોની રચના કરીને દુનિયામાં અજ્ઞાન ફેલાવ્યું હોય તો શું તેમની ભૂલ થએલી ન મનાય ? કદાચ શ્રીકૃષ્ણે કે કોઇ બીજાએ ભૂલ કરેલી માનીએ તો પણ તેનો નીકાળ બ્રહ્મા શું ન કરી શક્તા હતા ? કરી શકતા હતા એમ માનીએ ત્યારે સર્વ સત્તા ધારી બ્રહ્માને શ્રીશંકરદેવ પાસે ફરીયાદ લઇ જવાનું શું કારણ ? વૈદિકોના ઘણા શાસ્ત્રોમાં—બ્રહ્મા–વિષ્ણુ–મહેશ એ ક્રમથી ત્રણે દેવો મહાન્ લખાયલા હોવાથી મહેશને ત્રીજે દરજ્જેજ ગણવામાં આવેલા હોય એમ સમજાય છે. તો પણ તે મોટી સત્તાવાળા હોવાથી મોટા જ્ઞાની તો મનાયા જ હશે. જ્યારે એમજ હોય તો પછી બ્રહ્માદિક દેવોની ફરીયાદ સાંભળવાને જ શું કરવાને બેસી રહયા ? પહેલેજ દુનિયામાં આવીને સત્યાસત્યનો

નીકાળ કરી જાતા તો પછી શંકરસ્વામીને આટલો બધો પ્રપંચ કરવાની શી જરૂર પડતી ?

બ્રહ્મા જગતના કર્તા ચારો વેદોથી તે સંપૂર્ણ વૈદિકોના સિદ્ધાંતોથી પ્રસિદ્ધિને પામેલા છે, શ્રીકૃષ્ણ પણ તેટલાજ દરજ્જાના મનાયલા છે. તેથી પોતે કહી રહ્યા છે કે—"જીવ મારો અંશ છે" "શ્રીમાન્, વિભૂતિમાન્, સર્વ મારા અંશથી ઉત્પન્ન થએલા છે" અને સર્વ ભૂતોનો અંતર્યામી પણ હું જ છું"

આમાં જરા વિચાર થાય છે કે—અનંતા અનંત જીવોને ભટકવારૂપ જે જીવોની ચોરાસી લાખ યોનિઓની સ્થાપના થએલી પુરાણોમાં પણ જણાવવામાં આવી છે, તે શું બ્રહ્માએ સ્થાપેલી કે શ્રીકૃષ્ણે ? અને તે શા કારણથી મનાયલી ? શું તેવાં રૂપો ધારણ કરીને તે તે યોનિયોનાં સુખ દુઃખ કેવા કેવા પ્રકારનાં છે તે જોવાને માટે પોતેજ ફરી રહેલા માનવા કે કોઈ બીજા પ્રકારના જીવો તેમાં ભટકી રહેલા માનવા ? અથવા વૈદિકોએ પોતાના સિદ્ધાંતનો મેળ મેળવ્યા વિના બીજા કોઈના સિદ્ધાંતમાંથી લઈને સમજ્યા શોચ્યા વિના પોતાનામાં લખી વાળેલાં સમજવાં ? આવા આવા પ્રકારના સેંકડો લખાયલા લેખોનો આપણી ટુંક બુદ્ધિથી નિર્ણય કેવી રીતે કરી લેવો ? જો કોઈ સત્ય બુદ્ધિથી લખીને બતાવે ત્યારે તો તેમનો પણ આપણા પર મોટો ઉપકાર થાય, બાકી ઉદ્ધતાઈના લેખકોએ તો દુનિયાનો દાટજ વાળ્યો છે તે જોવાની તો અમારી ઇચ્છા થતીજ નથી. આજકાલ થાબડા થાબડીના લેખો પણ ઘણાજ બહાર પડી રહ્યા છે તેથી સત્યના શોધકોને કાંઇ સંતોષ ન થઈ શકે અને વિચાર વિનાઓના માટે તો સત્ય અને અસત્ય બન્નુએ એક સરખું જ છે. માટે સત્ય વસ્તુના જ લેખો બહાર પાડવા જોઇએ, તેવા પ્રકારના સત્ય વિચારો તો કોઈ કોઈ મહાપુરૂષના જ જોવામાં આવે છે. બાકી થાબડા થાબડીના લેખો તો ઢગલા બંધ જોતાં કેવલ વખતજ ગમાવવા જેવું થાય છે, પણ તેમાંથી કાંઇ સત્ય મળી શકતું નથી. આ જમાનો સત્ય વસ્તુના શોધકોનો લાગે છે પરંતુ થાબડા થાબડીનો મને લાગતો નથી. બાકી તો વિચારો વિચારોના અનેક ભેદો છે તેથી બધાનો નિવેડો લાવી શકાય નહી.

## સર્વજ્ઞોના તત્વોનો વિશેષ પ્રચાર થતાં વૈદિકોમાં બાજી પલટાઈ.

કોઈ પ્રાચીન કાળમાં મુખ્યતાએ યજ્ઞ યાગાદિકના વિધિ વિધાનવાળું વેદ જ્ઞાન ઇશ્વરની પ્રેરણાથી ઋષિઓને પ્રાપ્ત થએલું લોકોને બતાવી તે કાર્ય

ચમત્કારથી ચલાવ્યું. પરંતુ તે યજ્ઞ યાગાદિકનું જ્ઞાન સાક્ષાત્ સર્વજ્ઞોના તત્ત્વજ્ઞાનનો વિશેષ પ્રચાર થતાં નહીં જેવું ભાસવા લાગ્યું એટલે તેનો પ્રચાર નહી જેવો થઇ પડવાથી વૈદિકોના કેટલાક ચતુર પંડિતોએ-બ્રાહ્મણાદિક ગ્રંથોથી બાજી પલટાવવા માંડી. તે એવી રીતે કે—

(૧) સર્વજ્ઞોએ-પ્રવાહથી ચાલતી આવેલી આ સૃષ્ટિને અનાદિની બતાવી ત્યારે વૈદિકોના પંડિતોએ-સર્વજ્ઞોના ઇતિહાસમાં લખાયલા પુત્રીના પતિ **પ્રજાપતિ** નામના એક મહાન્ રાજાને બ્રહ્મા તરીકે કલ્પીને આ સૃષ્ટિની આદિ કરવાવાળા લખીને બતાવ્યા.

(૨) સર્વજ્ઞોથી જાહેરમાં આવેલા ઋષભદેવાદિક ૨૪ તીર્થંકરોના અનુકરણરૂપે-વૈદિકોએ મત્સ્યાદિક ૨૪ અવતારો એકજ વિષ્ણુના કલ્પીને બતાવ્યા.

(૩) સર્વજ્ઞોએ-ભરત-સગર આદિ ૧૨ ચક્રવર્તીઓ બતાવેલા છે. વૈદિકોએ તે બારમાંનાં બે ચાર નામ રાખીને તેમાં ઉંધું છ-તું લખીને બતાવ્યું છે અને તેમના સંબંધનાં જે ૧૪ રત્નો હતાં તેમાં ફેરફાર કરીને બ્રહ્માદિક દેવોના સમુદ્રમંથનથી ઉત્પન્ન થએલાં બતાવ્યાં છે.

સર્વજ્ઞોએ-વાસુદેવનાં નવ ( ૯ ) ત્રિકો આ અવસર્પિણીમાં થએલાં બતાવેલાં છે. વૈદિકના પંડિતોએ તે બધાએ વાસુદેવોને એકજ વિષ્ણુના નામથી પ્રસિદ્ધિમાં બતાવી તેમના પ્રતિપક્ષી જે નવ ( ૯ ) પ્રતિવાસુદેવો હતા તેમાંના કોઇને વિષ્ણુ તો કોઇને અસુર-દાનવ-દૈત્યો ઠરાવી તેમને દેવતાઓની સાથે લડાવી માર્યા છે. એટલુંજ નહી પણ સાથમાં જગત્‌ની આદિ કરવાવાળા બ્રહ્માને અને યુગયુગમાં ભક્તોનું રક્ષણ કરવાવાળા વિષ્ણુ ભગવાન્‌ને તે દૈત્ય દાનવોથી નાશ ભાગ કરતા લખીને બતાવેલા છે તે ઘણું ચમત્કાર પેદા કરે તેવું છે. એવી રીતે પરોક્ષના વિષયની સેંકડો નહી પણ હજારો વાતોમાં ઉંધુ છ-તું કરી પૂર્વાપરનાં વિરોધવાળાં મોટાં મોટાં પુસ્તકો બનાવી મોટા મોટા પંડિતોને પણ મોટી મુંઝવણમાં નાખી દીધેલા છે. ' સાક્ષરા ' વિપરીત થએ ' રાક્ષસા ' ની જે કહેવત છે તે આવા કારણથીજ પડેલી હોવી જોઇએ !

મહાભારતના શાંતિપર્વમાં—હિંસાત્મક યજ્ઞનો નિષેધ કરી આત્મયજ્ઞ બતાવતાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે—

यूपं कृत्वा पशून् हत्वा, कृत्वा रुधिरकर्दमं ।
यद्येवं गम्यते स्वर्गे, नरके केन गम्यते ? ॥ १ ॥

સર્વજ્ઞોના સત્ય તત્ત્વોનો વિશેષ પ્રચાર થતાં વૈદિકનાજ પંડિતો વેદવિહિત યજ્ઞોનો નિષેધ કરી આત્મયજ્ઞ બતાવતાં કહે છે કે-યૂપને સ્થાપીને, પશુઓનો વધ કરીને અને તેમના રૂધિરથી કાદવ કરીને સ્વર્ગે જવાતું હોય, ત્યારે નરકમાં કયું કર્મ કરવાથી જવાતું હશે ?

ઉપરના શ્લોકથી સમજાય છે કે-સ્વર્ગની આશાવાળા યજ્ઞો કરતા. પરંતુ બધી દુનિયાના માલક નિત્ય મોક્ષરૂપ બ્રહ્મા પણ દુનિયામાં યજ્ઞો કરવાને આવતા તે નવું કયું પદ મેળવવાને આવતા ? વિશેષ વિચારવાની ભલામણ કરૂ છું.

વિષ્ણુપુરાણમાં—

**पृथिव्यामप्यहं पार्थ !, वायावग्नौ जलेऽप्यहं ।**
**वनस्पतिगतस्याहं, सर्वभूतगतोऽप्यहं ॥ १ ॥**

પૃથ્વી આદિ સ્થાવરો જીવોવાળા છે. એવું સ્પષ્ટરૂપે વર્ણન વેદપુરાણોમાં જોવામાં આવેલું નથી. સર્વે સ્થાવરો પણ જીવો વાળા છે એ માન્યતા સર્વજ્ઞોથી પ્રગટ થએલી છે. છતાં વિષ્ણુપુરાણમાં વિષ્ણુરૂપે દાખલ કરવામાં આવી છે.

એવા પ્રકારની માન્યતા ગીતામાં પણ લખાઇ છે-જેમ કે-જીવ મારો અંશ છે ( ૧૫-૭ ), સર્વભૂતોનો અંતર્યામી આત્મા હું છું ( ૧૦-૨૦ ), સંસારમાં જેટલી શ્રીમાન્ વિભૂતિમાન્ મૂર્ત્તિઓ છે તે સર્વ મારા અંશથી ઉત્પન્ન થએલીઓ છે.

આમાં વિચાર થાય છે કે-પોતપોતાના કર્મના વશમાં પડેલા જીવો ૮૪ લાખ જીવોની યોનિયોમાં અનંતા કાળથી ભટકી રહેલા છે, વિષ્ણુ ભગવાન્ કહે છે કે બધાએ ઠેકાણે હું છું ત્યારે શું તે તે યોનિયોમાં અનેક પ્રકારનાં સુખ દુઃખોનો અનુભવ કરતા વિષ્ણુ ભગવાન્ પોતે ભટકી રહેલા માનવા કે કોઈ બીજા જીવો ભટકી રહેલા મનાયા છે ?

વળી વિશેષ વાત એ છે કે-મનુસ્મૃતિમાં લખાયું છે કે—" બ્રહ્માએ યજ્ઞના માટે પશુઓ બનાવ્યા. " તો તે કયી વસ્તુના કયા કાળમાં ? તેનો કાંઇ પત્તો જણાવ્યો નથી. જો અમો સર્વ ભૂતોમાં વિષ્ણુભગવાન્‌ને માનીએ ત્યારે તો યજ્ઞમાં પણ પશુઓનો ઘાત કરતાં વિષ્ણુભગવાન્‌નાજ અપરાધી ઠરીએ. માટે વિચાર થાય છે કે-જીવોના સંબંધે ખરો સિદ્ધાંત ગીતાનો કે સ્મૃતિનો ?

બીજી બાજુ જોતાં–બ્રહ્મા–વિષ્ણુ અને મહાદેવ આ ત્રણમાંના એક પણ દેવનો ખરો પત્તો લાગેલોજ નથી. માટે આ જીવોનો વિષય પણ સર્વજ્ઞોમાંથી લઇને વૈદિકના પંડિતોએ ઉંધો છત્તો કલ્પી કાઢેલોજ હોય એજ અનુમાન પર આવીને અટકવું પડે છે.

વિશેષ વિચારવાનું કે–સર્વજ્ઞોના લેખો તરફ અને વૈદિકોના વિચારો તરફ મારા લેખમાં આદિથી તે અંત સુધી નજર ફેરવીને જોશો તો આપ સજ્જનોને માલમ પડશે કે સર્વજ્ઞોનો ઇન્કાર કરવાવાળા સર્વજ્ઞોના તત્ત્વોમાંથી અને તેમના ઇતિહાસમાથી જેટલું લેવાય તેટલું ઉપર ચોટીચું લઇને ઉધું છત્તું કરીને પોતાના વૈદિક ધર્મમાં ગોઠવેલું છે.

વેદો ઇશ્વરીય પ્રેરણાથી પ્રાપ્ત થએલા છે એમ વૈદિકના પંડિતોએ જાહેર કર્યું ખરૂં પણ તેમાંની કેટલીક વાતો ઘૃણા ઉત્પન્ન કરે તેવી અને કેટલીક બાલખ્યાલ જેવી છે. પ્રથમ જુવો ઘૃણા ઉત્પન્ન કરે તેવું ઋગ્વેદનુંજ અશ્વ-સ્તોત્ર, આગળ જુવો બાલખ્યાલ જેવા ઉદ્ગારો–હે પૃથ્વી ! તે મૃતક પર ઢગલો થા, હે અગ્નિ ! આ મૃતકને પિતૃઓની પાસે પુહચાવ. ઇત્યાદિક અનેક વિચારો વેદોમાંના જોતાં માલમ પડશે કે–સર્વજ્ઞોના તત્ત્વાદિક વિશેષ પ્રચારમાં આવ્યા પછી વેદોનો કોઇ એક નેતા ન હોવાથી જાહેર કરવામાં આવ્યું કે–વેદો ઇશ્વરીય પ્રેરણાથી ઋષિઓને પ્રાપ્ત થયા છે. જેમ કે–આધુનિક પુરાણોમાં સર્વજ્ઞોના તત્ત્વોમાંથી અને તેમના ઇતિહાસમાંથી પોતાની મરજી પ્રમાણે લઇને અને તેમાં અનેક પ્રકારનો ફેર ફાર કરી મોટા વિરોધ વાળાં પુરાણો ઉભાં કરીને વેદ વ્યાસના નામ ઉપર ચઢાવી દીધાં. તે પ્રમાણે વેદોને ઇશ્વરીય પ્રેરણાથી ઋષિઓને પ્રાપ્ત થએલા લખીને બતાવી દીધા છે. પૂર્વકા-ળમાં થએલા કેટલાક અક્ષરોના પંડિતો સર્વજ્ઞોના સંબંધમાં આવેલા સર્વજ્ઞ-કથિત અંતીદ્રિય જ્ઞાનના વિષયોને જાણી શકયા હશે ખરા પરંતુ કેવલ સ્વાર્થની બુદ્ધિવાળા પક્ષપાતમાં તણાઇને તેમાંથી જેટલું લેવાય તેટલું લઇને તેમાં ઉંધું છત્તું કરીને લોકોને ઉંધા પાટા બંધાવવાનો પ્રયત્ન કરતા ગયા, છતાં પણ કેટલાક ગહન અને અતિગૂઢ અધ્યાત્મિક વિષયોની વાતોમાં પોતાનામાં નહી જેવુંજ જાહેર કરીને ચાલતા થયા છે. જેમ કે–સર્વજ્ઞોએ બતાવેલો (૧) પાંચ જ્ઞાનનો વિષય, (૨) સર્વ જીવોના પાંચ ઇંદ્રિયોનો વિષય, (૩) તે જીવોના કર્મોના બંધનો વિષય, (૪) આ સૃષ્ટિ અનાદિના કાળથી કેવા સ્વરૂ-પથી ચાલતી આવી તેના સ્વરૂપનો વિષય, તેમજ (૫) સર્વજ્ઞોએ બતાવેલી

કલ્પના અતીત ગણત્રીનો વિષય, (૬) સર્વજ્ઞોએ બતાવેલા સ્યાદ્વાદનો વિષય, (૭) સર્વજ્ઞોએ બતાવેલા દેવોનો વિષય, (૮) સર્વજ્ઞોએ બતાવેલા ઇતિહાસનો વિષય.

ઇત્યાદિક અનેક વિષયોમાં વૈદિકોએ મોટો ફેરફાર કરેલો છે. તેમાંના કેટલાક વિષયો તો અમો જૈન–વૈદિકની તુલના રૂપે બતાવતા આવ્યા છીએ.

તત્ત્વોના વિષયની શોધ ખોળમાં મચી રહેલા આજકાલના પાશ્ચાત્ય-વિદ્વાનો એવો નિર્ણય બતાવે છે કે—

" હિંદુસ્તાનના પ્રાચીન સાહિત્યનો ઇતિહાસ કુદરતી રીતે બે મુખ્ય વિભાગમાં વ્હેંચાઇ જાય છે. પહેલો વિભાગ તે વેદના ગ્રંથોનો છે. એ સાહિત્ય ઘણું કરીને ઇ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષ જેટલા પ્રાચીન સમયથી શરૂ થાય છે, અને એના છેલ્લામાં છેલ્લા સ્વરૂપમાં એ સાહિત્ય આસરે ઇ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ સુધી પહોંચે છે. વૈદિક યુગના પ્રથમાર્ધનું સાહિત્ય સર્ગ-શક્તિ અને કવિત્વથી અંકિત થયલું હતું અને સિંધુ વગેરે નદીઓ જ્યાં વહે છે અને હાલના સમયમાં જે પંજાબના નામથી ઓળખાય છે તે મુલકમાં એ સમયના સુધારાનું મુખ્ય સ્થાન હતું.

એજ યુગના દ્વિતીયાર્ધનું સાહિત્ય અંતર્ગત વસ્તુ તરફ જોતાં ધર્મ વિષયક ચર્ચા ચલાવનારૂં અને બાહ્ય સ્વરૂપ તરફ જોતાં ગદ્યમાં લખાયલું હતું અને પંજાબને બદલે ગંગા નદીની પાસેના પ્રદેશમાં એ સમયના આધ્યાત્મિક ચિંતન માટેનું મુખ્ય સ્થાન હતુ. એ પ્રમાણે વૈદિક યુગ પ્રવર્તતો હતો એટલામાંજ આર્ય લોકોનો સુધારો આખા હિંદુસ્તાનમાં, એટલે સિંધુ નદીના મુખ આગળથી તે ગંગા નદીના મુખ સુધીના, જેની ઉત્તરે હિમાલય પર્વત આવી રહ્યો છે અને જેની દક્ષિણે વિંધ્યાચલ પર્વત આવી રહ્યો છે, તે વિસ્તીર્ણ પ્રદેશમાં ફેલાઇ વળયો હતો.

દ્વિતીય યુગના પ્રારંભમાં વૈદિક સાહિત્યના છેલ્લા ગ્રંથો હજી લખાતા હતા અને ઇ. સ. ૧૦૦૦ પછી મુસલમાનોની જીત થઇ ત્યારથી એ યુગ પૂરો થયો. એ યુગ તે ખરેખરો સંસ્કૃત યુગ કહી શકાય. સાહિત્યમાં, મુખ્યત્વે કરીને ટીકાના ગ્રંથોમાં સંસ્કૃતનો ઉપયોગ ચાલુ રહ્યો એટલે અમુક અર્થમાં આ દ્વિતીય યુગ આજ દિન સુધી ટકી રહ્યો છે એમ કહી શકાય. આ દ્વિતીય યુગમાં બ્રાહ્મણોનો સુધારો દક્ષિણના નામથી ઓળખાતા દક્ષિણ પ્રદેશમાં પ્રવેશ પામ્યો અને ત્યાં ફેલાયો. આ બન્ને યુગને એકઠા લઇએ તો એટલા

સમયમાં હિંદુસ્તાનના સાહિત્યના લગભગ દરેક વિભાગમાં સંગીન અને મહત્ત્વના ગ્રંથો લખાયા. ” ( સંસ્કૃત સા૦ પ્રસ્તાવિક પૃ. ૯ )

આ ઉપરના લેખમાં કાંઇ સ્પષ્ટતા કરીને બતાવું છું—

વેદ કાળના બે વિભાગ તેમાં પહેલો વિભાગ સિંધુ નદી તરફથી ઇ. સ. પૂર્વે ૧૫૦૦થી શરૂ થઇ તેનો પ્રયાસ ૨૦૦૦વર્ષ સુધી થતો રહ્યો એમ પાશ્ચાત્ય વિદ્રોનોનું કહેવું છે. ગમે તેમ હોય પણ તે તરફ તેઓને સોમવેલડીના રસના પાનની મદત મળતી હતી તેથી તે સાહિત્ય તેની માદકતાથી પણ ઉત્પન્ન થતું પણ તેમાં ભળતું તેથી તે યજ્ઞ યાગાદિકના વિધાનવાળું ઘૃણાજનક અને કેટલુંક બાલખ્યાલ જેવું તેમાં ભળેલું હોય તેવું જણાય છે તે અમે પ્રથમજ સૂચવ્યું છે.

વેદયુગના બીજા અર્ધનું સાહિત્ય ગંગા નદીના પાસેના પ્રદેશથી શરૂ થતું બતાવ્યું છે. પરંતુ આ બીજા અર્ધની શરૂઆત થતા પહેલા ઇ. સ. ૧૦૦૦ ના લગભગમાં જૈનોના ૨૩ મા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ સર્વજ્ઞ તરફથી અધ્યાત્મિક વિષયોનો ઉપદેશ લોકોમાં પસરી રહેલો હતો તે સર્વજ્ઞોના તત્ત્વોની સ્પર્ધાથી બ્રાહ્મણાદિક ગ્રંથોમાં જે ચર્ચાવાળુ લખાતું ચાલ્યું ત્યાંથી તે અધ્યાત્મિક તત્ત્વોના મિશ્રણ વાળું ગણાવવાને લાગ્યું. તે ૨૩ મા તીર્થંકર પછી થોડાજ વખતમાં ૨૪ મા તીર્થંકર સર્વજ્ઞ શ્રીમહાવીર થયા છે તેમનું શાસન આજે નિષ્કલંક પણે જ પ્રવર્તી રહેલું છે.

તે ૨૪ મા તીર્થંકરના તરફથી બતાવવામાં આવેલા આધ્યાત્મિક તત્ત્વોના વિષયો તેમજ પ્રાચીનમાં પ્રાચીન ઇતિહાસના વિષયો તેમના શિષ્યો (ગણધરો) સાંભળી પોતાના હૃદયમાં ધારણ કરતા. પછી તેઓ પોતાના પરિવારમાં ફેલાવતા, પરંતુ તે સમયમાં પ્રાયે મુખપાઠ રાખવાનો રીવાજ વિશેષ હતો. પછી આગળ જેમ પુસ્તક પાનાં પર ચઢતું ગયું તેમ તે સર્વજ્ઞોના બતાવેલા આધ્યાત્મિક તત્ત્વોમાંથી તેમજ પ્રાચીન ઇતિહાસના વિષયોમાંથી વૈદિકના પંડિતો લેતા ગયા અને તેમાં ઉંધું છ-તું કરીને મોટા ફેરફારની સાથે પોતાના ગ્રંથોમાં દાખલ કરતા ગયા તેમાંના કેટલાક ઇતિહાસના વિષયો મારા જાણવામાં આવતા ગયા તેમાંના કેટલાક નહી જેવા જૈન–વૈદિકની તુલનારૂપે લખીને બતાવ્યા છે. હુવે તેની ખરી તુલના કરવી તે-તો પક્ષપાતથી મુક્ત થએલા એવા સજ્જન પંડિતોજ કરી શકે. બાકી મેં તો કેવલ આદર્શ રૂપે લખીને જાહેરમાં મુકયા છે.

વેદોના વિષયોને ગમે તેટલા પ્રાચાન કલ્પો પણ તે યજ્ઞ યાગાદિક વિધાના વળા આજકાલના પંડિતોને તો બાલ ખ્યાલ જેવાજ લાગેલા છે. જૈનોના સર્વજ્ઞ પાર્શ્વનાથ ઈ. સ. પૂર્વે એક હજાર વર્ષની લગભગમાં થયા. સર્વજ્ઞોના તત્ત્વ વિચારો નવીન રૂપના તાજા બહાર પડતાની સાથે વૈદિકોમાં ગડમથલ થવા લાગી,

પ્રથમ જોશમાં આવી યજ્ઞ યાગાદિકની પુષ્ટિના માટે બ્રાહ્મણ ગ્રંથો લખવા માંડયા. પણ સર્વજ્ઞોના તત્ત્વો જેમ જેમ વધારે ફેલાતા ગયા તેમ તેમ બ્રાહ્મણ ગ્રંથોની કિંમત પણ નહી જેવીજ થઈ પડી, પરંતુ કેટલાક ચતુર પંડિતો એ સર્વજ્ઞોના આશયને પકડી ઉપનિષદોના ગ્રંથોની શરૂઆત કરી દીધી તેથી તે ગ્રંથો કાઇક શોભા રૂપના ગણાવવા લાગ્યા. પણ ભિન્ન ભિન્ન લેખકોના કારણે આપસ આપસના વિરોધને ટાળી શકયા નહીં. આગળ જતા સર્વજ્ઞોથી પ્રગટ થએલા પ્રાચીન ઇતિહાસના પણ તેવાજ હાલ કરીને મૂકેલા છે. આ પ્રકાશના સમયમાં આજ કાલના કેટલાક પંડિતો પોતાના વૈદિકમતમાં ન્યૂનતાઓ જોતા હુવા એટલું તો જરૂર લખતા ગયા કે જૈન બૌદ્ધના પંડિતોએ સુધારો વધારો કર્યો. પરંતુ કેટલાક સત્યપ્રિય પંડિતો તો જૈન બૌદ્ધના લાંબા અભ્યાસથી ખરી સ્થિતિ સમજીને ટુંક રૂપે સત્ય લખવામા પાછી પાની પણ કરેલી નથી. તેઓનીજ સાહાયથી મેં જે કાંઇ લખીને બતાવ્યું છે તેનીજ નોધ ઇસારા માત્રથી ટુંક રૂપે કરીને બતાવું છું :—

(૧) સર્વજ્ઞોએ આ સૃષ્ટિને અનાદિ અનંત સ્વરૂપની પ્રવાહથી ચાલતી આવેલી બતાવી છે અને છે પણ તેવાજ સ્વરૂપની. છતાં વૈદકના પંડિતોએ સર્વજ્ઞોના વિરુદ્ધમાં આવી—બ્રાહ્મણ ગ્રંથોથી તે ઠેઠ પુરાણો સુધી સૃષ્ટિ ઉત્પત્તિના સંબંધે એક બીજાથી વિરુદ્ધ સ્વરૂપના બ્રહ્માદિક અનેક દેવો કલ્પીને બતાવ્યા. અને તે કલ્પના વેદમૂળક ઠરાવવા પાછળથી નવીન નવીન અનેક શ્રુતિઓ બનાવી ઋગ્વેદથી તે ચોથા અથર્વવેદ સુધીમાં દાખલ કરીને બતાવીઓ છે તે તપાસીને જુવો. આમાં સત્યતા કેટલી છે તે પણ વિચારી ને જુવો. જો કદાચ સૃષ્ટિ ઉત્પત્તિના બધા કલ્પિત લેખોનો સંગ્રહ કરવામાં આવે તો કોઈ હજારો શ્લોકોનું મોટું પુસ્તકજ થઇ જશે. પછી વૈદિકના મોટા મોટા ગ્રંથો દેખાય તેમાં નવાઇ જેવું શું છે? કયાં બારી કે કોતર નડે તેવું હતું ?

(૨) આ અવસર્પિણીમા—યુગલધર્મને અંત લાવી વ્યવહારીક અને ધાર્મિક માર્ગના પ્રકાશક, ભરતાદિક સો પુત્રના પિતા, શ્રીઋષભદેવ, પ્રથમ તીર્થંકર જૈન ઇતિહાસમા સર્વજ્ઞોથી પ્રકાશિત જગ જાહેર છે. છતા આધુનિક પુરાણોમાં—વિષ્ણુના આઠમા અવતાર રૂપે કેવા વિકૃત સ્વરૂપના ચીત્ર્યા છે તે બન્ને મારા સામા સામી લેખોથી વિચારવાની ભળામણ કરૂં છું.

(૩) ઋષભદેવના પુત્ર ભરત્ત ચક્રવર્તી કે જેમના નામથી આ ભારત્ત વર્ષ પ્રસિદ્ધ થયું. છતાં પૌરાણિકોએ રાજા જડભગ્ત કહી હળકા ચિત્ર્યા છે. સગર ચક્રવર્તીને પણ રાજા સંબોધી ૬૦ હજાર પુત્રોના પ્રાપ્તિ અને તેમના મરણના વિચારો જુદા જુદા રૂપે ગોઠવાયા તો તે શા કારણથી વિચિત્ર પ્રકારના ગોઠવાયા? ઘણા ખરા પુરાણો શાસ્ત્રોથી નવશો સુધીમા લખાયા છે. જુવો અમારા લેખો.

(૪) સેનાપતિ, પુરોહિત, હાથી, ઘોડા આદિ નવીન ઉત્પન્ન થએલી રત્ન રૂપની ૧૪ વસ્તુઓ આવીને મળે તેજ ચક્રવર્તી પદ ભોગવે અને જેને ૭ વસ્તુઓ તે વાસુદેવનું પદ ભોગવે. આ વિષયમા વૈદિકોએ ફેરફારની સાથે તે ૧૪ રત્નોને બ્રહ્માદિકના સમુદ્રમથનથી ઉત્પન્ન થએલા બતાવી ચક્રવર્તી પદ સર્વથા ઉડાવી દીધું અને જુદા જુદા નવ વાસુદેવોમાંના—પાછળના ૭ ત્રિકોમા દેવ-દાનવોની લડાઇમા વિષ્ણુ આદીને સાથમા ગોઠવી ગમને વિષ્ણુના અવતાર અને કૃષ્ણને ભગવાન્ રૂપે જાહેરમા મૂકયા. જુવો અમારા બધા લેખો અને કરો સત્યાસત્યનો વિચાર.

આ તો નામ માત્રથી બાર ચક્રવર્તીઓનો અને નવ વાસુદેવોના ત્રિકોનો ઇસારો કરીને બતાવ્યો. હવે રહ્યા બ્રહ્મા અને રૂદ્રો. તેમાં કાંઇક ઇસારો કરીને બતાવુ છું.

આર્યોના તહેવારોના લેખકને—ઇંદ્ર અને શ્રીકૃષ્ણ આ બે વ્યક્તિઓજ ઇતિહાસ રૂપની લાગી છે. પણ બ્રહ્મા અને રૂદ્રો ઇતિહાસ રૂપના લાગ્યા નથી. અને દ્વિવેદી મણિલાલ ભાઇને—વેદોમાં ગોઠવાયેલા—યજ્ઞ પુરૂષ અને પ્રજાપતિ બ્રહ્મા નવીન રૂપના કલ્પિતજ લાગ્યા તેમના સબંધે કાંઇક સૂચના રૂપે લખી બતાવુ છુ :—

(૫) સર્વજ્ઞોનો ઇતિહાસ જોતાં-૧૧મા, તીર્થંકરના સમયમાં **જિતશત્રુ** રાજાએ મોહથી પોતાની પુત્રી **મૃગાવતી** ને અંતેઉરમા દાખલ કરી તેથી તે લોકોમાં **પ્રજાપતિ** રૂપે પ્રસિદ્ધ થયા. તે પુત્રીના સબંધે જે પુત્ર થયો તે આ અવસર્પિણીમા નવવાસુદેવોમાંના પહિલા **ત્રિપૃષ્ઠ** વાસુદેવ થયા અને તેમના પ્રતિપક્ષી **અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવ થયા છે.

વૈદિકોના લેખો જોતા તે અશ્વગ્રીવનેજ હયગ્રીવ વિષ્ણુરૂપે જાહેરમાં મૂકયા છે. અને પુત્રીના સંબંધવાળા પ્રજાપતિને હરિણીરૂપ પુત્રીની પાછળ હરણ રૂપે જતા બતાવ્યા છે. તેમનું આયુષ્ય ૩૧ નીલ, ૧૦ ખર્વ, અને ૪૦ અર્બુદ ભાગવતમા બતાવ્યું છે. કોઇ લેખમાં આ બ્રહ્માની ૩૩ પુત્રીઓ ચંદ્રમાને પરણાવેલી બતાવી છે. અને કોઇ લેખકે–આ પ્રજાપતિને અનાદિના બ્રહ્મારૂપે કલ્પીને સૃષ્ટિની આદિ કરવાવાળા અને ચારો વેદોના પ્રકાશ કરવાવાળા પણ લખીને બતાવ્યા છે અને તે પ્રજાપતિને હિરણ્યગર્ભરૂપે અને યજ્ઞપુરૂષ રૂપે કલ્પી તેમના સંબધની નવીન રૂપની શ્રુતિઓ બનાવી–પહેલા ઋગ્વેદથી તે ચોથા અથર્વ વેદ સુધીમા દાખલ કરી દીધેલી જોવામા આવે છે.

કોઇ લેખકે–આ પ્રજાપતિને યજ્ઞ કરતા પણ બતાવ્યા છે. ઇંદ્ર પદ મેળવવા યજ્ઞો કરવામા આવતા. આ અનાદિના બ્રહ્માએ કયું પદ મેળવવા યજ્ઞોનો આરંભ કરેલો હશે ? એ ખાસ વિચારવા જેવું છે.

કોઇ લેખકે લખ્યુ કે–શિવના હાથથી પેદા થયા. તો કોઇ લેખકે દેવીના હાથ ઘસવાથી પેદા થયા બતાવ્યા છે. પરંતુ વિષ્ણુના અવતાર રામચંદ્રજીના અને મહર્ષિ વસિષ્ઠજીના પ્રશ્નોત્તરમા તો આ બ્રહ્માનો કોઇ પત્તો પણ બતાવેલોજ નથી.

આવી રીતના અનેક પ્રકારના વિચિત્ર લેખો જોતાં આર્યોના તહેવારોના લેખકને વ્યકિતરૂપના ન ભાષ્યા, અને મણિલાલભાઇને કલ્પિત નવીન રૂપના ભાસ્યા તેમાં અયોગ્ય શું છે? સર્વજ્ઞોના ઇતિહાસથી તો તે મહાન્ રાજા પુત્રીના પતિ–પ્રજાપતિનેજ વૈદિકોએ બ્રહ્મારૂપે કલ્પ્યા સિદ્ધ થાય છે. આ જગો પર તો માત્ર નહી જેવી સૂચના કરીને બતાવી છે બાકી તો બધા મારા લેખોથી સત્યાસત્યનો વિચાર કરવાની ભલામણ કરૂ છું.

॥ સર્વજ્ઞોના ઈતિહાસમાં–અનેક વિદ્યાઓથી મોટી શકિતવાળા થતા તે રૂદ્રના નામથી પ્રસિદ્ધ થતા. તેમની શરૂઆત શ્રીઋષભદેવથી તે ૨૪ તીર્થંકર સુધી ૧૧ની સંખ્યા જણાવેલી છે. પરંતુ ૨૪ મા મહાવીરના સમયમા જે ૧૧ મા સત્યકી નામના રૂદ્ર થયા તે કામાસકત થએલા બતાવ્યા છે તેણે રાજાઓના અંતેઉર સુધી અનાચાર સેવેલો પણ તે વિદ્યાના બળવાળાનુ કોઇથી નામ દઇ શકાતું નહીં. એક વેશ્યાના સંબંધથી રાજાને ખબર પડી કે સંભોગ વખતે વિદ્યાઓ દૂર રહે છે. ત્યાં પ્રપંચથી સંભોગ વખતે બન્નેનો નાશ કરાવ્યો. પણ વિદ્યાના બળવાળા તેના શિષ્યે ભય બતાવી સંભોગ રૂપની મૂર્ત્તિ લોકો પાસે

પૂજાવી ત્યાથી આ ભગ અને લિંગ રૂપની મૂર્તિની શરૂઆત થઇ. મહાદેવને દ્વાપરમાં થએલા બતાવ્યા છે તેથી પણ વિચારવા જેવું છે.

આ રૂદ્રના સંબંધમા વૈદિકોમાં વિચિત્ર પ્રકારના લેખો લખાયા છે તે નામ માત્રથી જુવો—

(૧) કોઇએ ૧૦ પ્રાણ અને ૧૧ મા આત્મા લખી ૧૧ ની સંખ્યા બતાવી છે.

(૨) કોઇએ–બ્રહ્માના મૃત્તકરૂપ શરીરથી ૧૧ રૂદ્રો અથવા ૧૧ નીલલોહિત લખીને બતાવ્યા છે.

(૩) કોઇએ રૂદ્ર તો એકજ પણ ૧૧ બ્રાહ્મણોના નામથી ૧૧ રૂપે પ્રસિદ્ધ થએલા લખીને બતાવ્યા છે.

(૪) કોઇએ- મહાદેવ પાર્વતીના સંભોગ પછી મહાદેવને પુત્ર થયો. પાર્વતીજીને પુત્રી પેદા થએલી લખીને બતાવી છે.

(૫) કોઇએ–મહાદેવજી વનમા કુટીયા બનાવી મંત્ર બળથી સારી સારી સ્ત્રીઓ ખેંચી મંગાવી સભોગ કરતા રહ્યા લખ્યા છે.

(૬) કોઇએ–મરણ થતી પાર્વતીનાં મસ્તકો કાપી કાપીને હારમાં પરોવી પરોવીને ગળામા પહેરતા બતાવ્યા છે.

(૭) કોઇએ–પર્વતની પુત્રી પાર્વતીને પરણવા જતાં–જાનમાં બ્રહ્મા–વિષ્ણુને પણ લેતા ગયા બતાવ્યા છે.

(૮) ભિક્ષા માટે ગયા ત્યાં ઋષિ પત્નીઓની લાજ લુટતાં ઋષિઓના શાપથી લિંગ વિનાના થઇ બેઠા બતાવ્યા છે.

(૯) કોઇએ–લિંગ ત્રુટી પાતાળમા પેઠુ તેની પાછળ મહાદેવજી પણ પાતાળમાં ચાલ્યા ગયા. બ્રહ્મા–વિષ્ણુ લિંગ પૂજવાનું કબૂલ કરી પાછા મનાવીને લાવ્યા. એમ પણ લખીને બતાવ્યું છે.

(૧૦) કોઇએ લખ્યું કે–લિંગનો પત્તો મેળવવા-બ્રહ્મા ઉપર ગયા અને વિષ્ણુ પાતાળમાં પેઠા પણ પત્તો મેળવ્યા વગર પાછા આવ્યા.

(૧૧) એક અસુરને બીજા ઉપર હાથ મૂકી બાળી મારવાનો વર આપ્યો તેના ભયથી મહાદેવ પોતેજ ભાગતા ફર્યા પણ લખી બતાવ્યા.

ઇત્યાદિક અનેક બાબતોમા વિકૃત સ્વરૂપના મહાદેવને જગત્‌ની આદિમાં–બ્રમ્હા–વિષ્ણુને ઉત્પન્ન કરીને જગત્‌ની ઉત્પત્તિ કરવાવાળા પણ લખીને બતાવ્યા છે.

ઇત્યાદિક હજારો બાબતો સર્વજ્ઞોના વિરૂદ્ધમાં આવી લખી વાળી પાછી એક વાત એવી પકડાવી દીધી કે–હાથી મારવા આવતો હોય તો તેના હાથે મરી જવું પણ જૈનોના ઉપાશ્રયમાં જઈને આપણા પ્રાણ બચાવવા નહી. સત્યાસત્યના વિચાર વિનાની ભોળી દુનીયાએ આ વાત મજબૂત પકડી લીધી. હવે તેમને સત્યાસત્યનો વિચાર કયે ઠેકાણેથી મળી શકે?

પોતાના સ્વાર્થની ખાતર આ બધું ઉંધું છત્તુ કરવાવાળા પોતે સમજતા હતા કે–અમારી વાતનો ભેદ કોઈ જાહેરમા આવશે તો આ સર્વજ્ઞોના અનુયાયીથીજ આવશે, બાકી અમારી ચાલાકી બીજા કોઇથી પણ જાહેરમા આવશે નહી. પણ કુદરત એવી છે કે આખરમાં સત્યાસત્ય જાહેરમાં આવ્યા વગર રહેતું નથી. આ અંગ્રેજોના રાજ્યમા ગ્રંથો છપાઇને બહાર પડી જવાથી અને જગો જગો પર લાયબ્રેરીઓના સાધનથી સત્યપ્રિય સજ્જનોના હૃદયમા ખળભળાટ પેઠો, તેમના સહવાસથી ભોળી દુનીયા પણ હગમગ ડગમગ થઈ પડી. આવી સ્થિતિમા સત્યપ્રિય પંડિતો પણ પોતાના ટુંક ટુક સ્વરૂપના વિચારો જાહેરમાં મૂકતા ગયા. એટલે આ ભોળી દુનીયા પણ કાંઇક સત્યાસત્યનો વિચાર કરવાને ઉત્સુકતા ધરાવનારી થઇ, મહાત્મા ગાંધીજી જેવા સર્વજ્ઞોના મર્મના વિચારોને કાંઇક ઠીક ઠીક સમજ્યા હશે પણ દુનીયાને એકત્ર સંગઠા કરવા અહિંસાત્મક રહેવું અને સત્યપ્રિય થવું એટલુજ બતાવી દુનીયાને એવો ચમત્કાર બતાવ્યો કે જેઓ હિંસાની હિમાયતી કરવાવાળા હતા તેઓ પણ અહિંસાત્મકના સ્વરૂપનેજ વળગી પડયા. જો કદચ આ ચાલતા વિગ્રહમાં અહિંસાત્મક સ્વરૂપને વળગ્યા ન હોત તો તેમની સર્વપ્રકારની હૈયાતી પણ જોખમ ભરેલીજ થઇ પડતી. મેં જે આ બધુ લખ્યું છે તે સત્યપ્રિય સજ્જનોને શોધ ખોળ કરવાના માટેજ લખ્યું છે અને તે જૈન–વૈદિક બને બાજુના વિચારોને મૂકીનેજ લખ્યુ છે પરંતું એક તરફના વિચારો માત્ર લખીને બતાવ્યા નથી. મારા લેખ સિવાય સર્વજ્ઞોના વિચારો ઘણા ઘણા પ્રકારના સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારવાના બાકી છે. તેમાંનો એક અંશ માત્ર પણ હું બતાવી શકયો નથી. તેથી આગળ આગળના વિચારો નિષ્પક્ષપાત પણાથી વિચારવાની ભળામણ કરૂ છુ, હું એક પામર કયાં સુધી લખી લખીને બતાવી શકવાનો હતો?

હજારો ઋષિ પંડિતોએ–ઇંદ્ર, વરૂણ, સૂર્ય, સોમ, અગ્નિ આદિ દેવોની સ્તુતિઓ કરીને પ્રાયે તેઓ પોતાના સ્વાર્થની માગણીઓ કરતા નજરે પડે છે. તે સ્તુતિઓનો જે સંગ્રહ તે વેદોના નામથી પ્રસિદ્ધમા મુકવામાં આવ્યો. પરંતુ તેનો કોઈ એક નિયંતા કે પ્રવતક જાહેરમાં જણાયા નથી. તેથી તેમાં એક

વાકયતા ન હોય તે તો સ્વાભાવિકજ છે. છતાં તે વેદો ઇશ્વરથી પ્રાપ્ત થએલા છે એમ જાહેરમા મુકાયા. બીજી વાત એ છે કે ઘણા ખરા પુરાણો ૭૦૦ શોથી તે ૯૦૦ સુધીમાં લખાયલ છે તેથી તેની ઉત્પત્તિ ઇશ્વરથી ન બનાવતાં વ્યાસના નામથી જાહેરમા મૂકવાનો પ્રયત્ન થયો. તેથી તે સત્યનિષ્ઠાથી લખાયલા હોય તેમ જણાતા નથી. આવા પ્રકારના લેખકોમા સત્યનિષ્ઠા કેટલી હોય તે સહજથી વિચારી શકાય છે.

વ્યાસજીની ઉત્પત્તિ આદિ પણ વિચિત્ર પ્રકારની બતાવેલી છે. કોઇએ લખ્યુ કે–અઢારે પુરાણ વ્યાસજીએ બનાવ્યા છે, બીજાએ લખ્યું કે–અઢારે પુરાણ જન્મતાની સાથે બનાવી વનમાં ચાલ્યા ગયા, વ્યાસજીની માતા માછણી હતા ધૂમ્ર વર્ષાવી પારાસરે તેમની સાથે જબર જસ્તી કરી,

વિષ્ણુએ ૨૪ અવતાર ધારણ કર્યા તેમ વ્યાસજીનો ૧૯મો અવતાર બતાવ્યો. વિષ્ણુએ માયાવી પુરૂષ પેદા કરી જૈન બૌધ્ધને નાસ્તિક ધર્મ ચલાવ્યો.

દુનીયાને ઉધાપાટા બધાવવાને કેવા કેવા પ્રયત્નો કરેલા છે. વેદ સમયના ઋષિઓ કેફી વસ્તુના અને માંસાદિકના લાલચવાળા હશે તેથી ધર્મના બહાને તે વસ્તુઓને છુટથી મેળવવા યજ્ઞ યાગાદિકનો પ્રબંધ કરી રાજરજવાડાઓમાં તેની પ્રવૃત્તિ દાખલ કરી દીધી હોય. તેઓની આજીવિકા પણ મુખ્યપણે વિદ્યાજ હતી તેથી રાજરજવાડાઓમા અગ્રપદ પામેલા હતા અને રાજાઓ મોટા કાર્યમા પ્રાયે તેઓની સલાહથી પ્રવૃત્તિ કરતા એમ સહજથી દેખાઇ આવે છે. તેઓ યુક્તિ પ્રયુકિત કરવામા કુશળ હતા તેથી સોમવેલડીને પણ એક મોટો દેવ કલ્પી તેની સેંકડો પ્રકારની શ્રુતિઓ અને વિચિત્ર પ્રકારની કથાઓ બનાવી વેદાદિકમા લખી દીધેલી હોય. તે સમયના ઘણા પંડિતો એકમતના થયા હોય અને તેવા કોઇ દયાળુ ત્યાગવૃત્તિવાળા સમર્થ વિદ્વાનોની રોક ટોક થએલી ન હોય તો ચાહે તો તેની યોગ્ય પ્રવૃત્તિઓ કે અયોગ્ય પ્રવૃત્તિઓ સહજથી ચલાવી શકાય છે. તેથી ધર્મના બહાને યજ્ઞયાગ આદિકની પ્રવૃત્તિઓ ચાલેલી હોય એવુ મારૂં અનુમાન છે. માનવુ ન માનવું એ તો પોત પોતાની મરજીની વાત છે. કારણ કે તે સમયમાં થએલા કેટલાક નિવૃત્તિ માર્ગને પસંદ કરવાવાળા-આજીવકપથ, બૌદ્ધ, જૈનાદિકના સમર્થ સાધુસંતોને તે યજ્ઞ યાગાદિકની પ્રવૃત્તિઓ અયોગ્ય રૂપની લાગવાથી તે પ્રવૃત્તિઓને છોડવી પડી હતી, તેથી તે કલ્યાણના માટે સત્ય પ્રવૃત્તિઓ ન હતી અને જે સત સાધુઓએ ચલાવેલી સત્ય પ્રવૃત્તિઓ છે તેનો ઇન્કાર કોઇથી પણ આજ સુધી થઇ શકેલોજ નથી. તેના માટે ભર્તૃહરિ પણ કહી ગયા છે કે—

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं ।
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषां ॥
तृष्णास्रोतोविभंगो गुरुषु च विनयः सर्वभूतानुकंपा ।
सामान्यं सर्वशास्त्रेष्वऽनुपहतविधिः श्रेयसामेष पंथा ॥

ભાવાર્થ–૧ કોઇ પણ જીવને મારવાથી નિવૃત્ત રહેવું. ૨ બીજાના ધનનું હરણ નહી કરવું ૩ હમેશાં સત્ય બોલવાની ટેવ રાખવી. ૪ વખત આવે શક્તિ પ્રમાણે દાન કરવું. ૫ પારકી સ્ત્રીયોની કથા કરવામાં મૂકભાવ સેવવો. ૬ અતિ તૃષ્ણાનો રોધ કરવો. ૭ વડીલો હોય તેમનો યોગ્ય આદર સત્કાર કરવો. ૮ સર્વ પ્રાણી માત્રની હમેશાં દયા ચિંતવવી. આ બધી વાતો સર્વ શાસ્ત્રકારોમા એક સરખી માન્ય થએલી છે. તેથી ખરો કલ્યાણનો માર્ગ જ ઉપર બતાવેલો છે.

આ લેખથી આપણે વિચારવાનુ એ છે કે–યજ્ઞ યાગાદિકના બહાને જે જીવ હિંસાદિકની પ્રવૃત્તિઓ થએલી છે તે ધર્મના માટેજ થએલીઓ છે. એમ આપણાથી એકાંત કબૂલ ન કરી શકાય. ઘણી ખરી તે પ્રવૃત્તિઓ તો ધન પુત્રાદિકના લોભ લાલચથી થએલીઓ હોય એમ તે સૂક્તોથી જ માલુમ પડી જાય છે. બીજી વાત એ છે કે–ધર્માત્માએ જીવોના પર ઘાત ન કરવો તેજ યોગ્ય ગણાય. છતા બૌધ્ધ સાથેના વાદ સમયે-रे, रे, सौगत ! नीचतर ! किं किं जल्पसि ? अहिंसा कथं धर्मो भवितुमर्हति ? ઇત્યાદિક જે લેખ છે તે કેટલી સભ્યતાવાળો અને કેટલા વિવેકવાળો તે સહજથી વિચારી શકાય તેમ છે. માસની લાલચમાં પડેલા મોટા મોટા પંડિતો પણ ખરો વિચાર નથી કરી શકયા. તેથી તેઓ લખી ગયા છે કે–" બ્રહ્માએ યજ્ઞના માટે પશુઓ બનાવ્યા "

મનુષ્ય–પશુઓ સ્ત્રી–પુરૂષના સંયોગથી પણ ઉત્પન્ન થતા પ્રત્યક્ષમાં દેખાઈ રહયા છે તેજ પ્રમાણે પ્રવાહથી ચાલતી આવેલી આ સૃષ્ટિમા બ્રહ્મા કયે ઠેકાણેથી આવીને મનુષ્ય પશુઓને ઘડી ગયા ? કદાચ વેદનું પ્રમાણ બતાવશો ત્યારે શું બ્રાહ્મણ ગ્રંથાદિકથી પુરાણો સુધીના પ્રમાણો માન્ય નહીં કરવા પડે ? તેમ કરતાં તો એક પણ પ્રમાણ સત્યરૂપનું નથી ઠરી શકતું. જુવો–" વૈદિક દૃષ્ટિએ જગત્ " નામનો અમારો લેખ.

શ્રાદ્ધાદિકમાં જે માંસ ન ખાય તેના માટે નરકાદિકની મોટી મોટી શિક્ષાઓ લખીને બતાવી છે તે શા કારણથી ?

યજ્ઞમા મરાતા પશુઓ સ્વર્ગે જતાં–કોઈ પૂછે કે સો પુત્રની આશા બતાવી એક પુત્રને હોમવાનું બતાવ્યું તે પુત્રને કયે ઠેકાણે મોકળવા ?

રતિદેવ પાસે બબે હજાર ગાયો-બકરાંના માસના દાન અપાવનાર માંસનો લાલચુ કેટલો હોવો જોઇએ?

આજે પણ નાત જાતોના આગેવાનો જે પોતાને પ્રિય હોય તેવી રસોઇઓ કરાવતા નજરે પડે છે.

અતિથીરૂપ બ્રાહ્મણાદિકના માટે બલદ-બકરાના માંસનો ઉપદેશ તે કયા ધર્મના માટે?

રામચંદ્રજીની પાસે અનેક જીવોના માંસથી દશરથનું શ્રાદ્ધ કરાવી જમદગ્નિ જેવા મોટા મોટા ઋષિઓ જમી ગયા.

જૈન ઇતિહાસ જોતાં-રામચંદ્રને અને જમદગ્નિને ઘણું છેટું છે.

શ્રાદ્ધના માટે એવા પણ ઘણા લેખો છે કે જેવાં જેવા પશુઓ તેટલા તેટલા માસ સુધી પિતૃઓની તૃપ્તિ. માંસના ખાનારા તૃપ્ત થાય કે વગર ખાનારા?

કૌશિના ૭ પુત્રો-ગાય મારીને ખાઇ ગયા, ઘરમાં જણાવ્યું કે વધ મારીને ખાઇ ગયો. અને વૈદિક બળથી પાપથી પણ છુટી ગયા. આવા લેખો શું ખરા જ્ઞાનીઓથી પ્રગટ થયેલા હશે?

યજમાન પાસેથી સ્રીઓનુ દાન, સૂર્યના બહાને વેશ્યાનુ દાન કયા હેતુના માટે લેવા દેવાનું લખી ગયા હશે?

બ્રહ્માદિ ત્રણે દેવોએ મળીને ૧૮ હજાર બ્રાહ્મણોને નિર્માણ કર્યા. પણ આ ત્રણ દેવોનોજ ખરો પત્તો નથી તો પછી આ વાત કયા કાળની અને કયા ઠેકાણાની?

બધા દેવોમાં બ્રાહ્મણ દેવ મોટા-જેના મુખમાં બેસીને દેવતાઓ હોમની વસ્તુઓ, પિતરો શ્રાદ્ધનું ભોજન, કરી રહ્યા છે તેનાથી બીજો મોટો કોણ?

બ્રાહ્મણોને કોપ કરાવતો-અગ્નિ સર્વભક્ષી, સમુદ્ર અપેય, અને ચંદ્રમા ક્ષીણ થયા.

વસ્તિમા મોટા માનો પણ દેવોથી મોટા વિચારણીય છે-કેમ કે વેદોની શ્રુતિઓથી ધન પુત્રાદિકની માગણીઓ પોતે કરી રહેલા છે, તો પછી પોતે તેમનાથી મોટા શાથી? અગ્નિ સર્વભક્ષી આદિની વાત તો સ્વભાવિક જણાય છે.

દ્રૌપદીએ એક વર માગ્યો- મહાદેવે પાંચ આપ્યા. દેવનોજ પત્તો નથી તો પછી લેવા દેવાની વાત શી? કર્માનુસાર બને છે.

વિષ્ણુના છઠ્ઠા અવતાર-પરશુરામે, માતાને મારી એ કલંક કોને? આમાં સત્ય શું?

કાશ્યપની દીકરીઓથી હાથી ઘોડા પેદા થયા.

ગાયનું દોહન કરતા-હાથી ઘોડા મકાનાદિ નીકળ્યાં.

નારદને પુરૂષ મટી સ્ત્રી રૂપે થતા ૬૦ પુત્રો પેદા થયા.

જમીનના ઘડામાથી સીતાજી બહાર નીકળ્યાં.

વિશ્વામિત્રે એક નવીન સ્વર્ગની રચના કરી.

સ્વર્ગમા જતો નહુષ ઋષિના શાપથી અજગર થઇ નીચોપડયો કાશ્યપની બે સ્રીઓ–કદ્રુથી સર્પો વિનતાથી ગરૂડો, પેદા થયા. યજ્ઞોથી ઇંદ્રપદ મેળવી નહુષ સ્વર્ગે ગયો, ઇંદ્રે પાછો ધકકેલી મુકયો. ઇંદ્રપદ આપનાર કોણ ? સત્તા આપનારની કે ધકકેલી મુકનારની ?

ઘડામાં પડેલા મિત્રાવરૂણ દેવોના વીર્યથી અગસ્ત્ય મુનિ. નર-નારાયણ તપ કરવા લાગ્યા, વિઘ્ન કરવા અપ્સરાઓ મોકળી. નરથી નારાયણ થવાના ઉપદેશકોએ નારાયણનેજ ઇંદ્રપદના માટે ફાંફા મારતા બતાવ્યા ? આમા સત્ય શું ?

સર્વજ્ઞોના તત્વોના તરફ બારિક નજરથી જોનારા-પરદેશી તેમજ દેશી મહાન્ પડિતોએ જૈનોના **સ્યાદ્વાદ** (અનેકાંત વાદ) ના સિદ્ધાતને સિદ્ધરૂપનો કહી જાહેરમા મુકયો છે. તેવા અનેક મહાપુરૂષોના લેખો મેં પણ લખીને બતાવ્યા છે. તે સિવાય બીજી પણ સર્વજ્ઞોની અનેક બાબતો-માંની–કોઇએ એક વાત, કોઇએ બે વાતો, એમ જે જે વાતો જેના જાણવામાં આવી તે તે નિર્મલ બુદ્ધિના પંડિતો પ્રકાશમા મુકતા ગયા છે. તે તે વાતો જાણીને હું પણ વૈદિક ધર્મ જાણવાને પ્રેરાયો. અને જે જે મોટી વાતો હું જાણતો ગયો, તે તે વાતો જૈન વૈદિકની તુલના રૂપે પૂર્વના લેખોમા બતાવતો આવ્યો છુ ફરીથી વિચાર કરતા એવો ભાસ થયો કે–મૂળના વેદોનો ધર્મ કોઇ જુદાજ પ્રકારનો હતો. અને પઠન પાઠનના ધધાવાળા ભદ્રિક પરિણામી અક્ષરોના પડિતોથી ચાલતો હતો, તેઓ સૂર્યાદિક તેજસ્વી દૃશ્ય પદાર્થની પ્રાર્થના કરતા અને ઐહિક સ્વકાર્યની સિદ્ધિ થતા દેવની કૃપા થઇ એમ સમજતા. પણ માસ મદિરાની લાલચથી છુટેલા ન હતા કોઇ રાજ રજવડાનો સારો આશ્રય મળતા યજ્ઞ યાગાદિકનો ઉપદેશ આપી માસ મદિરાદિકનો છુટથી ઉપયોગ કરતા એવો જે સમય હતો તે વૈદિક સમય ગણાતો. તે સમયને આજકાલના બાહોસ પડિતો તો બાલ ખ્યાલ જેવો બતાવે છે.

અહીં આ વાત વિચારવાની છે કે-જ્યારે જ્યારે સર્વજ્ઞ તીર્થંકરો થતા, ત્યારે ત્યારે આધ્યાત્મિક જ્ઞાનની પ્રવૃત્તિ થતી, અને સર્વજ્ઞોનો લાંબો વિરહ પડતાં તે આધ્યાત્મિક જ્ઞાન ઘસાતું ઘસાતું નહીં જેવું થઇ પડતું. તે પ્રમાણે જૈનોના ૨૨મા તીર્થંકરને અને ૨૩ મા તીર્થંકર ને ઘણું લાંબું છેટું પડવાથી તે-આધ્યાત્મિક જ્ઞાન નહી જેવું થઇ પડેલું. તે આધ્યાત્મિક જ્ઞાન ૨૩ મા પાર્શ્વનાથ સર્વજ્ઞ તીર્થંકરથી પુનઃ પ્રવૃત્તિમા આવતાં, સ્વાર્થી લોકોના તરફથી મોટા મોટા ઉપદ્રવો થવા લાગ્યા. અહીં મારૂ અનુમાન એવું થાય છે કે તે સ્વાર્થી પંડિતોએ પોતાનો રોષ ઠાળવવાને માટે પ્રથમ બ્રાહ્મણ ગ્રંથો લખવા માંડયા હોય? પરંતુ તે સર્વજ્ઞોના તરફથી બહાર પડતું આધ્યાત્મિકજ્ઞાન, જેમ જેમ લોકોમાં વધારે ને વધારે ફેલાતુ ગયું તેમ તેમ-યજ્ઞ યાગાદિકના વિધાનવાળા વેદો તો નહી જેવાજ થઇ પડયા હતા, પણ તેની પુષ્ટિના માટે લખાયેલાં બ્રાહ્મણ ગ્રંથો હતા તે પણ નિર્માલ્ય જેવાજ થઇ પડેલા લાગે છે. તે વાત આજકાલના બાહોસ પંડિતો પણ લખવાને ચુક્યા નથી. અને બીજા મધ્યસ્થ પંડિતો તો તે બ્રાહ્મણ ગ્રથોને બેવકુફી ભરેલાજ બતાવવાને આગળ પડયા છે.

તે વેદના સમયમાં હજારો પઠન પાઠનના ધંધાવાળા અક્ષરોના પંડિતોનું તો સ્વતંત્ર રાજ્યજ ચાલતું હતું, તેથી તેમનુ નામ પણ દઇ શકે તેવું કોણ હતું ? અર્થાત્ કોઇ પણ તેઓનું નામ દઇ શકે તેવું હતુંજ નહીં. પરંતુ બ્રાહ્મણ ગ્રંથોથી જ્યારે પાછા પડયા ત્યારે સર્વજ્ઞોથી અધ્યાત્મિક જ્ઞાન મેળવતા ગયા અને ઉપનિષદો નામના ગ્રથોમાં દાખલ કરતા ગયા, અને કેટલાક અત્યંત પરોક્ષના વિષયમાં જુદા પણ પડતા ગયા, ત્યારે સમાજમાં કાંઇક પગ ટેકવતા થયા હોય, તે સિવાય સર્વજ્ઞોના તરફથી અતિ પ્રાચીન-ઇતિહાસના વિષયોનો ઉપદેશ થતાં, તેનો પણ સંગ્રહ કરવા મંડી પડયા હોય કારણ કે-ઇશ્વરની પ્રેરણાથી મેળવેલા વેદોમાં-જે પ્રાચીન ઇતિહાસનું નામ નીશાણ પણ જણાતું નથી, તેવો અતિ પ્રાચીન ઇતિહાસ સર્વજ્ઞોનો ઇન્કાર કરવાવાળાઓએ પાછળથી કયા સર્વજ્ઞોથી મેળવ્યો ? તે વખતે સર્વજ્ઞોના સંપ્રદાયમાં ચઉદે પૂર્વો સુધીનું જ્ઞાન મુખપરંપરાથીજ ચાલતુ હતું, પરંતુ લખવામાં આવતું એવું જાહેર જાણવામાં આવેલું નથી.

તેવીશમા સર્વજ્ઞના પછી અઢાઇસો ( ૨૫૦ ) વર્ષના આંતરે ૨૪ મા તીર્થંકર ' શ્રી મહાવીર સર્વજ્ઞ ' તરતજ થયા છે. તેમણે પણ ફરીથી તેજ અધ્યાત્મિક જ્ઞાનનો, અને તેજ અતિ પ્રાચીન ઇતિહાસના જ્ઞાનનો ઉપદેશ

પોતાના શિષ્યોને આપેલો છે. તે જ્ઞાન પણ પ્રાયે ઘણા કાળ સુધી મુખ પરંપરાથીજ ચાલતું રહેલું જણાય છે, પરંતુ સર્વજ્ઞોનું જ્ઞાન સંપૂર્ણ તો કોઇ કાળે પણ પુસ્તક પર ચઢેલું જણાતું નથી, અને કોઈ કાળે ચઢવાનું પણ નથી એ નિર્વિવાદજ છે. પરંતુ આ અવસર્પિણમાં છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર ભગવાન્ મોક્ષે ગયા ત્યાર બાદ ૯૮૦ વર્ષ પછી તેમનું બતાવેલું–અધ્યાત્મિક જ્ઞાન, તેમજ અતિપ્રાચીન ઇતિહાસનું જ્ઞાન, વિસ્મૃત થતું જોઇ–બાહોશ જ્ઞાની સાધુઓએ–સર્વજ્ઞોની પરંપરાના શિષ્યોને એકત્ર કરીને, તેઓની પાસેથી જેટલું જેટલું મેળવતા ગયા, તેટલું પાનાં પુસ્તક પર ચઢાવી દેવાનોજ પ્રયત્ન કરેલો છે. પરંતુ પોતાની નવીન કલ્પનાનો એક અંશ માત્ર ઉમેરો કરેલો નથી તેથીજ તે પૂર્વાપર વિરોધ રહિત લખાયેલું છે. આજકાલ સત્ય તત્ત્વોની શોધખોળમાં લાગેલા–પાશ્ચાત્ય વિદ્વાનો સર્વજ્ઞોના અધ્યાત્મિક જ્ઞાનનો તો સત્યંકારજ બતાવી રહ્યા છે. પરંતુ કેટલાક વિદ્વાનો–મોટાં મોટાં વૈદિક પુરાણો જોઇને, સર્વજ્ઞોએ બતાવેલો ટુંક ટુંક સ્વરૂપનો–અતિ પ્રાચીન ઇતિહાસ દેખી, શંકાશીલ થઇ રહેલા જોઇને મેં જૈન–વૈદિકનો કેટલોક ઇતિહાસ તુલનાત્મક સ્વરૂપનો લખીને બતાવ્યો છે, તે જોઇને તેમને નિઃશંકિત થવાની ભલામણ કરૂ છુ.

હવે કેટલીક નહી જેવી પરચૂરણ બાબતો પણ જૈન–વૈદિકમાંની વિચાર કરવાને લખી બતાવું છું—

સર્વજ્ઞોએ સૂક્ષ્મ અસંખ્ય અથવા અનંત જીવોથી, વ્યાપ્ત થતા અથવા થઈ રહેલા, કેટલાક પદાર્થો પોતાના જ્ઞાનમાં દેખી તેવા વિશેષ પાપથી વિવેકી પુરૂષોને બચાવવા તેનું પણ સ્વરૂપ બતાવતા ગયા છે, અને તેવા પાપથી દૂર રહેવાનો ઉપદેશ પણ કરતા ગયા છે. જેમ કે—

> मद्ये मांसे मधुनि च नवनीते तक्रतो बहिर्नीते ।
> उत्पद्यंते विपद्यंते सुसूक्ष्मा जंतुराशयः ॥ १ ॥

ભાવાર્થ–મદ્યમાં (મદિરામાં), માંસમાં, મધમાં, અને છાસથી બહાર કાઢયા પછી માંખણમાં, પણ સૂક્ષ્મ અસંખ્ય જીવો થોડા થોડા વખતમાં ઉત્પન્ન થતા રહે છે, અને મરણ થતા પણ રહે છે. અર્થાત્ સૂક્ષ્મ જીવોને ઉત્પન્ન થવા માટે, અને નાશ થવાને માટે, એક સ્થાનજ બની રહે છે. તેથી સાધુઓને તો સર્વથા ત્યાગજ કરવાનો ઉપદેશ કરી ગયા છે. અને વિવેકી ગૃહસ્થોને તે વિશેષ પાપથી બચાવવા વિવેકપૂર્વક સમજૂતી આપવાનું બનાવતા ગયા છે. પણ તેમના પર હુમલો કરવાનું બનાવતા ગયા નથી.

વૈદિકો પણ પોતાના-યજ્ઞ યાગાદિકના વિષયવાળા, વેદ ધર્મને મુખ્ય રૂપે બતાવતા, સર્વજ્ઞોના બતાવેલા તેવા પ્રકારના અનેક વિષયો પોતાનામાં દાખલ કરતા ગયા છે, તે તો ઘણું ઉત્તમજ કરતા ગયા છે. પરંતુ પોતાના વર્તનમા મુકવાનો કે મુકાવવાનો પ્રયત્ન કરેલો જોવામાં આવતો નથી, છતા પણ તેમાં વિશેષ એ છે કે સર્વજ્ઞોથી પણ અમો ઘણા જ્ઞાની હતા અને છીએ, એવું ડોળ બતાવવા મર્યાદા રહિત; અને વિવેક વિચાર વિનાનું, એવું તો લખતા ગયા છે કે ન તો કોઇથી બની શકે, તેમજ ન તો બનાવી શકાય, તેમજ નતો શ્રદ્ધિત રૂપે કરી શકાય, એવા લખાણથા પરિણામ એવું આવે કે-વિચારી લોકો કે પંડિતો, **अतो भ्रष्टस्ततो भ्रष्टः** જેવા થઇ પડે. કેમ કે તે લેખો ન તો સર્વજ્ઞોની સાથે મળતા છે, તેમજ ન તો વેદધર્મને અનુસરતા છે. તેવા કેવળ દિશામાત્ર બતાવવાને લખીને વિચાર કરવાની ભલામણ કરીશ—જુવો કે મહાભારત શાંતિપર્વના પ્રથમ પાદમાં-જણાવ્યું છે કે—

देवानामयशो दत्वा, कृत्वा प्राणिवधं नरा·
ये भक्षयंति मांसानि, ते व्रजंत्यऽधमां गतिम् ॥ १ ॥
यूपं कृत्वा पशून् हत्वा, कृत्वा रुधिरकर्द्दमं
यद्येवं गम्यते स्वर्गे, नरके केन गम्यते ? ॥ २ ॥

ભાવાર્થ-દેવોના નામે જીવોનો વધ કરીને અને દેવોને કેવળ અયશજ આપીને જે માસનું ભક્ષણ કરે છે, તે તો કેવળ અધમગતિમાંજ જાય છે. અર્થાત્ નરક ગતિમાંજ જાય છે ॥ ૧ ॥

યજ્ઞાદિકના બહાને-યૂપને (પશુઓને મારવાના થાંભલાને) રોપીને, અને જીવોના લોહિનો કાદવ કીચડ કરનારા, જ્યારે સ્વર્ગમાં જશે, ત્યારે નરકમાં કયા કર્મથી જવાતું હશે? એમ યુધિષ્ઠિર પ્રતિ શ્રીકૃષ્ણ ભગવાન્ પોતેજ કહી રહ્યા છે. ॥ ૨ ॥

ઇત્યાદિક હિંસા નિષેધના વિચારોથી ભરેલા શ્લોકો જો બધા પુરાણોના ભેગા કરવામાં આવે તો, તેનુ એક મોટું પુસ્તકજ બની જાય. પુરાણોના પડિતો પણ વેદનોજ પક્ષ કરવા વાળા છે. વેદ ધર્મની સ્થાપના-ઇશ્વરની પ્રેરણાથી થએલી માની એ, ત્યારે પુરાણોના લેખકોને-કયા બીજા નવીન ઇશ્વરની પ્રેરણા થએલી ? આ બધાએ હિંસાનિષેધક પુરાણકારોના વિચારોની ઉપેક્ષા કરીને શંકર સ્વામીએ અહિંસાના સામે જાહેરમાં મોટો વિરોધ બતાવી, વેદની હિંસાનું જે સ્થાપન કર્યું તે શું ધર્મના માટે કે અધર્મના માટે ? આ વેદધર્મના પ્રેરક ઇશ્વર ખરા

કે પુરાણુ ધર્મના પ્રેરક ઇશ્વર ખરા ? આ બેમાંના કયા ઇશ્વરનોકે પ્રકાર આપણે માનવો ?

વેદના ઋષિઓએ જીવોની હિંસાથી–દેવોની તૃપ્તિ કરીને સ્વર્ગમાં ઘુસવાનો માર્ગ બતાવ્યો, પુરાણુકારોએ તેજ માર્ગ નરક ગતિનો પણ બતાવ્યો, આ એકજ પક્ષના પંડિતોમાં આકાશ પાતાલ જેટલો ફરક શાથી ? તે ખાસ વિચારવાનું ખરૂ કે નહી ? હવે આગળ વિશેષ જુવો કે—

સર્વજ્ઞોએ અનંતા અનંત જીવોને અનાદિના કાળથી આ સંસાર સાગરમાં ગોથાં ખાઈ રહેલા જોઇ–વિવેકી મનુષ્યોનેજ ઉપદેશ કર્યો છે કે, જો તમારે પોતાનુ જીવન ઉચ્ચ કોટીમાં મુકવાની ઇચ્છા હોય તો–અધિક અધિક પાપથી તમે તમારો બચાવ કરતા રહેશો, તેથી તેઓ પોતાના જ્ઞાનથી દેખીને બતાવતા ગયા છે કે–માસમાં, મદિરામાં, મધુમાં, અને માખણમા, કંદમૂળાદિકમાં, રાત્રી ભોજનમાં–અધિક પાપ જાણીને તેનો પણ ત્યાગ કરવાનું બતાવતા ગયા છે, તેમાં સંસારના સંસર્ગથી છુટેલાઓને સર્વ પ્રકારથી ત્યાગ કરવાનુ સૂચવ્યું છે, અને તે પ્રમાણે તેઓ કરી પણ રહેલા છે. પરતુ બધા ગૃહસ્થોથી સાધુ પ્રમાણે ન થઈ શકવાથી, તેમને વિવેક કરવાનું તો સૂચવેલુજ છે, અને કેટલાક ત્યાગ પણ કરી રહ્યા છે, પરંતુ પૌરાણીકોએ તે વાતોને લઇને–કેવા સ્વરૂપમાં લખી છે તે વિચારવાને દિશા રૂપથી બતાવું છું. માંસના માટે જણાવ્યું છે કે–

यावंति पशुरोमाणि, पशुगात्रेषु भारत !
तावद्वर्षसहस्राणि, पच्यंते नरके नराः ॥१॥

ભાવાથ–ભગવાન્ કહે છે કે–હે ભારત! (હે અર્જુન!) જે માણુસ જે પશુનું માસ ખાય છે, તે પશુના શરીર પર જેટલા રોમ (કેશ) હોય તેટલા હજાર વર્ષ તે નરકમાં પચ્યા કરે છે, અર્થાત્ દુઃખ ભોગવે છે. સર્વજ્ઞોએ માસનું ભક્ષણુ જીવોના જીવનને બગાડે છે અને અધોગતિમાં લઇ જાય છે, પણ તેનું અમુકજ ફળ છે એવો ખાસ નિર્ણય કરી ને બતાવેલો નથી.

પુરાણોમાં મધુના માટે લખ્યું છે કેઃ—

सप्तग्रामेषु यत्पाप–मग्निना भस्मसात् कृतें ।
तत्पापं जायते जन्तो,, मधुबिंदुकभक्षणात् ॥१॥

ભાવાર્થ—જે માણસ મધુના એક બિંદુનું ભક્ષણ કરે છે, તે માણસને અગ્નિ મુકીને બાળી નાખેલા સાત ગામના જેટલું પાપ થાય છે, એમ પૌરાણીકોએ નિશ્ચય પણ કરી બતાવેલો છે, તે સર્વજ્ઞોના જ્ઞાનથી અધિક પણાનો છે. બાકી પાપ તો સર્વજ્ઞોએ પણ બતાવેલું છે.

રાત્રીભોજન માટે પણ, નિષેધક શ્લોકો—ઘણા લખાયેલા છે.

रक्तीभवंति तोयानि, अन्नानि पिशितानि च ।
रात्रौ भोजनासक्तस्य, ग्रासे तु मांसभक्षणं ॥२॥

ભાવાર્થ—રાત્રીમા પાણીને લોહીના બરોબર થતું બતાવ્યું, અને અન્નને માસ રૂપે થઇ જતું બતાવ્યુ, તેથી રાત્રિનું ભોજન કરવાવાળાને ગ્રાસ ગ્રાસમાં લોહી માસનાજ—ભક્ષણ કરવાવાળાજ પૌરાણિકોએ બતાવ્યા છે. તેવા તેવા પ્રકારની વાતોનું પાલન ન તો પોતે કરીને બતાવતાગયા છે. તેમજ ન તો અજાણ્યા વર્ગને તેવા અયોગ્ય માર્ગથી બચાવવાનો પ્રયત્ન કરીને બતાવેલો છે. ત્યારે આપણે આવી બધી કોરે કોરી લખી મુકેલી વાતોથી શું સમજવું ? મને તો એજ લાગે છે કે—સર્વજ્ઞોના ઉપદેશમાથી લઇને, પોતે જ્ઞાની પણાનું ડોળ કરીને તેમાનુ ઉધુ છત્તું લખીને બતાવતા ગયા છે. પરંતુ તેમના ખરા હૃદયનું જ્ઞાન લોકોને બતાવેલું નથી.

હવે હું ખાસ એકાદ મુદ્દાની વાત વિચારવાની લખીને, આ વાતથી નિવૃત્ત થવા ચાહું છું. વિષ્ણુપુરાણમા જણાવ્યું છે કે—

पृथिव्यामप्यहं पार्थ ! वायावग्नौ जलेऽप्यहं ।
वनस्पतिगतस्याहं, सर्वभूतगतोऽप्यहं ॥ १ ॥
जले विष्णुः स्थले विष्णु., विष्णुः पर्वतमस्तके ।
ज्वालामालाकुले विष्णुः, सर्वं विष्णुमयं जगत् ॥२॥
यो मां सर्वगत ज्ञात्वा, न च हिंसेत् कदाचन ।
तस्याहं न प्रणस्यामि, स च मे 'न' प्रणस्यति ॥३॥

ભાવાર્થ—શ્રી કૃષ્ણભગવાન પાર્થને (અર્જુનને) કહી રહ્યા છે કે—હે પાર્થ ! પૃથ્વીમાં હું રહેલો છું, વાયુમા, અગ્નિમા, અને જળમાં, તેજ પ્રમાણે વનસ્પતિમાં પણ હું રહેલો છુ, એટલુજ નહી પણ સર્વભૂત ગણ માત્રમાં પણ હુંજ રહેલો છું. ॥ ૧ ॥

જળમાં વિષ્ણુ છે, સ્થલમાં વિષ્ણુ છે, પર્વતના મસ્તક પર વિષ્ણુ છે, જ્વાલામાલાકુલે ( અગ્નિમા ) પણ વિષ્ણુ છે, એટલુજ નહી પણ સર્વજગતજ વિષ્ણુ સ્વરૂપનુંજ છે. ॥ ૨ ॥

તેથી હે પાર્થ ! હું તને કહું છું કે–મને સર્વ જગો પર રહેલો જાણીને જે માણસ જીવની હિંસા કોઇ દિવસે કરશે નહી, તેને હું નમસ્કાર કરીશ નહી, અને તે મને પણ નમસ્કાર કરશે નહી. ॥ ૩ ॥

આ લેખમાં વિચારવાનું કે—

પૃથ્વી, વાયુ, અગ્નિ અને જળ એ બધામાં જીવોને ઉત્પન્ન થવાની જુદી જુદી લાખોના હિસાબે યોનિયો છે. અને એકેકી યોનિમાં અસંખ્ય જીવો જીવન મરણ પામ્યાજ કરે છે. અને તે બધાએ પોત પોતાના કર્મના વશમાં પડેલા, ઘણા લાંબા કાળ સુધી તો પ્રાયે એકજ જાતની લાખો યોનિયોમાંજ ફર્યા કરે છે. બીજી યોનિયોમાં પણ જલદીથી પ્રવેશ કરી શકતા નથી. કોઇ અસંખ્ય કાળે અવધિ પૂરી થયા પછીથીજ બીજી યોનિમાં પ્રવેશ કરી શકે છે.

અને વનસ્પતિના જીવોની પણ લાખો યોનિયો છે, તેમાંની કેટલીક અસંખ્ય અસંખ્ય જીવોથી વ્યાપ્ત, અને કેટલીક અનંત અનંત જીવોથી વ્યાપ્ત તેથી અસંખ્ય અસંખ્ય કાળ સુધી, કે અનંત અનંત કાળ સુધી, તેની તે યોનિયામાં મરણ જીવન કર્યાજ કરે છે. તેથી તે અઘોર દુઃખમાંજ પડેલા છે. તે જીવો પણ અનંત શકિત વાળાજ છે, પણ તે તેમની શકિત તેમના તેવા પ્રકારના કર્મોએ ઢાંકી દીધેલી છે. સર્વજ્ઞોની આ વાતને ધ્યાનમા લઇને, આ પુરાણકારે બધા જીવોને વિષ્ણુ ભગવાન્ રૂપે લખી દીધા છે ખરા, પણ પૂર્વાપરનો વિરોધ જરા પણ ટાળી શકયા નથી, તે યથાર્થ રૂપે નથી. આ લેખકે તે બધા જીવોને–વિષ્ણુ રૂપના બતાવ્યા છે, પણ તે હાલ વિષ્ણુ રૂપના નથી. તે વાત 'હુ' અને 'તે' એવા જે અંતમાં બે શબ્દો છે, તેજ એક સ્વરૂપની ના પાડે છે. પૃથ્વી આદિની યોનિયોમાં પડેલા અસંખ્ય અને અનંત જીવોનેજ હાલમા વિષ્ણુ તરીકે માનીએ ત્યારે તો ૮૪ લાખની યોનિયોમાં ભટકવાવાળા વિષ્ણુ ભગવાન્ ઠરતાં કેટલું અયોગ્ય ગણાય ?

કદાચ આ પુરાણકારની વાતને ઉડાવી દેવાનો રસ્તો લેશે, માટે ગીતાના વાકયથી વિચારવાનું બતાવું છું. ગીતામાં શ્રી કૃષ્ણ પોતેજ કહી રહ્યા છે કે દુષ્ટોનો નાશ કરવા, અને સજ્જનોનો ઉદ્ધાર કરવા, હું યુગ યુગમાં અવતાર ધારણ કરૂ છું. એમ કહી વિષ્ણુ પોતેજ બધા પ્રકારની સત્તા જાહેર કરે છે, તે શું યથાર્થ છે ? બીજા અનેક પુરાણોના લેખો જોતાં, તે વાત પણ કત્રિંમ રૂપની જ લાગે છે.

૧ પ્રથમ ઉધેઇઓના પ્રયોગથી વિષ્ણુ પોતે–માથું કપાવી હયગ્રીવ વિષ્ણુના નામથી પ્રસિદ્ધ થયા હતા. જુવો મહાભારત જેટલું મોટું સ્કંદપુરાણ.

૨ દેવ દાનવોની લડાઇમાં–તારકાસુરે કરોડો દેવતાઓને મારી નાખ્યા. અને ઇંદ્ર–વિષ્ણુ આદિને જેમ વાઘ પશુઓને પકડે તેમ પકડી લીધા. જુવો મત્સ્ય પુરાણમા.

સ્કંદપુરાણમાં તો તારકાસુરને હજાર વર્ષ ગર્ભમાં રહેલો, અને અયુત વર્ષ સુધી તપ કરીને ત્રણ લોકને જીતનાવાળો બતાવ્યો છે.

૩ મેરૂક દૈત્ય સાથે વિષ્ણુ પોતે દિવ્ય હજાર વર્ષ સુધી લડયા, પછી નાસી જઇને બારા યોજનની ગુફામાં જઇને સૂતા. જુવો બ્રહ્માંડપુરાણમાં આ વાત વિસ્તારથી લખેલી છે.

૪ મધુ અને કૈટભ બે દૈત્યો–વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થયા ને બ્રહ્માને મારવા દોડયા, પણ વિષ્ણુએ પાંચ હજાર વર્ષ સુધી તેઓની સાથે યુદ્ધ કરીને, બ્રહ્માને તો બચાવ્યા, પણ છેવટમા વિષ્ણુ પોતે નાશી છુટયા.
જુવો **માર્કંડેય** પુરાણમા.

વળી પ્રાચીનમાં પ્રાચીન ગણાતા **વાયુપુરાણ**માં તો, અચાનક પણે આવેલા મધુ–કૈટભે બ્રહ્માને કહ્યું કે તૂં અમારો ભક્ષ થઇશ, એ' સાંભળતાની સાથે વિષ્ણુનું રક્ષણ માગવા પાતાળમા ગયા. આ પ્રસંગ ઘણાજ વિચિત્ર પ્રકારનો ચિતરેલો છે. અને બ્રહ્માના દેહ ત્યાગથી ૧૧ રૂદ્રો પણ ઉત્પન્ન થએલા બતાવ્યા છે.

૫ શુંભ,નમિ, એ બે દૈત્યોની સાથની લડાઇમાંથી ગદાનો અને પરિઘનો માર ખાઇને ગરૂડ અને વિષ્ણુ એ બંને નાશી છુટેલા બતાવ્યા છે. જુવો મત્સ્યપુરાણ.

આવા પ્રકારની અનેક બાબતો–મેં મારા પૂર્વેના લેખમાં ટુંક ટુંક સ્વરૂપની તુલનાત્મક રૂપે લખીને પણ બતાવી છે, અને વિશેષ સ્વરૂપ તે તે ગ્રંથોથી તપાસીને નિર્ણય કરી લેવાની ભલામણ પણ કરૂ છું.

હવે એક મહત્ત્વની બાબતનો થોડોશો વિચાર કરવાનું યોગ્ય ધારૂ છું. મહત્ત્વની બાબત એ છે કે–સર્વજ્ઞના ઇતિહાસમાં વાસુદેવનો, અને પ્રતિવાસુદેવનો–ઇતિહાસ તદ્દન ટુંક સ્વરૂપનો પણ ક્રમવાર લખાયલો છે. વૈદિકોના પંડિતોએ આપસ આપસના વિરોધ વાળાં,

અને ચાર લાખ શ્લોકોના પ્રમાણવાળાં, મોટા મોટાં પુરાણો લખતાં, તે સર્વજ્ઞોના તરફના ટુંક સ્વરૂપના ઇતિહાસને તોડી ફોડીને, અને પોતાનામાં ઉંધાછત્તા સ્વરૂપનો લખીને, કોઇ દૂર દૂરના જુદા જુદા વિષયમાં ફેકી દીધેલો હોવાથી, આજ સુધીમા તદ્દન અંધારામાજ પડી રહેલો હતો.બીજા તો જાણી શકયા ન હતા, પણ તેમના ઘરના પંડિતો પણ જાણી શકયા ન હતા. તેવા સમયમાં પૂરાં પુસ્તકો હાથ ન ચઢવાથી જૈનોના પંડિતો ન જાણી શકે એ તો સ્વાભાવિકજ છે આ પ્રકાશના સમયમાં–જૈનોના પડિતો આપસ આપસની ધમાલમા પડેલા હોવાથી કોણ શોધ કરી શકે? અને હેલ્મુત શાહેબનની શંકાનું સમાધાન ન મળવાથી ઇતિહાસના વિષયમાં જે જે સ્થાનમા જેવા જેવા પ્રકારનું સમજવામાં આવતું ગયું, તેવ તેવા સ્વરૂપનું નિઃશંક પણાથી લખતા ગયા પણ કોઇનો પક્ષપાત કરેલો નથી. એવા સ્વરૂપની તેમની નિઃપક્ષપાતપણાની નિર્મલ બુદ્ધિ જોઇ મને ઘણોજ આનંદ થયો. અને હું તેમને મારા સત્ય હૃદયથી ધન્યવાદ પણ આપતો રહ્યો. તેમના તરફથી લખાયલો **જૈનધર્મ** નામનો ગ્રંથ બહાર પડતા પહેલાં મારા આ "જૈન–વૈદિકની તુલનાત્મક" સ્વરૂપનો ગ્રંથ ઘણા ભાગે છપાવવાને આવેલો હતો, તેથી બ્રહ્માના સંબંધની તેમની શંકાનો ખુલાસો વિશેષ કરી શકયો ન હતો, તેથી અહીં કાઇક કરીને બતાવુ છું, તેથી તેઓ પોતાનો નિર્ણય કરી લેશે, અને બીજા પડિતોને પણ વિચાર કરવાનો અવકાશ મળશે.

હેલ્મુત સાહેબના **જૈનીઝમ**નો ગૂજરાતીમાં તર્જુમો પૃ. ૨૮૧ માંથીઃ–

" શ્રેયાંસના સમયમાં **પોતનપુર**મા **રિપુપ્રતિશત્રુ** નામે રાજા હતો. એની **મદ્રા** જ્યારે ગર્ભવતી હતી ત્યારે એકવાર એણે ચાર પ્રખ્યાત સ્વપ્ન જોયા, અને થોડાજ સમયમાં એક પુત્રને જન્મ આપ્યો. ' **अचल** ' ૧ લા–બલદેવ હતા. ત્યાર પછી રાણીને એક પુત્રી અવતરી તેનું નામ–' **मृगावती** ' પાડયું. યુવતી થતા એ કન્યા એવી સુંદર થઇ કે તેના પિતા તેના ઉપર મોહ પામ્યો, અને તેની સાથે લગ્ન કરવાનો એવો નિશ્ચય કર્યો. ધારેલા લગ્ન વિષે લૌકિક સમ્મતિ મેળવવાને માટે એણે મોટી સભા બોલાવી, અને તેમા પ્રશ્ન કર્યો જે મારી ભૂમીમાંથી રત્ન જડે તો તે કોનું ? " સૌએ ઉત્તર આપ્યો, જે " આપ પૃથ્વીના સ્વામી છો અને તેથી સર્વના સ્વામી છો " એણે ફરીવાર એનો એ પ્રશ્ન કર્યોને ફરીવાર એનો એ ઉત્તર મળ્યો, તેથી એણે ગાંધર્વ લગ્નની પ્રણાલીએ મૃગ વતીની સાથે પોતાની પ્રજાને આશ્ચર્યચકિત કરીને લગ્ન કર્યું. અને તેથી* પ્રજાપતિ

* પ્રજા તિ શબ્દના બે અર્થ છે. પ્રજાનો પતિ એટલે રાજા અને પ્રજા એટલે સૃષ્ટિ તેના પતિ એટલે બ્રહ્મા. હિંદુ કથા પ્રમાણે બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતી સાથે લગ્ન કર્યું હતું. ( આ ટીપ ગ્રંથકારેજ મુકેલી છે ).

કહેવાયો. ભદ્રાને આથી પોતાના સ્વામી ઉપર એટલો ક્રોધ ચડયો કે—પોતાના પુત્ર અચલને લઇને તે દક્ષિણ દેશમાં ચાલી ગઇ. અચલે **માહેશ્વરી** નામે નગરી વસાવીને માતાને ત્યા રાખી પછી પોતે પોતનપુર પાછા આવ્યા.

રિપુપ્રતિશત્રુને ત્યા મૃગાવતીના પેટે પુત્ર અવતર્યો. તે પુત્ર ગર્ભમાં હતો ત્યારે માતાએ ૭ સ્વપ્ન જોયા ને તેથી વાસુદેવના જન્મની સૂચના થઇ જન્મ પછી પુત્રનું નામ 'ત્રિપૃષ્ઠ' પાડયું. મરીચિનો જીવ આ ત્રિપૃષ્ઠ રૂપે અવતર્યો હતો. અને છેવટે ૨૪ મા તીર્થંકર મહાવીર રૂપે અવતરશે. પોતાના માબાપને એકમેક સાથે અણબનાવ હોવા છતા અચલ અને ત્રિપૃષ્ઠ વચ્ચે સારો બંધુભાવ હતો અને એકમેક પ્રત્યે સારી રીતે અનુરક્ત હતા.

તે સમયે **रत्नपुर**' માં રાજા '**अश्वग्रीव**'( **हयग्रीव** ) હતો. તે ૧ લો પ્રતિવાસુદેવ હતો. **अलका** ના રાજા **मयूरग्रीव** અને તેની રાણી **नीलांजना**નો એ પુત્ર હતો પૃથ્વીના મોટા ભાગને પોતાની સત્તા નીચે આણ્યા પછી એક વાર એણે નિમિત્તજ્ઞને પ્રશ્ન કર્યો જે " મને જીતીને કોઇ મારી શકશે ખરો ? ' નિમિત્તજ્ઞે ઉત્તર આપ્યો કે જે પુરૂષ તારા દૂત **चंडवेग**નું અપમાન કરશે ને તારા સિંહને મારી નાખશે તે પુરૂષના હાથે તારૂં મૃત્યું થશે " આ ઉત્તર સાંભળીને અશ્વગ્રીવને અતિશય ગ્લાનિ થઇ,તે રાત દિવસ વિચારવા લાગ્યો કે એ ભયંકર ભાવીને કેવી રીતે દૂર કરવું, ત્યાર પછી થોડે કાળે એણે દૂત ચંડવેગને પ્રજાપતિના દરબારમાં મોકલ્યો. ત્યાં ત્રિપૃષ્ઠે એ દૂતનું અપમાન કર્યું ને ત્યાર પછી અશ્વગ્રીવના સિંહનો પણ વધ કર્યો. આથી અશ્વગ્રીવને ત્રિપૃષ્ઠ ઉપર ભયંકર ક્રોધ ચડયો. એ ક્રોધ વધવાનું એવામાં બીજું કારણ બન્યું. વિદ્યાધરોના રાજા **ज्वलनजटी** ને **स्वयंप्रभा** નામે કન્યા હતી, તેની સાથે લગ્ન કરવાની અશ્વગ્રીવને આકાંક્ષા હતી, પણ તેની સાથે ત્રિપૃષ્ઠે લગ્ન કર્યું. લગ્ન થઇ ગયા પછી પણ અશ્વગ્રીવે **ज्वलनजटी** પાસે દૂત મોકલીને કહેવરાવ્યું કે તારી કન્યા મારે ત્યાં મોકલી દે, આમા નિરાશ થયે તેણે ત્રિપૃષ્ઠ સાથે યુદ્ધ આરંભ્યું. લાબા યુદ્ધ પછી એ પરાજય પામ્યો. મરાયો ને નરકે ગયો.

આ વિજયથી ત્રિપૃષ્ઠને અશ્વગ્રીવનું ભરતખંડની અર્ધી પૃથ્વીનુ રાજ્ય મળ્યુ. એ પોતનપુર પાછા આવ્યા ને ત્યાં અર્ધ ચક્રવર્તી રૂપે એમને અભિષેક થયો. રાજ્યના અને પોતાની ૩૨૦૦૦ હજાર રાણીઓના વિલાસમાં એ નિમગ્ન થઇ ગયા. એમની આસપાસ સદૈવ ગવૈયા ગાન કરતા અને એ ગાનથી વાસુદેવ આનંદ પામતા, શય્યાપાલને એમણે આજ્ઞા કરી હતી કે ' હું ઉંઘી જાઉં એટલે ગવૈયાને રજા દઈ દેવી,' એક વાર ગાનથી મુગ્ધ થઇ જઇને

શય્યાપાલે ગવૈયાને રજા આપી નહિ અને પોતેજ તેના આનંદ લેવા લાગ્યો. ત્રિપૃષ્ઠ જ્યારે જાગ્યા ત્યારે પોતાની આજ્ઞાનો ભંગ થએલો જોઇને આગને એવો તો ક્રોધ ચઢયો કે શય્યાપલના કાનમાં સીસાનો ને તાંબાનો ધીગ ધીગતો રસ રેડાવી દીધો. આ ભયંકર સજાથી શય્યાપલ મરણ પામ્યો. એકંદર કરેલા બધા પાપના ફળે ત્રિપૃષ્ઠનુ મરણ થતા તેમને નરકમાં પુનર્ભવ મળ્યો. પોતાના ભાઇના મૃત્યુથી અચલને એટલો ખેદ થયો કે એ સાધુ થઇ ગયા ને અંતે નિર્વાણ પામ્યા.''

જૈનોના ૧૧મા તીર્થંકરના સમયમાં જે 'રિપુપ્રતિશત્રુ' મહાન રાજા હતા તેમણે પોતાની પુત્રી 'મૃગાવતી' ની સાથે સંબંધ કરેલો તેથી તે લોકોમાં પ્રજાપતિના નામથી પ્રસિદ્ધ થએલા, તેમનો ટુક રૂપનો લેખ તો હું લખીનેજ આવેલો છું. હેલ્મુત શાહેબે કાઇક વિશેષ રૂપે લખેલો તેથી વિચારવાને ફરીથી લખીને બતાવ્યો છે. મારા વિચાર પ્રમાણે તો તેજ પ્રજાપતિને વૈદિકોએ બ્રહ્મારૂપે કલ્પેલા છે.

હેલ્મુત સાહેબે-તે પ્રજાપતિની ટીપમા કોઇ જુદોજ વિચાર કરીને બતાવેલો છે, તેથી યથાયોગ્ય નિર્ણય થવા ફરીથી વિચાર કરવાનો અવકાશ લઉ છું.

કારણ કે-વિષ્ણુનાં (વાસુદેવનાં) જે 'નવ ત્રિકો' સર્વજ્ઞોના ઇતિહાસ માં લખાયાં છે તેમાંના પહેલા ત્રિપૃષ્ઠ વાસુદેવ છે, તેમના પિતા આ પ્રજાપતિજ થએલા છે. તેમના પ્રતિપક્ષી પ્રતિવાસુદેવ તે 'અશ્વગ્રીવ' થયા છે વૈદિકો એ આ અશ્વગ્રીવને વિષ્ણુ રૂપે કલ્પ્યા છે. તે એવી રીતે કે—

વિષ્ણુની શોધ કરતા દેવોએ ધનુષ ચઢાવી ધ્યાનમાં બેઠેલા વિષ્ણુને જોયા. જાગૃત કરાવવા જતા રાફડાથી પહોચેલી ઉધેઇઓ પાસેથી ધનુષની દોરી કપાવતા-વિષ્ણુનુ માથુ ઉડી ગયુ, ત્રણ લોકમા ન મળતાં વિશ્વકર્માએ ઘોડાનુ માથું બેસાડયુ, ત્યાંથી ભગવાન્-હયગ્રીવ વિષ્ણુના, નામથી પ્રસિદ્ધ થયા.

અહીં પહેલા ત્રિકમા 'અશ્વગ્રીવ' પ્રતિવાસુદેવને જ વિષ્ણુ ભગવાન્ રૂપે ઠરાવ્યા છે. બાકીના આઠ ત્રિકોમાના આઠે વાસુદેવોને-એકજ વિષ્ણુરૂપે, ઠરાવીને તેમના પ્રતિપક્ષી આઠે (૮) પ્રતિવાસુદેવોને કોઇને-અસુર, કોઇને દૈત્ય, તો કોઇને દાનવના નામથી પુરાણોમા લખી વાળ્યા.

ખરૂં જોતા સર્વજ્ઞોના ઇતિહાસમાં-જુદા જુદા સમયમાં. જુદા જુદા આ નવે વાસુદેવો, અને પ્રતિવાસુદેવો, લખાયલા છે, અને તેઓમાંજ મોટાં મોટાં યુદ્ધો આ પૃથ્વી પર થએલાં છે, તેના બદલે-પ્રતિવિષ્ણુઓને-દૈત્ય-

દાનવો ઠરાવી, તેઓને દેવતાઓની સાથે લડાવી–કરોડો દેવતાઓનો નાશ થતો બતાવ્યો છે. એટલુંજ નહી પણ એ દૈત્ય–દાનવોને, એટલા બધા બલિષ્ઠ બતાવ્યા છે કે–અનાદિકાળથી ઘુસી બેઠેલા, બ્રહ્મલોકના બ્રમ્હાને પણ, ભ્રષ્ટ કરવાવાળા બતાવ્યા છે. બ્રહ્માનો અને દેવતાઓનો બચાવ કરવા વચમા પડેલા વિષ્ણુ ભગવાન તો પ્રાયે બધાએ–દૈત્ય દાનવોથી નાશી છુટેલા છે. તે વિષ્ણુને –યુગ યુગના ભક્તોના ઉધ્ધારક, અને પૃથ્વી આદિ બધા જગત્માં વ્યાપક થઈ બેઠેલા બતાવ્યા છે. તે તો પ્રસંગે પ્રસંગે સૂચવતોજ આવ્યો છું

આ જગો પર તો કાંઇક થોડું–બ્રમ્હાના સંબધમા જ સૂચવીશ. ઉપર બતાવેલા પહેલા ત્રિપૃષ્ઠ વાસુદેવના પિતા મહાન્ રાજા પુત્રીના પતિ છે, તેનેજ વૈદિકના પંડિતોએ– બ્રમ્હા રૂપે કલ્પીને આ બધી દુનિયાના ઉત્પાદક, અને જગત્‌ની આદિ કરવાવાળા, અને બ્રમ્હલોકની કલ્પના કરીને સરસ્વતીની સાથે અનાદિકાળના ત્યા બેઠેલા બતાવ્યા છે. તે પ્રજાપતિની અનેક પ્રકારની શ્રુતિઓ બનાવીને, ચારો વેદોની આદિમાં, અને અંતમા લખીને વેદમૂળક ઠરાવ્યા છે. ત્યાર બાદ બ્રાસણ ગ્રંથોમાં, ઉપનિષ્દોમાં, સ્મૃતિના ગ્રથોમાં, છેવટે ચાર લાખ શ્લોકના પ્રમાણવાળાં મોટા મોટાં પુરાણો વેદવ્યાસના નામથી લખીને, લોકોને મોટા ભ્રમ ચક્રમા નાખી દીધા છે. એટલુંજ નહી પણ બ્રમ્હવાદીઓએ અનાદિકાળના બ્રમ્હાએ બ્રમ્હલોકમાથી પોતાની માયા ફેલાવી, પોતાના અશોથી આ બધી દુનિયા ભરી દીધેલી બતાવીને, અને પોતાના અદ્વૈતવાદની સિદ્ધિ કરીને, પોતાની મહામાયાની જાળમાં–આ બધી દુનિયાને ફસાવી મુકી છે.

મનુમહારાજે તો પોતાની મનુસ્મૃતિના પાંચમા અધ્યાયમાં લખ્યું છે કે-

प्राणस्याऽन्नमिदं सर्वं, प्रजापतिरकल्पयत् ।
स्थावरं जंगमं चैव, सर्वं प्राणस्य भोजनं ॥ २८ ॥

यज्ञार्थं पशवः सृष्टाः, स्वयमेव स्वयभुवा ।
यज्ञस्य भूत्यै सर्वस्य, तस्मात् यज्ञे वधोऽवध ॥ ३९ ॥

यज्ञार्थं ब्राह्मणैर्वध्याः, प्रशस्ता मृगपक्षिण ।
मृत्यानां चैव वृत्यर्थ–मगस्त्यो ह्यऽचरत् पुरा ॥ २२ ॥

औषध्य पशवो वृक्षा–स्तिर्यंच पक्षिण स्तथा ।
यज्ञार्थं निधन प्राप्ताः प्राप्नुवंत्युत्सृती. पुनः ॥ ४० ॥

ભાવાર્થ—સ્થાવર જીવોની–એક ઠેકાણેથી બીજે નહી જઇ શકે તેવા જીવોની જંગમ જીવોની–બીજે ઠેકાણે હરિફરી શકે તેવા જીવોની રચના પ્રજા-

પતિ કરી ગયા છે, તે સર્વ જીવોનુ ભોજન છે. ॥ ૨૮ ॥ અને યજ્ઞના માટે સ્વયંભૂ ભગવાન્ પશુઓની રચના કરી ગયા છે. તે યજ્ઞની અને સર્વની મહત્ત્વતાના માટે છે, તેથી યજ્ઞમા થતો વધ, વધ તરીકે બતાવેલો નથી ॥ ૩૯ ॥

તેથી યજ્ઞના માટે-બ્રાહ્મણોએ સારા સારા મૃગોને અને પક્ષીઓને મારવા પૂર્વકાળમા અગસ્ત્યઋષિએ પોતાના પરિવારની આજીવિકાના માટે પણ તેમ કરેલુ છે. ॥ ૨૨ ॥

ઔષધિઓ, પશુઓ, વૃક્ષો, તિર્યંચો, અને પક્ષીઓના જીવો જે યજ્ઞના માટે મરેલા છે તે બધાએ જીવો ઉચી ગતિનેજ મેળવે છે. ॥ ૪૦ ॥

આ જગોપર મારા જેવો તદ્દન અજ્ઞ, વિચાર કરવા ઉભો થાય તે તો કેવળ હાસ્યનુંજ પાત્ર ગણાય, કારણ કે-જગત્‌ની આદિ કરનારા, પ્રજાપતિ કે જે લાખો કે કરોડો વેદના પડિતોથી માન્ય થએલા, અને જે ચારો વેદોમાં દાખલ થએલા, અને બીજા વિષ્ણુ ભગવાન્ કે જે સર્વલોકમાં વ્યાપીને રહેલા, અને સંપૂર્ણ વૈદિકના નાયક થઇ લાખો કે કરોડોના બલકન અબજોના અબજો પંડિતોના ઉપાસ્ય થઇ ગએલા છે. તેવા બે મહાન્ દેવોનો પણ વિચાર કરવાને ઉભો થયો છું. તેમાં તો સર્વજ્ઞોના તત્ત્વોજ મારા મનને પ્રેરે છે, તેથી કાંઇક લખીને બતાવુ છું. આમાં કેવળ મારીજ અકકલ વાપરેલી નથી.

વિષ્ણુપુરાણમાંથી લખાયું હતું કે—**पृथिव्यामप्यहं पार्थ!** ઇત્યદિક શ્લોકોથી વિષ્ણુ ભગવાન્ કહી ગયા હતા કે-હે પાર્થ! મને સર્વ જગત્‌મા વ્યાપી રહેલો જાણીને-કોઇ પણ જીવનો ઘાત કરવો નહી, અને કરશે તેનાથી હું ઘણોજ દૂર છું.

આ જગો પર મનુમહારાજ કહે છે કે-**प्रजापति**એ જીવોની રચના જીવોના ભોજન માટે કરી છે પૂર્વના લેખથી વિચાર કરીએ ત્યારે તો સર્વ જગોપર વિષ્ણુ ભગવાન્ વ્યાપીને રહેલા છે, તે વાત ખરી કે પ્રજાપતિએ સ્થાવર જંગમ જીવોની રચના કરી તે વાત ખરી? એટલુંજ નહી પણ યજ્ઞના માટે પ્રજાપતિએ પશુઓ જુદાં પણ બનાવીને આપેલા બતાવ્યાં છે.

શંકરસ્વામીએ-પ્રજાપતિને બે સ્વરૂપના બતાવ્યા છે ખરા પણ માન્ય તો અદ્વૈત રૂપનાજ રાખ્યા છે સંસારી પ્રજાપતિનો વિચાર કરતાં તો આ પુત્રીના પતિ રાજાજ સિદ્ધ થએલા છે. જુવો મારો પૂર્વનો બધો લેખ

વિષ્ણુ પણ એકજ બતાવ્યા છે. પણ માથા વિનાના અશ્વગ્રીવ નામના અને દૈત્ય-દાનવો ના માર ખાઇને જગો જગોપરથી નાશી છુટેલા અનેક સ્વરૂપના બતાવ્યા છે, તેઓનો પણ વિચાર કરીને જુવો.

વળી આ પુત્રીપતિના સબંધે વિચારવાનુ કે—આ પ્રજાપતિ એક મહાન્ રાજાજ છે. અને આ અવસર્પિણીમા પહેલા ત્રિપૃષ્ટ વાસુદેવના પિતાજ છે. તે પ્રજાપતિ ઋગ્વેદની આદિમા બધા જગત્‌ની -આદિ કરવાવાળા, ઋગ્વેદના અંતમા વારંવાર જગત્‌ની ઉત્પત્તિ કરવાવાળા ત્યાંથી આગળ ચારે વેદોમા ફેલેલા, પછી સંપૂર્ણ જગત્‌ના માલક થઈ બ્રાહ્મણાદિક ગ્રથોમાં ઘણી મહત્ત્વતાને પામેલા, અને ત પ્રજાપતિ ઉપનિષદાદિક ગ્રથોમા બધા તત્ત્વોના ઉપદેશક થઈ ફાલી ફુલીને રહેલા.

આગળ જાતાં—મહાભારતાદિકના સમયમા અને લાખો શ્લોકોના પ્રમાણવાળાં મોટાં મોટાં પુરાણોના સમયમાં તો પોતાના બ્રહ્મલોકને છોડીને ન જાણે કયા કારણથી આપણી પૃથ્વી ઉપર ઉતરી પડેલા, અને પછી મેરૂ પર્વતના જેટલા મોટા ઇંડામા આ બધા જગતને લઇને ઘણા કાળસુધી તેમા ભરાઇ બેઠેલા, પછી તે ઇંડાના બે ભાગ કરીને આકાશ રૂપે અને પૃથ્વી રૂપે ગોઠવીને પોતે ન જાણે કઈ જગોપર જઇને બેઠેલા, એક વખત આ પ્રજાપતિની મહાદેવની સાથે કોઇ તેવા કરણથી તકરાર થતા તેમનાથી પોતાનું પાચમું મથુ કપાવીને બેઠેલા. પુત્રીનો સુંદર ઘાટ જોઇ મોહ પામી તેની પાછળ દોડેલા,પોતાની સ્ત્રી સરસ્વતીની સાથે દિવ્ય સો સો વર્ષ સુધી ભોગોથી પણ નહી ધરાયલા, આગળ જાતા મોટા મોટા યજ્ઞો કરી મોટુ પુણ્ય મેળવવા જતા અનેક વ્યકિતયોની સાથે પોતે પણ શાપને વશ થએલા ઇત્યાદિક અનેક કલ્પિત વિષયોથી વેદોથી તે પુરાણો સુધી લખાયલા, પુત્રીના પતિ—પ્રજાપતિ એક મહાન્ રાજાજ છે, અને તે આ અવસર્પિણીમાં નવ વાસુદેવમાના પહેલા ત્રિપૃષ્ઠ વાસુદેવના પિતાજ છે, પણ બીજા કોઇ નથી, એમ હું ભાર દઇનેજ કહુ છું. અને તે પ્રમાણે સર્વજ્ઞોના ઇતિહાસમાં લખાયલા છે. અને મણિલાલ નભુભાઇ દ્વિવેદીને તેવા પ્રકારના ભાસેલા છે પણ જરા મતના મોહમાં તણાયા છે. જુવો તેમનો લેખ વિચારવાનું એટલુજ કે તે '**પ્રજાપતિ**' વૈદિક ધર્મના સર્વ ગ્રંથોમાં—કયા કાળથી ઘુસીને બેઠા, અને બધી જગત્‌ના માલક થઇ ગયા ? જો કોઇ ઇતિહાસનો વેત્તા આ પ્રજાપતિની તવારીખ કાઢીને આપે તો સમજાય કે વેદોનું મૂળ કયાથી રોપાયું અને સર્વજ્ઞોનો ધર્મ કયા કાળથી ઉત્પન્ન થયો છે?

આ ચાલતા વેદોની સ્થિતિ—હાલમાંના સર્વજ્ઞોના પરિચયના પડેલાંની ઘૃણાજનક કોઇ જુદાજ પ્રકારની હતી.

સર્વજ્ઞોના પરિચયમાં આવતાં લોકોને તદ્દન અરૂચિ કર થઇ પડતાં ી તેમા મોટી ઘાલમેલ થવા લાગી.

વેદના પક્ષકારો પોતાની મહત્ત્વતા જાળવવાને માટે—સર્વજ્ઞોના વિષયોને અને તેમના ઇતિહાસના વિષયોને ગ્રહણ કરતા ગયા અને ઇચ્છા પ્રમાણે ઉલટ પાલટપણે પોતાના નવીન ગ્રંથોમાં દાખલ કરી લોકોને પાટા બંધાવવાનો પ્રયત્ન કરતા ગયા.

આ સૃષ્ટિ—ઉર્ધ્વ, અધો અને મધ્ય, એમ ત્રણ વિભાગવાળી અ કાળથી ચાલતી આવેલી, પ્રત્યક્ષ નજરે પડી રહેલી છે અને સર્વે બતાવતા આવેલા છે એવી તાજી વાત પ્રકાશમાં આવતાં આ અત્યંત પ વિષયમા વૈદિકના પંડિતો વિરૂધ્ધમાં આવ્યા.

સર્વજ્ઞોએ પ્રકાશમા મુકેલા ઇતિહાસમાં—ઘણા દૂરમાં રહેલા પુત્રી **'પ્રજાપતિ'** ને ખોળી કાઢીને તેમને બ્રહ્મારૂપે કલ્પ્યા, અને તેમના પુ અવસર્પિણીમાં પહેલાજ ત્રિપૃષ્ઠ વાસુદેવ થયા હતા તેમને સર્વથા દઇને તેમના પ્રતિપક્ષી પ્રતિવસુદેવ **'અશ્વગ્રીવ'** ને ઘોડાના મા કલ્પીને **'હયગ્રીવ વિષ્ણુ'** ઠરાવી, વિષ્ણુને પણ સંપૂર્ણ વૈદિક અધિકારવાળાજ સ્થાપતા ચાલ્યા.

જુવો પ્રથમ વેદધર્મની મહત્વતા દર્શાવવાને લખવામાં આવેલા ગ્રંથો.

(૧) શતપથ બ્રાહ્મણ ગ્રંથમાં—લખ્યું છે કે—એકલા પ્ર બહુ થવાની ઇચ્છા થતા—કૂર્મનું રૂપ ધરીને આ સૃષ્ટિની રચના કરી. ત્ય **'કાશ્યપી'** કહેવાઇ.

(૨) ફરીથી એજ શતપથમાં એવું પણ છે કે—પ્રથમ જળજ તેમાં રહેલી પૃથ્વીને—બ્રહ્મા વરાહનું રૂપ ધરીને બહાર ખેંચી લાવ્યા.

(૩) ગોપથ બ્રાહ્મણમાં લખાયું છે કે—બ્રહ્મા તપ તપ્યા પછી ત્રણ અંગથી ત્રણ લોકની સ્થાપના કરી.

ઋગ્વેદના એક દશામાજ મંડળમાં, આ પ્રજાપતિનાં ત્રણ મોટાં વિસ્તારથી લખાયા છે.

(૧) પ્રલય દશાના સૂકતમાં—સૃષ્ટિની અનિર્વચનીય દશા બ જણાવ્યુ છે કે—ન કોઇ લોક હતો, ન પૃથ્વી, ન અંતરિક્ષ આદિ કાંઇજ માત્ર ગૃઢ તમજ તમ હતું. "आसीदिदं तमोभूतं" એમ મનુ મહારાજ લખી ગયા છે. प्रशस्तपाद महाभाष्यमां पण प्रलय ...

આ સૃષ્ટિ કેવી રીતે બની તેની કોઇને ખબરજ ન પડી. ઇત્યાદિ.

(૨) હિરણ્યગર્ભ—પ્રજાપતિનું બીજું કાંઇક મોટું સૂકત છે. તેમાં જણાવ્યું છે કે—સૃષ્ટિની ઉત્પત્તિ પહેલા એકલા પ્રજાપતિજ હતા. તેમણે પૃથ્વી, આકાશાદિક બધુએ બનાવી દીધું. અને કીડાદિ જીવો પણ બનાવી દીધા.

(૩) યજ્ઞપુરૂષ—(પુરૂષ સૂક્ત) ઉપરનાં બે સૂક્તોથી પણ મોટું છે. તેમા જણાવ્યું છે કે—તે આદિ પુરૂષથી બ્રમ્હાંડ દેહ ઉત્પન્ન થયો, તે ચારો દિશામા બ્રમ્હાડથી પણ દશાગુલ વધીનેજ રહ્યો. સર્વ જીવાદિક તેનાથીજ ઉત્પન્ન થયા."

આમા જરા વિચારવાનું કે—આ પુત્રીના પતિ પ્રજાપતિ સપૂર્ણ વૈદિકગ્રંથોમાં તરે તરેના સ્વરૂપથી લખાયા છે. તો તે પુત્રીના પતિ—પુત્રીની સાથે સંબધ કર્યા પછી બધે ઠેકાણે લખાયા કે પહેલા? પુત્રીનો સંબધ કર્યા પછી અનાદિના કેવી રીતે ઠરાવ્યા? અથવા આ બ્રમ્હાને અનાદિના માનીએ ત્યારે પુત્રીના પતિના નામથી સંપૂર્ણ વૈદિક-ગ્રથોમાં કયા કાળથી દાખલ કરવામાં આવ્યા? બ્રમ્હા પુત્રીના પતિ તો જગોજગોપર લખાયલાજ છે.

આ અવસર્પિણીમાં—વાસુદેવો (વિષ્ણુઓ) પણ નવ નામના—નવસ્વરૂપના જુદા જુદા કાળમાં થતા આવેલા છે. તેમાના પહેલા ત્રિપૃષ્ઠ વાસુદેવ તે આ પ્રજાપતિના પુત્રજ થએલા છે, તે ઋગ્વેદના પહેલા મડલના ૨૨ મા સૂકતના મત્ર ૨૦-૨૧ મા નીચે પ્રમાણે લખાયલા છે—

तद्विष्णोः परमपदं सदा पश्यंति सूरयः दिवीव चक्षुराततं ॥ २० ॥

तद्विप्रयासो विपन्यवो जागृवांस. समिन्धते विष्णोर्यत् परमपदं ॥

ऋ॰ मं. १ मंत्र २१ मो. ॥

ભાવાર્થ-વિદ્વાન્ લોકજ તે વિષ્ણુના પરમપદને અતરિક્ષમાં પ્રકાશમાન્ સૂર્યની પેઠે દેખે છે. ॥ ૨૦ ॥ વિષ્ણુનું જે પરમપદ છે તેને જાગરૂક વિદ્વાનૂજ જાણી શકે છે.

વૈજ્ઞાનિક પક્ષના પડિતો આ મત્રોને મધ્યાન્હના સૂર્યની તરફ લગાવે છે. (ઋગ્વેદાલોચન. દ્વિતીય પ્રકાશ. પૃ ૨૦૧)

આમાં પણ જરા વિચારવાનુ કે-આ વિષ્ણુ ગીતામાં યુગ યુગમા ભકતોને રક્ષણ કરવાનું વચન આપીને ગએલા બતાવ્યા છે. પુરાણો જોતા આ વિષ્ણુ અનેક જગોપર દૈત્ય દાનવોથી નાશ ભાગ કરી નાશી છુટેલા બતાવ્યા છે. વિષ્ણુપુરાણમા બધા જગતના જીવોમાં વ્યાપીને રહેલા બતાવ્યા છે.

આમા ફરીથી વિચારવાનું કે—ઋગ્વેદમાં—જણાવ્યું હતું કે—
વિષ્ણુના પરમપદને વિદ્વાન્ લોકજ સૂર્યની પેઠે દેખે છે. ગીતામાં ઉ
માટે વારંવાર આ દુનીયામાં આવે છે. અને ખાસ વિષ્ણુપુરાણમાં
જગતના જીવોમાં વ્યાપી રહેલા બતાવેલા છે. ત્યારે કર્મના વશમાં પડે
લાખ જીવનો ચે નિચેોમાં ભટકતા કયા જીવો મનાયલા છે.

પુત્રીના પતિ પ્રજાપતિ-પ્રથમ બ્રાહ્મણ ગ્રંથોમાં જુદા જુદા
જગતના ઉત્પાદક લખ્યા.

ઋગવેદના છેલ્લા ૧૦ મા મંડળમાં પણ જગતનાજ સંબં
મોટાં સૂક્તોમાં જુદા જુદા પ્રકારથીજ લખાયા છે.

(૧) પહેલું પ્રલય દશાનુ, (૨) હિરણ્યગર્ભ-પ્રજાપતિનું.

(૩) યજ્ઞપુરૂષ ( પુરૂષસૂક્ત ) નું. એમ એકએકથી મોટા ત્રણ સૂ

પહેલામા-બધું અંધકાર રૂપજ હતું. તે હટાવીને પ્રજાપતિએ
આકાશાદિ બધુએ ઉત્પન્ન કરી દીધું પણ કોઇને તેની ખબરજ પડી ન

બીજામાં-સૃષ્ટિની ઉત્પત્તિના પહેલાં એકલા પ્રજાપતિજ હત
પૃથ્વી, આદિત્ય તથા અંતરિક્ષ અને મહાન્ જળરાશિ આદિ
ઉત્પન્ન કર્યું.

ત્રીજુ-પુરૂષ સૂકત તે-હજારો-માથા, આંખો, અને પગવાળા
છે ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનમાં જે કાંઇ દેખાય છે તે બધુએ આ
જ ઉત્પન્ન થએલું બતાવ્યું છે. આ પુરૂષ બધા બ્રહ્માંડને વીટાળીને પછી
દિશામા દશાંગુલ પોતે વધીને રહેલો બતાવ્યો છે. આ પુરૂષ સૂક્ત
વેદોમા દાખલ થએલુ છે.

શંકર સ્વામીએ અદ્વૈત મતની સ્થાપના કરી તે વખતે જ આ
સૂકત નવીન રૂપનું ચારો વેદોમા દાખલ કરવામાં આવ્યું હોય એવુ
અનુમાન છે. અને નિ.પક્ષપાતપણે સજ્જનોને વિચારવાની
કરૂં છું.

બીજી વાત એ છે કે-પ્રલય દશાના સૂકતમાં-પ્રજાપતિથી આ
કેવી રીતે ઉત્પન્ન થઇ તેની તો કોઇને ખબરજ ન પડી હતી,ત્યારે મનુમહ
યજ્ઞના માટે પશુઓ, અને સર્વ જીવોના ભોજન માટે બધા જીવો-પ્રજા
બનાવીને આપ્યાની ખબર કયા વેદથી મળી આવી ? અને યજ્ઞમાં મરેલ
સ્વર્ગમાં જતા કયા જ્ઞાનીએ બતાવ્યા ? ત્યાથી નીકળીને તે જીવો કઇ

બતાવ્યું છે કે સર્વે જીવો પોત પોતાના કર્મના વશમાં પડેલા ૮૪ લાખ જીવોની યોનિયોમા ઉલટ પાલટપણે ભટકયાજ કરે છે. આ વાત વૈદિકમાં પણ કલ્પિત રૂપે ઉધી છત્તી લખાઇ તો જરૂર છે. તે કયા જ્ઞાનીની પાસેથી લઇને લખાઈ?

હાલના પ્રચલિત વેદો સર્વજ્ઞોથી કોઇ અપરિચિત પ્રદેશમાં તેવા લોકનાં સંગઠનથી લખાયા હોય તેથી તે આજ કાળના બાહોસ પંડિતોને બાલખ્યાલ જેવા થઇ પડયા છે.

ત્યારબાદ ૨૩ મા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ ઇ સ. પૂર્વે ૧૦૦૦ ની લગભગમાં થયા. તે સર્વજ્ઞોના તત્ત્વો પ્રકાશમાં આવતાંની સાથે વેદોનો પક્ષ પકડીને બેઠેલા અક્ષરોના પંડિતો ચમકી ઉઠયા એટલે પ્રથમ વેદોની પુષ્ટિના માટે બ્રાહ્મણ ગ્રંથોની શરૂઆત કરી દીધી. આ વિષયમાં જુવો નીચેનો ફકરો—

(૧) સંસ્કૃત સાહિત્ય પૃ. ૨૬૩ થી–બ્રાહ્મણો આસરે ઇ. સ. પૂર્વે ૮૦૦ થી ૫૦૦—

વેદોની સંહિતાઓની કવિતા જે સમયે રચાઇ ત્યાર પછીના સમયમાં તદ્દન જુદાજ પ્રકારનુ સાહિત્ય બ્રાહ્મણો એ નામના ગ્રંથનું સાહિત્ય રચાયું. એ ગ્રંથોના બાહ્ય સ્વરૂપનું ખાસ લક્ષણ એ છે કે એ ગ્રથો ગદ્યમાં રચાયલા છે. અને એના અંતસ્તત્વનું ખાસ લક્ષણ એ છે કે એ ગ્રથોમાં યજ્ઞના વિધિ સંબંધી ચર્ચા કરવામા આવી છે.

(૨) આગળ–સં. સા પૃ. ૨૬૭ માં–બ્રાહ્મણ સાહિત્યના વિકાશ ક્રમનું છેવટનું પગથીયું ઉપનિષદોથી અંકિત થએલું છે એ ઉપનિષદોને બ્રાહ્મણ ગ્રથોને છેડે મુકવામાં આવ્યાં છે. તે ઉપરથી એને વેદાંત ( વેદનો છેડો ) એવું નામ આપવામાં આવ્યું છે. પાછળથી વેદોનો અંતિમ ઉદ્દેશ એવો એ નામનો અર્થ સમજાવવામાં આવતો હતો. આ ઉપનિષદોને શ્રુતિમાં ગણુવામાં આવતાં પણ સૂત્રોની ગણત્રી સ્મૃતિના ગ્રંથોમાં આવતી. આત્મા અથવા બ્રહ્મ ( પરમાત્મા ) નું સ્વરૂપ એ સઘલાં જૂનાં ઉપનિષદોનો વિષય છે. વેદની જુદી જુદી શાખાઓ તરફથી આ મુખ્ય વિષય સંબંધી જુદા જુદા ખુલાસાઓ આપવામા આવ્યા છે. પ્રથમ ઉપનિષદો તે એ સઘળી શાખાઓ જ્ઞાનકાંડના ગ્રંથો ગણાતા હતા. અને બ્રાહ્મણો તે કર્મકાંડના ગ્રંથો ગણાતા હતા. ઉપનિષદો પ્રાચીનમાં પ્રાચીન છે. તે બ્રાહ્મણ ગ્રંથો અને સૂત્ર ગ્રંથો એ બેની વચ્ચેનુ સ્થાન રોકે છે

(૩) સં. સા. પૃ. ૨૮૩ થી—પરમાત્માના સ્વરૂપનો વિચાર એ સઘલા ઉપનિષદોનું મુખ્ય તત્ત્વ છે. ઋગ્વેદના પુરૂપમાથી-ધીરે ધીરે આત્મન્‌ના વિચારોનો ઉદ્‌ભવ થયો. સૃષ્ટિના રચનાર પ્રજાપતિમાંથી ભૂતમાત્રના આદિકારણ એવા નિર્ગુણ બ્રમ્હનો વિચાર ઉત્પન્ન થયો. એ ક્રમનુ છેવટમાં છેવટનું પગથીયું તે આ ઉપનિષદોમાં આપણે જોઇએ છીએ.

(૪) સં. સા પૃ ૨૮૨ થી—જો કે ઉપનિષદ્‌ એ સાધારણું રીતે બ્રામ્હણનોજ એક ભાગ હોય છે. અને બ્રામ્હણના વિચાર તત્ત્વનો ज्ञानकांड ઉપનિષદ્‌માં આગળ વિસ્તાર કરવામાં આવ્યો હોય છે, પણ ખરૂં જોતાં उपनिषद् થી વિધાન તત્ત્વ ( कर्मकांड ) ની સાથે વાસ્તવિક વિરોધમાં રહેનારા વિચારતત્ત્વ ( ज्ञानकांड ) ના નવા ધર્મનું સ્થાપન થાય છે. દેવતાઓના માટે કોઇ પણ રીતની ખોડખાંપણ વગરના યજ્ઞો કરીને પૃથ્વી ઉપરતું સુખ મેળવવું એવો જે ઉદ્દેશ બ્રમ્હણોમાં (બ્રામ્હણ ગ્રંથોમાં) દીઠામાં આવે છે તે આ ઉપનિષદોમાં દીઠામા આવતો નથી. પણ યથાર્થ જ્ઞાનવડે કરીને જીવાત્મા અને પરમાત્માની એકતા થતાં સંસારી જીવનમાંથી મુકિત મળે એજ ઉપનિષદોનો ઉદ્દેશ જણાય છે. આ કારણથી આ સ્થલે યજ્ઞનો વિધિ ગિન ઉપયોગી થઇ પડયો છે. અને અધ્યાત્મિકજ્ઞાન સૌથી વધારે અગત્યનું ગણાવા માંડયું છે ×

(૫) સં. સા. પૃ ૨૮૫ થી—ઉપનિષદોમાં સ્રષ્ટા તરિકેનુ સ્થાન પ્રજાપતિના બદલે આત્મન્‌ને આપવામાં આવ્યું છે. ઉદાહરણ તરીકે-બૃહદારણ્યકના પ્રથમાધ્યાયના ચતુર્થ બ્રામ્હણમાં કહ્યું છે કે—શરૂઆતમાં ' આત્મા ' અથવા બ્રમ્હ ' તેજ આ વિશ્વ હતું તેને એકલાં બ્હીક લાગવા માડી અને કંઇ ગમ્યું નહીં, તેને બીજા માણસની ઇચ્છા થઇ. તે સ્ત્રી અને પુરૂષ થયો. તેનાથી આખી માનવજાતિની ઉત્પત્તિ થઇ. પછી એજ રીતે-નરજાતિ અને નારીજાતિના પશુઓની ઉત્પત્તિ તેણે કરવા માંડી. છેવટે-પાણી, અગ્નિ, દેવતાઓ વગેરે એણે ઉત્પન્ન કર્યાં. પછી ગ્રંથકાર વધારે પ્રૌઢ શૈલીમા કહે છે કે—

" તે આત્મન્‌ અહીં નખનાં ટેરવાં સુધી સર્વત્ર વ્યાપી રહેલો છે. જેમ ખોખાંની અંદર મૂકાયેલો અસ્ત્રો જણાતો નથી, જેમ અગ્નિને ઢકી રાખવાના સ્થાનમાં મૂકાયલો અગ્નિ જણાતો નથી તેમ એને કોઈ જોઇ શકતું નથી કારણ

× પૃ. ૨૮૨ ની ટીપમા—અશોક રાજાએ બૌદ્ધ ધર્મને આશ્રય આપ્યો ત્યાર પછી પણ કેટલાક ઉપનિષદો રચાયા હતા; અને એ ઉપનિષદો ઉપર બુદ્ધના નવા ધર્મની અસર થઇ હતી. એ વખતે બ્રાહ્મણો અને બૌદ્ધ ધર્મના અનુયાયીઓ એક બીજાને શત્રુ જેવા ન્હોતા ગણતા.

કે એ આખો જોવામાં આવતો નથી. જ્યારે શ્વાસ લે છે ત્યારે એ પ્રાણ કહેવાય છે. જ્યારે બોલે છે ત્યારે એ વાક્ કહેવાય છે, જ્યારે જોય છે ત્યારે એ ચક્ષુ કહેવાય છે, જ્યારે સાંભળે છે ત્યારે એ શ્રોત્ર કહેવાય છે, જ્યારે મનન કરે છે ત્યારે એ મન કહેવાય છે. આ સઘળાં માત્ર એનાં કર્મનાં નામો છે. આમાંના ગમે તે એકએકની જે કોઇ પૂજા કરે છે તે (યથાર્થ) જ્ઞાન ધરાવતો નથી........આત્મા તરીકેજ એની ઉપાસના કરવી જોઈએ. કારણ કે (પ્રાણ વગેરે) સર્વ એનામા એકઠા થાય છે."

(૬) શ્વેતાશ્વતર જે એક મોડું રચાયલું ઉપનિષદ્ છે, તેના ચતુર્થાધ્યાયનો ૧૦ મો શ્લોક—

> मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं ।
> तस्यावयवभूतैस्तु, व्याप्तं सर्वमिदं जगत् ॥ १० ॥

સં. સા. પૃ ૨૮૬થી–" જગત્ તે માયા છે એવો વિચાર જે પાછલા સમયની વેદાંત ફિલસુફીનો મોટામાં મોટો સિદ્ધાંત છે તે પહેલીજ વાર સ્પષ્ટ રીતે મૂકાયલો આપણા જોવામાં આવે છે.

જગત્ તે માયા છે અને બ્રહ્મ તે એ જગત્‌ની માયાને ઉત્પન્ન કરનારો જાદુગર (मायिन्) છે. એવું એ શ્લોકમાં કહેવામાં આવ્યું છે પણ આ વિચાર જૂનામા જૂનાં ઉપનિષદોની સાથે જોડાયલો છે."

(૭) સં. સા. પૃ. ૨૮૭થી—" આ ઉપનિષદ્ ગ્રંથોમાં પરમાત્માનું ખરૂં સ્વરૂપ સમજવાને માટે સર્વત્ર ભારે ઘડમથલને પરિણામે કોઇવાર એક રૂપક વાપરવામાં આવ્યું હોય તો કોઇવાર બીજું રૂપક વાપરવામાં આવ્યું હોય એવું બન્યુ છે ઉદાહરણ તરીકે વૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કય ઋષિ સંસાર છોડીને વનમાં જવાની તૈયારી કરતા હોય છે તે વખતે એની સ્ત્રી મૈત્રેયી એને પ્રશ્ન કરે છે તેના જવાબમાં એ કહે છે—

" જેવી રીતે એક મીઠાનો ગાંગડો પાણીમાં નાખ્યો હોય તો તે પાણીમાં ગળી જાય અને તેને પાછો બહાર કાઢી શકાય નહીં પણ પાણી જ્યાંથી ચાખો ત્યાંથી ખારૂં ને ખારૂં લાગ્યા કરે તેવી રીતે આ મહા સત્ત્વ અનંત છે, અપાર છે, વિજ્ઞાનનોજ જત્થો છે. આ મૂલતત્ત્વોમાંથી બહાર નીકળીને એમાને એમાજ એ પાછુ વિલીન થાય છે. મરણ પછી ચૈતન્ય રહેતુ નથી. કારણ કે યાજ્ઞવલ્કયે આગળ આગળ સમજાવ્યુ છે તે પ્રમાણે જે દ્વૈતભાવ ઉપર ચૈતન્યનો આધાર રહે છે તે જતો રહ્યો એટલે ચૈતન્ય પણ જતુ રહેવું જોઇએ.

વળી એજ ઉપનિષદ્‌માં બીજે એક ઠેકાણે કહ્યું છે કે–" જેવી રીતે

કરોળિયો પોતાના તંતુઓવડે બહાર નીકળે છે, જેવી રીતે ન્હાના ન્હાના તણખાઓ અગ્નિમાથી બહાર નીકળે છે,તેવી રીતે એ આત્મામાથી સઘળા પ્રાણ, સઘળા લોક, સઘળા દેવતાઓ, સઘળાં પ્રાણિયો બહાર નીકળે છે."

(૮) સં. સા. પૃ ૨૭૬ માં—"શતપથ બ્રાહ્મણ-સો અધ્યાયવાળું અથવા સો રસ્તાવાળું છે, એ ઋગ્વેદથી બીજે નંબરે વૈદિક સાહિત્યના આખા ક્ષેત્રમાં સૌથી વધારે અગત્યનો ગ્રંથ આ છે."

(પૃ. ૨૮૩) થી "પરમાત્માના સ્વરૂપનો વિચાર એ સઘળાં ઉપનિષ-ષદોનું મુખ્ય તત્ત્વ છે. ઋગ્વેદના પુરૂષમાંથી ધીરે ધીરે આત્મન્‌ના વિચારોનો ઉદ્‌ભવ થયો. સૃષ્ટિના રચનાર પ્રજાપતિમાથી ભૂતમાત્રના આદિકારણ એવા નિર્ગુણ બ્રમ્હનો વિચાર ઉત્પન્ન થયો. એ ક્રમનું છેવટમાં છેવટનુ પગથિયું તે આ ઉપનિષદોમા આપણે જોઇએ છીએ ऋग्वेद માં आत्मन् એનો અર્થ શ્વાસ એટલોજ થાય છે. ઉદાહરણ તરીકે—વાયુને વરૂણનો आत्मन् કહેવામાં આવ્યો છે. બ્રાહ્મણોમાંજ એ શબ્દનો જીવ એવો અર્થ થયો.

એક ઠેકાણે आत्मन् ઉપર જેઓનો આધાર ગણવામાં આવ્યો છે, તેવા प्राण ની દેવતાઓની સાથે એકતા સ્થાપવામાં આવી છે. અને એવી રીતે વિશ્વનો आत्मन् હોવાની કલ્પના ઉદ્‌ભવી છે. शतपथ ब्राह्मण ના એક મોડા રચાયલા કાંડમાં (૧૦,૬,૩) આ आत्मन् નો વિચાર વધારે ખિલવવામાં આવ્યો છે. અને એ આત્મન્ વિશ્વમાં સર્વત્ર વ્યાપીને રહ્યો છે. એવું એના વિષે કહેવામાં આવ્યું છે. ऋग्वेद માં ब्रह्म (નાન્યતરજાતિ) એનો અર્થ 'प्रार्थना' અથવા 'भक्ति' એથી વિશેષ કાંઇ પણ થતો ન્હોતો પણ જૂનામાં જૂનાં ब्राह्मणो મા પણ પ્રાર્થના, વિપ્ર અને યજ્ઞમાં પ્રગટ થતી સાર્વત્રિક વિશુધ્ધિનો અર્થ એ શબ્દમાં દાખલ થએલો આપણે જોઇએ છિયે. ઉપનિષદોમા प्रकृति ને સચેતન કરનારૂ પવિત્ર તત્ત્વ એવો એ શબ્દનો અર્થ થાય છે. એ શબ્દનો પાછલો ઇતિહાસ લાંબો છે અને હિંદુસ્તાનના ધાર્મિક વિચારની ઉત્ક્રાંતિનું સઘળું તત્ત્વ આ એક શબ્દના ઇતિહાસથીજ સૂચવાય છે. आत्मन् અને ब्रह्म એ બેઉં શબ્દથી જે વિચારો દર્શાવાય છે તેને ઉપનિષદોમાં સાધારણ રીતે એકજ ગણવામાં આવ્યા છે. પણ ખરૂં જોતાં ब्रह्म એ વધારે પ્રાચીન શબ્દથી વિશ્વમાં વ્યાપી રહેલા પરમતત્ત્વનું સૂચન થાય છે. અને आत्मन् એ શબ્દથી માનવીમાં પ્રગટ થતા ચૈતન્યનુ ભાન કરાવે છે. અને ज्ञात પરથી अज्ञात પર જવું એ સિધ્ધાંતને અનુસરીને આત્મન્ એ વિશેષ જાણીતા તત્ત્વને ब्रह्म એ

અજ્ઞાત તત્ત્વનો પરિચય કરાવનારા કામમાં લેવામા આવ્યું છે. बृहदारण्यक उपनिषद् માં ( ૨,૮,૮. ને ૧૧ ) " अक्षरं " એ નામથી आत्मन् નું નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છે.

તેનો ભાવાર્થ માત્ર જુવો—

" એ—સ્થૂલ. સૂક્ષ્મ, હ્રસ્વ, દીર્ઘ એમાંનો એકે નથી. તેમજ લોહી, ચરબી, છાયા, અંધકાર, વાયુ, અને આકાશ વગરનો છે. કોઇના સંગમા લપટાઇ ન જાય, સ્પર્શ ન કરી શકાય એવો એ છે. એ સ્વદ, ગંધ વગરનો છે. આંખ કાન, વાણી, મન, તેજ, પ્રાણ, મુખ માપ, અંદર અને બહાર એવું કાંઇ નથી. એ કોઇનું ભક્ષણ કરતો નથી. એને કોઇ જોતો નથો, એ સઘળું સાંભળે છે. એને કોઇ મનન કરી શકતું નથી, એ સઘળાનો મનન કરનારો છે. એના વિષે કોઇને જ્ઞાન નથી, એ સકલ વસ્તુનો વિજ્ઞાતા છે. એના શિવાય બીજો કોઇ જોનારો, સાંભળનારો, મનન કરનારો, વિજ્ઞાતા નથી. હે ગાર્ગી ! એ અવિનાશીની અંદર આકાશ ઓત પ્રોત થઇને રહ્યું છે. "

આખી મનુષ્ય જાતિના તત્ત્વ ચિંતનના ઇતિહાસમાં પરમતત્ત્વનું ગ્રહણ કરાયલું અને તેના વિષે ઉદ્‌ઘોષ કરાયેલો સૌથી પ્હેલો આ સ્થળે આપણે જોઇએ છીએ.

પૃ. ૨૮૪ થી—काठक उपनिषद् માં આત્મા વિષે જણાવ્યું છે તેનો ભાવાર્થ—" જ્યાંથી સૂર્યનો ઉદય થાય છે અને જ્યા આગળ સૂર્યનો અસ્ત થાય છે તેમાં સઘળા દેવતાઓનો સમાવેષ થઈ જાય છે. તેની પેલી તરફ કોઇથી પણ જઈ શકાતું નથી "

" એનુ રૂપ કદી આખથી જોઇ શકાતું નથી. કોઇ પણ માણુસ ચક્ષુ વડે એને જોઇ શકતો નથી. હૃદયથી, મનથી, બુદ્ધિથીજ એનું ગ્રહણ થઇ શકે છે. એને જેઓ જાણે છે તે અમર બની જાય છે.

(૯) સં. સા. પૃ. ૨૯૧ થી—" આ દુનિયામાં પુનર્જન્મ થાય છે. "

એવા સિધ્ધાતરૂપે એ વિચાર પ્રકટ થયેલો સૌથી પ્હેલો उपनिषद्दो માંજ જોવામા આવે છે. વળી बृहदारण्यक માં કર્મના સિદ્ધાતની શરૂઆત થયેલી પણ આપણે જોઇએ છિયે. નવો જન્મ કેવી રીતનો થાય તેનો આધાર માણુસનાં પોતાનાં કર્મ ઉપરજ રહે છે, એવી આ કર્મના સિદ્ધાંતની મતલબ છે. बृहदारण्यक મા એવું કહેવામાં આવ્યું છે કે માણુસનું શરીર જ્યારે પંચભૂતમા ભળી જાય છે ત્યારે જે કર્મ વડે માણુસ

સારો કે નઠારો થાય છે. તે કર્મ સિવાય બીજુ કંઇ પણ એનું રહેતું નથી. બૌદ્ધ ધર્મમાં આત્માનું અસ્તિત્વ બીલકુલ સ્વીકારવામા આવ્યું નથી. પણ મરણ પછી મનુષ્યના કર્મ ટકી રહે છે અને તે કર્મ એ મનુષ્યના નવા જન્મના નિર્ણાયક બને છે. એ વાત કબુલ રાખવામાં આવી છે. ખરેખર આ કર્મનો સિદ્ધાત એજ બુદ્ધના ઉપદેશનો પાયો છે.

પૃ. ૨૯૨ થી—- कौषीतकि उपनिषद् નો વિચાર કંઈક જુદી રીતનો છે. એ ઉપનિષદ્ પ્રમાણે—મૃત્યુ પછી સર્વે ચંદ્ર આગળ જાય છે. અને ત્યાંથી કેટલાક પિતૃયાનથી બ્રહ્મને પ્રાપ્ત કરે છે અને બાકીનાઓ પોત પોતાનાં કર્મ પ્રમાણે તથા પોત પોતાના જ્ઞાન પ્રમાણે પૃથ્વી ઉપર મનુષ્યથી તે કીટ 'સુધીનાં જુદાં જુદાં જીવનમાથી ગમે તે એક પ્રકારનું જીવન પ્રાપ્ત કરે છે.

काठक उपनिषद् એ સૌથી વધારે ધ્યાન ખેંચે એવાં અને સૌથી વધારે સુંદર ઉપનિષદોમાનું એક છે, એમાં મૃત્યુ પછીના જીવન વિષેનો પ્રશ્ન એક દંતકથાના રૂપમા મૂકવામાં આવ્યો છે. नचिकेतस એ નામનો જુવાન બ્રાહ્મણ યમના રાજ્યમાં જાય છે ત્યાં આગળ યમ એને ગમે તે ત્રણ વરદાન માગી લેવાનુ કહે છે. ત્રીજા વરદાનમાં " મૃત્યુ પછી માણસ રહે છે કે નહી ? " એ પ્રશ્નનો ઉત્તર એ માગી લે છે. મૃત્યુ એને કહે છે. કે " દેવતાઓ પણ આ વિષે સંશયમા પડી ગયા છે, આ વિષય ઘણો સૂક્ષ્મ છે. તું કોઇ બીજું વરદાન માગી લે " અને આમાંથી મને છુટો કર........ ( પૃ. ૨૯૩ ) પરમજ્ઞાનના કરતા આ પૃથ્વીના સુખ વૈભવને એ વધારે પસંદ કરે એવા હેતુથી નચિકેતસને લલચાવવામાં આવ્યો. એ વાત ઉપરથી मार અથવા मृत्यु એ बुद्ध ને લલચાવવાના પ્રયત્ન કર્યાની જે આખ્યાયિકા છે તેની ઉત્પત્તિ થઈ હોય એ ઘણું સંભવિત છે. नचिकेतस અને बुद्ध બેઉ લાલચની સ્હામે ટકી રહીને અંતે જ્ઞાનની પ્રાપ્તિ કરે છે.

( પૃ ૨૭૫ ) આ કાઠક પ્રકરણોમાં એક સ્થળે ( तै. ब्रा. ૩, ૧૧ ) नचिकेतस् એ નામનો છોકરો હતો તે યમને ઘેર ગયો હતો. તે વખતે યમ રાજા તરફથી તેને ત્રણ વરદાન આપવામા આવ્યા હતા આ વાર્તા ઉપરથી काठक उपनिषद् રચાયલુ છે.

(૧૦) પૃ. ૨૯૩ થી— અલબત સઘળાં ઉપનિષદો મળીને અથવા એકેક ઉપનિષદ્માંથી—વિશ્વવિષે તર્કશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે સારી રીતે ખિલવવામાં આવેલા, સંપૂર્ણતાવાળા અને અસંગતિ વિનાના ચોક્કસ વિચારો

નીકળી આવે છે, એવું માનવાનુ કંઇ કારણુ નથી. અડધા કવિત્વમય, અડધા ફિલસુફીમય, વિચારો, આધ્યાત્મિક પ્રશ્નો વિષેના કામચલાઉ સંવાદો અને ચર્ચાઓનુ મિશ્રણુ આ ઉપનિષદોમા આપણે જોઇએ છિયે.

(૧૧) પૃ. ૨૯૪ થી— " એ-વિચારોને સુવ્યવસ્થિત સ્વરૂપ તો વેદાંતની ફિલસુફી વડે પાછલા સમયમાંજ મળ્યું. એ ઉપનિષદોમાથી જે વધારે પ્રાચીન છે તેને આશરે ઇ. સ. પૂર્વે ૬૦૦ કરતા વધારે મોડું રચાયલું ભાગ્યેજ ગણી શકાશે. કારણુ કે એ ઉપનિષદોમાં પહેલીજ વાર જોવામાં આવતા કેટલાક અગત્યના સિદ્ધાતો બૌદ્ધ ધર્મની શરૂઆત પ્હેલા જાણીતા હોવાજ જોઇએ, એમ બૌદ્ધ ધર્મના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે. "

(૧૨) પૃ. ૨૯૬ ની ટીપમાથી—પાશ્ચાત્ય વિદ્વાનો એકીમતે એવું કહે છે કે—' સદ્ એટલે બેસવુ તે ઉપરથી ઉપનિષદ્ એ શબ્દ થયો છે પણુ આપણા ટીકાકારો એ શબ્દને સદ્ એટલે " નાશ કરવો " અથવા જવુ એ ઉપરથી વ્યુત્પન્ન થએલો માને છે. યથાર્થ જ્ઞાન વડે કરીને અવિદ્યાનો જે નાશ કરે છે તે ઉપનિષદ્ બ્રહ્મ વિષયક જ્ઞાન જેના વડે આપણી પાસ આવે છે અથવા જેના વડે આપણે બ્રહ્મની સમીપ જઇએ છે તે ઉપનિષદ્ તૈત્તરીય उपनिषद्મા શંકરાચાર્યે વળી ત્રીજો ખુલાસો આપ્યો છે કે " ઉંચામાં ઉચું શ્રેય જેમા સમાયલું છે તે उपनिषद्. "

અમારો વિચાર.

॥ જૈનોના ૨૨ મા તીર્થંકર સર્વજ્ઞ થયાને ઘણું છેટું પડી જવાથી ઘૃણાજનક વેદોની સ્થિતિ કોઇ જુદાજ પ્રકારની થઇ પડી હતી. ત્યાર બાદ ૨૩ મા તીર્થંકર ઇ સ. પૂર્વે ૧૦૦૦ વર્ષના લગભગમાં થયા ત્યારે તે સર્વજ્ઞના તત્ત્વો પ્રકાશમાં આવતા ઇ. સ. પૂર્વે ૮૦૦ ના સૈકા પછીના બ્રાહ્મણુ ગ્રંથોમાં તે બાજી ફેરવવાનો પ્રયત્ન થવા માંડયો. અને તેની પાછળના વેદો પર પ્રજાપતિની પ્રેરણાની છાપ લગાડવામા આવી. પરંતુ આ પાછળના બ્રાહ્મણાદિગ્રંથો પર તે પ્રજાપતિની પ્રેરણાની છાપ લગાડવામાં આવી નથી. તેથી એજ સિદ્ધ છે કે તે વખતના સર્વજ્ઞોના તત્ત્વોની પ્રભા આ નવીન પ્રકારના બ્રાહ્મણાદિ ગ્રથોના ઉપર પડી જુઓ કલમ પહેલીમા—" વેદોની પછીના સમયમાં તદ્દન જુદાજ પ્રકારનુ સાહિત્ય—બ્રાહ્મણો એ નામના ગ્રંથોનું સાહિત્ય રચાયું. "

સર્વજ્ઞોના તત્ત્વો વિશેષ પ્રચારમાં આવતાં બ્રાહ્મણુ ગ્રંથો પણુ નિર્માલ્ય જેવા થઇ પડવાથી થોડાજ વખતમા ઉપનિષદો નામના ગ્રંથોમા બાજી ફેરવાઇ, તે

એવી રીતે કે વેદોને અને બ્રાહ્મણગ્રથોને ગૌણમાં રાખીને જ્ઞાનકાંડના નામથી તે ગ્રથોને પ્રસિદ્ધ કરવામાં આવ્યા. તેનો વિચાર કરી જુવો કલમ બીજીથી.

વેદોમા ઇંદ્રાદિક દેવતાઓની પ્રાર્થનાઓ કરીને મુખ્યતાએ ધન-પુત્રાદિકની માગણીઓ પોતાના ઐહિક સ્વાર્થને ખાતર કરવામાં આવતી તે સમયમા સર્વજ્ઞોના તત્ત્વોની ફરીથી તાજી પ્રભા પડતાની સાથે બ્રામ્હણ ગ્રથોમાં પોતાના સ્વાર્થની સિદ્ધિ કરવા દોડયા દોડી કરી મુકી તો ખરી પણ સર્વજ્ઞોના તરફથી જીવાદિક સૂક્ષ્મ તત્ત્વોનો વિશેષ પ્રચાર થતાં બ્રામ્હણગ્રંથોથી પણ પછા પડવાથી સર્વજ્ઞનાજ તત્ત્વોમાંથી અથવા તે સમયના તેવા કેઇ બીજા મતના આશ્રયથી પોતાની અનુકૂળતા પ્રમાણે વિષયોને ગ્રહણ કરી જ્ઞાનકાંડના નામથી ઉપનિષદો નામના ગ્રથો લખવાનો આરંભ કર્યો પણ તે યાચિતમંડન રૂપ હોવાથી તેમાં ખરો પાયો જમાવી શકયા નથી. જુવો કલમ ત્રીજીમાં--
" પરમાત્માના સ્વરૂપનો વિચાર એ સઘળા ઉપનિષદોનું મુખ્ય તત્ત્વ છે.

ઋગ્વેદના પુરૂષમાંથી આત્મનના વિચારો અને સૃષ્ટિના રચનાર પ્રજાપતિમાંથી ભૂતમાત્રના આદિકારણ એવા નિર્ગુણ બ્રહ્માનો વિચાર ઉત્પન્ન થયો. એ ક્રમનું છેવટનુ પગથિયું તે આ ઉપનિષદોમા આવ્યું. "

( સર્વજ્ઞોના ઇતિહાસમા પુત્રીના પતિ-પ્રજાપતિ જે એક રજા છે તેના નામનુ આ પુરૂષ સૂકત ચારો વેદોમાં પાછળથી દાખલ કરેલું છે તે અમો જગો જગોપર બતાવતા આવ્યા છિયે ફરીથી વિચાર કરવાની ભલામણ કરૂ છું.)

વિશેષ-સર્વજ્ઞોએ અનાદિકાળના નાના મોટા સર્વે જીવો પોતાના કર્મના વશમાં પડેલા ૮૪ લાખ જીવોની યોનિમાં ભટકતા રહેલા બતાવેલા છે.

આ ત્રીજી કલમના પ્રજાપતિથી ભૂતમાત્રની ઉત્પત્તિ માનીએ ત્યારે તે નિર્ગુણ બ્રહ્માએ કયા કાળમા આ જીવોને ઉત્પન્ન કર્યા ? અને તે એકસરખા કર્મવાળા ઉત્પન્ન કર્યા કે વિષમ કર્મવાળા ? જો તે જીવોને વિષમ કર્મવાળા ઉત્પન્ન કરી ૮૪ લાખ જીવોની યોનિમા ભટકતા કરવાવાળા હોય તો તે અમારા પ્રજાપતિ નથી પણ તે અમારો કટ્ટો શત્રુજ સિદ્ધ થશે, તેથી આ પ્રજાપતિથી ભૂતમાત્રની ઉત્પત્તિ બતાવી છે તે કેવળ કલ્પિત રૂપનીજ છે.

કલમ ૪ થી માં—બ્રામ્હણ ગ્રથના વિચાર તત્ત્વો ઉપનિષદમાં વિસ્તારવામાં આવ્યા ખરા પણ તે કર્મકાંડ સાથે વિરોધમાં રહેનારા હોવાથી નવા ધર્મનુંજ સમર્થન થાય છે

ખોડ ખાંપણ વગરના યજ્ઞો કરી પૃથ્વીનુ સુખ મેળવ્યા પછી યમના

નિવાસ સ્થાન આગળ સુખમાં રહેવું એવો જે ઉદ્દેશ બ્રાહ્મણોમાં હતો તે આ ઉપનિષદોમાં ફરે છેઅને યથાર્થ જ્ઞાન વડે જીવાત્મા અને પરમાત્માની એકતા થતાં મુક્તિ મળે એજ ઉદ્દેશ ઉપનિષદોથી મળે છે. આ સ્થળે યજ્ઞનો વિધિ બિન ઉપયોગી થઇ પડે છે અને અધ્યાત્મિક જ્ઞાનજ વધારે અગત્યનું થઈ પડે છે.

( અમે પ્રથમ કહ્યું હતું કે-સર્વજ્ઞોના કે તેવા કોઇ બીજા મતના વિચારોને લઇને પોતાની અનુકૂળતા પ્રમાણે ઉપનિષદોમાં દાખલ કરવા માંડયા ત્યારેજ તે વૈદિકમતના પંડિતો આ દુનિયામાં કાંઈ પગ ટેકવતા થયા હતા. )

આ બધા ઉપરના વિચારોથી એ સમજાય છે કે વેદ સમયના પંડિતો ઘૃણાજનક યજ્ઞો કરીને આ લોક અને પરલોકના સુખની આશાના જ્ઞાનવાળા હતા, તે પછી બીજા જ્ઞાનીઓના સમાગમમાં આવ્યા પછી બ્રાહ્મણ ગ્રંથોથી ખોડ ખાંપણ વગરના યજ્ઞો કરી આ લોકના સુખની સાથે પરલોકમાં યમના નિવાસ સ્થાનમાં જઇને સુખ શાંતિ મેળવવાના જ્ઞાનવાળા થયા. પરંતુ આ ઉપનિષદોના સમયમાં તો જીવાત્મા અને પરમાત્માની એકતાના જ્ઞાનથી સુખ શાંતિ મેળવવાના જ્ઞાનવાળા થયા.

તો અહીં જરા વિચારવાનું કે—ઇશ્વરપ્રેરિત વેદોમાંનું જ્ઞાન કેટલા ઉચ્ચા દરજ્જાનું હતુ કે જેથી બ્રાહ્મણ ગ્રંથોથી ફેરવવું પડયું અને ઉપનિષદોમા તો તે સર્વથાજ ફરી ગયું, તે કયા નવા જ્ઞાનીઓની પ્રભા પડવાથી ફેરવવું પડયું ? વિચારવાની ભળામણ કરૂં છું.

(૫) કલમ પાંચમીનો વિચાર જુવોઃ—

સૃષ્ટા તરીકેનું સ્થાન પ્રજાપતિના બદલે आत्मन् ને આપવામાં આવ્યુ. **बृहदारण्यक** માં કહ્યુ છે કે-શરૂઆતમાં **આત્મા** અથવા **બ્રહ્મ** તેજ આ વિશ્વ હતું, તેને એકલા બ્હીક લાગવાથી બીજાની ઇચ્છા થતાં દેવતાઓ સુધીની આ બધી સૃષ્ટિ તૈયાર કરી દીધી. ઇત્યાદિ.

આમાં જરા વિચાર કરીને બતાવું છું —

આ સર્વજ્ઞોના સમયના વૈદિક પંડિતો-ઘૃણાજનક વેદવિધિના યજ્ઞોથી પાછા પડતા, બ્રાહ્મણ ગ્રંથોમા તે બાજી ફેરવી, તેથી પણ પાછા પડતા-ઉપનિષદોમાં તો સર્વજ્ઞાદિક બીજા મતનાજ વિચારો દાખલ કરવા પડયા. પરંતુ સર્વજ્ઞોના

તરફથી આ સૃષ્ટિ અનાદિની છે, એવા વિચારો પ્રકાશમા આવતાં, પોતાની સ્વતંત્રતા બતાવતા આ અત્યંત પરોક્ષના વિષયમાં પોતાની જુદાજ પ્રકારની બાજી ખેલવા માંડી. તે એવી રીતે કે-શરૂઆતમા આત્મા અથવા બ્રહ્મ તેજ આ વિશ્વ હતું, તેને એકલાં બ્હીક લાગવાથી બીજાની ઇચ્છા થતાં દેવતાઓ સુધીની આ બધી સૃષ્ટિ તૈયાર કરી દીધી

અહીં એક વાત યાદ આવે છે કે- કોઈ મોટી સભામાં મીયાભાઇએ કહ્યુ કે-ણાતની ગાડમાં ફાચર મત મારના. મેરા બાવા પરણ્યા જબ બારા ભોજનકા માંડવા બાંધ્યા થા. કોઇએ પૂછ્યું કે-સાહેબ ! જબ આપ કહાં થે ? બાગ ભોજનકા માડવા બાંધતા કેઇ ખાડી ટેકરા નડા થા કે નહી ? મેને પ્રથમજ કહા થા કિ બાતકી ગાંડમેં ફાચર મત મારના. તેવી વાત આ જગત્ સ્રષ્ટાની પણ વિચારવા જેવી છે.

વિચારવાનુ કે--શરૂઆતમાં **આત્મા** અથવા **બ્રહ્મ** એકલા હતા તો તે કઇ જગોપર હતા ? અને કયાથી આવ્યા હતા ? કહેવામા આવે કે તે તો અનાદિના હતા ? તો વિચારવાનું કે કેટલા કાળ સુધી બેસી રહ્યા પછી તેમને બ્હીક લાગી ? કે જેથી આ બધી સૃષ્ટિ ઉત્પન્ન કરવાને તૈયાર થઇ ગયા ? તે તો પ્રથમ એકલાજ હતા, તો પછી આટલી મોટી-વિશાલ પૃથ્વી, આ મોટા મોટા સાત સમુદ્રો, કે જે કૂર્મપુરાણમાં બતાવ્યા છે તે, અને મેરૂ પર્વતાદિક મોટા મોટા પહાડો બતાવ્યા છે તે, આ બધી વસ્તુઓના મશાલા, કયા ઠેકાણેથી મેળવ્યા ? આટલો ટુંક વિચાર તો નાનું છોકરૂ પણ કરી શકે તેવો છે. વેદના ઋષિઓને આ આત્મા જગત્ના સ્રષ્ટા થશે કે કેમ એ વાત જડી ન હતી ? તો પછી ઉપનિષદ્કારોના ઋષિઓને કયા નવા ઇશ્વરથી આ જગત્ સ્રષ્ટાની વાત જડી ? પ્રજાપતિના બદલે સ્રષ્ટા તરીકેનું સ્થાન આત્માને આપવામા આવ્યુ, આમાં મારૂં અનુમાન તો એ છે કે-પ્રથમ ઉપનિષદોમા સ્રષ્ટા તરીકેનું સ્થાન આત્માને આપ્યા પછી, વેદોમા પાછળથી **પ્રજાપતિને** સ્રષ્ટા તરીકેનું સ્થાન આપવામાં આવ્યુ છે. એ વાત અમો જગો જગોપર સ્પષ્ટ કરતા આવ્યા છિયે, તો પણ આ જગોપર થોડી સૂચના કરીને બતાવું છું—જૈનોના **૧૧** મા તીર્થંકર સર્વજ્ઞના સમયમા આ અવસર્પિણીના-નવ વાસુદેવો ( વિષ્ણુઓ ) માના જે પહેલા **વાસુદેવ** હતા તેમના પિતા પુત્રીના પતિ થવાથી, લોકોએ **પ્રજાપતિ** એવુ બીજું નામ પાડયું હતું, ત્યાંથી વૈદિકોએ તે પ્રજાપતિને બ્રહ્મા રૂપે કલ્પ્યા હતા. તેમના પુત્ર જે ખાસ વિષ્ણુ હતા તેમનું નામ **ત્રિપૃષ્ઠ** વાસુદેવ હતું તેમને છોડી દઇને તેમના પ્રતિપક્ષી કે જે પ્રતિવાસુદેવ **અશ્વગ્રીવ** હતા, તેમને

ઘોડાના મસ્તક વાળા બનાવી હયગ્રીવ વિષ્ણુ સ્થાપ્યા હતા, ત્યાંથીજ આ બ્રહ્મા અને વિષ્ણુની કલ્પના ઉભી કરવામાં આવી છે. અને પુત્રીના પતિ પ્રજાપતિને બ્રહ્મા તરીકે ચારો વેદોથી તે પુરાણો સુધીમાં જગતના સ્રષ્ટા તરીકે કલ્પેલા છે. પ્રથમ આ પુત્રીના પતિ રાજા, તે પ્રજાપતિ બ્રહ્મા રૂપે કયા ગ્રંથમા ગોઠવવામા આવ્યા અને પછી ક્યા કયા ગ્રંથોમાં ગોઠવતા ચાલ્યા, તેના સંબંધનો વિચાર શોધ ખોળમાં અગ્રભાગ ભજવનારા ઇતિહાસજ્ઞોને ખોળવાની ભળામણ કરૂં છું. અને અહીં એકાદ દાખલો ટાંકીને ચાલતો થાઉ છું—

મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ—પોતાના સિદ્ધાંતસાર નામના પુસ્તકના પૃ. ૪૨ થી ૪૪ સુધીમાં જણાવ્યું છે કે—યજ્ઞપુરૂષ નવોજ દેવ કલ્પાયો. અને પ્રજાપતિ બધાના મોખરે આવી જગતના સ્રષ્ટા થઇ બ્રહ્મા તરીકે પૂજાતો થયો. વિશેષ મારો ગ્રંથ જોવાની ભલામણ કરૂં છું.

(૬) કલમ છઠ્ઠીથી—શ્વેતાશ્વતર ઉપનિષદ્ કે જે એક મોડું રચાયલુ છે, તેમાં કહેવામાં આવ્યું છે કે— " જગત્ તે માયા છે, અને બ્રહ્મ તે એ જગત્‌ની માયાને ઉત્પન્ન કરનારો છે " " આ વિચાર પાછલા સમયની વેદાંતની ફિલસુફીનો મોટામાં મોટો સિદ્ધાંત છે. તે પહેલીવાર સ્પષ્ટ રીતે મુકાયલો આ ઉપનિષદ્‌માં જોવામાં આવે છે. પણ આ વિચાર જૂનામાં જૂના ઉપનિષદોની સાથે જોડાયલો છે "

વિચારવાનુ કે—જે આ બ્રહ્મ છે તેના અવયવ ભૂતથી જ આ બધુ જગત્ વ્યાપ્ત છે "तद्विष्णोः परमं पदं" આ વેદની શ્રુતિ બ્રહ્મથી જુદી પડે છે. ગીતામા આ વિષ્ણુને યુગયુગમાં આવવા વાળા, પુરાણોમા સર્વ જીવોમાં વ્યાપીને રહેલા, અને અવતારો લઇને ધમાલ મચાવનાર બતાવ્યા છે. ત્યારે પુરાણોમાં બતાવેલી ૮૪ લાખ જીવોની યોનિયોમા, ભટકતા બ્રહ્માને માનવા, કે વિષ્ણુને, ? આ બન્ને દેવો એક રૂપના નથી તેમજ પ્રત્યક્ષમા દેખાતા આ બધા અનંતાનંત જીવો પણ હાલમા એક સ્વરૂપના નથી. તો પછી આ બધી બાજી કેવા સ્વરૂપથી ખેલાઇ ?

શંકરાચાર્યે—ઇન્દ્રાદિક બધા દેવોને એક બાજુ પર ખસેડીને અને એકલા બ્રહ્મની કલ્પના મુખ્ય રાખીને પોતાના 'અદ્વૈત' મતની સ્થાપના કરી અને જુનાં જૂનાં ઉપનિષદોનો અર્થ કરતાં તેમા પણ આ બ્રહ્મને જોડીને બતાવ્યા અને તે બ્રહ્મને વેદમૂલક ઠરાવવા તેની શ્રુતિયો બનાવી ચારો વેદોમા દાખલ કરી હોય એવું મારૂં અનુમાન છે, વિશેષ વિચાર કરવાનુ ઇતિહાસજ્ઞોને સોપું છું.

(૭) કલમ સાતમી–ઉપનિષદોમાં પરમાત્માનું સ્વરૂપ સમજવાને માટે ભારે ગડમથલ ચાલી રહેલી બતાવીને बृहदारण्यक નાં બે ઉદાહરણ મુકયાં છે. પોતાની સ્ત્રીને સમજાવતાં યાજ્ઞવલ્કય કહે છે કે–મીઠાનો ગાગડો પણીમાં ગળી ગયા પછી બહાર કાઢી શકાય નહી, તેવી રીતે મહાસત્વ મૂળ તત્વોમાથો બહાર નીકળીને પાછું એમા વિલીન થાય છે. મરણ પછી ચૈતન્ય રહેતું નથી. આ વિષયને આગળ સમજાવ્યા પ્રમાણે જે દ્વૈતભાવ ઉપર ચૈતન્યનો આધાર રહે છે તે જતો રહ્યો, એટલે ચૈતન્યપણું જતુ રહેવું જોઈએ. એજ ઉપનિષદ્‌માં બીજે ઠેકાણે–કરોળિયો તતુ વડે બહાર નીકળે છે. અગ્નિમાથી–ન્હાના, ન્હાના, તણખાઓ બહાર નીકળે છે, તેવી રીતે–આત્મામાંથી સઘળા લોક, પ્રાણ, દેવતાઓ, પ્રાણિયો, બહાર નીકળે છે.

આ કલમ ૭ મી માં વિચારવાનું કે—

જૈનોના ૨૩ મા તીર્થંકરનો પ્રાદુર્ભાવ થતાં ધૃગુાજનક–યજ્ઞ યાગાદિકની કિમત નહી જેવી થઇ પડી એટલે પ્રથમ તેની સિદ્ધિ કરવા બ્રાહ્મણ ગ્રથોમાં મંડી પડયા ખરા પણ તે તો ખરા દૂધની આગળ આટાના (લોટના) ધોળા પાણી જેવાજ થઇ પડયા. આગળ વિશેષ જીવાત્માના, પરમાત્માના, વિચારો લોકોમાં પસરતાં, વેદોમા મુખ્ય ગણાતા–અગ્નિ, વાયુ અને સૂર્ય દેવો હતા તે પણ–બાહ્ય, અંતરના, શત્રુઓને જિતવાવાળા, પ્રત્યક્ષમા દેખતા–વીતરાગ પરમાત્માઓના આગળ, નહી જેવા થઇ પડતાં, તે અતીદ્રિય જ્ઞાન વિનાના પાણીમાં ગળી ગએલા મીઠાના ગાગડા જેવા અને તંતુઓ વડે બહાર નીકળેલા કરોળીયાના જેવા, અને અગ્નિમાંથી ન્હાના ન્હાના બહાર પડેલા તણખાઓ જેવા, પરમાત્મા બતાવવા લાગ્યા. પણ તેવા કલ્પિત રૂપ પરમાત્મા બતાવી વિચક્ષણ–ચતુર મહાપુરૂષોને તો સતોષી શકયા નહીજ હોય, એટલે તે સમયના સર્વજ્ઞોના વિરૂદ્ધમા આવીને–નવીન નવીન ઉપનિષદોની રચના અને કલ્પિત સ્વરૂપના નવા નવા પરમાત્મા, લોકોને બતાવવા આગળ પડયા, તે શું અંધારામા ‘ ફાં ’ ફાં મારવા જેવું અને ભોળી દુનિયાને ‘ ફા ’ ફા મરાવવા જેવું, કરેલુ નથી કે ? તે ઉપનિષદોના અભ્યાસ કરવાવાળા આજકાલના બાહોસ પંડિતોને ભારે ગડમથલ જોવામાં આવે તેમાં નવઇ જેવું શું છે ? તે ઉપનિષદોમા થએલી ગડમથલ આગળના લેખોમાં બતાવે છે તે જુવો.

(૮) કલમ આઠમીમાં—પરમાત્માના સ્વરૂપ માટે બતાવેલી ભારી ગડમથલ તેનો ટુંકામાં સાર—

**શતપથ**–એ ઋગ્વેદથી બીજે નંબરે છે.

પરમાત્માના સ્વરૂપનો વિચાર એ ઉપનિષદોનો મુખ્ય તત્ત્વ છે.

**ઋગ્‌ના** પુરૂષમાંથી **આત્માના** વિચારો થયા, સૃષ્ટિના રચનાર પ્રજાપતિમાંથી ભૂત માત્રના આદિકારણ નિર્ગુણ બ્રહ્મનો વિચાર થયો. એ ક્રમનું છેવટ ઉપનિષદોમાં થયું.

ઋગ્. માં–આત્માનો અર્થ–**શ્વાસ** તે વાયુ ને વરૂણનો આત્મા કહ્યો. બ્રાહ્મણોમાં એનો **જીવ** અર્થ થયો. એક ઠેકાણે આત્મા ઉપર જેઓનો આધાર તેવા પ્રાણની–દેવતાઓની સાથે એકતા સ્થાપતાં, વિશ્વનો આત્મા હોવાની કલ્પના થઇ.

**શતપથના**–એક મોડા રચાયલા કાંડમાં–એ આત્મા વિશ્વમાં સર્વત્ર વ્યાપીને રહેલો એમ કહેવામાં આવ્યું.

ઋગ્મા–બ્રહ્મનો અર્થ–પ્રાર્થના, અથવા ભક્તિ, એટલોજ હતો, પણ જૂનામાં જૂના બ્રાહ્મણોમાં–પ્રાર્થના, વિપ્ર અને યજ્ઞમાં વિશુધ્ધિનો અર્થ, દાખલ થયો. ઉપનિષદોમા–પ્રકૃતિ ને સચેતન કરનારૂં, તત્ત્વનો અર્થ થયો. ધાર્મિક ઉત્ક્રાંતિનું સઘળું તત્ત્વ–આ એક શબ્દથી સૂચનાય છે, **આત્મા** અને **બ્રહ્મ** એ બે, **ઉપનિષદો** માં સાધારણ રીતે એકજ ગણાય છે. પણ ખરૂં જોતાં બ્રહ્મથી વિશ્વમા વ્યાપી રહેલા પરમાત્માનું સૂચન થાય છે. અને આત્મા એ શબ્દથી માનવીમાં પ્રગટ થતા ચૈતન્યનું ભાન કરાવે છે. જાણીના આત્માને અજ્ઞાત બ્રમ્હ ઉપર જવુ એ અર્થમા બ્રમ્હ લેવાય છે.

**બૃહદારણ્યક** મા **અક્ષર** એ નામથી આત્માનું વર્ણન છે, તેમાં જણાવ્યું છે કે–એ સ્થૂલાદિકમાનો એકે નથી. એ કોઇના સંગમાં લપટાતો નથી. કોઇને સ્પર્શતો નથી એ કોઇનું ભક્ષણ કરતો નથી. કોઈ એનું ભક્ષણ કરતું નથી. એને કોઇ જોતું નથી. એ સકલ વસ્તુનો વિજ્ઞાતા છે. એના વિના બીજો કોઇજ નથી. આ અવિનાશીના અંદર આકાશ ઓત પ્રોત થઇને રહેલુ છે. તત્ત્વ ચિંતનના પરમતત્ત્વનો વિચાર સૌથી પ્હેલો આ સ્થળે જોઇએ છિયે." કાઠક ઉપનિષદ્‌માં–આત્મા વિષે જણાવ્યું છે કે—

"જ્યાંથી સૂર્યનો ઉદય અને જ્યાં અસ્ત થાય છે, તેમાં સઘળા દેવતાઓનો સમાવેશ થઇ જાય છે. તેની પેલી પાર કોઇ જઇ શકતું નથી.

એ આંખથી જોઇ શકાતો નથી. હૃદયાદિકથી ગ્રહણ થઇ શકે છે. જેઓ એને જાણે છે, તે અમર બની જાય છે."

કલમ ૮ મીનો સાર વિચારવાને લખી બતાવ્યો છે.

ટુકમા વિચારવાનુ કે—

પૂર્વના વેદોની સ્થિતિ-ધૃણાજનકજ થઇ પડેલી, જગ જાહેરજ હતી. તેવા સમયમા જૈનોના ૨૩ માં તીર્થંકરના તરફથી અત્યંત પરોક્ષના વિષયરૂપ સૂક્ષ્મ જીવાદિક તત્વોનો અત્યંત પરોક્ષના વિષયરૂપ ઇતિહાસનો, પ્રકાશ ફરીથી તાજો બહાર પડતાં તે સમયના વૈદિકના પંડિતો—એકદમ જોસમાં આવીને યજ્ઞ યાગાદિકનીજ સિધ્ધિ કરવા, પ્રથમ બ્રમ્હણ નામના ગ્રંથોજ લખવા મંડી પડયા હોય પરંતુ સર્વજ્ઞોના તત્વોનો વિશેષ ફેલાવો થતાંની સાથેજ તે નહી જેવા થઇ પડતા, કેટલાક ચતુર પંડિતોએ, તે બાજી ફેરવીને **જ્ઞાનકાંડના** નામે **ઉપનિષદો** નામના ગ્રંથો રચવાની શરૂઆત કરી દીધી હોય, એમ સેહજે સમજી શકાય તેવું છે. તેમાં કેટલાક પ્રત્યક્ષમા અનુભવાતા—જીવ, કર્માદિકના વિષયોને અને જીવોની મુકિત સંબંધના વિષયોને, પોતાનામા દાખલ કરતા ગયા એટલે કાંઇક પગ ટેકવતા થયા હોય, પરંતુ સર્વજ્ઞોના તરફથી—આ સૃષ્ટિ અનાદિના જેવા અત્યંત પરોક્ષના વિષયોમા, જુદા પડવાના ઇરાદાથી અને ભદ્રિક લોકોને—ગૂંચવાડામાં નાખી દેવાના ઇરાદાથી, આત્માથી સૃષ્ટિની ઉત્પત્તિની કલ્પના, પ્રથમ ઉપનિષદોમા દાખલ કરી હોય ! અને ત્યાર બાદ પ્રજાપતિ આદિથી—સૃષ્ટિ ઉત્પત્તિનો કલ્પના થઇને, જુદા જુદા પ્રકારની અનેક પ્રકારની કલ્પનાઓ થતાં સંપૂર્ણ વૈદિક ધર્મના ગ્રંથોમા ઘુસાડી દેવામા આવી હોય, એવુ મારૂ અનુમાન થાય છે. તે એવી રીતે કે—પ્રથમ ઉપનિષદોમાં સૃષ્ટિની ઉત્પત્તિની કલ્પના, આત્માથી, પછી **અક્ષર** શબ્દના અર્થથી, ત્યાર બાદ અગીયાર ( ૧૧ ) મા તીર્થંકરના સમયમા થએલા પુત્રીના પતિ રાજા કે જે લોકોમા પ્રજાપતિના નામથી જાહેરમા આવેલા, તેનો અર્થ દુનિયાનો પતિ કલ્પીને બધા વૈદિકમાં દાખલ કરવામાં આવ્યા હોય.

મૅકડોનલ સાહેબની ૮ મી કલમમા—એવો ક્રમ ગોઠવ્યો છે કે— "**પરમાત્મા**નો વિચાર એ ઉપનિષદોનો મુખ્ય તત્ત્વ છે, ઋગ૦ ના—પુરૂષમાંથી, આત્માના વિચારો. પ્રજાપતિમાંથી ભૂતમાત્રના આદિકારણ એવા નિર્ગુણ બ્રહ્માનો વિચાર, એ ક્રમનું છેવટનું પગથિયું ઉપનિષદોમાં બતાવ્યુ. ઋગ્૦ મા આત્માનો અર્થ—**શ્વાસ** થઇને, વાયુને વરૂણનો આત્મા, કહેવામા આવ્યો. પણ બ્રાહ્મણોમા અર્થ—એ **જીવ**નો થયો. એક ઠેકાણે તેવા પ્રાણ દેવતાઓની સાથે એકતા બતાવી એવી રીતે વિશ્વના આત્માની કલ્પના થઇ **શતપથ** ના એક મોડા રચાયલા કાંડમા—એ આત્મા વિશ્વમા સર્વત્ર વ્યાપીને રહેલો કલ્પ્યો છે.

ઋગ્૦ માં-બ્રમ્હાનો અર્થ-પ્રાર્થના-ભક્તિ જ થયો છે. જૂના બ્રાહ્મણોમા-પ્રાર્થના-વિપ્ર અને યજ્ઞની શુદ્ધિનો અર્થ થયો. उपनिषदो માં પ્રકૃતિને સચેતન કરનારૂ ત ત્વ બન્યુ. ધાર્મિક ઉત્ક્રાન્તિનું બધું તત્ત્વ આ એક શબ્દથી સૂચવાય છે.

આત્મા અને બ્રમ્હ એ બે શબ્દોથી વિચારો દર્શાવાય છે. તેને उपनिषदो માં એકજ ગણવામા આવે છે.

ખરૂ જોતાં બ્રમ્હ એ પ્રાચીન વિશ્વમાં વ્યાપેલા ત-ત્વનું સૂચન છે અને આત્મા એ માનવીમાં ચૈતન્યનું ભાન કરાવે છે. જાણીતા આત્માને અજ્ઞાત બ્રમ્હ ઉપર જવું એ અર્થમાં બ્રમ્હ લેવાય છે वृहदारण्यक માં अक्षर क्षरे નહી તે આત્માનુ વર્ણન વિસ્તારવાળું છે-એ આત્મા સ્થૂલાદિકમાનો એકે નથી. એને કોઈ જોતો નથી. એ સઘળું જુવે છે. ઇત્યાદિ.

આ બધા વિચારો વૃહદારણ્યકમાં પહેલાજ નજરે પડે છે. काठक માં સૂર્યના ઉદયથી તે અસ્ત સુધીમાં-સઘળા દેવતાઓનો સમાવેશ થઇ જતો બતાવ્યો અને કહેવામાં આવ્યું છેકે-એ **આત્મા** આંખથી જોઇ શકાતો નથી, પણ હૃદયાદિકથી ગ્રહણ થઇ શકે છે. એને જેઓ જાણે છે તે અમર થઇ જાય છે"

આ કલમ ૮ મી માં-સર્વજ્ઞોના તત્ત્વોથી વૈદિક પંડિતોના વિચારોની સાથે, કેવા પ્રકારનો મેળ છે, તે બતાવુ છુ—

સર્વજ્ઞોએ-આ સૃષ્ટિને અનાદિની બતાવી છે અને અનાદિકાલ સુધી ચાલ્યા કરવાની પણ બતાવેલી જ છે. સર્વજ્ઞોએ-કેવલ જડ પદાર્થનું લક્ષણ, જુદુ બતાવ્યું છે. અને કેવલ ચેતન પદાર્થોનું લક્ષણ પણ; જુદુજ બતાવ્યું છે જડ અને ચેતનના સંયોગવાળી, થઇ રહેલી આ સૃષ્ટિ અનાદિના કાળથી ચાલતી આવેલી આપણે પ્રત્યક્ષપણે જોઈ રહ્યા છિયે. વિશેષ વિચારવાનુ એ છે કે-

જડની સાથે ફસેલા, અનંતા અનંત જીવો-૮૪ લાખ જીવોની યોનિયોમા, ઉલટ પાલટપણે ભટકી રહેલા પણ આપણે પ્રત્યક્ષપણે જોઇ રહ્યા છિએ, તો પછી આ જીવોનો કર્ત્તા કોણ ? અને તે જીવો કર્મવાળા બનાવ્યા કે કર્મ વિનાના ?

પુરૂષમાથી આત્માના વિચારો થયા, તે **આત્મા** શતપથમા વિશ્વમાં સર્વત્ર વ્યાપીને રહેલો બતાવ્યો. તો વિચારવાનુ કે-તે નિર્મલ **આત્મા**

અનેક પ્રકારના મહાસંકટવાળી ૮૪ લાખની યોનિયોમાં શું વધારે મેળવવાને પડેલો ? અને ઋગ્વેદમા-પુરૂષ અને પુત્રીનો પતિ-પ્રજાપતિ જ કયે ઠેકાણેથી લાવીને ઘુસાડયો ? બીજી વાત એ છે કે-વિષ્ણુ ગીતામા ભકતોનાં દુઃખોને દૂર કરવાનું વચન આપીને ગએલા બતાવ્યા છે. તે વિષ્ણુને પુરાણોમાં સર્વ જીવોમાં વ્યાપીને રહેલા બતાવ્યા, તે શું ૮૪ લાખ યોનિયોમાં રહેલા જીવોના દુઃખોનો ભાર બોજ ઓછો કરવાના હેતુથી, તેઓમા વ્યાપીને રહેલા માનવા ? આ બધી નવીન પ્રકારની બાજી, સર્વજ્ઞો વિનાના બીજા કયા નવીન જ્ઞાનીયોથી અને શા કારણથી રચાયલી માનવી ?

આ ૮ મી કલમમાં મૅકડોનલ સાહેબે-પ્રથમ ઋગવેદના પુરૂષથી આત્માનો, અને પછી પુત્રીના પતિ-પ્રજાપતિથી નિર્ગુણ બ્રહ્માનો, તે પછી શતપથમા તે આત્મા વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલાનો ક્રમ જે બતાવ્યો છે તે ઋગવેદમાં દાખલ થએલી શ્રુતિઓના પરાધીન પણથી લખેલો માલમ પડે છે. મારા વિચાર પ્રમાણે સર્વજ્ઞોના તરફથી અનાદિની સૃષ્ટિના વિચારો જાહેરમાં ફેલાયા પછી, આ અત્યંત પરોક્ષના વિષયમા ભદ્રિક લોકોને ગૂંચવાડામાં નાખી સર્વજ્ઞોના ભક્ત થતા અટકાવવાના ઇરાદાથી, પ્રથમ ઉપનિષદોમાં વિશ્વમા વ્યાપીને રહેલા આત્મા કલ્પવામાં આવ્યા હોય, ત્યાર બાદ ધીરે ધીરે ઋગ્વેદમાં પ્રથમ પુત્રીના પતિ-પ્રજાપતિનું સૂકત, તેના પછી કલ્પિત પુરૂષનું સૂકત, વેદની મહોર છાપ લગાડવાને માટે દાખલ કરેલું હોય. આ મારા વિચારો મૅકડોનલ શાહેબના સ્વતંત્ર વિચારોની સાથે મળતા આવે છે. જુવો પૃ. ૧૭૬ મા—" ઋગ્વેદમાં છ કે સાત સૃષ્ટિ વિષયના સૂકતો છે....તેમાં-દંત કથાનો, અને ધર્મ શાસ્ત્રના વિચારોની પુષ્કલ ભેળંમ ભેળા થઇ હોય એ તો સ્વાભાવિકજ છે." અને તે વિચારો ઘણા અસ્ત વ્યસ્ત સ્થિતિમાં મુકાયલા છે."

આ તેમના વિચારના ફકરાથી એજ સિદ્ધ થાય છે કે સર્વજ્ઞોના તરફથી-અનાદિની સૃષ્ટિના વિચારો ફેલાતાં, તેમનાથી ખાસ જુદા પાડવાના ઇરાદાથી, આ અત્યંત પરોક્ષના વિષયમા-પ્રથમ ઉપનિષદોમા-વિશ્વમા સર્વત્ર વ્યાપીને રહેલો આત્મા કલ્પ્યો હોય, ત્યારબાદ ધીરે ધીરે તે વિચારોને વેદ મૂળક ઠરાવવાને, વેદોમાં પણ તેની અનેક પ્રકારની શ્રુતિઓ દાખલ-કરતા ગયા હોય, જુવો મૅકડોનલ સાહેબના વિચારો પૃ ૧૭૬ મા લખ્યુ છે કે—

(૧) પ્રાચીન ઋષિઓ જણાવે છે કે-દેવતાઓએ સૃષ્ટિને ઉત્પન્ન કરી........

(૨) સ્વર્ગ અને પૃથ્વી એ બેઉ સઘળા દેવતાઓનાં મા-બાપ છે, એવો વિચાર ઘણે ઠેકાણે છે.

(૩) ઇંદ્રને વિષે એવું કહેવામાં આવ્યું છે કે-એણે પોતાના શરીરમાંથી એના પિતાને અને એની માતાને જન્મ આપ્યો. (મં. ૧૦, સૂ. ૪૫)

(૪) પૃ. ૧૭૭ માં- વિરોધાભાસી વિચારોમાં, વધારે ને વધારે મશગુલ રહેનારા વિપ્રવર્ગની કલ્પનાને, આ વિચાર ઘણો ગમી ગયો હતો એમ સ્પષ્ટ માલુમ પડે છે.

(૫) ઋગ્વેદના ધાર્મિક વિચારો-ધીરે ધીરે વિકાશ પામતાં સઘળા મુખ્ય દેવતાઓથી જૂદા અને એકકે એક દેવતાઓ કરતાં ચઢિયાતા, એવા એક સ્રષ્ટાની કલ્પનાનો ઉદ્‌ભવ થયો.

(૬) સૃષ્ટિ વિષયક સૂક્તમાં-૧ પુરૂષ, ૨ વિશ્વકર્મા, ૩ હિરણ્યગર્ભ, ૪ અને પ્રજાપતિ, એવાં જુદાં જુદા નામોથી એ સ્રષ્ટાને-સંબોધન કરવામાં આવ્યું છે........

(૭) આ સૃષ્ટિ વિષયક સૂક્તોમાં-કોઇ મૂળ પદાર્થ ઉપરથી બનાવટ કરવામા આવી હોય અથવા કોઇ મૂળ પદાર્થમાંથી ઉત્ક્રાતિ થઇ હોય એવી રીતનું સૃષ્ટિ વિષેનું વર્ણન આપવામાં આવ્યું છે."
વિશેષ તે ગ્રંથથી જોવાની ભળામણ કરૂ છું અને આમાં કાંઇક વિચાર કરીને બતાવું છું.

કલમ સાતેમાં વિચારવાનું કે—

"દેવતાઓએ સૃષ્ટિને ઉત્પન્ન કરી." ત્યારે તેઓ કયાંથી આવ્યા હશે ? વળી આ મહાવિશાલ પૃથ્વી આદિના મશાલા કયાંથી લાવ્યા હશે ? અને તે પોતે કયા ઠેકાણે ઉભા રહીને આ બધી રચના કરી હશે ?

બીજે ઠેકાણે-" સ્વર્ગ-પૃથ્વીને દેવતાઓનાં-મા બાપ બતાવ્યાં છે." અહીં વિચાર થાય છે કે-વનસ્પતિ-કીડાઆદિથી તે માણસ સુધીના અનંત અનંત જીવોના મા-બાપ કોણ મનાયા હશે ?

ત્રીજામાં-" ઇંદ્રે પોતાના શરીરથી મા-બાપને જન્મ આપ્યો." અહીં વિચાર થાય છે કે-આવા પ્રકારની અનેક શ્રુતિયો માત્રાધિક સોમપાનના છાકમાંથી પ્રગટ થએલી હોય. એમ એક ભજનપદથી સમજાય છે-" સોમવેલ રસ શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે. અવર વર્ણને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે ॥ પ્રેમ રસ તેના ઉરમા ઠરે.

ઉપરના જેવી અર્થ વગરની તદ્દન બેઢંગી, માત્રાધિક સોમપ નના બે-ભાનમાથી અનેક પ્રકારની શ્રુતિયો પ્રગટ થએલી જોવામાં આવે છે. જે વાતો નાનું છોકરૂ ન કરી શકે, તેવા પ્રકારની વાતો, વેદ કાલના મોટા મોટા ઋષિ પડિતો કેવા વિચારોથી કહી ગયા કે-ઈંદ્રે પોતાના શરીરથી માબાપને જન્મ આપ્યો ? મોટા દેવ તરીકે મનાયલા સોમની સ્તુતિયોથી વેદો ભરેલા છે, તેથી તેજ ઇશ્વરની પ્રેરણા ઋષિપડિતોને થએલી મનાયી હોય. એટલે વિરોધાભાસની વાતો જે દેખાય છે તે-માત્રાધિક સોમપાનના પરાધીન પણાથી જ થએલી હોય, આગે તો મોટા પંડિતો કહે તે ખરૂં.

મૅકડોનલ શાહેબે-કલમ પાંચમીમા-ઋગ્૰ ના દેવતાઓથી જુદા એક સષ્ટાની કલ્પનાનો ઉદ્ભવ બતાવ્યો. છઠ્ઠીમા-તે પુરૂષાદિકથી સંબોધાતા બતાવ્યા. સાતમીમા-તે કોઇ મૂલ પદાર્થ ઉપરથી બનાવટ થએલી બતાવી. આ ત્રણે કલમોનો વિચાર ભેગો ટુંકમા કરીને બતાવુ છું.

મૅકડોનલ શાહેબની ૮ મી કલમ તેમાંના-સૃષ્ટિ વિષયકના કેટલાક ફકરાઓનો વિચાર કરતાં જેમ કે ઋગ્વેદમાંના દેવતાઓથી સૃષ્ટિની ઉત્પત્તિ, અને સ્વર્ગ-પૃથ્વી, દેવતાઓનાં મા-બાપ, આદિનો વિચાર કરીને બતાવ્યો. ફરીથી તેજ વેદમાના ૫-૬-૭ મા ફકરાનો વિચાર તપાસી જોઇએ.

પાંચમામા-ઋગ્વેદના દેવતાઓથી જુદા એક સ્રષ્ટાની કલ્પના, છઠ્ઠામાં-તે પુરૂષાદિકથી સંબોધાતા, સાતમામાં-તે કોઇ મૂલ પદાર્થ ઉપરથી બનાવટ થએલી એમ મૅકડોનલ શાહેબે અનુમાન કરીને બતાવ્યું. આમા મારૂં અનુમાન કરીને બતાવું છું.સર્વજ્ઞોએ-આ સૃષ્ટિને, આદિઅંત વિનાની બતાવી છે. તેથી તે સર્વજ્ઞોના વિરૂધ્ધની બનાવટજ છે, એમ સહજે સમજી શકાય તેવી છે. પણ તે બનાવટ સર્વજ્ઞોના ઇતિહાસમાં ૧૧ મા તીર્થંકરના સમયમાં થએલા પુત્રીના પતિ રાજા, કે જે પ્રજાપતિના નામથી લોકોમા પ્રસિધ્ધ થયા હતા, તે પ્રજાપતિને વદિકોએ અસ્તવ્યસ્તપણાથી, પ્રાયે સંપૂર્ણ વૈદિક ગ્રથોમાં દાખલ કરી દીધેલા જોવામા આવે છે. જુવો અમારી તત્ત્વત્રયીમીનાસાનો લેખ. સહજે સમજી શકાય તેવુ છે.

તે પ્રજાપતિને-વેદમૂલક ઠરાવવા, તેમનાં ત્રણ ચાર સૂક્તો જેમ કે-હિરણ્યગર્ભ નામનું, યજ્ઞપુરૂષ નામનું--પુરૂષસૂક્ત, પ્રથમ ઋગ્વેદથી ન જાણે કયા સમયમાં દાખલ કરવામાં આવ્યું તેની શોધ કરવાનું કામ ઇતિહાસજ્ઞ મહાપુરૂષોનું છે. આ વિષયમાં-મણિલાલ નભુભાઇ દ્વિવેદી એવું જણાવી ગયા

છે કે-યજ્ઞ પુરૂષ નવોજ દેવ કલ્પાયો, અને પ્રજાપતિ-બધાના મોખરે આવી, સૃષ્ટિના નિયંતા થઈ-બ્રમ્હા તરીકે પૂજાતો થયો. આ લેખનું ઠામ ઠેકાણું મારા ગ્રંથથી સજ્જનો સારી રીતે જોઇ શકશે. આ વાતને વિશેષ ન લંબાવતાં અહીંજ સમાપ્ત કરૂં છું.

કલમ ૯ મીમાં-મેંકડોનલ શાહેબે-કર્મની વાત જણાવતા वृहद्दारण्यक થી કર્મના સિધ્ધાતની શરૂઆત થએલી તે એવી રીતે કે-(૧) માણસનુ શરીર પંચ ભૂતમાં ભળી ગયા પછી કર્મ વિના બીજુ કાંઇ રહેતું નથી, (૨) બૌધ્ધમાં આત્માનું અસ્તિત્વ સ્વીકારાયલું નથી, પાછળ મનુષ્યનાં કર્મ ટકી રહે છે, તેજ નવા જન્મનો નિર્ણાયક બને છે. કર્મનો સિધ્ધાત બુધ્ધના ઉપદેશનો પાયો છે ”

(૩) कैपितकि પ્રમાણે મૃત્યુપછી-સર્વે ચદ્ર આગળ જાય છે. ત્યાથી પિતૃયાનમા, પછી બ્રમ્હને પ્રાપ્ત કરે છે. બાકીના કર્મ પ્રમાણે અને જ્ઞાન પ્રમાણે, મનુષ્યથી તે કીટ સુધીના જીવનમાથી, ગમે તે પ્રકારનુ જીવન પ્રાપ્ત કરે છે.

(૪) કાઠકમાં-મૃત્યુ પછીના જીવન વિષે એક દંતકથાથી સમજાવ્યું છે. नचिकेतस યમના ઘરમાં ગયો, યમે ત્રણ વરદાન માગી લેવનું કહ્યું-ત્રીજા વરદાનમાં- “ મૃત્યુ પછી માણસ રહે છે કે નહીં. ” એ માગ્યું, યમે કહ્યું બીજું માગી લે મૃત્યુએ બુધ્ધને વાત કરી તેવી આ વાત છે. નચિકેતસ અને બુધ્ધ લાલચ સ્હામે ટકી રહીને અંતે જ્ઞાનની પ્રાપ્તિ કરે છે.

કલમ ૧૦ મી-ઉપનિષદોમાં-વિશ્વ વિષે-તર્કપધ્ધતી પ્રમાણે ખિલવવામાં આવેલા, ચોક્કસ વિચારો નીકળે તેવું કાંઇ નથી. કવિત્વમય, ફિલસુફીમય વિચારો અધ્યાત્મિક પ્રશ્નો વિષેના કામ ચલાઉ સંવાદો, ચર્ચાઓનું મિશ્રણ ઉપ નિષદોમાં છે. ”

કલમ ૧૧ મી મા-એ વિચારોને સુવ્યવસ્થિત સ્વરૂપ તો વેદાંતમાં પ છલા સમયમાંજ મળ્યું.

ઉપનિષદોમા જે વધારે પ્રાચીન તે ઇ. સ. પૂર્વે ૬૦૦ કરતા વધારે મોડું ભાગ્યેજ હશે.

કેટલાક અગત્યના સિદ્ધાંતો બૌદ્ધની પહેલાં જાણીતા હોવા જોઇએ.

કલમ ૧૨ મી મા-પાશ્ચાત્યો-સદ્-બેસવું તે ઉપનિષદ્, વૈદિક ટીકાકારો -યથાર્થ જ્ઞાનવડે કરીને અવિદ્યાનો જે નાશ કરે તે ઉપનિષદ્, જેનાવડે બ્રમ્હ જ્ઞાન આવે અથવા બ્રમ્હની સમીપ જઇએ તે ઉપનિષદ્, શકરસ્વામીએ-ઉગ્યા-મા ઉંચું શ્રેય જેમા સમાયલું છે તે ઉપનિષદ્.

આ ઉપરની કલમોમાં વિચારવાનું કે—

ઇશ્વરદત્ત કે, ઇશ્વરકૃત, વેદોના કર્તવ્યને, બાજુ પર રાખીને–જ્ઞાનકાંડના નામથી ઉપનિષદો લખાઇ ખરી પણ તે જ્ઞાનની તૃપ્તિ પૂરી કરે તેવી નથી. મૅકડોનલ શાહેબ કહે છે કે –ઉપનિષદોમાંથી કોઇ ચોક્કસ વિચારો નીકળે તેવું નથી. તેથી ૯।૧૦।૧૧।૧૨ આ ચાર કલમોનો વિચાર સર્વજ્ઞોના તત્ત્વોની સાથે મેળવીને બતાવું છું—

૧ માણસનું શરીર પાચ ભૂતોમાં ભળી ગયા પછી, કર્મ વિના બીજું કાંઇ રહી શકતું નથી. એ મત વૃહદારણ્યકનો બતાવ્યો છે. બૌદ્ધો પણ કહે છે કે મનુષ્યનાં કર્મજ ટકી રહે છે. તેજ નવા જન્મના નિર્ણાયક થાય છે. એટલે ઉપનિષદોનો અને બૌદ્ધોનો મત, એક જેવો થઇ જાય છે.

આ વિષયમા–સર્વજ્ઞોનું કથન એ છે કે કર્મથી પરભવનો નિર્ણય થાય છે ખરો પણ, તે કર્મ એકલા રહેતાં નથી પણ તે કર્મ જીવને સાથે લઇને જાય છે. શંકરસ્વામી માતાની સમજૂતિ કરતાં સર્ગ ૪ માં કહે છે કે–" જીવ કર્મ પ્રમાણે સ્થૂલ દેહમા વિચર્યા કરે છે. " સર્ગ ૬ ઠ્ઠા મા વૃધ્ધ બ્રાહ્મણને બ્રમ્હ સૂત્રનો અર્થ સમજાવતા કહે છે કે–" દેહ છોડીને બીજા ભવમાં જતાં જીવને પાચ મહાભૂતો વીંટલાઇને જાય છે " " કર્મ વિના બીજું રહેતું નથી. " એવો મત વૃહદારણ્યકનો શંકરસ્વામીએ છોડી દઇને આ નવીન પ્રકારનો અર્થ ક્યાંથી મેળવ્યો ? સર્વજ્ઞ હતા કહીને સ્વતઃ મેળવ્યાનું કહો તો તે સત્ય સર્વજ્ઞ ન હતા, પણ કલ્પિતજ હતા. તે તેમના આચરણોના લેખથી સમજી શકાય તેમ છે.

આ કર્મના અટલ સિદ્ધાંતમાં વૃહદારણ્યકથી શંકરસ્વામીનો મત જુદો શા કારણથી પડયો ?

(૩) મૃત્યુ પછી સર્વે ચંદ્ર આગળ, પછી પિતૃયાનમાં, તે પછી બ્રહ્મને પ્રાપ્ત કરે. કર્મ વિનાના એકલા જીવને આટલાં બધાં ગોથામાં કોણે નાખ્યા ? કેમ કે બાકીના જીવો કર્મ પ્રમાણે અને જ્ઞાન પ્રમાણે જીવન પ્રાપ્ત કરતા બતાવ્યા છે.

(૪) **નચિકેતસ** યમના ઘરમાં ગયો, ત્રીજા વરદાનમાં " મૃત્યુ–પછી માણસ રહે છે કે નહીં. " એ માગણી કરી.

આ વાતમાં યમે–દેવતાઓને પણ અજાણ બતાવ્યા છે, તે વાત તો ખરી માની લેવા જેવીજ છે.

જુવો કે-ઈંદ્રપદની લાલચો બતાવી વેદજ્ઞો રાજાઓની પાસે પશુ યજ્ઞો કરાવતા, એ વાતો પ્રસિદ્ધ છે. ત્યારે ઈંદ્ર પોતે કયુ પદ મેળવવા યજ્ઞ કરવાને આવતા માનવા ?

વસુરાજાની કથામાં કહ્યું છે કે-ઈંદ્રે પશુ યજ્ઞ કરવાનો આરંભ કર્યો ઋષિઓ તે વાતમા આડા પડયા. છેવટે વસુને મધ્યસ્થ સ્થાપ્યો. ઇંદ્રના પક્ષમા ભળતાં રાજ્યથી ભ્રષ્ટ થઇ નરકમાં પડયો બતાવ્યો છે. ત્યારે સાક્ષાત પશુયજ્ઞો કરાવનારની, અને કરનારની કયી ગતી કલ્પવી ? પશુઓનો યજ્ઞ કરનાર દેવતાઓનો રાજા, ઇંદ્રજ જ્ઞાની ન મનાય, તો પછી દેવતાઓ જ્ઞાની કેવા રૂપના મનાય ? યમ તો તેમનાથી નીચા દરજાનો છે તો પછી યમની પાસેથી નચિકેતસે કયા પ્રકારનું જ્ઞાન મેળવ્યું માનવું ?

આ ઉપનિષદોના માટે, મેકડોનલ શાહેબજ લખે છે એમ નથી. પણ એકાદશોપનિષદ્‌ના ભાષાંતરકાર—છોટાલાલ પ્રાણશંકર દ્વિતીયા વૃત્તિ, સં. ૧૯૭૮, સને ૧૯૨૨.

કઠ ઉપનિષદ્‌ની ભૂમિકાના પૃ. ૨૭ માં લખે છે કે—

"આત્માના નિદિધ્યાસન વડે જેમ જેમ દરેક મહાત્મા ઋષિઓને આત્મા સંબંધી જ્ઞાનનો પ્રકાશ થવા માંડયો, તેમ તેમ તેઓ મંત્ર રૂપે ઉપનિષદો વિષે ઉમેરો કરતા ગયા. આમ હોવાથી-સર્વ ઉપનિષદોને સરખાવતા. તેમા વિચારોની સંકલના જોવામાં આવતી નથી, છતાં સર્વ ઉપનિષદોનું સમ્યક્ સમીક્ષણ કરતાં એક વ્યવહારિક રૂપ તથા ત્રણ કાલ્પનિક રૂપે પ્રશ્નો ઉત્પન્ન થાય છે.

૧ પ્રથમ પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે-મનુષ્યની ઉચ્ચતમ ધારણા શી હોય છે ?

૨ બીજો એ કે-જગતનું સૌથી અંતિમ કારણ શું હશે ?

૩ ત્રીજો પ્રશ્ન એ કે-જગતની સાથે-આ કારણનો શો સંબંધ છે ?

તથા ચોથો પ્રશ્ન એ કે આપણે તે કારણ રૂપને કેવી રીતે ઓળખી શકીએ ?

પ્રથમ વલ્લીમા પ્રથમ પ્રશ્નના પ્રત્યુત્તરનો સમાવેશ થાય છે. ટુંકમાં તેમા દર્શાવેલ વિચારો નીચે પ્રમાણે છે.

સાધારણ રીતે એમ માનવામા આવે છે કે-વેદનું જ્ઞાન શ્રેષ્ઠ સુખને પ્રાપ્ત કરે છે. પણ વેદ વિહિત કર્મોનું અનુષ્ઠાન કરવાથી, તથા વેદ જ્ઞાનથી પ્રાપ્ત

થતું સુખ અર્થાત્ સ્વર્ગ સુખનો ભોગ ક્ષણિક છે. તથા જે મનુષ્ય અવિકારી સુખ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તેના મનને તે સુખ સંતોષ પમાડતું નથી. આત્મા અવિકારી સ્થિતિને પ્રાપ્ત થવાથી ઉત્પન્ન થતું જે સુખ, તે અખંડાનંદ સુખ કહેવાય છે. આથી એ પ્રશ્ન ઉભો થાય છે કે-ઇંદ્રિયો તથા મન આદિરૂપ ક્ષણિક ભોગના સાધનોથી જે વિભક્ત છે, એવા આત્માનુ મૃત્યું પછી અસ્તિત્વ શું છે? આ વાતને સાબીત કરવાનુ કાર્ય મહાન્ કઠિણ છે છતાં તે કાર્ય ઘણાજ ઉચ્ચ પ્રકારનું છે. કારણ તે જ્ઞાન અખંડાનંદ પ્રાપ્ત કરાવવા સમર્થ છે. માટે કોઇ પણ આનાકાની સિવાય તે વિષયને પ્રથમ હાથમાં લેવો જોઇએ.

૨ દ્વિતીય વલ્લીમાં–જગતનું કારણ શું છે, તથા આપણે તે કેવી રીતે જાણી શકીએ છિએ? આ પ્રશ્નોનું સાધારણ સમાધાન તેમાં દર્શાવેલ છે. જે સુખ લાગે છે તેથી ભિન્ન આનંદ રૂપે તે છે, અને આજ કારણથી મનુષ્યને ક્ષણિક આનંદ તથા અખંડાનંદ આ બેમાથી એકનીજ સ્પૃહા રાખવી પડે છે. કારણ તે બન્ને આનંદો એવા ભિન્ન પ્રકૃતિવાળાં છે કે, તે બન્નેની પ્રાપ્તિ સાથે હોઇ શકેજ નહીં. સમ્યક્ પરીક્ષણ પછી માલમ પડશે કે આ બે પ્રકારના સુખોમા અખંડાનંદનુ સુખ શ્રેષ્ઠ છે. જે ચીજો આનદ ઉત્પન્ન કરે છે તે વસ્તુજ્ઞાન ખરૂ જોતાં અજ્ઞાનજ છે× કારણ કે કેવલ આ જગત્જ પોતાના વિષય સુખો સાથે અસ્તિત્વમા છે. પણ બીજી કોઇ વસ્તુ સુખને અર્થે નથી. આ રીતની માન્યતા ઉત્પન્ન કરવા વડે અર્થાત્ વસ્તુના સત્ય સ્વરૂપને તે ભુલાવવામા નાખી દે છે. આ અવિદ્યા અજ્ઞાનનું પરિણામ એ આવે છે કે-**આત્મા** મરણથી જન્મને અને જન્મથી મરણને વારંવાર પ્રાપ્ત થયા કરે છે. આથી ઉલટી રીતે વિદ્યા અથવા જ્ઞાન સત્ય વસ્તુ તરફ દોરવી લઈ જાય છે. તથા તેનો મુખ્ય હેતુ એજ હોય છે કે મનુષ્યના આત્માનો સત્ય વિષય પ્રદર્શિત કરવો.'

---

× જે જ્ઞાન પરમાત્મા સંબંધીતું નથી, તે અવિદ્યા રૂપ છે. આ રીતનો વિચાર તે વેદાંત શાસ્ત્રનો મુખ્ય વિષય છે.

વેદાંત શાસ્ત્ર વિષે કહેવામા આવે છે કે—સંસાર અવિદ્યા, તથા માયાથી ઉત્પન્ન થએલો છે વળી **મુંડકોપનિષદ્**ના પ્રથમ ખંડના ચતુર્થ મંત્ર વિષે તો એટલે સુધી કહેવામા આવ્યું છે કે—" **द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति परा चैवाऽपरा च ॥** "

બ્રહ્મવિત્ પુરૂષો કહે છે કે વિદ્યા બે પ્રકારની છે. **પરા** તથા **અપરા** અર્થાત્ બ્રહ્મ સંબંધી વિદ્યા 'પરા' [illegible] છે. [illegible] ધે દર્શાવેલ વિદ્યા '**અપરા**' ઉતરતી ગણાય છે.

ઉપનિષદો વિષે સાધારણ રીતે–મૅકડોનલ શાહેબનો, અને છોટાલાલ ભાઇનો મત, જણાવી દીધો. હવે હું મારો મત જણાવું તો તે અગ્યોય નહીં ગણાય--

મૅકડોનલ શાહેબના ઉપનિષદોના વિચારોને કાંઇક સ્પષ્ટ કરતો આવ્યો છું.

હવે છોટાલાલભાઇના વિચારોને, ટીકાકારોના, અને આગળ પાછળના બે વિચારોને મેળવીને બતાવું છું.

મુંડકોપનિષદ્‌ની ટીકામા શ્રીવિષ્ણુનું મંગલાચરણ—

परिपूर्ण-परिज्ञान-परितृप्तिमते सते ॥
विष्णवे जिष्णवे तस्मै, कृष्णनामभृते नमः ॥ १ ॥

ભાવાર્થ—જે પરમાત્માને પરિપૂર્ણ જ્ઞાન છે, એટલુંજ નહી પણ જેમને ચારે બાજુનુ જ્ઞાન છે, તે પણ સાધારણ નહી પણ સંપૂર્ણ તૃપ્તિવાળુ છે, તેવા કૃષ્ણ નામને, ધારણ કરવાવાળાને અને જિત મેળવવાવાળા એવા વિષ્ણુને, નમસ્કાર થાવો ॥ ૧ ॥

વિષયની શરૂઆત કર્યા પછી–વેદ, વેદાંગની, વિદ્યાને નિકૃષ્ટ વિદ્યારૂપે, અને બ્રહ્મ વિદ્યાને ઉત્કૃષ્ટ વિદ્યારૂપે બતાવતાં કહ્યું છે કે–તે નિર્ગુણ બ્રહ્મ જ્ઞાનેંદ્રિયના પણ વિષયરૂપ નથી. વ્યાપક છે, ભૂતોના કર્ત્તા છે, અને સૃષ્ટિની ઉત્પત્તિ કરનારા છે. કરોળીયાના જાગાના દૃષ્ટાંતે તેમનાથી ઉત્પન્ન થતી અને પાછી તેમાંજ લય થતી બતાવી છે.

આગળ જતાં–મંત્ર વિહિત કર્મોને નિકૃષ્ટ બતાવતા જણાવ્યુ છે કે–કર્મોને પ્રાધાન્ય માનનારા–મૂર્ખ, અવિદ્યાયુક્ત, તથા અંધ સમાન છે. અને તે હમેશાં જન્મમરણના ફેરામાં અટવાયા કરે છે. અને ઘણા દુઃખી થાય છે. ॥ આગળ જતાં–વસ્તુની ઉત્પત્તિ બ્રહ્મથી ક્રમ વિનાનીજ બતાવી છે છેવટે સર્વ આત્માના સ્વરૂપનું બતાવતાં–બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થતી બતાવી છે.”

ઐતરેયોપનિષદ્‌ની દીપિકાનુ મંગલાચરણ—

यस्य निश्वसितं वेदाः, यो वेदेभ्योऽखिलं जगत् ।
निर्ममे तमहं वंदे, विद्यातीर्थमहेश्वरं ॥ १ ॥

ભાવાર્થ—જે પરમાત્માના નિશ્વાસરૂપ (શ્વાસરૂપ) આ વેદો છે.

અને વેદોથી સંપૂર્ણ જગત્ જેણે નિર્માણ કર્યું છે, તે વિદ્યાના તીર્થરૂપ મહેશ્વરને હું વંદના કરૂં છું.

તૈત્તિરીયોપનિષદ્નુ મંગલાચરણ—

यस्माज्जातं जगत्सर्वं, यस्मिन्नेव विलीयते ।
येनेदं धार्यते चैव, तस्मै ज्ञानात्मने नमः ॥ १ ॥

ભાવાર્થ— જે પરમાત્માથી આ બધું જગત્ પેદા થયું છે, અને જે પરમાત્મામા આ બધું જગત્ પાછું લય થઇ જાય છે, અને જે પરમાત્માએ આ બધું જગત્ ધારણ કરી રાખ્યું છે, તે જ્ઞાન સ્વરૂપના પરમાત્માને નમસ્કાર થાઓ. ॥ ૧ ॥

ઐતરેય-અને તૈત્તિરીય એ બેઉ ઉપનિષદો પરમાત્મા સિવાય અન્ય કાઇ નથી એવા વિચારથી શરૂ થાય છે. ( છોટાલાલ પૃ. ૫૫૮–૫૫૯ )

આ ત્રણે ઉપનિષદોનો સામાન્ય રૂપે વિચાર કરીને બતાવું છું.

સર્વજ્ઞોએ–નાના મોટા અનંતાઅનંત જીવોથી અને અનંતાઅનંત જડ રૂપ પરમાણુઓથી વ્યાપ્ત થઇ રહેલી, આ સૃષ્ટિ પ્રવાહથી અનાદિના કાલથી ચાલતી આવેલી બતાવેલી છે, અને તેમાં રહેલા સર્વ જીવો પોત પોતાના કર્મના વશમાં પડેલા ૮૪ લાખ જીવોની યોનિયોમાં જન્મમરણ કર્યાજ કરે છે. આ બધું આપણે પ્રત્યક્ષપણે પણ અનુભવથી વિચારી શકીએ છિએ.

મુંડકોપનિષદમાં—

પરિપૂર્ણ જ્ઞાન, અને પરિપૂર્ણ સત્તાવાળા વિષ્ણુ ભગવાન્‌ની સ્તુતિ કરીને નિર્ગુણ બ્રમ્હ, જ્ઞાનેંદ્રિયના વિષય નથી પણ વ્યાપક, ભૂતોના કર્ત્તા, અને આ બધી સૃષ્ટિના ઉત્પાદક છે અને છેવટમા મોક્ષ આપવાવાળા એજ છે. પોતાના ગ્રંથમાં એવો જ્ઞાનનો પ્રકાશ કરેલો છે.

ઐતરેયઉપનિષદ્માં—

પરમાત્માનો જે નિશ્વાસ છે તેજ વેદો છે. અને વદોથીજ આ બધું જગત્ છે.

તૈત્તિરીયોપનિષદમાં—

જેનાથી આ બધું જગત્ ઉત્પન્ન થાય છે, તેનામાં જ પાછું લય થઇ જાય છે. અને તેજ જગતને ધારણ કરીને રાખે છે.

ઐતરેયમા—પરમાત્મા—પરબ્રહ્મથીજ આ બધા સર્વ જગતની ઉત્પત્તિ અને આત્માજ બ્રહ્મારૂપ અથવા સ્રષ્ટારૂપ છે. ઐતરેય-તૈત્તિરીય એ બેઉનો એજ મત છે કે—પરમાત્મા સિવાય બીજું કાંઈ નથી એજ મતની પુષ્ટિ છે.

પ્રથમ-**વિષ્ણુનુ** અને **બ્રહ્માનું** મૂળ કયાં છે અને વૈદિકોમાં કેવા સ્વરૂપથી ચિતરાયું છે તેનો કાંઇક ટુક સ્વરૂપથી વિચાર કરીને જોઇએ—

૧ વિષ્ણુએ ત્રણ પગલા મુકતા—પૃથ્વી અને આકાશ બનાવતા તેની સાથે સાત-સાત લોક પણ બનાવી દીધા હતા. એમ ઋગના ૧-૭ મા મંડલમા લખાયુ છે. ફરીથી ઋગ્ના ૧૦ મા મંડલમા આ બધી સૃષ્ટિના ઉત્પન્ન કરવા વાળા-**પ્રજાપતિ**-બ્રહ્માનાં પણ ત્રણ મોટા સૂક્તો લખાયા છે. આ બેમાના કયા પરમાત્મા સૃષ્ટિના ઉત્પાદક સાચા ? આ બે પરમાત્મા મૂળના એકજ વેદના છે. અપૌરૂષેયાદિ મહત્વના વેદોની આ વાત વિચારવા જેવી ખરો કે નહી ? ન્યાય તો આપ સજ્જનો કરો તે વિચારવાનો. બીજી વાત—" વેદો પ્રમાણ ભૂત હોય તો મને આંચ આવશો નહી " એમ કહી પરવત પરથી પડતા તાજા માજા રહી કુમારિલ ભટ્ટે બૌદ્ધોને પરાજિત કર્યા હતા." આ પ્રમાણતા કયા પ્રકારના જ્ઞાનની મનાયી હશે ? કારણ—મુંડકોપનિષદ્ કહે છે કે—વેદવિદ્યા નિકૃષ્ટ વિદ્યા છે. છેવટે સંસારનાં દુઃખો આપનારી એમ બતાવી પોતે ઉત્કૃષ્ટ બ્રમ્હવિદ્યા આપી મનુષ્યને મોક્ષસુધી પહોચાડવાનો દાવો કરે છે.

વિચાર થાય છે કે—વેદ વિદ્યાને નિકૃષ્ટ બતાવીને પોતે બ્રમ્હવિદ્યાને ઉત્કૃષ્ટ બતાવી, કયા પરમાત્મ.થી મેળવીને મોક્ષસુધી પહોચાડવાને તૈયાર થયા હશે ?

મુંડકોપનિષદ્કારે—પરમજ્ઞાન વાળા અને પરમ સત્તા વાળા વિષ્ણુ ભગવાન્ બતાવ્યા પણ—ભૂતોની ઉત્પત્તિ અને જગત્ની ઉત્પત્તિ તો બ્રમ્હાથીજ બતાવી છે. ઋગ્ના પહેલા સાતમા મંડલથી જગત્ના ઉત્પાદક ત્રૈવિક્રમ વિષ્ણુ ઠરે છે. અને ઋગ્ના દશમા મંડલથી બ્રમ્હા ઠરે છે. માટે આ વાતમા કાંઇક જુદુ વિચારવાનું રહે છે.

વિષ્ણુ અને બ્રમ્હા, આ બેમાંના એક પણ જગત્ના ઉત્પાદક સત્યરૂપના નથી. કારણ ઋગ્માજ—પાંચ—સાત જગતના કર્તા લખાયા છે

(૧) પ્રથમ વિષ્ણુનેજ તપાસીને જોઈએ—

ઋગ્ના ૧ લા, ૭ મા, મંડલમાં—ત્રૈવિક્રમ વિષ્ણુએ ત્રણ પગલા મૂકતાજ ત્રણે જગત્ની ઉત્પત્તિ કરી દીધી તે કયા કાળમા ?

(૨) ગીતામા-વિષ્ણુ યુગ યુગમાં ભક્તોના રક્ષણનુ વચન આપીને ગયા વારવાર અવતાર લેનારામાંના કયા વિષ્ણુએ આ વચન આપેલુ ? આ હિસાબે વિષ્ણુની સત્તા પૂર્ણ ગણાય ?

હવે-પુરાણોના વિષ્ણુ તપાસીએ—

(૩) દેવીભાગવતે-વિષ્ણુ-પોતાનું માથું કપાવી ઘોડાના માથા વાળા કેમ થયા ? બોજો ઉતારવાનું કહીએ તો બોજો વધ્યો છે. માટે ખાસ વિચારવાની ભળામણ છે. મને આમા કાંઈ તર્કટ લાગે છે. આથી ઋગ્‌ના ત્રિવિક્રમ વિષ્ણુ પણ વિચારવાના અને ગીતામાંના વિષ્ણુ પણ વિચારવા જેવા ખરા કે નહિં ?

(૪) સ્કદ. પુ. ખંડ ત્રીજામા—વિષ્ણુના-રોમાદિકથી દેવાદિકની, દેહથી-કલ્પ-કલ્પમા જગત્‌ની ઉત્પત્તિ બતાવતા છેવટમાં-ભાન ભુલીને ઉધેઇઓથી માથા વિનાના થતા વિશ્વકર્માએ ઘોડાના માથા વાળા કરી કાયમ રાખ્યા. આ તો મને નવાઇ જેવું લાગે છે. અને સાથે તેમના ભકતોને પણ લાગશેજ, માટે વિચારવાની ભલામણ કરૂં છું.

(૫) મત્સ્ય પુ૦ અ. ૧૫૨ મા—તારકાસુરથી-કરોડો દેવતાઓનો નાશ થતો વિષ્ણુ જોઇ રહ્યા, પોતે પણ કેદમાં પડયા. એ 'હો' તે અસુર કેટલો બધો જબરો ! ! કોણે પેદા કર્યો હશે ? ત્રિવિક્રમવાળી સત્તા કયા ચાલી ગઇ હશે ? તે વિચારવાનું.

(૬) સ્કંદ પુ. ખં. ૧ લો. અં. ૧૫ થી ૧૮ બ્રહ્માએ-એક અસુરને તારક પુત્ર આપ્યો. તારકે દેવતાઓનો નાશ કર્યો. જગતના ઉત્પાદક બ્રહ્માને સમજયુ હોત તો આ કામ કરતા ? સમજ્યા નહી તેથી અનર્થ થયો. ઉપનિષદ્‌કારો આ બ્રહ્મનુ જ્ઞાન આપવાને બહાર પડયા છે.

(૭) તુલસી રામાયણમાં—રામચંદ્રના ધ્યાનમાં શિવજી બેઠા, તે સમયે ઉત્પન્ન તારકાસુરે સુખ સંપત્તિથી રહિત કરેલા દેવતાઓ બ્રમ્હા પાસે રક્ષણ માગવાને આવ્યા. બ્રમ્હા ત્રીજો રસ્તો બતાવી ખસતા થયા.

સ્કદ પુ. મા—બ્રમ્હાનો આપેલો તારકાસુર બતાવેલો હતો આવી વિચિત્રતા જ્ઞાનીઓ કરીને બતાવે કે અજ્ઞાનીઓ ?

(૮) બ્રમ્હાંડ પુ૦ અગ્યારસની કથામાં-સુર દૈત્યે-બ્રમ્હાદિકોને સ્વર્ગથી ભ્રષ્ટ કર્યા, તે શિવના શરણે આવ્યા. શિવે વિષ્ણુ બતાવ્યા. વિષ્ણુ દિવ્ય હજાર વર્ષના અંતે યુદ્ધથી ભાગ્યા બાર યોજનની ગુફામા જઇને સુતા.

આમાં વિચારવાનું કે—ઋગ્‌ના ૧ લા, ૭ મા, મંડલના-ત્રૈવિક્રમ વિષ્ણુએ, ત્રણ પગલા મુકતાં ત્રણ લોક સરજી કાઢયા. ૧૦ મા મંડલના બ્રમ્હા બધા બ્રમ્હાંડને ઘેરો ઘાલી બ્રમ્હાંડથી પણ દશાંગુલ વધીને રહ્યા. તે બન્ને દેવો એક સુરૂ દૈત્યથી ભાગીને એક એકનું શરણ ખોળતા, નાશ ભાગ કરતા બનાવ્યા. આ મેરક દૈત્યને કયા નવીન દેવે ઉત્પન્ન કર્યો હશે કે જેના આગળ સંપૂર્ણ જગત્‌ના કે, સંપૂર્ણ વૈદિક ધર્મના માલિક, બ્રમ્હાદિક ત્રણે દેવોમાંના એક પણ દેવ જરા પણ ટકી શકયા નહી ?

સત્યપ્રિય સજ્જનોને મારી નમ્ર પ્રાર્થના છે કે-સર્વજ્ઞોના લેખના મેળથી મારી બનાવેલી ત્રણે વ્યક્તિઓને ઓળખો, સત્યાસત્યનો વિચાર કરો, પણ બાપના કુવામા ડુબીને ન મરો, પછી ઉપનિષદ્‌કારોએ બતાવેલુ—બ્રહ્મજ્ઞાન લેવાને દોડો. મને શત્રુ રૂપે માનો તો પણ સત્ય વિચારમાં પાછા ન પડશો. કારણ—મનુષ્યનો જન્મજ સત્ય વિચારના માટે છે, પણ બીજો કોઇ પણ જન્મ સદ્‌વિચારના માટે નથી. દુકાનદારોની દુકાનો પણ ઘણી છે. તેથી તેના વશમાં પણ પડશો નહી.

(૯) માર્કંડેય પુ. અ. ૭૮ મા—" મધુ અને કૈટલ બે દૈત્યો વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થઇ વિષ્ણુના નાભિકમલમા બેઠેલા અનાદિના બ્રમ્હાને મારવાને દોડયા. ભયભીતનો બચાવ કરવા વિષ્ણુ વચમાં પડયા. પાચ હજાર વર્ષે યુદ્ધના અંતે તેઓથી વિષ્ણુ પણ નાઠા. "

વિચાર કરવાનો કે—જગત્‌ના માલક એવા બ્રમ્હા—વિષ્ણુથી આ બે દૈત્યો કેટલા બધા જબરા ?

તારક દૈત્યે વિષ્ણુને—કેદમાં ઘાલી દીધા, જુવો—મત્સ્ય પુ. અ. ૧૫૨ માં.

મરૂદૈત્યે—જગત્‌ના માલક, ઋગ્‌વેદથી પ્રસિદ્ધિને પામેલા, અનાદિના બ્રમ્હાને—બ્રમ્હલોકમાંથી ભગાડયા. જુવો—બ્રમ્હાંડ—પુ. મા વિષ્ણુને ૧૨ યોજન ની ગુફામા તગેડી મુકયા.

સર્વજ્ઞોના ઇતિહાસમાંથી લઇને ઉંધુ ચ્છ-તું કરી દુનિયાના ભદ્રિક જીવોને ઉંધા પાટા બંધાવી કેટલા બધા ગુંગળાવી માર્યા છે. સજ્જનો ! આવા પ્રકાશના સમયમા ન્યાય નહી જુવો અને સત્યાસત્યનો વિચાર નહી કરો તો પછી કયા જમાનામાં સત્ય તત્ત્વ મેળવશો ? સજ્જનો ! આપ સત્ય ન્યાય જુવો અને ભોળી દુનિયાને બતાવો મનુષ્યનો જન્મ—સાહજથી મળી શકતો નથી, મને આપનો દુસ્મન ન ગણશો.

(૧૦) દુર્ગાપાઠ. શ્લો. ૬૭ થી—" કલ્પના અંતે વિષ્ણુ નિદ્રામાં, તે વખતે—મધુ—કૈટભ કાનના મેલથી ઉત્પન્ન થઇ જગત્પતિ બ્રહ્માને મારવા દોડયા.

જગત્ના પતિ—બ્રહ્મા વિષ્ણુને, માનવા કે તે બે દૈત્યોને ? આ બે દૈત્યોનું સ્વરૂપ વાયુપુરાણમાં ઘણુજ વિચિત્ર છે.

આ બધા લેખકોમાં—જ્ઞાની કયો છે, અને સત્યવાદી કયો છે એટલું ટુંક સ્વરૂપ તો જરૂર વિચારશો.

(૧૧) મત્સ્ય પુ. અ. ૧૫૧ મા—" શુંભ—નમિ બે દૈત્યોથી—પોતાના વાહન ગરૂડની સાથે વિષ્ણુ ભગવાન્ માર ખાઇને નાશી છુટેલા બતાવ્યા છે. "

આ બે દૈત્યો કેટલા જબરા હશે ? કયા બ્રમ્હાએ ઉત્પન્ન કર્યા હશે ? પુરાણના લેખકો પણ વિષ્ણુ ભગવાનના કેટલા બધા ભગત હશે ? આ અનાદિના વિષ્ણુના સબંધે અહીં આટલું ટુંકથીજ પતાવીને કેટલીક બાબતોની સૂચનાજ કરીને બતાવું છું. આ અનાદિના વિષ્ણુભગવાનને જગો જગોપર વિચિત્ર પ્રકારના ચિતરતા—શીકાર ખેલતા, પરસ્ત્રીઓની સાથમાંજ મજા કરતા, પણ લખીને બતાવેલા છે.

આ બધા વૈદિક મતના હજારો પંડિતો, પૂર્વકાલમાં થએલા અક્ષરોના પંડિતો તો હતાજ, પણ સ્વાર્થના (ઇન્દ્રિયોના) વશમાં પડેલા, તેથી તે સમયના પાચ સાત ત્યાગીઓના ટોળાથી, તેમજ સર્વજ્ઞોથી બહાર પડેલા તત્ત્વોથી, તેમજ તેમના ઇતિહાસના વિષયોથી પાછા પડી ગએલા હોવાથી, લોકોથી પોતાનો સ્વાર્થ સાધવાના માટે ઉપાયો ખોળવાને લાગેલા,

આ અવસર્પિણીમાં ઘણા ઘણા લાંબા કાલના છેટે, થએલાં વાસુદેવાદિક-નાં નવ ત્રિકો, કે જે સર્વજ્ઞોએ બતાવેલાં હતાં, તેમાં ઉંધું છ-તું કરી એક જ વિષ્ણુના નામથી ભગવાન્ રૂપે જાહેર કર્યા. સત્યાસત્યાનો વિચાર છોડી દઇને પ્રાયે ઘણા પંડિતોએ, આ અકાર્ય જાણી બુજીને કરેલુ હોય, એમ સહેજથી સમજી શકાય છે. તે સમયની આ ભોળી પ્રજા તો પ્રથમથીજ, તેઓના વશમા પડેલી જ હતી, એટલે ઉંધા પાટા બંધાવવાના પ્રયત્નવાળા થયા. તે અંધકારના સમયમાં પોતાના ઘરમાં કરેલી ઉંધી છત્તી કલ્પનાઓની કોઇને ખબર પડતી ન હતી. આ ભોળી દુનિયાને—મોટા મોટા ગ્રંથો બતાવી, તેમના કાનમા ઉંધી છત્તી ફુંકો મારવા માંડી. જેમ કે—વિષ્ણુએ માયાવી પુરૂષ મોકળીને, જૈન—બૌદ્ધને વેદ ધર્મથી ભ્રષ્ટ કરેલા છે. તેથી તેઓ વેદબાહ્ય છે એમ કહી વેદના અક્ષરો કોઇના કાનમા પડવા દેતા નહી. અને એવું પણ કહેતા કે

હાથી મારવા આવે તો પણ-જૈનોના મંદિરમાં પ્રવેશ કરશો નહી. કારણ તેઓ ઉધું છતું કરવાવાળા પોતે જાણતા હતા કે, આ અમારી રચેલી ચાલાકીની બાજી બીજા કોઇ પણ જાણી શકવાનાજ નથી. અને જૈનો સિવાય બીજાથી ઉઘાડી પડવાની પણ નથી.

પણ કુદરત શું કરશે તેની ખબર કોઇને પડી શકતી નથી આ તો અંગ્રેજો આવ્યા, અને છાપા છુપીથી પુસ્તકો પ્રકાશમાં આવ્યા, એટલે કુદરતે પોતાની મેળે પણ પ્રકાશ કરીને મૂકયો અને તેની સાથે સત્યાસત્યનો પણ પ્રકાશ થવાને લગ્યો. અંધકારના સમયમાં પ્રાયે ઘણાજ પ્રકારના ગોટાળા થાય છે. સૂર્યનો પ્રકાશ થતા ચોરોને પણ ભાગવુંજ પડે છે. કુદરત એવી છે કે-અંધકારને સદાના માટે ટકાવી રાખતીજ નથી કહેવત પ્રમાણે આખરે સત્યનોજ જય થાય છે. તેવો આ પ્રકાશનો સમય છે. કેટલાક ઘુવડ જેવાઓના માટે પ્રકાશ વિપરીત હોય છે. તો પણ સત્યપ્રિય સજ્જનોના માટે તો પ્રકાશ જ ફાયદો કરવા વાળો હોય છે.

વિષ્ણુ કે જે ૨૪-અને ૧૦ અવતારો ધારણ કરીને મોટા મોટા પુરાણો-માથી ધૂસીને વેદો સુધીમાં નજરે પડે છે તેમનું સ્વરૂપ પ્રથમ કાઇક વિસ્તારથી અને પછી કાઇક ટુંક સ્વરૂપથી લખીને બતાવ્યું.

તેજ પ્રમાણે પ્રજાપતિ-બ્રહ્મા પણ ચારો વેદોના પ્રકાશક, નાના મોટા બધાએ જીવોના ઉત્પાદક, સંપૂર્ણ બ્રહ્માડમા ચારો બાજુથી ઘેરો ઘાળી બ્રહ્માંડથી પણ દશાંગુલ વધીને રહેલા, તેવા સ્વરૂપના બ્રહ્મા ચારો વેદોથી પ્રસિદ્ધિને પામેલા, અદ્વૈતમતમાં તે પ્રજાપતિ-બ્રહ્મા બ્રહ્મલોકમાથો આવીને, પોતે બધા જીવોનુ સ્વરૂપ ધારણ કરીને પોતેજ આ બધી દુનિયામાં પસરીને રહેલા, અને ૮૪ લાખ જીવોની યોનિઓનાં રચના કરી તેમા થઇ રહેલા સુખ દુઃખનો અનુભવ કરવાને બેલી રહેલા, (આ જગો પર एकोऽहं बहुः स्यां એ વેદની શ્રુતિ વિચારવાની) આ સૃષ્ટિને ઉત્પન્ન કરીને પછી તેનો લય કરનારા, વળી સૃષ્ટિની ઉત્પત્તિ કરીને અને ૮૪ લાખ જીવોની યોનિયોની બાજી રચીને પોતેજ બધા પ્રકારની મોજ મજા લુટનારા તે પ્રજાપતિ-બ્રહ્મા, ચારો વેદોથી, બ્રાહ્મણ ગ્રંથોથી, અને ઉપનિષદ્ ગ્રંથોથી પ્રસિદ્ધિને પામેલા.

ઉપનિષદ્કારો-વેદોથી પણ નવીન પ્રકારનુ જ્ઞાન આપી દુનિયાનો ઉદ્ધાર કરવાને બહાર પડેલા, તે પ્રજાપતિ-બ્રહ્મનુ જ્ઞાન આપી મનુષ્યોને તેમની સાથે મેળ કરી આપવાને મહેનત કરી રહેલા

આટલી મોટી સત્તાવાળા તે પ્રજાપતિ–બ્રહ્મા પુરાણોમા કેવા સ્વરૂપના લખાયા તેનો પણ થોડો વિચાર કરીને જોઇએ.

( ૧ ) ભાગવત–સ્કંધ ૩ જો. અ ૩૭ મા–પુત્રીનુ રૂપ દેખીને મોહિત થતા તે હરિણીનુ રૂપ ધરીને ભાગી. બ્રહ્મા હરણ રૂપે પાછળ દોડયા. આ વાત અનાદિના બ્રમ્હાની કયે ઠેકાણેથી મેળવી હશે ?

( ૨ ) મત્સ્યપુ૦ અ૦ ૩ જે–શતરૂપાની સાથે બ્રમ્હા સો સો વર્ષ સુધી ક્રીડા કરતા રહ્યા. આજે તેમની દશા કેવી હશે ?

( ૩ ) પદ્મ પુ૦ ખ. ૧ લો, અ ૧૭ મા–બ્રહ્માએ બીજી સ્ત્રી કરી. પહેલીને ખમાવવા પગમા પડયા તો પણ શાપના પાત્ર થયા. આ વાત કયા કાળમા બની હશે ?

( ૪ ) દેવીભાગવતે–દેવીના હાથ ઘસવાથી ત્રણ દેવો ઉત્પન્ન થતા એને ખાઇ ગઇ. મહાદેવે જીવતા કરાવ્યા શું આ વાત બનેલી હશે

( ૫ ) વિષ્ણુ પુ૦ મા–મેરૂ પર્વત જેટલા મોટા અડમા–બ્રહ્મા બધા જગત્‌ને લઇને તેમા રહ્યા. તે કયાથી આવીને તેમા ભરાયા ? અને આ વાત કયા કાલમા બનેલી ?

( ૬ ) મહાભારતાદિકમા—અડમાથી નહીં પણ વિષ્ણુના નાભિકમલમાથી નીકળેલા બતાવ્યા છે. આ બધા લેખકોમાનો કયો લેખક જ્ઞાનીરૂપનો સાચો થયેલો હશે ?

( ૭ ) વરાહ પુ૦ માયાચક્ર, અ. ૧૨૫ મા—વિષ્ણુ કહે છે કે—પ્રજાપતિને અને મહાદેવને હુજ ઉત્પન્ન કરૂં છું. વિચારવાનું કે–વેદોમા, વેદાતમા, આ પ્રજાપતિ કયા કાળમા ઘૂસ્યા ?

( ૮ ) શિવ પુ૦ વિદ્યેશ્વર સં૦ અ. ૬ મા–બ્રહ્મા વિષ્ણુને કહે છે કે–હું તારો બાપ આવ્યો છુ, કૃષ્ણ કહે છે–કે હુ તારો બાપ, એમ હું ને તુ કરતા ખૂબ લડયા. દેવતાઓ ભયભીત થયા. વિચારવાનુ કે–આ અનસર્પિણીમા ૧ લા ત્રિપૃષ્ઠ વાસુદેવના પિતા પુત્રીના પતિ–લોકોમા પ્રજાપતિ તેને વૈદિકોમા બ્રહ્મા કલ્પી, આ બધી ઉધી છત્તી બાજી જાણી બૂજીને રચેલી છે આ બધુ ભૂલથી લખાયલું નથી. પુત્રી મૃગાવતીને હરિણી રૂપે કલ્પીને, રાજાને હરણરૂપે પાછળ દોડાવેલા, જુવો કલમ પહેલીમાં. આ રાજાને બ્રમ્હા રૂપે કલ્પીને–સંપૂર્ણ વૈદિક ધર્મના અને સપૂર્ણ જગતના ઉત્પાદક અને માલક તરીકે ખોસી ઘાલ્યા છે. આ વૈદિક ધર્મના સંચાલકો કેટલા બધા ચતુર શિરોમણિઓ હશે ?

( ૯ ) શિવ પુ૦ જ્ઞાન સં. અ ૧૭ થી ૧૮ મા—મહાદેવના લગ્નમા બ્રહ્માજીની નાડી છુટી જતા હજારો બટુકો પેદા થઇ ગયા. અનાદિના જગતના પિતા બ્રમ્હાના શું આવા હાલ હોય ખરા ? જુવો કેટલા બધા આ લેખકો સત્યવાદિઓ છે.

( ૧૦ ) સ્કંદ પુ૦ ખં. ૩ જો. અ ૪૦ મો–હરિણી રૂપ પુત્રીની સાથે રમવાની ઇચ્છાથી–દેવાદિકથી નિંદાતા–બ્રમ્હા, હરણરૂપ ધરીને ચાલ્યા પણ શિવે તો બાણ ફેંકી વીંધીને મૃગનક્ષત્રરૂપે બનાવી, પોતે આર્દ્રાનક્ષત્રરૂપે થઇ, પીડા કરવાને પાછળ ગયા.

વિચાર થાય છે કે—જગતની ઉત્પત્તિ અને લય કરવાવાળા, વેદોથી પ્રસિદ્ધ, અદ્વૈત મતમા–અનાદિના બ્રહ્મસ્થાનમાથી આવીને, બધા જીવોના સ્વરૂપથી, આ બધી દુનિયામા પસરીને રહેલા, આ બ્રહ્મા મનાયા હશે કે કોઇ બીજા ? આવા પ્રકારના લેખકો કેટલા બધા ધન્યવાદના પાત્રો ?

( ૧૧ ) શતરૂપા–બનાવી તેને જોવાને બ્રહ્માએ પાંચ મુખ કર્યાં પણ પાંચમું કપાયું, તે એવી રીતે કે વિષ્ણુના સમક્ષ ઋષિઓએ બ્રહ્માને પુછયુ કે–ત્રણમા મોટો દેવ કયો ? બ્રહ્માગે કહ્યુ કે ' હું ' વિષ્ણુએ કહ્યું કે ' હુ ' તકરાર થતા વેદના પ્રમાણ પર જતાં મોટા શિવજી ઠર્યા. બ્રહ્મા યદ્વા તદ્વા કરવા જતા શિવના ક્રોધ ભૈરવે પાચમું માથું કાપી નાખ્યું. આ વાર્તાઓ મહાભારતાદિકમાની છે.

ટુંકમા વિચારવાનું કે–આ ત્રણ દેવો જ સત્યરૂપના ન ઠરે તો પછી આ બધી કલ્પિત વાર્તાઓ સત્યરૂપની કયાથી ઠરવાની છે ? જુવો અમારા બધા લેખો ને કરો વિચાર.

( ૧૨ ) સ્કંદ પુ૦ ખં. ૬ ઠો અ. ૧૭૯ થી ૧૯૪ સુધી–બ્રમ્હાએ હાટકેશ્વરમા યજ્ઞ કરવા માંડયો પ્રથમ બ્રાહ્મણોનું વિઘ્ન આવતા નમસ્કાર કરી સંતોષવા પડયા. સાવિત્રી ન આવી શકતાં, ગાયના મુખથી ગોપકન્યા પ્રવેશી યોનીથી બહાર કાઢી તેને પરણ્યા. તે યજ્ઞમા અનેક વિઘ્નો નડયા, સાવિત્રીએ બધાઓને શાપિત કર્યા.

અહીં જરા વિચારવાનું કે–યજ્ઞકર્મ ઇંદ્રપદની લાલચવાળા રાજાઓ કરતા. બ્રમ્હા તો યજ્ઞોના માટે પશુ બનાવીને આપતા, એમ મનુ મહારાજે લખ્યુ છે. બ્રમ્હાડને વીંટલાઇ બ્રમ્હાડથી પણ દશાગુણ વધીને રહેલા બ્રમ્હા, ચારો વેદોથી પ્રસિદ્ધમા મુકાયા. અદ્વૈત મતમાં બધા જીવોનુ સ્વરૂપ ધારણ

કરીને ૮૪ લાખ જીવોની યોનિમાં ભટકવાને આવેલા બતાવ્યા. તે બ્રમ્હાને યજ્ઞો કરીને શું મેળવવાને આવેલા બતાવતા હશે ? આ તે બધા ધર્માત્માઓ હતા કે ધર્મના ધુતારાઓ ? આ બધા લેખકોમાંનો એક પણ લેખક સત્યરૂપનુ લખીને ગયો હોય એમ લાગે છે ?

એક પણ વાત જૂઠ બોલનાર કે જૂઠ લખનાર અધમ ગણાય છે, તો પછી ધર્મના બ્હાને હજારો વાતોને ઉંધી છત્તી લખનારને પંડિત માનવો કે અધમ બુદ્ધિવાળો માનવો ?

પુરાણોના બ્રમ્હા અને વિષ્ણુના માટે તો, હું જૈન-વૈદિકની તુલના રૂપે મારા ગ્રંથના પૂર્વ ખંડમા, કાઇક વિસ્તારથી જ લખીને આવ્યો છુ. છતાં અહીં વિષ્ણુના માટે અને બ્રમ્હાના માટે જે કાઇ લખવુ પડયુ છે, તેનુ કારણ એજ છે કે-ઋગ્ના પહેલા અને સાતમા મંડલમાં-વિચિત્ર પ્રકારના જગતના ઉત્પાદક, ત્રૈવિક્રમ વિષ્ણુના માટેજ કેટલીક સૂચનાઓ કરવી પડી છે.

અને ઋગ્વેદના દશમા મંડળમા બધી દુનિયાના ઉત્પાદક અને માલક થઇ પડેલા, પુત્રીના પતિ-પ્રજાપતિ, કે જે એક રાજા હતા, તે બ્રમ્હારૂપે થઇ પડેલા, તેમના માટે જ, આટલુ ફરીથી લખવુ પડયું છે.

જો કે તે સમયના ઉપનિષદ્કારો-વેદ વિદ્યાને નિકૃષ્ટ વિદ્યા બતાવી પોતે ઉત્કૃષ્ટ વિદ્યા આપવાને બહાર પડયા છે ખરા પણ મૅકડોનલ સાહેબે કહ્યું છે કે-
**" ઉપનિષદોમાં ચોક્કસ વિચારો નિકળે તેવું કાંઇ નથી.**

છોટાલાલભાઇએ પણ જણાવ્યું છે કે-" **સર્વ ઉપનિષદોને સરખાવતાં, તેમાં વિચારોની સંકલના જોવામાં આવતી નથી.** "

અહીં વિચારવાનું કે-જે ઉપનિષદોમા ચોક્કસ વિચારો મળતા ન હોય તેમજ વિચારોની સંકલના પણ મળતી ન હોય તેવા અનિશ્ચિત જ્ઞાનને સત્ય રૂપે કેવી રીતે સ્વીકારી લેવું ?

આ વિષયમા અમો અનેકવાર સૂચવતા આવ્યા છિએ કે-તે અધ્યાત્મિક જ્ઞાન ઉપનિષદ્કારોના ઘરનુ નથી. તેમજ વેદના વિષયોમાથી પણ તેમણે મેળવેલું નથી પરંતુ તે સમયના સર્વજ્ઞોના જ્ઞાનમાથી ત્રુટક ફુટક યાચિતમંડનરૂપે ગ્રહણ કરીને, વેદવિદ્યાની નિકૃષ્ટ બાજી ઉભી રાખવાના માટે, પોતાની ઉપનિષદોમા દાખલ કરેલું, તેથી તે જ્ઞાનનો મેળ કેવી રીતે બેસી શકે ?

જે પંડિત મહાશયોને-તે અધ્યાત્મિક ખરૂ જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય. તેમને આજે પણ વિદ્યમાન રહેલા સર્વજ્ઞોના ગ્રંથોનો, આદ્યથી તે અંત સુધી

અભ્યાસ કરી, તે આધ્યાત્મિક જ્ઞાન મેળવવાની ભલામણ કરૂં છું. સાથે એ પણ સૂચવું છું કે—સર્વજ્ઞોના ગ્રંથોનો અભ્યાસ કર્યા સિવાય, તમો તમારી જીંદગીના અભ્યાસ સુધી તો શું પણ તેવી અનેક જીંદગીયો સુધી પણ મેળવી શકશો નહી. અને તમે તમારી જિજ્ઞાસા પણ પૂરી કરી શકશોજ નહી. માનવું ન માનવું તે તો આપણી સ્વતંત્રતા ઉપર આધાર છે

જુવો શુદ્ધ અન્ત:કરણવાળા દક્ષિણ પ્રદેશના, એક પંડિત **લક્ષ્મણ રઘુનાથ** ભિડે, તે પંડિત મહાશયે તેવા પ્રકારનો અભ્યાસ કરી, પોતે ઉત્તમ પ્રકારનું જ્ઞાન મેળવી, પોતાના તરફથી તેવા પ્રકારના ટુંક ટુંક સ્વરૂપથી દશ પ્રકારના લેખો બહાર પાડી, અખી દુનિયાના પંડિતોને પણ પ્રેર્યા છે. તેમના લેખોનો બારિક પણાથી અભ્યાસ કરી, તેમનું અનુકરણ કરવાની ભલામણ કરૂં છું.

વૈદિકોના કેટલાક દુરાગ્રહી પંડિતોએ—સર્વજ્ઞોના સત્ય તત્વોનો વિચાર કરવાનું છોડી દઇને, સર્વજ્ઞોમાની અનેક પ્રકારની વસ્તુઓને લઇને, કોઇ જગો પર તો અધિક જ્ઞાનીપણાનુ ડોળ કરતાં, જણાવ્યું કે—" મૂલકનું ભક્ષણ તે પુત્રના માંસ ભક્ષણ બરોબર છે."

રાત્રિભોજનના વિષયમાં—" લોહી માંસની તુલના કરીને બતાવી "

સર્વજ્ઞોના ઇતિહાસની ફેરફારી કરતા—દરેક સમયના વાસુદેવોનાં નામો ઉડાવી દઇ, તેમના પ્રતિપક્ષીરૂપ—પ્રતિવાસુદેવો કે જે મહાન્ રાજાઓ થઇ ગયા છે. તેઓને અસુર, દૈત્ય, દાનવના નામથી વિપરીત રૂપના લખીને, દેવ દાનવોની લઢાઇ રૂપમાં ગોઠવી દીધા છે.

જેમ કે—તારકાસુર, મેરક દૈત્ય, મધુ કૈટભના, નામથી કોઇને ખોસી ઘાલ્યા ઉત્તરમાં, તો કોઇને ખોસી ઘાલ્યા દક્ષિણમાં પછી મોટી મોટી કલ્પિત કથાઓ લખીને—મોટા મોટાં પુરાણો બનાવી દીધા, કે જેમાથી કોઇને રસ્તોજ જડી શકે નહી. આ વાત મારા લેખથી પણ આપ સજ્જનો વિચારી શકશો.

ઇત્યાદિક સૈંકડો, હજારો બાબતો, સર્વજ્ઞોના ગ્રથગાંની લઇને—જાણી બુઝીને ઉંધા છત્તા સ્વરૂપની લખીને, એવું તો કોકડું ગૂંચવ્યું છે કે મોટા મોટા પંડિતોને પણ મોટી ભ્રમ જાળમા નાખી દીધા છે. પરંતુ મને ખાતરી છે કે મારા ગ્રંથનું અવલોકન કરતાંની સાથેજ, તેઓ નિઃશંક થઇને તરતજ પોતાની સત્યપ્રિયતાને જાહેર કરશે એવી મને મારા ગ્રંથની ખાતરી છે.

આ તો મારા ગ્રથનુ ટુંક સ્વરૂપ જોવાને માટે, **પ્રસ્તાવના** કહો કે, **પ્રવેશિકા** કહો, છે માત્ર જૈન—વૈદિકોના મુખ્ય દેવોનુ સ્વરૂપ. વિશેષ જોવાની

ઇચ્છા હોય તો જુવો રોયલ આઠ પેજી ફારમ ૫૯, પૃ. ૪૭૨ નો "**તત્ત્વત્રયી મીમાંસા**" નામના ગ્રંથનો ખંડ પહેલો.

આગળ ટુંકમા ગુરૂનું સ્વરૂપ, વેદોનુ, શંકર દિગ્વિજયનું, નિષ્પક્ષપાતી સજ્જનોના ઉદ્‌ગારો, બ્રાહ્મણ ગ્રંથોનું, ઉપનિષદોનું, અને જૈનોના સ્યાદ્વાદ તત્ત્વનુ સ્વરૂપ,કાઇક વિસ્તારથી જોવુ હોય તો જુવો **તત્વત્રયી મીમાંસાનો** ખંડ બીજો. રોયલ આઠ પેજી. ફારમ ૫૫ પૃ. ૪૫૦ નો. અને કરો સત્યાસત્યનો વિચાર.

**વૈદિકધર્મ** કોઇ સ્વતંત્રનો ધર્મ નથી. કેવલ સર્વજ્ઞોમાની અનેક પ્રકારની વાતો ને લઇને, જાણી બુજીને તેમાં ઉંધુ છ-તું કરી, કલ્પિત મોટા મોટા ગ્રથો લખી, ભોળી દુનિયાને ઉંધા પાટા બધાવવાનો ધંધો કરેલો છે. હે સજ્જનો ! આપ સત્યપ્રિય થઇ તમો તમારા આત્મકલ્યાણુના માર્ગની ખોજ કરશો !!

હે સર્વજ્ઞોના ભકતો ! શ્વેતાબર દિગંબરના મહાશયો ! પૂર્વે અધકારના સમયમા, તમે આપસ આપસની કુટથી, સર્વજ્ઞ પિતા શ્રીમહાવીરના—તત્ત્વના વિષયોના, અને તેમનાથી મેળવેલા પ્રાચીનમા પ્રાચીન ઇતિહાસના વિષયેના, ખજાનામાથી કેટલો બધો ખજાનો લુંટાવ્યો છે. અને તે લુંટારાઓ પોતાની સાહુકારી પ્રગટ કરી તમોને કેટલા બધા કંગાલ રૂપે લોકોમા જાહેર કર્યા છે, તે જરા આવા પ્રકાશના સમયમા તો આખ ઉઘાડીને તો જુવો? સર્વજ્ઞોના જ વિષયોને પોતાના ગ્રથોમાં ઉધા છત્તા લખીને, તે સમયની ભોળી દુનિયાને કેવી રીતના ઉંધા પાટા બંધાવ્યા છે, તે જરા તપાસો.

તે ધર્મના ધૂતારાઓએ—એવો તો કોયડો ગુચવેલો છે કે મોટા મોટા પંડિતો તેવા પ્રકારની ઉધી છત્તી વાતોને સમજી રહેલા છે, તો પણ તે ગુંચવેલી જાળ ઉકેલવાને સમર્થ થઈ શકતા નથી.

મેં જે આ કોયડો ઘણો ઉકેલ્યો છે, તેની પ્રેરણા મને કોઇ કુદરતે કરી હોય, અથવા આજકાલના સત્યપ્રિય સજ્જનોના ભાગ્યની પ્રેરણા થઇ હોય, એમ હું માનુંછું. તેથીજ હુ કાંઇ આટલા દરજા સુધી તે કોયડો ઉકેલવાને સમર્થ થયો હોય, તે સિવાય હું મારી સત્તા કાંઇ પણ જોઇ શકતો નથી.

આપ સજ્જનોને મારી પ્રાર્થના એ છે કે—તે અંધકારના સમયમાં બધાવેલા ઉધા છત્તા પાટાઓથી આજકાલની ભોળી દુનિયા પણ અત્યંત ગભરાઇ રહી છે. માટે અંધકારના ખાડામા પડેલી દુનિયાને મારા ગ્રથનો પ્રકાશ આપી બાહાર કાઢી મોટું પુણ્ય ઉપાર્જન કરો ! જો કદાચ દુનિયા સ્થિર થશે તો સર્વજ્ઞોના તત્ત્વના પ્રકાશથીજ સ્થિર થશે. બાકી તેમની ભ્રાંતિ કોઈ જગોપરથી

પણ દૂર થવાની નથી જ્યારે તે દુનિયાને જૈન વૈદિકની તુલનારૂપનો લેખ જોવામા આવશે ત્યારે તેમના મનની ભ્રાંતિ આપો આપ દૂર થઇ જશે. બાકી તે સિવાય બીજા સેંકડો ઉપાયથી પણ તેમની ભ્રાંતિ જલદીથી દૂર થઇ શકવાની નથી. આ મારી સૂચના ધ્યાનમાં રાખી હે સર્વજ્ઞોના પુત્રો ! આપ કટીબંધ થઇ ફસેલી દુનિયાનો ઉદ્ધાર કરો !

આ તો મારા ગ્રંથની **પ્રસ્તાવના** સમજો કે **પ્રવેશિકા** સમજો વિશેષ જોવાની ઇચ્છા હોય તો–રોયલ આઠ પેજી દોઢશો ફારમના જેટલા મારા ગ્રંથના બે ખંડ જોવાની ભલામણ કરૂ છું.

## ફિલસુફી (તત્ત્વ) સંબંધેના વિચારો.

હિંદુસ્તાનની ફિલસુફીના સંબધે યુરોપના પંડિતોએ ઘણા બારિક વિચારો કરીને બતાવ્યા છે તેમા હું સર્વજ્ઞોના સ્વરો પૂરીને બતાવું તો તે પણ વિચારવાને કામ લાગશે.

સર્વજ્ઞોનું સિદ્ધાત એ છે કે—

( १ ) सम्यग् दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्ग.

ભાવાર્થઃ—જે જીવે સમ્યક્-યથાર્થ-શ્રદ્ધાન, જ્ઞાન અને ચારિત્ર, આ ત્રણે પુરેપુરાં મેળવ્યા હોય તેજ મુક્તરૂપે થઇ શકે છે. પરંતુ કેવળ ભકિત-માત્રથી, કે કેવળ શ્રદ્ધાનમાત્રથી, કે કેવળ જ્ઞાનમાત્રથી, તેમજ કેવળ ક્રિયાકાંડ માત્રથી જીવો ઉપરના દરજ્જે ચઢી શકે, પરંતુ મુક્ત રૂપે થઇ શકતાજ નથી. આ સર્વજ્ઞોનો અટલ સિદ્ધાત છે.

(૨) બીજી વાત એ છે કે–આ સૃષ્ટિ અનાદિના કાલથી પ્રવાહે રૂપે ચાલતી આવેલી છે અને અનાદિ કાલ સુધી જ રહેશે.

આ સૃષ્ટિ નાના મોટા અનંતા અનંત જીવોથી ભરેલી છે, તેથી તે અનાદિ અનંત કાલના સ્વરૂપવાળી જ છે, અને તે જીવો પોતાના કર્મના વશમા પડેલા ૮૪ લાખ જીવોની યોનિઓમા ભટકીજ રહેલા છે, તે આપણે પ્રત્યક્ષપણે જોઇએ પણ છિએ. માત્ર જે જીવ પૂર્ણ શ્રદ્ધાનાદિક ત્રણ મેળવે તેજ ૮૪ લાખના ફેરામાથી મુક્ત થાય તેનુજ નામ મોક્ષ છે.

પરંતુ આ સૃષ્ટિ તો હાનિ વૃદ્ધિ રૂપે ( અવસર્પિણી–ઉત્સર્પિણી કાલના સ્વરૂપે ) સદાકાલ ચાલ્યા જ કરવાની છે. તેનુ સ્વરૂપ સર્વજ્ઞોના લેખથી પ્રથમ જ અમે લખીને બતાવ્યું છે. ત્યાથી વિચારવાની ભલામણ કરૂ છુ.

આ લેખમા કાંઈક વિશેષ વિચાર કરીને બતાવુ છું—દુનિયામા ચાલી રહેલા જેટલા મત મતાતરો નજરે પડે છે તેમાનો કોઇ પણ મતવાળો સર્વજ્ઞોના વિચારોથી આગળ વધીને ગએલો હોય તેમજ ભવિષ્યમા જશે તેવો એક પણ નજરે પડશે નહીં.

જીવ—એટલે એક ઇંદ્રિયના–પૃથ્વીના, પાણીના અગ્નિના, વાયુના અને વનસ્પતિના–જાડ બીડાદિકના અનતા અનત જીવોના વિચારો.

બે ઇંદ્રિયના અનેક જાતના કીડા આદિના અસંખ્યાતા અસંખ્યાતા જીવોના વિચારો.

એજ પ્રમાણે અનેક જાતિની કીડીઓ, મંકોડા આદિ ત્રણ ઇદ્રિયના જીવોના વિચારો.

એજ પ્રમાણે—અનેકજાતિની માખીયો, મચ્છરો, કરોળીયા, ભમરાઓ, તીડાદિક ચાર ઇદ્રિયના જીવોના વિચારો.

તે સિવાય વધારાની પાચમી ઇદ્રિયને મેળવીને તિર્યંચની ગતિમાં પડેલા હજારો જાતિના–સ્થલચરના જીવો, આકાશમાં ફરતા અનેક જાતિના પખી આદિના અસંખ્ય જીવો આપણી નજરે પડી રહેલા છે તે બધાનુ સ્વરૂપ સર્વ–જ્ઞોના શાસ્ત્રોથી જેટલુ જોઇ શકશો તેટલું સાખ્ય આદિ કોઇ પણ મતવાળાના સિદ્ધાતથી જોઇ શકશો જ નહી.

નરકના જીવો–તેમના શરીરનુ, આયુષ્યનું, દેવતાઓના શરીરનું, તેમના આયુષ્યનું પ્રમાણ સર્વજ્ઞોના સિદ્ધાતમા છે. વૈદિકોમા–વેદોથી તે પુરાણો સુધીમાં નથી તેઓ તે ગતિમા પડેલા આદિના છે, પણ અનાદિના નથી તેથી યાચિત-મંડન રૂપના હોવાથી વિચારવાની જરૂર છે.

વૈદિકના પડિતો ગંગા નદીના પ્રદેશોમાં પસર્યા પછી જે પોતાની ઉપ-નિષદોમા અધ્યાત્મિક તત્ત્વોના નામથી જ્ઞાનકાંડ ઉભો કર્યો છે તે અને પુરાણોમા પ્રાચીનમા પ્રાચીન ઈતિહાસ લખ્યો છે તે તેમના સ્વતઃ જ્ઞાનનો વિષય નથી. પરંતુ સર્વજ્ઞોના વિષયમાથી લઇને તેમા ઉંધું છતું કરીને તેમાની કેટલીક વાતો વેદમૂળક ઠરાવવાને વેદોના આધમાં સુદ્ધા ખોસી ઘાલેલી નજરે પડે છે. તેથી મોટા મોટા પડિતો પણ મોટા ગુચવાડામાં પડી ગએલા નજરે પડે છે.

મહાવિચક્ષણ અંગ્રેજો કાંઇક નવીન તત્ત્વ મેળવવાની આશાથી પ્રાચીનમાં પ્રાચીન ગણાતા વૈદિકોના મોટા મોટા ગ્રંથો જોઇ પોતાના ધનનો, તનનો મોટો ભોગ આપી, સેંકડો પડિતો શોધ ખોળ કરવા મંડી પડયા પણ છેવટમાં પહાડ

ખેદતા ઉદર હથ લાગવા જેનુ થતાં નિરાસ થઇને નહી જેવા સમુદાયવાળા સર્વજ્ઞોના ગ્રથો તરફ દૃષ્ટિ કરવા લાગ્યા. તે ગ્રથો જોતા કાઇક આશાવાદી થતા આગળ વધવાનો પ્રયત્ન કરતા રહ્યા છે. પરંતુ પાછળ થએલા વૈદિકોના પડિતોએ સર્વજ્ઞોના વિષયોમાથી લઇને એવુ તો કોકડુ ગુંચવી દીધેલુ છે કે તે ગુંચ ઉકેલવાને હજુ સુધી તેઓ સમર્થ થઇ શકયા નથી પરંતુ એટલુ તો જરૂર બતાવતા ગયા છે કે–"પ્રથમનુ વૈદિક સિદ્ધાત સિંધુ નદના પ્રદેશથી ફેલાયલું તે જુદા પ્રકારનુ છે અને તે ગગા નદીના પ્રદેશથી ફેલાયલું તે જુદા પ્રકારનુ છે," આવા પ્રકારની જે શોધ કરી છે તે કોઇ સાધારણ પ્રકારની નથી.

જ્યારે આપણે ખરા વિચારમા ઉતરીશુ ત્યારે એજ માલમ પડશે કે વૈદિકના પડિતો જ્યારથી સર્વજ્ઞોના પરિચયમા આવ્યા છે ત્યારથીજ તેઓ સર્વજ્ઞોમાથી લઇને પોતાની બધી બાજી ફેરવતાજ નજરે પડે છે. કેટલીક વાતો પાછળથી વેદોમા પણ દાખલ કરેલી નજરે પડે છે.

જુવો કે—ઋગ્વેદમા જગતના સ્રષ્ટા અનેક દાખલ કરીને પણ સંતોષ ન માનતા–વિષ્ણુને પણ જગતના ઉત્પાદક તરીકે ઋગ્ના આદ્ય મંડળમા દાખલ કરી દીધા છે. તટલાથી જ પણ સતોષ ન થતા ઋગ્વેદના દશમા મડળમા પ્રજાપતિના ત્રણ ચાર સૂકતો દાખલ કરેલા નજરે પડે છે તે બધા પ્રકારના જગતના ઉત્પાદક શું વાસ્તવિક સ્વરૂપના છે કે પાછળથી કલ્પિત રૂપના છે?

બીજી વાત એ પણ વિચારવાની છે કે—

સાખ્ય, નૈયાયિક, વૈશેષિક, અદ્વૈત મતાદિનું સ્થાપન કરવાવાળા જે મતવાદીઓ છે તે બધાએ પ્રાયે વસ્તુના એક એક અંશને મુખ્ય રાખીને તેનું સ્થાપન કરવાવાળા છે. સર્વજ્ઞો વસ્તુના દરેક જુદા જુદા અંશોની અપેક્ષા રાખીને વસ્તુનું સ્વરૂપ બતાવવાવાળા છે. પરંતુ એકજ પક્ષના દુરાગ્રહવાળા નથી. તેઓ **સ્યાદ્વાદી**ના નામથી ઓળખાય છે. અને તે બધાએ એકાતવાદીઓને પોતાની કક્ષામા લઇને ચાલવાવાળા હોવાથી સર્વાંગ સિદ્ધ રૂપના ગણાય છે. આજકાલના જેટલા વિચક્ષણ પંડિતો છે તે બધાએ પડિતોએ અનેકાતના પક્ષને સહકાર જ આપેલો છે. તેમાના ઘણા ખરા પંડિતોના વિચારો મારા ગ્રંથથી પણ જોઇ શકશો. તો પછી સર્વજ્ઞોની ઉત્પત્તિ સાંખ્યાદિક અસર્વજ્ઞોથી લખવામાં જે આવી છે તે ભ્રમમૂલક ગણાશે પણ સત્યરૂપની ઠરશે નહીં

## છેવટના બે શબ્દો.

જૈન, બૌદ્ધ અને વૈદિક એ ત્રણે આ ચાલતા સમયમા પણ હિંદુસ્તાનમા ધર્મના પાયા નાખવાવાળા છે. ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષના લગભગમા ૨૩

મા તીર્થંકર હતા. થોડા વખત પછી ૨૪ મા તીર્થંકર શ્રી મહાવીર પણ નાયક હતા. મહાવીર સર્વજ્ઞપણાનો દાવો કરે છે એમ બૌધ્ધો પણ કહેતા. બૌધ્ધો સર્વજ્ઞપણાનો દાવો કરતા નથી. તેઓ તો કહે છે કે–सर्वं पश्यतु मा वा इष्टमर्थं तु पश्यतु । વૈદિકોમા કોઇ નાયક જણાતો નથી. તેમનામા સ્વતંત્રપણાનુ જ્ઞાન યજ્ઞ યાગાદિકનું હતું. તેથી એજ સિદ્ધ થશે કે–બીજામાથી લઇને પોતાનામા ઉંધું છ-તું કરેલુ છે સર્વજ્ઞમાથી લઇને જે ઉંધું છત્તુ કર્યું છે તે તો જૈન–વૈદિકની તુલના રૂપથી કેટલુંક લખીને બતાવ્યું છે.

સર્વજ્ઞોએ અનેકાત મતને જાહેર કરી બીજા બધાએ એકાત પક્ષવાળાઓને પોતાની કક્ષામા લઇને ચાલવાનુ કહેલુ છે. કહ્યું છે કે–"જિનવરમા સઘળા દર્શન છે દર્શને જીનવર ભજના રે; સાગરમા સઘળી તટિની સહી, તટિનીએ સાગર ભજનારે" અને તે અનેકાતના પક્ષને આજકાલના બાહોશ પડિતોએ સ્હેકારજ આપેલો છે યોગ્યાયોગ્યનો વિચાર વિચક્ષણ પડિતો કરી શકે છે. એટલુ જ કહીને હું નિવૃત્ત થાઉં છુ.

## જૈનધર્મની પ્રવૃત્તિ મહાવીરથી કે ઋષભદેવથી ?

જૈનધર્મની પ્રવૃત્તિ ઋષભદેવથી થએલી જૈનો માને છે પૂર્વેના તીર્થંકરોને ઘણુ લાબું છેટું પડી ગયુ છે. પરંતુ–૨૩ મા તીર્થંકર તો ઇ સ. પૂર્વે ૧૦૦૦ ના સૈકામા વિદ્યમાનેજ હતા. આ વાતને તો ઇતિહાસકારો કબૂલજ રાખે છે. તેથી એક હજારમા સૈકાથી સર્વજ્ઞોના ત-ત્વો નવીન રૂપના ફરીથી ફેલાયા પછીથીજ તે બધા દર્શનકારોની નવીન રૂપથી ઉત્પત્તિ થએલી છે એવો વિચાર કરવાથીજ ઇતિહાસકારોથી થએલી ભૂલ સુધરશે. ઇ સ પૂર્વે છઠ્ઠા સૈકામાં ૨૪ માતીર્થંકર વિદ્યમાન હતા. બીજા પણ ત્યાગીઓના ટોળા ફરતા હતાં. વૈદિકોમા ત્યાથી ચાલેલી જોસભર ગડમથલ ઇતિહાસકારોને દેખાઇ રહી છે. તેના પૂર્વકાલમા સૂક્ષ્મ રૂપે ચાલેલી ગડમથલ તેઓની નજર તળે આવેલી જણાતી નથી. આ ચાલુ જમાનામા ઇ. સ. પૂર્વે એક હજારના સૈકા પછી સર્વજ્ઞોના ત-ત્વોજ દર્શનકારોની ઉત્પત્તિ થવામા મુખ્યતાએ કારણ છે, એવું ફરીથી વિચારમા આવશે ત્યારેજ ઇતિહાસ વેત્તાઓને સત્યરૂપે સમજાશે. જૈનોનો છઠ્ઠા સૈકાથી જે વિચાર કરવામાં આવે છે તે ભૂલ ભરેલો ચાલે છે. એમ હું મારા અનુભવથી ચોક્કસ કહી શકું છું. અને આ જગોપર–ડૉ. હર્મન્ જેકોબીના વિચારો ટાકીને બતાવુ છું–**જૈન સૂત્રોની પ્રસ્તાવના ભાગ બીજા**મા–ડૉ. જેકોબી લખે છે કે–"વૈશેષિક દર્શન સાથે જૈનોના કેટલાક વિચારો મળતા આવતા હોવાથી જૈન-

દર્શનની ઉત્પત્તિ તેના પછીથી થઇ છે એવો જે મત ડૉ ભાંડારકરે ઉપસ્થિત કરેલો છે તેની સાથે હું સંમત થઇ શકુ તેમ નથી ( જુવો જૈનેતર દૃષ્ટિએ જૈન ભાગ બીજો પૃ ૭૮ ) આગળ પૃ. ૭૯ મા-વૈશેષિક અને જૈન દર્શન વચ્ચે મૂળ સિદ્ધાતોમા ભેદસૂચક એવા કેટલાક ઉદાહરણો નીચે પ્રમાણે છે-પહેલાના મતે આત્માઓ અનત અને સર્વવ્યાપી ( વિભુ ) છે. પરતુ-બીજાના ( જનોના ) મતે તેઓ મર્યાદિત પરિમાણવાળા છે. વૈશેષિકો-ધર્મ અને અધર્મ ને આત્મના ગુણો માને છે. પરંતુ ઉપર જણાવ્યું તેમ જૈનો તે બન્ને એકજાતના દ્રવ્યો માને છે એક બાબતમા એક વિરૂદ્ધ વૈશેષિક વિચાર અને તદ્ભિન્ન જૈન સિદ્ધાત વચ્ચે કેટલુંક સાદૃશ્ય જોવામાં આવે છે. વૈશેષિક મતમા ચાર પ્રકારનાં શરીરો માનેલા છે-પાર્થિવ શરીર જેવુ કે-મનુષ્ય-પશુ આદિનુ, જલાત્મ શરીર જેમ વરૂણની સૃષ્ટિમા છે, અગ્નીય શરીર જેમ અગ્નિની સૃષ્ટિમા, અને વાયવીય શરીર જેમ વાયુની સૃષ્ટિમા મળી આવે છે. આ વિચિત્ર વિચાર સાથે સદૃક્ષતા ધરાવનારો જૈનદર્શનમા પણ એક વિચાર છે જૈનો-પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય અને વાયુકાય એમ ચાર કાય માને છે આ ચાર (૪) મૌલિક પદાર્થો કે જે મૂળતત્ત્વો છે અથવા તો તેના પણ સૂક્ષ્મ ભાગો છે, તેની અદર એક એક વિશિષ્ટ આત્મા રહેલો છે એમ તેઓ માને છે. આ જડ-ચેતન્ય વાદનો સિદ્ધાત ઉપર જણાવ્યા પ્રમાણે અસલ અચેતનવાદનુ પરિણામ છે... ... ...આ બન્નેમા જૈનમત વધારે પ્રાચીન છે ( વિશેષ ત્યાથી જોઇ લેવાની ભલામણ કરૂ છુ. )

એજ ડૉ જેકોબીએ-**જૈનસૂત્રોની પ્રસ્તાવના** ભાગ પહેલામા જૈનોની માન્યતાવાળા "પૂર્વો" નો અર્થ સમજાવતા તેની ટીપમા જણાવ્યુ છે કે-"પૂર્વ શબ્દનો અર્થ જૈનાચાર્યોએ નીચે મુજબ સમજાવેલો છે-તીર્થંકરે પોતેજ પ્રથમ પોતાના ગણધર નામે પ્રસિદ્ધ શિષ્યોને પૂર્વોનુ જ્ઞાન આપ્યું હતું ત્યાર પછી ગણધરોએ અગોની રચના કરી આ કથન, પહેલાજ તીર્થંકરે અગો પ્રરૂપેલા છે એવા આગ્રહ સાથે જેટલે અશે ઐક્ય ધરાવતું નથી તેટલે અશે તે ખરેખર સત્ય ગર્ભિત લેખવા યોગ્ય છે." ( જૈનેતર ભાગ બીજો પૃ. ૨૪ ની ટીપમાં )

ડૉ જેકોબીના કથનનો તાત્પર્ય એ છે કે—

બીજા મતવાળાઓ કહે છે કે અમો આદિઅનાદિના છિએ. જનો નજીકમા થએલા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનું પણ શાસન જાહેરમાં ન બતાવતા આજે ૨૪ મા તીર્થંકર શ્રીમહાવીરનું શાસન માન્ય કરેલુ બતાવે છે. તેથી આ અવસ-

ર્પિણીમા પહેલા ઋષભદેવથી જૈન શાસ્ન ચાલતું આવેલું એમ જે જૈનો કહે છે તે સત્યરૂપનુ જ ઠરશે. વૈદિકોએ વિષ્ણુના–મત્સ્ય, કૂર્માદિક ૨૪ અવતારો બતાવતાં ઋષભદેવને ૮ મા અવતાર રૂપે ગોઠવ્યા છે, તે પણ ડૉ. જેકોબીના કથનની સત્યતાની સાબીતી જ બતાવે છે કે જૈનધર્મ ઋષભદેવથી જ ચાલતો આવેલો છે પણ જૈનોનો ઇતિહાસ કલ્પિત રૂપનો નથી.

॥ વૈદિક સાહિત્ય બે પ્રકારના સ્વરૂપવાળું છે.

(૧) પ્રથમનું કોઈ અતિ પ્રાચીન મનાતુ સિંધુ નદીના પ્રદેશમાં કર્મકાડના નામથી મોટી પ્રસિદ્ધિને પામેલુ.

(૨) બીજા પ્રકારનું વૈદિક સહિત્ય ગગા નદીના પ્રદેશથી જ્ઞાનકાડના નામથી પ્રસિદ્ધ કરવામા આવેળું.

પ્રથમના સાહિત્યનો વિષય–અગ્નિ, વાયુ અને સૂર્ય એ ત્રણ દેવોના નામથી ऋग्-यजु.–અને साम એ વેદત્રયીથી પ્રસિદ્ધિને પામેલુ.

ઇદ્ર, વરૂણ આદિ દેવોની પાસે મ્હોટા ભાગે પોતાના સ્વાર્થની પ્રાર્થના-ઓથી ભરેળુ.

યજ્ઞ યાગાદિક વિધાનના લેખોથી ઐહિક પારત્રિક સુખ સપત્તિની લાલચવાળુ, રાજા મહારાજાઓથી મ્હોટા આડંબરથી થતું આવેલું તેથી તે કર્મકાડ મ્હોટી પ્રસિદ્ધિને પામેલુ. પરંતુ આજ કાલના શોધક પડિતોને તેમા પુનર્જન્મનો સિદ્ધાત તેમજ અદૃષ્ટરૂપ કર્મનો સિદ્ધાત નજરે ન પડવાથી બાલખ્યાલ જેવું ગણી કાઢેલુ તે વૈદિક સાહિત્ય પ્રથમ પ્રકારનું હતુ

બીજુ ગંગા નદીના પ્રદેશથી જ્ઞાનકાડના નામથી પ્રસાર પામેલુ વૈદિક સાહિત્ય તે ઉંચા દરજાનુ ગણવામા આવતુ. જૈનોની માન્યતા પ્રમાણે એ ભૂમિ પર ૨૪ તીર્થંકરો થતા આવ્યા છે પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવથી તે ૯ મા, ૧૦ મા તીર્થંકર સુધી તો એ બ્રાહ્મણ વર્ગ તીર્થંકરોના તત્ત્વને માન્ય રાખીનેજ ચાલવા વાળો હતો પછી કોઇ કાળદોષના પ્રભાવથી સર્વજ્ઞોના શાસનનો સર્વથા લોપ થતો ગયો. એટલે ઉપદેશના અધિકારવાળો આ બ્રાહ્મણ વર્ગજ સ્વતત્ર રૂપનો બન્યો. પછીથી જે તીર્થંકરો થતા આવ્યા તેમની સાથે કેટલાક મળતા થઇ જતા તો કેટલાક વિરોધમા પણ રહેતા એમ ચાલ્યા કરતુ પરતુ તેવીશમા તીર્થંકરના સમયમાં અનેકમતના ત્યાગીઓના તરફથી યજ્ઞ યાગાદિકનો અનાદર થતા ગૃહસ્થોના તરફથી પણ તે યજ્ઞ યાગાદિકનો આદર ઓછો થતા તે ત્યાગીઓના ભળતા થઇ તેમનામાંથીજ

પોતાની અનુકૂલતા પ્રમાણે વિષયોને લેતા ગયા અને જ્ઞાનકાંડના નામથી ઉપનિષદો તૈયાર કરવા માંડી. તે કર્મકાંડની બાજી આગે બ્રાહ્મણગ્રંથોથી ફેરવતાં ઉપનિષદોમા તો તદ્દન ફરી ગએલી માલમ પડે છે. મોટા ભાગે તો સર્વજ્ઞોમાથીજ લઇને વધારે ઉધું છત્તું કરેલું નજરે પડે છે. ઘણાખરા વેદના પક્ષ કરવાવાળાજ સૂત્રાદિક ગ્રંથોની રચના કરવાવાળા છે. જીવાદિક વાતોનું કે પાપ-પુણ્ય આદિ કર્મની વાતોનું જે વેદોમાં નામ નીશાણ પણ જણાતુ ન હતું તેવા પ્રકારની વાતો પાછલના નવીન ગ્રંથોમાં કયા નવીન જ્ઞાનીઓની પાસેથી મેળવીને લખવામાં આવી? ભલે તેઓ પક્ષમાં મોટા હશે પરંતુ સર્વજ્ઞોથી જ્ઞાનમા તો મોટા નથી. જે સર્વજ્ઞોના વિષયોમાથી લઇને પોતે મહર્ધિક બન્યા છે તેમને જગોજગોપર હળકા ચિતરવાનો પ્રયત્ન કર્યો છે તે તેઓની સજ્જનતા કેટલી બધી હશે? તે તો મારા ગ્રંથથી પણ આપ સજ્જનો જોઈ શકશો? જો કે તે સર્વે દર્શનકારોએ અને ઉપનિષદ્કારોએ સર્વજ્ઞોના તત્ત્વોમાંથી લઇને પોતાના ગ્રંથોમાં ક્રમ વિનાના તે તત્ત્વો ઉધા છત્તા લખ્યા છે તેથી પણ યૂરોપ દેશના પંડિતો ચકિત થાય છે, ત્યારે સર્વજ્ઞોમાંના ક્રમવાર તે વિષયોને જોતા તો જરૂર આનંદિત થશેજ. જેમ કે-વૈદિક પડિત વાસુદેવ નરહર ઉપાધ્યે-જૈન વિષે બે શબ્દો લખતાં છેવટમાં લખે છે કે—"બૌદ્ધ અને જૈન ધર્મો એનો જેવો જેવો સંબંધ તેઓની નજરમાં આવતો જશે તેમ તેમ આ નવીન સજેલી વિલક્ષણ રત્નોની અગાધ ખાણ દેખીને તેઓનુ મનઃ આનંદ સાગરમા તલ્લીન થઇ જશે. એટલુંજ આ ઠેકાણે કહેવું બશ છે."

વળી જુવો-દક્ષિણના વૈદિક પંડિત લક્ષ્મણ રઘુનાથ ભીંડે જૈનોના સંબંધે દશ લેખો આપતાં દશમા લેખમા લખે છે કે—"જૈનધર્મ એ વિકૃત હિંદુધર્મ છે એમ કહેવામા આવે છે પરંતુ વસ્તુતઃ સનાતન અને પુરાતન એવા જૈનધર્મનું વિકૃત સ્વરૂપ એ હિંદુધર્મ છે. આ વાત જૈનધર્મનુ સંપૂર્ણ જ્ઞાન થએલાઓને સ્વીકારવી પડશે."

આ ફકરાઓથી વિચારવાનું કે-જૈન ધર્મની-ઉત્પત્તિ કોઇએ વૈશેષિક મતથી, તો કોઇએ સાખ્ય મતથી લખીને બતાવી છે ખરી પણ જ્યારે તેઓ આવા અનેક મહાપુરૂષોની પેઠે જૈન ધર્મનું ખરૂં સ્વરૂપ સમજશે ત્યારે તેઓને પોતાની ભૂલો સુધારીને સર્વ દર્શનકારોમા અને સર્વે મતાવલંબીઓમાં આદિ અનાદિના જૈન ધર્મનેજ સત્યરૂપનો સ્વીકારવો પડશે.

વળી—અમારા ગુરૂવર્યના ઉપર યોગજીવાનંદ પરમહંસનો આવેલો પત્ર-તેમાથી કિંચિત્—' એક જૈન શિષ્યકે હાથ દો પુસ્તક દેખા. વો લેખ

ઇતના સત્ય, વો નિઃપક્ષપાતી, મુઝે દિખ પડા કે–માનો એક જગત્ છોડ કરકે દૂસરે જગત્‌મેં આન ખડે હો ગયે. આબાલ્યકાલ ૭૦ વર્ષસેં જો કુછ અધ્યયન કરા, વો વૈદિકધર્મ બાધે ફિરા સો વ્યર્થસા માલુમ હોને લગા. પ્રાચીન ધર્મ, પરમ ધર્મ, સત્ય ધર્મ, રહા હો તો જૈન ધર્મ થા. જિસકી પ્રભા નાશ કરનેકો વૈદિક ધર્મ, વો ષટ્‌શાસ્ત્ર, વો ગ્રંથકાર ખડે ભયે થે. વૈદિક વાતેં કહી વો લીઇ ગઈ સો સબ જૈન શાસ્ત્રોંસે નમુના ઇકઠ્ઠી કીઇ હૈ, ઇસમેં સંદેહ નહી હૈ."

( વિશેષ જુવો–જૈનેતરદષ્ટિએ જૈન. પૃ. ૭૮ )

એ ગ્રથમા–૪૦–૪૫ મોટા મોટા પંડિતોના લેખો એવાને એવા જોઇ શકશો. કિંમત રૂ. ૧)

પુનર્જન્મના સિદ્ધાંત વિષે મૅકડોનલ શાહેબના વિચારો–સં. સા. પૃ. ૫૧૨ થી—

"ખરેખર હિંદુસ્તાનના લોકોનો પુનર્જન્મનો સિદ્ધાંત જો કે આપણને વિચિત્ર લાગે એવો છે તો પણ એ સિદ્ધાંતમાં બે રીતની ખૂબી રહેલી છે.

એક તો એ કે–જગત્‌ના નીતિમય શાસનમાં ન્યાયનું જે તત્ત્વ જરૂરનું ગણાય તે એ સિદ્ધાંત વડે પૂરૂ પડે છે.

અને બીજું એ કે દરેક માણસનું ભાગ્ય માણસના પોતાના હાથમાં છે એ અગત્યના નૈતિક નિયમનું પણ એ સિદ્ધાતની સાથેજ આપણને ભાન કરાવાય છે. કારણ કે જેમ આ જીંદગીમાં કરેલાં દરેક પાપકર્મનું પ્રાયશ્ચિત કર્યા વિના માણસનો છુટકો થતો નથી, તેમ દરેક પુણ્ય કર્મનું શુભ ફળ પણ બીજી જીંદગીમા એને પ્રાપ્ત થયા વગર રહેતું નથી. જે કર્મ કરાઇ ચૂકયા હોય તેનાં ફળ ભોગવ્યા વિના માણસને ચાલતુ નથી. કારણ કે મહાભારતમાં કહ્યું છે તે પ્રમાણે.—

यथा धेनुसहस्रेषु, वत्सो गच्छति मातरं ॥
तथा यच्च कृतं कर्म, कर्तारमनुगच्छति ॥"

"હજાર ગાયોમાંથી પણ વાછરડું જેવી રીતે પોતાની માતાને શોધી કાઢયા વગર રહેતું નથી, તેવીજ રીતે આગળ કરાયલુ કૃત્ય તે કરનારની પાછળ ગયા વગર રહેતું નથી.

જીવની આ પરંપરાને "સંસાર" એવું નામ આપવામાં આવ્યું છે. એ "સંસાર" તે અનાદિ ગણવામા આવે છે. કારણ કે આ જન્મનો દરેક અનુભવ

તે આગલા જન્મના કૃત્યનું પરિણામ છે, તે જન્મનો દરેક અનુભવ તે તેનાથી આગલા જન્મના કરેલા કૃત્યનું પરિણામ છે, અને એ પ્રમાણે આપણે ગમે તેટલા પાછળ જઇશું તો પણ એની એજ સ્થિતિ રહેશે. પાપ–પુણ્યની ફળ આપવાની શક્તિને માટે સાધારણ રીતે "अदृष्ट" એ શબ્દ વપરાય છે, પણ ઘણી વાર એને માટે "कर्म" એ વધારે સાદો શબ્દ પણ વાપરવામા આવે છે."

સં. સા. પૃ. ૫૧૩થી—

"એ કર્મ તે મનુષ્યના જીવનનું નિયામક છે એટલુંજ નહીં પણ જગ્તની દરેક વસ્તુની ઉત્પત્તિ તથા વિકાસનું નિયમન પણ એ કર્મ વડેજ થાય છે. કારણ કે જે કંઇ બનાવ બને છે તેની ગમે તે પણ કોઇ પ્રાણી ઉપર અસર થયા વગર રહેતી નથી. અને તેથી, પાપ–પુણ્યના ફળ વિષેના નિયમ પ્રમાણે તે પ્રાણીના કોઇ આગળના કૃત્યને લીધે તે બનાવ બનેલો હોવો જોઇએ.

બીજી રીતે કહીએ તો, પ્રકૃતિના વ્યાપાર તે પણ સચેતન પ્રાણીઓનાં પાપ–પુણ્યનુંજ પરિણામ છે. આ પ્રમાણે સઘળી વસ્તુઓનું નિયમન કરનાર "कर्म" ની સત્તા આગળ ઇશ્વરના સ્વતંત્ર રાજ્યને માટે બીલકુલ અવકાશ રહેતો નથી. આ કારણથી, જે દર્શનોમાં ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું છે તેમાં પણ ઇશ્વરથી પણ ન તોડી શકાય એવા પાપ–પુણ્યના ફળ વિષેનો નિયમ બરાબર જાળવીને જગતને તથા પ્રાણિમાત્રને દોરવવું એટલુંજ ઇશ્વરનું કર્ત્તવ્ય ગણવામાં આવ્યું છે. આ સિધ્ધાતને વધારે મ્હોટા પાયા ઉપર લઇ જઇને વિશ્વનો જુદા જુદા કલ્પને અંતે પ્રલય અને વળી પુનરૂત્પત્તિ કલ્પવામાં આવ્યા છે તે પણ "સંસાર" ના સિધ્ધાંતનોજ એક ભાગ છે.

જેના વડે કરીને જન્મ પરંપરાનો અંત આવે છે તે મોક્ષનો સિધ્ધાંત પણ સઘળા દર્શનોમા સાધારણ છે અને તે પુનર્જન્મના સિધ્ધાંત જેટલોજ પ્રાચીન છે. પ્રવૃત્તિ માત્ર ઇચ્છાને આધીન છે, અને એ ઇચ્છાની ઉત્પત્તિ "अविद्या" ને લીધે છે.

લેખનો સારાશ–"कर्म" તે મનુષ્યના જીવનનું નિયામક, દરેક વસ્તુની ઉત્પત્તિ તથા વિકાસનું નિયમન એજ કર્મ વડે થાય છે. તેથી તે પ્રાણીના આગળના કૃત્યને લીધે બનાવ હોવો જોઇએ.

બીજું—પ્રકૃતિના વ્યાપાર તે સચેતન પ્રાણીઓના પાપ–પુણ્યનુંજ પરિણામ છે. કર્મની સત્તા આગળ ઇશ્વરના માટે અવકાશ રહેતો નથી.

ઇશ્વરથી ન તોડી શકાય એવા પાપ-પુણ્યના નિયમને જાળવીને પ્રાણીમાત્રને દોરવવુ એટલુજ કર્તવ્ય ગણાય. જન્મ પરંપરાનો અંત તે મોક્ષ, સર્વ દર્શનોમા છે. અને પુનર્જન્મના જેટલોજ પ્રાચીન છે. પ્રવૃત્તિ માત્ર ઇચ્છાને આધીન છે. ”

મૅકડોનલ શાહેબના વિચારો કર્મના સંબંધનાજ છે.

કેટલાકો કર્મને અદષ્ટરૂપે કહે છે ખરા પણ તે આત્માની સાથે સૂક્ષ્મ પરમાણુઓના સબંધવાળું થએલુ સર્વજ્ઞોએ દષ્ટ રૂપનુંજ કહેલુ છે. તેથી તેની ફેરફારીનુ સ્વરૂપ સર્વજ્ઞોએ હજારો શ્લોકોથી વર્ણન કરીને બતાવેલુ છે. સર્વજ્ઞોએ તે કર્મની મૂળની ૮ પ્રકૃતિઓ કહી છે. તે બધાના ઉત્તર વિભાગો ૧૪૮ બતાવેલા છે. તે તો તેમના ગ્રંથોથીજ સમજી શકાશે પણ અહીં લખવામા આવશે નહીં.

કેટલાકો-આત્માને વળગેલી અદષ્ટ શક્તિ, અવિકારી, પડરૂપે આત્માની સાથે જતી બતાવે છે પણ તે વસ્તુ કેવા સ્વરૂપની છે, તેનુ પરિણામ કેવા રૂપથી થાય છે તેના વિષે કંઈ પણ ખુલાશો કરીને બતાવેલો નથી.

વળી કેટલાકો-તે કર્મને પ્રકૃતિના તત્ત્વોની અસ્પૃષ્ટ રૂપે રહેલી શક્તિ આત્માને ચોંટતી નથી. તો પછી તે પોતાનુ પરિબલ આત્માના ઉપર કેવી રીતે જમાવે છે ? તેનો ખુલાસો કેમ નહી કરતા ગયા હશે ?

શંકરસ્વામીએ-બ્રહ્મસૂત્ર-ત્રીજા અધ્યાયના પ્રારંભ સૂત્રનો અર્થ-એક વૃધ્ધ બ્રાહ્મણને સમજાવતા કહ્યું છે કે-મરણ સમયમા એક દેહ છોડી બીજા દેહમાં જવું પડે છે ત્યારે જીવને દેહનો આરભ કરનાર-પંચીકૃત “ પાંચ મહા ભૂતોના સૂક્ષ્મ ભાગો વીંટલાઇ ને જાય છે. ” સાભળતાની સાથે તે વૃધ્ધ વ્યાસ રૂપે પ્રગટ થયા ને ખુસી થઇને ૧૬ વર્ષનુ આયુષ્ વધારીને આપ્યુ, પછી ચાલતા થયા.

વિચારવાનું કે-અનુભવની સાથે સર્વજ્ઞોનો સિધ્ધાંત જોતાં અનંતાનંત જીવોને જ્ઞાનાવરણ આદિ સાતે કર્મ વીંટલાઇનેજ રહેલા છે. કદાચ પરભવનુ આયુષ બાંધી શકયો ન હોય તો છેવટના ભાગમા પણ બાધીનેજ જાય એટલુજ વિશેષ છે. વ્યાસે ૧૬ વર્ષનું આયુષ વધારીને આપ્યુ તે સત્તા શું તેમના હાથમાંની હતી ? બીજું વિચારવાનુ કે-વેદના ઋષિઓથી તે વેદવ્યાસ સુધીમાં. અબજોના અબજો ઋષિઓ થઇ ગયા હશે છતાં કર્મના ( પાપ કે પુણ્યના ) સંબંધમાં કંઇ પણ વિશેષ ખુલાસો લખીને ગએલા હોય એમ જણાતું નથી.

તેથી આધુનિક શંકર સ્વામીએ કેવળ નામ માત્રથી કર્મનું સ્વરૂપ બતાવ્યું તેટલા માત્રથી વેદ વ્યાસ ભગવાન મુંગે મોઢે અંગીકાર કરીને ખુસ થઇને ચાલતા થયા. તેથી વિચાર થાય છે કે-શંકર સ્વામીએ આ નામ માત્રનો પણ કર્મનો સિધ્ધાત કયા નવા ઇશ્વર પાસેથી મેળવીને વેદ વ્યાસને ખુશ કરી દીધા હશે ?

સાથે એ પણ વિચારવાનું છે કે–કેવળ જગતના કર્તા ઇશ્વર છે એવી માન્યતાવાળા વેદોને મુખ્ય રાખીને ઘણા ખરા દર્શનકારોની ઉત્પત્તિ થએલી છે તે બધા દર્શનકારોને પણ આ કર્મના સિધ્ધાંતને પોતાનામાં દાખલ કરવો પડયો છે કે જે કર્મની સત્તા આગળ તે બધાએ ઇશ્વરોને રાંકડા જેવું થવું પડયુ છે. તે કર્મના સિધ્ધાતને બતાવનારો ઇશ્વર મોટો માનવો કે કમની સત્તા આગળ રાકડા બનેલા ઇશ્વરોને મોટા માનવા ?

"ઇશ્વરથી તોડી ન શકાય એવા–પાપ–પુણ્યના નિયમને જાળવીને પ્રાણી માત્રને દોરવવું એટલુંજ કર્તવ્ય ગણાય."

આમા વિચારવાનું કે–જેવી રીતે તેઓ અઘોર કર્મોની સત્તાને તોડીને પોતે સર્વજ્ઞ ઇશ્વરો થયા છે તેજ સત્યતત્ત્વોનો માર્ગ અમોને પણ બતાવતા ગયા છે. એ ઉપકાર કંઇ અમારાપર ઓછો થએલો નથી. તેથી તેમના–ધ્યાનથી ગુણગ્રામથી, અને તેમના બતાવેલા સત્યતત્ત્વોના માર્ગથી જો અમો ચાલીશું તો અમો પણ તેઓના જેવાજ સર્વજ્ઞ ઇશ્વર બનવાનાજ. જો તેઓ અમોને પોતાના સત્યતત્ત્વના માર્ગે દોરી ગયા ન હોત તો આ અનાદિકાળના અઘોર સંસારમાં અનેક ધુતારાઓના હાથમાં ફસી પડેલા એવા અબુજોની અમારી .શી દશા થતી ? માટે તે થઇ ગએલા સર્વજ્ઞ ઇશ્વરોનોજ અમારા પર પરમ ઉપકાર થએલો છે. અને તેટલા પ્રમાણથી તેઓ અમોને જરૂરજ દોરીને ગએલા છે. બાકી તેઓ અમારા કર્મની સત્તામા હાથ ઘાલતા નથી. તેઓનો બતાવેલો જે સત્યતત્ત્વોનો સિધ્ધાંત છે તે અમોને સત્યતત્ત્વના માર્ગે દોરી જવામા અમોને ઓછા ઉપકારી થએલા નથી એજ વાત સિધ્ધ રૂપની છે.

પ્રવૃત્તિ માત્ર ઇચ્છાને આધીન છે. તેમ કેવળ નથી તેમાં પણ કર્મ તો પ્રેરક રહેવાનાં. એટલુ વિશેષ છે કે પૂર્વ પુણ્યના સંજોગથી તેવા સંત સમાગમથી સુધારા પર ચઢી શકાય છે. અને પાપના યોગે અનિષ્ઠ સમાગમથી નીચેના દરજે પણ ઉતરી શકાય છે. મનુષ્યના ભવમાં એટલું વિશેષ સાધનપણું રહેલું છે.

સંસ્કૃત સાહિત્ય. પૃ. ૫૧૨ માનો લેખ મૅકડોનલ સાહેબનો લખીને બતાવ્યો છે, તેનો વિચાર સર્વજ્ઞોના સિધ્ધાંતથી કરીને બતાવું છું.

જગતની નીતિમાં જે ન્યાયનું તત્ત્વ છે તેને પુરૂ પાડનારો અને અનાદિકાળના " સંસાર " ની સ્થિતિને બતાવનારો, એવો પુનર્જન્મનો સિદ્ધાંત સર્વજ્ઞોએ બતાવેલો મૂળથીજ સિદ્ધ રૂપનો છે. કદાચ વચમા વ્યવધાનવાળો થયો હશે તો પણ, જૈનોના ૨૩મા તીર્થંકર ઇ. સ. પૂર્વે હજારમા સૈકામા વિદ્યમાન હતા, ત્યાથી તો સતત ચાલતો આવેલો વર્તમાન કાળમાં પણ દેખાઇ જ રહ્યો છે. જૈનોની માન્યતા એવી છે કે જે તીર્થંકર થાય તેમનુંજ શાસન મનાય, એટલે છેલ્લા ૨૪મા તીર્થંકરનું શાસન ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાથી મનાતું ચાલ્યું. એટલું જ વિશેષ છે.

આમા બીજું વિચારવાનુ કે—૧ નરક, ૨ તિર્યંચ, ૩, મનુષ્ય, અને દેવ એ ચાર ગતિના જીવોનો વિચાર સર્વજ્ઞોના સિદ્ધાંતમા વિસ્તારથી કરવામા આવેલો છે. એક એક જાતિમાં અનેકા અનેક ભેદો છે. બીજી તિર્યંચની ગતિમા પણ અનેક ભેદો છે. તેમાં જે કેવળ એકેંદ્રિયના જીવો છે તેનાજ મોટા પાચ ભેદો બતાવેલા છે. ૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય. ૩ તેજસ્કાય, ( અગ્નિકાય ) ૪ વાયુકાય, અને ૫ મો વનસ્પતિકાય. આ પાંચે કાયના જીવોને એકેંદ્રિયના સ્વરૂપવાળાજ બતાવેલા છે. તેમા જે પૂર્વના ચાર ભેદ છે તે તો અસંખ્ય-અસંખ્ય જીવોથી વ્યાપ્ત સ્વરૂપના બતાવેલા છે અને તે જીવો પ્રાયે અસંખ્યાતા કાળસુધી પોતાની જાતિમાંજ મરણ જીવન કર્યાજ કરે છે. પછી કોઇ ભવિતવ્યતાના યોગથી ઉપરની ગતિઓમા ચઢતા જાય છે, પાંચમો જે વનસ્પતિ કાયનો ભેદ છે તેના પણ બે મોટા વિભાગ છે. ૧ પ્રત્યેક વનસ્પતિ નામનો અને બીજો સાધારણ વનસ્પતિ કાયના નામનો છે. પહેલો ભેદ—વૃક્ષ કે, વેલ, આદિના નામથી ઓળખાય છે. તેમાં છાલ, પત્ર, ફુલ, ફળ, આદિમા જુદા જુદા જીવો રહેલા છે તેથી તે પ્રત્યેક વનસ્પતિના નામવાળો છે. તેથી તે જીવો પણ પ્રાયે અસંખ્યાતા કાળસુધી એકેંદ્રિયની જાતિમાજ જન્મ અને મરણ કર્યા કરે છે પછી ભવિતવ્યતાના યોગથી ઉપરની જાતિમા ચઢતા જાય છે. જે વનસ્પતિના જીવો એકજ પિંડમાં અનંત જીવો વ્યાપીને રહેલા હોય છે તે સાધારણ વનસ્પતિના નામથી ઓળખાય છે અને તે જીવો પ્રાયે અનંતા કાળ સુધીતેમાંને તેમા જન્મ મરણ કર્યાજ કરે છે. પછી કોઇ ભવિતવ્યતાના યોગથી ઉપરની પાયરીપર ચઢતો જાય છે. કેટલાક જીવો બતાવેલા કાળથી ઓછા કાળમાં પણ ઉપરની પાયરી પર ચઢતા જાય તેથી સર્વત્ર પ્રાયઃ શબ્દથી સૂચના કરવામા આવી છે.

આ ઉપર બતાવેલા જીવો હળકામાં હળકા કેવળ પોતાના શરીર માત્રના સાધનથી નિર્વાહ કરી મરણ—જીવન કરી રહેલા છે તેથી એકજ ઇંદ્રિયના મનાયલા છે.

તેથી અધિક પુણ્યના યોગે જેણે શરીરની સાથે જીભ મેળવી છે તેવા હાલતા ચાલતા બે ઇંદ્રિયોના જીવો મનાય છે. દુનિયા આખથી જોઇ શકે તેવા અનેક જાતિના કીડા.

શરીર, જીભ, અને નાશિકા આ ત્રણ ઇંદ્રિયો જેણે મેળવી છે તેવા જીવો—કીટિકા, માંકણુ, મંકોડા આદિની અનેક જાતિઓ છે, તે પણ અધિક પુણ્યના યોગથી ઉપરની પાયરીએ ચઢેલાજ છે.

તેથી પણ અધિક પાયરીપર ચઢેલા—શરીર, જીભ, નાસિકા અને ચોથું ચક્ષુનું સાધન જેને મળેલુ છે તેવા જીવો—માખીઓ, મચ્છરો, કરોળિઆ આદિની અનેક જાતિઓ છે. તે પણ અધિક પુણ્યના યોગથીજ ઉપરના દરજે ચઢેલા છે.

જેને શરીર, જીભ, નાસિકા, અને તેની સાથે સાંભળવાના માટે કાનનું સાધન મળેલું છે તેવા જીવો—જળમાં ફરનારા, પૃથ્વીપર ફરનારા, આકાશમાં ઉડનારા, બે પગના કે ચાર પગના અથવા પગ વગરના જેટલા બધા જીવો છે તે તિર્યંચ પચેંદ્રિયના નામથી ઓળખાય છે. આ ઉપર બતાવેલા એક ઇંદ્રિયના જીવોથી લઇને પંચેંદ્રિય સુધીના જીવો છે તે બધાએ તિર્યંચની જે બીજી ગતિ બતાવી છે તેનાજ ભેદો છે.

વ્યકતપણે દુઃખ ભોગવવાના માટે જે આપણા પગની નીચેનુ સ્થાન છે તે નરકનું સ્થાન બતાવેલું છે.

અને વ્યકતપણે જે સુખ ભોગવવાનું સ્થાન આપણા મસ્તકના ઉપર દેખાઇ રહ્યું છે તેને સ્વર્ગના નામથી બતાવેલું છે.

નારકીમાનો જીવ અને સ્વર્ગમાંનો જીવ ત્યાંનો જન્મ પુરો કર્યા પછી મનુષ્યની ગતિમાં કે ઉપર બતાવેલી તિર્યંચની ગતિમાં નવો જન્મ ધારણ કર્યા સિવાય તેઓની ફેરફારી ત્યાંને ત્યાં થતીજ નથી.

મનુષ્ય પોતાની મનુષ્યની જાતિમા લાગ લગટ સાત કે આઠ ભવ સુધી જન્મ ધારણ કરી શકે છે. પછી તો જરૂરજ માણુસની યોનિ બદલવીજ પડે છે. એમ સર્વજ્ઞોના સિદ્ધાંતમાં સ્પષ્ટ પણે બતાવેલું છે.

આ ચારે ગતિના જીવો પાપ—પુણ્યના સંબંધવાળા થએલા ૮૪ લાખ જીવોની યોનિઓમાં અનાદિકાળથી ઉંચા કે નીચા ભટકયાજ કરે છે.

વૈદિકોમા ૮૪ લાખ યોનિઓ લખાઇ છે ખરી પણ તે જૈનોના ૨૪ તીર્થંકરોના અનુકરણ રૂપે જેવી રીતે એકજ વિષ્ણુના મત્સ્ય, કૂર્મ, આદિ ૨૪ અવતારો ઉભા કર્યા છે તેની પેઠે કલ્પિત રૂપની ઉભી કરેલી છે.

પ્રથમ પાંચ પ્રકારથી એકજ ઇંદ્રિયના જીવો જે બતાવ્યા છે તેમનાથી જ આ દુનિયાનો મોટામાં મોટો ભાગ રોકાઇને રહેલો છે. તેમાંના અનંત જીવો હજી સુધી પણ બહાર નીકળવાને પામ્યાજ નથી. કેટલાક અનંતા કાળ પછી તો કેટલાક અસંખ્યાતા–અસંખ્યાતા કાળ પછી ધીરે ધીરે ઉપરની પાયરી પર ચઢતાં ચઢતાં તિર્યંચ પચેંદ્રિય સુધી આવી પહોચેલા આપણી નજર તળે ફરી રહેલા છે. હવે તેમાંના કેટલાક જીવો સમભાવના યોગથી મનુષ્યની યોનિ પણ મેળવે છે. પણ ઉપરની યોનિઓ મેળવવામાં ઘણીજ દુસ્કર ઘટનાઓ સર્વજ્ઞોએ બતાવેલી છે. છતા પણ ૮૪ લાખ જીવોની યોનિના ચક્રમાથી છટકી જવાનો માર્ગ પણ મનુષ્યની યોનિમાથીજ મળે છે. સર્વજ્ઞો થયા છે તે પણ મોટા ભાગે મનુષ્યની યોનિમાથીજ વધતા ગયા છે અને જેવી રીતે તેઓ મોક્ષના માર્ગ સુધી પહોચ્યા છે તેવાજ પ્રકારનો માર્ગ અમોને પણ બતાવતાજ ગયા છે. જો તેઓનો બતાવેલો માર્ગ અમો પકડીશું નહી, ત્યારે તો જેવી રીતે બીજા જીવોના હાલ હવાલ થઇ રહ્યા છે તેવા હાલ અમારા પણ થયાજ કરવાના. અમારી બગડેલી હાલત અમારા પુરૂષાર્થથીજ સુધરશે પણ કોઇ ઇશ્વર કે પરમેશ્વર આવીને સુધારવાનોજ નથી.

સં. સા. પૃ ૫૧૧ થી લખાયલા લેખનો સારાશ—

“જે મહત્ત્વના લીધે દુઃખ દાવની સ્થાપના થઇ તે સિદ્ધાંત ઘણો અગત્યનો છે.

ઋગ્ ના છેલ્લા મંડલમાં–મરનારનો આત્મા પાણી તરફ કે ઔષધિઓ તરફ જાય છે. એ સિવાય ઋગ્ મા કંઇ પણ નીશાણી નથી. એક બે ઉડતા તરંગોથી આવો વ્યાપક સિદ્ધાંત નીકળયો હોય એ સંભવિત નથી. આ પ્રેરણા હિંદુસ્તાનના મૂળ વતનીઓથી થઇ હોય.

મૃત્યુ પછી માણસનો આત્મા ઝાડના થડમાં કે પશુઓના શરીરમા પ્રવેશ કરે છે, એવી માન્યતા જગળી લોકોમાં જણાતી એ માન્યતા ઉપરાંત પુનર્જન્મનો સિદ્ધાંત આગળ વધ્યો નથી.

આર્ય લોકોએ હિંદુસ્તાનના મૂળ વતનીઓથી લીધો હોય તો પણ જીવનની પરંપરાનો સિદ્ધાંત પાપ–પુણ્યના બદલાનો નૈતિક સિદ્ધાત સાથે ગાઢો

સંબંધ છે. તે સ્થાપિત કરવામાં આવ્યો તે યશ તો તેમને જ ઘટે છે. સંસારમાં સુખ દુઃખનું કારણ શું ? એ પ્રશ્નનો ખુલાસો એ સિદ્ધાંત વડે મળે છે.”

આ લેખથી વિચારવાનુ કે—

મૃત્યુ પછીના જીવનની પરંપરાનો સિદ્ધાંત દુનિયામાં ખાસ હોવોજ જોઈએ અને તે મહત્ત્વનો છે. એટલું જ નહી પણ નૈતિક સિદ્ધાંતની સાથે પણ તેનો ગાઢો સંબંધ છે, છતા પ્રાચીન ગણાતા ઋગ્વેદમાં ઉડતા તરંગ રૂપનો દેખાતો હોય તો પછી તેની પ્રાચીનતાની કિંમત શી ? હિંદુસ્તાનના વતનીઓ પાસેથી લીધાની જે કલ્પના છે તે કોઇ તેવા સાધારણ પાસેથી મળેલો ન હોય પણ તે સિદ્ધાંત ખાસ સર્વજ્ઞોથીજ લીધેલો સિદ્ધ થશે. સર્વજ્ઞોની માન્યતા મુખ્યતાએ જૈનોમાં જ છે, અને તે જીવનની પરંપરાનો સિદ્ધાંત નવીન રૂપનો સ્થાપિત કરવામા આવેલો નથી પણ અનાદિના કાળથી સિદ્ધ રૂપનો આજે પણ જૈન સિદ્ધાંતોમા તેવાને તેવા સ્વરૂપનો વિદ્યમાન છે. વિશેષ એટલુંજ કે બીજા મતવાળાઓએ તે સર્વજ્ઞોમાંથી ઉપર ચોટીઓ ગ્રહણ કરેલો જોવાથી આજકાલના બાહોશ પંડિતો ચકિત થઇ યશવાદ આપવાને તૈયાર છે તો પછી સર્વજ્ઞોના તત્ત્વોમાં જો કદાચ વિશેષ ઉતરશે તો તેઓના આનંદનો પાર રહેશે નહી. અને અંધારામાં પડેલી દુનિયાને બહાર ખેંચી કાઢવામાં તેઓ જરા પણ પાછી પાણી કરશે નહી એમ હું ઘણા સજ્જન પુરૂષોના નિર્મલ વિચારોથી જોઇ શકું છું.

સં. સા. પૃ. ૫૧૦ થી—

“ મૃત્યુ પછી દરેક મનુષ્ય–સ્વર્ગમાં અથવા નરકમાં અથવા માનવીઓ અને પશુઓનાં શરીરમાં અથવા પૃથ્વી ઉપરનાં વનસ્પતિઓમા–નવાં નવાં જીવન ધારણ કરે છે. અને ત્યાં આગળ તેનાં આગલા જન્મનાં પ્રાપ–પુણ્યનો બદલો તેને મળે છે એ સિદ્ધાંત ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં એવો તો ચોક્કસ સ્થાપિત થઈ ચૂકયો હતો કે બુધ્ધે કંઇ પણ વિચાર કરવા ન થોભતાં તરતજ પોતાના ધાર્મિક દર્શનમાં એ સિદ્ધાંતનો સ્વીકાર કર્યો. અને એ પ્રાચીન સમયથી તે આજદિન સુધી હિંદુસ્તાનના લોકોની એ સિદ્ધાત ઉપર અચલ શ્રદ્ધા રહી છે. આ વિચિત્ર સિદ્ધાંત જેની સત્યતા ફિલસુફીની રીત પ્રમાણે કદી સાબીત કરવામાં આવી નથી, તે કેવળ જડવાદીઓ સિવાય હિંદુસ્તાનના પ્રત્યેક દર્શનમા અને પ્રત્યેક ધર્મમા ૨૫૦૦ વર્ષ સુધી સ્વતઃ—સિદ્ધ તરીકે સ્વીકારવામાં આવ્યો. એવો બનાવ માનવ બુદ્ધિ વ્યાપારના અખિલ ઇતિહાસમાં કદાચ બીજો શોધ્યો જડશે નહીં. આ સિદ્ધાંતનું પરિણામ એ આવ્યું કે સ્વર્ગનાં શાશ્વત સુખ ભર્યાં જીવનનાં રમણીય સ્વપ્નો વેદમાં જોવામાં આવતાં હતાં તેને સ્થાને

એક મૃત્યુ પછી બીજું એમ મૃત્યુમાંજ પરિણામ પામનારાં દુઃખ ભર્યાં જીવનની અનંત પરંપરાના ભયંકર ચિત્રો ખડાં થવા લાગ્યા. ઉપનિષદોના ચોક્કસ વિચાર પહેલાના સંક્રાંતિ કાળની સ્થિતિ " शतपथ ब्राह्मण " માં જોવામા આવે છે. "

લેખનો સારાશ--મૃત્યુ પછી મનુષ્ય-નવા નવાં જીવન ધારણ કરે છે. ત્યા પાપ-પુણ્યનો બદલો તેને મળે છે, એ સિદ્ધાત ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ચોક્કસ હતો. બુદ્ધે તરતજ સ્વીકાર કર્યો, અને આજ દિન સુધી હિંદુસ્તાનના લોકોની અચલ શ્રદ્ધા રહી છે જેની સત્યતા ફિલસુફી પ્રમાણે સાબીત કરવામાં આવી નથી. જડવાદીઓ સિવાય પ્રત્યેક-દર્શનમા-અને ધર્મમા સિદ્ધ તરીકે સ્વીકારવામા આવી છે. એવો બનાવ અખિલ ઇતિહાસમાં શોધ્યો જડશે નહી. પરિણામ એ આવ્યુ કે-સ્વર્ગ સુખના સ્વપ્નો વેદોમાં જોવાના આવતાં હતાં તેને સ્થાને દુઃખ ભર્યા અનંત પરંપરાનાં ચિત્રો ખડા થવા લાગ્યાં એ સ્થિતિ-" शतपथ ब्राह्मण " મા જોવામા આવે છે.

આ લેખથી વિચારવાનુ કે—

મૃત્યુ પછી પાપ-પુણ્યનો બદલો મનુષ્યનેજ મળે છે તેમ કંઇ નથી. પણ નાના મોટા સર્વ પ્રકારના જીવોને તેનો બદલો મળયાજ કરે છે. એ સિદ્ધાત જૈનોના સર્વજ્ઞોથી ચાલતો આવેલો કદાચ કોઇ લાંબો વખત થવાથી વચમાં અટકી પડેલો હશે છતા પણ વર્તમાનકાળમા ઇ. સ. પૂર્વે ૧૦૦૦ મા સૈકાથી તો સતત ચાલુજ રહેલો છે.

કારણ કે—જૈનોના ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથથી પાપ-પુણ્યનો ઉપદેશ ફરીથી શરૂ થએલો જૈન સિદ્ધાંતોમાં આજ સુધી તેવોને તેવો છે તેથી વિચારી શકાય છે. દર્શનકારોની ઉત્પત્તિમાં મુખ્યતાએ કારણભુત તે સમયના તે સર્વજ્ઞોજ માલમ પડે છે. પાપ-પુણ્યના વિચારો વેદોમાં ન હતા તે તો આ મૅકડોનલ સાહેબના લેખથી આપણે જોઇ શકીએ છિએ. બીજી વાત એ છે કે તે પુણ્ય-પાપના વિચારો દર્શનકારોએ લીધા ખરા પણ એકેંદ્રિયથી તે પચેંદ્રિયના જીવો સુધીનું સ્વરૂપ જાણ્યા વગર ખરો ખુલાસો બતાવી શકયા નથી. આ તો કેવળ અધ્યાત્મિકના વિચારો સર્વજ્ઞોજ બતાવી શકે ? કેવળ તર્કથી સિદ્ધ ન થઇ શકે, તો પછી સર્વજ્ઞોના ઇન્કાર કરવાવાળાઓમાં એવો બનાવ શોધ્યો કયાથી જડે ? તે પાપ-પુણ્યના વિચારો સર્વજ્ઞોના પરિચયમા આવ્યા પછી शतपथ વાળાએ કે ऋग्वेद મા ઉડતા તરંગ રૂપથી દાખલ કરેલા સિદ્ધ રૂપના ન ગણાય.

પ્રાચીન મનાતા ગ્રંથોમા ખુલાસો ન મળવાથા અકળાઇને ભાગેલા જડ વાદીઓ કહે છે કે-જીવ આદિ નથી. તો પુછવાનું કે-એ બધી વાતોનો ઇન્કાર

કરવાવાળો કોણ ? એનો ઉત્તર આપતા ન હોય તો વિષયોમા અંધ બનેલા મૂઢજ રહી ગએલા છે.

વેદોમા સ્વર્ગ સુખના સ્વપ્નો નીચે મુજબ છે—

ऋग् મા મરેલાને કહેવામા આવ્યું છે કે—" પેલા પૂર્વના પંથથી તું જા ? આપણા પિતૃઓ ગયા છે ત્યા જા ? ત્યાં તું યમને અને વરૂણને હવિઓ વડે હર્ષાતા જોઈશ ? ઈત્યાદિ ઘણુ છે. આજે તો બાલખ્યાલ જેવું જણાશે

બીજી વાત એ છે કે—મરનારને કહેવામાં આવ્યું કે–પિતૃઓ ગયા છે ત્યા તું જા ? બીજા ભવમા જનાર જીવોને કેવળ કર્મના આધીન થએલાઓને સર્વજ્ઞો વિના બીજા જોઇ શકે ખરા કે ?

સં સા. પૃ. ૫૦૯ થી—ફિલસુફી.

હિંદુસ્તાનની ફિલસુફીની પ્રારંભદશા કેવી હતી તે ऋग्वेद ના મોડામાં મોડાં રચાયલાં સૂકતો અને अथर्ववेद એ બેમાં આપણે જોઇએ છિએ. સૃષ્ટિની ઉત્પત્તિ વિષે અને એ સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિના કારણરૂપ જે સનાતન તત્ત્વ છે તેના વિષે એ સૂકતોમા વિચાર કરવામા આવ્યો છે. એ ઉપરાત यजुर्वेद-માં સૃષ્ટિની ઉત્પત્તિને લગતી કેટલીક વિચિત્ર દંતકથા છે તેમા સર્વશક્તિમાન્ યજ્ઞ વડે કરીને સઘળી વસ્તુઓને સ્ષ્ટા કેવી રીતે ઉત્પન્ન કરે છે તેનું વર્ણન આપવામા આવ્યુ છે. આ વેદ સમયના વિચારોની સાથે પ્રાચીન ઉપનિષદોના વિચારોને ઘણો ગાઢો સંબંધ છે, એટલુંજ નહીં પણ મ્હોટે ભાગે બેઉમાં તેના તેજ વિચારો જોવામાં આવે છે. જે છે તે સઘળું બ્રહ્મ છે અને બ્રહ્મ સિવાય કંઇ પણ નથી. ( વિશ્વ દેવતાવાદ ) અને બાહ્ય વસ્તુઓની તત્ત્વપરીક્ષા બુદ્ધિના પાયા ઉપરજ થવી જોઇએ. ( બુદ્ધિવાદ ) એ આ ફિલસુફીના મુખ્ય સિદ્ધાતો છે. આ ફિલસુફીની સાથે સાથે બીજી એક નિરીશ્વરવાદી અને આનુભવિક ફિલસુફી ઉત્પન્ન થઇ. તે ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં બૌદ્ધ અને જૈન એ બે મોટા નાસ્તિક ધર્મોના પાયારૂપ થઇ પડી હતી.

લેખનો સારાંશ—ફિલસુફીની પ્રારંભદશા ऋग्ना મોડાં સૂકતોમા, અને अथर्व એ બેમાં સૃષ્ટિની ઉત્પત્તિ–અને સ્થિતિનો વિચાર છે. यजु મા વિચિત્ર દંત કથા છે તેમાં યજ્ઞ વડે કરીને સઘળી વસ્તુઓને સ્ષ્ટા ઉત્પન્ન કરે છે તેનું વર્ણન છે. વેદના અને ઉપનિષદોના વિચારો મ્હોટે ભાગે તેજ જોવામા આવે છે. જે છે તે સઘળું બ્રહ્મ છે. બ્રહ્મ સિવાય કઇ નથી. (બુદ્ધિવાદ) એ ફિલસુફીના પણ

મુખ્ય સિદ્ધાંતો છે. આની સાથે નિરીશ્વરવાદી આનુભવિક ફિલસુફી ઉત્પન્ન થઇ. તે ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં-બૌદ્ધ અને જૈન એ બે મોટા નાસ્તિક ધર્મોના પાયા રૂપે થઇ પડી હતી.

આ ફકરામાં વિચારવાનું કે—

ઋગ્ના છેલ્લા મંડલનાં-સૃષ્ટિની ઉત્પત્તિનાં ત્રણ મોટાં સૂક્તોજ પોતાનું કલ્પિતપણું જાહેર કરે છે.

(૧) પ્રલય દશાનું સૂક્ત કહે છે કે-" પ્રજાપતિએ આ સૃષ્ટિની ઉત્પત્તિ કરી તેની તો કોઇને ખબરજ ન પડી. "

વિચાર થાય છે કે—લેખકને ખબર તો પડીજ નથી તો પછી ઋગ્ના છેલ્લા મંડળમાં કયાંથી લાવીને ખોસી ઘાલી ?

(૨) " હિરણ્ય ગર્ભ-પ્રજાપતિ એકલોજ હતો. "

વિચાર થાય છે કે—કોઇ પણ જાતની સામગ્રી તો હતીજ નહી તો પછી કયા મસાલાથી આ ત્રણ લોક ઉત્પન્ન કરી દીધા ?

(૩) " વિરાટ્ પુરૂષ-પુરૂષ સૂકત-આ સૂકત ચારો વેદોમાં છે.

આ પુરૂષ તે ( પ્રજાપતિજ ) ગોળકરૂપ બ્રહ્માંડને ઘેરો ઘાલીને તેનાથી પણ દશાંગુલ વધીને જ રહ્યો છે.

" पुरुष एवेदं यच्च भूतं यच्च भाव्यं. "

જે આ બધી દુનિયા થઇ ગઇ છે અને થવાની છે તે આ પુરૂષના સ્વરૂપની જ છે. "

વિચાર થાય છે કે—આ અમો પ્રત્યક્ષમાં દેખાતા શું તે પુરૂષ સ્વરૂપના છિએ ? જો તેમ હોય તો અમારી દુર્દશા કોણ કરી રહેલો છે. આ સૂકત કેટલા બધા પ્રૌઢ વિચારથી લખાયું છે ? પુરૂષ વિના બીજો કોઇ પદાર્થજ નથી એમ જો ઋગ્વેદની શ્રુતિઓ કહેતીઓ હોય તો આ ફિલસુફી નથી પણ હિંદુસ્તાનની ફજેતીજ થએલી છે.

વિચાર કરો કે—આ એકજ પ્રજાપતિનાં એકજ વેદમાં છેલ્લાં ત્રણ સૂકતો શાથી ? આ પ્રજાપતિ તે પુત્રીનો પતિ રાજાજ છે. વેદની છાપ લગાડવા પાછળથી ખોસી ઘાલ્યો છે. મણિલાલભાઇ-સિદ્ધાંતસારમાં લખે છે કે-યજ્ઞ પુરૂષ નવો જ દેવ કલ્પાયો. ( તે પુરૂષ સૂકત જ ) અને પ્રજાપતિ જગતનો નિયંતા થઇ બધાના મોખરે આવી બ્રહ્મા તરીકે પૂજાતો થયો.

વેદ જેવા પ્રતિષ્ઠિત ગ્રંથોમા આવી અનેક ખોટી વાતો લખનારાઓને વેદની શ્રદ્ધા કેટલી બધી હશે ?

પાપ–પુણ્યના વિચારો વિનાના વેદોમાં કેવળ પક્ષપાત કરનારા તે આસ્તિકો અને બધી દુનિયાને માન્ય થએલા એવા અનુભવગમ્ય–પાપ–પુણ્યના વિચારોને બતાવનારા તેમને નાસ્તિકના કહેનારા શું સત્યવાદીઓ છે ?

આ અનાદિકાલથી ચાલતો આવેલો સંસાર, અનંતા અનંત જીવોથી ભરેલો, તે જીવો પોતાના પાપ–પુણ્યના સંજોગથી ૮૪ લાખ જીવોની યોનિયોમાં ઉંચા–નીચા ભટકી રહેલા છે, તેમાં કલ્પના થઇ કે–એકજ પ્રજાપતિએ આ બધી દુનિયાને ઉત્પન્ન કરી, વેદમૂળક ઠરાવવા ઋગ્વેદના છેલ્લા ૧૦ મા મંડલમા તે લખાયા. એટલુંજ નહી પણ ત્રેતાયુગમાં થએલા વિષ્ણુ કે જે શ્રીકૃષ્ણ ભગવાનના નામથી જાણીતા હતા તેઓ તો ત્રણ પગલા મૂકતા ત્રણે લોકની રચના કરતા ગયા એમ ઋગ્વેદના ૧–૭ મા, મંડલમાં લખાયા હતા તે કયા કાળમાં લખાયા હતા ? અને આ પ્રજાપતિએ ફરીથી કયા કાળમાં આ સૃષ્ટિને ઉત્પન્ન કરી ? વિષ્ણુના હકમા પ્રજાપતિએ શા કારણથી હાથ ઘાલ્યો ? પુરાણોના લેખો જોતાં બ્રહ્મા અને વિષ્ણુ આ બન્ને દેવો–દૈત્ય, દાનવોની મોટી આફતોમાં આવી પડેલા બતાવ્યા છે, માટે પંડિતોને સત્યાસત્ય વિચારવાની ભલામણ કરૂં છું કે જેથી સત્યનો પ્રકાશ બહાર પાડે.

પૃ. ૫૦૯ થી––સં. સા. માં મૅકડોનલ શાહેબના વિચારો.

ઉપનિષદોની ફિલસુફી અવ્યવસ્થિત દશામાં છે પણ આસરે ઇસ્વીસનના પહેલા સૈકાથી માંડીને ધીમે ધીમે આ તેમજ બીજા વિચારોને સુવ્યવસ્થિત કરીને ગ્રંથના રૂપમાં મૂકવામાં આવ્યા હતા, બધાં મળીને નવ દર્શનો જોવામાં આવે છે. તેમાંનાં કેટલાકની ઉત્પત્તિ ઇસ્વીસન પૂર્વે છઠ્ઠા સૈકામાં થઇ ચુકી હતી એમ ચોકકસ જણાય છે.

જે છ દર્શનો આસ્તિક કહેવાય છે તેમાંનાં આખા ચાર અગાઉ નિરીશ્વરવાદી હતાં, અને એક તો હમેશાંજ નિરીશ્વરવાદી રહ્યું હતું. આ વાત પ્રથમ દર્શને કદાચ નવાઇ ભરેલી અને આશ્ચર્યકારક લાગશે પણ બ્રાહ્મણ વર્ણના અધિકારનો સંપૂર્ણ અને વેદના પ્રામાણ્યનો નામનો પણ સ્વીકાર કરવામાં આવે એટલુંજ આસ્તિકપણાને માટે અપેક્ષિત છે. અને વેદના દરેક દરેક સિદ્ધાંતને પુરેપુરો કબુલ કરવો અથવા તો ઇશ્વરના અસ્તિત્વને માન્ય રાખવું એવુ કંઇ આસ્તિકપણાને માટે બીલકુલ જરૂરતુ નથી. એવી તે વખતની સાર્વત્રિક માન્યતા

હતી તેનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને આશ્ચર્ય પામવાનુ કંઇ પણ કારણ રહેતુ નથી. બ્રાહ્મણ વર્ણના અધિકારને માન આપવામાં આવે અને વેદનુ પ્રામાણ્ય અમે સ્વીકારીએ છિએ એટલું બહારથી પણ દર્શાવવામાં આવે તો પછી બ્રાહ્મણ ધર્મમા મનુષ્યના વિચારો ઉપર બીજી કોઇ પણ રીતના અંકુશો ન્હોતા અને તેઓને તત્ત્વચિંતનના વિષયમાં સ્વતંત્ર વિચાર કરવાની છુટ હતી આને પરિણામે ફિલસુફીની નિરંકુશ ચર્ચાઓ અને લોકમાન્ય ધર્મને અનુસાર વર્તન એ બેઉ એકકી વખતે બીજા કોઇ પણ દેશના કરતાં હિંદુસ્તાનમાં વિશેષ જોવામા આવતું. આસ્તિક દર્શનોમાં વેદાંતનો વિશ્વદેવતાવાદ અને સાંખ્યનો નિરીશ્વરવાદ એ સૌથી વધારે અગત્યના છે વેદાંતમાં ઉપનિષદોના સિદ્ધાંતોને ચાલુ રાખવામા આવ્યા છે, તેને લીધે વેદોનો સમય પુરો થયો ત્યારથી તે અત્યાર સુધી એ દર્શને હમેસા બ્રામ્હણ ધર્મની ઉત્કૃષ્ટ ફિલસુફી તરીકે સબલ સામ્રાજ્ય મેળવ્યું છે. અને સાંખ્ય દર્શને જગતના ઇતિહાસમાં પહેલીજ વખતે માનવ બુદ્ધિનું સપૂર્ણ સ્વાતંત્ર્ય સ્થાપતિ કર્યું છે. અને તત્ત્વચિંતનના ગભીર પ્રશ્નોનો કેવળ બુદ્ધિ વડેજ નિર્ણય કરવાનો એણે પ્રયત્ન કર્યો છે.

પૃ. ૫૨૦ થી—સાંખ્ય દર્શન ઉપરથી બૌદ્ધ અને જૈન એ બે નાસ્તિક દર્શનોની ઉત્પત્તિ થઇ. એ દર્શનોમા વેદનુ પ્રામાણ્ય સ્વીકારવામા આવ્યુ નથી અને બ્રામ્હણોની વર્ણવ્યવસ્થાનો, તેમજ યજ્ઞયાગાદિકનો તિરસ્કાર કરવામા આવ્યો છે.

અહિં વિચારવાનુ કે—

જૈન દર્શનની ઉત્પત્તિ સર્વજ્ઞોના સ્વતત્ર જ્ઞાનમાથી થએલી છે. એમ આજ કાલના બાહોસ પડિતોથી જગજાહેર થઇ ચૂકી છે. યજ્ઞયાગાદિકના પક્ષમા ભળીને સાખ્યાદિમતવાળા આસ્તિક થવા ગયા હોય તો ભલે તેઓ જાય. પરંતુ બધા જગતના જીવોનું કલ્યાણ ઇચ્છનારા એવા જૈન—અને બૌદ્ધ તેવા પ્રકારની આસ્તિકતા મેળવવાને જાય તેવો સંભવ જણાતો નથી. જો કદાચ તે સમયના વૈદિકના પડિતો સર્વજ્ઞોના અધ્યાત્મિક તત્ત્વોમાથી લઇને ઉપનિષદાદિકના ગ્રથ ઉભા ન કરતા. અને સર્વજ્ઞોના ઇતિહાસમાથી લઇને ઉધો છત્તો પણ ઇતિહાસ પોતાનામા દાખલ ન કરતા તો તેમનું આસ્તિકપણું કેવા પ્રકારનુ લોકોમાં રહેતું તે વિષે કાઇ કહી શકાય તેમ નથી. જો કદાચ તેઓનું આસ્તિકપણુ સત્ય સ્વરૂપનું હોત તો આજકાલના યૂરોપના બાહોશ પડિતો જરૂર તેવા

પ્રકારનુ આસ્તિકપણુ જાહેર કરતા, પરંતુ તેમ આપણા જાણવામા આવેલુ નજરે પડતું નથી તેનું શું કારણ? સર્વજ્ઞોની આસ્તિકતા આજ કાલના પંડિતો છુટથી જાહેર કરી રહ્યા છે. તે સમયના વૈદિકના પંડિતોએ પોતાનામા જે આસ્તિકપણું કલ્પ્યુ છે તે પક્ષપાતનુ છે પરંતુ વાસ્તવિકપણાનુ નથી એમ સહજથી સમજી શકાય તેમ છે. ભલે તેઓ પક્ષમા મોટા હતા પણ આસ્તિકપણામા કે જ્ઞાનમા મોટા હોય તેમ લાગતું નથી.

## વૈદિકોમાં ઉંધા છત્તા સ્વરૂપથી સર્વજ્ઞોમાંની હજારો વર્ષોની છૂપીને રહેલી હજારો વાતો.

ઘૃણાજનક વેદોને અંધારામા રાખીને વૈદકના કેટલાક આગ્રહી પંડિતોએ સર્વજ્ઞોમાની સત્યવસ્તુનુ ગ્રહણ સત્યરૂપે ન કરતા તેઓની હજારો વાતોને લઇ તેમા ઉંધુ છત્તુ લખીને એવું તો કોકડું ગૂંચવ્યું છે કે કેટલાક મોટા મોટા પંડિતો પણ તે કોકડુ ઉકેલવાને આજ સુધી સમર્થ થયા નથી, પણ તેઓ મોટી મુંજવણમા પડેલા છે. તેવા સત્યહૃદયના પંડિતોની મુંજવણ ઓછી થવાના હેતુથી અહીં જૈન–વૈદિકોમાનો બે ચાર વાતો સૂચના માત્રથી લખીને બતાવુ છું અને મારો લખેલો "તત્વત્રયી મીમાંસા" નામનો ગ્રંથ વાચવાનો ભળામણ કરૂં છું. અને જૈનોના પંડિતોને સર્વજ્ઞપિતા શ્રીમહાવીરના ખજાનામાંથી શું શું ગયું, આજ સુધી કેટલું પ્રકાશમા આવ્યું અને બીજુ કેટલુ હજું અંધારામાં રહ્યુ છે તેની વિશેષ શોધ કરી લોકોના જાણ માટે બહાર પાડવાની ભલામણ કરૂ છુ.

(૧) જૈનોમા ઋષભદેવના પહેલા યુગલ ધર્મ ચાલતો હતો. નાભિરાજા સાતમા કુલકર હતા, તે મેરૂદેવીની સાથે જન્મેલા હતા. તેમના પુત્ર ઋષભદેવ–ત્રણજ્ઞાન યુકત જન્મ્યા. તેમણે યુગલ ધર્મનું નિવારણ કરી લોકોને વ્યવહાર માર્ગમા દાખલ કર્યા. પછી તેઓ દીક્ષિત થઇ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી સત્યધર્મનો પ્રકાશ પણ કરતા ગયા અને પોતે આ અવસર્પિણીમા પહેલા તીર્થંકર થઇ મોક્ષમા ચાલ્યા ગયા.

વૈદિકોમા–નાભિરાજાએ–મેરૂ પર્વતની * દીકરી, મેરૂ દેવીની સાથે લગ્ન કર્યું. પુત્રના માટે × યજ્ઞારંભ કર્યો.

* પર્વતને દીકરી કોના સંયોગથી? દીકરીને દેવી કોણ કહે છે? વિચારવાનું.

× સર્વજ્ઞોનો ઇતિહાસ જોતા પશુયજ્ઞાદિકના વિચારો—યાજ્ઞવલ્કય, પિપ્પલાદ, વસુ રાજા, પર્વત આદિના પછીથી જ વેદાદિકમા ઘૂસેલા નજરે પડે છે

ત્યા × વિષ્ણુ આવ્યા, પુત્રપણે થવાનુ કબુલ કરીને પછી ઋષભદેવ પણે જન્મ્યા. તે આઠમા અવતાર રૂપે થયા. લોકોને શિક્ષા આપી સંન્યાસી થયા. પછી ગાંડા થઈને કુટકાચલ પર ગયા, ત્યાં દવથી બળી મુઆ બતાવ્યા છે. આમાં સત્યાસત્યનો વિચાર કરવાની ભલામણ છે.

( ૨ ) જૈનોમાં-ઋષભદેવના મોટા પુત્ર '**ભરત**' આ અવસર્પિણીમાં પહેલા ચક્રવર્તી થયેલા બતાવ્યા છે.

વૈદિકોએ-તે ભરતને એક રાજા તરીકે જાહેર કરી જડ ભરતના નામથી પ્રસિદ્ધિમાં મુકયા છે

( ૩ ) સર્વજ્ઞોમાં—સ્વાભાવિક રીતે સાઠ (૬૦) હજાર પુત્રના પિતા '**સગર**' બીજા ચક્રવર્તી થએલા, તેમના પુત્રો ગંગાને અષ્ટાપદના ઘેરાના માટે લાવતા નાગકુમાર દેવતાના કોપથી ભસ્મ થએલા બતાવ્યા છે.

વૈદિકોમાં-મહાદેવના વરદાનથી સાઠ હજાર પુત્રના પિતા **સગર** રાજાને યજ્ઞ કરતા બતાવી, તેમના પુત્રો ઘોડો લેવાને ગયા, ત્યાં કપિલના નેત્રાગ્નિથી બળીને ભસ્મ થયા. ચોથી પેઢીના ભગિરથે-ગંગા સ્વર્ગમાંથી ઉતરાવી, તેઓને લાખો વર્ષ પછી સ્વર્ગમા પહોંચતા કર્યા. તેમના પુત્રોને કે, ભસ્મને ? એટલું જરૂર વિચારવાનું.

( ૪ ) સર્વજ્ઞોમાં—૧૧ મા તીર્થંકરના સમયમાં '**જિતશત્રુ**' એક મહાન્ રાજાએ-પોતાની પુત્રી મૃગાવતીની સાથે, સબંધ જોડયો. તેથી લોકોએ **પ્રજાપતિ** બીજુ નામ પાડયું.

વૈદિકોમાં—તે પ્રજાપતિને-**બ્રહ્મા** રૂપે ઓળખાવી, હરિણીરૂપ પુત્રીની પાછળ હરણ રૂપે દોડતા બતાવ્યા. બીજાંપણ અનેક વિકૃતિવાળાં સ્વરૂપથી ચિત્રીને, તે **પ્રજાપતિને** ચારો વેદોમાં, જગતના કર્તા હર્તા રૂપે દાખલ કરી દીધા હોય, એમ સમજાય છે. આ બધી વાતોમાં સાચું શું હશે ? વિચારવાની ભલામણ કરૂ છું.

(૫) સર્વજ્ઞોમાં-આ અવસર્પિણીમાં-વાસુદેવનાં નવ ત્રિકો, આજસુધીમાં થએલાં બતાવ્યાં છે.

તેમાં પહેલા ત્રિકનું મહાણુ પુત્રીના પતિ પ્રજાપતિથી શરૂ થતાં ૮ મું, ત્રિક-રામ લક્ષ્મણ અને રાવણનું છે. ૯ મું, ત્રિક-બલભદ્ર, શ્રીકૃષ્ણ અને જરાસંધનું થતાં નવે ત્રિકો સમાપ્ત થએલાં છે.

× આ અવસર્પિણીમા—પહેલા વાસુદેવ ૧૧ મા તીર્થંકરના સમયથી થયા છે. ત્યાથી 'વિષ્ણુ' ની કલ્પના અને તેમના પિતાથી-'**પ્રજાપતિની,**' કલ્પના.

પરંતુ પ્હેલા ત્રિકમાં આ પ્રજાપતિથી—**અચલ**—બલદેવ, **ત્રિપૃષ્ઠ**—વાસુદેવ છે. તેમના શત્રુભૂત **અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવ છે. પ્રતિવાસુદેવ વાસુદેવના હાથથીજ મરે એવો અનાદિનો નિયમ છે. તે પ્રમાણે આ અવસર્પિણીમાં નવે ત્રિકોમાં બનેલું છે, અને તે પ્રમાણે સર્વજ્ઞોના ઇતિહાસમાં લખાયલું પણ છે. હાલ ઉદાહરણમાં—લક્ષ્મણના હાથે રાવણનું, અને શ્રીકૃષ્ણના હાથે જરાસંધનું, મરણ થએલું વિચારવાને મુકેલું છે.

આ પ્રજાપતિથી લઇને નવે ત્રિકોનો વિષય વૈદિકોમાં વેદોથી લઇને પુરાણો સુધીમાં—કેવા વિકૃતિના સ્વરૂપથી લખાયો છે, તેના સંબંધે કાંઇક નહી જેવું થોડું ઇસારા માત્રથી અહીં સૂચના રૂપે લખીને બતાવું છું.—

( ૧ ) ૧૧ મા તીર્થંકરના સમયમાં થએલું પ્રજાપતિના સાથે સંબંધવાળું—અચલ—બલભદ્ર અશ્વગ્રીવાદિકનું પહેલું ત્રિક નામમાત્રથી તો લખીસેજ બતાવ્યું છે.

( ૨ ) ૧૨માના સમયમાં—વિજય, દ્વિપૃષ્ઠ અને **તારક** આ ત્રણનું બીજુ ત્રિક છે.

( ૩ ) ૧૩ માના સમયમાં—ભદ્ર, સ્વયભૂ અને **મેરક** આ ત્રણનું ત્રીજું ત્રિક છે.

( ૪ ) ૧૪ માના સમયમાં—સુપ્રભ, પુરૂષોત્તમ અને **મધુકૈટભ** આ ત્રણનું ચોથું ત્રિક છે.

( ૫ ) ૧૫ માના સમયમાં—સુદર્શન, પુરૂષસિંહ અને **નિશુંભ** આ ત્રણનું પાંચમું ત્રિક છે.

આ પાંચે ત્રિકો ૧૧ માથી તે ૧૫ મા સુધી ક્રમવાર તેમના સાથમાંજ થતાં આવ્યાં છે.

છઠ્ઠું—સાતમું. આ બે ત્રિકો ઘણાં લાંબા સમયના છેટે થએલાં છે, તેથી હાલ અહીં સૂચનામાં લીધાં નથી. આઠમું નવમું ત્રિક જે થયુ છે તે બે આપણા નજીકમાંનાં છે. અને જૈન—વૈદિક બન્નેમાં તેઓના ઇતિહાસ લખાયલા છે. તેથી આગળ પર સૂચવવામાં આવશે.

બલદેવ અને વાસુદેવ, આ બે તો એકજ બાપના બે પુત્રો હોય અને પૂર્ણ પ્રેમવાળા જ હોય, ત્રીજા પ્રતિવાસુદેવની સાથે શત્રુભાવ થતાં લડાઇ થાય. પણ બલદેવ ભાઇની સાહાય્યથી વાસુદેવના હાથથીજ પ્રતિવાસુદેવનું મરણ થાય.

તે પ્રમાણે આ બધા નવે ત્રિકોમા થએલું છે. આ તો સર્વજ્ઞોના લેખની સૂચન માત્રથી લખીને બતાવ્યું છે.

વૈદિકોમાં—બધા વાસુદેવોને પ્રાયે એકજ વિષ્ણુના નામથી ઘણા ઠેકાણે ઓળખાવવામા આવેલા છે. પ્રતિવાસુદેવોનાં નામ, પ્રાયે સર્વજ્ઞોના લેખમાં બતાવેલા નામ પ્રમાણે, તેવાને તેવાંજ રહેલાં આપણી નજરે પડે છે. માત્ર કાર્ય ક્રમમાં ભેદ થએલા આપણા જોવામાં આવે છે.

જેમ કે–(૧) અશ્વગ્રીવ (**હયગ્રીવ**) (૨) **તારક**, (૩) **મેરક**, (૪) **મધુકૈટભ**, (૫) અને **નિશુંભ.** ઈત્યાદિક આ બધા નવે પ્રતિવાસુદેવોજ છે, અને વાસુદેવોના (વિષ્ણુના) શત્રુભૂતના જ થએલા છે. તે આપ સજ્જનો મારા લેખથી જોઈ શકશો.

હવે જે કાર્ય ક્રમમા ભેદ છે તે સૂચના માત્રથી બતાવુ છું–સર્વજ્ઞોના ઇતિહાસમા–પ્રતિવાસુદેવોને, ત્રણે ખંડના રાજાઓની સાથે લડાઇ કરીને તે બધાએ રાજાઓને પોતાને તાબે કરનારા બતાવેલા છે અને જે વાસુદેવો થાય તે પ્રતિવાસુદેવોનો નાશ કરીને પોતે ત્રણે ખંડના રાજ્યનો નિર્વિઘ્નપણાથી ભોગ કરે. પણ એ બન્ને આ ભૂતલપરના અર્થાત્ આ પૃથ્વીપરના મહાન્ રાજાઓ જ છે. એ વાત ખાસ ધ્યાનમા રાખી લેવા જેવી જ છે.

સર્વજ્ઞોમાં–અશ્વગ્રીવ પ્રતિવાસુદેવને ત્રિપૃષ્ઠ વાસુદેવે મારેલો છે.

વૈદિકોમાં–આ જગો પર ત્રિપૃષ્ઠ વાસુદેવનું કોઇ પણ સ્વરૂપમા નામ નિશાન પણ જણાતું નથી માત્ર પ્રતિવિષ્ણુ **અશ્વગ્રીવ**ને જ માથુ કપાયા પછી ઘોડાના માથા વાળા ઠરાવી **હયગ્રીવ વિષ્ણુ**ના નામે દેવીભાગવતથી, અને સ્કંદપુ૦ ખં૦ ૩ ના અ. ૧૪–૧૫મા પ્રગટરૂપે લખેલા મારા ગ્રંથથી જોઇ શકશો. પહેલા અશ્વગ્રીવ–પ્રતિવાસુદેવ માથા વિનાના થયા પછી **હયગ્રીવવિષ્ણુ**ના નામથી જાહેરમાં આવેલા વૈદિકોના બતાવ્યા.

(૨) તારક, (૩) મેરક, (૪) મધુ–કૈટભ, (૫) મા નિશુંભ, આ ચાર પ્રતિવાસુદેવોને–દૈત્ય–દાનવોના નામથી, વિષ્ણુના સંબધવાળા, વૈદિકોના પંડિતોએ, કેવા પ્રકારથી વિકૃત સ્વરૂપના ચિત્રીને, લોકોને ઉંધાપાટા બંધાવ્યા છે, તે અહીં ટુંક રૂપે સૂચના માત્રથી જણાવું છું.

(૨) તારકાસુરે–કરોડો દેવતાઓને માર્યા, એટલુ જ નહીં પણ વારે ચઢેલા વિષ્ણુને પકડી લઇને કેદમા પૂરી દીધા. અને તે તારકાસુર જગો જગો પર અનેક વિકૃતિના સ્વરૂપથી લખાયા. પ્રથમ જુવો–મત્સ્ય પુ૦ અ. ૧૫૨ મા,

સ્કંદ પુ૦ ખં. ૧ લા ના અ. ૧૫ થી ૧૮ મા, રામાયણાદિકમાં પણ અનેક વિકૃતિના સ્વરૂપના લખાયા છે.

આમાં જરા વિચારવાનુ કે–વિષ્ણુ જબરા કે તારકાસુર ? પૂર્વકાળમાં થએલા વૈદિકોના પંડિતોએ પોપાંબાઇનું રાજ્ય ચલાવેલું છે કે નહી ? વધારે શું લખું ?

(૩) મેરક પ્રતિવાસુદેવને–કોઇ અત્યંત પૂર્વ કાળમાં થએલા સુરૂ દૈત્યે ઠરાવી–કૃષ્ણ અર્જુનને કહે છે કે–તે દૈત્યે બ્રહ્માને બ્રહ્મસ્થાનથી ભ્રષ્ટ કર્યા. વારે ચઢેલા વિષ્ણુને બારા યોજનની ગુફામા તગેડયા.

વિચારવાનુ કે–બ્રહ્મા, વિષ્ણુ અને સુરૂ દૈત્ય–આ ત્રણમાં મોટી સત્તાવાળો સત્ય રૂપનો થએલો ગણતીમાં કોને રાખવો ? જુવો બ્રહ્માંડ પુ૦ માગસર સુદિ ૧૧ ની કથામાં.

(૪) મધુ–કૈટભ–પ્રતિવાસુદેવને–વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થએલા, બે દૈત્યો ઠરાવી–બ્રહ્માને મારવા દોડેલા બતાવ્યા વારે ચઢેલા વિષ્ણુ પણ પાચ હજાર વર્ષ યુદ્ધના અંતે નાઠા. આ બધા લેખકો કેટલા બધા સત્યવાદીઓ હશે ? અને આ બધું તૂત કોણે ઉભુ કર્યું હશે ? ( જુવો–માર્કંડેય પુ૦ અ. ૭૮ મો. અને દુર્ગાપાઠ. અ. ૧ લાના શ્લો. ૬૭ થી ૬૯ માં )

(૫) નિશુંભ–પાંચમા પ્રતિવાસુદેવ–પુરૂષસિંહ વાસુદેવના હાથે ૧૫ મા તીર્થંકરના સમયમાં મરેલા છે. આ જગોપર નિશુંભ–નમિ બે દૈત્યો લખીને, સાક્ષાત્ ગરૂડ સાથે વિષ્ણુને યુદ્ધમાં ઉતારી, નાશતા ભાગતા બતાવી, તે બે દૈત્યોની સત્તા મોટી બતાવી, ઉંધા પાટા બંધાવવાનો પ્રયત્ન કરેલો, પ્રત્યક્ષ રૂપે દેખાય છે. ( જુવો–મત્સ્ય પુ. અ. ૧૫૧ મો )

૯ ત્રિકોમાના પાચ ત્રિકો બતાવ્યા. આગળ બાકી રહેલાં ચાર ત્રિકો અવસર આવ્યેથી સૂચવીશ.

આ પ્રજાપતિ–બ્રહ્મામા અને ત્રૈવિક્રમ વિષ્ણુમાં, હુ કથી વિચારવાનુ કે–

**ઋગ્વેદના**–૧ લા, ૭ મા, મંડળના **ત્રૈવિક્રમ વિષ્ણુ**, કે, જે વિષ્ણુએ ત્રણ પગલા મૂકતા, ત્રણ લોકની રચના કરી દીધેલી છે. અને **ગીતામાં** યુગ યુગમા અવતાર ધારણ કરી, ભકતોને રક્ષા કરવાનું વચન આપી, પોતાના વૈકુંઠમાં ચાલ્યા ગયા છે, તે વિષ્ણુનો વિચાર કરવાનો છે.

અને બીજા પ્રજાપતિ–**બ્રહ્મા** કે, જે **ઋગ્વેદ**ના દશમા મંડળમાં–પ્રલય દશા થયા પછી, એકદમ સૂર્યના કિરણોના પ્રકાશની પેઠે, આ બધી સૃષ્ટિની

રચના કરી દીધી છે, તે પ્રજાપતિ–બ્રહ્માનો, અને વિરાટ્તું રૂપ ધરીને–બધા બ્રહ્માંડને ઘેરો ઘાલી, તેનાથી પણ દશાગુલ વધીને, ચારો દિશામાં પોતે રહેલા છે, તે પ્રજાપતિ–બ્રહ્માનો વિચાર કરતા, આપણે સંપૂર્ણ વૈદિક ધર્મનો, વિચાર કરવાને સમર્થ થઇ શકીશું.

અહીં હવે હું મારા વિચારો કરીને બતાવું છું—

(૧) ઋગ્વેદના–૧ લા, ૭ મા, મંડળમાં, જે વિષ્ણુને ત્રણ ડગલા મૂકતાં ત્રણ લોકની રચના કરવાની સત્તાવાળા બતાવ્યા છે, તે શું સત્યરૂપના લખાયા છે ? મને તો વિષ્ણુનાં બીજાં કાર્ય જોતાં, આ વાત કોઇ બીજી વાત ઉપરથી કલ્પના કરીને, કોઇએ આ ઋગ્વેદમાં ખોસી ઘાલેલી છે.

મારા બતાવેલા વિચારો ઉપરથી આપ સજ્જનો પણ વિચાર કરવાને શક્તિમાન્ થશો.

(૧) જો વિષ્ણુને ત્રણ પગલાં મૂકતાં, ત્રણ લોકની રચના કરવાની સત્તાવાળા સત્યરૂપના માનીએ, ત્યારે શું તે વિષ્ણુના સમક્ષ એક તારકાસુર કરોડો દેવતાઓને મારી શકતો ખરો કે ? અરે એટલુંજ નહીં તેણે તો વિષ્ણુને પણ કેદમાંજ પૂરી દીધા. આ બધા લેખકો મોટા પંડિતો છે, તેથી ખાસ વિચારવા જેવું છે.

(૨) બીજી વાત એ પણ વિચારવાની કે—

જે વિષ્ણુ વૈકુંઠમાં જતા–ભક્તોને રક્ષા કરવાનું વચન ગીતાથી આપતા ગયા છે, અને તે વિષ્ણુ દેવતાઓની વારે ચઢેલા છે, છતાં તેમના દેખતા, એક તારકાસુરે કરોડો દેવતાઓને મારી નાખ્યા, છતા પોતે કાઇ ન કરી શકયા, પણ ઉલટા તેના કેદી રૂપના બન્યા, તે વિષ્ણુ અમારી રક્ષા કરવાને આવશે એવી આશા રાખી બેસવાથી અમારૂ શું વળશે ? આ બધા પંડિતોએ સત્યરૂપનું લખ્યું છે કે કોઇ સત્ય જ્ઞાનીઓના વચનોમાંથી લઇને ઉધું છત્તુ કરીને લખેલું છે ? આ બધું સજ્જનોને વિચારવાને સુકયું છે. મારા પર રોષ ન કરતાં, તેવા મોટા મોટા પંડિતોની સત્ય નિષ્ઠા કેટલી બધી હતી, તેનો ખરો ખ્યાલ કરીને, સત્ય તત્ત્વોની ખોજ કરવાનો પ્રયત્ન કરશો.

(૩) બેરક પ્રતિવાસુદેવ સર્વજ્ઞોમાં છે, તેને વૈદિકોએ સુર દૈત્ય લખીને પ્રલય દશામાં એકદમ બધો જગત્ની રચના કરી દેવાની મહા સત્તાવાળા, અને બધા બ્રહ્માડને વીંટલાઇને તેનાથી પણ દશાંગુલ વધીને ચારો દિશામાં ઘેરો ઘાલીને બેઠેલા, અને તે ચારો વેદોથી પ્રસિદ્ધિને પામેલા, એવા પ્રજાપતિ–બ્રહ્મા-

ને તે દૈત્યે બ્રહ્મસ્થાનથી ભ્રષ્ટ કર્યા, તે રાંક જેવા થઇ સમર્થ વિષ્ણુના શરણે આવ્યા, સમર્થ વિષ્ણુ પણ તેની સાથે દિવ્ય હજાર વર્ષ સુધી યુદ્ધ કરીને છેવટે નાશી જઇને બાર યોજનની ગુફામાં જઇને સુતા, ત્યારે આ મુરૂદૈત્ય બ્રહ્મા-વિષ્ણુથી કેટલી બધી મોટી સત્તાવાળો હશે? અને કયા નવીન રૂપ બ્રહ્માંડમાથી આવ્યો હશે? અને તે કોણે પેદા કર્યો હશે? અને આ બધું તૂત કયા નવીન જ્ઞાનીથી ઉભું કરવામાં આવ્યું હશે? વેદોથી તે પુરાણો સુધીમા લખાયલા-બ્રહ્મા વિષ્ણુ આ બે મહાન્ દેવો-તારક, મુરૂ આદિ દૈત્યોના બળથી કયા કાળથી નષ્ટ ભ્રષ્ટ થતા આવ્યા હશે? કોઇ ઇતિહાસવેત્તા ઇતિહાસ ખોળીને બતાવશે?

( આ બધો લેખ બ્રહ્માંડ પુ૦ માં, માગસર સુદિ ૧૧ ની કથામાં છે. )

( ૪ ) મધુ-પ્રતિવાસુદેવ છે, તેના પક્ષના કૈટભ છે એમ સર્વજ્ઞોના ઇતિહાસમાં છે.

વૈદિકોમાં-પ્રાચીન ગણાતા વાયુપુરાણ અ. ૨૫ માં આ મધુ અને કૈટભ કોઇ વિચિત્ર પ્રકારના લખાયા છે. પરંતુ-માર્કંડેય પુ૦ માં અને દુર્ગાપાઠમા મધુ-કૈટભ બે દૈત્યોના સ્વરૂપથી વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થઇ બ્રહ્માને મારવા દોડયા. ભયભીત બ્રહ્માની વારે ચઢેલા વિષ્ણુ પણ પાંચ હજાર વષ યુદ્ધના અંતે નાઠા બતાવ્યા છે. આ ત્રણેમા મોટી સત્તાવાળા કોને માનવા?

( ૫ ) સર્વજ્ઞોમા-નિશુંભ પ્રતિવાસુદેવ છે, નમિ તેના પક્ષના છે. પુરૂષ-સિંહ વાસુદેવના હાથે નિશુંભ મરેલા છે.

વૈદિકોમાં-શુંભ-નમિ બે દૈત્યોથી ભક્તવત્સલ વિષ્ણુ ગરૂડ સાથે માર ખાઇને નાઠા. ( મત્સ્ય પુ૦ અ. ૧૫૧ માં લખાયા છે. ) આમાં સત્ય માનવા જેવું શુ છે?

( ૬-૭ ) છઠું-સાતમું ત્રિક-બલિ અને પ્રલ્હાદના સંબંધવાળુ ઘણાજ લાંબા કાળના છેટે થએલું સર્વજ્ઞોમાં લખાયલું છે. વૈદિકોમાં ઉલટ પાલટના લાંબા વિકારવાળું લખાયલું માગ તુલનાત્મક ગ્રંથથી જોવાની ભલામણ કરૂ છુ.

( ૮ ) રામ, લક્ષ્મણ અને રાવણના સંબંધવાળું આઠમું ત્રિક છે.

( ૯ ) બલભદ્ર, શ્રીકૃષ્ણ અને જરાસંધના સંબંધવાળું નવમું ત્રિક છે. આ બન્ને ત્રિકો જૈનોમા અને વૈદિકોમાં કાંઇક ન્યૂનાધિક રૂપે વિસ્તારથી લખાયલાં જ છે. ત્યાંથી જોવાની ભલામણ કરૂ છુ. અને આ બધામાં જે કાંઇ વિશેષ સૂચનાઓ કરવા જેવી છે તે સ્પષ્ટ રૂપે થવાને માટે ફરીથી પણ લખીને બતાવું છું.

સર્વજ્ઞોના ઇતિહાસ પ્રમાણે-વિષ્ણુઓ-અને પ્રતિવિષ્ણુઓ.

| (૯) વાસુદેવોનાં નામ. | (૯) પ્રતિવાસુદેવોનાં નામ. |
|---|---|
| ૧ ત્રિપૃષ્ઠ. વાસુદેવ. | ૧ અશ્વગ્રીવ. પ્રતિવાસુદેવ. |
| ૨ દ્વિપૃષ્ઠ. વાસુદેવ. | ૨ તારકનામા. પ્રતિવાસુદેવ. |
| ૩ સ્વયંભૂ. વાસુદેવ. | ૩ મેરકનામા. પ્રતિવાસુદેવ. |
| ૪ પુરૂષોત્તમ. વાસુદેવ. | ૪ મધુ-કૈટભ. પ્રતિવાસુદેવ. |
| ૫ પુરૂષસિંહ. વાસુદેવ. | ૫ નિશુંભ. પ્રતિવાસુદેવ. |
| ૬ પુંડરીક. વાસુદેવ. | ૬ બલિનામા. પ્રતિવાસુદેવ. |
| ૭ દત્ત નામા. વાસુદેવ. | ૭ પ્રલ્હાદ. પ્રતિવાસુદેવ. |
| ૮ લક્ષ્મણ. વાસુદેવ. | ૮ રાવણ. પ્રતિવાસુદેવ. |
| ૯ શ્રીકૃષ્ણ. વાસુદેવ. | ૯ જરાસંધ. પ્રતિવાસુદેવ. |

આ ત્રિપૃષ્ઠાદિક નવે વાસુદેવો છે. અને અશ્વગ્રીવાદિક નવે પ્રતિવાસુદેવો છે. ( વિષ્ણુ-પ્રતિવિષ્ણુઓ છે. ) ૧૧ મા તીર્થંકરના સમયથી જે પ્રમાણે થતા આવ્યા તે પ્રમાણે-નામ, ઠામ, ઠેકાણાની સાથેજ સર્વજ્ઞોના ઇતિહાસથી લખીને આવ્યા છિએ. પ્રતિવિષ્ણુઓનાં મરણ વિષ્ણુઓના હાથથીજ થએલા તે પણ બતાવતાજ આવ્યા છિએ.

આ અવસર્પિણીમાં-છએ ખંડના ભોકતા તરીકે ૧૨ ચક્રવર્તીઓ અને આ નવ ત્રિકોજ, અર્ધ ભરતના-ત્રણ ખંડના, મહર્દ્ધિક પુરૂષો થએલા છે. પણ બીજા કોઈ પણ એટલા બધા ઉંચા દરજાના રાજ પુરૂષો થએલા જ નથી. તેથીજ એ બધા (૨૭) મહર્દ્ધિક પણાથી જાહેરમા આવેલા છે.

વૈદિકોના પંડિતોએ-સર્વજ્ઞોના ઇતિહાસમાથી લઇને, તેમાં અનેક પ્રકારની ઉંધી છત્તી કલ્પનાઓ કરીને, તે સર્વજ્ઞોના ઇતિહાસનેંજ પોતાનામા દાખલ કરેલો છે. પણ તેમના કોઇ ખરા જ્ઞાનીના તરફથી ખરો ઇતિહાસ લખાયલો નથી. એવી ખરી ખાતરી બતાવવાના હેતુથી, તેનું સ્વરૂપ ફરીથી અહીં ટુંક રૂપે સૂચવું છું.

આ અવસર્પિણીમાં-વાસુદેવો અને પ્રતિવાસુદેવો-જુદી જુદી વ્યકિતના કોઇ ઘણા ઘણા લાંબા કાલે નવ ત્રિકોના સ્વરૂપવાળા જ આજ સુધીમા થએલા છે. તે અમોએ નામમાત્રથી તો ઉપરજ લખીને બતાવ્યા છે.

વૈદિકોના પંડિતોએ-તે વાસુદેવોને એક વિષ્ણુના નામથી જ બતાવવાનો પ્રયત્ન કરેલો છે.

પરંતુ—અશ્વગ્રીવ આદિ પ્રતિવાસુદેવોનાં નામો- સર્વજ્ઞોના બતાવ્યા પ્રમાણે નવે નામો કાયમ રાખેલાં છે. જો તે પ્રતિવાસુદેવોના નામ વૈદિકોના પંડિતોએ કાયમ રાખેલાં ન હોત તો સર્વજ્ઞોના સત્ય ઇતિહાસનો ખરો પત્તો મેળવી આપવાને અમો ત્રણ કાળમા પણ સમર્થ થઇ શકતાજ નહિં.

જુવો કે–૧૧ મા તીર્થંકરના સમયથી તે આજ સુધીમાં —પ્રજાપતિ આદિ જે મોટી મોટી વ્યકિતઓ પ્રસિધ્ધિમાં આવેલીઓ છે તે બધી વ્યકિત-ઓમાં વૈદિકોના પંડિતોએ કેવા કેવા પ્રકારથી ઉંધું છ-તુ કરી લોકોને ઉંધા પાટા બંધાવવાનો પ્રયત્ન કરેલો છે. તેનું સ્વરૂપ સૂચનમાત્રથી અહીં ફરીથી લખીને બતાવું છું.

જુવો કે-પ્રજાપતિની વાસુદેવોની અને પ્રતિવાસુદેવોની ઉંધી છત્તી રચાતી આવેલી બાજી ૧૧ મા તીર્થંકરના પછીથી કેવા સ્વરૂપની છે, તેનુ સૂચન કરીને બતાવું છું (૧) પહેલા ત્રિપૃષ્ઠ વાસુદેવના પિતા જિતશત્રુ મહાન્ રાજા છે. પોતાની પુત્રી મૃગાવતીનો સંબંધ કરવાથી તે રાજા લોકોમા—પ્રજાપતિના નામથી પ્રસિદ્ધ થયા. વૈદિકોના પંડિતોએ સર્વજ્ઞોના વિરૂદ્ધમાં આવીને તે પ્રજાપતિને બ્રહ્મા રૂપે કલ્પીને જગતના સ્રષ્ટા તરીકે પ્રથમ —બ્રાહ્મણ ગ્રંથોમા દાખલ કર્યા હોય, પછી ઉપનિષદોમાં દાખલ કરી તે પ્રજાપતિને વેદમૂળક ઠરાવવા તેની કલ્પિત શ્રુતિઓ ચારે વેદોમાં દાખલ કરી હોય ત્યાર બાદ સંપૂર્ણ વૈદિકોના ગ્રંથોમાં જગતસ્રષ્ટાની કલ્પના થવા પામી હોય.

વૈદિકોના અનુકરણ રૂપે બીજા મત વાળાઓએ પણ પોતપોતાના ઇશ્વરો ને જગતના સ્રષ્ટા તરીકે કલ્પ્યા હોય. આ મારૂ અનુમાન—બતાવવામાં આવતી સૂચનાઓથી આપ સજ્જનો પણ સત્ય વિચારમાં ઉતરીને ભુલેલી દુનિયાના ઉદ્ધારના માટે સત્ય માર્ગનો પ્રકાશ કરવા જરૂર બહાર પડશો, એવી મને આશા છે.

(૧) એક મહાન્ રાજા પુત્રીના પતિ—પ્રજાપતિ તે વૈદિકોમાં બ્રહ્મા તેમના પુત્ર પહેલા વાસુદેવને સર્વથા ઉડાવી દઇને તેમના શત્રુભુત અશ્વગ્રીવને માથુ કપાયા પછી હયગ્રીવવિષ્ણુ રૂપે બતાવ્યા. ગીતામાં તે વિષ્ણુને અવતાર ધારણ કરી યુગ યુગમાં ભકતોનાં રક્ષક રૂપે જાહેર કર્યા.

આ પ્રજાપતિ—બ્રહ્મા અને માથુ કપાયા પછી જાહેરમાં આવેલા હયગ્રીવ વિષ્ણુ સત્ય સ્વરૂપના ઠરે છે ? કે કોઇ બીજા પ્રકારની સત્ય વસ્તુમાંથી લઇને વૈદિકોના પંડિતોએ તેમા ઉંધું છ-તું કરીને મુકેલુ છે. વિચારવાની ભલામણ કરૂ છું. ( આ હયગ્રીવ વિષ્ણુ—દેવી ભા૦ અને સ્કંદ પુ૦ ખં. ૩ થી માલમ પડે છે.

(૨) તારકાસુરના સંબંધે એકજ વાત વિચારૂં છું કે—

ઋગ્વેદમા લખાયલા ત્રૈવિક્રમ વિષ્ણુ કે- ત્રણ પગલા મુકતા ત્રણ લોકની રચના કરી દેવાની સત્તાવાળા લખાયા છે. તે વિષ્ણુના દેખતા એક તારકાસુરે કરોડો દેવતાઓને મારી નાખ્યા. અને તે વિષ્ણુને પણ કેદમાં પૂરી દીધા. આ તારકાસુરે કયા બ્રહ્માંડમાથી આવીને આટલો બધો મોટો ઉત્પાત મચાવ્યો હશે ? આના સંબધે બીજી પણ ઘણી વિચિત્ર વાતો લખાયલી ઘણી જગો પર નજરે પડે છે. ( જુવો–મત્સ્ય પુ૦ અ. ૧૫૨ સ્કંદ પુ. ખં. ૧લો )

(૩) મેરકના ઠેકાણે મુરૂદૈત્યની કથા–બ્રહ્માંડ પુ૦ માં–શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદરૂપથી લખાયલી છે તેમાં મુરૂદૈત્યની સત્તા એટલી બધી મોટી બતાવી છે કે–એ મુરૂદૈત્યે બ્રહ્મસ્થાનમાંથી બ્રમ્હાને, નજીકમાંના દેવતાઓને ભ્રષ્ટ કર્યા. તે બધા વિષ્ણુના શરણે આવ્યા, વિષ્ણુ શિક્ષા કરવાને ગયા. તેની હાકળમાત્રથી બ્રમ્હાદિક તો ભાગ્યા. વિષ્ણુ–દિવ્ય હજાર વર્ષ સુધી યુધ્ધ કરીને નાઠા ને બારા યોજનની ગુફામાં જઇને સૂતા.

અહીં વિચાર થાય છે કે—

પ્રજાપતિ બ્રમ્હા–બ્રમ્હાંડને ઘેરો ઘાલી દશાંગુલ બહાર વધીને રહેલા, સૃષ્ટિ રચી દેવાની મોટી સત્તાવાળા, અદ્વૈતમતે જડ–ચેતન રૂપથી જગતમાં પસરીને રહેલા, ચારે વેદોથી મોટી પ્રસિદ્ધિને પામેલા, એવા અનાદિના બ્રમ્હાને મુરૂદૈત્યે કયા નવીન બ્રમ્હાંડમાંથી આવીને બ્રમ્હસ્થાનમાંથી ભ્રષ્ટ કર્યા ?

તે મુરૂદૈત્યથી–ત્રણ લોકની રચના કરી તેનાપર, ત્રણ પગલાં મૂકવાની સત્તાવાળા, યુગયુગમાં ભકતોની રક્ષા કરવાનું વચન આપીને ગએલા, **जले विष्णु स्थले विष्णुः** ના સ્વરૂપથી બધાએ જીવોના સ્વરૂપથી પોતે જગત્મા વ્યાપીને રહેલા, તે વિષ્ણુ ૧૨ યોજનની ગુફામા જઇને સુતા, તો પછી દુનિયાને શરણ કોનું ?. શું આ બધું સત્ય રૂપનું લખાયલું છે ? કે સર્વજ્ઞોમાંથી લઈને વિકાર રૂપનું ઉભુ કરવામા આવેલું છે ? સજ્જનોને વિચાર કરવાની ભલામણ કરૂં છું. ( જુવો–શ્લો. ૧૨ હજાર ના પ્રમાણવાળું–બ્રમ્હાંડ પુ૦ )

(૪) મધુ–પ્રતિવાસુદેવ છે, તેના સાથી કૈટભ છે. તેઓને વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થએલા બતાવ્યા. આમાં વિશેષ ખૂબી છે તે જુઓ–તેઓ ઉત્પન્ન થતાની સાથે જગત્‌ના સૃષ્ટા એવા બ્રમ્હાને મારવા દોડયા, બ્રમ્હા ભયભીત થયા. એટલુંજ નહી પણ ત્રણ પગલા મૂકતાં ત્રણ લોકની રચના કરવાની સત્તાવાળા, વિષ્ણુ પણ તેઓથી નાશી છુટયા. આ બધા પ્રકારની વાતો

કેટલા દરજાની સત્યરૂપની ભાસે છે ? આ બધું ઘાયલ જાણી બૂજીને સર્વજ્ઞો-માથી લઇને ઉધું છ-તું કલ્પિતરૂપનું ઉભું કરેલું છે કે નહીં ? આપ સજ્જન પંડિતો પણ અંધાર પીછેડો ઓઢાવ્યા કરો તેથી આપણા ભરૂશે અજાણ પ્રજા કુટાયા કરે તે શું આપની સજ્જનતાને શોભે ? મારી સમજ તો એ છે કે–સત્યવસ્તુની સ્થિતિ લોકોમા પ્રકાશીએ ત્યારેજ સત્યપ્રિયતાનો ખરો લાભ મેળવી શકીએ ?

(૫) નિશુંભ–પ્રતિવાસુદેવ છે તેના ઠેકાણે વૈદિકોમાં–શુંભ–નમિ બે દૈત્યો લખાયા છે. તેઓથી વિષ્ણુ ગરૂડ બન્ને માર ખાઇને નાઠેલા બતાવ્યા છે. વિચાર થાય છે કે ત્રણ પગલા મુકતા ત્રણ લોકની રચના કરવાની સત્તાવાળા, અવતારો ધારણ કરવાવાળા, ભકતોની રક્ષા કરવાવાળા, પેલા બે દૈત્યોથી વિષ્ણુ ગરૂડ સાથે માર ખાઇને કેમ નાઠા ? ( જુવો–શ્લો૦ ચઉદ હજારના પ્રમાણવાળા મત્સ્યપુ. અ. ૧૫૧ મો )

(૬–૭) છઠ્ઠા–**બલિ,** સાતમા–**પ્રલ્હાદ,** એ બન્ને જુદા જુદા સમયના બન્ને પ્રતિવાસુદેવો છે. વૈદિકોમાં તેઓના સબંધે ઉંધી છત્તી અનેક પ્રકારની કલ્પનાઓ કરેલી છે. તેમાની માત્ર એકજ સૂચના બતાવું છું. બે નામના જુદા જુદા વિષ્ણુના (વાસુદેવના) શત્રુભૂત તો એ બન્ને છેજ. પણ પ્રલ્હાદને તો વિષ્ણુએ પોતાનો ભકત માની, ઇંદ્રાસન પર બેઠાવ્યો છે. સો યજ્ઞ કરી ઇંદ્રાસન લેવાની ઇચ્છાવાળા બલિને અટકાવવા વિષ્ણુ તેને છળવાને આવ્યા છે, તે એવી રીતે કે–વિષ્ણુએ વામન રૂપ ધરી બલિના પાસે ત્રણ પગલાં જમીન માગી, વિકરાલ રૂપ ધરીને ત્રણે લોકને માપી લીધા, છેલ્લું પગલું બલિના માથા પર મૂકીને તેને પાતાલમા ખોસી ઘાલ્યો અને પ્રલ્હાદને ઇદ્રાસન પર કાયમ રાખ્યો. વળી કોઈ લખે છે કે–શિવભકત પ્રલ્હાદના બાપને નૃસિહ રૂપે થાંભલામાથી નીકળીને ચીરી નાખ્યો. એવી અનેક પ્રકારની બહાદુરીની વાતો વિષ્ણુના સંબંધે લખાઇ છે. ગ્રંથાંતરથી જુવો.

( ૮ ) આઠમુ ત્રિક—રામ, લક્ષ્મણ અને રાવણનું છે.

( ૯ ) નવમું ત્રિક—બલભદ્ર, શ્રીકૃષ્ણ અને જરાસંધનું છે. આ બન્ને ત્રિકોના મુખ્ય પાત્રોમા કદાચ મોટો ફેરફાર નહી થયો હોય, પણ તેના અંતરમાં તો મોટા વિકારો થએલા નજરે પડે છે નવીન કવિઓથી નવા વિકારો વધારેજ ધૂસતા ગયા છે. થોડા ઘણા મારા ગ્રથથી જોઇ શકશો. છેવટમા એટલું તો જરૂરજ કહું છુ. કે વૈદિકોના-ઉપનિષદાદિકના ગ્રંથોમાં જે અધ્યાત્મિક

વિષયોના વિચારો, ત્રુટક ફુટક સ્વરૂપના દેખાય છે તે, અને પ્રાચીન રૂપ ઇતિહાસના વિષયો કે જે જગોજગોપર ઉંધા છત્તા સ્વરૂપના દેખાય છે તે, સર્વજ્ઞોના કથનમાથી લઇને–તેમા ઉધું છત્તુ કરીને, તેવા કોઈ મૂળના લેખકોએ જાણી બુજીને લોકોને ઉંધા પાટા બંધાવાનો પ્રયત્ન કરેલો છે. અને પ્રમાણ વિનાના મોટા મોટા ગ્રંથો લખીને, લોકોને ભ્રમિષ્ઠ કરવાનો પ્રયત્ન કરતા ગયા છે. તેથી આજકાલની વિચક્ષણ પ્રજા ભ્રમિષ્ઠ થઇ રહી છે. બીજા સજ્જનો પણ મારી પેઠે અભ્યાસ કરીને જોશે તો, તેઓ પણ જરૂર સત્યાસત્યનો વિચાર કરી શકશે, એમ હું પૂર્ણ ખાતરીથી કહી શકું છું.

આ તો માત્ર નવ ત્રિકોના સંબધની સૂચના થઇ.

બીજી વાત જુવો કે––પહેલા વાસુદેવના પિતા કે જે પુત્રીના સંબંધથી લોકોમા–પ્રજાપતિના નામથી પ્રસિદ્ધ થયા હતા, તેનેજ વૈદિકોના પંડિતોએ બ્રમ્હા રૂપે કલ્પીને–ચારે વેદોમાં, બ્રાહ્મણ ગ્રથોમા, ઉપનિષદોમા, જગત્‌ના માલક બનાવી દઇને, સંપૂર્ણ વૈદિકોના ગ્રંથોમાજ ખોસી ઘાલ્યા છે.

વળી ત્રીજી વાત જુવો કે—વાસુદેવો નવ (૯) થયા છે, કેટલાંક તેમાનાં નામો સર્વથા ઉડાવી દઇને એકજ વિષ્ણુના નામથી–સર્વજ્ઞ તીર્થંકરોના અનુકરણ રૂપે–મત્સ્ય, કૂર્માદિક ૨૪ અવતારો કલ્પીને તેમાં સાચી જૂઠી કલ્પનાઓ ભેળવીને–મત્સ્ય પુ૦ કૂર્મ પુ૦ વરાહ પુ૦ આદિના નામથી મોટા મોટા કલ્પિત લેખો લખી, ચાર લાખ (૪૦૦૦૦૦) શ્લોકના પ્રમાણવાળાં ૧૮ પુરાણો ઉભા કરી દીધા છે. અમો આદિ અનાદિના છિએ, એવું ડોળ બતાવવાના માટે, જુઠે જુઠું ધાધલ કેવા સ્વરૂપનું ઉભું કરી દીધું છે?

કેવલ અજ્ઞાન પ્રજાનો લાભ લઇને, આ બધા અક્ષરોના પંડિતોએ દુનિયાને ઉંધા પાટા બંધાવવાને માટે કેવું વિપરીત સાહસ ખેડયું છે ?

વળી એક ચોથી વાત જુઓ કે––આ અવસર્પિણીમા, ચક્રવર્તીઓ ૧૨ થએલા સર્વજ્ઞોએ બતાવેલા છે. જેને પુણ્યના યોગથી–હાથી, ઘોડાદિ, મહાપરાક્રમી ૧૪ રત્નો આવીને મળે તેજ ચક્રવર્તી થાય, તેવા ૧૨ જ થએલા છે.

વૈદિકોએ–તેમાંના ભરત, સગર, સનત્કુમારાદિ, બે ચાર નામોને સાધારણ રાજાઓ તરીકે લખીને, તેઓના ઇતિહાસમાં ઉધું છત્તું ચિત્રીને, તેમના સંબંધનાં ૧૪ રત્નોને, બ્રમ્હાદિક દેવોના સમુદ્રમંથનથી ઉત્પન્ન થએલાં બતાવ્યા છે.

આ ઉપર બતાવેલી અનેક પ્રકારની સૂચનાઓથી સહજે સમજી શકાય તેવુ છે કે-વૈદિકોના પંડિતોએ, જે ઇતિહાસ લખ્યો છે તે, સર્વજ્ઞોના ઇતિહાસમાથી લઇને, તેમાં ઉંધીછત્તી કલ્પનાઓ કરીને, અજાણ વર્ગને ઉંધા પાટા બધાવવાનોજ પ્રયત્ન કરેલો છે. બાકી વૈદિકોમા પાછળથી લખાયલો પ્રાચીન ઇતિહાસ ન તો કોઇ ભૂતનો બતાવેલો છે કે, નતો, કોઇ સુતનો ? એમ શાણા પંડિતોને તો ચોખ્ખું દેખાઇ આવશે. એટલુજ નહી પણ મધ્યમ વર્ગ પણ નિર્ણય કરી લેવાની ઇચ્છાવાળો, આ પ્રકાશના સમયમા, બીજાની સહાયતા વિનાજ, નિર્ણય કરી લે તેવા પ્રકારનો આ સમય છે. કારણ કે લાયબ્રેરીયોના સાધનથી, કોઇને પૂછવાની પણ જરૂર પડે તેમ નથી. માત્ર નિઃપક્ષપાત બુદ્ધિથી વિચારવાની જરૂર છે.

અહીં સુધી જૈન-વૈદિકના ઇતિહાસની તુલના કરીને જોતા, વિકારી સ્વરૂપનો ઇતિહાસ, કોનામાંથી લઇને કોણે ઉભો કર્યો છે, એ સહજથી વિચારી શકાય તેવું છે.

હવે આપણે પ્રાચીન ગણાતા વેદોની મૂળની સ્થિતિનો વિચાર ટુંકથી તપાસીને જોઇએ—

વેદોમા—યજ્ઞ યાગાદિકના વિધાનવાળું તત્ત્વજ્ઞાન કેટલુ બધું ઉચ્ચા દરજાનુ હતું, તે તો આપ સર્વે જાણો છો. છતા તેની મહિમા જોતાં-વેદો અનાદિના છે, સૃષ્ટિની આદિમાં-બ્રહ્માએ પોતાના ચારો મુખથી, ચારે વેદોનો પ્રકાશ કર્યો. એવા પ્રકારની અનેક વાતો, કેટલા સત્ય દરજાની સત્ય રૂપની ભાસે છે ?

વૈદિકોના પડિતો સર્વજ્ઞોના પરિચયમાં વિશેષ આવતાં, સર્વજ્ઞોના તરફનું સત્ય વસ્તુનું જ્ઞાન સત્ય રૂપે ન ગ્રહણ કરતાં, કેવળ સ્વાર્થના તરફ દોરવાઇને બીજી અજ્ઞાન પ્રજાને પણ ઉંધા પાટા બંધાવવાનોજ પ્રયત્ન કરતા ગયા. તે વાત તો આપ મારા તુલનાત્મક લેખોથી કબૂલજ કરશો.

સર્વજ્ઞોના અધ્યાત્મિક તત્ત્વોમાં પણ તેવાજ પ્રકારની બાજી ખેલાઇ છે, પરંતુ તે અધ્યાત્મિક તત્ત્વ જ્ઞાનના વિષયમા, ઇતિહાસના વિષય જેવી, પુરેપુરી બાજી ખેલી શકયા નથી. માત્ર ઉપર ચોટીયું ગ્રહણ કરી તેમાં ઉંધું છત્તું તો જરૂર કરતા ગયા છે. જેમ કે-**મંડુકોપનિષદ્‌માં**—

(૧) " નદીઓ વહેતી વહેતી જેવી રીતે સમુદ્રમા અદૃશ્ય થાય છે, અને પોતાનો નામ તથા રૂપ છોડી દે છે, તેવી રીતે વિદ્વાન્ માણસ, નામ તથા રૂપથી વિમુક્ત થઇ, પરથી પણ પર એવા દિવ્ય પુરૂષમાં લીન થઇ જાય છે. "

( સંસ્કૃત સાહિત્ય. પૃ. ૨૯૮ થી. )

સર્વજ્ઞોનુ સિદ્ધાંત જોતાં–જેણે બોધિબીજ મેળવ્યું હોય, અર્થાત્ સત્-જ્ઞાન અને સત્‌દર્શનની રૂચિ થઇ હોય, અને રાગાદિક આંતરના ષટરિપુઓથી સર્વથા છટકી ગયો હોય,તેવા મહાપુરૂષો,થોડા વખત મુકત રૂપે થઇ, દિવ્ય પુરૂષોની સાથે મળી શકે છે. અગર જો તે ષટ્‌રિપુઓથી સપડાતો રહેતો હોય તો અબજોના અબજો વર્ષો સુધી કે અનેકાઅનેક ભવો સુધી પણ, સંસારમાં રખડવુંજ પડે છે. ઉદાહરણમાં—ઋષભદેવના પુત્રના પુત્ર ‘ મરીચિ ’ પૂર્વ-કાળના મનુષ્યના ભવમા સદ્‌બોધની રૂચિ થયા પછી પણ એક કુળમદરૂપ શત્રુના સપાટામા સપડાતા એક કોટા કોટિ સાગરોપમ સુધી, સંસારમા ભટકયા. ત્યારબાદ ૨૪મા તીર્થંકર રૂપે થયા. તો પછી સતજ્ઞાનની રૂચિ વિનાનો કેવળ અક્ષરોના જ્ઞાનથી વિદ્વાન્ ગણાતો, અને કેવળ દુરાગ્રહમાં પડેલાની જલદીથી મુકિત થઇ, દિવ્ય પુરૂષોમા મળી જવાનું, જૈન સિદ્ધાંત સ્વીકારતુ નથી.

(૨) વૃહદારણ્યકમા—એક ઠેકાણે યાજ્ઞવલ્કય–આત્માને અંતર્યામી તરીકે વર્ણવે છે—

“ જે સર્વ પ્રાણીઓની અંદર રહે છે, જે સર્વ પ્રાણીઓથી જુદો છે, જે સર્વ પ્રાણીઓ પર અંદરથી રાજ્ય ચલાવે છે, તે ત્હારો આત્મા છે, તે અંતર્યામી છે, તે અમૃત છે. ”

વિચારવાનું કે–સર્વજ્ઞોમા–નાના મોટા સર્વે જીવો, કર્મથી પરાધીન પણે, જન્મ અને મરણ વારંવાર પ્રાપ્ત થતા, પોત પોતાનું શરીર નવું નવું ધારણ કર્યાજ કરે છે. તો પછી સર્વ પ્રાણીઓ ઉપર અંદરથી રાજ્ય ચલાવનારો બીજો આત્મા અંતર્યામી થએલો, તે શું બધા જીવોને ૮૪ લાખ જીવોની યોનિમા ગળડાવ્યા કરે છે ? યાજ્ઞવલ્કયે આ માન્યતા કયા બીજા સર્વજ્ઞથી મેળવી ?

(૩) સં. સા. પૃ. ૨૯૧–વૃહદારણ્યકમાં એવું પણ કહેવામા આવ્યું છે કે–“ માણસનું શરીર જ્યારે પંચભુતમાં ભળી જાય છે, ત્યારે જે કર્મ વડે માણસ સારો કે નઠારો થાય છે, તે કર્મ સિવાય બીજુ કંઇ પણ એનું રહેતું નથી. ”

આ ઉપનિષદ્‌કાર ઉપરના લેખમાં કહે છે કે–સર્વ પ્રાણીઓ પર, અંદરથી રાજ્ય ચલાવે છે તે ત્હારો આત્મા છે, તે અંતર્યામી છે. આ જગોપર કહે છે કે—“ જે કર્મ વડે માણસ સારો કે નઠારો થાય છે, તે કર્મ શિવાય બીજું કંઇ પણ એનું રહેતું નથી. ”

વિચાર થાય છે કે—જ્યાંથી એ જીવ માણસ રૂપે થવાને આવ્યો ત્યાથી કર્મ લઇને આવ્યો હશે કે કર્મ વિનાનો ? અને અહીં એકલાં કર્મને મુકીને પોતે કયે ઠેકાણે જઇને ઘુસી બેઠો ? અને તે એકલા કર્મ કેવું સ્વરૂપ ધારણ કરીને ૮૪ લાખ જીવોની યોનિયોમા ભટકવા લાગ્યા ? અને તે કર્મના વડે પોતે કેવા સ્વરૂપથી તે ગતિમા પ્રાપ્ત થતાં સુખ દુઃખનો, અનુભવ કરવાને લાગ્યો ? આ ઉપનિદ્કારો શું લોકોને બ્રહ્મજ્ઞાન આપવાને નીકળ્યા છે કે, અગડં બગડં લખીને—દુનિયાને ભ્રમજાળમાં ભટકાવી મારવાને, ઉભા થયા છે. મુકતપણે વિચારવાની ભલામણ કરૂ છુ.

આ જગોપર—મૅકડોનલ શાહેબ—સં. સા. ના પૃષ્ટ ૨૮૭ મા કહે છે તે, ફરીથી વિચારવાને મુંકું છું—

" આ ઉપનિષદ્ ગ્રંથોમા—પરમાત્માનું ખરૂં સ્વરૂપ સમજવાને માટે, સર્વત્ર ભારે ગડમથલ ચાલી રહેલી જોવામા આવે છે, અને એ ગડમથલને પરિણામે—કોઈવાર એક રૂપક વાપરવામા આવ્યું હોય તો, કોઇવાર બીજું રૂપક વાપરવામાં આવ્યું હોય, એવું બન્યું છે—ઉદાહરણ તરીકે—**બૃહદારણ્યક ઉપનિષદ્માં** યાજ્ઞવલ્કય ઋષિ, સંસાર છોડી વનમાં જવાની તૈયારી કરતા હોય છે તે વખતે, એની સ્ત્રી મૈત્રેયી એને પ્રશ્ન કરે છે, તેના જવાબમાં એ કહે છે—જેવી રીતે એક મીઠાનો ગાગડો, પાણીમા નાખ્યો હોય તો તે પાણીમા ગળી જાય, અને તેને પાછો બહાર કાઢી શકાય નહી, પણ પાણી જયાથી ચાખો ત્યાંથી ખારૂંને ખારૂં લાગ્યા કરે, તેવી રીતે મહામત્ત્વ અનંત છે, અપાર છે, વિજ્ઞાનનો જત્થો છે, આ મૂળતત્ત્વોમાંથી બહાર નીકળીને, એમાને એમાંજ એ પાછું વિલીન થાય છે, મરણ પછી ચેતન્ય રહેતું નથી, કારણ કે યાજ્ઞવલ્કયે આગળ આગળ સમજાવ્યું છે તે પ્રમાણે, જે દ્વૈતભાવ ઉપર ચેતન્યનો આધાર રહે છે, તે જતો રહ્યો, એટલે ચૈતન્યપણું જતુંજ રહેવું જોઇએ.

વળી એજ ઉપનિષદ્માં—બીજે એક ઠેકાણે કહ્યું છે કે—જેવી રીતે કરોળિયો, પોતાના તતુઓ વડે બહાર નીકળે છે. જેવી રીતે ન્હાના ન્હાના તણખાઓ—અગ્નિમાંથી બહાર નીકળે છે, તેવી રીતે એ આત્મામાથી—સઘળા પ્રાણ, સઘળા લોક, સઘળા દેવતાઓ, સઘળા પ્રાણિયો બહાર નીકળે છે. "

અહીં મારા વિચારો—વેદકાળના સમયમાં—લોકો વૈદિકપંડિતોના બતાવ્યા પ્રમાણે—યજ્ઞ યાગાદિકના વિધાનથી, પોતાના કાર્યની સિદ્ધિ થતી માનીને, તે કાર્ય કરતા હોય. પરંતુ એક તરફ સર્વજ્ઞોનો, અને બીજી તરફ

એ ચાર તેવા ત્યાગીઓનો પ્રાદુર્ભાવ થતા, તેઓના પરિચયવાળા લોકોની, યજ્ઞયાગાદિકની ભાવના છુટવા લાગી હોય. એટલે તેવા ધંધાવાળા પંડિતોનો, સ્વાર્થ પણ અટકી પડવા લાગ્યો હોય, અર્થાત્ કર્મકાંડના વિધાનવાળું વેદજ્ઞાન પણ નહી જેવું થઇ પડેલું હોય, એટલે તે સમયના ચતુર પંડિતોએ વેદ વિદ્યાને નિકૃષ્ટ વિદ્યા બતાવીને જ્ઞાનકાંડના નામથી ઉત્કૃષ્ટ વિદ્યા બતાવવાના હેતુથી ઉપનિષદોની રચના શરૂ કરી દીધી હોય, જે મતના વિચારો જેને ગોઠતા આવતા, તેમાં પોતાની મરજી મેળવી લખવા માંડયું. તેથી તેમાં ગડમથલ થએલા જેવું લાગે તે, સ્વાભાવિકજ છે. પરંતુ હું સર્વજ્ઞોના વચનને અનુસરીને, પૂર્વેના લેખોમા જે પ્રમાણે લખતો આવ્યો તે પ્રમાણે, અહીં લખીને બતાવું તો તે અયોગ્ય નહીં ગણાય.

### અહીં યાજ્ઞવલ્કયનાજ વિચારો જુવો—

(૧) "જે સર્વ પ્રાણીઓપર અંદરથી રાજ્ય ચલાવે છે તે ત્હારો આત્મા અતર્યામી છે."

(૨) બીજી વાત—'જે કર્મ વડે માણુસ સારો કે નઠારો થાય છે તે કર્મ સિવાય બીજુ કઇ પણ એનું રહેતું નથી."

(૩) ત્રીજી વાત—"મહાસત્ત્વ બહાર નીકળીને પાછો એમાંને એમાં વિલીન થાય છે. જેમ મીઠાનો ગાંગડો પાણીમાં ગળી ગએલો બહાર કાઢી શકાતો નથી.

(૪) ચોથી વખતે એજ ઋષિએ-કરોળીયાના તંતુના દૃષ્ટાંતથી, અને અગ્નિના ન્હાના ન્હાના તણખાઓના દૃષ્ટાંતથી જણાવ્યુ છે કે-આત્મામાથી સઘળા પ્રાણ, સઘળા લોક, સઘળા દેવતાઓ, અને સઘળા પ્રાણિઓ બહાર નીકળે છે"

આ યાજ્ઞવલ્કય ઋષિનીજ, ચારે વાતોનો વિચાર ક્રમથી સર્વજ્ઞોના વચનને અનુસરીનેજ બતાવું છું—

(૧) સર્વ પ્રાણિઓનો અંતર્યામી બનેલો આત્મા, જ્ઞાની હશે કે અજ્ઞાની? જો તે જ્ઞાની છે તો અમારી પીડાઓ શા માટે નિવારણ નથી કરતો? અંદર બેઠો બેઠો શા માટે તમાસો જોયા કરે છે? કહેવામાં આવે કે પોતાના કર્મથી જીવો પીડાઓ ભોગવે છે, તો પછી અમારા અંતર્યામી બનેલા આત્માએ અમારૂં શું ઉકાળ્યું? માટે આ થએલી કલ્પના કોઇ જ્ઞાનીની છેજ નહી ॥ ૧ ॥

(२) " સારાં કે નઠારા કર્મ સિવાય માણસનુ બીજું કંઇ રહેતુંજ નથી."

આ કલ્પના પણ અત્યંત અનિષ્ટજ થએલી છે. આમા તો કર્મનો કરવાવાળો જીવજ ગુમ થઇ જાય છે, તો પછી કર્મનો ભોગ ભોગવનારજ કોણ ? કરેલા કર્મ જડ રૂપના જડરૂપમા મળી ગયાં. આ કલ્પના શું આસ્તિક રૂપની કે કેવલ સર્વથા નાસ્તિક સ્વરૂપની ?

(३) ' મહાસત્ત્વ-બહાર નીકળીને પાછો એમાને એમા વિલીન થાય છે. મીઠાનો ગાગડો પાણીમા ગળી ગએલો બહાર કાઢી શકાતો નથી."

આ કલ્પના પણ કોઇ મહા અજ્ઞાન દશાની ઘેલછામાથી પ્રગટ થએલી જણાય છે. આ દુનિયામા-અનંતા અનંત જીવો, પોતાના કર્મના વશમાં પડેલા, ८४ લાખ જીવોની યોનિમા, અનંતા અનંત કાળથી ભટકી રહેલા, અને નાના પ્રકારનાં અઘોર દુઃખોને સહન કરી રહેલા, પ્રત્યક્ષમાં દેખાઇ રહેલા છે તે શું પેલો મહાસત્ત્વ-પોતેજ ८४ લાખ જીવોની યોનિયોમાં, દુઃખોનો અનુભવ લેવાને નીકળેલો માનવો ? આ કલ્પના કેટલી બધી અનિષ્ટ થએલી છે ? ઉપર બતાવેલા વિચારો, સિવાય અનેક વિચારો વૈદિકના ગ્રંથોમાથી પણ, ઉંધા છત્તા કલ્પેલા મળી આવશે.

(४) આ ઉપનિષદ્કારે ચોથા ફકરાથી પરમાત્માનું જ્ઞાન બનાવતા એવું બતાવ્યું છે કે—

આત્મામાથી—સઘળા પ્રાણ, સઘળા લોક, સઘળા દેવનાઓ, અને સઘળા પ્રાણીઓ, બહાર નીકળે છે."

આ ઉપનિષદ્ કાર યાજ્ઞવલ્કય એક મહાન ઋષિ મનાયલા છે તેમના આત્માના સંબંધના બે ચાર વિચારો જોતાં, એવું સમજાય છે કે–દુનિયામા કોઇ એક–**મહાસત્ત્વ છે**, તે પોતેજ પોતાના સ્વરૂપથી બધી દુનીયાના જીવોના સ્વરૂપથી પસરીને રહે છે. તેના સિવાય બીજો કોઇ પણ મોટી સત્તાવાળો હોય એમ તેમના કથનથી સમજાતું નથી. પરંતુ આગળ પાછળનો વિચાર કરી જોતા આ યાજ્ઞવલ્કયનું કથન કોઇ સદ્જ્ઞાનના વિચારમાંથી પ્રગટ થએલું હોય એમ સમજાતું નથી. આપ સજ્જનો પણ જો સદ્વિચારમાં ઉતરશો તો, આ મારી વાતને કબૂલજ કરશો.

તે શિવાય-કીડા, મંકોડા, પશુઓ, પંખીયો, જલચર, થલચર, આદિ અનેકાઅનેક યોનિયોમા અનેક પ્રકારના છેદન ભેદન આદિના અઘોર દુઃખોને સહન કરી રહેલા, અનેકા અનેક જીવો પ્રત્યક્ષપણે; આપણે દેખી પણ રહેલા છિએ.

તે શિવાય–નરકમા પડી રહેલા, અસંખ્ય જીવો, મહા અઘોર દુઃખોને સહન કરી રહેલા, જૈનોમાં તેમજ વૈદિકના કૂર્મપુરાણ, મનુસ્મૃતિ, આદિ ગ્રંથોથી પણ જાહેરમાં આવી રહેલા આપણે સાંભળીએ છિએ.

આ ઉપર બતાવેલા બધાએ પ્રકારના જીવોના સ્વરૂપને ધારણ કરી રહેલો, આ એક મહાસત્ત્વ ( આત્મા ) ને માનવો કે, તે મહાસત્વ વિનાના કોઇ બીજા પ્રકારના જીવો પોત પોતાના સ્વરૂપને ધારણ કરીને રહેલા માનવા ?

(૧) કલમ પહેલીમા આ ઋષિએ જણાવ્યું હતું કે—" જે સર્વ પ્રાણીઓ પર અંદરથી રાજ્ય ચલાવે છે તે ત્હારો આત્મા અંતર્યામી છે. "

આ કલમ પહેલીથી એવું સમજાય છે કે–સર્વ પ્રાણીઓ જુદા હોય અને તેઓના પર અંદરથી રાજ્ય ચલાવનારો અંતર્યામી થઈ રહેલો આત્મા કોઇ જુદો હોય, એવો બોધ નીકળે છે.

(૨) કલમ બીજીથી સમજાય છે કે—" માણુસના કર્મ સિવાય બીજું કંઈ રહેતું નથી. "

વિચાર થાય છે કે—માણુસનાં પડી રહેલાં એકલાં જડરૂપ કર્મના ઉપર, તે અંતર્યામી આત્મા પોતાનું રાજ્ય કેવા પ્રકારનું ચલાવતો હશે ?

(૩) કલમ ત્રીજીમા જણાવ્યું હતું કે—મહાસત્ત્વ બહાર નીકળીને પાછો એમાને એમા વિલીન થાય છે. મીઠાનો ગાગડો પાણીમાં ગળી ગએલો પાછો બહાર કાઢી શકાતો નથી. "

આ કલમ ત્રીજીમાં કહ્યું કે–આ મહાસત્ત્વ પોતાના સ્વરૂપથી બહાર નીકળ્યા પછી, ગળી ગએલા મીઠાના ગાંગડા જેવો પાછો બહાર કાઢી શકાતો નથી. એટલે તે મહાસત્ત્વ પોતે નષ્ટ થઇ ગએલા જેવો, પાછો પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઇ શકતો નથી. એવોજ બોધ મેળવી શકાય છે. (૪) કલમ ચોથીથી જણાવ્યું છે કે—" આત્મામાંથી સઘળા પ્રાણ, સઘળા લોક, સઘળા દેવતાઓ, અને સઘળા પ્રાણીઓ, બહાર નીકળે છે, "

આ કલમ ચોથીથી વિચાર થાય છે કે—આ બધા પ્રકારના સ્વરૂપને ધારણ કરવાવાળા, તે આત્માનું અને તેણે ધારણ કરેલા સ્વરૂપોનુ, પાછળથી કેવા પ્રકારના પરિણામો આવતાં હશે ? તેના સંબંધનો કોઇ વિશેષ બોધ મળી આવેલો જણાતો નથી. તેથી આ બધા પ્રસંગોમા કાંઇક વિશેષ વિચાર કરવાની જરૂર પડેછે.

પ્રથમ પૂર્વે કોઇ કાળાંતર પહેલા સૃષ્ટિની આદિમા પ્રજાપતિ–બ્રહ્માથી ચાર ઋષિઓ દ્વારા ચારો વેદોની પ્રાપ્તિ થએલી વૈદિકના પંડિતો બતાવતા હતા. પછી સર્વજ્ઞોના ત--વોની હ્ડિફાઇમા આવતાં તે વેદવિદ્યાને અવિદ્યા એટલે આત્મસ્વરૂપના સાધનમાં નિકૃષ્ટ વિદ્યા બતાવી ઉપનિષદો દ્વારા બ્રહ્મજ્ઞાન સંબંધિની ઉત્કૃષ્ટ વિદ્યા બતાવવાને બહાર આવ્યા તેના સંબંધિની ચાર કલમો વૃહદારણ્યક ઉપનિષદ્‌ની લખીને બતાવી છે. તેનું જુદુ જુદુ સ્વરૂપ જોતા તે ચારે કલમો બ્રમ્હજ્ઞાનની પ્રાપ્તિ કરાવવાવાળી મને નથી લાગતી પણ તેના વાંચનથી મોટા મોટા પંડિતો પણ ભ્રમજ્ઞાનજ પેદા કરી લેવે તેથી કાંઇ વિચાર કરીને બતાવુ છુ.

કલમ ચોથીમાં–આત્મામાથી સઘળા લોકાદિક બહાર નીકળે છે એવું બ્રહ્મજ્ઞાન ઉપનિષદ્‌કારોએ કયાથી મેળવ્યુ હશે ? કારણ ઋગ્વેદના પહેલા મંડળથી એવુ જાણવામા આવ્યું છે કે – " ત્રૈવિક્રમ વિષ્ણુએ ત્રણ પગલા મૂકતાં ત્રણે લોકની રચના કરી દીધી હતી, તો પછી આ નવીન આત્મા કયાંથી પ્રગટ થયા કે જે પોતે સઘળા લોકમા પસરીને રહ્યા.

બીજી વાત એ છે કે–ઋગ્વેદના દશમા મંડળમા પ્રજાપતિ બ્રમ્હા ત્રૈવિક્રમ વિષ્ણુથી તો કોઇ જુદાજ છે તે પ્રજાપતિએ–પ્રલય થયા પછી આ સૃષ્ટિને એકદમ એવી તો રચી દીધી કે કોઇને પણ ખબર પડવા દીધી નહી, એટલુ જ નહી પણ બધા બ્રમ્હાડને ઘેરો ઘાલી તેનાથી પણ પોતે દશાંગુલ બહાર વધીને રહ્યા.

અહીં વિચાર થાય છે કે–વિષ્ણુએ ત્રણ લોકની રચના કર્યા પછી બ્રમ્હા બધા બ્રમ્હાડને ઘેરો ઘાલીને બેઠા હશે કે પડેલા ? કારણ ઋગ્મા પહેલા વિષ્ણુ ત્રણ લોકની રચના કરવાવાળા લખાયા છે અને પછીથી પ્રજાપતિ બ્રમ્હા બ્રમ્હાડને ઘેરો ઘાલી બેઠેલા જણાવ્યા છે માટે ખાસ વિચારવા જેવુ છે.

ત્રીજી વાત એ છે કે-ઉપનિષદ્‌કારો તો વર્તમાન સર્વજ્ઞોના પ્રાદુર્ભાવ થયા પછીના છે. તેઓને ન તો જણાયા વેદના ત્રૈવિક્રમવિષ્ણુ, તેમજ ન તો જણાયા પ્રજાપતિ બ્રહ્મા. માત્ર એક, આત્માજ બધા જગતમા પસરી રહેલા ન જાણે કયે ઠેકાણેથી મળી આવ્યા? આ બધા જગત્‌ના માલીક થનારાઓનો રાફડો શાથી ફાટી નિકળ્યો?

વળી વિચાર થાય છે કે—ત્રણ પગલા મૂકતાં ત્રણ લોકની રચના કરી દેવાની મહા સત્તાવાળા વિષ્ણુને–એક તારક નામના દૈત્યે કયા કાળમાં કેદમા

પુરી દીધા ? અને કયા કાળમા છોડી દીધા ? તેની તો હજુ ખબરજ નથી પડી ન જાણે ત્રણલોકની રચના કરતા પહેલા પુરી દીધા હતા કે પછીથી ?

બીજી વાત એ છે કે—સુરૂદૈત્યે અનાદિકાળના પ્રજાપતિ બ્રહ્માને બ્રહ્મસ્થાનમાથી કયા કાળમા ભ્રષ્ટ કર્યા ? અને ફરીથી તેમણે પોતાનૂ બ્રહ્મસ્થાન કયા કાળમા મેળવ્યું ? અને કયા કાળમા પાછો બ્રમ્હાડને ઘેરો ઘાલીને બેઠા ?

અનાદિકાળના વિષ્ણુ તારક દૈત્યની કેદમા પડયા અને અનાદિકાળના પ્રજાપતિ બ્રમ્હા સુરૂદૈત્યથી બ્રમ્હસ્થાનમાથી ભ્રષ્ટ થયા અને આ બન્ને મહાન્ દેવો અનાદિકાળના ઋગ્વેદથો પ્રસિદ્ધિમા આવેલા છે તેથી વિચાર થાય છે કે આ બે દૈત્યો, કેટલાક જબરા હશે ? અને કોણે પેદા કરેલા હશે ? આ બધા પ્રસગો વિચારવા જેવા ખરા કે નહીં ?

**બ્રહ્માજ્ઞાન વિષે બે બોલ—**

ચાર ઋષિઓના હૃદયમા ચારો વેદોનો પ્રકાશ કરતા પ્રજાપતિ બ્રમ્હાએ તેમાં પોતાના બ્રમ્હજ્ઞાનનો પ્રકાશ નહી કર્યો હોય ? કે જેથી આ બધા ઉપનિષદ્કારોને ઘણા લાબા કાળના છેટે **બ્રહ્મજ્ઞાન** આપવાને બહાર આવવું પડયું ? અને તેઓ કયા નવીન ઇશ્વરથી મેળવીને આવ્યા ?

બીજી વાત—યાજ્ઞવલ્કયે ભણેલા વેદોનુ જ્ઞાન ગુરૂને પાછુ આપવાને માટે ઓકી કાઢીને કહ્યું કે, લ્યો તમારૂં જ્ઞાન. એમ કહીને સૂર્યની ઉપાસના કરી, પછી સૂર્યના ઘોડાના કાનમા રહી સૂર્યથી નવીન વેદોનું જ્ઞાન મેળવ્યુ, તેમા પણ સૂર્ય બ્રમ્હજ્ઞાન આપવાનું ભૂલી ગયા હશે કે જેથી આ ઋષિને વૃહદારણ્યક ગ્રંથની રચના કરીને ફરીથી બ્રમ્હજ્ઞાન આપવાને બહાર આવવુ પડયું ? અને તે કયા દેવની પાસેથી મેળવીને આવ્યા ?

ત્રીજી વાત—ઋગ્વેદમાં મોટી સત્તાવાળા વરૂણદેવ સર્વજ્ઞે પોતાના પુત્ર **ભૃગુને** બ્રમ્હજ્ઞાન શિખવ્યુ હતું, તે બ્રમ્હજ્ઞાન ઉપયોગમા ન લેતા આ ઉપનિષદ્કારો નવીન પ્રકારનું બ્રમ્હજ્ઞાન આપવાને શા કારણથી બહાર આવ્યા ?

જો કે વેદોમા વરૂણ દેવને—સર્વજ્ઞ, બ્રહ્મજ્ઞાની અને ભૃગુપુત્રના પિતા બતાવ્યા છે. કોઇ લેખકે ભૃગુને બ્રહ્માના પુત્ર લખ્યા છે ખરા પણ સર્વજ્ઞના સિધ્ધાતથી એક પણ વાત સત્યરૂપની ઠરતી નથી. એટલુજ નહી પણ વૈદિકોના લેખોથી પણ અસત્યજ નીવડે છે.

જુવો કે-આ વરૂણ દેવે હરિશ્ચંદ્રને પુત્રનુ વરદાન આપી તેનુ બલિદાન લેવાને તૈયાર થયા, તે ન મળવાથી જલોદરના રોગથી પીડિત કર્યા છે. અને મહાભારતાદિકમાં ઉતથ્ય ઋષિની પુત્રીનુ હરણ કરવાવાળા બતાવ્યા છે. છેવટમા એક સમુદ્રના દેવ તરીકે વર્ણવ્યા છે. આવા પ્રકારના અનીતિના કાર્ય-સર્વજ્ઞ, કે બ્રહ્મજ્ઞાની, કરી શકે ખરા ? આ બધો ફેરફાર શાથી ? મારી સમજ પ્રમાણે તો યાચિત મંડન રૂપે ગ્રહણ થએલા હોય તેથી હશે ?

એક તરફ સર્વજ્ઞોના તત્ત્વોનો અને સર્વજ્ઞોના ઇતિહાસનો, બારિક અભ્યાસ કરી જોનારા નિ:પક્ષપાતી પંડિતોને એજ કબુલ કરવું પડશે કે વૈદિકોમા જે જે ઉત્તમ તત્ત્વો અને પ્રાચીન ઇતિહાસનો વિષય વેદોના પછીના ભાગમા લખાયો છે તે કોઇ તેમના જ્ઞાનીના તરફથી સ્વતંત્રનો ઉત્પન્ન થએલો મને લાગતો નથી. તેમજ આ બ્રામ્હણ વર્ગ પણ મૂળમા સ્વતત્રથી ઉત્પન્ન થએલો જણાતો નથી.

સર્વજ્ઞોના ઇતિહાસ જોતાં-ઋષભદેવના પુત્ર **ભરત** ચક્રવર્ત્તીથી એક ઉપદેશક વર્ગ સ્થાપવામા આવેલો, તે બ્રામ્હણ શબ્દથી પ્રસિદ્ધિમાં આવ્યો તે વર્ગ-નવમા, દશમા, તીર્થંકર સુધી તો ઘણા મોટા ભાગે એકજ નિષ્ઠાથી ચાલતો આવેલો નજરે પડે છે પછી સર્વજ્ઞોના શાસનના વિચ્છેદના પ્રસંગો પ્રાપ્ત થતા, તે બ્રાહ્મણવર્ગ સ્વતંત્ર રૂપનો બનતો ચાલ્યો. એટલે નાયક વિનાનો થઇ પડયો પછી ઇંદ્રિયોના વિષયમાં પડી જવાથી-ખાન પાનના નિયમથી પણ રહિત થતો ગયો. લાલચમા પડેલા માણસોને, એકદમ વ્યસન છોડી દેવુ તે ઘણુ દુષ્કર હોય છે. તેથી સર્વજ્ઞોના ઉપદેશોનો પ્રસગ પ્રાપ્ત થતા પણ કેટલાકો તો અનાદરજ કરતા રહ્યા પરંતુ છેવટના આ બે સર્વજ્ઞોના સમયમા-કેટલાક બીજા મહાત્માઓ પણ નિવૃત્તિ માર્ગને પસંદ કરવાવાળા જાહેરમાં આવતા ગયા. તેથી આ બ્રામ્હણ વર્ગને, અનિચ્છાએ પણ તે મહાત્માઓના અનુકરણ રૂપે પોતાનું વળણ ફેરવવાની જરૂર પડી હોય તે બ્રામ્હણ વર્ગનું પૂર્વ કાળનું ધાર્મિક સ્વતંત્ર સંબંધી જ્ઞાન જોતા, મોટા ભાગે યજ્ઞ યાગાદિકના સબધવાળુંજ નજરે પડે છે. પરંતુ તે યજ્ઞ યાગાદિકનુ જ્ઞાન અનેક મહાત્માઓના નિવૃત્તિમય જીવનના આગળ નિસ્તેજવાળું લાગવાથી, યજ્ઞ યાગાદિકમા ફેરફાર કરેલો. મૂળમા તેઓ અક્ષરોના તો પડિતો હતાજ, તેથી બીજાના વિચારો-પોતાની અનુકૂલતા પ્રમાણે પોતાનામા દાખલ કરી લેવામા બાહોશજ હતા, પરંતુ પોતાની મહત્વતાનો ફાંકો રાખના હુવા, ઘણા મોટા ભાગે તા સર્વજ્ઞોના વિષયોમાથીજ

ઇને પોતાનામાં ઉંધુ છતું કરી ગએલા છે. તેનું દિગ્દર્શન–તુલનાત્મકના લેખથી અમો કરાવતાજ આવ્યા છિએ. તેથી પિષ્ટપેષણ કરવાની કાંઇ જરૂર નથી. મેં જે વિસ્તાર કરીને બતાવ્યો છે તે ખાસ મુદ્દાઓના પાત્રોનોજ કર્યો છે. બાકીના પાત્રોના વિચારોમા પ્રાયે ઉતર્યોજ નથી. તેથી સત્યના શોધકોને વિચાર કરવાની ભલામણ કરીને હું આ મારા લેખની પણ સમાપ્તિ જ કરૂં છું.

॥ ઇતિ શ્રી **વિજયાનંદસૂરીશ્વરજી** (પ્રસિદ્ધનામ **આત્મારામજી**) મહારાજના લઘુશિષ્ય મુનિ શ્રી **અમરવિજય**, દક્ષિણ વિહારી વિરચિત " તત્ત્વત્રયી મીમાંસા નામના ગ્રંથની પ્રસ્તાવના ( પ્રવેશિકા ) સંપૂર્ણ. ॥

---

## ગ્રંથ મળવાના ઠેકાણા.

**૧ મા. હિમતલાલ માસ્તર જૈન જ્યોતિષી. મુંબાઇ** નંબર ૨ જે. ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ,—ગોપાલ ભુવન.

**૨ નબાબ સારાભાઇ મણીલાલ, અમદાવાદ.** ઠે. નાગજી ભુધરની પે.ળ.

# અનુક્રમણિકા.

## ખંડ પહેલો.

| પ્રકરણ | ગ્રંથનો વિષય | પૃષ્ટ. |
|---|---|---|
| | બે ટુકડા કરી બહાર આવ્યા. એકની પૃથ્વી, બીજાનો આકાશ, પછી સૃષ્ટિ ( મનુસ્મૃતિમા ) | ,, |
| ,, | ( ૭ ) બ્રમ્હા તપ તપ્યા–પછી પગથી પૃથ્વી, ઉદરથી આકાશ, મસ્તકથી સ્વર્ગ. પછી બધી સૃષ્ટિ. ( ગોપથ બ્રા. મા ) | ૧૫ |
| ,, | ( ૮ ) પ્રજાપતિ એકલો હતો, બહુ થવાની ઇચ્છા થતા આ બધી સૃષ્ટિની રચના કરી. ( શતપથ બ્રા. મા ) | ,, |
| ,, | ( ૯ ) વેદોમા કૂર્મ પ્રસિદ્ધ છે, પ્રજાપતિએ કૂર્મનું રૂપ ધરીને, આ બધી સૃષ્ટિને રચી દીધી. ( એજ શત પથ બ્રા૦ મા ) | ,, |
| ,, | ( ૧૦ ) પ્રથમ જલજ હતું, પ્રજાપતિ તેમા વાયુ રૂપે ફર્યા. પૃથ્વી દેખી, વરાહ રૂપ ધરીને બહાર ખેંચી લાવ્યા ( એજ શતપથમા ) | ,, |
| ,, | ( ૧૧ ) પ્રથમ આત્માજ હતો, તેણે આ બધી સૃષ્ટિની રચના કરી દીધી ( મુખ્ય ઋગ્વેદમાં ) | ,, |
| ,, | ( ૧૨ ) તે સર્વવિત્ પિતાએ—આકાશ પૃથ્વી આદિ સર્વ બનાવી દીધા ( એ પણ મુખ્ય ઋગ્વેદમા ) | ૧૬ |
| ,, | ( ૧૩ ) વિરાટ્ પુરૂષથીજ આ બધી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ. ( યજુર્વેદમા ) | ,, |
| ,, | ( ૧૪ ) પ્રથમ જલજ હતું–તેમા ગર્ભ રૂપે બ્રમ્હાજી આવ્યા અને ચૌદ ( ૧૪ ) ભુવન રૂપે સ્થિર થયા. ( એજ યજુર્વેદમા ) | ,, |
| ,, | ( ૧૫ ) પરમાત્માએ જલમા ગર્ભ ધારણ કર્યો, તેમાથી બ્રમ્હા ઉત્પન્ન થયા. પછી બધી સૃષ્ટિ ( એ પણ યજુર્વેદમા ) | ,, |
| | હવે વેદોના સૂક્તાર્થ સાથે વિશેષ વર્ણન. | ૧૭ |
| ,, | हिरण्यगर्भः समवर्त्तताऽग्रे० ( ઋગ્વેદ–મંડલ ૧૦ મું. સૂક્ત ૧૨૧ મુ. મંત્ર ૧૦ નું ) હિરણ્ય ગર્ભ–પ્રજાપતિએ આ બધી સૃષ્ટિની રચના કરી દીધી. ॥ | |
| ,, | ऋतं च सत्यं ઇત્યાદિ અઘમર્પણમંત્ર (ઋગવેદ મં. ૧૦ મું. સૂ. ૧૯૧ મું. મંત્ર ૩ નુ) પરમાત્માએ સૃષ્ટિ પૂર્વે જેવી હતી તેવી બનાવી દીધી. | ૧૮ |
| ,, | नाऽसदासीन्नो सदासीत्तदानीं ઇત્યાદિ ( ઋગ્વેદ–મં. ૧૦ મું સૂ. ૧૨૯ મું. મં. ૭ નું ) પ્રલય દશામા પૃથ્વી આકાશ, સમુદ્ર આદિ કંઇ ન હતું, માત્ર અંધકારજ હતો બ્રમ્હાની મહિમાથી આ બધી સૃષ્ટિ એકદમ એની ઉત્પન્ન થઇ કે કોઇને ખબરજ ન પડી. | ૧૯ |

| પ્રકરણ | ગ્રંથનો વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૦ | જૈનોના બીજા તીર્થંકર અને બીજા સગર ચક્રવર્તી | ૧૨૭ |
| ૧૧ | વૈદિકમતે–સગર રાજા. નીતિ શિક્ષણનુ. પ્ર. ૧૧ મું. | ૧૨૯ |
| ,, | વૈદિક તુલસી રામાયણના સગર... ... ... ... | ૧૩૧ |
| ,, | જૈન વૈદિકના સગરની સમીક્ષા... ... ... ... | ૧૩૨ |
| ,, | સાઠ હજાર પુત્રોને બાળનાર–કપિલની મુક્તિ. | ૧૩૪ |
| ૧૨ | જૈનોના ત્રીજા તીર્થંકરથી નવમા તીર્થંકર. પ્ર. ૧૨ મું. | ૧૩૫ |
| ,, | નવમા પછી બ્રાહ્મણોએ બદલેલું ધર્મનું સ્વરૂપ. | ૧૩૬ |
| ૧૩ | દશમા તીર્થંકરના શાસનમા–હરિવંશની ઉત્પત્તિ પ્ર. ૧૩ મું. | ૧૩૯ |
| ,, | નવીન વેદોની રચના... ... ... ... ... | ૧૪૦ |
| ,, | વેદોના સંબંધે–વૈદિક માન્યતા. ... ... ... | ૧૪૧ |
| ,, | સ્વચ્છંદતાથી ભરેલા બ્રાહ્મણ ગ્રંથો. ડો. મેકડોનલ | ૧૪૩ |
| ૧૪ | જીવોના રક્ષકોને રાક્ષસો કહેવાની ધૃષ્ટતા, રાવણ અને નારદની વાત પ્ર. ૧૪ મું. | ૧૪૫ |
| ૧૫ | જૈન પ્રમાણે વૈદિકોમા હિંસાની શરૂઆત નારદ, પર્વત અને વસુરાજા પ્ર. ૧૫ મું. | ૧૪૬ |
| ૧૬ | પ્રસંગ વશાથી યદુવંશની ઉત્પત્તિ. પ્ર. ૧૬ મું. | ૧૫૦ |
| ૧૭ | વસુરાજાના પછી પર્વતે શું કર્યું ? પ્ર. ૧૭ મું. | ૧૫૧ |
| ૧૮ | વૈદિકોમાંનો વસુરાજાનો લેખ. પ્ર. ૧૮ મું. | ૧૫૫ |
| ૧૯ | કૃતયુગાદિકના બ્રમ્હાદિક ત્રણ દેવોનો કોઠો. પુરાણ કાળ અને તેમા લખાયેલો ઇતિહાસ. પ્ર. ૧૯ મું. | ૧૫૮ |
| ,, | દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રીનો લેખ... ... ... ... | ૧૬૦ |
| ,, | આર્યોના તહેવારોના લેખકે બતાવેલો અભિપ્રાય. | ૧૬૨ |
| ,, | ડો. હેસ્મુતના લેખમાનો મુકેલો સાક્ષીરૂપનો ફકરો. | ૧૬૬ |
| ૨૦ | વૈદિકોએ–પુરાણોમા કલ્પી કાઢેલા બ્રામ્હાદિક દેવો. પ્ર. ૨૦ મું. | ૧૬૮ |
| ,, | જેમનામાં શાસ્ત્ર દર્શિત ગુણો હોય તે ભગવાન. | ૧૬૯ |
| ,, | દૂષણોથી દૂર ગુણોથી ભરપુર તેજ દુનિયાનો દેવ. | ૧૭૦ |
| ૨૧ | જૈનોના ૧૧ મા તીર્થંકરના સમયમાં–પહેલા બલદેવ અને વાસુદેવના પિતા તે પ્રજાપતિ, વૈદિકોએ કલ્પેલા બ્રમ્હા. | ૧૭૨ |
| ,, | ભાગવતે–પ્રજાપતિએ પુત્રીનો સંબંધ કર્યો. મત્સ્યપુ૦ માં–બ્રમ્હા શતરૂપા સાથે દેવતાના સો સો વર્ષ ક્રીડા કરતા રહ્યા. પદ્મપુ૦ માં–બ્રહ્મા બીજી સ્ત્રી કરીને સાવિત્રીના અપરાધી બના. | ૧૭૩ |

| પ્રકરણ. | ગ્રંથનો વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

| પ્રકરણ. | ગ્રંથનો વિષય | પૃષ્ટ. |
|---|---|---|
| (૩૬) | દત્ત–વાંસુદેવના ત્રિક પછી ૧૯ મા તીર્થંકર થયા તેમના પછી ૫૪ લાખ વર્ષે ૨૦ મા તીર્થંકર, તેમના સમયમાં ૯ મા મહા પદ્મ ચક્રવર્તી અને નમુચિબલ થયા છે–– | ૨૫૬ |
| ,, | જૈનમા વાત એવી છેકે–હસ્તિનાપુરના પદ્મોત્તરના બે પુત્રો મોટા વિષ્ણુ કુમાર, નાના મહાપદ્મ. | ૨૫૭ |
| | અવતીના રાજાનો મંત્રી નમુચિ જૈનચાર્યના વાદમા હાર્યો, અયોગ્ય જાણી કાઢી મુકયો, તે મહાપદ્મની સેવામા રહ્યો તુષ્ટ કરી વર મેળવ્યો. | |
| | પદ્મોત્તર સાધુ થઇ મોક્ષમા ગયા. વિષ્ણુકુમાર સાધુ થઇ શકિત શાલી થયા. મહાપદ્મ ચક્રવર્તી થયા. નમુચિ–મુદનની ગાદીનો વર મેળવી, સાધુ સાથે વૈર લેવા તૈયાર થયો દીક્ષિત વિષ્ણુકુમારે વિઘ્ન દુર કરી સાધુઓની રક્ષા કરી આ વાત વૈદિકોમા વિચિત્ર પ્રકારથી નજરે પડે છે. | |
| (૩૭) | જૈન પ્રમાણે લક્ષ્મણ વાસુદેવાદિકનું. આઠમું ત્રિક. | ૨૫૯ |
| ,, | જૈનમા–પાલકના પાપે દંડક દેશના નાશે દંડકારણ્ય. | ૨૬૨ |
| ,, | વૈદિકમા–દંડકારણ્ય માટે ભિન્ન ભિન્ન કલ્પના | ૨૬૩ |
| | બ્રાહ્મણોની પ્રેરણાથી ગણપતિ ગાયરૂપે થઇ ગૌતમના ક્ષેત્રમા પડયા ગૌતમ શાપ દઇ ચાલતા થયા, તેથી દંડકારણ્ય. | ,, |
| ,, | ભૃગુ પુત્રી સાથે દંડક રાજાનો અન્યાય થતાં ભૃગુના શાપથી દંડકાર્ણ્ય. | ૨૬૪ |
| ,, | નારદના શાપથી સ્ત્રી વિયોગી વિષ્ણુઃ. શિવના બે ગણ તે રાવણ અને કુંભકરણ થયા | ૨૬૫ |
| ,, | જૈન પ્રમાણે બતાવેલો–રામ સીતાદિકના પુર્વ ભવનો સંબંધ. | ૨૬૭ |
| ,, | વૈદિકમતમાં–રામ સીતાદિકના પુર્વ ભવના વિચારો. | ૨૭૦ |
| ,, | (૧) ઋષિઓના લોહીનો ઘડો ક્ષેત્રમા, તેમાથી સીતા. | ,, |
| ,, | (૨) સીતાનો વૃત્તાત ઋગ્વેદમાથી નીકલે છે. | ૨૭૧ |
| ,, | (૩) વૈદિકે–રાવણનો નાશ કરવા ફરીથી જન્મેલી સીતા. | ,, |
| ,, | (૪) ઋષિની પુત્રી વેદવતીના ચોટલાનો સ્પર્શ રાવણે કર્યો, તે બલી મરીને જનકની પુત્રી થઇ. | ૨૭૨ |
| ,, | મેરૂ પર તપ કરતા બ્રમ્હાના પુત્રના ઠેકાણે કન્યા ગઇ, તે ગર્ભવતી તેનાથી વિશ્રવા, ત્યાંથી રાવણાદિક રાક્ષસ કુલ. | ,, |

| પ્રકરણ. | ગ્રંથનો વિષય. | પૃષ્ટ |
|---|---|---|

| પ્રકરણ. | ગ્રંથનો વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| „ | વેદોના દેવોની પાસે માગણીઓનો અનગમો. ( આર્યોનોત. ) | ૪૫૪ |
| „ | સાતમા સૈકાથી નવમા સુધીના પુરાણો. ( દુર્ગાશંકરનો લેખ. ) | ૪૫૫ |
| „ | ચાર યુગની ચોકડી, ૧૧ ચોકડી મન્વંતરે દિવસ. | ૪૫૬ |
| „ | પુરાણોના વિષયમા પંડિતોના મતો. ( ગુરૂદત્તના લેખો. ) | ૪૫૭ |
| „ | પંડિતોના મતમા જૈનોની માન્યતા. | ૪૫૮ |
| „ | જૈન અને વૈદિક માન્યતા પ્રમાણે ૮૪ લાખ જીવાયોનિ. | ૪૫૯ |
| „ | ભગવદ્ગીતાના સંબધે પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારો. | ૪૬૨ |
| „ | ભગવદ્ગીતાના સંબંધે કેટલાક મારા વિચારો. | ૪૬૫ |
| „ | સ્કંદપુ૦ના—રાજા ‘ **આમ** ’ અને કુમારપાલ. | ૪૬૭ |
| „ | રાજા આમ અને કુમારપાલની કિંચિત્ સમીક્ષા. | ૪૬૮ |
| „ | અસત્યાગ્રહ છોડી સત્યને શોધે તે પંડિત ? | ૪૬૯ |
| „ | આ પ્રથમ ખંડના વિષયની ટુકામા રૂપરેખા. | ૪૭૧ |
| | ॥ ઇતિ પ્રથમ ખંડની ટુંકરૂપે અનુક્રમણિકા. | |

---

ॐ અર્હમ્.

# [1] તત્ત્વત્રયી-મીમાંસા.

અથવા

## તુલનાત્મક દૃષ્ટિએ જૈન અને વૈદિક દેવ-ગુરુ-ધર્મનું દિગ્દર્શન.

## ખંડ ૧

### પ્રકરણ ૧ લું.

#### મંગલાચરણ.

"यस्य निखिलाश्च दोषा न सन्ति सर्वे गुणाश्च विद्यन्ते।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥"—आर्या

—શ્રી હરિભદ્રસૂરિકૃત લોક તત્ત્વ નિર્ણય.

ભાવાર્થ—કામ, ક્રોધ, લોભ, માન, મદ, અને હર્ષ આ છએ મહાન્ દોષો ( જીવોના અંતરંગ શત્રુઓ ) જગત્ પ્રસિદ્ધ છે, તે જેનામાં નથી અને જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ પરમ ગુણો જેનામા યથાર્થ રૂપે રહેલા છે તે, નામથી ચાહે બ્રહ્મા હો, વિષ્ણુ હો, મહાદેવ હો કે જિન હો તેવા પરમેશ્વરને અમારો નમસ્કાર છે.

---

૧ જૈનોમાં સમ્યગ્ દર્શન, જ્ઞાન, અને ચારિત્ર અથવા—દેવ, ગુરુ, અને ધર્મ. વૈદિકોમાં—વેદોમા—અગ્નિ, વાયુ અને સૂર્ય. પુરાણોમાં—બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ. અથવા દેવ ગુરુ અને ધર્મ એ સર્વે જુદા જુદા રૂપે તત્ત્વત્રયી મનાય છે.

**ગુણી દેવની શોધ કેમ નહી કરવી ?**

" अवश्यमेषां कतमोऽपि सर्वविद्,
जगद्धितैकान्तविशालशासनः।
स एव मृग्यो मतिसूक्ष्मचक्षुषा,
विशेषमुक्तैः किमनर्थपण्डितैः ? ॥ "

—લો. ત. નિર્ણય.

ભાવાર્થ—ઉપર બતાવેલા દેવોમાંથી કોઇને કોઇ સર્વજ્ઞ અને જગતનું હિત કરનાર છે શાસન ( સિદ્ધાત ) જેમનું, એવા દેવને આપણે આપણી મતિરૂપ સૂક્ષ્મચક્ષુથી જરૂર શોધવો જોઇએ બાકી અર્થ વિનાનું ઘણું કહીને અનર્થને જ કરવાવાળા પડિતોથી આપણા આત્માનુ હિત શુ થાય ?

**દોષો કે ગુણો જાણવાનું સાધન—**

" प्रत्यक्षतो न भगवानृषभो न विष्णु–
रालोक्यते न च हरो न हिरण्यगर्भः ।
तेषां स्वरूप-गुणमागमसम्प्रभावात्
ज्ञात्वा विचारयथ कोऽत्र परापवादः ? ॥ "

—લો. ત. નિર્ણય.

ભાવાર્થ—ભગવાન **ઋષભદેવ** ( જૈનોના પ્રથમ તીર્થંકર), વૈદિકમતના **વિષ્ણુ, મહાદેવ** અને **બ્રહ્મા** આ દેવમાંના એક પણ દેવને આપણે પ્રત્યક્ષ જોયા નથી. પણ તેમનુ સ્વરૂપ–તેમની મૂર્તિઓ અને તેમનાં ગુણો તેમના જ સિદ્ધાંતોથી આપણે તપાસીએ તેમાં તેમની નિંદા શી ?

**નેત્રથી દોષો ટાળીએ તો પછી બુદ્ધિથી કેમ ન ટાળીએ ?**

" नेत्रैर्निरीक्ष्य विष-कण्टक-सर्प-कीटान्
सम्यक् पथा व्रजति तान् परिहृत्य सर्वान् ।
कुज्ञान-कुश्रुति-कुदृष्टि-कुमार्गदोषान्
सम्यग् विचारयथ कोऽत्र परापवादः ? "

—લો. ત. નિર્ણય.

ભાવાર્થ—ઐહિક હિતને માટે ઝેર, કાટા, સર્પો અને કીડા વિગેરેનો નેત્રથી બચાવ કરીનેજ આપણે આપણી સર્વ પ્રવૃત્તિઓ કરીએ છીએ, તો પછી જન્મોજન્મના હિત માટે આપણે વિચાર કેમ નહી કરવો જોઇએ ? અનેક દેવોથી સૃષ્ટિની ઉત્પત્તિરૂપ કુજ્ઞાનના ધર્મના નામે હિંસાપોષક શ્રુતિઓના.

અજ્ઞાનાદિ દોષોથી દૂષિતને દેવાધિદેવ તરીકે માનવારૂપ કુદષ્ટિના અને એકાંત નિત્યત્વાદિ પક્ષના કદાગ્રહરૂપ કુમાર્ગના દોષોને કેમ ન વિચારીએ ? અને એવા દોષોનો ત્યાગ કરી સત્યધર્મનાં તત્ત્વોને શોધીયે તેમાં કયા પ્રકારની નિંદા કરી ગણાય ?

**હવે પોતાનું ખરૂં ધ્યેય બતાવે છે—**

"त्यक्तस्वार्थः परहितरत सर्वदा सर्वरूपं
सर्वाकारं विविधमसमं यो विजानाति विश्वम् ।
ब्रह्मा विष्णु र्भवतु वरद शङ्करो वा जिनो वा
यस्याचिन्त्यं चरितमसमं भावतस्तं प्रपद्ये ॥"

—લો. ત. નિર્ણય.

**ભાવાર્થ**—અન્ય ભવ્ય જનોના હિતને માટે ત્યાગ્યો છે પોતાનો સ્વાર્થ જેમણે અર્થાત્ લીધી છે દીક્ષા જેમણે અને તપોબળથી સર્વજ્ઞપણું પ્રાપ્ત કરી, જડ, ચેતનથી વ્યાપ્ત, અને અનાદિ અનંત હોવાથી સર્વદા **સર્વરૂપ** ઉર્ધ્વ, અધ: અને મધ્ય લોકના ભેદથી ( સ્વર્ગ, નરક અને મનુષ્યલોકરૂપ ) **સર્વાકાર**, ઉત્પત્તિ, નાશ અને નિશ્ચલતામય (ઉત્પાદ, વ્યય, અને ધ્રૌવ્ય લક્ષણરૂપ હોવાથી) વિવિધ પ્રકારનુ, અને આજ સુધી સર્વજ્ઞ સિવાય કોઇથી પણ ન જોઇ શકાયું હોય તેવું જાણ્યું છે વિશ્વ ( જગત્ ) જેમણે, અને કોઇની સાથે ઉપમા કે સામ્યતાથી બંધ બેસતું ન કરી શકાય તેવું અચિંત્ય છે ચરિત–( વર્ણન ) જેમનું તે, નામથી ચાહે તો **બ્રહ્મા** હો, **વિષ્ણુ** હો, વરના આપનારા **બુદ્ધ** હો, **શંકર** હો, યા ચાહે તો **જીન** હો તેવા પરમ પરમાત્માને ભાવથી–ખરા જીગરથી ( તન મન અને ધનથી ) અંગીકાર કરવા અમો સદાકાલ તત્પર છીએ.

**॥ ઇતિ ગ્રંથોદ્દેશ મંગલાચરણરૂપ પ્રકરણ ૧ લું. ॥**



# પ્રકરણ ૨ જું.

## જૈન દષ્ટિએ જગત્.



જગત્ કહો, દુનિયા કહો કે સંસાર કહો એ બધા શબ્દો એક જ અર્થને સૂચવે છે. આ જગત્ અનાદિ કાળથી સ્વાભાવિક રીતે જ અનંત છીવો અને અનંત પરમાણુઓના પરિવર્તનરૂપે ચાલતું આવેલું છે તેવીજ રીતે ભવિષ્યકાળમાં પણ અનંત કાળ પર્યંત ચાલ્યા કરશે પણ એ કોઇએ બનાવેલુ સંભતતું નથી.

સંસારમા અનેક પ્રકારની ચઢતી પડતીના ક્રમો ચાલ્યા જ કરે છે. જૈન શાસ્ત્રમા એ ચઢતી પડતીના ક્રમને 'ઉત્સર્પિણી' અને 'અવસર્પિણી'ના નામથી ઓળખાવેલ છે. પ્રત્યેક અવસર્પિણી અને ઉત્સર્પિણીનુ પ્રમાણ દશ દશ કોટાકોટી સાગરોપમ કહેલુ છે. ઉત્સર્પિણીના શરૂઆતમા અને અવસર્પિણીના અંતમા જગત્‌ની સ્થિતિ ઘણીજ ખરાબ હોય છે. ઉત્સર્પિણીમા આગળ જતાં એ ખરાબ સ્થિતિ ધીરે ધીરે સુધરવા માડે છે, અને છેવટે સારામા સારી સ્થિતિએ પહોચે છે ઉત્સપિણીનો દશ કોટા કોટી સાગરોપમ સમય પૂર્ણ થતાં અવસર્પિણીની શરૂઆત થાય છે. અવસર્પિણીની શરૂઆતની સ્થિતિ ઘણી જ શ્રેષ્ઠ હોય છે. પરંતુ સમય જતા ધીરે ધીરે એમા ન્યૂનતા આવતી જાય છે વર્તમાન સમય એ અવસર્પિણી કાળનો છે.

જૈન શાસ્ત્રકારોએ અનાદિ નિયમને અનુસરીને પ્રત્યેક અવસર્પિણી અને ઉત્સર્પિણીના છ છ ભાગ (છ આરા) બતાવેલ છે. તેના નામ નીચે પ્રમાણે છે:—

| અવસર્પિણી કાળમાં. | ઉત્સર્પિણી કાળમાં. |
|---|---|
| ૧ સુષમ સુષમ | ૧ દુઃષમ દુષમ |
| ૨ સુષમ | ૨ દુઃષમ |
| ૩ સુષમ દુષમ | ૩ દુ.ષમ સુષમ |
| ૪ દુ.ષમ સુષમ | ૪ સુષમ દુ:ષમ |
| ૫ દુષમ | ૫ સુષમ |
| ૬ દુ.ષમ દુષમ | ૬ સુષમ સુષમ |

વર્તમાન સમયનો યુગ અવસર્પિણી કાળનો હોવાથી જૈન ગ્રંથોમાં સ્વાભાવિક રીતે જ આ યુગનો ઇતિહાસ વિગતવાર લખાએલો છે.

વર્તમાન સમયનો–અવસર્પિણીનો યુગ સુષમ સુષમ નામના પહેલા આરાથી શરૂ થાય છે. એ આરાની શરૂઆતમા સુખ, શાન્તિ, આરોગ્ય, સગવડતા અને સ્વતંત્રતા હતી. મનુષ્યો સુંદર ઘાટના અને અલ્પ વિષય કષાયવાળા હતા. તે સમય ઉચ્ચ નીચના વ્યવહારથી કે રાજા પ્રજાના ભેદથી રહિત હતો કષાય રહિતપણે એમનું જીવન સુખમા, ઉપભોગમા અને અનેક પ્રકારની મન પસંદ ક્રીડામા વ્યતીત થતું હતુ. અસિ, મષી અને કૃષિ રહિત તે સમયનો લોક વ્યવહાર હોવાથી તેમને કાંઇ કામ કે વ્યવસાય કરવો પડતો નહી. તેમના પ્રબળ પુણ્યના સંયોગે દશ[1] જાતિના કલ્પવૃક્ષો એમને જે કાંઇ જોઇતું તે બધું આપતા હતા. પૃથ્વીમાં સાકર કરતાં પણ અધિક મીઠાશ હતી, પાણી પણ અમૃત કરતા વધારે મધુરતાવાળું હતુ. આયુષ્ય પણ વિશેષ લાંબુ એટલે ત્રણ પલ્યોપમના પ્રમાણવાળુ, ને શરીરની ઉંચાઇ પણ ત્રણ ગાઉની હતી. બાળક અને બાલિકા એક સાથે જન્મતા અને જન્મ્યા પછી લગભગ સાત અઠવાડિયામા તેઓ સ્નેહનો ઉપભોગ કરવાને લાયક થઇ જીવન પર્યંત તે યુગલ–પતિપત્ની રૂપે રહેતા. વાઘ, સિંહ, જેવા ક્રૂર પ્રાણિઓ પણ તે સમયમા અલ્પ કષાય વાળા હતાં ચાર કોડા કોડી સાગરોપમના પ્રમાણ વાળો એ આરો પૂર્ણ થતા ત્રણ કોટાકોટી સાગરોપમના પ્રમાણવાળા સુષમ નામના બીજા આરાની શરૂઆત થઇ.

પહેલા આરાની શરૂઆતની સ્થિતિમા કાળના દોષે કરી ન્યૂનતા થતી ચાલી બીજા આરાના પ્રારંભમાંના મનુષ્યોનુ આયુષ્ય બે પલ્યોપમ અને શરીર ઓછું થતા થતા બે ગાઉના પ્રમાણવાળુ રહ્યું. પૃથ્વી, પાણી તેમજ વનસ્પતિ વિગેરેમાં પણ પહેલા આરાની શરૂઆત કરતા રસકસ ઓછા થયા. ક્રમે કરીને કાળના સ્વભાવથી સમયના વહેવા સાથે એમા પણ ન્યૂનતા થતા બીજા આરાના અંતમા અને ત્રીજા આરાની શરૂઆતમા એક પલ્યોપમનુ આયુષ્ય અને એક ગાઉનુ શરીર પ્રમાણ થયું. પૃથ્વી આદિમા પણ પ્રથમના કરતાં રસકસની ન્યૂનતા થઇ

૧ દશ કલ્પ વૃક્ષોના નામ અને ગુણો—

| | |
|---|---|
| ૧ મદ્યાગ—માદક વસ્તુ આપનાર | ૬ ચિત્રાગ—માલ્યઆદિ આપનાર |
| ૨ ભૃંગરાજ—ભાજન આપનાર | ૭ ચિત્રરસ—સ્વાદુ ભોજન આપનાર |
| ૩ ત્રુટિતાગ—વાદ્ય આપનાર | ૮ ભવન—ગૃહ વિગેરે આપનાર. |
| ૪ દીપશિખા—ઉદ્યોત આપનાર. | ૯ મણ્યંગ—ભૂષણાદિ આપનાર. |
| ૫ જ્યોતિ—પ્રકાશ આપનાર | ૧૦ અનગ્ન—વસ્ત્રાદિ આપનાર. |

બે કોટાકોટી સાગરોપમના પ્રમાણવાળો સુષમદુ:ષમ નામનો ત્રીજો આરો બેઠો. કાળના પ્રભાવે કરી એમાં પણ ન્યૂનતા થતા થતા લગભગ ત્રીજા આરાના અંત સમયમા **વિમળવાહન** નામના પુરૂષને જાતિસ્મરણ જ્ઞાન થયું. એ સમયમા કલ્પવૃક્ષો કરમાવા લાગ્યા. એટલે તે સમયના મનુષ્યોમા કષાયની પ્રવૃત્તિ થવા લાગી, તેઓ મારૂ, તારૂ કરવા લાગ્યા તેથી તે બધાઓએ મળીને **વિમળવાહનને** ( તેનામા અધિકતા જોવાથી ) મોટો કરી સ્થાપ્યો. એ રીતે ત્રીજા આરાના અંતમાં **વિમળવાહન** પહેલા કુલકર[1] થયા.

એ **વિમળવાહનની** વંશપરંપરામા અનુક્રમે સાત[2] કુલકર થયા. તેમાં છેલ્લા કુલકર **નાભિ** રાજા થયા. એ **નાભિરાજાના પુત્ર** જગત્પ્રસિદ્ધ **ઋષભદેવ** થયા. એ અરસામાં મનુષ્યોમાં વિષય કષાયની પ્રવૃત્તિ દિન પ્રતિદિન અત્યંત વધતી જતી હોવાથી કુલકરોને જુદી જુદી નીતિનું બંધારણ કરવાની જરૂર પડી હતી.

જગત્પ્રસિદ્ધ **ઋષભદેવ**ના સમયમા કાળના દોષે કરીને મનુષ્યોમા અનેક પ્રકારની રાગ દ્વેષાદિકની પ્રવૃત્તિ જણાવા લાગી જેથી એક રાજાની તેમને જરૂર જણાઇ, વળી કલ્પવૃક્ષો પણ ઓછા થઇ જવાથી તેમજ અલ્પ ફલ આપવાથી મારૂ, તારૂ એ રીતનુ મોહબંધન એમનામા વધી ગયું. આ પ્રમાણેના અનેક કારણોથી **ઋષભદેવ**ને પહેલા રાજા નિમવામા આવ્યા. એમણે અનેક પ્રકારના સુધારા વધારા કરી પુરુષોની બહોત્તેર અને સ્ત્રીઓની ચોસઠ કળા, તેમજ શિલ્પ આદિ અનેક કળાઓ બતાવી વ્યવહાર-ધર્મની શરૂઆત કરી.

અત્યાર સુધી બાળક-બાળકી સાથે જન્મતા તે મનુષ્યો ‘ યુગળીયા ’ એ નામથી ઓળખાતા હતા અને પતિપત્ની તરીકે જીવન પર્યન્ત રહેતા. પરંતુ હવે બાળક બાળકી સાથે જન્મતા ન હોવાથી **ઋષભદેવે** લગ્નપ્રણાલિકાની શરૂઆત કરી અને ઉંચ નીચ એવા માણસોનાં ચાર કુળ પાડયા. ત્રીજા આરાના અંતમા એવી રીતે યુગલિક ધર્મ દૂર થતાં વ્યવહારિક ધર્મની શરૂઆત થઇ. ઘણા કાળ પર્યંત **ઋષભદેવ** રાજ્યપદ ભોગવીને પછી પહેલા સાધુ થયા

અત્યાર સુધીમાં લોકો યુગળીયા મટી જઇને વ્યવહાર-ધર્મમા નિપુણ થયા હતા. **ઋષભદેવ**ના રાજ્યતત્ત્વની શરૂઆતથી જ ગ્રામ, નગર વિગેરે વસી ગયાં હતાં, **ઋષભદેવે** સ્થાપેલા જુદા જુદા રાજાઓ હાથી. ઘોડા,

૧-૨ જુઓ પ્રકરણ ૧૧ મુ.

વિગેરેનો સંગ્રહ કરવા લાગ્યા હતા. એવી રીતે વ્યવહાર–ધર્મની પ્રવૃત્તિમા તે સમયના લોકો પરિપૂર્ણ હતા છતાં ધર્મ–માર્ગની રીતિથી તેઓ અજ્ઞાત હતા. તે ધર્મ માર્ગ **ઋષભદેવે** સાધુ થઇને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી દર્શાવ્યો. સાધુ–ધર્મ અને શ્રાવક ધર્મની શરૂઆત કરી જગત્‌ને જૈન ધર્મ સીખવ્યો. સમસ્ત ભારત વર્ષમાં રાજ્ય ધર્મ કહો, કે રાષ્ટ્રધર્મ કહો પણ એક જ જૈન ધર્મ પ્રથમ શરૂ થયો.

ત્રીજા આરાના ૮૯ પખવાડીયા બાકી રહેતા **ઋષભદેવ** નિર્વાણ પદ ( મોક્ષ ) પામ્યા. રાજાઓની પરંપરા પણ **ઋષભદેવ**થી શરૂ થઇ. **ઋષભદેવ**ની પાટે તેમના મુખ્ય પુત્ર **ભરત** અયોધ્યા ( વિનીતા ) ના તખત ઉપર આવ્યા તે પહેલા ચક્રવર્ત્તી થયા

ત્રીજા આરાના અંતમા અને ચોથા આરાની શરૂઆતમા મનુષ્યોનુ આયુષ્ય અને શરીરાદિક ઘટતાં ઘટતા ક્રોડપૂર્વ અને ૫૦૦ ધનુષ્ય શરીર પ્રમાણ રહ્યું.

બેતાલીસ હજાર વર્ષ ન્યૂન કોટાકોટી સાગરોપમનો ચોથો આરો બેઠો. આ ‘દુઃષમસુષમ’ નામના ચોથા આરામા પણ કાળના પ્રભાવે કરીને સ્થિતિ બગડતી ચાલી. રોગ, શોક, સંતાપ, આધિ, વ્યાધિ, ને ઉપાધિ સર્વ કાંઇ દિન પ્રતિદિન વધવા લાગ્યાં. નેં આયુષ્ય, બળ, શરીર વિગેરે હીન થતાં ચાલ્યા. આ આરામાં રાષ્ટધર્મ તરીકે જગત્ પ્રસિદ્ધ થએલા જૈન ધર્મમાંથી 'અનેક પ્રકારના ફિરકાઓ ( ફાંટા ) નીકળ્યા, તેમજ બાકીના ત્રેવીસ, તીર્થંકરો, **ભરત** મહારાજા શિવાયના અગ્યાર ચક્રવર્ત્તી, નવ બળદેવ, નવ વાસુદેવ અને નવ પ્રતિવાસુદેવ આદિ મહાપુરુષો પણ આ ચોથા આરામાં જ થયા છે, એવી રીતે ચોવીસ તીર્થંકર, બાર ચક્રવર્ત્તી, નવ વાસુદેવ, અને નવ બળદેવ, તેમજ નવ પ્રતિવાસુદેવ, એ ત્રેસઠ શલાકાપુરુષો જૈન શાસ્ત્રમા અવસર્પિણીના એક યુગમા થએલા વર્ણવાયા છે, એજ પ્રમાણે ઉત્સર્પિણી યુગમાં પણ થાય તે શીવાય નવ નારદ અને અગ્યાર રૂદ્ર પણ દરેક યુગમાં થાય છે.'

એ ચોથો આરો એવી રીતે પૂર્ણ થતા એકવીસ હજાર વર્ષના પ્રમાણે ‘ દુષમ ’નામનો પાચમો આરો બેઠો. આ આરાની શરૂઆતમા આયુષ્ય, બળ, અને શરીરાદિક ઘટતા ઘટતા પ્રાયઃ ૧૨૦ વર્ષનું આયુષ્ય અને સાત હાથનુ શરીર પ્રમાણ રહે છે. સાત હાથના દેહ પ્રમાણવાળા ચોવીસમા તીર્થંકરના મોક્ષ ગમન પછી ૮૯ પક્ષ પૂર્ણ થયે આ પાંચમા આરાની શરૂઆત થાય છે. એકવીસ

પત્ની રૂપે રહે છે. એવી રીતે અનુક્રમે સર્વે વ્યવહારનો નાશ થતા ઉત્સર્પિણી કાળના ચોથા આરામા કેટલોક કાળ ગયા બાદ યુગળિક ધર્મ પ્રગટ થાય છે.

એ ચોથો આરો પૂર્ણ થતા 'સુષમ' નામનો ત્રણ કોડાકોડી સાગરોપમનો પાચમો આરો બેસે છે. એ આરાની શરૂઆતમાં અવસર્પિણીના બીજા આરાના અંતની માફક એક ગાઉનુ શરીર અને એક પલ્યોપમનું આયુષ્ય હોય છે. ક્રમે કરીને તેમા વૃદ્ધિ થતાં બીજા આરાના અંતના તે ઉત્સર્પિણી કાળમાં બે ગાઉનુ શરીર. ને બે પલ્યોપમનું આયુષ્ય થાય છે. તેની સાથે રૂપ સૌભાગ્ય, બળ, સમૃદ્ધિ વિગેરે પણ વૃદ્ધિ પામે છે. તે પછી ઉત્સર્પિણીનો છઠ્ઠો આરો 'સુષમસુષમ' નામનો આવે છે, તેમા પણ સારા કાળના પ્રભાવથી વૃદ્ધિ થતા થતા એના અંતમા મનુષ્યનું ત્રણ ગાઉનુ શરીર અને ત્રણ પલ્યોપમનું આયુષ્ય થાય છે. મનુષ્યને અનુસરીને ગાય, ભેંસ, હાથી, ઘોડા વિગેરે તર્યંચોમાં પણ એ ક્રમ સમજવો. ચાર કોડાકોડી સાગરોપમનો ઉત્સર્પિણીનો છઠ્ઠો આરો પૂરો થતા વળી પાછો અવસર્પિણીનો ચાર કોડાકોડી સાગરોપમનો સુષમાસુષમ નામે પહેલો આરો બેસે છે. ત્યારથી વૃદ્ધિ થતી અટકીને ઉતરતા કાળની શરૂઆત થાય છે.

એવી રીતે દશ કોડાકોડી સાગરોપમની અવસર્પિણી અને દશ કોડાકોડી સાગરોપમની ઉત્સર્પિણી મળીને વીસ કોડાકોડી સાગરોપમનુ એક **કાળચક્ર** થાય છે. એવા કાળચક્રો ભૂતકાળમા અનંતા થઇ ગયા છે અને અનંતાં ભવિષ્યકાળમાં થશે. આવી રીતે ઉન્નતિ અને અવનતિના ક્રમથી જગતની સ્થિતિ બદલાયા કરે છે, પણ એની ઉત્પત્તિ કે સર્વથા નાશ થતો નથી. તેમ આવુ વિશાળ, શાશ્વતું જગત્ (જેમાં સ્વર્ગ, મર્ત્ય અને પાતાળનો સમાવેશ થાય છે એને) કોઇ અમુક વ્યક્તિએ બનાવ્યુ એવી કલ્પના પણ વિચારક વિદ્વાનોને હાસ્યાસ્પદ લાગે તેવી છે. આથી વિશેષ જાણવાની જિજ્ઞાસા રાખનાર વિદ્વાનોએ અન્ય જૈન ગ્રંથો જોઇ લેવા.

**॥ઇતિ જૈન પ્રમાણે અવસર્પિણી–ઉત્સર્પિણી (ઉતરતા ચઢતા) કાલથી આદિ અંતવિનાના જગતનું સ્વરૂપ નામનુ પ્રકરણ. ૨ જું. ॥**



# પ્રકરણ ૩ જું.

## તીર્થંકરોની ઉત્પત્તિનો સમય—

" कालदुगे ति-चउत्था
ऽरगेसु एगूणनवइपक्खेसु ।
सेसि गएसु सिज्झंति
हुंति पढमंतिमजिणिंदा ॥ १०० ॥

—શ્રી રાજશેખરસુરિકૃત ક્ષેત્રસમાસ.

**ભાવાર્થ**—એક કાળચક્રમા અવસર્પિણી (ઉતરતો કાળ) અને ઉત્સર્પિણી (ચઢતો કાળ) નામે બે વિભાગ હોય છે. તે દરેકના છ આરા (છ વિભાગ) હોય છે, તેમાં અવસર્પિણીના ત્રીજા આરાના નવ્યાસી (૮૯) પક્ષ બાકી રહે ત્યારે પહેલા તીર્થંકર મોક્ષે જાય, અને ચોથા આરાના નેવ્યાસી પક્ષ (૮૯) બાકી રહે ત્યારે છેલ્લા ચોવીસમા તીર્થંકર મોક્ષે જાય બીજા ઉત્સર્પિણી કાળમા ત્રીજા આરાના નેવ્યાસી (૮૯) પક્ષ જાય તે વારે પ્રથમ તીર્થંકર જન્મ પામે અને ચોથા આરાના નેવ્યાસી (૮૯) પક્ષ જાય ત્યારે અંતિમ ચોવીસમા તીર્થંકરનો જન્મ થાય

આ ઉપરોક્ત ગાથામાં અવસર્પિણીના ત્રીજા અને ચોથા આરાના નેવ્યાસી (૮૯) પક્ષ શેષ રહે તે વખતે પહેલા અને ચોવીસમા તીર્થંકરનો મોક્ષકાળ બતાવ્યો, અને ઉત્સર્પિણીના ત્રીજા અને ચોથા આરાના નેવ્યાસી (૮૯)પક્ષ જાય તેવારે પહેલા અને ચોવીશમા તીર્થંકરનો જન્મકાળ બતાવ્યો તેથી એમ સમજવાનુ કે એક કાળચક્રમા બેજ ચોવીસીઓ થાય, પણ તેમા વધારો કે ઘટાડો નજ થાય. આ પ્રમાણે અનાદિ કાળનો નિયમ ચાલતો આવે છે.

કાળ અનાદિથી ચાલતો આવે છે તેથી અનતા કાળચક્રો થઇ ગયાં છે તેની સાથે ધર્મના પ્રવર્ત્તક તીર્થંકરોની ચોવીસીઓ પણ અનંતી થઇ ગઇ છે અને આગળ પણ અનંતી ચોવીસીઓ થયા કરવાની એમ જૈન સિદ્ધાતમા આજથી હજારો વર્ષો પહેલા ચોખે ચોખ્ખું લખાઇ ગયુ છે.

હજાર વર્ષના પ્રમાણવાળા આ પાંચમા આરામા બહુધા કૃષ્ણપક્ષીયા અને વક્ર જડ જીવો હોય છે. જે સરળતાથી ધર્મ ન પામતાં અસત્ય તરફ ઝટ આકર્ષાય છે. આ આરામાં બળ, બુદ્ધિ, સૌભાગ્ય, સમૃદ્ધિ અલ્પ હોવા છતાં કષાયોની અધિકતા હોય છે. વિષય-કષાયોમા રકત એવા જીવો આધિ, વ્યાધિ, ને ઉપાધિઓથી મુઝાએલા છતાં શુદ્ધ તત્ત્વ ને પામી ધર્મ આચરી શકતા નથી. બલ્કે પોતાને અનુકૂલ એવા નવીન ધર્મોની પ્રરૂપણા કરી જગતના અન્ય જીવોને આકર્ષી ઐહિક સુખમાં જ મશગુલ બનીને જીવનની સાર્થકતા માને છે. આનુ વિશેષ સ્વરૂપ અન્ય જૈન ગ્રંથોથી જાણી લેવું.

એકવીસ હજાર વર્ષના પ્રમાણવાળો પાચમો આરો પૂર્ણ થતા તેટલા જ વર્ષના પ્રમાણ વાળો છઠ્ઠો આરો દુ:ષમદુ:ષમ નામે આવે છે. પાચમા આરાના અંતમા અને છઠ્ઠા આરાની શરૂઆતમા મનુષ્યના આયુષ્ય ઓછા થતાં થતા વીસ વર્ષ પ્રમાણના અને શરીર એક હાથ પ્રમાણનુ હોય છે. પાચમા આરાના અંતમાં જૈનધર્મ વિલય પામે છે, તેમ રાજ્ય-વ્યવસ્થા પણ અવ્યવસ્થિત થાય છે આ સંયોગો વચ્ચે છઠ્ઠા આરાની શરૂઆત થાય છે. જે દિવસે આ આરો બેસે છે તે દિવસની શરૂઆતમાજ એટલે તેજ દિવસે અનેક પ્રકારના એવા કુદરતી ઉત્પાતો થાય છે, કે તે ઉત્પાતમા અનેક મનુષ્યોનો સંહાર થઇ જાય છે. તેમ ગ્રામ, નગર વિગેરેનો પણ નાશ થઇ જાય છે. એ ઉત્પાતથી બચેલાં મનુષ્ય (સ્ત્રી-પુરુષો) સૂર્યનો પ્રચંડ તાપ ન સહન કરી શકવાથી ગંગા અને સિંધુના બિલોમા (ગુફાઓમાં) જઈને નિવાસ કરે છે. અને મત્સ્યાદિક ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. (એ ઉત્પાતને અન્યધર્મવાળાઓ પ્રલયકાળની ઉપમા આપે છે). આ છઠ્ઠા આરામાં પુરુષનું ઉત્કૃષ્ટ વીશ વર્ષનું અને સ્ત્રીઓનુ સોળ વર્ષનું આયુષ્ય પ્રમાણ હોય છે. એ અરસામાં પણ પુત્રના પુત્રો જોવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, કેમકે છ વર્ષની સ્ત્રી તે વખતે ગર્ભ ધારણ કરતી હોવાથી અનેક પુત્રોને ઉત્પન્ન કરે છે. વળી લોકો નગ્ન, રોગી અને માતપિતાના સંબંધથી રહિત તિર્યંચ જેવા હોય છે. જેથી ભાઈ-બેન, કે માતા-પુત્રનો વ્યવહાર તેમનામા હોતો નથી. રોગી, દુ:ખી, દુર્ભાગી છતાં વિષયમાં જ રક્ત તથા માતા અને બેનની સાથે પણ વિષયસેવન કરનારા તે જીવો મરણ પામીને બહુધા દુર્ગતિમાં જ જનારા હોય છે આ આરાના અંતે તો શરૂઆત કરતા પણ અધમ સ્થિતિ હોય છે, તેમ જ આ છઠ્ઠો આરો પૂર્ણ થતાં અવસર્પિણીકાળ પણ પૂરો થાય છે. તે પછી ઉત્સર્પિણી કાળની શરૂઆત થાય છે. અવસર્પિણીના પ્રાંતમાં, ને ઉત્સર્પિણીની શરૂઆતમાં એક સરખી સ્થિતિ હોય છે.

અવસર્પિણી એટલે ઉતરતો–પડતો કાળ, એમા અનુક્રમે મનુષ્યોના આયુષ્ય બળ, બુદ્ધિ, શરીર વિગેરે ક્ષય પામતા જાય છે. તેમ ઉત્સર્પિણી કાળમા એથી ઉલટા ક્રમે કરી વૃદ્ધિ પામતા જાય છે

ઉત્સર્પિણી કાળનો પહેલો આરો ('દુ:ષમ દુ:ષમ' નામે) એકવીસ હજાર વર્ષ પ્રમાણનો હોય છે. એની સ્થિતિ પણ અવસર્પિણીના છઠ્ઠા આરા જેવી હોય છે. ફેર માત્ર એટલોજ કે જેમ અવસર્પિણીમા ક્રમે કરીને અપક્રાંતિ થતી આવે છે, તેમ ઉત્સર્પિણીકાળમા ઉત્ક્રાંતિ થતી જાય છે. ઉત્સર્પિણીનો પહેલો આરો પૂર્ણ થતા અને બીજા આરાની શરૂઆતમા પૂર્વના ક્રમ પ્રમાણે મનુષ્યનું એક હાથનુ શરીર અને વીસ વર્ષનુ આયુષ્ય હોય છે.

દુ:ષમ નામના બીજા આરામા પણ એ ઉત્ક્રાંતિનો વેગ આગળ વધતો જાય છે, આ આરાનુ પ્રમાણ પણ અવસર્પિણીના પાચમા આરાની માફક એકવીસ હજાર વર્ષના પ્રમાણવાળું હોય છે આ આરામા પહેલા આરા કરતા જગત્‌ની સ્થિતિ સારી હોય છે. અને તેમાં પણ કાળના પ્રભાવે કરીને સુધારો થતો જાય છે. બીજા આરાના અંતમા, ને ત્રીજા આરાના પ્રારંભમા મનુષ્યોનુ શરીર સાત હાથનું, ને આયુષ્ય ઉત્કૃષ્ટપણે પ્રાય ૧૨૦ વર્ષનું પૂર્વના ક્રમે કરીને થાય છે. ત્રીજા આરાની શરૂઆતમા ૮૯ પક્ષ ગયા બાદ પ્રથમ તીર્થંકરનો જન્મ થાય છે. તે પછી પશ્ચાનુક્રમે કરીને સર્વ ૨૪ તીર્થંકરો ૧૨ ચક્રવર્તિઓ, ૯ વાસુદેવો, ૯ બળદેવો તેમજ ૯ પ્રતિવાસુદેવો એ ત્રેસઠ શલાકાપુરુષો આ આરામા ઉત્પન્ન થાય છે. આ 'દુ:ષમ સુષમ' નામના ત્રીજા આરાનુ પ્રમાણ અવસર્પિણીના ચોથા આરાની માફક બેંતાલીશ હજાર વર્ષ ન્યૂન એક કોડાકોડી સાગરોપમનું હોય છે. એવી રીતનો એ આરો પૂરો થતા 'સુષમદુ:ષમ' નામનો ઉત્સર્પિણીનો ચોથો આરો બે કોડા કોડી સાગરોપમના પ્રમાણવાળો બેસે છે આ આરાનુ પ્રમાણ અવસર્પિણીના ત્રીજા આરાની માફક સમજવું. ફેર એટલોજ કે અવસર્પિણીમા ક્રમે કરીને જેમ હાનિ થતી જાય છે, તેમ આ ઉત્સર્પિણીકાળમા વૃદ્ધિ થતી જાય છે આ ચોથા આરાના ૮૯ પક્ષ ગયે ચોવીસમા તીર્થંકર ઉત્પન્ન થાય છે. એ ચોવીસમા તીર્થંકરના મોક્ષ ગમન બાદ કેટલાક સમય પછી લોકો બહુ સુખી. સંતોષી, અલ્પકષાયવાળા, અલ્પવિષયવાળા, સરળસ્વભાવી અને સમૃદ્ધિવંત હોવાથી નાનામોટાનો વ્યવહાર દૂર થાય છે સર્વ કોઇ સરખા બળ, બુદ્ધિ, રૂપ, સૌભાગ્ય અને સુખી હોવાથી ધર્મમા પ્રમાદી થતા જૈનધર્મનો લોપ થાય છે કાળના પ્રભાવે હવે કલ્પવૃક્ષો પ્રગટ થવા માડે છે. અને બાળક, બાળકીનો જોડલા રૂપે જન્મ થાય છે અને એજ આપસ આપસમા સ્નેહ ધારણ કરીને પતિ

જૈનોના આ નિયમને અનુસરીનેજ પ્રાય ઘણા ખરા મતોમા ૨૪ અવતારોની કલ્પના યોજવામા આવી હોય એમ માલૂમ પડે છે. કારણ કે તે મતવાળાઓમા કાલક્રમ કે પુરૂષક્રમ ચોક્કસપણાથી ( વિગતવાર રીતે ) કહેવામા આવેલો જણાતો નથી કાકા **કાલેલકર** પણ ૨૪ અવતારોની કલ્પના જૈનોના અનુકરણરૂપ હોવાનુ દાખવે છે પૂર્વરંગ પૃષ્ટ. ૫૮ મા તેઓ લખે છે કે – " જેમ બૌદ્ધ ધર્મમા બોધિસત્ત્વની કલ્પના છે તેમ જૈન ધર્મમાં તીર્થંકરની કલ્પના છે, અને તેવીજ રીતે વૈદિક ધર્મે જૈન અને બૌદ્ધ ધર્મની નકલ કરી અવતારની કલ્પના ઉભી કરી છે એવો કેટલાકનો મત છે. વિષ્ણુના દશ અવતાર છે એમ મનાય છે, બીજી ગણત્રી પ્રમાણે ચોવીસ અવતાર ગણાય છે દશ અવતારમા બુદ્ધાવતાર ગણાય છે અને ચોવીસ અવતારમાં ઋષભદેવ છે. એ ધ્યાનમાં લેવા લાયક છે. "

**॥ ઇતિ જૈન પ્રમાણે અવસર્પિણી અને ઉત્સર્પિણી કાલમાં તીર્થંકરોની ઉત્પત્તિના સમયનો નિર્ણય નામ પ્રકરણ ૩ જું. ॥**



# પ્રકરણ ૪ થું.

## પૌરાણિક અને વૈદિક દષ્ટિએ જગત્.

કલમ ૧૫ થી.



દિક ધર્મમા પુરાણ, સંહિતા, ઉપનિષદો અને વેદ એમ ઉત્તરોત્તર મહત્વપૂર્ણ અને માનનીય ગ્રંથો ગણાય છે. કેટલાક લોકો પુરાણોને શ્રદ્ધેય ગણતા નથી. પરંતુ વેદ–વાકય તો પ્રમાણ ભૂત અને માન્ય માને છે, તેથી આ પ્રકરણમા પુરાણોના સૃષ્ટિ સંબધિના વિચારો, અને વેદોમા વર્ણવેલુ સૃષ્ટિ રચના સંબંધિ સ્વરૂપ આપવામાં આવે છે.

( ૧ ) કૂર્મપુરાણમા લખ્યુ છે કે—

હું **નારાયણ** દેવ છું, મારા માટે શરૂઆતમા રહેવાની જગ્યા ન હોવાથી મેં **શેષ**નાગની શય્યા કરી તેની ઉપર હુ રહ્યો મારી દયાથી ચતુર્મુખ **બ્રહ્મા** અકસ્માત્ પેદા થયા એમણે પોતાના મનથી પોતાના જેવા **૧ સનક, ૨ સનાતન, ૩ સનંદન, ૪ રૂદ્ર** અને **૫ સનત્કુમાર** એ નામના પાચ પુરુષો ઉત્પન્ન કર્યાં તેમણે પોતાના મનને ઇશ્વરમા આસક્ત કરી આ સૃષ્ટિની રચના કરવા માડી. ત્યારે **બ્રહ્મા** પાછા મોહવશ થવાથી **વિષ્ણુ**એ પોતાના પુત્ર **બ્રહ્માને** ઉપદેશ કર્યો. તેથી **બ્રહ્માએ** પુનઃ ઉગ્ર તપ કર્યો. ઘણા કાળ પર્યંત તપ કરવા છતાં કાંઇ ઇષ્ટસિદ્ધિ ન થવાથી એમને ક્રોધ ઉત્પન્ન થયો ને આખમાથી પાણી નીકળ્યુ, તેથી પાપણો વાંકી વળી ગઇ, તેમાંથી **મહાદેવ** ઉત્પન્ન થયા **બ્રહ્માની** આજ્ઞાથી **મહાદેવજી**એ ભૂત પ્રેતાદિ ગણો ઉત્પન્ન કર્યા, તે ભૂતપ્રેતાદિ ગણ ઉત્પન્ન થતાની સાથે જગતનું ભક્ષણ કરવા લાગી ગયાં, તે દેખી **બ્રહ્માજી** પણ વિસ્મિત થયા.

( ૨ ) **બ્રહ્મવૈવર્ત** પુરાણમા લખ્યુ છે કે—

આ બધા જગત્ની રચના **કૃષ્ણ** ભગવાનથી થઇ છે. કારણ કે **કૃષ્ણજી**ના જમણા હાથથી **વિષ્ણુજી,** ડાબા હાથથી **શિવજી** અને એમની નાભિમાથી **બ્રહ્માજી** ઉત્પન્ન થયા છે. એ ત્રણે દેવોએ **કૃષ્ણજી**ને પૂજી, એમની આજ્ઞા મેળવી સૃષ્ટિની રચના કરી.

( ૩ ) **શિવપુરાણમા** વર્ણવ્યુ છે કે--

આ બ્રહ્માંડમાથી પ્રથમ **શિવજી** ઉત્પન્ન થયા એ **શિવજી**ના ડાબા હાથથી **વિષ્ણુ** અને **લક્ષ્મી** પ્રગટ થયાં, અને જમણા હાથથી **બ્રહ્મા** અને **સરસ્વતી** પેદા થયાં. પછી ગુણ સંયુક્ત પ્રકૃતિ **શિવજી**ના જોવામા આવી તે પ્રકૃતિએ **શિવજી**નું સામર્થ્ય ધારણ કરી મહત્વાદિ ઉત્પન્ન કર્યાં. તેમાથી સાત્વિક, રજસ, અને તમસ્ એ ત્રણ અહંકાર ઉત્પન્ન થયા. સાત્વિકમાંથી દેવતાઓ, રજસ્માંથી ઇદ્રો, અને તમસ્માથી પાચ તત્ત્વ. ઉત્પન્ન થયા. એ પાચ તત્ત્વોથી બધા બ્રહ્માડની ઉત્પત્તિ થઇ

( ૪ ) **દેવીભાગવતમાં** લખ્યુ છે કે—

**કાળી** દેવીએ કહ્યુ કે જગત્મા હું આદ્ય શક્તિ થઇ, તેથી જગત્ના બીજ રૂપ ( કારણ ભૂત ) હું છું. પ્રથમ **શિવ** અને શક્તિ રૂપે પ્રગટ થઇ પછી **વિષ્ણુ** અને **વિષ્ણુ**ની શકિત રૂપે ઉત્પન્ન થએલી હોવાથી આ સૃષ્ટિ મારાથીજ ઉત્પન્ન થએલી છે.

તથા **કાળી** દેવી એ આદ્ય શક્તિ છે એણે ત્રણ ઇડાં ઉત્પન્ન કર્યાં એમાંથી **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહાદેવ** બહાર નિકળ્યા એમણે જગત્ની રચના કરી એમ અન્ય ગ્રંથોમા પણ કહ્યુ છે.

( ૫ ) **મુંડક ઉપનિષદ્માં** કહ્યુ છે કે--

જેમ કરોળીઓ પોતાની મેળે પોતે જાળું ઉત્પન્ન કરી પાછું તેને પોતાનામાંજ સમાવી દે છે, તેજ પ્રમાણે જે એક અવિનાશી પુરુષ છે, તેમાથીજ આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, અને પાછળથી તે અવિનાશી પુરુષમાંજ પાછી સમાઇ જાય છે.

( ૬ ) **મનુસ્મૃતિના** પ્રથમાધ્યાયના શ્લો. ૫ માંથી લખ્યુ છે કે—

પ્રથમ તો એક અંધકારજ વિદ્યમાન હતો તેનો નાશ કરવા વાળા સ્વયંભૂ ભગવાન ઉત્પન્ન થયા તેમણે જળ ઉત્પન્ન કરી તેમા બીજ નાંખ્યુ, તેથી સોનાનુ ઇડું ઉત્પન્ન થયુ. એ ઇડામા સર્વ લોકના પિતામહ **બ્રહ્માજી** ઉત્પન્ન થઇ કઇ નિખર્વ વર્ષ સુધી તેમાજ રહ્યા આખરે ઇડાના બે ભાગ કરી **બ્રહ્મા** બહાર આવ્યા એ બે ટુકડામાથી એક ટુકડાનો આકાશ અને બીજાથી પૃથ્વી બની ગઇ. તે પછી અગ્નિ, વાયુ, અને સૂર્ય એ ત્રણ દેવો ઉત્પન્ન થયા.

યત્ન સિદ્ધિને માટે ત્રણ દેવો ઉત્પન્ન કરી તપાદિ, ક્રોધાદિ ઉત્પન્ન કરી સુખદુઃખાદિકની યોજના ઘડી કાઢી. મુખ, હાથ, જંઘા અને પગથી ચારે વર્ણ ઉત્પન્ન કર્યા. પછી બ્રહ્માજીએ પોતાના શરીરના બે ભાગ કરી સ્ત્રી અને પુરુષરૂપે બની વિરાટ્રૂપે થઇ ૧૦ મુનિ, ૭ મુનિ, દેવતાઓ અને કીટ પતંગાદિકની ઉત્પત્તિ કરી.

(૭) **ગોપથબ્રાહ્મણ** પૂ. પ્ર. ૧, બ્રા ૬ મા લખે છે કે—

પ્રજાપતિ ( બ્રહ્માજી ) એ તીવ્ર તપ કરીને પોતાના આત્માને ખૂબ તપાવીને તેમાંથી ( આત્મામાંથી ) જ ત્રણ લોકની રચના કરી. પોતાના બે પગથી પૃથ્વીલોક, ઉદરથી આકાશલોક, અને મસ્તકથી સ્વર્ગલોક. પછી એ ત્રણે લોક પાસે તપ કરાવી અગ્નિ, વાયુ અને સૂર્ય એ ત્રણ દેવો ઉત્પન્ન કરાવ્યા.

(૮) **શતપથ** બ્રાહ્મણ કાં. ૧૧, અ ૫, બ્રા. ૩ કં. ૧–૨–૩ મા લખ્યુ છે કે—

પ્રથમ નિશ્ચયથી એક **પ્રજાપતિ** હતો. તે પ્રજાપતિને ઇચ્છા થઇ કે- “ एकोऽहं बहु स्याम् ”–હુ એક છું તેથી અનેક રૂપવાળો થાઉં. પછી તેણે શાતપણાથી તપ કરવા માડયો. તપના પ્રભાવથી તેણે ત્રણ લોક ( સ્વર્ગ–મર્ત્ય અને પાતાળ ) ની રચના કરી. એ ત્રણે લોક પાસે પ્રજાપતિએ તપ કરાવ્યો. તેમના તપના પ્રભાવથી ત્રણ જ્યોતિ (પ્રકાશ) રૂપવાળા ત્રણ દેવતા ૧અગ્નિ, ૨વાયુ, અને ૩સૂર્ય નામે ઉત્પન્ન થયા.

(૯) એજ **શતપથ** બ્રાહ્મણના કા. ૭ અ. ૫ બ્રા. ૧ કં ૫ મા લખ્યુ છે કે-

વેદોમા કૂર્મ પ્રસિદ્ધ છે. પ્રજાપતિ પરમેશ્વર કૂર્મનું રૂપ ધારણ કરી આ બધા જગતની રચના કરી. પોતાને કરવાનું હતું તે કરવાથી ‘કૂર્મ’ કહેવાયા. તે કૂર્મ કશ્યપના નામે પ્રસિદ્ધ હોવાથી ઋષિઓ સંપૂર્ણ પ્રજાને કાશ્યપી કહે છે.

(૧૦) **તૈત્તરીયસંહિતા** કાં. ૭, પ્ર ૧, અનુ૦ ૫ માં લખ્યું છે કે—

શરૂઆતમા જળ, જળ ને જળ હતું તે જળમા પ્રજાપતિ વાયુનુ સ્વરૂપ ધારણ કરી ફરવા લાગ્યા. ફરતા ફરતા એકદા આ પૃથ્વીને જળની અંદર દેખવાથી પોતે વરાહ ( શૂકર ) રૂપ ધારણ કરીને જળની બહાર ખેંચી લાવ્યા.

(૧૧) **ઋગ્વેદમાં** લખ્યુ છે કે—

શરૂઆતમા એક આત્મા શિવાય ચળ અને સ્થિર વસ્તુમાંની કોઇ પણ વસ્તુ નહોતી. એક સમયે આત્માને વિચાર થયો કે ‘ હુ જગતની રચના કરૂ ’

એ વિચાર થતા પ્રથમ જ્યોતિષ આદિ બનાવ્યા, તે પછી એની રક્ષા કરવાનો વિચાર ઉત્પન્ન થતા જળમાથી એક પુરુષ ઉત્પન્ન કર્યો. તે પુરુષનું મુખ ખુલ્લુ થતા તેમાથી અગ્નિ પ્રગટ થયો. પછી નાક ખુલ્લુ થતા વાસ આવવા જવા લાગ્યો તેથી આકાશની ઉત્પત્તિ થઇ. ત્યાર બાદ આંખો ઉઘડી એટલે જ્યોતિષ પ્રગટ થઇ. એ જ્યોતિ થી સૂર્ય પ્રગટ થયો. એમ અનુક્રમે ઝાડ–બીડ. મર્ત્ય વિગેરે તે પુરુષથીજ ઉત્પન્ન થયા.

(૧૨) વળી એજ **ઋગ્વેદ**, મ. ૧૦, ૮૨, ૧મા લખ્યુ છે કે—

તે સર્વવિત્ પિતાએ સ્પષ્ટ અવલોકન કર્યું અને પૂર્ણ વિચાર કરી આકાશ અને પૃથ્વી જળમય આકૃતિવાળા, અને એક બીજાને સ્પર્શ કરતા બનાવ્યા તેઓની મર્યાદા વિસ્તૃત થઇ ત્યારે આકાશ અને પૃથ્વી જુદા પડયા.

( હિંદુસ્તાનની સસ્કૃતિ ( પૃ. ૨૪ )

(૧૩) **યજુર્વેદમાં** લખ્યું છે કે—

વિરાટ પુરુષથી આ વિશ્વની રચના થઇ છે જે વખતે વિરાટ્પુરુષને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થઇ તેજ વખતે સ્રી અને પુરુષ બન્ને એકજ સ્વરૂપથી ઉત્પન્ન થઇ ગયા, ને તે જુદા પડી સ્રી ભર્ત્તારૂપે બની ગયા. ત્યાંથી તેમનાથી મનુષ્યની પરંપરા શરૂ થઇ. વળી પેલા પુરુષ અને સ્રીએ જે જે જાતિનું સ્વરૂપ ધારણ કર્યું તે તે જાતિનો વિસ્તાર વધતો ગયો.

ઋગ્વેદ વિગેરેમા પણ આજ મતલબનો ઉલ્લેખ નજરે પડે છે.

(૧૪) એજ **યજુર્વેદના** વા. સ. અ ૧૭, મ. ૩ ( **બ્રહ્મકુશળ ઉદાશી**કૃત હિંદી અનુવાદ ) મા લખ્યુ છે કે—

આ સૃષ્ટિની શરૂઆતમા માત્ર જળજ હતું તેણે ઋતુકાળ પ્રાપ્ત થતા ગર્ભ ધારણ કર્યો. તે વિશ્વના કારણભૂત ગર્ભરૂપ બ્રહ્માજીમા સર્વ દેવતાઓ ઉત્પન્ન થઇ વ્યાપી રહ્યા છે. જન્માદિકથી રહિત **અજની** નાભિકમળમા સર્વ જગતના બીજરૂપ **બ્રહ્માજી** ઉત્પન્ન થયા. તેમનામા ચૌદ ભુવન સ્થિર રહ્યા. ¹

¹ શ્રીયુત દયાનંદસરસ્વતીજીએ કરેલો આનો નવીન અર્થ—

મનુષ્યોએ એવુ કરવું જોઇએ કે જે જગતનો આધાર, યોગીઓને પ્રાપ્ત થવા લાયક અંતર્યામિ, પોતપોતાનો આધાર સર્વમા વ્યાપ્ત છે, તેની સેવા સર્વ લોકો કરે.

(૧૫) વળી એજ **યજુર્વેદના** વા. સં. અ. ૨૩, મ ૬૩ મા લખ્યુ છે કે- '**સુભૂ**' ( સુંદર ભવન છે જેનામા તે ), **સ્વયંભૂ** ( ઇચ્છાથી શરીર ધારે તે ) પરમાત્મા, પ્રાપ્ત કાળે મહાજળસમૂહમા હતા તેમણે ગર્ભ ધારણ કર્યો. તેમાથી **બ્રહ્માજી** ઉત્પન્ન થયા.

## § વેદોમાંથી વિશેષ વર્ણન.

ઋગ્વેદાલોચન હિં૦ પ્ર૦ પૃ૦ ૨૦૫ થી મૂલ.

હિરણ્યગર્ભ પ્રજાપતિ—

' हिरण्यगर्भः समवर्त्ततागे " ( ऋ० १०, २१, १-१० ) इत्यादि ( पृ. २०७ )

**ભાવાર્થ**—સૃષ્ટિ ઉત્પત્તિના સમયે એકલા હિરણ્યગર્ભ પ્રજાપતિ પરમાત્મા ઉપસ્થિત હતો ( હાજર હતો ) તેજ એકલો આ વિસૃષ્ટિનો સ્વામી હતો. તેણેજ દ્યો, ભૂમિ અને અંતરિક્ષને ધારણ કર્યું હતું આવો, તેજ દિવ્ય ગુણ યુક્ત પ્રજાપતિને આપણી પાસે જે કાંઇ છે તે અર્પણ કરીયે ॥ ૧ ॥

જે આત્માને દેવાવાળો, બળને દેવાવાળો, સર્વ વિદ્વાન જેની ઉપાસના કરે છે, જે સ્વય અમૃત છે. કિંતુ જેમની છાયાજ મૃત્યુ છે તેજ પ્રજાપતિને ભેટ કરીયે ॥ ૨ ॥

જે પ્રજાપતિ એકલાજ પોતાની મહિમાથી પ્રાણિમાત્રના રાજા થયા. જે દ્વિપાદ તથા ચતુષ્પાદ પ્રાણિયોનો સ્વામી છે, આવો, તેમને આપણે સર્વ કાંઇ અર્પણ કરીયે ॥ ૩ ॥

જે હિમાચ્છાદિત મોટા મોટા પર્વત, જે સમુદ્ર, જે નદિઓ જેમની છે, દિશા અને વિદિશાઓ જેમની—બાહુઓ છે તેનેજ પૂજીયે ॥ ૪ ॥

જેણે અંતરિક્ષ, દૃઢ પૃથિવી, સ્વર્લોક, આદિત્ય તથા અંતરિક્ષસ્થ મહાન જલરાશિને નિર્માણ કર્યા તેમને ભજીયે ॥ ૫ ॥

જેણે પોતાના અભિધ્યાનથીજ આ વિસ્તૃત પ્રકાશમાન દ્યૌ અને પૃથિવીને બનાવી અને ઉદિત થયા, જેના પ્રકાશથી સૂર્ય પ્રકાશિત થાય છે, આવો, તેજ પ્રજાપતિને પૂજીયે ॥ ૬ ॥

જેના અભિધ્યાનથી પ્રલય કાલમાં દોધૂયમાન જલરાશિએ સર્વને વ્યાપ્ત કરી રાખ્યા હતા ફરી જેમાંથી પૃથિવી આદિ નિકલ્યા અને જે પ્રજાપતિથીજ ઉત્પન્ન થએલા દેવાદિકમા પ્રાણ સંચાર થયો. આવો, તેનેજ સર્વ પૂજીયે ॥ ૭ ॥

જેણે તે પ્રલયકાલીન મહાજલ પ્રલયને પોતાની મહિમાથી દેખ્યો અને જે સર્વ દેવોમાં એક અદ્વિતીય દેવ છે તેનેજ પૂજીયે ॥ ૮ ॥

---

§ આ વિશેષ વર્ણન નરદેવશાસ્ત્રી, વેદતીર્થ (જવાલાપુર) કૃત "**ઋગ્વેદાલોચન**" નામના હિંદી ગ્રંથમાથી આપવામા આવેલ છે

જેણે પૃથિવીને ઉત્પન્ન કરી, જે સત્યધર્માએ અંતરિક્ષને બનાવ્યો, જેણે આલ્હાદ કારક જલરાશિને બનાવ્યો, તે અમોને ન મારે, આવો. આપણે તેજ પ્રજાપતિને પૂજીયે ॥ ૯ ॥

હે પ્રજાપતે ? તારા વિના કોઇ નથી, જે આ સમસ્ત પ્રાણિ વર્ગને ઉત્પન્ન કરી શકે, અમો જે ફલની વાસનાથી એ યજ્ઞ યાગાદિ કરીએ છીએ તે ફલ અમોને મળે અને અમે વિવિધ ધનોના સ્વામી થઇએ ॥ ૧૦ ॥

॥ અઘમર્ષણમંત્ર—( ઋ૦ ૧૦–૧૯૧–૧–૩ ) પૃ ૨૦૮ તેજ પરમાત્માના અભિધ્યાનથી ઋત અને સત્ય, દિન અને રાત્રિ, સમુદ્ર અને મહાસાગર, સંવત્સર, સૂર્ય, ચંદ્ર, દ્યૌ, પૃથિવી, અંતરિક્ષ, ઉત્પન્ન થયા તેણે આ બધા ને સૃષ્ટિ પૂર્વ જેવીજ બનાવી *

ઋગ્વેદ ૧૦ મું મંડલ, તેના એકસો એકવીશમા સૂક્તના દશ મંત્રનો ટુંક સાર –

સૃષ્ટિ ઊત્પત્તિના સમયે એકલા બ્રહ્મદેવજ હતા તેણે દ્યૌ, ભૂમિ અને આકાશ ધારણ કર્યા જે આત્માને અને બળને દેવાવાળો, દ્વિપાદ ચતુષ્પાદનો સ્વામી, જેણે આકાશ, પૃથ્વી અને સ્વર્લોકનો નિર્માણ કર્યા. જે દ્યૌ પૃથ્વી બનાવી ઊદિત થયા જેનાથી પ્રલય કાલમા જલ રાશિથી ફરી પૃથ્વી આદિ થએલા નીકલ્યા. આ પ્રજાપતિથી ઊત્પન્ન થએલા દેવાદિકોમા પ્રાણ સંચાર થયો જેણે મહા પ્રલયને આપણી મહિમાથી દેખ્યો. જેણે પૃથ્વી, આકાશ અને જલરાશિને બનાવ્યા તેવા હે પ્રજાપતે ? તારા વિના આ સમસ્ત પ્રાણિ વર્ગને ઊત્પન્ન નહિ કરી શકે ? ફલની આશાયે યત્ન કરી રહ્યા છે તેનુ ફલ વિવિધ ધનના સ્વામી થઇએ તેવું આપો

દ્વિતીય પ્ર૦ પૃ ૧૯૨–૩ મા– ૧ પૃથ્વીના અંતનું, ૨ ભુવનની નાભિનું, ૩ આદિત્યના વીર્યનું, ૪ વચનના સમૂહનુ. એ ચાર પ્રશ્ન તેના ઊત્તરમાં ૧ યજ્ઞની વેદી, ૨ યજ્ઞ, ૩ સોમરસ, ૪ બ્રહ્મ–સાયણાચાર્યે બતાવ્યા હતા.

આગળ પૃ ૨૦૧– સૃષ્ટિકર્તાના આહ્વાનનો અર્થ–' જે પરમાત્મા ચરાચરના સ્વામી, બુદ્ધિના દાતા, ઇચ્છાની પૂર્તિ કરતા, તેનું આ જ્ઞાન સ્વરક્ષા માટે, સ્વપુષ્ટિના માટે, અને સ્વવૃદ્ધિ કલ્યાણના માટે' એમ કરવામા આવ્યુ છે.

વિદ્વાન લોક વિષ્ણુના પરમ પદને આકાશમા પ્રકાશમાન સૂર્યની પેઠે જુવે છે. તેને વિદ્વાનજ જાણે છે

* આથી સ્પષ્ટ છે કે પ્રવાહ રૂપથી આ સૃષ્ટિ નિત્ય છે.

વૈજ્ઞાનિકો મધ્યાહ્નનો સૂર્ય બતાવે છે. ન

પૃ ૨૦૨ થી—પ્રલય દશાનો લેખ જુવો-પૃથ્વી, આકાશાદિક કાંઇ જ ન હતું એકલો બ્રહ્મજ હતો તેને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થતાની સાથે સૃષ્ટિ થઇ ગઇ તેથી પાછળથી થએલા વિદ્વાનોને ખબર પડી નહી ઇત્યાદિ.

**ઋગ્વેદાદિકમાં—પ્રલયદશાનું વર્ણન.**

ઋગ્વેદાલોચન—દ્વિતીય પ્રકાશ. પૃ ૨૦૨ મા મૂલ.

સૃષ્ટિ ઉત્પત્તિના પૂર્વે શું હતુ ?

**नाऽसदासीन्नोसदासीत्तदानीं** ઇત્યાદિ. ( ऋ १०।१२९।१-७ ) પૃ. ૨૦૨ થી.

**ભાવાર્થ**—પ્રલય દશામા સૃષ્ટિના મૂલ કારણનો પત્તો નહીં હતો, અને તે નહીં હતી એવું પણ નહીં. સદ્ અસતથી વિલક્ષણજ કોઇ અનિર્વચનીય દશા હતી, ન કોઇ લોક હતો, ન પૃથ્વી, ન અંતરિક્ષ, અને ન અંતરિક્ષના ઉપરનો દ્યુલોક આદિ, જ્યારે કોઇ આધાર ન હતો તો એનો આવરક= ઢાકવા વાળાજ ક્યાથી આવ્યા ? તે સમય જીવોની પણ અદૃષ્ટ અર્થાત્ સુખ દુ ખોના સાક્ષાત્કાર કરાવવાવાળા ધર્માધર્મનો, નાશ હોવાના કારને પ્રલય દશાજ હતી. ઉપાધિના વિલયથી લોક્તા જીવ પણ વિલીન જ હતા-અર્થાત્ ન ભોગ્ય હતું, ન ભોક્તા. કાંઇ પત્તો નહી લાગતા હતો ગંભીર, ગહન, જલરાશિ, સમુદ્ર, મહાસમુદ્ર આદિ કાંઇ ન હતુ ॥ ૧ ॥

તે સમયે ન મૃત્યુ હતું, ન અમૃત, ન રાત્રિનુ ચિન્હ હતું, ન દિનનુ, સૂર્ય, ચદ્રમા જ નહીં હતા. તો પછી અહોરાત્ર ક્યાથી હોય ? કેવલ એક નિરુપાધિક× આનીત્ અર્થાત્ સર્વના પ્રાણન કર્તા શુદ્ધસત્ત્વ બ્રહ્મજ હતા, જે એકલા પોતાના આશ્રયમા જ સ્થિત હતા. બસ તેમને છાડીને બીજું કોઇ હતુ જ નહીં ॥ ૨ ॥

સૃષ્ટિ ઉત્પત્તિની પૂર્વે જયા જોઇએ ત્યા ગૂઢ અધકાર જ હતો. એજ કારણ કાંઇ પણ પત્તો નહીં દેખાતો હતો. જેમ જલને ભરાઇ જવાથી નીચેની વસ્તુઓનો પત્તો નથી જણાતો, જેમ નીરમિશ્રિત જલમા નીર-ક્ષીરનો વિવેક કઠિણ થઇ જાય છે એ પ્રકારે તે તુચ્છ તમથી આવૃત દશામા કાંઇપણ જ્ઞાન થતું નહતુ આ જે કાર્યરૂપ જગત્ ઉત્પન્ન થયુ તે, તે સત્ત્વ બ્રહ્મની પર્યાલોચનની મહિમાથી જ ઉત્પન્ન થયુ ॥ ૩ ॥

---

× " आसीदिद तमोभूतम " ( मनु० १-५ ) ઇત્યાદિ

પ્રશસ્તપાદ ભાષ્યમા મહાલયનુ વર્ણન પણ આનાથી મળતા જેવું જ છે

આ સૃષ્ટિને આ રૂપમા આવવાના પૂર્વે તે સત્ત્વ બ્રહ્મના મનમાં સિસૃક્ષા-આ જગતને ઉત્પન્ન કરવાની ઇચ્છા હતી તેજ આ સૃષ્ટિના બીજભૂત થઇ. કેમકે અતીત કલ્પમા પ્રાણીયોદ્વારા કરેલુ કર્મ તે સમયે હતું એટલાજ માટે સર્વ ફલદાતા, સાક્ષી કર્માધ્યક્ષ, પરમેશ્વરના મનમા સિસૃક્ષા થઇ. કવિ–અર્થાત્ ક્રાંતદર્શી વિદ્વાન જ આ જગતના બંધન હેતુ ગતકલ્પગત કર્મ સમૂહને પોતાની વિવેક દૃષ્ટિથી જાણી લે છે. ॥ ૪ ॥

જે કર્મ સમૂહના કારણ કર્માધ્યક્ષના મનમાં સિસૃક્ષા ઉત્પન્ન થઇ તે સિસૃક્ષા એકદમ એવી વ્યાપ્ત થઇ જેમકે સૂર્યની રશ્મિઓ એકદમ સર્વત્ર વ્યાપ્ત થઇ જાય છે ફરી એ પત્તો ન મલ્યો કે સૃષ્ટિક્રમ ક્યાથી પ્રારંભ થયો, નીચેથી ઉપરથી, કે મધ્યથી, કાઇ જાણી શકાયું નહીં–અર્થાત્ સિસૃક્ષાના સમકાલજ સર્વત્ર સર્ગક્રિયા પ્રારંભ થઇ. જીવોમા કોઇ ભોક્તા હતા, કોઇ કર્તા હતા, અને તેમના લીધેજ મહાન વિયદાદિ પંચમહાભૂતોની સૃષ્ટિ થઇ. એ પ્રકારે પરમાત્માએ માયાસહિત ભોક્તૃ ભોગ્ય રૂપથી સૃષ્ટિ રચી. ॥ ૫ ॥

કયો પુરૂષ ખરેખર બતાવી શકે છે અથવા જાણી શકે છે? કે સૃષ્ટિ કયા નિમિત્તે અથવા ઉપાદાન કારણથી બની? વિદ્વાન તો એ વાતને બતાવી શકશે? વિદ્વાન કેવા પ્રકારે બતાવી શકશે? તે તો સૃષ્ટિ ઉત્પત્તિના અનંતર (પછી) ઉત્પન્ન થયા. તે પોતાથી પૂર્વ કાલમા વિદ્યમાન દશાનો બોધ કેવી રીતે કરાવી શકશે? ॥ ૬ ॥

આ સૃષ્ટિ કયા નિમિત્તથી અથવા ઉપાદાન કારણથી બની? અથવા એના ધારણ કરવાવાળા કોઇ છે કે નહી? એ વાતને કોઇ જાણતો હશે તો તેજ એક કર્માધ્યક્ષ, સ્વર્ગાધ્યક્ષ પરમાત્મા જાણતા હશે ॥ ૭ ॥

**આ ઋગ્વેદના સૂક્તનો ટુંક સાર—**

પ્રલય દશામા—પૃથ્વી, આકાશ, દ્યુલોક આદિ કાઇ જ ન હતું, જીવ પણ વિલીનજ હતા. ભોગ્યજ ન હતુ તો ભોક્તા જીવ ક્યાથી હોય? અરે સમુદ્ર મહાસમુદ્ર આદિ કાઇ જ ન હતુ. સૂર્ય ચંદ્રજ ન હતા તો પછી દિવસ રાત્રિ ક્યાથી હોય? માત્ર એકલા બ્રહ્મજ પોતાના આશ્રયમા સ્થિત હતા, ગૂઢ અંધકારમા કાઇ જ્ઞાનજ ન થઇ શકતુ હતું બ્રહ્મને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની જે ઇચ્છા તે જ બીજ, પૂર્વ કલ્પમા કરેલા જીવોનાં કર્મ વિદ્વાન પોતાની વિવેક દૃષ્ટિથી જાણી લે છે. સૃષ્ટિ રચવાની ઇચ્છા એવી પસરી કે જાણે સૂર્યની કિરણો. તેના રૂપની ખબર જ ન પડી જીવોમા કોઇ ભોક્તા તો કોઇ કર્ત્તા,

તેમના જ લીધે આકાશાદિક પચ મહાભૂતોની સૃષ્ટિ થઇ. કયા નિમિત્તે કયા ઉપાદાન કારણથી આ સૃષ્ટિ બની એ કોણ વિદ્વાન બતાવી શકે? કેમકે તે વિદ્વાનો તો પાછળથી ઉત્પન્ન થયા, કેવી રીતે બતાવી શકે? એને ધારણ કરવા વાળો કોઇ છે કે નહી તે તો તે પરમાત્માજ જાણતો હશે.

**આમાં થોડા અમારા વિચારો**—પ્રલય દશામાં પૃથ્વી, આકાશ અને દ્યુલોકાદિક કાંઇ પણ ન હતું તેવા પ્રકારની દશા કેટલા કાલ સુધી રહી? સ્થૂલ કે સૂક્ષ્મ કોઇ પણ પદાર્થ આકાશ વિના રહી શકતો નથી તો આકાશ વિના એકલો બ્રહ્મ કયે ઠેકાણે રહ્યો? ।

બ્રહ્મની જે ઇચ્છા તે સૃષ્ટિનુ બીજ. ઇચ્છા સદા કાળની કે પ્રલયના સમયે નવીન ઉત્પન્ન થએલી? । પૂર્વ કલ્પમા કરેલા જીવોના કર્મ વિદ્વાન વિવેક દૃષ્ટિથી જાણી શકે છે, તો કર્મ વસ્તુ શી ચીજ છે? તે જીવોની સાથે કેવા સ્વરૂપથી રહે છે? અને તે વિદ્વાન કયા જ્ઞાનથી જાણી લે છે? એકદમ સૃષ્ટિની રચના પ્રસરતા ક્રમની ખબર ન પડી, પૂર્વ કલ્પમાં કરેલા જીવોના અતિસૂક્ષ્મ કર્મોને જાણનાર વિદ્વાનને આટલી મોટી સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમની ખબર ન પડી એ પણ એક મહાન આશ્ચર્યજ?

'સૃષ્ટિની ઉત્પત્તિ કયા નિમિતે અને કયા ઉપાદાન કારણથી થઇ તે પાછલથી થએલા વિદ્વાનોને કેવી રીતે ખબર પડે?' આમા જરા વિચારવાનું કે બ્રહ્માએ ચાર વેદોના જ્ઞાનની ફુક મારતી વખતે સૃષ્ટિ જ્ઞાનની ફુક મારેલી કે નહી? આ લેખો તે કોઇ જ્ઞાનીના જેવા કે તદ્દન બાલક જેવા? જુઓ જૈન દૃષ્ટિએ જગતના **નામનું પ્રકરણ બીજું** અને સાથે ખૂબ વિચાર કરો. ઇત્યલં

## વિરાટ્પુરુષ.

ઋગ્વેદાલોચન દ્વિ. પ્ર. પુરુષ સૂક્ત પૃ. ૨૦૯

**सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्। इत्यादि ( ऋ० १०-९० )**

આ સૂક્ત ચારો વેદોમા આવ્યુ છે. કિંતુ ક્રમમા થોડો ફેર છે.

**શ્રી સાયણા ચાર્યજી**નો અર્થ એ છે કે સર્વ પ્રાણિઓનો સમષ્ટિ રૂપ જે બ્રહ્માડ દેહ છે તેજ વિરાટ્ પુરુષ છે. તેના અનંત માથા, ચક્ષુ, અને પાદ છે. તે પુરુષ બ્રહ્માડ ગોલક રૂપના ચારે તરફ ઘેરો કરી દશ અંગુલ વધેલો છે. અર્થાત્ તે આ બ્રહ્માડ લોકથી પણ બહાર છે ॥ ૧ ॥ જેમ આ કલ્પમા પ્રાણી માત્ર વિરાટ પુરુષના અવયવ છે તેમ પૂર્વ કલ્પમા પણ હતા અને ભવિષ્ય કલ્પમાં પણ થશે તે અમૃતતત્ત્વનો સ્વામી પણ છે કેમકે પ્રાણિ માત્રના ભોગ્ય અન્નથીજ તે સદૈવ વધતો રહે છે. પોતાની કારણ અવસ્થાથી નિકળીને તે આ

પરિદૃશ્યમાન જગદવસ્થાને પ્રાપ્ત થાય છે. તેથીજ પ્રાણિયોના કર્મ ફલ ભોગના માટે જગદવસ્થાનો સ્વીકાર કરે છે એટલા માટે ખરી રીતે તેનું આ રૂપ નથી ॥ ૨ ॥ ભૂત ભવિષ્ય, વર્તમાન રૂપ જેટલુ આ જગત્ છે તે સર્વ તેનીજ મહિમા અર્થાત સામર્થ્ય વિશેષ છે એથી પણ અધિક તેની મહિમા છે. કાલત્રયવર્ત્તી સમસ્ત પ્રાણિજાત તેના એક ચતુર્થાંશ સ્વરૂપ સ્વપ્રકાશમા સ્થિત છે અને જે અવિનાશી છે. ॥ ૩ ॥ આ જે આ સંસારથી બહિર્ભૂત એટલાજ માટે સસાર સ્પર્શ–રહિત ત્રિપાત્ પુરુષ છે. તેનો આ એકપાદ અર્થાત્ ચતુર્થાંશ સૃષ્ટિસંહાર રૂપથી પુન. પુનઃ ઉત્પન્ન અને નષ્ટ થાય છે. અને તેજ ચરાચર રૂપમા વ્યાપ્ત થઇને રહે છે ॥ ૪ ॥ તેજ આદિ પુરુષથી વિરાટ બ્રહ્માંડ દેહ ઉત્પન્ન થયુ છે. તેજ વિરાટ્ દેહનો આશ્રય લઇ દેહાભિમાની પુરુષ ઉત્પન્ન થયો. અર્થાત્ સ્વમાયાથી બ્રહ્માંડરૂપ વિરાટ્ દેહને ઉત્પન્ન કરીને તેમાં તે બ્રહ્માંડાભિમાની જીવરૂપ થયા. આ ઉત્પન્ન થએલો દેવ–તિર્યક્, મનુષ્ય આદિરૂપ વાળો થયો. ભૂમિને ઉત્પન્ન કર્યાબાદ જીવોનાં શરીર બનાવ્યાં ॥ ૫ ॥ જ્યારે પૂર્વ ક્રમથી સૃષ્ટિ થઇ ત્યારે બીજુ કોઇ સાધન ન હોવાથી દેવોએ મનથી તેજ પુરુષ સ્વરૂપને હવિની કલ્પના કરીને યજ્ઞ કર્યો. ત્યારે તે યજ્ઞમા વસંતઋતુજ ઘી હતુ, ગ્રીષ્મજ ઇધ્મ અર્થાત્ અગ્નિ, અને શરદૃઋતુજ હવિ હતી ॥ ૬ ॥ તે માનસયજ્ઞમા દેવોએ તે પુરુષ પશુનું પ્રોક્ષણ કર્યું અને સૃષ્ટિ સાધન–યોગ્ય પ્રજાપતિ આદિ દેવોએ યજ્ઞ કર્યો ॥ ૭ ॥ તેજ માનસ યજ્ઞથી સર્વદધ્યાદિ ભોગ્યજાત પદાર્થ ઉત્પન્ન થયા. તેનાથી વાયુપ્રધાન આરણ્યક અર્થાત્ જંગલી હરિણાદિ પશુ અને ગ્રામ્ય અશ્વાદિ ઉત્પન્ન થયા ॥ ૮ ॥

તેજ માનસ યજ્ઞથી—ઋગ્, યજુ, સામ અને [1]ગાયત્ર્યાદિ છદ ઉત્પન્ન થયા ॥ ૯ ॥ તેનાથી અશ્વાદિ અને બન્ને તરફ દાતવાળા પશુ ઉત્પન્ન થયા તેનાથી ગાયો, બકરિયો તથા ઘેટા ઉત્પન્ન થયા. ॥ ૧૦ ॥ પ્રજાપતિના પ્રાણરૂપ દેવોએ જ્યારે સંકલ્પદ્વારા વિરાટ્ પુરુષની ઉત્પત્તિ કરી ત્યારે તે વિરાટ્ પુરુષને કેટલા ભાગોમા વિભક્ત કર્યા ? તેનુ મુખ કયુ હતુ ? બાહૂ કઇ હતી ? ઉરૂ અને પાદ કયા કેવા રૂપનાં હતા ? ॥ ૧૧ ॥ બ્રાહ્મણ તેના મુખરૂપ, ક્ષત્રિય બાહુરૂપ, વૈશ્ય ઉરૂસ્વરૂપ, અને શૂદ્ર તેના પાદ સ્વરૂપ હતા–અર્થાત્ તે વિરાટ્ પુરુષમા તેમણે આ પ્રકારે મુખાદિ વિભાગ કર્યા. ॥ ૧૨ ॥ જે પ્રકારે સમસ્ત ભોગ્યજાત વસ્તુઓ, ગવાદિ પશુ, ઋગ્વેદાદિ વેદ, બ્રાહ્મણાદિ મનુષ્ય, તેનાથી ઉત્પન્ન થયા, તેજ પ્રકારે પ્રજાપતિના મનથી ચંદ્રમા, ચક્ષુથી સૂર્ય, મુખથી અગ્નિ, અને પ્રાણથી વાયુ ઉત્પન્ન થયા. ॥ ૧૩ ॥ નાભિથી અંતરિક્ષ, શિરથી દ્યૌ, અર્થાત્ દ્યુલોક, પગોથી ભૂમિ,

---

૧ ગાયત્ર્યાદિ છદ કહેતા ચોથો અથર્વવેદ

શ્રોત્રાદિથી ( કાનથી ) દિશા તથા અન્ય લોક લોકાંતર ઉત્પન્ન થયા. ॥ ૧૪ ॥ આ સાકલ્પિક યજ્ઞની ગાયત્ર્યાદિ સાત છંદ પરિધિયાં હતી અર્થાત્ ઐષ્ટિક આહવનીયની ત્રણ પરિધિયાં, ઉત્તરવેદિકાની ત્રણ પરિધિયા અને સાતમા આદિત્ય૦એકવીશ સમિધાઓ હતી અર્થાત્–બાર માસ, પાચ ઋતુ ( હેમ ત અને શિશિરને એક માનીને ) ત્રણ લોક આદિત્ય પ્રજાપતિના પ્રાણેંદ્રિયરૂપ દેવોએ માનસ યજ્ઞ કરતા વિરાટ્ પુરુષનેજ પશુ માની લીધું અને યજ્ઞનો વિસ્તાર કર્યો. ॥ ૧૫ ॥ પ્રજાપતિના પ્રાણસ્વરૂપ દેવોએ આ માનસ યજ્ઞથી યજ્ઞ સ્વરૂપ પ્રજાપતિની પૂજા કરી તે સમયે જગદ્રૂપ વિકારના ધારક તેજ ધર્મ મુખ્ય હતા, તે પુરુષ તે વિરાટ્ પ્રાપ્તિરૂપ સ્વર્ગને પ્રાપ્ત થાય છે. જ્યા પુરાતન વિરાટ્ પુરુષની ઉપાસના કરવાવાળા સાધક દેવ રહે છે. ॥ ૧૬ ॥

**આ વિરાટ્ પુરુષમાં વિચાર—**

૧ સર્વ પ્રાણિઓનો બ્રહ્માડ દેહ તે વિરાટ્ કયી દશાગુલ જગ્યામા વધેલો ? અને તે જગ્યાનું નામ શુ ? કાકભૂશુંડાદિકમા અનંત બ્રહ્માડ વેદ વિરૂદ્ધ કયાથી આવ્યાં ? ॥ ૧ ॥

૨ પ્રાણિમાત્ર તેના અવયવો, છે પ્રાણિયોના હાલવાથી તે હાલે કે નહિ?

૩ પ્રાણિયોના ભોગ્ય અન્નથી વધે, તેના કર્મ ફલ ભોગના માટે જગદ્વ્યવસ્થાનો સ્વીકાર કરે–કારણ વખતે કયે ઠેકાણે પોતે અને કયે ઠેકાણે જીવો ?

૪ ત્રણે કાલમાં તેની મહિમા, પ્રાણિજાત તેના ચતુર્થાશના પ્રકાશમા, પોતે સંસારથી ત્રિપાદ, બહાર તેનો ચોથો પાદ ઉત્પન્ન અને નષ્ટ કેવા સ્વરૂપથી ? આજ સુધી કેટલી વખત ઉત્પન્ન અને નષ્ટ થયો ?

૫ તેજ આદિ પુરુષે પોતાની માયાથી બ્રહ્માંડ દેહ ઉત્પન્ન કર્યું. પુરુષ તો અનાદિનો, માયા આદિની કે અનાદિની ? બ્રહ્માંડ દેહમા મસાલો કયો મેળવ્યો ?

૬ તેમા તે બ્રહ્માડાભિમાની જીવરૂપ થયા, અને આ ઉત્પન્ન થએલો દેવ તિર્ય્યગાદિ રૂપ વાલો થયો તેમા વધારાનો મસાલો કયો ભેલવ્યો ? અને તે કયા બ્રહ્માંડમાથી લાવ્યો ?

૭ ઉપરનું બની ગયા પછી પૃથ્વી બનાવી ? ત્યારે માટી કયાથી લાવ્યા ?

૮ પૃથ્વી થઇ ગયા પછી જીવોના શરીર બનાવ્યા તો જીવો કયાથી લાવીને તેમા મુકયા ?

૯ સૃષ્ટિ થયા પછી માનસ યજ્ઞમાં તે વિરાટ્ પુરુષ પશુનુ પ્રોક્ષણ કર્યું અને સૃષ્ટિ સાધન યોગ્ય-પ્રજાપતિ આદિ દેવોએ-યજ્ઞ કર્યો. તેથી દધિ આદિ ભોગ્ય પદાર્થ, હરિણ અશ્વાદિ પશુ, અને ચાર વેદો ઉત્પન્ન થયા. એ પ્રકારે બધી સૃષ્ટિ જ થઇ ગઇ.

૧૦ સંકલ્પથી વિરાટ્ની ઉત્પત્તિ કર્યા પછી તેના વિભાગ કર્યા. બ્રાહ્મણ મુખ, ક્ષત્રિય બાહૂ, વૈશ્ય ઉરૂ, અને શૂદ્ર પગ. પછી પ્રજાપતિના મનથી ચંદ્રમા આદિ બધો લોક ઉત્પન્ન થઇ ગયો.આગળ સ્વામીજીના અર્થને તપાસીએ.

**સ્વામી દયાનંદ સરસ્વતીજીએ**—ઋગ્વેદગત-પુરુષ સૂક્તનો અર્થ નથી કર્યો કેમકે ત્યા સુધી તેમના ભાષ્યને પુહચતા પોતે પહિલાજ દિવંગત થઇ ગયા હતા, કિંતુ તેમણે યજુર્વેદગત પુરુષ સૂક્તનો અર્થ કર્યો છે અને સમસ્ત સૂક્તનો અર્થ આ પ્રકારે વર્ણન કરે છે

**સહસ્રશી॰** આ મંત્રમા પુરુષ શબ્દ વિશેષ્ય અને અન્યપદ તેના વિશેષણ છે. પુરુષ તેને કહે છે કે-જે આ સર્વ જગત્મા પૂર્ણ વ્યાપ્ત થઇ રહ્યો છે અર્થાત્ જેણે પોતાની વ્યાપકતાથી આ જગતને પૂર્ણ કરી રાખ્યું છે. પુર કહેતાં બ્રહ્માંડ અને શરીર. તેમા જે સર્વત્ર વ્યાપ્ત અને જીવના અંદર પણ વ્યાપક અર્થાત્ અંતર્યામી છે. આ અર્થમા નિરુક્ત આદિના પ્રમાણ સંસ્કૃત ભાષામા લખ્યા છે તે જોઇ લેવા.

સહસ્ર નામ છે-સંપૂર્ણ જગતનું અને અસંખ્યાતનું પણ નામ છે. તે જેના વચમા સર્વ જગતના અસંખ્યાત-શિર, આંખ, અને પગ સ્થિર રહેલા છે તેને **સહસ્રશીર્ષા, સહસ્રાક્ષ** અને **સહસ્રપાત્** પણ કહીયે છીએ કેમકે તે અનંત છે જેમ આકાશના વચમા સર્વ પદાર્થ રહે છે અને આકાશ સર્વથી જુદો રહે છે અર્થાત્ કોઇની સાથે બંધાતા નથી. તેજ પ્રકારે પરમેશ્વરને પણ જાણો. ' स भूमिं सर्वतः स्पृत्वा " તે પુરુષ સર્વ જગત્થી પૂર્ણ થઇ પૃથ્વી તથા લોકને ધારણ કરી રહ્યો છે. ( अत्यतिष्ठत् ) દશાંગુલ શબ્દ બ્રહ્માંડ અને હૃદયનો વાચક છે. અંગુલી શબ્દ અંગનો અવયવ વાચી છે. પાંચ સ્થૂળ ભૂત અને પાંચ સૂક્ષ્મ એ બે મલીને જગતના દશ અવયવ થાય છે. તથા પાંચ પ્રાણ, મન, બુદ્ધિ ચિત્ત અને અહંકાર એ ચાર અને દશમો જીવ અને શરીરમા જે હૃદય દેશ છે તે પણ દશ અંગુલના પ્રમાણથી ગણાય છે જે આ ત્રણેમા વ્યાપક થઇ એના ચારે તરફ પણ પરિપૂર્ણ રહ્યો છે તેથી તે પુરુષ કહેવાય છે કેમકે જે તે દશાંગુલ સ્થાનને પણ ઉલ્લંઘન કરીને સર્વત્ર સ્થિર છે તેજ સર્વ જગત્નો બનાવવાવાળો છે.

॥ ૧ ॥ (पुरुष एवे०) તે—જે જગત્ ઉત્પન્ન થયું હતું, જે ઉત્પન્ન થશે અને જે આ સમય છે એ ત્રણે પ્રકારના જગત્‌ને તે પૂર્વોકત વિશેષણ સહિત પુરુષ અર્થાત્ પરમેશ્વર છે તેજ રચે છે, તેનાથી ભિન્ન બીજો કોઇ જગત્‌ને રચવાવાળો નથીજ કેમકે તે ( इशान ) અર્થાત્ સર્વશકિતમાન છે. ( अमृत ) જે મોક્ષ છે તેને આપવાવાળો એક તેજ છે બીજો કોઇ નથી. તે પરમેશ્વર ( अन्न ) અર્થાત્ પૃથ્વ્યાદિ જગતની સાથે વ્યાપક થઇ સ્થિત છે. અને તેનાથી જુદો પણ છે કેમકે તેમાં જન્મ આદિ વ્યવહાર નથી અને પોતાના સામર્થ્યથી સર્વ જગત્‌ને ઉત્પન્ન કરે છે અને પોતે કદી જન્મ લેતા નથી ॥ ૨ ॥

( एतावानस्य ) ત્રણે કાલમા જેટલો સંસાર છે તે સર્વ એ પુરૂષની જ મહિમા છે. પ્રશ્ન—સર્વ તેની મહિમાનો પરિમાણ છે તો અંત પણ હશે ? ( अतो ज्यायांश्च पुरुषः ) તે પુરૂષની અનંત મહિમા છે કેમકે ( पादोऽस्य-विश्वाभूतानि ) જે આ સંપૂર્ણ જગત્ પ્રકાશિત થઇ રહ્યું છે તે આ પુરૂષના એક દેશમાં વસે છે. ( त्रिपादस्याऽमृतं दिवि ) અને જે પ્રકાશગુણવાળું જગત્ છે તે તેનાથી ત્રણ ગણું છે. તથા મોક્ષ સુખ પણ તેના જ્ઞાન સ્વરૂપ પ્રકાશમાં છે. અને તે સર્વ પ્રકાશને પણ પ્રકાશ કરવા વાળો છે ॥ ૩ ॥

( त्रिपादूर्ध्वउदैत्पु० ) પુરૂષ જે પરમેશ્વર છે તે પૂર્વોક્ત ત્રિપાદ જગત્થી ઉપર પણ વ્યાપક થઇ રહ્યો છે તથા પ્રકાશ સ્વરૂપ સર્વમા વ્યાપક અને સર્વથી અલગ પણ છે.

( पादोस्येहाभवत्पुनः ) એ પુરૂષની અપેક્ષાથી આ જગત્ કિંચિન્માત્ર દેશમા છે અને જે આ સંસારના ચાર પાદ હોય છે તે સર્વ પરમેશ્વરના વચમાજ રહે છે આ સ્થૂલ જગત્‌નો જન્મ અને વિનાશ સદા થતો રહે છે. અને પુરૂષ તો જન્મ અને વિનાશ આદિ ધર્મથી જુદો અને સદા પ્રકાશમાન છે.

( ततो विश्वङ् व्यक्रामत् ) અર્થાત્ આ નાના પ્રકારનું જગત્ તેજ પુરૂષના સામર્થ્યથી ઉત્પન્ન થયુ છે ( साशना ) તે બે પ્રકારે છે. એક તો ચેતન કે જે ભોજનાદિ માટે ચેષ્ટા કરે છે અને જીવસયુક્ત છે અને બીજી અનશન અર્થાત્ જે જડ અને ભોજનના માટે બનેલુ છે. કેમકે તેમાં જ્ઞાન જ નથી અને પોતે પોતાની મેળે ચેષ્ટા પણ નથી કરી શકતા, પરંતુ તે પુરૂષનું અનંત સામર્થ્યજ આ જગત્‌ને બનાવવાની સામગ્રી છે જેથી આ જગત્ ઉત્પન્ન થઇ જાય છે. તે પુરૂષ સર્વ હિતકારક થઇ તે બે પ્રકારના જગત્‌ને

અનેક પ્રકારથી આનંદિત કરે છે. અને તે પુરૂષ આને બનાવવાવાળો સંસારમા સર્વત્ર વ્યાપક થઇ ધારણા કરીને જોઇ રહ્યો છે અને તેજ સર્વ જગતને સર્વ પ્રકારથી આકર્ષણ કરી રહ્યો છે ॥ ૪ ॥

(ततो विराडऽजायत) તેજ વિરાટ્ કે જેનું બ્રહ્માંડના અલંકારથી વર્ણન કર્યું છે. જે તેજ પુરૂષના સામર્થ્યના સામર્થ્યથી ઉત્પન્ન થયુ છે.

જેને મૂલપ્રકૃતિ કહીયે છીયે. જેનું શરીર બ્રહ્માંડના સમતુલ્ય છે. સૂર્ય ચંદ્રમા જેના નેત્ર સ્થાયી છે. વાયુ જેના પ્રાણ છે. અને પૃથ્વી જેના પગ છે. ઇત્યાદિ લક્ષણવાળો જે આ આકાશ છે તે વિરાટ્ કહેવાય છે. તે પ્રથમ કલારૂપ પરમેશ્વરના સામર્થ્યથી ઉત્પન્ન થઇ પ્રકાશમાન થઇ રહ્યો છે. (विराजोअधि०) તે વિરાટ્ના તત્ત્વોના પૂર્વ ભાગોથી સર્વ અપ્રાણી અને પ્રાણીયોના દેહ પૃથક્ પૃથક્ ઉત્પન્ન થયા છે. અને તેથી સર્વજીવ વાસ કરે છે. અને જે દેહ તેની પૃથ્વી-આદિના અવયવ અન્ન આદિ ઔષધિયોની વૃદ્ધિયોને પ્રાપ્ત થાય છે. (स जातो अत्यरिच्यत) તે વિરાટ પરમેશ્વરથી જુદા અને પરમેશ્વરથી પણ આ સંસાર રૂપ દેહથી સદા જુદાજ રહે છે. (पश्चाद्भूमि मथोपुरः) ફરી ભૂમિ આદિ જગતને પ્રથમ ઉત્પન્ન કરીને પશ્ચાત્ જે ધારણ કરી રહ્યો છે ॥૫॥

(तस्माद्यज्ञात्स०) આ મંત્રનો અર્થ વેદોત્પત્તિ પ્રકરણમા કાંઇક કરી દીધો છે. પૂર્વોક્ત પુરૂષથીજ (संभृतः पृष्टदाज्यम्) સર્વ ભોજન, વસ્ત્ર, અન્ન, જલ આદિ પદાર્થોને સર્વ મનુષ્ય લોકોએ ધારણ અર્થાત્ પ્રાપ્ત કર્યાં છે. કેમકે તેનાજ સામાર્થ્યથી એ સર્વ પદાર્થ ઉત્પન્ન થયા છે અને તેનાથીજ સર્વના જીવન થાય છે તેથી સર્વ મનુષ્ય લોકોને ઉચિત છે કે તેને છોડીને કોઇ બીજાની ઉપાસના ન કરે. (पशूंस्तांश्चक्रे) ગાય અને વનના સર્વ પશુઓને તેણેજ ઉત્પન્ન કર્યાં છે તથા સર્વ પક્ષીયોને પણ બનાવ્યા છે. બીજા પણ સૂક્ષ્મ દેહધારી-કીટ, પતંગ આદિ સર્વ જીવોના દેહ પણ તેણેજ ઉત્પન્ન કર્યા છે. ॥ ૬ ॥

(तस्माद्यज्ञात्सर्व०) તે પરમ બ્રહ્મ પુરૂષથી— ऋग; यजु, साम. અને છંદ અર્થાત્ અથર્વ વેદ ઉત્પન્ન થયા છે. ॥ ૭ ॥

(तस्मादश्वा अजायंत) તેજ પુરૂષના સામર્થ્યથી-અશ્વ અર્થાત્ ઘોડા અને વિદ્યુત્ આદિ સર્વ પદાર્થ ઉત્પન્ન થયા.

(ये के चोभयादितः) જેના મુખમાં બન્ને તરફ દાંત હોય છે તે પશુઓને ઉભયદંત કહે છે તે-ઉંટ, ગધેડાં. આદિ તેનાથીજ ઉત્પન્ન થયાં છે.

( गावोह्यज ) તેનાથીજ—ગોજાતિ અર્થાત્ ગાય, પૃથ્વી, કિરણ અને ઇંદ્રિયો ઉત્પન્ન થયા છે. ( तस्माज्जाता अ० ) એજ પ્રકારે—બકરી અને ઘેટાં પણ તેના કારણથીજ ઉત્પન્ન થયા છે, (तं यज्ञं बर्हि०) જે સર્વથી પ્રથમ પ્રકટ હતા, જે સર્વ જગતનો બનાવવા વાળો છે અને સર્વ જગત્‌માં પૂર્ણ થઇ રહ્યો છે તે, યજ્ઞ અર્થાત્ પૂજનને યોગ્ય પરમેશ્વરને જે મનુષ્ય હૃદયરૂપ પ્રકાશમા સારી રીતે–પ્રેમ, ભક્તિ સત્ય આચરણો વડે પૂજન કરે છે તેજ ઉત્તમ મનુષ્ય છે.

ઇશ્વરનો આ ઉપદેશ સર્વના માટે છે. ( तेन देवा अयजंत सा० ) તેજ પરમેશ્વરના વેદોક્ત ઉપદેશોથી देवाः જે વિદ્વાન્ ( साध्याः ) જે જ્ઞાની લોક ( ऋषयश्च ये ) ઋષિલોક જે વેદમંત્રોનો અર્થ જાનવા વાળા અને અન્ય પણ મનુષ્ય જે પરમેશ્વરના સત્કારપૂર્વક સર્વ ઉત્તમ જ કામ કરે છે તેજ સુખી થાય છે. કેમકે સર્વ શ્રેષ્ટ કર્મો કરવાના પૂર્વે તેનુ સ્મરણ અને પ્રાર્થના અવશ્ય કરવીજ જોઇયે અને દુષ્ટ કર્મ કરવા તે કોઇને ઉચિતજ નથી ॥ ૯ ॥

( यत्पुरुषं ) પુરૂષ તેનેજ કહે છે કે જે સર્વ શક્તિમાન ઇશ્વર કહેવાય છે. ( कतिधाव्य० ) જેના સામર્થ્યનુ અનેક પ્રકારથી પ્રતિપાદન કરીયે છીએ કેમકે તેમા ચિત્ર વિચિત્ર ઘણા પ્રકારનુ સામર્થ્ય છે અનેક કલ્પનાઓથી જેનું કથન કરીયે છીએ.

(मुखं किमस्यासीत्) આ પુરષનુ મુખ અર્થાત્ મુખ્ય ગુણોથી આ સંસાર શુ ઉત્પન્ન થયું છે ? ( किं बाहू ) બલ, વીર્ય, શૂરતા અને યુદ્ધ આદિ વિદ્યા ગુણોથી આ સંસારમા કયા પદાર્થ ઉત્પન્ન થયા છે ? ( किमूरू ) વ્યાપાર આદિ મધ્યમ ગુણોથી કઇ વસ્તુની ઉત્પત્તિ થઇ ? ( पादा उच्येते ) મૂર્ખપણુ આદિ નીચ ગુણોથી કોની ઉત્પત્તિ થાય છે ॥ ૧૦ ॥

એ ચાર પ્રશ્નનો ઉત્તર એ છે કે—

( ब्राह्मणोऽस्यमुखमासीत् ) આ પુરૂષની આજ્ઞાના અનુસાર જે વિદ્યા સત્યભાષણાદિ ઉત્તમગુણ અને શ્રેષ્ઠ કર્મોથી બ્રાહ્મણવર્ણ ઉત્પન્ન થાય છે. તે મુખ્ય કર્મ અને ગુણોથી સહિત હોવાને લીધે મનુષ્યોમાં ઉત્તમ કહેવાય છે. (बाहू राजन्यः कृतः) અને ઇશ્વરે એ બલ પરાક્રમાદિ પૂર્વોક્ત ગુણોથી યુક્ત ક્ષત્રિયવર્ણને ઉત્પન્ન કર્યો છે (ऊरू तदस्य) ખેતી, વ્યાપાર અને સર્વ દેશોની ભાવનાઓને જાણવા તથા પશુપાલન આદિ મધ્યમ ગુણોથી વૈશ્યવર્ણને ઉત્પન્ન

કર્યા છે. ( पद्भ्यां शूद्रो० ) જેમ સર્વથી નીચ અંગ છે તેથી મૂર્ખતા આદિ નીચ ગુણોથી શૂદ્રવર્ણ સિદ્ધ થાય છે ॥ ૧૧ ॥

( चंद्रमाः ) તે વિરાટ્ પુરૂષના-મનન અર્થાત્ જ્ઞાનસ્વરૂપ સામર્થ્યથી ચંદ્રમા અને તેજઃસ્વરૂપથી સૂર્ય ઉત્પન્ન થયા છે. ( श्रोत्राद्वा० ) શ્રોત્ર અર્થાત્ અવકાશરૂપ સામર્થ્યથી આકાશ અને વાયુરૂપ સામર્થ્યથી વાયુ થયો છે. તથા સર્વ ઇંદ્રિઓ પણ પોત પોતાના કારણથી ઉત્પન્ન થઇઓ છે. ॥ ૧૨ ॥

(नाभ्या आसीदंत०) આ પુરૂષના અત્યંત સૂક્ષ્મ સામર્થ્યથી–અંતરિક્ષ અર્થાત્ જે ભૂમિ અને સૂર્યાદિલોકના વચમાં છે તે પણ નિયત કરેલો છે. ( शीर्ष्णोद्यौः ) અને જેનાં સર્વોત્તમ સામર્થ્યથી સર્વ લોકોને પ્રકાશ કરવાવાળા સૂર્ય આદિ લોક ઉત્પન્ન થયા છે. ( पद्भ्यां भूमिः ) પૃથ્વીનાં પરમાણુ કારણરૂપ સામર્થ્યથી પરમેશ્વરે પૃથ્વી ઉત્પન્ન કરી છે. તથા જલને પણ તેના કારણથી ઉત્પન્ન કર્યું છે. (दिशः श्रोत्रात्) તેણે શ્રોત્રરૂપ સામર્થ્યથી દિશાઓને ઉત્પન્ન કરી છે.

( तथा लोकॉ अकल्पयन् ) એજ પ્રકારે સર્વલોકોને કારણ રૂપ સામર્થ્યથી પરમેશ્વરે સર્વલોક અને તેમા વસવાવાળા સર્વ પદાર્થોને ઉત્પન્ન કર્યા છે. ॥ ૧૩ ॥

( यत्पुरुषेण ) દેવ અર્થાત્ જે વિદ્વાન લોક હોય છે તેમને પણ ઇશ્વરે પોતપોતાના કર્મોના અનુસાર ઉત્પન્ન કર્યા છે અને તે ઇશ્વરના આપેલા પદાર્થોને ગ્રહણ કરીને પૂર્વોક્ત યજ્ઞનુ અનુષ્ઠાન કરે છે. અને જે બ્રહ્માંડનું રચન, પાલન અને પ્રલય કરવા રૂપ યજ્ઞ છે તેનેજ જગત્ બનાવવાની સામગ્રી કહિયે છીએ.

( वसन्तो० ) પુરૂષે ઉત્પન્ન કરેલો જે આ બ્રહ્માડ રૂપ યજ્ઞ છે એમાં વસંતઋતુ અર્થાત્ ચૈત્ર અને વૈશાખ–ઘૃતના સમાન છે. (ग्रीष्म इध्मः) ગ્રીષ્મઋતુ–જેઠ અને અષાડ–ઇંધન છે. શ્રાવણ અને ભાદરવો–વર્ષાઋતુ । આસો અને કાર્ત્તક–શરદ્ઋતુ । માગસર અને પૌષ–હિમઋતુ । અને મહા તથા ફાગણ–શિશિરઋતુ કહેવાય છે. જે આ યજ્ઞમા આહૂતિ છે તે ઇહા રૂપકાલંકારથી સર્વ બ્રહ્માંડનું વ્યાખ્યાન જાણવું જોઇએ. ॥ ૧૪ ॥

( सप्तास्या ) ઇશ્વરે એક એક લોકના ચારે તરફ સાત સાત પરિધિ ઉપર ઉપર રચી છે. જે વચ્ચેના ચારે તરફ એક સૂત્રથી માપીને જેટલુ પરિમાણ થાય છે તેને પરિધિ કહે છે તે જેટલા બ્રહ્માંડ લોક છે તે ઇશ્વરે એક એકના

ઉપર સાત સાત આવરણ બનાવ્યા- એક સમુદ્ર, બીજુ ત્રસરેણુ, ત્રીજો મેઘમંડલનો વાયુ, ચોથુ વૃષ્ટિજલ, અને પાચમો વૃષ્ટિજલના ઉપર એક પ્રકારનો વાયુ, છઠ્ઠો અત્યંત સૂક્ષ્મ વાયુ જેને ધનંજય કહે છે, સાતમો સૂત્રાત્મા વાયુ કે જે ધનંજયથી પણ અત્યંત સૂક્ષ્મ છે, એ સાત પરિધિ કહેવાય છે. (त्रिसप्त समिधः) અને આ બ્રહ્માડની સામગ્રી ૨૧ પ્રકારની કહેવાય છે. જેમાંથી પ્રકૃતિ, બુદ્ધિ અને જીવ એ ત્રણે મલીને એક છે કેમકે એ અત્યંત સૂક્ષ્મ પદાર્થ છે. બીજુ શ્રોત્ર, ત્રિજી ત્વચા, ચોથુ નેત્ર, પાચમી જીહવા, છઠ્ઠી નાસિકા, સાતમી વાક, આઠમા પગ. નવમા હાથ, દશમુ ગુદ્ય, અગીઆરમુ ઉપસ્થ જેને લિંગ ઇદ્રિય કહે છે. ૧૨ મો શબ્દ, ૧૩ મો સ્પર્શ ૧૪ મુ રૂપ ૧૫ મો રસ, ૧૬ મો ગંધ. ૧૭ મી પૃથ્વી, ૧૮ મું જલ, ૧૯ મો અગ્નિ, ૨૦ મો વાયુ, ૨૧ મો આકાશ. એ એકવીશ સમિધા કહેવાય છે.

(देवाय०) જે પરમેશ્વર પુરૂષ આ જગતનો રચવાવાળો સર્વને દેખવાવાળો અને પૂજ્ય છે તેમને વિદ્વાન લોક સુણીને અને તેનાજ ઉપદેશથી તેનાજ કર્મ અને ગુણોનું કથન, પ્રકાશ અને ધ્યાન કરે છે તેને છોડીને બીજા કોઇને ઇશ્વર નહી માનવો અને તેના ધ્યાનમા પોતાના આત્માઓને દઢ બંધનથી કલ્યાણ જાણે છે. ॥ ૧૫ ॥

(यज्ञेन यज्ञम०) વિદ્વાનોને દેવ કહે છે અને તે સર્વના પૂજ્ય હોય છે. કેમકે તે સર્વદિન પરમેશ્વરનીજ સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના અને આજ્ઞા-પાલન આદિ વિધાનથી પૂજા કરે છે. આથી સર્વ મનુષ્યોને ઉચિત છે કે વેદ મંત્રોથી પ્રથમ ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના કરીને શુભ કર્મોનો આરંભ કરે (तेहनाकं०) જે જે ઇશ્વરની ઉપાસના કરવાવાળા લોક છે તે તે સર્વ દુખોથી છુટીને સર્વ મનુષ્યોમાં અત્યંત પૂજ્ય થાય છે. (यत्र पूर्वे सा०) જ્યાં વિદ્વાન્ લોક પરમ પુરૂપાર્થથી જે પદને પ્રાપ્ત થઇને નિત્ય આનંદમાં રહે છે તેનેજ મોક્ષ કહે છે, કેમકે તેનાથી નિવૃત્ત થઇને સંસારના દુઃખોમાં કદિ નથી પડતા. ॥ ૧૬ ॥

પરમાત્માને જ્યારે સિસૃક્ષા અર્થાત્ સૃષ્ટિને ઉત્પન્ન કરવાની ઇચ્છા થાય છે અને અભિધ્યાનદ્વારા જ્યારે તે સૃષ્ટિ ઉત્પન્ન કરવા લાગે છે ત્યારે પણ તે પ્રજાપતિ કહેવાય છે. જ્યારે તે આ જગતને ઉત્પન્ન કરે છે ત્યારે તેટલા અંશમા વ્યાપ્ત પુરૂષને વિરાટ્ પુરૂષ કહે છે તેજ વિરાટ પુરૂષનુ રૂપકથી આ સૂકતમા વર્ણન છે

**સાયણાચાર્યે કરેલા વિરાટ્ પુરૂષના અર્થનો સાર—**

" પ્રાણીયોનો બ્રહ્માંડ દેહ તે વિરાટ્ તેનાં અનંત માથાં આદિ છે. તે ગોલક રૂપ બ્રહ્માંડનો ઘેરો કરી બ્રહ્માડથી પણ દશ અંગુલ બહાર વધ્યો. ॥ ૧ ॥ આ કલ્પમાં પ્રાણીમાત્ર વિરાટ્ના અવયવ છે તેમ ભૂતકાલમાં હતા, ભવિષ્યમા થશે પ્રાણીઓના ભોગ્ય અન્નથી વધતો કારણાવસ્થાથી નિકળી દૃશ્યમાન અવસ્થાને પ્રાપ્ત થાય છે.—પ્રાણીઓના કર્મફલ ભોગના માટે જગત્ અવસ્થા સ્વીકારે છે. આ તેનુ ખરૂ સ્વરૂપ નથી ॥ ૨ ॥ ત્રણે કાલનુ જગત્ છે તે તેનીજ મહિમા છે.—સામર્થ્ય વિશેષ છે. એથી પણ અધિક મહિમા એ છે કે પ્રાણી જાતનો ચતુર્થાંશ તેના પ્રકાશમાં છે તે અવિનાશી છે ॥ ૩ ॥ સંસારથી બહાર, સંસારના સ્પર્શથી રહિત ત્રિપાદ પુરુષ છે તેનો આ એકપાદ—ચતુર્થાંશ સૃષ્ટિ—સંહારથી પુન. પુનઃ ઉત્પન્ન અને નષ્ટ થાય છે અને તેજ ચરાચર રૂપમાં વ્યાપ્ત થઇને રહે છે ॥ ૪ ॥ આદિ પુરૂષથી વિરાટ્—બ્રહ્માંડ દેહ, તેજ દેહનો આશ્રય લઇ દેહાભિમાની પુરૂષ અર્થાત્ સ્વમાયાથી બ્રહ્માડરૂપ વિરાટ દેહને ઉત્પન્ન કરી તેમાં તે બ્રહ્માડાભિમાની જીવરૂપ થયા આ ઉત્પન્ન થએલા દેવ—તિર્યંક્, મનુષ્ય આદિ-રૂપવાળો થયો. તેણે ભૂમિને ઉત્પન્ન કર્યા બાદ જીવોનાં શરીર બનાવ્યાં ॥૫॥ જ્યારે પૂર્વક્રમથી સૃષ્ટિ થઇ ત્યારે બીજુ સાધન ન હોવાથી દેવોએ મનથી તેજ પુરૂષ સ્વરૂપને હવિની કલ્પના કરીને યજ્ઞ કર્યો. તે યજ્ઞમાં—વસંતઋતુ ઘી, ગ્રીષ્મ અગ્નિ, અને શરદ્ હવિ હતી. ॥ ૬ ॥ તે માનસ યજ્ઞમાં દેવોએ તે પુરૂષપશુનુ પ્રોક્ષણ કર્યું અને સૃષ્ટિ સાધન યોગ્ય પ્રજાપતિ આદિ દેવોએ યજ્ઞ કર્યો ॥ ૭ ॥ તેજ માનસ યજ્ઞથી—સર્વ દધ્યાદિ ભોગ્યજાત પદાર્થ ઉત્પન્ન થયા તેનાથી જંગલી—હરિણાદિ પશુ, ગ્રામ્ય—અશ્વાદિ પશુ ઉત્પન્ન થયા ॥ ૮ ॥ તેજ માનસ યજ્ઞથી ચારો વેદ ઉત્પન્ન થઇ ગયા ॥ ૯ ॥ તેનાથી અશ્વાદિ ગાય ઉટાદિ ઉત્પન્ન થઇ ગયા ॥ ૧૦ ॥ પ્રજાપતિના પ્રાણરૂપ દેવોએ સંકલ્પદ્વારા વિરાટ્ની ઉત્પત્તિ કરી ત્યારે વિરાટ્ને કેટલાક ભાગોમા વિભકત કર્યા તેનુ મુખ કયુ ? બાહૂ કઇ ? ઉરૂ કયુ ? અને પગ કેવા રૂપના ? ॥ ૧૧ ॥ ઉત્તર—બ્રાહ્મણ તેના મુખરૂપ, ક્ષત્રિય તેની બાહૂ, વૈશ્ય તેના ઉરૂ, અને શૂદ્ર તેના પગરૂપ વિભાગ કર્યા. ॥ ૧૨ ॥ જે પ્રકારે સર્વ ભોગ્યજાત, ગવાદિ પશુ. ઋગાદિ વેદ, અને બ્રાહ્મણાદિ તેનાથી ઉત્પન્ન થયા, તેજ પ્રકારે પ્રજાપતિના મનથી ચંદ્રમા, ચક્ષુથી સૂર્ય, મુખથી અગ્નિ, અને પ્રાણથી વાયુ ઉત્પન્ન થયા ॥૧૩॥ નાભિથી અંતરિક્ષ, મસ્તકથી દ્યૌ, પગથી ભૂમિ, અને કાનથી દિશા વિગેરે અન્યલોક લોકાંતર ઉત્પન્ન થયા ॥૧૪॥ આ સાંકલ્પિત યજ્ઞની—ગાયત્ર્યાદિ સાત છંદ પરિધિયા હતી અર્થાત્ ઐષ્ઠિક આહવની-યની ત્રણ, ઉત્તરવેદિકાની ત્રણ, અને સાતમા આદિત્ય ૨૧ સમાધિયો—૧૨ માસ,

૫ ઋતુ, ૩ લોક. અને આદિત્ય એ ૨૧, પ્રજાપતિના પ્રાણરૂપ દેવોએ માનસ યજ્ઞ કરતાં વિરાટ્‌ને પશુ માની યજ્ઞનો વિસ્તાર કર્યો ॥ ૧૫ ॥ પ્રજાપતિના પ્રાણરૂપ દેવોએ આ માનસ યજ્ઞથી યજ્ઞરૂપ પ્રજાપતિની પૂજા કરી તે સમયે જગદ્રૂપ વિકારના ધારક તેજ ધર્મ મુખ્ય હતા, તેજ પુરુષ–તે વિરાટ્ પ્રાપ્તિ રૂપ સ્વર્ગને પ્રાપ્ત થાય છે જ્યા પુરાતન વિરાટ્ પુરૂષ ઉપાસના કરવાવાળા સાધક દેવ રહે છે ॥ ૧૬ ॥ એ ૧૬ મન્ત્રોના અર્થનો સાર કહ્યો. ॥

ઋગ્વેદમાનુ વિરાટ્ સૂક્ત, સાયણાચાર્યના અર્થનો ટુંક સાર લખીને બતાવ્યો.

યજુર્વેદમાં લખાએલું તેજ વિરાટ સૂક્ત છે તેનો અર્થ સ્વામી દયાનન્દજીએ કરેલો છે તે બતાવી દીધો છે. માત્ર સામ સામી જોવા તેનો ટુકમા સાર લખીને બતાવું છું–મંત્ર ૧૬ લે નો.

" પુરૂષ વિશેષ્ય બાકીના વિશેષણ–પુર–બ્રહ્માંડ અને શરીર એ બન્નેમા વ્યાપક તે પુરૂષ. આકાશના વચમાં સર્વ પદાર્થ છે છતા તે જુદો છે તેજ પરમેશ્વર છે. સ્થૂલ સૂક્ષ્મ પાંચ પાચ ભૂત, પ્રાણોની સાથે આત્મા, અને હૃદય એ ત્રણેમા વ્યાપક તેનું ઉલ્લઘન કરી જગતને બનાવવા વાળો છે. ॥ ૧ ॥

પૂર્વોક્ત વિશેષણવાળા પરમેશ્વરથી જગત્ થયું, થશે, ને છે મોક્ષને આપવા વાળો સર્વની સાથે છે, જગત્ ઉત્પન્ન કરે છે પણ પોતે જન્મ લેતો નથી ॥ ૨ ॥

ત્રણે કાલનો સસાર છે તે પુરૂષની મહિમા છે અને તે અનત છે. જગત્ પ્રકાશી રહ્યું છે, પુરૂષ એકે દેશમા છે, જગત્ તેનાથી ત્રણ ગણું છે, મોક્ષ સુખ તેના જ્ઞાન સ્વરૂપ પ્રકાશમા છે. સર્વ પ્રકાશનો કરવા વાળો છે ॥ ૩ ॥

ત્રિપાદ જગતથી ઉપર વ્યાપક સર્વની ભીત્તર અને તેથી અલગ પણ તેની અપેક્ષાથી જગત્ કિંચિત્ છે. સંસારના ચાર પાદમા તે પરમેશ્વર વચમા છે, સ્થૂલ જગત્‌નો જન્મ અને વિનાશ થતો રહે છે. પ્રકાશમાન પુરુષ જુદો છે તેના સામર્થ્યથી જગત્ ઉત્પન્ન થયુ તે બે પ્રકારનુ છે–ભોજનાદિ માટે ચેષ્ટા કરે છે તે જીવ સંયુક્ત છે, બીજું–જડ કે જે ભોજનના માટે બનેલુ છે. પુરૂષનુ સામર્થ્યજ જગત્ બનાવવાની સામગ્રી છે. તે હિતકારક થઇ બન્ને પ્રકારના જગતને આનદિત કરે છે, વ્યાપક થઇ ધારણ કરે છે, અને આકર્ષણ પણ કરે છે ॥ ૪ ॥ વિરાટ્ જેનું બ્રહ્માંડના અલંકારથી વર્ણન કર્યું છે જે તેજ પુરુષના સામર્થ્યના સામર્થ્યથી ઉત્પન્ન થયુ છે જેને મૂલ પ્રકૃતિ કહીયે છીયે,

જેનું શરીર બ્રહ્માંડના સમતુલ્ય, જેના સૂર્ય ચંદ્રમા નેત્ર, વાયુ જેના પ્રાણ, પૃથ્વી જેના પગ, ઇત્યાદિ લક્ષણવાળો જે આકાશ છે તે વિરાટ્ કહેવાય છે. તે પ્રથમ કલારૂપ પરમેશ્વરના સામર્થ્યથી ઉત્પન્ન થઇ પ્રકાશમાન થઇ રહ્યો છે તે વિરાટ્ તત્ત્વોના પૂર્વ ભાગોથી સર્વ પ્રાણી અને પ્રાણીયોના દેહ પૃથક્ પૃથક્ ઉત્પન્ન થયા છે તેથી તેમા સર્વ જીવ વાસ કરે છે, જે દેહ તેની પૃથ્વી આદિના અવયવ અન્નાદિ ઔષધિયોની તૃપ્તિયોને પ્રાપ્ત થાય છે, તે વિરાટ્ પરમેશ્વરથી જુદા અને પરમેશ્વરથી, આ સંસાર દેહથી જુદા રહે છે. ફરી ભૂમિ આદિ જગત્‌ને પ્રથમ ઉત્પન્ન કરીને પછી જે ધારણ કરી રહ્યા છે ॥ ૫ ॥

આ છઠ્ઠા મંત્રનો અર્થ વેદોત્પત્તિ પ્રકરણમા કાંઇ કરી દીધો છે. પૂર્વોક્ત પુરુષથીજ–સર્વ ભોજન, વસ્ત્ર, અન્ન, જલ, આદિ પદાર્થોને પ્રાપ્ત કર્યા છે–તેના સામર્થ્યથીજ સર્વ પદાર્થ ઉત્પન્ન થયા છે માટે તેને છોડીને બીજાની ઉપાસના ન કરે ગાય આદિ, કીટ, પતંગાદિ તેણે જ ઉત્પન્ન કર્યા છે ॥ ૬ ॥

જે બ્રહ્મ પુરૂષથી ચારો વેદ ઉત્પન્ન થયા છે ॥ ૭ ॥

તેજ પુરૂષના સામર્થ્યથી–ઘોડા, વિદ્યુત્ આદિ; ગોજાતિ–ગાય, પૃથ્વી, અને ઇંદ્રિઓ ઉત્પન્ન થયા છે, જે સર્વથી પ્રથમ પ્રકટ હતો, જે જગત્‌ને બનાવવા વાળો છે, જગત્‌મા પૂર્ણ થઇ રહ્યો છે, તે યજ્ઞ–પૂજન ને યોગ્ય, પરમેશ્વરને પ્રેમ ભક્તિ, સત્યાચરણ કરીને પૂજન કરે છે તે ઉત્તમ છે. તેનો આ ઉપદેશ સર્વના માટે છે. તેનાજ વેદોક્ત ઉપદેશોથી–જે વિદ્વાન જ્ઞાની લોક–વેદ મંત્રોના અર્થ જાણવા વાળા અને અન્ય પણ સત્કાર પૂર્વક ઉત્તમ કામ કરે છે તે સુખી થાય છે દુષ્ટ કર્મ કરવા ઉચિત નથી. ॥ ૮–૯ ॥

પુરૂષ સર્વ શક્તિમાન ઇશ્વર છે. જેનું ઘણા પ્રકારનુ સામર્થ્ય છે.

તેનુ મુખ—મુખ્ય ગુણોથી શું ઉત્પન્ન થયુ છે ?.

તેની બાહૂ——બલ વીર્યાદિ ગુણોથી કયા પદાર્થ ઉત્પન્ન થયા છે ?.

તેનું ઉરૂ—મધ્યમ ગુણોથી કઇ વસ્તુની ઉત્પત્તિ ?

તેના પાદ—મૂર્ખપણાદિ નીચ ગુણોથી કોની ઉત્પત્તિ થાય છે ?

ઉત્તર—આ પુરૂષની આજ્ઞાનુસાર કર્મોથી બ્રાહ્મણ ઉત્પન્ન થાય છે તે મુખ. બલ વીર્યાદિ ગુણ યુક્ત ક્ષત્રિય ઉત્પન્ન કર્યા–તે બાહુ. ખેતી વ્યાપારાદિ ગુણવાળા વૈશ્ય ઉત્પન્ન કર્યા–તે ઊરૂ. મૂર્ખપણાદિ ગુણવાળા તે શુદ્ર પગથી ઉત્પન્ન થયા એમ સિદ્ધ થાય છે. ॥ ૧૧ ॥ વિરાટ્‌ના જ્ઞાન સ્વરૂપ સામર્થ્યથી ચંદ્રમા, તેજથી સૂર્ય, અવકાશ રૂપથી આકાશ, વાયુથી વાયુ. ઇંદ્રિયો પોત

પોતાના કારણથી ઉત્પન્ન થાય ॥ ૧૨ ॥ અત્યંત સૂક્ષ્મથી અંતરિક્ષ, જેના સર્વોત્તમ સામર્થ્યથી સૂર્યાદિલોક, પરમાણુ કારણરૂપ સામર્થ્યથી પૃથ્વી, જલને પણ તેના કારણથી, શ્રોત સામર્થ્યથી દિશાઓ, કારણરૂપ સામર્થ્યથી સર્વ લોકને, સર્વ પદાર્થોને ઉત્પન્ન કર્યા ॥ ૧૩ ॥ દેવ–વિદ્વાન્ તેમને પણ તેમના કર્માનુસાર ઉત્પન્ન કર્યા છે. તે ઇશ્વરના આપેલા પદાર્થોને લઇ યજ્ઞાનુષ્ઠાન કરે છે. અને જે બ્રહ્માંડનું રચન, પાલન, અને પ્રલય કરવા રૂપ યજ્ઞ છે તેનેજ જગત્ બનાવવાની સામગ્રી કહીયે છીયે. પુરુષે ઉત્પન્ન કર્યો જે આ બ્રહ્માંડ યજ્ઞ છે એમા ઋતુઓ ઘીઆદિ છે. રૂપકાલંકારથી સર્વ બ્રહ્માંડનુ વ્યાખ્યાન જાણવું ॥ ૧૪ ॥

ઇશ્વરે એક એક લોકના ચારો તરફ સાત સાત પરધિ ઉપર ઉપર રચી છે.

એક એકના ઉપર સાત સાત આવરણ બનાવ્યા—૧ સમુદ્ર, ૨ ત્રસરેણુ, ૩ મેઘમંડલવાયુ. ૪ વૃષ્ટિજલ, ૫ વૃષ્ટિજલના ઉપર એક પ્રકારનો વાયુ, ૬ અત્યંત સૂક્ષ્મવાયુ જેને ધનંજય કહે છે, ૭ સૂત્રાત્માવાયુ ધનંજયથા અત્યંત સૂક્ષ્મ, એ સાતને પરિધિ કહે છે.

આ બ્રહ્માંડની સામગ્રી ૨૧ પ્રકારની છે—૧ પ્રકૃતિ, બુદ્ધિ, જીવ એ ત્રણે મલીને એક અત્યંત સૂક્ષ્મ છે, ૨ શ્રોત્ર, ૩ ત્વચા, ૪ નેત્ર, ૫ જીંહ્વા, ૬ નાસિકા, ૭ વાક્, ૮ પગ, ૯ હાથ, ૧૦ ગુપ્ત, ૧૧ લિંગ. ૧૨ શબ્દ, ૧૩ સ્પર્શ, ૧૪ રૂપ, ૧૫ રસ, ૧૬ ગંધ, ૧૭ પૃથ્વી, ૧૮ જલ, ૧૯ અગ્નિ, ૨૦ વાયુ, ૨૧ આકાશ, એ ૨૧ સમિધા કહેવાય છે. જે જગત્નો રચવાવાળો ફેળવાવાળો પૂજ્ય છે. તેમને વિદ્વાન્ લોક સુણીને તેનાજ ઉપદેશથી, તેનાજ કર્મ, ગુણોનું–કથન, પ્રકાશ, ધ્યાન, કરે છે. બીજાને ઇશ્વર નહી માનવો તેના ધ્યાનસા દૃઢ બંધનથી પોતાના આત્માનું કલ્યાણ જાણે ॥ ૧૫ ॥

વિદ્વાનોને દેવ કહે છે, તે સર્વના પૂજ્ય હોય છે, આથી મનુષ્યોને ઉચિત છે કે વેદમંત્રોથી સ્તુતિ, પ્રાર્થનાદિ કરીને શુભ કર્મોનો આરંભ કરે.

જે ઇશ્વરની ઉપાસના કરવાવાળો છે તે સર્વ દુ:ખોથી છુટીને પૂજ્ય થાય છે. વિદ્વાન્ જે પદને પ્રાપ્ત થઇ નિત્ય આનંદમા રહે છે તેનેજ મોક્ષ કહે છે. તે નિવૃત્ત થઇ દુ:ખમા પડતા નથી ॥ ૧૬ ॥

પરમાત્માને જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થાય અને જ્યારે તે સૃષ્ટિ ઉત્પન્ન કરવા લાગે ત્યારે પણ તે પ્રજાપતિ કહેવાય છે. જ્યારે ઉત્પન્ન કરે છે ત્યારે

તેટલા અંશમા વ્યાપ્તને વિરાટ્ પુરૂષ કહે છે. તેના રૂપકથી આ સૂક્તમા વર્ણન છે."

આ વિરાટ્ પુરૂષ સૂક્તના મંત્ર ૧૫ મા માં જરા વિચારવાનુ કે–સાયણાચાર્યે અર્થ એવો કર્યો છે કે—" આ સાંકાલ્પિક યજ્ઞની ગાયત્ર્યાદિ સાત છંદ પરધિયા હતી અર્થાત્–ઐષ્ટિક આહ્વનીયની ત્રણ, ઉત્તર વેદિકાની ત્રણ, અને સાતમી આદિત્યની.

સ્વામી દયાનંદજીએ–એજ પંદરમા મંત્રનો અર્થ એવો કર્યો છે કે–"ઇશ્વરે એક એક લોકના ચારો તરફ સાત સાત પરિધિ ઉપર ઉપર રચી છે, એક એકના ઉપર સાત સાત આવરણ બનાવ્યાં–૧ સમુદ્ર, ૨ ત્રસરેણુ ૩ મેઘ મંડળ વાયુ, ૪ વૃષ્ટિ જલ, ૫ વૃષ્ટિ જલ ઉપર એક પ્રકારનો વાયુ, ૬ અત્યંત સૂક્ષ્મ વાયુ જેને ધનંજય કહે છે, ૭ સૂત્રાત્મા વાયુ ધનંજયથી અત્યંત સૂક્ષ્મ, એ સાતને પરિધ કહે છે."

આમા જરા વિચારવાનું કે–સાયણાચાર્યે–ગાયત્ર્યાદિ સાત છંદની પરધિયા બતાવી. ત્યારે સ્વામી દયાનંદજીએ–એક એક લોકના ચારો તરફ સમુદ્રાદિક સાત સાત આવરણ બતાવ્યા. આ વિશેષ જ્ઞાન સ્વામીજીએ કયા વેદોથી સંપાદન કર્યું ? અમારી સમજ મુજબ તો જૈનોના સર્વજ્ઞ પુરૂષોએ અનાદિકાલના લોકનુ જે સ્વરૂપ બતાવ્યું છે. તેમાના વિષયને જોયા પછી તેમા ઉધું છત્તું કરી ઇશ્વરે એક એક લોકના ઉપર સાત સાત પરિધિ રચીના સ્વરૂપથી લખીને બતાવ્યું. પ્રથમ તો વિરાટ્ પુરૂષજ એક લોકના સ્વરૂપવાળો બતાવ્યો છે તેમાં બીજા બીજા લોકોજ કયાંથી આવ્યા ? પ્રાયે આ વિરાટ્ પુરૂષનુ સૂક્ત જૈન અને બૌદ્ધના તત્ત્વો વિશેષ જાહેરમા આવ્યા પછીજ વેદોમા દાખલ થએલુ હોય એમ વિચાર કરતા જણાઇ આવે છે. કારણ–જૈન, બૌદ્ધ, અને વૈદિક આ ત્રણ મતો એક વખતે મોટી અથડામણિમા પડયા હતા તે વખતે અનેક પ્રકારના વિષયોમા મોટી મોટી ચર્ચાઓ ઉભી થએલી જણાય છે. યજ્ઞ પ્રધાન વૈદિકધર્મ નહી જેવો થઇ પડેલો હતો. તે વખતે વૈદિકોએ ઉપનિષદાદિક પોતાના ગ્રંથોમા મોટો ફેરફાર કરી દીધેલો એમ જણાઇ આવે છે. બાદ્ધોએ જગતના સંબંધે પ્રાયે મૌનજ સ્વીકારી લીધુ હતું. વૈદિક પંડિતોએ–પોતાના વેદોથી તે પુરાણો સુધી જગતના સંબધે જેને જે ગોઠતુ આવ્યુ તે તે પ્રમાણે પોતાના ગ્રંથોમા ગોઠવતાજ આવ્યા તેથીજ તેમના ગ્રંથોમા જગો જગોપર પ્રત્યક્ષપણે વિરોધ દેખાઇ રહ્યો છે. આ મારી કલ્પના અલ્પ બુદ્ધિથી કરેલી વિચારી પુરૂષોને સર્વથા અયોગ્ય નહી લાગે એમ હું માગ ટુંક અનુભવથી માનું છું.

સંસ્કૃત સાહિત્ય પૃ. ૧૭૯ થી ૧૮૮ સુધીમા બતાવેલ.

**ઋગ્વેદના સૃષ્ટિ વિષયક સૂક્તોમાંનો કિંચિત્ સાર—**

પૃષ્ઠ. ૧૭૯મા ઋગ્વેદમા છ કે સાત સૃષ્ટિ વિષયક સૂક્તો છે. તેમા દંતકથા અને ધર્મશાસ્ત્રના વિચારોની પુષ્કલ ભેળસેળા થઇ હોય એ સ્વભાવિક છે. એ કવિતાઓમા વિચારો ઘણા અસ્તવ્યસ્ત સ્થિતિમા મુકાયલા આપણા જોવામા આવે છે....

પ્રાચીન ઋષિઓના અભિપ્રાય પ્રમાણે દેવતાઓએ "સૃષ્ટિ ઉત્પન્ન કરી" કેટલીક વખતે એ સૂક્તોના સૃષ્ટિને ઉત્પન્ન કરનાર તરીકે જુદા જુદા દેવતાઓનાં નામ આપવામાં આવ્યા છે.

સ્વર્ગ અને પૃથ્વી એ બેઉ સઘળા દેવતાઓના મા બાપ છે એવો વિચાર ઘણે ઠેકાણે દરસાવવામા આવ્યો છે એ વિચારથી તદ્દન ઉલટો છે એટલે "બાલકોએ પોતાના મા બાપને ઉત્પન્ન કર્યા" એવી રીતના વિરોધમા વેદના ઋષિએ આવી પડે છે ઉદાહરણ તરીકે–ઇંદ્રના વિષેમા ચોક્કસ શબ્દોમા એવું કહેવામા આવ્યું છે કે એણે એના પોતાના શરીરમાથી એના પિતાને અને એની માતાને જન્મ આપ્યો ( મ. ૧૦, સૂ. ૫૪ ) "**यन्मातरं च पितरं च साकं अजनयथास्तन्वः स्वायाः**"

વિરોધાભાસી વિચારોમાં વધારે ને વધારે મશગુલ રહેનાર વિપ્રવર્ગની કલ્પનાને આ વિચાર ઘણો ગમી ગયો હતો એમ સ્પષ્ટ માલમ પડે છે કારણ કે સૃષ્ટિ વિષયક સૂક્તોમા જગતની ઉત્પત્તિનો ક્રમ વર્ણવવામા આવ્યો છે તેમા એક બીજાથી થએલી ઉત્પત્તિનું કથન એક કરતાં વધારે વખત કરવામા આવેલુ જણાય છે. ઉદાહરણ તરીકે દક્ષનો જન્મ અદિતિથી થયો અને અદિતિનો જન્મ દક્ષથી થયો એવું કહેવામા આવ્યુ છે ( મ. ૧૦, સૂ. ૭૨ ) **अदितेर्दक्षो अजायत दक्षाददितिः परि ॥** ઋગ્વેદના ધાર્મિક વિચારો ધીરે ધીરે વિકાશ પામતા સઘળા મુખ્ય દેવતાઓથી જુદા અને એકકે એક દેવતાના કરતા ચઢિયાતા એવા એક સ્રષ્ટાની કલ્પનાનો ઉદ્ભવ થયો સૃષ્ટિ વિષયક સૂક્તોમા પુરુષ, વિશ્વકર્મા, હિરણ્યગર્ભ, પ્રજાપતિ એવા જુદા જુદા નામોથી એ સ્રષ્ટાને સંબોધન કરવામા આવ્યુ છે વિશેષ પ્રાચીન સૂક્તોમા, **जन्** એટલે "ઉત્પન્ન કરવું" એ ક્રિયાપદના કોઇ રૂપની સાથે હમેશાં જનનના કુદરતી વ્યાપાર તરીકે સૃષ્ટિ વિષે લખવામા આવ્યું છે પણ આ સૃષ્ટિ વિષયક સૂક્તોમા કોઈ મૂલ પદાર્થ ઉપરથી બનાવટ કરવામાં આવી હોય અથવા કોઇ મૂલ પદાર્થમાથી ઉત્ક્રાંતિ થઇ હોય એવી રીતનુ સૃષ્ટિ વિષેનું વર્ણન આપવામા

આવ્યું છે એમાનું એક સૂક્ત ( મં. ૧૦, સૂ. ૯૦ ) " पुरुष सूक्त " એ નામથી ઘણું જાણીતું થએલું છે. એ સૂક્તમા પણ દેવતાઓને સૃષ્ટિના કર્તા તરીકે વર્ણ વામા આવ્યા છે તો પણ તેનીજ સાથે એક પ્રથમ પુરુષના શરીર રૂપી પદાર્થ ઉપરથી સૃષ્ટિ રચવામા આવેલી એવું પણ કહેવામા આવ્યું છે એ પુરુષને હજાર માથા છે અને હજાર પગ છે, અને ભૂમિને ઢાંકી દઇને ભૂમિ ઉપરાંત પણ એનું શરીર ફેલાઇ વળે છે

આ ગ્રંથકારે બતાવેલો અર્થ પૃ. ૧૭૮ થી ૧૮૦ સુધી નીચે પ્રમાણે છે—

" એક રાક્ષસી પુરુષના શરીરમાથી આ જગત્ રચાયું છે એ મૂળ વિચાર ખરેખર ઘણો જૂનો છે, અને અનેક પ્રાચીન દંત કથાઓમાં એ વિચાર આપણા જોવામાં આવ્યા વગર રહેતો નથી. પણ એ વિચાર જે રીતથી આ સ્થલે મૂકવામા આવ્યો છે તે રીત કંઇ છેક જૂની નથી. બ્રાહ્મણોમા વિષ્ણુને યજ્ઞ તરીકે કલ્પવામા આવ્યો છે: અને તે જ શૈલીને અનુસરીને આ સૂક્તમા સૃષ્ટિના કર્મને એક યજ્ઞના વિધિ તરીકે ગણવામાં આવ્યું છે અને મૂળ પુરુષને યજ્ઞના પશુ તરીકે કલ્પીને તેના શરીરના જુદા જુદા કાપલાઓને વિશ્વના જુદા જુદા ભાગો ગણવામા આવ્યા છે, એ સૂક્તમા આપણને કહેવામા આવ્યુ છે કે એનુ મસ્તક તે આકાશ થયું, એની નાભિ તે અંતરિક્ષ થઇ, એના પગ તે પૃથ્વી થયા, એના શ્રોત્ર તે દિશાઓ થયા, અને એના મનમાથી ચદ્ર ઉત્પન્ન થયો, એની આખમાથી સૂર્ય ઉત્પન્ન થયો, એના મુખમાથી ચદ્ર અને અગ્નિ ઉત્પન્ન થયા એના શ્વાસમાથી વાયુ ઉત્પન્ન થયો " એવી રીતે તેઓએ ( દેવતાઓએ ) જુદી જુદી દુનિયાઓને ઘડી. "

એ સૂક્તને વિશ્વદેવતાવાદનો રંગ લાગ્યો છે તે ઉપરથી પણ એ સૂક્ત વધારે મોડું રચાયલું છે એમ માલૂમ પડી આવે છે કારણકે એ સૂક્તમાં કહેવામા આવ્યું છે કે—પુરૂષ તે જ આ સઘળું જગત છે અત્યારે જે કંઇ છે અને હવે પછી જે કંઇ હશે તે સઘળું પુરૂષજ છે. અને એનો ચોથો ભાગ તે સઘળા પ્રાણીઓ છે અને બાકીના ત્રણ ભાગ તે દ્યુલોકમા રહેનારાં અમર લોકોની દુનિયા છે. બ્રાહ્મણોમા પુરૂષ અને સૃષ્ટિનો રચનાર પ્રજાપતિ એ બેઉને એકજ ગણવામા આવ્યા છે અને ઉપનિષદોમા એ પુરૂષનુ આખા વિશ્વની સાથે તાદાત્મ્ય ગણવામાં આવ્યુ છે. એથી પણ વિશેષ આગળ જતા, સાખ્ય ફિલસુફીના દ્વૈતવાદમા પુરૂષ એ " આત્મા " નુ નામ છે એવુ ગણવામા આવ્યુ છે, અને એ प्रकृति થી ભિન્ન

છે એવુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે. पुरुष सूक्त મા ‘ વિરાજ ’ એ નામના સત્વ વિષે એવું કહેવામા આવ્યુ છે કે પુરૂષમાથી એ વિરાજની ઉત્પત્તિ થઇ છે—“ तस्माद् विराळ जायत” પાછલા સમયની વેદાન્ત ફિલસુફીમા વિરાજ એ સૃષ્ટિના રચનાર ( સગુણ બ્રહ્મ ) નુ નામ છે અને બ્રહ્મ એ નિર્ગુણ સત્ત્વથી એનું સ્વરૂપ જુદું પડી આવે છે. ત્યારે पुरुष सूक्त ને હિંદુસ્તાનના વિશ્વદેવતાવાદની જૂનામા જૂની રચના તરીકે આપણે ગણી શકીએ તેનીજ સાથે, એ ऋग्वेद ના સમયની સૌથી મોડી લખાયલી કવિતાઓમાની એક છે એ પણ આપણે સ્વીકારવું પડશે કારણ કે ત્રણ જૂનામા જૂના વેદો સંબંધી જ્ઞાન એ સૂક્ત પહેલાંજ અસ્તિત્વ ધરાવતુ હતુ એમ એ સૂક્ત ઉપરથીજ માલમ પડે છે. એ સૂક્તમાં એ ત્રણે વેદો વિષે નામ દઇનેજ કહેવામા આવ્યુ છે.—

तस्माद्यज्ञात् सर्वहुत ऋच सामानि जज्ञिरे ।
छंदांसि जज्ञिरे तस्मात् यजुस्तस्मादजायत ॥

વળી એ સૂક્તમા પહેલીજ વાર ચાર વર્ણો વિષે કહેવામા આવ્યુ છે. આખા ऋग्वेद મા ચાર વર્ણો વિષે જેમા કહેવામા આવ્યું હોય એવુ સૂક્ત એ એકલુંજ છે. એ સૂક્તમા કહ્યુ છે કે–આ પુરૂષનું મુખ તે બ્રાહ્મણ થયું, એના બાહુ તે રાજન્ય ( લડવૈયા ) થયા, એની જાંઘ તે વૈશ્ય ( ખેડૂત ) થઇ, અને એના પગ તે શૂદ્ર ( દાસત્વ કરનાર ) થયા

સૃષ્ટિની ઉત્પત્તિને લગતી બાકીની લગભગ સઘળી કવિતાઓમા ‘ દેવતાઓ ’ એમ સામાન્ય રીતે નહી, પણ અમુક ચોક્કસ દેવતાનુ નામ દઇને તેને સૃષ્ટિના રચનાર તરીકે વર્ણવવામા આવ્યો છે. બીજાં સૂક્તોના ઘણા મંત્રો ઉપરથી એવુ માલમ પડે છે કે ઉત્પત્તિના કાર્યમા આગળ પડતો ભાગ લેનાર તરીકે સૂર્યને ઋષિઓ ઘણો અગત્યનો ગણતા. ઉદાહરણ તરીકે એને “ હાલતી અને સ્થિર રહેતી સઘળી વસ્તુઓના “ આત્મા ” તરીકે વર્ણવવામા આવ્યો છે. ( મ. ૧, સૂ ૧૧૫ ) —

सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ અને એના વિષે કહેવામાં આવ્યુ છે કે – एकं सद्विप्रा बहुधा वदन्ति ॥ “ એ એકજ હોવા છતા વિપ્રો એને જુદા જુદા નામથી બોલાવે છે ” ( મં. ૧, સૂ ૧૬૪ ).

આવા આવા વચનો ઉપરથી એવું માલમ પડે છે કે સૂર્યના અનેક લક્ષણોમાથી એનુ સ્રષ્ટા તરીકેનું વ્યક્તિત્વ એ સમયે ધીરે ધીરે આગળ

તારવી કાઢવામા આવતુ હતું. विश्वकर्मन् "સર્વનો રચનાર" એ દેવની ઉત્પત્તિ આવીજ રીતે થઇ હશે એ ઘણુ સભવિત જણાય છે.

બે સૃષ્ટિ વિષયક સૂક્તો ( મં૦ ૧૦, સૂ. ૮૧-૮૨ ) માં એ વિશ્વ-કર્મન્‌ને સંબોધન કરવામાં આવ્યુ છે. એ બેમાના આગળા સૂક્તમા સાત મંત્રો આપેલા છે. તેમાંના (૨-૩-૪) એ ત્રણ મંત્રોનો અર્થ માત્ર આપીએ છીએ—

જે વખતે વિશ્વકર્મા એ સઘળું જોનારા દેવતાએ પોતાના બળ વડે કરીને પૃથ્વીને ઉત્પન્ન કરી અને આકાશને પ્રકટ કર્યું તે વખતે એનું અધિષ્ઠાન શુ હતુ ? એણે શી વસ્તુ વડે પોતાના કર્મનો આરભ કર્યો ? કેવી રીતે એણે પોતાનું કર્મ કર્યું. ? જેની આખ સઘળી દિશામા છે, જેનાં મુખ સઘળી દિશામા છે, જેના બાહૂ સઘળી દિશામા છે જેના પગ સઘળી દિશામા છે એવો એક દેવતા આકાશ અને પૃથ્વીને ઉત્પન્ન કરીને પોતાના બાહુ વડે અને પોતાની પાખો વડે તેને જોડી દે છે. કોઇ કહેશો કે એવું કયુ વન હતુ, એવુ કયું વૃક્ષ હતું કે જેમાથી આકાશ અને પૃથ્વીને તેઓએ ઘડયાં ?. હે ઋષિઓ ? ત્હમારા મનમા ત્હમે જરા વિચાર કરો કે જુદાં જુદા ભુવનોને જે વખતે એ ધરી રહ્યો હશે તે વખતે એ શેના ઉપર ઉભો રહ્યો હશે ?

"વન" એ જે શબ્દ અહીં વાપરવામા આવ્યો છે તેજ શબ્દ ગ્રીક ફિલસુફીમાં પણ "મૂળ પદાર્થ" ( hule ) ને માટે હમેશાં વપરાયલો દીઠામા આવે છે એ વાત ખાસ લક્ષ ખેંચે એવી છે.

બીજા સૂક્ત ( મં૦ ૧૦ સૂ. ૮૨ ) મા એવો સિદ્ધાત મુકવામાં આવ્યો છે કે વસ્તુઓનુ પ્રથમ બીજ આ વિશ્વ અને સઘળા દેવતાઓનુ આદિકારણ **આપ** ( પાણીની દેવીઓ ) થી ઉત્પન્ન થયુ છે. ( મંત્ર. ૩-૫-૬ ॥ નો અર્થજ મુકીએ છીએ )

"જે આપણો પિતા, આપણો જનિતા, આપણો વિધાતા છે જે સઘલા ધામને અને સઘળા પ્રાણીઓને પિછાને છે, જે એકલો જુદા જુદા દેવતાઓને જુદા જુદા નામ આપવાને સમર્થ છે, તેના તરફ પ્રશ્ન પુછતા બીજાં સઘળા પ્રાણીઓ વળે છે .. **આપ**.—પાણીની દેવીઓએ એવો પ્રથમ ગર્ભ કયો ધારણ કર્યો કે જેમા સઘળા દેવતાઓએ પોતાની જાતને એકઠી મળેલી જોઇ, જે આ પૃથ્વી પર છે, જે આકાશથી પર છે, જે બળવાન દેવતાઓના ગૂઢ નિવાસ-સ્થાનથી પણ પર છે ? તે પ્રથમ ગર્ભને **આપ** — પાણીની દેવીઓએ ધારણ

કર્યો કે જેમા સઘળા દેવતાઓ એકઠા મળ્યા, જે એક અજની* નાભિમા અર્પિત થયો છે, જેની અંદર સઘળા ભુવનોનો સમાવેશ થઇ ગયો છે. જેણે આ ભુવનોને ઉત્પન્ન કર્યાં તેને ત્હમે શોધી શકશો નહીં; જે તમારી પાસે આવે છે તે એનાથી જુદો છે ”

( પૃ. ૧૮૩ થી—

એક સૃષ્ટિ વિષયક કવિતા ( મ ૧૦ સૂ ૧૨૧ ) ઘણી ખૂબીદાર છે તેમા વળી સૃષ્ટિના રચનારને માટે “ हिरण्यगर्भ ” એવુ નામ વાપર્યું છે. ઉગતા સૂર્ય ઉપરથી આવુ નામ આપવાનો વિચાર ઉત્પન્ન થયો હશે એમા કઇં પણ સશય નથી. આ સ્થલે પણ અગ્નિની ઉત્પત્તિના સંબંધમા **आप** ( પાણીની દેવીઓ ) ને સઘળા પ્રકારના જીવનનુ બીજ ધારણ કરતી વર્ણવવામા આવી છે.

( એ સૂક્તના ૧૦ મંત્રોમાના ૧૨–૭–૮ મંત્રોનો અર્થ નીચે પ્રમાણે )

“ હિરણ્યગર્ભ પ્રથમ અસ્તિત્વમા આવ્યો, પ્રાણી માત્રના એક પતિ તરીકે એનો જન્મ થયો હતો; એણે પૃથ્વીને અને આ આકાશને ટકાવી રાખ્યા કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ ? જે જીવવાની શક્તિ આપનારો છે અને જે બળ આપનારો છે, જેની આજ્ઞાને સઘળા દેવતાઓ નમન કરે છે, જેની છાયા એ મૃત્યુ છે અને અમરત્વ છે. કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ ? .. જે વખતે બલવતી **आप** પાણીની દેવીઓ—સઘળા ગર્ભને ધારણ કરતી અને અગ્નિને ઉત્પન્ન કરતી આવી તે વખતે દેવોનો આત્મા એક ઉત્પન્ન થયો કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ ? જે પોતાના પ્રભા વડે કરીને બુદ્ધિને ધરનારી અને યજ્ઞને ઉત્પન્ન કરનારી **आप**ઃ—પાણીની દેવીઓ—ઉપર નજર રાખે છે, જે એક દેવ સઘળા દેવોના કરતા વધારે ચઢિયાતો છે કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ ? ”

આ સૂક્તના દરેક મંત્રની છેલ્લી પંક્તિમા તેનો તે પ્રશ્ન જે પુછવામા આવ્યો છે તેનો જવાબ દશમા મંત્રમાં એવો આપવામાં આવ્યો છે કે ‘ એ અજાણ્યો દેવ તે પ્રજાપતિ છે.’ એ છેલ્લો મંત્ર આ સૂક્તની સાથે પાછળથી જોડી દેવામા આવેલો જણાય છે.”

* ‘ અજ ’ એ શબ્દ ‘ સૂર્ય ’ના અર્થમા આ સ્થળે વપરાયો હોય એવુ જણાય છે.
( મૂલની ટીપમાથી ઉતારો છે )

( પૃ. ૧૮૫ થી ) બીજા એ સૃષ્ટિ વિષયક સૂક્તોમાં ફિલસુફીની ઢબથી સૃષ્ટિની ઉત્પત્તિ વિષે એવી સમજુતી આપવામાં આવી છે કે असत् માંથી सत् નો આવિર્ભાવ થયો એમાના એક સૂક્તમાં ( મં. ૧૦, સૂ. ૭૨ ), સૃષ્ટિની ઉત્પત્તિ વિષે જે કંઈક ગુંચવણ ભરેલો વૃત્તાન્ત આપવામાં આવ્યો છે તે ઉપરથી ઉત્પત્તિના ત્રણ ક્રમ વર્ણવવામા આવેલા આપણા જોવામા આવે છે-પ્રથમ જગત્‌ની ઉત્પત્તિ થઇ, પછી દેવતાઓની ઉત્પત્તિ થઇ, અને સૌથી છેલ્લી સૂર્યની ઉત્પત્તિ થઇ. એ સૂકતમા પણ ઉત્ક્રાતિવાદ અને સૃષ્ટિવાદ × એ બેઉ એક બીજાની સાથે ભળી ગયલા હોય એવુ જોવામાં આવે છે-

ब्रह्मणस्पति रेतासं कर्मार इवाधमत् ।
देवानां पूर्व्ये युगे असतः सदजायत ॥

લુહારની પેઠે બ્રહ્મણસ્પતિ-પ્રાર્થનાના પતિએ આ વિશ્વને બરાબર જોડાયલું રહે તેવી રીતે ઘડયુ. દેવતાઓના પ્રાચીન યુગમા જે ન્હોતું-असत्-તેમાથી જે છે તે-सत्-ઉત્પન્ન થયુ.

આના કરતા ઘણું વધારે ચઢિયાતું સૂકત ૧૨૯ મુ છે—

( આ ગ્રંથકારે મંત્ર 'પ'મો, છોડીને મુકેલું સૂકત તેનો અર્થ નીચે પ્રમાણે )

" असत "-તે વખતે ન્હોતું, તેમ सत् પણ ન્હોતુ, તે વખતે અતરિક્ષ ન્હોતુ, અને અંતરિક્ષની પેલી તરફ જે આકાશ છે તે પણ તે વખતે ન્હોતું. તે વખતે ગતિ કઇ હતી ? કયા હતી ? કોનાથી હતી ? પાણી, અને ઉંડા ખાડાઓ, તે શુ તે વખતે હતા ? તે વખતે મૃત્યુ ન્હોતું, તેમ અમરત્વ પણ ન્હોતુ. રાત કે દહાડો એ બેમાથી એકકેનુ નામ નિશાન પણ તે વખતે ન્હોતું તે એક પુરૂષ વાયુ વિના પોતાની મેળે શ્વાસ લયાં કરતો હતો, તે એક પુરુષ સિવાય બીજી કોઇ પણ વસ્તુ તે વખતે ન્હોતી. પ્હેલાં અંધકાર તે અધકારથી છવાઇ ગયો હતો આ આખું વિશ્વ ઓળખાય નહીં એવુ અને પ્રવાહી હતું. ખાલી સ્થાન શૂન્યતાથી ઢંકાઇ રહ્યું હતું ત્યા તે એક પુરુષ તપના પ્રભાવથી ઉત્પન્ન થયો. તે વખતે પ્રથમ કામ એનામા ઉત્પન્ન થયો. કામ એજ એ આત્માનું પ્હેલું રેત હતુ કવિઓએ પોતાના ડહાપણ વડે કરીને હૃદયમા

× ઉત્ક્રાતિવાદ-અમુક પદાર્થ હતો તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થઇ, તેને ઘડવામા આવ્યો, તેની ઉત્ક્રાન્તિ કરવામા આવી એવો વાદ

સૃષ્ટિવાદ-કઇ ન્હોતું ત્યા આગળ કંઇક નવું દેવતાઓએ પોતાના પ્રભાવથી ઉત્પન્ન કર્યું એવો વાદ ( મૂલની ટીપમાથી )

સાહિત્યદૃષ્ટિએ જોતા આ કવિતા ઘણી ખૂબીદાર છે, એટલુજ નહીં પણ એ પ્રાચીન સમયમા પણ જે હિંમત ભર્યા વિચારો આ સૂક્તદ્વારા પ્રદર્શિત કરવામાં આવેલા આપણે જોઇએ છિયે તેને લીધે એ કવિતા આપણું ખાસ લક્ષ ખેચે એવી છે પણ હિંદુસ્તાનની ફિલસુફીના જે મુખ્ય દોષો છે- સ્પષ્ટતા અને અવિરોધ ( Consistency ) ની ખામી, ચર્ચા ચલાવવામા કેવળ શબ્દને વધારે મહત્વ આપી દેવાનું વલણ, એ દોષો આ સ્થળે પણ આપણા જોવામાં આવ્યા વગર રહેતા નથી. એકના એક વિષયને વળગી રહીને જરા લંબાણથી ચર્ચા ચલાવવામા આવી હોય એવું સૂક્ત આખા ऋग्वेद મા આ એકલુજ છે, અને સાંખ્યદર્શનના પરિણામવાદનું ચોક્કસ સ્વરૂપ જેને પ્રાપ્ત થયુ તે પ્રકૃતિનુ મહાત્મ્ય સ્થાપનારી ફિલસુફીનો પ્રારંભ આ સૂક્તમાં થયલો આપણા જોવામા આવે છે. વળી, આર્ય લોકોના ફિલસુફી ભરેલા વિચારોના પ્રાચીનમાં પ્રાચીન નમૂના તરીકે આ સૂક્ત હમેશા અગત્યનું ગણાયા વિના રહેશે નહીં. असत् માથી सत् નો ઉદ્‌ભવ થયો ત્યાર પછી પ્રથમ પાણી આવ્યું; અને ત્યાર પછી તપવડે કરીને ચૈતન્યનો પ્રાદુર્ભાવ થયો એવો જે સિદ્ધાંત આ સૂક્તમાંથી નીકળે છે તેની સાથે સૃષ્ટિની ઉત્પત્તિનાં જે જે વર્ણનો બ્રાહ્મણોમા આપવામા આવ્યા છે તે મળતા આવે છે. એ બ્રાહ્મણોમાં પણ असत् તે सत् થયુ અને એ सत् નું પ્રથમ સ્વરૂપ પાણી હતું એવુ વર્ણવવામાં આવ્યુ છે. એ પાણી ઉપર हिरण्यगर्भ એ સુવર્ણનું ઇંડું તરે છે, અને તે ઇંડામાથી જે ચૈતન્ય ઇચ્છા કરે છે અને વિશ્વને રચે છે તેનો પ્રાદુર્ભાવ થાય છે. બ્રાહ્મણોમા સૃષ્ટિના કર્તા તરીકે પ્રજાપતિને આગળ કે પાછળ પણ હમેશા ગણાવવામા આવ્યો છે. કેટલાક વર્ણનોમા એને પ્હેલો ગણાવવામાં આવ્યો છે, અને કેટલાક વર્ણનોમા પાણીને પ્હેલુ ગણાવવામા આવ્યુ છે. સૃષ્ટિવાદ અને ઉત્ક્રાંતિવાદ એ બેને ભેળી દેવામા આવ્યાથી આવી રીતનો પ્રાથમિક વિરોધ બ્રાહ્મણગ્રંથોમા આપણા દીઠામા આવે છે, પણ સાંખ્યદર્શનમા એ વિરોધ દૂર કરવામાં આવ્યો છે. એ દર્શનમા, પુરુષ અથવા આત્માને નિષ્કર્મ સાક્ષી તરીકે ગણવામા આવ્યો છે, અને પ્રકૃતિ અથવા મૂળ પદાર્થનો ધીરે ધીરે પરિણામ થતો જાય છે એવું વર્ણવવામાં આવ્યું છે. આ પ્રમાણે ऋग्वेद નાં સૃષ્ટિ વિષયક સૂક્તો એ હિંદુસ્તાનની ફિલસુફીનો, એટલુજ નહીં પણ પુરાણો, કે જેનો મુખ્ય ઉદ્દેશ સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આપવાનો છે, તેનો આરંભકાળ સૂચવે છે

પ્રો. મૅકડોનલે—ઋગ્વેદમાથીજ આપસ આપસમા વિરોધ રૂપના સૃષ્ટિવિષયક છ સાત સૂક્તો બતાવતા જણાવ્યુ છે કે—

વિશેષ પ્રાચીન ઋષિઓના અભિપ્રાય પ્રમાણે–દેવતાઓએ સૃષ્ટિ ઉત્પન્ન કરી છતા કહેવામા આવ્યું કે–સ્વર્ગ અને પૃથ્વી એ બેઉ દેવતાઓના–મા બાપ છે.

ઉત્પન્ન કરનાર મા બાપ ગણાય પણ ઉત્પન્ન થયલા દેવો મા બાપ શી રીતે ?

ઋ. મં. ૧૦, સૂ. ૫૪ થી જણાવવામા આવ્યુ કે–ઇંદ્રે પોતાના શરીરમાથી પોતાના મા બાપને ઉત્પન્ન કર્યાં. ઋ. મં. ૧૦, સૂ. ૭૨ થી દક્ષનો જન્મ અદિતિથી થયો અને અદિતિનો જન્મ દક્ષથી થયો. એ પણ વિચારવા જેવુ છે.

ઋ મં. ૧૦, સૂ. ૯૦ મું–પુરુષ સૂક્ત છે. તેનો અર્થ પ્રો. મૅકડોનલે, સાયણાચાર્યે તેમજ સ્વામી દયાનંદજીએ–યજુર્વેદના એજ સૂક્તનો અર્થ કર્યો છે. એ ત્રણેના અર્થમાં જે તફાવત છે તે વિચારી જોઇએ.—

પ્રો. મૅકડોનલ–એ સૂક્તમાં દેવતાઓને સૃષ્ટિના કર્તા વર્ણવ્યા છે પણ પ્રથમ પુરુષના શરીર ઉપરથી સૃષ્ટિ રચવામા આવી. એ પુરુષને હજાર માથા, હજાર પગ, ભૂમિને ઢાકયા પછી ભૂમિ ઉપરાત તેનું શરીર ફેલાઇ વળે છે—

એક રાક્ષસી પુરુષના શરીરમાંથી રચાયુ એ વિચાર જૂનો છે પણ આ રીત જૂની નથી. બ્રાહ્મણોમા–વિષ્ણુને યજ્ઞ તરીકે કલ્પવામા આવ્યો છે. તે શૈલીથી અહિ–સૃષ્ટિના કર્મને યજ્ઞના વિધિ તરીકે, પુરુષને પશુ તરીકે, કલ્પી તેના શરીરના જુદા જુદા ભાગો ગણાવતાં–તેનું માથુ તે–આકાશ, નાભિ તે–અંતરિક્ષ, પગ તે–પૃથ્વી, શ્રોત્ર તે દિશાઓ, મનમાંથી ચંદ્ર, આંખમાથી–સૂર્ય, મુખથી ઇંદ્ર અને અગ્નિ, શ્વાસથી વાયુ. એવી રીતે દેવતાઓએ જુદી જુદી દુનિયાઓને ઘડી

એ સૂક્ત મોડું રચાયલું છે. એનો ચોથો ભાગ પ્રાણીઓ છે અને બાકીના ત્રણ ભાગ તે અમર લોકની દુનિયા છે.

બ્રાહ્મણોમાં–પુરુષ અને પ્રજાપતિ એકજ છે. ઉપનિષદોમા પુરુષને વિશ્વની સાથે તાદાત્મ્ય ગણ્યો છે. સાંખ્યમા દ્વૈત–પુરુષ એ આત્મા, એ પ્રકૃતિથી ભિન્ન ગણ્યો છે. વેદાતમા–પુરુષમાથી સૃષ્ટિ રચનાર ( સગુણબ્રહ્મ ) વિરાજની ઉત્પત્તિ જણાવી છે

આ કવિતા ઋગ્વેદથી મોડી લખાએલી એના સૂક્તથીજ માલમ પડે છે—એમાં ત્રણ વેદો ઉત્પન્ન થયાનું બતાવ્યું છે. વળી ચાર વર્ણોની કવિતા આખા ઋગ્વેદમાં અહીં પ્રથમજ છે.

સાયણાચાર્યના અર્થમા વિશેષ—

સર્વ પ્રાણીઓનો બ્રહ્માડ દેહ તે વિરાટ્, બ્રહ્માંડથી દશાંગુલ વધીને રહ્યો, પ્રાણીમાત્ર તેના અવયવો છે, પ્રાણીઓના ભોગ્ય અન્નથી તે વધે છે, પ્રાણીઓના કર્મ ફલ ભોગના માટે જગદવસ્થાનો સ્વીકાર કરે છે. ત્રણે કાલનું જે જગત્ છે તે તેની મહિમા—સામર્થ્ય વિશેષ છે, એથી અધિક મહિમા —ત્રણે કાલના પ્રાણીજાત તેના ચતુર્થાંશના પ્રકાશમાં અવિનાશી છે. સંસારથી બહિર્ભૂત સંસાર સ્પર્શ રહિત ત્રિપાદ છે, માત્ર તેનો ચોથો પાદજ સૃષ્ટિ—સંહાર૨૫—ઉત્પન્ન નષ્ટ રૂપ થયા કરે છે. આદિ પુરુષથી—વિરાટ્ બ્રહ્માડ દેહ, તેના આશ્રયથી દેહાભિમાની પુરુષ—જીવરૂપ—તિર્યક્, મનુષ્ય રૂપ થયા. ભૂમિને ઉત્પન્ન કર્યા બાદ જીવોનાં શરીર બનાવ્યા. સૃષ્ટિ તૈયાર થઇ ત્યારે દેવોએ પુરુષને હવિ કલ્પી યજ્ઞ કર્યો. તે જ પુરુષ પશુનું પ્રોક્ષણ કરી પ્રજાપતિ આદિ દેવોએ યજ્ઞ કર્યો

તે યજ્ઞથી—દધ્યાદિ ભોગ્ય પદાર્થ, પશુઓ, ચાર વેદો ઉત્પન્ન કર્યા. દેવોએ વિરાટ્‌ને ઉત્પન્ન કર્યા બાદ તેના અગોના વિભાગથી ચાર વર્ણ, ચદ્ર, સૂર્ય, અગ્નિ, વાયુ આદિ ઉત્પન્ન કર્યા. આ યજ્ઞની સાત પરિધિયા—૩ ઐષ્ટિક, ૩ ઉત્તરવેદી, સાતમો આદિત્ય. ૨૧ સમિધાઓ—૧૨ માસ, ૫ ઋતુ, ૩ લોક, ૧ આદિત્ય એ ૨૧ થઇ. યજ્ઞ કરતા દેવોએ વિરાટ્‌ને પશુ માની યજ્ઞનો વિસ્તાર કર્યો.

હવે આપણે યજુર્વેદના એજ પુરુષ સૂક્તથી સ્વામીજીના અર્થનો સાર તપાસીએ—

" બ્રહ્માડ અને શરીર એ બન્નેમા વ્યાપક તે પુરુષ, પદાર્થોથી જુદો આકાશની પેઠે છે ભૂત, પ્રાણ, અને હૃદય એ ત્રણેનુ ઉલ્લંઘન કરી જગત્‌ને બનાવવા વાળો. તેનાથી જગત્—થયું, થશે અને છે. મોક્ષને આપવાવાળો છે. જગત્‌ને ઉત્પન્ન કરે છે, પોતે જન્મ લેતો નથી. ત્રણે કાળમાં તે પુરુષની મહિમા છે. પુરુષથી જગત્ ત્રણ ગણુ છે, મોક્ષસુખ તેના જ્ઞાનપ્રકાશમા છે, તેની અપેક્ષાથી જગત્ કિંચિત છે, સંસારના ચાર પાદ તેના વચમાં છે, જગત્‌નો જન્મ અને વિનાશ થતો રહે છે. તેનાથી ઉત્પન્ન જગત્ બે પ્રકારનું છે.

ચેતન અને જડ એ બે પ્રકારમાં વ્યાપક થઈ ધારણ અને આકર્ષણ કરે છે. તે જ પુરુષના સામર્થ્યથી ઉત્પન્ન તે મૂલ પ્રકૃતિ કહીયે છિયે. જેનું શરીર બ્રહ્માંડ તુલ્ય જેના સૂર્ય, ચંદ્રમા નેત્ર છે. વાયુ પ્રાણ છે, પૃથ્વી પગ છે. ઇત્યાદિ લક્ષણ વાળો આકાશ તે વિરાટ્, પરમેશ્વરના સામર્થ્યથી પ્રકાશમાન છે. તે વિરાટ્ના પૂર્વ ભાગોથી પ્રાણી અને તેના દેહ જુદા જુદા છે, તેમા સર્વ જીવ વાસ કરે છે. જે દેહ તેના અવયવ તે વિરાટ્ પરમેશ્વરથી જુદો, પરમેશ્વરથી સંસાર જુદો. ફરી ભૂમિ આદિ ઉત્પન્ન કરી ધારણ કરી રહ્યો છે. ॥૫॥ આગળ છઠા મંત્રનો અર્થ વેદોત્પત્તિ પ્રકરણમાં કાંઇ કહ્યો છે. પુરુષથીજ સર્વ ભોજન, વસ્ત્ર, અન્ન, જલ આદિ પ્રાપ્ત કર્યાં છે, તેનાથી ઉત્પન્ન થાય છે માટે તેને છોડીને બીજાની ઉપાસના ન કરે. ગાય, પશુ, કીટ, પતંગ આદિ તેણેજ ઉત્પન્ન કર્યાં છે

જે બ્રહ્મથી ચારો વેદો ઉત્પન્ન થયા છે તે પરમેશ્વરને સત્યાચારણથી પૂજે તે ઉત્તમ છે. તેનાજ વેદોક્ત ઉપદેશોથી જે–વિદ્વાન્ જ્ઞાની લોક વેદમંત્રોના અર્થ જાણવાવાળા તેજ સુખી થાય છે, દુષ્ટ કર્મ કરવા ઉચિત નથી. તેના મુખાદિકથી ચાર વર્ણ ઉત્પન્ન થયા છે.

દેવ–વિદ્વાન્ તેમને પણ તેમના કર્માનુસારજ ઉત્પન્ન કર્યા છે. જે બ્રહ્માડનું રચન, પાલન, અને પ્રલય કરવા રૂપ યજ્ઞ છે તેનેજ જગત્ બનાવવાની સામગ્રી કહીયે છિયે ॥ ૧૪ ॥

ઇશ્વરે એક એક લોકના ચારો તરફ સાત સાત પરધિ રચી છે. સાત સાત આવરણ બનાવ્યા છે તેનાં નામ—૧ સમુદ્ર, ૨ ત્રસરેણુ, ૩ મેઘમંડલ વાયુ, ૪ વૃષ્ટિ જલ, ૫ વૃષ્ટિ જલના ઉપર એક પ્રકારનો વાયુ, ૬ સૂક્ષ્મ વાયુ જેને ધનંજય કહે છે, ૭ ધનંજયથી પણ સૂક્ષ્મ વાયુ સૂત્રાત્મા એ સાત સાત એક એક લોકની પરધિ છે.

બ્રહ્માંડની સામગ્રી ૨૧ પ્રકારની છે—૧ પ્રકૃતિ, બુદ્ધિ, જીવ, એ ત્રણે મળીને એક અત્યંત સૂક્ષ્મ છે, ૨ શ્રોત, ૩ ત્વચા, ૪ નેત્ર, ૫ જીભ્હા, ૬ નાશિકા, ૭ વાક્, ૮ પગ, ૯ હાથ, ૧૦ ગુપ્ત, ૧૧ લિંગ, ૧૨ શબ્દ, ૧૩ સ્પર્શ, ૧૪ રૂપ, ૧૫ રસ, ૧૬ ગંધ, ૧૭ પૃથ્વી, ૧૮ જલ ૧૯ અગ્નિ, ૨૦ વાયુ, ૨૧ આકાશ. એ ૨૧ બ્રહ્માંડની સામગ્રી તે સમિધા કહેવાય છે.

જે જગતને રચવાવાળો, દેખવાવાળો તે પૂજ્ય છે. તેમને વિદ્વાન્ લોક સુણીને તેના ઉપદેશથીજ તેનાં કર્મ, ગુણોનું કથન, પ્રકાશ કરે, ધ્યાન કરે,

તેના શિવાય બીજાને ઇશ્વર નહીં માનવો, તેના ધ્યાનમા દઢ બંધન થઇ પોતાના આત્માનું કલ્યાણ જાણે ॥ ૧૫ ॥

વિદ્વાનો તે દેવ, તે સર્વના પૂજ્ય હોય છે, આથી મનુષ્યોને ઉચિત છે કે વેદ મંત્રોથી–સ્તુતિ, પ્રાર્થનાદિ કરીને શુભ કર્મોનો આરંભ કરે. જે ઇશ્વરની ઉપાસના કરવાવાળો છે તે સર્વ દુ:ખોથી છૂટીને પૂજ્ય થાય છે. વિદ્વાન જે પદને પ્રાપ્ત થઇ નિત્ય આનંદમાં રહે છે તેનેજ મોક્ષ કહે છે. તે નિવૃત્ત થઇ દુ:ખમા પડતા નથી ॥ ૧૬ ॥

પરમાત્માને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા અને ઉત્પન્ન કરવા લાગે ત્યારે તે પ્રજાપતિજ ગણાય. જ્યારે સૃષ્ટિને ઉત્પન્ન કરી તેટલા અંશમાં વ્યાપ્ત થાય ત્યારે તે વિરાટ્ પુરૂષ કહેવાય છે. તેના રૂપકથી આ સૂક્તમાં વર્ણન કરેલું છે.

## જૈન જગત્માં કિંચિત્ પરામર્શ—

જૈનોની માન્યતા એ છે કે—આ જગત્ પ્રવાહરૂપથી અનાદિ કાળનું ચાલતુ આવેલુ છે અને ભવિષ્યમાં અનાદિ કાળ સુધી ચાલ્યાજ કરવાનું. તેમા એક અવસર્પિણીનો કાલ, અને બીજો ઊત્સર્પિણીનો કાળ ( એક ઉતરતો કાળ અને બીજો ચઢતો કાળ ) એ બન્ને મળીને વીશ કોટાકોટી સાગરોપમના વર્ષોનુ એક કાળચક્ર મનાય છે. એ બેની મધ્યમાં અનેક ઉત્પાત વાળો જે નિકૃષ્ટમા નિકૃષ્ટ કાળ તે પ્રલય દશા રૂપે મનાય છે, પણ તેમાં સર્વથા બીજ રૂપ વસ્તુઓનો નાશ થતો નથી. એવી રીતના કાળચક્રો અનંતા થઇ ગયા અને ભવિષ્યમાં થયા કરવાના તેનું સ્વરૂપ અમોએ જૈન દષ્ટિએ જગત્ નામના બીજા પ્રકરણમા દિશા રૂપથી બતાવી દીધું છે. તે ફરીથી વિચાર કરવાની ભલામણ કરૂં છું.

## વૈદિક જગત્ની માન્યતામાં પરામર્શ—

વૈદિક જગત્ની માન્યતામા અનેક પ્રકારો જોવામા આવે છે તેનો કાંઇક વિશેષ ખુલાશો કરવાનો ધાર છું—

આર્યોનો તહેવારોનો ઇતિહાસ–પૃ. ૨ માં જણાવ્યું છે કે—

"તૈત્તિરીય બ્રાહ્મણમાં–વિશ્વની અનંતતા માટે નીચે પ્રમાણે ઉલ્લેખ મળી આવે છે– તૂ લોક છે, સ્વર્ગ છે, અનંત છે, અપાર છે, અક્ષિત છે, અને અક્ષય્ય છે."

આ લેખથી એજ સિદ્ધ થાય છે કે-પ્રવાહ રૂપથી આ લોક અનાદિ-કાળથીજ ચાલતો આવેલો છે અને ચાલ્યાજ કરવાનો છે.

પણ પૃ. ૩૭ માં લેખકે એમ પણ જણાવ્યુ છે કે—

" મનુષ્ય લોકની ગણત્રા પ્રમાણે-ચાર અબજ અને બત્રીશ હજાર વર્ષ પુરા થશે ત્યારે જગત્‌ના કર્તા તરીકે માનેલા બ્રહ્મદેવનો એક દિવસ થશે, એવી રીતે બ્રહ્મદેવના સો વર્ષો પુરાં થશે ત્યારે તેનો અને તેની સૃષ્ટિનો નાશ થશે. જગત્‌ની ઉત્પત્તિ થયે હમણા બ્રહ્મદેવના ૫૦ વર્ષ પુરાં થયા છે. " ઇત્યાદિ.

આ લેખથી લેખકે એમ પણ જણાવ્યું છે કે-આ સૃષ્ટિ બ્રહ્માએ ઉત્પન્ન કરી અને તેને બ્રહ્મદેવની ગણત્રી પ્રમાણે આજે પચ્ચાસ વર્ષ પુરા થયા, આગળ તેટલા વર્ષ બીજાં થતાં તેનો ( બ્રહ્માનો ) અને તેની સૃષ્ટિનો નાશ થશે. પણ તે પ્રથમ કેવા સ્વરૂપથી ઉત્પન્ન થઇ,? અને તેનું મધ્યમા કેવું સ્વરૂપ ? અને અંતમા નાશ સમયે તેનુ કેવુ સ્વરૂપ રહેશે ? તેનો બોધ થાય તેવું કોઇ પણ વાક્ય આમાં જણાતુ નથી માટે વિચારવાનું કે આ અનાદિની સૃષ્ટિમાં કાઇ વિશેષ વિચારવા જેવું ન હોય એમ કેમ ન બને ? પૂર્વ કાળના ઋષિ મહર્ષિઓની જે મોટી મોટી સત્તાઓ લખાઇ છે તે પણ કોઇ તેવા કાળના સ્વભાવથીજ લખાઇ હશે માટે વિચાર કરવાની ભલામણ કરૂ છું

આ અનાદિની સૃષ્ટિ જેવા અગમ્ય પદાર્થોનુ સ્વરૂપ સર્વજ્ઞ પુરુષો વિના ગમે તેટલા અક્ષરોના પંડિતો પણ સંપૂર્ણ જાણી શકે જ નહી એવો અમારો નિશ્ચય છે. વૈદિકોએ સર્વજ્ઞ પુરુષોનો ઇન્કાર કરી આ સૃષ્ટિની ઉત્પત્તિ દેવોથી થયાનું કલ્પ્યુ છે તેનો પણ કિંચિત્ પરામર્શ કરીને બતાવું છુ. તેમા પ્રથમ વેદ-વ્યાસના નામથી જાહેરમા આવેલા પુરાણોના સૃષ્ટિ કર્તા તપાસીએ—

(૧) કૂર્મ પુરાણે—મૂળમાં નારાયણ, તેમનાથી બ્રહ્મા, બ્રહ્માથી મહાદેવ અને મહાદેવથી ભૂતાદિક ઉત્પન્ન થતાની સાથે જગતનું ભક્ષણ કરવા લાગ્યા. બ્રહ્માજી વિસ્મિત થયા.

(૨) બ્રહ્મવૈવર્તે—મૂળના કૃષ્ણ, જમણા ડાબા હાથથી-વિષ્ણુ-શિવ, નાભિથી બ્રહ્મા, કૃષ્ણની આજ્ઞાથી એ ત્રણે મળીને સૃષ્ટિની રચના કરી

(૩) શિવપુરાણે-મૂળના શિવ- ડાબાહાથથી વિષ્ણુ-લક્ષ્મી, જમણાથી

બ્રહ્મા–સરસ્વતી, ત્રણ ગુણ યુક્ત પ્રકૃતિ શિવે જોઇ પછી પાચ તત્વોથી બધા બ્રહ્માંડની ઉત્પત્તિ થઇ.

(૪) દેવીભાગવતે–કાલીદેવીએ કહ્યું જગત્‌ના બીજ રૂપે હું છું શિવ, વિષ્ણુની શક્તિ રૂપે બની પછી સૃષ્ટિ ઉત્પન્ન થઇ.
બીજે એવું છે કે–દેવીએ ત્રણ ઇડા ઉત્પન્ન કર્યાં તેમાંથી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ નિકળ્યા તેમણે સૃષ્ટિની રચના કરી.

(૫) મંડૂક ઉપનિષદમાં–અવિનાશી પુરુષે પોતાનામાથી સૃષ્ટિ ઉત્પન્ન કરી કરોળીયાની પેઠે પોતાનામાંજ સમાવી દીધી.

(૬) મનુસ્મૃતિમાં–મૂળમા અંધકાર, તેનો સ્વયંભુવે નાશ કરી જલ ઉત્પન્ન કર્યું, તેમા બીજ નાખ્યું તે સોનાનુ ઇડું. તેમા બ્રહ્મા ઊત્પન્ન થયા. ઇંડાના બે વિભાગ તે આકાશ પૃથ્વી. પછી બધી સૃષ્ટિ થઇ.

(૭) ગોપથમા–બ્રહ્મા તપ તપ્યા, આત્મામાથી ત્રણ લોક–પગથી પૃથ્વી ઉદરથી આકાશ, મસ્તકથી સ્વર્ગ. એ ત્રણથી–અગ્નિ, વાયુ અને સૂર્ય ઉત્પન્ન થયા.

(૮) શતપથમાં–પ્રજાપતિને અનેક થવાની ઇચ્છા થતા તપ તપ્યા. તપથી ત્રણ લોક, ત્રણ લોકથી–અગ્નિ, વાયુ, સૂર્ય ઉત્પન્ન થયા.

(૯) એજ શતપથમા–ફરીથી–વેદોમા કૂર્મ પ્રસિદ્ધ છે, પ્રજાપતિએ કૂર્મનું રૂપ ધારણ કરીને આ જગત્‌ની રચના કરી તેથી ઋષિઓ સંપૂર્ણ પ્રજાને કાશ્યપી કહેવા લાગ્યા.

(૧૦) તૈતરીય સંહિતામાં—શરૂઆતમા જલજ હતું તેમા પ્રજાપતિ વાયુ રૂપથી ફર્યા. ત્યાં પૃથ્વીને દેખી, વરાહનુ રૂપ ધરીને બહાર ખેંચી લાવ્યા ઈત્યાદિ.

(૧૧) ઋગ્વેદમાં—પ્રથમ એક આત્મા શિવાય કાંઇજ ન હતું તે આત્માને જગત્‌ની રચના કરવાનો વિચાર થતાં જ્યોતિષાદિ બનાવ્યાં. તેઓની રક્ષાના માટે જલમાંથી પુરુષ ઉત્પન્ન કર્યો. તેના મુખમાથી–અગ્નિ, નાકથી શ્વાસ લેતાં–આકાશ, આંખોથી જ્યોતિ, પછી તે પુરૂષથી બધુએ થયું.

(૧૨) ફરીથી એજ ઋગવેદમા—તે સવવિત્ પિતાએ–આકાશ પૃથ્વી

જલમય આકૃતિવાળા એક બીજાથી સ્પર્શ કરતા બનાવ્યા. મર્યાદા વિસ્તૃત થતાં તે બન્ને જુદા પડયા.

(૧૩) યજુર્વેદમાં—વિરાટ્ પુરુષથી વિશ્વની રચના થઇ. ઋગ્વેદમાં પણ એજ મતલબનું પુરુષ સૂક્ત છે—સાયણાચાર્યનો અને સ્વામી દયાનંદજીનો કરેલો અર્થ અમોએ આપેલો છે ત્યાંથી વિચાર કરવાની ફરીથી ભલામણ કરૂં છું.

વૈદિકના દેવોમાં જગત્કર્તાની માન્યતા સત્યરૂપે થઇ હશે કે અસત્ય રૂપે રૂપે ? તેમા કિંચિત્ મારા વિચારો—

(૧) પ્રથમ કૂર્મ પુરાણના નારાયણ દેવ, તે તો વિષ્ણુ ભગવાન જ ભાસે છે તેમણે તો એક સમયે ધનુપ બાણ ચઢાવી ધ્યાનમા બેઠા પછી જગલની ઉધઇઓની કારીગરીથી પોતાનુ માથુ કપાવ્યુ, વિશ્વકર્માએ સૂર્યના ઘોડાનું માથું કાપી બંધ બેસતું કરીને આપ્યુ ત્યારથી **હયગ્રીવ વિષ્ણુના** નામથી પ્રસિદ્ધ થયા તો પછી તેમનાથી બ્રહ્મા અને મહાદેવ શી રીતે ઉત્પન્ન થયા ? અને તેમણે જગત્ની રચના કયા કાલમા અને કેવા સ્વરૂપથી કરી ? આ વાત શું તદ્દન અસંભવિત નથી ?

(૨) બ્રહ્મ વવર્ત્તના પંડિતે તો નેવાના પાણીજ મોભે ચઢાવ્યાં—કેમકે નાભિ રાજાએ પુત્રની ઇચ્છાથી યજ્ઞ કર્યો વિષ્ણુ ભગવાને ઋત્વિજોની નમ્ર પ્રાર્થનાથી ઋષભદેવ પણે ઉત્પન્ન થવાનું કબૂલ કર્યું અને તે પ્રમાણે આઠમો અવતાર ધારણ કર્યો. એ પ્રમાણે કૃષ્ણ સુધીના ત્રેવીશે અવતારો વિષ્ણુએજ લીધા છે. તો પછી કૃષ્ણથી વિષ્ણુ કેવી રીતે ? જે કવિને આટલી સામાન્ય વાતની ખબર નથી તે શું જગત્ની સ્થિતિનુ સ્વરૂપ બતાવવાને લાયક છે ?

(૩) શિવપુરાણવાળાએ પણ મોભેજ પાણી ચઢાવ્યાં છે. કેમકે—શિવજી દ્વાપરના—વિષ્ણુ, બ્રહ્મા—ત્રેતા—કૃત યુગના, કેવી રીતે ઉત્પન્ન કર્યા. ?

(૪) દેવીભાગવત વાળાએ પણ ગપ્પ મળતી ગપ્પજ ગોઠવી દીધી વિચાર કરીને પુછે એવુ જ કોણ હતુ ? વિચાર જણાવવાની જરૂર પણ નથી જોતો.

(૫) મંડૂકઉપનિષદમા—અવિનાશી—આદિના કે અનાદિના ? રૂપ રંગ વિનાના અવિનાશી માનીએ તો—પહાડો, પર્વતો અને સમુદ્રો વાળી

પૃથ્વી કરોલીયાની પેઠે પોતાનામાથી ઉત્પન્ન કરી શકેજ નહી. કારણ કરોલીયો જે સૂક્ષ્મ તારે ખેંચે છે તે પોતાના શરીર પ્રમાણે બહારની મદદથીજ ખેંચે છે. ઝીણો કરોલીયો ઝીણા અને મોટા કરોલીયા જાડા તારો ખેંચે છે. અવિનાશીને બહારની મદદ જણાતી નથી તો પછી આટલી મોટી વિશાલ પૃથ્વી કેવી રીતે ઉત્પન્ન કરી શકે ?

(૬) મનુસ્મૃતિમા—મૂલમાં અંધકાર, તે પૂર્વે કેટલા કાલ સુધી વ્યાપીને રહેલો ? અને તે સેમા રહ્યો ? કેમકે આકાશ પૃથ્વી સો ઇંડું ફૂટયા પછી બન્યા. બીજમાથી સોનાનું ઇંડુ—તેમા બ્રહ્મા ઉત્પન્ન થયા, ઇંડાના બે ભાગ કર્યા તેજ આકાશ અને પૃથ્વી. પછી બધી સૃષ્ટિ થઇ તે યથાર્થ છે ?

(૭) પુરાણોની, ઉપનિષદ્‌ની, અને મનુસ્મૃતિની સૃષ્ટિનું સ્વરૂપ તપાસીને જોયું. બ્રાહ્મણ ગ્રંથોની સૃષ્ટિનું સ્વરૂપ તપાસી જોઇએ—
ગોપથમા—બ્રહ્મા તપ તપ્યા—તો તે કેટલા કાલ સુધી ? અને કયા કાલમા ? કેવા સ્વરૂપથી ? પગથી—પૃથ્વી, ઉદરથી—આકાશ, મસ્તકથી—સ્વર્ગ, તે બ્રહ્મા તેવા ને તેવા સ્વરૂપે આજે ખડા હશે ? વિચારવાની ભલામણ કરૂં છુ.

(૮) શતપથમાથી જરા વિશેષ—પ્રજાપતિ એકલાજ હતા, અનેક થવાની ઇચ્છાથી તપ તપ્યા. ત્રણલોકથી બહાર હતા ? કે ત્રણ લોકમાં ? કેમકે—તપ તપ્યા પછી ક્રમથી ત્રણ લોકની ઉત્પત્તિ થઇ છે. બાકીનો વિશેષ વિચાર વાચકોએ કરી લેવો.

(૯) ફરીથી એજ શતપથમા જણાવ્યું છે કે—પ્રજાપતિએ કૂર્મનું ( કાચબાનું ) રૂપ ધારણ કરીને આ જગતની રચના કરી તેથી ઋષિઓ પ્રજાને "કાશ્યપી" કહેવા લાગ્યા. પ્રથમ પ્રજાપતિ પૂર્વકાળમાં કયા હતા ? કેટલા કાળ પછીથી આવીને કૂર્મનું રૂપ ધારણ કર્યું ? અને કયા કાલમા આ જગતની રચના કરી આ બધુ વિચારવા જેવુ ખરૂં કે નહી ?

(૧૦) સંહિતામાં—સરૂઆતમા જલજ બતાવ્યું છે. બ્રહ્મા વાયુ સ્વરૂપથી તેમા ફર્યા, પૃથ્વી દેખી, વરાહનુ રૂપ ધારણ કરી બહાર ખેંચી લાવ્યા.

7

જલમય જગતના પૂર્વે બ્રહ્માજી કયે ઠેકાણે હતા? અને કેટલા કાળ સુધી આ તમાસો જોતા રહ્યા? પોતાના દિવ્યજ્ઞાનથી પૃથ્વીને કેમ જોઇ શકયા નહી? બ્રહ્માને જગત્ રચનાનુ જ્ઞાન હતું એમ પણ કેવી રીતે માની શકાય? માટે આ વૈદિક મતમાં કોઇ મોટો ભેદ રહેલો છે અને સત્યજ્ઞાનથી વેગળોજ રહેલો હોય તેમ જણાય છે. તેથી કલ્પિત લેખો લખાયા હોય તેમ જણાય છે.

કેટલાક સજ્જનો પુરાણોથી તે સંહિતા સુધીના વિચારોથી સંતોષ ન માનતા વેદોનાં પ્રમાણો માગશે તો હવે સાથે સાથે તેનો પણ વિચાર કરીને બતાવીએ છીએ.

સર્વ વેદોનું મૂલ **ઋગ્વેદ** છે. તેનો વિચાર કરતાં બધાએ વેદોનો વિચાર થઇ જશે. માટે સૃષ્ટિ વિષયના સંબંધે તેમા શું લખેલું છે, અને તે કેટલા દરજ્જાના વિચારવાળું છે, તેનો વિચાર કરીને જોઇએ—

ઋગ્વેદના સૃષ્ટિ વિષયક સૂક્તોનો વિચાર કરતાં, પ્રથમ ડૉ. મૅકડોનલે સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ લખતાં પૃ. ૧૭૬માં જે વિચારો બતાવ્યા છે તેનો કિંચિત્ પરામર્શ કરીને આગળ ચાલીએ—

“ઋગ્વેદનાં છ કે સાત સૃષ્ટિ વિષયક સૂક્તોમાં જે ફિલસુફી ભરેલી કવિતાઓ આવે છે તે ઘણો ગાઢો સંબંધ ધરાવે છે. સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઇ એ પ્રશ્ન આ સ્થળે ચર્ચવામાં આવ્યો છે. તેમાં દંતકથાના અને ધર્મ શાસ્ત્રોના વિચારોની પુષ્કલ ભેળંમ ભેળા થઇ ગઇ હોય એ તો સ્વાભાવિકજ છે એ કવિતાઓમાં વિચારો ઘણા અસ્તવ્યસ્ત સ્થિતિમાં મુકાયલા આપણા જોવામાં આવે છે. તો પણ પાછલા સમયના તત્ત્વચિંતનની જુદી જુદી સરિતાઓ જે મૂલમાંથી નીકળી તેનું દર્શન આ પ્રાથમિક ચર્ચાઓમાં થતું હોવાને લીધે એ દૃષ્ટિથી જોતાં એ ચર્ચાઓ ઘણું કુતૂહલ ઉપજાવ્યા વિના રહે નહી. એવી છે. એમાનાં ઘણાંખરા સૂક્તોમાં–સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઇ, એ વિષય ધર્મશાસ્ત્રની રીત પ્રમાણેજ ચર્ચાયો છે, માત્ર એકજ સૂકતમા કેવળ તત્ત્વચિંતકની દૃષ્ટિએ એ વિષય ઉપર વિચાર ચલાવવામાં આવ્યો છે.”

આમાના કેટલાક વાકયોનો અર્થ ખુલ્લો કરીને બતાવીએ તો ભદ્રિકોને સમજતાં અને સમજાવતાં ઠીક પડે—

“ઋગ્વેદમા–સૃષ્ટિની ઉત્પત્તિનો પ્રશ્ન સ્થળે સ્થળે ચર્ચવામાં આવ્યો છે તેમાં દંતકથાના અને ધર્મશાસ્ત્રોના વિચારોની ભેળંમભેળા થઇ ગઇ હોય”

આ ફકરાથી વિચાર કરવાનું કે—વેદોને ઇશ્વરકૃત માનીએ તો—સૃષ્ટિની ઉત્પત્તિ, જુદા જુદા સ્વરૂપથી—સ્થળે સ્થળે શા કારણથી લખાઇ?

દંતકથાઓ—એટલે લોકમા ચાલતી કથાઓ, પ્રાચીનમા પ્રાચીન ઋગ્વેદ છે—તેમા કેવી રીતે ઘૂસી ગઇ? વળી ધર્મશાસ્ત્રો—એટલે બ્રાહ્મણગ્રંથો, સંહિતાઓ, ઉપનિષદો, સ્મૃતિઓ, અને પુરાણો—ગણવામા આવે છે. અને તે પ્રાયે વેદોના પછીથીજ લખાએલા છે, તેમા લખાએલા સૃષ્ટિની ઉત્પતિના વિચારો અનાદિના વેદોમા કેવી રીતે દાખલ થવા પામ્યા? ડૉ. મૅકડોનલે ઉપરના જ ફકરામા જણાવ્યું છે કે- " સૂક્તોમા સૃષ્ટિની ઉત્પત્તિનો વિષય ધર્મશાસ્ત્રની રીત પ્રમાણેજ ચર્ચાયો છે " તેના વિચારોજ અમોએ પૂર્વના લેખમા આપેલા છે તે તપાસીને જુવો તેમા સત્યતા કેટલી છે?

પુરાણોમાં—એકજ વિષ્ણુના કલ્પિત ૨૪ અવતારો, જૈનોના ભિન્ન ભિન્ન રૂપે, ભિન્ન ભિન્ન સમયે થયેલા, ચોવીશ ( ૨૪ ) તીર્થંકરોના અનુકરણરૂપે, અને ફરીથી એજ વિષ્ણુના ૧૦ અવતારોની કલ્પના બૌદ્ધોના દશ બોધિસત્ત્વના અનુકરણરૂપ લખાયા તેજ અરસામા સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધે પણ કલ્પિત સૂક્તો વેદોમા દાખલ કરવામા આવ્યા હોય એવુ મારૂ અનુમાન છે કારણ કે—વેદ કાલના ઋષિઓ દૃશ્ય પદાર્થોમા શ્રદ્ધા રાખી અનેક પ્રકારની ઇચ્છાઓને તાબે થએલા સૂક્તોના ગાનથી ઇંદ્રાદિક દેવોની પ્રાર્થનાઓ કરતા. પોતાના કાર્યની સિદ્ધી થતાં દેવોની કૃપાથી થયુ માનતા તેજ પ્રમાણે સંકટસમયે પણ સૂક્તો રચી દેવોની પ્રાર્થનાઓ કરતા. કાર્યની સફલતા થતા દેવોનીજ કૃપા સમજતા. એવી શ્રદ્ધાવાળા સરલ સ્વભાવી હશે. પરંતુ અતીંદ્રિયજ્ઞાનના અભાવે આત્મા ક્યાંથી આવે છે, કયા જાય છે, નરક સ્વર્ગાદિક શુ ચીજ છે, આ સૃષ્ટિ કેવા પ્રકારથી ચાલી આવી છે અને કેવા પ્રકારથી ચાલતી રહેશે. ઇત્યાદિક વિશેષ વિચારો કરી શકયા હોય તેમ વેદોથી જણાતું નથી. કારણ સૃષ્ટિ વિષયક મોટા મોટા સૂક્તો પ્રાયે ઋગ્વેદના છેલ્લા દશમા મંડલમાજ જોવામા આવે છે. અને તે ઘણું મોડુંજ લખાએલું છે. જૈનોના સર્વજ્ઞ બાવીશમા તીર્થંકર થયા પછી લાખો કાલે ત્રેવીશમા તીર્થંકર શ્રી **પાર્શ્વનાથ** અને ચોવીશમા સર્વજ્ઞ **શ્રી મહાવીર** એ તીર્થંકરો થોડાજ અંતરમા થયા છે. તેમના સમયમા—બૌદ્ધ, આજીવક, આદિ ત્યાગ માર્ગના ઉપદેશકોમા આત્મા કયાથી આવ્યો, કયા જાય છે, નરક સ્વર્ગ શુ ચીજ છે, કયે ઠેકાણે છે, સૃષ્ટિ કેવા સ્વરૂપથી ચાલતી આવે છે અને કેવા સ્વરૂપની કયાંસુધી રહેશે ઇત્યાદિક અનેક પ્રકારના વિષયોની ચર્ચાઓ ઉપસ્થિત થતા, સૃષ્ટિના વિષયમા ગૌતમ બુદ્ધે કાંઇ પણ વિશેષ રૂપે ઉત્તર આપેલો હોય તેમ

જણાતું નથી. અને વૈદિક ધર્મીઓ તો નહી જેવાજ થઇ પડેલા હોવા છતાં આડાં અવલા ફાફા મારતા અને વેદોમાં નવી નવી કલ્પિત શ્રુતિઓ દાખલ કરી દેતા. તે સમયમા સૃષ્ટિ વિષયક સૂકતો દાખલ કરેલા હોય, તેથી અસ્ત વ્યસ્ત રૂપે અનેક સૂક્તો લખાયાં હોય, એવું મારૂ જે અનુમાન છે તે સજ્જનોને વિચારવા યોગ્ય છે. સૃષ્ટિના સંબધે બીજા બધાએ વિચારોને છોડી દઇને માત્ર એક પ્રલય દશાના સૂકતનેજ વળગીને થોડા વિચારો કરીને બતાવું છુ—

ઋગ્વેદ–મડલ છેલ્લું–દશમું–સૂકત ૧૨૯ મુ, તે પણ મંડળના અંતલાગનુ. **સૃષ્ટિની ઉત્પત્તિના પૂર્વે શું હતું ?** પ્રલય અવસ્થા–તેમા જણાવ્યું છે કે–" ન લોક હતો, ન પૃથ્વી હતી, આકાશાદિક કાઇજ નહતુ. બ્રહ્માને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થતાની સાથે એકદમ ઉત્પન્ન થઇ ગઇ. આ સૃષ્ટિ કયા નિમિત્તથી, કયા ઉપાદાન કારણથી થઇ તે વાત પાછલથી ઉત્પન્ન થએલા વિદ્વાનો પણ જાણી શકયા નથી."

આ વાત ઇશ્વરકૃત વેદોમા ગપ્પ ગોળા જેવી કેવી રીતે ઘૂસી ગઇ ? સૃષ્ટિનુ સ્વરૂપ જાણ્યા જોયા વગર વિદ્વાનોએ લખ્યુ હોય તો પણ તે ગપ્પ ગોળામા ખપે ? સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધે બ્રાહ્મણ ગ્રંથોથી તે વેદો સુધી જે વિચારો થયાં છે તેમાનો કયો વિચાર સજ્જનોને સંતોષ આપે તેવો છે ? ઋગ્વેદ જેવા મુખ્ય ગ્રંથમાં–આ પ્રલયઅવસ્થાનુ સૂકત કયા જ્ઞાનીથી કયા કાળમાં દાખલ થવા પામ્યુ ? નાસ્તિકો અદૃશ્ય પદાર્થોનો ઇન્કાર કરીને દૃશ્યમાન પાચભૂતોની સત્તાને અનાદિની કબૂલ કરે છે. વૈદિકમાં પૃથ્વી, આકાશાદિક દૃશ્ય પદાર્થોનો પણ ઇન્કાર–તે કેટલા દરજાનો ? સ્વામી દયાનદજી ચાલુ જમાના પ્રમાણે વેદનો અર્થ કરી, ત્રિકાલ અબાધિત–વેદોને મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. વેદતીર્થ નરદેવ શાસ્ત્રીજી–આજ સુધીમા જેટલા પૂર્વના પડિતો વેદોના અર્થ કરી ગયા છે તે બધાએ પંડિતોને બાજુ ઉપર છોડી દઇને–આજ કાલના પડિતોને નવીન અર્થો કરવાનો ઉપદેશ આપી રહ્યા છે, આ તે વેદ (જ્ઞાન) કે વિટંબના ?

'**આર્યોના તહેવારનો ઇતિહાસ**' ના લેખકે તૈત્તિરીય સંહિતાના ફકરાથી–" નું લોક છે. અનંત છે, અપાર છે, અક્ષય છે." એમ પ્રથમ જણાવી તેની સાથે બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કર્યાને–આજે બ્રહ્માના પચ્ચાસ વર્ષ થયા અને આગળ બીજાં પચ્ચાસ વર્ષ પુરાં થતાં, તેનો (બ્રહ્માનો) અને તેની સૃષ્ટિનો પણ નાશ થશે. આ વાત કયા પ્રમાણથી લખીને બતાવી ?

સૃષ્ટિની ઉત્પત્તિના સબંધે વિશેષ તર્ક વિતર્ક કરવાનું છોડી દઈને માત્ર સમાન્ય વાતજ લખીને બતાવીએ છીએ—

વૈદિક ધર્મને ટકાવી રાખવા જે પાછલથી બ્રાહ્મણાદિક ધર્મ શાસ્ત્રો લખાયા છે તેમા સૃષ્ટિની ઉત્પત્તિના સબંધે અનેક દેવો કલ્પવામા આવ્યા છે, તેજ રીતિને અંગીકાર કરી પાછળથી અનેક સૂત્રોની કલ્પિત રચનાઓ કરી વેદોમા તે ગોઠવી દેવામા આવેલી હોવાથી યથાર્થપણે એક પણ સૂકત લખાએલુ જણાતું નથી. જે બ્રાહ્મણાદિક ગ્રથોના લેખકો હતા તેજ વેદોને ફેરવવાવાળા હતા વેદોના સૂકતોમા એટલી વિશેષ ચતુરાઇ વાપરી છે કે–વિષ્ણુ, અને મહાદેવને બાજુ ઉપર રાખી બ્રહ્માના નામથી સૂકતો ગોઠવી દીધા. અનુભવના પ્રત્યક્ષ વિષયોની ચાતુરીમા તેઓ ફાવતા, પરંતુ અતીંદ્રિય જ્ઞાનના વિષયોમા વૈદિક પંડિતો વખતો વખત ભૂલાજ પડતા આવેલા છે. હું સર્વજ્ઞ પુરુષોનો આશ્રિત છું પણ સર્વજ્ઞ નથી તેથી મારી ભૂલ હશે તો સજ્જનોની પાસેથી ક્ષમા યાચી સુધારી લઇશ.

આ જગો પર વિશેષ વિચારવાનું છોડી દઈને સૂચના કરૂં છું કે– અમો પાછલના ભાગમાં જૈનેતર અનેક પંડિતોના લેખો આપવાના છીએ, તેનો વિચાર કરશો તેની સાથે " जैन और જગત્" મથાલાથી લક્ષ્મણ રઘુનાથ ભીડે નામના પંડિતના પણ અનેક લેખો–આપવાના છીએ, તેમાં "**જૈન ધર્મ એ વિશ્વવ્યાપી ધર્મ છે.**" તેના પ્રારંભમા–"**જૈનધર્મ એ વિકૃત હિંદુ ધર્મ છે, એમ કહેવામાં આવે છે પરંતુ વસ્તુત. સનાતન અને પુરાતન એવા જૈન ધર્મનું વિકૃત સ્વરૂપ એ હિંદુ ધર્મ છે.**" ઇત્યાદિક લેખ વિશેષ મનન પૂર્વક વિચારવાની ભલામણ કરૂં છું. પોતાના મતમાં મુંઝાઇ રહેલાઓને સક્ષિપ્તના લેખોથી ખરો સતોષ થતો નથી તેમની વિશેષ સમજૂતી થવાના હેતુથી મેં મારા ગ્રંથમા કાઇક વિશેષ લખવાનો પ્રયત્ન કરેલો છે.

આ બધી સૃષ્ટિ પ્રવાહથી અનાદિકાળની છે છતાં વૈદિક મતવાળાઓએ–વેદોથી લઇને બ્રાહ્મણ ગ્રંથાદિક અનેક ધર્મગ્રથોમાં સૃષ્ટિને ઉત્પન્ન કરવાવાળા બ્રહ્માદિક અનેક દેવોને કલ્પીને બતાવ્યા છે તેમાંનો એક પણ લેખ પ્રમાણવાળો થયો હોય તેમ જણાતુ નથી. કારણ રામચંદ્રજીએ વસિષ્ટજીને પુછ્યું હતુ કે–બ્રહ્મા કોણ ? અને કેવા ? તેનો નિર્ણયજ ન થઇ શકયો હતો તો પછી બ્રહ્માએ બધી સૃષ્ટિ ઉત્પન્ન કરી એ કયા પ્રમાણથી માની લેવી ? તેમજ અનેક પુરાણોના લેખો જોતાં–બ્રહ્માની, વિષ્ણુની અને મહાદેવની જે

પ્રવૃત્તિ લખીને બતાવી છે તે એક સાધારણ માણસને પણ ન શોભે તેવી છે. તેમણે આ બધી સૃષ્ટિની રચના કરી તે કયા કાળમા ? અને તેને રચવાને મસાલા કયા બ્રહ્માડમાથી ખોળીને લાવ્યા ?. આ જગો પર અનાદિકાળના પ્રવાહથી ચાલતી આવેલી આ સૃષ્ટિના સ્વભાવને અંગીકાર કરતા કાળાદિક પાંચ કારણ-વાદીઓ કહે છે કે, ઇશ્વરકર્તાના હિમાયતી પંડિતો સૃષ્ટિ કર્તાના સંબંધે કોઇ પણ પ્રત્યક્ષાદિ પ્રમાણ આપી શક્યા નથી તો પણ દુનીયાએ તે વાતને ચલાવી લીધી, તો પછી પ્રત્યક્ષાદિ પ્રમાણ વાળી અમારી વાતને સાચી તરીકે માન કેમ નહી આપે ? એવો વિચાર કરીને કાળાદિ પાચે કારણ વાદીઓ પોત પોતાના પ્રમાણો લઇને જાહેરમા ઉતરી પડે છે. તેના પ્રથમ નામ નીચે પ્રમાણે—

પહેલો કાલવાદી, બીજો સ્વભાવવાદી, ત્રીજો નિયતિવાદી ( ભવિતવ્ય-તાવાદી, ) ચોથો પૂર્વકૃત કર્મવાદી, ( જેને દૈવ કહેવામાં આવે છે. )પાંચમો ઉદ્યમવાદી.

આ પાચે કારણવાદીઓ વસ્તુનું સ્વરૂપ સંપૂર્ણ સમજ્યા વગર પોત પોતાની એકાંગી બુદ્ધિથી ખેચાતાણ કરતા અંધ ગજ ન્યાયનાજ પાત્ર રૂપ ગણાય ? જેવી રીતે અદ્વૈતાદિક વાદીઓ-ખેચાતાણ કરી, પોતપોતાના પક્ષની સિદ્ધિ કરવાને માટે, પ્રમાણોની જાળ પાથરે છે, તે પ્રમાણે આ કાલાદિક પાચ કારણ વાદીઓ પણ-પોતપોતાના પ્રમાણો રજુ કરવાને-જાહેરમા ઉતરી પડે છે. તે ક્રમવાર લખીને બતાવીએ છીએ.

પહેલો **કાળવાદી**-પોતાના મતની પુષ્ટિ કરતા કહે છે કે—એવો પદાર્થ દુનીયામા કયો છે કે-જેના ઉપર મ્હેં આક્રમણ નથી કર્યું ? અર્થાત્ સર્વ પદાર્થોના ઉપર મ્હેં આક્રમણ કરેલું જ છે. કેટલાક મતવાદીઓ જગતના કર્તા ઇશ્વર કહે છે પણ તે કયી વસ્તુને કરતા જણાયો ? અને તે અનાદિના બ્રહ્મને સૃષ્ટિની ઉત્પત્તિ કરતા કોણે જોયો ? કારણ-પ્રલય દશાના સૂક્તમાં ચોખ્ખુ જણાવ્યું છે કે-" સૃષ્ટિ ઉત્પન્ન થયા પછી વિદ્વાનો ઉત્પન્ન થયા તે આ સૃષ્ટિ કયા નિમિત્તથી, કયા ઉપાદાનથી થઇ તે કેવી રીતે જાણી શકે ? " માટે આ સૃષ્ટિ પ્રવાહથી અનાદિકાળની ચાલતી આવેલી છે. પણ તેનો-પળે પળે ફેરફાર કરતા મને શુ તમો જોઇ શકતા નથી ? એમ કહી કાળવાદી પોતાના પ્રમાણો રજૂ કરે છે—જુવો કે-ભૂતોને પેદા કરવા વાળો હુ જ છુ અને હુંજ પ્રજાનો નાશ કરૂ છું, અને સૂતેલાઓને જાગૃત પણ હુંજ કરૂ છું, સ્રીઓ પ્રાપ્ત કાળેજ

ગર્ભ ધારણ કરે છે, પછી ક્રમથી વધે છે જન્મે છે, દાતકાળમા દાત આવે છે, પછી બોલતા, ચાલતા, કાળક્રમથીજ થાય છે અને કાળ પ્રાપ્ત થતા મરણ પણ થાય છે. આ બધું શું આપણે પ્રત્યક્ષ જોતા નથી ? શીતકાળમા ઠંડી, ઉષ્ણ કાળમા તાપ, અને વર્ષા કાળમા વર્ષા મારા વિના બીજો કોણ કરે છે ? સર્વજ્ઞપુરુષોએ બતાવેલા આ અવસર્પિણીના ત્રીજા અને ચોથા આરાની મધ્યમા–૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, વાસુદેવાદિકના નવત્રિક મળીને ત્રેશઠ શલાકા પુરુષો બતાવ્યા છે– તેઓને ઉત્પન્ન કરવાવાળો પણ હું જ છું અને તેઓનો નાશ કરવાવાળો પણ હુજ છું. તે સિવાય વૈદિકોમા પ્રસિદ્ધ–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવને ત્રણ યુગાદિકના ક્રમથી મેંજ ઉત્પન્ન કર્યા છે. તેમજ વિષ્ણુના ૨૪ અને દશ–અવતારોની પ્રસિદ્ધિ તો મેંજ કરેલી છે, અને તે બધાઓનો નાશ પણ મેજ કરેલો છે તો પછી બ્રહ્માદિક દેવો ને જગત્‌ની ઉત્પત્તિ કરવા વાળા કયા પ્રમાણથી લખીને બતાવ્યા ? કદાચ તમો જણાવશો કે–પ્રલય દશામા પ્રજાપતિએ આ સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યા પણ આશ્રય તો મારોજ લેવો પડશે, કારણ તેવા પ્રકારનો જ્યારે કાળ આવે છે ત્યારેજ તેઓ તેમ કરી શકે છે ને ? તેથી ત્યા પણ હું (કાળ) તો હાજરજ રહીશ, ત્યારેજ તે કામ થવાનું છે. માટે એકજ દૃષ્ટિથી સૂક્ષ્મપણે જોશો તો–તમો મને જ્યાને ત્યા હાજરજ જોશો. જેમ અદ્વૈતવાળા અદ્વૈત અને દ્વૈતવાળા દ્વૈત જુવે છે તે પ્રમાણે તમો મને સર્વ સ્થાનમા વ્યાપ્ત થએલો સુખેથી જોઇ શકશો.

**॥ ઇતિ પહેલો કાળવાદી ॥**

ઉપર મુજબ કાળવાદીનો દુરાગ્રહ જોઈ બીજો **સ્વભાવવાદી** બોલ્યો કે–હે ભાઇ કાળ ? જો વસ્તુઓમા–ફેરફાર થવાનો, સ્વભાવજ ન હોય તો તૂં એકલો રાકડો શુ કરવાને સમર્થ છે ? માટે ખરૂં કાર્ય કરવાવાળો હું એકલો સ્વભાવજ છુ ? કાળને મારી પાછળ પાછળ ફરવુ હોય તો ભલે ફર્યા કરે, બાકી ત્રણ કાળમા પણ કાર્ય કરવાને સમર્થ થઇ શકે તેમ નથી. જુવો કે–પતિનો સયોગ સદાકાળ હોવા છતા વાઝણીને બાળક જન્મે છે ? સ્રીને મુંછ આવે છે ? હથેલીમા કેશ ઉગે છે? લીમડાને કેરી આવે છે ? વસંત ઋતુ વિના બાગો પ્રફુલ્લિત થાય છે ? મોરનાં પિંછાં કોણ ચીતરે છે ? સધ્યારાગ કોણ કરે છે ? બધા વનચર જીવોનાં જુદાજુદા પ્રકારના–મુખ, જુદા જુદા પ્રકારના કાન, હાથ, પગ, નખ મારા વિના ( સ્વભાવ વિના ) બીજો કોણ કરવાને આવે છે ? હરણીનાં નેત્ર સુશોભિત, બોરડીનો અણીદાર કાટો, એક સુધો અને બીજો વાંકો

મારા વિના ( સ્વભાવ વિના ) બીજો કોણ કરવાને આવે છે ? અનેક જાતની વનસ્પતિઓના–પાનાંના અનેક પ્રકારના ઘાટ, અનેક પ્રકારના રંગ, અનેક પ્રકારના ગુણો, કોણ બનાવે છે ? તેમજ તે વનસ્પતિઓનાં ફુલોની અનેક પ્રકારની પાંખડીઓ, તેના જુદા જુદા પ્રકારના ઘાટ, સુગંધ દુર્ગંધ, એજ પ્રકારે તેના ફળોના નાના મોટા ઘાટ, તેના સ્વાદોમા ફેરફાર, આ બધા વિચિત્ર પ્રકારના ફેરફારો મારા વિના (સ્વભાવ વિના) કરવાને કોણ સમર્થ છે ? ઝેરનો નાશ કરનારો સર્પના મસ્તકમા મણિ, પર્વતો સ્થિર, ચાલતો પવન, અગ્નિની જવાળા ઉંચી, માછલાં અને તુંબડા–પાણીમાં તરતા, કાગડા અને પથ્થરો ડુબતા, પંખીઓ આકાશમા ઉડતાં, વાયુહરણ સૂઠ, રેચક હરડ, સૂર્ય ગરમ, ચંદ્ર શીતળ, આ બધું બનાવનાર મારા વિના (સ્વભાવ વિના) બીજો કયો કારીગર તમો જુવો છો ? આવા પ્રકારની એક દૃષ્ટિ રાખી સૂક્ષ્મ વિચાર કર્યા કરશો તો પ્રત્યક્ષ અને પરોક્ષરૂપે જ્યા જોશો ત્યાં મને ને મનેજ દેખશો. કાળ તો મારો ગુલામ છે, મારી પાછળ પાછળ ફરે છે ખરો પણ મારા કાર્યમાં એક ત્રણખલું તોડવાને પણ સમર્થ નથી.

## ॥ ઇતિ બીજો સ્વભાવવાદી ॥

ત્રીજો **નિયતિવાદી** (ભવિતવ્યતાવાદી) પોતાનો મત જાહેર કરે છે. સ્વભાવવાદીએ કાળવાદીને તોડી નાખ્યો, એટલે નિયતિ વાદી હાજર થયો– અને કહેવા લાગ્યો કે–મારી સત્તા આગળ કાલ અને સ્વભાવ એ બન્ને રાકડા છે. માટે મારી સત્તા શુ છે તે ખૂબ તપાસીને જુવો—

કોઇ સમુદ્રની પેલી પાર જાય કે બધાંએ જંગલો ફરી વળે પણ ભવિતવ્યતા સારી ન હોય તો શુ કરી શકે ?

વસતમાં આંબાને ડાળે ડાળે મોર આવે છે, કેટલાક ખરી પડે છે, કેટલાક મરવા થાય છે–કાળ અને સ્વભાવ હાજર હોવા છતા મારી સત્તા વિના ટકાવી રાખવા સમર્થ થતા નથી.

જે સ્ત્રીને જેટલાં સંતાન થવાનાં હોય તેટલાં મારી સત્તાથીજ થવાનાં. મારા આગળ કાળ કે સ્વભાવ કાંઇ જોર મારી શકે તેવા છે ?

કોડીઓ હાથમાથી ફેંકીયે તેમાથી કોઇ ઉંધી, તો કોઇ છત્તી–જે પડે છે તે ભવિતવ્યતાના યોગથીજ પડે છે. અહીં કાળ અને સ્વભાવ શું કરવાને સમર્થ છે ?

વળી જુવો—જો હું ભવિતવ્યતા (તુષ્ટમાન) થાઉં તો–તડાકાબધ

વસ્તુઓ મેળવીને આપું અને કોપાયમાન થાઉં તો—હતું ન હતુ જેવું થોડાજ વખતમા કરીને મુકું. કાળ અને સ્વભાવ ભલેને આખો ફાડીને જોતા જ રહે.

વળી જુવો—ઝાડ ઉપર ચકલી બેઠી–દૂરથી બાજ પખી ભક્ષણ કરવાને આવ્યો, પારધીએ નીચેથી બાણ તાકયુ—ત્યા મે પારધીને સર્પથી ડસાવ્યો, પરવશ કરી બાણ છોડાવી–બાજને મરાવ્યો, અને ચકલીને નિર્ભય કરી, અને કાળ સ્વભાવ એ બન્નેને લજ્જિત કર્યા.

જ્યા હું (ભવિતવ્યતા) જઇને ઉભી રહું ત્યા કાળ અને સ્વભાવ ટકીજ ન શકે તો પછી કાર્ય શુ કરી શકવાના હતા ?

॥ ઇતિ ત્રીજો ભવિતવ્યતા વાદી ॥

હવે ચોથો કર્મવાદી—કાળ, સ્વભાવ અને ભવિતવ્યતાને તિરસ્કારની નજરથી જોતો આવે છે અને કહે છે કે—

અરે ! મારા આગળ તમો કાળાદિકના પક્ષકારકો કોણ માત્ર છો ? જુવો કે—સત્તા માત્રથી બધાએ જીવો એકજ સરખી સત્તાવાળા છે અને બ્રહ્મ-વાદીઓએ બધાએ જીવોને—બ્રહ્મસ્વરૂપથીજ ઓળખાવ્યા પણ છે છતાં અસંખ્ય જીવો મારા વશમા પડેલા પુરાણોમા લખીને બતાવેલી તલ વિતલ રૂપ નરકોમાં અઘોર દુ:ખોને ભોગવી રહ્યા છે. તિર્યચ ગતિમાં અનંતા જીવો મારી સત્તાથી એવી તો અઘોર દિશામા જઇને પડેલા છે કે—પૂરો શ્વાસોશ્વાસ પણ લેઇ શકતા નથી, અને તે જીવોની સાથે કાળાદિકો પણ પીડાયાજ કરે છે, પણ કંઇ કરવાને કોઇ સમર્થજ થઇ શકતા નથી. દેવગતિમા પણ મેં મારી સત્તાથી ઇંદ્રાદિક દેવોને વેદના કાળથીજ પુરી રાખ્યા છે, જ્યારે હું તેમને છોડવાને ધારીશ ત્યારેજ તેઓ છુટી શકવાના છે. મનુષ્ય ગતિમા મેં કેટલાએને દાખલ કર્યા પણ થોડો થોડો સમય રાખીને કોઇને હસતા તો કોઇને રોતા વિદાયજ કરી દીધા છે.

જો હું તુષ્ટમાન થાઉં તો કીડીને હાથી, અને રુષ્ટમાન થાઉં તો હાથીને કીડી રૂપે બનાવી દઉં. મારી સત્તામાં હાથ કોણ ઘાલી શકે તેવો છે ? રામ-ચંદ્રને મેં વનમાં વસાવ્યો, સીતાને મેં અસતીપણાનું કલંક ચઢાવ્યું, રાવણના રાજ્યનો મેં સર્વથા નાશ કરાવ્યો.

જૈનોના ઋષભદેવને મેં એક વર્ષ દિવસ સુધી આહાર અને પાણી વિનાજ

લટકાવ્યા, છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર ભગવાનને ગોવાળીયાઓની પાસે મેં કાનમા ખીલા ઠોકાવ્યા.

જેમના ભ્રૂભંગમાત્રથી—પર્વતો ત્રુટી પડતા, તેમનાથી જ્યારે હું વાંકો થયો ત્યારે મેં વખતો વખત—તેમને ભિક્ષા પણ નથી મળવા દીધી. જુવો કે—વિષ્ણુના અવતાર રામચંદ્રજીને—રાજ્યથી ભ્રષ્ટ. સ્વજનથી દૂર, સીતા સતીનો ત્યાગ, પુત્રના મરણથી શોક ઇત્યાદિક બધું મેજ કરાવ્યું. હરિચંદ્ર રાજાને રાજ્યથી ભ્રષ્ટ કર્યો, અને તેની રાણીને ચંડાલના ઘરમા પાણી ભરતી પણ મેંજ કરી.

શ્રીકૃષ્ણ ભગવાન્ યુગ યુગમા ભક્તોને ઉદ્ધાર કરવાનું વચન આપતા ગયા છે ખરા, પણ દ્વારિકાના દાહ વખતે બળતા કુટુંબથી છોડાવી તેમનો ઉદ્ધાર તો મેંજ કર્યો હતો

બ્રહ્માને આ બ્રહ્માંડમા કુંભાર સ્વરૂપે મેં સ્થાપ્યા વિષ્ણુને દશાવતારના સંકટમાં મેં નાખ્યા મહાદેવને ખોપરી આપી ભિક્ષા મેં મંગાવી. સૂર્યને ગગનમા ભમતો મેં કર્યો. માટે મને ( કર્મને ) જ તમારે નમસ્કાર કરવો ઉચિત છે ?

જુવો કે જૈનોના તીર્થંકર શ્રીઋષભદેવને, શ્રીમહાવીરને વૈદિકોમા જગતના કર્તા હરતા મનાતા—બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવને મેં મારી સત્તાથી જરા પણ ચહકવા દીધા નથી. તો પછી બીજા જીવો કોણ માત્ર છે કે જે મારી સત્તાનું થોડું પણ અપમાન કરી શકે ?

## ॥ ઇતિ ચોથો કર્મવાદી ॥

હવે પાચમો ઉદ્યમવાદી પોતાનુ બળ પ્રગટ કરતો કહે છે કે—

મારા આગળ—કાળ, સ્વભાવ, ભવિતવ્યતા અને કર્મ એ ચારો શુ કરવાને સમર્થ છે ? અરે ! હુ એકલોજ એ ચારોને ઉખેડીને એક ઘડીના છઠ્ઠા ભાગમાંજ ફેંકી દઉં તેવો છું. ઉદ્યમમા લાગેલા પુરુષો શુ ન કરે ? જુવો કે—રામચંદ્રજીએ ઉદ્યમ કરી સમુદ્રને તર્યો અને લંકાનું રાજ્ય પણ લીધું. સત્ત્વહીન હોય તેજ ભવિતવ્યતાનો અને કર્મનો આશ્રય લેતા ફરે છે. સાત્ત્વિકો તો જરા પણ દરકાર કરતાજ નથી. ગુફામાં બેસી રહેતા વાઘના મુખમા કોણ જઇને પડે છે ? ઉદ્યમ કરી તલને પીલ્યા વગર તેલ થાય ? ન જ થાય. અરે ! જાતિની એકજ ઇંદ્રિય છે છતાં વેલડીઓ ઉદ્યમ કરી વાડયો ઉપર અને અપરાઓ/ના ... ચઢીને બેસતી નથી ? .

જુવો કે ઉદ્યમની પાછલ રાત અને દિવસ મંડેલા અંગ્રેજોએ કયુ કાર્ય કરીને નથી બતાવ્યુ ? મોટા મોટા પુલો બાધીને બતાવ્યા, બળદ વિના લોઢાના પાટા ઉપર ગાડીઓ ચલાવી, મોટી મોટી મીલો બાંધિઓ, સડકો પણ બાંધીઓ ફેનોગ્રાફ, સીનેમા આદિ હુન્નરો હુન્નરો તૈયાર કરી-ભવિતવ્યતા વાદીઓને અને કર્મવાદીઓને શું મુગ્ધરૂપના બનાવી દીધા નથી? અરે! અનેક પ્રકારના પકવાનો બનાવી જુદા જુદા પ્રકારના સ્વાદો લઇ રહ્યાં છે તે પ્રતાપ કોનો ?

ઉદ્યમને દેખતાની સાથે ભવિતવ્યતા અને કર્મ તો લજ્જિતજ થઈ જાય છે, તો પછી કાર્ય કરવાને સમર્થ શુ થવાનાં છે? જુવો કે-ઋષભદેવ ભગવાને-પ્રથમ તપ,જપ, શીલ, સંતોષાદિમા ઉગ્રપણે ઉદ્યમ કર્યો, અને લોકોને પણ શીખવ્યો, પોતે મોક્ષમા ચાલ્યા ગયા. અને પોતાના માર્ગે ચલાવી અસંખ્ય પુરુષોને અને અસંખ્ય સ્ત્રીઓને પણ-મોક્ષમાં લેતા ગયા. તે બધો પ્રતાપ મારોજ સમજજો ? ઋષભદેવની પાછળ થતા આવેલા બધા તીર્થંકરોએ તેજ માર્ગનું સેવન કર્યું, અને બીજાઓને પણ તેજ માર્ગ બતાવતા આવ્યા. પોતે મોક્ષમાં ચાલતા થયા અને બીજાઓને પણ સાથમા લેતાજ ગયા.

હવે છેલ્લા રહ્યા અમારા નિકટવર્તી ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીર ભગવાન તેમણે પણ તપ, જપ, શીલ, સંતોષાદિકનો ઉદ્યમ આચરી સર્વજ્ઞપણું મેળવ્યું અને તેજ માર્ગનો ઉદ્યમ કરવાનું બતાવી પોતે મોક્ષમાં ચાલ્યા ગયા અને બીજા અનેક ભવ્ય જીવોને સાથે લેતા પણ ગયા. આ જગો પર ઉદ્યમવાદી ખૂબ જોર શોરથી બોલ્યો કે-કાળાદિકના પક્ષપાતીઓ-ગમે તેટલો બકવાદ કરે, પણ છેવટ મારા વિના કાર્યની સિદ્ધિ કરવાને કોઇ પણ સામર્થ્ય થાય એવો છે ?

આ કાળાદિક પાંચે કારણ વાદીઓનું સ્વરૂપ અમોએ ભિન્ન ભિન્ન સ્વરૂપે કિંચિત્ દિશા માત્રથીજ લખીને બતાવ્યું છે. જો કદાચ એક એક પક્ષવાળાની સાથે ભીડાવીને લેખો લખવામાં આવે તો મોટા મોટા ગ્રંથોજ બની જાય-કારણ આ પાંચ કારણવાદીઓ જો પોતપોતાના પક્ષની સિદ્ધિ કરવાને મંડી પડે તો અદ્વૈતાદિક એક એક પક્ષ વાદીઓમા કરતા ઘણાજ સબળ રૂપના છે. બારીક નજરથી જોશો તો આપ સજ્જન પુરુષો પણ જોઇ શકશો. આ જગો પર કોઇ પંડિત હાથીના એક એક અંગને જોવાવાળા જન્મના પાંચ અંધ પુરુષોનું દૃષ્ટાંત આપે છે. અને કહે છે કે—શુંડના જોવાવાળાએ મોટા સામેલાના જેવો કહીને બતાવ્યો, અને કાનને જોવાવાળાએ સુપડા જેવો, પીઠના ઉપર હાથ

ફેરવવા વાળાએ ચોતરા જેવો, પુંછડાને જોવાવાળાએ મોટી જાડી ભોગળના જેવો. અને પગના જોવાવાળાએ થાભલાના જેવો કહીને બતાવ્યો. સર્વે આપસ આપસમાં ઝગડો કરવાને લાગ્યા પરંતુ નિર્ણય ઉપર આવી શક્યા નહીં. છેવટે હાથીના મહાવતે એક એક અંગનું જૂદું જૂદું સ્વરૂપ બતાવીને ' જ્યારે બધાંએ અંગો એકત્ર મળે ત્યારેજ સત્ય સ્વરૂપનો હાથી બને ' એમ કહીને તે પાંચે જણોના વિવાદનો અંત લાવીને આપ્યો તેજ પ્રમાણે અદ્વૈતાદિક જેટલા પક્ષો ચાલે છે તેનો વિચાર અપેક્ષા સહિત કરવામાં આવે તોજ વસ્તુનું સ્વરૂપ સત્યરૂપથી સમજાય ?

આ જગો પર સર્વજ્ઞ પુરુષોના તરફથી જે નિર્ણય અપાયો છે તે માત્ર એકજ ગાથાથી અપાયો છે તે ગાથા બતાવી આ પ્રકરણની સામાપ્તિ કરીએ છીએ. ગાથા—

**कालो १, सहाव २, नियई ३, पुव्वकयं ४, पुरिसकारणे ५, पंच ।**
**समवाए सम्मत्तं, एगंते होइ मिच्छत्तं ॥ १ ॥**

**ભાવાર્થ**—પહેલો કાલ, બીજો સ્વભાવ, ત્રીજી નિયતિ ( ભવિતવ્યતા ) ચોથું—પૂર્વકૃત કર્મ ( જે દૈવ તરીકે ઓળખાય છે ). પાચમો પુરિસકાર એટલે ઉદ્યમ. **समवाए सम्मत्तं** ઉપર બતાવેલા કાળાદિક પાચે કારણ—અપેક્ષાથી વિચારાય તો સમ્યકત્વ રૂપે ગણાય—અર્થાત્ યથાર્થ સ્વરૂપનાજ ગણાય ? **एगंते होइ मिच्छत्तं** એકાતે—એક એક પક્ષને જુદા જુદા રૂપથી વિચારવામા આવે તો મિથ્યાત્વ રૂપનાજ—અર્થાત્ અસત્ય રૂપનાજ ગણાય.

આ જગો પર સર્વજ્ઞ પુરુષો એ બતાવેલો સ્યાદ્વાદનો સિદ્ધાંત પ્રગટ થાય છે. જેને અપેક્ષાવાદ પણ કહેવામા આવે છે.

જો વસ્તુઓનું સ્વરૂપ તે તે અપેક્ષાઓથી વિચારવામા આવે ત્યારે તો તે સત્યરૂપનાજ ગણાય જેમકે એકજ પુરુષને કોઇ કહે કાકો, તો કોઇ કહે મામો, એજ પ્રમાણે પિતા, પુત્ર, ભાઇ, માસો, ફુવો, ભત્રીજો, ભાણેજ આદિ અનેક ગુણોથી બોલાવતા હોય પણ ભત્રીજાની અપેક્ષાથી કાકો, ત્યારે ભાણેજની અપેક્ષાથી માંમો પણ ખરો એ પ્રમાણે એક બીજાનો અનાદર કર્યા વગર અપેક્ષાઓથી વસ્તુઓનું સ્વરૂપ વિચારવામા આવે તો તે સત્યરૂપમાજ ગણાય, અગર જો એક બીજા ગુણોનો અનાદર કરી ખેચાતાણથી પોતાના દુરાગ્રહને પોષવાનો પ્રયત્ન કરવામા આવે ત્યારે તો તે મિથ્યાત્વ રૂપના અર્થાત્ અસત્ય રૂપનાજ

વિચારો ગણાય. એજ જૈનોના સ્યાદ્વાદના સિદ્ધાંતનો ધોરી માર્ગ છે. જૈનોના સ્યાદ્વાદનું સ્વરૂપ અમો આગળના લેખોમા બતાવવાના છીએ ત્યાંથી વિચારવાની ભલામણ કરૂં છું અને આ વિષયની અહીં સમાપ્તિ કરૂ છું.

અહિં જગતના કર્ત્તા સબંધિ એકેકથી ભિન્ન ભિન્ન સ્વરૂપવાળી વૈદિક ગ્રંથોમાની પંદર કલમો અમોએ લખી જણાવી છે, તે શિવાય બીજા પણ અનેક પ્રકારના ભિન્ન ભિન્ન વિચારો જોવામા આવે છે તેમાના કેટલાક વિચાર ભેદો આ જ પુસ્તકમાં પ્રસંગને અનુસરી લખાએલા આગળ ઉપર વાચકવર્ગના જોવામાં આવશે. તે લેખોનો પણ વિચાર કરવાની ભલામણ કરી આ પ્રસંગથી મુક્ત થાઉં છું.

## જગત્કર્ત્તા વિષે વિવિધ મતોનું પદ્ય—

( રચનાર દક્ષિણ વિહારી **મુનિશ્રી અમરવિજયજી મહારાજ.** )

અબધૂ સો જોગી ગુરુ મેરા—એ ચાલ.

સૃષ્ટિ કબ કિસીને બનાઇ ? સંતો ? કબ કિસીને બનાઇ ?
વાકી ખોજ કિસીને ન પાઇ, સૃષ્ટિ કબ. એ ટેક.
વેદ, પુરાણ, કુરાણ, બૈબલમાં, ભિન્ન ભિન્ન કર ગાઇ ।
એક એક સબ ભિન્ન કહત હૈ, મિળત ન મેળી મળાઇ. વા૦ ૧
**ઋગ્વેદ** કે ઐત્તરીય આરણ્ય મેં, આત્મસે ઉપજાઇ ।
**યજુર્વેદકો** ખોલકે દેખા, વિરાટ્ પુરુષે પસરાઇ ॥ વા૦ ૨
**મંડૂક ઉપનિષદ્** કહત હૈ, મકડી જાલકે ન્યાઇ ।
**કૂર્મ પુરાણે** વિચારી જોતા, નારાયણ મૂળ નિપાઇ ॥ વા૦ ૩
**મનુસ્મૃતિ** કે પહિલે અધ્યાયે, તમ માત્ર બતલાઇ ।
વહાંસે પ્રગટે સ્વયંભૂ સ્વામી, તાતેં તિમિર મિટાઇ ॥ વા૦ ૪
કોઇ કહે કાલીકી શક્તિ, વાકી ન્યારી ન્યારી ચતુરાઇ ।
**લિંગ પુરાણે** શિવજીકે વદનસેં, વિષ્ણુ બ્રહ્માદિક ઠાઇ ॥ વા૦ ૫
**બ્રહ્મ વિવર્ત** પુરાણ યું બોલે, એતો કૃષ્ણકી ચતુરાઇ ।
ભિત્તર ભેદકા પાર ન પાવે, કયા ફિતુરી કરે ફિતુરાઇ ॥ વા૦ ૬
વેદકા પણ કોઇ ભેદ ન પાવે, કયા કરે ગડમથલાઇ ।
મારગ છોડ ઉન્મારગ જાકે, કેવળ ધૂમ મચાઇ ॥ વા૦ ૭
મત મમતાકો છોડકે દેખો, કોઇ પુરુષ અતિસાઇ ।
પૂછ પાછ કર ભિત્તર ખોજો, પીછે આતમ કાજ સધાઇ ॥ વા૦ ૮
ગુરુ કૃપાસે સૃષ્ટિ સંબંધકા, કિંચિત્ ભેદકો પાઇ ।
**અમર** કહે હમ અમર ભયે હૈ, અંતર ભરમ ગમાઇ ॥ વા૦ ૯

મુંબાઇ સમાચાર દીવાળીનો અંક, સને ૧૯૨૭ નો પૃ. ૫૨ આ સંગ્રહ

# સાહેબની સુરબુટ્ટી.

( રચનાર કવિશ્રી—અરદેશર ફરામજી ખબરદાર )

રાગ—આશાઉરી.

" કોઇને જડી હોય તો કહેજો, મારા સાહેબની સુરબુટ્ટી ? ટેક.
અંજન કરતા આખ ઉઘાડે, પાડે નવ અજવાળા.
છુટે પડદા ભવ ભવના ને, તુટે ઉરના તાળા ૧ કોઇને૦
લંગડાને ડુંગર ક્દાવે, અંધાને દે આંખો,
મુંગો નવ નવ ગાન ગવાડે, લૂલો પામે પાંખો. ૨ કોઇને૦
જંગલ જંગલ જોગી ભમતા, ભમતા ભિન્ન ભિન્ન મતિયા.
જતી સતી કો સાધુ તપેશ્રી, ઘર ઘર ઘુમતા મતિયા. ૩ કોઇને૦
નામ નિશાની નહીં કો દીધી, નહીં દીધી એ ધાણી.
ભવ ભવ ભટકી ગહે અથડાતી, તુટી ફૂટી વાણી. ૪ કોઇને૦
ઉર ખોદીને અંદર ઉતરૂ, આતમ આખ ઉઘાડું,
જડી જડી ? કહું એમ જરા ત્યા, અદલ પડે મન આડું ? ૫ કોઇને૦
કોઇને જડી હોય તો કહેજો, મારા સાહેબની સુર બુટ્ટી ?
કોઇને જડી હોય તો દેજો, મારા સાહેબની સુર બુટ્ટી ?

## જુબાપ.

( આપનાર મુનિશ્રી–અમરવિજયજી મહારાજ. )

રાગ—આશાઉરી.

જેણે જોઇ અનાદિની સૃષ્ટિ, ત્યા મીલે સાહેબની બુટ્ટી ? ટેક.
કાલચક્ર એક દીઠુ મોટું, ઉંધું ને છત્તું ફરતું
નાના ચક્ર ત્યાં કોણ ગણે છે ? બ્રહ્મવાદીને ભ્રમ કરતું. ૧ જેણે૦
સ્થાવર જંગમ જીવ અનંતા, અનાદિ કાળ ત્યાં ફરતા
એક એકના પ્રાણજ લેતાં, પોતેજ કષ્ટમાં પડતા. ૨ જેણે૦

નીતિના જે ઉત્તમ તેમા, સંયમ ચિત્તમાં ધરતા,
વિવેક દ્રષ્ટિથી તે જીવોની, રક્ષા પોતે કરતા ૩ જેણું૦
કાળ ક્રમે જે વધતા ચાલ્યા, સમદ્રષ્ટિ ચિત્ત ધરતા,
તપ ધ્યાનાદિક પૂરણ યોગે, સાહેબને જઇ મળતા ૪ જેણું૦
પંડિત મોટા તપિયા મોટા, થોથા પોથા લખતા,
દુનિયાને ડુબાડી ડુબ્યા, સત્યાસત્ય નહિ જોતા. ૫ જેણું૦
સૃષ્ટિ કરવા મંડયા દેવો, સિદ્ધ કર્યો તેમા જ્ઞાની ?
હૃદય ભેદીને ઉંડા ઉતરો, એજ **અમર** એંધાણી. ૬ જેણું૦

**ઇતિ વૈદિકે સૃષ્ટિ ઉત્પન્ન કરતા—બ્રહ્માદિક અનેક દેવોના સ્વરૂપવાળું જગત્ પ્રકરણ ૪ થું.**



---

જૈનો પ્રવાહરૂપથી ચાલતી આવેલી અનાદિ કાળની આ સૃષ્ટિ માને છે, દશ કોટા-કોટી સાગરોપમની અવસર્પિણી તેના મોટા છ વિભાગ. તેટલાજ વિભાગ ઉત્સર્પિણીના છે. એ બે મળીને એક કાળચક્ર થાય છે. ઉત્તરતો કાળ તે ઉંધો અવસર્પિણીનો, અને ચઢતો કાળ તે છત્તો ઉત્સર્પિણીનો. આ કાળ અવસર્પિણીનો ચાલી રહ્યો છે. વૈદિકો ટુંક રૂપે યુગના નામથી ઓળખાવે છે આ વસ્તુ કોઇની બનાવેલી નથી. અનાદિના નિયમ પ્રમાણે ચાલ્યા જ કરે છે તો પછી આનો કર્તા કોણ ?

# પ્રકરણ ૫ મું.



## ત્રેસઠ શલાકા પુરૂષોનાં કોષ્ટકો.



જૈન માન્યતા મુજબ આ અવસર્પિણીમાં ૨૪ તીર્થંકર, ૧૨ ચક્રવર્ત્તી, નવ ( ૯ ) વાસુદેવ, ૯ બળદેવ અને ૯ પ્રતિવાસુદેવ એમ ૬૩ શલાકા પુરુષ થયા છે. એ સર્વ સમ્યક્ત્વ મેળવી મોક્ષ પ્રાપ્તિના અધિકારી થઇ ચુકેલા હોય છે એ સર્વેનું સંક્ષિપ્ત અને સહેલાઇથી સ્વરૂપ જાણવા માટે અહિં સર્વેના કોષ્ટકો આપીએ છીએ. વિશેષ સ્વરૂપ આગળના પ્રકરણોમા લખવામા આવશે ત્યાથી જાણી લેવુ

તેમજ પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ, ભરતાદિક ચક્રવર્તિઓ, અને અશ્વગ્રીવાદિ પ્રતિવાસુદેવોના ઇતિહાસમા વૈદિકોએ મોટો ફેરફાર કરેલો છે, તે એવી રીતે કે–વિષ્ણુએ ૮ મો અવતાર ઋષભદેવનો લઇને અર્હન્‌ના નાસ્તિકધર્મ ચલાવ્યો.

ભરત ચક્રવર્તીને જડ ભરતના નામથી સંબોધ્યા સગર ચક્રવર્તીને એકે મહાદેવના વરદાનથી અને બીજા લેખકે વિશ્વામિત્રના વરદાનથી સાઠ હજાર પુત્રની પ્રાપ્તિ લખીને બતાવી.

આગળ ૧૧ મા તીર્થંકરથી ૧૫ મા સુધીમા થએલા વાસુદેવાદિકના પાચ ત્રિકમા વાસુદેવ અને બળદેવના નામો ઉડાવી દઇને–કોઇ જુદી જ રીતે કલ્પ્યા છે. પહેલા પ્રતિવાસુદેવ અશ્વગ્રીવને ( ઘોડાના માથાવાળા ) હયગ્રીવ વિષ્ણુના નામથી પ્રસિદ્ધ કર્યા છે. પરંતુ તે પછીના તારક, મેરક, મધુકૈટભ, અને નિશુંભ આ ચાર પ્રતિવાસુદેવોને–દૈત્ય, દાનવ અસુરોના નામથી સંબોધ્યા છે તેમાં મધુ અને કૈટભને વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થએલા બતાવ્યા છે. ત્યાર બાદ ચક્રવર્તીઓ, વાસુદેવાદિક કોઇ તીર્થંકરોની સાથમા, કોઇ તેમની મધ્યમા થએલા છે. તેમા પણ કોઇ વિચિત્ર પ્રકારના ફેરફારો કરેલા છે તે બન્ને પક્ષની માન્યતાનુસાર ક્રમવાર દિશામાત્રથી આગળ ઉપર આજ ગ્રંથમા આપવામાં આવશે તેને પણ સાથે સાથે મનન કરવા વાચકોને ભલામણ કરૂ છું.

# (૧) ત્રેસઠ શલાકાપુરુષોનું કોષ્ટક.

| નંબર | ૨૪ તીર્થંકરો | ૧૨ ચક્રવર્તી | ૯ વાસુદેવ | ૯ બળદેવ | ૯ પ્રતિવાસુદેવ |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | ભરતચક્રવર્ત્તી (૧) | ૦ | ૦ | ૦ |
| ૨ | અજિતનાથ | સગરચક્રવર્ત્તી (૨) | ૦ | ૦ | ૦ |
| ૩ | સંભવનાથ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | અભિનંદન | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | સુમતિનાથ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | પદ્મપ્રભ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭ | સુપાર્શ્વનાથ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | ચંદ્રપ્રભ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | સુવિધિનાથ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૦ | શીતલનાથ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | શ્રેયાસનાથ | ૦ | ત્રિપૃષ્ટવાસુદેવ (૧) | અચલબળદેવ (૧) | અશ્વગ્રીવપ્રતિ-વાસુદેવ (૧) |
| ૧૨ | વાસુપૂજ્ય | ૦ | દ્વિપૃષ્ઠ (૨) | વિજય (૨) | તારક (૨) |
| ૧૩ | વિમળનાથ | ૦ | સ્વયંભૂ (૩) | ભદ્ર (૩) | મેરક (૩) |
| ૧૪ | અનંતનાથ | ૦ | પુરુષોત્તમ (૪) | સુપ્રભ (૪) | મધુકૈટભ (૪) |
| ૧૫ | ધર્મનાથ | ૦ | પુરૂષસિંહ (૫) | સુદર્શન (૫) | નિશુંભ (૫) |
| | | મઘવા (૩) | ૦ | ૦ | ૦ |
| | | સનત્કુમાર (૪) | ૦ | ૦ | ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | શાંતિનાથ * | શાંતિનાથ (૫) | ० | ० | ० |
| ૧૭ | કુંથુનાથ * | કુંથુનાથ (૬) | ० | ० | ० |
| ૧૮ | અરનાથ * | અરનાથ (૭) | ० | ० | ० |
| | ० | ० | પુંડરીક (૬) | આનંદ (૬) | બલિનામા (૬) |
| | ० | સુભુમચક્રવર્ત્તી (૮) | ० | ० | ० |
| | ० | ० | દત્તવાસુદેવ (૭) | નંદબળદેવ (૭) | પ્રલ્હાદ (૭) |
| ૧૯ | મલ્લિનાથ | ० | ० | ० | ० |
| ૨૦ | મુનિસુવ્રત | મહાપદ્મ (૯) | ० | ० | ० |
| | ० | ० | લક્ષ્મણ (૮) | રામ (૮) | રાવણ (૮) |
| ૨૧ | નમિનાથ | હરિષેણ (૧૦) | ० | ० | ० |
| | ० | જયચક્રવર્ત્તી (૧૧) | ० | ० | ० |
| ૨૨ | નેમિનાથ | ० | શ્રીકૃષ્ણ (૯) | બળભદ્ર (૯) | જરાસંધ (૯) |
| | ० | બ્રહ્મદત્ત (૧૨) | ० | ० | ० |
| ૨૩ | પાર્શ્વનાથ | ० | ० | ० | ० |
| ૨૪ | શ્રીમહાવીર | ० | ० | ० | ० |

* આ નિશાની વાળા તીર્થંકરોએ પ્રથમ અનુક્રમથી પાંચમા, છઠ્ઠા અને સાતમા ચક્રવર્તીની પદવી ભોગવી, છખંડનું રાજ્ય કરી, દીક્ષા લઈ તીર્થંકર પદવી પણ ભોગવેલી છે તેથી ચક્રવર્તી અને તીર્થંકર બન્નેમાં નામ આપવામાં આવેલ છે.

# જૈનોના ૨૪ તીર્થંકરોની એકવીશ–એકવીશ

## બાબતોનું કોષ્ટક.

---

| | જિનનામ. | ઋષભ ૧ | અજિત ૨ | સંભવ ૩ | અભિનંદન ૪ | સુમતિ ૫ | પદ્મપ્રભ ૬ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચ્યવનવિમાન | સર્વાર્થસિદ્ધ | વિજયવિ | ઉપરિ ગ્રૈવે. નીચલે વિ. | જયંતવિ. | જયંતવિ. | ઉપરિ. ગ્રૈવે. |
| ૨ | જન્મનગરી | વિનીતા | અયોધ્યા | શ્રાવસ્તી | વિનીતા | કોશલપુર | કોશાંબી |
| ૩ | પિતાનામ | નાભિકુલકર | જિતશત્રુ | જીતારિ | સંવરરાજા | મેઘ રાજા | ધર રાજા |
| ૪ | માતાનામ | મરૂદેવા | વિજયા | સેના | સિદ્ધાર્થ | મંગલા | સુસામા |
| ૫ | જન્મનક્ષત્ર | ઉત્તરાષાઢા | રોહણી | મૃગશિર | પુનર્વસૂ | મઘા | ચિત્રા |
| ૬ | જન્મરાશી | ધનુઃ | વૃષ | મિથુન | મિથુન | સિંહ | કન્યા |
| ૭ | લંછન | વૃષભ | ગજ | અશ્વ | કપિ | ક્રૌંચ | કમલ |
| ૮ | દેહમાન | ૫૦૦ ધનુ | ૪૫૦ ધનુઃ | ૪૦૦ ધનુઃ | ૩૫૦ ધનુઃ | ૩૦૦ ધનુઃ | ૨૫૦ ધનુઃ |
| ૯ | સર્વાયુ | ૮૪ લાખપૂર્વ | ૭૨ લા. પૂ. | ૬૦ લા. પૂ. | ૫૦ લા. પૂ. | ૪૦ લા. પૂ. | ૩૦ લા. પૂ. |
| ૧૦ | દેહવર્ણ | પીતવર્ણ | પીત | પીત | પીત | પીત | રક્ત |
| ૧૧ | અંતર | ૦ | ૫૦ લા. કો. સાગરોપમ | ૩૦ લા. કો. સાગરોપમ | ૧૦ લા. કો. સાગરોપમ | ૯ લા. કો. સાગરોપમ | ૯૦ હજા કો સાગ-રોપમ |
| ૧૨ | દિક્ષા ,, ,, ,, | રાજ્ય કરી વિવાહ કરી ૪ હ. સાથે વિનીતામાં | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે |
| ૧૩ | દીક્ષાતપ | છઠ્ઠ–તપ કરી | ૫ઠ તપઃ | ૫ઠ તપ કરી | છઠ તપ કરી | નિત્યભક્ત | છઠ તપ કરી |

| | જિનનામ | ઋષભ ૧ | અજિત ૨ | સંભવ ૩ | અભિનંદન ૪ | સુમતિનાથ ૫ | પદ્મપ્રભ ૬ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | પારણા<br>"<br>" | શ્રેયાસના હાથે ઈક્ષુરસથી વર્ષના અ તે | બ્રહ્મદત્તના હાથે પરમાન્ન-થી બીજે દિને | સુરેંદ્રદત્તના હાથે પરમાન્ન-થી બીજે દિ. | ઇંદ્રદત્તનાહાથે પરમાન્નથી બીજે દિવસે | પદ્મના હાથે પરમાન્નથી બીજે દિવસે | સોમદેવથી પરમાન્નથી બીજે દિવસે |
| ૧૫ | જ્ઞાનસ્થાન<br>જ્ઞાનતપ<br>ચૈત્યવૃક્ષ | પુરિમતાલે અઠ્ઠમ તપથી ન્યગ્રોધવૃક્ષ | પ્રવ્રજ્યાસ્થાને છઠ ભત્ત સપ્તપર્ણ | પ્રવ્રજ્યાસ્થાને છઠ ભત્ત શાલ | દીક્ષાસ્થાને છઠ ભત્ત પ્રિયંગુ | દીક્ષાસ્થાને છઠ ભત્ત પ્રિયંગુ | દીક્ષસ્થા-ને છઠ ભત્ત છત્રાભ |
| ૧૬ | ગણધરમાન | ૮૪ | ૯૫ | ૧૦૨ | ૧૧૬ | ૧૦૦ | ૧૦૭ |
| ૧૭ | સાધુસંખ્યા | ૮૪ હજાર | ૧ લાખ | બે લાખ | ત્રણ લાખ | ૩ લા ૨૦ હ | ૩ લા.૩૦ હ |
| ૧૮ | આર્યાસંખ્યા | ૩ લાખ | ૩ લા. ૩૦ હ | ૩ લા. ૩૬ હ | ૬ લા. ૩૦ હ. | ૫ લા. ૩૦ હ. | ૪ લા ૨૦ હ |
| ૧૯ | યક્ષનામ | ગોમુખ | મહાશય | ત્રિમુખ | ઈશ્વર | તંબુરૂ | કુસુમ |
| ૨૦ | યક્ષણીનામ | ચક્રેશ્વરી | અજિતા | દુરિતારિકા | કાલી | મહાકાલી | શ્યામા |
| ૨૧ | સિદ્ધિસ્થાન<br>સિદ્ધિતપ<br>સિદ્ધિપરિવાર | અષ્ટાપદ પર્વત ૧૦ ભક્ત તપ ૧૦ હ. સાથે | સમ્મેત શિખ-ર માસિક તપ સહસ્ર સાથે | સમ્મેત શિખ ર માસિક તપ સહસ્ર સાથે | સમ્મેત શૈલ માસિક તપ સહસ્ર સાથે | સમ્મેત શિખ ર માસિક તપ સહસ્ર સાથે | સમ્મેત શલે માસિ કતપ ૮૦૩ |

---

| | જિનનામ | સુપાર્શ્વ ૭ | ચંદ્રપ્રભ ૮ | સુવિધિ ૯ | શીતલ ૧૦ | શ્રેયાંસ ૧૧ | વાસુપૂજ્ય ૧૨ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચ્યવનવિમાન | મધ્યગ્રૈ ત્રિકનું ઉપરલું. | વૈજયંત | આનતવિ. | પ્રાણતદે. | અચ્યુતવિ. | પ્રાણતવિ |
| ૨ | જન્મનગરી | વારાણસી | ચંદ્રપુરી | કાકંદી | ભદ્દિલપુર | સિંહપુર | ચંપાપુરી |
| ૩ | પિતાનામ | પ્રતિષ્ઠ | મહાસેન | સુગ્રીવ | દઢરથ | વિષ્ણુ | વસુપૂજ્ય |
| ૪ | માતાનામ | પૃથિવી | લક્ષ્મણા | રામા | નંદા | વિષ્ણુદેવી | જયા દેવી |
| ૫ | જન્મનક્ષત્ર | વિશાખા | અનુરાધા | મૂલ | પૂર્વાષાઢ | શ્રવણ | શતભિષા |
| ૬ | જન્મરાશિ | તુલા | વૃશ્ચિક | ધનુઃ | ધનુઃ | મકર | કુંભ |
| ૭ | લંચ્છન | સ્વસ્તિક | ચંદ્ર | મકર | શ્રીવત્સ | ખડ્ગિ | મહિષ |
| ૮ | દેહમાન | ૨૦૦ ધનુઃ | ૧૫૦ ધનુઃ | ૧૦૦ ધનુ | ૯૦ ધનુઃ | ૮૦ ધનુ | ૭૦ ધનુ |
| ૯ | સર્વાયુઃ | ૨૦ લા. પૂ. | ૧૦ લા. પૂ. | ૨ લા. પૂ. | ૧ લા. પૂ. | ૮૪ લાખ વર્ષ | ૭૨ લા. વ. |
| ૧૦ | દેહવર્ણ | સ્વર્ણવર્ણ | શ્વેત | શ્વેત | પીત | પીત | રક્ત |
| ૧૧ | જિનાંતર | ૯ હજાર કો સાગરોપમ | ૯૦૦ કોટી સાગરોપમ | ૯૦ કોટી સાગરોપમ | ૯ કોટી સાગરોપમ | ૬૬ લા. ૨૬ હ. ૧૦૦ વર્ષ હીન સા. કો. કોટી | ૫૪ સાગર |
| ૧૨ | દીક્ષા ,, ,, ,, | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | કુમારા * વિવાહકરી ૬૦૦ સાથે જન્મનગરે |
| ૧૩ | દીક્ષાતપઃ | છઠ્ઠ તપ કરી | છઠ્ઠ તપ કરી | છઠ્ઠ તપ કરી | છઠ્ઠ તપ કરી | છઠ્ઠ તપ કરી | ચઉત્થ ભત્ત |

* રાજ્યભાર લીધા વગર જે દીક્ષિત થયા તે કુમારો ગણાયા છે.

| | જિનનામ | સુપાર્શ્વનાથ ૭ | ચંદ્રપ્રભ ૮ | સુવિધિનાથ ૯ | શીતલનાથ ૧૦ | શ્રેયાસનાથ ૧૧ | વાસુપૂજ્ય ૧૨ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | પારણા<br>,,<br>,, | મહેંદ્રના હાથે પરમાન્નથી બીજે દિવસે | સોમદત્તના હાથે પરમાન્નથી બીજે દિવસે | પુષ્પના હાથે પરમાન્નથી બીજે દિવસે | પુનર્વસૂથી પરમાન્નથી બીજે દિવસે | નંદના હાથે પરમાન્નથી બીજે દિવસે | સુનંદના હાથે પરમાન્નથી બીજે દિવસે |
| ૧૫ | જ્ઞાનસ્થાન<br>જ્ઞાનતપઃ<br>ચૈત્યવૃક્ષ | દીક્ષાસ્થાને છઠ ભત્ત શિરીષ | દીક્ષાસ્થાને છઠ ભત્ત નાગ | દીક્ષાસ્થાને છઠ ભત્ત મલ્લિકા | દીક્ષાસ્થાને છઠ ભત્ત પ્રિયંગુ | દીક્ષાસ્થાને છઠ ભત્ત તિંદુક | દીક્ષાસ્થાને ચઉત્થ ભત્ત પાડલ |
| ૧૬ | ગણધરમાન | ૯૫ | ૯૩ | ૮૮ | ૮૧ | ૭૬ | ૬૬ |
| ૧૭ | સાધુસંખ્યા | ૩ લાખ | અઢી લાખ | બે લાખ | એક લાખ | ૮૪ હજાર | ૭૨ હજાર |
| ૧૮ | આર્યાસંખ્યા | ૪ લા. ૩૦ હ | ૩ લા. ૮૦ હ. | ૧ લા. ૨૦ હ. | ૧ લા. ઉપર ૬ | ૧ લા. ૩ હ. | ૧ લાખ |
| ૧૯ | યક્ષનામ | માતગ | વિષય | અજિત | બ્રહ્મા | મનુજ | સુરકુમાર |
| ૨૦ | યક્ષિણીનામ | શાત | જ્વાલા | સુતારા | અશોકા | શ્રીવત્સા | પ્રવરા |
| ૨૧ | સિદ્ધિસ્થાન<br>સિદ્ધિતપ<br>સિદ્ધિપરિવાર | સમ્મેત શૈલે માસિક હજાર સાથે | સમ્મેત શૈલે માસિક હજાર સાથે | સમ્મેત શૈલે માસિક હજાર સાથે | સમ્મેત શૈલે માસિક હજાર સાથે | સમ્મેત શૈલે માસિક હજાર સાથે | ચંપાપુરી માસિક ૬ સો સાથે |

| | જિનનામ | વિમલ ૧૩ | અનંત ૧૪ | ધર્મનાથ ૧૫ | શાંતિનાથ ૧૬ | કુંથુનાથ ૧૭ | અરનાથ ૧૮ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચ્યવનવિમાન | સહસ્રારવિ. | પ્રાણતવિ. | વિજયવિ. | સર્વાર્થસિદ્ધિ | સર્વાર્થસિદ્ધિ | સર્વાર્થ-સિદ્ધિ |
| ૨ | જન્મનગરી | કાંપિલ્યપુર | અયોધ્યા | રત્નપુર | હસ્તિનાગપુર | ગજપુર | ગજપુર |
| ૩ | પિતાનામ | કૃતવર્મા | સિંહાસન | ભાનુ | વિશ્વસેન | શૂર | સુદર્શન |
| ૪ | માતાનામ | શ્યામા | સુયશા: | સુવ્રતા | અચિરા | શ્રી | દેવી |
| ૫ | જન્મનક્ષત્ર | ઉત્તરાભાદ્રપદ | રેવતી | પુષ્ય | ભરણી | કૃત્તિકા | રેવતી |
| ૬ | જન્મરાશી | મીન | મીન | કર્ક | મેષ | વૃષ | મીન |
| ૭ | લચ્છન | શૂકર | શ્યેન | વજ્ર | હરિણ | છાગ | નંદાવર્ત્ત |
| ૮ | દેહમાન | ૬૦ ધનુ: | ૫૦ ધનુ: | ૪૫ ધનુ: | ૪૦ ધનુ: | ૩૫ ધનુ: | ૩૦ ધનુ: |
| ૯ | સર્વાયુ: | ૬૦ લા. વર્ષ | ૩૦ લા. વષ | ૧૦ લા. વષ | ૧ લા. વર્ષ | ૯૫ હ૦ વર્ષ | ૮૪ હ. વ. |
| ૧૦ | દેહવર્ણ | પીત | પીત | પીત | પીત | પીત | પીત |
| ૧૧ | જિનાંતર | ૩૦ સાગર | ૯ સાગરોપમ | ૪ સાગરોપમ | ત્રિભાગહીન ૩ સાગરોપમ | પલ્યોપમાર્ધ્ધ | ૧ હજાર કોટી વર્ષ ન્યૂન પલ્યોપમ ચતુર્ભાગ |
| ૧૨ | દિક્ષા " " " | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કર. હજાર સાથે જન્મનગરે |
| ૧૩ | દીક્ષાતપ | છઠ તપ કરી | છઠ તપ કરી | છઠ તપ કરી | છઠ તપ કરી | છઠ તપ કરી | છઠ તપ કરી |

| | જિનનામ | વિમલ ૧૩ | અનંત ૧૪ | ધર્મનાથ ૧૫ | શાન્તિનાથ ૧૬ | કુંથુનાથ ૧૭ | અરનાથ ૧૮ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | પારણા<br>"<br>" | જયના હાથે પરમાન્નથી બીજે દિવસે | વિજયના હાથે પરમાન્નથી બીજે દિવસે | ધર્મસિંહના હાથે પરમાન્નથી બીજે દિવસે | સુમિત્રના હાથે પરમાન્નથી બીજે દિવસે | વ્યાઘ્રસિંહના હાથે પરમાન્નથી બીજે દિવસે | અપરાજિતના હાથે પરમાન્નથી બીજે દિવસે |
| ૧૫ | જ્ઞાનસ્થાન<br>જ્ઞાનતપ<br>ચૈત્યવૃક્ષ | દીક્ષાસ્થાને છઠ ભત્ત જંબૂ | દીક્ષાસ્થાને છઠ ભત્ત અશ્વત્થ. | દીક્ષાસ્થાને છઠ ભત્ત દધિપર્ણ | દીક્ષાસ્થાને છઠ ભત્ત નંદીવૃક્ષ | દીક્ષાસ્થાને છઠ ભત્ત તિલક | દીક્ષાસ્થાને છઠ ભત્ત ૫ ચક |
| ૧૬ | ગણધર | ૫૭ | ૫૦ | ૪૩ | ૩૬ | ૩૫ | ૩૩ |
| ૧૭ | સાધુસંખ્યા | ૬૮ હજાર | ૬૬ હજાર | ૬૪ હજાર | ૬૨ હજાર | ૬૦ હજાર | ૫૦ હ. |
| ૧૮ | આર્યાસંખ્યા | ૧ લા. ૮૦૦ | ૬૨ હજાર | ૬૨ હ ૪૦૦ | ૬૧ હ. ૬૦૦ | ૬૦ હ ૬૦૦ | ૬૦ હ. |
| ૧૯ | યક્ષનામ | ષણ્મુખ | પાતાલ | કિન્નર | ગરૂડ | ગંધર્વ | ક્ષેંદ્રનામા |
| ૨૦ | દેવીનામ | વિજયા | અંકુશી | પ્રજ્ઞપ્તિ | નિર્વાણી | અચ્યુતા | ધરણીય |
| ૨૧ | સિદ્ધિસ્થાન<br>સિદ્ધિતપઃ<br>સિદ્ધિપરિવાર | સમેત શૈલે માસિક ૬ હ. સાથે | સમ્મેત શૈલે માસિક ૭ હ. સાથે | સમ્મેત શૈલે માસિક ૮૦૦ સાથે | સમ્મેત શૈલે માસિક ૯૦૦ સાથે | સમ્મેત શૈલે માસિક હજાર સાથે | સ શૈલે માસિક હ. સાથે |

| | જિનનામ | મલ્લિનાથ ૧૯ | મુનિસુવ્રત ૨૦ | નમિનાથ ૨૧ | નેમનાથ ૨૨ | પાર્શ્વનાથ ૨૩ | શ્રી વર્ધમાન ૨૪ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચ્યવનવિમાન | જયંતવિ૦ | અપરાજીત | પ્રાણતકલ્પ | અપરાજીત | પ્રાણત૦ | પ્રાણત૦ |
| ૨ | જન્મનગરી | મિથિલા | રાજગૃહ | મિથિલા | સૌર્યપુર | વારાણસી | ક્ષત્રિયકુંડ ગ્રામ |
| ૩ | પિતાનામ | કુંભ | સુમિત્ર | વિજય | સમુદ્રવિજય | અશ્વસેન | સિધ્ધાર્થનૃપ |
| ૪ | માતાનામ | પ્રભાવતી | પદ્મા | વપ્રા | શિવા | વામા | ત્રિશલા |
| ૫ | જન્મનક્ષત્ર | અશ્વિની | શ્રવણ | અશ્વિની | ચિત્રા | વિશાખા | ઉત્તરા ફાલ્ગુની |
| ૬ | જન્મરાશિ | મેષ | મકર | મેષ | કન્યા | તુલા | કન્યા |
| ૭ | લંછન | કલશ | કચ્છપ | નીલોત્પલ | શંખ | સર્પ | સિંહ |
| ૮ | દેહમાન | ૨૫ ધનુ | ૨૦ ધનુ | ૧૫ ધનુ | ૧૦ ધનુ. | ૯ હાથ | ૭ હાથ |
| ૯ | સર્વાયુઃ | ૫૫ હ૦ વર્ષ | ૩૦ હ વર્ષ | ૧૦ હ. વર્ષ | ૧ હ. વર્ષ | ૧૦૦ વર્ષ | ૭૨ વર્ષ |
| ૧૦ | દેહવર્ણ | નીલવર્ણ | શ્યામ | પીત | શ્યામ | નીલ | સ્વર્ણવર્ણ |
| ૧૧ | જિનાંતર | ૧ હજાર કો વર્ષ | ૫૪ લાખ વર્ષ | ૬ લા વર્ષ | ૫ લા. વર્ષ | ૮૩ હજાર ૭૫૦ વર્ષ અધિક | ૨૫૦ વર્ષ |
| ૧૨ | દીક્ષા ,, ,, ,, | કુમાર, અપરિણીત ૩૦૦ સ્ત્રી અને ૩૦૦ પુરૂષ જન્મ નગરે | રાજ્ય કરી વિવાહ કરી સહસ્ત્રસંગે જન્મનગરે | રાજ્ય કરી વિવાહ કરી હજાર સાથે જન્મનગરે | કુમાર અવિવાહિત સહસ્ત્ર સાથે દ્વારિકામાં | કુમાર વિવાહ કરી ૩૦૦ સાથે જન્મનગરે | કુમાર વિવાહકરી એકાકી જન્મનગરે |
| ૧૩ | દીક્ષાતપ. | અષ્ટમ તપ | ષષ્ઠ તપ | ષષ્ઠ તપ કરી | છઠ તપ કરી | અઠ્ઠમ તપ | છઠ તપ કરી |

| | જિનનામ | મલ્લીનાથ ૧૯ | મુનિસુવ્રત ૨૦ | નમિનાથ ૨૧ | નેમિનાથ ૨૨ | પાર્શ્વનાથ ૨૩ | મહાવીર ૨૪ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | પારણા<br>,,<br>,, | વિશ્વસેનના હાથે પરમાન્નથી બીજે દિવસે | બ્રમ્હદત્તના હાથે પરમાન્નથી બીજે દાને | દિન્નના હાથે પરમાન્નથી બીજે દિવસે | વરદિન્નનાહાથે પરમાન્નથી બીજે દિવસે | ધન્યના હાથે પરમાન્નથી બીજે દીવસે | બહુલવિપ્ર ના હાથે પરમાન્નથી બીજે દી |
| ૧૫ | જ્ઞાનસ્થાન<br>જ્ઞાનતપઃ<br>ચૈત્યવૃક્ષ | દીક્ષાસ્થાને અષ્ટમાતે અશોક | દીક્ષાસ્થાને ષષ્ઠતપોતે ચંપક | દીક્ષાસ્થાને છઠ ભત્ત બકુલ | દીક્ષા સ્થાને અષ્ટમાતે વેતસ | દીક્ષાસ્થાને અષ્ટમાડન્તે ધવવૃક્ષ | ઋજુવા.નદી છઠ ભત્ત શાલવૃક્ષ |
| ૧૬ | ગણધરમાન | ૨૮ | ૧૮ | ૧૭ | ૧૧ | ૧૦ | ૧૧ |
| ૧૭ | સાધુસંખ્યા | ૪૦ હજાર | ૩૦ હજાર, | ૨૦ | ૧૮ હજાર | ૧૬ હજાર | ૧૪ હજાર |
| ૧૮ | આર્યાસખ્યા | ૫૫ હજાર | ૫૦ હજાર | ૪૧૦ | ૪૦ હજાર | ૩૮ હજાર | ૩૬ હજાર |
| ૧૯ | યક્ષનામ | કૂબર | વરૂણ | ભ્રકુટિનામા | ગોમેધ | વામન | માતંગ |
| ૨૦ | યક્ષણીનામ | વૈરોટયા | દત્તા | ગાધારી | અંબા | પદમાવતી | સિદ્ધાયિકા |
| ૨૧ | સિદ્ધિસ્થાન<br>તસદ્ધિતપઃ<br>સાદ્ધપરિવાર | સમ્મેત શૈલે માસિક ૫૦૦ સાથે | સમ્મેત શૈલે માસિક હ. સાથે | સમ્મેત શૈલે માસિક હજાર સાથે | ગિરનાર માસિક ૫૩૬ સાથે | સમ્મેતશિખર માસિક ૩૩ મુનિસાથે | પાવાપુરી છઠ તપથી એકાકી |

આ એકવીશ-એકવીશ બાબતો નો-પ્રાચીનગ્રંથ સિદ્ધસેન સૂરિકૃત મૂલ-અને અમારા શિષ્ય મુનિ ચતુવિજય કૃત ટીકા-

એક આનાની ટીકટો મોકલી-અમારી પાસેથી અથવા-શા. મગનલાલ મેલાપ ઠે. સીનોર-રેવાકાઠા. વાયા મીયા ગામથી મેલવવો.

જેવી રીતે આ એકવીશ બાબતો એક એક તીર્થંકરના સંબંધે છે તેવીજ રીતે-એકસો સીત્તેર બાબતોનો સપ્તતિશત સ્થાન પ્રકરણ નામનો પણ ગ્રંથ છે.

મળવાનું ઠેકાણુ-ભાવનગર જૈન-આત્માનંદ સભા. તેથી ઘણી બાબતોનો ખુલાશો મલશે. ॥

# પં. શ્રીક્ષિમાવિજયના શિષ્ય પં. જિનવિજયજી વિરચિત ચતુર્વિંશતિજિન પરિવારસ્તવન.

[ આ સ્તવનમા વર્ત્તમાન ચોવીસીના ઋષભાદિ ચોવીસે તીર્થંકરોનાં નામ ૧, તે સર્વેના ગણધરો ૨, પવિત્ર મુનિઓ ૩, કેવળજ્ઞાનીઓ ૪, અવધિજ્ઞાનીઓ ૫, મનઃપર્યવજ્ઞાનીઓ ૬, ચૌદપૂર્વધારીઓ ૭, વૈક્રિયલબ્ધિવંતો ૮, વાદીઓ ૯, સામાન્ય સાધુઓ ૧૦, સર્વસાધ્વીસંખ્યા ૧૧, શુદ્ધ શ્રાવકો ૧૨, અને શુદ્ધ શ્રાવિકાઓની સંખ્યાનું વર્ણન છે. ]

( મત કોઇ હેરો રે કાન્હ પડયો છે કેડે. એ દેશી )

ભાવે વંદૂં રે ચોવીસે જીનચંદા.

ઋષભ ( ૧ ) અજીત ( ૨ ) સંભવ ( ૩ ) અભિનંદન ( ૪ )
સુમતિનાથ ( ૫ ) સુખકંદા ભાવે૦ આંકણી.
પદ્મપ્રભ ( ૬ ) ને સુપાસ ( ૭ ) ચંદ્રપ્રભ ( ૮ )
સુવિધિ ( ૯ ) શીતલ સ્વામી (૧૦)
શ્રેયાસ (૧૧) વાસુપૂજ્ય (૧૨) વિમળ (૧૩) અનંતપ્રભુ (૧૪)
ધર્મનાથ (૧૫) ગુણ ધામી. ભાવે૦ ૨

પાંચમા છઠ્ઠા સાતમા ચક્રી
શાંતિ (૧૬) કુંથુ (૧૭) અર (૧૮) દેવા.
એકણ ભવ માહે હોય પદવી
પુણ્ય પ્રકૃતિના મેવા ભાવે૦ ૩

મલ્લિ (૧૯) મુનિસુવ્રત (૨૦) નમિ (૨૧) નેમિ (૨૨)
પુરુષાદાની પાસ (૨૩)
વર્ધ્ધમાન જીનવરને નામે (૨૪)
વર્ધ્ધમાન સુખવાસ ભાવે૦ ૪

પુંડરીક પ્રમુખ **ગણધારી**
ચઉદ સયા બાવન્ન (૧૪૫૨)
લાખ અઠ્ઠાવીસ સહસ અડયાલિસ (૨૮૪૮૦૦૦),
મુનિવર પાવન મન્ન. ભાવે૦ ૫

એક લાખ હજાર બહોત્તર,
એક શત (૧૭૨૧૦૦) કેવલનાણી.
એક લાખ તેત્રીસ સહસ ચઉસય (૧૩૩૪૦૦),
અવધિ વર નાણી. ભાવે૦ ૬

મનપરજવ નાણી એક લખ,
અધિકા સહસ પણુયાલા.
પણ સય એકાણું (૧,૪૫,૫૯૧) નિત નમિયે.
ચરણ કરણ સુંડાળા. ભાવે૦ ૭

તેત્રીસ સહસ નવ સય અઠ્ઠાણું (૩૩,૯૯૮),
ચઉદશ પૂરવધારી.
દો લખ સહસ પણયાલ બસેં અડ (૨,૪૫,૨૦૮),
વૈક્રિય લબધિ ભંડારી. ભાવે૦ ૮

એક લાખ સહસ છવીસનેં દો શત (૧,૨૬,૨૦૦)
વાદી શ્રુતવિસ્તારી.
જિન મત થાપન કુમતિ ઉત્થાપન.
મયગળ જિમ મદ ધારી. ભાવે૦ ૯

ઓગણીસ લાખ બત્તીસ સહસ નેં
એકાવન (૧૯,૩૨૦,૫૧) અધિકેરા.
સવિજિનના સામાન્ય મુનીસર
ટાળ્યા ભવ ભવ ફેરા. ભાવે૦ ૧૦

લાખ ચૌંયાલીસ સહસ છયાલીસ
ચાર સયાં ષટ (૪૪,૪૬,૪૦૬) વંદો.
સાધ્વીનો પરિવાર મનોહર.
પ્રણમી પાપ નિકંદો. ભાવે૦ ૧૧

લાખ પંચાવન સહસ અડયાલીસ (૫૫,૪૮૦૦૦),
શ્રાવક સમકિત ધારી.
એક કોડિ પણ લાખ અડત્રીસ સહસ્ર (૧,૫,૩૮૦૦૦)
શ્રાવિકા શુદ્ધ વિચારી. ભાવે૦ ૧૨

ચૌવીસે જિનવરનો પરિકર,
સહુ ઉઠી પ્રણમીજે.
ખિમાવિજય પંડિત ગુણ ઠાણે
જિન પદ રંગ રમીજે. ભાવે૦ ૧૩

॥ ઇતિ જૈન પ્રમાણે ૨૪ શે તીર્થંકરોના ગણધરાદિના પરિમાણ

સ્તવન.

---

## બાર ચક્રવર્તીઓ અને તેમનાં નગર આદિનો કોઠો. ૧

| | નામ | નગરી | પિતા | માતા | ઉંચાઇ | આયુષ્ય | ગતિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ભરત | વિનીતા | ઋષભદેવ | સુમંગળા | ૫૦૦ ધનુષ્ય | ૮૪ લાખપૂર્વ | મોક્ષ |
| ૨ | સગર | અયોધ્યા | સુમિત્ર | યશોમતિ | ૪૫૦ ,, | ૭૨ લાખપૂર્વ | ,, |
| ૩ | મઘવા | શ્રાવસ્તી | વિજય | ભદ્રા | ૪૨॥ ,, | ૫ લાખ વર્ષ | ત્રીજા દેવલોકમા |
| ૪ | સનત્કુમાર | હસ્તિનાપુર | અશ્વસેન | સહદેવ | ૪૧॥ ,, | ૩ ,, | ,, |
| ૫ | શાંતિનાથ | ,, | વિશ્વસેન | અચિરા | ૪૦ ,, | ૧ લાખ વર્ષ | મોક્ષ |
| ૬ | કુંથુનાથ | ,, | શૂર | શ્રીદેવી | ૩૫ ,, | ૯૫ હજાર વર્ષ | ,, |
| ૭ | અરનાથ | ,, | સુદર્શન | મહાદેવી | ૩૦ , | ૮૪ ,, | ,, |
| ૮ | સુભુમ | તાપસાશ્રમ | કૃતવીર્ય | તારા | ૨૮ ,, | ૬૦ ,, | ૭ મી નરકે |
| ૯ | મહાપદ્મ | હસ્તિનાપુર | પદ્મોત્તર | જ્વાલા | ૨૦ ,, | ૩૦ ,, | મોક્ષ |
| ૧૦ | હરિષેણ | કાંપિલ્યપુર | મહાહરિ | મહિષી | ૧૫ ,, | ૧૦ ,, | ,, |
| ૧૧ | જય | રાજગૃહ | વિજય | વપ્રા | ૧૨ ,, | ૩ ,, | ,, |
| ૧૨ | બ્રહ્મદત્ત | કાંપિલ્યપુર | બ્રહ્મરાજા | ચૂલિની | ૭ ,, | ૭૦૦ વર્ષ | ૭ મી નરકે |

## નવ વાસુદેવો અને તેમનાં નગર આદિનો કોઠો. બીજો

| | નામ | નગર | પિતા | માતા | ઉંચાઇ | ગતિ | આયુષ્ય વર્ષ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ત્રિપૃષ્ઠ | પોતનપુર | પ્રજાપતિ | મૃગાવતી | ૮૦ ધનુષ્ય | ૭ મી નરકે | ચારાસી લાખ પૂર્વ |
| ૨ | દ્વિપૃષ્ઠ | દ્વારાવતી | બ્રહ્મરાજા | ઉમા | ૭૦ ધનુષ્ય | છઠ્ઠી નરકે | × બહોત્તેર લાખ પૂર્વ |
| ૩ | સ્વયંભૂ | દ્વારાવતી | રૂદ્રરાજા | પૃથ્વી | ૬૦ ધનુષ્ય | ,, | સાઠ લાખ પૂર્વ |
| ૪ | પુરૂષોત્તમ | દ્વારાવતી | સોમરાજા | શીતા | ૫૦ ધનુષ્ય | ,, | ત્રણ લાખ |
| ૫ | પુરૂષસિંહ | અશ્વપુર | શિવરાજા | અચંકા | ૪૫ ધનુષ્ય | ,, | એક લાખ |
| ૬ | પુરૂષપુંડરીક | ચક્રપુર | મહાશિરા | લક્ષ્મવતી | ૩૯ ધનુષ્ય | ,, | ૬૫ હજાર |
| ૭ | દત્ત | વાણારસી | અગ્નિ-શિખ | શેષવતી | ૨૬ ધનુષ્ય | ૫ મી નરકે | ૫૬ હજાર |
| ૮ | લક્ષ્મણ | અયોધ્યા* | દશરથ | સુમિત્રા | ૧૬ ધનુષ્ય | ૪ મી નરકે | ૧૨ હજાર |
| ૯ | કૃષ્ણ | દ્વારિકા* | વસુદેવ | દેવકી | ૧૦ ધનુષ્ય | ૩ જી નરકે | ૧ હજાર |

## ‡ નવ બલદેવો અને તેમના નગર આદિનો કોઠો. ૩જો

| | નામ | નગર | પિતા | માતા | ઉંચાઇ | આયુષ્ય વર્ષ | ગતિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અચલ | પોતનપુર | પ્રભાવતિ | ભદ્રા | ... | ૮૫ | મોક્ષ |
| ૨ | વિજય | દ્વારિકા | બ્રહ્મરાજા | સુભદ્રા | ... | ૭૫ | ,, |
| ૩ | ભદ્ર | દ્વારિકા | રૂદ્રરાજા | સુપ્રભા | ... | ૬૫ | ,, |
| ૪ | સુપ્રભ | દ્વારિકા | સોમરાજા | સુદર્શના | ... | ૫૫ | ,, |
| ૫ | સુદર્શન | અશ્વપુર | શિવરાજા | વિજયા | ... | ૧૭ | ,, |
| ૬ | આનંદ | ચંદ્રપુર | મહાશિરઃ | વૈ તી | ... | ૮૫ | ,, |
| ૭ | નંદન | વાણારસી | અગ્નિશિખા | જયંતી | ... | ૬૫ | ,, |
| ૮ | પદ્મ(રામ) | અયોધ્યા* | દશરથ | કૌશલ્યા (અપરાજીતા) | ... | ૧૫ | ,, |
| ૯ | બલભદ્ર | દ્વારિકા | વસુદેવ | રોહિણી | ... | ૧૨ | ૫ મો બ્રહ્મ દેવલોક |

× બીજું નામ દ્વારિકા. + ત્રિશષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રમા ૭૪ લાખ લખેલુ છે.

* લક્ષ્મણ અને રામનું જન્મસ્થાન રાજગૃહિ, કૃષ્ણની મથુરા અને બલભદ્રની શૌર્યપુર.

‡ બલદેવોના શરીરની ઉંચાઇ જુદી લખેલી નથી, જેથી તેઓ તેમના નાના ભાઇ વાસુદેવના પ્રમાણે ઉંચાઇમા હોવાનું અનુમાન થાય છે.

## નવ પ્રતિવાસુદેવો અને તેમનાં નગર આદિનો કોઠો. ચોથો.

| | નામ | નગર | પિતા | માતા | ઉચાઇ § | આયુષ્ય | ગતિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વગ્રીવ | રત્નપુર | મયુરગ્રીવ | નીલાજના | | | ૭ મી નરકે |
| ૨ | તારક | વિજયપુર | શ્રીધર | શ્રીમતી | ૭૦ | ૭૨ | ૬ ઠ્ઠી નરકે |
| ૩ | મેરક | નંદનપુર | કેશરી | સુંદરી | ૬૦ | ૬૦ | ,, નરકે |
| ૪ | મધુ | પૃથ્વીપુર | વિલાસ | ગુણવતી | ૫૦ | ૩૦ | ,, નરકે |
| ૫ | નિશુભ | હરિપુર | | | ૪૫ | ૧૦ | ,, નરકે |
| ૬ | બલી | અરિંજય | | | ૨૬ | ૫૦ | ,, નરકે |
| ૭ | પ્રલ્હાદ | તિલકપુર | | | | | નરકે |
| ૮ | રાવણ | લંકા * * | રત્નશ્રવા | કૈકસી | ૧૬ થી કાઇક વધારે | | ૪થી નરકે |
| ૯ | જરાસંધ | રાજગૃહ | વૃહદ્રથ | | | | ૪થી નરકે |

§ પ્રતિવાસુદેવોમા કેટલાકની ઉચાઇ તથા આયુષ્ય જણાવેલાં નથી જેથી તેમના વખતમા વાસુદેવો પ્રમાણે તે હોવાનું અનુંમાન કરી શકાય છે.

* * રાવણનું જન્મ પાતાલ લંકામા.

**ઇતિ ૬૩ માંના ૨૪-૧૨ નવનવનાં ત્રણત્રિક સંબંધી કેટલીક બાબોતોના વિચારોનું પ્રકરણ ૫ મું સમાપ્ત.**

# વૈદિક મતના ૨૪ આદિ અવતારોનું પ્રકરણ ૬ ઠું.

## પૌરાણિક મતે ચોવીસ અવતારો.



વૈદિક સંપ્રદાયમાં પ્રસિદ્ધિ પામેલા **ભાગવતાદિ** પુરાણોમાં **વિષ્ણુના** ૨૪ અવતારોનુ વર્ણન આવે છે. **વિષ્ણુએ શુક્રાચાર્યની** માનું માથુ કાપી નાંખ્યું ત્યારે શુક્રે શાપ આપ્યો કે તમે આ સંસારમાં સાતવાર મનુષ્ય શરીર ધારણ કરશો ત્યારથી વારંવાર **વિષ્ણુ** જન્મ લે છે. તેમના ચોવીસ અવતારોમાં પણ દસ અવતારો મુખ્ય ગણાય છે.

**સ્વધર્મનિષ્ઠ દેવીજીવન** ગ્રંથમાં પૃ ૨૫ થી જે ચોવીસ અવતારોનું વર્ણન આપવામાં આવ્યું છે, તે નીચે મુજબ છેઃ—

×૧ સનકાદિ અવતાર — પરમાત્માએ પ્રથમ **બ્રહ્માથી સનકાદિ** કુમારોનો અવતાર લઇ, બ્રાહ્મણ થઇ, દુઃખથી પાળી શકાય એવું અખંડિત બ્રહ્મચર્ય પાળ્યું

૨ વરાહ અવતાર. — બીજે અવતારે આ જગતની ઉત્પત્તિને માટે, રસાતળમાં ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે યજ્ઞના સ્વામી શ્રીહરિએ વરાહનુ શરીર ધારણ કર્યું હતું.

૩ નારદ અવતાર. — ત્રીજે અવતારે તે પરમાત્માએ ઋષિના જન્મમા **નારદનો** અવતાર ધારણ કરી અન્યને **નારદ પંચરાત્ર** કહ્યું.

૪ નર-નારાયણ — ચોથા અવતારે ભગવાનને ધર્મની સ્ત્રીથી નર અને નારાયણ નામના ઋષિરૂપે જન્મીને અંતઃકરણની શાંતિ આપનારૂં તપ કર્યું.

૫ કપિલ અવતાર. — પાચમો અવતાર **કપિલનો** ધારણ કરીને સિદ્ધપુરૂષોના ઇશ્વર થયા, અને આસુરી નામના બ્રાહ્મણોને સાંખ્યશાસ્ત્ર શીખવ્યું.

× એ ચાર અવતારોના-ગામ, ઠામાદિ મલે છે બીજાઓનો પત્તો કેમ નથી જણાતો ? આ અવતારોની શરૂઆત કયા કાલથી ? પ્રલયથી માનીએતો તે કેવા સ્વરૂપનો ? અને આ ચાલતો કેટલામો ?

દત્તાત્રેય અવતાર. છઠ્ઠે અવતારે **અનસૂયા** તથા **અત્રિ** ઋષિની પ્રાર્થના ઉપરથી તેમને ત્યા **દત્તાત્રેય** ભગવાન્ પુત્રરૂપે અવતર્યા, અને **અલર્ક** રાજાને તેમ **પ્રહ્લાદાદિ** ભક્તજનોને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો.

૭ યજ્ઞાવતાર સાતમા અવતારે **રુચિ** ઋષિથી **આકુતિ** નામની સ્ત્રી વિષે યજ્ઞાવતાર ધારણ કર્યો, અને **યામ** વિગેરે પુત્રો અને દેવો સાથે સ્વયંભૂ મન્વંતરનું પાળણ કર્યું.

૮ ઉરૂક્રમ (ઋષભદેવ)અવતાર આઠમા અવતારે **નાભિ** રાજાની **મેરૂદેવી** નામની સ્ત્રીથી 'ઉરૂક્રમ' (**ઋષભદેવ**) જન્મ્યા. અને પરમહંસનો માર્ગ બતાવ્યો.

૯ પૃથુઅવતાર. નવમો અવતાર **પૃથુરાજનો** થયો, જેમણે પૃથ્વીમાંથી

૧૦ હંસાવતાર ઔષધિઓનું તથા સર્વ વસ્તુઓનું દોહન કર્યું.

૧૧ ઇશ્વરાવતાર. તેમ હંસાવતાર, અને હરિના ઇશ્વર અવતારો પણ થયા.

૧૨ મત્સ્યાવતાર. ચાક્ષુષમન્વંતરમા જ્યારે સમુદ્રો એકત્ર થવાથી પ્રલય થયો ત્યારે ભગવાને મત્સ્યાવતાર ધારણ કરી પૃથ્વીરૂપ નૌકામાં **વૈવસ્વત** મનુને બેસાડી તેમની રક્ષા કરી એ બારમો અવતાર છે.

૧૩ કચ્છપાવતાર. તેરમા અવતારે-દેવો અને દાનવો સમુદ્રનું મંથન કરવા લાગ્યા ત્યારે ભગવાને કાચબાનું રૂપ ધરી પીઠ ઉપર મંદરાચલને ધારણ કર્યો.

૧૪ ધન્વંતરી. ચૌદમો અવતાર ધન્વંતરીનો ધારણ કરીને અમૃત આણ્યું.

૧૫ મોહિની અવતાર. પંદરમો અવતાર મોહિનીનો ધારણ કરી સ્ત્રીના (મોહિનીના) રૂપથી દાનવોને મોહિત કરી દેવોને અમૃત પાયું.

૧૬ નૃસિંહાવતાર સોલમો નૃસિંહાવતાર ધારણ કરી મદમત્ત **હિરણ્યકશિપુ** દૈત્યને ચીરી નાંખ્યો.

૧૭ વામન અવતાર. સત્તરમો અવતાર ધારણ કરી **બલિ** રાજાના યજ્ઞમાં જઇ તેના પાસેથી સ્વર્ગ પાછું લેવા ત્રણ ડગલા પૃથ્વી માંગી.

૧૮ પરશુરામ અવતાર — અઢારમો અવતાર **પરશુરામનો** ધારણ કરીને ૨૧ વાર પૃથ્વી નિઃક્ષત્રિય કરી.

૧૯ વેદવ્યાસ અવતાર. — ઓગણીસમા અવતારે **પરાશર** ઋષિથી **સત્યવતીના** પેટે ભગવાન્ **વેદવ્યાસ** જન્મ્યા.

૨૦ રામ અવતાર. — વીસમો અવતાર-દેવતાઓનું કામ કરવાની ઇચ્છાથી **રામ** રૂપી રાજાનો અવતાર થયો, અને સમુદ્રનિગ્રહ વિગેરે પરાક્રમો કર્યાં.

૨૧ બલરામ — એકવીસમા અને બાવીસમા અવતારે **બળરામ** અને

૨૨ અને કૃષ્ણ અવતાર. — કૃષ્ણ એવાં નામથી **વિષ્ણુ** કુળમાં અવતાર લઇને પૃથ્વીનો ભાર ઉતાર્યો.

૨૩ બુદ્ધાવતાર. — તે પછી ત્રેવીસમા અવતારમાં અસુરોનું બળ વધ્યું તેમને મોહિત કરવા માટે ભગવાન્ 'કિકટ 'દેશમાં–' ગયા ' પ્રદેશમાં **બુદ્ધને** નામે અવતર્યા હતા.

૨૪ કલ્કી અવતાર. — તે પછી ચોવીસમો અવતાર " કલ્કી " ભગવાન્નો થશે.

| | ચોવીસ અવતારોનો ક્રમ | દશ અવતારોનો ક્રમ. | |
|---|---|---|---|
| ૧ | શનકાદિ | ૨૦ મા કયા કયા નંબરના. | |
| ૨ | વરાહ અવતાર. | વરાહજી ત્રીજે નંબર છે. | ૩ |
| ૩ | નારદ અવતાર. | | |
| ૪ | નર–નારાયણ | | |
| ૫ | કપિલ અવતાર | | |
| ૬ | દત્તાત્રેય | | |
| ૭ | યજ્ઞ અવતાર. | | |

| | | | |
|---|---|---|---|
| ૮ | ઉરૂક્રમ–ઋષભદેવ | | |
| ૯ | પૃથુરાજા | | |
| ૧૦ | હંસાવતાર. | | |
| ૧૧ | ઇશ્વરાવતાર. | | |
| ૧૨ | મત્સ્યાવતાર. | મત્સ્ય અવતાર પેહેલે નંબરે છે | ૧ |
| ૧૩ | કચ્છપાવતાર. | કચ્છપા અવતાર બીજે નંબરે છે. | ૨ |
| ૧૪ | ધનવંતરી અવતાર. | | |
| ૧૫ | મોહિની અવતાર. | | |
| ૧૬ | નૃસિંહાવતાર. | નૃસિંહાવતાર ચોથે નંબરે છે. | ૪ |
| ૧૭ | વામનાવતાર | વામનાવતાર પાચમે નંબરે છે. | ૫ |
| ૧૮ | પરશુરામાવતાર. | પરશુરામાવતાર છઠે નબરે છે. | ૬ |
| ૧૯ | વેદવ્યાસાવતાર | | |
| ૨૦ | રામાવતાર | રામાવતાર સાતમે નંબરે છે. | ૭ |
| ૨૧ | બળરામાવતાર. | | |
| ૨૨ | શ્રી કૃષ્ણાવતાર | શ્રી કૃષ્ણાવતાર આઠમે નંબરે છે. | ૮ |
| ૨૩ | બુદ્ધાવતાર | શ્રી બુદ્ધાવતાર નવમે નંબરે છે. | ૯ |
| ૨૪ | કલ્કી અવતાર. ( હજુ થવાનો ) | કલ્કિ ( ભવિષ્ય અવતાર ) દસમે નબરે છે. | ૧૦ |

આ ૨૪ માં–મત્સ્ય અને કછપ–બારમાં અને તેરમાં છે. તે દશમાં પહેલા બીજા નંબરે છે. અને ૨૪ માં વરાહ બીજે નંબરે છે તે દશમાં ત્રીજે નંબરે કલ્પાયા છે. તેનો વિચાર કરવાને માટે આ કોઠો લખીને બતાવ્યો છે.

**॥ ઇતિ વૈદિકે ૨૪ માં ના ૧૦ અવતારો ક્રમ રહિત જોવાનો કોઠો**

# વૈદિકે દશ અવતારોનાં કાર્યક્રમ.

## દશ અવતારોનું વર્ણન.

નામ—

"मत्स्यः १ कूर्मो २ वराहश्च ३ नृसिंहोऽथ ४ वामनः ५ रामो॥
६ रामश्च ७ कृष्णश्च ८ बुद्धः ९ कल्की १० च ते दश" ॥

દશ અવતારોનાં કાર્યો—

"वेदानुद्धरते १ जगन्निवहते २ भूगोलमुद्बिभ्रते ३ दैत्यं दारयते
४ वलिं छलयते ५ क्षत्रक्षयं कुर्वते ६ पौलस्त्यं जयते ७ हलं कलयते
८ कारुण्यमातन्वते ९ म्लेच्छान् मूर्च्छयते १० दशाकृतिकृते
कृष्णाय तुभ्यं नमः ॥१॥"

(गीत गोविंद)

### १ वेदान् उद्धरते

પ્રથમ મત્સ્યાવતારનું સ્વરૂપ

શંખ નામનો દૈત્ય ચારે વેદોને લઇને પૃથ્વી તળમાં પેસી ગયો, ત્યારે કૃષ્ણ ભગવાને 'મત્સ્ય' નો અવતાર લઇ **શંખની** પાછળ પાતાળમાં જઇને તેની પાસેથી ચારે વેદોને લઇ પાછા પૃથ્વી ઉપર લાવીને મૂકયા.

### २ जगन्निवहते.

બીજા કચ્છપાવતારનું સ્વરૂપ.

એક વખતે પૃથ્વી પાતાળમાં જવા લાગી, ત્યારે કૂર્મ કાચબાનો અવતાર ધારણ કરીને **શ્રીકૃષ્ણ** ભગવાને પોતાની પીઠ ઉપર તેને ધારણ કરી રાખી.

### ३ भूगोलमुद्बिभ्रते

ત્રીજા વરાહાવતારનું સ્વરૂપ.

પછી વરાહનું રૂપ ધારણ કરીને પોતાની બે દાઢાઓથી આ પૃથ્વીને પકડી રાખી.

### ४ दैत्यं दारयते

સર્વે દૈત્યો (દાનવો) **શિવના** ભકત હતા, પરંતુ **હિરણ્યકશિપુ**

તેથી વિષ્ણુ ભગવાને તેજ તાપસના ઘરમા **પરશુરામ**નો અવતાર ધારણ કરી સહસ્રારને મારી અને પછીથી ૨૧ વાર નિઃક્ષત્રિય પૃથ્વી કરી.

### ૭ पौलस्त्यं जयते

**રાવણ** નામના દૈત્યે યજ્ઞનો નાશ કરવાને ઉપદ્રવો કર્યા, ત્યારે વિષ્ણુ ભગવાને **રામ**નો અવતાર લઇ **રાવણ**નો સર્વથા નાશ કર્યો.

રામાવતારનું સ્વરૂપ

આ ત્રણ અવતારો ૧૨૯૬૦૦૦ વર્ષના પ્રમાણવાળા ત્રેતાયુગમાં થયાં છે.

### ૮ हलं कलयते

**કંસા** દિક દૈત્યોનો નાશ કરવાને ' દ્વારિકા ' નગરીમાં શ્રી કૃષ્ણજીના સ્વરૂપે સાક્ષાત અવતાર પણે આવ્યા.

આઠમો કૃષ્ણાવતાર

### ૯ कारूण्य मातन्वते

શ્રી વિષ્ણુ ભગવાને નવમો અવતાર **બુધ્ધ**નો લીધો, તે વખતે દયા ઉત્પન્ન થવાથી યજ્ઞમાં થતી હિંસાની નિંદા કરી, અને બધા મ્લેચ્છોના મંદિરોની વૃદ્ધિ કરી.

બુદ્ધાવતારનું સ્વરૂપ.

આ બે અવતારો ૮૬૪૦૦૦ વર્ષના પ્રમાણવાળા દ્વાપર યુગમાં થયા.

### ૧૦ म्लेच्छान् मूर्च्छयते

આ દશમો અવતાર થયો નથી, પણ આગળ ઉપર મ્લેચ્છોનો નાશ કરવાને માટે કલિકાળમાં શ્રી વિષ્ણુ ભગવાન **કલ્કી**નો અવતાર ધારણ કરવાના છે.

દશમો કલ્કી અવતાર.

આ પ્રમાણે દશ અવતાર ધારણ કરી જગતના ઉદ્ધારક શ્રી કૃષ્ણ ભગવાનને **ગીતગોવિંદ** ગ્રંથના કર્તા ( **જયદેવ** ) નમસ્કાર કરે છે.

૧૦ અવતારોમાંના પહેલા ચાર કૃતયુગમાં થએલા બતાવ્યા છે તેમાં વરાહ ત્રિજે છે, અને ૨૪'માં વરાહ બીજે નબરે છે. એ ક્રમ જોતાં ચોવીશે અવતારો કૃતયુગથીજ થવા લાગ્યા જણાય છે. પરંતુ આ ચાલતા ચાર યુગના પહેલાં અવતારોના સંબંધે વૈદિકોમાં કેવા પ્રકારની વ્યવસ્થા ચાલતી હતી ?

**॥ ઇતિ-વૈદિકે એકજ વિષ્ણુના દશ અવતારોનું કિંચિત્ વર્ણન કરીને બતાવ્યું. ॥**

## અવતારો વિષે આધુનિક વિદ્વાનોના મતો.

### સૂર્યની સાથે સરખાવેલા દશ અવતારો.

* (૧) અંગ્રેજી સાહિત્ય અને પુરાણ કથા (તુલનાત્મક સમીક્ષા) પૃ. ૫૦ થી લખે છે કે—" વિષ્ણુંને લગતી દશાવતાર વિષયક કથાઓ સૂર્યની વિવિધ દિનચર્યા વિષે થતી દશાઓ તથા ક્રિયાઓને ઉદ્દેશીને લખાયેલા રૂપકો શિવાય બીજું કશું પણ નથી " ઇત્યાદિથી શરૂ થતો ઉલ્લેખનો ટુંકસાર—

૧. પ્રકાશરૂપી સમુદ્રમાં ડુબી–અદ્દષ્ટ થઇ રહેલો જે સૂર્ય તે **મત્સ્ય** છે.

૨. કર, પાદાદિ અંગનું પ્રસારણ થવા પૂર્વની દિશા ઉપરથી તે પુનઃ કૂર્મરૂપ ગણાય

૩. રાત્રિરૂપી પ્રલયને આધીન થયેલી પૃથ્વીને બહાર ખેંચી કાઢનાર જે સૂર્ય તે **વરાહ** છે.

૪. કર, પાદાદિયુકત સૂર્ય તે નરસિંહ છે, અને તે પૂર્વનું તેનું જે સ્વરૂપ તે છે

૫. **વામન** થએલો સૂર્ય ઉદય પામી આકાશના મધ્યમાં વિરાજી અસ્ત પામતા સુધામાં ત્રણ દશામાં રહીને અંધકારને પાતાલમાં પૂરી રાખે છે.

૬. **પરશુરામ** રૂપી સૂર્ય પોતાના પ્રખર કિરણો (પરશુ) વડે પૃથ્વીને નક્ષત્રી (જળ વિનાશી) કરી મુકે છે,

૭. **રામ**–વિષ્ણુ તે સૂર્યનું સ્વરૂપ છે. × × × × **રામ**રૂપી સૂર્ય પોતાની બાલ્યાવસ્થામાં **પરશુરામ** નો પરાજય કર્યો હતો, એ વાત આકાશમાં થતાં રૂપાંતરનું રૂપક છે એમ કહી શકાય છે.

---

* આ ગ્રંથના લેખક–**જયસુખરાય** વિ. **પુરૂષોત્તમરાય** જોસીપુરા એમ. એ. ટ્રાંસલેટર, વિદ્યાધિકારી કચેરી–વડોદરા.

૮. **રામ**નો અવતાર થઇ ગયા બાદ વિષ્ણુએ પુન કૃષ્ણરૂપે અવતાર ધારણ કર્યો છે. આ કૃષ્ણ પુનઃ વિષ્ણુ એટલે સૂર્યનું એક સ્વરૂપ છે.

૯. કૃષ્ણરૂપી સૂર્યનું સ્વરૂપ અવસ્થાતરને પામતાં બુદ્ધનું સ્વરૂપ ધારણ કરે છે. વિષ્ણુ નવમા અવતારમા બુદ્ધનું શરીર ધારણ કરે છે. આ 'બુદ્ધ' શબ્દનો અર્થ જણાયલો જોવાયલો કે ડાહ્યો પુરૂષ થાય છે. + + + દૈત્યોની મતિને મોહ કરનારો અને લલચાવનારો વેષ ધારણ કરે છે એ વાત સૂર્યની અસ્તકાળે થતી મોહકતાને સૂચવનારી છે. + + + બુદ્ધરૂપી સૂર્યનો **અમલ** થતા અર્થાત્ રાત્રિનો સમય થતા યજ્ઞાદિ ધર્મ કાર્યો થતા પણ બંધ પડે છે.

૧૦ કલ્કી × × × અર્થાત્ રાત્રિના અંધકારમાં ડુબેલા જગતને વિષ્ણુરૂપી સૂર્ય ફરીથી ઉદય પામી પ્રકાશ યુક્ત બનાવશે × ×"

ઉપર પ્રમાણે વિષ્ણુરૂપી સૂર્યના દશ અવતારોનું આપણે અવલોકન કરી ગયા છીએ. એ અવલોકનનો સાર માત્ર એટલોજ કે સૂર્ય ઉગીને ગગન મંડળમાં રહીને અસ્ત પામતા સુધીમાં નવ જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરે છે + ×

કોઇ ઉપલકિયા વાચકને ઉક્ત સર્વ કથાઓ કેવળ કલ્પનાના કુસુમો રૂપ દેખાશે, પરંતુ × × × હિંદુ આર્યોએ સમયાનુકુલ વેષ પોતાની ધર્મભાવનાને પહેરાવીને પોતાના અસલ ધર્મવિચારનું **કેવી** રીતે પાલણ કર્યું છે. + + +

વેદમાં જેવી રીતે દેવની શકિતને તેની ચોષા કલ્પવામાં આવી છે, તેવી રીતે પુરાણોમા પણ થએલુ છે પૌરાણિક–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવોની જે જે શકિત, તે તેમની પત્નીરૂપ ગણાવા પામી છે."

---

† (૨) આર્યોના તહેવારોનો ઇતિહાસ (પૃ. ૨૧૩) લખ્યું છે કે—
ઉત્ક્રાંતિના તત્વને અનુસરીને કેટલાએક એમ કહે છે કે—

૧. 'મત્સ્ય' એ હાથ પગ વગરનો, ૨ "કુર્મ" મત્સ્ય કરતાં ઉપલી-કોટીનો.

---

† આ ગ્રંથના રચનાર. ઋગ્વેદી. વિ. સં. ૧૯૭૯ માં પુરા તત્ત્વ મંદિર અમદાવાદથી બહાર પડેલું.

૩ આગલી પાયરી જે ચતુષ્પાદ પશું તેનો દાખલો "**વરાહ**"

૪. એ પછી '**નરસિંહ**' નર પશુનુ એકીકરણુ પૂર્ણ અવસ્થાએ પહોંચેલો, મનુષ્યના પહેલાનો

૫. અપૂર્ણ દશાએ પહોંચેલી માનવી આકૃતિ યાચકરૂપ "**વામન**"

૬. પછી તામસી વૃત્તિથી ભરેલ બલવાન્ પૂર્ણ રીતે વધેલો મનુષ્ય "**પરશુરામ**"

૭ તામસીવૃત્તિનો લોપ થઇને સાત્વિકવૃત્તિની વૃદ્ધિવાળા "**રામ**"

૮ પછી જેમનામાં સત્વ, રજસ્, તપ, રાગ, દ્વેષ નથી એવો કેવળ, સત્યના જોર ઉપર ઝુઝનારો. પરંતુ બુદ્ધિનો ઉપયોગ કરી નિષ્કામ કરનારો મુત્સદ્દી "કૃષ્ણ છે."

૯ રામ કરતાં પણ ઉપલે દરજ્જે પગથીએથી ચડેલો જગત્માં સુખ દુઃખ તરફ સમ ભાવે જોનારો એ જીવનમુક્ત પુરૂષ છે. પોતાની જાતે જીવનમુકત થવાસાં કાંઇ વિશેષ નથી, પરંતુ આત્મબળથી આખા માનવ સમાજને પૂર્ણ અવસ્થાએ પહોચાડવો જોઇએ એવું પ્રતિપાદન કરનારો પૂર્ણપ્રજ્ઞ 'બુદ્ધ' તે પછી થયો.

અર્થાત્ '**મત્સ્ય**' પછી 'કૂર્મ' ક્રમે ક્રમે '**વરાહ**' '**નૃસિંહ**' થયા શરૂઆતમાં પૂર્ણદશાએ નહી પહોચેલો મનુષ્ય તે જ '**વામન**' ત્યાર પછી રાગદ્વેષથી ભરેલો મનુષ્ય તે ' '**પરશુરામ**' તેનાથી સાત્વિક તે 'રામ' **રામ** કરતાં ઉચ્ચ સમાજીક પ્રગતિ બતાવનાર 'શ્રી કૃષ્ણ' અને સર્વ જગતનો ઉદ્ધાર કરવાની મહત્વાકાંક્ષા કરનારો મનુષ્ય તે 'બુદ્ધ' એવી રીતે આ અવતારોની સંકળના છે એવું ઉત્ક્રાંતિવાદી હિંદુઓ કહે છે."

આગળ જતાં પૃ. ૮૪-૮૫મા લખે છે કે-

"કેટલાંક કારણોને બતાવીને કહ્યું હતું કે-**રામ**નો અવતાર ગણવાનો વિચાર **વાલ્મિકી**નો હોય એમ લાગતું નથી. ઇ. સ. ના ૧૩માં સૈકામાં ઉપાસના ચાલુ હતી.

† **ગીતારહસ્ય.** ભાગ. ૪ પૃ. ૫૪૯માં લોક માન્ય **તિલક** મહાશય લખે છે કે:—

† ગુજરાતીમા ભાષાતર કર્ત્તા-ઉત્તમલાલ કે. ત્રિવેદી.

" **ભાગવત** પુરાણ અને **પંચરાત્ર** આ બન્ને ગ્રંથોમા બુદ્ધને વિષ્ણુનો અવતાર કહેલો છે, પણ **નારદીય** આખ્યાનમા વર્ણવેલા દશ અવતારમા બુદ્ધની ગણના નથી અને પહેલો અવતાર ' હંસ ' અને આગળ જાતા ' કૃષ્ણ ' પછી એકદમ **કલ્કી** કહેલો છે. ( મ. ભા. શા. શ્લો. ૩૩૯, ૧૦૦, ) "

(૩) + વેદાંત મતનાવલી આપણા પુરાણો. પૃ. ૧૭ મા લખે છે કે—

" વિષ્ણુ એકલોજ દેવ છે. કે જેને ભૂમિ ઉપર અવતાર ધારણ કરવાનો સંપૂર્ણ હક્ક છે. આ ઉપરથીજ સુપ્રસિદ્ધ અવતારવાદ ઉપસ્થિત થાય છે જો કે તેઓની સંખ્યા દશનીજ ગણાય છે. તથાપિ **ભાગવત** અને અન્ય પુરાણોમા તેમને યુક્તિપુરઃસર અસંખ્ય ગણવામાં આવે છે.

આધુનિક વૃદ્ધિક્રમવાદ પ્રમાણે મનુષ્યને **મત્સ્યથી** આરંભી ઉચ્ચ ઉચ્ચ સ્થિતિમાં ઘટાવી લેવાની વાત આગળ દશની સખ્યાથી નિયત થએલો અવતાર વાદ તદ્દન હેતું શિવાય નથી. પોતાનાં કિરણ નીચે વિસ્તારતા તથા સર્વત્ર જીવન પ્રાણ બીજને વાવતા સૂર્યથી ઉર્ધ્વમૂળ અને અર્વાક્શાખ એમ વેદો ઉપનિષદો, તથા ભાગવત, ગીતામા વર્ણવાતા વિષ્ણુંનો પ્રિયવૃક્ષ, અશ્વસ્થ પીપળાના રૂપકનો વિશેષ ખુલાશો થાય છે. " ઈત્યાદિ.

× **કાળા કૃષ્ણની ધોળી બાજુ.** ( પૃ. ૨૯ ) મા લખે છે કે—

"હું પ્રભુના અવતારમાં જે માન્યતા ધરાવું છું તે જુદીજ છે. મારી માન્યતા એવી નથી કે માત્ર મચ્છ, કચ્છપાદિ પ્રભુના દશ કે ચોવીશ અવતાર છે. જો એમ હોય તો સર્વ જીવ માત્ર પ્રભુજ છે એમ જે શાસ્ત્રો કહે છે તે ખોટું પડે." વળી પૃ. ૬૮–૬૯ માં **ભાગવત** અધ્યાય ૨ નું ભાષાતર કરતાં શ્લો. ૨૬ માના ભાષાંતરમા જણાવે છે કે–" **બ્રહ્મા, સદાશિવ, નારદાદિક** મુનિઓ, અને અનુચર સહિત દેવતાઓએ ત્યા આવીને મનોરથ પુરનારા ભગવાનની સુદર વાક્યોથી આ પ્રમાણે ગર્ભસ્તુતિ કરી × × × "

શ્લો. ૩૯–૪૦ લખે છે કે–" હે નિત્યમુક્ત ! પરમેશ્વર ! આપ અજન્મા છે. તેથી તમારે જન્મ ધરવાનુ કારણ માત્ર ક્રીડા વિના બીજું કશું અમે ધારતા નથી કેમકે જીવને પણ જન્મ, મરણ અને સ્થિતિ માત્ર આપના સ્વરૂપના

---

+ ગુજરાતીયોજનાર–વિશ્વવિહારી અનુજ, નડીયાદ, ૧૯૦૧

× આ ગ્રંથના કર્તા અને પ્રકાશક વકીલ બલવંતરાય રઘુનાથ દેશાઇ.

અજ્ઞાનથી થાય છે, પણ વાસ્તવિક નથી. ત્યારે આપને તો એ જન્માદિક ન જ હોય એમાં શું કહેવું ? ॥ ૩૯ ॥ હે યદુકુલમા ઉત્તમ ! મત્સ્ય, અશ્વ, કચ્છપ, વરાહ, હંસ, રાજા, બ્રાહ્મણ, અને દેવતાઓમાં અવતાર ધરીને આપે બીજા સમયમા જેવું અમારૂં અને ત્રૈલોક્યનું રક્ષણ કર્યું છે તે પ્રમાણે હમણાં પણ કરો ? અને પૃથ્વીનો ભાર ઉતારો ? હે ઇશ્વર ! અમે આપણને પ્રણામ કરીએ છીએ. ૪૦"

આ ૩૯–૪૦ શ્લોકનું **અધ્યાત્મિક રહસ્ય** પૃ ૭૩ માં લખતાં જણાવ્યું છે કે–" જીવમાં રહેલી સર્વ દૈવી સંપત્તિઓ જાગૃત થઇ જાય છે. તે આત્મા આનંદના અવતારમાં તેઓને અધિકાધિક આનંદ લાગવા માંડે છે. અને તેથી પોતેજ પોતાની દૈવી ગુણોથી પોતાને કૃતાર્થ થએલું મન પોતાનીજ સ્તુતિ કરે છે.

આ શ્લોકનું અધ્યાત્મિક રહસ્ય આજ પ્રમાણે છે એમ ૩૫ માં શ્લોકથી સ્પષ્ટ થાય છે. વળી એ પછીના શ્લોકમાં પણ આત્મસ્વરૂપનું યથાર્થ વર્ણન કર્યું છે, તે પણ એમજ સિદ્ધ કરે છે કે અહિં જે ભગવાનનો અવતાર કહ્યો છે, તે બ્રહ્મ જીજ્ઞાસાના અર્થમાં છે."

॥ ઇતિ વૈદિક પંડિત–બળવંતરાયે–૧૦ અને ૨૪ શે અવતારો બ્રહ્મ જિજ્ઞાસાના અર્થમાં ગોઠવેલા છે.

---

**ધર્મ વર્ણન**—ગાયકવાડની આજ્ઞાથી તૈયાર કરનાર.

પ્રોફેસર—**આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.** પ્રકરણ ૧૪ મું પૃ. ૯૨

" અવતાર—**વિષ્ણુ** જગત્‌નો પાલન કર્તા છે, અને તેથી એને જગતના રક્ષણ માટે જગતમાં ઉતરી–પ્રગટ થઇ વિવિધ કાર્યો કરવાં પડે છે. એ ઉતરવું તે કાઇ અન્ય સ્થળેથી અત્રે આવવાનું નથી કારણ કે વિષ્ણુ તો સર્વ વ્યાપક છે પણ પોતાના અનંત સ્વરૂપમાંથી ઉતરી આ જગત્‌માં મ્હોટી મ્હોટી વિભૂતિ રૂપે પ્રગટ થવું એનું નામ અવતાર.

વિષ્ણુના દશ અવતાર ગણવામાં આવે છે. તે નીચે પ્રમાણે—

(૧) મત્સ્યઃ—મત્સ્ય જળની બહાર દેખાતો નથી પણ જળની અંદર સંચરે છે તેમ પરમાત્મા આ વિશ્વમાં ન દેખાતાં છતાં પણ અંદર રહેલો છે

(૨) કૂર્મઃ—કાચબો જેમ પોતાના અંગો સંકોચે છે અને પસારે છે તેમ પરમાત્માપણ પોતાના અંગના સંકોચ વિકાશથી જગત્ સર્જે છે અને સંહારે છે.

(૩) વરાહ;—જેને યજ્ઞ વરાહ પણ કહે છે. જલમાં ડુબેલી પૃથ્વીને એ ઉદ્ધારે છે. એ વરાહ ' તે આદિત્ય યજ્ઞમૂર્તિ વિષ્ણું.

(૪) નરસિંહ:—પરમાત્માના નર અને સિંહ–માનુષ્ય અને વિકરાલ ઉભયરૂપનો આમા સમાવેશ થાય છે.

(૫) વામન:—પરમાત્મા ન્હાનામાં ન્હોનો અને મ્હોટામા મ્હોટો પણ થાય છે. આખુ બ્રહ્માંડ એના ત્રણ પગલાં માટે પણ બસ થતું નથી ( જુઓ ઋગ્વેદ સંહિતા. )

(૬) પરશુરામ:—અભિમાની અને દુરાચારીને ઉથ્થડ કરનાર પરમાત્માનું સ્વરૂપ આમા બતાવ્યું છે.

(૭) રામ:—પરમાત્માના ન્યાય અને સત્યવચન રૂપી ધર્મનું રામાવતારમા દર્શન થાય છે.

(૮) કૃષ્ણ:—કૃષ્ણાવતારમાં ગોકુલના કૃષ્ણ અને ભારત યુદ્ધના કૃષ્ણ એ બે ભાવનાઓ એકઠી ભળી છે. ગોકુલ મથુરાના કૃષ્ણ તે ' ગોપ ' કૃષ્ણ; અને ભારત યુદ્ધના કૃષ્ણ તે અર્જુનના ' સખા ' કૃષ્ણ. પરમાત્મા સંબંધી આ બે ભાવનાઓ:—' ગોપ ' ની અને ' સખા ' ની, છેક ઋગ્વેદસહિતાથી ચાલી આવે છે. ત્યાં આદિત્ય ( વિષ્ણુ ) ને ' ગોપ ' વિશેષણ લગાડયુ છે, અને જીવાત્મા અને પરમાત્માને બે સખા–જોડીયા કહ્યા છે. એજ ' નર ' અને ' નારાયણ; ' અને એના અવતાર અર્જુન અને કૃષ્ણ. કૃષ્ણાવતારમા પ્રેમલક્ષણા ભક્તિ અને કર્મયોગનો ઉપદેશ થાય છે.

(૯) બુદ્ધ:—બુદ્ધાવતારમાં બોધ, શાન્ત, સમતા, દયા, વગેરે દયાળુ જ્ઞાની અને યોગીના ગુણો પ્રકટ થાય છે.

(૧૦) કલ્કિ:—કલ્કિ અવતાર એ સત્ય ન્યાય અને ધર્મના વિજયની મનુષ્યે બાંધેલી આશાની ભાવના."—

આ અવતારોના સંબંધે મારા બે બોલ.

જૈનમત પ્રમાણે સૃષ્ટિ અનાદિની છે. તેમજ વૈદિક મતે તૈત્રરીય બ્રાહ્મણમાં—लोकोसि। स्वर्गोसि। अनंतोस्यऽपारोसि। अक्षितोस्यऽक्षय्योसि। આ પાઠથી પણ સૃષ્ટિ અનાદિની સિદ્ધ થાય છે. છતાં પણ બ્રાહ્માદિક અનેક કર્તાઓ કલ્પાયા, તે સૃષ્ટિ કર્તાના પાઠો પણ અમોએ બતાવ્યા છે.

બીજી વાત—પ્રાચીન કાળના ઇંદ્ર, વરૂણ વગેરે દેવોના ઠેકાણે પુરાણુકારોએ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ કલ્પ્યા. પ્રાચીન કાળ માનીએ તો પુરાણુકારોથી જુદા કેવી રીતે પાડી શકાશે ? તેઓ વેદને વળગીનેજ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે દેવોની કથાઓ લખી રહ્યા છે.

ત્રિજી વાત—મત્સ્યાદિક અવતારોમા અનેક મતો પડેલા છે. સર્વવ્યાપક વિષ્ણુ અમારામા પ્રવેશ ન કરતાં મત્સ્યાદિકમાં પ્રવેશ શા કારણથી કરી ગયા ? એ બધા પંડિતોનું કહેવું શું છે તે અમો સમજી શકતા નથી.

વળી-નરસિંહ-મનુષ્ય અને વિકરાલ એ પ્રપંચ શા માટે ? સ્થાન ઉપર બેઠાં ધારેલું કરવા સમર્થ ન હતા ?

વળી-ત્રણ ડગલાંથી ભરતક્ષેત્રને માપનાર વિષ્ણુકુમાર સાધુ જુદા છે. કથા આગળ ઉપર અમોએ આપી છે તે જુઓ.

જો અભિમાની અને દુરાચારીને ઉચ્છેદ કરવાની સત્તાવાળો પરમાત્મા માનીએએ ત્યારે તો તે અમારા અંતરમાં સદા બેઠેલો કેમ નથી કરતો ? વળી ધર્મનીગ્લાનિ અને અધર્મનો ઉઠાવો થાય છે ત્યારે હું મને પોતાને પ્રકટ કરૂ છું. એમ જો પરમાત્મા પોતે કહેતા હોય તો પણ વિચારવા જેવું છે. ધર્મની ગ્લાનિ વિગેરેનું જ્ઞાન જો સ્થાન ઉપર બેઠા પરમાત્માને થતું હોય ત્યારે તો ત્યા બેઠાં કાર્ય કરવામાં કયો વાધો નડે તેમ છે ?

અમારા વિચાર પ્રમાણે—આ બધા લેખો સત્ય સ્વરૂપના નથી. પણ પૂર્વે કોઇ ચાલતા સત્ય ધર્મથી ફંટાઇ પંડિતમાનીઓથી લખાએલા છે. બાપનો કક્કો ખરો કરવા પંડિતોને ઉંધી ચતી કલ્પનાઓ કરવા પડે છે. તે સિવાય વિશેષ તત્વ અમો જોતા નથી. અને તે પંડિતો પણ જોઇ શકેલા નથી. તેથી પોતાની જુઠી કલ્પનાઓ કરી રહ્યા છે.

**॥ ઇતિ વૈદિક પંડિત-આનંદશંકરભાઇ ધ્રુવે બતાવેલા દશાવતારોના સ્વરૂપમાં અમારા બે બોલ કહ્યા**

## દશ અવતારોના વિષયમાં કિંચિત્ પરામર્શ.

**ગીતગોવિંદની** વ્યાખ્યામાં—મત્સ્ય, કૂર્મ, વરાહ અને નૃસિંહ આ ચાર અવતારો ૧૭૨૮૦૦૦ વર્ષના પ્રમાણુવાળા કૃતયુગમાં શ્રી વિષ્ણુ ભગવાને ધારણ કરેલા તેમાં-'મત્સ્ય'નો અવતાર પાતાલમાં ગયેલા વેદોને પાછા લાવવાને માટે, વળી બીજે ઠેકાણે **મનુ** ઋષિના ઉદ્ધારના માટે-મત્સ્યાવતાર લેવાનું બતાવ્યુ.

બીજો 'કૂર્મ'નો તે પાતાલમાં ગરક થતી પૃથ્વીને ધારણ કરવાના હેતુથી, વળી બીજે ઠેકાણે દાનવોનો નાશ કરાવવા આ અવતાર ધારણ કર્યો હતો.

ત્રિજો 'વરાહ'નો તે પોતાની દાઢો ઉપર પૃથ્વીને પકડી રાખવા માટે હતો.

ચોથો 'નૃસિંહ નો' પોતાના ભક્તનો પક્ષ કરી **શિવ**ના ભક્તને મારવા માટેનો હતો.

અહીં વિચાર થાય છે કે--મુખ પાઠે રહેતા એવા વેદોની હૈયાતી આજથી ચાર હજાર વર્ષના આસપાસની પંડિતોએ કલ્પી છે. કદાચ દશ વીસ હજાર વર્ષની હૈયાતી કલ્પીએ તો પણ આજથી લાખો વર્ષ ઉપર કેવા સ્વરૂપમાં રહેલા વેદોને દૈત્ય પાતાલમાં લઇ ગયો? 'ખેર' જો કદાચ પ્રથમ વેદોને લેતાં કે પાતાલમા પેસતાં વિષ્ણુભગવાને તે દૈત્યને અટકાવ્યો હોત. તો-મત્સ્યનો અવતાર લેવાની જરૂર પડતે કે?

કોઇ કહેશે કે વિષ્ણુને પ્રથમ ખબર ન પડી, તો તે વિષ્ણુ જ્ઞાની કેવી રીતે? અને પૃથ્વીના અને જગત્‌ના ઉદ્ધારક કેવી રીતે થયા?

૪ **હિરણ્ય કશિપુ શિવ** નો તો ભક્તજ હતોને, તો શું વિષ્ણુ એ શિવની સાથેનુ વેર લેવાને તેણે માર્યો? જો વેર લેવાનું કહીએછીએ ત્યારે તો માનેલા દેવત્રયીનો અર્થજ જુદો ઠરે છે. તો પછી આ બધા પ્રકારના બનાવોનો અર્થ શો?

૫ **પ્રલ્હાદ**ને વિષ્ણુએ પોતાનો ભક્તમાની-તેના ઇંદ્ર પદને કાયમ રાખવા **વામન**નો અવતાર લઇ **બલિરાજા**ને પાતાલમા ખોસી ઘાલ્યો, શું આવા પ્રકારનો પક્ષપાત ભગવાનને હોય?

પૌરાણિકોએ જૈનોના ગ્રંથોનો આશ્રય લઇ પોતાના લેખોમાં ઉંધી છત્તી કલ્પનાઓ સિવાય વિશેષ શુ કર્યું છે? જુઓ જૈન અને વૈદિકના સંબંધમાં લખાએલા અમારા આગળપર આવતા લેખો.

૬ **જમદગ્નિ** ઋષિએ ક્ષત્રીની કન્યા બલાત્કારથી પરણી. તે પત્નીનો ઝગડો પત્નીના ભાઇએ જોયો અને તે બન્નેને સંતાપ્યા તેમાં વિષ્ણુભગવાનને શું લાગ્યું કે ઋષિને ત્યાં પોતે જન્મ ધારણ કરી બધા ક્ષત્રીઓનો એકવીશ વાર નાશ કર્યો? આ કથાનો સાર જુવો જૈનોમાં.

૭ **રાવણ** નો નાશ કરવા વિષ્ણુએ **રામ**નો અવતાર લીધો. આ બધું **થાંધલ** થયું ત્રેતા યુગમાં.

હવે આગળ દ્વાપરમાં—કંસનો નાશ કરવા વિષ્ણુએ કૃષ્ણનો અવતાર લીધો. તેમના પછી નવમો બુદ્ધનો છે. તે વિષ્ણુનો અવતાર જગતનો ઉદ્ધાર કરવા અને વેદ વિધિથી થતી હિંસાના પાપથી બચાવવા આ અવતાર વિષ્ણુ ભગવાને દયાથી લીધો.

આ છેલ્લા અવતારથી તો એજ સિદ્ધ થાય કે જગતનું જો ભલુ થયું હોય તો આ બુદ્ધના અવતારથીજ થયું.

## પુરાણકારોએ કલ્પેલા બુદ્ધાવતાર

**હિંદુસ્તાનના મુખ્ય ધર્મો**–પૃ. ૧૦૫ થી–

" વિષ્ણુને પ્રાણીઓની દયા આવવાથી વેદકાલના કાળમાં થતા યજ્ઞ ઉપર અશ્રદ્ધા ઊત્પન્ન કરવા સારૂ તેણે બુદ્ધનો અવતાર લીધો."

**વીલ્કીન્‌સ** કહે છે કે–" બ્રાહ્મણ લેખકો એટલા બધા વિચક્ષણ હતા કે–તે એમ કહેતા કે જે કોઇ બુદ્ધના જેવા–મનુષ્યોને ઉપદેશ કરી આકર્ષણ કરે તે પરમેશ્વરનો અવતાર હોવોજ જોઇએ અને તેની અસર તેમના પોતાના ઉપદેશની વિરૂદ્ધ હતી તેથી તેઓ યુક્તિ વાપરીને એમ કહેતા કે–દેવતાઓના શત્રુને ખોટે રસ્તે દોરવા સારૂ બુધ્ધે પોતાના મતનો પ્રસાર કર્યો છે અને તેનો હેતું એ હતો કે તે શત્રુઓ પોતાના પાપથી નબળા અને પાપી થાય અને તેમનો જલદી નાશ થાય.

આમાં જરા વિચારવાનું કે–દયા ક્ષમાદિ ઉત્તમ ગુણોના ઊપદેશક બુદ્ધને અવતાર તરીકે બતાવનાર અમારા પૌરાણિકો, તે વિષ્ણુના અવતાર રૂપ બુદ્ધના ઉપદેશથી શત્રુઓને નબલા પડવાનું કહી તેમનો નાશ કરાવે છે. યજ્ઞના બહાને નિરપરાધી જીવો પર ઝુલમના ગૂજારનારને ધર્મી તરીકે લખનાર કયા દરજ્જાનો માનવો ? સજ્જનો ! બ્રાહ્મણીસત્તાના બ્રાહ્મણોમા કોઇ ન્યાય કે નીતિનો સંભવ હતો એમ દેખાય છે ખરો કે ? તદન જૂઠ લખતાં જેમને જરા પણ વિચાર ન હોય તેવા લેખકો ને કઇ કોટીમાં મૂકવા તે અમો સમજી શકતા નથી.

પ્રથમ ' **कारुण्य मातन्वते** ' એ **ગીતગોવીંદના** પાદથી જણાવ્યું હતું કે વિષ્ણુ ભગવાનને દયા ઉત્પન્ન થવાથી બુદ્ધનો અવતાર લઇ યજ્ઞમાં થતી હિંસાની નિંદા કરી અને બધા મ્લેછોનાં મંદિરોની વૃદ્ધિ કરી. "

આ લેખથી વિચાર થાય છે કે યજ્ઞમાં નિર્દયનાં કાર્ય થતાં હતાં, છતા પણ વિષ્ણુ ભગવાન ઘણા લાંબા કાળ સુધી તે વાતમાં સમ્મત રહ્યા, પછી દયા ઉત્પન્ન થવાથી વિષ્ણુ ભગવાને બુદ્ધનો અવતાર લઇ તે યજ્ઞમાં થતી હિંસાની નિંદા કરી તે તો અયોગ્ય ન ગણાય? પણ બધા મ્લેછોનાં મંદિરોની વૃદ્ધિ કરવાનો સંબંધ દયાની સાથે ન જુડતા હિંસાની સાથે લાગુ પડે, માટે બુદ્ધિમાનોને વિચારવાનુ રહે છે.

આગલ હિંદુસ્તાનના દેવોના લેખમાં જણાવ્યું છે કે—“ દોષોનો પ્રચાર કરવા વિષ્ણુએ બુદ્ધનો અવતાર લીધો ”

આમા વિચારવાનું કે—બુદ્ધાવતારમા તો શાંતિ, ક્ષમા, દયાદિ ગુણો તેનામા પૌરાણિકના દેવોથી તો ઘણાજ ઉત્તમ જોવામા આવે છે. તો પછી દોષોનો પ્રચાર કરવા વિષ્ણુએ બુદ્ધનો અવતાર લીધો એમ પૌરાણિકો કયા હિસાબથી કહેતા હશે? ખરૂં જોતા દોષોના પ્રચારમેજ પુગણો છે. જુઓ કે કાશીમાનુ કરવત, કલિકત્તામાં કાલિકાના ભોગો, વિગેરે **દોષોને** ગુણો અને ગુણોને દોષો લખીને બતાવનારાઓની બુદ્ધિઓ કેટલી નિર્મલ હશે?

આગળ ભાગવતવાળાએ જણાવ્યું છે કે—“ બુદ્ધ તરીકે વિષ્ણુ નાસ્તિકોને ખોટે માર્ગે દોરવે છે.”

બુદ્ધમાતો—ક્ષમા, દયાદિ ગુણો ઘણા ઉત્તમ જોવામા આવે છે તેથી વિપરીત અવગુણો પૌરાણિકના બ્રહ્માદિ દેવોમાં જોવામાં આવે છે. તો પછી વિષ્ણુએ બુદ્ધનો અવતાર લઇ નાસ્તિકોનો ખોટો માર્ગ ચલાવ્યો પૌરાણિકોએ કેવી રીતે લખીને બતાવ્યો? અગર જો વિષ્ણુએ બુદ્ધનો અવતાર લઇ નાસ્તિકોનો માર્ગ ખોટો ચલાવ્યો માનીએ ત્યારે તો વિષ્ણુ ભગવાન પોતેજ નાસ્તિક રૂપ ઠરે કે નહી? માટે ન તો વિષ્ણુએ બુદ્ધનો કે જૈનોના **ઋષભદેવનો** અવતાર લીધાનું સત્ય છે. તેમજ ન તો ૨૪ અને દશ અવતારો લીધાનુ સત્ય છે. માત્ર સર્વ સ્થળો પર કલ્પિત સ્વરૂપ લખી **દુરાગ્રહીઓએ** પોતાના દુરાગ્રહનું જ પોષણ કરેલું હોય એમ મધ્યસ્થ દૃષ્ટિના મહાત્માઓને **ચોખ્ખે ચોખ્ખુ દેખાઇ** આવે તેમ છે.

દશાવતારોમાં ગ્રંથકારે કરી બતાવેલો કિંચિત્ પરામર્શ.

॥ ઇતિ વૈદિકમતના અવતારોના સબંધી પ્રકરણ ૬ ઠું ॥

---

## જૈનોના આદ્યતીર્થંકર શ્રી ઋષભદેવ સંબંધી પ્રકરણ ૭ મું.

### જૈનોના આદ્ય તીર્થંકર શ્રી ઋષભદેવ.

### કોણ હતા ને કયાંથી આવ્યા?



આ ચાલતા અવસર્પિણીના કાળમા, આ 'ભારત'માં પ્રથમ કોઇ અસંખ્ય વર્ષો સુધી માણસોમા યુગલિક વ્યવહાર ચાલતો હતો, તે કાળની ફેરફારીના સમયમાં **શ્રીઋષભદેવ** ભગવાને લોકોને બધાએ પ્રકારનો વ્યવહાર પ્રથમ શીખવ્યો, અને પછી ઘણા વર્ષો સુધી રાજ્ય પાલી, તેનો ત્યાગ કરી યતિવ્રત લીધુ સંપૂર્ણ જ્ઞાન મેળવ્યા પછી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ સત્ય ધર્મનો માર્ગ પણ તેમને બતાવ્યો,

કોઇ પૂછશે કે તે **ઋષભદેવ** કોણ હતા? અને કયાંથી આવ્યા? અથવા નિત્ય (મોક્ષ) પદસાથી કોઇ પરમાત્મા ઉતરી આવેલા હતા? આપણે સમજવુ શુ?

જૈન માન્યતા પ્રમાણે મોક્ષમા ગયેલા જીવો પાછા સંસારમાં આવતાજ નથી. તેમજ એકને એક કોઇ ઇશ્વર માલેકી ધરાવીને બેસી રહેલો છે તેમ પણ નથી કિન્તુ આ અનાદીકાળના સંસારમાં મોક્ષનો પ્રવાહ પણ અનાદિકાળથીજ ચાલ્યો આવે છે. મોક્ષમા અનંતા જીવો જઇ ચૂકયા છે, અને ભવિષ્યમાં પણ અનંતા જીવો મોક્ષે જવાના પણ ખરા.

આ સંસારમા જીવો અનંતા છે, જીવોને પ્રથમ ઉચ્ચ કોટી ઉપર ચઢવાનું સાધન દાન–દયાદિક સદ્નીતિ હોય છે. પછી ચઢતાં ચઢતા અને પડતાં અનેક ભવો કરતાં સત્યધર્મનો પાયો તેના હાથે આવે છે, છતાં પણ જો તે જીવોની સ્થિતિ પરિપકવ ન થઇ હોય તો કેટલાક કાળ સુધી સંસારમાં–ઉચ્ચ નીચ યોનિઓમા ભટકે છે, તેમા કોઇ સારી યોનિ પ્રાપ્ત થતાં યતિપણું કે સંન્યસ્તપણુ ગ્રહણ કરી તપ જપાદિથી પોતાના આત્માની શુદ્ધિ કરતા કરતા છેવટે સત્ય ધર્મના તત્ત્વોને પ્રાપ્ત કર્યા પછીજ પોતાના આત્માને મોક્ષરૂપ બનાવે છે.

પૂર્વ કાળમાં થએલા **ઋષભદેવા**દિ ઉત્તમ પુરૂષો પણ આપણા જેવાજ હતા. અનાદિ કાળથી સંસારમાં ભટકતાં, ધીરેધીરે ઉચ્ચ પાયરી પર ચઢતા

ચઢતાજ તે કાળમાં ( ત્રીજા આરામા ) અતિ ઉચ્ચકોટી ઉપર ચઢી આવવાથી તેમનો આ સંસારથી છુટકારો થઇ ગયો, અને આપણા છુટકારાનો હજુ પત્તો નથી.

॥ ઇતિ જૈનોના પ્રથમ તીર્થંકરશ્રી ઋષભદેવ કોણ હતા ?
ક્યાથી આવ્યા ? નુ સ્વરૂપ

## શ્રી ઋષભદેવના પૂર્વજ ( કુલકરો ).

આ દુનિયા અનાદિ કાળથી ચાલતી આવે છે, અને સદાકાળ આજ સ્વરૂપમા રહેવાની, અનંતાં કાળચક્રો થઇ ગયાં, અને ભવિષયમાં પણ અનંતા કાળચક્રો થયા કરવાનાં. દરેક કાળચક્રમા એક અવસર્પિણી ( ઉતરતો ) કાળ, અને બીજો ઉત્સર્પિણી ( ચઢતો ) કાળ હોય છે. અને એકેકના છ–છ આરા ( વિભાગ ) હોય છે. અવસર્પિણીના પહેલાના ત્રણ આરા, અને ઉત્સર્પિણીના પાછળના ત્રણ આરા ઘણાજ સુખરૂપ હોય છે. ( વિશેષ માટે જુઓ બીજું પ્રકરણ ).

આ ચાલુ કાલ અવસર્પિણીનો છે. આના પણ પ્રથમના ત્રણ આરામા રાજા પ્રજાની વ્યવસ્થા વગર લોકો સ્વતંત્રપણે સુખરૂપે વિચરતા. ત્રીજા આરાના અંતે કાળની ફેરફારી થતા ક્રમથી નાયક રૂપે સાત કુલકરો થયા ( તેમને પૌરાણિકોએ સપ્ત મનુના નામથી ઓળખાવેલા છે. )

| એમના નામ. | | પત્નીનાં નામ. |
|---|---|---|
| ૧ વિમળવાહન | કુલકર. | ચંદ્રયશા ૧ |
| ૨ ચક્ષુષ્માન્ | ,, | ચંદ્રકાતા. ૨ |
| ૩ યશસ્વાન્ | ,, | સુરૂપા. ૩ |
| ૪ અભિચંદ્ર | ,, | પ્રતિરૂપા. ૪ |
| ૫ પ્રશ્રેણિ | ,, | ચક્ષુઃકાતા. ૫ |
| ૬ મરૂદેવ | , | શ્રીકાતા. ૬ |
| ૭ નાભિરાજા | ,, | મરૂદેવી. ૭ |

આ સાતે કુલકરો 'ગંગા' અને 'સિંધુ' નદીના મધ્ય ભાગમાં થયા છે બીજા વંશના કુલકર ગણિએ તો ઋષભદેવ વિના ૧૪ કુલકર થાય છે. અને ઋષભદેવ પંદરમા કુલકર ગણાય છે.

કુલકર થવાનું કારણ.

પ્રથમનાં સર્વ યુગલિયાનો નિર્વાહ કલ્પવૃક્ષોથી થતો. પણ ત્રીજા આરાના અંતમા કાળની હાનિ થતાં કલ્પવૃક્ષો ઓછાં થઇ ગયાં એટલે તે કલ્પવૃક્ષોની યુગલિકો માલેકી કરવા જતા તેમનામા ઝગડા થવા લાગ્યા. પણ હવે તેમનો ન્યાય કોણ કરે ?

**ભાવાર્થ** — શ્રી **ઋષભદેવનો** જીવ પ્રથમ ભવમા 'જંબુદ્રીપ'ના પશ્ચિમ 'મહાવિદેહ'માં **સુપ્રતિષ્ઠિત** રાજાના રાજ્યમાં **ધન** નામે સાર્થવાહ હતો. તે ઘણો સાથ લઇ વસંતપુર જવા લાગ્યો. શેઠને પૂછી સાધુઓ પણ સાથે ચાલ્યા. અડધા માર્ગે વર્ષાઋતુ આવતા સર્વેને રહેવુ પડયું, ભાતુ ખુટયું. ફળ ફળાદિકથી લોકોએ નભાવ્યુ, સાધુઓને તપો વૃદ્ધિ થઇ. કેટલોક કાળ વ્યતીત થતા શેઠને સાધુઓ યાદ આવ્યા. હા ! મ્હેં સાધુઓને બોલાવ્યા પણ સંભાળ લીધી નહી. મુખ કેવી રીતે બતાવું ? લજ્જાથી પણ સાધુને મલ્યા. અપરાધની ક્ષમા માગી ઉપદેશ સાભળી સમ્યકત્વ ધર્મ મેળવ્યો. પૂર્ણ પ્રેમથી ઘૃતનું દાન આપ્યુ. વર્ષા કાળ ટળે વસંતપુર ગયા. કાર્ય કરી પાછા વળ્યા. પરોપકારાદિ સદ્નીતિનું પાલણ કરી અવટે ભદ્ર પરિણામથી કાળ ધર્મ પામ્યા. (૨) બીજા ભવે 'કુરૂક્ષેત્ર'મા યુગલિક થયા ત્રીજા ભવે 'સૌધર્મ' દેવલોકમાં દેવતા પણે ઉત્પન્ન થયા ચોથા ભવમા પશ્ચિમ 'મહાવિદેહ' ક્ષેત્રમાં 'ગંધિલાવતી' વિજયના **શતબલ** નામના રાજાની **ચંદ્રકાંતા** રાણીથી તેમના પુત્ર **મહાબલ** નામના રાજા થયા. વિષયોમા અત્યત લુબ્ધ હોવાથી ધર્મની વાત પણ સાભળતા ન હતા. કેવળ ગીતગાનાદિકમાજ મસ્ત રહેતા. એક દિવસે ચાલતા નાટકમાં રાજાને બોધ કરવાના ઉદ્દેશથી **સ્વયબુદ્ધ** નામના મંત્રીએ કહ્યું કે " સર્વ ગીત માત્ર વિલાપ છે, ન ટકો વિટંબના રૂપ છે. અને સર્વ આભરણો ભાર રૂપ છે. એમ સર્વ વિષયો દુઃખરૂપજ છે, " આ વાત સાભળીને રાજાએ કહ્યું કે મન્ત્રિન્! પ્રસંગ વિના તેં આ શું કહ્યું ? મંત્રીએ ઉત્તર આપ્યો કે–હે રાજન્! બે ચારણ* મુનિઓએ મને કહ્યુ કે તમારા સ્વામી **મહાબલનું** આયુષ્ય હવે માત્ર એક માસનુ છે રાજાએ કહ્યું–હેં ' ત્યારે શું કરૂં ? મત્રી એ કહ્યું કે એક દિવસના વ્રતથી પણ કાર્ય સાધી શકાય છે

રાજાએ સાત ક્ષેત્રમ' ધન વાપરીને દીક્ષા લીધી, બાવીસ દિવસ પાળીને આયુષ્ય પૂર્ણ કરી ' ઇશાન, દેવલોકમા **લલિતાંગ** નામે દેવતા પણે ઉત્પન્ન થયો. ( ૫ ) પાંચમા ભવે–**લલિતાંગ**ને ત્યા **સ્વયપ્રભા** દેવીનો સંબધ થયો. તે ચ્યવી જવાથી વિયોગને લીધે મૂર્ચ્છિત થયો. તેમજ રૂદન કરવા લાગ્યો તે વખતે

---

* જંઘાના બળથી કે વિદ્યા ના બળથી જે મુનિઓને આકાશ માર્ગે ઉડવાના શક્તિ હોય તે ચારણમુની કહેવાય છે વિશેષ માટે જુઓ ભગવતી ગ. ૨૦ મુ ઉ ૯ મો

ત્યાંજ દેવપણે ઉત્પન્ન થએલા **સ્વયંબુદ્ધ** મંત્રીએ અવધિજ્ઞાનથી* પૂર્વભવના સ્વામી જાણીને ધર્મ સંભળાવીને કહ્યુ કે અહિંથી ચ્યવીને તે † ' ધાતિકી ' ખંડના પૂર્વ ' મહાવિદેહ ' ના ' નંદિ 'ગામમાં **નાગિલાની** ભાર્યા **નાગશ્રીની** સપ્તમી પુત્રી પણે ઉત્પન્ન થઇ છે. અને નિર્ધન હોવાથી તે **અનામિકા** ભૂખી તરસી કાષ્ઠ લેવા જતા માર્ગમા કેવળીના મુખથી બોધ પામી, અનશન કરી રહી છે. ત્યા જઇ તેને તારૂં રૂપ બતાવ, તે તને ઇચ્છતા તપના પ્રભાવથી ફરી **સ્વયંપ્રભા** દેવી થઇ તને મળશે. **લલિતાંગે** તેમ કર્યું અને તે પ્રમાણે બન્યુ ( ૬ ) છઠ્ઠા ભવમા–' જબૂદ્વીપના પૂર્વ મહાવિદેહમા ' લોહાર્ગલ'નગરના રાજા **સુવર્ણજંઘની** રાણી **લક્ષ્મીના** **વજ્રજંઘ** નામના પુત્રપણે **લલિતાંગનો** જીવ ઉત્પન્ન થયો. અને **સ્વયંપ્રભાનો** જીવ તેજ વિજયમા **પુંડરીકિણીના** ચક્રવર્તી **વજ્રસેનની** પુત્રી **શ્રીમતી** થઇ. ત્યાં કેવળીને વદનાર્થે આવતા દેવતા અને દેવીઓને દેખી જાતિ સ્મરણ જ્ઞાન § થયું. પૂર્વ ભવના સ્વામી **લલિતાંગના** જીવને પતિ કરવાનો નિશ્ચય કર્યો પોતાના પૂર્વ ભવનું ચિત્ર, ધાવ માતાને આપી દેખાડતાં **લલિતાંગના** જીવને પણ જાતિ સ્મરણ થયુ. અને પાણિગ્રહણ થયું. છેવટે દીક્ષાના ભાવથી સુતેલા ત્યાં પુત્રે કરેલા વિષ ધુમ્રના પ્રયોગથી મરણ થયુ.

( ૭ ) સાતમા ભવમાં—કુરૂક્ષેત્રમાં રાજા રાણીનું યુગળ થયું.

( ૮ ) આઠમા ભવમાં—તે યુગળ મરી બે મિત્ર દેવો થયા.

( ૯ ) નવમા ભવમા—**વજ્રજંઘનો** જીવ ' મહાવિદેહ'ના ' સુપ્રતિષ્ઠિત' નગરમા **સુવિધિ** વૈદ્યના પુત્ર **જીવાનંદ** થયા. તેમના **ચાર** મિત્રો ( **પ્રસન્નચંદ્ર, સુબુદ્ધિ, ગુણાકર** અને **પુર્ણભદ્ર** ) રાજા, મંત્રી, શેઠ, અને સાર્થવાહના પુત્રો થયા. અને **શ્રીમતીદેવીનો** જીવ શેઠનો પુત્ર **કેશવ** થયો.

--- 

* જૈન સિદ્ધાતમા ૧ મતિ, ૨ શ્રુત, ૩ અવધિ, ૪ મન પર્યવ અને ૫ કેવળજ્ઞાન એમ જ્ઞાનના ૫ ચ ભેદ જણાવેલા છે વિશેષ માટે જુઓ **નંદિ** અને **આવશ્યક** સૂત્ર.

† જંબુ દ્વીપ, ધાતકીખંડ અને પુષ્કરદ્વીપનો અર્ધ ભાગ, એમ અઢી દ્વીપમાજ મનુષ્યની વસ્તી હોય છે

§ જાતિસ્મરણ એ મતિજ્ઞાનનો પેટા ભાગ છે.

§ વૈદિકમતમા શિવ અને પાર્વતી દક્ષ પ્રજાપતિની પુત્રી જે લખીને બતાવી છે તે આ પ્રસંગથી કલ્પના કરી હોય ?

એવામાં ધોળા હાથીએ કોઇ એક યુગલને પૂર્વ ભવના પ્રેમથી પોતાની પીઠ ઉપર ચઢાવ્યું. નામ વિમળ વાહન રાખ્યું તે જોઇ બધાએ મળીને તે યુગલને ન્યાયાધીશ બનાવી મુખ્ય તરીકે સ્થાપ્યું. આ યુગલને શા કારણથી હાથીએ પીઠ ઉપર ચઢાવ્યુ વિગેરે જૈનોના વિસ્તૃત કથાનુ યોગથી જાણવું.

પહેલા **વિમળવાહન** કુલકરે યુગલિકોને કલ્પવૃક્ષો વહેંચી આપ્યા છતાં જ્યારે કોઇ ગરબડ કરતુ ત્યારે શિક્ષારૂપે આટલુજ કહેવામાં આવતું કે ‘ હા ! આ શું ? ’ એટલું કહેતાં તેવુ કામ ફરીને તેઓ ન કરતા.

આ ‘ હા ’કારની દંડનીતિ **વિમલવાહન**ના પુત્ર **ચક્ષુષ્માન્** સુધી ચાલી. પછી તેમની બે પરંપરા સુધી એટલે છ ઠા મરૂદેવ સુધી સાધારણ અપરાધ વાળાને ‘ હા ’કાર અને વિશેષ અપરાધીને ‘ મ ’કાર કહેવામાં આવતું પછી તેમની ત્રીજી પેઢીના **નાભિ**કુલકર સુધી ‘હા’કાર, ‘મ’કાર અને છેવટે ‘ ધિક્કાર’ એમ ત્રણ પ્રકારના દંડ ચાલ્યા.

છઠ્ઠા કુલકર **મરૂદેવ**ના પુત્ર સાતમા **નાભિ**કુલકરની ભાર્યા * **મરૂદેવી**ની કુક્ષિમાં ‘ સર્વાર્થસિદ્ધિ ’ નામના સર્વોત્તમ દેવલોકમાનો દેવ શ્રી **ઋષભદેવનો** જીવ આવીને ઉત્પન્ન થયો.

બાલ્યાવસ્થામા **ઋષભદેવ** કલ્પવૃક્ષનો આહાર કરતા, પછી મનુષ્ય વેષે આવેલા ઇંદ્રે હાથમા ઇક્ષુદંડ ગ્રહણ કરી નમન કર્યું. **ઋષભદેવે** ઇચ્છાથી હાથ લબાવ્યો. ઇંદ્રે ઇક્ષુદંડ આપ્યો અને તેમનો ‘ ઇક્ષ્વાકુ ’ વંશ સ્થાપ્યો. તેમના ગોત્રનુ નામ **કાશ્યપ** હતુ. પછી એમને રાજ્યપદ મળ્યું. સ્ત્રીઓની ૬૪ કળા, અને પુરૂષની ૭૨ કળા, તથા સો શિલ્પ શીખવ્યા. યૌવન અવસ્થામા **સુનંદા** અને **સુમંગલા** સાથે લગ્ન થયા પછી છ લાખ પૂર્વ સુધી સંસાર વ્યવહાર કરતા સુમંગલાથી **ભરત** અને **બ્રાહ્મી** એ બેનુ યુગલ ઉત્પન્ન થયું, પછી **સુનંદાથી બાહુબળી** અને **સુંદરીનું** યુગલ ઉત્પન્ન થયું. ત્યાર બાદ **સુમંગલાથી** ૪૮ યુગલ પુત્રનાજ ઉત્પન્ન થયા. એકંદરે બે પુત્રી અને ૧૦૦ પુત્ર પેદા થયા. ††

॥ ઇતિ જૈન પ્રમાણે પ્રથમ યુગલ ધર્મમાં સાતમા કુલકર શ્રી નાભિ તેમના પુત્ર પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવનું સ્વરૂપ.

---

* દેવીજીવન ( પૃ. ૬૬ ) મા **ભાગવતપુરાણના** આધારે અગ્નિધ્રરાજાના પુત્ર નાભિરાજાને લખ્યો છે, અને મરૂદેવીને મેરૂપર્વતની દીકરી લખી છે પરંતુ પર્વતની દીકરી અને દીકરીને દેવી કહેવી એ બન્ને વાત શું સૃષ્ટિ વિરૂદ્ધ નથી ?

†† **ભાગવત** પુરાણ સ્કંધ ૫, અધ્યાય ૪, ના શ્લોક ૮ મા સોપુત્રોમાના ૮૧ પુત્રોને બ્રાહ્મણ કહ્યા છે. તો તે રાજપુત્રો બ્રાહ્મણ કેવી રીતે થયા ? આ બધો વિચાર કરવાનું વાચકોને સોપું છું.

## ચોવીસ તીર્થંકરોના ભવોની ગણત્રી

"પ્રથમ તીર્થંકર તણા હુઆ, ભવ તેર કહીજે
શાંતિ તણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. (૧)
દશ ભવ પાસ જીનંદાના, સત્તાવીશ વીર
શેષ તીર્થંકર ત્રિહું ભવે, પામ્યા ભવજળ તીર. (૨)
જીહાંથી સમકિત ફરસીયુ, તિહાંથી ગણીયે તેહ.
**ધીરવિમળ** પંડિત તણો. '**નય**' પ્રણમે ગુણ ગેહ." (૩)

આ ત્રણે દુહાનો ભાવાર્થ એવો છે કેઃ— જે ભવમાંથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ હોય, અર્થાત્ ખરા સત્યતત્ત્વના માર્ગે ચઢયા હોય ત્યારબાદ ભવની ગણત્રી ગણવામાં આવે છે. પ્રથમ તીર્થંકર શ્રી **ઋષભદેવના** ૧૩ ભવ થયા. સોળમા **શાંતિનાથે** બાર ભવ કર્યા. બાવીસમા **નેમિનાથે** નવભવ, ત્રેવીસમા **પાર્શ્વનાથે** દશ ભવ અને ચોવીસમા તીર્થંકર શ્રી **મહાવીરે** સત્તાવીસ ભવ કર્યા. આ શિવાય બાકીના ઓગણીશ તીર્થંકરો એ ત્રણ ત્રણ ભવોજ કર્યા છે.

પુરાણકારોએ ચોવિસ અને દશ અવતારો જે કલ્પ્યા છે, તે કેવળ અનાદિકાળના એક વિષ્ણુનાજ કલ્પ્યા છે. પરંતુ જૈનોમાં નિરંજન નિરાકાર થએલી કોઇ એકની એક વ્યકિત ફરી ફરી અવતાર લેછે તેમ નથી. જેઓ આપણાથી પહેલાં સત્ય માર્ગે ચઢી ગયા તેઓ પહેલાં દુઃખનો અંત કરીને બેઠા અને આપણે હજુ સંસારમાં રખડીએ છીએ ! જે જીવોએ સત્યમાર્ગે ચઢયા પછી ઉચ્ચમા ઉચ્ચ દરજ્જો મેળવ્યો તે તીર્થંકર થયા.

પુરાણકારોએ **ઋષભદેવજીને વિષ્ણુ**ના આઠમા અવતાર રૂપે કલ્પ્યા છે. પણ જૈન ગ્રંથોમાં અનાદિ કાળથી ભટકતા આપણા જેવા અનંતા જીવોમાના તેઓને પણ એક જીવ રૂપે માનેલ છે. કર્મના સજોગથી પરતંત્ર પણે સંસારમા અનંતાકાળસુધી ફરતા સત્ય તત્ત્વનો બોધ (સમ્યકત્વ) મેળવ્યા પછીજ ખરા સુકૃતના માર્ગે ચઢયા. ત્યાર બાદ બાર ભવના અંતે તેરમા ભવમાંજ પહેલા તીર્થંકર **ઋષભદેવ** નામે થયા.

### ઋષભદેવના ૧૩ ભવનું સ્વરૂપ.

**धण १ सिहुण २ सुर ३ महब्बल ४ ललियंग ५ वयरजंघ ६ सिहुणो ७ य ।**
**सोहम्म ८ विज्ज ९ अचूय १० चक्की ११ सव्वठ्ठ १२ उसमे १३ य ॥ १६७ ॥"**
**( आवश्यक सूत्र. )**

એ છએ મિત્રો વૈદ્યના ઘરમા બેઠા છે. તે વખતે ત્યાં આવેલા કુષ્ટ રોગી સાધુને જોઇને રાજકુમારે વૈદ્ય પુત્રને કહ્યું કે–આ સાધુની દવા કરોને ? વૈદ્યપુત્રે જણાવ્યું કે લક્ષપાક તેલ છે પણ ગોશીર્ષચંદન અને રત્નકંબળ નથી. પછી ધન ભેગું કરી સર્વ મિત્રો વૃદ્ધ વાણિઆને ત્યાં ખુટતી સામગ્રી લેવા ગયા. તેણે પણ કિંમત વગર ધર્માર્થે બે ચીજો આપી તે લઇ પ્રયોગ કરી સાધુને નીરોગ કર્યા. છેવટે છએ મિત્રોએ દીક્ષા લીધી.

(૧૦) દશમા ભવમાં–છએ મિત્રો બારમા દેવલોકમાં દેવતા પણે ઉત્પન્ન થયા.

(૧૧) અગ્યારમા ભવમા—'જબુદ્વીપ' પૂર્વ 'મહાવિદેહ'ની 'પુડરીકણી' નગરીના રાજા વજ્ર સેનની રાણી **ધારણીની** કુક્ષીથી **જીવાનંદનો** જીવ **વજ્રનાભ** ચક્રવર્તી પણે ઉત્પન્ન થયા, રાજપુત્ર **બાહુ**, મંત્રિનો પુત્ર **સુબાહુ**, શેઠનો પુત્ર–**પીઠ**, અને સાર્થવાહનો પુત્ર-**મહાપીઠ** નામે એ ચારે વજ્રનાભ ચક્રીના ભાઇ થયા તેમજ **કેશવનો** જીવ **સુયશા** નામે ચક્રવર્તીનો સારથી થયો. ચક્રવર્તિએ છએ ખંડનું રાજ્ય ભોગવ્યુ, છેવટે છએ જણાએ દીક્ષા લીધી. **વજ્રનાભે** તીર્થંકર નામ કર્મ બાંધ્યું. **બાહુના** જીવે ચક્રવર્ત્તિપણું, **સુબાહુ** એ અત્યંત બલિપણું મેળવ્યું અને **પીઠ** તથા **મહાપીઠે** સ્ત્રી પણું ઉપાર્જ્યું.

(૧૨) બારમા ભવમાં–છએ મિત્રો 'સર્વાર્થસિદ્ધ' દેવલોકમા દેવ થયા.

(૧૩) તેરમા ભવમા—**વજ્રનાભનો** જીવ **ઋષભદેવ**, **બાહુનો** જીવ તેમનો પુત્ર **ભરતચક્રવર્તી**, **સુબાહુનો** જીવ **બાહુબલી**, **પીઠ** અને **મહાપીઠનો** જીવ **બ્રાહ્મી** અને **સુંદરી** અને સારથીનો જીવ **શ્રેયાંસકુમાર** નામે **ઋષભદેવનો** પ્રપૌત્ર થયો.

શ્રી ઋષભદેવને રાજ્યાભિષેક.

(૨) શ્રી **ઋષભદેવનો** જન્મ થયા બાદ દિન પ્રતિદિન કાળમાં ફેરક પડતા લોકો હાકારાદિ નીતિનું ઉલ્લંઘન કરવા લાગ્યા તેથી તેમની ફરીઆદો સાંભળી પોતાના અવધિજ્ઞાનથી રાજ્યસ્થાપનનો સમય જાણી તેમને કહ્યુ કે **નાભિકુલકરની** પાસે તમે રાજાની માંગણી કરો. તેમણે પ્રાર્થના કરતાની સાથે **ઋષભદેવનેજ** અભિષેક કરી રાજા બનાવવાની આજ્ઞા થઇ. યુગલિકે અભિષેક માટે પાણી લેવા ગયા. એટલામા ઇંદ્રાસન કંપાયમાન થતા ઇંદ્રે પોતાનો કલ્પ ( આચાર ) જાણીને ત્યા આવીને **ઋષભદેવને** અભિષેક કરી અલંકાર પહેરાવી ઉચ્ચાસને બેસાર્યા. એટલામા અભિષેક માટે જળ લેવા ગએલા યુગલિકો કમળોમા પાણી ભરી ( લઇ ) ને આવ્યા પણ પ્રભુને અલંકાર યુક્ત જોઇ તેમના

પગો પર પાણી ઢોળ્યું. ઇંદ્રે તેમને વિનીત જાણી, વૈશ્રમણ દેવને હુકમ કરી નગરી વસાવી 'વિનીતા' નગરી નામ સ્થાપન કર્યું. અને જંગલમાંથી લાવીને હાથી–ઘોડાદિકનો પણ સંગ્રહ કર્યો. પ્રભુએ ચાર વંશની સ્થાપના કરી. તે આ પ્રમાણે.

દંડાદિકના કરનારાતે ઉગ્રવંશ (૧) ના થયા, જેમને મોટા કરી માન્યા તે ભોગવંશના (૨), મિત્ર તુલ્ય ગણ્યા તે રાજન્ય (૩) અને તે શિવાય બાકી રહ્યા તેમને ક્ષત્રીયવંશના (૪) નામે ઓળખાવ્યા.

અહાર પાકાદિ લોક વ્યવહારની પ્રવૃત્તિ.

૩ મોટું થતા બાળકને જેમ માતાનું દૂધ મળતું બંધ પડે તેમ કાળના પ્રભાવથી હવે યુગલિકોને કલ્પવૃક્ષનાં ફળ મળતાં બંધ પડયાં, એટલે લોકો કંદ, મુલ, પત્ર, ફલાદિક ખાઇને અને સેલડી આદિનો રસ પીને નિર્વાહ ચલાવા લાગ્યા, પણ કાળ જતા પાચનમાં વાંધો પડવા લાગ્યો તેથી **ઋષભદેવને** કહ્યું, ત્યારે હાથથી મસલી છોડાં કાઢીનાંખીને ધાન્યાદિ ખાવાનું બતાવ્યું. તેમ કરવાથી પણ દિવસો જતાં વાંધો મટયો નહી ત્યારે પાણીમાં ભીજવી ખાવાનુ કહ્યું, એમ અનેકવિધિઓકરતાં પણ પાચનમાં પૂર્ણ સુધારો મેળવી શકયા નહી. એવામાં વાંસની નાળના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થયો. તૃણાદિકમાં પ્રસરતાં તેને અપૂર્વ રત્ન જાણી લોકો પકડવા લાગ્યા. હાથ બળવાથી **ઋષભદેવ** ને ખબર આપી, તેમણે અગ્નિ લાવવાની વિધિ બતાવી, તે પ્રમાણે તેઓ અગ્નિ ઘરોમા લાવ્યા. પછી હાથી ઉપર બેસી માર્ગે જતાં **ઋષભદેવે** માટી મંગાવી કુંભસ્થળ ઉપર કુંડું બનાવી જેમને આપ્યુ તે કુંભકાર ( પ્રજાપતિ ) ના નામથી પ્રસિદ્ધ થયા. તેઓ અનેક પ્રકારના વાસણ ધીરે ધીરે બનાવતાં શીખ્યા અને લોકો તેમાં પકાવી ખાવા લાગ્યા. આ પ્રમાણે પ્રથમ કુંભકારની વિધિ શરૂ થઇ,

**પ્રશ્ન—ઋષભદેવ** તો જ્ઞાની હતા તો પછી અગ્નિની વિધિ પ્રથમ કેમ ન બતાવી?

**ઉત્તર**—કાળના વાંધાથી બતાવ્યું કામ આવે તેમ ન હતું.

ત્યાર બાદ લોહકાર, વણકર અને હજામ એમ મુખ્ય ચાર શિલ્પોની પણ પ્રવૃતિ થતાં, આગળ તેના વીસ વીસ ભેદો થયા તેથી એકંદર ૧૦૦ શિલ્પની પ્રવૃતિ થઇ. ત્યાર બાદ ખેતી કરવાનું, વેપાર કરવાનું, અને ધનનો સંગ્રહ કરવાનું પણ જણાવ્યુ પછી પોતાના પુત્ર **ભરતને** પુરૂષની ૭૨ કળા શીખવી અને સ્રીઓની ૬૪ કળાઓ શીખવી તે શિવાય જે બીજી કળાઓ જોવામાં આવે

છે તે તેનાં આવાંતર ભેદો થયેલા જ છે. ત્યાર બાદ પોતાની પુત્રી **બ્રાહ્મીને** જમણા હાથથી ૧૮ પ્રકારની લિપીઓ શીખવી તેના પણ બીજા અનેક અવાંતર ભેદો થયા. તથા પોતાની પુત્રી **સુંદરીને** ડાબા હાથથી અંકવિદ્યા (ગણીતવિદ્યા) શીખવી. એટલે બધાએ પ્રકારના વ્યવહારની શરૂઆત થઇ છતાં પણ સંયોગને લઇને કોઇ વખત લુપ્તપ્રાય, તો કોઇ કાળે વિસ્તાર રૂપ અને એક બીજાના સંયોગથી ઉત્પન્ન થયેલી નવી જેવી લાગની, પણ તે ભાષા નવીછે એમ કાંઇ નથી.

આ ચાલુ અવસર્પિણીના કાળમા ત્રીજા આરા સુધી ભાઇ અને બહેન સાથે ઉત્પન્ન થઇને સંસારનો વ્યવહાર કરતાં તે હવે શ્રી **ઋષભદેવથી** દૂર થઇને વિવાહ કરવાની પદ્ધતિ ચાલુ થઇ. પ્રથમના રાજા પણ પોતેજ થઇને ઘણા કાળ સુધી રાજ્ય કર્યું અને પ્રજાને સર્વપ્રકારની સુખ સગવડતા કરી આપી, તેથી તેમને જગત્ના કર્તા, ઇશ્વર, અધીશ્વર, જગદીશ્વર, પરમેશ્વર, આદીશ્વર, યોગીશ્વર. બ્રહ્મા, વિષ્ણુ, તીર્થંકર, પ્રથમ બુદ્ધઆદિનામોથી સંબોધી જે સ્તુતિ કરવામાં આવે છે અર્થાત્ ગુણ ગાવામા આવે છે. તે બધા શ્રી ઋષભદેવ ભગવાન્ના ગુણાનુવાદજ છે. બાકીકોઇ આ સૃષ્ટિની ઉત્પત્તિના કર્તા તરીકે માનીને ગુણ ગાતા નથી.

ઉપર બતાવ્યા પ્રમાણે જગત્નો વ્યવહાર ચાલુ કરાવ્યા પછી મોટા પુત્ર **ભરતને** વિનીતા નગરીનુ રાજ્ય, **બાહુબલીને** 'તક્ષશિલા' (ગિજની) નું રાજ્ય અને બાકીના પુત્રોને બીજા દેશોનાં રાજ્ય આપ્યાં. અત્યારે જે અંગદેશ બંગદેશ (બંગાળ) મગધદેશ વિગેરે દેશોનાં નામ છે તે સર્વ શ્રી **ઋષભદેવના** પુત્રોના નામથીજ પડેલાં છે.

**શ્રી ઋષભદેવની દીક્ષા**

આ બધી વ્યવસ્થા કર્યા પછી પોતે દીક્ષા ગ્રહણ કરી, તેમની સાથે **કચ્છ, મહાકચ્છ** સાંમતાદિક ચારહજાર પુરૂષોએ પણ દીક્ષા ગ્રહણ કરી, પરંતું તે વખતના લોકો શુદ્ધભિક્ષા આપવાનું સમજતા ન હતા. તેથી શ્રી **ઋષભદેવ** એક વર્ષ દિવસ સુધી શુદ્ધ ભિક્ષા ન મળતા નિરાહાર પણે રહ્યા **કચ્છમહાકચ્છાદિકને** પણ આહાર લેવાની વિધિ જણાવેલી ન હોવાથી તેઓ પણ ભૂખે મરવા લાગ્યા. અંતે ભૂખ સહન ન થવાથી કંદ, મૂળ, ફળ, ફુલ, પત્ર, ફલાદિકનો આહાર કરી, જટાને વધારતા, 'ગંગા' નદીના તટ ઉપર તાપસ થઇ બ્રહ્માદિશબ્દોથી **ઋષભદેવનો** જાપ, ધ્યાન કરવા લાગ્યા. એક વર્ષના અંતે શ્રી **ઋષભદેવજી** વૈશાખ સુદિ ૩ ને દિવસે હસ્તિનાપુરમા આવ્યા. ત્યા તેમના પ્રપૌત્ર

**શ્રેયાસકુમારને** શ્રી **ઋષભદેવને** જોતા, જાતિસ્મરણજ્ઞાન થતાં ભિક્ષાને માટે ફરતા જાણી સેલડીના રસનું પારણું કરાવ્યું અને લોકોને પણ પોતાના જાતિ સ્મરણથી જાણેલા પ્રભુ સાથેના આઠ ભવનો સંબંધ સમજાવી જાણીતા કર્યા.

વિદ્યાધર વંશની ઉત્પત્તિ

ત્યાર બાદ **શ્રી ઋષભદેવજી** એક હજાર વર્ષ સુધી વિચરતા રહ્યા, તે અવસ્થામાં **કચ્છ મહાકચ્છના** પુત્ર **નમિ** અને **વીનમિએ** ઘણી ભક્તિ કરી. તેવામા પ્રભુની પાસે આવેલા ધરણેંદ્રે તેમને ૪૮૦૦૦ વિદ્યાઓ આપીને 'વૈતાઢય' પર્વતની દક્ષિણ તથા ઉત્તરની શ્રેણિનું રાજ્ય આપ્યું, તેથી તે વિદ્યાધરો કહેવાયા. એજ વિદ્યાધરોના સંતાનમા **રાવણ કુંભકર્ણાદિ, વાલી સુગ્રીવાદિ,** તેમજ **પવન હનુમાનાદિક** વિદ્યાધરો થએલા.

હવે છદ્મસ્થ અવસ્થામાં ફરતા **ઋષભદેવ** 'તક્ષશિલા' નગરીમાં આવી ગામની બહાર ધ્યાનમાં ઉભા રહ્યા. તે વાતની **બાહુબલીને** ખબર મળતા મોટા આડંબરથી વાદવા જવાના વિચારથી બીજે દિવસે તે પ્રમાંણે ત્યાં ગયા, પણ ભગવાનને વિહાર કરી ગએલા જાણી ઘણાજ ઉદાસ થયા. પ્રભુના પગલાની જગ્યા ઉપર ધર્મચક્ર તીર્થની સ્થાપના કરી તે તીર્થ વિક્રમ પછી અનેક મતોની ગરબડથી નષ્ટ થઇ ગયું.

વાલ્હીક, જોનક, અડંબ. ઇલ્લાક, સુવર્ણભૂમિ, પલ્લવાદિક જે જે દેશોમા પ્રભુ ફર્યા અને જેમણે એમનાં દર્શન કર્યા તે સર્વ જીવો ઘણા ભદ્રક સ્વભાવવાળા થયા. બાકી બીજા દેશો નિર્દયી, અને અનાર્ય જેવા રહ્યા.

કેવળજ્ઞાન પ્રાપ્તિ અને ચતુર્મુખ.

એક હજાર વર્ષના અંતે વિહાર કરતા 'વિનીતા' નગરીના 'પુરિમતાલ' નામના બાગમાં ત્રણ ઉપવાસ કરી વડવૃક્ષ નીચે રહેલા શ્રી **ઋષભદેવ** સ્વામીને ફાગણ વદિ ૧૧ ના દિવસે પહેલાજ પહોરમાં કેવળજ્ઞાન થયું, અર્થાત્ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વપદાર્થોના જાણવા દેખવા રૂપ આત્મ-જ્ઞાન પ્રગટ થયુ, તેથી ૬૪ ઇદ્રો અને દેવતાઓ આવ્યા, તેમણે સમવસરણની રચના કરી, તેના મધ્યભાગમાં સિંહાસન ઉપર પૂર્વ દિશામાં મુખ કરી ભગ-વાન્ **ઋષભદેવ** વિરાજમાન થયા. બીજી ત્રણ દિશાઓમાં પ્રભુજીના સ્વરૂપની ત્રણ મૂર્તિઓ દેવોએ સ્થાપી. લોકો ચારે દિશામાં ભગવાન્નેજ દેખતા તેથી શ્રી **ઋષભદેવ** ભગવાન્ ચારમુખવાળા બ્રહ્માના નામથી પ્રશિદ્ધ થયા.

શ્રી**ઋષભદેવને** કેવળ જ્ઞાન થયાનું સાંભળી **ભરતરાજા** સપરિવાર આવ્યા. વંદન કરી ઉપદેશ સાંભળી ભરતના પાંચશો પુત્રોએ, સાતસો પ્રપૌત્રોએ અને ઋષભદેવની પુત્રી **બ્રાહ્મી** આદિ તેમજ અન્ય સ્ત્રીઓએ પણ દીક્ષા ગ્રહણ કરી. **મરૂદેવી** માતા તો સમવસરણની ઋદ્ધિ જોઇ, વાણી સાંભળીને તરત કેવળજ્ઞાન પામી મોક્ષમાં ચાલ્યાં ગયાં. ભરતના મોટા પુત્ર જે ઋષભસેન (**પુંડરીક**) હતા તે 'સોરઠ'દેશના 'શત્રુંજય'પર્વત ઉપર મોક્ષે ગયા તેથી તે પર્વતનું નામ **પુંડરીકગિરિ** એવું પડયું. કેટલાક કાળ સુધી વિચરી **ઋષભદેવ** ભગવાન પણ મોક્ષે ગયા. ત્યારબાદ ભરત અને **બાહુબલી** પણ કેવળજ્ઞાન મેળવી મોક્ષે ગયા.

શ્રી **ઋષભદેવની** પાટે ૧ ભરત, ૨ **સૂર્યયશા**, ૩ **મહાયશ**, ૪ **અતિબળ**, ૫ **મહાબળ**, ૬ **તેજવીર્ય**, ૭ **કીર્ત્તિવીર્ય**, અને ૮ **દંડવીર્ય** આ આઠે મહારાજાઓ તો ક્રમથી પોતપોતાના પિતાની ગાદી ઉપર આવતા ગયા અને ભરતથી અડધું ( એટલે ત્રણ ખંડના રાજ્યના ભોક્તા થયા. તેમણે પણ દીક્ષા લઇ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. અને મોક્ષમાં ગયા. ત્યારબાદ **ઋષભદેવ** નીજ પરંપરા અસંખ્યાત પાટ સુધી અવિચ્છિન્ન પણે ચાલી અને એજ પરંપરામાં છેવટે **જીતશત્રુ** રાજા થયા. આ **જીતશત્રુ** રાજાની પાટે બીજા તીર્થંકર **અજીતનાથ** ભગવાન્ અને **સગર** ચક્રવર્ત્તિ થયા. ( એમના ઇતિહાસ માટે જુઓ. આગળનું પ્રકરણ )

# स्तुति ।

"आदि ही को तीर्थंकर, आदि ही को भिक्षाचर,
आदिजिन आदि राय चा नाम आदि आदि ।
पंचमो ऋषभनाम पूरे सब इच्छा काम
कामधेनु कामकुंभ कीने सब मादि मादि ।
मनको मिथ्यात्व मेटी भावसों जिनंद मेटी

पावो ज्युं अनंत सुख  भावो गुण वादि वादि ।
साची धर्म सीप धार  आदि ही को सबे यार
आदिकी दुहाई भाई  जो न बोले आदि आदि.

× × ×

तुं उपकार करे ज्रु अपार  अनाथ आधार सबे सुख कंदा
जिते जगदेव, करे तुज सेव, जिनेश्वर नाभिनरेशके नंदा ।
देखे मुखनूर मिटे दुख दूर नसें अंधकार ज्युं देख दिणंदा
श्री धर्मसिंह कहे निस दीस ए उदय कार संघको आदि जिणंदा ॥"

॥ ઇતિ જૈન પ્રમાણે તેરમા ભવે શ્રી ઋષભ દેવનો ૧ જન્મ, ૨ રાજ્યાભિષેક ૩ વ્યવહારપ્રવૃત્તિ, ૪ તેમની દીક્ષા, ૫ વિદ્યાધર ઉત્પત્તિ, ૬ કેવલજ્ઞાન, અને અંતે ૭ સ્તુતિ એમ કલમ સાતથી પ્રકરણ ૭ મું. ॥



# પ્રકરણ ૮ મું.

## શુદ્ધ વેદો અને બ્રાહ્મણોત્પત્તિ.





જે દિવસે ઋષભદેવને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ તે દિવસેજ ભરત રાજાની આયુધ શાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. તેના બળથી ભરતચક્રિએ સર્વ રાજાઓની પાસે પોતાની આજ્ઞા મનાવી તેથી પૃથ્વીના એક ભાગ ગણાતા આ ખંડનું નામ ભરતખંડ એમ પ્રસિદ્ધ થયું. જ્યારે નાના ૯૮ ભાઇઓ પાસે પણ પોતાની આજ્ઞા મનાવવા ભરતે દૂતો મોકલ્યા ત્યારે તે બધા ભેગા થઇ એવા વિચાર ઉપર આવ્યા કે પિતાજી કહે તેમ કરવું. આથી તેઓ ભગવાન્ પાસે ગયા. ભગવાને પોતાના જ્ઞાનથી તેમની સ્થિતિ પાકેલી જોઇ તેમને એવો વૈરાગ્યનો ઉપદેશ કર્યો કે તે બધાએ દીક્ષાજ અંગીકાર કરી. પણ ભરત રાજાની તો ઘણી અપકીર્ત્તિ થઇ તેથી ભરત રાજાએ પકવાનનાં પાંચશો ગાડાં ભરાવી ભાઇઓને ભોજન કરાવી ક્ષમા માંગવાના ઇરાદાથી પોતે ભગવાન્ પાસે ગયા ભગવાને ભરતને જણાવ્યુ કે ત્યાગી સાધુઓ રાજ્યપિંડ ગ્રહણ કરે નહી. ત્યારે ભરત રાજા ઘણાજ ઉદાસ થયા તેથી શક્રેંદ્રે કહ્યું કે તમારાથી ગુણાધિક વ્યક્તિઓને ભોજન કરાવો, તેમના વચનથી ભરતે ગુણવાન શ્રાવકોને ભોજન કરાવી પોતે કૃતાર્થ થયા. અને તે શ્રાવકોને કહ્યું કે તમો ધંધો રોજગાર છોડી દઇ, પઠન પાઠન કરી કરાવી ધર્મનાં કાર્ય કરતા રહો, અને મારા રસોડે ભોજન કર્યા કરો. વળી મારા દરવાજાની પાસે બેસી મને હમેશા ચેતવણી કરતા રહો કે–" **जितो भवान् वर्द्धते भयं तस्मान् मा हन मा हन** " ( અર્થ–તું કર્મથી જીતાએલો છે, ભય વધે છે તેથી જીવોને માર નહી, માર નહી. ) ભરત રાજાની આ ઇચ્છાને તેઓએ માન્ય કરી અને તેમની સૂચના મુજબ તેમને ઉપદેશ કરતા રહ્યા, તેથી ભરત વિચાર કરતો કે હું વિષયોથી અને કામ ક્રોધાદિ શત્રુઓથી સદા જીતાયો છું. એવો વિચાર થતાં પાછા સાવચેતીમા આવતા.

કેટલાક સમય સુધી આવી પ્રથા ચાલ્યા પછી રસોયાઓનો પોકાર થયો કે સાહેબ ! જમનારાઓનું ટોળું ઘણું વધી પડયું છે. અને ખરા ખોટાની ગણના

રહી નથી. જેથી ભરત રાજાના હુકમથી શ્રાવકોના આચાર વિચાર પૂછીને જે ખરા હતા તેમને કાકિણી રત્નથી ચિન્હ કરી દાખલ કરવામાં આવતા અને છ છ મહિનાએ તેમની પરીક્ષા પણ લેવાતી 'जितोभवान्' થી શરૂ થતા ઉપદેશના અંતે તે શ્રાવકો 'મા હન' 'માહન' શબ્દ બોલતા તેથી તેમનું નામ 'मा हन' (બ્રાહ્મણ) પ્રસિદ્ધ થયું. પ્રાકૃતભાષામાં આજે પણ બ્રાહ્મણ શબ્દના ઠેકાણે માહન શબ્દ ઘણી જગ્યો પર લખાએલો જોવામાં આવે છે.

આ બ્રાહ્મણોના પઠન પાઠન માટે ભરત રાજાએ શ્રી ઋષભદેવ ભગવાનના ઉપદેશાનુસાર શ્રી ઋષભદેવના ગુણોની સ્તુતિ રૂપ, શ્રાવકધર્મના સ્વરૂપથી ગર્ભિત અને સર્વનયના વિચારોથી સર્વ પદાર્થોનું કથન છે જેમા એવા ચાર **આર્યવેદોની** રચના કરી તેમનાં નામ—૧ સંસાર દર્શન વેદ, ૨ સસ્થાપન પરા મર્શવેદ, ૩ તત્વાવબોધ વેદ, અને ૪ વિદ્યાપ્રબોધ વેદ. આ ચાર વેદો ભરતે પોતે સ્થાપેલા બ્રાહ્મણ શ્રાવકોને અર્પણ કર્યા. જેથી તેમની પરંપરામાં આ ચારે આર્યવેદોનું પઠન-પાઠન ચાલતું રહ્યું.

**જૈન પ્રમાણે શુદ્ધવેદોની અને બ્રાહ્મણોની ઉત્પતિ.**

---

## વેદમાં વિકારની શરૂઆત.



**ભ**રત ચક્રવર્તિના મોટા પુત્ર **સૂર્યયશા** (**આદિત્યયશા**) ના સંતાનોની પરંપરા તે સૂર્યવંશના નામે, અને **બાહુબલીના** મોટા **ચંદ્રયશા**ના વંશજો ચંદ્રવંશના નામથી આ ભરતખંડમાં પ્રસિદ્ધ થયા. તેમજ **ઋષભ**દેવના પુત્ર **કુરૂ**ના વંશજો કુરૂવશના નામથી પ્રસિદ્ધ થયા. (કૌરવ અને પાંડવો આ જ વંશમાં ઉત્પન્ન થયા હતા.)

ઉપરના પ્રકરણમાં જણાવેલા બ્રાહ્મણ શ્રાવકો પોતાના પુત્રને દીક્ષા અપાવતા કે પઠન પાઠન કરાવી શ્રાવક ધર્મમાં સ્થાપિત કરતા. આ પ્રમાણેની રીતિ **ભરત**-રાજા હતા ત્યાં સુધી ચાલુ રહી. જ્યારે **ભરત**ના પછી તેમની ગાદી ઉપર **સૂર્યયશા** આવ્યા ત્યારે તેમણે કાકિણી રત્નના પ્રભાવે સોનાની જનોઇઓ પહે-રાવી અને બાકીની સારવાર **ભરત**રાજાની પેઠે કરતા રહ્યા. પછી **સૂર્યયશા**ના પુત્ર **મહાયશ** ગાદી ઉપર આવ્યા ત્યારે તેણે ચાંદીની જનોઇઓ પહેરાવી. પછી તેમના સંતાનોએ ક્રમે કરી પંચરંગની અને છેવટે સૂત્રની પહેરાવી એમ

ભરતની આઠ પાટ સુધી બ્રાહ્મણોની ભક્તિ રાજ્ય તરફથી થતી રહી. અને "यथा राजा तथा प्रजा." ના અનુસારે પ્રજા પણ બ્રાહ્મણોની ભક્તિ કરતી રહી. અને સર્વ લોકો બ્રાહ્મણોને પૂજનીય માનતા રહ્યા. આઠમા તીર્થંકર **ચંદ્રપ્રભ** સુધી તો તે બ્રાહ્મણો વ્રતધારીઓ અને જૈન ધર્મની દૃઢ શ્રદ્ધાવાળા પક્કા શ્રાવક થતા રહ્યા. અને જૈન ધર્મ પણ અવિચ્છિન્નપણે ચાલતો રહ્યો. આઠમા તીર્થંકર અને નવમાં તીર્થંકરના મધ્યમાં ઘણા લાંબા કાળ સુધી ન તો કોઇ સાધુ, તેમજ ન તો કોઇ શ્રાવક, કે ન હતો કોઇ જૈન ધર્મનો ગ્રંથ અર્થાત્ જૈનધર્મનો સર્વથા લોપજ થઇ ગયો હતો.

હવે લોકો ધર્મનો રસ્તો કોને પૂછે? આ સ્થિતિમાં સત્યશ્રદ્ધાથી રહિત અને કેવળ સ્વાર્થ પૂરતાજ ગ્રંથોનું પઠન–પાઠન કરી પ્રજાથી નિર્વાહ કરવાનો ધંધો લઇ બેઠેલા બ્રાહ્મણોનેજ ધર્મનો રસ્તો પૂછવાનો વખત આવ્યો. એટલે તેઓ ધર્મના નેતાનું અભિમાન ધરાવતા, અવસર પ્રમાણે પોતાના લાભનો (સ્વાર્થનો) જ ધર્મ લોકોને બતાવતા અને પુસ્તકો પણ તેવાજ પ્રકારના લખીને મૂકતા હતાં.

જ્યારે નવમા તીર્થંકર **સુવિધિનાથ** (**પુષ્પદંત** ભગવાન્) સર્વજ્ઞ થઇ અનાદિના સત્યતત્વોનો પ્રકાશ કરવા લાગ્યા ત્યારે તે બ્રાહ્મણોમાંના કેટલાક નેતૃત્વના અભિમાનને ધરાવતા, ઇંદ્રિયોના વિષયને માટે પ્રજાથી અનેક પ્રકારના લાભોને મેળવતા અને ત્યાગ વૈરાગ્યનો તિરસ્કાર જાહેર કરતા તેમ દ્વેષબુદ્ધિથી સાધુઓની પણ અવજ્ઞા કરવા લાગ્યા. એટલુંજ નહી પણ **ભરત**રાજાથી ચાલતા આવેલા વેદોના વિષયને પણ ફેરવી નાંખી પોતાની અનુકુળતા પ્રમાણે તેમાં ગોઠવણ કરી લીધી અને તેનાં નામો પણ બદલી નાખી બીજાં નાંમોથી તે પ્રસિદ્ધ કર્યાં.

**॥ ઇતિ જૈન પ્રમાણે–શુદ્ધ વેદોમાં વિકારની શરૂઆત**

## સાંખ્યમતની ઉત્પત્તિ.



**શ્રી ઋ**ષભદેવને કેવળજ્ઞાન થયા બાદ 'વિનીતા' નગરીમાં **ભરત**ના પાચસો પુત્રોએ તેમની પાસે દીક્ષા લીધી હતી. તેમાં **મરીચિ** નામે પણ એક તેમના પુત્ર હતા. તેણે પોતાથી જૈન દીક્ષાનું પાલન ન થવાથી પોતાના મનથી એક નવીન વેશ કરાવ્યો તે એવી રીતે કે–સાધુઓ મન, વચન અને કાયા એ ત્રણ દંડથી વિરક્ત છે હું

એવો નથી તેથી મારે ત્રિદંડ (કાષ્ટનુ એક જાતનુ એવું ઉપકરણ) જોઇએ. ૧, સાધુઓ દ્રવ્ય, ભાવથી, મુંડિત છે. હું એવો નથી એમ વિચારી તેણે મસ્તક મુંડાવી માથા ઉપર શિખા રાખી. ૨, સાધુને સર્વ પકારની હિંસાના ત્યાગી જાણીને પોતે સ્થુળ હિંસાનો ત્યાગ કર્યો. ૩, સાધુઓ નિઃકંચન અને પોતે તેમ ન હોવાથી પવિત્રકાદિ યુકત થયા. ૪, સાધુઓ શીલસુંગધિત અને હું એવો નથી એમ વિચારી ચંદનાદિ લેપ કરી સુગંધવાળા થયા. ૫, સાધુને મોહાદિ આવરણ રહિત જાણી પોતે તેમ ન હોવાથી છત્રાચ્છાદિત થયા. ૬, સાધુઓને પગરખા વગરના જાણી પોતાથી તેમ ન બની શકવાથી લાકડાની પાવડી ધારણ કરી. ૭, સાધુઓ નિઃકષાય ( ક્રોધ, માન, માયા અને લોભથી રહિત, ) નિર્મળ હોય છે. તેથી તેઓ ધોળા વસ્ત્ર રાખે છે. કષાય યુક્ત હું છું તેથી મારે કષાયિક ( ગેરૂથી રંગેલા ) વસ્ત્ર રાખવાં. ૮, સાધુઓ સચિત પાણીના સર્વથા ત્યાગી હોય છે. પણ મારે વસ્ત્રથી છાણી (ગાળી) ને પાણી પીવું તેમજ સ્નાનના ઉપયોગમાં પ્રમાણ યુકત પાણી વાપરવુ. ૯, એવી રીતે સ્થૂળ મૃષાવાદાદિકથી વિરકત થઇ પોતાનો નિર્વાહ કરવા લિંગ ( વેષ ) બનાવ્યો અને ભગવાન્ ઋષભદેવની સાથે વિચરતા રહ્યા. વેષનો ફેરફાર જોઇ લોકો પૂછતા ત્યારે સાધુનો યથાર્થ ધર્મ કહેતા અને આ મારો વેષ કલ્પિત છે. એમ પણ જણાવી દેતા. તેમજ કોઇને દીક્ષા લેવાનુ મન થતું ત્યારે તેને ભગવાનના સાધુઓની પાસે મોકલતા. એમ કેટલાક સમય સુધી ચલાવ્યુ".

એક વખતે **મરીચિને** પોતે રોગગ્રસ્ત ( માંદા ) થતા વિચાર થયો કે હું અસયતી છુ તેથી સાધુઓ મારી વૈયાવૃત્ય કેવી રીતે કરે! અને મારે પણ તેમના પાસેથી કરાવવી યોગ્ય ન ગણાય તેથી અવસરે એકાદ યોગ્ય ચેલો કરૂં તો ઠીક થાય.

કેટલાક સમય બાદ **ઋષભદેવ** નિર્વાણું પામ્યા ( મોક્ષે ગયા ) તેવામાં **મરીચિના** પાસે **કપિલ**નામા રાજપુત્ર ધર્મ સાંભળવાને આવ્યો, ત્યારે તેને સાધુનો યથાર્થ માર્ગ કહી બતાવ્યો. **કપિલે** પુછયું કે-તમારો વેષ વિલક્ષણ કેમ ? **મરીચિએ** જવાબ આપ્યો કે મારાથી સાધુપણુ નહી પળવાથી હું આ કલ્પિત વેષથી નિર્વાહ કરૂં છું. **કપિલે** કહ્યું કે તે સાધુઓનો ધર્મ મને રૂચતો નથી, તમારી પાસે કાઇ ધર્મ છે કે નહી ? તે કહો. ત્યારે **મરીચિને** વિચાર થયો કે જો આને શિષ્ય કરૂં તો મારા યોગ્ય થાય પછી તેનું મન સંતોષવને કહ્યું કે ' ત્યાં પણ ધર્મ છે અને મારા પાસે પણ કંઇક છે. ' પછી તે **કપિલ** રાજકુમાર **મરીચિનો** શિષ્ય થયો

જૈનધર્મમાં ઉપર પ્રમાણે **કપિલ** મુનિની ઉત્પત્તિ કહી બતાવેલી છે. **કપિલ** મુનિ પાસે તેવુ કંઇ ખાસ પુસ્તક ન હતું, માત્ર **મરીચિ**નો બતાવેલો આચારજ તે પાળતો. **મરીચિ**એ પોતે આ અસત્ય ભાષણથી એક કોટાકોટી સાગરોપમ સુધીના **જન્મ મરણ**ની વૃદ્ધિ કરી, તે પાપનો અંત છેવટે ચોવીસમા તીર્થંકર થતાં છેલ્લા ભવમાં આણ્યો.

હવે **મરીચિના** મરણ બાદ **કપિલ** મુનિનો **આસુરી** નામા મુખ્ય શિષ્ય થયો તે પણ **કપિલે** બતાવેલો આચારજ પાળતો, ત્યાર બાદ **કપિલ**ને તેના શિવાય બીજા પણ ઘણા શિષ્યો થયા હતા. પોતે શિષ્યના મોહથી મરણ પામી પાચમાં ' બ્રહ્મદેવ ' લોકમાં દેવતા પણે ઉત્પન્ન થયા, ત્યાં અવધિજ્ઞાનથી **આસુરી**નામા પોતાના શિષ્યને ગ્રંથ જ્ઞાન વિનાનો જાણી, આકાશમાં પંચવર્ણના મંડળમાં રહીને ઉપદેશ કર્યો કે ' અવ્યક્તથી વ્યક્ત ઉત્પન્ન થાય છે. ' ઇત્યાદિ તેના ઉપદેશાનુસાર–**षष्टितंत्र** શાસ્ત્રની રચના કરી તેમાં એવી રીતે વર્ણન કર્યું કે પ્રકૃતિથી મહાન્, મહાન્‌થી અહંકાર અને અહંકારથી ગુણષોડશ ઉત્પન્ન થાય છે. તે ગુણષોડશથી–પંચતન્માત્રા અને તેથી–પંચભૂત, ઇત્યાદિ.

તેના સંપ્રદાયમાં એક આચાર્ય **શંખ**નામા થયો, જેના નામથી એ મતનું નામ **શાંખ્યદર્શન** પડયું. શાંખ્યદર્શનનુ મૂળ જોતાં **મરીચિ**થી શરૂઆત થએલું છે. શાંખ્યમતના તત્વેનો ફેલાવો **ભગવ**દ્‌ગીતા અને ભાગવતાદિ ગ્રંથોમાં થએલો છે. જૈનમતના ગ્રંથો શિવાય બીજા દરેક જાતના ગ્રંથોમાં સાખ્યમતના તત્વોએ પ્રવેશ કરેલો દેખાઇ આવે છે.

## જૈન પ્રમાણે–શાંખ્યમતની ઉત્પત્તિ.

॥ ઇતિ જૈન પ્રમાણે આદ્ય તીર્થંકર શ્રી ઋષભદેવનુ પ્રકરણ ૮ મું. ॥

# પ્રકરણ ૯ મું.

## વિષ્ણુના આઠમા અવતાર શ્રી ઋભદેવ.



ભાગવતાદિ વૈદિક પુરાણોમા ઋષભદેવને ઉરૂક્રમના નામે વિષ્ણુના આઠમા અવતાર રૂપે કલ્પ્યા છે. જૈનોના ઋષભદેવ અને પૌરાણિકના ( વિષ્ણુના ૮મા અવતાર ) ઋષભદેવ એક છે કે ભિન્ન એમ કેટલાક વિદ્વાનોના મનમા સંશય થાય છે, પરંતુ તેમના પિતાનું નામ નાભિરાજા, માતા મરૂદેવી (પૌરાણિક મત પ્રમાણે મેરૂદેવી) તેમના સો પુત્રો, અને ઉચ્ચ દરજ્જાના યોગીશ્વર હોવાનુ બન્ને મતમાં સામ્ય છે તેથી અમારા મંતવ્ય મુજબ બન્ને ઋષભદેવ એકજ વ્યકિત સંભવે છે. હરકોઇ માણસ એકાદી એક ચીજને ભિન્નરૂપે બતાવવા ઇચ્છતો હોય તો તેને તેમાં કઇ ને કંઇ ફેરફાર અવશ્ય કરવોજ પડે. પુરાણકારોએ ઋષભદેવની પૂર્વેના સાત અવતારો મત્સ્યાદિક પશુજાતિનાં કલ્પ્યાં છે ત્યારે જૈન મતમા તેમના પૂર્વે સાત કુલકરો ( હકારાદિ નીતિના ચલાવનાર ) થયાનો સ્પષ્ટ ઉલ્લેખ નજરે પડે છે. ( જુઓ આ ગ્રંથમાં ) તે સાત કુલકરોના હિસાબે ગણવા જઇએ તો ઋષભદેવ આઠમાજ છે. એ ખાસ ધ્યાનમા લેવા જેવું છે. ( વિશેષ માટે જુઓ આજ પુસ્તકમાં શ્રીયુત્ જટાશંકર જયચંદ્ર આદિલશાહના પ્રશ્નો ઉત્તર ).

### (૧) પૌરાણિક મતે નાભિરાજા.

સ્વધર્મનિષ્ટ દેવી જીવન—પૃ. ૬૬મા લખ્યું છે કે—" અગ્નિધ્રરાજાના મરણ પછી તેમના પુત્ર નાભિરાજાએ મેરૂપર્વતની દીકરી મેરૂદેવી સાથે લગ્ન કર્યું. ભગવાને યજ્ઞપુરૂષનું યજન કરવા માટે યજ્ઞનો આરંભ કર્યો. રાજાની શ્રદ્ધા ઉપરથી પેતાનું મનોહરરૂપ પ્રગટ કર્યું. ભગવાનનાં દર્શન કરીને ઋષિમુનિઓ સ્તુતિ કરવા લાગ્યાકે—" હે ઉત્તમોત્તમ મહાપુરૂષ ! અમે લોકો મૂઢ છીએ, તથા ખરૂ કલ્યાણ શું છે તે જાણતા નથી સર્વ પાપોનો નાશ કરનારાં તમારાં નામો અમારી વાણીમાં વાસ કરો.

વળી બીજો વર માંગીએ છીએ કે—આ અમારા રાજર્ષિ પુત્રની કામના વાળા છે જેથી આપને સંતાન માટે સેવે છે, માટે હે દેવના દેવ ! તમે તેમની કામના પૂર્ણ કરો. એવી પ્રાર્થના છે. ભગવાન બોલ્યા કે હે ઋષિઓ તમે સત્યવાદી એવા આ રાજાને મારા જેવો પુત્ર થાય એવો અતિદુર્લભ વર માગ્યો પણ એક અદ્વિતીય રૂપ હોવાથી મારા જેવોહુંજ છું અર્થાત્ બીજો કોઇ નહી

તથાપિ બ્રાહ્મણોનું બોલવું મિથ્યા થવું ન જોઇએ કેમકે ઉત્તમ બ્રહ્મણોનું ફળ માફજ મુખ છે તેથી તેમનુ બોલવુ સત્ય થવું જોઇએ. મારા જેવો બીજો ન મળવાથી હું પોતે નાભિરાજાને ઘેર અલ્પ અંશવડે પુત્ર થઇને અવતરીશ. આ પ્રમાણે કહી ભગવાન્ અંતર્ધાન થયા- તે પછી ભગવાન્ વિષ્ણુ નાભિરાજાનું કલ્યાણ કરવાની ઇચ્છાથી નાભિરાજાના અંતઃપુરમાં તેમના સ્ત્રી મેરૂદેવીના ઉદરથી શુદ્ધ સત્ત્વગુણી રૂપે અવતર્યા. "—

## (૨) ઇશ્વરાવતાર ઋષભદેવ—

આજ પુસ્તકના પૃ ૬૭ થો લખ્યું છે કે- "ઇશ્વરનો આઠમો અવતાર ઋષભદેવનો થયો હતો, નાભિરાજાને ત્યા ભગવાન્‌નો પુરૂષરૂપે જન્મ થયો તેથી સર્વને અત્યંત હર્ષ થયો. તે પુત્રના હાથ, પગ, ઉપર શંખ ચક્ર, રથ, પતાકા વગેરે ભગવાન્‌ના ચિન્હો જોવામાં આવ્યાં સાથે તેમનો મહિમા દિવસે દિવસે વધવા લાગ્યો. તેનાં તેજ, બળ, લક્ષ્મી, યશ, વીર્ય, તથા શૌર્યને જોઇ પિતાએ પુત્રનુ નામ ઋષભ ( શ્રેષ્ઠ ) એવું નામ પાડયું.

એક વખતે ભગવાન્ ઇંદ્રે તેમની સાથે સ્પર્ધા કરીને તેમના દેશમાં વૃષ્ટિ કરી નહી તે જાણીને યોગીશ્વર એવા ભગવાન્ ઋષભે તેમની મૂર્ખતા ઉપર હસીને પોતાની યોગમાયાના બળથી અજનાભ નામના પોતાના ખંડમાં વૃષ્ટિ કરી. નાભિરાજા માયાવડે ' આ મારો પુત્ર છે ' એવી રીતે આનંદના ઉભરાથી લાડ લડાવી આનંદ માનવા લાગ્યા પછી ઋષભદેવને રાજ્યાભિષેક કરી પોતે મેરૂદેવીની સાથે બદ્રિકાશ્રમમા જઇ તીવ્ર તપવડે નર અને નારાયણની ઉપાસના કરતાં જીવનમુક્ત થયા.

ત્યાર પછી ઋષભદેવ લોકોને ધર્મ કર્મનું આચરણ શીખાવવા માટે પોતે ગુરૂને ઘેર રહી વિદ્યાભ્યાસ કર્યો અને ગુરૂએ તેમને વિદ્યાભ્યાસ કરાવ્યો. તે પછી તેમણે ઇંદ્રની કન્યા **જયંતી** સાથે લગ્ન કર્યું અને પોતાની સ્ત્રી વિષે પોતાના જેવાજ સો પુત્રોને ઉત્પન્ન કર્યા. જે **નેત્રોમાં** સર્વથી મોટા, ઉત્તમ ગુણવાળા **ભરત** નામના પુત્ર હતા. તેમના નામ ઉપરથી આ ખંડને **ભારતવર્ષ** એમ કહે છે. બીજા પુત્રો પણ વિનયવાળા, વેદ વિદ્યામા નિપુણ અને શુદ્ધ અંતઃકરણ વાળા હતા.

ભગવાન્ ઋષભદેવ સ્વતંત્ર હતા. અનર્થની પરંપરાઓ પોતાની મેળેજ

તેમનાથી નિરંતર દૂર રહેતી. તે સમદૃષ્ટિવાળા, શાંત ગુણવાળા, સર્વ પ્રાણીઓ સાથે મિત્રતા રાખનારા, તથા મહાદયાલુ હતા તેમ કેવલ આનંદનો અનુભવ કરનારા એક ઇશ્વર હતા, તો પણ પ્રાકૃત મનુષ્યોની પેઠે કર્મો કરતા હતા અને નાશ પામેલા ધર્મોનુ પોતે આચરણ કરીને અજ્ઞાની લોકોને તે પ્રમાણે ધર્માચરણ કરતા શીખવતા હતા તેમ ધર્મ, અર્થ, યશ, પ્રજા, વૈભવનો ઉપભોગ તથા મોક્ષ આ સર્વનો સંગ્રહ કરીને બીજા લોકોને ગૃહસ્થાશ્રમમા સ્થાપવા લાગ્યા. કેમકે–આ જગત્મા મહાપુરૂષોનાં આચરણોને લોકો માન્ય કરે છે. આ પ્રમાણે ઋષભદેવ વેદનું રહસ્ય જાણતા હતા, તથાપિ પ્રજાનું પાલણ કરવા લગ્યા તેમણે સર્વયજ્ઞો સો સો વખત કર્યા હતા. એ વખતે કોઇ પણ પુરૂપ બીજાની પાસેથી કોઇ પણ વસ્તુ લેવાની ઇચ્છા કરતા નહી સર્વ કોઇ પોતાના રાજા ઋષભદેવજી ઉપર વધુ સ્નેહનો વિકાશ થાય તેવું ઇચ્છતા હતા.

એક વખતે ઋષભદેવજી ફરતા ફરતા બ્રહ્માવર્ત્તનામના દેશમાં આવ્યા અને ત્યા મોટા બ્રહ્મઋષિઓની સભામા પોતાના પુત્રોને ઉપદેશ આપવાના મિષથી પ્રજાને ઉપદેશ આપવા માટે આ પ્રમાણે કહેવા લાગ્યા.

જે દુઃખકારક વિષયો ભુંડાને પણ મળે છે તેવા દુઃખકારી વિષયો ભોગવવાને મનુષ્ય લોકમા તમારૂ અંતઃકરણ શુદ્ધ થાય અને અંત.કરણની શુદ્ધિથી તમને પરબ્રહ્મનુ અનત સુખ મળે, મહાપુરૂપોની સેવા એજ મુકિતનું દ્વાર છે. અને સ્ત્રીઓના સંગીનો સંગ કરવો એજ નરકનું દ્વાર છે. જે સમાન-ભાવવાળા છે તેઓને મહાત્મા જાણવા. પુરૂષ જયારે ઇંદ્રિયોને પ્રસન્ન કરવા માટે કર્મ કરે છે ત્યારે તે ભાનવિનાનો થઇને જરૂર પાપ કર્મ કરે છે. અને પાપકર્મને લીધે આ દેહ ઉત્પન્ન થાય છે. તે દેહ મિથ્યા છે છતા પણ દુઃખ આપે છે, માટે પાપકર્મ કરવાં નહી. જયારે અવિદ્યા વડે આત્મસ્વરૂપ ઢંકાઇ જાય છે ત્યારે કર્મ મનને વશ કરે છે અને મન પુરૂષને કર્માધીન કરી મૂકે છે, માટે પુરૂષ જ્યા સુધી વાસુદેવ એવા હું તેના વિષે પ્રીતિ કરતો નથી ત્યાં સુધી તે દેહના બંધનમાંથી છુટતો નથી. પુરૂષ તથા સ્ત્રી એકઠાં મળીને દંપતી ભાવથી રહેવા માડે છે, ત્યારે તેઓની વચ્ચે બીજી નવી અભિમાનરૂપી એક દૃઢ ગાંઠ બંધાય છે. એમ વિદ્વાનો કહે છે અને અભિમાનને લીધે ઘર, ક્ષેત્ર, પુત્ર, સગાં સંબંધી, તથા ધન વિષે ' હું અને મારૂં ' આવો મોહ થાય. માટે મનુષ્ય જ્યારે કર્મથી બંધાયલી ગાંઠને પોચી કરે છે ત્યારે તે દંપતીપણામાથી છુટે છે અને પછી અહંકારનો ત્યગ કરી, તેમાંથી મુકત થઇ પરમપદને પામે છે. તેને માટે ઇશ્વર વિષે ભકિત, ગુરૂની સેવા, તૃષ્ણાનો ત્યાગ, સુખદુઃખને

સહન કરવાં, આ લોકમાં દુઃખ છે એમ જાણવું, તત્ત્વ જાણવાની ઇચ્છા કરવી તપ, સકામકર્મનો ત્યાગ, ઇશ્વર નિમિત્તેજ કર્મ કરવાં, સત્સંગ કરવો, ઇશ્વરના ગુણો ગાવા, વૈરનો ત્યાગ કરવો, સર્વ ઉપર સમદૃષ્ટિ રાખવી, શરીર અને ઘર ઉપરની અહંતા–મમતાનો ત્યાગ કરવો, પ્રાણ, ઇંદ્રીયો અને મનને વશ કરવાં, વાણીને નિયમમા રાખવી, યોગ, ધૈર્ય, પ્રયત્ન, અને વિવેક એ ઉપાયો વડે પોતાના અહંકારનો ત્યાગ કરવો.

હે પુત્રો ! તમે સર્વ મારા સત્ત્વગુણી સરીરમાંથી ઉત્પન્ન થયા છો માટે તમો મત્સરનો ત્યાગ કરી, મોટા ભાઇ સહોદર બંધુ ભરતની સેવા કરજો, તેની સેવા એજ મારી સેવા સમજવી. તે પછી તેમને નેત્રોને ઉપદેશ આપ્યા પછી પોતાના સો નેત્રોમાંથી મોટા ભરતને રાજ્યાભિષેક કર્યો અને પોતે રાજ્ય ખટપટનો ત્યાગ કરી ઉન્મત્ત પુરૂષની પેઠે નગ્ન થઇ, છુટા કેશ મુકી, એક શરીર સાથેજ બ્રહ્માવર્તમાંથી બહાર નાકળી પડયા. અવધૂતના વેશમાં ફરતા ઋષભ દેવ, તે પછી લોકમાં મૂર્ખ આધળા, બહેરા, અને ભૂતપિશાચ માફક વર્તવા લાગ્યા. મૌનવ્રત લઇ સર્વ સ્થળે ફરવા લાગ્યા, પોતે આત્મા અને અનાત્માના અનુભવ વડે પોતાના સ્વરૂપમાંજ રહેતા તેથી તેમને આ દેહ ઉપર જરાપણ અભિમાન નહોતું અને મન એક અખંડાકાર વૃત્તિમાં રહેતું હતુ. શરીરની સભાળ ન લેવાથી શરીર મલીન થઇ ગયુ હતું. તે પછી કેટલાક વખતે તેમને અજગરનું વ્રત ધારણ કરીને સુતા સુતા જ ખાવા પીવાની ક્રિયા કરવા માંડી. પોતે મોક્ષના પતિ તથા અખંડ એવા ઉત્તમોત્તમ બ્રહ્માનંદના અનુભવી હતા છતાં લોકોનો વ્યવહાર ત્યાગ કરવા માટે યોગિઓએ આમ કરવું જોઇએ એમ લોકોને દેખાડવા માટે આવી યોગ ચર્ચા કરતા હતા. તે દેહાદિક ઉપાધિવાળા હતા છતા તેનાથી મુક્ત હતા અને સ્વતઃ સિદ્ધ સર્વ પદાર્થોથી પરિપૂર્ણ હતા, આકાશમા ઉડવાની ગતિ, શરીરનો મનના જેવો વેગ, અંતર્ધાન થઇ જવુ, પારકી કાયામાં પ્રવેશ કરવા, દૂરની વાર્તા જાણવી, દૂરના પદાર્થો ગ્રહણ કરવા વિગેરે યોગસિદ્ધિઓ દૈવેચ્છાથી પોતાની મેળે તેમની પાસે આવી હાજર થતી તો પણ હે રાજા ! તે હૃદયથી તે સિદ્ધિઓનો ખરેખર રીતે સત્કાર કરતા ન હોતા.

બુદ્ધિમાન પુરૂષો ચંચલમનનો વિશ્વાસ કરતા નથી. જે યોગીમનનો વિશ્વાસ કરે છે તે યોગીનુ મન કામને તથા તેની પછળ ક્રોધાદિક શત્રુઓને અવકાશ આપીને તે કામ ક્રોધાદિક દ્વારા તે યોગીને યોગમાંથી ભ્રષ્ટ કરે છે.

૧ કામ, ૨ ક્રોધ, ૩ મદ, ૪ લોભ, ૫ શોક, ૬ મોહ, ૭ ભય એ કર્મનાં બંધન છે અને આ સર્વનું કારણ મન છે. તે મનની સાથે કયો વિવેકી પુરૂષ મિત્રતા કરે ?

આ પ્રમાણે ઋષભદેવે પણ મનનો વિશ્વાસ ન કરતાં અનેક દેશોમાં ગાડાની પેઠે ફરતા કુટકાચલના ઉપવનમા જઇ ચઢયા. તે પછી તે વનમા દાવાનળ સળગ્યો અને તે દાવાનળમા ઋષભદેવનો દેહ પણ બળી ગયો.

આ પછી કોંક, વે , અને કુટક દેશના રાજા ' અહ ' ને તે તે દેશના લોકો પાસેના ઋષભદેવનું ચારત્ર સાભલીને અધર્મ વૃદ્ધિ થતા જૈનપંથને પ્રવર્તાવ્યો. તે મત વેદ તથા ધર્મશાસ્ત્રમા કહેલી પવિત્રતા તથા સદાચારનો ત્યાગ કરશે એવુ ભાગવતમાં છે તે મતમાં પોતાની ઇચ્છાથી ન્હાવું નહી, આચમન કરવું નહી. પવિત્રતા રાખવી નહી, માથાના કેશ ચુટી કાઢવા વિગેરે નિયમો છે.

જૈનો ઋષભદેવને પોતાના પ્રથમ તીર્થંકર માને છે તે વાત હવે પછી આવશે.

આ ભગવાનનો અવતાર રજો ગુણી લોકોને મોક્ષમાર્ગનો ઉપદેશ કરવાને માટે થયો હતો

આ પ્રમાણે ઋષભદેવ ભગવાને પરમહંસ થવાનો બોધ પોતાના ચારિત્રથી પ્રજાને આપ્યો હતો.

આગળ જતાં પૃ. ૪૮૦ ઉપર પ્રકરણ ૭૨ મામાં લખે છે કે—

(૩) " જૈનધર્મ પ્રવર્ત્તક અર્હંત–અરિહંત.

જૈનધર્મ પ્રવર્ત્તક અર્હંતનો જન્મ બિહાર પ્રાંતના પટણા શહેરમાં થયો હતો. જૈનધર્મ પરલોકને માનતા નથી. મહાત્મા ઋષભદેવ પરમહંસ થયા ત્યારે કોક, બક નામે દેશના રાજાઓ તેમના બાહ્યચાર જોઇ બાહ્યકર્મનો ત્યાગ કરી તેમની પાસે દીક્ષા લીધી હતી. એ વખતથી જૈનધર્મ શરૂ થયો તેમને બૌદ્ધના જગત ક્ષણિક છે. તે મતનુ ખંડન કરી પોતાનો ધર્મ સ્થાપ્યો હતો.

તેમનો સિદ્ધાંત એવો છે કે–જગતનો કર્ત્તા એવો કોઇ ઇશ્વર સિદ્ધ થઇ શક્તો નથી. જે મુક્ત થઇ ગયા છે તેજ ઇશ્વર છે. તેને 'જિન' અર્થાત્ અરિહત કહે છે. આત્મા સર્વવ્યાપી કે એક પણું માનતા નથી જીવ અને અજીવ બન્ને

અનંત છે. જીવ પ્રતિશરીર ભિન્ન છે. અનાદિ સિદ્ધ દ્રવ્ય શકિત, પદાર્થોનો સ્વભાવ જડ ચેતનાદિ બતાવે છે, અને કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરૂષાકાર એ પાંચ ઉપાદાન મળવાથી વસ્તુમાત્ર બનતી જાય છે. ॥ ઇત્યાદિ ॥

॥ ઇતિ વૈદિકે-૧ નાભિરાજા, ૨ ઇશ્વરાવતાર, ૩ જૈનધર્મ પ્રવર્તક-

અર્હંત-એમ કલમત્રણનું સ્વરૂપ.

---

## જૈન અને પૌરાણિકમતના ઋષભદેવની સમીક્ષા.

આ અનાદિકાળના જગતમા જીવો અને પરમાણુઓ અનાદિના છે, માત્ર ઇશ્વર પ્રેરક છે. આ મત સ્વામી **દયાનંદ** સરસ્વતીજીએ પ્રકાશ્યો છે. પરંતુ જૈના ઇશ્વરની પ્રેરણાને ઠેકાણે સ્વકૃત પુણ્ય પાપના યોગે (સૂક્ષ જડના સંબંધથી) ઉચનીચ યોનિમાં જીવો ભટકે છે' એમ કહે છે. અને **અદ્વૈતમવાળા** બે સૂક્ષ્મ શરીર જીવોનો સાથે રહેવાનું નામ માત્રથી બતાવે છે. તેને જૈનો તેજસૂ અને કાર્મણ શરીરથી ઓળખાવી લાખો શ્લોકથી વિચાર કરીને બતાવે છે.

વીસ કોટાકોટી સાગરોપમના પ્રમાણવાળા એક કાળચક્રમાં અવસર્પિણી ઉત્સર્પિણી-રૂપ બે વિભાગ છે. એકકના છ છ આરા છે. તે દરેકના ત્રીજા અને ચોથા આરામા ધર્મની પ્રવૃત્તિનો કાળ જોશ ભરનો હોય છે.

આ ચાલુ કાળ અવસર્પિણીનો છે, એના ત્રીજા આરાના અંતમાં તે અનાદિકાળના ભટકતા જીવોમાંથી તેવા પુણ્યના યોગવાળા સાત કુલકરો થયા તેમાં સાતમા ( છેલ્લા ) નાભિરાજા હતા. તેમના પુત્ર ઋષભદેવથીજ યુગધર્મબંધ પડીને સર્વ પ્રકારના વ્યવહારની તેમજ સત્ય ધર્મની પ્રવૃત્તિ થવાથી મોક્ષ-માર્ગની પ્રવૃત્તિ પણ શરૂ થએલી છે.

દશ હજાર શ્લોકના પ્રમાણવાળા નગરપુરાણના ભવાવતાર નામના ચૌદમા શતકમાં પણ નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે—

कुलादिबीजं सर्वेषां, प्रथमो विमल वाहन (१) ।
चक्षुष्मान्च २ यशस्वी ३ चाऽभिचंद्रो४ऽथप्रसेनजित् ५ ॥
मरुदेवश्च ६ नाभिश्च७, भरते कुलसत्तमा ।
अष्टमो मरुदेव्यां तु, नाभेर्जात उरुक्रम ॥
दर्शयन् वर्त्म वीराणां सुरासुरनमस्कृत ।
नीतित्रयस्य कर्ता यो युगादिप्रथमो जिन ॥

ભાવાર્થ—આ ચાલતી દુનિયાના બધાએ કુળોના બીજભૂત ૧ વિમળ વાહન, ૨ ચક્ષુષ્માન, ૩ યશસ્વી, ૪ અભિચંદ્ર, ૫ પ્રસેનજીત્, ૬ મરૂદેવ અને ૭ નાભિ આપણા ભરતક્ષેત્રમા યુગલ ધર્મના અંતમા પહેલવહેલા આ સાત કુલકરો થયા છે. આ સાત પછી આઠમા–નાભિરાજા અને મરૂદેવીથી ઉરૂક્રમ ( ઋષભદેવ ) થયા. જેમને સુર અને અસુરો પણ નમ્યા છે અને જેમણે અર્થ, કામ અને ધર્મ એ ત્રણે પ્રકારની નીતિનો રસ્તો, વીરપુરૂષના આગળ પ્રકાશ કરી આ બધી દુનિયાને દરેક પ્રકારનો રસ્તો બતાવ્યો છે, અને પોતે આ યુગધર્મના આદ્યમા પહેલા ( જિન ) તીર્થંકર થયા છે.

ભાગવત પુરાણમાં આ સાત કુળકરોના ઠેકાણે વિષ્ણુના મત્સ્યાદિ સાત અવતારો કલ્પીને ઋષભદેવને આઠમા અવતારરૂપે ઠરાવ્યા છે.

## જૈન અને પૌરાણિક ઉલ્લેખનો તફાવત.—

જૈન માન્યતા મુજબ ઋષભદેવના પહેલા અબજોના અબજો વર્ષો સુધી યુગળ ધર્મજ ચાલતો રહ્યો હતો. કાળના સંયોગે યુગળ ધર્મ પલટાવવાના સમયમાં પણ તે યુગલ ધર્મમાજ સાત કુલકરો થયા. ત્યાં સુધી બીજો કોઇ વ્યવહારજ નહોતો. તેમજ ન તો કોઇ બીજો ધર્મ પણ હતો, તેથી નાભિકુલકર પણ યુગલિક વ્યવહારીજ હતા છતાં પણ ભાગવતવાળાએ મરૂદેવીના ઠેકાણે 'મેરૂપર્વત'ની દિકરી મેરૂદેવીની સાથે લગ્ન થવાનું લખી બતાવ્યું' પર્વતને દીકરી કોના સંયોગથી થઇ હશે ? અને પર્વતે પરણાવી પણ કેવી રીતે ? આ વિચારવા જેવું છે.

દરેક પ્રકારનો વ્યવહાર પહેલવેલો ઋષભદેવેજ લોકોને બતાવ્યો હતો, તો પછી નાભિકુલકરના સમયમાં યજ્ઞકર્મ કયાંથી આવ્યો ? યજ્ઞમાં ઋષિમુનિઓ ભેગા થઇ નાભિકુલકરના પુત્ર માટે વિષ્ણુ ભગવાન્‌ને પ્રાર્થના કરવા લાગ્યા, જેથી વિષ્ણુભગવાને પોતે અલ્પાંશે અવતાર લેવાનુ કબુલ કર્યું, અને ઋષભદેવપણે આવીને અવતર્યા વિષ્ણુ પોતે પૂર્ણજ્ઞાને અવતર્યા કે અલ્પજ્ઞાને અવતર્યા ? અલ્પજ્ઞાને અવતર્યા હોય તો આપણે બધાએ વિષ્ણુના અવતાર ઠરીએ કે નહી ?

ગુરૂ પાસે ભણીને લોકોને ધર્મ શીખવ્યો તો તે ચાલતા વિષયમાં ઋષભદેવે નવુ શું કર્યું ?

જૈનમત પ્રમાણે દેવતાઓને ફરજન હોતુંજ નથી તો પછી ઇંદ્રની કન્યા ઋષભદેવ કેવી રીતે પરણ્યા ?

ભરતને રાજ્ય આપી ઋષભદેવ બહાર નીકળી પડયા. પછી મૂર્ખ, આંધળા, બહેરા, અને ભૂતપિશાચ માફક વર્તવા લાગ્યા. ભાગવત મતે વિષ્ણુ પોતેજ ઋષભદેવ છે તો પછી આંધળા, બહેરાદિક વિશેષણવાળા કેમ થયા ?

દેશોમાં ગાડાની પેઠે ફરતા કુટકાચલમાં જઇ ચઢયા અને ત્યાં દાવાનળમાં બળી મુઆ શુ વિષ્ણુનાજ અવતારને આટલું પણ ન સૂઝયુ ?

દૂરની વાર્તા જાણવાની શકિતઓ, તથા અનેક સિદ્ધિઓ ઋષભદેવને હતી એમ ભાગવતાદિકમા લખ્યું છે પરંતુ આવી શકિતઓ ગાડાઓને થતી હશે કે ડાહ્યાઓને ?

પોતે વિષ્ણુ ભગવાન્ રૂપે હતા અને દૂરથી જાણવાની શકિત હતી તો પછી અજાણપણે દાવાનળમાં કેમ બળી મુઆ ? આવા ભગવાનથી આપણે કલ્યાણ કેવી રીતે મેળવવુ ?

સ્વધર્મનિષ્ઠ દૈવી જીવનના પ્રકરણ ૭૨માં ' જૈનધર્મ પરલોકને માનતા નથી ' ઇત્યાદિ લખ્યું છે તે જૈનધર્મ સંબધી લેખકનું તદ્દન અજ્ઞાનજ સૂચવે છે. આ પ્રમાણે જૈન અને પૌરાણિકના લેખો ઉપર મ્હેં મારો કિંચિત્ વિચાર કરી બતાવ્યો છે અને તે બન્ને પ્રકારના લેખો વાચકોના સન્મુખ આદર્શરૂપે મૂકેલા છે ત્યાંથી વિશેષ વિચાર કરી લેવાની ભલામણ કરીને હું આ મારા વિષયથી મુક્ત થાઉં છું. ॥

વૈદિકે–ત્રણ કલમથી કલ્પેલા આઠમાવતાર શ્રી ઋષભદેવની સમીક્ષા.

---

## શ્રી ઋષભદેવજી તીર્થંકર કે વિષ્ણુનો અવતાર ?

[ ગુજરાતી સાપ્તાહિક પત્ર તા. ૧૯મી ડીસેંબર સને ૧૯૨૬ ના અંકમાં પૃ. ૧૮૯૨ ઉપર શ્રીયુત જટાશંકર જયચંદ્ર આદિલશાહનો ઉપરોક્ત હેડીંગ (મથાળા) નો લેખ પ્રગટ થએલો. તેનો ઉત્તર એજ પત્રના આગામી અંકમાં પ્રગટ કરવા માટે તરતજ લખી મોકલેલો પરંતુ તે પત્રના અધિપતિએ ગમે તે કારણે તે પત્ર પ્રગટ નહી કરવાથી અમોએ સોમવાર, તા. ૧૭મી જાનેવારી સને ૧૯૨૭ ના સાંજવર્તમાન દૈનિક પેપરમાં (પૃષ્ઠ ૧૪) પ્રગટ કરાવેલો તે પ્રશ્ન તથા ઉત્તર નીચે પ્રમાણે— ]

## પ્રશ્ન—ઋષભદેવજી તીર્થંકર કે વિષ્ણુનો અવતાર ?

સાહેબ ! જૈનોના પહેલા તીર્થંકરનું નામ ઋષભદેવ છે અને વિષ્ણુના ( આઠમા !) અવતારનું નામ પણ ઋષભદેવ છે. આ બેઉ એકજ છે કે નોખા નોખા પ્રભુ છે ? અને તેનુ પ્રમાણ શુ ? જૈન અને સનાતની પંડિતો પ્રમાણ યુક્ત તેમના જીવન ચરિત્ર ટુંકમાં પ્રગટ કરે તો ખુલાશો તરત નહી થઇ જાય ?

શ્રીમદ્ ભાગવતમાં ઉરૂક્રમનો અર્થ ઋષભદેવ કરેલ છે, અને બીજા પુસ્તકમા ઉરૂક્રમ એટલે વામન એમ વાચેલુ છે ત્યારે ઉરૂક્રમ એટલે ઋષભદેવ કે વામન ?

શ્રીમદ્ ભાગવતમાં આઠમા અવતારનું નામ ઉરૂક્રમ લખ્યુ છે, અને પંદરમા અવતારનું નામ વામન લખ્યુ છે એ રીતે ઉરૂક્રમ ને વામન નોખા છે. એકજ નથી ત્યારે ભાગવતમાનુ ખરૂ કે પેલા પુસ્તકમાનું ખરૂં ?

વિષ્ણુના ચોવીસ અવતારમા ઋ (વૃ) ષભદેવજીનુ જે ચિત્ર છાપ્યું છે તે જૈનના પ્રથમતીર્થંકરની મૂર્તિ જેવુજ છે, તેજ પ્રમાણે વિષ્ણુના બુદ્ધાવતારનુ ચિત્ર પણ બુદ્ધની મૂર્તિ કે જૈનોના તીર્થંકરની મૂર્તે જેવુંજ છે. મારી પાસે જુદા જુદાં બે ચિત્રપટ છે તે બન્નેમા આમજ છે.

ઋષભદેવનું ચરિત્ર શ્રીમદ્ ભાગવતના પાચમા સ્કંધના ચોથા અધ્યાયથી છઠ્ઠા અધ્યાય સુધીમા પણ આપ્યુ છે આ છઠ્ઠા અધ્યાયમાં અર્હનનો પણ પ્રસંગ છે. જૈનો અર્હન્‌ને માને છે. જુઓ—

सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित : ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वर · ॥

અર્હન બુદ્ધધર્મના મહાપુરૂષને કહે છે જૈન શબ્દનો અર્થ જૈન અને બુદ્ધ બેઉ થાય છે મહાવીર વરાહાવતારને પણ કહેલ છે. આ બધુ બૌદ્ધ, જૈન ને વૈષ્ણવ ધર્મનું ઐક્ય દર્શાવે છે.  ( જટાશંકર જયચંદ્ર આદિલશાહ. )

---

ઉત્તર

### શ્રી ઋષભદેવજી તીર્થંકર કે વિષ્ણુનો અવતાર ?

( ઉત્તર લખનાર દક્ષિણવિહારી મુનિશ્રીઅમરવિજયજી. ભરૂચ. )

"શ્રીયુત્ જટાશંકર જયચંદ્ર આદિલશાહે 'શ્રી ઋષભદેવજી તીર્થંકર કે

વિષ્ણુનો અવતાર ?' ના હેડિંગવાળો લેખ લખી જૈનોને અને સનાતનીઓને ઉત્તર આપવા પ્રેર્યા છે. તેથી મેં મારા જાણવા પ્રમાણે લખી મોકલ્યું છે આથી ઘણા લોકો સત્યાસત્યનો વિચાર કરવાનો અવકાશ લેશે માટે યોગ્ય સ્થાન આપી પ્રસિદ્ધ કરશો એવી આશા છે."

તેમણે લખ્યું છે કે—"જૈનોના પહેલા તીર્થંકરનું નામ ઋષભદેવ છે. અને વિષ્ણુના ( આઠમા ) અવતારનું નામ પણ ઋષભદેવ છે. આ બેઉ એકજ કે નોખા નોખા પ્રભુ છે ? અને તેનું પ્રમાણ શું ? જૈન અને સનાતની પંડિતો પ્રમાણ યુક્ત તેમના જીવનચરિત્ર ટુંકમા પ્રગટ કરે તો ખુલાસો તરત નહીં થઇ જાય?"

આ વિષયમાં પ્રમાણ બીજું કયું ? બન્ને તરફનો ઇતિહાસજ ગણાય બાકી તો વિચારોજ મુકી શકાય. તે શિવાય બીજું પ્રમાણ જડી શકે નહીં.

બન્ને તરફનો ઇતિહાસ જોતાં આ અવસર્પિણીના ચાલતા કાળમા પહેલાં ઘણા લાંબા કાળ સુધી યુગળધર્મજ ચાલતો હતો, અને તે, વ્યવહારની પ્રવૃત્તિ વિનાનોજ રહ્યો હતો. પછી યુગલધર્મના અંતમા વિમળવાહન આદિ સાત (૭) કુલકરો થયા, તે પણ યુગલધર્મીજ હતા છતા પણ તેમનાથી કિંચિત્ વ્યવહારની શરૂઆત થતી ચાલી.

સાંભળવા પ્રમાણે આ વાત દશ હજાર શ્લોકના પ્રમાણવાળા નગરપુરાણના ભવાવતાર નામના ચૌદમા શતકમા પણ છે—

"कुलादिवीजं सर्वेषां प्रथमो विमलवाहन" ઇત્યાદિ.

અર્થાત્ આપણા આ ભરતખંડમાં બધાએ કુલકરોના બીજભૂત પહેલવેલા 'વિમલવાહન' નામનાજ કુલકર થયા છે.

આ સાત કુલકરોના અંતમાં છેલ્લા કુલકર નાભિરાજા જણાવ્યા છે. જૈનો પણ આ સાત કુલકરોને તેજ પ્રમાણે માન આપે છે.

જૈનો આ સાતમા નાભિકુલકરને અને મરૂદેવીને પણ યુગલ ધર્મીજ બતાવે છે અર્થાત્ લગ્ન વ્યવસ્થા વિનાનું જોડલું હતું એમ કહે છે, ત્યારે ભાગવત પુરાણમા નાભિરાજાએ મેરૂપર્વતની દીકરી મેરૂદેવીની સાથે લગ્ન કર્યાનું બતાવ્યું છે. તેમજ યુગના આરંભમાં વિષ્ણુ ભગવાન્ સાક્ષાત્ પધાર્યાનું જણાવ્યુ છે. જૈન ઇતિહાસ પ્રમાણે મેરૂપર્વતની દીકરી મેરૂદેવી નથી પણ નાભિકુલકરની

સાથે યુગળરૂપે જન્મેલી મરૂદેવી છે. તેમજ વ્યવહારાદિક સર્વ પ્રકારનો ધર્મ તેમના પુત્ર ઋષભદેવેજ પ્રવર્ત્તાવેલો છે. તેથી નાભિકુલકરના વખતે યજ્ઞ ધર્મ ક્યાંથી હોય. ?

મુક્ત જીવો દુનિયામાં પાછા આવતા નથી, તેમનો અંશ પણ જુદો પડતો નથી ' नैनं छिन्दन्ति शस्त्राणि ' नैनं दहतिपावकः, नचैनं क्लेदयंत्यापो न शोषयति मारुत (गी. २-२३) આ ગીતાજીના શ્લોકથી પણ તેમ સમજાય છે, તેથી વિષ્ણુ પોતે અંશરૂપે નાભિકુલકરને ઘેર ઋષભદેવ પણે જન્મ્યા એ પણ વિચારવા જેવું છે.

ઋષભદેવને ભરત આદિ ૧૦૦ પુત્રો, જૈનો અને પુરાણો બન્ને સમ્મત રાખે છે, છતા ભાગવતમા ક્ષત્રિયોના ઠેકાણે એકાશી (૮૧) પુત્રોને બ્રાહ્મણરૂપે કલ્પ્યા છે તે પણ વિચારવા જેવુ છે.

જૈન માન્યતા મુજબ છેવટે અષ્ટાપદ પર્વત ઉપર છ દિવસના ઉપવાસની સમાધિ લઇને ઋષભદેવજી મોક્ષપદને વર્યા છે. ત્યારે ભાગવતમતે ગાંડાની પેઠે ફરતા કુટકાચલે જઇ ચઢયા અને ત્યા દાવાનળથી બળી મુઆ.

જે વિષ્ણુ ભગવાન તેજ ઋષભદેવ છે તો શું વિષ્ણુ ભગવાન ગાંડા હતા? શું ભાનવિનાના હતા ? કે જેથી દાવાનળમાં બળી મુઆ ?

જૈન અને પુરાણના ઋષભદેવ જુદા છે એમ પણ નથી જણાતું કેમકે તે સર્વજ્ઞ છે, જીત રાગાદિ છે, અર્હંત છે અને યથાસ્થિતાર્થવાદી છે. જૈનોને પણ એ સમ્મત છે અને ભાગવત વાળાએ પણ એ વાત માન્ય કરેલી છે ત્યારે ભિન્નતા કયાં રહી ? ત્યારે શુ ભાગવતમાંથી લઇને આ ઋષભદેવની કથા જૈનોએકલ્પી કાઢી એમ માની શકાય ? તે કહેવું પણ વગર વિચારનુંજ થાય.

દુનિયાના બધાએ ધર્મનું મૂળ વિચારીશું તો શ્રી ઋષભદેવ ભગવાન્‌થીજ ચાલેલું છે અને તે વાતને અબજોના અબજો વર્ષ થઇ ગયાં છે, તે પ્રમાણે આજ કાલના મધ્યસ્થ પંડિતો પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી પણ જોઇ શક્યા છે.

મિ. કન્નુલાલજી જોધપુરી પોતે એક પ્રસંગે જણાવે છે કે– "जैन धर्म एक ऐसा प्राचीन धर्म है कि उसकी उत्पत्ति तथा इतिहासका पत्ता लगाना एक वहुतही दुर्लभ वात है.॥ એજ પ્રમાણે શ્રીયુત તુકારામ કૃષ્ણશર્મા લટ્ટુ. બી. એ. પી. એચ. ડી. એમ. આર. એ. એસ. એમ. એ. એસ. બી. એમ. જી. ઓ. એસ. ( B. A. P. H D. M. R. A. S. M. A S. B M. G O. S ) પ્રોફેસર સંસ્કૃત

શિલાલેખાદિક વિષયના, અધ્યાપક ક્વિન્સ કોલેજ બનારસ, પોતાના એક વ્યાખ્યાનમાં કહે છે કે–सबसे पहिले इस भारत वर्षमे ऋषभदेवजी ' महर्षि उत्पन्न हुए वें दयावान् भद्र परिणामि पहेले तीर्थंकर हूए है.

જ્યારે બધા દેવોથી અને બધાએ મતોથી પહેલવેલા શ્રી ઋષભદેવજી અનેક પ્રમાણોથી સિદ્ધ થતા હોય તો પછી આઠમા અવતાર રૂપે કલ્પેલો ભાગવત વાળાનો મત યોગ્ય છે એમ કેવી રીતે માની શકાય?

તે શિવાય સર્વ માન્ય પંડિત દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર પોતાના 'પૂર્વરંગ' નામના પુસ્તકના પૃ ૫૮ મા લખે છે કે–જેમ બૌદ્ધધર્મમાં બોધિ સત્વની કલ્પના છે, તેમ જૈનધર્મમા તીર્થંકરની કલ્પના છે, અને તેવીજ રીતે વૈદિક ધર્મે જૈન અને બૌદ્ધધર્મની નકલ કરી અવતારની કલ્પના ઉભી કરી છે. એવો કેટલાકનો મત છે. વિષ્ણુના દશ અવતાર છે એમ મનાય છે. બીજી ગણત્રી પ્રમાણે ચોવીસ અવતાર ગણાય છે. દશ અવતારમા બુદ્ધઅવતાર ગણાય છે, અને ચોવીસ અવતારમા ઋષભદેવ છે એ ધ્યાનમાં લેવા લાયક છે.

પાક ઉપર ચઢાવેલા મણ અધમણ દાણામાંના એક દાણાને ચાંપવા જેવો (થોડાથી ઘણા પ્રકારનું જ્ઞાન કરી શકાય તેવો) આ મારો ટુંક લેખ છે. જૈનોના ગ્રંથો–સસ્કૃત, પ્રકૃત તેમજ બીજી અનેક ભાષાઓમાં બહાર પડી ચૂકયા છે. જીજ્ઞાસા ધરાવનાર સજ્જન પુરૂષો પોતાનો નિશ્ચય પોતાની મેળે કરી શકે તેવો આ જમાનો છે. પછી સત્યાસત્યનો વિચાર કર્યા વિના અમારા પૂર્વજો એ કહ્યુ હોય તે ખરૂં એમ જેઓ માનતા હોય તેમના માટે આ મારો પ્રયાસ નથી અને તેમને મનાવવાનો મારો આગ્રહ પણ નથી. ॥

૮માવતાર શ્રી ઋષભદેવના સંબધે પુછેલા–જટાશંકર જયચદ્ર આદિલશાહના **પ્રશ્નનો ઉત્તર.**

॥ ઇતિ વૈદિક મતે-વિષ્ણુના ૮મા અવતાર **શ્રી ઋષભદેવ, તેમનુ સ્વરૂપ. તેની સમીક્ષા** અને જટાશંકરના પ્રશ્નોત્તર, પ્રકરણ ૯મું. સંપૂર્ણ.

---

# પ્રકરણ ૧૦ મું.

## જૈનોના બીજા તીર્થંકર અને બીજાસગરચક્રવર્ત્તી.



અયોધ્યા નગરીનું બીજુ નામ વિનીતા નગરી હતું. તેની ગાદી ઇક્ષ્વાકુવંશના ( ઋષભદેવના પુત્ર ) ભરત ચક્રવર્ત્તીને મલ્યા બાદ તેની અસંખ્ય પાટપરંપરાને અંતે જિતશત્રુ રાજા થયા તેમના નાના ભાઇ સુમિત્ર યુવરાજ હતા. જિતશત્રુનીવિજયાદેવી રાણીને ઉત્તમ ચૌદ સ્વપ્નસૂચિત અજિતનાથ નામના પુત્ર થયા, અને સુમિત્રની રાણી યશોમતિને પણ ચૌદ સ્વપ્નસૂચન પૂર્વક સગર નામનો પુત્ર થયો હતો.

આ બન્ને પુત્રો યૌવાનવયના થયા ત્યારે જિતશત્રુએ અને સુમિત્રે દીક્ષા લીધી અને મોક્ષમાં ગયા. અજિતનાથ રાજા થયા અને સગર યુવરાજ થયા. કેટલાક સમય સુધી રાજ્ય કર્યા પછી અજિતનાથ તીર્થંકર હોવાને લીધે પોતાનો સમય જાણી પોતાની મેળે દીક્ષા લઇને તપ કરવા લાગ્યા. પછી કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને બીજા તીર્થંકર થયા અને સગર રાજા થઇ ૧૪ રત્નોની* પ્રાપ્તિ થતાં બીજા ચક્રવર્ત્તી પદે આવ્યા. ભરતની પેઠે છ ખંડનું રાજ્ય ભોગવતાં તેમને

| * ચક્રવર્તીના ૧૪ રત્નોના નામ | તેની ઉત્પત્તિનુ સ્થળ. |
|---|---|
| ૧ સેનાપતિ........... | પોતાના નગરમા |
| ૨. ગાથાપતિ............ | ,, |
| ૩ પુરોહિત......... .. | ,, |
| ૪. ગજ............... | વૈતાઢપર |
| ૫ ઘોડો .............. | ,, |
| ૬. વર્ધકી ( સુથાર )... | પોતાના નગરમા |
| ૭ સ્ત્રી................ | રાજકુલમાં |
| ૮ ચક્ર............... | આયુધ શાળામા |
| ૯. છત્ર.............. | ,, |
| ૧૦. ચર્મ........... ... | લક્ષ્મીના ભંડારમા |
| ૧૧. મણિ......... . .. | ,, |
| ૧૨. કાકિણી....... ... | ,, |
| ૧૩. ખડગ........... | આયુધ શાળામા |
| ૧૪. દંડ............... | ,, |

જન્હુ કુમારાદિ સાઠ હજાર પુત્ર થયા. તે સાઠ હજાર પુત્રોએ દંડ રત્નના પ્રભાવથી ગંગા નદીના પ્રવાહને અષ્ટાપદ ( કૈલાસ ) ની ચારેબાજુ ખાઇ ખોદીને તેમાં નાખ્યો હતો.

ગંગા નદીના પ્રવાહને અષ્ટાપદની આસપાસ લઇ જવામાં તેમણે એ વિચાર કર્યો હતો કે-અમારા પૂર્વજ ભરતચક્રવર્તીએ આ પર્વત ઉપર મંદિરો બધાવી તેમાં ઋષભાદિ ચોવીસ તીર્થંકરોની સુવર્ણાદિ ધાતુમય, શરીર પ્રમાણ યુક્ત પ્રતિમાઓ બનાવીને મૂકી છે તેની રક્ષા થાય, પણ આમ કરવા જતા પાતાળમા રહેલા નાગકુમારોને ઉપદ્રવ થયો તેથી નાગેંદ્રે ક્રોધમાં આવી જઇ તેમને બાળીને ભસ્મ કર્યા. આવી રીતે ખોદીને વાળવા માંડેલો ગંગાનો પ્રવાહ સગર પુત્રોના આકસ્મિક મરણથી અનિયંત્રિતપણે વહેવા લાગ્યો જેથી તેના પાણીથી ખેતરો અને અન્ય ભૂમીભાગને અતિશય નુંકશાન થયા કર્યું

આ બધા ઉપદ્રવો ટાળવાને માટે જન્હુના પુત્ર ભગીરથે પોતાના દાદા સગરની આજ્ઞાથી દંડવડે ભૂમિને ખોદી ગંગા નદીને પાછી સમુદ્રમા મેળવી દીધી તેથી તે ગંગા નદીના જાન્હવી અને ભાગીરથી એવાં પણ નામો પડયા.

સગર ચક્રવર્તીએ શત્રુંજય ઉપર ભરત રાજાએ બનાવેલા શ્રી ઋષભદેવના મંદિરનો ઉદ્ધાર કરાવ્યો હતો વળી બીજા પણ જૈન તીર્થોના અનેક ઉદ્ધારો કરાવ્યા હતા. વળી સમુદ્રને પણ દેવતાના સાહાય્યથી ભરતક્ષેત્રમાં લાવ્યા હતા.

વૈતાઢય પર્વતના ઘનવાહન રાજા સગરની આજ્ઞાથી લંકાના ટાપૂમાં પહેલા રાજા થયા હતા ઘનવાહનનો વંશ રાક્ષસ નામે હોવાથી લંકા ટાપૂનુ નામ પણ રાક્ષસદ્વીપ પડયું હતું અને એજ વંશમા રાવણ બિભીષણાદિક થયા છે.

છેવટે સગર ચક્રવર્તી બીજા તીર્થંકર અજિતનાથ પાસે દીક્ષા ગ્રહણ કરીને, કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા, અને શ્રી અજિતનાથ ભગવાન પણ સમેત સિખર પર્વત ઉપર શરીર છોડીને મોક્ષે ગયા.

શ્રી ઋષભદેવના નિર્વાણથી પચ્ચાસ લાખ કોટા સાગરોપમ વર્ષ પછી શ્રી અજિતનાથ મોક્ષે ગયા.

સગર ચક્રવર્ત્તિનો બીજો વિશેષ ઇતિહાસ ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર વિગેરે મોટા ગ્રંથોથી જાણી લેવો.——

**॥ઇતિ જૈન પ્રમાણે—બીજા અજિતનાથ તીર્થંકર અને બીજા સગર ચક્રવર્તીનું ( સ્વરૂપ ) પ્રકરણ ૧૦ સું. ॥**

# પ્રકરણ ૧૧ મું.

## વૈદિક મતે–સગરરાજા.

### (પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવકૃત નીતિશીક્ષણ પૃ. ૯૫ માંથી)



સગર નામના સૂર્યવંશી રાજાને બે રાણીઓ હતી શિવજીના વરદાનથી એકને એક છોકરો અને બીજીને સાઠહજાર છોકરા ઉત્પન્ન થયા. એ એક છોકરાનું નામ અસમંજસ હતું. તે ઉછાછલો અને ક્રૂર હતો, રડતાં બાળકોને નદીના કાંઠે ઘસડી જઇ નદીમા નાંખી દેતો. પ્રજાની ફરીયાદથી પ્રધાનોએ રાજાની આજ્ઞાથી તેને દેશથી બહાર કાઢી મૂકયો.

હવે પેલા સાઠ હજાર પુત્રોનું પરાક્રમ સાભળો, તે પણ ક્રૂર કર્મના કરનારાજ હતા

એક વખતે સગરરાજાએ અશ્વમેઘ આરાધ્યો. યજ્ઞના નિયમ પ્રમાણે અશ્વને છુટો મૂકયો. જે એ અશ્વને બાધે તેની સાથે વિજય મેળવવો જોઇએ તેની પાછળ સાઠ હજાર પુત્રો ગયા. સગરની આજ્ઞાથી તેમણે ઘોડાને બે ત્રણ વખત શોધ્યો પણ જડયો નહીં છેવટે કપિલમુનિના આશ્રમમાં ઝાડ નીચે બાંધેલો પેલો ઘોડો જોયો આ જ ચોર છે એને બાધીને મારો. કપિલમુનિ સમાધિમાંથી જાગ્યા તેઓના તરફ નેત્ર ફેરવ્યુ. નેત્રની અગ્નિથી સાઠે હજાર છોકરા ક્ષણવારમાં બળીને ભસ્મ થઇ ગયા. એ વાત રાજાને કાને જતાં તે ગભરાયો કે–સાઠ હજાર બળીમૂઆ, એકને દેશનિકાળ કર્યો છે, અને યજ્ઞ પુરો થયો નથી હવે કરવુ શું ? અસમંજસને અંશુમાન્ પુત્ર હતો, તે રાજા પાસે રહેતો. એ પુત્રને બોલાવી રાજાએ કહ્યું કે–તારા પિતા દેશ વટે છે, તારા કાકાઓ કપિલમુનિના ક્રોધથી ભસ્મ થયા. મુનિપાસે યજ્ઞનો ઘોડો છે તૂ લઇ આવે તો યજ્ઞ પૂરો થાય અને હું સ્વર્ગે જાઉં. દાદાની આજ્ઞા માથે ચઢાવી મુનિપાસે જઇ પ્રણામ કરી ઘોડો માગ્યો. મુનિએ પોતે ઘોડો બાધ્યો જ ન હતો. અંશુમાન્‌ને ઘોડો છોડી લઇ જવા કહ્યુ ઋષિ રાજપુત્રનો વિનય અને ધર્મ જોઇ બહુજ પ્રસન્ન થયા જેથી એને વરદાન આપ્યું કે તારો પૌત્ર ભગીરથ સ્વર્ગમાથી ગંગા ઉતારી લાવશે અને એના જળથી પવિત્ર થઇ તારા કાકાઓ સ્વર્ગે જશે. અંશુમાન ઘોડો લાવ્યો અને સગરનો યજ્ઞ પુરો થયો.

સગર પછી **અંશુમાન્** અને અંશુમાન પછી **દિલીપ** રાજા ગાદીએ આવ્યો દિલીપે સ્વર્ગમાંથી ગંગા ઉતારવા બહુ પ્રયત્ન કર્યો પણ તે સફળ થયો નહીં દિલીપ પછી એનો પુત્ર **ભગીરથ** ગાદીએ આવ્યો. એણે અત્યંત તીવ્રતપશ્ચર્યા કરીને ગંગાજીને પ્રસન્ન કર્યા પણ પૃથ્વી ઉપર એ પડે ત્યારે એમનો ભાર કોણ ઝીલે ? તેથી બીજીવાર તપશ્ચર્યા કરીને શિવજીને પ્રસન્ન કર્યા એમણે સ્વર્ગમાંથી પડતી ગંગાને પોતાના મસ્તકે ધરી અને ત્યાથી તે પૃથ્વી ઉપર પડીને સમુદ્ર તરફ ચાલી. સમુદ્ર કાંઠે સગરના પુત્રોની રાખને પોતાના જાતથી પવિત્ર કરી અને સગરના પુત્રોને સદ્ગતિએ પહોંચાડ્યા. **ગંગા ભાગીરથી** કહેવાઇ અને સગરના પુત્રોએ ખોદેલો સમુદ્ર **સાગર** કહેવાયો. ”

**સમીક્ષા—**

શિવજીએ એક સ્રીને એક પુત્રનુ અને બીજીને સાઠ હજાર પુત્ર થવાનું વરદાન આપ્યુ તો બન્ને સ્રીઓને સમાન ભાગે પુત્રો થવાનું વરદાન કેમ નહી આપ્યુ હોય ? અને શિવજીના આપેલા પુત્રોને કપિલમુનિથી બાળી મરાયજ કેમ ? અશ્વમેધાદિક યજ્ઞોની વાતો જૈનમત પ્રમાણે સગરના પછી ઘણા લાંબા કાળ પછીથીજ ચાલેલી છે તે આગળ જણાવવામા આવશે. ભરતના પુત્ર મરીચિ તેના પછી કપિલમુનિ થયા છે સગર વખતે સંભવ જણાતો નથી તો પછી બાલી મારવાનું કેવી રીતે બની શકે ?

શિવજીના વરદાનથી પ્રાપ્ત થએલા સાઠ હજાર પુત્રો સગર પિતાના જીવતાજ બળી મુઆ તો, જે શિવજીએ આપ્યા હતા તેમનીજ આરાધના કરીને જીવતા કેમ ન કરાવ્યા ? શું શિવજીને આપવાની સત્તા હતી, તેવી રીતે પાછા જીવતાં કરવાની સત્તા ન હતી ? ખેર.

સગરનો પુત્ર અશમંજસ, તેનો પુત્ર **અંશુમાન્**, તેનો પુત્ર **દિલીપ** અને સગરની ચોથી પેઢીએ દિલીપનો પુત્ર **ભગીરથ.** તે ભગીરથે, તપશ્ચર્યાથી ગંગાનદીને પ્રસન્ન કર્યાં. તેનો ધોધ ઝીલવા ફરી તપ કરી શિવજીને પ્રસન્ન કર્યા. ત્યારબાદ ગંગાનદીનો ધોધ શિવજીના મસ્તકપર પડી પૃથ્વી ઉપર પડયો અને સમુદ્ર તરફ વહન થતો સગરના પુત્રોની રાખને પવિત્ર કરી સાઠે હજારને સ્વર્ગે પહોચાડયા. એમ પુરાણોમા જણાવ્યુ છે પણ તે સગરના સમયમા માણસોનાં શરીર ઘણા ઉચાં હતા અને આયુષ્ય પણ ઘણા લાંબા કાળનાં હતાં છતા પણ સગર રાજાની ચોથી પેઢી ઉપર થએલા ભગીરથે તે સાઠ હજાર **મુડદાંની રાખ**

ગગાના પાણીથી ભીંજવીને સર્વેને જીવતા કરી સ્વર્ગમા પહોંચાડયા કે રાખના પરમાણુઓને સ્વર્ગમા પહોચાડયા ?

વિશેષમાં, સગરના પુત્રોની સખ્યાને લઇને રામાયણ અને ભાગવતમા એક તુબડીથી પણ ૬૦૦૦૦ પુત્રો પેદા થવાનુ લખી બતાવ્યુ છે ( જુઓ શંકાકોષ શકા ૩ )

આ સર્વ બાબતમા મારાથી કંઇ ચોક્કસ નિર્ણય નહી થઇ શકવાથી જૈન અને પુરાણનો લેખ આદર્શ રૂપે રજુ કરી વિશેષ વિચાર કરવાનુ કાર્ય સત્પુરૂષોને ( મધ્યસ્થ દૃષ્ટિના વાચકોને ) સોપુ છું.

॥ વૈદિક સગરના સાઠ હજાર પુત્ર અને તેની સમીક્ષા ॥

---

વૈદિકે—તુલસીદાસ રામાયણના—સગર.

શ્રી તુલસીદાસજી કૃત રામાયણ બાલકાડ પૃ. ૨૦૫ થી ૨૯૫ સુધીમાં સગરરાજાનું વિસ્તૃત વર્ણન છે તેનો કિંચિત્ સાર નિચે મુજબ—

રામ, લક્ષ્મણ અને વિશ્વામિત્ર ગગાજી ઉપર આવ્યા. રામે ગંગાજીની ઉત્પત્તિના સંબધે પુછતા વિશ્વામિત્રે કહ્યુ કે-તમારા કુલમા પૂર્વે સગર રાજા થયા હતા તેમને કેશિની અને સુમતિ નામે બે રાણીઓ હતી. તે રાણીઓ સાથે સગર વનમા ગયો ત્યા તપશ્ચર્યા કરતા ભૃગુ ઋષિને જોયા. સ્તુતિ કરી એટલે ભૃગૃ મુનિએ ઇચ્છિતવર માગવા કહ્યું. રાણીઓએ કહ્યું કે આપની ઇચ્છા પ્રમાણે આપો. ભૃગુએ કેશિનીને એક પુત્રનું અને સુમતિને સાઠ હજાર પુત્ર થવાનો વર આપ્યો પછી તે સ્ત્રીઓની સાથે સગર ઘેર આવ્યો. મુનિના કહેવા પ્રમાણે પુત્રો થયા. એટલે ઘીથી ભરેલા ઘડાઓમા સાઠ હજાર પુત્રોને રાખ્યા. મોટા થયા પછી ક્રીડા કરવા લાગ્યા સગરના મોટા પુત્ર અસમંજસે જાઝમાં ભરી ગામનાં છોકરાને સરયૂ નદીમાં ડુબાડી દીધા. પ્રજાનો પોકાર થતાં સગરે અસમજસને દેશ નિકાળ કર્યો, અને તેના પુત્ર અંશુમાનને પોતાની પાસે રાખ્યો.

હવે અશ્વમેધ યજ્ઞના સમયે છુટા મુકેલા ઘોડાને પોતાના પદની રક્ષા માટે ઇંદ્રે પાતાળમાં કપિલ મુનિના આશ્રમે બાંધ્યો. ઘોડો પાછો ન આવતા સાઠે હજાર પુત્રો ખોળવા નીકળ્યા છેવટે ધરતી ખોદી પોતાળમા પેઠા ત્યા કપિલ મુનિના આશ્રમમા ઘોડાને દેખી તેમને ઘણા કઠોર વચનો બોલ્યા. મુનિએ સામુ

દેખી બાળીને ભસ્મ કર્યા. પછી અંશુમાન કાકાઓની ખબર લેવા નીકળ્યો. ત્યા સાઠ હજારના મામા ગરૂડજીથી બળી મુઆની ખબર મળતા જળાંજલી મૂકી, ત્યારે ગરૂડજીએ કહ્યુ કે–ગંગાજીનુ જળ મળવાથી સાઠે હજારનો ઉદ્ધાર થશે. પછી ગરૂડજીની સાથે જઇ મુનિના આશ્રમમાંથી ઘોડો છોડાવી લાવ્યા યજ્ઞ પૂરો કરી, અંશુમાનને રાજ્ય સોંપી, સગર તપ કરવા લાગ્યા. પછી અંશુમાનના પુત્ર દિલીપ ગાદી ઉપર આવ્યા. તેમણે ઘણા વર્ષો સુધી તપ કર્યો પણ પત્તો લાગ્યો નહી. પછી તેના પુત્ર ભગીરથે પોતાના પુત્ર કકુત્સ્થને ગાદી સોંપી એક હજાર વર્ષ સુધી તપ કરી બ્રહ્માજીને પ્રસન્ન કર્યા. ગંગાજીની પ્રાર્થના કરી, પણ બ્રહ્માએ શિવની સહાય્ય લેવાનું બતાવ્યું. તેથી દેવતાઓના વર્ષ સુધી ફરીથી તપ કરી શિવને પ્રસન્ન કર્યા પછી શિવે ગંગાને માથે ઝીલવાનું કબુલ રાખી, બ્રહ્માનું ધ્યાન કરી, ગંગાને છોડાવી. ગંગાએ શિવને પાતાલમા ખોસી ઘાલવાનો વિચાર કર્યો પણ શિવે જટામાથી એક વર્ષ સુધી ગંગાને ચસકવાજ ન દીધી. પછી ભગીરથની પ્રાર્થનાથી બિંદુ બિંદુ છોડતા ત્રણ ધારાથી આકાશ, પાતળ અને પૃથ્વી એમ ત્રણે લોકને પાવન કરતી ગંગાએ સગરના સાઠે હજાર પુત્રોને તારી દીધા. પછી દેવતાઓની સાથે આવીને બ્રહ્માએ ભગીરથની સ્તુતિ કરી.” ઇત્યાદિ.

## ગંગાનું જાન્હવી નામ પાડવાનું કારણ.

આજ તુલસીદાસ રામાયણના બાલકાંડ પૃ. ૨૧૮ ની ટીપમાં વાલ્મિકીય રામાયણનું અવતરણ મુકેલુ. છે તેમા લખ્યું છે કે—

“ ગંગાજી માર્ગમા જન્હુ રાજાની યજ્ઞ સામગ્રીને તાણી ગયાં હતાં તેથી જન્હુ ક્રોધ કરી ગંગાને પી ગયા હતા. પણ પછી ભગીરથેસ્તુતિ કરી ત ઉપરથી જન્હુએ પોતાના અંગમાંથી ગંગાને પાછાં કહાઢયા હતા તેથી જાન્હવી પણ કહેવાય છે.

વૈદિકે–તુ. રામાયણના–સગર અને જન્હુનું સ્વરૂપ.

## જૈન અને વૈદિક સગરના પુત્રો અને ગંગાના વર્ણન ઉપર સમીક્ષા.

આ અવસર્પિણીમા એક કોટાકોટી સાગરોપમ કાળના પ્રમાણવાળા ચોથા આરાનો અડધો ભાગ (પચાસ કોટાકોટી) વ્યતીત થયા બાદ બીજા તીર્થંકર અજિતનાથ અને બીજા ચક્રવર્તી સગર થયા હતા. તેમનો તથા તેમના સાઠ

હજાર પુત્રોનો યતકિંચિત્ ઇતિહાસ અમોએ જૈન પ્રમાણે ઉપર આપ્યો છે તેમજ વૈદિક ગ્રંથોમાથી પણ ત્રણ લેખો ટુંકામાં આપ્યા છે હવે તેના અંતરંગનો વિચાર ટુંકામા કરીએ—જૈન પ્રમાણે પુત્રો સ્વાભાવિક રીતે પેદા થયા હતા. જ્યારે વૈદિકનો પહેલો લેખ જોના શિવજીના વરદાનથી પુત્રો થયા હતા કપિલ મુનિએ તેમને બાળી મુકયા. અને ગંગાના પાણીથી ત્રિજી ચોથી પેઢીએ તેમનો ઉદ્ધાર થવાનુ ભવિષ્યપણ કપિલમુનિએજ સૂચવી દીધું હતું. હવે બીજો તુલસી-દાસજીકૃત રામાયણનો લેખ જોતાં ભૃગુમુનિના વરદાનથી પુત્રોની પ્રાપ્તિ અને પાતાળમાં રહેલા કપિલમુનિએ બાળી નાખ્યાનુ જણાય છે. બાળી નાખ્યાની ખબર સુમતિ રાણિના ભાઇ ગરૂડે ( સાઠ હજાર છોકરાઓના મામાએ ) આપી હતી, તેમજ ગંગાના પાણીથી ઉદ્ધાર થવાનું ભવિષ્ય પણ ગુરૂડજીએ કહીને બતાવ્યું છે.

અસમંજસના પુત્ર અંશુમાને ગંગાજીને લાવવાનો પ્રયત્ન કર્યો હોય એમ બન્ને લેખોથી જણાતું નથી. પછી અંશુમાનના પુત્ર દિલીપે ઘણા કાળ સુધી તપ કર્યો પણ તેઓ ગંગાજીને લાવી શકયા ન હતા જ્યારે દિલીપના પુત્ર ભગીરથે પોતાના પુત્રને ગાદી સોપી હજારો વર્ષના તપને અંતે બ્રહ્માજીને પ્રસન્ન કર્યા પણ બ્રહ્માજીએ કહ્યુ કે—જો શિવજી ગંગાનો પ્રવાહ ઝીલવાનું કબુલ કરે તોજ ગંગાજીને નીચે લાવી શકાય? ભગીરથને ફરીથી દેવતાનાં વર્ષ તપ કરી શિવને પ્રસન્ન કરવા પડયા, પછી શિવજીએ ધોધ ઝીલવાનું કબુલ રાખી, ધ્યાન કરી બ્રહ્માજીને જાગૃત કર્યા અને સ્વર્ગમાંથી ગંગાને છોડાવ્યા. ગગાજીને ગર્વ થયો કે ધોધથી શિવને પણ પાતાળમાંજ ખોદી ઘાલું, પણ ગંગાજીનું ધાર્યું ન થવા દેતાં શિવજીએ પોતાની જટામા ગંગાજીને એવાં તો ગુગળાવી નાંખ્યા કે એક વર્ષ દિવસ સુધી તો ચસકવાજ દીધાં નહીં. છેવટે ભગીરથે પ્રાર્થના કરી જટામાંથી મુક્ત કરાવ્યા, એટલે ગંગાજી ત્રણે લોકોને પાવન કરતાં સગરના સાઠે હજાર પુત્રોનો પણ ઉદ્ધાર કરી સ્વર્ગમા પહોચાડી દીધા. અહિં ટુકામાં વિચાર કરવાનુ એટલુંજ છે કે—જે બળી ગએલાની રાખ તેણે તે કાળ પ્રમાણે લાખો વર્ષ થઇ ગયા હતા તેમને સ્વર્ગે કેવી રીતે પહોંચાડેલા સમજવા?

હવે વાલ્મીકીય રામાયણનો ઉલ્લેખ એવો છે કે—'જન્હુ રાજાના યજ્ઞની સામગ્રી ગંગાજી તાણી ગયા તેથી જન્હુ ગંગાજીને પી ગયા. જ્યારે ભગીરથે જન્હુ રાજાની સ્તુતિ કરી ત્યારે જન્હુએ પોતાના અંગમાંથી બહાર કહાડયા તેથીજ જાન્હવીના નામથી લોકમાં પ્રસિદ્ધ થયા.

વાલ્મિકીયનો આ લેખ જોતાં વૈદિકીય પ્રથમના બન્ને લેખો તદ્દન રદ્દ થઇ જાય છે. કેમકે-જન્હુ પિતા, અને ભગીરથ પુત્ર હતા એમ જે જૈનોએ બતાવેલુ છે તેની સાથેજ તે સંબંધ ધરાવે છે. તેમજ ગંગાજી પણ હતાં એ પણ સ્વત.સિદ્ધ છે. માત્ર જન્હુ ગંગાજીને પી ગયા અને ભગીરથે બહાર કઢાવ્યા એટલી વાત જૈનોની સાથે મળતી નથી, પણ ગંગાજી તો હતાંજ તેથી બ્રહ્માને કે શિવજીને આરાધવાની જરૂર પડેલી હોય તેમ પણ જણાતું નથી. આ લેખમા મૂળની વાત કયા પ્રકારની હતી અને તેમા ફેરફારી કોણે કરી તેનો વિચાર કરવાનુ તો વાચક વર્ગને સોપી દઇ આ પ્રસંગથી વિરમું છું.

જૈન વૈદિકના સગરમા પડેલી ભિન્નતાની સમીક્ષા.

---

## સાઠ હજાર પુત્રોની હિંસાના પાપથી કપિલની મુક્તિ.

( સ્કંધ પુરાણ ખંડ ૫ મો, અધ્યાય ૧૭૫ મો. પત્ર ૩૦૨ અને શ્લોક ૧૯ નો સાર )

જેને પુરાણોમાં સનાતન વાસુદેવ કહેલા છે તે પાચમા અવતારે કપિલ મુનિત્વને પ્રાપ્ત થઇ સાતમા પાતાળમા જઇને વસ્યા ત્યા દેવોથી અને સિદ્ધોથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપે પૂજાયા. પણ તેમના આગળ જઇ ચઢેલા સગરના પુત્રો તો નાશને પ્રાપ્ત થયા. તે બળી મરેલાના પાપનો શોક કરતાં વિચારવા લાગ્યા કે હુ સર્વ સંગત્યાગી, નિર્વિષય છતા મારાથી આ સાઠ હજારનો નાશ થયો તે અયોગ્ય થયુ, પણ થઇ ગયું તેનુ હવે શું કરવુ ? એવો વિચાર કરીને તે કપિલ ઋષિ નર્મદાનદીના તીર ઉપર આવ્યા અને વ્રત ઉપવાસાદિકની સાથે સ્નાન, દાન અને રૂદ્રના પૂજનથી તેણે પોતાના આત્માને તે લાગેલા પાપથી છોડાવીને નિર્વાણપદને પ્રાપ્ત કર્યું. બીજા પણ તે તીર્થમા સ્નાન કરી જે પરમેશ્વરને પૂજશે તે પણ હજાર ગાયના દાનના પુણ્યને પ્રાપ્ત થાય. “ ઇત્યાદિ. વિશેષ ત્યાથી જોઇ લેવુ.

**આમાં વિચાર—**

સનાતન વૈકુંઠના માલિક વાસુદેવ ( વિષ્ણુ ભગવાન્ પોતે ) ૨૪ અવતારો ધારણ કરતાં પાચમા અવતારે કપિલમુનિ રૂપે થયા, તેમણે પોતાના નામનાજ તીર્થમા વ્રતાદિક કરી રૂદ્રને પૂજ્યા ત્યારે તેઓ પાપથી છુટી નિર્વાણ પદને વર્યા તો તે કપિલના પાચમા અવતાર પછી પાછા ફરીથી વાસુદેવે ઓગણીસ (૧૯) અવતાર ધારણ કરેલા છે તો તે કયા સ્થાનથી આવીને ધારણ કરેલા ?

આ ઉપરના લખાણુમા હું કોઇ પણ પ્રકારથી મારી સમજુતી કરી શક્યો નથી તેથી પંડિતોને આ સંબંધમાં જરા શોધીને વિચાર કરવાની ભલામણ કરૂ છું.

॥ વિષ્ણુના પાચમાવતાર કપિલે સાઠ હજાર પુત્રોને મારી પ્રાયશ્ચિત લીધુ પ્રકરણ ૧૧ મુ સંપૂર્ણ.

---

## પ્રકરણ ૧૨ મું. ત્રિજાથી નવમા તીર્થંકર.

**ત્રિજા તીર્થંકર સંભવનાથ ૩**

બીજા તીર્થંકર અજિતનાથના નિર્વાણ પછી ત્રીસલાખ કોટિ સાગરોપમ વર્ષ જતા શ્રાવસ્તી નગરીમા ઇક્ષ્વાકુ વંશમા જિતારિ નામના રાજા થયા. તેમણી રાણી સેના હતી તેમના પુત્ર સંભવનાથ નામે ત્રિજા તીર્થંકર થયા. *

**ચોથા તીર્થંકર અભિનંદન**

અયોધ્યા નગરીમાં ઇક્ષ્વાકુ વંશમા સંવર રાજા થયા, તેમની રાણી સિદ્ધાર્થા તેમના પુત્ર અભિનંદન ચોથા તીર્થંકર થયા.

**પાંચમા તીર્થંકર સુમતિનાથ**

અયોધ્યા નગરીમા ઇક્ષ્વાકુ વંશમાજ 'મેઘ' નામે રાજા થયા તેમની રાણી સુમંગલા હતી તેમના પુત્ર સુમતિનાથ તે પાંચમા તીર્થંકર થયા.

**છઠ્ઠા તીર્થંકર પદ્મપ્રભ**

કૌસાંબી નગરીમા ઇક્ષ્વાકુ વંશમા **શ્રીધર** નામે રાજા થયા તેમની રાણી સુસીલા હતી તેમના પુત્ર પદ્મપ્રભ ( પદ્મનાભ ) નામે છઠ્ઠા તીર્થંકર થયા.

**સાતમા તીર્થંકર સુપાર્શ્વનાથ**

વાણારસી ( બનારસ ) નગરીમા ઇક્ષ્વાકુ વંશમાંજ **પ્રતિષ્ઠ** રાજા થયા તેમની રાણી પૃથ્વી નામની હતી. તેમના પુત્ર સુપાર્શ્વનાથ હતા તે સાતમા તીર્થંકર થયા.

---

* આ સર્વ તીર્થંકરોના થવામા એકેકથી અંતર જાણવા માટે જુઓ પ્રકરણ પાચમું.

આ બધાએ તીર્થંકરો સમ્યકત્વની પ્રાપ્તિ થયા પછી ત્રણ ત્રણ ભવ કરીને મોક્ષે ગયા છે પરંતુ દરેકના ભવો લખતા ઘણો વિસ્તાર થાય તેથી લખ્યા નથી જાણવાની ઇચ્છાવાળાએ ત્રિપષ્ટિશલાકા પુરૂષચરિત્ર વિગેરે અન્ય જૈન ગ્રંથો જોવા.

આઠમા તીર્થંકર ચંદ્રપ્રભ

ચંદ્રપુરી નગરીમા ઇક્ષ્વાકુ વંશમા **મહાસેન** રાજા હતા. તેમની લક્ષ્મણા રાણી હતી. તેમના પુત્ર શ્રી ચંદ્રપ્રભ હતા તે આઠમા તીર્થંકર થયા.

નવમા તીર્થંકર સુવિધિનાથ

કાકંદી નગરીમા ઇક્ષ્વાકુ વંશમાજ સુગ્રીવનામે રાજા થયા તેમની રાણી રામા નામની હતી તેમના પુત્ર સુવિધિનાથ થયા તે નવમા તીર્થંકર થયા

આ ત્રિજા તીર્થંકરથી નવમા તીર્થંકરના સમય સુધી ન તો કોઇ ચક્રવર્તી થયા, તેમજ ન તો કોઇ વાસુદેવાદિક થયા છે તેમજ નતો કોઇ ધર્મમાં વિશેષ ફેરફાર થએલો હોવાથી અખંડ રૂપે જૈન ધર્મજ ચાલી રહેલો હતો તેથી આ જગ્યોપર વિશેષ વિસ્તાર કરવાનો અવકાશ લીધો નથી. કારણ બધાએ તીર્થંકરો તત્વના ઉપદેશમાતો એક સરખાજ હોય છે. માત્ર દેશ અને કાળ પ્રમાણે સુધારા વધારા બતાવે છે તેથી તેમાં વિશેષ કહેવાનુ આપણને શુ હોય?

## બ્રાહ્મણોએ બદલેલું ધર્મનું સ્વરૂપ.



જૈનોના ઇતિહાસ પ્રમાણે નવમા તીર્થંકર સુવિધિનાથ થયા ત્યા સુધી ‘મા હન’ શબ્દથી પ્રસિદ્ધિ પામેલા બ્રાહ્મણોમા ભરતચક્રવર્તિએ આપેલા આર્ય ચાર મહાવેદોનુ પઠન પાઠન યથાર્થ રીતે ચાલતું હતુ તેથી જૈનધર્મમા અને વૈદિક ધર્મમા કોઇ પણ પ્રકારનો વિશેષ ફરક ન હતો. જો કે તેમના સમયમા કપિલમુનિનો મત ચાલતો હતો ખરો પણ તેઓ સદાચારનું પાલન કરતા અને સદાચારનોજ ઉપદેશ કરી શ્રી ઋષભદેવ ભગવાનનુજ ધ્યાન કરવાનુ લોકોને બતાવતા હતા અને જૈન ધર્મ પણ અખંડિત પણાથીજ ચાલતો આવેલો હતો પરંતુ નવમા તીર્થંકર સુવિધિનાથના નિર્વાણ પછી કેટલોએક કાળ ગયે જીવોના દુર્ભાગ્યને લીધે અનિષ્ટકાળના પ્રભાવથી જૈન ધર્મનો સર્વથા લોપ થઇ ગયો હતો, તે સમયે ન તો કોઇ જૈન ધર્મના પાલન કરવાવાળા સાધુ હતા, ન તો કોઇ શ્રાવક, તેમજ ન તો કોઇ સુવિધિનાથ ભગવાનના ઉપદેશના તત્ત્વનાં પુસ્તકો રહ્યા હતા, તેથી દશમા તીર્થંકર શીતલનથના થતા પહેલાં, ઘણા લાંબા કાળ સુધી પોતાની આજી-

વિકાને માટે પઠન પાઠન કરવાવાલા પેલા બ્રાહ્મણોનેજ ધર્મનું સ્વરૂપ લોકો પૂછવા લાગ્યા, એટલે તે બ્રાહ્મણો પોતાના સ્વાર્થમિશ્રિત વ્યવહાર ધર્મ માત્રનોજ વિશેષ ઉપદેશ કરતા થયા અને દિન દિન પ્રતિ નેતૃત્વનું અભિમાન ધરાવતા, લોકોના પાસેથી મનમાની ભેટો લઇ વિષયાદિકમા વધારે ને વધારે મગ્ન થતા શિથિલતામા ઉતરતા ગયા.

હવે જ્યારે દશમા તીર્થંકર શ્રી શીતલનાથ ભગવાન કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શ્રી ઋષભદેવની પેઠે ખરા તત્વોનો ઉપદેશ કરવા લાગ્યા, ત્યારે કેટલાક ભદ્રિક બ્રાહ્મણો તેમના પાસેથી યથાર્થ તત્ત્વો સાભળી (સમજી) ને દશમા તીર્થંકરના માર્ગને અનુસર્યા હતા, પરતુ જે બ્રાહ્મણો પંડિતમાની થઇને લોકોના પાસેથી મનમાની ભેટો લઇને નેતૃત્વના અભિમાનવાળા થઇ બેઠા હતા તે બ્રાહ્મણોને ત્યાગ વૈરાગ્યરૂપ આત્મ કલ્યાણનો માર્ગ પસંદ નહી પડવાથી તેઓ ત્યાગી, વૈરાગી સાધુઓને તિરસ્કારની નજરથી જોવા લાગ્યા, એટલુજ નહી પણ તેમને લોકોમા હલકા પાડવાને માટે ' દાસ, દસ્યુ નાસ્તિક, અને વેદબાહ્ય કહીને લોકોને પણ ભટકાવવા લાગ્યા. એટલામાત્રથી સંતોષ ન પામતાં પ્રાચીન કાળથી ચાલતા આવેલા ઇતિહાસોમાં પણ ધીરે ધીરે અનેક પ્રકારના ફેરફારો કરીને પોતાની માન્યતાને અનુકૂળ પડતા પ્રયત્નો કરવા લાગ્યા. જો કે દશમા તીર્થંકરના સમયમાં કોઇ પણ મોટા પ્રકારનો ફેરફાર કરી શકયા નહી હોય, પણ આપણે જેમ જેમ આગળ આગળના પુસ્તકોના વિષય ઉપર નજર ફેંકીશુ તેમ તેમ ઘણા પ્રકારની વિચિત્રતાઓ આપણે જોઇ શકીશુ. જેમકે ' યજ્ઞના વિષયને મુખ્ય રાખીને જીવોનો સંહાર કરી માસ ભક્ષણ કરવાનું, માતૃ મેધ, પિતૃમેધાદિક યજ્ઞોમા તેમનો સંહાર કરી અંગત વેર સાધવાનું, એજ પ્રમાણે શ્રાદ્ધાદિકમાં યજમાનના બાપ દાદાઓને અનેક જીવોનાં માસ ભક્ષણથી વર્ષ દિવસ સુધી તૃપ્ત રાખવાનું વિગેરે વિગેરે અનેક પ્રકારની વિપરીતતા ધર્મના બહાનાથી કરેલી આપણે જોઇએ છીએ. આટલું બધુ અંધેર ચલાવતા છતા પોતાના વશમાં પડેલા અજ્ઞાની લોકોને શીખવતા ગયા કે " જૈનો વેદોને માનતા નથી, શ્રાદ્ધને માન માન આપતા નથી તેથી જૈનો નાસ્તિક છે. " પછી તે તત્ત્વાતત્ત્વને નહી સમજનારા જેના વશમાં પડેલા હોય તે જે કહે તે સમજે અને કહે. બાલકમા અને અજ્ઞાનીમાં કાંઇ ફરક હોતો નથી. કોઇ કવિએ કહ્યું પણ છે કે—

" ટુકડી મમુદા બાસ્તા, તીનોકા એક ગોત.
જીનકો જૈસા ગુરૂ મિલા, ઉનકા વૈસા પોત ? "

મતલબ એવો છે કે—ટુકડી ( ખાદી ), મમુદા ( મધ્યમ કપડું ) બાસ્તા ( સારા

લોકોને પહેરવા યોગ્ય ઉંચું કપડું ) આ બધાએ લુગડા તો રૂઇનાજ બને છે. ફરક કેમ પડયો ? તો કે–જેને જેવો કારીગર મળ્યો તેણે તેવું બનાવ્યું. એજ પ્રમાણે જેને જેવા ગુરૂ મળ્યા તેણે પોતાના સેવકોને તેવા બનાવ્યા પણ જ્યારે ખરા કારીગરના હાથમા તે વસ્તુ જાય છે ત્યારે તેની ખરી કિંમત થાય છે બીજું કારણ એ પણ છે કે ' ગતિ પ્રમાણે જીવોની મતિ થાય છે ' બાકી વાસ્તવિક ધર્મ તો એજ છે કે–કોઇ પણ જીવોને દુ:ખ આપવું ન જોઇએ, તેમજ પોતાને અને બીજાને જે હિત, મિત, અને પથ્યરૂપ હોય તેજ પ્રમાણે બોલવું. પારકી સ્ત્રીને મા, બહેન, બેટી, તરીકે માન આપવું, બીજાના ધનને જબરજસ્તીથી લેવુ નહી. તેમજ લોભના વસમાં પડી. ધન ભેગુ કરવાની હાય હાય નહી રાખવી ઇત્યાદિ જે નીતિનો માર્ગ છે, તે બધાએ ધર્મને માટે એક સરખોજ છે.

છતા આવા ઉત્તમ નીતિના ધર્મથી છોડાવીને પોતાના **વિષયો** પોષવાને માટે, કે સ્વાર્થના માટે બીજા જીવોના ઉપર જુલમ ગુજારવાસા ધર્મ બતાવવો તે કયા પ્રકારનો ધર્મ ? વાસ્તવિક વિચાર કરીએ તો તે ધર્મ નથી, પણ ધર્મમાં વિકાર થયેલો કહી શકાય. જ્યારે સત્યધર્મમા ભેદ થાય છે ત્યારે તેના નેતાઓને તત્ત્વોમા પણ ફેરફાર કરવાની ફરજ માથે આવી પડે છે. પછી તેમના ગ્રંથોમાં વસ્તુના નામોનો ફેરફાર, દેવોની આકૃતિમા ફેર, ગુરૂઓના વર્તનમાં ફેર, એવી રીતે જ્યા જોઇશુ ત્યા અનેક પ્રકારની વિષમતાઓ (વિકૃતિઓ) આપણા જોવામા આવશે, પરતું મધ્યસ્થ વૃતિ ધારણ કરી, સૂક્ષ્મબુદ્ધિથી સત્યાઽસત્યનો વિચાર કરીને જોઇશું તો મુખ્ય મુદ્દાઓમા થોડાજ ફરક જોઇ શકીશું આથી કેટલાક વૈદિક ધર્મના વિષયો તે તે ગ્રંથોમાથી લઇને લોકોના આગળ આદર્શરૂપે મુકવાનો મારો આ પ્રયત્ન છે પરંતુ નિર્ણય કરવાનુ કાર્ય પંડિતોએજ કરી લેવું.

ઇતિ–નવમા તીર્થંકરની પછી–ભરતચક્રીના સ્થાપેલા બ્રાહ્મણોએ ધર્મનુ સ્વરૂપ પલટાવ્યુ. પ્રકરણ ૧૨ મું—સંપૂર્ણ.



# પ્રકરણ ૧૩ મું.

## દશમા તીર્થંકર શીતળનાથ અને તેમના શાસનમાં હરિવંશની ઉત્પત્તિ.



નવમા તીર્થંકર સુવિધિનાથના નિર્વાણ પછી ઘણા લાંબા કાળે ભદ્દિલપુર નગરમા ઇક્ષ્વાકુ વંશના દૃઢરથ રાજા થયા, તેમની રાણી નંદાનામની હતી, તેમના પુત્ર શીતળનાથ ભગવાન્ દશમા તીર્થંકર થયા. તેમના નિર્વાણ પછી તેમનાજ શાસનમા **હરિવંશની** ઉત્પત્તિ થઇ તેનો સંબધ નીચે મુજબ.—

કૌશાંબી નગરીમા વીરાનામનો કોળી હતો. તેની સ્ત્રી વનમાળા ઘણીજ રૂપાળી હતી તેથી તે નગરના રાજાએ તેણીને જબરજસ્તીથી પોતાની રાણી બનાવી લીધી સ્ત્રીના વિરહથી તે કોળી ગાડો થઇ ગયો અને હા વનમાળા! હા વનમાલા! કરતો શહેરમાં ભટકવા લાગ્યો.

એક વખત વર્ષાકાળમા વનમાળાની સાથે રાજા ગોખમાં બેઠો હતો તેવામા ઘેલા વીરા કોળીને હા! હા! કરતો બાવરો થઇ ગએલો જોઇ રાજા રાણી (વનમાળા) ને ઘણોજ પ્રશ્ચાતાપ થતા તેઓ પોતાના આત્માને ધિક્કારવા લાગ્યા. તેજ સમયે એકદમ તેમના ઉપર વિજલી પડવાથી કાળ કરીને હરિવર્ષ ક્ષેત્રમાં તેઓ સ્ત્રી પુરૂષ રૂપે યુગલ પણે ઉત્પન્ન થયા.

રાજા રાણીનુ મરણ સાભળીને કોળી ખુશીમા આવીને સાવચેત થઇ ગયો. પછી તાપસ થઇને તપ કર્યો. તે તપના પ્રભાવથી કિલ્વિષ* દેવતા પણે ઉત્પન્ન થયો, ત્યા અવધિજ્ઞાનથી જોતા રાજા રાણીને યુગલિક પણે ઉત્પન્ન થયેલા જોઇ વિચાર કરવા લાગ્યો કે—આ યુગલિક× ભદ્રક પરિણામી અને અલ્પારંભી હોવાથી મરીને દેવતા પણે ઉત્પન્ન થશે તો પછી હું મારૂં વૈર કેવી રીતે લઇ શકીશ? માટે એવો ઉપાય કરૂં કે જેથી એ બન્ને મરીને નરકમા જાય. તે એવો વિચાર કરે છે એટલામા ભરતક્ષેત્રમા ચંપાનગરીના રાજા ઇક્ષ્વા-

---

* આ દેવજાતિ નીચ કોટિની છે

+ જૈન સિદ્ધાતમા એવો નિયમ જણાવેલો છે કે દરેક યુગલિક મરીને સ્વર્ગમાજ જાય.

કુલ શીય ચંદ્રકીર્તિનું અપુત્રિયા પણે મરણ થવાથી ત્યાંના લોકોને વિચાર થયો કે હવે આપણે રાજા કોને સ્થાપવો તે વખતે પેલા દેવતાએ તે યુગલના શરીરનો દેવમાયાથી સંકોચ કરીને ત્યાંથી ઉઠાવ્યું અને ચંપાનગરીના લોકોને સોંપીને કહ્યું કે આને તમારા હરિનામા રાજા અને હરિણીનામા રાણી બનાવો. અને એમને ફલમિશ્રિત માસ ખાવાને આપજો, તેમ શિકાર કરવાનું પણ શીખવજો કહી અંતર્ધાન થઇ ગયો. લોકોએ તે રાજા રાણી ને તેના કહ્યા પ્રમાણે આચરણ કરાવ્યું તેથી તે બન્ને મરીને પાપના પ્રભાવથી નરકમા ગયા. યુગલિક કદિપણ નરકમાં જાય નહિ છતા અહિં તેમ બન્યું તેથી આ અનિષ્ટકાળમાં આશ્ચર્ય રૂપે મનાયું છે

આ રાજાની વંશપરંપરા થઇ તે હરિવંશના નામથી પ્રસિદ્ધ થઇ. એજ વંશમા વસુરાજા થયો હતો ( જુઓ પ્રકરણ આવતામાં. )

શ્રી સુવિધિનાથ તીર્થંકરના શાસની પેઠે શ્રી શીતલનાથનું શાસન પણ આગળ જતા કેટલાક કાળે સર્વથા વિચ્છેદજ ગયુ. એવીજ રીતે નવમ તીર્થંકરથી લઇને પંદરમા તીર્થંકર ધર્મનાથ સુધી વારંવાર જૈન ધર્મનો વિચ્છેદજ થતો રહ્યો તેમ તેમ ઉત્તરોત્તર બ્રાહ્મણ ધર્મનું પ્રાબલ્ય વધતું ગયું.

દશમા તીર્થંકર શીતલનાથ, પછી હરિવંશની ઉત્પત્તિ.

---

## નવીન વેદોની રચના.



નોના ઇતિહાસ પ્રમાણે હિંસામિશ્રિત વેદો બનાવનારામાં યાજ્ઞવલ્કય , સુલસા, પિપ્પલાદ અને પર્વત આદિ મુખ્ય હતા. આમાથી પ્રથમના ત્રણનો ઇતિહાસ આ પ્રકરણમા આપીશું અને સાથે સાથે વૈદિક ગ્રંથોમાથી તે કથનને ટેકો આપતા ઉલ્લેખોનો પણ નિર્દેશ કરીશુ પર્વતનું વર્ણન વસુરાજાના સંબંધવાળા પ્રકરણમા કહેવામા આવશે.

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રચાર્યકૃત ત્રિષષ્ટિશલકા પુરૂષ ચરિત્ર-પર્વ ૮માના બીજા સર્ગમા આ ત્રણેનો ઇતિહાસ આપેલો છે તે નીચે મુજબ—

કાશીપુરીમા સુલસા અને સુભદ્રાનામે વેદ વેદાગાદિકમા અત્યંત નિપુણ બે સંન્યાસિણી બહેનો હતી. તેમણે વાદ વિવાદમા અનેક વાદિઓને જીતેલા

પણ યાજ્ઞવલ્કયના વાદમા ' જે હારે તે સેવક બને ' એવી પ્રતિજ્ઞા હતી અને યાજ્ઞવલ્કયે સુલસાને જીતી તેથી તે તેની સેવિકા થઇ રહી. તેમા બન્નેનો સંયોગ થતાં પુત્ર પેદા થયો, તેઓ તે પુત્રને પીપલના વૃક્ષ નીચે મુકીને ચાલતા થયાં. સુલસાની બહેન સુભદ્રાને આની ખબર પડતાં તે પીપલા તરફ ગઇ. સ્વાભાવિકપણે પીપલાનું ફલ બાલકના મુખમા પડતાં તે મુખ હલાવી રહ્યો હતો આથી તેનુ નામ પિપ્પલાદ રાખ્યું. તેને યત્નથી પાળી વેદવેદાગાદિ શાસ્ત્રો ભણાવ્યા.

પિપ્પલાદે અભિમાનથી અનેક વાદિઓને હરાવ્યા છેવટે માસીના કહેવાથી પોતાના માત પિતાની ખબર પડતાં ઉગ્ર ક્રોધ થયો કે અરે ! તેઓ નિર્દય થઇ મને જંગલમાં છોડીને ચાલ્યાં ગયાં. આથી તેમની સાથે વાદમા ઉતરી તેણે માતૃમેધ અને પિતૃમેધની સિદ્ધિ કરીને તે બન્નેનો તેમાં હોમ કર્યો.

આ પિપ્પલાદ મીમાસકમતના મુખ્ય આચાર્ય થયા. તેમને બાતલી નામે શિષ્ય થયો. તેનાથી યજ્ઞ યાગાદિ ( જીવોની હિંસાની ) ની પ્રવૃતિ વિશેષ પણે ચાલુ થઇ.

### વેદોના સંબંધે વૈદિક માન્યતા—

વૃહત્ આરણ્યક ઉપનિષદ્ના ભાષ્યમા લખ્યુ છે કે ' યજ્ઞોના કહેવા વાલા ' યજ્ઞવલ્કય ' અને તેનો જે પુત્ર તે યાજ્ઞવલ્કય ' આથી યજ્ઞોની વિધિ પ્રાયઃ યાજ્ઞવલ્કયથીજ ચાલેલી હોવી જોઇએ. તેમજ ઘણે ઠેકાણે **याज्ञवल्क्येति हो वाच** ( અર્થાત્ યાજ્ઞવલ્કયે એમ કહેલુ છે. ) આવો ઉલ્લેખ જોવામા આવે છે એથી પણ યાજ્ઞવલ્કયજ વેદોના કર્તા કલ્પી શકાય છે. વળી વૈદિક શાસ્ત્રોમાં એમ પણ લખાએલું છે કે ' યાજ્ઞવલ્કયે પૂર્વની વિદ્યા વામી ( ઓકી કાઢી ) ને સૂર્યની પાસેથી નવીન વિદ્યા શીખી ' આનો અર્થ પણ એજ થઇ શકે કે યાજ્ઞવલ્કયે પ્રાચીન વેદોનો ત્યાગ કરીને નવીન વેદો બનાવ્યા.

આ વાતનો વિશેષ પુરાવો સ્કંદ પુરાણુ ખંડ છઠ્ઠો, અધ્યાય ૧૨૯, શ્લોક ૭૩ ( પ. ૧૪૪ ) થી પણ મળે છે. તેનો સારાંશ નીચે મુજબ—

' બૃહત્કલ્પમાં વેદ, વેદાંતના પારગામી શાકલ્યમુનિ ઘણા શિષ્યોને ભણાવતા હતા અને રાજાનું પૌરોહિત્ય પણું કરતા. તેથી રાજાનું શાંતિક કર્મ

પોતે કરતા અને ક્રમવાર શિષ્યો પાસે પણ કરાવતા એક દિવસે વેશ્યાના† નખોથી શરીર પર લિસોટા પડેલા છતા પણ લાજ છોડીને યાજ્ઞવલ્ક્ય શાન્તિ કર્મ કરાવવાને ગયો. એવા સ્વરૂપથી આવેલો જોઇ લોકો હાંસી કરવા લાગ્યા અને રાજા પણ ઋષિને આવી સ્થિતિવાળો જોઇ તેના હાથનું પાણી ગ્રહણ ન કરતા લાકડાને છાટવાનું કહ્યુ. લાકડા ઉપર છાંટતા તે પ્રફુલ્લિત થઇ ગયું. રાજાએ ચકિત થઇ પાણી મગ્યું પણ અભિમાનથી યાજ્ઞવલ્કયે આપ્યુ નહી ને પોતાના ઘર તરફ ચાલ્યો ગયો. બીજે દિવસે શાકલ્ય મુનિના તરફથી શાતિક કર્મ થયા બાદ રાજાએ યાજ્ઞવલ્કયની માગણી કરી શાકલ્ય ઋષિએ યાજ્ઞવલ્કયને શાન્તિકર્મ કરવાની આજ્ઞા કરતા હઠે ચઢેલા તેણે ગુરૂને પણ તરછોડી નાખ્યા. તેથી ગુરૂએ પણ ઘણો તિરસ્કાર કરીને કહ્યુ કે–' મારી વિદ્યા પાછી આપીને તારે જ્યા જવુ હોય ત્યાં ચાલ્યો જા ' એમ કહી મત્રેલુ પાણી પાયુ તેથી આકુલવ્યાકુલ થઇ બધી વિદ્યાઓ ઓકી કાઢી અને કહેવા લાગ્યો કે તમારો આપેલો એક પણ અક્ષર હવે મારા પેટમા રહ્યો નથી તેથી તમે મારા ગુરૂ નહી અને હું તમારો શિષ્ય પણ નહી. એમ કહી યાજ્ઞવલ્કય હાટકેશ્વરમાં ગયો, અને ત્યા જઇ સૂર્યની ઉપાસના કરવા લાગ્યો એટલે એક વર્ષના અંતે સૂર્યે પ્રસન્ન થઈ વરમાગવાનું જણાવ્યું ત્યારે યાજ્ઞવલ્કયે વેદ વિદ્યા ભણવાની પ્રાર્થના કરી સૂર્યે કહ્યું કે–મારા તેજમા તારાથી ટકી શકાશે નહી. છેવટે સૂર્યે લઘિમા વિદ્યા આપી અને તે વિદ્યાના પ્રભાવથી લઘુ શરીર ધારણ કરીને સૂર્યના ઘોડાના કાનમા પેસી સૂર્યના મુખથી બધી વેદ વિદ્યા ભણ્યા પછી સર્વ ઉપનિષદો બનાવી રાજાઓને અને લોકોને સભલાવી પછી પોતાના કાત્યાયન પુત્રને ભણાવી ભળાવી પોતે બ્રહ્મ તેજની સાથે પોતાનું તેજ જોડી દીધુ. "

આ શિવાય બીજા પણ અનેક ઋષિઓએ વેદોની જુદી જુદી ઋચાઓ બનાવેલી છે એના પુરાવા માટે જુઓ આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ ૩૯૨ થી. તેમા જણાવ્યું છે કે––

" વેદ રચનાનું કાર્ય આસરે પાચસે વર્ષ સુધી ચાલ્યુ અને તે રચવામા અનેક ઋષિઓએ મહેનત લીધી પુરાણકાળમા અનેક ઋષિઓ થઇ ગયા તે બધાએ વેદનુ રક્ષણ કર્યું અને વેદ ધર્મનો પ્રચાર કર્યો + × ×

---

† મૂળમા આ બાબતનું વર્ણન અત્યત વિસ્તારથી કરેલ છે પરંતુ આ પ્રસગનો શ્લોક નીચે પ્રમાણે છેઃ–સોऽपि तारुण्यगर्वेण वेश्याकरजविक्षतः ।

सर्वांगेषु च निर्लज्जः प्रकटांगो जगाम वै ॥ १५ ॥

સર્વ વેદમા મુખ્ય જે ઋગ્વેદ તેના દશ પ્રકરણ અથવા મડલ છે. તેમા પહેલુ અને છેવટનુ મડલ અનેક ઋષિઓને હાથે રચાયેલુ છે. ભુગુકુલોત્પન્ન ગૃત્સમદ અને તેના વશજોએ બીજુ મંડળ. વિશ્વામિત્રે ત્રીજુ, વામદેવે ચોથુ. અત્રિએ પાચમુ. ભારદ્વાજે છઠુ તથા સાતમુ. કાણ્વે આઠમું અને અંગીરસે નવમું.

એ પ્રમાણે વચલા આઠ મંડલો જુદા જુદા ઋષિઓએ રચ્યા. તેમણે જુદા જુદા તેત્રીસ × દેવતાઓની સ્તુતિ કરેલી છે પરંતુ એ સ્તુતિનુ પરિણામ 'ઇશ્વર એકજ છે' એ ભાવમાં થએલુ છે. વેદકાળમા એકંદર ૯૧ ઋષિઓ થઇ ગયા એવુ મત્સ્યપુરાણમા કહેલુ છે."

આ વાતની પુષ્ટિમા ડૉ. મૅકડોલન 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' નામના ગ્રંથમા પૃ ૭૫ ઉપર લખે છે કે-'ઋગ્ વેદમા જે સૂક્તો દીઠામા આવે છે, સઘળાને અસ્તિત્વમા આવતા કઇ સેકડો વર્ષો થયા હોવા જોઇએ.' ઇત્યાદિ.

જે જે ઋષિઓ વેદોની રચના કરતા તેમના નામની અનેક શાખાઓ પ્રસિદ્ધિમા આવતી ગઇ. તેથી આ પ્રચલિત વેદો નવીન નથી એમ કેવી રીતે કહી શકાય ?

ઇતિ દશમા તીર્થંકર થયા પછી નવીન વેદો રચાયાનુ સ્વરૂપ.

---

**સ્વચ્છંદતાથી** ભરેલા બ્રાહ્મણ ગ્રથો:—

ડૉ મૅકડોનલ, સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ. વેદોના સમયનુ સાહિત્ય નામના બીજા પ્રકરણમા ( પૃ. ૩૮ મા લખે છે કે—

"વેદના મત્રો અને યાગનોવિધિ એ બેઉના પરસ્પરનો સંબધ કેવી રીતનો છે, અને એક બીજાની અપેક્ષાએ એ બેઉનો ગૂઢ અર્થ શો છે તે સમજાવવું એ બ્રાહ્મણોનાં મુખ્ય ઉદ્દેશ છે. એમાં પ્રસગ વશાત્ જે દંતકથાઓ, અને ધ્યાન ખેચે એવા વિચારો આવે છે તે જો બાદ કરીએ તો એ ગ્રથો સાહિત્યની રચના તરીકે કંઇ પણ રમણીય લાગે છે એમ આપણાથી કહી

---

× તે ગ્રથકારે ટીપમા નીચે પ્રમાણે જણાવ્યુ છે—

"આ ૩૩ પ્રકારના દેવો પરથી પુરાણકારોએ દેવોની સંખ્યા તેત્રીસ કરોડના કરી"

શકાશે નહી. એ ગ્રંથોમા વિધિની જે સમજુતી આપવામાં આવી હોય છે, તેની પુષ્ટિના માટે વ્યાખ્યા સંબંધી, ભાષા સંબંધી, અને ઉત્પત્તિ સંબંધી કેટલાંક વચનો પણ સાથે સાથે સાકલી દેવામા આવ્યાં હોય છે. અને જગતની સૃષ્ટિવિષેના, તથા એ સૃષ્ટિના રચનાર વિષેના પ્રગટ કરાયલા વિચારોના સમર્થનમાં દંત કથાઓ અને ફિલસુફીની ચર્ચાઓ પણ આપવામા આવી હોય છે.

વિપ્રોની **સ્વચ્છંદ** કલ્પનાઓથી ભરેલાં અને જુદી જુદી વસ્તુઓમાં **તુરંગીપણે**, રે ! **બેવકુફી** ભરેલી રીતે બીજે કોઇ પણ સ્થળે નજ દીઠામા આવે એવું એકતાનું આરોપણ કરનારા ઉપલકિયાં અને આડંબરવાળા વિવેચનોનો સંગ્રહ એ ગ્રંથોમાં થયેલો છે. ”

આમાં કિંચિત્‌મારા વિચારોઃ—

આ વેદોના વિષયમા આપે પ્રથમ સ્કંદપુરાણના લેખથી જોયું કે–શાકલ્ય ગુરૂના તિરસ્કારથી યાજ્ઞવલ્કયે જુના વેદોનું વમન કર્યું તો શુ ભણેલા જ્ઞાનને ઓકી કઢાય ખરૂં? એનો તો અર્થ એજ થાય કે જુના વેદોનો ત્યાગ કરી યાજ્ઞવલ્કયે નવા વેદોની રચના કરી આર્યોના તહેવારોના લેખકે પણ જણાવ્યુ છે કે–વેદોની રચના કરવામા અનેક ઋષિઓએ પાંચસો વર્ષ સુધી મહેનત લીધેલી છે, અને મત્સ્ય પુરાણવાળાએ ૯૧ ઋષિઓની સંખ્યા લખી બતાવી છે. ડૉ. મૅકડોનલ પણ આવાતની પુષ્ટિ કરી રહ્યા છે તે સમયે બ્રાહ્મણગ્રંથો પણ તરત જ જોડી દેવામા આવ્યા છે. તે પણ અનેક બ્રાહ્મણોની સત્તા જામેલી હોવાથી તેઓ જે કાંઇ લખે અગર કહે તેના સંબધે કોઇ પુછવા વાળુ હતું જ નહી. પણ તે સ્વચ્છંદી પણાનું લખેલુ આજે અગ્રેજ પરીક્ષકોના સમયમા તેવા ગૌરવ વાળુ થઇ શકયુ નથી. પરંતુ જૈનગ્રથોના માટે તેવો પ્રકાર બન્યો નથી. પણ આજે આખી દુનિયા ગૌરવની સાથે અમૃતોદ્‌ગારથી જૈનોનાગ્રંથોને વધાવી રહી છે તે તેના સત્ય તત્ત્વોનેજ આભારી છે.

વેદો ઉપર રચાએલા બ્રાહ્મણ ગ્રંથો માટે અંગ્રેજોનો મત.

પ્રકરણ ૧૩ મુ સંપૂર્ણ.



# પ્રકરણ ૧૪ મું.

## જીવોના રક્ષકોને રાક્ષસો કહેવાની ધૃષ્ટતા.

## ( રાવણ અને નારદ )*



લંકાનો રાજા રાવણ જ્યારે દિગ્વિજય કરવાને નીકળ્યો ત્યારે લાકડીઓના મારથી ગભરાતો અને પોકાર કરતો નારદ મુનિ રાવણની પાસે આવ્યો. રાવણે પુછયું કે તમને કોણે માર્યા ? ત્યારે નારદે કહ્યું કે- રાજપુરનો રાજા મરૂત બ્રાહ્મણોના ઉપદેશથી યજ્ઞ કરવા લાગ્યો, તેમા નિરપરાધ ગરીબ પશુઓને મારતાં જોઇ હું આકાશમાંથી ઉતરી બ્રાહ્મણોની પાસે બેઠેલા મરૂત રાજાની પાસે ગયો અને મેં કહ્યું કે—હે રાજન્ ! તું આ શું કરવા લાગ્યો છે ? ત્યારે મરૂતરાજાએ મને જવાબ આપ્યો કે–આ બ્રાહ્મણોના ઉપદેશથી દેવતાઓની તૃપ્તિકરવા અને સ્વર્ગની પ્રાપ્તિ માટે પશુઓનું બલિદાન આપી ધર્મનું કાર્ય કરૂં છું. પછી મ્હેં મરૂતને કહ્યું કે- હે રાજન્ ! વેદોમાં જે યજ્ઞ કરવાનો કહ્યો છે તે તું સાંભળ–યજ્ઞ કરવાવાળો જે આત્મા તેજ યષ્ટા, તપરૂપ અગ્નિ, જ્ઞાન રૂપી ઘી , કર્મ રૂપિ લાકડા, કામ, ક્રોધ, માન, માયા, અને લોભરૂપી પશુઓ, સત્ય બોલવા રૂપ યજ્ઞસ્તંભ, જીવોની રક્ષા કરવી તે દક્ષિણા, અને સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયી તે વેદિકા. આ પ્રમાણે યજ્ઞ કરવાનો વેદોમાં કહેલો છે. જે યોગાભ્યાસમાં રહી કરે છે તે મુકત રૂપ થાય છે, અને જે **રાક્ષસ** જેવા થઇ પશુઓનો યજ્ઞ કરે છે તે તો મહાઘોર નરકમાં જાય છે અને મહાદુખો ભોગવે છે. હે રાજન્ ! તું ઉત્તમ વંશનો છે, બુદ્ધિમાન્ છે માટે આ અઘોર કર્મનો ત્યાગ કરવો તને ઉચિત છે. જો જીવોનો નાશ કરવાથી સ્વર્ગલોક મળતું હોય તો થોડાજ દિવસોમાં આ લોક શૂન્ય થઇ જાય. આ મારૂં વચન સાભળી ઉગ્રક્રોધ કરતા બ્રાહ્મણો મને લાકડીઓથી મારવા લાગ્યા, તેથા હુ ત્યાંથી નાશીને તમારા શરણે આવ્યો છું, પણ બિચારા ગરીબ પશુઓ માર્યાજાય છે તેનો તમે બચાવ કરો. રાવણ ને પણ દયા ઉત્પન્ન થવાથી વિમાનથી નીચે ઉતરીને મરૂત રાજાની પાસે તે ગયો. મરૂતે પણ ઘણું સન્માન કર્યું.

---

* રાવણ અને આ નારદ વીસમા મુનિસુવ્રત તીર્થંકરના સમયમા થયા છે, અને અહિં તો નવમા તીર્થંકરના સમયનો સબંધ ચાલે છે પરંતુ પ્રસંગને અનુસરીને આ પ્રકરણ ને અહિં સ્થાન આપવામા આવેલ છે.

રાવણે મરૂત રાજાને કહ્યુ કે—અરે મરૂત ! નરકને આપવાવાળો આ યજ્ઞ કરવા તું કેમ તૈયાર થયો છે ? જગતનું હિત કરવાવાળા સર્વજ્ઞ મહાપુરૂષોએ કહેલો અહિંસારૂપજ ધર્મ સત્ય છે. આ નિરપરાધી જીવોનો નાશ કરીને તું કેવી રીતે સુખી થઇશ ? આ યજ્ઞ કર્મ તો તને આ લોક અને પરલોકમાં (બન્ને ભવમા) અહિતકારક છે માટે તુ આ ગરીબ પશુઓને છોડી દે. જો તું નહી માનીશ તો હું તને તારા આ યજ્ઞકર્મનું ફળ આ લોકમાંજ આપીશ અને તારો નરકમાં વાસ થશે. તે વખતે રાવણની પ્રચંડ આજ્ઞાને માન આપ્યા વગર છુટકોજ ન હતો, તેથી મરૂતરાજાએ યજ્ઞનો આરંભ બંધ કરીને બ્રાહ્મણોને વિદાય કર્યા.

બ્રાહ્મણો કહે છે કે—પ્રથમ રાક્ષસો યજ્ઞનો નાશ કરતા હતા, તે વાતની ખાત્રી આ કથાથી થાય છે. પુરાણાદિક શાસ્ત્રોમાં તે બલવાન્ જૈન રાજાઓને રાક્ષસોજ લખી જણાવ્યા છે. ગરીબ જીવોના રક્ષકોને જો રાક્ષસો કહેવામાં આવે તો તેમનો નાશ કરવાવાળાઓને કયો ઇલ્કાબ આપવો ?

તેમજ પુરાણકારોએ એવી પણ વાત લખી છે કે નારદ ઋષિએ માયાથી જૈનનું રૂપ ધારણ કરી યજ્ઞમા થતી હિંસાની નિંદા કરી, તે પણ આ કથાનું રૂપાંતર હોય એમ જણાય છે.

ઇતિ યજ્ઞમા હોમાતા જીવોના રક્ષક રાવણને રાક્ષસ કહેવાની ધૃષ્ટતા.

પ્રકરણ ૧૪ મું

## પ્રકરણ ૧૫ મું.

### જૈન પ્રમાણે વેદોમાં હિંસાની શરૂઆત.

### ( નારદ, પર્વત, અને વસુરાજા ).




ક વખતે રાવણે નારદને પુછ્યું કે—પશુઓના ઘાત રૂપ આ પાપાત્મક યજ્ઞની પ્રવૃતિ કયાંથી ચ લુ થઇ ? નારદે કહ્યું કે હે રાવણ ! આ પાપાત્મક યજ્ઞની પ્રવૃત્તિનું મૂળ સાંભળ. **સૂક્તિમતી** નદીના તટ ઉપર **સૂક્તિમતી** નગરી હતી તેમાં હરિવંશના કુલમા વીસમા તીર્થંકર શ્રી **મુનિસુવ્રત** સ્વામી થયા. તેમની પરંપરામા **અભિચંદ્ર** રાજા થયા તેમના પુત્ર વસુ નામે હતા. એજ નગરીમા **ક્ષીરકદંબક** નામના ઉપાધ્યાય અને તેમનો પુત્ર પર્વત નામનો હતો

વસુ, પર્વત અને હું (નારદ) એમ ત્રણે જણ પાઠ કરીને અગાસી ઉપર ઉંઘી ગયા. ઉપાધ્યાયજી જાગતા હતા. તેવામાં આકાશમાર્ગે જતા. જ્ઞાનવાન્ બે ચારણમુનિઓ પરસ્પર એવી વાત કરવા લાગ્યા કે—આ ત્રણ છાત્રોમાથી બે નરકમા અને એક સ્વર્ગમાં જશે. આ વાત સાંભળતાં ઉપાધ્યાયજી વિચાર ગ્રસ્ત થયા કે શુ મારા ભણાવેલા છાત્ર નરકે જશે ? અને આ ત્રણમાં સ્વર્ગનો અધિકારી કયો ? એવો વિચાર કરી પરીક્ષા કરવા માટે પીઠાના (લોટના) ત્રણ કુકડા બનાવી ત્રણેને એકેકો અપીને કહ્યુ કે—જ્યાં કોઇપણ જુએ નહી ત્યાં જઇને એને મારો. અમે ત્રણે તે કુકડાં લઇને જગલમા ગયા વસુ અને પર્વત એ બે તો મનુષ્ય વગરના જંગલમા જઇ મારીને પાછા આવ્યા. હું જંગલમાં ગયો પણ વિચાર કરવા લાગ્યો કે—' કોઇ દેખે નહી ત્યાં જઇને મારો ' એવી ગુરૂજીની આજ્ઞા છે. પ્રથમ તો હુંજ દેખું છું તેમજ વનપાલ, લોકપાલ, ગ્રહો, નક્ષત્રો અને જ્ઞાનીઓ પણ એ દેખી રહ્યા છે. એવી કઇ જગ્યા છે કે—જ્યાં કોઇ દેખેજ નહી ? માટે ગુરૂજીની આજ્ઞા મારવાની નથી, માત્ર આપણી પરીક્ષા કરવાને માટેજ આ કાર્ય અમોને સોપ્યુ હોય. એવો વિચાર કરી હું કુકડાને અખંડિતજ લઇ પાછો ગુરૂજીની પાસે ગયો. નહી મારવાના બધા કારણો કહી બતાવ્યાં. ગુરૂજી મને સાધુ સાધુ (સારૂ—સારૂ) કહી ઘણા હર્ષથી પોતાની છાતીએ લગાવી ભેટયા.

વસુ અને પર્વત પણ એટલામાં આવી પહોચ્યા. તે કહેવા લાગ્યા કે મારતી વખતે અમોને કોઇએ પણ દેખ્યા નથી. ગુરૂજી ઘણા ખિન્ન થઇ બોલ્યા કે—અરે મૂર્ખાઓ ! તમો જાતે જોતા હતા કે નહી ? તેમજ વનપાલો, લોકપાલો, ગ્રહો, નક્ષત્રો, તારાઓ અને જ્ઞાનીપુરૂષો પણ દેખતા હતા. પાપિષ્ઠો તમે કેવી રીતે મારીને આવ્યા ?

છેવટમાં વિચાર કર્યો કે—પાણી જેવા પાત્રમાં પડે છે તેવા સ્વરૂપનુ બને છે, વિદ્યાનો પણ એવોજ સ્વભાવ છે. અરે મારા ભણાવેલા અને પ્રાણથી પ્યારા મારા છાત્રો થઇને નરકમાં જશે ? એમ બધા સંસારને શૂન્ય જાણી દીક્ષા ગ્રહણ કરી સદ્‌ગતિમાં ગયા. અભિચંદ્ર રાજાએ પણ રાજ્ય છોડી સાધુવૃત્તિ અંગીકાર કરી.

અભિચંદ્રની ગાદી ઉપર વસુ બેઠા, ઉપાધ્યાયજીની ગાદી પર્વતને મળી અને હું (નારદ) મારા સ્થાન ઉપર ચાલ્યો ગયો.

વસુ રાજા હમેશાં સત્યજ બોલતા તેથી તેઓ સત્યવાદી તરીકે જગતમાં પ્રસિદ્ધ થયા. વિશેષ પ્રખ્યાતિમાં મુખ્ય કારણ એ પણ હતુ કે—વસુ રાજાને સ્ફટિક રત્નનુ એક એવું ગુપ્ત સિંહાસન મલ્યું હતું કે તે સૂર્યના પ્રકાશમાં

બિલકુલ દેખાતું નહી, જાણે રાજા અદ્ધરજ બેઠેલા હોય તેમ લોકો દેખતા તેથી વિશેષ પ્રસિદ્ધિ એવી થઇ કે–સત્યના પ્રભાવથી વસુરાજાને દેવતાઓ અદ્ધરજ રાખે છે. દૈવી ડરથી બીજા રાજાઓ પણ વસુરાજાની આજ્ઞા માનવા લાગ્યા. કેમકે સાચી કે જુઠી ઉત્તમ પ્રસિદ્ધિ જય કરવા વાળી હોય છે. અને ખોટા કામની પ્રસિદ્ધિ કોઇ પ્રસંગે દુ:ખ આપનારી પણ થાય છે.

એક વખતે ફરીથી હું (નારદ) સૂક્તિમતીમાં આવ્યો અને પર્વતને મળવા ગયો. ઋગ્વેદ ભણાવી રહ્યા હતા, તેમા ' अजैर्यष्टव्यम् ' આ શ્રુતિનો અર્થ 'બકરાનો હોમ કરવો ' એવો પર્વતે કર્યો. મેં કહ્યુ કે–ભાઇ! તું ભ્રાંતિથી એવો અર્થ કેમ કરે છે? ગુરૂમહારાજે તો ' ત્રણ વર્ષના ધાન્યનો હોમ કરવો ' એવો અર્થ કહી બતાવ્યો હતો કેમકે– **न जायन्त इत्यजा** (વાવવાથી જે ન ઉગે તે ધાન્ય અજ કહેવાય) તે ધાન્યનો હોમ કરવાનુ ગુરૂજીએતો કહ્યું હતુ. તે વાત પર્વતે માની નહીં અને નિઘંટથી અજા નો અર્થ બકરી સિદ્ધ કરવા લાગ્યો. ત્યારે મેં કહ્યું કે શબ્દોના અર્થ ગૌણ અને મુખ્ય એમ બે પ્રકારે થાય છે ખરા, પણ ગુરૂનું વચન અને શ્રુતિનો અર્થ અન્યથા કરે છે તેથી મહાપાપ થાય છે. છેવટે અમે બન્ને સહાધ્યાયી વસુરાજાને મધ્યસ્થ ઠહરાવી જીંહાચ્છેદની પ્રતિજ્ઞા ઉપર આવ્યા. મેં પણ કબુલ કર્યું. કેમકે મને સત્યવાદી વસુરાજા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો.

પર્વતની માતાએ ખાનગી પણે પર્વતને કહ્યું કે બેટા! તું તારા હઠને છોડી દે. નારદનું કથન સત્ય છે. મેં પણ ધાન્યનોજ અર્થ સાભળેલો છે. પર્વતે કહ્યું કે. માતાજી હવે તો જે થવાનુ હોય તે થાય, પણ મારાથીતો ફરી શકાયજ નહીં પર્વતની માતા ઘણીજ દુ:ખીની થઇ. છેવટે પુત્રના બચાવને માટે વસુરાજાની પાસે ગઇ વસુરાજાએ ઘણો સત્કાર આપી કહ્યુ કે–માતાજી! મને આજ્ઞા કરો શું આપું? ત્યારે બ્રાહ્મણીએ કહ્યું કે– મારે બીજુ કંઇ પણ જોઇતું નથી માત્ર મને પુત્રની ભિક્ષા આપ. વસુરાજા પણ આ વાત સાભળીને બોલી ઉઠ્યો કે–હે માતાજી! ગુરૂના પુત્રની સાથે ગુરૂજીની પેઠેજ વર્તવું જોઇએ એવો શ્રુતિસ્મૃતિનો પણ આદેશજ છે તોપછી મારા ભાઇને કોણ મારી શકે તેમ છે? હુ તો એમજ સમજું છું કે મારા ભાઇને મારનારને યમરાજનુ તેડુ જ થએલુ છે. માતાજી મને બધી વાત કહો. ત્યારે બ્રાહ્મણીએ નારદ અને પર્વતનો બધો સંવાદ કહી બતાવ્યો, અને છેવટમા કહ્યુ કે–જો તારા ભાઇની રક્ષા કરવી હોયતો અજ શબ્દનો અર્થ બકરો કે બકરી કરી બતાવે તોજ થાય તેમ છે. મહાત્માઓ પરોપકારના માટે પોતાના

પ્રાણ પણ આપી દે છે, તો પછી એક વચનથી થતો ઉપકાર કેમ નહીં કરે? આ બધી વાત સાંભળીને વસુ રાજાએ કહ્યું કે-માતાજી સત્ય વાદીઓ પોતાના પ્રાણ જતા સુધી પણ જુઠું બોલતા નથી. આવાતમાંતો ગુરૂના વચનનો લોપ થાયછે અને શ્રુતિસ્મૃતિનો અર્થ પણ અન્યથા કરવો પડે છે માટે આ કામ મારાથી કેવી રીતે થઇ શકે? છેવટે પર્વતની માતાએ કહ્યું કે-તારી વાત બધીએ ખરી છે, અને હું પણ સારી રીતે જાણું છું કે- આ વાત સર્વથાજ અયોગ્ય છે, છતાં પણ છેવટમા કહેવાનું એટલું કે જો તુ તારા સત્યવાદીપણાને વલગી રહીશ ત્યારે મારા પુત્ર (પર્વત) ના પ્રાણજ જશે અને હું પણ મારા પ્રાણ તનેજ અર્પણ કરીશ. કેમકે પુત્ર વિનાની હું ઘેર જઇને પણ શું કરવાની છું? વસુરાજા ઘણોજ મુંઝાયો, કોઇ પણ રસ્તો ન જડવાથી છેવટે જુઠી સાક્ષી પૂરવાનું કબુલ કર્યું ત્યારે બ્રાહ્મણી ખુશી થઇ પોતાને ઘેર ચાલી ગઇ.

હું નારદ અને પર્વત રાજસભામાં અવ્યા, મોટા મોટા પડિતોને પણ રાજસભામા બોલાવ્યા. વસુરાજા પણ સ્ફટિકના અદૃશ્ય સિંહાસન ઉપર સભાપતિ થઇને બેઠા. મેં મારો પક્ષ કહી બતાવ્યો અને પર્વતે પણ પોતાના પક્ષની જમાવટ કરી. છેવટે સભાપતિ વસુરાજાને કહેવામા આવ્યું કે-હે રાજન્ તું સત્યવાદી છે .માટે અમારા બંનેના અર્થમા ગુરૂમહારાજે કયો અર્થ કરીને આપણને સમજાવેલો હતો તે કહો. મધ્યસ્થ પંડિતોએ પણ વસુરાજાને કહ્યું કે-સત્યથીજ વર્ષા વર્ષે છે. અને સત્યથી દેવતાઓ પણ સંતુષ્ટ થાય છે. તેમજ સત્યના પ્રભાવથી આ લોક પણ ટકી રહેલો છે અને તું પણ સત્યના પ્રભાવથીજ સૂર્યની પેઠે તપી રહેલો છે માટે તને સત્ય કહેવું તેજ ઉચિત છે. કોઇની પણ શરમને લીધે તું તારૂં સત્યવાદીપણું છોડીશ નહી. આથી વધારે કહેવું તે તારામાટે અમોને ઉચિત નથી.

આ બધાઓનું કહેવું સાંભળી, ગુરૂમહારાજના કહેવા પ્રમાણેજ મ્હેં (નારદે) અર્થ કરેલો છે એ પોતે જાણતો છતાં પણ ધૃષ્ટતા ધારણ કરીને अजान् मेषान् गुरुर्व्याख्यत इति અર્થાત્ અજનો અર્થ બકરો ગુરૂજીએ કર્યો હતો. એવી હલાહલ જુઠીજ સાક્ષી પૂરી.

વસુરાજાના આ અસત્ય ભાષણથી ત્યાં અદૃશ્યપણે રહેલ વ્યંતર દેવતાને પણ ઘણોજ કોપ થયો અને તેજ વખતે સ્ફટિકના સિંહાસનને તોડી નાખીને વસુરાજાને પણ ઘણોજ માર માર્યો, તેથી તે મરીને સાતમી નરકે ગયો. એટલુંજ નહી પણ ૧ પૃથુવસુ, ૨ ચિત્રવસુ, ૩ વાસવ, ૪ શકત, ૫ વિભાવસુ,

૬ વિશ્વાવસુ, ૭ સૂર, અને ૮ મહાસૂર આ આઠે વસુરાજાના પુત્રો ક્રમથી ગાદી ઉપર બેસવાને આવ્યા તે બધાને પણ તે વ્યંતર દેવતાએ મારી નાખ્યા.

વસુરાજાનો નવમો પુત્ર સુવસુ નામે હતો તે સૂક્તિમતીથી નાશી જઇને નાગપુરમાં વસ્યો અને દશમો પુત્ર બૃહદ્ધ્વજ મથુરામાં જઇને રાજ્ય કરવા લાગ્યો આ બૃહદ્ધ્વજના સંતાનમાં ઘણોજ પ્રસિદ્ધ યદુનામે રાજા થયો તેથી હરિવંશનું નામ બદલાઇને તે યદુવંશના નામથી પ્રસિદ્ધ થયું.

જૈન પ્રમાણે વૈદિકે હિંસાની સરૂઆત–નારદ પર્વત અને વસુરાજાની કથા.

પ્રકરણ ૧૫ મું સમાપ્ત.

---

## પ્રકરણ ૧૬ મું—યદુવંશની ઉત્પતિ.

( પ્રસંગથી )

વસુરાજાનો નવમો પુત્ર **સુવસુ** સૂક્તિમતીથી ભાગીને નાગપુરમાં ગયો, અને દશમો પુત્ર બૃહદ્ધ્વજ મથુરામાં જઇ રાજ્ય કરવા લાગ્યો તેના સંતાનમા **યદુનામે** ઘણોજ પ્રસિદ્ધ રાજા થયો તેથી હરિવંશના ઠેકાણે યદુવંશ નામે પ્રસિદ્ધિ થઇ. તેના વંશજો યદુવંશી -યાદવો કહેવાયા.

યદુરાજાને '**સૂર**' નામે પુત્ર હતો. તેનો મોટો પુત્ર શૌરી અને નાનો પુત્ર '**સુવીર**' એમ સૂરરાજાને બે પુત્રો હતા. સૂરના પછી શૌરીએ મથુરાનું રાજ્ય સુવીરને સોપ્યુ અને પોતે કુશાવર્ત્તમાં જઇને પોતાના નામથી **શૌરીપુર** વશાવી ત્યા રાજ્ય કરવા લાગ્યો.

શૌરીને અંધકવિષ્ણુ આદિ પુત્રો થયા. અંધકવિષ્ણુને દશ પુત્રો થયા તેમના નામ–

| | | |
|---|---|---|
| ૧ સમુદ્રવિજય, | ૨ અક્ષોભ્ય, | ૩ સ્તિમિત. |
| ૪ સાગર, | ૫ હિમવાન્, | ૬ અચલ. |
| ૭ ધરણ. | ૮ પૂર્ણ. | ૯ અભિચંદ્ર. |

૧૦ વસુદેવ. ( એ દશે દશાર્ણ કહેવાયાં. )

પહેલા સમુદ્રવિજયના મોટા પુત્ર **અરિષ્ટનેમિ** ( જૈનોના બાવીસમા

તીર્થંકર નેમિનાથ ) થયા. અને છેલ્લાના ( દશમા વસુદેવના ) પુત્ર **શ્રીકૃષ્ણ** વાસુદેવ પદવી ધારક, અને **બલદેવ** નામે બલદેવ પદવી ધારક ઘણાજ પ્રતાપી થયા. તેમજ રાજગૃહીમાં વાસુદેવના હાથે મરવાના અચલ નિયમવાળો **જરાસંધ** નામે પ્રતિ વાસુદેવ ( પ્રતિ વિષ્ણુ ) થયો.

મથુરાના રાજા સુવીર હતા તેમના મોટા પુત્ર ભોજવૃષ્ણિ અને ભોજવૃષ્ણિના ઉગ્રસેન નામે પુત્ર થયા અને તેનો પુત્ર **કંસ** થયો.

નાગપુરમાં જઇ વસેલા, વસુરાજાના નવમા પુત્ર સુવસુના પુત્ર બૃહદ્રથે રાજગૃહીમાં જઇને રાજ્ય કર્યું તેનો પુત્ર **જરાસંધ** થયો. ( વિશેષ તે પ્રસંગે)

જૈન પ્રમાણે પ્રસંગથી યદુવંશની ઊત્પત્તિનું સ્વરૂપ પ્રકરણ ૧૬ મું.

---

## પ્રકરણ ૧૭ મું ( ૧ ) વસુના પછી પર્વતે શું કર્યું ?

વસુરાજા જુઠી સાક્ષી પુરી નરકમાં ગયા પછી નગરના લોકોએ અને પંડિતોએ પર્વતનો ઘણોજ તિરસ્કાર કરીને કહ્યું કે તું તદ્દન જુઠો છે. તારી જુઠી સાક્ષી પુરનાર વસુ રાજાને દેવતાના કોપથી વગર મોતે મરવું પડયું. તો પછી તારાથી વધારે પાપી બીજો કોણ ? એમ અનેક પ્રકારથી નિર્ભર્ત્સના કરીને તેમણે તેને નગરીથી બહાર કાઢી મૂકયો. પરંતુ બનવા કાળને લીધે તેવામાં **મહાકાળ** નામનો અસુર પોતાનો લાગ ખોળતો પર્વતને સહાય્ય ( મદદ ) રૂપે **મળી આવ્યો**

રાવણે પુછયું કે એ **મહાકાળ** અસુર કોણ હતો ? અને પર્વતને મળવાનું કારણ તેને શાથી થયું ? તેનો સંબંધ નારદ કહેવા લાગ્યો કેઃ—

ચરણા યુગળ નામના નગરમાં **અયોધન** નામનો રાજા હતો, તેને **દિતિ**-નામે ભાર્યા હતી તેમની પુત્રી **સુલસા** ઘણીજ રૂપાળી હતી. તેના સ્વયંવરના મંડપમા ઘણા રાજાઓ આવ્યા હતા, તે રાજાઓમા મોટામાં મોટો **સગર** રાજા હતો. તેના અંતેઉરના દરવાજે મંદોદરી નામની રખવાળિની હતી, તે સગરની આજ્ઞાથી અયોધન રાજાના મહેલમા હરરોજ જતી આવતી હતી. એક દિવસે એવું બન્યું કે દિતિ પોતાના ઘરના બાગમાંના કદલી ઘરમાં ગઇ, તેની પાછળ તેની પુત્રી સુલસા પણ ગઇ, તે મા બેટીની વાતો સાંભળવા, પાછળથી આવતી મંદોદરી ત્યાં છુપીને ઉભી રહી.

દિતિ સુલસાને કહેવા લાગી કે હે પુત્રી ! તારા સ્વયંવરના સંબંધે મારા મનમાં મોટો શલ્ય છે, પણ તેનો ઉદ્ધાર કરવો તે તારા હાથમાં છે. માટે મારી વાત તું જરા ધ્યાનમા લે, જોકે મૂળમા ઋષભદેવને ભરત બાહુબલી નામે બે મોટા પુત્ર હતા. ભરતને સૂર્યયશા અને બાહુબલીને ચંદ્રયશા પુત્ર થયા. તે બન્નેના નામથી સૂર્યવંશ અને ચંદ્રવંશ આ દુનિયામાં પ્રસિદ્ધ થયા. ચંદ્રવંશમાં મારો ભાઇ તૃણબિંદુ નામનો થયો છે અને સૂર્યવંશમાં તારો પિતા આયોધન થયો છે. આયોધનની બહેન સત્યયશા તે તૃણબિંદુની ભાર્યા છે. તેના પુત્ર **મધુપિંગળ** તે મારો ભત્રીજો છે. જો તું તેને વરે તોજ મારો શલ્ય મારા મનમાથી નીકળી શકે. પોતાની માતાની આ વાત સુલસાએ પણ અંગીકાર કરી લીધી.

આ બધી વાત પેલી મંદોદરીએ સાંભળી અને જઇને સગરને કહી દીધી. સગર રાજાએ એ વાત પોતાના પુરોહિત વિશ્વભૂતિને કહી બતાવી. વિશ્વભૂતિ મોટો કવિ હતો. સગરનો આદેશ મેળવીને રાજાના લક્ષણોની સંહિતા તત્ક્ષણે એવી બનાવી કે. સગર રાજા તો શુભલક્ષણોવાળો સિદ્ધ થાય અને મધુ પિંગળ અશુભલક્ષણોવાળો સિદ્ધ થાય. આ સંહિતાનું પુસ્તક ધૂમાદિકના પ્રયોગથી જુનું દેખાય તેવા સ્વરૂપનું કરીને પેટીમાં મૂક્યું.

જ્યારે બધા રાજાઓ સ્વયંવર મંડપમાં ભેગા થયા ત્યારે સગર રાજાએ પ્રસંગને લઇને એવી વાત મૂકી કે–હે સરદારો ! મારી વાત સાંભળો. આપનામાં જે કોઇ રાજ્ય લક્ષણોથી હીન હોય તેને મારવો અગર મંડપમાંથી બહાર કાઢી મૂકવો. આ વાત બધા સરદારોએ માન્ય કરી લીધી એટલે સગરની આજ્ઞા થવાથી વિશ્વભૂતિએ પેટીમાથી રાજ્ય લક્ષણોની સંહિતા બહાર કાઢીને સભામા સંભળાવવા માડી, જેમ જેમ વચાતી ગઇ તેમ તેમ મધુપિંગળ પોતાનામાં તે તે અપલક્ષણો સમજતો, લજ્જાને પામતો પોતાની મેળેજ સભા મંડપમાથી બહાર નીકળી ગયો. ત્યારે સુલસા સગર રાજાને વરી અને બીજા રાજાઓ પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા.

પોતાના આવા અસહ્ય અપમાનથી મધુપિંગળે બાલ તપ કર્યું અને ત્યાંથી મરીને સાઠ હજાર વર્ષના આયુષ્યવાળો **કાળનામા** અસુર પરમાધાર્મિક યોનિમાં દેવતા થયો. ત્યાં અવધિજ્ઞાનથી પોતાનો પુર્વ ભવ જોતા, સુલસાના સ્વયંવરમાં સગર રાજાએ પોતાના પંડિત વિશ્વભૂતિના પાસે જુઠું પુસ્તક બનાવડાવી પોતાનું જે અપમાન કરાવ્યું હતું તે જોયું તેથી સગર રાજાની સાથે વેર

વાળવાના ઉપાયો ખોળવા લાગ્યો. તેવામા સૂક્તિમતી નગરીની પાસે નિરાધાર બનેલા આ પર્વતને જોયો. બ્રહ્મણના વેષે તેને મલ્યો અને કહેવા લાગ્યો કે હે પર્વત ! હું તારા પિતાનો મિત્ર શાડિલ્ય બ્રાહ્મણ છું. તારો પિતા અને હું ગૌતમ ઉપાધ્યાયના પાસે ભણતા હતા. મ્હે સાંભળ્યું કે નારદે અને લોકોએ પર્વતને ઘણો દુઃખી કર્યો છે. પણ તુ ફિકર કરીશ નહી હું તારા પક્ષમાં રહીને મંત્રોથી લોકોને વિમોહિત કરીશ એમ કહી પર્વતની સાથે રહ્યો. લોકોને નરકમા નાખવાને માટે ઘણા ઘણા પ્રકારથી વ્યામોહિત કર્યા. કોઇને આધિ, વ્યાધિ, ઉપાધિ, અને ભૂતાદિકના દોષો લગાડી લોકોને આકુલવ્યાકુલ કરતો રહ્યો. જે લોકો પર્વતનો આદર-સત્કારકરતા, તેનુ વચન માનતા તેને સારૂં કરી દેતો અને શાડિલ્યની આજ્ઞાથી પર્વત પણ લોકોને સારૂં કરી દેતો. એવી રીતનો ઉપકાર કરીને લોકોને પોતાના પક્ષમાં મેળવતો.

હવે પેલા કાળ નામના અસુરે સગર રાજાને અને તેની રાણીઓને ભયંકર રોગોમા સપડાવી દીધા એટલે તેમને પર્વતને તેડાવ્યો અને તેની આજ્ઞા પણ માન્ય કરી. ત્યારે શાડિલ્યની સાથે મળીને તેણે તે બધાના રોગોની શાતિ કરી આપી. પછી પર્વતે પણ ઉપદેશ આપવાનુ શરૂ કર્યું તેના મુખ્ય મુદ્દાઓ આ પ્રમાણે છે :—

સૌત્રામણી નામનો યજ્ઞ કરી તેમા મદ્યપાન કરવાથી ( શરાબ દારૂ પીવાથી ) કોઇ પણ દોષ લાગતો નથી.

ગોસવ નામના યજ્ઞમા અગમ્યસ્ત્રી ( ચડાલાદિ કુળમાં જન્મેલી નારી) આદિ તથા માતા, બ્હેન, બેટી વિગેરેની સાથે વિષય સેવન કરવું જોઇએ.

માતૃમેધ યજ્ઞમાં માતાનો વધ, અને પિતૃમેધમા પિતાનો વધ, અંતર્વેદી કુરૂક્ષેત્રાદિકમા કરે તો કાંઇ દોષ નથી.

તથા કાચબાની પીઠ ઉપર અગ્નિ સ્થાપન કરવો, કદાચિત્ કાચબો ન મળે તો બ્રાહ્મણના માથાની ખોપરી ઉપર અગ્નિ સ્થાપન કરીને હોમ કરવો, કારણ કે જે ખોપરી હોય છે તે કાચબાના જેવીજ હોય છે.

આ પ્રમાણે યજ્ઞ કરવામા કાઇ દોષ લાગતો નથી કેમકે વેદોમાં લખેલું છે કે :—

सर्वं पुरुषैवेदं यद्भूतं यद् भविष्यति ।
ईशानोऽयं मृतत्वस्य, यदन्नेनातिरोहति ॥

ભાવાર્થ :—આ દુનિયામા જે કાંઇ દેખાય છે તે સર્વ બ્રહ્મરૂપજ છે. જ્યારે એક બ્રહ્મ રૂપજ છે તો પછી એક બીજાને મારવાવાળો કોણ છે ? તે માટે યથારૂચિ ( ઇચ્છા પ્રમાણે ) યજ્ઞમાં હિંસા કરીને જીવોના માસનું ભક્ષણ કરો. એમાં કોઇ પણ પ્રકારનો દોષ નથી. કેમકે યજ્ઞમા દેવોદ્દેશ ( દેવતાઓના માટે ) કરવાનુ હોવાથી માંસ પવિત્ર થઇ જાય છે.

પર્વતે આવી રીતનો ઉપદેશ આપીને સગર રાજાને પોતાના મતમાં સ્થિર કર્યો અને સગરની પાસે અનેક પ્રકારના હિંસક યજ્ઞો કરાવતો રહ્યો. હવે પેલો કાલાસુર પોતાનુ વૈર વાળવાને લાગ જોઇને સગર રાજાની પાસે રાજ સૂયાદિક યજ્ઞો પણ કરાવવા લાગ્યો અને યજ્ઞમાં મરાતા જીવોને વિમાનમા બેસાડતો હોય તેવો દેખાવ દેવમાયાથી દેખાડતો લોકોને પ્રતીતિ કરાવવા લાગ્યો. એટલે પછી લોકો નિઃશંક પણે જીવોની હિંસારૂપ યજ્ઞો કરવાને પ્રવૃત્તમાન થયા તેથી પર્વતના મતનો પ્રસાર થતો ગયો. સગર રાજા પણ યજ્ઞો કરવામા તત્પર થયો. આવા પ્રકારના અનેક અઘોર કર્મ કરીને સુલસા અને સગર એ બન્ને મરીને નરકમાં ગયા ત્યારે પેલો મહાકાળ નામનો અસુર ત્યા નરકમા સગર રાજાના જીવને ઘણા પ્રકારની વિટંબના કરીને પોતાનું વૈર લેતો રહ્યો.

આ બધી વાત કહેતા નારદે છેવટમાં કહ્યું કે હે રાવણ! આ જીવોની હિંસા રૂપ યજ્ઞોની પ્રવૃત્તિ વિશેષે કરીને તો આ પાપી પર્વતથીજ ચાલેલી છે. પણ આ વખતે તેં અટકાવ્યો.

આ વાત સાભળ્યા પછી રાવણે પ્રણામ કરીને નારદને વિદાય કર્યો.

આ ઇતિહાસ જૈનોના આવશ્યક સૂત્રમા, આચારદિનકરમાં, ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર વિગેરેમાં વિસ્તારથી લખાયેલ છે ત્યાથી જોઇ લેવો.

આ સગર રાજા અને સાઠહજાર પુત્રના પિતા સગરચક્રવર્ત્તી આ બન્નેમા અબજોના અબજો વર્ષોનું છેટું જૈન ઇતિહાસથી જણાય છે એ વાત ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે.

ઇતિ જૈન પ્રમાણે—વસુ પછી પર્વતની દશા, કાલાસુરની સાહાય્યથી સગરની પાસે કરાવેલા પાપો. પ્રકરણ ૧૭ મુ.

## શ્રાદ્ધની હિંસાના પ્રસંગે સ્કંદપુરાણની ટીપમાં આપેલો વસુરાજાનો લેખ.

## પ્રકરણ ૧૮ મું.



દપુરાણ ખંડ ૬ઠો, અધ્યાય ૨૧૫ થી ૨૨૬ પત્ર ૨૪૯ થી ૨૬૩ ગુધી શ્રાદ્ધના સંબંધે ઘણા વિસ્તારથી લખવામા આવ્યું છે.

જેવી રીતે પુરાણકારોએ તેમજ સ્મૃતિકારોએ શ્રાદ્ધમાં જુદા જુદા જાનવરોનાં માંસાદિક બ્રાહ્મણ ભોજનમાં આપનારને જુદા જુદા ફળો બતાવેલા છે તેવીજ રીતે આ સ્કંદ પુરાણવાલાએ પણ ફળ બતાવેલા છે. પણ પત્ર બસોને સત્તાવનમાં (૨૫૭) खङ्ग. माम ની ટીપ આપતાં ખુલાસો કરીને બતાવેલો છે. તે નીચે પ્રમાણે.

"શ્રાદ્ધમાં માસનો પ્રચાર હતો પણ તે કોઈ યુગના માટે પ્રશસ્ત હતાં પણ કલીયુગમાં તો દેવરથી પુત્રોત્પત્તિ, મધુપર્કમાં પશુનો વધ, શ્રાદ્ધમા માસનું દાન, અને વાનપ્રસ્થાશ્રમ, એ ધર્મોને કલિયુગમા વર્જવાં એમ પારાસર સ્મૃતિના પાચમા અધ્યાયમાં કહેલું છે અને તેના બારમા અધ્યાયમાં જે જીવોનો વધ કરી તેના માંસથી પીતૃઓની તૃપ્તિ કરે છે તે ચંદન બાલી ને અંગારાનો ધધો કરે છે અને બાલકને કુવામા નાખીને ફરી લેવાની ઇચ્છા કરે છે. વળી—

अग्निहोत्रं गवालम्भम्, संन्यासं पलपैत्टकम् ।
देवराञ्च सुतोत्पत्तिः, कलौ पञ्च विवर्जयेत् ॥

એમ ઐતરેય બ્રાહ્મણ દ્વિતીય પંચાસિકામાં પ્રત્યક્ષ નિષેધ છે, તેથી શ્રાદ્ધમાં જે માસનો પ્રચાર છે તે કોઇ પણ રીતે સારો નથી. એવી રીતે અજાદિક બીજા જીવોને માટે જે પ્રશસ્તતા બતાલેલી છે તે ભલે યુગાતરને માટે હોય પણ માંસના સ્થાનમા અડદનોજ ઉપયોગ કરવો.

આ પ્રસંગથી બીજી વાત પણ સજ્જનોને વિચારવા જેવી છે "हिंसा यज्ञस्याऽथाऽधर्मजनकत्वमेव" અર્થાત્ યજ્ઞની પણ જે હિંસા છે તેપણ અધર્મ-

નેજ પેદા કરવા વાલી છે. આ વિષયમા **મત્સ્ય પુરાણના** અધ્યાય ૧૧૯ મા જે કથા કહી છે તે પ્રમાણ માટે બતાવીયે છીયે.

દેવતાઓની સાથે ઇંદ્રે અશ્વમેધ યજ્ઞ કરવા માડયો, મહર્ષિઓ ત્યા આવ્યા, દીન એવા પશુઓના સમૂહને દેખી ઇદ્રને પુછવા લાગ્યા કે હે ઇંદ્ર ? આ તારી યજ્ઞની વિધિ કયી છે ? તેં જે હિંસાધર્મની ઇચ્છા કરી છે તે અત્યંત અધર્મ છે હે ઇદ્ર ? આ તારો જે પશુનો વધ છે તે અમને બીલકુલ ઇષ્ટ નથી, આ તો ધર્મનો ઘાત કરવા વાલો તેં અધર્મનોજ આરંભ કરેલો છે કેમકે હિસા છે તે ધર્મ નથી પણ અધર્મજ છે.

**नायं धर्मोह्यधर्मोऽयं, न हिंसा धर्म उच्यते ।**
**आगमेन भवान् धर्मं, प्रकरोतु यदीच्छसि ॥**

એમ મહર્ષિઓએ ઘણું કહ્યુ પણ માન મોહમાં ફસાયલા ઇંદ્રે બિલકુલ માન્યુ નહિ છેવટે ઇંદ્રે કહ્યુ કે હે મહર્ષિઓ ? જે યજ્ઞ કરવો તે કઈ વસ્તુથી કરવો ? **जंगमैः स्थावरैः केन यष्टव्यमिति चोच्यते?** બોલો જગમની વસ્તુથી કરવો ? કે સ્થાવરની વસ્તુથી યજ્ઞ કરવો ? એમ ઇદ્રનો અને મહર્ષિઓનો આપસ આપસમા ઘણોજ વિવાદ થયો પણ કાઇ નિર્ણયપર આવી શકયા નહિ છેવટે વસુરાજાને પુછવાનો નિર્ણય કરી બધાએ વસુરાજાની પાસે ગયા અને કહ્યું કે હે નૃપ તું બુદ્ધિમાન્ છે માટે યજ્ઞની વિધિ યથાર્થ કહીને અમારા સંશયને દૂર કર ? તેમનો વાદવિવાદ સાંભળીને વેદ શાસ્ત્રનુ સ્મરણ કરી બલાબલનો વિચાર કર્યા વગર વસુરાજા કહેવા લાગ્યો કે

**यष्टव्यं पशुभिर्मेध्यै रथ मूलफलैरपि ।**
**हिंसा स्वभावो यज्ञस्य, इति मे दर्शनागमः ॥**

પશુથી અને તેના મેધ્યથી યજ્ઞ કરવો અથવા મૂલફલથી, યજ્ઞનો સ્વભાવ હિંસાવાળો છે એવો મારા દર્શનનો સિદ્ધાંત છે જ્યારે વસુ રાજાના તરફથી એવો ઉત્તર મળ્યો ત્યારે ઋષિઓએ અવશ્ય ભાવીનો વિચાર કરીને વસુરાજાને શાપ આપ્યો.

યજ્ઞનો સ્વભાવ હિંસા છે એટલું કહેવા માત્રથીજ વસુ રાજા રસાતલમાં પેસી ગયો. વસુ રાજા કેવો હતો કે જે ધર્મોના સંશયને છેદવાવાળો, તોપણ અધોગતઃ (અર્થાત્ નરકમા ગયો) તેથી બહુ જ્ઞાનવાળા કોઇપણ એકે સંશય ન કરેવો કે યજ્ઞનો સ્વભાવ હિંસા છે. તેટલા માટે પુર્વના ઋષિઓ કહી ગયા છે કે યજ્ઞનો સ્વભાવ હિંસા નથી.

આ કથાથી સમજીલોકે હિંસાવાળો જે યજ્ઞ છે તે અધર્મનેજ પેદા કરવાવાળો છે ઐતરેય બ્રાહ્મણાદિકથી- જણાવવામાં આવ્યું છે કે મેધ્ય પશુ પણાની જે ઉકિત–કથન છે તેના કરતાં બ્રીહી. (ડાંગર) આદિકથી જે યજ્ઞવિધિનુ અનુષ્ઠાન કરવું છે તેનેજ પ્રશસ્તપણે અંગીકાર કરી લેવાનું છે, તો પછી હિંસારૂપ ધર્મના પ્રચારથી શું વિશેષ છે? બ્રાહ્મણ વિગેરેને પોતાના ધર્મયજ્ઞો કયા છે તે જુઓ મત્સ્ય પુરાણના ૧૧૮ માં અધ્યાયમા—

आरम्भ यज्ञाः क्षत्राः स्यु र्हविर्यज्ञा विश स्मृताः ।
परिचारयज्ञाः शूद्रास्तु, जपयज्ञास्तु ब्राह्मणाः ॥

આ પ્રમાણે યજ્ઞો કરવાનું બતાવેલું છે, બહુ પ્રકારથી દાનધર્મ કરવો તેનું નામ આરંભ છે.

એવી રીતે મનુઆદિ અનેક સ્મૃતિકાર, મહર્ષિઓએ હિંસાને નિર્દય ધર્મપણે, રાક્ષસ ધર્મપણે કહીને બતાવેલી હોવાથી સર્વ પ્રકારથી તેને વર્જવી એજ તેનો તાત્પર્ય છે. માટે હિંસા ધર્મથી નિવૃત્ત થઇને શુદ્ધ પોતાના ધર્મનુ આચરણ કરવું તેજ શ્રેષ્ઠ છે ઇતિશંમ્

આ ઇંદ્રના યજ્ઞમા મારા બે બોલ—

ઇંદ્રે યજ્ઞો ઘણીવાર કરેલા અને ઘણા પુરાણોમાં અનેકવાર લખાયેલા આપણા જોવામાં આવે છે તો તે યજ્ઞો ઇંદ્રે સ્વર્ગમાં કરેલા કે મૃત્યુ લોકમા? તેનો ખરો ખુલ્લાશો થઇ શકતો નથી. કારણ કે તેમના દરેક યજ્ઞમાં ઋષિઓ તો હાજરજ હોય છે તો તે સ્વર્ગમા કેવી રીતે જઇ શકતા હતા? ઇંદ્રે મૃત્યુ લોકમા યજ્ઞો કર્યા એમ માની લઇએ તો ઇંદ્રપદથી કયું વિશેષપદ મેળવવા. તેઓ યજ્ઞો કરવા મૃત્યુ લોકમાં આવતા હતા? કારણ ઇંદ્રપદને મેળવવાને પ્રાયે યજ્ઞો કરવામાં આવતા. ઇંદ્રને તો ઇંદ્રપદ મળેલુંજ છે.

વળી ઇંદ્ર અને ઋષિઓના વિવાદના અંતે વસુરાજાની પાસે ન્યાય માગતા તેને યજ્ઞનો સ્વભાવ હિંસા વાળો બતાવ્યો. એટલુંજ કહેતાની સાથેજ વસુરાજા રસાતલમાં પેસી ગયો, ત્યારે સ્વર્ગમાંથી આવી ઇદ્રે કયો વિશેષ ગુણ મેળવવા આ અશ્વમેધ યજ્ઞ કરવા માંડયો માનવો? આમાં વિચાર કરવાનુ ઘણુ છે માટે જૈન કથા સાથે રાખી વિચારવાની ભલામણ કરી આ કાર્યથી નિવર્તું છું.

**“ઇતિ વૈદિક મતે યજ્ઞની હિંસાનિષેધના સંબંધે વસુરાજાની કથા પ્રકરણ ૧૮ મું.**

---

પૌરાણિક મતે–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના જન્મ યુગાદિકનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ત્રણ મોટા દેવો. | ૧ બ્રહ્મા. | ૨ વિષ્ણુ. | ૩ મહાદેવ. |
| જન્મયુગ | પહેલો કૃતયુગ. | બીજો ત્રેતા યુગ. | ત્રીજો દ્વાપર યુગ. |
| જન્મનગરી | મથુરા. | દ્વારિકા | રાજગૃહી. |
| પિતાનામ | પ્રજાપતિ | વસુદેવ | પેઢાલ |
| માતાનામ. | પદ્માવતી. | દેવકી. | સત્યકી. |
| જન્મ નક્ષત્ર | અભિજિત્ | રોહિણી | મૂલ. |
| વાહન | હંસ. | ગરૂડ. | બલદ. |
| દેહવર્ણ | લાલ. | કાલો | ધોલો. |
| વિશેષ ચિન્હો. | ચાર મુખ. | ચાર ભુજાઓ. શંખ. ચક્ર, ગદા, પદ્મ. | ત્રણનેત્ર. હાથે-ત્રિશૂલ, ખોલામાં પાર્વતી. |
| યુગના વર્ષોનુ પ્રમાણ | ૧૭૨૮૦૦૦ નો કૃતયુગ૧. | ૧૨૯૬૦૦૦ ત્રેતા યુગ ૨. | ૮૬૪૦૦૦ દ્વાપર યુગ ૩. |

જૈન વૈદિક પ્રમાણે–સૃષ્ટિનુ સ્વરૂપ–ઋષભદેવ–સગરચક્રવર્ત્તી. આદિથી લઇ દશમા તીર્થંકર સુધીનુ કિંચિત્ સ્વરૂપ બતાવ્યુ હવે ૧૧ મા તીર્થંકરથી લઇ બ્રહ્માદિકનું સ્વરૂપ બતાવીએ છિએ.

---

# પ્રકરણ ૧૯ મું.

## પુરાણકાલ અને તેમાં લખાએલો ઇતિહાસ
## મહાભારત અને પુરાણો.

સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ. ૩૬૪ થી—

“ **મહાભારતનું** મૂલસ્વરૂપ આસરે ઇ. સ પૂર્વે પાચમા શતકમાં ઉત્પન્ન થયુ, એવુ કદાચ આપણે માની લઇએ તો તે ખોટું કહેવાશે નહી મહાભારતનો ગ્રથ કોઇ સ્વરૂપમા પણ અસ્તિત્વ ધરાવતો હોય તેને માટે જૂનામા જૂનું પ્રમાણ આપણને અશ્વલાયનના ગૃહ્યસૂત્રમાથી મળી આવે છે એ ગૃહ્યસૂત્રમા ભારત અને મહાભારત વિષે કથન કરવામા આવ્યુ છે એ ઉપરથી પણ ઇ સ. પૂર્વે પાચમા શતકમા એ ગ્રથની ઉત્પત્તિ થયાના અનુમાનને ટેકો મળે છે.

ત્યાર પછીના સમયમાં ગવૈયાઓ દ્વારા ઉતરી આવેલું એ કાવ્ય વધારે વિસ્તાર પામીને તેના આસરે ૨૦,૦૦૦ શ્લોક થયા. એ કાવ્યમા હવે વિજયી પાંડુઓને વધારે સારા ચિતરવામા આવ્યા અને બ્રહ્માની સરખી પદવીના મ્હોટા દેવતાઓ તરીકે શિવ અને ખાસ કરીને વિષ્ણુ જેના અવતાર તરીકે કૃષ્ણ જોવામાં આવે છે તેને આગળ પડતું સ્થાન આપવામાં આવ્યું. ૦૦૦૦૦ એ ઉપરાંત હિંદુલોકોના મંદિરો તેમજ બુદ્ધના અવશેષ જ્યાં સાચવી રાખવામા આવે છે તે ડુંગરો વિષે પણ કથન કરવામા આવ્યું છે. આ પ્રમાણે મૂલ કાવ્યનો કંઇક વિસ્તાર ઇ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પછી અને ઇસ્વીસનની શરૂઆતના અરસામાં થયો હોવો જોઇએ એવું માલમ પડે છે.

પ્રાચીન કાવ્યની જે મ્હોટી પ્રતિષ્ઠા હતી તેનો લાભ લઇને લોક ઉપર અને ખાસ કરીને રાજાઓ ઉપર અસર થાય એવી રીતે વીપ્ર વર્ગના સિદ્ધાંતોને ધીરે ધીરે મૂળ કાવ્યમાં કેવી રીતે ઘુસાડી દેવા એ બ્રાહ્મણોને સારી રીતે આવડતું હતું."

સ. સા. પૃ. ૩૭૯ થી—" **પુરાણો** આપણને જાણીતાં છે તે તો સઘળાં એકંદરે મહાભારતથી માડાં રચાયલા છે. અને તેમાં જે પ્રાચીન સમયની વાર્તાઓ આપવામા આવી છે. તે ઘણી ખરી મહાભારત માથીજ લીધેલી છે તો પણ એ ગ્રંથોમાં જેને આપણે પ્રાચીન કહી શકીએ એવું પણ ઘણું છે. અને **મહાભારત** અથવા મનુસ્મૃતિનાજ શ્લોકો એ ગ્રંથોમા પણ દીઠામાં આવતા હોય તે પરથી એ શ્લોકો મહાભારત અથવા મનુસ્મૃતિમાંમીજ લેવાયલા છે એમ માની લેવું એ શકય નથી. જૂની સ્મૃતિઓ અને વેદોની સાથે એ ગ્રંથોને ઘણો સંબંધ છે. અને **એજ વર્ગના વિશેષ પ્રાચીન ગ્રંથોમાંથી એની ઉત્પત્તિ** થઇ હોય એ પણ ઘણું બનવા જોગ છે.

**પુરાણો**નો જે ખાસ વિષય તે જ્યાં આગળ આપવામા આવ્યો હોય છે ત્યાં આગળ જુદા જુદાં પુરાણોની વચ્ચે એટલું સરખાપણું જોવામાં આવે છે ઘણી વારતો પાનાના પાનાં સુધી શબ્દે શબ્દ તેના તેજ જોવામાં આવે છે—કે **એ સર્વની ઉત્પત્તિ વધારે પ્રાચીન એવા કોઇ એકજ સંગ્રહમાંથી થઇ હશે** એવા અનુમાન ઉપર આવ્યા વગર આપણાથી રહેવાતું નથી. પુરાણની ઘણી વાર્તાઓનો પ્રારંભ બરાબર મહાભારતની પેઠેજ કરવામાં આવ્યો છે. નૈમિશારણ્યમાં યજ્ઞના પ્રસંગે લોમહર્ષણના પુત્ર **ઉગ્રશ્રવસ્** તરફથી એ વાર્તાઓ કહેવામા

આવેલી એવી રીતનુ વર્ણન આપવામા આવ્યુ છે. ઘણા ખરા પુરાણોનો ઉદ્દેશ **વૈષ્ણવ** ધર્મનુ મહત્ત્વ વધારવાનો છે. જો કે કેટલાક પુરાણો **શિવ** પૂજા તરફ પણ પક્ષપાત રાખે છે.

જગતની ઉત્પત્તિ સિવાય પૃથ્વી વિષેના પુરાણાં વર્ણનો, પ્રાચીન દેવતાઓ, સાધુઓ અને લડવૈયાઓનાં પરાક્રમો, વિષ્ણુના અવતાર વિષેના વૃત્તાંતો સૂર્યવશ, તથા ચંદ્રવંશના રાજાઓની નામાવળીઓ અને વિષ્ણુ અથવા શિવના સહસ્ત્ર નામની ટીપો એ સઘળું પુરાણોમાં આપવામા આવ્યું હોય છે. વળી પ્રાર્થના, ઉપવાસ, નૈવેદ્ય, ઉત્સવ, યાત્રા આદિ સાધનો વડે દેવતાઓની પૂજા કરવાના નિયમો પણ એ ગ્રંથોમા આપેલા હોય છે.

સં. સા. પૃ ૩૮૦ થી—" **વાયુ પુરાણ** એક જૂનામા જૂનું પુરાણ છે તેનો અમુક ભાગ મહાભારતની સાથે મળતો આવે છે, પણ હરિવશની સાથે એ પુરાણનો સબંધ એના કરતા પણ વધારે છે, અને જગતની ઉત્પત્તિનું વર્ણન જયા આગળ આપવામા આવ્યું છે ત્યાં આગળતો હરિવંશના અને એના શબ્દેશબ્દ તેના તેજ જોવામા આવે છે."

એજ પ્રમાણે **મત્સ્ય પુરાણ** પણ મહાભારત અને હરિવશની સાથે ઘણા ગાઢ સંબંધથી જોડાયલું છે. મનુ અને મત્સ્યની વાર્તાથી એ પુરાણની શરૂઆત થાય છે.

**કૂર્મ પુરાણ**માં વિષ્ણુના જુદા જુદા અવતાર જેમાંનો એક કૂર્માવતાર પણ છે. તેની હકીગત આપવામા આવી છે, અને દેવતાઓ તથા રાજાઓની વંશાવળી અને બીજી પણ કેટલીક હકીગતો આપવામા આવી છે. તે ઉપરાંત **મહાભારત** અને અન્ય પુરાણોના સૃષ્ટિવિષયક વિચારોને અનુકૂલ રહીને સૃષ્ટિનો સવિસ્તર અહેવાલ પણ આપવામા આવ્યો છે. એ પુરાણમાં જુદા જુદા સમુદ્રોવડે એક બીજાથી છુટા પડેલા અને જેનું મધ્યબિંદુ એકજ છે એવી સાત ટાપુઓની દુનીયા બનેલી છે એવુ વર્ણન આપવામા આવ્યુ છે. એમાંનો મુખ્ય ટાપું, જેની મધ્યમા મેરુ પર્વત આવેલો છે, તે જબુદ્વીપ છે અને ભારતવર્ષ " ભરતલોકોનો દેશ " અથવા હિંદુસ્તાન એ એનો મુખ્ય વિભાગ છે.

---

**પુરાણાનુક્રમણિકા** લે. દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી. **વસંત માસિક** વર્ષ ૨૭ અંક ૫ મો. સં. ૧૯૮૪. **જેષ્ટ માસ** પૃ ૧૮૨ થી લખતા પૃ ૧૮૭ મ —લખે છે કે—

'**પુરાણાનુક્રમણિકાઓનો સમય**–ઘણા ખરાં પુરાણોમાં ૧૮ પુરાણોનાં નામાવળી પુરાણાનુક્રમણિકા મલે છે. એટલે ૧૮ પુરાણો રચાયા પછી અનુક્રમણિકા તૈયાર થઇ હોવી જોઇએ. અને બધાં પુરાણો એક સાથે રચાયાં ન હોય, કેટલાક પહેલા અને કેટલાંક પછી રચાયા હોય દા. ત. **વિષ્ણુપુરાણ ભાગવત** પહેલાં રચાયું છે અને ભાગવત–**બ્રહ્મવૈવર્ત** પહેલાં રચાયું છે. વળી **વાયુપુરાણ** વિષ્ણુ, અને ભાગવત એ ચેથી જુનુ છે. તો જૂનાં પુરાણોમાં અનુક્રમણિકા પાછળથી ઉમેરાઇ હોવી જોઇએ અને બન્યું છે પણ એમજ.

**વાયુપુ૦** મા અને વિષ્ણુપુ૦ મા પુરાણાનુક્રમણિકા પાછળથી ઉમેરાયલી પૂર્વાપર સબંધ જોતા સ્પષ્ટ દેખાય છે.

અનેક પુરાણોની પુરાણાનુક્રમણિકામાં એક સરખાં નામો મળે છે એ જોતાં અઢાર પુરાણ નામો પ્રસિદ્ધ થયા પછી પહેલી અનુક્રમણિકા તૈયાર થઇ હોય અને એ વખતે ઉપલબ્ધ પુરાણોમા દાખલ થઈ ગઇ હોય એમ જણાય છે.

અલ્બીરૂની ( ઇ. સ. ૧૦૩૦ ) ના વખતમાં ૧૮ કરતાં વધારે પુરાણ નામો પ્રસિદ્ધ હતાં એ ઉપર જોયું છે. એથી જૂના કાલમાં ઉત્તરતાં જેનો સમય નિશ્ચિત હોય એવા કોઇ લેખકે **૧૮ પુરાણોનાં** નામો નોંધ્યાં હોય એમ મારા જાણવામા નથી. ફક્ત **કવિરાજશેખરે** અષ્ટાદશ પુરાણોનો ઉલ્લેખ કર્યો છે. અને એ રાજશેખરનો સમય ચોક્કસ છે. કારણ કે એ કવિ કનોજના રાજા મહેંદ્રપાલ ( લગભગ ઇ. સ. ૮૯૦ થી ૯૦૭ ) ના ગુરૂ હતા.

રાજશેખરના ઉલ્લેખ ઉપરથી **નવમા શતકમાં** પુરાણો અઢાર હોવાની પ્રસિદ્ધિ પ્રચારમા આવી હોય એમ માનવામા વાધો નથી.

સાતમા શતકના બાણ કવિએ અનેક સ્થળે પુરાણોનો ઉલ્લેખ કર્યો છે પણ કોઇ સ્થળે ૧૮ નો નિર્દેશ નથી કર્યો. શંકરાચાર્ય, બાણ, આપસ્તંબ વગેરેના ઉલ્લેખો જોતા વાયુ વગેરે કેટલાંક પુરાણો જૂના કાળમાં હતાં એમા શંકા નથી. પણ **સાતમાથી નવમા શતક સુધીમાં** અનેક નવાં પુરાણો રચાયાં હોય અને નવમા શતકમા અઢારની સંખ્યા પ્રસિદ્ધ થઇ હોય એમ લાગે છે. પહેલી પુરાણનુક્રમણિકા પણ એ અરસામા અર્થાત્ **નવમા શતકના** અંતમાં રચાઇ છે. એમ માનીએ તો મને બહુ વાધો લાગતો નથી.

છેવટે આ લેખકે અનેક તર્ક વિતર્કના અંતે જણાવ્યુ છે કે–નારદીય પુરાણનુક્રમણિકાનો સમય ઇ. સ. ૫૦૦–૬૦૦ જેટલો જૂનો ઠરાવવા માટે કાઇ આધાર રહેતો નથી. અને મને તો ઉપર કહેલાં કારણોથી એ અનુક્રમણિકા બારમા તેરમા શતકની લાગે છે."

**આર્યોના તહેવારોનો ઇતિહાસ**—પૃ. ૯૫ માં-લખે છે કે-(૧) “પ્રાચીન ઇતિહાસ ઉપરથી એમ જણાય છે કે—વેદકાલમાં દેવાલય અથવા દેવની મૂર્તિ ન હોતાં, પ્રાચીન આર્યો જે પંચમહાભૂતની પ્રાર્થના કરતા હતા તે મહાભૂતો મંદિરો અથવા દેવાલયોમા સમાઇ શકે તેવાં ન હતા ”

(૨) પૃ. ૯૬ માં-હિંદુઓને **મૂર્તિ પૂજાનો પહેલો પાઠ** બુદ્ધના અનુયાયીઓએજ શીખવ્યો છે એમ પ્રાચીન ઇતિહાસ સાક્ષી આપે છે.

(૩) પૃ. ૯૭ મા-“બીજાં અનેક ક્ષેત્રો નિર્માણ થયા અને તે ઠેકાણે અનેક દેવાલયો જુદા જુદા પૌરાણિક સમયના દેવોને સારૂં બાધવામા આવ્યાં.”

(૪) પૃ. ૯૭ માં—આ પ્રકારે વેદકાલ પછી બૌદ્ધ ધર્મની વખતે પ્રથમ મૂર્તિપૂજાનો રિવાજ પડયો અને પછી પુરાણો રચાયાં. તે કાલમા એટલે ખ્રિસ્તી શકના પ્રારંભથી સુમારે પાંચસો છસો વર્ષ દરમિયાન જ્યા ત્યા દેવાલયોજ નજરે પડવા લાગ્યા.”

(૫) પૃ. ૯૮ માં-“ **છઠ્ઠા સૈકામાં** એટલે પુરાણો અસ્તિત્વમા આવવા લાગ્યા ત્યાર પછી “ દેવતાઓની મૂર્તિઓ ” બનાવવાનો રિવાજ પડયો હતો એવું દેખાય છે. **વરાહ મિહિરે** ( ઇ. સ. ૫૦૫–૫૮૭ ) વૃહત્સંહિતામાં-રામ, બલી, વિષ્ણુ, બલદેવ, ભગવતી, સાબ, બ્રહ્મા, ઇદ્ર, શિવ. પાર્વતી, સૂર્ય, લિંગ, યમ, વરૂણ, કુબેર, ગણેશ વગેરે દેવતાઓની મૂર્તિ કેવી હોવી જોઇએ એનું વિવેચન કર્યું છે. આમાંની કેટલીક વાત અમો પ્રસંગથી બતાવી ગયા છે. છતા પણ કાઇ વિશેષ વિચારના માટે ફરીથી લખીને બતાવી છે.

ઇ. સ. ૮૦૦ ના પૂર્વે-જૈનોના ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનું શાસન વિદ્યમાન હતુ કેવલ ઇતિહાસનીજ દૃષ્ટિથી જોવાવાળા પંડિતો પણ આ વાતને તો કબૂલજ કરે છે. પરંતુ જૈનોના આંતર તત્ત્વોનો વિચાર કરવાવાળા ડૉ. હર્મન જેકોબી જૈન સૂત્રોની પ્રસ્તાવના કરતાં તેના પહેલા ભાગની ટીપણીમાં જણાવે છે કે-“ ૧ પૂર્વ શબ્દનો અર્થ જૈનાચાર્યો એ નીચે મુજબ સમજાવેલો છે—તીર્થંકરે પોતેજ પ્રથમ પોતાના ગણધર નામે પ્રસિદ્ધ શિષ્યોને પૂર્વનું જ્ઞાન આપ્યું હતું, ત્યારપછી ગણધરો એ અંગોની રચના કરી આ કથન પહેલાજ તીર્થંકરે અંગો પ્રરૂપેલાં છે એવા આગ્રહ સાથે જેટલે અંશે ઐકય ધરાવતુ નથી તેટલે અંશે તે ખરેખર સત્યગર્ભિત લેખવા યોગ્ય છે.” ( જૈનેતર દૃષ્ટિએ જૈન ભાગ ૨ જો, પૃ. ૨૪ માની ટીપમા )

૧ પૂર્વ —એટલે જૈનોમા જે ચઉદ પૂર્વના જ્ઞાનનું સ્વરૂપ બતાવ્યુ છે તેનો અર્થ સમજાવો.

આ ફકરાથી–ડૉ. શાહેબે એ જણાવ્યું કે–નવીન મતવાળાઓ બીજા મતનાં અનેક તત્ત્વોનો સંગ્રહ કરતા તેમાં ઉંધી છતી કલ્પનાઓ કરી પોતે પોતાના મતને અનાદિના ઇશ્વર પ્રણીત ઠરાવવા મોટી ધમપછાડ કરી મુકે છે તે પ્રમાણે જૈન મતવાળાઓએ કરેલું નથી તેથીજ જૈનોનુ કથન સત્ય લેખવા યોગ્ય છે.

જૈનોની માન્યતા એ છે કે–દરેક અવસર્પિણીમાં અને ઉત્સર્પિણીમાં સત્યતત્ત્વોના પ્રકાશ કરવાવાળા, સર્વજ્ઞ તીર્થંકરો નિયમ પ્રમાણે ચોવીશ, ચોવીશ, થયાજ કરે છે અને તે બધાએ તીર્થંકરોના કથન કરેલા તત્ત્વો એકજ સ્વરૂપના હોય છે. જે વખતે જે તીર્થંકર થયા હોય તે વખતે તેમણુંજ શાસન મનાય ઉદાહરણ તરીકે જેમ કે આ અવસર્પિણીમા ૨૩ મા શ્રી પાર્શ્વનાથ અને ૨૪ મા શ્રી મહાવીર આ બે તીર્થંકરોના વચમાં અંતર માત્ર વર્ષ ૨૫૦ નુજ છે તો પણ આજે શ્રી પાર્શ્વનાથ તીર્થંકરનુ શાસન નહી મનાતાં ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનુંજ શાસન મનાય છે. જે પાર્શ્વનાથના ગણધર કેશી સ્વામીના શિષ્યો હતા તે પણ આજ શાસનમા ભલ્યા તેમના નામથી પરંપરા જે ચાલી તે આજ વિદ્યમાન છે.

ઇ. સ. ૮૦૦ પૂર્વે તો–યજ્ઞ યાગાદિકના વિધાનવાળા–વેદો અને તેની પીઠને થાબડનારા બ્રાહ્મણ ગ્રથોજ પ્રસિદ્ધિમા હતા અને અનાદિના ઇશ્વરની પ્રેરણાથી ઉત્પન્ન થયાની છાપ પણ તેના ઉપરજ મારવામા આવી હતી પરંતુ તત્ત્વ દૃષ્ટિના કે ઇતિહાસની દષ્ટિના કોઇ ગ્રંથો હતા એવુ એક પણ પ્રમાણ જડી આવતું નથી પણ ઇ. સ. ૫૦૦ પૂર્વેની આસપાસમાં તત્ત્વના વિષયમાં ઉપનિષદોનો નામ અને ઇતિહાસના વિષયમાં ભારત મહાભારત અને રામાયણના નામ પ્રસિદ્ધમાં મુકાયાં છે તેથી વિચારવાનું કે–ઉપનિષદોથી જે તત્ત્વોના વિચારો પ્રગટ થયા તે અને ભારતાદિકથી જે પૂર્વકાલનો ઇતિહાસ પ્રગટ થયો તે વૈદિકોના પંડિતો કયા અનાદિના ઇશ્વરની પ્રેરણાથી મેળવેલા બતાવે છે? આ વાત શું વિચારવા જેવી નથી?

એકંદરે અનેક સુજ્ઞ પંડિતોના વિચારો જોતાં અમારૂ અનુમાન એ છે કે–જૈન અને બૌદ્ધ ધર્મની વિશેષ જાગૃતિના સમયમા નિંદારૂપ યજ્ઞ યાગાદિકના કાર્યક્રમને બાજુ ઉપર છોડી દઇને તે સમયના વૈદિકમતના ચતુર પંડિતોએ જૈન અને બૌદ્ધ મતના અનુયાયીઓની સાથે ઘાલમેળ થતાં અરસપરસના વિચારોનું સંમિશ્રણ કરી તત્ત્વ વિષયના સંબંધમાં ઉપનિષદ્ ગ્રંથોનો અને ઇતિહાસ વિષયના સંબંધમાં ભારતાદિક ગ્રંથોનો કાર્યક્રમ ઉભો કર્યો હોય

મૂલમાં તે ગ્રંથોનું પ્રમાણ અલ્પ હોવા છતાં ઉત્તરોત્તર વધી જતાં ચચ્ચારગણું થવા પામ્યુ. એટલુંજ નહી મૂલના વેદોમા પણ અનેક પ્રકારની નવી નવી શ્રુતિઓ દાખલ થવા પામી. તેથી તે બધા ગ્રથોમાં અનેક પ્રકારના વિષમવાદના વિષયોને સ્થાન મલતું ગયુ ઉદાહરણ તરીકે-જગતકર્તાના એકજ વિષયને જુવો—

પ્રાચીનમા પ્રાચીન જે ઋગ્વેદ છે તેમાંજ છ સાત પ્રકારના વિષમ વિષયોને સ્થાન મળતાં ઉત્તરોત્તર-બ્રાહ્મણ ગ્રંથોમાં, ઉપનિષદ્ ગ્રથોમા, સ્મૃતિ ગ્રંથોમા, છેવટ પુરાણના ગ્રંથોમાં તો સૃષ્ટિ કર્તાના વિષમ વિચારોનો કોઇ અંતજ રહેલો નથી.

વિચાર કરો કે-આ બધા પ્રકારની વિષમતા પેદા થવાનુ કારણ શું ?

વૈદિકોએ જયારથી યાચિત મડન કરવા માંડયું ત્યારથી તેઓ અનેક પ્રકારના અયોગ્ય વિષયોને પોતાના ગ્રથોમા સ્થાન આપતા ગયા છે જુવો કે-જૈનોના ૨૪ તીર્થંકરોના અનુકરણ રૂપે-એકજ વિષ્ણુના ૨૪ અવતારોને, અને બૌદ્ધના દશ બોધિ સત્વના અનુકરણ રૂપે ફરીથી દશ અવતારોને પોતાના ગ્રંથોમાં દાખલ કર્યા, એમ સમજી શકાય તેમ છે કે નહી ? અનાદિના ઇશ્વર પ્રેરિત વેદોમા જે જે વાતનુ નામ નિશાણ નથી તેવા પ્રકારના વિષયો પાછળના ગ્રંથોમાં કયા વિશેષ જ્ઞાની પુરૂષના મુખથી ગ્રહણ કરી ઉધા છત્તા લખાયા ? શું આ બધી વાતો વિચારવા જેવી નથી ?

દૃશ્ય પદાર્થોના વર્ણનવાળી, ધન પુત્રાદિકના લેવડ દેવડ માટે વારંવાર ઇંદ્રાદિક દેવોની કરવામાં આવેલી પ્રાર્થનાવાળી, નિરપરાધી જીવોના ઘાત મિશ્રિત યજ્ઞ યાગાદિકના વિધાનવાળી, અનેક ઋષિઓના મુખથી ઉચ્ચરાયલી શ્રુતિઓના સંગ્રહવાળા વેદોને અનાદિના એકજ ઇશ્વરની પ્રેરણાથી પ્રગટ થયાનુ પ્રસિદ્ધ કરવામા આવ્યું તેનુ શું કારણ ?

કેમકે વેદોના પછીવ્યાકરણના ગ્રંથો, ન્યાયના ગ્રંથો, છંદના ગ્રંથો, જ્યોતિષના ગ્રંથો, ઉપનિષદોના ગ્રથો, સૂત્રાદિકના ગ્રંથો, વૈદિકના અનેક પંડિતોએ જે જે લખ્યા છે તે તો તેમને પોત પોતાના નામથીજ પ્રસિદ્ધ કર્યા છે.

ત્યાર બાદ વેદાનુયાયી પંડિતોએજ-વેદ સમયના અગ્નિદેવ, વાયુદેવ અને સૂર્યદેવ ( ઇંદ્રદેવ ) આ ત્રણ મુખ્ય દેવોને ગૌણરૂપમા બાજુપર રાખી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ દેવોને આગળ કરી-વિષય વાસનાને લલચાવનારા સ્વાર્થ વૃત્તિને સાધનારાં, દેવદેવીના અઘોર કર્મને બતાવનારાં, પ્રાચીન સત્ય

સ્વરૂપના ઇતિહાસને ઉધાછત્તા સ્વરૂપથી જણાવનારા, બ્રહ્માદિક અનેક દેવોથી આ સૃષ્ટિની ઉત્પત્તિને કથન કરનારા, નીતિથી વિરૂદ્ધ અને કુદરતથી પણ વિરૂદ્ધના વિષય ને પોષનારાં, વૈદિકના અનેક પંડિતોએ અનેક પુરાણો લખી પોતાનાં નામોને છુપાવી નિર્દોષ એવા વ્યાસના નામ ઉપર ચઢાવી તેમને કલંકિત શા કારણથી કર્યા ?

ઇશ્વર પ્રણીત વેદોના આગ્રહ કરવાવાળા પંડિતો અને સત્ય શોધક સજ્જન પુરૂષો મધ્યસ્થ દ્દષ્ટિથી વિચાર કરે અને દુનીયામાં સત્યવસ્તુનુ સ્વરૂપ કયા મતમા રહેલું છે તે શોધવાનો પ્રયત્ન કરે સુજ્ઞેષુ કિમધિકેન ?

**વેદકાલ**–ઘણા વિદ્વાનોના મતથી બાલ કાલ તરીકેની ગણત્રીમાં ગણાયો છે. વેદના પછી વેદોની પુષ્ટિ માટે બ્રાહ્મણ ગ્રંથો રચાયા છે. એજ અરસામાં જૈન, બૌદ્ધ અને આજીવકાદિ પાચ છ પંથો ચાલતા હોવાનું પંડિતોએ જાહેર કરેલું છે. જૈન તત્વોના આંતરિક વિચારકોએ જૈન ધર્મ ઘણા લાંબાકાલથી ચાલતો આવેલો છે એમ જગ જાહેર કરેલો છે. અને તે પાંચ છ પંથોમાં જૈન અને બૌદ્ધ આ બે મહત્વનાજ ગણાયા છે. આ બેની વિશેષ જાગૃતિમાં વૈદિક ધર્મ વાળાઓ સાથે ધર્મની બાબતમાં મોટા યુદ્ધો મંડાયા હતાં, પરંતુ ધર્મના નામે તદ્દન અયોગ્ય હિંસામાં ધર્મના સ્થાપનારા બ્રાહ્મણો હલકા લેખાયા હતા. આ તરફ જૈન બૌદ્ધના તત્વોની ગોઠવણ પુસ્તક ઉપર થતી ચાલુ હતી. તેમના પરિચયમાં સારી પેઠે આવ્યા પછી વૈદિક બ્રાહ્મણોએ–ઉપનિષદોની રચનાનો માર્ગ શરૂ કર્યો હતો. તેમાં આત્મ તત્ત્વની વાતો લખતાં વૈદિક હિંસા ક્રિયાઓની હલકાઇ પણ જાહેરમાં બતાવતા ચાલ્યા. અહિંસુધી વૈદિક ધર્મમાં ઇતિહાસની બાબતનો પ્રચાર વિશેષ કોઇ પણ ગ્રંથોથી જણાતો નથી. ત્યાર બાદ ઘણા કાળ પછી જૈનોના સર્વજ્ઞ કથિત ત્રિષષ્ટિ શલાકા પુરૂષોનાં ચરિત્રોના પરિચયમાં આવ્યા પછી કેટલાએક બ્રાહ્મણ પંડિતો જૈનોના ઇતિહાસને ગ્રહણ કરી તેમાં ઉંધીછતી કલ્પનાઓની ગોઠવણ કરતા ગયા અને એક પછી એક પુરાણોની રચના કરતા ગયા. અને પોતાનાં નામોને છુપાવી વેદવ્યાસના નામે તે વાતો પ્રસિદ્ધ કરતા ગયા. આગળ અઢારની સંખ્યા થતા એકીમતે લખી દીધું કે વ્યાસે જન્મ ધરતાની સાથે અઢારે પુરાણોની રચના કરી તરતજ જંગલમાં ભાગી ગયા. આ એકજવાત પુરાણોના લેખોના સંબંધમાં સત્યતા કેટલી પ્રગટ કરે છે ? મૂલથી ચાલતા હિંદુ ધર્મમાં વેદ સમયના ઋષિયો કે જે બાળકાળના સમય જેવા ગણાયા છે. તે હિંદુ ધર્મમાં હજારો વર્ષ થઈ ગયા પછી પુરાણના લેખકોમાં અબજોના અબજો વર્ષના પૂર્વ કાળના સંબંધવાળો

ઇતિહાસ કયાંથી આવ્યો ? અને તે ઇતિહાસ જગો જગો પર અશ્રદ્ધેયના સ્વરૂપ વળો બીભત્સ શાથી લખાયો ? માટે વિચારવાનું કે—જરૂર કોઇ બીજા ઠેકાણેથી પ્રસિદ્ધ થએલા ઇતિહાસનું સ્વરૂપ મરજી પ્રમાણે ઉધું છતું કરી લંબલંબાયમાન લખી લોકોને ભ્રમજાળમા નાખવા પોતાના સત્ય ધર્મને એક બાજુ ઉપર મુકી આ પુરાણોનો પ્રપંચ ઉભો કર્યો હોય ? આ મારૂં અનુમાન નિપક્ષપાત સજ્જન પુરૂષોને સર્વથા અયોગ્ય થએલું છે એમ નહિ લાગે કારણકે- વેદ સમયના ઋષિઓના હાથથી લખાએલો કોઇ વિશેષ ઇતિહાસ પ્રસિદ્ધિમાં આવેલો પણ જણાતો નથી તો પછી અતીંદ્રિયના જ્ઞાન વિનાના પુરાણકારો તે ઇતિહાસ લાવ્યા કયાંથી? કોઇ પુછશે કે જૈનો કયાથી લાવ્યા? ઉત્તર એટલોજ કે તેઓ સર્વજ્ઞ પુરૂષોની પરંપરાના કથનથી પ્રાપ્ત થએલો માને છે અને એકજ સ્વરૂપે લખાએલો શુદ્ધ છે માટે આમાં સવાલનો અવકાશજ રહેતો નથી વળી જૈન તત્ત્વોની શુદ્ધતા માટે અનેક દેશી પરદેશી વિદ્વાનોના મતો બહાર પડી ચુકયા છે. કેટલાક લેખો અમોએ પણ " જૈનેતર દૃષ્ટિએ જૈન " નામના પુસ્તકથી પ્રસિદ્ધિમાં મુકયા છે. વળી બીજા પણ કેટલાક ફકરાઓ આ પુસ્તકમા પાછળથી મુકવાનુ ધારીએછીએ તો પણ આ શૂન્ય સ્થાનની પૂર્ત્તિના માટે એક વિદેશી વિદ્વાનના લેખમાંનો એક ફકરો ટાંકી બતાવીએછિએ.

**જૈન ધર્મનો સિદ્ધાંત**—જર્મનભાષાના લેખક ડો. હેલ્મુત ફોનગ્લાસનૂ આપ, બર્લિન. અનુવાદક. નરસિંહભાઇ પટેલ.

જૈનયુગ. પુસ્તક ૧ લાનો અંક ૧ લો. સં. ૧૯૮૧—ભાદ્રપદ માસ. પૃ ૨૦ થી ચાલુ. પૃ. ૨૬ માં નીચે પ્રમાણે—

"આગળ મેં જૈન દર્શન વર્ણવવાનો સામાન્ય પ્રયત્ન કર્યો છે. એના ઉપર દૃષ્ટિ કરીએ તો એની સર્વ માન્યતાથી આપણને આશ્ચર્ય થાય ખરી રીતે ભારતના દાર્શનિક, ધાર્મિક વિચારોના સમસ્ત પ્રદેશ ઉપર એણે દૃષ્ટિ નાખી છે. અને કોઇપણ પ્રશ્નને ચર્ચ્યા વિના મુકયો નથી. એના બધા પ્રદેશોમાં એ ધર્મે એવા ચોક્કસ નિર્ણયો આપ્યા છે કે દરેક દરેક વિષયને ઝીણામાં ઝીણી રીતે ચર્ચ્યો છે.—વિશ્વના વિસ્તાર વિષે, જુદા જુદા પ્રકારના દેવોના નામ વિષે, તેમજ કાળની લંબાઇ વિષે, તેમજ ભૂતકાળના તથા ભવિષ્યકાળના મહા પુરૂષોના મત વિષે, પણ જૈન દર્શને આજનુ પરિપૂર્ણ અને ચોક્કસ સ્વરૂપ આપવાને માટે જમાનાના જમાના સુધી જૈન દર્શનકારોએ પ્રયત્ન કર્યો છે, અને છતા એ જૈન સાહિત્યના ઐતિહાસિક વિકાશ ઉપર આપણે દૃષ્ટિ નાખીએ તો જાણીએ કે જુદા જુદા સૈકાના અમુક અમુક

લેખકોના મત અમુક અમુક વિષયમાં જુદા પડે છે, પણ એકંદરે પ્રાચીન મૂલમા તેમજ અર્વાચીન ગ્રંથોમા કશો ફેરફાર થયો નથી. સાચી વાત તો એ છે કે અત્યારનાં મોજુદ ધર્મશાસ્ત્રો રચાયા (ઇ. સ. ૫૦૦ પછી) ત્યાર પછી એના મૂલ તત્ત્વોમાં હજી કશો ફેરફાર થયો નથી–હિંદુ, બૌદ્ધ, ખ્રિસ્તિ અને બધા ધર્મોથી એ જુદોજ રહ્યો છે. આ બાબતમાં જૈનો આજે પણ પ્રમાણ આપે છે કે અમારો ધર્મ સૌથી સારો છે કારણકે બીજા ધર્મોમાં ફેરફાર થયા છે, પણ જમાનાઓ વીત્યાં છતાં અમારા ધર્મમા કશો ફેરફાર થઇ શકયો નથી. અને અમને મળેલું ધન એવું પરિપૂર્ણ છે કે અમારો એ વારસો શુદ્ધ રીતે ને વગર ફેરફારે સચવાઇ રહેલો છે.

આ કોહ્યડો છોડવો આપણે માટે કઠણ છે. આપણે તો એટલુંજ સ્વીકારી શકીએ કે એ ધર્મનું સ્વરૂપ અને વિકાશ ઉપર કાળનો પડદો ફરી વળ્યો છે. અને એ સ્વરૂપ તથા વિકાશ જાણવા માટે આપણી પાસે કશો પુરાવો નથી, આપણી પાસે પ્રાચીનમાં પ્રાચીન જે ગ્રંથો છે તેમાં એનું મહત્વનું સ્વરૂપ ફુટી નિકળ્યું છે, અને પછી બધા કાળમાં અમુક અમુક વિષયોને વિકાસવાના અને સમસ્ત દર્શનમાં મહત્વવિનાના ફેરફાર કરવાનાજ પ્રયત્નો થયા છે.

એ ધર્મના શ્વેતાંબર અને દિગંબર એ બે સંપ્રદાયો ધર્મના મહત્વના વિચારોમાં એક બીજાને પુરેપુરા મળતા છે, તેથી ખરી રીતે એમજ માની શકાય કે ઇસ્વીસનની શરૂઆતમાં એ બે સંપ્રદાયો જુદા પડયા તે પહેલેથીજ આજે છે તે પ્રમાણેનું ધર્મ સ્વરૂપ બંધાઇ ગયું હતું. સંપ્રદાય જુદા પડતા પહેલાં મહાવીર સ્વામીના ધર્મ ઉપર કેવો ને કેટલો વિકાશ થયો હતો તે જાણી શકાતુ નથી. એજ પ્રકારના કે એને મળતા પ્રકારના ધર્મના મુખ્ય વિચારો મહાવીરસ્વામી પૂર્વે પણ પ્રવર્તતા હતા એમ માનવાને પણ કશો બાધ આવતો નથી; મૂલ તત્વોમાં કંઇ સ્પષ્ટ ફેરફાર થયો છે એમ માનવાને કશું કારણ નથી. અને તેથી, મહાવીરસ્વામી પહેલાં પણ આખું જૈનદર્શન હતું એવી જે જૈનોની માન્યતા તે સ્વીકારી શકાય. જો આ માન્યતા સ્વીકારીએ તો એવું ઠરે કે મહાવીરસ્વામીએ જૈન ધર્મ સ્થાપ્યો નથી, પણ એમની પૂર્વે ૨૫૦ વર્ષ પહેલાં થઇ ગયેલા પાર્શ્વનાથના ધર્મને એમણે સ્વીકારીલીધો અને એને સમયોચિત સ્વરૂપ આપ્યું હોય; કઇ વસ્તુ સ્થિતિને આધારે આ મત બંધાયો છે એમ માનવાને આપણી પાસે સ્પષ્ટ પુરાવો તો નથી. પણ એની વિરૂદ્ધ જાય એવો કશો પુરાવો નથી. જૈન ધર્મનુ સ્વરૂપજ આ વાતને ટેકો આપે છે. ઇત્યાદિ."

ઇતિ પુરાણકાલ તેમાં લખાએલો ઇતિહાસ પ્રકરણ ૧૯ મું.

પ્રકરણ ૨૦ મું–વૈદિકોએ–પાછળથી પુરાણો લખી કલ્પી કાઢેલા બ્રહ્માદિક દેવો.

ભગ શબ્દના અર્થવાળો, ઉત્પત્તિ આદિના જ્ઞાનવાળો તે ભગવાન કોઈ પુરાણોમાં છે ?

## બ્રહ્મા, વિષ્ણુ અને શિવની કલ્પના.

ધર્મ વર્ણન પૃ. ૯૦ થી ત્રિમૂર્ત્તિ–પંચાયતન.

૧ "પરમાત્મા એ જગત્‌ની સૃષ્ટિ, સ્થિતિ અને લયનું કારણ છે. અને એ ત્રણ કર્મોને લઇ એના (૧) બ્રહ્મા, (૨) વિષ્ણુ અને (૩) શિવ એ ત્રણ રૂપે કલ્પાએલા છે. પરમાત્માની સઘળી લીલા આ ત્રણ કર્મમા આવી જાય છે, અને તેથી પ્રાચીન કાળના ઇંદ્ર. વરૂણ વગેરે દેવોને ઠેકાણે પુરાણના સમયમાં આ ત્રણ દેવો મુખ્ય ગણાયા છે.

૨. બ્રહ્માની કલ્પના વેદના 'ब्रह्मन्' ઉપરથી થઇ છે. આપણે જોયું કે 'ब्रह्मन्' એટલે ધાર્મિક શબ્દ, સ્તુતિ, વેદ–જે વિશ્વમા વ્યાપીને વિશ્વને વૃદ્ધિ પમાડે છે. એનો અધિષ્ઠાતા દેવ તે 'ब्रह्मा' જે પરમાત્માના શબ્દથી આ આખું બ્રહ્માડ સર્જાયું છે તેજ પરમાત્મા એમાં પેશીને ( विश्–પેસવું ધાતુ ઉપરથી ) એનુ પાલન કરે છે. એ રૂપે એ 'વિષ્ણુ' કહેવાય છે. અને એ પાલન માટે પરમાત્માએ આ જગત્‌મા આવી ભક્તને સહાય થવું પડે છે. અને કષ્ટોનો વિનાશ કરવો પડે છે તેથી વિષ્ણુનાવિવિધ અવતાર થયા મનાય છે. પરમાત્માનુ ત્રીજુ સ્વરૂપ 'રૂદ્ર' અથવા 'શિવ' કહેવાય છે. તોફાની પવનમાં પ્રકટ થતી પરમાત્માની ઊગ્ર મૂર્તિને વેદમાં 'રૂદ્ર' નામ આપવામાં આવેલું હતું તથા એની અગ્નિ સાથે એકતા કરવામાં આવી હતી. અગ્નિ સર્વ વસ્તુને ભસ્મ કરી નાખે છે. અને એ સંહારનો દેવ છે. તેથી રૂદ્ર પણ પરમાત્માની સંહારની મૂર્ત્તિ બને છે અગ્નિની ઊભી જ્વાલા એ એની મૂર્ત્તિ ( શિવલિંગ ) છે. અગ્નિની શિખાની આસપાસ વીંટાતો ધૂમ એ એની જટા છે. અગ્નિની વેદીએ એની જલાધારી છે. અને એની ભસ્મ તે એના ઊપાસકોએ ધારણ કરવાનું ચિન્હ છે. પણ અગ્નિ એ કેવળ સંહારનોજ દેવ નથી. આપણે પૂર્વે જોયું છે કે એ ઘેર ઘેર વસતું પરમાત્માનુ તેજ છે–ઘરનું કલ્યાણ એના ઊપર આધાર રાખે છે. અને તેથી એ 'શિવ' કહેતા મગલ અને શંકર કહેતા સુખકર પણ કહેવાય છે."

( લેખક—આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. )

જેમનામાં શાસ્ત્ર દર્શિત ગુણો હોય તેજ ખરા ભગવાન્.

તુલસી રામાયણ. બાલકાંડ. પૃ. ૮૩ ની ટીપમાથી

"ભગવાન શબ્દનો અર્થ—ઐશ્વર્ય ૧, ધર્મ ૨, યશ ૩, લક્ષ્મી ૪, જ્ઞાન ૫, વૈરાગ્ય ૬, એ છ ભગ કહેવાય છે, અને એ છ ભગ જેને હોય તે ભગવાન કહેવાય છે."

"પ્રાણીઓની—ઉત્પત્તિ, પ્રાણીઓનો પ્રલય, પ્રાણીઓનું પરલોકમા જવું, પ્રાણીઓનું પરલોકમાથી આવવુ, વિદ્યા અને અવિદ્યા એઓને જે જાણે તે ભગવાન કહેવાય છે. એમ પણ એક ગ્રથમાં કહ્યું છે."

આમા વિચાર વિચારવાનું કે રામાયણની ટીપમાં—ભગ શબ્દનો અર્થ ઐશ્વર્યાદિક છ ગુણ વિશેષ જેનામાં હોય તે ભગવાન્. વળી બીજું લક્ષણ મુકતાં જણાવ્યું છે કે-પ્રાણીઓની ૧ ઉત્પત્તિ, તેમનો—૨ પ્રલય, તેમનું–૩ પરલોકમાં જવું, ૪ અને પરલોકમાંથી આવવું, તેમજ વિદ્યા અવિદ્યાને જાણે તે ભગવાન્. એમ બે પ્રકારથી ભગવાનનાં લક્ષણો બતાવ્યાં છે. ॥ શ્રીયુત આનંદશંકર બાપુભાઇએ—ત્રણ કર્મોથી બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણની કલ્પના કરી છે. તો રામાયણવાળાં ભગવાનનાં લક્ષણો બ્રહ્માદિ ત્રણ દેવોમા ગણવાં કે કોઇ બીજા દેવોનાં? બીજી વાત એ છે કે રામાયણમા બતાવેલા લક્ષણો જૈનોના દેવોમા ઘટે છે તો શું તેમના ગ્રંથોમાંથી લઇને તે લક્ષણો લખીને બતાવેલાં સમજવાં? હું આ ગ્રંથમાં—જિનેશ્વરદેવ, બ્રહ્મા, વિષ્ણુ, અને મહાદેવ એ મુખ્ય ગણાતા ચારે દેવોનો વિચાર કરવા પ્રવૃત્ત થયો છું તેથી જેમના ગ્રંથોમાં જે પ્રમાણે તે તે દેવોનું સ્વરૂપ લખાયું છે તે પ્રમાણે ક્રમ વાર લખીને બતાવું તો તે અયોગ્ય નહિ ગણાયને? જે દેવના વિષયમાં જે જે ફકરો લખાય તે તે ફકરાની સાથે ઉપર બતાવેલાં પરમદેવનાં લક્ષણો મેળવતા જશો તો સત્ય શું છે અને અસત્ય શું છે તે ડગલે ને પગલે આપ સજ્જનોના ખ્યાલમાં આવ્યા વગર રહશે નહી. અને સાથે એ પણ માલમ પડશે કે આ બધુ ધાધલ કોણે ઉભું કર્યું? જેને જેવા સ્વરૂપમાં પોતાના દેવોને ચિતર્યા છે તેવા સ્વરૂપમા તેમના લેખો લખીને બતાવતાં હું દોષોનો ભાગી થઇ શકુ નહિ વિશેષમા જે સજ્જનો બાપના કુવાનો ખ્યાલ દૂર રાખી પોતાની મધ્યસ્થ બુદ્ધિથી જોશે તેઓને પ્રાયે ખરો ખ્યાલ આવ્યા વગર રહેસે નહીં. એમ મારૂં માનવુ છે. બાકી તો જોનારની ભવિતવ્યતાના ઉપર આધાર છે એટલું કહી આ લેખથી વિરમુ છું.

ભગ આદિના અર્થ વાળો ભગવાન્ પુરાણોમાં જણાતો નથી. જેનામાં રાગાદિક અઢાર દોષો ન હોય તેજ ખરા પરમાત્મા કે ખરા ભગવાન.

## દૂષણોથી દૂર ગુણોથી ભરપુર તે દુનીયાનો દેવ.

१ २ ३ ४ ५
राग द्वेष–कषाय–मोह मथनो निर्दग्धकर्मंधनो
६ ७ ८
लोकाऽलोकविकाश–केवलगुणो मुक्ताग्रहो निर्भयः
९ १० ११ १२ १३ १४ १५
शापाऽनुग्रह वर्जितोऽरति रति क्रीडा–जुगुप्सा–जरा–
१६ १७ १८
निद्रा–हास्य विलास–शोक रहितो देवाधिदेवो जिनः ॥ १ ॥

ભાવાર્થ–સ્વજનાદિકમાં કે ઇંદ્રિયોના ઇષ્ટ પદાર્થમાં–રાગ (૧), શત્રુઓ કે ઇંદ્રિયોના અનિષ્ટ પદાર્થો પર–દ્વેષ (૨), ક્રોધ, માન વગેરે કરવા તે–કષાયો (૩), સ્ત્રી, પુત્ર, ધનાદિકમાં જે મમત્વ ભાવ તે–મોહ (૪), એ ચારે દુર્ગુણો જીવોને સંસારમાં ભટકાવવા વાલા છે તેમનું કર્યું છે મંથન જેમને. તેમજ એ ચારે મહા પાપોને પોતાના હૃદયમાંથી કાઢી નાખીને જે મહાપુરૂષોએ કર્મ રૂપી લાકડાને બાળીને ભસ્મ કરી નાંખ્યા છે (૫). અને ત્યાર બાદ લોકાલોકના પ્રકાશ કરવા વાળા–કેવલજ્ઞાનના ( સર્વજ્ઞપણાના ) ગુણ ને પ્રાપ્ત કર્યો છે જેમને ॥ ૬ ॥ તેમજ કોઇપણ જાતના શસ્ત્ર વિનાનો હોવાથી ॥ ૭ ॥ નિર્ભય થએલ છે જે ॥ ૮ ॥ તેમજ નતો કોઇને–શાપ આપે છે ॥ ૯ ॥ તેમજ નતો કોઇને અનુગ્રહ પણ કરે ॥ ૧૦ ॥ તેમજ નતો ખુશી થાય છે ॥ ૧૧ ॥ તેમજ નતો દીલગીર પણ થાય છે. ॥ ૧૨ ॥ તેમજ સ્ત્રી આદિની ક્રીડામાં ॥ ૧૩ ॥ તેમજ દુર્ગછામા ॥ ૧૪ ॥ તેમજ જરા ( વૃદ્ધ પણા )મા ॥ ૧૫ ॥ તેમજ નિંદ્રામા ॥ ૧૬ ॥ તેમજ હાસ્ય વિલાસમા ( મોજમજામાં ) જે પડતો નથી. ॥ ૧૭ ॥ તેમજ ઇષ્ટ વસ્તુના નાશથી કે અનિષ્ટ વસ્તુના સંયોગથી શોકને ધરતો નથી. ॥ ૧૮ ॥ તેજ આ દુનીયામા દેવનો દેવ થવાને લાયક હોય છે. અને તે રાગ દ્વેષાદિકને જીતવા વાલો જિન દેવજ છે પણ બીજો નથી.॥

આ અઢારે દૂષણોનો અંત આણ્યા સિવાય જીવોને મુક્તિની પ્રાપ્તિ થઇ શકતીજ નથી.

કારણ કે—જેટલા જેટલા અંશથી જીવોને રાગ અને દ્વેષ અધિક હોય તેટલો તેટલો તે પક્ષપાતમા પડે છે, અને કર્મોથી ભારી થતો જાય છે. અને તેમ તેમ આ સંસારના ચક્રમાં રખડયા કરે છે. માટે રાગદ્વેષથી રહિત હોય તેજ જીવ પવિત્ર બને છે એમ ઉપનિષદોથી તેમજ અદ્વૈત સિદ્ધાંતના મતથી પણ નિર્વિવાદ સિદ્ધજ થાય છે. ૧।૨। (૩) તેમજ જીવોને જેટલા પ્રમાણમાં ક્રોધ માનાદિક અધિક હોય તેટલાજ પ્રમાણમાં તે વિવેકાવિવેકથી ચૂકે છે. પણ જેના ક્રોધાદિક નષ્ટ થયા છે તે વિવેકાદિકથી ચૂકે ? નજ ચૂકે, તેથી તે પવિત્ર આત્મા પરમાત્મા છે ૩, (૪) તેમજ જેટલા પ્રમાણમા જીવોને મોહ અધિક હોય તેટલાજ પ્રમાણમાં તે સ્ત્રી, પુત્ર, ધનાદિકમાં લપટાય છે, અને કર્મથી પણ ભારી થાય છે. માટે સર્વથા મોહ નષ્ટ થએજ પરમાત્મા બને ૪, (૫)(૬) જ્યારે જીવો–રાગ, દ્વેષ, કષાય અને મોહરૂપી મળને બાળીનાખે ત્યારેજ તે પાવત્ર બને, ૫, એવી રીતે કર્મરૂપી મળ બળી ગયા પછી દેદીપ્યમાન થએલા આત્માને સર્વ પદાર્થોને જાણવાનું અને દેખવાનું–જ્ઞાન અને દર્શન પ્રાપ્ત થાય; તેજ સર્વજ્ઞ અને સર્વદર્શી આ દુનીયાને સત્ય ધર્મની પ્રવૃત્તિ બતાવે છે. તે સત્ય ધર્મની પ્રવૃત્તિ થયા પછી; કેટલાકો વિષયોમા લુબ્ધ થએલા પોતાને પંડિતમાની, તે મહાપુરૂષોના વિરોધી બની, તેમનાજ વચનોનો આશ્રયલઇ, જુઠી સાચી કલ્પનાઓ કરી, અજ્ઞાન વર્ગને પોતાના તરફ દોરેછે. પા૬। (૭।૮) જેમણે–રાગ, દ્વેષ, કષાય, અને મોહ સર્વથા નષ્ટ કરી સર્વજ્ઞપણું, અને સર્વ શક્તિઓ પ્રાપ્ત કરી છે, તેમને કોઇનો ભયજ નથી તો પછી શસ્ત્રોની જરૂર શીછે ? ૭।૮ (૯।૧૦) કર્મોની વિચિત્રતાને જાણવાવાલા સર્વજ્ઞો–શાપ કે અનુગ્રહમા શા માટે પ્રેરાય ? ।૯।૧૦।। (૧૧।૧૨)–સર્વ પદાર્થોના સ્વરૂપને યથાવસ્થિત જાણવાવાળાને નવું અને જૂનું શું કે જેથી ખુશી અને દીલગીરી પેદા થાય ? ।૧૧।૧૨।। (૧૩) જેમનો મોહજ સર્વથા નષ્ટ થઇ ગયો છે તેમને સ્ત્રી આદિની ક્રીડા હોયજ શાની ? ।।૧૩।। (૧૪) સર્વ પદાર્થોનું સુગંધનું દુર્ગંધમાં, અને દુર્ગંધનું સુગંધમા, પરિવર્તન થયાજ કરે છે એવુ જાણવાવાળાને દુર્ગંછા શી ? ।।૧૪।। ( ૧૫ ) નિદ્રા કર્મનો નાશ કરનારને નિદ્રા હોયજ શાની ? ।૧૫। (૧૬) સર્વજ્ઞોના માટે નવી વસ્તુ શી કે જેથી હાસ્ય ઉત્પન્ન થાય ? ।।૧૬।। (૧૭) જ્ઞાનના વિલાસીઓને પોતાના આત્માની લીનતા સિવાય બીજું વિલાસનું સ્થાન કયું ? ।૧૭ (૧૮) સર્વ પદાર્થોનુ સ્વરૂપ યથાવસ્થિત પોતાના જ્ઞાનથી જોઇ રહ્યા છે તેમને ઇષ્ટ કઇ અને અનિષ્ટ કઇ ? કે જેથી શોક ઉત્પન્ન થાય ? ।।૧૮।। આ અઢારે દૂષણોથી મુક્ત થઇ જે જીવન મુક્ત જીવે આ દુનીયાને તત્ત્વો બતાવ્યા છે તેજ પરમાત્મા દુનીયાને પૂજનિક છે. બાકી બીજો કોઇ પૂજનિક નથી.

ઇતિ ૧૮ દૂષણોથી રહિત અનેકેવળજ્ઞાનાદિકથી ભૂષિત તે દુનીયાનો દેવ. પ્ર. ૨૦મું.

# પ્રકરણ ૨૧ મું.

## અગીયારમા તીર્થંકર. પહેલા બલદેવ તથા વાસુદેવ તેમના પિતા પ્રજાપતિ-વૈદિકોએ કલ્પેલા બ્રહ્મા.

આ ભરત ક્ષેત્રમા દશમા તીર્થંકર પછી ઘણા લાંબા કાળે સિંહપુર નગરમાં ઇક્ષ્વાકુવંશમાં વિષ્ણુ રાજા થયા હતા. તેમની રાણી વિષ્ણુશ્રી હતી. તેમની કુક્ષિમાં **નલીન ગુલ્મ** નામના રાજા કે જેમણે રાજ્ય છોડી દીક્ષા ગ્રહણ કરી વીશ સ્થાનક તપના આરાધનથી તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું હતું, તે ત્યાથી સાતમા દેવલોકમા જઇને ઘણાકાળ સુધી દેવતાનું સુખ ભોગવ્યા પછી આજ ભરતમા અગીઆરમા તીર્થંકર **શ્રી શ્રેયાંસનાથ**પણે ઉત્પન્ન થયા. રાજ્ય ભોગવ્યા પછી દીક્ષા લઇને સર્વ તીર્થંકરની પેઠે સનાતન તત્ત્વોનો ઉપદેશ કરી તેઓ મોક્ષમાં ગયા.

હવે **અગીયારમા તીર્થંકરના સમયમાં** જે જે બનાવો બન્યા છે તે જણાવીએ છીએ :—

પોતનપુર નગરમાં હરિવંશી જિતશત્રુ નામના રાજા થયા. તેની રાણી ભદ્રા હતી. તેમની કુક્ષિમાં—અનુત્તર વિમાનનો દેવ ચાર સ્વપ્ન સૂચિત **અચલ** નામના આ અવસાર્પિણીમાં પહેલા બળદેવ પણે આવીને ઉત્પન્ન થયા. બીજી વખતનો **મૃગાવતી** નામની કન્યાનો જન્મ. આ પુત્રી ઉપર રાજાને રાગ થતા ગાંધર્વ વિવાહ કરી લીધેલો તેથી લોકોએ તેનું પ્રજાપતિ એવું બીજું નામ પાડયું " **प्रजापति वैं स्वादुहितर मम्यध्यायत्** " એવી જે વેદોમા શ્રુતિ લખાએલી છે તે આ જીતશત્રુ રાજાને ઉદ્દેશીને લખાએલી હોય એમ જૈન ઇતિહાસથી જણાય છે. પણ આ શ્રુતિનો અર્થ પૂર્વે થએલા પંડિતો ઘણા લાંબા કાળ સુધી એવો કરતા રહ્યા કે પ્રજાપતિ–બ્રહ્મા પોતાની પુત્રીની સાથે વિષયનું સેવન કરતા રહ્યા આ વાત તદ્દન અયોગ્ય લાગવાથી—આચાર્ય શ્રી કુમારિલ ભટ્ટે આ શ્રુતિનો અર્થ ફેરવવાને માટે ઘણા ઘણા પ્રકારની કલ્પનાઓ કરી છે. તેજ પ્રમાણે સ્વામી દયાનંદજીએ પણ પોતાની અનુકુળતા પ્રમાણે અર્થ કરવામા બાકી રાખી નથી. પણ પુરાણકારોએ જે તે શ્રુતિના સંબન્ધે મોટી મોટી કથાઓ બનાવી લોકોમા પ્રસિદ્ધ રી દીધી હતી, તે બધા ઠેકાણેથી કેવી રીતે કાઢી શકાય ? તે સિવાય આ વાત **યોગવાશિષ્ટમાં** એવી છે કે—" રામચંદ્રાવતારે વશિષ્ઠ ઋષિજીને પૂછયુ કે–બ્રહ્મા કોણ ? અને કેવા હતા ? ઉત્તરમા વશિષ્ઠજીએ કહ્યું કે હું પણ શકિત છું. આ પ્રશ્ન–શુકદેવજીએ વ્યાસજીને પુછયો હતો એમ કહીને નિર્ણય ઉપર આવી શકયા નહિ. " આમાં વિચાર એ થાય છે કે–રામચંદ્ર સાક્ષાત્ વિષ્ણુના

અવતાર હતા, વશિષ્ટજી મહર્ષિ હતા તોપણ ×બ્રહ્મા કોણ? અને કેવા હતા? તેનો નિર્ણય કરી શક્યા નહિ. ત્યારે શું જૈન સાહિત્યમા પ્રજાપતિના નામથી પ્રસિદ્ધ થએલા જીતશત્રુ રાજાને તો બ્રહ્મા તરીકે નહિ કલ્પ્યા હોય? જૈન અને પુરાણોનો ઇતિહાસ જોતાં આ શંકા સર્વથા ઓછી નથી. બાકી ખરો ખુલાશો તો કોઇ જ્ઞાની પુરૂષ બતાવે તે ખરો! પુત્રીની સાથે સંબન્ધ કરવાથી જિતશત્રુનુ નામ પ્રજાપતિ પડ્યું. તેને *બ્રહ્મારૂપે કલ્પી વેદમાં શ્રુતિ દાખલ કરી અને પુરાણોમાં કથાઓ ગોઠવાઇ છે તે પણ જાણવી જોઇએ. અમો તેને આ સ્થલે જણાવીએ છીએ—

જૈન પ્રમાણે જિતશત્રુ રાજા પુત્રીના સંબંધથી પ્રજાપતિ,
વૈદિકોએ કલ્પેલા બ્રહ્મા તેનાં અવતરણો પાંચ.

મ. મી. પૃ. ૧૦૩ મા—ભાગવત, સ્કંધ ૩, અધ્યાય ૩૭, શ્લો ૩૩ નું આપેલું અવતરણ.

“(૧) બ્રહ્માજી પોતાની પુત્રીને દેખી મોહિત થયા. રીંછનુ રૂપ ધરીને દોડ્યા.

(૨) શંકાકોષકાર. શં. ૧૧૦ પૃ. ૧૫ માં. ભાગવત. ભાષા ટીકા અંગદ શાસ્ત્રીકૃત. શ્લોક ૨૩ ના આધારે જણાવે છે કે—

“બ્રહ્મા જ્યારે પોતાની પુત્રી ઉપર મોહિત થયા ત્યારે એ બન્ને બાપ અને દીકરીએ— હરિણ હરિણીના રૂપ ધારણ કર્યાં.” ઇત્યાદિ.

---

આ વાત ઉપરથી બીજી પણ વાતો ઘણા પ્રકારથી ઉલટ પાલટપણે ગોઠવાયલી પુરાણોમાં જોવામાં આવે છે. તે જુવો નીચે પ્રમાણે—

(૩) મ.મી. પૃ. ૧૨૧ માં—મત્સ્યપુરાણ. અધ્યાય ૩ જો પત્ર ૧૦ માનો ઉતારો—

“બ્રહ્માજી કામથી પીડિત થઇને શતરૂપા નામની સ્ત્રીની સાથે દેવતાઓના ‘સો’ ‘સો’ વર્ષ સુધી ક્રીડા કરતા રહ્યા.”

અનાદિ કાળના બ્રહ્મા છે એમ માનીએ તો આ ઇતિહાસ કયા કાળનો કલ્પવો?

---

× ભાગવતમા—બ્રહ્માનું આયુષ્ય—(૩૧) એકત્રીશ નીલ, (૧૦) દશ ખર્વ, અને (૪૦) ચાલીશ અર્બ જણાવેલું છે. (શં. શંકા ૨૬૨ મી).

*પ્રજાપતિની પુત્રીનું નામ મૃગાવતી છે તેથી હરિણી રૂપે કલ્પી શકાય તેમ છે.

(૪) મ. મી. પૃ. ૧૦૨–પદ્મ પુ. પ્રથમ સૃષ્ટિ ખંડ. અધ્યાય ૧૭ માં. પન્ચાસમા પત્ર ઉપર શ્લોક ૪૨ થી ૪૪ નો ભાવાર્થ. જુવો–

"બ્રહ્માજીએ બીજી સ્ત્રી કરી પહેલી જે સાવત્રી હતી તેને મનાવવા અપરાધની ક્ષમા માગી કે ફરીથી એવુ નહિ કરૂં. પગમાં પડયા તોપણ ક્રોધથી શાપ દેવા તૈયાર થઇ" ઇત્યાદિ.

આ ઉપર લખેલી વાતો ખરી છે કે ખોટી તે તો લેખ લખનાર જાણે પણ આવા અતિ કામાશક્ત પુરૂષોને દેવના દેવ તરીકે પુરાણકારોએ કેવી રીતે કલ્પી લીધા હશે?

---

(૫) વળી જુઓ શંકા કોષ–શંકા ૨૪ મી પૃ. ૩ મા દેવી ભાગવતથી "દેવીના હાથ ઘસવાથી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ ઉત્પન્ન થઇ ગયા. એ ત્રણ-માથી–બ્રહ્મા અને વિષ્ણુ એ બન્નેને ખાઇ ગઇ પુન મહાદેવના કહેવાથી તેમને દેવીએ જીવતા કર્યા."

આ ત્રણે દેવો અનાદિના મનાયા છે. બીજી રીતે જોતાં ત્રણ યુગના ક્રમથી પણ એ ત્રણે દેવો થયેલા મનાયા છે. ત્યારે આ દેવીથી ઉત્પન્ન થયેલા તે ત્રણે દેવો તેજ માનવા કે બીજા? અને આ બનાવ કયા કાળમા બનેલો માનવો? આ વાતોનો ખુલાશો કોઇ યોગ્ય રીતે કરીને આપે તો કાંઇક સમજાય; નહી તો કલ્પેલુ છે એજ વિચાર ઉપર આવીને અટકવું પડે છે. વૈદિકથી–ભાગ–મત્સ્ય–પદ્મ–દેવીભાગવતમાના બ્રહ્માનાં અવતરણા પાંચ.

---

## ફરીથી બ્રહ્માના સંબંન્ધે અવતરણો ૪.

(૧) હિંદુસ્થાનના દેવો–પૃ. ૧૨૭ વિષ્ણુપુરાણમાં અદ્ભુત અંડ વિષે વાર્તા.

"તેની યોનિ મેરૂ પર્વત જેટલી વિશાલ હતી અને પર્વતોની બનેલી હતી. મોટા સાગરોપમના જળથી તેનું પોલાણ ભરાઇ ગયું હતુ એ અંડમાં ખંડો, સમુદ્રો અને પર્વતો હતાં. ગ્રહો અને વિશ્વના વિભાગો, દેવો, રાક્ષસો અને મનુષ્ય જાતિ હતાં. સ્રષ્ટા એ અંડમાં એક હજાર વર્ષ (એક "દૈવ" વર્ષ) રહ્યા ત્યારપછી તે અંડ ફાટયુ અને ધ્યાનથી બ્રહ્મા તેમાંથી બહાર નિકળ્યા અને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ કામ શરૂ કર્યું." (વિલ્કિન્સ કૃત 'હિંદુ પુરાણ' પૃ ૧૦૦)

---

(૨) " મહાભારતાદિ બીજા પુરાણોમાં બ્રહ્માને અંડમાંથી નહિ પણ વિષ્ણુના નાભિ કમળમાંથી નિકળેલા વર્ણવ્યા છે. "

---

(૩) મતમીમાંસા-પૃ. ૧૧૮-**વરાહપુરાણ**-માયાચક્ર નામના અધ્યાય ૧૨૫ શ્લોક ૫૧-૫૨, ભાવાર્થ:—

" વિષ્ણુ ભગવાન કહી રહ્યા છે કે-હું જે જળમાં રહું છું તે માયાના બળથી રહું છું અને પ્રજાપતિને ( બ્રહ્માને ) અને મહાદેવને હુંજ ઉત્પન્ન કરૂં છું અને હુંજ ધારણ કરૂં છું તો પણ તે બ્રહ્મા અને મહાદેવ આદિ મારી માયામાં મોહિત થએલા મારી માયાને જાણી શકતા નથી. "

(૪) મતમીમાસા પૃ. ૧૦૪। **શિવપુરાણ**-વિદ્યેશ્વર સંહિતા અધ્યાય ૬માં એવું લખ્યું છે કે-"એક દિન બ્રહ્માજીએ સુતેલા કૃષ્ણજીને ઉઠાડીને કહ્યું કે-તૂં ઉન્મત્ત જેવો દેખાય છે. હું તારો નાથ આવ્યો છું છતાં મારૂં આરાધન નથી કરતો તેથી તૂ પ્રાયશ્ચિતનો અધિકારી છે, તે વખતે ક્રોધમાં આવીને કૃષ્ણજીએ કહ્યું કે-વત્સ ? આ પીઠ ઉપર બેશ. ત્યારે બ્રહ્માજી બોલ્યા-અરે શું માનમાં આવી ગયો કે ? હે વત્સ ! હું તારો ત્રાતા છું અને જગતનો પણ રક્ષક છું. વિષ્ણુજી કહે છે કે-હું તારો નાથ, બ્રહ્માજી કહે છે હું તારો નાથ. એમ આપસ આપસમાં હું અને તૂં કરતાં લડી પડયા । છેવટે એકેકને મારી નાખવા નેજ તૈયાર થયા. તે વખતે બ્રહ્માજીની અને વિષ્ણુજીની એવી લઢાઇ થઇ કે દેવતાઓ પણ ભયભીત થઈ ગયા " ઇત્યાદિ.

---

સમીક્ષા—

(૧) વિષ્ણુ પુરાણવાળા અંડના લેખનો વિચાર-એક દિવ્ય વર્ષ સુધી બ્રહ્મા તેમાં રહ્યા તો તે કયાંથી આવીને તેમાં ભરાયા હશે ? અને દિવ્ય એક વર્ષની ગણત્રી લેખકે કયા કાળથી કરી હશે ? બીજું લોક તો હતોજ નહિ તો તે અંડ કયાં રહેલું ? આ લેખથી બ્રહ્માનો કે દિવ્ય વર્ષનો પત્તો મેળવી શકાય તેમ જણાય છે ?

(૨) બીજા મહાભારતના લેખમાં-વિષ્ણુની નાભિ કમળમાંથી બ્રહ્માજી નીકળ્યા.-જો તેમ હોય તો વિષ્ણુજ અનાદિના ઠરે, ત્યારે બ્રહ્મા કોણ ? અને કયાંથી આવ્યા ! એ પ્રશ્ન વશિષ્ટ ઋષિજીને રામચંદ્રે પૂછેલો પણ તેનો નિર્ણય તેઓ કરી શકેલા નથી.

( ૩ ) ત્રીજા **વરાહપુરાણના** લેખનો વિચાર-વિષ્ણુ માયાના બળથી જલમા રહ્યા તો તે કયા કાળથી ને કેટલા કાળ સુધી રહ્યા ? બ્રહ્માને અને મહાદેવને ઉત્પન્ન કરી ધારણ પણ કર્યા તો તેમને કઇ વસ્તુથી ઉત્પન્ન કર્યા અને શેમાં ધારણ કર્યા ? બીજા અનેક લેખોમાંતો બ્રહ્માને શ્રેષ્ઠ અને સ્વતંત્ર બતાવી બધા જીવોના સૃષ્ટા પણ કહ્યા છે તો પછી આ બધી વિચિત્ર વાતોનો પત્તો કયાથી અને કયા ઠેકાણેથી મેળવવો ?

( ૪ ) **વિષ્ણુપુરાણમાં** જણાવ્યું હતું કે-બ્રહ્માજીએ અંડમાથી નીકળ્યા પછી બધી સૃષ્ટિ રચી **મહાભારતમા** જણાવ્યું કે બ્રહ્માજી વિષ્ણુની નાભિકમળમાંથી નીકળ્યા. **વરાહપુરાણે** જણાવ્યુ કે બ્રહ્માને અને મહાદેવને પણ વિષ્ણુએ પેદા કર્યા ખરા પણ તેમની માયાની તો તેમને ખબરજ નપડી, ત્યારે સૃષ્ટિ રચનાનુ જ્ઞાન તેમને હતુ એમ પણ કેવી રીતે માની શકાય ?

હવે આ ચોથો **શિવપુરાણનો** લેખ જણાવે છે કે-બ્રહ્માજીએ સૂતેલા કૃષ્ણજીને જગાડીને કહ્યું કે-હુ તારો બાપ આવ્યો છું. ત્યારે કૃષ્ણજીએ કહ્યુ કે હું તારો બાપ. એમ રકઝક કરતા એકેકને મારી નાખવાનેજ તેઓ તૈયાર થઇ ગયા. એટલુજ નહિ, પણ દેવતાઓ પણ ભયભીત થઇ ગયા. આ બધા પ્રકારના લેખો જોતા ત્રણે મોટા દેવોમાંના એક પણ દેવનો પત્તો મેળવી શકાય તેમ છે ? તે વિચારીને જુઓ એટલુંજ કહેવું આ ઠેકાણે બસ છે.

વળી બીજી વાત વિચારવાની એ છે કે-મૃગાવતી પુત્રીની સાથે સંબધ કરવાથી જિતશત્રુ રાજાનુ નામ-પ્રજાપતિ પડયું હતું તેમને પુરાણકારોએ બ્રહ્મા ઠરાવેલા, તેમના પુત્ર **ત્રિપૃષ્ટ વાસુદેવ** ( વિષ્ણુ ) થયા બ્રમ્હા વિષ્ણુને કહેતા આવ્યા કે હું તારો બાપ આવ્યો છુ, ત્યારે વિષ્ણુએ કહ્યું હું તારો બાપ. એમ પુરાણકારોએ કલ્પના કરી આ કથા ઉભી કરી હોય. વળી બીજી વાત એ છે કે આજ ઉપરની કથાના ભાગને લઇ ઉંધી છતી ગોઠવી-બ્રમ્હાને, વિષ્ણુની નાભિકલમથી ઉત્પન્ન થવાનું લખી દીધું હોય ? આ વાતનો વિચાર કરવાનું કાર્ય પણ પંડિતોને સોપુ છું

વૈદિક બ્રહ્માના ફરીથી સમીક્ષા સાથે અવતરણો ચાર. બતાવ્યાં

---

"વળી ફરીથી બ્રહ્માના સબન્ધે ત્રણ અવતરણો

મતમીમાસા. પૃ ૩૫ મું. **શિવપુરાણ** જ્ઞાનસંહિતા અધ્યાય ૧૬-૧૭-૧૮ ના લેખો જુવો —

(૧) "મહાદેવજી પોતાનું સ્વરૂપ તદ્દન કદરૂપ (બેઢંગુ) બનાવી જાન લઇને પરણવાને ગયા તેવુ કદરૂપ દેખીને પાર્વતીજીની માતાને ઘણુંજ દુઃખ

થયું. ઇત્યાદિક વર્ણન કરતાં આ જગોપર કામ વિષયનું પોષણ ઘણુજ કર્યું છે છેવટે વિવાહ થવા લાગ્યો તે વખતે પાર્વતીના પગના અંગુઠાનું રૂપ જોવાની સાથે બ્રમ્હાજી કામને વશ થઇ ગયાને તુરતજ વીર્ય નીકળી પડયુ અને તેનાથી અઠ્ઠયાસી હજાર ઋષિઓ ઉત્પન્ન થઇ ગયા. આ અયોગ્ય વર્તન દેખવાથી મહાદેવજીને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થઇ ગયો." ઇત્યાદિ.

(૨) મતમીમાંસા પૃ. ૧૦૩ । **શિવપુરાણ** જ્ઞાનસંહિતા, અધ્યાય ૧૮ મો શ્લોક. ૬૨ થી જુવો.—

મહાદેવજીએ લગ્ન વખતે અગ્નિના ચાર ફેરા ફર્યા તે વખતે પાર્વતીજીના અંગુઠાને દેખવાથી બ્રમ્હાજીનું વીર્ય નીકળી પડયું. તેણે પોતાના ખોળામાં ગોપવી રાખ્યું. તેથી જનોઇવાળા અસંખ્યાતા બટુકો (છોકરાઓ) ઉત્પન્ન થઇ ગયા. તેમાં કછાવાળા અને દંડ ધારેલા હજારો હતા. તે બ્રમ્હાને નમસ્કાર કરીને બ્રમ્હાની આગળ આવીને ઉભા થઇ ગયા.

(૩) શંકાકોષ–શંકા. ૩૩૬ મી પૃ. ૪૮ મા જુવો–

" એક વિવાહમાં બ્રમ્હાજીનું વીર્ય જમીન ઉપર પડયુ. મહાદેવે તેમનો વધ કરવા ધાર્યું. ત્યારે બ્રમ્હા વિષ્ણુ પગમા પડયા. તેમજ દક્ષે બહુ ખુશામત કરી ત્યારે મહાદેવનું પ્રસન્ન થવુ."

ઉપરની ત્રણ કલમોમા કિંચિત વિચાર:—સત્યયુગના બ્રમ્હા, દ્વાપરયુગના મહાદેવનો મેળાપ પુરાણકારોએ કેવી રીતે મેળવીને આપ્યો ? જગતના કર્તા સર્વજ્ઞ રૂપ બ્રમ્હા–પોતાના જ્ઞાનથી બધી દુનીયાને દેખવાવાળા, જડ રૂપ આખથી અંગુઠો દેખી વિહવલ કેમ બની ગયા ? એક જગોપર બ્રમ્હાના વીર્યથી એઠ્ઠાસી હજાર ઋષિયો, બીજે ઠેકાણે અસંખ્યાતા બટુકો તેમા હજારો કછાવાળા દંડ સાથે માડવામાં ઉત્પન્ન થઈ ગયા એ કેવી રીતે ? મહાદેવજી મારવા ઉઠયા–બ્રમ્હા, વિષ્ણુ પગમાં પડયા, છેવટે શિવના સસરા દક્ષની ખુશામતથી શાન્તિ થઇ. આ બધી વાતો વિચારવા જેવી નથી ? ભૂલચુકની ક્ષમા ચાહું છું.

॥ ઇતિ વૈદિક બ્રમ્હાના અવતરણો પા૪ા૩ મલી ૧૨ તેનો વિચાર પ્રકરણ ૨૧ મુ.



# પ્રકરણ ૨૨ મું.

વળી ફરીથી બ્રમ્હાના સંબધમા અવતરણો ૪.

(૧) શંકાકોષ શંકા. ૩૩ મી પૃ. ૫ માં—વિષ્ણુએ બ્રમ્હાને ૪ શ્લોકનો ઉપદેશ કરવો અને પુનઃ—કદી મોહને પ્રાપ્ત નહિ થાઓ એવો વર આપવો અને પુન. બ્રમ્હાનું મોહવશ થવુ ( **ભાગવત.** )

(૨) મતમીમાસા—પૃ ૧૬૭—**મત્સ્યપુરાણ** અધ્યાય ૨૪૮ નો ભાવાર્થ.

" બ્રમ્હાજીની પ્રેરણાથી દૈત્યોની સાથે દેવતાઓ મળીને સમુદ્રનું મંથન કર્યું તેમાં વિષ્ણુજી પણ સાથે મળ્યા એ મંથન ક્રિયા કરતા—હજારો હાથી વિગેરે જાનવરોનો પણ નાશ થઇ ગયો, " ઇત્યાદિ.

(૩) શંકા કોષ. શંકા ૫૬ પૃ ૯—**ભાગત**માથી—

" બ્રમ્હાએ વાછડાની ચોરી કરી. પુન. બ્રમ્હા જ્યારે વાછડા ચોરી ગયા ત્યારે શ્રી કૃષ્ણજીએ એટલાજ વાછડાં એજ રૂપ રંગના પેદા કર્યાં—કે જેની કોઇને ખબર પડી નહિ. તે એટલે સુધી કે તે વાછડાની માતાઓ ( ગાયો ) ને પણ ખબર ન પડી કે આજ મારા છોકરા કે બીજાં છે. "

(૪) **આર્યોના તહેવારોનો ઇતિહાસ.** પૃ. ૪૯૯. દત્તજયંતિ માગસર સુદિ ૧૫ નો કરવામા આવે છે. આ દેવ વિષે ભિન્ન ભિન્ન ગ્રંથોમાં ભિન્ન ભિન્ન માહિતી મળી આવે છે. "

મહર્ષિ અત્રીની પતિવ્રતા **સ્ત્રી અનસૂયા,** આશ્રમમા એકલી હતી તે વખતે બ્રમ્હા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવો વૃદ્ધ બ્રામ્હણના વેશે તેના આશ્રમમા આવ્યા. " નગ્ન થઇને અમને અન્નદાન આપ " એવી વિચિત્ર માગણી કરી તેનું મન દુભાયુ, પણ ગૃહસ્થધર્મ પાળવા દાન આપવા ઘરમાથી બહાર આવી, ત્યારે દેવોએ બાળરૂપ કર્યું. સંતુષ્ટ થઇ ત્રણે દેવોએ ખરૂં રૂપ પ્રગટ કર્યું અને તે ત્રણે બાળકો તેને અર્પણ કર્યો. તેના નામ—**સોમ. દત્ત** અને **દુર્વાસ** એવાં રાખવામા આવ્યા. કાળે કરીને મોટા થયા—દુર્વાસ તપ કરવા લાગ્યો સોમે ચંદ્રમંડળમાં પ્રયાણ કર્યું દત્ત માત્ર માબાપને સુખ આપતો રહ્યો … …આ ત્રેયદત્ત અથવા દત્તાત્રેયના નામથી પ્રસિદ્ધ થયો.… …અત્રીએ એકવાર આ મૃત્યુલોકમાંથી પ્રયાણ કર્યું પરન્તુ ચાલુ વૈવસ્વત મન્વંતરની શરૂઆતમા અત્રિના નામથી તે પાછો જન્મ્યો. તેને—સોમ, દત્ત, દુર્વાસા અને અર્યમા એમ ચાર પુત્રો થયા. અને 'અમલા' નામની એક કન્યા એમ પંચ બાળકો થયા ". ઇત્યાદિ. ॥ ॥

॥ ઇતિવૈદિક બ્રમ્હાના સબંધે—અવતરણોચાર.

---

હરિણરૂપ બ્રમ્હાને શિવે વિન્ધ્યા તે નક્ષત્ર રૂપે થયા.

સ્કન્દપુરાણ ખંડ ૩ જો અધ્યાય ૪૦ પત્ર ૭૫ માં

" આ ગાયત્રીની અને સરસ્વતીની કથા સાભળતા અને પઠન કરત મુક્તિનેજ આપવા વાળી છે. સાભળો બ્રહ્માને વાઙ નામની પોતાની પુત્રીની સાથે

રમણ કરવાની ઇચ્છા થતાં તેનીએ હરિણીનું રૂપ ધારણ કર્યું. બ્રહ્મા પણ હરિણનું રૂપ ધારણ કરી પાછળ આવ્યા. આ અકાર્ય જાણીને દેવોએ અને બ્રાહ્મણોએ નિંદ્યા. જગતના પતિનુ આ અકાર્ય જોઇને શિવે વ્યાધ રૂપ ધરી બાણથી ધનુષ ફેંક્યુ અને હરિણ રૂપ ધારીને વીંધી નાખ્યો કે તુરતજ ભૂમિ ઉપર પડયો. ત્યારબાદ તેના દેહથી જ્યોતિઃ રૂપ (પ્રકાશ રૂપ) નીકળીને **મૃગ** નામનું નક્ષત્ર બન્યું. **આર્દ્રા** નક્ષત્રનું રૂપ ધરી મહાદેવજીએ પાછળ જઇ ત્યા પણ ખૂબ પીડયા. આજે પણ જુઓ મૃગશીર્ષ નક્ષત્રની સાથે આર્દ્રા નક્ષત્ર છે. હવે ગાયત્રીએ અને સરસ્વતીજીએ પતિના જીવન માટે શિવને ઉદ્દેશીને તપ કર્યો અને મહાદેવજીની સ્તુતિ કરી પછી મહાદેવજીએ પ્રસન્ન થઇ બ્રહ્માને સજીવન કર્યા પછી બ્રહ્માએ પણ મહાદેવજીની સ્તુતિ કરી તો પણ બ્રહ્માજીને મહાદેવે કહ્યુ કે હે બ્રહ્મન્? જે ઉન્માર્ગમાં જાય તેને હું શિક્ષા કરવાવાળો છું. પછી ગાયત્રીને અને સરસ્વતીને મહાદેવે કહ્યું : મારી પ્રસન્નતાથી તમારા પતિ બ્રમ્હા પાછા આવ્યા છે, તમો પણ બ્રમ્હલોકમાં જાઓ, વિલંબ ન કરો, ઇત્યાદિક શ્લોક ૬૧ સુધીમાં વર્ણન કરીને બતાવેલુ છે.

**આમાં જરા મારોવિચારઃ**-પુત્રીની સાથે મોહ કરતા બ્રમ્હ રૂપ પિતા-દેવ, મનુષ્યોથી નિંદાયા પરન્તુ સમર્થ શિવેતો વિંધીજ નાખ્યા. તેથી તેમને **મૃગ** નક્ષત્ર રૂપે થવુ પડયુ એટલુંજ નહિ પણ તે અકાર્યના પાપનુ પ્રાયશ્ચિત આપવા શિવ પોતે આર્દ્રા નક્ષત્ર રૂપે થઇને પણ નડયા. ત્યારે મૃગ અને આર્દ્રા જે આજે દેખાય છે તે બ્રમ્હા અને શિવના સ્વરૂપનાં સમજવાં? જો એવાત સિદ્ધ રૂપની ન હોય તો બ્રમ્હા અને શિવના સંબન્ધે પુરાણકારોએ જે મોટા મોટા લેખો લખીને બતાવ્યા છે તે સત્યરૂપના કેવી રીતે મનાય? "**मूलं नास्ति कुतः सारवा**" ના સ્વરૂપવાળા ન ગણાય? અમારા વિચાર પ્રમાણે તો જરૂર કોઇ વિકાર રૂપની વસ્તુને ગ્રહણ કરી તેમા અનેક વિકારો મેળવી મોટાં મોટા પુરાણો ઉભા કરેલાં. હશે. ? શિવના વેધથી બ્રમ્હા નક્ષત્ર **રૂપ થયા તેનો** વિચાર

---

## ભાગવત-મત્સ્યાદિક-પુરાણના બ્રહ્માદિકની સમીક્ષા

પ્રથમ દેવી ભાગવતથી જણાવ્યું હતું કે-દેવીના હાથ ઘસવાથી-બ્રમ્હા વિષ્ણુ, અને મહાદેવ પેદા થઇ ગયા પણ બ્રમ્હા, વિષ્ણુને તો દેવી સાપિણીની પેઠે ખાઇ ગઇ. બચી ગએલા મહાદેવજીએ પાછા સજીવન કરાવ્યા. આ લેખનો

વિચાર કરતાં તે ત્રણે મોટા દેવો તો તદ્દન પરવશમાજ પડેલા જણાય છે. ન જાને કયાથી આવે છે અને કયાં ગૂમ થઈ જાય છે ?

આપણે બ્રમ્હાનો વિચાર કરવા બેઠા છીએ–તો તે એક વખતે સાવિત્રીના શાપથી અપૂજ્ય બન્યા. વળી કામવશ થઇ પાચ મુખ કર્યાં ત્યારે મહાદેવજીના ભૈરવે પાંચમું મુખ કાપી નાખ્યું.

પુત્રીની સાથે અનીતિ કર્યાનો દંડ દેવતાઓએ કર્યો. મદ્યનુ પાન કરવાથી પણ બધાના અપરાધી બન્યા. અસત્ય બોલવાથી બ્રમ્હા બાલિશ અને મંદબુદ્ધિના ઠર્યા. છતાં પણ મનુસ્મૃતિમાં જીવોના કલ્પવાવાળા સષ્ટા કહીને બતાવ્યા ત્યારે શુ આ બ્રમ્હા કોઇ વ્યકિત રૂપ છે ? અથવા શું કોઇ કલ્પિત વસ્તુ છે ? કે કોઇ ઉત્પાત રૂપની વસ્તુ છે? આમા સત્ય શું સમજવું ?

આગળ **વિષ્ણુપુરાણ**વાળાએ–અદ્દ્ભુત અંડની વાર્તા કહી, અંડમાથી નીકળ્યા પછી સૃષ્ટિ રચવાનું કહી બતાવ્યું.

**વરાહપુરાણ**વાળાએ–બ્રમ્હા અને મહાદેવ એ બન્નેને વિષ્ણુજીનાં રમકડાં ઠરાવ્યાં.

**શિવપુરાણ**વાળાએ–બ્રમ્હાને અને વિષ્ણુને એકેકના બાપ બનાવી લડાવી માર્યા.

અહિ સુધી શોધખોળ કરતા આવ્યા પણ આપણને ત્રણ મોટા દેવોમાં એક પણ દેવનો ખરો પત્તો મળ્યો નહિ. ત્યારે હવે આગળ આ નવીન પ્રકરણના ચાર ફકરાઓમાં તપાસીએ.

(૧) **ભાગવતવાળાએ** લખ્યુ કે-વિષ્ણુએ ચાર શ્લોકથી બ્રમ્હાને બોધ કર્યો છતાં પણ બ્રમ્હાજી મુંઝાઇ પડયા. કૃતયુગના બ્રમ્હા છે. ત્રેતાના વિષ્ણુ છે. ભેગા કયા કાળમા થયા ? જગત્‌ના સ્રષ્ટા એવા બ્રમ્હા શું ચાર શ્લોકનું જ્ઞાન કરવામા મુંઝાઈ પડયા ? આ વિચાર શું સંતોષ આપે તેમ છે.

૨ બીજા **મત્સ્યપુરાણ**ના લેખમાં—કૃતયુગના બ્રમ્હાએ સમુદ્રનું મંથન કરાવ્યું. ત્રેતાના વિષ્ણુ પણ જઇને ભળયા ! અનાદિકાળના બ્રમ્હા કે વિષ્ણુ ? જો બંનેને કર્તા, હર્તા માનીએ તો શું સમુદ્રો તેમને નથી બનાવ્યા' બનાવ્યા છે એમ કહો ત્યારે—શું મેળવવાને મંથન કરાવ્યુ ?

વળી ભાગવતનો લેખ કહે છે કે-બ્રમ્હાએ વાછડાં ચોર્યાં. કૃષ્ણજીએ ફરીથી બીજા એવા બનાવ્યાં કે તેની માતાઓ પણ ઓળખી ન શકી? સજ્જનો! કયાના બ્રમ્હા અને કયાંના કૃષ્ણ! શું વાત વિચાર જેવી નથી? શુ દ્વારિકાના દાહ વખતે તે કૃષ્ણજી ન હતા? તે વખતે તેઓ શું કરી શકયા હતા? (૪) આ ચોથા લેખમાં-અત્રીની સ્ત્રી અનસુયાનું શૂન્ય આશ્રમ જોઇ ત્રણે યુગના ત્રણે દેવો વૃદ્ધપણાના સ્વરૂપથી તેમા પધાર્યા. વિચારવાનું કે-કયા કાળમા ભેગા થઇને એક મતો કર્યો માનવો? ઉપર આવેલા લેખો સિવાય બીજા અનેક લેખોમાં પણ પુરાણકારોએ એ ત્રણે મોટા દેવોને પ્રાયે જ્ઞાનથી શૂન્યપણાનાજ ચિતર્યા છે. તેથી આ બધા લેખો સત્યયરૂપના નથી પણ બીજી ઐતિહાસિક વ્યકિતઓ જે થઇ ગઇ છે તેમનું સ્વરૂપ તેમના નામો ફેરવી દેવોના નામથી કલ્પેલા છે. તેથી કોઇ-પણ પ્રકારથી મેળ મેળવી શકાતો નથી. કેટલાક અમારા આગળના લેખોથી સત્યશોધક સજ્જનોને વિચાર કરવાનો **માર્ગ જડશે એવી અમારી** ધારણા છે

॥ ઇતિ ભાગવતાદિક બ્રમ્હાની સામાન્યરૂપે સમીક્ષા. જુદા જુદા પુરાણોના બ્રમ્હા પ્રકરણ ૨૨ મું સંપૂર્ણ ॥

---

## પ્રકરણ ૨૩ મું.

## મહાભારતાદિ પુરાણોના પાંચ મુખના બ્રહ્મા.

બ્રમ્હાના સંબધમા કેવા કેવા પ્રકારના લેખો લખાયા છે તે પણ આ પ્રસંગને લઇને ટુંકામાં ટાંકી બતાવું છું—હિંદુસ્તાનના દેવો-પ્રકરણ બીજુ. પૃ. ૧૨૮ થી ૧૨૯ જુવો.

બ્રમ્હાના પાંચ મુખની સમજુતી આપવા નીચેની વાર્તા આપવામાં આવે છે.

" બ્રમ્હાએ મનુષ્યરૂપ ધારણ કર્યું અને તેનુ અર્ધ શરીર ઉત્પન્ન થયુ એટલે તેણે તેમાંથી એક કાન્તીવતી શતરૂપા બનાવી પણ તેમ કરવામાં તેના શરીરનો જરાએ ભાગ ઓછો થયો નહિ. તે એવી તો સુદર હતી કે તેના રૂપથી તે તેના ઉપર મોહ પામ્યા, પણ તે પોતાના શરીરમાંથી જન્મી હતી તેથી તેણે પોતાની પુત્રી વિચારી અને પોતાના વિકાર માટે લજ્જા પામ્યા, કામ અને શરમની વચ્ચે લડાઇ થતી હતી ત્યારે તેની તરફ પોતાની આંખ સ્થિર રાખી તે નિશ્ચલ થઇ રહ્યા. શતરૂપા આ સ્થિતિ સમજી ગઇ અને તેની દ્રષ્ટિથી દૂર થવા ત્યાંથી ચાલી ગઇ. બ્રમ્હાથી હાલી શકાતું ન હતું. પણ હજી તેને જોવાને આતુર હોવાથી તે જે દિશાએ ગઇ તે દિશા તરફ એક મુખ ઉત્પન્ન કર્યું. તેણે ચારવાર જગા બદલી અને પૃથ્વીની ચાર દિશા તરફ તેટલાંજ મુખ બ્રમ્હાના માથામાંથી ઉત્પન્ન થયાં" (મૂરકૃત હિંદુ સર્વદેવો.)

"એમ કહે છે કે તેના ચાર મુખમાથી ચાર વેદો નીકળ્યા."

"એક મુખ તો મૂળનું અને શતરૂપાને જોવા નવા ચાર ફરીથી કર્યાં તે એમ પ ચ મુખ હતા તેમાથી એક કપાઇ ગયું તેથી ચાર મુખજ રહ્યાં."

## (૨) પાંચમું મુખ કેવી રીતે કપાયું ?

હિંદુસ્તાનના દેવો-પૃ-૧૨૯ થી બ્રમ્હાનું પાંચમું મુખ કપાયુ તે વિષે **મહાભારત**માં નીચે પ્રમાણે છે

એક દિવસ વિષ્ણુની સમક્ષ ઋષિઓએ (દેવર્ષિઓએ) બ્રમ્હાને પૂછયુ કે—બ્રમ્હા, શિવ અને વિષ્ણુ એ ત્રણેમા મોટામાં મોટું કોણ? બ્રમ્હાએ કહ્યુ કે હું મોટો, તે ઉપરથી બ્રમ્હાને વિષ્ણુની વચ્ચે લડાઇ થઇ. આખરે તેમને એ વિષે વેદનુ પ્રમાણ જોવા કબુલ કર્યું. પવિત્ર વેદ પુસ્તકમાથી એમ જણાયું કે એ સન્માન **શિવ**નુ છે. બીજા બે દેવો સામા થયા અને બોલી ઉઠયા કે 'ભૂતોનાપતિ' શ્મશાનમા આનંદ માનનાર, આખે ડીલે ભસ્મ ચોળેલી. એવા નગ્ન ભકત, ઝરડાઇ ગયેલા દેખાવ વાળા, જટાધારી ને સર્પથી ભૂષિત થયેલા એવા **શિવ** સર્વમા શ્રેષ્ઠ શી રીતે હોય? તેઓ આમ કહેતા હતા એટલામા મનુષ્યરૂપ ધારણ કરી વિશાળ અને ભયંકર રૂપમાં શિવ તેમના મ્હો આગળ ખડા થયા તેમને જોઇ બ્રહ્માનું પાંચમું માથું ક્રોધથી રકત થઈ ગયુ અને બોલ્યું-હે ચંદ્રશેષર ! હું તમને સારી પેઠે ઓળખું છું, કારણ કે તમે મારા માથામાથી ઉત્પન્ન થયા છો અને તમે રોયા માટે તમને રૂદ્ર કહ્યા તેટલા માટે તમે જલ્દી મારે પગે પડો, એટલે હે પુત્ર ! હું તારૂં રક્ષણ કરીશ, આ અભિમાનના શબ્દ સાભળી શિવને ઘણો ક્રોધ ચઢયો અને તેના ક્રોધમાંથી **ભૈરવ** નામનુ ભયંકર સ્વરૂપ ઉભુ થયુ. તેણે ડાબા હાથના અંગુઠા વડે બ્રહ્માનુ માથુ કાપી નાખ્યુ" (વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ' પૃ ૧૦૨).

અનીતિથીપુત્રીનું મુખ જોતા બ્રમ્હાનું પાચમું મુખ કપાયુ,

(૧) ઉપરના લેખોની સમીક્ષા—

શતરૂપાને જોવા બ્રહ્માએ ચાર નવીન મુખ કર્યાં ત્યારે ભયંકર ભૈરવે પાંચમું માથું કાપી નાખ્યું ને ? આમા અનીતિભૈરવની કે બ્રમ્હાની ?

બ્રહ્માએ સંપૂર્ણ જીવોને અન્નરૂપે કલ્પ્યા છે. એમ **મનુસ્મૃતિ**ના અધ્યાય પાચનામા જે બ્રમ્હા બતાવ્યા છે તે આ બ્રમ્હા હશે કે કોઈ બીજા ?

જો તે મનુસ્મૃતિવાળા અને આ બ્રમ્હા એકજ હોય તો તે સર્વોપરિ સત્તાવાળા શતરૂપાને બનાવી શકે. તેમા આશ્ચર્ય ન ગણાય. દેવાંગનાઓ પણ તેમનેજ બનાવી હશે ને ? તો તે ઘણીજ સુંદર ગણાય છે. જો તેમાની કોઇ અતિ સુંદર પસંદ કરી લેતા તો આ નહિ ઇચ્છવાવાળી શતરૂપાને જોવા નવીન ચાર મુખ બનાવીને પોતાનો ફજેતો શું કરવાને કરાવી લેતા ?

બ્રમ્હા–બધા જીવોના નાના પ્રકારના સુંદર, અને અતિ સૂક્ષ્મઘાટ ઘડતા જરાપણ ચૂકયા નહિ. તો તેમની કેટલી બધી નિપુણતા ? તો આ એક શતરૂપાના વિચારો જાણવાની વખતે તે બધી નિપુણતા તેમની કયાં ગઇ ?

હવે બીજા લેખની સમીક્ષા—

બ્રહ્માના ચારે મુખથી ચારે વેદો ઉત્પન્ન થયા અને જેમા દુનિયાના બધાએ તત્ત્વોનું સ્વરૂપ છે એમ બ્રાહ્મણ લોકો જાહેર કરે છે. ત્યારે શું તે વેદોમાથી ત્રણ મુખ્ય ગણાતા દેવોનું સ્વરૂપ પણ ન નિકળ્યું, તેથી તેમને પોતાનું માથું કપાવવું પડયું ? કૃત, ત્રેતા અને દ્વાપર એ ત્રણ યુગના ક્રમથી તો એ ત્રણે દેવોની ઉત્પત્તિ બ્રાહ્મણો પણ કહેતા રહે છે. તો પછી આ ત્રણે દેવો કયા યુગમા એકઠા થઇને લડયા ? સજ્જનો ! આવા બનાવટી લેખોનો મેલ કેવી રીતે મેળવી શકાય ? તેથી વધારે કહેવાની જરૂર નથી.

વળી **મહાભારત**મા બ્રમ્હાના પાંચ મુખની વાત એવી પણ છે કે–"દેવતાના એક હજાર વર્ષ સુધીનો તપ બ્રમ્હાએ કરવાને માડયો. સ્ત્રીના લોલુપી જાણી ઇંદ્રે તિલોત્તમાને મોકલી નૃત્યારંભ કર્યો. બ્રમ્હાનુ મન ડગેલુ જાણી બીજી દિશા તરફ ફરી એમ ચાર દિશા તરફ ચાર મુખ કરી જોવાને માંડયું છેવટે આકાશમાં અધરપણે નાચવા માંડયુ તે જોવાને પાચમું મુખ કરવું પડયું એટલે મહાદેવજીએ તીક્ષ્ણ નખથી છેદી નાખ્યુ "

વૈદિક ધર્મમા જગો જગોપર બ્રમ્હાને અનાદિના કહે છે અને દુનીયાના સ્રષ્ટા પણ કહે છે. તો પછી વધારાનું શું મેળવવાને તપ કરવાને ગયા હતા ? બ્રમ્હાના સંબંધે આપણે ઘણા ઘણા લેખો તપાસ્યા છતા પણ કોઇ પત્તો મેળવી શકયાં નહિ. ત્યારે કહેવુંજ પડશે કે–પ્રાચીન કાળમાં કોઇ ચાલતા સત્ય ધર્મથી વિરૂદ્ધ થઇને પુરાણકારોએ આ બધું તર્કટ ઉભું કરેલું હોય.

જૈનોના મુખ્ય ઇતિહાસમાં કે તેમના મુખ્ય તત્ત્વોમાં આજ સુધી કોઇપણ પ્રકારની ગરબડ થએલી નથી. એમ અનેક જૈનેતર પંડિતો પોતાની મધ્યસ્થ બુદ્ધિથી જૈન તત્ત્વના અભ્યાસીઓ સારી રીતે જોઇ શકયા છે. અને તે

પ્રમાણે બીજા પંડિતો પણ નિષ્પક્ષપાતથી જૈન તત્ત્વોના તરફ દૃષ્ટિ કરીને જોશે તો જરૂર પોતાનું ધ્યેય સમજી શકશે એવી અમોને ખાતરી છે પણ દુરાગ્રહવાળાને સત્યરૂપે સમજાય એ ઘણું દુર્ઘટ છે.

॥ બ્રહ્માનું પાંચમું મુખ કપાયાની સમીક્ષા પ્રકરણ ૨૩ મું સંપૂર્ણ. ॥

---

## પ્રકરણ ૨૪ મું.

### યજ્ઞ કરતા બ્રહ્મા.

હિંદુસ્તાનના દેવો. પૃ. ૧૩૪ મથી. કિંચિત્

શિવજી પાર્વતીજીને કહે છે કે—સરસ્વતીજીએ બ્રહ્માને કેવી રીતે તજ્યા અને ગાયત્રીને કેવી રીતે પરણ્યા ?

"વેદમા કહ્યું છે કે યજ્ઞો કરવાથી ઘણા લાભો થાય છે આ કામને માટે બ્રહ્મા, સરસ્વતી, દેવો અને મુનિઓ પુષ્કરજી ગયા. યજ્ઞ માટે સર્વ તૈયારી થઇ એટલે ઋત્વિજ સરસ્વતિને બોલાવવા ગયો સરસ્વતિએ કહ્યુ કે—મેં મારૂં કાર્ય કર્યું નથી તો સભામા એકલી શી રીતે આવુ. ઋત્વિજે બ્રહ્માને કહ્યું કામમા છે માટે આવવાના નથી પત્ની વગર ક્રિયાનું ફળ નહિ જાણી ગુસ્સે થઇ ઇંદ્રને આજ્ઞા કરી કે મારા માટે એક સ્ત્રીને લાવો.

દહીની મટકીવાળી ગોપ કન્યાને પકડી સભામાં લઇ ગયા. હે મુનિઓ તમોને ઠીક લાગતું હોય તો આ ગાયત્રી સાથે લગ્ન કરૂં. છેવટ શણગારીને પરણ્યા. એટલામાં–લક્ષ્મી, ગંગા, ઇંદ્રાણી અને દેવોની તથા મુનિઓની પત્નીઓ સાથે સરસ્વતી પણ યજ્ઞસ્થાનમાં પધાર્યાં.

યજ્ઞ કરતા જોઇ સરસ્વતીજી બોલી ઉઠ્યા–તમે પરણેલીને કાઢી મુકવાનો પાપી વિચાર કર્યો છે. તમને કંઇ લજ્જા નથી. કામને વશ થઇ આવુ નિર્લજ્જ કામ કરો છો ? તમને દેવો અને મુનિઓ મોટા પિતા કહે છે.

તમે જાહેર એવું આચરણ કર્યું છે કે ત્રણ ભુવનમાં તમારો તિરસ્કાર થશે. હું પણ પતિથી તજાએલી મુખ શી રીતે બતાવું ?

બ્રહ્માએ ઉત્તર આપ્યો કે–ઋત્વિજોએ કહ્યું કે સ્ત્રી વિના ક્રિયા થાય નહિ, ઇંદ્ર કન્યા લાવ્યા અનેવિષ્ણુ અને રુ તેની સાથે મારૂ લગ્ન કર્યું. આ અપરાધની ક્ષમા કરો ફરીથી એવુ નહિ કરૂં સરસ્વતીજી બોલ્યા કે–યજ્ઞોથી મને શકિત પ્રાપ્ત થઇ છે જેથી કહુ છુ કે–વરસમાં એક દીવસ સિવાય તમારી

પૂજા કોઇ જગ્યાપર નહિ થાય. । ઇંદ્રને કહ્યું કે–શાંકળોથી બંધાઇ અજાણ્યા દેશમાં કેદી થશો. । વિષ્ણુને કહ્યું કે–મનુષ્ય યોનિમાં જન્મી ઢોરોના પાલક થઇ લાખો વખત ભટકવું પડશે. ઋત્વિજોને અને બ્રામ્હણોને કહ્યું કે–હવે પછી તમે દક્ષિણા મેળવવાના લોભથી યજ્ઞો કરશો અને તીર્થોમાં જશો. । આ પ્રમાણે શાપો દઇ ચાલવા માંડયાં. । બ્રમ્હાની પ્રાર્થનાથી–વિષ્ણુએ અને લક્ષ્મીએ પાછળ જઇને વિનવ્યાં સરસ્વતીએ દીધેલા શાપો સાવિત્રીએ ઓછા કર્યા. । બ્રમ્હાના ભકતો ને સુખ મળશે અને છેવટમાં એક રૂપ થશે એમ પ્રતિજ્ઞા કરી વરદાન આપ્યુ. સરસ્વતીજી પાછા આવ્યાં. બ્રમ્હાએ કહ્યુ કે ગાયત્રીને તમારે કરવું હોય તે કરો. ગાયત્રી પગે પડયાં–સરસ્વતીએ કહ્યું પતિની આજ્ઞા પ્રમાણે ચાલવું. કજીયા કરે તે નક્કી નરકમાં પડે ગાયત્રીએ કબુલ કર્યું ને કહ્યું કે તમારી આજ્ઞા માનીશ. હું તમારી પુત્રી છુ. મારૂં રક્ષણ કરો.

---

(૨) સ્કંદ પુરાણમાંથી.

સ્કંદપુરાણ. ખંડ. ૬, ક્ષે. અધ્યાય. ૧૭૯ થી તે ૧૯૪. પત્ર. ૧૯૭ થી ૨૧૬.

## (૧) બ્રમ્હાએ મૃત્યુ લોકમાં યજ્ઞ કરવા શાથી માંડયો ?

અવ્યક્ત જન્મવાળા બ્રમ્હાના બ્રમ્હલોકમાં નારદ જઇ ચઢયા, તેથી નારદને જોઇ બ્રમ્હા બોલ્યા કે–તને ઘણા વખતે જોયો. તું કયાથી આવ્યો ? આટલો વખત કયાં ભમ્યો ? અને આજે આવવાનુ કારણ શું ? નારદે કહ્યું દર્શન માટે, મૃત્યુલોકથી. બ્રમ્હા–રાજાઓ કેવા છે ? વ્યવહાર કેવો ચાલે છે ? નારદ–ત્યા કલિ આવ્યો છે તેથી રાજા પ્રજામાં અન્યાય અનીતિ પ્રસરી ગઇ છે. આ વાત સાભળતાજ બ્રમ્હા વ્યાકુળ થયા. મારૂં પુષ્કર તીર્થ કલિથી નાશ ન થાય ત્યા સ્થાપુ. એમવિચારી કમલને ભૂતલમા ફેંકતા કહ્યું કે કલિ ન હોય ત્યા જઇને પડજે. હાટકેશ્વરમાં તે કમળ પડતાં પૃથ્વીમાં ત્રણ ખાડા થયા. આથી બ્રમ્હાએ યજ્ઞ માટે સાધન મેળવ્યું. ।। યજ્ઞમાં આવેલા બ્રમ્હણોને યથાયોગ્ય અધિકારો સોંપ્યા

પણ તે નગરના બ્રાહ્મણોએ વિઘ્ન કરવા માંડયું તેથી બ્રમ્હાએ તેમને પ્રણામ કરી યજ્ઞની અને શ્રાદ્ધની મર્યાદા કરીને આપી એટલે તે બ્રમ્હણોએ યજ્ઞ કરવાની રજા આપી. પછી સાવિત્રીને તેડવા નારદ ગયા પણ આવી

શકયાં નહિ. ફરીથી ઇંદ્ર તેડવાને ગયા પ્રત્યુત્તર મલ્યો કે–પાર્વતી, લક્ષ્મી, ઇંદ્રાણી વિગેરે આવે તો આવું. વખત ઘણે જતા ઇંદ્રને બીજી કન્યા લેવાને મોકલ્યા એટલે છાશની મટકીવાળી ગોપ કન્યાને પકડી લાવ્યા.

गोपकन्यां विदित्वेमां, गोवत्क्रेण प्रवेश्य च आकर्षिता च, गुह्येन पावनार्थं चतुर्मुख?

ભાવાર્થ—આ ગોપકન્યાને ગાયના મુખમા પ્રવેશ કરાવી તેની યોનીથી બહાર કાઢી છે તેથી હે ચતુર્મુખ! પવિત્ર થયેલીને તમે પરણો. પછી બ્રમ્હા બધાઓની આજ્ઞા મેળવીને પરણ્યા, તેનુ નામ ગાયત્રી પાડયું અને યજ્ઞમાં લઇને બેઠા. તે વખતે **અનેક ઉત્પાતો થવા લાગ્યા** એક જાત્મરૂપે માથાની ખોપરી નાખી તેને બહાર ફેંકી દેતાં બીજી આવીને પડી એમ લાખો ઉત્પન્ન થતી રહી, મહાદેવજીની પ્રસન્નતા મેળવ્યા પછી તે અરિષ્ઠ શાન્ત થયું. બીજે દિવસે બટુકે નાખેલા સર્પથી હોતાને થએલો ઉપદ્રવ નાગતીર્થના સ્થાપનથી શાન્ત થયો. ત્રીજે દિવસ અતિથિના વાદવિવાદમાં વિઘ્નવાળો થયો, અને છેવટે અતિથિ તીર્થ સ્થપાયું. ચોથે દિવસે એક રાક્ષસે યાજ્ઞિક પશુના ગુદાનુ માંસ ભક્ષણ કરી વિઘ્ન કર્યું જ્યારે બ્રમ્હાએ તેના બધા કુટુંબની તૃપ્તિતનું સાધન કરીને આપ્યું ત્યારે તે વિઘ્નની શાન્તિ થઇ. એમ અનેક ઉત્પાતો થતા રહ્યા. છેવટે—સખિઓ અને દેવાંગનાઓની સાથે યજ્ઞ મંડપમાં આવતાં સાવિત્રીને પણ અનેક ઉત્પાતોની સાથે અપશુકનો થવા લાગ્યા. નારદે જણાવ્યું કે ગાયત્રીની સાથે વિવાહ થઇને કામ ચાલુ થઇ ગયું છે પણ ગૌરીના કહેવાથી નારદનું સાચું નહિ માનીને યજ્ઞ મંડપમાં આવ્યાં.

આટલુ વર્ણન આપીને આગળ એક સજ્જનના લેખથી આપીશું ત્યાંથી વિશેષ જોઇ લેશો.

આનું વર્ણન ૮૦૦ થી હજાર શ્લોકના લગભગ સુધી પુરાણકારે કરેલુ છે. અહિ અમે એનો ટુંક સારાંશ માત્ર આપેલો છે.

ઇતિ યજ્ઞ કરતા બ્રમ્હાના અવતરણો બે

## ( ૨ ) યજ્ઞ કરતા બ્રહ્માની સમીક્ષા.

આ દુનિયા અનાદિ કાળથી ચાલતી આવેલી છે અને તેજ પ્રમાણે સદાકાળ ચાલતી રહેવાની પણ છેજ. જૈનોની માન્યતા એવી છે કે ૨૪ તીર્થંકરો એક નિયમિત કાળમાં સદા કાળ નિયમ પ્રમાણે થયાજ કરે છે. તેમના સમયમા ૧૨ ચક્રવર્તીઓ, અને વાસુદેવાદિ નવનું ત્રિક વિગેરે પણ થયાજ કરે છે. એ પણ એક અનાદિ કાળનો નિયમજ છે. તેજ પ્રમાણે આ ચાલતા કાળમાં પણ તીર્થંકરાદિકો થયેલાછે. પણ તે સર્વ વ્યક્તિઓ ભિન્ન ભિન્ન સ્વરૂપનીજ

હોય છે અને મોક્ષ રૂપે થએલા ફરીથી આ દુનિયામાં તો પાછા આવતાજ નથી. એ પણ સાથે વિચારી લેવાનુંજ છે. પણ પૂર્વે કરેલા પોતાના સુકૃત દુષ્કૃત કર્મના યોગથી જે જે દરજ્જો મેળવ્યો હોય તેજ દરજ્જાને લઇને જીવો સંસારમાં ફરે છે. પણ પોતાના વશથી કોઇપણ જીવ આ દુનિયામાં ફરી શકતોજ નથી. જે જીવે પોતાના સુકૃતના યોગથી તીર્થંકર પદ મેળવ્યું હોય તેજ તીર્થંકર થાય આમા વિશેષ એટલુ છે કે-પૂર્વેના ભવોમાં ઉત્તમોત્તમ સુકૃતના સંચયથી મેળવેલુ છે તીર્થંકર પદ પણ બકાતમાં રહેલાં પાપકર્મો ભોગવવાને તેમને પણ ત્રણ નરકો સુધીમા જવું પડે છે. તેથી પહેલી ત્રણ નરકોમાથી નીકળેલો કે દેવગતિમાથી આવેલો જીવ તીર્થંકર થાય છે, તેથી તે ગતિમાં જેવા જેવા પ્રકારનાં ત્રણ જ્ઞાન હોય તેવા તેવા પ્રકારનાં ત્રણે જ્ઞાન સહિત તે તીર્થંકરની પદવીવાળાજ જન્મે છે. પણ ચક્રવર્તિઓ કે વિષ્ણુ આદિ બીજા જીવો પાછલના ભવનુ જ્ઞાન લઇને આવતા નથી, માત્ર પોતાના કર્મનેજ લઇને આવે છે.

વૈદિકમતવાળાઓએ-બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણેને ત્રણ વ્યક્તિઓ કલ્પીને ઉંધા છતા અનેક રૂપમા ગોઠવીને, પ્રમાણ વિના પરસ્પર વિરોધવાળા અનેક લેખો લખીને બતાવેલા છે, તેમાના કેટલાએક લેખો પ્રસંગે પ્રસંગે અમોએ બતાવ્યા છે અને વળી હજી પણ કેટલાક બતાવવાના છે તે ઉપરથી સજ્જન પુરૂષોએ વિચાર કરી લેવો. વિષ્ણુ, પ્રતિવિષ્ણુના સબન્ધે પરમાત્મા અને અસુરો, વૈદિક ધર્મવાળાઓએ જણાવી જગો જગોપર લડાઇઓ કરવાવાળાજ લખીને બતાવ્યા છે, પણ જૈન ઇતિહાસ એમ જણાવે છે કે પ્રતિવિષ્ણુઓ ત્રણે ખંડના રાજાઓની સાથે લઢાઇઓ કરીને ત્રણે ખંડ પોતાના વશમાં કરે છે. વિષ્ણુ થાય છે તે એક પ્રતિવિષ્ણુને મારીનેજ ત્રણે ખંડના ભોકતા બને છે પણ તેમને દેવ કે અસુર તરીકે ન માનતાં મહાન્ રાજાઓ તરીકેજ વર્ણવેલા છે.

પણ આપણે આ સ્કંદપુરાણના બ્રહ્માનો પ્રસંગ પ્રથમ જોવાનો છે. બ્રહ્મા લોકના પિતામહ છે, દુનિયાનો ઘાટ ઘડનાર મહાન્ જ્ઞાનવાન્ છે પણ નારદ મલ્યાને પૂછવા લાગ્યા કે-તું ક્યાંથી આવ્યો? કયા ભમ્યો? મૃત્યુલોકમાં રાજાઓ કેવા છે? ત્યાં વ્યવહાર કેવો ચાલે છે? આ પ્રશ્નો સાધારણ માણસો જાણી શકે તેવા છે. તો શું ત્રિકાલ જ્ઞાનીને કે દુનિયાની વસ્તુઓનો ઘાટ ઘડનારને પૂછવાની જરૂર પડે? ભૂતલમાં કલિ આવ્યો, એમ સાંભળતાં હાય મારૂં તીર્થ

કલિ ન હોય ત્યા સ્થાપું, ત્યારે શુ કલિ એમના લક્ષથી બહાર હતો ? બ્રહ્માને દુનીયાને બનાવવાની સત્તા હતી ત્યારે શું કલિને હઠાવવાની સત્તા ન હતી ?

એક કલિના માટે અનેક વિપ્રોના જોખમે યજ્ઞનો આરંભ સ્વીકાર્યો, ત્યારે દુનીયાને બનાવતાં કેટલુ જોખમ ખેડેલુ માનવું ? યજ્ઞમાં વિઘ્ન કરવાને તૈયાર થયેલા બ્રાહ્મણોને નમસ્કાર કરી તેમની આજ્ઞા મેળવવી પડી, ત્યારે સર્વસત્તાવાળા બ્રાહ્મણો કે બ્રહ્મા ? ગાયના મુખથી પ્રવેશ કરાવી ગુહ્ય પ્રદેશથી બહાર કઢાવી ગાયત્રીને પરણ્યા. થોડા વખતમા સાવિત્રી આવીને તોફાન મચાવશે તેનો વિચાર શું ત્રિકાળજ્ઞાની થઇને થોડો પણ ન કરી શકયા ? ગાયત્રી પરણુ કે નહિ તેનો વિચાર માણસોને પૂછવો પડયો ત્યારે સૃષ્ટિ બનાવતાં કયા જ્ઞાનીનો વિચાર લીધેલો માનવો ? સજ્જનો ! આ લેખોમાં કેટલી સત્યતા ! અને કયા ઇતિહાસોનો ફેરફાર કરી લખાએલા છે તેનો વિચાર મારા કિંચિત્ માત્રના લેખથી કરશો ? હું કેટલુ લખીને બતાવીશ ? ઇત્યલં વિસ્તરેણ વિશેષ આગેના લેખમાં જુવો.

આ સ્કંદપુરાણના બ્રમ્હા કયા ? અનાદિકાળના કે સત્તર લાખ અને અઠાવીશ હજાર વર્ષના કૃતયુગમાં થયા તે ? આ બે બ્રમ્હમાં યજ્ઞ કયા બ્રમ્હે કરેલો ? અને તે કયા કાલમાં ? કેમકે સરસ્વતીએ કહ્યું છે કે—તમે દેવો મુનિઓના મોટા પિતા થઇને નિર્લજ્જ કામ કર્યું. તેથી આ બ્રમ્હા અનાદિના છે તે માનવા કે કૃતયુગમાં થયા તે માનવા ? ઇંદ્ર કન્યા લાવ્યા—વિષ્ણુએ અને રુદ્રે લગ્ન કરાવ્યુ ત્યારે શું અનાદિના જે વિષ્ણુ વારવાર અવતાર લે છે તેમને બ્રમ્હાનું ગાયત્રીની સાથે લગ્ન કરાવ્યુ કે ત્રેતાયુગમા થયેલા વિષ્ણુએ કૃતયુગના બ્રમ્હાનું લગ્ન કરાવ્યુ ? આ બ્રમ્હાના લગ્નમા રૂદ્ર પણ સામેલ હતા તો પછી દ્વાપરમાં થએલા રૂદ્ર, કૃતયુગમાં થયેલા બ્રહ્માની પાસે કેવી રીતે જઇ ચઢયા. સાવિત્રીએ શાપો ઓછા કરતા કહ્યુ કે—બ્રહ્માના ભક્તોને સુખ મળશે અને છેવટે એક રૂપ થશે. તો વિચારવાનુ કે—તે કયા કાળે અને કયા ઠેકાણે એક રૂપ થવાનુ ? કારણ કે આ બ્રમ્હા છે તે પોતેજ યજ્ઞો કરીને લાભ મેળવવાને હજી ફાંફા મારે છે તો શું બ્રમ્હપદથી કોઇ વિશેષ લાભ દુનિયામાં રહેલો છે.

પહેલા બ્રમ્હા કે સરસ્વતીજી ? એ બેમાં વિશેષ શકિત કોની માનવી ? કેમકે સરસ્વતીજીના શાપથી બ્રમ્હા પોતે પોતાની પૂજ્યતા ગુમાવી બેઠા

ઇંદ્ર કેદી રૂપના શાપને વશ થયા. વિષ્ણુને ઢોરોના પાલક રૂપે થવાનું થયું. શું આ બધો લેખ સત્યરૂપે ભાસે છે? અમોને તો કલ્પિત રૂપ ભાસે છે. અગર કોઇ યથાર્થ સમજાવશે તો માન્ય કરવામા કોઇ પણ પ્રકારનો વાધો નથી.

---

ઉપરના લેખને મળતો એક બીજો પણ લેખ છે તે આ જગોપર દાખલ કરૂં છું.

આર્યોના તહેવારોનો ઇતિહાસ. પૃ. ૧૭૨માં જુવો—

"પુરાણ કાળમાં નદીઓની મહત્તા ધાર્મિક દૃષ્ટિથી વધતી ગઇ. નદીઓમાં મુખ્ય દેવતાઓનો અંશ છે. એમ પુરાણોમાની એક કથામાં લખેલુ છે—એક વખત બ્રહ્માદિક સર્વ દેવતાઓએ એક શુભ કાર્યના આરંભ વખતે સાવિત્રીનું અપમાન કર્યું તે વખતે ગુસ્સામાં સર્વ દેવતાઓને તેણે શાપ આપ્યો કે—તમે નદીઓ થશો. તે પ્રમાણે—વિષ્ણુની—**કૃષ્ણાનદી**, મહાદેવની—**મહાનદી** અને બ્રમ્હદેવની **બ્રહ્મપુત્રા** નદી બની, બીજા દેવતાઓની પણ નદીઓ થઇ."

એક સમય એવો હતો કે પુરાણકારો પ્રમાણ વિના જુઠ સાચ પોતાની મરજી પ્રમાણે લખી દેતા હતા—જેમકે પોતાના માન્ય દેવોને પણ દુરાચારી, વ્યભિચારી અને જડ રૂપે બનાવી દીધા તોપણ કોઇ પૂછવાવાળા ન હતા. તો પછી જૈનોને અને બૌદ્ધોને નાસ્તિક રૂપે લખતાં તેમને પૂછવાવાળું કોણ હતું? હવે આ અંગ્રેજોના રાજ્યમાં જેમ જેમ પુસ્તકો છપાઇને બ્હાર પડવા લાગ્યાં તેમ તેમ પુરાણાદિકોનું પોકલ જાહેર થતું ચાલ્યું. જૈનોમાં પોકલ નથી પણ બધું સત્યરૂપે છે એમ હું મારા અનુભવથી કહુ છું. તે પ્રમાણે મધ્યસ્થ પંડિતો પણ જોઇ શકયા છે.

ઇતિ યજ્ઞ કરતા બ્રમ્હા અને તેની સમીક્ષા.

---

## પુનઃ સ્કંદપુરાણના બ્રહ્મા.

સ્કંદપુરાણ. ખંડ. ૧. લો. અરૂણોદયનો. અધ્યાય. ૮–૯–૧૦ થી ૧૫ સુધી પત્ર ૨૪૩ થી

(૧) અધ્યાય. ૮–માનો કિંચિત્ ભાવાથ–પૂર્વે કલ્પના પ્રારંભમાં

મહાદેવજી નિર્વિકલ્પ બેઠા હતા પણ જગત્ પેદા કરવાની ઇચ્છા થતાં–ડાબા જમણા અંગથી બ્રમ્હા, વિષ્ણુ પેદા કરીને રજોગુણ અને સત્વગુણ ક્રમથી મૂકી દીધા, એટલે સામર્થવાળા થઇ–મરીચિ આદિ દશ બ્રાહ્મણોને મનથી, દક્ષિણ અંગુઠાથી દક્ષને, મુખથી બ્રાહ્મણોને, હાથથી ક્ષત્રીઓને. જંઘાથી વશ્યોને અને પગથી શૂદ્રોને પ્રથમ ઉત્પન્ન કર્યા, પછી ક્રમથી બધી સૃષ્ટિ ઉત્પન્ન કરી દીધી ઇત્યાદિક અધ્યાય ૮ મામાં ઘણો વિસ્તાર છે.

( ૨ ) આગળ અધ્યાય ૯ મામા–આ સૃષ્ટિ તૈયાર થઇ ગયા પછી બ્રમ્હા અને **વિષ્ણુમાં મોટાઇપણાનો ઝગડો** પેઠો. બ્રમ્હાએ કહ્યુ કે, હે કેશવ ! તેં મધુ, કૈટભ ને પેદા કરીને માર્યા તેથી તુ દૈત્યારી થયો. બીજી વાત એ છે કે તને બનાવતા જે મારા હાથને પીડા થઇ તે હજી ગઇ નથી. વળી જો કે દૈત્યના સયથી તું જળાશયમા જઇને સુવે છે, તો પછી તું મારાથી મોટો કેવી રીતે ?

વળી જો કે--મારા ચાર મુખથી ચાર વેદો, ઉત્પન્ન થયા. ચેતનરૂપ શક્તિ, અને મારી સ્ત્રી સરસ્વતી ઉત્પન્ન થઇ, સ્થાવર જંગમ રૂપ આ બધી સૃષ્ટિ મે ઉત્પન્ન કરી છે. તો પછી મારાથી તું કેવી રીતે મોટો ? પછી વિષ્ણુ પણ હસીને બોલ્યા હે બ્રમ્હન્ ! તૂં મારી નાભિના કમળથી ઉત્પન્ન થયો છે. જો મધુ કૈટભને મેં માર્યો ન હત તો તે તારો નાશ કરત. વળી સોમક આદિ દૈત્યોને મેં મત્સ્યાદિકના સ્વરૂપથી ધારણ કર્યા. તો પછી હે બ્રમ્હન્ ! તું મારાથી મોટો કેવી રીતે ?

(આ **મધુ** અને **કૈટભને** પુરાણોમા વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થયેલા જગોજગોપર લખીને બતાવ્યા છે. જૈનોમાં **ચૌદમા** તીર્થંકરના સમયમાં થએલા ચોથા પુરૂષોત્તમ વાસુદેવ અને તેમના સમયમા–"મધુ" પ્રતિવાસુદેવ, તેના ભાઇ કૈટભ મોટા રાજા થએલા છે. તેમનો લેખ અમોએ આગળ જતાં આપેલો છે ત્યાથી વિચાર કરી લેવો)

( ૩ ) હવે આગળ ૧૦ મા અધ્યાયનો કિંચિત્ ભવાર્થ.–

એમ જે જે પુરાણોમા જે જે કર્તવ્યો તેમના વિષયમાં લખાએલા હતાં તે તેમને કહી બતાવ્યા પછી–એક લિંગ તેજોમય એવું પેદા થયુ કે તે જોતજોતામા ત્રણે લોકમા ફરી વળ્યુ. હવે પોતાનો ગર્વ છોડી દઇ બ્રમ્હા અને વિષ્ણુ વિચાર કરના લાગ્યા કે આ લિંગ તો આપણી પરીક્ષા કરવાને પેદા થયું હોય તેમ લાગે છે પછી તેના મૂળનો અને અંતનો પત્તો મેળવવાના ઉદ્યમવાળાં થયા. એમ દશમા અધ્યાયમા ઘણા વિસ્તારથી કહેવામા આવ્યું છે.

૪ હવે અગળ ૧૧ માં અધ્યાયમાં—બ્રહ્મા **હસનું** રૂપ ધરીને આકાશમાં ઉડયા અને **વરાહનું** રૂપ ધરીને વિષ્ણુએ પાતાલને ભેદવા માંડયું અને સાત પાતાળને ભેદી નાંખ્યાં પણ કાંઇ લિંગનુ મૂળ જડયું નહિ. એમ વરાહના રૂપથી એક **હજાર વર્ષ** સુધી પાતાળમા ફર્યા એમ આ સંબધમા અગીઆરમા અધ્યાયમા ઘણો વિસ્તાર છે. ॥

૫ હવે ૧૨ અને ૧૩ મા અધ્યાયમાં હંસરૂપે બ્રહ્માને "वर्षाणा शतसाहस्र" (એક લાખ વર્ષ સુધી) ભટકતા કેતકીનું પત્ર આવ્યું તેણે કહ્યું છે કે–" **चतुर्युगा ड्युतयातं ततो निपततो मम** " મને ચાર યુગ અચુત ઉપરથી પડતાં લાગ્યા તો પછી હે બ્રમ્હન્ ! તું લિંગના છેડાનો પત્તો કેવી રીતે મેળવીશ? એમ ૧૨ મો અને ૧૩ મો અધ્યાય વિસ્તારથી કહેલ છે. (૬–૭) આગે–૧૪મા ૧૫ મા અધ્યાયમાં–બ્રમ્હાએ અને વિષ્ણુએમહાદેવ ની સ્તુતિ કરતા કહ્યું છે કે–જે કોઇ દુનિયામાં વસ્તુ છે તે સર્વ કાઇ હે ભગવાન તુંજ છે એમ મોટામાં મોટા અને સર્વ પ્રકારની સત્તા વાળા મહાદેવજીનેજ જણાવ્યા છે. એકંદર ૮ માથી ૧૫ મા અધ્યાય સુધીમાં શ્લોક ૨૧૫ સુધીમાં **વર્ણન છે તે જોઇ લેવું.**

ઇતિ–સ્કંદ પુ. **અધ્યાય** ૮ થી ૧૫ સુધી બ્રમ્હા આદિનું સ્વરૂપ.

---

## (૧) બ્રમ્હાના શિર છેદનનો પ્રકાર બીજો.

સ્કદપુરાણુ–ખંડ–૫ માંના બીજા અધ્યાયમાં–બ્રમ્હાના શિર છેદનું કિંચિત વર્ણન.

પૂર્વે એકાર્ણવ થતાં ભૂતો નક્ષત્રાદિક કાંઇપણ ન હતું, માત્ર એક **મહાકાલજ** આકાશમાં રહી ગયો. એક પરપોટો જોરથી વધતા સોનાનો થયો. મહાકાળના ફોડવાથી તેના બે ભાગ થતાં આકાશ અને પૃથ્વી બે બની ગયાં. તેના મધ્યમા **બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ** પણ હતા. સૃષ્ટિ કરો એમ કહી તે અંતર્ધાન થઇ ગયો. બ્રમ્હાને સુજ ન પડતા તપ કરવા લાગ્યા. એટલે મહાદેવે છ અંગની સાથે વેદો આપ્યા. તો પણ ગમ ન પડતાં ફરીથી તપમાં જોડાયા. છેવટે મહાદેવની સ્તુતિ કરતાં અંતમાં સૂચના થઇ કે હે બ્રમ્હન્ ! તું ગર્વથી મને પુત્ર વિચારે છે તેથી તારૂં માથું કાપીશ, અને મારા અંશથી જે રૂદ્ર થશે તે તારી પ્રજાનો નાશ કરશે, પણ તેં ભક્તિથી મારૂં સ્મરણ કર્યું છે તેથી પિતામહના નામથી પ્રસિદ્ધ થઇશ એમ શાપ અને વર બે મલ્યા. પછી પોતાના તેજની અગ્નિમાં હોમ કરતાં પરસેવો થતાં લૂછીને નીચે નાખતાં નીલલોહિત વર્ણનો

રૂદ્ર પેદા થયો. પછી સૃષ્ટિની રચના કરતાં–પહેલા સાત માનસો થયાં, પછી બધી સૃષ્ટિ તૈયાર થતા લોકો તે નીલલોહિતનીજ સેવા કરવા લાગ્યા. બ્રમ્હાએ પોતાની અપૂજ્યતા જાણીને હિમાલયમાં જવાનું જણાવતાં તે નીલલોહિત ચાલ્યો ગયો. પછી ગર્વમા આવી ચાર મુખથી ચાર વેદો અને પાંચમા મુખથી સાંગોપાંગ ઇતિહાસો કહ્યા પોતાનુ તેજ દબાએલું જાણીને દેવોએ મહાદેવની સ્તુતિ કરી પ્રત્યક્ષ દર્શન માગ્યુ. શિવ પ્રગટ થતાં શિવના તેજમાં બ્રમ્હાનું તેજ દબાઇ ગયું પછી અટ્ટહાસ્ય કરી રૂદ્રે દેવોના દેખના બ્રહ્માના પાચમા મુખને કાપી નાખ્યુ. ઇત્યાદિક કહી ૭૬ શ્લોકમા બીજો અધ્યાય પૂરો કર્યો છે.

---

પાર્વતીના ચરણ દર્શનથી–બ્રમ્હાનુ વીર્ય નીકળતા હજારો વાલખિલ્યો

સ્કંદપુરાણ–ખંડ–૧–લો શ્લો ૫૩ નો અધ્યાય ૨૬ મો. પત્ર ૫૫ થી ૫૬.

બધા પર્વતોની સલાહથી હિમાલયે પાર્વતી કન્યા શિવજીને આપી. વેદિકા આગળ જોડળુ બેઠું. બ્રમ્હા, ઋષિઓ અને બ્રામ્હણો પણ બેઠા. હવન શરૂ થતાં કોઇ કહે એમ તો કોઇ કહેએમ તત્ત્વ વિનાના તે વેદપાઠીઓ વિવાદ કરવા લાગ્યા. છેવટે નારદે કહ્યું કે હે બ્રામ્હણો! જેણે આ વિશ્વ કરાવ્યું છે જેમા વિશ્વ લીન થાય છે અને જેના મુખથી તમો પેદા થઇ વિચક્ષણ થયા છો તે તો તમારી પાસેજ બેઠા છે. એમ નારદના કહ્યા પછી તે બ્રામ્હણોએ યજ્ઞ શરૂ કર્યો. ત્યા પાર્વતીના ચરણ દેખતા બ્રમ્હાનું વીર્ય નીકળી પડયુ અને હજારો વાલખિલ્યો ઉત્પન્ન થયા. તાત તાત! પોકારવા લાગ્યા. તે વખતે નારદે કોપ કરી તે વાલખિલ્યોને ગંધમાદન પર્વત ઉપર મોકલી દીધા. અને લજ્જિત થએલા બ્રમ્હાને આશ્વાસન આપ્યુ. ઇત્યાદિ."

---

સ્કંદ–પુ૦–ના લેખનો વિચાર–મહાકાલે–સોનાનો પરપોટો ફોડીને બે ભાગ કર્યા, તેનાં આકાશ અને પૃથ્વી બની ગયા. ત્યારે તેને પ્રથમ કયા આકાશમા રહીને પરપોટો ફોડયો? વળી જ્ઞાન કરવા **મહાદેવે** છ અંગની સાથે. વેદો **બ્રહ્માને** આપ્યા તો પણ તેમને કાઇ સૂઝયુ નહિ. ત્યારે જીવોની કતલ કરવાનું બ્રાહ્મણોને કયા વેદોથી સૂઝયુ? શું બ્રહ્માએ ગર્વ કરીને ફરીથી ચારમુખથી ચાર વેદો અને પાચમા મુખથી સાગોપાગ ઇતિહાસ કહ્યો તેમાથી સૂઝયું?

જૈનો વેદો માનતા નથી તેથી વેદ બાહ્ય નાસ્તિક એમ લખવા વાળા આ ગ્રંથકારોજ છે. તેમને કયા આસ્તિકની પંક્તિમાં ભેળવવા ?

---

નીચેના બીજા લેખમાં—બધા પર્વતોની સલાહથી પોતાની કન્યા પાર્વતીજી શિવજીને આપી. બ્રહ્માદિક પરણાવવાને બેઠા. વિશ્વના કર્તા પાસેજ હવન કરવામા બ્રાહ્મણોનો માટો વિવાદ. આમા મોટો દરજ્જો કોનો માનવો ? વિશ્વકર્તાનો કે બ્રાહ્મણોનો ? વળી પાર્વતીનો અંગુઠો દેખતાં વિશ્વકર્તાનુ વીર્ય નીકળી પડયું આ બધા લેખોનો વિચાર કઇ બાજુથી કરવો ? આ બધુ ધતીન્ગ તેમને કેવી રીતે ચલાવ્યું ? જરા સ્થંભીને વાચકોને વિચાર કરવાની ભલામણ કરૂં છું. આવા લેખોનો વિચાર કરવામાં અમારી બુદ્ધિ કુંઠિત રહે છે તેથીજ વાંચકોને વિચાર કરવાની ભલામણ કરી છે.

॥ ઇતિ–બ્રહ્માના શિરછેદનું અને સ્ખલિત વીર્યનું સ્વરૂપ તેનો વિચાર

---

## શિવને મારવા બ્રહ્માએ સ્વેદજને પ્રેર્યો તેથી તેમને પ્રાયશ્ચિત.

સ્કંદ પુરાણ. ખંડ ૫ મો અધ્યાય ત્રિજાનો કિંચિત્ ભાવાર્થ—

બ્રહ્માનું માથુ કપાતાની સાથે બ્રહ્માને ક્રોધ થતાં પરસેવો થયો, તે લૂછીને પૃથ્વી ઉપર નાખતા ધનુષ્બાણ સાથે એક વીર ઉત્પન્ન થયો. બ્રહ્માએ રૂદ્રના તરફ પ્રેર્યો. પણ રૂદ્રે તેને હુંકાર માત્રથી સ્તંભિત કર્યો અને તેમને પોતે વિષ્ણુના આશ્રમમા જઈ ભિક્ષાની યાચના કરી. રૂદ્રને દેખી વિષ્ણુએ જમણો હાથ પ્રસાર્યો. શિવે શૂલથી ભેદતાં લોહિનો પ્રવાહ છુટયો. તેને પોતાના કપાળમા ઝીલવા માંડયો. પણ ત્યાથી નીકળી **પચ્ચાસ યોજન લાંબો** અને **દશ યોજન પહોળો** નદીરૂપે થયો. તે પ્રવાહને× **દિવ્ય એક હજાર વર્ષ** સુધી કપાલમા ધારણ કર્યો. પછી વિષ્ણુએ કહ્યું કે તમારૂ પાત્ર ભરાયુ ? એમ કહીને પ્રવાહ બંધ કર્યો. પછી મહાદેવે **દિવ્ય એક હજાર વર્ષ** સુધી કપાલમા દ્રષ્ટિ રાખી અંગુલીથી મંથન કર્યું. પછી તેમા પરપોટો થતાં તેમાથી એક **હજારના હાથવાળો ધનુષ બાણ સાથે** અર્જુન જેવો પુરૂષ પેદા થઇ ગયો. વિષ્ણુએ શિવને પૂછયું કે આ તમારા

---

× દિવ્ય એકજ વર્ષના લાખો કરોડો વર્ષ આપના હિસાબે પુરાણ કારોએ બતાવ્યા છે ત્યારે દિવ્ય હજાર વર્ષનાં વર્ષો આપના હિસાબે કેટલાં થાય તે વિચારવાનુ.

કપાલમાં કોણ છે ? મહાદેવે કહ્યુ કે એ નર છે વિષ્ણુએ કહ્યુ તમે નર કહ્યો છે તેથી એ નરજ થશે. મહાદેવે કહ્યું કે તમે નર નારાયણના નામથી પ્રસિદ્ધ થશો અને તમોને ઘણા ઠેકાણે સાહાય્ય કરવાવાળો થશે. માટે એનુ રક્ષણ કરજો કારણ કે-બ્રમ્હાના માથાનું તેજ, તમારા લોહીનુ તેજ અને મારી દ્રષ્ટિનું તેજ, એમ ત્રણેંના તેજથી પેદા થએલો આ નર શત્રુઓને જીતવાવાળો થશે. પછી તે નરે મહાદેવની અને વિષ્ણુની સ્તુતિ કરી. પછી તે નરને કપાલમાથી બહાર કાઢીને કહ્યું કે મારા હુંકાર માત્રથી મોહ નિદ્રામાં પડેલા સ્વદેજ પુરૂષને જાગ્રત કર એમ કહીને અંતર્ધાન થઇ ગયા. પછી તે સ્વદેજને લાત મ રીને ઉઠાડતાં રોષથી યુદ્ધ કરવા લાગ્યો. તે દિવ્ય યુદ્ધ ત્રણ વર્ષ ન્યૂન ત્રણસો વર્ષ સુધી ચાલ્યુ. છેવટે રક્તજે સ્વેદજને ભેદ્યો. પછી વિષ્ણુએ છોડાવીને-મહેશ્વરને અને સુરેશ્વરને પાલન કરવા સ્વેદજને સોપ્યો. પછી વિષ્ણુએ બ્રમ્હાજીને કહ્યું કે તમોએ મહાદેવજીને મારવાની ઇચ્છા કરી તે ઘણુંજ અયોગ્ય કામ કર્યું છે માટે તેનું પ્રાયશ્ચિત લ્યો. પછી વિષ્ણુંના વચનને માન્ય રાખી બ્રમ્હાજી એ પ્રાયશ્ચિત લીધું.

---

આમાં કિંચિત્ વિચાર—બ્રમ્હાએ શિવના અપરાધી થઇ પોતાનું માથું કપાવ્યું. શિવને મારવા તેમને સ્વેદજ પુરૂષ પ્રેર્યો, શિવે વિષ્ણુનો હાથ ભેદી લોહિનો પ્રવાહ ચલાવી પોતાના ખપ્પરમા ઝીલ્યો. વળી તેમાથી રક્તજ પુરૂષ પેદા થયો, તેને પેલા સ્વેદજને ભેદ્યો, તોપણ વિષ્ણુએ બ્રમ્હાને પ્રાયશ્ચિત લેવડાવ્યુ. શુ આ બધો પ્રસંગ સત્ય છે ? જો આ વાત સત્ય હોય તો તે ત્રણે દેવોને દૂરથીજ અમારો નમસ્કાર. અસત્ય હોય તો એ પુરાણના લેખકને ધન્યવાદ. આમાં બીજું શું લખુ ?

॥ ઇતિ શિવને મારવા બ્રહ્માએ સ્વેદજને પ્રેર્યો તેનું પ્રાયશ્ચિત.

---

## બ્રહ્માના ઉપર દોષા રોપો

હિંદુસ્તાનના દેવો પ્રકરણ-૨ જું. પૃ, ૧૩૦-૩૧ થી " તે ત્રણે લોકના સર્જન હારે પોતાની પુત્રી સાથે અનીતિનુ કામ કર્યું અને એ ભયંકર અપરાધ માટે તેને બાકીના દેવાએ શિક્ષા કરી કે-તમારી પૂજા કરવામાં નહિ આવે "

" વળી મદ્ય પાનનો બીજો અપરાધ પણ તેને શિર મૂકવામાં આવે છે. "

" તેમજ સ્કંદ પુરાણમા એક નિર્લજ્જ વાત છે તેમાં અસત્ય બોલવાનો દોષ તેને લગાડયો છે ને સાબીત કરવામા આવ્યો છે. તેની પૂજા લગભગ બંધ થઈ છે તેનું આ પણ એક કારણ છે."

" તમે બાલિશ રીતે અને મંદ બુદ્ધિથી અસત્ય બોલ્યા છો તેથી હવે પછી તમારૂં કોઇ પૂજન કરશે નહિ."

આગળ-શંકા કોષ-શંકા-૩૫ મી. **શીવપુરાણ**માની પણ એક વાત લખાઇ છે-" બ્રહ્માનું જુઠું બોલવું કે હું લિંગનો થાહ લઇ આવ્યો તેથી શાપિત થવાથી જગતમા તેની પૂજા ન થઇ."

પુત્રી નો કે સ્ત્રી નો સંબંધ અનાદિના બ્રહ્માને કયાંથી ? છતાં પુરાણકારોએ કોન્ પ્રસંગ લઇને બ્રહ્માના નામને જગો જગોપર કલંકિતજ કર્યા છે. તે પ્રસગ જૈન ઇતિહાસથી અમોએ પ્રથમથીજ ટાંકી બતાવ્યો છે અને તે સિવાય બીજો કોઈ પણ માર્ગ નથી.

જો કે ઇ. સ. ૧૯૦૧ માં-નડીઆદના-વિશ્વવિહારી અનુ જે-" વદાંત મનનાવલી." આપણા પુરાણો" નામના લેખના પૃ-૧૦મા-લખ્યુ છે કે-

" વૈદિક જ્ઞાનનિધિ બ્રહ્મા, પોતાની પુત્રી 'વાચ' પરમાર્થિક રહસ્યરૂપ સાથે પ્રેમમા ફસાય તો તેમાં પણ અધમ ભાવનાનુસાર અવલોકન કરવા મંડી જવું તે પણ હાસ્યાસ્પદ છે."

જો કે વિશ્વવિહારી અનુજ બ્રહ્માની પુત્રીને વાચ ઠરાવી બીજાઓને હાસ્યાસ્પદ ઠરાવતા હોય તો તે યોગ્ય ન ગણાય કારણ કે મૂળના ગ્રંથકારોજ મોટી મોટી કથાઓમાં-પુત્રી રૂપે અને સ્ત્રી રૂપે મરજી પ્રમાણે લખતા ગયા અને તે પ્રમાણે પૂર્વે થએલા પંડિતો અર્થ પણ તેવા પ્રકારનો કરતા આવ્યા, પછી તે પ્રમાણે બીજાઓ લખીને બતાવે તેમને ખોટી ભાવના કરવાવાળા કહેવા. એ તો નિશાણના તાકવા વાળાને છોડી દઇ નિશાનની વસ્તુને દોષિત ઠરાવવા જેવું કેમ ન ગણાય ? માટે બીજાઓને દોષિત ન ગણતાં મૂળના લેખકોને તપાસવાની ખાસ જરૂર છે.

ઇતિ બ્રહ્માના ઉપર અનેક દોષારોપણનો વિચાર. પ્રકરણ ૨૪ મું.

---

# પ્રકરણ ૨૫ મું.

## બ્રહ્માના ઊપસંહારની સાથે ત્રિમૂર્ત્તિનો વિચાર–

બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ–આ ત્રણ મોટા દેવોના સબંધે વેદોમાં કોઇ વિશેષ ઉલ્લેખ નથી પણ પુરાણ કારોએ એની કલ્પના કરેલી હોય એમ લાગે છે. પહેલા વાસુ દેવના પિતા કે જે પોતાની પુત્રીનો સબંધ કરવાથી પ્રજા પતિના નામથી ઓળખાયા હતા. તેમને બ્રહ્માના નામથી પ્રસિદ્ધ કરેલા હોય અને જે તેમના સમયમાં આ અવસર્પિણીમા પ્રથમ વાસુદેવ અને પ્રતિ વાસુદેવ થયા છે તેમનો સબંધ ઉલટપાલટ કરી–વિષ્ણુ ભગવાનના નામથી પ્રસિદ્ધી ચલાવી હોય. જૈન ઇતિહાસને આધારે લખેલા અમારા આગળના લેખોથી નિઃપક્ષ પનો અને પોતાની બુદ્ધિથી જોવાવાળા વાચકો આ જોઇ શકશે.

વેદોમાં ત્રિમૂર્ત્તિના સબંધે જે લખવામાં આવ્યું છે તે નીચે મુજબ છે.

( ૧ ) હિંદુસ્તાનના દેવો–પૃ–૫૦ માં

" વેદોમાંના ત્રણ પ્રધાન દેવોમાના–સૂર્ય એક છે અને અગ્નિને વાયુ મેળવીને પ્રાચીનમાં પ્રાચીન હિંદુ ત્રિમૂર્ત્તિ બને છે. એનુ પ્રાચીન નામ–પ્રજા પતિ " પ્રાણીઓનો પતિ " છે.

( ૨ ) આર્યોના તહેવારોનો ઇતિહાસ. એ ગ્રંથમાંના પૃ– ૫૦૩ મા " વેદકાળની ત્રિમૂર્ત્તિની કલ્પનાનો–ધીમે ધીમે એટલો બધો વિસ્તાર થયોકે–પુરાણોમા તેનૃ સ્વરૂપ તદ્દન બદલાઇ ગયુ. વેદ ગાયકોએ અનેક દેવોની સ્તુતિ કરી છે પણ અગ્રસ્થાન તો અગ્નિ, મરૂત અને સૂર્ય એ ત્રણ દેવોનેજ મલ્યુ છે. "

પૃ–૫૦૪,–" પુરાણ કારોએ ત્રિમૂર્ત્તિની કલ્પના નક્કી કરતી વેળા બુદ્ધ ધર્મની ત્રયીની મદદ લીધી હોય એ સભવિત છે. "

પૃ. ૫૦૫–" આ જગત્– રજ, સત્વ અને તમ એ ત્રિગુણોથી ભરેલું હોવાથી પરમેશ્વર ત્રિગુણાત્મક છે એવુ ઉપનિષદ્ કારોનું મત્ત બન્યુ. પાછલ કહ્યા પ્રમાણે–વેદકાળમાં મુખ્યત્વે કરીને આ ત્રણ ગુણ ધારણ કરનારા–બ્રહ્મણસ્પતિ, સૂર્ય અને રૂદ્રને અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એમ પુરાણકારોએ ઠરાવ્યા. તે પછી અસ્તિત્વમાં આવેલા ઉશાનસ્, કાત્યાયન, અને વ્યાસના ગ્રંથોમા ત્રિમૂર્ત્તિનો ઉલ્લેખ મળી આવે છે.

ખ્રિસ્તી શકના છઠ્ઠા સૈકાના અરસામાં—શૂદ્રક કવિએ રચેલા—મૃચ્છ કટિક નાટકમાં ( અંક. ૯ ) પણ ત્રિમૂર્ત્તિનો ઉલ્લેખ કરેલો છે. ”

એ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે આશરે એક હજાર વર્ષથી બ્રમ્હા, વિષ્ણુ અને શિવની ત્રિમૂર્તિ વિષેનો મત ચોક્કસ થતો ગયો. ”

---

વેદોમાં—સૂર્ય, અગ્નિ અને વાયુ. તે પુરાણોમાં બ્રમ્હાદિ ત્રણ

ઋષિઓએ મોટામાં મોટા ઠરાવેલા વિષ્ણુ

હિંદુસ્તાનના દેવો પૃ. ૧૩૯થી **ભાગવતની કથામાનો** કિંચિત્ સાર—

“ સરસ્વતીને કિનારે ઋષિઓ યજ્ઞ કરતા હતા ત્યારે ત્રણે દેવોમાં કયો દેવ શ્રેષ્ઠ તે વિષે તકરાર થઇ. તેમણે **બ્રમ્હાના પુત્ર ભૃગુને** નક્કી કરવા મોકલ્યા. તેઓ પ્રથમ બ્રહ્મ લોકમા ગયા. સત્ય જાણુવા આચાર કર્યા વિના સભામા દાખલ થયા તેથી બ્રમ્હાને ક્રોધ ચઢયો. નાશ કરવાનીતૈયારી કરતાં ભૃગુને પોતાનો પુત્ર જાણી ક્રોધને સમાવી દીધો.

પછી ભૃગુ શિવના સ્થાનમાં ગયા શિવને આલિંગન કરવા ન દેતાં પાછા હઠયા. તે જોઇ શિવે મારવા ત્રિશૂળ લીધું. પાર્વતીએ શિવના પગમાં પડી ભૃગુના પ્રાણ બચાવ્યા. પછી ભૃગુ વકુંઠમાં ગયા. સૂતેલા વિષ્ણુને છાતીમાં લાત મારી નિદ્રામાથી ઉઠાડયા. એટલે વિષ્ણુએ ભૃગુને નમસ્કાર કરીને કહ્યુ કે—મહારાજ ! આપને વંદન કરૂં છું, આપ આસન પર બેસવા કૃપા કરો, મેં યોગ્ય માન નથી આપ્યુ તેની ક્ષમા કરો, આપના પગને ઇજા થઇ હશે તેની પણ ક્ષમા કરો એમ કહી વિષ્ણુએ ભૃગુ ઋષિના પગ ચાંપ્યા અને કહ્યું કે આજ હું અત્યંત સન્માન પામ્યો છું. હે ભગવન ! તમારા પગની પાપનાશક રજ તમે મારી છાતી ઉપર મૂકી છે, વિષ્ણુનો આ જવાબ સાભળી ભૃગુને એવી તો શરમ લાગી કે રોતા રોતા ઋષિ લોકો પાસે દોડી ગયા. તેમણે ( ઋષિઓએ ) આ હકીકત જાણી એકદમ ઠરાવ કર્યો કે વિષ્ણુ સર્વમા મોટામાં મોટા દેવ છે, કેમકે અક્ષમા અને ક્રોધથી મુકત છે. ” ( કેનેડી કૃત “ હિંદુપુરાણ ” પૃ. ૨૪૦ )

આમાં જરા **મારો વિચાર**—ત્રણ દેવોમાંના મોટા દેવની ખબર બધા ઋષિઓને પડી નહી, પણ બ્રહ્માના પુત્ર ભગુને પડી નહી ? અરે ! જગતનો ઘાટ ઘાડનાર સર્વજ્ઞ રૂપ બ્રહ્મા તે પણ પોતાના પુત્રનુ ભાન ભૂલીને મારવા તૈયાર થયા તે કેટલું આશ્ચર્ય ? બ્રહ્મ લોકમાંથી નીકળી ભગુ શિવ પાસે ગયા, આ ભૃગુ અમારી પરીક્ષા કરવા આવ્યો છે એમ સર્વજ્ઞ એવા શિવ પણ, સમજ્યા વગર ત્રિશૂલ લઇ મારવા ઉઠયા ? ત્યાંથી ભાગીને ભૃગુએ વૈકુંઠમા જઇ સુતેલા વિષ્ણુની

છાતીમાં લાત મારી, તેમને જગાડયા છતા પણ વિષ્ણુએ નમસ્કાર કર્યો, આસન આપ્યુ, લાત મારતાં થએલી ઇજાની ક્ષમા માગી, ભૃગુના પગ ચાંપ્યા, એટલુજ નહિ પણ લાત મારતાં છાતી ઉપર પડેલી ભૃગુના પગની ધૂળને પાપની નાશક માની ? સાક્ષત્ વિષ્ણુ ભગવાને ભૃગુની લાત છાતીમા ખાધી અને સેવાપણ તેટલી ઉઠાવી, ત્યારે તેમને બધા દેવોમાં મોટામાં મોટા ઋષિઓએ ઠરાવ્યા વળી **મહાભારત**માની એક વાત એવી પણ સાભળવામાં આવી છે કે-યુધિષ્ઠરના યજ્ઞમા શ્રી કૃષ્ણ ભગવાનની પાસે બધા બ્રાહ્મણોએ પોતાના પગ ધોવડાવ્યા હતા આવા આવા પ્રકારના લેખે. જોતાં વિચાર થાય છે કે-પૂર્વ કાળમા થએલા તે બધા ઋષિઓ અને બ્રાહ્મણો-બ્રમ્હાદિક દેવોના ભગત થયા હશે કે મહારીની પેઠે નચાવનારા થયા હશે ? બ્રમ્હાદિકને નીતિ વિનાના લખનારા શું જ્ઞાનીઓ હશે ?

ઋષિઓએ ઠરાવેલા મોટામાં મોટા દેવ વિષ્ણુ. તેમનો વિચાર

---

વળી-હિંદુસ્તાનના દેવો-પૃ. ૪૨૭ થી

" એ વાત ખરી છે કે હિંદુસ્તાનમાં લાખો મરદો, સ્ત્રીઓ, અને છોકરાં-અર્ધો માણસ અને અર્ધો પક્ષી એવા ગરૂડના વાહન પર આરૂઢ થયલી કે નાગ પર શયન કરતી ચતુર્ભુજ વિષ્ણુની પત્થરની પ્રતિમાઓ આગળ દંડવત્ પ્રણામ કરે છે, તેઓ વૃષભપર નગ્ન આરૂઢ થયલા, ભૂષણ તરીકે કપાલમાલા ધારણ કરનાર, ત્રિનેત્રવાળા, રાક્ષસ ભૂત શિવની પૂજા કરે છે, એ પણ ખરી વાત છે. એવા મનુષ્ય છે કે તેઓ હજી પણ મયૂર પર સ્વાર થતા, હાથમા ધનુષને બાણ ધારણ કરતા. છ મુખવાળા લડાઇના દેવ કાર્તિકેયને માને છે; અને હાથીના માથાવાળા, મૂષક વાહન, ચતુર્ભુજ ગણેશનું આવાહન કરે છે. 'રે' એ વાત ખરી છે કે ઓગણીશમા સૈકાના પૂર્ણ પ્રકાશમાં કાલિકાદેવીની આકૃતિને તેના પોતાનાજ શહેર કલકત્તાના મહોલામાંથીલઇ જાય છે, તે સમયે તેના છુટા વિખરાયલા કેશ પગ સુધી પહોચે છે તેણે મનુષ્યના માથાની માળા પહેરેલી હોય છે, તેની જીભ મુખમાથી બહાર નીકળેલી હોય છે, અને તેનો કમ્મર પટો લોહીથી ખરડાયલો હોય છે. આ બધું ખરૂ છે, પરંતુ લખી, વાંચી કે વિચાર કરી શકે એવા ગમે તે કોઇ હિંદુને પુછો કે તમે શું આજ દેવોને માનો છો ? આ પ્રશ્ન સાંભળી તરતજ તમારા ભોળપણા-દરેક વસ્તુ ખરી માની દેવાના સ્વભાવ તરફ તેઓ હસસે હિંદુસ્તાનમા પ્રજાકીય ધર્મ આ પ્રમાણે જીવતો મુએલો છે તે કયા સુધી ટકશે તે કોઇથી કહી શકાશે નહી."

ઇતિ બ્રમ્હાના સંબધનો વિચાર સંપૂર્ણ પ્રકરણ ૨૫ મું.

---

# પ્રકરણ ૨૬ મું.

## બલદેવ વાસુદેવાદિકનું પહેલું ત્રિક.

## જૈનોના ત્રિપૃષ્ટ વિષ્ણુ અને અશ્વગ્રીવ પ્રતિવિષ્ણુ.

અગીઆરમા તીર્થંકરના સમયમાં–પોતનપુરના રાજા **જિતશત્રુ** કે જે **મૃગાવતી** પુત્રીના સંબંધથી **પ્રજાપતિપણે** પ્રસિદ્ધ થયા હતા. અને વૈદિકોએ જેને બ્રહ્માતરીકે ઓળખાવ્યા હતા, તેજ રાજાની રાણી મૃગાવતીની કુક્ષિમાં તત્વના બોધની પ્રાપ્તિ થયા પછી ત્રિજા ભવે ભરતચક્રીના પુત્ર મરીચિ, કર્મના સંજોગે નીચ ઉચ્ચ યોનિમા ભટકતાં સત્તરમે ભવે વિશ્વભૂતિ થઇ અઢારમા ભવે સાતમા દેવલોકે ગયા અને ઓગણીસમા ભવે '**ત્રિપૃષ્ટ**' નામા આ ચાલતી અવસર્પિણીમા પહેલા વાસુદેવ ( વિષ્ણુ ) પણે આવીને ઉત્પન્ન થયા.

એજ અરસામાં રતનપુર નગરના રાજા **મયૂરગ્રીવ** થયા. તેમની રાણી નીલાંજના હતી. તેમની કુક્ષિથી '**અશ્વગ્રીવ**' નામના પ્રતિવાસુદેવ (પ્રતિવિષ્ણુ) પણે ઉત્પન્ન થયા હતા. બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ એ ત્રણે જ્યારે ત્યારે એકજ અરસામા ઉત્પન્ન થાય છે. તેમાના જે **પ્રતિવાસુદેવ** છે તે ત્રણે ખંડના રાજાઓની સાથે લડાઇ ટંટાઓ કરી તેમણે પોતાના તાબે કરી લે છે, પણ મોટાભાઇ બળદેવની સહાય્યથી વાસુદેવ છે તે **પ્રતિવાસુદેવને મારે** છે અને પછી તે નિર્વિઘ્નપણાથી રાજ્યનો ભોગ કરે છે આ આપણો અવસર્પિણીનો કાળ છે તેમાં **નવ બળદેવ નવ વાસુદેવ** અને **નવ પ્રતિવાસુદેવ** આજ સુધીમાં થયા છે અને આગળ ઉત્સર્પિણીમાં પણ એજ પ્રમાણે થવાના છે. ઉત્સર્પિણી અને અવસર્પિણી એ બે મલીને એક કાલચક્ર ગણાય છે. આ અનાદિ કાળના સંસારમા એવાં કાળચક્ર અનંતા થઇ ગયા છે અને આગળ ભવિષ્યમાં પણ અનંતાં થવાનાં છે પણ આ અવસર્પિણીમા–આ **અચલ** બળદેવ, **ત્રિપૃષ્ટ**-વાસુદેવ અને અને **અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવ એ ત્રણનું જોડલું પહેલવહેલું અગીઆરમા તીર્થંકરના સમયમા થએલું છે. ત્યાર બાદ બીજા પણ એવાં જોડલા આઠ થયેલા છે. તેમનું પણ વર્ણન અવસરે અવસરે આપતા જઇશું અને સાથે **પૌરાણિકોએ** કરેલા ફેરફારો પણ અમારા જાણવા પ્રમાણે જણાવતા જઇશું

એટલે તેની યોગયતા અયોગ્યતાનો ખ્યાલ વાચક વર્ગ પોતાની મેળેજ કરી લે.

॥ ઇતિ જૈન પ્રમાણે ૧૧ મા તીર્થંકરના સમયે નવ વાસુદેવાદિકમાંનું ત્રિક પહેલુ.

---

## પુરાણમા અશ્વગ્રીવ સંબંધે નીચે મુજબ મળી આવે છે.

(૧) શબ્દકોષ-શબ્દ. ૫૫ મી. પૃ. ૯ માં દેવી ભાગવતથી "વિષ્ણુ ભગવાનનુ શીર કપાઇ જવુ, પુનઃ તેમના શીરની જગ્યાએ ઘોડાનું શીર લગાવવુ કે જેથી 'હયગ્રીવ વિષ્ણુ' એવું નામ પડયુ."

જૈન ઇતિહાસ પ્રમાણે વાસુદેવાદિક નવ ત્રિકમાંનુ ઉપર બતાવેલું પહેલ વહેલું ત્રિક છે.

પરન્તુ પુરાણકારોએ દરેક સમયના જુદા જુદા વાસુદેવાને એકજ વિષ્ણુ રૂપે કલ્પ્યા છે અને પ્રતિવાસુદેવોને પ્રાયે જુદા જુદા અસુરો રૂપે કલ્પ્યા છે અને તેમા મનમાની કલ્પનાઓ પણ ભરી દીધી છે. પરંતુ આ પહેલા લેખમા તો—**અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવનેજ વિષ્ણુ રૂપે કલ્પી માથુ કપાવવાવાળાજ બતાવી દીધા છે. અને ઘોડાનું માથું લગાડી **હયગ્રીવ** વિષ્ણુ કહી દીધા છે. ત્યારે જે ગીતામા-ભકતોના રક્ષક અને દુર્જનોના નાશક રૂપ સર્વ પ્રકારની સત્તા ધરાવનાર વિષ્ણુ કહ્યા છે તેમને શુ પોતાનું માથું કપાવ્યું? આ વાત વ્યવહારથી અને યુકિતથી પણ વિરૂદ્ધ શું નથી? એટલુંજ કહીને હું હવે આ લેખથી વિરમુ છુ.

---

## (૨) સ્કંદ પુરાણના હયગ્રીવ વિષ્ણુ.

સ્કંદપુરાણ ત્રિજો બ્રહ્મખંડ અધ્યાય-૧૪-૧૫ મો. પૃ. ૧૨૮ થી ૧૩૧ શ્લો. ૬૧-૮૧નો કિંચિત ભાવાર્થ.

"વ્યાસ અર્જુનને કહે છે કે પૂર્વે સ્કંદે મહાદેવને પૂછયું હતુ કે વિષ્ણુ ભગવાન કે જે ત્રણ લોકના નાથ, યુગયુગમા ભકતોનુ રક્ષણ કરી દુષ્ટોનો નાશ કરનાર પોતાનું માથું કપાવી **હયગ્રીવ** કેમ થયા ?

એટલુજ નહિ પણ બીજા અનેક સામાર્થ્ય તેમને કરીને બતાવેલા છે. જુવો કે—

(૧) જેના રોમથી–દેવો, વૃક્ષો, પન્નગો અને પર્વતો થયા છે.

(૨) જેની દેહથી કલ્પકલ્પમાં સર્વ જગત ઉત્પન્ન થઇ જાય છે.

(૩) જેણે પ્રલય થએલી **વિદ્યા** અને **યજ્ઞો** આ દુનીયામાં પાછા લાવીને મૂકયા.

(૪) જેણે દુષ્ટ દૈત્યોનો નાશ કરી વેદોને પાછા લાવીને મૂકયા.

(૫) જેણે લીલા વડે આખી પૃથ્વીને પોતાની પીઠ ઉપર ધારણ કરી.

(૬) જેના શરીરમાં સ્થાવર અને જગમરૂપ શર્વ જગત રહેલું છે.

(૭) જેણે વરાહનુ સ્વરૂપ ધારણ કરી હિરણ્ય કશ્યને માર્યો છે.

(૮) જેણે સમુદ્રમા પેસીને સાગર અને પર્વત સાહિત પૃથ્વીનો ઉદ્ધાર કર્યો છે.

(૯) જેણે દાઢા ઉપર પૃથ્વીને ધારણ કરી.

(૧૦) જેણે વરાહનું રૂપ ધરી કપિલનો શોક દૂર કર્યો.

(૧૧) જેણે ભયકર **નૃસિંહનું** રૂપ ધરી ભકત **પ્રહલાદનું** રક્ષણ કર્યું.

(૧૨) જેણે રાતોરાતમા દુષ્ટ હિરણ્યાકશિપનો નાશ કરી પ્રલ્હાદને ઇંદ્રના આસન ઉપર બેસાડી દીધો.

(૧૩) વળી જેઓ વિરોચનના પુત્ર (બલિ) ના આગળ યાચક રૂપે બન્યા

(૧૪) અશ્વમેધ યજ્ઞમા જેનું પૂજન બલિ રાજાએ કર્યું તો પણ જેણે ત્રણ ડગલા માત્રથી બધી પૃથ્વીનું હરણ કરી લીધું.

(૧૫) જેણે વિશ્વરૂપ બનીને બલીને પાતાળમાં ખોસી ઘાલ્યો.

(૧૬) જેણે એકવીશવાર નિ:ક્ષત્રીય પૃથ્વી કરીને બ્રાહ્મણોને આપી.

(૧૭) જેને હૈહયનો નાશ કર્યો. અને પોતાની માતાને પણ મારી નાખી.

(૧૮) જેણે બાલ્યાવસ્થામા દુષ્ટાચારવાળી તાડકા નામની રાક્ષસીને મારી.

(૧૯) જેણે કૌશિકના પ્રસાદથી વિશ્વામિત્રના યજ્ઞમા લીલાવડે મનુષ્ય દેહ ધારણ કરીને ચૌદહજાર રાક્ષસોને એકી સાથે ઠાર કર્યા.

(૨૦) જેણે સૂર્પનખા અને ત્રિશિરાનો પણ નાશ કર્યો.

(૨૧) જેણે સુગ્રીવના રૂપને ધરવાવાળા જુઠ્ઠા વાલીને હણી સત્ય સુગ્રીવને સહાય કરી.

(૨૨) જેણે સમુદ્રમા સેતુ બનાવી રાવણનો નાશ કર્યો અને ધર્માણ્યમા બ્રાહ્મણોની પૂજા કરી.

(૨૩) જેણે ઘણા ગામના પટા ( શાસનપત્ર) આપીને ધર્મ વાવડીમા સ્નાન કર્યું અને ઘણા બ્રાહ્મણોને ઘણા પ્રકારના દાન આપ્યા.

(૨૪) જેણે સત્પુરૂષોનું પાલન અને દુષ્ટ પુરૂષોનુ નિગ્રહણ કર્યું.

(૨૫) જેણે યાદવ વંશમા જન્મ લઈને પૂતનાનો અને શકટ દૈત્યનો નાશ કર્યો.

(૨૬) જેણે ૧ અરિષ્ટ દૈત્યનો, ૨ કેશીનો, ૩ બકાસુરનો, ૪ વૃકાસુરનો. ૫ શકટાસુરનો, તૃણાવર્ત્ત ધેનુક અને મલ્લનો નાશ કર્યો.

(૨૭) જેણે કંસને તથા જરાસંધને માર્યા છે.

(૨૮) જેણે તારકાસુર સાથે છ અયુત.* વર્ષ સુધી યુદ્ધ કર્યું.

(૨૯) જે સર્વ ભક્તોના ત્રાતા, દુરાત્માઓને હણતા એવા મહાન કાર્ય કરવાવાળા જે વિષ્ણુ ભગવાન તે **અશ્વમુખવાળા** કેમ થયા ? એ અમને ઘણુજ આશ્ચર્ય થાય છે.

હવે મહાદેહજીએ ઉત્તર આપ્યો કે–હે પુત્ર સ્કંદ ? સાવધ પણે સાભળ. એક વખત દેવતાઓએ પૃથ્વી ઉપર યજ્ઞનો આરંભ કર્યો, ત્યા સર્વ ઇંદ્રોના પુરોહિતો આહ્‌વાન કરવા લાગ્યા. બધાએ દેવો હાજર થઇ ગયા પરંતુ વિષ્ણુ હાજર થયા નહિ, તેથી વૈકુંઠમા સમુદ્રમા અને પાતાલાદિક સર્વ સ્થાનોપર તપાસ કરાવી તો પણ બ્રહ્મરૂપ વિષ્ણુ ભગવાનના દર્શન થયા નહિ છેવટે નમન કરીને દેવોએ બૃહસ્પતિને પૂછ્યું. બૃહસ્પતિએ ધ્યાનના તપસતા ધનુષ્ય બાણ સાથે ધ્યાનમા બેઠેલા જોયા ધ્યાનથી જાગૃત કરવાનો ઉપાય ખોલતા દેવોને ઉદ્દેહીઓ (ઉધઇઓ) એ કહ્યુ કે–ધનુષ દોરી કાપી નાખોતો ધ્યાનથી જાગૃત થશે. દેવોએ કહ્યું કે સમાધિસ્થને વિઘ્ન કેમ કરાય ? બ્રહ્માજીએ દેવતાઓને કહ્યું કે જો તમો આ કાર્ય કરોતો સર્વ ભક્ષ્ય વસ્તુના અધિકારી બનો અને યજ્ઞની પણ સિદ્ધિ થાય. દેવોએ ઉધેઇઓને કહ્યું કે તમો આ કાર્ય કરી આપો ઉધેહીઓએ કહ્યું કે અમારે યજ્ઞની કે દેવોની જરૂર નથી. અમોને સર્વ યજ્ઞોમાંથી ભાગ આપોતો કાર્ય થાય. દેતતાઓએ તે વાત કબુલ કરી એટલે ઉધેહીઓએ એકત્ર મલીને ધનુષની દોરી કાપવા માડી. અને ધનુષની દોરી સુધી પર્વત જેટલો રાફડો બનાવી દોરીનું ભક્ષણ કર્યું. એટલે દોરી તુટતા ધનુષથી વિષ્ણુ ભગવાનનુ માથુ કપાઇ ગયું અને ઉછળીને સ્વર્ગમા ચાલ્યું ગયું.

* છ અયુત એટલે સાઠ હજાર વર્ષ

દેવો ઘણા ઉદ્વિગ્ન થયા અને માથાની ખોજ કરવા દોડયા, પણ કોઇ જગ્યાથી પત્તો મેળવી શકયાજ નહિ ત્યારે નવું માથું જોડી આપવા વિશ્વકર્માને દેવોએ પ્રાર્થના કરી વિશ્વકર્માએ કહ્યુ કે–યજ્ઞમાથી ભાગ આપવાનુ કબુલ કરો અને માથું લાવીને આપો તો એ કાર્ય કરીને આપીએ દેવોએ ભાગ આપવાનુ કબૂલ કરીને કહ્યું કે માથું જડતું નથી એટલામા મધ્યાન્હના સૂર્યે દેખાવ દીધો અને દેવોએ મલીને સૂર્યનારથના ઘોડ઼ાનું માથું કાપી વિશ્વકર્માને સોપ્યુ તે ઘોડાનું માથું લઇ વિશ્વકર્માએ વિષ્ણુના માથે ચોડીને આપ્યું એટલે ત્યાથી વિષ્ણુ **હયગ્રીવના નામથી** પ્રસિદ્ધ થયા. દેવોએ વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી અને બ્રહ્માદિકોએ યજ્ઞકર્મ પૂર્ણ કર્યું. ત્યાથી ઉદેહીઓને અને વિશ્વકર્માને યજ્ઞમાંથી ભાગ મળવા લાગ્યો." ભાગમાં માસાદિકમાથી લેવા દેવાનું શુ તે જણાવ્યુ નથી.

આ લેખમા અમે સ્કદ પુરાણના ત્રિજા ખંડના ૧૪ મા અને ૫ હેરમા અધ્યાયનો કિંચિત્ સાર માત્રજ કહ્યો છે. જીજ્ઞાસુઓએ વિશેષ સ્કંદપુરાણ જોઇ લેવુ.

## સ્કંદ પુરાણના હયગ્રીવ વિષ્ણુની સમીક્ષા.

એકાશી હજાર શ્લોકના પ્રમાણવાળું મહાભારત જેટલું આ સ્કંદપુરાણ વ્યાસનુ બનાવેલુ નથી પણ વિક્રમ સંવત તેરમા ચઉદમા શતક પછી કોઇ પંડિતે બનાવી વ્યાસના નામ ઉપર ચડાવી દીધેલુ છે. તે વાતની ખાતરી રાજા કુમારપાળ અને આમ રાજાની કથા અમોએ આ સ્કંદપુરાણમાથીજ લખીને બતાવી છે ત્યાંથી કરી લેવી

હવે આ સ્કદ પુરાણના **હયગ્રીવ વિષ્ણુનો** કિંચિત્ વિચાર કરીએ.

જૈનોના ઇતિહાસ પ્રમાણે અગીઆરમા તીર્થંકરથી તે બાવીશમા તીર્થંકરના સમય સુધી વાસુદેવાદિકના નવ ત્રિક થયાં છે તેમાનુ પહેલું ત્રિક **અચલ–બલદેવ ત્રિપૃષ્ટ–વાસુદેવ,** અને **અશ્વગ્રીવ–પ્રતિવાસુદેવ** તેમનો કિંચિત્ વૃત્તાત પૂર્વના પ્રકરણમા લખી બતાવ્યો છે. પૌરાણિકોએ બળદેવ અને વાસુદેવને છોડી દઇને કેવળ **અશ્વગ્રીવ પ્રતિવાસુદેવનેજ વિષ્ણુ ભગવાન** ઠરાવી તેમના પોતાના ધનુષ્યની દોરીથીજ માથા વિનાના કહીને બતાવ્યા પછી દેવોની પ્રેરણાથી વિશ્વકર્માએ સૂર્યના ઘોડાનુ માથું લઇ વિષ્ણુના માથાના ઠેકાણે બધ બેસતુ કરી આપ્યું, ત્યારબાદ **હયગ્રીવ વિષ્ણુના** નામથી પ્રસિદ્ધ થયા એમ પુરાણકારોએ લખીને બતાવ્યું. માથુ કપાયા પછી માણસ જીવી શકે ખરો ? કહેવામાં આવે કે એ તો ભગવાન છે તો પણ વિચારવાનું

કે પેલી જંગલની ઉધેઇઓને ધનુષની દોરી કાપવાનુ જેટલું જ્ઞાન હતું તેટલું પણ જ્ઞાન શું સનાતન કાળના વિષ્ણુ ભગવવાનને ન હતુ ? એમ કેવી રીતે માની શકાય ?

વળી વિશેષ એ છે કે–આ સ્કંદપુરાણવાળાએ (૨૯) ઓગણત્રીશ કલમો લખી વિષ્ણુ ભગવાનની જે બહાદુરી જાહેર કરી છે. તેમાંની કેટલીકતો બીજા પુરાણકારોએ જે તદ્દન કલ્પિત લખી છે. તેમાની લઈને આ પુરાણવાળાએ લખીને બતાવીછે અને કેટલીક વાતો પરશુરામના સબન્ધે બનેલી અને કેટલીક વાતો રામના સમયમા બનેલી અને તે સિવાયની બીજી (૨૨) બાવીસમા **તીર્થંકરના સમયમાં થએલા નવમા** વાસુદેવ શ્રી કૃષ્ણ મહારાજના સબન્ધે બનેલી વાતો તે આ **અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવ કે જૈનોના અગીઆરમા તીર્થંકરના સમયમાં આબજોના અબજો વર્ષ ઉપર થયા છે. તેમની સાથે ગોઠવીને બતાવેલી છે આવી રીતના સંબન્ધ વિનાના લેખોનો મેળ મોટા મોટા પંડિતો પણ કેવી રીતે મેળવી શકે ? જો આપ પક્ષપાતને દૂર રાખી વિચાર કરશોતો આ મારી અલ્પબુદ્ધિથી લખાએલો લેખ પણ આપ સજ્જનોને અયોગ્ય ન હે લાગે ? આ વાસુદેવાદિકનુ ત્રિક આ અવશર્પિણીમા પહેલવહેલું છે અને તેનુજ દિગદર્શન કરાવ્યું છે. હવે આગળ આઠ ત્રિક બીજા લખવાના છે તે યથાવસરે ક્રમવાર યોજવા ધારૂ છુ. તેનો યોગ્ય વિચાર કરશો. અવી મારી નમ્ર વિનંતી છે.

॥ ઇતિ વૈદિકના હયગ્રીવ વિષ્ણુની સમીક્ષા. પ્રકરણ ૨૬ મું.

---

# પ્રકરણ ૨૭ મું.

## ૧૨ તીર્થંકર તથા બીજુ વાસુદેવાદિકનું ત્રિક.

(૧) **૧૨ મા તીર્થંકર**–અગીઆરમા તીર્થંકરના પછી ઘણા લાબા કાલે ચપા નગરીના ઇક્ષ્વાકુવશી રાજા **વસુપૂજ્ય**ની રાણી **જયા**ની કુક્ષીમા–દશમા દેવલોકનો દેવ દેવાયુષ ભોગવ્યા પછી **શ્રીવાસુપૂજ્ય** નામના બારમા તીર્થંકર પણે આવીને ઉત્પન્ન થયા. તેમનાજ સમયમા

**જય** નામા બલદેવ, **દ્વિપૃષ્ટ** વાસુદેવ, અને **તારક** નામા પ્રતિવાસુદેવ આ ત્રિક બીજુ થયુ છે.

જય નામના બળદેવાદિકના પૂર્વભવનો સંબંધ એવો છે કે-પૃથ્વીપુરના રાજા પવન વેગે રાજ્ય છોડીને દિક્ષા લીધી. દુષ્કર તપ કર્યો પછી લાબા આયુષ્ય વાળા અનુત્તર વિમાનના દેવ થયા.

હવે આ તરફ વિંધ્યપુર નગરમાં વિંધ્યશક્તિ નામનો બળવાન રાજા હતો. તેને સાકેતપુરના રાજા પર્વતની પાસે **ગુણમંજરી** નામની વેશ્યા અતિરૂપવતી હતી તેની માગણી કરી. પર્વતે આપવાની ના પાડી. છેવટે વિંધ્યરાજાએ લડાઇ કરી જબરજસ્તીથી લીધી. પર્વતરાજાએ કષ્ટથી દીક્ષા લઇ દુષ્કરતપ કરતા એવું નિદાન કર્યું કે હું વિંધ્યશકિતને મારવાવાળો થાઉ. તપના પ્રભાવથી દેવ પણે ઉત્પન્ન થયો.

હવે વિંધ્યશકિતના જીવે પણ અનેક ભવોમા ભ્રમણ કરી છેવટે મનુષ્યનો ભવપામી દીક્ષા લઇ તપ કર્યો. તપના પ્રભાવથી દેવતા પણે ઉત્પન્ન થયો. ત્યાથી ચ્યવીને-વિજયપુરના રાજા **શ્રીધર** તેની રાણી **શ્રીમતી** હતી. તેની કુક્ષીથી **તારક** નામના **પ્રતિવાસુદેવ** પણે બારમા તીર્થંકરના સમયમાં થયો.

આ તરફ દ્વારિકાના રાજા **બ્રહ્મ** નામના છે. તેમને બે રાણીઓ છે એક **સુભદ્રા** અને બીજી **ઉમા** છે. જે **પવન વેગનો** જીવ હતો તે સુભદ્રાની કુક્ષીથી **જય**નામા બલદેવ પણે ઉત્પન્ન થયો અને જે **પર્વત**નો જીવ હતો તે ઉમાની કુક્ષીથી **દ્વિપૃષ્ટ** નામના **વાસુદેવપણે** ઉત્પન્ન થયા. આ બન્ને ભાઇઓને બળવાન્ જાણી-તારક નામના પ્રતિવાસુદેવે તેઓને મારવાનો વિચાર કર્યો. તેઓ વચ્ચે મહાયુદ્ધ થયું જેમાં દ્વિપૃષ્ટ વાસુદેવના હાથથી **તારક** પ્રતિવાસુદેવજ મરાયો ને નરક ગતિમાં ગયો.

વિશેષ અધિકાર ૩૫૦૦૦ હજાર શ્લોકના પ્રમાણવાળા -ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્રના પર્વ (૪) ચોથાના બીજા સર્ગમાંથી જોઇ લેવો.

॥ ઇતિ **જૈન પ્રમાણે** બીજા **દ્વિપૃષ્ટ વિષ્ણુ**, **તારક** પ્રતિવિષ્ણુ,

---

## વૈદિક મતે પ્રતિવિષ્ણુ તે તારકા સુર.

(૧) મત્સ્યપુરાણના-**તારકાસુર**.

મતમીમાસા પૃ. ૧૩૬ મત્સ્યપુરાણ. અધ્યાય ૧૫૨ શ્લોક ૨૩૩ થી.

"**તારકાસુર** દૈત્યનો-દેવતાઓની સાથે ઘણી ભારી લડાઇ થઇ તેમા બન્ને સેનાના ઘણાજ સૈનિકો માર્યા ગયા. પછી તારકાસુરે પોતે રથથી ઉતરીને કેટલાકોને પોતાના હાથથી અને કેટલાકોને પગની એડીઓથી એ પ્રમાણે કરોડો દેવતા-

ઓને મારી નાખ્યા, જ્યારે બીજાઓ નાશીને ભાગી ગયા. ત્યારે મધ્યમાં રહેલા–ઈંદ્રાદિક, લોકપાલો, અને વિષ્ણુ આદિકને જેમ વાઘ મનુષ્યોને અને પશુઓને પકડે તેમ પકડીને બાંધ્યા પછી તારકાસુર રથમાં બેશીને પોતાના સ્થાન પર ચાલ્યા ગયા. દૈત્યો અને અપસરાઓની સ્તુતિની સાથે રાજ્ય આસન ઉપર બેસી ત્રણ લોકની સંપદા ભોગવતો–ગાંધર્વાદિક સ્ત્રીઓની સાથે ક્રીડા કરવા લાગ્યો. ઇત્યાદિ

## તારક દૈત્યની સમીક્ષા.

સજ્જનો જૈન ઇતિહાસથી જે **તારક** નામનો પ્રતિવાસુદેવ કહ્યો હતો તેનો જ ક્રમ પલટાવીને મનુષ્યરૂપને અસુર કહીને દૈત્યરૂપે ઠરાવ્યો હોય એવો ભાસ થાય છે કે નહિ ? બીજું મનુષ્યોના યુદ્ધના ઠેકાણે આ પુરાણકારે દેવતાઓનું યુદ્ધ ગોઠવ્યુ અને જે **'દ્વિપૃષ્ટ'** વાસુદેવ હતા તેમને વિષ્ણુ ભગવાન ઠરાવ્યા જેમ પહેલા **'અશ્વગ્રીવ'** પ્રતિવાસુદેવને માથુ કપાયા પછી ઘોડાનું માથુ લગાડીને 'હયગ્રીવવિષ્ણુ' કહ્યા હતા તેજ પ્રમાણે આ બનાવ બનેલો જોઇ લ્યો કદાચ માની લઇએ કે દૈત્ય દેવોની લડાઇ થઇ હોય પણ તે કયા કાળમા અને કયા ઠેકાણે ? શું આ વાત વિચારવા જેવી નથી ? બીજી વાત એ છે કે–અનાદિ કાળના વિષ્ણુ, જો ભગવાનરૂપે સત્ય હોય તો, દેવ દૈત્યોની લડાઇમા પડવાની તેમને શી જરૂર હતી? કદાચ માનીએ કે દેવતાઓનો બચાવ કરવા વચમા પડયા, તો પછી **તારક** દૈત્યના હાથે કરોડો દેવતાઓનો નાશ શુ કરવાને થવા દીધો ? એટલુંજ નહિ પણ પોતે જગતના ઉદ્ધારક હોવા છતાં પેલા તારક વાઘના સપાટામાં પશુરૂપ થઇ કેદી રૂપ કેમ બન્યા ? આપણે સાભળીએ છીએ કે વિષ્ણુ ભગવાને અનેક અવતારો લઇને અનેક કામો કર્યા છે. કોઇ અવતારમાં પહાડો ઉચકીને ફેંકી દીધા છે, તો કોઇ અવતારમા પૃથ્વીને પાણીમાથી બહાર ખેચી લાવ્યા છે વળી નૃસિંહનુ રૂપ ધરીને તો દૈત્યને ચીરી નાખ્યો છે, અને ગીતામાતો દુખી ભક્તોનો ઉદ્ધાર કરવાનુ વચન આપીને વૈકુંઠમા ગયા છે, તો તે બધાએ પ્રકારની સત્તા આ એક તારક દૈત્યના આગળથી ભાગીને કયા ચાલી ગઇ ? સજ્જનો ! આમા સત્ય શુ છે તેનો વિચાર કરશો કે ?

॥ ઇતિ વૈદિકે- મત્સ્ય પુરાણના **તારકાસુર** અને તેની સમીક્ષા.

---

## પુનઃસ્કંદ પુરાણના તારકાસુર.

સ્કંદપુરાણ. ખંડ પહેલો પત્ર ૧૦૫ થી ૧૧૧, અધ્યાય ૧૫ થી ૧૮ તેના શ્લોક ત્રણસોના આસરે છે તેનો કિંચિત્ સાર—

" વજ્રાંગ અસુરે પુત્રના માટે તપ કરવા માંડયો. બ્રમ્હાએ અટકાવી તેને પુત્રનો વર આપ્યો તે પછી તેની સ્ત્રીએ—" पूर्ण वर्षसहस्रं तु दधारोदरएव हि" **એક હજાર** વર્ષ સુધી ગર્ભે ધારણ કરેલા, **તારક** નામના પુત્રનો જન્મ થયો. દૈત્યોના તરફથી રાજ્યાભિષેક થયા પછી કહેવા લાગ્યો કે-હું તપ કરીને દેવતાઓને જીતી ત્રણે લોકને છોડાવીશ. એમ કહી ગુફામા જઇ તપ કરવા લાગ્યો— " निराहार पंचतपा वर्षाऽ युतमभूत्किल " આહર લીધા વગર **અયુત વર્ષ** સુધી તપ કર્યો. દેવતાઓ ભયભીત થયા પણ બ્રમ્હા વર આપવાને ગયા. તારક બોલ્યો કે જો તમારે વર આપવો હોય તો એટલોજ આપો કે હું કોઇથી પણ મરૂં નહી ? પછી બ્રમ્હાએ કહ્યું કે સાતદિવસના બાળક વિના તને કોઇ મારી શકેજ નહિ. પછી તપ બંધ કરી સૈન્ય લઇ દેવતાઓને જીતવા જતાં પ્રથમ યમનો નાશ કર્યો. ( આગળ પત્ર ૧૧૪ થી અધ્યાય ૨૧ માના શ્લોક ૯૦ નો કિંચિત્ સાર ) તારકાસુરે દૈત્યોની સાથે મળીને દેવતાઓના સૈન્યનો નાશ કર્યો. વિષ્ણુએ બધા દેવોને ભાગી જવાની આજ્ઞા કરી. **તારકાસુર** ખંભાત બંદરે સિંહાસન ઉપર બેઠો.

( આગળ પત્ર ૧૨૯ થી ૧૪૨ અધ્યાય ૨૭ થી ૩૨ શ્લોક ૬૨૧ નો કિંચિત્ સાર )

**તારકાસુરથી** ત્રાસેલા દેવોએ—પાર્વતીની સ્તુતિ કરી ત્યારે પાર્વતીએ પોતાના અંગના મેલથી **'ગણપતિ'** બનાવીને આપ્યો. તેણે દૈત્યોને વિઘ્ન કર્યું. મહાદેવે પાર્વતીને કાલી કહી તેથી ગૌરત્વ પ્રાપ્ત કરવા તપ કરવા જતાં શિવને લંપટ જાણી વિરકાને રક્ષક રૂપે મુકીને પાર્વતી ગયા. તોપણ આડી નામનો દૈત્ય પાર્વતીના સ્વરૂપે પેઠો. મૈથુન કરતા આસુરી માયા જાણી લિંગમા રૌદ્ર શસ્ત્ર કરી તેનો વધ કર્યો. ગૌરત્વ મેળવી પાર્વતી આવીને મળ્યાં. સુરતારંભ કર્યો. દેવોની પ્રેરણાથી કબૂતર રૂપે આવેલા **અગ્નિને** મહાદેવે વીર્ય ભક્ષણના માટે પ્રેર્યો અગ્નિની પત્ની સ્વાહાએ તે વીર્ય લઇને સરના સ્તંભમા નાખી દીધું. ત્યાથી ઉત્પન્ન થએલો જે **કાર્તિકેય** તેણે તારકાસુરને મારવા સર્વ દેવોએ મહીસાગરના સંગમે (ખંભાતમા) સેનાધિપતિ બનાવ્યો. તરત જન્મેલા તે કુમારને લઇને તારકાસુરને મારવા દેવો ચઢયા. તારકાસુરને બ્રહ્માએ આપેલો વર યાદ આવ્યો તો પણ રણમા ચઢયો. આ સંગ્રામમાં **તારકાસુરે** વિષ્ણુ રૂદ્રાદિક બધાએ દેવોને જર્જરીભૂત કરી નાખ્યા. જ્યારે મહાદેવના સામે આવવા લાગ્યો ત્યારે આકાશ વાણી થતા કુમાર કાર્તિકેયને મારવાની ઇચ્છા થઇ છેવટે તુરતના બાલકે તે તારકાસુરનો નાશ કર્યો.

---

## આ સ્કંદપુરાણના તારકાસુરની સમીક્ષા

પ્રથમ મત્સ્યપુરાણના તારકાસુરનો વિચાર તપાસી જોયો. હવે આ સ્કંદપુરાણના તારકાસુરને તપાસીએ—આ તારકાસુરને ખંભાત બંદરના તખ્તની ગાદીનો માલીક થએલો બતાવ્યો છે. વજ્રાગાસુરને તપથી અટકાવી બ્રહ્માએ પુત્ર થવાનો વર આપ્યો તે પુત્ર ૧૦૦૦ હજાર વર્ષ. માતાના ગર્ભમા રહયો જન્મ થયા પછી 'તારક' નામ પાડયું. લાયક ઉમરે ગાદી ઉપર આવ્યો. પછી દેવતાઓને જીતવા અયુત વર્ષ (એટલે દશહજાર વર્ષ) સુધી તપ કર્યો તે આહાર વિનાનો ત્યારે બ્રહ્મા તેને વર આપવા ગયા. તારકાસુરે માગણી કરી કે હું કોઇથી મરૂ નહિ, એવો વર આપો. બ્રહ્માએ કહ્યું કે સાત દિવસના છોકરા વિના તું કોઇથી મરીશ નહી, એવો વર આપ્યો. (બ્રહ્માની શક્તિ પૂર્વે બ્રહ્મ પ્રકરણમા વિસ્તારથી લખેલી છે તે વિચારો) આ તારકાસુરે પ્રથમ બધા દેવતાઓની સાથે યમદેવોનો પણ નાશજ કર્યો. (આ તારકે દેવલોકમાં જઇને યુદ્ધ કરેલું કે પૃથ્વી ઉપર ?) પછી વિષ્ણુ ભગવાને બધા દેવતાઓને નાશી જવાની આજ્ઞા કરી. યુગ યુગના ઉદ્ધારક વિષ્ણુ ભગવાન્ પણ આ તારકથી થાકયા જાણી દેવતાઓ પાર્વતીજીની પાસે ગયા, તેમને અંગના મેલથી ગણપતિ બનાવી કાંઇક મદદ આપી. છેવટે તપના અન્તે આવેલા પાર્વતીના સંભોગનું વીર્ય સ્વહાએ શરના સ્તબમા નાખ્યુ તેનાથી એક બાળક ઉત્પન્ન થયો. જ્યારે પેલો તારકાસુર મહાદેવના સામે થયો ત્યારે તે બાળકે માર્યો.

પ્રથમ બ્રહ્માએ **તારકાસુરને** વર આપ્યો અને દેવતાઓનો નાશ કરાવ્યો. તે શુ જગતના જીવોના ઘાટ ઘડનાર એવા ત્રિકાળ જ્ઞાની બ્રહ્માની ભૂલ ન ગણાય? વિચાર કર્યા વગર દેવતાઓની વારે ચઢી વિષ્ણુ ભગવાને તેમનુ સાર્થક શું કર્યુ ? છેવટે જોર મારી મહાદેવજી તારકના સામે ગયા પણ તે નાના સરખા છોકરાથી બચ્યા. આ કથામાં સત્યાશ કેટલો હશે તેનો વિચાર કરવાની ભલામણ વાચક વર્ગનેજ સોપુ છુ અને આમા કોઇ મારી ભૂલ થએલી હોય તેની ક્ષમા યાચી નિવૃત થાઉ છું.

ઇતિ વૈદિક–સ્કંદપુરાણના તારકાસુર અને તેની સમીક્ષા

---

## પુનઃ રામાયણના લેખમાંથી લીધેલા તારકાસુર.

તુલસી રામાયણ બાલકાડ પૃ. ૭૯ થી પૃ. ૧૦૦ સુધીના **તારકાસુરની** કથાનો સાર.

સુન્ન સદાશિવજી પોતાના મનને સ્થિર કરી રામચંદ્રનું ધ્યાન કરવા લાગ્યા. આ વખતમાં તારક નામનો અસુર ઉત્પન્ન થયો અને તે મહાપ્રતાપવાળો થયો. અને એ દૈત્યે, લોકોને, લોકપાલોને અને સર્વ દેવતાઓને સુખથી તથા સંપતિથી રહિત કર્યા. એ અસુર અજરામર હતો, કોઇથી જીતી શકાય તેમ ન હતો. દેવતાઓ વિવિધ પ્રકારની લડાઇઓ કરીને હારી ગયા. છેવટે બ્રહ્માની પાસે જઇને પોકાર કર્યો. બ્રહ્માએ સર્વ દેવતાઓને ઘણાજ દુઃખીયા દેખ્યા અને સમજાવીને કહ્યું કે—શિવજીના વીર્યથી ઉત્પન્ન થએલો પુત્ર એ દૈત્યને જીતે તોજ એ દૈત્યનું મરણ થાય. પણ શિવજી સ્ત્રીનો સંગ કરે તેમ નથી. જો કામદેવને શિવની પાસે મોકલો તો એ કાર્ય થાય, દેવતાઓએ કામદેવની સ્તુતિ કરી કામદેવને પ્રગટ કર્યા. કામદેવે વિચાર્યું કે આ કામ કરતાં મારો નાશ થશે તો પણ પરોપકાર કરવો. આવો વિચાર કરી—પશુ, પંખીઓ અને ઝાડો આદિ સર્વ સંસારના જીવોને પોતાના વશમાં કરી આખી દુનીયાને આકુલ વ્યાકુલ કરી નાખી માત્ર જેઓને રામચંદ્રજીએ બચાવ્યા તેઓજ કામદેવથી બચ્યા. હવે ડરતા હુવા કામદેવ શિવજીની પાસે ગયા. પોતાની સર્વ કલાઓ કેલવી પણ ફાવ્યો નહિ. છેવટે પોતાનું અમોઘ બાણ છોડયુ એટલે શિવજીએ જાગૃત થઇ ક્રોધથી પોતાની નજર કામદેવ તરફ ફેંકીને તેને બાલીને ભસ્મ કરી નાખ્યો બધો સંસાર સ્વસ્થ થઇ ગયો. કામદેવની સ્ત્રી 'રતિ' રોતી પીટતી શિવજીની પાસે આવી. શિવજીએ કહ્યું હવે તારો પતિ અંગ વગરનો અનંગજ રહેશે અને જ્યારે શ્રી કૃષ્ણાવતાર થશે ત્યારે તેનો પુત્ર (પ્રદ્યુમ્ન) થશે. જા મારૂં વચન અન્યથા નહિ થાય. પછી રતિ ચાલી ગઇ હવે કામદેવ ભસ્મ થયાના સમાચાર સાંભળી બ્રહ્માદિક દેવો વૈકુંઠમાં વિષ્ણુની પાસે ગયા અને વિષ્ણુ બ્રહ્માદિક સર્વે મળીને શિવજીની પાસે જઇ સ્તુતિ કરીને પ્રસન્ન કર્યા. શિવે કહ્યું કે—તમો સર્વે શા કારણથી આવ્યા છો? પછી વિષ્ણુ, બ્રહ્માદિક બોલ્યા કે આ બધા દેવો આપણો વિવાહ જોવાને ઇચ્છે છે. પછી સપ્ત મહર્ષિઓએ લગ્ન પત્રિકા જોઇ અને બ્રહ્માએ સર્વ દેવોને સંભળાવી. નક્કી થયું એટલે શિવજીને જટા મુકુટ આદિથી શણગાર્યા. વિષ્ણુ બ્રહ્માદિક પોતાનાં વાહનો ઉપર ચઢીને જાનમાં ચાલ્યો. શિવે પોતાના ગણોને પણ બોલાવ્યા. તેમાં—મુખ વિનાના, મોટા મુખવાળા, લુલા, હાથતુટા, વિગેરે ગધેડા જેવા, કુતરા જેવા પણ હતા, જેવા વર તેવી જાન પણ બની. તેમજ હિમાલય પર્વતના મંડપનું વર્ણન પણ થઇ શકે તેમ નથી. તેમાં બધા પહાડો, સાગરો અને તળાવો પણ હતા. જાનૈઆઓને દેખતા નગરમા ખલભલાટ, દેવતાઓના વાહનો ભડકીને ભાગવા લાગ્યા. બાળકો ભયથી ધ્રુજતા યમ રાજાનો ભય કરવા લાગ્યા. વરને જોઇ સ્ત્રીઓ ભાગી. પાર્વતીની માતાએ

કહ્યું–હિકરી ! ગમે તેમ થાય પણ આ વરની સાથે તો તારૂં લગ્ન નહિ કરૂં. આ સમાચાર નારદને મળતા સપ્ત ઋષિઓની સાથે હિમાલયને ઘરે આવ્યા. પૂર્વની કથાથી સમજૂતિ કરવા લાગ્યા. તમારી હિકરી સનાતન કાળથી શિવની શક્તિ, અવિનાશી, અર્ધાંગમાં રહેનારી છે અને જગતની–ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનારી ઇચ્છા પ્રમાણે શરીરને ધરનારી છે પ્રથમ દક્ષને ઘેર જન્મી, નામ સતી હતુ. શંકર સાથે વિવાહ થયો હતો એક વખતે રામ ચંદ્રજીના દર્શન થતા મોહ પામી સીતાનો વેષ લીધો તેથી શિવે ત્યાગ કર્યો. પછી દક્ષના યજ્ઞહોમમા બળી મુઆં અને હમણાં તમારે ત્યાં જનમ્યા, શિવના માટે દારૂણ તપશ્ચર્યા કરી છે, તેથી એ શિવના પત્નીજ છે. પછી સર્વેને આનદ થયો. તરેહતરેહના ભોજન વિષ્ણુ અને બ્રમ્હાદિક જમ્યા. લગ્ન સમયે શીવજી બ્રામ્હણોને નમન કરી, રામચંદ્રનું સ્મરણ કરી સિંહાસન ઉપર બેઠ'. મુનિઓની આજ્ઞાથી ' ગણપતિનું ' પૂજન શિવે કર્યું. વિવાહ પહેલાં ગણપતિ સભવે કેમ ? એવી શંકા કરવી નહિ. દેવતાઓની પદવીઓ અનાદિ કાળથી ચાલતી આવે છે. હાથ મેળાપ થયો. ગાડાને ગડા દાયજો મલ્યો. કૈલાશ ઉપર આવ્યા, વિલાસ કરતાં છ મોઢાવાળા કાર્તિકેય જન્મ્યા. કે જે કાર્તિકેયે તારકાસુરને માર્યો. કાર્તિકેયનો જન્મ અને કર્મ વેદોમાં, પુરાણોમાં પ્રસિદ્ધ છે. યાજ્ઞવલ્કના મુખથી સદાશીવનુ ચરિત્ર સાંભળી ભારદ્વાજ સુખ પામ્યા. શિવનો સ્નેહ તેજ રામ ભક્તનુ લક્ષણ છે.

---

## રામાયણના તાકાસુરની સમીક્ષા

સજ્જનો ! મત્સ્ય પુ૦ અને સ્કંદ પુ૦ ના તારકાસુરથી આપ જાણીતા થયા. હવે રામાયણના તારકાસુરમાથી જે સત્ય મળે તે વિચારીએ.

જૈનોના બારમા તીર્થંકરના સમયમાં જે દ્વિપૃષ્ટ વાસુદેવાદિકનું બીજું ત્રિક લખીને બતાવ્યું તેમાંના આ તારક નામના પ્રતિવાસુદેવ છે અને દ્વિપૃષ્ટ વાસુદેવના હાથથી મરેલા છે. અનાદિકાળનોજ એવો નિયમ છે કે–વાસુદેવના હાથથીજ પ્રતિવાસુદેવ મરે તે પ્રમાણે અશ્વગ્રીવ (પૌરાણિકના હયગ્રીવ) અને તારક પ્રતિવાસુદેવ ( પૌરારાણિકોના તારકાસુર ) નો બનાવ આપે જૈન ઇતિહાસથી લખાએલો જોયો. હવે આગળ સાત વાસુદેવાદિકના બનાવો લખાશે તે પણ લક્ષમા લેતા જશો. હવે આ લક્ષ્મણ વાસુદેવાદિકનું ત્રિક જૈન ઇત્રિહાસ પ્રમાણે આઠમુ છે અને તે જૈનોના ૨૦મા અને ૨૧ મા તીર્થંકરના મધ્યકાળમા થએલું છે તેથી રામ લક્ષ્મણાદિકનો અધિકાર તે સ્થાન ઉપરજ કિંચિત્ લખીને બતાવીશું.

હાલ તો આ રામાયણમાં તારકાસુરનુ સ્વરૂપ કેવા પ્રકારનું ગોઠવ્યુ છે તેમાથીજ કિંચિત્ વિચારીએ—

પૌરાણિકોનો ખરો મત તપાસીસું તો—રામચન્દ્રજીના પછીથીજ શિવજી થયાનું જણાશે આ ખ્યાલ અમારા આગળના લેખથી પણ આપ સાહેબો કરી લેશો. તો પછી રામચંદ્રજીનુ ધ્યાન કરવા તે સમયમાં શિવજી બેઠાનું કેમ સંભવે? વળી તેમના ધ્યાનના સમયમા મોટો ઉત્પાત કરવાવાળો માબાપ વિનાનો **તારકાસુર** પેદા થઇ ગયો તે પણ વિચારવાનું? ત્રાસી ગએલા દેવતાઓ—જગતના કર્તા બ્રહ્મા પાસે ફરીઆદ કરવા ગયા ત્યારે તેમને જે શિવજીના ધ્યાનથી અચાનક ઉત્પાત કરનાર થયો તેનો નાશ તેના પુત્રથી થવાનું જણાવ્યુ. બ્રહ્માને ભવિષ્યનું જ્ઞાન હોત તો પોતે વારંવાર તેમનાથી નીચા દરજ્જાના લોકોથી શાપિત શું કરવાને થતા? જુઓ અમારો આગળ પાછળનો લેખ, મહાદેવે કામદેવને બાળીને ભસ્મ કરી નાખ્યો અને વલી પાછા અદ્ભુત રૂપવાલી જાન શણગારીને પરણવાને ગયા. શું આ આશ્ચર્ય ન ગણાય? પાર્વતીજીતો પતિને લંપટ જાણી રક્ષક મૂકી તપ કરવા ગયાં હતાં. વળી પરણવાની હોસમા બ્રાહ્મણોને નમસ્કાર કરી પટલા ઉપર બેઠા. મોટા મોટા દેવો પણ બ્રાહ્મણોને જ નમસ્કાર કરે ને?

બાકીનો વિચાર ઉપર આવેલા રામાયણના લેખથીજ વાચક વર્ગે કરી લેવો અને સત્ય વસ્તુની તપાસ કરવી.

॥ ઇતિ વૈદક-રામાયણના તારકાસુર અને તેની સમીક્ષા. પ્રકરણ ૨૭ મું.

---

# પ્રકરણ ૨૮ મું.

## તેરમા તીર્થંકર અને ત્રિજા વાસુદેવનું ત્રિક.

( ભદ્ર– બળદેવ. સ્વયંભૂ–વાસુદેવ, અને મેરૂક–પ્રતિ વાસુદેવ ) ત્રિષષ્ઠિ૦ પર્વ ૪ સર્ગ ૩ જો.

તેરમા તીર્થંકરનો જીવ પૂર્વ ભવે–ધાતકી ખંડમાંના પૂર્વ વિદેહ ક્ષેત્રના ભરતમાં મહાપુરી નામના નગરનો રાજા **પદ્મસેન** હતો તે રાજ્ય છોડી દીક્ષા લઇ અર્હદાદિકની ભક્તિ પૂર્વક મહાતપ કરી બારમા દેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થયા. પછી ત્યાંના લાંબા આયુષ્યના અંતે ચ્યવીને કાંપિલ્યપુરના રાજા–**કૃતવર્મા**

'તમના પટ્ટરાણી—શ્યામા' હતી. તેમની કુક્ષીથી તેરમા તીર્થંકર **વિમળનાથ** પણે ઉત્પન્ન થયા.

હવે આ તેરમા તીર્થંકરનાજ સમયમા જે બલદેવાદિક થયા છે તેમના પૂર્વ ભવોનો વૃતાન્ત કિંચિત્ ઇસારા માત્ર રૂપે અહિં લખીએ છીએ—

જબુદ્વિપના પશ્ચિમ મહાવિદેહમા—આનંદકરી નગરીનો રાજા **નંદી-સુમિત્ર** નામે હતો. તેને છેવટે રાજ્ય છોડીને દીક્ષા ગ્રહણ કરી, દુષ્કર તપ તપ્યા અને છેવટે અનુત્તર વિમાનના દેવતા થયો.

હવે આગળ આ ભરતમા શ્રાવન્તિ નગરીનો રાજા—**ધનમિત્ર** હતો. તેમની નગરીમા **બલિ** નામનો રાજા અતિથી પણે આવીને રહ્યો હતો. તે બન્ને રાજાઓ દ્યુત ( જુગાર ) ના વ્યસનમા પડયા. જે પ્રથમનો ધનમિત્ર હતો તે રાજ્યને હાર્યો. નિરાધાર પણે ભટકતા એક મુનિની પાસે દીક્ષા લઇ ઉગ્ર તપ કરતા તેણે બલિ રાજાને મારવાનુ નિદાન કર્યું અને મરીને બારમા દેવલોકમા દેવતાપણે ઉત્પન્ન થયો.

હવે બલિરાજા પણ રાજ્ય છોડીને સાધુ થયા. અન્તે મહર્દ્ધિક દેવપણે ઉત્પન્ન થયા. ત્યાના લાબા આયુષ્યના અંતે નંદપુરના રાજા **સમરકેશરી** રાણી **સુંદરી** તેની કુક્ષિથી **મેરૂક** નામા પ્રતિવાસુદેવપણે ઉત્પન્ન થયા. હવે આગલ દ્વારિકા નગરીના રાજા રૂદ્રનામના હતા. તેમને **સુપ્રભા** અને **પૃથ્વી** નામની બે રાણીઓ હતી.

નંદિ મિત્રનો જીવ —અનુત્તર વિમાનથી ચ્યવીને—સુપ્રભાની કુક્ષીથી—**ભદ્ર** નામા બળદેવ પણે ઉત્પન્ન થયા.

અને ધનમિત્રનો જીવ બારમા દેવલોકથી ચ્યવીને—**પૃથ્વી** રાણીની કુક્ષીથી—**સ્વયંભૂ** નામે વાસુદેવ પણે ઉત્પન્ન થયા.

ભદ્ર અને સ્વયંભૂ—નગરની બહાર ક્રીડા કરતા હતા તેવામા હાથી ઘોડાનુ મોટું સૈન્ય જતું જોઇને તેના મુખીને પૂછતા તેણે કહ્યું કે અમો શશિ-સૌમ્ય રાજાના માણસો છીએ જીવિતની આશાથી આ સૈન્ય મેરકને આપવા જઇએ છીએ. આ વાત સાભળી તે બન્ને ભાઇએ મેરકને નહિ ગણતા તે સૈન્ય પોતાના તાબામાં લઇ લીધુ મેરકને ખબર પડતા મોટું યુદ્ધ થયું તેમાં—સ્વયંભૂ વાસુદેવના હાથે મેરક પ્રતિવાસુદેવ મરાણો.

॥ ઇતિ જૈન પ્રમાણે—ત્રિજા સ્વયંભૂ વિષ્ણું, અને મેરૂક પ્રતિવિષ્ણુ.

———————

## વૈદિક મતે મુરૂ દૈત્યની કથા.

સુરૂ દૈત્યની સાથે દિવ્ય હજાર વર્ષના બાહુ યુદ્ધથી કૃષ્ણ નાશી છુટયા. બ્રહ્માડ પુરાણમાથી માગર શુદિ એકાદશીની કથા. શ્લોક ૧૪૩ સાનો કિંચિત સાર–છવીશ એકાદશીમાની પહેલી.

॥ શ્રી કૃષ્ણને અર્જુને પૂછ્યું કે–માગસર શુદિ અગીઆરસના વ્રતથી હજારો યજ્ઞનુ ફળ શાથી ? શ્રી કૃષ્ણે ઉત્તરમાં જણાવ્યુ કે–પૂર્વે કૃતયુગમાં–મુરૂ નામના દૈત્યે ઇંદ્ર, બ્રહ્માદિ બધાએ દેવતાઓને સ્વર્ગમાથી ભ્રષ્ટ કર્યા એટલે પૃથ્વી ઉપર આવી મહાદેવજીની પાસે પોતાનુ રક્ષણ માગ્યું. મહાદેવે વિષ્ણુ બતાવ્યા એટલે તેઓએ જલ મધ્યે સુતેલા વિષ્ણુને સ્તુતિ કરીને જગાડયા અને બધી હકીકત કહી બતાવી એટલે વિષ્ણુ બોલ્યા કે એવો દુષ્ટ દૈત્ય કોણ છે ? કે જેણે બધાએ દેવતાઓને સ્વર્ગમાંથી ભ્રષ્ટ કર્યા ? બતાવો તેનુ નામ, ઠામ, ઠેકાણું પછી ઇંદ્રે કહ્યુ કે ચંદ્રવતી નગરીમા બ્રહ્મવંશના નાડીજંઘનો પુત્ર મુરૂ છે તેને બધાએ વિશ્વને જીતી લીધું અને એણે અમારા દેવતાઓનો પણ નાશ કર્યો. આ વાત સાભળતાં વિષ્ણુ ભગવાને તેનો નાશ કરવાનું વચન આપ્યુ અને બધાએ દેવતા-ઓને લઇ ચંદ્રવતીમાં લડવા ગયા. પણ દેવતાઓ તો તે દૈત્યના એકજ સપાટાથી નાશી ગયા. છેવટે વિષ્ણુ ભગવાન તે દૈત્યની સાથે દિવ્ય હજાર વર્ષ સુધી બાહુ યુદ્ધમાં પડયા પણ થાકયા. તેથી નાશીને બદરિકાશ્રમમાં એકજ દરવાજાવાળી બારયોજનની ગુફામા જઇને સુતા–મુરૂ દૈત્ય પણ પાછળ ત્યા જઇને મારવા તૈયાર થયો. તે વખતે મારા અંગમાથી એક કન્યા ઉત્પન્ન થઇ. તેની સાથે લડતાં છેવટે તે મુરૂ નામનો દૈત્ય મરાણો. એટલે મારી નિદ્રા પુરી થતા ઉઠીને જોવા માંડયુ તો તે દૈત્યને મરેલો જોયો અને નમ્ર રૂપે તે કન્યાને જોઇ પૂછ્યું કે આ દૈત્ય કોણે માર્યો કન્યાએ કહ્યું કે મે માર્યો છે. પછી મેં સંતુષ્ટ થઇ કન્યાને વર માગવાનું જણાવ્યું. કન્યાએ કહ્યુ જો આપ મને વર આપતા હોય તો જે આ એકાદશીમા મને દૈત્યને મારવાની શક્તિ પ્રાપ્ત થઇ છે તે એકાદશીનુ લોકો વ્રત કરે ? એટલે વિષ્ણુ ભગવાને તે વર આપ્યો. માટે આ માગસરસુદિ એકાદશીનુ વ્રત કરતા હજારો યજ્ઞોનું ફળ મળે છે. "ઇત્યાદિ" વિશેષ બતાવેલા ગ્રંથોમાંથી જોઇ લેવું.

---

## જૈન, વૈદિકના મુરૂની સમીક્ષા

જૈન પ્રમાણે આ અવસર્પિણીમાં બલદેવની સાથે વિષ્ણુ. પ્રતિવિષ્ણુનાં

નવત્રિક થએલા છે. તેમાનું પહેલુ અને બીજુ ત્રિક—અગીઆરમા અને બારમા તીર્થંકરના સમયમા થએલું બતાવી દીધું છે. હવે તેરમા તીર્થંકરના સમયમાં ભદ્ર બલદેવની સાથે **સ્વયંભૂ** વાસુદેવ અને **સુરૂ** નામનો પ્રતિવાસુદેવ થયો છે એ બન્ને મહાન રાજાઓ છે. સુરૂએ રાવણની પેઠે લડાઇ ઝગડાઓ કરી ત્રણે ખંડના રાજાઓની પાસે પોતાની આજ્ઞા મનાવી છે. તે અરસામાં થએલા **સ્વયંભૂ** મહાન રાજાએ પોતાના ભાઇ બલદેવની સહાયથી સુરૂનો નાશ કરી પોતે ત્રણ ખંડના ભોકતા વાસુદેવ થયા છે. પ્રતિવિષ્ણુને વિષ્ણુજ મારે એવો અનાદિનો નિયમ છે. તેથી **સ્વયંભૂ** નામના વિષ્ણુએ સુરૂ નામના પ્રતિવિષ્ણુને સાઠ હજાર વર્ષના આયુષ્યના અન્તે માર્યો છે.

પુરાણકારોએ આઠમું ત્રિક લક્ષ્મણાદિકનું અને નવમુ ત્રિક શ્રી કૃષ્ણાદિનુ તેમનામાંના નામાદિક કેટલાક કાયમ રાખી પૂર્વ કાળમા થએલા વિષ્ણુના નામો ઉડાવી દઇને તેમના સમયમાં થએલા પ્રતિવિષ્ણુઓ ( વિરોધીઓ ) ને દાનવો ( દૈત્યો ) ના નામથી પ્રસિદ્ધમા મુકી તેમના ઇતિહંસોમા આસમાન જમીનના જેટલો મોટો ફેરફાર કરીને મૂકેલો છે. તેમાનુ પહેલુ ત્રિક બળદેવની સાથે મૂકેલુ **ત્રિપૃષ્ટ** વાસુદેવ અને **અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવનુ અને બીજું ત્રિક બલદેવની સાથેનું મૂકેલુ. **દ્વિપૃષ્ટ** વાસુદેવ અને **તારક** નામના પ્રતિવાસુદેવનુ અગીઆરમા અને બારમા તીર્થંકરના સમયમા થએલુ તેનો સબન્ધ જૈન અને વૈદિકમાથી જે લખીને બતાવ્યો છે તેને તપાસીને જુવો, કેટલો બધો ફેર થએલો છે એટલે ખાત્રી થશે.

હવે હું આ ત્રીજા ત્રિકમાંના સુરૂદૈત્યનો વિચાર કિંચિત કરીને બતાવુ છું–યુધિષ્ઠિરને શ્રી કૃષ્ણ પોતેજ કહે છે કે–પૂર્વે કૃતયુગમા **સુરૂ** નામના દૈત્યે બ્રહ્માદિક બધાએ દેવતાઓને સ્વર્ગમાથી ભ્રષ્ટ કર્યા. પૃથ્વીપરના શિવને શરણે ગયા પણ શિવે વૈકુંઠના વિષ્ણુ બતાવ્યા. એટલે તે બધા બ્રહ્માદિક દેવતાઓએ સમુદ્રમા સૂતેલા શ્રી કૃષ્ણને જગાડી બનેલી વાત કહી બતાવી. શ્રી કૃષ્ણે સુરૂનો નાશ કરવાની પ્રતિજ્ઞા કરી બ્રહ્માદિક બધાએ દેવતાઓને લઇને વિષ્ણુ ભગવાન્ પોતે ચઢયા. પણ દેવતાઓતો સુરૂના તાપથી ભાગ્યા માત્ર શ્રી કૃષ્ણજ દિવ્ય હજાર વર્ષ બાહુ યુદ્ધ સુધી ટકયા, પણ થાકીને નાશી જઇ–બાર યોજનની ગુફામા સુતા. સુરૂ પણ સુતેલા કૃષ્ણને મારવા તૈયાર થયો. ત્યારે તેમના અંગથી પેદા થએલી કન્યાએ શ્રી કૃષ્ણને બચાવ્યા. વિચારી પુરૂષોને આ કથા કેટલી શ્રદ્ધેય થઇ શકે ? આધુનીક કેળવણીના સમયમાં આવા

આવા પાયા વગરના સેકડો લેખો જોઇ લોકો પુરાણોને જુઠા કહે તેમા શી નવાઇ ?

---

## પુરાણમાં મુરૂના મરણથી—જૈનોમાં કલ્યાણકોથી એકાદશીની મહિમા.

મુરૂ પ્રતિવાસુદેવને સ્વયંભૂ વાસુદેવે માર્યો એમ જૈન ઇતિહાસથી લખીને બતાવી દીયો. પૌરાણિકોએ—મુરૂનુ મરણ કન્યાથી બતાવી તે અગીઆરસના દિવસને મોટો બતાવ્યો. જૈનોમા એક એક તીર્થંકરનાં ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને છેવટે મોક્ષ એ પાંચ કલ્યાણકના દિવસોને ઉત્તમોત્તમ માનવામા આવ્યા છે. તે અઢાઇ દ્વીપના ૧૫ ક્ષેત્રમાં થએલા કે થવાવાળા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણે કાળના તીર્થંકરોમાંનો કોઇનો જન્મ, તો કોઇની દીક્ષા તો કોઇને કેવળજ્ઞાન, કોઇ તીર્થંકરનું એક કલ્યાણક, તો કોઇના બે ત્રણ આ માગસર સુદી ૧૧ ના દિવસે થએલા ગણાવ્યાં છે.

એકંદરે ત્રણે કાળના અઢાઇદ્વીપના તીર્થંકરોના કલ્યાણક ૧૫૦ થએલાં ગણાવ્યા છે. કલ્યાણકના દિવશો ઉત્તમ મનાએલા તેથી આ માગસર સુદિ (૧૧) અગીઆરસ મોટી મનાએલી છે. આ સબન્ધે જૈનોના સંસ્કૃત, પ્રાકૃત તેમજ ભાષાના અનેક લેખો લખાએલા છે અને તેમાંના છપાઇને પણ ઘણા બહાર પડી ગએલા છે ત્યાથી વિચાર કરી લેવાની ભલામણ કરૂ છુ. જો કે આ અમારો લેખ ચાલતા પ્રસંગનો નથી. પણ વૈદિકોએ મુરૂ દૈત્યના સબન્ધથી આ અગીઆરસના દિવસને કેવા પ્રકારનો ગોઠવી જાહેર કર્યો છે તેટલું બતાવવા પુરતોજ છે. આ વિષયમાં જૈન અને વૈદિકના ઇતિહાસ સિવાય બીજુ સાધન અમારી પાસે નથી. વૈદિકોમા મુરૂના મરણ પ્રસગથી મોટો દિવસ ગણવામાં આવ્યો અને જૈનોમાં તીર્થંકરોના કલ્યાણકના દિવસોના કારણથી મોટો ગણવામા આવ્યો એટલોજ વિચાર કરીને જોવાનુ છે. **इत्यलं प्रसंगेन ?**

॥ ઇતિ વૈદિક—બ્રહ્માંડે—માગસર સુદિ ૧૧ ના સંબંધવાળી મુરૂ દૈત્યની કથા, અને તેની સમીક્ષા. પ્રકરણ ૨૮ મું સંપૂર્ણ.

---

# પ્રકરણ ૨૯ મું.

## ચૌદમા તીર્થંકર અને ચોથા વાસુદેવાદિકનું ત્રિક-ચોથું.

## ( બલદેવ–સુપ્રભ, વાસુદેવ– પુરૂષોત્તમ, પ્રતિવાસુદેવ–મધુ )

ધાતકીખંડ પ્રાગ્વિદેહમાના ઐરાવત ક્ષેત્રમા અરિષ્ઠા નગરી હતી. ત્યાનાઃ રાજા પદ્મરથ હતા તેમને રાજ્ય છોડીને યતિ દીક્ષા લઇને ઉગ્ર તપશ્ચર્યા કરી. અંતે દશમા દેવલોકમા દેવતા પણે ઉત્પન્ન થયા. લાંબા કાળ પછી ત્યાંથી ચ્યવીને--અયોધ્યાના રાજા સિંહસેનની રાણી **સુયશાની** કુક્ષિથી **અનંતજિત્** નામના ચૌદમા તીર્થંકરપણે ઉત્પન્ન થયા.

હવે બલદેવાદિકના પૂર્વ ભવોનો ઇસારો

જંબુદ્વીપના પૂર્વ વિદેહ ક્ષેત્રમાના નંદપુરી નગરીનો રાજા **મહાબલ** નામનો હતો. રાજ્યને છોડી દીક્ષા લીધી શુદ્ધપણે પાલન કરી અન્તે આઠમા સહસાર નામના દેવલોકમા તે દેવતાપણે ઉત્પન્ન થયો.

હવે આગળ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમા કૌશાબી નગરીનો રાજા **સમુદ્રદત્ત** હતો તેની રાણી **નંદા** નામની હતી. આ સમુદ્રદત્તનો મિત્ર મલયાચલનો રાજા **ચંડશાસન** હતો. એક દિન નંદા રાણી ઉપર નજર પડતાં શત્રુરૂપ બની તેનુ હરણ કરી ગયો સમુદ્રદત્તે દીક્ષા લીધી. ઉગ્ર તપ કર્યો. ચંડશાસનને મારવાનુ નિદાન કરી અંતે આઠમા સહસ્રાર દેવલોકમા દેવતાપણે ઉત્પન્ન થયો.

હવે ચંડશાસન પણ મરણ થયા બાદ અનેક યોનિઓમાં ભટકીને છેવટે પૃથ્વીપરના રાજા **વિલાસ** તેની રાણી **ગુણવતી** તેની કુક્ષિથી **મધુ**નામા પ્રતિવાસુદેવ પણે ઉત્પન્ન થયા.

બીજી તરફ દ્વારકીના રાજા **સોમ** નામના હતા. તેમને **સુદર્શના** અને **સીતા** નામની બે રાણીઓ હતી

જે મહાબળનો જીવ હતો તે આઠમા દેવલોકથી ચ્યવીને સુદર્શનાની કુક્ષિથી **સુપ્રભ** નામે બળદેવ પણે અને સમુદ્રદત્તનો જીવ હતો તે આઠમા દેવલોકથી ચ્યવીને શીતાદેવીની કુક્ષિથી **પુરૂષોત્તમ** નામે વાસુદેવપણે ઉત્પન્ન થયા.

એક દિવસે–મધુના મહેલમાં નારદ ગયા છે. તેમને મધુએ પૂછયુ કે મારાથી કોઇ વધારે બળવાન છે ? છેવટે નારદે કહ્યુ કે સુપ્રભ અને **પુરૂષોત્તમ**

એ બે ભાઇઓ–પવન અને અગ્નિ જેવા દુઃસહ છે. આ વાત સાંભળતાંજ સોમ રાજાની પાસે દૂત મોકલીને તેના રાજ્યની સાર સાર વસ્તુની માગણી કરી. પણ પુરૂષોત્તમે તે દૂતને ધક્કા મારી હાંકી મૂક્યો. આ તરફથી મધુ નામના પ્રતિવાસુદેવે તત્તજ ચઢાઇ કરી પણ છેવટે પુરૂષોત્તમ નામના વાસુદેવના હાથે ચક્રવથી મરાણો અને નરકમા ગયો અને પુરૂષોત્તમના સેનાપતિના હાથે–મધુનો ભાઇ **કૈટભ** પણ મરાણો પુરૂષોત્તમ છેવટે મરણ પામી છઠ્ઠી નરકમા ગયા અને સુપ્રભ હતા તે દીક્ષા લઇને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમા ચાલ્યા ગયા.

॥ ઇતિ જૈન પ્રમાણે–પુરૂષોત્તમ વિષ્ણુ, મધુ પ્રતિવિષ્ણુ, તેના ભાઇ **કૈટભ.**

---

## (૧) માર્કંડેય પુરાણના મધુ અને કૈટભ.

મતમીમાંસા પૃ ૯૫ માર્કંડેય પુરાણ. અધ્યાય. ૭૮ મો.

" મધુ અને **કૈટભ** એ બે દૈત્યો–વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થયા. પછી બ્રહ્માજીને મારવા તૈયાર થયા. બ્રહ્માજી એ નિદ્રા દેવીની સ્તુતિ કરી. ભગવાન (શ્રીકૃષ્ણજી) ) જાગી ઉઠયા. પછી તે દૈત્યોની સાથે **પાંચ હજાર** વર્ષ સુધી બાહુ યુદ્ધ કર્યું. " ઇત્યાદિ.

---

## (૧) મધુ અને કૈટભની સમીક્ષા.

સજ્જનો ! પુરાણોમા લખ્યુ છે કે–**એકજ વિષ્ણુ** વારંવાર અવતાર લે છે, ત્યારે કયા કાલમા અને કયા અવતારમાં આ વિષ્ણુ ભગવાનના કાનમા મેલ ભરાઇ ગયો હતો ? અને કોની પાસેથી કઢાવતા આ મધુ અને કૈટભ બે દૈત્યો ઉત્પન્ન થઇ ગયા હતા ? ખેર. બીજી વાત એ છે કે સત્તરલાખ અને અઠ્ઠાવીશ હજારવર્ષના કૃતયુગમા બ્રહ્માજી થયા, તેમને આ બે દૈત્યોએ કયા કાળમા અને કયા યુગમા અને કયા ઠેકાણેથી પકડયા ? ત્રિજી વાત એ છે કે–આ બે દૈત્યોની સાથે બ્રહ્માજીએ કયા કાળમા વેર બાંધ્યું હતું કે જેથી વિષ્ણુ ભગવાનના કાનના મેલથી ઉત્પન્ન થતાની સાથે બીજા બધાઓને છોડી દઇને લાગલી બ્રહ્માજીનીજ દાઢી પકડી લીધી ? કોઇ કારણ હતું એમ શું આપ બતાવી શકો તેમ છો ? વળી ચોથી વાત એ છે કે– બ્રમ્હાજીએ નિદ્રાદેવીની સ્તુતિ કરીને શ્રી કૃષ્ણ ભગવાનને જગાડયા, બ્રમ્હાજી પોતે આખી દુનીયાને ઉત્પન્ન કરનાર હોવા છતાં પણ આ કાનના મેલથી ઉત્પન્ન થએલા માત્ર બે દૈત્યોને પણ શું હટાવી શકયા

નહિ ? આ પણ એક મહાન્ આશ્ચર્ય જેવુ ખરૂ કે નહિ ? વળી પાંચમી વાત એ છે કે–કૃતયુગ પછી ત્રેતા– બાર લાખ અને છન્નુ હજાર વર્ષનું થયું છે. તેમાં શ્રી કૃષ્ણજી થયા છે ત્યારે બ્રમ્હાજીએ કૃષ્ણ ભગવાનને કયા કાલમા જગાડયા ?

વળી છઠ્ઠી વાત એ છે કે–જેવી રીતે શ્રી કૃષ્ણ ભગવાન વિષ્ણુના અવતાર રૂપે ગણાય છે તેવી રીતે વિષ્ણુ ભગવાનના કાનના મેલથી ઉત્પન્ન થએલા આ બે દૈત્યોને ગણવા કે કોઈ જુદા રૂપના ગણવા ?

સજ્જનો ! પુરાણકારોનું આ બધું તર્કટ કેવા રૂપનું સમજવું ? કેમકે– જૈન ઇતિહાસ પ્રમાણે તો **મધુ** નામા પ્રતિવિષ્ણુરૂપ એક મહાન રાજા છે. શલાકાપુરૂષની ગણત્રીમા ગણાએલા છે અને અનાદિના કાળના નિયમ પ્રમાણે **પુરૂષોત્તમ** વાસુદેવના હાથે મરાણા છે. અને મધુનો ભાઇ **કૈટભ** તેમના સેનાનીના હાથે મરાણો છે. તેમનુ સ્વરૂપ પુરાણકારે કેવું પ્રમાણ વિનાનુ ચિતર્યું છે ? સંપૂર્ણ ઇતિહાસ જોવાની ઇચ્છાવાળા સજ્જનોએ ત્રિષષ્ટિ શલાકાના પર્વ ચોથાનો ચોથો સર્ગ જોવો.”

---

## વિષ્ણુના કાનના મેલથી મધુ કૈટભ દૈત્યો.

(૨) દુર્ગાપાઠ. અધ્યાય. ૧ લાના શ્લોક ૬૭ થી ૬૯ નો ભાવાર્થ:

“ કલ્પના અન્તે જ્યારે આ જગત્ એકાર્ણવરૂપે થયુ ત્યારે વિષ્ણુ ભગવાન શેષ નાગની શય્યા કરી યોગ નિદ્રામાં લીન થયા.

તે વખતે **મધુ** અને **કૈટભ** એ બે દૈત્યો વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થઇ બ્રમ્હાને મારવા દોડયા જગત્પતિ બ્રમ્હા તે વખતે વિષ્ણુની નાભિ કમળમા હતા અને શ્રી વિષ્ણુ સુતેલા હતા ઇત્યાદિ. ”

આ **મધુ** અને **કૈટભ** બે દૈત્યોની વિશેષ સમીક્ષા. આ દુર્ગાના પાઠમાં બતાવેલા બે દૈત્યોમાં વિશેષ એમ સમજાય છે કે વિષ્ણુ શેષનાગની શય્યા કરી યોગ નિદ્રામા લીન થએલા હતા તે વખતે તેમના કાનમાથી નીકળી તેમની નાભિકમળમાં બેસી રહેલા બ્રમ્હાને મારવા દોડયા. કેમકે તે વખતે બીજુ કોઇ તેમના હાથમા આવે તેમ ન હતું. વિચાર એ થાય છે કે નિમિત્તવિના ઉત્પન્ન થએલા તે બે દૈત્યોમાં એટલું બધું બળ કયાથી આવી ગયું કે જગત્ના સ્રષ્ટા એવા બ્રમ્હાને પણ ભયભીત કરી નાખ્યા ?

॥ ઇતિ વૈદિકે-માર્કંડેય અને દુર્ગાપાઠના-વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થએલા મધુ કૈટભની સમીક્ષા.

---

## વાયુપુરાણના મધુ અને કૈટભ.

વાયુપુરાણ. અધ્યાય ૨૪ માં મહાદેવની સ્તુતિ વિસ્તારથી કરેલી છે.

અધ્યાય ૭૫ મા મધુ અને કૈટભનું વર્ણન-પૃ. ૧૭૯ થી મૂળ અને પૃષ્ઠ. ૧૮૩ થી-બદરીનાથ ત્ર્યંબકનાથ તર્ક વાચસ્પતિ કૃત ભાષાંતર સં. ૧૯૧૪ માં છપાએલું વડોદરા તેનો કિંચિત્ સાર નીચે પ્રમાણે—

દક્ષના યજ્ઞનો નાશ કરનારો ઉમાપતિ—વિષ્ણુ અને બ્રમ્હાનું પાન કરતો હોય તેમ પોતાની સ્તવનાથી પ્રસન્ન થયો. તે મોટા ભાગ્યવાળા મહાદેવે જાણતાં છતા પૂછ્યું કે—હિતને ઇચ્છનારા તમે બન્ને મહાત્મા કોણ છો ? તે વખતે એક બીજાના સામું જોઇ કહેવા લાગ્યા કે હે સત્યરૂપ સર્વજ્ઞ ! તમે શુ અજ્ઞાત છો ? અમને તમારા વિના સુખ કયાં છે ? તે સમયે રૂદ્રદેવે કહ્યું કે-હે હિરણ્ય ગર્ભ ! અને હે કૃષ્ણ ! આ તમારી ભક્તિથી હુ પ્રસન્ન થયો છું. તમને કયુ વરદાન આપું ? પછી વિષ્ણુએ બ્રમ્હાને કહ્યું કે તમે જે વરદાન ઇચ્છતા હોય તે માગો, બ્રમ્હાએ પુત્રની ઇચ્છા જણાવી ત્યારે વિષ્ણુએ કહ્યું કે-હે દેવનાદેવ ! તમે મહેશ્વરને પુત્રપણા વડે દ્યો. બ્રમ્હાએ કેશવનુ વચન માન્ય રાખ્યું અને તેમને સાથે રાખી બ્રમ્હાએ રૂદ્રને નમન કરીને કહ્યુ કે-હે વિશ્વાત્મા ! તું મારો પુત્ર થા ?

અથવા તારા જેવો ભાર વહન કરનારો પુત્ર થાય. પછી ભગ નામના દૈત્યને હણનારા રૂદ્રે એમ કહયું કે “ એમ થાઓ ” એ પ્રમાણે રૂદ્રે બ્રહ્મા ઉપર કૃપા કરી. પછી વિષ્ણુને વર માગવાનું કહ્યું ત્યારે વિષ્ણુએ કહ્યુ કે-જો તેં આ બધુ કર્યું છે તો તારામાં મારી અચળ ભક્તિ રહો. વિષ્ણુનું કથન સાંભળી મહાદેવે કહ્યું-“ જે આ બધુ સ્થાવર જંગમ છે તે સઘળુ જગત્ રૂદ્રમય છે અને નારયણ મય છે-હું અગ્નિ છું, તૂં ચંદ્ર છે, તૂં રાત્રી અને હું દિવસ ઇત્યાદિ-યુગના વખતે આપણા બે સિવાય બીજોકોઇ આશ્રયભૂત નથો. હે વિષ્ણુ ! તૂં પ્રકૃતિ અને હું પુરૂષ છું. તૂં મારૂં અર્ધું શરીર છે ઇત્યાદિ, તૂં સઘળાં કાર્યનો કર્તા છે અને હું તેનો અધિદેવતા છું, ઇત્યાદિ કહીને રૂદ્ર અંતર્ધાન થયા અને પૃથ્વીના પાળક વિષ્ણુએ જળમાં પ્રવેશ કરી શયન કર્યું. બ્રમ્હા બ્રમ્હાસન ઉપર જઇ બેઠા. ત્યાર પછી ઘણા લાંબા કાળે મધુ અને કૈટભ બે ભાઇઓએ બ્રહ્માને એવુ કહ્યું કે-

તું અમો બન્નેનો ભક્ષ થઇશ, એવુ કહીને જલમા અંતર્ધાન થયા બ્રહ્માએ વિશેષ જાણવાનો પ્રયત્ન કર્યો પણ વિશેષ જાણી શકયા નહિ, ત્યારે કમળના નાલવડે રસાતળમા ઉતર્યા ત્યા પાતાળમાં હરણુના ચામડાનું ઉત્તરીય ( વસ્ત્ર ) ઓઢેલા હરિને સુતેલા જોયા. જગાડીને કહ્યુ કે-મને પ્રાણીઓનો મોટો ભય છે માટે મારૂં રક્ષણ કર, વિષ્ણુએ કહ્યુ-"બ્હીશ નહિ-બ્હીશ નહિ" તું પ્રાણીઓના વાકય વડે દૈત્યોનો નાશ કરીશ. ત્યાર પછી ૧× અનંત ભગવાને મધુ કૈટભને પુનઃ આવેલા જાણી પોતાના મુખથી વિષ્ણુ અને જીષ્ણુ બે ભાઇઓને ઉત્પન્ન કરીને કહ્યુ કે તમો બ્રહ્માનું રક્ષણ કરો. તે બે દૈત્યો વિષ્ણુ અને જીષ્ણુના સરખુ રૂપ ધારણ કરી વિષ્ણુ અને જીષ્ણુના સન્મુખ આવી ઉભા રહ્યા. તે સમયે તે બન્ને દૈત્યોએ બ્રહ્માને કહ્યું કે અમો બન્ને લડીએ છીએ, તૂ સભ્ય થા. એમ કહી તે બન્ને દૈત્યો જલમા પેઠા અને માયાવડે જલને સ્થિર કરી ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરવાને લાગ્યા લડતા દેવના ૨ સો વર્ષતો વીતી ગયા પણ ગર્વ હઠયો નહિ સરખા લક્ષણવાળા જોઇ વ્યાકૂલ થઇ બ્રહ્માએ ધ્યાન ધર્યું અને દિવ્ય નેત્રવડે અંતર જાણ્યું અને વિષ્ણુ, જીષ્ણુના શરીરને કમલના કેશરથી ઉત્પન્ન થએલા બખ્તરથી બાંધી દીધુ અને તે મંત્ર બોલવા લાગ્યા મંત્ર ભણતા કમળને ધારણ કરનારી **સતી** કન્યા ઉત્પન્ન થઇ. કન્યાને જોઇ દૈત્યો ગાભરા થયા. ત્યારપછી બ્રહ્માએ કહ્યું કે તૂં કન્યા કોણ છે? કન્યાએ કહ્યુ કે હું વિષ્ણુનો સંદેશો લાવનારી મોહિની નામે માયા છુ. હે બ્રમ્હ! તેં મારૂ કીર્તન કર્યું તેથી તારી પાસે આવી છું. પછી બ્રહ્માએ ગૌણ નામો પાડયા-"મહાવ્યાહૃતિ" મસ્તક ભેદી ઉત્પન્ન થઇ તેથી-સાવિત્રી અને કાશા, અને બીજા નામો કર્મથી ઉત્પન્ન થશે ત્યારબાદ દૈત્યોએ એવો વર માગ્યો કે-અમારૂં મરણ થાય નહિ અને અમે તારા પુત્ર થઇએ. દેવી 'તથાસ્તુ' કહી યમસદનમા લઇ ગઇ.

**વિષ્ણુએ કૈટભને અને જીષ્ણુએ મધુને માર્યા**

એ પ્રમાણે બ્રહ્માએ લોકના હિતમાટે વિષ્ણુ અને જીષ્ણુ સાથે રહી બન્ને દૈત્યોને માર્યા.

સુતે કહ્યુ કે હે ઋષિઓ! રૂદ્ર બ્રમ્હાના પુત્ર થયા તે હવે કહું છું. મધુ અને કૈટભ સાથે યુદ્ધ થયા કેડે બ્રમ્હાએ વિષ્ણુને કહ્યુ કે-હે દેવ! આજ સો વર્ષ પુરા થયા, પ્રલયનો સમય થયો છે, હુ સ્થાનપર જાઉ છું. બ્રમ્હાનું એવુ વચન

× ૧ અનંત ભગવાન તે અનાદિના વિષ્ણુ ભગવાનજ સમજવા

૨ દેવના સો વર્ષો એટલે કરોડોનાં કરોડો અથવા અબજોના અબજો પણ ગણત્રીમા આપણે હિસાબે કહી શકાય

સાંભળી વિષ્ણુએ પૃથ્વીને સ્થાવર વિનાની કરી જ ગમોનો પ્રકૃતિમા લય કર્યો. બ્રમ્હાએ ગોવિંદને આશીર્વાદ આપ્યો અને કહ્યું કે તે જગત્ સમુદ્રમય કર્યું હવે મને કરવા જેવું હોય તે કહો, વિષ્ણુએ કહ્યું કે હે કમલયોનિ મારૂં વચન સાંભળ, હે દેવ ! તેં પુત્રની ઇચ્છાથી ઇશ્વર પાસેથી જે કૃપા મેળવી તે તુ સફલ કરી મારાથી ઋણ રહિત થા. પછી ઇચ્છા હોયતો ચાર પ્રકારના પ્રાણીઓજ સરજ અથવા તો છોડી દે, પછી બ્રહ્માએ ગોવિંદથી કાર્યનો સંકેત જાણી ઉગ્ર તપ કરવા માંડયુ, તપ કરતા ઘણો વખત થયો પણ ફળ થયુ નહિ દુઃખી થવાથી ક્રોધ ઉત્પન્ન થયો તેથી નેત્રમાંથી આંસુ પડયાં અને તે બિંદુઓથી ઝેરી સર્પો ઉત્પન્ન થયા. પ્રથમ સર્પો ઉત્પન્ન થએલા જોઇ બ્રમ્હા પોતાને નિંદવા લાગ્યા, માગ તપને ધિક્કાર છે અરે ! પ્રારંભમાજ લોકોને નાશ કરનારી પ્રજા ઉત્પન્ન થઇ. બ્રમ્હાને ક્રોધની શાન્તિ ન થવાથી મૂર્છા આવી અને પ્રાણનો ત્યાગ કર્યો. પછી બ્રમ્હાના દેહથા રડતા અગીઆર ( ૧૧ ) રૂદ્રો પેદા થયા. સઘળા પ્રાણીઓમાં રહેલા પ્રાણને રૂદ્ર સમજવા. અગીઆર નીલલોહિત બ્રમ્હાના લલાટથી ઉત્પન્ન થઇ બ્રમ્હાને પુનઃ સજીવન કર્યા. પુત્રરૂપ રૂદ્રે બ્રમ્હાને સજીવન કર્યો ત્યારે કાંઇક અચેત થએલા બ્રમ્હાને રૂદ્રે વચન કહેવાને માંડયું. હે બ્રમ્હા તૂં મારી પાસે કાંઇ માગ ! અને તૂ પોતાને સ્મરણ કર, હે પ્રભુ હું રૂદ્ર નામે તારો પુત્ર છું. તું મારા ઉપર કૃપા કર, રૂદ્રનું વચન સાંભળી સજીવન થએલો બ્રમ્હ સ્નેહયુક્ત કહેવા લાગ્યો કે હે દેવ અગીઆર રૂપવાળો તૂં કોણ છે ? રૂદ્રે નમન કરીને કહ્યુ કે હે બ્રહ્મા ? તેં " વિષ્ણુ સાથે મારી પાસે ' હે દેવ તું મારો પુત્ર થા અથવા તારા જેવો ભાર વહન કરનારો પુત્ર આપ. એ પ્રમાણે વર માગ્યો હતો. હે દેવ આ સઘળા પુત્રો વડે કાર્ય કરવાને યોગ્ય છે માટે ખેદ છોડી દે અને તૂં લોકને સરજ ? એ પ્રમાણે રૂદ્રનુ કહેવું સાંભળી બ્રમ્હા પ્રસન્ન મનવાળો થયો અને લોકના અંતસા—કૃષ્ણ અને શુક્લવર્ણવાળા રૂદ્રને ફરી કહેવા લાગ્યો કે હે પ્રભુ તું મારા કાર્યને માટે સહાય થા ?

અને મારી સાથે તું પ્રજા ઉત્પન્ન કર ? તૂં સર્વ પ્રાણીઓના બીજ- વાળો છે તે પ્રમાણે તું તે કાર્યમા યુક્ત થા ? શંકરે 'અસ્તુ ' કહી તે વાત ગ્રહણ કરી. ત્યાર પછી કાળા મૃગચર્મ વડે શોભતા બ્રમ્હાએ પ્રથમ 'મન ' ને ઉત્પન્ન કર્યું. પછી પ્રાણીઓની 'ધારણાને ' ઉત્પન્ન કરી. પછી જીભ અને પછી સરસ્વતીને સર્જ્યા પછી ભૃગુ, અગીરા, દક્ષ, પુલસ્ત્ય, પુલહ, ક્રતું, અને વશિષ્ઠ નામે સાત માનસ પુત્ર ઉત્પન્ન કર્યા. બ્રમ્હાએ

પોતાના જેવા વિશ્વને ઉત્પન્ન કરનાર બીજા પણ પુત્રો ઉત્પન્ન કર્યા. તેના ક્રમ વડે ફરી તેણે મુખથી ગાયો ઉત્પન્ન કરી. ત્યાર પછી ઓંકાર જેમાં મુખ્ય છે એવા વેદ, અને તેની અભિમાની દેવતાઓ ઉત્પન્ન કરી. બ્રહ્માએ એ પ્રમાણે સૃષ્ટિ ઉત્પન્ન કરી અને ઉપર કહેલા દક્ષ વિગેરે સમર્થ માણસ પુત્રોને કહ્યું કે હે પુત્રો તમો રૂદ્ર સાથે પ્રજા સર્જો, તમારૂ કલ્યાણ થાઓ. તે સમયે પ્રજાના પતિઓએ રૂદ્રની પાસે જઇને કહ્યુ કે હે મહેશ્વર ! તમે રૂદ્ર સાથે પ્રજા સર્જો એવો તમારા ઉપર બ્રહ્માનો સંદેશો છે માટે અમે તારી સાથે પ્રજા સર્જવાને ઇચ્છીએ છીએ. દક્ષ વિગેરેનુ એવું કહેવુ સાભળી રૂદ્ર બોલ્યા કે હે બ્રહ્માના પુત્રો ! તમો મારા પ્રાણ ગ્રહણ કરી અને મારા બ્રાહ્મણ પુત્રોને અગ્રસેર કરી-બ્રહ્માથી આરંભી સ્તંભ ( ઘાસનો ડાંડો ) પર્યંતના મહ્રૂપમય સાત લોકોને સર્જવા યોગ્ય છો, માટે મારા વચનથી જાઓ. એવું કહેવુ સાભળી-દક્ષ વિગેરે પ્રજાપતિઓએ આદિ રૂદ્રને પ્રત્યુત્તર કહ્યો કે હે દેવ ! તમો જે પ્રમાણે આજ્ઞા કરો છો તે પ્રમાણે થશે. ત્યારપછી પ્રજાપતિઓ દક્ષને કહેવા લાગ્યા કે હે દેવ ! તૂ મોટો પ્રજાપતિ છે માટે તને આગળ કરીને અમો પ્રજાઓ સર્જીશું. દક્ષે ' એ પ્રમાણે થાઓ ' એવુ વચન કહ્યું. પ્રજાની ઇચ્છાવાળા બ્રહ્માએ તે પ્રજાપતિઓ સાથે સૃષ્ટિ રચવાનો આરંભ કર્યો.

હે ઋષિઓ ! થઇ ગયેલા સાતમા કલ્પમા બ્રહ્માના-ઋભુ અને સનત્ કુમાર નામે તપલોકમા રહેનારા બે પુત્ર થયા. ત્યારપછી તે બ્રહ્માએ બીજા મહર્ષિ એવા માનસ પુત્રો ઉત્પન્ન કર્યા

" મધુ, કૈટભની ઉત્પત્તિ અને વિનાશનું વર્ણન નામે પચીસમો અધ્યાય. "

ઇતિ વૈદિકે-પ્રાચીન વાયુ પુ૦ માં-વિચિત્ર પ્રકારે-મધુ અને કૈટભનુ,
અને જગત્‌ની ઊત્પત્તિનું સ્વરૂપ.

---

આમાં કિંચિત્‌વિચાર-મધુ અને કૈટભ આ બે ભાઇઓ મોટા રાજાઓ જૈન ગ્રંથોમા કહયા છે. વૈદિક માર્કંડેયમા-વિષ્ણુના કાનના મેલથી ઉત્પત્તિ બતાવી છે. આ વાયુપુરાણુમાં વાયુદેવે-એમ જણાવ્યું કે-આ બે ભાઇઓએ અચાનક પણે ઉત્પન્ન થઇ બ્રહ્માને એવું કહ્યુ કે-તું અમો બન્નેનો ભક્ષ થઇશ, પણ તે બન્ને કયાથી આવ્યા અને શા કારણથી ભક્ષ થવાનુ કહી ગયા ? બીજા સર્વેને છોડી બ્રહ્માનેજ ભક્ષરૂપે ખોળ્યો તે વિચારવા જેવું થાય છે. વળી સૃષ્ટિ રચવાના પૂર્ણ જ્ઞાન-

વાળા બ્રહ્મા તે ભયંકર બે દૈત્યોને જાણી શકયા નહિ, તેથી ભયનું રક્ષણ માગવા પાતાળમા હરિને શરણે ગયા. ફરીથી મધુ અને કેટભને આવેલા જાણી હરિએ વિષ્ણુ અને જીષ્ણુને ઉત્પન્ન કરવાની ખટપટ કરી. શું રક્ષા કરવાને પોતે સમર્થ ન હતા ? વળી તે બે દૈત્યોએ વિષ્ણુ જીષ્ણુનુંજ સ્વરૂપ ધારણ કરી બ્રહ્માને લક્ષ્ય રાખી દેવતાઓના સો વર્ષો સુધી લડયા અને બ્રહ્માનું પણ ભાન ભુલવ્યુ તેથી તેમને ઓળખવા ધ્યાન કરવું પડયું (ધ્યાન કોનું તે આમાં નથી) ધ્યાનથી જાણી કમલ કેશરના બખ્તરથી વિષ્ણુ જીષ્ણુનું શરીર બાંધી દીધું અને મંત્ર બોલતા રહ્યા તેથી વિષ્ણુનો સંદેશો લાવનારી કન્યા ઉત્પન્ન થઇ ગઇ. તેની પાસે પેલા બે દૈત્યોએ તેનાજ પુત્ર થવાનો વર માગ્યો. તે પેલી , કન્યાએ આપ્યો. આ કૃત્રિમની કન્યામા વર આપવાની સત્તા કયાંથી ? છેવટે તે કૃત્રિમ બે દૈત્યોને– કૃત્રિમ વિષ્ણુ જીષ્ણુએ માર્યા પણ બ્રહ્માદિક ત્રણે મોટા દેવોમાંના કોઇએ કાંઇ કર્યું હોય તેમ જણાતુ નથી. તેથી આ લેખ ચારે તરફથી વિચારવાનુ પંડિતોને જણાવું છું.

આગળ–બે દૈત્યો મરાણા પ્રલયનો સમય જાણી બ્રહ્માએ રજા માગી. વિષ્ણુએ પૃથ્વીને સ્થાવર વિનાની કરી. જંગમનો પ્રકૃતિમાં લય કર્યો. વિચાર થાય છે કે–કૃત્રિમ દૈત્યોને મારવા કૃત્રિમ વિષ્ણુ જીષ્ણુને ભળાવ્યા. તેનો અંત દેવતાઓના સો વર્ષે આવ્યો તો આખી પૃથ્વીને સ્થાવર જંગમ વિનાની કરતાં કેટલો વખત લાગ્યો હશે ! અને તે કોની પાસે કરાવ્યો હશે ? શું આ વાત વિચારવા જેવી નથી ? સૃષ્ટિની રચના કરવા માટે તપ કર્યું, ફળ ન આવતા આસુ પડયાં, તેના ઝેરી સર્પો થયા તેથી તપને ધિક્કારી છેવટે બ્રહ્માએ મૂર્છાથી પ્રાણ ગુમાવ્યા, ત્યાર બાદ મુડદામાથી અગીયાર રૂદ્રો ઉત્પન્ન થયા તે પ્રાણ થયા. ફરી તે મુડદાના લલાટથી ૧૧ નીલલોહિત ઉત્પન્ન થયા. તેણે બ્રહ્માને સજીવન કરી વર માંગવાનું કહ્યુ. બ્રહ્માએ પૂછયું કે તૂં કોણ છે ? ત્યારે ઇશ્વરે કહ્યું કે હું તારો પુત્ર છું. છેવટે લોકના અંતમાં–કૃષ્ણની અને રૂદ્રની સહાય લેવા ગયા. આ બે વખતે ઉત્પન્ન થએલા રૂદ્રો કયા ? અને સર્જવાનો લોક કયો ? આટલુ ટુંક માત્રજ લખી બાકીનો વિચાર કરવાનુ વાચક વર્ગને સોંપું છું.

॥ ઇતિ વાયુ પુરાણના મધુ અને કૈટભનો વિચાર.॥ પ્રકરણ ૨૯ મું સંપૂર્ણ.

---

# પ્રકરણ ૩૦ મું.

## પંદરમા તીર્થંકર અને પાચમા પુરૂષસિંહ વાસુદેવાદિકનું નિરૂ.

( બળદેવ–સુદર્શન, વાસુદેવ–પુરૂષસિંહ. પ્રતિવાસુદેવ–નિશુંભ )

૧૫ મા તીર્થંકરનો જીવ–પૂર્વ ભવમા ધાતકીખંડ પૂર્વ મહાવિદેહના ભરત ક્ષેત્રમા–ભદ્દિલ નગરના રાજા–**દૃઢરથ** હતા તેમને વૈરાગ્ય થવાથી યતિ દીક્ષા લીધી દુષ્કર તપ તપી તીર્થંકર નામકર્મ બાંધ્યુ અન્તે વૈજયંત વિમાનના દેવતા થયા. ત્યાથી ચ્યવીને આ ભરત ક્ષેત્રમા રત્નપુર નામના નગરના રાજા **ભાનુ** રાણી **સુવ્રતાની** કુક્ષિથી પંદરમા **ધર્મનાથ** તીર્થંકર પણે ઉત્પન્ન થયા.

હવે બળદેવાદિકના પૂર્વ ભવનો ઇસારો–જંબૂદ્વીપ–પશ્ચિમ વિદેહ ક્ષેત્રમા અશોક નામની નગરી હતી. તેના રાજા **પુરૂષવૃષભ** નામના હતા. વૈરાગ્ય થવાથી તેમને મુનિની પાસે દીક્ષા લીધી અને દુષ્કર તપ તપ્યા અન્તે આઠમા સહસ્રાર દેવલોકના અઢાર સાગરોપમના આયુષ્યવાળા દેવતા થયા. આ દેવતાના સોળ સાગરોપમ વિતી ગયાના સુમારે પોતનપુર નામના નગરમા ' **વિકટ** ' નામનો એક રાજા થયો. તેને **રાજસિંહ** નામના રાજાએ જીતી લીધો વિકટ રાજાએ દિક્ષા લીધી. તીવ્ર તપ કરતા રાજસિંહ રાજાને મારવાનુ નિદાન કરી અંતે બીજા દેવલોકમા **બે સાગરોપમના** આયુષ્યવાળો દેવતા થયો.

હવે રાજસિંહ રાજા પણ સંસારમાં અનેક ભવોમાં ભમી છેવટે હરિપુર નામના નગરમા ત્રણ ખંડને સાધવાવાળો નિશુંભ નામનો પ્રતિવાસુદેવ થયો હવે આ તરફ અશ્વપુર નગરનો રાજા **શિવ** નામનો હતો. તેને **વિજયા** અને **અંમકા** નામની બે રાણીઓ હતી. જે **પુરૂષવૃષભનો** જીવ હતો તે આઠમા દેવલોકથી ચ્યવીને વિજયા નામની રાણી હતી તેમની કુક્ષીથી **સુદર્શન** નામના બલદેવપણે, અને **વિકટનો** જીવ બીજા દેવલોકથી ચ્યવીને **પુરૂષસિંહ** નામના વાસુદેવ પણે જન્મ્યા કોઇ ગર્વિષ્ટ સીમાડાના રાજાને તાબે કરવાને સૈન્ય સાથે સુદર્શનને શિવરાજાએ મોકલ્યા. પાછળથી સ્નેહને લીધે વાસુદેવ પણ ગયા. બળદેવે વચમા રોક્યા ત્યા પિતાના દાહજ્વરનો પત્ર મલ્યો, વાસુદેવ ભુખ્યા અને તરસ્યા અતિ દુઃખથી પિતાને મળ્યા પતિના વિયોગે માતા પણ મરવા પડી વાસુદેવ પણ મુર્છા ખાઇને પડ્યા વળી પાછા પિતાના મરણથી મૂર્છા ખાઇને પડ્યા છેવટે સાવચેત થઇ પ્રેતકાર્ય

કર્યું. પત્ર પહોંચતાની સાથે સીમાડાના રાજાને તાબે કરીને બળદેવ વાસુદેવને મળ્યા. ભેટીને ખૂબ રોયા. એટલામા બન્ને ભાઇને તાબે થવા નિશુંભે દુત મોકલ્યો. તાબે ન થવાથી નિશુભ સાથે મોટી લડાઇ જામી. તેમાં પુરૂષસિંહ વાસુદેવના ચક્રરત્નથી નિશુંભ પ્રતિવિષ્ણુ મરાણો. અને વાસુદેવ ત્રણે ખંડના ભોકતા થયા. ધર્મનાથની દેશનાથી વાસુદેવને સમ્યકત્વપણું, બળદેવને શ્રાવકપણું, અને વાસુદેવ છઠ્ઠી નરકે અને બળદેવ દિક્ષા લઇ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમા ગયા. અહિં સુધી પાંચ વાસુદેવાદિકનાં ચરિત્રો કહી બતાવ્યા.

ઇતિ જૈન પ્રમાણે–પુરૂષસિંહ વિષ્ણું અને **નિશુભ પ્રતિવિષ્ણુનુ સ્વરૂપ.**

---

## વૈદિકે મત્સ્યપુરાણના શુંભ અને નમિ બે દૈત્યો.

મતમીમાસા. પૃ. ૧૪૬. મત્સ્યપુરાણ. અધ્યાય ૧૫૧ મા.

" શુંભ અને નમિ નામના બે દૈત્યોની સાથે વિષ્ણુજીની લડાઇ જામી પ્રથમ વિષ્ણુજીએ શુંભને ઉસકેર્યો એટલે નમિ નામના દૈત્યે મોટી ગદા લઇને પ્રથમ ગરૂડના માથામાં મારી અને પરીઘ લઇને શુંભ નામના દૈત્યે વિષ્ણુના માથામા મારી એટલે ગરૂડ અને વિષ્ણું બન્ને મૂર્છિત થઇ પડયા. અને યુદ્ધમા બૂમાર.વ થઇ પડયો પછી ગરૂડ અને વિષ્ણુ બન્ને સચેતન થયા પછી તે યુદ્ધમાથી નીકળી નાઠા ઇત્યાદિ.

### (૧) શુંભ અને નમિદૈત્યની સમીક્ષા.

સજ્જનો ? જૈન ઇતિહાસ જોતા–**પુરૂપસિંહ** નામના વાસુદેવ અને **નિશુંભ** નામના પ્રતિવાસુદેવ પંદરમા તિર્થંકરના સમયમાં થયા છે. અને દ્વારિકાના શ્રી કૃષ્ણ વાસુદેવ કે જે ગરૂડના ચિન્હવાળા બાવીશમા તિર્થંકર શ્રી નેમનાથના સમયમા થયા છે. બન્ને વાસુદેવને લાખો કરોડો વર્ષોનુ છેટુ છે. બધાએ વાસુદેવોની વ્યકિતઓ જુદા જુદા સ્વરૂપે મનુષ પણાની છે. એજ પ્રમાણે પ્રતિવાસુદેવોની વ્યકિતઓ પણ ભિન્ન ભિન્ન સ્વરૂપે મનુષ્યના સ્વરૂપનીજ છે. છતા પણ પુરાણકારોએ આખો મીચીને વાસુદેવોને એકના એક વિષ્ણુ રૂપે લખ્યા અને પ્રતિવાસુદેવોને જુદા જુદા રૂપના અસુરો અને દાનવો ઠરાવી ચારે આંચળનો લોચો વાળી દીધો હોય એમ જણાય છે કેમકે પંદરમા તિર્થંકરના સમયમાં જે પ્રમાણે વાસુદેવને વિષ્ણુરૂપે ચિત્ર્યા છે તેજ પ્રમાણે બાવીશમા તિર્થંકરના સમયના વાસુદેવશ્રી કૃષ્ણને પણ ચિત્ર્યા. જુવો કે **હરિવંશ** પુરાણના **બીજા ખંડમાં** શ્રી કૃષ્ણની એજ કથા નીચે પ્રમાણે છે—

" શ્રી કૃષ્ણ મહારાજે દ્વારકા વસાવી ત્યારે એ ઇચ્છા થઇ કે–જે વસ્તુઓ રાજા ઇંદ્રને ત્યાં સ્વર્ગમા ઉપસ્થિત છે તે સઘળી લાવીને આ દ્વારિકાપુરીને સ્વર્ગતુલ્ય બનાવી દઉ. એવો વિચાર કરીને શ્રી કૃષ્ણ ગરૂડ ઉપર સવાર થઇને સ્વર્ગમા ગયા ત્યા રાજા ઇંદ્ર સાથે મોટું યુદ્ધ થયુ. તેમા જીતી કલ્પવૃક્ષ ઉખાડીને તથા નંદન વનને ઉખાડી ગરૂડ ઉપર મુકીને દ્વારિકા તરફ ચાલવા માંડયુ માર્ગમા એક દૈત્યની (૧૬૦૦૦) સોળ હજાર કન્યાઓ હતી તેમને પણ ગરૂડ ઉપર સવાર કરી દીધી અને ત્યાથી અઢળક માલ લઇ તે પણ ગરૂડ ઉપર ભરી દ્વારિકા આવી પહોચ્યા. શુ આવી એરેબીયન નાઇટસને હઠાવે તેવી વાતો સંભવિત છે કે ? ( શંકા કોષ. શંકા ૪૮ મી. પૃ. ૭ માથી )

પૂર્વના ત્રણે લેખોનો કિંચિત વિશેષ વિચાર–જૈનોએ પ્રતિવિષ્ણુને નિશુંભ નામથી કહ્યો હતો ત્યારે મત્સ્ય પુરાણવાળાએ શુંભ નામથી દૈત્યપણે ઓળખાવ્યો પણ વાસુદેવનેતો વિષ્ણુરૂપેજ કહ્યો છે. હરિપુરાણ વાળાઓ લાખો કરોડ વર્ષના આંતરે થએલા ગરૂડના વાહનવાળા શ્રી કૃષ્ણનેજ વિષ્ણુભગવાન રૂપે ઠરાવી સ્વર્ગના ઇંદ્રને પણ જીતવાવાળા બતાવ્યા છે. એટલુજ નહિ પણ પોતાનુ સર્વ કાર્ય કરીને પણ આવ્યા છે. ત્યારે મત્સ્યપુરાણવાળાએ તેજ વિષ્ણુ ભગવાનને પોતાના ગરૂડની સાથે પોતાની કમર બે દૈત્યોથી તોડાવીને યુદ્ધમાંથી ભાગવાવાળા જણાવ્યા છે. ગીતાવાળાએ—તેજ વિષ્ણુને વારંવાર અવતાર લઇને ભક્તોના ઉદ્ધાર કરવાવાળા કહ્યા છે ત્યારે આ બધી વાતો સત્યરૂપે સમજવી કે જૈન મતના ઇતિહાસથી લઇને તર્કટરૂપે ઉભી કરેલી સમજવી? આમા સમજવુ શુ ?

ઉપરના પ્રકરણોમા–૧૧ માથી ૧૫મા તીર્થંકરના સમય સુધીમા ત્રિપૃષ્ટ વાસુદેવાદિકના પાચ ત્રિક થયાં તે કહીને બતાવ્યાં. પ્રથમ ઋષભદેવના સમયે ભરત ચક્રવર્તી અને બીજા તીર્થંકરના સમયે સગર ચક્રી થયા તે પણ કહી બતાવ્યા હતા. હવે આગળ એકના પછી બીજા એમ પાચ ચક્રવર્તીઓ થયા છે તેમનો કિંચિત્ વિચાર લખીને બતાવીએ છીએ.

॥ ૧૧ થી ૧૫ તીર્થંકરો અને પાંચ વાસુદેવના ત્રિક થયાં તે બતાવ્યા.॥

॥ ઇતિ વૈદિક મત્સ્ય પુરાણના શુંભ અને નમિ દૈત્યો અને તેની સમીક્ષા પ્રકરણ ૩૦ મુ સંપૂર્ણ.

---

# પ્રકરણ ૩૧ મું.

૧૫ મા અને ૧૬ મા તીર્થંકરના મધ્યકાળમા ત્રિજા અને ચોથા ચક્રવર્તીઓ.

(૧) ત્રિજા ચક્રવર્તી-'**મઘવા**' થયા છે તેમના પૂર્વ ભવનો ઇસારો.

બારમા તીર્થંકરના સમયમા **નરપતિ** નામના રાજા થએલા તેમને રાજ્ય છોડીને યતિદીક્ષા ગ્રહણ કરી શુદ્ધપણે વ્રતનુ પાલન કર્યું. ત્યાંથી કાળ કરીને મધ્ય ગ્રૈવેયકના દેવલોકમા અહમિંદ્ર પણે દેવતા થયા.

લાબા કાળ સુધી ત્યાનું સુખ ભોગવ્યા પછી અન્તે **પંદરમા** તીર્થંકર થયા.

તેમના પછી શ્રાવસ્તી નામની નગરીના રાજા **સમુદ્ર વિજય**, રાણી **ભદ્રા** તેમની કુક્ષિથી '**મઘવા**' નામના ત્રિજા ચક્રવર્તી થયા તેમને પચીશ હજાર વર્ષ કુમાર વયમાં, પચીસ હજાર વર્ષ મંડલીકપણામાં, દશ હજાર વર્ષ દિગ્વિજયમા, ત્રણ લાખને નેવું હજાર વર્ષ ચક્રવર્તીપણામાં અને પચ્ચીસ હજાર વર્ષ વ્રતારાધનમા. એમ એકંદર પાંચ લાખ વર્ષનું આયુષ્ય નિગર્મન કરીને અન્તે **સનત્કુમાર** નામના દેવલોકમાં મહદ્ધિંક દેવતા પણે ઉત્પન્ન થયા પ્રથમના જે ભરત અને સગર બે ચક્તીઓ થયા હતા તે મોક્ષમા ગયા હતા પણ આ ત્રિજા ચક્રવર્તી તો દેવલોકમાજ ગયા છે એટલું વિશેષ છે. આ ચક્રવર્તીના સમયમાં પદરમા તીર્થંકરનું શાસન ચાલતું હતું પણ તીર્થંકરની હૈયાતી ન હતી.

( ૨ ) ચોથા **સનત્કુમાર** ક્ષક્રવર્તી.

ત્રિજા **મઘવા** ચક્રવર્તી થયા પછી કેટલોક કાળ વીત્યાબાદ પંદરમા તીર્થંકરના શાસનમાજ ચોથા **સનત્કુમાર** ચક્રવર્તી પણ થયા છે અને શિવ-પુરાણાદિકમા-સનત્કુમાર સંહિતાના નામથી સનતકુમારનુ વર્ણન કરેલુ છે. તેની સાથે આદર્શરૂપે જોવાને અમો જૈન ઇતિહાસથી કિંચિત્ માત્ર સ્વરૂપ લખીને બતાવીએ છીએ તેનુ સ્વરૂપ નીચે પ્રમાણે—

કાચનપુરમા પાંચસો રાણીઓનો પતિ **વિક્રમયશા** રાજા થયો હતો અને તેજ નગરમાં સંપત્તિનો ભંડાર **નાગદત્ત** નામે સાર્થવાહ પણ રહેતો હતો તેની સ્ત્રી **વિષ્ણુશ્રી** અતિ રૂપવતી હતી તે વિક્રમયશાને નજરે પડતાં કામથી તેણે તેનુ હરણ કર્યું. રાજાએ કેટલોક કાલ સુખમા અને નાગદત્તે દુઃખમા

છેવટે **અશ્વસેન** રાજા અશ્વની સેના લઇ પગલે પગલે પાછળ પડયા પણ અતિસહન પવન ધૂલીથી સર્વ સૈન્ય આકુળવ્યાકુળ થઇ ગયું છેવટે અશ્વસેન રાજાને પાછાવાળી **મહેંદ્રસિંહ** પોતાના સૈન્ય સાથે મોટી વિકટ અટવીમા પડના સૈન્ય પાછળ પડી જવાથી પોતે એકલોજ છએ ઋતુનો અનેક સંકટોનો અનુભવ કરતો એક વર્ષ દિવસ તક ભટકયો. છેવટે અનેક રમણીઓના ગીતગાન સાભળતા પોતાના મિત્રને જોયો. ( આ ઠેકાણે ઘણુ લાબુ અને આશ્ચર્ય જનક વર્ણન છે ) પણ ભ્રાન્તીથી ઓળખી શકયો નહિ. છેવટે વૈતાલિકના મુખથી–અશ્વસેન રાજાના પુત્ર **સનત્કુમાર** ? તમારો જય ! જય ? એવા શબ્દો સાભળી નિશ્ચય થવાથી–હર્ષ અને વિષાદની સાથે ભેટયો છેવટે મહેદ્રસિંહ પ્રત્યે બોલ્યો કે પ્રિય મિત્ર અહિં શી રીતે આવ્યા ઇત્યાદિક અનેક પ્રશ્નોના ઉત્તર થયા પછી વિદ્યાધરોની રમણીઓ પાસે સ્નાન ભોજનાદિક કરાવ્યું. પછી મહેદ્રસિંહે પણ અનેક પ્રશ્નો પૂછયા. તેનો ઉત્તર પોતે ન આપતાં વિદ્યાથી જાણનારી બકુલમતીને ભલામણ કરી, પોતે નિદ્રાના મિષથી અંદરના ભાગમા ગયો. એટલે બકુલમતી કહેવા લાગી કે–તે વખતે તમારા બધાના દેખતા વેગથી ચાલતા અશ્વે ભયંકર અટવીમા પ્રવેશ કર્યો, છેવટે જીભ્હા બહાર કાઢતો અશ્વ દેખી તમારા મિત્ર ઉત્તરી પડયા. જીન વિગેરે છોડી નાખ્યુ કે તુરતજ તે ઘોડાના પ્રાણ નીકળી ગયા. છેવટે તમારા મિત્ર પણ અટવીમા આમ તેમ ફરતાં આકુળવ્યાકુળ થઇ એક ઝાડ નીચે જઇ પૃથ્વી ઉપર ઢળી પડયા. પણ તે વનના અધિષ્ઠાયક યક્ષે જળ વિગેરે છાટી સચેતન કર્યા પછી પાણી પાયુ. પછી તમારામિત્રે પૂછયુ કે તમે કોણ છો ? અને જળ કયાથી લાવ્યા ? યક્ષે કહ્યુ કે હું અહિ વસનારો યક્ષ છું. અને માન સરોવરથા જળ લાવ્યો છું. પછી તમારા મિત્રે કહ્યુ કે ત્યા સ્નાન કરવાનુ મળે તો મારો દાહ શાન્ત થાય. છેવટે કદલીપત્રમા બેસારી સ્નાન કરાવી શ્રમ દુર કરાવ્યો.

તે વખતે પૂર્વ જન્મનો વૈરી **અસિતાક્ષ** નામનો યક્ષ ત્યા આવીને અનેક પ્રહારો કર્યા. છેવટે પવન અને ધુલીથી અંધકારમય જગત કરીને–ભયંકર રૂપવાળા અનેક પિશાચો વિકુર્વી આર્યપુત્ર ઉપર દોડાવ્યા. પણ તેથી નિસ્ફળ નિવડી નાગપાસના બંધનથી બાધ્યા, તે પણ ક્ષણમા તોડી નાખ્યુ. છેવટે તે યક્ષની સાથે અનેક પ્રકારનું યુદ્ધ થતા છેવટે તે નાશી છુટયો. દિવસના અન્તે ત્યા આવેલી ખેચર કન્યાઓએ દીઠા. કામદૃષ્ટિથી જોવા લાગીઓ. તમારા મિત્રે પૂછયુ કે તમે કોણ છો? તેમને ઉત્તર આપ્યો કે અમો વિદ્યાધરના રાજા **ભાનુવેગની** આઠ પુત્રીઓ છીએ એમ કહી નજીકમા પોતાના પિતાની નગરીમા લઇ ગઇઓ

અને પિતાની પાસે મોકલી આપ્યા. વિદ્યાધરે પણ અતિ સત્કારથી કહ્યું કે મારી આઠ પુત્રીઓનું પાણી ગ્રહણ કરો ! છેવટે પરણ્યા, રતિગૃહમાં નિદ્રાવશ થયા પછી અસિતાક્ષ યક્ષે ઉપાડીને અટવીના કે કગા. જાગ્યા પછી આ શું થયું એમ વિચાર કરી ફરતાં આઠ માલનો મહેલ જોયો. નજીકમા જતા કોઈ સ્ત્રીનું રૂદન સાભળ્યુ છેવટે સાતમી ભૂમી સુધી ચઢતા સાભળ્યું કે હે કુરૂવંશી સનત્કુમાર ? જન્માતરમાં પણ તમે મારા ભર્તાર થજો. છેવટે તેણીને તેઓએ પૂછયું કે તું કોણ છે ? અને અહી એકલી કેમ રહે છે? અને તને દુઃખ શું છે ? તે બોલી કે હુ ચંદ્રયશા રાજાની સુનંદાપુત્રી છું, સનત્કુમાર મારા મનોરથવડે ભર્તાર થએલા છે અને માતાપિતા પણ આપી ચુક્યા છે. પણ કોઇ વિદ્યાધર મારૂ હરણ કરી આ સાત માળનો મહેલ વિકુર્વી મને મૂકી ક્યાં ગયો અને આગે શું થશે તે હું જાણતી નથી. સનત્કુમારે કહ્યુ કે તે તારો પતિ તેજ હું છું. એટલુ સાભળતાજ ખુશી થઇ ગઇ. એટલામા ત્યાં આવેલા તે વજ્રવેગ વિદ્યાધરે ઉંચકીને આકાશમાં ફેંકયો અને હા નાથ ! હા નાથ ! કહેતી તે બાળા પૃથ્વી ઉપર પડી, પછી કુમારે પોતાની મુષ્ટીથીજ તે વિદ્યાધરને માર્યો અને તે બાળનુ પાણી ગ્રહણ કર્યું. " સ્રી રત્ન થશે " એવી નિમિત્તિઆઓની સૂચના થઇ હવે કોપ કરતી વજ્રવેગની બહેન આવી પણ તારા ભાઇને મારનાર તારો પતિ થશે એવુ જ્ઞાનીનુ વચન સાંભળતા શાન્ત થઇ ગઇ અને તેને પણ ગાંધર્વ વિવાહથી પરણ્યા.

તેટલામા કોઇ બે વિદ્યાધરોએ બકતર અને મહારથ આપીને કહ્યું કે—વજ્રવેગનો પિતા મોટા સૈન્ય સાથે યુદ્ધ કરવાને આવે છે. અમો ચંદ્રવેગ અને ભાનુવેગ જે તમારા સસરા છે તેના અમે માણસો છીએ તમારા સસરાઓ પણ સૈન્ય સાથે આવે છે. એમ કહેતાની સાથેજ આકાશ માર્ગથી આવીને ભેગા થયા એટલામા વજ્રવેગનો પિતા અશનિવેગ પણ આવી પહોચ્યો અને મોટો કોલાહલ થયો. બંધ્યાવલીએ પ્રજ્ઞપ્તિ નામની વિદ્યા કુમારને આપી. છેવટે મોટુ યુદ્ધ થતા બન્નેના સૈનિકો ભાગ્યા. છેવટે બન્ને નાયકોના યુદ્ધમા અશનિવેગનો હાથ કપાયો પણ યુદ્ધ છોડયું નહિ. છેવટે વિદ્યાદેવીના આપેલા ચક્રથી સનત્કુમારે અશનિવેગનું માથુ છેદી નાખ્યુ. અને જય જયકાર થયો પછી બધા વિદ્યાધરોની સાથે વૈતાઢય પર્વત ઉપર ગયા. ત્યાં વિદ્યાધરોના રાજાનો કુમારને અભિષેક થયો. પછી નંદીશ્વર દ્વીપે આડંબરથી અષ્ટાન્હિક મહોત્સવ કર્યો.

એક વખતે મારા પિતા ચંદ્રવેગે જ્ઞાની મુનિને પૂછેલું કે મારી પુત્રીઓનો પતિ કોણ થશે ? તે જ્ઞાનીએ કહેલું કે બકુલમતી વિગેરે તમારી

સો પુત્રીઓનો પતિ ચોથા ચક્રવર્તિ **સનત્કુમાર** થશે. આ વાત કેમ બનશે એમ વિચાર કરતા હતા પણ ભાગ્યયોગે તે સહજ આવી મળયા એ હું વિગેરે સો કન્યાઓ પરણ્યા. અનેક ક્રીડાઓથી કાળ નિર્ગમન કરતાં આજેજ અહીં આવતા તમારા મેળાપથી તમારા મિત્ર અતિહર્ષ પામ્યા.

આટલી વાત થઇ કે તુરતજ સનત્કુમાર પણ અંદરથી બહાર આવ્યા અને મિત્રને લઇ વૈતાઢચે ગયા. કેટલાક કાળ પછી મહેન્દ્રસિંહે માતા પિતાને યાદ કરાવ્યા કે તુરતજ વિદ્યાધરો, મિત્રો, સ્ત્રીઓ સહિત આવીને માતાપિતા વિગેરેને પણ અત્યંત આનંદિત કર્યા. અશ્વસેન રાજાએ સનત્કુમારને ગાદીએ અને મહેંદ્રસિંહને સેનાપતિ પણે સ્થાપન કરી કોઇ વૃદ્ધ સાધુની પાસે દીક્ષા લઇ સ્વકાયને સાધ્યુ.

રાજ્યનું પાલન કરતા કુમારને સૌધર્મેંદ્રે અવધિજ્ઞાનથી પોતાના સ્થાનપરના પૂર્વના ઇંદ્ર જાણી–કુબેર ભંડારીને અનેક વસ્તુઓ આપવાનું કહી ચક્રવર્તીપણાનો અભિષેક કરવાની આજ્ઞા કરી તેમના તરફનો અભિષેક થયા પછી ફરીથી સર્વ રાજાઓના તરફથી પણ અભિષેક થયો.

એક વખત સૌધર્મ સભામાં દેવ નાટક થતાં ઇશાન કલ્પનો અતિરૂપ વાન્ એક સંગમ નામનો દેવતા આવેલો જોઇ દેવતાઓએ ઇંદ્રને પૂછયુ કે–આ દેવ અતિરૂપ કેમ પામ્યો ? ઇંદ્રે કહ્યુ કે–પૂર્વે કરેલા તપના પ્રભાવથી. તો શુ આવા રૂપવાળા બીજા કોઇ હશે ? હા, એથી પણ અધિકરૂપવાળા **સનત્કુમાર ચક્રવર્તી** છે. શ્રદ્ધા ન થવાથી બે દેવો બ્રાહ્મણના વેશે આવીને કુમારને રૂપ જોવાની ઇચ્છા બતાવી. અલંકાર વિનાનુ પણ રૂપ જોવાથી ઘણા ચકિત થયા. હે દ્વિજવરો ! શ્રૃંગાર કર્યા પછી જોવાને આવજો. તે રૂપ ફરીથી જોતા ખેદને પ્રાપ્ત થયા. સનત્કુમારે પૂછયું ખેદિત કેમ ? દેવતાઓએ કહ્યું કે હવે શરીર રોગગ્રસ્ત થયુ છે, તેની ખાત્રી કરાવીને પોતાનું સ્વરૂપ પણ જણાવ્યુ, પછી અંતર્ધાન થઇ ગયા.

પછી ચક્રીએ શરીરને ધીક્કાર આપી દીક્ષા લઇ અઘોર તપસ્યા કરી અને અનેક લબ્ધીઓ પ્રાપ્ત કરી. છતા પણ શરીરની દરકાર ન કરી. ઇંદ્રે ફરીથી પ્રશંસા કરી જે પોતાની લબ્ધીઓથીજ રોગ દૂર કરવાનુ સામર્થ્ય પ્રાપ્ત થવા છતાં પણ રોગને દૂર કરવાની દરકાર કરતા નથી. પ્રથમના દેવતાઓજ અશ્રદ્ધાથી વૈદ્યનું રૂપ ધારણ કરી ચક્રી સાધુની પાસે આવીને કહેવા લાગ્યા કે–આપણા શરીરમાં ઘણા રોગો છે. જો આજ્ઞા કરો તો અમો તમારા રોગો દૂર કરીએ. સનત્કુમારે કહ્યુ

કે-દ્રવ્યરોગો અને ભાવરોગોમાંથી કયા રોગોને દૂર કરશો? છેવટે દેવોએ કહ્યુ કે ભાવરોગોને દૂર કરવાનુ સામર્થ્ય અમારામા નથી ચક્રીએ કહ્યું કે દ્રવ્યરોગના ચિકિત્સા હું કરૂં તે જુવો એમ કહીને પોતાના કફનું બિંદુ પોતાની કુષ્ઠવાળી આંગળીને લગાડી સુવર્ણના જેવી કરી બતાવી છેવટે દેવતાઓ નમસ્કાર કરી પોતાનું સ્વરૂપ બતાવી અતર્ધાન થઇ ગયા છેવટે સનત્કુમાર રાજઋષિએ અનસનવ્રત ગ્રહણ કરી અન્તે દેવલોકમા દેવતાપણે ઉત્પન્ન થયા. આ સનત્કુમાર ચક્રવર્તીના ચરિત્રનો વિશેષ ભાગ ત્રિષષ્ટિ નો ચોથો પર્વ સંપૂર્ણ જોઇ લેવો. ઇત્યલં વિસ્તરેણ. ॥

## મઘવા અને સનત્કુમારના સંબંધમાં કિંચિત્ વિચાર.

પહેલા ઋષભદેવના સમયમા--ભરતચક્રવર્તી. બીજા અજિતનાથના વખતે સગરચક્રવર્તી થયા તેમના સ્વરૂપનો અને તે શિવાય બીજી પણ ઘણી બાબતોનો વિચાર કરીને બતાવ્યો તે આપ સજ્જનોએ જોયો ત્યારબાદ ૧૧મા તીર્થંકરના સમયની સાથે જોડાયલુ અને વિવિધ પ્રકારના વિચારોના ઉછાળાવાળું બ્રહ્માજીનું સ્વરૂપ લખાયુ તે પણ જોયું. ત્યારબાદ પદરમા તીર્થંકરના સમય સુધીમા વાસુદેવાદિકના થએલા પાચ ત્રિકનુ સ્વરૂપ તે પણ આપ સજ્જનોએ જોયુ. અહિં સુધીનુ બધું સ્વરૂપ તો પ્રાયે જૈન અને વૈદિકના મત પ્રમાણે તુલના સ્વરૂપથી લખાયું છે તે પ્રમાણેજ આપ સજ્જનોએ જોયું.

હવે આગળ પંદરમા તીર્થંકર મોક્ષમા ગયા પછી તેમના ચાલતાજ શાસનમાં-ત્રિજા **મઘવા** અને ચોથા **સનત્કુમાર** એ બે ચક્રવર્તીઓ થયા છે. તેમનું પણ કિંચિત્ સ્વરૂપ જૈન ઇતિહાસ પ્રમાણે લખીને બતાવ્યું.

ત્રિજા મઘવા ચક્રવર્તીનો ઇતિહાસ પુરાણકારોએ કેવા સ્વરૂપનો ગોઠવ્યો છે. તેના વિચારમા અમે ઉતર્યા નથી. ચોથા સનત્કુમાર ચક્રવર્તીનો ઇતિહાસ સનત્કુમાર સંહિતાના નામથી શિવપુરાણાદિકમા લખાએલો છે. તેની સાથે જૈન ઇતિહાસ પ્રમાણે લખીને બતાવેલા વિષયની સાથે મેળવી સત્યાસત્યનો વિચાર કરવાની ભલામણ કરૂ છુ.

ઇતિશ્રી જૈન ઇતિહાસ પ્રમાણે ત્રિજા મઘવા અને ચોથા ચક્રવર્તી સનત્કુમારનુ કિંચિત્ સ્વરૂપ પ્રકરણ ૩૧ મુ સંપૂર્ણ ॥

# પ્રકરણ ૩૨ મું.

## પાંચમા ચક્રવર્તી ૧૬ મા તીર્થંકર, શ્રી શાંતિનાથ

## એમને પૂર્વ ભવમાં કરેલી કબૂતર ઉપર દયા.

૧૫ મા, અને ૧૬ તીર્થંકરના મધ્યમા ત્રિજા **મઘવા** અને ચોથા **સનત્કુમાર** એ બે ચક્રવર્તીઓ જુદા જુદા સમયમાં ક્રમવાર, છએ ખંડના ભોકતા થયા તેમણું સ્વરૂપ કિંચિત્ કહીને બતાવ્યું.

ત્યારબાદ લાબા–લાબા કાલના છેટે ક્રમવાર–૫મા, ૬ઠા અને સાતમા જે ચક્રવર્તીઓ થયા છે તેઓજ, છએ ખંડના રાજ્યનો ત્યાગ કરી–૧૬ મા, ૧૭ મા, અને ૧૮ મા, તીર્થંકરના પદનો ભોગ કરી મોક્ષમાં ચાલ્યા ગયા છે.

તેમાં જે પાચમા ચક્રવર્તી અને સોલમા તીર્થંકર થયા છે તેમને ધર્મના બોધની પ્રાપ્તિ થયા પછી–બાર ભવો કરેલા છે, તેમાના ૧૦ મા ભવે–બાજ પખીના સપાટામાથી એક કબૂતરને પોતાના શરીરના ભોગથી બચાવેલો છે તેથી તેમના બાર ભવનું સ્વરૂપ કિંચિત માત્ર લખીને બતાવીએ છીએ.

(૧) પહેલા ભવમા–જંબૂદ્વીપ, ભરતક્ષેત્રના રત્નપુરમા **શ્રીષેણ** રાજા થયા. અભિનદિતા, શિખિનંદિતા બે રાણીઓ અભિનંદિતાને સૂર્ય ચંદ્ર જેવા **ઇંદુષેણ, બિંદુષેણ** બે પુત્રો. વરવાને આવેલી રાજકન્યા, તેની સાથે આવેલી વેશ્યાને જોતા બન્ને ભાઇઓનું મોટું યુદ્ધ. **શ્રીષેણને** સંસાર ઉપર ધિક્કાર ઝેરના પ્રયોગથી મરણ. (૧).

(૨) બીજા ભવે–જંબૂદ્વિપના ઉત્તંરકુરૂમાં–રાજા રાણીનુ પુરૂષ સ્ત્રી રૂપે યુગલ.

(૩) ત્રિજા ભવમાં પહેલા સૌધર્મ દેવલોકમા દેવપણે ઉત્પન્ન થવું.

(૪) ચોથા ભવમાં જંબૂદ્વીપ ભરતક્ષેત્ર વૈતાઢ્ય પર્વતના રથનૂપર ચક્રવાલના રાજા–**અર્કકીર્તિ** રાણી **જ્યોતિમાળા**. તેમના પુત્ર **અમિતતેજ** થયા. રાજ્ય ભોગવી અન્તે દીક્ષા ગ્રહણ. ત્યારબાદ.

(૫) પાચમા ભવે–૧૦મા પ્રાણત દેવલોકમાં **મણિચૂલ** નામના **દેવતા** થયા.

(૬) છઠ્ઠા ભવમા-જંબૂદ્વીપ, પૂર્વ મહાવિદહે, રમણીય વિજય, સુભા નામની નગરીના રાજા-સ્તિમિત સાગર રાણીઓ બે-વસુધરા અને અનુદ્ધારા વસુધરાની કુક્ષિથી-અમિત તેજનો જીવ દશમા દેવ લોકથી ચ્યવીને ચાર સ્વપ્ન સૂચિત બળદેવપણે-**અપરાજિત** નામે ઉત્પન્ન થયા. ૮૪ પૂર્વ લક્ષાયુષ પ્રાંતે સોળહજાર રાજાઓની સાથે દીક્ષા.

(૭) સાતમા ભવમા બારમા અચ્યુત દેવલોકમા **ઈંદ્રપણે** ઉત્પન્ન થયા.

(૮) આઠમા ભવે-જબૂદ્વીપ, પૂર્વમહાવિદહે. મગલાવતી વિજયમા રત્નસચયા નગરીનો રાજા **ક્ષેમકર** અને થએલા તીર્થંકર. તેમની રાણી રત્નમાળા તેમના પુત્ર **વજ્રયુદ્ધ** નામના ચક્રવર્તી થયા અન્તે દીક્ષા લઇ અનશન કર્યું.

(૯) નવમા ભવે-ત્રિજા **ગ્રૈવેયકમાં** આહમિંદ્રપણાનુ અદ્ભુત પદ પ્રાપ્ત કર્યું.

(૧૦) દશમા ભવે-જબૂદ્વીપ-પૂર્વમહાવિદહે, પુષ્કલાવતી વિજયમા પુડરિકીણી નગરીનો રાજા-**ઘનરથ** તીર્થંકર રાણી પ્રિયમતી તેમના પુત્ર **મેઘરથ** નામે ઉત્પન્ન થયા. મેઘરથને રાજ્ય સોપી ઘનરથ તીર્થંકર થઇ મોક્ષમાં ગયા.

એક દિવસે **મેઘરથ** રાજા પૌષધવ્રત લઇ ધર્મોપદેશ કરવા લાગ્યા. તેવામા કંપતુ કબુતર તેમના ખોળામા ભરાઇને માનુષ્ય ભાષાથી બોલ્યુ. હે રાજન્ ! મારૂ રક્ષણ કરો ! મેઘરથે કહ્યુ હે પક્ષી તૂ જરાપણ ભય કરીશ નહિ. એટલામાં બાજપક્ષી દોડતું આવ્યુ. હે રાજન્ ! મારા ભક્ષને છોડી દે ? મારા પ્રાણ જાય છે. આ ઠેકાણે ઉત્તર પ્રત્યુ-તર ઘણા થયા છે. બાજ પક્ષીએ કહ્યું કે માસવિના હું કંઇપણ ખાતોજ નથી. છેવટે **મેઘરથ** રાજાએ પોતાના શરીરનું માસ કાપી કાપીને કબૂતરના ભારોભાર આપવા માડયું પણ કોઇપણ રીતે ત્રાજવુ નમેજ નહિ. છેવટે મેઘરથે પોતાનું બધું શરીરજ ગોઠવ્યું. તે વખતે બધા પરિવારનો હાહાકાર. અરે ! એક પક્ષીના માટે આપ શુ કરવા બેઠા છો ? એટલામાં અલંકારયુકત એક દેવ હાજર થયો અને કહેવા લાગ્યો કે-હે મેરૂના જેવાધીર ! આ દુનીયામા પુરૂષોમા તમોજ એક પુરૂષ છો. ઇશાનેંદ્રે આપણી પ્રશંસા કરી મારાથી સહન ન થઇ તેથી પરીક્ષા કરવા આવ્યો હતો. મને મારા અપરાધની ક્ષમા આપો ! એટલું કહી અંતર્ધાન થઇ ગયો.

છેવટે મેઘરથ રાજા—પોતાના પિતા ઘનરથ તીર્થંકરની પાસે દીક્ષા લઇ અનશન કરી સર્વાર્થસિદ્ધના દેવપણે ઉત્પન થયા. એ અગીઆરમો (૧૧)

(૧૨) બારમા ભવે—સોળમ તીર્થંકર શાન્તિનાથ ભગવાન પણે થયા. તે હસ્તિનાપુરીના રાજા વિશ્વસેન, રાણી અચિરા, તેમની કુક્ષિથી ઉત્પન્ન, થએલા પ્રથમ ગૃહસ્થાવાસમા **પાંચમાં** ચક્રવર્તીની પદવી ભોગવ્યા પછી દીક્ષા લઇ **સોળમા તીર્થંકર** થયા. એમ એકી સાથે બન્ને પદવીઓ ભોગવ્યા પછી છેવટે મોક્ષમા ગયા.

ઇતિ જૈન પ્રમાણે પાંચમાં ચક્રવર્તી, અને તેજ સોલમા તીર્થંકર.

---

## (૧) કબુતરની દયા વિષયે ત્રણ નામથી ભારતમાં થએલો ઉલ્લેખ.

ડૉ. મૅકડોનલ. સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ લખતા પૃ. ૩૭૫ માં લખે છે કે—" શિબિનો પુત્ર રાજા **ઉશીનર**—જેને એક કબૂતરને શકરાના સપાટામાથી બચાવવાને માટે પોતાના પ્રાણનો ભોગ આપ્યો, તેની વાર્તા ખાસ આનંદ આપે તેવી છે. એજ વાર્તા–( મહાભારતના) ત્રિજા પર્વના એક બીજા ભાગમા–**શિબિના** પોતાના સંબંધમાં અને તેરમા પર્વમા શિબિના પુત્ર '**વૃષદર્ભ**'ના સંબધમા કહેવામા આવી છે. એ વાર્તાની ઉત્પત્તિ બૌદ્ધધર્મથી થઇ હોય એમ એના સ્વરૂપ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. "

**સમીક્ષા**—સગર ચક્રવર્તીના સાઠહજાર પુત્રોની વાત જૈન ઇતિહાસથી સિદ્ધી સટ હતી. ત્યારે પુરાણકારે મહાદેવજીના વરદાનથી મેળવ્યાનું અને રામાયણમા ભૃગુના વરદાનથી મેળવ્યાનુ લખીને બતાવ્યું અને રામાયણ અને ભાગવતવાળાએ એક તુંબડીથીજ સાઠ હજાર પુત્રો પેદા થવાનું લખીને બતાવ્યું. તેનું કારણ ચાચિત મંડન રૂપ હોવાથી ચોક્કસ ન કરી શકયા ?

તેવીજ રીતે આ કબૂતર અને શકરાની વાત મહાભારતમાજ—એક લેખકે શિબિરનો પુત્ર **ઉશીનર** કહયો. ત્યારે બીજા લેખકે **વૃષદર્ભ** કહી બતાવ્યો. ત્રિજા લેખકે ખુદ **શિબિરજ** હતો એમ કહીને બતાવ્યુ.

જૈનનો ઇતિહાસ—ખાસ એક–ચક્રવર્તી અને તીર્થંકરની પદવીને મેળવનાર પુરૂષજ કરૂણાના ભંડાર રૂપ બનીનેજ આટલી બધી સાહસિકતા કરી શક્યા છે અને એ વાત ત્રિકાળ જ્ઞાનીના મુખથી નીકળેલી છે. આપણા ક્ષેત્રથી

ભિન્ન ક્ષેત્રમાં બનેલી છે તેમજ કાલથી પણ અબજોના અબજો વર્ષની વાત છે આ વાતમાં બન્ને તરફના ઇતિહાસ વિના બીજો આધાર નથી પણ અનિશ્ચિત લેખ હોય તે જરૂર વિચારને યોગ્યજ થઇ પડે તેની કોઇથી ના પાડી શકાય નહિ તેથીજ ડૉક્તર સાહેબે જૈન ધર્મના વિશેષ પરિચય વિના-આ વાર્તાની ઉત્પત્તિનુ અનુમાન બૌદ્ધ ધર્મથી કરીને બતાવ્યુ છે કારણ વૈદિક મતવાળા આટલી બધી દયા સુધી પહોચે તેવી તેમની પ્રણાલિકા નથી.

શિબિના સંબધે પારેવાની કથા જે મહાભારતમાં છે તેઃ-તુલસી **રામાયણ** અયોધ્યા કાડ પૃ. ૪૦૨ માં મૂકેલી છે તે નીચે પ્રમાણે—

" **ઇંદ્ર** બાજનું અને **અગ્નિ** હોલાનું રૂપ ધરીને શિબિ રાજાની પરીક્ષા લેવાને ગયા હતા. બાજની ઝપટથી ભાગેલો હોલો શિબિ રાજાના ખોળાના આવીને બેસતા—બાજ બોલ્યો કે–હે રાજા ! હું ભુખથી મરૂ છું. અને મારા મરવાથી મારૂ કુટુંબ પણ મરી જશે માટે તમે હોલાને છોડી દ્યો. રાજા બોલ્યો કે " હું શરણાગતનો ત્યાગ નહિ કરૂં " આના બદલામા તારે જે કાઇ જોઇતું હોય તે લે " બાજ બોલ્યો કે આ હોલા બરાબર તમારૂં માંસ તમે તોળી આપો. " રાજાએ કાટ'ના એક પલ્લામા હોલાને મૂકી બીજા પલ્લામા પોતાનું માસ કાપી કાપીને મૂકવા માંડયું પણ જ્યારે શરીરનું માંસ એના બરોબર ન થયું ત્યારે પોતાનુ માથુ કાપવાની તૈયારી કરી. ત્યારપછી ઇંદ્રે પોતાનું રૂપ ધરી રાજાનો હાથ પકડયો અને અગ્નિ તથા ઇદ્રે રાજાના શરીરને સાજું કરી વરદાન દઇને ચાલ્યા ગયા. "

(૩) પાંચમા ચક્રવર્તી થઇ શાન્તિનાથ સોળમા તીર્થંકર થયા તેમની જૈન કવિએ કરેલી સ્તુતિ નીચે પ્રમાણે.

દાન દિયો જિણેં આપણી દેહકો, લીનો પારાપત જીઉ લૂકાઇ,
આવત હી અચિરા ઉદરે, સબ દેશમે શાન્તિ જિણેં વરતાઇ,
પાયો છ ખંડકો રાજ જિણેં, જિનરાજ ભયો પદવી દોઇ પાઇ,
સેવો હો ભાવ ભળે ધર્મસી કહેં, શાન્તિ જીનદ સબે સુખ દાઇ (૧)
શાન્તિકી દુહાઇ ભાઇ, જો ન બોલે શાન્તિ શાન્તિ,
છોરિ ષટ ખંડ ભાર, ચોસઠી (૬૪) હજાર નારી,
છન્નુ કોરી ગામ છોરી તોરી નેહ શાન્તિ શાન્તિ,
બાજા બાજે તીન લાખ, લાખ અભિલાષ તજી.
તજી કે ચોરાશી લાખ, તેજી રથ દંતી દતી

ચિત્તમેં વૈરાગ્ય ધાર, વિત્ત કે ભંડાર છાર
લિનો ઉપશાન્તિ રસ, કીનો કર્મ અંતી અંતી ॥ ૨ ॥
ચા કે ગુણ હૈ અનંત ધર્મસી કહે રે સંત
સંતકી દુહાઇ ભાઇ, જો ન બોલે શાન્તિ શાન્તિ × ॥ ૩ ॥

ઇતિ વૈદિકે—કબૂતરની દયાના સંબધે ત્રણ સત્ત તેની સમીક્ષા, અને સ્તુતિ.

---

હવે—૬ઠ્ઠા, અને ૭ મા જે ચક્રવર્તીઓ તેજ ૧૭મા, અને ૧૮ મા તીર્થંકરો તેમનો કિંચિત્ વિચાર—

(૧) ૧૭ મા તીર્થંકર શ્રી **કુંથુનાથ** તેમનો પૂર્વભવ

જંબુદ્વીપના પૂર્વમહાવિદેહમાં—ખડગી નામની નગરી હતી તેના રાજા **સિંહાવહ** નામના હતા. તેમને પોતાનું રાજ્ય છોડીને સંવરાચાર્યની પાસે દીક્ષા ગ્રહણ કરી. તીવ્રપણે વ્રતનું પાલન કરતાં અર્હંતાદિક અનેક સ્થાનકોનુ આરાધન કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું અન્તે મૃત્યુ પામીને સર્વાર્થ સિદ્ધ નામના વિમાનના દેવતા પણે ઉત્પન્ન થયા. લાંબા કાળ સુધી ત્યાંનુ સુખ ભોગવ્યા પછી—

જંબૂદ્વીપ—આ ભરતના હસ્તિનાપુર નામના નગરમા—સૂર્યના જેવો રાજા **સૂર** હતો તેમની રાણી લક્ષ્મીના જેવી “**શ્રી**” નામની હતી. તેમની કુક્ષીથી—સર્વાર્થસિદ્ધના દેવતા કે જે સિંહાવહ નામના રાજાના જીવ હતા તે આવીને ઉત્પન્ન થયા. તેમનું નામ **કુંથુનાથ** પાડવામા આવ્યું. તેઓ ગાદી ઉપર આવ્યા પછી છએ ખંડના રાજાઓને પોતાના તાબામાં કરીને આ અવસર્પીણીમા છઠ્ઠા ચક્રવર્તીનું પદ ભોગવ્યું અને પછી દીક્ષા લઇને સતરમા તીર્થંકરનું પદ પણ ભોગવ્યું. જેવી રીતે સોળમા તીર્થંકરે એકજ જન્મમા ચક્રવર્તીપણું અને તીર્થંકર પદ ભોગવ્યુ તેવીજ રીતે આ સત્તરમા તીર્થંકર પણ બન્ને પ્રકારના અધિકારી થઇનેજ મોક્ષમાં જઇને પોતાના જન્મ મરણનો અંત કરી દીધો.

---

× શાન્તિનાથ એકજ ભવમા પાંચમા ચક્રવર્તી થઇ તીર્થંકર થયા એમ બે પદવીઓ ધારણ કર્યાપછી મોક્ષમા ગયા છે. વાસુદેવ ( વિષ્ણુ ) થી ચક્રવર્તીની શક્તિ તેમજ તેમની ઋદ્ધિ બમણી પ્રાયે હોય છે. તેનો અંદાજો સમજવા અમોએ આ કવિની કરેલી સ્તુતિઓ મૂકેલી છે

( ૨ ) ૧૮મા-તીર્થંકર **અરનાથ** થયા તેમનો પૂર્વ ભવ—

જંબૂદ્વીપ પૂર્વવિદેહ વત્સવિજય. તેના સુસીમા નામની નગરી તેના રાજા ધનપતિ-થયા. તેમને રાજ્ય છોડીને કોઇ મુનિ પાસે દીક્ષા લીધી. તીવ્ર તપસ્યાની સાથે-અર્હંતાદિક સ્થાનકોનું આરાધન કરતાં-તીર્થંકર નામ કર્મ ઉપાર્જ્યું. અન્તે નવમા ગ્રૈવેયકના દેવતાપણે ઉત્પન્ન થયા. લાંબા કાળ સુધી તે દેવલોકનું સુખ ભોગવ્યા પછી,

જંબૂદ્વીપ-ભરતક્ષેત્ર-નગર હસ્તિનાપુરના રાજા-**સુદર્શન** રાણી **મહાદેવી** તેમની કુક્ષિથી-નવમા ગ્રૈવેયકના દેવતા કે જે ધનપતિ રાજાના જીવ હતા તે આવીને ઉત્પન્ન થયા. નામ '**અરનાથ**' રાખવામા આવ્યું. રાજ્ય ગાદી ઉપર આવ્યા પછી-સોળમા અને સત્તરમા તીર્થંકરની પેઠે--પ્રથમ સાતમા ચક્રવર્તીનુ પદ અને પછી અઢારમા તીર્થંકરનુ પદ ભોગવ્યા પછી જ મોક્ષમા ગયા. સોળમા સત્તરમા અને અઢારમા-એ ત્રણે ચક્રવર્તીઓ તીર્થંકરો પણ થયા છે તેથી બીજા એકવીશ તીર્થંકરોથી આટલું વિશેષજ સમજવુ.

॥ ઇતિ જૈન પ્રમાણે છઠ્ઠા અને સાતમા ચક્રવર્તીઓ તેજ ૧૭ મા અને ૧૮ મા તીર્થંકરો. પ્રકરણ ૩૨ સું સંપૂર્ણ.

---

# પ્રકરણ ૩૩ સું.

## છઠ્ઠા વાસુદેવાદિકનું ત્રિક.

કોઇ પણ એક ક્ષેત્રનો વિચાર કરતા એક તીર્થંકરના સમયમા ચક્રવર્તી કે વાસુદેવ બેમાના એક થઇ શકે છે અથવા તીર્થંકરોના મધ્યકાળમા પણ થાય છે પરન્તુ ચક્રવર્તીના સમયમા વાસુદેવ અને વાસુદેવના સમયમા ચક્રવર્તી એકી સાથે અને એકજ કાળમાં તો થાયજ નહિ. એવો એ અનાદિકાળનો નિયમજ છે.

હવે આ અઢારમા ને ઓગણીશમા તીર્થંકરની વચમા એક હજાર કોટિ વર્ષનુ અંતર પડેલું. તેના મધ્યમા ક્રમથી છઠ્ઠા **પુરૂષપુંડરીક** વાસુદેવાદિક, ત્યારબાદ **સુભૂમ** નામા આઠમા ચક્રવર્તી અને ત્યાર બાદ સાતમા **દત્ત** નામના વાસુદેવાદિક થયા છે. તેમનુ કિંચિત્ વૃત્તાંત અત્રે આપીએ છીએ.

( ૧ ) અઢારમા તીર્થંકર થયા પછી-છઠ્ઠા **આનંદ** બલભદ્ર, **પુરૂષ**

**પુંડરીક** વાસુદેવ અને **બલિ** નામના પ્રતિવાસુદેવ જૈન ઇતિહાસ પ્રમાણે કોણ હતા ? અને કયાથી આવ્યા ? તેમનો કિંચિત્ ઉલ્લેખ —

વિજયપુરના રાજા **સુદર્શને** જૈની દીક્ષા લઇ મોટી તપસ્યા કરી. અન્તે સહસ્રાર નામના આઠમા દેવલોકના દેવતા થયા.

ભરતક્ષેત્ર—પોતનપુરના રાજા **પ્રિયમિત્ર** હતા. તેની રાણીનું હરણ **સુકેતુ** નામના રાજાએ કર્યું. પ્રિયમિત્રે દીક્ષા લીધી આકરી તપસ્યા કરીને નિશ્ચય કર્યો કે મારી સ્ત્રીનું હરણ કરનારનો વધ કરવાવાળો થાઉ. અન્તે ચોથા માહેંદ્ર કલ્પ દેવલોકમા દેવતા થયા.

હવે આગળ અરિંજય નગરમા—મેઘનાદ વિદ્યાધરના વંશમા—પેલો સુકેતુ નામનો રાજા અનેક ભવોમા ભ્રમણ કરી **બલિ** નામે પ્રતિવાસુદેવ પણે આવીને ઉત્પન્ન થયા. ને પચ્ચાસ હજાર વર્ષના આયુષ્યવાળા, કૃષ્ણવર્ણી, છવીશ ધનુષ્યની કાયાવાલા, ત્રણ ખંડ પૃથ્વીનો ભોકતા થયો,

આ જંબૂદ્વીપના—ભરતમા—ચક્રપુર નગરનો રાજા **મહાશીર** નામે હતો. તેની રાણીઓ બે **વૈજયંતી** અને **લક્ષ્મીવતી** હતી. સુદર્શનનો જીવ કે જે આઠમા દેવલોકમા હતો તે વૈજયંતીની કુક્ષિથી ચાર સ્વપ્ન સૂચિત, બળભદ્રની પદવીને સૂચવતો **આનંદ** નામનો ઉત્પન્ન થયો.

પ્રિયમિત્રનો જીવ—ચોથા દેવલોકથી ચ્યવીને લક્ષ્મીવતીની કુક્ષિથી **પુરૂષપુંડરીક** નામે વાસુદેવપણે જન્મ્યો. ઓગત્રીશ ધનુષ્યની ઉચી કાયાવાળો થયો. ગરૂડ અને તાડવૃક્ષના ચિન્હવાળા, નીલ અને પીત વસ્ત્રને ધરનારા બન્ને ભાઇ થયા રાજેંદ્રપુરના રાજા ઉપેંદ્રસેનની કન્યા પદ્માવતી પુરૂષપુંડરીક વાસુદેવને વરી રૂપવાળી સાભળીને **બલિ** પ્રતિવાસુદેવે હરણ કરી. **આનંદ** અને **પુરૂષપુંડરીક** યુદ્ધમા ચઢયા. એક વખતે બલિથી હઠવુ પડયું. પણ બીજી વખતે પુરૂષપુંડરીકના હાથે બલિએ પોતાનુ માથું ચક્ર રત્નથી કપાવ્યુ. દિગયાત્રાએ ચઢીને તે બન્ને ભાઇઓએ ત્રણે ખંડનું રાજ્ય પોતાને સ્વાધીન પણે કર્યું. એકંદરે પાસઠ હજાર વર્ષના અન્તે વાસુદેવ છઠ્ઠી નરકમા ગયા. પચાસી હજાર વર્ષના આયુષ્યવાળા આનંદ બળભદ્રે સુમિત્ર મુનીની પાસે દીક્ષા લઇ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમાં ગયા. ॥ આ પ્રમાણે આનંદાદિક ત્રયુનો સંબન્ધ કહ્યો.

॥ ઇતિ જૈન પ્રમાણે. પુરૂષ પુંડરીક વિષ્ણુ અને બલિ પ્રતિવિષ્ણુ.

---

## હવે પુરાણના વિષ્ણુ અને બલિ

વિષ્ણુના દશ અવતારોમા પાચમો અવતાર **વામન** રૂપનો લખ્યો છે. તેના સંબન્ધે ગીત ગોવિંદમા એવું કહેવામા આવ્યુ છે કે—" छलयसि बलिम् " તાત્પર્ય નીચે મુજબ :—

બલિ નામના દૈત્યે ઇંદ્ર પદને મેળવવા સો ( ૧૦૦ ) યજ્ઞોનો આરભ કર્યો. તેમા નવાણું ( ૯૯ ) પુરા થઇ ગયા. શ્રી કૃષ્ણ ભગવાનને વિચાર થયો જે—મારૂં આપેલું ઇદ્રપદ પ્રલ્હાદનુ જાય તે યોગ્ય નહિ માટે સોમો યજ્ઞ પુરો થવા દેવો નહિ. બ્રાહ્મણના વેષે વામનરૂપ ધરીને બલિની પાસે દાન માગ્યુ. બલિએ કહ્યુ કે હે બ્રાહ્મણ ! તું શું માગે છે ? વામને કહ્યું સાડા ત્રણ ડગલાં જમીન રહેવાને આપ. બલિએ હા પાડી. ત્યા બલિને કોઇએ કહ્યું કે—અરે એ વામનરૂપ બ્રાહ્મણ નથી એ તો શ્રી કૃષ્ણ ભગવાન આવેલા છે. સાભળતાની સાથેજ બળિને ગુસ્સો થયો. એટલામાં તો બધીએ પૃથ્વી ત્રણ ડગલાથી માપી લઇને કહ્યું કે હે રાજન ! બોલ, અડધું ડગલુ કયા મુકું એમ કહીને અડધુ બળીની પીઠ ઉપર મૂકીને પાતાલમા ખોસી ઘાલ્યો. તે વખતે બલિ બોલી ઉઠ્યો કે—અરે મારૂં કંઇ તો નામ રાખો ? ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને વરદાન આપ્યુ કે દીવાળીના ચાર દિવસોમા—તુ રાજા અને હું તારો દ્વારપાળ ઇત્યાદિ.

( આ બલિનો ઉલ્લેખ અમો દશાવતારના સબન્ધે કરી ગયા છીએ. અહિં પ્રસગ નવો ઉપસ્થિત થતાં ફરી જણાવવાની જરૂર પડી છે. )

---

(૨) **રામાયણ**માં આ બલિના વિષયમા કઇ જુદોજ પ્રકાર છે. જુવો. શં ૨૧૧ મા

' જે સમયે બલીને છલવા **વામન** ભગવાન આવ્યા તે વખત બલીએ જલ આપવા માંડયું ત્યારે શુક્રાચાર્ય કરવાના નાલચામાં પેઠા કે દાન ન આપી શકે. પાણી ન પડયું ત્યારે કોઇએ આકૃ કરવા નાળચામા સળી ઘાલી તેથી શુક્રાચાર્યની આંખ ફુટી શુ. આ સભવિત છે કે ?

પછીથી જયારે બલીને વામને છળ્યો ત્યારે બલીએ કહ્યું, ખેર જે થયુ તે થયુ પરન્તુ હું એક વરદાન માગુ છુ. તે એ કે મારા ઘરને ( ૫૨ ) બાવન દરવાજા છે અને હું નિશ્ચય નથી કરી શકતો કે હું કયા દરવાજેથી નીકળુ તેથી હુ જે દરવાજેથી નીકલુ ત્યા તમારે દર્શન આપ્યા કરવા ભગવાને કહ્યુ

'एवमस्तु' હવે નિત્યપ્રતિ ભગવાનને–પર (બાવન) રૂપ રાખવા પડતા હતાં કેમકે ભગવાનને માલમ ન હોતુ કે રાજા બલી કયા દરવાજે નીકળશે. શી સખ્ત જેલની કમબખ્તી ભગવાનને આવી પડી ? પુરાણીઓ રાજા બલિને અમર કહે છે અને પાતાલમા વાસ બતાવે છે, તો હાલ પણ પાતાળ અર્થાત્ અમેરિકામા બલિ મોજુદ હોવો જોઇએ તથા તે પર (બાવન) દરવાજાનું મકાન તથા ભગવાનનો પેરો પણ જોઇએ તો પૌરાણીઓ તાર કાગળ દ્વારા કેમ ખબર અંતર લેતા નથી. અગર જાતે જઇ દર્શન કરી મુકત કેમ થતા નથી. અહિં દેશનું સત્યાનાશ કરી શા માટે રહ્યા છો ?"

॥ ઇતિ વૈદિક રામાયણના વિષ્ણુ અને બલિનુ સ્વરૂપ લીધેલું શંકાકેશથી.

---

## સ્કંદપુરાણ પ્રથમખંડ અધ્યાય ૧૮ મો ૧૯ મો

" બલિ રાજા પૂર્વ ભવમા એક ધૂર્ત હતો, ગણિકાને તાંબૂલ આપતાં ભૂમિ ઉપર પડયું. તે શિવને અર્પણ કર્યું તેથી તેનુ બધું પાપ નાશ પામ્યુ. મરણ પછી યમની આજ્ઞાથી સાડાત્રણ ઘડી ઇંદ્રનું પદ મળ્યું. અગસ્તિ આદિને ઐરાવણાદિકનું દાન આપ્યું. સાડા ત્રણ ઘડી પછી પૂર્વના ઇંદ્રે પોતાનુ સ્થાન લીધું, દાનમાં આપેલા હાથી આદિક મેળવવા ઇંદ્રે યમને પ્રાર્થના કરી. યમે ચિત્ર ગુપ્તને આદેશ કર્યો કે હાથીઆદિક પાછા મંગાવો અને બલિને નરકમા મોકલો. ચિત્રગુપ્તે કહ્યું કે બલિ નરકને યોગ્ય નથી. એમ કહી પ્રલ્હાદની સ્ત્રીના ગર્ભમા પ્રવેશ કરાવ્યો. ઇંદ્રે બ્રાહ્મણ રૂપથી બલિના બાપ વિરોચનનું માથુ માગ્યું. પછી બલિનો જન્મ થયો. બલિએ ઇંદ્રાદિકને હરાવ્યા અને સ્વર્ગનુ રાજ્ય લીંધુ પણ શુક્રાચાર્યની સલાહથી બલિ ભૂમિ ઉપર આવી નર્મદાના તીર ઉપર રહ્યા. અશ્વમેધાદિક (૧૦૦) યજ્ઞો કરવા માંડયા. અદિતિના તપથી સંતુષ્ટ થઇ ભગવાન બટુકરૂપે યજ્ઞમા ગયા. અને બલિની પાસે ત્રણ પગલાં જેટલી ભૂમિની યાચના કરી. આપતી વખતે શુક્રાચાર્યે ના પાડી પણ માન્યું નહિ. ત્યારે શાપ આપ્યો કે ગુણ વિનાનો નિશ્રીક 'થા' ભગવાને બેજ પગલાથી બધુ માપી લીધું અને કહ્યું કે ત્રિજુ પગલું કયા મૂકું ? તેવામા બલિની સ્ત્રીએ પ્રાર્થના કરી તેથી બલિને સુતલા પૃથ્વીમાં જવાની આજ્ઞા કરી. બલિએ કહ્યું મારે તો તમારા દર્શનની જરૂર છે. ભગવાને પણ બલિની પાસે રહેવાનું કબૂલ કર્યું ઇત્યાદિક ઘણું વિવેચન છે તે જોઇ લેવું.

---

## શિવપુરાણનો દેવરાજ બ્રાહ્મણ.

વળી શિવપુરાણ તરફ દ્રષ્ટિપાત કરી જોતાં આ બલિ રાજાના પૂર્વભવનું

સ્વરૂપ લઇનેજ દેવરાજ બ્રાહ્મણના નામથી કથા ગોઠવાઇ હોય તેવો ભાસ વિચારી પુરૂષોને સહજ થઇ શકે તેમ છે. જુવો **શિવ**પુરાણ મહાત્મ્ય અધ્યાય પહેલા અને બીજામા--

પહેલા અધ્યાયમાં શિવપુરાણનો મહીમા એટલો બધો કહેવામાં આવ્યો છે કે–મોક્ષ આપવામાં ન તો અશ્વમેધાદિક યજ્ઞો છે. નતો બીજા પુરાણો છે. તેમજ નતો વેદાદિક શાસ્ત્રો પણ છે. માત્ર એક શિવપુરાણજ કલ્યાણ કરવાવાળું છે.

એમ કહીને બીજા અધ્યાયમાં કથા મૂકી છે તેનો સાર એ છે કે—

**દેવરાજ** નામના બ્રાહ્મણે ચારે જાતિના માણસોને મારીને ધન ભેગું કર્યું. માતાદિક સર્વેને મારી નાખી છેવટે વેશ્યાની સાથે એક પાત્રમા ખાતો રહયો. છેવટે શિવપુરાણ સાભળતાં તાવથી મુઓ. યમના દૂતો અને શિવના ગણો લેવાને આવ્યા. ખેચાતાણી થતા છેવટે શિવનાગણો' શિવપુરીમા લઇ ગયા. ઇત્યાદિક ઘણું લખાણ છે.

---

## વૈદિક મતથી એકાદશીના સંબધે બલિ દાનવની કથા.

ભક્ત એવા બલિને પાતાળમાં બેસી ભગવાન તેની પાસે રહ્યા સ્કંદપુરાણમાંથી ઉધરેલી ભાદરવા શુદિ ૧૧ ની કથા. શ્લો ૩૮ નો સાર.

" શ્રી કૃષ્ણ યુધિષ્ટિરના પ્રશ્નમા કહે છે કે–પૂર્વે ત્રેતાયુગમાં **બલિ** નામનો દાનવ થયો. તે મારો ભકત હતો. મારી અને બ્રાહ્મણોની પૂજા કરતો અને યજ્ઞ કર્મ પણ કરતો હતો. પરન્તુ ઇંદ્રનો દ્વેષી થઇ બધાએ દેવોને તેણે જીથી લીધા અને મારો આપેલો આ લોકપણ તેણે જીતી લીધો. દેવતાઓ દેવઋષિઓને લઇ મારી પાસે આવ્યા અને મારી પૂજા સ્તુતિ કરી, પછી મેં વામનરૂપ પાચમા અવતારે બાળક રૂપથીજ બ્રહ્માડનું રૂપ ધરી તેનું જે કાંઇ હતું તે બધું લઇને ઇંદ્રને સોંપી દીધું અને **બલિ** પણ ઇદ્રના સ્વાધીન કરી દીધો. પછી યુધિષ્ટિરે પૂછ્યુ કે તમોએ વામનરૂપથી તે બલિને કેવી રીતે જીતી લીધો ? ઉતરમાં ભગવાન કહેવા લાગ્યા કે–મેં અલીક બાળકરૂપ ધારણ કરી પ્રાર્થના કરી કે હે બલિ ? તું મને ત્રણ પગલા જમીન આપ ? જ્યારે મેં દબાણ કર્યું ત્યારે તેણે ત્રણ પગલા જમીન આપવાનું કબુલ કર્યું. પછી મેં સંકલ્પ માત્રથી દેહને વધાર્યું એટલે ત્રિવિક્રમ રૂપે થયુ–ભૂલોકમાં બે પગરૂપ, ભુવર્લોકમાં બે જાનુરૂપ, સ્વર્ગલોકમા કટિરૂપ, મહર્લોકમાં ઉદર રૂપ, જનલોકમાં હૃદયરૂપ, તપોલોકમાં–કંઠરૂપ, સત્યલોકમાં મુખરૂપ, અને ઉર્ધ્વમાં માથા રૂપ

મારૂં શરીર બની ગયુ. એટલે સૂર્યાદિક, ઇંદ્રાદિક અને શેષાદિકોએ મારી સ્તુતિ કરી પછી મેં બલિનો હાથ પકડીને-એક પગથી પૃથ્વી અને બીજા પગથી ત્રણે લોક માપીને કહ્યું કે-હે બલિ ? મને ત્રિજો પગ મૂકવાને સ્થાન આપ ? એટલે બલિએ મસ્તક ધર્યું. મેં તેના ઉપર પગ મૂકીને રસાતાલમા ઓસી ઘાલ્યો તે દાનવ વિનયથી નમ્ર મારી પૂજા કરવાવાળો હતો તેથી મેં તેને વચન આપ્યું કે હું તારી પાસે સદા રહીશ, તેથી અષાઢ સુદિ ૧૧ ના શયન દિવસથી એક મૂર્તિ બલિના આશ્રયથી અને બીજી મૂર્તિ ક્ષીરસમુદ્રમા શેષ-નાગના પૃષ્ટ ઉપર સુતી રહે છે. તે કાર્તિક માસ સુધી તેથી આ ભાદરવા સુદિ અગીઆરસ મહા પવિત્ર છે પિતામહની પૂજા કરતા મોક્ષમાં જાય છે.

**સજજનો ?** છઠ્ઠા **પુરૂષપુંડરીક** નામના વિષ્નુરૂપે કૃષ્ણની પેઠે મહારાજા થએલા છે. તેમના સમયમા=પ્રતિવિષ્ણુરૂપે બલિ પણ મહાન્ રાજા થએલા છે. વાસુદેવની સ્ત્રીનુ હરણ રાવણની પેઠે કરેલુ તેથી પુંડરીકના હાથે બલિરાજા મરાણો તે સત્યરૂપના લેખને પુરાણકારોએ કેવી રીતે અસત્યરૂપે ગોઠવેલા છે તે વિચારપૂર્વક જોશો ? બીજું વધારે શું કહું ! એકાદશીના ચોથી કલમના બલિનો વિચાર આપ સજજનોજ કરી લેશો હું ક્યાં સુધી લખીશ.

॥ ઇતિ વૈદિકમતના વિષ્ણુ અને બલિના સંબંધની કથાઓ.

---

## છઠ્ઠા વિષ્ણુ. પ્રતિવિષ્ણુની સમીક્ષા.

જૈનોના ઇતિહાસ પ્રમાણે—આ અવસર્પીણીના કાળમાં ઋષભદેવાદિક ૨૪ તીર્થંકરો, ભરતાદિક બાર ચક્રવર્તીઓ અને ત્રિપૃષ્ઠ વાસુદેવાદિક નવનું ત્રિક થએલું છે. એજ પ્રમાણે દરેક ચોવીશ ચોવીશ તીર્થંકરો પરત્વે ૬૩ શલાકા પુરૂષો સદાકાળ નિયમ પ્રમાણે ભિન્ન વ્યકિતરૂપે થતા આવ્યા છે અને ભવિષ્યમા પણ થયા કરવાનાજ કેમકે આ સંસારની નથી તો આદિ તેમજ નથી તેનો અંત આ વાતની સૂચના અમો વારંવાર કરતા આવ્યા છીએ. તેથી જણાવવાનુ એ છે કે-અઢારમા તીર્થંકર સુધીમાં-સાત ચક્રવર્તીઓ અને પાચ વિષ્ણુ, પ્રતિવિષ્ણુંનું ત્રિક ભિન્ન ભિન્ન વ્યકિતરૂપે કહી બતાવ્યું છે. હવે આગળ પાંચ ચક્રવર્તીઓ અને ચાર વિષ્ણુ, પ્રતિવિષ્ણુનું ત્રિક કહેવાનુ બાકી રહેતું હતું. તેથી આ ૧૮મા અને ૧૯ મા તીર્થંકરના અંતરમા થએલા આ છઠ્ઠા વિષ્ણુ પ્રતિવિગણુનું ત્રિક કહી બતાવ્યુ છે. આના સબન્ધે જુદા જુદા પુરાણ-કારોના મત પણ લખીને બતાવ્યા છે. માત્ર તેના સબન્ધે કિંચિત્ વિચાર કરીને બતાવીએ છીએ.

જૈનોના ઇતિહાસ પ્રમાણે—તે વખતના બળવાન સુકેતુએ પ્રિયમિત્રની રાણીનું હરણ કરી અન્યાય કર્યો તે પાપના યોગથી અબજોના અબજો વર્ષતક સંસારમા ભ્રમણ કર્યા બાદ બલિ નામના મહાન રાજા પ્રતિવિષ્ણુરૂપે થયા લડાઇઓ કરી ત્રણ ખંડનું રાજ્ય મેળવ્યું.

આ તરફ પ્રિયમિત્રના જીવે ક્રોધના વશમા પડીને તપ કર્યો. તપના પ્રભાવથી દેવગતિના સુખ ભોગવ્યા. ત્યાથી નીકળીને પુરૂષપુંડરીક નામના વિષ્ણુરૂપે થયા બાદ સુકેતુના જીવ બલિને માર્યો, તેથી બન્ને શખશોને નરકના દુઃખો પડવું પડયુ આ બધું તેમના કર્મના વશે થયું પણ સ્વાધીનપણે કાંઇ થયું નથી. પછી આગળ પોતાના આત્માનો સુધારો કરી મોક્ષમા જાય. તેની ના કોણ પાડી શકે તેમ છે ? પરન્તુ ક્રોધાદિકના વશમાં પડેલાઓની મુક્તિ તો નજ થાય. આ જગોપર તેમજ બીજા બધાએ ઠેકાણે જૈન ધર્મના સિદ્ધાતની શું ખુબી છે. તે પણ ધ્યાનમાજ રાખી લેવા જેવી છે.

( ૧ ) હવે આપણે પુરાણોના લેખોને તપાસી જોઇએ—

પહેલા લેખમા વિચારવાનુ કે—પ્રહ્લાદને પોતાનો ભકત માનીને વિષ્ણુએ ઇદ્રપદ આપ્યુ તો તે કયા કાળમાં આપેલુ માનવુ ? પોતાના કર્તવ્યથી ઇદ્રપદ મેળવનાર બલિને છળવાનો પ્રયત્ન કરવો એ કાર્ય શું ભગવાનને શોભે ખરૂ કે? જ્યારે બલિને છળવાનોજ વિચાર હતો ત્યારે ચાર દિવસની ગુલામગીરી શા માટે વ્હોરી લીધી.

( ૨ ) હવે બીજો લેખ જુવોઃ—ભગવાન બલિને છળવા આવ્યા ત્યારે શુ શુક્રાચાર્યો આંખ ફોડાવી? આ કાર્ય ભગવાનના જાણપણે થયુ કે અજાણપણે ? જ્યા ભગવાન હોય ત્યા શાન્તિ હોય કે ઉપદ્રવ ? એટલુંજ નહિ પણ બલિની ગુલામગીરી પોતે પણ સદાને માટે વોરી લીધી ? આ વાતો શુ વિચારવા જેવી નથી. ?

(૩) ત્રિજો લેખ જોતાંઃ—એક ધૂર્તે વેશ્યાને તાબુલનું બીડુ આપવા માંડયુ ભૂમિ ઉપર પડયું એટલે શિવને અર્પણ કર્યું, તેથી બધુએ તેનુ પાપ દૂર થઇ ગયું. તેથી યમરાજાએ તે ધૂર્તને સાડાત્રણ ઘડીનું ઇંદ્રપદ આપ્યું તે ધૂર્ત ઇંદ્રપણે સાડાત્રણ ઘડીવાર સ્વર્ગમા કેવા સ્વરૂપથી રહ્યો હશે ? ઇદ્રના આયુષ્ય તો ઘણા લાંબા કાલના હોય છે. ઇંદ્રપદ આપવાનો અધિકાર પહેલા લેખથી વિષ્ણુનો જણાય છે. ત્યારે તે અધિકાર યમરાજાએ કયા કાળમા પચાવી પાડયો ? અદિતિની પ્રાર્થનાથી દેવતાઓની રક્ષાના માટે બલિને છળવા ભગવાન ગયા પણ તેમાંતો પોતેજ

સદાની ગુલામગીરી અંગીકાર-કરીને ઠગાયા યમરાજ પણ કેટલા બધા જ્ઞાની કે દાનમા આપેલી ચીજ઼ે પાછી મગાવીને ધૂર્તને નરકમા મોકલવા ચિત્રગુપ્તને આદેશ કર્યો. ચિત્રગુપ્તે કહ્યું કે એ નરકને યોગ્ય નથી વિષ્ણુ, યમ અને ચિત્રગુપ્ત એ ત્રણમાં પદવી આપવાનો અધિકાર કોણ઼ો ? અને વિચારપૂર્વક કાર્યને કરવાવળો કોણ ?

ઇતિ વૈદિકના વિષ્ણુ અને બલિની સમીક્ષા. પ્રકરણ. ૩૩ સું. સંપૂર્ણ.

---

# પ્રકરણ ૩૪ મું.

## જૈન ઇતિહાસ પ્રમાણે પરશુરામ અને આઠમા સુભુમચક્રવર્તી.

છઠ્ઠા વાસુદેવાદિકનુ ત્રિક થયા પછી ૧૮ મા અને ૧૯ મા તીર્થંકરના મધ્યકાળમાંજ **પરશુરામ** અને આઠમા **સુભૂમ** ચક્રવર્તી થયા છે.

વસન્તપુરમા–માબાપ વિનાનો **અગ્નિ** નામા છોકરો એક મોટા સાથમા દેશાન્તર જતા ભૂલો પડીને તાપસાશ્રમે જઇ ચઢયો. તાપસ થઇ મોટો તપસ્વી થયો, જૈન જૈનેતર બે દેવો ધર્મની પરીક્ષા કરવા નીકળ્યા છે. જૈન પદ્મરથ રાજર્ષિ મિથિલાથી ચંપામાં જતા મળ્યા. દેવમાયાથી એક માર્ગે કાટા અને બીજા માર્ગે જીવો કરી મૂકયા. મુનિએ દયાભાવથી કાટાનો રસ્તો લીધો. ફરી ગીતગાનના મોહથી પણ ન ફસાયા. એમ અનેક ઉપદ્રવો કર્યા પણ મુનિ પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. દેવો ચાલતા થયા. પેલા બે દેવો પછી **જમદગ્નિ** તરફ વલ્યા. હજારો વર્ષના તપથી વધી પડેલી દાઢીમા ચકલા ચકલી રૂપે માળો કરીને રહ્યા. ચકલાએ ચકલી પાસે હિમવત પર્વતે જવાની રજા માગી. ચકલીએ કહ્યુ રજા નહિ આપુ. તમો બીજીમા ફસો તો મારા શા હાલ ચકલાએ બીજીમા નહિ ફસવાના માટે ગૌહત્યાદિક અનેક સોગનો ખાધા તો પણ માન્યુ નહિ. છેવટે **જમદગ્નિનુ** પાપ માથે ચઢાવ્યુ ત્યારે ચકલીએ જવાની રજા આપી. તપસ્વીએ બન્નેને પકડીને પૂછયું મને પાપી કેમ કહ્યો ? ચકલાએ કહ્યું ગુસ્સો ન કરો, સાંભળો !

“ अपुत्रस्यगतिर्नास्ति ” જેની શુભગતિજ નહિ તેનાથી અધિક પાપી કોણ ? શાસ્ત્ર વચન યાદ આવતા પરણવા તરફ મન દોડયું. આ સ્થિતિ સમજીને બન્ને દેવો એક વિચારના થયા અને ત્યાથી ચાલતા થયા.

હવે તાપસે નેમિકોષ્ટકના–રાજા **જિતશત્રુની** પાસે જઇને કન્યા માગી, ડરથી રાજાએ સો (૧૦૦) પુત્રીઓમાથી ઇચ્છે તેને લેવાનુ કહ્યું કન્યા મહેલમા જઇ મારી ધર્મપત્ની કોઇ થશો શું શું ઘરડા ઠચ્ચરને લજ્જાએ નથી. તપસ્વી ક્રોધિત થઇ વિદ્યાના યોગથી કુબડીઓ બનાવી બહાર નીકળ્યો. ત્યા ધૂળમા

રમતી રાજાની નાની છોકરીને બીજોરૂં ધયું મને વાછે છે ? કહીને ઉપાડી લીધી. જેથી રાજાએ ધન આપીને વિવાહી દીધી. શાળીઓનું કુરૂપ દૂર કરી આશ્રમે ગયો. રેણુકા નામ રાખી મોટી થએ ફરીથી પરણ્યો. પુત્રના માટે બે ચરૂં સાધ્યા ક્ષત્રાય ચરૂના ભક્ષણથી રેણુકાના **રામ** થયા. બ્રાહ્મણ ચરૂના ભક્ષણથા હસ્તિનાપુરમા અનંતવીર્યને આપેલી રેણુકાની બ્હેનને **કૃતવીર્ય** પુત્ર થયો. રાગથી આકાશ ગામિની વિદ્યાને ભૂલેલા વિદ્યાધરની સેવા કરી રામે પરશુની વિદ્યાલઇ સાધી, તેથી **પરશુરામ** થયા. બ્હેનને મળવા હસ્તિનાપુરમા ગએલી રેણુકાને અનંત વીર્યના સંબન્ધથી પુત્ર થયો. તો પણ જમદગ્નિએ લાવીને આશ્રમમાં રાખી ક્રોધમા આવીને પરશુરામે પરશુ લઇ માતાનુ તેમજ છોકરાનુ માથું કાપી નાખ્યું.

ખબર પડતાની સાથે આવીને અનંતવીર્યે આશ્રમને ભસ્મસાત કરી નાખ્યુ. પરશુરામે પરશુથી સેના સાથે અનંતવીર્યનો નાશ કર્યો હસ્તિનાપુરના રાજા થઇ કૃતવીર્યે જમદગ્નિનો નાશ કર્યો. પરશુરામ હસ્તિનાપુરમાં જઇને કૃતવીર્યનો નાશ કરી રાજગાદી ઉપર ચઢી બેઠો. ગર્ભો કૃતવીર્યની રાણી તારાએ નાશીને તાપસોના ભોયરાનું શરણ લીધું. ત્યા ચક્રવર્તીના પદને સૂચવતા ચાદ સ્વપ્નપૂર્વક પુત્રનો જન્મ આપ્યો **સૂભૂમ** નામ રાખ્યુ.

હવે **પરશુરામ** ક્ષત્રીયના સંબન્ધે જાજ્વલમાન થતા કુહાડાથી તેમને કાપી નાખતો, ફરતા ફરતા **તારા** રાણીના સ્થાન ઉપર આવી ચઢયો કુહાડો દેદીપ્યમાન થતાં તાપસોને પૂછ્યુ અહિં ક્ષત્રિય કોણ છે ? ઉત્તર આપ્યો કે ગૃહસ્થાવાસમા અમો હતા. માત્ર ઋષિઓને છોડી દઇને **સાતવાર નિઃક્ષત્રીય પૃથ્વી કરી.** મુખ્ય મુખ્ય ક્ષત્રીઓની દાઢાઓ ભેગી કરી એક મોટો સ્થાળ ભર્યો પછી શાન્ત થયો. પણ મનમા ભય પેસી જવાથી ગુપ્તપણે નિમિત્તિઆઓને પૂછ્યુ કે મારૂ મરણ કોનાથી થશે. નિમિત્તિઆઓએ કહ્યું કે—જેની દૃષ્ટિથી આ દાઢાઓની ખીર થશે અને સિંહાસન ઉપર બેસીને ખાસે તેનાથી તમારૂં મરણ થશે. હવે નિર્ણય થવા દાનશાળા મંડાવી ત્યાં સિંહાસન ઉપર તે ભરેલો સ્થાળ મૂકાવ્યો.

હવે આ તરફ **સુભૂમ** મોટો થાય છે તે વખતે **મેઘનાદ** વિદ્યાધરે 'પદ્મશ્રી' પુત્રીના વરના માટે નિમિત્તિઆઓને પૂછ્યુ. તેમને સુભૂમ વર બતાવ્યો મેઘનાદે બધી હકીકત મેળવીને પુત્રી પરણાવી, પછી તે સુભૂમની પાસે આવીને રહ્યો.

આ તરફ સુભૂમે માતાને પૂછયું શું લોક આટલોજ છે? માતાએ કહ્યુ ઘણોએ બધો છે. સાભળ હસ્તિનાપુરના તારા પિતા રાજા હતા તેને મારીને પરશુરામ રાજા થયા છે, તેના ભયથી હું ગુપ્તપણે અહિં રહી છું. આ વાત સાંભળતાની સાથેજ ધમધમાટ કરતો હસ્તિનાપુરમાં આવ્યો, ભવ્ય સ્વરૂપ જોઇ લોકોએ પૂછયું અલ્યા તૂં કોણ છે.? બાલકે ઉત્તર આપ્યો કે હું ક્ષત્રીય છું અરે બળતી આગમાં કેમ આવ્યો? બાળકે ઉત્તર આપ્યો કે પરશુરામને મારવા આવ્યો છું. લોકોએ બાળખ્યાલ સમજીને વાત કાઢી નાખી પણ આતો સિધે સિદ્ધો જઇ સિંહાસન ઉપર ચઢી બેઠો. દૈવયોગે દાઢની ખીર બની જતા જપાજપ ખાવા મંડી પડયો ત્યાંના રખવાળા બ્રાહ્મણો મારવા ઉઠયા પણ પાછળ આવેલા તેના સસરા મેઘનાદે મારીને કાઢી મૂકયા.

પરશુરામને ખબર પડતાં પરશુ લઇને મારવા ચઢયો પણ સુભુમના પુણ્ય પ્રબલથી પરશુની અધિષ્ટાતૃ વિદ્યાદેવી ભાગી જવાથી પરશુ નિસ્તેજ થઇ ગયો. શસ્ત્રના અભાવથી સુભૂમે ઉચકીને થાળ ફેકયો તે સ્થાળ ચક્રરૂપે થઇને પરશુરામનું મસ્તક છેદી નાંખ્યું. તે ચક્રના બળથી **સુભૂમ આઠમો ચક્રવર્તી** થયો.

॥ ઇતિ જૈન પ્રમાણે—પરશુરામ અને આઠમા ચક્રવર્તી સુભૂમના સંબંધ વાલી કથા.

---

## વૈદિક મતે **જમદગ્નિના** પુત્ર **પરશુરમ.**

ભાગવત–૯ સ્કંધ અધ્યાય ૧૫, ૧૬, નો કિંચિત ભાવાર્થ.

" ततः पंचदशे गाधि रैलपुत्राऽन्वयेऽजनि । यद्दौहित्रसुतो रामः कार्तवीर्यमऽहन्रुपा ॥

ઋચીક ઋષિ વરુણદેવ પાસેથી ઘોડાઓ લાવ્યા. ગાધિ રાજાને આપ્યા પછી તેની પુત્રી **સત્યવતીને** પરણ્યા. સત્યવતીની પ્રાર્થનાથી પુત્રના માટે એ ચરૂં ચઢાવીને ઋષિ સ્નાનને માટે ગયા. સત્યવતીનો ચરૂ શ્રેષ્ટ જાણી તેની માતાએ ખાધો અને માતાનો ચરૂ સત્યવતીએ, આ વાત જાણીને ઋષિએ સત્યવતીને કહ્યું આ કામ તે અતિનિંદિત કર્યું, તારો પુત્ર દંડધારી અતિઘોર સ્વરૂપનો થશે. અને તારો ભાઇ બ્રહ્મ જ્ઞાની થશે. સત્યવતીએ કહ્યું–( **मैवं भुदिति भार्गव,॥ अथतर्हि भवेत्पौत्रः** ) એમ થાય તે તો ઠીક નહિ ત્યારે ઋષિએ કહ્યું તારો પુત્ર નહિ થાય તો પૌત્ર દંડધારી થશે. પછી **જમદગ્નિ** પુત્ર થયો. અને સત્યવતી

કૌશિકા નામની નદી રૂપે થઇ. હવે જમદગ્નિ રેણુની પુત્રી રેણુકા સાથે પરણ્યા અને વસુમાદિ પુત્રોમા છેલ્લા પરશુરામ થયા તે વાસુદેવના અંશ રૂપે થયા તેમને પૃથ્વીના ભારભુત દુષ્ટ ક્ષત્રીઓનો ૨૧ વાર નાશ કર્યો રાજાએ પૂછ્યુ હે બ્રહ્મન્ ? રાજાઓએ રામનો શો અપરાધ કર્યો ? કે જેથી પરશુરામે ક્ષત્રીઓનો વારંવાર નાશ કર્યો. ત્યારે શુકદેવજીએ કહ્યુ કે હે રાજન્ ! હૈહયોના રાજા સહસ્રાર્જુને દત્તાત્રેયની આરાધના કરી, તેથી તે હજાર ભુજાવાળો અને અણિમાદિક અનેક સિદ્ધિઓવાળો અતિદુર્ધર્ષ થયો તે એક દિવસ આહેડુ કરતો જમદગ્નિના આશ્રમે જઇ ચઢયો, જમદગ્નિએ કામધેનુના પ્રભાવથી સૈન્ય સાથે તેનુ આતિથ્યપણુ કર્યું, પણ પોતાનાથી અતિશયવાળુ ઋષિનુ ઐશ્વર્ય દેખીને તેને સવત્સા કામધેનુને હરણ કરી. તે વાતની ખબર પડવાથી રામ પરશુ લઇ સહસ્રાર્જુનની પાછળ જઇ સૈન્ય સાથે તેનો નાશ કર્યો અને તેના દશ હજાર પુત્રો ભયથી ભાગી ગયા. રામ કામધેનુ લઇ પોતાના આશ્રમે આવ્યા જમદગ્નિએ કહ્યુ કે હે રામ ! તેં રાજાનો વધ કર્યો તે તો બ્રહ્મહત્યાથી પણ મહાપાપ કર્યું, માટે એક વર્ષ તીર્થયાત્રા કરીને પાપનો નાશ કર ! ( આ પંદરમા અધ્યાયનો કિંચિત્ સાર કહયો ) હવે આગળ ૧૬ મા અધ્યાયનો કિંચિત સાર—

પિતાની આજ્ઞાથી 'રામ' તીર્થયાત્રા કરી એક વર્ષે પાછા આવ્યા હવે એક દિવસે—રેણુકા ગંગાજી ગયા, ત્યા અપ્સરાઓની સાથે ક્રીડા કરતા ચિત્રરથ ગાંધર્વ રાજાને જોઇ સ્પૃહવાળી થએલી, હોમની વેળાને ભૂલી ગઇ શાપની શંકાવાળી થએલી મુનિના આગળ ઘડો મૂકી હાથ જોડીને ઉભી રહી. મનથી વ્યભિચારિણી જાણીને કહ્યુ—હે પુત્રો આ પાપિનીને મારો ? આ વાત કોઇએ કાને નહિ ધરી, ત્યારે રામને પ્રેર્યો, ત્યારે તેણે " ભ્રાતૃન્માત્રાસહાઽ વધીત્ " માતાની સાથે ભાઇઓને પણ મારી નાખ્યા. એટલે જમદગ્નિએ વર માગવાનુ કહ્યુ. રામે મારેલાને જીવાડવાનો અને મારેલાની સ્મૃતિ ન થાય તેવો વર માગ્યો કે તરતજ નિદ્રામાથી જાગી ઉઠે તેમ બધાએ ઉઠીને ઉભા થયા

હવે પેલા સહસ્રાર્જુનના પુત્રો છિદ્ર જોઇ જમદગ્નિનું માથુ કાપીને લઇ ગયા પિતાનો દેહ ભાઇઓને સોપીને રામ પરશુને લઇ તે સહસ્રાર્જુનના પુત્રોની પાછળ જઇ તેમના માંથા કાપીને મોટો પર્વત કરી દીધો અને તેના રક્તથી મોટી ઘોર નદી બનાવી દીધી અને એકવીશ વાર નિઃક્ષત્રીય પૃથ્વી કરીને સ્યમતપંચકે ( કુરૂક્ષેત્રમા ) લોહિના નવ કુંડો કર્યા અને પાછુ આણેલુ પિતાનુ મસ્તક લઇ તેમના શરીર સાથે જોડીને યજ્ઞ કર્યો અને બધી પૃથ્વી બ્રાહ્મણોને આપી દીધી અને પોતે પાપ રહિત થઇ ગયા

( આ વાત નો કેટલો વિચાર–રવિશંકર જેષ્ટારામના તરફથી મુંબાઇમા સંવત ૧૯૮૨ મા છપાવેલા તુલસી રામાયણ–બાલકાંડના પૃ. ૨૭૧ ની ટીપમાથી મળશે. )

॥ ઇતિ વૈદિક ભાગવતના પરશુરામની કથા.

---

## જૈન અને ભાગવતના જમદગ્નિના પરશુરામની સમીક્ષા

આ વિષયમા પ્રત્યક્ષનો પુરાવો તો કોઇની પાસે પણ નથી. માત્ર બન્ને તરફના ઇતિહાસથીજ જોવાનુ છે.

( ૧ ) ઘોડાઓની ઇચ્છાવાળા ગાધી રાજાને જાણી ઋચીક ઋષિએ વરૂણ ( દેવ ) પાસેથી ઘોડાઓ લાવી આપ્યા અને સત્યવતીને પરણ્યા, પણ વરૂણ પાસેથી ઘોડાઓ લાવ્યાજ કેવી રીતે ?

( ૨ ) ચરૂના ભક્ષણથી સત્યવતીને ઘોર સ્વરૂપના પુત્રનું ફળ થવાનું હતું, તે ફળ સત્યવતીના પુત્ર જમદગ્નિને ન થતાં રેણુકાના છેલ્લા પુત્ર રામને કેવી રીતે થયુ ?

( ૩ ) સતી સત્યવતીને કોઇ અપરાધથી નદીરૂપે જડતા પ્રાપ્ત થઇ કે સ્વાભાવિકપણે તે જડતા પ્રાપ્ત થઇ ?

( ૪ ) દત્તાત્રેયની આરાધનાથી–સહસ્રાર્જુન રાજાને હજાર ભૂજાઓ શુ નવીન રૂપે પેદા થઇ ગએલી ? અને થયા પછી શુ તે રાજા હજાર ભૂજાઓની સાથેજ ચાલતો ?

( ૫ ) જમદગ્નિએ કામધેનુના પ્રભાવથી આવેલા રાજાનુ આતિથ્યપણું કર્યુ પણ તેવી કેટલીક વાતો કવિઓની રૂઢીમાંજ ચાલુ રહેલી મનાઇ છે. ? તો પછી જમદગ્નિને ત્યા સાક્ષાત્ કામધેનુજ કયાથી ? કે જેના સંબન્ધે રામને અવતાર લઇ બધા ક્ષત્રિઓનો નાશ કરવાનો પ્રસંગ આવ્યો ?

( ૬ ) ભાગવતવાળાએ અવતાર વાદ ઉભો કરી **પરશુરામને** વિષ્ણુના અવતારૂપે કલ્પ્યા છે પણ આ બધો અવતારવાદજ કલ્પિત છે એમ દેશી તેમજ પરદેશી પંડિતો ઘણાજ એકમતના થએલા છે. અને તે પ્રમાણે અમારા લેખોથી પણ દુરાગ્રહથી દૂર રહેલા સજ્જન પુરૂષો મધ્યસ્થ દ્રષ્ટિથી જોશે તો જરૂર તે વાતની સત્યતા જોઇ શકશે એમ અમોને અમારી ખાત્રી છે.

( ૭ ) અવતારી પુરૂષો પાપ કરે ? પાપનું પ્રાયશ્ચિત લે ? અગર ન

કરે તો આપણી પેઠે પાછા સંસારના ગોથામા ગબડે પણ ખરા ? જો તેઓ ગબડે તો પછી એ અવતારી પુરૂષોજ કેવા ?

( ૮ ) એક રાજાને મારી તેના પ્રાયશ્ચિતના માટે પરશુરામને એક વર્ષ સુધી તીર્થોમાં ભટકવું પડયુ. પણ પાછળથી તેમને લાખો રાજાઓને મારી નાખ્યા તેના પ્રાયશ્ચિતના માટે સંસારમાં કેટલા કાળ રખડવાના ?

( ૯ ) કદાચ કહેશો કે—યજ્ઞ કરીને બધી પૃથ્વી બ્રાહ્મણોને આપી દીધી તેથી સર્વ પાપનો નાશ થઇ ગયો. ત્યારે શુ તે બધા પાપનો બોજો બ્રાહ્મણો એ માથે ચઢાવી લીધેલો માનવો કે ? જો એ રીતે બધા પાપનો નાશ થઇ જતો હોતતો–રાજા ભર્તૃહરિ, રાજા ગોપીચંદ, આદિ રાજ્ય છોડી દઇને યોગીપણું શુ કરવાને અંગીકાર કરતા ? અને તપ, જપ, ધ્યાન ધારણાદિક ક્રિયાઓની માથાકુટ યોગીરાજો શું કરવાને કરતા ? અમોએ આટલો કિંચિત્ માત્રનોજ વિચાર કરીને બતાવ્યો છે. બાકી તો વિશેષ વિચાર વાચકોએ જ બન્ને તરફના લેખોને તપાસીને પોતાની બુદ્ધિથી કરી લેવો. આટલી ભલામણ કરી હું મારા આ લેખની સમાપ્તિ કરૂ છું. ” જૈનઇતિહાસમા–સુભૂમેજ ૨૧ વાર નિ બ્રાહ્મણ પૃથ્વી કરેલી બતાવી છે અને પરશુરામે સાતવાર નિ ક્ષત્રિય પૃથ્વી કર્યાનુ જણાવેલું છે પણ નિરાપરાધી જીવોને મારવા રૂપ અઘોર કાર્યથી બન્નેને અધોગતિનાજ પ્રાહુણા થએલા બતાવેલા છે પરન્તુ અવતારરૂપે બતાવેલા નથી આ વાત ધ્યાનમાં લઇ વિચારવા જેવી છે.

---

જમદગ્નિની કામધેનું સહસ્રાર્જુન લઇ ગયો તેથી પરશુરામે માર્યો.

તુલસી રામાયણ પૃ. ૫૬૪ ની ટીપમાથી. ( ભાગવત નવમસ્કંધ )

“ દત્તાત્રેયની કૃપાથી હજાર હાથ અને મોટું બલ પામેલો સહસ્રાર્જુન રાજા એક દિવસે પોતાની સેના સહિત જમદગ્નિના આશ્રમમા ગયો ત્યા જમદગ્નિએ પોતાની કામધેનુની સહાયતાથી એ રાજાની તથા તેની સેનાની અપૂર્વ અને મોટી મહેમાનગીરી કરવી, રાજાએ કામધેનુથી આશ્ચર્ય પામીને જમદગ્નિને કહ્યુ કે–તમારી ગાય મને આપો. જમદગ્નિએ ના પાડતા મોટામદ- વાળો સહસ્રાર્જુન બળાત્કારથી ગાય છોડી લઇને ત્યાથી ચાલતો થયો. આ વાતની જમદગ્નિના પુત્ર પરશુરામને ખબર પડતાં તેમણે પાછળ જઇને કુહાડાથી **સહસ્રાર્જુનને કાપી** નાખ્યો હતો.

---

જમદગ્નિએ–પરશુરામની માતાને અને તેના ભાઇઓને તેની પાસે મરાવી પોતે જીવતા કર્યાં ( એજ ભાગવત નવમ સ્કંધ )

તુલસી રમાયણ. પૃ ૨૭૮ ની ટીપમાંથી.

"એક દિવસ પરશુરામની મા રેણુકા જલ ભરવાને ગયા હતા. ત્યા નદીમા કોઇ ગંધર્વને સ્ત્રીઓની સાથે વિહાર કરતો જોઇ તેમા કાઇક મન લલચાયાથી તેમને વાર લાગી. જમદગ્નિએ આ માનસિક વ્યભિચાર જાણી ક્રોધયુકત થઇને પરશુરામથી મોટા સઘળા પુત્રોને રેણુકાનો વધ કરવાની આજ્ઞા કરી. કોઇએ પણ વધ કરવાની હા પાડી નહિ ત્યારે જમદગ્નિએ પરશુ-રામને આજ્ઞા કરી કે—તમે તમારા સઘળા ભાઇઓને તથા માને પણ મારી નાખો. પરશુરામે તુરતજ સર્વેને મારી નાખ્યા. આથી જમદગ્નિએ પ્રસન્ન થઇ વર માગવાનું કહેતા પરશુરામે માગ્યુ કે—"ભાઈઓ તથા મા જીવતા થાય અને કોઇને પણ આ વાતાનું સ્મરણ પણ નરહે" જમદગ્નિએ તથાસ્તુ કહીને તપોબળથી સર્વેને જીવતા કર્યા.

પરશુરામે—સહસ્રાર્જુનના પુત્રોએ પોતાના પિતા જમદગ્નિને મારી નાખ્યા હતા તેથી રેણુકા બહુજ વિલાપ કરતા હતા. તેમને શાન્ત કરવાને વાસ્તે પૃથ્વીને એકવીશવાર નિઃક્ષત્રિય કરી હતી."

---

વૈદિક ઇતિહાસ પ્રમાણે વિષ્ણુના ૬ઠ્ઠા ૭મા અવતાર રૂપ પરશુરામ અને રામનો મેળાપ અને તેમનો ઝગડો

તુલસીદાસકૃત રામાયણ બાળકાંડ પૃ. ૨૫૨ થી ૨૮૬ તકમાંનો સાર "સીતાજીના સ્વયંવર મંડપમાં રામે સદાશિવના ધનુષ્યને તોડી નાખ્યું. સીતાજીએ રામના ગળામા વરમાળા નાખી. આવેલા રાજાઓએ મોટો ખળભળાટ કરી મુકયો. મુનિના સ્વરૂપે ત્યા **પરશુરામજી** આવ્યા રાજાઓ ભયભીત થઇ નમ્યા. **વિશ્વામિત્રે** રામ લક્ષ્મણને ચરણમા મૂકયા અને રામને એકી ટશે જોયા, બીજી તરફ જોતા ધનુંષ્યના બે ટુકડા જોઇ બોલી ઉઠયા કે—અરે મૂર્ખ જનક ? બોલી દે ! આ ધનુષ્ય કોને તોડયું ? એટલે રામચંદ્રજી બોલ્યા હે નાથ ? હે પરશુરામજી ? આ સદાશિવના ધનુષને ભાગી નાખનારો આપણો કોઇ દાસજ હશે, શી આજ્ઞા છે ! પરશુરામ ક્રોધ કરીને બોલ્યા કે જેને ધનુષ્ય તોડયું છે તેણે તો હુ સહસ્રાર્જુન જેવો મારો શત્રુ સમજુ છું. શત્રુએ સમાજમાથી અલગ થવું નહીતર સર્વ રાજાઓ માર્યા જશે, પછી અપમાન ભરેલા વચનોથી લક્ષ્મણજી બોલ્યા કે—હે સ્વામી ! અમોએ બાલ્યાવસ્થામાતો ઘણાએ ધનુષ તોડી નાખ્યા તો પછી આ ધનુષની મમતાનો શો હેતું ? પછી ક્રોધથી પરશુરામ

બોલ્યા કે-અરે રાજપુત્ર ! તારે શું કાળ આવી પહોંચ્યો છે ? બોલતા જરા સંભાળ રાખ ? સદાશિવનું ધનુષ તે શું બીજા સમાન ગણાય ? લક્ષ્મણજી બોલ્યા કે-અમે નવું જાણી હાથમાં લીધું સ્પર્શ થતાં તૂટી ગયું તેમાં ક્રોધ શા માટે કરો છો. પરશુરામ-અરે શઠ ? તું મારા સ્વભાવને જાણતો નથી કે હું ક્ષત્રિયોના કુળનો વૈરી છું અરે જડ ? સહસ્રાર્જુનની હજાર ભુજાના છેદન કરનારા આ કુહાડાને જો ? લક્ષ્મણ-આપણો કુહાડો જોઈનેજ બોલશું કે આપ બ્રાહ્મણ છો ક્ષમા કરો ? છેવટે પરશુરામે વિશ્વામિત્રને કહ્યું તોપણ લક્ષ્મણે વાદ વિવાદ છોડયો નહિ. એટલે કુહાડો બનાવી મારવાને તૈયાર થયા. પછી મીઠાં વચનોથી રામચંદ્રજીએ શાન્ત કર્યા, પણ ક્રોધ નહિ સમાવાથી બોલ્યા કે-તારો ભાઇ મોટો પાપી, મોટામાં ઝેર વાળો છતું કહેતો નથી. છેવટે હાથ જોડી રામચંદ્રજી બોલ્યા કે-હે નાથ ! બાળકના વચન કાનપર નહિ ધરતા જે કાઇ કરવુ હોય તે મને કરો. અપરાધી હું છુ. હે રામ ! તારો ભાઇ તારી સમ્મતિથીજ બોલે છે અને તું છળથી હાથ જોડીને છળ કરે છે. આ બધુ છળ છોડી દે નહિ તો હું તને અને તારા ભાઇને મારી નાખીશ એમ કહી કુહાડો લીધો-રામે માથું નમાવ્યું અને કહ્યું કે મને અનુચર જાણી આપણી રીશ ઉતરે તેમ કરો, જા, જા, ? આ બધુ છળ છોડી દે અને રામનામ છોડી દે ? રામ બોલ્યા કે-મારૂં નામ રામ અને તમે પરશુરામ તેથી અમો હારેલાજ છીએ. માટે અપરાધની ક્ષમા કરો ! પછી પરશુરામ બોલ્યા કે-તું મને બ્રાહ્મણરૂપે સમજે છે પણ મારા ક્રોધરૂપી યજ્ઞમા મોટા મોટા રાજાઓને પશુરૂપે બનાવીને હોમી દીધા છે, મારો પ્રભાવ તું જાણતો નથી તેથી ગર્વ ધરીને બોલ્યા કરે છે. પછી રામચંદ્રજી બોલ્યા કે હે મુનિ ! જરા વિચારીને બોલો ? અમે તો તમોને બ્રાહ્મણ જાણી માથું નમાવ્યુ છે. પણ તમારાથી ડરીને નહિ. અમારા આગળ કોઇપણ ઉભા રહેવાને સમર્થ નથી. તો પછી તમે કોણ માત્ર છો ? આવા કોમળ અને ગુઢ અર્થવાળાં વચનો સાંભળતાંજ પરશુરામનાં પડલ ઉઘડયા અને બોલ્યા કે આ વિષ્ણુનુ ધનુષ લ્યો અને ચઢાવો. એમ કહી ધનુષ આપતાજ એની મેળેજ ચડી ગયું અને પરશુરામના મનમાં વિસ્મય થયો. અથવ ધનુષ દેતાં-પરશુરામનો પોતાનો ઇશ્વરાંશ ચઢી ગયો અને વિસ્મય થઇને સ્તુતિ કરી પછી વનમા તપ કરવાને ચાલ્યા ગયા. આ વિવાદ ઘણો મોટો છે તે રામાયણથી જોઇ લેવો.

॥ ઇતિ વૈદિક રામાયણે-૬ ઠા અવતાર પરશુરામ અને સાતમા રામ બેના મેલાપે ત્રયડો.

---

(૧) એકજ વિષ્ણુના–છઠા અવતાર **પરશુરામ** અને સાતમા અવતાર **રામ** તેમના મેળાપની સમીક્ષા.

જૈનોના અને પુરાણોના લેખો આદર્શરૂપે મૂકયા છે. પ્રત્યક્ષપ્રમાણ કોઇ નથી. આકર્પરૂપે ઇતિહાસ કયો ? તેટલું જુવો.

જૈન ઇતિહાસ પ્રમાણે **પરશુરામ** પછી **રામચંદ્રજી** લાખો વર્ષના છેટે થએલા છે. તેનો વિચાર અમો આગળપર જણાવીશું. જમદગ્નિએ સાઠ હજાર વર્ષ તપના અંતે રેણુકાની સાથે લગ્ન કર્યું છે. તેમના પુત્ર **પરશુરામ** થયા છે. અને તે પરશુરામના છેલ્લા સમયે બાળકરૂપ સુભૂમ નામના આઠમા ચક્રવર્તીના હાથે મરાણા છે અને તે સુભૂમ પણ સાઠ હજાર વર્ષના અન્તે મર્યો છે. તેથી પરશુરામ અને રામનો સંબન્ધ વિચારવા જેવો છે. તે શિવાય જૈન ઇતિહાસ પ્રમાણે ૧૧ રૂદ્રોની જુદી જુદી વ્યકિતઓ જુદા જુદા કાળમા થએલી છે. અને સ્કંદપુરાણવાળાએ એકજ રૂદ્રના અગીઆર સ્વરૂપ અગીઆર બ્રાહ્મણના સંબન્ધે પ્રગટ થએલા જણાવેલા છે. તેનો લેખ આજ ગ્રંથમા અમોએ આપેલો છે તે જુવો. તે સિવાય કુમારપાળ રાજાનો લેખ પણ એજ ગ્રંથથી અમોએ આપેલો છે તેથી સ્કંદપુરાણ આધુનિકજ ગણાય વળી આ ગ્રથના પૃ ૨૨૧ માં–બ્રહ્માના પ્રાણ ગયા એટલે તેમના દેહથી ૧૧ રૂદ્રો પેદા થયા એમ પણ જણાવ્યું છે. તેથી વિચારવાનું કે–સોળમા તીર્થંકર સુધીમા ૧૦ રૂદ્રો થઇ ગયા છે અને ૧૧ મા ૨૪મા તીર્થંકરના સમયમા થયા છે. અને **પરશુરામ** અને **સુભૂમ** ૧૮ મા અને ૧૯ મા તીર્થંકરના મધ્યકાળમા થયાનો આ અધિકાર આપણે લખી રહ્યા છીએ. તેથી રૂદ્રના ધનુપનો સબન્ધ રામાયણમાં લખેલો વધારો પડતોજ ગણાય. બીજી વાત એ છે કે પરશુરામ અને **રામ** વિષ્ણુના અવતાર રૂપે હોત તો શત્રુઓની પેઠે સામસામી ઘણા લાબા કાળસુધી જક્કા જક્કીજ શું કરવાને કરતા ? શું પોતે પોતાના સ્વરૂપને પણ ઓળખી શકયા નહિ ? એ વાત આપણાથી માની શકાશે ખરી કે ? ×વળી બીજો વિચાર એ પણ છે કે એકજ વિષ્ણુને એકજ કાળમા બે અવતારો લઇ શત્રુઓની પેઠે સામસામી અજ્ઞાનીઓની પેઠે અથડાવવાની શી જરૂર પડી હતી ? આ ઇતિહાસમા કેટલી સત્યતા છે અને કયાંથી ઉઠાવીને કયાં ગોઠવ્યો છે અને કેવા સ્વરૂપમા મૂકી દીધો છે તેનો

× આરસીમા–પોતાનો પડછાયો જોઇ–અજ્ઞાની પંખીયો ચાંચો મારતા જોયા છે. પણ માણસો જોયા નથી. આતો સાક્ષત્ ભગવાન્ પોતાના બે રૂપમા ભૂલા કેમ પડયા ? જરા વિચાર કરશો કે ?

વિચારકરીને જોશો. વળી અન્તમાં લખ્યુ છે - વાદવિવાદના અન્તમા **પરશુરામનો** અંશ **રામચંદ્રજી**મા પ્રવેશ કરી ગયો એટલે પરશુરામ વનમા ચાલતા થયા. આ વાત પણ વિચારવા જેવી છે જ્યારે પરશુરામનો અંશ રામચંદ્રજીમાં પ્રવેશ કરી ગયો ત્યારે મુડદા રૂપના પરશુરામ પોતાની મેળે વનમાં કેવી રીતે જઇ શકયા. જો મુડદા પોતાની મેળે વનમા જતા હોય તો ઠાઠડી બાધીને લઇ જવાની શી જરૂર પડે ? પુરાણોમાં લખાએલા અધ્યાયની કે પ્રકરણની સમીક્ષા આપણે યથાર્થપણે કરી શકીશું નહિ, કારણકે પુરાણકારોએ જૈનોનાપ્રાચીન ઇતિહાસને ઉંધો છતો ગોઠવી એવો તો ગુંગળાવી માર્યો છે કે આપણે જુદો જુદો વિચાર કરતા શુદ્ધ રસ્તે ચઢી શકીશુંજ નહિ શોધખોળની ઇચ્છાવાળાઓએ વાસુદેવ નરહર ઉપાધ્યેની પેઠે કે લક્ષ્મણ રઘુનાથ ભીડેની પેઠે જૈનોના ઇતિહાસનો અને જૈનોના તત્ત્વનો ક્રમથી તપાસ કરી નિશ્ચય કરી લેવો. વાસુદેવ ઉપાધ્યેના જૈનોના સંબન્ધે લખેલા બે મોટા લેખો અમોએ " જૈનેતર દૃષ્ટિએ જૈન " નામના પુસ્તકમા આપ્યા છે. તે સિવાય બીજા અનેક વિદ્વાનોના લેખો પણ અમોએ છપાવી બ્હાર પાડેલો છે તે સિવાય આ ગ્રંથના પાછલા ભાગમા અનેક પંડિતોના લેખો પણ આપવાના છે. ત્યાથી વિચાર કરી પોતાનો નિશ્ચય કરી લેવાની ભલામણ કરી આ લેખની શાન્તિ કરી દઉં છુ.

॥ ઇતિ વૈદિકે રામાયણના **પરશુરામ** અને **રામાવતાર**ના ઝગડાની સમીક્ષા પ્રકરણ ૩૪ મું સંપૂર્ણ

---

# પ્રકરણ ૩૫ મું.

## ૧૮ માં તીર્થંકર પછી દત્ત–વાસુદેવાદિકનું સાતમું ત્રિક.

### **નંદન**, બળદેવ, **દત્તવાસુદેવ**, **પ્રલ્હાદ** પ્રતિવાસુદેવ.

અઢારમા તીર્થંકર થયા પછી પુરુષપુંડરીક વાસુદેવાદિકનું છઠ્ઠું ત્રિક થએલુ તે તો બતાવી દીધું છે. ત્યાર બાદ જમદગ્નિના **પરશુરામ** અને **સુભૂમ** ચક્રવર્તી થયા તેમનો વિચાર પણ આ પૂર્વના લેખમાજ થઇ ગએલો છે. હવે આગળ ૧૮ મા તીર્થંકરના અંતરમા અને ૧૯ મા તીર્થંકરના પહેલા–**નંદન** નામના બળદેવ, **દત્ત** નામના વાસુદેવ, અને **પ્રલ્હાદ** નામના પ્રતિવાસુદેવનુ સાતમું ત્રિક પણ થએલુ છે તેમનો વિચાર કિંચિત્ લખીને બતાવીએ છીએ.

આ જંબૂદ્વીપના પૂર્વવિદેહમા–સુસીમા નગરીના રાજા વસુંધરે ઘણા કાળ સુધી રાજ્ય ભોગવી પછી સુધર્મ મુનીનિ પાસે દીક્ષા લઇ શુદ્ધપણે પાલન કરી અન્ત પાચમા બ્રમ્હદેવલોકમા દેવતા પણે ઉત્પન્ન થયા.

હવે આગળ આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતમા શીલપુર નગરમા **મંદરધીર** રાજા થયા તેમનો પુત્ર–**લલિતમિત્ર** મહાગુણવાન હતો છતા પણ **ખલ** નામના મંત્રીએ તેના ભાઇને યુવરાજ પદવી આપી દીધી. આ પરાભવથી લલિતમિત્ર ઘોસસેન મુનિ પાસે દીક્ષા લીધી. ખલ મત્રીને મારવાનો નિશ્ચય કરી–ઘોર તપશ્ચર્યા કરવા માંડી, આલોચના કર્યા વિના અન્તે મરણ પામી સૌધર્મ દેવલોકમા મહર્ધિક દેવતાપણે ઉત્પન્ન થયા.

હવે પેલો ખલ નામા મંત્રી ઘણા કાળતક સંસારમાં ભમ્યા પછી આ જંબૂદ્વીપના વૈતાઢય ગિરિ ઉપર ઉત્તર શ્રેણિમા–તિલકપૂર નામના નગરમાં વિદ્યાધરનો ઇંદ્ર **પ્રલ્હાદ** નામે પ્રતિવાસુદેવ પણે થયો.

હવે આ જંબૂદ્વીપના ભરતમા વારાણસી નગરીમા ઇક્ષ્વાકુવંશી **અગ્નિસિંહ** નામનો રાજા હતો. તેણે **જયંતી** અને **શેષવતી** એમ બે રાણીઓ હતી. હવે પેલો વસુંધરનો જીવ પાચમા દેવલોકથી ચ્યવીને ચાર સ્વપ્ન સૂચિત **નંદન** નામે બળદેવ પણે ઉત્પન્ન થયા અને લલિતમિત્રનો જીવ શેષવતીથી સાત સ્વપ્ન સૂચિત–**દત્ત** નામના વાસુદેવપણે ઉત્પન્ન થયા.

હવે એક દિવસે—**નંદન** અને **દત્તની** પાસે અરાવણ જેવો હાથી સાભળીને **પ્રલ્હાદ** નામના પ્રતિવાસુદેવે તેમની પાસેથી માગણી કરી. તે ન મળવાથી સામસામી મોટું યુદ્ધ થતા છેવટે પ્રલ્હાદે દત્તવાસુદેવ ઉપર ચક્ર મૂકયું પણ તે નિષ્ફળ નિવડતાં દત્તે પ્રલ્હાદ ઉપર છોડયું તેથી તેનુ મસ્તક અને ધડ જુદાં થઇને પડયા. પછી દત્ત ત્રણ ખંડને તાબે કરી **૭મા** વાસુદેવપણે થયા. કૌમાર પણે ૯૦૦ સો, મંડલિકપણામાં અને દિગ્વિજયમાં પચ્ચાસ પચ્ચાસ વર્ષ અને વાસુદેવપણામાં ૫૫૦૦૦ હજાર એકદર ૫૬૦૦૦ હજાર વર્ષના અન્તે મરીને પાપના યોગથી પાચમી નરકમાં ગયા. અને તેમના મોટા ભાઇ નંદન નામના બળદેવ ભાઇના મૃત્યુ પછી દીક્ષા લઇ શુદ્ધ વ્રતનુ પાલન કરી ૬૫૦૦૦ હજાર વર્ષના અન્તે મોક્ષમા ચાલ્યા ગયા. ત્રિષષ્ઠિના છઠ્ઠા પર્વના પાચમા સર્ગમા આ અધિકાર છે. આ દત્તાદિક વાસુદેવનુ ત્રિક સાતમું છે. તેથી પૂર્વે પૂર્વે થએલા વાસુદેવાદિકનાં શરીર. બળ, આયુષ, સુખ અને સંપત્તિ આદિ ચઢતાં ચઢતા હતા અને તે કયા કયા તીર્થંકરોના સમયમા થતા આવ્યા

તેના સબન્ધે અમો કંઇવાર લખતા આવ્યા છીએ. જો કે આ ટુંક લેખમાં તેમના શરીરાદિકનો વિચાર વિગતવાર આપી શકયા નથી. પણ જૈન ગ્રંથોમા સવિસ્તર છે. જૈનો પોતાની પ્રવૃત્તિ સર્વજ્ઞ પુરૂષોથી થએલી માને છે અને આજ કાલના જૈનતત્વના અભ્યાસી પ્રખર વિદ્વાનો તે વાતને પ્રગટ પણ કરી રહ્યા છે. એકંદર ઇતિહાસના વિષયમા તેમજ તત્ત્વોના વિષયમા સત્યતા અને વિશેષતા વિચારી યોગ્યતા કયા છે તેનો વિચાર કરવાની ખાસ ભલામણ કરૂં છું. सुज्ञेषु किमधिकेन॰

સાતમા દત્ત વાસુદેવ અને પ્રલ્હાદ પ્રતિ વાસુદેવની સમીક્ષા

પુરાણોમા—**દત્તનામ** તેમજ **નદન** નામ જોવામા આવે છે. પરન્તુ તેઓનુ સ્વરૂપ–પ્રલ્હાદના સબન્ધથી છુટુ પડી ગએલુ હોવાથી અને ઘણી વિકૃતિના સ્વરૂપવાળું થઇ જવાથી અમો ખરો નિર્ણય કરી શકયા નહિ તેમજ ઘણા ઉંડા પાણીમા ઉતરવાનો પ્રયાસ પણ કર્યો નહિ તેથી કેવળ જૈનોનોજ લેખ પંડિતોને આદર્શરૂપે જોવા મૂકી દીધો છે. પણ તેના સંબન્ધે વિવેચન કરવાને અમોએ અવકાશ લીધો નથી.

બાકી પુરાણોના એવા રૂપે છે કે–પ્રલ્હાદ પોતે વિષ્ણુનો ભગત હતો, તેનો બાપ શિવનો ભગત હતો. તેથી વિષ્ણું ભગવાને પ્રલ્હાદના પક્ષમાં ભળી નૃસિંહનો અવતાર ધારણ કરી તેના બાપને ઘણા બૂરા હાલથી માર્યો અને પ્રલ્હાદને તો ઇંદ્રપણાનો અધિકાર આપ્યો. આ કથાનો પ્રસગ અમારા ગ્રથમા આપ જોઇ શકશો. ઇત્યલં વિસ્તરેણ

॥ ઇતિ જૈન પ્રમાણે–દત્ત નામના વિષ્ણુ તેમની સમીક્ષા પ્રકરણ ૩૫ મું સપૂર્ણ.

---

# પ્રકરણ ૩૬ મું

## ૧૯મા અને ૨૦ મા તીર્થંકર, ૯મા મહાપદ્મ ચક્રવર્તી

૧૯ મા તીર્થંકર મિથુલા નગરીમા ઇક્ષ્વાકુવશી **કુંભી** રાજા હતા તેમની રાણી, **પ્રભાવતી** હતી. તેમની પુત્રી **મલ્લિનાથ** નામા ઓગણીશમા તીર્થંકરપણે થયા. તેમના નિર્વાણ બાદ ૫૪ લાખ વર્ષના આતરે વીશમા તીર્થંકર થયા છે.

૨૦ મા **મુનિસુવ્રત**—રાજગ્રહ નગરીમા હરિવંશી રાજા **સુમિત્ર**, રાણી **પદ્માવતી**, તેમના પુત્ર **મુનિસુવ્રત** તીર્થંકર થયા. એમના સમયમા મહાપદ્મનામા ચક્રવર્તી થયા અને તેમના ભાઇ **વિષ્ણુકુમાર** થયા. ચક્રવર્તીનો વૃત્તાંત અસંગ પુરતો નિચેના વર્ણનમાં આવશે, વિશેષ ગ્રંથાતરફથી જોઇ લેવો.

**વિષ્ણુકુમારના** સંબન્ધે કિંચિત્ લખીને બતાવીએ છે હસ્તિનાપુરના રાજા પદ્મોત્તર, તેની રાણી જ્વાલાદેવી તેને બે પુત્રો થયા. મોટા **વિષ્ણુકુમાર** નાનો **મહાપદ્મ** હતો.

એજ સમયમા—અવંતીનો રાજા **શ્રીધર્મ** થયો છે. તેનો મંત્રી ' **નમુચિ** ' હતો. તેનુ બીજું નામ ' **બલ** ' હતું અને તે બ્રાહ્મણ હતો.

વીશમા તીર્થંકરના શિષ્ય **સુવ્રતાચાર્ય** હતા તેમની સાથે વાદ કરતા તે **બલ** હાર્યો. તેથી તે આચાર્યને મારવાની કોશીશ કરવા લાગ્યો. રાજાના જાણવામા આવતાં તે **નમુચિને** પોતાના દેશથી કાઢી મૂક્યો. આ નમુચિ અવંતીમાંથી નીકળીને હસ્તિનાપુરમાં ગયો, ત્યા ભવિષ્યમા ચક્રવર્તી થવાવાળા **મહાપદ્મની** સેવામા રહ્યો. આ મહાપદ્મે નમુચિના કોઇ કાર્યથી તુષ્ટમાન થઇને વર આપ્યો. **પદ્મોત્તરે** અને **વિષ્ણુકુમારે** સુવ્રતાચાર્યની પાસે દીક્ષા લીધી. પદ્મોત્તર મોક્ષમા ગયા. વિષ્ણુકુમાર તપના પ્રભાવથી મહાલબ્ધિવાન્ થયા. હવે **સુવ્રતાચાર્ય** ફરીથી હસ્તિનાપુરમાં આવ્યા છે ? પેલા **નમુચિએ** વેર લેવાનો લાગ જોઇ મહાપદ્મ ચક્રવર્તીના પાસેથી યજ્ઞ કરવાના બ્હાને પૂર્વોક્ત વર એવા પ્રકારનો માગ્યો કે મને અમુક દિવસ સત્તા સહિત રાજ્ય આપો ? મહાપદ્મ તેની ઇચ્છા મુજબ રાજ્ય સોંપી પોતે અંતઃપુરમા ચાલ્યા ગયા.

હવે નમુચિ યજ્ઞની દીક્ષા લઇ સન્યાસી વિગેરે તમામ લોકોના નમસ્કારની સાથે ભેટ લેવા બેઠો. જૈન સાધુઓ નથી આવ્યા જાણી પોતાનું માણસ મોકલીને કહેવડાવ્યુ કે—હે જૈન સાધુઓ ! તમો ઘણા અભિમાની છો અને યજ્ઞના નિંદક છો માટે નમસ્કારની સાથે ભેટણું કરો કે મારા રાજ્યથી નીકળી જાઓ. આ પ્રમાણે હુકમ થયો. સાધુઓ વિચારવા લાગ્યા કે—એનું રાજ્ય તો છએ ખંડમા છે તો આપણે હવે જાવું કયા ? એવો વિચાર કરી, મુખ્ય આચાર્ય નમુચિની, પાસે ગયા અને કહ્યું કે—અમારો તેવો આચાર નહિ હોવાથી અમો આવ્યા નથી. નમુચિએ કહ્યું કે ભલે ન આવ્યા

તોપણ મારા રાજ્યમાંથી સાત દિવસમાં નીકળી જાઓ અને રહેશો તો તમોને મારી નાખતા મને પાપ નહિ લાગે. આ જગોપર આચાર્યનું સમભાવનુ કહેવું અને નમુચિનુ ઉગ્રપણાથી બોલવું ઘણું થયું છે. છેવટે એકના બે ન થયો ત્યારે આચાર્ય તપોવનમા આવી સાધુઓની સાથે વિચાર કરવા લાગ્યા અને છેવટે એવો વિચાર થયો કે–આ મહાપદ્મ ચક્રવર્તીના મોટાભાઇ દીક્ષિત અને લબ્ધિવાળા **વિષ્ણુકુમારને** બોલાવી લાવવા. આ વખત વિષ્ણુકુમાર મેરૂ પર્વત ઉપર હતા ત્યા કોણ જાય? તે વખતે એક સાધુએ કહ્યુ કે મેરૂપર્વત ઉપર જવાની તો શક્તિ મને છે પણ પાછા આવવાની શક્તિ નથી. ગુરૂએ કહ્યું તું જા! વિષ્ણુકુમાર તને પાછા લઇને આવશે. હવે ગુરૂની આજ્ઞાથી તે લબ્ધિવાળા સાધુ થોડાજ વખતમા વિષ્ણુકુમાર પાસે પહોચ્યા. સર્વ વૃત્તાત કહ્યો. **વિષ્ણુકુમાર** રાજર્ષિ તે સાધુને લઇને ગુરૂની પાસે આવ્યા. ગુરૂને વાદ્યા. ગુરૂની આજ્ઞા લઇ પોતે એકલાજ રાજસભામા ગયા. ત્યા એક નમુચિ–બલ વિના સભાના બધા લોકોએ વદન કર્યું વિષ્ણુકુમાર મુનિએ ધર્મોપદેશ આપતાં કહ્યુ કે–નિ:સંગી સાધુઓની સાથે વૈર રાખવુ તે ઘણુ અયોગ્ય અને નરકનું કારણ થાય છે. સાધુ કોઇની નિદા કરતા નથી તેથી નમસ્કાર કરવાને યોગ્ય છે. છતાં તેમની પાસે નમસ્કાર કરાવવાનો હઠ કરવો એ તદ્દન અયોગ્ય છે. છેવટ નમુચિ બલને ઉદ્દેશીને કહ્યું કે હે નમુચિ બલ! તું આ અકાર્યને છોડી દે! આ જગોપર ઘણી યુક્તિ પ્રયુક્તિ કરવામા આવી છે પણ નમુચિ બલ એકનો બે ના થયો. છેવટે કહ્યુ કે ચોમાસાના દિવસોમાં સાધુ કયાં જાય? પછી તું કહીશ તેમ સાધુઓ કરશે. છેવટે નમુચિબલ કટકીને બોલ્યો કે તું માન્ય કરવા યોગ્ય છે તેથી તારા માટે ત્રણ પગલાં (ત્રણ ડગલા) જગ્યા આપું છું બાકી જે કોઇ પણ સાધુ મારા રાજ્યમા રહેશે તો હું તેને જીવતો નહિ રહેવા દઉ. છેવટે વિષ્ણુકુમાર મુનિએ વિચાર કર્યો કે–આતો કોઇ મહાપાપી સાધુઓનો ઘાતજ ઇચ્છે છે. તેથી કોઇ પણ પ્રકારથી સમજે તેવો નથી. માટે હવે તો તેની જડ જાય તો બચાવ થાય તેમ છે. હવે **વિષ્ણુકુમાર** મુનિ કોપમાં આવી પોતાની વૈક્રિય લબ્ધિથી એક લાખ જોજનનુ શરીર બનાવી, એક ડગલાથી ભરત ક્ષેત્રાદિક માપી લીધુ, બીજા ડગલાથી પૂર્વ પશ્ચિમના સમુદ્રને માપી લીધો. અને ત્રિજું ડગલું નમુચિબલના માથા ઉપર મુકી સિહાસનથી નીચે નાખી નમુચિબલને ધરતીમાંજ ખોસી ઘાલ્યો અને મરીને નરકમાજ ગયો. વિષ્ણુમુનિને દેવતાઓએ મધુર ગાયન સંભળાવી શાન્ત કર્યા. પછી પોતાના શરીરનો સકોચ કરી ગુરૂની પાસે પાપનું પ્રાયશ્ચિત લઇ વિહાર કરી ગયા. તે મુનિ તપ જપાદિકની સાથે સંયમનું પાલન કરી મોક્ષમા ગયા.

આ કથાનો સંબંધ **નમુચિ બલ** બ્રાહ્મણ અને **વિષ્ણુકુમાર** જૈન સાધુના પ્રસંગથી બનેલો છે. ત્યારે પુરાણકારોએ વિચિત્ર પ્રકારથી ગોઠવેલો છે.

॥ ઇતિ–૧૯ મા પછી ૨૦ મા તીર્થંકર અને મહાપદ્મ નવમા ચક્રવર્તીના સમયે મુનિઘાતના વાછક નમુચિનો થએલો નાશ. ॥ પ્રકરણ ૩૬ મું.

---

# પ્રકરણ ૩૭ મું.

હવે ૨૦–૨૧ માના મધ્યમાં–લક્ષ્મણવિષ્ણુ આદિનું આઠમું ત્રિક જૈન પ્રમાણે કિંચિત્ બતાવી વૈદિકમાંથી પણ કિંચિત્ બતાવીશું.

૨૦।૨૧ માના મધ્યમાં લક્ષ્મણાદિકનું આઠમું ત્રિક, **પદ્મ** ( રામ ) બલદેવ, **નારયણ** ( લક્ષ્મણ ) વાસુદેવ, **રાવણ** પ્રતિવાસુદેવ.

રામ, લક્ષ્મણ, અને રાવણ એ ત્રિક જગત પ્રસિદ્ધ છે. તેમજ જૈન અને વૈદિકમા તફાવત પણ છે તેથી જૈન પ્રમાણે કિંચિત્ વિશેષ પણે લખીને બતાવીએ છીએ.

બીજા તીર્થંકર શ્રી **અજિત** નાથના વખતમાં **ભીમ** રાક્ષસપતિ એ લવણ સમુદ્રમા રાક્ષસ દ્વીપ મધ્યે પર્વત ઉપર લંકા નામે નગરી વસાવી હતી અને નીચે પાતાલ લંકા નામે પ્રાચીન નગરી હતી. આ દ્વીપ રાક્ષસપતિ ભીમે **મેઘવાહન** નામના પોતાના અજ્ઞાત રહેલા પુત્રને આપ્યો. સાથે નવમણિનો એક દિવ્ય હાર અને રાક્ષસી વિદ્યા પણ આપી. આથી મેઘવાહનના વંશજો રાક્ષસવંશના નામથી ઓળખાયા, એ વંશમાં વીશમા મુનિસુવ્રત સ્વામી તીર્થંકરના થયા પછી **રાવણ** નામે પ્રતિવાસુદેવ થયો, તેનો પિતા રત્નશ્રવા રાક્ષસદ્વીપ અને લંકા નગરી ગુમાવી–તેની માતા કૈકસી સાથે પાતાલ લંકામા રહેતો હતો. રાવણ જન્મ વખતે સુતીકા શય્યામા સુતો હતો તેવામાજ તેના પૂર્વજોએ આપેલો નવમણિહાર કે જેની તેના વંશજો તેને પહેરવા અશક્ત થઇ પૂજા કરતા હતા અને જેનું રક્ષણ એક હજાર નાગકુમારો કરતા હતા. તે તેને કરંડીયામાથી ખેંચી કાઢી પોતાના ગલામા પહેરી લીધો ? જે હારમા તેના મુખના પ્રતિબિંબ સ્પષ્ટ પડતા તે દશમુખ લાગવા લાગ્યો. આથી તેના પિતાએ તેનુ **દશમુખ** એવું લક્ષણ સૂચક નામ રાખ્યું. રાક્ષસદ્વીપની નજીકમા વાયવ્ય દિશાએ વાનર નામના દ્વીપમા આદિત્ય રાજા અને ઇંદુમાલિનીનો **વાલી** નામે પુત્ર હતો. વાલીને સુગ્રીવ અને શ્રીપ્રભા નામે બીજાં ભાઇ બ્હેન હતા

રાક્ષસદ્વીપવાસી જેમ રાક્ષસ સંજ્ઞાથી ઓળખાતા તેમ વાનર દ્વીપવાસી વાનરના નામથી પ્રસિદ્ધ થયા. એ વંશોત્પત્તિ નીચે મુજબ છે અગીયારમા શ્રી શ્રેયાસ તીર્થંકરના વખતમા–કીર્તિધવલ રાજાએ પોતાના શાળા **શ્રીકંઠને** વાનરદ્વીપ આપી ત્યાની કિષ્કિંધા નગરીના રાજ્ય સિંહાસન ઉપર તેને બેસાડયો એ દ્વીપમા વાદરો ઘણા હતા. તેનો જરાપણ સંહાર ન કરતા તેઓનુ અન્ન પાનથી રક્ષણ કરતા. આથી એ દ્વીપના બધા માણસો જયા ત્યાં વાનરોનીજ આકૃતિ ચિતરતા વાનરદ્વીપના રાજયથી અને જયા ત્યા વાનરોના ચિન્હથી તે દ્વીપના માણસો પણ વાનરના નામથી ઓળખાતા.

દશમુખે (રાવણે) વાલીરાજાને કહેવરાવ્યું કે—તમારા પૂર્વજ **શ્રીકંઠને** મારા પૂર્વજ કીર્તિધવલે વાનરદ્વીપમાં લાવી રાખ્યા હતા. ત્યારથી તમો અમારી આજ્ઞા માનતા આવ્યા છો તો તમે મારી આજ્ઞા સ્વીકારશો, એમ કહેવડાવતા બન્ને વચ્ચે મોટું યુદ્ધ થયુ. તેમા રાવણ હાર્યો. **વાલી** પોતાના ભાઇ સુગ્રીવને રાજ્ય આપી અષ્ટાપદ પર્વત ઉપર તપ આદરી ધ્યાનસ્થ ઉભા હતા ત્યા રાવણે તેમને જોવાથી દ્વેષનો માર્યો, અષ્ટાપદ પર્વત સહિત તેમને ઉંચકી ફેંકી દેવા લાગ્યો. આથી વાલીમુનિએ પર્વતને પગથી દબાવતા દશમુખ છુદાઇ રડવા લાગ્યા ! આથી તે દિવસથી તેનુ બીજું નામ **રાવણ** પડયું.

અયોધ્યાના **દશરથ** રાજા રાવણના ત્રાસથી અયોધ્યા છોડી રાજગૃહમા રહેતા હતા ત્યા તેમને **અપરાજિતા** જેનું બીજું નામ **કૌશલ્યા** પટ્ટ રાણીથી **પદ્મ** ( રામ ) બલદેવની પદવીવાળો પુત્ર થયો. અને **સુમિત્રાથી–લક્ષ્મણ** વાસુદેવનો જન્મ થયો. જેનું રાજાએ–**નારાયણ** એવું નામ પાડયું હતું. આ બે પુત્રોના પરાક્રમથી દશરથ રાજા ઇક્ષ્વાકુવંશના રાજાઓની રાજધાની પોતાની અયોધ્યા નગરીમા પાછા આવ્યા, ત્યા કૈકેયીએ ભરતને જન્મ આપ્યો.

મિથિલાના **જનક** રાજાને મ્લેચ્છ રાજાઓએ આવી પીડવા માડયો. આથી જનકે પોતાના મિત્ર રાજા દશરથની સાહાય્ય માગી. જેથી રામ અને લક્ષ્મણે ત્યા જઇ તેઓનો નાશ કર્યો. આ પરાક્રમથી સંતુષ્ટમાન થઇ જનક રાજાએ પોતાની અતિ રૂપવતી પુત્રી **સીતા** રામને આપી. પણ નારદ એક વખત જનકરાજાના અંતઃપુરમા ગએલા ત્યા સીતાએ તેમને દીઠા તેથી તે ભયપામીને બૂમો પાડવા લાગી, આથી દાસી વર્ગે નારદને સંતાપ્યા. નારદે વૈતાઢય પર્વત ઉપર આવી રથપુર નગરીના રાજા ચંદ્રગતિના પુત્ર **ભામંડલને** સીતાનુ ચિત્ર બતાવ્યું. ચિત્ર જોઇ ભામંડલ સ્નેહવશ થતા, ચંદ્રગતિએ જનક

ને બોલાવી સીતાની માગણી કરી. જનકે રામને આપ્યાની વાત કર્યાથી ચંદ્રગતિ કહેવા લાગ્યો જો રામ મારી પાસે દુઃસહ તેજવાળાં હજાર યક્ષોથી અધિષ્ટિત બે ધનુષ્યો છે તેને ચઢાવે તો ભલે પરણે

આથી નિરૂપાયે જનકે પોતાને ત્યાં સ્વયંવર રચી દેશ દેશના રાજાઓને નિમંત્રી તેમને ધનુષ્ય ચઢાવી કન્યા પરણવા કહ્યું. **રામે** વજ્રાવર્ત ધનુષ્ય ચઢાવ્યું ને સીતાએ તેમના કંઠમાં વરમાળા આરોપી, **લક્ષ્મણે** અર્ણવાર્ત્ત ધનુષ્ય ચઢાવ્યું. તેમને વિદ્યાધરોએ પોતાની અઢાર મહારૂપવતી કન્યાઓ પરણાવી.

કૈકેયીના વચનથી—રામ, લક્ષ્મણ અને સીતા સાથે વનવાસ નિકળ્યા. ત્યાંથી રાવણ સીતાને હરી લંકા લઇ ગયો.

સાહસગતિ વિદ્યાધર—સુગ્રીવની સ્ત્રી તારાની ઇચ્છાથી, ઇચ્છિત રૂપ કરવાની વિદ્યા સિદ્ધ કરવા—હિમાલયમા તપ કરવા લાગ્યો. તેને તે વિદ્યા પ્રાપ્ત થતાં કિષ્કિંધા પુરીમા આવી સુગ્રીવ ક્રીડા કરવા બહાર જતા અંતઃપુરમા દાખલ થયો. સુગ્રીવ પાછો આવતા પોતાના રૂપ ધારી સુગ્રીવને અંતઃપુરમા દાખલ થએલો જાણ્યો. વાલિના પુત્રે કોઇ જાતનો વિપ્લવ થવા ન પામે તે માટે બન્ને જણને અંતઃપુરમા દાખલ થતા અટકાવ્યા, બન્ને વચ્ચે યુદ્ધ થયુ. તે તેમા એક બીજાને જીતવા અસમર્થ થતા બન્ને દૂર જઇ ઉભા. સાચા સુગ્રીવે **પવનજય** અને અંજનાના પુત્ર **હનુમાનને** પોતાની મદદમા બોલાવ્યા પણ તેઓ બે વચ્ચેનો ભેદ સમજી શકયા નહિ. આથી નવા યુદ્ધમાં બનાવટી સુગ્રીવે ખરા સુગ્રીવને કુટી નાખ્યો. સુગ્રીવ ખેદ પામી કોઇ મહાબળવાનની શોધ કરવા લાગ્યો. તેમને **રામ લક્ષ્મણની** મદદ લેવાનો વિચાર કર્યો. સુગ્રીવે પાતાલ લંકાથી રામ લક્ષ્મણને તેડી લાવી માયાવી સુગ્રીવને લઢવા બોલાવ્યો. રામ બન્ને વચ્ચેનો ભેદ સમજી શકયા નહિ પણ તેની પરિક્ષા કરવા માટે પોતાના વજ્રાવર્ત્ત ધનુષ્યનો ટંકાર કર્યો. આથી માયાવી સુગ્રીવની વિદ્યા ભાગી ગઇ. રામે તેના અસલ રૂપને જોઇ તેને અત્યંત તિરસ્કાર પૂર્વક મારી નાખ્યો.

સુગ્રીવે સીતાની શોધ કરવાનું માથે લઇ, તેનો પત્તો રામને મેળવી આપ્યો. હનુમાનને રાવણ પાસેથી સીતાને પાછી લેવા મોકલ્યા. રાવણના ભાઇ બીભીપણ અને પત્ની મંદોદરીના કહેવા છતા તે તેને આપી નહિ. જેથી રામ લક્ષ્મણે હનુમાન અને સુગ્રીવની સેના સાથે રાવણ ઉપર ચઢાઇ કરી. રણ-

ભૂમિમા રાવણનુ માથું લક્ષ્મણે તેનાજ ચક્રરત્નવડે કાપી નાખ્યું. સીતાને સ્વાધિનમા લીધી અને રાવણના ત્રણ ખંડના રાજ્યને તેઓએ કબજે કર્યું.

લક્ષ્મણનુ રામના કૃત્રિમ મરણના સમાચારથી હૃદય ક્ષોભ થતા મરણ થવુ. રામને આથી ભાઇના વિયોગનો ઘણો આઘાત લાગ્યો. વૈરાગ્ય પામી રામે સર્વત્યાગ કરી દીક્ષા લઇ બાકીની જીંદગી તપ અને ધ્યાનમા વ્યતીત કરી કેવળજ્ઞાન પામી મોક્ષ પદને પામ્યા

॥ ઇતિ જૈન પ્રમાણે લક્ષ્મણ વાસુદેવાદિકનુ આઠમું ત્રિક.

---

જૈનમાં–પાલકના પાપે દંડક દેશના નાશે દંડકારણ્ય

## દંડકારણ્ય વિષયે જૈનોનો ઇતિહાસ.

જૈન રામાયણ સર્ગ ૫ મો જટાયુપક્ષીનો સંબન્ધ

"રામ વનવાસમા ફરતા–દંડકારણ્યના પર્વતની ગુફામાં આવીને રહ્યા. ત્યાં ભોજન સમયે આવેલા બે ચારણ મુનિઓને ભોજન આપીને જમ્યા ત્યા ગંધ નામનું રોગી પંખી વૃક્ષથી ઉતર્યું. મુનિદર્શનથી જાતિસ્મરણ જ્ઞાન અને ચરણ સ્પર્શથી રોગમુકત થયું તે પખી જટાયુ નામથી પ્રસિદ્ધ થયું. રામના તેના વિષયના પ્રશ્નથી મુનિએ જણાવ્યુ કે–અહિં પૂર્વે કુંભકારકટ નામનુ નગર હતુ. ત્યા **દંડક** નામનો રાજા હતો.

શ્રાવસ્તિનો **રાજા** જિતશત્રુ, તેનો પુત્ર **સ્કંધક** અને તેની પુત્રી **પુરંદરયશા** જે પુરંદરને પરણી હતી. દંડકનો **પાલક** નામનો બ્રાહ્મણ દૂત જિતશત્રુ પાસે આવેલો તે ત્યા જૈનધર્મની ગોષ્ટિમા જોડાતા સ્કંધકે તેને નિરૂત્તરી કર્યો. પાલક સ્વસ્થાનકે રોષ ભર્યો ગયો. **સ્કંધકે** પાંચશો રાજપુત્રની સાથે વીશમા તીર્થંકરની પાસે દીક્ષા લીધી પછી કુંભકારકટે જવાની રજા માગતા પ્રભુએ મરણાંત ઉપસર્ગ બતાવ્યો ? સ્કંધકના ×આરાધક વિરાધકના પ્રશ્નમાં પ્રભુએ કહ્યું–તારા વિના બધાએ સાધુ આરાધક થશે. એટલે તેઓ બધાનુ ભલુ વિચારી તે તરફ ચાલ્યા. ફરથી તેઓ પાલકના નજરે પડતાં તેણે રોષ જાગ્યો વેર લેવા સાધુના યોગ્ય સ્થાનકે શસ્રો દટાવ્યાં. સાધુનો ઉતારો થયો. દંડક રાજાદિ તેમની પાસે ધર્મ સાભળી ઘણાજ ખુશી થઇ સ્થાનકે ગયા.

---

× પોતાના સાધ્યે ચઢી જનાર કે સાધ્યથી પડી જનાર.

૩ પોતાની નિત્યક્રિયામા ઉપયોગી જૈન સાધુનું મુખ્ય ચિન્હ તે રજો હરણ

**દુષ્ટપાલકે** દંડક રાજાને એકાન્તમાં કહ્યુ કે–આ સ્કંધક પાચશો યોદ્ધાની શાથે તમારૂં રાજ્ય લેવાને આવેલા છે. જુવો મુનિઓના સ્થાનમા શસ્ત્રો દાટેલા છે, તપાસતા દુષ્ટનાં દાટેલા મળ્યા દંડકે શિક્ષાનું કામ દુષ્ટ પાલકનેજ સોપ્યુ. તેને મનુષ્ય પીલન યંત્રથી સાધુઓને સ્કંધકને દેખતા પીલવા માડયા સમતાથી પીલાતા છેવટે તે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમા ગયા. એક નાનો સાધુ રહેતા સ્કંધકે કહ્યુ મને પીલ્યા પછી આને પીલ? તે ન સાભળતાં અધિક દુષ્ટાઇ વાપરી પહેલો પીલ્યો? સ્કંધકને આથી રોષ થતા નિયાણું કર્યું કે–જો આ તપસ્યાનું ફળ હોય તો હુ “આ **દંડક** તથા **પાલક** તેમજ તેના કુલ અને દેશનો નાશ કરનારો થાઉ ’ આ રીતે સ્કંધકે પીલાઇ ત્યાંથી કાળ કરી વન્હિકુમાર જાતિમાં દેવતા થયા. આ તરફ પોતાની બ્હેન **પુરંદર યશાએ** આપેલી કાંબલીનો મુનિએ બનાવેલો રજોહરણ ( સાધુના વેષનુ ચિન્હ ) લોહીથી ખરડાએલુ પક્ષીએ ઉપાડયું, તે દૈવયોગે–દંડકની રાણી પુરંદરયશાની પાસે જઇ પડયું. તેણે ભાઇનું રજોહરણ ઓળખ્યુ. પાલકે પીલ્યાની ખબર પડતા રાજા રાણીમા મોટો કલેશ થયો. રાણીને શાસનદેવે ઉપાડી મુનિસુવ્રત તીર્થંકરની પાસે મૂકી તેણે દીક્ષા લીધી.

આ તરફ અગ્નિ કુમારપણે થએલા દેવ–સ્કંધના જીવે અવધિજ્ઞાનથી પોતાના જન્મનો વૃત્તાત જાણી, પાલકને તથા નગરસહિત દંડક રાજાને ભસ્મસાત્ કરી નાખ્યા. તે દંડક રાજા પોતાના પાપથી અનેક યોનિયોમાં પરિભ્રમણ કરતો આ ગંધ નામનો રોગી પક્ષી, અમારા દર્શનથી જાતિસ્મરણ જ્ઞાનવાળો અને ચરણસ્પર્શથી રોગમુક્ત થયો છે

આ પ્રમાણે જૈનોમા દંડક રાજાના પાપથી દંડકારણ્યની ઉત્પત્તિ છે.

॥ ઇતિ જૈન પ્રમાણે—પાલકના પાપે દંડક દેશના નાશથી દંડકારણ્ય

---

## દંડકારણ્ય માટે વૈદિકમતમાં ભિન્ન ભિન્ન થએલી કલ્પનાઓ

ગૌતમને કલંક આપાવા ગણપતિ, બ્રાહ્મણોમા ભળ્યા.

તુલસી રામાયણ અરણ્ય કાંડ પૃ. ૬૬૯ ની ટીપમા.

( ૧ ) “ ગૌતમની ઉપર ઇર્ષ્યાથી ઘેરાએલા બ્રાહ્મણોએ ગૌતમને પતિત ઠરાવવાને વાસ્તે–ગણપતિની પ્રાર્થના કરતા, ગણપતિ–વૃદ્ધ અને દુર્બળ ગાયનું રૂપ ધરીને ગૌતમના ખેતરમા પેઠા. ગૌતમે આવીને તેણે હાકી કાઢવા વાસ્તે હાથનો સ્પર્શ કરતાજ તે ગાય મરી ગઇ. આથી બ્રાહ્મણો ગૌતમને પતિત ઠરાવીને ત્યાથી ચાલ્યા ગયા. ગૌતમે એ અરણ્યમા

પોતાનું અનિષ્ટ થયુ જોઇને અરણ્યને સુકાઇ જવાનો શ્રાપ આપ્યો હતો.
( શિવપુરાણ )

પ્રથમ આ ગણપતિજ કલ્પિત છે તે મારા લેખથી આપ સમજી શકશો ખેર. ઇર્ષાલુ બ્રાહ્મણોમા ઇર્ષા હોય પણ માંગલિક કાર્યમા ભાગ લેનારા ગણ-પતિ—આ અનિષ્ટ કાર્યમા શા માટે જોડાયા? પ્રથમ ગણપતિએ મહામાયા કેળવી ગૌતમ જેવા મહાઋષિને ફોગટના સંતાપ્યા? અરણ્યનો નાશ કરાવી હજારો પશુ પખીઓના આશ્રય ભાગી નાખ્યા બીજા ઇર્ષાલુ તો ન સમજે પણ જ્ઞાની ગણપતિ કેમ ન સમજ્યા?

આમા જ્ઞાની ગોતમની પણ એક મોટી ભૂલ થઇ, જો કાંઇપણ કરવાનુ હતું તો તે અપરાધીઓના માટે કરવાનું હતું. પણ નાહક ઝાડ બીડને સુકાવી હજારો પશુ, પખીઓના આશ્રયનો ભગ કરી તેમના શાપ રૂપના ભાગી શા માટે થયા?

આ વિષયમાં બીજો લેખ જોતા જ્ઞાની ગણપતિ કે જ્ઞાનિ ગોતમ ભૂલેલા જણાતા નથી. પણ બીન પાયાની જુઠી વાતો લખનારાજ ભૂલેલા છે તેથી દેવને કે ઋષિને દોષ આપવો તે તદ્દન વૃથા છે.

---

(૨) "દંડક રાજાએ—પોતાના ગુરૂ ભૃગુ મુનિની પુત્રીનો બલાત્કારથી સંભોગ કરતા, ભૃગુ મુનિએ ક્રોધ કરીને દંડક રાજાના આખા દેશને ઉજ્જડ તથા શુષ્ક થઇ જવાનો શાપ આપ્યો. તે ઉપર ધૂલ થવાથી એ આખો દેશ વેરાન જંગલરૂપ થઇ ગયો. વૃક્ષાદિક પણ સુકાઇ ગયા આથી એ દેશ **દંડકારણ્યના** નામથી ઓળખાવા લાગ્યો.

( વાલ્મીકીય રામાયણ ઉત્તર કાંડમાથી લીધેલો ઉતારો )

---

ઉપરના ત્રણે લેખોના સંબન્ધે કિંચિત્ મારો વિચાર

**જૈન** ઇતિહાસ જોતા પાલક બ્રાહ્મણના પાપનું પ્રાયશ્ચિત દંડક રાજાને નડયુ ક્રોધના વશમા પડી સ્કંધક મુનિએ પોતાના તપનુ મોક્ષરૂપ ફળ ગુમાવી સંસારમા ફરવાનુ વધાર્યું.

**વૈદિકમતે** બે ઋષિઓના શાપથી દંડકારણ્ય બનેલું બતાવ્યું છે. શિવપુરાણવાળાએ ગૌત્તમના શાપથી બનેલુ બતાવ્યું છે. આ વાત એવા રૂપમા પણ મૂકાય છે કે આ ગૌત્તમ અસારામાથી કાઢી મૂકયા પછી મહાવીરના શિષ્ય થયા હતા મહાવીર હજારો વર્ષ ઉપર થયા, દંડકારણ્ય લાખો વર્ષ ઉપર થયુ.

બન્નેનો મેળ કેવી રીતે મેળવી આપતા હશે ? પુરાણકારો ગમે તે લખે-કેમકે તેમને તો ઈશ્વર તરફથી બધી છુટજ મળેલી હોય છે **આજ પુરાણકારે** લખ્યું છે કે-શ્રી કૃષ્ણ ભગવાને માયાવી પુરૂષ મોકલી વેદધર્મથી ભ્રષ્ટ-જૈન ધર્મ ચલાવ્યો. આ વાત્ત કૃષ્ણ ભગવાનજ તેમને કહી ગયા હશે ને ? બીજો લેખ જોતા **ભૃગુના** કારણથી **દંડકારણ્ય** થએલુ બતાવ્યુ છે. આ ભૃગુ કયા ? કોઇ જગોપર બ્રહ્માના પુત્રતો કોઇ જગોપર વરૂણના પુત્ર આ બેમાના કયા ભૃગુઋષિએ શાપ આપીને દડકારણ્ય બનાવ્યું ?

જે મતમા વારંવાર લખાવટનો તફાવત થતો રહેતો હોય ત્યા એજ અનુમાન બધાય કે-બીજાના લેખો જોઇ પોતાની મરજી પ્રમાણે તેમને કલ્પનાઓ કરેલી હોય પણ પોતે વાસ્તવિક પણે લખી શકાયજ નથી.

॥ ઇતિ વદિકે-દડ કારણ્ય થવામા-ગૌત્તમ અને ભૃગુ. એ બે કારણ રૂપે બતાવ્યા તેની સમીક્ષા

---

યુગયુગમા ભકતોના ઉદ્ધારક વિષ્ણુ, જેના તેનાથી શાપિત ? અને નારદના શાપથી મુકત, શિવના બે ગણ, તે રાવણ અને કુભકરણ.

**તુલસી રામાયણ બાલકાંડ પૃ. ૧૧૮ થી ૧૨૭માંથી કિંચિત્ સાર**

“ કામદેવને જીતવાથી ગર્વિષ્ટ થએલા **નારદે** પોતાની બધી વાત શિવજીને કહી બતાવી શિવે કહ્યું આ વાત ભૂલે ચુકે **વિષ્ણુજીને** સંભળાવશો નહિ. હાથમાં વીણા લઇ ગીત ગાન કરતા નારદ ક્ષીર સમુદ્રમા નારાયણ પાસે ગયા. આદરસત્કારથી ત્યા બેઠા. શિવે ના પાડી હતી છતા કામદેવનુ સ્વરૂપ વિષ્ણુને કહી બતાવ્યુ. વિષ્ણુ મોઢું ઠેકાણે રાખી બોલ્યા કે-તમો જ્ઞાની, વૈરાગી, તમોને કામદેવ પીડા કરી શકે ખરા કે ? ગર્વિષ્ટ નારદજી બોલી ઉઠયા કે પ્રભુ આપણી દયા છે. હવે **વિષ્ણુએ** માયાને પ્રેરી તેણે સો યોજનનું વૈકુંઠથી પણ અધિક નગર બનાવ્યુ. તેમા **ગુણનિધિ** રાજા અને તેની પુત્રી **વિશ્વમોહિની** થઇ. સ્વયવર મંડપ થયો. નારદજી પણ જઇ ચઢયા. કન્યા દેખી મોહમા પડયા. હવે એ મને શી રીતે વરે તેની ચિંતામા પડયા. થોડા વખતમા તપ જપાદિ ન બની આવે, માટે વિષ્ણુની પાસે જઇને વર માગુ. પહોચ્યા વિષ્ણુ પાસે. વિષ્ણુએ કહ્યુ-તમારૂં હિત થાશે તેમ કરીશ ( આ છળનુ વચન નારદજી સમજ્યા નહિ. ) સ્વયંવર મડપ ભરાઇ ગયો. નારદ પોતે પોતાનુ રૂપ પ્રભુ જેવુ દેખીને રાજી થયા રાજાઓ તેમને મુનિ રૂપે જુવે છે. કન્યા વૃક્ષ વાનર રૂપે જુએ છે.

શિવના બે ગણો બ્રાહ્મણરૂપે નારદજીના બધા ભેદો જોતા ફરે છે અને નારદજીની પાસેજ સભામા બેઠા. અને મશ્કરી કરવા લાગ્યા કે—રાજકન્યા આપણને સાક્ષાત વિષ્ણુ જાણીને વરશે ? રાજકન્યાતો વાદરા જેવા જોઇ પીઠ દઇને આગળ ચાલી અને વિષ્ણુના ગળામા વરમાળા નાખી. નારદજી વિહ્વલ થઇ ગયા. હવે પેલા શિવગણોએ કહ્યુ તમો તમારૂ મોઢુ તો જુવો કહીને શાપના ભયથી ભાગી ગયા. દર્પણ ન મળતા પાણીમા મુખ જોતાં કુરૂપ જોયુ. તે બે ગણોને રાક્ષસ થવાનો શાપ આપ્યો. વિચાર કરતા નારદ વિષ્ણુ પાસે ગયા. કાતો શાપ આપુ કે બ્રહ્મહત્યા આપુ. એટલે પરિવાર સાથે વિષ્ણુએ બોલાવ્યા કે—વ્યાકુળ જેવા કયા ચાલ્યા ? આટલુ સાભળતાજ ભભકી ઉઠયા કે—હે નારાયણ ? તમારામા ઇર્ષ્યા અને કપટ ઘણુ છે. તમે સમુદ્રના મંથન વખતે શિવને ઝેર આપ્યુ. તમે ઠગી ઠગીને પારકી વસ્તુઓને લઇ સમૃદ્ધિવાન થયા છો. તમારે માથે કોઇ જણાતો નથી તમે મારી મશ્કરી કરી છે તેથી તમારે દેહ ધરવો પડશે. અને તમે મારી આકૃતિ વાનરા જેવી કરી તેથી તમોને વાનરાઓજ સાહાય્ય કરશે અને સ્ત્રીની હાનિરૂપ અપકાર કર્યો છે તેથી સ્ત્રીના વિયોગથી દુ ખી થાઓ? વિષ્ણુએ નારદજીનો શાપ માથે ચઢાવી લીધો અને પોતાની માયાને નારદજી ઉપરથી ખેંચી લીધી. એટલે લક્ષ્મી કે રાજકન્યા નારદજીના જોવામા આવ્યા નહિ એટલે નારદજી બોલ્યા કે હે પ્રભુ ! મારો શાપ મિથ્યા થાઓ ! વિષ્ણુજી બોલ્યા કે એ તો મે મારી ખુશીથી અગીકાર કરી લીધો છે. નારદજી બોલ્યા કે—મારા પાપ કેવી રીતે દૂર થાય ? વિષ્ણુએ કહ્યું શિવજીના શો નામનો જાપ કરો, સર્વ પાપની શાન્તિ થશે શિવમા અમો બધાએ દેવો આવીજ ગયા.

પછી પેલા બે શિવના ગણો મલ્યા, નારદને પાપથી મુકત કરવા વિનંતી કરી, નારદે કહ્યુ શાપ મુકત નહિ થાઓ પણ તમો મોટી ઋદ્ધિવાળા થઇ જગતને જીતશો અને વિષ્ણુના હાથથી મરીને મોક્ષમા જશો. એટલે સંસારનો ફેરો રહેશે નહિ. સમય પ્રાપ્ત થતા રાવણ અને કુભકરણ એ બે રાક્ષસો પેદા થયા.”

---

**આમાં પણ જરા મારો વિચાર**—ઇસારાથી વાતને સમજે તે પડિત ગણાય પણ કહેલી સમજે નહિ તેમા જ્ઞાન કેટલુ ? શિવજીએ ના પાડી હતી છતા નારદ વિષ્ણુને કામદેવની વાત કહેવા બેઠા, વિષ્ણુએ કરેલી મશ્કરી તે પણ સમજ્યા નહિ. વળી શિવના બે ગણે મશ્કરી કરી તે પણ નારદ ન સમજ્યા ગોધા ખાધા ત્યારે સમજ્યા અને શિવના ગણને રાક્ષસ થવાનો શાપ

આપ્યો અરે ? વિષ્ણુને પણ શાપ આપ્યો કે તમો દેહ ધારણ કરશો તમારી સ્ત્રીનુ હરણ થશે અને વાનરો તમોને સહાય્ય થશે જે નારદ પ્રત્યક્ષમા જગોજગોપર ગોથા ખાઇ રહ્યા છે તેમનામાં ભવિષ્યનું જ્ઞાન ક્યાથી આવ્યું ?

વળી પેલા બે રાક્ષસોએ પોતાના શાપથી મુકત થવા કહ્યુ ત્યારે તેમને ભવિષ્યમા મોક્ષ થવાનું કહી બતાવ્યુ ? જે માણસ પ્રત્યક્ષમા જગોજગોપર કુટાતો હોય તે ભવિષ્યવેત્તા હોય ખરો કે ? મારા આ વિચારથી સત્ય શું છે ? તેનો વિચાર કરી જુવો ? કોરેકોરી શ્રદ્ધાથી આપણી બુદ્ધિમતા શુ કામની ?

વળી જુવો નારદે કૃષ્ણજીને ઠગ કહયા, શિવજી ઠગાયા આ બધાઓમા વધારે જ્ઞાની કોણે સમજવા ? વળી વિચારવાનું કે જૈન પ્રમાણે—**રામ લક્ષ્મણ** અને **રાવણ** એ **આઠમું ત્રિક** છે. અને શ્રી **કૃષ્ણાદિકનું નવમું ત્રિક** આગળ કહેવાનુ છે.

વૈદિકે દશ અવતારમાં—**રામ સાતમા** અને શ્રી **કૃષ્ણ આઠમા** અવતાર એટલે રામ તો પૂર્વે થએલા છે. તો પછી આ રામાયણવાળાએ ઉંધો છતો મેળ કેવી રીતે મેળવીને આપ્યો હશે ? સજ્જનો જરા મુકત પણે વિચાર કરશો ?

॥ ઇતિ વૈદિકે નારદના શાપે સ્ત્રી વિયોગી વિષ્ણુ અને શિવગણ એ શાપથી મુકત.

---

વિભીષણના પ્રશ્નના ઉત્તરમા—જયભૂષણ કેવલીએ કહી બતાવેલા રામ સીતાદિકના પૂર્વભવો જૈન પ્રમાણે—

જૈન રામાયણ સર્ગ ૧૦ માંથી નીચે પ્રમાણે.

" ક્ષેમપુર નગરમા **નયદત્ત** વણિકના **ધનદત્ત** અને **વસુદત્ત** બે પુત્રો હતા. આ બન્નેને યાજ્ઞવલ્કય નામના બ્રાહ્મણ સાથે મિત્રાઇ હતી તેજ નગરમા **સાગરદત્ત** વણિકને—**ગુણધર** પુત્ર અને **ગુણવતી** પુત્રી હતી આ ગુણવતીને પિતાએ ધનદત્તને આપી, તેની માતાએ ધનના લોભથી ધનાઢય શ્રીકાન્તને આપી. યાજ્ઞવલ્યને ખબર પડતા નયદત્તના પુત્રોને ખબર આપી પેલા વસુદત્તે રાત્રે શ્રી કાન્તને મારી નાખ્યો. અને શ્રીકાન્તે પણ ખડ્ગવડે વસુદત્તને મારી નાખ્યો તે બન્ને મરી વિંધ્યાટવીમાં મૃગલા થયા. ગુણવતી કુંવારીજ મરણ પામી અને તેજ વનમા મૃગલી થઇ ત્યાં પણ તેને માટે બન્ને યુદ્ધ કરીને મર્યા. એવી રીતે પરસ્પર વૈરથી ઘણા કાળ સંસારમા રખડયા.

આ તરફ ધનદત્ત—ભાઇના મરણથી પીડિત થઇ ભટકવા લાગ્યો. રાત્રે ક્ષુધાપીડિતે સાધુ પાસે ભોજન માગ્યુ. સાધુ બોલ્યા રાત્રે સાધુ પાસે ન હોય એમ કહી ધર્મ બોધ આપતા પક્કો શ્રાવક થયો. મરણ થયા પછી સૌધર્મે દેવતા થયો ત્યાથી ચ્યવીને મહાપુરમા—મેરૂશેઠની સ્રી ધારિણીના 'પદ્મરૂચિ પુત્ર શ્રાવક થયો આ પદ્મરુચિ અશ્વારૂઢ થઇ ગોકુળમા જતા અશ્વથી ઉતરી મરણ દશામા પડેલા બળદને નમસ્કાર મંત્ર સંભળાવ્યો. તેના પ્રભાવથી એજ બળદ તેજ નગરમા છન્નછાય રાજાની શ્રીદત્તા રાણીને વૃષભધ્વજ નામે પુત્ર થયો. આ કુમાર ફરતા ફરતા તે બળદની મૃત્યુભૂમિ પાસે આવ્યો એ જોઇ તેણે જાતિસ્મરણ જ્ઞાન થયુ. ત્યા તેણે એક જૈનચૈત્ય કરાવી તેની એક ભીત ઉપર—મરણ પામતા તે બળદનુ, તેના કાનમ મંત્રના સંભળાવનારનુ. અને સાથે તેના ઘોડાનુ પણ ચિત્ર કરાવી રક્ષકોને કહેતો ગયો કે આ ચિત્ર જે ઓળખે તેની ખબર મને તુરત આપજો. આ તરફ પદ્મરૂચિ ત્યા આવી વંદન વિધિ કરી ચિત્ર જોતા બોલ્યો કે આ વૃત્તાંત બધુ મને લાગુ પડે છે. રક્ષકોથી ખબર મળતા વૃષભધ્વજ ત્યા તરતજ આવ્યો અને તેણે પદ્મરૂચિને પૂછયુ આ ચિત્રનો વૃત્તાંત તમે જાણો છો? તેણે કહ્યુ—'હા' કોઇ જાણીતા પુરૂષે અહિ આલેખ્યુ છે. તે સાભળી વૃષભધ્વજ નમસ્કાર કરી બોલ્યો કે એ બળદનો જીવ હું આ રાજપુત્ર થયો છુ. તમે મારા ગુરૂ છો, રાજ્ય તમે ભોગવો. એમ કહી વૃષભધ્વજ શ્રાવકના વ્રત પાળતો પદ્મરૂચિની સાથે અભેદપણે વર્તી બન્ને મરણ પામી બીજા દેવલોકના મહર્ધિકપણે દેવતા થયા.

હવે **પદ્મરૂચિનો** જીવ. દેવલોકમાથી ચ્યવીને—મેરૂથી પશ્ચિમના વૈતાઢ્ય ઉપર— નંદાવર્ત નગરના રાજા **નદીશ્વર**, તેની રાણી **કનકપ્રભાના** પુત્ર **નયનાનંદ** થયા. ત્યા રાજ્ય ભોગવી. પછી દીક્ષા લઇ ચોથા દેવલોકમા દેવતા થયા. ત્યાથી ચ્યવીને પૂર્વવિદેહની ક્ષેમાપુરીના રાજા **વિપુલવાહન** તેમની રાણી **પદ્માવતીથી શ્રી ચંદ્રનામા** કુમાર થયા. રાજ્ય ભોગવ્યા પછી સમાધિ ગુપ્ત મુનિની પાસે દીક્ષા લઇ કાલ કરી પાંચમા દેવલોકમાં ઇંદ્રપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તેમનો જીવ, આ મહાબળવાન્ બળભદ્રની પદવીવાળા **રામચંદ્ર** થએલા છે. આ પ્રમાણે રામચંદ્રજીનો ટુંક પૂર્વભવ કહી બતાવ્યો.

અને **વૃષભધ્વજનો** જીવ અનુક્રમે આ **સુગ્રીવ** રાજા થએલ છે.

હવે પેલા **શ્રી કાન્તનો** જીવ અનેક ભવમા ભ્રમણ કરી **મૃણાલકંદ** નામના નગરમા—શંભુ રાજા અને તેની રાણી હેમવતીનો પુત્ર વજ્રકંઠ, નામે થયો

અને પેલો વસુદત્તનો જીવ અનેક ભવમા ભ્રમણ કરી શંભુ રાજાના પુરોહિત વિજય: તેની સ્ત્રી રત્નચૂડાનો શ્રીભૂતિ નામે પુત્ર થયો.

પેલી ગુણવતીનો જીવ અનેક ભવોમા ભ્રમણ કરી શ્રી ભૂતિની સ્ત્રી સરસ્વતી. તેની પુત્રી વેગવતી નામે થઇ. તણે યૌવન વયે સુદર્શન નામના એક ધ્યાનસ્થ સાધુના ભક્તોને હસ્યથી કહ્યુ કે આ સાધુને મે પૂર્વે સ્ત્રીની સાથે ક્રીડા કરતા જોયો હતો. અને તે તમે શું વંદના કરો છો? આ વાત સાભળીને લોકો વિપમ પરિણામી થઇ કલંકની ઉદ્‌ઘોપણા કરતા સતા તે મુનિને ઉપદ્રવ કરવા લાગ્યા. એટલે જ્યા સુધી આ કલક મારા ઉપરથી ઉતરશે નહિ ત્યા સુધી હુ મારૂં ધ્યાન છોડીશ નહિ. એવો તે મુનિએ અભિગ્રહ કર્યો.

પછી કોઇ શાસન દેવતાએ રોપથી વેગવતીનુ મુખ રોગગ્રસ્ત કર્યું અને સાધુના ઉપર મુકેલા કલકની વાત તેના પિતાના જાણવામા આવતા વેગવતીનો ઘણોજ તિરસ્કાર કર્યો. એક તરફ પિતાનો રોપ, બીજી તરફ રોગથી ભય પામીને વેગવતીએ સુદર્શનમુનિ પાસે આવી સર્વ લોકોની સમક્ષ ઉચ્ચે સ્વરે આ પ્રમાણે કહ્યુ—હે સ્વામિ તમે સર્વથા નિર્દોપ છો. મે તમારી ઉપર આ ખોટો દોપ આરોપણુ કરેલો છે માટે હે ક્ષમાનિધિ! મારો એ અપરાધ ક્ષમા કરો?" તે વચન સાભળી લોકો પાછા ફરીથી તે મુનિને પૂજવા લાગ્યા ત્યાર પછી વેગવતી પરમશ્રદ્ધાળુ શ્રાવિકા થઇ શભુ રાજાએ તેની માગણી કરી. શ્રી ભૂતિએ કહ્યુ કે હુ મારી કન્યા મિથ્યાદૃષ્ટિને આપીશ નહિ. તે સાભળી શભુ રાજાએ શ્રી ભૂતિને મારી નાખીને વેગવતીની સાથે બળાત્કારથી ભોગ કર્યો. તે વખતે વેગવતીએ શાપ આપ્યો કે હું ભવાતરમા તારા વધના માટે થઇશ. પછી શંભુ રાજાએ તેને છોડી દીધી એટલે હરિકાન્તા (સાધ્વી) આર્યાની પાસે દીક્ષા લઇ આયુષ્ય પૂર્ણ કરી વેગવતી સાધ્વી પાચમા બ્રહ્મ દેવલોકમા ગઇ. ત્યાથી ચ્યવીને તે જનકરાજાની પુત્રી સીતા થઇ અને પૂર્વના શાપના વશથી શંભુ રાજાના જીવ રાક્ષસપતિ રાવણના મૃત્યુના માટે તે થઇ પડી. પૂર્વે સુદર્શનમુનિ ઉપર ખોટો દોપ આરોપણ કરવાથી આ સીતાના ભવમા તેના ઉપર લોકોએ ખોટુ કલક મૂક્યુ.

"જૈન ગ્રંથો પ્રમાણે રામસીતાદિકના પૂર્વ ભવનો ટુંક વિચાર લખી બતાવ્યો."

॥ ઇતિ જૈન પ્રમાણે—રામ સીતાદિકના પૂર્વ ભવોનુ સ્વરૂપ.

---

## વેદમાં ખેતી અથવા કૃષિકાર્યના દેવોની પ્રાર્થના.

હિંદુ સંસ્કૃતિ પૃ. ૧૧ મા—" ખેતી અથવા કૃષિકાર્યના દેવોને સંબોધીને રચાયેલુ નીચેનું સ્તુતિ ગીત અતિ જાણવા લાયક છે. તે દેવોમા **'સીતાનું'** નામ પણ મળી આવે છે. અને ત્યા સીતા શબ્દનો અર્થ પાક ઉત્પન્ન કરનાર ખેતીનુ 'હળ' એવો કરવામા આવ્યો છે સમય જતા એ "હળ"—"દેવી"ને પ્રાચીન હિંદના બે મહાન વીર કાવ્યો પૈકીના એક "રામાયણ" નામના વીર કાવ્યમા નાયિકા તરીકે જોવામાં આવે છે.

"ક્ષેત્રના નાયકની મદદથી આપણે ક્ષેત્ર (રણસંગ્રામમા) વિજય મેળવશુ આપણી ગાયો તથા ઘોડાઓનુ રક્ષણ કરનાર આપણો નાયક (ઇશ્વર) અપણું કલ્યાણ કરો."

"ઓ પરમ પિતા ? અમારા ઉપર મિષ્ટ વર્ષાદ વર્ષાવો. ગાયના દુધ જેવા તે શુદ્ધ અને વિપુલ જોઇએ. તેને માખણ જેટલો મીઠો કરો."

"મંગળકારી **સીતાદેવી** ! અમે વીનવીએ છીએ કે આગળ ચાલો કે જેથી અમે સુખી થઇ અવાજ સારી રીતે ઉગાડી શકીએ" વિગેરે (ઋગ્. મં ૫૭)——

તે વખતના વ્હેમી ખેડુત પડિતોની આ પ્રાર્થનાઓ છે. આમા ઇશ્વરને પ્રયોજન કયુ હતું ? ઇશ્વર કૃતવેદો કયા હિસાબે ?

---

## ॥ ઋષિઓના લોહીનો ઘડો ખેત્રમાં, તેમાંથી સીતા ॥

જમીનમાથી **સીતાની** ઉત્પત્તિમા કારણભૂત ઋષિઓ

તુલસી રામાયણ બાલકાડ પૃ ૧૬૬–૧૬૭ માથી લીધેલો સાર

(૧) " ઋષિઓની પાસેથી દંડ લેવાને **રાવણે** ચાર દૂતોને મોકલ્યા. ઋષિઓએ–શરીરોમાથી લોહિ કાઢી ઘડો ભરીને દૂતોને આપીને કહ્યુ કે–આ ઘડો ઉઘાડતા તમો પરિવાર સહિત ક્ષય થશો ઘડો રાવણને સોપી દૂતોએ ઋષિઓનો શાપ પણ સભળાવી દીધો સાભળતાની સાથે રાવણને દાહ થયો. એક વખત રાવણ શિવની સભામા ×વેદાતના વિચારમા જનક રાજાથી હારી ગયો હતો તેથી જનકનુ અનિષ્ટ કરવા આ ઘડો જનકની નગરી પાસે ક્ષેત્રમા દટાવ્યો. જનકના દેશમા દુષ્કાળ પડતા વૃષ્ટિના વાસ્તે યજ્ઞનો આરંભ કર્યો અને સુવર્ણના હલથી ભૂમિ

× રામના સમયમા નતો શિવ, નતો વેદાન્ત પ્રક્રિયાહતી તો પછી શિવની સભા સેની ?

ખેડાવતા પૃથ્વીમાંથી અદ્‌ભુત તેજવાળુ સિંહાસન પ્રગટ થયું સિંહાસનની ચારે દિશાએ ચાર સખિઓ મારેછલ ધરીને ઉભી રહેલી અને મધ્યમા પવિત્ર ગુણવાળા ભૂમિપુત્રી ( સીતાજી ) બીરાજ્યા હતા. જનકની પ્રાર્થનાથી સખિઓ સહિત સિંહાસનનો લોપ થઇ ભૂમિ પુત્રી કન્યા થઇ ગયા. અને રાજાએ ×જાનકી નામ રાખ્યુ. પણ નારદે આવીને **સીતા** કહ્યા ”

( ટીપમા જણાવ્યુ છે કે—હલના લીટાનુ નામ સીતા છે તેથી સીતા થયા. )

“ જનકે તપ કરી શિવની પાસેથી ધનુષ મેળવી પ્રતિજ્ઞા કરી કે આ ધનુષ તોડે તે આ કન્યાને વરે ? ઘંડા ફટાવ્યા પછી રાવણને ચારે દિશાઓમા પરાજય થતો તો પણ ત્રણે લોક પોતાના વશમા કર્યો ”

(૨) ઋગ્વેદમા બતાવેલી **સીતા** સસ્કૃત. સા. પૃ. ૩૯૪ માંથી.

“ સીતાનો વૃત્તાત તે પણ ઋવેગ્દની સાથે જોડી શકાય તેમ છે કારણ કે હળ ખેડવાથી જમીનમા પડેલી ચાસને માટે ચેતનત્ત્વનું આરોપણ થવાથી દેવી તરીકે એનું આવાહન કરવામા આવેલુ ઋગ્વેદમા આપણે જોઇએ છે. કેટલાક ગૃહ્યસૂત્રામા પણ ખેડાએલી જમીનની દેવતા તરીકે એ સૂત્રોમા એની સ્તુતિ કરવામા આવી છે. અને ઇંદ્ર અથવા પર્જન્યની સ્ત્રી તરીકે એને ગણવામા આવી છે. **સીતાની** ઉત્પત્તિ આવી રીતે થએલી તેનુ સૂચન રામાયણની અંદર જ થએલુ છે. ”

---

## રાવણનો નાશ કરવા ફરીથી જન્મેલી સીતા.

( ૩ ) હિંદુસ્તાનના દેવો પૃ. ૧૭૧ થીજ

“ મિથિલાના રાજા જનકને એક ઘણીજ ખુબસુરત કન્યા હતી. તેની ઉત્પત્તિ તેની કાન્તિના જેવીજ અદ્‌ભુત હતી, એક વખત રાજા ખેતર ખેડતો હતો એવામાં તેનો હળ જે જમીન ઉપર ફરી વળ્યો હતો તે ઉપરથી બાળક ઉત્પન્ન થયુ અને એથી તેનું નામ તેણેં સીતા (ચાસ) પાડ્યું. તેના આવા અદ્‌ભુત પ્રકારના જન્મને લીધે તેને લક્ષ્મીનું સ્વરૂપ માનવામા આવે છે. પૂર્વ જન્મમા જે રાવણે તેનુ અત્યંત અપમાન કર્યું હતુ તેના પર વેર વાળી તેનો નાશ કરી તેણેં ફરી અવતાર લીધો હતો.

× જનકની પુત્રી જાનકી એ ગૌણનામ સ્વાભાવિક જ ગણાય ? વિશેષ શું ?

(૪) **સીતાની** ઉત્પત્તિની કથા રામાયણનો ઉત્તરકાંડ સર્ગ ૧૭. પૃ પહેલામાં નીચે પ્રમાણે જણાવેલી છે,

( હિ. દે. પૃ. ૧૭૨ની ટીપમાંથી )

" રાવણ-હિમાલયના વનમાં તપ કરતી કન્યાને પૂછે છે કે તૂં કોણ છે? ઉત્તરમાં હું **કુશધ્વજ** ઋષિની પુત્રી, ઋષિના વેદાભ્યાસ વખતે જન્મી તેથી **વેદવતી** નામે છું. દેવાએ વર પસંદ કરવાનું મને કહ્યુ પણ મારા પિતાએ વિષ્ણુને આપવા ઇચ્છેલી છે. આવા નિશ્ચયવાળા તેણીના પિતાને રાવણે મારી નાખ્યો. કન્યાની માતા શબનું આલિંગન કરી બળી મરી, તો પણ રાવણે લગ્નની પ્રાર્થના કરીને કહ્યુ કે હું વિષ્ણુથી ચઢીયાતો છુ કન્યાએ કહ્યું તારા શિવાય એ દેવનો કોઇ તિરસ્કાર કરશે નહિ. એવું સાંભળી રાવણે તેણીના ચોટલાનો અંગુલીના અગ્રભાગથી સ્પર્શ કર્યો. કન્યાએ ચોટલો કાપીને કહ્યુ કે હવે હું જીવીશ નહિ. તે મારૂં આ અપમાન કર્યું છે માટે હું તારા નાશના માટે જન્મ લઇશ, એમ કહી તે કન્યા બળી મરી, એજ કન્યાએ જનક રાજાને ત્યાં જન્મ લીધો છે. અને તે તારી (વિષ્ણુની) સ્ત્રી થઇ છે તે તારી શાકેનથી તેણે હણ્યો છે. (રાવણને) હણ્યો છે )"

---

**આમાં સાર બે બોલ**-વૈદિક મત પ્રમાણે સીતાના સંબંધે ચાર લેખમાંના ત્રણ તો જૈનોના લેખની સાથે કિંચિત્ માત્ર પણ સબન્ધ ધરાવતાજ નથી. ચોથા ઉતારાની સાથે પણ વિષમતા છે. તે એવી રીતે કે-જૈનોમાં જયભૂષણ સર્વજ્ઞે રામ સીતાદિકના પૂર્વભવો બે ચાર મોટા બતાવતા. સીતાનો પૂર્વભવ-શંભુ રાજાના પુરોહિતના પુત્રની પુત્રી **વેગવતી** થએલી બતાવેલી છે. તેના બાપને શંભુ રાજાએ મારી નાખીને **વેગવતી**ની સાથે બળાત્કાર કરવાનું જણાવ્યું છે અને શંભુ રાજાથી છુટીને તેણીએ દીક્ષા લીધી છે અને ત્યાંથી મરણ પામી પાંચમા સ્વર્ગે ગઇ અને ત્યાંથી ચ્યવીને જનક રાજાને ત્યાં સીતાપણે જન્મી છે વૈદિકમતમાં સીતાનો માત્ર એકજ ભવ બતાવતા નામાદિકને તેમજ વિષયને ફેરવેલો હોય એમ સહજ વિચાર કરતા જણાઇ આવે છે, છતાં પંડિતો તેમા આંખ મીચામણા કરે છે તે જુદી વાત છે?

---

## રાવણની ઉત્પત્તિનો બીજો પ્રકાર.

તુલસી રામાયણ બાલકાંડ પૃ ૧૫૪ ની ટીપમાંથી

" બ્રહ્માના પુત્ર પુલસ્ત્યમુનિ-મેરૂ ઉપર તૃણબિંદુના આશ્રમમાં તપ

કરતા હતા, ત્યાં અનેક કન્યાઓ આવી કલકલ કરતાં જોઇ પુલત્સ્યે કહ્યુ—જે કન્યા મારી સામે આવશે તે ગર્ભવતી થશે. પછી કન્યાઓએ જવું બંધ કર્યું. પણ તૃણબિંદુની કન્યા ભૂલથી ત્યાં જતા ગર્ભવતી થઇ. તેથી વિશ્રવા ઋષિનો જન્મ થયો. વિશ્રવા કોઇ ઋષિની કન્યાને પરણ્યા તેમાથી કુબેરજીનો જન્મ થયો. કુબેરજીના તપથી પ્રસન્ન થઇને બ્રહ્માએ તેને પુષ્પક વિમાનનું તથા ભંડારોનું અધ્યક્ષપણું અને તેના પિતાને રહેવા લંકાપુરિ આપી. કે જે રાક્ષસોના જતા રહેવાથી ખાલી પડી હતી. કુબેરજીને સર્વોત્તમ જોઇ **સુમાલી** નામના એક રાક્ષસે પોતાની **કૈકસી** નામની કન્યાને વિશ્રવાની પાસે મોકલી. વિશ્રવા કૈકસીને જોઇ બોલ્ય કે—તું સંધ્યા સમયથી પુત્રની ઇચ્છાથી આવી છે માટે તને ઘોર રાક્ષસ પુત્ર ઉત્પન્ન થશે, આથી **રાવણ** વિગેરેની ઉત્પત્તિ થઇ. ( અધ્યાત્મ રામાયણ. )

**આમાં જરા વિચારઃ**—પૂર્વના લેખમા શિવના બે ગણોને રાવણ—કુંભકરણ થવાનું કહી નારદે શાપ મુકત કર્યા. આ જગો પર વિશ્રવાએ કૈકસીને ઘોર રાક્ષસ પુત્ર (રાવણ) થવાનું કહી બતાવ્યું ? આ બેમા સાચું કયું ?

---

રાવણ—કુબેરજી, વરૂણ, યમ, એ ત્રણેને જીતી ઇંદ્રને જીતવા ગયો.

તુલસી રામાયણ બાલકાંડ પૃ. ૧૭૦ ની ટીપમાથી.

“ રાવણ—કુબેરજીને, વરૂણને તથા યમને જીત્યા પછી ઇંદ્રને જીતવા ગયો. લડાઇમાં રાવણ પકડાવવાની તૈયારીમાં હતો, તેટલામાં મેઘનાદે—ઇંદ્રને પકડી લીધો. લંકામા લાવી કેદ કરતાં—બ્રહ્માએ ત્યાં આવી મેઘનાદને અનેક વરદાન તથા અમોઘ શક્તિઓ આપીને ઇદ્રને છોડાવ્યો. મેઘનાદને ઇદ્રજિત એ નામ પણ બ્રહ્માએ આપ્યું હતું. ” ( વાલ્મીકીય રા ઉત્તરકાડ. )

જૈન રામાયણ જોતા—વૈતાઢ્ય પર્વત ઉપર રથનુપુર નગરના અશનિવેગ રાજાના પુત્ર સહસાર રાજા તેની રાણી ચિત્તસુંદરીને ગર્ભ સમયે ઇંદ્રના સંભોગના **દોહદથી** થએલા પુત્રનુ નામ ઇંદ્ર પાડેલું. તે પોતાને ઇંદ્ર માનીને સોમ, યમ, વરૂણ અને કુબેર ચાર દિશાના ચાર વિદ્યાધરોને દિગ્પાલ સ્થાપી પોતે રાજ્ય કરતો હતો, તેઓની સાથે રાવણનું યુદ્ધ થયુ હતું. પણ સાક્ષાત્ ઇંદ્રની સાથે નથી થયું. ત્યા બ્રહ્મા આવ્યા, વરો આપ્યા, વગેરેની વાત પાયા વિનાની લાગે **છે તે અમારા લેખોથી** વિચારી જો જયો.

---

કૈલાસ ઉપાડવા જતાં શિવના દબાણથી રોતાં રાવણ થયો.

તુલસી રમાયણ. બાલકાડ. પૃ ૧૫૭ ની ટીપમાં.

" રાવણનું આવવું સાભળી કુબેરજીએ લંકાને ખાલી કરી અલકાપુરીને વસાવી હતી. એમ વાલ્મીકીય રામાયણમા કથા છે.

રાવણે કૈલાસને ઉઠાવતા સદાશિવે પગના અગુઠાથી કૈલાસ દબાવ્યો. તેથી વીશે હાથ ભીંસાતાં રાવણ રોયો હતો તેથી તેનું નામ રાવણ પડયું હતું. પહેલા દશકંધર નામ હતું. આ સમયે સદાશિવે તેણે કેટલાક વરદાન પણ આપ્યાં હતાં. ( વાલ્મીકીય ઉત્તરકાડ )

આમા વિચારવાનું કે જૈન રામાયણમાં જણાવી ગયા છે કે–રાવણ અને વાલી આ બેનુ યુદ્ધ થતા રાવણહાર્યો છે. વાલી પોતાના ભાઈ સુગ્રીવને રાજ્ય સોપી અષ્ટાપદ. પર્વત ઉપર તપ કરવા ગયા છે. વિમાન લઇને જતા રાવણે ત્યા વાલીને જોયા, દ્વેષથી પર્વત સહિતફેંકી દેવાનો વિચાર કરે છે એટલે વાલીમુનિએ પગના અંગુઠાથી પર્વત દબાવ્યો. નીચે દબાણમા આવતા છુંદાયો અને રોયો ત્યાંથી રાવણ નામ પસિદ્ધ થયુ.

બીજી વાત એ છે કે –' શિવ ' દ્વાપર યુગમા થયા છે અને રાવણ ત્રેતામા થયા છે. ત્યાં મહાદેવજી આવ્યા કયાંથી ? માટે આ વાત વિચરવા જેવી છે ?

---

## પુષ્પક વિમાનવાળા કુબેરજીને દેખી રાવણ તપ કરવા લાગ્યો.

તુલસી રામાયણ બાળકાડ. પૃ. ૧૫૫ ટીપમાંથી–

" એક સમયે પુષ્પક વિમાનમા બેસીને પિતાની પાસે આવેલા કુબેરજીને જોઇ–રાવણે પોતાની માતાને પૂછયું " આ કોણ છે " ? માતાએ કહ્યું–આ તારો સાવકો ભાઇ છે અને તપ કરીને દેવ પદવી પામ્યો છે. તારો જન્મ વૃથાજ છે કે તું આળશુ થઇને ઘરમાજ પડયો રહ્યો છે. આથી ચાનક ચઢતાં રાવણ –કુંભ કર્ણને તથા વિભીષણને સાથે લઇને તપ કરવા લાગ્યો.( વાલ્મીકીય રામાયણ ઉત્તરકાડ )

કેટલાકો કહે છે કે–કુભકર્ણને ઇંદ્રાસન લેવું હતું તેને બદલે બ્રહ્માએ નિદ્રાસન આપ્યું. "

આમાં વિચારવાનું કે– પૂર્વના લેખથી જોયું હતું કે–કુબેરાદિક ત્રણને તો રાવણે જીતી લીધા હતા, તો પછી આ પુષ્પક વિમાન લઇને આવેલા રાવણનાં

કુબેર ભાઇ કયા ? અને રાવણ ભાઇઓને લઇ કયા કારણે તપ કરવા ગયા ? એ વિચારવા જેવુ છે.

॥ વૈદિકે—રાવણોત્પત્તિ, ઇંદ્રજય, કુબેરભાઇ આદિનો વિચાર.

---

## વૈદિકમતે-કાકભુશુંડે ગરૂડજીને કહી બતાવેલી-રામકથા.

તુલસી રામાયણના ઉત્તરકાંડમા-કાકભુશુંડે ગરૂડજીને કહી બતાવેલી **રામચંદ્રજીની અદ્‌ભુત કથા. પૃ. ૧૧૫૯ થી તે પૃ. ૧૨૩૪ સુધીમાંથી લીધેલો** કિંચિત્ સાર—

" સદાશિવજી કહી રહ્યા છે કે હે પાર્વતી ! મેં મારી બુદ્ધિ પ્રમાણે રામચંદ્રજીની કથા કહી સંભળાવી. રામચંદ્રજીનુ ચરિત્ર સો કરોડ શ્લોકમા રચાયેલું છે. તેથી સરસ્વતીજીને કે શેષનાગને પણ પાર મળે એમ નથી. કેમકે રામચંદ્રજી અનંત છે, તેમના ગુણો અનંત છે અને તેમના જન્મો તથા કર્મો પણ અનંત છે. તેથી રામના ચરિત્રો ગણી શકાય એમ નથી, તેથી જે પ્રમાણે **કાકભુશુંડે ગરૂડજીને** કથા કહી સંભળાવી હતી તે પ્રમાણે મેં તમને કહી સંભળાવી હે સદાશિવ ? કાકભુશુંડે ગુરૂડજીને એ કથા કહી સંભળાવી એ ઘણુ આશ્ચર્ય છે ?

**बिरतिज्ञान विज्ञान द्रढ, रामचरण अतिनेह. वायसतनु रघुपति भगति, मोहि परम संदेह. ७९**

**કાકભુશુંડ** કે જે કાગડાના શરીરવાળો તેમા વૈરાગ્ય, જ્ઞાન, દૃઢ વિજ્ઞાન રામચંદ્રજીમા અત્યંત સ્નેહ. ભક્તિ એ કેમ સભવે ? આ વિષયમા મને પરમ સંદેહ છે પ્રથમ **કાગડાનો અને ગરૂડનો સંવાદજ કેમ** થયો ? તે કહો પછી મહાદેવજી કહેવા લાગ્યા કે—દક્ષના યજ્ઞમાં અપમાન થવાથી ' તેં ' દેહને ત્યાગ્યો. મને પણ અત્યત શોક થયો. પછી ભટકતો ભટકતો **નીલપર્વતના** તલાવ ઉપર આવ્યો. ત્યા કાગડાના શરીરવાળો એક **ભુશુંડ** રહેતો હતો. તે ચાર યુગના પ્રમાણે—રામચદ્રજીનું ધ્યાન, યજ્ઞ, પૂજન અને ભજન કરતો. રામકથા સાભળવાને પશું પંખીઓ પણ આવતા. મે પણ હંસનું રૂપ ધરી તળાવમાં નિવાસ કરી રામનુ ચરિત્ર સાભળ્યું. પછી કૈલાસ ઉપર આવી તે બધું ચરિત્ર મેં તને સંભળાવ્યુ. હવે **કાગડાનો અને ગરૂડનો સંબન્ધ** થયો તે સાભળો રામચદ્રજી ઇંદ્રજીતના નાગપાસથી બંધાણા. તે ગરૂડ કાપી નાખીને વિચાર કરવા લાગ્યો કે—રામમા ઇશ્વર ગુણ હોત તો મારે બધન કાપવા શા માટે આવવું પડતું ? અને ઇશ્વર નાગપાસથી બંધાયજ કેમ ? ઇત્યાદિક મોહને વશ થયા.

અને પછી ગરૂડજી નારદજીને મલ્યા. નારદે કહ્યું કે રામની માયાની તમને ખબર નહિ પડે. અરે ! મને પણ અનેક વાર મોહમા નાંખી દીધો છે. હે ગરૂડજી ? તમે બ્રહ્માની પાસે જઇને સંદેહ પુછો. બ્રહ્માને પૂછતા તે પણ વિચારમાં પડી કહેવા લાગ્યા કે–અરે ! પ્રભુની માયાનો પાર નથી. તેમને મને પણ ઘણીવાર નચાવ્યો છે. હે ગરૂડજી ? તમે શિવને પૂછશો તો તમારા સંશયનો નાશ થશે ? શિવજીને જઇને મળ્યા. તેમને કહ્યું કે એમ માર્ગમા ખુલાશો ન થાય માટે તમો સત્સંગમા જઇને રહો. એમ કહીને નીલપર્વત ઉપર જ્યાં કાકભુશુંડ–પશુ પખીઓમા કથા કરતો હતો ત્યા **ગરૂડજીને** મોકલ્યા. હે પાર્વતી ? મેં ગરૂડને જાતે બોધ ન આપ્યો તેનુ કારણ સાંભળ ? ગરૂડે અભિમાન કરેલુ તેનો નાશ કરવાની ઇચ્છા પ્રભુ કરતા હતા. મારા બોધથી તે અભિમાન ગરૂડનુ જાત નહી તેથી મે તેને કાકભુશુંડની પાસે મોકલ્યો ? **પ્રભુની માયાથી મોહ** ન પામે એવો દુનીયામા કોણ છે ? પ્રભુની માયા **બ્રહ્માને** અને **મને પણ** છોડતી નથી. તો પછી બીજા કોણમાત્ર છે ? હવે ગરૂડજી કાકભુશુંડને જઇને મલ્યા. આદર સત્કાર થયો. કેમ પધાર્યા છો ? ગરૂડે કહ્યુ કે મને રામ કથા સંભળાવો ? હવે **કાકભુશુંડજી રામચરિત્ર સંભળાવા લાગ્યા**. પ્રથમ માનસચરિત્ર, પછી નારદને થએલા મોહનુ, પછી રાવણ–રામના અવતારનુ, બાલપણાનું, રાજ્યાભિષેકનુ ઇત્યાદિકના ક્રમથી સાંભલતા છેવટે વનવાસથી પાછા આવીને ન્યાયપૂર્વક રાજ્ય કર્યું ત્યા સુધી કહી બતાવ્યુ. એમ સર્વ ચરિત્ર સાભળ્યા પછી ગરૂડજી બોલ્યા કે–હે કાકભુશુંડજી ? રામચરિત્ર સાંભળતા મારો સદેહ દૂર થયો. પ્રથમ નાગપાસથી બધાએલા જોઇ મને સદેહ થયો હતો પણ તે મારા હિતને માટે હતો. પછી કાકભુશુંડજી બોલ્યા કે–હે ગરૂડજી ? તમોને મોહ થાય તેમાં આશ્ચર્ય નથી –કેમકે જે નારદ, શિવ, બ્રહ્મા સનકાદિક તથા બીજા આત્મવાદી મુનીશ્વરો છે તેઓને પણ માયા મોહિત કરી નાખે છે. જગતમાં મોહે કોને કોને અંધ કર્યા નથી ? કામદેવે કોને નમાવ્યા નથી ? તૃષ્ણાએ બાવરા, ક્રોધે બાળ્યા, લોભથી વિટંબના, લક્ષ્મીના મદે વક્ર, ઐશ્વર્યના મદે બહિરા, હે ગરૂડજી ઇત્યાદિક **માયાના કુટુંબથી–શિવ બ્રહ્મા પણ ડરે છે** ત્યારે બીજા જીવો તો શા લેખામા છે ? એ માયા માત્ર રામચંદ્રનીજ દાસી છે, મિથ્યા છે, એમ સમજ્યા હોય પણ રામચંદ્રજીની કૃપા વિના તે છુટતી નથી. માત્ર સર્વ ગુણોના ભંડાર શ્રી રામચંદ્રજીને મોહ થાય તેવું કશું કારણ નથી. અધકાર સૂર્યની પાસે જઈ શકે ખરો કે ? જેમ નટ અનેક વેશો ધરી અહંભાવને પામતો નથી તેમ પ્રભુ ભક્તોના માટે અનેક અવતારો ધરી લીલા કરતા–તે તે છાજતા ભાવો બતાવે છે પણ અહંભાવ પામતા નથી. હે ગરૂડજી ! રામલીલાથી આસુરી લોકો મોહ પામે છે

અને ભક્ત લોકો સુખ માને છે. હે ગરૂડજી હું નાના કાગડાનું રૂપ ધરી તેમના ઘણા ખેલો જોઉં છું અને એમણું જુઠાણું ઉપાડીને ખાઉં છું. રામચંદ્રે એક વખત એવું વિલક્ષણ ચરિત્ર કર્યું કે સ્મરણ કરતા રોમાંચિત થઇ જાઉં છું. (આ જગોપર તેમના સોનાના ઘરનું, તેમના રૂપનું, આભરણોનું અદ્દભુત સ્વરૂપ લખીને બતાવ્યું છે.) પ્રભુ પોતાના પ્રતિબિંબો જોઇ નાચતા, પ્રભુ મને પકડી લેવા દોડતા, દૂર જતો ત્યારે માલપુવો બતાવી લલચાવતા પ્રભુની આવી લીલા જોઇ મને સંશય થયો. પ્રભુ આવું ચરિત્ર શા માટે કરતા હશે ? એટલો સંશય થતાં રામ ચંદ્રજીએ પ્રેરેલી માયા મારામાં વ્યાપી ગઇ, પણ બીજાઓની પેઠે જન્મ મરણમા નાખનારી ન થઇ. જ્યારે મને સંશયથી ચકિત થયેલો જોયો ત્યારે રામચંદ્રજીએ હાસ્યજ કર્યું અને મને પકડવાને દોડ્યા. મને ઉડી જતો જોઇ ભુજાઓ લાંબી કરતા હું જેમ દૂર ઉડતો તેમ ભુજાઓ નજીકમા દેખવા લાગ્યો. છેવટે હું બ્રહ્મ લોક સુધી ચઢીને પાછું જોવા લાગ્યો તો ભુજાઓને અને મારે બે આગળનો જ અંતર રહેલો જોયો. મારી જ્યાં સુધી ગતિ થઇ ત્યાં સુધી ગયો પણ પ્રભુની ભુજાઓ તો મારી પાછળ જ હતી. તે જોઇને તો હું વ્યાકુળ જ થઇ ગએલો. પછી મે આંખો ઉઘાડીને જોયુ તો હું અયોધ્યામાજ દેખાયો. મને જોઇને રામચંદ્રજી હસ્યા અને તે હસતાજ. મારૂ શરીર તેમના મુખમા પેસી ગએલુ મે જોયું. હે ગરૂડજી ! મેં **રામચંદ્રજીના ઉદરમાં અપરિમિત બ્રહ્માંડો** જોયાં–તે એવા જોયા કે વિચિત્ર રચનાવાળા અને એક એકથી અધિક ગોઠવણવાળા અનેક લોકો દીઠા. કરોડો બ્રહ્માઓ, કરોડો સદાશિવો, અગણિત નક્ષત્રો, અગણિત સૂર્યો, અગણિ ચંદ્રો અગણિત લોકપાલો, અગણિત યમો, અગણિત કાલો, અગણિત પર્વતો અને અગણિત વિશાળ પૃથ્વીઓ મારા જોવામાં આવ્યાં. સમુદ્રો, નદીઓ, વનો, વિવિધ પ્રકારની સૃષ્ટિઓના વિસ્તારો, દેવતાઓ, મુનિઓ, સિદ્ધો, નાગો, નગરો, કિન્નરો, જરાયુજ અને અંડજ, સ્વેદજ તથા ઉદ્દભિજ્જ એ ચાર પ્રકારના ચરાચર જીવો પણ અસંખ્યાત જોવામાં આવ્યા* જે ક્યાંય દીઠું ન હતું; જે ક્યાંય સાભળ્યું ન હતું. અને મનમાં પણ કદી આવ્યું ન હતું તેવું સઘળું અદ્દભુત મારા જોવામા આવ્યુ. એ સઘળાનું હું કયા પ્રકારથી વર્ણન કરી શકું ? હું એક એક બ્રહ્માંડમા સો સો વર્ષ સુધી રહ્યો. એ પ્રમાણે અનેક બ્રહ્માંડોને જોતો જોતો હું ફર્યો. પ્રત્યેક લોકમાં–ભિન્ન ભિન્ન

* વેદાદિકમા નહી જોએલું પણ જૈનગ્રંથો જોયા પછી આશ્ચર્ય મગ્ન થઇ ઉધું છતું કલ્પી કાકભુશુંડના મારફતે રામચંદ્રજીના ઉદરમા પ્રકાશમાન થએલું બતાવ્યું હોય ?

બ્રહ્માઓ, વિષ્ણુઓ, શિવો, મનુઓ, દિક્પાળો અને એવીજ રીતે ભિન્ન ભિન્ન મનુષ્યો, ગંધર્વો, ભૂતો, વેતાલો, કિનરો, રાક્ષસો, પશુઓ, પક્ષીઓ, દેવતાઓ, દૈત્યો, તથા અનેક જાતના પ્રથમ ગણો, મારા જોવામા આવ્યા. પ્રત્યેક બ્રહ્માડમા મેં મારા રૂપો પણ અનેક દીઠા અને મારા સંબન્ધના આ નીલ પર્વત તથા તળાવ આદિ પદર્થો પણ અનેઠ અને અનુપમ દીઠાં. પ્રત્યેક બ્રહ્માંડમાં—અયોધ્યા નગરીઓ, દશરથ રાજાઓ, કૌશલ્યા, આદિ માતાઓ અને ભરતજી આદિ ભાઇઓ પણ મારાં જોવામાં આવ્યા કે જેઓના રૂપો વિવિધ પ્રકારનાં હતા. પ્રત્યેક બ્રહ્માડમા—રમચંદ્રજીના અવતારો તથા તેમની અપાર બાલલીલાઓ, મારા જોવામાં આવી. હે ભગવાનના વાહનરૂપ ગરૂડજી ! હુ અગણિત બ્રહ્માંડોમાં ફર્યો અને તે બ્રહ્માંડોમાં ભિન્ન તથા અતિવિચિત્ર પદાર્થો દીઠા પણ સર્વ બ્રહ્માડોમા —રામચદ્રજી એકના એક પ્રકારનાજ જોવામા આવ્યા. અનેક બ્રહ્માડો ભમતાં ભમતા જાણે એક સો કલ્પો વ્યતીત થઇ ગયા હોય એવું મને જણાયું. ફરતાં ફરતાં હું આશ્રમમા આવ્યો ત્યાં થોડો કાળ વ્યતીત કર્યો. ૦૦૦ મને અનેક કલ્પો વ્યતીત ગયાની ભ્રન્તિ થઇ વાસ્તવિક રીતે તો એ સઘળું બે ઘડીની અંદરજ જોવમાં આવ્યુ હતું. હે ગરૂડજી ? મને વિકલ થએલો જોઇને રામચં-દ્રજી હસ્યા કે તુરતજ હું તેમના મુખથી ભહાર આવી ગયો. ( વાસ્તવિક જોતા તો આ બ્રહ્માડ પણ વિરાટ્ પુરૂષના ઉદરમાજ છે. )

રામચંદ્રજી ફરીવાર મારાથી બાલલીલા કરવા લાગ્યા પણ મને વિશ્રામ મળ્યો નહિ. તેમની પ્રભુતા જોઇ ભાન વિનાનો ધરતી પર પડી ગયો. રક્ષણ કરો રક્ષણ કરો એમ બોલવા લાગ્યો. મને વ્યાકુલ થએલો જોઇ મારા માથા ઉપર હાથ ધરીને મારૂ દુઃખ હરી લીધુ. મેં હાથ જોડી વિનતી કરી એટલે દાસ જાણી ગભીર વચન બોલ્યા કે—હે કાકભુશુડજી ? ઇચ્છા હોય તે માગી લે ? મેં તર્ક વિતર્ક કરી અખંડ ભક્તિ માગી. ‘ तथास्तु ’ કહીને બોલ્યા કે “ મને ભક્તિ પ્યારી છે તેમા તું અવિચલ પ્રેમ કરજે.” હવે તુ મારો સિદ્ધાંત સાંભળ ! મારી માયાથી સ્થાવર જગમ જીવો પેદા થયા છે, તે મારા અંશો રૂપ હોવાથી મને સદા પ્યારા છે—તેમાં મનુષ્યો અધિક પ્યારા છે તેથી બ્રાહ્મણો, તેથી વેદપાઠી, તેથી નીતિને અનુસરનારા, તેથી વધારે પ્યારા મને મારા દાસ છે. જો ભકિત વગરનો બ્રહ્મા હોય તો પણ તે બીજા જીવો જેવોજ છે. જેમ એક પિતાને જેમે તેટલા છોકરાં હોય પણ ભકિત વાળો અજ્ઞ છતાં વધારે પ્યારો હોય. તેમ મૂર્ખ ભકત મને પ્યારો લાગેજ છે. જો તુ મારૂં ભજન કરીશ તો મૃત્યુ પણ તને પહોચશે નહિ એમ કહી મારી સાથે બાલલીલા કરવા લાગ્યા. અને ભૂખ્યા જાણી માતાએ સ્તનપાન કરાવ્યું અને પછી હુ મારા આશ્રમમાં આવ્યો. હે

ગરૂડજી ? મેં મારી બુદ્ધિ પ્રમાણે પ્રભુના પ્રતાપનો મહિમા કહી બતાવ્યો. આમાં મેં મારી કશી કલ્પના કરી નથી. ઇત્યાદિક.

॥ ઇતિ વૈદિક રામાયણમાં-ગરૂડને-રામ કથા કહેનાર કાકભુશુંડ,

---

## કાકભુશુંડે કહેલી રામકથાની કિંચિત્ સમીક્ષા.

" જૈન ઇતિહાસ પ્રમાણે, **રામ-લક્ષ્મણ** અને **રાવણ** તે બલદેવ, વાસુ- અને પ્રતિવાસુદેવની પદવીના ધારકનુ **આઠમું ત્રિક** છે. અને તે સર્વજ્ઞ પુરૂષોએ કહેલું છે. છતા વૈદિકોએ વાત એવી બનાવી કે-ગરૂડજીને ઉદ્દેશીને-રામચંદ્ર-જીની કથા કાકભુશુંડે કહી અને તે વાત શિવે પણ સાભળી. ઇશ્વરના જ્ઞાન કરતા શું કાગડામા જ્ઞાન વધારે માની શકાય ખરૂ કે ?"

આ અનાદિના સંસારમાં-ચોરાશી લાખ યોનિયોમા ભટકતા અનંત જીવોમાંના રામચંદ્રજીનાં જીવે પોતાની ઉચ્ચ કરણીના યોગથી પોતાની શુદ્ધિ મેળવતા, ગયા ત્રેતાયુગમા બળદેવની પદ્દીનો દરજ્જો ઉંચો મેળવ્યો છે, તથી હવે તેમને અનત રૂપો અને અનંત જન્મો હોય કયાંથી ? પૂર્વે બતાવેલા જૈન ઇતિહાસના નિયમ પ્રમાણે-વાસુદેવના હાથે પ્રતિવાસુદેવ મરાય છે. તેથી લક્ષ્મ-ણના હાથે રાવણ મરાણા છે પણ બળદેવની પદ્દીવાલા રામચદ્રજીના હાથે મરાણા નથી.

( ૧ ) જગતમાં ઉંચામાં ઉચી પદ્દી જગદીશ્વરની છે. જો **નારદ, શિવ, બ્રહ્મા** અને સનકાદિકોએ જગદીશ્વરતા મેળવેલી હોત તો તેમને મોહ મોહિત કેવી રીતે કરી શકે ? જો કદાચ મોહ મોહિત કરતા હોય તો તેમનામાં જગદીશ્વરની પ્રાપ્તિ થએલી નથી ?

( ૨ ) પોતાનું પ્રતિબિંબ જોઈ-પશુપંખીઓ ધમપછાડ કરતાં જોઇએ છીએ પણ મનુષ્યો તેમ કરતાં જોવામા આવતાં નથી. આ રામચંદ્રજી તો જગ-દીશ્વર મનાયા છે. પોતાના પ્રતિબિંબમાં શી એવી અદ્ભુતતા હતી કે તેઓ નાચતા ?

( ૩ ) કાગડાએ કહ્યું કે-પ્રભુએ પ્રરેલી માયા મારામાં વ્યાપી ગઇ પણ બીજાઓની પેઠે જન્મ મરણમાં નાખવારી ન થઇ.

વિચારવાનું એ છે કેઃ-ભદ્રિક જીવોને માયામાં નાખી દે તે શત્રુ ગણાય કે પ્રભુ ?

(૪) કાગે કહ્યુ કે મને અયોધ્યામા જોઇ રામચંદ્રજી હસ્યા એટલે મારૂ શરીર તેમના મુખમાં પેશી ગએલું મેં જોયું, એટલુંજ નહિ પણ તેમના પેટમા અપરિમિત બ્રહ્માંડો જોયાં, તેમા કરોડો-બ્રહ્મા અને શિવો જોયા. અગણિત નક્ષત્રો, સૂર્યો, ચંદ્રો, લોકપાલો, યમો, કાલો, પર્વતો. અને પૃથ્વીઓ છેવટે એ કોઇ દિવસે દેખેલી નહિ, સાંભળેલી નહિ, તેવી અનેક પ્રકારની વસ્તુઓ જોઇઓ અને સો કલ્પો વ્યતીત થઇ ગયા હોય એવું મને જણાયું પણ તે બધી ભ્રાન્તિ હતી. વાસ્તવિક રીતે ત્યા બે ઘડીની અંદરજ જોવામાં આવ્યું. હે ગરૂડજી ? મને વિકલ થએલો જોઇને રામચંદ્રજી હસ્યા કે તુરતજ હું તેમના મુખમાંથી બાહાર આવી ગયો.

આ કાગડો કહી રહ્યો છે કે-રામચંદ્રજી હસ્યા એટલે હું પેટમાં પેસી ગયો અને ત્યાં અપરિમિત બ્રહ્માંડો અને કરોડો-બ્રહ્મા અને સદાશિવોને જોયા. આ બધું રામચંદ્રજીના પેટમા હતું એમ આપણાથી માની શકાય તેવું છે ? વળી તે બ્રહ્માંડો જોતા સો કલ્પો વ્યતીત થવાની ભ્રાન્તિ થઇ પણ બધું બે ઘડીમા જોયું. આવી રીતે પેલા કાગડાએ બે ઘડીમાં જે અપરિમિત બ્રહ્માંડો જોયા તે કોઇ ઇંદ્રજાલીયાએ દેખાડેલા માનવા કે સત્યરૂપથી જોએલા માનવા ? વળી કહ્યું છે કે-શિવે હંસરૂપ ધરીને તે કથા સાભળી. જ્ઞાની શિવને માનવા કે કાગડાને ? મારા વિચાર પ્રમાણે વૈદિક પરંપરાથી આ રામચંદ્રજીનુ ચરિત્ર શુદ્ધ આવેલું હોય તો અયોગ્ય કલ્પનાઓ ન હોતી ? માટે સત્ય રામચંદ્રજીના ચરિત્રની ખોજ કરી નિષ્પક્ષપાતથી વિચારવાની ભલામણ કરૂં છું. હું આ એક ટુંકા લેખમા કેટલું લખવાનો હતો ?

॥ ઇતિ વૈદિકે-કાકભુશુંડે કહેલી રામ કથા અને તેની સમીક્ષા.

---

રામચંદ્રજીએ-બ્રહ્માદિક બધા દેવોને બોલાવ્યા. સ્કંદપુરાણ ત્રીજો ખંડ અધ્યાય ૩૩ મો પત્ર ૧૫૦ થી.

બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવાદિક બધાએ દેવો-રામચંદ્રજીના સ્મરણ માત્રથી હાજર થઇ ગયા. ધર્મારણ્ય ક્ષેત્રના જીર્ણોદ્ધાર કરવાની ઇચ્છા રામચંદ્રજીએ જણાવી અને બધાએ દેવોની આજ્ઞા મેળવી અને મોટી શાળા તૈયાર કરાવી તેમા ધાન્ય, ધન અને રત્નાદિક ભરી દીધા અને ચુમાલીશો (૪૪૦૦) ગામો બ્રાહ્મણોને આપ્યા અને ત્યાં વાણિઆઓને તેમજ સવાલાખ પોતાના માંડલિકોને અને તેમની આજ્ઞામાં વર્તતા વાણિઆઓને પણ શ્વેત અશ્વ, ચામર, આદિ વસ્તુઓનું અર્પણ કરી બ્રાહ્મણોની સેવા કરવાની આજ્ઞા કરી દીધી

અને છેવટે તેના સંબન્ધે તામ્ર પત્ર પણ કરીને રામચંદ્રજીએ આપ્યા. અને હનુમાનને રક્ષા કરવાની આજ્ઞા કરી દીધી. છેવટે જીર્ણોદ્ધાર કરી-દેવતાઓનો અને બ્રાહ્મણોનો આશીર્વાદ ગ્રહણ કરી બધા પોત પોતાને ઠેકાણે ચાલ્યા ગયા આ તેત્રીશમો અધ્યાય શ્લોક ૫૮ થી પૂરો કરેલો છે ત્યાથી વિશેષ જોઇ લેવુ.

આ લેખમાં વિચારવાનું કે-રામચંદ્રજીના સ્મરણ માત્રથી-બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવાદિક બધાએ દેવો હાજર થઇ ગયા.

વિષ્ણુ તો રામચંદ્રના અવતાર રૂપેજ છે ત્યારે રામના સ્મરણથી કયા બીજા વિષ્ણુ હાજર થયેલા માનવા ? વળી વિચારવાનું કે વિષ્ણુ જ્યારે અવતાર લેતા હતા હશે ત્યારે શું બધા દેવોની આજ્ઞા લેવી પડતી હશે કે સ્વતંત્રપણે ? જો રામ સ્વતંત્રપણે છે તો પછી બીજા દેવોની આજ્ઞા લેવાની જરૂર શી પડી ? વળી વાત એ છે કે-અમારા તરફથી લખાએલા-બ્રહ્માના લેખો, ત્યારબાદ વિષ્ણુ સંબધીના લેખો, અને ત્યારબાદ જુવો મહાદેવજીના લેખો-આ ત્રણ દેવોમા કયો દેવ પોતે પાર પહોચી બીજાઓને પાર પુહુચાડે તેવો છે. એટલું વિચારવાની ભલામણ કરૂં છું

વૈદિક સ્કંદપુરાણે-રામના સ્મરણથી બ્રહ્માદિ બધા દેવો હાજર તેનો વિચાર

---

(૧) બાલ રામ ચંદ્રે માતા કૌશલ્યાને વિરાટ્ સ્વરૂપ દેખાડયુ.

તુલસી રામાયણ બાલકાંડ. પૃ. ૧૯૨ થી

રામચદ્રજીએ પોતાની માતા કૌશલ્યાને-પોતાનું અદ્દ્ભુત અને અખંડ વિરાટ્ સ્વરૂપ દેખાડયું.

"તે એવી રીતે કે.-જેના રોમ રોમમાં-કોટિ કોટિ બ્રહ્માડો ભમતા હતા માતાએ વિરાટ્ સ્વરૂપમાં-સૂર્ય, ચંદ્ર, શિવ, બ્રહ્મા, પર્વતો, નદીઓ, સમુદ્રો, પૃથ્વીઓ, વનો, કાલો. કર્મો, ગુણો, દોષો, સ્વભાવો અગણિત દીઠાં. જે પદાર્થો કદી પણ સાંભળ્યા ન હતા. સર્વ પ્રકારોથી પ્રબળતા ધરાવનારી માયા કે જે જીવોને નચાવે છે તેને પણ અત્યંત ભયભીત થએલી અને હાથ જોડીને ઉભેલી દીઠી અને જેઓને માયા નચાવતી હતી-એવા જીવોને પણ દીઠા અને તે જીવોને માયાના બંધનમાથી મુકત કરનારી ભકિતને પણ દીઠી. આ રૂપ જોઇ શરીરમા રોમાચિત થએલા અને જેમના મુખમાંથી કશા વચનો પણ નીકળી શકતા ન હતાં એવી માતાજીએ આંખો મીચી ચરણમા

માથું નમાવ્યુ, માતાજી સ્તુતિ પણ ન કરી શકયા અને ભય પામવા લાગ્યા કે–મેં જગતના પિતાને પુત્ર કરીને માન્યા છે એ મારો અપરાધ છે. આ સમયમા રામચંદ્રજીએ ઘણુંએ સમજાવ્યાં અને ભલામણ કરીને કહ્યુ હે માતાજી ! આ વાત કોઇ જગે પણ કહેશો નહિ. કૌશલ્યા હાથ જોડીને વારંવાર વિનય કરવા લાગ્યા કે પ્રભુ ! આપણી માયા હવે પછી મારા હૃદયમા વ્યાપ્ત ન થાય એવી કૃપા કરો. રામચંદ્રજીએ ઘણાં ઘણાં પ્રકારનાં બાલચરિત્ર કર્યાં અને તેથી દાસલોકોને અતિ આનંદ આપ્યો.

---

## (૨) યમના અને નારાયણના દૂતોની, પાપી માટે તાણાતાણ

રામાયણની કથા ચાલતી હતી ત્યાથી એક પાપી નીકળ્યો. કાંઇક સાભળતો ચાલ્યો. ઠોકર ખાઇ મરણ પામ્યો. યમના દૂતોએ પાસથી બાધવા માંડયો. એટલામા નારાયણના દૂતોએ ધમકી આપીને છીનવી લીધો. આ જીવે રામાયણ સાંભળ્યું છે એમ કહી વિમાનમાં બેસાડીને લઇ ગયા. વ્યાકુળ દૂતોને યમે પૂછ્યુ ત્યા તે ત્રટકીને બોલ્યા, પુછતા લાજ નથી આવતી કે ? તુલસીદાસે રામાયણ રચી છે તે પાપી, માંસાહારી અને સુરાપાની ભણશે, સાભળશે, તો પછી તમારી પાસે કોણ આવશે ? લ્યો તમારા પાસો. એટલામાં બીજા દૂતે પોકાર કર્યો કે લ્યો તમારી નોકરી. યમ બોલ્યા કે વાત સમજાવો ? શું જાણુતા નથી કે ? તુલસી રામાયણે પાપીઓને પવિત્ર કરી દીધા ? અમો એક પાપીને ઘેર ગયા ત્યા વાનરાએ અમને ભારે દુઃખી કરી, પ્રતિજ્ઞા કરાવી કે રામયણ હોય ત્યા તમારે જવું નહિ. ત્યારબાદ અમોને છોડયા. **યમ** પણ ગભરાઇને બોલ્યા કે ભાઇઓ ? અજામિલના છોકરા–નારાયણની વાત યાદ કરી તેવાં સ્થાનકો છોડી દેજ્યો ( તુલસી રામાયણ–મહાત્મય. પૃ. ૪૨ થી. )

---

### (૩) **નારાયણ** છોકરાને બોલાવતા, પાપી અજામિલની મુકિત.

ભાગવતના છઠ્ઠા સ્કધમા એક એવી કથા છે કે–અજામિલ નામનો કનોજીઓ બ્રાહ્મણ રહેતો હતો, તે ધર્મથી ભ્રષ્ટ થઇ વેશ્યાના ઘરમાં રહેતો તેણે વેશ્યાના પેટથી જન્મેલા દશ પુત્રોમાં નાના પુત્રનુ નામ–નારાયણ હતું. પાપી અજામિલે પોતાના મરવાના સમયમાં સ્નેહથી હે 'નારાયણ' આવ, એવા શબ્દથી પુત્રને બોલાવ્યો પણ તેમા પ્રભુનુ નામ લેવાયાથી તે અજામિલને મુકિત થઇ હતી.

(તુલસી **રામાયણ બાલકાંડ પૃ ૩૩ ની ટીપમાં** જુવો.)

॥ ઇતિ વૈદિકે– રામે માતાને બતાવેલુ વિરાટ્ સ્વરૂપ, યમના અને નારાયણના દૂતોની ઝપાઝપી, છોકરા નારાયણના નામથી મુકિત.

---

આ રામાયણના ત્રણે લેખોની કિંચિત સમીક્ષા.

" જો કે સદાશિવ કૃત રામાયણમાંથી ઉદ્ભૃત કરીને કેટલાએક સ્થળોમા –ચારવેદ. છ શાસ્ત્ર. પુરાણો તથા સાહિત્ય ગ્રંથોનો સાર લઇને અર્વાચીન કાળમા એટલે વિક્રમના સત્તરમા સૈકામાં–તુલસીદાસે આ રામાયણ રચી છે. છતાં પણ યૂરોપ આદિ દેશોમા પ્રખ્યાત પામેલી છે, એમ પ્રસ્તાવનામાં જણાવ્યું છે. જો કે પ્રસિદ્ધિને પામેલી છે. અલંકારોથી ભૂષિત છે અને પંડિતાઇવાળી પણ છે. તેમાં અયોગ્યતા કહી શકાય નહિ. પણ આવા ઉત્તમ પુરૂષોના ચરિત્રોમા ઘણાએક ઠેકાણે જે તરગિત વિષયો દાખલ કરવામા આવે છે તે વિચારી પુરૂષોને વિચારમા નાખી દે તેવા યોગ્ય ન ગણાય ?

(૧) રામચંદ્રજીના **વિરાટ્ સ્વરૂપમાં**–કૌશલ્યાએ તેમના રોમરોમમા કોટિ કોટિ બ્રહ્માંડો ભમતાં જોયાં, અગણિત સૂર્ય, ચંદ્રાદિક જોયા. શું આવત વ્યાજબી હોય એમ લાગે છે ? એટલુજ નહિ પણ રૂપ રંગ વિનાની માયા અને તેવાજ સ્વરૂપની ભકિતને પણ સાક્ષાત્ રૂપે જોઇ. આ વાતને કોઇ અલંકાર રૂપમા મૂકી હોત તો વિચાર કરવાની શી જરૂર પડતી ?

( ૨ ) આગળ બીજા લેખની કથામાં–**યમના દુતોએ**–પાપીને પાસથી બાધવા માડયો. વિચાર થાય છે કે–વેદ, પુરાણમાં જીવને કેટલો મોટો માન્યો છે કે જેથી પાસથી બાધી યમના દૂતોને લઇ જવો પડે છે ? એટલુજ નહિ પણ ભાવ ભકિત વિના રામાયણના બે ચાર અક્ષર સાંભળ્યા હશે તેમાંતો તે પાપીનો પક્ષ કરવા નારાયણના દૂતો આવ્યા અને યમના દૂતોને ધમકાવી વિમાનમાં બેસારી સ્વર્ગમા લઇ ગયા. જેમ આ લોકમાં અંધારૂ ચાલે છે તેમ યમના ઘરમાં અને નારાયણના ઘરમા પણ શુ અંધારૂંજ ચાલે છે કે ? પ્રથમ ધર્મી કે અધર્મીનો વિચાર કર્યો વગર ખેંચતાણ કરવા લાગ્યા ? ધર્મના મુખ્ય પુસ્તકોમા આવા પ્રકારના લેખોની કિંમત શી આંકવી ? તુલસી રામાયણ–વિક્રમના–સત્તરમા સૈકામા બન્યું છે ત્યાં સુધી જો યમના અને નારાયણના દૂતોની દોડા દોડી થતી હતી એમ માનીએ તો આ ચાલુ જમાનામાં પણ તેમની દોડાદોડી થતી માલમ પડવી જોઇએ તો કેમ દેખાતી નથી ? જૈનોની માન્યતા એ છે કે–જે જીવે જે ગતિમાં જવાનું કર્મ બાંધ્યું તેજ ગતિમા સિદ્ધે સિદ્ધો એક પાપણના પલકારાની અંદર ચાલ્યોજ જાય છે. જે કર્મ જીવે બાંધ્યું તેજ પાશ બીજો કોઇ પાશજ નથી.

( ૩ ) હવે **અજામિલ** કે જે ધર્મથી ભ્રષ્ટ છે દુઃખી હાલતમાં-નારાયણ પુત્રને બોલાવે છે તો પણ ભગવાને મુકત કરી દીધો જૈનોમા દુષ્કર તપ કરવાથી પણ મુકિત મળી શકતી નથી તો પછી એવી મુકિત લેવાને કોણ ઉભો રહે ? આવા લેખોમાં તત્ત્વ શો ? પોતાની જાળમા ફસાવાનો કે બીજો ? સજ્જનો ? **જરા સત્યાસત્યનો વિચાર** કરશો.

ઇતિ વૈદિકે-વિરાટ્ સ્વરૂપ, દ્તોની જપા જપી, અને છોકરાના નામથી મુકિત એ ત્રણેની સમીક્ષા.

---

(૧) દેવતાંઓમા ગણેશને પૂજ્યપદ કોને આપ્યુ ?

તુલસી રામાયણ બાલકાંડ પૃ ૨૭ ની ટીપમાથી.

" દેવતાઓ પરસ્પરમા કલહ કરવા લાગતા-બ્રહ્માએ તેઓને કહ્યું કે-તમારામાથી પૃથ્વી પ્રદક્ષિણા કરીને જે પ્રથમ મારી પાસે આવે તેને હું પૂજ્ય પદવી આપું આ ઉપરથી સર્વ દેવતાઓ પોતપોતાના વાહનોપર ચઢીને દોડતા ઉંદર ઉપર ચઢેલા ગણપતિ પાછળ રહી ગયા અને ગભરાવવા લાગ્યા, પછી નારદજીના ઉપદેશથી પૃથ્વી ઉપર ' રામ ' નામ લખીને, નામને પ્રદક્ષિણા કરીને બ્રહ્માની પાસે ગયા એટલે બ્રહ્માએ તુરતજ તેમને પૂજ્ય ઠરાવ્યા.

ઇતિ ગણપતિની પૂજયતા.

---

(૨) એજ ટીપમા **બીજી વાત** એવી છે કે-

" મહાદેવજી પોતાની સાથે ભોજન કરવાને વાસ્તે પાર્વતીજીને પોકારતાં પાર્વતીજી બોલ્યા કે-હું હમણાં વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરૂં છું. તે પાઠ પૂરો થયા પછી ભોજન કરવા આવીશ. મહાદેવજીએ કહ્યું કે- " **सहस्रनाम** तत्तुल्यं रामनाम वरानने " હે સુંદરિ ? રામનામ એ એકજ નામ હજારો નામ જેવું છે માટે તેનુ ઉચ્ચારણ કરીને જમવા આવો. આ ઉપરથી પાર્વતીએ તે પ્રમાણે કર્યું હતુ. "

---

## ઉપરના બન્ને લેખો ઉપરથી ઉદ્ભવતા વિચારો.

આ બધો લોક-દેવતાંઓ, મનુષ્યો, તિર્યંચો અને નારકીઓના જીવોની તેમજ જડ પદાર્થોની પ્રવર્તિને લઇનેજ અનાદિનો મનાએલો છે અને એ બધા પ્રકારના જીવો-પોતાના કરેલા સત્ અસત્ કર્મના યોગથી ઉચ્ચ નીચ યોનિમા

જઈને ઉત્પન્ન થાય છે અને તે તે કુળમા કે જાતિમા યોગ્ય અવસરે પોત પોતાના અધિકારને પણ પ્રાપ્ત થતા જોઇએ છીએ અને તેનાજ માટે ૮૪ લાખ યોનિઓ વૈદિકોએ અને જૈનોએ માન્ય કરેલી છે. તો પછી દેવતાઓને પદવી આપવાનો અધિકાર—બ્રહ્માની પાસે કયારથી આવેલો સમજવો ? કદાચ દુનીયાના કર્તા માની દેવતાઓને પદવી આપવાનો અધિકાર બ્રહ્માનો હતો એમ માનીએ, પણ તે પોતે બ્રહ્માજ પોતાના અસત્ કર્મના યોગથી તેજ દેવતાઓથી વારંવાર શાપિતજ શું કરવાને થતા ? ત્રેતાયુગમાં રામ થયા છે. ગણપતિ શિવના પુત્ર છે. તેમને રામના નામથી પૂજ્યપદ મેળવ્યું ત્યારે સત્યયુગમાં અને દ્વાપરયુગમાં એ પૂજ્યપદ કોને મળેલું માનવું ?

પાર્વતીના વખતે પણ—સત્યયુગના બ્રહ્મા, અને ત્રેતાયુગના વિષ્ણુ કયાંથી હોય ? પૌરાણિકોએ આ બધા લેખો કોઇ પ્રાચીન કાળમા ચાલતા ઇતિહાસમાંથી લઇને ઉંધા, છતા ગોઠવી દીધેલા હોય એમ સહજ વિચાર થઇ આવે તેમ છે કે નહિ ? વિચાર કરીને જુવો.

॥ ઇતિ રામનામની મહિમાની બે કલમોનો વિચાર.

---

## વૈદિક મતે અહલ્યાના લેખો

## પ્રથમ વાલ્મીકીય રામાયણ બાલકાંડનો મત.

( ૧ ) બ્રહ્માએ અહલ્યાને ઉત્પન્ન કરીને ગૌતમ ઋષિને સોંપી અને પછી ગૌતમનેજ પરણાવી. ગૌતમની ગેરહાજરીમા ગૌતમના સ્વરૂપે—ઇદ્રે ભોગવી. અહલ્યા ઇદ્ર છે એમ જાણ્યા છતાં બોલી નહિ.

ગૌતમનુ આવવું ઇદ્રનું નીકળવું. બન્નેની દુષ્ટતા જાણીને—ઇંદ્રને નપુંસક થવાનો અને અહલ્યાને પથ્થર થવાનો શાપ આપ્યો, તેથી શુન્યાશ્રમમાં શિલારૂપે થઇને પડી. પછી અનુગ્રહ થવાથી કહ્યું કે જા રામના ચરણ સ્પર્શથી તારો ઉદ્ધાર થશે વિશ્વામિત્રના કહેવાથી રામે ચરણ સ્પર્શ કરતાં પાછી અહલ્યા સ્વરૂપે જોઇ. નપુંસક રૂપ ઇંદ્રને ઘેટાના અંડકોશ ખવરાવીને તેની ચિકિત્સા કરી " ઇત્યાદિ.

(૨) વળી બીજે ઠેકાણે—" ગૌતમના શાપથી ઇંદ્રના શરીરમા સહસ્ત્ર ભગ થઇ ગયા તે પાછા યજ્ઞ કરવાના પ્રભાવથી સહસ્ત્ર નેત્રો રૂપ થયા એમ પણ કહેવાય છે.

ભાગવતના નવમા સ્કંધમાં—અહલ્યા મોદ્ગલ્ય ગોત્રના બ્રહ્મક્ષત્રિયની કન્યા હતી અને ભાઇનું નામ દિવોદાસ હતું. "

(૩) કુમારિલભટ્ટે તો—અહલ્યાના અને ઇંદ્રના વૃત્તાંતને એક જાતનું રૂપકજ ઠરાવ્યું છે. ''

(૪) યોગ વાસિષ્ટમાં—અહલ્યાને અપ્સરા કહી છે. ''

( આ લેખો તુલશી રામાયણ બાલકાંડ પૃ. ૨૦૩ ની ટીપમાંથી જુવો )

---

## અહલ્યાના લેખમાં ઉદ્ભવતા વિચારો.

અહલ્યાને બ્રહ્માએ પેદા કરી તો તે સત્યયુગમા થએલા બ્રહ્માને સમજવા કે કોઈ બીજાને ? બ્રહ્માએ ગૌતમ ઋષિને સોપી તો તે ગૌતમ કયા કાળના સમજવા ? શાપથી અહલ્યા પથ્થર થઈને પડી તો તે કેટલા કાલતક પથ્થર રૂપે રહી ? વિશ્વામિત્રના કહેવાથી રામે ચરણ સ્પર્શ કર્યો તો તે ચરિત્રના નાયક હતા કે બીજા ? ચરિત્રના નાયક ત્રેતામાં થયા છે. ઘેટાના અંડકોશથી ઇંદ્રની ચિકિત્સા કોને કરી ?

વળી બીજે ઠેકાણે લખાયું કે—યજ્ઞના પ્રભાવથી સહસ્ર ભગના સહસ્ર નેત્રો થઇ ગયા. એ યજ્ઞ કઇ વિધિથી અને કયે ઠેકાણે કર્યો ?

વળી ત્રીજા લેખમાં—ક્ષત્રિયની પુત્રી ઠરાવી, તેનો ભાઇ દિવોદાસ બતાવ્યો. વળી—યોગવશિષ્ટમા અપ્સરા કહીને બતાવી.

છેવટમાં જે કુમારિલ ભટ્ટ થયા તેમને તો એક જાતનું રૂપક ઠરાવી બધીએ વાતોને ઉડાવી દીધી તો હવે સમજવાવાળાએ શું સમજવું ?

આ બધા લેખોના લખવાવાળા મોટા મોટા ઋષિઓ છે તો શું તર્કોની અથડામણિ થતાં તેઓ પોતાને મનગમતું ગોઠવતા ગયા હશે કે કાંઇ સત્ય રૂપનું હશે ?

॥ ઇતિ વૈદિકે અહલ્યામાં પડેલા ચાર મતો. અને તેનો વિચાર.

---

## જનકના પૂર્વજ નિમિ, માણસોની પોપણોમાં રહ્યા.

તુલસી રામાયણ બાલકાંડ પૃ. ૨૩૫ ની ટીપમાંથી.

" જનકના પૂર્વજ નિમિ રાજાએ યજ્ઞ કરવાની ઇચ્છાની વસિષ્ઠને બોલાવ્યા હતા. વસિષ્ટ વરણ કરાવીને ઇંદ્રને ત્યાં યજ્ઞ કરવાને ચાલ્યા જતાં નિમિએ બીજાને પુરોહિત સ્થાપીને યજ્ઞ કરી લીધો વસિષ્ટ ઇંદ્રલોકમાંથી

આવી તકરાર કરવા લાગતાં રાજાએ તેમને દર્શન પણ દીધું નહિ. વસિષ્ટે રાજાને શરીર પડી જવાનો શાપ દીધો અને રાજાએ પણ વસિષ્ટને પડી જવાનો શાપ દીધો વસિષ્ટે બીજા દેહને ધારણ કર્યો. બ્રાહ્મણોએ નિમિરાજાને જીવાડવાનો યત્ન કરતા નિમિ રાજાએ માણસોનાં નેત્રોની પાંપણોમાં નિમેષરૂપે રહેવાનુ સ્વીકાર્યું

( ભાગવત નવમ સ્કંધ. )

આમા જરા **વિચારીએ**—વસિષ્ટજી ઇંદ્રનો યજ્ઞ કરવા કયા રસ્તાથી ગયા ? ઇંદ્રલોક આજે હશે ખરૂં ? યજ્ઞની ધામધૂમ કેમ નહિ દેખાતી હોય ? નિમિએ માણસોની પાપણોમાં કેટલા કાળ સુધી રહેવાનું સ્વીકાર્યું ? પોતે એકલા બધા માણસોની પાપણોમા કેવી રીતે પહોંચી વળ્યા ? બ્રાહ્મણોમા જીવાડવાની સત્તા હતી ખરી કે ? જો હતી તો તે સમયે પોતાના માણસોને જીવતાં કેમ નહિ રાખ્યા હોય ?

આમા કઇ બાજુથી **સત્ય** મેળવવું ? વાચકો વિચાર કરે. ॥ ઇતિ જનકના પૂર્વજ નિમિ માણસોની **પોપણોમાં** રહ્યા તેનો વિચાર.

---

પતિથી વિપરીત ચાલનારી હું, દુષ્ટ અવતારોમાં ફરી **કૈકેઇ** થઇ.

તુલસી. રા. અયો. પૃ. ૨૭૪ ની ટીપમાં ( આનંદ રામાયણમાંથી ) " સહ્યાદ્રિ પાસેના કરવીર પુર નામના નગરમા **ધર્મદત્ત** નામનો એક બ્રાહ્મણ, રાત્રે પૂજનની સામગ્રી લઇને દેવપૂજન કરવા જતો હતો ત્યા તેને એક વિકરાલ રાક્ષસી જોવામાં આવતાં તેણે ભયભીત થઇને તે રાક્ષસીની ઉપર તુલસીદલ યુક્ત પાણી છાંટયુ, આથી નિઃપાપ થએલી તે રાક્ષસી પ્રણામ કરીને બોલી કે " હું સૌરાષ્ટ્ દેશના રહેવાસી ભિક્ષુ નામના બ્રાહ્મણની સ્રી હતી. હું સ્વામીથી વિરૂદ્ધ ચાલતી હતી. પોતે મિષ્ટાન્ન ખાઇ સ્વામીને સૂકું ભોજન દેતી હતી. અને સ્વામી જે કંઇ કહે તેથી પ્રતિકુલ જ કરતી હતી " મારા સ્વામીએ વિચાર કરીને એવી ટેવ રાખી કે જે કામ કરવાની પોતાની રૂચિ હોય તે કામ કરવાની નાજ પાડે. હું સ્વામીના કહ્યાથી વિપરીત કરતી હતી તેથી સ્વામીના મનોરથ પૂર્ણ થવા લાગ્યા. છેવટે મારાથી કંટાળીને સ્વામીએ બીજો વિવાહ કરતા મેં ઝેર ખાઇને શરીરનો ત્યાગ કર્યો. હું એ પ્રમાણે સ્વામીથી વિરૂદ્ધ આચરણ કરવા રૂપ પાપથી અનેક દુષ્ટ અવતારોમાં ફરી ફરીને હાલ રાક્ષસી થઇ છું. હવે મારા ઉદ્ધારનો ઉપાય કરો. આ સાંભળી પેલા દયાળુ ધર્મદત્ત બ્રાહ્મણે પોતાના એ વ્રતનું અર્ધું ફળ તેણે આપ્યું અને દ્વાદશાક્ષર મંત્રથી તેના ઉપર અભિષેક કર્યો. આથી તે રાક્ષસી રાક્ષસપણાથી મુક્ત થઇ. વિમાનમાં

બેસી સ્વર્ગમા ગઇ અને તે પાછી પોતાના પુણ્યનો ક્ષય થતા **દશરથ રાજાની રાણી કૈકેયી થઈ "**

બોધના માટે કલ્પિત વાતોનો વિરોધ શાસ્ત્રજ્ઞો માનતા નથી પણ ઐતિહાસિક વ્યક્તિ સાથે વિરોધ છે, માટે વિચારવાનું-ધર્મદત્ત ભયભીત થઇ રાક્ષસીને તુલસીદલ યુકત પાણી છાટયું એટલે નિષ્પાપ થઇને તેણે પોતાનુ પાપ કયા જ્ઞાનથીકહી બતાવ્યું ? અને પોતાના ઉદ્ધારની માગણી કરી ? ધર્મદત્તે પોતાના વ્રતનુ અર્ધું ફળ આપી મત્રાક્ષરથી અભિષેક કર્યો તેથી રાક્ષસપણાથી મુક્ત થઇ-વિમાનમા બેસી સ્વર્ગે ગઇ. આ વિમાન કોણે મોકલેલુ ? પોતાના વ્રતનું ફળ બીજાને આપી શકાય ખરૂં કે ? જો એમ થતુ હોય તો-પોતાના વાહ્લા પતિને સ્ત્રી, વાહ્લાપુત્રને માબાપ, કે પુત્ર મા બાપને, પોતાના દાન પુણ્યાદિકનું ફળ આજકાળ કેમ આપતા નહિ હોય ? તેથી કૈકેયીની સાથે લાગુ પાડેલી આ કથા યથાર્થ નથી.

॥ ઇતિ પતિવિપરીતા ભવોમા ભટકતી રાક્ષસી વિમાનમા બેસી સ્વર્ગે ગઇ.

---

બ્રહ્મા વરદાન આપવા રાવણાદિકની પાસે આવ્યા

તુલસી રામાયણ બાલકાંડ પૃ ૧૧૫ થી.

" **રાવણ, કુંભકરણ** અને **બિભીષણ** એ ત્રણે બ્રહ્માને ઉદ્દેશીને તપ કર્યો. બ્રહ્મા-**રાવણને** વર આપવાને ગયા. રાવણે કહ્યું વાનર અને મનુષ્ય છોડીને હું કોઇથી મરૂં નહી ! તે પ્રમાણે વર આપીને **કુંભકરણ** પાસે ગયા. તેણે છ માસ જાગવાનો અને એક દિવસ ઉંઘવાનો વર માગ્યો, તે ઠીક ન લાગવાથી સરસ્વતીની પાસેથી તેની બુદ્ધિ ફેરવી નંખાવી, તેથી જાગવાને ઠેકાણે ઉંઘવાનો અને ઉંઘવાના ઠેકાણે જાગવાનો વર મંગાવ્યો, તે આપીને **વિભીષણને** વર આપવાને ગયા તેણે તો બ્રહ્મામ પ્રીતી માગી લીધી એ ત્રણે વર આપીને બ્રહ્મા પેતાના લોકમા ચાલ્યા ગયા "

આ લેખમા જરાપણ સત્યતા છે ? રાવણાદિક તપ તપ્યા. બ્રહ્મલોકથી બ્રહ્મા દોડીને આવ્યા અને રાવણને ઘેર ગયા. વર આપ્યો બીજાથી ન મરૂ વાનર મનુષ્યો વિના, વાનર અને મનુષ્યોથી તો મરવાનોજ હતો. આમા આપવા લેવાનુ શુ હતું. ? કુંભકરણની માગણીમા બ્રહ્માએ સરસ્વતીને ભેળવી ઉંધી બુદ્ધિ અપાવી તેથી આમા એજ સિદ્ધ થાય છે કે ન તો રાવણાદિકે તપ કર્યો છે અને ન તો બ્રહ્મા દોડીને આવ્યા છે. પ્રથમ બ્રમ્હાદિ દેવોનોજ પત્તો નથી લાગતો. કોઇ તો કહે છે કે દેવીના હાથ ઘસવાથી ત્રણે દેવો ઉત્પન્ન થયા

એને ખાઇ ગઇ. કોઇ જણાવે છે કે શિવની ડાબી, જમણી ભુજાથી બ્રમ્હા, વિષ્ણુ ઉત્પન્ન થયા. ઇત્યાદિક અનેક પ્રપંચ જોવામા આવે છે. તેથી બ્રમ્હા આવ્યા અને વાનર મનુષ્યના હાથે મરવાનો રાવણે વર માગ્યો. આમાં સત્યતા શી છે ?

વાચકોજ વિચાર કરીને જુવે ?

॥ ઇતિ બ્રહ્મા રાવણાદિકને વરદાન આપવાને ગયા તેનો વિચાર.

---

## નારાયણના ઉપદેશથી ઇંદ્રે દધીચીના હાડનું વજ્ર બનાવી વૃત્રાસુરને માર્યો. ( ભાગવત સ્કંધ ૬ઠ્ઠો )

તુલસી. રામાયણ. અયોધ્યા કાંડ. પૃ. ૪૦૨ માથી ઉતારો—

" ઇંદ્ર વૃત્રાસુરના હાથથી મરી જતા, તે ઇદ્રને નારાયણે કહ્યું કે–તું દધીચી ઋષિના હાડકામાંથી વજ્ર નામનું અસ્ત્ર બનાવીને તેથી વૃત્રાસુર માર તો મરે, આ ઉપરથી ઇદ્રે દધીચીની પાસે જઇ તેમને વચનથી બાંધી લઇને તેના હાડકાંની માગણી કરતા દધીચિએ હા પાડીને યોગથી પોતાનુ શરીર છોડી દીધું. ઇંદ્રે દધીચિના હાડકાઓનું વજ્ર બનાવીને તેથી વૃત્રાસુરને માર્યો. "

આ લેખમાં કિંચિત્ વિચાર– જૈન સિદ્ધાંત પ્રમાણે–દેવ જાતિના અને નરક જાતિના જીવો પોતાના આયુષ્યને પૂરણ કર્યા વગર બીજાના હાથથી મરતા જ નથી. એવું તે ગતિઓનું બંધારણ છે. તેથી ન તો વૃત્રાસુર ઇદ્રને કે ઇદ્ર વૃત્રાસુરને મારવા સમર્થ થઇ શકે તેમ છે. છતાં નારાયણ ભગવાને ઇંદ્રને એવો ઉપદેશ આપ્યો કે તું દધીચિ ઋષિના હાડકાનુ વજ્ર બનાવી વૃત્રાસુરને માર ! એક તરફ ઋષિઘાતનું અને બીજી તરફ વૃત્રાસુરના વધનું પાપ ભગવાને ફોગટ શા માટે વોરી લીધું હશે ?

॥ ઇતિ ઇદ્રે દધિચિના હાડકાંનું વજ્ર બનાવી વૃત્રાસુરને માર્યો.

---

માત પિતાના સંબધથી જન્મ તેમાં બ્રહ્માનું શું કામ ?

તુલસી રામાયણ બાલકાંડ. પૃ. ૨૫૮માં અને તેની ટીપમા જુવો

" સીતાના સ્વયંવરમાં–કોઇપણ રાજા ધનુષનો ભંગ કરી શકયો નહિ ત્યારે ત્યા જનક રાજા બોલ્યા છે કે મારી કુવરીને મેળવનાર વિધાતાએ કોઇ રચ્યોજ નથી. કોઇ રચ્યોજ નથી એની ટીપમાં—રામચંદ્રજીને બ્રમ્હાએ રચ્યોજ

નથી તેથી જનક રાજાનું આ વચન ક્રોધથી બોલાયા છતા પણ ખરૂં જ પડવાનું છે. ( મૂલમા–આપ પ્રગટ ભયે, વિધિ ન બનાયે )

આમાં જરા વિચારવાનું કેઃ—રામાયણના મૂળકારે જણાવ્યુ કેઃ–‘ આપ પ્રગટ ભયે, વિધિ ન બનાયે ” ટીપ્પનકારે જણાવ્યુ કેઃ—રામચંદ્રજીને બ્રમ્હાએ રચ્યાજ નથી. તો શું લક્ષ્મણાદિક બીજી બધી તે વખતની પ્રજા બ્રહ્માએ રચી હતી ખરી કે ? જો એમ હતું તો આજ કાળના માણસોને રચવા બ્રમ્હા આવે છે ખરા કે ? માતપિતાથી થતા પ્રત્યક્ષના જન્મમા પ્રમાણ આપવાની જરૂર પડે કે વિચારવાની ? આવા લેખો જ્ઞાનીયોના હોય ? જરા ઉંડા ઉતરીને જોવાની ભલામણ કરૂં છું. ॥

ઇતિ રામને બ્રહ્માએ પેદા નથી કર્યા ? તેનો વિચાર.

---

વિષ્ણુએ વામનરૂપ ધરી બલિને મારી ત્રૈલોકયનુ રાજ્ય ઇંદ્રને આપ્યું.

તુલસી રામાયણ અયોધ્યા કાંડ પૃ. ૪૦૨ ॥

“ વામનજીએ **બલિ** રાજાની પાસે જઇ ત્રણ પગલાં પૃથ્વી માગી અને રાજાએ તે આપવાનું સ્વીકારી લીધુ. પછી **વામનજી** બે પગલામા સઘળું ત્રૈલોકય માપી લેતા, રાજાએ ત્રિજા પગલાના બદલે પોતાનું માથું આપવાનું કહ્યુ આથી વામનજીએ પ્રસન્ન થઇ તેને પાતાલમા મોકલી દીધો અને ત્રૈલોકયનુ રાજ્ય ઇંદ્રને આપ્યું. ( ભા. અષ્ટમ સ્કંધ )

આમા કિંચિત્ વિચારવાનુ કે–બલિએ ત્રણ પગલા પૃથ્વી માગતાની સાથે આપી. વામન રૂપ વિષ્ણુએ છલ કરી બલિને પાતાળમાં ખોસી ઘાલ્યો. એમા ભલમનસાઇ કોની ? બલિની કે વામન રૂપ વિષ્ણુની ? બીજું સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ, આ ત્રણ લોક પ્રસિદ્ધ છે. એ ત્રણે લોકનુ રાજ્ય તો વામને ઇંદ્રને આપી દીધું તેથી બલિને પાતાલ પણ કેવી રીતે આપી શકાય ? પ્રસન્ન થઇને પાતાલનું રાજ્ય નથી આપ્યું પણ મરણજ આપ્યું છે. આ કથાનુ સ્વરૂપ જૈનના લેખમાનું જુવો અને સત્યાસત્યનો વિચાર કરો *

॥ ઇતિ વૈદિક રામાયણના બલિ, અને વિષ્ણુ. તેનો વિચાર જૈન વૈદકમાના વિષ્ણુ પ્રતિ વિષ્ણુ નું આઠમું ત્રિક કિંચત્ પ્રકરણ ૩૭ મા કહી બતાવ્યુ. ॥

---

* જૈન સાધુઓના ઘાતના વાંછક–નમુચિબલ બ્રાહ્મણને સમર્થ એવા વિષ્ણુકુમાર મુનિએ શિક્ષા કરી છે તે કથા પૃ. ૨૫૭ થી આમા આપી છે. તુલના કરીને જુવો.

# પ્રકરણ ૩૮ મું.

## હવે અમો જૈન વૈદિકમાંના શ્રી કૃષ્ણનું સ્વરૂપ કિંચિત્ કહી બતાવીએ છીએ—

૨૧ મા તીર્થંકર તેમના સમયે ૧૦ મા ચક્રી, પછી ૧૧ મા ચક્રવર્તી. મિથુલા નગરીમાં ઇક્ષ્વાકુવંશી વિજયસેન રાજા રાણી વિપ્રા તેમના પુત્ર નમિનાથ નામા એક વીશમા તીર્થંકર થયા. તેમના સમયમાં **હરિષેણ** નામા દશમા ચક્રવર્તી થયા- હવે ૨૧ મા અને ૨૨ મા તીર્થંકરના મધ્ય કાળમાં અગીયારમા **જય** નામા ચક્રવર્તી થયા. તેમનો અધિકાર ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રથી જોઇ લેવો.

૨૨ મા તીર્થંકરના સમયમાં કૃષ્ણ વાસુદેવાદિકનું નવમું ત્રિક.

બલદેવ **બળભદ્ર**, વાસુદેવ **શ્રી કૃષ્ણ**, પ્રતિવાસુદેવ **જરાસંધ.**

શૌરીપુર નગરમા હરિવંશી રાજા **સમુદ્રવિજય,** રાણી શિવાદેવી તેમના પુત્ર શ્રી **અરિષ્ટનેમિ** નામા બાવિશમા તીર્થંકર થયા.

તેમનાજ સમયમાં તેમના કાકાના પુત્રો બળદેવ **બળભદ્ર,** વાસુદેવ શ્રી કૃષ્ણ અને પ્રતિ વાસુદેવ **જરાસંધ.** આ વાસુદેવાદિકનુ નવમુ ત્રિક ( આ અવસર્પિણી સમયના તીર્થંકરોના સંબન્ધે છેલ્લું ત્રિક છે.)

**શ્રી** કૃષ્ણ અને **બળભદ્ર** આખી દુનીયામાં પ્રસિદ્ધ છે. પુરાણકારોએ શ્રી કૃષ્ણ વાસુદેવને સાક્ષાત્ ઇશ્વર, ઇશ્વરના અવતાર, વારંવાર અવતાર લઇ દુષ્ટોના નાશક અને ભક્તોના ઉદ્ધારક, લખી બનાવ્યા છે પણ તેનું વાસ્તવિક સ્વરૂપ જૈન ગ્રથોમા નીચે પ્રમાણે છે.

## પુરાણોમાં શ્રી કૃષ્ણને દેવ શાથી કલ્પ્યા ?

**શ્રી** કૃષ્ણ ત્રણ ખંડ રાજ્યના ભોક્તા મહાન્ રાજા હતા. તેમને કુસંબી વનમાં પોતાનો દેહ ત્યાગો કાલકરી વાલુપ્રભા *પૃથ્વીમા ( પાતાલમા ) ફેરીથી જન્મ લીધો. જે **બળભદ્રજી** હતા તેમને જૈન દિક્ષાનું પાલન સો વર્ષ સુધી

* પૌરાણિકોએ વિષ્ણુને–મહાદેવજીના લિન્ગની શોધ કરવા પાતાલમા ગયાનું જણાવ્યું છે તે આ વિષયને લઇને કલ્પેલુ કેમ ન હોય ?

કર્યું. ત્યારબાદ કાલકરી પાચમા બ્રહ્મદેવલોકમાં જઇને ઉત્પન્ન થયા. ત્યાં અવધિજ્ઞાનથી પોતાના ભાઇ શ્રી કૃષ્ણને પાતાલની ત્રીજી પૃથ્વીમાં જોયા. ભાઇના સ્નેહથી વૈક્રિય શરીર બનાવી શ્રીકૃષ્ણની પાસે ગયા. ત્યાં તેમનું આલિન્ગન કર્યું હુ તમારા પાછલ્યા જન્મનો ભાઇ છુ. હું કાળ કરી પાચમાં દેવલોકમાં ગયો છું માત્ર હું તમોને મળવા આવ્યો છુ. તમારા સુખના વાસ્તે હુ શું કરૂં? એવુ કહી તેમનું શરીર હાથમાં લેવા જતા .પારાની પેઠે દગ્દરી છુટું પડી ગયું. પાછુ નીચે ભેગુ થઇ ગયુ.

આવી રીતે આલિન્ગન, પૂર્વનો વૃત્તાંત અને હાથ ઉપર ઉઠાવવાથી કૃષ્ણજીએ પણ પૂર્વ ભવનો અતિ વલ્લભ છે એમ જાણી સંભ્રમથી ઉઠી નમસ્કાર કર્યો ત્યારે બલભદ્રે કહ્યુ હે ભાઇ! તે વખતે **શ્રી નેમિનાથ** ભગવાને કહ્યુ હતું કે–આ વિષયસુખ મહાદુ:ખ આપનારાં છે તે તને આ પ્રત્યક્ષ પ્રાપ્ત થયા. વળી કર્મથી નિયન્ત્રિત એવા તને હુ સ્વર્ગમા પણ લઇ જવાને સમર્થ નથી. પણ તારા સ્નેહને લઇને તારી પાસે રહેવાની ઇચ્છા થાય છે. ત્યારે કૃષ્ણજીએ કહ્યુ કે–હે ભાઇ! તારા રહેવાથી વધારે શું? મારાં કરેલાં કર્મતો મને અવશ્ય ભોગવવાજ પડવાના છે, પરન્તુ મને આ નરકના દુ:ખ કરતા, તે દુ:ખ ઘણું થાય છે કે, જે દ્વારિકા બધા પરિવારની સાથે બલતી છોડી હું એકલો કુસુંબી વનમા જરાકુમારના તીરથી મર્યો. આવા પ્રકારના અચાનકના બનાવથી મારા શત્રુઓનો હાસ, મારા મિત્રોને થએલું દુ:ખ, તેમજ યદુવંશના કુલને કલંક લાગ્યુ છે તે મારા મનમાથી જતું નથી. માટે હે ભાઇ? તુ ભરતખંડમા જઇ–સુદર્શન ચક્ર, શારંગ ધનુષ્, શંખ, ગદાને ધારણ કરી, પીળાં વસ્ત્ર પહેરી, ગરૂડની ધ્વજાવાળુ મારૂ સ્વરૂપ ધારણ કર! તેજ પ્રમાણે નીલવસ્ત્ર, તાલધ્વજ અને હળ, મુશલ શસ્ત્રને ધારણ કરી, તારૂ સ્વરૂપ પ્રગટ કરી, વિમાનમા બેસી આપણા બન્ને ભાઇઓનું સ્વરૂપ લોકોને દેખાડી જણાવ કે–**શ્રીકૃષ્ણ** અને હું **બલભદ્ર** એમ અમે બન્ને ભાઇઓ અવિનાશી પુરૂષ છીએ અને અમો અમારી મરજી પ્રમાણે દુનીયામા ફરવાવાળા છીએ. જ્યારે આવા પ્રકારનું સ્વરૂપ લોકો પ્રત્યક્ષપણે જોશે અને તેમની ખાત્રી થશે ત્યારે–અમારા શત્રુઓએ કરેલો હાસ, અને મિત્રોને થએલુ દુ:ખ, તેમજ યદુવંશના કુળને લાગેલું કલંક દૂર થશે. માટે તુ આટલું કાર્યકર. આ પ્રકારનુ કથન શ્રીકૃષ્ણનું સાંભળીને, ત્યાંથી નીકળી બલભદ્રજી ભરતખંડમા આવ્યા. અને શ્રીકૃષ્ણના અને પોતાના પૂર્વભવના સ્વરૂપને ધારણ કરી વિમાનમા બેસી લોકોને બતાવી કહેવા લાગ્યા કે હે લોકો! તમો શ્રીકૃષ્ણની અને બલભદ્રની અર્થાત્ અમારા બન્ને ભાઇઓની મૂર્તિ બનાવી

પૂજો કેમકે આ જગતના કર્તા, હર્તા, અમોજ છીએ. અને અમો અમારિ ×ઇચ્છા પ્રમાણે સ્વર્ગ (વૈકુંઠ) થીં અહિંયા આવીએ છીએ અને અમારી ઇચ્છા પ્રમાણે પાછા સ્વર્ગમાં ચાલ્યા જઇએ છીએ. જુઓ કે આ દ્વારિકા અમોએજ બનાવી અને અમોએજ નાશ કરી, કેમકે જ્યારે અમોને વૈકુંઠમાં જાવાની ઇચ્છા થાય છે ત્યારે અમો અમારા બધા પરિવારની સાથે દ્વારિકાનો નાશ કરી, પાછા વૈકું-ઠમા ચાલ્યા જઇએ છીએ, તે તમોએ બધાએ પ્રત્યક્ષ જોયું છે. માટે અમારા સિવાય આ દુનીયાનો બીજો કોઇ કર્તા હર્તા છેજ નહિં. આ પ્રમાણે બળભદ્રનુ કહેવું સાંભળીને શ્રીકૃષ્ણ અને બળભદ્રની પ્રતિમા બનાવી લોકો પૂજવા લાગ્યા અને તે પ્રતિમા પૂજકોમા કેટલાકને બલભદ્રજીએ ધનાદિકથી સુખી પણ કર્યા તેથી ઘણા લોકો શ્રીકૃષ્ણના ભકત બન્યા.

આ પ્રમાણે જગો જગોપર બળભદ્રજીએ પોતાની મૂર્તિઓની સ્થાપના કરાવી. પછી જે જેના ભકતો થાય તે તેમના ગુણ ગાય એ સ્વાભાવિક છે, આવા કારણથી થએલા ભકત લોકોએ શ્રીકૃષ્ણને પૂર્ણ બ્રહ્મ, પરમાત્મા, ઇશ્વર અને યુગયુગમાં અવતાર ધારણ કરી ભકતોના રક્ષક અને દુષ્ટોના નાશ કરવાવાળા તરીકે પુસ્તકો પર પણ લખી દીધા. આ વાત ચાલુ થયાને પ્રાયે પાચેક હજાર વર્ષનો અંદાજો થયો છે. અને લોકો પણ શ્રીકૃષ્ણ થયાનો કાળ તેટલો કલ્પે છે.

આ પ્રમાણે જૈનગ્રંથમા ઇતિહાસ બતાવ્યો છે. તે પ્રમાણે અમોએ લખીને બતાવ્યો છે. અંગ્રેજોનુ માનવું શું છે તે પણ અમો આ સ્થાનપર આગળ જતા લખીને બતાવીશું.

॥ ઇતિ જૈન પ્રમાણે—પુરાણકારોએ શ્રી કૃષ્ણને દેવ સ્યાથી કલ્પ્યા? તેનુ સ્વરૂપ.

---

જૈન ઇતિહાસ પ્રમાણે **શ્રી કૃષ્ણનું** ચરિત્ર કિંચિત્સવિસ્તર

**શ્રી કૃષ્ણ** લોકોમાં **ભગવાન** તરીકે, જૈનોમાં નવમા **વાસુદેવ**, તરીકે અને તે સમયના રાજા **જરાસંધ** પ્રતિવાસુદેવ તરીકે મનાયા છે તેથી તેમનો ઇતિહાસ કિંચિત્સવિસ્તર આપીએ છીએ

મથુરા નગરીમાં યદુવંશમાં શૂર નામે રાજા થયો. તેને **શૌરી** અને **સુવીર** એ પુત્રો થયા. શૌરીએ મથુરાની ગાદી ઉપર પોતાના ભાઇને બેસાડી તે

---

× "**युगेयुगे भविष्यामि**" વાળો જે ગીતામા શ્લોક છે તે આ વિષયને લઇ કલ્પવામાં આવ્યો હોય એવું મારૂં અનુમાન જાય છે.

કુશાર્ત્ત દેશમાં ગયો. ત્યા તેને શૌર્યપુર નગર વસાવ્યુ. શૌરીને **અંધકવૃષ્ણિ** વિગેરે પુત્રો થયા. સુવીર પછી ભોજવૃષ્ણિ મથુરાની ગાદી ઉપર આવ્યો. તેને **ઉગ્રસેન** નામે એક પુત્ર થયો

અધક વૃષ્ણિને સુભદ્રાથી દશપુત્રો-સમુદ્રવિજય વસુદેવ વિગેરે થયા અને **કુતી** તથા **મદ્રી** એ પુત્રીઓ થઇ, કુંતી પાડુ રાજાને અને મદ્રી દમઘોષ રાજાને આપી.

ભોજવૃષ્ણિ પછી મથુરાની ગાદી ઉપર તેમના પુત્ર **ઉગ્રસેન** આવ્યા. તમને તેમની **ધારણી** રાણીથી પૂર્વ જન્મનો વૈરી **કંસ** નામે પુત્ર થયો. તેનું દુષ્ટપણુ તેની માને ગર્ભમાંજ જણાતા પતિભક્તાં પત્નીએ પુત્ર જનતાજ કાશાની પેટીમા મૂકી યમુનામા તેને ઠેલી મૂક્યો.

તે પેટી તણાતા શૌર્યપુર જઇ પહોચતા સુભદ્રવણિકના હાથે ચઢતા તે પોતાને ઘેર લાવ્યો, તેમાથી તે બાળકને કાઢી, ઉછેરીને મોટો કર્યો. તે દશવર્ષનો થતા **વસુકુમારને** સેવક તરીકે સુભદ્રે અર્પણકર્યો.

આ અરસામા શુક્તિમતી નગરીનો રાજા વસુ કે જેણે નારદ અને પર્વતના વેદ અર્થમા જૂઠોન્યાય આપતા તેને દેવોએ સિંહાસન ઉપરથી પાડી નાખી મારી નાખ્યો હતો. (જે વાત અમો હિંસક વેદવાળા પ્રકરણમાં કહી ગયા છીએ) તેનો પુત્ર નાસીને નાગપુર ગયો હતો તેને વૃહદ્રથ પુત્ર થયો અને તેનો પુત્ર **જરાસધ** થયો તેણે ત્રણ ખડ સાધી પ્રતિવાસુદેવપણુ મેળવ્યું તે નવમો (છેલ્લો) થયો

જરાસધે સમુદ્રવિજયને વૈતાઢય ગિરિના સિહરથ રાજાને બાધી લાવવા આજ્ઞા કરી અને સાથે જણાવ્યુ કે જે એને બાધી લાવશે તેને હુ મારી જીવયશા પુત્રી આપીશ. વસુદેવે કસની સાથે જઇ સિહરથ સાથે લઢાઇ કરી તેમા કસે સિંહરથને બાધી લીધો. આ પરાક્રમથી કંસને જીવયશા કન્યા મળી અને રોષથી પોતાના પિતા ઉગ્રસેનની મથુરા જરાસધ પાસે માગતા તે તેને આપી કસે ઉગ્રસેનને પાજરામા પુર્યો

હસ્તિનાપુરમા કોઇ શ્રેષ્ટિ રહેતો હતો. તેનો લલિત નામે પુત્ર હતો તે માતાને ઘણો વલ્લભ હતો શેઠાણીને સતાપદાયક ગર્ભ રહયો. તેને પડાવવા ઘણા ઘણા પ્રયત્ન કર્યા પણ ગર્ભ પડયો નહિ.

પુરામાસે પ્રસવ થતા તેણે તજી દેવા દાસીને આપ્યો. શેઠને ખબર થતા તેણે છાનો ઉછેર્યો ઉત્સવનાદિવસે લલિતના આગ્રહથી તેણે પડદામા રાખી

જમાડવા માંડયો ત્યાં અકસ્માત્ પડદો ખસી જવાથી તે તેની માના જોવામા આવ્યો. આથી તેને તેની માએ ક્રોધથી માર મારી ખાળમા ધકેલી દીધો. શેઠે સાફ કરી તેને કેટલોક બોધ આપ્યો. મા દીકરાના વેરનું કારણ શેઠે જ નવાન મુનિને પૂછયું મુનિએ કહ્યું કે લલિત અને ગંગદત્ત પૂર્વે બે ભાઈઓ હોઇ વનમાંથી લાકડા ભરી ગાડી હાંકી લાવતા હતા. મોટોભાઈ આગળ હતો, તેણે ચીલામા પડેલી સાપેનને જોઇ, તેથી ગાડુ ફેરવી સાપેનને બચાવી અને પાછળના નાના ભાઇને કહ્યું કે ભાઇ ચીલામા સાપેન છે માટે તેને બચાવજે પણ નાનાએ તેને મારવાના ઉમંગમ ગાડુ તેના ઉપર ચલાવ્યું. સાપેન મરી તમારી પત્ની થઇ અને એ બે ભાઇઓ મરી તમારે ત્યાં પુત્ર થયા. નાનાએ પૂર્વે સાપેનને મારી તેથી તેઓને વચ્ચે વૈર છે. આ પછી ત્રણે જણે ચારિત્ર લીધું તેઓ મરણ પામી મહાશુક્ર દેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થયા. ગંગદત્તે માતુ અનિષ્ટપણું સંભારી વિશ્વ વલ્લભ થયાનું નિયાણું કર્યું.

વસુદેવ કે જે નગર છોડી પરદેશ ચાલ્યા ગયા હતા તેઓ દેશ દેશના રાજાઓની બહોતેર હજાર કન્યાઓ પરણ્યા હતા. તેમાની એક રોહિણી કે જે અરિષ્ટપુરના **રૂધિર** રાજાની પુત્રી હતી તેણે પેટે **લલિતનો** જીવ **બળભદ્રના** પદને સૂચવતો અવતર્યો. વસુદેવે તેનું નામ **રામ** પાડયું જેઓ બળભદ્રના નામથી લોકોમાં વિખ્યાત થયા.

એક વખતે કંસે સ્નેહથી વસુદેવને મથુરામા આવવા વિનંતી કરી, વસુદેવ સમુદ્ર વિજયની આજ્ઞાથી ગયા. ત્યા કંસે વસુદેવને પોતાના કાકા **દેવક** જે મૃતીકાવતીના રાજા હતા, તેની પુત્રી દેવકીને પરણવાનું કહ્યું આ લગ્નને માટે કંસ અને વસુદેવ મૃતીકાવતીમાં આવ્યા પણ દેવકે કન્યાનું માગું કરવાનો રિવાજ નથી, એમ તેમને ના કહી. પણ નારદે દેવકી પાસે આવી વસુદેવના ગુણગાન કર્યા તેથી તે બાળા વસુદેવ ઉપર સ્નેહ રાગવાળી થઇ હતી, તેની આ રૂચિ જોઇ દેવકે વસુદેવને પોતાની પુત્રી આપી. પહેરામણિમાં અનેક ધન સાથે દશ ગોકુળના પતિ નંદને, કોટિ ગાય સાથે આપ્યો. તે બધા મથુરામાં પાછા આવ્યા, જ્યા કંસે પોતાના મિત્રના વિવાહની ખુશાલીને લઇ, મોટો મહોત્સવ આરંભ્યો.

આ અરસામાં કંસના અનુજ બન્ધુ અતિમુકત કે જેને સંસાર ત્યાગ કરી શ્રમણપણું લીધું હતું, તે તપથી કૃષ્ય થઇ ગએલા કંસને ઘેર પારણાને માટે આવ્યા. જીવયશાએ ઉત્સવના આનંદ તરીકે મદિરા પાન કર્યુ હતું, તેણે આ મુનિની કોટે વળગી આવો દીયર વખતસર ઠીક આવી પહોચ્યા. આપણે

ગીત નૃત્ય વિગેરે કરીએ, આમ સંસારી મનુષ્ય માફક તે મુનિની કદર્થના કરી. મુનિએ કહ્યું કે જેના નિમિત્તથી આ ઉત્સવ થાય છે તેનો સાતમો ગર્ભ તારા પતિને મારશે. જીવયશાએ ગભરાટથી તરતજ આ વાત પોતાના પતિને કહી. કંસે વસુદેવ પાસેથી દેવકીના સાતગર્ભની માગણી કરી, તે આપવા વસુદેવ બંધાયા.

એ સમયમાં ભદ્દિલપુરમા **નાગ** નામે શેઠ હતો. તેને **સુલસા** નામે સ્ત્રી હતી, તે બન્ને પરમ શ્રાવક હતા, અતિમુકત નામના ચારણ મુનિએ સુલસાની બાલ્યવયમા કહ્યું હતું કે આ બાલાને મૃત પુત્રો થશે. તે સાભળીને ઇંદ્રના સેનાની નૈગમેષી દેવની આરાધના કરી. દેવે દેવકીના સાત ગર્ભો કંસે જે માગ્યા હતા તે સુલશાને આણી આપવા જણાવ્યુ. તે પ્રમાણે દેવકીના ગર્ભો તે દેવ દેવ-શક્તિથી સુલશાને આપે અને સુલશાના મૃતપુત્રો દેવકીની પાસે મૂકીદે તેને પથ્થર સાથે અફાળી કંશ રાજી થવા લાગ્યો. દેવકીના પુત્રો સુલશાને ત્યા મોટા થયા. **તેમનાંનામ**–૧ અણીકયશ. ૨ અનંતસેન, ૩ અજિતસેન, ૪ નિહતારિ, ૫ દેવયશા, ૬ અને શત્રુસેન રાખવામા આવ્યા.

એક વખત ઋતુસ્નાનવાળી **દેવકીએ** રાત્રિના અન્તે સિંહ સૂર્ય, અગ્નિ, ગજ, ધ્વજ, વિમાન અને પદ્મ સરોવર, **એમ સાત** મહામંગળિક સ્વપ્નો જોયા તે વખતે પેલા **ગગદત્તનો** જીવ મહશુક્ર દેવલોકમાથી ચ્યવીને દેવકીના ગર્ભમાં અવતર્યો. દેવકીએ શ્રાવણ વદિ. ૮ ના દિવસે તે પુત્રને જન્મ આપ્યો. તે વખતે કંસે બંધોબસ્ત માટે મૂકેલા પહેરગીરો ઉંઘી ગયા હતા. તેમ દેવોની બીજી અનેક સાહાય્ય થવાથી અને દેવકીના કહેવાથી તે પુત્રને નંદને ત્યા તેની ભાર્યા યશોદાને વસુદેવે સોપ્યો.

સ્વચ્છ નીલમણિ જેવી તેની કૃષ્ણ કાન્તિ જોઇ તેનુ નામ કૃષ્ણ રાખ્યુ વસુદેવે યશોદાને પુત્રી જન્મી હતી તે લઇ દેવકીને આપી. પછી પહેરગીરો જાગતા તે પુત્રી લઇ કંસને આપી કંસે આ ક્ષુદ્ર જીવ મને શુ મારનાર છે એમ કહી તેની એક નાસિકા છેદી છોડી દીધી.

**દેવકીને** એક માસ પછી પુત્રને જોવાની ઇચ્છા થઇ આવી.

" વસુદેવે કહ્યુ એમ સાધારણ રીતે જતા કંસને બધી ખબર પડી જશે, આથી દેવકીએ ગાય પૂજવાનુ મીસ કાઢી નંદને ત્યા જઇ કૃષ્ણને જોયા. દેવકી આ રીતે વારવાર આવતી તેથી લોકોમા ગોપૂજનની પ્રથા શરૂ થઈ એકલા રહેતા તેણે ઘણા વિઘ્નો આવતા આથી નંદે યશોદાને એકલા રાખવાનો

નિષેધ કર્યો પણ એક વખતે યશોદાએ કામ પ્રસંગે જતાં દોરડીથી કૃષ્ણનું પેટ બાંધી તે દોરડી ખાણીઆને બાંધી, આ જોઇ ગોવાલોએ તેમનું ઉદર અને દામ ઉપરથી **દામોદર** નામ પાડયું. વસુદેવે કૃષ્ણની રક્ષા કરવા રોહિણીથી થએલા પુત્ર **બલદેવને** નંદગોપાલને ત્યાં મોકલ્યા.

સૂર્યપુરમાં **સમુદ્રવિજય** રાજાને **શિવાદેવી** રાણીથી ચૌદ સ્વપ્નથી તીર્થંકરપદ સૂચક **અરિષ્ટનેમિ** નામે પુત્ર થયો. કંસે પોતાના મરણની હકીકત નિમિત્તિયાના મુખથી સાંભળી, તેની તેણે બતાવ્યા પ્રમાણે પરીક્ષા કરવા માંડી કૃષ્ણને બળદેવના કહેવાથી પોતાની યથાર્થ સ્થિતિની ખબર પડતાં, કૃષ્ણ અને બળદેવ બન્ને કંસને મારવા મથુરામાં આવ્યા. ત્યા તેમને મલ્લયુદ્ધ કરી મલ્લોનો સંહાર કરી, કંસનો કૃષ્ણે વધ કર્યો. સમુદ્રવિજય વિગેરે રાજા એ પ્રસંગે ત્યા આવ્યા હતા. તેઓ સઘળા ઉગ્રસેનને બંધી ખાનાથી છોડી સાથ લઇ પશ્ચિમ તરફ જરાસંધથી નિરૂપદ્રવ થવા ચાલ્યા. ઉગ્રસેને પોતાની પુત્રી સત્યભામા કૃષ્ણને આપેલી તેને રસ્તામા ગિરનારની પશ્ચિમમાં બે પુત્રોનો જન્મ આપ્યો. ત્યા કૃષ્ણે સમુદ્રદેવને પ્રત્યક્ષ કરી પુરાણાવાસુદેવની દ્વારિકા નગરી જે સમુદ્રમા ડુબી ગઇ હતી તે કાઢી આપવા કહ્યુ. દેવે ઇંદ્ર આજ્ઞાથી તે કાઢી, તેમા કુબેરે સર્વ સામગ્રી પૂરી.

**જરાસંધની** પુત્રી **જીવયશા** પોતાના પતિ કંશના વધથી ક્રોધાંધ થઇ પિતાને ઘેર ગઇ, તેના મુખથી બધી વાત જાણી **જરાસંધે** બળદેવ અને કૃષ્ણનો નાશ કરવા પોતાના પુત્ર **કાલને** પાંચશો રાજાની સાથે મોટું સૈન્ય આપી મોકલ્યો. જાદવો મથુરાં છોડી ચાલ્યા ગએલા હોવાથી, દેવોએ એક મોટી અગ્નિની ચિતા રચી અને એક સ્ત્રીનું રૂપ વિકુર્વી તે ચિતા પાસે બેસી કાલ-કુમારને દેખી રડવા લાગી કે, આ ચિતામા જાદવો તારા ભયથી પેસી ગયા અને હું પણ બળદેવ અને કૃષ્ણના વિયોગથી આ અગ્નિમા પેસુછુ. દેવનુ કાર્ય જોઇ કાલકુમાર પણ—બળદેવ અને કૃષ્ણને પકડવા અંદર પડયો અને બળીને ભસ્મ થયો.

કૃષ્ણે **રૂક્મણીનુ** શિશુપાળ સાથે લગ્ન થતા હરણ કર્યું અને જાંબૂવતી આદિ અનેક કન્યાઓ તે પરણ્યા. રૂક્મણિથી **પ્રદ્યુમ્ન કુમાર** થયો, જાંબૂ-વતીથી **શામ્બ** થયો અને સત્યભામા વિગેરે રાણીઓથી બીજા અનેક પુત્રો થયા.

ઋષભદેવના પુત્ર કુરૂથી કુરૂક્ષેત્ર કહેવાય છે. તેના પુત્ર હસ્તિએ હસ્તિનાપુર વસાવ્યુ. **હસ્તિરાજાના** સંતાનમાં **અનંતવીર્ય**, તેનો પુત્ર **કૃતવીર્ય**, અને

તેનો પુત્ર સુભૂમ ચક્રવર્તી રાજા થયો તે પછી અસંખ્ય રાજાઓ થયા. પછી શાન્તનુ રાજા થયો. તેને ગંગા નામની સ્ત્રીથી ભીષ્મ અને સત્યવતીથી ચિત્રાંગદ અને ચિત્રવીર્ય પુત્રો થયા. ચિત્રવીર્યના ધૃતરાષ્ટ, પાંડુ અને વિદુર. ધૃતરાષ્ટને દુર્યોધન વગેરે સો (૧૦૦) પુત્રો અને પાંડુને યુધિષ્ટિર વગેરે પાંચ પુત્રો થયા, તે પાંડવ કહેવાયા તેમને કાંપિલ્ય પુરના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીએ સ્વયવર મંડપમા વરમાળા નાખવાથી પૂર્વ કર્મના બળે તે તેમની પત્ની થઇ. જુગારમા રાજપાટ હારી, દેશ છોડી, તેઓ કૃષ્ણ પાસે દ્વારિકા પહોચ્યા ત્યા દશાર્હોએ તેમને લક્ષ્મીવતી, વેગવતી, સુભદ્રા વિગેરે પાચ કન્યાઓ આપી.

એક દિવસ યવન દ્વીપથી કેટલાક ધનવાન વણિકો રત્નકાબળ લઇ દ્વારિકામા આવ્યા, ત્યા રત્નકબળ ન વેચતા હસ્તિનાપુરમાં ગયા. ત્યા જીવયશાએ તેમના મુખથી કૃષ્ણ બળદેવ જીવતા છે અને તેઓ દ્વારિકા વસાવી ત્યા રહે છે. તેમ સાભળી પોતના પિતાને પોતે અગ્નિમા બળી મરવાનું કહ્યુ. તેણે તેમ કરતી અટકાવી. જરાસંધ કૃષ્ણને મારવા પોતાના આશ્રિત રાજાઓ અને બીજું મોટુ સૈન્ય લઇ ચઢયો. શિશુપાળ, કૌરવો, કરૂણ, રૂકમી વિગેરે રાજાઓ તેની સાથે હતા કૃષ્ણને આ વાતની માર્ગથી ખબર પડતા તે પણ તૈયાર થઇ પાડવો વિગેરે સાથે સામે આવ્યા. બન્ને લશ્કરો સામસામે થતા પાડવોના હાથે કરણ અને દુર્યોધન વગેરે કૌરવો મરાયા અને કૃષ્ણના હાથથી જરાસંધનું તેનાજ ચક્રરત્નથી માથું કપાયુ. શિશુપાળ પણ કૃષ્ણના હાથથી મરાયો. આ વિજયપછી કૃષ્ણે છ માસમા અર્ધ ભારત સાધી વાસુદેવ થયા સોળહજાર રાજાઓએ અનેક રત્નો અને બબ્બે ઉત્તમ કન્યાઓ વાસુદેવને અર્પણ કરી, તેમા સોળહજાર કૃષ્ણ પરણ્યા. આઠહજાર બળદેવ પરણ્યા અને આઠહજાર બીજા કુમારો પરણ્યા. નેમિનાથ ભગવાનને પરણવા માટે સમુદ્રવિજય રાજાએ અને શિવાદેવીએ આગ્રહ કર્યો. ત્યારે તેમને કહ્યું કે - યોગ્ય સ્ત્રી મળે તેમ કરીશ. પ્રદ્યુમ્નને વૈદર્ભી નામની સ્ત્રીથી અનિરૂદ્ધ નામે પુત્ર થયો. તેણે શુભનિવાસના બાણ નામના ઉગ્ર ખેચરની 'ઉષા' નામની કન્યાનુ હરણ કર્યું. ઉષાને ગૌરી વિદ્યા પ્રસન્ન હતી અને બાણે ગૌરીવિદ્યાનાપતિ શંકરદેવનુ આરાધન કરી તેની પાસે યુદ્ધમા અજેયપણાનુ વરદાન મેળવ્યું હતુ ગૌરીને આ વાતની ખબર પડતા શંકર દેવને કહ્યુ કે--મે ઉષાને પહેલું વરદાન આપ્યુ છે તેથી આ આપે ઠીક ન કર્યું શકરે બાણને કહ્યું કે તૂં સ્ત્રી વિષય શિવાય બીજે પ્રસંગે અજેય થઇશ ઉષાના હરણ કર્યાની વાત જાણતા બાણ અનિરૂદ્ધ સાથે લડવા આવ્યો કૃષ્ણને આની ખબર પડતા બાણને લડાઇમા માર્યો ભગવાન નેમિકુમાર આ જન્મ બ્રહ્મચારીજ રહેવા માગતા હતા અને

તે પ્રમાણે રહ્યા તેમને પરણાવવા તેમના માતાપિતા ઉપરાન્ત કૃષ્ણ અને તેમની પત્નીઓએ ઘણા ઘણા આગ્રહપૂર્વક પ્રયત્ન કર્યો અને પરણવાનો કર્ત્રિમ હા પડાવી કન્યા શોધતાં કૃષ્ણને સત્યભામાએ કહ્યું કે મારી **રાજીમતી** નામે નાની બ્હેન છે તે નેમિકુમારને બરાબર યોગ્ય છે. કૃષ્ણે ઉગ્રસેન પાસે રાજીમતીની માગણી કરતાં તેમણે ઘણા આનંદ પૂર્વક હા કહી અને તુરતજ લગ્ન કરવાના નિશ્ચય ઉપર આવ્યા. શ્રાવણ શુદિ ૬ નો દિવસ નક્કી કર્યો. તે દિવસે નેમિ-કુમાર સર્વ પરિવારની સાથે ઉગ્રસેનને ત્યા પરણવા ગયા પણ ત્યાં તેમને લગ્ન ભોજન માટે પશુઓને એકઠા કરેલા જોયા. દયાવીર નેમિકુમારે તે પશુઓને છોડી મૂકાવ્યા અને પોતે રથ પાછો વળાવી ઘેર આવ્યા વર્ષપર્યંત અમોઘ દાન આપી નેમિકુમારે રેવતાચળના સહસ્ત્રામ્રવનના ઉપવનમાં દીક્ષા અંગીકાર કરી. તેમની સાથે એક હજાર રાજાઓએ પણ દીક્ષા લીધી. દેવકીના નાના પુત્ર ગજસુકુમારે યૌવન વયમા પોતાની બન્ને ભાર્યાની સાથે નેમિપ્રભુ પાસે દીક્ષા લીધી, ધ્યાન માટે તેઓ સ્મશાનમા રાત્રે ઉભા હતા ત્યા તેમના બ્રાહ્મણ સસરા સોમ શર્માએ તેમના માથા ઉપર અંગારા ભરેલી ઠીબ મુકી, જેઓ શુભધ્યાનથી કેવળજ્ઞાન પામી આયુષ્ય પૂર્ણ કરી મોક્ષમા ગયા. આ મરણના સમાચાર તેમના કુટુંબને પડતા વૈરાગ્યપામી વસુદેવ શિવાય નવ દશાર્હોએ તથા પ્રભુની માતાએ અને કૃષ્ણના અનેક કુમારોએ વળી નેમિનાથના ભાઇઓએ પણ દીક્ષાલીધી તેમજ રાજીમતીએ તેમના પરિવારે બીજો ભર્તા કરવા કહ્યા છતાં અને નેમિપ્રભુના નાના ભાઇ રથનેમિએ તેમની માગણી કરવા છતા તેનો તિરસ્કાર કરી તેણે બોધ આપી દીક્ષા લીધી.

નેમિકુમારને દીક્ષા લીધા પછી ચોપનમે દિવસે કેવળજ્ઞાન થયું હતું. કૃષ્ણ મહારાજાએ એક વખત પૂછ્યુ કે આ દ્વારિકા નગરીનો, યાદવોનો અને મારો નાશ શી રીતે થશે ઉત્તરમાં ભગવાને કહ્યુ કે–દ્વીપાયન ઋષિને શાબ વિગેરે કુમારો દારૂ પી હેરાન કરતા તે યાદવો સહિત દ્વારિકાને બાળી નાખનારો થશે. અને તમારા ભાઇ જરાકુમારથી તમારૂં મૃત્યુ થશે. તે પ્રમાણે શાબ પ્રમુખ કુમારોએ દારૂ પી મત્ત થઇ દ્વીપાયન ઋષિને સંતાપ્યો. તેણે દ્વારિકા યાદવો સહિત બાળી નાખવાનું નિયાણું કર્યું અને તે ઋષિ મરી અગ્નીકુમાર નામે દેવ થયો, તેણે પૂર્વવૃત્તાત જાણી આખી નગરી અને તેમાના બધા માણસોને બાળી ભસ્મ કર્યા. માત્ર કૃષ્ણ અને બળદેવજ બહાર નીકળવા પામ્યા. કૃષ્ણ–તૃષા લાગવાથી ઝાડ નીચે સૂતા હતા ત્યા જરાકુમારે મૃગ જાણી બાણ માર્યું. જેથી તેમનો કાળ થયો અને તેમનો આત્મા–ત્રીજી પાતાળ ભૂમિમા ગયો. બળદેવ તેમના માટે પાણી લેવા ગયા હતા તે પાછા આવતા ભાઇને મરેલો જાણ્યા છતા ભાઇના સ્નેહથી કૃષ્ણના શરીરને છ માસ સુધી લઇને ફર્યા. છેવટે

દેવતાઓના સમજાવ્યાથી તે શબને છોડી વૈરાગ્ય પામી દીક્ષા લીધી ઘણા ભાગે વનમા રહેતા ત્યા એક મૃગ તેમનો ભકત થયો હતો, તે વનમા કેટલાક સુથારો લાકડા કાપવા આવ્યા હતા. તેમને એક મોટા ઝાડની અડધી ડાળ કાપી, ખાવા નીચે ઉતર્યા. મૃગ બળદેવને આહાર માટે આ સુથારો તરફ દોરી ગયો. સુથારોએ આ તપસ્વીને આદર પૂર્વક આહાર આપવા માડયો ત્યા એકદમ પવનના સપાટાથી ડાળ ભાગી, તે દાનદાતા સુથાર, મૃગ અને તપસ્વી બળદેવ, એ ત્રણેના ઉપર પડતા મરણ થયા અને પાચમા દેવલોકમા દેવતાપણે ઉત્પન્ન થયા

ભગવાન્ નેમિનાથ પ્રાણીઓને બોધ આપી ગિરનર ઉપર દેહત્યાગ કરી મોક્ષે ગયા

**પ્રદ્યુમ્ન , શાંબ** વગેરે કુમારો, કૃષ્ણની આઠે પટરાણીઓ, ભગવંતના બંધુઓ, રાજીમતિ વગેરે દ્વારિકાના દહન પહેલા નેમિનાથ ભગવાન્ પાસે દીક્ષા લીધી હતી તેઓ પણ મોક્ષમા ગયા.

વસુદેવ, રોહિણી અને દેવકી, નેમિપ્રભુનુ ધ્યાન ધરતા. કૃષ્ણ બળભદ્રે એમને બહાર કાઢવાને ઘણો પ્રયત્ન કરવા છતા પણ દ્વારિકામા અગ્નિથી બળી ગયા અને સ્વર્ગે ગયાં

શિવાદેવી, અને સમુદ્રવિજય માહેદ્ર દેવલોકમાં ગયા અને બીજા દશાર્હો મહર્ધિક દેવો થયા.

પાડવો કે જે કૃષ્ણનું મૃત્યુ સાભળી સંસાર ત્યાગ કરી દ્રૌપદી સાથે સાધુ થયા હતા. તેઓ નેમિપ્રભુને વાદવા માટે વિહાર કરતા કરતા ગિરનાર આવતા હતા. તેમણે ભગવાન્ નેમિનાથનું મૃત્યુ જાણી અત્યંત ખેદ થયો, તેઓ સિદ્ધાચળ ઉપર ધ્યાનસ્થ રહ્યા, ત્યાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા અને સાધ્વી દ્રૌપદી કાળ કરી બ્રહ્મદેવલોકમાં ગઇ.

॥ ઇતિ જૈન પ્રમાણે બળદેવ **બળભદ્ર**, વાસુદેવ **શ્રી કૃષ્ણ**, અને પ્રતિવાસુદેવ **જરાસંધનું**, છેલ્લુ નવમું ત્રિક કહી બતાવ્યુ.

---

## પુરાણોમાં લખાએલો દ્વારિકાનો નાશ.

હિંદુસ્તાનના દેવો પૃ. ૨૦૧–૨૦૨ થી–

"એ વૃત્તાતને અંતે એક મસ્ત મદ્યપાન ક્રીડા થાય છે. તેમાં તેઓ

પોતાના આખા યાદવકુલનો નાશ કરે છે. બીજા અસંખ્ય રાજાઓ, અને સરળ સદ્‌ગુણવાળી ઘણી સ્ત્રીઓ સાથે પ્રભાસમા આનંદયાત્રા કરવા ગયો. ઉલ્લાસમા એથી પણ વધારે વૃદ્ધિકરવા એ આનંદમા ભાગ લેવા કૃષ્ણે અપ્સરાઓને (ઇંદ્રના સ્વર્ગનીનૃત્ય કરતી સ્ત્રીઓને) બોલાવી રાજાઓ તરતજ મદ્યપાન અને મોજશોખમા મસ્ત બની ગયા. છેવટના બનાવની હકીકત **વિષ્ણુપુરાણમાં** નીચે પ્રમાણે આપી છે

"**યાદવોએ** (કૃષ્ણના પુત્રોએ) મદ્યપાન કર્યું. તેથી તેમનામા માહોમાહે લડવાથી કજીઆનો નાશ કારક વહ્‌નિ પ્રગટયો, અને ગાલિપ્રદાન રૂપી બલતણથી એ વહ્‌નિ ને પોષણ મળયું. દિવ્ય અસરથી તેમનામાં જુસ્સો પ્રગટવાથી તેઓએ એક બીજાપર અસ્ત્રો ફેકયાં તે ખૂટયા ત્યારે તેમને ઊંચી ઊગેલી ઝાડીઓનો આશ્રય લેવો પડયો એ ઝાડીઓ તેમના હાથમા વજ્ર રૂપ થઇ અને તેમણે તે વડે એકબીજાને નાશ કારક પ્રહાર કર્યા. તેમને તેમ કરતા અટકાવવા કૃષ્ણ વચ્ચે પડયા. પરંતુ તેમણે ધાર્યું કે તેઓ દરેકનો પક્ષ કરે છે તેથી તેઓ એ લડયા કર્યું. પછી ગુસ્સે થઇ તેમનો નાશ કરવા-કૃષ્ણે બે ચાર ડાળીઓ લીધી, તે લોઢાની ગદાજેવી થઇ પડી, તે વડે તેમણે ઘણા યાદવોનો નાશ કર્યો અને બાકીનાઓએ માહોમાહે જુસ્સાથી લડી એક બીજાનો નાશ કર્યો. થોડા વખતમા તેજસ્વી કૃષ્ણ અને દારૂક શિવાય એક પણ યાદવ જીવતો રહ્યો નહિ"

પછી અકસ્માત્ એક શિકારીના બાણથી તેઓ ઘાયલ થાય છે. એક વખત કૃષ્ણે **દુર્વાસાઋષિનો** સત્કાર કર્યો હતો પણ ઋષિના પગપર ભોજનનો શેષ રહ્યો હતો તે ધોઇ નાખવાનું ભૂલી ગયા હતા. આ અપમાનથી દુર્વાસાએ ભવિષ્ય ભાખ્યુ હતું કે પગ પર ઘા થવાથી કૃષ્ણનુ મરણ થશે, તેમના ગયા પછી કૃષ્ણ વિચારમા મગ્ન રહ્યા. યોગને અનુકૂલ એક આસનરચી તેમણે પોતાનો ડાબો પગ જમણી જાંઘ પર નાખ્યો, એટલે પગની એડી બહાર પડતી રહી. દૈવયોગે **જર** નામના એક શિકારીએ કૃષ્ણના પગ પર દૂરથી નજર કરી ભૂલથી તે પગને હરણ ધાર્યું અને લોઢાનુ અણીવાળુ બાણ એડીમા વોચાય એવી રીતે માર્યું. પછી પોતાની ભૂલ માલમ પડવાથી જર કૃષ્ણને પગે પડયો, અને ક્ષમા યાચી તેને કૃષ્ણે જવાબ દીધો કે "લગાર પણ બીશમાં" શિકારી, જા, મારી કૃપાથી તુ દેવોના નિવાસ, સ્વર્ગમા જઇશ" તરતજ વિમાન આવ્યુ તેમા તે શીકારી સ્વર્ગે ગયો. પછી કૃષ્ણે માનવ દેહનો ત્યાગ કર્યો.

(પૃ. ૨૦૩ થી) કૃષ્ણ જીવનના છેલ્લા બનાવ ધર્મના એક સ્વરૂપની

સૂચના કરે છે, તે ઘણીવાર સમજાવવામા આવેલું નથી તેઓ પોતાના ભાઇના મરણ વખતે હાજર છે, તેઓ પોતાના પુત્રોને જોરબંધ યુદ્ધ કરતા જુવે છે. અને એકપણ બાકી રહેતો નથી ત્યાસુધી પરસ્પર ક્ષય કરવામા મદદ કરે છે. અને પોતે જાને એકિલીસની પેઠે એક શિકારીના બાણથી પગની એડીમા ઘાયલ થઇ નાશ પામે છે. આ સ્વરૂપ બાર્થ કહે છે ?—' કવિએ કૃષ્ણનું ચારિત્ર્ય ગમે તેવુ પ્રિય કરવાનો પ્રયત્ન કર્યો છે તો પણ આ વાર્તાના મૂલમા કઇંક શોક અને નિર્દયતાનો પણ પાયો જણાય છે વિનાશના આ બધા કૃત્યો, પોતે હાસ્ય કરતા હોય એવીરીતે નીહાલે છે, પોતાના યાદવકુલનો નાશ પાસે આવ્યો છે એમ પોતે હસતા જુએ છે અને તેને માટે તૈયાર થાય છે.. શિવના કરતા ઓછા વિકરાળ છે તો પણ પોતાના ચારિત્ર્યના એક અંશમા વિષ્ણુ કઠણ હૃદયવાળા હોય છે; એ પણ સર્વ ભક્ષક કાળરૂપ છે."

॥ ઇતિ પુરાણોમાં બતાવેલો દ્વારિકાનો નાશ હિંદુ,દેવોથી.

---

## ૧૦ રામ કૃષ્ણાદિકના અવતારોની સિદ્ધિ માટે પ્રમાણો.

સ્કંદપુરાણની પ્રસ્તાવના પત્ર ૪ થી આપેલો વિચાર

" **વરાહવતાર**ની સિદ્ધિના માટે બે પ્રમાણો આપ્યા છે. એક તૈત્તરીય સંહિતાનું બીજું **શતપથ** બ્રાહ્મણનુ ( ૧૪–૧॥ ૨–૧૧૦)

**પરશુરામા**વતારની સિદ્ધિના માટે-**ઐતરેય** બ્રાહ્મનું. । **કૃષ્ણાવતાર**ની સિદ્ધિના માટે-**છાંદોગ્ય**નુ તેમજ **તૈત્તરીયા**રણ્યકનુ ॥ **વામના**વતારની સિદ્ધિના માટે-**ઋગ્વેદ**માના વિષ્ણુ સૂકતનું તથા **શતપથ** બ્રાહ્મણનુ ( ૧–૨॥ ૫–૭ ) ॥ રૂદ્રનું વર્ણન-**અથર્વવેદ** ' (૧૧) કાંડે ૨ બીજા પ્રપાઠકે૦ ૬૬ મા મંત્રે, તૈત્તરીયારણ્યકમા પણ છે ॥ **ગણપતિ**ની સિદ્ધિના માટે-**ઋગ્વેદનુ શુક્લયજુર્વેદનુ** પણ ॥ **સૂર્ય**ની સિદ્ધિના માટે પણ વેદોના અનેક પ્રમાણો આપ્યા છે.

આવી રીતે સ્કંદ પુ૦ ની પ્રસ્તાવનામા—વરાહની, પરશુરામની, કૃષ્ણાવતારની, વામના વતારની, રૂદ્રદેવની, ગણપતિની અને સૂર્યની સિદ્ધિના માટે ઉપર બતાવેલા પ્રમાણો આપી લખી જણાવ્યું છે કે " **પુરાણોમાં** વર્ણવેલા દેવો છે તે **વેદમૂલક છે** પણ મૂળ વિનાના નથી એમ સ્કંદ પુ. ની પ્રસ્તાવનામા લખી બતાવ્યું છે.

આ ઉપર બતાવેલા વરાહદિક અવતારો-વૈદિક મતનાજ અનેક વિદ્વાનોને

સત્ય સ્વરૂપના ભાસેલા નથી તેથી તેઓ પોત પોતાના અભિપ્રાયો જુદા જુદા પ્રકારના પ્રગટ કરતા ગયા છે તેમાના કેટલાક પ્રમાણો અમો પણ બતાવતા આવ્યા છીએ, છતા જો વરાહાવતારની સિદ્ધિ—તૈત્તરીય અને શતપય જણાવતા હોયતો તે ગ્રથોપણ કાલ્પનીક ગ્રથોની સાથમાજ કલ્પી શકાય ? તો પછી તે ગ્રથોને પ્રમાણ રૂપમાં કેવીરીતે મૂકી શકાય ? એકંદરે વિચાર કરી જોતાં ધર્મના બાબતમા તેમજ ઇતિહાસની બાબતમા વૈદિકોએ ઘણીજ બાબતમા બીજાઓ-માથી લઇને કલ્પિતજ ગોઠવી દીધું છે. એમ અનેક પાશ્ચાત વિદ્વાનોના લેખોથી જાહેર થઇ ગયુ છે. છતા સત્યવસ્તુના શોધક ન બનતા જૂઠની સિદ્ધિ કરવા મથ્યા રહેવું એમા કંઇ પડિતાઇ ?

॥ ઇતિ વરાહ, વામનાદિકની સિદ્ધિમા—વેદનાં પ્રમાણો તેનો વિચાર

---

૮ દિક્પાલ, ૭ દ્વીપ, ૯ ખંડ અને સાત પાતાલના નામ. તુલસી રામાયણ. બાલકાડ પૃ. ૧૫૯ ની ટીપમાથી—

" ૧ ઇંદ્ર, ૨ અગ્નિ, ૩ યમ, ૪ નિર્ઋતિ, ૫ વરૂણ, ૬ વાયુ, ૭ કુબેર અને ૮ ઇશાન એ આઠ દિક્પાલ કહેવાય છે "

" ૧ જબૂ, ૨ શલ્મલી, ૩ કુશ, ૪ કૌચ, ૫ શાક અને ૬ પુષ્કર એ નામના સાત દ્વીપ છે. " ( એકનુ નામ રહી ગએલું જણાય છે. )

" ૧ ઇલાવૃત, ૨ રમ્યક્, ૩ હિરણ્યમય, ૪ કુરૂ, ૫ હરિવર્ષ, ૬ ભારત, ૭ કેતુમાલ, ૮ ભદ્રાશ્વ, અને ૯ કિંપુરૂષ, એ નામના નવ ખંડ છે. "

" ૧ અતલ, ૨ વિતલ, ૩ સુતલ, ૪ તલાતલ, ૫ મહાતલ, ૬ રસાતલ, અને ૭ પાતાલ એ નામના સાત પાતાલ છે. "

જૈનમા—દિક્પાલના સંબન્ધે, જબૂદ્વીપાદિક અસંખ્ય દ્વીપ સમુદ્રોના સંબન્ધે, ભરતાદિક નવ ખંડના સબન્ધે અને સાત નરકોના સબન્ધે, મોટા મોટા ગ્રથોમા વિસ્તાર પૂર્વક વર્ણન કરેલુ છે, તે આ ટુક લેખમા લખી શકાય નહી માટે તે વિષયોના સબન્ધે જૈન ગ્રથોને જોવાની ભલામણ કરૂં છુ, તે જોવાથી વાચકોને ખબર પડે કે ફરતું ફરતુ આ બધુ ચક્ર કયાથી આવ્યું અને કેવા સ્વરૂપમા ફેરવાયુ ? આમાં વધારે શુ લખીને બતાવુ ?

ઇતિ વૈદિકે—૮ દિક્પાલ, ૭ દ્વીપ, ૯ ખડ, ૭ પાતાલ. તે જૈનોમા છે. તેનો વિચાર.

જૈનોમા જાતિ સ્મરણ છે. વૈદિકોમા કયા જ્ઞાનનો ભેદ ?

જાતિ સ્મરણવાળા **શૃગાલ** અને **વાનર**

સ્કંદ. પુ બ્રહ્મખંડ અધ્યાય ૩૪ મો. પત્ર ૬૧ થી.

" એક જગલમા–**શૃગાલ** અને **વાનર** એ બેને જાતિ સ્મરણ જ્ઞાન થઇ જતા આપસ આપસમા પૂછવા લાગ્યા કે–વાનર પૂછે છે કે હે શૃગાલ ! તૂ દુર્ગંધ વસ્તુનું ભક્ષણ કરવાવાળો કેમ થયો ? શૃગાલે જવાબ વાળ્યો કે–મે બ્રાહ્મણને એક આઢક ધાન્ય આપવાનુ કહી ને આપ્યુ નહિ તેથી હું શૃગાલ ( શિયાલીઓ ) થયો શૃગાલે પૂછ્યુ કે ભાઇ ! તૂ વાનર કેમ થયો ? મે પૂર્વ ભવમા બ્રાહ્મણોનુ શાક ચોર્યું હતું. તેથી હુ વાનર થયો. પછી તે બન્ને ઋષિના કહેવાથી ધેનુ કોટિ તીર્થના સ્નાનથી પાપ મુકત થયા અને વિમાનમા બેસી સ્વર્ગમા ચાલ્યા ગયા.

આમા વિચારવાનુ કે–જાતિ સ્મરણ વૈદિક મતમાં કયા જ્ઞાનનો ભેદ મનાયો છે ? અમારા વિચાર પ્રમાણે જૈનોથી ઉછીતો લીધેલો હોય ! બીજી વાત પાણીના સ્નાનમાત્રથી પાપ મુક્તિ અને વિમાનમા બેસી સ્વર્ગે ગયા ! શરીર છોડીને કે તેના તે શરીરથી ? વળી વિમાન લઇને કોણ આવ્યુ ? મોટા મોટા પુણ્યાત્માઓ ઘણાએ થઇ ગયા પણ વિમાનમા બેસી કોઇ સ્વર્ગે ગયા જણાતા નથી, તેમ પુરાણકાર સિવાય કોઇએ લેખીને પણ બતાવ્યા હોય એમ પણ જણાતુ નથી. ખુદ પુરાણકારોનેજ લેવા કોઇ વિમાન લઇને આવેલુ જણાતુ નથી. કલ્પિત કથા પણ કાઇ યોગ્યતાવાળી હોવી જોઇએ.

ઇતિ જૈનોમા જાતિ સ્મરણ છે, વૈદિકમા કયા જ્ઞાનનો ભેદ તેનો વિચાર.

---

જ્યા ત્યા યજ્ઞના નામે વિષ્ણુ તો પ્રાયે દોડતા ખરા ?

સ્કંદ પુ. બ્રહ્મખડ અધ્યાય ૩૭ મો પત્ર ૬૮ થી

" ફુલ્લ ગામમા મુદ્ગલ મુનિએ યજ્ઞ કરવા માડયો. ત્યા મહાવિષ્ણુ પધાર્યા વિશ્વકર્મા દ્વારા મુદ્ગલના આશ્રમમા કુડ ખોદાવ્યો ગાયને દૂધની ધારા કરવાની આજ્ઞા કરી તેથી કુડ પુરાઇ ગયો ક્ષીર સાગર નામ આપી ભગવાન્ અંતર્ધાન થઇ ગયા "

આ મુદ્ગલ મુનિના પ્રસગથી યજ્ઞના કુડનો ક્ષીર સાગર બનેલો તે કાયમ રહેલો હશે કે વિષ્ણુ ભગવાન્ પાછો ઉઠાવીને લઇ ગયા હશે ? પૌરાણિકો ખુલાશો કરીને આપે તે ખરો ?

---

જૂનામાં જૂનું વાયુ. પુ.–અવતારો, સાત સમુદ્રો, કૂર્મ- પુ. મા.-

સંસ્કૃત સા. પૃ. ૩૮૦ થી—

જગતની ઉત્પત્તિ શિવાય-પૃથ્વી વિષેનાં પુરાણાં વર્ણનો, પ્રાચીન દેવતાઓ, સાધુઓ અને લડવઇઆઓનાં પરાક્રમો, વિષ્ણુના અવતાર વિષેના વૃત્તાતો, સૂર્યવંશ તથા ચંદ્ર વંશના રાજાઓની નામાવળીઓ અને વિષ્ણુ અથવા શિવનાં સહસ્ત્ર નામની ટીપો, એ સઘળુ પુરાણોમા આપવામાં આવ્યું હોય છે. વળી પ્રાર્થના, ઉપવાસ, નૈવેદ્ય ઉત્સવ, યાત્રા, આદિ સાધનોવડે દેવતાઓની પૂજા કરવાના નિયમો પણ એ ગ્રથમા આપેલા હોય છે.

વાયુપુરાણ જે એક જુનામાં જુનું પુરાણ છે, તેનો અમુક ભાગ મહાભારતની સાથે મળતો આવે છે, પણ હરિવંશની સાથે એ પુરાણનો સંબધ એના કરતા પણ વધારે છે અને જગત્‌ની ઉત્પત્તિનું વર્ણન જ્યા આગળ આપવામા આવ્યુ છે ત્યા આગળ તો હરિવંશના અને એના શબ્દે શબ્દ તેનાં તેજ જોવામા આવે છે.

મત્સ્યપુરાણ પણ મહાભારત અને હરિવંશની સાથે ઘણા ગાઢા સંબધથી જોડાએલુ છે. મનુ અને મત્સ્યની વાર્તાથી એ પુરાણની શરૂઆત થાય છે.

કૂર્મપુરાણમા વિષ્ણુના જુદા જુદા અવતાર જેમાનો એક કૂર્માવતાર પણ છે, તેની હકીકત આપવામા આવી છે અને દેવતાઓ તથા રાજાઓની વંશાવળી અને બીજી પણ કેટલીક હકીકતો આપવામાં આવી છે. તે ઉપરાન્ત મહાભારત અન્ય પુરાણોના સૃષ્ટિ વિષયક વિચારોને અનુકૂળ રહીને સૃષ્ટિનો સવિસ્તર હેવાલ પણ આપવામા આવ્યો છે, એ પુરાણમાં જુદા જુદા સમુદ્રવડે એક બીજાથી છુટા પડેલા અને જેનું મધ્ય બિન્દુ એકજ છે એવી સાત ટાપુઓની દુનીયા બનેલી છે, એવું વર્ણન આપવામાં આવ્યું છે. એમાનો મુખ્ય ટાપુ જેની મધ્યમાં મેરૂ પર્વત આવેલો છે તે જંબુદ્વાપ છે અને ભારતવર્ષ " ભારતલોકોનો દેશ " અથવા હિંદુસ્થાન એ એનો મુખ્ય વિભાગ છે.

॥ ઇતિ વૈદિકે—યજ્ઞકુંડનો સમુદ્ર, અવતારો ને સમુદ્રોનું સ્વરૂપ.

---

## (૧) વૈદિકમતે ધરણી વરાહનો સંવાદ.

સ્કંદ પુ. બીજો વૈષ્ણવ ખંડ, શ્લોક ૧૦૫ નો અધ્યાય પહેલો પત્ર ૧ થી ચાર સુધી, પૃથ્વી વરાહનો સવાદ તેમાંનો કિંચિત્‌ સાર.

"મેરૂ પર્વત ઉપર હજાર જોજન પિપલાના ઝાડ નીચે, એક ભવ્ય મકાનમા **વસિષ્ટ, આત્ર, માર્કંડેય** આદિ ઋષિઓથી અને ઇંદ્ર લોકપાલાદિકથી સેવિત વરાહ ભગવાન પાસે–**પૃથ્વી** આવી, જેના સ્તન મેરૂપર્વત જેટલા છે, તેની ઇલા પિંગલા બે સખિઓએ વરાહ ભગવાનને વધાવ્યા, ભગવાને પૃથ્વીનું આલિંગન કરી કુશલતા પુછી, પછી કહેવા લાગ્યા કે હે દેવિ ? મે શેષનાગના માથા ઉપર સ્થાપીને તારા ઉપર લોક સ્થાપ્યો, તારી સાહાય્ય માટે હુ આવ્યો હતો, પણ તું શુ કરવાને આવી ? પછી દેવીએ કહ્યુ કે–આપે મને પાતાલમાથી ઉદ્ધરીને, શેષનાગના ફણોના રત્ન પીઠ ઉપર સ્થિર કરી અને મારા ઉપર પર્વતોને સ્થાપ્યા અને તે પર્વતો મને ધારણ કરવાને સમર્થ છે પણ તેમાં મુખ્ય પર્વતો કયા ? તે મને જણાવો ? પછી આગળ મેરૂપર્વતાદિક પર્વતો ગણાવ્યા છે તે બધો અધિકાર પહેલા અધ્યાયથી જોઇ લેવો."

---

(૨) આગળ એજ ખંડનો બીજો અધ્યાય શ્લોક ૨૭ નો છે તેમા **પૃથ્વીએ વરાહને** પૂછયું કે–હે ભગવાન્ ! આપ કયા મંત્રની આરાધનાથી પ્રસન્ન થાઓ ? પછી વરાહ ભગવાને ઉત્તર આપ્યો કે–

> ॐ नम· श्री वराहाय, धरण्युद्धरणाय च ।
> वह्निजाया समायुक्त, सदा जप्यो मुमुक्षुभिः ॥२०॥

હે દેવિ ! આ મંત્રનો દેવતા હુંજ છું. એનો ચાર લાખ વખત, જાપ કરી પછી હોમ કરવો અને પછી શંખ ચક્રાદિના સ્વરૂપે મારૂ ધ્યાન કરવુ. સર્વ કામનાની સિદ્ધિને પ્રાપ્ત થઇ અન્તે મોક્ષમા જાય.

**પૃથ્વીએ** ફરીથી પૂછયું કે–એ મંત્રથી પૂર્વે કોને કોને ફળ મેળવ્યું ? ઉત્તરમા **વરાહ** ભગવાન્ પોતે કહે છે કે–હે પૃથ્વી ! પૂર્વે કૃતયુગમા એક બ્રાહ્મણે એ મંત્રનો જાપ કર્યો, પછી મને દેખીને મારાથી વર મેળવી મારાપદને પ્રાપ્ત થયો. વળી દુર્વાસ ઋષિના શાપથી સ્વર્ગથી ભ્રષ્ટ થએલો–ઇંદ્ર એ મંત્રથી પાછો ઇંદ્રપદને પ્રાપ્ત થયો તેમજ બીજા અનેક મુનિઓ પણ આ મંત્રના જાપથી પરમગતિને પ્રાપ્ત થયા. વળી શેષનાગ કશ્યપ ઋષિથી એ મંત્રને પ્રાપ્ત થઇને અને શ્વેતદ્વીપમા જાપ કરીને ફરી પાછો ધરણીધર થયો. માટે એ મંત્રનો જાપ મનુષ્યોએ જરૂર કરવો ઇત્યાદિ.

---

(૩) ડુબેલી પૃથ્વીને–નાકમાંથી નીકળી **વરાહ** લાવ્યા.

ભાગવત તૃતીય સ્કંધ. પત્ર ૩૮ થી (મ. મી પૃ. ૯૩)

"જલમાં ડુબેલી પૃથ્વીને જોઇ વિષ્ણુજીએ ઘણા કાળ સુધી વિચાર કર્યો કે આ પૃથ્વીને કેવી રીતે ઉપર લાવું અને લોકો કેવા રીતે ફરીથી તેના ઉપર વશે ! પણ વિચાર કર્યો કે–જેને મને પેદા કર્યો છે તે મને મદદ કરો. એ વિચારની સાથેજ **બ્રહ્માજીના** નાકમાથી અગુઠા પ્રમાણ વરાહનું બચ્ચું નીકળ્યું થોડીવારમાજ મોટુ થઇ ગયુ અને પછી જલમાં જઇ હિરણ્યાક્ષનુ શરીર ચીરી નાખ્યું. રૂધીરથી ભરેલી પૃથ્વીને ઉપર લાવી લીલા કરવા લાગ્યા. ઇત્યાદિ."

(૪) ઇશ્વરે મેરૂપર્વત પોતાની પીઠ ઉપર રાખ્યો. વળી જુવો–ભાગવત સ્કંધ ૧૦ મો. અધ્યાય ૩ જો (શં. ૩૭૨ પૃ. ૫૪).

"ઇશ્વરે 'કછપ' અવતાર ધારણ કરી મંદરાચલ પોતાની પીઠ ઉપર રાખવો શું ઉચિત છે?"

॥ ઇતિ વૈદિકના–ધરણી વરાહનો સંવાદ અને વરાહના મંત્રથી પરમ ગતિ આદિ કલમો ૪

---

કલમો ચારનો વિચાર–વેદોમા જેનું નામ નિશાણ નથી તે વાતો આધુનિક પુરાણોમા કયાથી આવી ?–સ્કંદ પુ. ની બે, બે ભાગવતની. પ્રથમ **વરાહ** અવતાર–ઘણા વૈદિક પંડિતોથી અશ્રદ્ધિત થએલો છે તો પછી મેરૂ પર્વત ઉપર વરાહ ભગવાનજ કયાથી ? વળી વિચારવાનું કે*–વસિષ્ટ, અત્રિ, માર્કંડેય આદિ બધા ઋષિઓ એક સમયમા થએલા મનાયા છે ? આવા આવા પ્રકારની તદન અનાવટી વાતોના લખવાવાળા પુરાણકારો લોકોનુ કલ્યાણ કરવાની બુદ્ધિવાળા હતા ?

બીજી કલમમાં–હે **વરાહ** ભગવાન્ ? આપ કયા મંત્રથી પ્રસન્ન થાઓ? જડરૂપ પૃથ્વીએ પ્રશ્ન કર્યું. વરાહ ભગવાને પોતાના નામનો મંત્ર આપી મોક્ષનું ફળ પણ બતાવી દીધુ અને કૃતયુગમા થએલો બ્રાહ્મણ તે મંત્રના જાપથી વિષ્ણુ પદને મેળવાવાળો થઇ ગયો બતાવ્યો. બીજા ઉદાહરણમા–દુર્વાસાના શાપથી પદભ્રષ્ટ થએલા ઇંદ્રે તે મંત્રના જાપથી ફરી ઇંદ્રપદ મેળવ્યું. આમાં જુવો–દુર્વાસા કયા કાળના ? તેમને શાપ કયા કાળમા આપ્યો ? અને ફરીથી ઇંદ્રે કયા કાળમા ઇંદ્રપદ મેળવ્યું ? આ બધુ વિચારવાનું છે. વળી એ મંત્રથી અનેક મુનિઓને મોક્ષપદ અને શેષનાગને ધરણીધર પ્રાપ્ત થવાનું બતાવી દીધુ છે. (ર. સ્કંધ પુ૦)

---

*વસિષ્ટ–રામના સમયના, મર્કંડેયપુરાણના કર્તા–માર્કંડેય પ્રસિદ્ધ છે.

આગળ જુવો કલમ બે ભાગવતની. ડુબેલી પૃથ્વીને ઉપર લાવવાનો વિચાર કરતા વિષ્ણુએ વિચાર્યુ કે મને પેદા કરવાવાળો મદદ કરો. કે તુરતજ બ્રહ્માના નાકમાથી **વરાહ** પેદા થઇ પૃથ્વીને ઉપર લાવી લીલા કરવા લાગ્યા.

આમા વિચારવાનુ–બ્રહ્માથી વિષ્ણુ પેદા થયા અને બ્રહ્માના નાકમાથી **વરાહ**. કઇ બાજુનું સાચુ ? કછપના અવતારે જળમા પ્રવેશ કરી મંદરાચળને પીઠ ઉપર ધારણ કર્યો. ? વૈદિક મતનાજ પડિતો અવતારોના સંબન્ધે વિચારોના તરંગોમા ગોથા મારી રહ્યા છે અને પુરાણકારો મરજી પ્રમાણે ઠોક બે ઠોક કરી રહ્યા છે. **આ ખેલ કેવો માનવો ?**

॥ ઇતિ ધરણી વરાહના સવાદાદિક કલમો ૪ નો વિચાર.

---

ફરીથી કલમ ત્રણના વિચારવાળું–

( ૧ ) પૃથ્વીના સંપૂર્ણ જીવ એક ફુલ ઉપર રહ્યા. **શંકાકોષ** શંકા ૩૮૯ મી. પૃ. ૫૭ માં.

" જ્યારે હિરણ્યાક્ષ પૃથ્વીને પાતાલમા લઇ ગયો હતો તે વખતે, જેટલો સમય પૃથ્વી પાતાલમા રહી તેટલા સમય સુધી પૃથ્વીના સપૂર્ણ જીવ એક ફુલ ઉપર બેસી રહ્યા, પછી બ્રહ્માની પ્રાર્થનાથી ભગવાને કહેવું કે–પાતાલમાથી હુ પૃથ્વી લાવી આપુ છું, સંભવિત છે કે ? પૌરાણીઓ બતાવશે કે તમામ જીવો શા રૂપે ( કેવા રૂપે ) ફુલ ઉપર રહ્યા ? ફુલ કેટલું મોટુ હતુ ? ( ભાગવત સ્કધ અધ્યાય ૧૩ મો. "

---

(૨) પૃથ્વી વરાહે દાઢ ઉપર રાખી. **શંકાકોષ** શંકા ૪૯ મી પૃ. ૭માંથી

" વરાહે હિરણ્ય કશ્યપુ પાસેથી પૃથ્વી છીનાવી લઇને દાઢ ઉપર રાખી. પછી તે બન્નેને યુદ્ધ થયુ હતું. તે પૌરાણીઓ કહેશે કે તે બન્ને શાના ઉપર ઉભા રહી લડયા હશે ? ( ભાગવત. દશમ સ્કંધ ) "

---

(૩) વરાહ સાતમાપાતાલમાથી પૃથ્વીને લાવ્યા.

સ્કંદ પુ. ખંડ રજો, અધ્યાય. ૨૬ મો. શ્લોક ૬૫નો, પત્ર ૪૮ થી ૪૯ સુધી તેમાનો કિંચત્ વિચાર—

" ભારદ્વાજ કહે છે કે–પૂર્વ કાલમા પાછલી રાત્રે ઉઠેલા–મધૂસુદનને ( કૃષ્ણને ) વિચાર થયો કે, પૃથ્વી વિના ભૂતોને કોણ ધારણ કરે ? એવો વિચાર કરી ધ્યાનથી પૃથ્વીને પાતાલમાં જોઇ, પછી **વરાહ**નુ રૂપ ધારણ કરી ખોળતા ખોળતા સાતમા પાતાળમા ગયા. ત્યા પૃથ્વીને ધ્રુજતી જોઇ. પછી ત્યાથી લાવીને સમુદ્રના મધ્યમા સ્થાપી તે વખતે મંગલ તૂર થયાં અને સનકાદિ સર્વે ખુશી થયા પછી **વરાહ**ની આજ્ઞાથી **બ્રહ્માએ** યથાસ્થાન તેની ગોઠવણ કરી ઇત્યાદિ.

સ્વર્ગ, મૃત્યુ, અને પાતાલ એ ત્રણ લોક અને તેમા રહેલા જીવાદિક પદાર્થો અનાદિ કાળના છે. નંતો કોઇએ ઉત્પન્ન કર્યા છે તેમજ નતો કોઇ તેનો નાશ કરવા સમર્થ છે. માત્ર નિમિત્ત મળવાથી ઉત્પન્ન અને નાશ (અદલ બદલ થતા આપણે પ્રત્યક્ષપણે જોઇ રહ્યા છીએ છતાં પણ પૌરાણીકોએ " પૃથ્વી પાતાલમા ગઇ " વિગેરેની તદ્દન પાયા વગરની વિચિત્ર કલ્પિત કલ્પનાઓ કરી આ દુનીયાને ઉંધે રસ્તે ચઢાવી દીધી છે. જુવો ઉપરના પૃથ્વી સંબધેના ત્રણે લેખો. કયા લેખથી શાન્તિ મળે તેમ છે ?

॥ ઇતિ પૃથ્વી, પાતાલમાંથી લાવ્યા. તેનો વિચાર.

---

(૧) વળી ત્રણે દેવોમાં મોટા નાનાની તકરારમા વિષ્ણુજ મોટા ઠર્યા.

હિંદુસ્તાતનના દેવો પૃ. ૧૪૦ થી. સ્કંદ પુરાણનો લેખ આપી જણાવ્યું છે તેમાંનો કિંચિત્ સાર–

" આખી પૃથ્વી જળમય થઇ હતી. **વિષ્ણુ** સહસ્રમુખ શેષનાગની છાતી ઉપર લાંબા થઇને સુતા હતા, ત્યારે તેમની નાભિમાથી એક **કમળ** ઉત્પન્ન થયું અને તેનું ઉંચુ જતુ ફુલ તરતજ પાણીની સપાટી લગણ પહોચ્યું અને તે ફુલ-માથી **બ્રહ્મા** નીકળ્યા, બ્રહ્માએ આસપાસ જોયું અને અપાર વિસ્તૃત આકાશમાં કોઇ પ્રાણીને જોયું નહિ, તેથી તેમણે પોતેજ પ્રથમ જન્મ્યા છે અને બીજા બધા પદાર્થો કરતાં ઉંચા દરજ્જાના થવા યોગ્ય છે એમ ધાર્યું. તો પણ તેમણે પ્રથમ સમુદ્રમાં શોધ કરવાનો, અને મારી સાથે શ્રેષ્ટ પદ માટે કોઇ તકરાર કરનાર છે કે નહિ, તે નક્કી કરવાનો નિશ્ચય કર્યો. તેથી તે (બ્રહ્મા) કમળ નાળ તરફ ચાલ્યા અને વિષ્ણુને ઉંઘતા જોયા બૂમ પાડીને પૂછ્યુ કે ' તમે કોણ છો ?

---

૧ આ જગોએ જુવો નૈનં છિંદતિ શસ્ત્રાણિ, નૈ નં દહતિ પાવક ગીતાવાળા શ્લોકનો વિચાર કરો ?

**વિષ્ણુએ** કહ્યુ ' હુ પ્રથમ જન્મ પામનાર છું પણ બ્રહ્માએ એ વાત સ્વીકારી નહિ એટલે બન્ને વચ્ચે ભારે કજીઓ થયો, એ તકરાર ચાલ્યા કરી એટલામા **શિવ** બન્ને યોદ્ધાઓની વચ્ચે પડયા અને ગુસ્સાથી બોલ્યા ' હું ખરેખરો પ્રથમ જન્મેલો છુ, પણ તમારા બેમાનો જે મારા માથાની ટોચપર કે પગને તળીએ પહોચી શકશે તેને હું મારૂ શ્રેષ્ટ પદ આપી દઇશ. **બ્રહ્મા** એકદમ ચઢયા પરંતુ અપાર સ્વરૂપના પ્રદેશમા ચઢી ચઢીને થાકયા ને કઇ વળ્યુ નહિ, તથાપિ શ્રેષ્ટ ગણવાનુ માન છોડી દેવા નાખુશ હોવાથી, જુઠું બોલ્યા કે મે શિવના માથાનો મુકુટ જોયો '

અભિમાન ને અસત્યના આ બેવડા પાપ માટે **શિવે** નિર્માણ કર્યું કે–**બ્રહ્માની** પૂજા, કે પવિત્ર ક્રિયા, કોઇ કરશે નહિ. **વિષ્ણુ** પાછા ફર્યા અને કબુલ કર્યુ કે હુ મહાદેવના ( શિવના ) પગ જોઇ શકયો નહિ. તે ઉપરથી શિવે કહ્યુ કે ' તમે દેવોમા સર્વથી પ્રથમ જન્મ્યા છો અને સર્વથી ઉચુ પદ પામવા યોગ્ય છો. આ પ્રમાણે વિષ્ણુ અગ્રે જન્મ પામ્યા તે અને નીતિમાં સર્વોપરિ છે તે વાત સિદ્ધ થઇ. ( મૂરકૃત. ' હિંદુ સર્વ દેવ ' પૃ ૧૮ )

આમા જરા વિચાર–આ પૃથ્વી અનાદિકાલનીજ છે તો પણઆખી પૃથ્વી જળમય થયાનુ પુરાણકારોએ કેટલી વખતનું કલ્પેલું છે ? અને આ ત્રણ દેવો મોટાઇ લેવાને માટે કયા કાળમા લડયા ? **વિષ્ણુ** શેષનાગ ઉપર સૂતા તે કયા કાળમા ? ઇચ્છા વિના નાભિમાથી કમળ નીકળ્યુ, તેમા અચાનક પણે **બ્રહ્મા** આવીને ભરાયા, પણ તે વખતે **શિવજી** કઇ દિશામાથી ન્યાય કરવાને આવી પહોચ્યા ? બીજે ઘણે ઠેકાણે જણાવવમા આવ્યુ છે કે–**શિવે પોતાના લિંગનો** છેડો લેવા ઉપર નીચે **બ્રહ્મા** અને **વિષ્ણુને** મોકલ્યા છે, તેમા બ્રહ્મા જુઠું બોલ્યા અને વિષ્ણુએ આવીને કહ્યુ કે મને તમારા લિંગનો છેડો મળ્યો નથી, તેથી વિષ્ણુને મોટુ પદ મળેલુ છે. **આ કથામાં મુકટ** અને **પગનો** છેડો મળ્યો નહિ, આ વિચારો તો કોઇ નવા જ્ઞાનીથીજ કલ્પાએલા હોય એમ જણાય છે ? જેમા એક પણ બાજુથી સત્ય જણાય નહિ ત્યા કઇ બાજુથી વિચાર કરવો ?

॥ ઇતિ વૈદિક સ્કદે, ભાનવિનાના **બ્રહ્મા** વિષ્ણુ સાથે લડયા તેનો વિચાર

## વિષ્ણુને ઋષિ સેવાથી પણ મોટાઇ મળી ?

હિંદુસ્તાનના દેવો. પૃ. ૧૩૯ થી **ભાગવત** પુરાણની કથા આપી છે તેમાનો કિંચિત સાર.

" સરસ્વતીને કિનારે **ઋષિઓ** યજ્ઞ કરતા હતા, ત્યારે ત્રણ દેવોમા **કયો મોટો દેવ,** તે વિષે તકરાર થઇ. તેમને બ્રહ્માના પુત્ર **ભૃગુને** નક્કી કરવા મોકલ્યા. તેઓ પ્રથમ **બ્રહ્મલોકમાં** ગયા, સત્ય જાણવા આચાર કર્યા વિના સભામાં દાખલ થયા આથી બ્રહ્માને ક્રોધ ચઢયો.'નાશ કરવાની તૈયારી કરતા ભૃગુને પોતાનો, મસજતા ક્રોધ સમાવી દીધો. પછી ભૃગુ **કૈલાસમાં** ગયા. ત્યા શિવને આલિગન કરવા ન દેતા પાછા હઠયા. તે જોઇ શિવે મારવા ત્રિશુલ લીધું. પાર્વતીએ શિવના પગમાં પડી ભૃગુના પ્રાણ બચાવ્યા. ત્યાંથી નીકળી ભૃગુ **વૈકુંઠમાં** ગયા. સુતેલા વિષ્ણુની છાતીમાં લાત મારી નિદ્રામાથી ઉઠાડયા એટલે વિષ્ણુંએ ભૃગુને નમસ્કાર કરી કહ્યુ કે–મહારાજ ! હું આપને વંદન કરૂં છું. આપ આસન પર બેસવા કૃપા કરો. મેં યોગ્ય માન ન આપ્યું તેની ક્ષમા કરો. આપણા સુકોમળ પગને ઇજા થઇ હશે તેની પણ ક્ષમા કરો. એમ કહી વિષ્ણુએ ભૃગુ ઋષિના પગ ચાપ્યા અને કહ્યું કે આજ હુ અત્યંત સન્માન પામ્યો છુ, કેમકે હે ભગવાન ! તમારા પગના રજ તજ તમે મારી છાતી ઉપર મુકી છે. અપમાનના સંબધમા આ જવાબ સાભળી ભૃગુને એવી તો શરમ લાગી કે રોતા રોતા તે ઋષિ લોકો પાસે દોડી ગયા. તેમણે આ સર્વ હકીકત જાણી એકદમ ઠરાવ કર્યો કે વિષ્ણુ સર્વમાં મોટામા મોટા દેવ છે કેમકે અક્ષમા અને ક્રોધથી મુકત છે. ( કેનોડીકૃત 'હિંદુ પુરાણ.' પૃ. ૨૪૦ )

આમાં જરાક સહજ વિચાર– ત્રિકાળ જ્ઞાની બ્રહ્મા, જીવોનો ઘાટ ઘડવા વાળા છે. ભૃગુતો તેમનો માનસિક પુત્રજ કહેલો છે, આને મારી પરીક્ષાના માટે ઋષિઓએ મોકલ્યો છે, એટલી ખબર શુ બ્રહ્માને ન પડી કે જેથી ક્રોધ કરી પોતાનુ મોટાઇપણું ગુમાવ્યુ ? **શિવ**તો ભોળા તેથી તેમને ખબર ન પડે. ત્રણે દેવોમાં **વિષ્ણુ** પાકા હશે ? આમા પણ જરા વિચાર આવે છે કે, એક વખત સ્રીના શાપ વશ થઇ પથ્થર થયા, વળી ભયથી મુક્ત થવા ભૃગુની સ્રીનુ માથુ કાપી ભૃગુનાજ મુખથી સાત જન્મના શાપને વશ થયા, તે વિષ્ણુને ઋષિઓએ એકદમ એકીમતે ઠરાવ કરી મોઢામા મોટા બનાવી દીધા. ધન્ય છે લેખકોને અને ધન્ય છે ઋષિઓને, કે જે અનાદિકાળના પરમેશ્વરોને પણ નાના મોટા બનાવવાની સત્તા ધરાવે છે ? આમા કયું અને કેટલુ સત્ય હશે, તેનો તોલ તો કોઇ સજ્જન પુરૂષજ કરી શકશે ? બાકી અમારી અક્કલતો આવા લેખોમા બૂઠીજ રહે છે.

॥ ઇતિ ઋષિઓની સેવાથી વિષ્ણુને મોટાઇ મળી, તેનો વિચાર.

---

## (૧) યૂરોપના વિદ્વાનો કહે છે કે નીતિપોષક પુરાણો કે અનીતિપોષક?

હિંદુસ્તાનના દેવો–પૃ. ૪૨૪ માથી—

" હિંદુપુરાણની નીતિ સંબન્ધી અને બુદ્ધિ સંબધી યોગ્યતાની ખરી કિંમત આકવી અને તેની વિવેકથી તુલના કરવી એ અત્યંત અગત્યનું છે. મોટા હિંદુસમાજના બંધારણમા તેનો કેટલો અંશ છે ? અપૂર્ણ જ્ઞાનવાળા લાખો ભટકતા લોકોએ પોતાના અણીના અને જરૂરના સમયમાં જે પુરાણ તરફ દૃષ્ટિ કરી છે તેમને જીવનમા તેનાથી શો દિલાશો, શી આશા, અને શી પ્રેરણા મળ્યા છે ? હિંદુ પુરાણમા નીતિની યોગ્યતા છે એમ કહી શકાય ? શું એથી નીતિની સમજ અંધારી થવા નથી પામતી ? એથી નીતિની સમજ નષ્ટ જેવી થાય છે એમ યૂરોપના વિદ્વાનો એકીમતે સાક્ષી પુરે છે.

---

(૨) હિંદુ. પુ ૪૨૭ થી.

બીજા મોટા વિદ્વાનો હિંદુ પુરાણોની નીતિ સંબંધી યોગ્યતા વિષે આથી પણ ઓછા અનુકુળ છે.

૧૮૭૩ ના ડીસેમ્બરની ત્રિજી, તારીખે વેસ્ટ મિન્સ્ટર અબિના મધ્ય ભાગમા આપેલા ધર્મપ્રચારક મંડલ વિષેના એક ભાષણમા **મૅક્સમ્યૂલર** કહે છે કે–" ધર્મ તરીકે બ્રાહ્મણ ધર્મ–દિવસનો પ્રકાશ ખમી શકતો નથી. હાલના જ્ઞાન પ્રકાશની કસોટીમા ઉતરી શકતો નથી. **શિવ** વિષ્ણુ કે અન્ય લોક પ્રિય દેવોની પૂજા જ્યૂપિટર, એ પૉલો અને મિનર્વાની પૂજાની જેવીજ છે. 'રે' ઘણી બાબતોમા એથી પણ વધારે અધમ અને જંગલી સ્વરૂપની છે. જે વિચાર ભૂમિકા આપણા પગતળે ક્યારની દબાઇ ગઇ છે તે ભૂમિકાને લગતી એ પૂજા છે. સિંહ અને વાઘની પેઠે તે જીવતી રહે પણ ખરી પરંતુ સ્વતંત્ર વિચાર અને સુધરેલા જીવનના શ્વાસ માત્રથી તે નાશ પામશે. "

---

(૩) યૂરોપના વિદ્વાનોને પુરાણોના માટે પૂરેપુરો ખેદ.

હિંદુસ્તાનના દેવો. પૃ. ૪૨૯ થી.

" હવે બુદ્ધિ વિષયક દ્રષ્ટિબિંદુથી જોતાં શુ પુરાણો હિંદુઓને સંસ્કારી બનાવી શકે છે અને ઉન્નતિમાં લાવી શકે છે ? જે વિચારો ઘણીવાર ખોટા અને બાલિશ હોય છે, તેને પુરાણ ઉન્નત ઠેરવે છે અને તેમાં અદ્ભુત સૌંદર્યનો પ્રકાશ જોવામાં આવે છે, તો પણ તેના બોધથી મન હમેશ અજ્ઞાનની સ્તિતિમાં રહેવાનો ખરેખરો સંભવ છે.

---

સર **મોનિઅર વિલિઅમ્સ** બ્રાહ્મણ સત્તા વિષે કહે છે કે-" બુદ્ધિનો વિકાસ અટકાવવાની અને ઉતરતી જ્ઞાતીઓને હંમેશ બાલ્યાવસ્થામાં–અજ્ઞાનમા રાખવાની તેની યુકિત હોવાથી તણે યૂરોપની અતિમનસ્વી પરીઓની વાર્તાઓમા ક્ષંતવ્ય ગણી શકાય તેના કરતા વધારે વિસ્તારવાળી અને મુર્ખાઇ ભરેલી અતિશયોકિતના વર્ણન માટે લોકોની તૃષ્ણા ઉત્તેજિત કરી. જેમ કોઇ વાત વધારે અસંભવિત, તેમ તેથી બાલિશ આનંદ ઉત્પન્ન થવાનો સંભવ, વખતનું વર્ણન લાખો વર્ષથી અને જગ્યાનું લાખો માઇલથી થાય છે, તેમજ યુદ્ધનું વર્ણન કરવું હોય તો લાખો યોદ્ધાઓ અને હાથીઓને રણક્ષેત્રમા લાવ્યા વગર તે વર્ણનનો વિચારજ થઇ શકેનહિ.

એજ પ્રમાણે લૉર્ડ **મૅકોલે** કહે છે કે-" બ્રાહ્મણોએ લખેલાં પુરાણ એવાં તો મુર્ખાઇ ભરેલાં છે કે જેઓ તે સાચાં છે એમ સ્વીકારે છે તેમનું મન અવશ્ય અધમ થાય છે. "

સર મૉનિઅર **વિલિઅમ્સે** બ્રાહ્મણ સત્તા વિષે જણાવ્યું છે કે-" બુદ્ધિનો વિકાશ અટકાવવાની અને ઉતરતી જ્ઞાતિઓને હમેશ બાલ્યવસ્થામા–અજ્ઞાનમાં રાખવાની તેની યુકિત હોવાથી વધારે વિસ્તારવાળી અને મુર્ખાઇ ભરેલી વાર્તા બ્રાહ્મણોએ લખીવાળી છે. " આ વાત તેમની ખાસ વિચારવા જેવી છે કારણ પૂર્વકાળમાં વિચારવાનું સાધન મોટા પંડિતોને પણ મળી શકતું ન હતું. આજે છાપાઓના સાધનથી મળી શકે છે, પણ એક પંડિત કયાં સુધી પહોંચી વળે ? સ્વાર્થમાં લુબ્ધ થઓલા વૈદિકમતના પડિતોએ, પૂર્વે કોઇ ચાલતા સત્ય ધર્મની વાતોને ગ્રહણ કરી, તેમા જુઠ, સાચ ભેળવી, એવી તો ઉંધી છત્તી ગોઠવી છે કે ગમે તેવો કુશાગ્ર બુદ્ધિવાળો પણ પહોંચી શકે નહિ. તોપણ જૈન અને વૈદિકમા જે જે મોટી મોટી વાતોનો ફેરફાર મારા જાણવામા આવ્યો તે સામા સામી ટાંકી જણાવતો આવ્યો છું, તેથી વાચક વર્ગ બીજા પણ વિચારો જરૂર શોધી કાઢશે, જૈન તત્વોના ગ્રથો જોતાં અને તેમનો ઇતિહાસ જોતાં વૈદિકમતવાળાઓએ તેમની ઘણીજ વાતોનો ફેરફાર કરેલો હોય તેમ જણાઇ આવે

છે. વૈદિકોમા જે કથા સરિત્ સાગર છે તે અને સરસ્વતીચંદ્રના જે ભાગો છે તેમા પણ નામઠામાદિકના ફેરફાર સાથે ઘણી કથાઓ જૈનોની લખાએલીઓ છે તેથીજ તે લોકપ્રિય થઇ પડેલી છે. બાકી પૂરાણકારોની કથાઓએ તો દુનીયાને ઉંધા પાટાજ બધાવી દીધા હોય એમ જણાઇ આવે છે. આ મારી વાતને જેઓ જૈન સાહિત્યમા વધારે ઉતરીને જોશે તેઓ જરૂર સારી રીને જોઈ શકશે, એમ હુ મારા ટુંક અભ્યાસથી જાણી'શકું છું અને કહી પણ શકુ છું ઇત્યલં.

॥ ઇતિ પુરાણોના લેખોના માટે એદિત થએલા યૂરોપના ચાર પાંચ વિદ્વાનોના મતો તેનો વિચાર.

---

## કૃષ્ણ રાજા હતા તે પાછળથી દેવ થયા.

" હિંદુસ્તાનના દેવે પૃ ૧૯૦–૯૧ માથી.

" એ ઘણુ શક્ય છે કે જો કોઇ ખરો હિંદુ ઇતિહાસ શોધી કાઢી શકાયતો કૃષ્ણના જીવનનો લખાએલો ઘણો ખરો વૃત્તાંત તે નામના હિદુ રાજાને લગતો છે એમ માલમ પડે, કારણકે કૃષ્ણ માનવવંશના હતા એમા કાઇ શક નથી. **પ્રોફેસર ગોલ્ડસ્ટકેર** કહે છે કે " આ વિષ્ણુનો અતિ રસિક અવતાર છે, કારણકે એથી એક શૂરવીર માનવનુ એક મુખ્ય દેવના પ્રતિનિધિમા ધીમે ધીમે પરિવર્તન કેવી રીતે થાય છે તે હિદુ પ્રાચીન બાણતોમા શોધી કાઢવાનો પ્રસંગ મળે છે."

આ પરિવર્તન જે ક્રમે થયુ તે ક્રમો હિંદુ સાહિત્યમા સ્પષ્ટ જણાય એવા છે. પ્રથમતો બ્રાહ્મણ ગ્રથોમાં શૂરવીર કૃષ્ણ વિષે ટુકું સૂચન છે. **મહાભારત** જુદા જુદા ગ્રંથકારોનુ ઘણું મોટું મિશ્ર પુસ્તક છે તેમા પાછળથી દાખલ કરેલા ઘણા ભાગો છે. ટુંકામા ટુંકા અને તેટલા માટે ઘણુ કરીને પ્રાચીનમા પ્રાચીન વાર્તા સંગ્રહમા કૃષ્ણનુ વર્ણન માત્ર શૂરવીર પુરૂષ અલૌકિક બળ માટે પ્રસિદ્ધ એવા દ્વારકાના રાજા તરીકેનું છે. મહાભારતની વધારે પરિશ્રમથી લાબી વર્ણવેલી વાર્તામાં **શિવનું** મહાત્મ્ય સ્વીકારતા અર્ધદેવપુરૂષ તરીકે તેમનું વર્ણન છે.

આગળ જતા તે એ વિષ્ણુનો અવતાર થાય છે, તેથી પણ વધારે આગળ આશરે ઇ. સ. ૭૦૦ મા લખાએલી **ભગવદ્ગીતામાં** તેમની એથી પણ વિશેષ સ્તુતિ છે અને પરમેશ્વર તરીકે તેમનું પ્રદર્શન છે. ગીતામાંના તેમના શબ્દો મનુષ્યને ઉપદેશ કરવા ' માનવ આકાર ધારણ કરી પરમેશ્વરે અવતાર લીધેલો

છે, તેમનાં વચન તરીકે સ્વીકારાયાં છે. **પુરાણોમાં** વર્ણવેલા કૃષ્ણના આચરણ વિષે **ગીતામાં** કંઇ સૂચન નથી, કૃષ્ણ ત્યા પોતાના અવતારનું પ્રયોજન કહી બતાવે છે કે "સાધુ પુરૂષોના સંરક્ષણને માટે, દુષ્ટ આચરણવાળાના વિનાશને માટે અને ધર્મનું સંસ્થાપન કરવા માટે હું દરેક યુગમા ભાગવત જન્મ લઉં છું."

પુરાણોમા અને મુખ્યત્વે ભાગવત પુરાણોના દશમ સ્કંધના હિંદી અનુવાદ '**પ્રેમ સાગર**' જેમાંથી આ પ્રકરણમા આપેલી એમના જીવનની મુખ્ય હકીકત ઘણે ભાગે લીધેલી છે તે 'પ્રેમસાગરમા' વર્ણવેલાં કૃષ્ણ ગીતામાં વર્ણવેલા શુદ્ધ અને કૃષ્ણથી લક્ષણમાં તદ્દન જુદા છે. ગીતામા એમના જીવનની સવિસ્તર હકીકત આપી નથી તેથી પુરાણમાઆપેલુંચારિત્ર્યનું વર્ણન આપણે સ્વીકારીશુ."

॥ ઇતિ કૃષ્ણરાજા તે પાછળથી દેવ થયા.

---

## દુર્ગુણોથી દૂષિત જગદીશ્વર હોય

કૃષ્ણ **ચરિત્રે** પૃ. ૪ થે. બાબૂ **વંકિમચંદ્ર** લખે છે કે—

" કૃષ્ણ એ **પોતેજ ભગવાન છે** એવું ઘણા હિંદુઓનું માનણું છે અને તેથીજ–કૃષ્ણનું નામ, કૃષ્ણની કથા, કૃષ્ણની પૂજા અને તેઓ પોતાના ધર્મની ઉન્નતિનાં સાધન ગણે છે. પરંતુ એ લોકો કૃષ્ણને–**કૃષ્ણના માનવ ચરિત્રને** કેવી રીતે જુવે છે ?

બાલ્યાવસ્થામાં જે દહી માખણની ચોરી કરતો. યુવાવસ્થામાં જે વ્યભિચારી હતો, જેણે હજારો ગોપીઓનુ પતિવ્રતાપણું હરી લીધું હતું, ઉત્તરાવસ્થામાં જે ઠગાઇ અને શઠતાનો શિરામણિ થઇ પડયો હતો. જેણે ઠગાઇ વાપરી દ્રોણ વિગેરેના જીવ લેવડાવ્યા હતા, તેવા એક માણસ તરીકે.

હવે જો એ વાત ખરી હોય તો ભગવાન તરીકે એવા માણસને કેવી રીતે આપણાથી કબૂલ રખાય ? સબબ ઇશ્વર ચરિત્ર કોઇદિવસ એવું હોઇ શકેજ નહિ. જે કેવળ શુદ્ધ, સત્વ, જેના નામમાત્રથી સર્વ પ્રકારની અશુદ્ધતા, સર્વ જાતનાં પાપ, દૂર નાશે તે ભગવાન શું મનુષ્ય દેહ ધારણ કરી આવા પાપાચરણ કરે ?" ઇત્યાદિ."

આમાં મારા બે બોલ–જો બાબૂ વંકિમચંદ્રના કહેવા પ્રમાણે શ્રી કૃષ્ણજી ભગવાન તરીકે કબૂલ ન થઇ શકતા હોય ત્યારે તો સાથે એ પણ વિચારવાનુ કે–પોતાનીજ પુત્રીને અનીતિથી જોવાવાળા અને હરિણ હરિણીના રૂપ ધરી દોડા દોડી કરનારા, અને અનેક જનોના તેમજ દેવતાઓના પણ શાપને વશ થઇ પડેળ, એવા **બ્રહ્મા** જગતના કર્તા હર્તા હતા એ પણ આપણાથી કેવી રીતે કબૂલ

રાખી શકાશે ? તે સિવાય—**મહાદેવજી** તપના બહાને જંગલમાં કુટીયા બનાવી રાજા પ્રજાની સારી સારી સ્ત્રીયોને મંત્રના બળથી ખેચી તેઓની સાથે વિષયનું સેવન કરવાવાળા મોટાદેવ હતા એમ આપણે તેમણે કયા ઉત્તમ ગુણથી માની લેવા ? આ વિષયમા જૂવો મારાથી લખાએલો બ્રહ્માજીનો લેખ તેમજ જુવો મહાદેવજીનો લેખ આ ત્રણે દેવોમાંનો કયો દેવ ઉત્તમ ગુણવાળો સિદ્ધ થઇ શકે તેમ છે ? માટેજ અમો કહીએ છીએ કે–વૈદિક મતવાળાઓએ પૂર્વે કોઇ ચાલતા સત્ય ધર્મથી વિપરીત થઇ બિચારા અજ્ઞાન લોકોને જરૂર ઉંધે રસ્તે દોરવાનો પ્રયત્ન કરેલો છે એમ કહેવામાં હરકત શું આવે તેમ છે ? તેનો વિચાર, ખૂબ નિશ્ચિંતપણાથી કરીને જુવો. વધારે શું લખું ?

। ઇતિ દૂષણોથી દૂષિત જદીશ્વર હોય ? ન હોય તેનો વિચાર.

---

## કૃષ્ણજી મહારાજા કે પરમાત્મા ?

કૃષ્ણ ચરિત્ર કેવું હતુ અને તેને જાણવાનાં સાધન શાં છે ?

કૃષ્ણચરિત્ર લખતાં બા બૂ**વંકિમચંદ્ર**, પ્રકરણ બીજું પૃ.૮ મા લખે છે કે

" **મહાભારત, હરિવંશ** અને **પુરાણ** એ પ્રાચીન પુસ્તકોમાં કૃષ્ણને લગતુ વૃત્તાત મળી આવે છે.

પુરાણની સંખ્યા અઢારની છે પરંતુ તે સઘળામા કાંઇ કૃષ્ણને વિષે હકીકત જણાવેલી નથી. માત્ર–૧ **બ્રહ્મપુરાણ, ૨ પદ્મપુરાણ, ૩ વિષ્ણુપુરાણ, ૪ વાયુપુરાણ, ૫ શ્રીમદ્‌ભાગવત, ૧૦** બ્રહ્મવૈવર્ત પુરાણ, **૧૩ સ્કંદપુરાણ, ૧૪ વામન** પુરાણ અને **૧૫ કૂર્મ** પુરાણમાંજ એ સંબંધે વર્ણન મળી આવે છે.

આગળ. પૃ ૯ મા **હરિવંશ**માજ કહેલું છે કે–કૃષ્ણના જીવનના બાકીના ભાગની હકીકત મહાભારતમાં નથી, માટેજ **હરિવંશ** રચ્યો છે. **ભાગવત**મા પણ એમજ જણાવેલું છે.

વ્યાસે નારદને–મહાભારત અસંપૂર્ણ છે એવું કહ્યું, તે ઉપરથી **નારદે** વ્યાસને કૃષ્ણ ચરિત્ર પુરેપુરૂં રચવા ઉપદેશ કર્યો. કેટલાકોનું તો એવુંજ કહેવુ છે કે–**મહાભારત હરિવંશ** તથા **અઢારે પુરાણ,** એ એકજ માણસે એટલે **વેદવ્યાસેજ** રચેલા છે. એ મત ખરો છે કે ખોટો તે જોવાનુ આપણે અત્યારે કાઇ પ્રયોજન નથી. આપણે આગળ જતાં જોઇશું કે **મહાભારતમાં** કોઇપણ પ્રકારની ઐતિહાસિકતા છે કે નહિ, જો ખૂદ મહાભારતમાંજ તે ન હોય તો પછી હરિવંશાદિ ગ્રંથોમાં તે હોવનો સંભવજ નથી.

પૃ. ૯–૧૦–માં આ દેશના વતનીઓના મગજમાં અસલથીજ જે અભિપ્રાય ઘુસી ગયો છે તે, અને તે એ છે કે–સંસ્કૃત ભાષામાં જે જે કાંઇ લખાએલું, જે જે કાંઇ રચાએલું છે, તે તે સઘળું નિર્વિવાદ ઋષિઓનીજ કૃતિ છે, અને તે સઘળામાં સંદેહ રહિત સત્ય સમાએલું છે–**ચારવેદ**, લાખ શ્લોકથી ભરેલું **મહાભારત, હરિવંશ, અઢારે પુરાણો**, એ સઘળું એકજ માણસે (પૃ ૧૦ થી) રચ્યું છે. તે પણ કલિયુગના પ્રારંભે આસરે પાંચ હજાર વર્ષપર અને તે રચનાર **વેદવ્યાસનું** લખાણ તેવી ને તેવી સ્થીતિમાં, કાંઇપણ સુધારા વધારા સિવાય હજુસુધી જળવાઇ રહેલું છે. આ સંસ્કારે કેટલાએકના ઉપર તો એવી એક તરફી અસર કરી મૂકી છે કે, જો કોઇ તેની વિરૂદ્ધ દલીલ કરવા જાય તો, તે દલીલ સાંભળવાની વાત તો આઘી રહી પણ તેવી દલીલ કરનારને તેઓ મહાપાપી, ચંડાલ, તથા દેશદ્રોહી ગણે છે. બીજી બાજુની આફત તે વિલાયતના લોકોના પાંડિત્યની નડે છે તે છે. યૂરોપ અમેરિકાના કેટલાક પંડિતોએ સંસ્કૃતનું શિક્ષણ લીધું છે અને પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં કાંઇ તવારીખી સચ્ચાઇ છે કે નહિ, તે શોધી કાઢવા તેઓ મંડી પડેલા છે પરંતું પરાધીન, દુર્બલ, હિંદુઓ કોઇ કાલે પણ સુધરેલા હોઇ શકે ? અથવા તેમનો સુધારો ઘણા પ્રાચીન કાળનો હોય એ વાત તેમનું મન કબૂલ કરી શકતુ ન હોવાથી, બે ચાર જણ સિવાય બીજા સઘળાઓ પ્રાચીન ભરતખંડનું ગૌરવ તોડી પાડવા મચ્યા રહ્યા છે. અસલ હિંદુસ્થાનમાં રચાયલા ગ્રંથોનો મચકુર (માત્ર હિંદુ ધર્મના વિરોધી બૌદ્ધ ધર્મોમાંના ગ્રંથોમાની હકીકત સિવાયને) આધુનિક કાલ થોડા વખતપર રચાયેલો છે અને હિંદુઓના પુસ્તકોમાં જે જે કાંઇ છે તે ખોટું છે, અસત્ય છે, અથવા તો તે બધુ પારકાદેશમાથી ચોરી લીધેલું છે, એવું સાબિત કરવા તેઓ યત્નપૂર્વક મંડયા રહ્યા છે."

આગળ પૃ. ૧૧. મા બાબૂજી લખે છે કે– "ખેદની વાત એટલીજ છે કે હિંદુસ્તાનના કેળવાએલા વર્ગમા પણ, એ વિદ્વાનોના મતને ખરો માનનારા ઘણે મ્હોટે ભાગે મળી આવે છે.

ઘણાઓ પોતે તે વિષયપર બિલકુલ પણ વિચાર કરવાની તસ્દી લીધા સિવાય, આંખો મીંચી યુરોપના પંડિતોનો મત તે પોતાનો મત એમ સ્વીકારી લે છે."

આમાં વિચારવાનું–" ખેદની વાત એટલી છે કે–હિંદુસ્તાનના કેળવાએલા વર્ગમા એ વિદ્વાનોના (યુરોપના વિદ્વાનોના) મતને ખરો માનનારા ઘણે મ્હોટે ભાગે મળી આવે છે."

આ ખેદ બાબૂજીનો એકાંત કેળવાએલા વર્ગ ઉપર યથાર્થ રૂપે નથી. કારણ પૂર્વકાલના ઋષિઓએ કરેલા ગોટાલાનો પ્રતિકાર બાબૂ પોતેજ કરી રહ્યા છે અને તે કેળવાએલો વર્ગજ સમજી શકયો છે? તેમા જેઓ સ્વાર્થ વિનાના અને સત્ય હૃદયનાછે તેમણેજ પોતાના સત્ય ઉદ્‌ગારો બહાર પડયા છે? જો ખંતિલા અગ્રેજોએ આપણા વર્ગની આખ ઉઘાડી ન હોત તો, આપણા વર્ગમાનો આંખ ઉઘાડીને જોવાવાળો કોણ હતો? આજે પણ જુવો–આટલા બધા પ્રકાશમા સ્વાર્થી પંડિતો બાપ દાદાઓના કક્કાને ખરો મનાવવા પોતાની કલ્પનાના ઘોડાઓને છુટથી કેવી રીતના દોડાવી રહ્યા છે? એકજ વાત જુવો કે દશ અવતારોના વિષયમા–કોઇએ કલ્પના કરી સૂર્યની, બીજાએ બીજી, ત્રિજાએ ત્રિજી, એમ જેટલા લેખકો તેટલીજ કલ્પનાઓ થઇ જેમને સત્ય હૃદયથી જોયું તેમને લખી બતાવ્યું કે–વૈદિકોમાં ૨૪ અને દશ અવતારોની કલ્પના જૈન અને બૌદ્ધોની સંખ્યાને ગ્રહણ કરી કલ્પિત ઉભી કરેલી છે. એવા સત્યવાદિઓતો ધન્યવાદના પાત્ર ગણાય પણ ખેદના પાત્ર ન ગણાય? એવા અનેક સત્યવાદિઓના લેખો–અમારા તરફથી બહાર પડેલા " જેનેતર દ્રષ્ટિએ જૈન " અને " સ્યાદ્વાદની સાર્થકતા " નામના ગ્રંથમાં જુવો. તે સિવાય બીજા પણ અનેક સત્ય હૃદયના લેખકો આ પુસ્તકમા પણ જોશો. આપ સજ્જનો પણ સત્ય હૃદયથી જોશો તો જરૂર તેમની પ્રશંસા કરશો. જેઓ ખરા ભાગ્યશાળીઓ, અને જેમનો સંસાર થોડો બાકી રહેલો હોય તેવા મહાપુરૂષોજ સત્ય વસ્તુને સત્ય રૂપે જોઈ શકે છે? એમ જૈન સિદ્ધાતની માન્યતા છે. પછી ખેદનો વિષયજ કયાં રહયો?

॥ ઇતિ વૈદિકે–કૃષ્ણ ચારિત્ર જાણવાના સાધન, બાબૂજીનો ખેદ. તેનો વિચાર.

---

## કૃષ્ણના સંબંધે— બાબૂના લેખમાંથી ૧૫ કલમ.

" વૈદિક મતવાળાઓએ બ્રહ્મા, વિષ્ણુ અને **મહાદેવ** આ ત્રણે દેવોને જગતના કર્તા હર્તાદિક લખી મોટામા મોટી સત્તાવાળા પરમાત્મારૂપે, દુનીયાને મનાવેલા હોવા છતા તેમના સંબંધે સાધારણ માણસોને પણ ન છાજે તેવા નિર્મર્યાદ, આપસ આપસમા વિરૂદ્ધ, તદ્દન અસગત લેખો શાથી લખ્યા હશે? શું મૂળમાંજ તે દેવો કલ્પિત ગોઠવ્યા હશે તેથી? અથવા શુ મૂળમા કોઇ સર્વજ્ઞ નેતા ન હોવાથી, આમ બન્યુ હશે? અથવા શું તે લેખકોનુ વર્તન નિર્મર્યાદ હોવાથી આમ બન્યું હશે? એમ ત્રણે દેવોના સંબંધે વિચાર કરવા જેવો હોવા છતા કેટલાક પંડિતોએ તેમ ન કરતા માત્ર શ્રી કૃષ્ણના સબંધેજ વિચાર કરીને બતાવેલો જોવામા આવે છે, તે પ્રમાણેબાબૂ બકિમચંદ્રે પણ કેટલાક ખુલાશા

કરીને બતાવેલા છે. તેમાંના યત્કિંચિત્ વિચારો અમો પણ ટાંકીને બાતાવીએ છીએ

(૧) ખુદ **મહાભારત** વિશ્વાસને પાત્ર નથી ?

કૃષ્ણ ચરિત્ર પ્રકરણ ૩ જાના પૃ. ૧૨-૧૩ માં જુવો-

" જે સઘળાં પુસ્તકોમા કૃષ્ણનું ચરિત્ર મળી આવે છે તેમા સૌથી પહેલવહેલું **મહાભારત** છે. પરંતુ મહાભારત ઉપરજ પુરેપુરો વિશ્વાસ મૂકી શકાય ખરો ?

પૃ.૧૩ માં— હિંદુસ્તાનમા લખાયલા સઘળા પ્રાચીન ગ્રંથોમા માત્ર **મહાભારત** અને **રામાયણ**નેજ ઇતિહાસ એ નામ મળ્યું છે. અને જ્યારે મહાભારત ઇતિહાસ પદ ગ્રહણ કરે છે અને રામાયણ સિવાય બીજો કોઇ પણ ગ્રંથ નામ ધરાવતોનથી ત્યારે જરૂર તેમા ખાસ ઐતિહાસકતા રહેલી હોવી જોઇએ.

એ વાત ખરી છે કે—મહાભારતમા એવા ઘણા પ્રસંગો વર્ણવેલા છે કે જે કેવળ નિરૂપયોગી, અસંભવિત અને અનૈતિહાસિક હોય એમ જણાઇ આવે છે. "

## (૨) ચોવિશ હજાર શ્લોકનું મહાભારત તે એક લાખ.

કૃષ્ણચરિત્ર પ્રકરણ ૯ મું. પૃ. ૪૨ મા. બાબજી લખે છે કે "એ પ્રાચીન મહાભારતમાં કથા વિગેરેનો એટલો ઉમેરો થઇ ગયો છે કે તેમાં અસલ ગ્રંથ ડુબી ગયો છે તો તે વાત આપણે માન્ય રાખી શકીએ ખરા ?

પૃ ૪૫ માં " चतुर्विंशति साहस्त्रीं चक्रे भारतसंहितां " વિગેરે આદિ પર્વ ૧૦૧-૧૦૩

પ્રથમ આ ભારતરૂપી સંહિતા વ્યાસજીએ ચોવીશ હજાર શ્લોકોની કરી અને પછી મહાત્માપુરૂષોનાં આખ્યાન લખ્યાં તેથી એ ભારત એક લાખ શ્લોકનું થયું. "

(૩) ઇશ્વરને માનવ શરીર ધારણ કરવાનું પ્રયોજન શું ?

પ્રકરણ ૧૨ માના પૃ. ૫૫ માં બાબૂજી લખે છે કે-" વળી તે ઉપરાંત કૃષ્ણના પોતાના પણ કેટલાક અસાધારણ કામોપર અણવિશ્વાસ આવવાનું કારણ છેઅને તે પણ તેમને ઇશ્વરનો અવતાર ગણવા છતાં—કારણ મનુષ્ય દેહ ધારણ કરી કાંઇક અસ્વાભાવિક કામ તે કરે તો તે પોતાનની ઇશ્વરી યા દૈવી શક્તિ વડેજ કરી શકે, પણ જો તેમ હોય તો પછી માનવ શરીર ધારણ કરવાનું તેમને

પ્રયોજનજ શું રહે ? જે સર્વના કર્તા, સર્વ શકિતમાન, જેની ઇચ્છા પર આખા વિશ્વની સૃષ્ટિ અને નાશનો આધાર છે તે શું મનુષ્ય દેહ ધારણ કર્યા સિવાય માત્ર પોતાની ઇચ્છા દ્વારા કોઇ અસુર અથવા માણસનો સંહાર કરવા અથવા કાઇ બીજું કામ તેમને ધાર્યું હોય તે સંપાદન કરવા શકિતમાન ન હતા ? કારણ જો એ દૈવી શકિતવડે તે સઘળાં કામ કરી શકે તો પછી તેમને માણસનું શરીર ધારણ કરવાની અગત્ય રહે નહિ અને જ્યારે પોતાની મરજીથીજ તેઓ માણસ દેહ ધારણ કરે તો પછી દૈવી શકિત મારફત પ્રયોગ કરવા એ તેમનો ઉદ્દેશ હોઇ શકેજ નહિ. માટે એ દેહ ધારણ કરવાનું પ્રયોજન શું ? એવું કયું કામ છે કે જે જગદીશ્વર જો મનુષ્ય દેહ ધારણ ન કરે તો તેનાથી થઇ શકે નહિ, પાર પડે નહી ?"

બાબુજીના ઉપરના વિચારો—" संभवामि युगे युगे " વાળો જે ગીતાનો શ્લોક છે તે અયોગ્યજ ઠરાવે છે. ઇચ્છા પ્રમાણે કાર્ય કરવા વાળા ઇશ્વરને યુગ યુગમા જન્મની મહાવિટંબનામા પાડવાની શી જરૂર ? ઘેર બેઠા કાર્ય કરનારને ટાગડાતોડની મુશાફરી શા માટે ?

(૪) જગદીશ્વર માણસજ ન થાય તો પછી મત્સ્યાદિક કયાંથી ?

કૃષ્ણ ચરિત્ર પ્રકરણ. ૧૨ મુ. પૃ. ૫૬ મા—

" જગદીશ્વર માણસનું રૂપ લે એ વાત સંભવિત છે ખરી ? " વળી પ્રકરણ ૧૩ માના પૃ. ૬૩ મા બાબુજી લખે છે કે–" સહજ બુદ્ધિવાળો માણસ પણ સમજી શકે કે–મત્સ્ય, કૂર્મ, વરાહ વગેરે વાર્તા જેવી કથાઓના વિષયભૂત પશુગણને ઇશ્વરાવાતાર જોડે કાઇ દાવો હાવીજ નથી."

( ૫ ) કૃષ્ણની બાબતમા બીનકુદરતી, નવરા બ્રાહ્મણોએ લખ્યુ.

પ્ર. ૧૩ મુ. પૃ. ૬૩ માંજ–" કૃષ્ણનું જે મૂલ વૃત્તાંત છે. તેમા કોઇ રીતના ભિન કુદરતી બનાવો નથી. **મહાભારત** અને બધા **પુરાણોમાં** હાલના નવરા બ્રાહ્મણોએ ઘણી નિરર્થક વાતો રચી ભરી દીધેલી છે."

અમારા વિચાર પ્રમાણે–વિષ્ણુના ૨૪ અને ૧૦ અવતારોની કલ્પના જૈન બૌદ્ધના અનુકરણ રૂપે–મત્સ્ય, કૂર્મ અને વરાહ જેવા પશુ ગણને જે ભગવાન ઠરાવ્યા તે પણ નવરા બ્રાહ્મણોએ ઇશ્વરની ફજેતી કરેલી જણાય છે કે કાઇ સત્યરૂપનુ લખેલું છે ?

જુવો અમારો સંપૂર્ણ લેખ અને તટસ્થ રૂપે કરો સત્યાસત્યનો વિચાર વધારે શું લખુ !

( ૬ ) પુરાણોના કર્તા કોણ ? એક નથી પણ અનેક છે.

કૃષ્ણચરિત્ર પ્રકરણ ૧૪. મું. પૃ. ૬૬ મા–" દેશીઓ એમ કહે છે કે સઘળા પુરાણો એકજ માણસે રચ્યા છે. યુરોપીયન એમ કહે છે કે દરેક પુરાણ જુદા જુદા માણસનું બનાવેલું છે."

આગળ પૃ. ૬૯ માં–" " ખરી વાત તો એમ છે કે–દરેક પુરાણની અંદરનો મજકુર એકજ માણસને હાથે રચાયેલો નથી. કારણ હાલનાં પુરાણોતો માત્ર એક જાતનો સંગ્રહ છે અને તે સંગ્રહમા જુદા જુદા વખતમાં રચાયેલી વાતો ભેગી થએલી છે "

( ૭ ) **ભારતમાં કે વિષ્ણુ** પુ૦ મા–ગોપીઓની કે દહી માખણની વાતો નથી.

કૃષ્ણચરિત્ર. ખંડ ૨જો. પ્રકરણ ત્રિજું પૃ. ૯૪ માં.

" **ભાગવત**માં એમ પણ કહેલું છે કે–કૃષ્ણને ચાલતાં આવડયું એટલે તેણે ગોપીઓને ઘેર જઇને બહુ તોફાન કરવા માંડયું અને બીજા તોફાનમાં–દહિ માખણ, ચોરી ખાવાનું મુખ્ય હતું. એ વાતો નથી વિષ્ણુપુરાણમાં કે નથી મહાભારતમા."

પૃ. ૯૫ માં–" **હરિવંશ**માં એ વાતનો થોડો પ્રસંગ છે ખરો પરન્તુ ભાગવતમા તે વિસ્તારથી લખેલો છે."

" જે નાના બચ્ચાને જન્મતી વખતે ધમ કે અધર્મ તેનું જ્ઞાન હોય નહિ તે ખાવાના પદાર્થ ચોરી ખાય તેમાં કાંઇ દોષ ગણાય નહિ. પરન્તું જે કૃષ્ણને તમે ઇશ્વરના અવતાર તરીકે ગણતા હોય તેને નાનપણમાં કે મોટપણમાં કોઇ પણ જાતનુ જ્ઞાન ન હોય એવું માની શકાય નહિ. આનો જવાબ કૃષ્ણના ભક્તો એવી રીતે આપે છે કે જે ઇશ્વર કરે તે ચોરી કહેવાય નહિ. જે આખા જગતનો માલિક છે, આખી પૃથ્વીનુ ઘી, માખણ, દહિ જેણે પોતે બનાવ્યુ છે તે વળી કોઇનો માલ લઇ લે તે ચોરી કહેવાય ? ન કહેવાય કારણ સર્વસ્વ તેનુંજ છે ઇત્યાદિ."

આમાં જરા મારા વિચારો—તે વખતના ઇશ્વર દહિ, માખણ ચોરીને ખાતા તો શું તેમનો ખજાનો તર ન હતો ? અથવા શું લોકોને અનીતિ શિખવવા ? જો ભગવાન ઇશ્વરરૂપે આવેલા હોય તો શું તેમનાં અજ્ઞાનીના જેવા અકાર્ય હોય ? ચોર તો પણ ભગવાન્, જાર તો પણ ભગવાન્, શું એ વિચારવા જેવુ નથી ?

( ૮ ) કૃષ્ણના સ્પર્શથી બે ઝાડના બે કુર પુત્રો થયા ?

કૃષ્ણ ચરિત્ર ખંડ ૨ જો. પ્રકરણ ત્રિજું. પૃ. ૯૬ મા જુવો.

" યમલાર્જુન નામનાં ઝાડનો નાશ-એક વખતે કૃષ્ણે બહુ તોફાન કર્યાથી જશોદાએ તેમને પેટે દોરડું બાધી એક લાકડાના ખાંડણીઆ જોડે તેમને બાધી રાખેલા. કૃષ્ણ ખાડણીઆને તાણતા તણાતા આગળ ચાલ્યા, રસ્તામાં ચાલતા ચાલતા " યમલનાર્જુન " નામના બે ઝાડ આવ્યા અને ખાંડણીઓ તેમની વચમા ભરાઇ ગયો પણ કૃષ્ણના જોરે તે બન્ને ઝાડ ભાગી ગયાં-મૂલથી ઉખડી ગયાં. અને કૃષ્ણે આગળ ચાલવા માંડયું. "

" આ વાત **વિષ્ણુપુરાણ**માં છે તેમ **મહાભારત**માં શિશુપાલના તિરસ્કાર યુકત ભાષણમા પણ છે.

પરંતુ આપણે જોયું છે કે-**ભાગવત** લખનાર અસલ વાર્તાઓ પર મરી મસાલો ભભરાવવામાં બિલકુલ ઊણુ રાખતો નથી. એ બંન્ને ઝાડને તે કુબેરના પુત્ર કહે છે. શાપને માટે તેઓને ઝાડનુ રૂપ લેવું પડેલુ, તેઓને કૃષ્ણનો સ્પર્શ થવાથી તેઓ શાપ મુક્ત થઇ પોતાને પોતાના ધામે પાછા જતા રહ્યા. કૃષ્ણને બાધવા આખા ગોકુળના દોરડાં ભેગાં કર્યા તોપણ તેનું પેટ બાધી શકાયુ નહિ. છેવટે તેણે દયા કરી જશોદાને પોતાનુ પેટ બાધવા દીધું. "

આમા પણ મારા બે બોલ-નાના છોકરા પણ ગંભીર સ્વભાવના તોફાન કરતા નથી. ભગવાનને બાધવા આખા ગોકુલના દોરડા ભેગા કરવાં પડયા અને માતાને પણ કેટલો બધો ત્રાસ ? છતા કવિ કહે છે કે સ્પર્શમાત્રથી બે ઝાડ શાપ મુકત થઇ પોતાના ધામે પહોચ્યા. આમાં કઇ બાજુથી સત્યતા ?

(૯) ત્રણ અસુરોનો વધ પાયાવિનાનો.

કૃષ્ણચરિત્ર ખંડ ૨ જો પ્રકરણ ૪ થું " ભાગવતમાં કહ્યુ છે કે-વૃંદાવનમાં આવ્યા પછી કૃષ્ણે ત્રણ અસુરોનો વધ કર્યો.

(૧) **વત્સાસુર**, (૨) **બકાસુર**, અને (૩) **અઘાસુર**, પહેલો વાછરડાના રૂપે, બીજો પક્ષીનારૂપે અને ત્રિજો શાપનારૂપે આવ્યો હતો...પરંતુ એ ત્રણમાથી એકે બનાવનું વર્ણન **વિષ્ણુપુરાણ**માં કે **ભારત**માં છે નહિ. તેમજ **હરિવંશ**મા પણ નથી. તેથી તેને બીન પાયાદાર ગણી આપણે છોડી દઇશું. "

---

( ૧૦ ) કૃષ્ણ સાથે કનિષ્ઠ પુરાણીએ કલ્પેલી **રાધા.**

કૃષ્ણ ચરિત્ર. ખંડ ૨જો. પ્રકરણ ૧૦ મુ. પૃ. ૧૩૪ માંની-**રાધા**

" ભાગવતના એ રાસ અધ્યાયમા રાધાનુ નામ કોઇ જગાએ જડતુ નથી. પરતુ **વૈષ્ણવ આચાર્યોની નસે નસમાં** એ નામ વ્યાપી રહ્યું છે. તેમની ટીકા, તેમની ટીપણીઓમા રાધાનુ નામ ડગલે ડગલે મળી આવે છે પણ મૂલમા કયાંઇએ એ નામ જડતું નથી.

આગળ પૃ. ૧૩૫ થી—" રાસ પંચાધ્યાય તો શું પણ **ભાગવત**માં પણ કોઇ જગ્યાએ **રાધાનું** નામ નથી. તેમજ **વિષ્ણુપુરાણ, હરિવંશ** અને **મહાભારત**મા પણ તેનું નામ નથી.....

" વૈષ્ણવના કેટલાક આચારોમાંતો કૃષ્ણ કરતાં રાધાની વિશેષ પૂજા થાય છે. તો એ રાધા આવી કયાંથી ?

" રાધાનું નામ પહેલવેલું- **બ્રહ્મવૈવર્ત** પુરાણમાં આવે છે, એ પુરાણને વિષે-**વિલ્સન** સાહેબનો એવો મત છે કે સર્વ પુરાણો કરતાં એ **કનિષ્ટમાં કનિષ્ટ** છે. તેની રચના જોતાં તે આજ કાલના કોઇ ભટ્ટાચાર્યે લખ્યું લાગે છે."

એમા મારો વિચાર-સર્વ પુરાણોમાં **બ્રહ્મવૈવર્ત** કનિષ્ટમાં કનિષ્ટ છે ત્યારે પ્રમાણ કોટિમા મુકવા જેવું કયું પુરાણ છે ?

( ૧૧ ) માયાવી કૃષ્ણનો વધ થતાં સાચા કૃષ્ણ રોયા.

કૃષ્ણચરિત્ર ખડ ૪ થો. પ્રકરણ. ૧૧ મું. પૃ. ૨૯૫ માંથી.

" સૌભ નામની એક રાજધાની હતી, તે આકાસમાં ઉડતી, ફરતી, અને શાલ્વ ત્યાં રહી યુદ્ધ કરતો એવી રીતે કૃષ્ણ જોડે લઢાઇ કરતા કરતાં કૃષ્ણને રડવુ પડયું કારણ શાલ્વે એક માયાવી- ખોટો વાસુદેવ બનાવી તેનો વધ કર્યો. કૃષ્ણને એ જોઇ મૂર્છા આવી ગઇ. આ ન જગીશ્વરનું ચરિત્ર કહેવાય કે ન કોઇ માણસનું કહેવાય. " ( આ વાર્તા મહાભારતમાંની છે. )

આમા મારો કિંચિત્ વિચાર—હુ અહિંયા ઉભો છું, સામો કત્રિમ વાસુદેવ છે જે પોતે જગદીશ્વર થઇ પ્રત્યક્ષપણામા એટલું પણ ન સમજ્યા તે યુગયુગમાં અવતાર લઇ જગતમા ઉદ્ધારક હતા અને થશે એ ગીતાનો લેખ યોગ્ય થએલો છે એમ આપણાથી કેવી રીતે કબુલ રાખી શકાય ?

(૧૨) **ભીષ્મ, દ્રોણ, કર્ણ** અને **શલ્ય** એ ચાર પર્વ હલકામાં હલકાં છે.

કૃષ્ણચરિત્ર, ખંડ ૬ ઠો પ્રકરણ ૧ લુ. પૃ. ૨૧૦ થી ભીષ્મનું યુદ્ધ.

" હવે મહાભારતનુ મોટું યુદ્ધ શરૂ થાય છે એ યુદ્ધની હકીકત ચાર પર્વમા વર્ણવી છે. તે ચારોનાં નામ દુર્યોધનના ચાર સેનાપતિઓના નામ પરથી

ભીષ્મપર્વ, દ્રોણપર્વ, કર્ણપર્વ, અને શલ્યપર્વ રાખેલા છે. આ યુદ્ધ પર્વો મહાભારતનો હલકામા હલકો ભાગ છે. પુનરૂકિત, અણગમો ઉપજાવે તેવા લાંબાં લાબા વર્ણન, અસ્વાભાવિકતા, અત્યુકિત અને અસગતિ વિગેરે ઘણા દોષો તેમા નજરે પડે છે. એનો ઘણોજ થોડો ભાગ અસલ મહાભારતમાં હશે પણ તે કયો તે નકકી કરવુ બહુ અઘરૂં છે. જ્યા આખુ વન કાટાથી ભરેલું હોય ત્યા ફુલ વિણવાં એ બહુ દુઃસાધ્ય છે છતા એ ભાગમા જ્યા જ્યા કૃષ્ણતે લગતું કાંઇ કહેલુ હશે ત્યાં ત્યાં આપણે તે અસલ છે કે નહિ તે નકકી કરવા પ્રયત્ન કરીશું"

(૧૩) ભારતમાં વિકારવાળું કૃષ્ણ ચરિત્ર.

કૃષ્ણ ચરિત્ર પૃ. ૩૨૦—નવીન ભાગ દાખલ કરનાર કવિ—

" અત્યારસુધી આપણો રસ્તો સરળ હતો તેથી વગર મુશ્કેલીએ તે આપણે કાપી શકયા પરન્તુ હવેથી મોટી ગુંચવણ શરૂ થાય છે. મહાભારત એક દરીયો છે છતા અહિં સુધી તેના સ્થિર પાણી પર કોમળ મધુર શબ્દો સાભળતાં સાંભળતા સુખે મુશાફરી કરી આપણુ વાહન આપણે લઇ આવ્યા છીએ પણ હવે તોફાની પવનથી ઉછળતા મોજાને લીધે આપણે ઉચે ઉછળવું ને નીચે પડવું પડશે કારણ હવે આપણે મુખ્ય કરીને **મહાભારતનો બીજો થર** ચણનાર કારીગર કવિના હાથમાં આવી પડયા છીએ તેને હાથે કૃષ્ણચરિત્રનુ રૂપજ બધું ફેરવાઇ ગયું છે, જે ઉદાર હતું તે હવે સાકડું ને નાનું થતુ જાય છે. જે સરળ હતું તે હવે કૌશલ્ય ભરેલું કુટિલ થઇ પડે છે, જે સત્યમય હતું તે હવે અસત્ય અને ઠગાઇની ખાણ થઇ જાય છે. જેનાપર ન્યાય અને ધર્મ બન્ને દીપી નીકળતાં હતા તે હવે અન્યાય અને અધર્મના ડાઘથી કલુષિત થઇ જાય છે. એ કવિના હાથમાં '**કૃષ્ણચરિત્ર એવો વિકાર પામે છે** "

(૧૪) કલ્પિત લેખોના સાગરમા ડુબેલુ કૃષ્ણચરિત્ર

કૃષ્ણચરિત્ર. પૃ ૩૯૩ માં—ઉપસહારમા બાબૂજી લખે છે કે—

" કૃષ્ણચરિત્રમાં સત્યનું નવું સંગઠન કરવુ એ બહુ મુશ્કેલ કામ છે. કારણ ખોટી અને અસ્વાભાવિક હકીકતોની ભસ્મથી એ અગ્નિ એટલો તો ઢ કાઇ ગયો છે કે તે શોધી કાઢવો પણ અઘરો થઇ પડે છે. જે સાધનોથી ખરૂં કૃષ્ણ-ચરિત્ર ઘડીને ઉપજાવી કાઢી શકાય તે સઘળા ખોટાપણાના સાગરમા ડુબી ગએલા છે માટેજ તેનુ સત્ય સ્વરૂપ જેટલું બની શકયું તેટલુ ઉપરના પૃષ્ટોમા ઘડી બતાવ્યું છે. "

આમાં મારો કિંચત્ વિચાર—

નવા સંગઠનનો અર્થ એજ કરી શકાય કે કલ્પિત, નીતિ વિરૂદ્ધ અને અસ્વાભાવિકતાવળું લખાણ કાઢીને, શુદ્ધ સ્વરૂપનું જણાવવું ? **પુરાણકારોએ** જૈન ધર્મના ઇતિહાસમાંના લેખોને ગ્રહણ કરી, તેમાં અનેક પ્રકારની ઉંધી છતી કલ્પનાઓ કરી બ્રહ્મા, **વિષ્ણુ** અને **મહાદેવ** એ ત્રણે દેવોના સંબન્ધે કલ્પિત, નીતિવિરૂદ્ધ, અને અસ્વાભાવિકતા વાળા લેખો લખ્યા છે તેથીજ તેમના સંબન્ધે સત્યરૂપે લેખો લખાયા નથી. માટે સત્યધર્મને ખોલવાની જરૂર છે અને તે સત્યરૂપ જૈનધર્મ આજે પણ તેવા ને તેવા સ્વરૂપનો દ્રષ્ટિગોચર થાય છે. તેના સંબન્ધે અનેક દેશી પરદેશી જૈનેતર પંડિતોના લેખો “ જૈનેતર દ્રષ્ટિએ જૈન ” નામના ગ્રંથમા અમોએ પ્રગટ કરી દીધા છે અને બાકીના બીજા પણ અનેક લેખો અમારા હાથમાં ફરીથી આવેલા છે તે પણ લખીને બહાર પાડવાના છીએ, ત્યાથી **સત્ય શોધકોએ સત્યાસત્યનો વિચાર** કરી લેવો.

૧૫ બાબૂજીએ પુરાણકારોના લખેલા નીતિ વિરૂદ્ધના લેખો બતાવ્યા. તો પણ પક્ષપાત નડયો.

કૃષ્ણચરિત્ર. પ્રકરણ ત્રિજું. પૃ. ૧૪ માં—બાબૂજી લખે છે કે—

“ અન્યદેશના લેખકો યશ મેળવવા અથવા એવી કોઇ બીજી તૃષ્ણાથી ગ્રન્થ રચતા અને તેથી હમેશાં પોતાની કૃતિ પોતાનેજ નામે ઓળખાવવા તેમનો ઉદ્દેશ રહેતો. પારકાની કૃતિમા પોતાની કૃતિ ડુબાડી દઇ પોતાના નામનો લોપ કરી નાખવા તેમને ઇચ્છા થતીજ નહિ. પરન્તુ ભરતખંડના બ્રાહ્મણો તો નિઃસ્વાર્થી અને નિષ્કામ રહીનેજ પોતાનું કામ કરતા. લોકનુ ભલુ ( પૃ. ૧૫ થી ) કરવું એ સિવાય બીજા યશના ભૂખ્યા હતા જ નહિ. આ દેશમાં એવા ઘણા ગ્રથો છે કે જેના બનાવનારનું નામ હજુ સુધી કોઇપણ જાનતું નથી. આવા લેખકો **મહાભારત** જેવા લોકપ્રિય ગ્રંથ મારફતે, પોતાની કૃતિ પણ લોકમા વિશેષ ફેલાય એવા વિચારથી, તે ગ્રંથમાં પોતના લેખ દાખલ કરી દેતા. આવા આવા કારણોને લીધે મહાભારતમાં કલ્પિત કથાઓ ઘણી છે પણ તેટલા ઉપરથી એમ કહેવું કે એ પ્રસિદ્ધ ગ્રંથમાં કોઇ ઐતિહાસિક વાર્તા છેજ નહિ એ ઘણું અનુંચિત છે. ”

આમાં મારા કિંચિત્ વિચારો—

ભરતખંડના **બ્રાહ્મણો** નિઃસ્વાર્થ અને નિષ્કામ રહીનેજ લોકોનું ભલુ કરવા પોતાનું નામ ન જણાવતા. આ વિચારમાં બાબૂજીની અને અમારી દ્રષ્ટિમા

ફેર છે. અમારા વિચાર પ્રમાણે તો—પૂર્વ પરંપરાથી ચાલતા આવેલા કોઇ સત્ય-રૂપજૈનધર્મથી ફંટાઇને ગેબી ગોળા ગબડાવવાને માટેજ બ્રાહ્મણો પોતાના નામોને છુપાવતા ? અને પોતાના કુટુંબનો નિર્વાહ કરતા. જુવો પૃ. ૯ ૧૦ માં બાબૂજી-નોજ લેખ—ચાર વેદ—લાખ શ્લોકોથી ભરેલું મહાભારત, હરિવંશ, અઢારે પુરાણો એ સઘળું એકજ માણસે રચ્યુ છે અને તેવીને તેવી સ્થિતિમાં જળવાઇ રહ્યું છે. જો આ વાત સાચી હોત તો કૃષ્ણના માથે ચઢાવેલા દૂષણોનો ઉદ્ધાર કરવા બાબૂજીને બધાં ગ્રંથોનું ડોહાળણજ શુ કરવા કરવુ પડતુ ? તેથી એજ વિચાર ઉપર આવવું પડે છે કે—પોતાનો સ્વાર્થ સાધવાના માટે કોઇ ચાલતા સત્યધર્મથી ફંટાઇ ઉંધુ છતું લખી લોકોનું વલણ પોતાના તરફ દોરવવા સત્ય વસ્તુનો ફેરફાર કરતા અને પોતાનાં નામોને છુપાવતા. નહિ કે લોકોના ભલાને માટે ? ॥ ફરીથી જુવો કે પુરાણકારોએ વિષ્ણુના ૨૪ અને ૧૦ એમ બે વખતે અવતારોની કલ્પના ઉભી કરી છે. તે શું સાચી છે ?

જો સાચી હોત તો પૃ. ૬૩ મા બાબૂજીને એમ શા માટે લખવુ પડતું કે —"સ્હેજ બુદ્ધિવાળો માણસ પણ સમજી શકશે કે—મત્સ્ય, કૂર્મ, વરાહ વગેરે વાર્તા જેવી કથાઓના વિષયભૂત પશુગણને ઇશ્વરાવતાર જોડે કાંઇ દાવો દાવીજ નથી. વળી જુઓ કે—આ અવતારોની કલ્પના જૈનોના ૨૪ તીર્થંકરોથી ૨૪ ની તેમજ બૌધોના દશ બોધિસત્વથી દશની ઉભી કરીને પુરાણકારોએ પોતાના નામ છુપાવી લોકોને ઉંધે માર્ગેજ દોરવાનો પ્રયત્ન કર્યો છે ? નહિ કે લોકોના ભલાને માટે ? તેથી બાબૂજીના અને અમારા વિચારમા તફાવત પડે છે. તેનો પણ વિચાર વાચકોએજ કરી લેવાનો છે ?"

॥ ઇતિ પંદર કલમવાલો બાબૂજીનો લેખ—૧ ભારત વિશ્વાસ પાત્ર નથી. ૨ ચોવીશ હજારનુ લાખ. ૩ જગદીશને માણસ દેહ ધરવાનું શું પ્રયોજન. ૪ માણસજ ન થાય તો મત્સ્યાદિક ક્યાથી ?. ૫ નવરા બ્રાહ્મણોએ લખ્યું. ૬ પુરાણો વ્યાસેરચ્યાં નથી. ૭ ભારત, વિષ્ણુ પુ મા-ગોપીઓની કે દહિમાખણની વાતો નથી ૮ બે ઝાડના બે કુબેરપુત્રો. ૯ ત્રણ અસુરોનો વધ પાયા વિનાનો. ૧૦ કનિષ્ટ પુરાણીએ કલ્પેલી રાધા. ૧૧ માયાવી કૃષ્ણના વધે સાચા રોયા. ૧૨ ભીષ્માદિક ચાર પર્વ હલકામા હલકાં. ૧૩ વિકારવાળું ભારત. ૧૪ કૃષ્ણચરિત્ર કલ્પિત સાગરમા ડુબેલુ. ૧૫ છેવટે બાબૂજીને પક્ષાપાત નડયો એમ પંદર કલમથી શ્રી કૃષ્ણના સંબંધવાળો લેખ છે, તેનો યોગ્ય વિચાર અમોએ કરીને બતાવી દીધો છે.

# આર્યોના તહેવારોથી કલમ પાંચ.

આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ. ૩૪૯ થી

" કૃષ્ણવિષેની સારી નરસી વાતો પુરાણકારોએ સમાજમા પ્રચલિત કરી તેમણાં લખાણોનો વિચાર કરીએ.

(૧) **પુરાણોની** વાતો એક બીજાને મળતી નથી આવતી.

કૃષ્ણનો ઉલ્લેખ જેટલો **હરિવંશમાં** છે એટલો **વિષ્ણુપુરાણમાં** નથી. કૃષ્ણની લીલાનું વર્ણન **ભાગવતમાં** વધારે છે.

**બ્રહ્મવૈવર્ત** પુરાણમા તેની લીલાનું વર્ણન છટાદાર કરેલું છે. પરન્તુ ઐતિહાસિક દ્રષ્ટિએ એ બધું **કંઇજ કામનું નથી.**

ગોપીઓ સાથે **રાસક્રીડા** કર્યાનું વર્ણન **વિષ્ણુપુરાણમાં** છે પરન્તુ તેમાં રાધાનો ઉલ્લેખ નથી. બ્રહ્મવૈવર્ત પુરાણમાં બ્રહ્માએ મધ્યસ્થ રહી રાધા સાથે કૃષ્ણનો વિવાહ કર્યાનો ઉલ્લેખ છે. એ બન્ને લીલામાં રાસલીલાનું વર્ણન છે. પરન્તું **ભાગવતમાં** તે વધારે **વિસ્તારપૂર્વક** કરેલુ છે એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે ભાગવત અને બ્રહ્મવૈવર્ત પુરાણના લેખકોએ પોતાની કલ્પના ચાતુર્યથી આ લીલાનું વર્ણન કરેલું છે.

**હરિવંશમાં**–કૃષ્ણે પોતાના આયુષ્યના છેલ્લા ભાગમાં કરેલાં કાર્યોનુ તેણે ભારતીય યુદ્ધમા કરેલાં પરાક્રમોનું અથવા અનીતિમાં પડેલાં પોતાનાજ ભાઇઓ યાદવોનો નાશ કર્યાનું વર્ણન **નથી.** પોતાના શત્રુનો સંહાર કર્યા પછી વ્રજમા જઇને નંદયશોદાની મુલાકાત કરીને, ઋષિનું દર્શન કરવા પુષ્કર તીર્થ ગયા, એટલુંજ હરિવંશમાં કહેલું છે.

**ભારત** અને **વિષ્ણુપુરાણમાં** પણ સંપૂર્ણ કૃષ્ણ ચરિત્ર મળતું નથી.

આગળ પૃ. ૩૫૦ માં **ભાગવત** એ એક ઉત્કૃષ્ટ અને રસપૂર્ણ ગ્રન્થ છે એ સહુ કોઇને માન્ય છે પરન્તુ આપણે ધારીએ છીએ એટલો તે પ્રાચીન નથી. લગભગ ૪૦૦ વર્ષ પહેલાં બંગાળામાં મુસલમાનોના રાજ્યના વખતમાં થઇ ગએલા **"બોપદેવ"** નામના વિદ્વાને એ ગ્રંથ લખ્યો છે. કૃષ્ણભક્તિનો પ્રચાર એ ગ્રંથથી વધ્યો એ ખરૂં પરન્તુ એ ઇતિહાસ નથી. એ વાત ધ્યાનમા રાખવી જોઇએ. કૃષ્ણની લીલાના અનેક અર્થ કરવામા આવે છે. "

વળી જુવો. શકાકોય શંકા ૩૭૮ મા.

" आश्रमा यवनै रुद्धा रतीर्थानिसरितस्तथा देवतायातयान्य ऽ त्र दुष्टै-र्निष्ठानि भूरिशः ! શુ આ શ્લોકથી એ સિદ્ધ નથી થતુ કે ભાગવત ઔરંગઝેબના વખતમા બન્યું છે ? (ભાગવત સ્કંધ અ. ૧ શ્લોક ૩૬."

॥ ઇતિ પુરાણોની વાતો મલતી નથી. ભારત વિષ્ણુ પુ. મા સંપૂર્ણ કૃષ્ણ ચરિત્ર નથી. ૧

---

## ( ) વિષ્ણુના–ધોળા અને કાળા વાળના–બળદેવ ને કૃષ્ણ.

હિંદુસ્તાનના દેવો પૃ. ૧૯૧ થી લીધેલો સાર.

" **કંશના** ત્રાસથી ત્રાહી ત્રાહી કરતી **પૃથ્વી** ગાયનુ સ્વરૂપ લઇને ઇંદ્રની પાસે ગઇ અને ફરીયાદો કરી કે–ધર્મ અને ન્યાય નાશી ગયા છે. મને રજા આપો તો હું પણ પાતાળમા જાઉં." બધા દેવતાઓની સાથે **ઇંદ્ર** **વિષ્ણુના શરણે** ગયા અને પૃથ્વીને ત્રાસમાથી છોડાવવા પ્રાર્થના કરી. **વિષ્ણુએ** પોતાના માથામાથી એક **સફેદ** અને એક **કાળો** એમ બે કેશ તોડયા અને દેવતાઓને કહ્યુ કે આ મારા કેશ પૃથ્વી ઉપર ઉતરશે અને પૃથ્વીને દુઃખના ભારમાથી મુકત કરશે."

**સફેદ** કેશે—**બલરામનો**, અને **કાળા** કેશે **કૃષ્ણનો** અવતાર લીધો. ત્યારબાદ વસુદેવ, ઋષિ અને તેમની પત્ની દેવકીને, કંશ પોતાના રથમાં બેસાડીને લઇ જતો હતો તે વખતે આકાશમા શબ્દ થયો કે–હે મૂર્ખ ? જે સ્ત્રીને તૂં લઇ જાય છે તેનો આઠમો ગર્ભ તારા પ્રાણ લેશે, તે સાભળી કશે દેવકીના પ્રાણ લેવા તલ્વાર ખેચી, પણ વસુદેવે છોકરો સોંપવાનું કહીને બચાવી. કંશને સંતોષ થયો. ભૂલ ન થવા માટે ચોકી રાખી પણ તે આઠમો ગર્ભ બદલાઇ ગયો. કશે ગોવાળીયાના છોકરાને પત્થર સાથે અફાળ્યો અને તે વખતના જન્મેલા છોકરાનો પણ નાશ કરવાનો હુકમ કર્યો હતો, છતાં તેની શોધમાથી બાલકૃષ્ણ છટકી ગયા હતા ઇત્યાદિ"

વળી—શંકાકોષ, શંકા ૧૩ મી પૃ. ૨ માં **કૃષ્ણની કાલા વાલથી** ઉત્પત્તિ, પુન: તેમને સાક્ષાત્ ભગવાન્ કહેવા શું કદી પણ યુકત કહેવાશે ? **( ભાગવત )**

॥ ઇતિ ધોલા કાલા કેશના–બલદેવ અને વિષ્ણું. હિ. દે. થી. ૨॥

---

## (૩) કૃષ્ણે—માટીના ઠેકાણે પેટમાં બ્રહ્માંડ દેખાડયું.

કૃષ્ણ ચરિત્ર. ખંડ ૨ જો. પ્રકરણ ત્રિજું પૃ. ૯૪ માં. બાબુ વંકિમચંદ્ર લખે છે કે—" કૃષ્ણે એક વખત માટીખાધેલી અને તે વાત ના કબૂલ કરવાથી જશોદાએ તેનું મોઢું ઉઘાડી જોવા માડયું, કૃષ્ણે મોઢું ઉઘાડયું તો તેમાં—આખુ બ્રહ્માંડ જશોદાને જણાયું. આ પણ કેવળ ભાગવત કારની બનાવી કાઢેલી વાત છે." ॥ ઇતિ માટી ખાઇ કૃષ્ણે માતાને બ્રહ્માંડ દેખાડયું. ૩॥

---

(૪) કૃષ્ણે અર્જુનને **વૈરાટ્** સ્વરૂપ દેખાડયું.

વળી જુઓ **ગીતામાં** ( શં. ૪૨૮ મી, પૃ. ૬૫ માં )

" શ્રી કૃષ્ણે અર્જુનને વૈરાટ્ સ્વરૂપ દેખાડયું શું આ સંભવિત છે? જો સંભવિત હોય તો પૌરાણીઓ કહેશે કે અર્જુને શી રીતે તે સ્વરૂપ જોયું? જ્યારે વૈરાટ્ સ્વરૂપ જોયું ત્યારે અર્જુન વૈરાટ્ની બહાર હતો કે અંદર?"

॥ ઇતિ અર્જુનને શ્રીકૃષ્ણે વિરાટ્ સ્વરૂપ દેખાડયું. ૪॥

---

(૫) ઘટોત્કચના પ્રાણ ગયા ને કૃષ્ણ નાચ્યા.

કૃષ્ણચરિત્ર પૃ. ૩૨૬ થી ૨૭ માં બાબૂ વંકિમચંદ્ર લખે છે કે—

" તે ( કવિ ) કહે છે કે—ઘટોત્કચ મરાયો, તે સાભળી પાંડવો શોક કરવા લાગ્યા, પણ કૃષ્ણે તો રથ ઉપર ચઢી નાચવા માંડયું.

તે હવે નાના સરખા ગોવાળીયા ન હતા. તેમના છોકરાંને ઘેર છોકરાં થયા હતાં. તેમજ તેમને અકસ્માત્ વાયુનો રોગ થયો હતો એવું પણ કવિ કહેતો નથી કે જેથી એમ સમજાય કે તે રોગને લીધે તેમણે એવું કરવા માંડયું હશે"

" ત્યારે એ રથ ઉપર ચઢી નાચ્યા શા માટે હશે? માત્ર નાચતા ન હતા જોડે મોટી બૂમ પાડી હાથના તખોટા—તાલીઓ પાડતા હતા. " અર્જુને પુછ્યુ કે " તમને થયું છે શું? નાચો છો કેમ? કૃષ્ણે કહ્યું કે—કરણની પાસે જે શક્તિ હતી અને જે તારી સામે વાપરવા તેણે સંઘરી રાખી હતી તે ઘટોત્કચ સામે તેણે વાપરી દીધી છે તેથી હવે તને કાઇ બીક નથી."

આ વાતમાં—શંકાકોષ. શંકા. ૨૬૫ મી. પૃ. ૩૭ માં—

" શ્રી કૃષ્ણજી નાચતા હતા. વાહ ! ! પૌરાણીયોના ઇશ્વર નાચતા પણ હતા કે ? ( ભાગવત. સ્કંધ. ૧૦, અધ્યાય ૩૩ માં ) . "

ઇતિ–૧ પુરાણોની વાતો મલતી નથી. ભારત, વિષ્ણું પુ મા સંપૂર્ણ કૃષ્ણ ચરિત્ર નથી. આર્યો. તહે. । ૨–ધોલા કાલા કેશના–બલદેવને કૃષ્ણ. હિં. દે. । ૩–માટી ખાઇ માતાને બ્રહ્માંડ દેખાડયુ. બાબૂ. । ૪–અર્જુનને વિરાટ્ સ્વરૂપ દેખાડયું ગીતામા. । ૫–ઘટોત્કચના પ્રાણ જતા નાચ્યા. બાબૂ એમ કૃષ્ણના સંબંધવાલી કલમ પાંચનો વિચાર કરીને બતાવ્યો.

---

## કૃષ્ણના સંબંધે વિચિત્ર પ્રકારની ફ્રરીથી કલમ ૧૧
## સ્ત્રીના શાપથી વિષ્ણુ પથ્થર થયા.

શંકાકોષ શકા ૧૫ મી. પૃ. ૨ ( **પદ્મપુરાણ**. કાર્તિક મહાત્મ્ય )

(૧) " વિષ્ણુનુ જાલધરની સ્ત્રી વિંદા ( વૃંદા ) ઉપર મોહિત થવું. પુનઃ વિષ્ણુનું શાપ વશ પથ્થર થઇ જવુ માનો છો કે નહિ ? તો કહીએ ઇશ્વર કદી પથ્થર થઇ શકે છે ? "

વળી જુવો શીલનો ભંગ કરી તેના પતિને મરાવ્યો. શંકાકોષ શંકા ૪૧૬ મી પૃ. ૬૧ મા—

" જાલંધર જ્યારે શિવજીની લડાઇમાં ન મર્યો ત્યારે ભગવાને ( શ્રી કૃષ્ણે ) તેની સ્ત્રી વૃંદાનો પતિવ્રત ધર્મ નષ્ટ કર્યો ત્યારે તે મર્યો. હવે પૌરાણીઓ બતાવશે કે—ઇશ્વર કે જે સર્વ શક્તિમાન અને સત્ય છે તેના ઉપર પ્રમાણેનાં કર્મ હોય ખરા ? "

આ વિષયમા **રામાયણમાં** નીચે પ્રમાણે છે—

તુલસી રામાયણ બાલકાંડ પૃ. ૧૧૩ । ૧૧૪ । ૧૧૫ મા નીચે પ્રમાણે છે.

" **વૈકુંઠમાં** નારાયણના **જય** અને **વિજય** બે ભાઇઓ દ્વારપાળો હતા. **બ્રાહ્મણોના** શાપથી હિરણ્ય કશિપુ અને હિરણ્યાક્ષ રૂપ અસુરપણે પ્રાપ્ત થયા. નૃસિંહ અને વરાહનું રૂપ ધરીને ક્રમથી બન્નેને પ્રભુએ માર્યા.

**નૃસિંહ** અવતારે હિરણ્ય કશિપુને મારીને તેનો પુત્ર–મહાભકત પ્રલ્હાદનું રક્ષણ કર્યું. એ કથા **ભાગવત**. સ્કંધ ૭ માં વિસ્તારથી છે. અને ત્યાંથી મરીને કશિપુ–રાવણ, અને હિરણ્યાક્ષ—કુંભકરણ, થયા.

વળી પૃ. ૧૧૪ । ૧૫ માં-એક કલ્પમા **જાલંધરથી** દેવતાઓને દુઃખીયા દેખીને, **સદાશિવે** જાલંધરને મારવાનો ઘણો ઉદ્યમ કર્યો પણ મર્યો નહિ. જાલંધરની સ્ત્રી સતી હતી તેથી તે કોઇથી મરે એવો ન હતો, ત્યારે પ્રભુએ (વિષ્ણુએ) છલકપટથી વૃંદાના સતીપણાનો ભંગ કરી દેવતાઓનુ કાર્ય કરીને આપ્યું. આ સઘળો મર્મ વૃંદાના જાણવામા આવતા તેણે કોપ કરીને પ્રભુને ( વિષ્ણુને ) શાપ આપ્યો.

આ લેખની **ટીપમાં** નીચે પ્રમાણે જણાવવામા આવ્યું છે–

" જાલંધરની સ્ત્રી વૃંદાના સતીપણાને લીધે તે જીતી શકાતો ન હતો. વિષ્ણુ તેના દ્વારપર સાધુ થઇને બેઠા, યુદ્ધની વાત પુછતાં જાલંધરના ટુકડા તે સતીની પાસે આવીને પડ્યા. તેને જોડી દેવાની સલાહ આપતા જીવતો થયો, એટલે તે સાધુના ચરણ દબાવતા સતીપણાના ભંગથી જાલંધર માર્યો ગયો. વિષ્ણુનુ કપટ જાણીને વૃંદાએ શાપ આપ્યો કે, મારો સ્વામી તારી સ્ત્રીનુ હરણ કરશે અને તૂ દુઃખી થઇશ. "

ઇતિ શીલનો ભંગ કરતાં ભગવાન પણ શાપિત થયા. પદ્મ પુ. ભાગવતાદિ (૧)

---

(૨) બ્રાહ્મણોએ શ્રી કૃષ્ણ ભગવાન પાસે પગ ધોવરાવ્યા. ભાગ ૦ શંકા કોષ. શંકા ૪૩૨ મી પૃ. ૬૭ માં.

" શ્રી કૃષ્ણ ભગવાને બ્રાહ્મણોના પગ ધોવા શું આ સંભવિત છે કે ? ( **ભાગવત** સ્કંધ ૧૦, અધ્યાય ૫૩ મા ). "

કૃષ્ણચરિત્ર ખંડ ૪ થો. પ્રકરણ ૯ મુ. પૃ. ૨૪૭ થી બાબૂ–વંકિમચંદ્ર લખે છે કે—" **યુધિષ્ઠિરના** રાજસૂય યજ્ઞની શરૂઆત થઇ. સઘળાઓ જુદા જુદા કામોપર ગોઠવાઇ ગયા પરંતુ શ્રી કૃષ્ણે કયું કામ માથે લીધું ? બીજા બધાના કામ સાથે એમનું પણ કામ મહાભારતમાં કહેવામા આવ્યુ છે, તેમને **બ્રાહ્મણોના** પગ ધોવાનું કામ સ્વીકાર્યું. આનો અર્થ શો? ચાકરોને કરવાના કામપર શ્રી કૃષ્ણને શા માટે નીમ્યા હશે ? જે **બ્રાહ્મણોના** વંશજો આજે રસોઇઆનુ કામ કરે છે, તે બ્રાહ્મણોના પગ ધોવાનુ કામ તે શું આદર્શ પુરૂષને શોભે ? માટે જો ખરીવાત એમજ હોયતો તેમને એ કામ ઘટતુંજ ન હતું, એ આપણે વગર અચકે કહી શકીએ.

આગળ પૃ. ૨૪૮ । એ વિષે ખુલાસા ઘણા આપવામા આવે છે. બ્રાહ્મણો તરફથી અપાયેલા અને હાલમા મનાતો ખુલાશો એ છે કે—બ્રાહ્મણોની મોટાઇ વધારવાના ઇરાદાથી કૃષ્ણે બીજા બધા કામ છોડી એ કામ માથે લીધેલુ, પરંતુ એ ખુલાસા ઉપર આસ્થા બેસે એવુ નથી.

**વનપર્વમાં**—દુર્વાસા ઋષિના અતિથ્યની જે કથા છે. તે જો મૂલ મહાભારતનો ભાગ ગણાય તો, તે ઉપરથી જણાશે કે તેમને બ્રાહ્મણોને ગલચી સાહી પાડવાના આશ્રમ આગળથી બહાર કાઢી મૂકયા હતા

તે તો બહુ જબરા સામ્યવાદી, સૌને સરખા ગણનાર હતા. **ગીતાનો** ધર્મજ જો કૃષ્ણનો કહેલો હોય તો—**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ ९ । ६७ ।**

તેમના મત પ્રમાણે—વિદ્વાન, તથા, વિનયવાળા બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરા અને ચંડાલ સૌ સમાન ગણવા જોઈએ, તેમ હોવાથી માત્ર બ્રાહ્મણોનું ગૌરવ વધારવાનેજ તેમના પગ ધોવાનુ માથે લે એ સંભવતું નથી ઇત્યાદિ. ”

॥ ઇતિ–બ્રાહ્મણોએ ભગવાન પાસે પગ ધોવરાવ્યા નો વિચાર ભારત૦ ભાગ ૦૧ (૨)

---

(૩) પ્રદ્યુમ્ને દેવીનું સ્તનપાન કરી પુત્રો પેદા કર્યા.

**ભાગવત** સ્કંધ ૧૦ મો અધ્યાય ૫૫ મો ( શં. ૩૯૨ પૃ. ૫૭ )

“ પ્રદ્યુમ્ને નારદના ઉપદેશાનુસાર માયાદેવીના સ્તનપાન કરી, પછી તેને સ્ત્રી કરવી અને તેનાથી પુત્ર પેદા કરવા શું માનવા લાયક છે ? આજના પૌરાણીઓ તેમ કરતા હશે કે ? ”

॥ ઇતિ પ્રદ્યુમ્ને દેવીનુ સ્તનપાન કરી પુત્રો પેદા કર્યા નો વિચાર ભાગ૦ (૩)

---

(૪) કૃષ્ણ સ્વર્ગમા લડયા વસ્તુઓ દ્વારિકામા લાવ્યા—

( શંકાકોષ શં. ૪૮ મી, પૃ. ૭ ) **હરિવંશ**પુરાણ બીજા ખંડમા લખ્યું છે કે—“ શ્રી કૃષ્ણ મહારાજે જ્યારે દ્વારિકા વસાવી ત્યારે એ ઇચ્છા થઇ કે, જે વસ્તુઓ રાજા ઇંદ્રને ત્યા સ્વર્ગમા ઉપસ્થિત છે, તે સઘળી લાવીને આ દ્વારિકા પુરીને સ્વર્ગતુલ્ય બનાવી દઉ, એવો વિચાર કરીને શ્રી કૃષ્ણ ગરૂડ ઉપર સ્વાર થઇને સ્વર્ગમા ગયા. ત્યાં રાજા ઇંદ્ર સાથે મોટું યુદ્ધ થયુ. તેમા જીતીને, કલ્પવૃક્ષ ઉખાડીને, તથા નંદનવનને પણ ઉખાડી, ગરૂડ ઉપર મૂકીને દ્વારિકા તરફ

ચાલવા માંડયું. માર્ગમાં એક દૈત્યની ૧૬૦૦૦ સોળહજાર કન્યાઓ હતી. તેમને પણ ગરૂડ ઉપર સ્વાર કરી દીધી અને ત્યાંથી અઢળક માલ લઇ, તે પણ ગરૂડ ઉપર ભરી, દ્વારિકા આવી પહોંચ્યા. શું આવી અરેબીયનનાઇટસને પણ હઠાવે તેવી વાતો સંભવિત છે કે ?"

॥ ઇતિ કૃષ્ણ સ્વર્ગમાં જઇ લડયા, ત્યાંથી ધન દ્વારિકામાં લાવ્યાનો વિચાર હરિવંશપુ૦ (૪)

---

(૫) મણિના માટે કૃષ્ણ અને બળભદ્રના પ્રેમમાં ભગ.

**મત્સ્ય**પુરાણ અંશ ૪ થો. અધ્યાય ૧૩ માનો ભાવાર્થ. મ. મી. પૃ. ૧૭૦)

"**કૃષ્ણજીએ** 'સ્યમંતક મણિ લેવાના માટે **શતધન્વાને** માર્યો. આ અધિકાર ભાગવતમાંનો લખીને બતાવ્યો છે. વિશેષ–" કૃષ્ણજીએ બળભદ્રને કહ્યુ કે—શતધન્વાને મેં માર્યો ખરો પણ તેની પાસેથી મણિ નીકળ્યું નહિ. બળભદ્રજીના મનમા એવું આવ્યું કે પોતે મણિને છુપાવવા માટે જુઠું બોલે છે તેથી એકેકનો પ્રેમ ઘટી ગયો. કૃષ્ણજીએ સોગન ખાધા પણ બળભદ્રનો વહેમ ન ગયો, તેથી વિદેહ પુરીમા ચાલ્યા ગયા અને કૃષ્ણજી દ્વારિકામા આવી ગયા."

જૈનમતના ગ્રંથોમાં—દુનીયા અનાદિની છે અને એક તેવા મધ્યમ કાળમાં **વાસુદેવાદિકનાં નવ ત્રિક** નિયમ પ્રમાણે થયા કરે છે, એમાં પૂર્ણ પ્રેમ અને એકની સાથે શત્રુતા હોય તેજ પ્રમાણે આ અવસર્પિણીમા થએલાં બતાવ્યાં છે તેથી **મત્સ્ય**પુરાયમાં લખેલા પ્રેમ ભંગની વાત વિચારણીય છે. જુવો અમારા એ સંબંધના બધા લેખો.

॥ ઇતિ–વાસુદેવ અને બળભદ્રના પ્રેમના ભંગનો વિચાર મત્સ્યપુ૦ (૫)

---

(૬) કૃષ્ણે મોહિની રૂપથી ઠગી દૈત્યોના પ્રાણ લીધા. **મત્સ્ય**પુરાણ. અધ્યાય ૨૫૦ મો ( મ. મી. પૃ. ૧૬૭ )

" શ્રી કૃષ્ણજીએ મોહિનીનુ રૂપ ધારણ કરી દૈત્યોને ઠગ્યા અને તેમની પાસેથી અમૃત લઇ દેવતાઓને પાઇ દીધું અને વળી પોતાના સુદર્શન ચક્રથી હજારો દૈત્યોને મારી નાખી તેમનો નાશ પણ કર્યો.

॥ ઇતિ શ્રી કૃષ્ણે મોહિનીનું રૂપ ધરી દૈત્યોને ઠગ્યા અને માર્યા મત્સ્યપુ૦ (૬)

---

(૭) ભૃગુની સ્રીનું માથુ કાપતા કૃષ્ણને સાત જન્મનો શાપ.

**મત્સ્ય**પુરાણ અધ્યાય ૪૭ મો શ્લોક ૯૭ થી ૧૦૩ નો ભાવાર્થ

( મ. મી' પૃ. ૧૧૨ )

" ભગુ ઋષિની સ્રી અને શુક્રાચાર્યની માતા—ઇદ્રને કહે છે કે હે ઇદ્ર ? હું મારા તપોબળથી કૃષ્ણની સાથેજ તમોને બાળીને ભસ્મ કરી નાખીશ. તે વચન સાભળીને ઇદ્ર અને કૃષ્ણ ભયભીત થઈને વિચાર કરવા લાગ્યા ઇદ્રે કૃષ્ણને કહ્યુ કે હે કૃષ્ણ ? જો તમો આ સ્રીને મારી નાખો તો આપણો છુટકારો થાય. આ ઇદ્રનુ વચન સાભળી શ્રી કૃષ્ણ સ્રીના વધનુ મહાપાપ જાણતા છતા પણ સુદર્શન ચક્રથી તે સ્રીનું માથુ કાપી નાખ્યું. આ સ્રીના વધનું ઘોર પાપ જોઇ **ભૃગુઋષિએ** શ્રી કૃષ્ણને એવો શાપ આપ્યો કે હે કૃષ્ણ ? તે આ ઘોર પાપ કર્યુ છે તેથી તું સાતવાર મનુષ્યમાં આવીને ઉત્પન્ન થઇશ."

**ભૃગુ** સત્યયુગમા થએલા બ્રહ્માના પુત્ર મનાયા છે. શ્રી કૃષ્ણ ત્રેતામા થએલા છે ભૃગુની સ્રીએ કૃષ્ણની સાથે ઇંદ્રને બાળી મારવાનુ કયા કાળમા કહેલુ ? અને સ્રી હત્યાનુ પાપ તેમને કયા કાળમા માથે ચઢાવી લીધેલુ ? અને દ્વારિકાના દાહ પછી શ્રી કૃષ્ણે સાત જન્મ કયા કયા લીધેલા ? એ બધું વિચારવા જેવુ ખરૂં કે નહિ ?

॥ ઇતિ ભૃગુની સ્રીનું માથુ કાપતાં શ્રીકૃષ્ણે સાત જન્મ કર્યો મત્સ્યપુ૦ (૭)

---

(૮) કૃષ્ણે શતધનુનું માથુ કાપ્યું મણિ મળ્યું નહિ.

**ભાગવત** દશમ સ્કધ ઉત્તારાર્દ્ધ. અધ્યાય ૫૭ મો પત્ર ૨૦૩, શ્લોક ૨૧ થી ૨૩ ( મ. મી પૃ. ૮૦ )

શ્રી કૃષ્ણ ભગવાને એક મણિના લોભથી—શતધનુનુ માથુ **ચક્રથી કાપી** નાખ્યુ પણ તેની પાસેથી મણિ નીકળ્યું નહિ. શતધનુને ફોગટ માર્યો કે મણિ તો તેની પાસેથી નીકળ્યુ નહિ બળભદ્રજીએ કહ્યુ કે કોઇને આપી દીધું હશે આગળ તપાસ કરો. ઇત્યાદિ."

॥ ઇતિ **શ્રી કૃષ્ણે** મણિના લોભથી શતધનનુનું માથું કાપ્યું, મણિ ન મળ્યું. ભાગ (૮)

---

(૯) ધાવતા કૃષ્ણે **પૂતનાના** પ્રાણ લીધા.

---

**ભાગવત** દશમ સ્કંધ અધ્યાય ૬ ઠો ( શં. પર મી પૃ. ૮ )

" પૂતના મથુરામાથી ગોકુળમા ગઇ. નંદરાયના વ્રજમા જઇને ત્યાથી શ્રી કૃષ્ણને ધવરાવવા લીધા. શ્રી કૃષ્ણે ધાવતાં ધાવતા તેના પ્રાણ ચુસીને મારી નાખી. મરતા તે પોતાનુ રાક્ષસી રૂપ ધારણકરીને પડી કે તે રાક્ષસીદેહ પડવાથી છ કોશ અંદરના વૃક્ષ ભાગી ભુકો થઇ ગયાં, તે પછી કૃષ્ણને ગોપીઓએ તેની છાતી ઉપરથી લઇ લીધા ! હવે પુરાણીઓ કહેશે કે હાલ ગોકુલ મથુરાને કેટલું છેટું છે ? હાલ મથુરાને ગોકુલને માત્ર ૪ માઇલ છેટું છે તો બતાવશો કે ઝાડ ભાગી પડયા ને ઘર કેમ ન ભાગ્યા ? તથા માણસો કેમ ન મર્યા ? "

॥ ઇતિ ધાવતા કૃષ્ણે પૂતનાના પ્રાણ લીધાનો વિચાર ભાગ૦ (૯)

---

(૧૦) શાબથી શાએલું તેના પાનથી યાદવકુળનો નાશ.

શંકાકોષ શંકા ૪૬૦ મી. પૃ. ૭૪ (ભાગવત સ્કંધ ૧૧ મો અ. ૧)

" કૃષ્ણના પુત્ર શાબને, ગર્ભવતી સ્રીરૂપ ધારણ કરાવી.

" આ સ્ત્રી શું જણશે ? એમ બ્રાહ્મણોને પૂછવાથી **બ્રાહ્મણોએ** કહેવું કે—' આ સ્ત્રી તમારા કુળનો નાશ કરે એવુ મુશળ જણશે " તુરતજ બીજા છોકરાઓએ શાંબનું પેટ છોડીને જોયું તો મુશળ જોવામાં આવ્યું. શુ આ માનવા લાયક છે ?

તે મૂશળને ભાંગીને સમુદ્રમા નાખવું તેનાથી " પાન " ઉગવી અને તે પાનથી યાદવકુળનાં સંહાર થવો શું વાસ્તવિક છે કે ? "

॥ ઇતિ-શાએલાને પાન ઊગ્યું, તેથી યાદવકુલનો નાશ. ભાગ૦ (૧૦)

---

(૧૧) શ્રી કૃષ્ણના સ્પર્શથી અજગરનો વિદ્યાધર.

શંકાકોષ શં, ૪૩૩ મી. પૃ. ૬૭ મુ. ભાગવત સ્કંધ ૧૦ અ. ૩૪ મો—

" શ્રી કૃષ્ણનો પગ અડવાથી અજગરનું શરીર મટીને તેનું સુદર્શન નામનો વિદ્યાધર થવો. શું માનવા લાયક છે ? "

---

॥ઇતિ—૧ સ્ત્રીના શાપથી વિષ્ણુ પથ્થર પદ્મપુ૦ ભાગવતાદિ. । ૨ બ્રાહ્મણોએ ભગવાન પાસે પગ ધોવરાવ્યા. ભારત, ભાગવતાદિ. । ૩ પ્રદ્યુમ્ને દેવીનું સ્તનપાન કરી પુત્રો પેદા કર્યા. ભાગ૦ । ૪ કૃષ્ણ સ્વર્ગમા જઇ લડયાને ત્યાથી ધન દ્વારિકામા લાવ્યા હરિવંશપુ૦ । ૫ મણિના માટે બલદેવના પ્રેમનો ભંગ મત્સ્યપુ૦ । ૬ દૈત્યોને ઠગવા મોહિનું રૂપ ધર્યું. મત્સ્ય૦ । ૭ ભગુની સ્ત્રીનું માથું કાપ્યું. તેથી સાત

જન્મ. મત્સ્યપુ૦ । ૮ શતધનુનું માથું કાપતા મણિ ન મળ્યુ ભાગ૦ । ૯ ધાવતાં પુતનાના પ્રાણ લીધા. ભાગ૦ । ૧૦ શાબથી શાપેલું તેને પાન ઊગ્યું તેથી જાદવ કુલનો નાશ. ભાગ૦ । ૧૧ કૃષ્ણના સ્પર્શથી અજગરનો વિદ્યાધર. ભાગ૦। એમ ૧૧ કલમનો વિચાર.

---

## વિષ્ણુના સંબંધે અનુચિત લેખોમાં દ્રષ્ટિપાત.

(૧) નૃસિંહકાવતારનું કાર્ય તે પરમેશ્વરને છાજે ?

શિવપુરાણ, જ્ઞાનસંહિતા અધ્યાય. ૬૧ મો શ્લોક ૨૨ થી ( મ. મી. પૃ. ૪૦ )

" નૃસિંહ અવતારમા કૃષ્ણજીએ હિરણ્ય કશ્યપને પકડયો અને પોતાના ખોળામા ઘાલીને નખોથી લોહિ કાઢયું અને ગર્જારવ કરીને તેનુ લોહિ પીધું અને તેના આતરડા કાઢીને ગળામા નાખ્યા. આવા પ્રકારથી બધાએ દેવતાઓના દેખતાજ પ્રાણ લીધા ઇત્યાદિ. "

બધાએ જીવોનો ઇશ્વર થઇ, આવા અયોગ્ય કાર્યમા પડે તો પછી તે મુકતજ શાનો ?

॥ ઇતિ–નૃહિંહે આતરડા કાઢયા. શિવ૦ (૧)

---

(૨) કૃષ્ણે પશુઘાતથી પર્વતપૂજા કરાવી કયા પદના માટે ?

વિષ્ણુપુરાણ પાચમો અંશ. અધ્યાય ૧૦ મો શ્લો. ૩૮ થી ૪૪ તક—

" શ્રી કૃષ્ણજીએ વ્રજના લોકોને ગોવર્ધન પર્વતની પૂજાનો મેધ્ય એટલે પશુ મારવાનો ઉપદેશ આપ્યો અને તે પ્રમાણે તે લોકોએ દહી, દુધ અને માસથી પૂજા કરી અને સેંકડો હજારો બ્રાહ્મણોને જમાડયા. ઇત્યાદિ " (મ મી પૃ ૭૬)

શ્રી કૃષ્ણજીને જગત પરમેશ્વર વિષ્ણુરૂપે માનીએ તો પછી આ કાર્ય કયુ પદ મેળવવાને માટે ?

॥ ઇતિ પશુઘાતથી પર્વત પૂજાવ્યો. વિષ્ણુપુ. (૨)

---

(૩) નૃસિંહાવતાર ભાગવતના.

ભાગવત સ્કંધ ૧૭ મો, અધ્યાય ૮ માનો ભાવાર્થ ( મ. મી પૃ. ૮૭ )

" શ્રી કૃષ્ણ ભગવાને નૃસિંહનું રૂપ ધરીને હિરણ્ય કશિપુને અને તેના

એક હજાર સુભટોને ઘણા બુરા હાલથી માર્યા અને લોહિ લાગાવાથી મુખ લાલ ચોળ થઇ ગયું અને લોહીવાળા પોતાના હોઠ જીભ્હાથી ચાટયા અને દૈત્યોના આંતરડા કાઢીને ગલામા પહેર્યા. ઇત્યાદિ ”

આગળ નવમા અધ્યાયના શ્લોક પહેલાનો ભાવાર્થ.

“ આ અઘોર કાર્ય કરતી વખતે એવો ક્રોધ ચઢયો હતો કે--**બ્રહ્મા, મહાદેવ અને દેવતાઓ** પણ શ્રી કૃષ્ણજીની પાસે જઇ ન શકયા ? ”

॥ઇતિ–નૃસિંહે–એક દૈત્યનો અને હજારો સુભટોના પ્રાણ લીધા. ભાગવત.

---

નૃસિંહમા પાંચ વિરૂદ્ધ લેખો.

નૃસિંહ અવતારના માટે આપસ આપસમા વિરૂદ્ધ પાંચ લેખો તેની નોંધ

(૧) શંકાકોષ. શંકા. ૩૯૬ મી. પૃ. ૫૮ માં.

“ જ્યારે અધર્મને મટાડવા અવતારનું થવાનું ગીતામાં લખ્યું છે તો નૃસિંહવતારની દુર્ગતિ કેમ થઇ? કે જેનું ચર્મ અને કપાળ વીરભદ્રદ્વારા શિવજી ધારણ કરી બેઠા છે ? શું આ માનનીય છે કે ? ( **લિંગપુરાણ** ) ”

(૨) શકાકોશ. શંકા. ૪૦૮ પૃ. ૬૦ માં.

“ જ્યારે નૃસિહજી પોતે ઇશ્વર હતા ત્યારે વીરભદ્રે શરભ્રપક્ષીનું રૂપ ધરીને તેમને કેમ મારી નાખ્યા ? ( **લિગપુરાણ** ) ”

(૩) શકાકોષ શકા ૪૩ મી. પૃ. ૭ માં નૃસિંહઅવતારનું થાંભલામાથી નીકળવું શું સંભવિત થઇ શકે છે ? ( ભાગવત ) ” *

(૪) વળી જુવો– શંકાકોષ શંકા ૪૪ મી પૃ. ૭ માં “ પ્રલ્હાદની ૩ પેઢી થવી નૃસિંહના વરદાનથી એકવીશ પેઢીનો ઉદ્ધાર થવો શું કદી સંભવિત થઇ શકે છે ? ”

( ૫ ) શંકાકોષ શંકા. ૩૬૭ મી. પૃ. ૫૩. માં “ **માર્કંડેય** ( સહસ્રાનીકજીથી ) કહે છે કે–હે રાજન્! નૃસિંહરૂપ ધારણ કરેલા કેશવ ભગવાન ઉપર તુલસી, પુષ્પમાળા નિર્માલ્ય ઉતારી જે જલથી સ્નાન કરાવે છે તેના તમામ

---

* પુરુષસિંહ–પાચમા વાસુદેવ છે, નિશુંભ પ્રતિવાસુદેવ છે આ વાત પૃ. ૨૨૪ થી જુવો. પુરુષના ઠેકાણે “ નૃ ” શબ્દ ગોઠવી, થાભલામાથી ઉત્પન્ન કરી કેવી વિચિત્ર વાતો ગોઠવી દીધી છે.

પાપ મટી જાય છે અને તમામ તીર્થોનું ફળ મળે છે અને વૈમાનમાં બેસી સ્વર્ગે જાય છે. શું સંભવિત છે ? (લિંગપુરાણ અધ્યાય ૪૨ મો.)"

નૃસિંહમાં કિંચિત્ વિચાર—પ્રથમ **શિવ.** પુ૦ માં નૃસિંહે હિરણ્યકશ્યપનું લોહી કાઢીને પીધું, આંતરડા કાઢી ગળામાં નાખ્યાં અને બધા દેવોને દેખતા પ્રાણ લીધા.

**ભાગવતમાં**—શ્રી કૃષ્ણે નૃસિંહરૂપ ધરીને—હજાર સુભટોની સાથે હિરણ્યકશિપુના બુરા હાલ કરી લોહિવાળા પોતાના હોઠ પોતાની જીવ્હાથી ચાટયા અને દૈત્યોના આતરડા ગલામાં પહેર્યાં અને તેમના ભયથી બ્રહ્માદિક પણ દુરજ રહ્યા.

લિંગપુરાણમાં—વીરભદ્રે શરભપક્ષીનુ રૂપ ધરીને નૃસિંહને મારી નાખ્યા અને તેમનુ ચામડું અને કપાળ શીવજી ધારણ કરી બેઠા.

વળી એજ લિંગપુરાણવાળો—નૃસિંહનું પૂજન કરાવી તમામ તીર્થોનું ફલ અપાવે છે અને વૈમાનમા બેસાડી સ્વર્ગમા પુચાડે છે. આમાં સાચું કયું ?

અમોએ—**પંદરમા** તીર્થંકરના સમયમાં થએલા—પુરૂષસિંહ વાસુદેવાદિકનું પાચમું ત્રિક બતાવેલું છે, તે પુરૂષસિંહન ઠેકાણે નૃસિંહ નામ ગોઠવી જુદા જુદા પુરાણકારોએ કેવા કેવા પ્રકારનો ઉંધો છત્તો સબંધ લખ્યો છે તે વિચારી જુવો

પ્રથમ **અશ્વગ્રીવ** પ્રતિવિષ્ણુને વિષ્ણુ ઠરાવી પોતાનીજ ધનુષદોરીથી માથાવિનાના ઠરાવી વિશ્વકર્માની પાસે સૂર્યના ઘોડાનું માથું ચોટડાવી **હયગ્રીવ**-વિષ્ણુ કહી બતાવ્યા હતા. બીજા **તારક** પ્રતિવિષ્ણુને–તારકાસુરથી પ્રસિદ્ધમા મૂકી કેટલું બધુ ઉંધું છતુ લખીને બતાવ્યું છે. ત્રિજા **મેરૂક** પ્રતિવિષ્ણુને પુરાણકારે દાનવ ઠરાવી તેનાથી વિષ્ણુને ભાગતા બતાવ્યા છે. ચોથા **મધુ** પ્રતિવિષ્ણુ અને તેના ભાઇ **કૈટભને** વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થએલા બતાવી બ્રહ્માને મારવા દેડાવ્યા છે. આ બધા જૈનોના અને વૈદિકોના લેખો વાચતા આવો અને સત્યાસત્યનો વિચાર કરો.

॥ ઇતિ અનુચિત લેખોમા દૃષ્ટિપાત કરતા. શિવ પુ. ભાગવત. લિંગ પુરાણાદિકના જુદા જુદા નૃસિંહનો વિચાર.

---

## મધુપાન સાથે કૃષ્ણનો પર સ્ત્રી ભોગ.

**પદ્મપુરાણ** ઉત્તરખંડ. અધ્યાય ૮૩ મો. શ્લોક ૫૪ । ૫૫ થી

(૧) "દિવ્ય આસન ઉપર બેસીને કૃષ્ણજીએ અને તેમની સાથમાં આવેલી સ્ત્રીઓએ મધુપાન કર્યું. દારૂના નશાથી બે ભાન બનેલાઓએ અકેકથી હાથ ભીડાવ્યા. છેવટે અતિકામવશ થએલાં કુંજગહન ઝાડીમાં પેશી ગયાં." (મ. મી પૃ. ૭૯)

॥ ઇતિ મધુપાનથી મત્ત શ્રી કૃષ્ણ સ્ત્રીઓ સાથે ઝાડીમાં પેઠા. પદ્મ પુ.

---

(૨) ગોપીઓના દારૂમાંસથી કૃષ્ણ પૂજાયા.

શંકાકોષ શંકા ૩૫૬ મી. પૃ. ૫૨ માં.

" શ્રી કૃષ્ણજી કહે છે કે—આ સઘળી ગોપીઓએ—કંશના વધ કરવા અર્થે—દહિં, દૂધ, સુરા (દારૂ) માંસ આદિથી સારૂં પૂજન કર્યું છે આપ પૌરાણીઓ તો આ સત્ય માનતાજ હશે. ?"

આમા મારા બે બોલ—શ્રી કૃષ્ણ ત્રણ ખંડના ભોક્તા મહારાજા હતા, આમા તો કોઇનો વાંધો છેજ નહિં. છતાં પુરાણકારોએ જગતના કર્તા હર્તા, અને ગીતામાં યુગયુગના ઉદ્ધારક ભગવાન ઠરાવ્યા છે. પણ તેમના સંબંધે જૂઠ લખતા એક બાળક જેટલો પણ વિચાર કર્યો હોય તેમ જણાતું નથી. શ્રી કૃષ્ણને ત્રણ ખંડના રાજા માનીએ તો પણ, તેમને એકલા લફંગા જેવા ફરતા હતા એમ કેવી રીતે લખી શકાય ? જો એટલો વિચાર કરી કલમ ચલાવી હોત તો કદી પણ એમ લખી શકતા ખરા કે ? અતિ કામવશ થયેલાં કુંજગહન ઝાડીમાં પેશી ગયા ? આમા વધારે શું લખીને બતાવું ?

કોઇ ગામમાં **વિધવા** બ્રાહ્મણીનો કોઇ પુરૂષની સાથે સંબંધ થતાં લોકોએ ભાંડવા માંડયાં તે બાઇના સંબંધીઓને ઘણી શરમ ભરી વાત લાગતા તે બાઇને ઘણુ દબાણુ કરવા લાગ્યાં, ત્યારે તે **બાઇએ** છેવટનો ઉત્તર એવો આપ્યો કે—**આપણા બધા દેવો** બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવાદિક **બાયડીઓ વિના** એક ઘડી ભરતો રહી શકયા નથી, તો પછી તમો બધાં મને શું કરવાને હેરાન કરી રહ્યાં છો ? છેવટે તેઓ ચૂપ થઇ ગયા.

પુરાણકારોએ લેખો લખતા દુનીયાનીજ નીતિનો વિચાર કર્યો હોત તો પોતાના કલ્પિત દેવાના સંબધે પણ આવા અનીતિ ભર્યા તદ્દન જૂઠા લેખો લખી શકતા ખરા કે ? તેમને ધર્મનો ભય છોડયો તો છોડયો પણ અયોગ્ય લેખ લ-

ખતા દુનીયાનો ભય સા માટે છોડયો ? તેનો પણ વિચાર સાથમા કરી જુવો.

॥ ઇતિ (૨) મધુપાનથી મત્ત અને દારૂમાસથી પૂજ્ય કૃષ્ણ, સંબંધના વિચારો અનેક પ્રકારના કરી બતાવ્યા.

---

(૩) પર સ્રીન લાલચું શુ જગદીશ્વર હતા ?

વિષ્ણુપુરાણ અંશ. પાંચમો અધ્યાય. ૧૩ મો શ્લોક ૫૮ મો ( મ. મી. પૃ. ૭૮ )

" તે ગોપાગનાઓના પતિઓએ, ભાઇઓએ, અને પિતાઓએ ઘણીએ નિવારણ કરી તો પણ ન માન્યુ અને રાત્રીએ કૃષ્ણજીની સાથે ક્રીડા કરતીઓ રહી ઇત્યાદિ "

॥ ઇતિ-ગોપીઓ સાથેની ક્રીડા, વિષ્ણુપુ. (૩)

---

( ૪ ) ફરીથી વિશેષ **પદ્મપુરાણ** ઉત્તરખંડ અધ્યયા ૨૪૫ મો પત્ર ૨૫૮ શ્લોક ૧૭૦-૧૭૧ નો ભાવાર્થ ( મ. મી. પૃ. ૭૮ ).

" પોતાના પતિઓનો, પુત્રોનો અને ભાઇઓનો પણ કરેલો છે ત્યાગ. તેમજ પોતાના કુળની મર્યાદાનો પણ કર્યો છે ત્યાગ, કામદેવના બાણથી પીડાને પામેલીઓ તે બધીએ ગોપીઓ, સાથે મળીને કૃષ્ણજીની પાસે આવીઓ અને પોતાની ભુજાઓથી કૃષ્ણનુ આલિન્ગન કરી ભોગ ભોગવવાને લાગીઓ. જેમ દેવતાઓ અમૃતનું પાન કરે તેમ અધરપાન કરતા રહ્યા. ઇત્યાદિ. "

॥ ઇતિ-ગોપીઓ સાથેની ક્રીડા ફરીથી પદ્મપુ. ( ૪ )

---

( ૫ ) ફરીથી વિશેષ શંકાકોશ શંકા ૧૬ મી, પૃ. ૨ માથી—

" ગોપીઓના સ્નાન કરતી વખતે વસ્રાદિ લઇને કૃષ્ણનુ સંતાવવું અને પાણીમા ઉભે ઉભે ગોપીઓએ પ્રાર્થના કરવી કે-મહારાજ કૃપા કરીને વસ્ર આપી દ્યો નવીન સનાતન ધર્મના ઇશ્વર કૃષ્ણનું એ કહેવું કે તમે જળમાંથી નગ્ન નીકળી અને વસ્ર લઇ લ્યો શુ આ નિર્લજ્જપણુ નથી ? **(ભાગવત)** "

॥ ઇતિ-ગોપીઓના વસ્ર હરણ. **ભાગવત.** ( ૫ )

---

**વિષ્ણુ, પદ્મ** અને **ભાગવત**—આ ત્રણે પુરાણકારોએ શ્રી કૃષ્ણને ભગવાન રૂપે ઠરાવી પરસ્રીના દૂષણથી દૂષિત લખ્યા છે ખરા પણ આજકાલ

વૈદિકમતના પંડિતોજ આ વાત પાયા વિનાની જાહેર કરી રહ્યા છે. જૈનો તો વાસુદેવની પદ્વીના ધારક, ત્રણખંડના ભોક્તા જેવી રીતે પૂર્વકાળમાં આઠ મહારાજાઓ થઇ ગયા છે તેવી રીતના આ નવમા કૃષ્ણ પણ મહારાજા જ હતા. એમ સ્પષ્ટપણે બતાવી રહ્યા છે. આમાં સત્ય શું છે તે વિચારી જુવો.

॥ઇતિ પદ્મ પુ. વિષ્ણુ પુ. ભાગવતાદિકથી-મધુપાન સાથે સ્ત્રીના ભોગાદિકનો વિચાર કલમ પાંચથી.

---

## કૃષ્ણ ભગવાનને આહેડી લખનાર તે કેવો ?

**ભાગવત**-દશમસ્કંધ. ઉત્તરાર્ધ અધ્યાય ૫૮ મો. પત્ર ૨૦૬. શ્લોક ૧૪ થી ૧૬ નો ભાવાર્થ-(મ. મી પ. ૭૯)

(૧) " જે વનમા હાથીઓ અને મૃગો ઘણા હતા, તે વનમાં શ્રી કૃષ્ણજી અર્જુનને સાથમાં લઇ શીકાર કરવાને ગયા. ત્યા વાઘ, સૂયર, પાડા, શરભ, રોજ, ગેંડાં, ખરગોસ, આદિ ઘણાં જાનવરોને બાણોથી વિંધી નાખ્યા. પછી તે જાનવરોને નોકરો રાજાની પાસે લઇ ગયા. રાજા તૃષાથી પીડિત યમુના નદી ઉપર ચાલ્યા ગયા. ઇત્યાદિ."

॥ ઇતિ-શ્રી કૃષ્ણે શીકાર ખેલ્યાનો વિચાર. ભાગ૦ થી (૧)

---

(૨) દારૂમાંસથી કૃષ્ણ શું દેવીને પૂંજાવે ?

વિષ્ણુપુરાણ અંશ પાંચમો. અધ્યાય ૧ લો. શ્લો ૮૩ થી ૮૬ નો ભાવાર્થ.

" યોગમાયાને શ્રી કૃષ્ણજી કહે છે કે-હે દેવિ ! આર્યા, દુર્ગા, દેવગર્ભા, અંબિકા, ભદ્રા, ભદ્રકાળી ક્ષેમ્યા, ક્ષેમંકરી તૂં છે. અને જે નમ્ર થઇને તારી સ્તવના સાંજ સવાર કરશે. તેના ઇચ્છિત કાર્ય મારા પ્રસાદથી થશે. અને તૂં પણ દારૂ, માસ અને ભક્ષ્ય ભોજનથી પૂજિત થએલી, પ્રસન્ન થઇને સર્વ કાર્ય કરીશ ? હે સર્વદા ભદ્રે ! તે લોકો મારા પ્રસાદથી નિઃસંદેહ થશે, તૂ જા. ઇત્યાદિ. " (મ. મી. પૃ. ૭૭ થી.)

॥ ઇતિ-શ્રી કૃષ્ણે દારૂમાંસથી દેવીને પૂજાવી. વિષ્ણુ પુ૦ (૨)

---

(૩) કૃષ્ણના શીકારમાં નારદની સાક્ષી.

**ભાગવત**-દશમ સ્કંધ. ઉત્તરાર્ધ. અધ્યાય ૬૯ પત્ર ૨૪૬ ( મ. મી. પૃ.

૮૦ ) " શ્રી કૃષ્ણજીને શીકાર કરતાં નારદજીએ પણ જોયા હતા એમ તેમાં જણાવેલું છે. "

॥ શીકાર કરતા શ્રી કૃષ્ણને નારદે જોયા ભાગ૦ (૩)

---

(૪) શીકારનું પાપ કૃષ્ણ પોતેજ બતાવી રહ્યા છે.

**ભાગવત.** દશમ સ્કંધ. ઉત્તરાર્ધ. અધ્યાય ૫૧ મો. પત્ર ૧૮૧ શ્લોક ૬૪ મો

ભાવાર્થ " શ્રી કૃષ્ણજી પોતેજ- રાજા મુચુકુંદને શીકાર કરવાનું પાપ બતાવી રહ્યા છે કે હે રાજન ! તેં ક્ષાત્ર ધર્મમાં રહીને શીકારથી-ઘણા જીવોને માર્યા છે તેથી હવે તૂં મારો આશ્રય લે અને સમાધિસ્થ થઇને તપશ્ચર્યા દ્વારા તે કરેલા પાપનો તૂ નાશ કર ? " ( મત. મીમાસા પૃ. ૮૦ થી )

॥ ઇતિ—કૃષ્ણ પોતે રાજા મુચુકુંદને શીકારનું પાપ કહે છે. **ભા૦** (૪)

---

(૫) કૃષ્ણજી શીકારનો અભ્યાસ કરતા રહ્યા.

**મત્સ્યપુરાણ૦** અધ્યાય ૪૫ મો શ્લોક. ૧૨ માનો ભાવાર્થ

શ્રી કૃષ્ણજી સ્વાભાવિક રીતે શીકાર કરવાને ગયા. ત્યા ઘણા કાળ સુધી અભ્યાસ કરીને પછી પાછા આવ્યા. (૧૨) " ( મતમીમાંસા. પૃ. ૧૨૨ માં )

॥ ઇતિ-કૃષ્ણને શીકારના અભ્યાસનું. **મત્સ્યપુ૦** કહે છે. (૫)

---

ઇતિ -કૃષ્ણે શીકાર ખેલ્યો. ભા. (૧) દારૂ માંસથી દેવી પૂજાવી. વિષ્ણુપુ. (૨) ૦। શીકારખેલતાં નારદે જોયા. ભા. (૩) ૦। કૃષ્ણે શીકારનું પાપ બતાવ્યુ ભા. (૪) ૦। મત્સ્યે-ખેલવાનું બતાવ્યું. એમ કલમ પાંચ

---

શ્રી કૃષ્ણે ફોઇનુ હરણ કરી દશ પુત્રો પેદા કર્યા.

શંકાકોષ. શંકા ૨૬૭ મી. પૃ. ૩૭ માથી

(૧) " શ્રી કૃષ્ણે પોતાના બાપની બ્હેન (ફોઇ) કે જે રાજાઅધિદેવની પુત્રી-મિત્રવિંદાનુ હરણ કરી વિવાહ કર્યો અને તેથી દશ. ૧૦) પુત્રો ઉત્પન્ન થયા. શું આ સંભવિત છે ? ( **ભાગવત** સ્કંધ. ૧૦ મો. અધ્યાય ૫૮ મો )

ઇતિ કૃષ્ણે ફોઇનું હરણ કરી ૧૦ પુત્રો પેદા કર્યા **ભા૦** ૧

---

( ૨ ) સ્ત્રીનુ રૂપ ધર્યું તેને દર્પણમાં જોયું, કૃષ્ણ પોતેજ મોહી પડયા. ઉપદેશ રત્નાકર. પૃ. ૫૯ માથી.

**दर्पणार्पित मालोक्य मायास्त्रीरुपमात्मनः आत्मन्येवाऽनुरक्तो यः श्रियं दिशतु केशवः ॥**

ભાવાર્થઃ—કેશવ ( શ્રી કૃષ્ણ ) માયાથી સ્ત્રીનું રૂપ ધરીને દર્પણમાં જોવા લાગ્યા અને તેમાં પોતે રાગવાન થઇ ગયા. તેવા ભગવાન અમારૂં કલ્યાણ કરવા વાળા થાઓ."

આ સ્તુતિકારની સ્તુતિ બનાવટી વાતો ઉપરથી વિચાર વિનાની થએલી જણાય છે. જગદીશ્વર હોય તે એવા ભાન ભૂલેલા હોયજ કેમ ?

॥ ઇતિ દર્પણમા પોતાનું સ્ત્રી રૂપ જોતાં મોહિત. ( ૨ )

---

( ૩ ) ભગવાન રાસક્રીડાથી દેવાગનાઓને મોહી લેતા. શંકાકોશ શંકા ૪૩૪ મી. પૃ. ૬૭ માં—

" ભગવાનની રાશક્રીડા જોવાથી દેવતાઓની સ્ત્રીઓનું પણ કામાતુર થવું શુ આ સભવ છે કે ? શું કૃષ્ણે કોઇ પૌગણી પાસે મોહિની કે વશીકરણના જપ કરાવ્યા હશે ? કે જેથી ઘણી સ્ત્રીયો મોહી પડતી હતી ? ( **ભાગવત.** ) "

રાસક્રીડા શું ભવાઇ જેવી ન ગણાય ? તે શું ભગવાન કરતા ? ન જાણે પુરાણકારોએ કયા હિસાબથી એ વાત લખી હશે ?

ઇતિ—રાસક્રીડાથી દેવાંગણાઓ મોહિત. ભાગવત ( ૩ )

---

( ૪ ) રામ સદ્ગુણી, કૃષ્ણ વિષયી નિર્મર્યાદી. હિંદુસ્તાનના દેવો. પ્રકરણ ૬ ઠું. પૃ. ૧૮૭ થી. રોમેશદત્ત કૃત ' મહાભારત ' ઉપરથી પૃ. ૩૫. થી

" ધાર્મિક વૃદ્ધિ માટે વિષ્ણુના અવતારો તરીકે **રામ** અને **કૃષ્ણ** વચ્ચે ઘણો લાંબો વખત હોવો જોઇએ. બન્નેમા અદ્ભુત શક્તિ અને લડાયક બળ લાગુ પાડવામાં આવે છે, પણ એમાંનો એક સદ્ગુણ અને વિનયનો આદર્શરૂપ હતા અને બીજા વિષયી પણ અને નિર્મર્યાદ અનીતિના નમુના હતા."

પૃ. ૧૮૮ થી " હિંદુસ્તાનના મોટા ભાગના, એ ( કૃષ્ણ ) માનીતા દેવ છે અને તરૂણ વર્ગ એમને ઉત્તમમાં ઉત્તમ દેવ ગણે છે.

" વાસ્તવિક રીતે જોઇએ તો—વ્હેમ અને શ્રદ્ધાલુપણાના પ્રાચીન

દુર્ગમાંથી, અર્વાચીન વિચારની વૃદ્ધિએ હિંદુ ધર્મને, હાંકી કાઢયો છે. તેથી તેને આ રાસ રમતા, કામપ્રિય, શૂરા, દેવપુરૂષના સ્વરૂપ નીચે આશ્રય લે છે અને એમના વિષયી મસ્ત આનંદને ધાર્મિકરૂપ આપી, નવીન રચનામાં આવવા પ્રયત્ન કરે છે. ”

(૫) આગળ પૃ. ૧૮૯ થી નીચેના ઉતારામાં–મહાદેવ પણ કૃષ્ણની કીર્તિ ગાતા જોવામા આવે છે– “ બ્રહ્માથી પણ શ્રેષ્ઠ એવા હરિ, શાશ્વત પુરૂષ શ્રી કૃષ્ણ છે. સુવર્ણ જેવા પ્રકાશમાન, વાદલા વગરના આકાશમાં ઉગેલા સૂર્યના જેવા છે. તેમને દશ બાહુ છે, તેઓ મહાતેજસ્વી છે, દેવોના શત્રુના નાશ કરનાર છે અને સર્વ દેવો તમને પૂજે છે. બ્રહ્મા તેમના ઉદરમાથી, હું તેમના માથામાથી, નક્ષત્રો તેમના માથાના કેશમાથી, સુર અને અસુરો તેમના રૂવા-માથી અને ઋષિયો અને શાશ્વત દુનીયા તેમના શરીરમાથી ઉત્પન્ન થયા છે. તેઓ માનના આપનાર છે, દેવોના કાર્યો સફળ કરવા જન્મ લે છે અને માનુષ રૂપ ધારણ કરી યુદ્ધમા સર્વ પ્રાણીઓનો નાશ કરશે. કારણ કે ત્રિવિક્રમ (જેમને ત્રણ પગલા ભર્યા છે) વિના બધા દેવગણો નાયક વિનાના હોઇ દેવકાર્યો કરવા શકિતમાન નથી ... એ દેવ પુંડરીકાક્ષ છે. શ્રીના ઉત્પન્ન કરનારા છે અને શ્રીની સાથે રહેનારા છે ... હે દેવો ? તમારે સ્તુતિની ઉત્તમ અને પૂજ્ય માળાઓ સાથે એમની પાસે જઇને શાશ્વત બ્રહ્માની પેઠે એમની ઉચિત છે તે પ્રમાણે પૂજા કરવી જોઇએ કારણ કે જે મારૂં અને પિતામહ–બ્રહ્માનું દર્શન કરવા ઇચ્છતા હોય તેમને પ્રતાપી અને તેજસ્વી વાસુદેવનુ (કૃષ્ણનું) દર્શન કરવું. તેમનુ દર્શન થયુ એટલે મારૂં દર્શન થયું કે દેવેશ પિતામહ બ્રહ્માનુ દર્શન થયુ. એ વિષે મને કાઇ શક નથી. હે તપ ! જેમનુ ધન છે એવા દેવો ! તમે એમ જાણો ” ×

॥ ઇતિ–કૃષ્ણે સ્ત્રીઇનું હરણ કર્યું, ૧] દર્પણમા પોતાનું આ રૂપ જોતાં મોહિત ૨] રાસક્રીડાથી દેવાગનાઓ મોહિત. ૩] રામ સદ્‌ગુણી, કૃષ્ણ વિષયી નિર્મ યાદી, ૪, મહાદેવે પણ કૃષ્ણની કીર્તિ ગાઇ એમ પાચ કલમથી

---

વૈદિકે જૈન બૌદ્ધની ઉત્પત્તિના લેખો ૯ નુ. સ્વરૂપ

## વિષ્ણુએ જૈનાદિ મતો સ્થપાવી, યજ્ઞોને નિંદ્યા.

કૃષ્ણે વૃહસ્પતિને માયાવીસોંપી દૈત્યોને વેદધર્મથી ભ્રષ્ટ કરા૦૧. ॥ પદ્મપુરાણ પ્રથમ સૃષ્ટિખંડ. અવતાર ચરિત્ર નામના અધ્યાય ૧૩ મો. તેમાં નીચે પ્રમાણે છે

---

૧ × અનુશાસન પર્વ, મહાભારત (અધ્યાય ૨૫૧ ભાષાતર કર્તા )

" **વૃહસ્પતિએ** શ્રી કૃષ્ણ ભગવાનનું ચિંતવન કર્યું, એટલે કૃષ્ણજીએ માયાવી પુરૂષ પેદા કર્યો અને વૃહસ્પતિને કહ્યું કે તમો જાઓ આ, માયાવી પુરૂષ જ બધાએ દૈત્યોને વેદ ધર્મથી ભ્રષ્ટ કરી દેશે. તમે ફીકર કરશો નહિ ઇત્યાદિ."

પછી આગળ જાતાં આ **પદ્મ**પુરાણના લેખકે–તે માયાવી પુરૂષના વેષનું વર્ણન કરતાં–**દિગંબરના સાધુના** વેષનું વર્ણન કરીને બતાવ્યું છે અને **શિવ** પુ૦ ના લેખકે–**શ્વેતાંબર સાધુના** વેષનું વર્ણન કરીને બતાવ્યું છે.

તેથી **પદ્મ**પુરાણનો લેખક દક્ષિણ આદિના પ્રદેશમાં દિગંબરની વસ્તિમાં થએલો સિદ્ધ થાય છે.

અને બીજો **શિવ.** પુ૦ નો લેખક ગૂજરાત આદિના પ્રદેશમાં કે જ્યાં શ્વેતાબરની વિશેષ વસ્તિ છે તે પ્રદેશમા થએલો સિદ્ધ થાય છે.

વળી વિશેષ એ છે કે-પુરાણકારોએ કૃષ્ણના માયાવી પુરૂષથી દૈત્યોને×વેદ ધર્મથી ભ્રષ્ટ કરવાનું લખીને બતાવ્યું છે ખરૂ પણ તેઓ શાસ્ત્રના સંકેતથી ચૂકેલા છે કારણકે ધર્મમાર્ગની પ્રવૃત્તિ મનુષ્યો વિના બીજા પ્રાયે કરી શકતા નથી એમ જૈનગ્રંથોમા સ્પષ્ટ રીતે લખીને બતાવેલુ છે અને તેવા લેખો પુરાણકારોએ પણ ઘણા ઠેકાણે લખીને બતાવ્યા છે, તેથી પણ આ બધા લેખો કલ્પિતજ ઠરે છે.

મારા વિચાર પ્રમાણે જૈનધર્મનો તેમજ બૌદ્ધ ધર્મનો ઇતિહાસ ચોકકસ ગોઠવાઇ ગયા પછી પુરાણકારોએ ૨૪ અને દશ અવતારો કલ્પી ચોવીશમા ઋષભદેવને–આઠમા, અને દશમા બુદ્ધને નવમા અવતાર રૂપે કલ્પી આ બધી ઉંધી, છત્તી કલ્પનાઓ ગોઠવેલી હોય એમ જણાઇ આવે છે આના પ્રમાણમાં જુવો અમારો સંપૂર્ણ લેખ વિચારી પુરૂષોના ધ્યાનમાં રહેજે આવી શકે તેમ છે.

પછી જુવો–**ભાગવત** પંચમ સ્કંધ. અધ્યાય. ૬ ઠો અને પત્ર ૨૦ મું જેવી રીતે શિવપુ૦ વાળાએ–કૃષ્ણના માયાવી પુરૂષથી દૈત્યોને વેદ ધર્મથી ભ્રષ્ટ કરવાનું લખ્યું છે તેવાજ ઇરાદાવાળું લખાણ આ ભાગવતમાં થએલું છે. તેથી તે કૃષ્ણના માયાવી પુરૂષનો વિચાર ત્યાથીજ કરી લેવો.

॥ ઇતિ કૃષ્ણે વૃહસ્પતિને માયાવી સોંપી દૈત્યોને વેદધર્મથી ભ્રષ્ઠ કર્યા તેનો વિચાર. (૧)

---

× માસને ખાદ્ય લખી તેનું ભક્ષણ કરનારા તેજ ખરા દૈત્યો ગણાય ? જૈનો તે નિષેધક છે તો પછી દૈત્યો શાથી ?

( ૨ ) ઇંદ્રના પ્રેર્યા વિષ્ણુ બુદ્ધ થયા અને યજ્ઞને નિંદ્યા

શકાકોષ શંકા ૪૦૧ મી. પૃ. ૫૯ ( ભાગવત. )

" એક રાજાએ અશ્વમેધ યજ્ઞનો આરંભ દૃઢ પ્રતિજ્ઞાથી કર્યો. તેથી ઇંદ્રને ચિંતા થઇ, તેથી વિષ્ણુ પાસે પ્રાર્થના કરી, તેથી વિષ્ણુએ બુદ્ધ અવતાર લઇ યજ્ઞની નિંદા કરી. જૈનમતની અહિંસા સિદ્ધ કરી. શું ઇશ્વર અવતાર પણ યજ્ઞની નિંદા કરે છે કે ? ઇત્યાદિ."

॥ ઇતિ-ઇંદ્રના પ્રેર્યા વિષ્ણુ બુદ્ધ થયા. ભાગવતે. ( ૨ )

---

( ૩ ) કૃષ્ણ, લક્ષ્મી, અને ગરૂડ ક્રમથી બુદ્ધ, પરિવ્રાજિકા અને શિષ્ય થયા.

વળી જુઓ સ્કંદ પુરાણ ખંડ ૪ થો. અધ્યાય ૫૮ મો. ૨ ૨૪૫ થી

" શ્રીપતિએ ( શ્રી કૃષ્ણે ) સૌગતનું ( બુદ્ધનું ) રૂપ ધર્યું, લક્ષ્મીએ પરિવ્રાજિકાનુ રૂપ ધર્યું અને ગરૂડ વિષ્ણુના શિષ્ય બન્યા. પછી તેમને બૌદ્ધ ધર્મ ચલાવ્યો અને પછી પ્રજાને અધર્મ રૂચિ કરાવી. પછી ગણેશની પ્રેરણાથી વિષ્ણુએ બ્રાહ્મણનું રૂપ ધરીને, રાજાની પાસે શિવલિંગ સ્થાપન કરાવ્યું. તે લિંગનું પૂજન કરીને દિવોદાસ રાજા વિમાનમા બેસીને કૈલાસપુરમાં ચાલ્યા ગયા. ઇત્યાદિ."

॥ ઇતિ કૃષ્ણ બુદ્ધ, લક્ષ્મી—પરિવ્રાજિકા, ગરૂડ—શિષ્ય સ્કંદ પુ. ( ૩ )

---

ઉપરની કલમ ૨ નો વિચાર-પોતાનું પદ રાખવા ઇંદ્રે વિષ્ણુની પાસે બુદ્ધાવતાર લેવડાવી યજ્ઞની નિંદા અને જૈન ધર્મની અહિંસા સિદ્ધ કરાવી, પણ " અહિંસા પરમો ધર્મઃ " એ તો વેદની શ્રુતિથી અનાદિનીજ અહિંસા સિદ્ધ છે. આમા નવુ તો એટલુજ મનાય કે જેઓ સ્વાર્થના વશમા પડી નિરાપરાધી જીવોનુ ભક્ષણ કરી નરકમા પડતા હતા તેમને બચાવ્યા એ ઉત્તમ કાર્ય કરતા વિષ્ણુએ શું અયોગ્ય કાર્ય કર્યું કે જેથી લખીને બતાવ્યું ?

આગળ ત્રિજી કલમમા—સ્કંદપુરાણવાળો જણાવે છે કે-" શ્રી કૃષ્ણે બૌદ્ધ ધર્મ ચલાવી પ્રજામાં અધર્મ રૂચિ કરાવી, પછી ગણેશની પ્રેરણાથી વિષ્ણુએ બ્રાહ્મણનું રૂપ ધરીને રાજાની પાસે શિવલિંગ સ્થાપન કરાવ્યુ.

સજ્જનો ? અનાદિ કાલના વિષ્ણુ ભગવાનને શું બાળક જેવા અજ્ઞાની માનવા ? બુદ્ધનું રૂપ ધરીને પ્રજામા અધર્મરૂચિ કરાવી અને બ્રાહ્મણ રૂપ ધરીને લિંગ સ્થપાવ્યુ આમાં કયુ સત્ય છે ?

વૈદિકો અથવા પુરાણકારો અક્ષરોના પંડિતો હતા પણ સત્ય ધર્મના કે સત્ય તત્ત્વોના પંડિતો હોય એમ જણાતું નથી. કારણ જેઓ-જાણીબુઝી પોતે ઉંધે રસ્તે પડી, બીજાઓને ઉંધા પાટા બંધાવવા પ્રયત્ન કરતા હોય તે પંડિતોને કયા પ્રકારના માનવા?

ઇતિ-વિષ્ણુએ-બુદ્ધ થઈ જૈનની અહિંસા સિદ્ધ કરી ભાગ. ૨, ૧ ૩ સ્કંદ પુરાણે-પ્રજાને અધર્મ રૂચિ કરાવી તેનો વિચાર.

## (૪) બુદ્ધાવતાર વિષ્ણુની મર્યાદાની બહારનો.

હિંદુસ્તાનના દેવોમા-દશ અવતારોનું વર્ણન આપતાં પૃ. ૧૬૫ થી ૧૬૭ સુધી બુદ્ધાવતાર માટે નીચે પ્રમાણે છે.

“ **બુદ્ધનો** અવતાર પ્રથમ વિષ્ણુના અવતાર ચક્રની બહાર હતો અને તેટલા માટે કેટલાક પુરાણોમા તેને વિષે બહુ થોડી સૂચના છે. એવી સૂચના કરવામાં આવી છે ત્યાં બૌદ્ધ ધર્મ બ્રાહ્મણ ધર્મનો એવો વિરોધી નથી કે એની વચ્ચે કંઇ સમાધાન થાયજ નહિ એમ દર્શાવવાનો પ્રયત્ન કરી બે ધર્મ વચ્ચે કાંઇ સમાધાન કરવાનો ઇરાદો હોવો જોઇએ. ૧ બૌદ્ધ ધર્મના વિરોધને લીધે બ્રાહ્મણો એવો ઉપદેશ કરે છે કે, દોષોનો પ્રચાર કરવા માટે વિષ્ણુએ બુદ્ધનો અવતાર લીધો-આ વાત આપણે સ્મરણમાં રાખીએ તો હિંદુઓના પુસ્તકમાં બુદ્ધને વિષે ઘણીજ થોડી કે ક્ષુદ્ર હકીકત છે. તેથી આપણને આશ્ચર્ય પામવાનું નથી. **ભાગવત** પુરાણમાં કહ્યું છે કે-“ બુદ્ધ તરીકે પોતાના શબ્દોથી વિષ્ણુ નાસ્તિકોને ખોટે માર્ગે દોરવે છે. ”

આ કેવી ભયંકર કલ્પના? અવતારી દેવ તિરસ્કારવા લાયક દોષોનો ઉપદેશ કરે છે. તો પણ લોકોને બૌદ્ધ માર્ગના થતા અટકાવવાને બ્રાહ્મણોએ એ ઉપાય યોજ્યો હતો. આ તિરસ્કારનુ કારણ આપવા માટે એ અવશ્ય યાદ રાખવું જોઇએ કે, એક વખત આખા ઉત્તર હિંદુસ્તાનમા હિંદુધર્મને બદલે બુદ્ધ ધર્મ પ્રધાન તરીકે ચાલતો હતો. કેટલાક સૈકા પ્રાધાન્ય ભોગવ્યા પછી, બૌદ્ધ ધર્મ તેની અંદર રહેલા દોષો, તેના વિભાગો, મઠજીવન, અને પ્રવૃત્તિના-અભાવથી ક્ષય પામ્યો જે વિશાળ ગંગાના મેદાનમા બુદ્ધે જન્મ લીધો અને પવિત્ર ધર્મનો ઉપદેશ કર્યો, ત્યાં આજ ભાગ્યેજ એક પણ બૌદ્ધ જોવામાં આવે છે. બધાની સાથે સમાધાન થાય એવા વ્યાપક હિંદુધર્મમાં બુદ્ધ ૨ પોતાનો

૧ ચેમ્બર્સના એન્સાઇકલો પીડિયામા ગોલ્ડ સ્ટકર વિષેનો લેખ જુવો.

૨ બુદ્ધના જીવનની વાત ભા ૩. પૃ ૭

મનાયો અને બ્રાહ્મણોના પુરાણોમાં વિષ્ણુના અવતાર તરીકે તેને માટે સ્થાન થયું. આ પ્રમાણે બૌદ્ધધર્મ પરાજય પામ્યો છે અને હિંદુધર્મમાં ડુબી ગયો છે, તો પણ તેણે તેના વિજેતાઓ ઉપર કદી પણ જતી ન રહે એવી નિશાની મૂકી છે. આજે હિંદુ તેમજ બૌદ્ધ બંનેના વિચારમા સરખી રીતે બધી બાબતમા પ્રવૃત્તિના જીવન કરતા નિવૃત્તિના યોગમય જીવન તરફ વધારે વલણ છે. એસ્કિઅલ કહે છે કે–" પ્રવૃત્તિએ અશુદ્ધ તરફ વળેલો વિચાર છે " તેટલા માટે પૂર્વની પ્રજા નિવૃત્તિ પસંદ કરે છે. જીવન એ આત્માનો પરિશ્રમ અને સતાપ છે અને મરણ ભયને ઉત્પન્ન કરવાને બદલે ઇચ્છવા લાયક પદાર્થ છે. જીવનની સર્વ પ્રવૃત્તિનો છેવટનો હેતુ પરમાત્મામા એક રૂપ થવાનો છે, જન્મ પહેલાં આત્માની જેવી સ્થિતિ હતી તેવી પામવાને એટલે પરમાત્માથી અવિભક્ત, અભિન્ન થવાનો એકત્ત્વ પામવાનો છે. "

॥ ઇતિ–દોષોનો પ્રચાર કરવા વિષ્ણુ બુદ્ધ થયા તેનો વિચાર.

---

(પ) કૃષ્ણે માયાવી પુરૂષથી દૈત્યોને વેદધર્મથી ભ્રષ્ટ કર્યા. શિવપુ-

શિવપુરાણ જ્ઞાનસંહિતા અધ્યાય ૨૧ મો ( મ. મી. પૃ. ૧૦૫ )

" શિવપુરાણમા લખ્યુ છે કે–શ્રી કૃષ્ણજીએ પોતાના શરીરથી એક માયાવી પુરૂષ પેદા કર્યો અને આજ્ઞા કરી કે તમો જાઓ અને દૈત્યોને× વેદ ધર્મથી રહિત કરો ? તે આજ્ઞા મલવાની સાથે તે માયાવી પુરૂષે હજારો દૈત્યોને વેદ ધર્મથી ભ્રષ્ટ કર્યા, ઇત્યાદિ ઘણુ લખ્યું છે."

( સમીક્ષા ) કૃષ્ણજી એક પોતે મોટા રાજા છે. જૈનો ત્રણ ખંડના ભોક્તા વાસુદેવ કહે છે, માત્ર તે વખતના અક્ષરોના પંડિતોએ–પોતાનો સ્વાર્થ સાધવા ઇશ્વરરૂપે લખી દીધા હોય, એમ આજકાલના અનેક પંડિતોના મતથી પણ સિદ્ધ થાય છે તેથી ન તો તેમનામા માયાવી ઉત્પન્ન કરવાની સત્તા છે, કે ન તો કોઇ ઉત્પન્ન કરેલો જણાય છે, આ તો પુરાણકારોએ કેવળ ગપ્પ ચલાવી છે. બીજી વાત એ છે કે બ્રાહ્મણોએ ચલાવેલો વેદધર્મ હિંસાદિક પાપોથી દૂષિત થએલો છે, તેથી તેમનામા સત્યરૂપ વેદ ધર્મ રહ્યોજ નથી તો પછી વેદ ધર્મથી ભ્રષ્ટ કરવાનુ રહ્યુજ કયા ? કદાચ માનીએ કે માયાવી પુરૂષે વેદ ધર્મથી ભ્રષ્ટ કર્યા તો વિચારવાનુ કે—સત્યધર્મથી ભ્રષ્ટ કરનાર કે કરાવનાર પોતે જ

× વેદધર્મ એટલે જ્ઞાનધર્મ, તેનું જુદું નામ લઇ જીવોના પ્રાણ લેવાનું બતાવતા હોય તે દૈત્યો કે જીવોનુ રક્ષણ બતાવનાર ?

ધર્મથી ભ્રષ્ટ થએલો પરમાત્માની પક્તિમાજ કેવી રીતે દાખલ કરી શકાય? તેથી ચોખ્ખેચોખ્ખું આ તૂને તૂત ઉભુ કરેલું સિદ્ધ થાય છે.

॥ ઇતિ કૃષ્ણના માયાવી પુરૂષે–દૈત્યોને વેદ ધર્મથી ભ્રષ્ટ કર્યા. તેનો વિચાર (૫)

---

(૬) પૃથુના યજ્ઞનો ભંગ કરવા ઇંદ્રે જે જે રૂપ લીધાં તે જૈન બાદ્ધાદિક થયા

ભાગવત–સ્કંધ ૪ થો. અધ્યાય. ૧૯ મો. ( શં. ૪૪૬ મી. પૃ. ૭૦ )

" પૃથુનો યજ્ઞ ભંગ કરવા ઇંદ્રે જે જે રૂપ લઇને મૂકી દીધાં હતાં તે ઉપરથી–જૈન, બૌદ્ધ અને કાપાલિક વિગેરે પાખંડ ( પા–પાપ અને ખંડ–નિશાની ) પંથો ઉત્પન્ન થયા. " " ઇંદ્રે યજ્ઞ તોડવાની ઇચ્છાથી કેટલા બધા મોટા પાખંડના માર્ગો ઉત્પન્ન કર્યા ? " શું આ માનવું ઉચિત છે ? જો ઉચિત હોય તો, ઇંદ્ર કે જે સર્વ સનાતન ધર્મી દેવલોક છે તેનો રાજા છે, તો તેના ઉત્પન્ન કરેલા પંથ પાખંડ પંથ શી રીતે હોઇ શકે ? ઇંદ્રના ઉત્પન્ન કરેલા પથ અમારા પૌરાણીઓએ અવશ્ય પાળવાજ જોઇએ, કેમકે ઇંદ્ર તેમનો પૂજ્ય દેવરાજ છે ! આ જગાએ જૈન, બૌદ્ધ અને કાપાલિક પાખંડ પંથ શબ્દો આવ્યા છે તો જરૂર આ ભાગવત જૈન, બૌદ્ધવિગેરે ધર્મ, ચાલ્યા પછીજ કોઇ પૌરાણીએ વ્યાસના નામથી રચેલું હોય એમ કેમ ન મનાય ? કેમકે વર્તમાનમાં તો માત્ર વર્તમાન અને ભૂતકાળનાજ દાખલા આપી શકાય છે. જો અમારા પૌરાણીઓ તરફથી એમ બચાવ લાવવામાં આવે કે એતો ભવિષ્યના શબ્દો છે તો તેમ પણ મનાય એમ નથી કેમકે " પંથો ઉત્પન્ન થયા " એવા શબ્દ છે. " પંથો ઉત્પન્ન થશે આ શબ્દો નથી. માટે તે પંથો ચાલ્યા પછી ભાગવત રચાયેલું શાબિત થાય છે તેમજ જો ભવિષ્યના એ શબ્દો છે એમ બે મીનિટ માટે માની લઇએ તો, સવાલ એ ઉભો થાય છે કે,–ઇસુખ્રીસ્તીનો ધર્મ જે હાલ હિંદમાં ચાલે છે, થીઓસોફી, પ્રાર્થના સમાજ, દાદુપંથી વિગેરે પંથો થશે એમ કેમ ભાગવત કર્તાએ કોઇ જગોએ લખ્યું નથી ? માટે ચોકકસ સિદ્ધ થાય છે કે ભાગવત જૈન વિગેરે પાખંડ પંથ ચાલ્યા પછી અમારા પોપજીઓએ વ્યાસના નામથીજ લખી નાખેલુ હોવું જોઇએ પૌરાણીઓ ખુલાશો કરશે કે ? "

વળી આગળ શં,–૪૪૭ માંનોલેખ જુવો—" એ પ્રમાણે ઇંદ્રે પંથો ચલાવ્યા અને " લોકો તેમાં તણાઇ જાય છે તે જુવો " શું ઇંદ્રે પાખંડ પંથ ચલાવ્યા ત્યારથીજ કંઇ વગર વિચાર કરેજ લોકો તેમા ઘુસી ગયા કે ? સત્યાસત્યનો વિચારજ નહિ કર્યો હોય કે ? આ જગોએ સાફ જણાય છે કે જૈન, બૌદ્ધ મતમાં

જતા લોકોને અટકાવવાજ આ ભાગવત વિષયી વાક્યોથી ભરેલું કોઈ પોપજીએ રચેલું છે.

જ્યારે ઇંદ્રે પાખંડ મત ચલાવ્યા તો શું તે ગુન્હેગાર નથી કે ? અને જો તેમ હોય તો પાખંડ પંથ ચલાવનાર ઇંદ્રને શા માટે માનવો કે પૂજવો જોઇએ ?"

॥ ઇતિ–યજ્ઞનો ભંગ કરવા ઇંદ્રે રૂપો લીધા તે જૈન બાધાદિકથયા. (૬)

---

(૭) વિષ્ણુ કહે છે કે—લોકોને વ્યામોહમાં નાખવા આર્હતાદિક કુશાસ્ત્રોને મેજ બનાવ્યા.

કૂર્મપુરાણ પૂર્વાર્દ્ધ દેવ્યામહાત્મ્યનામ. અધ્યાય. ૧૨ મો. પત્ર ૨૨ મું. શ્લોક ૨૬૦ થી ૬૩ ( મ. મી. પૃ. ૧૧૩ )

" વેદ વિના ધર્મને કથન કરવાવાળું કોઇ શાસ્ત્રજ નથી, તેથી વેદ વિનાના જે કોઇ બીજા ધર્મને માને છે તેમની સાથે બ્રાહ્મણોએ ભાષણ કરવું તે પણ યોગ્યજ નથી. ૨૬૦ શ્રુતિ, સ્મૃતિથી વિરૂદ્ધ જે શાસ્ત્રો લોકોમા જોવામા આવે છે તે શાસ્ત્રોનું વર્તન તામસી છે. ૨૬૧ કાપાલિક, ભૈરવ, યામલ, વામ તથા આર્હત દર્શન છે તે સર્વ શાસ્ત્રો લોકોને વ્યામોહ પેદા કરવાવાળાં છે. ૨૬૨ જે લોકો કુશાસ્ત્રોના યોગથી મનુષ્યોને વ્યામોહિત કરે છે તેમને ભવાતરમાં વ્યામોહિત કરવાને માટે મેંજ તે કુશાસ્ત્રોને બનાવ્યા છે ૨૬૨ ઇત્યાદિ."

સમીક્ષા—અમારી માન્યતા એ છે કે–હિંસા, જૂઠ આદિ પાપોથી દૂષિત જે શાસ્ત્રો હોય છે તેજ શાસ્ત્રો **તામસી** ગણાય છે અને તે વેદ પુરાણાદિકમાં જોવામાં આવે છે અને તેનાં અનેક ઉદાહરણો અમોએ આજ ગ્રંથમા આપેલાં છે. તે સિવાય **કાપાલિક, ભૈરવ, યામલ** અને **વામ** શાસ્ત્રો ભલે તેવાં હિંસાદિક પાપોથી દૂષિત હોય ? પણ આર્હત દર્શન તો સર્વ જીવોના ઉપર દયાભાવ રાખવાનુજ કહીને બતાવે છે અને તેજ પ્રમાણે દયાભાવ કરીને પણ બતાવે છે, તો પછી તેમના શાસ્ત્રોને તામસી ભાવમા કયા હિસાબથ કહીને બતાવ્યાં ? તેથી આ લેખકે પોતાના ઉપરના દોષો બીજાના ઉપર ઢોળી પાડવાનો આ અધમ ધંધો આદર્યો છે વિચારી પુરૂષો તે પ્રમાણે જોઇ શકયા છે અને વળી તેવો પ્રયત્ન કરવાવાળો પોતે પણ જોઇ શકશે એવી અમોને ખાત્રી છે.

વળી કૃષ્ણ કહે છે કે-તે કુશાસ્ત્રોને મેંજ બનાવ્યાં. આથી પણ શું લેખકની કિંમત થતી નથી કે ? શુ ભગવાન્ હોય તે કુશાસ્ત્રોનો પણ પ્રકાશ કરે ? ત્યારે આ લેખથી સમજવાનું એ હોય કે ભગવાન કુશાસ્ત્રો બનાવે નહિ

તેથી ભગવાનનાજ કોઇ ખરાં શાસ્ત્રો હોય. બાકીનાં શાસ્ત્રો ખરા હોય નહિ (૭)

॥ ઇતિ–કૃષ્ણ કહે છે કે લોકોને વ્યામોહમાં નાખવા આર્હતાદિક કુશાસ્ત્રો મેંજ બનાવ્યા તેનો વિચાર. (૭)

---

જૈન ધર્મમાં શાલિશૂક થશે, સ્થવિરો સંસારીનું ખાઇ ખલાસ કરશે.

**યુગપુરાણનાં ઐતિહાસિકતત્ત્વ.**

લેખક કેશવલાલ, હર્ષદરાય ધ્રુવ–બુદ્ધિપ્રકાશ પુસ્તક ૭૬ મું. માર્ચ ૧૯૨૯ અંક ત્રિજો. અમદાવાદ તંત્રી અને પ્રકાશક હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ. બી. એ.

પૃ. ૮૮ થી લેખ શરૂ થતાં, પૃ. ૮૯ માં લખવામાં આવ્યું છે કે—૩ વસતી માટેની સેંકડો પુલવાડીએ છવાએલા તે સુંદર પુષ્પપુર (નગર)મા યજ્ઞ-કર્મનો ધ્વંસ કરવાની વૃત્તિવાળો શાલિશૂક થશે. અકર્મનો રસિયો, દુષ્ટ પ્રકૃતિનો વિગ્રહમાં પ્રીતિવાળો, ધર્મવાદ કરાવનારો, અધર્મી, ભ્રષ્ટબુદ્ધિનો, તે ( શાલિશૂક) રાજા (નિમાયો) છતો સૌરાષ્ટની પ્રજાતે ત્રાસદાયક રીતે રંજાડી (જૈન) ગચ્છોને મુખે મોટોભાઇ, સંપ્રતિની ખ્યાતિ ગઢાવી (જૈન) ધર્મની વિજય ઘોષણા વર્તાવશે.

( ૧૬– ૨૧–16–21 )

આગળ પૃ. ૯૦ ના અન્તમાં–શૂદ્રો રક્ત વસ્ત્ર ધારણ કરી, જટાનો ભારો રાખી, વલ્કલ સજી, લોકોમા ભિક્ષાવર્તી સાધુઓમાં ખપશે, એ નિઃસંશય છે,

વળી કલિયુગમાં યજ્ઞ સમારંભમા જય અને હોમનાં કાર્યમાં વ્રત નિષ્ટ શૂદ્રો યોજાશે એ નિઃસંશય છે. છેલ્લો યુગ પ્રવર્તતાં લાંબી લાબી સહિત પ્રણવ-પૂર્વક વેદમંત્રો વડે શૂદ્રો (ગૃહસ્થાશ્રમના) ત્રેતાગ્નિમાં હવિ હોમશે **શુદ્રો** પૂજ્ય પદથી અને **બ્રાહ્મણો** સજ્જન પદથી સંબોધાશે. **ધર્મલાભનું** મિષ પોકારતા સ્થવિરો નિર્ભયપણે સંસારીનું ખાઇ ખલાશ કરશે. તે સમયે પાપથી હણાયેલી દુનિયામાં (એ) છેલ્લા યુગમાં સર્વ પ્રાણીના પ્રાણ લેવાશે ત્રાસથી રૂઆ ખડાં કરે એવો દુકાળ પડશે. તેણે કરીને લોકોનો દારૂણ સંહાર વળી જશે.

(આ ઉપરનો લેખ–મૂળ લેખકના આશયથી લખ્યા પછી) વિવેચન કર્તા–પૃ. ૯૫ માં લખે છે કે–ત્રિજું પ્રકરણ પાટલીપુત્રના **શાલિશુક** રાજાને લાગતું છે. **ગર્ગાચાર્ય** એને યજ્ઞકર્મનો ધ્વંસ કરવાની વૃત્તિવાળો કહે છે અને દુષ્ટ તથા અધર્મી વિશેષણ લગાડે છે. શાલિશૂક સૌરાષ્ટની પ્રજાને રંજાડી જૈન ગચ્છોને મુખે મોટો ભાઇ સંપત્તિની ખ્યાતિ બઢાવી જૈન ધર્મનો દિગ્વિજય

પ્રવર્તાવશે એવી ભવિષ્યવાણી આ ત્રિજા પ્રકરણુમાં આવી છે..

આગળ પૃ. ૯૨ ના છેલ્લા ભાગમા–"યુગપુરાણ **શાલિશુકને** સંપ્રતિની હયાતિમા સૌરાષ્ટ્રનો **રાજા** કહે છે અને **વાયુપુરાણ** એને દશરથનો ઉત્તરાધિકારી લેખે છે. તે એમ બતાવે છે કે–**શાલિશુક** કુમારાવસ્થામા પશ્ચિમમા સૌરાષ્ટ્રના સાશકનો અધિકાર ભોગવતો હતો અને પછીથી સંપ્રતિની હયાતીમાજ પૂર્વમાં દશરથની ગાદીએ આવ્યો હતો. **સુહસ્તિએ** કરેલા પ્રતિબોધથી સપ્રતિ રાજાએ જૈનધર્મ અંગીકાર કર્યો હતો. તેની સાથે નાનો ભાઈ શાલિશુક પણ જૈન થયો સંભવે છે અને તેણે જૈન શાસનના સ્થાપન અર્થેજ સંપ્રતિએ સૌરાષ્ટ્રનો શાસક નીમ્યો સમજાય છે. સંપ્રતિ અને કુમારપાળની પ્રશંસા જૈન ગ્રંથકારો મુકત કંઠે કરે છે તે યોગ્ય છે પરંતુ આ દેશમાં જૈન ધર્મનો પ્રથમ પ્રચાર કરવાનો જસ તો **યુગપુરાણ** જણાવે છે તે પ્રમાણે નાના ભાઇ શાલિશુકને ઘટે છે."

આગળ. પૃ. ૧૦૨ મા—'કર્તા અને કૃતિ' ના સંબંધે–**યુગપુરાણ**—જેનો અંતિમ અધ્યાય છે તે ગર્ગ સંહિતા **પ્રો. રેપ્સન** ( મોડું લખાએલું પુસ્તક કહે છે ) પ્રખ્યાત પાશ્ચિત્ય પડિત **મેકસ મુલરના** મંતવ્યને અનુસરી ઐતિહાસિક **સ્મિથ** તેને ઇસ્વીસનના બીજા, ત્રિજા સૈકામા મૂકે છે. પરંતુ **ગર્ગાચાર્ય** કાણ્વવંશના સમયનાજ અહેવાલથી અટકે છે. તે ઉપરથી પ્રસ્તુત સહિતા સુશર્મા પછી બહુ મોડી નહી રચાયી હોય એમ માનવાને કારણ મળે છે

પૃ ૧૦૩ માં—ઉપલબ્ધ વાચના અત્યંત ભ્રષ્ઠ છે, તે ઉપરથી ભ્રષ્ઠ વાણીમા મૂલે ગ્રંથ રચાયો હશે

પૌરાણિક યુગવ્યવસ્થામા–કૃષ્ણ ભગવાન સ્વધામ પધાર્યા ત્યારથી કલિયુગનો આરંભ કહ્યો છે **ભાગવત** પુરાણમા સચવાઇ રહેલો **લોક** નીચે મુજબ છે

**यस्मिन् कृष्णोदिवं यात स्तस्मिन्नेव तदाऽहनि ॥**
**प्रतिपन्नं कलियुग मिति प्राहु पुराविदः ॥**

આગળ પૃ –૧૦૩ માજ–પુરાણેના એ સંપ્રાદાયને **યુગપુરાણ** કલિયુગના વર્ણનમા અનુસરે છે તે સલંગ ઇતિહાસ આપતું નથી પરંતુ અસાધારણ બનાવો સક્ષેપમા નોંધે છે એમા એક તરફ **શાલિશુકે** સૌરાષ્ટ્રમા બળથી જૈન ધર્મ ફેલાવ્યાનો તેમ બીજી તરફ પુષ્યમિત્રે યવન કન્યા માટે ઝગડો મંડાવ્યાનો પણ નિર્દેશ છે. સ્થવિરો ઘરબારીનું સર્વસ્વ ધર્મલાભના મિષે ખાઇ ખલાસ કરતા હતા એ વિષે કહ્યુ છે તેની સાથે ત્રૈવર્ણિકો શૂદ્ર જેવા બની ગયા હતા એ વિષે પણ કહ્યું છે તે ઉપરથી કર્તાની પક્ષપાત રહિત દૃષ્ટિની કાંઈક પ્રતીતિ થાય છે.

હવે લેખના અંતમા જણાવ્યું છે કે–ઉપરના સશોધનમા કવચિત ભળતા, કવચિત્ શકય, કવચિત સંભાવ્ય. કવચિત અનુમાન પ્રાપ્ત, કવચિત પુરાણ લબ્ધ, અને કવચિત્ ઇતિહાસ સિદ્ધ પાઠ ગોઠવ્યા છે. તે એટલાજ ઉદ્દેશથી કે જોઇએ युगपुराणની ગૂંચ થોડી કે ઉકેલે છે ? મોતીની લિપ્સાએ દરિયામાં ડુબકી મારનાર મરજીવાની મુઠીમાં લોકો કહે છે તેમ અંધારે અજવાળું કરનાર એક પણ રત્ન આવે તો શ્રમ પાણીમાં ગયો ન કહેવાય. ”

. કેશવલાલ હર્ષદરાય. ધ્રુવ

॥ ઇતિ જૈનોના શાલિશૂક વિષે યુગપુ૦ ની ભવિષ્ય વાણી. (૮)

---

પંડિત **કેશવલાલ** ભાઇએ યુગપુરાણનો વિચાર કરીને બતાવ્યો, થોડું હું પણ લખીને બતાવુ છું.

ગર્ગ સંહિતાના અન્તમાં–**युगपुराण** નષ્ટ, ભ્રષ્ટ જેવું લખાયું તેથી એ ભવિષ્યવાણી પાછળથી કોઇ પંડિત માનીએ લખી હોય એવું અનુમાન ન કરી શકાય ?

બીજી વાત–યજ્ઞકર્મનો ધ્વંસ કરવાની વૃત્તિવાળો, અધર્મી, ભ્રષ્ટ બુદ્ધિવાળો, **શાલિશુક** રાજા થશે. એ ભવિષ્યવાણી નિ.પક્ષપાતવાળી છે ? કદાચ યજ્ઞમાં હોમાતા નિરપરાધી જીવો ઉપર દયા થતાં તેમનો બચાવ કરવા પ્રયત્ન કરેલો હોય તેટલા માત્રથી અધર્મી અને ભ્રષ્ટ બુદ્ધિનો કહી શકાય ખરો કે ? ‘ **वेदाविनिंदिताथेन** ’ એ ગીત ગોવિંદના વાક્યમા બુદ્ધને ભગવાન બતાવ્યા છે પણ વેદની હિંસા નિંદતા નિંદ્યા નથી. તો પછી તમે તેમને ભ્રષ્ટ શાથી લખો છો ?

આજે વર્તમાન કાળમા–જીવોના ઘાતકોને શુદ્ર તરીકે ઘણા લોકો માનશે અને કહી પણ દેશે. અને વ્રતનિષ્ટમાં રહેનારા, જીવોના રક્ષકોને, લોકો પૂજ્ય કહે અથવા માને તેમાં યુગપુરાણવાળાને ખુંચવા જેવું શું હતું ?

આ યુગપુરાણનો લેખક કોઇ પંજાબી હોવો સંભવે છે કારણ જૈન સાધુઓને પૂજ્ય કહેવાની પ્રથા પજાબમાં આજસુધી ચાલુ છે.

આગળ જણાવ્યુ છે કે–“ ધર્મલાભનુ મિષ પોકારતા સ્થવિરો નિર્ભયપણે સંસારીનુ ખાઇ ખલાસ કરશે. ” આ ભવિષ્યવાણી નિ.પક્ષપાતપણું સૂચવે છે ખરી ? વૈદિક મતના લાખો સાધુઓ કે જે ગૃહસ્થોથી નિર્વાહ કરનારા અને તેમનાથીજ ઘણા માલદાર બનેલા તેમાં આટામા લૂન જેટલા પણ નહી જેવા

જૈનોના સ્થવિરો નિર્વાહપુરતું સિદ્ધાડન્નજ ગ્રહણ કરનારા સંસારીનું ખાઇ ખલાશ કરવાવાળી ભવિષ્યવાણી કેટલી સાચી ? ખરૂં જોતાં જેઓ પુત્રાદિકના પરિવારવાળા થએલા, બીજા કુટુંબોથી નિર્વાહ ચલાવવા આશા ધરી બેઠા હોય તેઓજ સંસારીનું ખાઇને ખલાસ કરવાવાળા હોય, તેમને છોડી દઇ સ્થવિરોને લખીને બતાવ્યા તેમાં લેખકની ભૂલ થએલી માનવી કે દિશા મૂઢતા થએલી માનવી ? છતાં લખવું કે કર્તાની પક્ષપાત રહિત દ્રષ્ટિની પ્રતીતિ થાય છે એ કયા વિચારથી કલ્પી લીધું ?

લેખના અંતમાં જણાવ્યુ છે કે–" મોતીની લિપ્સાએ દરિયામાં ડુબકી મારતાં અંધારે અજવાળું કરનાર એક પણ રત્ન આવે તો શ્રમ પાણીમાં ગયો ન કહેવાય. "

આ લખવુ અંધારામા ફાંફા મારવા જેવું ન ગણાય કે ? કારણ પાશ્ચાત્ય વિદ્વાનોએ હિંદુધર્મના ચારે વેદો, બ્રાહ્મણ પુસ્તકો અને ઉપનિષદો ખૂબ ફેંદી ફેંદીને જોયાં અંધારામાં અજવાળું કરવાવાળું એક પણ રત્ન તેમના હાથમાં ન આવ્યું. છેવટે ચાર લાખ શ્લોકના પ્રમાણવાળા પુરાણોને જુઠા કહીને બતાવ્યાં તો પછી આ યુગપુરાણ કે જેમાં નષ્ટ ભ્રષ્ટ જેવું કોઇ પંડિતમાનીના લેખથી જૈન ધર્મને હલકો પાડવાની ખોટી નજર થએલી શું કામ આવશે ? અંગ્રેજો જૈન ધર્મને માન આપી રહ્યા છે. તે તેમની સત્ય નિષ્ઠાથી આપી રહ્યા છે ? નહી કે જોર જુલમથી ?

અનાદિના અથવા ઇશ્વરકૃત વેદાદિક શાસ્ત્રોમાંથી, અંધારે અજવાળું કરે તેવું એક પણ રત્ન કોઇ ન મળવાથી, નષ્ટ ભ્રષ્ટ જેવા યુગપુરાણમાં ખોલવાનો પ્રયત્ન તે નીચેના દ્રષ્ટાંત જેવો ન ગણાય ? ઉષ્ણકાળમાં અત્યંત તૃષાકાત માણસ સ્નિગ્ધ છાયાના ઝાડ નીચે જઇ સુતો, સ્વપ્નમાં બધા સમુદ્રોનું પાણી પીધું છતા તેની તૃષા શાન્ત ન થઇ. છેવટે તૃણાં ઉપર પડેલા ઓસનાં પાણી ચાટીને તૃષા શાન્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેથી તેની તૃષા શાન્ત થાય ખરી ?

પંડિતજીને અમારૂં કહેવું એ છે કે-સત્ય કયાં છે તે જોવાને પ્રયત્ન કરવો તે શ્રેષ્ટ છે. બાકી તો આ પ્રકાશના સમયમાં જુઠાં ફાંફા મારવા જેવું ગણાશે ?

॥ ઇતિ યુગપુરાણમાં બતાવેલા ભવિષ્યનો વિચાર. (૮)

---

(૯) બ્રાહ્મણોનો વેદ ધર્મ તે હિંસાથી કલુષિતજ.

વેદનો અર્થ જ્ઞાન છે તેથી આત્મિક જ્ઞાનનો ધર્મ તેજ વેદધર્મ છે. પરન્તુ બ્રાહ્મણ ધર્મ તેવો શુદ્ધ રહ્યો નથી કેમકે તે તો હિંસા કર્મથી દૂષિત ઠરેલો છે.

જુવો–**પદ્મપુરાણ** ક્રિયાયોગ સાર. સપ્તમ ખંડ ગંગાસાગર મહાત્મ્ય વર્ણન નામ અધ્યાય. છઠ્ઠો. પત્ર ૧૪ મા ( મ. મી. પૃ. ૧૧૨ )

**वेदा विनंदिता येन विलोक्य पशुहिंशनं ॥**
**सकृपेन त्वया येन तस्मै बुद्धाय ते नमः**

ભાવાર્થ—યજ્ઞોમાં ઘણા પશુઓનો નાશ થતો જોઇ–શ્રીકૃષ્ણ ભગવાનને દયા ઉત્પન્ન થઇ તેથી પોતે બુદ્ધનો અવતાર ધારણ કરીને હિંસક વેદોની નિંદા કરી તે બુદ્ધ ભગવાનને અમારો નમસ્કાર થાઓ ? ”

સમીક્ષા—અનાદિના વેદ, અનાદિનાજ કૃષ્ણ ભગવાન, ત્યારે બુદ્ધાવતાર પહેલાં શું જીવોને હોમવામાં ભગવાન સામેલ હતા ? એમ આપણાથી માની શકાય ખરૂં કે ? પદ્મપુરાણનો લેખ જણાવે છે કે–ભગવાનને દયા ઉત્પન્ન થવાથી બુદ્ધાવતાર ધારણ કરીને તે વેદની હિંસાને નિંદી. ત્યારે શું પહેલા હિંસામાં સામેલ હતા ? ભગવાનતો સામેલ નજ હતા તેથી આ લેખ કોઇ પણ બાજુથી વિશ્વાસને પાત્ર થતો નથી. અગરજો બુદ્ધને કૃષ્ણના અવતારજ માનતા હોતતો બુદ્ધ ધર્મનો નાશ કરવા શંકરાચાર્ય એટલું બધું ધાંધલજ શું કરવાને મચાવતા? આતો લોકોને બતાવવાના દાંતજ જુદા છે. માટેજ અમો કહીએ છીએ કે–આ ચાલતો બ્રાહ્મણનો વેદધર્મ છે તે શુદ્ધ સ્વરૂપનો છેજ નહિ.

ઇતિ વૈદિક પદ્મપુરાણકારે–હિંસાથી દૂષિત વેદ ધર્મના ઉદ્ધારક બુદ્ધને કરેલો નમસ્કાર.

---

॥ ઇતિ–જૈનોના ૨૨ મા તીર્થંકર શ્રી નેમનાથ, તેમના સમયે થએલું, શ્રીકૃષ્ણ વાસુદેવાદિકનું નવમું છેલ્લુ ત્રિક, જૈન અને વૈદિક ઇતિહાસ પ્રમાણે કિંચિત વિચાર બતાવી શ્રીકૃષ્ણ વાસુદેવનો સંબંધ પુરો કર્યો છે. ॥

## પુરાણ ૧૮ નાં નામ અને તેના શ્લોકની સંખ્યા.

### સ્કંદપુરાણની પ્રસ્તાવનામાંથી,

આ ૧૮ રે પુરાણનાં નામ અને તેના શ્લોકની સંખ્યા ભાગવતના બારમા સ્કંધમા નીચે પ્રમાણે જણાવેલી છે.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) બ્રાહ્મં. | ( બ્રહ્મપુરાણ ) | શ્લોક સંખ્યા. | ૧૦ હજાર |
| ( ૨ ) પાદ્મં. | ( પદ્મ પુરાણ ) | શ્લોક સંખ્યા. | ૫૫ હજાર |
| ( ૩ ) વૈષ્ણવં. | ( વિષ્ણુ પુરાણ. ) | શ્લોક સંખ્યા. | ૨૩ હજાર |
| ( ૪ ) શૈવં. | ( શિવપુરાણ. ) | શ્લોક સંખ્યા. | ૨૪ હજાર |
| ( ૫ ) ભાગવત. | ( ભાગવત પુરાણ ) | શ્લોક સંખ્યા. | ૧૮ હજાર |
| ( ૬ ) નારદીયં. | ( નારદ પુરાણ. ) | શ્લોક સંખ્યા | ૨૫ હજાર |
| ( ૭ ) માર્કંડેય. | ( માર્કંડ પુરાણ. ) | શ્લોક સંખ્યા. | ૯ હજાર |
| ( ૮ ) આગ્નેય. | ( અગ્નિ પુરાણ, ) | શ્લોક સંખ્યા. | ૧૫૪૦૦ હજાર |
| ( ૯ ) ભવિષ્ય | ( ભવિષ્ય પુરાણ, ) | શ્લોક સંખ્યા. | ૧૪૫૦૦ હજાર |
| ( ૧૦ ) બ્રહ્મવૈવર્ત. | ( બ્રહ્મવૈવર્ત પુરાણ ) | શ્લોક સંખ્યા, | ૧૮ હજાર |
| ( ૧૧ ) લિંગપુ | ( લિંગ પુરાણ. ) | શ્લોક સંખ્યા. | ૧૧ હજાર |
| ( ૧૨ ) વરાહ. | ( વરાહ પુરાણ ) | શ્લોક સંખ્યા. | ૨૦ હજાર |
| ( ૧૩ ) સ્કંધ પુ | ( સ્કંદ પુરાણ ) | શ્લોક સંખ્યા | ૮૧૧૦૦ હજાર |
| ( ૧૪ ) વામન | ( વામન પુરાણ ) | શ્લોક સંખ્યા. | ૧૦૦૦૦ હજાર |
| ( ૧૫ ) કૂર્મ. | ( કૂર્મ પુરાણ ) | શ્લોક સંખ્યા | ૧૭૦૦૦ હજાર |
| ( ૧૬ ) મત્સ્ય. | ( મત્સ્ય પુરાણ. ) | શ્લોક સંખ્યા. | ૧૪૦૦૦ હજાર |
| ( ૧૭ ) ગરુડ. | ( ગરુડ પુરાણ ) | શ્લોક સંખ્યા. | ૧૯૦૦૦ હજાર |
| ( ૧૮ ) બ્રહ્માંડ. | ( બ્રહ્માંડ પુરાણ ) | શ્લોક સંખ્યા. | ૧૨૦૦૦ હજાર |

સર્વ સંખ્યા-ચાર લાખ શ્લોકની પુરાણકારોએ જણાવી છે. તે પ્રમાણે ગણીને બતાવી છે આ ૧૮ પુરાણોની ટીપ્પણી પ્રાયે ઘણા પુરાણોમાં હોય છે.

આ પુરાણોના માટે સુજ્ઞ સજ્જનોને મારી નમ્ર વિનંતી.

૧ વરાહ. ૨ વામન. ૩ કૂર્મ, અને ૪ મત્સ્ય—ક્રમથી લોક-૨૪। ૧૦। ૧૭. અને ૧૪ હજાર સર્વ સંખ્યા ૬૫ હજારની. આ ચારે વિષ્ણુએ લીધેલા અવતારો મુખ્ય દશમાંના છે. આ અવતારો અનેક પંડિતોથીઅશ્રદ્ધેય ગણાયા છે. આ કલ્પિતઅવતારોના નામથી ઊભા કરેલા પુરાણોમા સત્યતા કેટલીહશે ?

ત્રણ દેવ.—બ્રહ્મા. વિષ્ણુ, અને શિવ ક્રમથી શ્લોક-૧૦। ૨૩। ૨૪। સર્વે મળીને ૫૭ હજાર છે એ ત્રણ દેવોનો પણ ખરો પત્તો નથી. જુવો અમારા લેખો ના પછી તે ત્રણ દેવોના નામથી પુરાણોમા પણ સત્યતા કયાથી આવશે ?

**ભવિષ્યોત્તર** પુરાણમાં—માઘ કૃષ્ણે દશીની કથા આપતાં લખ્યું છે કે "ઇંદ્ર સભામાં પચાસ કોટી નાયિકાઓનો નાચ થઇ રહ્યો હતો ત્યાં–પુષ્પવતી અને માલ્યવાન્ અનુ રાગવાલાં થતાં ઇંદ્રના શાપથી મર્ત્ય લોકમા દુઃખી થયા. તેવામાં માઘ કૃષ્ણની જયા નામની એકાદશી આવી, તે ટાઢયમાં ભૂખે રહ્યાં–તેથી શ્રી કૃષ્ણના પ્રભાવથી પૂર્વના સ્વરૂપમાં આવ્યાં. અને **વિમાનમાં** બેસીને સ્વર્ગે ગયા. ઇદ્રે પુછયું કે તમારૂ પિશાચ પણું કેવી રીતે દૂર થયું ? તેમને ઊત્તરમા જણાવ્યું કે—શ્રી કૃષ્ણના પ્રભાવથી અને એકદશીના વ્રતથી પછી ઇંદ્રે તેઓની પૂજા કરી " ઇત્યાદિ

આમાં વિચારવાનું કે—દ્વારિકાનો દાહ અને પોતાના સર્વકુટુંબના નાશ વખતે શ્રી કૃષ્ણ પ્રત્યક્ષ હતા છતાં તેમના પ્રભાવથી કોઇપણ પ્રકારનો બચાવ ન થયો હતો તો પછી પુષ્પવતી અને માલ્યવાન્માં કૃષ્ણનો પ્રભાવ કયા હિશાબથી પહોચી ગયો ?

આ લેખના હિશાબથી ભવિષ્ય પુરાણમાં સત્યતા કેટલી હશે ?

**કૂર્મ** પુરાણમાં—યુધિષ્ઠરે કૃષ્ણને પુછયું કે–વૈશાખ શુકલ એકાદશીનું ફલ શ્યું ? ત્યારે શ્રી કૃષ્ણે–વસિષ્ઠજીએ રામને કહેલી કથા સંભલાવી કે–સીતાના વિરહથી દુઃખી રામે વસિષ્ટજીને પુછયું, વાસષ્ઠજીએ કહ્યું કે–હે રામ ? તમારા નામથી મનુષ્ય પવિત્ર થાય તો પણ હુ કહું છું કે–સરસ્વતીના તીરે ઘતિમાન ગજાના રાજ્યમા ધનપાલ શ્રેષ્ટિ તેણે પાચ પુત્રો હતા, સર્વથી નેષ્ટ નીતિવાળા પાંચમા પુત્રને કાઢી મુકયો. તેજ નગરમાં ચોરી કરીને પેટ ભરતો, અનેક વખતે પકડાતાં માર ખાધો. છેવટે નાસીને કોડીન્યઋષિના આશ્રમે પહોચ્યો, કોડીન્યના વસ્ત્રના સ્પર્શથી પાપ મુકત થયો, પછી કોડીન્યના ઊપદેશથી વૈશાખ શુકલ એકાદશી કરી દિવ્ય શરીરવાળો થઇ ગરૂડના ઉપર બેસી વૈષ્ણવ લોકમા પહોચ્યો વિચારવાનુ કે–વસ્ત્રના સ્પર્શ માત્રથી પાપ મુકત થવાય ?.વૈષ્ણવલોક કયે ઠેકાણે છે ? અને ત્યાંથી ગરૂડ મોકલ્યો કોણે ?

આપણે પુરાણોના સંબંધે વિચાર કરીએ—

વરાહ, વામન, કૂર્મ, મત્સ્ય આ ચાર નામનાં પુરાણો–કલ્પિત અવતારોના સબંધ વાળાં કલ્પિત ગણાય કે નહી ? ।

બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ–આ ત્રણ દેવો ખરા સિદ્ધ થતા ન હોય ત્યારે ગરૂડ અને લિંગ એ બે અને ત્રણ દેવોના સંબંધવાલાં એકંદર એ પાચ પુરાણો પણ સત્ય કેવી રીતે માની શકાય ? એકંદરે આ નવ પુરાણો કલ્પિત ઠરે ત્યારે તો બીજાં રહેલા નવ પુરાણો પણ કલ્પિત ઠરે કે નહિ !

આજકાલના પંડિતો પુરાણોને કલ્પિત જ કહે છે.

પંચાવન હજાર :શ્લોકના પ્રમાણવાળા× પદ્મપુરાણમાં પાર્વતીજીને મહાદેવજી કહી રહ્યા છે કે–તામસ શાસ્ત્રો કયાં કયાં છે? મહાદેવજીએ ઉત્તર આપ્યો કે—

જેના સ્મરણ માત્રથી **જ્ઞાનીઓનો** પણ અધઃપાત થઇ શકે છે તે **તામસ** શાસ્ત્રોના નામ આ છે–પાશુપત વગેરે–શૈવ શાસ્ત્રો, કણાદ રચિત વૈશેશિક, ગૌતમ રચિત ન્યાય શાસ્ત્ર, કપિલનું સાખ્ય શાસ્ત્ર; વૃહસ્પતિ રચિત ચાર્વાક્ શાસ્ત્ર, બુદ્ધ પ્રણીત બૌદ્ધશાસ્ત્ર, અને નગ્નમત, નીલપટમત, માયાવાદ તથા જૈમિનીય શાસ્ત્ર, હે ગિરિજે! એ બધાં **તામસ** શાસ્રો છે! **તામસ** પુરાણો પણ છે–જેનાં નામ આ છે* ૧ મત્સ્ય, ૨ કૂર્મ, ૩ લિંગ, ૪ શિવ, ૫ સ્કંદ, ૬ અગ્નિ–એ છ **તામસ** પુરાણો છે.

૧ વિષ્ણુ, ૨ નારદીય, ૩ ભાગવત, ૪ ગરૂડ, ૫ પદ્મ, ૬ વરાહ એ છ સાત્ત્વિક! ૧ બ્રહ્માંડ, ૨ બ્રહ્મવૈવર્ત, ૩ માર્કંડેય. ૪ ભવિષ્યત્, ૫ વામન, તથા ૬ બ્રાહ્મણ એ છ **રાજસ.**

અને એજ પ્રકારે સ્મૃતિઓ પણ ત્રણ પ્રકારની છે—૧ વસિષ્ટ સ્મૃતિ, ૨ હારિત સ્મૃતિ, ૩ વ્યાસ સ્મૃતિ, ૪ પરાસર સ્મૃતિ, ૫ ભારદ્વાજ સ્મૃતિ, અને ૬ કાશ્યપ સ્મૃતિ એ છ **સાત્વિક** સ્મૃતિઓ છે.!

૧ યાજ્ઞવલ્કય, ૨ આત્રેય, ૩ તૈત્તિર, ૪ દાક્ષ, ૫ કાત્યાયન, અને ૬ ઠી વૈષ્ણવ, એ છ સ્મૃતિઓ **રાજસ** છે.। તથા ૧ ગૌતમ, ૨ વૃહસ્પતિ ૩ સંવર્ત ૪ યમ, ૫ શંખ, અને ઊશનસ એ છ સ્મૃતિઓ **તામસ** છે.

( આનંદાશ્રમ. અ. ૨૬૩. ભાગ ૪, શ્લો ૧ થી ૯૧ )

સાત્વિક કયા હિશાબથી? તેમા પણ ગંદા પણું ઓછું નથી. જુવો અમારે બધો પૂર્વનો લેખ. ॥

આ ઉપરના લેખમાં કિંચિત્ વિચાર–જેના સ્મરણ માત્રથી જ્ઞાનીનોઓ

× આ **પદ્મપુરાણમાં**—મત્સ્ય, કૂર્મ, લિગ, શિવ, સ્કંદ, અને અગ્નિ–એ છ ને તામસ પુરાણો કહ્યા સર્વ સખ્યા–એક લાખ સાઠી બાસઠ હજારના શ્લોકના સ્મરણથી તો જ્ઞાનીઓનો પણ અધઃપાતજ થવાનું કહી બતાવ્યું. અને–વિષ્ણુ, નારદીય, ભાગવત, ગરૂડ, પદ્મ, અને વરાહ.

પણ અધઃપાત થાય–એટલે તેનું પઠન પાઠન કરવાવાળો દુર્ગતિમાં પડે એજ અર્થ કરી શકાય કે બીજો ?

ચાર્વાક, બૌદ્ધ, નગ્ન મત, નીલ પટ–આતો વેદ બાહ્ય જુદાં મૂકી દઈએ બૌદ્ધાદિક શાસ્ત્રનો વિચાર તો ઘણા પંડિતોએ કરી બતાવેલો છે.

પરંતુ જે શાસ્ત્રો વૈદિક મત સાથે સબંધ ધરાવનારાં હોવા છતાં તામસ ગણાવેલાં છે–અને જેના પઠન પાઠનથી દુર્ગતિ મનાતી હોય તેનો વિચાર કરવાની જરૂર છે—૧ પાશુપત વગેરે શૈવ શાસ્ત્રો, એટલે શિવના નામથી રચાએલાં શાસ્ત્રોના પઠન પાઠન કરનારાઓનો અધઃપાત મનાય ?

૧ વૈશેષિક, ૨ ન્યાય શાસ્ત્ર, ૩ સાંખ્ય, ૪ માયાવાદ, ૫ જૈમિનીય. આ પાંચ જાતનાં શાસ્ત્રો પણ વૈદિક મતનાં ( વેદને વળગીને ચાલવાવાળાં ) પ્રચલિત છે. અને તે બધા શાસ્ત્રોના પઠન પાઠન કરવા વાળાઓનો પણ અધઃપાત થવાનો એમ મહાદેવજી પાર્વતીજીને કહી રહ્યાં છે, શું એ વાત સાચી લખાએલી હશે ?

આગળ ૧૮ પુરાણોમાં છ પુરાણો તામસ છે-૧ મત્સ્ય, ૨ કૂર્મ, ૩ લિંગ ૪ શિવ, ૫ સ્કંદ, અને ૬ ઠું અગ્નિ. આ છ પુરાણોના શ્લોકની સંખ્યા ક્રમથી ૧૪, ૧૭, ૧૧, ૨૪, ૮૧, ૧૫ હજાર. આ બધાં છ તામસ પુરાણોની સંખ્યા દોઢ લાખ ઉપર થવા પામે છે, તેના કર્તા શુ વ્યાસજી હતા ? કે કોઈ બીજા સત્ય માર્ગથી ઉધા માર્ગે પડી, બીજા જીવોને ઉંધે માર્ગે પાડનારા હતા ? આ બધું કથન મહાદેવજીનું છે ? મહાદેવજી કોઈ ખરા દેવ તરીકે હતા કે કેવલ બનાવટી હતા ? આ બધો વિચાર કરવાની ભલામણ કરૂં છુ.

૧ વિષ્ણુ, ૨ નારદીય, ૩ ભાગવત, ૪ ગરૂડ, ૫ પદ્મ અને ૬ ઠું વરાહ, આ છ પુરાણો સાત્વિક બતાવ્યાં છે ખરાં પણ આમાં સાત્વિકપણું કયા ઠેકાણે છે ? અમારા બધા પૂર્વેના લેખો જુવો સાત્ત્વિક પણું સિદ્ધ થાય છે. ॥

ગૌતમાદિક છ સ્મૃતિઓને તામસ બતાવી, અને તેના પઠન પાઠનથી અધઃપતન થતું પદ્મપુરાણવાળાએ, જાણ્યુ હોય તે તો તે જાણે, પરંતુ વસિષ્ટાદિક છ સ્મૃતિઓમા સાત્વિક પણુ કયા હિસાબથી કહી બતાવ્યું હશે ? આ સાત્વિક સ્મૃતિઓમાં પણ–હિંસાદિકના વિધાનથી ઉત્પન્ન થતા–માંસાદિકનું ભક્ષણ તો લખીને બતાવેલુ છે. માટે આ પદ્મ પુરાણના લેખનો વિચાર કરવાની ભલામણ કરૂ છું. ॥

આ અવસર્પિણીમાંના તીર્થંકર ૨૨ મા અને કૃષ્ણ વાસુદેવાદિકનું છેલ્લુ

નવમુ ત્રિક કહી બતાવ્યું હવે ૨૨ માના પછી અને ૨૩ માના પહેલા બારમા **બ્રહ્મદત્ત** ચક્રવતી છેલ્લા થયા છે. તેમનુ સ્વરૂપ નીચે પ્રમાણે–

બારમા **બ્રહ્મદત્ત** ચક્રવતી

**ચિત્ર** અને **સંભૂત** બે ચંડાળ ભાઇઓ, **નમુચિ**નામના મત્રી પાસેથી સગીત વિગેરે કળા શીખી ઘણા પ્રવીણ થયા. પણ લોકો તેમના ચંડાળપણાની અવજ્ઞા કરતા હોવાથી વૈરાગ્ય પામી દીક્ષા લીધી. તેઓ **હસ્તિના**પુરમા આવતા સંભૂત આહાર માટે શહેરમા ગયો. ત્યા **નમુચિ** કે જે આ બે મુનિની માતા સાથે કુસંબંધમા આવ્યો હતો અને જેથી તેને નાશી જવું પડયું હતુ તે આ નગરમાં **સનત્કુમાર** ચક્રીનો પ્રધાન થયો હતો, તેણે આ મુનિને મારી નગર બહાર કાઢવા માડયો પણ મુનિના મુખમાંથી તેજોલેશ્યાથી અગ્નિની જ્વાલાઓ નીકળતા આખું નગર ભયભીત થયુ. સનત્કુમારને આની ખબર પડતાં મુનિને ક્ષમાવ્યા. તેનું સ્ત્રીરત્ન **સુનદા** પણ વાદવાને આવી. તેના કેશ સંભૂત મુનિને અડતા, તેણે નિયાણું કર્યું કે જો મારા તપનો પ્રભાવ હોય તો હુ આવી સ્રીરત્નનો ભોકતા થાઉં. ત્યાથી મરી તે બ્રહ્મદેવલોકમા **દેવ** થયો. ત્યાંથી ચ્યવી તે કાપીલ્ય નગરમા રાજા **બ્રહ્મ**ની સ્ત્રી **ચુલની**ને પેટે પુત્રપણે અવતર્યો. બ્રહ્મરાજા મરણ પામતા તેની દેખરેખ માટે તેનો મિત્ર રાજા **દીર્ઘ** ત્યા રહેવા લાગ્યો. દીર્ઘ ચુલનીની સાથે પ્રેમ સબંધમા પડયો. આની **ધનુ**મત્રીને ખબર પડતાં બ્રહ્મદત્તને વાત કરી. બ્રહ્મદત્તે તેમનો સંબંધ છોડાવવા યુકિત પ્રયુંક્તિથી સમજાવ્યા. આથી તેઓને તેને મારી નાખવા પ્રયત્ન કરવા માંડયો લાક્ષાગૃહમા તેણે વધુ સાથે મોકલી બાળી નાખવાની ગોઠવણ કરી. ધનુમંત્રીને આની ખબર પડતાં તેણે તે ઘરથી બે ગાઉ સુધીની સુરંગ ખોદાવી અને પોતે તેના છેડા આગળ દાનશાળા મંડાવી રહ્યો. ચુલનીએ લાક્ષાગૃહમા બ્રહ્મદત્તને તેની વધૂ સાથે રાત્રે મોકલ્યો, ધનુમંત્રીએ તેને બચાવવા પોતાના પુત્ર **વરધનુને** સાથે મોકલ્યો. મોડી રાત્રે ઘર સલગ્યું એટલે વરધનુએ સુરગ વાટે બ્રહ્મદત્તને બહાર કાઢયો. સવારે દીર્ઘરાજાએ ઘરમા એક લાશ જોતા, બાકીના બે નાશી ગયાનુ જાણી, તેમને શોધી મારી નાખવા માણસો દોડાવ્યા. અનેક રીતે બ્રહ્મદત્ત અને વરધનુ તેમના હાથમાં ફસાતાં તેમાથી છુટી તેઓએ નાશવા માડયુ. બ્રહ્મદત્ત જ્યા જાય ત્યા આદર સત્કાર અને કન્યાઓ મેળવવા લાગ્યો પછી સૈન્યને લઇને પોતાના નગર તરફ ચાલ્યો અને દીર્ઘરાજા સાથે યુદ્ધમા **ચક્રરત્ન** ઉત્પન્ન થતાં તે ચક્રથી તેણે દીર્ઘનું માથુ કાપી નાખ્યુ.

**બ્રહ્મદત્ત** આપત્તિમા રખડતો હતો ત્યારે એક **બ્રાહ્મણે** તેના ઉપર ઉપ-

કાર કર્યો હતો. બ્રહ્મદત્ત ચક્રવર્તી થતાં તેની પાસે આવ્યો. ઉપકારના બદલામાં બ્રહ્મદત્તે તેને કાંઇ માંગવા કહ્યું, ત્યારે બ્રાહ્મણે તમે જમો છો તે રસોઇ મને જમાડો. ચક્રીએ કહ્યું કે તને પચશે નહિ, પણ બ્રાહ્મણે હઠ કરી રાજાને અનેક મેણાં મારવાથી રાજાએ તે પોતાનું ભોજન તેણે તેના કુટુમ્બ સાથે જમાડયું. આથી તેઓ ઉન્માદમા આવી જઇ રાત્રે માતા, પુત્ર, પુત્રી, પિતા અને ભાઇ બ્હેન વિગેરેના સંબધ ભૂલી જઇ પરસ્પર કામ ચેષ્ટા કરી. સવારે આથી તેઓ એકબીજાને મોઢું બતાવતાં શરમાવવા લાગ્યા. બ્રાહ્મણે રાજા ઉપર ક્રોધ કરી નિશ્ચય કર્યો કે આજે મને માદક પદાર્થ ખવાડી હેરાન કર્યો. આથી તેણે રાજાને નુકશાન કરવાનો વિચાર કર્યો. તે શહેર બહાર ગયો હશે ત્યાં તેને એક ભરવાડને કાંકરીઓ તાકી પીપલાના પાન કાનો કરતાં જોયો. તેણે તે ભરવાડને બોલાવી રાજાની આંખો ફોડી નાખવા ધન આપી સમજાવ્યો. તે ભરવાડે ભીતની ઓથે સંતાઇ રહીને હાથી ઉપર બેશી જતા ચક્રવર્તીની આંખો ઉપર કાકરા તાકી તેની બન્નેઆંખો ફોડી નાખી. ભરવાડને પકડતાં તેણે બ્રાહ્મણની હકીકત કહી દીધી. બ્રહ્મદત્તને આથી બ્રાહ્મણ જાતિ ઉપર અત્યંત તિરસ્કાર આવ્યો જેથી. મંત્રીને હુકમ કર્યોકે બ્રાહ્મણોની આંખો કાઢી તેવો વિશાળ થાળ મને આપો. મંત્રીએ શ્લેષમાતક ફલથી થાળ ભરી રાજાને આપ્યો, રાજા તે ફળોને આંખો સમજી ખૂબ ક્રૂર ભાવથી તેણે હાથવતી મસલ્યા કરતો. દુષ્ટવૃત્તિથી સો વર્ષનું આયુષ્ય પુરૂ કરી તે સાતમી નરકે ગયો.

॥ ઇતિ જૈન પ્રમાણે-૧૨ મા બ્રહ્મદત્ત ચક્રવર્તીનું કિંચિત્ સ્વરૂપ. તેની સાથે શ્રી કૃષ્ણના સંબંધવાળા પ્રકરણ ૩૮ માની સમાપ્તિ.



# પ્રકરણ ૩૯ મું.

## ૨૪ મા તીર્થંકર શ્રી મહાવીરના થએલા ૨૭ ભવ

## જૈનોના બોધિસત્વનો (સમ્યકત્વ પ્રાપ્તિવાલાનો) કિંચિત્ વિચાર.

આ સૃષ્ટિ અનાદિકાળની પ્રવાહરૂપથી ચાલતી આવેલી છે. તેમાં ભ્રમણ કરતા અનંત એકેંદ્રિયના જીવોથી લઇ પંચેંદ્રિય તકના જીવો આ ૮૪ લાખ જીવોની યોનિયોમાં પોતાના કર્મના વશમા પડેલા ભટકયાજ કરે છે. તેમાંથી જે જે જીવો પોતાની ભવિતવ્યતાથી કે, પોતાના સત્કર્મના યોગથી, ઉપરની કોટિમાં ચઢતા છેવટે સદ્ગુરૂના સંયોગથી **બોધબીજ** (સમ્યકત્વ) ની પ્રાપ્તિ મેલવી સર્વજ્ઞ પણું મેળવ્યા પછીથીજ મોક્ષમા ગયા અર્થાત્ સર્વ દુઃખોથી મુકત થયા. એ પ્રમાણે જૈનોની માન્યતા છે. તે પ્રમાણે આજ સુધીમા અનંત જીવો મોક્ષમા ગયા છે. તેમાં પણ વખતો વખત ભૂલેલા ધર્મને બતાવનાર એક તેવા પ્રકારના મધ્યમ કાળમાં ચોવીશ જ ધર્મના નાયકો થાય છે, એ અનાદિકાળનો કુદરતીનોજ કાયદો બંધાઇ ગએલો છે. આ ચાલુ અવસર્પિણીના પૂર્વે તેવા તેવા મધ્યના સમયમાં તેવા ધર્મના નાયકોની ચોવીશીઓ અનંતી થઇ ગઇઓ છે, પણ તે બધાઓનો પત્તો મેળવી શકીએ તેમ નથી. માત્ર આ ચાલુ અવસર્પિણીમાં થએલા ૨૪ ધર્મના નાયકો જે પોથી પાને ચઢી ગયા છે તેમનો વિચારજ કિંચિત્ કરી શકીએ તેમ છે. કેમકે આ ૨૪ ધર્મના નાયકોની ગણત્રી મુખ્ય મુખ્ય ગણાતા ધર્મોમાં દાખલ થએલી છે. જુવો કે–હિંદુઓમા ચોવીશ અવતારોના નામથી છે. બૌદ્ધમા ગૌતમની સાથે પચીશ ધર્મના નાયકો ગણાવ્યા છે. મુશલમાનોમાં–૨૪ પેગોંબરોથી મનાયા છે. અને જૈનોમા ૨૪ તીર્થંકરોના નામથી પ્રસિદ્ધ છે. આ ચોવીશ ધર્મના નાયકોની માન્યતા જોતા પૂર્વે જરૂર કોઇ એકજ ધર્મ હશે. પાછળથી પૂર્ણજ્ઞાનના અભાવે પોતપોતાની માન્યતા પ્રમાણે ભેદ પાડતા ગયા હોય એમ ૨૪ ધર્મના નાયકોથી કલ્પી શકાય તેમ છે.

જૈનોમા ૨૪ માના પહેલા **ઋષભદેવ** છે અને છેલ્લા ચોવીશમા **મહાવીર**સ્વામી બુદ્ધના સમકાલીન થએલા જગ જાહેર છે.

આ અવસર્પિણીના કાળમા અનાદિ કાળથી ભટકતા અનંત જીવોમાંના શ્રી ઋષભદેવ ભગવાન બોધબીજને મેળવ્યા પછી, તેરમા ભવે પહેલ વહેલા

ધર્મના માર્ગનો રસ્તો બતાવનાર થયા છે. તેમના સો પુત્રોમાંના મોટાપુત્ર ભરતચક્રવતીના નામથીજ આ ભારતખંડની પ્રસિદ્ધી થએલી છે.

હાલના ચાલતા વેદોમાં અવતારોના સંબંધે લેખ જણાતો નથી. છતાં જૈનોના ચોવીશ તીર્થંકરોથી ૨૪ ની, અને બૌદ્ધોના દશ બોધિસત્વથી દશની સંખ્યાને ગ્રહણ કરીને વૈદિકોના પુરાણકારોએ ૨૪ અને દસ અવતારો કલ્પ્યા. અને આ અવસર્પિણીમા પહેલવહેલો ધર્મનો માર્ગ બતાવનાર એવા શ્રી **ઋષભદેવને** વિષ્ણુના ચોવીશ અવતારમા આઠમા અવતારરૂપે ગોઠવ્યા અને મત્સ્ય, કુર્માદિક દશ અવતારમા બુદ્ધને નવમા અવતાર રૂપે ગોઠવ્યા. આવા પ્રકારના લેખોમા સત્યતા કેવા પ્રકારની સમાએલી હશે ? મોટા મોટા પુરાણના લેખકોના માટે મારા જેવા અજ્ઞ લેખકે શું લખવુ ? હવે **બુદ્ધના** સમકાલીન **શ્રી મહાવીર** તે પણ અનાદિ કાળના અનંત જીવોમાંનાજ એક જીવ છે અને બોધબીજની પ્રાપ્તિ થયા પછી પણ કર્મના પરાધીન પણે મોટા સત્તાવીશ ભવના અંતેજ ૨૪ મા તીર્થંકર પણે થાય છે. તેથી તેમના સત્તાવીશ ભવ નામ માત્રથી લખીને બતાવીએ છીએ.

॥ ઇતિ જૈનોના બોધિસત્વોનો ( સમ્યકત્વની પ્રાપ્તિવાળાનો ) વિચાર.

---

## ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીરના સત્તાવીસ ભવ.

પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવજી સત્ય ધર્મની પ્રાપ્તિ થયા પછી તેરમા ભવે આ અવસર્પિણીના કાળમાં પહેલ વહેલા ધર્મના નાયક પણાનો હોદ્દો ભોગવી આ ચાલતી દુનીયાને ધર્મના માર્ગે પાડી પોતે મોક્ષમાં જઇને બીરાજ્યા. તેવીજ રીતે બીજા તીર્થંકરો પણ થોડા ઘણા ભવો કરીને ભૂલેલા ધર્મમાં પાછા લોકોને જોડીનેજ પોતે મોક્ષમાં જઇને બીરાજ્યા છે, અને છેવટમાં થએલા **શ્રી મહાવીરસ્વામી** તો સત્યધર્મની પ્રાપ્તિ થયા પછી પણ કર્મના પરાધીનપણે મોટા સત્તાવીશ ભવ કર્યા પછીજ ચોવીશમા તીર્થંકરપણે બુદ્ધના સમકાલીનપણે થયા છે **તેમના ભવ** સંબંધે કિંચિત લખીને જણાંવું છુ.

पूर्व त्वं नयसारभूपति १ रभू' सौधर्मवृंदारक २। श्च्युत्वा नाम मरीचि ३। रत्र सुमनाः स्वः पंचमे ४। कौशिक ५। देव प्रागद्दिवि ६। पुष्पमित्र ७। मिति य सौधर्मकल्पे सुरो ८। ऽग्निद्योत ९। स्त्रिदशो द्वितीयतविंपे १०। विप्रोग्नि भूत्याह्वय: ११। गीर्वाणस्तु सनत्कुमारतविषे विप्राग्रणीर्नामतो भारद्वाजगृही १३। चतुर्थतविपे लेखो द्विज.स्थावर १५। नाकी पंचमके सुरालयवरं १६। श्री विश्वभूतिर्नृप: १७। शुक्रे निर्जरकुंजरो १८। ऽत्र भरते विष्णुस्त्रिपृ[illegible]ो १९। भव ॥   ॥ सप्तम्या भुवि नारको २०। मृगपति २१। स्तुर्योऽवनौ नारकी २२। चक्रीच प्रियमित्रक २३। सुरवर शुक्रे २४। नृपो नंदन २५। श्री पुण्योत्तरके विमान-

कंवरे श्री प्राणत स्वर्गगे नाकी २६। कीर्तित सप्तविंशतिभवो भूया. श्री वीर?श्रिये २७॥

આ ત્રણ કાવ્યનો કિંચિત્ સાર–અનાદિકાલના અનંત જીવો સંસારમા કર્મના સંજોગથી ફર્યાજ કરે છે પણ સમ્યકત્વની ( સત્યધર્મની ) પ્રાપ્તિ થયા પછી તે જીવ મોક્ષની યોગ્યતામાં દાખલ થાય છે કદાચ ફરાથી મિથ્યા ભ્રમમાં પડી જાય તો પણ કોઇ હદવાલા સમયમા મોક્ષના રસ્તે પડી જાય છે.

તે પ્રમાણે બુદ્ધના સમકાલીન થએલા ચોવીશમા તીર્થંકર સમ્યકત્વની પ્રાપ્તિ થયા પછી **સત્તાવીશમા ભવે શ્રી મહાવીર** ભગવાન થયા છે

૧–૨ **પહેલા ભવે**–જંબૂદ્વિપના વિદેહની વિપ્રા વિજય માં જયંતી નગરીના રાજા શત્રુમર્દન, તેમના તાબાના ગ્રામાધિપતિ **નયસાર**–રાજાના આદેશથી વનમા લાકડાં લેવાને ગએલા ત્યાં ભુલા પડેલા સાધુને આહારાદિકથી સતોષી તેમની પાસેથી સત્યધર્મનો બોધ મેળવી **જીવતા** સુધી પાળ્યો. (૧)

ત્યાંથી **બીજાભવે** સૌધર્મ દેવલોકમાં–એક પલ્યોપમના આયુષ્યવાળા **દેવતાપણે** ઉત્પન્ન થયા. (૨)

ત્યાંની સ્થિતિ પૂરી થયા પછી **ત્રિજા ભવે** આ અવસર્પિણીમાં પહેલ-વહેલા સત્ય ધર્મના પ્રવર્તક શ્રી ઋષભદેવ, તેમના મોટા પુત્ર ભરત ચક્રવર્તી, તેમના પુત્ર **મરીચિ** નામે ૮૪ પૂર્વ લાખ વર્ષના આયુષ્યવાળા થયા. ઋષભદેવની પાસે વ્રત લીધુ, પાલન કરવામા અશકત બનવાથી ત્રિદંડીનો વેષ કલ્પ્યો, પણ શુદ્ધ ધર્મનો ઉપદેશ આપી લોકોને ઋષભદેવની પાસે મોકલતા. એક વખતે ઋષભદેવે ભવિષ્યમા થનારા ત્રિષષ્ઠિ ( ૬૩ ) શલાકા પુરૂષના નામ ભરત આગળ જણાવતા પ્રશ્ન થયો કે આપણી પરિષદમા તેમાનો કોઇ જીવ છે.

ઋષભદેવે–**મરીચિને** આ ભારત ક્ષેત્રમાં ત્રિપૃષ્ટ નામે પહેલા **વાસુદેવ** અને વિદેહમા **પ્રિયમિત્ર** નામે ચક્રવર્તી થયા પછી પાછા આ ભરતમા ૨૪ મા શ્રી **મહાવીર** તીર્થંકર થવાનુ જણાવ્યું. ભરતે મરીચિને કહ્યુ કે–વાસુદેવ અને ચક્રવર્તી થઇ તીર્થંકર થશો તે છેલ્લા પદને મારૂ આ વંદન છે પણ આ તમારા ત્રિદંડીના વેષને નથી.

એમ સાંભળતાં મરીચિને કુલનો મદ થતાં ભુજા સ્ફોટન કરી મકલાતા બોલ્યા કે આ હા ! હુ વાસુદેવ, ચક્રવર્તી અને તીર્થંકર થઇશ ? આ હા ! મારૂ કુલ કેવુ ઉત્તમ ! વળી હુ વાસુદેવમા **પહેલો**, પિતા ચક્રવર્તીમાં **પહેલા**, અને પતામહ (દાદા) તીર્થંકરોમાં **પહેલા**.

આ પ્રમાણે કુલના અભિમાનથી તેમને નીચગોત્ર નામના કર્મને ઉપાર્જન કર્યું.

ઋષભદેવ મોક્ષમાં ગયા પછી એક વખતે-કપિલ નામા કુલપુત્રને **મરીચિએ** ઋષભદેવનો કહેલો માર્ગ સંભળાવ્યો. કપિલે કહ્યું તમે કેમ પાળતા નથી ? હું અશક્ત છું ત્યારે શું તમારામાં ધર્મ નથી ? પોતાના લાયક શિષ્ય જાણીને કહ્યું કે મારા માર્ગમાં પણ ધર્મ છે કહી **કપિલને** શિષ્ય કર્યો. એમ તીર્થંકરના માર્ગથી જુદા ધર્મનું સ્થાપન કરતા કોટાકોટી સાગરોપમના કાલસુધીના સંસારના ભ્રમણરૂપ બોજામાં ઉતર્યા, અંતે પાપની આલોચના કર્યા વગર બ્રહ્મચર્યાદિક પુણ્યના યોગથી ચોથેભવે **બ્રહ્મદેવ** લોકમાં દશ સાગરોપમના આયુષ્યવાળા દેવતાપણે ઉત્પન્ન થયા. ॥ ૩ । ૪ ભવ. ॥

(પ્રાસંગિક)-કપિલપણ આસુરી વિગેરે શિષ્યો કરી બ્રહ્મદેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થયો, પરંતુ અવધિ (વિભંગજ્ઞાન) થી સ્વરૂપ જાણી મતના મોહથી પૃથ્વી ઉપર આવી આસુરી વિગેરેને પોતાના તત્ત્વો શીખવી સાંખ્યમતની પ્રવર્તી કરાવી. સુખ સાધ્યમાં લોકો જલદી પ્રવર્તે છે. જૈનોમાં ઋષભદેવના ચાલતા શાસનમાં કપિલ થયાનું છે અને ઋષભદેવના પછી પચ્ચાસ કોટિ સાગરોપમના અન્તરે બીજા તીર્થંકર **અજિતનથા** અને બીજા ચક્રવર્તી **સગર** થયા છે. અને સગરના સાઠ હજાર પુત્રો પણ બતાવેલા છે.

પુરાણકારોએ--સગરના સાઠ હજાર પુત્રોને બાલનાર કપિલ મુનિ લખ્યા છે અંતર ઘણો લાંબો છે. સગર ચક્રવર્તીનો સંબંધ લખતાં કેટલુંક અમોએ લખીને જણાવ્યુ છે તેનો વિચાર કરવાની ભલામણ કરૂં છું.

આતો પ્રાસંગિક કપિલ મુનિનું વર્ણન કરવામાં આવ્યું.

હવે મહાવીરના સંબંધને કહીએ છીએ.

મહાવીરનો જીવ **ચોથા ભવે** બ્રહ્મદેવલોકમાં હતા. ત્યાંના સુખરૂપ આયુષ્યના અંતે **પાંચમા ભવે** કોલ્લાક નામના ગામમા એંસી ૮૦ ) લાખ પૂર્વના આયુષ્યવાળા પાંચમા ભવે **કૌશિક** નામે બ્રાહ્મણ થયા. અંતે ત્રિદંડી થયા બાદ મરણ પામી છઠા ભવે સૌધર્મ દેવલોકમાં **દેવતાપણે** ઉત્પન્ન થયા. પછી **સાતમા ભવમાં**-સ્થુણ નામના ગ્રામમા **પુષ્યમિત્ર** નામે બ્રાહ્મણ થયા છેવટે ત્રિદંડીપણુ અંગીકાર કરી બહોંતેર ( ૭૨ ) લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી **આઠમા ભવે** પણ સૌધર્મ દેવલોકમાં મધ્યમા સ્થિતિના **દેવતાપણે** ઉત્પન્ન

થયા. અહીં સુધી પાંચમો, છઠો, સાતમો, અને આઠમો ભવ કહી બતાવ્યો. ૫, ૬, ૭ અને ૮ મહાવીરના ભવ થયા.

આઠમા ભવે પહેલા સૌધર્મ દેવલોકમાં દેવપણે હતા ત્યાથી ચ્યવીને **નવમા ભવે** ચૈત્ય નામના ગામમાં (૬૪) ચોસઠ લાખ પૂર્વના આયુષ્યવાળા **અન્યુદ્યોત** નામે બ્રાહ્મણ થયા. તે ભવમાં પણ ત્રિદંડી થઈ આયુષ્ય પૂર્ણ કરી **દશમા ભવમાં**–બીજા ઇશાન **દેવલોકમાં** દેવતાપણે ઉત્પન્ન થયા.

ત્યાંથી ચ્યવીને **અગીયારમાં ભવમાં** મંદિર નામના સંનિવેશમાં **અગ્નિભૂતિ** નામે બ્રાહ્મણ થયા. આ ભવમાં પણ ત્રિદંડી થયા અને છપન્ન લાખ પૂર્વનુ આયુષ્ય ભોગવી મરણ પછી **બારમા ભવમાં** ત્રિજા સનત્કુમાર દેવલોકમા મધ્યમ **દેવતા** થયા. હવે ત્યાંથી ચ્યવીને **તેરમા ભવે** શ્વેતંબી નગરીમાં **ભાર દ્વાજ** નામે બ્રાહ્મણ થયા. તે ભવમાં ત્રિદંડી થઇ ચુમાલીશ (૪૪) લાખ પૂર્વ આયુષ્યના અંતે મરણ થયા. પછી **ચૌદમા ભવે** ચોથા માહેંદ્ર દેવલોકમા મધ્યમ **દેવતા**પણે ઉત્પન્ન થયા. ત્યાથી ચ્યવીને બીજા કેટલાક ભવોમા ભમણ કર્યા બાદ **પંદરમા ભવે** રાજગૃહીમાં **સ્થાવર** નામે બ્રાહ્મણ થયા. તે ભવમા પણ ત્રિદડી થઇ ચોત્રીશ (૩૪) લાખ પૂર્વ આયુષ્યના અંતે મરણ પછી **સોલમા ભવે** પાંચમા બ્રહ્મદેવલોકમા મધ્યમ **દેવના** થયા. ત્યાંથી ચ્યવીને બીજા ઘણા ભવોમા ભ્રમણ કર્યા પછી **સત્તરમા** ભવમા કેટલુક જાણવા જેવું વિશેષ થયુ છે તે બતાવીએ છીએ.

રાજગૃહિમાં–રાજા **વિશ્વનંદી,** રાણી **પ્રિયંગુ** તેમનો પુત્ર **વિશાખાનદી,** રાજાનો નાનોભાઇ **વિશાખાભૂતિ,** સ્ત્રી **ધારણી** છે હવે મરીચિનો જીવ બીજી ગતિઓના **ભ્રમણથી** નીકળી સત્તરમા ભવમા ધારણીના પુત્ર વિશ્વભૂતિ નામે થયા. પુખ્ત વયે અંતઃપુર સાથે પુષ્પ કરંડક નામના ઉદ્યાનમા ક્રીડાના માટે પેઠા. પાછળથી કાકાનો પુત્ર **વિશાખાનંદી** પણ ક્રીડાને માટે ત્યાં જઇ ચઢયો પણ તે બહારની બાજુ થોભી રહ્યો.

તે સમયે પ્રિયુગુ રાણીની દાસીઓ ત્યાં પુલો લેવા ગએલીઓ પણ લીધા વગર ઘેર આવી આ બનાવ રાણીને કહ્યો. પુત્રના અપમાનથી રાણીને ક્રોધ ચઢયો. રાજાને ખબર પડતાં કલેશની શાન્તિના ઉપાય માટે લડાઇની ભેરી વગડાવી, તે સાભળી વિનીત **વિશ્વભૂતિ** સભામા આવ્યો. રાજાની આજ્ઞાથી લશ્કર લઇ તાબાના **પુરૂષસિંહની** પાસે ગયો પણ તેણે આજ્ઞાવંત જોઇ પાછા આવ્યા. ફરીથી ઉદ્યાનમા જતા–દ્વારપાળે કહ્યુ કે અદરમા **વિશાખાનંદી** છે.

એમ સાંભળતા વિચાર થયો કે મને ઉદ્યાનમાંથી બહાર કાઢવા આ કપટ રચાયું એમ જાણી કોઠીના થડમાં મુઠી મારી બધાં કોઠાં નીચે પાડીને દ્વારપાળને કહ્યું કે–જો મને પિતાની ઉપર ભક્તિ ન હોતી તો આ કોઠીના ફળોની પેઠે તમારા બધાઓનાં મસ્તકો ભૂમિ ઉપર પાડતો. છેવટે ઠગાઇવાળા ભોગોને ધિક્કારી પરદેશમાં જઇ **સંભૂતિ** નામના મુનિ પાસે દીક્ષા લઇ લીધી. વિશ્વનંદી રાજા, નાનાભાઇને લઇ તેમની પાસે ગયા. નમસ્કાર કરી ક્ષમા યાચી રાજ્ય લેવાને પ્રાર્થના કરી પણ મુનિ લોભાયા નહિ તેથી બધાએ ઘેર પાછા આવ્યા **વિશ્વભુતિ** મુનિ જ્ઞાનાભ્યાસમાં વધી તપશ્ચર્યામાં લીન થતાં કૃષ શરીર થયા. ગુરૂની આજ્ઞાથી એકલ વિહાર કરતાં મથુરામાં આવ્યાં. ત્યા રાજાની પુત્રીને પરણવા અનેક રાજાઓમા **વિશાખાનંદી** પણ આવેલો છે. હવે માસની તપસ્યાના અન્તે આહારના માટે ફરતા મુનિ વિશાખાનંદીના પડાવ આગળથી નીકળ્યા, તેમના માણસોએ હાસપૂર્વક કહ્યું કે જુવો પેલો વિશ્વભૂતિ કુમાર જાય છે, એમ કહી ચેષ્ટા કરવા લાગ્યા. વિશાખાનંદીએ પણ શત્રુની દ્રષ્ટિએ જોયા. તેવામાં ગાયની અથડામણી થતાં મુનિ પૃથ્વી ઉપર પડયા. તે જોઇ હાંસી પૂર્વક બોલ્યા કે—“ કોઠીના ફળોને પાડનારૂં તારૂં બળ કયાં ગયું ” તે સાંભળતાં મુનિને કોપ ચઢયો અને પોતાનું બળ બતાવવા ગાયને શીંગડાવતી પકડીને આકાશમાં ફેંકી દીધી અને **વિશાખાનંદી** ઉપર આંતર વૈરના લીધે નિયાણું ( સંકલ્પ ) કર્યો કે–“ આ મારા ઉગ્ર તપના પ્રભાવથી ભવાતરમાં હું એને મારવાવાળો થાઉં ” આ વિશ્વભૂતિ મુનિ કોટિ વર્ષનું આયુષ્ય પુરૂ કરી વિશાખાનંદી સાથેના વૈરનું આલોચન કર્યા વગર મરણ પામી **અઢારમા** ભવે સાતમા શુક્રદેવલોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળા **દેવતા**પણે ઉત્પન્ન થયા.

શ્રી મહાવીર ભગવાનના પ્રથમ નયસારના ભવથી લઇ શુક્રદેવલોકના દેવતા સુધી ૧૮ ભવ થયા. હવે ૧૯ મા ભવે આ અવસર્પિણીમાં જે નવ વાસુદેવાદિકનાં ત્રિક થએલાં છે તેમાં પહેલવહેલા વાસુદેવ અગીયારમા તીર્થંકરના સમયમાં થયા તે આ મહાવીરનો જીવજ થએલો છે. તેનો કિંચિત વિચાર તે સ્થાનમાં આપેલો છે તો પણ વીર ભગવાનના ૨૭ ભવનો સંબંધ અખંડિત રાખવા આ સ્થાનમાં પણ કિંચિત સંબંધ લખીને બતાવું છું.

અગીયારમા તીર્થંકર શ્રી શ્રેયાસનાથના શાસનમાં નીચેના બનેલા બનાવો.

આપણા ભરતક્ષેત્રના પોતનપુરમાં–રાજા **જિતશત્રુ**, રાણી ભદ્રા હતી.

તેમને ચાર મહાસ્વપ્ન સૂચિત–**અચલ** નામે પુત્ર થયો. તે આ અવસર્પિણીમાં પહેલવહેલા **બળદેવ** પણે થયા છે.

બીજી વખતે રાણી ભદ્રાને–**મૃગાવતી** નામની પુત્રી થઇ છે. અતિ સૌંદર્યતાના મોહથી લોકાપવાદ ન ગણતાં જિતશત્રુ રાજાએ ગાંધર્વ વિવાહ મૃગાવતીની સાથે કરી લીધો. આ અનુચિત બનાવ જોઇ લોકોએ **પ્રજાપતિ** બીજું નામ પાડયુ ( પોતાની પ્રજાનો પતિ ) આ મૃગાવતીના ગર્ભમાં–મહાવીરનો જીવ સાતમા દેવલોકથી ચ્યવીને **ઓગણીશમા ભવે** સાત મહાસ્વપ્ન સૂચિત–પહેલવહેલા વાસુદેવ **ત્રિપૃષ્ટ** નામે થયા. અને ૮૪ લાખ વર્ષના આયુષ્યવાળા થયા.

આ અચળ બળદેવ અને ત્રિપૃષ્ઠ વાસુદેવ અતિ બલિષ્ટ થયા છે. અને એકજ પિતાના પુત્ર છે. તેમજ ગાઢ પ્રેમવાળા છે, તેથી લોકોમાં ઘણી પ્રતિષ્ટા ફેલાઇ છે.

હવે એજ અરસામાં–રતનપુરમા **મયૂરગ્રીવ** રાજાની નીલાજના રાણીથી અનેક ભવોમાં ભટકયા પછી, પોતાના પુણ્યના યોગથી **વિશાખાનંદીનો** જીવ **અશ્વગ્રીવ** નામે પહેલા **પ્રતિવાસુદેવ** પણે આવી ઉત્પન્ન થએલા છે આ અશ્વગ્રીવનું શરીર ( ૮૦ ) ધનુષનુ અને આયુષ્ય ૮૪ લાખ વર્ષનું થએલું છે અને ઉપર બતાવેલા ત્રિપૃષ્ટ વાસુદેવના હાથે આ અશ્વગ્રીવ પ્રતિવાસુદેવ મરાણા છે. **પુરાણકારોએ** આ **અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવને **વિષ્ણુરૂપે** કલ્પી માથુ કપાયા પછી ઘોડાનુ માથું લગાડયા પછી હયગ્રીવ વિષ્ણુ પણે પ્રસિદ્ધ કર્યા છે.

દરેક કાળમા પ્રતિવાસુદેવ વહેલા જન્મી, મોટા કલેશમાં પડી ત્રણ ખંડના રાજાઓને પોતાની આજ્ઞા મનાવે છે અને તેમના પછીથી જન્મેલા વાસુદેવ, મોટાભાઇ બળદેવને સાથે રાખી જુલ્મી પ્રતિવાસુદેવનો નાશ કરી ત્રણ ખંડનુ રાજ્ય પોતે સુખેથી ભોગવે છે.

આ અવસર્પિણીમાં તેવા નવત્રિક થએલાં છે. તેમાંનુ આ **ત્રિક પહેલું** છે. દરેક ત્રિકમા ઝગડાના કારણો એકજ હોતા નથી.

ઉદાહરણમા–**રાવણ રામ** અને **લક્ષ્મણ** આ આઠમું ત્રિક છે. રાવણ પ્રતિવાસુદેવ, રામ બળદેવ, અને લક્ષ્મણ વાસુદેવ છે. જૈનમાં લક્ષ્મણના હાથે રાવણ મરાણો છે **પુરાણકારોએ** રામના હાથે મરાણો લખ્યો છે. એ ફેર છે. આ **ત્રિક આઠમુ** છે.

એજ પ્રમાણે નવમા ત્રિકમા–**જરાસંધ, બળભદ્ર** અને **કૃષ્ણ** થયા છે. જરાસંધ પ્રતિવાસુદેવ, બળભદ્ર બળદેવ અને કૃષ્ણ વાસુદેવ છે અને શ્રી કૃષ્ણુનના હાથે જરાસંધ મરાણો છે.

**પુરાણકારોએ**–આઠમા ત્રિકના બળદેવ–રામને, ચોવીશ અવતારોમાં વીશમા અને દશમાં સાતમા અવતાર રૂપે કલ્પયા છે છતાં તેમાનાજ પંડિતોમા મતભેદ પડેલા છે અને નવમા ત્રિકના શ્રી કૃષ્ણ વાસુદેવને ચોવીશ અવતારોમાં બાવીશમા અને દશમા આઠમા અવતાર કલ્પ્યા છે.

**જૈન** અને **પુરાણકારોમાં**–આ વસુદેવાદિકના નવે ત્રિકોમા ઘણા પ્રકારના ફેરફારો થએલા જોવામાં આવે છે તેમાનો કિંચિત વિચાર પૂર્વે અમોએ બતાવેલો છે વિશેષ વિચાર કરવાનું કામ પંડિતોનું છે.

પ્રતિવાસુદેવને વાસુદેવજ મારે છે. એક ક્રુરતાથી અને બીજો રાજ્યના લોભથી મરણપામી નરકનાં દુઃખોજ ભોગવે છે. એવો એક અનાદિનો નિયમ છે.

તે પ્રમાણે શ્રી મહાવીરનો જીવ પણ ઓગણીશમા ભવે વાસુદેવ થયા. તે ઉપર આપેલા શ્લોકના હિસાબે છે. ત્રિષષ્ટિના હીસાબે વાસુદેવનો ભવ અઢારમો થાય છે કારણ પાંચમા કૌશિકના ભવ પછી તિર્યંચ મનુષ્યોના થએલા ભવો ગણાવ્યા નથી. શ્લોકકારે છઠ્ઠો ભવ દેવતાનો મુકી સાતમો ભવ પુષ્યમિત્રનો લખ્યો છે તે પ્રમાણે અમોએ લખી બતાવ્યો છે. **૧૮ મો ભવ.**

હવે **ઓગણીશમા** ભવે મહાવીર સ્વામીનો જીવ પણ ઠેઠ સાતમી **નરકે** તેત્રીશ (૩૩) સાગરોપમના લાંબા કાળ સુધી અઘોર દુઃખનાજ ભાગી થયા છે. ત્યાંના દુઃખોના અન્તે **વીશમા** ભવે **સિંહની** યોનિમાં જઈને ઉત્પન્ન થયા છે. ૧૯ । ૨૦.

હવે—**સિંહના** ભવમાં કેવળ હિંસા કર્મના આચરણથી નીકળી **એક-વીશ (૨૧) મા** ભવે ચોથી **નરકે** દુઃખોનાજ ભાગી થયા છે. વળી ચોથી નરકથી નીકળ્યા પછી તિર્યંચ અને મનુષ્યોના ઘણા ભવોમાં ભટકયા, ત્યારબાદ **બાવી-શમા** ભવે રથપુર નગરીના રાજા **પ્રિયમિત્ર,** રાણી વિમળાના પુત્ર **વિમલ** નામે ઉત્પન્ન થયા. કલામા કુશળ થઇ છેવટે રાજ્ય ગાદી ઉપર આવ્યા. ત્યાં સુભમતિની જાગૃતીથી અનેક સતકર્મમાં પ્રવેશ કર્યો, એક વખતે ક્રીડા માટે ઉદ્યાનમાં ગએલા ત્યાં શિકારીઓના પાશમાંથી હરણોને છોડવી અભયદાન અપાવ્યું. છેવટ રાજ્ય છોડી, દીક્ષા ગ્રહણ કરી ઉગ્ર તપનું સેવન કર્યું છેવટે એક માસ

સુધીનું અનશન પાલી મરણ પામી **ત્રેવીશ** (૨૩) મા ભવે અપર વિદેહના મુકા નગરીના રાજા **ધનંજય,** રાણી **ધારણી** તેમની કુક્ષિથી ચૌદ (૧૪) મહા-સ્વપ્ન સૂચિત **પ્રિયમિત્ર** નામે ચક્રવર્તીપણે ઉત્પન્ન થયા. ત્યા છએ ખંડના રાજાઓનું આધિપત્યપણું ભોગવી છેવટે રાજ્ય છોડી **પોટિલ** નામના આચાર્યની પાસે દીક્ષા ગ્રહણ કરી શુદ્ધ ચારિત્રના આચરણ સાથે કોટિ વર્ષ સુધી કઠોર તપસાનું પાલન કર્યું. તે ભવમાં એકંદર (૮૪) ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી **ચોવીશ** (૨૪) **મા** ભવે સાતમા શુક્ર દેવલોકમાં જઇ **દેવતા**પણે ઉત્પન્ન થયા.

હવે મહાવીર ભગવાનનો જીવ—અનુકુલ કર્મના સંયોગોને લઇને શુક્ર-નામના સાતમાં દેવલોકમાં સત્તર (૧૭) સાગરોપમના લાંબા આયુષ્ય સુધીનું સુખ ભોગવ્યા પછી—**પચ્ચીશ (૨૫) મા** ભવે આ ભરત ક્ષેત્રમા છત્રા નામની નગરીના રાજા—**જિતશત્રુ** તેમની રાણી ભદ્રા, તેમના પુત્ર **નંદન** કુમાર નામે આવીને ઉત્પન્ન થયા. વિદ્યાવિનયાદિક ગુણમાં વધી છેવટે રાજ્યગાદી ઉપર આવ્યા અને ન્યાય નીતિ પૂર્વક પ્રજાનું પાલન કરતા સુધીમાં ચોવીશ (૨૪) લાખ વર્ષો વ્યતીત કર્યાં. છેવટે સંસારથી વિરકત થઇ **પોટિલા**ચાર્યની પાસે દીક્ષા લીધી. ત્યાંથીજ એક માસની અઘોર તપસ્યાના અન્તે આહારી બન્યા અને તેવા દુષ્કર તપની સાથેજ જૈન ગ્રંથોમાં—અરિહંતાદિક વીશ સ્થાનકની જે આરાધના કરવાની બતાવેલી છે તે સર્વ સ્થાનકોની આરાધના પૂર્ણ ઉત્સાહથી કરી તીર્થંકરનામ કર્મ ઉપાર્જન કર્યું. છેવટે સાઠ (૬૦) દિવસ તકના અનશન વ્રતનું પાલન કરી પચ્ચીશ લાખ વર્ષનું આયુષ્ય પૂરણ કર્યું અને અન્તે મરણ પામી **છવીશ** (૨૬) મા ભવે દશમા દેવલોકમાં બાવીશ (૨૨) સાગરોપમના આયુષ્યવાળા **દેવતા** પણે ઉત્પન્ન થયા. આ ૨૫–૨૬ એમ બે ભવના પછી સત્તાવીશ (૨૭) મા ભવે શ્રી **મહાવીર** ભગવાન પણે આવીને ઉત્પન્ન થયા.

---

આ ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર ભગવાનના જીવન ચરિત્રના સબંધે —જૈન જૈનેતરના ધુરંધર પંડિતોએ અનેક લેખો પ્રસિદ્ધ કરેલા છે. ત્યાથી જોવાની ભલામણ કરી હું આ કાર્યથી નિવૃત્ત થાઉ છુ. શ્રી મહાવીરસ્વામી ચોવીશમા તીર્થંકર, બોધબીજની પ્રાપ્તિ થયા પછી પણ, કોટાકોટિ સાગરોપમના ઘણાલાંબા કાળસુધી સંસાર ચક્રમા ભમ્યા. તેમના સ્વરૂપનુ કિંચિત્ દિગ્દર્શન અમો ઉપર કરાવી ગયા—એ ઉપરથી સાર તારવવાનો અમારો ઉદ્દેશ છે તે એ કે—

આ અવસર્પીણીમાં વખતો વખત ભૂલેલા ધર્મની જાગૃતિ કરાવનાર સર્વજ્ઞરૂપ **ચોવીશ તીર્થંકરો** જૈનોમા થયા છે. **હિંદુધર્મમાં** પણ **ચોવીશ**

**અવતારોની** ગણત્રી કરીને બતાવેલી છે. તેમના કાર્ય ઘણા વિચિત્ર પ્રકારનાં લખીને બતાવેલાં છે.

તેમા જૈનોના પહેલા તીર્થંકર સો પુત્રના પિતાશ્રી ઋષભદેવને હાલમાં થએલા **વાપદેવ** નામના પંડિતે ભાગવત લખતા આઠમા અવતારરૂપે ગોઠવ્યા છે. તે બન્ને પ્રકારના લેખો અમોએ લખીને બતાવ્યા છે ત્યાથી વિચાર કરવાની ભલામણ કરૂં છું.

જૈનોના ૨૪ મા તીર્થંકર ધર્મના બોધની ( સમ્યકત્વની ) પ્રાપ્તિ થયા પછી કર્મની પરતંત્રાથી પરાધીનપણે સંસારના ચક્રમા ફર્યા અને પછી મોટા ભવોમાના પચ્ચીશમા ભવે દીક્ષિત થઇ વિવિધ પ્રકારની તપસ્યા કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું અને અન્તે ઉત્તમ દેવલોકમાં ગયા. ત્યાં જે ઉત્તમ ત્રણ જ્ઞાન હતાં તે લઇને સત્તાવીશમા ભવે **મહાવીર**નામે ૨૪ મા તીર્થંકર થયા અને કર્મનો સર્વથા નાશ કરી મોક્ષમાં ગયા તેમનો કિંચિત્ સંબંધ **પૂર્વના લેખમાં બતાવી** દીધો છે.

ઇતિ ૨૪ મા તીર્થંકરનો જીવ બોધ બીજની પાપ્તિ થયા પછી પણ એક કોટાકોટી સાગરોપમના કાલસુધી કર્મની પરતંત્રતાપણે લાખો ભવો કર્યા તેમાં-ના મોટા ૨૭ મા ભવે શ્રી મહાવીર નામે તીર્થંકર થયા તેમનો કિંચિત્ માત્રનો સબંધ આ ૩૯ મા પ્રકરણમા લખીને બતાવ્યો.

---



# પ્રકરણ ૪૦ મું.

## દયાદિક ૧૦ વસ્તુનો બુદ્ધે સ્વયં કરેલો અભ્યાસ.

મહાવીર બોધિ પછી કર્મની પરતંત્રતાથી ૨૭ મા ભવે મુક્ત થયા. બુદ્ધ સ્વતંત્રતાથી દશમાભવે નિર્વાણ તે બતાવીએ છીએ.

હવે જૈનના મહાવીરના સમકાલીન બુદ્ધ નામે થયા છે તે લાખો વર્ષ પૂર્વે થએલા **દીપંકર** નામના બુદ્ધના સમયમા **સુમેધ** નામના બ્રાહ્મણ હતા તેઓ ઘરબાર છોડીને સમાધિસ્થ થયા હતા. તેમને જોઇને દીપંકર બુદ્ધે કલ્પિલ વસ્તુમા બુદ્ધ તરીકે થશે એમ પોતાના શિષ્યોને કહીને ચાલતા થયા હતા. ત્યાર બાદ આ સુમેધે લોકોને કહ્યું કે હું બુદ્ધ થઇશ ખરો પણ મારે અનેક જન્મો સુધી દાન શીલાદિક દશ પારિમિતાનો અભ્યાસ કરવો પડશે એમ પોતે પોતાની ભવિષ્યવાણી કહી બતાવે છે. અને સ્વતંત્રપણે તે દશ પારિમિતાનો અભ્યાસ કરવા સંસાર ચક્રમા પડે છે. તેનો કિંચિત વિચાર આ ઠેકાણે કરીને બતાવીએ છીએ.

## દયાદિક દશ પારિમિતાના અભ્યાસે થએલા બુદ્ધ

બુદ્ધલીલાસાર સંગ્રહ. લેખક ધર્માનંદ કોસંબી, અનુ વાદકનીલકંઠ ઇશ્વરદાસ. છપાએલો સં. ૧૯૭૯, બોધિસત્વની ૧૦ કથાઓમાથી કિંચિત્

(૧) **સુમેધ કથા**-લાખો વર્ષ પૂર્વે આ જંબૂ દ્વિપમા અમર નામના નગરમાં-" **સુમેધ** " નામનો એક કરોડાધિપતિ બ્રાહ્મણ પોતાનુ ધન યાચકોને આપી સમાધિ નિમગ્ન થયો.

તે સમયે **દીપકર** નામના બુદ્ધ ઉત્પન્ન થએલા છે. તેની ભિક્ષાના માટે સંપૂર્ણ રાજ નગર શ્રૃગારેલુ. બચેલું માત્ર એક ખાબોચીયું જોઇ ત્યા સુમેધ ભક્તિના માટે લાંબો પડી ગયો, ત્યા આવેલા દીપકરે પોતાના ભિક્ષુકોને કહ્યું કે-આ ઉંધો પડેલો લાખો વર્ષ પછી કપિલ વસ્તુમા સુદ્ધોદનની માયાદેવી રાણીથી જન્મી કરોડો લોકોનો ઉપકારી થશે.

દીપકર ગયા પછી **સુમેધ** તાપસ બોલ્યો-ભવિષ્યમાં હું બુદ્ધ થઇશ ખરો પણ અનેક જન્મમા લોકના હિત માટે હદ પારનો પ્રયત્ન કરીશ તોજ બુદ્ધત્વ પ્રાપ્ત થશે પરંતુ આત્મ પરહિત સાધનારા ગુણો મને નીચેના દશ જણાયા

૧. દાન, ૨ શીલ, ૩ નૈષ્કર્મ્ય, ૪ પ્રજ્ઞા, ૫ વીર્ય, ૬ ક્ષાંતિ, ૭ સત્ય, ૮ અધિષ્ટાન, ૯ મૈત્રી, ૧૦ ઉપેક્ષા.

સુમેધ બોલ્યો કે મને જો બુદ્ધત્વ પ્રાપ્ત થવાનું છે તો મારે આ દશ પારિમિતાનો અભ્યાસ કરવો જોઇએ અને તે ૧૦ પારિમિતાનો અભ્યાસ અનેક જન્મનાં અભ્યાસથીજ પ્રાપ્ત થશે.

બુદ્ધત્વ પ્રાપ્ત થવાનો નિશ્ચય કર્યો તેથી બોધિસત્વ ( ભાવિબુદ્ધ ) એ સંજ્ઞા પ્રાપ્ત થઈ. ।।

---

## પુત્ર, પુત્રી, સ્ત્રી આપી દાનાભ્યાસ.

(૨) **વેસ્સંતર**–તે સુમેધ–દેહ વિસર્જન કરી જુદી જુદી યોનિયોમાં જન્મ લઇ **વેસ્સતર** નામનો રાજપુત્ર થઇ યુવરાજ થયો. તેણે હાથી ઉપરથી ઉતરી હાથીનું દાન બ્રાહ્મણોને આપ્યું, તેવા કારણોથી રાજાએ કાઢી મૂક્યો, તો પણ ગરીબોને તે દાન આપતો, પરિવાર સાથે રથ ઉપર ચઢીને જાતાં તે પણ યાચકોને આપી વનમાં ચાલતાં બધા ગયાં. એક બ્રાહ્મણ તેના પુત્ર અને પુત્રીનું દાન લઇ તે પુત્ર પુત્રીઓ વેસ્સંતરના બાપને સોંપી ધન લાવ્યો. સ્ત્રીનું પણ દાન આપશે તે ભય મટાડવા ઇંદ્રે તાપસના વેશે માગી. સ્થાપના રૂપે તેની પાસે મુકી ચાલતો થયો. તે બોધિસત્વે **વેસ્સંતરના** ભવમાં પુત્ર, પુત્રી, અને સ્ત્રીનુ દાન આપી **દાનાભ્યાસ** કર્યો ।। ૨ ।।

---

પરાર્થ કાર્ય કરી **શીલનો** અભ્યાસ.

(૩) **મઘની વાત**–હજારોવર્ષ પૂર્વે તે બોધિસત્વ–ખેડુના ઘરે **મઘનામે** જન્મ્યો. લોકોનુ સ્વાર્થીપણુ દેખી પોતે રસ્તા સાફ કરવા, ગંદુ ફેંકી દેવું. ઇત્યાંદિ લોકોપયોગી કાર્ય કરતા એક શિષ્ય મળ્યો–શીલ ( કુમાર્ગથી નિવૃત્તિ ) નો ઉપદેશ કર્યો, એવા બીજા ૩૦ શિષ્યો મળ્યા. આ લોકોના ઉપદેશથી દારૂવાળા, કચેરીયોવાળા નવરા થયા. તેમને રાજ્યમાં ફરીઆદિ કરી. ત્રીસેને રાજ્યના માણસો પકડી ગયા. તપાસ વિના ઉંધા સુવાડી હાથી ચલાવાનો હુકમ થયો. મઘે દઢ રહેવા શિષ્યોને ઉપદેશ કર્યો. હાથી બે ત્રણવાર ચલાવ્યો પણ તેમના ઉપર ધસ્યો નહિ. તપાસ થતાં મઘને અધિકાર અને ફરિયાદિઓને ગુનેગાર ઠરાવ્યા, પણ મઘે છોડાવ્યા. છેવટે સર્વ કામ પૂરાં કરી દેહ છોડી દેવલોકમાં દેવોનો રાજા થયો ।। આ ભવમાં શીલ અને મૈત્રીનો પુરો અભ્યાસ કર્યો, તેમ બીજા ભવમાં પણ એજ અભ્યાસ કર્યાનું જણાવ્યું છે. ૩ ।।

---

## ક્ષાંતિના અભ્યાસથી સ્વપરનું હિત સાધ્યું.

( ૪ ) **ચુલ્લ**–અતીત કાળમા બ્રાહ્મણ પુત્ર **ચુલ્લ બોધ** થઇ માબાપના આગ્રહથી પરણ્યો પણ શીલ ખંડન કર્યું નહિ. છેવટે સ્ત્રીની સાથે વાણારસીના ઉદ્યાનમાં ગયો. ત્યાં આવેલા રાજાએ પૂછ્યુ કે–આ તારી સાથે કોણ છે ? ઉત્તરમાં–ધર્મપત્ની કહી, રાજા–શત્રુ ઉભો થશે તો શું કરીશ ? ઉ–ઠંડોગાર કરી દાબી નાખીશ. રાજાએ–તાપસીને અંતે ઉરમાં મોકલાવી પણ તે ડગી નહિ. છેવટે ચુલ્લ પાસે આવીને રાજાએ કહ્યું તે મને શું કર્યું ? ઉ–અરે મેં તો ત્યાંને ત્યાંજ દાબી દીધો–રાજાએ પૂછ્યું કયો શત્રુ ? ક્રોધરૂપી શત્રુને ક્ષમાથી મેં ત્યાંને ત્યાજ દાબી દીધો. તાપસી પાછી સોપી. ।। આ ભવમા ક્ષાન્તિનો અભ્યાસ કરી સ્વપરનું હિત સાધ્યું.

---

## વીર્યનો, નૈષ્કર્મ્યનો, અને ઉપેક્ષાનો, અભ્યાસ.

( ૫ ) **મહાજનક**–પ્રાચીન કાળમાં વિદેહ રાષ્ટ્રની મિથિલામાં–**મહાજનક** રાજા–પુત્રો બે–અરિષ્ઠ જનક, પૌલ જનક, અરિષ્ટને ગાદી. છેવટે પૌલથી અરિષ્ટ મરાણો. ગર્ભણી રાણીએ ચંપામાં બ્રાહ્મણને ત્યા પુત્ર પ્રસવ્યો. **મહાજનક** દાદાનુ જ નામ આપ્યુ. વિધવા પુત્ર કહી છોકરા ખીજવવા લાગ્યા. માતાને પુછી જાજમાં બેસી પોતાનું રાજ્ય લેવાને ચાલ્યો. જાજ ફુટયું, છેવટે સમુદ્રની દેવી મણિ મેખલાએ મિથિલામા પહોંચાડયો. તેજ દિવસે કાકો પૌલ મર્યો છે. રાજ્યાભિષેક થયો ને કાકાની છોકરી **સિવલીને** પરણ્યો. **દીર્ઘાયુ પુત્ર** થયો. પ્રજાનો સારો આશીર્વાદ મેળવ્યો. એક વખતે ઉદ્યાનમા જતાં કેરીઓના ભારથી નમેલા ઝાડની કેરી મંગાવી ખાધી, વખાણ કર્યા , ચાલવા માંડયુ. પાછળથી લોકોએ સાફ કરીને મૂકયું પાછા વળતાં હુઠ સુઠ જોઇ ખેદ થયો. ક્ષણભંગુરતાનો વિચાર કરી ભગવાં પહેરી વનવાસ લીધો. સિવલીએ મન ફેરવવા ઘણા ઉપાયો કર્યા છેવટે જુનાં ઘરોમા અગ્નિ મૂકાવી કહેવરાવ્યું. હું મારૂં કર્તવ્ય કરી ચુકયો છું એજ ઉત્તર મલ્યો. આ જન્મમા–સમુદ્ર તરીને, પ્રજાનું કલ્યાણ કરીને વીર્યનો, રાજ્યના ત્યાગથી–નૈષ્કર્મ્યનો, મિથિલા બલતાં–ઉપેક્ષાનો, અભ્યાસ કર્યો. બીજા જન્મોમાં પણ આ ત્રણેનો અભ્યાસ કર્યો છે. ।। ૫ ।।

---

## પ્રજ્ઞા પારિમિતાનો અભ્યાસ.

( ૬ ) **મહૌષધ**–મિથિલામાં **વિદેહ** રાજા. તેને **સેનક, પકકસ, કવિંદ,** અને **દેવિંદ** એ ચાર અમાત્ય. રાજાને સ્વપ્નુ–એક અગીઆ જેવો ભભુકો થઇ

ચાર મ્હોટા અગ્નિ કુંડને વિંટાઇ વળ્યો. સવારે અમાત્યોએ સાંભળીને–સેનકે કહ્યું ડરવા જેવું નથી, અમો ચારની પાછળ કોઇ પડશે એવું ભવિષ્ય બંધાય.

મિથિલા નજીક '**યવમધ્યક**' શહેરમાં–રાજાના સ્વપ્નને દિવસેજ **શ્રીવર્ધક** ગૃહસ્થની સ્ત્રી ગર્ભવતી થઇ. નવમાસે બોધિસત્વનો જીવ પુત્રપણે થયો **મહૌષધ** નામ રાખ્યું. બુદ્ધિબળથી યુવાનોનો મુખ્ય થયો. ક્રીડાશાળા માટે પૈસા ભેગા કરી, છોકરાઓએ મહૌષધને સોંપ્યા.

આ બોધિસત્વે–એક છેડે–રમવાની, અભ્યાગતોને રહેવાની, એકતરફ મુશાફરોના માટે, ગરીબ સ્ત્રીઓની પ્રસુતિના માટે, ધર્મોપદેશ માટે અને એક ન્યાય સભા, આવી જુગતીવાળી તે શાળા બનાવી. કીર્તિ સાંભળી લોકો જોવાને આવતા. વળી એક તળાવ પણ ત્યાં બંધાવ્યું.

૧ એક વખતે—બળદની જોડને માટે બે જણ લડતાને બોલાવ્યા.

એક બોલ્યો—મારી આંખ મીચાતાં મારા બળદ લઇ ચાલ્યો. બીજાએ કહ્યું એ લુચ્ચો છે. એક ખુણામાં પૂછ્યુ આજે શું ખવડાવ્યું છે. તલનો ખોળ એને ચોખાની રાબ, સાક્ષી રાખી છોડયો. બીજાએ કહ્યું મેં તો ઘાસજ આપ્યો છે. પછી–પ્રિયંગુનાં પત્રાંનો રસ પાઇ મલ ત્યાગ કરાવતાં ખોલવાલાને જુઠો ઠરાવી ઘાસવાળાને સેપાવ્યા.

૨ એક સ્ત્રી પુત્રને પાલ ઉપર મૂકી તલાવમાં નાવા ઉતરતાં ત્યાં યક્ષિણીએ પુત્રને રમાડવા માગી લઇ ચાલવા માડયું. જગડો મચ્યો. બોધિસત્વે–પગ ખેચીને લે તેનો પુત્ર. બન્નેએ ખેંચ્યા. છોકરાની બૂંબાબૂંબ થતાં પગને છોડવાવાળીને સોંપાવ્યો. આ વાતો રાજ્ય શુધી પહોચીઓ અને બુદ્ધિબળમાં અગ્રસ્થાન મળ્યુ. આ વાત મિથિલાની થઇ.

પંચાલમા × **ચુલની બ્રહ્મદત્તનું** રાજ્ય, કેવટ્ટ પ્રધાનની સલાહથી એક છત્ર થતાં તેને વિદેહ ઉપર ચઢાઇ કરી, બોધિસત્વની સલાહથી ધીરજ ધરી બેઠા.

કેવટ્ટે બ્રમ્હદત્તને સલાહ આપી કે બેસી રહો અનાજ પાણી ખુંટતાં વિદેહ રાજા તાબે થશે. એમ ત્રણ વર્ષ થતાં બોધિસત્વે ગુપ્તપણે અનુકેવટ્ટ મિત્ર પાસે બ્રમ્હદત્તના માણસોને મેવા મીઠાઇ અપાવી કહેવડાવ્યું કે–અનાજ પાણી ખુટવા માડયાં છે.–વિદેહના સીપાઇઓએ અનુકેવદ્દને પકડી મહૌષધને સોપ્યો. ગધેડા ઉપર બેસાડી નગર બહાર કાઢી મુકયો એટલે અનુકેવદ્દે બ્રહ્મદત્તનુ શરણ લીધું. મિથિલામાં અનાજ પાણી ખુટયાં છે. તમોને મદદ કરતાં મારા બુરા હાલ

× આ બ્રહ્મદત્ત ૧૨ મા ચક્રવર્તી થયા છે. વૃત્તાંત કિંચિત્ આપ્યું છે.

થયા. વિશ્વાસ થતાં **બ્રહ્મદત્તે** અનુકેવદને પાસે રાખ્યો. આ તરફ બોધિસત્વે પોતાના સિક્કાના–કિમતી આભૂષણો, વસ્ત્રો, બ્રહ્મદત્તના કારભારીઓ પાસે મોકલી જુજ કિંમતમા આપી અનાજ મંગાવવા માડયું, થોડુ આપતા શું થવાનું છે. સમજી આપતા અને માલ વહેંચી લેતા.

બ્રહ્મદત્તે–અનુકેવદને પુછયું–હજુ વિદેહ તાબે કેમ નથી થતો ? અનુકેવદે કહ્યું કે મહૌષધથી ભેટયો લઇ આપણા કારભારીઓ ફુટયા છે. આ વાત જાણવા દરબાર ભરાવ્યો. નવાં વસ્ત્રો અને આભૂષણો પહેરીને સભામા આવ્યા અને તે ઉપર મહોષધની છાપ પણ જોઇ બ્રહ્મદત્ત ગભરાયો. અનુકેવદે ધીરજ આપી. બે ઘોડા તૈયાર કરાવ્યા અને રાત્રિએજ તેના ઉપર સ્વારી કરી બન્ને ભાગ્યા. બ્રહ્મદત્ત શાથી ભાગ્યા તેની ખબર કોઇને પડી નહિ તેથી લશ્કર પણ ઉપડી ગયુ.

હવે વિદેહરાજાને તાબે કરવા–કેવટ્ટમંત્રી સાથે ભેટણુ મોકલી કહેવરાવ્યું કે કાયમ મંત્રી થવા મારા છોકરી લ્યો ? વિદેહ રાજા લલચાયો, ચારે મંત્રીઓની સલાહ મળી. માત્ર મહૌષધને એ વાત યોગ્ય લાગી નહિ. તેથી ઘેર જઇને બેઠો અને કહેવરાવ્યુ તમો લગ્ન લાબા મુહૂર્તનું રાખો, વિદેહે તે વાત માન્ય રાખી.

મહૌષધ પંચાલમાં જઇ–મકાન બંધાવવાની તૈયારી કરતાં પ્રથમ કોટ નંખાવ્યો અને થોડા દિનમાં તૈયારક રાવ્યું બ્રહ્મદત્તની છોકરી પરણવા વિદેહ પંચાલમા જઇ મહૌષધના બનાવેલા મકાનમા ઉતર્યો અને ત્રિજેજ દિવસે બ્રહ્મદત્તે ઘેરો ઘલાવ્યો અને બધાએ ગભરાયા. હવે શું કરવું ? એક મંત્રીએ–બલી મરવાનુ, બીજાએ મારીને મરવાનું, ત્રિજાએ ઝેર પીવાનુ, ચોથાએ મહૌષધની સલાહ લેવાનુ કહ્યુ. મહૌષધે કહ્યું હું ખેડુતનો છોકરો, કહીશ તે છુટી પડવાનું. ભાઇ જે થયું તે થયું પણ હવે છુટવાનો ઉપાય બતાવ કહી બધાએ રોઇ પડયા. મહૌષધે બ્રહ્મદત્તની લુચ્ચાઇ સમજીને મકાનમાં બે ભોયરા કરાવી રાખ્યાં હતા. રસ્તા બે હતા, એક ગંગાના કાંઠા સુધી અને બીજો રાજમહેલના દાદરા સુધી. ઘેરાની ખબર પડતાની સાથેજ રાજમહેલથી બ્રહ્મદત્તની–માતા, વહુ, છોકરી અને એકનો એક છોકરો સમજાવી ગંગા કાઠાના રસ્તે પહોચાડી દીધા હતા. વિદેહાદિકોને પણ તેજ રસ્તે મોકલી ઠેઠ મિથિલામા પહોચાડી દીધા. આ સર્વ રાત્રિમાંજ પતાવી દીધુ. સવારે બ્રહ્મદતે વિદેહના રાજાને પકડવાની ધામધૂમ કરી. મહૌષધે જુવાબ આપ્યો કે તે તો બધા ઠેકાણે પહોચી ગયા, એમ સાંભળતાની સાથેજ હુકમ થયો કે–એ હરામખોરના બુરા હાલ કરો ? જુવાબ વાળ્યો કે–મારા જેવા હાલ કરશો તેવાજ હાલ તારી માતાદિક ચારના થશે. તપાસ કરતાં ચારમાંનું એક પણ મળ્યું નહિ.

બ્રહ્મદત્તે ક્રોધને સમાવી બધી બીના જાણી લઇ પોતાની પાસે રહેવાની માગણી કરી પણ મહૌષધે કબૂલ કરી નહિ.

મોટી ભેટ આપી મિથિલામા મોકલી દીધો. ત્યાં પણ મોટા મહોત્સવના સાથે ભેટણાં લીધાં એમ બુદ્ધિબળથી બન્ને રાજાઓની કૃપા મેળવી. આ જન્મમા પ્રજ્ઞા પારિમિતાનો અભ્યાસ કર્યો. ॥ ૬ ॥

---

## નિશ્ચયથી નહિ ડગવા રૂપ અધિષ્ટાનનો અભ્યાસ

૭ **તેમિય**—વારાણસી નગરીમા **કાશી** રાજા, રાણી **ચંદા** દેવીને, અનેક માનતાઓથી પુત્ર થતાં રાજાએ વર આપ્યો. ભંડારમાં રખાવ્યો. જોસીઓએ ચક્રવતી થવાનું જણાવ્યુ નામ **તેમિય** રાખ્યુ.

રાજાએ જુજ ગુન્હા માટે ચાર જણને ભયંકર શિક્ષા કરેલી જોઇ તેમિયને ઉદ્‌વેગ થયો. ભાગી જવાનો ઉપાય જડે નહિ. તેમિયની પૂર્વ જન્મની માતા રાજ્યની દેવીએ ગાડો થવાનો ઉપાય બતાવ્યો. તેથી શૂન્ય જેવો થઇ બેઠો, ઘણા ઉપાયોથી કાંઇપણ વળ્યું નહિ. છેવટે તેને દાટી દેવાના નિશ્ચય પર આવતાં દુઃખિણી રાણીએ—વરની માગણીથી આઠ દિવસનુ રાજ્ય તમિયને અપાવ્યું. જુઠી ઘેલછા માની રાણીએ—ઘણા પ્રકારથી જોયું પણ કાંઇ વળ્યું નહિ છેવટે ઘણો વિલાપ કર્યો. મુદત પુરી થતાં અમંગળ રથમાં બેસારી તેમિયને દાટવા ચાલ્યા. ખાડો ખોદવા માંડયો. ત્યાં તેમિય બોલ્યો કે—હું બેરો, મુંગો કે જડ ભરત નથો. મને દાટી અધર્માચરણ કરીશ નહિ. સારથી ચકિત થયો—જોસીઓએ, વૈદ્યોએ જડ કહી દાટવા સોપાવ્યો તેને આવી મધુર ભાષા ફુટી કયાંથી ? તેમિય બોલ્યો અરે ભૂતાદિકનો વ્હેમ કરીશ નહિ હું રાજાનોજ પુત્ર છું. સારથીએજ કહ્યું આવી મધુરવાણી તારાં માતા પિતા આગળ બોલ્યો કેમ નહિ ? હે સારથી ? સાંભળ હું પૂર્વ જન્મમાં વીશ વર્ષ રાજ્ય કરી ૮૦ હજાર વર્ષ નરકમાં પડયો હતો જેનુ સ્મરણ થવાથી છુટવા મેં આ બધી ઘેલછા કરી છે. જો એમ છે ત્યારે તો મને પણ શિષ્ય કરો ? જા રથ સોંપીને પાછો આવ. જતાં પ્રથમ ચંદાદેવીજ મળ્યાં. સારથીએ કહ્યું કે—તમારા છોકરાને રોગાદિક કાંઇ પણ નથી માત્ર રાજ્યથી છુટવા માટેજ આ વ્રત અંગિકાર કર્યું હતું. બધાં જંગલમાં મળવા ગયાં. તેમિયે સત્કાર કર્યો અને કહ્યુ તમારા આગમનથી હું ખુશી થયો છું. રાજા—બેટા ! તેં તારા નિશ્ચયની હદવાળી. તપ કરવાનો સમય મારો છે. તારો નથી માટે રાજ્યપદ સ્વીકાર ! છેવટે કાઇપણ વળ્યુંનહિ ॥ આ જન્મમાં પોતાના નિશ્ચયથી ન ડગતાં અધિષ્ટાન પરિમિતાનો અભ્યાસ કર્યો ॥ ૭ ॥ =

---

## સત્યતાનો પૂરો અભ્યાસ.

૮. **સુતસોમ**–દેશકુરૂ, ઇંદ્રપ્રસ્થમાં કૌરવ્ય રાજા પટરાણીનો પુત્ર સુતસોમને અભ્યાસ માટે તક્ષશિલામાં જતા, માર્ગે કાશી રાજાનો પુત્ર **બ્રહ્મદત્ત** મળ્યો. મૈત્રી થઇ એકજ આચાર્ય પાસે ભણ્યા. બીજા પણ ઘણાં રાજકુમારો હતા. સુતસોમે અગ્રપદ મેળવી બીજાઓને ભણાવવા માડયું. પુરા અભ્યાસે ગુરૂ દક્ષિણા આપી રજા લેનારાઓને કહ્યું હું બ્રામ્હણ નથી કહી સુતસોમે કુમારોની દક્ષિણા લીધી નહિ. પણ એક વસ્તુની માગણી કરી કે તમો બધા ઉપોસથ × વ્રતનું પાલન કરજો કબૂલ કરી બધા ઘેર ગયા. પિતાના પછી બ્રમ્હદત્ત રાજા–ઉપોસથ વ્રતના દિવસે–વધ ન કરવાનો હુકમ કરતો, પણ પોતે પહેલા દિવસનું મંગાવેલુ માસ ખાતો. એક દિવસે તે માસ કુતરો ખાઇ ગયો. તેથી રસોઇઆએ પ્રથમ દિવસે શુલી ઉપર ચઢાવેલા માણસનું માસ લાવીને પીરસ્યું. પૂર્વ ભવના અભ્યાસથી સ્વાદિષ્ટ લાગતાં અભય આપી રસોઇયાને પૂછી તેવા માણસની આજ્ઞા કરી. ફાસીએ ચઢેલાને રોજ છુપી રીતે લાવતો. પણ તે ખૂટતા ચોઘડીયા વાગવાને સમયે જીવતાને પકડવાનો હુકમ થતાં, તે પ્રમાણે કરવા માડયું હાહાકાર થતા લોકો બ્રમ્હદત્ત પાસે ગયા. હું નગર રક્ષક નથી કહી વિદાય કર્યા. **કાલહસ્તી** સેનાપતિ પાસે ગયા. તપાસ કરીશ, કહી તેજ રાત્રે માણસો છોડયા. માંસની ટોપલી સાથે રસોઇયાને પકડી સેનાપતિ પાસે મૂકયો. અરે ! રાજાનો માનીતો થઇ તેં આ શું કર્યું ! મે તો હુકમથી કર્યું. તું તે પ્રમાણે કહીશ ? હા, બ્રહ્મદત્ત પાસે ઉભો કર્યો સેનાપતિએ કહ્યું આ કહે છે કે હુ રાજાને માટે કરૂં છું, તે કેમ ? બ્રમ્હદત્તે કહ્યું સાચું છે. વાત ફેંલાતા લોકો ઉપડયા સેનાપતિએ હથિઆરો આપી રસોઇઆની સાથે નગરથી બહાર કાઢી મુકયા. રસ્તાથી દૂર વડના ઝાડ નીચે ઝુપડુ બાંધી રહ્યા. ત્યા રસ્તાપરનાં માણસો પકડતો લોકોએ રસ્તો બદલ્યો. એક દિવસ ભક્ષ ન મળવાથી રસોઇયાનું ભક્ષ કરતા એકલાજ રહ્યા

એક ધનાઢય બ્રાહ્મણ માણસો રાખી તે રસ્તેથી નિકળ્યો. હું નર ભક્ષક ? એમ હાકથી ગભરાવી બ્રાહ્મણને ખાધે ચઢાવી ચાલ્યો. પાછળ આવતાં માણસો દેખી આડો માર્ગ લેતા કાટો ભાગ્યો બ્રાહ્મણને છોડી દુઃખથી સ્થાનકે પહોંચ્યો.

× ઉપોસથ–એ આઠમ, પૂર્ણિમા, કૃષ્ણ ચઉદમ–માસના દિન ચારમા -વધાદિક પાંચ ન કરવા, ૬ મધ્યાન્હ પછી ન જમવું ૭ નૃત્યાદિ સુગંધાદિ ન સેવવા ૮ મોટી પથારીએ ન સુવું, એ આઠ નિયમ પૂર્વે બુદ્ધોમા ચાલતા

સારૂ થશે તો સો રાજપુત્રોનો યજ્ઞ કરીશ. તેમ વડની દેવતાની માન્યતા રાખી. સ્વાભાવિકજ સાત દિવસમા શાંન્તિ થતા શિકાર માટે નીકળ્યો. પૂર્વભવનો મિત્ર એક યક્ષ મળ્યો, તેને સાથે ચાલવાનું કહેતાં બાધાની નડતર જણાવી. પવન વેગથી જવા આવવાનો મંત્ર શિખાવી યક્ષ ચાલતો થયો. હવે બ્રહ્મદત્ત રોજ પાચ દશ રાજકુમારો પકડી હથેલીમા કાણું પાડી દોર ભરવી વડ સાથે બાધી દેતો. માત્ર સુતસોમને છોડી અઠવાડીયામાજ સો (૧૦૦) રાજકુમારોને પકડી યજ્ઞ કરવા તૈયાર થયો. મને પાપ ન થાયના વિચારથી–દેવતાએ ઇંદ્રને કહ્યું. ઇંદ્રે સુતસોમના મેલાપનુ જણાવ્યું. ભિક્ષુવેષે દેવતા બ્રહ્મદત્ત પાસે આવતાં મારવા દોડયો. પકડાયો નહિ. અરે ! ભાગે છે કેમ ? અરે તુંજ તારા પાપથી દોડતો ફરે છે. બ્રહ્મદત્ત બોલ્યો–પાપી છું પણ વચન પાળું છું. ભિક્ષુવેષે–સુતસોમ વિના યજ્ઞ પ્રમાણ નથી કહી અંતર્ધાન થતાં દેવતા છે એમ સમજ્યો. બ્રહ્મદત્ત સુતસોમને પકડવા કમળોની પાછળ જઇ બેઠો. બીજે દિવસે સુતસોમ પુષ્પ નક્ષત્રનુ સ્નાન કરવા જતાં રસ્તામા તક્ષશિલાના બ્રાહ્મણે ચાર શ્લોક સાંભળવા જણાવ્યુ. સુતસોમે કહ્યું કે ઘેર જા ! આવીને સાંભળીશ. સ્નાનમાટે તળાવમા ઉતરતાંજ બ્રહ્મદત્ત તેને પકડીને ચાલ્યો સુતસોમનાં આંસુ પડતાં બ્રહ્મદત્તે પૂછયું કેમ રોવે છે ? સુતસોમે કહ્યું બ્રાહ્મણને આપેલુ વચન પળાતું નથી તેથી. વળી કહ્યુ તેને વિદાય કર્યા પછી હે બ્રહ્મદત્ત ? જે કરવું હોય તે કરજે. છેવટે બ્રહ્મદત્ત સોગન ઉપર તેને છોડયો. સોમસુત ઘેર ગયો, બ્રાહ્મણના× ચાર શ્લોક સાભળી ચાર હજાર કર્ષાપણ આપી વિદાય કરતાં તેના ઉપર કૌરવ્ય રાજા ગુસ્સે થયો. સુતસોમે કહ્યું હવે એવો ખરચ નહિ થાય, હવે હું નરભક્ષક પાસે જવાનો છું. કૌરવ્ય જવાની શી જરૂર છે ? સુતસોમે કહ્યું મારાથી વિશ્વાસઘાત નહિ થાય છેવટે નરભક્ષકને મળ્યો. તેણે પ્રથમ બ્રાહ્મણવાળી ગાથા સાંભળવાનું કહેતાં જણાવ્યું કે–તારા જેવા પાપીને શા કામની છે ? બ્રહ્મદત્ત તું છુટેલો ક્ષત્રી નીતિ ચુકીને કેમ આવ્યો ? સુતસોમ–હું સત્યના માટે આવ્યો.

બ્રહ્મદત્તે કહ્યું બધા નાશના માટે સત્યનું હુંઠુ એ શુ મૂર્ખપણું નથી કે ? સુતસોમે કહ્યું કાર્યમાં ચુક પડવા દીધી નથી તો પછી ભય શો ? આ બધી ચાતુર્યતા અને ધૈર્યતાને જોઇને બ્રહ્મદત્ત કહેવા લાગ્યો કે હું દુષ્ટ છું પણ

× વિષ્ણુએ બ્રહ્માને ચાર શ્લોકનું જ્ઞાન આપતા મોહમાં નહી પડવાનું કહ્યું છતા મોહમા પડયા ભાગવતમાની આવાત પૃ ૧૮૦ મા અમોએ આપી છે તે આ સુતસોમના પ્રસંગની લઇને ઉધી છત્તી ગોઠવી હોય એવો ભાસ થાય છે. વિચારવાની ભલામણ કરૂં છું.

ગાથાઓ તો સાંભળીશજ, ઘણો આગ્રહ થવાથી કાશ્યપના મુખથી નીકળેલી તે ગાથાઓ સંભળાવી.

**અર્થ નીચે પ્રમાણે**—જો એકવાર સજ્જનનો સંગ થાય તો પણ તે માણસને તારીને પાર ઉતારે છે. દુર્જનનો સમાગમ હમેંશનો તો પણ તે નકામો છે. ॥ ૧ ॥ જે હંમેશાં સાધુજનના સંગમાં રહે છે અને તેમની પ્રેમથી મૈત્રી કરીને તેમનો ધર્મ સ્પષ્ટ જાણી લે છે તે માણસ સુખ પામે છે અને તેનું દુ:ખ નાશ પામે છે ॥ ૨ ॥ રાજાના ચિત્રવિચિત્ર રથો જીર્ણ થાય છે. માણસના શરીર શહેજમા વૃદ્ધ બને છે, પણ સજ્જનનો ધર્મ જુનો થતો નથી. એમ સજ્જન હંમેશાં કહે છે. ॥ ૩ ॥

આકાશથી પૃથ્વી દૂર છે અને સાગરનો કિનારો તેથી દૂર છે, તેવીજ રીતે સજ્જનનો ધર્મ અસદ્ધર્મથી ખરેખરો ઘણોજ દૂર છે. ॥ ૪ ॥

બતાવેલો ગાથાનો અર્થ સમજી ઠંડો થઇ સુતસોમને ચારવર આપવાનું જણાવ્યું સુતસોમે કહ્યું—અરે તારામાં શક્તિ કયાથી ? મને તું આપી ન શકે તો જગડો ?

બ્રહ્મદત્ત—પ્રાણજતા સુધી આપવા તત્પર રહિશ, પુરો આગ્રહ જોઇ સોમસુતે વર માગ્યા.

(૧) હું સો વરસ તને નીરોગી અને સુખી જોવા સમર્થ થાઉં. ૨ આ રાજકુમારોને જીવિતદાન આપ ? ૩ અને તેમને તેમના ઠેકાણે પહોચાડી દે ? ૪ તુ નરભક્ષકપણુ છોડી દે ?

બ્રહ્મદત્ત—ચોથાના ઠેકાણે તું બીજો વર માગ ? સુતસોમે અરે મેં પહેલેજ કહ્યુ હતું કે જગડો થશે. બ્રમ્હદત્તે શરમાઇને તે પણ કબૂલ રાખ્યો. સુતસોમે—કુમારોને કહ્યું જો તમો બ્રમ્હદત્ત સાથે પ્રેમ રાખવાનું કબુલોતો છોડાવું. તેમણે પૂર્ણ પ્રેમ રાખવાનુ કબુલ્યું. બધાને છોડી દઇ તેમના ઘરોમા પહોચતા કરાવ્યા. અને બ્રમ્હદત્તને નરમાસ છોડાવી રાજમહેલમાં દાખલ કરાવ્યો. સોમસુત ત્યા માસ રહી બીજાં અનેક કાર્યો કરી પોતાના ઠેકાણે પહોચી ગયો. ॥ ૮ ॥

---

## દેવોની પ્રેરણાથી બોધિસત્વે બુદ્ધ થવાનું કબુલ્યું.

બુદ્ધચરિત્ર ભાગ બીજો પૃ. ૧૧૫ થી

" **દીપંકર** બુદ્ધ થયા પછી ભિન્ન ભિન્ન કલ્પોમાં **કૌંડિણ્યાદિક તેવીશ** બુદ્ધ થયા. એ સઘળાની કારકીર્દિકમાં આપણા બોધિસત્વ એક એક

પારમિતાને પૂર્ણ કરવા રોકાયા હતા અને તે પૂર્ણ કરવામાં અનેક જન્મ ધારણ કર્યા. છેવટના જન્મે તે તૂષિત નામના દેવલોકમા જન્મ્યો. આ વેલાએ ભૂતલ ઉપર બુદ્ધ ઉત્પન્ન થવો જોઇએ એવી તાલાવેલી સૌ દેવોને લાગી રહી હતી અને અનેક ચક્રાવળમાંથી દેવો એકઠા થયા. તેમને–બોધિસત્વને મનુષ્ય લોકમાં જન્મ લેવાનો ખૂબ આગ્રહ કર્યો. અને કહ્યું કે હે મિત્ર ? ( હે બોધિસત્વ ? ) તે આજ સુધી દશ પારિમિતાનો અભ્યાસ કર્યો તે ઇંદ્રાદિક પદના માટે નહિ પણ મનુય લોકમાં જન્મ લઇ બુદ્ધ પદ પ્રાપ્ત કરવું અને તે દ્વારા મનુષ્યનો ઊદ્ધાર કરવો, એ માટે અનેક જન્મ લઈને તે દશે પારમિતામાં પારંગતા સંપાદન કરી છે અને હવે બુદ્ધ થવાનો સમય નજીક આવ્યો છે. માટે આ સુખ છોડી મનુષ્ય લોકનાં દુઃખ ભોગવવાને તૈયાર થા ? હવે બોધિસત્વે કહ્યું કે–હે મિત્રો ? લોકોદ્ધાર માટે મને દુઃખમા જેટલો આનંદ આવે છે. તેટલો આ તુષિત ભવનમા–નંદનવનમાં મળતો નથી. પરંતુ મનુષ્ય લોકમાં જન્મ લેતા પહેલાં મારે કેટલોક વિચાર કરવો જોઇએ. મારો શો નિશ્ચય થાય છે તે હું થોડાજ વખતમાં તમને જણાવીશ. દેવો સ્થાનકે ગયા. બોધિસત્વે છેવટમાં વિચાર કર્યો કે–જે વખતે દુઃખોનુ પુરૂં ભાન નથી હોતું પણ હવે અવધ સો વર્ષની છે તેથી સદ્ધર્મના પ્રસારને માટે આજ સમય મ્હને યોગ્ય લાગે છે પણ કયા ખંડમાં જન્મ લેવો ? છેવટ વિચાર એ થયો કે ભારતખંડમાં–વિંધ્ય અને હિમાલયના પ્રદેશમા આ મધ્ય દેશમાં પ્રાચીન કાલમાં મોટા સાધુ સતો ઉત્પન્ન થયા છે માટે શાકય રાજાના કુળમાં જન્મ લેવો ત મારા માટે યોગ્ય લાગે છે. શુદ્ધોદન રાજાની સ્ત્રી માતા થવાનો યોગ્ય છે. હવે ઢીલ કરવાનું કારણ નથી. જાણી લઇ દેવોને પણ પોતાનો નિશ્ચય જણાવી દીધો. ત્યાંજ દેવોના આયુષ્યની મર્યાદા પુરી થઇ હતી. તેમને બુદ્ધના શિષ્ય થવાને માટે મધ્ય દેશમા જન્મ લેવાનો નિર્ધાર કર્યો.

કપિલ વસ્તુ નગરમાં આષાઢો સાત દિવસના ઉત્સવના અંતે માયાદેવી ઘણું દાન આપી ધર્મ શ્રવણ કરી સુતી ત્યાં સ્વપ્ન આવ્યું કે–ચારે દિશાના દેવો હિમાલય પર લઇ જઇ શાલવૃક્ષ નીચે મૂકી તેમની દેવીઓએ સ્નાનાદિક કરી સુવાડી ત્યાં એક ધોળો હાથી સુવર્ણ પર્વતથી નીચે ઉતરી સૂંઢમાં શ્વેત કમળ ઘાલી દેવીને ત્રણ પ્રદક્ષિણા દઇ જમણી કુખથી પેટમાં પેઠો. આ વાત બીજે દિવસે રાજાને જણાવી બ્રાહ્મણોને તે સ્વપ્નનો અર્થ પૂછતાં તેમને ગૃહસ્થાશ્રમમાં રહેતો ચક્રવર્તી અને સંન્યાસ લેતો જગતનુ અજ્ઞાન દૂર કરશે, એવા પુત્રો થશે એમ જણાવ્યું. પછી રાજાએ સત્કાર કરી વિદાય કર્યા. આ બધો લેખ કિંચિત માત્ર છે. વિશેષ બુદ્ધચરિત્રથી જોવો.

---

## દીપંકરના પહેલાની સ્થિતિ જાણવાની જિજ્ઞાસા.

વર્તમાન બુદ્ધના સમયથી લાખો વર્ષ પૂર્વે—દીપકર નામના બુદ્ધ તે (૨૪) ચોવીશ બુદ્ધમાના પહેલા બુદ્ધ થયા તો તેના પહેલાં આ દુનીયાની સ્થિતિ કેવા પ્રકારનની હતી અને આ અનાદિ કાળની દુનીયામાં કેવા કેવા પ્રકારના પલટા થતા આવેલા મનાયા છે, તેના સબંધે જો કોઇ બુદ્ધ ગ્રંથોના ઉંડા અભ્યાસીઓના તરફથી બહાર પાડવામા આવે તો બીજા ઘણા પ્રકારના ખુલાસા મેળવી શકાય ?

જેમ જેમ બીજા મતોનો અભ્યાસ વધતો જાય છે તેમ તેમ ખાત્રી થાય છે કે–કરોડો નહિ પણ અબજોના અબજ વર્ષોની પૂર્વે જરૂર પૂર્વ કાળમાં સર્વ દૂષણોથી રહિત અને સર્વ તત્વોથી પૂર્ણ નિર્મલ ધર્મ ચાલતો હતો એમ સમજાય છે પણ પાછળથી તેવા કોઇ વિકૃત કાળના સંયોગ વશથી તે સત્યધર્મના સંચાલકોની ગેર હાજરીમા અનેક વિષયોમા ફેરફાર થતા અને જુદા જુદા પક્ષોનું બંધારણ થતા સત્ય તત્વોમા ભિન્નતા ગૂસી ગઇ એમ સહજ વિચાર કરતાં જણાઇ આવે છે.

માટે સત્યધર્મના-ગવેષકોએ ટુકમાં એટલો વિચાર કરવાની ખાસ જરૂર છે કે–જે ધર્મમા-તેમનાં શાસ્ત્રોના લેખથી તેમજ તેમના સમુદાયના આચરણથી સર્વ જીવોપરની દયાલુતા, પરોપકારતા, નીતિની વિશુદ્ધતા, તત્વના વિષયોની બારિકતા, ઇદ્રિયોના વિષયોને કાબૂમા રાખવાના ઉપદેશની પ્રબલતા, અને તપ, જપ ધ્યાનાદિકના વિષયોને આપવામા આવેલી પુષ્ટતા વિગેરે નિવૃત્તિના માર્ગનેજ વારંવાર પોષવામાં આવ્યો હોય, તેજ ધર્મ ઉચ્ચ કોટીનો હતો. એવો સામાન્ય વિચાર કરી– શુદ્ધ નીતિના અવલંબનથી યથાશક્તિ પરોપકારાદિકમાં પ્રવૃતિ કરવી, ઇદ્રિયોના વિષયોમા દોડતી તૃષ્ણાને કાબૂમા રાખવી, એજ ખરો માર્ગ આત્માની ઉન્નતિનો છે અને એજ માર્ગને સર્વમતના સાધુ સતોએ સેવેલો છે તેથી નિવૃત્તિનો માર્ગ છે તેજ ધોરી છે. તેમા પણ–સત્ય તત્ત્વોની ખરી ખોજ કરી દુનીયામા પ્રકાશ પાડવાવાળા સાધુ સંતોનો દરજ્જો સત્યતત્ત્વ ગવેષક સજ્જન પુરૂષોથી ઘણો કિમતી મનાએલો છે–તેવા સાધુ સતો કયાં હશે ? તેનો વિચાર કરવાને માટે અગ્રેજોના રાજ્યમાં ઘણા સાધનો મળી આવે તેમ છે તે સાધનોના પ્રભાવથી સત્યવસ્તુના ગવેષક સજ્જન પુરૂષોએ પ્રથમ બૌદ્ધ ગ્રથોના અભ્યાસથી નીતિની ઉચ્ચતા, બૌદ્ધોની વખાણી અને ત્યાર બાદ જૈન ગ્રંથોના અભ્યાસમાં ઉંડા ઉતરતા નીતિની ઉચ્ચતાની સાથે જીવાદિક પદાર્થોની

વ્યાખ્યાનું અલૌકિક સ્વરૂપને જોઇ દુનીયાના સર્વ તત્વોથી ઉચ્ચતા જૈનોનીજ બતાવી છે. તે પંડિતોના વિચારોને જાણવાની ઇચ્છાવાળા સજ્જન પુરૂષોએ અમારા તરફથી બહાર પડેલા "જૈનેત્તર દૃષ્ટિએ જૈન" અને સ્યાદ્વાદ (અનેકાંત વાદ) ની સાર્થકતા" નામના બે પુસ્તકો જોઇ લેવાં. તેમજ આ પુસ્તકથી પણ વિચાર કરવાની ભલામણ કરી આ લેખની સમાપ્તિ કરૂં છું.

## જૈનના તીર્થંકર અને બૌદ્ધના બોધિસત્વની પ્રક્રિયાનો ભેદ

જૈનોના બોધિસત્વો (સત્યધર્મના બોધની પ્રાપ્તિવાળા) ધર્મનાયકો અર્થાત્ તીર્થંકરો પોતાના સંસારની ખરી સ્થિતિ કોઇ સર્વજ્ઞ પુરૂષોના કહેવાથી ચાલતા ભવમાં જાણી શકે છે પરંતુ પોતાને ભવિષ્ય કાળના વિશેષ જ્ઞાનના અભાવે બીજા થવાના અનેક ભવો સુધી સ્મરણમાં રાખી શકતા નથી. પણ તે તે ભવોમાં કરેલા પોતાના સત્ અસત્ કર્મના સંયોગોના વશથી નીચ ઉંચ યોનિયોમા દુઃખ સુઃખાદિક પરવશપણાથી ભોગવે છે અને સંસારમાં ભટકે છે. છેવટે પોતાની ભવિતવ્યતાનો અંત આવ્યેથી યોગ્ય અવસરે પોતાના કર્મનો નાશ કરી સર્વજ્ઞપણું મેળવી મોક્ષપદને પ્રાપ્ત કરે છે.

તેના ઉદાહરણમાં–ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર ભગવાનજ બસ છે કેમકે તેમને બોધબીજની પ્રાપ્તિ થયા પછી પણ પોતાની બાકી રહેલી ભવસ્થિતિ પૂરી કરવાને માટે સત્ અસત્ કર્મના સંયોગોના વશથી હજારો લાખો ભવસુધીમા ભટકયા. તેમાંના મુખ્ય સત્તાવીશ મોટા ભવો કે જે જૈન સિદ્ધાંતકારોએ લખીને બતાવ્યા છે તેમાંથી યત્ કિંચિત્ સ્વરૂપ ગ્રહણ કરીને અમોએ વાચકવર્ગની સામે ઉપસ્થિત કર્યું છે. ત્યાંથી વિચારવાની ફરીથી ભલામણ કરીએ છીએ. ॥

---

હવે બૌદ્ધોના બોધિસત્વની પ્રક્રિયાનો ખ્યાલ કરીને બતાવીએ છીએ.

ભક્તિના માટે ઉધા પડેલા **સુમેધ** નામના તાપસને ઉદ્દેશીને દીપંકર નામના બુદ્ધે પોતાના ભિક્ષુકોને કહ્યું છે કે–આ **સુમેધ** કપિલ વસ્તુમાં શુદ્ધોદન રાજાની માયાદેવીથી જન્મ લઇ કરોડો લોકોનો ઉપકારી થશે એમ કહી પોતે પોતાની ભિક્ષાના માટે ચાલતા થયા છે. તેમના ગયા બાદ તે **સુમેધ** નામના તાપસ પોતે બોલ્યા કે ભવિષ્યમાં હું બુદ્ધ થઇશ ખરો પણ અનેક જન્મમાં લોકોના હિતના માટે હદપારનો પ્રયત્ન કરીશ તોજ મને બુદ્ધત્વ પ્રાપ્ત થશે. પરંતુ–આત્મ પર હિત સાધનારા ગુણો મને દયાદિક દશ જણાયા છે. એમ કહી ક્રમવાર મરજી મુજબ લાખો વર્ષ સુધી સાધના કરવામાં પ્રવૃત્તિ કરી અને છેવટે

પણ પોતાની મરજી મુજબ બુદ્ધપણે જઈને ઉત્પન્ન થયા. એમ તેમના ચરિત્રમાં જણાવ્યું છે.

તેનો વિચાર દેવોની પ્રેરણાથી બુદ્ધ થયાના લેખમાંથી જુવો કે—

**દાપકરના** પછીથી ત્રેવીશ બુદ્ધ થયા, તે બધાએ બુદ્ધોના સમયથી તે **સુમેધ** નામના બોધિસત્વ પોતાની મરજી મુજબ **દશ પારિમિતાનો** અભ્યાસ કરવા અનેક જન્મો ધારણ કર્યા. અને છેવટમા તુષિત નામના દેવલોકમાં જઈને બેઠા. એટલે ત્યાં અનેક ચક્રાવલના દેવોએ તે બોધિસત્વને મનુષ્ય લોકમાં જન્મ લેવાનો આગ્રહ કરીને કહ્યુ કે–તેં જે દશ પારિમિતાનો અભ્યાસ કર્યો છે તે ઇંદ્રાદિકની પદવીના માટે નથી કર્યો, પણ મનુષ્યોના ઉદ્ધાર માટે કરેલો છે અને બુદ્ધ થવાનો સમય નજીક આવેલો છે માટે આ દેવતાના સુખને છોડીને મનુષ્યોના દુખો ભોગવવા તૈયાર થા ? તે વાત દેવોની સાભળી અને કબુલ રાખીને કહ્યું કે–મનુષ્ય લોકમા જન્મ લેતા પહેલા કેટલોક વિચાર કરવાનો છે. તે પછીથી મારો જે નિશ્ચય થશે તે હું થોડા વખતમા જણાવીશ. તેટલું સાંભળી દેવો પોતપોતાના સ્થાનકે ચાલ્યા ગયા પછી બોધિસત્વે બધાએ પ્રકારનો વિચાર કરતા એવોજ નિશ્ચય કર્યો–કે મારે શાકય રાજાના કુળમાજ જન્મ લેવો, છેવટે તે નિશ્ચય દેવોને પણ જણાવી દીધો. ઇત્યાદિ વિશેષ વર્ણન બુદ્ધલીલાસાર સંગ્રહથી જોઇ લેવું. ॥

જૈન બૌદ્ધના બોધિસત્વની પ્રક્રિયાનો ભેદ તો વાચક વર્ગે સમજી લીધો હશે તો પણ બે બોલ લખીને વિશેષ સ્પષ્ટ કરીને બતાવુ છું.

જૈનોના **પ્રથમ તીર્થંકર** શ્રી ઋષભદેવના ઠેકાણે કલ્પાએલા–**દીપંકર** નામના બુદ્ધને ભવિષ્યનુ જ્ઞાન થએલું હોય ! અને **સુમેધના** માટે ભવિષ્યમા બુદ્ધ થવાનું તેમને જણાવ્યું હોય એમ આપણે માની લઈએ પરંતુ ભકિતના માટે ઉત્સુક થએલા **સુમેધ** તાપસને કયું વિશેષ ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત થએલુ માની લેવુ ? કે જેથી પોતે દીપંકરથી પણ આગળ વધીને કહી બતાવ્યુ કે–હું લાખો વર્ષ સુધી અનેક જન્મોમાં દશ પારિમિતાનો અભ્યાસ કરીશ તે પછીથીજ મને બુદ્ધત્વ પ્રાપ્ત થશે.

જૈન પ્રક્રિયા જોતાં–જેને સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય તેજ લાબા કાળના ભવિષ્યને નિશ્ચયપણાથી કહી બતાવે અને તેજ ભવમાં પોતાના સંસાર ચક્રનો પણ અતજ લાવે અર્થાત્ ફરીથી સંસાર ચક્રમાં પડેજ નહિ.

તેવા પ્રકારનો વિચાર બુદ્ધના બોધિસત્વના લેખમા થએલો નથી. તેથી વિચાર કરવાની ભલામણ કરૂ છું.

આગળ તુષિત દેવપણાનો બનાવ પણ ભેદવાળો છે—દેવતાઓ, અવધિજ્ઞાનીયો કે તેથી વિપરીત ( વિભંગ ) જ્ઞાનીયો મનાયા છે અને તે દેવો પોત પોતાના જ્ઞાનની હદથી વધારે જાણવાની કે જણાવવાની શક્તિ ધરાવતાજ નથી તો પછી સર્વજ્ઞ પુરૂષોની પેઠે પહેલા બુદ્ધથી તે ત્રેવીશમા બુદ્ધ સુધીનો ઇતિહાસ સુમેધે કયા વિશેષ જ્ઞાનથી કહીને બતાવ્યો ?

ઇતિ બુદ્ધની ૧૦ પારમિતાનો અભ્યાસનુ પ્રકરણ ૪૦ મું સંપૂર્ણ.

---

# પ્રકરણ ૪૧ મું.

સૂક્ષ્મ જંતુથી લઇ મનુષ્ય તકના જીવો સત્તા માત્રથી એકજ સ્વરૂપના.

આ અનાદિ કાળનો મહાગહન સંસાર સૂક્ષ્મ એકેંદ્રિયના જીવોથી લઇને પંચેંદ્રિય તકના અનતાનંત જીવોથી ભરેલો છે. અને તે ૮૪ લાખ જીવોની યોનિરૂપથી મપાએલો છે અને તે જૈન ધર્મમાં અને વૈદિકધર્મમાં માન્ય થએલો છે સૂક્ષ્મ જીવો પોતપોતાની હલકી યોનિયોમા કેટલાક અનંતા કાળ સુધી એક સ્થાનમાથી બીજે અને બીજા સ્થાનમાંથી ત્રિજે રખડયાજ કરે છે પણ ઉપરલી યોનિયોમા જલદીથી ચઢી શકતા નથી. કારણકે સૂક્ષ્મ વનસ્પતિ આદિના અનંતાનત જીવો એકજ ઇદ્રિય । છે અને તે સૂક્ષ્મ જીવોથી આખું બ્રહ્માંડજ ભરેલું છે. આગળ બે ઇદ્રિયના કીડાદિ હાલતા ચાલતા જે આપણી નજરે પડી રહ્યા છે તે પણ સખ્યાથી રહિતનાજ છે. એજ પ્રમાણે—કીડિઓ મકાડાદિ, ત્રણ ઇંદ્રિયોના. માખીયો, મચ્છરો, કરોલીયા વિગેરે ચાર ઇંદ્રિયોના જીવોની પણ ગણત્રી થઇ તકે તેમ છેજ નહિ. આગળ જાતાં પાચ ઇંદ્રિયોના જીવોમા જલના મછલાં આદિ, આકાશમા ઉડતાં પક્ષીઓ, ધરતી ઉપર ફરતા ચાર પગના પશુઓની અનેક જાતિયો, તેમજ અનેક જાતિના સર્પો, આ બધા જીવો પણ ઉપર બનાવેલી ૮૪ લાખ જીવોની યોનિમાજ છે.

આ બધા જીવોમાંના જે સૂક્ષ્મ એકેંદ્રિયના જીવો છે તે પ્રાયે અનંતાકાળે ભવિતવ્યતાના યોગથીજ ઉપરની યોનિનોમાં પ્રવેશ કરી શકે છે.

આગળ—સ્થુળ વનસ્પતિ આદિના, તેમજ બે ઇદ્રિય આદિના જીવો—છેદન, ભેદન, તાડન, તર્જન, શીત, તાપાદિક નાના પ્રકારના દુઃખો વારંવાર સહન કર્તા હુવા અકામ નિર્જરાના યોગથી અસંખ્યાતા અસંખ્ય કાળે પોતાની હલકી યોનિયોમાથીજ પ્રાયે એકેકી પાયરી ચઢતા જાય છે પણ શીઘ્રપણે ચઢી શકતા નથી.

આપણને આ મનુષ્યનો અવતાર જે મળ્યો છે તે પણ ઉપર બતાવેલા સર્વ જીવોની સાથે અનતાનંત કાળસુધી રખડતાં રખડતા અને અનેક પ્રકારનાં

દુ ખોને સહન કરતાં કરતાં, કોઇ સહજપણાથી પરોપકારાદિક ઉત્તમ કાર્ય કરવાનો પ્રસંગ મળવાથીજ મળી આવેલો હોય, એમ સર્વજ્ઞ પુરૂષોના વચનથીજ આપણે જાણી શકીએ છીએ. હવે આ મનુષ્ય જન્મમાં પણ તત્ત્વાતત્ત્વના જ્ઞાનથી શૂન્ય, ન્યાય નીતિથી વિરૂદ્ધાચરણ, તેમજ પોતપોતાના મતના દુરાગ્રહીઓ પણ ઢગલે ઢગલા મળી આવે છે, તેથી તેવા પ્રકારના માણસો પાછા ઉપર બતાવેલી હલકી યોનિયોમાં પોતપોતાના કર્તવ્યોના અનુસારે ઉતરી પડવાનો સંભવ છે અને આજસુધીની આપણી આ સ્થિતિમાં–આ અનાદિ કાળથી ચાલતા આવેલા સંસાર ચક્રમાં તે નીચલી યોનિયોમા ઉતરી પડવાના પ્રસંગો એકવાર નહિ પણ અનંતીવાર આપણને પ્રાપ્ત થયા હશે. તે સર્વજ્ઞ પુરૂષોના વચનથી તેમજ અનાદિ કાળના સ સારમા આજસુધી આપણે બેઠેલા હેવાથી પણ સિદ્ધરૂપજ છે. જીવોની મુકિત થએજ સ સાર ભ્રમણ મટે છે. એ સિદ્ધાત આસ્તિકમતના સર્વ સિદ્ધાતોમા મનાએલું છે તેથી પણ વિચારવાનુ કે–વેદાદિકના સિદ્ધાંતોથી લઈને પુરાણાદિકના ગ્ર થો સુધી જે ઇશ્વરકૃત જગત્ લખાતા–કોઇએ–બ્રહ્મકૃત, દેવીકૃત વિગેરે જેટલા જગતના વિષયમા કર્તૃવાદો લખાયા છે તે બધાએ વાદો આ ૮૪ લાખ જીવોની યોનિની માન્યતાથીજ કલ્પિત રૂપનાજ ઠરે છે. અગર કર્તૃવાદ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરશો. તો પણ બ્રહ્માદિક અનેક કર્તાઓની માન્યતાથી પણ આ કર્તૃવાદ અયોગ્યજ લખાએલો છે, એમ વૈદિક સિદ્ધાંતકારોની માન્યતાવાળા વિચક્ષણ પ ડિતોને માન્યજ કરવું પડશે, તો પછી જગત કર્તાના વિષયને ખંડન કરવાની જરૂરજ કયાં રહે છે ? આ અમારો લેખ મધ્યસ્થ સજ્જન પુરૂષોને વિચારવા માટે છે.

---

## પૌરાણિકોના ૨૪ અને ૧૦ અવતારોમાં મોટી ગરબડ

વૈદિકમતે–અનેક પૌરાણિકોએ–એકજ વિષ્ણુના ૨૪ અને દશ અવતારોની કલ્પના કરી. ૨૪ની સ ખ્યા પ્રથમ જૈનોની ગ્રહણ કરી. બૌદ્ધમતની પ્રાબલ્યતાના વખતે, બૌદ્ધોના દશ બોધિસત્વની સંખ્યા ગ્રહણ કરી, ફરીથી એકજ વિષ્ણુના દશ અવતારની કલ્પના ઉભી કરી. શુદ્ધ હૃદયથી જૈન ધર્મના અભ્યાસી વૈદિક પંડિતોએ ૨૪ અવતારોની કલ્પના જૈનોથી લેવાઇ એમ માન્યજ કરેલી છે. પણ જે પંડિતો જૈન ધર્મના વિશેષ અભ્યાસમા નાહ ઉતરેલા અને વૈદિક મતમા થએલી દશ અવતારોની કલ્પના યથાર્થ પણે નહિ લાગવાથી પોતાની જુદીજ કલ્પનાઓમાં ઉતરી ગયા. જેમ વડોદરાના વિદ્યા-

ધિકારી કચેરીવાળા **જયસુજલાલે** પોતાના ગ્રંથમાં–તુલનાત્મક એક લેખ લખતાં જણાવ્યુ છે કે—

"વિષ્ણુને લગતી દશ અવતાર વિષયક કથાઓ **સૂર્યની** વિવિધ દિન ચર્યા વિષે થતી **દશાઓ** તથા ક્રિયાઓ ઉદ્દેશીને લખાએલા રૂપકો સિવાય બીજું કશું પણ નથી."

(આ વાત મોટા વિસ્તારથી લખાએલી તેમના ગ્રંથથી જોઇ લેવી)

વળી આર્યોના તહેવારોનો **ઇતિહાસના લેખકે ઉત્ક્રાંતિ વાદનો** આશ્રય લઇને લખ્યુ છે કે–"મત્સ્ય તે હાથ પગ વગરનો અને કૂર્મને હાથ પગવાળો એમ ચઢતા ચઢતાં નવમા અવતાર રૂપ બોદ્ધને પૂર્ણતાને પહોચેલો લખીને બતાવ્યો."

**વિચારવાનું** કે જ્યારે નવમા **બુદ્ધાવતારને** પૂર્ણતાને પહોંચેલો અવતાર છે એમ માનીએ ત્યારે પ્રાચીન પૌરાણિકોએ વેદોના વિરોધી તરીકે બુદ્ધને લખ્યો તેથી શુ વેદોમા ગરબડ થએલી કે બુદ્ધ ભગવાને જુઠી ગરબડ મચાવેલી સમજવી?

પ્રાચીન પૌરાણિકો બુદ્ધને ભગવાન માની વેદોનો વિરોધી લખી નાસ્તિકપણે જાહેર કરે છે. માતા તો મારી ખરી પણ વાંઝણી છે. આ કેવા પ્રકારનો ન્યાય?

જૈનોના ૨૪ તીર્થંકરોનો ઇતિહાસ ટુંકમાં અમોએ ક્રમવાર, નામ, ઠામ આદિથી આપ્યો છે. વિશેષ ત્રિષષ્ઠિ શલાકા પુરૂષના ચરિત્રથી જોઇ લેવો.

---

જરથોસ્તી ધર્મમા જીવોના ગુનાહની દેખરેખ કરનારા ત્રેત્રીશ ફિરસ્તાઓ—

સાંજ વર્તમાન—શનિવાર તા. ૧૧ મી સપટેંબર ૧૯૨૯. પૃ. ૧૫મા જરથોસ્તી ધર્મે ફરમાવેલા–ગુનાહ નામના લેખમાં.

દુનિયામા દીસતી કુદરતની તમામ પેદાશ સાથ જો કોઇ ગુનાહ થયા હોય તો તેની તાજેશ કેમ કરવી.

આપણે જાણીએ છેએ કે–આપણા ધર્મમાં ત્રેત્રીશ ફિરસ્તાઓ જણાવ્યા છે અને તે દરેકને કાઇને કાઇ કામ નિરમાણ કરી આપ્યું છે.

થોડા દાખલાઓ દાખલ–"અહુરમજદ" તે જગતનો પિતા "બહેમન" બુદ્ધિ "અરદીબહેસ્ત" આતશ, "અસપન દારમદ" એટલે

જમીન ઉપર તે "ગવલક" ઉપરી છે. જમીન ઉપર ગંદી વસ્તુ નાખી અને ઝાડપાનના નાહક પાંદડાં તોડી "તીરયજદને" "અમ્રપત દાર મદ" અમસાસ્પંદને આપણે દીલગીર કરતા હોઇશું. વળી કોઇની અક્કલને હીની તો કોઇની મજાક મશકેરીથી હોરમજ્દને બહમનના દીલ દુઃખવતા હોઇશું. આવા ગુનાહો આપણે રોજ નજીવા દાખલ કરીએ છીએ, આવા ગુનાહ આપણી નજરે નજીવા જેવા લાગે છે ખરા મગર કુદરતની દ્રષ્ટિએ એ સૌથી બેહદ મોટા ગુનાહ છે, કુદરતની પેદાયશ સાથ ગુનાહ કરવાથી કેવળ તેવાજ નહિ પણ તે ચીજ ઉપર ગવકલ રહેલા અમસાસ્પંદો, યજદે, મીનોને ફીરેસ્તાઓનો વટીક આપણે ગુનોહ તે કરીએ છીએ ત્રેત્રીસ ફિરેસ્તાઓ કુદરતની તેત્રીશ ચીજો પર ગવકલ છે એટલે બનવા જોગ છે કે-રોજીંદુ કામ કરતાં એ સઘળાથી પરોગાન થઇ શકાય નહિ. એ માટેનું એક તે સુભણતરા-બંદગી ઘણા પુરાણ વખતમાં આપણા વડિલોએ બોલી છે. જેમા પ્રત્યેક ફિરેસ્તા વિષે લખ્યું છે તે નીચે મુજબ-છે "( જેનો પાઠ ન આપતા અમો તેનો અર્થજ કરેલો બતાવીએ છીએ. )

૧ ઓ પાક **પરવરદેગાર** ! તૂં મોટો પાદશાહ ! ગેબી મદદનો કરનાર હાલની મને ભવિષ્યની જીદગીનો રક્ષણહાર, ઓ ખુદા, તૂં મારી મદદે પહોચ. તુજથી મને સુખ, રજક, રોજી જીદંગી ને દઉલત મળે છે અને તુજથીજ મારી સર્વ સ્વહાજતો પુરી પડે છે, તેથીજ ઓ ઇશ્વર મને તૂ સહાય થા ? ॥

૨ ઓ **બહમન**, બુધ્ધિના બહમન અમસાસ્પંદ ? મારા હૃદયમાથી લોભ લાલચ અને દ્વેશ કાઢી નાખ અને મારી બુદ્ધિને નુર ભરેલી તેજસ્વી કર ? ॥

ઓ **અરદી બહેસ્ત** ? અહુરમજદના પવિત્ર પુત્ર ? આતશ હું નિત્ય ઇશ્વરની ભકિતમા લીન રહુ એવી શકિત મુજમા ઉતાર મને તેની મુલાકાત કરવા મને સત્યવાદી કર ! ॥

૪ ઓ **શાહેરવર** ? કરૂપાની દરૂષ્ટએ તૂ મને દઉલત ને સુખ બક્ષ ? અને પ્રેમથી મારા ભણી તૂં જોઇ કાંઇ રહેમ કર !

૫ ઓ **સંપદારમદ** ? જમાનાના સરદાર ! તારી શકિતથી મને તૂં જગતની આફત અને દુખમાથી બચાવ અને આ અપવિત્ર અવનીના કચવાટી સ્થળેથી પવિત્ર સ્થાને લઇ જા ઇત્યાદિક તેમના ગ્રંથોથી જોઇ લેવુ."

**તેત્રિશ ફિરેસ્તાઓના** વિષયમા મારા બે બોલ.

તેત્રિશ ફિરેસ્તાઓને કામનું નિર્માણ કોને કરીને આપેલું ? અને તે કયા કાળમા નિર્માણ કરવામા આવેલુ ? અને તે આજસુધી તેના તે રહેતા હશે કે બદલાતા રહેતા હશે ? જો આ સૃષ્ટિ અનાદિની છે એમ માનવામાં આવે તો આ બધા પ્રકારનો વિચાર કરવાની જરૂર ખરી કે નહિ ? જો તેઓને એક જાતના અધિકારવાળા માનીએ ત્યારે તો તેઓનો ફેરફાર થવોજ જોઇએ અને તેમનો કાલ પણ મુકર હોવોજ જોઇએ. જેમ આ દુનીયામા રાજાઓ અને મોટા મોટા હોદ્દાદારો થાય છે તે કોઇ એકના એક હોતા નથી, તે પ્રમાણે આ તેત્રીશ ફિરેસ્તાઓના સંબંધે વિચારવા જેવું ખરૂં કે નહિ ?

બીજી વાત એ છે કે—હિંદુધર્મના મૂળવેદોમાં મુખ્યપણે તેત્રીશ દેવો મનાયા છે તે પ્રમાણે નમાદિના ફેરફારથી આ ફિરેસ્તાઓ મનાયા હોય એવું અનુમાન કરવામાં આવે તો આ પરાવર્તન કોનમાથા કોનામાં થએલું કલ્પવુ ? પુરાણકારોએ તેત્રીશ દેવતાઓના વેદના ઠેકાણે તેત્રીશ કરોડની સંખ્યા પાછળથી ગોઠવી એમ ઘણા પંડિતોના મતથી નિર્ણય થયા જેવું છે.

ત્રિજી વાત એ છે કે—માન્ય કરેલા અગર થઇ ગલેલા પરમ પૂજ્ય દેવોની જે પ્રાર્થનાઓ કરીએ છે તે રાગદ્વેષાદિકથી મલીન થએલા આપના આત્માઓને નિર્મલ બનાવવામા પરમ સાધન રૂપ છે. જે જે ઉત્તમગુણો આપણે મેળવવાને ચાહતા હોય તો તે ગુણોનુ રટણ જેમ જેમ અધિક કરતા રહીશું તેમ તેમ આપણે આપણા આત્માને નિર્મલ બનાવવાનાજ અને અન્તે કાલાંતરમાં પૂર્ણ ગુણની પ્રાપ્તિ પણ મેળવવાનાજ માટે પૂજ્ય પુરૂષોની પ્રાર્થના મહાગુણને મેળવી આપનારી છે પણ નિરર્થક રૂપની નથી એમ એ વાત દરેક મતમાં માન્યજ થએલી છે.

---

## ખ્રીસ્તી ધર્મમાં સૃષ્ટિ કર્તાની માન્યતા.

ખ્રીસ્તી બાઇબલના પહેલા પ્રકરણ ' જીનીસીસ ' મા કહ્યું છે કે—

" આરંભમા ઇશ્વરે પૃથ્વી અને સ્વર્ગ સજર્યાં. તે પહેલાં પ્રલય કાળના સમુદ્ર ઉપર અંધકાર વ્યાપી રહ્યો હતો, તેમાથી પૃથ્વીનો ઉદ્ધાર કરી તેને સાકાર બનાવી. પછી પરમેશ્વરે કહ્યું કે—**પ્રકાશ થાઓ** ? એટલે સર્વ સ્થળે જ્યોતિર્મય

પ્રકાશ વ્યાપી રહ્યો. પ્રભુએ તે જોયું, તે સુદર લાગ્યું તેથી પ્રકાશમાથી અંધ-કાર જુદો પાડી પ્રકાશને દિવસ અને અધકારને રાત્રી એવું નામ આપ્યુ.

**બીજે** દિવસે પ્રભુએ આકાશ ઉપજાવી પાણીથી અને પૃથ્વીમાંથી આકાશ જુદુ પાડયુ અને આકશનું નામ સ્વર્ગ આપ્યું.

**ત્રિજે** દિવસે–આકાશ નીચેના પાણીને એક સ્થળે એકત્ર કર્યાં. તે પાણીના સમૂહને **સમુદ્ર** કહ્યો અને સુકી જમીન રહી તેનું નામ **પૃથ્વી** આપ્યું. આ રચના ઇશ્વરે જોઇ, તેના સૌંદર્યથી તેમને સંતોષ થયો. પૃથ્વીમાંથી ઘાસ અને ઝાડ ઉગાડયા અને ઇશ્વરને ઊદ્‌ભિજ સૃષ્ટિની સુંદરતા જણાઇ.

**ચોથા** દિવસે–આકાશમા પ્રકાશ પાડવા બે જયોતિ પૂંજ પ્રકટાવ્યા. એક દિવસના માટે **સૂર્ય** અને બીજો રાત્રીના માટે તે **ચંદ્ર**, તે બંન્નેનુ પૃથ્વી ઉપર પણ તેજ પડવા માડયું અને તે રચના પણ સુદર લાગી.

**પાંચમે** દિવસે– પાણીમા જીવ પેદા કર્યા તે માછલાં થયાં અને આ-કાશમા ઉડતા પક્ષી પેદા કર્યા. અને મત્સ્ય અને પક્ષીની વંશ વૃદ્ધિ થવા હુકમ કર્યો, અને આ અડજ સૃષ્ટિમા પણ સૌદર્ય જણાયાં.

**છઠે** દિવસે–યોનિજ સૃષ્ટિ પેદા કરી, તેમા પેટે ઘસડાતાં પ્રાણી અને પશુ ઉપજાવ્યાં. પછી પોતાનીજ આકૃતિ ઉપરથી પ્રભુએ મનુષ્યને ઘડી કાઢયો. અને પ્રભુના અંશવાળો જીવાત્મા આ પ્રમાણે સર્જાવી તેને ઉદ્‌ભિજ, અંડજ યોનિજ સર્વ સૃષ્ટિ ઉપર અધિકારના સ્થળે સ્થાપ્યો, અને તેના પણ બે ભાગ કરી એક પુરૂષ અને બીજી સ્ત્રીની રચના કરી. તેમને સૃષ્ટિના પ્રધાન પદે સ્થાપી તેમનો આહાર માટે સર્વ યોજના કરી. વશ વૃદ્ધિને માટે તેમને પણ આજ્ઞા કરી. ફળરુપ થવાની આશીષ આપી. આ સર્વ રચના પ્રભુને અતિ સુદર લાગી અને તે સાંદયથી સંતુષ્ટ થઇ **સાતમે** દિવસે પ્રભુએ વિશ્રાંતિ લીધી ઇત્યાદિ. ”

આ અગ્રેજોના રાજ્યોમા નોકરોને રવિવારે રવિવારે રજાઓ પાળવામાં આવે છે તે તેમના પ્રભુના શાન્તનો દિવસ માનીને અપાતી હોય એમ અનુમાન થાય છે.

---

આમાં જરા વિચારવાનું કે—

આપણા હિંદુસ્તાનમાં હિંદુ વિગેરેમાં ઘણા મતો ચાલી રહેલા છે અને તે બધાએ મતવાળાઓ પ્રાયે પોતે માન્ય કરેલા ઇશ્વરોને જગતના કર્તા તરીકે

બતાવી રહેલા છે. જૈનો અનાદિકાળથી ચાલતી આવેલી અને તેજ પ્રેમાણે ચાલ્યા કરવાની આ સૃષ્ટિને બતાવે છે. તે લેખ અમોએ આ ગ્રંથમાં પ્રથમથીજ બતાવી દીધેલો છે.

વૈદિકે–ઘણા ઇશ્વરો જગતની રચના કરવાનો દાવો કરતા પોતપોતાની ઇચ્છા પ્રમાણે લખીને બતાવતા ગયા છે, તેમાંનુ કિંચિત્ સ્વરૂપ અમોએ લખીને પણ બતાવી દીધું છે.

તેજ પ્રમાણે પારસીઓમા, મુસલમાનોમા, ઇસુખ્રીસ્તઓમાં પણ પોતાના દેવજ આ બધી સૃષ્ટિ બનાવીને મૂકી ગયાનું જણાવી રહ્યા છે. આ બધા ઇશ્વરો જગતના કર્તા સાચા છે એમ તો કોઇના પણ ગળે ઉતરે તેમ જણાતું નથી. તેમજ આમાનો ફલાણો ઇશ્વર જગતનો કર્તા સાચો, એવો પણ ખરો નિર્ણય આજ સુધીમા થઇ શકેલો નથી. છતાં પણ બધાએ મતવાળાઓ પોતાનાજ ઇશ્વરને જગતના કર્તા તરીકે સાચા માનીને બેઠેલો છે.

**આ ચાલતો પ્રસંગ** ઇસુ ખ્રિસ્તનો છે–તેમાં પ્રથમ વિચારવાનું કે સમુદ્રમાંથી ઉદ્ધાર કરી ઇશ્વરે પૃથ્વીને સાકાર બનાવી પણ **સમુદ્ર** અને **ઇશ્વર** આ બે કઇ વસ્તુના ઉપર રહેલા હતા ? કેમકે પૃથ્વી અને આકાશ આ બે તો ઇશ્વરે પછીથી બનાવેલા છે. આ વાત પ્રથમ વિચારવા જેવી ખરી કે નહિ ? જ્યારે આ વાતનો પ્રથમ ખુલાશો થાય ત્યાર પછીથીજ બીજી વાતનો વિચાર કરી શકાય ? ॥

હવે આપણે બધાએ જગતના કર્તા દેવોના સંબંધે **ભેલો વિચાર કરીએ** કે–આમાંનો કોઇ પણ દેવ જગતનો કર્તાતો જરૂર હોવો જોઇએ ? એમ માનીએ ત્યારે તો તે દેવના સંબંધે કાલનો નિર્ણય અને તેની સાથે આ સૃષ્ટિની રચનાનો કાળ પણ જરૂર વિચારવો પડશે. અને તે દેવે કયા કયા મસાલાથી કયી કયી વસ્તુઓ બનાર્વી ? અને તે મસાલા કયે ઠેકાણેથી પેદા કર્યા ? આ બધોએ વિચાર કરવાની આપણને જરૂર પડશે. કદાચ તે દેવને અનાદિનો બતાવીને છેડો છોડાવી દઇશું, પણ તેને બનાવેલી વસ્તું કયા મસાલાથી બની અને તે મસાલાને દેવે કયે ઠેકાણેથી મેલવ્યા અને તે કયા કાળમાં આ સૃષ્ટિ બનાવી આ બધો વિચાર તો જરૂર કરવો પડશે ?

અમારા વિચાર પ્રમાણે–જગત કર્તાના સંબધે વૈદિકોએ ઉપરચોટીયા વિચારો ઘણા લખીને બનાવ્યા છે, અને છેવટે–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવને ભેગા મેળવી દીધા. તેમાં પણ ગોઠતું ન આવતા વેદોમાં એકલા બ્રહ્માને કાયમ રાખવાનો

પ્રયત્ન કર્યો પણ, બ્રહ્મા કોણ ? અને કેવા ? રામચંદ્રાવતારે વશિષ્ટજીને પુછતાં નિર્ણય મેળવી શકયા નથી તો પછી બ્રહ્મા જગત્‌ના કર્તા હતા તેનો નિર્ણય કયાથી થઇ શકવાનો હતો ? જુવો અમારો બ્રહ્માના સબંધનો લેખ જેવી રીતે પીરાણાપ થવાળાઓએ વૈદિકમા મનાએલા મત્સ્યાદિક દશ અવતારોને ગ્રહણ કરી પોતાના પીરાણા પંથની સાથે જોડીને બતાવ્યા છે તેવી રીતે બીજા બધા મતવાળાઓએ પોતાના દેવનુ નામ પ્રગટ કરી તેણેજ જગતના કર્તા તરીકે ગોઠવી દીધા છે એમ કહેવાને બાધ શો આવે તેમ છે ? માટે આ વિષયમાં બધાએ સત્ય શોધકોને વિચાર કરવાની ભલામણ કરી આ વિષયથી રજા લઉં છું.

---

## "રામાનંદ અને વૈષ્ણવ ધર્મના પ્રવર્તકો.

આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ ૨૨૨ થી જુવો.

" **રામાનંદ**, વૈષ્ણવ ધર્મના પ્રવર્તક. ખ્રીસ્તી શકના ૧૪ શૌકામ, તેમના ઘણા શિષ્યો પૈકી ૧૩ પ્રસિદ્ધ થયા. એક રજપુત, એક મુસલમાન (કબીર) એક હજામ, એક નટ, એક ચમાર એમ જુદી જુદી જાતના હતા. પદ્માવતી નામનો એક સ્ત્રી, આ શિષ્ય મંડળમા હતી **કબીરે** રામભકિતનો પંથ વધાર્યો વાલ્મીકિના અવતાર ગણાતા **તુલસીદાસે** રામચરિત્ર લખીને ઉત્તર હિંદુસ્તાનના લોકોને રામ ભકિતમા લગાડયા. પછી **વલ્લભાચાર્યે** લોકોમાં પુષ્ટિ માર્ગ નામનો સંપ્રદાય ચાલુ કર્યો. અને વિષયોપભોગને તિરસ્કારવો નહિ એવુ કહેવાથી વલ્લભીપથ નીતિ માર્ગથી પડયો "

---

આગળ હિંદુસ્તાનના મુખ્ય ધર્મો—પૃ. ૯૯ માં—" જગન્નાથની પૂજા ૧૬ મા સૈકાની શરૂઆતમા શરૂ થએલી છે અને ચૈતન્યે ઘણો ખરો તેનો પ્રસાર કર્યો છે ચૈતન્યના મરણ પછી તેમાના કેટલાક ભોગ ધર્મનો ઉપદેશ કર્તા અને કેટલાક શારિરિક પ્રેમના વિચારને વધારે અગત્ય આપતા.

આગળ પૃ ૧૦૦ મા સોલમા સૈકામાં **વલ્લભ** સ્વામી મુખ્ય હતો, તેને **આઠ જાતની પૂજાની** ક્રિયા સ્થાપી જેમા કૃષ્ણની મૂર્તિ બાળક તરીકે માનીને નવડાવવામા આવતી, લેપ થતા, સારાપોશાક પહેરાવવામા આવતા અનેજેમા ખૂબસુરત સ્ત્રીઓ અને ઇંદ્રિય, ભોગને વધારે મહત્ત્વ અપાતી, એવો ધર્મ પૈસાદાર શોખીન અને વિષયાશકત મનવાળા માણસોને ઘણોજ ખેચતો. અને મનુષ્યની પોતાની આશકિતના બ્હાના તરીકે ગણાતો."

**આમાં મારા બે બોલ**-ઘણા મતવાળાઓ પરસ્ત્રીના સંગીને નરકના અધિકારીઓ-બતાવે છે તો પછી ભગવાનની ભક્તિના બ્હાને પરસ્ત્રીનો સંગી પોતાના આત્માને અધોગતિમા નાખવાવાળો કેમ નહિ ? પરસ્ત્રીના સંગથી કલ્યાણ થતું હોય ત્યારે તો કૌલિકમત ( કાંચલીઓ મત ) કયા ઓછા દરજાનો છે ? પૂર્વ કાળમાં થએલા મોટા મોટા ઋષિ મહાત્માઓના મત જોતાં ધર્મની થોડી પણ શ્રદ્ધાવાળો ભગવાનના નામે આવું અકાર્ય કરવાને લલચાય ખરો ? આ મતથી ભવિષ્યમાં સંસારના મહાચક્રમાં ( ચોરાશીના ફેરામા ) નાખવા-વાળોજ થાય.

વિષયના લાલચુઓ વેશ્યા ન દુકાને ખેંચાય પણ તે તરફ ખેંચાયા પછી તેના જાન માલની શી હાલત થાય ? જો આપણે પૂર્વના મહાત્માઓના વચનોને વિચારીએ ત્યારે તો પેલા વેશ્યાના સંગીથી આ ધર્મના બ્હાણે ઠગાતો અને બીજાઓને ઠગતો ઘણો હલકામા હલકો લેખાય માટે ધર્મની ઇચ્છાવાળા સજ્જનોને હું મારી ટુક બુદ્ધિથી યોગ્યાઽ યોગ્યનો વિચાર કરવાની ભલામણ કરૂં છું.

---

## દૂષિત વસ્તુના દુરાગ્રહમાં બીજા શા માટે પડે ?

જોકે પૌરાણાદિકના કર્તાઓએ આ દુનીયામા એવો પ્રઘોષ કરી મુકયો હતો કે **વેદો અનાદિના** છે, ઇશ્વર કૃત છે. અથવા ઇશ્વર દત્ત છે અને સર્વ-તત્ત્વના ખજાના રૂપે છે અને તેના આશ્રયથી બનેલા-બ્રાહ્મણ ગ્રંથોના, ઊપનિષદ્ ગ્રંથોના, સ્મૃતિના ગ્રંથોના અને પુરાણના લેખ સંબંધે તર્ક વિતર્ક ન કરતા કહ્યા પ્રમાણે માન્યજ કરી લેવું તેના સંબંધે કહી પણ ગયા છે કે--

**पुराणं मानवो धर्मः सांगो वेदश्चिकित्सितः**
**आज्ञासिद्धानि चत्वारि न हंतव्यानि हेतुभिः ॥ १ ॥**

ભાવાર્થ-અઢાર પુરાણ, મનુ ઋષિનો કહેલો ધર્મ, બધા અંગોની સાથે વેદો, અને વૈદ્યક આ ચાર જાતના શાસ્ત્રોમા જે પ્રમાણે કહેલુ હોય તે પ્રમાણે સર્વ માન્ય કરી લેવું. પણ તેમા કોઇએ તર્ક વિતર્ક કરીને તેનું ખંડન મંડન કરવુ નહિ. ॥ ૧ ॥

આગળ જતા બીજા ઠેકાણે વેદાદિકના જાણ પંડિતોજ તર્ક વિતર્કમા ઊતરતાં સત્ય તત્ત્વોના માર્ગનો ખરો પાયો હાથ ન આવતા પોતાના મનથી મુઝાઇને લખતા ગયા છે કે—

50

श्रुतयोऽपिभिन्नाः स्मृतयोविभिन्नाः । नैकोमुनिर्यस्य वचः प्रमाणं धर्मस्य तत्त्वं निहितं गुहायां । महाजनो येन गतः स पंथाः ॥ २ ॥

ભાવાર્થ—**વેદની** શ્રુતિઓ તે પણ ભિન્ન ભિન્ન સ્વરૂપ વાલીઓ, પ્રમાણ વિનાની, અનેક ઋષયોના હાથથી લખાએલીઓ છે, તેમજ **સ્મૃતિકારો**ના મત પણ એકેકથી એક મલતા આવતા નથી. તેમજ આ બધા લેખકોમાં તેવો કોઇપણ એક મહાપુરૂષ થએલો નથી કે જેનું વચન સર્વ માન્ય થએલું હોય ? ન જાને તે બધા શ્રુતિકારો અને સ્મૃતિકારો, ધર્મનો તત્ત્વ કઇ ગુફામા મુકીને ગયા છે તે કાઇ સમજાતુ નથી. છેવટે થાકીને એમજ કહ્યું કે મોટા પુરૂષો જે રસ્તે ગયા છે તેજ રસ્તે ચાલ્યા જવું. ? ॥ ૨ ॥

**જૈન ધર્મ** એકજ સર્વજ્ઞ પુરૂષનો કહેલો, તત્ત્વોથી ભરેલો, પૂર્વાડપર વિરોધ રહિત જૈનેતર અનેક તત્ત્વજ્ઞ પુરુષોથી માન્ય થએલો, કદાચ તે પંડિતોના જોવામા આવ્યો ન હોય તેથી આવા નિરાશાના ઉદ્દગારો કાઢવા પડયા હોય ? પણ આજે અંગ્રેજોના રાજ્યમા તેવો પ્રસંગ જનાતોથી. માત્ર નિ:પક્ષપણે સત્ય તત્ત્વનો ખોજ કરનારજ પહોચી શકે એ નિર્વિવાદ છે.

---

## દોષથી દૂર રહી ગુણ ગ્રહણ કરવા તેમાં નિંદાશી ?

લોક તત્ત્વ નિર્ણય નામના ગ્રંથમાં **શ્રી હરિભદ્ર** સૂરિ કહે છે કે—

" नेत्रैर्निरीक्ष्य विष–कंटक–सर्प–कीटान् सम्यक् पथा व्रजति तान् परिहृत्य सर्वान् । कुज्ञान–कुश्रुति–कुदृष्टि–कुमार्गदोषान् सम्यग् विचारयथ कोऽत्र परापवादः ॥ २१ ॥

ભવાર્થ—જુઓ કે–જેર, કાંટા, સર્પો, અને કીડાઓનો,–નેત્રથી કે વિચારથી પોતાનો બચાવ કરીનેજ આપણે આપણી પ્રવૃત્તિ ઓ કરીએ છીએ. તેજ પ્રમાણે–અનેક પ્રકારથી સૃષ્ટિ ઉપત્તિની કલ્પના રૂપ–કુજ્ઞાનના, જીવોની હિંસા કરવાથી પણ ધર્મ જનાવનાર–કુશ્રુતિઓના, રાગ, દ્વેષ, મોહ અજ્ઞાનાદિકથી દૂષિતને પણ દેવ તરીકે માનવારૂપ–કુદૃષ્ટિના, અને એકાત નિત્યાદિક પક્ષના કદાગ્રહરૂપ કુમાર્ગના, દોષોને વર્જીને પૂર્વાડપર વિરોધ રહિત સત્ય ધર્મના માર્ગને શોધિએ તો તેમાં કયા પ્રકારની નિંદા ગણાય ? તેનો જરા વિચાર કરીને જુવો ? ( તે ગ્રંથનો શ્લોક ૨૧ મો છે. ) ( આ શ્લોક પ્રસંગ પ્રાપ્ત થતાં ફરીથી લખવાની જરૂર પડી છે )

એજ ગ્રંથકારે ૨૦ મા શ્લોકમાં વિચારનાં સાધન બતાવ્યા છે.

श्रोतव्ये च कृतौ कर्णौ, वाग् बुद्धिश्च विचारणे।
यः श्रुतं न विचारेत स कार्य विंदते कथं ॥२०॥

ભાવાર્થ—સાંભલવાને માટે બે કાનો મલેલા છે. તેમજ—જૈન, વૈદિક અને બૌદ્ધ એ ત્રણ આર્ય ધર્મના વાગ્ એટલે શાસ્ત્રો પણ વિદ્યમાન છે. તેમજ વિચાર કરવાને બુદ્ધિ પણ મલેલી છે. અને એ ત્રણે શાસ્ત્રકારોના મતમાં કેટલાક મતભેદો પડેલા નજરે પડે છે. તે સાંભળીને જે સત્યાડ સત્યનો વિચાર નથી કરતા તે સત્ય તત્ત્વોને કેવી રીતે મેલવી શકવાનાં છે? બીજા બધા મતો સ્વતંત્રતાના નથી પણ તેમના ફાટા રૂપના છે. તેથીજ એ ત્રણેમા તપાસવાનુ જણાવેલું છે.

જૈનો પોતાના શાસ્ત્રોની પ્રવૃત્તિ સર્વજ્ઞ પુરૂષોથી ચએલી માને છે અને વાસ્તવિક રીતે છે પણ તેમજ. વૈદિક અને બૌદ્ધ ધર્મ વાલા મૂલમા સર્વજ્ઞનો ઇનકાર કરીને બેઠેલા છે તેથી તેમના શાસ્ત્રોના લેખોમાં એકજ વિષયમા અનેક મતભેદો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. તેથી તેમનામા થયેલા મતભેદો બતાવી યોગ્ય વિચાર કરવાની તક આપવાના માટે આ અમારો પ્રયાસ છે.

પ્રત્યક્ષ વિરૂદ્ધના લેખો વેદોના પણ કેમ ન વિચારવા?

બુદ્ધિમાનોના માટે નીતીમા કહ્યું છે કે—

केवलं शास्त्र माश्रित्य न कर्तव्यो विनिर्णयः
युक्तिहीनविचारेतु धर्महानिः प्रजायते ॥ १ ॥

ભાવાર્થ— કોઇપણ વાતનો કે તત્ત્વનો જો વિચાર કરવો હોય તો પ્રથમ પોતાના સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કર્યા વગર કેવલ શાસ્ત્રના લેખ માત્રથી પોતાનો નિર્ણય કરી લેવો નહિ. કારણ તે શાસ્ત્રનું કથન જો પ્રત્યક્ષમાં યુકિતથી હીન-વિચાર વાલુ હોય, તેમજ લોક વ્યવહારથી પણ વિરૂદ્ધ વિચાર વાલું હોય તો, તેવા શાસ્ત્રથી આપણને ધર્મની પ્રાપ્તિ ન થતા ઉલટી ધર્મની હાનિજ થાય. માટે આ સર્વ સધારણ નીતિને આપણા મનમાં ઠસાવ્યા પછી. પોતાના મતનો દુરાગ્રહ દૂર રાખી મધ્યસ્થ બુદ્ધિથી વિચાર કરતા અને તે તે શાસ્ત્રોના વિચારોમાં ઉતરતાજ આપણને સત્ય કથાઓનો કે સત્ય તત્ત્વોનો સાર સહજ મલી આવે છે.

---

## સ્વભાવથી ઉત્પન્ન અને નાશ થતા પદાર્થોને ફેર બદલ કરવાને સમર્થ કોણ છે?

સ્કંદપુરાણ. ખંડ ૧ લો અધ્યાય ૧૪ મો. પત્ર ૧૦૫ માં જુઓ—

ऋषयो मनुजा देवा शिव ब्रह्म मूखा अपि
भाव्यऽर्थ नाऽ तिवर्त्तते वेला मिव महोदधे ॥ ८९ मो छे

ભાવાર્થ—ચાહે આ લોકમા મોટા—**ઋષિઓ** હોય, કે **મનુષ્યો** હોય, કે ચાહે **દેવતાઓ** હોય, એટલુંજ નહી પણ સાક્ષાત્ દુનીયાના કર્તારૂપે મનાએલા **બ્રહ્માજ** કેમ ન હોય, અગર સાક્ષાત્ **મહાદેવજ** કેમ ન હોય, અરે સાક્ષાત્ વિષ્ણુ ભગવાન કે જે ત્રણ લોકના નાથ મનાયા છે તેજ કેમ ના હોય પણ જે પદાર્થો જે પ્રમાણે પોતાના સ્વભાવથી થતા આવ્યા છે, અને આગળ ભવિષ્યમા થયા કરવાના છે તે પદાર્થોમાં ફેરફાર કરવાની સત્તા કોણી છે ? અર્થાત આ બધા બતાવેલા મહાપુરૂષોમાંથી કોઇના પણ સત્તા છેજ નહિ.

જુવો કે સમુદ્રની ભરતી અને ઓટ અનાદિકાલથી યથાવસરે સ્વભાવથી થયાકરતીનો ફેરફાર કોણ કરી શકયો છે ? અર્થાત્ કોઇપણ કરી શકયોજ નથી તેજ પ્રમાણે અનેક સ્વરૂપના પદાર્થો સ્વભાવથી થતાનો ફેરફાર કરવાને સમર્થ કોઇ છેજ નહી. તેથી અમો વિચાર પૂર્વક સર્વજ્ઞોના વચનથી કહીએ છીએ કે બ્રહ્મના, વિષ્ણુના, મહાદેવના અને ઋષિઓના સબંધે જે મોટી મોટી સત્તાઓ જેમકે બ્રહ્મા બ્રહ્માડને વીટાઇ વળ્યા, અંડમા આવીને ભરાયા, મંડન મિશ્રપણે જન્મ. વિષ્ણુ—ભકતોના માટે અવતાર લેતા રહ્યા, દૈત્યોનુ લોહી પીતા રહ્યા મહાદેવે સાઠ હજાર પુત્રો આપી દીધા વગેરે જે વાતો બતાવીઓ છે તે પ્રાયે પુરાણકારોએ કલ્પિત અને આલપંપાલ રૂપોનીજ લખીને બતાવેલીઓ જણાય છે. મારા વિચાર પ્રમાણે મારા લેખોથી આપ સજ્જનપુરૂષો પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇ શકશો એવી મારી ધારણા છે. આગળ તો જીવોની ભવિતવ્યતા ઉપર આધાર હોય છે.

---

## ભિન્નવિચારના ઇશ્વરો પરમ જ્ઞાનીઓ હોય ?

સર્વમતોમાં **ધર્મના પાયા** જે ખરા નીતિના નખાયા છે તે તો સર્વ માન્ય થયાજ હશે, અને તે કોઇ પરમ જ્ઞાનીના તરફથીજ નંખાએલા છે. એમ સર્વેને માન્ય કરવુંજ પડે છે. જેમકે—કોઇ જીવને દુઃખ ન દેવુ, જુઠ ન બોલવું, ચોરી ન કરવી, પરસ્ત્રીને મા બહેન ગણવી, ધનનો સંતોષ રાખવો, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, દ્વેષાદિક જેટલા પ્રમાણમાં અધિક તેટલાંજ પ્રમાણમા દુઃખ આપનારા છે એમ સર્વ મતવાળાઓએ માન્યજ રાખેલા છે, તેથી તે બધાએ મતો એક કોઇ સત્ય ધર્મનાજ ફાંટા છે. એમ કહેવામા શી હરકત ? અને તે સત્ય નીતિમા જે જે મતમાં વિપરીત ભાસ થતો હોય તે એક પ્રકારનો વિકા-

રજ ગણાય ? તે સિવાય–પરોક્ષના વિષયમા નિતિથી દુર અને બુદ્ધિના વિષયથી અયોગ્ય—કેવળ ઇશ્વરની લીલા કે સત્તા આગળ ધરી પ્રમાણોથી વિરૂદ્ધ, લોક નીતિથી વિરૂદ્ધ, વિષયો લખાયા હોય તો તે પ્રમાણ રૂપથી કેવી રીતે માની શકાય ?

તેના ઉદાહરણમાં–આ સૃષ્ટિ કર્તાનોજ વિષય જુઓ–બ્રહ્માદિક જુદા જુદા દેવોના નામથી કેવો વિચિત્ર પ્રકારનો ગોઠવ્યો છે, તે અમારા તરફથી બહાર પડાવેલા " જૈનેતર દૃષ્ટિએ જૈન " નામના પુસ્તકથીજ વિચારવાની ભલામણ કરૂં છું. અને માત્ર સામાન્ય વાત જ જણાવું છું–મુશલમાનોના ગ્રંથોમાં સૃષ્ટિના કર્તા ખોદા, ઇસુખ્રિસ્તીમાં ઇશ્વર, હિંદુ શાસ્ત્રામાં—કોઇ કહે છે કે આ સૃષ્ટિ બ્રહ્માએ રચી, બીજા–વિષ્ણુને, મહાદેવને, દેવીને, રામને. એમ જેના ભકતોએ જે દેવ માન્યા તેજ આ બધી સૃષ્ટિના ઉત્પન્ન કરવાવાળા. અને બધાએ પ્રકારની સત્તાવાળા પણ તેજ. આ સૃષ્ટિના કર્તાઓમાનો કયો સર્વ સત્તાવાળો આપણે તારવી કાઢવો.

**જૈન ગ્રંથકાર કહે છે** કે–આ સૃષ્ટિ અનાદિ કાલથી એકની એકજ પ્રવાહ રૂપથી ચાલતી આવેલી છે. જેમ **એકજ દિવસમાં**–સવાર, બપોર અને સાંજ. **એક વર્ષમાં**–શિયાળો, ઉનાળો, અને વર્ષાકાલ રૂપ ચક્ર કુદરતથી સદાકાલ થતાં આપણે પ્રત્યક્ષપણે જોઇએ છીએ, તે પ્રમાણે **સત્ય યુગાદિક** કાલના ચક્ર લાંબા કાલવાળાં પુરાણકારોએ પણ બતાવેલાં છે. અને સૃષ્ટિનો ભોગવટો કરવાવાળા અનંતા અનંત રાજાઓ થતા આવ્યા છે અને આગળ પણ અનંતાઓજ થવાના. તે પ્રમાણે આ સૃષ્ટિમાં **ધર્મના પ્રવર્તકો** પણ અનંતા અનંત થઇ ગયા અને આગળ ભવિષ્યમા પણ થવાના. પરંતુ આ અવસર્પિણીના દુઃખદ કાલમાં વર્ત્તમાન સ્થિતિના કેટલાક ધર્મના પ્રવર્ત્તકોના અનુયાયીઓએ પોતાના માનેલા પ્રભુને આ સૃષ્ટિના કર્ત્તા અને સર્વ સત્તાવાળા લખીને બતાવ્યા તે કલ્પના રૂપે માનવા કે સત્યરૂપના ? આ વાતનો વિચાર સૂક્ષ્મ દૃષ્ટિથી પંડિતોને કરવાનો છે ?

જો કે–**કુંભકાર** ઘડો બનાવે છે તોજ બને છે. અને રાજાઓથી રૈયત મર્યાદિત પણે રહે છે. તેમ સૃષ્ટિના કર્તા અને તેના નિયંતા પણ એક હોવોજ જોઇએ. આવા પ્રકારની દલીલો મુકી, પોત પોતાના પ્રભુને સૃષ્ટિના કર્તા, મરજી પ્રમાણે આકાશ અને પાતાલને ગોઠવી ગયેલા, અને પોતાના જેવી સત્તા ધરાવનારોનો નાશ કરીને ગયેલા, એવા પ્રકારના મનાએલા પ્રભુઓમાના કયા પ્રભુને શ્રેષ્ઠ માનવો ? કુંભાર ઘડો બનાવે છે તે આજીવિકાના માટે અને રાજાઓનુ

રાજ્ય માંઙ શોષના માટે—માટી આદિ અનેક સાધનો મેળવ્યા પછીથીજ તે તે કાર્યમાં પ્રવૃત્તિ કરી શકે છે. તેમ મુક્તાત્માને આજીવિકા કઇ? અને મોંઙ શોખ શી ? આકાશ પાતાલ હતા નહી અધકાર શેમાં વ્યાપ્યો હશે? અને તેવા ઘોર અંધકારમા પ્રભુ પોતે કયા ઠેકાણે અને કેટલા કાલ બેસી રહ્યા પછી સૃષ્ટિ ઉત્પન્ન કરી હશે ? આ બધુ આપણે વિચારવાનું છે કે નહી અને કોઇ પણ પ્રકારના અંત વિનાની આ વિશાલ પૃથ્વી ( સૃષ્ટિ ) બનાવવાના સાધનો કયા બ્રહ્માંડમાથી લાવીને આ દેખીતિ સૃષ્ટિમાં મુકયાં હશે ? તેમજ સૃષ્ટિના કરવા વાળાબધાએ ઇશ્વરો જુદી જુદી દિશાઓ બતાવી રહ્યા છે. સૃષ્ટિ ઉત્પત્તિના કાલનું પ્રમાણ કોઇએ ચોક્કસ બતાવ્યું નથી, તો પછી સત્ય વસ્તુના શોધકોને પૃથ્વીના કર્તા કયા ઇશ્વરથી સંતોષ માની લેવો ?

હવે કિંચિત્ ચાલુ વિષયનો વિચાર--પ્રલય પછી સમુદ્ર ઉપર અંધકાર શાથી ? અને પ્રલય કોને કરેલો ? અને તે કઇ કઇ વસ્તુનો ? અને તે કેટલા કાલ રહેલો ? આકાશ પૃથ્વી તો પછી બનાવ્યાં. અંધકાર શેમા વ્યાપેલો ? તે અધકારમા ઇશ્વર કેટલા કાલ સુધીબેસી રહ્યા પછી કયે ઠેકાણે ઇશ્વરે પ્રકાશ થવાનો આદેશ કરેલો ?

માછલાં. પશુ, પક્ષીઓ બનાવી વંશ વૃદ્ધિનો હુકમ કર્યો, તો તે બધા પુણ્ય પાપ વિનાના બનાવ્યા કે પૃણ્ય પાપવાળા ? વંશવૃદ્ધિના આદેશથી વૃદ્ધિ થતી આવી તો તે બધા નવા નવા જીવો આજ સુધી કયા ઠેકાણેથી આવતા રહેલા સમજવા ?

ઇત્યાદિક અનેક બાબતો સૃષ્ટિ કર્ત્તાના સબધે વિચારવાની છે, તે ન્યાય બુદ્ધિના પંડિતોએજ વિચારવી. ઇતિ અનેક બાબતોના વિચાર સ્વરૂપનું પ્રકરણ ૪૧ મુ સપૂર્ણ.

---

# પ્રકરણ ૪૨ મું.

## જૈન ઇતિહાસ પ્રમાણે ૧૧ રૂદ્રોનું સ્વરૂપ

પ્રદ્યુમ્ન સૂરિ કૃત-વિચારસાર પ્રકરણ પૃ. ૧૦૩ થી. ગાથા ૪૭૩ થી ૪૭૬.

પ્રથમ **૧૧ રૂદ્રોનાં નામ**-૧ ભીમાવલી, ૨ જીતશત્રુ, ૩ ભદ્ર, ૪ વિશ્વાહલ, ૫ સુપ્રતિષ્ટ, ૬ અચલ, ૭ પુડરીક, ૮ અજીતધર, ૯ અજીતનાથ, ૧૦ પેઢાલ, ૧૧ સત્યકિસુત, આ અગીઆરે વ્યકિતઓ રૂદ્રના નામથી જૈન ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. તેઓ તીર્થંકરોના પરમ ભકત હોઇ અંગ ( વિદ્યા ) ના ધારણ કરવાવાલા હતા. આ નામવાલી ગાથા ૪૭૩ અને ૪૭૪ માં આપેલ છે તેનોજ અર્થ નીચે પ્રમાણે છે.

તે કયા કયા તીર્થંકરના સમયમાં કોણ કોણ થયા તે બતાવીએ છીએ. પહેલો **ભીમાવલી**, પહેલા ઋષભદેવના સમયમાં થયો.

બીજો જિતશત્રુ, બીજા અજિતનાથ તીર્થંકરના સમયમા થયો.

હવે આગળ ૩ ભદ્ર, ૪ વિશ્વાહલ, ૫ સુપ્રતિષ્ટ, ૬ અચલ, ૭ પુંડરીક, ૮ અજિતધર, ૯ અજિતનાથ, અને ૧૦ મો પેઢાલ, એ ક્રમથી–નવમા સુવિધિનાથ તીર્થંકરના સમયથી તે સોલમા શાન્તિનાથ તીર્થંકર સુધી, એકેકા તીર્થંકરના સમયથી એકેકા થતા આવ્યા છે ત્યારબાદ અંગ્યારમો રૂદ્ર જે સત્યકિસુત છે તે ૨૪ મા તીર્થંકર શ્રી મહાવીર ભગવાનના સમયમાં થયા છે. આ અગીઆરે રૂદ્રોનું કથન દશમા પૂર્વમાં વિસ્તારથી કેહેલું છે. આ અર્થ ગાથા ૪૭૫–૪૭૬ નો કરીને બતાવ્યો છે.

## દશમા પૂર્વમાં વર્ણવેલા અગીઆર રૂદ્રોનો કોઠો.

| ૧૧ | રૂદ્રોના નામ. | તે કયા-કયા તીર્થંકરના સમયમા થયા. | |
|---|---|---|---|
| ૧ | ભીમાવલી | ઋષભદેવના વખતે | ૧ |
| ૨ | જિતશત્રુ | અજિતનાથના „ | ૨ |
| ૩ | ભદ્રનામા | સુવિધિનાથના „ | ૯ |
| ૪ | વિશ્વાહલ | શીતલનાથના „ | ૧૦ |
| ૫ | સુપ્રતિષ્ઠ | શ્રી શ્રેયાસનાથના „ | ૧૧ |
| ૬ | અચલ | શ્રી વાસુપૂજ્યના „ | ૧૨ |
| ૭ | પુંડરીક | શ્રી વિમલનાથના „ | ૧૩ |
| ૮ | અજિતધર | શ્રી અનંતનાથના „ | ૧૪ |
| ૯ | અજિતનાથ | શ્રી ધર્મનાથના „ | ૧૫ |
| ૧૦ | પેઢાલનામા | શ્રી શાન્તિનાથના „ | ૧૬ |
| ૧૧ | સત્યકીસુત | શ્રી મહાવીરના „ | ૨૪ |

આ ૧૧ રૂદ્રોના સંબધે કિંચિત્ વિચાર—

આ અવસર્પિણી કાળમા એક કોટાકોટિ સાગરોપમનો જે ચોથો આરો ગણાવ્યો છે તેમા જેવી રીતે–૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, અને બળદેવ, વિષ્ણુ પ્રતિવિષ્ણુના નવના ત્રિક થયાં છે તેવીજ રીતે આ અગીઆર રૂદ્રપણુ ગણાવેલા છે. વખતો વખતે ભુલતા ધર્મના માર્ગને બતાવનાર તે તીર્થંકરો, ૭ એ ખડના રાજાઓને તાબે કરનાર તે ચક્રવર્તીઓ, ત્રણે ખંડના રાજ્યને તાબે કરનાર જેના હાથેથી મરાય તે વિષ્ણુ ( વાસુદેવ ) અને જે મરે તે પ્રતિવિષ્ણુ ( પ્રતિવાસુદેવ ) તેવીજ રીતે અંગ ( વિદ્યા ) ને મેળવી રૂદ્ર પદને ધરનાર તે રૂદ્ર સમજવા. પરંતુ તે વ્યકિતઓ એકની એકજ હતી તેવી માન્યતા જૈનોની નથી. માન્યતા એવી છે કે–જે જીવે જેવા પ્રકારનું પુણ્ય મેળવ્યું તેને તેવા તેવા પ્રકારની પદવી પ્રાપ્ત થઇ છે. આ બધા મોટા હોદ્દાદારોમાંથી કેટલાક તો મોક્ષમાં ચાલ્યા ગયા અને બાકીના જવાના તેથીજ ગણત્રીમાં લઇ લીધેલા સમજવા. ઇત્યલ વિસ્તરેણ ઇતિ જૈન પ્રમાણે ૧૧ રૂદ્રો થયા છે તે બતાવ્યા.

---

## વૈદિકમતે ૧૧ રૂદ્રોનું સ્વરૂપ.

સ્કંદપુરાણ ખંડ ૬ ઠો. અધ્યાય ૨૭૬ મો. પત્ર ૩૧૯ થી.

"સુતે કહ્યું કે હાટકેશ્વરમા અગીઆર રૂદ્રો છે. આ વાત સાંભળીને **ઋષિઓ** બોલ્યા કે–ગૌરી છે ભર્યા અને સ્કદ છે જેમને પુત્ર, એવા રૂદ્રતો અમે એકજ સાભળ્યા છે. સુતે કહ્યું તમારી વાત સાચી છે. રૂદ્રતો એકજ છે, પણ અગીઆર કેવી રીતે થયા તે સાભલો—

વારાણસીના મુનિઓને હાટકેશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા થતાં, પહેલો જાણે પહેલું દર્શન હું કરૂ અને બીજો જાણે પહેલું દર્શન હું કરૂં. એમ સ્પર્ધા કરતા ચાલ્યા. હાટકેશ્વરે તેમનો અભિપ્રાય જાણીને, તે ઋષિઓને પોતાનું દર્શન એકીસાથે આપવાને માટે–ત્રિશૂલ, ત્રણનેત્ર, જટા, અર્ધચંદ્ર, અને રૂંડ માલાના સ્વરૂપે, પાતાલમાથી નાગલોકના છિદ્રે એકીસાથે નીકળી, બધા ઋષિઓને જુદે જુદે ઠેકાણે દર્શન આપ્યા. પેલો જાણે મને પ્રથમ દર્શન મલ્યાં અને પેલો જાને મને પ્રથમ દર્શન મળ્યા. એમ જાણી એકાદશે તાપસો પાતાલમાં પેશી સ્તુતિ કરવા લાગ્યા. પછી રૂદ્રે બ્રાહ્મણોને કહ્યું કે હે તાપસોત્તમ ! હું એકાદશ પ્રકારનો તમારી ભકિતથી તુષ્ટમાન થયો છું, જે તમારી ઇચ્છા હોય તે વરને માગો ? ત્યારે તે તાપસોએ કહ્યું કે–જો આપ તુષ્ટમાન થયા છો તો, આપ અમારા વાસ્તે

આ દુનીયામા અગીઆરે સ્વરૂપથીજ રહો, અમો પણ હાટકેશ્વરમા રહીને આ-પણી આરાધના કરીશું. પછી મહાદેવે કહ્યું કે જ્યારે તમારી ઇચ્છાજ એવી છે તો જાવો હુ પણ આ અગીયારે મૂર્તિઓના સ્વરૂપથી સદાકાળ રહીશ. પણ એક મૂર્તિથી કૈલાસમા રહીશ, એટલુ કહીને ત્રિનેત્ર ભગવાન અદૃશ્ય થઇ ગયા. પછી તેમની સેવાના ફુલોનું વર્ણન છે. આ અધ્યાય શ્લોક ૪૩ થી પૂરો કર્યો છે. " આગળ ૨૭૭ મા અધ્યાયમાં–સુતને ઋષિઓએ પૂછયું કે વારાણસીથી આવેલા બ્રાહ્મણો કયા કયા નામના હતા ? કે જેમની ભકિતથી **એક રૂદ્રના અગીઆર** પ્રકારના રૂદ્રો થઇ ગયા ? પછી સુતે કહ્યું કે–૧ મૃગવ્યાધ, ૨ સર્વસજ્ઞ, ૩ નિંદિત, ૪ મહાયશ, ૫ અજૈકપાદ, ૬ અહિર્બુધ્ન, ૭ પીનાકી, ૮ પરંતપ, ૯ દહન, ૧૦ ઇશ્વર, ૧૧ કપાલી.

આ ઉપર બતાવેલા બ્રાહ્મણો જે નામના હતા તેજ નામ રૂદ્રોના પણ રાખવામા આવ્યા હતા. "પછી તે તે રૂદ્રોના નામના દાન, જપ, કરવાનું વિસ્તારથી લખીને બતાવ્યું છે અને ૨૭૭ મો અધ્યાય પૂરો કર્યો છે"

---

કિંચિત્ સમીક્ષા–જૈનોના અગીઆર રૂદ્રો ઘણા લાબા લાંબા કાળે તીર્થંકરોના ભકતો, ભિન્ન ભિન્ન વ્યતિકના,તેમજ નામથી પણ ભિન્ન સ્વરૂપના બતાવ્યા છે. આ તરફ વૈદિક મતમાં એકજ સમયમા એકજ રૂદ્ર ભકત બ્રાહ્મણોના નામથી પ્રસિદ્ધિવાળા લખીને બતાવ્યા છે. તે પણ પાતાળ ફોડીને ન જાણે કયાથી આવ્યા અને આ વાત કયા કાલમા બની ? આ માં કોઇપણ પ્રકારનો પત્તો આપણે મેળવી શકીએ તેમ નથી. આગળ તો વાચકો વિચાર કરીને બતાવે તે ખરો.

---

પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના લેખો–અનુવાદક ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા–બીએ એલ એલ, બી વકીલ હાઇકોર્ટ મુંબાઇ ઇ. સ. ૧૯૧૪ વડોદરા લુહાણામિત્ર પ્રેસમા છપાએલું—

પૃ. ૧૧૮ થી ૧૧૯–**શતપથ** બ્રાહ્મણમાં લખ્યું છે કે—

સહ યાજ્ઞ વલ્કય શાકાલ્યને કહે છે કે—

" ઇશ્વરનો મહિમા વ્યકત કરનાર **તેત્રીશ દેવતાઓ** છે–૮ વસું, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, ૧ ઇંદ્ર, અને એક પ્રજાપતિ. કુલ ૩૩

આઠવસુ નીચે મુજબ—૧ અગ્નિ, ૨ પૃથ્વી, ૩ વાયુ, ૪ અંતરિક્ષ, ૫ આદિત્ય, ૬ દ્યૌ, ૭ ચંદ્રમા, ૮ નક્ષત્ર, એ આઠવસુ કહેવાય છે કારણકે—બધા પદાર્થો તેમાં રહે છે, અને જે કાંઈ જીવે છે, હાલે ચાલે છે, અને વિદ્યમાન છે. તે સર્વેના નિવાસ તે છે. ॥

૧૧ રૂદ્રો નીચે મુજબ—૧૦ પ્રાણ અને ૧૧ આત્મા આ રૂદ્ર ( રૂદ્ એટલે રડવુ તે ઉપરથી ) કહેવાય છે. કારણકે જ્યારે તે દેહ છોડીને જાય છે ત્યારે તે મરી જાય છે. અને મરનારના સગાંઓ રડે છે ॥

૧૨ આદિત્ય તે ૧૨ મહિના જે સમયની ગણત્રી કરે છે, તેઓ આદિત્ય એટલા માટે કહેવાય છે કે તેઓ પોતાની ગતિથી માસ કરે છે અને તેથી બધા પદાર્થોના વિકારોનો ક્રમ નિર્ણીત કરે છે. અર્થાત્ દરેક પદાર્થના સમયનો વ્યય નિર્ણીત કરે છે. આદિત્ય એટલે તેવા વ્યયનું કારણ ॥

ઇંદ્ર—એટલે સર્વવ્યાપી શકિત અથવા વિદ્યુત.

પ્રજાપતિ—એટલે બ્રહ્મા ( અર્થાત્ કલાના માટે આવશ્યક પદાર્થોના સંગ્રહ, અથવા શીખવા શીખવવાને માટે માણસોનું એકત્ર થવું ) એનો અર્થ પશુઓ પણ થાય છે. યજ્ઞ અને પશુઓ પ્રજાપતિ કહેવાય છે. કારણ કે તેવા કાર્યોથી અને ઉપયોગી પ્રાણીઓથી જગત ને પોતાના નિર્વાહના સાધનો મળે છે. ॥

શાકલ્ય પુછે છે કે—" ત્યારે ત્રણ દેવતા કયા ? " યાજ્ઞવલકય ઉત્તર દે છે કે—" ત્રણ લોક " ( અર્થાત—સ્થાન. નામ, અને જન્મ ) " તેણે પુછયું કે—" બે દેવતા કયા ? " યાજ્ઞવલ્કયે ઉત્તર દીધો કે " પ્રાણ અને અન્ન " તેણે પુછયું કે—" અધ્યર્ધ શુ ? " યાજ્ઞવલ્કયે કહ્યુ કે—" અધ્યર્ધ એટલે સર્વ વ્યાપી વિદ્યુત્ જગતને પોષનાર કે જે સૂત્રાત્મા નામે ઓળખાય છે. ॥

છેવટે તેણે પુછયુ કે એક દેવતા કયો ? યાજ્ઞવલ્કયે કહ્યુ—" બ્રહ્મ " જેને અદિતિ કહે છે "

પૃ. ૧૨૦ શતપથ બ્રાહ્મણમા કહેલા—આઠ વસુઓ તે આઠ સ્થાનો છે, અગીયાર રૂદ્રોમા—આત્મા અને દશ પ્રાણ કે જે મનના સ્વયભૂ વ્યાપરો કહેવાય તેમનો સમાવેશ થાય છે. ॥

બાર આદિત્યમા સમય આવી જાય છે ॥ વિદ્યુત્ એ સર્વ વ્યાપી શકિત છે. જ્યારે પ્રજાપતિમા ( યજ્ઞ તથા પશુઓ )

મનના ઇછા પૂર્વક વ્યાપારો આવી જાય છે એમ ગણી શકાય.

પૃ ૧૨૧—**મૅકસ મ્યુલર** લખે છે કે—જો આપણે પારિભાષિક શબ્દો વાપરવા હોય તો વેદોનો ધર્મ—અનેકેશ્વર વાદનો છે, અકેશ્વર વાદનો નહી. ઋગ્-વેદના પ્રથમ અષ્ટકના ૨૭ મા સૂક્તના અંતમા છે કે—મહાન્ દેવો તરફ ભકિત-ભાવ તથા નાના દેવો તરફ ભકિતભાવ, ન્હાનાઓ તરફ ભકિતભાવ, વૃદ્ધો તરફ ભકિતભાવ અમ્હે બને તેટલી ઇશ્વરની ઉપાસના કરીએ છીયે અમ્હે વૃદ્ધ દેવોની સ્તુતિ ન કરીએ તો ? * પૃ. ૧૨૨—શરૂઆતમાં **હિરણ્યગર્ભ** સોનેરી જંતુ-ઉત્પન્ન થયો તે આખા વિશ્વનો જન્મથીજ પતિ હતો. ત્હેણે પૃથ્વી અને આ-કાશ સ્થાપ્યાં—કયા દેવને અમ્હે અમ્હારો યજ્ઞ અર્પણ કરાએ ? " મેંકસ મ્યૂલર ઇત્યાદિ ॥ "

**આમાં વિચારવાનું કે—શતપથનો** લેખ પ્રાચીનમાં પ્રાચીન ગણાય છે તેમા —અગ્નિ આદિ દેવોને આઠ સ્થાન કહી આઠ વસુ તરીકે ઓળખાવ્યા છે. । ૧૨ આદિત્યથી સમય ધર્મ જણાવ્યો છે. ।

૧૧ આત્મા સાથે દશ પ્રાણ તે અગીયાર રૂદ્રો તરીકે બતાવ્યા છે. ઇંદ્ર તે સર્વવ્યાપી શકિત, અથવા વિદ્યુત, એમ બે અર્થ બતાવ્યા છે. યજ્ઞ તથા પશુઓને—પ્રજાપતિ તરીકે ઓળખવ્યા છે. ॥—

આમાં ફરીથી વિચારવાનું કે—**વેદકાલ**માં આ તેત્રીશ ( ૩૩ ) દેવતાઓ મનાયા હતા અને ઋષિઓ તેમની પ્રાર્થનાઓ કરી—વેદોમાં સૂકતો ને સૂકતો ભરી દેતા. બ્રાહ્મણ કાલમાં—૮ વસુ તે આઠ સ્થાન થયાં ૧૨ આદિત્ય તે—સમય ( કાલ ) સ્વરૂપ ના થયા. । આત્મા અને તેના દશ પ્રાણ તે ૧૧ રુદ્રો થયા. । ઇંદ્ર હતા તે—સર્વવ્યાપી શકિત અને વિદ્યુત સ્વરૂપના થયા. અને જે પ્રજાપતિ હતા તે—યજ્ઞ સ્વરૂપના અને પશુઓના સ્વરૂપના બની ગયા. ॥ આ બ્રાહ્મણ કાલમા વિષ્ણુનું નામ નિશાન પણ ખોલ કરતાં જનાતું નથી. ॥

હવે આપણે **પુરાણ કાલ** તપાસીએ—વેદ અને બ્રાહ્મણ કાલ સુધી જે દેવતાઓની સંખ્યા તેત્રીશની હતી તે પુરાણોમા તેત્રીશ કરોડની થઇ. વેદ કાલમા ૧૧ રૂદ્રો જુદા સ્વરૂપના હતા, તે બ્રાહ્મણ કાલમા—દશ પ્રાણ સાથે એકઆત્મા રૂપે ગોઠવાયા, ત્યારે, પુરાણોમાં—એકજ રૂદ્ર અગીયાર જનના નામથી પ્રસિદ્ધ થઇ અનેક ઉત્પાતોના મચાવનારા થયા તેનુ સ્વરૂપ આ ગ્રંથથીજ જોઇ શકાશે ॥

* જોન મર્ડોક ધાર્મિક સુધારો. ભાગ ૩ વૈદિક હિંદુધર્મ.

વેદમાં જે પ્રજાપતિ–સોનાના ઇંડાથી પ્રસિદ્ધિ પામ્યા હતા–તે શત પથમા યજ્ઞ સ્વરૂપના અને પશુઓના સ્વરૂપથી લખાયા, ત્યારે પુરાણોમા તેમને જગતની ઉત્પત્તિ કરવા વાળા ઠરાવ્યા, શત રૂપાને ઘડતા વ્યભિચારની ઇચ્છા વાળા થયા. તેથી જગો જગો પર વગોવાયા. જુવો અમારો બ્રમ્હા સંબંધી પૂર્વનો લેખ એટલુંજ નહી પણ બ્રમ્હાથી જગતની ઉત્પત્તિ થયાના બે ચાર સૂકતો ચારો વેદોમા પાછળથી ગોઠવ્યા આ વાત મણીલાલ નભુભાઇ દ્વીવેદીના લેખથો વિચારો. ॥ ॥ વેદમા વિષ્ણુ છે કે નહી પણ–શતપથમાં તો નામ નીશાણ જણાતુ નથી, તે વિષ્ણુને પુરાણમા ને ગીતામા વારવાર અવતાર લઇ આ દુનિયા નો ઉદ્ધાર કરવાવાળા લખીને બતાવ્યા. આ બધી વાતો કયાથી લાવ્યા અને વિચિત્ર રૂપે શાથી ગોઠવાઇ ? સજ્જનો ? જરા વિચાર કરીને જોશો ! ॥

---

## જૈન પ્રમાણે મહાદેવજીની ઉત્પતિનું સ્વરૂપ.

તીર્થંકરોના સેવકો બે પ્રકારના–અહિંસાદિક વ્રતના પાલકો તે શ્રાવકો અને ભકિતમાત્રનાજ કરનારા તે ભકતો. મહાવીર સ્વામીના ભકતોમાના એક સત્યકી નામા પણ ભકત હતો.

તેનુ સ્વરૂપ નીચે પ્રમાણે—

વિશાલા નગરીના રાજા ચેટક, તેની છઠી પુત્રી સુજેષ્ઠા–કુમારીજ સાધ્વી થઇ. કોઇ વખત પોતાના મકાનમા આતાપના લેતી. એવા અવસરમાં–વિદ્યાસિદ્ધ પેઢાલ નામનો પરિવ્રાજક–પોતાની વિદ્યા આપવા બ્રહ્મચારિણીના પુત્રરૂપ પાત્ર ખોલવા લાગ્યો. તેને રાત્રિના સમયમા શીતની આતાપના લેતી સુજેષ્ઠાને નગ્નપણે દેખી. તે સન્યાસીએ પોતાની ધુંધ વિદ્યાથી અંધકાર ફેલાવી, તે સાધ્વીને બેભાન કરી તેની યોનીમા પોતાના વીર્યનો સંચાર કર્યો. સુજેષ્ઠાને ઋતુધર્મ આવી ગએલો હતો તેથી તેને ગર્ભ રહી ગયો

આ વાતની ચર્ચા સાધ્વીઓમાં થવા લાગી પણ અતિશય જ્ઞાનીના સમાગથી તે સંન્યાસીનું કાર્ય સાંભળ્યુ એટલે બધાની શંકા દૂર થઇ. સુજેષ્ઠાને પુત્ર થયો તે શ્રાવકોને સોપ્યો. તેનું નામ સત્યકી રાખ્યું. આ સત્યકી મહાવીરનો ભક્ત હતો એક વખત કાલસંદીપક નામના વિદ્યાધરે ભગવાનને પૂછયુ કે મને ભય કોના થકી છે ? ભગવાને કહ્યું કે સત્યકી નામના કિશોરથી તને ભય છે. કાલસંદીપક તેની પાસે ગયો. અવજ્ઞા કરી પોતના

પગમા ઘાલ્યો પણ તેના પિતા પેઢાલે છોડાવ્યો. અને પોતાની બધી વિદ્યાઓ તેણે સત્યકીને આપી. **સત્યકી** રોહિણી વિદ્યાનુ સાધન કરવા લાગ્યો.

મહારોહિણી વિદ્યા સાધવામા સત્યકીનો આ સાતમો ભવ થયો છે. આ રોહિણી વિદ્યાએ પાંચ ભવસુધી તો સત્યકીના જીવને મારી નાંખ્યો. અને છઠ્ઠા ભવમા એને સાધવાની ઇચ્છા પણ ન થઇ. પરન્તુ આ સાતમા ભવમાં વળી વિદ્યા સાધવાનો ઉદ્યમ કર્યો. તેની **વિધિ નીચે પ્રમાણે.**

અનાથ મૃતક મનુષ્યને ચિતામા બાળે અને લીલા ચામડાને પોતાના શરીર ઉપર વીંઠીને ડાબા પગના અંગુઠાના આધારે ઉભા રહી જ્યાં સુધી પેલી ચિતાનાં લાકડાં બળે ત્યાં સુધી તે વિદ્યાનો જાપ કરે. એવી રીતે સત્યકી તે રોહિણી વિદ્યાને સાધી રહ્યો હતો. તેવા અવસરમાં કાલસંદીપક વિદ્યાધર પણ ત્યાં આવી ચઢયો, તેને પેલી ચિતામાં લાકડાં નાખ નાખ કર્યાં તેથી તે અગ્નિ સાત દિવસ સુધી બળતી રહી ત્યાં સુધી સત્યકી-વિદ્યાનો જાપ કરતો હતો. આવા પ્રકારનું તેનુ ધૈર્ય જોઇ રોહિણી વિદ્યા હાજર થઇને વિઘ્નકારક તે કાલસંદીપકને હઠાવ્યો અને સત્યકીને કહ્યું કે હું તને સિદ્ધ છું. તું બોલ કે તારા શરીરમાં હું કયાંથી પ્રવેશ કરૂં ? તેની માગણી પ્રમાણે વિદ્યાને મસ્તકમાથી પ્રવેશ કરતા ત્યા ખાડો પડી ગયો પણ તુષ્ટમાન વિદ્યાએ તે સ્થાનમાં નેત્ર બનાવી દીધું, તેથી તે સત્યકી વિદ્યાધર ત્રણ નેત્રવાળો પ્રસિદ્ધ થયો.

પછી તેને પોતાની માતા રાજકુમારી કન્યાને બગાડનાર પોતાના બાપ **પેઢાલને** પણ અન્યાયી જાણીને માર્યો. તેથી લોકોએ તેનું નામ **રૂદ્ર** ( ભયાનક ) પાડયું. હવે પેલા કાલસંદીપકને વૈરી જાણી તેની પાછળ પડયો. તે ભાગી નાઠો સત્યકી તેની પાછળ પડયો. તે ઉંચો, નીચો, ઘણો ભાગ્યો છેવટે તેને સત્યકીને ભુલાવામા નાખવા વિદ્યાથી ત્રણ નગરો બનાવ્યાં પણ સત્યકીએ પોતાની વિદ્યાથી તે ત્રણે નગરોને બાળી ભસ્મ કરી નાખ્યાં. કાલસંદીપક ત્યાથી ભાગી લવણ સમુદ્રના પાતાલ કલશામા ચાલ્યો ગયો. છેવટે સત્યકીએ ત્યા જઇને પણ તેના પ્રાણ હરી લીધા. અને તેથી તે વિદ્યાધરોનો ચક્રવર્તી થઇ પડયો.

આ સત્યકીને તીર્થંકરોની ઉપર ભક્તિ હોવાથી ત્રણે સંધ્યાએ તીર્થંકરોને વંદના કરી નાટક કરતો. તેથી આ **સત્યકીનું નામ ઇંદ્રે-મહેશ્વર** આપ્યું. હવે આ મહેશ્વરને બે શિષ્યો થયા. એક **નંદીશ્વર** નામે અને બીજો **નાંદીયા** નામે હતો. જે આ **બીજો શિષ્ય** નાદીયા નામે હતો તે પોતાની વિદ્યાથી **બળદનું** રૂપ બનાવી લેતો. તેના ઉપર ચઢીને. મહેશ્વર અનેક ક્રીડા કતૂહલ

કરતો. આ મહેશ્વર મહાવીરનો ભક્ત હતો, તેમજ કામી પણ પૂરો હતો. બ્રાહ્મણોની સાથે તેને વેર થઇ ગયું હતું તેથી બ્રાહ્મણોની કુમારી કન્યાઓ સાથે લોકોની અને રાજાઓની વહુ બેન બેટીઓ સાથે કામક્રીડા કરતો રહેતો, પણ તેની પાસે વિદ્યાઓનું બળ હોવાથી કોઇ બોલી શકતા નહિં અગર કોઇ તકરાર કરતુ તો આ સત્યકી તેને મારી જ નાખતો. વળી આ મહેશ્વરે વિદ્યાના બળથી એક પુષ્પક નામનું વિમાન બનાવ્યું હતું, તેમાં બેસી ઇચ્છા પ્રમાણે ફરતો.

એક વખત આ **મહેશ્વર** ઉજ્જયન નગરમાં ગયા છે. ત્યાં **ચંદ્રપ્રદ્યોત** રાજાની એક શિવા નામની રાણીને છોડી બીજી બધી રાણીઓની સાથે ભોગ કર્યો અને તેવોજ ત્રાસ તે શહેરમા વર્તાવ્યો તેથી ચંદ્રપ્રદ્યોતને ઘણીજ ચિંતા થઇ અને આને મારવાનો ઉપાય સોધવા લાગ્યો. પણ તેની વિદ્યાના આગળ કોઇનું કાઇ ચાલી શકતું નહિ.

આ ઉજ્જયનમાં–ઉમા નામની એક **વેશ્યા** ઘણીજ રૂપાળી હતી, તે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ધન લેતી, તેની સાથે ભોગ કરતી. એક દિન આ મહેશ્વર તેને ઘેર જઇ ચઢયો. તે ઉમાવેશ્યાએ બે પુલો બનાવી તે મહેશ્વરના આગળ મૂકયા, એક ખીલેલુ અને બીજું કલી રૂપતું, મહેશ્વરે ખીલેલા પુલ તરફ હાથ પ્રસાર્યો પણ ઉમાએ કલી રૂપનું ફુલ હતું તે આપીને કહ્યું કે આ ફુલ તારા યોગ્ય છે. મહેશ્વરે પૂછયું કે આ કમળ મારા યોગ્ય સાથી? ત્યારે ઉમાએ ખુલાશો કર્યો કે તું તો કુમારી કન્યાઓનો ભોગી છે, હુ ખીલેલા ફુલ જેવી છુ ત્યારે મહેશ્વરે કહ્યુ કે–તું મને ઘણી વલ્લભ છે. એમ કહી તેની સાથે ભોગ કરવા લાગ્યો અને **તેનાજ વશમાં થઇને રહ્યો.** ચદ્રપ્રદ્યોત **રાજાને** ખબર પડતા તે ઉમાને બોલાવી, ઘણુ ધન આપી સત્કાર કરીને કહ્યું કે–તું મહેશ્વરને એટલું પૂછી લે કે કોઇ એવો સમય છે કે તમારી વિદ્યા તમારી પાસે રહેતી ન હોય? ત્યાર પછી પ્રસગોપાત ઉમાએ પૂછયું અને મહેશ્વરે કહ્યું કે–ભોગ કરતી વખતે મારી વિદ્યાઓ મારી પાસે રહેતી નથી. ઉમાએ આ વાતની ખબર ચદ્રપ્રદ્યોતન રાજાને આપી રાજાએ ઉમાને કહ્યુ કે–જે વખતે તારી સાથે ભોગ કરશે તે વખતે અમો તે મહેશ્વરને મારીશુ. ઉમાએ કહ્યુ કે મને મારો તો? રાજાએ કહ્યુ તને મારીશું નહિ પછી **રાજાના** માણસો તે વેશ્યાના ઘરમા છુપાઇ રહ્યા મહેશ્વર ભોગ કરવા લાગ્યો કે તરતજ તે **માણસોએ મહેશ્વર** અને **ઉમાને** કાપી નાખ્યા અને તે બધા નગરના ઉપદ્રવની શાન્તિ કરી નાંખી. હવે મહેશ્વરની બધી વિદ્યાઓ નદીશ્વર નામનો શિષ્ય જાણતો હતો. તેણે ગુરૂની વિટંબના થએલી

જાણી, ઉજ્જયન ઉપર મોટી શિલા વિદ્યાથી બનાવી અને કહેવા લાગ્યો કે "અરે મારા દાસો ? હવે તમે કહા જાશો ?" હું તમોને સર્વેને મારીશ, હું સર્વ શક્તિવાળો છું તેથી કોઇનો મારેલો મરવાનો નથી. આવી આવી બધી વાતો સાંભળતા લોકો ભયભીત થઇ, તે નંદીશ્વરની આજીજી કરી તેના પગમાં પડી અપરાધની ક્ષમા માગી, છેવટે **નંદીશ્વરે કહ્યું** કે જો તમો ઉમાની ભગમાં મહેશ્વરનું લિંગ સ્થાપન કરી પૂજન કરવાનુ કબૂલ રાખો તોજ તમોને જીવતા છોડું. ભયના માર્યા તે નિઃસત્વ લોકોએ તે પ્રમાણે ભગલિગનું સ્થાપન કરી પૂજવા માંડયુ અને પોતાનો બચાવ કરી લીધો. ત્યારબાદ નંદીશ્વરે ગામગામમા જઇ લોકોને ડરાવી ડરાવીને **ભગ અને લિંગ** સ્થપાવી **પૂજાની** પ્રવૃત્તિ ચલાવી.

ઉપર પ્રમાણે મહાવીરના ભક્ત મહેશ્વરની ઉત્પત્તિ જૈન ગ્રંથકારોએ બતાવેલી છે.

---

આમાં આપણે **વિચારવાનું** એ છે કે–જો કે વિદ્યાના બળથી સત્યકી વિદ્યાધર મહેશ્વરના નામથી પ્રસિદ્ધ થયો ખરો પણ તદ્દન મર્યાદા રહિત નીતિથા બહારનોજ હતો. તે વખતના નિઃસત્વ લોકોએ પોતાના બચાવ માટે અકાર્ય કર્યું. જેમ મ્લેચ્છોના ઉપદ્રવથી આર્યો મ્લેચ્છો બન્યા તે કાર્ય શું યોગ્ય તરીકે થએલું મનાશે ? યોગ્ય તો નજ મનાય તે પ્રમાણે આ કાર્ય બનેલુ છે.

પણ આ બાબતમાં આશ્ચર્ય તો એ થાય છે કે–આ સત્યકીના મર્યાદા વિનાનાં તદ્દન અયોગ્યાચરણોને વિચિત્ર પ્રકારના લખી પુરાણકારોએ લોકોને પરમેશ્વર તરીકે મનાવવા કયા વિચારથી પ્રવૃત્તિ કરેલી માનવી ? આ સત્યકીને મહાદેવ ઠરાવવા પુરાણકારોએ જે જે લેખો લખ્યા છે તેમાના કેટલાક ટુંક ટુંક વિચારો લખીને પુરાણોના લેખકોનો અને એ મહાદેવની યોગ્યાયોગ્યનો ખ્યાલ કરવાનુ વાચકોને સોંપીશ.

---

**વૈદિક મતે** બ્રહ્મા અને વિષ્ણુ પછી **મહાદેવ** વિષયની માન્યતા.

**પ્રચલિત વૈદિક મતમાં**–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણ દેવોને સર્જક, પાલક અને સંહારકના ગુણવાલામાની પુરાણકારોએ પ્રધાનપણે બતાવ્યા છે. છતા પણ બ્રહ્માના તેમજ વિષ્ણુના વિષયમાં અનેક મતો પડી ગએલા છે. તેમાથી કેટલાએક મતો અમારા જાણવા પ્રમાણે લખીને બતાવતા આવ્યા છીએ તેથી હવે આ ત્રિજા **મહાદેવના** વિષયને જાણવાની ઇચ્છા પણ સ્વાભાવિકજ થાય. તેના સંબંધે કિંચિત વિચાર પુરાણકારોના લેખોથીજ કરીને બતાવીએ છીએ.

સ્કંદપુરાણ. ખંડ. પહેલો. અધ્યાય ૧૩ મો, પત્ર ૧૦૧, શ્લોક ૪૨ મો.

शिवशक्तिमयं ह्येतत् पत्यक्षं दृश्यते जगत् ॥
लिगांकंच भगांकंच नाऽन्यदेवांकितं कचित् ॥ ૯૨

ભાવાર્થ–આ બધી દુનીયા **શિવરૂપે અને શક્તિરૂપે,** પ્રત્યક્ષપણે દેખાઈ રહી છે ? તેનું પ્રથમ ચિન્હ લિંગરૂપથી જુવો, અને બીજું ચિન્હ ભગ રૂપનું છે તે જુવો. લિંગ અને ભગના સ્વરૂપ સિવાય બીજું કોઇપણ વિશેષ ચિન્હ દુનીયામાં છે ? કેહેવુજ પડશે કે નથી. માટે લિંગની અને ભગની પૂજા છોડીને જે બીજા જીવો જગો જગોપર ભટકે છે, તેમનો નિસ્તાર કોઇ પણ પ્રકારથી થવાનોજ નથી. એવી રીતે આ વિષયમાં ઘણા દાખલાઓ આપીને પુષ્ટ કરીને બતાવેલો છે. ॥

---

**આમાં જરા વિચારીએ**–દક્ષિણમા કહેવત છે કે " **દગડ એટલા દેવ** " આ સ્કંદપુરાણનો લેખ જોતા લિંગના ચિન્હવાળા પુરૂષો અને ભગના ચિન્હવાળી સ્ત્રીઓ તેમા–માણસો, પશુઓ, પંખીઓ વિગેરે આવી જાય છે, તે બધા શુ મહાદેવ તરીકે મનાય ખરા ? કેમકે ઉપરના લેખમાં જણાવવામાં આવ્યુ છે કે લિંગની અને ભગની પૂજાને છોડી જે બીજાની પૂજા કરવાળા છે તેનો નિસ્તાર થવાનુંજ બતાવ્યું નથી. વળી કાચલીઓ મત ( કૌલિક મત ) જે દુનીયામાં ચાલી રહ્યો છે તે શું સ્કંદપુરાણના લેખથી ઉદ્‌ભવ્યો હશે ? એવો વિચાર સહજ થઇ આવે છે. વળી પણ બ્રહ્મ પ્રકરણમા મહાદેવજીની ડાબી, જમણી ભુજાથી બ્રહ્મા વિષ્ણુની ઉત્પત્તિ જે અમોએ આ સ્કંદપુરાણના આઠમા અધ્યાયથી લખીને બતાવી છે તે ન જાણે કયા વિચારથી લખીને બતાવી માનવી ? તેનો વિચાર કરવાનું પણ વાચકવર્ગને સોંપુ છું.

---

## શિવ પાર્વતીની ઉત્પત્તિ બ્રહ્માના ક્રોધથી.

**પદ્મપુરાણ** પ્રથમ સૃષ્ટિ ખંડ. અધ્યાય ૩, પત્ર ૭, શ્લોક ૧૭૧ થી ૧૭૪

" ત્રણ લોકને બાળી મારે એવો બ્રહ્માને ક્રોધ ઉત્પન્ન થયો, તેથી તેમના કપાલથી મધ્યાન્હ સૂર્યના જેવો **રૂદ્ર અર્દ્ધાંગના સહિત** ઉત્પન્ન થયો. બ્રહ્માએ તેમને કહ્યું કે તમો બન્ને જુદાં પડો ? એટલુ કહી બ્રહ્મા અંતર્ધાન થઇ ગયા. ત્યાથી સ્ત્રી અને પુરૂષની પ્રવૃત્તિ શરૂ થઇ. ઈત્યાદિ " ( મતમીમાંસા પૃ ૯૪ )

**આમાં કિંચિત્ વિચાર**–બ્રહ્મ પ્રકરણમા પૃ. ૧૮૯થી સ્કધ પુરાણનો જે લેખ અમોએ આપ્યો છે તેમા જણાવવામા આવ્યું હતું કે–યુગના આદ્યમા

મહાદેવજી નિર્વિકલ્પ બેઠા હતા. તેમને જગત્ પેદા કરવાની ઇચ્છા થતા. તેમના ડાબા જમણા અંગથી બ્રહ્મા એને વિષ્ણુ ઉત્પન્ન થઇ ગયા, ત્યારબાદ બ્રહ્માથી બધી સૃષ્ટિ ઉત્પન્ન થયા પછી એ ત્રણે દેવોમા મોટા અને નાના, કોણે માનવા તે સંબન્ધી મોટો ઝગડો જાગ્યો છે. ઇત્યાદિક વિશેષ ત્યાથી જોઇ લેવુ.

**આ ત્રણે દેવોના** વિષયમાં આવા આવા પ્રકારના વિચિત્ર લેખો જોતાં નતો બ્રહ્માનો, કે નતો વિષ્ણુનો, તેમજ નતો મહાદેવજીનો, પણ ખરો પત્તો મેળવી શકાય છે. તો પછી આ બધા પુરાણકારોએ આ સૃષ્ટિની ઉત્પત્તિ થવાનો પ્રકાર કયે ઠેકાણેથી મેળવેલો સમજવો ? આ વિષયમા જુવો જૈનોની માન્યતાવાળુ જગત્ પ્રકરણ બીજાથીં અને તેનીજ સાથમા આપેલુ પ્રકરણ ચોથુ વૈદિકોની માન્યતાવાળું જગત્ અને પછી કરો સત્યાસત્યનો વિચાર ? હાથમા કંકણ હોય તો પછી આરસીની જરૂર શી ? સુજ્ઞેષુ કિમધિકેન.

---

## પાર્વતીના મસ્તકોની માલા ધારી શિવ.

શંકાકોષ શંકા ૨૨૨ મી. પૃ. ૩૦ જુઓ **ગણેશ પુરાણનો** લેખ

" એક વખતે **મહાદેવજીને પાર્વતીએ પુછયું** કે આપ આ મુંડમાલા શા માટે ધારણ કરો છો ? આ વખત મહાદેવજી કાઇ બોલ્યા નહિ, તેથી પાર્વતીએ હઠ પકડી, તેથી મહાદેવજીએ કહ્યુ કે જ્યારે જ્યારે તૂ મરી જતી ત્યારે તારાં મસ્તક કાપી કાપીને આ મુંડમાલામા પરોવું છું. અને તે પહેરૂ છુ તે ઉપરથી પાર્વતીજીએ કહ્યુ કે શુ ત્યારે આપ મરતાજ નથી. આ ઉપરથી મહાદેવજીએ કહ્યુ કે મને ઇશ્વરે એક મત્ર બતાવ્યો છે તેથી હું મરતો નથી ( શું ત્યા મહાદેવ પોતે ઇશ્વરતો નહીજ, તેમનો ઇશ્વર પણ કોઇક બીજોજ જણાય છે ખરો કે ? ) ત્યારે પાર્વતીએ કહ્યું કે એ મંત્ર મને બતાવો, ત્યારે મહાદેવે કહ્યુ કે—તમને બતાવ્યાથી બધા પાહાડના જીવો સાંભળે અને તેથી તેઓ અમર થઇ જશે. પાર્વતીએ કહ્યું-શુ આટલા પાહડના જીવોને નસાડી મેલવાની આપનામા શક્તિ નથી ? તે ઉપરથી મહાદેવે ઘણા જોરથી-ડમરૂ વગાડયુ કે જેના ભારે અવાજથી તમામ જીવ નાસી ગયા. માત્ર એક ઇડુ કે જે ફુટવાની તૈયારીમા હતું તેનાથી નાસી જવાયુ નહિ ત્યાર બાદ પાર્વતીને મંત્ર સંભળાવવા માંડયો. થોડીવાર પછી સાભળતે સાભળતે પાર્વતી સુઇ ગયા. તે વખતે પેલુ ઇડુ ફુટયુ અને પાર્વતીને બદલે તેને હુકારો દેવો શરૂ કર્યો. પછીથી થોડીવારે પાર્વતી જાગી અને કહ્યું કે-મહારાજ ! મેં તો થોડુ ચરિત્ર

સાભળ્યુ અને ફેલાણી જગોથી બાકી છે તો ફરીથી સંભળાવશો, ત્યારે મહાદેવે કહ્યુ કે હુંકારો કોણે ભર્યો, તે ઉપરથી મહાદેવે ત્રિજુ નેત્ર ખોલીને જોયુ તો પેલુ ઇંડુ દેખાયું. તેથી તેને શિક્ષા કરવા મહાદેવ દોડયા. ઇંડુ અગાડી નાઠું અને એક સ્ત્રીના મોઢામા પેસી ગયુ અને પુનઃમાઘ માસમા છોકરારૂપે થઇને પેદા થયો, શુ આ વાત સંભવિત છે ? ”

---

**આ લેખમાં** ઉદ્‌ભવતા કિંચિત્ વિચારો—

“ મુંડમાલાના ચિન્હથી રાક્ષસપણું કે ઇશ્વર પણુ ? તેવાને તેવા સ્વરૂપથી પાર્વતી જન્મ લેતી ત્યારે બીજા જીવો કેવા સ્વરૂપથી જન્મ લેતા માનવા ? તેવાને તેવા સ્વરૂપથી જન્મ થતા હોય તો દાનના અને શ્રાદ્ધના ફળ ખોટા માનવા કે ખરા ? લિંગનો છેડો ન લાવતા બ્રમ્હાએ અને વિષ્ણુએ–શિવનેજ મોટા માની લીધા હતા, તો હવે આ ચોથો ઇશ્વર કયો હતો કે જેનાથી શિવે મંત્ર મેળવ્યો ? સર્વજ્ઞ એવા મહાદેવ–જ્ઞાનથી કે બે નેત્રોથી જોઇ શકયા નહિ તેથી ત્રાજુ નેત્ર ખોલવાની જરૂર પડી કે ? આવી રીતે ચારે બાજુથા વિચારીને જુવો આવા પ્રકારના લેખો કેવળ કલ્પિત માન્યા સિવાય બીજો કોઇ ઉપાય છે ? ”

---

ગળે ખોપરીનો હાર, માંસ–મદિરાના સેવી શિવ.

(૧) “ મહાદેવની સવારી પોઠીઓ, ગળે આભૂષણ સર્પો, મુડદાની ખોપરીઓનો હાર, માથા ઉપર ચંદ્રમાનું હોવુ શું સંભવિત હોઇ શકે ? ( શંકા કોષ. શંકા ૯૬ મી. પૃ. ૧૩ )

---

(૨) **શિવપુરાણ**–ધર્મ સંહિતા. અધ્યાય ૧૦ મા ( મ. મી. પૃ ૫૫ )

“ શિવજીના વિષયમા ઘણું અયોગ્યપણાથી લખાએલું છે પણ શ્લોક ૧૭૫, ૧૭૬ મા તો માસ–મદિરા ખાધા પીધાનું લખી દીધું છે ”

---

(૩) **મત્સ્ય પુરાણ**. અધ્યાય ૪૭ મો. શ્લો ૧૪૪નો ભાવાર્થ.

“ શુક્રાચાર્ય શિવજીની સ્તુતિ કરતા કહે છે કે–

‘ માંસના ભક્ષણ કરવાવાળા, સર્વમેઘ, વિદ્યુત્, વ્યાવૃત્ત, વરિષ્ટ પુષ્ટિ કરવાવાળા એવા તમોને નમસ્કાર છે. ” ( મ. મી. પૃ. ૧૨૪ )

---

## શિવ લિંગના અનેક ચમત્કાર.

લિંગ ત્રુટી ત્રણ લોકમા પસર્યું તેથી પૂજાયુ.

**સ્કંદપુરાણ** ખંડ ૧ લો, અધ્યાય ૬ નો, કિંચિત્ ભાવાર્થ

શંકરની પૂજા છોડીને લિંગની પૂજા કેમ? તેનું કારણ જણાવતાં જણાવ્યું છે કે–નગ્નપણે શંકર ભિક્ષાને માટે ગયા. ત્યા મુનિઓની સ્ત્રીઓ મોહિત થઇ તેમની પાછળ ચાલીઓ, બહારથી આવતા શૂન્યાશ્રમ દેખી ઋષિઓએ પાછળથી જઇને શિવને શાપ આપ્યો, તેથી **લિંગ ત્રુટી** પડયું અને **ત્રણે લોકમાં પ્રસરી ગયું.**

ચકિત થએલા દેવોએ–બ્રમ્હાની અને વિષ્ણુની પ્રાર્થના કરી. તેથી બ્રમ્હા સ્વર્ગમાં અને વિષ્ણુ પાતાલમા તેનું મૂળ શોધવાને નીકળ્યા, પણ બ્રમ્હા મેરૂ પર્વત સુધી ગયા ત્યા ગાય અને કેતકી બે મલ્યા. તેની સાથે પાછા આવી લિંગનો અંત લાવ્યાની જૂઠી સાક્ષી ભરાવી અને સાથે ભૃગુ આદિ પણ મલ્યા. તેથી ગાયને અપવિત્રતાનો, કેતકીને સ્વોપરિ નહિ ચઢવાનો અને બ્રમ્હા આદિને અપૂજ્યતાનો મહાદેવે શાપ આપ્યો. ત્યાર બાદ બધાએ લિંગને શરણે ગયા ત્યાથી લિંગની પૂજયતા પ્રવૃત્તિ. ” ઇત્યાદિ.

---

**આ લેખમાં** પણ થોડો વિચાર–પુરાણકારોએ–શિવનુ સ્વરૂપ ભયાનક બતાવેલું છે તો પછી મુનિઓની સ્ત્રીઓ શાથી મોહી પડીયો? મુનિઓના શાપથી શંકરનું લિન્ગ ત્રુટીને ત્રણ લોકમા પ્રસર્યું, ત્યારે શકિતમા વધારે શંકર કે મુનિઓ? નાના મોટા જીવોના ઘાટ ઘડવાના પૂર્ણ જ્ઞાનવાળા બ્રમ્હા ત્રણ લોકમાં પસરેલા લિન્ગને જ્ઞાનથી જોઇ શકયા નહિ, પણ જાતે ફરીને પણ જોઇ શકયા નહી. તે જરા આશ્ચર્ય જેવું ન ગણાય?

જેમ કોઇ અજ્ઞાનપણે અફળાતો કૂટાતો અનેક જણોનો અપરાધી થઇ પડે તેવા હાલ શું બ્રમ્હજ્ઞાનીઓના થાય? આ ત્રણ દેવોમાંના એકપણ દેવનો ખરો પત્તાજ નથી મળી શકતો તો પછી આ બધી વાતો કયા ઠેકાણેથી લઇને લખાઇઓ? તેનો વિચાર કરવાની ભલામણ કરૂ છું.

---

## લિંગોત્પત્તિનું સ્વરૂપ.

**સ્કંદપુરાણ** નગર ખંડ ૬, અધ્યાય ૧ લો, લિંગોત્પત્તિ વર્ણન. પ્રથમ લિંગને બ્રમ્હાદિકોએ પૂજ્યું.

આનર્ત્ત વિષયે તાપસોના આશ્રમમાં—રૂદ્ર ભગવાન નગ્ન રૂપે ભિક્ષાને માટે ગયા. એટલે ઋષિઓની સ્ત્રીઓ મોહિત થઇને પાછળ ફરવા લાગીઓ પછી ક્રોધમા આવેલા ઋષિઓએ કહ્યું કે—અરે પાપી ! તેં તો અમારા આશ્રમની વિંટબનાજ કરી, તેથી તારૂં લિન્ગ ત્રુટી પડો ? એમ શાપની સાથેજ મહાદેવનું **લિન્ગ** ત્રુટીને જુદુ પડયું અને **ધરતીને ભેદીને પાતાલમાં** પેસી ગયું **મહાદેવ** પણ લજ્જિત થઇ બાલકનુ રૂપ ધરીનેલિન્ગના રસ્તે **પાછળ ચાલ્યા** ગયા એટલે ત્રણે લોકમા મોટા ઉત્પાતની સાથે ખલભલટાજ થઇ ગયો, એટલુજ નહી પણ ભયભ્રાત થએલા દેવો-ઇદ્ર વિષ્ણુ આદિકને શાથમા લઇ બ્રહ્માની પાસે ગયા અને કહેવા લાગ્યા કે—હે બ્રહ્મન્ ! આ શુ પ્રલય કાળ આવ્યો ? પછી ધ્યાનથી તપાગી બ્રહ્માએ કહ્યુ કે—અરે આતો પેલા ઋષિઓના શાપથી લિગ ત્રુટી પડયું તેનો ઉત્પાત છે અને તેથી ત્રણ લોક વ્યાકુળ થઇ ગએલું છે ? હવે ત ઉત્પાતની શાન્તિના માટે **બ્રહ્મા,** વિષ્ણુ આદિ બધાએ દેવો તે **બીલના માર્ગે** પાતાલમા ગયા, ત્યા મહાદેવજીને બાળકરૂપે સુતેલા જોયા. પછી દેવોએ સ્તુતિ કરી કે હે મહાદેવ ? બ્રહ્મારૂપે તો અને વિષ્ણુરૂપે તો તૂં એકજ છે, એટલુંજ નહિ પણ તારા વિના દુનીયામાની કોઇ વસ્તુજ નથી. માટે કૃપા કરી લિન્ગને ધારણ કરો શિવે કહ્યું દેવતાઓ અને બ્રાહ્મણો પૂજવાનું કબૂલ કરે તો ધારણ કરૂં. પછી બ્રહ્માએ કહ્યુ કે—પ્રથમતો હુજ પૂજીશ તો પછી બીજા બધા પૂજે તેમા નવાઇ શી છે ? પછી ત્યા પાતાલમા પેસીને—**બ્રહ્મા,** વિષ્ણુ અને ઇદ્રાદિકોએ મલીને પ્રથમ મહાદેવના લિન્ગની **પૂજા** કરી. ઇત્યાદિક વિશેષ. ખડ ૬ ઠાના, અધ્યાય ૧ લાથી જુવો.

" આગળ એજ ખંડના બીજા અધ્યાયમાં જણાવ્યું છે કે—તે **લિન્ગને ઉપાડીને બહાર કાઢતાં** તેની સાથે **પાતાલ ગંગા** પણ બહાર નીકળી આવી અને ચડાલપણાને પ્રાપ્ત થએલો ત્રિશકુ નામનો રાજા તેમા સ્નાન કરીને રાજ્યને ઉચિત શરીરવાળો થઇ ગયો ઇત્યાદિ. "

---

**આ બાબતમાં કિંચિત્ વિચાર**—પ્રથમ સ્કંદ પુરાણના લેખથીજ જોયું હતુ કે—લિંગ તુટયા પછી ત્રણ લોકમા પસર્યું અને દેવતાઓની પ્રેરણાથી બ્રહ્મા સ્વર્ગમા અને વિષ્ણુ પાતાલમાં પત્તો મેળવવા ગયા, પણ પત્તો મેળવ્યા વગરજ પાછા આવ્યા હતા. ફરીથી આ સ્કંદપુરાણવાળો જણાવે છે કે—લિંગ ત્રુટીને જુદું પડતા ધરતીને ભેદીને પાતાલમા પેઠુ, શિવજી પણ તેજ લિન્ગના રસ્તેથી પાતાલમા જઇને સુતા ભયથી દેવોએ બ્રહ્માને જઇને પુછયું. ધ્યાનથી

તપાસી બ્રહ્માએ લિન્ગ ત્રુટયાથી ઉત્પાત થએલો બતાવ્યો. આ ઉત્પાતની શાન્તિને માટે બ્રમ્હાદિ બધાએ દેવો તે લિંગનાજ માર્ગે પાતાલમા ઉતર્યા. સ્તુતિ કરીને સુતેલાનેજગાડયા અને ફરીથી લિન્ગ ધારણ કરવાને વિનતિ કરી, શિવે બ્રમ્હાદિકની પાસેથી પૂજવાનું કબૂલ કરાવી લિંગને ધારણ કર્યું. આગળના અધ્યાયમા જણાવ્યું છે કે-લિંગને બહાર ખેંચી કાઢતાં સાથે **પાતાલ ગંગા** પણ બહાર આવ્યાં. વિષ્ણુના ૧૯ મા અવતાર એવા વ્યાસે અઢાર પુરાણો લખ્યાં. એમ માની શકાય ખરૂં ?

---

## પાર્વતીના ક્રોધનો સિંહ, તેનું સિંહેશ્વર થવું.

**સ્કંદપુરાણ** ખંડ ૫ મો. અધ્યાય ૫૫ મો. શ્લોક ૩૬ નો સાર, પત્ર ૧૩૫

" પાર્વતીને **મહાદેવ** કહી રહ્યા છે કે-તેં મારા માટે તપ કર્યો. તપના પ્રભાવથી બ્રહ્મા આવ્યા, બેટી ? તારે શું જોઇએછીએ ? તેં કહ્યુ પતિ તો છે પણ વશ કરવાને ચાહું છું. બ્રહ્માએ કહ્યુ જા ? વશ થશે. તેં કહ્યુ ક્યારે ? બ્રહ્માએ કહ્યું કોઇ કાલમા, એટલે તને ક્રોધ થયો. તે સિંહનું સ્વરૂપ ધરીને બહાર આવ્યો અને તે તારૂંજ ભક્ષણ કરવાને ક્રૂધ્યો, પણ તપના પ્રભાવથી તને જોવાને સમર્થ થયો નહિ. પછી તને દયા આવી તેથી તેં સ્તનોથી દૂધ પાયું. તે સિંહ તારા તેજથી બળતો કહેવા લાગ્યો કે મેં દુષ્ટ ભાવથી તને ખાવાનો વિચાર કર્યો તેથી મારે નરકમાં જવું પડશે. પછી તેં કહ્યું-પાપનો નાશ કરવાવાળા મહાકાલ તીર્થમાં જા. પછી તે સિંહ ત્યા જઇ લિન્ગનાં દર્શન કરી દિવ્ય શરીરવાળો થઇ ગયો. પછી દેવોની સાથે બ્રહ્મા ત્યા આવ્યા અને પાર્વતીને કહ્યું કે-તારા ક્રોધથી ઉત્પન્ન થએલો સિંહ છે તે તારૂં વાહન થશે. ઇત્યાદિ "પછી આગળ સિંહેશ્વર લિંગનું મહાત્મ્ય વર્ણન કરેલુ છે."

---

**આમાં વિચાર**-બેટીને દેખતા બ્રહ્માચ્યૂત થયા. ત્રણ દેવામાંના એક પણ દેવનો ખરો પત્તો મેળવ્યા વિના શિવજીનો ભાખેલો ભૂતકાળ, બ્રહ્માએ આપેલો વર, વિના કારણ પાર્વતીનો ક્રોધ, તે ક્રોધનો સિંહ થઇ પાર્વતીજીને મારવા ગયાનુ સત્ય માની શકાય ? જ્યારે આ બધું વિચારવાનું રહે છે, ત્યારે તેણે ધવડાવીને શાન્ત કર્યાનું કેમ માની શકાય ? કદાચ તે વખતના ભદ્રિક શ્રદ્ધાળુ લોકોએ-આ કથા સાભળી સિંહેશ્વર લિંગનુ સ્થાપન કર્યું હોય, તો તેમાં આપણે બીજો વિચાર શું કરી શકીએ ? નજ કરી શકીએ. તો પણ આ કથાનો વિચાર કરવાની ભલામણ કરૂં છું કે જેથી સત્યથી વંચિત ન રહીએ.

**૪ લિંગનો પત્તો બ્રહ્મા અને વિષ્ણુ પણ મેળવી શકયા નહિ.**

શિવપુરાણ વિદ્યેશ્વર સંહિતા. અધ્યાય ૬–૭ મા જુવો.

" અગ્નિ સમાન તેજસ્વી લિંગનો અંત લેવા–બ્રમ્હા, વિષ્ણુ ઉપર અને નીચે ઘણાજ ફર્યા, પણ પત્તો મેળવી શકયાજ નહિ. ઇત્યાદિ. ઘણુંજ અયોગ્ય એ ત્રણે દેવોના માટે લખાએલું છે.

---

શકાકોષ. શંકા ૩૬ મી પૃ. ૫ મા જુવો.

" મહાદેવનું લિન્ગ એટલું બધુ વધ્યું કે–બ્રમ્હા વિષ્ણુ તેનો થાહ ( છેડો–અંત ) લેવા ગયા, તો નીચેનો થાહ ન મલ્યો કે પૃથ્વી ફોડીને તે લિન્ગ કયા ગયુ છે. તેમજ ન મલે ઉપરનો થાહ કે ઉંચે કયા સુધી ગયું છે. શુ આવી વાતો માનવી યોગ્ય છે કે ?

---

(૫) ત્રણ દેવોમાં **મોટા શિવ**

આર્યોના તહેવારોનો ઇતિહાસ નીચે પ્રમાણે કહે છે—

પૃષ્ટ ૫૪૫ " વિષ્ણુની પૂજાનો ઉદય તેના વિષયના પ્રેમના લીધે થયો. તેમ રૂદ્ર પૂજાનો ઉદય તેના વિષેની બીકને લીધે થયો, એમ કહેવાને હરકત નથી રૂદ્રની સ્તુતિ ઋગ્વેદના પહેલા મંડલના ૧૨૪ મા સૂકતમાં ઘણી કરવામા આવી છે "

આગળ પૃ. ૫૪૭ મા–**શતરૂદ્રીમાં રૂદ્રનાં** વખાણ કરેલા છે, તે પછી પુરાણકારોએ જુદી જુદી કથાઓમા લીધેલુ છે. "

આગળ પૃ. ૫૪૯ મા " **અથર્વ શીર્ષ ઉપનિષદમાં રૂદ્રનું** ખૂબ મહત્ત્વ વર્ણવવામા આવ્યુ છે. "

આગળ. પૃ. ૫૫૫ માં– " શિવરાત્રિની ઉત્પત્તિ જે કારણોને લીધે થઇ તે વિષેની કથા **ઇશાન સંહિતા,** શિવ પુરાણ વગેરે ગ્રંથોમા મલે છે. બ્રમ્હા અને વિષ્ણુ કરતા શિવ શ્રેષ્ટ છે. એવુ સિદ્ધ કરવા માટે બન્ને જણા તે દિવસે શિવ લિન્ગનો આદિ અને અંત શોધી કાઢવા માટે સામસામી દિશામા ગયા અને એક વર્ષ પછી તેજ દિવસે તેઓ નિરાશ થઇને પાછા વળ્યા અને શિવ આપણા કરતા શ્રેષ્ટ એવી કબુલાત કરી. એમ **ઇશાન સંહિતામાં** કહેલું છે. "

આમા મારો કિંચિત્ વિચાર–કૃતયુગના–બ્રહ્મા, ત્રેતાના વિષ્ણુ, અને દ્વાપરના મહાદેવજી તો પછી બે કરતા શિવજી મોટા કયા પ્રકારથી? શું લિંગ મોટું હોવાથી મોટા? કે કોઇ બીજા પ્રકારથી? વેદોમા–ઇંદ્ર, સૂર્ય, અગ્નિ, વાયુ, યમ, વરૂણાદિક દેવો વર્ણવેલા છે. તેથી આ બ્રહ્માદિક ત્રણ દેવો મોટામા મોટી સત્તાવાળા–જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના કરવાવાળા સર્વજ્ઞ તરીકે આખા વૈદિક મતમા મનાએલા છે છતા આદ્યના બે દેવો એક લિન્ગના માટે એક વરસ દિવસ સુધી ભાનવિના ભટકયા. તો આમા સત્ય શું? તે કાઇ અમો સમજી સકતા નથી.

---

( ૧ ) શિવના લગ્નમાં બ્રમ્હાની નાડીનું છુટી જવું.

**શિવપુરાણ** જ્ઞાનસંહિતા અધ્યાય ૧૬।૧૭। ૧૮ મા ( મ. મી. પૃ. ૩૫ )

" **મહાદેવજી** પોતાનું સ્વરૂપ તદ્દન કદ્રૂપ ( બેઢંગુ ) બનાવી જાણ લઇને **પરણવાને** ગયા. તેવુ કદ્રૂપ દેખીને પાર્વતીની માતાને ઘણું દુઃખ થયુ. ( આ ઠેકાણે શૃંગાર રસનુ પોષણ બે હદનુ કરેલું છે ) છેવટે વિવાહ થવા લાગ્યો તે વખતે પાર્વતીના પગના અંગુઠાનું રૂપ જોવાની સાથેજ બ્રમ્હાજી કામદેવનેજ વશ થઇ ગયા. એટલે પોતાનું વીર્ય નીકળી પડયું અને તેનાથી અઠયાસી ( ૮૮ ) હજાર ઋષિઓ ઉત્પન્ન થઇ ગયા. બ્રહ્માજીનું આ અયોગ્ય વર્તન દેખવાથી મહાદેવજીને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થઇ ગયો. ઇત્યાદિ "

**બ્રહ્મા** અનાદિના કહો, ચાહે સત્યયુગના કહો પણ તે દ્વાપરમા થએલા **મહાદેવજીની** જાણમાં કયાથી? આ વાતોની કિંમત બુદ્ધિવાન સત્યપુરૂષોમા થાય તેમ છે? વિચાર એ થાય છે કે આવા તદ્દન અયોગ્ય લેખો લખવાળા કેવા પ્રકારની બુદ્ધિવાળા હશે?

વળી આ લેખકે–**શિવ** પુ. જ્ઞાન સ. ના અધ્યાય ૧૮ મા શ્લોક ૬૨ થી ૬૫ મા એવું લખ્યું છે કે—

" મહાદેવજીએ લગ્ન વખતે આગ્નના ચાર ફેરા ફર્યા, તે વખતે પાર્વતીના અંગુઠાને દેખવાથી બ્રમ્હાનું વીય નીકળી પડયું, તેને પોતાના ખોળામા ગોપવીને રાખ્યું તેથી જણોઇવાળા **અસંખ્યાતા બટુકો** પેદા થઇ ગયા. તેમાં કછા-

વાળા અને **દંડ ધારેલા હજારો** હતા. તે બ્રહ્માને નમસ્કાર કરીને બ્રમ્હાની આગળ આવીને ઉભા થઇ ગયા. ઇત્યાદિ ”

બટુકો હતા એટલુજ નહી પણ હજારો તો દંડ, કછા સહિત હતા. એમ ચોક્કસ પણે લખીને બતાવ્યુ છે. તે લગ્નનો માડવો કે જેમાં અસખ્યાતા બટુકો પણ સમાઇ ગયા ? આવી આવી અનેક કલ્પિત વાતો–પુરાણકારો લખતા ગયા અને પોતાના નામો છુપાવી નિર્દોષ અને પવિત્રરૂપ વ્યાસજીને નામે પોતાના ગ્રથો ચઢાવી તેમને વૃથા કલકિત કર્તા ગયા છે. આ મારી ધારણાને સજ્જનો પણ માન્ય રાખશે એવી આશા છે.

કલમ પહેલીમાં વિશેષ જગતના કર્તા–બ્રમ્હા માનીએ તો દુનીયાના બધાએ ઘાટ તેમના જ્ઞાનથી અજાણ્યાં કેમ હોય ? એક નેત્ર માત્રથી પાર્વતીજીનો અગુઠો દેખવાથી એટલા બધા વિકલ બની ગયા કે એક વખતે ખલિત વીર્યથી અઠ્યાસી ( ૮૮ ) હજાર ઋષિઓ ઉત્પન્ન થયાનું બતાવ્યું એજ પુરાણવાળો ફરીથી અસખ્ય બટુકો ઉત્પન્ન થયાનું બતાવે છે. તો શું અઠયાસી હજારથી સંતોષ ન થવાથી અસખ્યાતા બટુકો લખીને બતાવ્યા કે ફરીથી નવા ઉત્પન્ન થએલા લખીને બતાવ્યા ? એ જરા વિચારવાની ભલામણ કરૂ છું.

( ૨ ) દેવોના પેટમાથી નીકલી શિવના વીર્યનુ સરોવર, તેના પાનથી પાર્વતીને **કાર્તિકેય.**

**મત્સ્ય પુરાણ** અધ્યાય ૧૫૭ મો. શ્લોક ૨૦ થી ૪૧ નો સાર. ( મ. મી પૃ. ૧૪૦ )

“**વીરભદ્રે** પાર્વતીને મનાવ્યા બન્ને ( શિવ–પાર્વતી ) એકાન્તમા ગયા દેવતાઓ દર્શન કરવાને આવ્યા. એકાન્તમા છે એમ કહી વીરભદ્રે પાછા કાઢયા. હવે એક **હજાર વર્ષ પછી** દેવોએ ખબર લેવા **અગ્નિને** મોકલ્યો, તે પોપટનું રૂપ ધરીને કોઇ છિદ્રમાથી અદર પેઠો, રમણ થઇ રહ્યુ હતું. પણ શિવ અને પોપટનો નજર મેલો થતા શિવે ક્રોધથી કહ્યુ કે તે જે મને વિઘ્ન કર્યું છે તે વિઘ્ન તારા ઉપર આવી પડશે ?

અગ્નિ–પોપટ તો અજલીથી શિવના **વીર્યનુ પાન** કરતો ગયો તે–**દેવતાઓના પેટમાં** પેઠતા પેટ ફોડીને બહાર નીકળ્યુ તેથી શકરના આશ્રમમા મોટા વિસ્તારવાળું ( સરોવર ) **તલાવ** રૂપે થયું

તેમાં તપાવેલા સોના જેવું પાણી છે, કમલો ફુલી રહ્યાં છે, પંખીઓ બોલી રહ્યાં છે. પાર્વતીને ખબર પડતા સખિઓ સાથે જલ કેલી કરવા ગયાં. કેલી કરી કમળો માથામાં ખોસી કીનારા પર જઈ બેઠાં. પાણી પીવાની ઇચ્છાથી ફરીથી પાર્વતી ગઇ તો, સ્નાન કરતી કૃત્તિકા જોઇ. વાર્તાલાપ થતા કૃત્તિકાએ કહ્યુ કે—આ પાણી પીતાં જે પુત્ર થાય તે મારા નામથી, પ્રસિદ્ધ કરે તો તને પાણી પીવા દઉં. પાણી પીધુ **ગર્ભ** રહ્યો, જમણી કુક્ષિ ફાડીને બહાર નીકળ્યો તે સૂર્યના જેવો દેદિપ્યમાન, શકિત અને શૂલ યુકત, છો સુખવાલો, અદ્‌ભુત, ઉત્પન્ન થયો. (આગળ અધ્યાય. ૧૫૮ માં નો સાર) હવે અગ્નિ દેવના વીર્યના પ્રભાવથી—ડાબી કુખ ફાડીને બીજું બાળક નીકળ્યું, પણ કૃત્તિકાએ તે બન્ને બાળકો જોડી દીધાં. તેથી વિશાખા, ષણ્મુખ, સ્કંદ, અને કાર્તિકેયના નામથી પ્રસિદ્ધ થયા—**ચૈતર સુદિ પાંચમના** દિવસે શરોના વનમા તે બન્ને બાળકો જન્મ્યાં અને તેજ દિવસે ભેગા કરી દેવામાં આવ્યાં. અને **બીજેજ** દિવસે (ચૈતર સુદિ દઠ્ઠને દિવસે) **બ્રહ્મા, ઇંદ્ર, સૂર્ય**, અને દેવતાઓએ મલીને કાર્તિકેય સ્વામીને **રાજ્યાભિષેક** કરી—ગંધ, પુષ્પ, ધૂપ, છત્ર, ચામર અને આભૂષણાદિકથી ભૂષેત કર્યા અને ઇંદ્રે "દેવસેના" નામની પોતાની **પુત્રીને** પણ ઘણા આડંબરથી પરણાવી દીધી. વિષ્ણુ ભગવાને શસ્ત્રો આપ્યાં. કુબેર ભંડારીએ—દશ લાખ યક્ષોને આપ્યા. અગ્નિદેવે—પોતાનું તેજ આપ્યુ ! વાયુદેવે વાહન આપ્યાં. ત્વષ્ટા દેવે (વિશ્વકર્માએ) કામદેવ જેવો કુકડો રમવાને આપ્યો ઇતિ મત્સ્ય પુ. ના કાર્તિકેય

---

(૩) વળી વિચિત્ર પ્રકારથી કાર્તિક સ્વામીની ઉત્પત્તિ.

**સ્કંદપુરાણ** ખંડ ૧ લો. પત્ર ૫૬ થી ૫૮, અધ્યાય ૨૭ મો. શ્લોકો ૧૧૦ નો કિંચિત્ સાર.

"પાર્વતીનો વિવાહ થયા પછી વિષ્ણુએ પર્વતોને પૂજ્યા, બ્રમ્હાને સાથે રાખી યથોચિત કર્યું. પછી ગંધમાદન પર્વતે શિવ પાર્વતીનો અદ્‌ભુત સંભોગ. તેમનાં વીર્યથી જગત્ નષ્ટ થતાં, બ્રહ્મા, દેવતાઓ ત્રાસ્યા. અગ્નિને બોલાવી શિવ મંદિરમાં મોકલ્યો. લઘુ સ્વરૂપથી પેશી તેણે ભીક્ષા માગી. ત્રિશૂલથી મારવા જતાં શિવજીને હઠાવી પાર્વતીજીએ ભીક્ષા આપી. તે ત્યાજ ખાઇ ગયો. એટલે પાર્વતીજીએ શાપ આપ્યો કે જા તું સર્વભક્ષી થઇશ ? અને વીર્યથી પીડાને પ્રાપ્ત થઇશ. પછી શિવના વીર્યનું ભક્ષણ કરી સ્વર્ગે જઇ બધી વાત તેણે બ્રમ્હાને તથા દેવતાઓને કહી બતાવી. **અગ્નિનો** ભક્ષ્ય બધા **દેવતાઓને**

પ્રાપ્ત થતા ગર્ભવાળા થએલા ચિંતાથી પીડિત થયા. પછી વિષ્ણુના શરણે જઇ કહેવા લાગ્યા કે હે ભગવાન્ ! તું અમારી રક્ષા કર ? વિષ્ણુએ શંકરના પુત્રથી નિર્ભય થવાનું બતાવ્યું. પછી બધાએ દેવોએ વિષ્ણુને આગળ કર્યા. બ્રમ્હા, ઋષિઓ પણ સાથે લીધા અને શિવની સ્તુતિ કરવા લાગ્યા બાદ મહાદેવજીએ વમન કરવાનુ કહ્યું. એકી સાથે વમન કરતાં તપેલા સોનાના જેવો એક મોટાપર્વત જેવો ઢગલો થયો. એક અગ્નિ વિના બધાએ દેવગણો સુખી થઇ ગયા. પછી અગ્નિએ કહ્યું કે હું શું કરવાથી સુખી થાઉ ? ત્યારે બધાએ દેવગણોને સાંભળતાં મહાદેવજી બોલ્યા કે–હે અગ્નિ ? તું એ વીર્ય યોનિમાં કાઢી નાખ. પછી અગ્નિ હસીને બોલ્યા કે તમારૂં જાજવલ્યમાન વીર્ય સાધારણ માણસો કેવી રીતે ધારણ કરી શકે ? પછી મહાદેવે કહ્યુ કે–માઘ માસમા તાપ લેનારના દેહમાં તેજ મૂકતો જજે. પછી તે અગ્નિ સવારમા તાપના રૂપે થતો, સ્નાનથી ધ્રુજતી કૃત્તિકાદિ સ્ત્રીઓ તાપ લેવા બેસતી, તેમના શરીરમા રોમકુપોમા પરમાણુઓના સ્વરૂપથી પ્રવેશ કરી વીર્ય વિનાનો થઇ સુખી થયો. પણ ઋષિ પત્નીઓ પતિના શાપથી બે ચરીઓ બની ગઇ, આ વ્યભિચારથી દુઃખીનીઓએ તે વીર્ય હિમગીરિની પાછળ જઇ કાઢી નાખ્યું અને વાંસડાઓમાં ગુંડાલી ગંગામા નાખ્યું. તેનું ષણ્મુખ ( કાર્તિકેય ) બાળક થએલું જાણી દેવતાઓ ખુસી થયા. આ બાલક જન્મ્યો કે તુરતજ પાર્વતીના સ્તનોમાંથી દૂધ ઝરવા લાગ્યું. પાર્વતીજીએ મહાદેવજીને કારણ તપાસવાનું કહ્યું પણ, પોતે સર્વજ્ઞ હોવા છતા અજ્ઞ જેવા થઇ ગયા. એટલામા નારદે આવીને કાર્ત્તિકેય પુત્ર થયાની વધામણી આપી. પછી મોટી ધામધુમથી તે બાળકને જોવા ચાલ્યા. બ્રહ્મા, વિષ્ણુ, દેવગણો અને ગંધર્વો પોતપોતાના વાહન ઉપરથી ઉતર્યા. કોઇએ દંડવત્ કર્યા. કોઇએ માથું નમાવ્યું, પછી શાન્તિપાઠ થયા. શિવ પાર્વતી પણ બળદ ઉપરથી ઉતર્યા. શિવ ભેટયા પાર્વતીએ સ્તનપાન કરાવ્યું. આ પ્રમાણે કાર્તિકેય સ્વામીની ઉત્પત્તિ બતાવેલી છે. ॥ ઇતિ સ્કંદપુ. ના કાતિકેય. ॥

---

કલમ બીજી–મત્સ્ય પુરાણના કાર્તિકેય–શિવપાર્વતીનુ. એકાન્ત કહી વીરભદ્રે દર્શનના માટે આવેલા દેવતાઓને પાછા કાઢયા. એક હજાર વર્ષ વીત્યા પછી દેવોએ અગ્નિ દેવને તપાસવા શિવ પાસે મોકલ્યો, વિઘ્નોને દૂર કરી તેણે પીધેલું શિવવીર્ય દેવતાઓના પેટમાં પેઠું " अग्नि मुखा देवाः " ( કેમકે અગ્નિ છે તે દેવતાઓનુ મુખ છે) તે દેવતાઓના પેટને ફોડી બહાર નીકળ્યું અને શિવનાજ આશ્રમ આગળ જઇ તે વીર્યનું મોટું સરોવર બની ગયું. તેમાં પાર્વતીનું સ્નાન

અને તેનું પાન કરતા રહેલો ગર્ભ, તે જમણી કુક્ષિને ફોડીને બહાર નીકળ્યો. અગ્નિ દેવના પ્રભાવથી બીજું બાલક ડાબી કુક્ષિને ફોડીને બહાર નીકળ્યું **કૃતિકાએ** બંનેને જોડી દીધા તેથા તે **કાર્તિકેય**ના નામથી પ્રસિદ્ધ થયો.

---

કલસ ત્રિજીમાં—**સ્કંદ**પુરાણવાળો જણાવે છે કે-પર્વત ઉપર શિવ-પાર્વતીનો ભોગ થતા, જગત નષ્ટ થતુ જોઇ, દેવોએ **અગ્નિ** દેવને ત્યા મોકલ્યો. તે અનેક આફતોથી બચીને **શિવના વીર્યને** ભક્ષણ કરી ગયો તે વીર્ય બધા **દેવતાઓ**ને પ્રાપ્ત થતાં **ગર્ભવાળા** થઇ ગયા. રોગી વૈદ્યને યાદ કરે તેમ દેવોએ વિષ્ણુને સંભાર્યા. વિષ્ણુએ તેમની ચિંત્યા દૂર કરવા શંકર દેવને બતાવ્યા. એટલે બધા-દેવો શંકરની પાસે ગયા. શંકરે વમન કરાવી દેવતાઓને સુખી કરી દીધા, માત્ર **અગ્નિ** દેવજ દુઃખી રહ્યો, તે પણ શિવની સૂચનાથી તાપણી રૂપે થયો. તાપ લેવાવાળી ઋષિપત્નીઓના અંગમાં શિવ વીર્યનો પ્રવેશ કરાવી દઇને નિર્ભય થઇ ગયો. પણ **ઋષિપત્નીઓ** પતિના શાપથી ખેચરીઓ બની ગઇ. તે પોતાના પાપને દૂર કરવા હેમગીરિની પાછળ જઇને **તે વીર્યનુ વમન** કરી વાસડાઓ-મા ગુંડાલી ગંગાજીમા પધરાવી દીધુ, એટલે **તેમાંથી ષણ્મુખ** કાર્તિકેય રૂપથી ઉત્પન્ન થયો. આમાં બીજો બધો વિચાર મૂલના લેખોથી મેળવીને વિચાર કર-વાની ભલામણ કરૂં છુ.

---

## ( ૪ ) હાથના મેલથી અને પરમેષ્ઠિના મુખથી ગણેશ ઉત્પન્ન થયા.

**શિવપુરાણ** જ્ઞાનસંહિતા. અધ્યાય ૩૨ । ૩૩ માં ( મ. મી. પૃ. ૩૩ )

" પાર્વતીએ પોતાના હાથના **મેલથી ગણેશ** ઉત્પન્ન કર્યો. દરવાજા ઉપર બેસાડી પોતે સ્નાન કરવાને બેઠી. મહાદેવજી ભિત્તરમાં જાવા લાગ્યા ત્યારે ગણેશજીએ રોકયા. જબરજસ્તીથી પેશવા લાગ્યા ત્યારે ધકકા મારીને બહાર કાઢયા. પછી મહાદેવજીએ પોતાના ગણને લડવા મોકલ્યા, તેમને પણ ભગાવ્યા. પાછા ગણને લઇ પોતે સાથે ગયા તો પણ ગણેશજીથી ફાવ્યા નહિ, ત્યારે **બ્રહ્મા**, વિષ્ણુ અને ઈંદ્રાદિક બધાને લઇને મહાદેવજી લઢવાને ચઢયા, પણ ગણેશજીએ પરીઘ લઇને **મહાદેવજીની કમર** ( કેડ ) ભાંગી નાખી, એટલે બધાએ દેવો નાશી છુટયા. છેવટે વિષ્ણુના છલથી મહાદેવજીએ ત્રિશૂલથી માથુ કાપી નાખ્યું.

આગળ—મ મી. પૃ. ૧૧૪ માંની ટીપનીમા વિશેષ જુઓ.

" આ શિવ **પુરાણમાં ગણેશજીની** ઉત્પતિ પાર્વતીના હાથના મેલથી

લખીને બતાવી છે. પરન્તુ **વરાહ પુરાણના** અધ્યાય ૨૨ માં એવુ લખ્યું છે કે-ગણેશજી **પરમેષ્ઠિના મુખથી** ઉત્પન્ન થયા અને તેનુ રૂપ દેખીને **પાર્વતીજી મોહિત** થઇ ગયાં. તેથી કોપાયમાન થએલા મહાદેવજીએ ગણેશ-રૂપ છોકરાને શાપ આપ્યો. ઇત્યાદિ. ”

---

**આમા જરા વિચાર**-હાથના મેલથી ગણેશજી ઉત્પન્ન થયા તે વિચારવા જેવું છે. તેથી વિશેષ વિચારવાનું. ઘરમાં પેસતાં પોતાના પિતા મહાદેવજીને ધક્કા મારી બહાર કાઢવાનુ છે. વળી વિશેષ વિચારવાનું એ છે કે-ત્રિજી વખતે જગત્‌ના કર્તા **બ્રહ્માદિ દેવોને** લઇને ચઢયા ત્યારે ગણેશજીની ભોગલથી મહાદેવજીએ પોતાની કમર તોડાવી અને બ્રહ્માદિક ભૂઠા પડીને ભાગી ગયા. આ જગોપર વિચાર કરવાનો કે-બ્રહ્માદિક દેવોએ શું એટલો પણ વિચાર નહિ કર્યો હોય કે આ મેલ માત્રથી ઉત્પન્ન થએલા ગણેશજીથી આપણે ફાવીશુ કે નહિ ? આ બધો વિચાર કરીને જોતાં ગણેશજીનો કે મહાદેવજીનો તેમજ બ્રહ્મા વિષ્ણુ દેવોનો ખરો પત્તો મેળવી શકાય તેમ છે ? વિચાર કરીને જુવો. ॥

નીચેના બીજા ફકરામાં-**વરાહપુરાણ**વાળાએ-**પરમેષ્ટિના મુખથી જે ગણેશજીની ઉત્પત્તિ** બતાવી છે. તેમા અમારૂં અનુમાન-જૈનોમા નમસ્કાર મહામંત્રને મહામંગલરૂપ ગણવામા આવેલો છે. તે **નમસ્કારને પંચપરમેષ્ટિની સંજ્ઞા** જૈનોમા જાહેર છે. તે સિવાય ચોવીશ તીર્થકરોમા-પહેલા **ऋષભદેવ**, સોલમા **શાંન્તિ**નાથ, બાવીશમા **નેમ**નાથ, ત્રેવીશમા **પાર્શ્વ**નાથ અનેચોવીશમા **મહાવીર**સ્વામી. એ પાંચ તીર્થંકરોને પણ પરમેષ્ટિની સંજ્ઞા અપાએલી છે. એ પાચ તીર્થંકરોની સ્થાપના તે પચતીર્થીના નામથી ઓળખાય છે. આ મહા મંગલિક રૂપની વાતને લક્ષમાં રાખી **વરાહપુરાણ**વાળાએ પરમેષ્ટિના મુખથી **ગણેશજીની** ઉત્પત્તિ કલ્પી કાઢી હોય. આગળ જાતાં તેનું સ્વરૂપ બગાડવા પાર્વતીજી મોહિ પડયાનું કલંક ખોસી ઘાલ્યું છે. આ મારૂ અનુમાન સત્યના શોધકોને અયોગ્ય નહિ લાગે એમ મારૂં ધારવું છે ?

---

( ૫ ) મહાદેવજીને-**છોકરો**, પાર્વતીજીને-**છોકરી**.

**ભવિષ્ય પુરાણ**. ઊત્તરાર્ધ અધ્યાય ૧૨૪ મો. ( શં. ૩૬૪ પૃ. ૫૩ )

“ એક સમયે મહાદેવજી અને પાર્વતીજીને એક ખાટલા ઉપર કામક્રીડા

કરતાં દિવ્ય ૧૦૦૦ વર્ષ વ્યતીત થઇ ગયાં. જ્યારે બન્ને જુદા પડયાં ત્યારે તેજ વખતે પાર્વતીજીથી એક છોકરી, અને મહાદેવજીથી એક પુરૂષ પેદા થઇ ગયાં. શું આ વાત માનવા લાયક છે ? ”

---

આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ. ૩ ઉપર એવું જણાવવામાં આવ્યુ છે કે-મનુષ્ય લોકની ગણત્રી પ્રમાણે-ચાર અબજ અને બત્રીશ હજાર વર્ષ થાય ત્યારે બ્રહ્મ દેવનો એક દિવસ થાય.

જો એ બ્રહ્મદિવસને દિવ્ય દિવસ ગણવામાં આવતો હોયતો, તેવા એક દિવ્ય વર્ષનાં વર્ષોની ગણત્રી કરવી મહા કઠીન થઇ પડે, તો પછી દિવ્ય હજાર વર્ષના વર્ષોની ગણત્રી કેવી રીતે થઇ શકે ? બાકી કોઇ તેવા પ્રકારનું અનુમાન કરવાને તેમ લખતાં હરક્ત કરી શકાય નહિ.

આમાં વિચાર એટલોજ કે-બ્રહ્મનાં સો વર્ષ પુરા થતાં બ્રહ્માનો અને તેની સૃષ્ટિનો નાશ થવાનુ તેમાં લખીને બતાવ્યું છે. ત્યારે શું દશ સૃષ્ટિઓનો નાશ થતા સુધી શિવ અને પાર્વતી ભોગમાં પડી રહેલાં માનવાં ? તેમાં બીજું આશ્ચર્ય એ પણ છે કે-જુદા પડતાની સાથે પાર્વતીને પુત્રી અને મહાદેવજીને પુત્ર થઇ ગયાં. આ લેખ લખનારની બુદ્ધિ કેટલી બધી નિર્મળ માનવી ?

---

(૬) શિવનાં નેત્ર ઢાંકતાં પાર્વતીના હાથથી **અંધકપુત્ર.**

**શિવપુરાણ.** ધર્મસંહિતા અધ્યાય ૪ થી ૬ સુધી.

“ પાર્વતીએ પર્વત ઉપર બેઠેલા શિવનાં નેત્ર પ્રેમથી ઢાંકયાં અને અંધકાર છવાયો. શિવજીના હાથના સ્પર્શથી પાર્વતીજીના હાથમાથી મદજલ ( વીર્ય ) ઝરવા લાગ્યું, અને ઢાંકેલા નેત્રની અગ્નિથી વિશેષ ઝર્યું. તેથી હાથના અગ્રભાગમાં ગર્ભરૂપે થયું. આ થએલો ગર્ભ **ગણેશનો** પણ **નાશ** કરવાવાળો થયો. તે ગર્ભ એવા સ્વરૂપનો હતો કે-ક્રોધથી ધમધમાટવાળો, દાઢીમૂછો યુકત, કાલો ભમર, મહાડરામણો, કેશયુક્ત ત્વરૂપજટીલ જેવો, ગાયે, રોવે, હસે, જીભ કાઢે અને બરાડા પણ પાડે. તેવા સ્વરૂપનો પેદા થયો. આ અદ્‌ભુત સ્વરૂપનો પુત્ર જોઇ, **શિવજી** હસીને પાર્વતીજીને કહેવા લાગ્યા કે હે ભાર્યે ! તેં મારાં નેત્ર ઢાંકીને આ અકાર્ય શું કર્યું ? અને તું મારાથી ભયભીત કેમ થાય છે ? પાર્વતીજીએ હસીને નેત્ર ઉઘાડી દીધાં, એટલે પ્રકાશ થયો. પેલો **પુત્ર અંધ-**

**કારમાં** ઉત્પન્ન થયો તેથી **અંધકજ** રહ્યો. આ વિકરાળ સ્વરૂપ દેખીને પાર્વતીએ શિવને પૂછ્યું કે–આ કોણ છે ? અને કયા નિમિત્તથી પેદા થયો ? અને કોને પેદા કર્યો ? અને એ કોનો પુત્ર છે ? પછી શિવજીએ કહ્યું કે–એ તો અદ્ભુત કર્મ ચંડાળ છે, તેં મારા નેત્ર ઢાકયા તેથી અંધકાર થયો, અને હાથના મદ જલથી એ ઉત્પન્ન થઇ ગયો. એનુ નામ **અંધકજ** પડશે.

વાસ્તવિકપણે તો એ મારાથીજ ઉત્પન્ન થએલો છે. ઇત્યાદિક ઘણું લખાણ લખેલુ છે. છેવટમા **અંધક** અને **શિવનું** મોટુ **યુદ્ધ** થએલુ બતાવેલુ છે, તેમાં બ્રહ્મા, વિષ્ણુ આદિ બધાએ દેવો કુટાયાનો ખ્યાલ આપેલો છે.

---

### અનેક સંકટોમાથી **વિષ્ણુએ શંકરને છોડાવ્યા.**

( ૭ ) અંધકદૈત્યના દુઃખથી શિવે સૂર્યને સ્તવ્યા. **પદ્મપુરાણ–પ્રથમ** સૃષ્ટિ ખંડ. અધ્યાય ૪૬ મો. પત્ર ૧૪૬ ( મ. મી. પૃ. ૭૨ )

" **અંધક** દૈત્યની સાથે મહાદેવનુ યુદ્ધ થયુ. દૈત્યે ગદા મારી મહાદેવજી મૂર્છિત થઇને પડયા. પછી સાવચેત થઇ, પરશુ લઇ મારવાને દોડયા પણ તે દૈત્યે તામસી માયા ફેલાવી તેથી તે દેખાઇ શકયો નહિ. પછી સર્વ દેવતાઓ અને મહાદેવજી ભેગા મલીને સૂર્યની સ્તુતિ કરવા લાગ્યા. છેવટે સૂર્યના તરફથી એવો ઉત્તર મળ્યો કે એ પાપીનો ત્રિશૂલથી નાશ કર ? ઇત્યાદિ. "

---

( ૮ ) શિવને–**અંધક** દૈત્યનુ દુઃખ વિષ્ણુથી ગયું.

**મત્સ્યપુરાણ.** અધ્યાય ૧૭૮ મો. શ્લો ૩૪ થી ( મ. મી. પૃ. ૧૪૫ )

" **અંધક** નામના દૈત્યની સાથે મહાદેવજીની ભારે લડાઇ થઇ. તે લડાઇમાથા ભાગીને મહાદેવે વિષ્ણુનું શરણુ લીધું. વિષ્ણુએ **શુષ્ક રેવતીને** ઉત્પન્ન કરી. તેને બધાએ અંધક દૈત્યોનું લોહી પીવા માડયું. જેમ જેમ તે લોહી પીતી જાય તેમ તેમ શુકી બનતી જાય, એવી રીતે કૃષ્ણ ભગવાને બધા અંધક દૈત્યોનો નાશ કરાવ્યો. પણ જે મુખ્ય અંધક દૈત્ય હતો તેને વિષ્ણુ ભગવાને પકડીને ત્રિશૂલાગ્રે પરોવી દીધો. ત્યાર પછી શંકર ભગવાન ખુશી થયા. ઇત્યાદિ. "

---

**શિવપુ૦** ધર્મસહિતાના **અંધકનો વિચાર**–પાર્વતીએ નેત્ર ઢાકયા હતાં પણ સૂર્યને ઢાંકયો ન હતો તો પછી અંધકાર કયાથી ? હાથના અગ્રભાગથી પુત્ર

બહાર કેવી રીતે આવ્યો ? વળી તેનું અન્યાયથી ભરેલું વિકરાળ સ્વરૂપ હોવા છતાં પાર્વતીને પુત્રની ખબર ન પડી, તેથી પ્રશ્ન કર્યાં-એ કોણ ? કયા નિમિત્તથી ? કોણે પેદા કર્યો ? શિવે કર્મચંડાલાદિક કહી ઉત્તરો આપી દીધા. આ અંધકની સાથે મોટું યુદ્ધ થતાં સાથમાં રહેલા બ્રહ્માદિ દેવો પણ કુટાયા. **પદ્મપુરાણ**વાળો કહે છે કે-**અંધકે** ગદાનો પ્રહાર કરી મહાદેવજીને મૂર્છિત કર્યા, સચેત થઇ તેની પાછળ દોડતાં તેને જોઇ ન શકયા. બધા દેવોએ મલી, સૂર્યની સ્તુતિ કરી ત્યારે સૂર્યે ત્રિશૂલથી મારવાનું બતાવ્યું. શું સર્વજ્ઞરૂપ મહાદેવજીને ન સુજ્યુ ?

વળી **મત્સ્યપુરાણ**વાળો કહે છે કે-યુદ્ધમાંથી નાશી જઇને-મહાદેવે વિષ્ણુનું શરણ લીધું. વિષ્ણુએ શુષ્ક રેવતી ઉત્પન્ન કરી, બધા અંધક દૈત્યોનું લોહિ પીવડાવ્યું. ઇત્યાદિ વિચારી જુઓ—

શિવપુ૦ અને **પદ્મ**પુરાણથી પાર્વતીની અંગુલીના અગ્રભાગથી ઉત્પન્ન થએલો **અંધક** એકજ માલમ પડે છે, પણ આ **મત્સ્ય**પુરાણથી તો અંધક દૈત્યોનુ મોટું ટોળું માલમ પડે છે ?

જો બ્રહ્માદિક ત્રણે દેવોને બધા દેવોથી મોટા જ્ઞાની અને મોટી સત્તાવાળા માનીએ તો-પાર્વતીના હાથના મેલથી ઉત્પન્ન થએલા એક ગણેશ માત્રથી અને અંગુલીના ટેરવા માત્રથી ઉત્પન્ન થએલા એક અંધક માત્રથી તેઓ માર ખાઇને નાશતા, ભાગતા, કેમ ફર્યા ? શું આ બધું. લખાણ સત્ય રૂપનું હશે કે કલ્પિત ? અથવા કોઇ કથામાનો ભાગ લઇ ઉંધી, છતી કલ્પના કરેલી હોય તો તે અમારી જાણની બહારની હશે. માટે વાચકોએ તપાસ કરવી. બાકી ત્રણે પુરાણકારોના લેખો ગણેશ સંબંધના, અંધક સંબંધના કે બ્રહ્માદિ ત્રણે દેવોના સંબધના સત્યની પ્રતીતિ કરાવી શકે તેમ નથી. તો પછી આ ત્રણે દેવોની પ્રતીતિ કયાંથી મેલવવી ?

---

## ( ૧ ) મોહિની રૂપ વિષ્ણુમાં-મહાદેવની લંપટતા.

**ભાગવત-સ્કંધ ૮ મો. અધ્યાય ૧૨ મો. મોહીનીનું સ્વરૂપ.**

“ શિવજીએ સાંભળ્યું કે વિષ્ણુએ મોહિનીનું સ્વરૂપ ધારણ કરી દૈત્યોને ઠગ્યા અને અમૃત લઇ દેવતાઓને પાઇ દીધું. તે રૂપ જોવાને મહાદેવજી પાર્વતીને, પોતાના ગણોને, સાથે લઇ વિષ્ણુની પાસે આવ્યા. શિવજીએ ઘણી સ્તુતિ કરીને કહ્યું કે તમોને જોવાની ઇચ્છા છે, માટે તે મોહનીનું સ્વરૂપ અમને બતાવો. વિષ્ણુએ કહ્યુ કે તમોને જોવાની જો કે ઇચ્છા છે પણ કામના વશ થઇ જશો,

એટલું કહીને અદૃશ્ય થઇ ગયા. કેટલોક વખત ગયા પછી, એક પ્રફુલ્લિત વનમા–અત્યંત સુંદરાકાર એક સ્ત્રીને જોઇ ( આ ઠેકાણે મર્યાદા વિનાનો શ્રૃંગાર રસ અત્યંત પોસ્યો છે ) **તે મોહનીના કટાક્ષથી શિવજી** એવા તો **વિકળ** થઇ ગયા કે બધાએ પરિવારને તદ્દન ભૂલી જઇ તેની પાછળ દોડયા. મોહની દડો ઉછાલતી ચાલી, તે દડો વેગળે જઇને પડયો. લેવા જતા વસ્ત્રરહિત થઇ, સામાસામી જોતાની સાથેજ શિવજીતો જ્ઞાન શૂન્યજ બની ગયા અને તેની પાછળ દોડયા. તે મોહની જાણી જોઇને શિવજીના હાથે પકડાઇ અને હાથ છોડાવીને ચાલતી થઇ, તે વખતે અતિ કામાતુરતાથી મહાદેવજીનું **વીર્ય નીકળી પડયું**. આ વર્ણનમા–શિવનું અને મોહનીનું સ્વરૂપ એવુ તો મર્યાદાહીન ચિત્ર્યુ છે કે સજ્જનોને તો નીચું ઘલાવે તેવુંજ છે. ”

( આ મોહનીનું સ્વરૂપ શંકાકોપ શંકા ૪૦ પૃ. ૬ ઠામાં રસયુકત લખ્યું છે તે જોવાની ભલામણ કરૂ છું. )

---

પ્રથમ વિષ્ણુએ મોહનીનું રૂપ ધરીને દૈત્યોને કેવી રીતે ઠગ્યા તેનું સ્વરૂપ પણ આ પ્રસંગે કિંચિત્ જાણવું જોઇએ તેથી લખી બતાવું છું.

( ૨ ) વિષ્ણુએ મોહનીનુ સ્વરૂપ ધરીને દૈત્યોને ઠગ્યા–**પદ્મપુરાણ** પ્રથમ સૃષ્ટિ ખંડ. અધ્યાય ૪ શ્લો ૭૩ થી ૭૬

“ વિષ્ણુએ કપટથી સ્ત્રીનું સ્વરૂપ ધર્યું. પછી દૈત્યોને મોહિત કરીને કહ્યું કે હું તમારા ઘરમા રહીશ. તે દૈત્યોએ અદ્ભુત રૂપવાળી સ્ત્રીના લોભથી તણાઇને અમૃત આપ્યુ, તે અમૃત લઇ દેવતાઓને આપી પોતે મોહિની ચાલતી થઇ. ”

---

આમાં મારો વિચાર :—

સામાન્ય પ્રતિષ્ઠિત પુરુષ પણ જુઠનું કે ઠગાઇનું કાર્ય કરતાં ખંચાય. સત્પુરૂષો તો પ્રાણાન્તે પણ અયોગ્ય કાર્ય કરતા નથી. વિષ્ણુતો વૈદિકમતની માન્યતા પ્રમાણે અનાદિના ભગવાન છે તો પછી ઉપરના બન્ને લેખો પ્રમાણે વિષ્ણુ ભગવાને કરેલું કાર્ય યોગ્ય હતું એમ આપણાથી માની શકાય તેમ છે ?

આ લેખકોએ ન જાણે કયા વિચારથી લખ્યું હશે, તેનો વિચાર તો મોટા પંડિતોજ યથાર્થ કરે ?

---

( ૩ ) શિવ નમન કરી પગે પડયા, તોપણ પાર્વતી ન રહ્યા.

**મત્સ્યપુરાણ** અધ્યાય ૧૫૪ મો. ( મ. મી. પૃ. ૧૩૯ )

" મહાદેવે પાર્વતીને કૃષ્ણા કહી, તેથી તેણે રીસ ચઢી ને નીકળી જવા લાગી, શિવે ઘણી સમજાવા. છેવટે નમસ્કાર કર્યો સૂર્યના સામે હાથ જોડીને પણ ઘણી ખુશામત કરી. પણ કોઇ વાત માની નહિ. અને ગૌરત્વ મેળવવાને માટે તપ કરવા નીકળી પડી. "

---

( ૪ ) સ્ત્રિના મરણથી શિવજી શોકાતુર.

**પદ્મપુરાણ.** પ્રથમ સૃષ્ટિ ખંડ. દક્ષ યજ્ઞ વિધ્વંશ નામક અધ્યાય પાચમો. પત્ર ૧૧ મું. શ્લો. ૯૦ થી ૯૫ મા ( મત મીમાસા. પૃ. ૭૦ થી ) " સતી નામની પોતાની સ્ત્રીનું મરણ થવાથી મહાદેવજી શોકાતુર થયા. હા મારી સ્ત્રી કયા ગઇ ? પછી નારદજીએ તે સ્ત્રીની ખબર આપી કે ફલાણા ઠેકાણે છે. ત્યાર બાદ મહાદેવજીનું ચિત્ત ઠેકાણે આવ્યુ ઇત્યાદિ.

આ લેખમા મારૂ અનુમાન.

આ **પદ્મપુરાણમા** જે મહાદેવની સ્ત્રીનો વિયોગ કલ્પ્યો છે તે જૈનોના પહેલા તીર્થંકરે બોધી મેળવ્યા પછી પૂર્વ કાળમા બાર ( ૧૨ ) ભવ કર્યા પછી

તેરમા ભવે આ અવસર્પીણીના કાળમા પહેલા તીર્થંકર **ઋષભદેવ** પણે થયા છે. પૂર્વે તેમનો પાંચમો ભવ **લલિતાંગ** નામના દેવ ભવનો થયો છે, તેમની દેવી સ્વયપ્રભાના ચ્યવનથી આ બનાવ બનેલો છે, તેનો સબંધ ઉંધો છતો કલ્પી આ પુરાણકારે ગોઠવેલો હોય એવું મારૂં અનુમાન છે. કેમકે જે દક્ષનો યજ્ઞ પુરાણકારોએ લખ્યો છે તે પણ ઋષભદેવના અધિકારમાથી ઉંધી છત્તી કલ્પનાઓ કરી હોય એવું પણ મારૂ અનુમાન છે, તે પંડિતોએ વિચારવાનું છે.

કેમકે આજ પુરાણકારે–શિવ પાર્વતીની ઉત્પત્તિ બ્રમ્હાના ક્રોધથી થએલી બતાવી છે અને તે લેખ અમોએ આ ગ્રંથમા આપેલો છે તે જુવો. અને ઋષભદેવના પૂર્વ ભવનું વ્રતાત આપતા–લલિતાગ દેવનો ટુક વૃર્ત્તાંત પણ અમોએ આપેલો છે તે જુવો અને વિશેષ જૈન ગ્રંથાતરોથી જોવાની ભલામણ કરૂ છુ ॥

આ **પદ્મપુરાણના** મહાદેવની કથામા–જૈનોના ઋષભદેવજીની કથાના એક વિભાગનો આભાસ તે નીચે પ્રમાણેઃ—

અત્યંત પ્રાચીન કાળમા ઋષભદેવનો જીવ–સમ્યકત્વની પ્રાપ્તિ થયા પછી તેરમા ભવે મોક્ષે ગયા છે. તેમાનો પાચમો ભવ **લલિતાંગ** દેવ અને **સ્વયંપ્રભા** દેવીના સબધવાળો થયો છે. દેવતાઓના આયુષ્યથી દેવીઓનુ આયુષ્ય અધું હોય છે, તેથી તે દેવી ત્યાથી ચ્યવીને એક નિર્ધન બ્રામ્હણને ત્યા સાતમી પુત્રી પણે ઉત્પન્ન થઇ છે.

યોગ્ય વયે ભૂખી અને તરસી અતિ દુ:ખિની વનમા લાકડા લેવા ગયેલી ત્યા કોઇ ગુરૂના ઉપદેશથી અનશન (ખાવા પીવાનુ બધ) કરી સુતી છે આ તરફ લલિતાગ દેવ, દેવીના વિરહથી વિહ્વલ થતા તેના પૂર્વ ભવના મિત્રદેવે પોતાના અવધિજ્ઞાનથી તે દેવીનુ સ્વરૂપ જાણીને લલિતાગને જણાવીને કહ્યુ કે તારી સ્વયપ્રભા દેવીનો જીવ જે અનશન કરીને પડી છે તેને તારૂ દિવ્ય સ્વરૂપ જઇને બતાવે તો તે **નિદાનપૂર્વક** (મને આવતા ભવે ફલાણાનો સંબધ થાય) મરણ પામતા તપના પ્રભાવથી ફરીથા દેવ લોકમા ઉત્પન્ન થતા તારા સબધવાળી થાય. આવા પ્રકારથી ઋષભદેવના જીવને લલિતાંગપણાના પાચમા ભવે, તે સ્વયપ્રભા દેવીનો ફરીથી સબંધ થયો છે.

આ અવસર્પિણીમા પહેલવહેલો ધર્મ બતાવનાર તે ઋષભદેવજ છે. તેમના પૂર્વભવોના સંબંધે બનેલી પ્રાચીનમાની પ્રાચીન આ કથા છે. પુરાણકારે મહાદેવના સંબધમા એવા સ્વરૂપમા લખી કે– 'સતી સ્ત્રીના મરણથી મહાદેવજી શોકાતુર થયા એટલે નારદજીએ ઠામ ઠેકાણુ બતાવી મહાદેવજીનુ ચિત્ત ઠેકાણે આણ્યું."

આમાં જરા વિચાર—**મહાદેવજી દ્વાપરમાં** થયાનું પુરાણકારો બતાવે છે. છતાં તેમનો ખરો પત્તો આજ સુધી પુરાણોથી પણ મળી શકતો નથી. છતાં આ **પદ્મપુરાણ** વાળાએ પાર્વતીના ઠેકાણે મહાદેવજીની સતી સ્ત્રી બતાવી પણ **વરાહ** પુરાણવાળાએ **પરમેષ્ટિના મુખથા** ગણેશજીની ઉત્પત્તિ બતાવી પાર્વતીજીને તેનામા મોહિત થએલા બતાવી અસતીપણાનો દોષ આરોપેલો છે. વળી એક લેખથી ગણેશજી પાર્વતીના પુત્રપણાથી પણ પ્રસિદ્ધ થયા છે. તેથી પુત્રમા મોહિત થયાનુ કેમ સભવે ?

**સ્કંદપુરાણ**વાળાએ જણાવ્યુ હતું કે–દક્ષ પ્રજાપતિએ પોતાના જમાઇ મહાદેવજીને અકુલીનતાદિક અનેક દોષોનો આરોપ મુકી પોતાના યજ્ઞમા બોલાવ્યા ન હતા, તેથી પાર્વતીજી સમાધાન કરવા પિતાની પાસે ગયાં, પણ અપમાન

પામી પાછા આવીને બળી મર્યા અને મહાદેવજીની સાથે ફરીથી સંબંધવાળાં થયાં.

**શિવપુરાણવાળાએ** જણાવ્યું છે કે—પાર્વતીના તપના ઠેકાણે મહાદેવજી જટીલ રૂપ ધરીને ગયા અને પૂછયું કે તું તપ શા માટે કરે છે? પાર્વતીએ સખિથી ઉત્તર અપાવ્યો કે મહાદેવજીને પતિ કરવા.

**ગણેશપુરાણનો** લેખ જોતા—પાર્વતીજીએ મહાદેવજીને પુછયું કે આપ આ મુંડમાળા શા માટે ધારણ કરો છો? ત્યારે મહાદેવજીએ ઉત્તર આપ્યો કે જ્યારે જ્યારે તું મરી જતી ત્યારે તારાં મસ્તક કાપી કાપીને આ મુંડમાળામા પરોવુ છુ.

આ બધી વાતોમાંની કઇ વાત ગ્રહણ કરવાને લાયક છે?

જૈન અને વૈદિકના ગ્રંથો સિવાય બીજો આધાર કયાંથી લાવવો? આ બધી વાતો કયે ઠેકાણેથી ગ્રહણ કરી ઉંધું છતું કર્યું? તેનો પણ ખ્યાલ કરવાની ભલામણ કરૂં છુ. હુ બધું લખી લખીને કયાસુધી બતાવી શકવાનો છું? આથી વધારે લખીને શું બતાવું?

---

(૫) પરસ્ત્રીના લંપટી, તો પણ મહાદેવ? તે કયા ગુણથી?

**પદ્મપુરાણ.** પ્રથમ સૃષ્ટિ ખંડ. અધ્યાય ૪૪ મો. પત્ર ૧૩૭ શ્લો. ૩૨થી

“ વીરભદ્રને પાર્વતીજીએ કહ્યું કે હું ગૌરીત્ત્વ પ્રાપ્ત કરવા તપ કરીશ. મહાદેવજી લપટ છે. તેમની પાસે કોઇ સ્ત્રીને આવવા દઇશ નહિ. આગળ એજ અધ્યાયના શ્લો. ૬૪ થી જુવો.

આડી નામનો દૈત્ય પાર્વતીનુ સ્વરૂપ ધારણ કરીને મહાદેવજીની પાસે ગયો, શિવજી ઘણા ખુશી થઇને ભેટયા. છેવટે બોલ્યા કે તૂં આવી તો ઘણું સારૂં થયું. તારા વિના મને ત્રણુ લોક શૂન્ય દેખાય છે. ઇત્યાદિ. ( મત મીમાંસા પૃ ૭૧ થી )

આમાં જરા વિચાર—મોટામા મોટા દેવ મહાદેવ, તેમને તેમની સ્ત્રી પાર્વતીજી લંપટ બતાવી રહ્યાં છે? કોઇ પૂછે કે મોટા શ્યાથી? કત્રિંમ સ્ત્રીને જાણી શકયા નહી તેથી?

**સ્કંદપુરાણવાળાએ**—સૃષ્ટિની આદ્યમા જગત્ સર્જવાની ઇચ્છા થતા જેમના જમણા—ડાબા અંગથી બ્રહ્મા અને વિષ્ણુ ઉત્પન્ન થએલા બતાવ્યા છે. સ્કંદપુરાણ એકાશીહજાર શ્લોકના પ્રમાણવાળું મહાભારત જેટલું છે, તેમાં બતા-

વેલા આ મહાદેવને જ્ઞાન કેટલું બધું હોવુ જોઈએ ? છતાં પાર્વતીનું રૂપ ધરીને આવેલા દૈત્યને ઓળખી ન શકયા ? આ બધુ તર્કટ કયાથી ઉત્પન્ન થયુ અને શા કારણથી ઉત્પન્ન થયું, તે વાતનો વિચાર કરવાની ભલામણ કરૂ છું.

---

( ૬ ) મહાદેવજી મત્રના બલથી સ્રીયોને ખેંચી મંગાવતા.

પદ્મપુરાણ–પ્રથમ સૃષ્ટિ ખંડ. અધ્યાય ૫૬ મો. પત્ર ૧૭૦

" મહાદેવજી કામના વશ થઇ–ગંધર્વ, કિન્નર, અને મનુષ્યોની રૂપવાળી સ્રીઓને મંત્રના બળથી ખેચી ખેચીને તપનુ મીષ ( બહાનુ ) કરી ગામથી ઘણા છેટે સારી કુટીયા બનાવીને તે સ્રીયોની સાથે ભોગ કરતા રહ્યા. ઇત્યાદિ. ( મત મીમાસા પૃ ૭૩ )

આ પદ્મપુરાણવાળા પડિતજી લખીને બતાવે છે કે–રૂપાળી રૂપાળી સ્રીયોને મત્રના બળથી ખેચી ખેચીને મહાદેવજી તેમની સાથે ભોગ કરતા રહ્યા. બધા દેવોમા મોટામા મોટા એવા મહાદેવજી એટલો બધો પ્રભાવવાળો મંત્ર કયા બીજા મોટા દેવ પાસેથી લાવ્યા હશે ? આ બધી વાતોમા કાઇ થોડું ઘણું સાચુ હોય એમ આપણુ મન કબુલ કરી શકે તેવું છે ?

---

## ( ૭ ) પાર્વતીના તપના ઠેકાણે શિવનું શું કામ ?

**શિવપુરાણ**–જ્ઞાનસંહિતા અધ્યાય ૧૩, ૧૪ ( મ, મી. પૃ ૩૪ )

" પાર્વતી તપ કરતી હતી ત્યા જટીલનું રૂપ ધરી શિવજી ગયા. મહાત્મા જાણી પૂજન કર્યું. જટીલે પુછ્યું તું શા માટે તપ કરે છે ? ત્યારે સખિના મુખથી ઉત્તર આપાવ્યો કે મહાદેવજીને પતિ કરવા. ત્યારે જટીલે ફરીથી પુછ્યું કે તમારી સખિ શુ સત્ય કહે છે કે હાંસીથી કહે છે ? ઇત્યાદિ. "

---

## ( ૮ ) મહાદેવજીને થયેલી ભયંકર વિકલતા.

**શિવપુરાણ** અધ્યાય ૪૧ મો ( શ. ૩૯ પૃ ૫ માથી )

" મહાદેવજીનુ ઋષિપત્નીઓની પછવાડે દોડવુ. આથી અગાડીનું વૃત્તાંત લખવુ એ લજ્જાને પણ લજ્જા આવે તેવું છે પછી સપૂર્ણ દેવતાઓને આફતમા નાખવા જ્યારે આવી વિકલતા થઇ ત્યારે સંપૂર્ણ દેવતાઓ તથા પૌ

રાણીઓનું બ્રહ્મા પાસે જવું. વિષ્ણુએ કહ્યુ કે તમે પાર્વતીજીની પાસે જાવો. જ્યારે પાર્વતી પાસે સર્વે ગયા અને હાથ જોડીને પ્રાર્થના કરી તેથી પાર્વતીજીએ કંઇ કર્યું શું આ સંભવિત છે કે ?"

---

(૯) "મહાદેવજીનુ નિર્લજ્જપણે ઋષિપત્નીઓની પાછળ દોડવું."

**શિવપુરાણ.** જ્ઞાનસંહિતા. અધ્યાય ૪૨. (મ. મી. પૃ ૩૬ માથી )

"દારૂ વનમાં શિવના ભકત ઋષિઓ વસેલા, તે વનમાં લાકડા લેવાને ગયેલા. કેવળ સ્ત્રીયો માત્ર દેખીને મહાદેવજીએ હાથમા પુરૂષ ચિન્હ પકડીને તે ઋષિપત્નીઓને ઘણા પ્રકારનો ત્રાસ આપ્યો, વનમાથી આવતા ઋષિઓ આ બનાવ જોઇને શિવજીને લિંગ ત્રુટી પડવાનો શાપ આપ્યો. ઇત્યાદિક ઘણુ બિભત્સ લખાણ કરેલુ છે."

---

## (૧૦) વૃકાસુરના ભયથી જ્ઞાની શિવ ભટકયા.

**ભાગવત.** સ્કંધ ૧૦ મો. અધ્યાય ૨૮ મા ( મ. મી. પૃ. ૯૨ થી, )

'વૃકાસુરને તેની માગણી પ્રમાણે મહાદેવજીએ વરદાન આપ્યું અને કહ્યું કે તું જેના ઉપર હાથ મુકીશ તે મરણને પ્રાપ્ત થશે. હવે તે દૈત્ય, પાર્વતીનેજ લેવા મહાદેવજીને મારવા દોડયો શિવજી દૈત્યના ભયથી ભાગ્યા. સ્વર્ગ, પાતાળના ચારે ખુણા સુધી નાશ ભાગ કરી પણ શિવજીને કોઇ રક્ષક મળ્યો નહિ. છેવટે વૈકુંઠમા કૃષ્ણજીની પાસે પહોચ્યા. કૃષ્ણજીએ યોગમાયાથી બ્રહ્મચારીનુ રૂપ ધરી વૃકાસુરને વદન કર્યું અને પુછયું કે-હે શકુનીના પુત્ર ? તું આટલો બધો લાબો કેમ આવ્યો ? કાર્ય હોય તો જણાવ, તને સાહાય્ય આપીને પાર પાડી આપીશ. પેલા દૈત્યે મિષ્ટ વચનથી ભોળવાઇને પાર્વતીજીને લેવા સુધીનું બધું વૃત્તાંત કહી બતાવ્યું. એટલે કૃષ્ણજીએ કપટથી કહ્યું કે-શિવના વરદાનનું વચન અમે સાચું નથી માનતા, કેમકે શિવતો દક્ષના શાપથી પિશાચ બન્યો છે. છેવટે છલથી તેનોજ હાથ તેના માથા ઉપર મુકાવીને કૃષ્ણજીએ તે વૃકાસુરનો નાશ કર્યો, ત્યારેજ મહાદેવજીના જીવમા જીવ આવ્યો."

---

આ કલ્પિત કથામા શિવનું મહત્વ અને જ્ઞાન કેટલું ? કુપાત્રને વરદાન આપી ભયથી ભાગવા જેટલુ કે વધારે ? લેખકે મહાદેવને જ્ઞાની બનાવ્યા કે જ્ઞાન શૂન્ય ?

પોતાનુ કાર્ય–પશુ, પંખી અને સ્ત્રીઓ પણ પ્રાયે છળકપટથીજ કરી લે છે. તેમ કૃષ્ણજીએ તે કાર્ય કરી લીધું તેમા મોટી સત્તાની સિદ્ધિ કઇ ?

આગે તો સજ્જનો નિર્ણય કરી આપે તે ખરો ?

---

શકા કોષ શકા ૨૦ મી પૃ. ૩ મા નીચે પ્રમાણે જણાવ્યુ છે.

" મહાદેવનું એવુ અનગઢ બે જોડ (ઢંગધડા વગરનું વિચાર વગરનું) વરદાન ભસ્માસુરને આપવુ અને પછી તેનાથી ભાગતા ફરવું શું આ વાત સભવિત છે ? "

---

**આમાં મારો યત્કિચત્ વિચાર**–જૈન ઇતિહાસ જોતા **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહાદેવ** એ ત્રણે મોટા દેવો હતા એમ જણાતા નથી. બ્રમ્હા અને વિષ્ણુના સબન્ધે અગીયારમા તીર્થંકરના સમયથી બતાવેલો અમારો લેખ જુવો તે લેખો જોતા, ત્રિપૃષ્ટ જે પહેલા વાસુદેવ થયા છે, તેમના પિતા જીતશત્રુ રાજા થયા છે, તેમનો પુત્રીની સાથે સબંધ થવાથી લોકોએ પ્રજાપતિ એવું બીજુ નામ પાડેલુ, તેમને બ્રહ્મા તરીકે કલ્પી વૈદિકોએ રજનું ગજ તરીકે કરેલું હોય તેથી આજકાલની દુનીયાને અશ્રદ્ધેય રૂપે થઇ પડેલુ છે ॥ તે સિવાય ઘણા લાબા લાબા કાળે અનુક્રમથી–નવ વાસુદિકના ત્રિક થયા છે. તેમણામા ઉધી છત્તી અનેક જુઠી કલ્પનાઓ કરી તેમને એકના એક વિષ્ણુ ભગવાન રૂપે ઠરાવી આ બધા પુરાણો ઉભા કર્યા હોય એમ જૈન ઇતિહાસથી જણાય છે. અને જે **સત્યકી** વિદ્યાધર થયો છે તેને મહાદેવ રૂપે ઠરાવી તેની સાથે અનેક અનાચારની વાતો લખી પુરાણકારોએ લોકોને મોટી મુઝવણમા નાખી દીધા છે. આ વિષયમા જૈનોનો અને વૈદિકોનો ઇતિહાસ તપાસીને જુવો. ગરબડ વિનાનો અને મોટી ગરબડવાળો ઇતિહાસ કયો ભાસમાન થાય છે ? જૈનો પોતાનો ઇતિહાસ સર્વજ્ઞ પુરૂષોથી પ્રાપ્ત થએલો માને છે. વૈદિકો પોતાની મતિ કલ્પનાથી દોડયા દોડ કરી રહ્યા છે. એમ મારૂ માનવું છે કોનામાથી લેવાઇ કોનામા ફેરફાર થયો છે તે વિચાર કરવાનુ કામ પડિતોનુ છે

---

**( ૧૧ ) કૃષ્ણની સ્તુતિ કરી બાણાસુરને શિવે છોડાવ્યો.**

**વિષ્ણુપુરાણ** અંશ પાચમો અધ્યાય ૨૩ મા ( મ મી. પૃ. ૧૭૧ ).

" શ્રી **કૃષ્ણજીનું** અને **મહાદેવજીનુ યુદ્ધ** થયું. તેમા મહાદેવજી

હારી ગયા. પછી મહાદેવજીનો ભક્ત **બાણાસુર** લડવા ગયો. કૃષ્ણજીએ ચક્રથી મારવાનો વિચાર કર્યો. છેવટે મહાદેવજીએ કૃષ્ણની સ્તુતિ ( ખુશામત ) કરી ત્યારે તે છુટયો. ”

---

આ કલમ અગીયારમીમાં વિચાર–ત્રેતાયુગના કૃષ્ણજી, દ્વાપરના મહાદેવજી, એ બન્ને કયા કાળમાં લડયા ? તેમજ જગતના કર્ત્તા હરતા હોવા છતા એકેકનું કાઇ કરી શકયા નહિ પણ મહાદેવજી હારી ગયા, એટલે મહાદેવનો ભક્ત સપડાયો છેવટે મહાદેવને ખુશામત કરવી પડી. બીજાં પુરાણો જોતા–મહાદેવજીથી ઉત્પન્ન થએલા બ્રમ્હા અને વિષ્ણુતો મહાદેવજીના પરિવારનાજ ગણાય ? આવા આવા પ્રકારના લેખો લખતા પુરાણકારોએ કેવા પ્રકારની સદ્બુદ્ધિ વાપરી હશે ?

---

( ૧૨ ) શિવ–પરસેવાના પુરૂષથી ભાગી વિષ્ણુના **શરણે** ગયા.

**પદ્મપુરાણ**–પ્રથમ સૃષ્ટિ ખંડ અધ્યાય ૧૪ મો. પત્ર ૩૬ માં ( મ. મી. પૃ. ૭૪ )

“ **મહાદેવજીએ** બ્રમ્હાનુ પાંચમું માથુ કાપી નાખ્યુ તેથી **બ્રહ્માજીને પરસેવો** થવો. લુસીને પૃથ્વી ઉપર ફેંકયો. તેથી હથીઆર સહિત પુરૂષ ઉત્પન્ન થઇ ગયો. તેને હુકમ માગ્યો કે–આજ્ઞા ફરમાવો ? આજ્ઞા થવાની સાથેજ મહાદેવજીની પાછળ દોડયો. ભયભીત થઇને મહાદેવજી ભાગ્યા. છેવટે વિષ્ણુ-**જીના** શરણથીજ બચ્યા ? ઇત્યાદી. ”

---

આમા પણ જરા વિચારીએઃ—સત્યયુગના બ્રમ્હાનુ માથુ, દ્વાપરના મહાદેવે જઇને કાપી નાખ્યુ છતા બ્રમ્હાજી જીવતા રહ્યા ? અને પરસેવો લુછીને પૃથ્વી ઉપર નાખતા તેમાથી ઉત્પન્ન થએલા માણસે મહાદેવજીને ભગાવ્યા.

વિચાર એ થાય છે કે–શુ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણે દેવો જ્યારે લડયા ત્યારે માહોમાંહ્યજ લડયાના લેખો વાચીએ છીએ કે–દેવતાઓએ અસુરોના સંગ્રામમાં દોડયા દોડ કરી મુકેલી હોય, એમ ઘણા લેખોથી જણાઇ આવે છે. ત્યારે શું એ દેવોને લડવા માટે માણસો મળેલા નહિ હોય ? અથવા આટલો બધો મોટો લાખો કાલ ગયો તેમા શું માણસોની લડાઇ નહી થઇ હોય ? આ વાત પણ સજ્જનોને વિચારવા જેવી છે.

## (૧૩) મહાદેવની વર્ણવેલી મોટી સત્તા.

દૈત્યોની પાછળ જતા લંપટ કૃષ્ણને શિવનો ઠપકો.

શિવપુરાણ—ધર્મસંહિતા અધ્યાય ૯ મો. (મતમીમાસા પૃ પર.)

" દેવ દૈત્યોની લડાઇમા કૃષ્ણજીએ ઘણા દૈત્યોને માર્યા. બચેલા પાતાલમાં પેસી ગયા વિષ્ણુજી તેમની પુઠ લઇને ચાલ્યા. ત્યા અપ્સરાઓ જોઇને કામક્રીડા કરવા લાગ્યા તેથી બળવાન એક પુત્ર ઉત્પન્ન થયો.

આ તરફ બ્રહ્માએ શિવને કહ્યુ કે—સ્વર્ગની રક્ષાના માટે વિષ્ણુને લાવો. હુકમની સાથે બળદ ઉપર ચઢયા. ભયાનક ગર્જારવથી લકામા પેઠતા ત્યાંનું અત પુર પડી ગયુ. તે વખતે પેલો કૃષ્ણપુત્ર ક્રોધાયમાન થઇ લડવાને તૈયાર થઇ ગયો, પણ તે બળદ રૂપ શિવજીએ-ખુરોથી અને શિગડાથી તેને ફાડવા માડયો. મરણ ભેગો થતો જાણી વિષ્ણુએ દિવ્ય શસ્ત્રો ફેંક્યા. પણ બધાએ શસ્ત્રોનો ગ્રાસ કરી નાખ્યો.

પછી કૃષ્ણજી સમજયા કે આતો જગત્પતિ શિવજી છે. પછી નમ્રતાથી બોલ્યા કે હે ભગવન્ ક્ષમા કરો ? ઇત્યાદિ, છેવટ શિવજી બોલ્યા—કે તમો તમારા સ્વરૂપને જાણુતા નથી કે તમો જગત્‌ના કારણરૂપ છો? મારી આજ્ઞાથી હવે આ વિષયરતિ છોડી દ્યો ? લજ્જિત થઇ કૃષ્ણજી કહેવા લાગ્યા કે--મારૂં પડેલુ ચક્ર લઇને આવુ છુ. શિવજીએ કહ્યુ કે તમારૂ ચક્ર પડી રહેવા દ્યો. હુ તમોને દશ-હજાર સૂર્યના તેજવાળું સુદર્શન અને કાલાનલ નામનુ ચક્ર આપું છું, તેનાથી દૈત્યોના ગળા કાપી નાખો. એ ચક્ર મલ્યા પછી દેવતાઓને કૃષ્ણજીએ કહ્યુ કે પાતાલમા તે યોવનવતી વિદ્યમાન છે તેની સાથે જે ક્રિયા કરતા રહ્યા છો તે જઇને કરો. પછી બધાએ દેવતાઓ વિષ્ણુ સાથે પાતાલમા પેસવાની ઇચ્છાવાળા થઇને ચાલવા માડયુ, આ બધી ચેષ્ટા જાણુવામા આવતા શિવે અપ્સરાઓનુ હરણ કરી આઠ યોનિના દેવતાઓને એવો શાપ આપ્યો કે-શાન્ત. મુનિ, દાનવ અને મારા અંશથી ઉત્પન્ન થએલાઓને છોડીને જે કોઇ બીજો આ સ્થાનમા પ્રવેશ કરશે તેનો તુરત નાશ થઇ જશે આવો શિવનો ઘોર શાપ સાભળીને તિરસ્કાર-વાળા બધાએ દેવતાઓ પોતપોનાના સ્થાન ઉપર ચાલવા લાગ્યા ઇત્યાદિ "

**આ લેખમાં જરા વિચારીએ**—દેવ દૈત્યોની લડાઇમા શ્રીકૃષ્ણજી ભળ્યા અને તેમને ઘણા દૈત્યોનો નાશ કર્યો. પુઠ લઇ પાછળ જતા વચમા અપ્સરાથી બળવાન પુત્ર પેદા થયો. આતરફ સ્વર્ગની રક્ષા માટે બ્રહ્માએ કૃષ્ણ-

જીને લાવવા શિવને પ્રેર્યા. શિવજી બળદ ઉપર ચઢી મોટા ધડાકાની સાથે લંકામા પેસતાં, કૃષ્ણના આ નવીન પુત્રની સાથે લડાઇ જામતા, કૃષ્ણજીએ શસ્ત્રો ફેંકયા, બધા નિષ્ફળ નિવડતાં પછી સમજ્યા કે–આતો જગત્પતિ શિવજી છે, એમ જાણી ક્ષમા માગી. એટલે મહાદેવજીએ શ્રી કૃષ્ણને અકાર્ય છોડવાનુ જણાવ્યું. ઉપર કહેલા બીજા લેખો વિચારીને મેળવી જુવો. હમણાજ પૂર્વના લેખોમા આપણે વિચારી ગયાછીએ કે વૃકાસુરને વરદાન આપી મહાદેવજી ભાગતા ફર્યા ત્યારે શ્રી કૃષ્ણજીએ બચાવ્યા હતા. વળી મહાદેવજીનું અને કૃષ્ણજીનુ યુદ્ધ થતાં મહાદેવજી ખુશામત કરીને છુટયા હતા. વળી બ્રહ્માનું માથું કાપ્યા પછી પરસેવાના પુરૂષથી ભાગ્યા ત્યારે પણ શ્રી કૃષ્ણજીએજ બચાવ્યા હતા. શું જગત્પતિના આવા હાલથાય ? પુરાણકારોએ આ બધુ સત્યનિષ્ઠાથી સત્યસ્વ રૂપનું લખ્યું છે એમ આપણું મન કબૂલ કરી શકે તેમ છે ?

---

## (૧૪) બ્રહ્મા, વિષ્ણુ અને દક્ષની આજીજીથી શિવનું પ્રસન્ન થવું.

શંકાકોષ શંકા ૩૩૯ પૃ. ૪૯ માં એજ વાતમાં લખે છે કે—

“ એક વિવાહમા બ્રમ્હાજીનું વીર્ય જમીન ઉપર પડયું. મહાદેવે તેમનો વધ કરવાનુ ધાર્યું ત્યારે બ્રમ્હા અને વિષ્ણુ પગમા પડયા તેમજ દક્ષે પણ બહુ ખુશામત કરી ત્યારે મહાદેવનુ પ્રસન્ન થવું શું સંભવિત છે કે ? ” **શિવપુરાણ.**

---

## ( ૧૫ ) જટાથી મુક્ત ગંગાના ૭ પ્રવાહ. તેમાંનો એક પવિત્ર.

**રામાયણ** બાલકાંડ–સર્ગ ૪૩ મો. ( શં. શં. ૪૪૨ મી. પૃ. ૬૯ )

“ મહાદેવે પોતાની જટામાથી **ગંગાને મુક્ત કરી** ત્યારે તેના સાત પ્રવાહ થયા. જેમાની–હલાદિની, સુચક્ષુ, સીતા, સિંધુ વિગેરે જુદી જુદી દિશામાં નદીઓ ચાલી. તો પછી એકજ ગંગાના સાત પ્રવાહ તેમાં બીજી નદી જેવી કે “ સિંધુ ” તેનું, તથા તે વિના બીજી પાચનૂ કંઇ મહાત્મ્યજ નહિ ? કંઇ પુણ્યજ નહિ ? અને તે પ્રવાહ પૈકીનો એકજ પ્રવાહ ( સામટો પ્રવાહ ) ગંગાજ પ્રવિત્ર શું આ સંભવિત છે ? બીજી નદીઓના મહાત્મ્ય લખવા અમારા પૌરાણીઓ ભૂલી ગયા હશે ? પૌરાણીઓ જવાબ આપશે કે ?

---

**આમાં જરા વિચાર**––પ્રાચીનમા પ્રાચીન વાલ્મીકી રામાયણમાં જન્હુ રાજાની પૂજાનો સામાન ગંગાજી તાણી ગયા, તેથી જન્હુ ગંગાજીને પી

ગયા પણ ગગાજીતો સદાના હતાં. તો પછી મહાદેવજીએ ગંગાજીને જટામાથી બહાર કેવી રીતે કાઢયા ? અને તેના સાત પ્રવાહ કેવી રીતે મનાયા ? પ્રથમતો ખરો પત્તો મહાદેવજીનોજ નથી તો પછી કઇ શ્રેષ્ઠ બુદ્ધિથી આ વાત લખાઇ ?

---

### ( ૪ ) અજાણે આહેડીથી શિવ પુજાયા તો પણ શિવ વિમાન.

**સ્કંદપુરાણ** પ્રથમખંડ. અધ્યાય ૩૩ મો પત્ર ૬૬ થી ૬૯ શ્લો. ૧૦૨ માં કથા. તેનો સાર.

" ચંડનામનો આહેડી મૃગનો વધ કરવાને ગયો, વધ ન મળવાથી રાત્રે બિલ્વના વૃક્ષ ઉપર જઇને રહ્યો. સ્વાભાવિક પણે પત્ર તોડતાં નીચે રહેલા શિવના ઉપર પડયું. કોગળા કરતા શિવનું સ્નાન થયું. સવારે તેની ભાર્યા નદી ઉપર ભોજન લાવેલી તે કુતરૂં ખાઇ ગયું હતુ, તેથી ખાધું તો હતુંજ નહિ. એટલે સ્વાભાવિકપણે દાન અને તપ થયો. આ બધુ અજાણપણેજ થયુ તોપણ શિવના ગણો વિમાન લઇને આવ્યા અને વિમાનમા બેસાડીને શિવ લોકમા લઇ ગયા. ઇત્યાદિ. "

**આમાં જરા વિચાર**

શિવનું પૂજન, દાન, તપ કે જપ સદ્બુદ્ધિ થયા વિના કયા ભકતનું કાર્ય થયું જણાયુ છે ? અજાનપણે શિવનું પૂજન અને ભાતુ કુતરૂં ખેંચી જવાથી દાન, થતાની સાથે શિવગણો વિમાન લઇને આવ્યા અને ચંડ નામના આહેડીને વિમાનમા બેસાડીને શિવ લોકમાં લઇ ગયા. આ લેખક કેટલો સત્યવાદી હશે ? આ બધું તદ્દન પાયા વગરનુ લખતા લેખકે કઇ બુદ્ધિ વાપરેલી ? આવા લેખકો ઉપર સત્ય વસ્તુના શોધકોને કેટલી પ્રીતિ થાય ?

---

### ( ૫ ) પાપીમા પાપી બ્રાહ્મણને પણ મોક્ષ–શિવપુરાણે આપ્યું.

**શિવપુરાણ** મહાત્મ્ય અધ્યાય. ૧લો, શ્લો ૩૬ થી ( મ. મી. પૃ. ૩૦ )
" જયાસુધી શિવપુરાણ કાનમા નથી પડયુ ત્યા સુધી સંસારમા રખડે છે. શિવપુરાણજ મુકિત આપવાને સમર્થ છે, તો પછી ભ્રમ પેદા કરવાવાળા બીજા પુરાણોનું શું કામ છે ? હજારો અશ્વમેધ, સેકડો વાજપેય, શિવપુરાણની સોલમી કળાને પણ પહોચે તેમ નથી. જ્યાં સુધી શિવપુરાણ સાભળતો નથી. ત્યાં સુધીજ પાપમા પડયો છે ગગા, સપ્તપુરી, ગયાદિ કોઇપણ વસ્તુ શિવપુરાણ બરોબર નથી. વેદ. ઇતિહાસાદિ શાસ્ત્રોમા પરમ કલ્યાણકરવાવાળું શિવપુરાણજ જાણવું જોઇએ.

આગળ જુવો-**પાપી બ્રાહ્મણ યમથી છુટી શિવપુરીમાં ગયો.**

એજ મહાત્મ્ય અધ્યાય બીજાના શ્લો, ૩૭ થી કિંચિત્ સાર.

" **દેવરાજ** નામનો બ્રાહ્મણ મહાપાપી કે જેને ચારે જાતિના માણસોને મારીને ધન ભેગુ કર્યું હતું. છેવટ માતા, પિતા સ્ત્રી અને ભાઈઓને પણ મારી નાખીને વેશ્યાની સાથે એક પાત્રમાં ખાતો રહ્યો. દૈવયોગથી પ્રતિષ્ઠાન પુરમા શિવમંદીરમા શિવપુરાણ સાભળતા તાવની બીમારીથી મરણ પામ્યો. યમના દૂતો બાંધીને યમપૂરીમાં લઈગયા પણ શિવનો ગણ ત્યાથી છોડાવીને શિવપુરીમા લઇ ગયા. ઇત્યાદિ વિશેષ ત્યાથી જોઇ લેવાની ભલામણ કરૂં છું. "

આ લેખમાં કિંચિત- બધા પુરાણો ભ્રમ પેદા કરવાવાળાં છે એમ શિવપુરાણવાળાએ જે લખ્યું છે તે સર્વથા જુઠમા કાઢી શકાય તેમ નથી. તેમજ આ શિવપુરાણવાળો ઉંચા પ્રકારની બુદ્ધિવાળો હતો એમ પણ માની શકાય તેમ નથી. કેમકે સૈકડોને પતિ કરવાવાળી સ્ત્રી-સતી તેમજ આસતી સર્વને નિંદે, તે પ્રમાણે આ શિવપુરાણવાળાએ કર્યું છે. કેમકે મહાપાપીને પણ યમપૂરીમાથી શિવપુરીમાં પહોચાડી દીધો છે, આ લેખક કેટલો બધો સત્યવાદિ અને કેટલા સદ્‌વર્તનવાળો હશે ? તેનો વિચાર કરવાનું કાર્ય સજ્જન પુરૂષો કરે એટલે બસ થશે

---

( ૬ ) એક કરોડ છાસઠ હજાર વર્ષ આરાધન શિવનું-વિષ્ણુએ કરેલું.

**શિવપુરાણ** સનત્કુમાર સંહિતા અધ્યાય ૮ મો. ( સ. બી પૃ. ૪૬ )

" ઋષિ બોલ્યા કે શિવજીને પ્રસન્ન કેવી રીતે કરી શકાય ? બ્રહ્માજીએ કહ્યુ કે-હે બ્રાહ્મણો ? શિવજીને પ્રસન્ન કરવા વિષ્ણુએ એક કરોડ છાસઠ હજાર વર્ષ તક આરાધન કર્યું ત્યારે પ્રસન્ન થઇને અનેક વર આપ્યા અને કહ્યું કે-યુદ્ધમાં જીતવાવાળા મહાચક્રધારી બળવાન તમો થાઓ, તમો મારી ભકિત અધિક કરશો અને મારી પેઠે તમે ગવાસો. શિવજીના પ્રસાદથીજ અજેય વિષ્ણુ પૃથ્વીની રક્ષા કરે છે.

---

આમાં પણ જરા વિચાર કરીને જોઇએ-શિવજી દ્વાપર યુગમાં થયા એમ પુરાણોમાં જણાવવામા આવ્યું છે, અને તે યુગ ૮૬૪૦૦૦ વર્ષના પ્રમાણ-વાળો છે તો પછી વિષ્ણુએ એક કરોડ અને છાસઠ હજાર વર્ષ સુધી શિવજીનું આરાધન કયા કાળમાં કરેલું સમજવું ? અને યુદ્ધમા જીતવાનું ચક્ર કયા

યુગમા મેળવેલું? ચાર યુગના વર્ષોને ભેગા કરીએ તોપણ તેટલા વર્ષો થઇ શકે તેમ નથી. જ્યારે એક કરોડ અને આઠ હજાર વર્ષ શિવના આરાધનમા વિષ્ણુએ કાઢયા હતાં ત્યારે તે કાળમા વિષ્ણુનું આયુષ્ય કેટલું મોટું મનાએલું હશે? જૈનોમા તો એક હજાર વર્ષનુ લખાયુ છે. જુવો પૃ ૭૯ નો કોઠો. એવં પ્રકારના લાબા લાબા આયુષ્વ બ્રહ્મા—તારકાદિક દૈત્યોદિકના પણ લગીને બતાવ્યા છે તે કયાથી લાવ્યા હશે? આ બધા પ્રકારનો વિચાર કરવાની ભલામણ કરૂ છુ. અને **શિવપુરાણના** લેખકને ધન્યવાદ આપી વિરમુ છું. ધન્યવાદ શા માટે? જણાવવાનું એટલુજ કે જૈનોમા વિષ્ણુ પ્રતિવિષ્ણુ આદિ **નવ ત્રિક** ઘણા લાબા કાળના ક્રમથી થએલા છે. તેમના લાબા આયુષ્યની સિદ્ધિ પુરાણકારોએ આસરાગત કલ્પિતપણે લખીને બતાવેલી જણાય છે.

---

( ૭ ) મહાદેવના ગણોથી વિષ્ણુ આદિ દેવો કુટાના.

**શિવપુરાણ** વાયુસંહિતા અધ્યાય ૧૭ થી ૨૦ તક ( મ. મી પૃ ૪૮ )

" દક્ષના યજ્ઞનો ભંગ કરવા મહાદેવજીએ વીરભદ્રાદિકોને મોકલ્યા, તે અન્ન માસ ખાતા ગયા અને ફેંકતા ગય તે વખતે વિષ્ણુ આદિ દેવો દક્ષનો પક્ષ લઇ યુદ્ધ કરવા લાગ્યા. પરન્તુ વીરભદ્રાદિકોએ તેમને ઘણોજ બૂરો માર માર્યો. ઇત્યાદિ. "

---

( ૮ ) દૈત્યોએ બ્રહ્માથી કિલ્લાઓ મેળવ્યા, તે શિવે તોડયા.

**શિવપુરાણ.** ધર્મસંહિતા અધ્યાય. ૩. જો ( મત૦ મીમાસા પૃ ૫૦ )

" તારક્ષ ૧, વિદ્યુન્માલી ૨, અને કમલાક્ષ, ૩ એ ત્રણે દૈત્યોએ અઘોર તપસ્યા કરીને **બ્રહ્માજીને પ્રસન્ન** કર્યા. તારક્ષે કહ્યુ કે હે ભગવન દેવતાઓથી ભેદાય નહી તેવો—સુવર્ણનો કિલ્લો, વિશ્વકર્મા અમારા વાસ્તે બનાવે?, વિદ્યુન્માલીએ—લોઢાના કિલ્લાની ૨, કમલાક્ષે—ચાદીના કિલ્લાની ૩—માગણી કરી. ફરીથી માગણી એ કરી કે આ દિવ્ય લોકમાજ અમારૂ સ્થાન થવું જોઇએ

બ્રહ્માજીની આજ્ઞાથી વિશ્વકર્માએ ત્રણેને ત્રણ નગર બનાવીને આપ્યા પછી તે દૈત્યોએ દેવતાઓના ઘણાજ બૂરા હાલ કર્યા ત્યારે દેવતાઓ **શિવજીના શરણમાં** જઇને ખૂબ કરગર્યા ત્યારે શિવજીએ દેવતાઓનો પક્ષ લઇ ક્રોધાંધ થઇને તે દૈત્યોના ત્રણે નગરોમા રહેલી સ્ત્રીયો, તેમના બાલ બચ્ચા આદિ સર્વ ભસ્મસાત્ કરી નાખ્યું. ઇત્યાદિ. "

---

**આ કથામાં** વિચારવાનુ કે-**કાલસંદિપક** વિદ્યાધર ૨૪ મા તીર્થંકર શ્રીમહાવીરને પુછયુ કે મને ભય કોનાથી છે? ઉત્તરમાં-સત્યકીથી બતાવ્યો. ત્યારે તે છોકરાને મારવા કાલસંદીપકે પગમા ઘાલ્યો, પણ તેના પિતા **પેઢાલે** છોડાવ્યો. પછી વિદ્યાની સાધના વખતે વિઘ્ન કરતા વિદ્યાદેવીએ પેલા કાલસંદીપકને હઠાવ્યો અને તે સત્યકીને સિદ્ધ થઇ, પછી સત્યકી તેની પાછળ પડયો. ઉંચો, નીચો ઘણો ભાગ્યા પછી સત્યકીને ભુલાવામાં નખવા કાલસંદીપકે પોતાની વિદ્યાથી ત્રણ નગર બનાવ્યા પણ સત્યકીએ પોતાની વિદ્યાથી બાળીને ભસ્મ કરી નાખ્યાં. પછી ત્યાંથી નાશીને તે લવણ સમુદ્રના પાતાળ કલશામા જઇને ભરાયો, પણ સત્યકીએ ત્યાં જઇને તે કાળસંદીપને માર્યો, આ બધો વિચાર અમોએ મહાદેવજીની ઉત્પત્તિના પ્રકરણમાં સવિસ્તર આપ્યો છે તે જુવો અને વિચારો?. હવે **આ શિવપુરાણ** મા એ કથા કેવા રૂપમા ગોઠવાઇ તે વિચારીએ-ત્રણ દૈત્યોએ તપસ્યા કરી બ્રહ્માજીને પ્રસન્ન કર્યા. ત્યાર બાદ બ્રહ્માએ-વિશ્વકર્માને આજ્ઞા કરી, એટલે તેને સોનાના, લોઢાના, ચાંદીના-કિલ્લા સ્વર્ગમાજ બનાવીને આપ્યા. અને તે મહાદેવજીએ જઇને બાળી ભસ્મ કરી નાખ્યા અને સાથે તે ત્રણે દૈત્યોના બાળ બચ્ચાંને પણ ભસ્મજ કરી નાખ્યા. પ્રથમ જ્યા સુધી **બ્રહ્મા** અને **મહાદેવ** ચોક્કસ રૂપે સત્ય સ્વરૂપના સિદ્ધ ન થાય ત્યા સુધી શિવપુરાણવાળાએ ગોઠવેલી વાત સત્યરૂપે કેવી રીતે માનીશકાય?

---

(૯) કૃષ્ણજીએ ૧૬ માસ તપસ્યા કરી, શિવને પ્રસન્ન કર્યા.

**શિવપુરાણ** ધર્મસંહિતા. અધ્યાય. ૨ જો. (મ. મી. પૃ. ૪૯)

" શ્રી કૃષ્ણજીએ સોળ માસ સુધી તપ કરીને શિવજીને પ્રસન્ન કર્યા અને હાથ જોડીને દુર્લભ એવા આઠ વર માગવાને લાગ્યા. ઇત્યાદિ. "

આ શિવપુરાણના લેખથી પ્રથમ જોયુ હતું કે-શ્રી કૃષ્ણ ભગવાને એક કરોડ અને સાઠ હજાર વર્ષો સુધી શિવની આરાધના કરી અનેક વરો મેળવ્યા હતા. અને ફરીથી એજ પુરાણવાળો લખીને જણાવે છે કે શ્રી કૃષ્ણ ભગવાને સોળ માસ સુધી તપકરીને શિવજીને પ્રસન્ન કર્યા, ત્યારબાદ હાથ જોડીને દુર્લભ એવા આઠ વર માંગવાને લાગ્યા. આમાં જરા વિચાર થાય છે કે-**આ ત્રણ દેવોમાં** મોટા કયા મનાયા હશે? એક વખતે બ્રહ્માજી મોટા થવા ઉભા થયા, ત્યારે તેમણે પોતાનુ મસ્તક ગુમાવ્યું હતુ. અને દક્ષ પ્રજાપતિએ મહાદેવજીને

અકુલીનતાદિક અનેક હલકાં વિશેષણો આપી નાસ્તિક અને વેદ બાહ્ય સુધી ઠરાવી દીધા હતા. તો પછી યુગ યુગમા અવતાર ધારણ કરી દુષ્ટોના નાશક અને સજ્જનોના ઉદ્ધારક એવા શ્રી કૃષ્ણ ભગવાનને એવી શી જરૂર પડી કે-વેદથી બાહ્ય રૂપે ગણાયેલા મહાદેવજીની એક કરોડ અને સાઠ હજાર વર્ષ સુધી આરાધના કરવી પડી ? વળી ૧૬ માસની તે કયા જગતના ઉદ્ધાર માટે ?

---

(૧૦) કાશીમા પાપી પશુ, પંખી પણ મરે તો મોક્ષે જાય.

**શિવપુરાણ**-જ્ઞાન સંહિતા અધ્યાય ૫૦ મો, (મ. મી પૃ ૩૭)

"પ્રથમ કાશી નગરનું વર્ણન ઘણું શ્રેષ્ઠ આપી-**મહાદેવ પાર્વતીને** કહે છે કે-આ નગરી મારૂં ગુપ્તમા ગુપ્ત ક્ષેત્ર છે અને સર્વ જીવોને મુક્તિનુંજ કારણ છે. ॥૭॥ પુન શ્લોક ૨૨ થી-પાપવંળો કે પાપ વિનાનો ગમે તેવા કર્મ બધનમા પડેલો હોય પણ આ કાશી ક્ષેત્રમા જે મરે તે અવશ્ય મોક્ષેજ જાય ॥૨૨॥ સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ, જરાયુજ (વૃક્ષ, પશુ, પક્ષી સર્પ, મનુષ્યાદિ) સર્વ જીવો આ કાશીમા મરે તે તો મોક્ષે જાય, બીજા તીર્થોમા મરે તો કોઇકજ ॥૨૩॥ કર્મના બધનમા પડેલા જીવને આ ક્ષેત્રમાં મોક્ષમા મોકલવા કલ્પીએ તો નતો જ્ઞાનની જરૂર છે, તેમજ નતો ધ્યાનની જરૂર છે ॥૨૪॥ તેમજ મારા (શિવના) નામની, તેમજ તેના સ્વજનોની પણ કોઇ જરૂરજ નથી. કેમકે જે વખતે આ તીર્થમા મર્યો કે તુરતજ મોક્ષ. એમા કોઇ પ્રકારથી સંદેહ કરવાનુ રહેતુંજ નથી. ॥ ૨૫ ॥

આગળ શ્લોક ૩૯ થી ૪૧ નો ભાવાર્થઃ—મહાદેવજી પાર્વતીજીને કહી રહ્યા છે કે-વૈકુંઠપતિ નારાયણ, લક્ષ્મી, અને દેવર્ષીઓ સહિત-બ્રહ્મા, વસુ, સૂર્ય, દેવરાજ ઇંદ્ર, બીજા પણ દેવતાઓ આ કાશી નગરીમા મારૂં વ્રત ધારણ કરીને મારી શેવા કરે છે. મહાયોગી પોતે પોતાનો વેષ છુપાવીને મારા વ્રતના માટે એક ચિત્તથી સેવા કરે છે. ૩૯-૪૦-૪૧। આગળ ૪૨ મો જુઓ.-**विषयाशक्त चित्तोपि, त्यक्त धर्मरुचिर्नर॰ ॥ इह क्षेत्रे मृतोयो वै संसारं न पुनर्विशेत् ॥ ४२ ॥**

ભાવાર્થઃ—ચાહે તો વિષયનો લંપટ હોય, એટલુંજ નહિ ચાહે ધર્મની શ્રદ્ધાવિનાનોજ હોય ને, તો પણ મારા કાશી ક્ષેત્રેમા મરેલો ફરીથી તો આ સંસારમાજ આવે નહિ ॥ ૪૨ ॥

એજ અધ્યાયના શ્લોક ૧૫ માં-પાર્વતીને શિવે કહ્યું હતું કે-" આ કાશી ક્ષેત્રના માટે વધારે શું કહું પણ હું **માદેવ**, વિષ્ણુ અને **બ્રહ્મા** એમ અમો

ત્રણે દેવો–અમારા આત્માને પવિત્ર કરવા માટે હજુ સુધી એ કાશીક્ષેત્ર તીર્થના દર્શનની ઇચ્છા કરી રહ્યા છીએ. ” ॥ ૧૫ ॥

---

આમા પણ જરા વિચારીએ;—કાશીમાં જ્યારે મનુષ્યો ઉપર કરવત મૂકાતા હશે તેવા સમયમા–આ શિવપુરાણવાળાની નીમણુક થયેલી હોય એમ આ લેખથી સહજ અનુમાન થઇ આવે છે. કારણ કે તે સમયમાં લુલાં, લંગડાં, આંધળા ઇત્યાદિક અનેક દુઃખી માણસો આ કાશી અધ્યાયનું શ્રવણ કરી પોતાનો ધનમાલ તે મંદિરના કારભારીઓને સોંપી, પોતાના દેહ ઉપર કરવત મૂકાવતા હતા, આવી લાલચમા પડી આ પુરાણકારે આ ક્ષેત્રમાં મનુષ્યોની મુક્તિ થયાનુ લખીને બતાવ્યું હોય? એટલુંજ નહિ પણ જ્ઞાન, ધ્યાનાદિ વિનાના પશુ, પખીઓની અને તેની સાથે ત્યા ઉગેલા વૃક્ષોની પણ મુક્તિજ બતાવી દીધી વધારામા શિવજી પોતાના આત્માને, તેમજ બ્રહ્મા–વિષ્ણુના આત્માને પવિત્ર કરવાની ઇચ્છા કરી રહ્યાનુ પણ જણાવી રહ્યા છે? શું આ વાતો વિચારવા જેવી નથી? આ લેખ જરા પણ સત્ય નિષ્ટાથી લખાએલો છે? દુનીઆમાં જે કલમના કસાઇઓ ગણાયા છે તેમા આવા પ્રકારના લેખકો ગણી શકાય કે નહિ?

---

( ૧૧ ) શિવ ભિલ્લરૂપથી અર્જુનની રક્ષા કરવા આવ્યા.

**શિવપુરાણ** જ્ઞાન સંહિતા અધ્યાય ૬૫, ૬૬ મો. (મ. મી. પૃ. ૪૧)

“ અર્જુન શિવનું આરાધન કરવા વનમાં તપ કરતો હતો. ત્યાં દુર્યોધને **મુક** નામના રાક્ષસને ભુંડના રૂપે મોકલ્યો અર્જુન સમજ્યો કે આ કોઇ શત્રુ લાગે છે “ દુઃખ દેવાવાળાને મારવો એવું વ્યાસજીએ કહેલું છે. ” તેથી શસ્ત્ર લઇને તૈયાર થઇ ગયો. સામી બાજુથી શિવજી પણ પરિવાર સાથે ભિલ્લોનુ સ્વરૂપ ધારણ કરી અર્જુનની રક્ષા કરવાને માટે આવી રહ્યા છે. વચમાં ભુંડ સપડાયો છે. અર્જુને જે બાણ માર્યું તે મુખથી પુંછડે નીકળ્યું અને શિવજીનું બાણ પુંછડેથી મુખે નીકળ્યું, એટલે ભુંડ તરફડીને મરણ પામ્યું. પછી ભિલ્લરૂપ શિવજી અર્જુન સાથે પણ લડયા. ઇત્યાદિ. ”

વિચારઃ–દુર્યોધને રાક્ષસને ભુંડરૂપે શિવના ધ્યાનમા રહેલા અર્જુનની પાસે મોકલ્યો. ધ્યાની અર્જુનની રક્ષા માટે શિવ ભિલ્લરૂપે આવ્યા માનીએ તો પછી સેવક સાથે શત્રુવટ કરી લડયા શા માટે? આમાં સત્ય શું?

---

( ૧૨ ) શિવની સેવાથી શ્રી કૃષ્ણે સુદર્શન ચક્ર મેળવ્યું.

પુરાણકારોએ શિવઅને વિષ્ણુની અનેક વાર્તાઓ રચીને પોતપોતાના પ્રિય દેવતાનું મહત્વ વધારવાનો પ્રયત્ન કર્યો છે. ઇત્યાદિ. ”

આજ ગ્રંથકારે–પૃ. ૧૫૩ માં લખ્યું છે કે–“ ઇંદ્ર અને વિષ્ણુ, એમના કૃત્યોનો વિચાર કરીએ તો તે કાલ્પનીક પુરૂષ ન હોતા પણ ઐતિહાસિક પુરૂષ હતા એમ દેખાય છે. ”

---

(૧૪) આ બધા લેખોમા જૈનોની માન્યતા છે તે જુવો–ઇંદ્રો છે તે સ્વર્ગીય દેવતાઓના રાજાઓની પદવીના ધારક મોટા દેવતાઓજ છે. પણ તે એક નથી, અનેક છે. મૃત્યુલોકમા–અખંડિત ત્રણ ખંડના પાલક રાજાઓને વિષ્ણુ કહો. વાસુદેવ કહો, કે ચાહે તો અર્ધચક્રીઓ કહો પણ તે બધા મહાન રાજાઓજ છે અને તે પ્રતિવિષ્ણુઓને મારી પોતે સુખના ભોગ ભોગવવા વાળાજ છે. ઉંદરો ખોદે અને ભોરીન્ગ ભોગવે તેવા ન્યાયરૂપે થયેલું છે. પરન્તુ તે વાસુદેવો ( વિષ્ણુઓ ) તે સમયમા પરમાત્માના સ્વરૂપને મેળવવાળા મનાએલા નથી. આ અવસર્પિણીના કાળમાં જુદા સમયમા અને જુદી જુદી વ્યક્તિ રૂપેના બધા મેળવતા અનાદિના નિયમ પ્રમાણે ગણત્રીના નવજ થયા છે. તેમનો કિંચિત્ વિચાર અમોએ આ ગ્રંથમાજ આપેલો છે. તેને જુવો અને સત્યાસત્યનો નિર્ણય કરો !

---

( ૧૫ ) વેદના રથ ઉપર ચઢી ‘ શિવ ’ દૈત્યને મારવા ચાલ્યા.

**મત્સ્યપુરાણ** અધ્યાય ૧૮૭ મો. શ્લો ૧ થી ૫૬ સુધીનો ભાવાર્થ.

“ મહાદેવે ત્રિપુર નામના દૈત્યને મારવાનો વિચાર કર્યો અને ચાલવાની તૈયારી કરી, તેમા વાસુકી સર્પની ધનુષ દોરી બનાવી, ચાર વેદોના ચાર ઘોડા અને રથપણ વેદોનોજ બનાવ્યો, અશ્વની કુમારોને ઘોડાની લગામ રૂપે બનાવ્યા, રથના ધૂરાપર ઇંદ્રને બેસાડયા અને બ્રહ્મા, વિષ્ણુ આદિ સર્વ દેવતાઓનો પરિવાર સાથે લઇને ચાલ્યા. છેવટે ત્રિપુર દૈત્યોના ઉપર–અગ્નિ બાણ છોડી–અપરાધી, નિરપરાધી, પશુઓ, પંખીઓ, પુરૂષો સબાલબચ્ચાની સાથે સ્ત્રીયો આદિ તેમજ તેમના ઘરા બારા, વાડીઓ, વાવડીઓ આદિ સર્વ બાળીને ભસ્મ કરી નાખ્યું.

**બાણાસુર** નામનો દૈત્ય પણ પોતાનું ત્રિપુર બળતુ જોઇને કહેવા લાગ્યો કે–“ યત્કિંચિત્ પરાક્રમવાળા દેવતાઓ છતાં જે મારો નાશ કર્યો છે તે

કેવળ “ શિવનોજ પ્રતાપ છે ” બાકી કોઇપણ મારો નાશ કરવાને સમર્થ થઇ શકે તેમ છેજ નહિ. એમ કહીને પુત્રાદિક સર્વ પરિવાર છોડી દઇને “ મહાદેવજીનુ લિંગ ” માથા ઉપર ચઢાવીને નગરની બહાર નીકળી ગયો. ” ઇત્યાદિ ઘણા વિસ્તારથી લખેલું છે તે ત્યાંથી ( મત્સ્યપુરાણથી ) જોઇ લેવું ”

---

આમા જરા વિચાર–દક્ષે રૂદ્રોને વેદ બાહ્ય, કાલમુખા અને શિષ્ટાચાર વિનાના, સ્કંદપુરાણવાળાએ લખીને જણાવ્યા છે, મત્સ્ય પુરાણવાળો આ મહાદેવને વાસુકી સર્પની દોરી, વેદોનો રથ અને ચારે વેદોના ચાર ઘોડા, ઈંદ્રને સારથી, અને બ્રહ્મા વિષ્ણુ આદિ સર્વ દેવતાઓના લશ્કર વાળા લખીને બતાવે છે, અને અગ્નિનું બાણ છોડી બધા દૈત્યોની સાથે પશુ પંખીઓને મારવાવાળા પણ લખીને બતાવે છે ? માત્ર બાણાસુરે જ્યારે મહાદેવજીનું લિંગ માથા ઉપર ચઢાવ્યું ત્યારે તે બચવા પામ્યો.

પ્રથમ બ્રહ્મા, વિષ્ણુ કે મહાદેવ આ ત્રણમાના ખરા કયા ? તેનોજ પત્તો લાગતો નથી તો પછી તે બધા લશ્કરમા ક્યાથી આવ્યા ? અને પેલા બાણાસુરે મહાદેવજીનું લિંગ કયા ઠકાણેથી લઇ માથા ઉપર ચડાવ્યું ?

---

## (૧૬) દક્ષના યજ્ઞમાં મહાદેવના અનાદરથી મોટો ઉત્પાત.

સ્કંદપુરાણ પ્રથમ ખંડના પહેલા ભાગમાંથી લીધેલો કિંચિત્ સાર અધ્યાય ૧ લા નો શ્લોક સત્તરમાનો અર્થ.

શિવ વિના જે સંસાર તરવાની ઇચ્છા રાખે છે તે મૂઢ છે; મહાપાપી છે. ૧૭॥ જે શિવે ગરનુ ભક્ષણ કર્યું. દક્ષના યજ્ઞનો નાશ કર્યો અને કાલનું દહન કર્યું. ૧૮ ॥

દક્ષના યજ્ઞનો નાશ કર્યો તેનો કિંચિત્ સાર–

“ દક્ષ નૈમિષારણ્યમાં આવ્યા, ઋષિઓએ પૂજ્યા માત્ર મહાદેવેજ આદર કર્યો નહિ, તેથી દક્ષે કહ્યું–આ શિવ ભૂત અને પિશાચ લઇને ફરવાવાળો દુરાત્મા છે. હે બ્રાહ્મણો ? એ વેદ બાહ્ય છે. નદીએ કહ્યું હે બ્રહ્મન્ ? તમે મારા સ્વામીને વેદ બાહ્ય કેમ કહ્યો ? મારા સ્વામી વિના–તપ, જપ, દાન, હોમાદિ તમારૂં બધુંએ નિષ્ફળ છે. હે બ્રાહ્મણાધમ ? તમોએ શાપ કેમ આપ્યો ?

પછી દક્ષે કહ્યુ કે–તમો રૂદ્રો સર્વે વેદ બાહ્ય છો ? કેમકે વેદમાર્ગના ઋષિઓએ તમોને ત્યાગા છે. કેમકે તમો પાખંડીઓ છો, શિષ્ટાચારથી રહિત છો, કાળમુખા અને પાન કરવામા રકત છો. ત્યારે **શિવના ગણોએ** કહ્યું–તમો બ્રાહ્મણો વૈદિકનો માર્ગ આગળ ધરીને શુદ્ર યાજક છો, દલિદ્રો, ઘર ઘરમાં ભટકતાં બ્રહ્મ રાક્ષસો થશો.

મહાદેવજીએ કહ્યુ–બ્રાહ્મણોને એમ ન કહેવાય કેમકે વેદ વાદમા રત છે, અને ગુરૂઓ છે. પછી રોષયુકત ઋષિઓની સાથે દક્ષ સ્વસ્થાનમા ગયા ( અહિં પહેલો અધ્યાય થયો. )

( ૨ ) હવે બીજા અધ્યાયમા–**દક્ષે યજ્ઞનો આરંભ કર્યો**, તેમા વસિષ્ઠ, અગસ્ત્ય, કાશ્યપ, વામદેવ, ભુગુ, દધીચિ, વ્યાસ, ભારદ્વાજ, ગૌતમાદિ ઋષિઓ ભેગા થયા. પછી સાતમા લોકથી બ્રહ્માને અને વૈકુંઠથી વિષ્ણુને પણ બોલાવ્યા. **તેમજ** લોકપાલો, ગાંધર્વો અને છેવટે અપ્સરાઓનો ગણ પણ ભેગો થયો. ઇંદ્રાણીની સાથે ઇંદ્ર અને રોહિણીની સાથે ચંદ્રાદિક સર્વ દેવો આવ્યા. વિશ્વ-કર્માએ ભવન પણ બનાવ્યા દક્ષે સર્વેનો સત્કાર કર્યો ત્યા **દધીચિએ** કહ્યું કે મહાદેવ વિના તમારો યજ્ઞ શોભા પાત્ર નથી. એમ વિષ્ણુએ અને ઇંદ્રે પણ કહ્યું આપણે બધા શિવને લેવા ચાલીએ તે વારે દક્ષે હસીને કહ્યું કે જે દેવોના દેવ **વિષ્ણુ** કે જેમાં–વેદો અને યજ્ઞો બધુએ રહ્યુ છે તે તો આવેલા છે. તેમજ વેદો, ઉપનિષદો અને આગમોની સાથે સત્યલોકથી લોકપિતામહ બ્રહ્મા પણ આવેલા છે. તો પછી ભૂત પિશાચનો પતિ કે જે નષ્ટાત્મા અને મૂઢ અને મત્સરી એવા **શિવને** બોલાવીને શું કરવો છે ? ચલાવો કામ, માત્ર એક **દધીચીએ** કહ્યું કે–શિવ વિના કાર્યમા વિઘ્ન થશે, માટે ઠીક નથી એમ કહી યજ્ઞમંડપમાથી નીકળી ગયા. દક્ષે કહ્યુ કે જાવા દ્યો વેદ બાહ્યોને, ચલાવો કામ ?

સખિઓની સાથે ક્રીડા કરતી દાક્ષાયણીએ ( પાર્વતીએ ) તમાસો જોઇ શિવને કહ્યુ " મારા બાપે તમોને કેમ બોલાવ્યા નથી. " તમો ત્યા જાવો. શિવે ઉત્તર આપ્યો કે પ્રિયે ! માન, પાન વિના જાવુ તે મને ઠીક નથી લાગતું. શિવની આજ્ઞા લઇ પાર્વતીજી પિતા દક્ષની પાસે પહોચ્યાં. " ( અહિં બીજો અધ્યાય પૂરો થાય છે. )

( ૩ ) હવે અધ્યાય ત્રિજાની બીના કિંચિત લખી બતાવીએ છીએ.

"પાર્વતીજીએ દક્ષને કહ્યું કે હે તાત? શંભુ વિના આ બધું તમારૂં અપવિત્ર છે, તેમના વિના આ તમારો યજ્ઞ થાયજ કેમ? પછી પાર્વતીજી બધા ઋષિઓને શ્રી કૃષ્ણને સંબોધીને કહેવા લાગ્યા કે—તમો બધા મહાદેવને શું ઓળખતા નથી કે હે બ્રહ્મન્? તમે પાંચ મુખનાં ચાર મુખ કરાવીને બેઠા તે શું ભૂલી ગયા? એવી રીતે સઘળાઓની નિર્ભર્ત્સના કરી. ત્યારે **દક્ષે કહ્યું કે તારો પતિ વેદ બાહ્ય** છે અને અકુલીન છે ઇત્યાદિ ઘણીજ નિંદા કરી, તેથી પાર્વતીને નતો પતિ પાસે જવાનું સૂઝયું, ન તો પિતા દક્ષની પાસે રહેવાનું સૂઝયું. છેવટે અગ્નિમાં પ્રવેશ કરીને **બળી મર્યાં.** તેમની સાથે બધા ગણો હતા તે પણ બળી મર્યા, તેથી મહાદેવને પણ ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો. એટલે જે વીરભદ્ર હતો તે શિવની આજ્ઞા લઈને દક્ષના યજ્ઞ તરફ ચઢયો અને ત્યાં અનેક પ્રકારના દુર્નિમિત્તો દેખ્યા—લોહિની વર્ષા, ઉલ્કાપાતાદિ દેખીને યક્ષને પણ ભય પેદા થયો. અને તુરતજ વિષ્ણુને શરણે ગયા. પણ વિષ્ણુ કાંઇપણ કરવાને સમર્થ ન થયા. છેવટે **વીરભદ્રે દક્ષનુજ માથું કાપીને** હોમી દીધું અને પછી શંકર ભગવાને આવીને પાછું સજીવન કર્યું."

આ દક્ષના યક્ષનો સંબન્ધ અમોએ કિંચિત્ સૂચના માત્રજ લખીને બતાવ્યો છે. સવિસ્તર સ્કંદપુરાણથી તેમજ ભાગવત ચતુર્થ સ્કંધથી પણ જોવાની ભલામણ કરૂં છું.

---

(૪) શિવે વીરભદ્ર પાસે દક્ષનું માથું કપાવ્યું. બકરાનું ચોટાડાવ્યું.

**સ્કંદપુરાણ**—ખંડ ૪ થો, અધ્યાય ૮૯ મો પત્ર ૩૩૪ થી.

"શિવના ગણ વીરભદ્રે દક્ષ પ્રજાપતિના યજ્ઞનો નાશ કરીને દક્ષનું માથું કાપી નાખ્યું. પછી શિવની આજ્ઞા થવાથી બકરાનું માથું ચોટાડીને દક્ષને છોડી મૂક્યો." આ વાતનો વિસ્તાર સ્કંદ પુરાણથી જોઇ લેવો.

---

વિષ્ણુના નામથી સંસાર તરવાની ઇચ્છાવાળો પણ મહાપાપીજ ગણાતો હશે કે? વિચાર કરી જોતા કલ્પના આરંભે બ્રહ્માદિ ત્રણે દેવો એકી સાથે ઉત્પન્ન થએલા બતાવ્યાં છે. તેમા મહાદેવજીને ત્રિજા નંબરે ગણ્યા છે તો તે શિવજ મોટા શા કારણથી? કહેવામા આવે કે—દક્ષના યજ્ઞનો નાશ કર્યો તેથી શિવ મોટા, ત્યારે યજ્ઞનો નાશ કરનાર પુણ્યાત્મા ગણાય ખરો કે? વળી કાળનો નાશ કર્યો તેથી શિવ મોટા, કાળ તો રૂપ રંગ વિનાનો આજે પણ સર્વ પદાર્થો ઉપર

પોતાની સત્તા જમાવીનેજ બેઠેલો છે તો પછી કાળનો નાશ કયા પ્રકારથી મનાયો ? વળી કહો કે ઝેર પીધાથી શિવ મોટા, તો આજે પણ ઘણા ઝેરને ખાવાવાળા જોઇએ છીએ.

હવે દક્ષના યજ્ઞનો નાશ વિચારીએઃ—

દક્ષે યજ્ઞ કયા કાળમાં કરવા માંડેલો ? કારણ કે દક્ષના યજ્ઞમાં વશિષ્ટાદિ ઋષિઓ હાજર થએલા બતાવ્યા છે. એક વશિષ્ટજી રામચંદ્રજીના સમયમા રામચંદ્રના ગુરૂ તરીકે પણ બતાવેલા છે. વળી વિચારવાનું કે—સાતલોકથી બ્રહ્મા, વકુંઠમાંથી વિષ્ણુ, પોતપોતાની સ્ત્રીઓ સાથે તેમજ ચદ્રમા, ઇંદ્ર વગેરે સર્વે દેવતાઓ આવેલા બતાવ્યા છે તો તેમને કોણ બોલાવી લાવ્યુ હશે ? કદાચ કોઇ પુણ્યાત્માના પુણ્યથી દેવતાઓ ખેંચાઇને પોતાની મેળે આવે પણ આ દક્ષના યજ્ઞમા એવું કાંઇ કારણ જણાતું નથી કારણ કે—બ્રહ્માદિક આવ્યા પછી પાર્વતીના શાપથી શાપિત થઇ રાક જેવા થઇ બેઠા હતા. વળી વીરભદ્રે તો મોટો ઉત્પાત મચાવી દક્ષનું માથું કાપી નાખ્યું છે. આ દક્ષના યજ્ઞમાં ઉત્પાત થવાનો છે એવું જ્ઞાન ન તો આવેલા ઋષિઓમા જણાય છે તેમજ નતો સાતમાલોકમાથી આવેલા બ્રહ્માને કે વૈકુંઠમાથી આવેલા વિષ્ણુને સમજાયું છે. તો પછી ઇદ્રાદિકને ન હોય તેમાં તો કહેવાનુ જ શું ? વિચાર કરીને જોતાં આ દક્ષના યજ્ઞ સંબન્ધીનો લેખ સત્યરૂપથી લખાએલો હોય એમ જણાતો નથી ? પણ કેવળ કલ્પિતજ લખાએલો હોય એમ સમજાય છે. આ લેખમાં સત્યપણું કયુ છે, તેનો વિચાર કરવાનુ આજકાલના શોધક પંડિતોને સોપુ છું. કદાચ આ ટીકા કરવામાં મારી ભૂલ થઇ હોય તો હું મારી ભૂલ સુજ્ઞ સજ્જનોની પાસે કબુલ કરવા તૈયાર છું.

વળી સ્કંદપુરાણના ચોથા ખંડનો જે આ બીજો લેખ છે તેનો વિચાર પણ ઉપર બતાવેલા વિચારોથીજ મેળવી લેવો. વારંવાર શું લખી બતાવું.

---

## જૈન અને બૌદ્ધના આશ્રયથી લખાએલો—પુરાણ ઇતિહાસ.

વૈદિક ધર્મમાં યજ્ઞ યાગાદિક ક્રિયાકાડ જે સમયમાં જોર શોરથી ચાલતાં હતાં તે સમયમાં ક્રિયાકાંડના બ્રાહ્મણ ગ્રથોજ વધારે પ્રસિદ્ધિમાં આવેલા હતા એમ જણાય છે પરંતુ તે સમયમાં વૈદિક ધર્મમા ઇતિહાસના ગ્રથો હતા. એમ પ્રસિદ્ધિમાં આવેલા જણાતા નથી. વૈદિક મતમાં ઇતિહાસનો ગ્રથ જૂનામાં જૂનો

મહાભારત જ ગણાય છે. તે પણ વ્યાસ થઇ ગયા પછીથી વિસ્તારવાળો ઘણા લાંબા કાલે લખાયો છે, છતાં પણ તે ગ્રંથ વ્યાસના નામથીજ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તે પછી પુરાણો તો ઘણાજ લાંબાકાલે લખાયાં છે છતા પણ તે અઢારે પુરાણો વ્યાસના નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. આ વિષયમા કોઇ પુછશે કે તે પુરાણો વ્યાસે તો લખ્યાં નથી તો પછી વ્યાસના નામ ઉપર ચઢાવી દેવાનુ પ્રયોજન શુ હશે? વેદોનું બંધારણ જોતાં પ્રયોજન એવું સમજાય છે કે–જે કાળે ખોરાકમા માંસાદિકનો પ્રચાર વિશેષપણે ચાલતો હશે, તે વખતે ધર્મના બહાને છુટથી માંસ મેળવવા માટે સુગમતાવાળો રસ્તો બનાવવા અતીન્દ્રિય જ્ઞાન વિનાના સ્વાર્થી પંડિતો, કુદરતના બનાવોને લક્ષમા લઇ ઋચાઓ રચતા ગયા હોય, અને હોમ હવન કરી સાથે પોતાનુ પણ ગૂજરાન ચલાવતા ગયા હોય, તેથી તેમને પૂર્વકાલના ઇતિહાસનુ વિશેષ જ્ઞાન હોય એમ જણાતું નથી. તેથીજ તે કાળ વિશેષને આજ કાલના વિદ્વાનો બાળકાલ તરીકેની ગણત્રીમા ગણી કાઢે છે. જૈનોના તીર્થંકરો ૨૪ સર્વજ્ઞો, એક એકથી એક ઘણા ઘણા લાંબા કાલે થયા છે. તેમાના જે ત્રેવીશમા પાર્શ્વનાથ, અને ચોવીશમા મહાવીર સ્વામી, તેમનો જ સંબંધ નીકટપણે રહેલો છે, તે કાલને ગણત્રીમા રાખી આજકાલના વિદ્વાનો ઇ. સ. પૂર્વેના આઠમા સૈકામા તો અવશ્યજ મુકે છે, જૈનોના તત્ત્વો અને ઇતિહાસો પણ તે સમયથીજ ચોક્કસ થઇ ચુકેલા મનાયા છે અને તે સર્વજ્ઞોના મુખથી પ્રગટ થએલા છે તે જૈનોના ઇતિહાસમા–૨૪ તીર્થંકરો, ભરતાદિ (૧૨) બાર ચક્રવર્તીઓ, અને વાસુદેવાદિકનાં નવ ત્રિકો વિગેરે અનેક કથાઓનો સંગ્રહ છે. આ આપણા ચાલતા ઇતિહાસના પૂર્વેનો કાલ કેવા પ્રકારનો ચાલતો હતો. તેમજ ભવિષ્ય કાલમા પણ કેવા પ્રકારનો કાલ થવાનો છે. એ બધાએ પ્રકારનુ વિવેચન ચોક્કસ સ્વરૂપથી કરીને બતાવેલું છે. તે જૈનોના ગ્રંથોમાથી, અને તેજ પ્રમાણે બૌધોના ગ્રંથોમાથી. બ્રાહ્મણ પંડિતો અનેક પ્રકારના વિષયોને ગ્રહણ કરતા ગયા, અને તે પુરાણોમા મન.કલ્પિત ઉંધા છત્તા સ્વછંદપણાથી ગોઠવતા ગયા તેથી તે બધોએ ઇતિહાસ આજકાલના શોધક પંડિતોને અશ્રદ્ધેય રૂપનો થઇ પડયો છે વૈદિક મતમા જૂનામા જૂનુ ઇતિહાસનુ પુસ્તક મહાભારતજ ગણાય છે. તે પણ જૈનોના ઇતિહાસ કાલથી ત્રણસો વર્ષથી પાછલનોજ છે તેથી આમા વિચારવાનું કે અતીંદ્રિય જ્ઞાન વિનાના તે વૈદિકમતના પંડિતો પૂર્વકાલનો વિશેષ ઇતિહાસ કયાંથી લાવ્યા ?

ધર્મ વર્ણન પૃ. ૮૬ વિષય ૩૩ મો. આનંદ શંકર બાપુભાઇ ધ્રુવ.

પુરાણનો લેખ આપતા પાંચ કલમો નીચે પ્રમાણે—

૧ 'પુરાણ' નામના ગ્રંથો એક રીતે બહુ જુના છે. અને બીજી રીતે નવા છે. જુના એવી રીતે કે–આમાની કેટલીક કથાઓ ઘણીજ પુરાણી છે. એટલુંજ નહિ, પણ એ કથાઓ સંબંધી છેક બ્રાહ્મણ અને ઉપનિષદ્‌ના કાલમાં પણ 'પુરાણ' નામના ગ્રંથો હતા એમ જોવામા આવે છે. પણ અત્યારે જે રૂપમાં એ ગ્રંથો દેખાય છે **તે તો બેશક નવું** છે. તે એટલે સુધી કે હિંદુસ્તાનની પડતીની દશામા શિવ અને વિષ્ણુની ભક્તિના અજ્ઞાન અને ધર્માંધ અનુયાયીઓ વચ્ચે જે વિરોધ ઉત્પન્ન થયો તેને પરિમાણે એ બે દેવની નિન્દાના વચનો સ્હામ સ્હમા ગ્રંથોમા ઘુસાડી દેવામાં આવ્યાં છે.

૨ તે ઉપરાંત હિંદુસ્થાનમાં–જેમ નવા નવા યાત્રાનાં સ્થાન, નવા નવા દેવલો, નવા, નવા, વ્રત, અને નવાં નવા જ્ઞાતિના મંડળ સ્થપાતા ગયાં તેમ તેમ એ સૌ વિષયોને લગતી કથાઓ પુરાણમા દાખલ થતી ગઇ.

૩ આ સ્થળે ઉમેરો ખોટોજ થયો છે એમ કાઇ નથી. સષ્ટિના સુંદર અને અદ્‌ભુત દેખાવ જેમ જેમ વધારે જડતા જાય તેમ તેમ ત્યા યાત્રા કરવાનો મહિમા ઉત્પન્ન થાય. અને જુદી જુદી ઋતુઓના વૈદિક યજ્ઞ થતા બંધ થયા એટલે એને સ્થાને બીજાં વ્રત અને ઉત્સવો કરીને લોક પરમાત્માની ભક્તિ સાથે આનંદ કરે એ પણ સ્વભાવિક છે.

૪ વળી આ ઉપરાત પુરાણોમાથી બીજું ઘણું જાણવા જેવું મળે છે. એક પ્રસિદ્ધ લક્ષણ પ્રમાણે–'પુરાણ' મા (૧) સર્ગ (સષ્ટિ) (૨) પ્રતિસર્ગ (પ્રલય) (૩) દેવતાઓ, પ્રજાપતિઓ–વગેરેના વંશો, (૪) મન્વંતરની કથાઓ અને (૫) સૂર્ય અને ચંદ્ર વંશના રાજર્ષિઓનાં ચરિત્રો–આ પાચ વિષયો આવે છે. આ ઉપરાત વર્ણાશ્રમ–ધર્મનું નિરૂપણ, સાંખ્ય–યોગ–વેદાંત વગેરે શાસ્ત્રનો બોધ, ભગવાનના અવતારોની કથા, અને જ્ઞાન, ભક્તિ, અને વૈરાગ્યને લગતાં સ્તોત્રો, ઉપદેશો વગેરે વસ્તુઓ સ્થળે સ્થળે નજરે પડે છે.

૫ પુરાણો અઢાર છે. તેમા વિષ્ણુપુરાણ, **શિવ**પુરાણ, **ગરૂડ**પુરાણ, **માર્કંડેય**પુરાણ, અને શ્રીમદ્ **ભાગવત** વગેરે કેટલાંક વધારે પ્રસિદ્ધ છે. એ સર્વ વ્યાસજીનાં કરેલા કહેવાય છે. પણ ખરૂ જોતાં ઉપર કહ્યુ તે પ્રમાણે કાલ જતા એમા અનેક જાતનો ઉમેરો થયો છે, આ ઉમેરો સૌ કરતા સ્કંદપુરાણ અને **પદ્મ**પુરાણમા વિશેષ થએલો નજરે પડે છે.

આનંદશંકર બાપુભાઇ ધ્રુવનો પુરાણ નામનો લેખ મધ્યસ્થ દ્દષ્ટથી

લખાએલો વિચાર કરવાને યોગ્ય છે. તેથી કેટલાક મારા અને બીજાના વિચારો મુકતા અયોગ્ય નહિ ગણાય.

કલમ પહેલીમાં–" પુરાણ ગ્રંથો જુના નવા છે. અત્યારે જે રૂપમાં દેખાય છે તે બેશક નવું છે. " આમા વિચારવાનુ કે–અત્યત પ્રાચીન વેદ કાલના મોટા મનાતા ઋષિઓ પાસે પણ જે જ્ઞાન ન હતું તે જ્ઞાન અતીંદ્રિય જ્ઞાન વિનાના પુરાણકારો ક્યાંથી લાવ્યા ? માનવુંજ પડશે કે–જૈન સર્વજ્ઞના વચનો પુસ્તકારૂઢ થયા પછીકે બૌદ્ધાદિકના સમાગમ થયા પછી તેમના વિષયોને લઇ પૌરાણિકોએ પોતાને મનગમતા પુરાણોમા ગોઠવ્યા. ઉદાહરણમા જુવો અમારો પૂર્વનો લેખ, અથવા પૌરાણિકોએ કલ્પેલા ૨૪ અને દશ અવતારો. જૈનોના આદ્યતીર્થંકર શ્રી ઋષભદેવને–આઠમા, અને દશમા બુદ્ધને–નવમા અવતાર રૂપે પૌરાણિકોએ ગોઠવ્યા. વિચારકોને ચોખ્ખું દેખાય તેમ છે કે જૈન બૌદ્ધના અનુકરણ રૂપે પૌરાણિકોએ અવતાર ગોઠવી પુરાણો રચ્યા.

ત્રિજી કલમમાં–" જુદી જુદી ઋતુઓના વૈદિક યજ્ઞ થતા બંધ થયા. " આ યજ્ઞોના સબધી ક્રૂર કર્મ પણ જૈન બૌદ્ધોની વિશેષ જાગૃતીથયા પછીથીજ છુટ્યુ હતું. એ અનુમાન આપણું અયોગ્ય નથી. ?

ચોથી કલમમાં લખેલી પાંચ બાબતો અંતીંદ્રિય જ્ઞાન વિનાના પૌરાણિકો લાવ્યા ક્યાંથી ? તેનો વિચાર કરીને જુવો ?

પાચમી કલમમાં–અઢાર પુરાણ વ્યાસજીનાં કરેલાં કહેવાય છે તે વાત પણ યથાર્થ નથી. તેના સબધે નીચેના લેખો વિચારવા જેવા છે.

આર્યોના તહેવારોનો ઇતિહાસ—

(૧) પૃ ૯૭ માં–" વેદકાલ પછી **બૌદ્ધધર્મની** વખતે પ્રથમ **મુર્તિ પૂજાનો** રીવાજ પડયો. અને **પછી પુરાણો** રચાયા. તે કાલમાં એટલે ખ્રિસ્તી શકના પ્રારંભથી સુમારે પાચસો છસો વર્ષ દરમિયાન જ્યાં ત્યાં દેવાલયોજ નજરે પડવા લાગ્યા જ્યારે બૌદ્ધ ધર્મના ઉપાસકોનું અનુકરણ કરીને હિંદુઓએ દેવાલય સ્થાપન કર્યાં ત્યારે તેમને સ્વભાવિક રીતે વેદ પ્રણિત યજ્ઞ યાજ્ઞાદિકનો ત્યાગ કર્યો. "

(૨) વળી–પૃ ૯૮ મા–" છઠ્ઠા સૈકામા એટલે પુરાણો અસ્તિત્વમાં આવવા લાગ્યાં ત્યાર પછી " દેવતાઓની મૂર્તિઓ " બનાવવાનો રીવાજ પડયો

હતો એવુ દેખાય છે વરાહ મિહિરે ( ઈ. સ. ૫૦૫-૫૮૭ ) વૃહત્સંહિતામાં. રામ, બલી' વિષ્ણુ, બલદેવ, ભગવતી, શાંબ, બ્રહ્મા, ઇંદ્ર, શિવ, પાર્વતી, સૂર્ય લિંગ, યમ, વરૂણ, કુબેર, ગણેશ, વગેરે દેવતાઓની મુર્તિ કેવી હોવી જોઇએ એનુ વિવેચન કર્યું છે. ”

( ૩ ) વળી પૃ. ૯૯ માં-ખાસ પ્રસંગે ભાવિક લોકો ત્યાં જઈને પોતાના ઉપાસ્ય દેવને માટે પ્રેમ વ્યકત કરવા લાગ્યા. મતલબ કે બૌદ્ધ ધર્મે વેદ પ્રણિત યજ્ઞ યાગાદિકનુ મહત્વ કમી કર્યું. અને તેનુ પુનરૂજ્જીવન પુરાણ કાલમા પણ થઇ શકયું નહિ ”

આ ત્રણ કલમના લેખક-પુરાણોની અસ્તિત્વ, ઇ. સ. પાંચમા છઠ્ઠા સૈકામાં બતાવી રહ્યા છે. તો પછી આમાં વેદ વ્યાસ કયાંથી આવ્યા ? આ લેખક ખાસ વૈદિક મતના છે અયોગ્ય લખ્યું એમ પણ કેવી રીતે કહી શકાય ?

ભાગવતના માટે તો તેઓ-પૃ. ૩૫૦ માં-નીચે પ્રમાણે લખે છે—

“ ભાગવત એ એક ઉત્કૃષ્ટ અને રસ પૂર્ણ ગ્રંથ છે એ સહુ કોઇને માન્ય છે. પરંતુ આપણે ધારીયે છીએ એટલો તે પ્રાચીન નથી. લગભગ ૪૦૦ વર્ષ પહેલા બંગાલામાં મુસલમાનોના રાજ્યના વખતમા થઇ ગયેલા “ વોપદેવ ” નામના વિદ્વાને એ ગ્રંથ લખ્યો છે. કૃષ્ણ ભકિતનો પ્રચાર એ ગ્રંથથી વધ્યો એ ખરૂં પરંતુ એ ઇતિહાસ નથી એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. કૃષ્ણની લીલાના અનેક અર્થ કરવામાં આવે છે. ”

ઇતિ જૈન અને વૈદિક મતમાં લખાયલા અગીયાર ( ૧૧ ) રૂદ્રોના સ્વરૂપનું પ્રકરણ ૪૨ મું સંપૂર્ણ.



# પ્રકરણ ૪૩ મું.

## પુરાણોના સંબંધે વૈદિક પંડિતોના અનેક પ્રકારના વિચારો.

## મૂર્ત્તિપૂજાનો પાઠ હિંદુઓ બુદ્ધ પાસે શિખ્યા.

આર્યોના તહેવારોન ઇતિહાસ નામના ગ્રંથના પૃ ૯૯ મા-" બૌદ્ધ ધર્મ નાસ્તિકવાદી હોવાને લીધે તે ધર્મને અને દેવપૂજા, મૂર્ત્તિપૂજા અથવા દેવાલયને કશો સંબંધ હોય એમ સંભવતું નથી. પરંતુ હિંદુઓને મૂર્ત્તિપૂજાનો પહેલો પાઠ બુદ્ધના અનુયાયીઓએજ શિખવ્યો એમ પ્રાચીન ઇતિહાસ સાક્ષી આપે છે."

ઉપરના લેખમાં-આનંદશંકર બાપુભાઇ લખે છે કે-" પુરાણગ્રંથો એક રીતે બહુ જૂના છે, બીજી રીતે નવા છે. જૂના એટલા માટે કે કેટલીક કથાઓ ઘણીજ પુરાણી છે, બ્રાહ્મણ અને ઉપનિષદ્ કાલમા એ ગ્રંથો હતા એમ જોવામા આવે છે અત્યારે જે દેખાય છે તે બેસક નવું છે."

આમા વિચારવાનુ કે-બ્રાહ્મણ અને ઉપનિષદ્ કાળમા જો પુરાણ ગ્રંથો હોત તો તે ગ્રથોની સાથમા શું તેનાં નામો પ્રકાશમા ન આવતા કે ? માટે આ કલ્પના યથાર્થ નથી, પણ ખાસ વિચારવા જેવી છે કલમ ચોથીમા જણાવ્યું છે કે-પુરાણોમા સૃષ્ટિ, પ્રલય, દેવતાઓ, પ્રજાપતિઓ વિગેરેના વંશો, મન્વંતરની કથાઓ, સૂર્ય અને ચંદ્ર વંશના રાજર્ષિઓના ચરિત્રો આ પાચ વિષયો આવે છે. કાલ જતા અનેક જાતનો ઉમેરો થયો છે આ ઉમેરો સૌ કરતા સ્કંધ પુ. પદ્મપુ મા વિશેષ થએલો નજરે પડે છે.

પુરાણોમા લખાયલી સૃષ્ટિ, પ્રલયાદિકની પ્રાચીનમાં પ્રાચીનજે વાતો દેખાય છે તે વેદ સમયના ઋષિઓતો બતાવી ગયાજ ન હતા તો પછી આ અંતીન્દ્રિય જ્ઞાન વિનાના પુરાણકારો કયા ઇશ્વરની પાસેથી ખોલીને લાવ્યા ? અને તે લખાયલી વાતો આપસ આપસના મેળથી નીતિ રીતિવાળી છે ? કે દૃષ્ટિ સૃષ્ટિના સ્વરૂપથી વિરૂદ્ધરૂપે લખાયલી છે? આ બધુ વિચારવા જેવું છે કે નથી ? વળી કાલ જતા તેમાં અનેક જાતનો ઉમેરો થયો છે તે પણ કયા ઇશ્વરની પાસેથી મેળવીને કરેલો સમજવો ?

ઋષિકૃત શ્રુતિઓમા ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સંજ્ઞાઓ અનેક પંડિતોએ મલી દાખલ કરી-ઇશ્વરની પ્રેરણા બનાવી. એકેકથી એક વિરૂદ્ધ

પંડિતોએ પુરાણો લખી વેદવ્યાસને કલંકિત કર્યા તેનુ શું કારણ ? શું આ વાત વિચારવા જેવી નથી ?

વૈદિકોમાં ધર્મની બાબતના ગ્રંથોમાં મૂલના વેદોથીજ વિરૂદ્ધતા ચાલી આવે છે માટે એજ વિષય ખાસ વિચારવા જેવો છે.

વૈદિક મતના કેટલાક નામીચા પંડિતોએ પોતાના લેખોમાં એવું પણ જાહેર કરેલું છે કે–વૈદિક મતમા કેટલીક અસુદ્ધતાઓ હતી તે જૈનોના જે મહાવીર થયા તેમને સુધારી. આ તેમનું જે કથન છે તે પોતાના વૈદિક ધર્મની મહત્વતા બતાવવા પુરતું છે, પરંતુ સત્યવસ્તુની સ્થિતિને બતાવવાવાળું નથી. કારણ કે-પુરાણોમાં લખાયલા બ્રહ્માદિદેવોના સંબધના લેખો, તેમજ મોટા મોટા ઋષિઓના સંબધના લેખો—ન્યાયથી વિરૂદ્ધ, નીતિથી વિરૂદ્ધ, લોકવ્યવહારથી વિરૂદ્ધ, કાલ ક્રમથી વિરૂદ્ધ, પૂર્વાપર સંબંધ વિનાના અનેક પ્રકારના લેખો દેખીને તેમાં આંખ મીચામણા કરી હોય તો તેમના લેખો સત્ય વસ્તુની સ્થિતિને પ્રગટ કરવાને માટે લખાયા છે એમ કેવી રીતે માની શકાય ?

જૈન અને બૌદ્ધની વિશેષ જાગૃતી થયા પછી કેવળ પુરાણોમાંજ નવુ ઉમેરાયુ એમ નથી. પરંતુ બ્રાહ્મણ ગ્રંથોમાં, તેથી વિશેષ ઉપનિષદાદિક ગ્રંથોમા પણ—યજ્ઞ યાગાદિની માન્યતા વાળા પ્રાચીન વેદોથી ઘણુ ફેરફાર વાળુ લખાણ થએલુ છે. એટલુજ નહી પણ ખાસ વેદોમા પણ અનેક પ્રકારની નવીન નવીન પ્રકારની શ્રુતિઓ બનાવીને દાખલ કરવામા આવી છે. એમ હું મારા અનુભવથી કહુ છુ. અને આ વાત મણિલાલ નભુભાઇ દ્વિવેદી પંડિતજીના ખ્યાલમાં આવવાથી પોતાના સિદ્ધાંત સાર નામના પુસ્તકના પૃ. ૪૩–૪૪માં નીચે પ્રમાણે લખી ગયા છે–**યજ્ઞ પુરૂષ** નવોજ દેવ કલ્પાયો. અને **પ્રજાપતિ** બધાના મોખરે આવી બ્રહ્મા રૂપે પૂજાતો થયો. આ વાતથી વિચાર કરો કે–સૃષ્ટિ કર્ત્તાના સબંધ વાળી જે યજ્ઞ પુરૂષના નામથી અને પ્રજાપતિના નામથી શ્રુતિઓ લખાઇ છે તે નવીન રૂપથી લખાઇને ઋગવેદના દશમા મંડલમાં દાખલ નથી થઇ એમ કયો સુજ્ઞ પુરુષ કહી શકે તેમ છે ? એટલુંજ નહી પણ યજ્ઞ પુરુષની શ્રુતિ વિરાટ્ પુરુષના નામથી પ્રાયે ચારો વેદોમા દાખલ કરી દેવામાં આવી છે.

અને પ્રજાપતિના સંબંધવાળા લેખો કોઇ વિચિત્ર પ્રકારથી અનેકાનેક ગ્રંથોમા અપાયલા છે તે મારા આ ચાલુ ગ્રંથથી પણ જોઇ શકાશે.

મોટા મોટા પંડિતો થઇ સત્યવસ્તુના શોધનો ખ્યાલ છોડી દઇને બાપ

દાદાનો કક્કો ખરો કરવાના પ્રયત્ન વાળા જણાય તો પછી આથી વધારે શોચનીય શું ? અને મારા જેવો અજ્ઞ વધારે શું લખી શકે ?

હુ તો એમજ સમજુ છું કે–વેદ સમયના ઋષિઓ ભદ્રિક અને શ્રદ્ધાલુ પોત પોતાના પરિચિત ઇંદ્રાદિક દેવોની પ્રાર્થનાઓ કરતા અને સ્વાભાવિકપણે કાર્યની સફલતા થતા દેવોની કૃપા થએલી સમજતા અને તેવા તેવા પ્રકારની ઇચ્છાઓને આધીન થએલા વખતો વખત પ્રાર્થનાઓ કર્યા કરતા. તેઓ અનેક પ્રકારની વ્યવહારિક વિદ્યાઓ સારી રીતે જાણતા તેથી વિદ્યાર્થિઓને પણ ભણાવતા અને પોતાનો સુખે સુખે નિર્વાહ કર્યા કરતા.

પરંતુ જૈનોના સર્વજ્ઞ શ્રી મહાવીર પ્રભુનો–તત્ત્વ પ્રધાન ધર્મ અને બૌદ્ધોનો નીતિ પ્રધાન ધર્મ–રાજા મહારાજાઓમાં વાયુવેગે પ્રસરતો જોઇ વૈદિક મતના પંડિતો તેમના સામે પડયા પરતુ છેવટે તેઓ બધેથી હલકા પડી જતાં પોતાના વૈદિક મતને ટકાવવા જૈન અને બૌધ મતના વિષયોનો આશ્રય પકડી નવીનરૂપ ઉપનિષદોનો માર્ગ સરૂ કરતા જેમ જેમ તેમનામાંથી હાથ લાગતું ગયું તેમ તેમ પોતાની અનુકુલતા પ્રમાણે પોતાના ગ્રથોમા દાખલ કરતા ગયા તેથીજ તેઓ ઉપનિષદોની એક વાકયતા કરી શકયા નથી. શંકરાચાર્યના અત્યાચાર પછી જૈનોના પુસ્તકો હાથ ચઢતાં તેમના ઇતિહાસને ઉંધો છત્તો લખી અઢારે પુરાણો વ્યાસજીના નામથી જાહેર કરી તેમને કલકિત કર્યા છે આમાં વાસ્તવિક સત્ય શુ છે તેનો વિચાર કરો.

તો પછી વૈદિક ધર્મની અશુદ્ધતામાં મહાવીરે સુધારો કર્યાની વાત કયાં ટીકી શકે તેમ છે ? પ્રસિદ્ધમાં મુકેલો જુવો પુરાણાનુંક્રમણિકાનો લેખ. જૈનોના મહાવીરે વૈદિક ધર્મમાં સુધારો કર્યાની વાત કોઇપણ રીતે બધ બેસતી કરી શકાય તેમ છે કે નથી પરતુ વૈદિક ધર્શવાળાઓએ જૈન અને બૌદ્ધધર્મના વિષયોમાથી લઇ વેદોથી તે પુરાણો સુધીમાં મોટા ફેર ફારની સાથે ઉંધુ છત્તું કરી તત્ત્વના વિચારકોને એવા તો ગુગલાવી દીધા છે કે તેમને કોઇપણ પ્રકારથી સત્યતાનો માર્ગ જલદી હાથજ આવી શકે નહી બન્ને તરફના ગ્રથોનો વિચાર કરી જોતા એજ નિર્ણય ઉપર આવીને અટકવું પડે છે જોકે તેઓ હતા તો સાક્ષરો પરંતુ સર્વજ્ઞતાનો ઇન્કાર કરી પોતાની સત્યનિષ્ઠાને બાજુ પર રાખી, વિપરીત સ્વરૂપને ધારણ કરી, પોતાની મરજી પ્રમાણે પોતાના ગ્રથોમાં લેખો લખતા રહ્યા. બન્ને તરફના ઇતિહાસરૂપ આ મારા ટુક લેખથી પણ આપ સજ્જનો સંપૂર્ણ વિચાર કરી શકશો.

---

## પૂર્ણ જ્ઞાન વિના ઇચ્છિત ઉદ્દગારોમાં સત્યની આશા શી ?

આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ. ૩૮ થી—

" આપણી ચાલુ સ્થિતિ ધ્યાનમાં લઇએતો એમ જણાય છે કે–બીજાં સુધરેલાં રાષ્ટ્રો સાથે સરખામણિ કરતાં–સાંપત્તિક દૃષ્ટિથી આપણે બહુ પડતી સ્થિતિમા છીએ. બીજી બાબતો (તત્ત્વજ્ઞાન, શોધ, શાસ્ત્રીયજ્ઞાન) માં પણ આપણી સ્થિતિ સંતોષકારક નથી. એનું કારણ એટલુંજ કે આપણે આપણી પોતાની દૃષ્ટિનો ઉપયોગ ન કરતા પુરાતન કાલમા થઇ ગએલા–ઋષિઓ, સૂત્રકારો, અને સ્મૃતિકારોની દૃષ્ટિનો ઉપયોગ કરીએ છીએ. સ્મૃતિકાર, શ્રુતિના મંત્ર દ્રષ્ટા, સૂત્રકાર, પુરાણકાર, અને ઇતિહાસકારોમાં–પગલે પગલે મતભેદ હોવાનું જોવામાં આવે છે. એનુ કારણ એટલુંજ છે કે–તે જે જે કાલમા થઇ ગયા તે તે કાલને અનુસરીને તેમના વિચાર હતા. પરંતુ આપણે તેનો ખ્યાલ ન કરતાં રૂઢી પરત્વે જે મતો આપણે ગ્રહણ કર્યાછે તેનેજ વળગીને રહેવાનો યત્ન કરીયે છીએ.

બે હજાર વર્ષ પહેલાનુ નાણું આજે કેવી રીતે ચાલશે ? શોખ ખાતર તે સંઘરવું, અથવા ઐતિહાસીક દૃષ્ટિએ તે મહત્વનું છે એમ સમજીને તેને પાસે રાખવું એ વિષે કોઇ ના નથી કહે તું પરંતુ આજે તે ચલાવવાની ખટપટ કરવી એ તદ્દન દુરાગ્રહ છે. જે પ્રમાણે કનિષ્કનુ નાણું શિવાજી મહારાજની કારકીર્દીમાં ચાલવુ શકય ન હોતું તેજ પ્રમાણે શિવરાઇ નાંણું આજે ચાલે એ બનવા જોગ નથી. સ્મૃતિમાંના કાયદાઓની પણ એવીજ સ્થિતિ સમજવી. પૂર્વની સ્થિતિ ફરીથી પ્રાપ્ત કરી લેવી એજ પરમધ્યેય છે એવું કહેનારા ભવિષ્યની મહત્ત્વા કાક્ષાને જુદા પ્રકારનુંજ વલણ આપે છે, એમ મોટી દીલગીરી સાથે કહેવું પડે છે. શ્રુતિ સ્મૃતિમાંથો આધાર આપીને તેને માટે નકામી માથા કુટ કરવી તેના કરતા સ્વાનુભવ અને દેશનો ઇતિહાસ શુ કહે છે તેનો વિચાર કરવો એજ વધારે ફાયદાકારક છે. જૂના ગોદડાંને થીંગડાં લગાડીને તેનું મૂળ સ્વરૂપ પણ બદલી નાખ્યુ એ શું બશ થયુ નથી ? એ પ્રમાણે વર્તીનેજ પૂર્વજોનું અભિમાન રાખવું જોઇએ એમ કહેનારા આપણા હિંદુ ભાઇઓની સ્થિતિ ખરેખર દયાજનક છે જુનાને માંન આપવું ખરૂ પરતુ નવામાથી યોગ્ય વસ્તુ લેતાં શરમાવવું ન જોઇએ. "

આર્યોના તહેવારોનો ઇતિહાસ. પૃ. ૨૭૦ માથી—

" હિંદુસ્થાનની સાપ્રત સ્થિતિ ધ્યાનમા લઇએ તો શ્રી કૃષ્ણના વિચારોને અનુસરવાથીજ આ દેશની ઊન્નતિ થવી સંભવિત છે. સકામ કર્મો કરવાની દુર્બુદ્ધિને આપણે તદ્દન છોડી દેવી જોઇએ ઇશ્વર પાસે દરેક વખતે ' મને આ આપ ' અને મને તે આપ, એવુ કહેવાની આપણી ટેવ અત્યંત ખરાબ છે. આવી રીતે વર્તવાથી આપણે દેવોને તેમનુ દેવત્વ છોડી દેવાની ફરજ પાડીએ છીએ. આ સ્વાર્થી લેવડ દેવડની સ્થિતિ અતિશય શોચનીય છે. પહેલાંની અને હાલની સ્થિતિમા બહું ફેર છે તે આપણે જાણવું જોઇએ. "

આ ઉપરના લેખકે જણાવ્યુ છે કે-" સકામ કર્મો કરવાની દુર્બુદ્ધિને આપણે તદ્દન છોડી દેવી જોઇએ-ઇશ્વર પાસે દરેક વખતે " મને આ આપ અને મને તે આપ " એવુ કહેવાની આપણી ટેવ અત્યંત ખરાબ છે. "

આ લેખકના વિચારો ઠેઠ ઋગ્વેદના જા પા સુધી પહોચે છે. જુવો ભાવનગરના રાજ્યથી બહાર પડેલા વિવિધજ્ઞાન માલાનો મણકો ૩૩ મો-પૃ. ૮ માં ઋગ્વેદ-૧ । ૫૧ । ૮ મા-" હે ઇંદ્ર ? આર્ય તથા દસ્યુઓને જુદા જાણો. યજમાનના અનુકુલ થઇને વ્રતરીત દસ્યુઓને શાસન કરતા હિંસા કરો, યજમાનના યજ્ઞ અનુષ્ઠાન કરવામા તમે સક્ષમ થાઓ, હું પણ આનંદ યુક્ત યજ્ઞમા તમારા તે બધા કાર્યોનુ કીર્ત્તન કરવાની ઇચ્છા રાખુ છું. "

વળી પૃ. ૯ મા ઋગ્વેદ-૧ । ૧૦૩ । ૩ નો ભાવાર્થ જુવો-વજ્રા સ્રવાળા અને બલ નિષ્પાદ્ય કર્મના અતિશય ઇછક તે ઇદ્ર દસ્યુઓની પુરીઓને ભિન્ન છિન્ન કરીને ચાલ્યો. હે વજ્રધારી ઇદ્ર ? તમે આ સ્તોતાના સ્તવ ગ્રહણ કરીને દસ્યુના ઉપર વજ્ર ફેકો અને આર્યોના બલ તથા યશ વધારો "

વેદોના સંબંધે બહાર પડેલા અનેક લેખોના તરફ દ્રષ્ટિ ફેકી શુ તો-પુત્રની પરિવારના આરોગ્યની, વર્ષાદની, મૃતક જીવોને પિતૃઓની પાસે પહોચાડવા વિગેરે સ્વાર્થની માગણીઓ તો ડગલે ને પગલે જોવામા આવે છે. પરંતુ ઉપર બતાવેલી પ્રાર્થનાઓમા તો દસ્યુઓને જુદા જાણો અને વ્રતરીત દસ્યુઓને શાસન કરતા હિસા કરો. વળી દસ્યુઓની પુરીઓને છિન્ન ભિન્ન કરી ઇંદ્ર ચાલ્યો વિગેરે શબ્દોના ઉચ્ચારો ઉત્તમ દરજાના ઋષિઓના મુખથી નીકળેલા હોય તો તે તેમના દરજાને શોભાવે તેવા નથી જે હલકા વિચાર હાલની સ્થિતિમા અયોગ્ય તે શુ પહેલાના વખતમા અયોગ્ય ન ગણાય ? એ પણ વિચારવા જેવું છે.

વસંત. વર્ષ ૨૭ મુ અંક ૫ મો, ( માસિક ) જ્યેષ્ઠ. સં. ૧૯૮૪

પુરાણનુક્રમણિકા—પૃ. ૧૮૨ થી—લે. દુર્ગાશંકર કેવળદાસ શાસ્ત્રી.

પુરાણાનુક્રમણિકા પૃ, ૧૮૨ થી ચાલું—તેમાંનો કિંચિત્ સાર—

પૃ. ૧૮૭ થી—પુરાણાનુક્રમણિકાઓનો સમય—

ઘણા ખરાં પુરાણોમા ૧૮ પુરાણોના નામવાળી પુરાણનુક્રમણિકા મળે છે. એટલે ૧૮ પુરાનો રચાયા પછી અનુક્રમણિકા તૈયાર થઇ હોવી જોઇએ અને બધા પુરાણો એક સાથે રચાયાં ન હોય. કેટલાક પહેલાં અને કેટલાક પછી રચાયાં હોય—વિષ્ણુ પુરાણ ભાગવત પહેલા રચાયું છે. અને ભાગવત—બ્રહ્મ વૈવર્ત પહેલા રચાયુ છે. વળી વાયુપુરાણ—વિષ્ણુ અને ભાગવત બેયેથી જુનું છે તો જુના પુરાણોમા અનુક્રમણિકા પાછળથી ઉમેરાઇ હોવી જોઇએ. અને બન્યું છે પણ એમજ. વાયુપુ૦માં અને વિષ્ણુપુ૦મા પુરાણાનુક્રમણિકા પાછળથી ઉમેરાયલી પૂર્વાડપર સંબંધ જોતા સ્પષ્ટ દેખાય છે.

અનેક પુરાણાનુક્રમણિકામાં એક સરખાં નામો મળે છે. એ જોતાં અઢાર પુરાણ નામો પ્રસિદ્ધ થયા પછી પહેલી અનુક્રમણિકા તૈયાર થઇ હોય, અને એ વખતે ઉપલબ્ધ પુરાણોમા દાખલ થઇ ગઇ હોય એમ જણાય છે.

અલ્બીરૂની ( ઇ સ. ૧૦૩૦ ) ના વખતમાં ૧૮ કરતાં વધારે પુરાણમાં નામો પ્રસિદ્ધ હતા એ ઉપર જોયું છે. એથી જૂના કાળમાં ઉતરતાં જેનો સમય નિશ્ચિત હોય એવા કોઇ લેખકે ૧૮ પુરાણોનાં નામો નોંધ્યા હોય એમ મારા જાણવામા નથી. ફકત કવિરાજ શેષરે અષ્ટાદશ પુરાણોનો ઉલ્લેખ કર્યો છે. રાજશેખરનો સમય ચોક્કસ છે. કારણકે એ કવિ કનોજના રાજા મહેંદ્રપાલ ( લગભગ ઇ. સ. ૮૯૦ થી ૯૦૭ ) ના ગુરૂ હતા.

રાજ શેખરના ઉલ્લેખ ઉપરથી નવમા શતકમા પુરાણો અઢાર હોવાની પ્રસિદ્ધિ પ્રચારમા આવી હોય એમ માનવામાં વાંધો નથી. સાતમા શતકના બાણ કવિએ અનેક સ્થલે પુરાણોનો ઉલ્લેખ કર્યો છે પણ કોઇ સ્થળે ૧૮ નો નિર્દેશ નથી કર્યો.

શંકરાચાર્ય, બાણ, આપસ્તંબ, વગેરેના ઉલ્લેખો જોતા વાયુ વગેરે કેટલાંક પુરાણો જુના કાળમાં હતાં એમાં શંકા નથી. પણ સાતમાથી નવમા શતક સુધી-અનેક નવાં પુરાણો રચાયાં હોય અને નવમા શતકમા અઢારની સંખ્યા પ્રસિદ્ધ થઇ હોય એમ લાગે છે.

પહેલી પુરાણનુક્રમણિકા પણ એ અરસામાં અર્થાત્ નવમા શતકના અંતમાં રચાઇ છે એમ માનીએ તો મને બહુ વાંધો લાગતો નથી.

છેવટે આ લેખકે-અનેક તર્ક વિતર્કના અંતે જણાવ્યું છે કે

" નારદીય પુરાણનુક્રમણિકાનો સમય ઇ. સ. ૫૦૦-૬૦૦ જેટલો જુનો ઠરાવવા માટે કાંઇ આધાર રહેતો નથી. અને મને તો ઉપર કહેલાં કારણો-થીએ અનુક્રમણિકા બારમા તેરમા શતકની લાગે છે. "

---

## ચારયુગની ચોકડી. ૭૧ ચોકડીએ મન્વંતર ૧૪ મન્વંતરે દિવસ.

બ્રહ્માના એક દિવસનું પ્રમાણ નીચે પ્રમાણે જણાવેલું છે.

" સત્ય, ત્રેતા, દ્વાપર, અને કલિ એ ચારે યુગો મલીને એક ચોકડી કહેવાય છે. એવી ઇકોતેર (૭૧) ચોકડીનું એક મન્વંતર કહેવાય છે. એવાં ચઉદ (૧૪) મન્વંતર વીતી જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ, અથવા એક કલ્પ કહેવાય છે "

આર્યોના તહેવારોનો ઇતિહાસ. પૃ. ૩ માં. બ્રહ્માનો એક દિવસ—

" મૃત્યુ લોકમાંના મનુષ્ય પ્રાણીની ગણત્રી પ્રમાણે જયારે—

ચાર અબજ અને બત્રીશ હજાર વર્ષ પુરાં થશે ત્યારે જગત્‌ના કર્તા તરીકે માનેલા બ્રહ્મદેવનો એક દિવસ થશે. એવી રીતે બ્રહ્મદેવના સો વર્ષો પુરાં થશે, ત્યારે તેનો અને તેની સૃષ્ટિનો નાશ થશે. જગત્‌ની ઉત્પત્તિ થયે હમણા બ્રહ્મદેવના ૫૦ વર્ષ પુરા થયાં છે. આ ઉપરથી કેટલા વરસ અગાઉ જગત ઉત્પન્ન થયુ તેની ગણત્રી કરી લેવી. બ્રહ્મ દેવનો એક દિવસ પુરો થતાં સુધી ૧૪ મન્વતર થાય છે. તે પૈકી સ્વયંભૂ, સ્વારામિષ, ઉત્તમ, તામસ, રૈવત, અને ચાક્ષુષ આ મન્વતરો વીતી જઇ હાલમા વૈવસ્વત મન્વતર ચાલે છે. આ પછી સાવર્ણી, દક્ષ સાવર્ણી, બ્રહ્મ સાવાર્ણી, ધર્મ સાવર્ણી, રૂદ્ર સાવર્ણી, વેદ સાવર્ણી અને ઇંદ્ર સાવર્ણી, એ મન્વતરો આવવાના છે. દરેક મનુ ૭૧ મહાયુગનો હોય છે અને એક મહાયુગ ૩૩,૨૦,૦૦૦ વર્ષ સુધી ચાલે છે. આજ સુધી ૨૭ મહાયુગ થયા અને હાલમા ૨૮ મો મહાયુગ ચાલે છે. આ ૨૮ મા મહાયુગમાંના કૃતયુગ (૧૭,૨૮,૦૦૦ વર્ષ) ત્રેતાયુગ (૧૨, ૯૬૦૦૦ વર્ષ) દ્વાપર (૮, ૬૪૦૦૦ વર્ષ) આ ત્રણ નાના યુગ પુરા થઇ હમણા ચોથો કલિયુગ ચાલે છે. કલિયુગ ૪, ૩૨,૦૦૦ વર્ષ સુધી ચાલશે. તે પૈકી હમણા ૫,૦૧૦ વર્ષ પુરાં થયાં છે,

આ હજારોની નહિ પરંતુ લાખોની ગણત્રીના આકડા ઉપરથી જગત્‌ની અનાદ્ય-નંતતાની કલ્પના સાધારણ રીતે થવા જેવી છે.”

આ જગોપર “ જૈન દૃષ્ટિએ જગત્ ” એ નામનો લેખ બીજા પ્રકરણથી જુવો—આ જગત્ અનાદિકાલથી કેવા સ્વરૂપથી ચાલતુ આવેલું છે અને કેવા સ્વરૂપથી ચાલ્યું જવાનું છે. તેનો તુલના દૃષ્ટિથી ખ્યાલ અને મનન કરી મધ્ય-સ્થ દૃષ્ટિથી યોગ્યાયોગ્યનો વિચાર કરો. ॥

## પુરાણોના વિષયમાં પંડિતોના મતો.

પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થિના લેખો. પૃ. ૯૧। ૯૨ થી જુવો—“ ઉપનિષદો-તત્વશાસ્ત્રનાં દર્શનોની સાથે પુરાણોની પહેલાંના છે. જ્યારે આપણે આ બધુ ધ્યાનમાં લઇએ છીએ ત્યારે એવા અનુમાન ઉપર આવ્યા વગર રહેવાતુ નથી કે બીજે કહીં નહિ તો—હિંદુસ્તાનમાં તો વેદોના પ્રાચીન જીવનમય ધર્મના ભ્રષ્ટ અવશેષ રૂપે પુરાણો ઉત્પન્ન થયા છે.

જ્યારે મનુષ્યોના અજ્ઞાનથી વૈદિક શબ્દોના યૌગિક અર્થોનું વિસ્મરણ થઇ ગયું અને તે શબ્દોના વિશેષ નામ રૂપે અર્થ કરવામાં આવ્યા ત્યારે એવાં ભ્રષ્ટ પુરાણ ઉભા થયાં કે જે હાલના મૂર્ત્તિપૂજક હિંદુસ્તાનને શાપ રૂપે છે.” “ પ્રાચીન શબ્દોના પ્રાથમિક અર્થોનો લોપ થવાથી આ પ્રમાણે પુરાણો ઉત્પન્ન થઇ શકે.” એમ પ્રો૦ મેકસ મ્યૂલર પણ કબૂલ કરે છે. તેઓ જણાવે છે કે—સત્યનુ પુરાણમાં ભ્રષ્ટ રૂપાતર એવી પદ્ધતિથી થાય છે કે જેને “ વિવાદની વૃદ્ધિ, અને અધ:પાત અથવા ધર્મનું વિવાદાત્મક સ્વરૂપ કહી શકાય.”

( પૃ. ૯૨।૯૩ માં ) પોતેપ્હેલેથી માની લીધેલા ખ્યાલો છોડી દેવાને યૂરોપીયન વિદ્વાનો એટલી બધી આનાકાની કરે છે કે—ફ્રેડરિક પિન્કાટ—મ્હને એ અસરના તરીકે ઇંગ્લંડથી લખે છે કે—

“ જે ભાષ્યકારોની હાલ અત્યંત પ્રશંસા કરવામા આવે છે તેઓની પાસે વૈદિક શબ્દ સંજ્ઞાનુ જ્ઞાન મેળવવાના આપણી પાસે હાલ છે ત્હેમના કરતાં વધારે સાધનો ન્હોતાં—એ તમ્હારો મત મને ખરો લાગે છે. એ અને તમ્હે પુરાણો ને અર્વાચીન ગ્રંથો ગણો છો તેમા તમ્હે તદ્દન ખરા છો. પરંતુ હિંદુસ્તાનના પૌરાણિક ખ્યાલો પુરાણોમાથી આવ્યા એમ અનુમાન કરવામાં તમ્હે ખોટા છો. ઋગ્વેદ પોતેજ કે જે હિદુસ્તાનનો પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ છે ત્હેમાંજ પુષ્કલ પૌરાણિક બાબતો છે.”

## પુરાણોના પંડિતોના મતમાં જૈનોની માન્યતા.

પંડિત ગુરૂદત્તના દાખલ કરેલા લેખોના વિચાર—

"વેદોના પ્રાથમિક અર્થોનો લોપ થવાથી પુરાણો ઉત્પન્ન થયાં."

પરંતુ લાખો બ્રાહ્મણોમા ઘણા કાલથી હિંસક રૂઢી કયાંથી આવેલી? વેદોમાથી કે પુરાણોમાંથી?

વેદોની હિંસાને અયોગ્ય ઠરાવનારી—ઉપનિષદો. અને તેના પછીથી પુરાણો. એમ ઘણા પંડિતોના મત છે. માટે વિચારવાનું કે—

લાખો વર્ષપૂર્વે—સર્વજ્ઞ પુરૂષોથી પ્રચલિત સત્ય ધર્મના પ્રવાહનો ધોધ વખતો વખત અટકી પડવાથી સ્વાર્થી બ્રાહ્મણોએ પોતાના અજ્ઞાન પણાથી મૂલના વેદો જ હિંસા દોષથી દૂષિત કરેલા ચાલતા આવ્યા. વળી પાછા યોગ્ય સમયે સર્વજ્ઞ પુરૂષોના તત્ત્વો પ્રકાશમા આવતા—હિંસા એ અધર્મ છે એમ ઉપનિષદોના પ્રાદુર્ભાવથી ઠરાવતા ગયા. અને તે સમય વિત્યા બાદ સર્વજ્ઞ પુરૂષોથી પ્રકાશિત—વિષ્ણુ અને પ્રતિવિષ્ણુ રૂપે થએલા મહારાજાઓના ઇતિહાસને ગ્રહણ કરી, વિષ્ણુ ને ભગવાન તો કોઇ જગો પર પ્રતિ વિષ્ણુને ભગવાન—અથવા વિષ્ણુને ભગવાન પ્રતિ વિષ્ણુને અસુરો ઠરાવી મોટા મોટા યુદ્ધના પ્રસંગો ચિત્રી પુરાણો લખી વાળ્યા. પરંતુ વિષ્ણુ પ્રતિવિષ્ણુ મહાન્ રાજાઓ છે અને તે મનુષ્યરૂપના છે તેઓની લડાઈઓ વખતો વખત થતી આવેલી છે. તેના ઠેકાણે દેવ, દાનવોની લડાઇઓમાં વિષ્ણુને ભગવાન ઠરાવી તેમાં સામેલ કરી લોકોને મોટી ભ્રમણામાં નાખી દીધા. દેવો અને દાનવો આ દુનીયામા લડવા કયારે આવ્યા? અને પૌરાણિકોએ કયારે જોયા? અને તેમની લડાઇમાં અનાદિકાલના વિષ્ણુ ભગવાન શા માટે મલ્યા? તેનો પ્રસંગ આજ સુધી વિચારવામા આવ્યો નથી પરંતુ આ અંગ્રેજાના રાજ્યમા છાપા દ્વારા પુસ્તકો પ્રગટ થવાથી વૈદિક મતના અનેક પંડિતોએ કરેલા અનેક પ્રકારના ગોટાલા પ્રત્યક્ષ રૂપે દેખાઇ આવ્યા. તે ઢાકવા યૌગિક શબ્દો અને વિશેષ નામોનો ભેદ બતાવી ઢાક પિછોડ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. પણ જ્યા બધા એ અંગ વાકા હોય ત્યાં એક ઢાકતા બીજુ અંગ ઉઘાડું થવાનું. તેથીજ—ફ્રેડરિક્ પેન્કૉટે પંડિત ગુરૂદત્તને લખીને જણાવ્યું કે—હિંદુસ્તાનના પૌરાણિક ખ્યાલો પુરાણોમાથી આવ્યા એમ અનુમાન કરવામા તમો ખોટા છો—ઋગ્વેદ પોતે જ કે જે હિંદુસ્તાનનો પ્રાચીનમા પ્રાચીન ગ્રંથ છે તેમાજ પુષ્કલ પૌરાણિક બાબતો છે. એમ લખી જણાવ્યું તેથી પણ વિચાર કરવાનું કે—પૂર્વકાલમા ચાલતા સર્વજ્ઞોના સત્યધર્મથી વિપરીત

જોએલા એકાદ મંડલથી આ નવીન વેદોનું બધારણ થએલું. તેથીજ આજકાલના પંડિતો બાલખ્યાલ વાળું કહે છે. તેથી સત્ય ધર્મનું સ્વરૂપ—ન તો વેદોથી બંધ એસતું કરી શકાય, તેમજ ભિન્ન ભિન્ન દિશાને બતાવનારી ઉપનિષદોથી પણ બંધ એસતુ ન કરી શકાય. હવે—બાકીમા રહ્યા પુરાણો તેને તો દુનીયા દેખવાને પણ આતુર નથી.

## જૈન અને વૈદિક માન્યતા પ્રમાણે ૮૪ લાખ જીવાયોનિ.

જૈન માન્યતા પ્રમાણે—

એક વર્ણ, એક ગંધ, એક રસ અને એકજ સ્પર્શ હોય તેવા સ્થાનમા ઉત્પન્ન થતા જીવોની યોનિ એકજ ગણાયેલી છે, જ્યા વર્ણ ગધાદિક ફરી જાય ત્યાં બીજી યોનિજ ગણાય. જો તેમા એક જાતિથી બીજી જાતિના જીવો ઉત્પન્ન થએલા હોય તો તેમના કુલ જુદા જુદા હોય પણ તેમની યોનિ તો એકજ માનવામા આવે છે એજ પ્રમાણે યોનિ અને કુળના ભેદનું સ્વરૂપ સર્વત્ર સમજવુ. એકજ યોનિમા કુલો અનેક હોય છે તે બીજા ગ્રંથોથી જાણી લેવુ, અહિ તો માત્ર કયા જીવોની કેટલી યોનિયો હોય છે તેનીજ ગણત્રા નામ માત્રથી જણાવીએ છીએ

| જીવોના ભેદનાં નામ | યોનિસંખ્યા |
|---|---|
| પૃથ્વીના જીવોની ... .... | ...સાત લાખ યોનિઓ ( ૭૦૦૦૦૦ ) |
| પાણીના જીવોની .... .... | ...સાત લાખ યોનિઓ ( ૭૦૦૦૦૦ ) |
| અગ્નિ જીવોની .... ... | ... સાત લાખ યોનિઓ ( ૭૦૦૦૦૦ ) |
| વાયુ જીવોની ... .... | ...સાત લાખ યોનિઓ ( ૭૦૦૦૦૦ ) |
| પ્રત્યેક વનસ્પતિ જીવોની .... | ....દશ લાખ યોનિઓ ( ૧૦૦૦૦૦૦ ) |
| સાધારણ વનસ્પતિ જીવોની ... | ...ચૌદ લાખ યોનિઓ ( ૧૪૦૦૦૦૦ ) |
| બે ઇંદ્રિય જીવોની ... ... | ...બે લાખ યોનિઓ ( ૨૦૦૦૦૦ ) |
| ત્રણ ઇંદ્રિયોવાળા જીવોની .... | ...બે લાખ યોનિઓ ( ૨૦૦૦૦૦ ) |
| ચાર ઇંદ્રિયોવાળા જીવોની ... | ... બે લાખ યોનિઓ ( ૨૦૦૦૦૦ ) |
| ચારે પ્રકારના દેવતાના જીવોની | ...ચાર લાખ યોનિઓ ( ૪૦૦૦૦૦ ) |
| સાતે પ્રકારના નારકીના જીવોની | ....ચાર લાખ યોનિઓ ( ૪૦૦૦૦૦ ) |
| તિર્યંચ પંચેંદ્રિય જીવોની .... | ... ચાર લાખ યોનિઓ ( ૪૦૦૦૦૦ ) |
| મનુષ્ય દેહધારી જીવોની .... | ...ચૌદ લાખ યોનિયો ( ૧૪૦૦૦૦૦ ) |
| | ૮૪૦૦૦૦૦ |

સર્વનો સરવાળો કરતા આ ૮૪ લાખ યોનિઓ તમામ જીવોની મલીને થાય છે એમ જૈન ગ્રથોમા અત્યંત ખુલાસા પૂર્વક વર્ણવેલુ છે. અને જૈનોના ઘણાં નાના બાલકો પણ કહી બતાવવામા અચકાશે નહી.

× વનસ્પતિના બે ભેદ છે જે પત્ર, ફુલ ફલાદિકમા એકક શરીરમા એકેક જીવ હોય તેને પ્રત્યેક વનસ્પતિના નામે ઓળખાવેલ છે અને તે શિવાય સૂરણ, બટાકા ગાજર મુળાદિકની જે કંદ જાતિઓ છે તેના એકજ પિંડમા અનતા જીવો ઉત્પન્ન થઇને રહેલા હોવાથી તેને સાધારણ વનસ્પતિના નામે જણાવી છે.

વૈદિક માન્યતા પ્રમાણે—જુવો-વૈષ્ણવી સુબોધ રત્નમાલા. તથા મરાઠી દાશ બોધ. આદિ ગ્રથોમાં જુદી જુદી માન્યતા રૂપે ૮૪ લાખ જીવયોનિનુ સ્વરૂપ.

૯ લાખ જળચર.
૧૦ લાખ આકાશ પક્ષીઓ.
૧૧ લાખ કીડાઓ.
૨૦ લાખ ઝાડ પાલાના.
૩૦ લાખ ચારપગા પશુઓ.
૪ લાખ મનુષ્યયોનિ.

૮૪ લાખ એ સર્વે મળીને ૮૪ લાખનું પ્રમાણ કરી બતાવ્યું છે.

समीक्षा—

પૌરાણિકોએ ૮૪ લાખ જીવો કહી બતાવ્યા કે યોનિઓ? જો સર્વ જીવો બતાવેલા હોય તો એક પણ જીવ બહાર રહેવો જોઇએ નહી. જો યોનિઓ બતાવી હોય તો એક પણ યોનિ ઓછી ન રહેવી જોઇએ.

કેમ કે—વેદમા વર્ણવેલા ૩૩ દેવતાઓ અને પૌરાણિકોએ ૩૩ કોડ કહી બતાવ્યા છે. તે સિવાય પુરાણોમા નરકોનું વર્ણન પણ આવે છે, તો તે જીવોની સખ્યા કે યોનિનુ વર્ણન આ ૮૪ લાખમા કેમ કરવામા આવ્યું નથી?

જૈનો પૃથ્વી અને પાણીમાં પણ જીવો માને છે અને તેમની યોનિની સખ્યા પણ જૈનગ્રથોમા બતાવેલી છે. એ પૃથ્વી અને પાણીમા રહેલા જીવોને આજે વિજ્ઞાનવેત્તા (રસાયણ શાસ્ત્રી) ઓએ પણ સિદ્ધ કરી બતાવી જૈનગ્રથોને પુષ્ટિ આપી છે, છતા તે જીવો કે યોનિઓનું સ્વરૂપ વેદાદિકમા મુદ્દલ જણાતુ નથી તેમજ પુરાણોમાં પણ સપૂર્ણ વર્ણન મળતું નથી તેનું કારણ શું?

વિચાર કરતાં કારણ એજ સિદ્ધ થાય છે કે એ પૌરાણિકોએ જૈનશાસ્ત્રોને અનુસરીને તેમા ફારફેર કરી આ બધું કલ્પિત ઉભુ કર્યું છે. કારણ કે ૮૪ લાખ યોનિનુ સ્વરૂપ દુનિયાના સર્વ જીવોને આશ્રયી તે જૈનગ્રથોમાં જેવું સ્પષ્ટ બધારણ જણાવેલું છે તેવું બીજા કોઇ પણ ધર્મગ્રથોમાં જોવામા આવતુ નથી તેથીજ પૌરાણિકોએ ફારફેર કરીને બતાવેલી યોનિઓમા દેવતા કે નારકીની યોનિઓ, તેમજ પૃથ્વીના જીવોની, પાણીના તેમજ અગ્નિકાયના જીવોની અને વાયુના જીવોની યોનિઓનુ ઉપરના લેખમાં નામ નિશાન પણ જણાતું નથી.

પંજાબ, જીલ્લા જાલંધર, ગામ--હિમત ભંડાલમાં સંવત ૧૯૮૫ ગુજ-

રાતના સં ૧૯૮૪ મા ચાતુર્માસ રહેલા સ્વામી વિશુદ્ધાનંદની સાથે સીનોરના સા. મગનલાલ મેલાપચંદના નામથી અમારો પત્રવ્યવહાર ચાલતો હતો તેમના એક પત્રમા તેઓ પોતાના અનેક પ્રકારના અભિપ્રાયો સ્વભાવિક પણે લખીને બતાવતા એક પત્રમાં ચોરાસીલાખ જીવોનીયોનિનું સ્વરૂપ નીચે પ્રમાણે લખી બતાવ્યું છે.

| | |
|---|---|
| ૨૦ લાખ–થળચર, | ૧ લાખ–જલ, |
| ૧૬ લાખ–વનસ્પતી, | ૧ લાખ–વાયુયોનિ. |
| ૧૬ લાખ–જલચરયોનિ, | ૬ લાખ–દેવયોનિ, |
| ૧૬ લાખ–નભચરયોનિ, | ૬ લાખ–નર્ક દૈત્યયોનિ, |
| ૧ લાખ–અગ્નિ, | અસી ૮૪ લાખયોનિ–પ્રત્યેક બ્રહ્માંડ |
| ૧ લાખ–પૃથ્વી | અપને અપને સૂર્યકે આસપાસ ઘૂમતે હૈ |

ઊપર પ્રમાણે લખીને કોઇ ગ્રંથમાંથી સ્વામી વિશુદ્ધાનદે બતાવ્યુ છે તે પ્રમાણે અમોએ લખીને બતાવ્યું છે. પરંતુ પૂર્વના લેખથી ઘણા ફેરફારવાળું છે–

પૂર્વના લેખમા–જલચર નવ લાખ, આમાં ૧૬ લાખ? એવી રીતે જીવોની યોનિઓમાં નામથી ફેર અને એકેકથી એકેકની સંખ્યામા ફેર વૈદિકમતવાળાઓએ ગોઠવ્યુ છે, તે જૈનોના લેખની સાથે મેળવી જુવો એક સરખી બાબત કોનામાં છે? જેનામા એક સરખી બાબત ન હોય તે બીજામાથી લીધેલુ સિદ્ધ થાય કે નહી?

જૈન ગ્રંથોમાં–વાયુને જીવોના શરીર રૂપે માનેલા છે. વધારામા તેજસ અને કાર્મણ આ બે શરીર સંસારના સર્વ જીવો સાથે હોય છે. તેવી રીતે આ વાયુકાયના જીવો પણ સાથે રહેલા છે. અને તે સૂક્ષ્મ અનંતા અનંત પરમાણુના સમૂહનાં બનેલા છે, તેથી વાયુ રૂપ રહિત નથી પણ રૂપવાળો છે અને તે વાયુના અસંખ્યાતા જીવોથી બનેલા ઉદ્‌ભ્રામક અને સંવર્તકાદિ વાયુકાયના શરીરોને આપણે સ્પર્શન ઇંદ્રિયના સંબંધથી જાણી શકીએ છીએ. જે કોઇ વસ્તુ કોઇપણ ઇંદ્રિયના સંબંધથી જાણી શકાય તે વસ્તુ રૂપ વાલીજ હોય પણ રૂપ વિનાની હોયજ નહી. એવો જૈનોનો અટલ સિદ્ધાંત છે તેથી વાયુને રૂપવાલોજ માનેલો છે.

આ વિષયમાં નૈયાયિક અને વૈશેષિકોના મતમાં એવું સૂત્ર રચવામા આવ્યું છે કે "रूपरहित : स्पर्शवान् वायु :" આ વિષયમાં અગ્રેજોએ હેડ્રોજન વિગેરે અનેક ભેદો બતાવી તે વાયુના જુદા જુદા તોલથી માપ કરીને બતાવ્યાં છે. રૂપ રહિત વસ્તુનું માપ થઇ શકે ખરૂં? નજ થાય તેથી વિચારવાનુ કે વાયુના વિષયમાં સત્યતા કોનામાં છે? ઇત્યલં વિસ્તરેણ.

બીજી વાત શબ્દના વિષયમાં પણ વિચારવાની છે-જૈનોના ગ્રંથોમાં "पौद्गलिकः शब्दः ત્યારે નૈયાયિક વૈશેષિકોએ शब्दगुणमाकाशं તરીકે પોતાના સૂત્રોમા લખીને બતાવ્યો છે આકાશ રૂપવિનાનો છે તેના ગુણો રૂપ વિનાનાજ હોય પણ રૂપવાળા તો હોયજ નહીં. શબ્દ છે તે પરમાણુના સમૂહવાલો છે તેથીજ કર્ણ ઇંદ્રિયના વિષયવાલો થએલો રૂપવાલોજ છે, અને તે અંગ્રેજોએ ફેનોગ્રાફ આદિના પ્રયોગથી વારંવાર સ્મરણ કરાવી પૌદ્ગલિક વસ્તુના સ્વરૂપવાળો સિદ્ધ કરીને બતાવ્યો છે. એવી રીતે અનેક પ્રકારના જૈન અને વૈદિક મતના વિષયોમા ફેરફાર જે દેખવામાં આવે છે તે વિચારના જેવા છે અને તે સત્ય કયા છે અને અસત્ય સ્વરૂપ કોનામા ગોઠવાયુ છે. તેનો પુરો ખયાલ કરવાની ભલામણ કરૂ છું આ મારૂં કથન સત્યના શોધક મહાપુરૂષોના માટે છે ?

---

ભગવદ્ ગીતાના સંબંધે પાશ્ચાત્ય વિદ્વાનોના કેટલાક વિચારો—

પ્રથમ **ભગવદ્ ગીતા** રચાઇ કયારે ? સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં પૃ. ૪૦૪ થી શરૂ થતા-પૃ. ૪૦૬ મા જણાવવામાં આવ્યું છે કે-એ ગ્રંથ સંસ્કૃત સાહિત્યના સમય પહેલાનો અને ઉપનિષદ્ સાહિત્યના સમયની પાસે પાસેનો છે.

(૧) વેદ તરફ ભગવદ્ ગીતાકારને પૂજ્યભાવ છે પણ એ પૂજ્યભાવ વિશેષ પ્રકારનો છે. ગીતાકારના વચનોનુ તાત્પર્ય એ છે કે અમુક વર્ગના અમુક માનસિક અને આધ્યાત્મિક સ્થિતિના, માણસોને માટે વેદનો ઉપદેશ અનુકૂળ છે એટલે અંશે વેદનું પ્રામાણ્ય અબાધિત છે પણ વેદને વળગી રહેનારાઓ તરફથી વેદના સબંધમા જો એથી કઇ પણ વિશેષ દાવો કરવામા આવતો હોય તો તે ભગવદ્ ગીતાકારને સમ્મત નથી. ભગવદ્ ગીતાકાર તો એટલે સુધી કહે છે કે વેદના વચનોનેજ વળગી રહેવુ એ પરમશ્રેયની સિદ્ધિમા વિઘ્ન કરતા છે. ઉપનિષદોનો ઉપદેશ આ વિચારની સાથે બરાબર મળતો આવે છે. **મેક્સ મ્યુલર** કહે છે તેમ " ધર્મ વિધિઓની અનર્થતા દર્શાવવી, અભિલાષથા કરાયલા યજ્ઞ કર્મો પ્રતિ તિરસ્કાર બતાવવો, દેવતાઓના મહાત્મ્યનો અસ્વીકાર કરવો અને પરમાત્માનુ જ્ઞાન એ સિવાય જીવાત્માના મોક્ષને માટે બીજું કંઇપણ સાધન નથા. એવો ઉપદેશ કરવો એ ઉપનિષદોનો હેતુ છે.

આ ઉપરથી પણ ભગવદ્ગીતા એ ઉપનિષદ્ના સમયનો ગ્રંથ છે એમ જણાઇ આવે છે

આગળ જતા—પૃ. ૪૦૮મા—" આપસ્તબ ઇ. સ. પૂર્વે ત્રિજા શતકના પહેલાં થઇ ગયો છે, એટલે ભગવદ્‌ગીતાનો ગ્રંથ ઇ સ. પૂર્વે ત્રીજા શતકના પહેલા રચાયો હોવો જોઇએ.૦૦૦

ગીતાની અંદર બ્રાહ્મણના ધર્મ નીચે પ્રમાણે ગણાવવામાં આવ્યા છેઃ—

" शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्म कर्म स्वभावजं "

આપ સ્તંબના ગ્રંથમા—" अध्ययन, अध्यापन, यज्ञन, याजन, दान અને प्रतिग्रह એ સુવિખ્યાત ષટ્‌ધર્મો ગણાવવામાં આવ્યા છે. પછી અનેક તર્ક વિતર્કના અંતે—પૃ. ૪૧૦ માં—મૂલના બ્રાહ્મણ ધર્મ ઉપર બૌદ્ધધર્મની અસર થવા લાગી હતી તે વખતે બ્રાહ્મણ ધર્મના જે ઓછા નબળા અંગો હતાં તેને સુદૃઢ બનાવવાને અને જે વધારે નબળાં અંગો હતા તેને દૂર કરવા માટે ગીતા રચાઇ એમ હોય.

મિ. ટેલગને આ બીજો ખુલાસો માન્ય લાગતો નથી, અને એ ધારે છે કે—મૂળ બ્રાહ્મણોનો પ્રાચીન ધર્મ, પછી ઉપનિષદોની ફિલસુફી, પછી ગીતા, અને પછી બૌદ્ધધર્મ એ ક્રમમાજ હિંદુધર્મની પ્રગતિ થઇ હતી. " આના ઉપર કેટલુક વિવેચન કરેલુ છે.

આગળ જતાં પૃ. ૪૧૩ ના અંતે જણાવવામાં આવ્યું છે કે—

" આ સઘલી દલીલો ડેવિસ સાહેબના મગજમાં બીલકુલ ઉતરતી નથી. એ સાહેબ તો એમજ માને છે કે—ભગવદ્ ગીતામાં જે પ્રૌઢ વિચારો દર્શાવવામા આવ્યા છે તે હિંદુ ધર્મમાં કયાથી આવી શકે ?

હિંદુ ધર્મનું કોઇ બીજું પુસ્તક લો, કોઇ પુરાણનો ગ્રંથ ત્હમે વાચો તો તેમાં વિષયવાસના વાળા અને ક્રૂરતાથી ભરેલા દેવતાઓના મહાત્મ્ય વર્ણવાયલાં ત્હમારા જોવામાં આવશે. " કાળી ચામડીની, લોહી જેમાથી ટપકતું હોય એવા બીહામણા ચ્હેરાની, સર્પોથી વિટાયલી, ખોપરીઓને ધારણ કરનારી, અને દરેક રીતે દેવીના કરતા વિકરાળ રાક્ષસીને વધારે મળતી આવતી " શિવની સ્ત્રી કાલીનું પણ હિંદુસ્તાનમાં પૂજન થતું, અને ધર્મની એવી અધમ સ્થિતિને લીધે ઠગવિદ્યા અને ખૂનના કર્મો ઘણાં સાધારણ થઇ ગયાં હતા. ભગવદ્ ગીતાનુ વાતાવરણ એનાથી ઘણુંજ ઉંચું છે, અને તેનું કારણ એજ કે હિંદુસ્તાનમા જે ધર્મ ચાલતો હતો તેના કરતા કોઇ વધારે ઉચા અને પવિત્ર ધર્મનો પરિચય

ગીતાના રચનારને થયો હતો. ખ્રિસ્તી સંવત્ શરૂ થયા પછી ભગવદ્ગીતા રચાઇ હતી. એ મતના ટેકામા ડેવિસ સાહેબ ત્રણ દલીલો આપે છે.

૧ કૃષ્ણની પરમેશ્વર તરીકે પૂજા. મહાભારતના વિશેષ પ્રાચીન ભાગમા એવી પૂજા જોવામા આવતી નથી. શિશુપાલ જેવો પુરૂષ એની પૂજ્યતા વિષે ચોકખો અનાદર દર્શાવે છે, અને જો કે ભીષ્મ એની પૂજ્યતા સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે તો પણ શિશુપાલના વિચારનાં માણસો પણ તે વખતે થોડાં નહી હોય એવુ સ્પષ્ટ જણાઇ આવે છે.

વળી, કૃષ્ણ પોતેજ પરમેશ્વર તરીકે મહાદેવની અને બ્રહ્માની પૂજા કરે છે. સઘળી વસ્તુઓનો ઉદ્ભવ એનાથી થયો છે એવુ કૃષ્ણને વિષે મહાભારતમાં કોઇ કોઇ સ્થળે કહેવામા આવ્યુ છે ખરૂ, પણ જ્યા જ્યા એવા ફકરાઓ જોવામા આવે છે ત્યા ત્યાં એવું લાગે છે કે એ ફકરાઓ મહાભારતમા પાછળથી ઘુસાડી દેવામા આવેલા.

કૃષ્ણની પરમેશ્વર તરીકેની પૂજા ખરેખરી પુરાણોમાંજ જોવામા આવે છે ભાગવતપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ એ ગ્રંથોમાજ એને પરમેશ્વર તરીકે વર્ણવ્યો છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે ભગવદ્ ગીતાનો ગ્રંથ પુરાણના ગ્રંથો જે વખતે રચાયા તે અરસામાજ રચાયો હોવો જોઇએ.

૨ પુરાણની અંદર દેવતાઓના જે ચિન્હો અને સાહિત્યો ગણાવવામા આવ્યા છે તેજ ગીતાના દશમા અધ્યાયમા ગણાવવામા આવ્યા છેઃ—

સમુદ્ર મંથનથી ઉત્પન્ન થયલો ઉચ્ચૈઃશ્રવસ નામનો ઇંદ્રનો ઘોડો, વરૂણ જેના ઉપર સ્વાર થાય છે અને કામદેવ જેને પોતાના ધ્વજ ઉપર ધરી રાખે છે તે મકર, ઇંદ્રનો હાથી ઐરાવત, વિષ્ણુ જેના પર સ્વાર થાય છે તે વૈનતેય–એ સર્વ પૌરાણિક મહત્વના પ્રાણીઓને ગીતામા ગણાવવામાં આવ્યા છે. વળી મહાભારતના નલોપાખ્યાનમા વરૂણને સમુદ્રના રાજા તરીકે વર્ણવવામાં આવ્યો છે, ત્યારે ગીતામા તેને માત્ર જળચર પ્રાણીઓનો સરદારજ કહેવામા આવ્યો છે.

ભૂતોની પૂજા ઉપરથી પણ પુરાણના સમયનુજ સૂચન થાય છે. વળી, સામવેદને સઘળા વેદોમા શ્રેષ્ઠ ગણવામા આવ્યો છે તે પરથી જણાય છે કે યજ્ઞને પ્રસંગે સામવેદના મંત્રો ભણવામાં આવતા હશે એવા સમયમાજ–એટલે મનુના પછી લાંબો વખત રહીને–ભગવદ્ ગીતા રચાઇ હોવી જોઇએ.

(૩) ભગવદ્‌ ગીતાની ભાષા ઉપરથી પણ એની અર્વાચીનતા જણાઇ આવે છે. "कल्प" "मन्वतर" "द्वन्द्व" "माया" ( એટલે ચિન્હ ) "योग" "विभूति" "माया" એ સઘળા શબ્દો પુરાણ ગ્રંથોમાં જ સામાન્ય વપરાશના થઇ ગયલા જોવામા આવે છે.

વળી ભગવદ્‌ ગીતાની ભાષા તે કાલીદાસની "શકુન્તલા" માં વપરાયલી ભાષા જેવી લાગે છે."

આ સઘળાં "પ્રમાણ" ઉપરથી મિ. ડેવિસને લાગે છે કે ઇસ્વીસનના ત્રીજા સૈકા પહેલા ભગવદ્‌ગીતા રચાઇ હશે નહી. અને એ સમય પહેલા તો હિંદુસ્તાનમા ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ થવા માંડયો હતો તેની અસર પણ એ ગ્રંથ ઉપર થઇજ હશે."

---

પુરાણોનો અને ગીતાનો પ્રાદુર્ભાવ જૈન અને બૌદ્ધ ધર્મોની વિશેષ જાગૃતિના પછીથીજ થયો છે. આ વિષયમા–જૈન હરિ વિક્રમ ચરિત્ર સંસ્કૃત ગ્રથનું મરાઠી ભાષામાં લખતાં–વાસુદેવ નરહર ઉપાધ્યે–" પ્રસંગને અનુસરી જૈન ધર્મ વિષયે બે શબ્દો." ના લેખમાં પોતે જણાવે છે કેઃ—

" ભારતીય લોક સમાજ માં–જૈન અને બૌદ્ધ ધર્મ એટલો બધો વ્યાપી ગયો છે કે–પૌરાણિક ધર્મમાં અને પછીના પંથમા તેમાના વિચારોનું, આચારો નું, અને તેઓની ધર્મપદ્ધતિનું તાદાત્મ્ય થઇ ગયુ છે. એ ભગવદ્‌ગીતાદિ ગ્રંથોમાં બૌદ્ધોના નિર્વાણાદિ શબ્દો જે બિલકુલ લીન થઇ ગયા છે તે ઉપર તુરત ધ્યાન આપવા જેવું છે. પછી જૈન ધર્મનો દ્વેષ કરતાં કરતાં અમારા આચાર વિચાર ઉપર, સધ્યા પૂજાદિ વિધિઓ ઉપર, હમેશ બોલવાના સ્તોત્રો વિગેરે ઉપર પણ તેનો અસર થયેલો છે. એ જૈન અને બૌદ્ધોના સર્વગ્રથોનુ કાલજી પૂર્વક અવ-લોકન કરીએ તો તરતજ ધ્યાનમા આવી જશે."

( આ લેખ–" જૈનેતર દષ્ટિ એ જૈન " ના પૃ ૧૮ માં જુવો )

## ભગવદ્‌ ગીતાના માટે કેટલાટ મારા વિચારો.

ભગવદ્‌ ગીતાની ઉત્પત્તિ માટે ડેવિસન સાહેબનું કહેવું એવું થયું છે કે " ભગવદ્‌ ગીતામાં જે પ્રૌઢ વિચારો દર્શાવવામા આવ્યા છે તે હિંદુ ધર્મમાં ક્યાંથી આવી શકે ? " એમ કહી જે અનેક પ્રમાણો આપ્યા છે.

તેની પહેલી કલમમા જણાવવામા આવ્યુ છે કે–" હિંદુસ્તાનમા જે ધર્મ ચાલતો હતો તેના કરતા કોઇ વધારે ઉંચા અને પવિત્ર ધર્મને પરિચય ગીતાના રચનારને થયો હતો." આ ઉપરથી પણ જણાવવાનું કે-જૈન અને બૌદ્ધોનો ઇતિહાસ ચોક્કસ રૂપે બહાર પડી ગયા પછી પુરાણોત્પત્તિ અને તેના અરસામા ગીતાની ઉત્પત્તિ થઇ છે એ વાત સત્ય છે–કેમકે

જૈનોના ૨૪ તીર્થંકરો અને બૌદ્ધોના દશ બોધિસત્વના અનુકરણ રૂપે પૌરાણિકોએ ૨૪ અને દશ એમ બે વખતે વિષ્ણુના અવતારોની કલ્પના ઉભી કરી તેમાં જૈનોના ૨૪ માના આદ્યતીર્થંકર શ્રી ઋષભદેવ છે તેમને પુરાણકારોએ પોતાના ૨૪ માં આઠમા કલ્પ્યા અને બુદ્ધને પોતાના દશ અવતારોમાં નવમા કલ્પ્યા પુરાણકારોએ જૈનોના શ્રી ઋષભદેવને અને બૌધોના બુદ્ધને પોતાના અવતારોની કલ્પનામાં ક્યાંથી લાવીને ગોઠવ્યા ? પ્રથમ દશ બોધિ સત્ત્વના અનુકરણ રૂપે–મત્સ્યાદિક દશ અને પાછળથી જૈનોના ૨૪ તીર્થંકરોના અનુકરણ રૂપે ૨૪ અવતારો પુરાણકારોએ ગોઠવેલા હોય ? આ સારૂં અનુમાન વિચારવાની ભલામણ કરૂ છુ. તે સત્ય રૂપ જ ઠરશે.

એજ વિષ્ણુના ૨૪ અને દશ અવતારોની કલ્પના મનમાં ધારણ કરી ગીતાકારે લખ્યુ કે–" હે ભારત ? જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ ( ક્ષય ) થાય છે, અને અધર્મનો ઉઠાવો થાય છે ત્યારે હુ મને પોતાને પ્રકટ કરૂં છું. સત્પુરૂષોના રક્ષણ અર્થે અને દુષ્ટના વિનાશ તથા ધર્મ ને બરાબર સ્થાપવા અર્થે હું યુગે યુગે જન્મ લઉં છું."

આમા આપણે જરા વિચાર કરી જોઇએ—

જો વિષ્ણુ ને અનાદિકાલના પરમાત્મા કે પરમેશ્વર રૂપે આપણે માની એ તો તેમના માટે સત્પુરૂષો ક્યા ? અને દુષ્ટ પુરૂષો કયા ?

શું હિંસક યજ્ઞના કાર્યોમા મચી રહેલા પુરૂષોને સત્પુરૂષો તરીકે માનવા ? કે શમ, દમ, દયા, પરોપકાર આદિ કર્મોના ઉપદેશક અને પાલક ને સત્પુરૂષો તરીકે ગણવા ? અથવા આ બેમાથી દુષ્ટ કોને માણવા ? અથવા વિષ્ણુ ભગવાન અવતાર લઇ આ બે વર્ગમાંથી કયા વર્ગનો નાશ કરે ? પુરાણ કારો એ તો— શમ, દમાદિકના ઉપદેશકો અને પાલકો એવા જૈન અને બૌધ આ બે વર્ગના લોકોને નાસ્તિક બનાવવા માટે વિષ્ણુ ભગવાને અવતાર લેવાનો ઉદ્યમ કરેલો બતાવ્યો છે. શુ આ લખવુ પુરાણકારોનુ સત્ય છે કે ? વળી ઇશ્વર પ્રેરિત

શ્રુતિઓના દ્રષ્ટા જે મહાન ઋષિઓ તેમને તો આ અવતાર વાદની પ્રેરણા થએલી નથી તો પછી આ પુરાણકારો કયા ઇશ્વરની પાસેથી અવતારવાદ લાવ્યા ? પક્ષપાતના ચસ્મા ઉતારીને જુવે તેને ચોખ્ખું દેખાય ?

---

## સ્કંદપુરાણના. રાજા-આમ અને કુમારપાલ

સ્કંદપુરાણ, ત્રિજો બ્રહ્મખંડ. તેના બીજા ભાગના અધ્યાય-૩૬।૩૭।૩૯ સુધી શ્લોક-૨૦૮।૭૫।૯૪ા પ ૧૫૪ થી ૧૬૧ સુધી તેનો કિંચિત્ સાર—

પૂર્વે નારદે બ્રહ્માને પુછેલું તે વાત વ્યાસે યુધિષ્ઠિરને કહી બતાવેલી કે ધર્મારણ્ય તીર્થનો જીર્ણોધાર રામચંદ્રજીએ કરાવેલો.

તાત્પર્ય કે-તે તીર્થનો ભગ થએલો ? ઉત્તરમાં-વ્યાસજી કહેવા લાગ્યા કે-આ કલિકાલ આવતાં કાન્ય કુબ્જમા આમ રાજા થઇ ગયો. " जामाता तस्य दुष्टो वै नाम्ना कुमारपालकः " તેનો જમાઇ કુમારપાલ થયો. इंद्रसूत्रेण जैने न प्रेरितो बुद्धधर्मिणा " તે કુમારપાલને બુદ્ધધર્મના ઇદ્રસૂત્ર જૈને પ્રેર્યો. તેથી તેને રામચંદ્રે આપેલા શાસન પત્રનો લોપ કર્યો. આ કુમારપાલને મોઢેરેકનું રાજ્ય સાસરા તરફથી મલેલું, તેથી મોઢેરકના બ્રાહ્મણો શાસનપત્રનું પાલન કરવાની આજ્ઞા આમ પાસેથી લાવ્યા. છતા પણ તેણે સાસરાની તેમજ રામચદ્રની આજ્ઞા માન્ય રાખી નહી. અને ઉલટો કહેવા લાગ્યો કે કોઇ હનુમાનનો પ્રત્યક્ષ ( પડચો ) બતાવો. પછી અઢાર હજાર બ્રાહ્મણો રામેશ્વર જવા નીકલ્યા કુમારપાલે તેને અટકાવવા છત્રીશ હજાર પ્રજા મોકલી પણ તે શાપના ભયથી મૌન રહી. પછી પાછળથી ચંડાલ જેવા શૂદ્ર જૈન ધર્મીઓએ ઉધું છતું સમજાવી પદર હજારને પાછા ફેરવ્યા. પણ નિશ્ચયવાળા ત્રણ હજાર ભુખ્યા અને તરસ્યાને રામેશ્વરના માર્ગમા રામની પ્રેરણાથી વૃદ્ધ બ્રાહ્મણ રૂપે હનુમાન મલ્યા. ખાવાને ફલો આપ્યાં પછી પોતાનું સ્વરૂપ પ્રગટ કરીને કાર્યની સિદ્ધિના માટે બે બગલોના કેશની બે પુડીઓ આપી. બ્રાહ્મણો જાત્રા કરી સ્થાન ઉપર આવ્યા. કુમારપાલને હનુમાનની ઇચ્છા છે એમ ઘણું કહી બતાવ્યુ પણ હઠે ચઢેલા રાજાએ માન્યુ નહી. છેવટે તે બ્રાહ્મણોએ ડાબા બગલના કેશની પુડી રાજદ્વારમા ફેંકી. તેથી સર્વ બલીને ભસ્મ થઇ ગયું. " सर्वं तज्ज्वलितं दृष्ट्वा नग्नक्षपणकास्तदा धृत्वा करेण पात्राणि नष्टाः सर्वे दिशो दश । કે તરતજ નગ્નક્ષપણકો ( જૈન સાધુઓ ) હાથમા પાત્રા લઇને દશે દિશામા ભાગીને નાઠા અને કુમાર

પાલ બ્રાહ્મણોના ચરણમા જઇને આજીજી કરવા લાગ્યો– " वन्हि. प्रशाम्यतां विप्रा : ? शासनं ते ददाम्य हं " હે વિપ્રો ? આ લાગેલી અગ્નિની શાંતિ કરો હું તમારા શાસન પત્રો આપીશ. એવી રીતે જ્યારે ઘણી આજીજી કરી ત્યારે તે બ્રાહ્મણોએ— अन्या या पुटिका चासीत् सा दत्ता शापशांतये હનુમાને જે જમણા બગલના કેશની પુડી આપી હતી તે શાપ શાતી થવાને માટે આપી. એટલે રાજ્યનો સર્વ ખટલો જેવો હતો તેવોને તેવો થઇ ગયો. પછી કુમારપાલ બ્રાહ્મણોનો ભક્ત થયો. શાસન પત્રો બધા લખીને આપ્યા અને બધા રાજ્યનો અધીકાર પણ તે ત્રણ હજાર બ્રાહ્મણોનેજ સોપ્યો. અને તે વેદબાહ્ય નગ્નક્ષપણકોને પોતાના રાજયમાથી હાકી કાઢયા. " निष्कासितास्तु पाषंडाः " પછી તો તે વેદ બાહ્યો પોતાની મેલેજ ભાગવા લાગ્યા, वेदबाह्या : प्रनष्टास्ते उत्तमाऽधम मध्यमा ॥ ઇત્યાદિક ઘણુંજ એ સબંધ અને અયોગ્ય લખેલુ છે. તે સ્કદ પુરાણથી જોઇ લેવું ઇત્યલં વિસ્તરેણ ॥

---

## રાજા આમ અને કુમારપાલની કિંચિત્ સમીક્ષા.

સ્કંદપુરાણ હજારો અધ્યાયથી વ્યાપ્ત, ૮૧ હજાર શ્લોકના પ્રમાણવાળું છે. તેથી મહાપુરાણજ ગણાય. પણ તેમાના વિષયોની તપાસ કરતા ભાગ્યેજ એકાદ વિષય સત્યરૂપે મલી શકે—કારણ તેમા મહાદેવજીના લિંગ વિષયનોજ પ્રાયે વિચાર કરવામા આવ્યો છે. પણ આગળ જતાં એજ પુરાણના પાચમા ખંડના બીજા અધ્યાયમા–બ્રહ્મા, વિષ્ણુ, અને મહાદેવ એ ત્રણ દેવો પાણીના પરપોટામાથી એક સોનાનુ ઇંડું થતા તેમાથી ઉત્પન્ન થએલા જણાવ્યા છે. તો પછી મહાદેવજીનું લિંગજ એટલી બધી મહત્વતાવાલું શાથી ? શું બીજા બે દેવોના લિંગ ન હતા ? તે લેખનો સાર અમોએ આ ગ્રંથમા આપેલો છે તે જુવો. બીજીવાત એ છે કે–દરેક પુરાણકારે પોતાનું નામ છુપાવી વ્યાસજીને કલંકિત કર્યા છે. કેમકે તેઓ અક્ષરોના પંડિતો હતા પણ દુનીયાને તો ઊંધે રસ્તે દોરવાનો જ પ્રયત્ન કરેલો હોય એમ સમજાય છે. જે ગ્રંથકારો સત્યનિષ્ઠાથી લેખ લખવાનો પ્રયત્ન કરે છે તે છડેચોક પોતાનું નામ આપતા આપણે જોઇએ છીએ.

હવે આપણે રાજા આમનો અને રાજા કુમારપાલનો વિચાર કરીએ–આમ રાજા આ ચાલતા વિક્રમ સંવતના નવમા સૈકામા અને કુમારપાલ બારમા સૈકામાં થયા છે. તેથી ઓછામાં ઓછું ત્રણસો વર્ષનું છેટુ છે. તો પછી તે બન્ને રાજાઓ સાસરા જમાઇ કેવી રીતે થઇ શકે ? કુમારપાલ પાટણના જગ જાહેર છે. છતા

આ પુરાણકારે મોઢેરકના લખી બતાવ્યા છે. જૈન હેમચંદ્રાચાર્યના પ્રતિબોધિત છે. તેના ઠેકાણે "જૈન ઇંદ્ર સૂત્રબૌદ્ધ ધર્મીએ પ્રેર્યો" આમા સત્યતા કેટલી ?

વળી બીજી વાત એ છે કે–વ્યાસજીએ યુધિષ્ટિરને કહ્યું કે–"**आमो नाम्ना वभू व ह**" આમ રાજા થઇ ગયો. તો શુ રાજા આમ અને કુમારપાલના પછીથો વ્યાસજી થએલા માનવા ?

આગળ બ્રાહ્મણોએ બહાદુરી કરી તે પણ જુવોઃ—

તેઓ રામેશ્વરમાં રામની ચીઠી લેવા જતા રસ્તામાં હનુમાનજીએ સારવાર કરીને બે બગલો ના કેશની બે પુડીઓ આપી. તેમાંથી ડાબા બગલના કેશની પુડી લઇને કુમારપાલના રાજદ્વારમા ફેકી કે તરતજ સૈન્ય સાથે અતેઉર સુધા બળીને ભસ્મ થઇ ગયું. અને નગન ક્ષપણકો જીવ લઇને ભાગ્યા. અને કુમાર પાલને તે દાસજ બનાવી દીધો. ખેર (તત્વોને સમજાવીને કે તોફાન મચાવીને ?) કૃષ્ણ ભગવાનની પાસે પગ ધોવડાવનારાઓ બ્રહ્મપુત્રો કુમારપાલને દાસ બનાવે તેમા આશ્ચર્ય શુ ?

જે મોટા મોટા પુરાણોના લેખકો આધુનીક પ્રત્યક્ષ જેવા ઇતિહાસોમાં પણ ઉધું છતું લખીને દુનીયાને ઉધા પાટા બંધવવાને જરા પણ પાછી પાણી નથી કરતા, તેવા પુરાણકારો સત્યનિષ્ઠા રાખી પ્રાચીન ઇતિહાસોના વિષયો સત્ય રૂપે લખી ગયા હોય એમ માની શકાય ખરૂ કે ?

---

## અસત્યાગ્રહ છોડી સત્યને શોધે તે પંડિત ?

વસંત. વર્ષ ૨૭ મું. અંક ૧૨ માં પૌષ સંવત્ ૧૯૮૫ ના માસિકમાં પૃ. ૪૭૦ થી **યાદવોનું કુલ** એ નામના લેખમાં–દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી પૃ. ૪૭૧ માં નીચે પ્રમાણે જણાવે છે—

"બુદ્ધના સમયની બાબતમા આ રીતની પરીક્ષા શકય હોવાથી આ દેશના ઇતિહાસના અન્વેષકોએ ઇ. સ. પૂર્વે ૬૦૦ પછીના વખત માટે પુરાણોક્ત વંશોને ખૂબ કસી જોયા પછી એનો આ દેશનો ઇતિહાસ ઉકેલવામા ઘણો લાભ લીધો છે, પણ એ સમયના વંશોમાયે પુરાણોમા ગરબડ થઇ છે. પ્રદ્યોતો અને શૈશુ નાગોને મગધના વંશમા અનુક્રમમા પુરાણો મુકે છે. જ્યારે વૃહત્કથા, પ્રાચીન

બાદ્ધ અને જૈન સાહિત્ય વગેરેથી પ્રદ્યોતોનુ અવતીમા અને શૈશુનાગોનું મગધમા એક કાલે રાજ્ય હતું એમ સિદ્ધ થાય છે. જુવો—

Cambridge History of India, VI, Ch 13

આમા મારા બે બોલ—પુરાણકારોએ બુદ્ધના સમયમા ગરબડ કરી એટલું જ સ્યા માટે મહાભારત જેટલા સ્કંદપુરાણકારે તો આધુનિક તેરમા ચઉદમા સૈકાના કુમારપાલ રાજાને આમ રાજાના જમાઇ લખીને કેટલી ગબડ કરી છે ? તે સિવાય પ્રાચીન કાલના જૈન ઇતિહાસોમા છએ ખડના ભોકતા ૧૨ ચક્રવર્તીઓ અને ત્રણ ખંડના સ્વામી વિષ્ણુ, પ્રતિવિષ્ણુઓને મોટા રાજાઓ બતાવ્યા છે તેમની સાથના બધાએ સંબંધોને તોડી નાખીને પુરાણકારોએ કોઇને વિષ્ણુ ભગવાન તો કોઇને દાનવો, અસુરો ઠરાવી તેમની સાથમા બ્રમ્હા અને મહાદેવના નામો જોડી આપીને મૃત્યુલોકથી સ્વર્ગના દેવોની સાથે મોટી લડાઇઓ કરવાવાળા લખીને બતાવ્યા છે.

પુરાણકારોએ સમયાનુકુલ ધર્મની પ્રવૃત્તિ કરવા પૂર્વકાલમા મરજી પ્રમાણે લખીને બતાવ્યુ. પરંતુ આ પ્રકાશના સમયમા પણ વર્તમાન કાલના કેટલાએક પંડિતો પોતાનુ અને બીજાઓનું સમાધાન કરવા નવીન નવીન જુદી જુદી કલ્પનાઓ કરવા કમર કશી છે તેઓ શી સિદ્ધિ કરવા માગતા હશે ?

સમયાનું કુલતો વ્યવહારની પ્રવૃત્તિ કરી શકાય પણ ધર્મના અટલ સિદ્ધાતોમા કેવી રીતે ફેરફાર કરી શકાય ? મોટા મોટા પંડિતો થઇ દુરાગ્રહનું દોરડું ખેંચ્યા કરે તેથી શુ સિદ્ધ કરી લેવાના હતા ? સત્ય શુ છે તે જોવાની બુદ્ધિ રાખો તેજ કલ્યાણકારી છે ?

ઇતિ શ્રી **વિજયાનંદ સૂરીશ્વર** (પ્રસિદ્ધ નામ આત્મારામજી) ના લઘુ શિષ્ય—દક્ષિણ વિહારી મુનિ અમર વિજય વિરચિત " તત્ત્વત્રયી મીમાસા " નામના ગ્રંથે ( જૈન અને વૈદિકના દિગ્દર્શન રૂપે ) જગત્ કર્તા બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના સ્વરૂપ નામનો પ્રકરણ ૪૩ ના સ્વરૂપવાળો પ્રથમ ખંડ સમાપ્તઃ ॥

## આ પ્રથમખંડના વિષયની ટુંકમાં રૂપરેખા.

જૈન માન્યતા પ્રમાણે—સ્વાભાવિક રીતે ઉતરતા—ચઢતા કાલના સ્વરૂપથી ચાલતી આવેલી—આદિઅંત વિનાની, આ સૃષ્ટિ તેમાં ૭ વિભાગથી ઉતરતો—અવ-સર્પિણીનો, તેજ પ્રમાણે ૭ વિભાગથી ચઢતો—ઉત્સર્પિણીનો. આ ઉતરતા અને ચઢતા બન્ને કાલનું પ્રમાણ ૨૦ કોટા કોટિ સાગરોપમનુ થાય. તેજ પ્રમાણે કુદરતથી સદા કાલ થતુ આવ્યું અને ભવિષ્યમા થયા કરવાનુ. આમા સમજવા નુ સ્વાભાવિક ઋતુઓના ઉદાહરણથી. આ ચાલતા અવસર્પિણીના ૭ વિભાગની ટુંકથી સમજૂતી—

(૧) ચાર કોટાકોટી સાગરોપમના પ્રમાણવાળો. તેમા મોટામા મોટી—કાયા, અને લાંબામાં લાબા આયુષ્યવાળા, ધર્મ અને કર્મ વિનાના, અત્યંત સુખી યુગલિક માણસો થાય. ( ૧ સુષમ સુષમ નામ. )

(૨) ત્રણ કોટાકોટિ સાગરોપમના પ્રમાણવાળો, પહેલાના કરતા કાયામાં અને આયુષ્યમા ઘટતા, ધર્મ—કર્મ વિનાના, યુગલિક માણસો, નિરંતર સુખમાં જ રહેવાવાળા. ( ૨ સુષમ નામ )

(૩) બે કોટાકોટિ સાગરોપમના પ્રમાણવાળો તેમા બીજા વિભાગવાળાના કરતાં કાયામા અને આયુષ્યમાં ઘટતા, ધર્મ—કર્મથી પણ રહિત, છેવટના વખ-તના માણસોથી કિંચિત ફેરફાર થતો યુગલિક માનસોમાથી સાત કુલ કરોની ઉત્પત્તિ થઇ. છેવટમાં સાતમા નાભિ કુલકરને ત્યા ત્રણ જ્ઞાન સહિત શ્રી ઋષભ દેવ તીર્થંકર થયા. ત્યાથી યુગલિક ધર્મ દૂર થવા લાગ્યો અને ધીરે ધીરે વ્યવહાર પ્રવૃત્તિની સરૂઆત થવા લાગી. પછી તેમને દીક્ષા ગ્રહણ કરી તપના યોગથી કેવલ જ્ઞાન (સર્વજ્ઞ પણુ) મેલવી લોકોને ધર્મનો માર્ગ બતાવ્યો. ત્યાથી ધર્મ કર્મની પ્રવૃત્તિની સરૂઆત થતી ચાલી. ચોથા વિભાગના પહેલાં અને ત્રિજાનો થોડો વિભાગ બકાત રહેતાં શ્રી ઋષભદેવ ભગવાન્ મોક્ષમાં ચાલ્યા ગયા ( ૩ સુષમ દુષમ નામ )

(૪) ત્યાર બાદ—એક કોટાકોટિ સાગરોપમમા બેતાલીશ (૪૨) હજાર વર્ષની ન્યૂનતાના પ્રમાણવાળા. ચોથા વિભાગમા જે જે બનાવ્યો બન્યા છે તેના વિચારો અમો અમારા આ ચાલુ ગ્રંથમા પ્રાયે ક્રમવાર જ કરતા

આવ્યા છે તે એવી રીતે કે–યુગલિક ધર્મ સર્વથા નાબુદ થયા બાદ કર્મની પ્રવૃત્તિ અને ધર્મની પ્રવૃત્તિ જોસભર સરૂ થતી ચાલી તે ચોથા વિભાગના અડધા કાલ સુધી તો શ્રી ઋષભદેવ ભગવાનના બતાવેલા ધર્મનોજ પ્રભાવ ચાલ્યા કર્યો. ત્યારબાદ બીજા તીર્થંકર ઉત્પન્ન થયા તેમનો પ્રભાવ ચાલતો રહ્યો એમ આઠમા તીર્થંકર સુધી તો એકજ સ્વરૂપનો સર્વજ્ઞ મહાપુ-ષો.નો બતાવેલો ધર્મ લોકોમા ચાલતો રહ્યો પછી તે આજ સુધી કેવી રીતે બદલાતો અને કેવી કેવી રીતના પલટાબાતો આવ્યો તેનું સ્વરૂપ અમોએ શ્રી ઋષભદેવથી લઇને ૨૪ મા મહાવીર સુધીનુ ક્રમવાર કિંચિત્ કિંચિત જૈન વૈદિકની તુલનાત્મક સ્વરૂપથી લખીને બતાવ્યું છે.

જો કે ખડન મડનના ગ્રથો જૈન વૈદિકમા આપસ આપસમા ઘણા લખાયા છે પરતુ તુલનાત્મક દૃષ્ટિથી લખાયલો મારા જોવામાં આવ્યો નથી તેથી આ ગ્રથ વાચતા વાચકને આલ્હાદની સાથે જ્ઞાન પણ અપૂર્વ મળતુ જશે. અનેબુદ્ધિમાનો પોતે પોતાની મેલેજ સત્યા સત્યનો નિર્ણય કરી લેશે. આ બધું સ્વરૂપ જૈનોના સર્વજ્ઞને અનુસરીને અમોએ લખીને બનાવ્યું છે.

જેવો આ અવ સર્પિણીનો કાલ ચાલતો આવ્યો છે તેવો ઉત્સર્પિણીનો થશે પણ આટલા બધા વિક્ષેપો નહિ થાય એમ સર્વજ્ઞોના વચનથી જાણીને હુ લખુ છું.

આ જગત્ કોઇ બનાવીને મૂકી ગએલો નથી તેમજ તેનો નાશ કરવાને પણ કોઇ પાકેલો નથી. જેઓએ સત્ય સત્ત્વ મેલવી સર્વજ્ઞપણું મેળવ્યુ અને પોતાના આત્માને મુક્ત રૂપે બનાવ્યો છે તેમનેજ આ દુનીયાનો અંત આણ્યો છે બાકી તો કોઇપણ આ દુનીયાનો અંત કરવાને જન્મેલોજ નથી.

॥ ઇતિ ટુકરૂપે પ્રથમ ખડના સ્વરૂપની રૂપરેખા.

ઇતિ દક્ષિણ વિહારી મુનિ અમરવિજય વિરચિત–જૈનવૈદિક તુલના-ત્મકરૂપે મુખ્ય દેવોના સ્વરૂપનો પ્રથમ ખંડઃ



# અનુક્રમણિકા.

## ખંડ બીજો.

પ્રકરણ. ગ્રંથનો વિષય. પૃષ્ઠ.

---

# ખંડ બીજો.



## સામાન્યરૂપે ગુરૂનું સ્વરૂપ.

### પ્રકરણ ૧

ધર્મનો માર્ગ પોતે આચરી પછી બીજાને બતાવે તે ગુરૂ.

अवद्यमुक्ते पथि यः प्रवर्तते प्रवर्तयत्यऽन्यजनंच निस्पृह.
सएव सेव्यो स्वहितैपिणा गुरु स्वयंतरँ स्तारयितुं क्षमः परं ॥

ભાવાર્થ—જે ધન ધાન્યાદિકના સંગ્રહથી નિઃસ્પૃહ બનેલો છે તે હિંસા, જુઠ, પારકાધનની ઇચ્છા તેમજ સ્ત્રીઓનો વિલાસ અને ખેતીવાડી આદિની કડાકુટથી રહિતજ થએલો હોય, તેજ ધર્મમાં પ્રવૃત્તિ કરી શકે છે અને બીજાઓને પણ ધર્મમા પ્રવૃત્તિ કરાવી શકે છે. તેથી તે આ સંસારથી તરવાને અને લોકોને તારવાને પણ સમર્થ જ હોય છે માટેજ પોતાના આત્માના હિતની ઇચ્છાવાળાઓએ તેવા સ્પૃહા વિનાના ગુરૂઓની સેવા અવશ્યજ કરવી. કારણ તેવા નિઃસ્પૃહ ગુરૂઓના સમાગમ વિના જીવોને આ દુઃખમય સંસારથી તરવાનો રસ્તો મળી શકતોજ નથી, તેથીજ તેવા ગુરૂઓની સેવા કરવાની જરૂર છે બાકી જે ધન ધાન્યાદિકના સંગ્રહ કરવાવાળા અને પાચે ઇંદ્રિયોના સુખને ઢુંઢવાવાળા તે નતો પોતે સંસારથી તરવાનો માર્ગ પકડી શકે છે તેમજ નતો બીજાને પણ તેવા માર્ગે ચઢાવી શકે છે. આ સ્થૂલ વાત સર્વને માન્ય થાય તેવીજ છે માટે તેવા નિઃસ્પૃહ થએલા ગુરૂઓની સેવા અવશ્યજ કરવી અને તેમ કરવાથીજ સત્ય માર્ગ મલી આવે છે. તેમજ દુનીયામાં એક એવી વાત પણ પ્રસિદ્ધ છે કે–દુહો–ગુરૂલોભી ચેલા લાલચી, દોનું ખેલે દાવ, દોનુ ડુબે બાપડે, બેઠ પથ્થરકી નાવ ॥ ૧ ॥ એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.—

સદાચારવાળો જ્ઞાની તેજ વિશેષ ગુરૂ ?

विदलयति कुबोधं बोधयत्याऽऽगमार्थं
सुगति कुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति
अवगमयति कृत्याऽकृत्यभेदं गुरुर्यो
भवजलधिपोत स्तं विना नास्ति कश्चित् ॥

ભાવાર્થઃ—પ્રથમ અસત્ય સિદ્ધાતોના વચનો સાભળવાથી થએલા કુબુદ્ધનો નાશ કરવાને સમર્થ હોય, તે કુબોધનો નાશ કરીને પછી–આગમાર્થ એટલે સત્યસિદ્ધાંતના અર્થનો બોધ કરાવે, ત્યાર બાદ–સારી અને નઠારી ગતિમાં લઇ જનાર પુણ્ય અને પાપના માર્ગનો પ્રકાશ કરે. તે પછી દાન, પુણ્ય, પરોપકાર આદિ પુણ્ય કૃતોના ભેદાનો અને હિંસા, જુઠ, ચોરી, પરસ્ત્રીગમન, લોભ આદિ પાપ કૃત્યોના ભેદાનો જેમકે–એક સાધુ માર્ગના કૃત્યોના ભેદાનો અને બીજા ગૃહસ્થ માર્ગના કૃત્યોના ભેદાનો ભિન્ન ભિન્ન પણાથી સમજાવી બોધ કરાવવાને પણ સમર્થ હોય, તેજ જ્ઞાની આ સંસાર રૂપ સમુદ્રમાં જહાજ (નાવરૂપે) જીવોને તારવાને સમર્થ ગણાય તેવા ગુરૂવિના બીજો કોઇ જહાજ રૂપે નથી. હવે એ ગુરૂ સબધના બન્ને કાવ્યનો ટુંકમા સાર એ છે કે પ્રથમ હિંસાદિકના પાપથી રહિત થએલો અને બીજા જીવોને પણ તેવા અઘોર પાપ કર્મોને છોડાવતો પોતે આ સંસાર સમુદ્રથી તરે છે અને બીજા જીવોને પણ તારે છે પોતે તરે તેજ બીજાને તારે જેમ જહાજ. બીજી વાત એ છે કે, જ્ઞાની ગુરૂ વિના શિષ્યમાં જ્ઞાન હોતું નથી તેમ ગુરૂના સદ્દવર્તન વિના શિષ્યમા પણ સદ્દવર્તન આવેજ નહિ એ નિર્વિવાદ છે માટે પ્રથમ ગુરૂઓનું સદ્દવર્તન હોવુંજ જોઇએ તોજ પરંપરામા સદ્દવર્તન ટકી શકે છે માટેજ અમો તેવા ઉત્તમ પુરુષના સદસદ્વર્તનનો વિચાર કરીને બતાવવાનો પ્રયત્ન કરીએછીએ.

॥ ઇતિ ધર્મનો માર્ગ પોતે આચરી પછી બીજાને બતાવે. તેમાં જ્ઞાની હોય તે વિશેષ ગુરૂ ખંડ બીજે પ્રકરણ ॥ ૧ ॥

---

## વૈદિકમતના ગુરૂ વ્યાસ ઋષિ. કલમ પાંચથી.

પ્રકરણ (૨) વેદવ્યસના માટે પુરાણકારોના ભિન્ન ભિન્ન અભિપ્રાયો

૧૮ પુરાણોના કર્તા–વ્યાસ સ્કધ. પુ.–

(૧) સ્કધ પુરાણ–ચોથો કાશીખંડ અધ્યાય ૧ લો. શ્લો. ચોથો.

अष्टादश पुराणानां कर्ता सत्यवती सुत
सुताऽग्रे कथयामास कथां पापाऽपनोदिनीं ॥४॥

ભાવાર્થઃ—અઢારે પુરાણોના કર્તા વ્યાસ હતા અને તેવ્યાસે પાપને દુર કરવા વાળી કથા કહી બતાવી હતી ૪।

(૨) જન્મતાંજ ૧૮ પુરાણ બનાવી વનમા ગયા. ભાગવત. શંકાકોષ. શકા ૧૮૧ મી પૃ. ૨૩ માં.

"વ્યાસજીનો જન્મ માતાના પેટથી થયો કે તુરતજ ૧૮ પુરાણ બનાવી જમીનથી ઉઠીને જગલમા નહાસી ગયા. પૌરાણીઓ બતાવશે કે શા ભયથી ન્હાસી ગયા ?

વ્યાસજીના સબંધે કિંચિત વિચાર—કોઇપણ માણસ પોતાના વિચારોમાં પ્રથમ બહારના વિચારોને ભેળવીને પછી તે ( પોતાના વિચારો બીજી વસ્તુમાં કલ્પે છે. જૈનોની માન્યતા ખાસ એવી છે કે જે કોઇ તીર્થંકર થવાના હોય તે પૂર્વના ભવમા પોતાના સુકૃત્ય યોગથી જે ત્રણ જ્ઞાન મેળવેલા હોય તે ત્રણ જ્ઞાન સહિતજ જન્મ લે છે, તેથી તેમને તીર્થંકરના ભવમાં કલા કૌશલ્યાદિક કોઈપણ વ્યવહારિક જ્ઞાન બીજાની પાસે શીખવાની જરૂર પડતી નથી. પણ તેઓ તેમા સ્વતઃ સિદ્ધરૂપનાજ હોય છે. આ જૈનોની માન્યતાને ગ્રહણ કરી પુરાણકારે વ્યાસજીના સંબધમાં ગોઠવી એવુ લખી દીધું હોય કે વ્યાસ જન્મતાની સાથે અઢારે પુરાણ બનાવી જંગલમા ચાલ્યા ગયા. એમ મારૂં ખાસ અનુમાન છે. કારણ (૨૪) ચોવીશ અવતારોમા વ્યાસજીને (૧૯) ઓગણીસમા નંબરે ગોઠવેલા છે તેમના પૂર્વ કાળમાં કલ્પેલા અવતારોમાં કે કોઇ પણ ઋષિમા આવી કલ્પના કરવામા આવેલી જણાતી નથી. માત્ર વ્યાસ ભગવાનમાંજ કરવાનું શું કારણ ? જન્મતાં અઢારે પુરાણ બનાવવાનુ તો દૂર રહ્યું પણ તેમની આખી ઉમરમા પણ બનાવ્યાનું સંભવતું નથી. આતો કોઇ કોઇ પાછલથી થએલા બ્રાહ્મણ પંડિતોએ બીજા મતોના સંઘર્ષણમાં આવ્યા પછી તે તે મતના વિષયોને પોતાની અનુકૂળતા પ્રમાણે ગ્રહણ કરી સ્વેચ્છતાથી ઉંધું છતું પુરાણોમા ગોઠવી પોતાનાં નામ છુપાવ્યા છે અને પોતે મહાત્મા બની લોકોને ઉંધે રસ્તે દોરવાનો પ્રયત્ન કરેલો હોય ? એમ આ કેલવણીના સમયમાં દરેક વિચારી પુરૂષોને જણાઇ આવે છે

(૩) વ્યાસની માતાએ વૃક્ષને ભેટી પુત્ર પેદા કર્યો. ભારત શકાકોષ—શંકા ૧૨૨ મી પૃ. ૧૬ સુ.

(૪) "વ્યાસનુ વીર્ય અરણીની લાકડીઓ ઉપર પડવાથી તે લાકડીઓને ગર્ભાશય નહિ હોવા છતા શુકદેવજીનો જન્મ થયો. શુ આ પણ સંભવિત છે કે?"

(૫) વ્યાસની માતાની ઉત્પત્તિ માછલીથી, તેમની સાથે પારાસરની જબર જસ્તી, ભાગવત. શં. ૧૨૭ મી. પૃ. ૧૭.

" વ્યાસની માની ઉત્પત્તિ પ્રથમ માછલીથી થવી પછી તે મત્સ્યોદરીથી પારાશરે ધુમર વરસાવી અંધકાર કરી જબર જસ્તી કરવી. શું સંભવિત છે કે ? તે દિવસે બલાત્કાર સંભોગની કલમ કે કોર્ટ નહિ હશે કે ?

આમાં વિચારવાનુ કે–જૈન પ્રમાણે મહાદેવજીની ઉત્પત્તિની કથામા–ચેટક રાજાની પુત્રી સુજેષ્ટા સાધ્વીની સાથે પેઢાલ નામના પરિવ્રાજકે પોતાની ધુંધ વિદ્યાથી અંધકાર ફેલાવી અકાર્ય કરેલુ, તેથી સત્યકીની ઉત્પત્તિ જણાવેલી છે, તો તે સંબધ ઉલટ પાલટ કોણામાંથી કોણે કર્યો તે વિચારવાનુ કામ ઇતિહાસજ્ઞોનુ છે. અમોએતો જૈનઅને વૈદિક એમ બન્ને તરફનો ઇતિહાસ બતાવી દીધો છે.

॥ ઇતિ—(૧) વ્યાસ ૧૮ રે પુરાણુનાકર્તા, સ્કંધ–પુ ૦ (૨) જન્મતાંજ બનાવી વનમાં ગયા, ભાગ ૦ (૩) વૃક્ષને ભેટવાથી સત્યવતીને વ્યાસપુત્ર ભારત. (૪) વીર્ય અરણી પર પડતાં શુકદેવ; ભાગ ૦ (૫) માતાની ઉત્પત્તિ માછલીથી તેમની સાથે પારાસરની જબરજસ્તી, ભાગ ૦ એમ કલમ પાચથી વ્યાસનો વિચાર.

## ફરીથી કલમ ચાર.

(૧) વ્યાસના અવતારરૂપે ઇશ્વરે પુરાણુ બનાવ્યાં ભગવત શં. ૩૭૬ પૃ. ૫૪,

" ઇશ્વરે વ્યાસનો અવતાર લઇને પુરાણુ બનાવ્યા. શું ઉચિત છે કે ? "

(૨) મહાદેવથી લડી વ્યાસે વ્યાસકાશી બનાવી. શં. ૨૪૪ ની પૃ. ૩૪ કાશીખંડ.

" વ્યાસનું મહાદેવજીની સાથે લડવું અને વ્યાસકાશી અલગ બનાવવી. શું સંભવિત છે ? " આ વાતનો વિચાર સ્કંધ પુ૦ ૪ થો ખંડ **તેના બીજા ભાગનો** અધ્યાય ૯૬ મો, પત્ર ૩૩૫ માં જુવો.

(૩) વેદાદિક બનાવી વ્યાસ મૂઢ થયા પછી ભાગવત બનાવ્યું. શં.૩૪૦ મી પૃ. ૪૮ સું. દેવી ભાગવત સ્કંધ ૩ જો.

वेदशाखा पुराणानि वेदांतं भारतं तथा ॥
कृत्वा संमोहसंमूढोऽ भवं राजन् ! मनस्यऽपि ॥

ભાવાર્થ-વેદોની શાખા, અને પુરાણ તથા વેદાત સૂત્ર અને ભારત બનાવી હું વ્યાસ મોહથી મૂઢ થઇ ગયો ત્યારે ભાગવત બનાવ્યુ તો ભલા એ માનનીય અને પ્રમાણિક શી રીતે માની શકાય ?"

(૪) બધા શાસ્ત્રોથી ભાગવતને ઘણું હલકું જણાવ્યું છે. પદ્મપુરાણ. (શં. ૨૪૪ પૃ. ૩૫)

**"वेदैर्विहीना प्रपठंति शास्त्रं, शास्त्रेण हीनाश्च पुराणपाठा', पुराणहीनाः कृषिणो भवंनि, भ्रष्टास्ततो भागवता भवंति ॥**

વેદથી વિહીન હોય તે શાસ્ત્ર ભણે છે. શાસ્ત્રથી વિહીન હોય તે પુરાણ ભણે છે. અને જે પુરાણથી વિહીન હોય તે ખેતી કરનારા હોય છે અને એ બધાથી જે વિહીન હોય છે તે ભાગવતી બને છે. શુ આ શ્લોકાનુસાર ભાગવત વાંચવાવાળા ભ્રષ્ટ નથી શુ ?"

વ્યાસના સબંધમાં કિંચિત્ વિચાર-સ્કંધ. વાળાએ અઢારે પુરાણના કર્તા વ્યાસ એમ ચોથા ખંડમાં લખીને બતાવ્યા તો આ સ્કધ પુ૦ અઢારમાં ગણાય કે નહિ ?

ભાગવતવંળાએ—જન્મતાંજ અઢારે પુરાણ બનાવી વ્યાસને વનમાં નાસી જવાનુ લખીને બતાવ્યું અને એજ પુરાણવાળાએ-વનમાં ગયા પછી વ્યાસનુ વીર્ય અરણીમાં પડયા પછી શુકદેવજીની ઉત્પત્તિ બનાવી. વળી ભાગવત વાળાએ-વ્યાસને ઇશ્વરના અવતારમાં ગોઠવી ફ્રીથી પણ અઢાર પુરાણના કર્તા લખીને બતાવ્યા, તારે દેવી ભાગવત્ વાળાએ-વેદ, વેદાંત, અને પુરાણોના અન્તે ભાગવત બનાવ્યાનું લખીને બતાવ્યુ. છેવટે પદ્મપુરાણ વાળાએ-ભાગવતને ભ્રષ્ટ સ્વરૂપનુ લખીને બતાવ્યું. મહાભારતવાળાએ વૃક્ષનુ આલીંગન કરી ચરૂ ખાધા પછી સત્ય વતી થી વ્યાસની ઉત્પત્તિ બતાવી. ભા. વાળાએ-પારાસરે ધુમ્ર વર્ષાવી મત્સ્યોદરીથી વ્યાસની ઉત્પત્તિ બતાવી. આબધી વાતોમાંથી આપણે કઇ વાતને સતારૂપે ગ્રહણ કરવી ? અને આ બધા લેખકોમાંનો કયો સાચો ?

॥ ઇતિ—(૧) ઇશ્વરે વ્યાસ થઇ પુરાણ બનાવ્યા ભાગ૦ (૨) મહાદેવ સાથે વ્યાસ લડયા તેથી વ્યાસકશી જુદી, સ્કંધ પુ૦ (૩) વેદાદિકમાં મૂઢ થયા પછી ભાગવત૦ (૪) શાસ્ત્રોમાં હલકું ભાગવત, પદ્મપુરાણ૦ એમ કલમ ચાર તેનો વિચાર વિષ્ણુએ વ્યાસનો અવતાર લઇ જન્મતાંજ ૧૮ પુરાણો બનાવ્યાં આમાં સત્ય કયુ ? ખંડ ૨ જો. પ્રકરણ બીજું.

પ્રકરણ ૩ જુ–વેદોમાં હિંસા છે તે ધર્મ છે, શંકર દિગવિજયમાં તેનો
૧ આગ્રહ, શંકર દિગવિજય પ્રકરણ. ૨૬ માં, આનંદગિરીજી લખે છે કે—

"रे, रे, सौगत! नीचतर! किं किं जल्पसि? अहिंसा कथं धर्मो भवितुमर्हति। यागीय हिंसाया धर्मरुपत्वात्–तथाहि अग्निष्टोमादि क्रतुः छागादि पशुमान्, यागस्य धर्मरुपत्वात्। सर्वे देव तृप्ति मूलकत्वा च्च। तद्वरा स्वर्गादिफलदर्शनाच्च। पशुहिंसा श्रुत्याचारस्तत्परै रंगीकरणीया तद्वतिरिक्तस्यैव पाखंडत्वात् तदाचाररता नरकमेव यांति–" छेदनिंदा: परा ये तु, ये तदाचार वर्जिता:, ते सर्वे नरके यान्ति, यद्यपि ब्रह्मबीजजा " इति मनुवचनात्। हिंसा कर्तव्येन्यत्र वेदा: सहस्रं प्रमाणं वर्तते। ब्रह्म, क्षत्र–वैश्य, शूद्राणां वेदेतिहास पुराणाचार प्रमाणमेव तदऽन्य पतितो नरकगामी चेति."

ભાવાર્થ—બૌદ્ધ સાથેના સંવાદમા ત્યા આનંદગિરી જણાવે છે કે–ભારત વનપર્વનો અધ્યાય ૧૨૭ મા સોમક રાજાએ પોતાના જતુ નામના પુત્રનો યજ્ઞ કરેલો છે, માટે રે, રે, બૌદ્ધ ? નીચમાં નીચ ? તું શુ કહી રહયો છે. અહિંસા રૂપ ધર્મ કેવી રીતે થઇ શકે ? યજ્ઞ સબધી હિસા છે તે ધર્મ રૂપની છે, કેમકે છાગાદિ પશુથી થતા અગ્નિષ્ઠોમાદિ યજ્ઞને ધર્મરૂપ કહેલો છે અને તે ધર્મ સર્વ દેવોના તૃપ્તિ મૂલનો છે અને તેના દ્વારા સ્વર્ગાદિકનુ ફળ પ્રાપ્ત થાય છે, માટે શ્રુત્યાચારમા તત્પર રહેવાવાળાઓએ–પશુહિંસા અંગીકાર કરવી અને શ્રુતિ આચારવિનાનો ધર્મ છે તે પાખડ રૂપનો છે અને તેવા ધર્મના આચારવાળાઓ નરકમા જાય છે– " છેદની નિંદા કરનારા, તેના આચારને વર્જનારા યદ્યપિ તે બ્રહ્મબીજથી ઉત્પન્ન થએલા હોય તો પણ તે બધા નરકમાંજ જાય છે. " એમ મનુઋષિએ કહેલુ છે. માટે હિસા કરવી, આમા હજારો વેદોનું પ્રમાણ છે. તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોએ વેદ, ઇતિહાસ અને પુરાણના આચારોને પ્રમાણ કરવો તેથી બાકીના બધાએ પતિત થએલા નરકમાંજ જાય છે તેથી તેમનો ધર્મ આચારજ નથી ઇત્યાદિ. "

આમા મારા બે બોલ–આ લેખનો લખવાવાળો ભલે અક્ષરોના પંડિતોમાનો મોટો પંડિત હશે, પણ સત્ય બુદ્ધિના પંડિતોમાંનો પંડિત તો નહિજ હોય ? અગર જો સત્ય બુદ્ધિનો પડિત હોત તો આ બીચારા ગરીબ પશુઓના ઉપર આટલી બધી ક્રુરતા ન વાપરતો ? અગરજો નિરપરાધી જીવોના પ્રાણ લેતાં સ્વર્ગ મળી જતુ હેય ત્યારે તો મહાકષ્ટથી સધાય એવા યમ, નિયમ, ધ્યાન, ધારણાદિક જે હિંદુ શાસ્ત્રોમાં લખાયા છે તેની શી જરૂર હતી ? માટેજ આ

લેખ સત્યબુદ્ધિથી લખાએલો હોય એમ જણાતો નથી. મોટા પુરૂષોને વધારે આપણે શું કહેવું ?

વેદોમા હિંસા બતાવી ધર્મ બતાવનાર–શંકર દિગવિજય

## માંસાદિ માટે કરેલો હિંસક યજ્ઞોપદેશ.

(૧) યજ્ઞોમાં પશુઓને બ્રાહ્મણો મારતા, ભાગવત સ્કંધ ૪ થો. અધ્યાય ૪ થો પત્ર ૧૦ મું. શ્લો. ૬ ઠો ( મ મી. પૃ. ૧૦૯ )

" જ્યા ચારે તરફ બેઠેલા બ્રાહ્મણો વેદ ધ્વનિ કરીને યજ્ઞના પશુઓને મારી રહ્યા છે, અને દેવતાઓ પણ ત્યા બેઠેલા છે. માટીનાં, કાષ્ટના, લોઢાના, સુવર્ણનાં, કુશના, અને ચામડાના બનાવેલાં પાત્ર મુકેલાં છે. તે યજ્ઞમાં સતી પહોંચી. ઇત્યાદિ. "

(૨) માસ ભક્ષકો યજ્ઞના જીવોને સ્વર્ગ બતાવે છે ? શં. ૨૧૩ મી. પૃ. ૨૮ મુ. ( વિષ્ણુ પુરાણ. )

પુરાણોમા લખ્યું છે કે–યજ્ઞમા જે પશુ મરાય છે તે સ્વર્ગે જાય છે તો પૌરાણીઓ પોતાના બાપને મારી સ્વર્ગે કેમ નથી મોકલતા ? "

(૩) બ્રહ્માએ યજ્ઞના માટે પશુઓને બનાવ્યા છે. મનુસ્મૃતિ અધ્યાય ૫ મો શ્લોક ૩૯ મો અને ૪૦ મો ( મ. મી. પૃ. ૧૮૫ થી. )

બ્રહ્માએ પોતાની મેળે યજ્ઞના માટેજ બધાએ પશુઓની રચના કરી છે અને યજ્ઞ છે તે સંપૂર્ણ સિદ્ધિઓના માટે છે. તેથી યજ્ઞમાં જે પશુઓનો વધ કરવામા આવે છે તેને વધ સમજવો નહિ. ૩૯ કેમકે બધી ઔષધીઓ, પશુઓ વૃક્ષો, તિર્યંઓ અને પક્ષીઓ જે જે યજ્ઞના માટે મરણ થએલા છે તે બધાએ ઉંચી ગતિમાજ જાય છે. ૪૦ ॥ "

આમાં મારા વિચારો–પ્રથમ જીવોનો વધ કરવો તે આર્યોનો ધર્મજ નથી. જે ચાલતો યજ્ઞ ધર્મ છે તે આત્મિક ધર્મથી તદ્દન વિરૂદ્ધ સ્વરૂપનો છે ? બ્રહ્માની ઉત્પત્તિ પુરાણોમાં અનેક પ્રકારથી અનિયમિત પણાથી બતાવેલી છે. એટલુંજ નહિ પણ મહાદેવથી, સાવિત્રીથી, અને દેવતાઓથી વારંવાર શાપિત થવાથી બ્રહ્મા સત્તા વિનાના થઇ બેઠેલા છે. છતાં જણાવવામાં આવ્યું છે કે મુંખાદિકથી બ્રાહ્મણાદિક પેદા થઇ ગયા, અને પશુઓ આદિને પેદા કર્યા. કોઇ

પુછે કે કયા કાળમા અને કયા સ્થાનમા ? તો એનો કંઇ ઉત્તર છે કે ? અમારા વિચાર પ્રમાણે તો વિષયાભિલાષીઓએ લોકોને આત્મિક ધર્મ છોડાવી ઉંધે માર્ગે ચઢાવેલા હોય એમ સમજાય છે ? જો એમ ન હોત તો આત્મિક ધર્મની જાગૃતિના સમયમાં યજ્ઞ ધર્મને શુ કરવાને ઢાકી મુકવો પડતો ? તેથી ઉપરનું લખાણ કોઇપણ પ્રકારથી યોગ્યપણે થએલું હોય એમ આપણાથી કબુલ રાખી શકાય તેમ છે ? વિચાર કરીને જુઓ સુજ્ઞ પુરૂષોને વધારે શું કહેવું !

(૪) એક પુત્ર હોમો, સો પુત્ર થશે, લોમેશ ઉપદેશ. મહાભારત વનપર્વ અધ્યાય ૧૨૭ મો ( શં. ૪૫૨ પૃ ૭૨ )

" સોનક રાજાને સો પુત્ર ઉત્પન્ન કરવા માટે, લોમશ ઋષિએ સોનકના પુત્ર જતુને કાપી–તેનો યજ્ઞમાં હોમ કર્યો. શુ આ માનવા લાયક છે ? જીવતા માણસને કાપીને યજ્ઞમા હોમવું, અને તેથી દેવતાનું પ્રસન્ન થવું. શું આ અઘોરીઓના કર્મ જેવું નથી ? શું એવા ભોગ લેનારને દેવતા પદવી આપવી યોગ્ય છે ? આવા મનુષ્યના ભોગ આપવા માંડયા હશે ત્યારેજ કટાલી બુદ્ધદેવે અહિંસા ધર્મ કહાડયો હશે. આજના પૌરાણીઓ ઘણા પુત્રવાળા થવા ( વસ્તી વધારવા ) કેમ પોતાના એક છોકરાને યજ્ઞમાં હોમતા નથી ? શુ આ વાકય ભગવાન્ વ્યાસજીનાં છે ? ઇત્યાદિ. "

આ લેખમા જરા વિચારવાનુ કે લોમશ ઋષિએ સો પુત્ર થવાની આશા બતાવી સોમક રાજાના પુત્ર જતુનો હોમ કરાવ્યો. આમાં કોઇ ધર્મની બાબત હોય તેમ જણાતુ નથી. માત્ર સ્વાર્થ પુરતીજ હશે એમ લાગે છે.

દુનીયા સ્વાર્થના માટે વિજયાદિકમા–એક એકના નાશના માટે અનેક પ્રકારની ખટપટો કરતી આવી છે અને વર્તમાનમા પણ થતી જોઇએ છિએ જેણે જેવા પ્રકારનો લાગ જડી આવે તે તેવા પ્રકારના ઉપાયો યોજી ગયા છે અને યોજી પણ રહ્યા છે. તેવા પ્રકારના વિચારોમાં મુખ્યપણે રાજ્યમાં પુરોહિતોની સલાહ પણ લેવાતી હતી. ગાદીની માલિકીનો હક મોટો પુત્ર હોય તેનો ગણાય છે તેમા અણુબનાવ થતા આવા પ્રકારના ઉપાયો યોજી શકાય કે નહિ ? કહ્યુ પણ છે કે " शीघ्रं नरकवांछा चेत् दिनमेकं पुरोहित " જેને નરકમાં જલ્દી જવાની ઇચ્છા હોય તેણે એકજ દિન પુરોહિતનો અધિકાર સ્વીકારવો.

જુવો કે વેદોમાં–માતૃમેધ, પિતૃમેધ, પણ લખાયો છે અને તે પ્રમાણે પીપલાદે પોતનાજ માતાપિતાને યજ્ઞમા હોમાવી પોતાનું વૈર લીધેલું એમ પ્રાચીન ઇતિહાસથી જણાય છે. જો કદાચ તેવા યજ્ઞોથી મોટા ફળની આશા રખાતી આવી હોત તો આજ સુધીમાં તેવા યજ્ઞો સેંકડો નહિ પણ હજારો થઇ ગયા હોત ! અને તેના પુસ્તકો મોટા મોટાં સેંકડો લખાઇને બહાર પડી ગયા હોત. આ મારૂં ટુંકપણાનું અનુમાન સજ્જન પુરૂષોએ વિચારવા જેવું છે. જો કદાચ આ મારા વિચારો અયોગ્ય લાગતા હોય તો તે સજ્જનો પોતાના ખરા વિચારો બહાર પાડશે તો તે વિચારોને વળગી પડવા એક નહિ પણ આખી દુનીયાનાજ લોકો તેણે વળગી પડશે. સ્વાર્થમા અંધ બનેલી દુનીયા કયું અકાર્ય કરતા પાછી પડે તેવી છે ? માટે પૂર્વકાળમા થએલા આ બધા યજ્ઞો ધર્મના માટે થએલા હોય એમ જણાતું નથી પણ ધર્મના રસ્તાથી ચુકીને થએલા હશે એમ મારૂં અનુમાન થાય છે. તે સમયમાં ભૂદેવોનું રાજ્ય સ્વતંત્ર હતું તેથી તેમણે તે સમયમાં કોઇ પુછે તેવું ન હતું. ઇત્યલં ॥

---

( ૫ ) શ્રાદ્ધમા માંસ ન જમે તો, પશુરોમ વર્ષ જેટલા સુધી નરક,

વસિષ્ટ સ્મૃતિ પૃ. ૪૩ મું. શ્લો ૩૧ મો.

" શ્રાદ્ધનું નોતરૂં માની લઇ ત્યા ગએલાને માંસ પીરસ્યું હોય અને જો તે માંસ ન ખાય તો તે બ્રાહ્મણ કે મુનિ–પશુના શરીરમાં જેટલા રોમ ( સૂક્ષ્મ કેશ ) હોય તેટલા વર્ષો સુધી નરકમાં જઇને પડે ૩૧॥ "

આ લેખ–ત્યાગીઓના ઉપદેશથી ત્યાગી થએલા બ્રાહ્મણોને નરકનો ભય બતાવી પોતાની પક્તિમા ભેલવવા માટે લખાએલો હોય એમ સમજાય છે નહી તો દયાલુઓને નરક શી ? જો એમ હોય તો अहिंसा परमो धर्म રૂપ જે વેદની ુતિ છે તેનો અર્થજ શો ?

---

( ૬ ) માંસાદિકથી બ્રાહ્મણો માટેનું શ્રાદ્ધ તે અગસ્તિ ખાઇ ગયા. ભવિષ્ય પુરાણ પૃ. ૪૯૯–શ્લો–૩૫૭–પૃ. ૫૨ )

" એક દિવસે ઇલ્વલે અગસ્તિ મુનિએ શ્રાદ્ધમા જમવાને આમંત્રણ કર્યું ત્યારે અગસ્તિ મુનિએ કહ્યું કે તે જે તમામ વિપ્રોના માટે માસાદિ ભોજન

એકત્ર કર્યું છે તે મધણું હુ એકલોજ ખાઇશ. ઇલ્વલે તે માગણી કબૂલ રાખી અને અગસ્ત મુનિજીની આગળ સંપૂર્ણ માસ પીરસી દીધું અને અગસ્તિ ગુરૂ જ્ઞાની ચટ કરી ગયા શું આ વાત યથાર્થ છે કે. ?"

---

( ૭ ) શ્રાદ્ધાદિમાં માસ ખાવામાં દોષ નથી યાજ્ઞ વલ્કય સ્મૃતિ અધ્યાય ૧ લો. શ્લો. ૧૬૯ મો. ( મ. મી પૃ ૧૯૦ )

'અન્નના અભાવમા માંસ ભક્ષણ કર્યા વિના પ્રાણ જતાં હોય તો રોગમા, નિમંત્રિત કરેલુ શ્રાદ્ધમાં, અને પ્રોક્ષણ નામવાળા ( વદોકત સસ્કારવાળા ) યજ્ઞમા માસ ભક્ષણ કરતા હુવા, તેમજ દેવતાનુ અને પિતરોનુ પૂજન કરતા બચેલા માસને ખાવાવાળા દોષને પ્રાપ્ત થતા નથી. ઇત્યાદિ."

અનાથ, ગરીબ, નિરપરાધી જીવોને મહાત્રાસ આપ્યા વિના માંસ કયા પ્રકારથી પ્રાપ્ત થાય ? તો પછી મહાત્રાસ આપતાં દોષ નથી એમ કેવી રીતે કહી શકાય ? દેવતા અને પિતરો શુ માસ ખાય છે ? કહેશો કે ખાતા નથી તો પછી આ બધો પ્રપંચ શાના માટે ?

ઇતિ–(૧) યજ્ઞોમા બ્રાહ્મણો પશુઓને મારતા ભાગ ૦ ( ૨ ) માસ ભક્ષકો તે જીવોને સ્વર્ગે જવાનુ કહેતા વિષ્ણુ પુ૦ । ( ૩ ) બ્રહ્માએ યજ્ઞના માટે પશુઓ બનાવ્યા. મનુસ્મૃતિ ૦ ( ૪ ) એક પુત્રના હોમથી સો પુત્રોની આશા, ભારત ૦ ( ૫ ) શ્રાદ્ધના માસ ન જમે તે નરકમા, વશિષ્ટ ૦ ( ૬ ) બ્રાહ્મણોના માટેનુ માસાદિક અગસ્તિ ખાઇ ગયા. ભવિષ્ય પુ ૦ ( ૭ ) શ્રાદ્ધાદિકમા માંસ ખાતા દોષ નથી, યાજ્ઞવલ્કય ૦ એ કલમ સાતનો કરી બતાવેલો વિચાર ખંડ–બીજે પ્રકરણ ત્રીજુ સુ ૦ ॥

---

॥ કલમ ૧૫ થી કરેલા વિચાર વાળું પ્રકરણ ૪ થું.

માંસાદિકના શ્રાદ્ધથી શુ પિતૃઓ તૃપ્ત થતા હશે કે બ્રાહ્મણો ?

( ૧ ) પૂજિત માસને ખાતા દોષ નથી, ન ખાય તે પશુ થાય.

મનુસ્મૃતિ-અધ્યાય ૫ મો, શ્લો. ૩૨ મો અને ૩૫ મો(મ. **મી.** પૃ. ૧૮૪)

" વેચાતું લાવેલું માસ, જીવોને મારીને પેદા કરેલું માંસ, અથવા પિતરોનું પૂજન કરી લેવે પછી તે માસને ખાવાવાળો દુષિત થતો નથી. ૩૨ । શ્રાદ્ધમા અને મધુપર્કમા શાસ્ત્રની મર્યાદાથી બનેલુ માસ જે ખાતો નથી તે મરીને પરલોકમા ૨૧ વાર પશુનો જન્મ લે છે ૩૫ ॥. "

આમાં જરા વિચાર—માસના લાલચુઓએ માસને અદૂષિત ઠરાવ્યું છતા તેવા પુણ્યાત્માને ઘૃણા ઉત્પન્ન થતા ન આય તો તેણે પોતાની પંકિતમા મેળવવા જે એકવીશવાર પશુ યોનિમાં ઉત્પન્ન થવાનો ભય બતાવ્યો તે વિચારવા જેવો શું નથી ?

---

## પૂર્વના મોટા મુનીઓ શુ હિંસકજ હશે ?

( ૨ ) મનુસ્મૃતિ. અધ્યાય. ૫ મો. શ્લોક. ૨૨, ૨૩ મો

( મ. મી. પૃ. ૧૮૨ )

" યજ્ઞના માટે, તેમજ પાલન કરવાને યોગ્ય માતા પિતા આદિના માટે સારા સારા હરિણો અને પક્ષીઓને બ્રાહ્મણ મારે. કેમકે પૂર્વકાળમાં થએલા અગસ્ત્ય મુનિએ તે પ્રમાણે કરેલું છે અને તેનાથી પણ પૂર્વ કાળમાં બ્રાહ્મણોના તેમજ ક્ષત્રિયોના, યજ્ઞમાં પણ જે હરણો અને પક્ષિઓ હતાં તેનાથી પુરોડાસ થઇ ગએલા છે માટે તેમ કરવાને હરકત નથી. "

આમા જરા વિચાર—દુનીયામા ચાલુ વ્યવહાર હોય તેનો ઉપદેશ દેવાની જરૂર, મહાત્માઓને હોતી નથી ? તેમા અનીતિ કે અયોગ્ય હોય તેણે અટકાવવાનો ઉપદેશ મહાત્માઓ કરે ? તો પછી જે અઘોર કર્મ હોય તેનો ઉપદેશ મહાત્માઓથી કેવી રીતે કરી શકાય ? તેવા અઘોર કાર્યમાં તો જીવો પોતાના પૂર્વ કર્મના અનિષ્ટ સંયોગોમા પડેલા સ્વભાવિકપણાથીજ કરી રહેલા છે તેવા અનિષ્ઠ કાર્યમાં મહાત્માઓ ઉપદેશક બની જાય તેતો અનિ-ષ્ટમાં અનિષ્ટજ ગણાય એમ જૈન સિદ્ધાતનો ઉપદેશ છે. વૈદિક મતના કેટલાક ઉપદેશકો પોતાના વિષયોની લાલચમા પડેલાઓમા ઉલટીજ ગંગા વહેતી હોય

તેવા લેખો આપણી નજરે જોવામા આવે છે. બાકી અનિષ્ટ કાર્યમા ઉપદેશ દેવાની જરૂર મહાત્મા પુરૂષોએ સ્વીકારીજ નથી તો પછી કેવી રીતે લખી શકાય કે–હરિણો અને પક્ષીઓ બ્રાહ્મણ મારે ?

---

( ૩ ) યજ્ઞ શ્રાદ્ધાદિકમા ભળીને જે માસ ન ખાય તે બ્રામ્હણજ નહિ. વ્યાસ–સ્મૃતિ. પૃ ૨૫ મા શ્લો. ૫૬ મો. ( મ. મી. પૃ. ૧૯૭ )

" યજ્ઞમા કે શ્રાદ્ધમા જોડાએલો બ્રામ્હણ માસ નથી ખાતો તે બ્રાહ્મણ-પણાથી રહિત થાય છે. તેમજ પિતૃદેવતાઓનુ પૂજન કરીને શીકારથી મેળવેલુ માસ જે ખાતો નથી તે પણ બ્રાહ્મણપણાથી રહિતજ થાય છે. ૫૬ "

કોઇ પડિતે લખ્યુ કે–શ્રાદ્ધમા કે યજ્ઞમા ભળીને જે માસ નથી ખાતો તે નરકમા જાય, ત્યારે બીજા પંડિતે બ્રાહ્મણપણાથી ભ્રષ્ટ કહ્યો. અવા આવા પ્રકારના લેખો જોતા એમ સમજાય છે કે–આ લોકના સુખમા મગ્ન થએલા પડિતોએ ધર્મના બ્હાને આ અયોગ્ય પ્રવૃત્તિ ચલાવેલી હોવાથી ઘણા લોકોને માન્ય જણાતી નથી.

---

( ૪ ) વેદાદિભણે–માસાદિકથી દેવોની તૃપ્તિ કરતા પિતરોની તૃપ્તિ.

યાસવલ્કય સ્મૃતિ અધ્યાય. ૧લો, શ્લોક ૪૫ ૪૬ મો (મ. મી પૃ. ૧૮૯)

" જે બ્રાહ્મણ દિન દિન પ્રત્યે પ્રશ્નોતરવાળા વેદ–વાકયોને ભણે છે અને બ્રાહ્મ આદિ પુરાણોનો પાઠ કરે છે અને મનુઆદિ ધર્મશાસ્ત્ર, રૂદ્ર, દૈત્યમંત્ર, યજ્ઞોની કથા, ભારતાદિ ઇતિહાસ વિદ્યા, એ બધા શાસ્ત્રોને શક્તિને અનુસાર નિત્ય ભણે છે અને માસ દુધ ભાતથી દેવતાઓને તૃપ્ત કરે છે તે મધ અને ઘૃતથી પિતરોની તૃપ્તિ કરે છે. ૪૫ । ૪૬ । "

જીવોની ગતિ કર્મને અનુસરતી માનીએ તો–પિતરોની ગતિ કઇ થઇ માનવી ? માસાદિકથી તૃપ્ત થતા દેવો ઉચ્ચ કોટિના હોતા નથી માટે શમ દમાદિકનો માર્ગ છોડી બીજે માર્ગે જતા આત્માને લાભ મળી શકતો . થી માટે ઉપરનો લેખ વિચારના જેવો છે

॥ ઇતિ- (૧) પૂજિત માસ ન ખાય તો પશુ થાય, મનુ૦ ।

(૨) પૂર્વેના મોટા મુનિઓ શું હિંસક હશે ? મનુ૦ ।

(૩) યજ્ઞ શ્રાદ્ધાદિકમાં માંસ ન ખાય તે બ્રાહ્મણજ નથી. વ્યાસ૦ ।

(૪) માસાદિકથી દેવોની તૃપ્તિ કરતા પિતરોની તૃપ્તિ થાય, યાજ્ઞવલ્કય૦ । એમ કલમ ચારનો વિચાર.

---

જ્યાં જોઇએ ત્યા માસની લાલચનાજ લેખો રોજે બે હજાર ગાયોને મરાવી દાન દેનાર રંતિ દેવ.

(૫) મહાભારત વનપર્વ અધ્યાય ૨૦૮ મો. શ્લોક ૮ થી ૧૦ ( મ. ભા. પૃ. ૧૧૦)

" હે બ્રાહ્મણ ? રાજા રંતિદેવ રસોડામાં નિરંતર બે હજાર પશુઓ અને બે હજાર ગાયોને મારીને તેના માસની સાથે અન્નાદિક અપાયા કરતુ તેથી તે રાજાની અતુલ કીર્તિ સર્વ જગોપર ફેલાઇ હતી. ઇત્યાદિ. "

આમાં કિંચિત્ વિચાર-રંતિદેવ ચાર હજાર જીવોનો સંહાર કોઇના ઉપદેશથી કરતો હશે કે પોતાની મેળે ? જો પોતાની મેળે કરતો હોત તો તેના ભક્તો અને પ્રશંસકો દયાવાળા ઉત્તમ તો ન હોત ? તેથી આવી પાપમય પ્રવૃત્તિ કરનાર કરાવનાર શિષ્ય ગુરૂમાં તરણ તારણ કયો ? તેનો વિચાર સાધારણ માણસ પણ કરી શકે તેમ છે ?

(૬) ૫૦, ૨૫ પાડા, બકરાથી તર્પણ કોનું થાય ? ભવિષ્ય પુરાણ ઉત્તરાર્ધ અધ્યાય ૧૨૬ મો ( શ ૩૬૫ પૃ. ૫૩

" મહાનવમીના વ્રતમા એમ લખ્યું છે કે-આઠમના રાત્રીના જાગરણની વિધિ—નટ, વેશ્યા આદિનો નાચ કરાવી રાત્રી વ્યતીત કરવી. સવાર થતાજ સો અગર પચ્ચાસ, અથવા પચ્ચીશ-પાડા, બકરા વિગેરે બલીદાનમા ચઢાવે અને

દારૂના ઘડાથી પરમેશ્વરીનુ તર્પણ કરે. વહજી વાહ ! ! અમારા પૌરાણીજીઓને તે પૂજ્ય કરાવતા ચકાચક થતી હશે ? મફતનો દારૂ અને માંસ મળે તે શું કામ છોડે ? ”

આ પુરાણકારના વિચારો કેટલા હલકા અને કેવા નિર્દયપણાના હશે ? આવા આવા અનિષ્ટ લેખોથી દુનીયામાં પાપનો પ્રચાર થયો હોય એમ અનુમાન ન કરી શકાય ? તેવા અનિષ્ટ લેખકો ધર્મની પ્રવૃત્તિને ચલાવવાનો દાવો કેવી રીતે કરી શકતા હતા ? તે સુજ્ઞોને વિચારવાનુ છે.

( ૭ ) શય્યાદિકના દાનમા પણ દૂધ, માછલી ન ચુકયા.

યાજ્ઞવલ્કય અધ્યાય ૧ લો. શ્લો ૨૧૪ મો. ( મ. મી પૃ. ૧૯૧ )

( ૮ ) ગણેશની ભેટના બ્હાને માસ લેવાનો પ્રયત્ન.

યાજ્ઞવલ્કય સ્મૃતિ અ ૧ લો. શ્લો. ૨૮૭ થી ૨૮૯. (મ. મી. પૃ. ૧૯૩)

“ કાચો અને પકાવેલો ભાત, તિલોની પીઠીની સાથે મળેલુ અન્ન, મચ્છ, પકાવેલું માસ, કાચુ માસ, વિચિત્ર પ્રકારના ફુલ, સુગધી વસ્તુ, ત્રણ જાતની મદિરા, મૂલી, પુરીઓ, પુડા, એરંડાની માલા, દહીભાત, ગોલવાળી ખીર લાડવા, એ બધાને ભેગા કરી ગણેશજીને ભેટ આપે. ગણેશ પાર્વતીજીની સ્તુતિ કરે અને પૃથ્વી ઉપર માથું નમાવીને નમસ્કાર કરે. ૨૮૭, ૮૮, ૮૯ નો અથ ”

પ્રથમ ગણેશની ઉત્પત્તિ—પાર્વતીના હાથના મેલ આદિથી બતાવેલી, નિર્ણય વિનાની છે. દેવો નૈવેદ્ય ખાતા નથી પણ પૂજકોના નિર્વાહ માટે હોય તો તેવા પ્રકારનું નૈવેદ્ય તેમના માટે શું અયોગ્ય ન ગણાય ? આ ભેટમા ત્રણ જાતની મદિરા અને કાચું પાકું માસ લખ્યું તે કોના માટે ? એ વિચારવા જેવુ છે.

---

( ૯ ) ભગીના પાત્રમાથી માસાદિક લેતા શુદ્ધ.

અત્રિસ્મૃતિ. પૃ. ૪૪માં શ્લોક. ૨૪૯ મો. ( મ. મી. પૃ. ૧૯૭ )

" લીલું માસ, ઘૃત, તૈલ, અને ફળથી ઉત્પન્ન થએલું તૈલાદિ, ભંગીના પાત્રમાં રાખેલા હોય પણ તેના પાત્રમાથી આપણા પાત્રમા લઇ લઇએ કે શુદ્ધ થઇ જાય ૨૪૯ ॥ "

ભંગીના નામથી ભડકવાવાળા બ્રાહ્મણને પોતાના પાત્રમાં પડતાંની સાથે લોહિથી પચપચું લીલુ માંસ શુદ્ધ શા કારણથી ?

॥ ઇતિ ( ૫ ) દિનપ્રતિ બે હજાર ગાયોના માસનુ દાન દેનાર રતિદેવ, ભારત ૦। ( ૬ ) ૨૫-૫૦ પાડા, બકરાનુ તર્પણ કોનું ? ભવિષ્ય ૦ પુ૦। ( ૭ ) શય્યાદિ દાનમાં પણ દુધ, માછલી ન મૂકયા, યાજ્ઞવલ્કય ૦। ( ૭ ) ગણેશની પૂજાના બહાને માંસ લેવાનો પ્રયત્ન, યાજ્ઞવલ્કય ૦। ( ૮ ) ભંગીના પાત્રમાથી માસાદિક લેતા શુદ્ધ, અત્રિસ્મૃતિ. ૦। કલમ ૫ થી ૯ ના વિચારનું સ્પષ્ટીકરણ.

---

(૧૦) બ્રાહ્મણાદિ અતિથીના માટે બળદ કે બકરો પકાવે.

વશિષ્ટ સ્મૃતિ પૃ. ૨૦, ૨૧ મા. કલમ ૮ મીનો ભાવાર્થ ( મ. મી. પૃ ૧૯૬ )

" અને જે શ્રુતિમા લખ્યું કે આવેલા બ્રાહ્મણ, ક્ષત્રિય, રાજા અથવા અતિથીના માટે-મોટા બળદને અથવા મોટા બકરાને પકાવે, એ પ્રમાણે બ્રહ્માણાદિક અતિથીનો સત્કાર કરે. ૮॥ "

બ્રાહ્મણ કે અતિથી ( સાધુ ) ના માટે ખાસ ઉપયોગી જાનવરોના નાશ કયા ગુણને માની બતાવ્યો હશે ? શું સત્કારના માટે બીજી ઉત્તમ ચીજો મહાત્માને નહિ દેખાઇ હોય ?

---

(૧૧) ઋષિઓ પ્રાણ લેવાનું કહે, જીવોને કોનું શરણ ?

મનુસ્મૃતિ અધ્યાય છ ઠો શ્લોક ૧૮ મો. ( મ. મી. પૃ. ૧૮૨ )

" શ્વાવિધ, ( સેહ ) શલ્ય-સેહની તુલ્ય મોટા મોટા કેશવાળા ગોધા, ગેંડા, કાચબા, શશલા, પાચ નખવાળા એ પાચ અને ઉંટને છોડીને બીજા એક તરફના દાંતવાળા ભક્ષણ કરવાને યોગ્ય છે એમ મનુ ઋષિ કહે છે. "

આ બિચારા નિરપરાધી જીવો–પરવશપણાથી અજ્ઞાની પશુઓના તો ભક્ષજ થઇ રહ્યા છે, પણ મોટા જ્ઞાનીઓ અને મહાત્માઓ તેમનો ભક્ષ કરવા લલચાય ત્યારે જ્ઞાની અને અજ્ઞાનીઓમા ફરક કયા મોટા ગુણથી માનવો ? તે વાત અમો ખરી રીતે સમજી શકતા નથી.

---

(૧૨) બ્રહ્માએ બધા જીવો ખાવાને રચ્યા માની શકાય ?
મનુ સ્મૃતિ અધ્યાય ૫ મો. શ્લોક ૨૮ થી ૩૦ સુધી. ( મ. મી. પૃ. ૧૮૩ )

" બ્રહ્માએ સંપૂર્ણ જીવોને અન્નરૂપે કલ્પેલા છે. ચોખા આદિ સ્થાવર જીવો છે અને પશુ પખી આદિ જંગમ જીવો છે. આ બધું સંપૂર્ણ જીવોનું ભોજન છે. અર્થાત્ પોતાના પ્રાણની રક્ષા માટે ભક્ષણ કરે પણ સદાકાળ ભક્ષણ કરે નહિ. જેમકે–ચર જીવો ( મૃગાદિક ) ના માટે, અચર જીવ વસ્તુ ( તૃણાદિક છે ). અને દંષ્ટ્રા વિનાના હરણ આદિના માટે અને હાથવાળા મનુષ્યાદિકોના માટે, હાથ વિનાના જે મચ્છાદિકો છે તે, અને સિંહાદિક શૂરવીર જીવોના માટે ભીરૂ હાથી આદિક એ સર્વ પ્રાણીઓ એકૈકના ભક્ષ્ય છે. તેથી ખાવાવાળા જીવો ખાવાને યોગ્ય પ્રાણીઓને ખાય તેથી તે દૂષિત થતા નથી કારણકે બધાએ પ્રાણીઓને ખાવાના માટેજ બ્રહ્માએ રચેલા છે. " ૨૮, ૨૯, ૩૦ "

પ્રથમ તો આપણે બ્રહ્માનીજ ઉત્પત્તિ વિચારીએ–એક વખત દેવીના હાથ ઘસવાથી. વળી બીજો લેખ જોતા એક ઇંડાથી. વળી ત્રીજો લેખ જોતાં વિષ્ણુની નાભિ કમલથી. વળી ચોથો લેખ જોતા શિવજીની બાહુથી. એમ અનેક પ્રકારે પરવશતાથીજ ઉત્પન્ન થએલા જણાય છે તો પછી તેમને સંપૂર્ણ જીવોને અન્ન રૂપે કલ્પેલા છે અને બધાએ જીવો ખાવાને માટેજ રચેલા છે. એમ કયા પ્રકારથી સિદ્ધ કરી શકાય ? વળી કહેવું કે–ખાવાને યોગ્ય જીવોને ખાવાથી દૂષિત થતા નથી આ લેખનો અર્થ શો ? શુ તેવા માંસના ભક્ષક જીવો મોક્ષમાં જતા હશે કે સ્વર્ગમાં ? પુણ્ય પાપને માનવાળા ડાહ્યા પંડિતોના નિર્દયપણાના આવા લેખો હોય ખરા કે ?

વળી જુઓ–આ સૃષ્ટિ અનાદિકાળથી ચાલતી આવેલી છે અને ભવિષ્યમા ચાલ્યા કરવાનીજ છે. જુવો "જૈન દૃષ્ટિએ જગત્" સબંધીનો પહેલો લેખ અને સૃષ્ટિ કર્તાના સંબધનો જુવો બીજો વૈદિક મતનો લેખ. સૃષ્ટિ કરવાનો દાવો કેટલા દેવો કરી રહ્યા છે. વિચારીને જુવો–તેમાનો કયો સાચો ? વસ્તુની સ્થિતિનો વિચાર શુ આ મહાત્માએ નહિ કર્યો હોય ?, જો પોતાનાજ સિદ્ધાંતનો વિચાર

કર્યો હોત તો આ બધું બ્રહ્માએજ પેદા કર્યું એવુ નજ લખી શકતા માટે આ લેખજ વિચાર પૂર્વક યોગ્ય લખાયો છે એમ અમોને જરાપણ લાગતો નથી. આપ સજ્જનો પણ વિચાર કરશો તો મારાજ મતને મલતા થશો કે કોઇ સત્ય વસ્તુ એક સ્વરૂપવાળી બતાવી સંતોષ આપશો. ”

---

(૧૩) મૃગાદિકના માસથી દશરથનું શ્રાદ્ધ ઋષિઓ જમ્યા

પદ્મપુરાણ પ્રથમ સૃષ્ટિ ખંડ. અધ્યા ૩૩ મો પત્ર ૯૭ મું. શ્લોક ૭૭ થી ૮૪ સુધીનો સાર–( સ. મી. પૃ.–૧૦૭ )-

“ ઋષિઓએ–રામચંદ્રજીને કહ્યુ કે તમો રાજા દશરથનું શ્રાદ્ધ કરો તેમા પવિત્ર માસ, અને ધન્યાદિકથી બ્રાહ્મણોને ભોજન કરાવો. તે સાભળીને, રામચંદ્રજીએ લક્ષ્મણજીને કહ્યુ કે–માસાદિકથી ભોજનની તૈયારી કરાવો. ત્યારે લક્ષ્મણજી–ખરગોસ, મૃગાદિ, જાનવરોને મારીને લાવ્યા. બીજી સામગ્રી પણ તૈયાર કરી સીતાજીએ રસોઇ બનાવી. ઋષિઓ, બ્રાહ્મણો ભારદ્વાજ આદિ સ્નાન કરીને આવ્યા પૂર્વોકત ભોજન જમ્યા પછી દક્ષણા લઇને ચાલ્યા ગયા ઇત્યાદિ.

આ શ્રાદ્ધમા–જમદગ્નિ, ભારદ્વાજ, લોમશ, દેવરાત, શમીક, આદિ પણ હતા અને એ બધાએ મોટા મોટા ઋષિઓએ માસ ખાધુ હતું.” આમાં થોડો વિચાર “ अहिंसा परमो धर्मः ” એ વેદની શ્રુતિનું પાલન કરવા માસાદિકના ત્યાગી તે નાસ્તિક કયા પ્રકારથી ? અને માંસાદિકના લાલચુઓ તે અસ્તિક કયા પ્રકારથી ? અને તે ગુરૂના ગુણવાળા પણ કયા પ્રકારથી ?

---

( ૧૪ ) કૌશિકના ૭ પુત્રો ગાયને ખાઇ નિર્ભય થયા.

પદ્મપુરાણ–સૃષ્ટિ ખડ, અધ્યાય ૧૦ મો શ્લોક ૫૬ । ૫૭ ( સ. મી. પૃ ૧૦૮ )

વળી કૌશિક ઋષિના સાત પુત્રોએ એક ગાયને મારી નાખી, પછી શ્રાદ્ધ કરી તેનું માંસ ભક્ષણ કરી ગયા. પછી શંકા રહિત થઇને ગુરૂજીને કહેવા લાગ્યા કે હે ગુરૂદેવ ! ગાયને તો વાઘ ખાઇ ગયો. આ વાછરડો બચી ગયો છે તે લઇ લ્યો. આવી રીતે તે સાતે જણાઓ વૈદિક બળનો આશ્રય લઇને ક્રૂર કર્મમાં પણ નિર્ભય થઇને ગાયને ખાઇ ગયા. ઈત્યાદિ ”

વળી જુવો-એજ કૌશિકના સાત પુત્રોનો અધિકાર.

મત્સ્યપુરાણ. અધ્યાય ૨૦ મા ( મ મી. પૃ. ૧૬૯ )

"એજ કૌશિકના સાતે પુત્રો ગાયને મારીને ખાઇ ગયા અને ગુરૂજીને આવીને કહ્યુ કે-ગાયને વાઘ મારીને ખાઇ ગયો. ઇત્યાદિ."

આમા કિંચિત્ વિચાર-આ ગાયના વધમા ત્રણ પાપ મુખ્ય છે. ૧ નિરપરાધી ગાયના વધનું, ( ૨ ) ગુરૂદ્રોહિપણાનું અને ( ૩ ) તદ્દન જુદું બોલવાનું. વૈદિક બળના આશ્રયથી કેવી રીતે છુટી ગયા તે વિચારવાનું છે.

---

( ૧૫ ) ગેંડાદિકના માસથી પિતરોને અક્ષય ફળની પ્રાપ્તિ.
યા. સ્મૃતિ. અ. ૧ લો. શ્લોક ૨૬૦।૨૬૧ મા (મ. મી. પૃ. ૧૯૨)

"ગેંડાનું માસ, મહા શલ્ક મચ્છનું માસ, મધ અને શ્યામક આદિ અન્ન, મુનિઓને, વળી લાલ બકરાનુ માસ, કાલાશાક, ગરડા અને ધોળા વર્ણવાળા બકરાનું માસ, એ સર્વ જે પિતરોના માટે આપે છે અને ગયાજીમા જે કાઇ શાક ફલાદિક પિતરોના વાસ્તે આપે છે, એ સર્વ અક્ષય ગુણવાળું થઇ જાય છે, અને ભાદરવા વદિ તેરસના દિવસે અથવા મઘા નક્ષત્ર યુક્ત તેરસના દિવસે, જે કાઇ વસ્તુ દાનમા પિતરોના માટે અપાય તે બધુ અનંત ગુણવાળુ થઇ જાય છે."

આ બધા પ્રકારના માસનું દાન લેતા શું તેમને ઘૃણા ઉત્પન્ન નહિ થતી હોય ? જે જીવોના પ્રાણ લેવામા આવતા હશે તેમના તરફનો આશીર્વાદ અક્ષય સુખને આપવાવાળો મળતો હોય તેમ આપણાથી કબૂલ કરી શકાય તેમ છે ? ન જાણે તે વખતના મુનિઓ અને બ્રાહ્મણો કેવા પ્રકારનો ધર્મ અને કેવા પ્રકારની અધાધુંધી ચલાવતા હશે તે આજે સર્વ કોઇને વિચારવાનો વિષય થઇ પડયો છે.

॥ ઇતિ-( ૧ ) અતિથીના માટે બળદ કે બકરો પકાવે. વશિષ્ટ । ( ૨ ) ઋષિઓ પ્રાણ લેવાનુ કહે તો જીવોને શરણ કોનુ મનુ૦ ( ૩ ) બ્રહ્માએ બધા જીવો ખાવાને રચ્યા તેમ માની શકાય ? મનુ૦ (૪) મૃગાદિકના માસથી દશરથનું શ્રાદ્ધ ઋષીઓ જમ્યા. પદ્મપુરાણ૦ (૫) કૌશિકના સાત પુત્રો ગાયને ખાઇ નિર્ભય થયા પદ્મ અને મત્સ્યપુ૦ ( ૬ ) ગેંડાદિકના માસથી પિતરોને

અક્ષયની પ્રાપ્તિ, યાજ્ઞવલ્કય સ્મૃ. એમ કલમ ૪, ૫ થી ૯, ૧૦ થી ૧૫ સુધીનો કરેલો વિચાર. ખંડ. બીજો પ્રકરણ ૪ થું. ॥

# પ્રકરણ ૫ મું.

(૧) શ્રાદ્ધાદિકમાં બ્રાહ્મણોએ જીવોને ભક્ષણ કરવા.

યાજ્ઞવલ્કય સ્મૃતિ અધ્યાય ૧ લો શ્લોક ૧૭૭ મો.

( મ. મી. પૃ. ૧૯૦ )

" પાચ નખોવાલા જંગલી જીવો-સેધા, ગોધા, કાચબા, શલ્લક, અને શશલા અને મછ જાતિના-સિંહ જેવા મુખવાળા મછો, લાલ રંગવાળી માછલી, છીપના આકારવાળા જીવો. આ બધા કહેલા જીવો શ્રાદ્ધ આદિકમાં બ્રામ્હણોએ ભક્ષણ કરવા. શ્લો. ૧૭૭ આમા અડધા શ્લોકનો અર્થ વધારેનો લીધેલો છે."

મનુસ્મૃતિની સાથે આ સ્મૃતિનો ઉપદેશ પણ મલતા જેવો છે. શ્રાદ્ધના કે યજ્ઞના બહાને પશુઓના પ્રાણ લેતા ધર્મ કેવી રીતે ? બ્રામ્હણોને પશુઓના પ્રાણ લેતાં, પરસ્ત્રીનો કે વેશ્યાનો સંબંધ કરતા પાપ નહિં. શું બ્રામ્હણો ઇશ્વરના માનીતા તેથી કે ઇશ્વરને વશ કરી લીધેલા તેથી ? પુરાણોના લેખો જોતાં બ્રમ્હા પણ પાપના પ્રાયશ્ચિતવાળા થયા છે. તો પછી બ્રાહ્મણને પાપ લાગે નહિ તો એ ધર્મ અને એ પક્ષપાત કેવા પ્રકારનો ?

(૨) જેના માસથી જેટલો વખત પિતરોની તૃપ્તિ, તે બતાવે છે. યાજ્ઞવલ્કય અધ્યાય ૧ લો. શ્લોક ૨૫૮-૨૫૯ મો ( મ. મી. પૃ. ૧૯૧ )

" તિલ, જવ અને અડદ આદિ હવિષ્ય અન્નથી બ્રામ્હણોને ભોજન કરાવે તો તેના પિતરોની તૃપ્તિ એક મહિના સુધી રહે છે. અને જે ક્ષીરથી ભોજન કરાવે તેના પિતરોની તૃપ્તિ એક વર્ષ સુધી રહે છે. અને ૧ મછ, ૨ લાલ હરણ, ૩ મીઢા, ૪ પક્ષી, ૫ બકરા, ૬ બિંદુવાળા મૃગ, ૭ રોજ, ૮ જંગલી સૂયર ( ભુંડ ), ૯ શશલાના માંસથી એક મહિનાની વૃદ્ધિના ક્રમથી જેમકે હવિષ્ય અન્નથી એક મહિનો તો-મછના માંસથી બે મહિના, એમ એકેક મહીનાની વૃદ્ધિના ક્રમથી-હરણથી ત્રણ, મીઢાથી ચાર, પક્ષીથી પાંચ બકરાથી છ, મૃગથી સાત, રોઝથી આઠ, સૂયરથી નવ, અને શશલાથી દશ માસ સુધી તેમના પિતરોની તૃપ્તિ રહે છે ૨૫૮-૨૫૯ નો ભાવાર્થ કહ્યો છે."

મનુસ્મૃતિમાં કહ્યું કે–બ્રહ્માએ યજ્ઞના માટે પશુઓની રચના કરી અને યજ્ઞમાં મારેલા સ્વર્ગમા જાય છે પરંતુ આ અવતાર સ્વરૂપના નારદજી બહિ રાજાને કહી રહ્યા છે કે હે રાજન્ ! તેં જે યજ્ઞમાં પશુઓને માર્યા છે તે તારૂં માથું છેદન કરવા લોઢાની મુદ્‌ગર લઇને તૈયાર થઇ રહ્યા છે તો આ બે પ્રકારના લેખમાનું સાચુ કયું ?

---

( ૭ ) જેનુ માસ ખાઇએ તે પરલોકમા આપણુ ખાય.

મનુસ્મૃતિ–અધ્યાય ૫ મો. શ્લોક ૫૫ । ૫૬ મો. ( મ. મી પૃ. ૧૮૭

" મા "–સ,–મા, એટલે મને, સ, એટલે તે ખાશે. તાત્પર્ય–જેનું માસ હું આ લોકમા ખાઉં છું તે મારૂ માસ પરલોકમાં ખાશે, એવો વ્યર્થ પંડિતોએ નિરૂક્તપણાથી માસનો કરેલો છે. ૫૫ ।

માસ ખાવામાં, મદિરા પીવામા, અને મૈથુન સેવનમા–દોષ લાગતો નથી કેમકે એ તો જીવોની સ્વભાવિક પ્રવૃત્તિ છે, પણ જે જે એ કાર્યને છોડી દે છે તેને મહાફળની પ્રાપ્તિ થાય છે. ૫૬ ॥ "

પચ્યાવનમા શ્લોકથી માસ ખાવાવાળાને એકૈકનુ માસ ખાવાવાળાં બતાવ્યા. તો શું જીવોના પ્રાણુ લેતાં તેમને દુ ખ થતુ નથી ? કહેશો કે દુઃખ થાય છે ત્યારે તો પાપ પ્રગટરૂપજ છે, તો પછી કેમ કહી શકાય કે માંસાદિકના સેવનથી પાપજ નથી ? અગર જો માંસાદિકના સેવનથી પાપજ નથી તો પછી છોડવાની જરૂરજ શી ? અને છોડવાથી મહોલાભ કયા પ્રકારનો ?

॥ ઇતિ (૧) શ્રાદ્ધાદિકમાં બ્રાહ્મણોએ જીવોને ભક્ષણ કરવા, યાજ્ઞ. । (૨) જેના માંસથી જેટલો વખત પિતરોની તૃપ્તિ, યાજ્ઞ. । (૩) શ્રાદ્ધમા જેવું ભોજન તેવી પિતરોની તૃપ્તિ, મત્સ્ય પ્રમાણે મનુ મા ૦। ( ૬ ) યજ્ઞના અને શ્રાદ્ધના માસ ભક્ષણમાં પાપ. ભાગ ૦। ( ૭ ) જેનુ માંસ ખાઇએ તે પરલોકમા આપણુ ખાય, મનુ ૦। એમ કલમ સાતના વિચારનુ, ખંડ બીજે પ્રકરણ પમું ૦॥

---

## પ્રકરણ ૬ ઠું.

### માંસાદિકથી મસ્તોને—સ્ત્રીયો મેળવવાનો પ્રયત્ન.

(૧) નગ્ન વેશ્યાની પૂજા કરનાર સ્ત્રીયોને પ્રિય.

ભવિષ્ય. પુ. પૃ. ૯૦ માં ( શં. ૩૬૩ પૃ. ૫૩ )

" ચોથને દીવસે એકાંત સ્થાનમા નગ્ન વેશ્યાની પૂજા કરે તો તે સ્ત્રીયોને અતિપ્રિય થાય છે. શુ આપ આ વાતને ઠીક માનો છો કે ?

---

( ૨ ) બ્રહ્મા માટે વ્રત કરનાર અપ્સરાઓ સાથે વિમાનમાં બેસી સ્વર્ગે જાય. ભવિષ્ય૦ પુ૦ ( શં ૩૬૧ પૃ. ૫૨ )

" બ્રહ્માજીના નિમિત્તે પડવાને દિવસે જે પુરૂષ વ્રત પાલન કરે છે તે શરીરાંત પછી આભૂષણોથી યુક્ત થઇને અપ્સરાઓ ( વેશ્યાઓ સાથે ) વિમાનમાં બેસી સ્વર્ગે જાય છે. શું આ વાત મુસલમાનોની હુરવ ગિલમોના મળવા બરાબર છે કે નથી ?. "

---

( ૩ ) યજમાન સ્ત્રીનું પણ દાન બ્રાહ્મણને કરે.

ભવિષ્ય. પુરાણ. પૃ. ૫૫૭ ( શં. ૩૬૬–પૃ. ૫૩ )

" યજમાન પોતાની સ્ત્રીનું પણ દાન કરીને બ્રાહ્મણને સોપી દે. વાહરે પોપજીઓ વાહ ! ! ખૂબ કરી !! પોતાની સ્ત્રીનુ પણ દાન ? શું આ વાત માનવા લાયક છે ? "

આમા જરા મારો વિચાર—આ એક સ્ત્રી માત્રના દાનથી કોનું કલ્યાણ વિચારવું ? દાન લેનારનું, કે યજમાનનું ?, કે તે સ્ત્રીનું ?

---

( ૪ ) સૂર્યને વેશ્યાઓ અર્પણ કરે તે સૂર્ય લોકમા જાય.

ભવિષ્ય–પુરાણ. પૃ. ૧૯૧. ( શં. ૩૫૫ પૃ. ૫૧ )

" ઉત્તમ વેશ્યાઓના સમૂહને સૂર્યનારયણને અર્પણ કરે તે સૂર્યલોકમા જાય છે. શું સનાતન ધર્મીઓના સૂર્યદેવને પણ વેશ્યાઓનો ખપ પડે છે કે ?"

આમાં મારાં બે બોલ–બ્રાહ્મણો, મૃતકનુ બારમું હરાવી–ખાટલો, ગોદડું વિગેરે લઈ જઇ તમારા બાપ દાદાઓને પહોચાડે છે, અને શ્રાદ્ધમાં માંસાદિકનુ ભોજન કરી તેમને તૃપ્ત કરે છે. તે પ્રમાણે આ વેશ્યાઓને લઇ જઇને સૂર્યને પહોંચાડતા હશે કે કેમ ?

---

તેનું ફલ એ છે કે–જેટલા તે બ્રાહ્મણના શરીર ઉપર રોમ (જીણા કેશ) હોય અને આગળ તેના પરિવારના શરીરના રોમ હોય તેટલા હજાર વર્ષ તક તે ભક્ત શિવલોકમા વાસ કરીને રહે છે ?"

પરોપકારથી પુણ્ય બતાવતા તો વિચારવાની જરૂર શી પડતી ? આતો જેટલા શરીરના રોમ તેના અને તેના સંતાનના, તેટલા હજાર વર્ષ શિવલોકમા વાસ. તો શું આ શિવલોક બ્રમ્હ અને વિષ્ણુ લોકથી કોઈ જુદો છે ! જો એ ત્રણ લોક જુદા જુદા હોય તો તે બધાઓનો વૈદિકમત એક શાથી ? અરે સ્વાર્થમા પણ કિંચિત્ તો સત્ય હોવુ જોઇએ ?

---

(૬) મૃત્યુ નજીક જાણી રાજા દંડનુ ધન બ્રામ્હણોને આપે.

મનુસ્મૃતિ અધ્યાય. ૯ મો. શ્લોક. ૩૨૩ મો. ( મ. મી. પૃ ૧૮૦ )

"રાજાને કોઇ ઉત્તમ જ્ઞાન થયું હોય, કે અસાધ્ય વ્યાધિ થવાથી મૃત્યુ નજીકમાં આવ્યું હોય, તો મહાપાતકીના દંડનુ ધન વરજીને બાકીના સર્વ દડનુ ધન બ્રાહ્મણોને અર્પણ કરી દે અને પુત્રને ગાદીએ બેસાડી ઉત્તમ ફલની પ્રાપ્તિના માટે સંગ્રામમા અથવા રોગાદિકમા ભોજનનો ત્યાગ કરી પોતાના પ્રાણનો ત્યાગ કરે. ૩૨૩ ॥"

કોઇ પૂછશે કે શું આ દાનની બાબત ઉત્તમ નથી ? ઉત્તમ છે પણ આમા ન તો કોઇ સાધુ સંતોને, તેમજ ન તો ગરીબ ગરબાઓને, યાદ કરેલા છે. કેવળ પક્ષપાતીયું અને સ્વાર્થીયું હોવાથી, યોગ્યતા વિનાનુ છે તેથીજ અમારે ટાકવુ પડયું છે ?"

---

(૭) ગ્રહોની પ્રીતિ માટે બ્રાહ્મણોને ભોજન અને દાન.

યાજ્ઞવલ્કય સ્મૃતિ અધ્યાય ૧ લો. શ્લોક. ૩૦૪ થી ૩૦૬ ( મ. મી. પૃ. ૧૯૪ )

"સૂર્યાદિ નવ ગ્રહોની પ્રીતિ માટે ક્રમથી બ્રામ્હણોને ભોજન કરાવે અને સાથે દાન પણ આપે.

જેમકે–૧ ગોળવાળુ, ૨ ખીરનુ, ૩ ઘૃતનું, ૪ દુધનુ, ૫ સાઠી ચોખાનુ

૬ દહી ભાતનું. ૭ ઘૃત સાથે ચોખાનું, ૮ તીલના પીઠાનું, અને ૯ મું માસનું, આ તો ભોજન થયું. હવે ક્રમથી દાન–૧ દૂધવાળી ગાયનુ, ૨ શંખનું, ૩ બળદનું. ૪ સોનાનું, ૫ પીળા વસ્ત્રનુ, ૬ ઘોડાનું, ૭ કાળી ગાયનું, ૮ લોઢાનું, ૯ બકરીનું એમ નવે ગ્રહોની પ્રીતિ થવાના માટે કહેલુ ભોજન અને દાન બ્રાહ્મણોને આપે."

જૈન દાનના વિરોધી નથી પણ અનાથ. ગરીબ, લુલા, લંગડાં આદિને યાદ કર્યા વગર સ્વાર્થ પુરતું હોવાથી અને માંસ મદિરાથી દૂષિત થએલાં હોવાથી વિચારમા મૂક્યું છે. અને કેવલ સ્વાર્થની લોલુપતા બતાવી છે.

---

( ૮ ) યુદ્ધથી કે જમીનથી મેળવેલું ધન રાજા દાનમાં આપે.

યા. સ્મૃતિ અ: ૧. લો. શ્લો. ૩૧૫, ૩૨૩, ૩૩૪. (અ. સી. પૃ. ૧૯૫)

" રાજા બ્રાહ્મણોને ભોગો આપે અને સોના, ચાંદી વિગેરે ધન આપે કેમકે બ્રાહ્મણોના વાસ્તે જે દ્રવ્ય અપાય તે દાનના કારણથી રાજાઓના ખજાના અક્ષયગુણવાળા થઇ જાય છે. ૩૧૫ ॥"

" યુદ્ધથી ઉપાર્જન કરેલું ધન તે બ્રાહ્મણોને આપે. અને પ્રજાવર્ગને અભય આપે એ બે કાર્યથી બીજો વધારાનો રાજાનો ધર્મ છેજ નહિ. ૩૨૩ ॥"

" રાજાને કોઇ દાટેલા ધનનો ખજાનો મળી જાય તો તેમાંથી અડધો ખજાનો બ્રાહ્મણોને આપી દેવે. અગર જો વિદ્વાન બ્રાહ્મણને તેવો ખજાનો મળી જાય તો તે બધાએ ખજાનાને બ્રાહ્મણજ રાખી લેવે. કેમકે તે બધાનો પ્રભુ છે ઇત્યાદિ. ૩૩૪ ॥"

રાજાના આવા મોટા મોટા દાનમા પણ અનાથાદિક કોઇનો વિચાર ન કરતા કેવળ સ્વાર્થનેજ પોષ્યો એ શું વિચારવા જેવું નથી ?

---

( ૯ ) બ્રાહ્મણોને દાન આપે તે અપ્સરાઓ સાથે ક્રીડા કરે.

મત્સ્યપુરાણ અધ્યાય. ૬૯ મો અને પહેલા અધ્યાયોમા ( અ. સી. પૃ ૧૨૪ ).

" બ્રાહ્મણોનેજ અનેક પ્રકારનાં દાન તે નીચે પ્રમાણે—

( ५ ) બ્રાહ્મણ ચારે વર્ણની સ્ત્રીઓ સાથે ક્રીડા કરી શકે.

વળી જુવો–વરાહપુરાણ. અધ્યાય ૬૮ મા ( મ. મી. પૃ. ૧૧૬ ).

' चतुर्गामी भवेत् विप्र " આ પદનો ભાવાર્થ એ છે કે–બ્રાહ્મણ ચારે વર્ણની સ્ત્રીયોની સાથે ક્રીડા કરી શકે છે.

આ વાક્યથી વિચાર થાય છે કે–બ્રહ્મચર્યનો મહિમા સર્વ મતોના મહાત્માઓએ બતાવેલો છે અને બ્રહ્મચર્યમાં કાયમ રહેલાઓના પક્ષમાં દેવતાઓ પણ રહેલા છે. તે સિવાય હલકામાં હલકી પ્રજા પણ–બ્રહ્મચર્યના ગુણગાતી જોઇએ છીએ, ત્યારે આ વરાહ પુરાણવાળો મહાત્મા લખે છે કે–બ્રાહ્મણ ચારે જાતિની સ્ત્રીઓનું ગમન કરે ? પર સ્ત્રી લંપટીઓના બુરા હાલ જગોજગોપર આ દુનીયામા થઇ રહેલા આપણે સાભળીએ છીએ, તો પછી ચારે જાતિની સ્ત્રીયોના ભોગથી બ્રાહ્મણને કયો લાભ આપવાનો આ પુરાણકારે ધારેલો હશે ?

ઇંદ્રિયોના વિષયમા તો પ્રાયે બધાએ જીવો ઘસડાઇ રહેલા છે તેના ઉપદેશની જરૂર શી હતી ? આવા પ્રકારના ઉપદેશો વિષયને વધારવાં જેવા કેમ ન ગણાય ?

આ પુરાણકારના ઉપદેશનો ભાસ એવો થાય છે કે–વિષયોની લાલસામા કુદકા મારી રહેલા મનરૂપી વાદરાને વિછુનો ડંખ ચાપી દેવા જેવો થએલો છે પરન્તુ કોઇ ગુણ વિશેષના માટે થએલો હોય એમ અમોને ભાસતો નથી. આવા આવા મોટા પંડિતોના માટે અમારે વધારે શું લખવું ?

॥ ઇતિ. (૧) નગ્ન વેશ્યાની પૂજા કરનાર સ્ત્રીઓને પ્રિય. (૨) બ્રહ્માના માટે વ્રત કરનાર અપ્સરાઓ સાથે વિમાનમા બેસી સ્વર્ગે. (૩) યજમાન સ્ત્રીનું દાન આપે (૪) સૂર્યને વેશ્યાઓ અર્પણ કરે એ ચારે કલમો ભવિષ્યપુરાણની. (૫) બ્રાહ્મણ ચારે વર્ણની સ્ત્રીઓનું ગમન કરી શકે વરાહ પુ૦ એમ કલમ પાચના વિચારનું ખંડ બીજે પ્રકરણ ૬ ઠું૦ ॥

---

## પ્રકરણ ૭ મું.

ભોગો ધનથી મળે તે મેળવવાનો પ્રયત્ન

(૧) જડેલુ ધન બ્રાહ્મણ પોતે રાખે, રાજા અડધું રાખે.

મનુસ્મૃતિ અધ્યાય ૮ મો શ્લોક ૩૭।૩૮ મો ( મ. મી. પૃ. ૧૭૫ )

" કોઇનું દાટેલું ધન વિદ્વાન બ્રાહ્મણના હાથે ચઢી જાય તો તે બધુએ ધન તે બ્રાહ્મણજ લઇ લેવે. કેમકે તે બ્રાહ્મણ બધાનો પ્રભુ (માલક) છે. અગર જો તેવુ દાટેલું ધન રાજાના હાથે ચઢી જાય તો તેમાથી અડધું બ્રાહ્મણોને આપી દે પણ બધું ધન પોતાના ભંડારમાં મૂકી દે નહિ ?

---

(૨) વાડી, ગાડી આપે તે જજમાન સુખી ?

યાજ્ઞવલ્કય સ્મૃતિ—અધ્યાય ૧ લો શ્લોક ૨૨૧ મો ( મ મી. પૃ. ૧૯૩ થી )

" ઘર, ધાન્ય, અભય, જુતી, ( જોડા ) છત્રી, ફુલ, ચંદન, સ્વારી. ( ઘોડા ગાડીઆદિ ) વૃક્ષ, આણાદિ પોતાને પ્રિય હોય તે વસ્તુ શય્યા એ ૦ શ્રી વસ્તુઓનું દાન કરવાવાળા અત્યંત સુખી થાય છે.

---

(૩) વળી જુઓઃ ભાગવત મહાત્મય. ( શં. ૩૮૩ મી. પૃ ૫૫ ) જે માણસ ૧૨ તોલા સોનાના ( હાલની કિમતે ૨૨૮ ની કિમતનું સોનું થયુ તેનુ) સિંહાસન ઉપર ભાગવતની પોથી મૂકીને વસ્ત્ર અલકાર સાથે દક્ષણા સહિત આપવુ તેથી તે આપનાર સર્વ બંધનથી મુક્ત થાય છે. શું આ વાકય સ્વાર્થી નથી કે ? "

---

(૪) વળી જુઓ—બ્રાહ્મણની આજીવિકા હરે તે ૬૦ હજાર વર્ષ નરક કીટ.

ભાગવત. સ્કદ. ૧૦ મો. અધ્યાય ૬૪ મો. ( શં. ૪૩૦ પૃ. ૬૬ )

" બ્રાહ્મણની આજીવિકાનું જે હરણ કરે તે માણસ સાઠ હજાર વર્ષ નરકમા કીડો થાય છે. શું આ વાત સત્ય છે કે ? પૌરાણીઓએ પોતાનું ચોક્કસ સાચવ્યું છે હો ? બ્રાહ્મણનું ચોરવુ ખરાબ અને બીજાનું ચોરવું શું ઠીક છે કે ? સિધીભાઇને સિધીભાઇના વાલાં કેમ ખરૂ ને ? "

---

(૫) બ્રાહ્મણને પરણાવનારનો શિવલોકમા વાસ

મત્સ્યપુરાણ અધ્યાય ૧૯૧ મો. પૃ. ૭૭૨, શ્લો. ૩૭ । ૩૮, ( મ. મી. પૃ ૧૬૫ )

" અનાથ, ગરીબ અથવા સનાથ બ્રાહ્મણને જે તીર્થના ઉપર પરણાવી દે

ફલાની તિથિમા ફલાના વ્રતનું દાન, અને ફલાની તિથિમાં ફલાના વ્રતનુ દાન આપવું તેથી તે સ્વર્ગમા અપ્સરાઓની સાથે ક્રીડા કરે છે એમ ઘણા વિસ્તારથી લખેલું છે."

કોઇ પુછશે કે–જૈનો શુ દાનના વિરોધી છે? ના, વિરોધી નથી પણ પરોપકારના માટે લાખોનાં નહી પણ કરોડોના દાન જૈનોએ આપેલાં જગત પ્રસિદ્ધ છે. વિચારવાનુ એ છે કે-બ્રામ્હણ સિવાય શુ દુનીયામાં બીજું કોઇ પાત્ર નથી? કહેશો કે, છે તો પછી તે સંકટોમા પડેલા સાધુ સંતોનો વિચાર કેમ કરવામા આવ્યો નથી? એટલુજ નથી પણ એજ પુરાણના (૬૯) અધ્યાયના શ્લોક ૪૨ થી વિશેષ જુવો—

વેશ્યાના કર્મની શુદ્ધિ નીચે પ્રમાણે બતાવી છે—"વેદાદિક શાસ્ત્રના જાણ બ્રામ્હણને પોતાના ઘરમા બોલાવી, પુષ્પ, ધૂપ અને નૈવેદ્યાદિકથી સ્ત્રીની પૂજા કરે, પછી ઘૃતના પાત્ર સાથે શેર ચોખાના પાત્રને લઇને—"માધવ ભગવાન પ્રસન્ન હો" કહીને બ્રામ્હણને પોતા । મનથી "કામદેવ" સમાન માનીને ઇચ્છા ભોજન કરાવે. અને તે બ્રામ્હણ જે જે વસ્તુની ઇચ્છા કરે તે તે સર્વ અને હારયવાલી સુંદર સ્ત્રીને તે-બ્રામ્હણની તૃપ્તી સુધી આપે, એ પ્રમાણે દર રવીવારે તેર મહિના સુધી કરે. જ્યારે તેરમો મહિનો આવે ત્યારે–તે બ્રામ્હણને સામગ્રી સહિત શય્યા દાન કરે જેમકે–ઉત્તમ તકીયો, ઉપર બીછાણો દીપક, જોડા, છત્રી, પાવડીયો, ધોતીજોડા, આસનથી શોભિત એવી શય્યા સ્ત્રી સમેત તે સપત્નિક બ્રામ્હણને આપે. તે સિવાય–ઉત્તમ રેશમી વસ્ત્ર, સોનાનું ભૂષણ, બાજુબંધ આપીને–ચન્દનાદિકથી કામદેવની પૂજા કરે.

સ્ત્રી સહિત કામદેવની મૂર્ત્તિ બનાવી ગોલથી ભરેલા પાત્રમા તે મૂર્ત્તિ ત્રાબાના પાત્ર ઉપર મૂકે, સોનાની આખો લગાવે, વસ્ત્ર પહેરાવે, પછી તે મૂર્ત્તિનુ અને ઉત્તમ દૂધવાળી ગાયનું દાન કરે તથા મંત્ર પઢે "હું વિષ્ણુમાં અને કામદેવમા ભેદભાવ રાખતી નથી તેથી સદા કાળ વિષ્ણુ ભગવાન મારા મનોરથની સિદ્ધિ કરે."

હે ભગવાન? જેમ લક્ષ્મીજી તમારાથી જુદાં નથી તે પ્રમાણે મને પણ તમારા શરીરમા લીન કરો! પછી સૂવર્ણની મૂર્ત્તિને ગ્રહણ કરતો હુવો બ્રામ્હણ–"क इदं कस्मादिति" વેદ મંત્ર ભણે પછી દક્ષણા આપીને વિદાય કરે. શય્યા દાનાદિક તે બ્રામ્હણના ઘરમા પુહચાડી દેવે."

હવે આગળની વિશેષ વિધિ–“ તે પ્રાયશ્ચિતને આપવાવાળો બ્રાહ્મણ રમણ કરવાની ઇચ્છાથી રવિવારને દિવસે ઘેર આવે તો પ્રસન્ન થઈને તેનું પૂજન કરે. એમ તેર મહિના સુધી તેની તૃપ્તિ કરતી રહે તે પ્રાયશ્ચિતના દેનાર બ્રાહ્મણને પરદેશમા જવું પડે તો તેની આજ્ઞાથી બીજા બ્રાહ્મણની પણ તે પ્રમાણે પૂજા કરે, તોતે વેશ્યા વિષ્ણુ લોકમા પુહચી જાય છે ઇત્યાદિ.”

આમા કિંચિત્ મારા વિચારો સજ્જનો? પ્રાયશ્ચિતને લેવા વાળી ભોલે ભાવે પુરાણોનો લેખ સાચો માની અને પાપથી ડરતી હુઇ અથવા આ ભવના સુખની લાલચથી કામદેવની મૂર્ત્તિનું, તેમજ શય્યાદિકનુ દાન કરતી હુઇ કદાચિત્ કિંચિત્ પાપ ઓછું કરી લેતી હોય તો તે કોઇ જ્ઞાની હોય તો તે કહી શકે? પરંતુ પેલા પ્રાયશ્ચિતને આપવાવાળા વેદાદિકના જાણક ધર્મના બહાને પ્રત્યક્ષપણે વેશ્યાગમન કરી કયા લોકમા જતા હશે? તેનો તો વિચાર કાંઇ જણાવ્યો નથી? કેમકે પુરાણોમાજ લખેલું છે કે—પરસ્ત્રીના ગમનથી મહાપાપ થાય છે તો શું વેશ્યાગમનનું પાપ નહિ થતું હોય? અથવા બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવને જેવી રીતે ચોરી, જારી, માસભક્ષણ, મદિરા પાનાદિક કરવાની છુટ લખીને બતાવી છે તેવી રીતે શું બ્રામ્હણોએ પણ તે દેવોની પાસેથી છુટ મેળવી લીધી હશે? અથવા ચોરી, જારી આદિ કરવાવાળાને શું કાઇ પાપ લાગતુંજ નહિ હોય? અગરજો એમજ હોય તો તેનું પાપ દુનીયાને પણ લાગવું નજ જોઇએ? આ બધા પુરાણકારોનું લખાણ શા હેતુથી થયું હશે? કોઇ મહાપુરૂષ વિચાર કરીને સંતોષ આ લેખ ઉપર આપે તેમ છે?

॥ ઇતિ (૧) જડેલુ ધન બ્રામ્હણ પોતે રાખે, રાજા અડધું રાખે, મનુ ૦ (૨) વાડી, ગાડી બ્રામ્હણોને આપે તે યજમાન સુખી, યાજ્ઞ ૦ (૩) સોનાના સિંહાસન સાથે ભાગવત આપે તો મુકત થાય, ભાગવત ૦ (૪) બ્રામ્હણની આજીવિકાનું હરણ કરે તે નરકમાં પડે, ભાગ ૦ (૫) બ્રામ્હણને પરણાવનારનો શિવલોકમા વાસ, મત્સ્ય પુ ૦ (૬) મૃત્યુ નજીક જાણી રાજા દંડનું ધન બ્રામ્હણોને આપે, મનુ ૦ (૭) ગ્રહોની પ્રીતિ માટે બ્રામ્હણોને ભોજન અને દાન, યાજ્ઞ ૦ (૮) યુદ્ધથી કે જમીનથી મળેલુ ધન રાજા દાનમા આપે, યાજ્ઞ૦ (૯) બ્રામ્હણોને દાન આપે તે અપ્સરાઓ સાથે ક્રીડા કરે, મત્સ્ય પુ ૦ એમ કલમ નવના વિચારોનું ખંડ. બીજે પ્રકરણ. ૭ મું. ॥

ફલાની તિથિમા ફલાના વ્રતનું દાન, અને ફલાની તિથિમાં ફલાના વ્રતનુ દાન આપવું તેથી તે સ્વર્ગમા અપ્સરાઓની સાથે ક્રીડા કરે છે એમ ઘણા વિસ્તારથી લખેલું છે."

કોઇ પુછશે કે-જૈનો શુ દાનના વિરોધી છે? ના, વિરોધી નથી પણ પરોપકારના માટે લાખોનાં નહી પણ કરોડોના દાન જૈનોએ આપેલાં જગત પ્રસિદ્ધ છે. વિચારવાનુ એ છે કે-બ્રાહ્મણ સિવાય શુ દુનીયામાં બીજું કોઇ પાત્ર નથી? કહેશો કે, છે તો પછી તે સંકટોમા પડેલા સાધુ સંતોનો વિચાર કેમ કરવામા આવ્યો નથી? એટલુજ નહી પણ એજ પુરાણના (૬૯) અધ્યાયના શ્લોક ૪૨ થી વિશેષ જુવો—

વેશ્યાના કર્મની શુદ્ધિ નીચે પ્રમાણે બતાવી છે—"વેદાદિક શાસ્ત્રના જાણ બ્રાહ્મણને પોતાના ઘરમા બોલાવી, પુષ્પ, ધૂપ અને નૈવેદ્યાદિકથી સ્ત્રીની પૂજા કરે, પછી ઘૃતના પાત્ર સાથે શેર ચોખાના પાત્રને લઇને—"માધવ ભગવાન પ્રસન્ન હો" કહીને બ્રાહ્મણને પોતા । મનથી "કામદેવ" સમાન માનીને ઇચ્છા ભોજન કરાવે. અને તે બ્રાહ્મણ જે જે વસ્તુની ઇચ્છા કરે તે તે સર્વ અને હાસ્યવાલી સુંદર સ્ત્રીને તે બ્રાહ્મણની તૃપ્તી સુધી આપે, એ પ્રમાણે દર રવીવારે તેર મહિના સુધી કરે. જ્યારે તેરમો મહિનો આવે ત્યારે-તે બ્રાહ્મણને સામગ્રી સહિત શય્યા દાન કરે જેમકે-ઉત્તમ તકીયો, ઉપર બીછાણો દીપક, જોડા, છત્રી, પાવડીયો, ધોતીજોડા, આસનથી શોભિત એવી શય્યા સ્ત્રી સમેત તે સપત્નિક બ્રાહ્મણને આપે. તે સિવાય-ઉત્તમ રેશમી વસ્ત્ર, સોનાનું ભૂષણ, બાજુબંધ આપીને-ચન્દનાદિકથી કામદેવની પૂજા કરે.

સ્ત્રી સહિત કામદેવની મૂર્ત્તિ બનાવી ગોલથી ભરેલા પાત્રમા તે મૂર્ત્તિ ત્રાબાના પાત્ર ઉપર મૂકે, સોનાની આંખો લગાવે, વસ્ત્ર પહેરાવે, પછી તે મૂર્ત્તિનુ અને ઉત્તમ દૂધવાળી ગાયનું દાન કરે તથા મંત્ર પઢે "હું વિષ્ણુમાં અને કામદેવમા ભેદભાવ રાખતી નથી તેથી સદા કાળ વિષ્ણુ ભગવાન મારા મનોરથની સિદ્ધિ કરે."

હે ભગવાન? જેમ લક્ષ્મીજી તમારાથી જુદા નથી તે પ્રમાણે મને પણ તમારા શરીરમા લીન કરો! પછી સુવર્ણની મૂર્ત્તિને ગ્રહણ કરતો હુવો બ્રાહ્મણ-" क इदं कस्मादिति " વેદ મંત્ર ભણે પછી દક્ષણા આપીને વિદાય કરે શય્યા દાનાદિક તે બ્રાહ્મણના ઘરમા પુહચાડી દેવે."

હવે આગળની વિશેષ વિધિ–" તે પ્રાયશ્ચિતને આપનારાવાળો બ્રાહ્મણ રમણ કરવાની ઇચ્છાથી રવિવારને દિવસે ઘેર આવે તો પ્રસન્ન થઈને તેનું પૂજન કરે. એમ તેર મહિના સુધી તેની તૃપ્તિ કરતી રહે. તે પ્રાયશ્ચિતના દેનાર બ્રાહ્મણને પરદેશમા જવું પડે તો તેની આજ્ઞાથી બીજા બ્રાહ્મણની પણ તે પ્રમાણે પૂજા કરે, તોતે વેશ્યા વિષ્ણુ લોકમા પુહચી જાય છે ઇત્યાદિ. "

આમાં કિંચિત્ મારા વિચારો સજ્જનો ? પ્રાયશ્ચિતને લેવા વાળી ભોલે ભાવે પુરણોનો લેખ સાચો માની અને પાપથી ડરતી હુઇ અથવા આ ભવના સુખની લાલચથી કામદેવની મૂર્ત્તિનું, તેમજ શય્યાદિકનું દાન કરતી હુઇ કદાચિત્ કિંચિત્ પાપ ઓછું કરી લેતી હોય તો તે કોઇ જ્ઞાની હોય તો તે કહી શકે ? પરંતુ પેલા પ્રાયશ્ચિતને આપવાવાળા વેદાદિકના જાણક ધર્મના બહાને પ્રત્યક્ષપણે વેશ્યાગમન કરી કયા લોકમા જતા હશે ? તેનો તો વિચાર કાંઇ જણાવ્યો નથી ? કેમકે પુરાણોમાજ લખેલું છે કે—પરસ્રીના ગમનથી મહાપાપ થાય છે તો શું વેશ્યાગમનનું પાપ નહિ થતું હોય ? અથવા બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવને જેવી રીતે ચોરી, જારી, માસભક્ષણ, મદિરા પાનાદિક કરવાની છુટ લખીને બતાવી છે તેવી રીતે શું બ્રાહ્મણોએ પણ તે દેવોની પાસેથી છુટ મેળવી લીધી હશે ? અથવા ચોરી, જારી આદિ કરવાવાળાને શું કાંઇ પાપ લાગતુંજ નહિ હોય ? અગરજો એમજ હોય તો તેનું પાપ દુનીયાને પણ લાગવું નજ જોઇએ ? આ બધા પુરાણકારોનું લખાણ શા હેતુથી થયું હશે ? કોઇ મહાપુરૂષ વિચાર કરીને સંતોષ આ લેખ ઉપર આપે તેમ છે ?

॥ ઇતિ (૧) જડેલુ ધન બ્રાહ્મણ પોતે રાખે, રાજા અડધું રાખે, મનુ ૦। (૨) વાડી, ગાડી બ્રાહ્મણોને આપે તે યજમાન સુખી, યાજ્ઞ ૦। (૩) સોનાના સિંહાસન સાથે ભાગવત આપે તે મુક્ત થાય, ભાગવત ૦। (૪) બ્રાહ્મણની આજીવિકાનું હરણ કરે તે નરકમાં પડે, ભાગ ૦। (૫) બ્રાહ્મણને પરણાવનારનો શિવલોકમા વાસ, મત્સ્ય પુ ૦। (૬) મૃત્યુ નજીક જાણી રાજા દંડનું ધન બ્રાહ્મણોને આપે, મનુ ૦। (૭) ગ્રહોની પ્રીતિ માટે બ્રાહ્મણોને ભોજન અને દાન, યાજ્ઞ ૦। (૮) યુદ્ધથી કે જમીનથી મળેલું ધન રાજા દાનમાં આપે, યાજ્ઞ૦। (૯) બ્રાહ્મણોને દાન આપે તે અપ્સરાઓ સાથે ક્રીડા કરે, મત્સ્ય પુ ૦। એમ કલમ નવના વિચારોનું ખંડ. બીજે પ્રકરણ. ૭ મું. ॥

---

# પ્રકરણ ૮ મું.

આર્યોના તહેવારોનો ઇતિહાસ–પૃ. ૧૬૫ મા લખ્યું છે કે—

" જેઠ સુદિ ૧ થી ૧૦ સુધી ગગા અથવા બીજી નદીમાં સ્નાન કરવુ ગગાની પ્રતિમા દેવીની માફક તૈયાર કરી તેની પૂજા કરવી તેજ પ્રમાણે બ્રમ્હા, વિષ્ણુ, મહેશ્વર, સૂર્ય હિમાલય અને ભગીરથની પૂજા કરીને–દશ સેર તેલ, દશ સેર જવ અને દશ ગાયો બ્રામ્હણોને આપવી. એમ કરવાથી દશ જન્મનાં દશ પાતક નષ્ટ થાય છે. એવું સ્કંધપુરાણમાં લખેલુ છે. "

---

(૧) નાના પ્રકારની ગાયોનુ દાન અને તેનું ફળ ( મ. મી. પૃ ૧૧૫ )

વરાહ–પુરાણ. શ્વેતવિનીતોપાખ્યાન–અધ્યાય ૯૯મો શ્લોક. ૯૦થી

" બ્રામ્હણોને તિલની ગાય બનાવીને આપવાની વિધિ.

વિનીતાશ્વ પૂછે છે કે–હે બ્રમ્હ ? તિલની ગાય કેવી રીતે કરીને અપાય કે જેથી સ્વર્ગનાં સુખ મળે? હોતાએ ઉત્તર આપ્યો કે હે નરાધિપ?–વિધિ એ છે કે ચાર કુડવનુ એક પ્રસ્થ થાય છે, તેવા સોલ પ્રસ્થ તિલની એક ગાય બનાવવી. અને ચાર પ્રસ્થતિલનો વાછરડો પછી સુગંધી વસ્તુની નાશિકા, ગોળની જીભ, ઘંટા આભરણથી ભૂષિત, સોનાનાં શીંગડા, ચાંદીના ખુરો અને રત્નોથી જડિત દોર બાંધીને તે ગાય બ્રામ્હણને આપવી. તેથી તે આપનાર સ્વર્ગના સુખ મેળવે છે. ઇત્યાદિ. "

જળધેનું, રસધેનુંની વિધિ ( મ. મી. પૃ. ૧૧૫ ) એજ વરાહ. પુરાણ અધ્યાય ૧૦૦ માં–

" જળધેનું, આપવાની વિધિ–પાંચ જાતના પાણીથી ઘડો ભરી તેમા રત્નોને નાખી બ્રામ્હણોને આપે.

---

૨. વળી આગળ ૧૦૧ મા અધ્યાયમાં–રસધેનુંનિ વિધિ.

પ્રથમ પૃથ્વીને લીપે, તેના ઉપર કાળુ ચામડું પાથરી ને પછી ડાભનો ઘાસ નાખી તેના ઉપર સેલડીના રસથી ભરેલો ઘડો મુકી, તેમાં ગાયની કલ્પના

કરવી અને તેના ચોથા ભાગમાં વાછરડાની, પછી સોનાના શૃંગ ચાંદીના ખુરો અને રત્નજડિત હાર બનાવી ને બ્રામ્હણ ને આપે—

વળી આગળ ૧૦૨મા અધ્યાયમાં–" ગુડધેનુંનુ વર્ણન છે " વળી આગળ ૧૦૩ મા અધ્યાયમા–શકરાધેનું ( શાકરની ગાયનું ) વર્ણન છે. વિધિ ઉપર પ્રમાણે છે છતા વિશેષ એ છે કે–કોઇ જગોપર તો ગાયની આંખો ખરા મોતીની લગાવીને તે બ્રામ્હણને આપવી "

એજ પ્રમાણે–અધ્યાય ૧૦૪ થી તે ૧૧૨ મા અધ્યાય સુધી-બ્રાહ્મણને ફલાણી વસ્તુ આપવી, અને ફલાણી વસ્તુ આપવી, એમ અનેક પ્રકારના દાન આપવાનું બતાવીને છેવટે તેના ફલમા સ્વર્ગનાં સુખજ બતાવી દીધાં છે.

પરન્તુ આગળ જાતા અધ્યાય ૧૧૯ માના શ્લોક ૧૨ થી ૧૮ મા સુધીમાં જે ભાવાર્થ છે તે જુવો જે જે ભગવાન વરાહજીને પ્રિય છે તેને હું લઇશ.

ભગવાન વરાહજીને શું શું પ્રિય છે? તે બતાવે છે–હરણનું માંસ, બકરાનુ માસ, શશલાનું માંસ, અને પશુઓનું માસ, માત્ર પશુઓમા ભેંસનુ માસ વર્જવુ. " પછી લાવક, બટેરા, કપિંજલ એ બધા અને બીજા પણ હજારો મારા કર્મમા યોગ્ય છે તે મે કથન કરીને બતાવ્યા છે, માટે મારા કથનનો સાર જાનીને તે પ્રમાણે કર્મ કરે ઇત્યાદિ. "

સજ્જનો ? આ પુરાણકારો કેવી અધમ દશામાં લઇ જઇને મુકે છે ? ક્રોડોના ધનથી તૃપ્ત ન થતા, બીજા હજારો જીવોના પ્રાણ લેવડાવી પોતે તૃપ્ત થવા માગે છે. વિષ્ણુ ભગવાનના અવતારરૂપે વરાહને કલ્પી, તેમને પણ સર્વ જીવોના માસ ભક્ષી બતાવે છે ? આવા પ્રકારના પુરાણકારોના લેખોમાં કેટલી યોગ્યતા અને કયા પ્રકારનો ધર્મ ? તેનો વિચાર કરવાને અમારી પાસે પૂરતા શબ્દોજ નથી. માટે વાચકોએ પોતાનો મેળેજ વિચાર કરી લેવો. ઇત્યલં વિસ્તરેણ.

" ઇતિ. (૧) નાના પ્રકારની ગાયોનું દાન અને તેના ફલ, ફલનું વર્ણન વરાહપુરાણ અધ્યાય ૯૯ થી ૧૦૦ મા, ૧૦૧ મા, ૧૦૨ મા, ૧૦૩ મા, ૧૦૪ માં અને ૧૧૨ મા, ૧૧૯ મા તેનો વિચાર ખડ બીજે પ્રકરણ ૮ મું. "

# પ્રકરણ ૯ મું.

બ્રાહ્માદિકથી પેદા થએલા મનાવી, સર્વ સત્તાનો હક સ્થાપનાર બ્રાહ્મણો.

(૧) બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવે નિર્માણ કરેલા અઢાર હજાર બ્રાહ્મણ.

સ્કંદપુરાણ. ત્રીજો બ્રાહ્મખંડ–તેનો બીજો ભાગ. અધ્યાય ૫ મો. પત્ર ૧૧૩ થી જુવો

धर्मारण्येषु ये जाता ब्राह्मणाः शुद्धवंशजाः अष्टादशसहस्रा श्च काऽजेशेश्च विनिर्मिताः ॥ २ ॥

ભાવાર્થ—ધર્મારણ્ય ક્ષેત્રમાં જે અઢાર હજાર બ્રાહ્મણો શુદ્ધવંશથી પેદા થએલા છે તે (काऽजेशेः) ક–બ્રહ્મા, અજ–વિષ્ણુ, અને ઇશ–મહાદેવ એ ત્રણે દેવોએ મલીને વિનિર્માણ કરેલા છે. ॥૨॥

એ ત્રણ દેવો કયા કાળમાં ભેગા થએલા અને કયા કાળમા એ અઢાર હજાર બ્રાહ્મણોને નિર્માણ કરેલા હશે ? એટલો વિચાર કરવા જેવો છે.

सदाचाराः पवित्राश्च ब्राह्मणा ब्रह्मवित्तमाः तेषांदर्शनमात्रेण महापापै र्विमुच्यते ॥३॥

ભાવાર્થ—તે ત્રણે દેવોએ મળીને નિર્માણ કરેલા–બ્રાહ્મણો સદાચારવાળા પવિત્ર અને બ્રહ્મજ્ઞાનને જાણવાવાળા છે. તેમના દર્શન કરવા માત્રથી પણ ભક્તજનો મહાપાપથી છુટી જાય છે. ॥૩॥

આમાં જરા મારા વિચારો–પ્રથમ બ્રહ્માનો, કે વિષ્ણુનો, અથવા મહાદેવનોજ ખરો પત્તો–નથી વેદોમાં, કે નથી પુરાણોમા, તો પછી તે ત્રણે દેવોએ મળી અઢાર હજાર બ્રાહ્મણોને કયે ઠેકાણે બનાવ્યા ? અરે ભાગ્યશાળીઓ ? કિંચિત્ માત્ર પણ જો સત્ય લખ્યું હોત તો શું તમારી પૂજ્યતા ઘટી જાતી ? આવું તદ્દન અયોગ્ય લખતાં તમારી કલમ કેવી રીતે ચાલી ? અમારૂં હૃદય તો તેવા અયોગ્ય લેખો જોતાં સ્વાભાવિક રીતેજ કંપી ઉઠે છે. ન જાણે આવા પંડિતોના હૃદય કેવી રીતના ઘડાયાં હશે ?

---

(૨) સર્વ દેવોના દેવ કોણ ? તો કે બ્રાહ્મણ

શબ્દકોષ, શંકા ૩૪૬ પૃ ૫૦ માં.

दैवाधीनं जगत् सर्वं मंत्राधीनाश्च देवता
ते मंत्रा ब्राह्मणाधीना स्तस्मात् ब्राह्मण दैवतं ॥ १ ॥

ભાવાર્થ—આ બધું જગત્ દેવતાઓના આધીનમા ( વશમા ) છે. ( વેદોના મુખ્ય દેવો—સૂર્ય, અગ્નિ અને વાયુ એ ત્રણ છે. બાકીના ઈંદ્ર, વરૂણ, યમ આદિ બીજા પણ દેવતાઓ છે. પુરાણોના મુખ્ય દેવો બ્રમ્હા વિષ્ણુ અને મહાદેવ છે. બાકીના ગણેશજી, હનુમાન, ભૈરવ આદિ છે. ) અને આ બધું જગત્ તેમના આધીનમા ( વશમા ) બતાવેલું હોય એમ સમજાય છે. હવે આ બધા મંત્રાધીન ( મંત્રના વશમા ) બતાવેલા હોય ? અને આ બધા મંત્રોની રચના કરવી અને બધાએ દેવતાઓને બોલાવવા તે બધુ બ્રામ્હણોલોના આધીનમા ( વશમાં ) જણાવેલું હોય ? તે કારણથી બધાએ દેવોના દેવ બ્રામ્હણોને જણાવેલા હશે ? વળી પુરાણોમા ઘણા એક ઠેકાણે એવું પણ જણાવવામાં આવેલુ છે કે પુરાણવાચક બ્રામ્હણની પુજા કરવાથી બ્રમ્હાદિક દેવો પૂજાઇ જાય છે અને સતુષ્ટમાન થઇ જાય છે તે આ શ્લોકના પ્રમાણથી લખાયું હોય ? વળી બ્રાહ્મણોના રચેલા શાસ્ત્રોમા જે પ્રમાણે લખાયું હોય તે પ્રમાણે માની લેવું પણ કોઇએ તર્ક કરવી નહિ. કેમકે જે બ્રામ્હણોએ દેવોને વશ કરેલા છે તેમના આગળ બીજા શા હિસાબમાં ? જુવો—પુષ્કરજીમાં બ્રમ્હાએ બ્રામ્હણોને નમસ્કાર કર્યો ત્યારે બ્રમ્હાને યજ્ઞ કરવાની રજા મળી હતી ? યુધિષ્ટિરના યજ્ઞમા—કૃષ્ણ ભગવાને બ્રાહ્મણોના પગ ધોયા હતા એમ જણાવેલું છે અને વળી બ્રાહ્મણોએ શાપ આપીને મહાદેવજીનું લિન્ગ તોડયું હતું તે પણ પ્રસિદ્ધજ છે. આવા આવા પ્રકારના બધા લેખો જોતાં બ્રામ્હણોની સત્તા આગળ દેવોની સત્તા કાંઇજ ન હતી તે પણ આ શ્લોકથી સમજાય છે.

---

( ૩ ) સર્વ જીવોમાં શ્રેષ્ટમાં શ્રેષ્ટ બ્રામ્હણ.

મનુસ્મૃતિ અધ્યાય ૧લો શ્લોક. ૯૫–૯૬ પત્ર ૩૮ (મ. મી. પૃ. ૧૭૪)

" જે બ્રામ્હણના મુખમાં બેસીને દેવતાઓ હવ્ય (-હોમની વસ્તુઓ ) અને પિતરો કવ્ય ( શ્રાદ્ધનું ભોજન ) સદા ખાઇ રહ્યા છે. તે બ્રામ્હણથી અધિક ( મોટો ) દુનીયામાં બીજો પ્રાણી કોણ છે ? અર્થાત્ તપસ્વી પણ બ્રામ્હણથી મોટો નથી. ૯૫ સ્થાવર જીવોમાં—જંગમ ( ચાલતા હાલતા ) જીવો શ્રેષ્ટ છે. ચાલતા હાલતા જીવોમાં બુદ્ધિવાળા જીવો શ્રેષ્ટ છે, અને બુદ્ધિવાળા જીવોમા મનુષ્યો શ્રેષ્ટ છે. અને મનુષ્યોમાં બ્રામ્હણો શ્રેષ્ટ છે. ૯૬

પુરાણોના કે સ્મૃત્તિયોના લેખકો કદાચ બાહ્ય પ્રવૃત્તિથી જોતાં શ્રેષ્ટ દેખાતા હશે પરન્તુ તેમના લેખો જોતાં તેમના અન્તરની પ્રવૃત્તિ શ્રેષ્ટ હતી એમ કબૂલ કરતા આપણું મન જરૂર અટકશે.

---

(૪) બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા વગરનો દેશ અપવિત્ર.

ભાગવત–સ્કંધ ૧૧ મો જુવો—( શં. ૪૬૧ પૃ. ૭૫ )

" બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા વગરનો જે દેશ હોય તે અત્યંત અપવિત્ર છે. શું આ સત્ય છે ? પવિત્રતો નામ હિંદુસ્તાનજ કે જ્યા અસંખ્ય બ્રામ્હણો નામ ધારી પણ છે. શું આવા વાકય સ્વાર્થી ન કહેવાય ? "

---

(૫) ત્રણે લોકનો નાશ કરતા ઋગ્વેદીને પાપ ન લાગે.

મનુસ્મૃતિ અધ્યાય ૧૧ મો, શ્લોક ૨૬૧ માં ( મ. મી. પૃ. ૧૮૦ )

" આ ત્રણે લોકનો નાશ કરે, અને ગમે તેનું અન્ન ખાય તોપણ ઋગ્વેદને ધારણ કરવાવાળા બ્રામ્હણને જરાપણ પાપ લાગે નહિ. "

દેવતાઓ હવ્ય લઇને, અને પિતરો કવ્ય લઇને ગુલાસ બન્યા. તેવા બ્રામ્હણથીજ બીજો કોઇ મોટો નથી તો પછી ઋગ્વેદના પાઠીથી બીજો કોઇ મોટો શેનો હોય ? જૈન સિદ્ધાંત તો એમજ કહે છે કે આહે સર્વજ્ઞ તીર્થંકર થવાના હોય તો પણ કરેલા કર્મને ભોગવ્યા વિના તો થાયજ નહિ. આમાં ઉદાહરણ જગ–જાહેર ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનુંજ બશ છે.

---

( ૬ ) ગમે તેવા પાપી બ્રામ્હણનો દંડ કરવો નહિ.

મનુસ્મૃતિ. અધ્યાય. ૮. મો. શ્લોક. ૩૭૯, ૩૮૦, ૩૮૧, ( મ. મી. પૃ. ૧૭૬ )

"બ્રામ્હણનો પ્રાણાંત દંડ કરવાનો હોય તો તેનું માથું મુડાવી નાંખવું. પ્રાણાન્ત દંડ બીજી ત્રણ જાતીઓનો થાય પણ બ્રામ્હણનો દંડ તેવો થાય નહિ. ૩૭૯ ॥ કદાચ બધાએ પ્રકારથી બ્રામ્હણ પાપી હોય તોપણ તેને એક ક્ષત

માન પણ ન કરતા તેનું ધન હોય તે તેણે આપી દઈને રાજા પોતાના દેશથી બહાર કાઢી મૂકે ૩૮૦ ॥ બ્રાહ્મણને મારવાથી અધિક પાપ પૃથ્વી ઉપર બીજું કોઈ નથી. તે કારણથી સંપૂર્ણ પાપોના કરવાવાળા બ્રાહ્મણને પણ મારવાનો વિચાર રાજા મનથી પણ કરે નહિં ૩૮૧ ॥

---

(૭) બ્રાહ્મણ ઉપર કોપ કરવો નહિ, કરનારનો નાશ થાય છે.

મનુસ્મૃતિ અધ્યાય. ૯ મો શ્લોક ૩૧૩, ૩૧૪. (મ. મી. પૃ ૧૭૮)

" બ્રાહ્મણથી ગમે તેટલી આપદા થઈ હોય તો પણ રાજા બ્રાહ્મણને કોપ ન કરાવે. કેમકે કોપાયમાન થએલો બ્રાહ્મણ બલ અને વાહનની સાથે નાશ કરે છે જુવોકે બ્રાહ્મણના કોપથી—અગ્નિને સર્વભક્ષી, સમુદ્રને અપેય, અને ચન્દ્રમાને ક્ષિણ, થવું પડયું માટે બ્રાહ્મણને કોપ કરાવી કોણ નાશને પ્રાપ્ત નથી થયો ? ૩૧૩, ૩૧૪,

સજ્જનનો ? આપણે બ્રાહ્મણોના શાસ્ત્રોને માન આપીને વિચાર કરીએ તો પણ—અગ્નિ, સર્વ ભક્ષી, સમુદ્ર અપેય, અને ચંદ્રમાની હાનિ વૃદ્ધિ. એ બધું બ્રહ્માદિકનું કરેલું માનવું કે બ્રાહ્મણોનું ? આતો લોકોને ડરાવીને કેવળ સ્વેચ્છાચારે વર્તવાનું જણાવ્યું હોય એમ જણાય છે બાકી આમાં તત્ત્વ શો છે. ?

---

(૮) પંડિત કે મૂર્ખ બ્રાહ્મણ વિના બીજો કોઈ પૂજ્ય નથી.

મનુસ્મૃતિ. અધ્યાય. ૯ મો. શ્લોક. ૩૧૭ થી ૧૯ (મ. મી. પૃ. ૧૭૯)

" શાસ્ત્રોકત વિધિથી સ્થાપન કરેલો કે નહિ સ્થાપન કરેલો પણ અગ્નિ મોટો દેવ છે. તે પ્રમાણે પંડિત કે મૂર્ખ, બ્રાહ્મણ દેવતા રૂપનાજ છે. તેથી કોઈ પણ પ્રકારથી બ્રાહ્મણની અવજ્ઞા ન કરવી જોઈએ. ૩૧૭ । તેજસ્વી અગ્નિ મુડદાને બાળતાં પણ દૂષિત થતો નથી. અને તે અગ્નિ પાછો યજ્ઞમાં આવેલી વૃદ્ધિનેજ પામે છે. ૩૧૮ । તે પ્રમાણે ગમે તેવું અકાર્ય કરવાવાળો બ્રાહ્મણ તોં પણ તે પૂજ્યજ છે. કારણકે બ્રાહ્મણ છે તે પરમ દેવતા છે. ૩૧૯ । "

ખરા બ્રહ્મતત્વને પ્રાપ્ત થએલો અકાર્ય કરેજ નહિ. અગર કરે તો તે ખરો બ્રાહ્મણજ નહિ. બાકી અકાર્યના યોગથી તો બ્રહ્માને પણ વારંવાર શાપિત થવું પડયું છે. તો પછી નામધારી બ્રાહ્મણ તે કયા હિશાબનો ? માટે આ લખાણજ પક્ષપાતવાળું યોગ્ય નથી.

---

(૯) શ્રુતિ સ્મૃતિથી બહારના વ્રતધારીઓને કાઢી મુકે.
મનુસ્મૃતિ. અધ્યાય. ૯ મો. શ્લોક ૨૨૫ મો. ( મ. મી. પૃ. ૧૭૭ )

"દ્યૂત, ( જુવા ) આદિ ખેલવાવાળા, કિતવ ( ધુર્ત્ત ), નર્ત્તક, અને ગાવાવાળા, પાખંડીઆ વેદના વિરોધીઓ, વિકર્મ સ્થિત એટલે–શ્રુતિ સ્મૃતિથી બહારના વ્રતોને ધરવાવાળા, મદિરાના પીનારાવાળા, એ બધાઓને રાજા પોતાના નગરમાંથી બહાર કાઢી મુકે. ૨૨૫

આમા બે બોલ–જો આપણે દેવી ભાગવતના ૧૮ મા અધ્યાયવાળા શુકદેવજીના કથનનો વિચાર કરીએ ત્યારે તો–જીવ હિંસા, મદિરાપાન, જુઆ ખેલવાદિક વેદાદિકની શ્રુતિઓથી શરૂ થતું જણાય છે, તો પછી તેવી પ્રવૃત્તિઓના વિરોધીઓને વેદાદિકના વિરોધીઓ કેવીરીતે ગણવા ? અમારૂં માનવું એ છે કે–શ્રુતિ સ્મૃતિમા લખાએલા હિંસાદિક પાપોથી છુટી બીજાઓને છોડાવનારાઓ શ્રુતિ સ્મૃતિના વિરોધીઓજ નથી. માત્ર જે વેદનો આશ્રય બતાવી અનીતિમા ચાલી બીજાઓને ચલાવનારા છે તેમનેજ શ્રુતિ સ્મૃતિના વિરોધીઓ ગણીએ તો તે અયોગ્ય ન ગણાય ?

બ્રમ્હાદિકથી પેદા થએલા મનાવી સર્વ સત્તાનો હક સ્થાપનારા બ્રાહ્મણોનો કલમો ૯ થી વિચાર—

(૧) બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવે નિર્માણ કરેલા અઢાર હજાર બ્રાહ્મણો, સ્કંદ. પુ ૦ા

(૨) સર્વ દેવોના દેવ કોણ ? તો કે બ્રાહ્મણ, શંકા. ૩૪૬

(૩) સર્વ જીવોમાં શ્રેષ્ટમાં શ્રેષ્ટ બ્રાહ્મણ. મનુ ૦ા

(૪) બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા વગરનો દેશ અપવિત્ર, ભાગ ૦ા

(૫) ત્રણે લોકનો નાશ કરતા ઋગવેદીને પાપ ન લાગે, મનુ ૦ા

(૬) ગમે તેવા પાપી બ્રાહ્મણનો પ્રાણાંત દંડ કરવો નહિ, મનુ ૦ા

(૭) બ્રાહ્મણ ઉપર કોપ કરવો નહિ, કરનારનો નાશ થાય છે, મનુ ૦ા

(૮) પંડિત કે મૂર્ખ બ્રાહ્મણ વિના બીજો કોઇ પૂજ્ય નથી, મનુ ૦ા

(૯) શ્રુતિ સ્મૃતિથી બહારના વ્રતધારીઓને કાઢી મૂકે, મનુ ૦ા

બ્રાહ્મણ સત્તાના સબંધની કલમો નવના વિચારોનુ ખંડ બીજે. પ્રકરણ ૯ સું. ॥ સંપૂર્ણ.

# પ્રકરણ ૧૦ મું.

## (૧) પુરાણના સાંભલનારને–યમે પૂજી બ્રહ્મલોકમાં પુહચાડયો.

શિવપુરાણ. ધર્મસંહિતા. અધ્યાય. ૨૩ મો. શ્લોક ૪૪થી ( મ. મી. પૃ. ૬૭)

" એક મનુષ્ય પુરાણીની પાસે ધર્મ સાંભળવાને આવ્યો. પછી શ્રદ્ધા ભક્તિથી પુરાણીને પ્રદક્ષિણા દઇને એક માસા સોનુ આપ્યું. રસ પાત્રના દાનથી વિમાનમા બેશીને ધર્મ રાજાની સભામા ગયો. ધર્મ રાજાએ તેનું પૂજન કરીને બ્રહ્મલોકમાં મોકલ્યો. અને દેવર્ષિ સનત્કુમારને કહ્યુ કે–જેને શ્રદ્ધા ભક્તિથી પુરાણના વાચવાવાળાની પૂજા કરી તેને–બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવને પૂજ્યા. અને જે શ્રાદ્ધમાં ઉત્તમ ભક્ત ભોજનથી પૂજે છે તેનાથી તો હું પદર વર્ષ સુધી પૂજિત રહું છુ, અને જે સત્કારથી ભોજન કરાવે છે તેનાથી તો હું બસો વર્ષ સુધી તૃપ્તિ પામું છુ, એટલુંજ નહિ પણ સંપૂર્ણ દેવતાઓ અને સર્વ ઇંદ્રો પણ પ્રીતિવાળાજ થઇ જાય છે. હે મુનિશ્રેષ્ટ ! કથાનો કહેવાવાળો તે સાક્ષાત્ બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવાના સ્વરૂપ વાળોજ હોય છે? તેથી તેની પ્રસન્નતાથી બધા દેવો પ્રસન્ન થઇ જાય છે તેમા કોઇપણ પ્રકારનો સંદેહજ નથી ? ઇત્યાદિ. "

આમાં જરા વિચાર–" એક માસા સોનુ પુરાણીને મળ્યું તો તે ઠીક, પણ વિમાન આવ્યુ તે શું પુરાણીની ચિઠ્ઠી જવાથી ? કદાચ વિમાનમા બેસતા પુરાણીએ જોયો હોય ? પણ ધર્મરાજાએ પૂજી બ્રમ્હલોકમાં મોકલ્યો. તે અને પછી સનત્કુમારના સાથની વાતો પુરાણીએ કેવી રીતે જાણી ? કેમકે અતીંદ્રિય વસ્તુનુ જ્ઞાન તો બ્રમ્હાદિક દેવોને પણ ન હતું, તો પછી પુરાણીને કયાથી ? માટે આ બધુ વિચારી જોતાં જરૂર કોઇ ચાલતા સર્વજ્ઞના ધર્મથી વિપરીત પંડિત માનીઓએ અસત્ કલ્પનાઓ કરી આ પુરાણ ધર્મ ઉભો કર્યો હોય ? ધર્મના બહાને પુરાણીઓ મોજમજાહ ઉડાવે અને ધર્મરાજાને વગર પૈસે લોકોની ઠાઠમાઠ કરવી પડે ? એટલુંજ નહિ પણ બએ સો વર્ષ સુધી ખાધા પીધા વગર ઓંઇયા કરીનેજ બેસી રહેવું પડે ? આવા લેખો શું જ્ઞાનીઓના છે ? આગળતો વાચકો જે વિચાર કરે તે ખરો ?

---

(૨) આગળ પાછળની દશ પેઢીને તારનાર પુરાણિક ગુરૂ.

શિવપુરાણ. ધર્મસંહિતા. અધ્યાય. ૨૨ મો. શ્લોક. ૫૦ થી ( મ. મી પૃ ૬૪ )

બધાએ લોકોને બોધ કરવાવાળો તે ગુરૂ હોય છે. તેથા તે પૂજ્યનો પણ પૂજ્ય છે, તેમાં પણ પુરાણોનો જાણવાવાળો તે સર્વ પાત્રોમા શ્રેષ્ટ છે ( ૫૦ ) નરકાદિકમાં પડતા જીવોને ધારણ કરે છે તેથી તે પાત્ર છે–તેમને ધન, ધાન્ય, સોનુ, નાના પ્રકારના વસ્ત્રો આપે છે તે પરમગતિમા જાય છે. અને ગાય, રથ, ભેંસ, હાથીઓ ઘોડાઓ જે શ્રેષ્ટ બ્રાહ્મણને આપે છે તેના પુણ્યનું ફળ સાભળો અક્ષય અને સંપૂર્ણ કામનાઓને પ્રાપ્ત કરી અશ્વમેધ યજ્ઞના ફળને મેળવે છે ૫૧ । ૫૨ । ૫૩ । અને જે ખેડેલી, અથવા ફળવાળી પૃથ્વીનુ દાન કરે છે તે પોતાના પૂર્વના દશવંશ અને આગળના દશ વંશને સંસાર સમુદ્રથી તારે છે. ( ૫૪ ) ”

આમા અમારા બે બોલ–સંસાર સમુદ્રથી તારનાર ગુરૂ હોય છે પણ તે ત્યાગવૃત્તિવાળો હોય તોજ તારી શકે છે. બાકી પુરાણોનો જાણ લોભી ગુરૂ તારી શકે નહિ. કારણ પ્રથમ તો પુરાણોના વિષયોજ વિશ્વાસને પાત્ર નથી, તો પછી તેના સંભળાવનાર વિશ્વાસના પાત્ર કેવી રીતે ? જુવો અમારો આ બધો પૂર્વનો લેખ આમા સત્યતા કેટલી છે. ?

વળી વિચારવાનું કે–આગળના દશવંશને તારનારમાની લઈએ પરન્તું પાછળના દશ વંશને તારનાર પુરાણિક ગુરૂ કેવી રીતે ? ॥

---

( ૩ ) મૃતકપુત્રને લઇ જનાર યમ બ્રાહ્મણના શાપથી નિ: પુત્રીઓ.

સ્કંદપુરાણ, ખંડ છઠો. અધ્યાય. ૧૩૯ મો. પત્ર ૧૫૫ થો શ્લોક. ૬૪ નો કિંચિત સાર—

“ એક ઉપાધ્યાયને વૃદ્ધપણે પુત્ર થયો. પાંચસે વર્ષે મરણ પામ્યો. પોતાના પુત્રને ધર્મરાજાના ઘરમા જોયો. પછી તે બ્રાહ્મણે યમ રાજાને શાપ આપ્યો કે–તેં, મને અપુત્રીયો કર્યો, જા તૂં પણ તે વિનાનોજ થઇશ. યમે બ્રમ્હાને કહ્યુ કે–હુ તમારો અધિકાર રાખીશ નહિ. પહેલે માંડવ્યના શાપથી હુ શુદ્ર થયો અને આ વખતે પુત્ર વિનાનો થયો.

બ્રમ્હાને ઇંદ્રે કહ્યું—આમા યમનો શો વાક ? બ્રમ્હા રાંક થઇને બોલ્યા કે બ્રમ્હ શાપ મારાથી ન ફેરવાય ? પછી બ્રમ્હાએ—રોગોને બોલાવીને કહ્યું કે યમ મોકલે ત્યાં તમારે જવું. યમને કહ્યું કે ગતાયુની પાસે રોગોને મોકલવા એટલે હે યમ ! તમારે માથે અપવાદ ચઢશે નહિ. યમે રોગોને કહ્યું કે—ચિત્રગુપ્તને પુછીને તમારે પૃથ્વી ઉપર જવુ ! પણ હાટકેશ્વરમા જવું નહિ. યમ બ્રામ્હણ રૂપે તે પુત્રને લઇને હાટકેશ્વરમા ગયો, જીવતા પુત્રને જોઇને બ્રામ્હણે કહ્યું કે જયાંથી કોઇ પાછું આવતું નથી ત્યાંથો તૂં કેવી રીતે આવ્યો ? અને આ બ્રામ્હણ કોણ છે ? પુત્રે કહ્યું કે—આ યમ રાજા છે, તેને શાપથી મુક્ત કરો ! પછી બ્રામ્હણે કહ્યું કે—દુઃખથી નીકળેલું વચન જુઠું નહિ થાય, તેથી દેવયોનિમા પુત્ર નહિ થાય—મનુષ્યમા થશે. ઇત્યાદિ. ”

આ સ્કં૰ દ. પુ૦ લેખને જરા વિચારીએ—મરણ પામેલા પોતાના પુત્રને ધર્મરાજાના ઘરમાં બ્રામ્ણે જોયો. તો તે કયા સ્વરૂપથી જોયેલો માનવો ? તે બ્રાહ્મણે યમરાજાને અપુત્રીયાનો શાપ આપ્યો. યમે બ્રમ્હાને કહ્યું કે હું તમારા અધિકારથી માડવ્યના શાપથી શુદ્ર થયો અને આ વખતે પુત્ર વિનાનો થયો ઇંદ્રે બ્રમ્હાને કહ્યું યમનો શો વાંક ? બ્રમ્હા રાંક થઇને બોલ્યા કે—બ્રમ્હશાપ મારાથી ન ફેરવાય. આ બધી વાતોમાં ખરી વાત કયી ? છેવટે યમ પુત્રને પાછો સોપી શાપ મુક્ત થવા તે બ્રામ્હણ પાસે આવ્યો. બ્રામ્હણે પોતાના પુત્રને પાછો લઇને યમને કહ્યું કે—તને દેવયોનિમાં પુત્ર નહિ થાય પણ મનુષ્યયોનિમાં થશે. એ કયા જ્ઞાનથી કહીને બતાવ્યું માનવુ?
અને આ બધી વાતોમા કઇ વાતને સત્ય માનવી. ?

---

(૪) બ્રામ્હણોના નમસ્કારથી સૂર્યનો પ્રકાશ અને ક્રોધથી જગત ભસ્મ.

આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ. ૧૩૯ બ્રામ્હણોના નમસ્કારને લીધે સૂર્ય પ્રકાશે છે એમ વનપર્વમાં કહ્યું છે. અને તે ક્રોધાયમાન થાય તો સર્વ જગત ભસ્મ કરી નાખે એવું અનુશાસન પર્વમા કહ્યું છે.

આમા પણ જરા વિચારવાનુ કે—બ્રામ્હણે યમ રાજાને શાપ આપી નિપુત્રીઓ કરી નાખ્યો ત્યારે બ્રમ્હાએ રાકડાપણું બતાવ્યુ પણ યત્ કિંચિત્ ન્યાય કરવા સમર્થ ન થયા. બ્રામ્હણોના આગળથી બ્રમ્હાની સત્તા કયા ચાલી જતી હશે ? અરે ! યમ રાજા પણ ડર્યો અને પુત્રને પાછો સોંપી શાપથી મુક્ત

થવાને તેની પાસે આવ્યો તો પછી કોપાયમાન થએલો બ્રાહ્મણ બધા જગતને ભસ્મ કરી નાખે તો તે વખતે બ્રમ્હાં, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવો મોટામા મોટા હોવા છતાં આમાંનો કયો દેવ આ દુનિયાની રક્ષા કરી શકે તેવો છે ? જ્યારે બ્રમ્હાદિક દેવો એક બ્રામ્હણ માત્રથી નિઃસત્વ થઇ બેશે ત્યારે બીજા પક્ષપાત રહિત દેવોના શરણે જવાનું અમારે રહે કે નહિ ?

પક્ષતાતી દેવોને અમો દૂરથીજ નમસ્કાર કરવાના ?

---

ઇતિ બ્રામ્હણોની સત્તાના સબંધે ફરીથી કલમો ચારનો વિચાર—

(૧) પુરાણ સાભળનારને યમે પણ પૂજીને બ્રમ્હલોકમા પુહચતો કર્યો, શિવ પુ. ।

(૨) આગળ પાછળની દશ પેઢીને તારનાર પુરાણિક ગુરૂ, શિવ પુ. ।

(૩) મૃતકપુત્રને લઇ જનાર યમ, બ્રામ્હણના શાપથી નિઃપુત્રીયો થયો શિવ. પુ. ।

(૪) બ્રામ્હણોના નમસ્કારથી સૂર્યનો પ્રકાશ અને તેના ક્રોધથી જગત ભસ્મ, અનુશાસન પર્વ. ।

એમ ફરીથી બ્રામ્હણોની સત્તાના સંબંધે કલમો ચારનો વિચાર. ખંડ. બીજે પ્રકરણ ૧૦ મું. ॥

---

કલમ ૧૦ થી આશ્ચર્યક જનક પુરાણકારોની વાતો.

# પ્રકરણ ૧૧ મું

( ૧ ) સૂર્યની સ્ત્રી ઘોડી થઇ, સૂર્ય ઘોડો થઇ પાછળ ગયા.

( શં ૬૯ થી ૭૧ પૃ ૧૦ મુ ) ભાગવત અને માર્કંડેય

" સૂર્યની સ્ત્રીએ—છાયારૂપ સ્ત્રીને ઘરમા રાખી પોતે ઘોડી બનીને વનમાં ગઇ. શુ આ સંભવિત છે ? (૬૯)

જ્યારે સૂર્યને ખબર પડી કે મારી સ્ત્રી ઘોડી થઇ ગઇ છે તેથી પોતે ઘોડા થઇ ગયા શું આ સંભવિત છે ? જો સભવિત હોય તો પૌરાણિકોના ઘરમા તે વખતે શાનો પ્રકાશ થયો હશે ? (૭૦)

સુન ! તેજ ઘોડા ઘોડીથી અશ્વિની કુમારની ઉત્પત્તિ થવી શું સંભવિત છે ? (૭૧)

માર્કંડેય પુરાણુ અધ્યાય ૭૫ મો. પૃ. ૧૯૯ માં (મ. બી. પૃ. ૯૫)

" સૂર્યની સ્ત્રી-ઘોડીનુ રૂપ ધરીને તપસ્યા કરવાને ગઇ. સૂર્યે-ઘોડાનું રૂપ ધરીને ભોગ કરવાની ઇચ્છા કરી. ઘોડીએ પરપુરૂષ જાણી મુખ સામુ કર્યું. એટલે મુખથી ત્રણ પુત્રો પેદા થયા. તેમાંનો એક ઘોડે ચઢેલો, હાથમા ઢાલ-તરવાર તથા બાણતૂણ સાથે જનમ્યો. "

પહેલાના બે અશ્વિન કુમારો વેદમૂલક ઠરાવવા "નાસત્યૌ" શ્રુતિ ઋગ્મા દાખલ કરી અર્થમા ભેદ પડતા યાસ્કાચાર્યે નાસિકાથી ઉત્પન્નનો અર્થ કર્યો.

આ માર્કંડેયે ત્રિજો હથીયાર બંધ વધ્યો. એની સેંકડો શ્રુતિઓ વેદોમા પાછળથી દાખલ થએલી મળી પડે છે.

(૫) સત્યધૃતિનું વીર્ય, સેના ચિરથી બે ભાગ, જેનાં કૃપ-કૃપી.

વિષ્ણુપુરાણ અંશ. ૪ થો. અધ્યાય. ૧૯ મો. પત્ર. ૩૭૦ મું (મ. બી ૧૭૦)

" અપ્સરાઓને જોવાથી સત્યધૃતિનું વીર્ય નીકળીને એક સરના ઉપર પડવાથી તેના બે ભાગ થઇ ગયા. તેથી એક તરફ છોકરો અને બીજી તરફ છોકરી પેદા થઇ ગયાં. ત્યાં શીકાર કરવાને આવેલા શંતનુ રાજાને દયા ઉત્પન્ન થવાથી તે બન્નેને પોતાના ઘરમાં લઇ જઇને-કૃપ, અને કૃપી નામ રાખ્યું જે કૃપી હતી તે દ્રોણાચાર્યની સ્ત્રી થઇ. તેણીએ અશ્વસ્થામી નામનો પુત્ર પેદા કર્યો. ઇત્યાદિ "

સજ્જનો ? પુરાણકારોએ-બ્રહ્માદિક દેવોના માટે, તેમજ મોટા મોટા ઋષિઓના સંબંધે તદ્દન અયોગ્ય અને અનુચિત વાતો જે લખીને બતાવી છે તે આપણાથી કબુલ રાખી શકાય તેવી છે ? અમારા વિચાર પ્રમાણે તો જરૂર કોઇ ચાલતા સત્ય ધર્મથી વિપરીત થઇને કેટલુંક કલ્પિત ઉભું કર્યું હોય એમ લાગે છે. આગે તો વાચકોની ધ્યાનમા આવે તે ખરૂં.

( ૬ ) દ્રૌપદીએ એક વર માગ્યો. મહાદેવે પાંચ આપ્યા.

મહાભારત. (શાં. ૩૯૩ પૃ. ૫૭)

દ્રૌપદીએ મહાદેવજી પાસે એક પતિ માગ્યો છતાં પંચપતિનું વરદાન આપ્યું ભગવાન કેટલા ઉદાર " બ્રહ્માદિક ત્રણે દેવો આપસ આપસમાં તો ઘણી

વખતે લડયા અને દેવ દૈત્યોને લડાવી માર્યા. અને જગો જગોપર વર આપવામાં કેટલા બધા ઉદાર થઇ પડયા. આવા લેખોમાં સત્યપણું કયે ઠેકાણેથી શોધવું.

---

(૭) પુરૂષની સ્ત્રી બની, પાછી તેજ સ્ત્રી, પુરૂષ. ભાગવત.
(શં. ૭૨-૭૩ મી)

"વૈવસ્વત મનુની ઇલા નામે કન્યા, સ્ત્રી મટી પુરૂષ થઇ ગઇ. શું સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ થઇ શકે? કે જેનુ પાછળથી—સુદ્રમ્ન નામ રાખવામાં આવ્યું હતું. (૭૨) પુનઃ સુદ્રમ્નને પુરૂષ મટી સ્ત્રી થઇ જવું. શું સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ નથી? (૭૩)

---

(૮) રામના પેટમા પેશી કાકભુશુંડે જગત જોયું.
રામાયણ (બાલકાંડ) (શં. ૧૦૫ પૃ. ૧૪

"શુ કાગભુશુંડનું રામચંદ્રના પેટમા પેસીને સંપૂર્ણ લોક લોકાન્તર જોવા અને ઘણા દીન પ્રર્યંત પેટમાંજ ભ્રમણ કરવું. શું સંભવિત છે કે?"

આ કાકભુશુંડની કથા અમોએ રામનો ઇતિહાસ લખતાં કેટલાક વિસ્તારથી આપેલી છે તે જુવો અને વિચાર કરો કે જેથી સત્યાસત્યની ખબર પડે.

---

(૯) બ્રહ્માની ઇકોતેરમી (૭૧) પેઢીએ રામ. શં. ૧૯ મી. પૃ. ૩

જ્યારે વાલ્મીકી રામાયણના અયોધ્યા કાંડના લેખાનુસાર—રામચંદ્ર બ્રહ્માની ઇકોતેરમી પેઢીએ છે. તો પૌરાણીઓ દયા કરીને બતાવશે કે રામચંદ્ર કયા ત્રેતામા થયા? અને જ્યારથી સૃષ્ટિ થઈ ત્યારથી આઠમો મન્વંતર હાલ છે કે જેમાં આસરે ૫૦૦ વાર ત્રેતાયુગ આવી ચુકયા તો કયા ત્રેતામા રામચંદ્ર થયા?"

---

(૧૦) પરશુરામાવતારે માતાને મારી તે ધર્મ કે અધર્મ?
રામાયણ. બાલકાંડ (શં. ૧૮ મી. પૃ. ૩)

"પરશુરામાવતારે પોતાની માતાને મારી નાખી. આ ધર્મ કે અધર્મ જે આવાં કામ કરે તે શું ઇશ્વર કહી શકાય?"

આ પરશુરામ અને રામ એ બન્ને અવતારો એકજ વિષ્ણુના સાથમા થએલા છે છતાં એક એકને જોઇ મૂઢ જેવા બની ઓળખી શકયા નહિ એ કેટલું બધુ આશ્ચર્ય? એટલુંજ નહિ પણ એક એકને મારવા તૈયાર થઇ ગયા.

આ લેખ અમારો ખાસ વિચારવા જેવો છે તે જોઇ સત્યાસત્યનો વિચાર કરવાની ભલામણ કરૂં છું.

---

॥ ઇતિ-(૧) સ્ત્રી ઘોડી, સૂર્ય ઘોડા થઇ પાછળ વનમા ગયા ત્યાં બે અશ્વિની કુમારોની ઉત્પત્તિ, ભાગવતે૦ માર્કંડેયે, ઘોડા ઘોડીના મુખના મેલાપથી ત્રણ પુત્રો તેમાં એક હથીઆર બંધ ઘોડેસ્વાર. ૧

(૨) ગુરૂની સ્ત્રી સાથે-ચંદ્રે કરેલો ભોગ, પુત્ર થતાં બન્નેમાં ઝઘડો

(૩) ગૌતમની સ્ત્રી સાથે ઇંદ્રે કરેલો ભોગ, રામાયણ ૦।

(૪) પૃથ્વીરૂપી ગાયનું ત્રણ જણે ત્રણ વખતે દોહન કર્યું. ભાગ ૦।

(૫) સત્યધૃતિનું વીર્ય, તેના સરથી બે ભાગ, તેના કૃપ, કૃપી, વિષ્ણુ પુ૦

(૬) દ્રૌપદીએ એક વર માગ્યો, મહાદેવે પાચ આપ્યા, ભારત ૦।

(૭) સ્ત્રીનો પુરૂષ થયા પછી તેજ સ્ત્રી થઇ, ભાગ ૦।

(૮) રામના પેટમાં પેસી કાકભુશુંડે જગત જોયુ. રામાયણ ૦।

(૯) બ્રહ્માની ૭૧ મી પેઢીએ રામ થયા, રામાયણ ૦।

(૧૦) પરશુરામે માતાને મારી તે ધર્મ કે અધર્મ ? રામા ૦।

એમ આશ્ચર્યજનક પુરાણકારોની દશ કલમના વિચારોનું-ખંડ બીજે પ્રકરણ. ૧૧ મું. ૦॥

---

# પ્રકરણ ૧૨ મું.

(૧૧) ઇંદ્રને મારવા પૃથુના પુત્રને અત્રિની આજ્ઞા.

શકાકોષ. શંકા. ૪૪૫. પૃ. ૭૦ મું (ભાગવત)

“ અત્રિ ઋષિએ ઇંદ્ર (કે જે દેવતાઓનો રાજા મનાય છે તે) ને મારી નાખવા પૃથુના પુત્રને આજ્ઞા કરી શું આ સત્ય છે ? ”

---

(૧૨) એક તુંબડીથી સાઠ હજાર પુત્રો પેદા થયા.

રામાયણ અને ભાગવત-(શં ૩૭. પૃ. ૧ લું) એક તુંબડીથી સાઠ હજાર પુત્રોનું પેદા થવું. શું સંભવિત થઇ શકે છે ?

---

( ૧૩ ) વળી-કાશ્યપની દીકરીઓથી-હાથી ઘોડાદિ પેદા થયા.

રામાયણ અને ભાગવતમાં જુવો- ( શં. ૪૧ મી. પૃ. ૬ માં. )

કાશ્યપની દીકરીઓથી- હાથી, ઘોડા, ઉંટ, વાઘ, ગરૂડ. પશુ, પક્ષી, સાપ, વૃક્ષ, ફુલ, ફલ, ઉત્પન્ન થયાં. શું સંભવ છે ? ”

---

( ૧૪ ) વળી જુઓ-ગાયનું દોહન કરતાં હાથી, ઘોડા, મકાનાદિક નિકળ્યા-નૃસિંહપુરાણ. અધ્યાય. ૪૬ મો. ( શ. ૩૬૯. પૃ. ૫૪ )

“ એક મુનિએ પોતાની ગાયને દોહી તો તેમાંથી વિવિધ પ્રકારના હાથીઓ, ઘોડાઓના રહેવાના અને મનુષ્યોના રહેવાનાં મકાન, રાજાઓને યોગ્ય બહુ જાતના-વનઆદિ નીકળ્યાં. શું સંભવિત છે કે ? ”

---

( ૧૫ ) વળી જુવો-મહાદેવે અંજનીના કાનમાં વીર્ય ફુંક્યું. હનુમાન પેદા થયા-ભાગવત ( શ. ૯૧. પૃ. ૧૩ )

“ મહાદેવે અંજનીના કાનમાં વીર્યનું ફુંકવુ અને તેથી હનુમાનનું પેદા થવું. શું આવી ફીલસુફી પણ મહાદેવ જાણતા હતા કે ?

---

( ૧૬ ) વળી જુવો. પુત્રનું બલિદાન ન આપવાથી હરિશ્ચંદ્ર જલોદરી થયા.—ભાગવત—( શં. ૬૪. પૃ. ૧૦. )

“ હરિશ્ચંદ્રે પ્રથમ પુત્રનું બલીદાન આપવાનું કહેલું પુનઃ બલીદાન ન આપવાથી જલોદરથી ગ્રસીત થવું. શુ સંભવીત છે કે ?

---

( ૧૭ ) વળી જુવો જમીનના ઘડામાથી સીતાજી નીકળ્યાં. રામાયણ ( શં. ૩૨ પૃ. ૫ )

“ પૃથ્વીને ખેડતાં તેની અંદર એક ઘડામાંથી સીતાજીનું નીકળવું શું માનવા લાયક છે ? ”

---

( ૧૮ ) વળી જુવો—પાર્વતી—પહાડથી પેદા થયા.

ભાગવત—( શ. ૩૧ પૃ. ૫ )

" પાર્વતીજીનું પહાડથી પેદા થવું શું સંભવિત છે ? "

---

( ૧૯ ) વળી જુઓ—નારદથી ૬૦ પુત્રો થયા.

ભાગવત—( શ. ૪૬ પૃ. ૭ )

" નારદનું સ્ત્રીરૂપમાં ફરી જવું અને તે પછી તેમને ૬૦ પુત્ર પેદા થવા શું આ વાત સંભવિત છે ? "

---

( ૨૦ ) વળી જુઓ—યમરાજાથી તલની ઉત્પત્તિ, આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ. ૫૧૮ માં—" તલની ઉત્પત્તિના સંબંધી એક કથા છે તે ઉપરથી તે યમરાજાની તપશ્ચર્યાને લીધે પેદા થયા એવું દેખાય છે તેથીજ યમ પ્રીત્યર્થે બધા કાર્યમાં શ્રેષ્ટ ગણવામા આવે છે. "

---

( ૨૧ ) વળી જુઓ—પુરાણોના અસ્તિત્વમા ખરા ધર્મનો લોપ એજ ગ્રંથકાર પૃ. ૪૩૨ માં લખે છે કે—

" પૌરાણિક કાળમાં અનેક ધર્મ ગ્રંથ અસ્તિત્વમાં આવ્યા, તેનું પરિણામ એ આવ્યુ કે લોકોમા ખરા જ્ઞાનનો લોપ થયો અને સ્વાર્થી લોકોએ તીર્થ મહાત્મ્ય, ક્ષેત્ર મહાત્મ્ય, ધર્મ વિધિ, ઉપપુરાણાત્મક કથાઓ વગેરે ઉત્પન્ન કરીને લોકોને અધમ દશામા લાવી મુકયા. "

આમા થોડો વિચાર—ખરો ધર્મ એક બાજુ ઉપર તટસ્થરૂપે વિદ્યમાન છે. નષ્ટ નથી થયો. તેનો નિર્ણય કરવાવાળા સુજ્ઞ પંડિતો સામાન્યરૂપે પ્રકાશમા મુકી રહ્યા છે. અલ્પજ્ઞો સમજી શકતા નથી સ્વચ્છંદી સ્વાર્થી લોકો જોવા જાણવા છતા ઢાંક પીછેડો કરી રહ્યા છે. તેમના કર્મની વિચિત્રતા સિવાય બીજો શો વિચાર કરવો ? તેથી પણ હલકા વિચારના નાસ્તિક જેવા સત્યધર્મને દૂષિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. જીવોના કર્મની ગતિ ઘણા પ્રકારની હોય છે.

---

(૨૨) સમુદ્રનું મંથન કરતાં પાંચમી વારે ચંદ્ર નીકળ્યો. નૃસિંહપુરાણ (શં. ૩૬૮ પૃ. ૫૪)

"સમુદ્રનું પાચમી વાર મંથન કર્યું ત્યારે ચંદ્રમા નીકળ્યો શું આ સત્ય છે ? જો સત્ય હોય તો પાંચ વાર મંથન કરતા સુધી પૃથ્વી ઉપર ચંદ્ર ન હોતો ? પૌરાણિઓ સમુદ્ર મંથનના સંવત અને તિથિ વાર બતાવશે કે ?"

(૨૩) વળી જુવો રથના પઈડાથી સમુદ્ર–ભાગવત (શં. ૨ પૃ. ૧) "રાજા પ્રિયવ્રતના રથના પૈડાથી સમુદ્રનું બનવુ. શું સંભવિત છે ?"

---

(૨૪) વળી જુઓ–હનુમાન સૂર્યને ગળી ગયો–રામાયણ (શં. ૧૧. પૃ. ૨) "હનુમાનનુ સૂર્યને ગળી જવુ કદી યુક્ત થશે કે ?"

॥ ઇતિ ॥ (૧૧) ઇંદ્રને મારવા પૃથુના પુત્રને અત્રિની આજ્ઞા, ભાગ૦ (૧૨) એક તુંબડીથી ૬૦ હજાર પુત્રો પેદા થયા, ભાગ. રામાયણ ૦ા (૧૩) કાશ્યપની દીકરીઓથી–હાથી, ઘોડાદિ પેદા થયા, ભાગ રામા ૦ા (૧૪) ગાયનું દોહન કરતા, હાથી, ઘોડા, મકાનાદિ પેદા થયા, નૃસિંહ પુ૦ા (૧૫) મહાદેવે અંજનીના કાનમા વીર્ય ફુકયું–હનુમાન પેદા થયા, ભાગ ૦ા (૧૬) પુત્રનુ બલિદાન ન આપવાથી હરિશ્ચંદ્ર જલાદેરી થયા. ભાગ ૦ા

(૧૭) જમીનના ઘડામાંથી સીતાજી નીકળ્યાં, રામા ૦ા

(૧૮) પાર્વતી પહાડથી પેદા થયા, ભાગ ૦ા

(૧૯) નારદને ૬૦ પુત્રો પેદા થયા ભાગ ૦ા

(૨૦) યમરાજાથી તક્ષની ઉત્પત્તિ.

(૨૧) પુરાણુની અસ્તિત્વમાં ખરા ધર્મનો લોપ, એ જ આર્યોના તહેવારો ૦ા

(૨૨) સમુદ્રનું મંથન કરતાં પાંચમીવારે ચંદ્રમા નીકળ્યો નૃસિંહ પુ ૦ા

(૨૩) રથના પૈડાનો સમુદ્ર, ભાગ ૦ા

(૨૪) હનુમાન સૂર્યને ગળી ગયો, રામા ૦ા

એમ આશ્ચર્યજનક કલમ ૧૧ થી ૨૪ના વિચારવાળું ખંડ બીજે પ્રકરણ ૧૨ મું ૦॥

## પ્રકરણ ૧૩ મું.

(૧) વેદની આજ્ઞા તેજ ધર્મ બાકી અધર્મ.

ભાગવત. સ્કંધ ૬ ઠ્ઠો. અધ્યાય ૧ લો. ( શં. ૪૭૧. પૃ. ૭૬ ).

"જે કરવાને વેદે આજ્ઞા કરેલી છે તે ધર્મ અને જે કરવાની વેદે મનાઇ કરેલી છે તે અધર્મ."

આમાં વિચારવાનું કે—જે કરવાની વેદે આજ્ઞા કરી છે તે ધર્મ, એમ એકાન્તે ન કહી શકાય ? કારણ આ ચાલતા વેદોમાં પ્રાયે ઘણે ઠેકાણે પશુઘાતનો ઉપદેશ થએલો છે. તે ધર્મ સ્વરૂપનો છે એમ બધી દુનીયાએ અંગીકાર કરેલો નથી. જો વેદ ધર્મ એકાન્ત સત્ય રૂપનો હોતતો વૈદિક ક્રિયા કાંડને એક ઠેકાણે હાખી મુકવાની જરૂર ન પડતી ? તે સિવાય વૈદિક ધર્મનાજ ઉપનિષદકારો તે હિંસા ધર્મનો અનાદર સૂચવી આત્મિક ધર્મની વાતો પણ ન કરતા ? માટે એટલુંજ કહેવાની જરૂર હતી, કે જે કાર્ય કરવાથી સ્વપરના આત્માનો વિકાશ થાય તેજ ખરો ધર્મ છે બાકીનો અધર્મ છે અને સ્વાર્થી લોકોના પ્રપંચો છે. તે સિવાય વધારે ન કહી શકાય.

(૨) ધર્મના માટે પુરાણો કે અધર્મના માટે ?

મત્સ્યપુરાણ. અધ્યાય. ૨૩૮ માં જુવો—

"દેવતાઓને પ્રસન્ન કરવા પશુઓની હિંસા કરવાનું વર્ણન વિસ્તારથી કરેલું છે."

વળી આગળ—મત્સ્ય. પુ૦ અધ્યાય. ૨૬૦માં—"ઘરની વાસ્તુક કરાવતાં પણ બલિમા—માંસ, રૂધિરને ચઢાવવાનું તે યોગ્ય તરીકે બતાવેલું છે."

આ બધા લેખોનો સાર એવો જણાય છે કે—ભુઆ ભૂત બતાવે, જોશી ગ્રહ પીડા બતાવે, વૈદ્ય કફ પિત્તનો પ્રકોપ બતાવે. તેવી રીતે માંસના લાલચુઓ પશુને હોમવાનું બતાવતા હોય. કદાચ નીચ દેવતાઓ નીચ કાર્ય દેખીને પોતાનુ રાજીપણું બતાવતા હોય પણ તેથી સિદ્ધી શી ? પણ ઉત્તમ પુરૂષોથી આવા નિંદ્ય કાર્ય થઇ શકે નહિ અને તે આવા નિંદ્ય કાર્યમાં સમ્મતિ પણ આપી શકે નહિ. એમ અમારૂં માનવું થાય છે.

( ૩ ) દેવોને પુરાણ કથાથી સંતોષ; તેવો યજ્ઞોથી નથી. શિવપુરાણ ધર્મસહિંતા, અધ્યાય. ૨૨ મો. શ્લો. ૫૫ થી ૬૧. ( મ. મી પૃ. ૬૫ )

" દેવતાઓ—બલિ, પુષ્પની પુજાયુક્ત પુરાણાદિક પુસ્તકના વાચનથી જેવી રીતે સંતોષ પામે છે તેવી રીતે નાટકના જેવા યજ્ઞોથી સંતોષ પામતા નથી. માટે વિષ્ણુના કે શિવના મંદિરમા અથવા સૂર્યના મંદિરમાં જે પુરાણોની કથા વચાવે છે તે સર્વ કામનાઓને પ્રાપ્ત થઈ પછી સૂર્ય લોકને ભેદી બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં સેંકડો કલ્પસ્તક રહી પછી ભૂતળમાં આવી રાજા થાય છે અને હજારો અશ્વમેઘ યજ્ઞોથી જે ફળ મળે છે તેટલુંજ ફળ–મહાભારત, અઢાર પુરાણ, વિષયના ગ્રંથોને વચાવવાથી મેળવે છે. માટે ગમે તે પ્રકારથો પણ પુરાણાદિક ગ્રંથોને વંચાવવાજ કેમકે તે પુરાણાદિકના ગ્રંથોને વંચાવવાથી જેટલી પ્રીતી મહાદેવજીને અને દેવતાઓને થાય છે તેટલી પ્રીતિ બીજી કોઇ પણ વસ્તુથી થતી નથી. માટે પુરાણાદિકની કથા અવશ્ય વંચાવવી. ઇત્યાદિ. "

આમા મારા બે બોલ—નાટકીયાના તમાસા જેવા યજ્ઞ છે ત્યારે પુરાણોમા કયા પ્રકારની વિશેષતા ? તેમાનુ લેખાણ જોતા–કામદેવસ્વરૂપ નાટકીયાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવોને નચાવી દુનીયાની સામાન્ય નીતિમાં પણ રહેવા દીધા નથી. તે પુરાણોના સાંભળવાથી સૂર્યલોક ભેદી બ્રહ્મલોક સુધી કેવી રીતે પુહચવાના ? વળી ત્યા સેંકડો કલ્પ રહીને પછી ભૂતલમાં રાજા થવાના તે જાણવાનું જ્ઞાન નતો બ્રહ્માદિકમા હતુ તેમજ ન તો લેખને થએલું જણાય છે. જેથી આ લેખ લોકોના કલ્યાણ માટે થએલો હોય એમ જણાતુ નથી માટે માટે વિચાર કરીને જુવો.

॥ ઇતિ– ॥ ( ૧ ) વેદની આજ્ઞા તે ધર્મ, બાકીનો અધર્મ ભાગવતે. । ( ૨ ) ધર્મના માટે પુરાણો કે અધર્મના માટે જુવો મત્સ્ય. । (૩) દેવોને પુરાણકથાથી સંતોષ, તેવો યજ્ઞોથી નથી. શિવ. પુ. ।

એમ કલમ ત્રણના વિચારનું–ખંડ બીજે પ્રકરણ ૧૩ મું. ॥

## પ્રકરણ ૧૪ મું.

(૧) વળી જુઓ—ભક્તિની સેવા કરવા નદીઓ આવી. ભાગવત મહાત્મ્ય. ( શ–૩૮૦. પૃ. ૫૫. )

" ભકિત નામની સ્ત્રી કહે છે કે—યમુના, ગંગા આદિ નદીઓ સ્ત્રીરૂપ શરીરે મારી તહેનાતમા આવી શુ સંભવિત છે ?"

---

( ૨ ) વળી જુઓ—ભાગવત ન સાભળે તે ચડાળ.

ભાગવત મહાત્મ્ય ( શં–૩૮૫ મી. પૃ. ૫૬ )

" મનુષ્યનો જન્મ લઇ જે ભાગવત ન સાભળે તેને ચડાળ સમજવો જોઇએ."

---

( ૩ ) વળી જુઓ—ભકિત જ્ઞાનાદિક નાચ્યા.

ભાગવત મહાત્મ્ય ( શં ૪૨૦ થી પૃ. ૬૩ )

" ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે નટની પેઠે નાચવા લાગ્યા " ખુબ કરી ! ભકિત, જ્ઞાન અને વૈરાગ્યના પણ શરીર છે કે ? અમારા પૌરાણિઓ સાક્ષાત્ ઇશ્વરને નચાવે તો ભક્તિ વગેરેને નચાવે તેમાં શુ વિશેષ ! અને પછી અમારા ભોળા ભાઇઓને આગળીના ટેરવા ઉપર નચાવે તેમા શું આશ્ચર્ય છે ?"

---

(૪) વળી જુઓ–પાપીઓ ક્રોધીઓ સપ્તાહથી પવિત્ર.

ભાગવત મહાત્મ્ય ( શ. ૪૦૮ મી. પૃ ૬૨ )

' જે માણસો સર્વદા પાપ કરનારા, સદા દુરાચારમાં લાગેલા, કુમાર્ગે જનારા, ક્રોધરૂપ અગ્નિથી બળેલા, કુટિલ અને કામી હોય તેઓ પણ કલિયુગમા સપ્તાહરૂપી યજ્ઞથી પવિત્ર થાય છે " શું આ સત્ય છે કે ? જ્યારે ભાગવતની કથા શ્રવણથી દરેક જાતના પાપ મટીને મોક્ષ પણ મળે છે તો પાપ કરવા ને ભાગવત સાંભળવુ ! બસ બેડો પાર ! શુ આવા વાકય પાપકર્મ કરવાને ઉત્તેજન નથી આપતા કે ?"

---

( ૫ ) ભાગવતની કથાનો આરંભ કૃષ્ણના ગયા પછી.

શ. ૪૨૧ મી. પૃ ૬૩ મું. ભાગવત મહાત્મ્ય—

" ભાગવતની કથા પહેલવેગી શુકદેવે પરીક્ષિતને કહી અને તે કથાનો આરંભ ' શ્રી કૃષ્ણના પધારી ગયા પછી કલિયુગમા ત્રીશ કરતા કંઇક વધારે

વર્ષ થયાં હતા ત્યારે ભાદરવા માસની નામથી શુકદેવજીએ કથાનો આરંભ કર્યો હતો. ઇત્યાદિ.

---

( ૬ ) યવનોની ચઢાઇ પછીનું ભાગવત કૃષ્ણ વખતે ક્યાંથી ?

શં-૩૭૮ મી. પૃ. ૫૫ મા ભાગવત-સ્કંધ અધ્યાય ૧ લો. શ્લોક ૩૬ મો.

आश्रमा यवनैरुद्धा स्तीर्थानि सरितस्तथा ।
देवतायतनान्यत्र दुष्टैर्नष्टानि भूरिशः ॥ ३६ ॥

ભાવાર્થ.-દુષ્ટ યવનોએ આશ્રમો, તીર્થો, નદીઓ તો પોતાના કબજે કર્યા અને ઘણા દેવમંદિરોનો નાશ કર્યો.

આ લેખથી યવનોની ચઢાઇ પછીનું ભાગવત શુકદેવના વખતમા ક્યાંથી કે જેથી કથાનો પ્રારંભ થયો ?

---

( ૭ ) પુરાણ પછીના વેદો પુરાણ કથામા હાજર શં. ૨૫૩ મી પૃ. ૩૫ મુ પદ્મપુરાણ.

ब्रह्मणा सर्वशास्त्राणां पुराणं प्रथमं स्मृतम् ॥

ભાવાર્થ-શાસ્ત્રોમા પ્રથમ પુરાણ અને પછીથી બ્રહ્માએ વેદો ઉત્પન્ન કર્યા શું આ સંભવિત છે ? "

વળી શં. ૩૪૧ મી પૃ. ૪૯ મું. પદ્મપુરાણ.

वेदांतानिच वेदश्च मंत्रस्तंत्राणि संहिता ।
दशसप्तपुराणाणि षट्शास्त्राणि समाययुः ॥

અર્થાત્-વેદાંત, વેદ, મંત્ર, તંત્ર, સંહિતા, ૧૭ પુરાણ, ૬ શાસ્ત્ર એટલા ભાગવતની કથા સાંભળવા આવ્યા. શું આ સંભવિત છે ? શું આ લેખ હેમાદ્રિકૃત અનુવર્ગ ચિંતામણિ જેવો લેખ નથી ? "

---

( ૮ ) શં. ૫૦ મી. પૃ ૮ મા ભાગવત મહાત્મ્ય. " ભાગવતની કથા શ્રવણ કરવા પાહાડ અને નદીઓનુ આવવુ શુ સંભવિત છે ? "

॥ ઇતિ-નિર્મર્યા પુરાણોનો મહિમા પણ નિર્મર્યાદ ( ૧ ) ભક્તિની સેવા કરવા નદિઓ આવી । ( ૨ ) ભાગવત ન સંભળે તે ચંડાળ ।( ૩ ) ભક્તિ

જ્ઞાનાદિક નાચ્યા. । ( ૪ ) પાપીઓ, ક્રોધીઓ સપ્તાહથી પવિત્ર. । ( ૫ ) કૃષ્ણ ગયા પછી ભાગવત કથાનો આરંભ । ( ૬ ) યવનોની ચઢાઇ પછીનું ભાગવત. । ( ૭ ) પુરાણ પછીના વેદો. । પદ્મપુ. । ( ૮ ) ભાગવતનુ શ્રવણ કરવા પહાડ અને નદીઓનું આવવુ સાતમી કલમ વિના બાકીની સાત કલમો–ભાગવત મહાત્મ્યથી તેના વિચારનુ ખંડ બીજે પ્રકરણ ૧૪ મું. ॥

---

કલિમા હરિનામથીજ મોટું ફળ અને વિદ્યાના નામ. ભાગવતાદિ.

# પ્રકરણ ૧૫ મું. કલમ બેનું.

( ૧ ) પૂર્વકાળમા–યોગાદિકથી જે ફળ ન મળતું તે કલિમાં નામથી.

તુલસી રામાયણ. ઉત્તર કાંડ. પૃ. ૧૨૦૨ મા જુવો.

कृतयुग त्रेता द्वापरहुं पूजा मख अरुयोग ।
जो गति होइ सो कलि हरि हि नाम तें पावहि लोग ॥

અર્થઃ—સત્યયુગમા યોગ કરવાથી, ત્રેતા યુગમા–યજ્ઞ કરવાથી, અને દ્વાપરમા પૂજા કરવાથી જે ગતિ થાય છે તે ગતિને કલિયુગમાં લોકો કેવળ હરિનુ નામ લેવાથી પામે છે ? ”

कृते यद् ध्यायतो विष्णु. त्रेतायां यजतो मखैः द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्त्तनात् ॥ ( भागवते एकादशे स्कंधे )

સત્યયુગાદિકમાં—યોગાદિકથી જે ફળ મળે તે કલિયુગમા કેવળ હરિના નામ માત્રથીજ ફળ મળે છે. ત્યારે તો આપણે માટે કલિયુગજ મોટોને ? કલિમાતો ઠગબાજી કરવાવાળા વધારે જોવામા આવે છે. તો પછી કલિ કાલ એક હરિ નામ માત્રથી સત્ય યુગાદિક જેટલું ફળ આપવાવાળો કયા ગુણ વિશેષથી મનાયો હશે ? સ્વાર્થ ગુણ વિશેષથી તો આટલું મોટું ફળ નહિ લખાયુ હોય ?

---

( ૨ ) ચઉદ ( ૧૪ ) વિદ્યાનાં નામ )

તુલસી. રામાયણ પૃ ૧૫ ની ટીપમાથી.

" ૧૪ વિદ્યા—પુરાણ ૧, ન્યાય ૨, મીમાંસા ૩, ધર્મશાસ્ત્ર ૪, શિક્ષા ૫, કલ્પ ૬, વ્યાકરણ ૭, નિરૂક્ત ૮, છંદ ૯, જ્યોતિષ ૧૦, ઋગ્વેદ ૧૧, યજુર્વેદ ૧૨, સામવેદ ૧૩, અને અથર્વવેદ ૧૪. એ ચૌદ વિદ્યાઓ કહેવાય છે. "

पुराण न्याय मीमांसा धर्मशास्त्रांग मिश्रिताः।
वेदाः स्थानानि विद्यानां धर्मस्य चतुर्दश ॥ श्लो० । ६३ ॥

( યાજ્ઞવલ્કય સ્મૃતિ આચારાધ્યાય. શ્લો. ૬૩ મો )

॥ ઇતિ—કલિયુગમા હરિના નામથીજ મોટું ફળ મળે. ભાગ ૧ ચૌદ વિદ્યાના નામ યાજ્ઞવ ૦॥ ખંડ બીજે. પ્રકરણ ૧૫ મુ. ॥

---

પુરાણો—ભારતથી પછી માઠા રચાયા અંગ્રેજો ?

## પ્રકરણ ૧૬ સું.

વિદ્વાનોના મતથી કલ્પાએલો મહાભારતનો કાળ.

સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પૃ ૩૬૪-૩૬૫—

" મહાભારતનું મૂળ સ્વરૂપ આસરે ઇ. સ પૂર્વે પાચમા શતકમાં ઉત્પન્ન થયું એવુ કદાચ આપણે માની લઇએ તો તે ખોટું કહેવાશે નહિ મહાભારતનો ગ્રંથ કોઇ સ્વરૂપમા પણ અસ્તિત્વ ધરાવતો હોય તેના માટે જુનામાં જુનું પ્રમાણ આપણને આશ્વલાયન ગૃહ્ય સૂત્રમાથી મળી આવે છે. એ ગૃહ્ય સૂત્રમા-ભારત અને મહાભારત વિષે કથન કરવામા આવ્યુ છે. એ ઉપરથી પણ ઇ. સ. પૂર્વે પાચમા શતકમા એ ગ્રંથની ઉત્પત્તિ થયાના અનુમાનને ટેકો મળે છે. ॥

એ ઉપરાંત હિંદુ લોકોનાં મંદિરો તેમજ બુદ્ધના અવશેષ જ્યાં સાચવી રાખવામા આવે છે તે ડુંગરો વિષે પણ એમા કથન કરવામા આવ્યું છે. આ પ્રમાણે મૂળ કાવ્યમાં કંઇક વિસ્તાર ઇ સ પૂર્વે ૩૦૦ વર્ષ પછી અને ક્રાઇસ્ટ નની શરૂઆતના અરસામા થયો હોવો જોઇએ એવુ માલુમ પડે છે. ॥

પૃ ૩૯૫. નીચેની ટીપમાં જણાવવામા આવ્યું છે કે—" મહાભારતના રચનારનું નામ ' વ્યાસ ' એવું નામ પડયું તેનું કારણ એવું જણાવવામા આવે છે કે એણે વેદોની વ્યવસ્થા કરી ( वेदान् विव्यास ) મહાભારતની એણે વ્યવસ્થા કરી એવું કોઇપણ ઠેકાણે કહેવામા આવ્યું નથી. ॥

પૃ. ૩૭૯ થી—" પુરાણો આપણને જાણીતા છે. તે તો સઘળા એકદરે મહાભારતથી મોડાં રચાએલા છે. તેમા જે પ્રાચીન સમયની વાર્તાઓ આપવામા આવી છે તે ઘણીખરી મહાભારતમાંથીજ લીધેલી છે તો પણ એ ગ્રંથોમા જેને આપણે પ્રાચીન કહીએ એવું પણ ઘણુ છે. અને મહાભારત અથવા મનુસ્મૃતિનાજ શ્લોકો મહાભારત અથવા મનુસ્મૃતિમાથીજ લેવાએલા છે એમ માની લેવુ એ શકય નથી. જુની સ્મૃતિઓ અને વેદોની સાથે એ ગ્રંથોને ઘણો સબંધ છે. ॥અને એજ વર્ગના વિશેષ પ્રાચીન ગ્રંથોમાથી એની ઉત્પત્તિ થઇ હોય એ પણ ગનવા જોગ છે.

પુરાણોનો જે ખાસ વિષય તે જ્યાં આગળ આપવામા આવ્યો હોય છે ત્યા આગળ જુદા જુદા પુરાણોની વચ્ચે એટલું સરખાપણું જોવામા આવે છે—ઘણીવાર તો પાનાના પાના સુધી શબ્દે શબ્દ તેના તેજ જોવામા આવે છે. એ સર્વની ઉત્પત્તિ વધારે પ્રાચીન એવા કોઇ એકજ સગ્રહમાંથી થઇ હશે એવા અનુમાન ઉપર આવ્યા વગર આપણાથી રહેવાતુ નથી.

આમા મારા વિચારો—ઇ સ. પૂર્વે પાચમા સૈકાનુ મહાભારત છે. જૈનોના સર્વજ્ઞો પહેલાના બાજુ પર રાખીએ પણ ૮ મા સૈકાના પૂર્વેના પાર્શ્વનાથ તો સિદ્ધજ છે. તેમના પછીનું જ મહાભારત છે વેદોમાં ઇતિહાસનુ નામ નીશાણ નથી તો પછી મહાભારતમા કયા જ્ઞાનીથી મેળવ્યો ?

અને વેદોમા કોઇ કોઇ બાબત નામ માત્રથી છે તે પાછલથી જ દાખલ કરવામા આવી છે.

ઉદાહરણમાં જુવો બ્રહ્મા ઠામ ઠેકાણા વિનાના વેદોમા આદિથી તે અંત સુધીમા બધી દુનિયાના શિરોમણિ તરીકે દાખલ કરી દીધા છે. તે સિવાય બીજી સેંકડો બાબતો વેદોમા પાછલથી દાખલ કરી દીધેલી છે. આ વિષયમા જુવો મણિલાલભાઇનો લેખ—" યજ્ઞપુરૂષ નવોજ દેવ કલ્પાયો. અને પ્રજાપતિ બધાના મોખરે આવી ઉભો ઇત્યાદિ.

॥ ઇતિ—પુરાણો—મહાભારતથી માંડાં રચાયાં—અગ્રેજોના મતથી. ખડ. બીજે પ્રકરણ ૧૯ મું. ॥

વિશ્વામિત્રે નવું સ્વર્ગ બનાવ્યું રામા । સ્વર્ગે જતો નહુષ અગસ્ત્યના શાપથી અજગર

# પ્રકરણ ૧૭ મું. કલમ બેનું.

( ૧ ) દેવોએ વાર વાર સૃષ્ટિ રચી, સ્વર્ગની ખોટ વિશ્વામિત્રે પુરી.

તુલસી રામાયણ અયોધ્યા કાંડ પૃ. ૫૬૪ ની ટીપમાંથી—

"ત્રિશંકુ રાજાને ઇચ્છા થઇ કે—સદેહ સ્વર્ગમા જાઉં એવો યજ્ઞ કરવાની ઇચ્છા વશિષ્ટજીને જણાવતા તેમને ના પાડી. પછી વશિષ્ટના પુત્રો પાસે ગયો તેમને ગુરૂના વચનનો અવિશ્વાસી જાણી ચંડાલ થઇ જવાનો શાપ આપ્યો પછી ત્રિશંકુ વિશ્વામિત્રની પાસે ગયો. વિશ્વામિત્રે વશિષ્ટના દ્વેષથી તેવો યજ્ઞ કરવાનો આરંભ કર્યો. એ યજ્ઞમા દેવતાઓ ભાગ લેવા નહિ આવતા વિશ્વામિત્રે તપોબળથી ત્રિશંકુને સદેહ સ્વર્ગમા મોકલી દીધો પણ દેવતાઓએ તેને ધકેલીને ત્યાથી ઉંધે માથે ફેંકી દીધો. વિશ્વામિત્રે નવું સ્વર્ગ બનાવીને તેમા રાખ્યો.

( વાલ્મીકીય રામાયણ બાલકાંડમાથી લીધેલો ઉતારો )

આ કથામા તપાસવાનું કે—ત્રિશંકુના યજ્ઞો કરનાર વિશ્વામિત્ર જો ગાલવમુનિની પાસેથી છસો ઘોડાની સાથે એક કન્યા ગુરૂ દક્ષિણામા લેનાર હોય તો વિચારવાનુ કે—બ્રહ્મચર્યનો ભંગ કરી ક્રોધ કે દ્વેષ ધારણ કરનારા મુનિઓમા નવુ સ્વર્ગ બનાવવાની શકિત હોય ખરી કે ? બનાવીને તે નવું સ્વર્ગ કયે ઠેકાણે ગોઠવ્યુ ? ત્રિશંકુને ત્યા રાખ્યો તે એકલાને કે બીજાઓની સાથે ? તેને રહેવાની અવધિ કરી આપી કે સદાને માટે રાખ્યો ? જો આ બધી વ્યવસ્થા પૂર્વક ત્રિશંકુને રાખ્યો હોય ત્યારે તો બ્રહ્માદિ દેવોથી પણ વિશ્વામિત્રનો દરજ્જો ઓછો ન ગણાય ? જેવી રીતે આ દુનીયાની ઉત્પત્તિ કરવાની સત્તા ધરાવનાર અનેક દેવો જાહેરમા મુકાયા છે. તેમાનો જો એકજ સાચો ઠરાવીને આપો ત્યારેજ વિશ્વામિત્રે સ્વર્ગ બનાવ્યું સાચુ મનાય નહિ તો જુઠમા એક વધારાનુ જૂઠજ છે અનાદિકાળના પ્રવાહથી ચાલતી આવેલી આ દુનીયાની ઉત્પત્તિ કરવાનો દાવો કરનારા કેટલા બધા દેવો થયા ? આમાનો કયો સાચો માનવો ? એકાંતમા બેસી જરા વિચાર કરીને બતાવો.

આ ત્રિશંકુના માટે એવુ પણ લખવામા આવ્યુ છે કે જયારે દેવત,-ઓએ સ્વર્ગમાથી ધકકેલી મુકયો ત્યારે અધવચ લટકયો અને તેના નાકમાંથી કર્મનાશા નદિ વહી."

આ લેખકે કયા દિવ્યજ્ઞાનથી જોઇને લખ્યું હશે ?

---

( ૨ ) સ્વર્ગમા જતા ' નહુષ, ઋષિના શાપથી અજગર થઇ પડયો.

તુલસી રામાયણ અયોધ્યા કાડ પૃ. ૪૨૮. (મહાભારત-વનપર્વતમાથી)

" કોઇ સમયે ઇંદ્ર બ્રહ્મહત્યાના ડરથી છુપી જતાં મોટા પુણ્યથી ' નહુષ ' રાજા ઇંદ્ર થયો હતો નહુષે ઇંદ્રાણીનો ભોગ કરવાની ઇચ્છા કરી ત્યારે ઇંદ્રાણીએ હઠ પકડીને કહ્યુ કે જો બ્રાહ્મણોએ ઉપાડેલી પાલખી પર બેસીને

આવો તો હું તમારી સ્ત્રી થાઉં. રાજાએ ઋષિઓને બોલાવી પાલખીમાં લગાવી તેમા પોતે બેસીને ચાલ્યો ને ચાલતા શીઘ્રતાના વાસ્તે અગસ્ત્યના માથામા પગ માર્યો તેથી અગસ્ત્યે શાપ દીધો કે " તું અજગર થઇને પૃથ્વી પર પડ. " આથી નહુષ અજગર થઇને પડયો. "

આમા પણ થોડુ વિચારીએ-ઇંદ્ર થયા પછી 'નહુષે' ઇંદ્રાણીની ઇચ્છા કરી. ઇંદ્રાણીના હઠથી પાછા પૃથ્વીપર આવ્યા, તો તે ઇંદ્રના સ્વરૂપે કે નહુષના સ્વરૂપથી ? ' ખેર ' ઋષિઓને બોલાવી પાલખી ઉપડાવી તેમા બેસીને પાછા સ્વર્ગમા ચાલ્યા. ઇંદ્રનું સ્વર્ગ, ઉપર મનાયું છે કે નીચે ? ઉપર હોયતો પાલખી ઉપાડી માર્ગ વિના ઋષિઓ કેવી રીતે ચાલ્યા ? કદાચ માનીએ કે પોતાના તપોબળની શકિતથી ચાલ્યા. જો તપોબળની શકિત હોતતો નહુષના ભારજ શા હતા કે ઋષિઓની પાસેથી પોતાની પાલખી ઉપડાવી શકતા ? જો નહુષ મરણ પામી ઇંદ્ર થયા પછી પૃથ્વી ઉપર આવ્યો માનીએ તો દેવોના બાંધેલા આયુષ્યમાં કોઇથી ફેરફાર થઇ શકતોજ નથી તો પછી અગસ્ત્ય ઋષિના શાપથી અજગર થવાની વાતજ કયાં રહી ? માટે આ લેખ જ્ઞાની પુરૂષથી લખાએલો નથી તેમ વાત પણ સત્યરૂપની નથી. વિચારી જુવો અમારા આ વિચારો, તમો પણ સમજશો.

॥ ઇતિ-વિશ્વામિત્રે નવુ સ્વર્ગ બનાવ્યુ. રામા ૦ સ્વર્ગે જતો નહુષ રાજા અગસ્ત્ય મુનિના શાપથી અજગર થઇ પૃથ્વીપર પડયો. ખડ. બીજો. પ્રકરણ ૧૭ મું. ॥

---

લોકોના કલ્યાણ માટે નહિ પણ દાસ બનાવવા ગ્રંથ રચના. અંગ્રેજો.

# પ્રકરણ ૧૮ મું.

ગ્રંથ રચવામા બ્રાહ્મણોને સ્વાર્થ સાધવાનો આરોપ.

સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પૃ ૩૩૫ થી.

સૂત્રો વડે નિયન્ત્રિત થતા ધર્મ વિધિઓ તથા રીતરિવાજોના મોટા સમૂહ તરફ આપણે પાછા ફરીને દ્રષ્ટિ કરીએ છીએ તો સ્વાભાવિક રીતે આપણને એવુ માનવાની લાલચ થઇ આવ્યા વગર રહેતી નથી કે—હિંદુ લોકોની બુદ્ધિને દાસત્વના આણવાને માટે અને ધર્મના વિષયમા તેઓ હમેશા એવીને એવી દાસત્વનીજ સ્થિતિમા રહે, એટલા માટે કંઇ પણ ઉદ્યોગ વગરના વિપ્રલોકોએજ જાણી જોઇને એ સઘળુ કામ કરેલું છે પણ દિનપ્રતિદિન જે શોધખોળો થતી જાય છે તેને પરિણામે હવે જણાવવા માડયું છે કે વિપ્રોનુ જ જેમા વિશેષ કામ એવા બ્રાહ્મણ વિધિઓનો પણ મૂલ આધાર તો લોકમા પ્રચાર થએલા ધર્મ વિધિઓ ઉપરજ હતો જો એમ ન હોય તો હિંદુસ્તનના લોકો ઉપર બ્રાહ્મણ ધર્મની આટલી સત્તા કેવી રીતે સ્થાપિત થઇ અને તે અત્યાર સુધી કેવી રીતે ટકી રહી તે સમજવુ મુશ્કેલ થઇ પડે જે વિધિઓ પહેલેથીજ અસ્તિત્ત્વમા હતી તેને વધારે વિસ્તૃત તથા સુવ્યવસ્થિત કરવામાજ બ્રાહ્મણોની સર્ગ શક્તિનો ખરેખરો ઉપયોગ થયો હતો અને તેઓએ જે કામ માથે લીધુ તેમા, નિસંશય બીજે કોઇ પણ સ્થળે કદી નથી જોવામા આવ્યો એવો વિજય તેઓએ પ્રાપ્ત કીધો

આમા મારા બે બોલ—જૈનોના શ્રી ઋષભદેવ તીર્થંકર પહેલા, તેમના પુત્ર ભરત ચક્રવર્તી પહેલા, જેમના નામથી આ ભરત ભારતના નામથી પ્રસિદ્ધ થયુ. તેમને આ બ્રાહ્મણ વર્ગ ઉપદેશના માટે સ્થાપેલો. તેમના સંતાનની પરંપરા તીર્થંકરોના શુદ્ધ તત્ત્વોનો ઉપદેશ કરતી અને રાજા પ્રજાથી પોતાની આજીવિકા મેળવતી. આ પ્રથા જૈનોના નવમા દશમા તીર્થંકર સુધી ચાલતી રહી. પછીના તીર્થંકરોના સમયમા તે સ્થિતિ પલટઇ (આ ઠેકાણે ૧૧ મા તીર્થંકરથી તે આજ સુધીનો જુવો અમારો લેખ) કેટલાકો સ્વાર્થના વશથી સત્યનિષ્ટા છોડતા ગયા પઠન પાઠન કરાવતા, રાજા પ્રજાને વ્યવહાર પુરતુ પઠન કરાવી પોતાના તાબામા રાખવા પુસ્તકોની રચના કરી સ્વાર્થના પાટા બંધાવતા. * પછીથી થતા

* શીકાર ખેલવો એ રાજાનો ધર્મ છે આ શીકાર ધર્મ આત્માના કલ્યાણ માટે ઉપયોગી થાય ખરો કે ? કહેશો કે ના. ત્યાં ત્યારે એજ ઉધા પાટા.

આવેલા સર્વજ્ઞ પુરૂષોના કે સત્ય સર્વજ્ઞના ઉપદેશકોના સામા થઇ અજાણવર્ગને ઊંધું છતું ભરવી પોતાના તાણમા કરી લેતા. કહેવત છે કે–" જેનો મોટો પક્ષ તેનો જીત " એટલે તે સ્વાર્થી બ્રાહ્મણોજ ફાવતા. અને તે પ્રમાણે ચાલતુ આવેલુ આજે પણ આપણે જોઇ રહ્યા છીએ. ખરૂં જોતાં અંગ્રેજોથી પ્રકાશમા વધારો થતાં અન્યો એમ સત્યશીલ પંડિતો પણ માની રહ્યા છે આ ઠેકાણે આટલુ કહેવું વધારે પુરતું નહિ ગણાય?

॥ ઇતિ—બ્રાહ્મણોએ લોકોને દાસ બનાવવા ગ્રંથો રચ્યા. ખંડ. બીજે. પ્રકરણ ૧૮ મું. ॥

---

વૈદિક અને બૌદ્ધ સાહિત્યના કાલમા વધારે ફેર નથી સુક્તોમાં આત્માના જન્માંતરનું સૂચન નથી. અંગ્રેજો.

# પ્રકરણ ૧૯ મું. કલમ બેનું.

(૧) વૈદિક અને બુદ્ધ સાહિત્યમા સબંધે પાશ્ચાત્યોનો નિર્ણય.

સંસ્કૃત સાહિત્યના પ્રસ્તાવિક. પૃ ૧૨ માં એવું જણાવવામાં આવ્યું છે કે—,

"હિંદુસ્તાનમા વૈદિક યુગના પ્રારંભનું સાહિત્ય અને બૌદ્ધ ધર્મના સમયનું સાહિત્ય એ બેની વચ્ચે વધારે ફેર છે એમ ભાગ્યેજ ગણાશે."

વિચારવાનું–જો કે આ વાતમાં મત ભેદો ઘણાછે! પણ જણાવવાનું એ છે કે–વૈદિક અને બૌદ્ધ સાહિત્યમા ઉતરેલા વિદ્વાનો બૌદ્ધના સાહિત્યને વળગી વિચાર કરે છે પણ પાછળથી જે વિદ્વાનો જૈનોના સાહિત્યમાં વધારે ઉતર્યા છે તેઓ બૌદ્ધ કરતા જૈનોના સાહિત્યને ઘણા પૂર્વકાળનુંજ બતાવે છે. એટલુંજ ધ્યાન ખેંચાવાને ઉપરનો ફકરો ટાકી બતાવ્યો છે.

---

(૨) જૈન બૌદ્ધના સ્પર્શથી વૈદિકમા મોટી ગરબડ.

હિંદુસ્તાનના દેવો–પૃ. ૨૭માં જુવો–સર મોની અર વીલી અમ્સ-કેટલીક અગત્યની બાબતો ઉપર ઘણા વિચાર કરીને એવા સાર ઉપર આવ્યા છે કે–" વેદના સુક્તમા આત્માના જન્માંતરના સિદ્ધાંત સંબંધી કાંઇપણ સૂચન

કરયું જણાતું નથી આ સિદ્ધાંત પાછળના કાળના હિંદુના ધર્મનું પ્રસિદ્ધ લક્ષણ છે. ”

આમાં મારા વિચારો-જૈનોમાં આત્માના જન્માંતરનો સિદ્ધાંત સર્વજ્ઞોથી પ્રગટ થતો અને તેમણું શાસન ચાલતું ત્યા સુધી તે ચાલતો, તેમના શાસનના અભાવમાં નષ્ટ ભ્રષ્ટ જેવો થઇ જતો અને એ વિષય અનાદિ કાળથી ચાલતો આવેલો મનાયો છે. જૈનોના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સર્વજ્ઞ ભગવાનનો કથન કરેલો આત્માના જન્માંતરનો સિદ્ધાંત અખંડિત અને અબાધિક આખી દુનીયાને ચકિત કરે તેવો હાલમા વિદ્યમાન છે

જૈન બૌદ્ધની જાગૃતિના સમયમા વૈદિકોએ જૈનોમાંથી ગ્રહણ કરી તે આત્માના જન્માતરના વિષયને ઉપનિષદાદિકમાં ત્રુટક ફુટક રૂપે ગોઠવવા માંડયો તેથી આત્માના જન્માંતરનો સિદ્ધાંત પાછલના હિંદુ ધર્મના લક્ષણ રૂપે ગણાયો ખરો પરન્તુ એ સિદ્ધાંતની ગગાના પ્રવાહનું મૂળ કયાં છે એ વિચારવાની ખાસ ભલામણ કરૂ છું. જૈન ગ્રંથોના અભ્યાસક પંડિતોએ પોતાના વિચારો પ્રગટ કર્યા છે અને તે છપાઇને બહાર પણ પડી ગયા છે તે સિવાય બીજા પણ લેખો આ ગ્રંથના અન્તે આપ લોકો જોઈ શકશો, આ ઠેકાએ એટલુંજ કહેવું બસ છે.

॥ ઇતિ-વૈદિક અને બૌદ્ધ સાહિત્યના કાળમાં વધારે ફેર નથી.

વેદોના સૂક્તોમા આત્માના જન્માંતરનું સૂચન નથી પ્ર૦ ૧૯ મું. ॥

---

કદ્રુથી સર્પો; વિનતાથી ગરૂડો સ્કંદપુ૦

# પ્રકરણ ૨૦ મું. કલમ ત્રણનુ.

(૧) કદ્રુને-વિનતા-સર્પને ગરૂડની માતા

સ્કંદપુરાણ ત્રીજો બ્રહ્મખંડ, અધ્યાય. ૩૮ મો પ. ૭૦ થી —

“ સર્પોની માતા કદ્રુ અને ગરૂડની માતા વિનતા એ બે બહેનો હતી પણ શોકયરૂપે કાશ્યપની સ્ત્રીઓ હતી. એઓને પરસ્પરમાં વિવાદ થયો. કદ્રુએ કહ્યું કે સૂર્યના ઘોડાના પુંછડાં શ્યામ છે અને વિનતાએ કહ્યુ કે સફેદ છે. આમા જે હારે તે દાસી થાય એવી બોલી થઇ કદ્રુએ સર્પોને પુંછડે વિટાવવાનું કહ્યુ

પણ સર્પોએ માન્યુ નહિ તેથી કદ્રુએ શાપ આપ્યો. માત્ર એક કર્કટ નાગે પોતાની ફેણ ઢાંકીને નીલું પૂંછ કરીને બતાવ્યું એટલે વિનતાને કદ્રુની દાસી થઇને રહેવું પડયુ.

માતાનું દાસ્યપણું છોડાવવા ગરૂડે અમૃત લેવા જવા ભાથું માગ્યું વિનતાએ સમુદ્રના શબરનું ભક્ષ બતાવ્યું. તેનું ભક્ષ કર્યું પણ તૃપ્તિ ન થવાથી પોતાના પિતા કાશ્યપની પાસે ભક્ષ માગ્યું, કશ્યપે વિભાવસું અને સુપ્રતીક એ બે ભાઇ પરસ્પરના શાપથી ગજ અને કછપના જન્મને પ્રાપ્ત થયા હતા, તેમનુ ભક્ષણ કરવાની રજા આપી, તેમને ગરૂડ રોહિણી વૃક્ષ ઉપર બેસી ખાવા જતા ત્યા વાલિખિલ્યાદિ ઋષિઓ અવલંબીને રહેલા, તેથી તે ડાળી પડવા લાગી તેને છોડી ગરૂડે મધ્યમા બેસી ગજ કછપનું ભક્ષણ કરવા માંડયું, પછી ગરૂડે અમૃત લેવા સ્વર્ગમાં જવા માંડયું. અનિષ્ટ ઉત્પાતો દેખી ઇંદ્રે બૃહસ્પતિને પુછયું ત્યારે બૃહસ્પતિએ વાલિખિલે દીધેલા શાપનો કાળ બતાવ્યો. ગરૂડ સ્વર્ગમાં ગયા ત્યા દેવતાઓની સાથે યુદ્ધ થયું. વિષ્ણુએ છલથી વાહન માટે ગરૂડને પ્રાર્થના કરી. ઇંદ્રે વર આપ્યો. સ્વર્ગમાંથી અમૃત લાવી ગરૂડે કુશમાં સર્પની પાસે મુકી માતાનુ દાસ્યપણું છોડાવ્યું નાગો સ્નાન કરવા ગયા એટલે ઇંદ્રે અમૃત લઇ લીધું પછી કલશને ચાટતા સર્પોની જીભ્હાના બે ભાગ થઇ ગયા.

આ કથા મહાભારતમાથી લઇ રામાયણના પૃ. ૩૯૨ની ટીપમાં-કેટલાક ફેરફારથી લખી તેમાં જણાવ્યું છે કે–“ ગરૂડે માતાના દાસીપણાની વાત જાણી સર્પોને અમૃત લાવી દેવાની પ્રતિજ્ઞા કરી પોતાની માતાને દાસીપણામાંથી છોડાવી દર્ભોપર અમૃતનો કુંભ મુકાવી સર્પો નાહવા લાગ્યા. ઇંદ્ર કુંભ ઉઠાવીને લઇ ગયા. સર્પો આવીને દર્ભો ચાટવા લાગ્યા તેથી તેમની જીભ્હાના બબે ભાગ થઇ ગયા. અમૃત મુકવાને લીધે તે દિવસથી દર્ભો પવિત્ર ગણાયા.

આમા વિચારવાનું કે—કશ્યપ ઋષિ જે પ્રસિદ્ધ થયા છે તે આ કદ્રુ અને વિનતાના પતિ સમજવા કે બીજા ? અને કદ્રુ અને વિનતા તે મનુષ્ય સ્વરૂની હતી કે પશુના સ્વરૂપની ? કારણ તેમના વંશની વૃદ્ધિ પશુરૂપની છે માટે મનમા સદેહ રહે છે. વિનતાએ પોતાના પુત્ર ગરૂડને સમુદ્ર મધ્યના સબરનું ભક્ષ બતાવ્યું છે તે કયા જ્ઞાનથી બતાવ્યું હશે ? અને કાશ્યપે-બે ભાઇ મરીને ગજ અને કછપ થએલાનું ભક્ષ ફરીથી બતાવેલું છે તે પણ કયા જ્ઞાનથી બતાવ્યું હશે ? રોહિણી વૃક્ષની ડાળીએ વાલિખિલ્યાદિ ઋષિઓ શા કારણથી લટકીને રહેલા હતા ? અને આ બધું કયા કાળમાં કોના વખતમા બનેલું ?

આ બધી વાતોનો વિચાર કરતાં આ લેખ બનાવટી લાગે છે, અગર કોઇ ખરો ખુલાશો બતાવે તો અમારે તેનો કોઇ હઠ પણ નથી. પણ આ લેખ વિચારી પુરૂષોને વિચારવા જેવો જરૂર છે. ॥

---

( ૨ ) કશ્યપની દીકરીઓથી, હાથી, ઘોડાદિ પેદા થયા.

શકા કોષ–શં. ૪૬ મી. પૃ. ૯ થી ભાગવત અને રામાયણથી.

" કશ્યપની દીકરીઓથી–હાથી, ઘોડા, ઉંટ, વાઘ, ગરૂડ, પશુ, પક્ષી, સાપ, વૃક્ષ, ફુલ, ફલાદિ ઉત્પન્ન થયાં. શું સંભવ છે. ? "

એક કશ્યપ ઋષિ દક્ષના યજ્ઞમાં હાજર થએલા જણાવ્યા છે. તે ઋષિ આ કે બીજા ? આ ઋષિને બે પત્નીઓ તેમાંથી એકે સર્પો પેદા કર્યા અને બીજીથી ગરૂડ પેદા થયા. ગરૂડજી માતાનુ દાસ્યપણું છોડાવવા સ્વર્ગમાં અમૃત લેવા જતાં ભાથુ માગ્યું. માતાએ સમુદ્ર મધ્યના શબરનું ભક્ષ બતાવ્યું. તે ભક્ષ લઈ રોહિણી વૃક્ષ ઉપર પહોચ્યા, પણ ત્યાં વાલિ ખિલ્યાદિ ઋષિઓ લટકી રહેતા જોઇ ગરૂડજી ભાગ્યા. ને ભક્ષથી તૃપ્ત ન થતાં પિતા કશ્યપની પાસે ભક્ષ માગ્યું ત્યારે તેમને હાથા અને કાચબાનું ભક્ષ બતાવ્યું. તે ખાધા પછી ગરૂડજી તૃપ્ત થયા. વિચારવાનુ કે–ઋષિ પત્નીને અને ઋષિને સમુદ્રના મધ્યમાં પડેલા શબર આદિઓનું ભક્ષ કયા જ્ઞાનથી જડી આવ્યું ? કે જેથી ગરૂડને બતાવી આપ્યું ? આ વાતમાં કિંચિત્ પણ સત્ય હોય તેમ લાગે છે ખરૂં ! ખેર.

જો આ બીજા લેખમાં–ભાગવતવાળાનું અને રામાયણવાલાનુ બતાવેલું કશ્યપના દીકરીઓથી હાથી, ઘોડાં, ઉંટ, આદિ પેદા થયાનુ સાચું હોય તો કશ્યપની સ્રીઓથી સર્પો ઉત્પન્ન થયાનુ અને ગરૂડ ઉત્પન્ન થયાનું સાચુ કેમ નહિ માનવુ ? આ વાતનો ન્યાય કોઇ ખરો પંડિત આપે તો કાંઇ સમજાય નહિ તો ગપ્પજ લખીને બતાવેલી હોય એમ લાગે છે.

---

( ૩ ) અગસ્ત્યમુનિએ સૂર્યના રસ્તા રોકતા વિંધ્યને અટકાવ્યો.

તુલસી રામાયણ અયોધ્યા કાંડ. પૃ ૧૧૬ની ટીપમાંથી

" વિંધ્યાચલે મેરૂની બરાબરી કરવાને સારૂ વધીને સૂર્યના રસ્તાને રોકી લેતાં, ગભરાએલા દેવતાઓની વિજ્ઞપ્તિ ઉપરથી અગસ્ત્ય મુનિએ જઇને વિંધ્યાચળને કહ્યું કે તૂ હમણાં નીચો નમી જઇને મને રસ્તો દે અને હું પાછો

આવું ત્યાં સુધી નીચોજ રહેજે. અગસ્ત્ય મુનિના કહેવાથી ઉંચો વધેલો વિંધ્યાચળ લાંબો થઇને સૂઇ ગયો અને અગસ્ત્ય દક્ષિણ દિશામાંથી ફર્યાજ નહિ. જેથી આજ દિવસ સુધી એ પ્રમાણેજ રહેલો છે." (કાશીખંડ.)

આપણે લોકોમા અનેક જગોપર સાંભળીએ છીએ કે–ઇંદ્ર રાજા પોતાના વજ્ર નામના શસ્ત્ર વડે અનેક પર્વતોને તોડી નાખતો હતો તો શું આ વિંધ્યાચળને તોડવાની શકિત તેનામાં ન હતી ? આ વિંધ્યાચળતો કોઇ સેંકડો ગાઉ સુધી લાંબો થઇને પડયો છે તો પછી કયા ઠેકાણે ઉભા રહીને આ એક જડરૂપ પહાડની સાથે અગસ્ત્ય મુનિએ વાતો કરી માનવી ?

॥ ઇતિ–કદ્રુથી સર્પો, વિનતાથી–ગરૂડો ઉત્પન્ન થયાં. સ્કંદ પુ૦

કશ્યપની દીકરીઓથી–હાથી, ઘોડા, ઉંટ, આદિ પેદા થઇ ગયા. ભાગ૦ રામા૦ અગસ્ત્યમુનિએ વિંધ્યને આડો પાડયો. રામા૦ એ ત્રણું કલમનો વિચાર ખંડ. બીજે પ્રકરણ. ૨૦ મું૦॥

---

## પ્રકરણ ૨૧ મું.

(૧) ગાલવ મુનિએ ગુરૂ દક્ષણામા વિશ્વામિત્રને ૬૦૦ ઘોડા અને એક કન્યા આપી.

તુલસી રામાયણ અયોધ્યા કાંડ. પૃ. ૪૨૮ માંની ટીપમાથી–" ગાલવ મુનિ વિશ્વામિત્રનો શિષ્ય હતો. તેણે વિદ્યાભણીને ગુરૂદક્ષણા આપવાનો હઠ કરતા. વિશ્વામિત્ર બોલ્યા કે–જેઓનો એક એક કાન કાળો હોય એવા આઠસો ઘોડા લાવી દ્યો. ગાલવ ચિંતા કરતો કરતો ગરૂડજીની સાથે–યયાતિ રાજાની પાસે ગયો. યયાતિએ ઘોડા ન હોવાથી એક કન્યા દઇને કહ્યું કે–જે બસો (૨૦૦) ઘોડા આપે તેને આ કન્યામા પુત્ર ઉપન્ન કરવા દેવો. પ્રસવ થયા પછી પણ આ કન્યા કન્યાજ રહેશે. પછી ગાલવ તે કન્યા લઇ જઇ ત્રણ રાજાઓથી ત્રણ પુત્ર ઉપન્ન કરાવી છસો (૬૦૦) ઘોડા લાવ્યો અને બસો ન મલ્યા તેના બદલામાં તેણે એ કન્યાજ વિશ્વામિત્રને આપી દીધી."

આમાં વિચારવાનું કે—ગાલવ મુનિ ગરૂડને લઇ યયાતિની પાસે ગયા. ઘોડાના બદલામાં તેણે કન્યા આપી. તે કન્યાથી બસો બસો ઘોડા લઇ ત્રણ રાજા-

ઓથી ત્રણ પુત્રો ઉત્પન્ન કરાવી પાછી લાવ્યા. અને ૬૦૦ ઘોડાઓની સાથે તે કન્યા વિશ્વામિત્ર ગુરૂને આંપી. વિચારવાનું કે–ગુરૂએ કન્યા સાથે કેવા પ્રકારનો વ્યવહાર રાખેલો? સ્વર્ગમાથી જે યયાતિને ઇંદ્રે ધકકેલી મુકયો તે ગાલવ મુનિને કન્યા આપવાળો કે કોઇ બીજો?

---

( ૨ ) યજ્ઞોથી ઇંદ્રપદ મેળવી યયાતિ સ્વર્ગમાં ગયો, ઈંદ્રે પાછો ધકેલ્યો.

તુલસી રામાયણ. અયોધ્યા. પૃ. ૪૯૫ ની ટીપમા–(મહારત આદિ પર્વ)

' યયાતિ રાજા અનેક યજ્ઞો કરી ઇંદ્ર જેવું ઐશ્વર્ય પામી ને સ્વર્ગમા જતા ઈંદ્રે તેમને પૂછ્યુ કે–તમે કયા કર્મો કરવાથી અહિં આવ્યા છો ? રાજાએ અભિમાન ધરીને પોતાના સઘળા પુણ્યોનું વર્ણન કર્યું. તેથી પુણ્યો ક્ષીણ થઇ જતા ઇંદ્રે તેમને ધકકેલીને પૃથ્વી પર નાખ્યા હતા. ”

આમા પણ થોડું વિચારવાનું કે–મરેલાનો ન્યાય કરવાનુ કામ વેદોમાં યમ રાજાને સોપાયું છે તો પછી ઇંદ્રે યયાતિને કયા અધિકારથી પૃછ્યું ? બીજી વાત–યયાતિ શરીર છોડીને સ્વર્ગમાં ગયો કે શરીર લઇને ? બે જુદા પડયા પછી એકલા શબ સાથે કે જીવાત્મા સાથે વાતો થયાનુ કોઇ પણ શાસ્ત્રથી પ્રસિદ્ધ નથી. તો પછી ઈંદ્રની સાથે યયાતિની વાતો કયા પ્રકારથી થયેલી ? વળી એજ મહાભારતમાંની સત્યવાન્ અને સાવિત્રીની કથામા–સત્યવાનના અંગુઠા જેવડો આત્મા હોત તો–હિંદુ શાસ્ત્રોમા પ્રસિદ્ધ–રૂપ રંગ વિનાની હવાનું માપ કરીને બતાવનારા અંગ્રેજો તમારા અને બધાઓના જીવોને પકડી લઇ પોતાનાજ તાબામા કરી લેતા પણ યમરાજાના ઘેર સુધી પુહચવાજ ન દેતા ? મહાભારત જેવા માન્ય ગ્રંથમા લખાએલી આવી વાતો કેટલી કિમતી છે ? તેને ન્યાય બુદ્ધિથી વિચારો અને સત્ય કયાં છુપાએલું છે તેને તપાસો ?

॥ ઇતિ વિશ્વામિત્રે ગાલવથી ૬૦૦ ઘોડા । અને કન્યા લીધી. । રામા ।

ઇંદ્રપદ મેળવી યયાતિ સ્વર્ગે ગયો, ત્યાંથી ધકકેલી મુકયો. ભારત૦ તેનો વિચાર ખંડ. બીજે પ્ર. ૨૧ મું. ॥

---

જે વાલ્મીકી તેજ તુલસીદાસ. પારધિમાથી અને રાફડામાંથી વાલ્મીકી.

તેમણે દર્ભમાથી માણસ પેદા કર્યું. । તુલસીએ અને વશિષ્ટે પુત્રીને પુત્ર બનાવ્યો

# પ્રકરણ ૨૨ મું.

(૧) ત્રેતામા જે વાલ્મીકી તેજ કલિમાં તુલસીદાસ.
તુલસી રામાયણ. તુલસી જીવન ચરિત્રના પૃ. ૪૦ મા.

" ત્રેતાયુગમા જે વાલ્મીકી હતા તેજ આ કલિયુગમા તુલસીદાસજી રૂપે જન્મ્યા. વાલ્મીકે સો કરોડ રામાયણ રચી હતી તેનું મથન કરી આ સૂક્ષ્મ રામાયણ બનાવી છે " ઉતર કાંડના પૃ. ૧૧૫૯ માં—

" राम चरित शतकोटी अपारा श्रुति शारदा न वरणे पारा. "

અર્થમાં લખ્યું છે કે—" શ્રી રામચદ્રજીનું ચરિત્ર સો કરોડ શ્લોકમાં રચાએલુ છે તેથી તેનું વર્ણન કરવામા શેષ નાગને કે સરસ્વતીને પણ પાર મળે એમ નથી. "

રામયણ શતકોટી—શતકોટી અર્થવાળું કહેતા તો કદાચ નભી જાતું પણ રામાયણ શતકોટી શ્લોકના પ્રણામવાળું લખી બતાવ્યું તે કેટલું બધું અનુચિત? પુરાણકારોના લેખો પ્રાયે ઘણાજ એવા સ્વચ્છંદી છે. માટે આટલું સૂચનમાત્ર લખી જણાવ્યુ છે ?

---

(૨) પારધિના ભવમાથી નીકળી વાલ્મીકજી તુલસી થયા. રા. બાલકાડ પૃ. ૬ ઠાની ટીપમાથી—

" વાલ્મીકીજીએ રામચંદ્રને કહ્યું કે—પ્રથમ હું પારધિનું કામ કરતો અનેક જીવોની હત્યા કરી કુટુંબનું પોષણ કરતો. એક દિવસે માર્ગમાં સાત ઋષિઓનો સમાગમ થતાં હું તેમને મારવાને તૈયારથયો, તેઓએ મને કહ્યું કે—જેઓના વાસ્તે તું પાપકર્મ કરે છે તેઓ તારા પાપમાં ભાગીદાર થશે કે નહિ ? એવો જવાબ સાભળી ઋષિઓની પાસે જતાં તેઓએ મને તમારૂં નામ સ્મરવાનો ઉપદેશ કર્યો. પછી હું ભૂલથી 'મારા—મારા' એવો જપ કરવા લાગ્યો તેથી પણ આવી ઉત્તમ સ્થિતિ મળી અને આપ મારા સ્થાનપર પધાર્યા. "

વાલ્મીકજીએ પોતાનો પૂર્વ ભવ—રામના ઠેકાણે 'મારા માર' કરવાળો શબ્દ રામને કહી બતાવ્યો તો તે કયા જ્ઞાન વિશેષથી ? રામચંદ્રજી ક્યારે થયા અને વાલ્મીકજી ક્યારે થયા ? આટલું વિચારવા જેવું ખરૂં કે નહિ ? જૈનામા જુદા સ્વરૂપમા એક એવી કથા છે મેળવીને વિચારવાની ભલામણ કરૂં છું.

વળી શંકા ૧૪૯ માં–રાફડામાંથી વાલ્મીકીની ઉત્પત્તિ થઇ એમ પણ જણાવેલું છે.

વળી લખ્યું છે કે વાલ્મીકે દર્ભમાંથી માણસ બનાવ્યું. " સજ્જનો ? સાચ કયે ઠેકાણેથી બોલવું ?

---

( ૩ ) તુલસી. રા. પૃ. ૪૮ થી ૫૦ માં લખ્યુ છે કે–" દ્રાવિડ રાજાની પુત્રીને તુલસીદાસે નવ દિવસ રામાયણ સંભળાવીને પુત્ર બનાવી દીધો "

કુદરતથી કદાચ પુત્રીનો પુત્ર થઇ ગયો હોય તો તે જુદી વાત છે પણ રામાયણ સાંભળી સંભલાવી તુલસીદાસે પુત્રીનો પુત્ર બનાવી દીધો એ માની શકાય ખરૂં ?

---

( ૪ ) વસિષ્ટે–વૈવસ્વત મુનિની દીકરીને દીકરો બનાવ્યો તુલસી રા. અયોધ્યાકાંડ પૃ. ૫૮૫ ની ટીપમાથી—

" વસિષ્ટ મુનિએ વૈવસ્વત મુનિની દીકરીને દીકરો બનાવી દીધો હતો ( એ કથા ભાગવત નવમ સ્કંધમા છે. ) આવા પ્રકારના વસિષ્ટના મહાત્મ્યની બીજી પણ અનેક કથાઓ પુરાણામાંથી મળે છે. "

ભાગવતવાળાએ પ્રમાણ વિનાની આ એકજ વાત લખી હોય તેમ નથી એવી તો અનેક વાતો સ્વછંદપણાથી લખી દીધી છે. તેનો વિચાર આ અમારા ગ્રંથથીજ કરી લેવો. તુલસીદાસે આ વાતનું અનુકરણ કરીનેજ પોતાની સિદ્ધાઇ બતાવી હોય એમ લાગે છે.

---

દાસીપુત્ર મટી નારદ બ્રહ્માના પુત્ર. । ઘડામા દેવોનું વીર્ય તેમાંથી અગસ્ત્ય. ।

( ૫ ) દાસીપુત્ર-મટી નારદ બ્રહ્માના પુત્ર થયા.

ભાગવત–પ્રથમ સ્કંધ તુલસી રા. પૃ. ૬૭૭ની ટીપમાંથી લીધેલું.

' નારદજીએ વેદ વ્યાસની પાસે કહ્યું કે–' હું પૂર્વ જન્મમા દાસીપુત્ર હતો. સાધુ જનોના સંગથી મારી બુદ્ધિ નિર્મળ થતા હું વનમાં તપ કરવા ચાલ્યો-ગયો અને ભજન રૂપ તપ કરવા લાગ્યો. મારૂં એ શરીર છુટી ગયા પછી આ જન્મમાં હું બ્રહ્માનો પુત્ર થયો છું. "

વેદવ્યાસને નારદજીએ જણાવ્યું કે હું દાસી પુત્ર મટીને બ્રહ્માનો પુત્ર થયો. વેદ વ્યાસ ક્યારે થયા ? બ્રહ્મા કયારે થયા ? અને નારદજી તેમના પુત્ર ક્યારે થયા ? કોઇ સુજ્ઞ ખુલાસો કરીને બતાવે તે ખરો ?

---

( ૬ ) ઘડામા પડેલા મિત્રાવરૂણ દેવોના વીર્યથી અગસ્ત્યમુનિ.

" અગસ્ત્યમુનિએ મહાદેવજીને કહ્યું કે–મિત્રાવરૂણ નામના બે દેવતાઓ એ રંભા નામની અપ્સરા જોવાથી કામાતુર થઇ પોતાનું વીર્ય ઘડામાં નાખ્યું હતું તેથી હું જન્મ્યો છું પણ સત્સંગના પ્રભાવથી ઉત્તમ સ્થિતિ પામી આપણા ( રામચંદ્રજીના ) દર્શનને પ્રાપ્ત થયો છું સમુદ્રને પીવાવાળા, વિંધ્યને આડો પાડવાવાળા, અગસ્ત્ય છે.

સૃષ્ટિની ઉત્પત્તિની સાથે, વળી દેવીના હાથ ઘસવાથી એમ અનેક પ્રકાર થી ઉત્પન્ન થએલા મહાદેવજી છે. આ બે કયારે ભેગા થયા કે અગસ્ત્ય મુનિએ ઘડામા પડેલા મિત્રાવરૂણના વીર્યથી પોતાની ઉત્પત્તિ મહાદેવજીને કહી બતાવી ?

॥ ઇતિ—( ૧ ) જે વાલ્મીકિ તેજ તુલસીદાસ. । ( ૨ ) પારધિના ભવમાથી અને રાફડામાથી–વાલ્મીક ઉત્પન્ન થયા. । ( ૩ ) વાલ્મીકે દર્ભમાંથી માણસ પેદા કર્યું. । ( ૪ ) તુલસીદાસે અને વાલ્મીકે પુત્રીનો પુત્ર બનાવ્યો. । ૫ દાસીપુત્ર મટી નારદ બ્રહ્માના પુત્ર થયા. । ૬ મિત્રાવરૂણ દેવોનું વીર્ય ઘડામા, તેમાંથી અગસ્ત્ય મુનિ પેદા થયા. એ કલમ ૬નો વિચાર ખંડ. બીજે. પ્રકરણ. ૨૨ મું ॥

---

# પ્રકરણ ૨૩ મું.

( ૧ ) હાજર થઇ પ્રભુએ ઝુંડથી હાથીને છોડાવ્યો.

ભાગવત. અષ્ટમ સ્કંધ.

" ગજેંદ્ર હાથીને ત્રિકુટા ચલના તલાવમાં ઝુડે પકડયો અને બહુ દુ:ખ દીધુ. તે વખતે તેને પ્રભુના નામનો જાપ કરવાથી પ્રભુએ ત્યાં પધારી તેને મુક્ત કર્યો હતો. "

હાથીની સદ્દબુદ્ધિ થતાં ગમે તે વન દેવતાએ આવીને સાહાય્ય કરી હોય તો તે બનવા જોગ છે. કારણુ સત્યપ્રિય અને પરોપકારીની પડખે રસ્તાનો ચાલતો ગમે તે પણુ સાહાય્યભૂત થઇ જશે, જેમકે વલ્લભભાઇ પટેલની પડખે આખી દુનીયા હતી એમ કહીએ તેમા ખોટુ શુ છે ? બાકી પ્રભુ આવ્યાનું લખવુ તે તો તદ્દન અજ્ઞાનપણું જ છે.

જૈનોમા-મેઘકુમારની કથા એવી છે કે-જે પૂર્વભવમાં હાથી હતો છતાં બે ત્રણુ દિવસ સુધી પગ નીચે ભરાએલા જીવની રક્ષા કરી. પુણ્યના યોગે શ્રેણિક રાજાનો પુત્ર થઇ દીક્ષા લીધી, કષ્ટ પડતાં ઘેર જવાની ઇચ્છા થઇ, મહાવીર ભગવાને હાથીના ભવનો વૃતાત સભળાવી સ્થિર કર્યો. આ કથા પુરાણુકારે ઉંધી છત્તી ગોઠવી ભગવાન આવ્યાની કલ્પના કરી હોય ! સંભાવાસ્રભવનો વિચાર પડિતો કરે.

બાકી આધાર લીધા વગર કથાઓ ઉધી કે છત્તી લખી શકાતી નથી એ નિર્વિવાદ છે.

જે નવ વાસુદેવાદિકના સંબંધવાળી કથાઓ હતી તેનો વિચાર અમોએ કરીને બતાવ્યો છે. બાકી સંબંધ વિનાની કથાઓ અનેક જૈનોની લઇ પુરાણુકારોએ ઉધી છત્તી ગોઠવેલી છે પણુ તેટલો બધો વિચાર કરી શકાય નહિ તેથી પંડિતોને ભલામણુ કરૂં છું કે-પુરાણુકારોની કથાઓમાં જ્યાં તદ્દન અસંભવિત જેવું લાગે અને તે કથાઓ જૈન ગ્રંથોમા હોય તો તેની સાથે મેળવીને વિચાર કરી લેવો અને તેની સાથે સત્યાસત્યનો વિચાર કરવો. તેવી કથા એક નહિ પણુ પુરાણોમાં અનેક મળશે. એમ હુ મારા અનુભવથી જણાવી શકુ છું. ઇત્યલં.

---

( ૨ ) અસુરો સૂર્યને ઘેરે છે પણુ બ્રાહ્મણોના અર્ઘથી છુટે છે.

તુલસી. રા. અરણ્યકાડ. પૃ. ૬૭૭ ની ટીપમાથી-

" શ્રુતિમાં કહ્યુ છે કે-પ્રભાતમાં ઉગતા સૂર્યનારાયણુને સમુદ્રવાસી મંદેહ નામના અસુરો ઘેરી લે છે પણુ પાછળથી તેઓ બ્રાહ્મણોએ આપેલા અર્ઘોના જળના બિંદુઓથી પ્રહાર પામીને વિખેરાઇ જાય છે "

બ્રાહ્મણોના અર્ઘો વિના સૂર્ય ઉગતો અટકી પડેલો આજ સુધી કોઈએ જાણ્યું જોયું હતું ખરૂં ? આ લેખમાં કેવળ પોતાની મહત્ત્વતાના સિવાય વધારાનું શું છે ?

॥ ઇતિ–પ્રભુએ ઝુડથી હાથીને છોડાવ્યો. ભાગ ૦। બ્રાહ્મણોના અર્ઘથી સૂર્ય અસુરોથી છુટે છે. ૦। એ કલમ બેનો વીચાર. ખંડ. બીજો પ્રકરણ. ૨૩ મું

---

( ૧ ) સૃષ્ટિની ઉત્પત્તિ સાથે બ્રહ્માદિક. । ( ૨ ) બ્રહ્માના શિર છેદનુ પ્રાયશ્ચિત શિવે લીધુ. । ( ૩ ) નરનારાયણના તપમા ઇંદ્રે વિઘ્ન કર્યું. ।. એ ત્રણે સ્કંદપુ. ।

# પ્રકરણ ૨૪ મું.

## માયાના પ્રલય સમુદ્રમાં ડુબતા માર્કંડેય પ્રભુથી બચ્યા ભાગ૦ ।

( ૧ ) સ્કંદપુ. પાચમો અવતી ખંડ. અધ્યાય ૨ જો તેના પત્ર ૨ થી–

“ કલ્પારંભે–સૃષ્ટિની ઉત્પત્તિ, તેની સાથે–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ ઉત્પન્ન થઇ ગયા એમ વિસ્તારથી લખ્યું છે ત્યાથી જોઇ લેવું. ”

જેની ઉત્પત્તિના માટે આરંભ, તેનો અન્ત હોયજ સૃષ્ટિની ઉત્પત્તિની સાથે બ્રહ્માદિક ઉત્પન્ન થયા તો તે કાલ કયો ? અને કેવા પ્રકારનો ? અને તેનું પ્રમાણ કઇ રીતે સમજવું ? વળી સૃષ્ટિના આરંભ કેટલા થયા ? અને તેના અંત કેટલા થયા ? બીજી સૃષ્ટિઓની ઉત્પત્તિઓની સાથે બ્રહ્માદિક બદલાતા હશે કે એના એ ફરીથી ઉત્પન્ન થતા હશે ? આટલા ટુંક વિચારની સાથે જૈનોની જગતની માન્યતાવાળો પ્રથમનો લેખ ફરીથી વિચારવાની ભલામણ કરૂં છુ.

---

( ૨ ) સ્કંદ પુ૦ ખંડ. ૫ મો અધ્યાય ૧૮૪ મો. પત્ર ૩૦૯ થી–

“ બ્રહ્માના શિરનો છેદ કરવાથી બ્રહ્મહત્યાનુ પાપ લાગવાથી મહાદેવે ધૌતપાપ નામના તીર્થનું સ્થાપન કર્યું. ”

જીવોની સાથે બ્રમ્હાદિક ઉત્પન્ન થયા ત્યારે તો જે ગતિ જીવોની તેજ ગતિ બ્રમ્હાદિકની મનાઇ હશે ? તેથીજ મહાદેવે બ્રમ્હાનુ માથું કાપ્યુ ને ? અને પ્રાયશ્ચિત લેવાની ફરજ તેથીજ પડીને ? જો એમ હોય તો પછી આ ત્રણે મોટા દેવો તરીકે કયા હિશાબથી મનાયા ?

---

( ૩ ) સ્કંદ પુ૦ ખંડ ૫ મો. અધ્યાય. ૧૯૨ મો. પત્ર ૩૧૩ થી—

" નરનારાયણ તપ કરવા લાગ્યા. તપમા વિઘ્ન કરવા ઇન્દ્રે અપ્સરાઓ મોકલી."

નરથી નારાયણ થવા દુનીયા પ્રયત્ન કરી રહી છે. તે નારાયણ આ હશે કે બીજા ? તે જો આજ હોય તો વિચારવાનું કે—તપ કરીને વધારે શું લેવાને ગયા ? નારાયણની પદવી કરતા ઇંદ્રની પદવી વધારે છે ? કહેશો કે નથી તો પછી ઇદ્રને અપ્સરાઓ મોકલવાની જરૂર સાથી પડી ?

---

( ૪ ) ભાગવત દશમ સ્કંધમાં—નરનારાયણે માયાથી દેખાડેલા પ્રલયના સમુદ્રમા ડુબી જતા માર્કંડેય મુનિ તે સમયે જોવામાં આવેલા વડના એક પાંદડાના પડીયામા પોઢેલા બાળકરૂપ પ્રભુના પ્રસાવથી બચ્યા હતા.

કોઇ વ્યંતરાદિકે માયા બતાવી હોય તો તે બનવા જોગ છે બાકી માર્કંડ મુનિ હજાર પંદરસો વર્ષની અંદરનાજ છે તેથી પડિયામા પોઢેલા પ્રભુ જોયાની વાત વિચારવા જેવી છે. કેમકે જેવી રીતે બીજાં પુરાણો ગોટાલા ભરેલા છે તેવીજ રીતનું માર્કંડેય પુરાણ છે તો પછી તેમના માટે પડિયામા સૂતેલા પ્રભુ કયાંથી આંવી ગયા ? કદાચ નરસો મ્હેતાની વાત મુકો તો વિચારવાનું કે તેમના માટે પણ પ્રભુ તો આવેલા છે જ નથી. પરન્તુ નરસી મહેતા જેવા ગમે તે સત્યપ્રિય, નિખાલસ અને પરોપકારની દ્રષ્ટિવાળા પુરૂષને સંકટ સમયે તે દેવતા સાહાય્યરૂપે થઇ જાય છે એ વાત નિર્વિવાદ છે. તે પ્રમાણે મ્હેતાના માટે થએલું હોવું જોઇએ. બાકી ખરા ભગવાનને જગોજગોપર ભટકવાની જરૂરજ શી છે. ?

---

( ૫ ) રામચંદ્રની પાસે શિવે પોતાનુ રક્ષણ માગ્યુ.

તુલસી રામાયણ લંકા કાંડ. પૃ. ૧૦૯૫ મા—

" સઘળા દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરી પોતાને સ્થાન કે ગયા પછી એકાંતમા મહાવિચક્ષણ × સદાશિવ તેમની ( રામની ) પાસે આવ્યા સદાશિવ બન્ને હાથ જોડી રોમાંચિત થઇ ગદ ગદ વચનથી વિનય કરીને બોલ્યા કે–હે રઘુકુળનાયક ? હે ભકત જનોને રાજી કરનારા મારૂં રક્ષણ કરો ?

× ( આની ટીપમા નીચે લખી જણાવ્યું છે કે–" મારા શિષ્ય રાવણથી પ્રભુને બહુ સંકટ થયું હતું તેથી પ્રભુ રખેને સહુ સાભળતા ઠપકો આપે એવી શંકાથી એકાંતમાં આવ્યા. )

સ્કંદપુરાણમા જણાવ્યું હતું કે–કલ્પના આરંભમાં–સૃષ્ટિની ઉત્પત્તિની સાથે બ્રહ્માદિક ત્રણે દેવો ઉત્પન્ન થઇ ગયા હતા. તો વિચારવાનું કે–રામાવતાર ચોવીસમાં વીસમાવતાર, દશાવતારોમાં સાતમાવતાર, તો તે રામ સૃષ્ટિની ઉત્પત્તિ થયા પછી કેટલા કાળે ઉત્પન્ન થએલા માનવા ? જે રામને સૃષ્ટિની સાથે ઉત્પન્ન થયેલા મહાદેવ એકલા એકાંતમા મળવાને આવ્યા? અને વળી અતિ નમ્ર થઇ પોતાનું રક્ષણ માગ્યું ? શું આ વાત સાચી હોય એમ લાગે છે ખરી ? જરાક મધ્યસ્થ દ્રષ્ટિથી વિચારવાની ભલામણ કરૂં છુ–આવી રીતના સેંકડો પુરાણોના લેખો જોતા એવો જ વિચાર થઇ આવે છે કે–પ્રથમ સર્વજ્ઞોના તરફથી પ્રગટ થએલા સત્ય ઇતિહાસનો આશ્રય લઇને પછી પોતાની મરજી પ્રમાણે પોતાના લેખોમા ઉંધો છતો ગોઠવી સત્ય ઇતિહાસની અને સત્યતત્વોની અમારા વૈદિકભાઇઓએ દુર્દશાજ કરીને મુકી હોય એજ સિદ્ધ થાય છે.    ઇત્યલં વિસ્તરેણ

॥ ઇતિ–સૃષ્ટિની સાથે બ્રમ્હાદિક ઉત્પન્ન થયા. સ્કંદ પુ૦ । બ્રમ્હાના શિર છેદનનું પ્રાયશ્ચિત શિવે લીધું. સ્કં ૦ નર નારાયણના તપમા ઇંદ્રે વિઘ્ન કર્યું સ્કં. ૦ માયાના પ્રલય સમુદ્રમા ડુબતા માંર્કંડેય મુનિ પ્રભુથી બચ્યા ભાગ૦ શિવે રામચંદ્ર પાસે પોતાનું રક્ષણ માગ્યું. રામા૦ કલમ પાંચનો વિચાર ખંડ બીજે પ્રકરણ ૨૪ મું૦

———

( ૬ ) નરમેધના ઉપદેશક ગાલવ. ૦ ( ૨ ) દેવી ભાગવતે–વેદોમાં જાનવરોનુ મારવાનું.

# પ્રકરણ ૨૫ મું.

( ૧ ) ગાલવ મુનિએ--નરમેધ, યજ્ઞનો ઉપદેશ કર્યો.

પદ્મપુરાણ બ્રહ્મખંડ. અધ્યાય ૧૨ મો ( મ. મી. પૃ. ૧૧૨ )

" ગાલવ મુનિએ " નરમેધ " યજ્ઞ કરવાને ઉપદેશ આપ્યો છે. આ બારમો અધ્યાયજ એ વિષયનો છે ત્યાથી જોઇ લેવું. " +

+ આમા વિચારવાનું કે—પીપલાદ ઋષિએ રાજ્ય બળ મેળવી પોતા-નાજ માતપિતાને યજ્ઞમા હોમી દઇ પોતાનુ વેર લીધેલુ. ત્યાંથી માતૃમેધ અને પિતૃમેધની પ્રસિદ્ધિ થએલી તેનો સંબંધ કિંચિત્ અમારા જાણવા પ્રમાણે લખી બતાવ્યો છે. આ ગાલવ મુનિએ રાજ્યના અનુરોધથી અથવા પોતાનુ વેર લેવા આ નરમેધનો ઉપદેશ આપ્યો. તેના સંબધે ખરૂ અમારા સમજવામા આવ્યું નથી. પરન્તુ એટલું અનુમાનતો થાય છે કે આ નરમેધનો ઉપદેશ કોઇ મોટા ધર્મ કાર્યના માટે તો થએલો નહિ હોય અગર જો ધર્મના માટે થએલો હોત તો આજ સુધીમા તેવા નરમેધ એક નહિ પણ હજારો લાખો નરમેધ થવાની ગણત્રી બહાર આવી હોત. આ મારૂં અનુમાન સર્વથા જુઠું નથી પણ વિચારવા જેવું છે. કદાચ આમાં મારી ભૂલ થએલી હશે તો સજ્જનોના આગળ હાથ જોડીને ક્ષમા યાચીશ ? ॥

---

આર્ય પ્રજાને છાજે તેવો વામમાર્ગીનો ધર્મ છે ?

શંકાકોષ—શ્રુ કા. ૨૬૪ મી. પૃ. ૩૭ માં. ( ભાગવત સ્કંધ ૪ થો. અ. ૨૭ મો )

" પશુમેધ અને વામમાર્ગીઓનો અશ્વમેધ પૌરાણીઓના ધર્મ છે અને તે ઉચિત છે ? "

હિંસા—મદિરાપાનાદિકના લેખોથી દૂષિત વેદો.

દેવી · ભાગવત–મહાપુરાણ પ્રથમ સ્કધ. અધ્યાય ૧૮ મો. ( મ. મી. પૃ. ૧૧૨ )

" શુકદેવજી રાજા જનકને કહી રહ્યા છે. તે કથનથી વેદોમાં–જાનવરોને મારવાનું, મદિરાપાન કરવાનુ, જુગાર ખેલવાનું, માસ ભક્ષણ કરવાનું સિદ્ધ

થાય છે. યજ્ઞમાં એટલાં બધાં જાનવરો મરાતાં કે તેમના ચામડાઓના પહાડ બની જતા હતા. ”

આ દેવી ભા. ના લેખમા કિંચિત્ વિચાર—સજ્જનો ! રજપુતાદકોની વસ્તિમા પ્રાયે બ્રાહ્મણોની વસ્તી હોય. આજીવિકાના માટે કાઇક ભણેલા પણ હોય, સાધારણ વ્યાકરણી કોઇ ગર્વિષ્ઠ થએલો પોતાને વેદાદિકનો પારગામી માની જેનો તેનો અનાદરાજ કરતો હોય અને જૈનોને તો વેદ બાહ્ય કહી નાસ્તિકજ માનતો, નીચુ પણ ન જોતો હોય તેવા ગર્વિષ્ટોએ—શુકદેવજી અને જનકવાળો પ્રસંગ જોવાનો પ્રયત્ન કરવો, વેદોમાં—જાનવરોને મારવાનું, મદિરા-પાન કરવાનું. જુગાર ખેલવાનું, અને માસ ભક્ષણ કરવાનું. અસ્તિકોએ લખેલુ કે નાસ્તિકોએ ? જૈનોએ ઉપર બતાવેલી નિંદ્ય વાતોનો ઇન્કાર કરેલો છે બાકીની સારી વાતો. જ્ઞાનની વાતો તો જૈનોને માન્યજ છે તો પછી જૈનોને નાસ્તિક કહેવાળા તેવા જુઠા ગર્વિષ્ટોને કથી ઉપમાં આપવી ? લોકોમાં એવું ચાલે છે કે-જે વ્યભિચારિણી છિનાલ હોય તે સતીને નિંદે તેવા પ્રકારનો—અન્યાય જૈનો ઉપર થએલો અને થતો આવેલો અને વર્તમાનમા થઇ રહેલો મનાય કે નહિ ? આ મારા ટુંક લેખનો વિચાર કરીને સત્યપ્રિય સજ્જન પુરૂષો જરૂર ન્યાય આપશે ? આથી વધારે હું કાંઇપણ કહેવાને માગતો નથી સત્યને સત્યની દૃષ્ટિથી જુવો એટલે બસ છે.

॥ ઈતિ—નરમેધયજ્ઞનો ઉપદેશ ગાલવમુનિએ કર્યો. પદ્મ પુ૦ દેવી ભાગવતે—વેદોમા જાનવરોને મારવાનું બતાવે છે. તેનો વિચાર.

---

યાજ્ઞવલ્કયે ભણેલા વેદો વમીને નવીન રચ્યા.

યાજ્ઞવલ્કયે પ્રાચીનવેદ વિદ્યાને વમી નવીન વેદો રચ્યા.

સ્કંદ. પુ૦ ખંડ. છઠ્ઠો અધ્યાય ૧૨૯ મો. પત્ર ૧૪૪ થી શરૂ તેમાંનો કિંચિત્ સાર—

“ આજ્ઞાનો ભંગ કરવાથી શાકલ્ય ગુરૂને થએલો ક્રોધ, તેથી યાજ્ઞવલ્કય શિષ્યે—ગુરૂની પાસેથી ભણેલા વેદાદિક સર્વ ગ્રંથની વિદ્યાનુ વમન કરીને ગુરૂને પાછી સોપી. અને પછી ગુરૂની પાસેથી નીકળીને હાટકેશ્વરમા જઇને રહ્યા. ત્યાં રહીને સૂર્યની ઉપાસના કરતાં—સિધિમાદિ વિદ્યા મેળવી, પછી લઘુરૂપ ધરી

સૂર્યના ઘોડાના કાનમા પેસી, સૂર્યના મુખમાંથો નીકળેલા 'વેદો' યાજ્ઞવલ્કયે ભણ્યા. જ્યારે સર્વ વિદ્યા જાણી લીધી ત્યાર પછી વેદના અર્થને જણાવવા વાળી ઊપનિષદોની રચના કરી. "

આ લેખોનો કિંચિત વિચાર-વેદોનો અર્થ-જ્ઞાન, ઘણા પંડિતોથી પ્રસિદ્ધમા આવેલો છે, જ્યારે નિર્દયપણાથી મનુષ્યને અગ્નિમાં નાખવામાં આવે ત્યારે દયાળુ પુરૂષોના મનમાં-અરે ! અરે ! ના ઉદ્ગારો સિવાય બીજું જ્ઞાન પ્રાપ્ત થાય ખરૂં ? વળી જીવતા મનુષ્યોનો યજ્ઞ કરવાનો ઉપદેશ ગાલવમુનિ કરવા બેઠા, કયું જ્ઞાન આપવા ? નરમેધ કરવો તે પોતાના માણસોનો કે પરાયા માણસોનો ? આ વાતો વિચારવા જેવી ખરી કે નહિ ?

વળી બીજા ભાગવતના-પશુમેધથી અને અશ્વમેધથી દયાળુ પુરૂષોના હૃદયને કંપારા સિવાય કયા જ્ઞાનની પ્રાપ્તિ ?

વળી ત્રિજો દેવી ભાગવતનો લેખ જોતાં-શુકદેવજી પોતેજ રાજા જનકને વેદોમાંના જ્ઞાનનો પ્રકાશ કરી રહ્યા છે કે-જાનવરોને મારવાનું, મદિરાપાન કરવાનુ, વળી તેથી વધારે જુગાર ખેલવાનું અને માસ ભક્ષણ કરવાનું એ, બધાએ પ્રકારનુ જ્ઞાન વેદોમા ભરેલું છે. આ લીલા કેવા પ્રકારની હશે ?

આ ચોથો સ્કંદ પુ. નો લેખજ જણાવી રહ્યો છે કે-ખરા વેદો રહ્યા નથી. યાજ્ઞવલ્કય ઋષિએ વેદોનુ વમન કર્યું. એનો અર્થ શો ? ખરા વેદોનો નાશ કરી હિંસા મિશ્રિત વેદોનું બંધારણ કર્યું, એ સિવાય બીજો કયો અર્થ કરી શકાય ? પ્રત્યક્ષની ભૂલમાં ખેંચાતાણી સજ્જનોને ન છાજે ? ઇત્યલં વિસ્તરેણ.

॥ ઇતિ-યાજ્ઞવલ્કયે ભણેલા જુના વેદો ઓકી કાઢયા અને પાછળથી નવા વેદોની રચના કરી તેનો વિચાર.

---

મરતા-રામને મારવાની બુદ્ધિ છતા રાવણની મુક્તિ.

રામે રાવણને વિશ્વરૂપ દેખાડયુ.

તુલસી રામાયણ લંકા કાંડ. પૃ. ૧૦૮૦ માં.

" રાવણનું ધડ ધરતી પર પડવાના સમયમાં ભારે ભયંકર ધડાકો થયો. અને તે સમયમાં આકાશમાં રહેલા રાવણના માથાઓએ-રામ કયાં ગયો ? જો નજરે પડે તો પડકારીને મારી નાખીએ એવું ઉચ્ચારણ કર્યું. "

( આ પકિતની ટીપમાં–લખી જણાવ્યું છે કે–મરતી વખતે રામ નામના ઉચ્ચારણના મહીમાથી રાવણની મુકિત થઇ. )

આ ઉપરના લેખમા વિચારવાનુ કે રામ નજરે પડે તો પકડીને મારૂ, મંતા સુધી એવા પ્રકારની દુષ્ટ બુદ્ધિવાળા રાવણની મુક્તિ થયાનું લખી બતાવનારની સત્ય બુદ્ધિ હતી એમ માની શકાય ખરૂં કે ? આ વિષયમા જુવો રામાયણનો લેખ, આમા સત્ય શું છે તે નજરે પડશે. વધારે શુ લખીને બતાવુ?

---

તુલસી. રામાયણ. લંકા કાંડ. પૃ. ૧૦૭૯ની ટીપમાં લખી જણાવ્યુ છે કે–" વળી એમ પણ કહેવાય છે કે રાવણને અન્ત સમયમાં રામચંદ્રજીએ–વિશ્વરૂપ દેખાડયું હતું."

સાક્ષાત્ વિશ્વરૂપ જે સર્વજ્ઞપણું મેળવે તેજ જોઇ શકે કે બીજાનું દેખાડેલું વિશ્વસ્વરૂપ ગ્રંથોના જ્ઞાનથી જોઇ શકાય પણ સાક્ષાતરૂપે વિશ્વરૂપ બીજાને કેવી રીતે દેખાડી શકાય ? આ વાતની પુરાણિકોએ એક ગપ્પજ ગોઠવી મુકેલી છે. આંમા વાસ્તવિકપણું કાંઇ દેખાતુંજ નથી. ॥

॥ ઇતિ–રામ ક્યાં ગયો. નજરે પડે તો મારૂં. કહેનાર રાવણની મુક્તિ. રામે રાવણને અન્ત સમયે વિશ્વરૂપ દેખાડયુ. તેના વિચારની સાથે જૈન અને વૈદિક ગુરૂના કર્તવ્યોના સંબધે ટુંક રૂપે ખંડ બીજે પ્રકરણ ૨૫ નો વિચાર સંપૂર્ણ.



# પ્રકરણ ૨૬ મું.

જૈન અને વૈદિક દેવતાદિકના સંબંધવાળા ટુંક ટુંક રૂપના કેટલાક વિચારો નીચે પ્રમાણે—

## જૈનોની માન્યતા પ્રમાણે દેવતાઓ અને દેવીઓ.

જૈનગ્રંથોમાં ચાર પ્રકારના દેવતાઓ બતાવ્યા છે—૧ **ભવનપતિના**, ૨ **વ્યંતર** જાતિના, ૩ **જ્યોતિષ** મંડલના, અને ૪ **વૈમાણિક**ના.

પહેલા ભવનપતિના અસુરાદિક **દશભેદ** છે. બીજા વ્યંતરની જાતિના **આઠભેદ** છે, ત્રીજા જ્યોતિષ મંડલના **પાંચભેદ** છે. અને ચોથા વૈમાનિકના **બારભેદ** છે. આ બધા દેવતાઓ પોત પોતાના અધિકાર પ્રમાણે કર્ત્તવ્યોના કરવાવાળા હોવાથી કલ્પવાસી કહેવામા આવ્યા છે.

જે આ ચાર પ્રકારના દેવતાઓના દશ આદિ ભેદો બતાવ્યા છે તેના એક એક ભેદમાં પણ **દશ દશ** પ્રકાર હોય છે તે નીચે પ્રમાણે—૧ **ઇંદ્ર**–એટલે જે અનાદિકાલનાં ( સદા કાલના ) વિમાનો છે તેનો મુખ્ય અધિકારી જેમ રાજ્ય ગાદી પર આવેલો રાજા તે પ્રમાણે ઉત્પન્ન થયેલો તે ઇંદ્ર મનાય છે ૧

૨ **સામાનિકા**–એટલે ઇંદ્રના જેટલા દરજ્જાવાળા પદવી વિનાના.
૩ **ત્રાયસ્ત્રિંશા**–એટલે મંત્રી પુરોહિતના દરજ્જાવાળા.
૪ **પારિષદ્યા**–એટલે ઇંદ્રની સાથે મિત્ર તરીકેનો દરજ્જો ભોગવનારા.
૫ **આત્મરક્ષા**–એટલે ઇંદ્રની બધી વાતે રક્ષા કરવાવાળા.
૬ **લોકપાલા**–એટલે પોતાના સ્વામીની શરહદના ચોકીદારો.
૭ **અનિકાધિપતિઓ**–એટલે–ઇંદ્રસેનાના મુખ્ય અધિકારીઓ.
૮ **પ્રકીર્ણકા**–એટલે નગરના લોકોની પેઠે વિમાનમા વસનારા.
૯ **આભિયોગ્યા**–એટલે દાસ પણાનું કામ કરવાવાળા.
૧૦ **કિલ્વિષિકા**–એટલે ત્યાની જગ્યાઓના સાફ સુફ કરવાળા.

આ ઊપર બતાવેળા જુદા જુદા દેવલોકમાંના જે દશ દશ ભેદ છે તેમાંનો **ત્રીજો** ભેદ કે જે મત્રી પુરોહિતના દરજ્જાવાળો, અને **છઠ્ઠો** ભેદ જે પોતાના સ્વામીની શરહદના ચોકીદાર વાળો, આ બે ભેદો **વ્યતર**ની જાતિમા અને જ્યોતિષ મડલના દેવતાઓમાં હોતા નથી. તેથી–**વ્યંતર** અને **જ્યોતિષ**મા બાકી રહેલા **આઠ ભેદ** જ હોય છે

મુખ્ય ચાર પ્રકારના દેવતાઓ કહ્યા–તેમાંના પહેલાનું નિવાસ સ્થાન આપણી ભૂમીથી **નીચેના** ભાગમા છે, તેથી તેમને **ભવનપતિ** કહેલા છે. (વૈદિકમતમાં પાતાલવાસી તરીકે કલ્પેલા છે) બીજી **વ્યંતર** જાતિ ભૂત પ્રેતાદિ, ત્રીજા **જ્યોતિષ**–સૂર્ય ચંદ્રાદિ, તે આપણી હદમાં એટલે **મધ્યલોકમાં** વસનારા દેવતાઓ ગણાય છે. ચોથા **વિમાનવાસી** તે સૌધર્માદિ વિમાનોના નામથી ઓલખાવાય છે તે જ્યોતિષના દેવતાઓની ઉપર એક એકથી ચઢીયાતા બાર જાતિના ગણવામાં આવ્યા છે.

આ ચારે જાતિના અસંખ્ય દેવતાઓ ઉપર અને અનાદિકાળથી સાસ્વત પણે રહેલા લાખો વિમાનો ઉપર અધિકારના ભોગવનાર તે **ઇંદ્રો** કહેવાય છે. તે બધાનો સરવાલો મેળવતાં ચોસઠ (૬૪) ઇંદ્રો જ થાય છે- ઇંદ્રાદિકનું આયુષ્ય પુરણ થતાં ત્યાથી ચવીને મનુષ્ય ગતિમાં કે તીર્યંચગતિમાંજ ઉત્પન્ન થાય. પછી ચારે ગતિમા જવાની છુટ થાય છે મનુષ્યમાં આવ્યા પછી કોઇ કોઇ મોક્ષમાં પણ ચાલ્યા જાય છે. કારણ દેવતા પણાથી ચવી દેવતા થતા નથી તેમ નરકમાં પણ જતા નથી. તે ઇંદ્રના સ્થાનમા વળી કોઇ બીજોતેવો પુણ્યાત્મા થોડા વખતમા આવીને ઉત્પન્ન થાય પણ સ્થાન શૂન્ય રહેતુ નથી.

ઉપર પ્રમાણે આપણા લોકની પેઠે ત્યા પણ રાજા પ્રજાનો વ્યવહાર ચાલે છે, જન્મ મરણ ચાલુ છે. પણ ત્યાં ના જે સાસ્વતા સ્થાન છે તે તો સદા તેવાને તેવાં જ રહે છે.

આથી પણ ઉપરના દરજાના—**નવ ગૈવયકના** અને **પાંચ અનુત્તર** વિમાનના દેવતાઓ છે. તેમને મરણ જન્મ તો હોય છે, પણ તેમનામાં રાજા-પ્રજાનો વ્યવહાર હોતો નથી. તેથી તે કલ્પાતીત કહેવાય છે. જેમ જેમ ઉપરના દરજાના દેવતાઓ તેમ તેમ–તેમના આયુષ્યમાં વધારો, સુખ સંપત્તિમાં વધારો, અને તેમના જ્ઞાનમાં પણ વધારો સમજવો.

## કેટલાક દેવતાઓના આયુષ્યનું પ્રમાણ.

**दसवास सहस्साइं भवणवईणं जहन्नठिई.**

**( छाया-दशवर्षसहस्राणि भवनपतीनां जघन्यास्थिति )**

ભાવાર્થ–ચાર જાતિના દેવોમાંના પહેલા **ભવનપતિ** છે. ત્યાંના દેવતાઓનુ અને તેમની દેવીઓનુ જઘન્ય એટલે ઓછામાં ઓછું આયુષ્ય દશ હજાર વર્ષનું હોય છે. દેવતાઓનું અને નારકીના જીવોનું આયુષ્ય (૧૦૦૦૦) દશ હજાર વર્ષથી ઓછું હોતુજ નથી.

આપણાથી નીચેની ભૂમીમા વસનારા ભવનપતિ–દક્ષિણ ખંડમાં દશ અને ઉત્તર ખંડમાં દશ એમ બે વિભાગથી જુદા જુદા છે.

દક્ષિણદિશામાંના પહેલાંનો ઇંદ્ર **ચમરેંદ્ર** છે, તેનું ઉત્કૃષ્ટ આયુષ એક સાગરોપમનું છે. ઉત્તરદિશામાંના પહેલાનો ઇંદ્ર બલીંદ્ર નામનો છે, તેનું ઉત્કૃષ્ટ આયુષ એક સાગરોપમથી કાંઇક અધિક છે. દક્ષિણ ખંડના કરતાં ઉત્તર ખંડના કાંઇક ઉંચા દરજ્જાના ગણાય છે. એ રીતે બધા મળીને ભવનપતિના વીશ ઇંદ્રો થાય છે. વિશેષ સ્વરૂપ જૈન ગ્રંથોથી જોઇ લેવું. ॥

હવે બીજા **વ્યંતરોના** આયુષ્યનું કિંચિત્ સ્વરૂપ.

वंतरियाणजहन्नं दसवाससहस्स पलिय मुक्कोसं देवीणं पलिअद्धं ॥
( छाया–व्यंतराणां जघन्य दशवर्षसहस्र–पल्प मुत्कृष्टं । देवीनां पल्यार्द्धं )

ભાવાર્થ—હવે બીજા **વ્યંતર** જાતિના દેવતાઓનું જઘન્ય આયુષ્ય દશ હજાર વર્ષનુંજ હોય છે. અને ઉત્કૃષ્ટું વધારામાં વધારે એક પલ્યોપમ સુધીનું હોય છે. પણ તેમની દેવીઓનું આયુષ્ય તે દેવતાઓથી અડધુંજ હોય છે

હવે ત્રીજા **જ્યોતિષ** દેવતાઓનું આયુષ્ય.

पलियं अहियं ससिरवीणं ॥ ५ ॥ लक्खेणसहस्सेण य । वासाणं गहाणं पलियसेएसि ठिइं अद्ध देवीण कम्मेण नरक्खत्ततारांणं

६ (छाया–पल्यमधिकं शशि रवीणां ॥ ५ ॥ लक्षेण सहस्रेण वर्षाणां । ग्रहाणां पल्य मेतेषां स्थिति अर्ध देवीनां क्रमेण नक्षत्रताराणां ॥ ६ ॥

ભાવાર્થ—ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, અને તારા આ પાંચ જાતિના દેવતાઓ જ્યોતિષના હોય છે અને તેમની દેવીઓ પણ હોય છે. એમનાથી નાના નાના દેવતાઓનું જે ઉત્કૃષ્ટ આયુષ્ય હોય છે તે આ મોટા દેવતાઓનું પ્રાયે જઘન્ય સ્વરૂપનું ગણાય છે. તેથી આ ચંદ્ર અને સૂર્યનું જઘન્ય આયુષ્ય ન બતાવતાં ઉત્કૃષ્ટ આયુષ્ય બતાવે છે. ચંદ્રમાનું અને ચંદ્રમાના વિમાનમા બીજા દેવતાઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમ અને ઉપર અધિક એક લાખ વર્ષ સુધીનું હોય છે. । સૂર્યનું અને સૂર્યના વિમાનના બીજા દેવતાઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમ અને એક હજાર વર્ષ અધિક સુધીનું હોય છે. ગ્રહોનું અને તેમના વિમાનમા બીજા દેવતાઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમ સુધીનું હોય છે. તારા એટલે તેતે દેવતાઓની દેવીઓ તેમનું આયુષ્ય તેમનાથી અડધું અડધું હોય છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓએ જૈનોના સંગ્રહણી સૂત્રાદિકથી જાણવું.

ચોથા વૈમાનિકમાં–કર્તવ્યકારી તે કલ્પવાસી, જે સ્વતંત્ર તે કલ્પ વિનાના એમ બે ભેદ છે. જ્યોતિષ્ ચક્રની ઉપર એક એકથી ઉચા ઊચા વિમાનોમાં વસનારા છે. કલ્પવાળાના ૧૨ ભેદ, કલ્પવિનાના નવ અને પાંચ ભેદ, નામ માત્રથી પ્રથમ પણ જણાવ્યા હતા.

પહેલા કલ્પના **ઇંદ્રસુધર્મા** તેના **ચાર લોકપાલ** આપણી આ ભૂમીની ચારે દિશાના રક્ષકો છે. તેમણું આયુષ્ય માત્ર બતાવીએ છીએ—

सोम–जमाणं सतिभागपलियं । वरुणस्सडुन्निदेसूणा ।
वेसमणे दोपलिया । एस ठिइ लोगपालाणं ॥ १८ ॥

( छाया–सोमयमयोः सत्रिभाग–पल्यं वरुणस्य द्व देशोने ।
वैश्रमणे द्व पल्ये । एषा स्थिति लोकपालानां ॥ १८ ॥

ભાવાર્થ—**પૂર્વ** દિશાનો લોકપાલ-રક્ષક **સોમ** છે. **દક્ષિણ** દિશાનો લોકપાલ **યમ** નામનો દેવ છે. આ બન્નેનુ ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમના ત્રિજા ભાગ સહિત એક પલ્યોપમનુ છે. । **પશ્ચિમ** દિશાનો રક્ષક **વરૂણ** નામનો લોકપાળ છે તેનું ઉત્કૃષ્ટ આયુષ્ય દેશઉણુ (કાઇક ઓછું) બે પલ્યોપમનું છે. **ઉત્તર** દિશાનો રક્ષક **વૈશ્રમણ** (કુબેર ભંડારી) તેનું ઇત્કૃષ્ટ આયુષ્ય બે પલ્યોપમનું પુરૂ છે.

દેવતાઓ પોતાનું આયુષ્ય પુરણ કર્યા પછી મનુષ્યની કે તીર્યંચની ગતિ સિવાય બીજી ગતિમાં ઉત્પન્ન થતાજ નથી. તેમના વિમાનો સાસ્વતાં ( સદા કાલનાં ) કાયમના છે. તે વિમાનોમા તેની પાછળ તે અધિકારને ભોગવનાર તેવો પુણ્યસાળી થોડા વખતમા બીજો આવીને ઉત્પન્ન થવાનો. પણ તે એકનો એક કાયમનો રહેતો નથી. એમ સર્વ લોકદેવની સ્થિતી સમજવી.

આ ઉપર બતાવેલા ચારે જાતીના દેવતાઓ જન્મ અને મરણ વાળાજ છે. તેથી તેમની–૧ આયુષ્યની સ્થિતિનુ, ૨ ઉત્પન્ન થવાના વિમાનોનું, ૩ એક દેવ ઉત્પન્ન થયા પછી બીજો દેવ કેટલો કાલ ગયા પછી ઉત્પન્ન થાય તેનુ, ૪ એક દેવ ચવ્યા પછી બીજો દેવ કેટલો કાલ ગયા પછી ચવે તેનુ, ૫ એકી સાથે ચવે તો કેટલા દેવો ચવે તેનુ, ૭ મરણ થયા પછી કયો દેવ કઇ ગતિમા જઇને ઉત્પન્ન થાય તેનુ, તેમજ ૮ કઇ કઇ ગતિમાથી આવી કયો દેવ ઉત્પન્ન થાય તેનું. આ વિગેરે બીજા ઘણા પ્રકારનું સુવ્યવસ્થિત અને સુઘટિત વર્ણન વિસ્તારથી જૈન ગ્રંથોમાં આપેલું છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓએ તે તે વિષયના ગ્રંથોથી જોઇ લેવું.

ઇતિ જૈન પ્રમાણે ઇદ્રાદિક દેવો અને તેમના આયુષ્યાદિકનો સામાન્ય વિચાર ખં. ૨ જો પ્રકરણ ૨૬ મું.

———

# પ્રકરણ ૨૭ મું.

પૌરાણિકોએ મનુષ્યોના માટે કલ્પેલાં **પાંચ સ્વર્ગ.**

હિંદુસ્તાનના દેવો. પૃ. ૯૧ થી—

" આ મૃત્યુ લોકમાં–પૃથ્વી પરના જીવનમાં–જુદા જુદા દેવોની ભક્તિ તરફ મન વળ્યું હોય તે પ્રમાણે પ્રેત પુરૂષના આત્મા હિંદુ શાસ્ત્ર પ્રમાણે **પાંચ મુખ્ય સ્વર્ગલોક** પામે છે તેની યાદી નીચે આપી છે.

૧ સ્વર્ગ એ ઇંદ્રલોક છે. અહિ ઇદ્રની સાથે અપ્સરાઓનું ( નૃત્ય કરતી કુમારીકાઓનુ ) ટોલું અને ગન્ધર્વો ( સ્વર્ગના ગવૈયાઓ ) છે.

૨ કૈલાસ એ હિમાલયમાં છે. એ **શિવલોક** છે. અહિં શિવ પોતાની પત્ની પાર્વતી, અને પુત્ર ગણેશ અને કાર્તિકેય રહે છે. અને અહિંથી એ ભૂતોનાં ટોલાને નિયમમા રાખે છે.

૩ વૈકુંઠ એ **વિષ્ણુનું સ્થાન** છે. એ **મેરૂ પર્વત** પર આવેલુ છે, અને એ બધું સુવર્ણનું બનેલુ છે. તેમા તળાવો છે, ત્યા નીલ, રક્ત, અને શ્વેત કમળો તરે છે. મધ્યાન્હના સૂર્ય જેવા પ્રકાશમાન રાજ્યાસન પર વિષ્ણુ બેસે, તેની જમણી બાજુએ વીજળીના ચમકારા જેવી પ્રકાશતી લક્ષ્મી બેસે છે, તે એને સર્વથી વિશેષ પવિત્ર દેવ માને છે.

( દુર્ભાગ્યે એ પવિત્રતા તેના કૃષ્ણાદિ અવતારોમા પ્રકાશતી નથી )

૪ ગોલોક એ **કૃષ્ણનું સ્વર્ગ** છે. એ ગો લોકમાં રહે છે. એ રત્નથી સુવિભૂષિત છે. એના હાથમા વાસળી છે. ગોપ અને ગોપીઓ ગાયના ભરવાડ અને ભરવાડણો એના સોબતી છે

૫ બ્રહ્મલોક એ **બ્રમ્હાનું સ્વર્ગ** છે. હાલ તેની પૂજા નહિ જેવી છે તેથી એ વિષે વધારે કહેવાની જરૂર નથી. "

( સ્ટૅકર કૃત " આર્સિનલ " ( દારૂખાનુ ) પૃ ૨૧૦ )

આમા વિચારવાનું કે—ઉપર બતાવેલા **પાંચ સ્વર્ગ** તે તે દેવોએ બનાવેલા કે કોઇ કાયમના હતા ? એ પાંચે સ્થાનો મનુષ્યોના માટે કલ્પેલાં છે છે તો તે શું દેવોની સાથમાજ રહે છે ? વળી વિચારવાનું કે–પૌરાણિકોએ લખેલી દેવ અને દાનવોની વારંવાર થતી લડાઇ વખતે, તથા શિવના લગ્ન વખતે જગો જગો પર થતા યજ્ઞો વખતે--ઇદ્ર, બ્રમ્હા, વિષ્ણુ અને શિવ પણ ઘણી વખતે ભેગા થતા--કોઇ કોઇ વખતે એક એકને સાહ્ય કરતા, પૂજન કરતા, શરણ પણ લેતા, અને કોઇ કોઇ વખતે માહો માહે મારવાને પણ તૈયાર થઇ જતા

તો તે ઉપર બતાવેલા પાંચ સ્થાનમાંથીજ આવીને ભેગાં થતા હશે ને ? વળી એવું પણ લખાયું છે કે–દેવીના હાથ ઘસવાથી બ્રમ્હા, વિષ્ણુ, અને શિવ એ ત્રણે દેવો ઉત્પન્ન થયા. બેને તો દેવી સર્પિણીની પેઠે ખાઇ ગઇ. શિવની પ્રાર્થનાથી પાછા જીવતા થયા. વળી એવું પણ લખાયું છે કે–શિવને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થતાં તેમના ડાબા જમના અંગથી બ્રમ્હા, અને વિષ્ણું ઉત્પન્ન થઇ ગયા. એ કયાથી આવી ગયા હશે ? આ બધી વાતોનો યોગ્ય વિચાર થયા પછી પાંચ સ્વર્ગની સત્યતાનો વિચાર કરી શકાય ? માટે વિચારવાની ભલામણ કરૂં છુ.

## જન બૌદ્ધ વેદબાહ્ય નાસ્તિક, લખનારા જ્ઞાની હતા ?

સજ્જનો ? આજકાલ પાશ્ચિમાત્ય વિદ્વનોની શોધ ખોલના પરિણામે ધર્મની બાબતમા પણ ઘણીજ છાના છાની થઇ છે અને વર્તમાનમા થતી જાય છે. કારણ કે–જુનામા જુના પુસ્તકો વેદોનાં જાનીતાં છે. અને તે અનેક પંડિતોના સંઘટ્ટનથી તૈયાર થએલા હોવા છતાં પણ એવું જાહેર કરવામા આવ્યુ કે–વેદો, ઇશ્વર કૃત છે. ઇશ્વર દત્ત છે. બ્રહ્માએ પોતાના ચારે મુખથી ચારે વેદો પકાશ કર્યા છે. વળી કોઇએ સદાકાલના અપૌરૂષેય, તો કોઇએ–બ્રહ્માએ નિ:શ્વાસ છોડયો તેમાંથી ચારોવેદો બહાર આવ્યા. વળી કોઇએ લખ્યું કે–યજ્ઞ કરવા માંડેલો તેમાંથી ચારોવેદો બહાર નીકલી આવ્યા. વળી કોઇએ લખ્યુ કે–બ્રહ્માએ ઘણો તપ કરી ત્રણ લોક પેદા કર્યા, પછી તેમની પાસે તપ કરાવી ત્રણ દેવો પેદા કરાવ્યા અને તે ત્રણ દેવોના તપથી ત્રણ વેદો ઉત્પન્ન થયા. વળી કોઇએ લખ્યુ કે–બ્રહ્માએ પ્રથમ સોમ રાજાને ઉત્પન્ન કરીને પછી ત્રણ વેદો ઉત્પન્ન કર્યા તે સોમે લઇ લીધા.

ઇત્યાદિક અનેક પ્રકારના લેખો–કેવલ વેદોની ઉત્પત્તિનાજ સંબધે જોવામાં આવે છે.

પરંતુ આજકાલના શોધક પંડિતો તે વેદોને સાધારણ જોઇતુ માન પણ ન આપતા કેટલાક પંડિતો વેદ વાકયોને બાલીશ રૂપે ઠરાપે છે. કેટલાક પંડિતો વેદ પંથી સમાજમા થોડી સંકીર્ણતા જરૂર છે એમ બતાવે છે. કેટલાક પંડિતો પૂર્વાચાર્યોએ કરેલા અર્થોને અયોગ્ય ઠરાવી આ જમાનાને અનુસરતા નવીન પ્રકારના અર્થો કરી તેને સત્યરૂપે મનાવવા બહાર પડેલા છે. અને કેટલાક મધ્યસ્થ પંડિતો વેદોના જુના અને નવા એ બંને પ્રકારના અર્થોથી ઉદાસીનતા ધારણ કરી બ્રાહ્મણ ધર્મની સાથે ઘણા લાંબા કાલથી નિકટપણે સંબધને ધરાવતા એવા જૈન ધર્મના અને બૌદ્ધ ધર્મના ગ્રંથો તરફ પોતાની નજર ફેરવવા લાગ્યા

છે, યદ્યપિ વૈદિક પૌરાણિકોએ સત્ય તત્વોના તરફનુ વળન અટકાવવા માટે પોતાના પુસ્તકોમાં જગો જગોપર એવો પ્રઘોષ કરી મુકયો હતો કે બૌદ્ધો અને જૈનો–વેદ બાહ્ય નાંસ્તિક છે. તેમા પણ અતિ નિકટના સંબધને ધરાવતા જૈનોના માટે તેથી આગલ વધીને એવું લખતા ગયા છે કે—

" हस्तिना ताड्यमानोऽपि न गछे ज्जैन मंदिरं "

કદાચ હાથી મારતો હોય તો તેના હથથી મરવું પણ બચાવવા માટે જૈન મંદિરમાં પ્રવેશ ન કરવો. "

આ એક બાળકના હાઉ જેવા પ્રઘોષે આજ શુધી ઘણા પડિતોના મનને પણ કુઠિત કરી નાખેલા હતા તો પછી અજ્ઞજનોના કુંઠિત મનની વાતજ શી કરવી ? પણ આજકાલના બાહોશ પડિતો એવા નિર્માલ્ય વચનોનો અનાદર કરી જૈનોના અપૂર્વ તત્ત્વોને જોતાની સાથેજ ચકિત થઇ પોતાના અમૃતમય ઉદ્ગારો લોકોના સમક્ષ પણ પ્રગટ કરીને બતાવતા જાય છે એ કેટલી બધી આશ્ચર્યની વાત હશે ? અને જૈન ધર્મના સત્ય તત્ત્વોમા કેવા પ્રકારની અલૌકિક ખૂબી રહી હશે ? આ વાતને સમજાવવામા કોઇ વધારે લખવાની જરૂર પડે તેમ છે ? કહવુજ પડશે કે સમજવાની કે સમજાવવાની જરૂર પડે તેમ નથી.

બીજી વાત એ છે કે-વેદોના પૂર્વાચાર્ય કૃત ટીકાઓના અર્થ તરફ અને વેદોમા કરેલી દેવતાઓની પ્રાર્થનાઓ તરફ, તેમજ કેટલાક વેદોના વિષય તરફ લક્ષ કરી જોતા વેદો ઇશ્વર કૃત તો નથી જ પણ પૂર્વે કોઇ ચાલતા સત્ય ધર્મથી ભેદ ભાવ દાખલ કરવા અનેક અક્ષરોના પંડિતોએ મલી ચાલાકી ભરી ગુઢ ભાષામા ગુથેલા વાકયોનો સમૂહ હોય એવા વિચાર ઉપર આવી અટકવુ પડે છે. અને તેના સબંધે મારા લેખમા પ્રમાણ પણ તપાસ કરતાં મલી આવશે.

વળી ત્રિજી વાત એ પણ વિચારવાની છે કે–જૈન અને બૌધ ધર્મની જાગૃતિના સમયમાં–પુરાણકારોએ કલ્પી કાઢેલા વિષ્ણુભગવાનના ચોવીશ ( ૨૪ ) અવતારો છે અને દશ ( ૧૦ ) પણ છે. ચોવીશમા–આઠમા ઋષભદેવને અને દશમાં નવમા બુધને છોડી દઇને બાકીના બધાએ અવતારોને–વેદ વિહિત હિંસક યજ્ઞ યાગાદિકના પક્ષકાર તરીકે વર્ણવેલા છે. માત્ર ચોવીસમાના ઋષભદેવજ અહિંસક રૂપ ધર્મની પ્રવૃત્તિ કરાવી નાસ્તિક રૂપ જૈન ધર્મ ચલાવ્યો. અને દશાવતારોમા નવમા બુધ ભગવાને અહિંસક ધર્મની પ્રવૃત્તિ કરાવી નાસ્તિક ધર્મ પ્રવર્તાવ્યો. વેદાનુયાયી પંડિતોની આ ધૃષ્ટતા કે ધર્મની ધગશ ? અહિયાં વિચાર થાય છે કે—

અનાદિ કાલના એકજ વિષ્ણુ ભગવાને ૨૪ અને ૧૦ અવતારો ધારણ કર્યા. તેમાના ૨૨ અને ૯ તો દયાહીન થઈ–યજ્ઞ–યાગાદિકની હિંસાના પક્ષકાર થયા. માત્ર તેમાના—આઠમા એક ઋષભદેવ, અને દશમા ૯ મા બીજા બુધ આ બે અવતારજ અહિંસાની પ્રવૃત્તિ કરાવનાર નાસ્તિક રૂપના થયા.

આવા પ્રકારના તદ્દન પક્ષપાતના લેખો શું સત્ય સ્વરૂપના છે ?

---

ઋગમા સૂક્ત ૧૦૦૦ । તેમાં–ઈંદ્રનાં ૨૫૦, અગ્નિના ૨૦૦,

સોમના ૧૦૦) બાકી બીજા દેવોનાં

સંસ્કૃત સાહિત્ય–પૃ. ૮૯ માં " ઋગ્વેદની અંદરજ દેવતાઓની સંખ્યા તેત્રીસની જણાવવામાં આવી છે. કેટલીક વખત તેત્રીસને બદલે " અગીઆરથી ત્રણ ઘણા " એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. ૦ ૦ ૦ તો પણ ઋગ્વેદનાં ઓછામા ઓછા ત્રણ આખાં સૂક્તોમાં જેનું આહ્વાન કરવામાં આવ્યુ હોય એવા અગત્યના દેવતાઓ વીશ પણ ભાગ્યેજ હશે. એમાંના–ઈંદ્ર અગ્નિ અને સોમ એ ત્રણ દેવતાઓ સૌથી આગળ પડતા છે.

ઈંદ્રનું જેમાં આહ્વાન કરવામા આવ્યું હોય એવા સૂક્તો ૨૫૦ છે.
અગ્નિનું જેમા આહ્વાન કરવામાં આવ્યું હોય એવા સૂક્તો ૨૦૦ છે.
અને સોમનુ જેમા આહ્વાન કરવામાં આવ્યું હોય એવાં સૂક્તો ૧૦૦ છે.

પર્જન્ય વર્ષાદનો દેવતા, અને યમ મૃત્યુનો દેવતા એ બેઉનું ત્રણ ત્રણ સૂક્તોમાંજ આહ્વાન થયું છે. બાકીના દેવતાઓ આ બે છેડાની વચ્ચેનાં જુદાં સ્થાનપર વિરાજે છે. ૦ાા

કંઈક નવાઈ જેવું એ છે કે—હાલના હિંદુ ધર્મના બે મ્હોટા દેવતાઓ **વિષ્ણુ** અને **શિવ** જે સરખા મહત્વના છે તે ત્રણ હજાર વર્ષ ઉપર પણ વિષ્ણુ અને રૂદ્ર ( શિવનુ વિશેષ પ્રાચીન-સ્વરૂપ ) તરીકે જો કે ઋગ્વેદના મુખ્ય દેવતાઓ કરતા ઉતરતી પદવીના હતા તો પણ અન્યોન્યની અપેક્ષાએ સરખાં ગૌરવવાળા હતા. હાલમાં તેઓના જે સામાન્ય લક્ષણો છે તેજ તે વખતે પણ હતા. વિષ્ણુ તે ખાસ કરીને દયાળુ અને રૂદ્ર તે ભયંકર ગણાતો. "

આમાં મારા વિચારો—બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ દેવો મૂલ વેદના સમયના નથી પણ જૈન સાહિત્ય પછી વેદોમા દાખલ થએલા છે. એમ વૈદિક પંડિતોના મતથી તેમજ અમારા લેખથી જણાઇ આવશે

---

ઋગ્વેદ કે જે વૈદિકોનુ મૂલ છે તેમાના કેટલાક વિચારો.

જેમા અનેક મંત્રો હોય તે સૂક્ત ગણાય છે.

સસ્કૃત સા૦ પૃ ૬૭ થી–" ઋગ્વેદનાં સૂકતોમાં–મંત્રો આપવામાં આવ્યા હોય છે, તેની સંખ્યા ઓછામા ઓછી ત્રણની અને વધારેમાં વધારે અઠ્ઠાવનની જોવામાં આવે છે. પણ સાધારણ રીતે એક સૂક્તમાં દશ કે બારથી વધારે મત્રો હોતા નથી."

સસ્કૃત સા૦ પૃ. ૫૭ મા–ઋગ્વેદમાં જે સૂકતો દીઠામા આવે છે તે સઘળાને અસ્તિત્વમા આવતા કઇ સેકડો વરસો થયલા હોવા જોઇએ."

સસ્કૃત સા૦ પૃ. ૫૯ મા–" બીજા ગ્રંથો તો માત્ર ધર્મની નવી ઊત્પન્ન થયલી જરૂરિયાતો પુરી પાડવાને માટે જ મ્હોટે ભાગે ઋગ્વેદમાંથી સૂકતો લઇને અને તે સૂકતોના સ્વછદી પણે બબ્બે કે એકેક મંત્રના કકડા કરીને રચાયલા હતા."

---

મંત્રનું પ્રાબલ્ય બ્રામ્હણોમા વધી ઉપનિષદોમાં ફર્યું.

પ્રથમના છદો કલ્પમા–હિંદુ સમાજની અતિ બાલ્યાવસ્થા પંડિતો એ કલ્પી છે. મત્ર કલ્પમાં–યજ્ઞ યાગાદિક વધ્યા તે બ્રાહ્મણ ભાગ સુધી જોર શોરથી ચાલ્યા. પરંતુ એ સમયમા–પુનઃ જૈન અને બૌદ્ધના નાયકોનો પ્રાદુર્ભાવ થતા અને તેમના તત્ત્વોનો પ્રકાશ લોક સમાજમા ફેલાતા–યજ્ઞ યાગાદિકની હિંસા એ ધર્મ નથી પણ અધર્મ છે એવી માન્યતા થતા ઉપનિષદોની રચનામા યજ્ઞ-યાગાદિકનુ સ્વરૂપ ફેરવાયુ. જુવો હિંદુસ્તાનના મુખ્ય ધર્મો–પૃ. ૪૫ મા–" **મૅકસ મ્યુલર** ઊપનિષદ્નો હેતુ શો છે–તેનો સાર આપતા લખે છે કે–તેમા બતાવેલુ છે કે + ધર્મક્રિયાઓ તદ્દન નકામી છે, એટલુંજ નહી પણ ઊપદ્રવ કરે એવી છે. બદલો મળવાની આશાથી કરેલા યજ્ઞ સંબધી દરેક કાર્યને તેમા ધિક્કારી કાઢેલું છે દેવની હયાતી વિષે તો તેમા ના કહેવામા તો આવી નથી પણ તેમનામાં અલૌકિક અને ઉચ્ચ લક્ષણ હોવાની ના કહેવામા આવે છે. અને એવો ઊપદેશ કરવામા આવે છે કે–જયા સુધી મનુષ્યનો આત્મા ખરા પરમાત્મા ને ઓલખનો નથી અને જેના સિવાય બીજે કોઇ પણ ઠેકાણે આરામ મળતો નથી તેનામા વિશ્રામ પામ્યા વિના મોક્ષની આશા રાખવી નહી."

---

+ ધર્મ ક્રિયાઓ એટલે યજ્ઞ યાગાદિકની ક્રિયાઓ.

સંસ્કૃત સાહિત્ય પૃ. ૧૪૯ થી—" ઋગવેદના કેટલાક મંત્રોમાં પિતૃઓ અથવા મરણ પામેલા પૂર્વજોનો પંથ અને દેવતાઓનો પંથ એ બે જુદા છે, એવું દર્શાવ્યું છે, તેનું કારણ ખચિત એ છે કે—અગ્નિદાહ અને યજ્ઞ એ બેની ક્રિયાઓ તદ્દન જુદી જુદી છે એમ સ્પષ્ટ જોવામા આવતું હતું.

બ્રાહ્મણોમાં પિતૃઓ અને દેવતાઓ એ જુદા જુદા સ્થાનમા વસે છે, એવું માનવામાં આવેલુ જણાય છે. કારણ કે " સ્વર્ગલોક " અને " પિતૃલોક " ની વચ્ચેનો શો ભેદ છે તે એ ગ્રંથોમાં દર્શાવવામાં આવ્યુ છે. "

આમાં વિચારવાનું કે—મરણ પામેલા પૂર્વજોનો પંથ, અને દેવતાઓનો પથ, એ બે જુદા જુદા ઋગવેદના મંત્રોમા છે અને બ્રાહ્મણ ગ્રંથોમાં પિતૃઓના અને દેવતાઓના જુદા જુદા વાસસ્થાન બતાવ્યાં છે ત્યારે એકેંદ્રિયથી લઇ પચેંદ્રિય તકના જીવોના વિચાર કેમ નહી બતાવ્યો હોય ?

જૈનોમા—કીડા, મકોડાદિ, પશુ, પંખી, આદિના પથોનો વિચાર કરવામાં આવ્યો છે. પણ મરણ પામેલા પૂર્વજનો અમુક પંથ ન બતાવતા કર્મના અનુસરતો માર્ગ બતાવ્યો છે, પણ તેમના સ્વાધીન પણાનો બતાવેલો નથી આટલું વિશેષ વિચારવા જેવું જાણી સૂચના કરીને બતાવી છે.

---

ધર્મવર્ણન—સં. ૧૯૭૯ ની આવૃત્તિ બીજીમા આનંદશંકર બાપુભાઇ પૃ. ૬ થી ઋગ્વેદ સહિતાનો ધર્મ લખતા પૃ. ૭ મા લખે છે કે—

" તથા બીજાં બલિદાન આપતા, અગ્નિ એ દેવોને દૂત કહેવાતો. કારણ કે એના વડે યજમાન અને દેવો વચ્ચે સંબંધ બંધાતો. આ ઋષિઓ પરલોક માનતા પુનર્જન્મ પણ કદાચ માનતા હોય એમ જનાવનારાં કોઇ કોઇ અસ્પષ્ટ વચનો મળે છે. પણ આ લોકમાથી મનુષ્યો પિત્ટલોક તથા દેવલોકમાં જાય છે એ માન્યતાતો તેઓની સ્પષ્ટ દેખાય છે. "

આ લેખથી વિચાર થાય છે કે—ચારો વેદોનો આધારભૂત ઋગ્વેદ કે જે ઇશ્વરની પ્રેરણાથી મહાન્ ઋષિઓને પ્રાપ્ત થએલો તેમાં પુનર્જન્મના સંબધે અસ્પષ્ટતા તો પછી વેદના પગળે ચાલનારા આધુનિક ગ્રંથ કરો પુન ર્જન્માદિક અનેક પ્રકારના બાબતો કયા નવીન ઇશ્વરથી મેલવીને બતાવતા ગયા ?

( ૧ ) ઋગવેદ સંહિતાની દેવતાઓ ગણાવતા પૃ. ૧૩ માં " **યમ** " આ જીવનની પાર બીજુ—પર જીવન છે અને અમૃત જીવન છે. એ જીવનમાં આપણા પૂર્વજ પિતરો ગયા છે. એ જીવનનો માર્ગ **પ્રથમ યમે** શોધી કાઢયો

છે. અને તેથી યમને પિતૃ લોકનો દેવ માનવામા આવે છે. **યમ** તે વિવસ્વાન્–સૂર્યનો પુત્ર છે. એ અને એની બ્હેન **યમી** તે આદ્ય સ્ત્રી પુરૂષનું જોડુ છે. ”

( ૨ ) એજ પૃ. ૧૪ માં યમ નીચે–રૂદ્ર વિશ્વમા ઘોર શબ્દ કરતું પરમાત્માનું સ્વરૂપ તે પ્રચંડ વાયુમાં દર્શન દે છે. વાયુ રૂપે એ સુગંધિ અને પુષ્ટિ વર્ધક પણ છે. ભડભડતો અગ્નિ પણ એનુજ રૂપ છે. એ અગ્નિની જ્વાલા તે એની દેવીઓ છે. ધૂમ એની જટા છે. અગ્નિ કલ્યાણકારી પણ છે અને એ રૂપમા આગળ જતા “ શિવ બને છે. ”

( ૩ ) પૃ. ૨૨ માં–અથર્વ સંહિતામાં ઘણું નવું જાણવા જેવું છે, બીજા કોઇ વેદમા નહી તેવી કેટલીક બાબતો એમા છે. દાખલા તરીકે–તાવ, ક્ષય વગેરે રોગ કાઢવા. સાપ વગેરેનાં ઝેર ઉતારવા, શત્રુને મારવા, ભૂત પિશાચ્ર હાંકવાં, ટુમણ કરવા અને સ્હામેથી અટકાવવા. ઇત્યાદિ અનેક વિષયોને લગતા જાદુ પ્રયોગના મંત્રો અથર્વ સંહિતામાં છે.

આ સર્વ આર્યોના અજ્ઞાન અને નીચલા વર્ગની ક્રિયાઓ હોય અથવા તો આર્યો અનાર્યો જોડે સંબંધમાં આવ્યા ત્યાર પછી મૂલ અનાર્યોનો ધર્મ આર્યોમા દાખલ થવા લાગ્યો હોય પણ આ શિવાય આ સંહિતમા ઘણો ઉમદા ભાગ પણ છે. ”

આ ત્રણ કલમોમાં વિચારવાનું કે—જૈનોના સર્વજ્ઞો–દેવ દેવીઓ બતાવે છે, સંતાન થવાનું બતાવતા નથી. અને સૃષ્ટિને અનાદિની બતાવે છે. ઋગ્વેદમાં પર જીવનનો માર્ગ યમે પ્રથમ શોધી કાઢયો, યમ સૂર્યનો પુત્ર, યમી તેની બ્હેન ત્યારે સૂર્ય કોનો પુત્ર ? યમ યમીનો જન્મ સૂર્યની કેટલી ઉમરે થએલો ? અને યમે કેટલી ઉમર પછી આ પરજીવનનો માર્ગ શોધી કાઢેલો ? અને આ સ્ત્રી પુરૂષની આદિ કયા કાલથી ?

૨ રૂદ્ર પરમાત્માનું સ્વરૂપ, પ્રચંડ વાયુમાં દર્શન દે છે, ત્યારે સામાન્ય વાયુ કોનું સ્વરૂપ ? ભડભડતો અગ્નિ એનુંજ રૂપ, એટલે પરમાત્માનું રૂપ, તે આગળ જતા શિવ બને છે. તાત્પર્ય રૂદ્ર તે વાયુ, પછીં અગ્નિ, અને અગ્નિ શિવ આ બધી ફેરફારી પરમાત્માએ કરી કે લેખકો એ ? આ બધા વાતો ઋગ્વેદની સ્પષ્ટ રૂપે સમજાતી નથી. આ ઋગ્વેદ ચારો વેદોનું મુલ હોવાથીં વીચારવાની જરૂર છે.

૩ અથર્વ સંહીતામાં—" જાદુ પ્રયોગના મંત્રો અનાર્યોનો ધર્મ તે આર્યોમાં દાખલ થવા લાગ્યો હોય."

અનાર્યોની અયોગ્ય વાતો પવીત્ર વેદોમાં દાખલ કરનારા અને પુરાણોમાં સત્ય ઇતીહાસ રૂપ વાસુદેવાદિના ત્રિકમાં ઉધું છતુ કરી કોઇને ઘોડાના માથાવાળા તો કોઇને વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થએલા બતાવનારા મોટા મોટા પંડિતો જ હશે ને ? 'સાક્ષરા' તે વિપરીત 'રાક્ષસા' કહેવામા આવે છે તે, કયું અકાર્ય કરનારા કહેવાતા હશે ?

---

## મોટા ભાગે દેવતાદિકની સ્તુતિઓનો બનેલો ઋગ્વેદ.

સંસ્કૃત સાહિત્ય. પૃ. ૧૫૨ થી—" ઋગ્વેદની કવિતાઓનો મ્હોટો ભાગ દેવતાઓની અથવા દેવતા તરીકે જેને ગણવામા આવતા હોય તેવા પદાર્થોની સ્તુતિઓનો બનેલો છે. એ કવિતાઓમાં કોઇ કોઇ સ્થળે ભૂત કાળના બનાવોનુ અસ્પષ્ટ અને ભાંગ્યું તૂટયું વર્ણન જેમા આપવામાં આવ્યુ હોય એવા સંવાદોના રૂપની **દંત કથાઓ** આપણા જોવામા આવે છે, એવી દંત કથાઓ બધી મળીને **ડજનેક** છે, અને તેમાંથી ઘણી ખરી **દસમા મંડળમાં** આપવામાં આવી છે. એ કવિતાઓમાં વર્ણવેલો વૃત્તાત શ્રોતાજનોથી પુરેપુરો સમજાય તેટલા માટે ગદ્યાત્મક વર્ણનો પણ પ્રથમ એની સાથે જોડવામા આવેલાં હશે, પણ એ કવિતાઓને **ऋग्वेद संहिता** એ નામના સૂકત સંગ્રહમાં મૂકવામાં આવી ત્યાર પછી પેલા પદ્યાત્મક, વર્ણનો ગુમ થઇ ગયાં હશે, એ ઘણું સંભવિત છે. એવા વર્ગની એક કવિતા ( મં. ૪, સૂ. ૪૨ ) મા **ઈંદ્ર** અને **વરૂણનો** સંવાદ આપવામાં આવ્યો છે, તેમા એ બેઉ દેવતાઓ પોત પોતાની શ્રેષ્ટતા સાબીત કરવાના પ્રયત્ન કરતા જોવામાં આવે છે. એવી એક બીજી કવિતામાં ( મં. ૧૦, સૂ. ૫૧ ) **વરૂણ** અને **અગ્નિનો** સંવાદ આપવામા આવ્યો છે તેમા એક મંત્રમા વરૂણ બોલે છે, અને બીજા મંત્રમાં અગ્નિ બોલે છે....એવી રીતનું ચાલ્યા કરે છે....એના પછી જે સૂકત ( મં. ૧૦, સૂ. ૫૨ ) છે તેમાં **દેવતાઓ અને અગ્નિ** વચ્ચે ચાલેલો સંવાદ વર્ણવવામાં આવ્યો છે. એમાં અગ્નિ પોતાનું **યજ્ઞનું કર્મ** કરાવથી કંટાળી ગયલો દીઠામાં આવે છે પણ છેવટે એ **પોતાનું કામ** કર્યા કરવાની કબૂલાત આપે છે."

---

સિદ્ધાંતસાર–પૃ. ૪૨ માં–મણિલાલ નભુભાઇ દ્વિવેદી લખે છે કે—

( ૧ ) " વેદમન્ત્રોમાં પદે પદે **યજ્ઞની** વાત જણાવવામા આવે છે. અને જે **પુરૂષ સૂક્તમાં** ઉત્પત્તિ માત્ર યજ્ઞથી થએલી જણાવેલી છે તેને આપણે **પ્રાચીન ન ગણીએ** તો પણ ઘણા પ્રાચીનમા પ્રાચીન મંત્રોમા એ યજ્ઞ ભાવનાનાં ચિન્હ વારંવાર જણાયા કરે છે. મંત્રો દેવતાના બોલાવવાના, સંતોષવાના સાધન માત્ર છે. પણ તેમનો ઉપયોગતો મંત્ર પ્રયોકતાએ અપેલા બલિરૂપ પારિતોષમાં છે. યજ્ઞાર્થે મંત્રોક્તિ છે. એ ન માનીએ તો વેદમાત્ર વ્યર્થ જેવોજ થઇ જાય વાસ્તવિક રીતે ઘટે છે પણ એમજ વેદ કે વેદમંત્રો યજ્ઞાર્થકજ હોવા જોઇએ. "

( ૨ ) પૃ ૪૩ માં–" યજ્ઞ ભાવના–મંત્રોમાં પ્રધાનપણું પામવા લાગી તે એટલે સુધી કે ધીમે ધીમે કેવલ યજ્ઞને ઉદ્દેશીનેજ આખો **યજુર્વેદ** ઋગ્ મત્રો ઉપરથી રચાતો ચાલ્યો. એમજ દેવતાઓની ગાનાદિ તૃપ્તિ અર્થે **સામવેદ** થયો. "

( ૩ ) પૃ. ૪૪ માં–'બ્રાહ્મણો' અર્થવાદથીજ ભરેલા છે. અમુક મંત્રનો અમુક ઉપયોગ છે વા અમુક અર્થ છે. અમુક દેવતાનું નામ અમુક ઠરાવાનું આ કારણ છે, પેલુ કારણ છે, અમુક વિધિ અમુક પ્રકારેજ પ્રવર્તે; ઇત્યાદિ ખુલાસા આપતાં વિચિત્ર વિચિત્ર અર્થવાદરૂપ કલ્પનાઓ રચાયલી છે, આમાની ઘણી ખરી બ્રાહ્મણોમાં સમાયલા **ધર્મ વિચાર** માટે આપણને ઉંચું મત પ્રેરે તેવી નથી. તથા કેટલીક તો કેવલ નિર્માલ્ય અને બાલિશ ભાવ યુક્ત હોય તેવી જ છે. આવો યજ્ઞની મહત્તા સમજાવવાનો પ્રયત્ન ચાલતો થયો. તેમાં ઘણાખરા પ્રાચીન દેવતાઓનાં સ્વરૂપ ને **ધર્મ ઉલટ પાલટ** થઇ ગયાં. કેટલાક નવા દેવ પણ થયા, વા જૂના વધારે પ્રધાન પણાને પામ્યા. અગ્નિ અને સોમ હવે મુખ્ય પદવી એ ચઢયા. તેમ વરૂણ ફકત રાત્રિનો અને જલનોજ દેવ થઇ ગયો. ત્યારે સૂર્ય અને ઇંદ્ર છાયામાજ પડી ગયા. સોમને ધીમે ધીમે ચદ્ર સાથે મેલવવાનો પ્રયત્ન થતો ચાલ્યો. **યજ્ઞપુરૂષ** નવોજ દેવ કલ્પાયો **પ્રજાપતિ**–સર્વથી મોખરે આવી બધાનો નિયંતા થઇ યજ્ઞનો પ્રવર્તક, ઉપદેશક, અધિષ્ઠાતા થયો, **એજ બ્રહ્મા** રૂપે પણ પૂજાતો થયો. " આ બધુ લખીને–પૃ. ૪૫ મા–કલ્પનાનાં કુસુમો વેરીને જણાવ્યું છે કે–કોઇ પ્રકારની ગતિ થતાજ સ્ટષ્ટિ કર્મનો આરંભ થવા લાગે છે. આ વાત ઋષિઓને જડેલી જણાય છે.

આ ઉપરના ત્રણ ફકરામાં વિચારવાનું કે—

ઋગ્૦ મં. ૧૦ મા-**જગત્‌ની ઉત્પત્તિના** જ સંબંધના ત્રણ મોટા મોટા સૂકતો છે. **પ્રલયા વસ્થાનું**-સૂ. ૧૨૯ મંત્ર ૭ નું. **હિરણ્ય ગર્ભ**-પ્રજાપતિનુ સૂ. ૧૨૧ મંત્ર ૧૦ નું છે. અને આ **પુરૂષ સૂક્ત**-મંત્ર ૧૬ નુ છે, તે તો ચારો વેદોમા લખાયલું છે. અને ભૂત ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણે કાલના જગત ની ઉત્પત્તિ આ પુરુષ યજ્ઞથી જ થએલી જણાવી છે તે સિવાય બીજાં પણ બે ચાર સૂકત જગની ઉત્પત્તિના સબંધના ઋગ્વેદમા લખાયલા છે. આ બધા વેદ વાકયોનો અનાદર કરી **બ્રાહ્મણાદિક ગ્રંથોમા** નવીન રૂપે જગત્‌ની ઉત્પત્તિ જુદા જુદા અનેક દેવોથી શા કારણથી કલ્પાઇ ?

શું બ્રાહ્મણાદિક ગ્રંથકારોને વેદ વાકયો પર શ્રદ્ધા ન હોવાથી ? અથવા શું તે વેદ વાકયો કલ્પના રૂપે લાગવવાથી ? વળી મણિલાલભાઈએ જણાવ્યું છે કે " આ **પુરુષ સૂક્તને** આપણે પ્રાચીન ન ગણીએ " એટલે આધૂનિક જ માનવું પડે ત્યારે શું જૈન ધર્મની જાગૃતીના પછીથી આ પુરુષ સૂકત ચારો વેદોમાં દાખલ કરવામા આવ્યું ? આ વાતમા ખરો પરમાર્થ શો ? વૈદિક ધર્મ વાળાઓએ વેદોનો આશ્રય પકડી પાછલથી બ્રાહ્મણાદિક ગ્રંથો બનાવ્યા તેમા પણ તેમને પોતાની સ્વતંત્રતા વાપરી. **મણિભાઇ** લખે છે કે " ધર્મ વિચાર માટે બ્રાહ્મણ ગ્રંથો ઉંચું મત પ્રેરે તેમ નથી. કેટલાક તો નિર્માલ્ય બાલિશ ભાવયુકત છે. અને દેવતાઓના સ્વરૂપ ને ધર્મ ઉલટ પાલટ થયાં અને કેટલાક નવા દેવ પણ થયા **યજ્ઞ પુરુષ** નવો જ દેવ કલ્પાયો, **પ્રજાપતિ** સર્વથી મોખરે આવી બધાનો નિયંતા થઇ યજ્ઞનો પ્રવર્તક, ઉપદેશક, અધિષ્ઠાતા થયા. " આ બધા પ્રકારનો ફેરફાર પાછળના ગ્રંથોમા શા કારણથી થયો ? મારા વિચારમાં તો એજ આવે છે કે જૈન અને બૌધાદિકની જાગૃતિ થયા પછી વેદ વાકયો ને એક કોરાણે મુકી આ બધું નવીન રૂપે કલ્પાયું હોય ? અને તેમાની કેટલીક વાતો શ્રૂતિ રૂપે લખી પાછલથી વેદોમાં પણ ઘૂસાડવામાં આવી હોય આ વાત વિચારકો સમજી શકે એમ છે જુવો વૈદિક સૃષ્ટિ ઉત્પત્તિનાં સંબંધે-પ્રકરણ ૪ થું. પૃ. ૧૩ થી ૬૩.

---

### વૈદિકમતે દેવતાઓના શરીર વિષે અચોક્કસ કલ્પના.

સંસ્કૃત સાહિત્ય પૃ. ૮૬ થી " વેદના દેવતાઓના શરીર વિષે એવી કલ્પના કરવામાં આવી છે કે તેઓના શરીર માનવીનાં જેવાં હોય છે. માથુ મ્હોં, આખ, કાન, હાથ, પગ, અને બીજા માનવદેહના અવયવો તેઓને પણ હોય છે એવું માનવામાં આવ્યુ છે. પણ તેઓના સ્વરૂપનો પુરેપુરો ખ્યાલ વેદના વર્ણનો

ઉપરથી આપણને આવી શકતો નથી, અને તેઓના અવયવો ગણાવવામાં આવ્યા હોય છે. તે ઘણીવાર તેઓની મુખ્ય પ્રવૃત્તિઓ અલંકારિક ભાષામાં વર્ણવા માટેજ ગણાવવામાં આવ્યા છે. ઉદાહરણ તરીકે, અગ્નિદેવની જીભ અને અવયવો તે તેની જ્વાલાઓ સિવાય બીજું કંઇ પણ નથી, સૂર્યદેવના કર તે તેના કિરણો સિવાય બીજુ કંઇ પણ નથી અને તેની આંખ તેના ગોળા સિવાય બીજુ કંઇ પણ નથી. આ પ્રમાણે દેવતાઓનાં બાહ્ય સ્વરૂપ વિષે અચોકકસ કલ્પનાઓજ કરવામાં આવી હતી, તેનીજ સાથે કુદરતના દેખાવોની સાથે તો તેનો સંબંધ હજી ઘણું ખરૂં ઉઘાડો માલમ પડી આવે એવો રહયો હતો એટલે **ऋगवेद** માં કોઇ પણ સ્થળે દેવતાઓની મૂર્ત્તિઓ વિષે અથવા જ્યા આગળ એ મૂર્ત્તિઓને રાખવામાં આવી હોય એવા દેહરાંઓ વિષે કંઇ કહેવામાં નથી આવ્યુ તેનું કારણ સ્હેલાઇથી સમજી શકાશે. મૂર્ત્તિ વિષેના સૂચનો સુત્રોમાં સૌથી પ્હેલીજવાર થયલાં જણાય છે. " *

આમા મારી એક સુચના–આ ઋગ્વેદના લેખથી–અગ્નિદેવની જીભ અને અવયવો તે તેની જ્વાલાઓ સમજાય છે. આનંદશંકર બાપુભાઇના લેખથી જ્વાલાઓ તેની દેવીઓ સમજાય છે, આવી રીતે એકજ વસ્તુનો વિચાર એક જ વેદથી થએલામા વિરોધતા કેમ જણાતી હશે ?

---

ઋગ્વેદની ફિલસુફી ( તત્ત્વના સંબંધે વિચારો ) સંસ્કૃત સાહિત્યમાથી લીધેલા ઉતારા. પૃષ્ટ. ૧૪૮ થી

મૃત્યુ પછી **માણસની શી ગતિ** થાય છે તે સંબંધમા વેદના વિચાર એવા જણાય છે કે–મરનારના આત્મા પિતૃઓ જે માર્ગથી જાય છે તે માર્ગથી સનાતન **જ્યોતિના ધામ તરફ** પ્રયાણ કરે છે. ત્યા આગળ સ્વર્ગની ઉંચામા ઉંચી ભૂમીમાં પિતૃઓને મૃત્યુના રાજા યમની સાથે રમતા× અને દેવતાઓની સાથે જમતા એ જોય છે.

---

* પ્રો મેક્સ મ્યુલરનો મત પણ એવો છે કે વેદના સમયમા બીલકુલ મૂર્ત્તિપૂજા ન્હોતી પણ બોલનસનનો અભિપ્રાય એનાથી ઉલટો છે. દેવતાઓને માટે " **दिवोनरः** ( સ્વર્ગનો નર ) અથવા **नरः** ( નર ) એવા નામ વાપરવામા આવ્યા છે તે પરથી " **नृपेशस्** " ( નના જેવી આકૃતિના ) એ વિશેષણ ઉપરથી અને કેટલાક મંત્રોમા મૂર્ત્તિઓનું સ્પષ્ટ સૂચન કરવામા આવ્યુ છે તે પરથી વેદના સમયમા મૂર્ત્તિપૂજા હતી એવું સિદ્ધ થાય છે, એમ ડૉ બોલનસનનુ કહેવું છે " ( મૂલનીજ ટીપમાથી લીધેલું છે )

( × ટીપમા જણાવ્યું છે કે—"ઋગવેદમા કોઈ પણ સ્થાને યમને ન્યાય આપનાર અથવા શિક્ષા કરનાર તરીકે વર્ણવવામા આવ્યો નથી, એ વાત લક્ષ ખેંચે એવી છે." )

( ગ્રંથકારની ટીપમાંથી લીધેલો ઉતારો છે )

મૃત્યુ સંબંધી એક સૂક્ત ( મ. ૧૦, સૂ. ૧૪ ) માં મુવેલા માણસોને નીચે પ્રમાણે સંબોધન કરવામા આવ્યું છે—

„પેલા પૂર્વના પંથથી તું વધ્યો જા ? આપણા આગલા પિતૃઓ જ્યા ગયા છે ત્યાં આગળ તું જા? યમ અને વરૂણ દેવ એ બેઉને હવિઓ વડે હરખાતા ત્યા આગળ તું જોઈશ. „

એ સ્થલે એક વૃક્ષની શાખાઓ ફેલાઈ રહી છે તેની છાયામાં દેવતાઓની સાથે બેસીને યમ રાજા સોમરસનું પાણ કરે છે, અને વાંસલીના તથા ગાયનોના સ્વર ત્યા આગળ સંભલાય છે. એ સ્વર્ગનુ જીવન કોઇ પણ રીતની અપૂર્ણતા વિનાનું છે. કોઇપણ રીતની શારીરિક નિર્બલતાથી રહિત છે, અને સર્વ પ્રકારે આનંદ મય છે, ક્ષત્રિયવર્ગ નહીં પણ વિપ્ર વર્ગની કલ્પનામા સુખની સામગ્રીના જે જે વિષયો આવી શકયા તે તે વિષયો ત્યા આગળ ભરેલા વર્ણવવામા આવ્યા છે.

યુદ્ધમાં જેઓ પોતાના પ્રાણનો ત્યાગ કરે છે તેઓને પોતાના હિંમતના બદલા તરીકે સ્વર્ગનુ સુખ મળે છે, પણ સૌથી વધારેતો જેઓ વિપ્રોને ઉદારતાથી દક્ષિણા આપે છે અને યજ્ઞમાં દાન કરે છે તેઓને એ સુખ મળે છે. „

આમાં કિંચિત્ વિચાર—“મરનારનો **આત્મા** પિતૃઓ જે માર્ગથી જાય છે તે માર્ગથી સનાતન જ્યોતિના ધામ તરફ પ્રયાણ કરે છે.” જૈનોમાં જીવોના **કર્મને** અનુસરતી ગતિ બતાવી છે. અને વૈદિકોમાં પાછલથી લખાએલા ઉપની-ષદાદિ ગ્રંથોમાં પણ તે પ્રમાણે મનાએલી છે. અને આજે પણ તે પ્રમાણે મનાતી ચાલતી આવેલી છે તો પછી વેદોની માન્યતામા ભેદ કેમ પડયો? મં. ૧૦ માના સૂક્તમા—“પેલાપૂર્વના પંથથી તું વધ્યો જા ? પિતૃઓ આગળ તુ જા ? ” **જૈનન્યાય** અને **વર્તમાનની** સ્થિતિનો વિચાર કરતા **કર્મના** વશમાં પડેલો મરનારનો જીવ, પોતાના સ્વાધીન પણે પિતૃઓના તરફ જવાને પોતે સમર્થ છે ? “ **યમ** અને **વરૂણ** હવિઓ વડે હર્ષાતા જોઈશ. ” આજકાલ ઘણાભાગે હવિઓ બધ જેવી છે તો શુ યમ અને વરૂણ ઉદાસ ભાવે મનાયા છે ? વિપ્ર વર્ગની સુખની સામગ્રીના વિષયો ત્યા ભરેલા છે.” **વપ્રો**મરીને બધા ત્યા જતા આજે મનાયા છે? આ બધા વેદોનોઅર્થ—ઉપનિષદાદિક ના ગ્રંથોમા સમન્વય કેવીરીત નો કરીને બાતવેલો છે ? તે વેદોના અર્થને જોડી બતાવવાને ખરૂ સાધન આજે કોઇ છે ? ખરૂ સાધન મળી શકતુ ન-હોય-તો પાશ્ચાત્ય વિદ્વનોએ બતાવેલા બાલખ્યાલ

જેવા માની લેવા? આમા સત્ય શું છે તે કોઈ પંડિત જાહેર કરી શકશે? વૈદિકે ગોટાલા થયાની વાત જૂઠી હોય તેમ લાગતું નથી.

ઇતિ પૌરાણિક અને વેદની માન્યતા સંબંધનો વિચાર ખંડ ૨ જે પ્રકરણ ૨૭ મું.

---

# પ્રકરણ ૨૮ મું.

શ્રદ્ધા વિનાના માણસોને માટે ઋગ્, અથર્વ,નો વિચાર ભેદ

સંસ્કૃત સાહિત્ય પૃ. ૧૪૯ થી-" મૃત્યુ પછી જ્યાં આગળ શિક્ષા કરવામાં આવતી હોય એવુ કોઇ સ્થાન છે એમ '**અથર્વવેદ**' ઉપરથી તો ચોકકસ માલમ પડે છે, પણ **ઋગ્વેદ**માંથી જે પ્રમાણુ આપણને મળી આવે છે તે ઉપરથી વધારેમાં વધારે આપણાથી એટલુંજ કહી શકાય એમ છે કે શ્રદ્ધા વગરના માણસોને **મૃત્યુ પછી અંધકારના ખાડામાં** નાખવામા આવતા એવો વિચાર ઋગ્વેદના સમયમા સ્વીકારવામા આવ્યો હતો.

ખરેખર એ સંબંધમા ઋષિઓએ એટલું તો થોડુ કહેલું છે અને જે થોડું તેઓએ કહેલું છે તે પણ એટલુંજ તો અસ્પષ્ટ છે કે-**રૉથ સાહેબ** એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે-મૃત્યુપછી દુષ્ટ જનોનો તદ્દનજ વિનાશ થાય છે એવું ઋગ્વેદના સમયમા મનાયુ હતું. મૃત્યુ પછી શિક્ષા કરવામાં આવે છે એવા હિંદુસ્તાનના પ્રાચીન વિચારો ધીરે ધીરે વિકાશ પામતા ગયા, અને અંતે વેદ **પછીના સમયમાં** જુદાં જુદાં નરકોની એક ગુંચવણ ભરેલી સરણી તૈયાર કરવામાં આવી. "

આમાં વિચારવાનું કે—શ્રદ્ધા વિનાનાનાં માણસોને અધકારના ખાડામાં કોણ નાખતું ? અને વાઘ સિંહાદિકના માટે કયો ખાડો કલ્પાયો હશે ? અને વેદ પછીના સમયમા નરકોની સરણી કેમ કલ્પવી પડી ? અને તે જ્ઞાન કયાંથી મેળવ્યું ? એ બધો વિચાર કરવાનું બાકી રહે કે નહિ ? ||

---

સજન્મ દેવતાઓના વિષે વૈદિક ઋષિઓની માન્યતા.

સંસ્કૃત સાહિત્ય. પૃ ૮૬—" વૈદિક ઋષિઓના વિચાર પ્રમાણે **દેવતાઓ પણ માણસોની પેઠે જન્મ** પામતા હતા, કારણકે આકાશ તથા પૃથ્વીનાં બાળક તરીકે, અથવા કેટલીક વાર બીજા દેવતાઓનાં બાળક તરીકે તેઓને વર્ણવવામાં આવ્યા છે. આ ઉપરથીજ દેવતાઓના જુદા જુદા જમાનાઓ

હોવા જોઇએ એવું ચોક્કસ અનુમાન થઇ શકે છે, પણ તે ઉપગત એવા પણ કેટલાક ફકરાઓ મળી આવે છે કે જેમાં વિશેષ પ્રાચીન દેવતાઓનું સ્પષ્ટ કથન કરવામા આવ્યું હોય. એ પ્રમાણે દેવતાઓને જન્મ લેનારા ગણવામાં આવ્યા છે, તેવીજ રીતે તેઓને મૃત્યુ પામનારા પણ ગણવામા આવ્યા છે. પ્રથમ દેવતાઓને સ્વભાવથી અમર ગણવામાં આવતા નહિં; કારણકે અગ્નિ અને સવિતા જેવા વિશિષ્ટ દેવતા તરફથી અમરત્વનું દાન કરવામા આવ્યું હોય અથવા સોમરના પાનને લીધે અમરત્વની પ્રાપ્તિ થઇ હોય એવું કેટલેક સ્થળે કહેવામાં આવ્યું છે. ઇંદ્ર અને બીજા દેવતાઓ વિષે કહેવામા આવ્યું છે કે "તેઓને ઘડપણ આવતું નથી." પણ દેવતાઓનુ કદી પણ મરણજ થતું નથી એવુ એ ઋષિઓ માનતા હતા કે નહિં તેનો નિર્ણય કરવાનાં સાધન મળી આવતા નથી વેદ પછીના સમયનો વિચાર તો એવો હતો કે દેવતાઓનું અમરત્વ નિરપેક્ષ નહીં પણ સાપેક્ષ છે. અને દરેક કલ્પને અંતે એ દેવતાઓનો પણ વિનાશ થાય છે."

આમાં મારા બે બોલ–દેવતાઓ માણસોની પેઠે જન્મ પામતા ત્યારે તો તેમનું મરણ પણ અવશ્ય હોયજ છતા મરણના નિર્ણયનાં સાધન વેદોમા મલી આવતા નથી. વેદ પછીના સમયે અમરત્વ સાપેક્ષ મનાયું. અને કલ્પના અંતે વિનાશ થતો મનાયો? જ્યારે વેદના ઋષિઓ દેવતાઓના જન્મ અને મરણનો વિષય બતાવી શકયા નથી ત્યારે શું પાછલથી બીજાઓના તરફથી મેલવીને ગોઠવાયો?

જૈન ધર્મમાં દેવતાઓના જન્મનું તેમના શરીરનું, અને આયુષ્ય આદિનું પ્રમાણ વિગતવાર સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે.

જુદા જુદા વખતે જન્મેલા માણસોનું મરણ જુદા જુદા વખતે થતું આપણે પ્રત્યક્ષ જોઇએ છે. તેમ દેવતાઓનું કેમ ન થવું જોઇએ? તેવો વિચાર ન બતાવતા કલ્પના અંતે એકી સાથે તેમણુ મરણ કયા હિસાબથી લખાએલું સત્ય રૂપનું માની લેવું?

વેદોના દેવતાઓના સંબંધે મારા વિચારો.

વૈદિક હિંદુઓ પોતાના મતને પ્રાચીનમા પ્રાચીન માની વેદોને મોખરે ધરી રહ્યા છે. અને તે ચાર વેદો–ઇંદ્રાદિક **તેત્રીશ** દેવતાઓની સ્તુતિઓ અને પ્રાર્થનાઓથી મુખરિત થઇ રહેલા છે. અને તે દેવતાઓને અજન્માતો બતાવેલા

નથી. ત્યારે તે કોઇ જગો પરથી આવીને ઉત્પન્ન થતા હશે કે નહીં ? અને જો ઉત્પન્ન થાય છે તો કેવા સ્વરૂપથી અને કયા પ્રકારથી ? આ વાત પ્રથમ વિચારવા જેવી છે.

જ્યારે તે દેવતાઓ આ ચાલતા સંસારના ચક્રમાં ગણાતા હોય ત્યારે તો તેઓના આયુષ્યનો અને સાથે તેમના મરણનો પણ વિચાર થવો જોઇતો હતો. કારણ કે જન્મ હોય ત્યાં મરણ અવશ્ય હોય એ સંસારના ચક્રનો નિયમજ છે. માત્ર જે મુક્તાત્માઓ ગણાયા છે. તેજ જન્મ મરણના ભયથી રહિત ગણાયા છે એમ આપણા હિંદુ શાસ્ત્રોમા સર્વત્ર પ્રસિદ્ધ જ છે. છતાં ઇદ્રાદિક દેવતાઓના આયુષ્ય કે મરણના સંબધે વેદોમાં કે વેદના પ્રાચીન સાહિત્યમાં કોઇ વિશેષ ઉલ્લેખ થએલો હોય એમ જોવામા આવતો નથી તેનું કારણ શું ?

ઉપનિષદોમાં બતાવેલા ખરા પરમાત્માઓ કયા ? કદાચ-બ્રહ્મા, વિષ્ણુ કે મહાદેવ બતવાવામા આવે તો સાધારણ માણસોના ગુણ જેટલા ગુણવાળા તે દેવો જણાતા નથી જુવો અમારા પૂર્વના લેખો. સૃષ્ટિની ઉત્પત્તિની સાથે દેવતાઓની ઉત્પત્તિ અને તેના નાશની સાથે તેઓનો નાશ જે બતાવ્યો છે તે પણ યથાર્થ નથી. કારણ કે-ઇંદ્રપદને ચાહનારા ઋષિઓને તપથી ભ્રષ્ટ કરવા ઇંદ્ર વારંવાર ઉપાયો યોજેલા છે. જો દેવતાઓના પદવી કાયમની હોય તો તેમણે પોતાના પદના નાશનો ભય શાથી ? વેદોમાં સૃષ્ટની ઉત્પત્તિના સંબંધની જે ચાર પ્રકારની જે શ્રુતિઓ દાખલ થઇ છે તે ઘાણુકરીને જૈનાદિક મતોની જાગૃતિ પછીથીજ દાખલ કરેલી હોય એમ સમજી શકાય તેમ છે કારણ-તૂં લોક છે, અનંત છે, અપાર છે, અક્ષય છે, ઇત્યાદિક જે તૈત્તિરીય સંહિતાનો લેખ-પૃ. ૫૨ મા અમોએ બતાવેલો છે તે આ સૃષ્ટિનું અનાદિપણું જણાવી રહયો છે. તો પછી કલ્પ કલ્પમાં એક સાથે પૃથ્વી આદિની ઉત્પત્તિ અને તેનો એકદમ નાશ તેમજ દેવતાઓની ઉત્પત્તિ અને નાશ માનવો એ તો પ્રત્યક્ષ વિરોધવાળી વાત ચાહે ખાસ વેદોની હોય તો પણ તે પાછળથી ઘુસાડેલી વિચાર કરવાને યોગ્યજ છે.

---

## વેદમાં બતાવેલી સોમની ઉત્પત્તિ.

હિંદુસ્તાનના દેવો પૃ. ૮૨ થી " સોમની ઉત્પત્તિ વિષે વેદમાં આ પ્રમાણે હકીકત આપી છે. ઇંદ્રના સ્વર્ગમા ગવૈયા ગંધર્વોમા સોમ રહેતો હતો.

દેવો એના દૈવી ગુણો જાણતા હતા, તેથી તેમની મરજી મેળવવાની થઇ. પ્રથમ બ્રહ્માની પત્ની **ગાયત્રીએ** એક પક્ષીનું રૂપ ધારણ કરી એને લઇ આવવાનો પ્રયત્ન કર્યો, પણ એના રક્ષક ગંધર્વોએ તેને એમ કરતા અટકાવી. પછી ( વાણીની દેવી ) સરસ્વતીએ કહ્યું, ગંધર્વોને સ્ત્રીઓ પર પ્રેમ છે. મને જવા દો હું એને લઇ આવીશ. ' દેવોએ કહ્યુ ' ' અમને તારા વગર કેમ ચાલે ? ' તેણે જવાબ દીધો ' હું એ દેવને મેળવીશ એટલે જ્યારે તમારે મારૂં કામ હશે ત્યારે હું પાછી આવીશ. ' ગંધર્વો એના મોહક સૌંદર્યની સામા થઇ શકયા નહિ. તેમણે તેને સોમ લઇ જઇ દેવોને આપવા દીધો.

"જ્યારે 'સોમ' પ્રથમ દેવોના જોવામાં આવ્યો ત્યારે એનો પહેલો ઘુંટડો કોણે પીવો તેને માટે તેઓમા તકરાર થઇ. આખરે શરત રમી એ વાતનો નિર્ણય કરવાનું ઠર્યું. શરતમાં વાયુ પહેલો આવ્યો ને ઇંદ્ર બીજો આવ્યો. ઇંદ્રે સર્વથી પહેલા આવવા બહુ મંથન કર્યું અને લગભગ જીતવાના સ્થળ આગળ આવી પહોચ્યા એટલે એમ દરખાસ્ત કરી કે આપણે સાથે પહોચીએ અને તમે બે તૃતીયાંશ સોમરસ લે જો. વાયુએ કહ્યું, " ના, હું એકલો જીતીશ. " ત્યારે ઇંદ્રે કહ્યું " આપણે સાથે જઇએ તમે મને એક ચતુર્થાંશ સોમરસ આપજો. " આ વાત વાયુએ કબુલ કરી અને એ રીતે બન્નેએ સોમરસ વેહેંચી લીધો. "

( મુરકૃત સસ્કૃત મુલ ગ્રથના વચન, અં ૫, પૃ ૧૪૪ )

આમાં વિચારવાનું કે–બ્રહ્માના સંબધેના બધા લેખો જોતા પ્રથમ બ્રહ્માનોજ ખરો પત્તો મળતો નથી. તો પછી બીજી વાતનો વિચાર કેવી રીતે કરવો? બ્રમ્હપત્ની સોમ લાવવા નિષ્ફલ નીવડયા સરસ્વતીજી ગંધર્વ લોકમાંથી લઇને આવ્યાં. આ વાત ગમે તેમની હોય પણ આ વાત બનેલી કયા કાળમા ? કેમકે–આ સંસારનું ચક્રતો અનાદિ કાળથો ચાલતું આવેલું છે, અને દેવતાઓના વિમાનો પણ અનાદિ કાળનાજ છે. તે વિમાનોના માલીકો અસંખ્યાતા અને અનંતા આજસુધીમા થઇ ગયા, અને આગળ ભવિષ્યમા પણ એજ પ્રમાણે થયા કરવાના તેથો તે વેલડી કયા કાળમાં લાવવામા આવી ? એવી જિજ્ઞાસા થાય તે સ્વાભાવિકજ છે ?

બીજી વાત એ પણ વિચારવાની કે–તેનો પહેલો ઘુંટડો લેવાને માટે દેવોમાં તકરાર ઉત્પન્ન થઇ તો તે કયા કાળમાં ઉત્પન્ન થએલી માનવી ? જો કે તેવા લાંબા કાળનું માપ વર્ષોની ગણત્રીથી તો નજ આપી શકાય પણ બ્રહ્મ દેવના દિવસાદિકથી તો જરૂર અંદાજો બતાવી શકાય. અથવા જૈનોની અવસર્પિણી કે ઉત્સર્પિણીના લેખાથી તો જરૂર જણાવી શકાય માટે વિચારવાનુ જણાવ્યું છે.

હિંદુસ્તાનના દેવો પૃ. ૮૩ થી—

(૧) " અર્વાચીન સમયમા હિંદુ પ્રજા ખાન પાનમાં નિયમ શીલ છે. અને વેદમા વર્ણવેલા સ્વરૂપમા **સોમની પૂજા** થતી બંધ થઇ છે તો પણ ચંદ્રની સાથે હજી એ નામ ચંદ્રમાને આપવામા આવે છે. * પાછલા વેદ મંત્રોમાં સોમ શબ્દ **બે અર્થમાં** વપરાય છે—માદક **રસપાનના** દેવના અર્થમાં કે રાત્રીના અધિપતિ **ચદ્રના** અર્થમાં. રાત્રીના અધિપતિનું છુપી રીતે ભૂલથાપ દેવાનું સ્વરૂપ આનું કારણ હોઇ શકે. વેદના એક મંત્રમાથી આ વિચારને પુષ્ટિ મળે છેઃ—

" **સૂર્ય**નો સ્વભાવ અગ્નિ જેવો, ને **ચંદ્ર**નો સોમ જેવો છે. " વળી ચદ્રના પ્રકાશિત ડાઘાઓમા અમૃત છે એમ ધારવામા આવતુ; અને દેવો એ છુપા રસનું પાન કરે માટે વિષ્ણુંના વાહન ( મનુષ્યાકારના કલ્પિત પક્ષી ) **ગરૂડને** તે લેવા મોકલ્યો હતો.

( ૨ ) એમ વર્ણવવામા આવે છે કે **આ દેવને ૩૩ પત્નીઓ**નુ સુખ હતુ, એ **પ્રજાપતિની પુત્રીઓ** હતી. ઘણી પત્નીવાળા પૂર્વના રાજાઓને હાલ જે દુઃખ પડે છે તેવુંજ દુઃખ એને વેઠવું પડયું. તેનાથી બધી સ્ત્રીઓ સાથે સમતાથી વર્તી શકાયું નહિ. તેણે રોહિણી પ્રત્યે ખુલ્લી રીતે વિશેષ ભાવ દર્શાવ્યો. આ ઉપરથી બાકીની **બત્રીશ** પત્નીઓ પોતાના પિતા પાસે ગઇ અને પતિની આવી વર્તણુક માટે ખૂબ ફરીયાદ કરી. **સોમે** તેમને પાછાં આવવા પ્રાર્થના કરી. હવે પછી બધી સ્ત્રીઓ પ્રત્યે હું સરખી માયા દર્શાવીશ એવું વચન આપો તોજ આવીશું એમ તેમણે કહ્યું. તેણે તેમ કરવા અત્યંત આતુરતાથી વચન આપ્યું, પણ ફરી એકવાર રોહિણીની ઉત્કૃષ્ટ કાંતિને લીધે તે પોતાના નિશ્ચયથી ડગ્યો. પછી સોમ શિક્ષા તરીકે ક્ષયના રોગથી પીડાયો; અને હિંદુઓ એની **કલાની વધઘટ**નુ આજ કારણ આપે છે. "

( ૩ ) મુંબાઇ ઇલાકામા **ચંદ્રની કળાના ફેરફાર**નું એક વિચિત્ર કારણ પ્રચલિત છે. એક દિવસ '**ગણપતિ**' પોતાના વાહન ઉંદર ઉપરથી પડી ગયા. આ વિચિત્ર દેખાવ જોઇ **ચંદ્રને** હસવુ આવ્યા વિના રહ્યું નહિ. ક્રોધી દેવે એને શિક્ષા કરવા માટે એવી પ્રતિજ્ઞા કરી કે હવે કોઇ ચદ્રનુ દર્શન નહિ કરે. ચદ્રે ક્ષમાયાચી ત્યારે શાપ ઓછો કરવામાં આવ્યો અમુક ઋતુમાં એને એ શિક્ષા ભોગવવી પડશે એમ નકકી થયુ.

---

* અથર્વવેદ ૧૧ ૬-૭ " **સોમદેવ**, જેમને તેઓ ચદ્ર કહે છે 'તે' મને મુક્ત કરે '

(૪) હિંદુસ્થાનના દેવો પૃ ૮૪ થી—" દેવોના આચાર્ય વૃહસ્પતિની સ્ત્રી તારાનુ હરણ કરવાનું તહોમત **સોમના** પર મુકવામાં આવે છે. તેના પતિએ સ્ત્રીને શિક્ષા કરી કે તું પથ્થર બન, અને ચંદ્ર ઉપર પોતાના પગનો **જોડો** માર્યો આથી તેની સપાટી પર કાળો ડાગ પડી ગયો. ચદ્રના પર કલંક દેખાય છે તેનું આ કારણ છે."

**ચંદ્રને શિવે કપાલ પર ધાર્યો ત્યારે તે પુરૂષ થયો**

(૫) હિંદુસ્થાનના દેવો પૃ ૮૫ થી–" કપાલપર **શિવ** અર્ધ ચંદ્ર ધારણ કરે છે તેનુ કારણ નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ—

સોમ અથવા **ચંદ્ર દેવ** પોતાની માનીતી સ્ત્રી **રોહિણી સાથે** પૃથ્વી પર ફરવા નીકળ્યો હતો, અને અજાણતા તેઓ શિવની સ્ત્રી ગૌરીના વનમા પેઠા. કહે છે કે એક વખત **શિવ** પોતાની પત્ની સાથે વિલાસ કરતા હતા તે સ્થળે કેટલાક માણસ એકા એક આવી પહેચ્યા હતા. તેથી તેમને શિવે શાપ દીધો હતો કે 'તમે સ્ત્રીઓ થઇ જાઓ.' ત્યાર પછી જે મરદો આ વનમાં દાખલ થતા તે બધા સ્ત્રી બની જતા, એવી એ વનની શકિત કાયમ રહી હતી. આ કારણથી **ચંદ્ર** એકદમ **સ્ત્રી** બની ગયો, અને એ ફેરફારથી તેને એટલું બધું દુઃખ લાગ્યું અને શરમ આવી કે એકદમ છેક પશ્ચિમમાં ગયો અને રોહિણીને આકાશમાં પોતાની જગાએ મોકલી. તે એક પહાડમા સંતાઇ બેઠો, તે પાછલથી સોમગિરિ કહેવાયો. ત્યા તેણે અતિશય શખ્ત તપ કર્યું. પછી દુનિયામાં દરરોજ રાત્રે અંધારૂં ફેલાયું. પૃથ્વીના ફલો નાશ પામ્યા અને આખું વિશ્વ એવા ભય અને સંકટમાં આવ્યું કે–બ્રહ્માને મોખરે કરી દેવો શિવની મદદ માગવા ગયા. શિવે ચંદ્રને પોતાના કપાળ પર ધારણ કર્યો કે તરતજ તેણે પોતાની પુરૂષ જાતી પ્રાપ્ત કરી અને એ પરથી **શિવ ચંદ્ર શેષર** ( ચંદ્ર જેનો મુગટ છે એવા ) કહેવાય છે. આ વાર્તાની સમજુતી એવી અપાય છે કે રોહિણી નક્ષત્રમાં ચંદ્ર હોય છે ત્યારે પર્વતોની પાછળ ગૂમ થતો દેખાય છે."

( મૂર કૃત " હિંદુ સર્વ દેવ " પૃ. ૨૯૦ થી લીધેલું )

(૧) અવાર્ચીન કાળમાં સોમની ( સરસ્વતી દ્વારા મેળવેલી ગાધર્વ લોકમાંથી સોમ વેલડીની ) પૂજા થતી બધ થઇ ગઇ. ઋગ્વેદ જેવા મહાન્ ગ્રંથથી પ્રતિષ્ઠિત થએલા સોમદેવની પૂજા બંધ થઇ અને તેનું નામ પણ ભૂલાઇને ચદ્રમામાં બદલાઇ ગયું ? આ શું વિચારવા જેવું નથી ? ચંદ્રમાંનો પ્રકાશ શું પહેલો ન હતો ?

જૈન દૃષ્ટિએ જોતા–ચદ્ર, સુર્યાદિક જ્યોતિષ ચક્રનો જે પ્રકાશ દેખાય છે તે તેમના શાસ્વતા વિમાનોનો છે. પણ તેમા ઉત્પન્ન થતા દેવતાઓ અને ઇંદ્રો આજ સુધીમા અસંખ્ય નહિ પણ અનંત માલિકો થઇ ગયા અને ભવિષ્યમા પણ થયા કરવાના અને તેમના વિમાનોનો પ્રકાશ સદા કાયમજ રહેવાનો જેમ આપણી ભૂમી ઉપર રાજા અને રૈયત આજ સુધીમાં અનંતી થઇ ગઇ અને ભવિષ્યમાં પણ તેમ થયા કરે છે તેજ પ્રમાણે દેવલોકમા પણ છે. શું ? દેવોને અને ઇંદ્રોને જન્મ મરણ નથી ? જન્મ મરણ તો તેમને લાગુજ છે વિશેષ એટલુજ કે મનુષ્યોનું આયુષ્ય ટુક મુદતનું તો દેવતાઓનું લાબી મુદતનું તેમજ શક્તિઓ વિગેરેમા ફેરફાર હોય છે. એકંદરે તપાસતાં સંસારના બધાએ જીવોમા બધીએ વાતોનો ફેરફારજ રહેલો છે નવાઇ જેવુ શુ છે ?

( ૨ ) ચંદ્રમાએ પ્રજાપતિની **૩૩ પુત્રીઓ** પરણી તો તે વખતે ચદ્રમાની ઉમર કેટલી ? અને કન્યાની કેટલી ? કેમકે કાળની આદિ નથી તેમજ તેનો અત પણ નથી, તેમજ જ્યોતિષ ચક્રના શાશ્વતા વિમાનના માલિક રૂપે થયેલા ચદ્રમાની પણ ગણત્રી થઇ શકે તમ નથી, તો પછી કયા કાળના ચદ્રમાએ તે પ્રજાપતિની તેત્રીસ પુત્રીઓ પરની ? તેમનામા પડેલો જગડો એક વખતે મટાડયો અને ફરીથી પડતા ક્ષય રોગ લગાડયો, તો તે કયા કાળથી શરૂ થયો ? કારણ એક વ્યક્તિ ને લાગેલો રોગ કંઇ બધી વ્યક્તિઓને લાગુ ન પાડી શકાય ?

(૩) **ગણપતિ** ઉંદરના વાહન પરથી પડી ગયા તેથી **ચદ્રમાને હસવું** આવ્યું. પડતાં બીજા કોઇએ દેખયા હશે કે નહિ ? ગણપતિ મોટી શક્તિવાળા હતા પડયા કેવી રીતે ? જો એમ ન હોયતો જગત્‌ને પ્રકાશ આપવાવાળા ચંદ્ર દેવને શાપ આપવાની શકિતવાળા હતા એમ પણ કેવી રીતે માની શકાય ?

( ૪ ) જૈન ગ્રથો જોતા દેવતાઓને ફરજન હોતાજ નથી તો પછી કન્યા લેવા દેવાનો વ્યવહારજ કયાંથી ? ચદ્રમાને **પ્રજાપતિ**એ તેત્રીશ કન્યાઓ આપી તે યોગ્ય નથી. વળી વૃહસ્પતિએ પોતાની સ્ત્રીને પથ્થર બનાવી ચદ્રમાને જોડો માર્યો દેવતાઓ જોડા પહેરતાજ ન હોય તો જોડો મારેજ કેવી રીતે ? વળી વિચારવાનુ કે આ બધું કયા કાળમાં બન્યુ ? શુ આ વિચારવા જેવુ નથી ?

( ૫ ) પ્રથમ તો શિવ કયા ? અને ગોરી કયાં ? અને તે કયા કાળમાં થયા ? તેનોજ પુરેપુરો પત્તો વેદોથી કે પુરાણોથી મેળવી શકાતો નથી તો પછી **શિવ** પોતાની **ગોરી** સાથે વનમા પેઠા, આ વાત કયા કાળમા બનેલી ?

અને કયા દેશના વનમાં જઇને પેઠાં સમજવા ? આટલા મોટા દુનીયાના દેવ ઇતર જનોની પેઠે વનોમાં એકલા ભટકતા ફર્યા ? કે જેથી ભુલથી પેઠેલા પુરૂષોને સ્ત્રીઓ બનાવી દેવાનો શાપ આપવો પડયો ? એટલુંજ નહી પણ, તે વનમા પેઠેલા **ચંદ્રમા પણ સ્ત્રી** રૂપેજ બની ગયા. પાહાડમા સંતાઇ તપ કરતા પણ તેમણું કાંઇ વલ્યું નહી. છેવટે બ્રહ્માનો અને દેવોની પ્રાર્થના થયે શિવે મસ્તક ઉપર ધારણ કર્યો ત્યારેજ તે પુરૂષ થયા. કયા કાળમાં આ વાત બની તેટલું તો જરૂર વિચારવું જોઇએ નહિ તો ગપ્પ ગોળા જેવું ઠરે ?

---

હિંદુસ્તાનના દેવો પૃ. ૭૯ થી—જણાવવામા આવ્યું છે કે-**સોમ** હિંદુઓનો **માદકદેવ** પાછળથી એ અને **ચંદ્ર એક** ગણાયા. એમ બતાવી વેદોમાં કરેલી ચંદ્રમાની સ્તુતિનુ રસદાર સ્તોત્રનો અર્થ લખીને બતાવ્યો છે. પછી લખી બતાવે છે કે—

“ **વેદના દેવોમાં** આ દેવની કલ્પના સર્વથી વિશેષ વિલક્ષણ છે. ગામડાંના નાના દેવોની વિચિત્ર કલ્પનાને પણ આ કલ્પના લગભગ ઝાંખી પાડી નાખે છે. **બોલન** ઘાટમાં પંજાબની ટેકરીઓ ઉપર અને બીજાં કેટલાંક ઉત્તર તરફના સ્થળોમાં એક **નાનો વેલો** ઉગતો હતો. તેને બહું આછાં પાંદડાં હતાં અને તેવા સ્વચ્છ, સફેદ રસનો સહજ તીખો સ્વાદ હતો. કેટલાક સાહસિક આર્યો પ્રવાસથી થાકી ગયા હતા, તેમને માલમ પડયું કે એ લતાના રસમાં વિલક્ષણ શકિત છે. તે પરિશ્રમ અને ગ્લાનિને દુર કરી તેને બદલે વિલક્ષણ આનંદ અને સ્ફુર્તિ આણે છે. તેનુ નાનામાં નાનું ટીપું પીવાથી પણ “ તેમની નસોમા દેવ ” આવ્યો હોય એમ તેમને લાગતું.

**પ્રોફેસર વ્હિટનિ** તેની પૂજા દાખલ થવાનું કારણ નીચે પ્રમાણે આપે છે—“કુદરતની અદ્‌ભુત શકિતઓ અને દેખાવોથી પૂજા કરવામાં સરલ હૃદયના આર્ય લોકોનો ધર્મ સમાયલો હતો; તેથી જેવું તેમને એમ માલમ પડયું કે આ રસમાં ગ્લાનિ દૂર કરી જાગૃતિ લાવવાની અને થોડો વખત ઉન્માદ ઉત્પન્ન કરવાની એવી ભારે શકિત છે કે તેથી મનુષ્ય સ્વાભાવિક શકિત ઉપરાંતના પરાક્રમો કરવા લલચાય છે અને શકિતમાન્ થાય છે કે તરતજ તેમને એ રસમાં કંઇક ઐશ્વરી તત્વ છે એમ લાગ્યું. તેમના વિચાર પ્રમાણે તે એક દેવ હતો અને જેમનામાં પ્રવેશ કરતો તેમનામા દૈવી શકિત ઉત્પન્ન કરતો. જે છોડવામાંથી એ રસ નીકળતો તેને તેમણે ઔષધિનો રાજા કહ્યો. તેને તૈયાર કરવાનો વિધિ એક પવિત્ર યજ્ઞ મનાયો. અને તેને કાઢવાનાં સાહિત્યો પણ પવિત્ર ગણાવા લાગ્યાં. સોમ રસના પાનનું તેમનું પ્રાચીન સ્તોત્ર સાંભળો.

"અમે પ્રકાશિત **સોમરસ** પીને અમર બન્યા છીએ, અમે પ્રકાશમાં દાખલ થયા છીએ અને દેવોએ તે જાણ્યું છે. હવે કયો માનવી અમને ઇજા કરી શકે એમ છે, કે કયા શત્રુથી અમને હવે પછી સંતાપાશે ? હે અમર દેવ ? તારે લીધે અમે હવે ભયના માર્ગથી ઉંચા ચઢ્યા છીએ. "×

હવે પછી એ છોડને તેઓ દેવ માનતા થયા અને જે અદૃશ્ય આત્મા આ અદ્‌ભુત ફીણથી ભરેલા રસને જીવન આપતો હતો તેને દેવના ગુણો લાગુ પાડવામાં આવ્યા, અને તેનું દેવ તરીકે સન્માન કરવામાં આવ્યું.

---

॥ અથ ઋગવેદાલોચન દ્વિતીય પ્રકાશ. પ્રકરણ ૧૧ મું–**આત્મસ્તુતિ** (પૃ. ૨૩૩) મા (ઋ૦ ૧૦–૧૧૯ મું. સમસ્ત સૂક્ત) તેનો ભાવાર્થ પૃ. ૨૩૪ થી—

**સોમરસ પીવાવાળાની ગતિનું** વર્ણન નીચે મુજબ—

" આજ મેં કંઇ વાર સોમ રસનુ પાન કર્યું છે. જીવ ચાહે છે કે યજ્ઞ સમાપ્તિની પ્રસન્નતામાં હું ઋત્વિજોને ગાયો અને ઘોડા ભેટ કરૂં ॥ ૧ ॥

જેમ બલવાન વાયુ વૃક્ષાદિકને ઉખેડવામાં જોર મારે છે એ પ્રકારે આજ કંઇ વાર પીધેલો સોમ–મારાશરીરમાં જોર મારી રહ્યો છે ॥ ૨ ॥

જેમ તેજ ઘોડો રથને ખેંચી લઇ જાય છે. એ પ્રકારે સોમ મોટું જોર મારી રહ્યો છે. ॥ ૩ ॥

જેમ ગાય પોતાના પ્રિય વાછડાની પાસ આવી જાય છે એજ પ્રકારે આજ મતિ પણ સ્વયં આવી છે બુદ્ધિ ખૂબ સ્ફુરી રહી છે, કેમકે, આજ મેં સોમ રસ ખૂબ પીધો છે. ॥ ૪ ॥

જે પ્રકારે સુથાર સુંદર રથ બનાવવો જાણે છે એજ પ્રકારે મારી મતિ હવે સારાથી સારી વાતોમાં સ્ફુરી રહી છે, કેમકે મેં કંઇ વાર સોમ રસનું સેવન કર્યું છે ॥ ૫ ॥

આજ કોણી શકિત છે કે મારી આંખોના સામે આવે ? કોઇની હિમ્મત નથી પડી શકતી, આજ સોમ જોર કરી રહ્યો છે ॥ ૬ ॥

આ દ્યૌ (આકાશ) અને પૃથ્વી મારા આગળ શું ચીજ છે ? ॥ ૭ ॥

---

× મૂર કૃત "મૂલ સંસ્કૃત ગ્રંથતા વચન," અં. ૫. પૃ. ૧૩૦

હું પોતાના બલથી—મહિમાથી આ દ્યુ લોક અને આ વિસ્તૃત પૃથ્વીને પણ નીચા બતાવી શકુ છું, કેમકે આજ સોમ જોર કરી રહ્યો છે. ॥ ૮ ॥

કહો હું આ પૃથ્વિને ઉઠાવીને જમના ખાધાં ઉપર રાખું કે ડાબા ખાંધા ઉપર, આજ શરીરમાં સોમ ઉછલી રહ્યો છે ॥ ૯ ॥

કહો તો અહીં પૃથ્વી પર ઊભા ઊભાં તેજસ્વી સૂર્યને પણ નિસ્તેજ કરી દઊં ॥ ૧૦ ॥

કહો તો પૃથિવીને ઉપર અને અંતરિક્ષને નીચે કરી દઉં ॥ ૧૧ ॥ આજ તો હું મોટામાં મોટો છું ॥ ૧૨ ॥

આજ બધાએ પદાર્થ મને મલી ગયા કેમકે યજ્ઞ સમાપ્ત થયો. દેવતાઓને હવ્ય કવ્ય અપાઇ ગયું, સોમ રસનું પાન થયું, જન્મ સફલ થયો. ॥ ૧૩ ॥ ઇત્યાદિ. ”

ઉપર બતાવેલી **આત્મ સ્તુતિ** છે. આ સોમ રસના સૂક્તમા ઋષિને ઇશ્વરની પ્રેરણા થએલી માનવી, કે સોમ રસનો ઉન્માદ? એ તો નિશ્ચય છે કે યજ્ઞમાં માંસ ભક્ષણ અને સોમ રસનું પાન તો અવશ્ય થતું હતું તો પછી આમાં ઇશ્વર નિ:શ્વસિત કેવા પ્રકારથી મનાયું? જેવી રીતે મદિરા પાન કરનારાઓના અનેક પ્રલાપો પ્રત્યક્ષ જોઇએ છીએ તેવા પ્રકારના આ પણ પ્રલાપો જનાય છે તે વેદ વાકય તરીકે મનાયા, ન જાને એવા પ્રકારનાં સૂકત અને મંત્રો વેદોમાં કેટલાં ગોઠવાયાં હશે? છતા વેદોને ઇશ્વર કૃત કયા સ્વરૂપથી જાહેર કર્યા?

આ મારી વાતને મળતો લેખ—હિંદુસ્તાનના શાળોપયોગી ઇતિહાસના લેખક—કેશવલાલ હિમતરામ કામદાર એમ. એ. ઇતિહાસના પ્રોફેસર કૉલેજ વડોદરા. ૧૯૨૮ આવૃત્તિ ત્રીજી ના પૃ. ૧૭ માં લખે છે કે—

“ પ્રાચીન આર્યો માંસાહારી હતા પણ ‘ ગાય ’ ને તેઓ પહેલેથીજ પવિત્ર કે “ અઘ્ન્ય ” માનતા. યજ્ઞમાં બલદ બકરા વગેરેનુ બલિદાન અપાતું. એક ઠેકાણે માણુસના બલિદાનનો પણ ઉલ્લેખ કરવામા આવ્યો છે વૈદિક આર્યો “ **સોમ** ” ને “ **સુરા** ” પીતા ને સોમ પીનારાઓમાં મંત્ર દ્રષ્ટા થવાની અજબ શકિત આવતી. ઇત્યાદિ. ”

સોમરસનું પાન કરનારાઓ વેદ વાણી કહે એવું એક ભજનમાં પણ છે

જે કોઇ નર પ્રેમી અંશ અવતરે
પ્રેમ રસ તેના ઉરમાં ઠરે — એ ટેક

સોમવલ્લી રસ પાન શુદ્ધ જે
બ્રાહ્મણ હોય તે કરે
અવરવંશી ને વમન કરાવે
વેદ વાણી ઉચ્ચરે—પ્રેમ રસ તેના ઉરમા ઠરે.

આ ભજનના ફકરાથી પણ એવું સમજાય છે કે–સોમરસના પાનના જોસથી જે શ્રુતિઓ રચાતી તે વેદ વાકય તરીકે મનાતી ચાલી હોય એ વાકયો મહાન્ જ્ઞાનીના વચન જેટલાં મહત્વનાં મનાયાં તે શાથી ? એ કાંઇ સમજાતું નથી.

બીજી વાત એ છે કે–કેટલાક સૂકતો એક એકની સાથે સંબંધ વિનાના છે. અને કેટલાક સૂકતો બેવડાયલા આપસ આપસમા વિરોધવાળા પણ છે.

તે સિવાય સાયણાચાર્યના કરેલા કોઇ કોઇ મંત્રોના જે અર્થ મલે છે તેમાં કેટલાક તો તદ્દન મર્યાદાથી રહિત ભાડના જેવા બીભત્સ તો કેટલાક નિર્દયતાથી ભરેલા જોવામાં આવે છે તેનુ કારણ પણ શું માનવું ?

તેવા પ્રકારના મંત્રોના અર્થો નમુના રૂપના આ ગ્રંથમાંથી પણ મળશે વિચારવાની ભલામણ કરૂં છું.

---

હિંદુસ્તાનની સંસ્કૃતિ પૃ. ૧૧ માં—

"માંસાહારની છુટ હતી, અને જ્યારે જ્યારે યજ્ઞો કરવામાં આવતા ત્યારે ત્યારે તો માંસાહાર મોટા પ્રમાણમાં થતો. અને તે સમયે '**સોમ**' નામના રોપામાથી બનાવેલો આસવ યાને સોમ–રસનું એક બીનકેફી તંદુરસ્તી બક્ષનાર મિષ્ટ વસ્તુ તરીકે પાન કરવામાં આવતું."

પૃ. ૧૩ માં–સોમ રસના તર્પણો તૈયાર કરવાનુ કાર્ય સ્ત્રી વર્ગનું હતું એટલુંજ નહિ, પરંતુ યજ્ઞની ક્રિયામાં પત્ની હમેશાં પતિની સાથે રહી ભાગ લેતી, એથી પણ વિશેષ–એ સમયની કેટલીક સ્ત્રીઓ એટલી તો કેળવાયેલી તથા બુદ્ધિમાન હતી કે, કેટલા એક સૂકતો પણ સ્ત્રીઓએ રચેલાં જણાય છે. આવી કેટલી એક સ્ત્રીઓનાં નામ સુધાં મળી આવે છે."

---

યજ્ઞ રહસ્ય. પૃ. ૯૭ થી પૃ. ૧૦૨ સુધીમાં જુવો—

" **સોમ** લાવવાની આખ્યાયિકાઓથી વૈદિક સાહિત્ય પૂર્ણ થઇ રહ્યું છે. સ્વર્ગના કોઇ ઉચ્ચ પ્રદેશને વિષે સોમ ગુપ્ત રહ્યો હતો. સુપર્ણ અથવા શ્યેન પક્ષી ત્યાંથી દેવતાઓના માટે, ઇંદ્રને માટે સોમ લઇ આવ્યુ **ઋગ્વેદ** સંહિતામા ઘણે સ્થલે આ આખ્યાયિકાનો ઉદલેખ જોઇ શકશો.

**પુરાણોમાં** એ ઉપાખ્યાન ગરૂડ વડે અમૃત હરણનાં આખ્યાનના રૂપમાં ફેરવાઇ ગયું છે.

**વેદમા** લખ્યુ છે કે **સોમ** પાણીમાં–સમુદ્રમાં હતો. **પુરાણોમાં** લખ્યું છે કે–સોમ અથવા અમૃત મેળવવા માટે સમુદ્ર મંથન કરવું પડયું હતું. સમુદ્રમાંથી નાના પ્રકારનાં રત્નો નીકલ્યાં હતાં, છેવટે સોમ અથવા અમૃત પ્રગટ થયું. દેવતઓએ અસુરોને હરાવી એ અમૃત મેળવ્યું હતું. ફકત મહાદેવને ભાગ્યે વિષ આવ્યું હતું. **બ્રાહ્મણ** ગ્રંથોમા પણ સર્વત્ર આ આખ્યાયિકા નાના રૂપમા જોઇ શકશો. સોમ ગંધર્વોએ છુપાવ્યો હતો કોઇ પક્ષી **શ્યેની** અથવા **સુપર્ણી** એ સોમ લાવી. એ સુપર્ણી બીજું કોઇ નહિં પણ સ્વંય **ગાયત્રી** છે.

એક જગાએ જણાવ્યું છે કે '**સોમ**' ગધર્વો પાસે હતો; દેવતાઓએ વાગ્દેવીને એ સોમ આણવા માટે મોકલી સ્ત્રી પ્રીય ગધર્વોએ નગ્ન કુમારીકા વાગ્દેવીના લોભથી સોમ આપી દીધો. વાગ્દેવી સોમ લઇ દેવતાઓ પાસે ચાલી આવી, ( પૃ. ૯૮ ) **સોમ યજ્ઞની** શરૂઆતમાં સોમ ખરીદવાને બહાને આ આ ઘટના ભજવાતી તે આપને જણાવ્યુ છે. × એ વાગ્દેવી અને ગાયત્રી એકજ છે. દેવતાઓ સોમ યાગ કરતા; **પ્રજાપતિ** પોતે સોમયાગ **કરી સૃષ્ટિ** ઉત્પન્ન કરતા ( પૃ. ૯૯ ) માં–બીજા પંડિતો કહે છે કે **ઋક્** સંહિતામાંનો '**સોમ**' વેલમાત્ર છે, ધીમે ધીમે તેમાં ચંદ્રત્વનો આરોપ થયો છે. બ્રાહ્મણ ગ્રંથોના પ્રચાર વખતે તે તદ્દન ચંદ્ર બની ગયેલ છે.

પૃ ૧૦૨–એનાં સ્તુતિગાનોથી **વેદ સાહિત્ય** પરિપૂર્ણ છે, સુખરિત થઇ રહ્યું છે. **ઋક્ સંહિતાનુ નવમુ મંડલ** એના સ્તુતિ મંત્રોથી ભરપુર છે. આખી ઋક્ સંહિતામાં એનાં વખાણનાં વાકયો ફેલાઇ રહ્યા છે."

પૂજ્ય ભાવના ઊંચ્ચામાં ઊંચા સ્વરોમાં તેને દેવ તરીકે બોલાવવામાં આવે છે. તેનામા સર્વ શકિત છે અને તે સર્વ પ્રકારનાં વરદાન આપી શકે છે.

× ગાયત્રી પાછા આવ્યા છે અને સરસ્વતી લઇને આવ્યા છે. એ પૂર્વેનો લેખ જોતા બંન્ને એક રૂપના જણાતા નથી એ વિચારવાનું છે.

તે નગ્ન ને વસ્ત્ર પુરાં પાડે છે, માંદાને સાજા કરે છે આંધળાને આંખ આપે છે, અને નપુંસકને પુરૂષત્વ બક્ષે છે. દેવી અને મનુષ્યોને અમરત્વ આપવા પણ તે સમર્થ છે. પરલોકનું સુખ તેની પાસે માગવામા આવે છે:—

"હે પવમાન ? મને એવા સનાતન અને અવિનાશી સ્વર્ગ લોકમા મૂક કે ત્યા હમેશ પ્રકાશ અને કીર્તિ જોવામાં આવે છે."

(ઋગવેદ ૯, ૧૧૩–૭)

ખરૂં જોઇએ તો આ અતિશય લોકપ્રિય દેવને જે માનવામાં આવે છે તેની હદ નથી. **ઋગ્વેદનું આખું નવમું મંડળ** એની કીર્તિ ગાય છે. તેમા ઓછામાં ઓછાં **૧૧૪ સૂક્તો** એની સ્તુતિના છે. અને તે ઉપરાત બીજાં પણ ઘણાં સૂક્તો છે, "

આમાં **જરા વિચારવાનું** કે—આ ચાલતા વેદો–ઇશ્વર કૃત છે એમ લખનારાઓએ સત્ય લખ્યું હોય તેમ તો બીલકુલ જણાતું જ નથી. કારણ–**સોમ** એક કોઇ ખુણા પર થતી માદક વેલડી છે. તેના માટે વેદોમા જે મુખ્ય ઋગ્વેદ છે, તેમા તેને કેટલું બધું મહત્વ આપેલું છે ? તે સોમના વિષયનું માત્ર એકજ પ્રાચીન સ્તોત્ર જોતાં કોઇ એવાજ વિચાર બાંધી શકાય કે–માદક વસ્તુથી મસ્ત બનેલા આદમીના જેવાજ ઉદ્‌ગારો માલમ પડે છે:—" અમે અમર બન્યાં, પ્રકાશમાં દાખલ થયા, અમને કોણ ઇજા કરી શકે એમ છે ? હવે કયો શત્રુ અમને સતાપશે ? હે અમર દેવ ? તારા લીધે અમે ભય માર્ગથી ઉચ્ચા ચઢયા."

દુનીયામાં–**વેલડીઓથી** અને **મૂલીયાથી** અનેક પ્રકારના અલૌકિક કાર્ય થતા જોઇએ છે તેવીજ રીતે આ **સોમ** વેલડીનો રસ માદકતા ઉત્પન્ન કરતો હોય તેમા આશ્ચર્યતા જેવું શું ? કે તેણે દેવ તરીકે માનીને ઋગ્વેદ જેવા મહાન્ પ્રતિષ્ઠિત ગ્રંથમા સેંકડો સૂક્તો દાખલ કરવામાં આવ્યાં ? કહેવામા આવે છે કે એમાં ઇશ્વરી શક્તિ છે ? ત્યારે બીજી વેલડીઓમાં અને મૂલીયામા કઇ શક્તિ માનવી ? સર્વજ્ઞ પુરૂષો તો એમજ કહે છે કે–સર્વ પોત પોતાના કર્મને અનુસરતી ગતિમાં જઇને ઉત્પન્ન થતાં તેવા પ્રકારની શક્તિઓ તે વસ્તુઓમા આપો આપ ઉત્પન્ન થઇ જાય છે આમાં ઇશ્વરનું કામ જ શું છે ? જેમકે આકાશમાં ઉડવાની શક્તિ પંખીઓમાં સ્વાભાવિક પણાથીજ આવી જાય છે. તે પ્રમાણે બીજા જીવોમાં કેમ હોતી નથી ? વળી વિછુનો એક કિંચિત્ માત્રનો આંકડો કે જે મોટા પથ્થરને પણ બાલી ભસ્મ કરી નાખીને ઝેર મય (સોમલ રૂપે) બનાવી દે છે. કે જે હજારો મણ લાકડાઓના તાપથી પણ ન બની શકે છતાં પણ ઇશ્વરી શક્તિ રૂપે તેણે કોઇએ લખીને બતાવ્યો હોય એમ જણાતું નથી. તો પછી આવી વાતોથી ગ્રંથની પ્રમાણિકતા શી ? " ઇત્યલં વિસ્તરેણ.

ઇતિ વૈદિકે સોમવેલડી તેનું સ્વરૂપ પાછલથી ચંદ્રમા ફેરવાયું. ખંડ ૨ જે પ્રકરણ ૨૮ મું.

# પ્રકરણ ૨૯ મું. યમદેવ.

હિંદુસ્તાનના દેવો. પૃ. ૯૩ થી—" યમ રાજા ન્યાય કરે છે ત્યાર પછી દુષ્ટોની દશા થાય છે તે હિંદુઓનાં ધર્મ શાસ્ત્રોમા સ્પષ્ટ રીતે સમજાવી છે. 'યમ ' માત્ર ન્યાયાધીશ નથી. જે અનેક નરકો પાપીઓને ભોગવવા પડે છે તેનો એ **રાજા** છે. તે દક્ષિણ દિશાનો પાલક દેવ છે. એ દિશાએ નરકની શિક્ષા પામે છે. તેમને રહેવું પડે છે. **વિષ્ણુપુરાણમાં** કહ્યું છે કે-

" **ઘણાં ઘોર નરકો છે**, યમના એ ભયંકર પ્રાતો છે, રિબાવવાના હથિઆરો અગ્નિ આદિ યાતનાઓથી એ ભયંકર છે."

જેમને નરકમાં નાખે છે તેમને એ યાતનાઓ-ભયંકર વેદનાઓ, સહન કરવી પડે છે. એમ હિંદુઓ દૃઢતાથી માને છે, એમાં બિલકુલ શક નથી.

**ઋગ્વેદમાં** માત્ર એક નરક વર્ણવેલું છે. એ અંધારાથી ભરેલી જગા છે, પણ રિબાવવાની જગા નથી. ॥ ( ઋ. ૯। ૭૩ મા જુવો—

આપણે વાંચીએ છીએ કે " તે જ્ઞાન પૂર્વક સર્વ પ્રાણીઓને જુએ છે. તે તિરસ્કાયલા અને અધર્મિષ્ટોને નરકમા નાખે છે."

પણ **બ્રાહ્મણ** ગ્રંથોમાં નરકનું વર્ણન એક રિબાવવાના સ્થાન જેવું છે, **મનુસ્મૃતિમાં** ૨૧ નરકો ગણાવેલાં છે તામિસ્ત્ર ( અંધકાર ) રૌરવ ( ઘોર, ભયંકર ) તપન ( બાલી મૂકનાર ) લોહશંકુ ( લોઢાના ખિલાવાળું ) ઋજીવ ( પેણી ) કુડ્મલ ( કાંટાવાળું ઝાડ ) અસિપત્રવન ( તલવારના પત્રવાળું વન ) કાલસૂત્ર ( લોઢાની બેડીવાળું ) વગેરે જુઠું બોળનારને રૌરવ નરકની શિક્ષા થાય છે. ગાયનો વધ કરનાર કે માણસને ફાંસો ઘાલનાર–રોધ નરકમાં ( અટકાવવાવાળા નરકમાં ) પડે છે. ઘોડાનો ચોરનાર ધગધગતા લોઢાના નરકમાં પડે છે. દેવોને, પિતૃઓને, અભ્યાગતોને, અન્ન આપતા પહેલાં જે દુષ્ટ પોતે ભોજન કરે છે તે નરકમાં પડે છે, અને ત્યાં તેને અન્નને ઠેકાણે થુંક આપવામાં આવે છે. વૃક્ષ કાપનાર–અસિપત્રવન નામના નરકમાં પડે છે, વગેરે આ ગણત્રીમાં તમને માલમ પડશે કે શિક્ષા ગુનાને બરાબર લાયક છે."

**આ લેખમાં કેટલાક વિચાર**–યમના સંબંધે કેટલોક વિચાર કર્યો છે. વળી અવસર હશે તો કરવામાં આવશે **જૈન ગ્રંથોમાં**–સાત નરકોનુ **વર્ણન** ખુલાસા વાર છે. તેમની ઉત્પત્તિનો વિચાર, તેમના શરીરના સ્વરૂપની

સાથે ઉંચાઇનું પ્રમાણ, આયુષ્યનું પ્રમાણ, અને તેમના દુઃખોનું વર્ણન સર્વજ્ઞોના વચનથી એવી રીતે કરવામાં આવ્યું છે કે—નીચે નીચેની નરકોમાં—શરીર, આયુષ્ય, અને દુઃખની ક્રમથી વૃદ્ધિ થતી જાય છે. **હવે આપણે ઉપરના લેખના સંબંધે વિચારીએ—ઇશ્વરની** પ્રેરણાથી ઋષિઓએ **ઋગ્વેદ** બનાવ્યો જો માનીએ ત્યારે તો તેમાં અંધારાથી ભરેલી જગાનું નામ નરક બતાવ્યું છે. તો પછી આ આધુનિક **વિષ્ણુપુરાણમાં** વિશેષ વર્ણન કયાંથી આવ્યુ? વળી મનુસ્મૃતિમા એકવીશ નરકોનાં નામ લખીને બતાવ્યાં. તેમા તેમનાં શરીરાદિકના પ્રમાણુ લખીને બતાવ્યા છે કે નહી? જે મતમા વસ્તુનો જોઈ તો યોગ્ય ખુલાસો થએલો ન હોય અને બીજે ઠેકાણે થએલો મળતો હોય ત્યારે તો જરૂર ત્યાથી લઇને પોતાનામાં ગોઠવેલો છે એવા અનુમાન ઉપર જવું પડે કે નહિ? માટે હું ભલામણ કરૂં છું કે નરકોના સંબંધી વિચારો જૈન ગ્રંથોના અને પુરાણોના તપાસો, યોગ્ય વિચારો કોણમાં થએલા છે તેની ખાતરી થશે. વધારે કહેવાની શી જરૂર છે?

---

સંસ્કૃત સાહિત્ય પૃ. ૧૪૯ થી " **યમ** એ મરણ પામેલા સુખી જીવોનો સરદાર છે."

**આની ટીપમાં**—કેટલાક વિદ્વાનો ધારે છે કે **યમ** એ પૃથ્વી ઉપર **પ્રથમ જન્મ લેનારો** માનવી હતો. પણ આ ધારણા ખોટી છે. પૃથ્વી ઉપર જન્મ લેનારો માનવી તો **મનુ** હતો. યમને વિષે તો **ઋગ્વેદમાં** એટલુંજ કહેવામાં આવ્યું છે કે, એ " પ્હેલો મર્ત્ય હતો ", એનું મૃત્યુ સૌથી પ્રથમ થયલું તેથીજ એ બીજા મરણ પામતા જીવોનો સરદાર અને માર્ગ દર્શક ગણાયો. પણ તે પરથી એ માનવી હતો તેમ ધારવાનું કંઇ કારણ નથી, એ એકલા માનવીનુંજ લક્ષણ છે એવું ઋગ્વેદના ઋષિઓ સમજતા ન્હોતા. **દેવતાઓને** પણ તેઓ મર્ત્યજ ગણતા. દેવતાઓના જેમ એક અથવા અનેક જન્મ થાય છે તેમ તેઓનુ મૃત્યુ પણ થાય છે એવુ તેઓ માનતા. આ કારણથી **પ્રો. મૅક્સ મ્યુલરનો** અભિપ્રાય એવો છે કે **યમ** એ કોઇ માનવી નહિં પણ અસ્ત પામતો '**સૂર્ય**' હોવો જોઇએ, પશ્ચિમ દિશા તરફ ડુબી જતા સૂર્યને તેઓ મરણ પામતો ધારે એ ઘણુ સ્વાભાવિક છે, યમને વિવસ્વતનો પુત્ર કહેવામાં આવ્યો છે એ વાત પણ આ મતની સાથે બંધ બેસતી આવે છે. **વિવસ્વત** એટલે ઊદય પામતો '**સુર્ય**', તેને યમ અથવા અસ્ત પામતો સુર્યનો પિતા કહેવામાં આવે તો તે બીલકુલ નવાઇ જેવું નથી. બીજા કેટલાક વિદ્વાનો ધારે છે કે—**યમ** એ ' અસ્ત પામતો સુર્ય ' નહીં પણ '**ચંદ્ર** હશે."

આમાં જૈન પ્રમાણે વિચારવાનું કે—પહેલા સુધર્મ દેવ લોક ઇંદ્રના ચાર લોકપાલમાના યમદેવ દક્ષિણ દિશાના રક્ષવાલા છે. દેવતાઓનું સામાન્ય આયુષ્ય બતાવતા તેમણે પણ આયુષ્ય જણાવ્યુ છે. દિકમા અનેક દેવોથી અનેક પ્રકારથી સૃષ્ટિની આદિ કલ્પાઇ છે. તેમાની એક સત્ય રૂપે ઠર્યા વગર યમ દેવની કે મનુની પણ આદિ ન યથાર્થ ગણાય ? વેદના ઋષિઓ—દેવતાઓને મર્ત્ય સમજતા ત્યારે તો સુર્યદેવ પણ મર્ત્યજ ગણાય અમોએ તેનો ખોલાસો જણાવેલો છે દેવતાઓને સંતાન થતાં નથી. તેથી યમ સુર્યનો પુત્ર યથાર્થ નથી. જુવો અગારીલેખ. અક્ષરોના પંડિતોની ચાલાકી ઠેઠ સુધી ન પહોચાડી શકે

ત્રણ આખા સૂકતોમાં યમ દેવને સંબોધન કરવામા આવ્યું છે. મરણ પામેલાઓ ઉપર એ રાજ્ય ચલાવે છે અને લોકોને એ એકઠા કરે છે, મરનારને એ વિશ્રાંતિનુ સ્થાન આપે છે અને તેને રહેવાનું મકાન એ તૈયાર કરે છે એવુ એના વિષે કહેવામા આવ્યું છે. યમદેવે જ બીજી દુનીયાનો રસ્તો પ્રથમ શોધી કાઢયો હતો—સૂકતાર્થ—

( ઊચાં સ્થાનકો આગળ થઇને જે ગયો, ઘણાઓને માટે રસ્તો જેણે શોધી કાઢયો. તે વિવસ્વત્‌નો પુત્ર, લોકોને એકઠા કરનારો યમરાજા—તેની તહમે હવીઓ વડે સેવા કરો. )

જો કે મૃત્યુ એ યમનો રસ્તો છે અને તેથી એ યમ તરફ કંઇક ભય સાથે જોવામાં આવતું હશે, તો પ **અથર્વવેદ** અને ત્યાર પછીની દંત કથાઓમાં એને મૃત્યુનો દેવ ગણવામા આવ્યો છે તેવી રીતે હજી **ઋગવેદ** માં એને નથી ગણવામા આવ્યો. ઘુવડ અને કબૂતર એ બેને યમના જાસુસો તરીકે કોઇ કોઇ ઠેકાણે ગણવામા આવ્યા છે, પણ એના હમેશના દૂતો બે **કુતરાઓ** × છે. પિતૃઓ જે માર્ગે થઇને બીજી દુનીયા તરફ જાય છે તે માર્ગનું એ કુતરાઓ રક્ષણ કરે છે ”

એ કુતરાઓના સંબંધમા મૃત્યુવિષયના એક સૂક્તમા (મં. ૧૦ સૂ. ૧૪) મરનાર માણસને નીચે પ્રમાણે સંબોધન કરવામાં આવ્યું છેઃ—(સૂક્તાર્થ)

× નહિં અંધારૂં અને નહિં અજવાળું એવા સવાર તથા સાંજનો સમય આ બે કુતરાઓની કલ્પનાથી ઘણી યોગ્ય રીતે સૂચવાય છે. એવું કેટલાક વિદ્વાનોનું કહેવું છે. એક પણ સવાર કે એક પણ સાંઝ એવી નહી જતી હોયે કે જેમા કોઇ પણ માનવી આ મર્ત્ય લોક છોડીને યમની સમીપમા ન સિધાવ્યું હોય આ કારણથી યમના એ કુતરાઓ મર્ત્યોને યમ ધામ તરફ લઇ જાય છે એ વિચાર સાર્થક બને છે ( ગ્રંથકારની જ ટીપમાથી )

" એ બે કુતરાઓ ચાર આંખવાળા, ચટાપટાવાળા, સરમાના પુત્રો, તેને મુકીને સીધે માર્ગે તું આગળ ચાલ્યો જા ? ત્યાર પછી, જે ઉદાર પિતૃઓ યમની સાથે રહીને આનંદ કરે છે તેની પાસે તું જા ? ( ૧૦ ) + + । + પ્હોલાં નાકવાળાઃ જિંદગી લેવાનો લાભ રાખનારા, તપખીરિયા રંગના યમના દૂતો લોકમા ભટકે છે; તેઓ આજને દિવસે અને આ સ્થાનકે મંગલ જીવન હમને પછું આપે, કે સૂર્યનો પ્રકાશ હમારાથી જોઇ શકાય. " ( ૧૨ )

આમાં વિચારવાનુ—સૂર્યના પુત્ર યમે મરણ પામેલાઓના માટે રસ્તો શોધી કાઢયો, સૂર્ય પોતે કયા કાલના અને તેમણે પુત્ર થયો કયા કાલમા ? કેટલા કાળ સુધી તે રસ્તો બંધ રહેલો ? અને કેટલા કાલ પછીથી તે રસ્તો શોધી કાઢેલો ? કહેવામા આવ્યુ કે " બેકુતરાઓને મૂકી તૂ સીધે માર્ગે ચાલ્યો જા " મરનાર પોતાના સ્વાધીન પણે પિતૃઓની પાસે જવાને સમર્થ છે ? અર્થાતરામા કોઇને શુદ્રની ગતિ, તો કોઇને નરકની ગતિ, શાથી ? વેદને અનાદિના માનીએ ત્યારે ઘુવડ, કબૂતર કયાકાલના ? અને કુતરી ' સરમા ' કયા કાલની ? અને તેના પુત્રો બે કુતરાઓ કયા કાલના ? આ બધા વેદ વાકયો વિચારવા જેવાં નહી?

સંસ્કૃત સાહિત્ય. પૃ. ૧૪૯ થી ૧૫૦–" ऋगवेद મા યમ એ નામ કોઇક વાર ' જોડકું " એ મૂલ અર્થમા પણ વપરાયુ છે, યમ અને એની બ્હેન યમી એ બેની વચ્ચે જ્યા સંવાદ ચાલેલો છે એવુ એક આખું સૂકત ( મં. ૧૦, સૂ. ૧– ) કવિત્વની ઘણી ખૂબી વાળું છે, તેમાં મૃત જનોના સરદાર વિષે સ્વરૂપેજ કથન કરવામા આવ્યું છે યમી એનો પ્યાર મેળવવાનો પ્રયત્ન કરે છે પણ એ યમીની માગણી ના કબુલ કરે છે અને કહે છેઃ-( તેનો ભાવાર્થ ) " દેવતાઓના મોકલેલા જે દૂતો અહીં ફરે છે તે કદી થોભતા નથી. તે કદી પોતાની આંખ મીંચી દેતા નથી. હે યમી ? વૃક્ષની આસપાસ જેમ વેલો વીંટલાઇ વળે છે તેવી રીતે કોઇ બીજો પુરૂષ જોરથી ત્હને ભેટશે. "

**ભાઇ બ્હેન વચ્ચે** સંભોગની ઇછા એ આ કવિતાનો મુખ્ય વિષય છે. એ ઇછા સદાચાર વિષેના ऋगवेद ના વધારે ઊંચા ધોરણથી ઊલટી હોવાને લીધે એનો અસ્વીકાર કરવામાં આવ્યો છે. તો પણ સૌથી પ્હેલાં પુરૂષ અને સ્ત્રીના " જોડકાં " થી માનવ જાતીની ઊત્પત્તિ થઇ એવી દંત કથા એ વખતે પ્રચલિત હશે તે ઉપરથી આ કવિતામા પ્રગટ થયલો જોડિયા ભાઇ બ્હેનના સંબંધનો વિચાર ઊત્પન્ન થયલો એ નક્કી છે. ખરેખર, હિંદુસ્તાન અને ઇરાનના લોકો જે વખતે સાથે રહેતા હતા તે વખતથીજ આ દંતકથા ઊતરી આવેલી

જણાય છે, કારણ કે **અવસ્તાના** પાછળા સાહિત્યમાં–યિમની બ્હેન તરીકે **યિમે** હનુ નામ આપવામાં આવ્યું છે. યમના પિતાનું નામ પણ એ આગલા સમયમાં અસ્તિત્વ ધરાવતું હતું એમ જણાય છે, કારણ કે જેમ ઋગ્વેદમાં યમને વિવસ્વતનો છોકરો કહ્યો છે તેમ અવસ્તામાં યિમને વિવંહવંતનો છોકરો કહ્યો છે. ”

આમા જૈન સિદ્ધાંત પ્રમાણે વિચારવાનુ કે–દેવતાઓની કે તેમની દેવીઓની ઉત્પત્તિ મનુષ્યના પેઠે ગર્ભાશયથી થતીજ નથી. તે તો ‘ **ઔપપાતિક** ’ છે જેમ કોઇ તેવા સ્થાનમા સ્વાભાવિક પણે વસ્તુની ઉત્પત્તિ થઇ જાય છે. તેવી રીતે દેવતાઓની અને ત્યાંની દેવીઓની ઉત્પત્તિ થઇ જાય છે. કેટલાક દેવલોકમા દેવીઓની સાથે કાયાથી સંભોગ થાય છે પણ તેમને સંતાન થતા જ નથી. જો સતાન થતાં હોય તો–માતા, પિતા, ભાઈ, બ્હેન, સસરા, જમાઇ વગેરે બધાએ પ્રકારનો વ્યવહાર હોવો જોઈએ પણ તેવા પ્રકારનો વ્યવહાર નતો જૈનોમાં મનાયો છે. તેમજ નતો વેદોમાં કે ન તો પુરાણાદિકમાં છે. તો પછી આ એક બે પ્રકારનો નહી જેવો તુછ વ્યવહાર પ્રસિદ્ધમાં કેવી રીતે આવ્યો ?

ચાહે ખાસ વેદની વાત હોય તો પણ કોઇ તેવા પ્રકારની અયોગ્ય માન્યતાવાળાનો મત ગ્રહણ કરી કોઇ પંડિત માનીના તરફથી પાછળથી ઘુસાડેલી હોય માટે વિચાર કરવાની ભલામણ કરૂં છું.

મરણ પામેલાનો ન્યાય અને શાસન કરનાર–યમદેવ. હિંદુસ્તાનના દેવો પૃ. ૮૭—

“ પૃથ્વીપર જે સત્કમ તે કર્યાં છે તેને, દરેક યજ્ઞને, દરેકપવિત્ર કાર્યને તેનો યોગ્ય બદલો ત્યાં મળશે. કોઇ ઉચિત કાર્ય ભુલશો નહિ.

તે સુંદર રાજયો જ્યાં દિવસો–વાદળાં વિતાનાં–પ્રકાશ યુકત હોય છે, જ્યાં ‘ **યમ** ’ દરેક આનંદ પુરો પાડે છે, અને જ્યાં દરેક તૃષ્ણા સંતુષ્ટ થાય છે, ત્યાં તારૂ સુખ અવિનાશી થશે. ”

( ડો. મૂરકૃત મૂલ સસ્કૃત ગ્રંથનાં વચન પૃ. ૩૨૭ )

આ દુનીયામાં જન્મેલા પ્રથમ માનવીઓ ( મૃત્યુને આધીન પુરૂષો ) સૂર્યનાં છોકરાં હતા તેઓ **યમ** ( રોમન લોકોના પ્લૂટોને મળતો હિંદુદેવ ) **અને તેની બેન યમુના** (યમી જમના નદી ) તરીકે પ્રસિદ્ધ હતાં ‘યમ’ સર્વથી

પહેલો જન્મ્યો હતો તેમ મરણ પણ સર્વથી વહેલો પામ્યો. **તેણે પરલોકનો માર્ગ શોધી કાઢ્યો** તેથી પ્રેતોને–મરણ પામેલા ને રક્ષિત કરેલા નિવાસ સ્થાનમા દોરવી લઇ જવાનો ભયંકર અધિકાર વેદમા તેને સોંપવામા આવે એ સ્વાભાવિક છે આ અધિકાર પરથી એની પછીના અધિકાર પર જવુ એ એકજ પગથીઉ છે એ પ્રેતોનો ઉપરિ અધિકારી થાય છે. એ દરબાર ભરીને ન્યાયાધીશ તરીકે સભાનો અધ્યક્ષ થાય છે ત્યારે ન્યાય સભાના બધા દબદબા સાથે એ કામ કરે છે

**દફતર** સાચવનાર અધિકારી તરીકે એની પાસે **ચિત્રગુપ્ત** છે, તે પોતાના અગ્ર–સંધાની નામના મોટા દફતરમાંથી માણસની જિંદગીનો હેવાલ વાચે છે. ત્યાર પછી દફતરે નોંધાયલા પુણ્યપાપમા જે અધિક હોય તે પ્રમાણે **યમ** તેને માટે **ફેસલો** આપે છે. અને પ્રેતોનો આત્મા સુખી આત્માઓના સ્થાન સ્વર્ગમા જાય છે કે તેનો ગુનો નાનો મોટો હોય તે પ્રમાણે હિંદુઓ જે **એકવીશ નરક** માને છે તેમાના એકમા તેને મોકલે છે, અથવા પોતાનુ ભવિષ્ય નકકી કરવા માટે તેને તરતજ પૃથ્વી પર મોકલી અન્યયોનિમા જન્મ આપવામા આવે છે.

મરણ સમયે હિંદુઓ કેટલીક વખત એવી કલ્પના કરે છે કે **યમના દુતો** ભયંકર રૂપ ધારણ કરીને અમને લઇ જવા આવે છે મરી જાય છે એટલે સર્વના આત્મા લાગલાજ યમ પાસે જાય છે **એ મુસાફરી કરતાં ચાર કલાકને** ચાળીસ મિનિટ લાગે છે. તેથી એટલો વખત ગયા પહેલાં શબને અગ્નિ સંસ્કાર કરી શકાતો નથી. પ્રેતનો આત્મા યમના નિવાસ સ્થાનમા આવે છે કે તરતજ તેનો ન્યાય કરવામા આવે છે. ત્યાં જવાનો માર્ગ જોખમ ભરેલો છે. રસ્તામા કર્બુર ( કાબર ચિત્રો ) અને સ્યામ ( કાળો ) નામના કડતા ધરાય નહિ, એવા **બે કુતરા** ચાર આંખ ઉઘાડી, દાંત પીસી, અને નસકોરા પહોળા રાખી ચોકી કરે છે. પ્રેતના આત્માને એવી સલાહ આપવામા આવે છે કે તારે જેમ બને તેમ જલદી એ કુતરાઓને વટાવી દેવા. એમ કહે છે કે એ કુતરા યમના કિંકર તરીકે મનુષ્યોમા ભટકે છે. અને બેશક તેમનો હેતું, માટીનું ખોળીઉ તજી દઇ જ્યા આત્માએ જવાનુ છે તે **યમપુરીમાં** પોતાના શેઠની પાસે તેને લઇ જવાનો છે. દસ્તાવેજ નોધનાર **ચિત્રગુપ્ત** ઉપરાત યમની પાસે પોતાની આજ્ઞાનો અમલ કરવા સારૂ **ચંડ** અને **કાળ પુરૂષ** નામના બે સેવકો છે. એના જાસુસો–રોજ ખિજમતમા રહેનારા નોકરો–યમદૂતો પ્રેતના આત્માઓને લઇ આવે છે અને સભાગૃહને બારણે વૈધ્યટ નામનો ચોકીદાર બેસે છે

મરી ગયેલાનો ન્યાય થયા પછી તેનું શું થાય છે? **સારા હિંદુના** ભવિષ્ય વિષે નીચે પ્રમાણે હકીકત આપેલી છેઃ—સર્વ દુષ્ટ અને અસંપૂર્ણ વસ્તુઓને પાછળ પૃથ્વી પર મુકીને દેવલોકના જેવો પ્રકાશ પામી **વિમાનમાં બેસી કે પાંખ ધારણ કરી** પિતૃઓ જે માર્ગે ગયા હતા તે માર્ગે તે સ્વર્ગમા પ્રથમ સ્વર્ગલોકમા—જાય છે. ત્યા તે પોતાનુ પૂર્વ શરીર સંપૂર્ણ અને કિંતિમંત રૂપમા પ્રાપ્ત કરે છે. યમની સાથે આનંદમા રહેતા **પૂર્વજોને મળે છે.** તેની પસેથી આનંદમા રહેવાનુ સ્થાન મેળવે છે. અને ત્યા વધારે સંપૂર્ણ જીવન નિર્ગમન કરવા માડે છે એ જીવન દેવોની પાસે અને તેમને સુખ પુરાં પાડવામા તેમની આજ્ઞા ઉઠાવવામા ગુજારવામાં આવે છે.

( મૂરકૃત ' મૂળ સંસ્કૃત ગ્રન્થના વચન્ન ' પૃ ૩૦૨ )

**ઋગવેદમાં** નીચેનુ સૂક્ત છેઃ—

" મહાન રાજા **યમને** હવિ અને અન્સાન આપો. તે પ્રેતોનો **પ્રથમ માનવી** હતો, મૃત્યુના વેગવાળા ખળખળ વહેતો વહેળમા ઝંપલાનારો પ્રથમ હતો, સ્વર્ગનો માર્ગ દર્શાવનાર પ્રથમ હતો, અને તે પ્રકાશમાન સ્થળમા અન્યોનો સત્કાર કરનાર પણ પ્રથમ હતો, હે રાજન્ ? આ પ્રમાણે અમારે માટે તે પ્રાપ્ત કરેલા નિવાસ સ્થાનમાંથી અમને કાઢી મુકવાની કોઇની શક્તિ નથી; અમે આવીએ છીએ. જે જે જન્મ પામ્યાં છે તેને તેને મૃત્યુ વળગેલુજ છે; જે માર્ગે તુ ગયો છે તે માર્ગે તેને જવાનુંજ છે—એજ માર્ગે દરેક મનુષ્ય જાતિ લાખો વખત થયાં એક પછી એક ગઇ છે, અને અમારા પૂર્વજો પણ ગયા છે. હે પૃથ્વી ? તારા હાથ પહોળા કર, નમ્ર સ્પર્શ અને સ્નેહાળ સ્વાગતથી પ્રેતનો સત્કાર કર, અને જેવી રીતે માતા પોતાના વાહાલા છોકરાને સુવાળા કપડામાં ઢાકી દે છે તેમ તુ તેને પ્રેમથી ઢાંકી દે. પ્રેતોના આત્મા ? તું જા, માર્ગે જતો બીતોમા, એજ પ્રાચીન માર્ગે પૂર્વજો ગયા છે. ઉંચો જા એટલે તું યમદેવને મળીશ અને તેમની સાથે આનંદ રહેતા ન્ગ પૂર્વજોને મળીશ. ચાર આંખવાળા કાબરચિત્રા કુતરાઓ પ્રેતો માટે ચોકી કરે છે તે ચોકીદારને વટાવતા બીતો મા. હે આત્મા ? તું તારે ઘેર પાછો જા તારાં પાપ અને શરમ ઉપજાવનારા કૃત્યો તું તારી પાછળ પૃથ્વી પર મુક, પ્રકાશમાન રૂપ ધારણ કર. એ રૂપ તારૂ પોતાનું પ્રાચીન રૂપ છે અને તે સંસ્કારી અને સર્વ કલંકોથી મુક્ત છે."

( ઋગ્વેદ ૧૦ મોનિઅર વિલિઅમ્સે કરેલુ ભાષાતર. )

સજ્જનો ? બ્રાહ્મણોનો ધર્મ આપણે પુરાણાદિકથી જોતા તો તે વિચિત્ર ઢંગ ધડા વગરનો લાગતો. વેદોમા શું લખ્યુ છે તે પ્રાયે જાણી ન શકતા. કારણ કે–બ્રાહ્મણલોકો વેદો કોઇને આપતા ન હતા, બ્રાહ્મણ સિવાય ભણાવતા ન હતા, તેમજ કોઇને સંભળાવતા પણ ન હતા, કદાચ કોઇ સાંભળી લે તો તેણે ભારી શિક્ષાના અધિકારી ઠરાવતા, અને લોકોને ઇશ્વરકૃત બતાવતા, પણ આ સમયમા અંગ્રેજો વેદોને પુરી કાળજીથી ભણ્યા તેનું જ્ઞાન થવા અર્થો કરીને લોકોમાં પ્રસિદ્ધ કર્યા અને યોગ્ય પુરૂષોને વિચાર કરવાનો અવકાશ પણ મળ્યો. વેદોનાં વચનો ઇશ્વરીય તો નથી પણ ઘણા તો બાળખ્યાલ્યોથી ભરેલાં છે. એમ જે વિચારકોના તરફથી જાહેર થયું તે અયોગ્ય નથી.—

જુવો કે–પ્રથમ જન્મેલા મનુષ્યો–સૂર્યનાં છોકરાં તેમાં **યમ** પહેલો છોકરો. ત્યારે સૂર્ય કોણો છોકરો હશે ? આ વિચારવા જેવુ નથી ?

પ્રથમ મરણ પામેલા **યમે પરલોક** શોધી કાઢયો. મરણ પામેલાને દોરવી લઇ જવાનો અધિકાર વેદોમાં યમને સોંપવામાં આવ્યો. આ બધું કયા કાળમાં બન્યું અને કોણે બનાવ્યું ?

બીજુ—દફતરનો અધિકારી **ચિત્રગુપ્ત** થયો તે કયાંથી આવ્યો ? અને અધિકાર કોણી પાસેથી મેળવ્યો ?

ત્રીજી વાત—સભામાં માણસની જીંદગી વંચાયા પછી **યમરાજા** ન્યાય અને શાસન ( શિક્ષા ) ફરમાવતો. પણ બાકી રહેલા–પશુઓ, પંખીઓ, મછાદિ, સિંહાદિ, સર્પાદિ વિગેરે અનંત જીવોનો ન્યાય અને શાસનનો અધિકાર **વેદોમાં** કોણે સોપવામા આવ્યો હતો ?

આપણે યત કિંચિત્ સામાન્ય વિચાર કર્યો હવે **ઋગવેદના** દશમા મંડલના સૂકતાર્થનો કિંચિત્ વિચાર તપાસીએ–આ સૂકત યમના માટે છે એ યમ પહેલો–માનવી, મૃત્યુના વેગમાં ઝપલાનારો, સ્વર્ગનો માર્ગ દરસાવનારો અને તે સ્વર્ગમા સત્કાર કરનારો, આ બધી બાબતોમાં યમરાજાએ પહેલ કરેલી છે.–હે રાજન્ ( હે યમ ? ) અમારા માટે તેં સ્થાન પ્રાપ્ત કર્યુ છે. અમને કોણ કાઢી મુકનાર છે ॥ પછી પૃથ્વીને સંબોધીને તેની પાસે પ્રેતોના આત્માને સુખ આપવાની માગણી કરી છે. શુ આ માગણી જ્ઞાનપૂર્વક થએલી મનાય ? જ્ઞાન પૂર્વક યોગ્ય હતી એમ માનીએ તો આ ચાલતા સમયમાં ચાથી ભૂલાઇ ?

આગળ જાતા એ સૂકતમાં પ્રેતોના આત્માને ચેતવણી આપવામા આવી છે કે "માર્ગે જતાં બીતો મા," પૂર્વજોના માર્ગે શિઘ્રો જા, ઇત્યાદિ મરતી વખતનો કે મરણ થયા બાદનો પ્રાણી કર્મનાવશથી પરાધીન થએલો આપેલી શિક્ષા પ્રમાણે કરવા સમર્થ છે ખરો કે ? આજ કાલના વિચારી લોકો આવી પ્રાર્થના કરતા કેમ દેખતા નથી ? મહત્વતા વાળી હતી તો શા માટે વિસારી ? બાકીનો વિશેષ વિચાર વાચકવર્ગે કરી લેવો—

આ વિષયપર હિંદુસ્તાનના દેવોના ભાષાંતરકાર. રા. બા. કમળા શંકર પ્રાણશંકર ત્રિવેદીએ–ટીપમાં ઋગવેદની ઋચાઓ અને તેનું ભાષાંતર વિસ્તારથી કરેલુ છે તે જિજ્ઞાસુએ જોઇ લેવું.

---

હિંદુસ્તાનની સંસ્કૃતિ–લેખક મનસુખ લાલ મોહનલાલ.

પૃ. ૧૫ થી—શરીરનો ત્યાગ કરી નિર્ગમન કરનાર **આત્મા** યમદેવના ઉચ્ચતર રાજ્ય તરફ પ્રયાણ કરે છે. અને ત્યાં તે પોતાના બાપ દાદાઓ અથવા તો **પુર્વજોના આત્માઓ જોડે** સુખ તથા શાંતિ ભોગવે છે, એવી તે સમયે માન્યતા હતી, એમ જણાય છે. તે સંબંધી કેટલાં એક સૂક્તોનો કેટલોક ઉપયોગી ભાગ નીચે આપ્યો છે—

"હે **અગ્નિ** ? આ શબને ભસ્મસાત્ કર નહિ, તેને દુઃખ આપ નહિ, તેની ત્વચા કે દેહને છેદ નહિ, હે વન્હિ ? તેનું શરીર તારી ઉષ્મામાં બળી જાય કે તરત **અમારા પિતૃઓના સ્થાનમાં** તેને મોકલ."

(મં–૧૦–૧૬–૧)

(મરનારની વિધવાને કહે છે ?)—

"હે સ્રી ? ઉઠ, જેનું જીવન ગયું છે તેની પાસે તું સૂતિ છે. જીવનમય સૃષ્ટિમા આવ તારા પતિથી વિમુખ થા, અને જે તારો હસ્ત સ્વીકારે અને તને પરણવા ખુશી હોય તેની પત્ની થા." (મં. ૧૦, ૧૮–૮)

"આ સ્રીઓ **વૈધવ્યનાં** દુઃખ સહન ન કરો. જેના પતિ સારા અને મનવંછિત હોય તેઓ અંજન અને નવનીત લઇ પોતાના ઘરમાં જાઓ. આ સ્રીઓને આશુ સાર્યાં વગર અને કાંઇપણ શોક વગર, પહેલાં તો મૂલ્યવાન અલંકાર પહેરી ગૃહ પ્રતિ જવા દો."

" રે મૃતપ્રાણી ? વિશાળ પૃથ્વી જે માતા રૂપ છે તેની પાસે જા; તે વિશાળ અને રમણીય છે સ્પર્શે ઉનના કે સ્ત્રીના સ્પર્શ જેવો મૃદુ થાઓ. તમે યજ્ઞ ક્રિયાઓ કરી છે. એ તમને અપવિત્રામાથી ઉગારો " ( મ. ૧૦, ૧૮-૧ )

' હે પૃથ્વી ? તેની ઉપર ઢગલોથા, તેને દુ:ખ ન આપ, તેને આશ્વાસન આપ, જેમ માતા પોતાના પુત્રને લુગડાના છેડા વડે ઢાકે તેમ તું શબને ઢાક " ( મ. ૧૦–૧૮–૧૧ )

( પૃ ૧૬ થી-મૃત્યુ પછીની જીંદગી )

" જ્યાં યમદેવ રાજા છે, જ્યા સ્વર્ગના દરવાજા આવી રહ્યા છે, અને જ્યા પાણીના પ્રવાહો હજુ નાના છે, તેમજ તાપ છે, તે રાજ્યમાં મને મોકલો અને અમર કરો હે ઇંદુ ? ઇંદ્રદેવ માટે તમે આગળ વહેવા માંડો."

" જે સ્થલે સર્વ ઇચ્છાઓની તૃપ્તિ થાય છે, જ્યાં સર્વે ઠીક પડે તેમ હરી ફરી શકે છે. તે સ્વર્ગના ત્રીજા વિભાગમા મને અમરત્વ આપી મોકલો ત્યાં પ્રકાશ ઘણો છે: હે ઇંદુ? ઇંદ્રદેવ માટે આગળ વહેવા માંડો."

( ઋ મ. ૯. ૧૧૩, ૮, અને ૧૦ )

હવે આપણે અજાણવર્ગની સમજુતી થવા માટે–મનસુખલાલે લખી બતાવેલી પ્રાચીનમા પ્રાચીન ઋગ્વેદની પાચ છ ઋચાઓ નો કિંચિત વિચાર કરી જોઇએ—

દુર્ગંધ દૂર કરવા શબને બાલી ભસ્મસાત કરવાનો રિવાજ ઘણો લાંબા કાળથી સર્વ લોકોથી જાણીતો છે. ઇશ્વરી અવાજનો અમલ કરનાર ઋષિઓ કહે છે કે–હે અગ્નિ ? શબને ભસ્મસાત કર નહિ. અને બલી જાયકે તરત પિતૃઓના સ્થાનમા મોકલ ? શુ આ માગણીઓ બાળખ્યાળ જેવીઓ નથી ? કેમકે કર્મના વશથી પરલોકના માર્ગે પડેલા જીવને ઇંદ્ર અથવા નાગેંદ્ર પણ કાંઇ કરવા સમર્થ નથી તો પછી બાલીને ગખ કરેલા શબને અગ્નિ પિતૃલોકમાં મોકલવા કેવી રીતે સમર્થ થશે ?

બાકી જે મરનારની વિધવા સબધી, પ્રાર્થનાઓ છે તે શુ જ્ઞાની પુરૂષોને કરવા જેવી છે ?

આગળ જતાં ઋષિઓએ પૃથ્વીને પ્રાર્થના કરી છે કે–હે પૃથ્વી ? તેના ઉપર ઢગલોથા, પણ દુ:ખ ન આપ ? ઇત્યાદિ કેટલી બધી મહત્વતા વાળી છે ?

પોતાની મેળે શબના ઉપર પૃથ્વીનો ઢગલો થતો ક્યારે કોઈએ જોયો ? શબને દુઃખ ન આપવાનું પ્રથમ આપણેજ નથી સમજતા તો પછી જડરૂપ પૃથ્વીને પ્રાર્થના કરવી એ કેટલી બધી બાલિશતા ? બાકીતો વિશેષ વિચારતો વાચકોજ કરીલે.

---

## ભવિષ્ય પુરાણમાં—યમના લગ્ન વિષે નીચેની વાત.

હિંદુસ્તાનના દેવો પૃ ૯૫—" એક બ્રાહ્મણ પુત્રી **વિજયા** નામની કન્યાને જોઈ તેનું મન અત્યંત ખુશ થયુ હતું. કન્યાએ તેને પ્રથમ જોયો ત્યારે તેના રૂપથી તેમજ તેનું સ્વરૂપ–તે કોણ છે તે–જાણવાથી તે અતિશય બીધી હતી. આખરે તેણે તેનો ભય શાંત કીધો અને તે કન્યાએ તેને પરણવાનું કબૂલ કર્યું **યમને** ઘેર આવ્યા પછી તેણે તેને ચેતવણી આપી કે—

મારા રાજ્યના **દક્ષિણ** ભાગમાં તું કદી નહિ જાય તો હું તને ખાતરીથી કહુ છું કે તું હમેશ સુખમા રહીશ થોડો વખત થયા પછી તેની જિજ્ઞાસાએ તેને વશ કરી અને દક્ષિણ દિશામાં જવાની મના કરી હતી. ત્યા સપત્ની રહેતી હશે એમ ધારી તેણે તે દિશાની મુલાકાત લીધી, ત્યા તેણે દુષ્ટ, પાપી પ્રાણીઓને કેવી રિબાવી રિબાવીને શિક્ષા કરવામાં આવે છે તે જોયું. અને એ પ્રાણીઓમાં પોતાની **માતાને** ઓળખી, તેથી તેને ઘણો ખેદ થયો. અત્યંત શોક થવાથી તેણે માતાને છુટી કરવા યમની પ્રાર્થના કરી, પણ યમે કહ્યું કે જ્યાં સુધી પૃથ્વી પરનું કોઈ માનવી અમુક યજ્ઞ કરી તેનું પુણ્ય એ બાપડી પીડાતી સ્ત્રીને આપે નહિ ત્યા સુધી એ વાત બનવી અશક્ય છે કેટલીક મુશીબત પડયા પછી એ યજ્ઞ કરવા એક સ્ત્રી ખુશ હોય એમ માલુમ પડયુ અને **વિજયાએ** માતાને છોડાવી. "

( વિલ્કિન્સ કૃત ' હિંદુઓનાં પુરાણ. ' પૃ ૮૪ )

કલ્પના–યથાર્થ યોગ્ય ગણાય છે, અયથાર્થ અયોગ્ય ગણાય છે. અહી યમના લગ્નની વાર્તામા અને સત્યવાન્ સાવિત્રીની વાર્તામાં કલ્પના અયથાર્થ થયેલી વિચારવા જેવી છે–દેવતાઓ અને મનુષ્યોના વચ્ચે કદાચ સંયોગ સંબધ થઈ જતો હશે પણ લગ્ન સંબધ તો કુદરતથી વિરૂદ્ધ છે. માટે આ **યમદેવ અને બ્રહ્મપુત્રીની** વાર્તા અસત્ય છે બીજી વાત એ છે કે–નરકોનું સ્થાન પાતાલ છે. અને તે ભવનપતિના દેવતાના **તાબા** નીચેનું છે. આ યમદેવ જ્યોતિષ ચક્રના ઉપર રહેલા વૈમાનિકમાના પહેલા સુધર્મેંદ્ર તેમના તાબાની

દક્ષિણ દિશાના રક્ષક છે. પણ ભવન પતિના દેવતાના તાબાનો આ યમદેવ નથી વળી—યમે દક્ષિણ દિશા તરફ જવાની મનાઇ કરી છતા તે સ્ત્રી ગઇ ત્યા નરકમા રિબાતી પોતાની માતા જોઇ તો તે પૂર્વભવના સ્વરૂપે કે નરકમાંના સ્વરૂપે? કયા સ્વરૂપે દેખીને ઓળખી ? 'ખેર' પછી તે સ્ત્રીએ દુખમાથી છોડવા પોતાના પતિ **યમને** વિનવ્યુ ત્યારે યમે અમુક યજ્ઞનુ પુણ્ય આપનાર મેળવી છોડવાનુ જણાવ્યુ. **કર્મથી** છોડાવનાર ત્રણ લોકમાનો કોઇ સાભલ્યો છે ખરો કે ? અરે શાક્ષાત્ વિષ્ણુના અવતાર કૃષ્ણજી પોતાના કુટુંબની સાથે દ્વારિકા ભસ્મસાત થવા છતા કાઇપણ કરી શકયા નથી તો પછી આ યમ કર્મથી છોડવાનું પરાક્રમ બતાવે એ કલ્પના કેટલી બધી ભયાનક ?

વળી વિચારવાનુ કે—એક સ્ત્રીએ **યજ્ઞનું** પુણ્ય આપી તે વિજયની માતાને છોડાવી. તે **યજ્ઞ કારિકા સ્ત્રીને** છોડાવવાનું જ્ઞાન કોણે આપ્યું ? અથવા સ્વાભાવિક હિંસક યજ્ઞ કરી તે સ્ત્રીએ તેનુ સ્થાન પુરી તેને છોડાવી ? અથવા આધુનિકમા થએલા પુરાણીને ખબર શું યમરાજાએ આપી ?

અતિશયના જ્ઞાન વિનાના પુરાણીએ કયા જ્ઞાનથી જાણીને લખી ? આ સર્વથા અયોગ્ય કલ્પના બોધ આપનારી નથી. પણ દુનીયાને ડુબાનનારી છે.

---

**યમ** રાજા કોઇ વાર કૃપા કરી **અપરાધીને** છોડી પણ દે છે.

હિંદુસ્તાનના દેવો પૃ. ૯૫ થી—"**મહાભારત**મા આપેલા પતિવ્રતા સ્ત્રીની પતિભક્તિના નીચેના ઉત્કૃષ્ટ કાવ્ય ઉપરથી આપણે જાણીએ છીએ કે મૃત્યુનો ભયકર રાજા કોઇ વાર કૃપા કરી પ્રાર્થના સાભળે છે અને એના સ્થાનમા આવેલાઓને પૃથ્વી પર પાછા ફરવા દે છે.

અશ્વપતિ રાજાની પુત્રી **સાવિત્રી,** એક ઋષિ કુમાર **સત્યવાન્** પર આસકત થાય છે. પરંતુ એક ભવિષ્ય જાણનાર મુનિ તેને સત્યવાન્ પરથી ચિત્ત દૂર કરવા ચેતવે છે; કારણ કે એની દશા માઠી નિર્માણ થઇ છે, અને એનુ આયુષ્ય માત્ર એક વરસ લાબુ છે. તે કન્યાએ ઉત્તર આપ્યો.

" તેનું આયુષ્ય લાબુ હોય કે ટુંકું હોય, તે સગુણ હોય કે નિર્ગુણહોય. મે તેને સ્વામી તરીકે વર્યો છે ને હું બીજાને વરવાની નથી. "

તેઓ પરણ્યાં અને તે સ્ત્રીએ આ ભયંકર ચેતવણી ભૂલી જવાનો પ્રયત્ન કર્યો, પણ વરસનો છેલ્લો દિવસ પાસે આવતો ગયો તેમ તેમ તેનાથી ચિંતા દબાવી શકાઇ નહિ તેણે યમ રાજાના નાશ કારક હાથને શોભાવવાની આશાથી બને તેટલી પ્રાર્થના, તપશ્ચર્યા, યાચના અને સ્તુતિ કરી, પણ એ બધો વખત તેનો સ્વામી પોતાનું ભવિષ્ય જાણતો ન હતો અને તેને કહેવાની તે સ્ત્રીમા હિંમત ન હતી. આખરે તે ભયંકર દિવસનું વહાણું વાયું. એટલે **સત્યવાન્** જંગલમાં લાકડા કાપવા નીકળી પડયો. તેની સ્ત્રીએ તેની સાથે આવવાની રજા માગી અને બહારથી હસતી પણ અંતઃકરણમા ખેદ સાથે તેની સાથે ચાલી સત્યવાને તરતજ કુહાડાના ઘા વડે વનને ગજાવી મૂકયું; પણ તેના માથામા એકાએક અત્યંત વેદનાની કમકમારી છુટી. અને પછી જવાશે એમ લાગવાથી તેણે પત્નીને બોલાવી ટેકો આપવા કહ્યું.

" પછી તેણે મુર્છા પામતા સ્વામીને હાથમા લઇ લીધો અને તેના ઢલી પડતા માથાને ધીમેથી ખોળામાં મુકી પોતે શીતલ ભૂમીપર બેઠી. ખેદ કરતાં કરતા તેને તે મુનિનું ભાખેલુ ભવિષ્ય યાદ આવ્યુ અને દાહડા અને કલાકો ગણી કાઢયા. એકદમ ક્ષણવારમાં તેણે પોતાની સામે એક **ભયકર મુર્તિને** ઉભો રહેલી જોઇ, તેના વસ્ત્ર લોહી જેવા લાલ હતા અને માથા પર મુકુટ શોભતો હતો, તેનુ સ્વરૂપ સૂર્યના જેવુ પ્રકાશમાન હતું તો પણ તે શ્યામ હતુ વન્હિ જેવી લાલચોળ તેની આખો હતી, તેના હાથમા પાશ લટકતો હતો, તેના સ્વામી પાસે ઉભો રહી તેને વન્હિ જેવા નેત્રે જોતો હતો, તે તેનુ સ્વરૂપ ભયંકર હતુ. તે એકદમ ચમકી ઉઠી, મરણ પામતા સત્યવાનને તેણે જમીનપર સુવાડયો અને હાથ જોડી નમસ્કાર કરી કંપતા હૃદયથી તેણે **તે મુર્તિને** કહ્યુ ' ખરેખર તું દેવ છે; તારા જેવું સ્વરૂપ મનુષ્યનું હોઇ શકે નહિ, તે મનુષ્યથી ચઢીયાતું છે હે દેવ સદરૂપમુર્ત્તિ ? તમે કોણ છો ? અને શા માટે અહિં આવ્યા છો ? તે કહો.

તે મૂર્ત્તિએ ઉત્તર આપ્યો કે હું મોતનો રાજા, **યમ** છું. અને તારા સ્વામીના આત્માને બાધીને લઇ જવા આવ્યો છું.

" પછી તેણે તેના સ્વામીના શરીરમાંથી **આત્માને—અંગુઠા જેવડો** પુરૂષને–ખેચી કાઢયો, પાશ વડે દઢ બાધ્યો, અને પોતાની પાસે રાખ્યો. તરતજ ચૈતન્ય છુટું થવાથી અને પ્રાણ જતો રહેવાથી તે શરીર કાતિહીન, પ્રભા રહિત, ચેષ્ટા વિનાનુ, અને જોવુ ગમે નહિ એવું ભયકર થઇ ગયું. "

આત્માને બાંધી યમ દક્ષિણ તરફ પોતાની નગરીમાં જવા નીકળ્યો અને તે પતિવ્રતા સ્ત્રી તેની પાછળ ચાલી. યમે તેને ઘેર જઇ સ્વામીના શબને અગ્નિ સંસ્કાર કરવા કહ્યું; પરંતુ તેણે તો આગ્રહ પૂર્વક તેની પાછળ ચાલ્યા કીધું, આખરે, તેની ભક્તિથી પ્રસન્ન થઇ સ્વામીના જીવન સિવાય ગમે તે વર દાન માગવા કહ્યું. તેણે માગ્યું કે મારા અંધ સસરા દેખતા થાય યમે તે વરદાન આપ્યું અને કહ્યું કે હવે સંતુષ્ટ થઇ પાછી ફર. પણ તેણે તેની પાછળ જવાંજ કર્યું. અને એ રીતે બીજા બે વરદાન મેળવ્યા આખરે, સાવિત્રીની અડગ ભક્તિ અને દઢતાથી પરવશ થઇને યમે તેને જે માગ્યું તે અપવાદ કર્યા વગર આપ્યું. સાવિત્રી એ કહ્યું :—

" મહારાજ આ વખત તમે કશાનો અપવાદ કર્યો નથી. મારા સ્વામીને જીવિત આપો, તેના વિના હું કોઇ પણ સુખ ઇચ્છતી નથી, સ્વર્ગ પણ તેના વિના જોઇતુ નથી, તેના વિના મારાથી જીવાસે નહિ "

યમે જવાબ દીધો " હે પતિવ્રતે ? તથાસ્તુ ( તેમ થાઓ ) આ હું એને પાશથી મુકત કરૂં છું " એમ કહી તેણે પાશ વડે બાંધેલા આત્માને મુકત કર્યો.

( મો નિઅર વિલિઅમ્સકૃત હિંદુઓના વીરરસ કાવ્ય, પૃ. ૩૭-૩૮ )

---

હવે આપણે મહાભારતની કથા જે સત્યવાન્ અને સાવિત્રીની છે તેના સંબંધે કિંચિત્ વિચાર કરીયે.

સત્યવાતનું આયુષ્ય વરસ દિવસનું છે એમ જ્ઞાનીથી જાણ્યા છતાં પણ સાવિત્રી તેણે પરણી. યમના હાથ થોભાવવા-તપ, યાચના, પ્રાર્થના કરી. છેવટે સત્યવાન લાકડા કાપતો જંગલમા પડયો પાછલ ગએલી સાવિત્રીએ સાહાય્ય કરી. ભયાનક રૂપે યમરાજા પાશ લેઇને આવ્યો **અગુઠાજેવડો આત્મા** તેના શરીરમાથી ખેંચી કાઢી યમરાજાએ પાશ વડે બાંધ્યો અગુઠા જેવડી વસ્તુ આપણે દેખી શકીએ કે નહિ? તે બધુ સાવિત્રીએ જોયુ. પાત્ર કેટલી મોટી હશે? દક્ષિણ દિશા તરફ ઉંચો જાવા લાગ્યો કે નીચો? નરકોનું સ્થાન તો પાતાલમાં બતાવેલું છે. સાવિત્રી કયા સ્વરૂપથી પાછળ ગઇ? દેવની ગતિસાથે સાવિત્રી કેવી રીતે પહોચી શકી ?

**સાવિત્રીએ** યમની પાસેથી અનેક વરદાન મેળવ્યાં અને છેવટે પોતાના પતિ સત્યવાન ને જીવતો પાછો લાવી વરસ દિવસનું આયુષ્યતો પૂરણ થઇ ગયું

હતું તો હવે શું અમર થઇને આવ્યો કે? કોઇ કાળની અવધીએ પાછો લાવી? તે સંબંધી કઇ ખુલાશો બતાવેલો જણાતો નથી. અરે યમદેવ પોતેજ કાળની બેડથી જકડાએલાજ છે. એટલુંજ નહિ પણ ઇંદ્ર ચંદ્રાદિ બધાએ દેવતાઓ કાળની બેડીમાજ પડેલા છે. કાળ પુરોથતા તેઓ સર્વ બીજી ગતિમા જવાના અને તેમનો અધિકાર બીજા ભોગવવાના વૈદિક મતમા પણ બધા દેવતાઓને અજન્મા લખીને બતાવેલા નથી તેમજ પૂર્ણજ્ઞાનના અભાવે તે દેવતાઓના આયુષ્ય વિગેરે પણ બતાવી શકયા નથી. ટુકમા જણાવવાનુ એજ છે કે—મહાભારતમા લખાએલી આ સત્યવાન અને સાવિત્રીની કથા પણ સત્ય બોધ આપનારી નથી. આ ઠેકાણે આટલુજ કહેવું બશ છે—

ઇતિ વૈદિકના યમ દેવનું સ્વરૂપ ખંડ ૨ જે પ્રકરણ ૨૯ મું.

---

# પ્રકરણ ૩૦ મું.

વેદોમા વરૂણ દેવ સર્વજ્ઞ, તે પુરાણોમા નષ્ટભ્રષ્ટ શાથી ?

હિંદુસ્તાનના દેવો પૃ. ૫૬ પ્રકરણ ૪ થી--

(૧) " હે પ્રકાશ આપનાર વરૂણ ? તારી તીવ્રદૃષ્ટિ આ બધા ખલભલાટવાળા પ્રવૃત્તિમા મચેલા જગતનુ સૂક્ષ્મ નીરીક્ષણ કરે છે, વિશાળ અંતરિક્ષમાં પણ પ્રવેશ કરે છે, અમારા દિવસ અને રાત્રીનુ માપ લે છે, અને સર્વ પ્રાણીની ગુપ્ત વાત બાતમી દારની પેઠે શોધી કાઢે છે. "

**ઋગ્વેદમાથી** ( મોનિયર વિલિઅમ્સે ભાષાંતર કરેલુ. )

---

(૨) ( એજ પૃ ૫૬ થી ) **ઋગ્વેદમાં** વરૂણને અત્યંત પ્રતિષ્ઠિત સ્થાન આપવામા આવ્યુ છે. " જેનું ઉલ્લંઘન થઇ શકે નહિ. એવા, અવિનાશી, સનાતન પ્રાણીઓ " અદિતિના પુત્રો, આદિત્યોમા એ મુખ્ય છે. અદિતિ એ એક, અનંતતાનું સ્વરૂપ દર્શાવતી કાલ્પનિક ગુઢ સૃષ્ટિ છે, અને **મુર કહે છે તે પ્રમાણે** " એને વિશ્વવ્યાપી કુદરતની મૂર્ત્તિ ગણવી એજ ઉત્તમ છે. " આ અદિતિ માતાને બાર પુત્ર હતા. તેમાં વરૂણ, મિત્ર, દક્ષ, ઇંદ્ર, સવિતૃ અને સૂર્ય મુખ્ય હતા ' વરૂણ ' એ શબ્દ ( પૃ. ૫૭ થી ) સંસ્કૃત **વર્** " ઢાકવુ " એ ઉપરથી આવ્યો છે તેટલા માટે તે સર્વ પદાર્થોને ઢાકનાર આકાશનો દેવ

---

ગુરૂડ **પુરાણમાં** લખ્યું છે કે—મૃત્યુ લોકથી યમપુરી ૮૬૦૦૦ યોજન છે. જ્યારે જીવાત્મા આ શરીર છોડે છે ત્યારે તેને તે પુરીમા જવા માટે સફર કરવી પડે છે અને **માર્ગમાં** ૮ મુકામ કરવા પડે છે ( શંકાકો ૫ શં ૧૮૪મી પૃ ૨૪ )

છે. **ગ્રીકભાષામાં** તેને મળતા દેવને માટે જે શબ્દ છે તેનો અર્થ. '**સ્વર્ગ**' થાય છે. અને આર્ય પ્રજાઓ છુટી પડી તે પહેલા ગ્રીક અને આર્ય લોકો જે પ્રાચીન આર્ય દેવોને પૂજતા તેમાંનો તે એક છે એ સ્પષ્ટ છે.

"સૂર્ય આકાશમાં તેની સત્તાથી ઉગે છે, જે પવનો વાય છે તે માત્ર તેના શ્વાસરૂપ છે, નદીઓ તેની આજ્ઞાથી વહે છે ને તેનાં ઉંડા માર્ગો તેણે કર્યા છે, અને તેણે સાગરની ઉંડાઇ કરી છે. તેના નિયમો સ્થિર છે અને તેનું ઉલ્લંઘન થઇ શકતુ નથી. તેના નિયમોને બળે ચંદ્ર પ્રકાશ સાથે ફરે છે અને રાત્રે આકાશમાં દેખાતા તારા દિવસના પ્રકાશમા અદૃશ્ય થાય છે. હવામાં ઉડતાં પક્ષીઓ અને કદી પણ વિશ્રાંતિ લીધા વિના સતત વહેતી નદીઓ તેના બળ અને ક્રોધ જાણી શકતા નથી, પણ આકાશમા પક્ષીઓ ઉડે છે તે, દૂર મુસાફરી કરતા પવનની ગતિ, અને મહાસાગર પર વાહણોના માર્ગો એ સર્વ એ જાણે છે, એને જે છુપી વાતો થઇ ગઇ છે કે થવાની છે તે સર્વ એ જુએ છે."

(મૂરકૃત 'મૂલ સંસ્કૃત ગ્રંથના વચન' પૃ. ૫૮)

---

(૩) હિંદુસ્તાનના દેવો. પૃ. ૬૦ થી–**યજુર્વેદમાં વરૂણ** વિષે નીચેની હકીકત આપી છે–એક દેવર્ષિ ભ્રગુને પરમતત્વ બ્રહ્મ વિષે તે ઉપદેશ કરે છે કે "જેમાથી સર્વ પ્રાણીઓ થાય છે જન્મ્યા પછી જેને લીધે તેઓ જીવી શકે છે, જે પ્રતિ તેઓ જાય છે, અને જેની સાથે એક રૂપ થાય છે."

"તેણે પવિત્રતા એકાગ્રચિત્ત ધ્યાન ધરીને અન્નને (કે શરીર કે પદાર્થને) **બ્રહ્મ** જાણ્યું, 'કારણ કે **સર્વ પદાર્થો** અન્નથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયે અન્ન વડે જીવે છે, અન્ન પ્રતિ જાય છે, અને અન્નની સાથે એક રૂપ થાય છે."

"વળી તેણે ઉંડુ ધ્યાન ધરી બ્રહ્મનું શોધન કર્યું અને **મન વિચાર એ બ્રહ્મ** છે એમ શોધી કાઢ્યું, કારણ કે સર્વ પદાર્થો મનથી જન્મે છે." વગેરે વગેરે આ તે સમજ્યો, પણ વરૂણ પાસે આવીને કહ્યું–હે ભગવાન? **બ્રહ્મ** શું છે તે મને શિખવો.' વરૂણે કહ્યું તપવડે બ્રહ્મ જાણ **તપજ બ્રહ્મ** છે."

"તેણે તપ તપ્યું અને તપ તપીને **આનંદ બ્રહ્મ** છે એમ જાણ્યું. કારણ કે ખરેખર સર્વ ચીજો ઇચ્છામાંથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયે ખુશીથી જીવે છે, સુખ પ્રત્યે જાય છે, અને તેઓ આનંદ સાથે એક રૂપ થાય છે."

(મુર કૃત 'હિંદુ સર્વ દેવ' પૃ ૨૭૫)

પદાર્થોની ઉત્પત્તિ વિષે વરૂણે આવા તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો છે. **તૈત્તિરીયોપનિષદ**માં ભૃગુવલ્લીમા ભૃગુને **વરૂણે બ્રહ્મજ્ઞાન** આપ્યુ છે.—

भृगु वैं वारुणि । वरुणं पितर मुपससार। अधीहि भगवो ब्रह्मेति। तस्मा एत त्प्रोवाच। अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनो वाच मिति। तं हो वाच। यतो वा इमानि भूतानि जायंते। येन जातानि जीवंति। यत्प्रयंन्त्यऽभिसं विशन्ति। तद्विजिज्ञासस्व। तत् ब्रह्मेति। सतपोऽतप्यत। सतप स्तप्त्वा॥ अन्नं ब्रह्मेति व्यजानात्। अन्नाध्द्येव खल्विमानि भूतानि जायते। अन्नेन जातानि जीवन्ति। अन्नं प्रयन्त्यऽभिविशन्तीति॥

**એકાદશોપનિષદ**, છોટાલાલ ચંદ્રશકર શાસ્ત્રી પૃ. ૫૪૮—શબ્દાર્થ—વરૂણનો પુત્ર **ભૃગુ** એકવેળા પોતાના પિતા વરૂણદેવની પાસે આવ્યો **એ શું છે**, તે વિષે આપ મને ઉપદેશ કરશો. તેણે તેને આ પ્રમાણે જણાવ્યું પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર. મન, અને વાણી આટલા બ્રહ્મને જાણવાનાં સાધન રૂપ છે વધારામા તેમને તેને એ કહ્યુ કે—જેનામાથી આ સર્વ પ્રાણી માત્રોની ઉત્પત્તિ થાય છે. જેના વડે ઉત્પત્તિને પામેલા પ્રાણીઓ જીવે છે, મરણ પ્રાપ્ત થયા પછી જેને વિષે પ્રાણીઓ પ્રવેશ કરે છે **તેજ બ્રહ્મ** છે. માટે તુ તેને જાણવાની ઇછાકર પછી ભૃગુએ પોતાના ( પિતાના જોઇએ ) કહેવા પ્રમાણે આ સઘળુ ઓળખવા માટે તપરૂપી વિચાર કરવા માડયો.

આ પ્રમાણે તપના પ્રભાવ વડે તેણે જાણ્યું કે—અન્ન એ બ્રહ્મરૂપ છે કારણ કે—સર્વ પ્રાણી માત્રોની ખરેખર અન્નમાંથીજ ઉત્પત્તિ થાય છે. ઉત્પન્ન થયા પછી અન્ન વડે પ્રાણીઓ જીવે છે, જયારે મૃત્યું પામે છે ત્યારે ભૂતો અન્નને વિષે પ્રવેશ કરે છે, અર્થાત્ મરણ સમયે સર્વ ભૂતો અન્નના કારણ રૂપ પૃથ્વી ભણી જાય છે તથા પૃથ્વી રૂપ થઇ જાય છે. ઇત્યાદિ

આ લેખમાં કિંચિત્ વિચારવાતું કે—**વરૂણદેવે** પોતાના પુત્ર **ભૃગુને** ઉપદેશ આપતા વધારામા કહ્યુ કે—" જેનામાથી આ સર્વ પ્રાણી માત્રોની ઉત્પત્તિ થાય છે. " આમા વિચારવાનુ કે—પ્રાણી માત્રની જે ઉત્પત્તિ થાય છે તે કર્મવાળા પ્રાણીઓની કે કર્મ વિનાના પ્રાણીઓની ? જો કર્મવાળા પ્રાણીઓની ઉત્પત્તિ થતી હોય તો તેમને કર્મ કોણ લગાડતું હશે ? અગર કર્મ વિનાના ઉત્પન્ન થતા હોય તો ઉત્પન્ન થઇને તેમને કરવાનું શું ? વળી જણાવ્યું કે " મરણ પ્રાપ્ત થયા પછી જેને વિષે પ્રાણીઓ પ્રવેશ કરે છે **તેજ બ્રહ્મ** છે. "

આમા વિચારવાનુ કે–કેટલો કાલ રહ્યા પછી પાછા પ્રવેશ કરી જતા હશે ? કદાચ કહેવામા આવે કે–કલ્પના અંતે પાછા બ્રહ્મમા પ્રવેશ કરી જાય છે તો તે પણ યોગ્ય નજ થાય કારણ કે કલ્પના અંતમાં તો પ્રાણીઓની પ્રવૃત્તિ પાપરૂપ થઇ જાય છે, અગર તેવા પાપની પ્રવૃત્તિવાળાનો બ્રહ્મમા પ્રવેશ થઇ જતો હોય તો પછી શાસ્ત્રોમાં તપ જપ ધ્યાનાદિક બતાવવાની જરૂરજ શી હતી ? માટે આ લેખ બધી વાતથી વિચરવા જેવો છે.

અમો વારંવાર કયા સુધી લખી લખીને બતાવીએ ?

એક ભૃગુ ઋષિ જે બતાવ્યા છે તેમને બ્રહ્માના પુત્ર બતાવેલા છે. તે અને આ વરૂણ દેવના પુત્ર ભૃગુ એક હશે કે જુદા આ સમજવાનૃ રહે છે.

---

મનુષ્યનો ભોગ લેવા તૈયાર થએલા વરૂણદેવ સર્વજ્ઞ

(૪) હિંદુસ્તાનના દેવો. પૃ ૬૩ મા

'**ઋગ્વેદમાં** નીચે લખેલી વાત આપી છે–તેથી વરૂણને એક વખત મનુષ્યનુ બળિદાન આપવામા આવતુ એ શકય દેખાય છે. **હરિશ્ચંદ્ર** નામના એક પુરૂષને પુત્ર ન હતો. નારદની સલાહથી તે **વરૂણ** પાસે ગયો અને તેને કહ્યુ "હે રાજન, મને પુત્ર પ્રાપ્ત થશે તો તે પુત્રનુ હું તમને બલિદાન આપીશ." વરૂણે તેને એવુ વરદાન આપ્યુ. પુત્ર મોટો થયો ત્યારે તેના પિતાએ તેને પોતાની પ્રતિજ્ઞા કહી સંભળાવી, પણ પુત્રની મરજી યજ્ઞમા હોમાવવાની ન હતી, તેથી તે ઘરમાથી નાશી ગયો. રાજાએ પોતાની પ્રતિજ્ઞા પાલી નહિ, તેથી નારાજ થઇ **વરૂણે** તેને **શાપ દીધો** અને તે જલધરથી પીડા પામવા લાગ્યો તે પુત્ર છ વરસ જંગલમા ભટકયો, આખરે તે એક બ્રાહ્મણને મળ્યો તેને ત્રણ પુત્રો હતા, તેઓમાના એકને ખરીદીને પોતાના બદલે યજ્ઞમા હોમવાની તેણે માગણી કરી પિતાએ વડીલ પુત્રને આપી દેવાની નાખુશી બતાવી, અને માતા કનિષ્ટને છોડવા રાજી ન હતી, આથી વચલા છોકરાને લેવામા આવ્યો. તે કુમારને બાંધ્યો અને તેને હોમવાની તૈયારી થઇ, ત્યારે તેણે દેવોની સ્તુતિનાં કેટલાક સ્તોત્રો ગાવાની રજા માગી **વરૂણે એ** યાચના સ્વીકારી અને તે ઋચાઓ પઢવાથી હરિશ્ચંદ્રનો જલધર મટી ગયો '

આ ઉપરના લેખકમા વિચારવાનું કે–ચારેવેદનુ મૂલ કહોતો અથવા સંપૂર્ણ હિંદુધર્મનુ મૂલ કહોતો તે **ઋગવેદ** જ છે. અને ચારે વેદોના મુખ્ય દેવતાઓ (૩૩) તેત્રીશજ ગણાવેલા છે તેમાં પણ [illegible]

જીવોના સુક્ષ્મમા સૂક્ષ્મ ( જીણામા જીણી ) બાતનીનો મેળવનાર જ્ઞાનવાન સર્વજ્ઞરૂપ **વરુણદેવને** જ વર્ણવેલો છે.

વેદોને અનાદિના અપૌરૂષેય તરીકે પૂર્વકાલના લાખો બલકન કરોડો પડીતોએ લખીને બતાવેલા છે. તેઓએ આ પ્રસંગ શું ધ્યાનમાં લીધો નહી હોય ? આ રાજા કયા કાલમા થએલા ? સર્વજ્ઞ એવા વરૂણદેવે યજ્ઞમાં હોમાવી પાછો લેવાની આશાથી રાજાને પુત્રનું વરદાન આપ્યું. તેમાથી તેમને શું મેળવવાનું હતું ? અને પ્રાપ્ત થએલા પુત્રને યજ્ઞમાં હોમાવી રાજાને પણ શું મેળવવાનું હતું તેમાંનું કાંઇ પણ સમજાતું નથી. જે સત્તાથીવરૂણ દેવે પુત્ર આપ્યો તે સત્તાથી પાછો ન મેળવતાં નીરપરાધી રાજાને જલધરના રોગથી દુઃખી શા હેતુથી કર્યો ?

મારા વિચાર પ્રમાણે આ બધા વૈદિક પંડિતોએ કોઇ તેવા તેવા સમયમા વેદોથી તે પુરાણો સુધીના લેખો જે લખ્યા છે તે કોઈ ચાલતા સત્ય ધર્મથી જુદા પડીને ગમે તેમાથી વસ્તુને ગ્રહણ કરી પોત પોતાની મરજી પ્રમાણે લેખો લખીને ઉભા કરેલા તેથી આજકાલના ખરા શોધક પંડિતો પણ તત્ત્વને મેળવ્યા વગર મોટી ગુચવણમા, ગુચવાઇ રહ્યા હોય ? આ મારૂં અનુમાન નહિ જેવું પણ સત્ય શોધકોને વિચારવા યોગ્ય થશે.

---

વેદોમાં વરૂણ સર્વજ્ઞદેવ, તે પુરાણોમાં નષ્ટભ્રષ્ટ શાથી ?

હિંદુસ્તાનના દેવો પૃ. ૬૨ થી—“ **પુરાણોમાં** વરૂણની પ્રતીષ્ટામાં ખેદકારક ફેરફાર થયેલો વર્ણવ્યો છે. વેદના દેવોમા સર્વથી ઉત્તમ દેવની પદવી માંથી ભ્રષ્ટ થઇ વરૂણ માત્ર **સમુદ્ર દેવ,** બીજા વર્ગનો નેપ્ચ્યૂન ( રોમન લોકોનો સમુદ્ર દેવ ) થાય છે. તે પોતાની પાસે નાગની ફેણનું બનાવેલું આભોગ નામનું જળસ્પર્શ ન કરી શકે એવું છત્ર રાખે છે તેનાં નીતિનાં લક્ષણમાં પણ એવી જ અધમ સ્થિતિ થાય છે.

**મહાભારતમાં** તેણે વિષે આખ્યાન કહ્યું છે તે પ્રમાણે-પાપને તિરસ્કારવાને બદલે તે ઉતથ્ય **ઋષિની** પુત્રીનું હરણ કરે છે, અને પાછી આપવાની ના કહે છે, તેથી ઋષિ સમુદ્ર પી જાય છે અને ત્યારે વરૂણ શરણે જાય છે. તેણે વળી સૂર્ય દેવ સાથે ભેગા થઇ ઉર્વશી નામની અપસરા જોડે કામ ક્રીડા કરી, તેથી અગત્ય નામના પ્રસિદ્ધ ઋષિનો જન્મ થયો. ”

એકંદરે આ **સર્વજ્ઞ વરૂણ દેવનો** વિચાર—

વેદોમાં મોટામાં મોટો અને પ્રાચીનમા પ્રાચીન **ઋગ્વેદ છે,** તેમાં મોટા માં મોટો **વરૂણ દેવ** મનાયો છે. કેમકે કલમ બીજીમાં જણાવ્યા પ્રમાણે-સૂર્ય દેવ તેની સત્તાથી ઉગે છે, પવન દેવ તે તેનો જ શ્વાસ બતાવ્યો છે. વળી તેની જ આજ્ઞાથી નદીઓ વહે છે અને તેના ઉંડા માર્ગો પણ વરૂણ દેવે જ કર્યા છે ઇત્યાદિ. આ બધું ઇશ્વરની પ્રેરણાથી ઋષિઓએ જાણીને બતાવ્યું એમ પ્રસિદ્ધ મા મુકાયું છે.

આટલી બધી મોટી સત્તાવાળો **સર્વજ્ઞ વરૂણ** દેવ—કલમ ચોથીમાં જણાવ્યા પ્રમાણે હરિશ્ચંદ્ર રાજાને પુત્રનું વરદાન આપી, પુત્રનું બલિદાન લેવા તૈયાર થાય, એ કેટલું બધું આશ્ચર્ય ? વળી પુત્રનું બલિદાન ન મલવાથી જલંધરનો ભયંકર રોગ ઉત્પન્ન કરે એ પણ કેટલું બધું વિચારવા જેવું ?

આટલી મોટી સત્તાવાળા વરૂણ દેવને આવી અયોગ્ય અનીતિ કરવાનું પ્રયોજન શું ? વળી પાંચમી કલમમાં **મહાભારતનો** લેખ જોતા, આ સર્વજ્ઞ વરૂણ દેવે ઋષિ કન્યાને પણ ન છોડી ? આટલી બધી અનીતિવાલા દેવને વેદમા સર્વજ્ઞ પણાનું વિરૂદ આપનાર ઋષિઓ જ્ઞાનીઓ હતા એમ પણ આપણુ મન કેવી રીતે કબૂલ કરે ? આ બધી વાતોનો વિચાર કરી જોતાં જરૂર કોઇ પૂર્વ કાલમાં ચાલતા સત્યધર્મથી ફંટાઇને-પૂર્ણ જ્ઞાન વિનાના પંડિત માનીઓએ, આ નવું ધાંધલ ઉભુ કરેલુ હોય એમ કેમ ન કલ્પી શકાય ? જેને વેદના ઋષિઓએ ઉત્તમોત્તમ દેવ તરીકે કહી બતાવ્યા હોય તે આપણી નજરે અધમ સ્થિતિવાળા દેખાય ત્યારે આમાં ભૂલ લખનારાઓની કે આપણા જેવા જોનારાઓની ? આ વાતનો વિચાર તો કોઇ તટસ્થ દૃષ્ટિના પંડિતોહોય તે બતાવી શકે ? આપણા જેવા પક્ષપાતીઓ કે કેવળ અંધ શ્રધાલુઓ કેવી રીતે ન્યાય આપી શકે ? અમે તો કિંચિત્ સૂચના માત્રથી જણાવ્યું છે વિશેષ વિચારવાનું તો વાચકોને જ સોપુ છુ.

જૈન પ્રમાણે-અનેક પ્રકારની દેવોની જાતિઓ અને તેમના સ્થાન વિગેરે બતાવ્યા છે. તેમાં પહેલા દેવલોકના ઇંદ્રના ચાર દિશાપાલ ( ચાર દિશાના રખવાલા ) સોમ, યમ, વરુણ અને કુબેર છે. તેમણું આયુષ્ય પણ જણાવ્યું છે. તેજ ચાર લોકપાલ વેદ પુરાણમાં લખાયા છે પણ વિચિત્ર પ્રકારથી ગોઠવાયલા છે. તે સિવાય-૧ ઇંદ્રલોક, ૨ શિવલોક, ૩ વિષ્ણુલોક, ૪ ગોલોક-કૃષ્ણનું સ્વર્ગ અને પાચમો બ્રમ્હલોક-બ્રમ્હાનું સ્વર્ગ પણ કલ્પેલું છે.

વૈદિકોનો ઇંદ્રલોક જૈનેરોના પહેલા દેવલોકની સાથે કદાચ બંધ બેસતો કરી શકશે. પણ–શિવ, વિષ્ણુ અને બ્રમ્હા ચોક્કસ સ્વરૂપના ઠર્યા વિના તેમના સ્વર્ગોની ચોક્કસતા કેવી રીતે કરી લઇશું ? આ બધા લેખો મૂકેલા છે મનન પૂર્વક વિચારવાની ભલામણ કરૂ છું. ઇતિ વેદાદિકના સર્વજ્ઞ વરૂણ દેવનું સ્વરૂપ અંડ બીજે પ્રકરણ ૩૦ મું.

---

# પ્રકરણ ૩૧ મું.

વેદોમાં વર્ણવેલા અગ્નિદેવનુ કિંચિત્ સ્વરૂપ.

હિંદુસ્તાનના દેવો પૃ. ૪૨ થી પ્રકરણ ૨ જુ–અગ્નિ દેવ—

"મહાન અગ્નિ દેવ ? તારૂં તત્ત્વ એક છે તો પણ સ્વરૂપ ત્રણ છે. અગ્નિ સ્વરૂપે તુ આહં–પૃથ્વી પર બળે છે; વીજળીના રૂપમા આકાશમા ચમકે છે, અને સુવર્ણમય સૂર્યના સ્વરૂપમાં સ્વર્ગમાં પ્રકાશે છે.

( ડોક્તર મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રંથોનાં વચન' પૃ. ૨૨૧

---

**ઇંદ્ર સિવાય કોઇપણ બીજા દેવ કરતાં અગ્નિનાં સ્તોત્રો વેદમાં વધારે છે."**

હિંદુસ્તાનના દેવો પૃ. ૪૪ થી ૪૭ માં–**ઋગ્વેદમાં** પ્રથમજ કરાયલી અગ્નિદેવની સ્તુતિના સ્તોત્રનો **અર્થ** આપેલો છે–"હું અગ્નિનું સ્તવન કરૂં છું, એ મોટામાં મોટો પુરોહિત છે, દેવ છે, યજ્ઞનો ઋત્વિજ છે. અગ્રદૂતછે, તું પુષ્કલ દ્રવ્ય આપનાર છે." એ પ્રમાણે નવ ઋચાનો અર્થ છે. ભાષાતર કારે નવે ઋચિઓ ટીપમા મુકી શાયનાચાર્યના ભષ્યનો અર્થ લખી બનાવ્યો છે તે ત્યાંથી જોઇ લેવો.

( પૃ. ૪૭ ) માં–કંઇક હાસ્ય પૂર્વક વિનોદથી એમ કહેવામા આવે છે કે દેવેને બે મુખ છે–બ્રાહ્મણ ( ભક્ષ કરવાના સ્વભાવવાળાનો ઉત્તમ નમુનો ) અને અગ્નિ ?

વેદમાં અગ્નિને આકાશ અને પૃથ્વીનો પુત્ર, અને ઇંદ્રનો જોડકીઓ ભાઇ કહ્યો છે. આમ એની જે પ્રતિષ્ઠા વેદમા ગવાઇ છે તે ત્યાર પછીના સમયમા જતી રહી છે.

**મહાભારતમાં** આનું એવું કારણ અપાયું છે કે અતિશય બળિદાનનું ભક્ષણ કરવાથી તેનું વીર્ય ક્ષીણ થયું છે. આખા ખાંડવવનનું ભક્ષણ કરી પોતાનુ નષ્ટ થયલું આરોગ્ય પાછુ તાજુ કરવા તે આતુર હતો એમ કહે છે. ઇદ્રે તેને તેમ કરતા લાબો વખત અટકાવ્યો, પરંતુ કૃષ્ણની સહાયતાથી તેણે પોતાની ઇચ્છા સફળ કરી.

પિતરોની પાસે મૃતકને મોકલીદે, એવી અગ્નિને પ્રાર્થના.

હિંદુસ્તાનની સંસ્કૃતિ. પૃ. ૧૫ થી

"હે અગ્નિ ? આ શબને ભસ્મસાત કર નહિ, તેને દુઃખ આપ નહિ, તેની ત્વચા કે દેહને છેદ નહિ. હે વન્હિ ? તેનુ શરીર તારી ઉષ્મામાં બળી જાય કે તરત અમારા પિતૃઓના સ્થાનમા તેને મોકલ." (મં. ૧૦, ૧૬–૧)

આ અગ્નિના સબંધે કિંચિત્ મારો વિચાર—

વેદોમાં પડેલ વહેલી અગ્નિની સ્તુતિ કરવામા આવી છે અને એક ઇંદ્ર સિવાય બીજા બધા દેવોથી એની સ્તુતિઓ વધારે ગવાઇ–કારણ એવુ કલ્પવામા આવ્યું કે–નિર્જીવ લાકડામાંથી આ પ્રાણીની ઉત્પત્તિ, વળી જેનાથી ઉત્પત્તિ તેનોજ નાશ કરનાર, આ કુદરતી બનાવ જોઇ ઋષિઓ આશ્ચર્યમાં મગ્ન થતા, અગ્નિની સ્તુતિ કરવા વધારે લલચાયા. અને તે પ્રમાણે પોતે ભદ્રિક ભાવે લખતા પણ ગયા. પરંતું ઉત્પન્ન કરેલી વસ્તુંનું કે પ્રતિપાદન કરેલી વતુનું મહત્વ દુનીયામા કાયમ રહેતું હોય તોજ તેના ઉત્પાદકોનુ કે પ્રતિપાદકોનું મહત્વ કાયમ રહે. જ્યારે આપણે આજે અગ્નિ દેવનુંજ મહત્વ નહિ જેવું દેખી રહયાછિએ તો પછી તેના પ્રતિપાદકોનું મહત્વ કેવી રીતે ટકી રહે ?

એવી રીતે આ એક અગ્નિનાજ સબધે બન્યું છે તેમ નથી પરંતુ વેદના સમયમા અનેક વિષયોમા તેવું બનેલું આપણા જોવામા આવે છે જુવો કે વેદોમા પ્રતિપાદન કરેલા યજ્ઞ યાગાદિકનુ મહત્વ દુનીયામા, ઇંદ્ર વરૂણ આદિ દેવોનું મહત્વ પણ જુવો કેટલું રહેલું છે ?

આવી રીતે તે તે પદાર્થોનું મહત્વ ઓછું થવામાં ખરૂ કારણ જોતા તો તેના પ્રતિપાદકોની ખામીને લીધેંજ બનેલું છે. એવો વિચાર કરવો તેજ વિશેષ પ્રશસ્ત છે એમ મારૂ માનવુ થાય છે.

---

કુમારીલ ભટ્ટ અને શંકરાચાર્ય. ઇ. સ. ના ૮ મા ૯ મા સૈકામા થયા.

હિંદલોકનો ટુકો ઇતિહાસ. સને ૧૮૮૬ ની બીજી આવૃત્તિ

ડાકતર હંટર કૃત અંગ્રેજી પુસ્તકનુ ગુજરાતી. તેમાંથી લીધેલા ઉતારા.

પૃ. ૧૦૩ માં—પહેલો આચાર્ય કુમારિલ બિહારનો પવિત્ર બ્રાહ્મણ હતો. ઇસ્વીસનના આઠમા સૈકામાં તેણે ઉપદેશ કરવા માડયો.—

પૃ. ૧૦૯—શંકરાચાર્ય ઇ. સનનો ૯ મો સકો ૦૦૦ એમનો જન્મ મલબાર દેશમા થયો હતો........તેમને બ્રાહ્મણોના વેદાંત મતને તેનું છેલ્લું રૂપ આપ્યું અને લોક પ્રિય કરી પ્રજા ધર્મ બતાવ્યો. ૮ મા કે ૯ મા સકામાં તેમનો ટુકો ભવ પુરો થયા પછી–પ્રત્યેક નવા હિંદુ પંથને સગુણ ઇશ્વરની સ્થાપનાથી આરંભ કરવો પડે છે. એ કહેવું ભાગ્યે અતિશયોક્તિ કહેવાય.

પૃ. ૧૦૭--હિંદુમતને ધર્મનો આધાર........જેમ હિંદના લોકની અનેક જાતો પરથી નાતો બની તેમ વેદનો જૂનો સાદો માર્ગ-બુદ્ધના શાત મત અને અનાર્ય લોકોના ભયાનક વિધિઓ કુલડીમા ગલાઇ, તેમાંના મૂલ્યવાન ધાતુ અને મેલના મિશ્રણ રસના હિંદુ દેવો બન્યા.

બૌદ્ધ ધર્મની અસર--બાદ્ધ મતે હિંદુ મતમાં પોતાનો દાન ધર્મનો ઉદ્ધાર ઉત્સાહ મુકયો. એટલુજ નહીં પણ પોતાના ઘણાક ધર્મના ખાતાં તથા રિવાજો તેને માટે રહેવા દીધા. ॥

પૃ. ૧૦૮--બંગાલાનો રાજેંદ્રલાલ મિત્ર નામે મોટો પંડિત જાતે વૈષ્ણવ છે તો પણ માને છે કે–જગન્નાથનો રથોત્સવ બૌદ્ધ ધર્મના કોઇ વરઘોડાની પાછલ રહેલી નિશાણી છે.

હિંદુ મતે પોતાના ઘણાક આધાર અને ઘણિક ક્રિયા હિંદના અનાર્ય લોક પાસેથી પણ લીધાં છે-લાકડાંના ઠુઠાની, અણઘડ પથ્થરની, અને ઝાડની પૂજા તેમની તરફથી આવેલી છે.

બંગાલના ગામડીયા લોકોનો ધર્મ તો એમાં જ આવી રહ્યો છે.

હિંદ તત્વજ્ઞાનનો ઇતિહાસ કર્તા નર્મદાશંકર મહેતા પૂર્વાર્ધ પ્રકાશક હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બીએ આસિ સેક્રેટરી. અમદાવાદ પહેલી આવૃતિ. સંવત ૧૯૮૦.

સ. ૧૯૭૯ ના માઘ માસના વસંતમાં પ્રોફેસર આનંદ શંકર બાપુભાઇ ધ્રુવ એક અંગ્રેજી તત્ત્વજ્ઞાનના ઇતિહાસનું વિવેચન કરતા પ્રસ્તાવના—પૃ. ૧૭ માં. ભારતવર્ષની ત્રણ નદીઓ—ખરી રીતે શ્રી કૃષ્ણ ચંદ્ર, શ્રી ગૌતમ, શ્રી મહાવીર. એ ત્રણ મૂલ સ્થાનમાથી જાગી છે. અને ત્યાં સુધીજ આપણી માનુષી અથવા પૌરૂષેય ઇતિહાસ દૃષ્ટિ પહોંચે છે. તે પહેલાની આપણી દૃષ્ટિ ઇતિહાસ રૂપની નથી.

પરંતુ—અપૌરૂષેય—" શબ્દ બ્રહ્મ " ની ઝાંખી છે. એ સ્પષ્ટ તત્ત્વ દૃષ્ટિ બ્રહ્મર્ષિઓથી ઉઘડી છે એમ કહેતામા અપાતતઃ વિરોધ જણાશે પણ વસ્તુસ્થિતિથી વધાવી લેવા જેવો નિર્ણય છે.

જ્યારે શ્રી કૃષ્ણના કુટિલ રાજ્ય વ્યવહારવાળા જીવનમાં તેમની સત્ય જ્ઞાન દૃષ્ટિ અનાવૃત રહી હતી ત્યારે શ્રી ગૌતમની અને શ્રી મહાવીરની તત્ત્વ દૃષ્ટિ વૈરાગ્ય અને ત્યાગ ઉપર ભાર મુકનારી છે.

નિવૃત્તિના સ્વરૂપના રહસ્ય જ્ઞાન સાથે નિવૃત્તિ ઊપર શ્રી કૃષ્ણનો ધર્મોપદેશ છે. ત્યારે નિવૃત્તિ પર થવું એવો શ્રી ગૌતમ અને મહાવીરનો ધર્મોપદેશ છે.

ઇતિહાસ કાલના બ્રાહ્મણ ધર્મ, બૌદ્ધ ધર્મ, અને જૈન ધર્મ પ્રવર્ત્તક રાજર્ષિઓ હતા એટલુંજ નહી પરંતુ સાધન શ્રેણિ પણ ત્રણેમા લગભગ મળતી છે—બ્રાહ્મણ ધર્મ—કર્મ ઉપાસના અને જ્ઞાન અથવા કર્મ યોગ, ભકિત યોગ, અને જ્ઞાન યોગને સાધન રૂપે લે છે.

બૌદ્ધ ધર્મ—શીલ, સમાધિ, અને પ્રજ્ઞાનો સાધન રૂપે સ્વીકાર કરે છે અને જૈન ધર્મ—જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રને સાધન રૂપે સ્વીકારે છે.

ટુંકામા—આચાર, સંસાર અને વિચારનો સમન્વય કરવાથી એટલે કે વાણી, રહેણીને કરણી વડે પાર ઊતરણી એ એક લક્ષ સિદ્ધ કરવાથી આ ત્રણે ધર્મો મોક્ષ સિદ્ધ કરવા મથે છે.

એજ પ્રસ્તાવના પૃ. ૯ માં—તત્વજ્ઞાનની આ ભિન્ન પ્રસ્થાન શ્રેણિઓ ગંગા, યમુના, અને સરસ્વતી વડે ઉત્પન્ન થયેલી ત્રિવેણી જેવી છે—૧ બ્રાહ્મણ

દર્શનની શ્રેણિ, ૨ બૌદ્ધ દર્શનની શ્રેણિ, ૩ આર્હત દર્શનની શ્રેણિ. આ ત્રણુ ભિન્ન પ્રવાહવાળી નદીઓ છતાં ભારત વર્ષના ઉંચા નીચા સર્વ પ્રદેશોને પાવન કરતી અદ્યાપિ ચાલે છે. જેવી રીતે સુંદર સ્રીની વેણી ત્રણ વલથી ગુંથાય છે ત્યારે તેના મસ્તકને શોભા આપે છે અને છુટાં લટીયા સૌંદર્યને લજાવે છે તે બ્રાહ્મણોના, બૌદ્ધોના, અને જૈનોના વિચારોનો જેઓ સમન્વય કરી જાણતા નથી તેને મારી અલ્પમતિ તત્વજ્ઞાન કહી શકતી નથી પરંતુ ધર્માંધ કહે છે.

---

હિંદતત્વજ્ઞાનનો ઇતિહાસ. લેખક—નર્મદાશંકર મહેતા.

જૈન દર્શનના લેખમા તેમને સુધારો કરવાની સૂચના—

(૧) પૃ. ૧૮૮ માં—" એમનો (જૈનોનો) ધર્મ સંપ્રદાય ઘણો પ્રાચીન છે. તેમના આદ્ય તીર્થંકર ઋષભદેવજીએ પોતાના પુત્ર ભરતને ચક્રવર્તી રાજ્યાસન આપી, સંસાર ધર્મનો ત્યાગ કરી, સિદ્ધપદને મેલવ્યું હતું. તેમના ત્યાર પછીના બાવીશ તીર્થંકરો સંબંધની પ્રમાણવાળી ઐતિહાસિક માહિતી મળી આવતી નથી."

બાવીશ તીર્થંકરોનો ઇતિહાસ નથી એ ભુલ છે. ચોવીશ તીર્થંકરોનો અને તેમના સમયમાં થએલા બાર ચક્રવર્તીઓનો, તથા વાસુદેવાદિકનાં નવત્રિકોનો ઇતિહાસ ક્રમવાર દિશામાત્ર તો અમારા આ પુસ્તકથી, વિશેષ ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્રાદિથી જોઇ શકાશે.

(૨) પૃ. ૧૯૦ માં—" વર્ધમાનને સર્વ પ્રકારની લૌકિક અલૌકિક કેલવણી આપવામા આવી હતી".

વર્ધમાનને કેલવણી આપવામાં આવી હતી એ વાત જૈનોની માન્યતાથી સર્વથા વિરૂદ્ધ છે. તીર્થંકરોના જીવને પૂર્વભવમાં જે ત્રણ જ્ઞાન હોય છે તે ત્રણે જ્ઞાન લઇને માતાના ગર્ભમાં આવે છે, તેથી તેમને કોઇપણ પ્રકારની કેલવની લેવાની જરૂર પડતી નથી. અને આજ સુધી પૂર્વકાલમાં થઇ ગએલા કોઇપણ તીર્થંકરે કોઇપણ પ્રકારની કેલવણી લીધી નથી, તેમજ ભવિષ્યકાલમાં જે તીર્થંકરો થશે તેમાંના કોઇ પણ તીર્થંકર કેલવણી લેશે પણ નહી.

આ એકજ માન્યતા સિવાય બીજી માન્યતા જૈનોમા છેજ નહીં. કિંતુ તદ્દન સમૃદ્ધિકાલના યોગે, કે તદ્દન નિકૃષ્ટ કાલના યોગે દુનિયાથી ભુલાઇ ગએલો

વ્યવહારનો માર્ગ કે ધર્મનો માર્ગ જે પ્રથમના તીર્થંકરો થાય છે તે પોતાના ત્રણ જ્ઞાનના બલથી ગ્રહસ્થાવસ્થામાં પ્રથમ સામાન્યપણાથી વ્યવહારનો માર્ગ લોકોને બતાવી રસ્તે પાડે છે, ત્યાંથી જ દુનિયાનો વ્યવહાર માર્ગ ચાલુ થાય છે. પછી પોતે સર્વ સંગનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરે છે. પછી તપના બલથી સર્વજ્ઞપણું પ્રાપ્ત કરી લોકાલોકનું સ્વરૂપ પોતે જાણે તે પછી લોકોને મોક્ષનો માર્ગ પણ બતાવે છે. તેથીજ તેઓ તીર્થંકરની પદવી ભોગવે છે પછી સર્વ કર્મોથી મુક્ત થઇ મોક્ષમા જાય છે, ફરીથી આ દુનિયામાં આવતા નથી. તેનુંજ નામ મોક્ષ છે. પરંતુ મોક્ષ રૂપે થએલો ઇશ્વર દુનિયાને-ઉત્પન્ન કરવા કે તેનો નાશ કરવા વારંવાર આવે છે એવી માન્યતા જૈનોની નથી. મુકત થએલો જ્યારે આ દુનિયામાં પાછો આવે ત્યારે તે મુકતજ શેનો ?

પૃ. ૨૦૦ માં—" આ સંસારી જીવ વાળના અગ્ર ભાગ જેવો ઝીણો છે, અને મુક્ત દશામાં અનંત થાય છે. "

સંસારી જીવોના કે મોક્ષના જીવોના અસંખ્યાતા પ્રદેશમાં કોઇ પણ પ્રકારનો ફરક હોતો નથી. માત્ર સંસારી જીવો સંકોચ વિકાશના ધર્મવાળા અને અનંત સૂક્ષ્મ પરમાણુઓથી વિંટાએલા હોય છે.

અને મુક્ત દશામાં કર્મથી મુક્ત (સૂક્ષ્મ પરમાણુઓના સ્પર્શથી મુક્ત) નિર્મલ અને સ્થિર ભૂત હોય છે. તેથી ઉપરની કલ્પના જૈનસિદ્ધાતથી વિરૂદ્ધ છે.॥

પૃ. ૨૦૪ મા—સત્યદર્શનની વાસના જાગે મિથ્યાતની સર્મે અને સત્ય દર્શનમા પ્રીતિવાળો થાય તે સાસ્વાદન કહેવાય છે. "

તે સાસ્વાદન નથી પણ તેનું નામ-સમ્ય કત્વ છે. સમ્ય કત્વમાંથી મિથ્યાત્વમાં જતા વિસામા રૂપેજ આ સાસ્વાદન હોય છે આ લેખમા પણ ગફલત થએલી છે.

પૃ ૨૦૫ મા—" પુદ્ગલ અમૂર્ત્ત, બાકીનાં દ્રવ્યો મૂર્ત્ત છે. "

આ પણ વિપરીત લખાયું છે-દૃશ્ય વસ્તુ માત્રને જૈનો 'પુદ્ગલ' કહે છે તેથી તે પુદ્ગલજ મૂર્ત્ત છે, પણ તે અમૂર્ત્ત નથી. બાકીના જે અદૃશ્ય મૂર્ત્ત લખ્યાં છે તેજ અમૂર્ત્ત છે.

પૃ ૨૦૬ મા—" પુદ્ગલોના જવા આવવાથી સ્કંધ અથવા અવયવીમા જો કે પરિણામો અથવા ફેરફારો થાય છે અને તેમાં કેટલાક ગુણો જાય છે અને

કેટલાક નવા આવે છે. તો પણ સમાન રૂપતાને લીધે તે એક વ્યક્તિ રૂપે અનુભવાય છે."

આ લેખ તદ્દન સંબંધ વિનાનો છે તેથી સમાલોચનાને યોગ્ય જ નથી.

જૈનગ્રંથોમાં આ દુનીયા અનાદિકાલની પ્રવાહથી ચાલતી આવેલી બતાવી છે. તેમાં વીશ કોટા કોટિ સાગરોપમ વર્ષોના પ્રમાણવાલું એક કાલચક્ર બતાવેલું છે. તેવા કાલચક્રો અનંતાં થઇ ગયાં અને ભવિષ્યમાં પણ તેવાં થયા કરવાનાં એ કાલચક્રમા–ક્રમે કરીને હાનિને પ્રાપ્ત થતો કાલ તે અવસર્પિણીનો અને વૃદ્ધિને પ્રાપ્ત થતો કાલ તે ઉત્સાર્પિણીનો. આ બન્ને લાંબા લાંબા પ્રમાણવાળા કાલના છ છ વિભાગો મેલવતા ૧૨ વિભાગો થાય છે, તેનુ સ્વરૂપ જૈન દૃષ્ટિ એ જગત્ નામના પ્રકરણમા બતાવી દીધેલું ફરીથી વિચારવાની ભલામણ કરૂ છું.

જેમ–વર્ષમા છ છ ઋતુઓ અથવા શીયાલો, ઉનાલો અને વર્ષા ઋતુ ચાલ્યા કરે છે તેમ આ કાલક્રમ પણ ચાલ્યાજ કરે છે. આ બન્ને કાલના છ છ વિભાગમાં એક નિયમિત કાલમાં–૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, અને વાસુદેવાદિકના નવત્રિક મલી ૬૩ શકલા પુરુષો દરેક અવસર્પિણીમા અને ઉત્સર્પિણીમા થયાજ કરે છે.

વખતો વખત ભૂલાતા ધર્મને જાગૃતિમા લાવનાર, અલૌકોકિક મહાપુરુષો, સર્વજ્ઞ પણુ મેલવ્યા પછી કેવલ સ્વ–પરનું કલ્યાણજ કરવાવાળા તે તીર્થંકરો ગણાય છે. તે આ અવસર્પિણીમાં શ્રી ઋષભદેવથી લઇને શ્રી મહાવીર સુધી ૨૪ જ થયા છે અને એક કાલમા ચોવીશજ થાય એવો અનાદિનો નિયમ છે. પણ વ્યક્તિઓ સર્વે જુદી જુદી જ હોય છે. એજ નિયમને અંગીકાર કરી ઘણા મતવાળાઓએ પોત પોતાના મતમા ૨૪ મહા પુરુષો કલ્પેલા છે. એટલુ જ નહી પણ વૈદિકોના પુરાણકારોએ એક જ વિષ્ણુના ૨૪ અવતારો કલ્પ્યા અને પહેલા શ્રી ઋષભદેવને આઠમા આવતાર રૂપે કલ્પી પરમહંસનો માર્ગ બતાવનારાજ લખીને બતાવ્યા છે.

ઇતિવૈદિક–વરૂણ, અગ્નિ. કુમારિલ આદિનો વિચાર ખંડણીજે પ્રકરણ ૩૧મું.

---

## પ્રકરણ ૩૨ મું.

તેજ પ્રમાણે આ અવસર્પિણીમા–ભરત, સગર થી લઇને બ્રહ્મદત્ત સુધી ૧૨ ચક્રવર્તીઓ જે થયા છે તે છએ ખંડના સ્વામી બન્યા છે. એમના સબંધે વૈદિકોએ ભરત, સગર આદિ બે ચારને રાજાઓ તરીકે લખી ગોટાલોવાલી દીધો છે જેમને પૂર્વ પુણ્યના યોગથી અલૌકિક શક્તિ ધરાવનારી ૧૪ વસ્તુઓ આવીને મલે છે તેજ ચક્રવર્તી થઇ શકે છે. તેનાં નામ અને સ્વરૂપ—

પ્રવચન સારોદ્ધાર પૃ ૪૫૪ મા, જુવો ૨૧૨ મું દ્વાર—

१ सेणावइ, २ गाहावइ, ३ पुरोहि ४ गय-५ तुरय-६ वड्ढइ-७ इथ्थी
८ चक्कं, ९ छत्तं, १० चम्मं, ११ मणि-१२ कागिणे-१३ खग्ग-१४ दंडो य॥ २२८॥

ભાવાર્થ—પ્રથમ **સેનાપતિ**-સર્વ સેનામા મુખ્ય, જ્યાં ચક્રવર્તી ન જાય ત્યાં તે ખંડ સેનાપતિ સાધ્ય કરે, ચક્રવર્તીનાં ખડ્ગ પ્રમુખ હથીયાર ઝાલે. અશ્વ રત્ન ઉપર ચઢે ઇત્યાદિ કામ સેના પતિનાં જાણવા ૧. બીજો **ગાથાપતિ** તે કૌટબિક સમસ્ત સેનામાં જે ધાન, ઘૃત પ્રમુખ વસ્તુ તે તેના સ્વાધીનમાં રહે, તે ચક્રવર્તીના હુકમથી સર્વેને આપે એ કોઠારી સ્થાન કે જાણવો ૨, ત્રિજો **પુરોહિત** તે શાંતિ કર્મ ચક્રવતીને જે કરવું હોય તે કરે તેથી સમસ્ત વિઘ્ન ઉપશમ પામે. ૩, ચોથુ **ગજરત્ન**—તે તમિસ્રા ગુફા-ખંડ પ્રપાત ગુફામા પેસવાનુ કામ પડે તેવારે ગજરત્નના કુંભ સ્થલે મણિરત્ન બાંધે, બીજો પણ તેના ઉપર ચઢી શકે ૪, પાચમુ—**અશ્વરત્ન** જે વખતે ગુફાના બારણે જાય તે વખતે કમાડ ખડકાવે ને તરતજ બારયોજન સુધી પાછલે પગે પાછો ફરે, બીજો અશ્વ હોય તો ધગધગતી ગુફાની બાફથી બલી મરે, જેમ કત્રિમ અશ્વ રત્ને કરી કોણીક રાજા ત્રણ ખંડ સાધીને ગુફાના બારણે બલી મુઓ, તેથી કત્રિમ રત્નો કામ ન લાગે. છઠો **વાર્દ્ધિકરત્ન**—ને સૂત્રધારનું કામકરનાર ઉન્મગ્ન જલા, નિમગ્ન જલા નામા નદી તે ગુફામા જાતા આડી આવે ત્યાં પુલ બાંધે, તેમજ બીજાં પણ ગૃહ નગરાદિ કરવાને સમર્થ પ્રવૃત્તિ કરે. સાતમું **સ્ત્રી રત્ન** તે ચક્રવર્તીના શરીર સાથે સંભોગના કામમા આવે, પણ બીજી સ્ત્રી તેના પરાક્રમને સહન કરી શકે નહી અને બીજો ભોગ કરવા જતો નાશ પામે. બીજી ચોસઠ હજાર અંતે ઉર તથા સવાલાખ પીડ વિલાસણી તેની સાથે વૈક્રિય શરીરે સંભોગ કરે. એ સાત પચેંદ્રિય રત્ન જાણવાં.

હવે ૭ એકેંદ્રિય કહે છે—આઠમું **ચક્ર** તે એક વામ પ્રમાણ એટલે બન્ને બાહુના પ્રસારણ જેટલું. એક હજાર યક્ષથી અધિષ્ટિત, સર્વ શત્રુ નિવારક અને સર્વ વાંછિત કારક, એવુ એ ચક્ર રત્ન જાણવું ૮, નવમું **છત્ર રત્ન** પણ એક વામ પ્રમાણ. દસમુ—**ચર્મ્મરત્ન** તે બે હાથ પ્રમાણવાળુ હોય છે. છત્રરત્નના અધો ભાગે ચર્મ્મરત્ન એ બન્ને ચક્રવર્તીના હાથ સ્પર્શથી બારયોજન સુધી વિસ્તાર પામે, અને તેમાં ચર્મ્મ રત્ન ઉપર પહેલા પહોરે વાવેળી શાલી (ડાગર) પાછલા પહોરે જમે એ ચર્મ્મ રત્નનો મહિમા હોય છે. ૯-૧૦. અગીઆરમું

× આ ૧૪ રત્નોની ઉત્પત્તિના સબધે-જુવો પ્રકરણ ૧૦ મુ પૃ ૧૭૭ મુ.

**મણિરત્ન** તે ચાર અંગુલ લાંબુ અને બે અંગુલ પહોળું વૈડુર્ય રત્નમય ઉપર ત્રણ હાસ અને નીચે ૭ હાંસ, હોય છે તે છત્ર અને ચર્મ્મ રત્નના મધ્ય છત્રના તૂબે મુકેલો બાર યોજન સુધી સેનામા પ્રકાશ આપે, અને ગુફામા પ્રવેશ કરતા ગજરત્નના કુંભ સ્થલે મુકેલો પ્રકાશ આપે અને તીર્યંચ અને મનુષ્યના કરેલા ઉપદ્રવને દૂર કરે અને સર્વ રોગોનો પણ નાશ કરે અને કાને બાધેલો સંગ્રામમા જય અપાવે, સદા અવસ્થિત યોવન રાખે ૧૧, બારમું **કાંગણી રત્ન** આઠ સૌવર્ણિક પ્રમાણ, સમચતુરસ્ત્ર, વિષાપહારી, જ્યાં સૂર્ય ચંદ્રની પ્રભા પસાર ન કરે ત્યા ગુફા માહે એ પ્રકાશ કરે છે, વળી ચક્રવર્તી ઓગણ પચ્ચાસ મંડલ કરે છે તે જ્યા સુધી ચક્રવર્તી રહે ત્યાં સુધી રહે. તેરમું **ખડગ રત્ન** તે બત્રીશ અંગુલના પ્રમાણવાળુ હોય. ૧૩, ચઉદમું **દંડ રત્ન** તે એક વામ પ્રમાણ તે મહા યત્નથી વાપર્યો હોય તો હજાર યોજન સુધી ઉડો જાય અને ભૂમિકાનું વિદારણ કરે એ સર્વે મલી ૧૪ રત્ન જાણવા. તે એકેક હજાર યક્ષથી અધિષ્ટિત હોય છે.

પૂર્વ પુણ્યના યોગથી અગાધ શકિતવાળા ૧૪ રત્નોઆવી મલતા, છ ખંડ રાજ્યના ભોકતા ચક્રવર્તી ગણાય છે. તે પ્રમાણે ૭ રત્નો આવી મલતાં અખંડિત પણે ત્રણ ખંડ રાજ્યનો ભોગ કરનાર વાસુદેવ રૂપે ગણાય છે તે સાત રત્નો નીચે મુજબ છે—

**चक्कं १ खग्गं २ च धणू ३ मणिय ४ माला ५ तहा गया ६ संखो ७ ए सत्तउ रयणा सव्वेसिं वासुदेवाणं ॥ २२९ ॥**

ભાવાર્થ—એક ચક્ર અને બીજું ખડગ, આ બે પ્રસિદ્ધ છે. ત્રિજું સારંગ ધનુષ, અને ચોથુ મણી, પાચમી માળા તે આભરણ વિશેષ, છઠી ગદા કૌમુદકી નામે, સાતમો પાંચ જન્ય શંખ, તેની ધ્વની બાર યોજન સુધી થાય એ સાત રત્નો સર્વ વાસુદેવોને હોય છે તેથીજ તેઓ વાસુદેવ તરીકે ગણાય છે.

મૂલ—**चक्कं, छत्तं, दंडं तिन्नि वि एयाइ वामसित्ताइं । चम्मं दुहथ्थदीहं बत्तीसं अंगुलाइ असी ॥ २३० ॥**

**चउ रंगुलो मणी पुण, तस्सद्धं चेव होइ विच्छियन्नो ॥**
**चउ रंगुलप्पमाणा सुवन्नवरकागिणी नेया ॥ २३१ ॥**

આ બે ગાથા ૧૪ રત્નના પ્રમાણની છે તે પ્રમાણ પૂર્વે કહી બતાવ્યુ છે તેથી અહી ફરીથી કહેવાની જરૂર નથી. અને વાસુદેવના સાત રત્નના સંબધે તેનુ મહાત્મ્ય શાસ્ત્રાંતરથી જોઈ લેવાની ભલામણ કરીએ છિએ

---

વૈદિકોએ ચક્રવર્તીના ૧૪ રત્નોમા કરેલી કલ્પના—કાવ્યં—

लक्ष्मीः १, कौस्तुभ २ पारिजातक ३ सुरा ४ धन्वंतरि ५ श्चंद्रमा गाव कामदुघा ५ सुरेश्वर गजो ८ रंभादिदेवांगनाः ९ ॥ अश्व सप्तमुखो १० सुधा ११ हरि धनुष् १२ शंखो १३ विषं चांबुधेः रत्नानि चतुर्दश प्रतिदिनं कुर्यात् सदा मंगलं ॥ १ ॥

ભાવાર્થ—૧ લક્ષ્મી, ૨ કૌસ્તુભ મણિ, ૩ પારિજાતક (કલ્પવૃક્ષ), ૪ સુરા (મદિરા), ૫ ધન્વંતરિ વૈદ્ય, ૬ ચંદ્રમા, ૭ કામધેનુ ગાય, ૮ ઇંદ્રનો હાથી, ૯ રંભાદિ દેવાંગનાઓ, ૧૦ સાત મુખવાળો ઘોડો, ૧૧ અમૃત, ૧૨ હરિ ધનુષ, ૧૩ શંખ, ૧૪ વિષ (ઝેર) આ ૧૪ રત્નો મંગલ કરવાવાળા વૈદિકોમા પ્રસિદ્ધ છે.

બ્રહ્માએ આ બધી સૃષ્ટિની રચના કરી, એ વત અનાદિના વેદોમાં, બ્રાહ્મણ ગ્રંથોમા, ઉપનિષદોમા અને છેવટ પુરાણો સુધી લખાઇ. તેમા દેવ દાનવો ને વિરોધી થયાનુ લખીને બતાવ્યું છતાં બન્ને ભેગા થઇને મેરૂ પર્વત ઉઠાવીને લાવ્યા. અને અનાદિના એક જ વિષ્ણુ ભગવાન્ કે જે જગતનો વારં વાર ઉદ્ધાર કરવાવાળા, તે કાચબાનુ સ્વરૂપ ધારણ કરીને સમુદ્રના તલીએ જઇને બેઠા, તેમની પીઠ ઉપર મેરૂ ગોઠવ્યો, પછી શેષનાગને પકડી લાવી તેના નેત્રા બનાવ્યા. પછી અનાદિકાલના જે એક બ્રહ્મા હતા તે અને બીજા મહાદેવજી અને પછી બધાએ દેવ દાનવોએ ભેગા મલીને પેલા મેરૂને વલોના ના રવાઇયાની પેઠે ફેરવ્યો અને ઉપર બતાવેલા ૧૪ રત્નો બહાર કાઢયાં.

તે ૧૪ રત્નોમાંથી—લક્ષ્મી, કૌસ્તુભમણિ, ધનુષ અને શંખ આ ચાર ચીજો વિષ્ણુએ લીધી એમ વૈદિકો માનતા હોય, એમ હું અનુમાન કરૂં છું, અને કલ્પવૃક્ષ, ચંદ્રમા, હાથી, સાતમુખનો ઘોડો. રંભાદિ દેવાગનાઓ, અને અમૃત આ છ ચીજો દેવ દાનવો એ લઇને વેહચી લીધી એમ માન્યતા થઇ હોય અને જે સાતમુ ઝેર ( વિષ ) તે મહાદેવજી લઇ ને રાજી થયા એ વાત તો પ્રસિદ્ધ છે. એકંદરે ૧૧ રત્નો થયા પરંતુ × મદિરા, ધન્વંતરિ વૈદ્ય અને કામધેનું આ ત્રણ રત્નો સ્વતંત્ર પણે રહ્યાં કે કોઇ એ લઇ લીધા તેના સંબંધે હું કાઇ અનુમાન કરી શકયો નથી કોઇ પંડિત બતાવશે તો વિચારીશું.

---

× આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ. ૧૫૧ મા—લખ્યુ છે કે—

" દેવોએ સમુદ્ર મંથન કરીને અનેક રત્નો પેદા કર્યા, તેમા સુરા પણ હતી, દેવોએ તેનું સેવન કર્યું, દૈત્યોએ તેનો સ્વીકાર કર્યો નહી—આ ઉપરથી ' સુરા ' ગ્રહણ કરનારા દેવ અથવા અદિતિના વંશજ ' સુર ' એ નામથી પ્રસિદ્ધ થયા સુરા ન ગ્રહણ કરનારા દૈત્ય—અસુર એ નામથી પ્રસિદ્ધ થયા. એ સંબધી રામાયણમા શ્લોક મલી આવે છે.

આ ચક્રવર્તીના ૧૪ રત્નોમા ઉદ્ભવેલા માગ વિચારો—

વૈદિકોએ વાસુદેવના સંબંધે–જૈનોના ઇતિહાસને ગ્રહણ કરી, ઉંધા છતા લેખો લખ્યા છે. તે મારા પૂર્વના લેખથી આપ સજ્જનો જોઇ શકશો અને સત્યા સત્યનો વિચાર પણ કરી શકશો એવી મને ખાતરી છે. પરંતુ ચક્રવર્તીઓ પણ ૧૨ થયા છે. તેમના સંબંધે કોઇ ખાસ લેખ લખાએલો પુરાણોમા જનાતો નથી, ખાસ શ્રી ઋષભદેવના પુત્ર ભરત પહેલા ચક્રવર્તી થયા છે તેમને જડભરતના નામથી જાહેર કર્યા છે. બીજા સાઠ હજાર પુત્રના પિતા સગર ચક્રવર્તીને એક રાજા તરીકે પ્રસિદ્ધિમાં મુકયા છે. ઉપર બતાવેલા ૧૪ રત્નો ચક્રવતીના પુણ્ય બલથી તે તે સમયમાં ઉત્પન્ન થએલા તેમને આવીને મલે છે. જેમકે અકબરના ગણાતા નવ રત્ન, વિકટોરીયાના પુણ્ય યોગથી ભરૂચ આદિના પુલના બાંધવાવાળા કારીગરો, પથ્થરના કોઇલા, ઘાસલેટના કુવા આદિ મલી આવ્યું તેમ ૧૪ રત્નો મલ્યા પછીથીજ તે ચક્રવર્તી બને છે.

પરંતુ વૈદિકોએ ચક્રવર્તીઓનાં કાર્યક્રમ ઉડાવી દઇને તેમના સંબંધવાળાં ૧૪ રત્નોની સંખ્યા ને ગ્રહણકરી, તેના નામાદિકમાં ફેરફાર કરી, સમુદ્રના મંથનથી ઉત્પન્ન થએલા લખીને બતાવ્યાં. પરંતુ લક્ષ્મી, ધન્વંતરી, ગાય, હાથી, દેવાગના અને ઘોડો સમુદ્રના મંથનથી કેવી રીતે ઉત્પન્ન થઇ ગયાં ? અને મેરૂ પર્વતના ઝપાટા લાગતા જીવતા જાગતા બહાર કેવી રીતે આવ્યાં ? વિષ્ણુએ આ ચાલતા ચાર યુગના દશ અવતાર ધારણ કર્યા, તેમાં કછપ બીજો છે, તે સમુદ્રના તલીએ જઇ બેઠા પછી આ ૧૪ રત્નો બહાર કાઢયાં અને ચંદ્રમા પણ તે વખતે બહાર આવ્યો તેના પહેલા અનેક યુગો વહી ગયા તેમાં શું અંધારૂજ હતુ ? ૨૪ અવતારોમાં ચઉદમો અવતાર ધન્વંતરિનો છે. તે કયા અને આ ૧૪ રત્નોમાના કયા ?

સીતાના સ્વયંવર મંડપમા ૭ મા અવતાર રામચંદ્રે ધનુષના ટુકડા કર્યો, ૬ ઠા–અવતાર પરશુરામે મોટી ઝકકા ઝકકી કરી તે પોતે પોતાના સ્વરૂપને કેવી રીતે ભૂલી ગયા? સમુદ્રના મંથન પછી જે રત્ન ધનુષ રૂપે બહાર આવ્યું તે ધનુષ્ કે કોઇ બીજુ ?

શ્રી કૃષ્ણજીની પાસે–લમી, મણિ, ધનુષ્ શખ એ વસ્તુઓ હતી તે સમુદ્રના મંથન પછી બહાર કાઢેલી હતી તે કે કોઇ બીજી ?

આ બધા મારા લેખનો વિચાર કરી સત્યનિષ્ટાથી યથાર્થ રૂપે જે સત્ય લાગે તે બહાર પાડવાની ભલામણ કરૂં છું.

સજ્જનો ? આપણા હિંદુઓના વેદાદિક શાસ્ત્રોમા આ સૃષ્ટિની રચના કરવાવાળા તો ઘણાએ દેવો થઇ ગએલા મનાયા છે, અને લખાઇ પણ ગયા છે. તે તો તમો એ પણ સાભલ્યાજ હશે તેમજ યુગ યુગમાં અવતાર લઇ દુષ્ટોના નાશક અને સજ્જનોના ઉદ્ધારકતો ખાસ વિષ્ણુ ભગવાન જ થએલા અને થવાના સાભળીએ છીએ. અને માન્ય એવી ગીતામા તો વિષ્ણુ ભગવાન પોતે જ તેમ કરવાનો દાવો કરી રહ્યા છે. પણ આ **માર્કંડેય પુરાણ** જોતાં તો શક્તિ દેવી જ એ વાતનો દાવો કરતી જણાવી છે. તો હવે વિચારવાનું કે–સજ્જનો નો ઉદ્ધાર કરવા અને દુષ્ટોનો નાશ કરવા આ દુનીયામા વારવાર દેવી આવતી હશે કે ગીતામા બતાવેલા વિષ્ણુ ભગવાન્ આ વિષયમા આપણે હવે ન્યાય કોણી પાસે માગવો ? જુવો નીચેનો લેખ––

આર્યોના તહેવારોનો ઇતિહાસ–પૃ ૪૨૩ મા—

" **માર્કંડેય પુરાણ**મા દેવી મહાત્મ્યમાં કહેલું છે કે–જગત્માં જ્યારે તામસી અને ક્રૂર વૃત્તિના લોકો પ્રબળ થઇને–સાત્વિક, ઉદાર અને શાતચિત્ત લોકોને ત્રાસ આપે છે, ત્યારે તેમના હાથથી સજ્જનો ને છોડાવીને તેમને ફરીથી સુખાસન પર બેસાડવા માટે પરમ સમર્થ એવી **શક્તિ દેવી** વારંવાર અવતાર ગ્રહણ કરે છે દેવીના આવા અનેક અવતાર થયા છે તેણે કરેલા મહાન કૃત્યોની સ્તુતિ કરીને ભક્તજનોએ જ્યારે પોતાના અંત કરણમાનો પ્રેમ અને આદર પ્રશંસાના શબ્દમાં વ્યક્ત કર્યો, ત્યારે એક વખતે દેવીએ એવું **અભય વચન** આપ્યું કે–" અહો ભક્ત " હું તમારા સરક્ષણ માટે સદૈવ તત્પર રહીશ. સંકટ સમએ અનન્ય ભાવથી મારે શરણ આવશો કે તરત હું પ્રગટ થઇને ( પૃ. ૪૨૪ થી ) તમને દુખ મુક્ત કરીશ-હુ તમારા ઊપર હમેશા પ્રસન્ન રહુ માટે દરેક આશ્વિન શુક્લ પ્રતિપદાથી, નવ દિવસ ઘટ પૂજા, હોમ હવન વગેરે વિધિઓથી મારૂ પૂજન કરજો. મારા ઊપર અચલ નિષ્ટા રાખીને સકટ સમયે જે મારી કરૂણા માગશે તેમના કલ્યાણ માટે હું સદૈવ તત્પર રહીશ " આ ઉપરથી નવરાત્ર પાલવાનો રિવાજ પ્રચલિત થયો "

**આ વિષયમાં જરા વિચાર** કરી જોઇએ—દેવીએ કહ્યું કે–" અહો ભક્ત ? હું તમારા ઉપર પ્રસન્ન રહું માટે આશ્વિન પ્રતિપદાથી નવ દિવસ ઘટ પૂજા, હોમ, હવન વગેરેથી મારૂ પૂજન કરજો. "

આ વાત માર્કંડ ઋષિને દેવીએ કહેલી કે વ્યાસ ઋષિને ? કેમકે અઢારે પુરાણના કર્તા વ્યાસ જણાવ્યા છે. આ નવરાત્રના સંબંધે-**ભવિષ્ય પુરાણ**...

અધ્યાય. ૧૨૬ માં એવુ જણાવવામા આવ્યુ છે કે—આઠમની રાત્રે વેશ્યાદિકનો નાચ કરાવ્યા પછી નવમીના સવારમા—સો, પચ્ચાસ, પચ્ચીશ, પાડા અથવા બકરાં ચઢાવે અને દારૂના ઘડાથી પરમેશ્વરીનું તર્પણ કરે. આ અધર્મ હલકા લોકોમા ચાલે છે, તો શુ પૌરાણિકોએ મળીને ચલાવેલો છે કે લોકોમા ચાલતી રૂઢીને ગ્રહણ કરી પૌરાણિકોએ લખી વાળેલો છે ? આનો વિચાર સજ્જનો જે કરી બતાવે તે ખરો ?—

આર્યોના તહેવારોનો ઇતિહાસ પૃ. ૪૩૧ થી જુવો—

" શાકતોના—બિભત્સ, ક્રુર, અને કંટાલો ઉપજાવનારા વિધિઓ, સરકારી કાયદાના બીકથી ગુપ્તપણે ચાલે છે. આ ઉપાસકો—બ્રહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને કેટલા એક મ્લેછોનો સમાવેશ છે. મંત્ર સામર્થ્યથી પોતે અદ્ભુત કૃત્યો કરી શકે છે એમ તેઓ લોકોને કહે છે અને છેતર પીડીના ધંધા ઉપર નિર્વાહ ચલાવે છે. બંગાલાના " આઝા બ્રામ્હણ કટ્ટર શાકત છે." **कलौ चडी विनायकौ चतुर्वर्गाय चडिका** એવું કહે છે.

જે પ્રમાણે પ્રાચીન કાલમા બૌદ્ધ, જૈન વગેરે ધર્મનું પરિણામ—પ્રાચિન હિંદુ ધર્મ ઊપર થયુ અને હાલ ખ્રિસ્તી ધર્મનુ થાય છે, તેજ પ્રમાણે તંત્ર શાસ્ત્રનુ વૈદિક ધર્મ ઊપર પરિણામ થયું. વેદકાલ પછી ' બ્રામ્હણ ' અસ્તિત્વમા આવ્યા તેજ વખતે મત્રમાં શકિત છે એવી માન્યતા ફેલાઇ અને જુદા જુદા કર્મમા જુદા જુદા ફલો કહેવામાં આવ્યાં તેજ પાયા ઉપર તંત્રકારોએ જુદા જુદા મંત્રોની રચના કરી. વૈદિકોને પણ એ મંત્ર પસંદ પડવાથી વૈદિક કર્માચરણમાં અનેક તાંત્રિક મંત્રોનો સમાવેશ કરવામા આવ્યો—સંધ્યાનો આસન વિધિ, મુદ્રા, તેમજ કુંડ મંડપનો વિધિ, એ સર્વનો ઉદય તંત્રમાથી થયેલો છે. મહા રૂદ્ર વગેરે વૈદિક કર્મમા પણ તાન્ત્રિક ભાગ છે. અને બલિદાન પણ તાંત્રિક છે........ ...

આર્યોના આ પ્રમાણે તંત્ર માર્ગનો સ્વીકાર કરવાનું કારણ એમ દેખાય છે કે, પ્રાચીન કાલમા વિશ્વની ઉત્પતિનો વિચાર કરનારા કેટલા એક તત્વજ્ઞાનીઓએ **પુરૂષ** અને **પ્રકૃતિ** વિષે તર્ક કરેલો છે. ગીતામા પણ તેનો ઉલ્લેખ છે. તત્રકારોએ પુરૂષ એ **શિવ** અને પ્રકૃતિ એ **શકિત** છે એવુ પ્રતિપાદન કર્યુ. વેદમાના રૂદ્રની સાથે રૂદ્રાણી, ભવાની, વગેરે કેટલાએકે સ્રી વાચક શબ્દો પ્રચારમા આવ્યા. આ શબ્દને છાજે એવી રીતે શકિતનુ મહાત્મ્ય વધારવામા આવ્યુ. કાલે કરીને આ દેવના કથાનો ભાગ તંત્રકારોએ મહાભારત જેવા અત્યંત પૂજ્ય ગ્રથમાં ઘુસાડીદીધો અને શ્રી કૃષ્ણ તથા **યુધિષ્ઠીરે** પણ **શકિતનેવંદ્યમાની** છે એવુ બતાવ્યું.૦૦૦

મુસાફરોનું ગળું દાબી પ્રાણ લેનારા લુંટારા પણ એક પ્રકારના શાક્તજ હતા. પૌરાણિક કાલમા અનેક ધર્મ ગ્રંથ અસ્તિત્વમાં આવ્યા. તેનું પરિણામ એ આવ્યું કે લોકમા **ખરા જ્ઞાનનો લોપ** થયો. અને સ્વાર્થી લોકોએ- તીર્થ-મહાત્મ્ય, ક્ષેત્ર મહાત્મ્ય, ધર્મ વિધિ, ઉપપુરાણાત્મક કથાઓ વગેરે ઉત્પન્ન કરી **લોકોને અધમ દશામાં** લાવી મુકયા. " આ પંડિતજીનો પશ્ચાતાપ અયોગ્ય નથી ? કુપથ્યના સબધે રોગી અધમ દશામા આવી પડે તેમા નવાઇ શી ?

હિંદુ ધર્મ તે **હિંસા મિશ્રિત વેદ ધર્મ**, જૈન બૌદ્ધના વિશેષ પરિચયમાં આવ્યાં પછી તેમા કિંચિત સુધારો થયો. બાકી હિંદુ ધર્મમા બગાડો તો ઘણા લાંબા કાલથી ઘુસી બેઠેલો હતો, તેમા વળી તાન્ત્રિકોના અયોગ્ય વિચારો મળવાથી બગાડો વધ્યો. કેમકે બ્રાહ્મણ ગ્રંથોનો કાલ પ્રાએ વેદને લગતોજ છે, તત્રકારોએ મંત્રોની રચના કરી તે પસંદ પડવાથી વૈદિક કર્માચરણમા સમાવેશ કરવામા આવ્યો. એમ કેવળ તાન્ત્રિકોને કલંક આપવા જેવું નથી. જો વૈદિકો શુદ્ધ ધર્મના હિમાયતી હોત તો, શુદ્ધ ધર્મવાળાઓ સાથે જુઠા જગડા કરતાજ શા માટે ? અને પોતાનામા ઘુસડેલા બીગાડાને ચાલવા દેતાજ શા માટે ? જુવો પ્રથમ ચાલતા વેદોમાં—સૂર્યાદિ દેવતાઓની ઘની વખતે થએલી પ્રાર્થનાઓ મંત્રોથીજ થએલી છે. તેમાં—ધનની, પુત્રની, શત્રુઓના સંહારની, મેઘની પાસે વર્ષાની, બાલ બચ્ચા તથા પશુઓના આરોગ્યની, ઘણે ભાગે પોતાના સ્વાર્થની પ્રાર્થનાઓના મંત્રોથીજ વેદો ભરેલા છે. એટલુંજ નહિ—મરણ થએલાના શબને ઉદ્દેશીને પણ હે અગ્નિ ? તું આ શબને ભસ્મસાત્ કર નહિ, દુઃખ દે નહીં અને અમારા પૂર્વજોની પાસે મોકલી દે. આવા આવા પ્રકારની સ્વાર્થની પ્રાર્થનાઓ ન્યારા ન્યારા દેવોને ઉદ્દેશીને મંત્રો બનાવતા ગયા અને અનેક પ્રકારની પ્રાર્થનાઓ કરતા ગયા. **અમારા વિચાર પ્રમાણે** મૂલના ખરા વેદોનું સ્વરૂપ બદલાયા પછી મંત્રોની શકિત મનાએલી હોવી જોઇએ ? કદાચ એટલુ માની શકાય કે પાછળથી તાન્ત્રિકો ભલવાથી વૈદિક ધર્મમા બગાડાનો વધારો થયો હોય. કુદરત એવી છે કે થોડો કચરો પડયો હોય તો ત્યા બીજાના કચરા આવીને પડતા વખત જતા મોટો ઢગલો થઇ પડે વૈદિક ધર્મમાં એમ બન્યું હોય તો તે બનવા જોગ છે. પણ પ્રથમથીજ શુદ્ધ એવા જૈન ધર્મના તત્વોમા આજ સુધી જે બગાડો નથી થયો તે તેની શુદ્ધતાનેજ આભારી છે. માટે વાચકોને તપાસ કરવાની ભલામણ કરૂ છુ:—

વિવિધ જ્ઞાનમાલા મણકો ૩૩ મો, પૃ. ૫ થી જુવો —

" બધા વેદો એક વખતે રચાયા નથી. બધા વેદો તથા વેદાંગની રચના વિષે વિચાર કર્યાથી વૈદિક સમયને ચાર કલ્પમાં વિભક્ત કરી શકાય છે જેમકે છંદોકલ્પ, મંત્ર કલ્પ, બ્રાહ્મણ કલ્પ, અને સૂત્ર કલ્પ. આ ચાર કલ્પની રચના અને સામાન્ય રીતે તેના ભાવાર્થ વિષયમાં ઘણીક વિભિન્નતા જોવામાં આવે છે વૈદિક કાલનો આચાર તથા ધર્મ આ ચાર કલ્પમાં કેવો ધીરે ધીરે પરિવર્તિત થયો હતો તે પણ સ્પષ્ટ રીતે જાણવામાં આવશે. "

( પૃ. ૫ માં જ ) ( ૧ ) " **છંદો કલ્પમાં** હિંદુ સમાજની–અતિબાલ્યાવસ્થા જોવામાં આવે છે. એ સમયમાં કોઇ ધર્મ પદ્ધતિ પ્રચલિત થઇ ન હોતી, કેવલ પ્રાચીન ઋષિઓ સહજથી પોત પોતાના મનના સ્વાભાવિક ધર્મ ભાવો કહી ગયા છે. હોમ, યાગ, યજ્ઞાદિ, વગેરે અનુષ્ટાનના વિષે છંદોકલ્પમાં જોવામાં આવતા નથી. પરંતુ ત્યાર પછી નાના પ્રકારના યજ્ઞાદિ ક્રિયા કલાપ પ્રચલિત થયા હતા, તે ઋગ્વેદમાં સપ્રમાણ થાય છે. "

( પૃ. ૬ થી ) ( ૨ ) " **મંત્ર કલ્પમાંજ** વૈદિક, યાગ, યજ્ઞ ઘણા આદરને પાત્ર હતા એ વખતે ત્રણ વેદ રચાયલા છે. "

( એજ પૃ. ૬ માં ) ( ૩ ) **બ્રાહ્મણ કલ્પમાં** બ્રાહ્મણોનો પ્રાદુર્ભાવ દીઠામાં આવે છે. વેદનો બ્રાહ્મણ ભાગ સંહિતાથી ઘણી રીતે જુદો છે. બ્રાહ્મણ ખંડ ઘણું કરીને ગદ્યમાં રચાએલો છે તે ઇતિહાસ તથા ધર્મ અને ઇશ્વર તત્ત્વ વિષય નાના પ્રકારના પ્રસંગથી પરિપૂર્ણ છે. બ્રાહ્મણ ખંડમાંનો કોઇ પણ ભાગ વાંચ્યાથી એ સ્પષ્ટ જણાશે કે–બ્રાહ્મણ કલ્પમાં ધર્મતત્વ વિષયનો વિચાર તથા ચર્ચા ઘણીક ઉત્પન્ન થઇ હતી. એ વખતે અરેખરા જ્ઞાન તથા ઉદાર ભાવથી પરિપૂર્ણ ઉપનિષદો રચાયા છે. "

( ૪ ) " **સૂત્ર કલ્પ**–પછી સૂત્ર કલ્પમાં વેદ તથા ઉપનિષદની વ્યાખ્યા તથા ટીકા રચવામાં આવી છે. અને વૈદિક ભાષાના અર્થ તથા વૈદિક યજ્ઞાદિનો અભિપ્રેત, તથા મર્માવબોધાર્થ-શિક્ષણ કલ્પ, વ્યાકરણ કલ્પ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ, આ છ વેદાંગ લખાયાં. ઇત્યાદિ. "

**આમાંજરા વિચાર**–આ ચાલુ ગ્રંથનું પહેલું પ્રકરણ જોતાં–**બ્રહ્માથી વેદોની ઉત્પત્તિ**, તે પણ અનેક પ્રકારથી ? પ્રથમ બ્રહ્મા કોણ ? અને કયા ? તેમનોજ પત્તો મળી શકતો નથી તો પછી તેમનાથી વેદોની ઉત્પત્તિ કેવી રીતે ? આ બીજું પ્રકરણ જોતાં વેદો એક વખતે રચાયા નથી. આમાં વધારાનુ અમો કહીએ છે

કે–એક પુરૂષથી પણ રચાયા નથી, તેથી બ્રહ્માના નામ ઉપર ચઢાવી પોતાની કેટલીબધી સત્યતા પ્રગટ કરી બતાવી? જેમ જુદા જુદા પુરાણકારોએ સ્વછંદપણાથી બધા ઇતિહાસનો બગાડો કરી, બધા પુરાણો વ્યાસજીના નામ ઊપર ચઢાવી, પોતે નિર્દૂષણ રહેવાનો ઉપાય શોધી કાઢયો તેજ પ્રમાણે હાલ વેદોના પણ સ્વાર્થી લોકોએ કરેલા છે. સત્ય વસ્તુ કયા છે? જે છે તે પાછલથી બીજાના ગ્રંથોમાથી ઉમેરાયલુ છે. પરંતુ વૈદિકોમાં વાસ્તવિક રૂપની સત્યતા રહેલી ન હતી.

---

વિવિધ જ્ઞાન માલા મણકો ૩૩ મો. પૃ. ૩ મા જુવો.—

"વાસ્તવિક **ઋગ્વેદ** જે મનુષ્ય સમાજની શૈશવાવસ્થામા રચાયેલો હતો તેમાં કોઇ સંશય નથી."

"**વેદોમાં** અજ્ઞાનાવસ્થાને લીધે કુદરતની પૂજા હતી"—એજ મણકા ૩૩ માના–પૃ. ૧૪ ૧૫ થી જુવો.—

"સ્વભાવની આરાધનાજ **વેદનો ખરો ધર્મ** છે. વૈદિક ઋષિઓ સ્વાભાવિક અનુરાગની સાથે જગતના શ્રેષ્ટ તથા પ્રભાવશાલી પદાર્થોની અર્ચના કરતા હતા. સૂર્ય, ચદ્ર, વરૂણાદિક દેવતાજ વેદના પ્રધાન દેવતા અને વૈદિક શ્લોકોનો અધિકાશજ આ બધા દેવતાની સ્તુતીથી પરિપૂર્ણ છે."

(પૃ. ૧૫માં) "ઇતિહાસ વાચવાથી આવું જણાય છે કે–મનુષ્ય જાતિના અજ્ઞાન તથા અસભ્યાવસ્થામા આવી પ્રાકૃતિક આરાધનાજ બહોળી ચાલે છે. વેદમા–ઇંદ્ર, અગ્નિ, વરૂણ આ ત્રણ દેવતા સર્વ પ્રધાન રૂપે ગણાયેલા છે. આ ત્રણ દેવતાની આરાધના સૂચક સ્તોત્રો વેદમાં ઘણાં ખરા જોવામા આવે છે. બીજા દેવતાઓની આરાધના અને તે સબંધી વર્ણન ઘણું નથી, તેઓનાં નામ–જેમકે– ઉષા, મરૂદ્ગણ, અશ્વનીદ્વય સૂર્ય, પૂષા, રૂદ્ર, અને મિત્ર. ઋગ્વેદના પહેલા અષ્ટકમા જે એકસોનેતેર સૂક્ત્ત છે–તેમાંથી ૩૭ સૂક્ત અગ્નિ દેવતાના વિષે છે. ૪૫ ઇંદ્ર દેવતાના વિષે છે. બીજા ૧૧ ઇદ્રના અનુચર મરૂદ્ગણના વિષે છે. ૧૧ અશ્વિના ઉપર છે. ૪ ઉષાના ઉપર છે. અને બાકીના ચાર વિશ્વેદેવા અર્થાત્ સમસ્ત દેવતાના ઉપર રચેલા છે."

---

વૈદિક મતેપણ ઇંદ્રાદિક દેવો અજન્માતો નથીજ.

"વેદોમા મુખ્ય ઇંદ્રાદિક તેત્રીશ (૩૩) દેવતાઓની સ્તુતિઓ અને પ્રાર્થનાઓ પ્રાયે આ લોકના સુખનાજ માટે કરવામા આવી જનાય છે. જુવો

મણુકા ૩૩માના પૃ. ૨૧માં–વેદમાંઠેક ઠેકાણે કહેવામાં આવ્યું છે. કે–દેવતાઓ મનુષ્યોને જેમ નાના પ્રકારની વિપત્તિ, કલેશ, તથા રોગથી બચાવે છે તેમ તે પાપની લાલચથી પણ બચાવે છે.” આમા જરા વિચારવાનું કે–

જેમ મનુષ્યોને મનુષ્ય શક્તિ પ્રમાણે ઉપકારી થાય તેમ દેવતાઓ પણ મનુષ્યોને ઉપકારી થાય તેમા વિશેષ જેવું શું ?

આ ઇંદ્રાદિક દેવો– સજન્માકે અજન્મા નો ખરો ખુલાશો વેદોથી લઇ પુરાણકદિકના ગ્રથો સુધી જોવામાં આવતો નથી.–પરંતુ કેટલીક પુરાણ કથાઓના પ્રસગોમા–ફલાનો ઋષિ–તપકરવા લાગ્યો, ઇંદ્રનેચિંત્યા થતાં દેવાંગનાઓ મોકલી, તે તપસ્વીને તપસાથી ભ્રષ્ટ કરાવી પોતે પોતાના ઇંદ્રપદને રાખીલેતો, આવા પ્રસગો જોતા અજન્માતો નથી, પણ સજન્માજ સિદ્ધ થાય છે. જૈન ગ્રથોમાતો–ઇંદ્રાદિક દેવો સજન્માજ છે, માત્ર આપણાથી આયુષ સુખાદિકમાં અધિક પોત પોતાની હદ્દ પ્રમાણે મનાએલા છે. આ ઇંદ્રદિકના આયુષ્યાદિકનો ખરો ખુલાશો વૈદિકમાં ન મળવાથી શૈશવાવસ્થાના બંધારણ તરીકે તો નહી કર્યો હોય ? આ વાતમા કાઇક વિશેષ ખરો આગળ જઇને બતાવી શું. ઇત્યલં વિસ્તરેણ ॥

---

વિવિધ જ્ઞાનમાળા, મણુકો ૩૩ મો. પૃ. ૨૭ થી જુવો—

“ શી રીતે અશ્વને રાધવા, શી રીતે તેની પૂજા કરવામાં આવતી હતી, કેવી રીતે તેણે વિકર્ત્તાઓ કાપતા હતા, અને અંતે તેનું માંસ રાંધ્યાથી યજ્ઞાહૂત ઋષિઓ કેવા આગ્રહની સાથે તે માસ ખાતા હતા, એ બધાનું વર્ણન આ સ્તોત્રમાંથી મળે છે.”

જો કે આ સ્તોત્ર લાંબા છે તથાપિ વૈદિક ઋષિઓના આચાર વ્યવહારના વિષે અતિ પ્રધાન પ્રમાણ તરીકે આ જગાએ તેનું ભાષાંતર આપવું યોગ્ય ધારીએ છીએ.—

૧ “ મિત્ર, વરૂણ, અર્યમા, આયુ, ઇંદ્ર, ઋભૂક્ષા, અને મરૂતગણ, એઓ અમારો તિરસ્કાર ન કરે, જ્યારે અમે યજ્ઞમાં–દેવજાત દ્રુતગતિ અશ્વનુ ગુણ કીર્ત્તન કરીએ.”

૨ જ્યારે પુરોહિતનો સ્નાત સુસજ્જિત ઘોડાની સામે તૈયાર કરેલો નૈવેદ્ય આપે છે ત્યારે ઘોડાના અગ્રવર્તી વિચિત્ર વર્ણ બોલ નારી અજા જાય છે.× અને ઇંદ્ર તથા પૂષાની અતિપ્રિય હવનીય થાય છે.

---

× ઘોડાનું બલિદાન આપવાની પહેલા–એક બકરો, ઇંદ્ર તથા પૂષાના ઉદ્દેશથી બલિસ્વરૂપ આપવામા આવે છે.” ( આ નોધ તેજ ગ્રંથકારે–ટીપમા લીધેલી છે. )

૩ આ બકરો પૂષાનો ભાગ છે, અને બધા દેવતાના લાયક છે, આથી તે આગલા દોડનાર ઘોડાની સાથે લાવવામા આવે છે, અને ત્વષ્ટા તેને પૂરો ભાગ અર્થાત્ પૂર્વ નૈવેદ સ્વરૂપ બધા દેવતાને આપે છે,

૪ પુરોહિતો—દેવતાઓના હવનીય—ઘોડાને જ્યારે ત્રણ વાર—હુતાગ્નિ પ્રદક્ષિણા કરવા લઇ જાય છે ત્યારે આ બકરો પૂષાના ભાગ આગળ થાય છે અને દેવતાદિઓને યજ્ઞના સમાચાર આપે છે.

૫ હોતા, અધ્વર્યું, અચાયક, ( પ્રતિ પ્રસ્થા ) અગ્નિ મિંધ ( અગ્નિ ધ્ર ) ગ્રાવ ગ્રાભ ( ગ્રાવ સ્તુત ) અને શંષ્ટા ( પ્રશાસ્તા ) તમારા આ સુ શંખલ, સુરચિત, યજ્ઞથી નદીઓ પૂર્ણ કરો.

૬ જેઓ ઘોડા બાંધવાનો યૂપ કર્ત્તન કરે છે, જેઓ તે યુપ લઇને જાય છે, જેઓ યૂપ ઉપર ચષાલ—અર્થાત્ ચક્ર સ્થાપન કરે છે એઓના યત્નથી અમારી કામના સફલ થાઓ.

૭ અમારી કામના સિદ્ધ થઈ છે, હમણાંમસ્ટણ વૃષ્ટ ; ઘોડા દેવતાઓના આવાસમાં ગમન કરે છે. હમણાં ઋષિઓ આનંદવાલા થાઓ.

૮ ઘોડાના પગ, તથા ગળાનું બાધેલું—દોરડુ, કમરની દોરી; તથા બીજી દોરી, અને ઘોડાના કવિલ દર્ભો, આ બધા હે અશ્વ ? તમારી સાથે દેવતાઓની પાસે જાઓ,

૯ માંસનો જે ભાગ માખીઓ ખાય છે, જે અંશ સ્વરૂપ ( અર્થાત્ મજ્જાની ) તથા છેદના અસ્ત્રમાં લિપ્ત થયું છે, જે સમિતાનો હાથ, તથા નખમા સંલગ્ન થયો છે તે જાણે હે અશ્વ ? તમારી સાથે દેવતાઓની પાસે જાય છે.

૧૦ જે અપરિપકવ દર્ભ—ઘોડાના પેટમાંથી નીકલે છે, આમિષનો અતિ શુદ્રાશ માત્ર પણ તેનાથી પવિત્ર કરીને સમિતાએ યત્ન પૂર્વક રાંધવું.

૧૧ રાધવાની વેળાએ તમારા છિન્ન શરીરનો જે ભાગ શૂલથી પડી જાય હે અશ્વ ? તે ભૂમીપર અથવા કુશામાં નહિં પડે, પરંતુ તે ભોજનોત્સુક દેવતાઓને અપાય.

૧૨ જેઓ ઘોડાનું માંસ રાંધવાની પરીક્ષા કહે છે, જેઓ તે માંસને શોભન ગંધ તરીકે કંઇ આપો—આવી રીતે કહે છે, જેઓ ઘોડાનુ માંસ ભિક્ષા સ્વરૂપે ચાહે છે, તેઓનો યત્ન આપણી ઊત્કર્ષને માટે થાય છે.

૧૩ પાક સાધન દંડ, જૂષ–પીરસવાનું વાસણ, ગરમ નિવારણ પાત્ર, ઢાંકવાનું પાત્ર, અંકાઓ* માંસ કાપવાની તરવાર એ બધા અશ્વનો ગૌરવ વધારો.

૧૪ ઘોડો જ્યાં ગયો છે. જ્યાં સ્થિતિ કરી છે, જ્યાંચાલ્યો છે, બીજા તેના–પગ બંધન રજ્જુ, પીવાનું પાણી, ખાવાનું દર્ભ, આ બધા હે ઘોડો ? તમારી સાથે દેવતાઓની પાસે રહો.

૧૫ હે અશ્વ ? ધુવાડા વાળો અગ્નિ તમને શબ્દાયમાન ન કરે ઉજ્વલ સૌરવપૂર્ણ માંસ રાંધવાની કઢાઇ નાશ ન પામે, યજ્ઞને માટે આણેલો ઘોડો જે ભક્તિપૂર્વક પ્રદત્ત થયો છે. અને વખતે આ શબ્દોચ્ચાર મંત્ર પવિત્ર થયો છે. તેને દેવતાઓ ગ્રહણ કરે.

૧૬ ઘોડાના પહેરેલાવસ્ત્ર, અલંકાર વાળા સોનાનો સામાન, તેનું કાથાનું દોરડું, પગનું દોરડું, આ બધા દેવતાઓને આદરણીય તરીકે લોકો આપે.

૧૭ જો કોઇ તમને ચલાવવા માટે લાત મારે, અથવા લગામ મારે, જ્યારે તમેપોતાના બળથી દીર્ઘ નિશ્વાસ ધ્વનિ કર્યો હતો તેને માટે તમે જે કષ્ટ તે હું પવિત્ર આરાધનાથી આહુતિની સાથે નિક્ષેપ કરૂ છું.

૧૮ આ દ્રુતગતિ દેવપ્રિય ઘોડાના–ચોતરીશ પંજરમાં કુહાડી પ્રવેશ કરીછે, સમિતાગણ તેને એવી કૌશલ પૂર્વક કાપી છે, જે પ્રત્યંગે અછિદ્ર રહેલા છે, અને તેના પ્રત્યેક સંધિ સ્થલનું નામ કહે છે.

૧૯ આ તેજ વાળા ઘોડાનો–એક વિકર્ત્તાનું નામ ઋ ( કાલ ) બીજા બે ( સ્વર્ગ મૃત્ય ) તેના દઢ રૂપથી ધારણ કરીને રાખ્યો છે. હે અશ્વ ? જે જે અંગ તમારા મેં યોગ્ય વખતે કાપ્યાં છે તે હું માંસપિંડ કહીને અગ્નિયે રાધું છું.

૨૦ તમારૂં અમૂલ્ય દેહ તમને ક્લેશ ન આપે, કારણ ખચિત તમે દેવ નિકેતનમાં જાઓ. તમારા દેહમાં કુહાડી–વધારે વાર નહીં રહે. કોઇ લોભી અપટુ–સમિતા ખરા અંગ લક્ષ નહી કરતાં–તરવારથી તમારા શરીરને અનર્થક ખંડ વિખંડ ન કરે

* કાત્યાયને લખ્યું છે કે યજ્ઞમા ઋષિઓની સ્ત્રીઓ કાપવા માટે ઘોડાના શરીરના જુદા જુદા ધાતુવાળા દંડથી ચિન્હ કરતા હતા, તે દંડનું નામ અંકા છે ( આ નોધ અંક શબ્દની ટીપમા તે ગ્રંથ કારેજ મુકેલી છે. )

૨૧ ખચીત તમારૂ મૃત્યુ થયુ નથી. પરતુ તમે સરલ માર્ગથી–દેવતાઓની પાસે જાઓ, ઈંદ્રના બે ઘોડા, તથા મરૂત ગણુના બે મૃગ, રથમાં જોડીને તમને સ્વર્ગમા લઇ જશે.

૨૨ આ ઘોડો–અમારા બધા સરક્ષક ધનપ્રદાતા થાય છે. અસંખ્ય ગાય, ઘોડા આવે છે, આ તેજસ્વી ઘોડા અમને અસતસ્વભાવથી મુકત કરે છે. આ યજ્ઞ પ્રદત્ત ઘોડા અમને શારીરિક બલ આપે. ”

( પ્રાચીન કાલમાં–અશ્વ મેધ–ઋગ્વેદના–આ અશ્વ સ્તોત્રથી ગવાતો. )

પંડિત–ગુરૂદત્ત વિદ્યાર્થીના લેખો પૃ. ૯૪ થી—

૧ મી. પિન્કોટ ખુલાસો આપે છે કે, ‘ અસલી બ્રાહ્મણો વ્હેમી અને અંધ શ્રદ્ધાવાળા હતા, અને તેથી–વેદને ઇશ્વર પ્રણીત માનતા. જ્યારે ભયંકર આગની માફક–બુદ્ધ ધર્મનો પ્રસાર થયો ત્યારે તેઓને લાગ્યુ કે–આપણા ધર્મનુ રક્ષણ મોટી દલીલોથી કરીએ અને તેથી દર્શન સાહિત્ય ઉત્પન્ન થયુ.

આ તર્ક જુદી જુદી જાતના પ્રસગોને એવી ખુબીથી જોડે છે કે તે ઇતિહાસની દ્રષ્ટિથી અસત્ય છે છતા ખુલાસો આપવાની તેની યુકિતની ખાતર પણ તે ઉપર વિશ્વાસ મુકવા જેવું છે. ”

૨ પૃ. ૯૭થી–અમ્હે છંદને અને મત્રને એક કેમ ગણીએ છીએ તે અમ્હે બતાવ્યું છે. આપણે એ પણ જોયું છે કે–મૅકસ મ્યૂલર છદને મત્રથી જુદો પાડે છે, અને મંત્રને દ્વતીય યુગનો ગણે છે.

તેમજ પરિભાષાથી ભરેલો તથા પ્રથમના કરતાં ઓછો સ્પષ્ટ માને છે. એનું મુખ્ય લક્ષણ તેઓ એમ માને છે કે “ એ સૂક્તો સામાન્ય રીતે યજ્ઞને અંગે લખાયલાં હોય છે. ” મત્ર યુગના સંબંધમાં તેઓ કહે છે કે “ વ્હેમોથી ભરેલી વિધિઓની વિગતોથી ઉભરાતા અશ્વમેધનુ વર્ણન કરનાર સૂક્ત નમુના તરીકે બસથશે ( ઋગ્વેદ ૧, ૧૬૨ )

દેવ પિતૃઓની તૃપ્તિ–અગ્નિ સ્થાપ્યા પછી કરાતી,

યજ્ઞ રહસ્ય. પૃ ૨૭–૨૮–૨૯ સુધીમા જુવો–“ અગ્ન્યાધાનની ક્રિયામાં એક ઘોડાની જરૂર પડતી... ..ભારત વર્ષમા પણ તેઓ ( યજ્ઞ કારકો ) ઘોડેશ્વાર થઇ આવ્યા હશે એવું અનુમાન કરી શકાય છે. તે માટે તેઓનાં ગાર્હસ્થ્ય જીવનનો આરભ સૂચક પહેલા અનુષ્ટાનમા ઘોડો આણવામાં આવતો. ”

( પૃ. ૨૮–"ઘોડાના વિષયમાં ઘણાં અનુમાન કરવામા આવ્યા છે. જેમકે–આકાશ માર્ગે સૂર્ય,–ઘોડા મારફતે મુસાફરી કરતો. વળી છાયાની પાછળ જવા સૂર્યે–અશ્વ મૂર્તિ ધારણ કરી હતી. વળી–યાજ્ઞવલ્કય ઋષિના તપથી સંતુષ્ટ થઇ સૂર્યે–ઋષિને નવો યજુર્વેદ આપ્યો હતો, ત્યારે પણ તે વાજી અથવા અશ્વરૂપે ઋષિ પાસે આવેલો હતો, અગન્યાધ્યાનમાં–ઘોડો પ્રથમ પૂર્વ મુખે ચાલે છે ત્યાર બાદ આહવનીય આગલ આવી પશ્ચિમ મુખે ઊભો રહે છે, અને ત્યાથી પાછો ફરે છે.

આ ઊપરથી અનુમાન કરી શકાય કે આ ઘેડો ત્યાં સૂર્યનો–કલ્પિત પ્રતિનિધિ તરીકે ગણાતો હોય, અને તેની આવ જા સૂર્યની દૈનિક ગતિ સૂચક હોય, આ અનુમાન માત્ર છે. આપણી ઇછા હોય તો તે ગ્રહણ કરશો........પ્રાત: કાલમાં સૂર્યની અને સંધ્યાકાલે અગ્નિની આહૂતી આપવામાં આવતી. સૂર્ય અને અગ્નિ બને જ્યોતિ ( પૃ. ૨૯ ) સ્વરૂપ ગણાય છે. એકજ દેવની બે મૂર્તિ-ઓ હોય એમ જણાય છે. અગ્નિનું સ્થાન–પૃથ્વી લોક, અને સૂર્યનું સ્થાન–દ્યુ લોક ગણાતું. એ બે દેવતાને આહુતી આપતા બધા દેવતાઓ તૃપ્ત થતા. કારણ કે બધા દેવતા જ્યોતિ:સ્વરૂપ ગણાતા આ પ્રમાણે સૂર્યની સાથે અગ્નિનો સંબંધ સ્થાપવામા આવ્યો હતો. અગ્ન્યાધાન ક્રિયામાં ઘોડાનો પગ અગ્નિને અડાડી એ અગ્નિ આહવનીયમા મુકવામા આવતો. એનુમૂલ આ રીતે મળી શકે છે."

સૂર્યાદિકના અશ્વથી અશ્વમેધ કે બીજાં કારણ હતાં ?

વિવિધ જ્ઞાનમાળા. પૃ. ૨૭ મા જુવો–" યજ્ઞો–દર્શ પૌર્ણમાસ નામનો યજ્ઞ પણ અતિ પ્રાચીન વેદના અતિશય પૂર્વતન સૂકતોમાં પણ આ યજ્ઞનું નામ જણાય છે. એ પ્રત્યેક અમાસ તથા પૂર્ણમામાં અનુષ્ટિત હતા. એના વિના વેદમાં અસંખ્ય યજ્ઞના નામ જોવામા આવે છે. તેમાં–રાજસૂય, અગ્નિ હોત્ર, અશ્વ મેધ, સોમ યજ્ઞ, તથા નર મેધ આ મોટા છે. એઓનુ દરેકનું વર્ણન વિસ્તા પૂર્વક પ્રગટ કરવાની જરૂર જનાતી નથી. અશ્વમેધ યજ્ઞ–આર્યોના પૂર્વવાસ સ્થાનના એક પ્રત્યક્ષ પ્રમાણ સ્વરૂપ છે. તાતાર સ્થાનમાં હજુ સુધી અશ્વ બલિ-દાનની રીતિ ચાલે છે. ઘોડીનુ દુધ તથા ઘોડાનું માસ તાતાર જાતિને બહુ ખાવું ગમે છે, તે પ્રસિદ્ધ છે, એટલા માટે જણાય છે કે–ભારત વર્ષના આર્યો તેઓના પૂર્વતન રહેઠાણથીજ અશ્વમેધની રીતિ શિખ્યા હતા. યજ્ઞમા અશ્વ બલિદાન અને અશ્વનું માંસ ખાવાની રીતિ જે અતિશય પ્રશસ્ત રૂપથી પ્રચલિત હતી તે ઋગ્વેદમાં અશ્વના સ્તોત્ર પરથી જોવામા આવે છે."

યજ્ઞાનુ ષ્ઠાન એજ વિષય વેદોમાં પ્રધાન છે.

યજ્ઞરહસ્ય–પૃ. ૧ લું–" વેદપંથી સમાજનું પ્રધાન અનુષ્ઠાન એ યજ્ઞાનુષ્ઠાન છે. આ યજ્ઞાનુષ્ઠાનમાંજ વેદપંથી સમાજની પ્રતિષ્ઠા થએલી છે." "આ વેદપંથી સમાજમાં થોડી સંકીર્ણતા છે એમ પ્રથમથીજ માની લઇ શું."

યજ્ઞ૦ પૃ. ૧૬।૧૭માં–"દેવતાના માટે કોઇપણ દ્રવ્યનો ત્યાગ કરવો તેનું નામ યજ્ઞ "યજ્ઞમાં ત્રણે જાતના ( ત્રણે વેદોના ) મંત્રો વપરાતા." (યજ્ઞકર્મ ત્રણે જાતના મંત્રોથી કરતા તેથી મુખ્ય પણે વેદોનું બંધારણ યજ્ઞ માટેનું હોવું જોઇએ. )

એ યજ્ઞો શા માટે કરવા પડતા હતા—યજ્ઞ રહસ્ય. પૃ. ૨૫ માં–"દેવો–મનુષ્યોએ આપેલા–હવ્ય, ભોજનની રાહ જુવે છે.

પિતૃઓ– સ્વધા–ભોજનની રાહ મેળવવા તલ્પી રહ્યા છે.

દેવો અને પિતૃઓના ઋણથો મનુષ્ય માત્ર બંધાએલાં છે."

એ ઋણ અદા ન **કરે તો મનુષ્ય** જીવન અપૂર્ણ રહી જાય (દેવોને હવ્ય પિતૃઓને–સ્વધા, ભોજન, અગ્નિના મુખવડે પહોચાડતા ) યજ્ઞ રહસ્ય. પૃ ૨૬–અગ્નિના મુખવડેજ દેવતાઓ ખાદ્ય ગ્રહણ કરે છે."

( બ્રાહ્મણોના મુખવડે પણ દેવ પિતૃઓ ખાદ્ય ગ્રહણ કરે છે એમ ઘણા ઠેકાણે છે, અને શ્રાદ્ધાદિકમાં બ્રહ્મભોજન થાય છે તે દેવ પિતૃઓના માટેજ થાય છે.

વિચારવાનું કે–પ્રાચીન ઋષિઓમાં–હવ્યની અને સ્વધાની વિધિ હમેશા ચાલતી રહેતી એમ ઘણા લેખોથી સમજાય છે પરંતુ આજે તો તે પ્રથા બંધ પડ્યા જેવી દેખાય છે. દેવોનો અને પિતૃઓનો નિર્વાહ કેવી રીતે ચાલતો હશે? એ વિચારવાનું રહેછે ?

હિંદુસ્તાનની સંસ્કૃતિ–લેખક **મનસુખલાલ મોહનલાલ.**

પૃ. ૪ માં—હિંદુ આર્યોએ જે પ્રાચીન સૂક્તો રચ્યાં છે અને જેઓને અદ્યાપિ બહુ સંભાળ પૂર્વક સાચવી રાખવામાં આવ્યાં છે તે સઘળાં સૂક્તોના સમૂહને " ઋગ્વેદ " એવું નામ આપવામાં આવ્યુ છે.

પૃ. ૫ માં—'વૈદિક યુગ ' ના નામથી ઓળખાવવામાં આવતા એ અતિ પ્રાચીન કાળનો ઇતિહાસ જાણવા માટે આ " ઋગવેદનાં સૂક્તો સિવાય આપણી

પાસે બીજું કશું સાધન નથી. .... કુદરતનાં આકર્ષક અને ભવ્ય દૃશ્યો ને એ આર્યો સોમ તથા ભેટો અર્પણ કરી દેવ તરીકે પૂજતા. અને તે સઘળા દેવો "તેજસ્વી દેવો" નું પૂર્ણ તેમજ સચોટ અને સુંદર દૃશ્ય પણ એ ઋચાઓ આપણી સમક્ષ રજુ કરે છે.

પૃ. ૭ માં—ઋગવેદનાં સૂક્તો અનાર્યો સાથેનાં અનંત યુદ્ધો સંબંધી ઉલ્લેખોથી ભરચક છે. તેઓને "દસ્યુ" અથવા "દાસ" એવું નામ આપવામાં આવ્યું છે"

પૃ. ૯ માં—આ જુદાં જુદાં મંડળો વચ્ચે થયેલા વિગ્રહો અને યુદ્ધો સંબંધી જે હકીકત ઋગ્વેદમાંથી મળી આવે છે તે અતિ મહત્વની છે.... અતિ અગત્યની બાબતો ઉપર તેનાં સૂક્તો પુષ્કલ અજવાળું પાડે છે. તે મંડળોનાં માંહે માંહેનાં યુદ્ધ સબંધી હકીકત જે અનેક સૂક્તોમાં આપવામા આવી છે તે પૈકીના એક સૂક્તની કેટલીક પંક્તિઓ વાચક વર્ગને ઉપયોગી તથા રૂચિકર લાગશે:—

"જ્યાં માણસો યુદ્ધ માટે એકઠાં થઈ; વાવટો ફર ફરાવતાં એકઠા થાય, જ્યા અમને કાંઇ પણ અનુકૂલ ન હોય, અને જ્યાં સર્વે આકાશ તરફ જોઇ ધ્રૂજે ત્યા હે ઈંદ્ર ? અને વરૂણ, તમે અમને મદદ કરી, શબ્દોથી આશ્વાસન આપ્યું."

"બન્ને પક્ષાવાળાઓએ યુદ્ધના સમયે ધનને માટે ઈંદ્રની અને વરૂણની સ્તુતિ કરી; તો પણ આ યુદ્ધમાં 'તત્સુ' અને 'સુદાસ' ઉપર દશ દશ રાજાઓ ચઢી આવ્યા, તો પણ તેઓનું તમે રક્ષણ કર્યું."

"હે ઈંદ્ર ? અને વરૂણ ? દશ દશ રાજાઓ જે યજ્ઞ કરતા નથી તેઓ એકઠા થયા છતાં સુદાસને હરાવી શક્યા નહિ."

(ઋગ્. મં. ૪૭૩ શ્લો. ૨, ૬, અને ૭)

સંસ્કૃત સાહિત્ય-પ્રકરણ ૪ થું. ઋગ્વેદ સંબંધે આપેલી હકીકતમાંનો કેટલોક વિચાર—

પૃ ૭૨ થી—સૂક્તોના શબ્દે શબ્દના અર્થવાળો ઋગ્વેદનો ભાષ્ય વૈદિક સાહિત્યના મોટા વિદ્વાન-સાયણ ઈ. સ. ના ચઊદમા શતકના દ્વિતીયાર્ધમાં વિજય નગર જેનાં ખંડિયેરો દક્ષિણ હિંદુસ્તાનમાં બિલારી પાસેના પ્રદેશમાં

પડેલા છે ત્યાં આગળ થઈ ગયા હતા, તેનો રચેલો છે. એ ભાષ્યમાં પ્રાચીન પ્રમાણો વિષે વારંવાર ઊલ્લેખ કરવામાં આવ્યો છે. તે ઊપરથી એવું માનવામાં આવતું કે પ્રાચીનમાં પ્રાચીન સમયથી ઊતરી આવેલો ઋગ્વેદનો ખરો અર્થ એ ગ્રંથમાં જલવાઇ રહ્યો છે. એટલે પાચ શતક પૂર્વે મૂલગ્રંથનો હિંદુસ્તાનમા જે અર્થ થતો હતો અને જે સાયણના ગ્રથમાં જલવાઇ રહ્યો છે તે બરાબર સમજવો એ સિવાય બીજું કંઇ એ સંબંધમાં કરવાનું રહેતુ ન્હોતું આ વિચારને અનુસરીને જ

ઑકસ ફર્ડની કૉલજના સંસ્કૃતના ન્હેલાના પ્રોફેસર એચ. એચ. વિલ્સ્ને ઋગ્વેદનુ ભાષાતર કરવાનુ કામ ૧૮૫૦ મા શરૂ કીધું હતું.

પૃ. ૭૩ માં પ્રોફેસર રૉથે આગળ જતાં જણાવ્યું છે કે–એ ટીકાકારોએ પોતાના સમયમાં પ્રચાર પામેલા વિચારોને અનુસરીને ગત સમયની ભાષાનો તેમજ ધર્મ વિષેના, દંત કથા વિષેના તથા વિશ્વ વિષેના વિચારોનો અવળો અર્થ કર્યાના ચોક્કસ પ્રમાણે એ ટીકાકારોના વચનોમાથીજ આપણને મળી આવે છે.

એજ પૃ. ૭૩ મા–**યાસ્ક ઋષિ** પોતાના ગ્રંથમાં જે લખે છે તે પરથી સ્પષ્ટ માલમ પડે છે કે એનાથી પ્રાચીન સમયમા થઇ ગયલા ટીકાકારોએ વેદના જે અર્થ કીધા હતા તેમા કેટલીક અગત્યની બાબતોને લગતો ઘણો મતભેદ ચાલતો હતો. એની આગળ થઇ ગયલા સત્તર ટીકા કારોના નામ એના ગ્રથમા આવે છે, અને એ ટીકાકારોએ વેદના જે અર્થ કીધા છે તે એક બીજાથી વિરૂદ્ધ જતા ઘણીવાર દીઠામાં આવે છે. ઉદાહરણ તરીકે–“ **નાસત્યૌ** ” એ વિશેષણ અશ્વિન નામના બે વૈદિક દેવતાઓને લગાડવામાં આવે છે. તેનો અર્થ એક ટીકાકર એવો કરે છે કે–“ જે સાચા છે અસત્ય નથી તે ”

બીજો ટીકાકર એવો અર્થ કરે છે કે–“ જે સત્યના પ્રણેતા છે તે ” અને યાસ્ક પોતે એમ ધારે છે કે–“ નાસિકાથી ઉત્પન્ન થએલા. ” એવો એનો અર્થ હશે ?

ખરેખર વેદનાં સૂકત રચનારા કવિઓ અને પ્રાચીન ટીકાકારો એ બેની વચ્ચે સમયનો અંતર એટલો મ્હોટો હતો કે યાસ્કની પ્હેલા થઇ ગયલા–**કૌત્સ** નામના એક આચાર્ય તો એટલે સુધી કહેવાની હિંમત કરી હતી કે વેદાનો અથ

જે વડે કરી શકાય એવા શાસ્ત્રની બિલકુલ જરૂર નથી કારણ કે વેદનો અર્થ સમજી શકાય એવો નથી વેદના મન્ત્રો અર્થ વગરના છે. વેદનાં વચનો એક બીજાથી ઉલટાં છે આવી દલીલોનો જવાબ યાસ્કાચાર્ય એવો આપે છે કે આંધલો માણસ થાભલાને ન દેખી શકે તેમા કંઇ થાંભલાનો અપરાધ નથી. યાસ્કાચાર્ય પોતે ઋગ્વેદનાં થોડા એક સૂક્તોજ અર્થ સમજાવે છે. ઈત્યાદિ.

પૃ. ૭૯થી—ઋગ્વેદનો ખરો અર્થ કોઇ બ્રાહ્મણ ટીકા કાર કરીશકે તેનાં કરતાં એક વિદ્વાન યુરોપીયન વધારે સેલાઇથી કરી શકે કારણ કે યુરોપીયનની બુદ્ધિને અમૂક ધાર્મિક વિચારોની બેડી લાગેલી હોતી નથી, એનામાં ઐતિહાસિક અન્વેષણની શકિત હોય છે. અને એ શાસ્ત્રીય જ્ઞાનની સઘલી સામગ્રી વડે સંપન્ન થએલો હોવા ને લીધે એની માનસિક દૃષ્ઠિ વધારે વિશાલ ક્ષેત્રમા ફરી વળે એવી હોય છે.

આ કારણથી **રૉથ શાહેબે**...ઋગ્વેદના ગ્રંથને ઐતિહાસિક દૃષ્ટિ એ તપાસવા માંડયો....હાલના વખતમાં શાસ્ત્રીય દૃષ્ઠિએ વેદનો અભ્યાસ કરવા ઇછનાર દરેક વિદ્વાન્ વેદના અર્થ સમજવા માટે રૉથની પદ્ધતિનોજ સ્વીકાર કરે છે ....શાસ્ત્રીય પદ્ધતિનો સ્વીકાર થયાનું એક સામાન્ય પરિણામ એ આવ્યું કે પ્રાચીન હિંદુસ્તાનનું ખરૂ તત્ત્વ જે હિંદુસ્તાનના ટીકા કારોની અવળા અર્થ કરવાની રીતને લીધે લાખો વખત થયા અંધકારમા છવાઇ ગયુ હતું તેનું સ્પષ્ટ દર્શન કરવામાં ઐતિહાસિક બુદ્ધિ ઘણી સફલ નીવડી છે.

આમાં જરા વિચારી જોઇએ—સાયણના પૂર્વે થએલા ટીકાકારો એ ધર્મ આદિના વિષયો નો અવલો અર્થ કર્યાનાં પ્રમાણો એ ટીકાકારોના વચનોમાથી જ મળી આવે છે. વળી પૂર્વેના ટીકા કારોમા ઘણો મત ભેદ પણ ચાલતો જ હતો **યાસ્કની** પૂર્વેના **કૌત્સ** નામના આચાર્યે જણાવ્યું હતું કે—વેદના મંત્રો અર્થ વગરના એક બીજાથી ઉલટા છે **યાસ્કે** જવાબ વાળ્યો કે—આંધલો થાંભલાને ન દેખી શકે તેમા થાંભલાનો શો અપરાધ ?

ઇત્યાદિક બાબતોનો વિચાર કર્યા વગર કેવી રીતે જાહેર કરવામાં આવ્યું કે—સૃષ્ટની આદિમા બ્રહ્મ દેવે ચાર ઋષિયો ને ચાર વેદો બતાવ્યા ? આવા પ્રકારની અયોગ્ય કલ્પનાઓ કરવામા વેદના અનેક પક્ષકારોનો ખરો આશય શુ ? વળી વૈદિક મતના ઘણા આચાર્યોનો એવો પણ મત છે કે—વેદનાં સૂકતો—થતા આવેલા અનેક ઋષિયો રચતા આવ્યા. અર્થાત દૃશ્ય પદાર્થોના વિષયોને ધ્યાનમાં

લેતા ગયા અને તે વિષયોની કવિતાઓ રચીને કલ્લોલ કરતા આવ્યા, એવો વિચાર કરવામાં આવે તો શો વાંધો આવે ? બાકી સર્વજ્ઞોના વાક્યોની સાથે અલ્પજ્ઞોના વાકયો ને તો ન જ મેલવી શકાય.

ઋગ્વેદ્ય લોચન પ્રકરણ ૭૩ મા—સ્વા૦ દયાનંદના મતમાં વિજ્ઞાન નામના લેખમાં—

૧ બ્રહ્મ વિદ્યા વિષય તથા ધર્માદિ ( ऋग् यजु અથર્વના પ્રમાણ.
૨ સૃષ્ટિ વિદ્યા—ઋગ્, યજુઃ, અથર્વ ના પ્રમાણ.
૩ પૃથ્વ્યાદિ લોક ભ્રમણ—ઋગ્, યજુઃ
૪ આકર્ષણાનુ કર્ષણ—ઋગ્, યજુઃ
૫ પ્રકાશ્ય પ્રકાશક—યજુઃ सत्येनोत्तमिताभूमिः
૬ ગણિત વિદ્યા—ઋગ્, યજુઃ, સામ
૭ ઇશ્વરસ્તુત્યાદિ—યજુઃ ઋગ્.
૮ ઉપાસના—ઋગ્, યજુઃ
૯ મુકિત—ઋગ્, યજુઃ
૧૦ નૌવિમાનાદિ—ઋગ્.
૧૧ તાર વિદ્યા મૂલ—ઋગ્.
૧૨ વૈદ્યક શાસ્ત્ર મૂલ—યજુઃ
૧૩ પુનર્જન્મ—ઋગ્, યજુઃ, અથર્વ.
૧૪ વિવાહ—ઋગ્.
૧૫ નિયોગ—ઋગ્, અથર્વ.
૧૬ રાજ ધર્મ—ઋગ્, યજુ, અથર્વ.
૧૭ વર્ણાશ્રમ—યજુ, અથર્વ,
૧૮ ગૃહસ્થાશ્રમ—યજુઃ
૧૯ સંન્યાસ—આમા કોઇ મંત્ર નથી મુકયો એ આશ્ચર્ય છે.
૨૦ વાનપ્રસ્થ—આમાં પણ કોઇ મંત્ર નથી મુકયો. છાન્દોગ્ય ( ના ! )
૨૧ પંચ મહાયજ્ઞ—યજુઃ, અથર્વ.
૨૨ યજુઃ નાં જ અનેક પ્રમાણ છે.

પ્રકરણ ૭૪—સ્વા૦ જીનો બીજાઓથી મતભેદ. પૃ. ૨૯૭ થી—

આમાં પ્રદર્શિત અનેક મંત્ર ઋગ્વેદમાં પણ આવ્યા છે.

સ્વા૦ જીના ભાષ્યના વિષયમાં—એક વાર **લોકમાન્ય** તિલથી વાતચીત થઇ હતી. તે સ્વા૦ જીની અર્થ પદ્ધતિનો સ્વીકાર નહીં કરતા હતા.

શ્રી ગુરૂવર **સામશ્રમીજી** પણ મત ભેદજ રાખતા હતા.

વિશેષથી વેદોની શાખાઓના વિષયમા—સ્વા૦ જી એ નીરૂક્તની નિર્વ-ચન પદ્ધતિનો વિશેષ આશ્રય લીધો છે.

સ્વા૦ જીના ભાષ્યમાં કેટલીએક **ન્યુનતાઓ** રહેવાથી પણ સર્વ વેદજ્ઞ એ વાતને મુક્ત કંઠથી સ્વીકાર કરશે કે ? સ્વા૦ જી એ બ્રહ્મવાદી સિદ્ધાંતની પુષ્ટિમા પોતાનું સંપૂર્ણ બલ લગાવીને વેદોની ઐતિહાસિક, એક દેશિક હોવાથી બચા-વવામાં મહત્ત્વ પૂર્ણ કાર્ય કર્યું છે.

સ્વા૦ જી ના વિષયમાં એક બીજી આવશ્યક વાત વિચારણીય છે સ્વા૦ જી એ–યજુર્વેદ ભાષ્યકાર–**મહીધરાચાર્ય**, ઋગ્વેદ ભાષ્યકાર–**સાયણાચાર્ય** આદિના ભાષ્યનુ **ખંડન તો કર્યું** કિંતુ જે **શતપથાદિ** બ્રાહ્મણોનો આધાર બીજાં પ્રમાણોથી તે આ પ્રકારના ભાષ્ય કરવાથી **બાધ્ય થયા** તે બ્રાહ્મણોના વિષયમાં **મૌન સાધી લીધું**–એ આશ્ચર્ય છે કે સ્વા૦ જીએ સ્પષ્ટ રૂપમા તે બ્રાહ્મણ ગ્રંથોનું જ ખંડન કેમ નહીં કર્યું ?

આ પ્રકારે સ્વતંત્ર ઉહાપોહ દ્વારા અમને પ્રત્યેક સિદ્ધાંતમાં જે **વિચિ-ત્રતા** દેખાઇ તેને અમે **પ્રગટ કરી** દીધી છે–આર્ય સમાજિક વિદ્વાનો પર જ આ સમય બ્રહ્મવાદી સિદ્ધાંતની પુષ્ટિનો ભાર આવી પડયો છે–કેમકે મનુવર્ણિત વેદોના સ્વરૂપને તેજ અક્ષરથી સ્વીકાર કરે છે। આર્ય સમાજમાં જે પ્રકારે વેદોના માટે આસ્થા વધતી જશે અને તેના ઉદ્ધારના માટે તપો દીક્ષા લેવા વાલોની સંખ્યામાં વૃદ્ધિ થશે તેજ પ્રકારે બ્રહ્મવાદી સિદ્ધાંતની પુષ્ટિ થતી જશે–પરમાત્મા તથા સ્વયં વેદ ભગવાન્ પોતાનો માર્ગ દેખાવે–એવ મસ્તુ, તથાસ્તુ।

શ્રી **સામશ્રમીજી** મહારાજ પણ **સાયણા** ચાર્યથી **સહમત નહીં** છે. **તિલક**–મહારાજે તો સ્પષ્ટ કહી નાખ્યું છે કે–કેવલ સાયણા ચાય જ શું કોઇ **પણ વિદ્વાન્ ને** આજ સુધી ઋગ્વેદાંતર્ગત કેટલી એક ઋચાઓનો **અર્થ**

**નથી લાગ્યો**–અસ્તુ આ સર્વ વિપ્રતિ પત્તિયોના થતા હુવાં પણ જે વિદ્વાન્ વેદો પર આદ્યોપાત દૃષ્ટિ નાખશે તેમને તેમાં–ધર્મ, કર્મ, વિજ્ઞાન, સભ્યતા, સામુદાયિક તથા વૈયક્તિક ધર્મ, રાષ્ટ્ર ધર્મ, સમાજ ધર્મ, વર્ણ ધર્મ, અનેક યજ્ઞ ઇત્યાદિ ઇત્યાદિ નુ મૂલ દૃષ્ટિ ગોચર થશે પ્રત્યેક આર્ય સંતાન નું કર્તવ્ય છે કે તે આપણી આ પુરાતન પરપરાથી પ્રાપ્ત થએલી આ સંપત્તિની પ્રાણપણથી રક્ષા કરે. આ વિજ્ઞાનના ચમત્કારિક અંધ કરવાવાલા યુગમાં કંઇ આપના આ પૂર્વજોની જ્ઞાનનિધિથી વચિત ન રહી જઇયે. કંઇ ધર્મથી શૂન્ય રહીને આ લોક અને પર લોક ને ન ખોઇ બેશીયે.

---

ઋગ્વેદાલોચન દ્વિતિયખંડપ્રકરણ ૭૨ પૃ ૨૮૭થી–**કતિપય આશ્ચર્ય.**

એ પ્રકારે અમે સમસ્ત **ઋગ્વેદ**ના સહેસ્ર સૂક્ત ગત દશ સહસ્ત્રથી અધિક મંત્રો પર દૃષ્ટિ નાખીને નિશ્ચય પર પહોાચએ છે કે–યદ્યપિ મુખ્યતાથી એમા **ત્રણ દેવતાઓનું** વર્ણન છે અને ગૌણતાથી **તેત્રીશ** ( ૩૩ ) દેવતાઓ નુ વર્ણન, તો પણ એના અતર્ગત મનુષ્યોપયોગી સમસ્ત જ્ઞાન કઈ કંઇ બીજ રૂપમાં, કઇ મૂલ રૂપમાં, કંઇ અંકુર રૂપમા, કઇ વિશાલ વૃક્ષ રૂપમાં, વર્ણિત છે–પ્રથમ ભાગમાં જેટલા પણ પક્ષ મુકયા છે તે સર્વ પર દૃષ્ટિ નાખતા **નિમ્ન લિખિત વાતો પર આશ્ચર્ય** થાય છે.—

( ૧ ) **યાજ્ઞિક** આચાર્યોએ ઋગ્વેદનાં મંત્રોનો તે તે યજ્ઞ પ્રકરણોમાં વિનિયોગ ( જોડની ) કરી છે સહી, કિંતુ ઐતરેય બ્રાહ્મણમા નિયુકત મંત્રોની સખ્યા અધિકથી અધિક એક સહેસ્ર અથવા બે હજાર મત્રોના મધ્યમા થશે–શેષ મત્રોનો વિનિયોગ કયા કેવા પ્રકારે રહ્યો તે જાણ્યુ નથી જા તું–સંભવથી અન્ય અનુપલબ્ધ બ્રાહ્મણ ગ્રંથોમાં તેનો વિનિયોગ ( જોડની ) લખી હોશે.

( ૨ ) **યાજ્ઞિક** આચાર્ય પણ પોતાની કાર્ય પૂર્તિના માટે જ્યાંથી ચાહુ ત્યાથી કોઇ સૂકત અથવા મંત્ર લઇ લેવે છે–વિનિયોગક્રમ કેવા પ્રકારે રાખેલો છે, તેનું મૂલ શુ છે ? તે કાલના ગર્ભમાંજ કંઇ હશે.

( ૩ ) **નિરૂકત કાર** સ્વતંત્ર અભ્યૂહના ( વિચારણા ) ના પક્ષમાં પ્રતીત થાય છે–તેમને વેદ મત્રોની સ્વતત્ર નિર્વાચન પદ્ધતિ નીકાલી છે કિંતુ સર્વ અશોમા ન તો અન્ય પક્ષોનુ ખંડન કરી શકયા છે ન સમાધાન.

( ૪ ) **તિલક** પક્ષ—આર્યોના મૂલ વસ્તિ સ્થાનને ઉત્તર ધ્રુવમાં લઇ જવાના વિચારમાં એટલા તલ્લીન થયા છે કે જેમને ભારતની દષ્ટીથી ભારતીય

આર્યોના નિવેચનના માટે પર્યાપ્ત અવકાશજ નથી મલ્યો. એક અત્યંત મહત્વ યુક્ત પ્રશ્ન એ રહી જાય છે કે ઉત્તર ધ્રુવથી જે આર્ય ચાલ્યા તેમાંથી કાંઇ મધ્ય એશિયાની તરફ આવ્યા અને ત્યાંથી ભારત વર્ષમા પહોચ્યાં । **વર્ત્તમાન વૈદિક સૂક્ત તેમનીજ કૃતી છે** એવું સિદ્ધ કર્યું છે કિંતુ પ્રશ્ન એ રહી જાય છે કે જે યૂરોપ આદિ દેશોમાં ગયા શું તેમને પણ એજ પ્રકારના સૂક્ત નહીં બનાવ્યા હશે ? શું તેમને પોતાના પૂર્વજોની તથા પૂર્વસ્થાનની સ્મૃતિ નહીં રહી હશે ? આ દષ્ટિથી પણ તિલક પક્ષને પ્રકાશ નાખવો જોઇતો હતો ।

( ૫ ) **સામશ્રમી** પક્ષ વર્ત્તમાન વેદોને ભારતીયો ના માટેજ માને છે, **વેદોને ઈશ્વરીય જ્ઞાન** નથી માનતા–વેદોને આર્યાવર્ત્તીય આર્યોની સભ્યતાનો ઇતિહાસ માને છે–સંહિતા કાલીન આર્યવર્તનની સિદ્ધિ માટે વેદ વર્ણિત નદીયોની સંગતિ વર્ત્તમાન નદીઓથી લગાવે છે જ્યારે વેદ ભારત વર્ષના માટેજ છે ત્યારે અન્ય દેશ વાસિયોના માટે શું ? જ્યાં સુધી અમો તેમના સિદ્ધાતને સમજી શકયા છે એ માને છે કે તે તે દેશોમા સમય સમય પર ઇશ્વરીય પ્રેરણાથી અથવા તેવાજ મહાપુરૂષ ઉત્પન્ન થાય છે અને તેજ મનુષ્યોને માર્ગ દર્શક આચાર્ય કહેવાય છે–તેમની અંતઃ સ્ફુર્તિજ ઉચ્ચ કોટિનું જ્ઞાન છે જેના આશ્રયથી મનુષ્ય સુખ પ્રાપ્ત કરી સકે છે. સામશ્રમીજી વેદોમાં–અધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક, આધિયાજ્ઞિક અર્થ માને છે. ।

(૬) **સ્વા૦ દયાનંદ** સર્વથા મન્વાદિ મહર્ષિયો તથા શાસ્ત્રકારો નાસિદ્ધાતને માને છે. તે **વેદોમાં ઇતિહાસાદિ નથી** માનતા, વેદ જ્ઞાનને ત્રિકાલાઽબાધિત માને છે. વેદોને કેવલ આ લોકના માટે નહી આપતુ એજ વેદોને લોક લોકાતરોના માટે પણ માને છે. ।

પ્રશ્ન એ રહી જાય છે કે સૃષ્ટિની આદિમાં જ્યારે ચાર ઋષિયો પર વેદ પ્રગટ થયા તો તે કયું સ્થાન હતુ ? જો આજ ભૂલોકની સૃષ્ટિની આદિનો સંબંધ છે તો અહી આજ લોકમાં વેદ થયા ફરી લોક લોકાંતારમાં વેદ કેવી રીતે પુહચ્યા ? જો ત્યા પ્રગટ થયા તો અહી કયાંથી આવ્યા અથવા પ્રત્યેક લોકમાં–અગ્નિ, વાયુ, આદિત્ય, અંગિરા નામના ચાર ઋષિ હોય છે એ શું ? લોક લોકાંતરના માટે એજ વેદ કેવા પ્રકારે છે, આ વિષયમાં સ્વા૦ જીએ-કાંઇ કોઇ ગ્રંથમાં પ્રકાશ નથી નાખ્યો, સ્વા૦ જીએ અત્યંત પ્રબલ પ્રયત્ન કર્યું છે કે-વેદોને મનુવર્ણિત અથવા મનુનિર્દિષ્ઠ ઉચ્ચ સ્થાન પર બેઠાવવા.

(૭) **સાયણાચાર્ય** ના વિષયમાં એ આશ્ચર્ય છે કે–વેદોને અપૌરૂષેય માનીને પણ, ઇશ્વરનો **નિઃશ્વસિત** માનીને પણ–તેમાં **ઇતિહાસ** માને છે ઇશ્વર નિઃશ્વસિત દૃષ્ટિથી બીજી તરફ તેમને કેમ નહી દૃષ્ટિ નાખી? એ આશ્ચર્ય છે. તેમને ભૂમિકામા એકાદ સ્થાનમા ઐતિહાસિક પક્ષનું ખંડન પણ કર્યું છે કિંતુ ભાષ્યમા એ પક્ષને નથી નભાવી શકયા **અગ્નિ, વાયુ, ઇદ્રાદિયોને ચેતન** સ્વરૂપ માને છે.

(૮) **પાશ્ચાત્ય** પડિતોની વિવેચના પર આશ્ચર્ય અને અત્યાશ્ચર્ય છે કે તે પોતાની ગવેષણા પદ્ધતિને ભારતીય ગવેષણા પદ્ધતિ પર વ્યર્થજ લાદી રહ્યા છે

આ સર્વ આશ્ચર્યના થતાં હુવાં પણ–અપૌરૂષેયવાદી, બ્રમ્હવાદી, ઇશ્વર નિઃશ્વાસિતવાદી, પક્ષના સન્મુખ એક અત્યંત મહત્વ યુક્ત કાર્ય છે તે એકે આ વર્તમાન યુગમા કેવલ–શબ્દ પ્રમાણના આશ્રયથી, અથવા આપ્ત પ્રમાણના આશ્રયથી, નિર્વાહ કઠિન છે. એટલા માટે વેદોને **મનુનિર્દિષ્ટ સ્થાન પર** લઇ જાવાના ઇછુક પ્રત્યેક વિદ્વાન્નુ કર્ત્તવ્ય છે કે આ વિષયમા ધ્યાન દેવે. ॥

ઋગ્વેદ તથા અન્યવેદોમાં પ્રશ્ન રૂપાત્મક કંઇ કંઇ વિચિત્ર પ્રશ્ન મલે છે–એ પ્રશ્ન પ્રાય: દેવોના વિષયમાં, દેવતાઓના વિષયમા છે. કંઇ કંઇ પ્રશ્નોત્તર રૂપ મંત્ર એકી સાથે આવ્યા છે. કંઇ કેવલ **પ્રશ્ન જ પ્રશ્ન છે** અને તે પ્રશ્નોનો અંત આશ્ચર્યમાં જ થયો છે.

(૧૦) જે ઋષિયોએ વેદોને સૂક્તાદિમાં જુદા કર્યા તે ઋષિયોએ–એક એક દેવતા સબંધી મત્ર સર્વ એક સ્થાનંમા જ કેમ નથી રાખ્યા ? તેવા સહસ્ત્ર સૂત્રો પર દૃષ્ટિ નાખવાથી સ્પષ્ટ છે કે એ સૂક્ત અષ્ટાધ્યાયીનાં સૂત્રો, અથવા દર્શન શાસ્ત્રોના સૂત્રોની પેઠે, પસ્પર અવલબિત નહીં છે–પ્રત્યેક સૂક્ત સ્વતત્ર વિષય અને સ્વતંત્ર અર્થ રાખે છે. ફરી એ પ્રકાર દેવતાનુ રૂપ મંત્ર વિભાગમાં કોઇ આપત્તિ નહીં થઇ શકતી હતી. **ઋગ્વેદમાં** એક જ મંડલ એવું મલે છે જે એક જ વિષયનું છે, તે છે **નવમું મંડલ,** એનાં સમસ્ત સૂક્ત આદ્યોપાંત ' પવમાન **સોમને કહે છે** ' નહીં તો અન્ય મંડલોમા પ્રત્યેકમાં ઇંદ્ર, અગ્નિ, વરૂણ કઇ સોમ, કંઇ કોઇ, કઇ કોઇ દેવતા આવે છે–વિદ્વાનોને આ વિષમાં વિચાર કરવો જોઇયે ।

(૧૧) કંઇ કોઇ સૂક્ત માં **ઋષિ અને તેજ દેવતા** છે ઇત્યાદિ વાતોની તરફ વિદ્વાનોનું–વેદ વિદોનું ધ્યાન જવું જોઇયે. ।

(૧૨) **ઐતિહાસિક બ્રહ્મવાદી** પક્ષનું કથન છે કે–વેદોમાં જે ઇતિહાસ મળે છે તે પૂર્વ કલ્પનો ઇતિહાસ છે, ત્યારે તેનાથી પૂર્વ કલ્પમાં પણ શું એજ ઇતિહાસ હતો? ફરી તેનાથી પણ પૂર્વ કલ્પમાં શું હતું–ફરી "વેદોને કોઇ મનુષ્ય નથી બનાવી સકતો (મનુ) વેદ ઇશ્વરનો નિ:શ્વસિત છે। (ઉપનિષદ્) વેદ તે પરમેશ્વરથી ઉત્પન્ન થયા (વેદ) ઇત્યાદિની સંગતિ કેવા પ્રકારે થશે? ઐતિહાસિક પક્ષકારે વિચાર નથી કર્યો.

(૧૩) હવે અમારા બ્રહ્મવાદી પક્ષના માર્ગમાં પણ કંઇ મોટી દૃઢ શિલાઓ છે–જેનો પાર કતના (કરવો) અત્યંત આવશ્યક છે–પોતાના સિદ્ધાંતના ક્રમથી, અર્થથી સંગતિ લગાવ્યા, વિના મનુ નિર્દિષ્ટ સ્થાનપર વેદોને બેઠાવવા કઠિન કાર્ય થઇ જશે, આ વિષયમાં સ્વા૦ દયાનંદે યત્ન કર્યો છે તેમની દષ્ટિથી ચારો વેદોમા ક્યા ક્યાં શું શું છે એનુ સ્થૂલ દિગ્ દર્શન કરાવવું પ્રસંગાનુ રૂપ જ થશે." (પૃ. ૨૮૭ થી ૨૯૨ વેદ તીર્થ–નર દેવ શાસ્ત્રીજી)

આશ્ચર્યની ૧૩ કલમોમાં કિંચિત મારા વિચારો:—

**ઋગ્વેદમાં** એક **હજાર સૂક્ત** અને તેમા **દશ હજાર**થી અધિક મંત્રો છે. એમાં મુખ્યતાથી **ત્રણ દેવોનુ** વર્ણન છે ગૌણતાથી **તેત્રીશ** દેવોનું.

૧-૨ **યાજ્ઞિકોએ** દશ હજારમાંથી માત્ર **બે હજાર** મંત્રોની અંદરના ક્રમવિના મરજી પ્રમાણે લઇ વેદો યજ્ઞ માટે છે એમ બતાવ્યું બીજા ૮ હજારની ઉપરના મંત્રો છોડી દીધા તેનું શું કારણ? તે બધાને શું નિરર્થક સમજ્યા હશે? અથવા પોતાની યાજ્ઞિક વિધિમા દખલગીરી માનીને તે સર્વ સૂક્ત મંત્રોને છોડી દીધા હશે?

૩ **નિરૂક્તકારે** બીજાઓની અપેક્ષા જોયા વિના સ્વછંદતાથી કોઇ સૂક્તોનો તો કોઇ મંત્રોના અર્થ કરીને બતાવ્યા તેથી વેદોનું મહત્વ શુ વધાર્યુ?

૪ **તિલક** મહારાજે વેદોને **ઋષિકૃત** ઠરાવી અંગ્રેજોએ બતાવેલી બાલખ્યાલતાને ભૂસવાનો પ્રયત્ન કર્યો તેમાં અયોગ્ય શું કર્યુ? મૂલમાંથી બગડેલા વેદોની સુદ્ધી–ભાષ્યકારોથી ન થઇ, ઐતિહાસિકોથી કે યાજ્ઞિકોથી ન થઇ, સ્વતંત્ર મિજાજના નિરૂક્તકાર ગોટાલાવાલા ચાલતા થયા. તો પછી તિલક મહારાજાથી વેદોની શુદ્ધિ ન થઇ તેમાં આશ્ચર્ય કરવા જેવું શું?

મારી સમજ પ્રમાણે તો અનાદિના, અપૌરૂષેય, ઇશ્વર નિઃશ્વસિત, આદિ અસત્યરૂપનાં વેદોને લાગેલાં કંલકોને ભૂષિ નાખ્યાં

૫ સામશ્રમીજી વેદોને ઇશ્વરકૃત ન બતાવતા આર્યવર્તીય આર્યોની સભ્યતાનો ઇતિહાસ કહે છે. ત્યારે અન્ય દેશોના લોકોના માટે શું એ ધ્વનીના ઉત્તરમા એ નિકલ્યું કે તે તે દેશોમાં સમય સમય પર ઇશ્વરીય પ્રેરણાથી કે તેવા મહાપુરુષ ઉત્પન્ન થવાથી માર્ગ દર્શક થાય પરંતુ સર્વજ્ઞ પુરુષ વિના અલ્પજ્ઞ પુરૂષો ખરા માર્ગ દર્શક બની શકતાજ નથી એ જૈનાના અટલ સિદ્ધાત તરફ ખ્યાલ કેમ નહી કર્યો હોય ? આજ કાલના ઘણા જૈનતર મધ્યસ્થ પુરૂષો જૈન સિદ્ધાતોને જોઇ રહ્યા છે એટલુંજ નહી પણ તત્ત્વમા મગ્ન થઇ પોતાની સત્ય નિષ્ઠાનો પ્રકાશ પણ કરી રહ્યા છે. તેમના અનેક લેખો " જૈનતર દૃષ્ટિએ જૈન " એ નામના પુસ્તકમા અમારા તરફથી બહાર પડી ચુકયા છે. તે ગ્રથ અને અમારો આ ગ્રંથ સપૂર્ણ જોવાની અને મનન કરવાની ભલામણ કરૂં છુ.

૬ સ્વા૦ દયાનદ કહે છે કે વેદોમાં ઇતિહાસ નથી, જે વેદોને પ્રાચીન ઐતિહાસિક ઋષિયોએ ઇતિહાસરૂપે સિદ્ધ કરીને બતાવેલો છે, તેનો સર્વથા ઇન્કાર કરવો એ કેટલુ બધું આશ્ચર્ય ? સ્વામીજીએ વેદોને ત્રિકાલ આબાધિત કહ્યા તો તે અક્ષરોથી કે અર્થથી ? અક્ષરો તો દુનિયામા જે છે તેના તેજ છે તે તો એક જાતની લિપી છે. તેમા કોનો વાધો છે ? જો અર્થથી ત્રિકાલ અબાધિત કહેતા હોય તો અનેક ઋષિયો એ જુદા જુદા અર્થો કરી ને બતાવેલા છે તો પછી ત્રિકાલ અબાધિત પણ કેવી રીતે ? પૂર્વના હજારો ઋષિઓને ઠોકરે મારનારનો વિશ્વાસ મધ્યસ્થપુરૂષોને થાય ?

૭ સાયણાચાર્ય—વેદોને ઇશ્વર નિઃશ્વસિત અને અપૌરૂષેય કહી યજ્ઞ યાગાદિકમા પશુઓને હોમવાની વિધિ બતાવી રહ્યા છે, શુ એ બધું ઇશ્વર નિશ્વસિતમાથી પ્રગટ થયું ? એમ કયો પ્રાજ્ઞ માની લેશે ?

વળી પોતાની ભાષ્યભૂમિકામાં ઇતિહાસના પક્ષનું ખંડન કરવા કલમ પકડી તો પછી ભાષ્યના મધ્યમાં કેમ અટકાવી ? શું આ બધું ઇશ્વરીય પ્રેરણાથી થયું ? જો તેમ થયું હોય તો ચાર ઋષિઓથી ચાર વેદોની ઉત્પત્તિમાં સત્યતા કેટલી ?

૮ પાશ્ચાત્ય પડિતો ભારતીય ગવેષણા પર ગયા, તેમાં આશ્ચર્ય માનો કે અત્યાશ્ચર્ય માનો તે તો બુદ્ધિમા આવે તે બતાવે પણ જેઓનુ બધુ જીવનજ વેદો પર છે તેમને વેદોમાંથી સત્ય શોધીને શુ બતાવ્યું ?

શું વેદો ઇશ્વર પ્રેરીત, કે ઇશ્વર નિઃશ્વસિત છે, જો તેમ હોત તો ખાસ વેદ પક્ષના–**તીલક, અદ્મશ્રમીજી, દાસ** આદિ પંડિતો ઇશ્વર કૃતનો ઇન્કારજ શું કરવાને કરતા? તેઓનું સમજવુંજ એજ છે કે, જે જે ઋષિઓની દૃષ્ટિમાં જે જે પદાર્થો પડયા તેના તેના સંબંધનો ઇતિહાસ લખતા ગયા, જો કે તેઓ પૂર્ણ જ્ઞાનના અભાવે પરસ્પરનો વિરોધ ટાળી શકયા નહી, તેમ સત્ય પણ બતાવી શકયા નહી, તો પણ તેઓ ધન્યવાદના પાત્ર જરૂર ગણાશે, કારણ દુરાગ્રહને દૂર રાખી, અંગ્રેજોની પદ્ધતિને સમજી, કિંચિત્ બુદ્ધિસે કેલવી છે, એમ અમારૂં માનવું છે.

આ ગ્રંથકારેજ આઠમ. આશ્ચર્યના અંતે બધાએ પક્ષવાદીઓને ઉદ્દેશીને કહ્યું છે કે–આ વર્તમાન યુગમાં કેવલ શબ્દ પ્રમાણના, આપ્ત પ્રમાણના, આશ્રયથી નિર્વાહ કઠિન છે માટે વેદોને મનુ નિર્દિષ્ટ સ્થાન પર લઈ જવાને ધ્યાન દેવે.

આ ગ્રંથકારે આ વર્તમાન યુગમાં ઇશ્વર કૃતાદિ વેદોની માન્યતાઓને ખસેડી, મનુ નિર્દિષ્ટતા રહેવા દેવાની સુચના કરી. ત્યારે પુર્વેના ઋષિયોએ ઇશ્વર કૃતાદિકની તે બધી માન્યતાઓની પ્રપંચ જાલ પાથરેલી હશે કે જેથી તેમાંની એક પણ કામમાં ન આવી? જે વસ્તુ ત્રિકાલ અબાધિત હોય તેને યુગ યુગમાં ફેરવવાની જરૂર પડે?

ત્રિકાલ અબાધિત વેદોની એક પણ બાજુ અખંડિત નથી તો પછી એ ત્રિકાલ અબાધિતા કયા પ્રકારની? આ બધા વિચારો જોતાં જરૂર કોઇ પુર્વે ચાલતા સત્ય ધર્મથી વિપરીત થયેલા પ્રપંચીઓથી પ્રપંચ રચાએલો હોય જ્યા એક પણ બાજુ અખડિત ન હોય ત્યાં એ અનુમાન અયોગ્ય ન ગણાય તે પ્રપંચ આ અંગ્રેજોના રાજ્યમાં નહી ચાલવાના ભયથી, વેદોને ઋષિકૃત ઠરાવી, ફરીથી પોતાનો પ્રપચ ચાલુ રાખવાના માર્ગો ખોલી રહેલા હોય? અરે એમ વખતો વખત ઊંધું છતું કરીને કયા સુધી ગાડુ ગબડાવ્યા કરશો અને તેમાં આત્માનો શો ભલીવાર થશે? માટે જનાવું છું કે–આ નવીન પ્રપચો કરવાનું છોડી દઇને સત્ય કયાં છે તે જોવાની અને ઇછા થાય તો ગ્રહણ કરવાની બુદ્ધિ રાખો જેથી બંને લોકમાં આત્માનો ઉદ્ધાર થઇ શકશે કેમકે સત્ય તત્વનીપ્રાપ્તિ થયા વિના આત્માનુ કલ્યાણ થઇ શકતુજ નથી આ વાતને સર્વ દર્શનકારો માન્યજ રાખે છે. સુજ્ઞેષુ કિમધિકેન?

૯ ઋગ્વેદાદિકમાં- વિચિત્ર પ્રશ્ન–ઉત્તર વિના પ્રશ્નના જ રૂપમાં રહી ગયાં. અનુમાન થાય છે કે સોમ રસના જોરથી પ્રશ્ન બોલાયા હોય, જોગ ઉતરી ગયા

પછી પ્રશ્નો ઉત્તર વિના તેમને તેમ રહી ગયા હોય ? આગળતો પંડિતો બતાવે તે ખરૂ. બા

૧૦ અષ્ટાધ્યાયી આદિના સૂત્રકારોએ અનેક સૂત્રોની રચનાઓ કરીયો પણ તેના કર્તાઓ પ્રાયેં એક એક જ હતા, તેથી તે રચનાઓ તે તે સૂત્રોથી અવલંબિત પણાથી થઇ. તે પ્રમાણે વેદોના સૂકતોમા ન થવાનું કારણ એમ જણાય છે કે તે સુકતોની રચના અનેક ઋષિયો એ અનેક વર્ષો સુધી કરેલી છે તેથી સંગ્રહકાર ઋષિયો નતો એક એક ને અવલંબિત કરી શકયા હોય, તેમજ નતો પૂર્વા પરનો વિરોધ ટાલી શકયા હોય, અને બધાએ દેવતાઓના સૂકતો થોડા થોડા ફરકમાં ગૃથાએલા તેવાને તેવા સ્વરૂપમાં ગોઠવી દીધાં હોય, તો તે પ્રમાણે બનવા જોગ છે. આગળ તો પંડિતો જે ખરો વિચાર બતાવે તેનો વિચાર કરી લેવો.

૧૧ " કંઇ કોઇ સૂકતમાં તેજ ઋષિ અને તેજ દેવતા " આવેલા હોય તો મોટામા મોટું આશ્ચર્ય મનાય, કારણ જો વેદોને ઇશ્વર કૃત માનીએ તો તે ભૂલ ઇશ્વરથી થએલી કબુલ કરવી પડે તેતો અતિ અનિષ્ટ થાય.

બાકી સોમ રસના પાનથી ઉન્માદી બનેલા ઋષિયોથી પ્રગટ થએલાં સૂક્તોમાં ગરબડ ગોટા થઇ જવાનો સંભવ રહે છે અને તેમ થએલું પણ છે. કોઇ કોઇ સૂક્તો તેનાં તેજ બ બે ત્રણ ત્રણ વાર ગોઠવાઇ ગએલા છે એમ આ ગ્રંથકારનોજ પોકાર થએલો છે.

૧૨ ઐતિહાસિક બ્રહ્મવાદી—આ ચાલતા વેદોના ઇતિહાસને પૂર્વ કલ્પનો બતાવે છે. ત્યારે આ ગ્રથકારે પ્રશ્ન કર્યું છે કે—તેનાથી પૂર્વ કલ્પમાં શું આજ ઇતિહાસ માનવો ? વળી તેનાથી પૂર્વ કલ્પમા શું ? એમ અનવસ્થા વિચારવાની બતાવી છે.

વળી પુછવાનુ કે—વેદોમાં પૂર્વ કલ્પનો ઇતિહાસ બતાવ્યો, ત્યારે આ કલ્પનો ઇતિહાસ કયે ઠેકાણેથી મેલવવાનું બતાવતા હશે ? અથવા આ કલ્પમાં કોઇ ઇતિહાસ બન્યોજ નથી એવી માયન્તા થએલી છે?

૧૩ કલમ તેરમીમાં જનાવ્યું છે કે—અમારા બ્રહ્મવાદી પક્ષના માર્ગમાં પણ કંઇ મોટી દૃઢ શિલાઓ છે. આદ્યોપાત વેદોની સંગતિ લગાવ્યા વિના મનુનિર્દિષ્ટ સ્થાન પર બેઠાવના કઠિન કાર્ય છે. એ વિષયમાં સ્વા૦ દયાનંદે

યત્ન કર્યું છે. એમ કહી પ્રકરણ ૭૩ માં સ્વામીજીની માન્યતા લખીને બતાવી છે તેનો વિચાર સ્વામીજીના પ્રકરણમાં કયાં શુદ્ધ છે ?

---

અદૃશ્ય ઇશ્વરથી તત્તદ્રૂપે વેદો મલતા રહેલા ખરા ?

આર્યોના તહેવારોનો ઇતિહાસ નામ ગ્રંથના પૃ. ૩ માં જણાવવામાં આવ્યું છે કે—આપણા મનુષ્યની ગણત્રી પ્રમાણે ચાર અબજ અને બત્રીશ હજાર વર્ષ થાય ત્યારે બ્રહ્મ દેવનો એકજ દિવસ થાય. આ જગત્‌ની ઉત્પત્તિ થયાને આજે પચ્ચાસ વર્ષ થયાં છે, અને આગળ તે પ્રમાણે બીજાં પચ્ચાશ વર્ષ થશે ત્યારે આ જગતનો સર્વથા નાશ થશે. ”

અર્થાત્ પ્રલય થશે, તે પ્રલય દશામાં—વેદાદિક, આકાશદિક કાંઇ પણ રહેજ નહી.

એવા પ્રકારની અનેક સૃષ્ટિઓની રચના બ્રહ્મા કરતા રહયા અને નાશ પણ કરતા રહ્યા અને અદૃશ્યપણે રહી ચાર ઋષિઓને ચાર વેદોનું જ્ઞાન તેવુ ને તેવું બતાવતા રહ્યા.

આ વાત શું વિચારવા જેવી નથી ?

આ પ્રત્યક્ષમાં દેખાતી પૃથ્વી, આકાશ અને સમુદ્ર આદિ નાશ કરતી વખતે કયાં જઇને નાખતા હશે ? અને બનાવતી વખતે આ ઇશ્વર પાછું બધું કયાંથી લાવતા હશે ? કોઇ ઇશ્વરની શક્તિ માત્ર કહી દેવી તે પ્રમાણ વિનાની ગણાય ? ઉપરની વાતનો યોગ્ય ખુલાસો ન મલે તો આ સૃષ્ટિ અનાદિ કાલની સિદ્ધજ છે અને એ વિના બીજો માર્ગ દેખાતોજ નથી.

જૈન ઇતિહાસ જણાવે છે કે—નતો આ સૃષ્ટિની ઉત્પત્તિ કોઇએ કરી છે અને નતો એનો સર્વથા નાસ થયો છે. એતો પ્રવાહથી અનાદિનાકાલથી ચાલતી આવેલી છે અને તે પ્રમાણે ચાલ્યાજ કરવાની છે. માત્ર કાલક્રમથી હાનિ, વૃદ્ધિ થયા કરે છે. જેમ—દિવસ અને રાત્રિ, શીયાલો, ઉનાલો, અને ચોમાસુ અને સંવત્સરો પલટાયા કરે છે. તે પ્રમાણે દિન પ્રતિદિને હાનિ રૂપે ચાલતા આવેલા લાબા લાંબા કાલને કોઇ એ યુગના રૂપે તો, કોઇએ કલ્પના સ્વરૂપથી, કયાં નથી બતાવ્યો ? વિચાર કરશો તો બતાવેલોજ છે.

જૈનોના સર્વજ્ઞ પુરૂષોએ અવસર્પિણી અને ઉત્સર્પિણી ( અર્થાત્ દિન પ્રતિદિન—હાનિ અને વૃદ્ધિરૂપ ) છ છ સંખ્યાના વિભાગવાલી, ઘણા મોટા લાંબા

કાલથી પલટા ઉપર પલટા મારતી, અનાદિના કાલથી ચાલતી આવેલી, આ દુનીયાને બતાવેલી છે. અને તે પ્રમાણે બધાએ જૈનોના સર્વજ્ઞ પુરૂષોનું એકજ અટલ વાકય છે.

અનેક મતવાદીઓએ—જુદા જુદા સ્વરૂપથી આ દુનિયાને ઊત્પન્ન કરવા વાળા પોત પોતાના ઇશ્વરોને બતાવ્યા છે. તે બધા ઇશ્વરોમા આ દુનિયાને ઊત્પન્ન કરવાળો ખરો ઇશ્વર કયો ?

આ દુનીયાને ઉત્પન્ન કરતી વખતે તે ઇશ્વરો. પૃથ્વીઓના, પહાડોના, અને પુરાણોમાં મનાએલા સાત સમુદ્રોના, મસાલા કયાથી લાંવ્યા હશે ? અને તેનો નાશ કરતી વખતે આ બધી પ્રત્યક્ષ દેખાતી વસ્તુઓને ઉઠાવીને કયે ઠેકાણે ફેંકી દેતા હશે?

ચારો વેદોમાં—પુરૂષ સૂકત છે તેમાં—યજુર્વેદના પુરૂષ સૂકતનો અર્થ કરતા સ્વામી દયાનંદજીએ—**સાત સાત** આવરણથી વીટાએલી નકરની **પૃથ્વીઓ** જણાવેલી છે તો તે બધાના મસાલા તે ઇશ્વરે કયે ઠેકાણેથી લાવીને ઘાલેલા? અને ફરીથી આ દુનીયાનો પ્રલય કરતી વખતે તે બધા મસાલા કયે ઠેકાણે લઇ જઇને મૂકતા હશે ?

કોઇ કહેશે કે એતો બધી ઇશ્વરની માયા છે, તો વિચારવાનું કે જો ઇશ્વરની માયા ઇશ્વરથી જુદી માનીએ ત્યારે તો બે પદાર્થજ સદાના કાયમ ગણાય, તેતો એકજ ઇશ્વરની માન્યતા વાલાને ઇષ્ટ નથી. જો કદાચ માયાને ઇશ્વરની સાથે સદા રહેતી માનીયે ત્યારે તો માયાવાલા જીવોની પેઠે તે ઇશ્વર પણ દૂષિત કેમ ન ગણાય ? માટે આ વાત કોઇસત્ય જ્ઞાનીના તરફથી લખાએલી હોય એમ જનાતી નથી.

**જૈન ઇતિહાસ** જનાવે છે કે આ અવસર્પિણીનો કાલ છે ( એટલે હાનિનો કાલ છે ) પૂર્વે ઘણા લાબા કાલ સુધી **યુગલ ધર્મ** ચાલતો રહેલો હતો તે યુગલ ધર્મમા વિકૃતિનો સમય આવતા પ્રથમ **'નિમલ વાહન'** આદિ **સાત કુલ કરો** ક્રમવાર થતા આવ્યા આ વાત પુરાણ કારો એ પણ લખીને બતાવેલી છે. તેમા જે સાતમા નાભિ કુલકર થયા તેમના પુત્ર **શ્રી ઋષભદેવ** તે સર્વજ્ઞ પુરૂષ થયા. તેમને કાલને ફેરફાર થએલો જાણી પ્રથમ યુગલ ધર્મની પ્રવૃત્તિ ને હટાવી અને લોકોને વ્યવહાર માર્ગની પ્રવૃત્તિ સિખવી. અને તેની સાથે સત્યધર્મની પ્રવૃત્તિ પણ પ્રથમ જ બતાવી

શ્રી ઋષભદેવને સો પુત્રો હતા. તેમાં જે મોટા ભરત હતા તે ચક્રવર્તી રાજા થયા હતા તેમનાથી જ આ ખંડનું નામ ભારત વર્ષ પડયું હતું. (ભાગવત વાળાએ જડ ભરત કહેવાની ધિઠાઇ કરેલી છે)

તે ભરત રાજાએ પોતાનામા સદા સત્ય ધર્મની જાગૃતી થતી રહેવાને માટે **ઉપદેશકનો વર્ગ સ્થાપ્યો**, તેઓ રાજદ્વારે બેસીને મા-હન, મા-હન, એવા વાકયનો ઉચ્ચારણ કરી ભરત ચક્રિને હમેશા ધર્મની જાગૃતી આપ્યા કરતા અને તેમના નિર્વાહનો પ્રબંધ સદા રાજ્ય તરફથી થયા કરતો. એટલે તે ઉપદેશકનો વર્ગ ઘણો વધી પડતાં પરીક્ષા લીધા પછી તેમને દાખલ કરવામા આવતા.

તે લોકોના સ્વાધ્યાયના માટે **ભરત ચક્રવર્તીએ** શ્રી ઋષભદેવ ભગવાન ના ઉપદેશાનુ સાર **ચારવેદો** બનાવીને આપ્યા. તેઓ તેની સ્વાધ્યાય કરતા અને રાજદ્વારે આવતા ત્યારે-મા—હન, મા—હન, એવા પ્રકારની ચેતવની આપ્યા કરતા, તેથી તે વર્ગ '**બ્રાહ્મણ**' શબ્દથી પ્રસિદ્ધમાં આવ્યો. તે બ્રાહ્મણોની પરંપરા ઘણા લાંબા કાલ સુધી અર્થાત્ જૈનોના આઠમા તીર્થંકર સુધી તો એક સરખી જ ચાલતી રહી અને તેની સાથે જૈન ધર્મ પણ વિકાર વિનાનો જ ચાલતો આવેલો. ત્યાર બાદ કોઇ નિકૃષ્ટ કાલના પ્રભાવથી

જૈન તીર્થંકરોના શાસ્નની સર્વથા ત્રુટી થતાં તે બ્રાહ્મણ વર્ગમાના કેટલાકો ધર્મના અધ્યક્ષ પણાની સ્વતંત્રતા કરવા લાગ્યા અને પોતાના સ્વાર્થને વલગી રહેલા, પાછલથી થતા આવેલા સર્વજ્ઞ એવા તીર્થંકરોના ઉપદેશનો લાભ લેવા પ્રેરાયા નહી એમ ઘણા લાબા કાલ સુધી વચમા મોટી ગરબડ થતી રહી. જેમ જેમ નિકૃષ્ઠ કાલ આવતો ગયો તેમ તેમ વેદોના વિષયોમાં પણ મોટો ફેર ફાર થતો ગયો અને છેવટમાં પ્રાચીન વેદોના નામો પણ ફેરવી નાખવામાં આવ્યા.

તેઓની આજીવિકા વિદ્યાજ હતી તેથી અક્ષરોના પંડિતો હતા. માત્ર પોતાની વિદ્યાના ગર્વથી સર્વજ્ઞપણાનો ઇન્કાર કરતા, પોતાની સ્વતંત્રાને જાલવવા માટે દશ્ય પદાર્થોની નવી નવી શ્રુતિઓનો સંગ્રહ કરતા અને પ્રસિદ્ધ દેવતાઓની મંત્રોથી પ્રાથનાઓ પણ કરતા રહયા. અર્થાત્ વેદોનું મૂલ સ્વરૂપ બદલાતું ગયુ. કારણ તેમનામા કોઇ સર્વજ્ઞ થયો ન હોતો, તેમજ કોઇ નેતા પણ મનાયો ન હતો.

આ તરફ જૈનના સર્વજ્ઞ તીર્થંકરો કોઇ લાંબા લાબા કાલમા થતા ત્યારે તેમણું શાસન ચાલતુ અને કોઇ કાલ દોષના પ્રભાવથી તેવા ત્યાગી વૈરાગી

રક્ષક જીવોના અભાવમા પાછલથી બંધ પડી જતું તેવા પ્રકારનુ જૈન શાસન નવમાથી તે સોલમા તીર્થંકર સુધી વચમા સર્વથા પ્રકારથી શૂન્યરૂપનુ થતું ગયુ

આ તરફ તે બ્રાહ્મણ વર્ગનું પ્રાબલ્ય પણ વધતું ગયું. તેની સાથે તેમની સ્વછંદતા પણ વધતી ગઇ.

આગળ ઘણો લાંબો કાળ જાતા વેદોને સર્વથી શ્રેષ્ઠ ઠરાવવા માટે તેમા સ્વરાદિકના ઉચ્ચારોની યોજનાઓ ગોઠવવામાં આવી હોય. ત્યારબાદ વેદો ઇશ્વર કૃત છે એવા પ્રકારની ઉદ્‌ઘોષણા પણ જાહેર ઠરવામા આવી હોય, ત્યારબાદ તેમાંની ખરી માન્યતાઓ ફેરવતાં સૃષ્ટિ કર્તાના આહવાન, પ્રલયાવસ્થા, હિરણ્ય ગર્ભ પ્રજાપતિ આદિના સૂકતો અને તેના મંત્રો પણ પાછલથી નવીન રૂપેજ ગોઠવાયા હોય, કારણ તે સૂકતોના અને મંત્રોના એ બન્નેના જે અર્થ કરવામાં આવ્યા છે પણ સત્યતાથી વેગલા હોય એમ જણાય છે.

ઇશ્વરકૃત વેદોના નામે સ્વતંત્રા એટલી બધી વધારી મુકી કે કેટલા એક સુકત મંત્રોમા તદ્દન નિર્દયતા, અને કેટલાંએક સૂકત મંત્રોમા તદ્દન અવાચ્ય શબ્દો પણ ગોઠવા દેતા કિંચિત્ પણ વિચાર કર્યો હોય એમ બિલકુલ જણાતુ નથી ઇશ્વરના નામથી તેવા સ્વરૂપના લખાએલા નમુના દાખલ બે ચાર ફકરાઓ લોકોની જાણ માટે લખીને બતાવુ તેથી મારા પર રોષ ન કરતાં સત્યા સત્યનો વિચાર કરી જોસો એવી મારી નમ્ર પ્રાર્થના છે.—

યજ્ઞ રહસ્ય પૃ. ૧૩ માં—વેદ એટલે શું જો આપ મને એ પ્રશ્ન પુછવા માગતા હો તો હુ તેનો જવાબ આપી શકીશ નહી. આપણા શાસ્ત્રકારો પણ તેનો જવાબ આપી શકયા નથી. તેઓએ એટલે સુધી કહ્યું છે કે—વેદના બે ભાગ છે—મંત્ર અને બ્રાહ્મણ. મંત્ર અને બ્રાહ્મણ એ બંને મળી વેદ થાય છે. સમાજિક વ્યકિત માટે મંત્ર અને બ્રાહ્મણ બન્નેની કિમત સરખી છે. બંને વેદ વાકય છે, બંને નિત્ય અપૌરૂષેય છે … …જેઓએ … …ફેલાવો કર્યો છે તેનુંજ નામ ઋષિ. વેદના મંત્રોના ત્રણ વર્ગ પાડી શકાય—**ઋગ્, યજુ**, અને **સામ** માટે જ મંત્રાત્મક વેદ વિદ્યાને **ત્રયીવિદ્યા** કહે છે.

પૃ ૧૪ મા—“ચોથા અથર્વ વેદને પાછલથી પરાણે વેદના વર્ગમાં ઘુસાડયો છે. પૃ. ૧૫ માં—એ વેદ વાકયની સમાનતા જાળવના માટે પાછળથી થએલા પંડિતોને પુષ્કળ માથુ પકવવું પડયું હતું.”

ગાયના સંબંધે—**તૈત્તિરીય** આરણ્યક પ્રપાઠ ૬, અનુવાક ૧ મંત્ર ૧૧ મો.

पुरुषस्य सयावरि वि ते प्राण मसिस्रसं शरीरेण मही मिहि स्वधयेहि पित्न्रुप प्रजयाऽस्मानिहावह ॥ ११ ॥,,

**સાયણાચાર્યના** ભાષ્યના અનુસાર—પદાર્થ—હે (पुरुषस्य) મૃત પુરૂષની, (सयावरि) રાજગવી, અર્થાત ગૌ, (ते) તારા (प्राणं) પ્રાણોને (व्यसिस्रसं) હું શિથિલ કરી ચુક્યો છું, (शरीरेण) તું આપણા શરીરથી (महीं) પૃથ્વીને (इहि) પ્રાપ્ત થા, (स्वधया) અમૃત અર્થાત હવિઃ સ્વરૂપથી (पितॄन्) પિતરોને (उपेहि) પ્રાપ્ત થા, (इह) આ લોકમાં (प्रजया) સંતાન સમેત, (अस्मान्) અમારા લોકોને (आवह) કલ્યાણ પ્રાપ્ત કર, વિશેષ તે ભાષ્યથી જોઇ લેવું. ॥

---

(બૃહદારણ્યકોપનિષત્–અધ્યાય ૮ મો, બ્રાહ્મણ ૪ થો, મંત્ર ૧૯ મો.)

"अथ य इछे त्पुत्रो मे पंडितो विजिगीतः समितिगम शुश्रूषितां वाचं भाषिता जायेत सर्वा वेदान नु ब्रुवीत सर्वमायु रियादिति मांसोदनं पाचयित्वा सर्पिष्मंत मश्नीयातां मीश्वरा जनयित वा औक्षेण वा ऋषभेन वा."

**શંકરભાષ્યના** અનુસારથી ભાવાર્થ—જે પુરૂષ એવું ચાહતો હોય કે મારે એવો પુત્ર ઉત્પન્ન થાય કે જે પંડિત વિદ્વાન્ અને સંસ્કૃત વાણી બોલવા વાળો તથા સર્વ વેદોના વકતા, અને પૂર્ણ આયુષ્ય વાળો થાય, તે પુરૂષ માંસ મિશ્રિત ચાવલોનુ ભોજન પકાવીને અને તેમા ઘી નાખીને પોતાની સ્ત્રી સહિત ખાય માંસ ઉક્ષનુઅર્થાત્ **મોટા બલદનુ** હોય અથવા ઋષભનું અર્થાત્ ઉક્ષથી અધિક ઉમરવાળા બલદનું હોય

---

**કાત્યાયન** સ્મૃતિ પૃ. ૭૬ માંના શ્લોક સાતનો પંડિત ભીમસેને કરેલો અર્થ હિંદી ભાષામા છે. તેનો ગુજરાતીમાં સાર—

"**યજ્ઞ સંબંધી** પશુની ઇંદ્રિયો વા છિદ્રોને, દર્ભના કુચાથી આપણી ઇચ્છાનુ કુલ ક્રમથી મંત્ર ભણ્યા વિના પ્રક્ષાલન કરે. અને વપાશ્રયણી નામક યજ્ઞપાત્ર (જેના પર રાખીને વપા પકાવી જાય છે.) ખાખરના પત્રોની અથવા લાકડાની હોવી જોઇએ.

ગાયના શરીરમાં **ચઉદ છિદ્ર** હોય છે. સાત તો ઉપરના માથામાં, ચાર સ્તન, નાભિ, યોનિ, અને ગુદા. ॥ ૧-૨ ॥

માસના કકડા કરવાને છરી હોય છે, પ્રધાનના આદ ક્રમથી વપાને લઈને સર્વ "**स्विष्टकृत्** પર્યંત હોમ કરે અને તે સમયે મન્ત્રને સમાપ્ત કરે અર્થાત્ પ્રધાનયાગ, અને સ્વિષ્ટકૃત બંને મંત્રોને મિલાવીને એકજવાર વપાની આહુતિ આપે. હૃદય, જિહ્વા, ગુટણ, હાડકુ, જિગર, વૃષણ, ગુહ્ય, સ્તન, શ્રોણિ, સ્કંધ, અને સટાના બન્ને પાર્શ્વ, એ પશુના અંગ કહેવાય છે ॥૪॥ એ અગીયાર અંગોના 'અવદાન' નામ કકડા લેખાનુસાર ગણતી થાય છે. અને પાર્શ્વ વૃષણ (અંડકોષ) અને સક્થિ, જાંઘ એ બબે હોય છે તેથી પશુના ચૌદ અંગ કહ્યા છે ॥૫॥ પ્રત્યેક કલ્પોકત કામોમાં શ્રુતિને ચરિતાર્થ કરવી જોઈએ, આથી બકરા અને ચરૂ બન્ને પક્ષોમાં આઠ ઋચાઓથી હોમ કરવો જોઈએ ॥૬॥ યજ્ઞ પશુના અંગોના જેટલા અવદાન નામ કકડા (ટુકડા) પ્રસ્તર નામક કુશો પર કરીને રાખ્યા જાય તેટલાજ પાયસ નામ ખીરના પિંડ પશુ ન હોય તોપણ કરાવે ॥૭॥

---

**દ્વિવેદી મણીલાલ** નભુભાઈ સિદ્ધાંત સારના પૃ. ૪૩ માં—

"યજ્ઞો સંબધે એક વાત વિચારવા જેવી છે. ઘણાખરા મોટા મોટા યજ્ઞોમાં **એક બેથી સો સો સુધી** પશુ મારવાનો સંપ્રદાય પડેલો નજરે પડે છે. બકરા, ઘોડા, ઇત્યાદિ પશુ માત્રનો બલિ અપાતો, એટલુજ નહી પણ આપણને આશ્ચર્ય લાગે છે કે **માણસોનો પણ ભોગ** આપવામાં આવતો! પુરૂષ મેધ એ નામનો યજ્ઞજ વેદમા સ્પષ્ટ કહેલો છે. અને શુનશેફાદિ, વૃત્તાંતો પણ એ વાતની સાક્ષી આપે છે. વળી આ રકત શ્રાવમાં આનંદ માનવા ઉપરાત—**સોમ પાનથી** અને છેવટના વખતમા તો **સુરા પાનથી** પણ, આર્ય લોકો મત્ત થતા માલમ પડે છે. પરમ ભાવનાના અગ્રણી પદને પામેલા ઋષિઓમા એવો સંપ્રદાય જણુય એ અલબત આશ્ચર્ય પેદા કરવાવાળુ છે." ઇત્યાદિ ॥

પુનઃ પૃ ૭૩ મા—"વિવાહ સંબધે '**મધુપર્ક**' ની વાત જરા કહી લેવા જેવી છે—એવો ધર્માચાર છે કે આવેલા અતિથી ને માટે 'મધુપર્ક' કરવો જોઇએ 'વર' પણ અતિથિજ છે અસલ જેમ યજ્ઞને માટે '**ગો વધ**' વિહિત હતો તેમ મધુપર્ક માટે પણ ગાય કે બળદનો વધ વિહિત હતો. માસ વિના મધુપર્ક ન્હી. એમ **અશ્વલાયન** સૂત્ર કહે છે ને નાટકાદિકોથી જણાય છે કે સારા મહર્ષિઓ માટે પણ મધુપર્કમા ગો વધ કરેલો છે. આશ્ચર્યની વાત છે કે જે ગાય આજે બહુ પવિત્ર ગણાય છે તેને પ્રાચીન સમયમા યજ્ઞ માટે તથા મધુ પર્ક માટે મારવાનો રિવાજ હતો."

યજ્ઞાદિકના બ્હાને મહાન ઋષિયોની ચલાવેલી આ અનર્થની પરંપરાનુ માપ કાઢી શકાય ખરૂં ? પૂર્વ કાલમા માણસોનુ ભક્ષણ રાક્ષસો કરતા એવી પ્રથા કોનાથી અને કયાંથી ઉદ્ભવી ? અને એ વાત કયા કાલના ગર્ભમાંથી બહાર આવી ? ॥

---

પંડિત સત્યવ્રત **સામશ્રમીજી**ની વ્યાખ્યાથી અલંકૃત, **ક્ષત્રિય કુમાર** શ્રી મહૃદય નારાયણ વર્મા કૃત **ભાષાનુવાદ** સહિત. મધુપુરસ્થ શાસ્ત્ર પ્રકાશ કાર્યાલયમા–સંવત્ ૧૯૬૩ મા છપ્યા હુવા. સામવેદ કૌથુમીશાખા ગૃહ્યકર્મ પ્રતિપાદક.

" गोभिल गृह्यसूत्र " ત્રિજા પ્રપાઠકના દશમા ખંડમાં—

પૃ. ૧૬૪ થી–**ચઉદમાથી તે ૩૧ મા સુધીના સૂત્રો.** તેની હિંદી ભાષાનો માત્ર ગૂજરાતી ભાષામા સાર લખીને બતાવી એ છિયે.

" तैष्या ऊर्ध्वं मष्टम्यां गौः ॥ १४ " §

" तां संधिवेला समीपं पुरस्तादग्ने रवस्थाप्यो पस्थितायां जुहुयात् यत्पशव प्रध्यातत्तेति ॥ १५ ॥ "

" हुत्वा चानुमंत्रयेतानु त्वामाता मन्यतामिति ॥ १६ ॥
" यव मतीमिरद्भिः प्रोक्षे दष्टकायै त्वाजुष्टां प्रोक्षामीति ॥ १७ ॥
" उल्मुकेन परिहरेत् परिवाजपतिः कविरिति ॥ १८ ॥
" अपः पानाय दद्यात् ॥ १९ ॥
" पीतशेप मध स्तात् पशो रवसिंचे दात्तं देवेभ्यो हविरिति ॥ २० ॥

ક્ષત્રિય કુમાર કૃત હિંદી ભાષાથી–ગુજરાતીમા ભાવાર્થ—" પોષ માસની પૂર્ણિમાની પછી આઠમ તિથિનો **ગૌ માંસ દ્વારા** માસાષ્ટકા કરે ॥ ૧૪ ॥ "

" સંધિવેલા ( રાત અને દિનકા સંજોગ સમય ) ના કાંઇક પહેલાં અગ્નિના પૂર્વ ભાગમા તે **ગાયને લાવીને રાખે.** પછી સંધિવેલા થાય ત્યારે " यत्पशवःप्रध्यात्त " આ મન્ત્રથી ઘીની આહુતિ દેઇને કાર્યારંભ કરે ॥ ૧૫ ॥ "

---

§ આ સૂત્રો જેના ઉપરથી લખાયાં છે તેની ગેર હાજરીમા–કલકત્તા વાપ્તિસ્તમિષણ યંત્રમા—ઇસ્વીસન ૧૮૮૦ મા છપ્યા હુવા.

ચન્દ્રકાન્ત તર્કાલંકાર કૃત ભાષ્યથી યુક્ત—' **गोभिल गृह्यसूत्र** " કે જે વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં છે તેમા સૂત્ર સંખ્યા ૧૮ ની છે તેથી ચાર સૂત્રનો ફરક છે.

" કાર્યારંભ સૂચક પૂર્વોક્ત આહુતિ આપે-પણ એ સમયે યવ મલેલું જલ, પવિત્ર છરા, શાખા વિશાખા, બર્હિ ઇધ્મ ઘી-બે સમિધા અને સ્તુવ એ સર્વ પણ પોતાની પાસ આવશ્યકતાનુ સાર સારી રીતે રાખે. " अनुत्वा " એ મંત્રનો પાઠ કરતો થકો ગાયને મારવાને માટે નિમન્ત્રણ આપે ॥ ૧૬ ॥ "

" અષ્ટકા દેવતાની પ્રીતિના માટે પ્રીતિ પૂર્વક સેવનીય તમને ધોવું છું એ મંત્ર ભણતો થકો તે વધ્ય ગાયને યવથી ભીંજેલા પાણીથી ધોવે ॥ ૧૭ ॥ "

" परिवाजपति. " ( छ. आ. १-१—१३, १० ) એ મંત્રને ભણીને એક મુઠી ખ(ડ) રજલા કરી તે બલતા ખ(ડ)રથી તે ગાયની પ્રદક્ષિણા કરે ॥ ૧૮ ॥ "

" તે ગાયને એક પાત્રમા પાણી પીવાને આપે ॥ ૧૯ ॥ "

" પીધા પછી જે પાણી બચે તેમા—" आत्तदेवेभ्यो हवि. " એ મંત્રને ભણીને તે ગાયના અધો ભાગને સિંચે ॥ ૨૦ ॥ "

" अथैना मुदगुत्सृण्य संज्ञपयंति ॥ २१ ॥ "
" प्राक् शिरस मुदक्पदीं देव दैवत्ये ॥ २२ ॥
" दक्षिणा शिरसं प्रत्यक्पदीं पितृदैवत्ये ॥ २३ । "
" संज्ञप्तायां तस्यां जुहुया द्यत्पशु मायु रक्तेति ॥ २४ ॥ "
" पत्नीचोदक मादाय पशो सर्वाणि श्रोतांसि प्रक्षालयेत ॥ २५ ॥ "

ભાવાર્થ—પછી મારવાને માટે પ્રસ્તુત ઋત્વિક્ ગણ તે ગાયને અગ્નિના ઉત્તર લાવીને કાપી નાખે ॥ ૨૧ ॥

જયારે દેવ કાર્ય નિમિત્તે ગાય મારી જાય ત્યારે પશુનું મસ્તક પૂર્વ દિશામા રાખે, અને ચારો પગ ઉત્તર તરફ રાખે.

અને જો પિતૃ કાર્યના માટે ગાયનો વધ થનો હોય તો પશુનુ મસ્તક દક્ષિણ દિશામા રાખે, અને તેના પગ સર્વ પશ્ચિમ તરફ રાખે. ॥ ૨૨-૨૩ ॥— ઉકત ગાય માર્યા પછી " यत्पशु " મંત્રથી હોમ કરે ॥ ૨૪ ॥ એમ યજમાનની સ્રી પાણીથી તે કાપેલા મસ્તકવાળી ગાયના—નેત્ર આદિ ઇંદ્રિય સારી રીતે ધોવે. માથામા નેત્રાદિસાથ, ચાર સ્તન, નાભિ, કેડનો ભાગ, ગુહ્યદેશ, એ ચ૩િદસ્થાન છે ॥ ૨૫ ॥

" अग्रेणनाभिं पवित्रेअंतर्धायानुलोम माकृत्य वपा मुद्धरन्ति ॥ २६ ॥
" ताशाखाविशाखयो. काष्टयो रज्ञ सज्या म्युक्ष्य श्रपयेत् ॥ २७ ॥
" प्रश्च्युतिनःयां विशसथेति ब्रूयात् ॥ २८ ॥

" यथा न प्राग ग्ने र्भूमिशोणितं गच्छेत् ॥ २९ ॥

" शृता मभिवार्योदगु द्वास्य प्रत्यभि घारयेत् ॥ ३० ॥

" स्थालीपाकावृता वपा मवदाय स्विष्टकृदावृता वाऽष्टकाये स्वाहेति जुहोति ॥ ३१ ॥

ભાવાર્થ—નાભિના સમીપ પવિત્ર એ છુપાવીને લોમાનુ સરણ ક્રમથી છરીથી નિમ્ન ગામી ચાલનથી કાપીને તેમાંથી વપા ( ચરબી ) નીકાલે ॥ ૨૬ ॥ અને નીકાલેલી વપાને શાખા વિશાખા નામક ખાખરની લાકડીના બનાવ્યા હુવા ઢાંકનના આધાર ઉપર રાખીને પાણીથી સામાન્ય રૂપથી ધોઈને અગ્નિથી સિદ્ધ કરે ॥ ૨૭ ॥ આ તરફ તે ગાયના નાભિના સમીપથી કાપીને મેદ નીકાલીને તે ગાયનું ચામડું નીકાલવાની આજ્ઞા કરે ॥ ૨૮ ॥ પરંતુ ચામડું કાઢતી વખતે એવું ન થાય કે અગ્નિના આગળ થઇ રૂધિર ( લોહી ) વહી નીકલે ॥ ૨૯ ॥ એ વપાને તૈયાર થતી વખતે તેમાં ઘીનો ઢાલ દેઈને ત્યાથી અગ્નિના ઉત્તર ભાગમા ઉતારીને રાખે અને ફરીથી તેમાં ઘીનો ઢાલ આપે ॥ ૩૦ ॥ અનંતર તે અગ્નિમાં પાકેલી વપા જે ઢડના કારણથી જમી જશે તેથી સ્થાલી પાકની રીતિથી અથવા સ્વિષ્ટ કૃતની રીતિથી ચ્રુપુથી કાઢીને તેમાથી લઇને " अष्टकाये स्वाहा " એ મંત્રથી હોમ કરે ॥ ૩૧ ॥ ઇત્યાદિ વિશેષ તે ગ્રંથથી જોઇ લેવુ. ।,

પશુનો કે મનુષ્યનો ઘાત ઇશ્વરે બતાવેલો કે માંસભંક્ષકોએ ?

પશુના સંબંધે કિંચત્ જણાવ્યું હવે મનુષ્યના સંબંધે જુવો—

---

" કૃષ્ણયજુર્વેદ તૈત્રિરીય બ્રાહ્મણ." પુનામાં છુપા હુવા. પૃ. ૯૭૨ થી ૯૭૩—મૂલ ( १ ) वाचे पुरुष मालमते ॥ ( २ ) आशायैजामिम् ॥ ( ३ ) प्रतीक्षायै कुमारीम् ॥

શાયણાચાર્ય કૃત ભાષ્યનો માત્ર ભાવાર્થ—

૧ વાગદેવતાના માટે—પુરૂષનો આલંભ અર્થાત્ વધ કર્યો જાય છે. ૨ તૃષ્ણાભિમાની દેવતા—આશા, તેના માટે જામિ અર્થાત્ જેનો ઋતુ ધર્મ નિવૃત્ત થયો હોય અને ભોગ કરવાને યોગ્ય ન હોય તેવી સ્ત્રીનો ' આલંભ ' ( વધ ) કર્યો જાય છે ॥ ૨ ॥

૩ પ્રતીક્ષાના માટે ' કુમારી ' એર્થાત્ જેનુ લગ્ન ન થયું હોય તેવી છોકરીનું ' આલંભ '—વધ કર્યો જાય છે ॥ ૩ ॥

આ પુરૂષમેધ પંચાહ સોમયાગમાં–બ્રાહ્મણાદિ કુમારો પર્યંત મનુષ્ય વિશેષરૂપ પશુઓનો આલંભ કર્યો જાવે ॥

આલંભના અર્થ માટે–આશ્વલાયની ગૃહ્ય સૂત્ર '–ગાર્ગ્ય નારાયણી વૃત્તિના પૃ. ૮૫ મા નીચે પ્રમાણે છે—

"यदि कारयिष्यन् मारयिष्यन् भवति तद्वाच दाता आलभेत एवं वदेत् ॥

અમરકોષ દ્વિતીય કાંડ ક્ષત્રવર્ગ શ્લોક ૧૧૨ તથા અભિધાન ચિંતામણિ મર્ત્યકાંડ લો. ૩૪ એ બન્ને કોષમા પણ 'આલંભ' શબ્દનો વધ અર્થ કર્યો છે

ऐतरेय ब्राह्मण–पृ ८५१ तकमां–'शुनःशेप' ની કથા લખી છે તેમા વશિષ્ટ, વિશ્વામિત્ર, જમદગ્નિ પ્રભૃતિ ઋષિઓ જે અધ્વર્યુ હોતા, બ્રહ્માઆદિ થયા છતા અજીગર્તના દ્વારા 'શુનશેષ' સ્તંભથી બંધવાયો ગયો, તેમજ તલવારથી કાપવાનો સમય પણ આવી પહચ્યો, તે વખતે 'શુંનઃશેપ' ને વિચાર થયો કે બ્રાહ્મણ, વસિષ્ટાદિ ઋષિઓ, મારવાને માટે સમ્મત થએલા છે એવુ જાણી વરૂણ દેવની પ્રાર્થના કરવા લાગ્યો. એટલે પાછલથી તેના બંધન છુટવા લાગ્યાં ઇત્યાદિ વિશેષ ત્યાંથી જોઇ લેવું ॥

એજ પ્રમાણે મહાભારતના વન પર્વમાં પણ નરમેધનું વર્ણન જણાવેલું છે.

આ કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીયમાં વિચારવાનુ કે—

વિષ્ણુના–ચોવીશ અને દશ એમ બે પ્રકારના અવતારો મનાયા છે, ચોવીશમાં ૨૦ મા, દશમા ૭ મા–અવતાર રામચંદ્રજી છે. તેમના ગુરૂ તરીકે વસિષ્ટજી મનાયા છે તેમના સમયમા આ 'શુનઃશેપ, યજ્ઞના સ્તંભે બધાયા છે.

ચાર અબજ અને બત્રીશ હજાર વર્ષે બ્રમ્હાનો એકજ દિવસ થાય, ત્યારે રામચંદ્રજીના સમય સુધી બ્રહ્માના દિવસો કે વર્ષો કેટલા થયા માનવા ? પ્રલય દશા પછી બ્રમ્હદેવે ચાર ઋષિઓને ચાર વેદો બતાવ્યા, તે બતાવતાં આ નરમેધ યજ્ઞ બતાવ્યો હશે ? અને તે કયા ધર્મ વિશેષ માટે ? અને તેવા નરમેધ યજ્ઞની ગણત્રી આજ સુધીમા કેટલી થએલી ? આ બધી વિચિત્ર પ્રકારની વાતો જોતા તેમજ પંડિત સત્યવ્રત સામશ્રમીજીના તથા તિલક મહારાજાદિના અને પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારો જોતા જરૂર કોઇ પૂર્વે ચાલતા સત્ય ધર્મથી વિપરીતપણે પંડિત માનીઓના તરફથી ધાંધલ ઊભુ કરવામા આવ્યુ હોય એવા અનુમાન તરફ જઇ શકાય કે નહી ? સત્યા સત્યનો વિચાર તે તો સત્ય શોધકો કરે ? ઇત્યલં ॥

## ત્રિજા યજુર્વેદમાંના કેટલાક મંત્રો અને તેનો બિભત્સ અર્થ.

વેદત્રયીમાંનો ત્રિજો યજુર્વેદ ઘણો પ્રાચીન અને અતિમહત્વનો ગણાય છે, કેટલાક પંડિતો તો વેદત્રયીને નિત્ય અપૌરૂષેય પણ કહે છે. તેવા અતિમહત્વના યજુર્વેદમાં મર્યાદા વિનાના મંત્રો કેવી રીતે દાખલ થવાને પામ્યા ? વેદત્રયીની પ્રસિદ્ધિ થયા પછી તે મંત્રોને પંડિતો કયાંસુધી ભણતા રહ્યા ? ભાષ્યકારે તેનો અર્થ કઇ પરંપરાથી કરીને બતાવ્યો ? એવી રીતના બીજા મત્રો કેટલા ઘુસી ગયેલા તારવી કાઢવા ? આ મર્યાદા વિનાના મંત્રોનો ભાષ્ય લખાયા પછી વેદો ઇશ્વરકૃત છે, નિત્ય છે, અપૌરૂષેય છે એવી ઉદ્‌ઘોષણા કયા વિચારથી ચાલવા દીધી ? આ બધો વિચાર કરવાનું જનાવી તે મત્રો અને તેના ભાષ્યના અર્થો લખીને બતાવું છું.

યજુર્વેદ–અધ્યાય ૨૩ મો, મંત્ર ૧૯ મો. શંકાકોષ શંકા ૪૨૯ મી. પૃ. ૬૫–૬૬ થી—

" गणानां त्वा गणपतिꣳहवामहे ॥ १९ ॥

આ મંત્રનો અર્થ મહીધર એમ કરે છે કે–યજમાનની સ્ત્રી, યજ્ઞશાલામાં સર્વ ઋત્વિ જોના દેખતાં ઘોડાની પાસે સૂઇ જાય અને કહે કે હે અશ્વ ? જેનાથી ગર્ભ ધારણ થાય છે એવું તારૂ વીર્ય છે તેને હું ખેંચીને મારી....( આ જગોએ બિભત્સ શબ્દ હોવાથી મીંડા મુકયાં છે ) મા નાખું અને તું તે વીર્યનું મારામાં સ્થાપન કર. "

મંત્ર ૨૦ મો—" ता उभौ चतुरः पदः संप्रसारयाव. '

યજમાનની સ્ત્રી ઘોડાના શિશ્નને પકડીને પોતેજ પોતાની ...મા મૂકે.

મંત્ર ૨૨ મો—" यकासकौ शकुन्तिका हलगिति वञ्चति "

યજ્ઞશાલામાં અધ્વર્યુ આદિ ઋત્વિજ લોકો–કુમારી તથા યજમાનની સ્ત્રીઓ સાથે ઉપહાસ પૂર્વક આંગલી વડે ...દેખાડીને કહે છે કે સ્ત્રીઓ જલદી ચાલે છે ત્યારે તેમની....માં હલહલા શબ્દ થાય છે, તથા જ્યારે ...એને શકુનિ પક્ષીની ચાચના જેવા શિશ્નનો સંયોગ થાય છે ત્યારે પણ એવોજ શબ્દ થાય છે. તથા ....અને....માંથી વીર્ય ઝરે છે. કુમારી અધ્વર્યુ પ્રતિ તેના...ને દેખાડીને કહે છે કે આ છિદ્ર સહિત તારા શિશ્નનો અગ્રભાગ તારા મુખ સમાન લાગે છે.

મંત્ર ૨૪ મો—" माताच ते पिताच तेऽग्रं वृक्षस्य रोहतः "

બ્રહ્મા યજમાનની સ્ત્રીની મશ્કરી કરીને કહે છે કે–અરે ? અરે ? મહિષિ ? જ્યારે તારા માતાપિતાએ પલંગ ઉપર ચઢીને તારા પિતાએ તારી માતાની....મા પોતાના મુષ્ટિતુલ્ય....ને મુકયું ત્યારે તારી ઉત્પત્તિ થઇ અથવા પોતાના....ને દેખાડીને કહ્યું કે તારી સાથે હું....ઇત્યાદિ ॥

મંત્ર ૨૧ મો—" उत्सक्थ्या अवगुदं धेहिसमञ्जि चारया वृषन् ॥ "

યજમાન ઘોડાને કહે છે કે–હે વીર્ય સેચન કરનારા અશ્વ ? તું મારી સ્ત્રીની જંઘા ઉંચી કરીને તેની ...માં તારા ...નો પ્રવેશ કર. તે....સ્ત્રીઓનુ જીવન છે, એ તેમનો ભોગ છે, માટે તે...ને તું....મા નાંખ. ॥

ઊપરના વેદ મંત્રો યજુર્વેદના ૨૩ મા અધ્યાયના છે, તેનો અર્થ ઊપર બતાવ્યા પ્રમાણે સનાતન ધર્મના પંડિત મહીધરે કરેલો છે. શું એ અર્થો માનવા ઊચિત છે ખરા ? સ્ટષ્ટિ ક્રમથી વિરૂદ્ધ નથી શુ ? જો કદાચ એ અર્થો લાયક હોય તો અમરા પૌરાણીઓ અર્થોને માન આપશે કે ? શુ આવા અર્થ કરવાથી વેદ ઉપરથી લોક રૂચી ઉઠી જવા સંભવ નથી કે ? જ્યારે મહીધરની વ્યાખ્યાની આ ગતિ છે તો પછી યુરોપ ખંડવાસીની ટીકાઓમા અશુદ્ધિ હોય તેમા નાવઇજ શી ? ઉપરોક્ત વેદ મંત્રના અર્થ પણ સનાતન ધર્મ છે કે ?

આમાં જરા વિચારવાનું કે–આ ઉપરના વાકયો ઇશ્વરથી પ્રગટ થએલાં કે કોઇ ભાંડ પુરૂષે વેદમાં ઘુસાડી દીધેલાં ? જે વચનો એક સાધારણ સભ્ય પણ પાંચ માણસોમા ઉચ્ચારણ ન કરી શકે તેવાં નિર્લજ્જ વાકયો વેદત્રયીમાંના ખાસ યજુર્વેદના મંત્રોમાં મંત્રરૂપે કેવી રીતે ઘુસવા પામ્યાં ? અને તેવા પ્રકારના મંત્રો વેદોમા પાછલથી કેટલા બધા ઘુસી ગએલાં ?

જો હુ ભૂલતો નહોઉતો–આ વાત વેદમા નથી એમ ઠરાવવા પાચ સાત વર્ષો પહિલા કોઇએ ગુજરાતી પત્રમા ચર્ચી હતી. ત્યારે તેનો ઉત્તર મૂલ મંત્રો અને તેની ભાષ્ય સાથે તેજ ગુજરાતી પત્રમા કોઇએ સત્યરૂપે પ્રગટ કરીને બતાતી હતી. અને વિશેષમા એ મંત્રોના અર્થને જનાવવાવાળું ચિત્ર–ગોધરા જીલ્લાના પ્રાયે દાહોદના એક મંદિરમા ચિત્રેલુ છે. એમ પણ જાહેરમા લખીને બતાવ્યું હતુ. ત્યારબાદ તે ચર્ચા ફરીથી બહાર આવી નથી.

એક સત્ય વસ્તુને પૂર્ણમાન આપનાર અને બીજો પોતાના દુરાગ્રહથી મત્યા સત્યને એક રૂપથી બતાવનાર આ બેમા ખરો આસ્તિક કોણ સમજવો ?

આર્યોના તહેવારોનો ઇતિહાસ. પૃ. ૪૩૫

शिरः सार्वं स्वर्गात् पशुपतिशिरस्तःक्षितिधरं ।
महीध्रा दुत्तुंगा दवनि मवने श्चापि जलधिं ॥
अधो गंगा सेयं पदमुपगता स्तोक मथवा ।
विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः भर्तृहरि

એક વખત સ્વર્ગમાંથી ઉતરેલી **ગંગા** નીચે જતાં અંતે **સમુદ્રમાં મળી** ગઇ. તેમ આપણી **ધર્મ રૂપી ગંગા**-સ્વર્ગ તુલ્ય વેદમાથી નીકલીને ઉપનિષદોના મસ્તકો ઉપર ઉતરી, ત્યાંથી–પુરાણો, મહાત્મ્યો, તંત્રો, ઉપરથી વહેતા વેહતા તેના પ્રવાહની હજારો શાખાઓ ફુટી છે. અને તેનું સ્વરૂપ અશુદ્ધ થઇ ગયું છે. આ **ધર્મ નદીનો પ્રવાહ** હાલમા કાદવ અને કચરાથી **દુર્ગંધિત થએલો છે.** આવી આ દનિષ્ટાવસ્થાને દૂર કરવાનો પ્રયત્ન આજ સુધી રામાનંદી સાધુ સંતોએ કરેલો છે. ”

આમા કિંચિત્ મારો વિચાર—

આ લેખ પણ સારી દૃષ્ટિથી વિચારવા જેવો છે–કારણ કે જે વેદોને સ્વર્ગ તુલ્ય કલ્પ્યા છે તે વેદો જો હિંસા કર્મથી દૂષિત ન થયા હોત તો તે વાત યુક્તજ થાત ? પણ તે હિંસા કર્મથી દૂષિત થવાથી તે વેદોને પણ વ્યવહાર કાર્યથી નિવૃત રહિ એક ખૂના ઉપર પડી રહેવાનો પ્રસંગ આવેલો જણાય છે. તેથી તે મૂલમાથીજ બગડેલું છે. તેનો સુધારો પુરતી રીતે કેવી રીતે થાય ? નજ થાય પણ ભવિષ્યમા વધારેને વધારેજ બગડતું જાય છે એતો એક કુદરતી જ ન્યાય છે. જે ધર્મ ગંગાને સ્વર્ગતુલ્ય વેદોથો નીકલીને–ઉપનિષદોના મસ્તક ઉપર ઉતરવાનું બતાવ્યુ છે તે ઉપનિષદોજ વેદના અનુષ્ટાનને અનાદરની દૃષ્ટિથી જુવે છે તો પછી વેદોની સ્વર્ગ તુલ્યતા કેવી રીતે ટકી શકે ? જે ઉપનિષદોએ વેદાનુષ્ટાનનો અનાદર કરી શુદ્ધતા બતાવવાનો પ્રયત્ન કર્યો છે તે પણ જૈન અને બૌદ્ધ ધર્મના તત્વોના સમાગમની વિશેષ અથડામણીમાં આવ્યા પછી કરેલો છે એમ યુરોપાદિકના અનેક પંડિતોના નિઃપક્ષપાત વિચારોથી પણ માલૂમ પડે છે. તેથી તે યાચિક મંડન જેવું થવાથી એકકથી એક ભિન્ન ભિન્ન દિશામા વહન કરતી હુઇ ઉપનિષદો પણ યથાર્થ ધર્મના માર્ગને ગ્રહણ કરી શકીયો નથી. **ઉપનિષદોના પછી ઘણા લાંબા કાલે** ખોટાં ઇરાદા પૂર્વક કેટલાક વિષયોમા જુઠાઃ લખાએલા–**પુરાણોમાં,** મહાત્મ્યોમા, અને તંત્રોમાં, તે ધર્મ નદીઓ કાદવ અને કચરાથી દુર્ગંધિત થાય તેમા શી નવાઇ ?

22

વળી વિચારવાનું કે-જે જૈન **ધર્મ** અહિંસા તત્ત્વને વળગી રહીને-દુનિયામા ચાલતા વેદોની હિંસક શ્રુતિઓની સાથે મૂલથીજ અથડાતો આવ્યો છે અને જેમનું વર્તન-સર્વજ્ઞ દેવના નિર્મલ પણાથી, તેમજ ગુરૂના નિર્મલ પણાથી, તેમજ તત્વના નિર્મલપણાથી, આજ સુધી દુનિયામાં અખંડિત પણાથી, સૂર્યના તેજ જેવુ ચલકી રહ્યુ છે, તેમના સાધુઓને તેમજ બૌદ્ધના સાધુઓને યાદ ન કરતા-કેવલ આજ કાલના રામાનંદી સાધુઓજ કનિષ્ટતાને દૂર કરવાવાળા લખીને બતબ્યા તેનો સો અર્થ ?

કેમકે-તે સાધુઓનુ મૂલ પણ કાદવ કચરાવાલા ધર્મથીજ ઉત્પન્ન થએલું હોવાથી, કયા શુદ્ધ શાસ્ત્રનો આશ્રય બતાવી ચાલતી કનિષ્ટતાને દૂર કરી શકશે ? લેખકનો છેવટનો વિચાર એવો હોય કે હાય બાપનો કુવો એ વિના બીજો કયો માર્ગ ?

સજ્જનો ? આ સમય દુરાગ્રહનો છે ? કહેવુંજ પડશે કે નથી. માટે વિચારવાનું કે-પ્રાચીન કાલથી **જૈનધર્મ બૌદ્ધધર્મ** તેમજ **વૈદિકધર્મ સાથે** સાથે અથડાતા આવ્યા છે અને તેમના ગ્રંથો પણ છપાઇને બહાર પડતા જાય છે વિશેષતા કયા ધર્મમાં છે તેનો નિર્ણય કરી પોતાના આત્માને ધર્મમા સ્થિર કરવાનો છે. આ ઠેકાણે આટલુંજ કહેવું બશ છે.

## જૈનધર્મની શુદ્ધતા માટે પંડિતોના વિચાર જુવો.

### હિંદ તત્વ જ્ઞાનનો ઇતિહાસ-પૃ. ૨૧૯ માં લખ્યુ છે કે—

" જૈન દર્શનનુ 'અનેકાંતવાદ' અને સ્યાદ્વાદનું સ્વરૂપ વિચાર શીલ બ્રાહ્મણોને પણ સ્પષ્ટ નહિ થવાથી જૈનોનું શાસ્ત્ર એકાંત નિશ્ચય જણાવનાર નહિ હોવાથી-મત્ત પ્રલાપ જેવુ છે, સ્વીકારવા યોગ્ય નથી. એવું ખોટું ખંડન કરવામાં આવ્યું છે. પરંતુ હરિભદ્રસૂરિ નામના જૈન વિચાર કે પક્ષપાત રહિત બુદ્ધિથી બ્રાહ્મણોના દર્શન શાસ્ત્રનાં-ભિન્ન ભિન્ન પ્રમેયો જેવીરીતે ઉકેલ્યાં તેવાજ દૃષ્ટિ બિંદુથી જૈન તત્ત્વ જ્ઞાનના પ્રમેયો પણ સમજવાની જરૂર છે. ચિરંતન વિચારકોએ કહ્યુ છે કે—

श्रोतव्य सौगतो धर्मः, कर्तव्यः पुन राहर्तः ।
वैदिको व्यवहर्तव्यो, ध्यातव्य परम शिव ॥

બૌદ્ધધર્મ-શ્રવણ કરવા યોગ્ય છે, જૈનધર્મનું ચારિત્ર્ય સેવવા યોગ્ય છે, વેદધર્મ-વ્યવહારમા પાલન કરવા યોગ્ય છે. અને પરમ શિવ અથવા પરમેશ્વર ધ્યાન કરવા યોગ્ય છે."

વિશેષ-જિનમંડન સૂરિકૃત-**કુમારપાલ પ્રબંધ** પત્ર ૪૯ ના પૃષ્ટ પહેલામાં-લખ્યુ છે કે-આ ઉપરનો લખેલો **શ્લોક** સરસ્વતી દેવીએ ભોજરાજાની આગલ મુકેલો છે. અને " **પરમ શિવ** " એનો અર્થ એ છે કે-જગતમા હોવા છતાં-જે જીવોએ કામ, ક્રોધ, મોહાદિક ષટ્રિપુનો સર્વથા નાશ કરી અને સર્વજ્ઞપણું મેલવી છેવટે મુક્તિપદ મેલવ્યું હોય તેજ પરમશિવ સંસારના જીવોને ધ્યાન કરવાને યોગ્ય હોય છે. નહી કે કામાદીકના વશમા પડેલા દેવો.

## હિંસક યજ્ઞોથી બગડેલા વેદમતમાં શુદ્ધતા કયાંથી આવે ?

શ્રી હેમચંદ્રાચાર્ય પોતે મહાવીરની સ્તુતિ કરતાં કહે છે કે-

हिंसाद्यऽसत्कर्मपथोपदेशा दऽसर्वविन्मूलतया प्रवृत्तेः
नृशंसदुर्बुद्धिपरिग्रहाच्च ब्रूम स्त्वदऽन्यागम म प्रमाणं १०

ભાવાર્થ—હે ભગવાન્ ? હે વીર ? તારા કથન કરેલા આગમ વિના બીજા વેદાદિ આગમો સત્ય પુરૂષોને સર્વ પ્રકારથી માન્ય થઇ શકે તેમ નથી. કારણ કે તે વેદાદિ આગમોમાં હિંસાદિક અસત્કર્મોના માર્ગનો ઉપદેશ હોવાથી, અને ધરમૂલથી અસર્વજ્ઞ પુરૂષોથી પ્રવૃત થએલો હોવાથી, અને નિર્દય તથા સ્વાર્થ દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષોથી ગ્રહણ થએલા હોવાથી અમો તેને અ પ્રમાણ કહીએ છીએ.

हितोपदेशात् सकलज्ञ क्लृप्तेर्मुमुक्षुसत्साधुपरिग्रहाच्च
पूर्वाऽपरार्थेऽप्यऽविरोधसिद्ध स्त्वदागमाएव सतां प्रमाणं ११

ભાવાર્થ--હે જિનેંદ્ર હે વીરપરમાત્મા ? તારાં કથન કરેલાં આગમોમાં સર્વ જીવોના હિતનો ઉપદેશ હોવાથી, તથા સર્વજ્ઞ પુરૂષોથી બંધારણ થએલાં હોવાથી, તેમજ મોક્ષા ભિલાષી સત્સાધુ પુરૂષોએ ગ્રહણ કરેલા હોવાથી, અને પૂર્વાઽ પરનો વિચાર કરતા વિરોધ રહિત હોવાથી, સત્પુરૂષોને પ્રમાણ રૂપે થએલા છે. પણ ઊપરના ૧૦ માં કાવ્યમાં કહેલા હેતુવાળાં આગમો પ્રમાણ રૂપે થએલા નથી ૧૨

यदार्जवादुक्त मयुक्तमन्यै स्तदऽन्यथाकार मकारि शिष्यै
न विप्लवोऽयं तव शासनेऽभू दहोअधृष्या तव शासनश्रीः १६

ભાવાર્થ--અન્યમતના સરળપુરૂષોથી મૂળમાં અયુક્તપણે કથન થએલુ પણ તે તેમના શિષ્યોને ગોઠતું ન આવતા-શ્રુતિઓને ફેરવતા ગયા. સ્મૃતિઓમાં

ઋષિઓ પણ ભિન્ન ભિન્ન વિચારો ગોઠવતા ગયા. અને પુરાણોની લીલાનું તો કહેવુંજ શું ? હે જીનેંદ્ર ! તમારા શાસનમા એ ઉપદ્રવ થઇ શકયો નથી તેનું કારણ એજ છે કે તમારા શાસનની ઠકુરાઇજ અધૃષ્ય છે અર્થાત્ તમારા શાસનમા કોઇથી પણ આઘુ પાછુ કરી શકાય તેમ છેજ નહી. ॥ ૧૬ ॥

આપણે વૈદિક મતના કથનથી જોઇએ છે તો પણ તેવુજ માલમ પડે છે શ્રુતિઓના ઉત્પાદક ઋષિઓ જંગલમાના કોઇ જુદા, ત્યારબાદ સંગ્રહના કરનારા પંડિતો જુદા, ઇશ્વરના નામથી પ્રસિદ્ધિમા મુકવાવાળા જુદાજ.

તેવાજ હાલ પુરાણકારોના પણ થએલા છે, કોઇનામાથી લીધું કાઇ, તો કોઇનામાથી લીધુ કાઇ, તેમા ઉંધું છ-તુ કરવાવાળા અનેક, દુનીયાનાની નજર આગળ મુકયા વ્યાસ એક, આવા પ્રકારના વૈદિક મતના લેખોમાથી સત્ય કેવી રીતે મેળવવું ? તો પછી તેના તત્વોને ગ્રહણ કરવા આતુરતા કયાથી થવાની છે?

જુવો કે હિંસાના દોષથી દૂષિત વેદો છે, અને ભિન્ન ભિન્ન દિશાને બતાવનારી ઉપનિષદો અને સ્મૃતિઓ પણ છે, અને પુરાણોમા પોકલતાનો પાર નથી તો પછી ખરા તત્વની ખોજ કયા વિષયથી કરી શકાય ? ન જ કરી શકાય તેથીજ પૂર્વેના પંડિતો થાકીને કહી ગયા છે કે—

श्रुतयोऽपिभिन्ना· स्मृतयोऽपिभिन्नाः नैकोमुनिर्यस्यवच प्रमाणं धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गत स पंथा. ॥

જો કદાચ પૂર્વના પંડિતો ને—વેદ, ઉપનિષદ્, સ્મૃતિ કે પુરાણોમાંના એક પણ સ્થલથી સત્ય ધર્મ તત્ત્વનો માર્ગ હાથ લાગ્યો હોત તો આવા નિરાશા ભર્યા ઉદ્ગારો શા માટે તેમને કાઢવા પડતા ? ન જ કાઢવા પડતા. આ તરફ સર્વજ્ઞ પુરૂષોના માર્ગનો આશ્રય લેનાર—તત્ત્વની મગરૂરીના આનંદના ઉછાલામાં આવી એવા ઉદ્ગારો કાઢતા ગયા છે કે—હે સર્વજ્ઞ ? હે ભગવન્ ? તારા શાસનના તત્ત્વની શ્રદ્ધા યુકત અમો નરક ને પસંદ કરીશું પણ તારા શાસનના તત્ત્વની શ્રદ્ધાથી રહિત અમોને સ્વર્ગની પણ ઇછા થતી નથી. એવા અનેક પ્રકારના ઉત્તમોત્તમ ઉદ્ગારો અમો પ્રસંગે પ્રસંગે જોઇ રહ્યા છીએ તે સર્વજ્ઞ પુરૂષોના સત્ય તત્ત્વોજ તેમની પાસેથી કઢાવી રહ્યા છે. એક તરફ વૈરાગ્યમાં આવેલા વૈદિક ધર્મના પંડિતોના વિરસ ભરેલા નિરાશાના ઉદ્ગારો અને બીજી તરફ સર્વજ્ઞના તત્ત્વોની મગરૂરીથી આનંદાતિરેકમાં આવેલા જૈન પંડિતોના ઉદ્ગારો

માં કેટલો અંતર છે? વળી પણ જુવો આજકાલના અનેક જૈનતર પંડિતો જૈન તત્ત્વ તરફ નજર ફેકનાર ના અમૃત મય ઉદ્ગારો–જૈનેતર દૃષ્ટિએ જૈન નામના પુસ્તકથી. તેમજ આ ગ્રંથના અંતમા જુવો જૈનેતર પંડિતોના લેખો. ત્યારબાદ દુરાગ્રહને દૂર રાખી જૈન તત્ત્વોનો અભ્યાસ કરીને જુવો એટલે માથુ ધુનાવવું જ પડશે કે વાત કહેલી સત્ય છે.

આ ગ્રંથમા કોઇ વાત ફરીથી જોવામા આવે તો તેમાં વિચારવાનું કે–કોઇ વાત ગ્રથની ભિન્નતાથી અને કોઇ વાત વિષયની ભિન્નતાથી બોધ માટે મુકવામાં આવી હશે તેના માટે પડિતો કહી ગયા છે કે—

× सज्झाय झाण तवोसहेसु उवएसेसु थुवइवयाणेसु।
संत गुणकित्तणेसु अ न हुंति पुण रुत्तदोसाओ॥ १॥

ભાવાર્થ––૧ પંડિત પાઠનો સ્વાધ્યાય કરનારા, ૨ ઓંકારાદિક એકજ વસ્તુનું ધ્યાન કરનારા, ૩ પોતાને મન ગમતો તપ કરનારા, ૪ પોતાને અનુકુલ પડતા ઔષધનું સેવન કરનારા, ૫ અનેક ભવ્ય જીવોને સ્મરણમા દઢ થાય તેવા ઉપદેશ કરનારા, ૬ અમુલ્ય ગુણ રત્નોથી ગુથેલી પરમેશ્વરની સ્મૃતિ કરનારા, ૭ અને સત્ય પુરૂષોના ગુણથી રંજિત થઇ તેમના ગુણનું કીર્ત્તન કરનારા, એકજ વાતનુ વારંવાર સેવન કરતા થકા પણ પુનરૂક્ત દોષના પાત્ર થતા નથી.

વળી બીજે ઠેકાણે સંક્ષેપમાં એમ પણ જણાવ્યું છે કે—

वक्ता हर्ष-भयादिभि राक्षिप्तमना स्तथा स्तुवन् निंदन्।
यत्पद मसकृद् ब्रूयात् तत्पुनरुक्तं न दोषाय॥ १॥

ભાવાથ–વકતા હર્ષથી પરવશ થએલો, કે ભયથી પરવશ થએલો આદિ શબ્દથી સ્વાધ્યાયાદિ કાર્યમા જોડાઇ ગએલો, સ્તુતિ કરતો કે નિંદા કરતો વારંવાર બોલતો થકો પુનરૂક્ત દોષવાલો ગણાતો નથી. એમ શિષ્ટજનો કથન કરી ગયા છે. ॥

ઇતિ વેદોની વાતોનો વિચાર કરતાં આ પ્રકરણ ૩૨ મું.

---

× छाया—स्वाध्याय—ध्यान—तपो—पथ्येषु उपदेशेषु स्तुतिप्रदानेषु साधुगुण कीर्तनेषु न भवंति पुन रुक्तदोषाः॥ १॥

# પ્રકરણ ૩૩ મું.

## ॥ શંકરદિગ્ વિજયમાંની વિચારણીય બે ચાર વાતો. ॥

ઇ. સ. સાતમા આઠમા સૈકાથી–કુમારિલ્લ ભટ્ટ, શંકરાચાર્ય આદિ વૈદિકમતમાં જે પંડિતો થયા છે તેઓ બેશક મોટા પંડિતો હતા પરંતુ તેઓ ન્યાય નીતિનો સત્ય માર્ગ છોડી મોગલાઇ વિચારના થયા તે ખેદ પામવા જેવું થયુ છે. તેઓને ભગવાન ઠરાવવા માધવાચાર્યે સર્ગ ૧૬ નો "શંકરદિગ્વિજય" નામનો ગ્રંથ લખ્યો છે તેમાં સભ્યતાનો કે સત્યતાનો વિવેક જલવાએલો નથી. વળી બીજો આનંદગિરિ પંડિતે પણ તેવો ગ્રંથ લખ્યો છે. તેમાં પણ સભ્યતા કે સત્યતા જલવાઇલી નજરે પડતી નથી. વળી હાલમાં "આદ્યશંકરાચાર્ય યાને જગદ્‌ગુરૂ જીવન કથા."

માધવગ્રંથાનું સારથી કિરણ ૧૬ રૂપે થોડુ ઘણુ લખી સંવત્ ૧૯૮૬ માં પુરૂષોતમરાય ગવાડ કરે બહાર પડાવ્યો છે પરંતુ આવા પ્રકાશના સમયમા પ્રમાણ વિનાના તેવા ગ્રંથો વારંવાર બહાર પડાવી આપણા સમયનો અને ધનનો દુરૂપયોગ ન થવો જોઇએ.

એવા પ્રકારના ગ્રંથો જે જે લખાયા છે તે–દુનીયાને તત્ત્વ આપવાને માટે, કે શાંતિ આપવાને માટે લખાએલા નથી, પણ સત્યતા રહિત પ્રમાણ વિનાના કેવલ આપસ આપસમા વૈમનસ્યજ વધારવાને માટે લખાએલા છે.

તેના નમુના દાખલ બે ચાર વાતો સત્યા સત્યનો વિચાર કરવા લખી બતાવું. છું, તેના અનુસારે બીજી વાતો વાચકને સ્વતઃ વિચારવાની ભળામણ કરી દઉ છું.

### સર્ગ ૧ લો શ્લોક ૯૮ માનો ટુંક સાર અને નીચે તેનો વિચાર–

(૧) "બ્રહ્માદિક દેવોએ કૈલાસમા જઇને શંકર દેવને કહ્યું કે–વિષ્ણુએ બૌધ શાસ્ત્ર રચ્યાં. તેનો ફેલાવો થતા વેદાદિકને હાનિ પહોચી, તેઓ કહે છે ઢોંગ છે, આ જીવિકા માટે છે, એમ કહીને નિંદ્યા કરે છે.

શંકરદેવે કહ્યું હું મનુષ્ય દેહ ધરીને શંકર નામે પ્રગટ થઇશ, વિષ્ણુ અને શેષને–વેદની ઉપાસના કાડનો ઉદ્ધાર કરવા મેજ આજ્ઞા કરી હતી, પણ

હવે જ્ઞાનકાંડનો ઉદ્ધાર હું કરીશ. તમો સુગતોને જીતી વેદ ધર્મની મર્યાદા સ્થાપન કરો. તમને સહાય થવા–બ્રહ્મા મંડન નામે, ઇંદ્ર સુધન્વાનામે, અને કાર્તિકેય–ભટ્ટપાદ નામે, અવતરસે. તે પ્રમાણે બધી ગોઠવણ થઇ ગઇ પણ સુધન્વા ભટ્ટપાદની વાટ જોતા સુગતોમાં ભળ્યા. ભટ્ટપાદ કર્મકાંડનો ઉદ્ધાર કરીને દિગ્વિજય કરતા સુધન્વાની નગરીમા આવ્યા. રાજાએ સુવર્ણ આસન આપી સત્કાર કર્યો, સુગતો પણ બેઠા પણ વાદમા બૌધો હાર્યા ઉપદેશ આપતાં રાજાએ કહ્યું વધારે વિદ્વાન જીતે એમાં શું ? પર્વત પરથી પડતાં જેનો નાશ ન થાય તે સાચો, એ વાત કબૂલ રાખી ભટ્ટપાદે કહ્યુ કે–“ વેદો પ્રમાણ ભૂત હોય તો મને આચ આવશો નહી.” એમ વેદોનુ સ્મરણ કરી પર્વત ઉપરથી પડતાં તાજામાજા નીચે આવ્યા × બૌધોંએ કહ્યું એ નિર્ણય સાચો નથી. ક્રોધાયમાન રાજાએ કહ્યુ કે–હું એક પ્રશ્ન કરૂ છુ ખોટા પડશો તો યંત્રમાં ઘાલી નાશ કરાવીશ, એમ કહી મોઢું બંધ કરેલો ઘડો મંગાવ્યો. આમાં શું છે ? ઉત્તર બન્નેની પાસે માગ્યો. બૌધોએ એક દિવસની રજા માગી, બીજે દિવસે બ્રાહ્મણો આવ્યા, સુગતોને બોલાવ્યા, મંત્રવાદી ક્ષપણકથી જાણી બૌધોએ “ ઘડામાં કાલો સર્પ બતાવ્યો ” આ વાત સાચી જાણી રાજા મૂર્છાવત્ થઇ પૃથ્વી પર પડયો. કારણ કે–વેદ ધર્મનો પરાજય અને ભટ્ટપાદનો નાશ મારા હાથે થશે ? ભટ્ટપાદે રાજાને ધીરજ આપી સૂર્યની ઉપાસનાથી શેષ શાયી વિષ્ણું બતાવ્યા. ત્યાં એકઠા થએલા સંખ્યા બંધ બૌધોનો અને જૈનોનો નાશ કરાવ્યો. અને સેવકોને આદેશ કર્યો કે–દક્ષિણમાં સેતુ બંધ રામેશ્વર સુધી, ઉત્તરમા–હિમાલય સુધી, બૌધોનો નાશ કરો. ત્યારબાદ ભટ્ટપાદના કર્મ કાંડની પ્રવૃત્તિ થઇ. અને જ્ઞાન કાંડની પ્રવૃત્તિના માટે શંકર દેવે ઇછા કરી. ॥ ઇતિ.

આ ઉપોદ્ઘાતના સર્ગ ૧ લામા ટુંક વિચારવાનું કે––

આ ગ્રંથ અલંકારાદિકથી કાવ્યના ગુણવાલો છે. અને ન્યાય શાસ્ત્રને સોભાવનારો પણ છે. પરંતુ તેમા કેટલાક કલ્પિત વિચારો ગોઠવતાં તેમના ખ્યાલમાં કેમ નહી આવ્યા હોય ? તે આશ્ચર્યની સાથે ખેદ પામવા જેવું છે.

(૧) “ આ સર્ગ પહેલામાં તેમને જણાવ્યું છે કે–બ્રહ્માદિક દેવોએ મહાદેવને ફરીયાદિ કરી કે–વિષ્ણુએ બૌધ્ધોનાં શાસ્ત્ર રચીને વેદાદિકને હાની પહોચાવી. ”

× શંકર જીવન કથાની ટીપમા–જણાવ્યું છે કે–વેદો પ્રમાણ ભૂત હોય તો એમ સંદિગ્ધ બોલતા એક આખ ફુટી હતી.

આમાં વિચાર થાય છે કે–આ વાત સત્ય હશે કે સર્વથા અસત્ય? યુગ યુગમાં અવતાર ધારણ કરી ભક્તોના ઉદ્ધારક એવા અનાદિકાલના વિષ્ણુ ભગવાને બૌધ્ધોના શાસ્ત્ર ખોટા રચ્યાં હશે? તેમના કાર્યમાં બ્રમ્હાદિક દેવોથી હાથ ઘાલી શકાય? વેદાદિકને હાનિ પહોચતા બૌદ્ધ શાસ્ત્રોને ગુમ કરવાની શક્તિ શું તેમનામા ન હતી?

યુગ યુગમા ભક્તોની રક્ષા કરવાળા વિષ્ણુ ભગવાનના કાર્યમા પૂર્વે કોઇ કાલમા બ્રહ્માદિક દેવો પડેલા જણાતા નથી તો પછી આ કલિ કાલમાં શા માટે પડયા? આવા તદ્દન કલ્પિત વિચારો મોટા મોટા પડિતોને લખવા છાજે?

### " વેદો પ્રમાણ ભૂત હોય તો મને આંચ આવશો નહી "

સોગન ખાઇ સત્ય મનાવવા જેવા વેદોને આજ કાલના પાશ્ચિમાત્ય પંડિતોએ બાલખ્યાલ જેવામા શાથી ગણી કાઢયા?

મુખબંધ ઘડામા બૌધ્ધોનો બતાવેલો ' સર્પ ' સાચો હતો, છતા રાજાને મૂર્છા, પક્ષપાતની નહી તો પછી શાની?

ત્યા ભેગા થએલા સખ્યાબધ બૌધ્ધોનો અને જૈનોનો નાશ કરાવી બીજા રહેલા દૂર દૂરના બૌધોનો નાશ કરાવ્યો, તે પડિતપણાથી કે કેવલ જંગલીપણાથી?

ભટ્ટપાદે જૈનોનો અને બૌધ્ધોનો નાશ કરાવી વેદના–કર્મકાંડની પ્રવૃત્તિ કરાવી, તે શું યોગ્ય સત્ય સ્વરૂપની હતી? જો યોગ્ય સત્ય સ્વરૂપની હતી તો પછી તેને દબાવી દઇને જ્ઞાનકાડના ઉદ્ધારની ઇછા શકર દેવે શા માટે કરી? આ બધા ઉપરના લેખમા સત્ય શુ છે અને અસત્ય શું છે તેનો વિચાર કરવાની ભળામણ કરૂ છુ. વેદ એટલે જ્ઞાનીઓનો પથ ગણાય–ભટ્ટપાદાદિક આ બધા તેના પ્રવર્તકો જ્ઞાન પથના હતા કે ધોકકા પથના? મોટા પંડિતોને વધારે શુ લખુ

---

### સર્ગ ૨ જો શ્લોક ૯૩ નો–શકરનો જન્મ–

વૃષાદ્રિપર મહેશ્વર સ્વયંભૂલિંગ રૂપે પ્રગટ થયા, રાજશેખર રાજાએ દેવલ બનાવ્યુ, ત્યા બક્ષીસવાળા ગામમા વિદ્યાધિરાજ પંડિતને ત્યા શ્રી શકરદેવ–

પુત્ર પણે **શિવ ગુરૂ** નામથી ઉત્પન્ન થયા. યોગ્ય વયે લગ્ન થયા પછી, પુત્રના માટે શિવનુ આરાધન કર્યું. સ્વપ્નમા શિવે જણાવ્યું કે–લાંબા આયુષ્યવાળો અજ્ઞ જોઇએ છે કે–સ્વલ્પાયુષ્યવાળો સર્વજ્ઞ ? તેમને સર્વજ્ઞની માગણી કરી એટલે મહાદેવ પોતે અંશાત્મરૂપ શાકે ૬૧૦ મા પુત્ર પણે આવી ને ઉત્પન્ન થયા અને શંકર નામ પાડ્યું.

આમાં શુ સત્ય અને તે કેટલું તે વિચારવાનું—

મહેશ્વરને લિંગ એક માનવું કે બે માનવા ? એકજ માનીએ તો જુદુ એકલું તેમના અંગથી છુટુ પડી કેવા સ્વરૂપથી પ્રગટ થયું ?

બીજી વાત એ છે કે–ફરીથી તેજ સમયમાં ભગવાન પોતે સાક્ષાત્ શિવ ગુરૂ નામે જન્મ્યા છે. શંકર સ્વરૂપના શિવ ગુરૂએ પુત્રના માટે શંકરનું આરાધન કરી શંકર સ્વરૂપનો પુત્ર શંકર નામે મેળવ્યો. સત્યના ગવેષક પંડિતોને શંકર કોણ હતા તેનુ નામ નીશાણ જડતું નથી. આમાં સત્ય શું ?

---

સર્ગ. ૩ જો–શ્લોક ૯૩ નો સહાચ્યભૂત દેવોના અવતાર—

૧ વિષ્ણુ–પદ્મપાદ, ૨ પવન–હસ્તામલક, ૩ વાસુદેવ–તોટકાચાર્ય ૪ નંદીકેશ્વર–ઉદંક, ૫ બ્રહ્મા–મંડનમિશ્ર, ૬ બૃહસ્પતિ–આનંદગીરિ, ૭ અરૂણદેવ સનંદન, ૮ વરૂણ દેવ–ચિત્સુખ ૯ બીજા દેવતાઓએ પણ સેવા માટે બ્રાહ્મણોના અવતાર ધારણ કર્યાં.

બ્રહ્માની સ્ત્રી જે સરસ્વતી હતાં તે પણ મંડન મિશ્રની સ્ત્રી થવા નીકલી ભૂતલપર આવીને જન્મ્યાં.

આ ત્રિજા સર્ગમા વિચારવાનું કે—

કાવ્યાદિક વિશેષ જોવાની ઇચ્છા હોય તેમને તો ત્રિજો સર્ગજ વાંચવાની ભલામણ કરૂ છું.

૧ પણ શંકરના સમયમાં અવતાર લેવા આવેલા–આ બધા દેવોમાં " બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ મહાન્ દેવો છે કેમકે–સૃષ્ટિની આદિમાં ચાર ઋષિઓના હૃદયમાં ચારેવેદોનો પ્રકાશ કરવાવાળા તે બ્રહ્મા છે.

( ૨ ) વખતો વખત અવતાર ધારણ કરી ભક્તોનું દુ:ખ દૂર કરવા આ દુનીયામાં ઉતરી પડનાર–મહાન્ ગ્રંથ ગીતાથી પ્રસિદ્ધિને પામેલા વિષ્ણુ છે.

( ૩ ) ઋષિપત્નીઓની લજ્જા લુટતા ઋષિઓના શાપથી લિંગ ત્રુટી પાતાલમાં પેસતાં તેની પાછલ ગયા તે મહાદેવ છે.

પરંતુ આ ત્રણે મહાન્ દેવોનું સ્વરૂપ પુરાણોનાં ઘણા વિચિત્ર પ્રકારનું લખાયેલું થોડુ થોડું લખીને બતાવું તો કાંઇક વિશેષ બોધના માટે થશે પણ શ્રમ નિષ્ફલ નહી જાય.

સર્ગ ૧ લા માં—શંકર દેવે–દેવતાઓને કહ્યું હતું કે–સુગતો ને જીતી વેદ ધર્મની મર્યાદા સ્થાપો, સાહાય્ય માટે–મંડન, સુધન્વા અને ભટ્ટપાદના સ્વરૂપે બ્રહ્મા, ઇંદ્ર અને કાર્ત્તિકેય આ ત્રણ દેવોને મોકલ્યા હતા. બાકીના પણ બીજા દેવો દૂનીયામા ઉતરી પડેલા આ ત્રિજા સર્ગમા બતાવેલા છે. થોડા ઘણા સ્વર્ગની રક્ષા માટે રહ્યા હોય તો તે જુદી વાત છે. પણ પ્રથમ ત્રણ મોટા દેવોની સ્થિતિ થોડી ઘણી તપાસ્યા પછી બીજાઓને તપાસી સ્યુ ?

પ્રથમ બ્રમ્હલોકમા સરસ્વતીની સાથે અનાદિકાલથી વાસ કરીને રહેલા બ્રહ્માના સબંધવાળા પુરાણોના લેખો ટુંકમા વિચારી જોઇએ–ઇ. સ. ૭ । ૮ મા સૈકામાં બ્રહ્મા મંડન રૂપે આવેલા છે પરંતુ

( ૧ ) ભાગવત—સ્કંધ ૩, અધ્યાય ૩૭ માં—

બ્રહ્માને–રીંછ, અને હરણનુ મોહથી રૂપ ધરીને તેવું રૂપ ધરીને ભાગેલી પુત્રીની પાછલ ભાગતા બતાવ્યા છે તે કયા કાલના ?

( ૨ ) મત્સ્ય પુ. અ. ૩ મા–બ્રહ્માને શતરૂપા સાથે દેવતાઓના'સો, 'સો, વર્ષો ક્રીડા કરતા બતાવ્યા છે તે શું સરસ્વતી છોડીને આવ્યા હશે ? આ વાત કયા કાલની હશે ?

( ૩ ) પદ્મપુ. સ્ટષ્ટિખંડ અ. ૧૭ માં–બ્રહ્માએ બીજી સ્ત્રી કરી પણ પહેલીને મનાવતા શાપના વશથયા. આ અસંતોષ કયાકાલે ?

( ૪ ) વિષ્ણુ પુ૦માં–મેરૂ પર્વત જેટલા અંડમા બ્રહ્મા એક હજાર વર્ષ બાધા જગતને લઇને રહ્યા પછી બહાર આવ્યા. આ વાત કઇ સૃષ્ટિના સંબધે બનેલી ? ( હિંદુ૦દેવો પૃ. ૧૨૭ )

( ૫ ) વરાહપુ સયાચક્રના અ. ૧૨૫ માં–પ્રજાપતિને અને મહાદેવને ઉત્પન્ન કરનાર વિષ્ણુ બતાવ્યા છે તો આદિના વિષ્ણુ કે બ્રહ્મા ?

( ૬ ) શિવપુ૦વિદ્યેશ્વરસં૦અ ૬ મા—સુતેલા કૃષ્ણને જગાડીને હું તારો નાથ છુ કહી બ્રહ્માએ સેવા માગી વિષ્ણુએ કહ્યું હુ તારો નાથ, એમ હુ અને તું કરતાં મોટી લડાઇ જામી દેવતાઓ પણ ભયભીતથયા.

( ૭ ) શિવપુ૦જ્ઞાનસં. અ. ૧૬થી ૧૮ માં—

શિવના લગ્નમાં પાર્વતીનું રૂપ દેખતા બ્રહ્માનું વીર્ય નીકલી પડયું અસંખ્ય છોકરાઓ ઉત્પન્ન થઇ ગયા, ત્યારે પેલી બે ત્રણ સ્ત્રીઓથી કેટલાં છોકરાં થયાં હશે? તે કાંઇ જાણવામાં આવ્યું નથી? દ્વાપરયુગના શિવ છે તેમના લગ્નમાં બ્રહ્મા ક્યાંથી આવ્યા ?

( ૮ ) સ્કંદપુ. ખં. ૩, અ. ૪૦ મા—

પુત્રીની સાથે રમવાની ઇચ્છાવાળા બ્રહ્માને દેવોએ અને બ્રહ્મણોએ ખૂબ નિંદ્યા. શિવે વ્યાધરૂપ ધરીને વીંધી નાખ્યા. તેથી મૃગનક્ષત્ર રૂપે થયા. શિવ આદ્રાનક્ષત્ર થઇ પાછલ પડયા છે આજે પણ તેવા સ્વરૂપનાજ છે. મંડન થવા કયાથી આવ્યા હશે ?

( ૯ ) મહાભારતાદિ પુરાણોમા પાંચમુખના બ્રહ્મા—

( હિંદુ૦દેવો પૃ. ૧૨૮થી )

" મનુષ્યરૂપ ધરતા બ્રહ્મામાંથી— 'શતરૂપા, પેદાથઇ. મોહથી જોવા લાગ્યા. હાલી શકતા ન હતા, તે દૂરખસી દિશાઓ બદલતી. તેથી ચાર મુખ કરવાં પડયાં. મૂલની સાથે પાંચ થયાં. એક કપાયું તે નીચે પ્રમાણે—ત્રણ દેવોમાં મોટા નાનાની તકરારમાં શિવનાક્રોધમાના ભૈરવે પાચમું કાપીનાખ્યું.

ચાર મુખથી ચાર વેદો નીકલ્યા પણ બતાવ્યા.

(૧૦) સ્કંદપુ. ખં. ૬, અ. ૧૭૯ થી ૧૯૪ સુધી શ્લોક ૬૦૦ માં યજ્ઞ કરતા બ્રહ્મા—

કલિકાલમાં પુષ્કર તીર્થમાં બ્રહ્માએ યજ્ઞ કરવા માંડયો. વિઘ્ન કરતા ત્યાંના બ્રાહ્મણોને નમસ્કાર કરી, મર્યાદા કરી આપી, ત્યારે બ્રહ્માને રજા મળી. સાવિત્રીને આવતા વિલંબ થતાં ગોપ કન્યા મંગાવી લગ્ન કરી કામ ચલાવ્યું. તે યજ્ઞ વખતે ઘણા ઘણા ઉત્પાતો થયા. સાવિત્રીએ પણ બ્રમ્હાદિકોને શાપો આપ્યા વળી નદી રૂપ થવાના પણ શાપો આપ્યા.

વિચારવાનું કે—સૃષ્ટિની આદિમા વેદોના પ્રકાશક અનાદિકાલના બ્રમ્હાએ કલિકાલમાં પ્રગટ થઇ આ બધું દુઃખ શું મેળવવાને વેઠ્યું ? બ્રાહ્મણોને નમસ્કાર કરવો પડયો, આ બેમાં સત્તાવાળું કોણ ? અને આમાં સત્ય શું ?

(૧૧) સ્કંદપુ૦ ખં. ૧ અરૂણોદય અ. ૮ થી ૧૫

કલ્પના પ્રારંભમાં મહાદેવજીએ ડાબા જમણા અંગથી બ્રમ્હા વિષ્ણુ પૈદા કર્યા, પછી બધી સૃષ્ટિ ઉત્પન્ન થઇ.

વિચારવાનું કે—ચારો વેદોમાં તો સૃષ્ટિની આદિ કરનાર અને સૃષ્ટિનો અંત લાવનાર બ્રમ્હા લખાયા છે. તો પછી સૃષ્ટિની આદિ કરનાર આ મહાદેવજી કયા નવીન વેદથી પ્રગટ થયા હશે ? આ સંપૂર્ણ વૈદિક મતનો અભ્યાસ કરી જોતાં વિચાર થાય છે કે આ વૈદિકમત કેવા કેવા સત્પુરૂષોના હૃદયમાથી કેવા કેવા પ્રકરના સત્ય તત્ત્વરૂપ અમૃતના જરાઓ છુટતા રહ્યા છે તે આપસ આપસના લેખોના મેળથી વિચાર કરવાની ભળામણ કરૂ છું. હું કયા સુધી લખી લખીને બતાવવાનો છુ ? આ સિવાય પણ ઘણા વિચિત્ર પ્રકારના લેખો બ્રમ્હાના સંબંધે લખાયલા છે તેનો અને સાથે દિગ્‌વિજયના લેખનો વિચાર કરવાની ભલામણ કરૂં છું.

મોટા મોટા પંડિતો થઇ ઉંધા પાટા બંધવવાના પ્રયત્નવાળા દેખાતા હોય ત્યાં ભોલી અજ્ઞાન પ્રજા સત્ય તત્વ મેળવવાને ભાગ્યશાળી કયાંથી બને ? જગો જગોપર આવી સ્થિતિ થઇ રહેલી જોતા ઘણો ખેદ થાય છે પણ કહેવું કોણે ?

બ્રમ્હારૂપે મંડનમિશ્ર સત્ય હતા કે અસત્ય હતા, તેટલો વિચાર આ લેખમાથી કરવાનો. હવે વિષ્ણુ રૂપ પદ્મપાદને તપાસીએ.

( આ બ્રમ્હાનો સંબંધ જુવો—તત્વત્રયી પૃ ૧૭૨ થી ૧૯૮ સુધી )

હવે પદ્મપાદ વિષ્ણુનો ટુંકમા વિચાર કરીને જોઇએ—

વિષ્ણુ—પદ્મપાદ રૂપે જન્મ્યા તે તો પુરાણોમા વિચિત્ર પ્રકારના લખાયા છે તે હશે કે બીજા ? તેતો મને સત્ય રૂપના નથી જણાયા તેથી બીજાઓને ખાત્રી થવા થોડુક લખીને બતાવું છું—

(૧) ભાગવતે—નાભિ રાજાના યજ્ઞમાં વિષ્ણુ પધાર્યા, પુત્ર થવાનું કબુલ્યું. ઋષભદેવ પણે જન્મ્યા. પણ ત્યાંથી આર્હતનો નાસ્તિક ધર્મ પ્રગટયો આ લેખક સત્યવાદી કેટલા હશે ? (તત્ત્વત્રયી. પૃ. ૧૧૫ થી ૧૨૬ સુધી )

(૨) સ્કંદપુ. ખં. ૩ અ. ૧૪-૧૫--

દેવોના યજ્ઞ વખતે વિષ્ણુ બાણ ચઢાવી ધ્યાનમાં બેઠેલા, જાગૃત કરવા ઉધેઇઓથી ધનુષ દોરી કપાવતા માથુ કપાઇને ઉડી ગયું. વિશ્વકર્માએ સૂર્યના ઘોડાનું માથુ બેસતું કરીને આપ્યું. ત્યાથી હયગ્રીવ વિષ્ણુના નામથી પ્રસિદ્ધ થયા. માથુ ગયું. પણ સદાના માટે જીવતા મનાયા ?

( જુવો તત્વત્રયી. પૃ. ૧૯૯ થી ૨૦૪ સુધી )

(૩) મત્સ્યપુ. અ. ૧૫૨ થી--

દેવ દાનવોની મોટી લડાઇમા **વિષ્ણુના** સમક્ષ **તારકાસુરે** કરોડો દેવતાઓને માર્યા. એટલુજ નહી વિષ્ણુ પોતે પણ તે વાઘના સપાટામાં પશુરૂપ થઇ ફસાયા.

સ્કંદપુ. ખં. ૧ અ. ૧૫ થી ૧૮ મા--

તારકાસુરે લડાઇમા દેવતાઓનો નાશ કરવા માડયો, વિષ્ણુએ દેવોને નાશી જવાનુ કહ્યું પણ કાંઇ કરી શકયા નહીં. ત્રાસેલા દેવોએ સરના સ્તંભમાના તરતના કાર્ત્તિકેયથી જય મેળવ્યો.

૨ તુલસીરામાયણ બાલકાડમાં

શિવના ધ્યાન વખતે મહાબલિષ્ટ **તારકાસુર** ઉત્પન્ન થયો, નાશ થતા દેવો બ્રમ્હા પાસે ગયા. બ્રમ્હાએ શિવ પાર્વતીથી ઉત્પન્ન છ મોઢાના કાર્ત્તિકેયથી જય જોયો.

ટુંક વિચરવાનું કે-બ્રહ્માદિ ત્રણે દેવો-આ તુછમાત્ર એક અસુરના આગળ રાક જેવા મોટી મોટી સત્તાવાળા સાચા છે ?

( જુવો આ બધો વિચાર તત્વત્રયી. પૃ. ૨૦૪ થી ૨૨૧ માં )

(૪) બ્રમ્હાંડપુ. ની એકાદશીની કથામાંના વિષ્ણુ--

શ્રી કૃષ્ણે મુરૂ દૈત્ય સાથે-દિવ્ય હજાર વર્ષ સુધી બાહુ યુદ્ધ કર્યું, છેવટે જીવ લઇને નાઠા, અને એકજ દરવાજા વાળી ૧૨ ગાઉની ગુફામા જઇને સુતા. આ બધી કથા ઉધી છત્તી કયાંથી લાવીને ગોઠવાઇ ? ( જુવો તત્વત્રયી. પૃ. ૨૧૧ થી ૨૧૫ )

(૫) માર્કંડેયપુ. અ. ૭૮ માંના-મધુ અને કૈટભ.

આ બે દૈત્યો વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થઇ-નાભિ કમલમા ભરાઇ રહેલા બ્રમ્હાને મારવા દોડયા. જાગીને ઉઠેલા શ્રી કૃષ્ણે પાચ હજાર વર્ષ સુધી

બાહુ યુદ્ધ કર્યું પણ છેવટે નાશી છુટયા. બંન્ને દેવોમાંનો સત્તાવાળો કયો દેવ? વાત કયાથી ગોઠવાઇ?

વાયુ પુ અ ૨૪-૨૫ માં-બ્રમ્હાજીએ-મહાદેવજી પાસે પુત્રની માગણી કરી છે. અચાનક ઉત્પન્ન થએલા મધુ અને કૈટભથી ભયભીત થઇ બ્રમ્હા વિષ્ણુના શરણે ગયા.

વિચારવાનુ કે-સૃષ્ટિની આદિમાં વેદોના પ્રકાશક, જગત્‌ના કર્તા, ચારો વેદથી પ્રસિદ્ધ, તે બ્રમ્હા શિવથી પુત્ર માગનાર, અને એ દૈત્યોના ભયથી વિષ્ણુ શરણે, આ બધી વાતો કયાથી? ( જુવો તત્વત્રયી. પૃ. ૨૧૯ થી ૨૨૩ )

(૬) મત્સ્યપુ અ ૧૫૧-શુંભ અને નમિ એ બે દૈત્યોના મારથી ગરૂડ અને વિષ્ણુ બન્ને યુદ્ધમાથી ભાગ્યા.

વિચારવાનું કે-એ દૈત્યો માત્રથી નાશ ભાગ કરનાર વિષ્ણુ ભગવાનને ગીતામા યુગ યુગમા ભક્તોના રક્ષક, પુરાણોમાં મોટી મોટી સત્તાવાળા, થાભલામાથી નૃસિંહ રૂપે નીકલી પ્રલ્હાદના પક્ષ કારક. જે વિષ્ણુ બતાવ્યા છે તે વાસુદેવજ છે દેવો નથી. પાચમા પુરૂષસિંહ વાસુદેવનેજ નૃસિંહ કલ્પ્યા છે થાંબલામાથી બીજા નથી નીકલ્યા. ( જુવો તત્વત્રયી. પૃ. ૨૨૪ થી ૨૨૬ )

વિષ્ણુ-પદ્મપાદ છે કે કેવલ કલ્પિત? એટલુંજ બતાવવા ઉપર પાચ વિષ્ણુના ઉદાહરણ મૂક્યા છે. બાકી નવે વિષ્ણુ પ્રતિ વિષ્ણુનો સંબંધ જોવો હોય તેમને અમારો સંપૂર્ણ ગ્રંથજ જોવો એટલે બધીએ ખાત્રી થશે.

---

મહાદેવ તે શંકર સ્વામી તેમનો વિચાર—

પહેલા સ્વર્ગમાં જણાવ્યુ હતુ કે બ્રહ્માદિ મહાદેવ પાસે ગયા, મહાદેવે શંકર રૂપે પ્રગટ થવાનું કહી વિદાય કર્યા હતા. પુરાણોમા લખાયલા શંકરદેવ સત્ય સ્વરૂપના હોય તો આ દિગ્વિજય કરનારા શંકર સ્વામી સત્ય રૂપના મનાય, નહી તો કેવલ કલ્પનાનાજ કુસુમો વિખરેલાં છે.

જૈન પ્રમાણે ૧૧ રૂદ્રોનુ સ્વરૂપ પૃ. ૩૯૮ થી ૪૦૭ સુધીમાં જુવો? અને તેની સાથે વૈદિકોનુ પણ મૂલ બતાવ્યુ છે

હવે પુરાણોમા મહાદેવનુ સ્વરૂપ પસરેલુ વિશેષ છે તે જુવો—

( ૧ ) સ્કંદ પુ. ખં ૧ અ. ૧૩ મો—

" શિવ અને શકિતમયજ આ બધું જગત્ બતાવી, જણાવ્યુ છે કે લિંગ અને ભગ, આ વિનાનુ જગત્ કયુ છે ?

આ લેખકનો વિચાર શું પશુ પંખી આદિને–મહાદેવ મનાવવા રૂપનો હશે ?

( ૨ ) પદ્મ પુ૦ પહેલો સૃષ્ટિ ખંડ અ. ૩ માં

" બ્રહ્માના ક્રોધથી અર્ધાંગના સહિત રૂદ્ર ઉત્પન્ન થએલા બતાવ્યા છે. આ લેખ જોતા તેમના બાપ કોણ?, આવાજ કારણથી પંડિતોને ઇતિહાસ વ્યકિત નથી લાગતી.

( ૩ ) સ્કંદ પુ. ખં. ૧ અ. ૬ માં—લિંગ શાથી પૂજાયુ ?—

" નગ્નપણે શંકર ભિક્ષાના માટે ગયા. ઋષિ પત્નીઓ મોહથી તેમની પાછળ ચાલીઓ ઋષિઓના શાપથી લિંગ ત્રુટીને ત્રણલોકમા પસર્યું. બ્રમ્હદિકોએ પૂજ્યુ તેથી પૂજાયુ.

સ્કદમા–લિંગ–ભગરૂપનું, જગત મનાયું, અર્ધાંગના સહિત બ્રમ્હાના ક્રોધથી ઉત્પન્ન, પદ્મમાંથી મલ્યું. ઋષિઓના શાપથી લિંગ કયા કાલમાં ત્રુટી પડયું, અને અનાદિ કાલના બ્રમ્હાએ કયા ઠેકાણે પુજ્યુ ? આ વાત કયા ઠેકાણેથી સત્ય વીચારવી ?

( ૪ ) સ્કંદ પુ. ખં. ૬ અ. ૧ માં—તેજ ઋષિઓના શાપથી લિંગ ત્રુટી ધરતી ભેદીને પાતાલમા પેઠું તેની પાછળ શંકર ગયા. ત્રણ લોકમાં ખલભલાટ. બ્રહ્માદિક દેવો પૂજવાનું કબૂલીને મનાવીને લાવ્યા ત્યારે શાંતિ થઇ.

શિવ પાર્વતીના સંબંધના પુરાણોમાં લખાએલા લેખો જોતા કેવલ કલ્પનાઓજ કરેલી નજરે પડે છે, તો પછી શકરદેવ અવતાર લઇ શંકર સ્વામી પણે દુનીયામા ઉતરી પડેલા કયા ઠેકાણેથી સિદ્ધ થવાના છે ?

આ બધા મોટા મોટા પડિતો થઇ, સત્ય વસ્તુને બાજૂપર રાખી, પોતાની મરજી પ્રમાણે નીતિ રીતિથી રહિત, મોટા મોટા લેખો લખે તો પછી–અજ્ઞાન પ્રજાને શુદ્ધ સત્ય માર્ગ કયાંથી મળે ? જેઓ દુનીયાના એસ આરામની લાલસા વાળા કેવલ સ્વાર્થી પંડિતો હોય તેતો દુનીયાને ઉધે માર્ગે દોરવાનો પ્રયત્ન કરે પરંતું જેઓ મોક્ષનો માર્ગ બતાવવાનો દાવો કરતા હોય તેમને આવી જુઠી

ધમાલ શા હેતુથી કરતા માનવા ? જો તેવા સત્પુરૂષોના હાથથી આવી અયોગ્ય ધમાલ થતી હોય તો પાણીમાંથી અગ્નિ ઉત્પન્ન થવા જેવું અત્યાશ્ચર્યની સાથે સંપૂર્ણ ખેદ પામવા જેવુંજ મનાય ?

( તત્વત્રયી૦ પૃ. ૩૯૮ થી ૪૪૯ પ્રકરણ ૪૨ મું જોવું )

સર્ગ ૩ માં વિશેષ વિચારવાનુ કે–બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ દેવો પુરાણોથી અવતાર ધારણ કરવાનું શિખ્યા છે, બાકી ચારો વેદો જોતાં એક પણ દેવ અવતાર ધારણ કરતો નજરે પડતો નથી. ઇ. સ. ના સાતમા આઠમા સૈકામા–બ્રમ્હા–મંડન મિશ્ર નામે, વિષ્ણુ–પદ્મપાદ નામે અને શંકર દેવ–શંકર નામે, જૈન બૌદ્ધના તત્વો પ્રગટ થયા પછી, વેદોના તત્ત્વ નિર્બલ પડી ગએલા જાણી વેદોનો પક્ષ મજબૂત કરવા તે ત્રણે દેવો, ફરીથી અવતાર ધારણ કરી, જે વેદોથી પ્રસિદ્ધિને પામેલા ઇંદ્રાદિક બીજા દેવો હતા તેમને પણ પોતાની સાથમા લેતા આવ્યા. અને તેઓ પણ અગ્નિધારા પોતાને મલતું હવ્ય કવ્ય બંધ પડેલુ જાણી, તેની આશાએ અવતાર લઇ ઉતરી પડયા પણ ખરા પણ શંકર સ્વામીના જ્ઞાન કાદનો ઉદ્ધાર થતા જોઇએ તેટલી સફ્લતા મેલવી શકયા નથી. માટે આ અવતાર વાદ કેટલા દરજાથી સત્યપણે લખાયો છે તેટલો વિચાર કરવાની ભલામણ કરી આ ત્રિજા સર્ગના વિષયને અહીંજ સમાપ્ત કરૂં છું.

---

સર્ગ ૪ લોક ૧૧૦ નો–શંકરનુ બાલચરિત્ર.

શંકર ત્રિજે વર્ષે—કાવ્ય કોશાદિકનું જ્ઞાન કરતા હતા, તેવામાં તેમના પિતાનુ મૃત્યુ થયું. અધ્યયન કરતા મિત્રોની સાથે ભિક્ષા ગયા. ગરીબ બ્રાહ્મણને ઘેર જઇ ચઢયા. બ્રાહ્મણીએ અશકિત જણાવી ઘરમાથી એક આમલુ લાવીને આપ્યું. તેનું દલિદ્ર દૂર કરવા શંકરે ધ્યાન ધરી લક્ષ્મી પ્રગટ કર્યાં. લક્ષ્મીએ કહ્યું તેનું પુણ્ય નથી. તો પણ સોનાના આમલાથી તે બ્રામ્હણીનું ઘર ભરાવી દીધું.

વિચારવાનુ કે—શકર ને લક્ષ્મી હાજર થયાં છતાં એકલી બ્રામ્હણીનુજ દલિદ્ર દૂર કર્યું સાથે બીજા દલિદ્રોના દલિદ્ર દૂર કરવાની બુદ્ધિ રાખતા તો શુ તેમની કીર્તિમા વધારો ન થતો ? સાક્ષાત્ લક્ષ્મી હાજર કર્યા હતા તો પછી ગરીબોના તરફ ઉદારતા કેમ નહી વાપરી ? આ વાતમાં કેવી સત્યતા હશે ? આવો પ્રકાર તેમના પુણ્યના સંયોગથી બન્યો એટલું લખાયુ હોત તો આમાં વિચાર કરવાની કાંઇ જરૂર પણ ન પડતી

સર્ગ ૫ મો. શ્લોક ૧૭૨ નો. શંકરથી બનેલી ચમત્કારી વાતો—

( ૧ ) શાસ્ત્રો ભણ્યા પછી સાતમે વર્ષે ઘેર આવ્યા નદીથી ઘેર આવતાં માતાના પગ બળવા લાગ્યા. શંકરે નદીની સ્તુતિ કરી ઘરના આગણે વહેતી કરી, માતાની અડચણ દુર કરી.

( ૨ ) કીર્તિ સાભલી કેરલ દેશના રાજા રાજશેખરે મોટાભેટના સાથે પ્રધાનને તેડવા મોકલ્યા, નિઃસ્પૃહતા જોઇ પાછા આવ્યા. રાજા પોતે મળવાને આવ્યા નમસ્કાર કર્યો, શંકરે રાજાને કુશલ પુછતા પહેલા રાજાએ હજાર સોના મહોરો અર્પણ કરીને પોતાનાં રચેલાં ત્રણ નાટકો વાચીને સંભલાવ્યા. શૃંગારાદિ રસથી પૂર્ણ સાંભલી રાજાની બુદ્ધિના વખાણ કર્યાં. દ્રવ્યની અનીછા જણાવી દેવાલય બંધાવવાનું જણાવ્યુ અને કહ્યુ કે—“ તમારી ઇચ્છા હોય તે માગો.” રાજાએ કહ્યું કે—“અમારે સંતાન નથી માટે તે થવાની ઇચ્છાને પૂર્ણ કરો.” આચાર્યે કહ્યું કે—“ તમને તમારા જેવોજ પરાક્રમી બુદ્ધિમાન પુત્ર થશે.”

( ૩ ) શંકરને અવતાર જાણી—અગસ્ત્ય, ગૌતમ, ત્રિતલ, દધીચિ, ઉપમન્યુ, આદિ કેટલાક ઋષિ-મુનિઓ શંકરના દર્શનાર્થે આવ્યા. ત્યાં શંકરની માતાએ પુત્રના ભવિષ્યનું પુછયું એટલે અગસ્ત્ય મુનિએ કહ્યું કે— આ સાક્ષાત્ શિવ છે, તમારા સ્વામીએ પુત્રના માટે મહાદેવને પ્રસન્ન કર્યા હતા. મહાદેવે કહ્યું કે—લાંબા આયુષ્યવાલા—અજ્ઞાન અને સ્વલ્પાયુષ્યવાળો—સર્વજ્ઞ બેમાંનો કયો પુત્ર આપું ? તમારા સ્વામીએ સર્વજ્ઞ માગ્યો, તેથી શિવે જન્મ ધારણ કર્યો. માતાએ પુછયું—સ્વલ્પ તે કેટલું ? અગસ્ત્યે કહ્યુ કે —વર્ષ સોલનુંજ પણ કાર્ય પૂર્ણ નહી થતાં બીજા સોલવર્ષ વ્યાસ ભગવાન પ્રસન્ન થઇ વધારશે કુલ ૩૨ વર્ષ થશે. એટલુ કહી ઋષિ મુનિઓ વિદાય થઇ ગયા.

( ૪ ) માતાનો ખેદ ટાલવા શંકરે કહ્યું કે— સારાં તથા નરસાં કર્મોનો ભોગવટો કરવા જન્મ લે છે, તેજ જીવ તરતજ પુનઃ કર્મ પ્રમાણે જન્મ મરણના સ્થુલ દેહમા વિચર્યા કરે છે. આત્માનું ખરૂ જ્ઞાન થતાં મારૂં તારૂં જતુ રહે છે. પણ—શમ, દમ, ત્યાગ, વૈરાગ્ય વિના મોક્ષ પ્રાપ્ત થતો નથી. છેવટે સંન્યાસ લેવા ગોવીંદા શ્રમે ગયા. ગોવીંદે પુછયું તું કોણ છે ? શકરે કહ્યું હું લય થનાર, વસ્તુ માત્રથી અવ્યાધિત, કર્તૃત્વાદિકથી રહિત, સર્વોત્તમ ચિદાનંદ છું, યોગ દૃષ્ટિથી હું જાણી શકયો છું. એમકહીને ઉપદેશ માગ્યો. ગોવીંદ ગુરૂએ નીચે પ્રમાણે આપ્યો—

| | |
|---|---|
| ૧ પ્રજ્ઞાન બ્રહ્મ–ઋગ્વેદ. | આ ચારો વેદોના સાર રૂપ |
| ૨ અહં બ્રમ્હાસ્મિ–યજુર્વેદ. | મહા વાકયોનો ઉપદેશ લઇ |
| ૩ તત્વ મસિ–સામવેદ. | ૧૨ વર્ષની ઉમરે શંકરે |
| ૪ અથાત્મા બ્રમ્હ–અથર્વવેદ | પરમહંસની દીક્ષા લીધી |

( ૫ ) ગુરૂના આશ્રમમાં ચતુર્માસ વખતે પાંચ દિવસના વર્ષાદથી ખૂબ નદી ચઢી. શંકરે મંત્રા હ્વાન વાળા કમંડલમા બધું પાણી સમાવી દીધું. પછી કાશીમાં જઈ અદ્વૈત સિદ્ધાતનો પ્રચાર કર્યો.

આ સર્ગ પાંચમાની કલમ પાચનો ટુંક વિચાર—

( ૧ ) ગંગાજીને આંગણે વહેતી ઇંદ્રજાલીયાની પેઠે લોકોને ભ્રમિત કર્યા હોય તો તે વાત જુદી છે. નહીતો શિવ જટામાથી વહેતીના જેવી કેવલ કલ્પિતજ છે. કારણ પ્રાચીન વાલ્મીકીય રામાયણમાં તો જન્હું પી ગયા અને ભગીરથની પ્રાર્થનાથી બહાર કાઢયાતું લખ્યું છે, તે પણ સત્યથી દુરજ છે. ( જુવો–તત્ત્વત્રયી. પૃ. ૧૨૯થી ૧૩૪ )

( ૨ ) શંકરે રાજશેખર રાજાના ધનના તરફ નિઃસ્પૃહતા બતાવી તે તો યોગ્યજ હતી. પરંતુ પોતે રાજાની ઇછા પ્રમાણે વર આપવાને તયાર થયા અને તેની માગણી પ્રમાણે કહ્યું કે–" તને તારા જેવો પરાક્રમી બુદ્ધિવાળો પુત્ર થશે" એ વાત શું તેમના હાથમાં હતી ખરી કે ? સ્વાભાવિકપણે બન્યું હોય તો તે જુદી વાત છે. નહીંતો ઋષિઓના શાપથી લિંગ ત્રુટી પાતાલમાં જતાં શંકરને તેની પાછલ જવા જેવી આ કલ્પિત વાત છે.

( ૩ ) આ વાત ચાલતા ૭મા૮મા સૈંકામાં શંકર દેવના અવતાર રૂપ શંકર સ્વામીને મળવાને અગસ્ત્યાદિ ઋષિઓ આવ્યા ? અને તેઓ હજારો કે લાખો વર્ષ ઉપર થઇ ગએલા, કેવા સ્વરૂપથી અને કયા ઠેકાણેથી આવેલા ? આ વાત કેટલી સત્યતાથી ભરેલી માનવી ?

પુત્રનું ભવિષ્ય પુછનાર તેમની માતાને અગસ્ત્યે કહ્યું કે–તમારા પતિ શિવરૂપ શિવગુરૂએ, શિવની આરાધના કરીને સર્વજ્ઞ પુત્ર માગ્યો, તેથી શંકરદેવ પોતે શંકરરૂપે જન્મ્યા.

વિચારવાનું કે–શિવગુર પોતે શંકરદેવ છે, વળી તેમને શંકરદેવની આરાધના કરીને સર્વજ્ઞ પુત્ર માગ્યો, તેથી શંકરદેવ શંકરરૂપે જન્મ્યા. આ લેખ

તે કેટલો બધોસત્ય સ્વરૂપનો? શંકરનુ આયુષ્ય ૧૬ વર્ષનુ બતાવી કહ્યુ કે-બીજા ૧૬ વર્ષ વ્યાસ વધારીને આપશે, એટલે ૩૨ વર્ષ થશે આમાં સત્યતા કેટલી બધી સમાયલી છે?

(૪) થોડી ઉમર સાભળતાં માતાનો ખેદ-શંકરે કહ્યુ કે-કર્મ ભોગવવા જન્મ મરણ લે છે, અને તેજ જીવ કર્મ પ્રમાણે સ્થુલ દેહમા વિચર્યા કરે છે. શમ દમાદિક વિના મોક્ષ પ્રાપ્ત થતો નથી. એમ કહી સંન્યાસ લેવા ગોવિંદ ગુરૂ પાસે ગયા. તેમને પુછયું તું કોણ છે? શંકરે કહ્યું કે-હું લયથનાર, વસ્તુમાત્રથી આબાધિત, સર્વોત્તમ ચિદાનંદ રૂપ છું. એમ કહી ચારો વેદના બીજરૂપ ચાર મહા વાકયોનો ઉપદેશ લઇ ૧૨ વર્ષની ઉમરે પરમહંસ થયા ”

આ કલમ ચોથીમા વિચારવાનુ કે-કર્મ પ્રામણે જીવ સ્થુલ દેહમાં વિચાર્યા કરે છે, દુનીયાના તમામજીવો જ્યારે આવી સ્થિતિમા છે ત્યારે પેલા ઇંદ્રાદિક એક એકની પાછલ અવતાર લેવા સ્વાધીનપણે ઉતરી પડેલા કેવી રીતે બતાવ્યા? આ વિષયમાં કોઇ તટસ્થ પંડિતે પણ કહ્યુ છે કે--

ब्रह्मा येन कुलालवत् नियमितो ब्रह्मांड भांडोदरे
विष्णुर्येन दशावतार- गहने क्षिप्तो महासंकटे ॥
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं सेवते
सूर्योभ्राम्यति नित्य मेव गगणे तस्मै नमः कर्मणे ॥ १ ॥

**ભાવાર્થ**--સાક્ષાતરૂપ બ્રમ્હાને આ બ્રમાંડમાં જેને કુંભારનાજેવો કારભાર કરવામા નાખ્યો. ભક્તોની રક્ષા કરવાને મહાસત્તા શાલી એવા વિષ્ણુને વારંવાર અવતાર ધારણ કરવા ગર્ભાવાસના મહાસંકટમા જેને નાખ્યા. રુદ્ર જે મહાદેવ છે. તેમને હાથમા કપાલ આપી જેને ભિક્ષા માગતા કર્યા, જે સૂર્ય દેવ કહે છે તેમને દિન પ્રતિદિન આકાશમા જેને ભમતા કર્યા. તે કર્મને નમસ્કાર કરવો ઉચિત છે, અર્થાત્ તેવા પ્રકારના કર્મથી અમારો છુટકારો થવો તેજ યથાર્થ છે.

ઉપરના લેખમા જે અવતારવાદ લખ્યો છે તે સત્યરૂપનો ઠરે છે કે કેવલ તદન અસત્યરૂપનો? વિચાર કરવાની ભલામણ કરૂ છું

ગુરૂએ પુછયુ કે તૂ કોણ છે? શંકરેનો ઉત્તર નીકલ્યો કે-હુ લયથનાર, વસ્તુમાત્રથી અબાધિત, સર્વોત્તમ ચિદાનદ છું આ તેમનું કથન ગર્વિષ્ટ પણાનું કે ઉન્મત્ત પણાનુ? ઉત્તમ પુરૂષોના મુખમાથી આવાં વોકયો નીકલે ખરા?

શંકર સ્વામી શંકરદેવરૂપે સિદ્ધ હતા તો તેમને ચાર મહા વાક્યો નો ઉપદેશ લેવાની શી જરૂર હતી?

( ૫ ) ગુરૂના આશ્રમમાં રહેતાં શંકર સ્વામીએ ચઢેલી નદીનું પાણી મંત્રા ન્હાનવાલા કમંડલમાં સમાવી દીધું, આ વાત જાદુગરના ખેલ જેવી કે તદ્દન અસત્ય?

---

સર્ગ ૬ ઠો, શ્લોક ૧૦૭ નો. સર્ગ ૭ મો, શ્લો. ૧૨૧ બેનો સાર—

કાશીમાં ચૌલદેશના વિદ્વાન્ બ્રાહ્મણને દીક્ષા આપીને " **સનંદન** " નામનો પ્રથમ શિષ્ય કર્યો.

( ૧ ) ચાર કુતરાવાળા ચંડાલને બ્રહ્મરૂપ જાણી શંકર સ્વામી નમન કરવા જાય છે ત્યાં તો તે ચંડાલનો વેષ ત્યાગી–શિવ મૂર્ત્તિ સ્વરૂપ, ચાર વેદ સહિત કાશી વિશ્વનાથ પ્રગટ થયા. ( શંકા ) શિવ અવતાર શંકર છે તો બીજા શિવ કયાંથી? ( સમાધાન ) જેમ વિષ્ણુના કલાવતાર વ્યાસની સાથે વિષ્ણુનો સંવાદ છે તેમ શિવના કલાવતાર શંકર સાથે શિવનો સંવાદ સંભવે.

( ૨ ) કાશીમાં ઉપનિષદાદિકનાં ભાષ્યો રચી શિષ્યોને ભણાવતાં–ગંગા ની સામી પાર ગએલા સનંદન ને ગુરૂનો હુકમ થતાં સાધના ભાવે નદીમાં પડયા પણ કમલ ફુલોના પર પગ મુકતા શીઘ્રા આવીને મલ્યા. તેની ભકિતથી પ્રસન્ન થઇ ' પદ્મપાદ ' બીજું નામ પાડયું.

( ૩ ) ગંગાપર એક વૃદ્ધ બ્રાહ્મણે બ્રહ્મ સૂત્રના ત્રિજા અધ્યયનના પ્રારંભ સૂત્રનો અર્થ પુછયો, શંકરે કહ્યું કે–મરણ સમયમાં એક દેહ છોડીને બીજા દેહમાં જવું પડે છે ત્યારે જીવને દેહનો આરંભ કરનાર પંચી કૃત–પાંચ મહાભૂતોના સૂક્ષ્મ ભાગો વીંટલાઇને જાય છે. ઇત્યાદિકથી સંતોષ પાંમી મૂલરૂપે **વ્યાસ** ભગવાન્ પ્રગટ થયા, પ્રસન્ન થઇને કહ્યું કે–દેવ સભામાં તમો (૧૬) સોલ વર્ષ ના આયુષ્યનો નિયમ કરીને આવ્યા છો તે આજે પુરાં થાય છે, કાર્ય ઘણું અધુરૂ છે, તે કરવા દેવબલથી આઠ, અને યોગબલથી આઠ, એમ સોલ વર્ષનું આયુષ્ય વધારી આપુ છું એમ કહી વ્યાસ અદૃશ્ય થઇ ગયા.

( ૪ ) શંકરાચાર્ય—પ્રયાગમાં તુષાગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારીવાળા ભટ્ટપાદને મલ્યા. ભટ્ટપાદે કહ્યું કે ઇશ્વરને ન માનતાં મેં વેદોને સ્વતઃ પ્રમાણ

સિદ્ધ કર્યો. અને ગુરૂદ્રોહ–સુગતોની પાસે તેમનાં શાસ્ત્ર શિખીને મેં તેમનો નાશ કર્યો એ પાપને દૂર કરવા આ તુષાગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારીમાં છુ.

શંકરે કહ્યું—આપે કર્યું તે યોગ્ય કર્યું છે. પાપ કર્યું નથી. ભટ્ટપાદે કહ્યું-તમારા દર્શનથી જીવવાને સમર્થ છું પણ તેમ કરવાની ઇચ્છા નથી. શંકરથી × તારક મંત્ર સાભળી મુક્ત થયા. શંકર મંડન મિશ્રને ઘેર જવા આકાશ માર્ગે ચાલતા થયા.

આ ૬ ઠા અને ૭ મા સર્ગની કલમ ચારનો વિચાર—

( ૧ ) કુતરાવાળા ચંડાલે વેષ ત્યાગી શંકરને શિવમૂર્ત્તિ રૂપે દર્શન આપ્યું. વિષ્ણુ રૂપ વ્યાસની સાથે વિષ્ણુનો સવાદ બતાવી સમર્થન કરીને બતાવ્યું. આમા કઇ બાજુની સત્યતા ? વ્યાસ વિષ્ણુના અવતાર જ પંડિતોથી કલ્પિત જ ઠરેલા છે, તો પછી શંકર દેવના અવતાર શંકર સ્વામી અને ચંડાલના વેષ ત્યાગી બનેલા શિવ સત્યરૂપના કયાથી ઠરશે ? ડગલે પગલે કલ્પિત છતાં મોટા મોટા પડિતો થોડો પણ વિચાર કરી શકયા નથી એ કેટલું બધું આશ્ચર્ય જનક ? જ્યાં પંડિતો જ આખોએ આડા કાન રાખી અસત્યને પોષણા કરતા જણાતા હોય ત્યા અજ્ઞાન પ્રજાને સત્ય કયાંથી મળે ?

( ૨ ) કદાચ તેવા જાદુગરીના ખેલ જેવો પ્રપંચ કરી લોકોને બતાવ્યો હોય, તેથી આમાં સત્ય વસ્તુની સિદ્ધિ શી ? આજે પણ પ્રપંચી લોકો ઘણા ઘણા પ્રપંચોથી લોકોને ભ્રમેત કરતા નજરે પડે છે તેમ કરી પદ્મપાદ નામ મેલવ્યુ તેથી ખરી સિદ્ધાઇ શું થઈ ?

( ૩ ) બ્રમ્હ સૂત્રનો અર્થ શંકર સ્વામીએ બતાવ્યો કે—

" મરણ સમયમા દેહ છોડી બીજા દેહમાં જીવને જવુ પડે છે, ત્યારે તે બીજા દેહનો આરંભ કરનાર પાંચભૂતોના ભાગો વીંટલાઇને જાય છે. "

આ વાત વેદોમાં સ્પષ્ટ રૂપથી લખાઇલી જનાતી નથી, તો પછી શંકર સ્વામીએ કયા નવા વેદથી જાણી લઇને લખીને બતાવી ? જૈનોના તત્વોથી જણાય

× માધવ શંકર દિગ્વિજય પૃ. ૧૭૦ ની ટીપમા–તારકમંત્ર–પદ્મ પુ. ઉત્તર ખં. શિવ પ્રતિ વિષ્ણુએ કહ્યું છે કે–૭ અક્ષરવાળા મહામત્રને તારક એવો બ્રહ્મમંત્ર કહે છે– " **ॐ रामाय नम** " આ મત્રની ત્રણી મહિમા છે પાપી પણ મુક્તિ પામે. એજ ઉત્તર ખડમા રામ પ્રતિ શિવનું વચન–" **ॐ राम राम राम.** " આ તારક મંત્રથી પ્રાણિ-માત્રની મુક્તિ, સદા શિવ કાશીમા કરી દે છે. એમ શ્રુતિમા છે અને પુરાણોમા પ્રસિદ્ધ છે. ॥

કર્મ કાંડના પક્ષી મંડન મિશ્ર સાથે લાંબા કાલ સુધી ×વાદ ચાલતાં શંકરે તેમની પાસે જ્ઞાન કાંડની શ્રેષ્ટતા કબૂલ કરાવી. પણ જેમનિ ઋષિના મતનુ ખંડન થતા મંડન મિશ્રને ઘણો ખેદ થયો. તે ખેદ દૂર કરવા જેમનિ પોતે પ્રગટ થયા અને કહેવા લાગ્યા કે વ્યાસથી મારો મત જુદો હોય જ નહીં, શંકર મહેશ્વરના કલાવતાર છે. સત્ય યુગમાં–કપિલ, ત્રેતામા ગુરુ દત્તાત્રેય, દ્વાપરમાં વ્યાસ તેમ આ કલિમા શંકર ભગવાન્ છે. તેમની વાતનો સ્વીકાર કરીને તરી જાવો એમ કહી અંતર્ધાન થઇ ગયા.

(૨) વાદના માટે મંડનની સ્ત્રી સરસ્વતી ઉભાં થયાં. સ્ત્રીની સાથે વાદની ના પાડતા શંકરને–ગાર્ગી સાથે યાજ્ઞવલ્કયનો, સુલસા સાથે જનકનો વાદ થએલો બતાવી સ્વીકાર કરાવ્યો. સત્તર દિવસ વાદ થયાબાદ સરસ્વતીએ કામકેલીનું સ્વરૂપ પુછયું, ઘણા વિચારના અંતે માસની મુદત્ત માગી. પછી કામ કેલીનો અભ્યાસ કરવા મૃતક રાજાના દેહમા પ્રવેશ કરવાની ઇચ્છા થતા પદ્મપાદે ના પાડી, ત્યારે ગોપીઓ સાથે સંબધવાળા–શ્રી કૃષ્ણને પાપ વિનાના બતાવીને કહ્યુ કે–“ બ્રહ્મ સત્યં જગન્મિથ્યા ” માનનારા અશ્વમેધાદિ સુકૃત્યો અને બ્રહ્મ હત્યાદિ દુષ્કૃત્યો કરે તો પણ તેમને પાપ લાગતું નથી.

ઈંદ્રે કોપ કરી ત્રિશિરઃ બ્રાહ્મણને માર્યો, અને વેદાધ્યયન કરનારા સંન્યાસીઓને મારી કુતરાઓને ખવડવ્યા હતા, એવું ઋગ્વેદના ઉપનિષદ્‌ની શ્રુતિમાં છે. તેમજ જનકે અશ્વમેધ યજ્ઞ કરી બ્રાહ્મણોને ઘણી દક્ષિણા દીધી પણ કર્મથી લેપાયા નથી. એજ પ્રમાણે તત્વ વેત્તાઓ કર્મથી લેપાતા નથી. હું મારા આ શરીરથી કામાભ્યાસ કરૂં તો પણ મને પાપ લાગતું નથી. પણ સંપ્રદાયનો બાધ ટાલવા બીજાના શરીરમાં પ્રવેશ કરવાનો વિચાર કર્યો છે. એ પ્રમાણે પદ્મપાદ આદિશિષ્યોને સમજાવી એક ગુફામા પોતાનુ શરીર છોડી શિષ્પોને સોપી રાજાના મૃતક દેહમા પ્રવેશ કરી, શંકર સ્વામી રાણીઓની સાથે ભોગ ભોગવવા લાગ્યા. રાણીઓ સમજી કે અમારૂ વૈધવ્ય મટ્યું. આ તરફ કારભારીઓ ચેત્યા કે–કોઇ યોગી–રાજાના મૃતક દેહમા પ્રવેશ કરી. આ રાજલીલા ભોગવે છે. તેવા યોગીના શરીરનો નાશ કરાવવા રાજ્યના નોકરોને છોડયા. માસ-ઉપર પાંચ દિવસ વધારે થતા પદ્મપાદ વિગેરે શોધ કરવા નીકલ્યા. ગવૈયાના વેષે રાણીઓમા લુબ્ધ તે રાજાના આગળ ગાયન કરી સંકેતથી સમજાવી ભાનમા લાવ્યા. એટલે તે શરીરમાંથી નીકલી પોતાના મૂલના

× આ વાદ બ્રહ્માદિ દેવો અંતરિક્ષમા આવી સાભળવા લાગ્યા.

છે, અને તે અનુભવથી સિદ્ધ છે કે—સંસારમાં ફરી રહેલા નાના મોટા સર્વ પ્રકારના જીવો એક તેજસ અને બીજુ કાર્મણ આ બે પ્રકારના શરીરોને લઇને સદા કાલ ફર્યાજ કરે છે, અને સૂક્ષ્મ પરમાણુઓના સમૂહ રૂપનાજ છે. તે વાતને લઇ સર્વજ્ઞ પણાનો દાવો કરતા શંકર સ્વામીએ મરણ સમયમા પાંચ ભૂતોના નામથી ચીંટલાઇ જતી વસ્તુ લખીને બતાવી આમા કયુ વિશેષજ્ઞાન બતાવ્યું ? આ જીવોના કર્મના સંબધમા જૈનોમાં કોઇ લાખો શ્લોકના પ્રમાણથી વિચાર કરીને બતાવેલો છે. વૈદિકોમા વેદોથી તે પુરાણોના ગ્રંથો સુધી તે કર્મોના વિચારની વાત કોઇ ગ્રંથ માત્રથી પણ લખાયલી જોવામાંઆવતી નથી. છતા શંકર સ્વામી—વ્યાસના સૂત્રનો અર્થ બતાવી ગનમા મકલાતા ફિદા ફિદા થઇ રહ્યા હોય તેવો દેખાવ બતાવી રહ્યા છે.

પોતાના સૂત્રનો અર્થ ખરો માની વૃદ્ધ બ્રાહ્મણ મટી વ્યાસરૂપે પ્રત્યક્ષ થઇ ૧૬ વર્ષનું આયુષ્ય વધારીને આપ્યું, આમાંનું સત્ય કયું ? વ્યાસતો શું પણ દુનીયામાં કોઇ પણ એવી સત્તાવાળો છે કે, જે આયુષ્ય વધારીને આપે ?

આવા આવા મહાન્ પુરૂષોને મારા જેવો અલ્પજ્ઞ વધારે લખીને શું બતાવે ?

(૪) ઇશ્વરનો ઇન્કાર કરનાર, વેદોને સ્વતઃ સિદ્ધ માનનાર, સુગતોને ગુરૂ કરી, તેમનોજ નાશ કરનાર, એવા ભટ્ટપાદને શંકર મલ્યા. ભટ્ટપાદે કહ્યું પાપને દૂર કરવા તુષાગ્નિમા પ્રવશે કરવાની ઇછાછે, શંકરે એ કાર્ય યોગ્ય કરેલું કહી બતાવ્યું, તો પણ ભટપાદે જીવવાની ઇછા બતાવી નહીં. આ બેનો વિચાર કરી જોતા ભટ્ટપાદના કરતા પણ શંકર સ્વામીનું હૃદય શ્રદ્ધા રહિત અને વધારે ક્રૂરતાવાળું હશે એમ જણાઇ આવે છે.

ॐ रामायनमः મંત્રથી મોક્ષ થવાની શ્રદ્ધા હોતી તો, તુષાગ્નિમાં પ્રવેશ વિના થઇ જાત ? મોક્ષ તો એમાથી એક પ્રકારથી માનવો એતો તદ્દન અજ્ઞાનજ છે અને અજ્ઞાનીઓને ફસાવવાનો ધધો છે. કરવત મુકી સદા શિવની, કાશીમાં ગરીબોના પ્રાણની સાથે ધન લુંટવાના ધંધાવાળા, ધુતારાઓ ઘણાજ હતા. આ અગ્રેજોએજ તેવા ગરીબોના પ્રાણ અને ધન બચાવી ઉપકાર કરેલો છે.

---

સર્ગ ૮ મો, સર્ગ ૯ મો, સર્ગ ૧૦ મો,—શ્લોક ૧૩૬, ૧૦૯, ૧૧૯ ના

( ૭ ) માહિષ્મતીમાં—શંકર મંડનમિશ્રનું ઘર પુછતા તેમને ત્યા ગયા.

શરીર આગળ આવ્યા. ત્યાં અગ્નિ સંસ્કાર થતામાં પ્રવેશ કરી ગયા પણ નૃસિંહે તે અગ્નિની શાંતિ કરી. પછી માહિષ્મતિમાં આવી સરસ્વતીને જીત્યાં. મંડન-મિશ્રને દીક્ષા દીધી અને " तत्त्वमसि " નો તત્ત્વ આપ્યો. સુરેશ્વરના નામથી પ્રસિદ્ધ થયા. એમ શંકર સ્વામીએ અદ્વૈતમતનુ સ્થાપન કર્યું.

સર્ગ–૮–૯–૧૦ માના વિષયનો કિંચિત્ વિચાર—

( ૧ ) મંડન સાથે શંકરના વાદ વખતે બ્રહ્માદિ દેવો પણ આકાશમાં રહી તમાસો જોતા રહ્યા. છતાં છેવટમાં મંડન પાસે શંકરે જ્ઞાન કાંડની શ્રેષ્ટતા કબૂલ કરાવી.

આમાં સત્ય કેટલુ હશે તે વિચારીને જોઇએ—

મંડન પોતે બ્રહ્મ રૂપના છે. આકાશમાં કયા બ્રહ્માદિ તમાસો જોતાં રહ્યા હશે ?

બીજી વાત એ છે કે–સર્ગ પહેલામા–બ્રહ્માદિ દેવોએ શંકર દેવ પાસે ફરીયાદિ કરી હતી કે–વિષ્ણુએ બૌદ્ધ શાસ્ત્રો રચી વેદોની નિંદા કરાવી, તેના ઉત્તરમાં શકરે પોતે પ્રગટ થવાનું જણાવી કહ્યું હતું કે વેદના કર્મ કાડનો ઉદ્ધાર કરવાની આજ્ઞા વિષ્ણુને મેંજ કરી હતી. તે કર્મ કાંડના કરવા વાળા મંડન સાથે આટલી બધી જૂઠી ઝક્ષા ઝકકી કરી તેમના મનમાં ખેદ શા માટે ઉપજાવ્યો ?

પોતાની આજ્ઞાથી પ્રવર્તેલા કર્મ કાંડને સર્વથા જૂઠા માનીને જગડો મચાવ્યો કે સાચા માનીને ?

ઇંદ્રાદિક દેવો અવતાર લઇ દૂનીયામાં ઉતરી પડેલા વેદોથી પણ જણાએલા નથી, શંકર વખતે ઉતરી પડેલા સાચા કે જૂઠા ?

કર્મકાંડ એ જૈમનિનો મત ખંડન થતા મડનનો ખેદ દૂર કરવા જૈમનિ પ્રગટ થઇ કહેવા લાગ્યા કે વ્યાસથી મારો મત ભિન્ન હોય નહી તો તે કયા સ્થાનથી અને કેવા સ્વરૂપથી કહેવાને આવેલા ?

વળી કહ્યુ કે–કપિલ, દત્તાત્રય, અને વ્યાસ ત્રણ યુગના ત્રણ, તેમ આ કલિમા શંકર દેવ તે શંકર અવતાર બતાવ્યા. પણ વેદોમા અવતાર વાદનું નામ નીશાણુજ નથી આધૂનિક પુરાણોમાં ઘૂસ્યો છે આમાં સત્યતા કયી બાજુથી વિચારવાની ?

( ૨ ) બ્રહ્માના અવતાર મંડનને તો શંકરે હરાવ્યા હતા, પણ સરસ્વતી બ્રહ્મલોકથી નીકલીને મંડનની સ્ત્રી થવા આ લોકમાં આવેલાં તેમને કહ્યું હું બ્રહ્માના અંગભૂત છું. મને જીત્યા વગર તમારી જીત પુરી નથી. શંકરે આનાકાની તો ઘણીએ કરી પણ ગાર્ગી સાથે યાજ્ઞવલ્કય આદિના વાદના દાખલા આપી પોતાની સાથે વાદ કબૂલ કરાવ્યો. અને સત્તર ( ૧૭ ) દિવસ સુધી ચાલ્યો. છેવટે સરસ્વતીએ કહ્યું કે–સર્વજ્ઞ થઇને ફરો છો તો કામ કેલિનું સ્વરૂપ બતાવો. છેવટે માસની મુદત માગી, સ્વામી પ્રપંચ કરવામાં કુશલજ હતા તેથી શિષ્યોને આડુ અવલું સમજાવી મૃતક રાજાના શરીરમાં વિદ્યાથી પ્રવેશ કર્યો. તેની રાણીઓ સાથે કામ કેલિ ખૂબ કરી, મર્મ જાણીને સરસ્વતીને પણ જીતી લીધાં.

થોડુંક વિચારવાનું કે–અનાદિકાલના બ્રહ્મલોકના બ્રહ્મા, નાંના મોટા જીવોના ઘાટ ઘડવામાં કુશલ, નવીન નવીન સૃષ્ટિ રચના કરતાં વખતો વખતે ચાર ઋષિઓને ચારો વેદોનું જ્ઞાન આપનાર, એવા બ્રહ્મા શંકરથી હારી ગયા તો પછી તેમની સ્ત્રી સરસ્વતીના શા ભાર કે શંકરના આગળ ટકી શકે ?

જો કે અલંકારના ગ્રંથોમાં અલંકાર હોય છે. પણ તેમાં અસદ્ભાવનાના વિષયોની કલ્પના સદ્ભાવમાં અને સદ્ભાવનાના વિષયોની કલ્પના અસદ્ભાવમાં કરેલી જોવામાં આવે છે. પરંતુ કેટલાક વૈદિક મતના પંડિતોએ તો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના વિષયોમાં તો, કેવલ અસદ્ભાવનાના વિષયોમાં જગત્ના કર્તા હર્તા બતાવી વેદોથી તે પુરાણો સુધી ગોઠવી, મોટામાં મોટા દેવોનો આરોપ કરી, આખ્ખી દુનીયાનેજ ઉંધે માર્ગે દોરવાનો પ્રયત્ન કરેલો હોય તેમ નજરે પડે છે, તે ઘણા આશ્ચર્યની સાથે ખેદ પામવા જેવું થએલું છે. જુવો આ વિષયમાં અમારો " તત્ત્વત્રયી મીમાંસા " નામનો ગ્રંથ. આજે તો સત્ય શોધકોને સત્યા સત્યનો નિર્ણય કરવાનો પુરેપુરો સમય છે પરંતુ જેમને હાય બાપનો કુવો કરવો હોય તેમના માટે તો દુનીયામાં કોઈ પણ ઉપાય દેખાતોજ નથી.

સર્ગ ૧ લા થી ૧૦ મા સુધીની સત્યતાનો વિચાર કર્યો

---

હવે સર્ગ ૧૧ થી રહેલાનો વિચાર તપાસી જોઇએ—

સર્ગ ૧૧ મો, શ્લોક ૭૫ નો—

શૈલ પર્વતે કાપાલિક–શંકરની સ્તુતિ કરીને કહેવા લાગ્યો કે કોઇ સર્વજ્ઞનું કે રાજાનું મસ્તક હોમીશ તો તું સદેહથી સ્વર્ગે જઇશ એમ ભૈરવનાથે

મને કહ્યું છે. જો મારા પર કૃપા થાય તો મારૂં ઈષ્ટ થાય. વૃત્રાસુરને મારવા દધીચિએ ઇંદ્રને પોતાનાં હાડકયાં આપ્યાં હતાં. શંકરે કહ્યું કે–જાહેરમાં નહી બને એકાંતમાં આવજે, સંધ્યા કરવા એકાંતમાં ગયા ત્યાં જઈને કાપાલિકે તરવાર ખેંચી. પદ્મપાદને ભાસ થતાં મંત્રબલથી નૃસિંહ રૂપ ધરીને, પ્રલ્હાદના સ્મરણથી નૃસિંહે હિરણ્યકશિપુને જેમ ચીરી નાખ્યો તેમ કાપાલિકને ચીરી નાખી, અટ્ટ હાસ કર્યો. બીજા શિષ્યોએ કાપાલિકને અને ગુરૂને મરણ પામેલા જોયા. પદ્મપાદ નૃસિંહની ત્રણ ગર્જનાથી સમાધી ઉત્તરતા, શંકરે કહ્યું કે આ સ્વરૂપ અંતર્હિત કરો. સ્વ સ્વરૂપમાં આવેલા પદ્મપાદે બનેલી બીના ગુરૂને જણાવી, આ ચમત્કાર જોઇ એકે પદ્મપાદને પુછયું કે–તમે નૃસિંહને પ્રસન્ન કેવી રીતે કર્યા ? ઉત્તરમાં જણાવ્યું કે મેં પર્વતમાં ઘણા દિવસ ધ્યાન ધર્યું. ત્યાં એક ભિલ્લે મને પુછયું કે તમે ધ્યાન શા માટે કરો છો ? મેં નૃસિંહને પ્રસન્ન કરવાનું જણાવતાં તે ભિલ્લે વેલાથી બાંધી મારા આગળ ખડા કર્યા. મેં નૃસિંહને પુછયું કે તમો ભિલ્લના વશમાં કેવી રીતે થયા ? નૃસિંહે મને કહ્યું કે આ ભિલ્લના જેવું ધ્યાન બ્રહ્માદિકોએ પણ ધર્યું નથી. વધારે પુછવુ નહી એમ કહી મારા પર કૃપા કરી અંતર્ધાન થઇ ગયા. ઇત્યાદિ ॥

સર્ગ ૧૧ માની આ બીનામાં થોડુંક વિચારવાનુ કે—

ઉપકારી જાણી કાપાલિકે મસ્તકની માગણી કરેલી, સર્વજ્ઞ શંકરે તેનો નાશ શા હેતુથી થવા દીધો ? આમાં પ્રપંચ કેવા પ્રકારનો ? પદ્મપાદે નૃસિંહ રૂપ ધરી કાપાલિકને ચીરી નાખ્યો. આમાનુ કાંઇ સત્ય હશે ખરૂં ? ભિલ્લે નૃસિંહને વેલાથી બાંધી હાજર કર્યો, ત્યારે પદ્મપાદે પુછયું કે–તમો ભિલ્લના વંશમાં કેવી રીતે થયા ? નૃસિંહે જણાવ્યું કે બ્રહ્માદિકો પણ ભિલ્લના જેવું ધ્યાન નથી ધરી શકયા ?

બ્રહ્માએ શતરૂપા બનાવી, દેખતાની સાથે ચલચિત્તના થયા, જોવાને ચાર મુખ કર્યાં હતા. પુત્રી પાછલ હરિણરૂપ ધરીને પણ દોડેલા બતાવ્યા છે તેમ નૃસિંહના ધ્યાનમાં ન ટકી શકયા હોય તો તે બનવા જોગ છે.

નૃસિંહમાં વિચારવાનું કે–૯ વાસુદેવોમાં ૭ મા–દત્ત છે, પ્રતિવાસુદેવ પ્રલ્હાદ છે, દત્તને છોડી પાંચમા પુરૂષસિંહને નૃસિંહ લખી થાંભલામાંથી ઉત્પન્ન કરી, પ્રલ્હાદના બાપનો નાશ કરનાવાળા લખીને બતાવ્યા છે. ( જુવો તત્ત્વત્રયી પૃ. ૬૫–૬૬ નું કોષ્ટક )

લિંગપુરાણમાં એવું છે કે–શિવના ગણ વીરભદ્રે, શરભ પક્ષીનું રૂપ ધરીને નૃસિંહને ચીરી નાખેલો અને તેના ચામડાનું આસન શિવ કરીને બેઠેલા. તે શંકરદેવના અવતાર શંકરનું મૂલનું શરીર બલતુ ઓલવવાને, તે નૃસિંહ કયાંથી આવ્યા ? આ બધો પ્રપંચ કયારથી અને કોણથી રચાયો છે તે વિચારવાની ભલાણણ કરૂં છું.

( વીરભદ્ર અને નૃસિંહનો સંબંધ–જુવો તત્ત્વત્રયી પૃ. ૩૩૬ )

---

સર્ગ ૧૨ મો–શ્લો ૮૮ નો–શંકર તીર્થોમા ફરતા મૂકાંબિકામા આવ્યા ત્યાં મરણ પામેલા પુત્રના માટે શોક કરતા બ્રાહ્મણ કુટુંબને જોઇ શંકરને દયા આવી. " આકાશ વાણી થઇ કે અસમર્થ દયા બતાવે. " આચાર્યે કહ્યું–અસમર્થને બોલવું શોભે ? સમર્થ છો તો શોક દૂર કરો, એટલે મુવેલો ઉઠીને ઉભો થયો.

આમાં વિચારવાનું કે–એવી વાણી કરવાવાળો કોણ હતો કે જે મરેલાંને ઉભાં કરી દે ? આ વાત પોતાની મહત્વતા માટે લખાઇ કે આમાં કોઇ સત્ય તત્વ છે ? મરેલાને જીવતા કરવાની સત્તા યુગ યુગમાં ભક્તોના રક્ષક એવા શ્રી કૃષ્ણ ભગવાનમાં હતી ? જો મરેલાને જીવતા કરવાની સત્તા શ્રી કૃષ્ણમાં હોતી તો દ્વારિકાના દાહ વખતે નાશ થએલા પોતાના કુટુંબનાજ માણસોને શું જીવતા ન કરી શકતા ? આમાં શું સત્ય છે વિચારવાની ભલામણ કરૂં છું. મોટા મોટા પંડિતો થઇ પાયા વગરનું લખે તેમને વધારે શું કહેવું ? ॥ સર્ગ ૧૨ મો થયો.

સર્ગ ૧૩ મો. શ્લો ૭૫ નો છે. ભાષ્યાદિકના સંબંધવાળાનો વિચાર અમોએ લીધોજ નથી. જાણવાની ઇછાવાળો ત્યાંથી જોઇ લે.

---

સર્ગ ૧૪ મો. શ્લો. ૧૭૫ નો.

પર્વત ઉપર ધ્યાનમાં શંકર સ્વામીએ માતાનો મંદવાડ જાની, તેમની સેવામાં પોતે પહોચ્યા. અનેક આલાપ સંલાપના અતે શંકરદેવનું સ્તવન કર્યું શંકરસ્વામીની માતાને લેવા શંકરદેવે વિમાન સાથે પોતાના દૂતોને મોકલ્યા. શંકર સ્વામીએ માતાને જણાવ્યું કે–શંકરદેવના દૂતો વિમાન લઇને આવ્યા છે, તેમાં બેસીને શંકરના ધામમાં પધારો ? તેમની સાથે જવાની ઇચ્છા ન બતાવતા દૂતોને વિદાય કર્યા. પછી વિષ્ણુની સ્તવના કરી, વિમાન લઇને વિષ્ણુના દૂતો આવ્યા. એટલે વિષ્ણુનુ ધ્યાન ધરતાં દેહ છોડી દૂતો સાથે વિમાનમાં બેસી

વૈકુંઠમાં ચાલ્યાં ગયાં. બાકીના અનેક કાર્યો થઇ ગયા પછી અનેક દેશોમાં ફરી દ્વૈતમતનું ખંડન કરી અદ્વૈતમતનું સ્થાપન કર્યું.

આ સર્ગ ૧૪ માં વિચારવાનું કે—

શંકરદેવ રૂપે શંકરસ્વામી પોતેજ છે. તો પછી બીજા કયા શંકરદેવના દૂતો વિમાન સાથે બોલાવ્યા? વેદ સમયના મોટા મોટા ઋષિઓના માટે કોઇપણ દેવના દૂતો વિમાન લઇને લેવા આવ્યા હોય એમ ચારો વેદો સુધી તપાસતાં જણાતું નથી, તો શું આ શંકરદિગવિજય કલ્પિત રૂપની ગોઠવાઇલી ન ગણાય? જો એમ હોય તો દિગ્વિજયના લેખોમા સત્ય શું? માતાએ શંકરના ધામમાં જવાની ના પાડી, એ શું તેમના સ્વાધીનપણાનું હતું? બ્રમ્હા બ્રમ્હલોકનું અને વિષ્ણું વૈકુંઠનું સ્થાન કયા કાલમાં પોતાના કબજે કરીને બેઠેલા? બ્રમ્હા આ દુનીયામાં આવી અનેકોના અપરાધી બન્યા, તો પછી શું વિશેષ મેળવવાને આવતા હતા?

વિષ્ણુ ઉધેઇઓથી માથુ કપાવી હયગ્રીવ વિષ્ણુ બન્યા તે કયા કાલમાં? અને વારંવાર દુનીયામાં આવી દાનવોનો અને અસુરોનો માર ખાઇ ભાગતા ફર્યા આ બધું તર્કટ કયા તર્કટીઓથી ઉભું થએલું? સજજનો? સત્ય વસ્તુના ગવેષક બનો, કોઇના ભમાવ્યા ધ્વજાની માફક ના ભમો અને ભમસો તો ના તો આ લોકના સુખના ભાગી બનશો તેમજ ના તો પરલોકના સુખના ભાગી બનશો. કષ્ટ વેઠયા વગર કોઇપણ પ્રકારનું જ્ઞાન કે સુખ મળી શકતું નથી, એમ આપ સારી રીતે સમજો છો, અસત્યના માર્ગમા સુગમતા દેખાશે પણ તેથા નતો આ લોકનું સુખ ઉંચા દરજાનું પ્રાપ્ત કરી શકાશે તેમજ નતો પરલોકનું સુખ ઉંચા દરજાનું મેળવી શકાશે એ વાત આપ ખુબ સમજો છો? આજે સત્ય તત્ત્વ મેળવવાનાં ઘણાં ઘણાં સાધનો છે અને પોતાનો માર્ગ પોતાનેજ ખોલી લેવાનો છે બાકી કોઇ પણ આપણને સત્ય માર્ગે દોરી જાય એવો સત્પુરૂષ તો કોઇકજ નજરે પડશે એમ ખુબ વિચારશો.

---

સર્ગ ૧૫ મો, શ્લો ૧૭૪ નો

( ૧ ) શંકર સ્વામી હજારો શિષ્યોની સાથે દિગ્ વિજય કરવાને નીકલ્યા ત્યાં સુધન્વા રાજાને પણ સાથે લીધા. પ્રથમ કાપાલિકોની સાથે ઝપા ઝપી, સુધન્વા રાજાએ તોએને હઠાવ્યા.

( ૨ ) આગળ ગોકર્ણમાં—શૈવ મતના આચાર્ય નીલકંઠ સાથે વાદ. નીલકંઠે કહ્યું કે तत्त्वमसि વાકયથી જીવ અને ઇશ્વરનો અભેદ માનો છો તે યોગ્ય નથી, અંધારા અજવાળાની પેઠે જીવ ઇશ્વરના ધર્મો વિરૂદ્ધ છે. ઇત્યાદિ અનેક દાખલાઓ આપ્યા પણ શંકર સ્વામીએ તોડી પાડી तत्त्वमसि નો અર્થ નીચે પ્રમાણે સમજાવ્યો. જીવ-કાર્યોપાધિ છે, અને ઇશ્વર કારણોપાધિ છે, પણ તેમનો ચિંદશ એકજ છે, તેથી ભાગ લક્ષણાથી કોઇ બાબતને ગ્રહણ કરવી અને કોઇ બાબત ગ્રહણ ન કરવી, એવીજ રીતે-જહદ ઙ જહદ લક્ષણાથી દેહનું ઐકય છે, ત્યાં કોઇ જાતનો વિરોધ આવતો નથી. એ રીતે ઘણાં શ્રુતિનાં પ્રમાણોથી ખંડન કરી શિષ્ય કર્યો.

(૩) ઉજ્યનમાં ભટ્ટ ભાસ્કરનો પદ્મપાદ સાથે વાદ થતાં ભટ્ટે–જે શ્રુતિઓનાં પ્રમાણ આપી ભેદવાળું દ્વૈત મતનું સ્થાપન કર્યું. તેજ શ્રુતિઓથી અભેદ બતાવીને ભટ્ટને પોતાનો શિષ્ય બનાવ્યો.

(૪) કોપી ન માત્ર ધારણ કરનારો, કોઇ જૈન પીશાચના જેવો, આવીને શંકરાચાર્યને કહેવા લાગ્યો કે—

૧ જીવ, ૨ અજીવ, ૩ આશ્રવ, ૪ સંવર, ૫ નિર્જરા, ૬ બંધ, અને મોક્ષ, એ સાત પદાર્થોને સપ્ત ભંગીની રીતિથી તમે સ્વીકારતા નથી.

શંકરના જીવ સ્વરૂપના પ્રશ્નમાં જૈને કહ્યું કે-જેવડો દેહ તેટલો જીવ.

શંકરની તર્ક–દેહ જેવડો હોય તો ઘટના જેવો અનિત્ય પ્રાપ્ત થશે ? અને મનુષ્યના દેહથી હાથીના દેહમા જતાં અમુક ભાગ જીવ વિના રહી જશે અને ત્યાંથી મછરના દેહમાં જતાં બહાર રહી જશે ?

શંકરની તર્ક–અવયવો–જનારા આવનારા હોય તો પંચ ભૂતોથી પ્રગટ અને લીન થતા સંભવતા નથી. કેમકે જીવ પંચભૂતના વિકાર રૂપ નથી.

જૈનો તરફથી–અવયવો જન્મ તથા નાશથી રહિત નિત્ય છતાં આવે છે અને જાય છે. હાથીમાં વૃદ્ધિ પામેલા અને મછરમાં ઓછા થએલા વ્યાપે છે. એ અમારો નિદ્ધાંત છે. શંકરની તર્ક–અવયવો અચેતન છે કે ચેતન ? ચેતન હોય તો ઘણાનો મત વિરૂદ્ધ થતાં શરીરની ખરાબી થાય, અચેતન હોય તો આખા શરીરને ચેતના આપી શકાય નહી. જૈનોના તરફથી–ઘણા ઘોડાઓ એક મતથી રથ ચલાવે છે તેમ શરીરને ચલાવે તેમાં વિરોધ નથી.

શંકર–ઘણા ઘોડાઓ સારથિના પ્રભાવથી એક મત થાય છે, શરીરમાં બીજો નિયામક નહી હોવાથી એક મતપણું કેમ ઘટશે ? જૈન તરફથી–અવયવો આવતા જતા નથી–મોટા શરીરમાં ફુલે છે. નાંનામાં સંકોચાઇ જાય છે, જળોના દૃષ્ટાંતની પેઠે–લોહી પીને ફુલે નીચોવતા સુકઇ જાય તેમ થાય છે.

શંકરની તર્ક–અવયયવોમા શંકોચ વિકાશ થતો હોય તો વિકારી ઠરે. વિકારીને નાશ પામતાં જીવનો પણ નાશ થાય. તેથી કરેલા કર્મનો નાશ અને ફરીથી ઉત્પન્ન થએલા જીવને નહી કરેલા કર્મની પ્રાપ્તિ, એમ બે દોષ પ્રાપ્ત થાય, વળી બીજો દોષ–તુંબડું ભારથી જલમા ડુબેલું રહે તેમ આઠ કર્મોના ભારથી ડુબેલા જીવને ઉંચે જવા રૂપ મોક્ષ તેને બાધ આવે. અવયવો જવા આવાના સ્વભાવવાળામાંથી કયા અવશેષ રહેલાઓની મુકિત ?

બીજુ એ છે કે–જૈન સઘળા પદાર્થોમાં–સત્ત્વ, અસત્ત્વ, એકત્વ અનેકત્વાદિ પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો એકી વખતે સમાવેશ કરવાના સાધન ભૂત જે તમારો × સપ્તભંગી નય છે તેને પણ અમો યોગ્ય ગણુતા નથી. કારણ કે પરસ્પર વિરૂદ્ધતા ધરાવનારા વાસ્તવિક ધર્મોની એક પદાર્થમાં એકી વખતે સ્થિતિ સભવતીજ નથી.

આ સર્ગ ૧૫ મા નો કિંચિત્ વિચાર—

(૧) શંકરસ્વામીએ દિગ્ વિજય કરવા હજારો બ્રાહ્મણો સાથમાં લીધા, લાવ લસ્કરની સાથે સુધન્વા રાજાને પણ સાથમાં લીધા. જુઠો કે સાચો ન્યાય સ્વાર્થી લોકોનો કે દુરાગ્રહીઓનો જબર જસ્તીનો હોય છે. તેવો ન્યાય પ્રથમજ કાપાલિકોની સાથે થઇ ગયો.

(૨) શંકર સ્વામી અદ્વૈતમતનો આગ્રહ પકડીને દુનીયાને પણ મનાવવાને લાવલસ્કર લઇને નીકલ્યા છે, એટલે ન્યાય કે અન્યાય સત્ય કે અસત્ય જોવાનો કે તપાસવાનો અવકાશ કયાંથી હોય ?

દ્વતગ્રહણ કર્યા વિના એકાંત અદ્વૈતની સિદ્ધિ કરવી તે કેવલ દુરાગ્રહજ ગણાય એ વાતો તેમનાજ વાકયોથી આપણને પગળે પગળે એટલી બધી નજરે પડે છે કે તેની ગણતી પણ ન કરી શકીએ. પણ જેઓ એક દૃષ્ટિ પર ચઢી

× અર્થકાર પંડિતે–ટીપ્પનમા–સપ્તભંગી મૂકીને છેવટમા જણાવ્યું છે કે–આ :સપ્ત ભંગીઓથી પ્રત્યેક પદાર્થોમા ગમે તેવા બીજા પણ પરસ્પર વિરુદ્ધ ધર્મોનો સમાવેશ થાય છે. ( એમ ચોખું જણાવ્યું છે. )

જાય તેઓ પોતાના વાકયોમાં કે વિચારોમાં પણ પુરતો લક્ષ રાખી શકતા નથી તો પછી બીજાઓના તત્ત્વોમાં રહેલી સત્યતા શોધવાનો અવકાશ કયાંથી મેળવે? તેવાજ પ્રકારનો ન્યાય આ શંકર દિગ્વિજયમા જોવામાં આવે છે. જેવી રીતે હું નહી જેવો જોઇ શકયો છું તેવી રીતે બીજા સુજ્ઞ મધ્યસ્થ પંડિતો તો જરૂર જોઇ શકયા જ હશે. પણ આવા આવા મોટા પંડિતોને આપણા જેવા સામાન્ય જનોએ કહેવું શું અને લખવું પણ શુ ? એ એક વિચાર ભરેલુંજ થઇ પડે છે. હવે આપણે મૂલ વિચાર પર આવીએ છીએ—

દ્વૈતમતના શૈવ નીલકંઠાચાર્ય સાથે વાદ ચાલતાં "**तत्त्व मसि**" નો અર્થ સ્વામીજી એ નીચે પ્રમાણે સમજાવ્યો—કાર્યોપાધિ જીવ છે અને કારણોપાધિ ઇશ્વર છે પણ તેમનો 'ચિદંશ' એકજ છે. તેથી ભાગ લક્ષણાથી કોઇ બાબતને ગ્રહણ કરવી, અને કોઇ બાબત ન ગ્રહણ કરવી. એવીજ રીતે જહદડ જહદ્ લક્ષણાથી દેહનું ઐકય છે ત્યાં કોઇ જાતનો વિરોધ આવતો નથી. આ પ્રમાણે ઘણી શ્રુતિઓનાં પ્રમાણ આપી ખંડન કર્યું અને શિષ્ય કર્યો.

આમાં વિચારવાનું કે—નીલકંઠે દ્વૈત મત છોડીને **तत्त्वमसि** ના વાકયથી આદ્વૈત મતને સ્વીકાર્યો તે વસ્તુ સ્થિતિ યથાર્થ નથી. જુવો કે—આ અજ્ઞ જીવને સમજાવવાનુ કે તું તે બ્રહ્મ સ્વરૂપનો છે પણ કયારે ? ઉપાધિ ભૂત લાગેલા પાંચ ભૂતોનો સંગ છોડે ત્યારે ? પાંચ ભૂત રૂપ વસ્તુ બીજી જ છે, સ્વામીજીએ માતાનો ખેદ દૂર કરતી વખતે કહ્યું હતું કે—સારાં નરસાં કર્મનો ભોગ કરવા જીવ સ્થૂલ દેહમાં વિચરે છે. તેથી શમાદિક વિના જીવને મોક્ષ નથી. માટે દ્વૈતપણું છોડયા પછીથી જ '**तत्त्व**' સ્વરૂપનો બને છે.

અર્થાત્ ભૂતોની ઉપાધિવાળો જીવ પ્રથમ દ્વૈત સ્વરૂપનો જ છે, તેજ ઉપાધિથી મુક્ત થએલો બ્રહ્મ સ્વરૂપ થએલો અદ્વૈતના સ્વરૂપને ધારણ કરે છે.

પ્રથમ ઘટને માન્યા વગર **અઘટ** નો પ્રયોગ ત્રણ કાલમાં પણ બની શકશે નહી.

એકની એક વસ્તુમાં બીજી વાત કરવાનો અવકાશ જ કયાં રહે છે ? માટે શંકર સ્વામીનો અદ્વૈતમત દ્વૈતપણું અંગીકાર કર્યા વગર ત્રણ કાલમાં પણ નહી બની શકે એકાંત અદ્વૈત પક્ષ છે તે સત્ય વસ્તુ સ્વરૂપને જનાવનારો નથી પણ દુરાગ્રહમાં જ ખેંચી જનારો છે એ નિર્વિવાદ છે. બીજી વાત એ છે કે—કર્તા કર્મ અને કરણાદિ કારકો એક જ વસ્તુમા ઘટી શકતા હોય તો જ એકાંત અદ્વૈત

ની સિદ્ધિ થાય, નહી તો ત્રણ કાલમાં પણ એકાંત અદ્વૈતની સિદ્ધિ નહી થાય. દ્વૈત છે તેણેજ પાછલ અકાર મૂકી શકાશે.—

(૩) ઉજ્જયના ભટ્ટ ભાસ્કર દ્વૈત મતની સિદ્ધિ કરવા જતાં, પોતે જ અદ્વૈત મતમાં ફસી ગયા. તેનું કારણ જોતાં તેમને વેદોમાંથી પણ સત્ય વસ્તુ નહી મળેલી હશે, જો વેદોનું અધ્યયન કરીને સત્ય વસ્તુ મેળવેલી હોત તો સ્વામીજીના એકાંત રૂપ અદ્વૈત મતના દુરાગ્રહમાં શું કરવાને ફસતા? દ્વૈત અને અદ્વૈતનું સ્વરૂપ અમો ઉપર બતાવી ગયા છે ત્યાંથી વિચાર કરીને જુવો સત્યા સત્યનો નિર્ણય આપો આપ થઇ જશે. તેઓ કોઇ બીજા કારણથી ફસ્યા હોય તો તેમની ગતિ તેઓ પોતે જાણે તે ખરી?

(૪) વાહ્લિહક દેશના જૈનધર્મના પંડિતોના માટે, અને બૌદ્ધોના માટે શંકરદિગ્વિજયમાં ઉચ્ચામાં ઉંચા શબ્દો જે વાપર્યા છે તે તેમના પંડિતપણાને અને તેમના જાતિકુલને ખરેખરા શોભાવે તેવા છે.

પ્રથમ જૈનોના તત્ત્વો લખ્યા છે તે જૈનોની માયન્તા પ્રમાણે યથાર્થ છે.

જેટલો દેહ તેટલો જીવ જૈનોની માન્યતા પ્રમાણે બરાબર છે તેના ઉપર દિગ્વિજયમાં જેટલી કુતર્કો કરી છે તે તેમની પંડિતાઇને લાંછન લગાડીને ઉન્મત્તપણાનું ભાણુ કરાવે છે. જૈનોનો 'સ્યાદ્વાદ' યથાર્થ રૂપે સ્વામી સમજ્યા હોત તો જાંગુલી મંત્રથી જેમ સર્પનુ જેર રહેતું નથી તેમ સ્વામીજીને પોતાની પંડિતાઇનો ઉન્માદ પણ રહેતો નહી. કારણકે આધૂનિક સમયના સદ્બુદ્ધિના પંડિતો તે સ્યાદ્વાદના મંત્રથી નિઃછદ્મપણાથી પોતાના માથાં ધુનાવી રહ્યા છે. તેમાં પ્રભાવ તે સ્યાદ્વાદના મંત્રનોજ છે અને તે પંડિતોની સદ્બુદ્ધિનો પણ છે. યોગ્ય વસ્તુનેજ યોગ્ય વસ્તુના યોગે ઓપ ચઢે પરંતુ અયોગ્ય વસ્તુને ન ચઢે જો કે તે સદ્બુદ્ધિના પંડિતોના વિચારો ઘણા ઠેકાણે પ્રસિદ્ધ થએલા છે તો પણ શૂન્ય સ્થાનની પુરતી કરવા કિંચિત્ ટુક માત્રથી લખી જણાવું છું.—

(૧) પ્રથમ મૂલના ગ્રંથકારે–જૈનોના સ્યા દ્વાદને તદ્દન અયોગ્ય બતાવી તુછકારી કાઢયો છે. પરંતુ આધૂનીક પંડિત કે જે ટીપ્પન કરવાવાળા છે તેમને ચોખ્ખે ચોખું કહી દીધું છે કે–આ સપ્ત ભંગીઓથી પ્રત્યેક પદાર્થોમાં ગમે તેવા બીજા પણ પરસ્પર વિરુદ્ધ ધર્મોના સમાવેશ થાય છે.

અર્થાત્ આ સપ્ત ભંગીમાં કોઇ જાતનો વિરોધજ નથી રહેતો છતાં

ગ્રંથકારને તે વિપરીત લાગ્યો એ પણ એક તેમની દૃષ્ટિનીજ ખૂબી છે, કહેવત છે કે–' દૃષ્ટિ તેવી સૃષ્ટિ ' તે પ્રમાણે થયુ.

(૨) કાશીના મહા મહોપાધ્યાય રામમિશ્ર શાસ્ત્રીજી લખે છે કે–જૈનોનો **અનેકાંતવાદ** તો એક એવી વસ્તુ છે કે–તેને દરેકે સ્વીકારવીજ પડશે અને સ્વીકારી પણ છે.

सदऽसदूभ्या मनिर्विचनीयं जगत

જ્યારે વસ્તુ સત્ નથી કહી શકાતી અને અસત્ પણ કહી શકાતી નથી તો કહેવુંજ પડશે કે કોઇ પ્રકારની સત હોઇને પણ તે કોઇ રીતે અસત્ પણ છે એટલે અનેકાતતાજ માનવી સિદ્ધ થઇ. ( જુવો "–જૈનેતર દૃષ્ટિ એ જૈન " પૃ. ૮૨ થી ૧૦૦ સુધીનો લેખ. )

( ૩ ) કાશી હિંદુ વિશ્વ વિદ્યાલયમા–દર્શન શાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત ફણી ભૂષણ અધિકારી જણાવે છે કે–સ્યાદ્વાદનો સિદ્ધાત ઘણો મહત્વ પૂર્ણ છે અને ખેંચાણકારક છે. એ સિદ્ધાંતમાં જૈન ધર્મની વિશેષતા તરી આવે છે, કેટલાકોએ ઉપહાસ્ય કર્યું છે એ અજ્ઞાનતાને પ્રતાપે જ, શંકરાચર્ય જેવા પણ એ દોષથી અલગ નથી રહી શકયા, તેમણે પણ અન્યાય કર્યો છે. એવા મહાન વિદ્વાન માટે એવો અન્યાય સર્વથા અક્ષમ્ય છે. તેમણે નાગા લોકનો સિદ્ધાંત કહી અનાદર કર્યો છે, તે જૈન ગ્રંથોનો અભ્યાસ નહીં કરવાનું પરિણામ છે.

( ૪ ) દત્તાત્રેય બાલ કૃષ્ણ કાલેલકર કાકા–' પૂર્વ રંગ ' પૃ. ૨૪૩ માં–લખે છે કે–જૈનોના સ્યાદ્વાદનુ તત્ત્વ હિંદુસ્તાનના આખા ઇતિહાસમા ઘટાએલુ આપણે જોઇએ છીએ " જન્માધો જેમ હાથીને જુદી જુદી રીતે તપાસે તેવી આપણી આ દુનીયાની સ્થિતિ છે.

વાસ્તવિક સંપૂર્ણ સત્ય જે કોઇ જાણતો હશે તે પરમાત્માને, આપણે ઓલખી શકયા નથી.

(૫) લક્ષ્મણ રઘુનાથ ભીડે–" ચિત્રમય જગત્ " વર્ષ ૧૧ સને ૧૯૨૫ ડિસંબર "જૈન સિદ્ધાત"ના લેખમા લખે છે કે–અનેકાંતવાદ ઉપર જણાવેલી અનાઘડનતત્વની માલિકા વાચતાની સાથેજ અદ્વૈતવાદ જૈન સિદ્ધાતને અમાન્ય છે, એ દેખાઇ આવે છે સાયુજ્ય મુકિત માનનારો દ્વૈતવાદ પણ તેને તેટલોજ અમાન્ય છે, કારણ મોક્ષ એટલે જીવાત્માએ શુદ્ધાતમ તત્ત્વમા લીન થવું એમ જૈનિઓ પણ માને છે જગતના મિથ્યાત્વ સંબધે પણ તેમની વિચાર સરણી

આવીજ સાપેક્ષ છે. મિથ્યા શબ્દનો અર્થ શંકરાચાર્યની પેઠે અસત્ય, કિંવા અદ્વૈતી ભાગવતોની પેઠે અનિર્વાચ્ય, એવો જૈનિઓ કરતા નથી. પણ હંમેશાં બદલનાર અતએવ ભ્રમક એવો કરે છે. અર્થાત્ જગત્ મિથ્યા એટલે જગત એ નથીજ, કિંવા અતકર્ય છે એમ નહી પણ તે ભ્રામક છે. કિવા હમેશાં બદલનારૂ છે એવો અર્થ કરે છે. આ સંક્ષેપ વિચાર પદ્ધતિને જૈનો અનેકાંતવાદ કહે છે.॥

( ૬ ) ડૉ. ભંડારકર, મહાત્મા ગાંધીજી. તેમજ અનેક પાશ્ચાત્ય પંડિતો કહે છે કે—હિંદુ તત્ત્વજ્ઞાનની બાબતમાં અનેક શાખાઓ ઉત્પન્ન થવાનું કારણ એકાંગીવાદ પદ્ધતિજ છે. અનેકાંતવાદ પદ્ધતિજ વડે ચર્ચા કરતાં બધી શાખાઓને સાપેક્ષ માન્યતા દેવીજપડશે અને તે પ્રમાણે સાપેક્ષ માન્યતા દીધેલી પણ છે તો પણ દુરાગ્રહપણું તેમને નડે છે.

( ૭ ) મહામહોપાધ્યાય—પંડિત ગંગનાથ અલ્હાવાદવાલા લખે છે કે—જબસે મૈને શંકરાચાર્ય દ્વારા જૈન સિદ્ધાંતપર ખંડનકો પઢા હૈ, તબસેં મુજે વિશ્વાસ હુવા હૈ કિ, ઇસ સિદ્ધાંત મેં બહુત કુછ હૈ જિસ્કો વેદાંત કે આચાર્યોંને નહી સમજા, યદિ વહ જૈન ધર્મ કો ઉસકે અસલી ગ્રંથોસે દેખને કા કષ્ટ ઉઠાતા. તો જૈન ધર્મસે વિરોધ કરનેકી કોઇ ભી વાત નહી મિળતી."

( ૮ ) હિંદી ભાષાના સર્વ શ્રેષ્ઠ લેખક, અને ધુરંધર વિદ્વાન્ પંડિત શ્રી મહાવીર પ્રસાદજી દ્વિવેદી લખે છે કે—

" પ્રાચીન ઢરરેકે હિંદુ ધર્માવલંબી બડે બડે શાસ્ત્રી તક અબભી નહીં જાન તે કિ—જૈનિઓકા "સ્યાદ્વાદ" કિસ ચિડિઓંકા નામ હૈ. ધન્યવાદ હૈ જર્મની ઔર ફ્રાંસ, ઇંગ્લેંડ કે કુછ વિદ્યાનુરાગી વિશેષકો કોં, જિનકી કૃપાસેં ઇસ ધર્મકે અનુયાયિયોં કે કીર્તિકલાપકી ખોજ ઔર ભારત વર્ષકે સાક્ષર જનોંકા ધ્યાન આકૃષ્ટ હુઆ. યદિ યે વિદેશી વિદ્વાન્ જૈનોકે ધર્મગ્રંથોં આદિકી આલોચના ન કરતે, યદિ યે ઉન કે પ્રાચીન લેખકોકી મહત્તા ન પ્રગટ કરતે તો હમ લોગ શાયદ આજભી પૂર્વવત્ હી અજ્ઞાન કે અંધકારમેં હી ડુબે રહેતે. "

( ૯ ) મારવાડ જોધપુર સન્ ૧૯૧૬ માં જૈન સાહિત્ય સંમેલન વખતે પ્રમુખ—શતીશ ચંદ્ર વિદ્યાભૂષણ જણાવે છે કે—" જૈનીઝમ" ના પ્રધાન સિદ્ધાંત સ્યાદ્વાદ અથવા તો સપ્તભંગી ન્યાય, કે જે જૈન તત્ત્વ જ્ઞાનનો મૂલ પાયો છે, તેના પર બોલતાં જણાવ્યું કે—જૈન માન્યતા પ્રમાણે " સ્યાદ્વાદનો સિદ્ધાંત " અતિ

પ્રાચીન સમયથી તીર્થંકરોએ પ્રવર્તાવેલો હતો. અને ૨૪૪૦ વર્ષો પહેલાં ચરમ તીર્થંકર મહાવીર સ્વામીએ આ સિદ્ધાંત ઇપદેશ્યો હતો. અને તેનું સ્વરૂપ જૈનોના પ્રમાણ ભૂત ગ્રંથોમાં માલુમ પડે છે........બ્રાહ્મણ ઋષિ વ્યાસે બ્રહ્મસૂત્ર પુસ્તક, ૨, પ્રકરણ, ૨, સૂત્ર ૩૩ માં આ સિદ્ધાંતને સુધારા વધારા સાથે ઉતાર્યો છે. આ સિદ્ધાંતની, પ્રસિદ્ધ શંકરાચાર્ય કે જે આઠમા સૈકામાં થઇ ગયા છે તેમણે પોતાની ટીકા શાંકર ભાષ્યમાં, વાચસ્પતિમિશ્ર કે જે દશમા સૈકામાં થઇ ગયા છે તેમણે શાંકર ભાષ્યની ભામતી વૃત્તિમાં અને માધવાચાર્યે તેમના 'સર્વદર્શન સંગ્રહમાં' ટીકા કરેલી છે.

બ્રાહ્મણ તત્ત્વ વેત્તાઓએ આ સિદ્ધાંત પર એવા દોષનું આરોપણ કર્યું છે કે-તે અનિશ્ચયાત્મક જ્ઞાન તરફ દોરે છે, અને સાત અવસ્થા પરસ્પર અસંગત છે, તે છતાં આ સિદ્ધાંતની શાંત અને નિષ્પક્ષપાત સમીક્ષા તેની વ્યાપકતામાં અને વસ્તુઓની સમગ્ર અવસ્થાઓને સ્પર્શવાની શક્તિમાં રહેલી વિશિષ્ટતાને વ્યક્ત કરે છે. ઇત્યાદિ."

(૧૦) પ્રો. આનંદ શંકર બાપુભાઇ ધ્રુવે-સ્યાદ્વાદ સંબંધે કહ્યું હતુ કે-"સ્યાદ્વાદ"એકી કરણનું દષ્ટિ બિંદુ અમારી સ્હામેં ઉપસ્થિત કરે છે. શકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે, તે મૂળ રહસ્યની સાથે સબધ રાખતો નથી. એ નિશ્ચય છે કે વિવિધ દૃષ્ટિ બિંદુ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઇ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહીં. આ માટે સ્યાદ્વાદ ઉપયોગી તથા સાર્થક છે. મહાવીર ના સિદ્ધાંતમાં બતાવેલા સ્યાદ્વાદને કેટલાકો સંશયવાદ કહે છે એ હુ નથી માનતો, સ્યાદ્વાદ સંશયવાદ નથી કિંતુ તે એક દૃષ્ટિબિંદુ અમને મેળવી આપે છે. વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું જોઇએ એ અમને શીખવે છે."

(૧૧) ડૉ. ઑ પરટોલ્ડે તા. ૨૧-૮-૨૧ દક્ષિણ ધૂલીયામાં-ધર્મના તુલનાત્મક શાસ્ત્રમાં-"જૈન ધર્મનું સ્થાન અને મહત્વ" બતાવતાં અંતમાં જણાવ્યું હતું કે-જૈનધર્મ એ ધર્મોના તુલનાત્મક શાસ્ત્રમાં અતિશય આગળ વધેલો ધર્મ છે, એમ કહેવું પડે છે. દ્રવ્યનું જ્ઞાન કરી લેવા સારૂ એમાં યોજેલા સ્યાદ્વાદનું બીલકુલ આધૂનિક પદ્ધતિનું સ્વરૂપજ જુઓ એટલે બસ છે. જૈન ધર્મ એ ધર્મ વિચારવાની નિઃસંશય પરમ શ્રેણી છે. અને એ દૃષ્ટિથી ધર્મનું વર્ગીકરણ કરવા સારૂજ કેવલ નહી પણ વિશેષતઃ ધર્મનાં લક્ષણો ઠરાવવા સારૂ અને તદનુસાર સામાન્યતઃ ધર્મની ઉપપત્તિ બેસાડવા સારૂ તેનો કાળજી પૂર્વક અભ્યાસ કરવો જરૂરી છે. ॥

(૧૨) મહાત્મા ગાધીજી કહે છે કે—"સૃષ્ટિમાં પ્રતિક્ષણ પરિવર્તન થાય છે છતા તેનુ એવુ સ્વરૂપ છે, કે-તે સત્ય પણ છે (વસ્તુગતે) તેણે સત્યા સત્ય કહો તો મને અડચણ નથી. એથી મને અનેકાતવાદી કે સ્યાદ્વાદી માનવા મા આવે તો બાદ નથી. પંડિતો મનાવવા ઇછે તેમ કદાચ નહીં. તેઓ મને વાદમાં ઉતારે તો હુ હારી જાઉ.

સાત આંધલાઓએ હાથીનાં સાત વર્ણન આપ્યા તે બધા પોત પોતાની દૃષ્ટિએ સાચા હતા. એક બીજાની દષ્ટિએ જુઠા હતા, ને જ્ઞાનીની દષ્ટિએ સાચા તથા ખોટા હતા. આ અનેકાતવાદ મને બહુ પ્રિય છે. અનેકાતવાદનુ મૂલ અહિંસા અને સત્યનું યુગલ છે."

---

આ બધા પંડિતોના મતો તદ્દન ટુંકમા વિચારી જોઇએ—

શકર સ્વામીના સમયના મોટા મોટા ગ્રંથકારો હોવા છતાં, જૈનોના સ્યાદ્વાદના વિષયમા બીલકુલ ન સમજી શકયા હોય એમ પણ કેમ કહી શકાય? દિગ્વિજયના લેખકે-જૈનોના-દેહ જેટલા જીવના લક્ષણમા જે જે કુતર્કો કર્યા છે તેમા જૈનોની માન્યતાનો એક અશ પણ નથી, તેમજ સપ્તભંગીના વિષયમા એક પદાર્થમા એકી વખતે પરસ્પર નિરૂદ્ધ ધર્મોની સ્થિતિ સભવતિ નથી કરીને જે લખ્યું છે તે પણ છણકાટ કરીને, જાણી બૂજીને જ લખ્યું હોય? છણકાટ કરવાનુ કારણ-વેદના પક્ષનો દુરાગ્રહજ હોય, એવું મારૂં અનુમાન યોગ્યજ માલમ પડશે.

જુવો કે-વેદોમાં જે વિષય હતો તે આધૂનિક ચાલતા ધર્મના વિષયથી કોઇ જુદાજ પ્રકારનો હતો. જૈનોના સર્વજ્ઞોનો અને બૌદ્ધોના પ્રાદુર્ભાવના વખતે તેની બીલકુલ મહત્તા જનાતાં, તેની (વેદોની) સ્થિતિ મજબૂત કરવા પ્રથમ બ્રાહ્મણ ગ્રંથોની સરૂઆત કરવામા આવી, અને તે વિયના મોટા મોટા ગ્રથો બનાવી દીધા. પરતુ જૈન બૌદ્ધની વિશેષ ચલવલમા તે નિર્માલ્ય જેવા ભાસવા લાગતા, જૈન બૌદ્ધના સંઘર્ષણથી ઉત્પન્ન થતા વિચારોને-ઉપનિષદ નામના ગ્રંથોમા ગોઠવતા ગયા, અને વેદોના તરફ કેટલીકના પસંદગી પણ બતાવતા ગયા. તેથી વેદોના વિષયથી અને બ્રાહ્મણ ગ્રથોના વિષયથી કાંઇક ઉચા દરજાના તે ગ્રથો લોકોમાં મનાતા થયા. પરંતું અંતીદ્રિય જ્ઞાનવિનાના તે ઉપનિષદ્કારો પરસ્પરના વિરોધને ટાલી શકયા ન હતા. કારણ તે યાચિત મંડનરૂપથી ઉભા કરવામાં આવેલા હતા.

રામાયણ-ભારતાદિક પણ તે સમયના સર્વજ્ઞોની ચલવલની પછીથીજ લખાયલા નજરે પડે છે.

ગીતા–જૈન બૌદ્ધના વિશેષ સમાગમ પછીની નજરે પડે છે ત્યારબાદ જૈન નેતાઓમા ફાટફુટ અને તેમનો હ્રાસ થતા સાતમા આઠમા સૈકામાં શંકર સ્વામીએ કેટલાક બ્રાહ્મણ પંડિતોને અને રાજાઓને ઉશ્કેરીને વૈદિક ધર્મના ઉદ્ધારના બહાને જૈન અને બૌદ્ધોના ઉપર હુમલો કરી તેમના ઉપર અત્યાચાર કર્યો, એટલું જ નહીં પણ તેમનાં કેટલાંક મંદિરોનો નાશ અને લુટ કરી, તેમના પુસ્તકોને પણ કબજે કર્યાં. તે પુસ્તકોના આધારે વેદના અગ્નિ, વાયુ અને સૂર્ય આ ત્રણ દેવના ઠેકાણે નવીન રૂપના બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ દેવને કલ્પા હોય ?

તર્ક—બ્રહ્માદિ દેવો ચારો વેદોના મૂલ સુધીમાં ગ્હેલા મળે છે ?

ટુંકમા સમાધાન એટલું જ કે–બ્રહ્માદિક દેવોની નવીન શ્રુતિઓ બનાવી વેદ મૂલક ઠરાવવા પાછળથી ગોઠવવામા આવી હોય તેનો વિચાર મારા આગળના લેખથી આપ સજ્જનો પણ વિચારી શકશો.

(૧) શંકર સ્વામીના પછીથીજ પ્રાયે વિશેષ પુરાણો લખાયાં, અને બ્રહ્માદિક મોટા દેવો તરીકે પકાતા થયા, જુવો–તત્ત્વત્રયી. પૃ. ૪૫૫ થી દુર્ગાશંકર શાસ્ત્રીનો લેખ– 'શંકરાચાર્ય, બાણ, આપસ્તંબ વગેરેના ઉલ્લેખો જોતાં વાયુ વગેરે કેટલાક પુરાણો જુના કાલમા હતાં, પણ સાતમાથી નવમા શતક સુધી અનેક નવા પુરાણો રચાયા અને નવમા શતકમા અઢારની સંખ્યા પ્રસિદ્ધ થઇ હોય. તેજ પ્રમાણે જૈનો નો 'સ્યાદ્વાદ' પણ વૈદિકોમા ઉધોછત્તો ઘૂસાડવામાં આવ્યો અને તેનુ ભ્રષ્ટ રૂપાંતર ઋગ્વેદ ના પ્રલય નામના સૂક્ત સુધી લખી વેદ મૂલક બતાવવાનો પ્રયત્ન થયો.

( ૨ ) આનંદશંકરભાઇ નો પુરાણ સબંધી લેખ જુવો તત્ત્વત્રયી. પૃ. ૪૪૬ થી–" પુરાણ નામના ગ્રંથો હતા પણ અત્યારે જે રૂપમાં દેખાય છે તે તો બેશક નવું છે.

આર્યોના તહેવારોના લેખકે–જણાવ્યું છે કે–છઠ્ઠા સૈકામાં એટલે પુરાણો અસ્તિત્વમા આવવા લાગ્યાં, ત્યાર પછી દેવતાઓની મૂર્ત્તિઓ બનાવવાનો રીવાજ પડયો.

મણિલાલ નથુભાઇ દ્વિવેદીના લેખથી જુવો–" યજ્ઞ પુરૂષ નવોજ દેવ કલ્પાયો, અને પ્રજાપતિ બધા ના મોખરે આવીને બ્રહ્મા તરીકે પૂજા તો થયો. "

આ બ્રહ્માદિક નવીન દેવો જૂનામા જુના ઋગ્વેદથી દાખલ થઇ ચારો વેદોથી પ્રસિદ્ધમા મુકવામાં આવ્યા

હવે હું સ્યાદ્વાદના મુખ્ય વિષયપર આવું છું.

આ જૈનોના સ્યાદ્વાદના વિષયમાં પોતાના ઉદ્ગારો જાહેરમાં મુકનારા અનેક ભાષાઓના અભ્યાસીઓ, મોટામાં મોટા પંડિતો હોય, તેમ મને લાગે છે. અને સંગ્રહનો કરનાર હું-પુરૂં વ્યાકરણ જાણતો નથી, ન્યાય અલંકારમાં કાંઇ વિશેષ સમજતો નથી, અંગ્રેજી વિગેરે ભાષનો તો બીલકુલ અભ્યાસજ નથી, માત્ર જન્મ દેશની ભાષા અને જૈન સર્વજ્ઞોના તત્ત્વોનો પણ નહી જેવો અભ્યાસ કરી યતકિંચિત્ સ્વાદના યોગથી આ બધા પંડિતોના સ્વરોમાં મારો સ્વર ભેળવું છું કે જેથી લોકોનું પણ તે તરફ ધ્યાન ખેંચાય, અને સર્વજ્ઞોના વચનનો આદર કરી તેઓના વચનનો રસ લેવા પ્રેરાય, અને સર્વજ્ઞોના વચનમાં રહેલી વિશેષતા સમજી પોતાના કલ્યાણનો માર્ગ મેલવે કે જેથી મારા પરિશ્રમની પણ સફલતા થાય

(૧) દિગ્વિજયના ટીપ્પનકારે–સપ્તભંગી ન્યાયના સંબંધે જણાવ્યું હતું કે–" પદાર્થોમાં ગમે તેવા વિરૂદ્ધ ધર્મોનો સમાવેશ થાય છે. "

હું પણ એમજ સમજુ છું અને કહું પણ છું કે–જેમ કેશરીસિંહના આગળ મહોન્મત્ત હાથી જેવો પણ ટકી શકેજ નહી, તેમ સ્યાદ્વાદ ન્યાયના આગળ એકપણ એકાંતવાદી ટકી શકેજ નહી. છતાં દિગ્વિજયના મૂલકારને વિપરીત શાથી ભાષ્યું ? તેની ગતિતો તેજ જાણે.

(૨) રામમિશ્ર શાસ્ત્રીજીએ કહ્યું હતુ કે–" વસ્તુ સદ્રૂપની થઇ અસદ્રૂપની પણ છે, એટલે અનેકાંતતાજ માનવી સિદ્ધ થઇ. "

આ વિષયમાં વિચારવાનું કે–નીલકંઠના વાદમાં શંકરસ્વામીએ બતાવેલો જહદજહદ્ લક્ષણાનો ન્યાય એ ગોરીના વળાંના જેવો શુધ્ધો હતો છતાં એક તરફ ખેંચાતાણ કરતાં ગોલીની સાથે છાસ અને માખણના ગમાવવા જેવો ન્યાય કરી કયો વિશેષ તત્ત્વ મેળવવાને તેઓ ભાગ્ય શાલી બન્યા હશે ?

( ૩ ) વિદ્યા ભૂષણે જણાવ્યુ હતું કે-શંકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર અન્યાય કરેલો છે. "

તે વાત મને તેમની સર્વાંશથી સાચી કહેલી લાગે છે. જેમ કોઇ રાજા દિગ્વિજય કરવાની લાલસાથી નીકલેલો ન્યાયી કે અન્યાયી બધાંએ માણસોને ચીભડાંની પેઠે ચીરી નાખે તેમ શંકર સ્વામીએ કરેલું જણાય છે તો પછી તેમના હાથથી ન્યાય ક્યાંથી થવાનો હતો ?

(૪) કાકા કાલેળ કરે જણાવ્યું હતું કે—

"સ્યાદ્વાદનું તત્ત્વ હિંદુસ્તાનના આખા ઇતિહાસમાં સમાયલું છે. વાસ્તવિક સંપૂર્ણ સત્ય જે જાણતો હશે તે પરમાત્માને હજુ આપણે ઓલખી શકયા નથી."

આમાં મારો સ્વર એ છે કે-હિંદુસ્તાનના આખા ઇતિહાસમાં એટલે-વેદ, વેદાંતાદિક છ એ શાસ્ત્રોમાં એ સ્યાદ્વાદનું તત્ત્વ સમાયલું છે.

આ મારા સ્વરમાં પરમહંસ જીવાનંદ સરસ્વતીનો-જૈનેતરના પૃ. ૭૮ થી ૮૦ માં આપેલો પત્ર સ્વર પુરે છે. જુવો પૃ. ૮૦ માં-" પ્રાચીન ધર્મ, અગર કોઇ સત્ય ધર્મ રહા હોતો જૈન ધર્મથા. જીસકી પ્રભા નાશ કરને કો વૈદિક ધર્મ વો ષટ્શાસ્ત્ર, વો ગ્રંથકાર ખડે ભયેથે."

સંપૂર્ણ સત્યના જાણવાવાળા સ્યાદ્વાદ તત્ત્વના પ્રકાશક તીર્થંકરોજ છે, પણ બીજા કોઇ ઋષિઓ નથી. જ્યાં સુધી તેમના તત્ત્વો જાણવાનો અવકાશ મેળવતા નથી ત્યાં સુધી તે પરમાત્માને આપણેજાણી શકવાના જ નથી એજ ફલિતાર્થ બતાવ્યો છે."

(૫) લક્ષ્મણ રઘુનાથ ભીડે કહે છે કે-" જગન્મિથ્યા કે અનિર્વાચ્ય એવી માન્યતા જૈનોની નથી, હમેશાં બદલાતું રહેતુ માને છે."

આમાં વિચારવાનુ કે-પ્રત્યક્ષમાં પરિવર્તન થઇ રહેલા આ સંસાર ચક્રને સર્વથા મિથ્યા કહેતાં જીવનો ઇન્કાર કરવાળા નાસ્તિકોના જેવુંજ થાય, જીવ-જ નથી તો પછી તેનો ઇન્કાર કરવાવાળો જ કોણે માનવો ?

આ પ્રત્યક્ષમાં પરિવર્તન થઇ રહેલા સંસાર ચક્રનેજ, સર્વથા મિથ્યા માનીએતો પછી મુક્તિ થએલી જ કોની માનવી ? ખૂબ વિશાલ દૃષ્ટિથી વિચારવાની ભલામણ કરૂં છું.

(૭) પંડિત ગંગનાથ કહે છે કે—" જૈન સિદ્ધાંતમાં બહુત કુછ હૈ વેદાંત કે આચાર્યોને સમજ્યા નહિ."

આમાં મારા વિચારો—પંડિતજીએ સદ્બુદ્ધિથી કહ્યું છે તો સત્યજ પણ વેદાંતના આચાર્યોને સમજ્યું નહી તે જરા વિચારવાનું છે.

૧ દિગ્ વિજયના પહેલા સર્ગમાં-બ્રહ્માદિકોએ શંકર દેવને જણાવ્યું હતું કે-વિષ્ણુએ બૌદ્ધ શાસ્ત્રો રચી વેદાદિકને હાનિ પહોચાવી.

૨ પુરાણકારોએ—અનાદિના વિષ્ણુનું માથુ કપાવી ઘોડાનુ માથુલગાડી હયગ્રીવ વિષ્ણુ થયા બતાવ્યા.

૩ વળી દૈત્ય દાનવોનો માર ખાઇ વિષ્ણુ ભાગતા ફર્યા.

૪ વિષ્ણુના કાનના મેલથી પેદા થઇ—મધુ—કૈટભ બે દૈત્યો બ્રહ્માને મારવા દોડયા.

૫ તે બ્રહ્મા વેદોમાં જગત્‌ના કર્તા થઇ, બધી સૃષ્ટિને વીંટલાઇને બેઠા.

ઇત્યાદી સેંકડો હજારો વાતો શંકર સ્વામીના અદ્વૈત સિદ્ધાંતના સમય પછી પ્રાયે પુરાણોથી તે વેદો સુધીમા લખાઇ. જે શંકરસ્વામીએ જહદ્ અ જહદ્ લક્ષણાના વિચારો બતાવી બધી દુનીયાને ભ્રમ ચક્રમાં નાખી. તેમણે ભૂલ કરી એમ આપણાથી કેવી રીતે કહી શકાશે ? પંડિતોને વિચારવાની ભલામણ કરૂ છું અને ભૂલચુકની માફી ચાહુ છું.

( ૮ ) મહાવીર પ્રસાદ દ્વિવેદીજીએ લખ્યુ છે કે—

“ પ્રાચીન હિંદુ ધર્માવલંબી બડે બડે શાસ્ત્રી ભી અબભી તક નહી જાનતે હે કે જૈનિઓ કા “ સ્યાદ્વાદ ” કિસ ચિડિયોકા નામ હે યદિ યે વિદેશી વિદ્વાનો જૈનોંકા લેખકોંકી મહત્તા પ્રગટ ન કરતે તો હમ લોગ આજભી પૂર્વવત્ અજ્ઞાન કે અંધકાર મેં હી ડુબે રહેતે.

આમા મારા વિચારો—પંડિત મહાવીર પ્રસાદજી એ બે ધડક પણે સત્ય કહ્યું છે કે—વેદ સમયના ઋષિઓ તો સ્યાદ્વાદનુ નામ પણ નહી જ જાણતા હતા શંકર સ્વામીના સમયના એકાંતપક્ષના પંડિતો—સામી બાજુના એકાંતપક્ષના પંડિતોને તોડી પાડવા સ્યાદ્વાદનો આશ્રય લઇ તેઓને તોડી પાડતા, પછી અજ્ઞાન વર્ગ ને ઉંધાપાટા બંધાવવા આડો અવલો ન્યાય બતાવી, સ્યાદ્વાદનુ ખંડન કરવા પ્રયત્ન કરતા. અર્થાત્ ખાઇ પીઇને ભાડુ ઉંધુ વાળી લોકો ને અંધારામાં રાખવાનો પ્રયત્ન કરતા. એવી મારી સમજ થઇ છે તે મારા આગળ પર બતાવેલા સ્યાદ્વાદ ના લેખથી આપ સજ્જનો પણ મને સમ્મતિ આપશો. હું પણ જે આટલા દરજ્જા સુધી વિચારો ને મેળવવાને પહોચ્યો છુ તે આપ મહાન પંડિતોની સહાય્યતાથીજ ?

( ૯ ) શતીશચંદ્ર વિદ્યા ભૂષણે જણાવ્યુ હતુ કે—

“ સ્યાદ્વાદનો સિદ્ધાંત પ્રાચીન તીર્થંકરોએ પ્રવર્તાવેલો, તે છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરે ઉપદેશ્યો હતો. બ્રાહ્મણ તત્ત્વ વેત્તાઓએ તેમાં દોષોનું

આરોપણ કર્યું છે. છતાં તેની વ્યાપકતામાં અને સમગ્ર વસ્તુઓની અવસ્થાઓને સ્પર્શવાની શક્તિમાં વિશિષ્ટતાને વ્યક્ત કરે છે."

આમાં થોડું વિચારી જોઇએ–

વર્તમાન કાલના દેશી પરદેશી સદ્બુદ્ધિના સેંકડો પંડિતો સ્યાદ્વાદમાં પુરેપુરો પ્રકાશ જોતા આવ્યા. થોડા વખત પહેલાના બ્રાહ્મણ તત્વ વેત્તાઓ દોષો જોતા આવ્યા આ દષ્ટિ દોષ તેમનો કેવા પ્રકારનો ?

( ૧૦ ) આનંદશંકર ભાઇએ–જણાવ્યું છે કે—

શંકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે તે મૂલ રહસ્યની સાથે સંબંધ રાખતો નથી.

મહાવીરના સ્યાદ્વાદને કેટલાક સંશય વાદ કહે છે એ હું નથી માનતો. સ્યાદ્વાદ સંશય વાદ નથી વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું જોઇએ એ અમને શિખવે છે.

આમા થોડું વિચારવાનું કે—કત્રિમ સર્વજ્ઞ શંકરસ્વામીએ–બધી દુનિયાને હલાવી નાખી. પછી મોટા ગર્વમાં આવી સર્વજ્ઞ એવા મહાવીરના સ્યાદ્વાદને પણ તોડી પાડવા મોટો અત્યાચાર કર્યો, પણ બધી દુનિયામાં વ્યાપી રહેલા સ્યાદ્વાદનો સિદ્ધાત, વધારે ને વધારેજ પ્રકાશ આપવા લાગ્યો. કહેવત છે કે–આખરે સત્ય ઉપર તરી આવ્યા વગર કદી પણ રહેતું નથી.

( ૧૧ ) ડૉ. પરટોલ્ડ–" જૈન ધર્મ એ ધર્મોના તુલનાત્મક શાસ્ત્રમાં અતિશય આગળ વધેલો ધર્મ છે. દ્રવ્યનું જ્ઞાન કરી લેવા સારૂં યોજેલા સ્યાદ્વાદનું સ્વરૂપજ જુવો એટલે બસ છે.

જૈન ધર્મ એ ધર્મ વિચારની નિઃસંશય પરમ શ્રેણી છે,

જે પ્રજાને અમો અનાર્યના લેખામા ગણતા તેજ પ્રજા પોતાની સદ્બુદ્ધિથી આર્યોના તત્ત્વની ખરી શોધ કરી અસદ્ વિચારથી કરેલી આર્યોની ભૂલ્યો બતાવવા આગળ આવી તો પછી અમારો દરજ્જો કયો ?

( ૧૨ ) મહાત્મા ગાધીજીએ કહ્યું હતું કે—

સૃષ્ટિમા પ્રતિક્ષણ પરિવર્તન થાય છે છતાં તેનુ એક એવુ સ્વરૂપ છે કે તે સત્ય પણ છે.

એથી મને અનેકાતવાદી કે સ્યાદ્વાદી માનવામા આવે તો બાધ નથી.

પડિતો મને વાદમા ઉતારે તો હું હારી જાઉ.

આ અનેકાતવાદ મને પ્રિય છે. એનુ મૂલ અહિંસા અને સત્યનું યુગલ છે.

આમા પણ કેટલાક મારા સ્વરો પુરૂ છું—

આ સૃષ્ટિનું પરિવર્તન થતું પ્રત્યક્ષ દેખાતા છતાં સર્વથા નાશ થએલો કોણે જોયો ? તેથી તેનુ પરિવર્તન થતાં પણ સત્ય સ્વરૂપનીજ છે. તેવા સ્વરૂપના વિચારો બતાવનારને અનેકાંતવાદી કહો કે સ્યાદ્વાદી કહો આમાં અસત્યજ શુ છે ?

" ગાધીજી કહે છે કે-પંડિતો મને વાદમાં ઉતારે તો હું હારી જાઉં. "

દુરાગ્રહવાળાથી સાક્ષાત્ સર્વજ્ઞ પણ દૂરજ રહે, તો પછી ગાંધીજી દૂર રહે તેજ યોગ્ય છે.

અનેકાતવાદમા અહિંસા મને સત્ય સમાયલુ છે ખરૂં પણ તેનું મહત્વ સમતામા રહેલુ છે તે વિના ન તો આલોકનુ કે પરલોકનુ કાર્ય સાધી શકાય તેમ છે તેના સંબંધે—યોગ શાસ્ત્રમાં બાર ભાવનાના પ્રસગે હેમચદ્ર સૂરિજીના તત્ત્વ જરામાંથી પ્રગટેલો પુકારો--

विगाह्य सर्वशास्त्रार्थ-मिद मूच्चैस्तरांब्रुवे।
इहाऽमूत्र स्वपरयो-र्नाऽन्यत्साम्यात्सुखाकरं ॥ १ ॥

આ શ્લોકનો ટુંકમા ભાવાર્થ—દુનીયામા તમામ શાસ્ત્રોનુ મંથન કરીને હું શ્રી હેમચંદ્રાચાર્ય મોટા પોકારની સાથે કહુ છું કે—આલોકનું સુખ અથવા પરલોકનુ સુખ પોતાને કે બીજાને મેળવવાની ઇચ્છાવાળાએ સમતાનું સેવન કરવું, તેનું સેવન કર્યા સિવાય બીજું કોઇ પણ સુખ મેળવવાનુ કારણ જનાતું નથી.

જૈન સર્વજ્ઞોએ બતાવેલા આ સમતાના પ્રયોગથી આજસુધીમાં અબજોના અબજો મહા પુરુષો પોતાના પરલોકનું કાર્ય સાધી મોક્ષમા ચાલ્યા ગયા છે. તો પછી આ સમતાના પ્રયોગથી આલોકના સુખને અહિંસાના આચરણથી મેળવી કેમ ના શકે ? મારા ટુક અનુભવથી હું વિચારી જોઉ છું તો એજ માલમ પડે છે કે જરૂરજ મેળવી શકે.

મહાત્મા ગાંધીજીએ—આ ચાલુ જમાનામાં આર્થિક પીડાથી મુક્ત થવા અહિંસાત્મક રહેવાનો જે પ્રયોગ બતાવ્યો છે તેજ પ્રયોગ આ દુનીનાની આર્થિક પીડા દૂર કરવાને સમર્થ નીવડશે જો આ સમતાના માર્ગ ને છોડીને બીજા કોઇ આડા અવળે માર્ગે ચઢી ગયા હોત તો આજ સુધીમા અનેક કુટુબોની પાયમાલી થતી જોવાનો પ્રસંગ પ્રાપ્ત થતો પરંતુ અહિંસાત્મક રૂપના ઉત્તમ પ્રયોગથી તેવો દુઃખદ પ્રસંગ પ્રાપ્ત નથી થયો, એજ આપણો સુદિન સમજવાનો છે.

પરંતુ જેઓ દુરાગ્રહને દૂર રાખી સમતા પૂર્વક સદ્ બુદ્ધિને ઉપયોગા કરે છે તેઓ પોતાની ધારણા પ્રમાણે પોતે ધારેલા ઠેકાણે પહોચે છે અને દુનિઆને પણ દોરી શકે છે. અગર જો તેમાં વિષમતા હોય તો, પોતે અધ વચમાં લટકી બીજાઓને પણ અધ વચમા જ લટકતા રાખે છે. પણ ધારેલા ઠેકાણે ઠેઠ સુધી પોતે પહોચી શકતો નથી અને બીજાઓને પણ પહોચાડી શકતો નથી. માટે પ્રથમ નિર્મલ બુદ્ધિથી સદ્ અસદ્ વસ્તુના સ્વરૂપનો વિચાર કરવાની ખાસ જરૂર છે. એક જગો પર કહ્યુ છે કે—

एकं हन्या न्नवा हन्या–दिपुमुक्तो धनुष्मता।
वुद्धिर्वुद्धिमता मुक्ता राष्ट्रं हन्या त्सराजकं ॥ १ ॥
वयोऽनुरुपा प्रायेण प्राणिनां हृदि वुद्धयः।
रसालस्य कपायाऽऽम्ल–मधुरा. क्रमशो रसाः ॥२॥

ભાવાર્થ—પોતાના ધનુષથી બાણને છોડનારો ધનુષવાળો એકાદને હણે, જો કદાચ ધારેલા નીશાણમાં ફેર પડી જાય તો તે બાણ ખાલી પણ જાય, પરંતુ સદ્ બુદ્ધિવળાએ પોતાની સદ્ બુદ્ધિનો પ્રયોગ વાપરેલો હોય તો, તે સદ્બુદ્ધિવાળો રાષ્ટ્રની સાથે બધા રાજ્યોને પણ ધ્રુજાવી નાખે છે.

આવા પ્રકારના દાખલાઓ પૂર્વ કાલમા ઘણાએ બનેલા છે, અને આપણે પૂર્વકાળના અનેક લેખોથી જાણી પણ શકીએ છીએ.

પરતુ આ વર્ત્તમાન સમયમા તો મહાત્મા ગાંધીજીએ શ્રી હેમચંદ્ર સૂરિજીના કથન મુજબ આર્થિક પીડાથી મુક્ત થવા આ દુનિયાને સમતા પૂર્વક અહિંસાત્મક રૂપ રહેવાનો પ્રયોગ જે શિખવ્યો છે તેમા પોતાની આથિક સિદ્ધિનાં કિરણો ફુટતા જોઇ આખી દુનીયા તેમા આશ્ચર્ય નિમગ્ન થઇ પડી છે. તેનુ કારણ તપાસી જોતા એમ માલમ પડે છે કે—વેદાદિક અનેક પ્રચલિત ધર્મોમા દાખલ થઇ ગએલી હિંસક રૂઢીના પ્રચારથી ભૂલાવામાં પડેલી આ દુનીયાને

સમતા પૂર્વક અહિંસાત્મક રૂપનો આ પ્રયોગ નવીન રૂપનો થઇ પડયો હોય, પરંતુ સદ્‌બુદ્ધિથી સર્વજ્ઞ તીર્થંકરોના તત્વના અભ્યાસી મહાપુરૂષોનો તો ખરો મુદ્દોજ એ છે કે–પૂર્વકાળમા જે મહાપુરૂષોએ પોતાના આત્માની કર્મોથી મુકિત કરી લીધી છે તેમને સમતા પૂર્વક અહિંસાત્મકના પ્રયોગથી જ કરી લીધી છે, અને પોતાના અનુયાયી વર્ગને પણ પોતાના આત્માની સિદ્ધિનો પ્રયોગ પણ એજ બતાવતા ગયા છે.

બુદ્ધિમાન્ બુદ્ધિ પ્રયુકતા હોય તો પણ વયોત્પત્તિના પ્રમાણથી રસોત્પત્તિમા ફરક પડતો જાય. ઉદાહરણમા આ આમ્રફલ છે, તેની પહેલી અવસ્થામા કષાય રસ, મધ્યમાં આમ્લ રસ, પછી આગળ જતા મધુર રસની ઉત્પત્તિ થતી જોવામાં આવે, એજ પ્રમાણે માણસોમા પણ રસની ઉત્પત્તિ થતી જાય. છતાં પણ જાતિ કુલનો ભેદ વિચારવાનો હોય છે. જો બુદ્ધિ પ્રયુકતા ઉત્તમ કુલ જાતિના હોય તો, તેમા સુખેથી ભળી શકાય, અગર જો તેમા ફેર ફાર હોય તો આખરમાં શોષવાનો પ્રસંગ આવે છે એ ધ્યાનમા રાખવાનું છે. તે માટે કહ્યું છે કે—

जलप्रमाणं कमलस्य नालं, कुलप्रमाणं पुरुषस्य शीलं।
कुले हि जातो न करोति पापं, कुलांकुशेनैव निवारितो नरः॥

ભાવાર્થ—કમલની નાલ જલ પ્રમાણે નાની મોટી હોય છે તે પ્રમાણે કુલના પ્રમાણે માણસના શીલનુ પ્રમાણ હોય અને તે પોતાના કુલના અંકુશથી નિવારણ થએલો તેના પાપનુ આચરણ કરી શકતોજ નથી.

१ प्रभु प्रसाद, २ स्तारुण्यं, ३ विभवो, ४ रूप, ५ मन्वय.।
६ शौर्य , ७ पांडित्य मित्येनद मद्य मदकारणं॥

ભાવાર્થ—જો કે મદિરા નથી છતા નીચેના ૭ કારણ નશો ઉત્પન્ન કરે છે–૧ કોઇ મોટા પુરૂષની પ્રસન્નતા, ૨ યોવનપણુ, ૩ ધનની પ્રાપ્તિ, સ્વાભાવિક પણાથી મળેલું ૪ રૂપ, ૫ કુલ, ૬ શૌર્ય અને ૭ પંડિત્યપણુ, એ સાતે ઉન્મત્ત પણાના કારણ છે. માત્ર કોઇ ઉત્તમ પુરૂષનેજ જોર કરી શકતાં નથી.॥

સંસારમા એક ફલ ખાસ મેળવવા જેવું છે. પરંતુ તે ઉન્મત્તપણાથી દૂર રહેનારાઓજ મેળવી શકે છે

असारसंसारमहीरुहस्य, सुधोपमं स्वादुफलं तदेक॥
परस्परं मत्सरवर्जितानां, यद्वर्धते प्रीतिरयं नराणां॥

ભાવાર્થ—અસારરૂપ સંસાર વૃક્ષનું ખરૂં ફલ શું તો કે

ઇર્ષા—મત્સર વિના આપસ આપસના માણસોમાં જે પ્રીતિ વધ્યા કરે તેજ એક સ્વાદિષ્ટ અમૃતરૂપનું ફલ છે.

ઇર્ષા દ્વેષ વિનાના જે સરલ હૃદયના માણસો છે તેજ પ્રશંસાના પાત્ર છે.

मिथ्यादृशोऽपि वरं कृतमार्दवा ये,
सम्यग्दृशो नहि वरं कृतमत्सरा ये ।
ते मेचका अपि शुका फलशालिभोज्या
भव्याः सिता अपि वका नहि मीनभक्षाः ॥

ભાવાર્થ—સરલ હૃદયના મિથ્યા દૃષ્ટિઓ હોય તો તે શ્રેષ્ટ છે પણ મત્સર હૃદયના સમ્યક દૃષ્ટિઓ તે શ્રેષ્ટ નથી જેમ—ફલ અને શાલી (ચોખા) નું ભોજ કરનારા તે શુકો (પોપટો) કાલા છે તો પણ તે ભવ્યો (ઉત્તમ) છે. પણ માછલાંના ભક્ષકો બગલાં શ્વેતવર્ણના છતાં શ્રેષ્ટ નથી. તેના માટે એક ગાથામાં જણાવ્યું છે કે—

जइ जलइ जलउ लोए कुसथ्थपवणाहओ कसायग्गी
तं चुज्जं जं जिणवयणवारिसित्तोऽवि पज्जलइ ॥

ભાવાર્થ—કુશાસ્ત્રના પવનથી પ્રેરાયલો કષાયાઽગ્નિ (ક્રોધ, માન, માયા અને લોભરૂપનો અગ્નિ) લોકમા જલન થતો હોય તો ભલે તે જલન થાય. પરંતુ જિનદેવના વચનરૂપી પાણીથી સિંચાયલો કષાયાગ્નિ પ્રજ્વલન થાય તે ઘણું આશ્ચર્ય પેદા કરવાળું છે. ॥

॥ કારણ એ છે કે—સંસારની બેડીમાં ખોસી ગાલનારા આ ચાર કષાયોજ જબરજસ્ત છે. કહ્યું છે કે—

कषाया भवकारायां, चत्वारो भवयामिका इव ।
याव ज्जाग्रति पार्श्वस्था—स्तावन्मुक्तिः कुतो नृणां ॥

ભવાર્થ—કષાયા—ક્રોધ, માન, માયા અને લોભ આ ચાર, સંસારની બેડીમાં પડેલા પ્રાણિઓના ખાસ રક્ષકો છે. જ્યા સુધી આ ચારો હૃદયમા જાગૃત થઇ રહ્યા છે ત્યા સુધી જીવોને સંસારથી છુટવાનો વખત જલદી ક્યાથી

આવવાનો છે ? માટે જેટલે દરજ્જે આ ચાર કષાઓનુ જોર આછુ થતું જશે તેટલે દરજ્જે તે ઉચી પાવડીએ થઢેલો ગણાશે એ નિર્વિવાદ છે.

એક જગો પર કોઇ મહાપુરૂષે કહ્યુ છે કે—

नाऽऽशांबरत्वे न सितांबरत्वे, न तर्कवादे न तत्त्ववादे ।
न पक्षसेवाऽऽश्रयेण मुक्ति', कषायमुक्तिः किल मुक्तिरेव ॥

ભાવાર્થ–જીવોને મુક્તિ ન શ્વેતાંબરમાં છે ન દિગંબરોમાં છે, ન કોઇ તર્કવાદની નિપુણતામાં રહેલી છે. તેમજ ન તો કોઇ એકાદ પક્ષના આશ્રયમાં ભરાઈર હેવામાં બતાવેલી છે. તો પછી જીવોની મુક્તિ શેમાં રહેલી છે? તેનો ખરો ઉત્તર એજ બતાવેલો છે કે—

સત્ય હૃદયથી કષાયોની જે મુકિત છે, તેજ જીવોની ખરી મુકિત છે. અર્થાત્ જે મહાપુરૂષોએ સત્ય હૃદયથી પોતાના કષાયોની સર્વથા મુકિત કરેલી છે તેજ સર્વે મુકત રૂપના થએલા છે.

વૈદિકોએ–અનેક પ્રકારથી જીવોની મુક્તિ થવાનું સહજપણાથી બતાવી દીધું છે. પરંતુ જૈનોના સર્વજ્ઞોએ તો કષાયની મુકિત થયા સિવાય બીજા કોઈ પણ પ્રકારથી જીવોની મુક્તિ થવાનું બતાવ્યુ જ નથી.

આ બધા અમારા લેખનો મતલબ એ છે કે—

સર્વજ્ઞ મહાપુરૂષોના વચનો નો તાત્પર્ય જોતા એજ સાર નીકલે છે કે જેઓ આ કષાયરૂપ ચંડાલ ચોકડીના સ્પર્શથી દૂર રહેવાનું શિખશે, તેઓ આ લોકમાં સુખે સુખે નિર્ગમન કરશે અને જેઓ આ ચંડાલ ચોકડીનો સર્વથા નાશ કરશે તેઓજ પોતાના આત્માની મુકિત સર્વથા મેળવશે. તે સિવાય બીજું કોઈપણ કારણ સુખ મેળવાનું મારા જોવામા આવેલું નથી તેમ કોઇ સર્વજ્ઞ મહાપુરૂષે બતાવેલુ હોય તેમ પણ જણાયું નથી, વળી એક જગોપર કહ્યું છે કે

तन् ज्ञान मेव न भवति, यस्मिन्नुदिते विभाति रागगण
तमस' कुऽतोस्ति शक्तिः, दिनकरकिरणाग्रतः स्थातुं ॥ १ ॥

ભાવાર્થ–લોકોમા જ્ઞાની મનાતો હોય, છતાં તે માણસમાં રાગદ્વેષાદિક અંતરંગના શત્રુઓ જોર કરી રહ્યા હોય તો, તે જ્ઞાન તે મહાપુરૂષને સત્યરૂપનુ

પરિણમન થએલું નથી, પણ તે જ્ઞાન દીવાની તલે અંધારાના જેવુંજ માની શકાય, કારણ–સત્યજ્ઞાનરૂપ સૂર્યની કિરણોનો પ્રકાશ પડતા અંધકારની તાકાત શી કે ત્યાં ટકી શકે ? અગર જો રાગાદિક અંતરંગ શત્રુઓનું પ્રાબલ્ય દેખાતું હોય તો, ત્યા તે સત્યજ્ઞાનરૂપ સૂર્યની કિરણોનો પ્રકાશ પડેલો છે એમ કયા ગુણ વિશેષથી માની લેવો ?

પોતાના મનમા પોતે જ્ઞાની બની બેઠેલાઓને આ વાત ખાસ ધ્યાન પર લેવા જેવી છે.

સત્યજ્ઞાનીઓએ ૧ પ્રમોદ, ૨ મધ્યસ્થ, ૩ કારૂણ, અને ૪ ઔદાસીન્ય આ ચાર મહાન્ ભાવનાઓને ધારણ કરી, જેમાં સ્વપરનું હિત સધાતું હોય તેવા માર્ગનું વળણ અંગીકાર કરવું, તેજ તેમના માટે કલ્યાણ કારી છે. પરંતુ શંકર સ્વામીની પેઠે દુનિયામા ઉત્પાત કરી મુકવો તે ખરા જ્ઞાની પુરૂષોનો માર્ગ ન ગણાય, એવું મારૂં માનવું છે. આગળ તો જ્ઞાની પુરૂષો સ્વીકારે તે ખરૂં ભૂલચૂકની ક્ષમા ચાહુ છું. ઇત્યલં વિસ્તરેણ.

॥ ઇતિ શંકર દિગ્વિજયમાંના કેટલાક ફકરાઓનો, દક્ષિણ વિહારીમુનિ અમરવિજયે કરી બતાવેલો વિચાર. ખંડ બીજો પ્રકરણ ૩૩ મું.

---

## સાધારણ સામાન્ય વિચારોનું પ્રકરણ ૩૪ મું.

॥ કોઇ અત્યંત પ્રાચીન કાલમાં સર્વજ્ઞોના વચનથી છુટો પડી સ્વતંત્ર બનેલો એકાદ પંડિત વર્ગ, તે પઠન પાઠનના ધંધાથી પોતાનો નિર્વાહ ચલાવતો લોકોમાં આદર સત્કારને પ્રાપ્ત થયેલો, પોતપોતાના શ્રદ્ધિત દેવતાઓની સ્તુતિઓ કરવામા અને દૃશ્ય પદાર્થોના ગુણોની કલ્પના કરવામા પણ ચતુર હશે. તેમના દેવો જોતા અગ્નિ, વાયુ અને સૂર્ય એ ત્રણ મુખ્ય તરીકેના માલમ પડે છે. તે સિવાય–સોમ, યમ, વરૂણાદિક પણ જોવામા આવે છે. સોમ તે એક જંગલીની વેલડી તેમનાં હાથમા આવતાં તેના રસનું પાન માદકતા ઉત્પન્ન કરનારૂ જોઇ તેણે મોટા દેવતા તરીકે કલ્પવામા આવ્યો તે પંડિતો આ બધા દેવતાઓની સ્તુતિઓ કરતા અને તેમના ઉદ્દેશથી ધીરે ધીરે મોટા આડંબરથી રાજ રજવાડાઓમાં યજ્ઞ યાગાદિક કરવાનો પણ પ્રબંધ કરતા ગયા. અને તે કરેલી સ્તુતિઓનો સંગ્રહ પણ કરતા ગયા. જેમા મોટામાં મોટો સંગ્રહ કરવામા આવ્યો તેણે **ઋગ્વેદ**ના નામથી પ્રસિદ્ધ કરવામા આવ્યો.

ઋગ્વેદનાજ મંત્રોને ગ્રહણ કરતા ગયા અને તેમાં ફેરફાર કરી મુખ્યતાથી યજ્ઞ યાગાદિકનાં વિધાનોની યોજનવાળા વિષયના સંગ્રહને **યજુર્વેદ**ના નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો,

તેના પછી ગાયનના મંત્રોના વિષયવાળો જે સંગ્રહ કરતા ગયા તે ત્રિજા **સામવેદ**ના નામથી પ્રસિદ્ધ કરવામા આવ્યા.

મુખ્યતાએ આ ત્રણે પ્રકારના સંગ્રહને **વેદત્રયી**ના નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા.

ત્યાર બાદ કોઈ ઘણાં લાંબા કાલે–અનાર્યોના સંસર્ગમાં આવ્યા પછી કેટલોક વિભાગ જે મલીનતાના વિષયવાળો સંગ્રહ કરવામાં આવ્યો તેણે ચોથા **અથર્વવેદ**ના નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો. આ ચોથા વેદનો કેટલાક આદર કરે છે અને કેટલાક ઘણાની દ્રષ્ટથી પણ જુવે છે. તેથી તે વૈદિકના પંડિતોની પણ ચર્ચાએ ચઢેલો છે. ચારો વેદોમાનો જે પહેલો **ઋગ્વેદ** છે તેનેજ જોડતાં કોઇ સેંકડો વર્ષ થઇ ગયાનુ અનુમાન પંડિતોથી જાહેર થએલુ છે. એટલુંજ નહી પણ બીજા મતોના સંસર્ગમાં આવતા પોતાના વેદ મતને પ્રાચીનમા પ્રાચીન ઠરવવા તેમના વિષયો લઇ પોતાની અનુકુલતા પ્રમાણે નવીન નવીન શ્રુતિઓ બનાવતા અને પોતાની મરજી પ્રમાણે વેદોમાં ગોઠવી દેતા. આવા પ્રકારનો વ્યવહાર વૈદિકમતના પંડિતોનો ઠેઠ જૈન બૌદ્ધની વિશેષ જાગૃતી થતા સુધી જોવામાં આવે છે. તે વ્યવહાર કેવલ ચોથા વેદનીજ સાથે નહી પણ ચારો વેદોની સાથેજ થતો રહેલો જોવામા આવે છે.

છતા લોકોમા જાહેર કરતા રહ્યા, અને તેવા પ્રકારનાં પ્રમાણો ચારો વેદો સુધીમા દાખલ પણ કરતા ગયા જેમકે—

બ્રહ્મા વખતો વખત સૃષ્ટિની રચના કરતા ગયા, અને તેનીજ સાથે–ચાર ઋષિઓના હૃદયમાં પ્રકાશ માન થઇ, ચારો વેદોનુ જ્ઞાન પણ બતાવતા ગયા. આગળ જાતા વેદો અનાદિના છે, અપૌરુષેય છે, એટલુજ નહી પણ બ્રહ્માના ચારો મુખથી ચાર વેદો પણ પ્રગટ થવાનું કહેતા ગયા અને સાથે પોતાના ગ્રંથોમાં લખતા પણ ગયા.

ઋગ્વેદાલોચન—બ્રહ્મવાદીનો પક્ષ બતાવતાં પૃ. ૧ લામા જણાવ્યુ છે કે—

" આર્ય જાતિ અનંત કાલથી વેદને પોતાના પ્રાણ સમજી રહી છે.

સૃષ્ટિની આદિમાં–સમાધિસ્થ ચાર ઋષિઓના હૃદયમાં પરમાત્માએ ચારે વેદોનો પ્રકાશ કર્યો. આ મત બધાથી પ્રાચીન ગણાય છે. આ મતની પુષ્ટિમાં વેદોના અંતઃસ્થ તથા બ્રહ્મણ, ઉપનિષદ્, ધર્મ શાસ્ત્ર આદિના પ્રમાણ પણ મળે છે. "

( સૃષ્ટિની તો આદિજ નથી. બ્રાહ્મણાદિક ગ્રંથના લખનારા ઇ. સ. પૂર્વે ૮૦૦ ની લગભગના છે. અંતીદ્રિય જ્ઞાન વિનાના તે કયા વિશેષ જ્ઞાનથી જોઇને આ બધું લખના ગયા ? )

तस्मा द्यज्ञा त्सर्वहुत ऋच सामानि जज्ञिरे ॥
छंदांसि जज्ञिरेतस्मा यजुस्तस्माद्ऽजायत ॥
(ऋग्. मं १०, ९० ) ( यजुः ३१, ७ )

ભાવાર્થ—તે યજ્ઞ નામના વિરાટ્ પુરુષથી–ઋગ્વેદ, સામવેદ, છંદાંસિ–અર્થ વેદ, યજુર્વેદ ઉત્પન્ન થયા.

( આ ઉપરની શ્રુતિ–જૈન બૌદ્ધની જાગૃતીના પછીથી કલ્પિત બન્ને વેદોમાં ગોઠવાઈ છે. એમ વિચારી પુરુષોના વિચારમાં આવશે. )

यस्मिन्नृचः साम यजूंषि यस्मिन्
प्रतिष्ठिता नाभा विवाऽराः ।
यस्मिं श्चित्त :सर्वं मोतं प्रजानां
तन्मे मनः शिव संकल्प मस्तु ॥ ( यजु· ३६ ५ )

ભાવાર્થ—કોઇ વિદ્વાન્ એ ઋચાનો અર્થ ઇશ્વરના તરફ ઘટાવે છે. પરંતુ એ મંત્રમાં શિવ સંકલ્પ થવાની પ્રાર્થના કરેલી છે. અર્થ નીચે પ્રમાણે–

જે મનની સ્થિરતા થયા બાદ રથની નાભિમાં આરાની પેઠે–ઋગ્, સામ, યજુઃ સ્થિર થાય છે અને જે મનમાં પ્રજાની વૃત્તિ સદૈવ લાગી રહી છે તે મારૂં મન શિવ સંકલ્પવાળું થાય.

( મનની સ્થિરતા થયા બાદ વેદ સ્થિર થાય છે તો તે પ્રથમ કોના મનમાં સ્થિર થયા ? )

यस्माद्दचो अपातक्षन्, यजु स्तस्मादऽपाकशन्।
सामानि यस्य लोमान्यऽथर्वांगिरसोमुखं
( अथर्ववेद–१०, ४, ७, २० )

ભાવાર્થ—" જે પરમાત્માથી ઋગ્વેદ ઉત્પન્ન થયા તેજ પરમાત્માથો યજુર્વેદ પણ ઉત્પન્ન થયા. સામવેદ જેમના લોમ તુલ્ય અને આંગિરસ–અથર્વવેદ જેમના મુખ રૂપ છે. "

एवं वाऽरेऽस्यमहतो भूतस्य निःश्वसित मेतत्
यदृग्वेदो यजुर्वेद सामवेदोऽथर्वांऽऽगिरसः
( शतपथ—१९, ५, ९, १० )

ભાવાર્થ—" યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહ્યું કે–હે મૈત્રેયિ ? આ મહાન્ આ આકાશથી પણ મહાન્–પરમેશ્વરથીજ ઋગ્, યજુઃ, સામ, અથર્વ થયા છે. મનુષ્યના–શ્વાસ પ્રશ્વાસની પેઠે એ તેમનુ નિઃશ્વસિત છે.

આ ઉપરનાં પ્રમાણોથી સ્પષ્ટ છે કે વેદ ઇંશ્વરીય જ્ઞાન છે. "

આમાં મારા વિચારો—

જૈનોના સર્વજ્ઞ પુરુષો આ સૃષ્ટિને અનાદિની બતાવે છે. અને તે અવસર્પિણી ઉત્સાર્પિણીના કાલક્રમથી અર્થાત્ ઉતરતા ચઢતા કાલના ક્રમથી ચાલતી આવેલી છે અને ભવિષ્યમાં પણ ચાલ્યાજ કરવાની છે. આ પૃથ્વી આદિ પદાર્થોનો સર્વથા નાશ થયો નથી, અને ભવિષ્યમાં પણ કોઇ કાલે નાશ થવાનો જ નથી, એ જૈનોનો અટલ સિદ્ધાંત છે. તેનો કિંચિત્ વિસ્તાર " જૈન દૃષ્ટિએ જગત્ " નામના લેખમાં બતાવ્યોછે તે મનન કરવાની ફરીથી ભલામણ કરૂં છું.

છતાં વૈદિકોમાં કલ્પના કરવામાં આવી છે કે–સૃષ્ટિની આદિમાં–ચાર ઋષિઓના હૃદયમાં પરમાત્માએ ચાર વેદોનો પ્રકાશ કર્યો. આ કલ્પના ગમે તેટલી પ્રાચીન હોય તો પણ શું યથાર્થ ઠેરવી શકાય તેમ છે ? કારણ આ ઉપરના લેખોમાં ચારે વેદોને અનાદિના ઠરાવવા પ્રયત્ન થએલો છે. મૂલમાં વેદો વેદત્રયીના નામથી પ્રસિદ્ધ છે.

અથર્વ વેદ ઘણો મોડો લખાએલો હોવાથી ગણત્રીમાં પણ નથી, તો

પછી સૃષ્ટિની આદિ કેવી ? અને ચાર ઋષિઓના હૃદયમાં ઇશ્વરની પ્રેરણા કેવી ? બીજી વાત એ છે કે-પહેલા ઋગ્વેદથીજ યજ્ઞ યાગાદિકમાં પશુવધનાં વિધાન જોવામાં આવે છે તેમાં ઇશ્વરે પ્રેરણા કરેલી મનાય ખરી ?

ઉપરના લેખમાં બતાવેલાં ચાર પ્રમાણ એ છે કે—

( ૧ ) સૃષ્ટિ ઉત્પન્ન કરવાની સાથે પરમાત્માએ કરેલું ચાર ઋષિઓના હૃદયમા ચારો વેદના પ્રકાશનું પ્રમાણ ૧

( ૨ ) યજ્ઞ નામના વિરાટ્ પુરુષથી આ બધી સૃષ્ટિની ઉત્પત્તિ અને તેનાથીજ ચારો વેદની ઉત્પત્તિ ૨

( ૩ ) પરમાત્માથી-ઋગ્વેદ, યજુર્વેદ ઉત્પન્ન થયા અને તેના લોમતુલ્ય સામવેદ અને મુખરૂપ અથર્વ વેદ છે ૩

( ૪ ) શતપથમા-પરમાત્માનો જે નિઃશ્વાસ છે તેજ ચારો વેદ છે.

આવી રીતનાં સૃષ્ટિની ઉત્પત્તિનાં, અને તેની સાથે ચારો વેદોની ઉત્પત્તિનાં પ્રમાણો ચારો વેદમાં લખેલાં પ્રાયે મલી આવે છે.

આ ચારે પ્રમાણમાંનું એક પણ પ્રમાણ સાચું ન ઠેરવી શકાય તો. વૈદિકના ઋષિઓની લખેલી બધીએ વાતો સાચી છે. એમ આપણાથી કેવી રીતે માન્ય કરી શકાશે ? મારા વિચાર પ્રમાણે-તત્ત્વના વિષયમાં-સર્વજ્ઞોનાં વચન બધે મળતાં આવે છે. અને વૈદિકોમા તેના તે વિષયોમાં ડગલેને પગળે વિરોધ નજરે પડયા કરે છે, તેનું કારણ જોતાં અત્યંત પૂર્વકાલમાં આ બધો વર્ગ એકજ હશે, પછી તેમાંના કોઇ એકાદ જુદા વર્ગે, આ બધી જુદી બાજી ખેલી હોય ? અને તે વિસ્તારમાં વધતી ચાલેલી હોય ? આ મારૂ અનુમાન સત્ય નિષ્ઠ મહાપુરુષોને વિચારવાને યોગ્ય થશે.

જૈનોના સર્વજ્ઞ મહાપુરૂષોથી પ્રગટ થએલા શુદ્ધ તત્ત્વોનો અભ્યાસ નિઃપક્ષપાત બુદ્ધિથી જે જે મોટા પંડિતોએ જેટલા પ્રમાણમાં કરેલો છે તે તે મહાપુરૂષોના ઉદ્ગારો તેટલાજ નિર્મલપણાથી બહાર પડેલા અમો જોઇએ છે. અને તેમના ઉદ્ગારો જેટલા મારા જોવામાં આવ્યા તેટલા “ જૈનતર દૃષ્ટિએ જૈન ” નામના પુસ્તકમાં પ્રગટ કરાવ્યા છે અને કેટલાક આ ચાલુ પુસ્તકમાં પણ જોવામાં આવશે, તો પણ બે ચાર જાણીતા પંડિતોના લેખમાંથી સૂચના કરીને બતાવવું તો તે બોધના માટે થશે પરંતુ કંટાલાના માટે નહી થાય.

જુવો આનંદશંકર બાપુભાઇના ધર્મ વર્ણન નામના લેખમાં–**ઋગ્વેદનો** ધર્મ–" આ ઋષિઓ પરલોક માનતા, પુનર્જન્મ કદાચ માનતા હોય એમ જણાવનારાં કોઇ કોઇ અસ્પષ્ટ વચનો મળે છે."

વિચારવાનું કે–જૈન બૌદ્ધાદિની વિશેષ જાગૃતીના પછીથી લખાયલી ઉપનિષદોથી તે ઠેઠ પુરાણો સુધી પુનર્જન્મ સ્પષ્ટરૂપથી લખાયો છે. અને તેજ આસ્તિકોના આસ્તિકરૂપનું ચિન્હ છે, તો પછી ધર્મના પાયા રૂપ અનાદિના પરમાત્માથી પ્રાપ્ત થએલા ઋગ્વેદમાં પુનર્જન્મ સ્પષ્ટરૂપે કેમ નહી લખાયો ?

વળી ચોથા **અથર્વવેદનો** વિચાર કરતાં જણાવ્યુ છે કે—

" આ સર્વ આર્યોના અજ્ઞાન, અને નીચલા વર્ગની ક્રિયાઓ હોય. અથવા આર્યો અનાર્યો જોડે સંબંધમાં આવ્યા ત્યાર પછી મૂલ અનાર્યોનો ધર્મ આર્યોમાં દાખલ થવા લાગ્યો હોય."

જો આ **અથર્વવેદનું** જ્ઞાન ઇશ્વરથી મળેલું હોય તો અનાર્યોનો પાસ લાગવા દેતા ખરા ? વિશેષ મારા લેખમાંથી વિચાર કરો.

તત્ત્વજ્ઞાનના ઇતિહાસની પ્રસ્તાવનાના પૃ. ૧૭ માં એજ આનંદશંકર ભાઇએ લખી જણાવ્યું છે કે—

" ભારતવર્ષની ત્રણ નદીઓ–ખરી રીતે શ્રી કૃષ્ણ ચંદ્ર, શ્રી ગૌતમ અને શ્રી મહાવીર, એ ત્રણ મૂલ સ્થાનમાંથી જાગી છે. અને ત્યાં સુધીજ આપણી માનુષી અથવા પૌરૂષેય ઇતિહાસ દૃષ્ટિ પહોંચે છે. તે પહેલાંની આપણી દૃષ્ટિ ઇતિહાસની નથી.

પરંતુ અપૌરુષેય " શબ્દ બ્રહ્મ " ની ઝાંખી છે એ સ્પષ્ટ તત્વદૃષ્ટિ બ્રહ્મ ઋષિઓથી ઉઘડી છે એમ કહેવામાં આપાતતઃ વિરોધ જણાશે પણ વસ્તુ સ્થિતિથી વધાવી લેવા જેવો નિર્ણય છે."

" જ્યારે શ્રી કૃષ્ણના કુટિલ રાજ્ય વ્યવહારવાળા જીવનમાં તેમની સત્યજ્ઞાન દૃષ્ટિ અનાવૃત્ત રહી હતી ત્યારે શ્રી ગૌતમની અને શ્રી મહાવીરની તત્ત્વદૃષ્ટિ વૈરાગ્ય અને ત્યાગ ઉપર ભાર મુકનારી છે."

" નિવૃત્તિના સ્વરૂપના રહસ્ય જ્ઞાન સાથે નિવૃત્તિ ઉપર શ્રી કૃષ્ણનો ધર્મોપદેશ છે, ત્યારે નિવૃત્તિપર થવું એવો શ્રી ગૌતમ અને મહાવીરનો ધર્મોપદેશ છે."

ઇત્યાદિક ખાસ તેમનાં લેખમાંથી વિચાર કરવાની ભલામણ કરૂં છું અને આમાં કાંઇક સૂચવું છું—

સૂચનવાનું કે—આસ્તિકતાના પાયારૂપ પુનર્જન્મની સ્પષ્ટતા તે ઋગવેદમાં ન મળે, અને બ્રહ્માના ચોથા મુખથી ચોથો અથર્વવેદ પ્રગટ થયો, તેમાં અનાર્યોનો ધર્મ ધૂસ્યો. આ બધી ગુંચવાડા ભરેલી વાતો શાથી ?

બીજો પ્રસ્તાવનાનો લેખ—વસ્તુ સ્થિતિ વધાવી લેવાના નિર્ણય સુધીનો વાંચો, શ્રી કૃષ્ણાદિક ત્રણ મહા પુરૂષોના પૂર્વેના—વેદોના, કે બ્રાહ્મણ ગ્રંથોના, લેખો વધાવી લેવા જેવી સ્થિતિના નથી. એજ તાત્પર્ય નીકલશે વિચારવાની ભલામણ કરૂં છુ. મારી ભૂલ થઈ હોય તો ક્ષમા ચાહું છું.

આ મારા વિચારની પુષ્ટિ મણિલાલભાઇના લેખથી પણ મળી શકે તેમ છે આગળના લેખમાં જુવો.

મણિલાલ નભુભાઇ દ્વિવેદીના સિદ્ધાંત સારમાંના પૃ. ૪૨ । ૪૩ । ૪૪ ના ત્રણ લેખો અમો મુકયા છે—

ત્રિજા લેખથી વિશેષ વિચારવાનું કે—" બ્રાહ્મણોમાં સમાયલા ધર્મ, વિચાર માટે આપણને ઉંચું મત પેરે તેવી (કલ્પના) નથી, કેટલીક તો કેવળ નિર્માલ્ય અને બાલિશ ભાવ યુક્ત હોય તેવીજ છે.

ઘણા ખરા પ્રાચીન દેવતાઓનાં સ્વરૂપ, ને ધર્મ, ઉલટ પાલટ થઇ ગયાં.

**સોમને** ધીમે ધીમે ચંદ્ર સાથે મેલવવાનો પ્રયત્ન થતો ચાલ્યો, **યજ્ઞ પુરૂષ** નવોજ દેવ કલ્પાયો.

**પ્રજાપતિ** સર્વથી મોખરે આવી બધાનો નિયંતા થઇ યજ્ઞનો પ્રવર્ત્તક, ઉપદેશક, અધિષ્ઠતા થયો એજ બ્રહ્મારૂપે પણ પૂજાતો થયો. "

આ બધું લખીને પૃ ૪૫ માં—કલ્પનાના કુસમો વેરીને જણાવ્યું છે કે—" કોઇ પ્રકારની ગતિ થતાંજ સૃષ્ટિ કર્મનો આરંભ થવા લાગે છે, આ વાત ઋષિઓને જડેલી જણાય છે. "

આ મણિલાલભાઇના લેખમાં કાંઇક ખુલાસો કરવા ધારૂં છું—

જૈનોની જાગૃતીના પૂર્વે પ્રથમ વેદોની શ્રુતિઓથી યજ્ઞ યાગાદિકનાં

વિધાનો જોસભર ચાલતાં હતાં. જૈન બૌદ્ધની ચલવલ સરૂ થતાં. વેદ ધર્મને ટકાવી રાખવાના હેતુથી બ્રાહ્મણ ગ્રંથોની શરૂઆત થતી ચાલી, પઠન પાઠનના ધંધાવાળા અક્ષરજ્ઞાનના તો પંડિતોજ હતા, પરંતુ અતીંદ્રિયજ્ઞાનના અભાવે તે **બ્રાહ્મણ ગ્રંથો** ઉચું મત પ્રેરે તેવા ક્યાંથી બને ? તેથી મણિલાલભાઈએ નિર્માલ્ય અને બાલિશ ભાવ જેવા લખીને બતાવ્યા.

મૅકડોનલ સાહેબે–સં, સા. પૃ. ૩૮ માં

" વેદના મંત્રો અને યાગનો વિધિ એ બેઉનો પરસ્પરનો સંબંધ કેવી રીતનો છે અને એક બીજાની અપેક્ષાએ એ બેઉનો ગૂઢ અર્થ શો છે, તે સમજાવવું એ **બ્રાહ્મણોનો** મુખ્ય ઉદ્દેશ છે. એમાં પ્રસંગવશાત્ જે દંતકથાઓ અને ધ્યાન ખેંચે એવા વિચારો આવે છે તે જો બાદ કરીએ તો, એ ગ્રંથો સાહિત્યની રચના તરીકે કંઈપણ રમણીય લાગે એવા છે એમ આપણાથી કહી શકાશે નહીં. એ ગ્રંથોમાં વિધિની જે સમજુતી આપવામાં આવી હોય છે તેની પુષ્ટિના માટે વ્યાખ્યા સંબંધી, ભાષા સંબંધી અને ઉત્પત્તિ સંબંધી કેટલાંક વચનો પણ સાથે સાથે સાંકળી દેવામાં આવ્યા હોય છે. અને જગતની સૃષ્ટિ વિષેના તથા એ સૃષ્ટિના રચનાર વિષેના પ્રગટ કરાયલા વિચારોના સમર્થનમાં દંતકથાઓ અને ફિલસુફીની ચર્ચાઓ પણ આપવામાં આવી હોય છે.

વિપ્રોની સ્વછંદ કલ્પનાઓથી ભરેલાં અને જુદી જુદી વસ્તુઓમાં તુરંગી પણે, રે ? બેવકુફી ભરેલી રીતે બીજે કોઈપણ સ્થળે નજ દીઠામાં આવે એવું એકતાનું આરોપણ કરનારાં ઉપલકિયાં અને આડંબરવાળાં વિવેચનોનો સંગ્રહ એ ગ્રંથોમાં થયલો છે. "

## આ બધા પૂર્વેના લેખોમાં મારા વિચારો.

જૈનોની જાગૃતીના પૂર્વે–અંતીદ્રિય જ્ઞાનના અભાવવાળા, વૈદિમતના ઋષિઓ પઠન પાઠનથી નિર્વાહ કરનારા, પોતાના શ્રદ્ધિત દેવતાઓની સ્તુતિઓથા હોમ હવન કરી સુખ સગવડતા મેળવવાના પ્રયત્નવાળા હશે.

વેદોમાં પ્રાયે તેના સંબંધેજ વિશેષ જ્ઞાન મલી આવે છે. જૈનોના ૨૨ મા સર્વજ્ઞ તીર્થંકર થયા પછી, ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ઘણા લાંબા કાલે ઈ સ. પૂર્વે ૮–૯ મા સૈકામાં થયા. તેમનાથી પ્રકાસિત તત્વોની પ્રભા પુનઃ

પ્રસરતાં વૈદિકોમાં બ્રાહ્મણાદિ ગ્રંથોની ચલવલ ઉભી થએલી એમ ચોખું માલમ પડે છે.

ઇ. સ. પૂર્વે ૮૦૦ સોના પહેલાં–વેદ ધર્મની પુષ્ટિ બતાવનારા, બ્રહ્મણાદિક કોઇ પણ ગ્રંથો જાહેરમા આવેલા જનાતા નથી.

સૃષ્ટિના આરંભમાં–ઇશ્વરથી પ્રાપ્ત થએલા વેદો માનીએ તો સૃષ્ટિની ઉત્પત્તિને આજે પચ્ચાસ વર્ષ થયાં, તે એવા સ્વરૂપનાં કે–ચાર અબજ અને બત્રીશ હજાર વર્ષ થાય ત્યારે બ્રહ્માનો એક દીવસ, એ માન્યતાનો વિચાર કરી જોતાં પચ્ચાસ વર્ષના ૧૮૦૦૦ હજાર દિવસ થાય. ચાર અબજ અને બત્રીશ હજારથી એ અઢાર હજારને ગુણતાં જેટલા વર્ષ થાય તેટલા સૃષ્ટિની ઉત્પત્તિને અને વેદને પ્રગટ થએલાં વર્ષ મનાય. તો શું એટલા બધા વર્ષ સુધી વેદના ઉપર ગ્રંથ લખનાર કોઇ ન થયા ? તો પછી ઇ. સ. પૂર્વે આઠમા સૈકાથી બ્રાહ્મણાદિક ગ્રંથોના લખનાર શા કારણથી થયા ?

ખાસ ઋગ્વેદમાંજ–પ્રલયકાલ પછી અનાદિના ઇશ્વરથી આ વર્તમાન કાલમાં પ્રચલિત બધાએ પ્રકારની નવીન રૂપથી સૃષ્ટિની ઉત્પત્તિનું પ્રમાણ લખીને બતાવેલું છે. આમાં સત્ય શું છે ? કોઇ બતાવશે ખરા કે ?

આગળ–બ્રમ્હનાં પચ્ચાસ વર્ષ બીજા થતાં સૃષ્ટિનો અને વેદોનો પણ નાશ વિચારી શકાય છે તે ઋગ્વેદના પ્રલયકાલના સુકતથીજ તેનુ સ્વરૂપ બતાવું છું.—

ઋગવેદા લોચન પૃ. ૨૦૨

સૃષ્ટિની ઉત્પત્તિના પૂર્વે શું હતું ? પ્રલયાડવસ્થા—

(१) नासदासी न्नो सदासीत्तदानीं नासीद्रजो नो व्योमापरोयत्। किमावरीव कुहकस्य शर्मन्नभ किमासीद्गहनं गभीरं ॥ १ ॥ न मृत्यु रासीदमृतं न रात्र्या अह्न आसीत् प्रकेतः। आनीदवातं स्वधया तदेकं तस्माद्धायन्नपरः किंच नास ॥ २ ॥ तम आसीत्तमसागूढ मग्रेऽप्रकेतं सलिलं सर्वमाइदं। तुच्छेनाभ्वपिहितं यदासीत्तपसस्त्महिना जायतैकं ॥ ३ ॥ काम स्तदग्रे समयवर्त्तताधि मनसोरेतःप्रथमं यदासीत्। सतोबन्धमसति निरविन्दन् हृदि प्रतीष्या कवयो मनीषा ॥ ४ ॥ तिरश्चीनो विततो रश्मिरेषामध

स्विदासीइदुपरि स्विदासीइत् । रेतोधा आसन्महिमा न आसन्त्स्वधा अवस्ता त्प्रयतिःपरस्तात् ॥ ५ ॥ को अद्धा वेद क इह प्रवोचत्कुतः आजाता कुतइयं विस्टष्टिः । अर्वाग्देवा अस्य विसर्जने नाथा को वेद यत आवभूव ॥६॥ इयं विस्टर्ष्टिर्यदि आवभूव यदि वा दधे यदि वा न । यो यस्याध्यक्ष· परमे व्योमन्त्सो अंगवेद यदिवा न वेद ॥८॥ (ऋग्. मं. १०, १२९, १-७)

ભાવાર્થ—પ્રલય દશામાં સૃષ્ટિના મૂલ કારણનો પત્તો નહી મલેલો, અને તે નહી હતી એવું પણ ન હતું.

સદ્—અસત્થી વિલક્ષણ કોઇ અનિર્વચનીય દશા જ હતી. ન કોઇ લોક હતો, ન પૃથ્વી, ન અંતરિક્ષ, અને ન અંતરિક્ષના આગળનો દ્યુલોક આદિ.

જ્યારે કોઇ આધારજ નહી હતો તો એનો આવરક–ઢાંકવા વાળોજ ક્યાંથી આવે ? તે સમયે જીવોની પણ અદૃષ્ટ અર્થાત્ સુખ દુઃખોના સાક્ષાત્કાર કરાવવા વાલા ધર્માધર્મના વિલીન હોવાના કારણ પ્રલય દશાજ હતી–ઉપાધિના વિલયથી ભોક્તા જીવ પણ વિલીન જ હતા. અર્થાત ન ભોગ્ય હતા ન ભોક્તા. કાંઇ પત્તો નહીં મલતો હતો. ગંભીર ગહન જલરાશિ સમુદ્ર આદિ કાંઇ ન હતું ॥ ૧ ॥

તે સમયે ન મૃત્યુ હતું, ન અમૃત, ન રાત્રિનું ચિન્હ હતું, ન દિનનું, સૂર્ય ચંદ્રમા જ નહી હતા તો પછી અહો રાત્ર ક્યાંથી હોવે ? કેવલ એક નિરુપાધિક × આનીત અર્થાત સર્વના પ્રાણન કર્ત્તા શુદ્ધસત્ત્વ બ્રહ્મ હતા, જે એકલો પોતાના આશ્રયમાં જ સ્થિત હતો. બસ તેણે છોડીને બીજુ કોઇ હતુ જ નહીં ॥ ૨ ॥ સૃષ્ટિ ઉત્પત્તિથી પૂર્વે જે તરફ જુવો તે તરફ ગૂઢ તમજ તમ હતું, એજ કારણે કાંઇ પણ પત્તો નહી મલ્યો હતો. જેમ જલ ભરી જવાથી નીચેની વસ્તુઓનો પત્તો નથી મલતો, જેમ નીર મિશ્રિત જલમાં નીર–ક્ષીરનો વિવેક કઠિન થઇ જાય છે. એજ પ્રકારે તે તુછ તમથી આવૃત દશામાં કાંઇ પણ જ્ઞાન નહી થતું હતું.

આ જે કાર્યરૂપ જગત્ ઉત્પન્ન થયું તે, તે સત્ત્વ બ્રહ્મની પ્રર્યાલોચનની મહિમાંથી જ ઉત્પન્ન થયું.

---

× आसिदिदं तमोभूत–मप्रज्ञात मलक्षणं ।
अप्रतर्क्य मनिर्द्देश्यं प्रसुप्तमिव सर्वत ॥ ( मनुः० १-५ ) प्रशस्तपाद-भाष्य–महा प्रलय वर्णन પણ એનાથી મલતા જેવું છે.

આ સૃષ્ટિ ને આ રૂપમાં આવવાના પૂર્વે—તે સત્ત્વ બ્રહ્મના મનમાં સિસૃક્ષા આ જગત્‌ને ઉત્પન્ન કરવાની ઇચ્છા હતી, તે જ આ સૃષ્ટિના બીજ ભૂત થઇ. કેમ

કે—અતીત કલ્પમાં પ્રાણિયો દ્વારા કર્યાં હુવા કર્મ તે સમયે હતાં, એટલાજ માટે સર્વ ફલ દાતા, સાક્ષી, કર્માધ્યક્ષ, પરમેશ્વરના મનમાં સિસૃક્ષા (રચવાની ઇચ્છા) થઇ. કવિ અર્થાત્‌ક્રાંત દર્શી વિદ્વાન્ જ આ જગત્‌ના બંધન હેતુ ગતકલ્પગત કર્મસમૂહને પોતાની વિવેક દૃષ્ટિ થી જાણી લે છે. ॥ ૪ ॥ જે કર્મ સમૂહના કારણે કર્માધ્યક્ષના મનમા સિસૃક્ષા ઉત્પન્ન થઇ, તે સિસૃક્ષા એકદમ એવી વ્યાપ્ત થઇ જેમ કે સૂર્યની રશ્મિયા—એકદમ સર્વત્ર વ્યાપ્ત થઇ જાય છે. ફરી એ પત્તો ન મલ્યો કે સૃષ્ટિક્રમ કયી તરફથી પ્રારંભ થયો. નીચેથી, ઉપરથી, મધ્યથી કાંઇ જાણ્યું નહી ગયું અર્થાત્—સિસૃક્ષાના સમકાલજ સર્વત્ર સર્ગક્રિયા પ્રારંભ થઇ ગઇ. જીવોમાં કોઇ ભોક્તા હતા, કોઇ કર્ત્તા હતા, અને તેઓના માટે મહાન્ વિયદાદિ પંચ મહાભૂતોં ની સૃષ્ટિ થઇ. એ પ્રકારે પરમાત્માએ માયા સહિત ભોક્તા ભોગ્ય રૂપથી સૃષ્ટિ રચી. ॥ ૫ ॥ કોન પુરુષ ઠીક ઠીક બતાવી શકે છે અથવા જાણી શકે છે કે—સૃષ્ટિ કયા નિમિત્તે અથવા ઉપાદાન કારણથી બની. વિદ્વાન્ તો એ વાતને બતાવી શકશે ? વિદ્વાન્ કેવા પ્રકારે બતાવી શકશે ? તે તો સૃષ્ટિ ઉત્પત્તિના અનંતર ઉત્પન્ન થયા, તે પોતાનાથી પૂર્વ કાલમાં વિદ્યમાન દશાનો બોધ કેવી રીતે કરાવી શકશે ? ॥ ૬ ॥ આ સૃષ્ટિ જે નિમત્તે અથવા ઉપાદાન કારણથી બની અથવા એનો ધારણ કરવાવાળો કોઇ છે યા નથી. એ વાત ને કોઇ જાનતા હશે તો તેજ એક કર્માધ્યક્ષ, સર્ગાધ્યક્ષ પરમાત્મા જાનતા હશે. ॥ ૭ ॥ ”

આમાં સારા એ બોલ—પુરાણના પંડિતોને બધાએ દેવો સૃષ્ટિ ઉત્પન્ન કરતા નજરે પડયા. તેમને થએલું નવીન પ્રકારનું જ્ઞાન તેતો આપણે વિસ્તારથી તપાસી લીધું.

સોમવેલડીના રસનું પાન કરવાવાળા, વેદના પ્રાચીન ઋષિઓને, દીકરીની પાછલ દોડનાર પ્રજાપતિ—બ્રહ્મા તે પૃથ્વી, આકાશ, સૂર્ય, ચંદ્ર, સમુદ્ર, મહાસમુદ્ર, બધા જીવો, ઉત્પન્ન કરતા દેખાયા. પરંતુ બીજાને ખબર ન પડી તેવા પ્રકારનું નવીન જ્ઞાન દુનીયાને બતાવી દીધું. આ બધાએ મહાપુરૂષો સૃષ્ટિની ઉત્પત્તિનુ જ્ઞાન બતાવનારા ધન્યવાદના પાત્ર ખરા કે નહી ?

ऋग्वेदालोचन पृ. २०५ थी ८ मां

(२) हिरण्यगर्भ प्रजापतिनु. ऋग्. मं. १० सू. १२१, मंत्र १० नु. हिरण्यगर्भ: समवर्त्तताग्रे भूतस्यजात पतिरेक आसीत्। सदाधार पृथिवीं द्या मुतेमां कस्मै देवाय हविषा विधेम ॥१॥ ઇત્યાદિ દશ મંત્રનુ છે.

કિંચિત્ ભાવાર્થ માત્ર બતાવું છુ--

સૃષ્ટિ ઉત્પત્તિના સમયે એકલા હિરણ્ય ગર્ભ પ્રજાપતિ હાજર હતા, તેજ સૃષ્ટિના સ્વામી હતા, તેને જ દ્યૌ, ભૂમિ અને અંતરિક્ષ ધારણ કરેલા છે. ॥ ૧ ॥ જે આત્માને, બલને આપવાવાળો છે. જે પ્રાણિમાત્રનો રાજા છે, દ્વિપાદ, ચતુષ્પદનો સ્વામી છે, એ પર્વત; સમુદ્ર, નદીયો જેની છે. દિશા પ્રદિશાઓ જેની બાહુ છે. જેને અંતરિક્ષ, પૃથ્વી, સ્વર્લોક, આદિત્ય, અંતરિક્ષસ્થ મહાન્ જલરાશિને નિર્માણ કર્યાં છે. જેને પોતાના અભિધ્યાનથી (વિચારથી) દ્યૌ, પૃથ્વી બનાવ્યાં અને સૂર્ય જેનાથી પ્રકાશિત થયો. જેને પ્રલયકાલમાં જલરાશિએ સર્વને વ્યાપ્ત કરી રાખ્યા હતા તે ફરીથી નીકલ્યા અને ઉત્પન્ન થએલા દેવાદિકમા પ્રાણ સચાર કર્યો. જેને મહા પ્રલયને દેખ્યો. જેને પૃથ્વીને ઉત્પન્ન કરી અને અંતરિક્ષ અને જલરાશિને બનાવ્યા, તે અમોને નહી મારે. હે પ્રજાપતે ? તારા વિના કોઇ નથી કે જે સમસ્ત પ્રાણિ વર્ગને ઉત્પન્ન કરી શકે. અમો જે ફલની વાસનાથી યંજ્ઞ યાગાદિ કરી રહ્યા છીએ તે ફલ મલે અને વિવિધ ધનના સ્વામી થઇએ. ઇત્યાદિક વિશેષ તે ગ્રંથથી જોઇ લેવું.

એજ ગ્રથકારે પૃ. ૨૦૮ માં–ઋ. ૧૦, ૧૯૧ નો अघमर्षण मंत्र--ऋतंच सत्यंचाभीद्धात्तपसोऽध्य जायत। ततोरात्र्यजायत ततःसमुद्रो अर्णवः ના મંત્રથી ત્રણ મંત્ર મુકયા છે તેનો તાત્પર્ય–તેજ પરમાત્માના અભિ ધ્યાનથી–ઋત અને સત્ય, દિન અને રાત્રિ, સમુદ્ર અને મહાસાગર, સંવત્સર, સૂર્ય, ચદ્ર, દ્યૌ, પૃથ્વી અંતરિક્ષ ઉત્પન્ન થયા. તેને તેમને પૂર્વે સૃષ્ટિ જેવાજ બનાવ્યા નીચે લેખકે એમ જણાવ્યું છે કે–આથી સ્પષ્ટ છે કે–પ્રવાહ રૂપથી આ સૃષ્ટિ નિત્ય છે.॥

એજ ગ્રંથકારે પૃ ૨૦૯ માં–ઋ. ૧૦, સૂ. ૯૦ મું. મંત્ર ૧૬ નું મુકી જણાવ્યુ છે કે આ પુરૂષ સૂક્ત ચારો વેદોમા આવેલુ છે–વિરાટ્ પુરૂષ પુરૂષ–સૂક્ત—

सहस्रशीर्षा पुरुषः सहस्राक्ष: सहस्रपात्। सभूमिं विश्वतो वृत्त्वात्य तिष्ठद्दशांगुलं ॥ १ ॥

આ ઉપરના મંત્રથી સરૂ થાય છે. સાયણાચાર્યજીના કરેલા ભાષ્યનો કિંચિત્ ભાવાર્થ—

"સર્વ પ્રાણિઓનો જે બ્રહ્માંડ દેહ છે તેજ વિરાટ્ પુરૂષ છે. તેનાં અનંત માથા, ચક્ષુ, અને પગ છે. તે બ્રહ્માંડના ચારો તરફ ઘેરો ઘાલી દશાંગુલ વધેલો છે. અર્થાત બ્રહ્માંડથી પણ દશાંગુળ બહાર છે. જેમ આ કલ્પમાં પ્રાણિમાત્ર–વિરાટ્ પુરૂષના અવયવ છે, તેમ પૂર્વકલ્પમાં હતા, અને ભવિષ્યમા પણ થશે. તે અમૃતનો સ્વામી પ્રાણિમાત્રના યોગ્ય અન્નથી વધતો રહે છે. કારણાવસ્થાથી નીકલી દૃશ્યમાન જગદ્દવસ્થાને પ્રાપ્ત થાય છે. ભૂત–ભવિષ્ય વર્તમાન રૂપ જેટલું જગત છે. તે તેનું સામર્થ્ય છે. ત્રણે કાલના પ્રાણિમાત્ર તેના ચતુર્થાંશ પ્રકાશમા સ્થિત છે, પણ તે અવિનાશી છે. તે સંસારથી બહિર્ભૂત, સંસાર સ્પર્શ રહિત ત્રિપાદ છે. તેનો ચોથો પાદ સૃષ્ટિ–સંહાર રૂપથી વારંવાર ઉત્પન્ન અને નષ્ટ થાય છે. તેજ ચરાચર રૂપથી ઠરે છે. તેજ આદિ પુરૂષથી વિરાટ્ બ્રમ્હાંડ દેહ ઉત્પન્ન થયું, તેજ વિરાટ્ દેહનો આશ્રય લઇ દેહાભિમાની પુરૂષ ઉત્પન્ન થયો. તે દેવ, તિર્ય્યગ્, મનુષ્ય આદિ રૂપવાળા થયા. તેને ભૂમિ ઉત્પન્ન કરીને જીવોના શરીર બનાવ્યા. જ્યારે પૂર્વ ક્રમથી સૃષ્ટિ થઇ ત્યારે બીજું સાધન ન હોવાથી દેવોએ મનથી તેજ પુરૂષ સ્વરૂપને હવી કલ્પના કરીને યજ્ઞ કર્યો. વસંત ઋતુ–ઘી, ગ્રીષ્મ–લાકડા, તે પુરૂષ પશુનું પ્રોક્ષણ કર્યું. અને સૃષ્ટિ સાધન યોગ્ય પ્રજાપતિ આદિ દેવોએ યજ્ઞ કર્યો. તે યજ્ઞથી દધ્યાદિ ભોગ્ય પદાર્થ, હરિણાદિ પશુ, ગ્રામ્ય અશ્વાદિ, ઋગ્, યજુ, સામ અને ગાયત્ર્યાદિ છંદ ઉત્પન્ન થયા તેનાથી અશ્વાદિ, બન્ને તરફના દાતવાળા પશુ, ગાય, બકરાં, ઘેટાં, ઉત્પન્ન થયા. પ્રજાપતિના પ્રાણરૂપ દેવોએ તે વિરાટ્ પુરૂષને કેટલાક ભાગોમા વિભક્ત કર્યા–બ્રાહ્મણ તેના મુખરૂપ, ક્ષત્રિય બાહુરૂપ, વૈશ્ય ઊરૂ રૂપ, શૂદ્ર પાદસ્વરૂપ એમ વિરાટ્ પુરૂષમાં વિભાગ કર્યા. જે પ્રમાણે ભોગ્ય પદાર્થ–ગવાદિ પશું, ઋગ્વેદાદિ, બ્રાહ્મણાદિ, તેનાથી ઉત્પન્ન થયા, તે પ્રમાણે પ્રજાપતિના–મનથી ચન્દ્રમા, ચક્ષુથી સૂર્ય, મુખથી અગ્નિ, પ્રાણથી વાયુ, ઉત્પન્ન થયા નાભિથી અંતરિક્ષ, શિરથી દ્યૌ, પગથી ભૂમિ, શ્રોત્રાદિથી દિશા તથા અન્ય લોકા લોકાતર ઉત્પન્ન થયા. એ સાંકલ્પિક યજ્ઞની ગાયત્ર્યાદિ સાત છંદ પરિધિયા હતી અર્થાત્ ઐષ્ઠિક આહવયની ત્રણ, ઉત્તર વેદિકાની ત્રણ, અને સાતમો આદિત્ય. ।

એકવીશ સમિધાઓ અર્થાત–૧૨ માસ, ૫ ઋતુ, ત્રણ લોક, અને આદિત્ય.

પ્રજાપતિના પ્રાણેંદ્રિયરૂપ–દેવોએ માણસ યજ્ઞ કરતાં વિરાટ્ પુરૂષનેજ

પશુ માની લીધો, અને યજ્ઞનો વિસ્તાર કર્યો. એ માણસ યજ્ઞથી યજ્ઞસ્વરૂપ પ્રજાપતિની પૂજા કરી તે સમયે જગદ્રૂપ વિકારના ધારક તેજ ધર્મ મુખ્ય હતો. તે પુરૂષ તે વિરાટ્ પ્રાપ્તિરૂપ સ્વર્ગને પ્રાપ્ત થાય છે, જ્યાં પુરાતન વિરાટ્ પુરૂષની ઉપાસના કરવાવાળા સાધકદેવ રહે છે. ॥ ૧૬ ॥ ”

સ્વામી દયાનંદજી-ઋગ્વેદના પુરૂષ સૂકત સુધી પહુચ્યા નથી પણ યજુર્વેદના પુરુષ સૂક્તનો અર્થ કરતાં પુરૂષ–વિશેષ્યનાં બધાએ વિશેષણ કહી બતાવ્યાં છે બ્રહ્માંડમા અને શરીરમાં વ્યાપ્ત, જીવમા વ્યાપક, દશાગુલનું ઉલ્લંઘન કરીને સર્વત્ર સ્થિર તેજ જગત્નો બનાવવા વાળો છે ૧

જગત ઉત્પન્ન થયું, થશે, અને હાલ છે. એ ત્રણેને, તેજ રચે છે. એજ મોક્ષનો આપવાવાળો છે. તેમાં જન્મ, આદિનો વ્યવહાર નથી.

પુરુષની અપેક્ષાથી જગત કિંચિત દેશમાં છે. આ સ્થૂલ જગત્નો જન્મ અને નાશ થતો રહે છે. એથી પુરૂષ અલગ રહે છે. ચેતન અને જડરૂપ જગત બનાવવાવાળો પુરૂષ સર્વત્ર વ્યાપક થઇને દેખી રહ્યો છે. અને આકર્ષણ કરી રહ્યો છે. જેના સામર્થ્યનું સામર્થ્ય તે મૂલ પ્રકૃતિ છે. જેનું શરીર બ્રહ્માંડ તુલ્ય છે. સૂર્ય ચંદ્રમા નેત્ર છે, વાયુ પ્રાણ, પૃથ્વી પગ, ઇત્યાદિ લક્ષણવાળો જે આકાશ તે વિરાટ્ છે. તે વિરાટ્ તત્ત્વોના પૂર્વ ભાગોથી સર્વ પ્રાણિયો અને પ્રાણિયોનો દેહ, પૃથક્ પૃથક્ ઉત્પન્ન થયો છે. જેથી સર્વ જીવો વાસ કરી રહ્યા છે જે દેહ તેજ પૃથ્વીઆદિના અવયવ. અન્નઆદિ ઔષધિયોને પ્રાપ્ત થાય છે. તે વિરાટ્ પરમેશ્વરથી અલગ અને પરમેશ્વર સંસારરૂપ દેહથી અલગ છે. પ્રથમ ભૂમિ આદિ જગતને ઉત્પન્ન કરીને પછી ધારણ કરી રહ્યો છે. ફરી ભૂમિ આદિ જગત્ને પ્રથમ ઉત્પન્ન કરીને પછી ધારણ રહ્યો છે. તેજ પુરૂષથી સર્વ ભોજન, વસ્ત્ર, અન્ન, જલ આદિ પદાર્થોને મનુષ્ય લોકોએ પ્રાપ્ત કર્યા છે. એથી મનુષ્ય લોકોને ઉચિત છે કે તેને છોડીને બીજાની ઉપાસના ન કરે. ગાય, વનના સર્વ પશુઓ, સર્વ પક્ષિયો, સૂક્ષ્મ દેહધારી કીટ, પતંગ આદિ સર્વ જીવોના દેહ પણ તેનેજ ઉત્પન્ન કર્યાં છે. ॥ ૬ ॥

તેજ બ્રહ્મ પુરૂષથી–ઋગ્, યજુ, સામ અને અથર્વવેદ ઉત્પન્ન થયા છે. ॥ ૭ ॥

તે પુરૂષથી ઘોડા, વિદ્યુત, બન્ને તરફના દાંતવાળા ઉંટ. ગધેડા, ગોજાતિ ગાય, પૃથ્વી, કિરણો અને ઇદ્રિયો ઉત્પન્ન થયા છે. જે સર્વથી પ્રથમ પ્રગટ

જગતનો બનાવવાવાળો, જગતમા પૂર્ણ થઇ રહ્યો છે. તેજ પરમેશ્વર સત્ય આચરણથી પૂજને યોગ્ય છે. દુષ્ટ કર્મ કરવું કોઇને ઉચિત નથી. ॥ ૯ ॥

તેમાં ચિત્ર વિચિત્ર ઘણા પ્રકારનું સામર્થ્ય છે. બ્રાહ્મણ તેનુ મુખ, ક્ષત્રિયો બાહુ, વૈશ્ય ઉરૂ, શૂદ્ર પગ, તેના જ્ઞાન સ્વરૂપથી ચંદ્રમા, તેજ સ્વરૂપથી સૂર્ય. આદિ, અવકાશથી આકાશ, વાયુથી વાયુ, પોતપોતાના કારણથી ઇંદ્રિયો, સૂક્ષ્મથી અંતરિક્ષ, માથાથી સૂર્ય, આદિ, પગથી ભૂમિ, કાનથી દિશાઓ, એજ પ્રમાણે તે પરમેશ્વરે–સર્વ લોક, તેમાં વસાવાવાળા પદાર્થો ને ઉત્પન્ન કર્યા. ॥૧૩॥

વિદ્વાન્ લોકોને કર્માનુ સાર ઉત્પન્ન કર્યા. તે ઈશ્વરના આપેલા પદાર્થોથી યજ્ઞાનુષ્ટાન કરે છે. તે બ્રહ્માંડનુ રચન, પાલન અને પ્રલય કરવા રૂપ યજ્ઞછે. એ બ્રહ્માડ યજ્ઞમા વસંત ઋતુ ઘી, ગ્રીષ્મ લાકડાં, બીજી ઋતુઓ આહૂતીઓ છે. જેટલા બ્રહ્માડ તેના એક એક ઉપર સાત સાત આવરણ બનાવ્યાં. તે નીચે મુજબ—

૧ સમુદ્ર, ૨ ત્રસરેણુ, ૩ મેઘમંડલ વાયુ, ૪ વૃષ્ટિજલ, ૫ વૃષ્ટિજલના ઉપર એક પ્રકારનુ વાયુ. ૬ સૂક્ષ્મ વાયુ નામ ધનંજય, ૭ સુત્રત્મા વાયુ ધનંજયથી પણ સૂક્ષ્મ, એ સાત પરિધિયાં છે.

આ બ્રહ્માંડને ૨૧ પ્રકારની સામગ્રી નીચે પ્રમાણે—

૧ પ્રકૃતિ, બુદ્ધિ અને જીવ એ ત્રણે મલીને, અતિ સુક્ષ્મ, ૨ શ્રોત્ર, ૩ ત્વચા, ૪ નેત્ર, ૫ જીબ્હા, ૬ નાસિકા, ૭ વાક્, ૮ પગ, ૯ હાથ, ૧૦ લિંગ, ૧૧ ગુદા, ૧૨ શબ્દ, ૧૩ સ્પર્શ, ૧૪ રૂપ, ૧૫ રસ, ૧૬ ગંધ, ૧૭ પૃથ્વી, ૧૮ જલ, ૧૯ અગ્નિ, ૨૦ વાયુ. ૨૧ આકાશ એ એકવીશ સમિધા કહેવાય છે.

જે જગતને રચનાર, દેખનાર તે પૂજ્ય છે. તેમના કર્મ; ગુણનુ કથન, અને ધ્યાન કરતા વિદ્વાન કલ્યાણ જાણે ॥ ૧૫ ॥

વિદ્વાન્ તે દેવ, પૂજ્ય છે. કેમકે–તે પરમેશ્વરના આજ્ઞા પાલન આદિ સર્વ દિન કરે છે તેથી તે પૂજ્ય છે. દુઃખોથી છુટે છે અને આનંદમા રહે છે તેજ મોક્ષ છે. ॥ ૧૬ ॥

સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા તે અને ઉત્પન્ન કરવા લાગે ત્યાં સુધી તે પ્રજાપતિ, ઉત્પન્ન કરતાં જેટલાં અંશમાં વ્યાપ્ત પુરૂષ તે વિરાટ્, તેજ વિરાટ પુરૂષના રૂપકથી આ સુક્તમા વર્ણ છે. ॥ ”

પહેલા પ્રલય દશાના સૂક્તમા–જણાવ્યુ હતુ કે—

" ન લોક હતો, ન પૃથ્વી હતી, દ્યુ લોકાદિ કાંઇ પણ ન હતું. સમુદ્ર મહાસમુદ્ર પણ ન હતા. "

આમાં વિચારવાનું કે–કરોડો અને અબજો કોશો સુધીમા કુદરતી રીતે ફેલી રહેલી આ પ્રત્યક્ષમાં દેખાતી બધી વસ્તુઓ પ્રલય દશામા એકદમ કયે ઠેકાણે છુપાઇ જતી હશે ? અને ફરીથી એકદમ કયે ઠેકાણેથી આવીને પ્રગટ થઇ જતી હશે ?

ફરીથી જણાવ્યું છે કે–" બ્રહ્માના મનમાં જે ઇછા તેજ સૃષ્ટિનું બીજ, કોઇ કર્તા તો કોઇ ભોકતા, એવી રીતે પંચભૂતોની સૃષ્ટિ રચી, સૃષ્ટિ શા કારણથી થઇ તે પાછલ થએલા શુ બતાવી શકે ? જાનતો હશે તો તે પરમાત્મા જાનતો હશે ? "

પરમાત્મા સિવાય કોઇ બીજો જાણી શકયો હોય તેમ તો જણાતુંજ નથી અને તે પરમાત્મા આપણી નજરે પડેલા નથી, તો આ વિષયમાં સત્ય શું ? આ બધુ સૂકત વિચારવાની ભલામણ કરૂં છું.

અઘમર્ષણ મંત્રના અંતમા જણાવ્યુ છે કે–" પૂર્વની સૃષ્ટિ જેવાંજ બનાવ્યાં " આથી સ્પષ્ટ છે કે આ સૃષ્ટિ નીત્ય છે એમ લેખકે નીચે ખુલાસો કરીને બતાવ્યો છે.

બીજા પ્રજાપતિના લેખથી વિચારવાનું કે—

પહેલાં પ્રલયદશાના લેખમાં જણાવ્યું હતું કે–ન લોક હતો, તથા પૃથ્વી, આકાશ, સમુદ્ર, મહા સમુદ્ર, આદિ કાંઇ પણ ન હતું. માત્ર એકલો પ્રજાપતિ જ હતો. તો તે કયે ઠેકાણે રહેલો હશે ? કેમકે પૃથ્વી આદિમાનુ તો કાંઇ રહેલું હતુજ નહી. તેવા પ્રકારની પ્રલય દશા કેટલા કાલ સુધી રહેલી ? ફરીથી પૃથ્વી આદિ જે ઉત્પન્ન કર્યા .તેના માટે મસાલા તે એકલો પ્રજાપતિ કયે ઠેકાણેથી ઉઠાવીને લાવ્યો ? કારણના પ્રમાણ રૂપમાંજ કાર્ય થાય, એ મુખ્ય ન્યાય વિચારવાનો છે. આ બધા લેખોમા નતો કારણના સ્વરૂપનો તેમજ નતો કાર્યના સ્વરૂપનો વિચાર થએલો છે. માત્ર પ્રજાપતિને આગળ ધરીને મોટી મોટી વાતો કરવામા આવી છે પુરાણોમાં પ્રજાપતિના લેખો જોતાં તેમનું વર્તન નતો નીતિવાળુ છે,

નતો સભ્યતાવાળું, તેમજ નતો લોકના વ્યવહારવાળુ જણાય છે. તે પ્રજાપતિએ આ બધા જગતની રચના કરી, તો તે કયા ગુણ વિશેષથી કરેલી માનવી ? વળી જણાવ્યુ છે કે–દેવાદિકમાં પ્રાણોનો સંચાર કર્યો, તો તે કેવી રીતે ? ગતકલ્પમાના શરીર મુડદા રૂપે પડી રહેલા તેમાં કે પ્રજાપતિ એ નવીન રૂપના શરીર બનાવ્યાં તેમા, પ્રાણોનો સંચાર કર્યો ? તે દેવોએતો પ્રજાપતિનુ અયોગ્ય વર્તન જાહેર કરી શાપિત કરેલા છે. આ બધા પ્રકારના લેખો જોતા સત્યપણું કયે ઠેકાણેથી શોધી કાઢવુ ? કેટલાક ચકોર પડિતો સત્ય સ્થિતિ સમજી ગયા છે, પણ લોકોને ખુલાસાવાર બતાવવાની હિમત કરી ગયા નથી.

જુવો કે–આનદશંકરભાઈએ જણાવ્યું છે કે–શ્રી કૃષ્ણ, ગૌતમ અને મહાવીર એ ત્રણ પુરુષો સુધીજ આપણી દૃષ્ટિ પહોચે છે અને વસ્તુ સ્થિતિ વધાવી લેવા જેવો નિર્ણય છે. આ મર્મના લેખનો વિચાર કરતા મારા બધાએ લેખોનો તાત્પર્ય આપ સજ્જનો વિચારી શકશો અને આગળ વધારાની ખોજ કરશો તે સત્ય પણ સહજે મેળવી શકશો.

ઇ. સ. પૂર્વે ૧૦૦૦ ની લગભગમા–જૈન સર્વજ્ઞોની ફરીથી જાગૃતિ થતાં વેદોની ઉચી સ્થિતિ બતાવવા અક્ષરોના પડિતોએ પોતાના બ્રાહ્મણ ગ્રથોથી ઉધું છતું લખવાનુ સરૂ કર્યું, તેથી મણિલાલભાઈને બ્રાહ્મણ ગ્રથો નિર્માલ્ય અને બાલ ભાવ જેવા લાગે તેમા નવાઈ શી ? કારણ જૈન સર્વજ્ઞોના તરફથી પ્રસિદ્ધમાં આવતુ–૧ અનાદિકાલની આ સૃષ્ટિનું સ્વરૂપ, ૨ અવસર્પિણી આદિ લાબા પ્રમાણવાળુ કાલનું સ્વરૂપ, ૩ અનંતા અનંત જીવોના પરિવર્ત્તનનુ સ્વરૂપ, ૪ તે જીવોએ કરેલા કર્મોનુ સ્વરૂપ. ૫ કર્મના અનુસારથી જ જીવોને સંસારમાં ભટકવાનું સ્વરૂપ, ૬ કરેલા કર્મોનો ક્ષય થતાં એકેદ્રિય પણાથી પાચ ઇંદ્રિય મેલવી ઉચી પાયરી ઉપર આવવાનું સ્વરૂપ, ૭ ઉચી ઉચી પાયરી ઉપર આવતાં મતિજ્ઞાનથી તે કેવલ્જ્ઞાનની પાયરી સુધી જીવો કેવા કેવા પ્રયત્નથી ચઢે છે તેનું સ્વરૂપ, ૮ દેવતાઓની ગતિ સ્થિતિ આદિનું સ્વરૂપ, ૯ તેમજ નરકોના જીવોની ગતિ સ્થિતિ આદિનું સ્વરૂપ. જેમ જેમ લોકોમા પ્રચલિત થતું ચાલ્યુ, તેમ તેમ વૈદિકોના પંડિતોમા મોટી ગડ મથલ થવા લાગી, તે એટલે સુધી કે–તે સર્વજ્ઞોના વિષયોમાં પોતાનો મરજી પ્રમાણે ઉધું છતુ કરતા ગયા અને નવીન નવીન ગ્રંથોમા પોતાને ફાવતું ફાવતું દાખલ કરતા ગયા. એટલુંજ નહી પણ વેદોની મહત્ત્વતા બતાવવા કેટલાક વિષયોના નવીન નવીન સૂક્તો

બનાવી ઠેઠ વેદોમાં પણ દાખલ કરતા ગયા અને ખાસ ઇશ્વરથી જ પ્રાપ્ત થએલા બતાવ્યા. અને કેટલાક પાછલના ગ્રંથોમા મોટા મોટા વિષયો જે ઉંધા છત્તા કર્યા તે વેદ વ્યાસથી પ્રાપ્ત થએલા બતાવ્યા. તેનું સ્વરૂપ અમો કિંચિત્ જણાવી ગયા છે. માત્ર વેદોમાં જે નવીન રૂપે વાતો ગોઠ-વઇ તેમા કિંચિતૂ ઇસારા માત્રથી લખીને બતાવું છું–જુવો કે–આ સૃષ્ટિ ઇશ્વરે (બ્રહ્માએ) બનાવી, અને ચારે વેદો પણ બ્રહ્માથી જ પ્રાપ્ત થયા, એવા પ્રકારના સ્વરૂપને જણાવનારાં ત્રણ મોટાં સૂક્તો છે પહેલું--યજ્ઞ પુરુષનું સૂક્ત, બીજુ પ્રજાપતિનું સૂક્ત, ત્રિજું પ્રલયાવસ્થાનું સૂકત. આ ત્રણે સૂક્તોની કલ્પના–આ સૃષ્ટિ અનાદિના કાલની પ્રવાહથી ચાલી આવેલી છે. આવા પ્રકારનુ જૈન સિદ્ધાંત પ્રસિદ્ધમાં આવ્યા પછી બ્રાહ્મણ ગ્રથોમા, ઉપનિષદોમાં, સ્મૃતિ ગ્રંથોમાં, છેવટે પુરાણોમા અનેક દેવોથી આ સૃષ્ટિ ઉત્પન્ન કર્યાનું કલ્પાયું એ વાતની લોકોમા છાપ પાડવા ઉપર બતાવેલાં ત્રણ સૂક્તો વેદ મૂલક બતાવવા ઋગ્વેદથીજ દાખલ કરવામાં આવ્યાં તેથી મણિલાલભાઇને લખીને બતાવવું પડયું કે—યજ્ઞ પુરુષ નવોજ દેવ કલ્પાયો, પ્રજાપતિ–સર્વથી મોખરે આવી બધાનો નિયંતા થઇ યજ્ઞનો પ્રવર્ત્તક, ઉપદેશક, અધિષ્ઠાતા થયો, એજ બ્રહ્મા રૂપે પણ પૂજાતો થયો. આ લેખના અંતમાં તેમને અજાણ વર્ગને સ્થિર રાખવા જણાવ્યું છે કે– " કોઈ પ્રકારની ગતિ થતાંજ સૃષ્ટિ કર્મનો આરંભ થવા લાગે છે. આ વાત ઋષિઓને જડેલી જણાય છે." આ લેખથી વિચારવાનું કે–આ વાત પૂર્વના ઋષિઓને જડેલી નહી પણ ઇ. સ. પૂર્વે ૮ મા સૈકાના બ્રાહ્મણાદિ ગ્રંથકારોના ઋષિઓને તે કયા નવા ઇશ્વરથી જડેલી? એટલુંજ વિચારવાની ભલામણ કરૂં છું.

બીજી વાત એ છે કે—ધારવાડ જીલ્લાના દક્ષિણ બ્રાહ્મણ પંડિત, જૈન-ધર્મના અભ્યાસી લક્ષ્મણ રઘુનાથ ભીડે નિઃપક્ષપાત પણે " જૈન અને જગત " ના મથાલાથી આઠ દશ લેખોના લેખક—" જૈન ધર્મએ વિશ્વ વ્યાપી ધર્મ છે " એ મથાલાના લેખના પ્રારંભમાં લખી જણાવે છે કે—**જૈન ધર્મ એ વિકૃત હિંદુધર્મ છે, એમ કહેવામાં આવે છે. પરંતુ સનાતન અને પુરાતન એવા જૈન ધર્મનું વિકૃત સ્વરૂપ એ હિંદુ ધર્મ છે.** આ વાત જૈનધર્મનું સંપૂર્ણ જ્ઞાન થએલાઓને સ્વીકારવી પડશે."

ઇત્યાદિક અનેક લેખો–લક્ષ્મણ રઘુનાથ ભીડેના પાછલ્યા ભાગમાં દાખલ કરાવ્યા છે. તે સર્વે ખાસ મનન પૂર્વક વિચારવાની ભલામણ કરૂં છું,

તે સિવાય બીજા સેંકડો ચતુર પંડિતોએ જૈન ધર્મના અભ્યાસ પ્રમાણે નિ:પક્ષપાત પણાથી પોતાના અભિપ્રાયો બહાર પાડેલા છે, તેમાના કેટલાક મારા જોવામા આવેલા, તેમાંના ટુંક ટુંક વિચારો પ્રગટ કરાવેલા છે તે પણ વિચારવાની ભળામણ કરૂં છું.

ખરૂં જોતા આ બધા સજ્જન પુરુષોના લેખો વાંચ્યા પછી સંવત ૧૯૮૦ થી વૈદિક ધર્મના પર દૃષ્ટિ નાખવા માંડી, જેમ જેમ હું આગળ વધતો ગયો તેમ તેમ તે ચતુર પંડિતોની ચતુરાઈની ખબર પડવા લાગી. પુરાણો જૂઠાં છે એમ હું સાભળતો. ખરૂ જોતાં પુરાણો સર્વથા જૂઠા નથી. પરંતુ જૈનોના ઇતિહાસ ને ઉંધો છત્તો ગોઠવી, લોકોને ભ્રમ જાલમા નાખવા ઘણી ચાતુરી વાપરી છે. તે એવી રીતે કે–જૈનોના આદ્ય તીર્થંકર શ્રી ઋષભદેવ, તેમનું ચરિત્ર ઉંધું છતું લખી જણાવ્યુ કે–અર્હંતના નાસ્તિક ધર્મની પ્રવૃત્તિ ત્યાંથી ચાલુ થઇ. આગલ જાતા જૈનોના ૧૨ ચક્રવર્તીઓમાંના–આદિના ભરત ચક્રવર્તીને, જડ ભરત કહી, રાજાના નામથી હલકા ચિત્રી ને બતાવ્યા.

સાઠ હજાર પુત્રના પિતા સગર ચક્રવર્તીને એક રાજા તરીકેના બતાવી–મહાદેવજીના વરદાનથી, તો કોઇએ ભૃગુ ઋષિના વરદાનથી, સાઠે હજાર પુત્ર ને મેલવનાર લખીને બતાવ્યા. એટલુજ નહી ઘીના ઘડામાં મોટા થયા. વળી કોઇ એ એક તુબડીમાથી બાહેર આવેલા પણ લખીને બતાવ્યા છે.

જે છએ ખંડના રાજાઓની પાસે પોતાની આજ્ઞા મનાવનાર તે ચક્રવર્તીઓ તો બારજ થાય. જે ત્રણ ખંડમાં પોતાની આજ્ઞા મનાવનાર તે વાસુદેવો–

તે એવા ક્રમથી કે–પ્રથમ પ્રતિવાસુદેવ થાય, તેમને ત્રણે ખંડના રાજાઓની સાથે યુદ્ધ કરીને, પોતાની આજ્ઞા મનાવવી પડે. તેટલામાં પ્રથમ બલદેવ જન્મેં, તેમના પછી વાસુદેવ જન્મે. વાસુદેવ અને પ્રતિવાસુદેવ તે પૂર્વ ભવના વૈરી જ હોય, કોઇ કારણ ઉભુ થતા લડાઇ જામે, અને વાસુદેવના હાથેજ પ્રતિ વાસુદેવ મરે. એવો અનાદિનો જ નિયમ છે. પછી વાસુદેવજ ત્રણે ખંડના ભોક્તા બને. પ્રતિવાસુદેવ વાસુદેવના હાથથી મરણ પામી નરક ગતિમા જાય, અને વાસુદેવ રાજ્યના લોભથી મરણ પામી નરક ગતિમાં જાય. "રાજેશ્વરી તે નરકેશ્વરી" એ કહેવત પણ લોકમા ચાલે છે. તેવાં વાસુદેવના નવત્રિક જ એક કાલમાં નિયમ બંધ થાય. તેનો ક્રમ એવી રીતનો છે કે–૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૨૭ નવત્રિક વાસુદેવાદિકના. સર્વે મલી ૬૩ શલાકા પુરુષો જૈન ઇતિહાસમા બતાવ્યા છે. આ બધાએ અદ્વિતીય પુરુષો, મહા પ્રભાવ શાલીઓ

હોય છે. જેમકે–૨૪ તીર્થંકરો તે સર્વજ્ઞપણું મેલવ્યા પછી ભુલેલા તત્ત્વો બતાવી લોકોમાં ધર્મની જાગૃતી લાવનારા હોય છે.

આ ૨૪ ની સંખ્યા બધાએ મતવાલાઓએ, પ્રાયે કાયમ રાખીને જ પોત પોતાના મતનો પ્રચાર કરેલો હોય એમ સહજ સમજાય તેવું છે.

આ ૨૪ મુખ્ય પુરુષોને તે તે મતથી જાણી લેવાની ભલામણ કરીને આ ઠેકાણે લખવાનું છોડી દઉં છું.

વૈદિક મતમાં એકજ વિષ્ણુના, ૨૪ અને ફરી થી ૧૦, અવતારો કલ્પવામાં આવ્યા છે તેનુ સ્વરૂપ કિંચિત લખીને બતાવી દીધુ છે.

બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ દેવો, જુદા સ્વરૂપે પણ કલ્પાયા છે. કોઇએ–વિષ્ણુથી બ્રહ્મા–મહાદેવ ઉત્પન્ન થયાનુ, તો કોઇએ મહાદેવથી બ્રહ્મા–વિષ્ણુ ઉત્પન્ન થયાનું લખીને બતાવ્યુ.

જૈનમાં આ અવસર્પિણીના ૧૨ ચક્રવર્તીઓનો ક્રમ નીચે પ્રમાણે છે.

૧ ભરત ચક્રવર્તી.
૨ સગર ચક્રવર્તી.
૩ મઘવ ચક્રવર્તી.
૪ સનત્કુમાર ચક્રવર્તી.

વૈદિક મતમાં—
૧ જડ ભરત રાજા.
૨ સગર ને પણ રાજા કહ્યા છે તે લખી બતાવ્યા છે.

૫ શાંતિનાથ.
૬ કુંથુનાથ.
૭ અરનાથ.
} આ ત્રણે–ચક્રી પદ ભોગવ્યા પછી તીર્થંકર પણ થએલા છે. તે પૂર્વે લખી બતાવ્યું છે.

૮ સુભૂમ ચક્રવર્તી.
૯ મહાપદ્મ ચક્રવર્તી.
૧૦ હરિષેણુ ચક્રવર્તી.
૧૧ જયનામા ચક્રવર્તી.
૧૨ બ્રહ્મદત્ત ચક્રવર્તી.

જૈન પ્રમાણે–પ્રતિવાસુદેવાદિકનો ક્રમ—

પહેલા પ્રતિવાસુદેવ, પછી બલદેવ, તેમના પછી બલદેવના ઓરમાન નાનાભાઇ તે વાસુદેવ, એવા ક્રમથીજ તેમનો જન્મ થાય.

ત્રણે ખંડના રાજાઓની સાથે યુદ્ધો કરી પોતાની આજ્ઞા મનાવનાર

પ્રતિવાસુદેવને, મોટાભાઈ બલદેવની સાહાય્યથી વાસુદેવ મારે. પછી નિર્વિઘ્નપણાથી રાજ્યનો ભોગ કરે. તેનાં નામ નીચે પ્રમાણે—

| નવ પ્રતિવાસુદેવ | નવ બલદેવ. | નવ વાસુદેવના નામ. |
|---|---|---|
| ૧ અશ્વ ગ્રીવ નામા, | ૧ અચલ બલદેવ. | ૧ ત્રિપૃષ્ટ વાસુદેવ |
| ૨ તારક નામા. | ૨ વિજય નામા. | ૨ દ્વિપૃષ્ટ વાસુદેવ. |
| ૩ મેરૂક નામા | ૩ ભદ્ર નામા. | ૩ સ્વયંભૂ નામા. |
| ૪ મધુ અને કૈટન નામા. | ૪ સુપ્રભ નામા. | ૪ પુરૂષોત્તમ નામા. |
| ૫ નિશુંભ નામા. | ૫ સુદર્શન નામા | ૫ પુરૂષસિંહ નામા |
| ૬ બલિ નામા. | ૬ આનંદ નામા. | ૬ પુરૂષ પુંડરીક નામા. |
| ૭ પ્રલ્હાદ નામા. | ૭ નંદ નામા. | ૭ દત્ત વાસુદેવ. |
| ૮ રાવણ નામા. | ૮ પદ્મ (રામ) | ૮ નારાયણ (લક્ષ્મણ) |
| ૯ જરાસંધ નામા. | ૯ બલભદ્ર. | ૯ શ્રી કૃષ્ણ વાસુદેવ. |

"ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ" જેવો, ન્યાય પ્રતિવાસુદેવ અને વાસુદેવમાં હોય છે, અને દુર્ગતિના અધિકારી એ બન્ને જણને બતાવ્યા છે. બલદેવો સંસારથી વિરક્ત થઇને મોક્ષમાં ગયા છે. માત્ર એકજ દેવતાની ગતિમાં ગયા છે.

આ ૨૭ શલાકા પુરૂષોની ગતિનું પ્રમાણ. પ્રદ્યુમ્નસૂરિ કૃત વિચાર સાર પ્રકરણ પૃ. ૧૧૮ થી. ગાથા ૫૭૯ થી ૮૧ માં જુવો—ગાથાની છાયા—

एकश्च सप्तम्यां, पंच च षष्ट्यां पंचम्या मेकः ।
एकश्च चतुर्थ्यां, कृष्ण पुनः तृतीयपृथिव्यां ॥ ५७९ ॥

ऽप्रचलादिकाः ऽप्रष्टापि सिद्धिंगता ब्रह्म लोके नवम श्च ।
दश सागरायुः भरते सेत्स्यति कृष्णतीर्थे ॥ ५८० ॥

अकृतनिदाना रामाः, सर्वेऽपिच्च केशवाः कृतनिदानाः
ऊ र्ध्वगामिनो रामा, केशवाः सर्वेऽ धोगामिन ॥ ५९ ॥

આમાં જણાવવાનું કે–ચક્રવતીઓ અને વાસુદેવાદિક કયા કયા તીર્થંકરોના સમયમા થયા તેનો વિચાર–પૃ. ૬૫ થી તે ૮૦ સુધીમાં કોષ્ટકો સુદ્ધી કિંચિત્ વિસ્તારથી લખી જણાવ્યું છે. ત્યાથી વિચાર કરી લેવો.

વૈદિકમતાં જે વિલક્ષણતા છે તેની કિંચિત્ સૂચના કરીને બતાવું છુ —

અગીયાર ( ૧૧ ) મા–તીર્થંકરના સમયમા, જિતશત્રુ મહાન્ રાજા. તેમના પુત્ર અચલ બલદેવ. તેમના પછી મૃગાવતી પુત્રી, તેમાં મોહ પામી, રાજાએ અંતે ઉરમા નાખી, પ્રજાપતિના નામથી જાહેરમા આવ્યા. વૈદિકોએ મૃગાવતીને હરિણી રૂપે, પ્રજાપતિને હરણ રૂપે કલ્પ્યા. એ પુત્રીના સંબંધથી પહેલા વાસુદેવનો જન્મ થયો. તે અરસામાં–" અશ્વગ્રીવ " પ્રતિવાસુ દેવ થયા છે. તેમનો નાશ વાસુદેવથી થયો છે.

( ૧ ) છતા વૈદિકોએ–પ્રતિવાસુદેવ **અશ્વગ્રીવને**, માથુ કપાયા પછી ઘોડાના માથાવાલા કરીને **હયગ્રીવ વિષ્ણુ** લખીને બતાવ્યા.

બતાવેલા પ્રજાપતિથી વાસુદેવ ( વિષ્ણુ ) થયા છે, તેમાં જણાવ્યું કે— વિષ્ણુની નાભિ કમલમાથી પ્રજાપતિ, તો કોઇએ–પ્રજાપતિથી વિષ્ણુ લખીને બતાવ્યા છે.

( ૨ ) બીજા તારક પ્રતિવાસુદેવને–તારકાસુર લખીને–દેવ દાનવોની લડાઇ બતાવી, તેમા વિષ્ણુ ફસાયા લખીને બતાવ્યા છે.

( ૩ ) ત્રિજા મેરુક પ્રતિવાસુદેવને–મેરક દાનવ બતાવ્યા, તેથી ત્રાસેલા બ્રહ્માદિક દેવોએ વિષ્ણુની મદદ માગી, વિષ્ણુ પણ દિવ્ય હજાર વર્ષ સુધી તેનાથી લડયા પણ વિષ્ણુ બારા જોજનની ગુફામાં જઇને સુતા લખીને બતાવ્યા.

( ૪ ) ચોથા મધુ પ્રતિવાસુદેવ છે, તેના ભાઇ કૈટભ છે, તે બે ને પ્રાચીન વાયુ પુરાણમા વિચિત્ર રૂપે ચિત્ર્યા. ત્યારે બીજે ઠેકાણે–વિષ્ણુના કાનના મેલથી બે દૈત્યો ઉત્પન્ન થએલા ચિત્રી, બ્રહ્માને મારવા દોડેલા લખી બતાવ્યા. વિષ્ણુ બ્રહ્માની વારે ચઢી–પાચ હજાર વર્ષ સુધી બાહુ યુદ્ધમાં પડયા, પછી થાકીને લાગ્યા. જગત્ના ઉદ્ધારકના કાનના મેલથી ઉત્પન્ન થએલા તેથી તે બલવાન્ લેખકની ચાતુરી કેટલી. ?

( ૫ ) પાંચમા–નિશુંભ પ્રતિવાસુદેવ છે, સાથમાં નમિ નામ જોડી બે

દૈત્યો ઠરાવ્યા. ગરૂડ ઉપર બેસી વિષ્ણુ લડવા ચઢયા, ત્યાં ગદાનો માર ખાઇ ગરૂડ અને વિષ્ણુ બન્ને ભાગ્યા. આ શું આસ્તિકોના લેખો છે ?

( ૬ ) છઠ્ઠા–બલિ નામા પ્રતિવાસુદેવ છે. તેને રાજા–દૈત્ય ઠરાવ્યા. વિષ્ણુએ વામનાવતાર ધરીને પાતાલમાં ખોસી ઘાલ્યા. આ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે.

( ૭ ) સાતમો–પ્રલ્હાદ નામનો પ્રતિ વાસુદેવ છે. ખરૂં જોતાં વાસુદેવના શત્રુભૂત છે. તેને પોતાનો ભક્ત માની વિષ્ણુ તેને ઇંદ્રપદમાં કાયમ રાખવાને દોડ્યા. શું બધી દુનીયાનો અધિકાર તેમના હાથમાં હતો ? આજે તો તેમના ભક્તો લાખો અને કરોડો ગણાય છે તે, મ્લેછો ગણવામા જે આવ્યા છે તેમનાજ હાથનો માર ખાઇ રહ્યા છે છતા ખબર લેવા કેમ આવતા નથી ? નામ માત્રના ભક્તોને યમના દૂતોથી ખેંચીને, વિમાનમાં બેસાડી વિષ્ણુ લોકમાં લઇ જનારા, તેમના દૂતો ક્યાં ભાગી ગયા હશે ? પ્રકાશના સમયમા વિષ્ણુલોકમાં આટલું બધું અંધારૂં શાથી ? કોઇ સજ્જન વિચારમાં ઉતરનાર હશે કે નહિ ?

૮ મા–લક્ષ્મણ વાસુદેવ અને રાવણ પ્રતિવાસુદેવ છે.

૯ મા–શ્રી કૃષ્ણ વાસુદેવ અને જરાસંધ પ્રતિવાસુદેવનાં, ચરિત્રોમાં જે થોડો થોડો ફેર છે તે–જૈન અને વૈદિકોમાંનાં કિંચિત્ વિસ્તાર સાથે લખી બતાવ્યા છે ત્યાંથી વિચાર કરવાની ભલામણ કરી આ વિષયને અહીંજ સમાપ્ત કરૂં છું.

આ ઉપર બતાવેલા નવ ત્રિકમાંના જે વાસુદેવો છે, તેજ વિષ્ણુ કહેવાય છે. જુદા જુદા કાલના જુદા જુદા સ્વરૂપના સર્વે મળીને નવત્રિકો થએલા છે.

ત્રણેં ખંડના ભોક્તા–ભારત ખંડના ભૂષણ રૂપના મહાન્ રાજાઓ થએલા છે.

વૈદિકમતના કેટલાક પંડિતોએ–લોકોને ગૂચવાડામાં નાખવા, આ અવસર્પિણીના નવે વાસુદેવોને એકજ વિષ્ણુરૂપે કલ્પ્યા છે, અને તેમના પ્રતિપક્ષરૂપ પ્રતિવાસુદેવોમાના કોઇને અસુર, તો કોઇને દાનવરૂપે, લખીને બતાવ્યા છે. પણ પહેલા પ્રતિવાસુદેવ અશ્વગ્રીવને ઘોડાનું માથું લગાડયા પછી હયગ્રીવ વિષ્ણુના નામથી પ્રસિદ્ધમા મુકયા. અને પૂર્વ કાલમાં જે બલદેવો થયા છે તેમનાં તો સર્વથા નામોજ ઉડાવી દીધા છે. માત્ર ૮ મા લક્ષ્મણ વાસુદેવ છે. તેમના મોટાઇ રામચંદ્ર છે તે બલદેવ છે. તેમનેજ વિષ્ણુના ૮ મા અવતાર રૂપે લખીને બતાવ્યા છે.

અને નવમા શ્રી કૃષ્ણ વાસુદેવ ને, વિષ્ણુના અવતાર રૂપે કાયમ રાખી, તેમના મોટાભાઇ બલભદ્રને પોતાનાજ સ્થાન પર કાયમ રાખેલા છે. વાસુદેવ કહો, કે વિષ્ણુ કહો, એકજ નામ છે. તેમાં એવી કલ્પના કરીકે—વિષ્ણુ લોકમાંથી સાક્ષાત્ વિષ્ણુ ભગવાન આવતા. અને દેવ દાનવોની લડાઇમાં ઉતરતા, તેમાં કરોડો દેવતાઓનો નાશ કરાવતા, અને પોતે પણ તેમાં ફસતા. અનાદિ કાલના એકના એક દેવમાં આ કલ્પના કેટલી ભયંકર ? આમા તે શી અક્કલ વાપરી હશે ? મોટા મોટા થઇ ગએલા પંડિતોને તે શું વધારે લખીને બતાવું ?

જૈન જ્ઞાન બતાવવામાં નવું સાધન—

જૈનોના તરફથી પણ ઘણા ગ્રંથો છપાઇને બહાર પડી ગએલા છે. તેમાંના કેટલાક ગ્રંથોનો ઉપયોગ તો માત્ર જૈનોના માટેજ થએલો છે. અને તેથી આગળ ઉંચા દરજાના ગ્રંથોનો ઉપયોગ મોટા મોટા પંડિતો કરી રહ્યા છે. પરંતુ સાધારણ માણસોના ઉપકાર માટે થાય તેવા પ્રકારના ગ્રંથો, હજુ સુધી બહાર પડેલા હોય, તેવું મારા જાણવામાં આવ્યું નથી. એમ સમજીને અમોએ આ ઉદ્યમ કરેલો છે. જો કે આ ગ્રંથ ઘણા ઉંચા દરજાનો નથી. છતાં પણ સાધારણ પ્રકારના માણસોને, તેમજ પંડિતોને પણ, જૈન માન્યતાનું, તેમજ વૈદિક માન્યતાનું જ્ઞાન, દિશા માત્રથી કાંઇને કાંઇ મલશે, એવી મને મારા લેખની ખાત્રી છે.

તેથીજૈનેતર સજ્જનોને મારી નમ્ર વિનંતી છે કે—

આ વર્તમાનનો સમય સત્યજ્ઞાનના પ્રચાર કાર્યનો છે. પરંતુ ઇર્ષા દ્વેષનો નથી, એમ આપ ખૂબ સમજો છો. આ સમયમાં ધર્મની બાબતમાં—સાધારણ માણસો તો યતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટના જેવી હાલત ભોગવી રહ્યા છે. જો આપ મારા ગ્રંથથી ઉપકાર થવા જેવું સમજો તો, જરૂર મોટા પ્રમાણમાં ફાલો આપી લોકોપકાર કરવામાં પાછી પાણી નહી કરો.

યૂરોપના વિદ્વાનો શ્રી કૃષ્ણને ઇતિહાસ રૂપે તો જરૂર કબૂલ રાખે છે. પરંતું ઇશ્વરરૂપે કબૂલ રાખતા નથી. બ્રહ્મા અને મહાદેવને, તેઓ વ્યકિતરૂપે સમજતા હોય તેમ લાગતું નથી.. જૈનમાં શ્રી કૃષ્ણને ત્રણખંડ રાજ્યના ભોકતા, નવમા વાસુદેવ ( વિષ્ણુ ) રૂપે બતાવેલા છે. તેવી રીતે કોઇ અત્યંત પ્રાચીનકાલમાં નવ વાસુદેવોમાના પહેલા ત્રિપૃષ્ટ વાસુદેવના પિતા, જે જિતશત્રુ રાજા થયા છે તેઓ પુત્રીનો સંબંધ કરવાથી પ્રજાપતિના નામથી પ્રસિદ્ધમાં આવ્યા, તેથી વ્યકિત રૂપે તો જરૂર છે. પણ વૈદિકના પંડિતોએ બ્રમ્હારૂપે જાહેરમાં મુકયા.

કોઇને કોઇ આધાર ગ્રહણ કરી માણસ રૂપાંતરમા ગોઠવી શકે છે. રૂદ્રના વિષયમાં પણ તેજ પ્રમાણે બનેલું છે. મારા લખેલા બધા લેખો ધ્યાનમાં લેશો તો આપ સજ્જનો પણ જરૂર મારા મતને મલતા થશો.

જૈન ઇતિહાસ જોતાં તેવા પ્રકારની વાતો–કોઇ સેંકડો વૈદિકોના ગ્રંથોમાં ઉંધી છત્તી ગોઠવાયલી મારા જોવામાં આવે છે. પરંતુ વ્યવહારિક વિચારોના મિશ્રણવાળી, નામ, ઠામ, અને મૂલના વિષયોના ફેરફારવાળી હોવાથી, લોકોને ખરી ખાતરી કરીને કેવી રીતે આપી શકીએ ?

વૈદિકોમાં લખેલા જે વિષયોની ખરી ખાતરી આપી શકાય નહી તેવા વિષયોની ઉપેક્ષા કરીને.

માત્ર સહજ સમજી શકાય તેવા જૈનોના ૨૪ તીર્થંકરોનાનુકરણરૂપના વૈદિકોના ૨૪ અવતારો, તેમજ ફરીથી દશ બોધિ સત્ત્વના અનુકરણરૂપના મછ કછપાદિક દશ અવતારો, સામા સામી તુલના કરવાને નામ માત્રથી લખીને બતાવ્યા છે. જૈનોમાં ૧૨ ચક્રવર્તીઓ થએલા બતાવ્યા છે. વૈદિકોએ તેમાંના બે ચાર નામો ગ્રહણ કરી, ઉંધું છતું લખી, રાજા તરીકે ઓલખાવ્યા છે, તેમનો વિચાર પણ તુલાના રૂપે બન્ને તરફનો લખીને બતાવ્યો છે. તે સિવાય વાસુદેવાદિકનાં નવત્રેક જુદા જુદા કાલમા, ભિન્ન વ્યક્તિ રૂપનાં થએલાં છે, તેમા વૈદિકોએ–ભિન્ન ભિન્ન ગ્રથમાં ભિન્ન ભિન્ન સ્વરૂપનાં લખેલા હોવા છતાં પણ–જૈન વૈદિકનાં સામા સામી તુલના કરવા માટે ઇસારા માત્રથી લખીને બતાવ્યાં છે. એમાં મેં મારી જરા પણ ચાતુરી કરીને બતાવી નથી. આજકાલના પંડિતો તેમજ સાધારણ વિચક્ષણ પુરુષો પણ તુલના કરી શકે તેમ છે એવું સમજી ને મેં મારા વિચારો બહાર પાડયા છે.

જૈનાદેશ જગતને પુહચાડવા ભાગ્યશાળી બનો.

આર્થિક સ્થતિમાં, તેમજ વસ્તિમાં, સીનોરનો સંઘ સાધારણ હોવા છતાં, એક હજાર નકલ બહાર પડાવી આ નવીન દીશાનો બોધ લોકોને આપવા ભાગ્યશાલી બન્યો છે. ધર્મની ઉન્નતિને માટે કોઇ લાખો રૂપીઆનો ખરચ થઇ રહ્યો છે, પણ જૈન ધર્મની દિશા કઇ છે–એ બતાવવા જેવો બીજો ખરો લાભ મારી નજરમાં સમાએલો નથી. માટે આ નવીન પ્રકારની દિશાનુ જ્ઞાન દેશ દેશની ભાષામા તરજુમા કરાવી આખી દુનીયાને બતાવવાને ભાગ્યશાળી બનો, અને તમો તમારા જન્મ જીવિતવ્યની સફલતા મેલવો,

આ ગ્રંથનો પ્રકાશ પાડવા મેં સંવત્ ૧૯૮૦ ના પ્રારંભની શાલથી, વૈદિક ગ્રંથોના અભ્યાસની સરૂઆત કરવા માંડી, નિરંતર અભ્યાસના અંતે સવત ૧૯૮૭ ની શાલ સુધીમાં કિંચિત્ સફ્લતા મેલવી શકયો છું.

વૈદિક ધર્મવાળા પોતાના મતને આદિ અનાદિનો ઠરાવવા પ્રયત્ન કરતા નજરે પડે છે. પરંતુ ખરૂ જોતા તેઓ આડંબરી, સ્વાર્થી, વધારે નજરે પડતા જણાયા. જૈન ધર્મવાળાઓથી, કે બૌદ્ધ ધર્મવાળાઓથી, જેમ જેમ મેળવતા ગયા તેમ તેમ ઉંધી છત્તી કલ્પનાઓ કરવામા. પ્રેરાયા હોય તેમ મારી નજરે પડવા લાગ્યા. એટલે જૈન ધર્મ અને વૈદિક ધર્મ આ બેની તુલનાત્મક રૂપે લેખ લખવા મારૂ મન પ્રેરાયું. આ કારણથી લોકોને સ્પષ્ટ રૂપે પ્રતીતિ કરાવી શકાય તેટલી વાતો બન્ને તરફ્ની મેં લખીને બતાવી છે. જૈનોના ઇતિહાસને ગ્રહણ કરી વૈદિક ધર્મના પંડિતોએ જેવી રીતે ગોટાળો કરેલો છે તેવી રીતે જૈનોના તત્ત્વના વિષયમાથી પણ ગ્રહણ કરી ઉંધા છત્તા લેખો લખી ઉપનિષદના ગ્રંથોમાં પણ ગોટાળો કરેલો છે. કારણ દરેક ઉપનિષદમાં ભિન્ન ભિન્ન વિચારો પ્રાયે ગોઠવાયલા હોવાથી સમજી શકાય તેમ છે, અને તેના સંબંધે પણ જો એક ભિન્ન ગ્રંથ લખાય તો બીજાને સમજાવી શકાય તેમ છે.

યૂરોપના વિદ્વાનો પ્રથમ બૌદ્ધ ધર્મના તત્ત્વોથી પરિચિત થયા પછી વિશેષ તત્ત્વ મેળવવાની ઇચ્છાથી–સમુદાયથી વિસ્તારવાળા, મોટા મોટા ગ્રંથોના આડંબરવાળા, અનાદિ કાલનો અમારો ધર્મ એવી અફ્વાવાળા, પ્રાચીનમા પ્રાચીન વૈદિક ધર્મ જાણી, તેની પાછળ પોતાના તનનો તથા ધનનો અને પોતાની બુદ્ધિનો હદ ઉપરાત વ્યય કરીને તેમના વિચારોને જોયા, પરંતુ ડુંગર ખોદતાં ઉંદર હાથમાં આવવા જેવું થતાં જગો જગો પર નિરાસાના જ ઉદ્ગારો કાઢતા ગયા.

ત્યારબાદ નાના મોટા બધાએ મતો જોઇ લેવાના હિસાબે–નહી જેવા સમુદાયવાળા જૈન ધર્મના તત્ત્વો જોવાને લાગતાં, જેમ જેમ તેમાં ઉતરતા ગયા, તેમ તેમ પોતાની સફ્લતાના ઉદ્ગારો બહાર પાડવા લાગ્યા. તેમના વિચારો જોતાં વૈદિક ધર્મના ગ્રંથો જોવા મારૂં મન પ્રેરાયું. જેમ જેમ વૈદિક ધર્મના ગ્રંથો જોતો ગયો તેમ તેમ તેમાં જૈન ધર્મના ઘણા પ્રકારના વિષયોની ઉથલ પાથલના કરેલી મારી નજરે પડવા લાગી, એટલે લોકોને સહજપણાથી પ્રતીતિ કરાવી શકાય તેવા તેવા વિષયોને ગ્રહણ કરી તુલનાત્મક રૂપે લખીને બતાવવાનો

પ્રયત્ન કર્યો. જો કે આ મારા ગ્રંથના વાચનથી મોટા મોટા પંડિતો તો ઘણી ઘણી બાબતોને સારી રીતે સમજી શકશે અને જે મધ્યમ વર્ગ છે તે કદાચ પુરેપુરૂ સમજી શકશે નહિ તો પણ એટલું તો જરૂર જ સમજી સકશે કે આ એ મતવાળાઓમાંના કયા મતવાળાએ પોતાની સત્ય નિષ્ટાને છોડી દઈને પોતાનામા ઉધું છત્તું કર્યું છે એટલું તો જરૂર જ સમજી શકશે એવી અમોને અમારા ગ્રંથની ખાત્રી છે.

બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ દેવોના નામથી પુરાણકારોએ ઉધું છત્તું કરેલું ઘણાએ પંડિતોને પ્રગટ રૂપે દેખાઇ આવેલું જ છે. અને જગત્-કર્તાના સંબધે બ્રાહ્મણાદિ ગ્રંથકારોએ ઉધું છત્તું કરેલું છે તે અમોએ પણ કેટલુંક લખીને બતાવી દીધું છે.

બ્રહ્મા અને પ્રજાપતિ તે એકજ સ્વરૂપનાં નામ છે. પુરાણકારોએ બ્રહ્માને વિચિત્ર પ્રકારના ચિત્રી જગત્‌ના કર્તાહર્તા લખીને બતાવ્યા છે.

વેદના ઋષિઓએ પ્રજાપતિને વેદ મૂલક ઠરાવવા જગતના કર્તાહર્તાના સ્વરૂપમાં ત્રણ સૂક્તો બનાવી ઠેઠ ઋગ્વેદ સુધીમાં પાછળથી ખોસી ઘાલ્યાં છે. તેથીજ મણિલાલભાઇએ લખ્યું છે કે—

"યજ્ઞ પુરુષ નવોજ દેવ કલ્પાયો, પ્રજાપતિ સર્વથી મોખરે આવી બધાનો નિયંતા થઇ ગયો" ઇત્યાદિ.

હવે આપણે વેદોના સંબંધમાં કાઇક વિચાર કરીને જોઇએ—

પુનર્જન્મના સંબંધે–ઋગ્વેદમાં કોઇ કોઇ અસ્પષ્ટ વચન આનંદ શંકરભાઇને જણાયા તેનું કારણ શું ? મણિલાલભાઇને–યજ્ઞ પુરુષ નવો દેવ જણાયો અને પ્રજાપતિ બધાના મોખરે આવેલો બ્રહ્માના સ્વરૂપથી પૂજાતો જણાયો છતાં છેવટમાં તેમને લખી જણાવ્યું કે–કોઇ પ્રકારની ગતિ થતાં સૃષ્ટિના આરંભની વાત ઋષિઓને જડેલી જણાય છે. એમ લખીને બતાવ્યું છે.

તો તે વાતની તપાસ કરતાં–ઋગ્વેદના–પ્રલય દશાના સૂક્તમાં. હિરણ્ય ગર્ભ–પ્રજાપતિના સૂક્તમાં. અઘમર્ષણના મંત્રમાં અને યજ્ઞ પુરુષના સૂક્તમા. ( અર્થાત વિરાટ્ પુરુષના સૂક્તમાં. )

સૃષ્ટિના આરંભનુ સ્વરૂપ જુદા જુદા પ્રકારથી લખાયલું, પ્રાચીનમાં

પ્રાચીન એવા ઋગ્વેદમાંથીજ પ્રથમ એ ચારે સૂક્તો મળી આવે છે. અને મણિલાલભાઇ તો–યજ્ઞ પુરુષને નવો જ દેવ કલ્પાયલો બતાવે છે. અને પ્રજાપતિ પણ બધાના મોખરે આવીને ઉભેલો જણાવે છે. છતાં યજ્ઞ પુરુષનું સૂક્ત ચારો વેદોમાં નજરે પડે છે. આ વાત પાછલથી થએલા વૈદિકના ઋષિઓને કયા કાલમાં જડી અને કયા કાલમાં ચારો વેદમાં ઘુસાડી દેવાની તેમને ચાલાકી વાપરી ? કોઇ સુજ્ઞ પુરુષ સત્ય સ્વરૂપ બતાવશે ખરો કે ?

આ ઉપરના યજ્ઞ પુરુષના અને પ્રજાપતિના સંબંધે "વૈદિક દૃષ્ટિએ જગત્" નામના પ્રકરણ ૪ માં કિંચિત્ ખુલાસો કરીને આવ્યા છીએ તેથી પિષ્ટ પેષણ ન કરતાં આટલા ઇસારા માત્રથી જ બશ છે. પરંતુ વેદ સમયના ઋષિઓના વિચારો જોતાં એટલું તો જરૂર સમજાય છે કે–તેઓ ઇંદ્રાદિક દેવતાઓની સ્તુતિઓથી વારંવાર પોતાના સ્વાર્થની માગણીઓ કરતા અને મુખ્યતાથી યજ્ઞ યાગાદિકના વિધાનોથી જ પોતાની સફલતા સમજતા હોય તેવા નજરે પડે છે પરતુ પરલોકના સંબંધે, પુરાણાદિકના ઇતિહાસના સંબધે, વિશેષ વિચારમાં ઉતરેલા હોય તેવા જણાતા નથી.

પરંતુ ઇ. સ. પૂર્વે ૮૦૦ ના લગભગમાંથી રામાયણ ભારતાદિક જે ઉભાં કર્યાં છે તે જૈનોના સર્વજ્ઞોથી જેમ જેમ પ્રચલિતમાં આવતુ ગયું, તેમ તેમ વૈદિકોના પંડિતો ગ્રહણ કરતા ગયા અને પોતાની મરજી પ્રમાણે ઉધું છત્તું કરતા ગયા એજ આ મારો વિચાર યોગ્ય થએલો છે એવો વિચાર આ મારા ગ્રંથથી સજ્જનોને કરવો પડશે.

અને બીજી વધારાની વાતો જે વૈદિકોમાં દેખાતી હશે તે બૌદ્ધોની ચળવળ થતાં તેમનું પણ અનુકરણ કરેલું હોય તેમ જણાય છે. જેમકે બૌદ્ધોના દશબોધિ સત્વના અનુકરણ રૂપે વૈદિકોએ ફરીથી–મછ કછપાદિક દશ અવતારોની કલ્પના કરી છે એવું સહજ સમજી શકાય તેમ છે. બાકીનું વિશેષ તો કોઇ બહોળા અનુભવવાળા તારવીને બતાવે તે ખરૂં. ઇત્યલંવિસ્તરેણ.

## ॥ વેદોના ત્રણ મોટા સૂક્તોથી જાણવા જેવું સૃષ્ટિનું સ્વરૂપ ॥

સૃષ્ટિની ઉત્પત્તિ પ્રજાપતિથી, પ્રથમ તે એકલા, હતા તેમણે બધા જીવો ઉત્પન્ન કર્યા. આ વાત ચારો વેદોથી લખાઇ તેનો વિચાર કરતાં સંપૂર્ણ વૈદિક ધર્મનોજ સામાન્ય પણાથી થઇ જશે.

(૧) સૃષ્ટિના પૂર્વે શું હતું ? તે પ્રલય દશાનું સૂક્ત મંત્ર ૭ નું.

(૨) હિરણ્ય ગર્ભ પ્રજાપતિ-સૃષ્ટિની ઉત્પત્તિના સમયે તે એકલા હતા, સૃષ્ટિના સ્વામી હતા, સૂક્ત બીજુ મંત્ર ૧૦ નું.

(૩) હજારો—માથાવાળા, આંખોવાળા, અને હજારો પગ આદિના સ્વરૂપ ને જણાવનારૂં ચારો વેદોથી પ્રસિદ્ધીને પામેલું-પુરુષ સૂક્ત મંત્ર ૧૬ નું. ત્રીજુ છે.

આ ત્રણે સૂક્તોથી એવું પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે કે-આ બધી સૃષ્ટિના જીવો પ્રજાપતિથીજ ઉત્પન્ન થયા છે, આ વાત કેટલા દરજ્જાની છે અને કેટલી સત્યતા વાળી છે. તેનું સ્વરૂપ નહીં જેવું કિંચિત વિચારી જોતા બધા વૈદિક ધર્મનો જ સાર સહજથી જાણી શકાશે.

૧ પ્રથમ—પ્રલય દશાના કેટલાક ફકરા તપાસીને જોઈએ-પૃથ્વી આદિ કાંઇ પણ ન હતું. કેવલ સર્વના પ્રાણન કર્તા બ્રહ્મ હતા. તેના મનમા જગત ઉત્પન્ન કરવાની ઇછા તેજ બીજ ભૂત થઇ. આ સૃષ્ટિ એક દમ એવી વ્યાપ્ત થઇ કે જેમ સૂર્યની કિરણો.

કોઇ વિદ્વાને જાણી હશે કે નહી ? પાછલથી ઉત્પન્ન થએલા વિદ્વાનો કેવી રીતે જાણી શકે ?

(૨) હિરણ્ય ગર્ભ સૂક્તના ફકરા —

૧ જે પ્રજાપતિ આત્માને આપવાવાળા છે.

૨ સૂર્ય, અંતરિક્ષ, જલરાશિના નિર્માણ કરવાવાળા છે.

૩ પોતાના ધ્યાનથી-પ્રકાશમાન દ્યૌ, પૃથ્વીને બનાવનારા છે.

૪ જેનાથી પૃથ્વી આદિ નીકલ્યા છે.

૫ જેને દેવાદિકોમાં પ્રાણોનો સંચાર કર્યો છે.

૬ જેને-પ્રલય કાલીન મહાજલ પ્રલયને દેખીને પૃથ્વીને ઉત્પન્ન કરી છે.

૭ અંતરિક્ષ અને જલરાશિને બનાવ્યાં છે.

૮ હે પ્રજાપતિ તારા વિના કોઇ નથી કે જે સમસ્ત પ્રાણિ વર્ગને ઉત્પન્ન કરે. ઇત્યાદિ.

(૩) વિરાટ્ પુરુષ ( પુરુષ સૂક્ત ) ના કેટલાક ફકરા—

૧ જે સર્વ પ્રાણિઓનો બ્રહ્માડ દેહ તે વિરાટ્ પુરુષ છે. બ્રહ્માડથી પણ બહાર દશાગુલ વધીને રહેલો છે.

૨ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન રૂપ જેટલું જગત્ છે તે તેનુજ સામર્થ્ય છે.

૩ દેહનો આશ્રય લઇ દેહાભિમાની પુરુષ ઉત્પન્ન થયો. અર્થાત્ બ્રહ્માંડ રૂપ દેહ ઉત્પન્ન કરીને બ્રહ્માંડ રૂપ જીવ ઉત્પન્ન થયો.

૪ તેજ દેવ, તિર્યક્, મનુષ્ય આદિ રૂપવાળો થયો. ભુમિ ઉત્પન્ન કર્યાં પછી જીવોનુ શરીર બનાવ્યું.

એ ક્રમથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ.

૫ પછી મનથી તે પુરુષનો દેવોએ યજ્ઞ કર્યો. તે યજ્ઞથી દધ્યાદિ ભોગ્ય પદાર્થ ઉત્પન્ન થયા, અને અરણ્ય—ગ્રામ આદિનાં પશુ આદિ પેદાં થયાં. અને સાથે ચાર વેદ પણ ઉત્પન્ન થયા.

અને બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શૂદ્ર તેના મુખ, બાહુ, ઉરૂ, પગ રૂપથી કલ્પાયા. મનથી ચંદ્ર, ચક્ષુથી સૂર્ય, મુખથી અગ્નિ અને પ્રાણથી વાયુ ઉત્પન્ન થયાં. ઇત્યાદિક વિશેષ તે ઋગ્વેદનાં સૂકતોથી વિચારવું.

આ સૃષ્ટિ સંબંધના ત્રણ સૂકતો ઋગ્વેદના દશમા મંડલના અંતમાં જે મુકવામાં આવ્યા છે તે પ્રાયે જૈન સર્વજ્ઞોના તત્ત્વના વિશેષ પરિચયમાં આવ્યા પછી વેદના પંડિતોએ વેદ મૂલક ઠરાવવાને પાછલથી દાખલ કરી દીધાં હોય? આ મારૂં અનુમાન મારા આગળના વિચારોથી પંડિતો ને પણ વિચારવાનો અવકાશ મળશે.

આ ત્રણ સૂકતોના રચનાર એક નથી, પણ એક જ વિષયનાં ત્રણ સૂકતો થી ત્રણ જાહેર થાય છે.

પ્રલયનું સૂકત મંત્ર ૭ નું છે. બીજું હિરણ્ય ગર્ભનું સૂકત મંત્ર ૧૦ નુ છે. ત્રીજું વિરાટ્ના સ્વરૂપનુ પુરુષ સૂકત મત્ર ૧૬ નુ છે.

એમ એક એકથી મોટાં છે છતાં પ્રાયે સ્વરૂપથી તો એકજ સ્વરૂપનાં લખાયલાં છે. છતાં પુરુષસૂકતને તો ચારો વેદોમાં જ દાખલ કરી દેવામા

આવ્યું છે. આ પુરુષસૂકત પ્રલયના સૂક્ત પછીથી લખાયું તે તો તે સૂક્તના મંત્રથી જ સિદ્ધ રૂપે જાહેર થાય છે.

જ્યારે આપણે વેદોના આ સૃષ્ટિ વિષયના સુકતના વિશેષ વિચારમાં ઉતરીએ છીએ ત્યારે તે વિષય બાલખ્યાલ જેવો લાગે છે. પરંતુ ખરા વિચારનો બિલકુલ લાગતો નથી.

ન્યાય સૂત્ર કારોએ કાર્ય કારણના સંબંધમાં એક એવું લક્ષણ બતાવ્યું છે કે-" કારણાનુ માનેન કાર્યં " અર્થાત્ જેટલા પ્રમાણનું કારણ હોય તેટલા પ્રમાણનું કાર્ય બને પરંતુ આ સૃષ્ટિ ઉત્પત્તિના સંબધનાં ત્રણે સુકતોનો વિચાર કરી જોતાં ન્યાય શાસ્ત્રના લક્ષણ ને અનુ સરતુ એક પણ સુકત નથી.

(૧) આ ઋગ્વેદનાં સૃષ્ટિ ઉત્પત્તિના સંબંધનાં ત્રણે સુકતોનો મતલબ એવો છે કે-પૃથ્વી, આકાશ, સમુદ્ર, સુર્ય, ચંદ્ર, જીવો વિગેરે કાંઇ પણ ન હતું. માત્ર એકલો પ્રજાપતિ હતો.

આમાં વિચારવાનું કે—પૃથ્વી આકાશાદિક તો હતાં જ નહી તો પ્રજાપતિ એકલો કયે ઠેકાણેથી કેવા સ્વરૂપથી પ્રગટ થએલો ? અને તે પ્રથમ સેમાં રહેલો ? ચારો દિશામા દેખાતી આટલા મોટા વિસ્તારવાળી પૃથ્વી બનાવવાના મશાલા કયાથી પેદા કરેલા ? તે સિવાય સમુદ્રો અને પહાડો બનાવવાના મશાલા કયે ઠેકાણેથી મેળવેલા ? સૃષ્ટિ બની ગયા પછી જીવોનાં શરીર બનાવ્યા, પછી તેમાં જીવોનો સંચાર કર્યો, પણ પ્રથમ જીવો કયી વસ્તુના બનાવ્યા ?

જીવોની બનાવટના સંબધે પ્રથમ નીચેની છ બાબતો વિચારવાની છે.

(૧) પ્રજાપતિએ—જીવો બનાવ્યા તો તે પ્રથમ પુણ્ય-પાપરૂપ કર્મ લગાડીને બનાવ્યા કે પુણ્ય પાપ વિનાના ?

(૨) અથવા કર્મ પહેલાં હતાં, પછી તે જીવોની સાથે જોડી દઇને, પછી તે જીવોને આ સંસાર ચક્રમાં નાખ્યા ?

(૩) અથવા જીવો અને કર્મો બન્ને જુદા જુદા રહેલા હતા, તેઓને ભેગા કરીને આ સંસાર ચક્રમા નાખ્યા ?

(૪) અથવા જીવો બનાવ્યા પણ કર્મ બનાવ્યાં ન હતાં સંસાર ચક્રમાં પડયા પછી તે જીવોએ પોતાના કર્તવ્યોથી પોતાની મેલે પોતાને લગાડી લીધા ?

(૫) અથવા સૃષ્ટિ ઉત્પન્ન થતા પહેલા નતો જીવો હતા, તેમજ કર્મો પણ હતા નહી, બધીએ કારીગીરી તે પ્રજાપતિની કરાયલી મનાયલી છે ?

(૬) અથવા જીવો અને કર્મો બન્ને અનાદિકાલનાં હતાં, પણ આ સંસાર ચક્ર સર્વથા બંધ પડી ગએલું હતુ તે આ પ્રજાપતિએ ફરીથી ચાલતું કરીને આપ્યું ?

જો કે ઉપર બતાવેલાં જીવના સંબંધનાં છ પ્રશ્નો–વિચાર કરવાને મુકયાં છે ખરાં, પરંતુ પ્રજાપતિ બધી સૃષ્ટિના બનાવનાર ખાસ વેદ મૂલક સત્ય સ્વરૂપના છે કે પંડિતમાનીઓએ વેદ મૂલક ઠરાવવા પાછલથી કલ્પિતરૂપે લખી લોકોને ભૂલાવામાં નાખવાનો પ્રયત્ન કરેલો છે.

જીવો કે–પ્રજાપતિના નામથી સૃષ્ટિ ઉત્પત્તિના સંબંધનાં સુકતો, ચારો વેદોમાં દાખલ કરેલાં કલ્પિતરૂપનાં ઠરે તો આ ચાલતો વૈદિક ધર્મ કોઇ પૂર્વે ચાલતા સત્ય ધર્મથી વિપરીત થએલા પંડિત માનીઓએ કલ્પિત રૂપનો ઉભો કરેલો છે એમ માની શકાય કે નહી ?

આ પ્રજાપતિ કોણ છે, અને કયાંથી કલ્પવામાં આવ્યા છે, તેનો વિચાર અમોએ પ્રજાપતિના લેખથી કરીને બતાવેલો છે. ત્યાંથી વિચાર કરવાની ભલામણ કરૂં છું.

અને વૈદિક મતના કેટલાક સુક્ષ્મ દૃષ્ટિના મોટા મોટા પંડિતો, જૈન વૈદિક મતના અભ્યાસમાં ઉતરેલા, પોત પોતાના અભ્યાસ પ્રમાણે આ વાતને સમજી ગએલા છે અને પોત પોતાના લેખોમાં ઇસારો પણ કરતા ગયા છે.

તે મોટા મોટા પંડિતોના લેખો પ્રસગે પ્રસંગે ટાકી બતાવેલા છે, છતાં પણ સાધારણ માણસોને બોધ થવાની ખાતર–ટુંક ટુંક રૂપે ફરીથી પણ યાદ કરાવું છું કારણ એ છે કે–આ કલ્પિત રૂપ પ્રજાપતિને સૃષ્ટિની આદિ કરવા-વાળા, અને તે સમયના ચાર ઋષિઓના હૃદયમાં ચારો વેદોના પ્રકાશ કરવાવાળા, બતાવી પાછલથી આ પ્રજાપતિને આ બધી સૃષ્ટિના કર્તાહર્તા મનાવવાનો પ્રયત્ન કરેલો છે.

જો કે સર્વજ્ઞોની પ્રવૃત્તિ વિનાના ક્ષેત્રોમાં વૈદિક કર્મકાંડની પ્રવૃત્તિ ચાલતી હતી, તે વાત સાચી હતી. પરંતુ સર્વજ્ઞોના વચનના પ્રકાશમાં તે ઘૃણા ઉત્પન્ન કરવાવાલી થઇ પડી હતી. તેથી કેટલાક પંડિતો વેદના કર્મકાંડની

મહત્ત્વતા બતાવવાના જોસમાં આવી બ્રાહ્મણ ગ્રંથો લખવા મંડી પડયા, પણ તે ગ્રંથો આજકાલના બાહોશ પંડિતોને મહત્ત્વ વિનાના નિર્માલ્ય જેવા ભાસવાને લાગ્યા. આગળ જતાં સર્વજ્ઞોના વચનોનો વિશેષ પ્રકાશ પડતાં—કેટલાક ડાહ્યા પંડિતોએ સર્વજ્ઞોના વચનોનો આશ્રય પકડી ઉપનિષદાદિક ગ્રંથો લખવા માંડયા ત્યારે તે કાંઇ લોકમાં આદર ભાવને પ્રાપ્ત થવા લાગ્યા.

તેથી આગળ વિશેષ જતાં સર્વજ્ઞોના નેતાઓની મંદતાના સમયમાં કેટલાક ઉદ્ધત્ત પંડિતોએ પુરાણો ઉભાં કરી, સર્વજ્ઞોના વિચારોને તદ્દન ઉંધા છત્તા ચિતરી ભોલી દુનિયાને ઉંધા પાટા બંધાવવાનો પ્રયત્ન કર્યો, અને તે ઉંધા પાટા બાંધી ઘણા કાલ સુધી એવો પ્રઘોષ કરતા રહયા કે જૈન અને બૌધ વેદ બાહ્ય નાસ્તિકો છે. તેમના પુસ્તકો વિષ્ણુ ભગવાને તેમના નાશને માટે બનાવ્યાં છે. આવા અધુરા પંડિતો સત્ય વસ્તુના આગ્રહી માનવા કે અસત્ય વસ્તુના કદાગ્રહી?

આટલી બધી વિપરીતતા છતા કેટલાક સત્યના શોધક પંડિતોએ પોતાના લેખોમા કોઇ કોઇ વાકય સંકોચ ભાવથી પ્રગટ કરેલું છે છતાં પણ તે સત્યતાને પ્રગટ કરવાવાળું છે તે અમો આ જગો પર ફરીથી ટુંટ રૂપે યાદના માટે લખી જણાવીએ તો તે બોધના માટે થશે પરંતુ કંટાલો ઉત્પન્ન કરવાવાળું નહી થાય.

(૧) જુવો કે—આનંદ શંકર બાપુભાઇ ધ્રુવે—

"ઋગ્વેદનો ધર્મ લખતાં જણાવ્યું હતુ કે—પુનર્જન્મના સંબંધે કોઇ કોઇ અસ્પષ્ટ વચન મળે છે."

આથી શું એ વિચારવા જેવું નથી કે—વેદના ઋષિઓને પુનર્જન્મના સંબંધે વિશેષ માહીતી કાંઇ પણ ન હતી છતાં પુરાણ કારોએ તેના સંબંધે લખ્યું તો તે કયા ઠેકાણેથી લાવીને લખ્યું?

એજ આનંદ શંકરભાઇએ—અથર્વ વેદના સંબંધે જણાવ્યું હતું કે—"મૂલ અનાર્યોનો ધર્મ તે આર્યોમાં દાખલ થવા લગ્યો હોય."

ઇશ્વર કૃત મૂલના વેદોમાં અનાર્યોનો ધર્મ પણ ઓસી ઘાલ્યો તો તે વેદોની કિમત કેટલી આંકવી?

આનંદ શંકરભાઇએ એક બીજા પ્રસંગમાં—એમ પણ જણાવ્યું હતુ કે—"ભારત વર્ષની ત્રણ નદીઓ ખરી રીતે—શ્રી કૃષ્ણ ચંદ્ર, શ્રી ગૌતમ અને શ્રી મહાવીર, એ ત્રણ મૂલ સ્થાનમાંથી જાગી છે અને ત્યા સુધી જ આપણી

માનુષી અથવા પૌરુષેય ઇતિહાસ દૃષ્ટિ પહોચે છે તે પહેલાંની આપણી ઇતિહાસ દૃષ્ટિ નથી. ”

આ ઉપરના વાકયથી એજ વિચાર ઉપર આવવું પડશે કે–પ્રથમ વેદોના કર્મકાંડની પ્રવૃત્તિ તે પશુઓના ઘાતથી ઘૃણાવાલી, અને સોમ વેલડીના રસના પાનથી વિવેક રહિત મહત્ત્વ વિનાની, જીવોના કાલ્યાણના માટે સંતોષ કારકની ન હતી. જ્યારે સર્વજ્ઞોના વચનો ભેળવવા માંડયાં ત્યાર પછીથીજ તે કાંઇક યોગ્યતાવાલી જણાવવા લાગી.

અને તે સર્વજ્ઞોનાં વચનો ગીતામાં, અને ઉપનિષદોમાં, વિશેષ પ્રકારે ભળેલાં હોવાથીજ તે ગ્રંથો કાઇક શોભાને પાત્ર થએલા છે. એમ આ મારો ચાલુ ગ્રંથ સદ્બુદ્ધિથી જોવાવાળા સહજપણાથી જોઇ શકશે.

(૨) આર્યોના તહેવારોના લેખક પંડિતજીએ ટુંકમાં જણાવ્યું હતું કે–ઇંદ્ર અને શ્રી કૃષ્ણ આ બે વ્યકિતઓ ઇતિહાસની જણાય છે. ”

આ લેખકને–બ્રહ્મા અને મહાદેવ આ બે વ્યકિતઓ ઇતિહાસ રૂપની જણાયી નથી. તે વાત સાચી છે. જુવો અમારા પૂર્વના લેખો બ્રહ્માના સંબંધના વિચિત્ર પ્રકારના લેખો. અને મહાદેવના સંબંધના પણ તેવા વિચિત્ર પ્રકારના લેખો. જુવો કે–જૈન ઇતિહાસમાં લખાયલા, અને અગીયારમા તીર્થંકરના સમયમા થએલા, જિતશત્રુ નામના એક મહાન્ રાજા કે જેને મોહથી પોતાની પુત્રીને અંતેઉરમાં દાખલ કરી લોકોના વિરૂદ્ધ કામ કર્યું. તેથી લોકોએ પ્રજાપતિ (પોતાની પ્રજાનો પતિ) એવું બીજુ નામ પાડયુ. તે સૂક્ષ્મ વાતને મોટી વિક્રિયાના સ્વરૂપમાં ચિત્રી, પુરાણકારોએ લોકોને ઉધા પાટા બંધાવ્યા છે. બીજાના સિદ્ધાંતમાં રહેલી સુક્ષ્મ વાતનો પત્તો–મોટા મોટા પંડિતોને પણ ન મળવાથી ઇતિહાસની વ્યકિતરૂપે ન જણાય તે યથાર્થજ છે.

મહાદેવના વિષયમાં પણ પુરાણકારોએ એવોજ ગોટાલો વાલેલો છે. તેથી આર્યોના તહેવારોના લેખકને–વ્યકિત રૂપનો માલમ નથી પડયો તે વ્યાજબીજ છે. તેના સંબધે પણ ઉત્પત્તિ વિપત્તિની સાથે–સર્વજ્ઞોના વચનથી જાણીને અને પુરાણોના લેખોની સાથે મેળવીને, સત્ય શોધકના પડિતોને જાણવાને માટે ખુલાસા વાર લખીને બતાવ્યું છે. ત્યાંથી વિચાર કરી લેવાની ભલામણ કરૂં છું. ઇત્યલં વિસ્તરેણ.

(૩) મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ પોતાના સિદ્ધાંત સારના પૃ ૪૨ થી ૪૪ સુધીમાં બ્રાહ્મણ ગ્રંથાદિના સંબંધે જણાવતાં છેવટે જણાવ્યુ કે—

"યજ્ઞ પુરૂષ નવોજ દેવ કલ્પાયો અને પ્રજાપતિ બધાના મોખરે આવી સર્વનો નિયંતા બની બ્રહ્મા રૂપે પૂજાતો થયો." આમાં પણ વિચારવાનું કે-યજ્ઞ પુરુષ જે નવો દેવ કલ્પાયો તે કોઇ બીજો નથી પણ પ્રજાપતિ જ છે. એમ સ્વામી દયાનંદજીએ ખુલાસો કરેલો છે. અને તે યજ્ઞ પુરુષને વેદ મૂલક ઠરાવવા સૃષ્ટિના સબંધના ત્રણ મોટા સૂક્તો ઋગ્વેદના દશમા મંડલમા એક એકથી અધિક અધિક મંત્રવાલાં દાખલ કરી દીધા છે. અને આ યજ્ઞપુરુષના મોટા સૂક્તને તો ચારો વેદોમા દાખલ કરી દીધું છે અને સાયણાચાર્યે તેનુ ભાષ્ય રચી બધી દુનીયાના માલક બનાવી દીધા છે. અને સ્વામી દયાનંદજીએ તો પોતાની બધી પંડિતાઇ જ પ્રગટ કરી દીધી છે. અને કેટલાક બીજા જુના પંડિતોએ તો-પ્રજાપતિને સૃષ્ટિની આદિના કલ્પી તેમજ સૃષ્ટિની આદિમાં ચાર ઋષિઓના નામ કલ્પી, તેમના હૃદયમાં ચારો વેદોના પ્રકાશ કરવાવાળા પણ લખીને બતાવ્યા છે.

અને સૃષ્ટિની ઉત્પત્તિના સંબધવાળા આ યજ્ઞપુરુષના ૧૬ મંત્રના મોટા સૂક્તને તો લોકોને ભૂલાવામા નાખવાને ચારો વેદોમા દાખલ કરી દીધું છે.

આવા આવા પ્રકારના-અનેક કલ્પિત લેખો-વેદ જેવા મુખ્ય ગ્રંથોમા દેખી અમારે તે લેખકોની અને સંપૂર્ણ આ ચારો વેદોની સત્યતા કેટલી આંકવી! અને વેદ જેવા મુખ્ય ગ્રંથોમાં કલ્પિત લેખો લખવાની સાહસિકતા ધરાવ-નારામાં, સપૂર્ણ વેદોના તત્ત્વના સંબંધમાં આસ્તિકતા કેટલા દરજાની કલ્પવી?

---

વેલજી ધનજી નામના શ્રાવકે-"**આત્માનંદ પ્રકાશ**" નામનું માસિક પુસ્તક ૨૮ મા, વિ.સં.૧૯૮૭ ના માઘ માસમાં, ગૂજરાતી ભાષાના **હરિગીતમાં** એક પદ્મ જૈનોના મૂલતત્ત્વને જણાવવા સારૂ, છપાવેલુ છે તે જૈનેતર પંડિતોને જાણવાને માટે-ટાંકી બતાવું છું.

**તાત્ત્વિક રેખાંશ** હરિગીત.

૧ ષટ્દ્રવ્ય સે. ૨ નવતત્ત્વ તેના. ૩ દ્રવ્ય. ૪ ગુણ. ૫ પર્યાય"થી.<br>
૬ નય. ૭ ભંગ. ૮ નિક્ષેપા. ૯ પ્રમેય. ૧૦ પ્રમાણ સાથ સંબધથી"<br>
બતલાવે કો? ૧૧ ત્રિપદી ઘટાવી સત્ય સાત્ત્વિક તત્ત્વથી<br>
સમઝાવ ના! વહેંચણ વિધિ. ૧૨ કાઠિન્ય શાસ્ત્ર સંબંધથી. ॥ ૧ ॥

---

+ આ પદમાં ઘણા શબ્દો કઠિન છે તે સમજવા જિજ્ઞાસુઓએ બની શકે તેવો પ્રયાસ કરવા વિનંતિ છે.

ષટ્ દ્રવ્યને નવતત્ત્વ વિણ કો વસ્તુ આ જગમાં નથી,
"યોગી–મહર્ષિ" સર્વદા તે સમજવા રહે છે ૧૩ મથી,
નવતત્ત્વનું તારણ રહે ૧૪ બે તત્ત્વમાં સંક્ષેપથી
ષટ્ દ્રવ્યમાં **તે ૧૫ સહજથી છે** શાસ્ત્રના નિર્દેશથી ॥ ૨ ॥
૧૬ વ્યવહાર સુંદરસૃષ્ટિનો ષટ્ દ્રવ્યના સંયોગથી,
આશ્ચર્યકારક યોગ પણ ૧૭ તદ્રૂપતા તેમાં નથી;
યોગી અનુભવ જ્ઞાનથી એ યોગને ૧૮ અવગાહતા
આત્મિક આનંદમાં ૧૯ અહર્નિશ એહની ૨૦ લયલીનતા. ॥ ૩ ॥

---

**૧ ષટ્ દ્રવ્યનાં નામ**—૧ ધર્માસ્તિકાય. ૨ અધર્માસ્તિકાય ૩ આકાશાસ્તિકાય. ૪ પુદ્ગલાસ્તિકાય. ૫ જીવાસ્તિકાય. ૬ કાળ.

**૨ નવતત્ત્વનાં નામ**—૧ જીવ, ૨ અજીવ, ૩ પુણ્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ સંવર, ૭ નિર્જરા, ૮ બંધ, ૯ મોક્ષ. ॥

**૩ દ્રવ્ય**—ઉત્પત્તિ–સ્થિતિ અને લયનો જેમાં સંભવ રહે છે. ॥

**૪ ગુણ**—દ્રવ્યમાં જે સહજ ભાવી પણે રહે છે તે. ॥

**૫ પર્યાય**—જે ક્રમ ભાવી હોય તે છે. ॥

**૬ સાત નયના નામ**—૧ નૈગમ. ૨ સંગ્રહ ૩ વ્યવહાર. ૪ ઋજુસૂત્ર ૫ શબ્દ. ૬ સમભિરૂઢ. ૭ એવંભૂત. ॥

**સાત ભંગનાં નામ**—૧ સ્યાદ્ અસ્તિ. ૨ સ્યાદ્ નાસ્તિ. ૩ સ્યાદ્ અસ્તિ નાસ્તિ. ૪ સ્યાદ્ અવક્તવ્ય ૫ સ્યાદ્ અસ્તિ અવક્તવ્ય. ૬ સ્યાત્ નસ્તિ અવક્તવ્ય. ૭ સ્યાદ્ અસ્તિ નાસ્તિ અવક્તવ્ય.

**૮ ચાર નિક્ષેપાનાં નામ**—૧ નામ. ૨ સ્થાપના. ૩ દ્રવ્ય. ૪ ભાવ. ॥

**૯ પ્રમેય**—જ્ઞાન વિષય. ॥

**૧૦ પ્રમાણ ચાર છે**—૧ પ્રત્યક્ષ. ૧ પરોક્ષ. ૩ અનુમાન. ૪ આગમ. ॥

**૧૧ ત્રિપદી–ત્રણ પદ**—ઉત્પત્તિ સ્થિતિ ને લય.

**૧૨ કાઠિન્ય**—સમજવું ઘણું કઠન.

**૧૩ મથી**—મથવું–મેહનત કરવી.

**૧૪ નવત-ત્ત્વનું**—દોહન કરવામાં આવે તો તેનો સંક્ષેપથી બે તત્ત્વોમાં જીવ અને અજીવમાં સમાવેશ થાય છે. ॥

**૧૫ સહજથી**—મૂલથી.

**૧૬** આ દુનિયાનો તમામ વ્યવહાર છ દ્રવ્યના સંયોગથીજ ચાલે છે. ॥ ૧૭ તદ્રુપતા–તદાકાર રીતે મળી જવું. ॥ ૧૮ અવગાહતા–જાણતા.

૧૯ અહર્નિશ–નિરંતર–કાયમ. ॥ ૨૦ લયલીનતા તદાકારપણું. ॥ ૨૧ સર્વાંગે–સંપૂર્ણ પણે સર્વ રીતે.

૨૧ સર્વાંગે વસ્તુ સમજવા ૨૨ સ્યાદ્વાદ વાદ સમર્થ છે,
એ સમજ વિણ ૨૩ એકાંતવાદ અનર્થકારક અર્થ છે;
૨૪ જે "દ્રવ્ય-ક્ષેત્રને કાળ-ભાવ" તણી અપેક્ષા સાચવે,
૨૫ "નિશ્ચય અને વ્યવહાર" સુંદર યોગ્ય રીતે દાખવે. ॥ ૪ ॥
ષડ્ દ્રવ્યની સમજણ મળે ૨૬ સતસંગ વા ૨૭ સતશાસ્ત્રથી,
મુશ્કેલ ૨૮ મીલન છે છતા સંયોગ યોગ્ય પ્રયોગથી;
"૨૯ વ્યવહાર. ૩૦ નિશ્ચય. ૩૧ મુખ્ય. ૩૨ ગૌણ ૩૩ વિધિ.
૩૪ નિષેધ વિશેષથી,
પહિચાનવા કર ૩૫ સ્ફોર ઉદ્યમ તત્ત્વદર્શન તેહથી. ॥ ૫ ॥
ભવ ભ્રમણતાનો અંત જે જે ૩૬ કર્મયોગે સંભવે,
૩૭ સંજીવની ચારો ૩૮ સમુચ્ચય ધર્મ કરણી સુચવે;
કિમ્મત ૩૯ કશોટી પર કરી જીવન તથા વિધ કેળવો,
તાત્ત્વિક તત્ત્વ પ્રકાશ આત્માનંદ દ્વારા મેળવો. ॥ ૬ ॥
(વેલચંદ ધનજી)

---

**૨૨ સ્યાદ્વાદ વાદ**—વસ્તુની દરેક બાજુની સમજ પૂર્વક કરાતો વચન વ્યવહાર. ॥

**૨૩ એકાંતવાદ**—વસ્તુની માત્ર વર્ત્તમાન સ્થિતિને અમુક અંશે સુચવતો પણ પરિણામે સ્ખલના પામતો વચન વ્યવહાર ॥

**૨૪-૨૫** જે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ તેમજ નિશ્ચય અને વ્યવહારને યોગ્ય રીતે બતાવી શકે તેજ સ્યાદ્વાદ.

**૨૬-સતસંગ**—સંસાર ભાવનાથી અલિપ્ત મહાપુરૂષોનો સંગ-સોબત.

**૨૭ સત શાસ્ત્ર**-રાગ દ્વેષ અને મોહ પર કાબુ મેળવી મુકિત માર્ગ સન્મુખ જોડી આપે.

**૨૮-મીલન**—મળવું. ॥ **૨૯-વ્યવહાર**—શાસ્ત્રોકત રીતે બાહ્ય પ્રવૃતિ ॥ **૩૦-નિશ્ચય**—નિર્લેપ રીતે આતરિક પ્રવૃતિ. ॥ **૩૧-મુખ્ય**—કાર્યની અનેક દિશાઓમાં વર્તમાનમાં જેને ઉદેશી કામ કરાતું હોય તે. ॥

**૩૨-ગૌણ**—કાર્યની દરેક દિશાઓમાં એકની મુખ્યતા અને બીજી દરેક ગૌણરૂપ રહેલ હોય તે ગૌણ. ॥

**૩૩-વિધિ**—આદરવા યોગ્ય. **૩૪ નિષેધ**—ત્યાગવા યોગ્ય. ॥
**૩૫-સ્ફોર**—પૂર્ણ બલ સાથે. ॥

**૩૬-કર્મયોગ**—ક્રિયાદ્વારા ॥

**૩૭-સંજીવની ચારો**—જે આહારથી જીવન શુદ્ધિ થાય.

**૩૮-સમુચ્ચય**—સમગ્ર રીતે.

**૩૯-કસોટી**—એક પત્થરની જાત જે સુવર્ણ કસવાના કામમાં આવે છે. (વે. ધ)

સામન્યસાર—છ દ્રવ્ય અને નવ તત્ત્વ તેના દ્રવ્ય-ગુણ અને પર્યાયથી, તેમજ નયભંગ, નિક્ષેપા, પ્રમેય અને પ્રમાણના-પ્રબંધ સાથે ત્રિપદી ઘટાવી સત્યતા પૂર્વક સાત્વિક તત્ત્વોને કોઇ-તત્ત્વના જાણનાર મહર્ષિઓ બતલાવે સમજાવે ! એવી જિજ્ઞાસુની માગણી છે, પરિણામે એજ જિજ્ઞાસુને ઉપર વર્ણવેલી તાત્વિક બીનાની શાસ્ત્રીય સંબંધ પૂર્વક વિચારણા કરતા તે સમજવામા તેને ઘણી કાઢિનતા જણાય છે. મતલબ તે તત્ત્વોની વેંહચણ કરવાની વિધિ તુર્તમાં સમજાય તેવી નથી. ॥ ૧ ॥

છ દ્રવ્ય અને નવ તત્વ સિવાય આ જગતમાં બીજી કોઇ પણ વસ્તુનો સદ્ભાવનથી તેને યથાર્થ સમજવા માટે મહાન્ યોગી-મહર્ષિઓ નિરંતર શ્રમ ઉઠાવી રહ્યા છે. નવ તત્વ સંબંધી વિચાર કરતા તેનું સંક્ષેપે દોહન બે તત્વોમાં થઇ શકે છે અને તે બે તત્ત્વો જીવ અને અજીવ-પુદ્ગલ શાસ્ત્રના નિર્દેશ પ્રમાણે છ દ્રવ્યમાં મુલથીજ રહેલ છે. ॥ ૨ ॥

આ જગતનો સુંદર વ્યવહાર છ દ્રવ્યના સંયોગ વડે ચાલે છે; છતાં તેમા એક મહાન્ આશ્ચર્ય કારક બીના છે તે એજ કે એ યોગ તદ્રૂપ ભાવે-એકાકાર રૂપે સંમિશ્ર બનતો નથી. એ સંયોગનુ આત્મજ્ઞાનના અનુભવી મહાપુરૂષો જ અવગાહન કરી શકે છે. જેઓ નિરતર આત્મિક આનંદમાં જ લયલીન હોય છે. ॥ ૩ ॥

વસ્તુ સ્થિતિની સપૂર્ણ સમજ **સ્યાદ્વાદવાદ** ને જ આધારી છે. એ સમજ રહિત માત્ર **એકાંતવાદથી** સમજવાનો પ્રયોગ અર્થને અનર્થકારક બતાવે છે. જે વાદ વડે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષા સચવાએલી રહે તેમજ નિશ્ચય અને વ્યવહારની પણ સમયોચિત યોગ્યતાનુ નિરૂપણ કરે તેનું નામ સ્યાદ્વાદ ! ॥ ૪ ॥

છ દ્રવ્યની સમજણ સત્સંગ અગર સતશાસ્ત્રના અભ્યાસ વડે જ મેળવી શકાય છે. સત્ સંગનું મીળન અને સતશાસ્ત્રનો અવબોધ થવો એ ઘણું મુશ્કેલ છે; છતાં તેની પાછળ યોગ્ય રીતે મેહનત લેવામાં આવે તો તે ફલિત થવાનો સંભવ છે. વ્યવહાર-નિશ્ચય, મુખ્ય-ગૌણ, વિધિ અને નિષેધ તેને વિશેષ પ્રકારે સમજવા પ્રખર ઉદ્યમ કરવો જોઇએ જેથી તત્ત્વોની સમજ સહેજે મળે. ॥ ૫ ॥

ભવ ભ્રમણ—આ દુનિયામા રઝળવુ તેનો અંત આવે. તેવી દરેક સુદર ક્રિયાઓ સંજીવની ચારાના ન્યાયથી સમુચ્ચયે કરવા ધર્મશાસ્ત્રોનું સૂચન છે.

સુવર્ણની સાચી કિમ્મત કસોટી વડે અંકાય છે તેમ જીવનને પણ તપ–જપ સંયમાદિ કસોટી વડે કેળવવું જેથી આત્માનંદ દ્વારા તાત્વિક તત્ત્વોનો પ્રકાશ મેળવી શકાય ? ॥ ૬ ॥ ( વે ધ. )

ઇતિ તત્ત્વત્રયી મીમાંસામા સર્વજ્ઞોના તત્ત્વોથી વિકાર પામેલા વૈદિક ધર્મના વિચારનું ખં૦ ૨ જે પ્રકરણ ૩૪ મું.

---

# પ્રકરણ ૩૫ મું.

## પદાર્થોનો સત્યબોધ વિવિધ દષ્ટિના વિચારથી જ થાય ?
## અનેકાંતવાદના અમોઘ શસ્ત્ર વડે સામાપક્ષનો જય મેળવવા છતાં વૈદિક મતના પ્રાચીન પંડિતોનો એકાંતપક્ષનો આગ્રહ.

---

### પં. હંસરાજ શર્માના હિંદિમાંથી કિંચિત્ ગૂજરાતીમાં સારાંશ.

### લેખકનું વક્તવ્ય.

દર્શન અને અનેકાંતવાદ નામનો આ પ્રસ્તુત નિબંધ, મધ્યસ્થ વાદમાલા ના ત્રિજા પુષ્પ રૂપમાં પાઠકોની સેવામાં ઉપસ્થિત કરીએ છિએ. એના પહેલાં સ્વામી દયાનંદ અને જૈનધર્મ, તથા પુરાણ અને જૈનધર્મ નામના બે નિબંધ પાઠકોની સેવામા પહોચી ગયા છે. પ્રસ્તુત નિબંધને લખવાનો અમારો ઉદ્દેશ જે છે તેને અમોએ નિબંધમોજ ( પ્રાંત ભાગમા ) વ્યક્ત કરી દીધો છે.

અનેકાંતવાદ અથવા અપેક્ષાવાદ નો સિદ્ધાંત કાંઇ નવીન અથવા કલ્પિત સિદ્ધાંત નથી કિંતુ અતિ પ્રાચીન (ઐતિહાસ દૃષ્ટિથી) તથા પદાર્થોની તેના સ્વરૂપના અનુરૂપ યથાર્થ વ્યવસ્થા કરવાવાળા સર્વાનુભવ સિદ્ધ સુવ્યવસ્થિત અને સુનિશ્ચિત સિદ્ધાંત છે. તાત્વિક વિષયોની સમસ્યામા ઉપસ્થિત થવાવાળી કઠનાઇઓ ને દૂર કરવાના સાટે અપેક્ષાવાદના સમાન તેની કોટીનું બીજુ કોઇ સિદ્ધાંત નહીં છે. વિરુદ્ધતામા વિવિધતાનું ભાન કરાવીને તેનું સુચારૂ રૂપથી સમન્વય કરવામાં અનેકાંતવાદ–અપેક્ષાવાદનો સિદ્ધાંત ઘણોજ પ્રવીણ એ સિદ્ધહસ્ત છે.

જ્યાં સુધી માલૂમ થાય છે જૈન દર્શનમાં એજ અભિપ્રાયથી અપેક્ષાવાદ ને પોતાને ત્યા સર્વથી અગ્રણીય સ્થાન આપ્યુ અને એના આધાર પર પોતાના સંપૂર્ણ તત્ત્વજ્ઞાનના વિશાલ ભવ્ય ભવનનુ નિર્માણ કર્યું.

પરંતુ એનાથી વિપરીત એ પણ સત્ય છે કે જૈન દર્શનની પેઠે (શબ્દ રૂપથી નહીં કિંતુ અર્થ રૂપથી) અન્ય દર્શનોમા પણ આથી (અપેક્ષાવાદને) આદરણીય સ્થાન મલ્યું છે. અને કોઇ જગો પર તો જૈન દર્શન સમાન શબ્દ રૂપથી પણ તે અપેક્ષાવાદ સન્માનિત થયો છે. (એના માટે જુવો પ્રસ્તુત નિબંધમાં અનેક સ્થાનપર) ભારતીય દાર્શનિક સંસારમાં સર્વથી અધિક ખ્યાતિ પ્રાપ્ત કરવાવાળા ભટ્ટ મહોદય કુમારિલભટ્ટે મીમાસા દર્શનમાં અનેકાંતવાદ અપેક્ષાવાદને જે પ્રતિષ્ઠિત સ્થાન દીધુ તેનો અન્ય દાર્શનિકોની અપેક્ષાએ બૌદ્ધ વિદ્વાનો પર કાઇ અધિક મોટા પ્રભાવ પડયા હુવા દેખાઇ દે છે. તેમને અનેકાંતવાદના સબંધમાં મીમાંસા અને જૈન દર્શનમાં કોઇ ભેદ નથી સમજ્યો × પરંતુ મીમાંસા દર્શનના મોટામાના કોઇ પણ વિદ્વાને એ નથી કહ્યું કે મીમાંસા દર્શનમા અનેકાતવાદની પણ પ્રતિષ્ટા છે ઉલટા સર્વે આજસુધી એજ સમજતા રહ્યા કે અનેકાતવાદ માત્ર જૈન દર્શનનોજ સિદ્ધાત છે. બીજા દર્શનોમા એને કોઇપણ રીતે સ્થાન નથી. એમા તો શક નથી કે જૈન વિદ્વાનોએ અનેકાંતવાદ ના સમર્થનમા જેવી રીતે ફરી જેટલા સ્વતત્ર ગ્રંથ લખ્યા તેમજ જેટલા આજે ઉપલબ્ધ થાય છે તેટલા તે વિષય પર લખ્યા હુવા મીમાંસક વિદ્વાનોના ગ્રંથ આજે ઉપલબ્ધ નથી થતા પરંતુ તત્ત્વ સંગ્રહ આદિ જોવાથી અમારૂં આ કથન સારી રીતે પ્રમાણિત થઇ જાય છે કે અનેકાંતવાદ-અપેક્ષાવાદની પ્રતિષ્ઠા જૈન દર્સનની પેઠે અન્ય દર્શનોમા પણ છે* આથી એ સિદ્ધ થયું કે-જૈન દશને જે સિદ્ધાંત (અપેક્ષાવાદ-અનેકાતવાદ) ને પોતાની તત્ત્વજ્ઞાનની ઇમારતનું મૂલ સ્થંભ માન્યુ છે તે માત્ર તેમની સંપત્તિ નથી કિંતુ અન્ય દર્શનોનો પણ તેના પર અધિકાર છે. તે અપેક્ષાવાદ કોઇ વ્યકિત વિશેષનો આવિષ્કાર કરેલો સિદ્ધાંત નથી. કિંતુ વસ્તુ સ્વભાવના અનુકૂલ એક નૈસગિક સિદ્ધાંત છે. એટલા માટે તે સર્વની સમાન સંપત્તિ છે. તાત્પર્ય કે તે જે પ્રમાણે જૈન દર્શનને સ્વીકૃત છે તેજ પ્રમાણે અન્ય દર્શનો ને પણ માન્ય છે જો કાઇ મત ભેદ છે તો અનેકાતવાદ યા સ્યાદ્વાદ એ શબ્દોમા છે. એના વાસ્તવિક અર્થમા કોઇ વિરોધ નથી. બસ એજ અભિપ્રાયને વ્યક્ત કરવાને માટે અમે યથાશકિત ઉપલબ્ધ પ્રામાણિક સામગ્રી દ્વારા

× જુવો નાલિદા બૌદ્ધ વિદ્યાલયના પ્રધાનાધ્યાપક આચાર્ય શાતિ રક્ષિતનો તત્ત્વ સગ્રહ અને ધર્મ કીર્તિ રચિત હેતુ બિંદુ તત્વ ટીકા આદિ બૌદ્ધ ગ્રથ ॥

* एवमेकांततो भिन्न-जातिरेषा निराकृता ।
जैमिनीया भ्युपेता तु स्याद्वादे प्रतिषेत्स्यते ॥
(तत्व संग्रह पृ २६२ नु कारिका ८१२)

પ્રસ્તુત નિબંધની રચનાનો યથામતિ પ્રયત્ન કર્યો છે એના સિવાય કોઇ દર્શન નો ઉત્કર્ષ યા અપકર્ષ બતાવવાને માટે અમારો આ પ્રયાસ નથી અને ન એ આશયથી એ નિબંધ લખ્યો છે અહીં પર એટલું બીજુ પણ ધ્યાનમાં રહે કિ પ્રસ્તુત નિબંધની રચનાનો ઉદ્દેશ પ્રધાન પણાથી વિશિષ્ઠ વિદ્વાનો ના સમક્ષ અનેકાંતવાદનું વર્ણન ઉપસ્થિત કરવાનુ છે. પ્રથમ અને મધ્યમ શ્રેણીના લોક આથી પુરો લાભતો નહીં ઉઠાવી શકશે, તો પણ જયા સુધી બન્યું ત્યાં સુધી તેનું પણ અમોએ પુરૂં ધ્યાન રાખ્યુ છે. અને વિષયને સરલ તેમજ સુબોધ બનાવવાનો ભરપુર પ્રયત્ન કર્યો છે. એ વિચારથી પ્રસ્તુત નિબંધમાં એક વાતને કંઇ વખત ઉલટાવી અને એક વિષયની અનેકવાર આવૃત્તિ કરી છે જેથી કે થોડો પરિશ્રમ કરવાથી તે લોક–પ્રથમ–મધ્યમ શ્રેણિના લોક પણ લાભ ઉઠાવી શકે: તેમજ પાઠકોને એટલુ બીજું પણ ખ્યાલમા રહે કે–આ નિબંધમા ઐતિહાસિક ક્રમનુ ધ્યાન બીલકુલ નથી રખાયુ એનું એક કારણ તો એ છે કે અમારૂં જ્ઞાન ઇતિહાસના વિષયમાં ઘણું પરિમિત છે. બીજુ પ્રસ્તુત નિબંધનો ઇતિહાસની સાથ કોઇ ગાઢ સંબંધ પણ નથી.

અને દર્શનોના નામથી જે ગ્રંથ આજકાલ ખ્યાતિમાં આવી રહ્યા છે તેનુપૌર્વાપર્ય આજસુધી સુનિશ્ચિત નથી થયું. તેમજ તેના રચના કાલમા પણ ઐતિહાસિક વિદ્વાનો નો અજુ સુધી એક મત નથો થયો. કિંતુ મત ભેદજ ચાલ્યો આવે છે.

કેટલાક વિદ્વાનો નો મત છે કે એની ( દર્શનોની ) રચના મહાભારતના પછી માં થઇ × અને સત્યવ્રત સામશ્રમી આદિ પંડિતોનો વિચાર છે કે દર્શનો રચના કાલ મહાભારતથી ઘણો પહેલે નો છે. ÷ એટલા માટે પણ અમોએ ઉક્ત વિષયમાં હસ્ત ક્ષેપ નથી કર્યો. તો પણ પ્રસ્તુત નિબંધમાં પ્રમાણ રૂપથી ઉધ્ધૃત કરેલા ગ્રંથોની સૂચિ અને તેના કર્ત્તાઓનો સમય આદિનું સંક્ષિપ્ત વિવરણ આપીને ઐતિહાસિક ક્રમની સંકલનામાં કાંઇ સુગમતા પ્રાપ્ત કરી દીધી છે ઇત્યાદિ. ॥

પ્રાર્થી—હંસ. ।

× જુવો–મહાભારત મીમાસા હિંદી અનુવાદ પૃ ૧૮

÷ જુવો–તેમનુ નિરુક્તા લોચન પૃ ૭૨ થી આગળ ।

॥ ॐ नमः सिद्धं ॥

## ॥ મધ્યસ્થવાદમાલા તૃતીય પુસ્તક ॥

# દર્શન અને અનેકાંતવાદ

---

આરંભિક નિવેદન.

ભારતીય આસ્તિક દર્શનોમા અનેકાંતવાદ ને મુખ્યસ્થાન દેતા હુવા જે દર્શનમાં અધ્યાત્મ તત્ત્વોનો સુવ્યવસ્થિત વિચાર કરવામા આવ્યો છે તે દર્શન જૈન દર્શનના નામથી પ્રસિદ્ધ છે આજ અમો અમારા મધ્યસ્થ પાઠકોને જૈન દર્શનના તેજ અનેકાંતવાદનો કાંઇ પરિચય આપવાનો પ્રયત્ન કરીએ છિએ.

અમારા વિચારોમાં ભારતીય પ્રાચીન તથા અર્વાચીન કેટલાએક દાર્શનિક વિદ્વાનોએ જૈનન દર્શનના અનેકાતવાદનું જે સ્વરૂપ સભ્ય સંસારના સન્મુખ રાખ્યું છે તે તેનું યથાર્થ સ્વરૂપ નથી. તેમને અનેકાંતવાદનુ સ્વરૂપ પ્રદર્શન અને તેની પ્રતિવાદાત્મક આલોચના કરવાના સમયે ઘણું કરીને સાંપ્રદાયિક વિચારોથીજ કામ લીધેલુ છે. અર્થાત્ સાપ્રદાયિક વ્યામોહ ના કારણે જ કેટલાએક વિદ્વાનોએ અનેકાંતવાદને સંદિગ્ધ તથા અનિશ્ચિતવાદ કહીને તેથી પદાર્થ નિર્ણયમાં સર્વથા અનુપયોગી અને ઉન્મત્ત પુરૂષોના પ્રલાપ કહીને બતાવ્યો છે (૧) પરંતુ અમારી ધારણા તેના પ્રતિકૂલ છે. અમારા વિચારમાં તો અનેકાવાદનો સિદ્ધાંત ઘણોજ સુવ્યવસ્થિત અને પરિમાર્જિત ( અતિસુનશ્ચિત ) સિદ્ધાંત છે. એનો સ્વિકાર માત્ર જૈન દર્શનમાંજ નથી કર્યો કિંતુ અન્યાન્ય દર્શન શાસ્ત્રોમાં પણ ઘણી પ્રૌઢતાથી સમર્થન કરેલું છે. અનેકાતવાદ વસ્તુથી અનિશ્ચિત તેમજ સિંદિગ્ધવાદ નથો. કિંતુ વસ્તુ સ્વરૂપના અનુરૂપ સર્વાંગ પુર્ણ એક સુનિશ્ચિત સિદ્ધાંત છે. એજ વિષયમા અમો પોતાના પર્યાલોચિત વિચારોને મધ્યસ્થ પાઠકોના સમક્ષ ઉપસ્થિત કરિએ છિએ આશાછે કે પાઠકજણ અમારા વિચારોને નિઃપક્ષપાત પણાથી વિવેક દ્રષ્ટિથીજ અવલોકન કરવાની કૃપા કરશે

---

૧—જુનો બ્રહ્મસૂત્ર–૨।૨–૩૩ નો શંકરભાષ્ય, વિજ્ઞાન ભિક્ષુનો વિજ્ઞાનામૃત ભાષ્ય, અને રામાનુજાચાર્યનો શ્રીભાષ્ય આદિ ગ્રંથોનો ઉલ્લેખ એમના લેખપર જે કાંઇ વક્તવ્ય હશે તેનો વિચાર અંતના પરિશિષ્ટ પ્રકરણમા કરીને બતાવીશું

## ( અનેકાંતવાદનું સ્વરૂપ અને પર્યાય. )

અનેકાતવાદ જૈન દર્શનનો મુખ્ય વિષય છે જૈન તત્વ જ્ઞાનની બધી ઇમારત અનેકાંતવાદના સિદ્ધાંતપર અવલંબિત છે. વાસ્તવમાં આથી જૈન દર્શનની મૂલ ભિત્તિ સમજવી જોઇએ અનેકાત શબ્દ—એકાંતત્વ-સર્વથાત્વ-સર્વથા એવમેવ એ એકાંત નિશ્ચયનો નિષેધક, અને વિવિધતાનો વિધાયક છે. સર્વથા એટજ દષ્ટિથી પદાર્થના અવલોકન કરવાની પદ્ધતિને અપૂર્ણ સમજીનેજ, જૈન દર્શનમા મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે. અનેકાંતવાદનો અર્થ એ છે કે પદાર્થના ભિન્ન ભિન્ન દષ્ટિબિંદુઓનુ-અપેક્ષાઓથી પર્યાલોચન કરવું, તાત્પર્ય કે-એક જ પદાર્થમાં ભિન્ન ભિન્ન વાસ્તવિક ધર્મોને સાપેક્ષપણાથી સ્વીકાર કરવાનુ નામ અનેકાંતવાદ છે. જેમ કે એકજ પુરૂષ પોતાના ભિન્ન ભિન્ન સબંધિજનોની અપેક્ષાથી-પિતા, પુત્ર, અને ભ્રાતા, આદિ સજ્ઞાઓથી સબોધિત કરી શકાય છે, તેજ પ્રમાણે અપેક્ષા ભેદથી એક જ વસ્તુમા અનેક ધર્મોની સત્તા માની જાય છે.

સ્યાદ્વાદ, અપેક્ષાવાદ અને કંથચિતવાદ એ અનેકાંતવાદનાજ પર્યાય-સમાનાર્થવાચી શબ્દ છે. સ્યાત્ (૧) નો અર્થ છે કથચિત્ કોઇ અપેક્ષાથી સ્યાત્ એ સર્વથાત્વ-સર્વથાપનનો નિષેધક અનેકાંતતાનો ધૌતક કંથચિત્ અર્થમા વ્યવહૃત હોવાવાળા અવ્યય ( ૨ ) છે. એનાપર અધિક વિવેચન અમો સપ્ત ભગીના સ્વતંત્ર નિરૂપણમા કરીશું.

જૈન દર્શન કોઇ પણ પદાર્થને એકાંત નથી માનતા, તેમના મતથી પદાર્થ માત્ર જ અનેકાત છે. કેવલ એકજ દષ્ટિથી નિશ્ચય કરેલો પદાર્થ જૈન દર્શન અપૂર્ણ સમજે છે. તેમનું કથન છે કે પદાર્થનું સ્વરૂપજ કાંઇ એવા પ્રકારનું છે કે—તેમા અમો અનેક પ્રતિદ્વંધી-પરસ્પર વિરોધી ધર્મોને દેખીએ છે. હવે જો વસ્તુમા રહેવાવાળા અનેક ધર્મોમાથી—કોઇ એકજ ધર્મને લઇને તેનુ વસ્તુનુ નિરૂપણુ કરીએ અને તેને સર્વાંશથી સત્ય સમજે તો, એ વિચાર અપૂર્ણ તેમજ ભ્રાંતજ ઠરશે. કેમકે જે વિચાર એક દષ્ટિથી સત્ય સમજીએ છે, તદ્વિરોધિ

૧ નોટ—કેટલાએક લોક સ્યાતનો અર્થ શાયદ કદાચિત્ ઇત્યાદિ સંશય રૂપમા કરે છે પરંતુ આ તેમનો ભ્રમ છે;

अत्र सर्वथात्व निषेधकोऽनेकांतता-द्योतकः कथचिदर्थे स्यात् शब्दो निपात । इति पंचास्तिकायटीका ( अमृतचंद्र सूरि श्लो १४ नी व्याख्या-पृ. ३० )

२—स्यादित्यऽव्यय मनेकांतद्योतकं । तत स्याद्वाद । अनेकातवाद नित्यानित्याद्यनेकधर्मशबलैकवस्त्वभिगम इतियावत् ॥ ( स्याद्वाद मंजरी का ४. पृ १४)

વિચાર પણ દૃષ્ટયંતરથી સત્ય ઠરે છે, ઉદાહરણાર્થે કોઇ એક પુરૂષ વ્યકિતને લ્યો-અમુક નામનો એક પુરૂષ છે, તેને કોઇ-પિતા, અને કોઇ પુત્ર, કોઇ ભાઇ, અથવા ભત્રિજા, કાકા, અથવા દાદા, કહીને બોલાવે છે. એક પુરૂષની એ ભિન્ન ભિન્ન સંજ્ઞાઓ પ્રતીત થાય છે કે તેમાં–પિત્ટત્વ, પુત્રત્વ, અને ભ્રાતૃત્વ આદિ અનેક ધર્મોની સત્તા રહેલી છે. હવે જો તેમાં રહેલા કેવલ પિત્ટત્વ ધર્મની જ તરફ દૃષ્ટિ રાખીને, તેણે સર્વ પ્રકારથી પિતાજ માની બેઠીએ તારે તો, મોટો અનર્થ થશે, તે દરેકનો પિતાજ સિદ્ધ થશે. પરંતુ વાસ્તવમાં એવું નહીં છે, તે પિતા પણ છે, અને પુત્ર પણ છે. પોતાના પુત્રની અપેક્ષા એ પિતા છે, અને પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર કહેવાશે. એજ પ્રમાણે ભિન્ન ભિન્ન અપેક્ષાઓથી એ સર્વ ઉકત સંજ્ઞાઓનો તેમાં નિર્દેશ થઇ શકે છે × જે પ્રમાણે અપેક્ષા ભેદથી એકજ દેવદત્ત વ્યકિતમાં–પિતૃત્વ, પુત્રત્વ એ બે વિરોધી ધર્મ પોતાની સત્તાનો અનુભવ કરાવે છે, તેનીજ પેઠે હરએક પદાર્થમાં અપેક્ષા ભેદથી–અનેક વિરોધી ધર્મોની સ્થિતિ પ્રમાણ સિદ્ધ છે. એ દશા સર્વ પદાર્થોની છે. તેમાં નિત્યત્વાદિ અનેક ધર્મ દૃષ્ટિ ગોચર થાય છે, એટલા માટે પદાર્થનુ સ્વરૂપ એક સમયમા એકજ શબ્દ દ્વારા, સંપૂર્ણપણાથી નથી કહી સકાતું. અને નહી વસ્તુમાં રહેવાવાળા અનેક ધર્મોમાંથો કોઇ એક જ ધર્મનો સ્વીકાર કરીને અન્ય ધર્મોનો અપલાપ કરી સકાશે, આથી કેવલ એકજ દૃષ્ટિબિંદુથી પદાર્થનું અવલોકન કરતા હુવા ભિન્ન ભિન્ન દૃષ્ટિ બિંદુઓથોજ તેનું અવલોકન કરવુ ન્યાય સંગત, અને વસ્તુ સ્વરૂપના અનુરૂપ થશે. સંક્ષેપથી જૈન દર્શનના અનેકાંતવાદનું એજ તાત્પર્ય અમોને પ્રતીત થાય છે. જૈન દર્શનના એ સિદ્ધાંતને વૈદિક દર્શનોમાં કેવા રૂપમાં અને કેવી પ્રૌઢતાથી સમર્થન કર્યું છે એનું દિગ્દર્શન અમો આગળ ચાલીને કરાવીશું. દર્શન શાસ્ત્રોના પરિશીલનથી અમારો એ વાતપર પૂર્ણ વિશ્વાસ થઇ ગયો છે કે—

અનેકાંતવાદનો સિદ્ધાંત અનુભવ સિદ્ધ, સ્વાભાવિક તથા પરિપૂર્ણ, સિદ્ધાંત છે. એની સ્વીકૃતિનું સૌભાગ્ય કોઇને કોઇ રૂપમાં સર્વ દાર્શનિક વિદ્વાનોને પ્રાપ્ત થયું છે.

અનેકાંતવાદના સિદ્ધાંતની સર્વથા અવહેલના કરીને, કોઇ પણ તાત્વિક સિદ્ધાંત પરિપૂર્ણતાનો અનુભવ નહીં કરી સકશે. એવો અમારો વિશ્વાસ છે.

---

× एक स्यैव पुंस स्तत्त दुपाधिभेदात् पितृत्व–पुत्रत्व–मातुलत्व–भागनेयत्व–पितृव्यत्व भ्रातृत्वादि धर्माणा परस्पर विरुद्धाना मपि प्रसिद्धिदर्शनात्। ( वृतिस्यादादमंजरीकारो मल्लिसेनाचार्यः ) कारिका २३ पृ १७५॥

## પદાર્થોનું વ્યાપક સ્વરૂપ.

વિશ્વના પદાર્થોનું સારી રીતે અવલોકન કરવાથી જણાઇ આવે છે કે-તે સર્વ–ઉત્પત્તિ, વિનાશ અને સ્થિતિથી યુક્ત છે. પ્રત્યેક પદાર્થમાં–ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય નો પ્રત્યક્ષ અનુભવ થાય છે. જ્યાં અમો વસ્તુમાં ઉત્પત્તિ અને વિનાશનો અનુભવ કરીએ છીએ, ત્યાં પર તેની સ્થિરતાનો પણ અવિકલ રૂપથી ભાન થાય છે. ઉદાહરણ માટે એક સુવર્ણ પિંડને જ લ્યો—પ્રથમ સુવર્ણપિંડને ગલાવી તેનુ કટક ( કડું ) બનાવી લીધું. ફરી કટકનો નાશ કરીને તેનો મુકુટ કરાવ્યો, જ્યા સુવર્ણનાપિંડના વિનાશથી કટકની ઉત્પત્તિ અને કડાના નાશથી મુકુટનું ઉત્પન્ન થવુ દેખીએ છિએ, પરંતુ એ ઉત્પત્તિ વિનાશના વિષયમા મૂલ વસ્તુ સુવર્ણની સત્તા તેવીને તેવી બરોબર છે. પિંડ દશાનો વિનાશ અને કટકની ઉત્પત્તિ દશામાં પણ સુવર્ણની સત્તા તેવીને તેવી છે. એવી રીતે કડાનો વિનાશ અને મુકુટની ઉત્પત્તિના કાલમાં પણ સુવર્ણ તો તેવુંને તેવુંજ વિદ્યમાન છે. એથી એ સિદ્ધ થયુ કે–ઉત્પત્તિ અને વિનાશ વસ્તુમા કેવલ આકાર વિશેષનો થાય છે, ન કે મૂલ વસ્તુનો મૂલ વસ્તુતો લાખો પરિવર્તન હોવાથી પણ પોતાની સ્વરૂપ સ્થિરતાથી સર્વથા ચ્યુત નથી થતી. કટક કુંડલાદિ સુવર્ણના આકાર વિશેષ છે તે આકાર વિશેષોનોજ ઉત્પન્ન અને વિનાશ થતો દેખીએ છીએ, એનું મૂલતત્વ સુવર્ણ તો ઉત્પત્તિ વિનાશ બન્નેથી જુદુંજ છે. એ ઉદાહરણથી એ સિદ્ધ થયું કે પદાર્થમાં–ઉત્પત્તિ વિનાશ અને સ્થિતિ એ ત્રણેજ ધર્મ સ્વભાવ સિદ્ધ છે. કોઇ પણ વસ્તુનો આત્યંતિક વિનાશ નથી થતો.

વસ્તુનો કોઇ આકાર વિશેષનો વિનાશ થવાથી, એ ન સમજવું જોઇએ કે તે સર્વથા નષ્ઠ થઇ ગઇ, તે પોતાના એક નિયત આકારને છોડીને, બીજા આકારને ધારણા કરી લે છે. આથી મૂલ સ્વરૂપથી વસ્તુ–નતો સર્વથા નષ્ટ થાય છે, અને નહી સર્વથા નવીન ઉત્પન્ન થાય છે. કિંતુ મૂલ વસ્તુના આકારમાં જે વિશેષ વિશેષ પ્રકારનું પરિવર્તન થાય છે, તેજ ઉત્પત્તિ અને વિનાશના નામથી કહી જાય છે. મૂલ દ્રવ્ય તો આકાર વિશેષની ઉત્પત્તિ સમયમા પણ સ્થિત છે, અને તેના આકાર વિશેષના વિનાશ કાલમા પણ વિદ્યમાન છે આથી જગતના બધાએ પદાર્થ ઉત્પત્તિ–વિનાશ અને સ્થિતિવાળાજ છે આ વાત સારી રીતે પ્રમાણિત

થઇ જાય છે. એજ આશયથી જૈન ગ્રંથોમા-"उत्पाद-व्यय-ध्रौव्य-युक्तंसत्" (૧) એ પદાર્થનું લક્ષણ નિર્દિષ્ટ કર્યું છે. અહીં ઉત્પાદ-વ્યયને પર્યાય અને ધ્રૌવ્યને દ્રવ્ય ના નામથી કથન કરીને વસ્તુ-પદાર્થને દ્રવ્ય (૨) પર્યાયાત્મક પણ કહ્યું છે. દ્રવ્ય સ્વરૂપ નિત્ય અને પર્યાય સ્વરૂપ અનિત્ય છે. દ્રવ્ય નિત્યસ્થાયી, પર્યાય બદલાતી રહે છે.

જૈનેતર પ્રાચીન ગણાતા દર્શનકારોએ-અદ્વૈતાદિ એકાતવાદના પક્ષને અંગીકાર કર્યો છે ખરો, પણ આપસ આપસના ખંડન મંડનમાં ઉતરતા જૈનોના અનેકાંતવાદને જ માન આપવુ પડયુ છે. તેવા દર્શનકારોના વિચારો ટુકમાં બતાવીએ છિએ—

જૈન સ્યાદ્વાદી (અનેકાતવાદી) છે. અમારા એક પક્ષને માન આપતા નથી, તેથી તેમનો સિદ્ધાંત અનિશ્ચિત છે. ઇત્યાદિ જાહેર કરી, કેટલાક દર્શન કારોએ ખંડન કરવાનો પ્રયત્ન કરેલો છે.

પણ જો તેઓ અનેકાતવાદનું સ્વરૂપ ખરૂં સમજ્યા હોત તો, તેના ખંડનમા તેમની કલમ ચાલી શકતીજ નહીં. માટે જૈનોના અનેકાતવાદનુ સ્વરૂપ કિંચિત્ બતાવીને, મનાતા પ્રાચીન દર્શન કારોના અનેકાન્તવાદને મળતા અભિપ્રાયો પણ ટુકમા લખી બતાવું છું.

જૈનોમાં દ્રવ્યનુ લક્ષણ-"गुणपर्यायवत् द्रव्यं" ગુણ પર્યાય વાળુ હોય તેજ દ્રવ્ય ગણાય ?

જેમકે માટી દ્રવ્ય-લાલ પીલાદિક અનેક રંગવાળું, મિષ્ટ કટુકાદિક અનેક રસવાળું, કઠોર કોમલાદિક અનેક સ્પર્શવાળું, ભારી હલકાદિક વજન-વાળું ઇત્યાદિક અનેક ગુણોવાળુ દ્રવ્ય હોય છે.

દ્રવ્યનાં બદલાતાં જે અનેકરૂપો તે પર્યાયો ગણાય છે-જેમકે-માટીનાં ઘટાદિક જે રૂપો બને છે તે પર્યાય રૂપના ગણાય છે. તે પણ અનંતાંજ બન્યા કરે છે. ગુણોનુ લક્ષણ-"द्रव्याश्रया निर्गुणा गुणा." ગુણો દ્રવ્યના આશ્રયથી રહે છે. અને ફરીથી તેમાં ગુણો કલ્પી શકતા નથી. આ વાતમા—

---

૧-उमा स्वाति विरचित-तत्त्वार्थाविगम सूत्र अ ५ सू. २९ भाष्यं-उत्पादव्यौ ध्रौव्यंचयुक्त सतो लक्षणं-यदुत्पद्यते यद् व्येति, यच्च ध्रुवं तत्सत् अतोऽन्यद सदिति ॥
જૈન આગમોમા પણ એ વાતનો સ્પષ્ટરૂપથી ઉલ્લેખ છે.
यथा-उप्पज्जेइ.वा. विगमेइवा धुवेइवावस्तुतत्वंच उत्पाद-व्यय-ध्रौव्यात्थकं ।
( स्याद्वाद मंजरी पृ. १५८ )

૨-वस्तुन. स्वरुपं-द्रव्य-पर्यायात्मकत्व मिति । ( स्याद्वाद मंजरी पृ. १३ )

જૈનોના અટલ સિદ્ધાતનો શ્લોક—

द्रव्यं पर्यायवियुतं पर्याया द्रव्यवर्जिता :
क्व ? कदा ? केन ? किंरूपा ? दृष्टा मानेन केन ? वा ॥ १ ॥

ભાવાર્થ—પર્યાય વિનાનું દ્રવ્ય અને દ્રવ્ય વિનાની પર્યાયો, કયા ઠેકાણે ? કયે કાલમા ? કયા પુરુષે ? કેવા સ્વરૂપથી દેખી ? અગર દેખી માનીએ તો પ્રત્યક્ષાદિક કયા પ્રમાણથી ?

આ વાતને કોઇપણ પંડિત બતાવી શકશે ખરો કે ?

તાત્પર્ય એજ કે- દ્રવ્યથી પર્યાયો, અને પર્યાયોમાં દ્રવ્ય મલેલુંજ રહે છે. તેથી એકાંત ભિન્નાભિન્ન, નિત્યાનિત્યપણાની માન્યતા છે તે જ્ઞાની પુરુષોની છેજ નહી.

અદ્વૈતાદિકના પક્ષના મોટા મોટા પંડિતોએ આ વાત પોતાની ધ્યાનમા લઇને પોતાના ગ્રંથોમાં પ્રગટજ કરેલી છે. તે વાત આગળ પર જણાવવામા આવશે.

અને તે માટીરૂપ દ્રવ્ય—સ્વ દ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ અને સ્વભાવ એ ચારની અપેક્ષાથી સત સ્વરૂપ જ છે. પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાલ અને પર ભાવની અપેક્ષાથી અસત સ્વરૂપતું પણ છે. મૂલ દ્રવ્યનો નાશ કોઇ કાલે થતોજ નથી. તેથી તે નિત્યરૂપજ છે.

દ્રવ્ય સદાના માટેજ છે. તેની પર્યાયો બદલાતી રહે છે. તેથી તે અનિત્ય રૂપની છે.

પર્યાયોમાં દ્રવ્ય રહેલુંજ છે, તેથી તે દ્રવ્ય અભેદરૂપ જ છે. અને પર્યાયો જુદા સ્વરૂપની દેખાતી ભેદરૂપની પણ છે.

ગુણોને અને પર્યાયોને ઉત્પન્ન કરતુ દ્રવ્ય તે નિત્યજ છે. ઉત્પન્ન નષ્ટ થતા ગુણો અને પર્યાયો અનિત્ય છે. તેથીજ લક્ષણમાં જણાવ્યું છે કે–ગુણ પર્યાય વાળુ જ દ્રવ્ય ગણાય છે.

તે કારણથી જૈનો પદાર્થોને એકાતરૂપે સત્ અસત્, નિત્યા નિત્ય, ભેદાભેદ રૂપના ન સ્વીકારતા અનેકાત સ્વરૂપનાજ સ્વીકાર્યા છે.

જેમકે મૂલ દ્રવ્ય સોનુ છે, તેની પર્યાયો કડા કુંડલો આદિ છે તે બદલાયા કરે છે, પણ સોનુ તો બધાએ ઠેકાણે તેનું તેજ છે આ વાત સર્વ દર્શનકરોને અનુભવ સિદ્ધ જ છે.

તો પછી એકાંત સત્ અસત આદિનો સવાલ જ કયાં ટકી શકે છે. માટે પદાર્થોનો અપેક્ષાથી જે વિચાર કરવો તેનું નામજ અનેકાંતવાદ કહેલો છે.

બીજા દર્શનકારોએઃ—દ્રવ્યોને, તેના ગુણોને અને તેની પર્યાયોને, એકાંત સત્ અસત્, નિત્યા નિત્ય, ભેદાડ ભેદને સ્વીકારી જૈનોના અનેકાત પક્ષને તુછ બતાવવાનો પ્રયત્ન કર્યો ખરો પણ તેઓ આપસ આપસના ખંડન મંડનમા ઉતરતા પોતાના એકાંત પક્ષથી ફાવટ ન આવતા–જૈનોના અનેકાતવાદનોજ આશ્રય લેતા ગયા છે. કોઇએ પ્રત્યક્ષપણાથી તો, કોઇએ આડકતરી રીતે, જયારે આશ્રય લીધો ત્યારેજ સામાપક્ષથી પોતાનો બચાવ કરી શકયા છે.

આના સબધે—પંડિત હસરાજ શર્માએ 'દર્શન ઔર અનેકાંતવાદ" એ નામનું મોટું પુસ્તક હિદી ભાષામા બહાર પડાવેલું છે, તે પંડિતોને જોવાની ભલામણ કરૂં છું. અને તેમાથી લઇને યતકિચિત સૂચના માત્રજ ગુજરાતી ભાષામા લખીને બતાવુ છું.

પ્રથમ સ્યાદ્વાદના નામથી પ્રસિદ્ધ એવા જૈનોના–અનેકાતવાદનું સ્વરૂપ બતાવ્યા પછી–પૃ. ૮ થી—

(૧) પતંજલિ મહાભાષ્યના–પશપશાન્હિકમાં દ્રવ્ય નિત્ય છે, અને તેની આકૃતિ અનિત્ય છે દ્રષ્ટાતમા--સુવર્ણ નિત્ય છે, તેનાથી બનેલાં કડાં કુંડલો આદિ અનિત્ય છે. જૈનોની પણ માન્યતા એજ છે

(૨) પૃ. ૧૦ થી–મીમાંસકના પડિત પાર્થસાર મિશ્ર–પોતાની શાસ્ત્ર દીપિકાના પૃ. ૧૪૬।૪૭ મા—પ્રગટપણે બતાવ્યું છે કે–મૃત્તિકારૂપ દ્રવ્યની ઉત્પત્તિ કોઇ દિવસે થતી જ નથી, તેમજ તેનો નાશ પણ થતો નથી જ, કિંતુ તેના આકાર જે બને છે તેની ઉત્પત્તિ અને નાશ થતો રહે છે.

આ જગોપર પં૦ કુમારિલ ભટ્ટનો મત મુકતા જણાવ્યું છે કે—ઉત્પત્તિ વિનાશ સ્વભાવિ ધર્મોમાં મૃત્તિકારૂપ દ્રવ્ય સર્વમા રહેલો હોવાથી તે ધર્મી કહેવાય છે.

વળી એક વૃદ્ધ પડિતનો મત બતાવ્યો છે કે—દ્રવ્ય સ્વરૂપનો ભેદ કોઇ દિવસે પણ થતો નથી, તેના ગુણોનો ભેદ થાય છે. ઉપરના ત્રણે પંડિતોના મત એજ બતાવે છે કે–પદાર્થોમાં ઉત્પત્તિ વિનાશ અને સ્થિતિ એ ત્રણે ધર્મો રહેલાજ છે. *

* આ જગોપર સૂચના કરૂ છુ કે--પરમાત્માએ પાચ ભૂતોને ઉત્પન્ન કર્યાં એવું ઋગ્વેદના પ્રલય દશાના સૂકતમા લખાયુ તે કયા હિશાબથી ? શું ભૂતોની સત્તા અનાદિની નથી ?

(૩) પૃ. ૧૧ થી ૧૨—વ્યાસદેવ પ્રણીત પાતંજલયોગ વિભૂતિપાદ સૂ. ૧૧ માના ભાષ્યમા—અનેક પ્રકારના આકારોને ધારણ કરવાળુ સોનું પોતાના મૂલ સ્વરૂપનો ત્યાગ નથી કરતુ. ઇત્યાદિ.

(૪) પૃ. ૧૫ થી—મહામતિ કુમારિલ—મીમાસા શ્લોકવાર્તિક પૃ. ૬૧૯ માં શ્લો. ૨૨ મામાં

**तस्मा द्वस्तु त्रयात्मकम्**

ટીકાકારે ત્રયાત્મકનો અર્થ—ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ એ ત્રણ સ્વરૂપ બતાવતાં વસ્તુઓના ધર્મો ત્રણ જ બતાવ્યા છે.

(૫) પૃ. ૧૩ મા—જૈનરત્ન હરિભદ્રસૂરિ—શાસ્ત્રવાર્તા સ૦ સ્ત ૭ શ્લો ૨ નો ભાવાર્થ—ઘટના ઇછકને ઘટનો નાશ થતા શોક, મુકુટના ઇછકને મુકુટ મલના હર્ષ, સોનાના ઇછકને મધ્યસ્થપણુ છે તે હેતુ વાલું જ છે. બધા દ્રવ્યોની સ્થિતિ એજ પ્રમાણે છે.

(૬) (દ્રવ્ય પર્યાય અથવા નિત્યા નિત્ય.)

ઉત્પાદ—વ્યય, ધ્રૌવ્ય રૂપ વસ્તુના સ્વરૂપ બે છે.

ઉત્પાદ– વ્યય વિનાશી છે તે પર્યાય ગણાય છે.

ધ્રૌવ્ય અવિનાશી છે. તે દ્રવ્ય રૂપે મનાય છે.

એ જૈનાની પરિભાષા પ્રમાણે બનાવ્યું.

દર્શનાતરોમા—ધર્મ ધર્મી, આકૃતિ અને દ્રવ્ય આદિના નામથી કહેવામા આવે છે.

જૈનો કહેછે કે—કોઇપણ પદાર્થ એકાંતથી નિત્યા નિત્ય નથી, પણ ઉભય રૂપના જ છે અવિનાશીની અપેક્ષાથી નિત્ય સ્વરૂપના છે, અને વિનાશિની અપેક્ષાથી અનિત્ય છે.

બીજા દર્શનકારોએ પદાર્થોના ધર્મોનો—એકાતવાદ જાહેર કરી, અનેકાતવાદનો ઉપહાસ્ય કર્યો પણ આધૂનિક પંડિતોએ જરૂરીયાત સ્વીકારી પોતાના અભિપ્રાયો બહાર પાડ્યા છે. તેવા પડિતોના વિચારો પાછલ આ ગ્રંથમાં ટાંકીને બતાવેલા છે. પ્રાચીન દર્શનકારોએ પણ અનેકાંતવાદનો આશ્રય કોઇએ શુદ્ધ અને સરલ રીતે તો કોઇએ આડકતરી રીતે લીધેલો જ છે. અને ત્યાર બાદજ સામેના એકાંત પક્ષીઓથી ફાવેલા છે. તેવા કેટલાક પંડિતોના વિચારો બતાવતા સહજે સમજી શકાશે કે અનેકાતવાદના સિદ્ધાંતમાં મહત્વત્તા કેટલી રહેલી છે?

(દર્શન શાસ્ત્રોમાં અનેકાંતવાદ દર્શન)–(પૃ. ૨૭ થી)

જૈન દર્શન તો અનેકાતવાદ પ્રધાનજ છે અને તે સર્વ દર્શનકારોમાં જાહેર જ થએલું છે.

જૈનેતર દાર્શનિક વિદ્વાનોએ પણ તાત્ત્વિક વિચારોના કેટલાક સ્થલોમાં કોઇને કોઇ રૂપથી અનેકાતવાદનો સ્વીકારજ કરેલો છે, તે વાત જણાવવા માટે કેટલાક દાર્શનિક વિદ્વાનોના લેખો પ્રગટ સ્વરૂપથી બતાવીએ છીએ.—

પૃ. ૨૮ થી —×ઇશ્વરવાદી સાખ પાતજલ યોગ ભાષ્ય ઉપર "તત્ત્વ વિશારદી" ટીકકાર વાચસ્પતિ મિશ્રે અનેક જગો પર અનેકાતનો આશ્રય લીધેલો છે,

(૧) પ્રકૃતિથી જગતમા અનેકાતતા

પ્રકૃતિથી જગત નિત્ય કે અનિત્યનો વિચાર કરતાં વિભૂતિપાદ સૂ. ૧૩ ની વ્યાખ્યામાં પ્રથમ એકાંતવાદી બૌદ્ધને છેડયો છે.

બૌદ્ધોનો એકાત મત એ છે કે–ધર્મ અને ધર્મી એ બે વસ્તુ નથી–હાર. મુકુટાદિ સુવર્ણ દ્રવ્યના ધર્મોજ ખેરા છે. સુવર્ણ રૂપ ધર્મી કોઇ જુદી વસ્તુ દેખાતી નથી

જો તેમાં ધર્મીની સત્તા માનીએ તો ચિતિ શકિતની પેઠે કુટસ્થ સિદ્ધ થતાં તેમા પરિણતિ નહી થઇ શકે, જેમકે પ્રકૃતિના ગુણોની પરિણતિ થતા ચતિ શકિત પોતાના સ્વભાવથી ચ્યૂત નથી થતી પણ સ્વભાવમાં જ સ્થિત રહે છે તેજ પ્રમાણે સુવર્ણ દ્રવ્ય પણ કૌટસ્થ્ય પ્રાપ્ત થતાં અપરિણત જ સિદ્ધ થશે, તે વાત તમોને પણ ઇષ્ઠ નથી. એમ બૌદ્ધ મતવાળા સાખ્ય મતવાળાને કહે છે.

વાચસ્પતિમિશ્રે આ શંકાનો ઉત્તર આપતા.

"अयम दोष.कस्माद् एकांताऽनभ्युपगमात् "

એ દોષ અમોને નથી કેમકે—દ્રવ્યને એકાતપણે નિત્ય અનિત્ય નથી માનતા કિંતુ અપેક્ષાથી નિત્ય અનિત્ય માનીએ છિએ.

એવો ઉત્તર આપતાં અનેકાંતવાદનો સ્વીકાર પ્રગટ પણે કરેલો છે.

(૨) ધર્મ ધર્મિમા ભેદાભેદ (પૃ. ૩૩ થી.)

જૈનો ધર્મ ધર્મિમાં અપેક્ષાથી ભેદા ભેદજ માને છે.

× સાખ્યાના બે ભેદમા–નિરીશ્વરવાદી કહે છે કે–પ્રકૃતિ અચેતન, ત્રણ ગુણવલી પ્રધાન શબ્દથી પ્રસિદ્ધ છે, ચેતન વસ્તુના ઉપભોગ માટે પોતાની મેલે પરિણમે છે, ઇશ્વર વાદી કહે છે કે–ક્લેશ કર્મ વિપાકાશયથી રહિત એવા પુરૂષરૂપ ઇશ્વરના આશ્રયથી પ્રકૃતિ જગતને રચે છે (શાસ્ત્ર દીપિકા પૃ. ૪૪૨)

તેજ પ્રમાણે—વિભૂતિપાદ સૂ ૧૩ માની યોગભાષ્યમાં પણ છે.

( જુવો પૃ ૨૦૮ મા ) ભાષ્યાકાર પોતે કહે છે કે—

" तत्र धर्मिणो धर्मैः परिणामो. धर्माणां लक्षणैः परिणामो. लक्षणानामप्यवस्थाभि परिणाम इति एवं धर्मलक्षणा-ऽवस्था परिणामैः शून्यं न क्षणमपि गुणवृत्त मवतिष्ठते एतेन भूतेंद्रियेषु धर्म धर्मि भेदात् त्रिविधपरिणामोवेदितव्यः, परमार्थतस्त्वे क एव परिणामः, धर्मिस्वरूपमात्रो हि धर्मोधर्मी विक्रियावेषा धर्मद्वारा प्रपंच्यते इति. तत्र धर्मस्य धर्मिणि वर्तमानस्यैवाऽध्वस्वऽतीताऽनागतवर्तमानेषु भावाऽन्यथात्वं भवति, न द्रव्याऽन्यथात्वं । यथा सुवर्णभाजनस्य भावाऽन्यथात्वं भवति न सुवर्णाऽन्यथात्वं "

ભાવાર્થ-ધર્મિમા ધર્મ પરિણામ, ધર્મોના લક્ષણ પરિણામ, અને લક્ષણોમાં અવસ્થા પરીણામ, એ પ્રકારે ધર્મ લક્ષણ અને અવસ્થા પરિણામથી શૂન્ય-ગુણ સમુદાય કોઇ દીવસ નથી રહેતુ. એ ત્રણ પ્રકારનું પરીણામ ધર્મ ધર્મીનો ભેદ માનીને જ કહ્યો છે, પરમાર્થથી તો એક જ પરિણામ છે. અર્થાત્ ધર્મ, લક્ષણ, અને અવસ્થા એ ત્રણે પરિણામ ધર્મીના જ છે. ધર્મ ધર્મીના સ્વરૂપ માત્ર જ છે. ધર્મ, લક્ષણ અને અવસ્થા રૂપ ધર્મો દ્વારા, ધર્મીની વિકૃતિનો જ બોધ કરાવી શકાય છે.

ધર્મીમાં રહ્યા હુવા ધર્મનાજ અતીત, અનાગત અને વર્તમાન કાલમાં આકાર ભેદથી ભેદ થયા કરે છે, પણ દ્રવ્યરૂપ ધર્મીનો ભેદ થતો જ નથી.

જેમ કે-કટક કુંડલાદિક આકારના પરિવર્તનથી સોનાનો ભેદ કોઇપણ જગોપર થતોજ નથી. પણ સોનુ તો પોતે પોતાના સ્વરૂપમાંજ રહે છે.

એટલાજ માટે તે ભાષ્યમાં ફરીથી જણાવ્યું છે કે-" न धर्मी त्र्यध्वा धर्मास्तु त्र्यध्वान· ઇત્યાદિ, ઉદાહરણમા જણાવ્યું છે કે—માતા, બેટી, બહેન રૂપ ધર્મોમાં ત્રણ માર્ગ છે, પરંતુ સ્ત્રી રૂપ ધર્મીમા ત્રણ માર્ગ નથી.

પૃ. ૩૭ થી—વાચસ્પતિ મિશ્રનો ધર્મધર્મિનો ભેદાભેદ જ બતાવેલો છે—

अनुभव एव ही धर्मिणो धर्मादीनां भेदाभेदौ व्यवस्थापयति ।

ઇત્યાદિકનો કિંચિત્ તાત્પર્ય લખી બતાવીએ છિએ-

ધર્મ ધર્મીનુ ભેદાભેદ સ્વરૂપ અનુભવ જ બતાવે છે, ધર્મ ધર્મી નતો સર્વથા ભિન્ન છે, તેમજ નતો સર્વથા અભિન્ન છે જો ભિન્નમાને તો સુવર્ણ ધર્મી અને હાર મુકુટાદીક ધર્મ એવો જે લોક વ્યવહાર છે તેનો જ લોપ થઇ જાય છે. તેમજ કાર્ય કારણ ભાવ પણ ન બને.

સોનાના હાર મુકુટાદિ, મૃત્તિકાના ઘટ શરાવાદિક જે છે તે તો સર્વમા પ્રસિદ્ધ જ છે તેથી ધર્મ ધર્મીનો એકાત ભેદ કેવી રીતે માની શકાય ?

( પૃ. ૩૯ થી ) વાચસ્પતિ મિશ્રે વિભૂતિપાદ સૂ. ૪૩ ની વ્યાખ્યા કરતા—ધર્મ ધર્મીનો ભેદા ભેદ યુકિત સહિત બતાવ્યો છે—

" नैकांततः परमाणुभ्यो भिन्नो घटादि रभिन्नो वा ।
भिन्नत्वे गवाश्ववत् धर्म धर्मिभावानुपपत्ते

अभिन्नत्वे धर्मिरूपवत्तदनुपप । तस्मात् कथं चिदऽभिन्नः कथंचिद् भिन्नश्चास्थेय स्तथाच सर्वनुपपद्यते "

ભાવાર્થ—પરમાણુઓથી ઘટાદિક પદાર્થ એકાત ભિન્ન અથવા અભિન્ન છેજ નહી. જો સર્વથા ભિન્ન માને તો ધર્મધર્મી ભાવની ઉત્પત્તિજ ન થઇ શકે જેમકે–ગાય અને ઘોડો અત્યત ભિન્ન છે તો તેમા ધર્મ ધર્મી ભાવ પણું પણ નથી. સર્વથા અભિન્ન માને તો તેમા ધર્મ ધર્મી ભાવપણુ જ ન બને. કેમકે ધર્મીથી અતિરિકત કોઇ પદાર્થજ નથી તો પછી ધર્મધર્મી ભાવજ કોનો ? તેથી એકાંત ભિન્ન અથવા અભિન્ન ન માનતાં–કથચિદ્ ભિન્ન, કોઇ અપેક્ષાથી થી જ ભિન્ન માનવુ તેજ યુકિતયુકત છે. તે પ્રમાણે માનવાથી–ધર્મ ધર્મી ભાવ, કાર્ય કારણ ભાવનો સબધ પણ બન્યો રહે છે, અને કોઇ બીજા દૂષણાતરનો પ્રવેશ પણ થઇ શકતો જ નથી.

( પૃ ૪૨ થી પ્રકૃતિ પુરુષનુ સારૂપ્ય વૈરૂપ્ય

સાખ્યમતમા—પ્રકૃતિ અને પુરુષ બે પદાર્થ મનાયા છે. પ્રકૃતિ જડ અને પુરુષ ચેતન એ બન્ને નિત્ય છે ફરક એટલો કે–પુરુષ કુટસ્થ નિત્ય અને પ્રકૃતિ પરિણામ નિત્ય પ્રકૃતિની અનેકાતતા તો પૂર્વે બનાવી છે. હવે પ્રકૃતિનુ કાર્ય બુદ્ધિ અને પુરુષનુ આત્યતિક સારૂપ્ય અને વૈરૂપ્ય નો નિષેધ કરતા–પ્રકૃતિ પુરુષના સબંધમા અનેકાતતાને બતાવતા જે પ્રકારથી ભાષ્યકારે સ્વીકાર કર્યો છે તેનુ દિગ્દર્શન જુવો—

स पुरुषो बुद्धे प्रति सवेदी, स बुध्धे र्न स्वरूपो नाऽत्यन्त विरूप इति ॥ (સમાધિપા૦ સૂ. ૨૦ નો ભાષ્ય )

તાત્પર્ય—પુરુષ બુદ્ધિથી નતો સર્વથા પૃથક્ છે નતો અપૃથક્ છે. કિંતુ ભિન્ના ભિન્ન રૂપ બતાવ્યો છે તેજ અનેકાતતા સ્વીકારી છે.

( પૃ. ૪૩ થી ) વૈશેષિકોએ-સામાન્ય અને વિશેષ સ્વતત્ર પદાર્થ બતાવી દ્રવ્યના આશ્રિત બતાવ્યા, પણ એ વાત જૈનો ને અભિમત નથી જૈનો સામાન્ય

અને વિશેષ એ બે વસ્તુના ધર્મ જ કહે છે, અને એજ વાત પાતજલ યોગ ભાષ્ય બતાવે છે—

(१) सामान्य विशेषात्मनोऽर्थस्य (समाधिपाद सू. ७)

(२) अप्येतत्रऽभिव्यक्ताऽनऽभिव्यक्तेषु धर्मेष्वऽनु पाती सामान्य विशेषात्मा सोऽन्वयी धर्मा (विभूति पा. सू १४)

( ३ ) सामान्य विशेष समुदायोत्र द्रव्यं ( विभू. सू ४४ )

આ ઉપર બતાવેલા ભાષ્યના ત્રણે પાઠોનો મતલબ એજ છે કે-પદાર્થ માત્ર સામાન્ય વિશેષ ઉભય સ્વરૂપના જ છે. અને જૈનોના અનેક ગ્રંથોમા પણ એજ બતાવેલું છે

( પૃ. ૪૫ થી )--મીમાંસક ધુરીણ-પાર્થસાર મિશ્ર-શાસ્ત્ર દીપિકા. પૃ. ૩૮૭ મા—

सर्वत्रऽपि वस्तुषु इयमपि गौ रियमपि गौ अयमपिवृक्षोऽयमपि, इति व्यावृत्ताऽनुवृत्ताकारं प्रत्यक्ष देशकालाऽवस्थातरेष्वऽविपर्ययेन्त सुदीयमान सर्वमेव तर्काभासं विजित्य द्व्याकारं १ वस्तु व्यवस्थापयन् केनाऽन्येन शक्यते बाधितुं नहिततोऽन्यद् बलवत्तर मस्ति प्रमाण तन्मूलत्वात् सर्वप्रमाणानाम ।

આ સૂત્રનો તાત્પર્ય એ છે કે-સંસારમાં જેટલી વસ્તુઓ છે તેટલી બધી-એ સામાન્ય વિશેષ ઉભય સ્વરૂપ ને જ ધારણ કરીને રહેલી છે. ગો શબ્દ-આ ગાય, આ ગાય, એમ પોતાની જાતિમા અનુવૃત્તિ-એકાકારની પ્રતીતિ કરાવે છે. અને વિજાતીય અશ્વાદિકથી વ્યાવૃત્તિ-પૃથક્ સ્વરૂપનું ભાન પ્રત્યક્ષ થાય છે, તો પછી વસ્તુમાત્રને-અન્વય વ્યતિરેક અથવા સામાન્ય વિશેષ રુપ સિદ્ધ કરવામા આ પ્રત્યક્ષ પ્રમાણથી અધિક બલવાન પ્રમાણ કયુ છે ?

પ્રમાણ તો બધાએ પ્રત્યક્ષનેજ આધીન છે.

માટે પદાર્થ તો બધાએ સામાન્ય વિશેષ સ્વરૂપના જ હોય છે.

આ લેખથી એ પણ સિદ્ધ છે કે-વસ્તુનુ સ્વરૂપ એકાતપણાનુ છેજ નહીં પણ અનેકાતના સ્વરૂપ થી જ રહેલું છે તેથી નતો કેવલ જાતિમા કે વ્યકિતમાં રહ્યા વગર ધર્માધર્મીમા-જાતિ વ્યક્તિમા એ બન્ને સ્વરૂપથી પ્રગટ પણાથી જ રહેલુ છે

આ લેખથી એ પણ સમજવાનું છે કે-જે જે ઠેકાણે અપેક્ષાનો વિચાર કર્યા વગર એકાત પણાનો આગ્રહ થએલો છે. તે સિદ્ધ રૂપનો કે, સત્ય રૂપનો થએલો નથી પણ પોતાના મતની ખેચા તાણથી જ થએલો છે.

## પ્રધાનની પ્રવૃત્તિમાં અનેકાંતતા (પૃ ૪૬ થી)

સાંખ્યમા-પ્રકૃતિને પ્રધાન માની છે. જેનાથી સમસ્ત જાત કાર્ય ઉત્પન્ન થાય તે પ્રધાન કહેવાય પ્રધાનની પ્રવૃત્તિ છે તે-ગતિ સ્થિતિ ઉભય રૂપની છે.

સાખ્યમતના પ્રાચીનાચાર્ય-પચ શિખ કહે છે કે—

સ્થિતિરૂપ પ્રધાન માને તો તેમા વિકૃતિ ન થવી જોઇએ, ગતિરૂપ માનેતો પ્રકૃતિમા પ્રધાન નો વ્યવહાર ન રહેવો જોઇએ માટે પ્રધાનમા ગતિ સ્થિતિ ઉભયરૂપની જ પ્રવૃત્તિ માનવી જોઇએ ”

છેવટમા જૈનોના અનેકાતવાદના સ્વીકારથી જ પ્રધાન શબ્દના ઉભય ધર્મ સચવાયા

આ પ્રધાન શબ્દમા ઉભય ધર્મનો સ્વીકાર ટીકાકાર વાચસ્પતિમિશ્રે તથા ટીપણી કાર બાલરામે પણ સ્વીકાર જ કરીને બતાવેલો છે.

( પૃ. ૪૯ થી ) ઇશ્વરની પ્રવૃત્તિમા અનેકાતતા (શ કરસ્વામી)

સાખ્ય મતના પ્રધાન કારણવાદનુ ખડન કરતા ( બ્રહ્મ સૂ શા. ભા અ. ૨ પા. ૨ સૂ. ૪ ) જણાવ્યુ છે કે—ત્રણ ગુણની સામ્યાવસ્થા તે પ્રધાન છે, તેના ગુણોજ પ્રધાનના પ્રવર્ત્તક નિવર્ત્તક છે. પ્રધાનથી પુરૂષ નિરપેક્ષ ઠરે તો મહદાદિકનું કથંચિત પરિણત થવુ અને કદાચિત્ ન થવુ, કેવી રીતે બન્ને? ઇશ્વરમાં એ દોષ ટાલવા શકર સ્વામી કહે છે કે-ઇશ્વર સર્વજ્ઞ છે. શકિતમાન્ છે, અને તેમની માયામા પવૃત્તિ અને નિવૃત્તિ એ બન્નેનો સભવ છે. અર્થાત્ ઇશ્વરમાં વિરોધી ધર્મ રહી શકે છે. ”

જૈનો પણ એજ કહે છે કે--પદાર્થોના વિરૂદ્ધ ધર્મોનો અપેક્ષાથી જે વિચાર કરવો તેનું નામજ અનેકાતવાદ છે.

આ મોટા પંડિતો પણ પોતાના એકાતપક્ષની અડચણો દૂર કરવા એકજ પદાર્થમા વિરોધી ધર્મનો સ્વીકાર કરે છે જૈનો તો પ્રથમથીજ બધાએ વિરૂદ્ધ ધર્મોનો નાશ કરવા-અનેકાતવાદનો સ્વીકાર કરીને બેઠા છે, તે વાત આ મોટા પડિતો કેમ નહી વિચારી શકયા હોય ?

( સાખ્ય તત્ત્વ કૌમુદી ) ( પૃ. ૫૨ થી )

નિરીશ્વરવાદી સાખ્યાચાર્ય-ઇશ્વર કૃષ્ણ રચિત સાખ્ય કરિકા ઉપર સાખ્ય તત્ત્વ કૌમુદી નામના ટીકાકાર વાચસ્પતિ મિશ્ર લખે છે કે-ધૂમજ્ઞાનથી વન્હિત્વરૂપ સામાન્ય વિશેષનુજ જ્ઞાન કરી શકાય ૧ એમ કહીને અનેકાતવાદનુંજ અનુસરણ કરેલુ છે.

મીમાસા શ્લોક વાર્તિક ( પૃ. ૫૪ થી )

૧ આ પંક્તિનો ખુલાશો કરતા ‘ સાધુ બલરામ કહે છે કે-અહી સામાન્યનો વિશેષ ધર્મ છે એમ અનુમાન ન કરી શકાય, પણ વન્હિત્વ રૂપ સામાન્ય વિશેષનુજ અનુમાન કરી શકાય ( જુવો પૃ. ૧૦૨, કા. ૫)

જૈમિનિ ઋષિ પ્રણીત મીમાંસા દર્શન પર—" તંત્ર વાર્તિક " અને " શ્લોક વાર્તિક " આ બે મહાન ગ્રંથો પંડિત કુમારિલ ભટ્ટે લખ્યા છે. શ્લોક વાર્તિમાં દાર્શનિક વિષયો પર ચર્ચા ચલાવતાં એકાંત પક્ષના વાદીઓને હટાવવા અનેકાંતવાદનો ઉલ્લેખ સ્પષ્ટ પણે-કરીને બતાવેલો જગોજગોપર નજરે પડે છે. આ જગોપર અમો તેનો કિંચિત ભાવાર્થ માત્રજ લખીને બતાવીયે છીએ—

શ્લોક વાર્તિક વનવાદ પૃ. ૬૩૨ થી ૩૩ માં—શ્લોક ૭૫ થી ૮૦ સુધીનો ભાવાર્થ—

અવયવોથી અન્યવી અત્યંત ભિન્ન નથી, પણ ભિન્નાભિન્ન રૂપ છે. કેટલાએક વિદ્વાનો એકાત ભિન્ન, અને કેટલાએક અભિન્ન, સિદ્ધ કરવાને યુક્તિઓ ઉપર યુક્તિઓ બતાવી રહ્યા છે. પરંતુ આજસુધી એ નિશ્ચય ન થઇ શકયો કે, કોનો પક્ષ સત્ય, અને કોનો અસત્ય, તેથી બન્ને એકાંત પક્ષને, બાજુ પર મુકીને મધ્યસ્થ ભાવનો સ્વીકાર કરવો એજ ઉચિત છે. ટીકાકાર પાર્થ સાર મિશ્રનો અભિપ્રાય એ છે કે-જે લોકો અવયવ અવયવી, એકાંત ભિન્ન અથવા અભિન્ન, માને છે તેજ લોકો અનેકાતવાતની સિદ્ધિ કરી રહ્યા છે. તે બન્નેની યુક્તિઓ એવી છે કે નતો સત્ કહી શકાય, તેમજ નતો અસત્ કહી શકાય, તેથી એકાંત રૂપની માન્યતાજ મિથ્યા છે.

અહીં શંકા કરવામા આવી છે કે—અવયવ અવયવીને ભિન્નાભિન્ન રૂપ માનવાથી, કોઇ પણ એક પક્ષનો નિશ્ચય ન થાય તો, સંશય જ્ઞાનની પેઠે અપ્રમાણિકપણું રહેવાથી ભ્રાંત જ્ઞાનજ રહે.

જેમ કોઇ ઠુંઠામા સ્થાણુ હશે, કે પુરૂષ હશે, એમાથી એકનો નિશ્ચય ન થવાથી અપ્રમાણિકતાજ રહે છે.

આનાજ ઉત્તરમા જણાવ્યું છે કે—વસ્તુ માત્રનું સ્વરૂપજ અનેકાંત છે, પણ એકાંત રૂપનુ છેજ નહી, જ્યાં અવસ્તુ રૂપ જ્ઞાનનું અનેક રૂપથી ભાન થાય, ત્યા સંશય હોવાથી અપ્રમાણિકતા થાય, પરંતુ આહી તો વસ્તુનુ સ્વરૂપજ અનેકાતપણાથી અંગીકાર કરેલુ છે, તેથી કહેલો વિચારમા અપ્રમાણિક્તા કે સંદેહ રહી શકતો જ નથી. કેમકે વસ્તુનુ સ્વરૂપ એકાંત રૂપનુ નથી, પરંતુ અનેકાંત રૂપનુંજ છે તેના માટે (પૃ ૫૭ થી) શ્લોક વાર્તિકના પૃ.૪૩૧ માં શ્લોક ૨૧૯ । ૨૨૦ નો સાર જુવો—

વસ્તુ સર્વથા એકાત રૂપજ છે એવું ઇશ્વરે કહેલુંજ નથી કારણ વસ્તુ સર્વદા એકજ રૂપમા રહે છે તેમા કોઇ પ્રમાણજ નથી માટે વસ્તુ એક રૂપમાં

અથવા અનેક રૂપમા જે રૂપમા પ્રતીત થાય તેજ રૂપમા અંગીકાર કરવી જોઇએ. ×

સર્વ વસ્તુઓમાં—એક અનેક રૂપ પ્રત્યક્ષ દેખાઇ રહ્યાં છે, છતાં એક અનેકને ભિન્ન ભિન્ન રૂપ બતાવવાનો પ્રયત્ન કરવો, એ શુ પ્રત્યક્ષમા વિરોધ નથી ?

એજ પ્રમાણે અભાવ પ્રકરણમા વસ્તુને સત્ અસત્ ઉભય રૂપ બતાવીને અનેકાતવાદનેજ બતાવેલો છે. જુવો પૃ. ૪૭૬ મા શ્લોક ૧૨ માનો ભાવાર્થ (પૃ. ૫૮) વસ્તુ સ્વરૂપથી સત્ છે, અને પર રૂપથી અસત્ છે, અને સ્વરૂપ પર રૂપની અપેક્ષાથો ઉભય રૂપ પણ છે

જેમકે—ઘટ પોતાના સ્વરૂપની અપેક્ષાથી સતૂજ છે, અને પર એટલે પટની અપેક્ષાથી અસત્ રૂપ છે ઇત્યાદિ.

તે સિવાય આકૃતિવાદના પ્રકરણમાં—વસ્તુને ભેદા ભેદ, એકાનેકત્વ, સામાન્ય વિશેષ, અને નિત્યાનિત્ય રૂપ બતાવતા પડિત કુમારિલભટ્ટે જૈનોના અનેકાંતવાદને પ્રત્યક્ષ પણે પુરેપુરૂ માન આપેલુ છે. જુવો પૃ. ૫૪૬ થી ૫૪૮ સુધી શ્લોક ૫ થી ૧૧ સુધીનો ભાવાર્થ નીચે મુજબ--

સર્વ વસ્તુઓમા અનુવૃત્તિ—અને વ્યાવૃત્તિ—સામાન્ય વિશેષ રૂપથીજ થાય છે, તે વિના તો વસ્તુમાં વસ્તુપણુ જ નથી. તેમજ એક બીજાની અપેક્ષાથી નિત્ય અને અનિત્ય પણ છે, ભિન્ન અથવા અભિન્ન પણ છે, કેમકે એક વિના બીજાની સિદ્ધિજ નથી થતી. સામાન્ય વિના વિશેષ, અને વિશેષ વિના સામાન્ય, એક બીજાની અપેક્ષા વિના તો સસલાના શ્રૃગડા જેવાજ દેખાય છે. માટે સામાન્ય અને વિશેષથી અત્યંત ભિન્ન સ્વરૂપની, દુનિયામા કોઇ વસ્તુજ દેખાતી નથી, તો પછી સામાન્ય અને વિશેષ એ બન્ને જુદા જુદા સ્વરૂપથી કેવી રીતે માની શકાય ? ૧૧

આના માટે આગળ પૃ. ૫૬૦ માનો પાચમો શ્લોક—

एव च परिहर्तव्या भिन्ना भिन्नत्व कल्पना
केनचिन्द्वयात्मनैकत्व नानात्वंचास्य केनचित् ॥ ५ ॥

ભાવાર્થ—એજ પ્રમાણે વસ્તુઓમા—ભેદાભેદ, એકત્વ અનેકત્વ આદિની જે કલ્પના કરવી તે, સર્વથા છોડી દેવી જોઇએ. કેમકે કોઇ અપેક્ષાથી વસ્તુમા બન્ને સ્વરૂપથી એકપણુ દેખાય છે, તો કોઇ અપેક્ષાથી વસ્તુમા અનેકપણુ પણ પ્રત્યક્ષ પણાથી દેખીએ છીએ.

× एकाकार भवे देक मिति नेश्वर भाषित (२१९)

જેમકે–અનેક ગાયોમા ગાયના સ્વરૂપથી ભિન્નપણુ કાંઇ પણ દેખાતું નથી, તેથી તે બધી એકજ સ્વરૂપની છે પણ કાલી ગાય, ધોલી ગાયની અપેક્ષાથી શું ભિન્ન નથી ? કહેવુ જ પડશે કે ભિન્ન છે.

બીજી વાત એ છે કે–એકજ પદાર્થ મોટાની અપેક્ષાથી નાનો ગણાય, અને બીજા નાનાની અપેક્ષાથી તેજ પદાર્થ શુ મોટો ગણાતો નથી ? કહેવુ જ પડશે કે મોટો ગણાય છે.

આવી રીતના બધા વિચારોમા વિરોધપણાની વાતજ કયા રહે છે

ઉપર પ્રમાણે પદાર્થોનુ સ્વરૂપ બતાવતા પડિત કુમારિલભટ્ટે, જૈનોના અનેકાતવાદનુ સમર્થન કરી, બીજા એકાતવાદીઓને શિક્ષા દેવામાં ઓછું શું કર્યું છે ?

(પૃ ૬૧ થી) શાસ્ત્ર દીપિકા.

મીમાંસા દર્શન પર શાસ્ત્ર દીપિકા નામનો એક ઉત્તમ ગ્રંથ–પાર્થસાર મિશ્ર લખ્યો છે. તેમાં પણ અનેકાતવાદનો ઉલ્લેખ–જગો જગો પર પંડિત કુમારિલ ભટ્ટની પેઠેજ કરેલો છે, એટલુંજ નહી પણ અનેકાંતવાદની મુખ્યતા રાખી એકાંત પક્ષીઓનું ખંડન પણ સારી રીતે કરેલું છે.

પ્રથમ અવયવ અવયવી, અથવા કાર્ય કારણનો ભેદા ભેદ બતાવતાં જણાવ્યું છે કે—

અવયવોથી અવયવી નતો એકાત ભિન્ન છે, તેમજ નતો અભિન્ન છે, કિંતુ ભિન્ના ભિન્ન રૂપજ છે જેવી રીતે ભેદ અનુભવ સિદ્ધ છે, તેવીજ રીતે અભેદ પણ સિદ્ધ રૂપજ છે, તેથા બન્ને પક્ષનો સ્વીકાર કરીયે ત્યારેજ યથાર્થ વ્યવસ્થા કરી શકીએ.

એટલાજ માટે એકાત ભેદ અને અભેદના માનવાવાળા–વૈશેષિક તેમજ વેદાત દર્શના સિદ્ધાતમા અપૂર્ણતાનો અનુભવ કરતા–પાર્થસાર મિશ્ર પૃ. ૪૧૨ મા લેખ છે તેનો કિંચિત સાર—

તેઓ લખે છે કે—અવયવોથી અવયવી અથવા કારણથી કાર્ય, એકાત ભિન્ન અથવા અભિન્ન અમો માનતાજ નથી, કિતુ ઉભય રૂપજ માનીએ છિએ. તે એવી રીતે માનીએ છે કે–કોઇ અપેક્ષાથી ભિન્ન, તો કોઇ અપેક્ષાથી અભિન્ન, માન્ય કરવું તેજ યથાર્થ છે. જો કારણથી કાર્ય ભિન્ન માનવામા આવે તો તંતુઓથી પટ ભિન્ન દેખાવવો જોઇએ. તેમજ અવયવીથી અવયવો એટલે મનુષ્યોના હાથ પગ પણ જુદા દેખાવવા જોઇએ, તે તો સર્વથા જુદા દેખાતા નથી, તેથી

એજ સિદ્ધ છે કે કારણથી કાર્ય સર્વથા ભિન્ન છેજ નથી. જો સર્વથા ભિન્ન માનવામા આવે તો-આ કારણ અને આ કાર્ય, એવો જે લોક વ્યવહાર છે તેનો પણ લોપજ થઇ જાય તેજ પ્રમાણે પુરૂષના જે હાથ પગ આદિનો વ્યવહાર છે તે પણ ટકી શકતો નથી. આ અનુભવ સિદ્ધની વાતોમા જે ભ્રાંતિ છે તેજ મોટામા મોટી ભ્રાંતિ છે.

માટે એજ સિદ્ધ છે કે-અવયવ અને અવયવીમા, તેમજ કારણ અને કાર્યમા, ભેદ અથવા અભેદ એ બન્ને ધર્મો પ્રમાણિક અનુભવથીજ સિદ્ધ છે.

એજ પ્રમાણે-જાતિ વ્યક્તિમાં, એકાત ભેદ અથવા અભેદની માન્યતા છે તે પણ અયોગજ બતાવી છે કેમકે-જાતિ વ્યક્તિ એક રૂપથી દેખાતી અભિન્ન છે, તેમજ યુક્તિઓ દ્વારા ભેદ પણ બતાવી શકાય છે તેથી એકાંત અભેદ અથવા ભેદ રૂપની માન્યતા છોડી દઇને, ભેદાભેદ રૂપ-અનેકાત રૂપની માન્યતાજ અનુભવથી સિદ્ધ રૂપની છે. જૈનોએતો મૂલમાથી વસ્તુઓનું સ્વરૂપ અનેકાત પણથી સ્વીકારેલુ છે તેથી તેના હાથજ ઘાલી શકે તેવુ કોન છે?

પાર્થસાર મિશ્ર કહે છે કે અનેકાંતમાં વિરોધ નથી.

જૈનો તો મૂલમાંથીજ કહેતા આવ્યા છે કે-બધાએ પદાર્થો દ્રવ્યથી નિત્ય છે અને પર્યાય રૂપથી અનિત્ય છે. એજ પ્રમાણે ધર્મ ધર્મી, ગુણ ગુણી, કાર્ય કારણ એકાત ભિન્ન નથી, પણ ભિન્નાભિન્ન સ્વરૂપથી અનેકાત સ્વરૂપના જ છે.

જૈનોના આ અનેકાતવાદ ને શંકરાચાર્ય આદિ એકાત પક્ષના વાદીઓ એ-કોઇએ ઉન્મત્ત પ્રલાપ, તો કોઇએ સશયવાદ, કોઇએ અનિશ્ચિતવાદ કહી ખંડન કરવાનો પ્રયત્ન કર્યો પણ જૈનો તેના ઉત્તરો સજ્જડ આપતા ગયા હતા.

તે બધી વાતોનો વિચાર છોડી દઇને જે પંડિતો અનેકાતાદના ખરા રહસ્યને સમજી ને, એકાન્ત મતવાદીઓને ઉત્તર આપવાનો પ્રયત્ન કરેલો છે તેમાના પાર્થસાર મિશ્ર-શાસ્ત્ર દી પૃ ૪૯૩ । ૪૯૪ મા જે ઉત્તર આપ્યો છે તેજ ઉત્તર અમો લખીને બતાવીએ છિએ કે જેથી ઘણાઓને તે શ્રદ્ધેય રૂપેજ નિવડશે.

ननु विरुद्धौ भेदाभेदौ, कथमेकत्र स्याताम्?

ઇત્યાદિકનો-ભાવાર્થ-(શંકા) અવયવ અવયવી, દ્રવ્ય ગુણ, જાતિ વ્યક્તિ, ભિન્નાભિન્ન, ઉભય રૂપથી કેવી રીતે માની શકાય? કેમકે ભેદ અને અભેદ એ બે વિરોધી છે તેથા એક સ્થાનમા કેવી રીતે રહી શકે? જ્યા અભેદ છે ત્યા ભેદ રહી શકે નહી તેથી-દ્રવ્ય ગુણ જાત વ્યક્તિ, કાર્ય કારણ, ભેદા ભેદ રૂપ ઉભય માનવા તે યથાર્થ નથી.

(સમાધાન) પ્રથમતો એકાંતવાદીઓની આ તર્કજ યથાર્થ નથી, કેમકે જાતિ વ્યકિત, દ્રવ્ય ગુણ, કારણ કાર્ય, આદિમા ભેદાભેદ નું રહેવું તે સંદેહ વિનાનું છે.

જેમકે 'આ' ચાદી છે, 'આ' ચાદી નથી. એવા જે વાકયો છે, તે વિરોધી ગણાય પરતુ ભેદાભેદમા તેવુ નથી, તો પછી વિરોધી કયાથી ?

તાત્પર્ય એ છે કે-જે એક બીજાનો નાશ કરનાર હોય, તે વિરોધી ગણાય, જેમકે પ્રકાશ છે તે અધકારનો વિરોધી છે. તેવો ભેદાભેદ નથી. કિંતુ એક એક ની અનુકુલતાવાળા હોવાથી સહચારી છે, પણ તે ભેદાભેદ વિરોધી નથી. ભેદાભેદમા માત્ર શાબ્દિક વિરોધ છે પરતુ આર્થિક વિરોધ બિલકુલ નથી

ઉદાહરણ એ છે કે-આ ગાય છે, એટલા શબ્દ માત્રથી-વિશેષ અને સામાન્ય એ બન્ને પ્રકારનુ જ્ઞાન સહજ થી જ થઇ શકે છે, આમા વિરોધની વાત જ કયાં છે ?

સંસ્કૃતમાં—इयं-गौः ઇયં એટલે આ ગાય, વ્યકિત વિશેષનો અને ગૌ શબ્દથી સામાન્ય જાતિની પ્રતીતિ થાય છે

આથી એ સિદ્ધ છે કે-પદાર્થ સામાન્ય વિશેપ ઉભય રૂપના હોવા છતાં, જાતિ વ્યકિતનો અભેદ બોધ થાય છે. બીજો વિચાર એ પણ છે કે-જાતિ વ્યકિતનો જુદો જુદો વિચાર કરવાથી ભેદપણાનો પણ બોધ થાય છે, એથી એજ સિદ્ધ છે કે-જાતિ વ્યકિત આદિમાં, ભેદ અને અભેદ એ બન્ને પ્રકારની પ્રતીતિ, સદેહ રહિત થવાથી તે બન્નેમાં કોઇ પ્રકારનો વિરોધ જનાતોજ નથી

તેથી અપેક્ષાથી ભિન્ના ભિન્નની માન્યતા છે તેજ યથાર્થ છે, પરંતુ એકાત પક્ષ યથાર્થ નથીજ.

બીજા પ્રકારથી વિરોધનો પરિહાર.  (શા દી. પૃ. ૩૯૪ થી)

કદાચ જાતિ વ્યકિતમાં એકજ રૂપથી ભેદાભેદ માનીએ તો શકા રહે, પરંતુ ભેદ જુદા પ્રકારથી, તેમજ અભેદ જુદા પ્રકારથી, માનીએ તો શકા પણ રહી શકતી નથી, હ્રસ્વત્વ અને દીર્ઘત્વ આ બન્ને ધર્મો વિરોધીજ છે, છતા પણ એક સ્થાનમા રહી શકે છે, જેમકે-એક વસ્તુનેજ નાની મોટી કહી શકીયે છિએ. જેવી રીતે બીજી મોટી વસ્તુની અપેક્ષાથી તે નાની છે, તેવીજ રીતે નાની વસ્તુની અપેક્ષાથી તે મોટી કહી શકાય છે તેથી નાના મોટા બન્ને ધર્મો એકજ સ્થાનમા રહી શકયા મનાય કે નહી ?

ધર્મ ધર્મી આદિનો-ભેદાભેદ. (શા. દી. પૃ ૩૯૫)

જાતિ વ્યકિતની પેઠે-દ્રવ્ય ગુણ, ધર્મ ધર્મી, અવયવ અને અવયવી, પણ પરસ્પર ભિન્નાભિન્ન છે-દ્રવ્ય રૂપ ધર્મીના રસાદિરૂપ ધર્મોની અપેક્ષાથી રૂપાદિકોની સાથ ભેદ અને સ્વરૂપ-દ્રવ્યની અપેક્ષાથી અભેદ છે. એજ પ્રમાણે સ્વરૂપની અપેક્ષાથી અવયવોથી અવયવી અભિન્ન, અને અવયવાતરની અપેક્ષાથી ભિન્ન, તેથી ભિન્નાભિન્ન ઉભયરૂપ જ છે.

જે પ્રમાણે વિરુદ્ધ સ્વભાવ વાળા-હ્રસ્વત્વ દીર્ઘત્વાદિ ધર્મોની અપેક્ષાભેદ થી અવિરોધ પણે એક જગા પર સ્થિતિ માની શકીયે છે, એજ પ્રમાણે પ્રતીતિ-બલથી તેમનુ એક જગો પર રહેવું પણ સ્વીકારી શકાય છે.

તેજ પ્રમાણે અપેક્ષાભેદથી ભેદાભેદની એક જગો પર સ્થિતિ માનવામા પણ કોઇ હરકત આવી શકતી જ નથી. કેમકે પ્રતીતિ બન્ને સ્થાનોમા એક સરખી છે.

આક્ષેપાંતરનું સમાધાન ( શા. દી. પૃ. ૩૯૯ )

શંકા-જાતિ વ્યકિત ને એક અથવા અભિન્ન માનવા તે કોઇ પ્રકારથી ઉચિત નથી. કેમકે-જાતિ વ્યકિત આપસમા ભિન્ન સ્વભાવ રાખવાવાળા પદાર્થ છે. જાતિ-અનુગત-સામાન્ય-વ્યાપક સ્વરૂપ છે. અને વ્યકિત-વ્યાવૃત્તિ-વિશેષ વ્યાપ્ય રૂપ છે. જાતિ નિત્ય છે. વ્યકિત અનિત્ય છે. તથા જાતિ ઉત્પત્તિ વિનાશ થી રહિત છે. અને વ્યકિત ઉત્પત્તિ વિનાશવાળી છે. તેથી એ બન્ને પદાર્થ એક અથવા અભિન્ન માની શકાય તેમ નથી.

સંસારમા એવુ કદિ દેખ્યું કે-એકજ વસ્તુ સામાન્ય રૂપ પણ હોય અને વિશેષ રૂપ પણ હોય. નિત્ય પણ હોય અને અનિત્ય પણ હોય. તથા ઉત્પત્તિ વિનાશથી રહિત પણ હોય અને ઉત્પત્તિ વિનાશ વાળી પણ હોય.

એવુ તો કદિ નહી બની શકે કે પરસ્પર વિરોધી ધર્મ પણ એક સ્થાનગા રહી શકે, જો એમ જ હોય તો અગ્નિમાં પણ શીતતાની પ્રતીતિ થવી જોઇએ.

એવી માન્યતાથી તો આખી જગતના પદાર્થોમા સંકરતાનો જ પ્રસાર થઇ જશે.

જાતિ પણ અનિત્ય અને વિનાશી થઇ જશે. તેમજ વ્યકિત પણ નિત્ય તેમજ અવિનાશી ઠરશે, માટે પરસ્પર વિરુધ સ્વભાવ રાખવાવાળા પદાર્થો ને અભેદ માનવા તેતો યથાર્થ નહી કહી શકાય

ઉપર પ્રમાણે જાતિ વ્યકિત ને સર્વથા ભિન્ન માનવા વાળાઓના આ મોટા આક્ષેપનુ સમાધાન કરતા હુવા-પ્રાર્થસાર મિશ્ર-કહે છે કે અમારા મતમા

એવા પ્રકારનો દોષ કોઇ પણ આવી શકતો જ નથી. ખરૂ જોતાં વસ્તુમા વસ્તુ પણું જ એ છે કે તે અનેક પ્રકારના આકારો ને ધારણ કરવાવાળા હોય.

અથવા એમ પણ કહી શકીએ કે-સંસારની બધીએ વસ્તુઓ અનેક પ્રકારના આકારોને ધારણ કરીનેજ રહેલી છે. અનેક પ્રકારના આકાર-સ્વરૂપ ધર્મનુ રહેવું તેજ વસ્તુમા વસ્તુપણુ છે.

એટલા માટે વસ્તુ કોઇ આકાર સ્વરૂપથી નિત્ય, અને કોઇ આકારથી અનિત્યત્વાદિ ધર્મોને ધારણ કરીનેજ રહેલી છે. તેથી વિરોધની કોઇ આ શંકાજ નથી એટલાજ માટે-આકાર ( સ્વરૂપ-અપેક્ષા ) ભેદથી વિરૂદ્ધ સ્વભાવિ ધર્મોનું એક સ્થાનમા સમાવેશ શુદ્ધો સટ છે, જેમકે એકજ દેવદત્તની વ્યકિતમા અપેક્ષા ભેદથી-પિતૃપણું અને પુત્રપણુ એ બન્ને વિરોધી ધર્મ સુગમપણાથીજ રહી શકે છે. (યજ્ઞ દત્તની અપેક્ષાથી તેમા પિતૃપણુ અને વિષ્ણુ દત્તની અપેક્ષાથી પુત્રપણું ) વળી જુવો કે એકજ ઘટ પદાર્થમા અવયવોની અપેક્ષાથી અનેકપણું અને અવયવીની અપેક્ષાથી એકપણું, એ બન્ને વિરોધી ધર્મોનો સમાવેશ થએલો દેખીએ છિએ.

તેજ પ્રમાણે જાતિ વ્યકિતમા પણ અપેક્ષા ભેદથી નિત્યાનિત્યત્વાદિ ધર્મોની સત્તા પડેલીજ છે જાતિ પણ વ્યકિત રૂપથી અનિત્ય અને વિનાશી કહી શકાય છે. એજ પ્રમાણે વ્યકિત પણ જાતિ રૂપથી નિત્ય અને અવિનાશી કહી શકાય તેમ છે.

એજ પ્રમાણે કાર્ય પણ કારણ રૂપથી સત, અને કારણ કાર્ય રૂપથી અસત્ કહી શકાય છે. આ વાતમા અનિષ્ઠની કોઇ શંકાજ દેખાતી નથી.

એ વિના જાતિ વ્યકિત આદિમા અભેદની પેઠે ભેદ પણ રહેલો છે. નિત્યા નિત્યની પેઠે તેમા વ્યાપકપણુ અને અવ્યાપકપણું પણ સમજી લેવુ જોઇએ. અર્થાત જેવી રીત જાતિ વ્યકિતમા અપેક્ષા ભેદથી નિત્યા નિત્યત્વાદિ ધર્મોની સ્થિતિ નિર્ધારિત હોય છે, તેજ પ્રમાણે જાતિ રૂપથી વ્યકિત પણ વ્યાપક, અને વ્યકિત રૂપથી જાતિ પણ વ્યાપ્ય છે.

મહામતિ કુમારિલ અને પાર્થસાર મિશ્રના લેખોથી એક જ વસ્તુ નિત્યા નિત્ય, ભિન્ના ભિન્ન, એક અને અનેક કેવા પ્રકારે કહી અથવા માની. આ વાતથી તેમજ એક વસ્તુમા પરસ્પર વિરૂદ્ધ ધર્મોની સ્થિતિને સ્વાભાવિક અને નિયમ સિદ્ધ બતાવવાવાળા અપેક્ષાવાદના સિદ્ધાન્ત પર જે પ્રકાશ પડે છે; તેથી જૈન દર્શનના અનેકાતવાદનું મહત્ત્વ સારી રીતે જાણી શકાય છે. એવાજ વિચારોથી

જૈન વિદ્વાનોએ અનેકાંતવાદને સર્વ દર્શન સમ્મત કહ્યો છે. × અને પ્રત્યેક દર્શનમા તેના બીજને માન્યુ છે.

## પૃ. ૭૮ થી વૈશેષિક દર્શન.

જૈન દર્શન કોઇ પણ વસ્તુને—એકાંત પણે સામાન્ય અથવા વિશેષ રૂપથી ન માનતા સામાન્ય વિશેષ ઉભય રૂપથી જ માને છે. એ સિદ્ધાત વૈશેષિક દર્શનના મહર્ષિ કણાદે સર્વથા સ્વીકાર્યો નથી, તોપણ કામ પુરતો તો સ્વીકારેલોજ છે. એટલુજ નહી પણ કોઇ જગો પર તો પૂર્ણ પણાથી સ્વીકારેલો છે

કણાદર્ષિએ—સામાન્ય અને વિશેષ એ બેને સ્વતંત્ર પદાર્થ માન્યા છે. તેમા સામાન્યને 'પર' અને 'અપર' એમ બે ભેદ કરીને—પરને સત્તા અને અપરને સામાન્યના નામથી બે ભેદ પાડયા છે. તેમા સત્તાને કેવલ સામાન્ય રૂપથી જ સ્વીકાર કર્યો, અને અપર સામાન્યને સામાન્ય વિશેષ ઉભય રૂપના બતાવ્યા—તથાચ—

द्रव्यत्वं गुणत्वं कर्मत्वंच सामान्यानि विशेषाश्च.

(वै. सू अ. १ आ २ सू ५ ) એના પર પ્રશસ્તપાદ ભાષ્ય છે—તેમા એવો ખુલાશો કર્યો છે કે—સામાન્ય કેવલ સામાન્ય રૂપજ નથી કિંતુ વિશેષ રૂપ પણ છે. દ્રવ્યત્વ, ગુણત્વાદિ રૂપ સામાન્યમા સત્તાની અપેક્ષાથી વિશેષત્વ, અને પૃથિવીત્વાદિની અપેક્ષાથી સામાન્યત્વ એ બન્ને જ ધર્મ વિભિન્ન રહે છે

એ વાત ફરી પણ સ્પષ્ટ કરીને બતાવેલી છે—

सामान्य विशेष इति बुद्धयऽपेक्ष (अ, १ आ. २ सू ३ )

ભાષ્યમાનો ભાવાર્થ—દ્રવ્યત્વ પૃથિવીત્વની અપેક્ષાથી સામાન્ય, અને સત્તાની અપેક્ષાથી વિશેષ છે, એટલાજ માટે સામાન્ય વિશેષ ઉભય રૂપ છે

ઉપસ્કારના કર્તા શંકર મિશ્ર પણ ઉપસ્કારમા એજ વાતને જણાવે છે.

( વૈ દ. ગુજરાતિ પ્રેસ પૃ. ૫૨, પૃ. ૫૩, પૃ ૬૩ મા જુવો )

## પૃ ૮૦ થી પદાર્થમાં સત્ત્વા સત્ત્વ

કોઇ પણ પદાર્થ એકાત રૂપથી સત્ અથવા અસત્ છેજ નહી. જેવી રીતે સત્ છે તેવી રીતે અસત્ પણ છે. એવી માન્યતા જૈન દર્શનની છે. તે પદાર્થમા સત્ત્વ અને અસત્વ એ બનેજ ધર્મોની સત્તા માને છે. તેમના મતમાં ઘટ સત પણ છે અને અસત પણ છે. અથવા એમ પણ કહી શકાય કે—ઘટમાં

× सकल दर्शन समूहात्मक स्याद्वाद समाश्रयण मतिरमणीयम्.

જેમ સત્ત્વ રહેલો છે તેમ અસત્ત્વ પણ રહેલો છે. યદ્યપિ ઉપરા ઉપરી દેખવાથી આ વાત કાંઇ વિલક્ષણ અને સંદેહ જેવી જણાય છે, પરંતુ જરા ઉંડા ઉતરીને વિચાર કરીએ તો આ સિદ્ધાંત ઘણોજ વ્યવસ્થિત અને વસ્તુ સ્વરૂપને સર્વથા અનુકુલ પ્રતીત થશે. ઘટ છે અને નથી, એનો તાત્પર્ય એ નથીકે, ઘટ જે રૂપથી

सर्वं मस्ति स्वरूपेण, पररूपेण नास्तिच ।
अन्यथा सर्वसंत्वं स्यात, स्वरूपस्या प्यऽसंभव. ॥

છે તે રૂપથી છે તે રૂપથી નથી કિંતુ એનો અર્થ એ છે કે-ઘટ પોતાના સ્વરૂપની અપેક્ષાથી તો છે, અને પર રૂપની અપેક્ષાથી નથી, એજ માટે સ્વરૂપની અપેક્ષાથી અસ્તિત્વ, અને પર રૂપની અપેક્ષાથી નાસ્તિત્વ, એમ અસ્તિત્વ નાસ્તિત્વ એ બનેજ ધર્મ પદાર્થમા પોતાની સત્તાના પ્રમાણિક રૂપથી ભાન કરાવતા હુવા ઘટાદિ પદાર્થને સદઽસત્ ઉભય રૂપ સિદ્ધ કરી રહ્યા છે. જો ઘટને સ્વરૂપની પેઠે પર રૂપથી પણ સત્ માનીએ તારે તો તે પટ રૂપથી પણ સતજ ઠરે, ત્યારે તો વસ્તુનું જે નિયત સ્વરૂપ છે તે બગડી જાય, અને ઘટપટમા જે ભેદ દૃષ્ટિગોચર થાય છે તેનો પણ ઉછેદજ થઇ જાય, એટલા માટે સ્વરૂપની અપેક્ષાથી સત્ અને પર અપેક્ષા રૂપથી અસત્ એ પ્રમાણે સદઽ સત્ ઉભય રૂપથી પણ પદાર્થને કહેવા તે પણ યુક્તિ યુકત છે. એ પ્રમાણે જૈન વિદ્વાનોનું કહેવું અને માનવું છે.

વસ્તુના સદઽસત્ સ્વરૂપમા જે વિચાર ઉપર બતાવ્યો છે તેનો ઉલ્લેખ અન્યોન્યાભાવના નિરૂપણમા મહર્ષિકણાદ અને તેમના અનુયાયી અન્ય વિદ્વાનોએ પણ કરેલો છે. તથાહિ—(૧) सचाऽसत् (२) यच्चान्यदऽसदतस्तदसत् । (वै. द अ ए आ०१ सू. ६–५)

ઉપસ્કારકારે બતાવેલા બન્ને સૂત્રનો ભાવાર્થ—પૃ. ૩૧૩ અને પૃ. ૩૧૫ માંનો બતાવીએ છીએ—

શંકર મિશ્રનો ઉપસ્કાર અને ભાષ્ય બન્ને વ્યાખ્યાકારનો તાત્પર્ય એ છે કે-ઘટ પોતે પોતાના સ્વરૂપથી તો છે, અને પટ રૂપથી નથી. અશ્વ પોતાના સ્વરૂપથી સત્ અને ગો રૂપથી અસત્ છે. આ કથનનો તાત્પર્ય એજ થયો કે-ઘટાદિ પદાર્થોમા પોતાના સ્વરૂપની અપેક્ષાથી સત્ત્વ અને પટાદિ પર રૂપની અપેક્ષાથી અસત્ત્વ છે.

આ બન્ને પ્રકારના લેખોથી એ સિદ્ધ થયુ કે-ઘટાદિ પદાર્થોમા સ્વરૂપ અને પર રૂપથી સત્ત્વાઽસત્ત્વ બન્નેજ રહેલા છે.

ન્યાય દર્શનમાં અનેકાંતાનુ સરણ છે.—પૃ. ૮૩ થી

ગૌતમ પ્રણીત ન્યાય દર્શન–ભાષ્યકાર વાત્સ્યાયન મુનિએ (૧–૧–૪૧) સૂત્રના ભાષ્યમાં લખ્યું છે તેનો કિંચિત્ ભાવાર્થ—

પક્ષ પ્રતિપક્ષના વિચારથી જે પદાર્થનો નિશ્ચય થઈ જાય તેણે નિર્ણય કહે છે. પરંતુ આ વિચાર કોઇ ધર્મીમા વિરુદ્ધ ધર્મોના વિષયમાંજ છે. જે ઠેકાણે ધર્મી સામાન્યમા વિરૂદ્ધ ધર્મોની સત્તા પ્રમાણિક રૂપથી સિદ્ધ હોય તે ઠેકાણે સમુચ્ચયજ માનવું જોઇએ કેમકે પ્રમાણિક રૂપથી એવુજ સિદ્ધ છે. અર્થાત તે ઠેકાણે પરસ્પર વિરૂદ્ધ બન્નેજ ધર્મોનો સ્વીકાર કરવો જોઈએ.

આ સિવાય (૨–૨–૬૬) આ સૂત્રના ભાષ્યમા જાતિનું લક્ષણ કરતાં પોતે લખે છે તેનો ભાવાર્થ—

જાતિ કેવલ સામાન્ય રૂપ પણ છે, અને સમાન્ય–વિશેષ–ઉભય રૂપ પણ છે.

દ્રવ્યોનો આપસમા ભેદ રહેતા જે સામાન્ય બુદ્ધિને ઉત્પન્ન કરે (ઇત્યાદિ લક્ષણોવાલી) તે કેવલ સામાન્ય જાતિ છે. અને જે કોઇનો તો આપસમાં અભેદ અને કોઇની સાથ ભેદને સાબિત કરે તે સામાન્ય વિશેષ ઉભય રૂપ જાતિ છે.

એકજ જાતિ પદાર્થને કેવલ સામાન્ય અને સામાન્ય વિશેષ ઉભય રૂપ સ્વીકાર કરવો તે અનેકાંતાનું સરણ નથી તો પછી આ બીજું શું છે?

## ન્યાય દર્શનની વૈદિક વૃત્તિ. પૃ. ૮૫ થી.

ન્યાય સૂત્રોપર વાત્સ્યાયન ભાષ્ય વિના ન્યાય વાર્ત્તિક, તાત્પર્ય ટીકા, તાત્પર્ય પરિશુદ્ધિ, જયંત વૃત્તિ, અને ન્યાય વૃત્તિ. આદિ પ્રાચીન વ્યાખ્યા ગ્રંથ ઉપલબ્ધ થાય છે. તેમજ અર્વાચીન વિદ્વાનોએ પણ સંસ્કૃત તથા હિંદી ભાષામાં ન્યાય દર્શન પર ગ્રંથ લખ્યા છે. આ સમયમાં વૈદિકમુનિ સ્વામિ હરિપ્રસાદ ઉદાસીનની લખેલી વૈદિક વૃત્તિ છે. વૃત્તિ શું છે ખાસ ભાષ્ય છે. હરિપ્રસાદજીએ ન્યાય, સાખ્ય, યોગ અને વૈશેષિક દર્શનોને પોતાની વૈદિક વૃત્તિઓથી સોભાવ્યા છે. તેજ પ્રમાણે વ્યાસ દેવ પ્રણીત બ્રહ્મ સૂત્રોપર પણ વૈદિક 'વૃત્તિ નામનો ભાષ્ય લખ્યો છે. તે વૃત્તિમાં–नैकस्मिन्नसंभवात् (૨।૨।૨૩) આ સૂત્રને આગળ રાખીને જૈન દર્શનના અનેકાંતવાદના ખંડનમાં શંકર સ્વામીજીથી પણ બે પગલા આગલ ચાલ્યા છે.

હરિપ્રસાદજી લખે છે કે–બે વિરોધી ધર્મ એક સ્થાન પર કોઇ પ્રકારથી પણ રહી શકતાજ નથી.

જે સત્ છે તે અસત કદિ પણ નહી શકાય, અને જે અસત્ છે તે સત્, નહી કહી શકાય, એકજ વસ્તુમાં સત્ત્વ અને અસત્ત્વ એ બન્નેને માનવા એતો બિલકુલજ અજ્ઞાનતા છે. એટલા માટે એ સિદ્ધાંત કોઇ પ્રકારથી પણ વિશ્વાસ કરવાને યોગ્યજ નથી ઇત્યાદિક ખૂબ લખ્યુ છે

પરંતુ જૈન દર્શનના અનેકાંતવાદનુ વાસ્તવિક સ્વરૂપ શું છે, વસ્તુનું સ્વરૂપ તેમને કેવા પ્રકારનું માન્યુ છે, પરસ્પર વિરોધી ધર્મોની સત્તાને તે એક વસ્તુમાં કેવા રૂપથી માને છે, અને જૈનોના મંતવ્યને બીજા દાર્શનિક વિદ્વાનોએ કયાં શુધિ પ્રતિપાદન અને સમર્થન કર્યું છે, ઇત્યાદિક વાતોનો વિચાર તો પૂર્વના લેખોમાં કાંઇક તો કરતા આવ્યા છિએ, અને આગળ પણ એ વિષય ઉપર પ્રકાશ પાડીશુ. પરંતુ આ વૈદિક મુનિજી જ જૈનોના અનેકાવાદના સિદ્ધાંત આગળ કેવી રીતના ઢલી પડયા છે તેજ પ્રથમ બતાવીએ છિએ. એજ વૈદિક મુનિએ એકજ વસ્તુને-સદઽસત્ ઉભય રૂપથી પોતેજ જોર શોરના શબ્દોમાં સ્વીકાર કર્યો છે તેનોજ પરિચય અમો પઠકોને કરાવીએ તે વધારે લાભ દાયક થઇ પડશે.

તેમના લેખનો ભાવાર્થ એ છે કે-કર્મથી જે ફલ ઉત્પન્ન થાય છે તે ઉત્પત્તિથી પૂર્વ સત્ છે કિંવા અસત્, આ પ્રશ્ન ઉપર પ્રથમ પૂર્વ પક્ષ રૂપ સૂત્રનો ઉલ્લેખ કર્યો છે કે—

(૧) " नासन्न सन्न सदऽसत् सदसतो वैधर्म्यात् " ( ४ । १ । ४८ )

ઇત્યાદિ. અર્થાત્ ઉત્પત્તિથી પૂર્વ-ફલ કાર્ય ન તો અસત છે, અને ન સત્ નહી સત્ અસ . જો ઉત્પત્તિથી પૂર્વ-કાર્યને સર્વથા અસત્ રૂપજ માનીએ તો-તંતુઓથી પટ, મૃત્તિકાથી ઇટ, અને તીલોથીજ તેલ, આદિ ઉત્પન્ન થવાનો જે નિયમ દેખીએ છિએ તેની ઉત્પત્તિ નથી થઇ શકતી.

જે પ્રમાણે અસત્ રૂપ પટ તંતુઓથી, અસત્ રૂપ ઘટ મૃત્તિકાથી, અને અસત્ રૂપ તેલ તિલોથી ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે તંતુઓથી ઘટ, મૃત્તિકાથી પટ, અને વાળુ-રેતાથી તેલ પણ ઉત્પન્ન થવા જોઇએ કેમકે જેમ તંતુઓમા પટ, ઉત્પત્તિથી પૂર્વમા સર્વથા નહી છે, તેમ મૃત્તિકામા ઘટ પણ નહી છે, તથા જે પ્રકારે તિલોમા પ્રથમ તેલનો સર્વથા અભાવ છે, તેમ વાળુ આદિમા પણ તેનો અભાવ છે, તો પછી કારણ શુ છે જે કે તંતુઓથી જ પટ, મૃત્તિકાથી જ ઘટ, અને તિલોથીજ તેલ ઉત્પન્ન થાય છે. અસત્પણું તો સર્વ જગોપર સરખું છે. અને લોકમા પણ દેખીએ છિએ કે જેને તેલની જરૂર હોય છે તે તિલોનીજ ખરીદ કરે છે. જેને ઘટ બનાવવો હોય છે તે કુંભાર મૃત્તિકા, અને કપડા બનાવવા

હોય છે તે વણકર સૂત્રનેજ બોલતો ફરે છે. જો ઉત્પત્તિથી પૂર્વ કાર્ય સર્વથા અસત્ હોય ત્યારે તો આ પ્રકારનો નિયમ નહી રહેવો જોઇએ, આથી માલૂમ થાય છે કે ઉત્પત્તિથી પૂર્વ કાર્ય સર્વથા અસત્ નથી, તથા સત્ પણ નથી કહી શકતા, કેમકે જો સત્ રૂપજ માની લઇએ ત્યારે તો કાર્યની, ઉત્પત્તિજ નથી બની શકતી, જે સત્ છે તે ઉત્પન્ન કદી નથી થતુ, ઉત્પત્તિ વિનાશથી રહિત હોવુંજ સત્નું લક્ષણ છે. પરંતુ કાર્યને અમો ઉત્પન્ન થતુ દેખીએ છિએ, એટલા માટે તે સત્ પણ નથી તથા સદ્દસત્ ઉભય રૂપ પણ કાર્યને નથી કહી શકતા. કેમકે સત્ અસત્ બન્ને આપસમા વિરોધી છે જ્યા એકની સ્થિતિ હોય ત્યા બીજો નથી રહી શકતો એટલા માટે ઉત્પત્તિથી પૂર્વ કાર્ય સદ્દસત્ ઉભય રૂપ પણ નહીં છે.

આ પૂર્વપક્ષનું હવે સમાધાન કરે છે—

(૨) सिद्धांतमाह-उत्पाद व्यय दर्शनात्
(अ ४ आ. १ सू. ६९)

આ સૂત્રની વ્યાખ્યાનો ભાવાર્થ-અર્થાત્-કાર્યમાં ઉત્પત્તિ અને વિનાશ એ બન્નેની ઉપલબ્ધિ થાય છે, એટલા માટે કાર્ય સત્ અને અસત્ ઉભય રૂપ છે. જો ઉત્પત્તિથી પૂર્વ કાર્યને સર્વથા અસત્ માનીએ તારે તો, તેની ઉત્પત્તિ જ નથી થઇ શકતી. જે સર્વથા અસત્ છે તે ઉત્પન્ન કદી પણ નથી થઇ સકતુ, અને ન ઉત્પન્ન થતુ દેખાયુ છે.

શશશ્રૃંગ સર્વથા અસત્ છે. તેથી તેની ઉત્પત્તિ કદી નથી થતી. એજ પ્રમાણે કાર્ય પણ અસત્ રૂપ હોવાથી કદી ઉત્પન્ન નહી થશે. એમ જો તેને કાર્યને સર્વથા સત્ જ માની એ તો તેનો નાશ કદી નહી થશે. જે ઉત્પત્તિથી પ્રથમ સત્ છે તે પછી પણ સત્ રૂપ જ રહેશે પરતુ કાર્યને તો અમો દેખીએ છે કે તે ઉત્પન્ન પણ થાય છે અને વિનષ્ટ પણ થાય છે એથી સિદ્ધ થયું કે ઉત્પત્તિથી પૂર્વ કાર્ય નતો સર્વથા સત્ છે, ન અસત્ છે કિંતુ સદ્દસત્ ઉભય રૂપ છે.

(૩) વિરોધ પરિહાર—ઉપર કહી ચુકયા છે કે-સત્ અસત્ આપસમાં અત્યંત વિરોધી છે તેમની એક સ્થાનમા સ્થિતિ નથી થઇ શકતી. તો પછી ઉત્પત્તિથી પૂર્વ કાર્યને સદ્દસત્ ઉભય રૂપ કહેવુ અથવા માનવું; કેવી રીતે ઉચિત સમજવું જોઇએ, એ શંકાના સમાધાન માટે કહે છે—(૩) "बुद्धि सिद्धं तु तदऽसत् (अ ४ आ १ सू ५०)

આ સૂત્રની કરેલી વ્યાખ્યાનો ભાવાર્થ-અર્થાત્ કાર્યને સદ્દસત્ ઉભય રૂપ સ્વીકાર કરવું તે બુદ્ધિ સિદ્ધ-અનુભવ સિદ્ધ છે, જે વાત અનુભવ સિદ્ધ હોય તેણે માનવામા કોઇ હરકત નથી હોતી. ઉત્પત્તિથી પૂર્વ કાર્ય જે રૂપથી સત્ છે

તેજ રૂપથી જો તેણે અસત્ કહીએ તારે તો સત્ અસત્નું એક સ્થાનમા રહેવું ન પણ બની શકે, પરંતુ અમારૂં મંત્તવ્ય તેવું નહી છે. અમે તો જે રૂપથી કાર્યને સત્ કહીએ છે તેજ રૂપથી તેણે અસત્ નહી, કિંતુ રૂપાંતરથી અસત્ બતાવીએ છિએ, ઉત્પત્તિથી પૂર્વ કાર્ય, કારણ રૂપથી સત્ અને કાર્ય રૂપથી અસત્ છે. શું આ વાત અનુભવ સિદ્ધ નથી? શું અનુભવ સિદ્ધનો પણ કદી અપલાપ થઇ શકે છે? એટલા માટે ઉત્પત્તિથી પૂર્વ કાર્યને સત્ એમ અસત્ ઉભય રૂપ માનવામાં કોઇ હરકત નથી. કારણ રૂપથી સત્ત્વ અને કાર્યરૂપથી અસત્ત્વ એમ સત્ત્વા સત્ત્વ બન્ને જ અપેક્ષા ભેદથી ઉત્પત્તિથી પૂર્વ કાર્યમાં માની શકાય છે એમાં વિરોધની કોઇ આ શંકા નથી.

એ વિના વેદાંત અને વૈશેષિ સૂત્રોની વૈદિક વૃત્તિયોમાં આ સિદ્ધાંતને એથી પણ અધિક રૂપથી પુષ્ટિ કરેલી છે. જુવો પૃ. ૯૧ થી ગ્રંથકારની મુકેલી ટીપમાં નોધ.

વૈદિક મુનિજીએ ઉપરના લેખમાં અનેકાંતવાદના સમર્થનમાં બાકી શું રાખી છે? તેમને એકજ પદાર્થને અપેક્ષા કૃત ભેદથી સદસત્ ઉભય સ્વીકાર કર્યો છે તેજ પ્રમાણે જૈન દર્શનનો અનેકાંતવાદ વસ્તુમાં સત્ત્વા સત્ત્વને માને છે તો પછી વૃથા આક્ષેપ કરવામાં વિશેષ ચાતુરી શું કરીને બતાવી?

સુપ્રસિદ્ધ તાર્કિક રઘુનાથ શિરોમણિએ તો ત્યાં સુધી લખી દીધુ છે કે— અર્થાત્ ઘટ રૂપથી પટ નથી, એ પ્રતીતિ જો લોકમા છે તો તેણે વૃહસ્પતિ પણ નહી હટાવી શકે? તો બીજા શું હટાવી શકવાના હતા? ॥

તથા વૃક્ષમાં કપિસંયોગ અને તદડભાવ-કપિસંયો ગાડભાવ, એ પ્રમાણે ભાવ અને અભાવને અવછેદક ભેદથી એક સ્થાનમાં માનીને દીધિતિકારે પણ અનેકાંતવાદના સમર્થનમાં કાઇ કમી રાખી હોય તેમ અમોને પ્રતીતિ નથી થતી.

## વેદાંત દર્શનમાં અનેકાતવાદ. પૃ. ૯૪ થી

વેદાંત દર્શનમાં અનેકાંતવાદની ચર્ચા કોઇ જગો પર સ્પષ્ટ રૂપથી તો કોઇ જગોપર અસ્પષ્ટ રૂપથી લખાઇ તો જરૂર છે.

વ્યાસદેવ પ્રણીત બ્રહ્મ સૂત્રોપર અનેક ભાષ્ય અને ટીકાઓ લખાઇઓ છે તેમાં ભાસ્કરાચાર્ય વિરચિત પણ એક ભાષ્ય છે—તેમાં "तत्तु समन्वयात्" (૧–૧–૪) સૂત્રના ભાષ્યમાં લખ્યું છે—यदप्युक्तं भेदा भेदयो र्विरोध इति । तदऽभिवीयते अनिरुपित प्रमाण प्रमेय तत्त्वस्येदं चोद्यम् ।

આ સૂત્રની કરેલી વ્યાખ્યાનો ભાવાર્થ—

બ્રહ્મનો જગતની સાથ ભેદા ભેદ માનવામા જે એ કહેવાય છે કે–ભેદા ભેદનો આપસમાં વિરોધ છે એટલા માટે ભેદાભેદ એક સ્થાનમાં નથી રહી શકતા તે આ વાત તેજ મનુષ્ય કહી શકે છે જે કે–પ્રમાણ પ્રમેયના ત-ત્વથી સર્વથા અનભિજ્ઞ છે. વસ્તુમા એકત્વ અમને જે પ્રમાણુથી પ્રતીત થાય છે તેનાથી જો તેમાં નાનાત્વનું ભાન થાય તો પછી તેનો સ્વીકાર કેમ નહી કરવો ? જે પ્રમાણુથી સિદ્ધ છે તેમાં વિરોધની આશંકાજ ક્યાંથી ? પ્રમાણ દ્વારા સસારની ગો, મહિષી અને અશ્વાદિ સર્વ વસ્તુઓ પરસ્પર ભિન્ના ભિન્ન રૂપથી પ્રતીત થાય છે. વસ્તુ એકાંતપણાથી ભિન્ન અથવા અભિન્ન રૂપજ છે એવું કોઇ જગોપર પણ કોઇ પુરૂષ બતાવવાને સમર્થ નથી થઇ શકતો, સત્તા–જ્ઞેયત્વ અને દ્રવ્યાદિ સામાન્ય રૂપથી સર્વ વસ્તુઓ પરસ્પરમા અભિન્ન છે, તથા વ્યક્તિ રૂપથી તેમનો પરસ્પરમાં ભેદ છે એ પ્રમાણે ભેદાભેદ ઉભય રૂપથી પદાર્થોની પ્રતીતિ થાય છે એમા વિરોધ શો ? વિરોધ અને અવિરોધમાં પ્રમાણ જ તો કારણ છે ? પ્રમાણાનુરોધથી વસ્તુમાં જેમ એકત્વનું ભાન થાય છે તેમજ તેમાં અનેકત્વ પણ અનુભવ સિદ્ધ છે. એક વસ્તુ સદા એક રૂપમાં જ સ્થિત રહે છે, એ કોઇ ઇશ્વરનું કહેલું નથી. અર્થાત્ એ કથન કોઇ પ્રકારથી પણ પ્રમાણિક નહી કહી શકાય. (શંકા) જે પ્રમાણે શીત અને ઉષ્ણ નો આપસમાં વિરોધ છે, તે એક જગો પર નથી રહી શકતા, એજ પ્રમાણે ભેદાભેદમાં પણ વિરોધ અવશ્ય છે, તમો કેની રીતે કહો છો કે ભેદાભેદમાં વિરોધ નથી ? ( ઉત્તર ) એ અપરાધ તમારી બુદ્ધિનો છે, જો કે તમોને ભેદાભેદમાં વિરોધ પ્રતીત થાય છે, વસ્તુનો એમાં કોઇ અપરાધ નથી. ભેદાભેદનો છાયા અને ધૂપની પેઠે ભિન્ન દેશ વર્તી થવું અને શીત ઉષ્ણની પેઠે વિરોધી થવુ ઇત્યાદિ જે કથન છે તે કાર્ય કારણ રૂપ બ્રહ્મપ્રપંચના માટે ઉપયોગ નથી થઇ શકતો, કેમકે શીતોષ્ણ અને છાયાતપમાં અધિકરણની ભિન્નતા છે અને બ્રહ્મ પ્રપંચ રૂપ કાર્ય કારણમાં તે છે નથી, અર્થાત્ ત્યાં પરતો ઉત્પત્તિ, સ્થિતિ અને-પ્રલય–વિનાશ એ ત્રણે નો જ આધાર બ્રહ્મ છે.....ઇત્યાદિ. એટલા માટે બ્રહ્મ ભિન્ન અથવ અભિન્ન ઉભય રૂપ છે, એ સિદ્ધ થઇ ગયું. કાર્ય રૂપથી નાનાત્વ ભેદ, અને કારણ રૂપથી એકત્વ અભેદ એ બન્ને અનુભવ સિદ્ધ છે.

જેમ સુવર્ણ રૂપથી કટક કુંડલનો આપસમાં અભેદ, અને કુંડલ રૂપથી પરસ્પરમાં ભેદ પ્રત્યક્ષ સિદ્ધ છે, એજ પ્રમાણે બ્રહ્મમાં પણ ભેદાભેદની સિદ્ધિ અનિવાર્ય છે.

આના સિવાય ભાસ્કરાચાર્યે બીજી પણ એક બે સ્થાનોમાં ભેદાભેદની ચર્ચા કરી છે.

अधिकंतु भेद निर्देशात् (२।१।२२)

સૂત્રના ભાષ્યમાંઃ—" यथा चाऽत्यंत भिन्नो जीवो न भवति तथा वक्ष्यामः। ननु भेदा भेदो कथं परस्पर विरुद्धौ संभवेता ? नैष दोष.—

प्रमाणत श्चेत् प्रतीयेत् कोविरोधोऽय मुच्यते विरोधे चाऽविरोधेच प्रमाणं कारणं मतं ॥

(पृ. १०३)

" भेदा भेदयोर्हि सर्वप्रमाण सिध्धत्वा दुपपत्ति "

ઉપરના વાક્યોમાં—બ્રહ્મ પ્રપંચ અને જીવ બ્રહ્મના ભેદાભેદનો ઉલ્લેખ સ્પષ્ટપણે બતાવેલો છે —

" तथा " युक्त-शब्दांतराच्च " (२.१ १८)

આ સૂત્રનો ભાષ્ય પૃ. ૫૦૧ માં છે તેનો ભાવાર્થ—અવસ્થા અને અવસ્થાવાલાનો આપસમા અત્યંત ભેદ નથી। " શુકલ પટ " અહીં શુકલ અને પટ રૂપ ધર્મ ધર્મી, આપસમાં અત્યંત ભિન્ન નહીં છે કિંતુ એક છે। સંસારમા કોઇ દ્રવ્ય નિર્ગુણ નથી, અને કોઇ ગુણ દ્રવ્ય વિનાનો (સ્વતંત્ર) નથી, કિંતુ દ્રવ્ય અને ગુણ સાથેજ ઉપલબ્ધ થાય છે, આ ઉપલબ્ધિજ ભેદાભેદની વ્યવસ્થાપક છે. તથા કાર્ય કારણનો ભેદાભેદ અનુભવ સિદ્ધ છે. અભેદ સ્વરૂપજ ભેદ છે. જેમ સમુદ્ર રૂપથી જે (જલનો) અભેદ પ્રતીત થાય છે. તેજ તરંગ રૂપથી ભિન્ન ભિન્ન દેખીએ છિએ. તરંગાદિની કોઇ પાષણાદિમાં ઉપલબ્ધિ નથી થતી, એજ માટે તે બધી જલનીજ શકિતયો છે. શકિત અને શકિતવાલાનો ભેદાભેદ ઉપલબ્ધજ છે. એટલા માટે સર્વ પદાર્થ એક અને અનેક તથા પરસ્પરમા નતો અત્યંત ભિન્ન છે, અને ન અભિન્ન, કિંતુ ભિન્ના ભિન્ન છે. એ વાતને સિદ્ધ કરવાને માટે અમારી પાસ તો–પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ ત્રણેંજ પ્રમાણ ઉપસ્થિત છે. તમારી પાસ કોઇ પ્રમાણ નથી ઇત્યાદિ.

આ સિવાય ભાસ્કરાચાર્યે–જીવ બ્રહ્મનો જે ભેદાભેદ માન્યો છે તેને પણ તે સર્વથા યૌકિતકજ નથી માનતા, કિંતુ શ્રુતિ સિદ્ધ પણ બતાવે છે.

તેમના ભાષ્યનું તે સ્થલ પણ જાણવા યોગ્ય છે. તેઓ કહે છે કે–એ કદી નથી થઇ શકતુ કે સ્ત્રીના વચનની પેઠે શ્રુતિ વચનનો અનાદર કરી શકાય. જ્યારે એક શ્રુતિ અભેદનુ કથન કરે છે અને બીજી ભેદનું, તો પછી એ કયાંનો ન્યાય છે કે એકને માનવી અને બીજીનો અનાદર કરવો. માટે બન્નેનોજ સ્વીકાર કરવો ઉચિત છે. એટલા માટે ભેદ અને અભેદ એ બન્ને જ ગ્રહણ કરવા ઉચિત છે. આ બધા લેખોથી પ્રતીત થાય છે કે ભાસ્કરાચાર્ય અનેકાંતવાદ ને અર્થથી ઘણી મોટી સીમા સુધી પ્રતિપાદક અને સમર્થક છે.

ભાસ્કરાચાર્યની પેઠે વિજ્ઞાન ભિક્ષુએ પણ બ્રહ્મ સૂત્ર પર એક “વિજ્ઞાનામૃત” નામનો ભાષ્ય લખ્યો છે તેનો ભાવાર્થ—“ તત્વના ચિંતક યોગીલોક શક્તિ અને શક્તિવાલાનો ભેદા ભેદજ દેખે છે.” એ કૂર્મ અને નારદ પુરાણના વાકયથી પણ પ્રતીત થાય છે કે—ભેદાભેદજ પરમાર્થ છે. એટલા માટે કહ્યું છે કે—આ સદસદ્ રૂપ વિશ્વ–સંસાર ભગવાનનુંજ રૂપ છે. એજ પ્રમાણે કાર્ય કારણ અને ધર્મ ધર્મીના લક્ષણ રૂપ ભેદ હોવાથી પણ સંમિશ્રણ રૂપથી અભેદ છે.

ફરી બ્રહ્મ સત્યની શ્રુતિથી જણાવ્યું છે કે—

બ્રહ્મ સત્યં ઇત્યાદિ શ્રુતિએ જ સ્પષ્ટ કહ્યું છે અને શ્રુતિના સમાન જ સ્કંદ પુરાણમાં લખ્યું છે–ચૈતન્યની અપેક્ષાથી આ સમસ્ત સંસાર અસત્, અને ઘટ કુંડાદિની અપેક્ષાથી સત્ છે આથી બ્રહ્મમા સત્યત્વ, અસત્યત્વ એ બન્ને જ ધર્મોની ઉપલબ્ધિ પ્રમાણિત છે.

આ વિજ્ઞાન ભિક્ષુના લેખથી પ્રતીત થાય છે કે તેમને અપેક્ષા કૃત ભેદને લઇ પદાર્થમા સત્વા સત્વ, અને ભેદાભેદનું સહ અવસ્થાન અભીષ્ટ છે.

અને ભેદાભેદની સાથ અવસ્થિતિમા જે વિરોધ બતાવાય છે તેના પર વિજ્ઞાન ભિક્ષુની શંકા સમાધાન નીચે પ્રમાણે છે તેનો ભાવાર્થ—

(શંકા)—ભેદાભેદ પરસ્પર વિરોધી છે તેથી એ બન્ને એક સ્થાનમાં નથી રહી શકતા.

(ઉત્તર)—અન્યોઽન્યાભાવ રૂપ ભેદનો અવિભાગ રૂપ અભેદની સાથ અવિરોધ હોવાથી ભેદાભેદની અવસ્થિતિમા કોઇ હરકત નથી. તથા વિભાગાઽવિભાગ રૂપ ભેદાઽભેદમા કાલકૃત અપેક્ષા ભેદ, વ્યહાર અને પરમાર્થ કૃત અપેક્ષા ભેદથી કોઇ વિરોધ નથી, અર્થાત્ ભિન્ન ભિન્ન સમયની અપેક્ષા વ્યવહાર અને પરમાર્થની અપેક્ષાથી ભેદા ભેદ એક સ્થાનમાં રહી શકે છે. જેમ ભેદ મુખ્ય છે તેમ અભેદ પણ મુખ્ય છે. તથા સર્વ સાક્ષી પરમાત્મા ભિન્ના ભિન્ન સ્વરૂપથીજ સર્વ જગોપર અવસ્થિત છે, ઇત્યાદિ સેંકડો સ્મૃતિયો ભેદાભેદનો બોધન કરતી થકી તેના વિરોધને અપ્રમાણિક બતાવી રહી છે.

અમારા વિચાર પ્રમાણે વિજ્ઞાન ભિક્ષુનો આ લેખ સરલ અને સ્પષ્ટ છે. તેઓ અપેક્ષા કૃત ભેદ દૃષ્ટિથી-કાર્ય કારણ અને ધર્મ ધર્મી આદિના ભેદાભેદને મુક્ત કંઠથી સ્વીકાર કરી રહ્યા છે. અને તે પણ યુક્તિ સંગતજ નહી કિંતુ શાસ્ત્ર સમ્મત પણ બતાવી રહ્યા છે, અને અનેકાંતવાદનું પણ મંતવ્ય એજ છે

તે પણ અપેક્ષાકૃત ભેદથીજ ભેદાભેદની એકત્ર અવસ્થિતિ માને છે, કેવલ શબ્દોનો કાંઇક ફેર છે. અર્થમા કોઇ પણ ભેદ નથી અમારા વિચારમાં તો વિજ્ઞાનામૃત ભાષ્યનો ઉકતલેખ અનેકાતવાદને સંપૂર્ણ રૂપથી સમર્થક છે. એવું કહેવામાં જરાવણ અતિશયોકિત નથી.

( નિંબાર્કાચાર્યનો પારિજાત સૌરભ ભાષ્ય ) પૃ. ૧૦૪ થી

નિબાર્કાચાર્યે બ્રહ્મ સૂત્ર પર—" વેદાંત પારિજાત સૌરભ " નામનો એક નાનો ભાષ્ય લખ્યો છે—તેમા—" तत्त समन्वयात् " (૧। ૧। ૪) એ સૂત્ર પર તેઓ લખે છે કે—" सर्व भिन्ना भिन्नो भगवान् वासुदेवो विश्वात्मैव जिज्ञासा विषय इति"

ભાવાર્થ—ભિન્ના ભિન્ન સ્વરૂપ વિશ્વાત્મા ભગવાન્ વાસુદેવજ જીજ્ઞાસાનો વિષય છે.

નિંબાર્કાચાર્યના આ ભેદા ભેદના લેખથી અનેકાતવાદનું પુરેપુરૂ પોષણ થાય છે. વાચક પોતેજ વિચાર કરી શકે તેમ છે.

વિશિષ્ટા દ્વૈત-રામાનુજાચાર્યનો શ્રી ભાષ્ય. પૃ. ૧૦૫થી

( વિશિષ્ટા દ્વૈત મતના પ્રધાનાચાર્ય-રામાનુજ સ્વામીએ પણ બ્રહ્મ સૂત્ર પર શ્રી ભાષ્ય નામનો એક વૃહત્કાય ગ્રંથ લખ્યો છે, આ આચાર્ય અનેકાતવાદના તો વિરોધી છે, તેમને ભેદાભેદ સહ અવસ્થા ને શ્રી ભાષ્યમાં મોટા વિસ્તારથી નિરાકરણ કર્યું છે. પરંતુ તેમના વિશિષ્ટા દ્વૈતના સિદ્ધાતનુ સૂક્ષ્મ દષ્ટિથી નિરીક્ષણ કરીયેતો તે ( વિશિષ્ટા દ્વૈત ) અનેકાતવાદની છાયાથીજ ભરેલું છે. રામાનુજ મતના અનુસાર બ્રહ્મ નિર્વિશેષ પદાર્થ નથો, કિંતુ ચિત્ અને અચિત્ એ બે વિશેષણોથી વિશિષ્ટ છે.

ચિત્-જીવ રાશી-જીવ સમુદાય, અચિત્-જડ રાશી-સમસ્ત જડ વર્ગ-એ બે બ્રહ્મના વિશેષણ અને બ્રહ્મ તેમનો વિશેષ્ય છે. તાત્પર્ય કે ચિત્ અચિત્ એ બન્ને બ્રહ્મના શરીર અને બ્રહ્મ શરીરી છે. તો વિશિષ્ટા દ્વતનો અર્થ એ થાય કે ચિત્ અચિત્ વિશેષણવાળા બ્રહ્મ એક અથવા અભિન્ન છે. વિશેષણ ભુત-જીવ -અચિત્ પ્રકૃતિ વસ્તુ, સ્વરૂપથી પૃથક્ લેવા છતાં પણ સમુદાય રૂપ વિશિષ્ટ રૂપથી એક અથવા અભિન્ન છે, એ તાત્પર્ય વિશિષ્ટા દ્વૈતનો નિકલે, આ દશામા સ્વરૂપાપેક્ષાથી અનેકત્વ-અભિન્નત્વ અને વિશિષ્ટાપેક્ષાથો એકત્વ અભિન્નત્વની પ્રતીતિ થવાથી બ્રહ્મમાં-અપેક્ષાકૃત એકત્વડનેકત્વ એની મેલે સ્વીકાર થયો. અમારા આ કથનની સત્યતા શ્રી ભાષ્યનો પાઠ કાંઇ અધિક રૂપથી પ્રમાણિત કરે છે. તેનો ભાવાર્થ માત્ર જ લખીએ છિએ-(૨ । ૧ । ૯ સૂત્રનો ભાષ્ય-પૃ. ૪૧૧ । નિર્ણયસાગર પ્રેસ મુંબાઇ

" સ્થૂલ સૂક્ષ્મ-જડ ચેતન શરીરવાલા બ્રહ્મજ કાર્ય અને કારણ રૂપથી અવસ્થિત છે. આ સિદ્ધાંતના અનુસાર કાર્ય કારણ ભાવથી-સંકોચ વિકાશ સ્વરૂપતા બ્રહ્મને પ્રાપ્ત થશે જે કે અનિષ્ટ કારક છે આ આક્ષેપનું સમાધાન કરતા થકા રામાનુજાચાર્ય કહે છે-" ચિત્ અચિત્ વસ્તુ શરીર ભૂત બ્રહ્મમાં " સંકોચ વિકાશ સ્વરૂપ કાર્ય કારણ રૂપ અવસ્થા એનો સંબધ હોવાથી પણ કોઇ હરકત નથી. કેમકે-સંકોચ વિકાશ-સ્વરૂપથી બ્રહ્મમાં નથી, કિંતુ તેમના શરીર સ્વરૂપ ચેતન અને જડ વસ્તુમાં છે, શરીર ગત દોષોનો પ્રવેશ આત્મામાં નથી થઇ શકતો અને આત્મગત ગુણોનો શરીરમાં લેપ નથી થતો, એટલા માટે બ્રહ્મમા સંકોચ વિકાશનો સ્વીકાર હોવાથી પણ કોઇ દોષ નથી.

આથી વધારે અનેકાતવાદના સ્વીકારનો લેખ કયો ગણાય ? પ્રથમતો વિશિષ્ટને એક અથવા અભિન્ન માનીને તેમા ( ચિત્ અચિત્ વિશિષ્ટ બ્રહ્મમા ) સંકોચ વિકાશ અથવા કાર્ય કારણત્વ રૂપ અવસ્થા એનો સ્વીકાર કરવો, વળી ઉકત સંકોચ વિકાશ અવસ્થાને તેના શરીર ભૂત વિશેષણ સ્વરૂપ-ચિત્ અચિત્ વસ્તુમાંજ બતાવવા નિસ્સંદેહ વિશિષ્ટમાં-એકત્વ અભિન્નતા અનેકત્વ ભિન્નતાને પ્રમાણિત કરે છે. જો વિશિષ્ટ સર્વથા એક અથવા અભિન્ન છે તો શરીરાદિગત અથવા ચિત્ અચિત્ વસ્તુગત ગુણ દોષોનો તેમાં સંચાર કેમ નહી ? વિશિષ્ટને અભિન્ન માનીને પણ ગુણ દોષોને માત્ર વિશેષણમાજ સ્વીકાર કરવો એની મેલે સિદ્ધ કરે છે કે એ બન્ને ( વિશેષણ અને વિશેષ્ય-વિશેષણ ચિત્ અચિત્ વસ્તુ । વિશેષ્ય-બ્રહ્મ ) કથંચિત્ ભિન્ના ભિન્ન છે. એકાંતપણાથી ભિન્ન અને અભિન્ન નથી. અમારા વિચારમા વિશિષ્ટાદ્વૈતનો સિદ્ધાતજ એજ છે કે સમુદાયરૂપથી ચિત અચિત્ અને બ્રહ્મ એક અથવા અભિન્ન છે. અને વ્યકિત રૂપથી એ સર્વ અનેક અને ભિન્ન છે. શ્રી ભાષ્યના લેખોથી પણ એજ પ્રતીત થથા છે આથી અમારા વિચારમાં રામાનુજાચાર્યનો વિશિષ્ટા દ્વૈત પણ અનેકાંતવાદનોજ પ્રતિરૂપ છે.

( શ્રીકંઠ શિવાચાર્યનો બ્રહ્મ મીમાંસા ભાષ્ય ) પૃ. ૧૦૮ થી

રામાનુજની પેઠે શિવ વિશિષ્ટાદ્વૈત મતના સંસ્થાપક શ્રીકંઠ શિવાચાર્યે પણ બ્રહ્મ સૂત્ર પર " બ્રહ્મ મીમાસા ભાષ્ય " એ નામનો એક ભાષ્ય લખ્યો છે. શ્રીકંઠાચાર્યે તો સિધે સિદ્ધો અને સ્પષ્ટ શબ્દોમાં વિશિષ્ટાદ્વૈતના ભેદાભેદનુ સાદશ્યપણું બતાવતાં અનેકાંતવાદની અનુસૃતિનો અસંદિગ્ધ રૂપથી પરિચય બતાવ્યો છે—

" अधिकंतु भेद निर्देशात् " ( २ । १ । २२ )

ननु तदनन्यत्वं ( २ । १ । १५ ) इत्यभेद प्रतिपादनात् अधिकंतु ( २ । १ । २२ )

ઉપરના બન્ને સૂત્રથી અને તેના ભાષ્યનો ભાવાર્થ—

આ સૂત્રની વ્યાખ્યા કરતાં પોતે લખે છે કે—

પ્રશ્ન—तदनन्यत्वं ઇત્યાદિ સૂત્ર અભેદનું પ્રતિપાદન કરે છે. અને अधिकतु भेद निर्देशात સૂત્રભેદનુ વિધાન કરી રહ્યું છે. એથી સિદ્ધ થયું કે સૂત્રકારને બ્રહ્મ અને પ્રપંચનો ભેદા ભેદજ અભિમત છે. ( ન કે અત્યંત ભેદ કે અભેદ )

ઉત્તર—એવું ન કહો અમો ભેદા ભેદ સદશ વિશિષ્ટાદ્વૈત સિદ્ધ કરીએ છિએ—અમે બ્રહ્મ અને પ્રપંચનો એકાંત ભેદ નથી માનતા, એનો આત્યંતિક ભેદ માનવાથી ઘટ પટની પેઠે એ પણ અત્યંત ભિન્ન સિદ્ધ થશે, તળતો અભેદને પ્રતિપાદન કરવાવાળી શ્રુતિની સાથ વિરોધ થશે, એ ભયથી જો એનો એકાંત પણે અભિન્ન સ્વીકાર કરીએ તો શુક્તિ રજતની પેઠે બ્રહ્મ અને પ્રપંચ એ બેમાંથી એક મિથ્યા ઠરશે. ( તોજ અભેદ સિદ્ધ થશે ) પરંતુ એવું માનવાથી બ્રહ્મ એને પ્રપચનો—એના સ્વભાવિક ગુણોને લઇને શ્રુતિએ જે ભેદ પ્રતિપાદન કર્યો છે તેની ઉપપત્તિ નહી થશે, અર્થાત્ ભેદ પ્રતિપાદક શ્રુતિથી વિરોધ થશે. તેમજ ભેદાભેદ ને પણ અંગીકાર નથી કરી શક્તાકેમકે આપસમા વિરોધો છે. કિંતુ શરીર અને શરીરી (શરીરવાળા) ગુણ અને ગુણીની, પેઠે એનો (બ્રહ્મ પ્રપંચનો) વિશિષ્ટાદ્વૈત—વિશિષ્ટ રૂપથી અભેદ માનવો જ યુક્તિ સંગત છે

પ્રશ્ન—તોં પછી અભેદ અને ભેદ પ્રતિપાદક શ્રુતિયોની શી ગતિ?

ઉત્તર—મૃત્તિકા અને ઘટ, ગુણ અને ગુણીની પેઠે—કાર્ય કારણ અને વિશેષણ વિશેષ્ય રૂપથી સદાવ્યાપ્ત રહેવું જ, પ્રપંચ અને બ્રહ્મનું અનન્યત્વ જો અભેદ છે જે પ્રમાણે મૃત્તિકાના વિના ઘટ અને નીલિમાદિના વિના ઉત્પલ—કમલની ઉપલબ્ધિ નથી થતી તેજ પ્રમાણે બ્રહ્મના વિના પ્રપંચ શકિતની સ્થિતી અને શકિતના વિના બ્રહ્મનું પણ કોઇ જગોપર જ્ઞાન નથી થતું.

ઉષ્ણુતાના વિના અગ્નિની જેવી રીતે ઉપલબ્ધિ નથી, થતી તે પ્રમાણે શક્તિના વિના બ્રહ્મનું પણ ભાન અસંભવ છે. જેના વિના જેનું જ્ઞાન ન થાય તે

* બ્રહ્મમા નિત્યત્વ, પ્રપંચમા અનિત્યત્વ, બ્રહ્મમા અવિકૃતિ, પ્રપંચમાં વિકાર, બ્રહ્મમાં ચેતનત્વ, પ્રપંચમા જડતા, બ્રહ્મમા એકત્વ, અને પ્રપંચમા અનેકતા આદિ સ્વાભાવિક ગુણોની પરસ્પર ભિન્ન રૂપથી ઉપલબ્ધિ થાય છે. ।

તેનાથી વિશિષ્ટ થાય છે. એટલા માટે બ્રહ્મને સર્વથા પ્રપંચ વિશિષ્ટ હોવાથી તે પ્રપંચથી અભિન્ન છે, અને ભેદતો સ્વાભાવિક છેજ. અર્થાત્ વિશેષણ વિશેષ્યગત સ્વાભાવિક ગુણોની વિભિન્નતાથી એનો પ્રપંચ અને બ્રહ્મનો ભેદ તો સિદ્ધજ છે ઇત્યાદિ ।

આચાર્ય શ્રી કંઠના આ લેખથી અનેકાંતવાદ ઉપર જે ઉજ્વલ પ્રકાશ પડે છે તે તો પ્રત્યક્ષજ છે. પરંતુ તેમને શ્રુતિ, સૂત્ર અને પ્રમાણ, સિદ્ધ સાપેક્ષક ભેદાભેદને ન માનીને તત્સદૃશ વિશિષ્ટા ભેદનેજ આદરણીય સ્થાન આપ્યું એવો દ્રાવિડ પ્રાણાયામ કેમ કર્યો ? (એવું દુભાષીયુ કેમ બતાવ્યું ?) શું ભેદાભેદમાં તમો જે વસ્તુ વિરોધ બતાવો છો તે તમારા વિશિષ્ટાદ્વૈતમાં નથી ? વિશિષ્ટાદ્વૈત પણ તે ભેદાભેદ રૂપજ છે. કાર્ય કારણ (પ્રપંચબ્રહ્મ) માં વિશિષ્ટપણાથી અભેદ અને સ્વભાવ રૂપથી ભેદ ને અંગીકાર કરવો શુ ભેદા-ભેદની સ્વીકૃતિ નથી શું આ ભેદાભેદ, ઉક્ત ભેદાભેદથી ( જેમાં કે તમો વસ્તુ વિરોધ બતાવો છો ) કુછ ભિન્ન પ્રકારનો છે ? ખરે ? હવે તમારો એક બીજો લેખ જુવો—

" नतु दृष्टांता भावात् " (૨।૧।૯૮)

આ સૂત્રના ભાષ્યનો ભાવાર્થ—

" જેનો આત્મા શરીર છે, જેનો અવ્યક્ત શરીર છે. " ઇત્યાદિ શ્રુતિ અને " અજ્ઞાનતાની પ્રચુરતાથી પશુ લોક એ વાતને નથી જાનતા કે આ ચરાચર જગત્ દેવાધિદેવ (પરમાત્માનુંજ શરીર છે ઇત્યાદિ પુરાણોક્તિયોથી ચિત્ અચિત્ચેતન અને—જડશરીર ભૂત પરબ્રહ્મ શિવજ કાર્ય અને કારણ રૂપ અવસ્થા એથી અવસ્થિત છે, તથા તેમાં ચિત અચિત્ વિશિષ્ટ બ્રહ્મમા ગુણ દોષ વ્યવસ્થાને માટે દૃષ્ટાંતનો સદ્ભાવ હોવાથી વેદાંત વાક્યોનો સમન્વય પણ સારી પેઠે થઇ શકે છે. જેમ મનુષ્ય રૂપ શરીરાત્મા મા બાલ, યુવા અને વૃદ્ધ-ત્વાદિ તથા સુઃખ દુઃખાદિ બન્ને દૃષ્ટિગોચર થાય છે પરંતુ એમા બાલત્વાદિ ધર્મ જેમ શરીરનો અને સુખ દુઃખાદિ આત્માનો છે તેવોજ પરબ્રહ્મના શરીર ભૂત—ચિત્ અચિત્ વસ્તુમાં રહેવાવાલા અજ્ઞાન વિકાર આદિ અનિષ્ટ દોષ તો શરીર રૂપ—ચિત અચિત્ વસ્તુમાંજ રહે છે અને નિરવદ્યત્વ—નિષ્પાપતા—અવિકા-રિત્વ—સર્વજ્ઞત્વ અને સત્વ સંકલ્પાદિગુણ, આત્મભૂત પરમેશ્વર માં નિવાસ કરે છે એટલા માટે કોઇ પ્રકારનો પણ અસામંજસ્ય નહી છે ઇત્યાદિ

આ લેખનો તાત્પર્ય એ છે કે—જડ ચેતન શરીરવાળા પરમાત્માજ કાર્ય કારણ રૂપથી સવત્ર સ્થિત છે. ચિત અચિત્ વિશિષ્ટ બ્રહ્મ એક અથવા

અભિન્ન હોવાથી પણ વિશેષણ અને વિશેષ્યગત ગુણ દોષોનો એક બીજામાં સંમિશ્રણ નથી થતું. જેમ શરીર વિશિષ્ટ આત્માની એક અથવા અભિન્ન રૂપથી પ્રતીતિ હોવાથી પણ વધવું ઘટવું શરીરમાં થાય છે અને સુખ દુઃખાદિનું ભાન આત્મામાં થાય છે એજ પ્રમાણે પરમેશ્વરના શરીર ભૂત જીવ અને પ્રકૃતિમાં તો અજ્ઞાન અને વિકારત્વાદિદોષ રહે છે અને આત્મભૂત પરમેશ્વરમાં સર્વજ્ઞત્વાદિ ગુણ રહે છે પરંતુ વિશિષ્ટ એક અંશથી અભિન્ન જ છે,

ઉક્ત લેખથી જે અભિપ્રાય પ્રગટ થાય છે. તે સ્ફુટ છે. ચિત્ અચિત્ વિશિષ્ટ બ્રહ્મ, વિશિષ્ટ રૂપથી સમુદાયરૂપથી એક અથવા અભિન્ન છે. તેમ વિશેષણ અને વિશેષ્ય રૂપથી અનેક અથવા ભિન્ન છે. એજ વિશિષ્ટાદ્વૈતનો તાત્પર્ય પ્રતીત થાય છે, એથી સિદ્ધ થયું કે શ્રીકંઠાચાર્ય પણ વસ્તુથી અનેકાંતવાદના વિરોધી નથી કિંતુ શબ્દાંતરથી પ્રતિપાદક છે.

**વલ્લભાચાર્યનો તત્વાર્થ પ્રદીપ. પૃ. ૧૧૪ થી.**

શ્રી વલ્લભાચાર્ય, શુદ્ધાદ્વૈત મતના સંપાદક છે. તેમને બ્રહ્મ સૂત્ર પર અણુભાષ્યના સિવાય–" तत्त्वार्थप्रदीप " નામનો એક નાનો સટીક ગ્રંથ લખ્યો છે. તે જોવાથી માલમ પડે છે કે—બ્રહ્મમાં સર્વ વિરોધી ગુણોને તેઓ સ્વીકાર કરે છે. તેમા કોઇ અંશમાં અનેકાંતવાદનું સમર્થન થાય છે ફરક એટલો છે કે–અનેકાંતવાદ, વિરોધી ધર્મોની એક પદાર્થમાં અવિરોધ, અપેક્ષા દષ્ટિથી માને છે અને વલ્લભાચાર્યે ઇશ્વરના વિષયમાં અપેક્ષાની કોઇ જરૂર નથી માની તે તો સ્પષ્ટ શબ્દોમાં વિરોધી ગુણોની સત્તાને ઇશ્વરમાં સ્વીકાર કરે છે "

( પૃ. ૩૧૫ શ્લો. ૭૩ માંના-પ્રકાશ વ્યાખ્યાનો ભાવાર્થ– બ્રહ્મ સર્વ વિરોધી ધર્મોનો આશ્રય છે. તે કુટસ્થપણ છે, અને ચલ પણ છે, એક પણ છે, અને અનેક પણ છે ઇત્યાદિ.

આ લેખથી જે કાંઇ પ્રતીત થાય છે તે પ્રગટ છે. બ્રહ્મ એક પણ છે; અને અનેક પણ, અચલ પણ, અને ચલ પણ ઇત્યાદિ રૂપથી જે વિરોધી ગુણોની તેમાં સ્થિતિ બતાવી જાય છે તે અપેક્ષા કૃત ભેદના અનુસાર જ યુક્તિ યુક્ત સમઝી જાય છે અન્યથા નહીં, એટલા માટે આ પ્રકારનાં વાક્ય પણ અપેક્ષાવાદ અનેકાંતવાદ નોજ સમર્થક છે. એવો અમારો વિચાર છે.

**(પંચદશી) પૃ. ૧૧૫ થી**

શાંકર મતના અનુયાયી–વિદ્યારણ્ય સ્વામીએ વેદાંત વિષયપર પંચદશી નામનો એક પ્રકરણ ગ્રંથ લખ્યો છે તે ગ્રંથમાં પણ રૂપાંતરથી

અનેકાંતવાદનો ઉલ્લેખ છે. માયાનું કથન કરતાં વિદ્યારણ્ય સ્વામી પ્રગટ રૂપથી અપેક્ષાવાદનો આશ્રય લેતા પ્રતીત થાય છે. અપેક્ષાવાદ, અનેકાંતવાદ નોજ પર્યાય વાચી શબ્દ છે.

પંચદશી ચિત્રદીપ પ્રકરણ શ્લો ૧૩૦ થી ૧૩૨ સુધીનો ભાવાર્થ—

(૧) માયા, તુછ, અનિર્વચનીય અને વાસ્તવરૂપથી ત્રણ પ્રકારની છે શ્રુતિથી તુંછ છે, યુક્તિથી અનિર્વચનીય અને લૌકિક વ્યવહારથી સત્ય છે.(૧૩૦)

(૨) જે પ્રમાણે ઘટના પ્રસારણ અને સંકોચથી તેમાં રહેલાં ચિત્રોનું દર્શન અને અદર્શન પ્રતીત થાય છે તેજ પ્રમાણે આ જગત્‌ના પણ સત્ત્વાસત્વને આ માયા બતાવે છે. (૧૩૧)

(૩) આ માયા સ્વતંત્ર પણ છે અને પરતંત્ર પણ છે, અસ્વતંત્ર એટલા માટે કે ચેતનના વિના એની પ્રતીતિ નથી થતી, અને સ્વતંત્ર એ અપેક્ષાથી કે સંગરહિત ચેતનને પણ એ અન્ય રૂપમાં બદલી નાખે છે.

આ કથનથી માયામાં સ્વતંત્રતા અને પરતંત્રતા એ બન્ને ધર્મ અપેક્ષા ભેદથી વિદ્યમાન છે, એ તત્ત્વ સાબિત થયો.

## ( ભેદાભેદ ) પૃ. ૧૧૯ થી

શક્તિ અને શકિત વાલાના સંબંધનું કથન કરતાં તેમનો પરસ્પરમાં ભિન્ન ભિન્ન રૂપથીજ સ્વીકાર કર્યો છે. અને કાર્ય કારણનો પણ ભેદાભેદ રૂપથીજ ઉલ્લેખ કર્યો છે–

"शक्तिः शक्तात्, पृथङ् नास्ति तद्वद् दृष्टेर्नचाभिदा
प्रतिबंधस्य दृष्टत्वात् शक्त्याभावे तु कस्यसः (११)

ભાવાર્થ–અગ્નિ આદિ પદાર્થમાં જે દાહક–બાલવાની શક્તિ છે તે, અગ્નિ આદિથી જુદી નથી, જો જુદી હોય તો અગ્નિથી જુદા રૂપમાં દેખાવવી જોઇએ, તેમજ તે શક્તિ સર્વથા અભિન્ન પણ નથી, કેમકે પ્રતિબંધકના સદ્‌ભાવમાં તેનો વિલોપ જોઇએ છિએ તાત્પર્ય કે–અગ્નિમાં રહેવાવાલી દાહક શક્તિ જો સર્વથા અગ્નિ તુજ સ્વરૂપ હોય તો–મણિ,મંત્ર, ઔષધિનાં સંબંધથી અગ્નિમાં દાહકપણાનો જે અભાવ જોઇએ છે તેની સંગતિ નથી થઇ શકતી, અગ્નિ હાજર હોવાથી પણ ત્યાં દાહ નથી થતો, આથી પ્રતીત થયું કે શક્તિ અગ્નિથી સર્વથા અભિન્ન પણ નથી, કિંતુ ભિન્ન અને અભિન્ન છે. એ અર્થાત્ સિધ્ધ થયું. એટલા માટે શક્તિ અને શકિત વાલાનો અપેક્ષાકૃત ભેદાભેદજ પ્રમાણિત થયો.

( આ અર્થ—પૃ. ૪૪ ની ટીકાનો છે. નિર્ણય સાગર પ્રેસ )

કાર્ય કારણના વિષયમાં વિદ્યારણ્ય લખે છે. પૃ. ૧૧૮ થી

બ્રહ્માનંદે અદ્વૈતાનંદ પ્રકરણ શ્લો. ૩૫ । ૩૬ ની ટીકાનો ભાવાર્થઃ—

ઘટ મૃત્તિકાથી ભિન્ન નહીં છે, ભિન્ન હોય તો મૃત્તિકાના વિના પણ સ્વતંત્ર રૂપથી ઘટની ઉપલબ્ધિ થવી જોઇએ. તેમજ અભિન્ન પણ નથી, અભિન્ન હોય તો પિંડ દશામાં પણ તેનો ઉપલબ્ધ થવો જોઇએ અર્થાત મૃત્તિકાના પિંડમાં પણ ઘટનુ પ્રત્યક્ષપણું થવું જોઇએ, એટલા માટે મૃત્તિકાથી ઘટ નતો સર્વથા ભિન્ન અને ન અભિન્ન, કિંતુ અનિર્વચનીય છે (કથંચિત્ સાપેક્ષપણાથી ભિન્નાભિન્ન છે) અવ્યક્ત દશામા તે શક્તિરૂપથી અવસ્થિત છે, અને વ્યકત દશામાં ઘટ નામને ધારણ કરી લે છે ઇત્યાદિ ।

વિદ્યારણ્ય સ્વામી યદ્યપિ અદ્વૈત મતનાજ અનુયાયી છે તેમનો સિદ્ધાંત તેજ છે જેનું સ્થાપન સ્વામી શંકરાચાર્યે કર્યું છે. પરંતુ તેમના ઉક્ત કથનથી કાર્ય કારણના ભેદાભેદની એકાંતતાનો નિષેધ પ્રગટ પ્રતીત થાય છે. ઘટને મૃત્તિકાથી એકાંતપણાથી ભિન્ન અથવા અભિન્ન ન માનતાં તેને અનિર્વચનીય બતાવે છે, પરંતુ વિચાર દૃષ્ટિથી જોઇએ તો આ "અનિર્વચનીય" શબ્દ અનેકાંતવાદનોજ રૂપાંતરથી પરિચાયક છે. એના ઉપર અમો આગળ જઇને યથાશકિત અવશ્ય વિચાર કરીને કાંઇ વિશેષ લખીશું.

વેદાત દર્શનમાં અનેકાંતવાદનો આશ્રય—કોઇ કોઇ જગોપર અવશ્ય લીધેલો છે તેમાંનો થોડો તો અમોએ બતાવી દીધો, તેનાપરથી વાચક વર્ગ જરૂર વિચાર કરીને જોશે.

## બૌદ્ધ દર્શન પૃ. ૧૧૯ થી

બૌદ્ધ દર્શનના વિષયમાં અમારૂં ખાસ ગ્રંથ જ્ઞાન ઘણું થોડું છે પરંતુ ભારતીય વિદ્વાનોએ ઐતિહાસિક ગવેષણા કરીને બૌદ્ધ તત્વજ્ઞાન ઉપર જે પ્રકાશ પાડયો છે તેના આધારથી કાંઇ કહી શકીએ છિએ કે—બૌદ્ધ દર્શનમાં તાત્વિક વિષયની વ્યવસ્થાના માટે આપેક્ષાવાદનુ અવલંબન તો અવશ્ય કરેલું છે.

બુદ્ધ ભગવાનના પછી બૌદ્ધધર્મ "હીનયાન" અને "મહાયાન" આ બે મુખ્ય શાખામા વિભકત થયો. તેમા પણ હીનયાનની સૌત્રાતિક અને વૈભાષિક

એ બે મુખ્ય શાખાઓ અને મહાયાનની યેગાચાર્ય અને માધ્યમિક એ બે મુખ્ય શાખાઓ થઇ. એ ચાર શાખાઓમા બૌદ્ધ તત્વજ્ઞાન સંકલિત થએલું પ્રતીત થાય છે.

તાત્પર્ય કે બુદ્ધ ભગવાનના પછી, તેમની શિક્ષાપર દાર્શનિક વિચાર ઉઠતાં બૌદ્ધોના-સૌત્રાંતિક, વૈભાષિક, યોગાચાર્ય અને માધ્યમિક એ ચાર મુખ્ય ભેદ થયા.

એમાં સૌત્રાંતિક અને વૈભાષિકોનો જે સિદ્ધાત છે તે "હિંદ તત્વજ્ઞાન નો ઇતિહાસ" ના લેખકે સાધાર કથન મુજબ આ પ્રકારે છે—બ્રાહ્ય અને અભ્યંતર પદાર્થ સમુદાય=બહાર અને અંતરની વસ્તુઓનો સમૂહ-નિત્ય સત્તા-વાળો છે. અને તેની પ્રતીતિમાં ક્ષણિકત્વ તેની સાથ મલ્યો હુવો છે.

તે પદાર્થ સમૂહ—સંતાન અથવા પ્રવાહ રૂપથી નિત્ય અને પ્રત્યેક રૂપથી ક્ષણિક—અનિત્ય છે.

આ કથન જૈન દર્શન ના અનેકાંતવાદ ( નિત્યાનિત્યવાદ ) ને સ દેહવિના સમર્થ ન કરે છે.

તથા વિજ્ઞાનવાદી યોગાચારનુ—આલય વિજ્ઞાન પણ વિકારિનિત્ય, અથવા પરિણામિ નિત્ય પદાર્થ હોવાથી કથંચિત નિત્યાનિત્યજ સિધ્ધ થાય છે.

આના સિવાય માધ્યમિક મત=શૂન્યવાદ ના પ્રધાનાચાર્ય નાગાર્જુને બુદ્ધ ભગવાનના વાસ્તવિક અભિપ્રાય ને પ્રગટ કરતા થકા "માધ્યમિક-કારિકા" ના આરંભમાં જે કારિકા લખી છે તેનાથી અનેકાંતવાદની વિશેષ પ્રતીતિ થાય છે—યથા—

अनिरोध मनुत्पाद मनुछेद मशाश्वतं ।
अनेकार्थ मनानार्थ मनागम मनिर्गमं ॥
य प्रतीत्य समुत्पादं प्रपंचोपशमं शिवं ।
देशयामास संवुध्ध स्तंवंदे द्विपद्वांवरं ॥१॥

ભાવાર્થ—શિવરૂપ પરમ તત્વનો ઉપદેશ કરવા વાળા સર્વ શ્રેષ્ટ—બુધ્ધ ભગવાનને નમસ્કાર થાઓ. પરમતત્વ, ઉત્પત્તિ અને વિનાશ વાળાપણુ નથી; તેમજ

તેને સ્થિર અથવા નિત્ય કહી શકીએ તેમ પણ નથી, એજ પ્રમાણે અસ્થિર અથવા વિનાશ શીલ પણ નથી, અને એથી એક અથવા અનેક પણ નથી કહી શકતા, એમ તે ગમાગમ ( આવવા અથવા જાવા ) થી પણ રહિત છે. તાત્પર્ય કે–એ છ વિકલ્પોમાથી એકાંત પણાથી કોઇપણ વિકલ્પ તે પરમતત્ત્વમાં સંઘટિત નથી થઇ શકતો.

એના સિવાય માધ્યમિક કારિકાનો એક બીજો પાઠ જુવો, બુદ્ધોના ઉપદેશનો સાર બતાવતા મહામતિ નાગાર્જુન લખે છે કે—

आत्मेत्यपि प्रज्ञपित मनात्मेत्यपि देशितं
बुद्धै र्नात्मा नचानात्मा कश्चि दित्यपि देशित

ભાવાર્થ–બુદ્ધોએ (બુદ્ધ ભગવાને) આત્મા છે એવો ઉપદેશ પણ કર્યો છે, એજ પ્રમાણે આત્મા પણ નથી અને અનાત્મા પણ નથી એવું પણ કહ્યું છે ઇત્યાદિ.

બુદ્ધ ભગવાન્ના આ ઉપદેશની સંગતિ, અપેક્ષાવાદના સિદ્ધાંતનુ અનુસરણ કર્યા વિના કદી નથી થઇ શકતી "આત્મા છે પણ અને નથી પણ" આ કથન-કોઇ રોકાવટ વિના પોતાની સિદ્ધિના માટે અપેક્ષાવાદનું આહ્વાન જ કરી રહ્યું છે, તેમજ પરમ સત્યના વિષયમાં તે સ્થિર પણ નથી અને અનિત્ય પણ નથી ઇત્યાદિ જે લખ્યું છે તે પણ નિષેધ રૂપથી અનેકાંતનુ જ સમર્થક છે. એ શબ્દોનો એજ અર્થ યુકિત સંગત છે કે તે પરમતત્ત્વ-એકાત પણાથી સ્થિર અથવા અસ્થિર નથી, તથા એકાંત રૂપથી નિત્ય અથવા અનિત્ય નથી. ઊકત છ વિકલ્પોની એકાંત સત્તાનો નિષેધ કરવો જ બુદ્ધ ભગવાન્ને અભીષ્ઠ છે અન્યથા પરમતત્વમાં પદાર્થત્વ જ કદી નથી બની સકતો. વસ્તુ તસ્તુ બૌદ્ધોએ પરમતત્ત્વનું જે સ્વરૂપ બતાવ્યું છે તે વેદાતીયો ના અનિર્વચનીય શબ્દનાજ સરખો પ્રતીત થાય છે, તેથી તેનો એજ સાર નિકલે કે બૌદ્ધદર્શનનો તત્ત્વ વિચાર પણ અપેક્ષાવાદના અવલંબન વિના પોતાની સિદ્ધિમાં અપૂર્ણ છે, એટલા માટે તેને પણ અપેક્ષાવાદને પોતાના ઘરમાં ઉચિત સ્થાન આપ્યું.
( અનિર્વચનીય શબ્દ અનેકાંતવાદનો પયાર્ય વાચી છે. ) પૃ. ૧૨૩ થી.

શાંકર વેદાંતમાં પ્રપંચ કારણીભૂત માયાના સ્વરૂપને અનિર્વચનીય બતાવી છે. જેનો કોઇ પ્રકારથી નિર્વચન ન થઇ શકે તેણે અનિર્વચનીય કહે છે. અર્થાત્ ભાવ રૂપથી અથવા અભાવરૂપથી, ભેદ રૂપથી અથવા અભેદરૂપથી ઇત્યાદિ પ્રકારોમા કોઇ પકારથી પણ જેનું વર્ણન ન કરી શકાય તે પદાર્થ અનિર્વચયનીય કહેવાય છે. શંકર સ્વામી માયા અથવા પ્રકૃતિને એજ રૂપમા દેખે છે.

" तत्त्वान्यत्वाभ्या मनिर्वचनीये "

અર્થાત્ આ માયા બ્રહ્મથી એકાત ભિન્ન "અન્ય" નથી, તાત્પર્ય કે સ્વતંત્ર કોઇ વસ્તુ નથી, કિંતુ એક પ્રકારથી આ માયા બ્રહ્મનીજ આત્મભૂત શકિત છે. તેમજ આ માયાશકિત પરિણામિની અને જડ સ્વરૂપા છે, અને બ્રમ્હ અપરિણામી અને ચેતન છે. એટલા માટે આ માયા શકિત અને બ્રમ્હ બન્ને અભિન્ન વા એક પણ નથી થઇ સકતા. એજ પ્રમાણે ભિન્નાભિન્ન પણ નથી, કેમકે ભેદા ભેદનો આપસમાં વિરોધ છે. એટલા માટે તે અનિર્વચનીય છે અમારા વિચારમા તો શંકર સ્વામીના ઉકત કથનનો એજ તાત્પર્ય પ્રતીત થાય છે કે બ્રમ્હની આત્મભૂત આ માયા શકિતને, બ્રમ્હથી એકાંત પણાથી ભિન્ન અથવા અભિન્ન નથી બતાવી શકતા, એથી માયાને એકાત ભેદ અને એકાત અભેદ રૂપનો નિષેધ થઇને તેનો અનેકાંત સ્વરૂપ (કથંચિત્ ભેદાભેદ રૂપનો જ બોધ થાય છે, જો તેના અનેકાંત સ્વરૂપનો પણ સર્વથા નિષેધ કરવામાં આવે તો તેને કોઇ પ્રકારથી પદાર્થ કહેવો અથવા માનવો પણ મોટામાં મોટી ભૂલ છે.

તથા તે માયા બ્રહ્મની × શકિત પણ સિદ્ધ નથી થઇ શકતી, માયાની બ્રહ્મથી જુદી કોઇ સ્વતંત્ર સત્તા નથી, કિંતુ બ્રહ્મનું સત્તામાંજ તેની સત્તા છે તેથી તે બ્રમ્હનુંજ સ્વરૂપ છે, આ દૃષ્ટિથી માયાની સાથ બ્રમ્હનો અભેદ છે—માયા અને બ્રમ્હ બન્ને એક છે. અને તે માયા પરિણામિ અને વિકારી જગતનું કારણ હોવાથી પોતે વિકૃતિ અને પરિણતિથી યુક્ત છે, તેમજ જડ છે, અને બ્રમ્હ અવિકારી અને ચેતન સ્વરૂપ હોવાથી માયાથી વિલક્ષણ છે, અને એનાજ આશ્રયથી બ્રમ્હમાં જગતનું કર્તૃત્વ છે, આથી એ બન્ને પરસ્પરમાં વિભિન્ન છે આ દૃષ્ટિથી એનો ભેદ છે.

માયાને બ્રમ્હથી જો કોઇ પ્રકારે પણ ભિન્ન ન માનીએ તો, માયાની પેઠે બ્રમ્હ પણ પરિણામી અને વિકારી સિદ્ધ થશે, તેમજ બ્રમ્હની અપેક્ષા વિવર્ત અને માયાની અપેક્ષા પરિણામ, એ પ્રમાણે વિવર્ત અને પરિણામ વાદનો અંગીકારક પણ એના પરસ્પરિક ભેદનો જ બોધ છે તથા "अर्थवती हिंसा" ઇત્યાદિ ભાષ્યગત લેખથી તેમાં કોઇ પ્રકારથી સ્વતંત્રતાનો પણ બોધ થાય છે. કે કેમ જો "માયા" ન હોય તો બ્રમ્હ, સૃષ્ટિજ નથી રચી શકતા " नहि तया विना

* વેદાંત પરિભાષા—પ્રત્યક્ષ પરિછેદની ટીકાથી શક્તિના લક્ષણનો અર્થ—પ્રકૃતિ તો સામ્યાવસ્થાને પ્રાપ્ત થએલા સત્વરજ ને તમના ગુણવાળી અવ્યાકૃત નામ રૂપની પરમેશ્વરની શક્તિ. માયા છે અને તે અવસ્ય પદાર્થ છે એમ—( બ્ર. સૂ. ભા ૧।૪।૩ ) ની ટીકામા શંકર સ્વામીએ બતાવ્યું છે.

परमेश्वरस्य स्त्रष्टत्व सिद्धति " શક્તિ–સામર્થ્ય ના વિના તે શું કરી શકશે (शक्ति रहितस्य तस्य प्रवृत्त्य नुपपत्तेः) આથી સિદ્ધ થયું કે બ્રહ્મની આત્મભૂત માયા શક્તિ પણ કોઇ સ્વતંત્ર સત્તા કોઇને કોઇ રૂપમાં છે, એથી તે માયા બ્રહ્મથી ભિન્ન પણ છે. એ પ્રમાણે માયામાં ભેદ અને અભેદ બન્નેજ પ્રામાણિક રૂપથી ઉપલબ્ધ થાય છે, અને બન્નેજ સ્વીકારવાને યોગ્ય છે. હવે રહી ભેદાભેદ ના પરસ્પર વિરોધની વાત + તેનો ઉત્તર તો માયાથીજ પુછવો જોઇએ? અથવા જે સર્વજ્ઞ પરમાત્માની તે શક્તિ માની જાય છે તેમના થી મેલવવો જોઇએ? કે તેનેં સ્વશક્તિ ભૂત માયાનું એ પ્રકારનું સ્વરૂપ કેમ બનાવ્યું. જેકે તે માયા બ્રામ્હની આત્મભૂત થતી હુઈ પણ તેનાથી જુદી અને ભિન્ન થતી હુઈ પણ અભિન્ન રૂપથી રહે છે, એનો ઉત્તર અમો કાંઈ નથી દેઈ શકતા, કે અગ્નિમાં દાહ શીલતા કેમ છે પદાર્થોનું સ્વરૂપજ એવું છે કે તે અનેકાનેક વિરોધી ધર્મોની સત્તાને સાપેક્ષપણાથી પોતાનામા ધારણ કર્યા હુવા છે. માયા રૂપ પદાર્થ પણ એવા પ્રકારનો છે તેમા પણ અપેક્ષાકૃત ભેદ દષ્ટિથી ભેદાભેદ બન્નેજ રહે છે. તેમજ ભેદ અને અભેદ ના વિષયમાં જે વિરોધની સંભાવના કરી જાય છે તે કેવલ શાબ્દિક છે. એમાં (ભેદ અને અભેદમાં) આર્થિક વિરોધ બિલકુલ છે નથી. તો પછી માયાને અનિર્વચનીય કેમ કહી? એનો ઉત્તર એજ છે કે તેને–માયાને એકાત પણાથી સર્વથા ભાવરૂપથી અથવા અભાવરૂપથી નિર્વચન (કથન) નથી થઈ શકતું. અથવા એમ કહીયે કે સર્વથા ભેદરૂપથી અથવા અભેદરૂપથીજ તેનું કથન નથી કરી શકાતું એટલામાટે તે માયા અનિર્વચનીય કહેવાય છે.

બૌદ્ધોના પરમ સત્યના વિષયમાં પણ એજ ન્યાયે સુમજવાનો છે. તેમાં પણ અકાંતપણાથી નિત્યાઽનિત્યત્વ આદિ ધર્મોનો નિષેધ બતાવેલો છે. અન્યથા પરમસત્ય પદાર્થની સત્તાજ સાબિત નથી થઇ શકતી, એટલા માટે બૌધ્ધોનો

---

\+ અમારા વિચારમા તો—

न्यायात् खलु विरोघेयः स निरोघ ईहोच्यते यद्धदेकांत भेदादो तयो रेवा प्रसिद्धित. ॥ (हरिभद्रसूरि)

ભાવાર્થ—ન્યાયથી જે વિરોધ જણાય તેને જ ખરો વિરોધ કહી શકીએ, જેમ કે ધર્મ ધર્મી, અને ગુણ ગુણી આદિને એકાત પણાથી ભિન્ન અને અભિન્ન માનવામા છે. અર્થાત્ વિરોધની ઉપસ્થિતિ છે. કેમકે એનો એકાત ભેદ પણ નથી બની શકતો અને અભેદ પણ સિદ્ધ નથી થતો એટલા માટે ત્યા તો વિરોધ અવસ્ય છે. ભેદાભેદનું સહ અવસ્થાન તો અનુભવ સિદ્ધ છે.

પરમતત્વ અને વેદાંતિયોના અનિર્વચનીય શબ્દની જે વ્યાખ્યા અથવા સ્વરૂપ બતાવ્યું છે તેનું સુક્ષ્મ દ્રષ્ટિથી નિરીક્ષણ કરવાથી તેમા અનેકાંતવાદનોજ સંપૂર્ણ પણાથી બોધ થાય છે. એથી અનિર્વચનીય શબ્દ અનેકાંતવાદનોજ સમાનાર્થ-વાચી શબ્દ છે એમ ચોખ્ખું પ્રતીત થાય છે.

અનેકાંતવાદમા પડેલા ભ્રમની નિવૃત્તિ

જૈનોના સ્યાદ્વાદના વિષયમાં પૂર્વે થઇ ગએલા દાર્શનિકોના મોટા મોટા વિદ્વાનો એવી ધારણા કરીને બેઠાં હતાં કે, એક વસ્તુમાં વિરુદ્ધ ધર્મોની સત્તાને પ્રતિપાદન કરવાનુ નામ સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદ છે. પરંતુ આ તેઓને ભ્રમ છે એજ ભ્રમના કારણે તેઓએ સ્યાદ્વાદના ઉપર આક્ષેપો પર આક્ષેપો કર્યા છે. વાસ્તવમા નાના વિરુદ્ધ ધર્મોનું એકસ્થાનમા વિધાન અથવા પ્રતિપાદન કરવાનુ નામ સ્યાદ્વાદ નથી. કિંતુ વસ્તુમાં અપેક્ષા ભેદથી તેના–વિરોધિ ધર્મોના–અવિરોધને સાબિત કરવાવાળી પદ્ધિતિનું નામ સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદ છે એવુંજ જૈન વિદ્વાનોનું માનવું છે. ×

એટલા માટે અપેક્ષા કૃત દૃષ્ટિ ભેદથી વસ્તુમાં નિત્યાનિત્યત્વ આદિ અનેક વિરોધ પોતાની સાપેક્ષ સત્તાને પ્રમાણિત કરતા થકા તેને ( વસ્તુને ) નિત્યાનિત્યાદિ સ્વરૂપમાંજ ઉપસ્થિતિ કરે છે.

પ્રિય સભ્ય પાઠક ગણુ ! જૈન દર્શનનો અનેકાંતવાદ કેવા પ્રકારનો છે તેમજ અનુભવ–તેની પ્રમાણિકતાને કેવા પ્રકારથી સાબિત કરી રહ્યો છે તેમજ ભારતીય દર્શન શાસ્ત્રો–દર્શક ગ્રંથોમાં તેને–અનેકાંતવાદને કેવું અને કેવા રૂપમાં સ્થાન લીધુ છે ઇત્યિાદિ બાતોનો અમે યથામતિ યથાશક્તિ તમારા સામે પ્રગટ કરી દીધું છે. ચાલતા વિષયમાં સબંધ રાખવાવાળી જેટલી સામગ્રી દાર્શનિક ગ્રંથોમાં મળી તેટલીનો ઉલ્લેખ કર્યો. એ વિષયમાં અમારા વિચાર તો એ જ છે કે–જૈન દર્શનનો અનેકાંતવાદ–સંદેહાત્મક અથવા

---

× ઉપાધ્યાય યશોવિજય–ખંડ ખાદ્ય શ્લો ૪૨ ની વ્યાખ્યામા–સ્યાદ્વાદના સ્વરૂપને જણાવતા લખે છે કે—

**नह्येकत्र नानाविरुद्धधर्म प्रतिपादकः स्याद्वादः किन्त्वऽपेक्षा भेदेन तदऽविरोधद्योतक स्यात्पद समभि व्याहृतवाक्य विशेष इति ॥**

**ભાવાર્થ**—એકજ સ્થાનમા નાના પ્રકારના વિરૂદ્ધ ધર્મોનો કથન કરવા વાળો સ્યાદ્વાદ નથી. કિંતુ તેનો (વિરૂદ્ધ ધર્મનો ) અવિરોધનો દ્યોતક સ્યાત્પદ બધાનુ વાક્ય વિશેષ છે,

અનિશ્ચયાત્મક નથી કિંતુ અનુભવના અનુસાર યથાર્થ રૂપથી વસ્તુ સ્વરૂપનો નિર્ણય કરવાવાળો એક સુનિશ્ચિત સિદ્ધાંત છે. જો કે અનુભવજ વસ્તુમા એકાંતપણાનો નિષેધ કરીને તેમા અનેકાંતપણાનું વ્યવસ્થાપન કરી રહ્યો હોય તો પછી જૈન દર્શનનો એમાં શો દોષ ?

અનુભવના વિરૂદ્ધ વસ્તુ સ્વરૂપનો સ્વીકાર કરવો કદી પણ ઉચિત નથી ગણાતો ×

એટલા માટે કોઈ સાંપ્રદાયિક મોહના કારણે, અનેકાંતવાદને અનિશ્ચયવાદ અથવા સંદેહવાદના નામથી વર્ણન કરીને તેના સંસ્થાપકોનો ઉપહાસ્ય કરવો નિસ્સંદેહ એક જીવતો જાગતો અન્યાય છે.

એ પ્રમાણે અનેકાંતવાદ માત્ર જૈન દર્શનનોજ સિદ્ધાંત નથી (જૈન દર્શને એને અધિક રૂપથી અપનાયા એ વાત બીજી છે) કિંતુ દર્શનાંતરોમા પણ એથી વસ્તુ વ્યવસ્થાને માટે કોઇએ સ્પષ્ટ રૂપથી અને કોઇએ અસ્પષ્ટ રૂપથી આદર તો જરૂર કર્યો છે.

અમારો આ પ્રયાસ અનેકાંતવાદ પ્રધાન જૈન દર્શનની પ્રશંસા અને એકાંતવાદી દર્શનોની અવહેલના ને માટે નથી કિંતુ વસ્તુનુ આનુભવિક સ્વરૂપ અનેકાંત અથવા સાપેક્ષ છે અને એજ સ્વરૂપમા તેની ઉપલબ્ધિ થાય છે. એના પ્રતિકૂલ સર્વથા એકાંત અથવા નિરપેક્ષ સ્વરૂપથી વસ્તુ સ્વરૂપને અંગીકાર કરવું (એ નિર્ણય) વસ્તુના વાસ્તિવિક સ્વરૂપથી વિરૂદ્ધ અને તેના વસ્તુત્વનો વ્યાઘાતક છે. એ પ્રમાણે સામાન્ય રૂપથી નિરૂપણ કરેલા જૈન દર્શનના અનેકાંતવાદ સિદ્ધાંતને અન્ય અન્ય દાર્શનિક વિદ્વાનોએ પણ તત્ત્વાર્થ વ્યવસ્થાના માટે—શુદ્ધ અથવા વિકૃત સ્વરૂપ નામ અથવા નામાંતરથી શબ્દ રૂપમા અથવા અર્થ રૂપમા અવશ્ય સ્વીકાર કર્યો છે. એથી અનેકાંતવાદ અથવા અપેક્ષાવાદ કેવલ જૈન દર્શનનોજ મુખ્ય સિદ્ધાંત નથી, દર્શનાંતરોનો પણ એના ઉપર અધિકાર છે એટલો તત્ત્વ સમજાવી દેવાને માટેજ અમારો આ અલ્પ પ્રયાસ છે.

એના સિવાય અમારી પરિમાર્જિત (નિશ્ચિત) ધારણા તો એ છે કે—યથાર્થ એકાંત અને અનેકાંતવાદ ના બધાએ દર્શન પક્ષપાતી છે. તથા અયથાર્થ

× अनुभव एवहि धर्मिणो धर्मादीना भेदा भेदौ व्यवस्थापयति .....अनुभवानुसारिणो वयं न त मनिवर्त्य स्वेछया धर्मानुभवान्व्यवस्थापयितु मीशमहे (वाचस्पति मिश्र)

ભાવાર્થ—અનુભવ છે તેજ પદાર્થના ધર્મોના ભેદાભેદની વ્યવસ્થા સ્થાપી રહ્યો છે અનુભવને અનુસરવાવાળા અમો તેને છોડીને પોતાની ઇચ્છાથી ધર્મના અનુભવોને સ્થાપન કરવાને સમર્થ નથી એ વાચસ્પતિ મિશ્રનુ કથન છે

-મિથ્યા એકાત અને અનેકાંતવાદના બધાએ વિરોધી છે ? જૈનદર્શન પણ અનેકાતવાદને અનેકાંત રૂપથીજ સ્વીકાર કરે છે ૧ એકાત રૂપથી નહી, એથી તે પણ સમ્યક્ એકાતવાદના પક્ષપાતી અને મિથ્યા અનેકાંતવાદના વિરોધી છે. એટલા માટે સમ્યક્ એકાત અને સમ્યક્ અનેકાતવાદમા કોઇને વિપ્રતિપત્તિ નથી.

પ્રસ્તુત વિષયમા અમારા જે વિચાર હતા તેને અમે સક્ષેપ રૂપથી આ નિબધમાં યથામતિ બતાવી દીધા છે. અને તેના ઉપયોગી સકલિત સામગ્રીને પણ ઉપસ્થિત કરી દીધી છે. આશા છે કે વિવેક શીલ પાઠક અમારા આવિચારોને મધ્યસ્થ દૃષ્ટિથી અવલોકન કરતા થકા અમારા આ અલ્પ પરિશ્રમને સફલ કરશે. શુભ । વિનીત-હંસ.

## પરિશિષ્ટ

જે ગ્રથોના આધારથી દર્શન શાસ્ત્રો રચાયાં છે તેમા પણ રૂપાંતરથી અનેકાતવાદ-અપેક્ષાવાદનું મૂલ ઉપલબ્ધ થાય છે. બધા વૈદિક દર્શનોનો પ્રમાણ ભૂત મૂલ આધાર-વેદ, ઉપનિષદ્ અને ગીતા છે. એ સિવાય મહાભારત અને પુરાણ ગ્રથોનો પણ કોઇ કોઇ જગો પર પ્રમાણ રૂપથી ઉલ્લેખ છે.

જુવોકે— બધાથી પ્રાચીન અને પ્રમાણિક ઋગવેદમાં સૃષ્ટિના મૂલ કારણ બ્રહ્મ ને સત્ અસતથી ભિન્ન બનાવ્યા.

બીજે ઠેકાણે કોઇએ સત્ કહ્યા તો કોઇએ અસત્ પણ કહ્યા ( ઋ. મં. ૧૦ સૂત્ર ૧૨૧ મં. ૧ )—

" ना सदासीन्नो सदासी त्तदानीं "

ભાવાર્થ—તે કાલમા સત્ પણ નહી હતુ અને અસત્ પણ નહી હતું. અર્થાત્ જે નહી તે તે વખત નહી હતા અને જે છે તે પણ તે સમયે નહી હતા. કિંતુ સત્ અસત્ રૂપ કેવલ બ્રહ્મજ અવસ્થિત હતા.

( તૈત્તરીય બ્રાહ્મણ ૨ । ૧ । ૯ । ૧ )—नाम-रूप-रहितत्वेन " असत् " शब्दवाच्यं सत् एवावस्थित परमात्मतत्त्वम्

ભાવાર્થ—નામ રૂપવિનાનુ તે અસત્, પરમાત્મા તત્વજ સત્ રહેલું હતુ.

---

૧ ગુણરત્ન સૂરિકૃત-ષટ્દર્શન સમુચ્ચયટી શ્લો ૫૭ પૃ. ૯૪ માની પક્તિનો ભાવાર્થ—એવી રીતે એકાતના અ ગીકારથી અનેકાતની હાનિ થતી નથી. સમ્યક્ એકાત વિના અનેકાત હોતો તથી નયના અર્પણથી એકાત, અને પ્રમાણના અર્પણથી અનેકાત નો ઉપદેશ છે. તેજ દષ્ટ ઇષ્ટથી અવિરુદ્ધની વ્યવસ્થા છે. । ( એજ પ્રમાણે શાસ્ત્રવાર્તામા, વાર્ત્તિકા લકારમા પણ છે. )

( ઋગ્. મં. ૧ સૂ. ૧૬૪ મં. ૪૬ )—

" एकं सत् विप्रा बहुधा वदति ",

ભાવાર્થ—તે એક સત્ જે બ્રહ્મ હતા તેણે બ્રાહ્મણો ( વિદ્વાનો ) અનેક પ્રકારથી કથન કરે છે. ॥

( ઋ. મં. ૧૦ સૂ. ૭૨ મ. ૭ )—

" देवाना पूर्वे युगे असत. सद जायत "

ભાવાર્થ—દેવતાઓથી પણ પ્રથમ અસત્ ( અવ્યક્ત બ્રહ્મ ) થી સત્ ( વ્યક્ત સંસાર ) ની ઉત્પત્તિ થઇ આ કથનથી બ્રહ્મમા સત્ અને અસત્ બન્ને શબ્દોનુ વિધાન જોઇએ છિએ અને સત્ અસત્નું તેમા નિષેધ પણ દષ્ટિગોચર થાય છે. આ કથન ઉપરા ઉપરી દેખાવથી યદ્યપિ વિરૂદ્ધ જેવુ પ્રતીત થાય છે તો પણ એની ઉપપત્તિ અપેક્ષાવાદના સિદ્ધાતાનુસાર થઇ શકે છે. આ કથન સાપેક્ષ છે અપેક્ષા કૃત ભેદને લઇનેજ બ્રહ્મમા અસત્ અને સત્ શબ્દનો ઉલ્લેખ છે કોઇ જગોપર તો એ શબ્દોનો—બ્રહ્મના વ્યકતા વ્યકત સ્વરૂપનો બોધ કરવાને માટે કર્યો ગયો. અને કોઇ જગો પર અવ્યકત રૂપમાં સગુણ નિગુણ સ્વરૂપનુ ભાન કરવાને માટે છે. અને કોઇ જગો પર કેવલ નિર્ગુણ સ્વરૂપ બોધનાર્થ સત્ અને અસત્થી વિલક્ષણતાનો ઉલ્લેખ છે. એનાજ આધારથી ઉપનિષદોમા તેમજ ભગવદ્ગીતામાં અનેક જગોપર બ્રહ્મને સત્રૂપી અસદ્રૂપથી અને સત્અસત્ રૂપથી ઉલ્લેખ કરીને સત્ અને અસત્ ઉભયથી વિલક્ષણ બતાવ્યા છે. ભગવદ્ગીતા અને ઉપનિષદોમા આવેલા આ પ્રકારના વિરૂદ્ધ વાકયો નો સમન્વય અપેક્ષાવાદનું અવલંબન કર્યા વિના કદાપિ નથી થઇ શકતો.

" અમુક વાકય આ તાત્પર્યને લઇને લખાયું, "

" અમુક વાકય અહીં આ તાત્પર્યથી વિહિત થયુ, "

" આ કથન પરમાત્માના નિર્ગુણ સ્વરૂપનો બોધ કરાવે છે. " " અને આ કથનથી તેની સગુણતા અભિપ્રેત છે. " ઇત્યાદિ રૂપથી જે વિદ્વાન વિરોધનો પરિહાર અથવા વિરોધી વાકયોની એક વાકયતા, યા સમન્વય કરે છે એજ અપેક્ષાવાદના સિદ્ધાતનું અર્થથી આલંબન અથવા અનુસરણ છે.

અમારા વિચારમા જૈન વિદ્વાન ઉપાધ્યાય યશોવિજયજીએ ઠીકજ કહ્યુ છે—

कुर्वाणा भिन्नभिन्नार्थान्, नयभेदव्यपेक्षया ।

प्रतिक्षिपेयुर्नो वेदाः स्याद्वादं सार्वतान्त्रिकं ( नयोपनिषत् )

ભાવાર્થ—અપેક્ષાકૃત ભેદને લઇને પદાર્થને ભિન્ન ભિન્ન રૂપથી પ્રતિપાદન કરવાવાળા વેદ ( ઉપનિષદ્આદિ ) પણ સ્યાદ્વાદના પ્રતિષેધકનથી.

( પરમાત્માનુ વ્યકતાઽવ્યકત અથવા સગુણનિર્ગુણ સ્વરૂપ )

## ભગવદ્ગીતા અને ઉપનિષદો. પૃ. ૧૩૬ તી

પ્રકૃતિ અને પુરૂષના પણ પરે જે પુરુષોત્તમ પરમાત્મા અથવા પરબ્રહ્મ છે તેનું વર્ણન કરતી વખતે ભગવદ્ ગીતામાં પહેલા તેના બે સ્વરૂપ બતાવ્યા છે જેમકે–વ્યક્ત અને અવ્યક્ત ( આખોથી દેખાતા અને આખેથી નહી દેખાતા ) એમા સદેહ નથી કે વ્યક્ત સ્વરૂપ– અર્થાત્ ઇંદ્રિય ગોચર રૂપ સગુણજ હોવા જોઈએ, અને અવ્યક્ત રૂપ યદ્યપિ ઇંદ્રિયોને અગોચર છે તો પણ એ નથી કહી સકતા કે તે નિર્ગુણજ છે. કેમકે યદ્યપિ તે અમારી આંખોથી દેખાતા નથી તો પણ તેમા સર્વ પ્રકારના ગુણ સૂક્ષ્મ રૂપથી રહી શકે છે. એટલા માટે અવ્યકત-ના પણ ત્રણ ભેદ કર્યા છે જેમકે–સગુણ, સગુણ–નિર્ગુણ અને નિર્ગુણ । અહી " ગુણ " શબ્દમા તે સર્વ ગુણોનો સમાવેશ કર્યો છે કે જેનુ જ્ઞાન મનુષ્યને કેવલ તેની બાહ્યેદ્રિયોથીજ નથી થતુ પણ મનથી તો થાય છે । પરમેશ્વરના મૂર્તિમાન અવતાર ભગવાન્ શ્રી કૃષ્ણ સ્વયં સાંક્ષાત્ અર્જુનના સામે ઉભા થઇને ઉપદેશ કરી રહ્યા હતા એટલામાટે ગીતામાં જગો જગોપર તેમને પોતાના વિષ-યમા પ્રથમ પુરુષનો નિર્દેશ એ પ્રકારે કર્યા છે—જેમકે–" પ્રકૃતિ મારૂ રૂપ છે " (૯।૮) । " જીવ મારો અશ છે " (૧૫ । ૭) । " સર્વ ભૂતોના અંતર્યામી આ-ત્મા હું છું " ( ૧૦ । ૨૦ ) । સંસારમાં જેટલી શ્રીમાન્ યા વિભૂતિમાન્ મૂર્ત્તિઓ છે તે સર્વ મારા અંશથી ઉત્પન્ન થઇ છે. ( ૧૦।૪૧ ) હું જ બ્રહ્મનું, અવ્યય મોક્ષનું, શાશ્વત ધર્મનું, અને અનંત સુખનુ, મૂલ સ્થાન હુ ( ગી. ૧૪ । ૨૭ ) । આથી વિદિત થશે કે ગીતામાં–આદિથી અત સુધી અધિકાશમાં પરમાત્માના વ્યક્ત સ્વરૂપનુંજ વર્ણન કરેલુ છે

એટલા માત્રથી કેવલ ભકિતના અભિલાષી કેટલાક પંડિતોએ અને ટીકાકારોએ એ મત પ્રગટ કર્યો છે કે—ગીતામાં પરમાત્માનું વ્યકત રૂપજ અંતિમ સાધ્ય માન્યું ગયું છે. પરંતુ એ મત સાચો નહી કહી શકાશે × કેમકે ઉક્ત્ત વર્ણનની સાથજ ભગવાને સ્પષ્ટ રૂપથી કહી દીધું છે કે—મારૂં વ્યકત

× પાઠક ! જુઓ આ કથન એકાનપક્ષનું કેવું સ્પષ્ટ વિરોધી છે અર્થાત્ જે લોકો પરમાત્માને એકાત પણાથી વ્યકત રૂપથીજ માનતાથકા તેના અવ્યકત સ્વરૂપનો નિષેધ કરે છે તે એકાનપણાથી વ્યકત રૂપના પક્ષપાતી હોવાથી તેમનો પક્ષ યથાર્થ નથી એ ઉક્ત કથનથી બનાવ્યું છે.

સ્વરૂપ માયિક છે અને તેના પર જે અવ્યકત રૂપ અર્થાત્ ઇંદ્રિયોને અગોચર છે તેજ મારૂ સાચુ સ્વરૂપ છે.

એટલી વાત યદ્યપિ સ્પષ્ટ થઇ ગઇ કે પરમેશ્વરનુ શ્રેષ્ટ સ્વરૂપ વ્યકત નથી અવ્યકત છે, તો પણ થોડો સો એ વિચાર થવાની પણ જરૂર છે કે પરમાત્માનુ આ શ્રેષ્ઠ અવ્યકત સ્વરૂપ સગુણ છે કે નિર્ગુણ? જો કે સગુણ અવ્યકતનુ અમારી પાસે આ એક ઉદાહરણ છે કે-સાખ્ય શાસ્ત્રની પ્રકૃતિ અવ્યકત (અર્થાત્ ઇંદ્રિયોને અગોચર ) હોવાથી પણ સગુણ અર્થાત્-સત્વ રજ તમ ગુણમય છે, તો જે લોક એ કહે છે કે પરમેશ્વરનું અવ્યકત અને શ્રેષ્ટ રૂપ પણ તેજ પ્રકારે સગુણ માની શકાય. પોતાની માયાથી શું ન હોય પરતુ જ્યારે તેજ અવ્યકત પરમેશ્વર વ્યકત-સૃષ્ટિ નિર્માણ કરે છે ( ગી. ૯ । ૮ )। અને સર્વ લોકોના હૃદયમાં રહીને તેમનો બધો વ્યવહાર કરે છે ( ૧૮ । ૬૧ ) તારે તો એજ વાત સિદ્ધ થાય છે કે તે અવ્યકત અર્થાત્ ઇંદ્રિયોને અગોચર ભલે જ હોય તો પણ તે દયા, કર્તૃત્વાદિ ગુણોથી યુકત અર્થાત સગુણ અવશ્યજ હશે. પરતુ એના વિરૂદ્ધ ભગવાન્ એવુ પણ કહે છે કે "न मा कर्माणि लिंपंति" અને કર્મોનો અર્થાત્ ગુણોનો કદી સ્પર્શ નથી થતો ( ૪ । ૧૪ ) પ્રકૃતિના ગુણોથી મોહિત થઇને મૂર્ખ લોક આત્માનેજ કર્તા માને છે-( ૩ । ૨૭ ।। ૧૪ । ૧૯ )। અથવા આ અવ્યકત અને અકર્તા પરમેશ્વરજ પ્રાણિયોના હૃદયમાં જીવરૂપથી નિવાસ કરે છે ( ૧૩ । ૩૧ )। અને એટલાજ માટે યદ્યપિ તે પ્રાણિયોના કર્તૃત્વ અને કર્મથી વસ્તુથી અલિપ્ત છે તો પણ અજ્ઞાનમા ફસેલા લોક મોહિત થયા કરે છે ( ૫ । ૧૪ । ૧૫ )। એ પ્રમાણે અવ્યકત અર્થાત ઇંદ્રિયોને અગોચર પરમેશ્વરના રૂપ-સગુણ અને નિર્ગુણ બે પ્રકારનાજ નથી, ઉલટા એના વિના કોઇ કોઇ એ બન્ને રૂપોને એક કરી દઇને પણ અવ્યકત પરમેશ્વરનું વર્ણન કર્યું છે। ઉદાહરણાર્થ-"भूतभृत् न च भूतस्थो" ( ૯ । ૫ ) હું ભૂતોનો આધાર થઇને પણ તેમનામા નથી "પરમાત્મા ન તો સત્ છે અને ન તો અસત્ ( ૧૩ । ૧૨ ) अनादिमत्परं ब्रह्म न सत्तन्नाऽसदुच्यते ॥ સર્વેંદ્રિયવાન્ હોવાનો જેમા ભાસ હોય પરંતુ જે સર્વેંદ્રિય રહિત છે । અને નિર્ગુણ થઇને ગુણોને ઉપભોગ કરવાવાળા છે । ( ૧૩ । ૧૪ )। દૂર છે અને સમીપ પણ છે ( ૧૩ । ૧૫ )। અવિભકત છે અને વિભકત પણ દેખાય છે ( ૧૩ । ૧૬ )। આ પ્રમાણે પરમેશ્વરના સ્વરૂપના સગુણ, નિર્ગુણ મિશ્રિત અર્થાત્ પરસ્પર વિરોધી વર્ણન પણ કરેલુ છે।

ભગવદ્ગીતાની પેઠે ઉપનિષદ્માં પણ અવ્યકત પરમાત્માનું સ્વરૂપ ત્રણ પ્રકારનુ મલે છે—અર્થાત કદિ સગુણ નિર્ગુણ, કદિ ઉભય વિધિ, એટલે સગુણ નિર્ગુણ મિશ્રિત અને કદિ કેવલ નિર્ગુણ.

ભગવદ્ગીતાની પેઠેજ પરસ્પર વિરૂદ્ધ ગુણોને એકત્ર કરી બ્રમ્હનું વર્ણન આ પ્રમાણે કર્યું છે કે–બ્રહ્મ સત્ નથી અને અસત્ પણ નથી (ઋ. ૧૦ । ૧૨૯) " ना ऽ सदासी न्नो सदासीत्तदानी " । અર્થાત્ " ग्रणो रणीयान् महतों महीयान् " અર્થાત અણુથી પણ અણુ (નાના) અને મોટાથી પણ મોટા છે ( કઠો૦૨ । ૨૦ ) । " तदेजति तन्नैजति तद्दूरे तद्वातिंक " અર્થાત્ તે હાલે છે અને હાલતો પણ નથી. તે દૂર છે અને સમીપ પણ છે (ઇશ૦પસું૦૩ ।-૧ । ૭ ) અથવા સર્વેંદ્રિય ગુણાભાસ થઇને પણ સર્વેંદ્રિય વિવર્જિત છે ( શ્વેતા૦૩ । ૧૭ ) ઇત્યાદિ

ઉપરનાં વચનોથી એ પ્રગટ થાય છે કે–ન કેવલ ભગવદ્ગીતામાંજ મહાભારતાંતર્ગત નારાયણીય અથવા ભાગવતમા અને ઉપનિષદોમા પણ પરમાત્માનુ । અવ્યક્ત સ્વરૂપજ વ્યક્ત સ્વરૂપથી શ્રેષ્ઠ માન્યુ ગયુ છે અને એજ અવ્યક્ત શ્રેષ્ટ સ્વરૂપ ત્યાં ત્રણ પ્રકારથી વર્ણિત છે–અર્થાત્ સગુણ, સગુણ–નિર્ગુણ અને અંતમાં કેવલ નિર્ગુણ ઇત્યાદિ (લોકમાન્ય તિલકનું ગીતારહસ્ય-હિંદી અનુવાદ પૃ. ૨૦૩ થી ૨૦૯ સુધી)

બ્રમ્હ કે પરમાત્મા ના સ્વરૂપ વિષયમાં–ભગવદ્ગીતા અને ઉપનિષદોનો એ સાર છે જે ઉપર પ્રદર્શિત કર્યો છે. ભગવાન્ શ્રી કૃષ્ણે અર્જુનથી સ્પષ્ટ શબ્દોમાં કહ્યુ છે કે—સત્ અને અસત બન્ને હુંજ છું (गी' अ । ९।१९ सदऽसच्चाह मर्जुन?) તથા તૈત્તિરીય ઉપનિષદ્માં પણ બ્રહ્મનું પ્રતિદ્વંદ્વાત્મક શબ્દોમાંજ વર્ણન કર્યું છે ( ब्रह्मवल्ली २ ग्रनुवाक ६ ) આથી પ્રતીત થાય છે કે–ગીતા અને ઉપનિષદોના બ્રહ્મનુ એકાંત સ્વરૂપ અભિમત નથી કિંતુ તેમના મતમા બ્રહ્મનુ સ્વરૂપ–વ્યક્ત, અવ્યક્ત, સગુણ, સગુણ–નિર્ગુણ, અને નિર્ગુણ આદિ રૂપથી અનેકાંતજ નિર્ણીત છે, અપેક્ષા કૃત ભેદથી બ્રહ્મમાં બધા ગુણો બતાવી શકાય ? એજ અભિપ્રાયથી બ્રહ્મમા પ્રતિદ્વંદ્વાત્મ શબ્દોમાં વર્ણન કર્યુ ગયું છે.

એ સિવાય પુરાણોમાં પણ ઈશ્વરનું સગુણ નિર્ગુણ સ્વરૂપ બતાવ્યું છે આ વર્ણનમા પણ અપેક્ષાવાદના સિદ્ધાતની સ્પષ્ટતા દેખાઇ રહી છે–

બ્રહ્મવૈવર્તપુરાણ શ્રીકૃષ્ણખંડ. અ. ૪૩ ના પાંચ શ્લોકોનો ભાવાર્થ—

"બ્રહ્મ યદ્યપિ એક છે. પરતુ ગુણભેદથી તેના સ્વરૂપમા ભેદ છે. એટલા માટે બ્રહ્મરૂપ વસ્તુ બે પ્રકારની છે– એક સગુણ બીજી નિર્ગુણ, માયા સંયુક્ત તો તેબ્રહ્મ સગુણ કહેવાય છે. અને માયા રહિત ને નિર્ગુણ કહે છે. સંસારને ઉત્પન્ન કરવાવાળા ભગવાન્ની ઇચ્છા શક્તિજ પ્રકૃતિ છે, તે ભગવાનથી ભિન્ન નથી

તે પ્રકૃતિથી સંયુકત થતા ભગવાન-સગુણ, શરીરી અને નિરંકુશ–સ્વતંત્ર માન્યા જાય છે. પરમાત્માના નિત્ય અને પ્રાકૃત એ બે સ્વરૂપ છે. તેમા જે નિત્ય શરીર છે તે તો અવિનાશી–વિનાશ રહીત છે અને જે પ્રાકૃત છે તેનો વિનાશ થઇ જાય છે " ( શ્લો. પાા સાડાપાચનો ભાવાર્થ ) કહ્યો.

બ્રહ્મવૈવર્ત નો આ લેખ ભગવાન નો–સગુણ, નિર્ગુણ, શરીરી, અશરીરી નિત્ય અને પ્રાકૃત રૂપથી બોધન કરાવતો તેમાં અનેક રૂપતાનેસિદ્ધ કરી રહ્યો છે. પરંતુ આ અનેક રૂપતા અપેક્ષા કૃત ભેદનો આશ્રય લીધા વિના કેવી રીતે સંગત કરી શકાશે ? જે સગુણ છે તે નિર્ગુણ કેવી રીતે ? જે શરીરી છે તે અશરીરી કેવા પ્રકારથી કહેવાય ? કેમકે એમાં વિરોધ છે. એના સમાધાન માટે એજ કહેવુ પડશે કે માયાની અપેક્ષાં તે સગુણ અને શરીરી, અને કેવલ રૂપની અપેક્ષાથી તે નિર્ગુણ અને અશરીરી કહીએ છીએ. એટલામાટે અપેક્ષા ભેદથી તે શરીરી પણ છે, સગુણ પણ છે, નિર્ગુણ અને અશરીરી પણ કહી શકીએ છિએ. એજ પ્રમાણે તેના નિત્યા નિત્ય સ્વરૂપની પણ અપેક્ષા કૃત ભેદથી ઉપપત્તિ થઇશ કે છે. માયિક સ્વરૂપની અપેક્ષાએ તે અનિત્ય અને શુદ્ધ સ્વરૂપની અપેક્ષાએ નિત્ય છે. એ પ્રકારે તેના નિત્યા નિત્ય શરીર વિષયિણી વિરૂદ્ધ ઉકિતનુ સમાધા ન કરી શકાય ?

આ ઉપરના બધા પ્રકારના વિવેચનથી એ સિદ્ધ થાય છે કે—બ્રહ્મનુ સ્વરૂપ પણ અનેકાત છે, સર્વથા એકાત રૂપનું નથી. " अनेकरूपरूपाय विष्णवे प्रभ विष्णवे " ( વિષ્ણુ સહસ્ર નામ )

## મહાભારતનાં અનેકાંતવાદ. પૃ. ૧૪૩ થી.

જૈનધર્મના સિદ્ધાતરૂપ અનેકાંતવાદ—સપ્તભંગીનય વાદનો મહાભારતમા ઘણા ઠેકાણે ઉલ્લેખ કરેલો છે જુવો—શાતિપર્વ. અધ્યાય ૨૩૮ શ્લો૦ ૬—

एतदेवं च नचैवं च, नचोभे नाऽनुभे तथा
कर्मस्था विषयं ब्रुयु. सत्वस्थाः समदर्शिनः ॥ ६ ॥

પરંતુ એ કથન અનેકાતવાદના સમર્થનમા નહી જોડી શકાય, તેતો અંગીકાર કરેલો સિદ્ધાંતનો અનુવાદ માત્ર ગણાય, તેથી ચાલુ વિષયમા ઉપયોગી નથી.

પરંતુ એ સિવાય મહાભારતમાં કેટલીક જગોપર એવા ઉલ્લેખો છે કે જેનાપરથી ગ્રંથ કર્તાનાજ પ્રસ્તુત વિષયમાં સ્વતંત્ર પણાથી આશય પ્રગટ થાય છે- ( અશ્વમેધિક પર્વ ( અનુગીતા ) અધ્યાય ૩૫ શ્લો૦ ૧૭ )

પ્રશ્ન—ઉત્તરમા નીલકંઠાચાર્યે બતાવેલા અર્થનો ભાવાર્થ—શિષ્ય પ્રશ્ન ના પછી ગુરૂજી કહે છે કે–"જે વિદ્વાન્ જડ અને ચેતનના ભેદાભેદને તથા એકત્વ અને નાનાત્વને દેખે છે તે દુઃખથી છુટી જાય છે."

ઉપરના શ્લોકનો તાત્પર્ય—ચેતન અને જડ, જીવ અને પરમાત્મા નો ભેદાભેદ અને એકત્વ નાનાત્વ નો ઉલ્લેખ સ્પષ્ટ છે. ચેતન જડનુ ક્ષીરનીરની પેઠે મિશ્રણ રૂપ અભેદ સંપ્રાજ્ઞાતમા અને પૃથક્ત્વ ભેદ પદાર્થ દર્શનમાં. તેમજ જીવનો બ્રહ્મની સાથે અભેદ પરમાર્થદશામા, અને ભિન્નતા વ્યવહાર દષ્ટિમા એવુ ટીકાકારે બતાવેલુ છે.

આ પ્રમાણે ભેદાભેદ અને એકત્વ નાનાત્વ તે જાણવું તેજ દુખની નિવૃત્તિનો ઉપાય છે. એવો ઉપરના શ્લોકનો ભાવાર્થ છે. આથી ભેદાભેદ અને એકત્વ નાનાત્વ બન્ને જ ચેતન અને જડમા અપેક્ષા કૃત ભેદથી વિદ્યમાન છે. એવું પ્રગટપણે સિદ્ધ થાય છે.

જૈન દર્શનનો પણ એ વિષયમાં પ્રાયઃ એજ સિદ્ધાંત છે ×

ઊપરના લેખથી અધિક પ્રકાશ નાખવાવાળો એક બીજો લેખ મહાભારતમાંનો જુવો—

આશ્વમેધિક પર્વ–અનુગીતા–અધ્યાય ૪૮ માના શ્લો. ૮ માથી ૧૧ ની નીલકંઠાચાર્યે કરેલી ટીકાનો કિંચિત્ તાપર્ય—એ છે કે—મનીષી અર્થાત્ વિદ્વાન્ લોક સત્વ–(પ્રકૃતિ પ્રધાન) અને પુરુષ–(આત્મા) એ બે પદાર્થોને અંગીકાર કરે છે. તેમાં પણ કેટલાક સત્વ અને પુરુષને સર્વથા એક અથવા

× મૌનીંદ્રે च प्रवचने, युज्यते सर्वमेव हि ।
नित्या नित्ये स्फुटंदेहात्. भिन्नाभिन्ने तथा त्मनि ॥ ३८ ॥

ઉ૦ યશોવિ અધ્યાત્મસાર શ્લો૦ ૩૮ ગભીર વિ૦ ટીકા પૃ ૧૦૩ મા નો ભાવાર્થ દેહથી કથંચિત્ ભિન્ન છે ચૈતન્ય રૂપ પૃથક સત્તા અપેક્ષાથી ભિન્ન છે. મૃતક શરીરમા દષ્ટવિભાગથી તેમજ કથચિત્ અભિન્ન છે ક્ષીરનીરની પેઠે, લોહગોલામા અગ્નિનીપેઠે, બધા શરીરમા વ્યાપીને રહેલો છે. માલા, ચદન, અગનાદિ–કટક ખડગ, જ્વરાદિ ઇષ્ટ અનિષ્ટ ના સ્પર્શથી સુખદુખનો શરીરમા અનુભવ થવાથી ॥

" प्रमाणाद् भिन्नान्न " (૧૧૧૪૨) (પ્રમાણમીમાંસા હેમચંદ્રાચાર્ય)

ા દ્વિસિદ્ધાષ્ટકમા–નિત્યાનિત્ય, દેહથી ભિન્ન ભિન્ન આત્મામા હિંસાદિક પણ ન્યાયથી અવિરોધપણે ઘટે છે

ઉપરના લેખથી અધિક પ્રકાશ નાખવાવાળો એક બીજો લેખ મહાભારતમાંનો જુવો—આશ્વમેધિક પર્વ—અનુગીતા—અધ્યાય ૪૮ મ.ના શ્લોક ૮ માથી ૧૧ નીલકંઠાચાર્યે કરેલી ટીકાનો કિંચિત્ તાત્પર્ય એ છે કે—મનીષી અર્થાત્ વિદ્વાન્ લોક સત્ત્વ—( પ્રકૃતિ પ્રધાન ) અને પુરૂષ ( આત્મા ) એ બે પદાર્થોને અંગીકાર કરે છે. તેમાં પણ કેટલાક સત્ત્વ અને પુરૂષનો સર્વથા એક અથવા અભિન્ન માને છે પરંતુ એ મત ઠીક નથી. એ પ્રમાણે કેટલા એક સત્વ અને પુરુષનો સર્વથા ભિન્ન સ્વીકાર કરે છે એ સિદ્ધાંત પણ વિચાર પૂર્ણ નથી.

ટીકાકાર આ કથનનું ઉપપાદન આ પ્રમાણે કરે છે. પુરુષની પેઠે સ્વચ્છ અને પુરુષનો ઉપકારી હોવાથી સત્વ—પુરૂથી અભિન્ન છે એવું મંતવ્ય તાર્કિકો —નૈયાયિકોનું છે. એટલામાટે કર્તૃત્વાદિ જે સત્વના ધર્મ છે તેને વાસ્તવિક રૂપથી તે આત્મામાં માને છે. તેજ પ્રમાણે—આત્મા અને પ્રકૃતિમાં સાંખ્ય મતાનુયાયીતો કેવલ પ્રતીતિ માત્રજ એકત્વ માને છે. અને નૈયાયિક લોક તેજ એકત્વ ને વાસ્તવ રૂપથી સ્વીકાર કરે છે. પરંતુ એ બન્નેજ મત અસંગત છે, વિચાર શૂન્ય છે. આ અભિપ્રાયથી સત્વ અને પુરૂષનો આત્યંતિક ભેદ માનવાવાળા સાંખ્ય મતાવલંબીના પ્રતિ એ વિરોધ ઉત્પન્ન કર્યો છે કે—જો સત્વ પુરુષથી સર્વથા ભિન્ન અને સ્વતંત્ર સત્તા રાખવાવાળા છે તો તે મુકતાત્માનો પણ કદિ ત્યાગ નથી કરી શકતો. તાત્પર્ય કે—જે પ્રમાણે સંસાર દશામા અથવા બધં દશામા તે પુરુષથી સર્વથા ભિન્ન અને સ્વતંત્ર થતો હુવો તેનો ત્યાગ નથી કરતો એજ પ્રમાણે મોક્ષ દશામાં પણ તે પુરુષથી કોઇ પ્રકારે પૃથક્ નથી થઈ શકતો, એ પ્રમાણે મોક્ષનોજ અભાવ થઇ જશે તેમજ જે તાર્કિક લોક સત્વના ધર્મભૂત કર્તૃત્વાદિ ગુણોને આત્મામાં વાસ્તવ રૂપથી સ્વીકાર કરે છે તેમના મતમા પણ મોક્ષની ઉપપત્તિ નથી થઇ શકતી, કેમકે વાસ્તવિક—સ્વાભાવિક ધર્મોનો નાશ થયા વિના કદિ વિનાશ નથી થઇ સકતો. કર્તૃત્વાદિ ધર્મ જો આતમમાં સ્વભાવ સિદ્ધ હોય તો તેનો—આત્માનો નાશ થયા વિના કદિ નાશ નહી થશે ( આત્માનો કદિ નાશ થતોજ નથી એટલા માટે આત્માના સ્વભાવભૂત કર્તૃત્વાદિ ગુણપણ કદિ નષ્ટ ન થશે ) તારે તો મોક્ષનુ થવું અસંભવજ થઇ જશે માટે સત્વ અને પુરુષમા વિચાર દષ્ટિથી પૃથક્ ભાવ—ભેદ અને સહજત્વ અભેદ બન્નેને જ માનવા યથાર્થ છે એજ પ્રમાણે એમાં એકત્વ અને નાનાત્વ નો સ્વીકાર પણ યુક્તિ યુકતજ છે, જે પ્રમાણે ઉદંબર ફલ ( ગુલ્લરનું ફલ ) માં રહેવાવાળા તેમાજ ઉત્પન્ન થતા મશક ( એકના એક સરખા જીવ ) તેમાં ભિન્ન અને અભિન્ન છે તેજ પ્રમાણે સત્વ અને પુરુષ પણ પરસ્પરમાં ભિન્ન અને

39

અભિન્ન છે ઇત્યાદિ ॥ આથી સ્પષ્ટ છે કે-પ્રકૃતિ પુરુષનું સાપેક્ષ ભેદાભેદજ ઇષ્ટ છે. મહાભારત પણ કોઇ કોઇ અંશમા અનેકાંતવાદના સમર્થક છે. ॥

## ( મનુસ્મૃતિ ) પૃ. ૧૪૯ થી.

સર્વ સ્મૃતિયોથી-મનુસ્મૃતિ શ્રેષ્ટ અને પ્રાચીન મનાય છે. છાંદોગ્ય ઉપનિષદમા લખ્યું છે કે-મનુએ કહ્યુ તે ઔષધિરૂપ છે. તેમા પણ અનેકાંતવાદનુ કથન છે. ( અ. ૧૦ શ્લો ૭૩—

अनार्य मार्यकर्माण-मार्यं चानार्यकर्मिणं ।
संप्रधार्या ब्रवीह धाता, न समौ ना समाविति ॥७३॥

કુલ્લૂક ભટ્ટ કૃત ટીકાનો ભાવાર્થ—દ્વિજાતિ ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ) ના માટે જે કર્મોનું વિધાન કર્યું ગયું છે તેનું આચરણ કરવાવાળા શૂદ્ર અને શૂદ્રોચિત કર્મોનુ સેવન કરવાવાળા દ્વિજાતિ એ બન્નેના વિષયમા વિચાર કરીને બ્રહ્માએ એ કહ્યુ છે કે એ બન્ને ( આર્ય અનાર્ય ) આપસમાં નતો સમાન છે અને નતો અસમાન છે. અર્થાત્ એ બન્ને સર્વથા એક પણ નથી અને સર્વથા ભિન્ન પણ નથી. દ્વિજાતિનું કર્મ કરવાથી શૂદ્ર દ્વિજાતિ નથી થઇ શકતો, એમ શૂદ્રોચિત કર્મનો કરવાવાળો દ્વિજાતિ શૂદ્ર નથી બની જાતો. એ અપેક્ષાથી એ બન્ને સમ એક નથી થઇ શકતા પરંતુ-બન્નેજ નિષિદ્ધનું આચારણ કરી રહ્યા છે. એથી એ અસમ-ભિન્ન પણ નથી. તાત્પર્યએ થયો કે-એ બન્ને કોઇ અપેક્ષાથી અસમાન અને કોઇ દૃષ્ટિથી સમાન પણ છે, કિંતુ એકાંતપણાથી ન સમ છે. અને ન અસમ છે.

આ ઉપરના લેખથી અનેકાંતપણું સ્પષ્ટજ તરી આવે છે.

## ઇશ્વરનું કર્તૃત્વ અકર્તૃત્વ. પૃ. ૧૫૨ થી.

સનાતન ધર્મના સુપ્રસિદ્ધ પંઠિત ભીમસેન શર્મા ઇશ્વરના કર્તૃત્વવાદમાં સનાતન ધર્મનુ સિદ્ધાંત એ છે—

निरि छे संस्थिते रत्ने, यथा लोह प्रवर्तते ।
सत्तामात्रेण देवेन, तथा चायं जगज्जन. ॥१॥
अत आत्मनि कर्तृत्व मकर्तृत्वं च संस्थित ।
निरिछत्वा दऽकर्ता सौ कर्ता सन्निधि मात्रत: ॥२॥

ભાવાર્થ—જેમ ઇચ્છા વિનાના ચુંબકમાં સમીપ રહેલ લોહમાં ક્રિયા થઇ જાય છે. લોહગત ક્રિયાનો હેતુ-કર્તા ચુંબક છે તે પ્રમાણે ઇશ્વરના વિદ્યમાન હોવા માત્રથી પ્રકૃતિમા સૃષ્ટિ રચનાદિની સર્વ ચેષ્ટા થયા કરે છે. દૃષ્ટાંત દાષ્ટતિમા ભેદ એટલોજ છે કે ચુંબક જડ છે અને ઇશ્વર સર્વજ્ઞ ચેતન

છે. નિરિછતા અને પ્રયોજકતા બન્નેમાં એક સરખી જ છે. આ દષ્ટાંતથી પરમેશ્વરમાં કર્તૃત્વ, અકર્તૃત્વ બન્ને જ માન્યાં ગયા છે.

નિરિછ હોવાથી પરમેશ્વર અકર્તા, અને તેમના સમીપ થયા વિના પ્રકૃતિ કાંઇ નથી કરી સકતી. એ કારણથી ઇશ્વર કર્તા છે—

"प्रदीप भावाभावयो दर्शनस्य तथा भावा द्दर्शनहेतुः प्रदीप इतिन्यायः"

( બ્રાહ્મણ સર્વસ્વ ભા. ૮ સં. ૯ પૃ. ૨૨ )

ઉકત લેખ કેટલી હદ સુધી અનેકાવાદની સિદ્ધિ કરે છે?

ઇશ્વરમાં પણ અપેક્ષા ભેદથી કર્તૃત્વ, અને અકર્તૃત્વ એ બન્ને વિરૂદ્ધ ધર્મ કેવા પ્રકારથી રહી શકે છે.

ઉકત પંડિતજીએ—ઉપરના લેખથી ન કેવલ અપેક્ષાવાદનીજ સિદ્ધિ કરી છે? કિંતુ સનાતન ધર્મના મહત્વ પૂર્ણ મુખ્ય સિદ્ધાતમાં ફેલેલી સાધારણ લોકોની અજ્ઞાનતાને પણ ઘણા ભાગે દૂર કરી દીધી છે.

એવા પ્રકારના અનેકાનેક વાકય દર્શનોના આધારભૂત શ્રુતિ–સ્મૃતિ પુરાણાદિમા પણ ઉપલબ્ધ થાય છે જે વાકયોથી અપેક્ષાવાદની ઉપયોગિતા ઘણીજ સારી રીતે થઇ રહી છે.

## પરિસિષ્ટ પ્રકરણ બીજું પૃ. ૧૫૨ થી.

## અનેકાંત વાદની સાથ અન્યાય.

એક ભારતીય સાક્ષર વિદ્વાનનુ કથન છે કે–જે પ્રમાણે જૈનોના અનકાંતવાદ સપ્તભંગી નયની સાથ અન્યાય થઇ રહયો છે. એજ પ્રમાણે વેદાંતના અનિર્વચનીય વાદની સાથ પણ છે. × તથા જેમ વેદાતની અનિર્વચનીય ખ્યાતિ યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના કેટલા એક જૈન વિદ્વાનોએ વેદાત દર્શનને સર્વથા ભ્રાંતિમય બતાવતા થકા તેમનો અનુચિત ઉપહાસ્ય કર્યો છે. તેજ પ્રમાણે બ્રાહ્મણ વિદ્વાનોએ જૈનોના અનેકાંતવાદ અથવા સ્યાદ્દવાદના વાસ્તવ સ્વરૂપને સમજ્યાવિના ઉન્મત્ત પ્રલાપ કહીને તેનું મિથ્યા ખંડન કર્યુ છે આથી

× જુવો "હિંદતત્વજ્ઞાનનો ઇતિહાસ" ગ્રથકર્તા—શ્રીયુત નર્મદાશકર દવેશકર મહેતા. બી. એ. સુ. અમદાવાદ.

પૃ. ૨૦૭ પૂર્વાર્ધ—જેવી રીતે જૈનોના અનેકાતવાદને અથવા ખંડભંગી (સપ્તભંગી) નયને અન્યાય થાય છે તેવી રીતે વેદાતના અનિર્વચનીયતાના વાદને પણ અન્યાય થાય છે.

પ્રતીત થયું કે જૈન દર્શનના પ્રતિપક્ષી પંડિતોએ અનેકાંતવાદનું ખંડન કરતી વખતે તેમને જેવા રૂપમાં સમજાયું અથવા માન્યું તે તેમણું યથાર્થ સત્ય સ્વરૂપનુ નથી.

પ્રતિપક્ષી વિદ્વાનોનાદ્વારા પ્રગટ થએલા સ્યાદ્વાદના સ્વરૂપથી જૈન દર્શનનો સ્યાદ્વાદ કોઇ જુદા પ્રકારનો છે. એટલા માટે તેનું ખડન વાસ્તવિક રૂપનુ નહીં કહીં શકાય.

જે વાત વાદીને સ્વીકૃતજ નથી તેણે જબરજસ્તી તેના ગલામાં ઘાલી તેની અવહેલના કરવી એ ન્યાય કોનો? બસ એજ દશા અનેકાંતવાદના પ્રતિપક્ષી વિદ્વાનોની છે.

અમારૂં આ કથન તો મોટાજ સાહસયુક્ત વા ધૃષ્ઠતાપૂર્ણ સમજાયું અથવા માન્યુ જશે કે–જૈન દર્શનના પ્રતિપક્ષી વિદ્વાનોમાથી આજ સુધી કોઇએ અનેકાતવાદના સ્વરૂપને સમજ્યોજ નથી પરતું વસ્તુસ્થિતી કોઇ એવી વિલક્ષણ અને જબરજસ્ત છે કે– એક બિલકુલ નિષ્પક્ષ અને તટસ્થ વિચારકોને પણ તેના સામને. અનિછાથી નત મસ્તક થવું પટે છે. જૈન દર્શનના પ્રતિપક્ષી વિદ્વાનોએ ભલેજ અનેકાંતવાદના અંતસ્તલ સુધી અવગાહન કરીને તેના યથાર્થ સ્વરૂપને સારી રીતે જાણી લીધું હોય અને તે પણ સત્ય હોય કે તેમના પ્રૌઢ પ્રતિવાદ એક ગંભીર વિચારકના હૃદયમા પણ કોઇ સમયના માટે ક્ષોભ પેદા કરીદે પરંતુ અમારા વિચારમાં તેમનો પ્રતિવાદ-ખંડન–અનેકાંતવાદના યથાર્થ સ્વરૂપના અનુરૂપ તો નથીજ, અને તેમાં કેટલાક વિદ્વાનો તો એવા પણ છે કે જેમને જૈનમતનું કાંઇ પણ જ્ઞાન થએલું પ્રતીત નથી થતું. ઉદાહરણના માટે પ્રથમ વિજ્ઞાન ભિક્ષુને જુવો. વિજ્ઞાન ભિક્ષુના—"વિજ્ઞાનામૃત ભાષ્યનો કાંઇક નમુનો અમો પાઠકોને ભેદાભેદની પ્રમાણિકતાના ઉપલક્ષમાં બતાવીને આવ્યા છીએ.

હવે બ્રહ્મસૂત્ર ૨।૨।૩૩ ના ભાષ્યમાં તેમને જે કાંઇ જૈનદર્શના વિષયમાં લખ્યું છે તેણે પાઠક જુવેઃ—

અમો તેનું ભાષ્ય ન લખતાં ભાવાર્થ માત્રજ લખીએ છિએ—વિજ્ઞાન ભિક્ષુ લખે છે કે–બ્રહ્મની કારણતામાં ઉપયોગી જે વેદોક્ત સત્કાર્યવાદ છે, તેની સિદ્ધિના માટે વેદ બાહ્ય જૈન મતનું નિરાકરણ કરીએ છિએ—જૈન મતમાં સામાન્યથી "સત્" અને "અસત્" એ બે પદાર્થજ માન્યા છે! આકાશાદિ ધર્મી અને એકત્વાદિ ધર્મ, એ સર્વ કાંઇ એજ બે–સત–અસત્ પદાર્થોનો પ્રપંચ છે. એ મતમાં સપ્તભંગી ન્યાયથી બધા પદાર્થોમાં સત્વ, અસત્વ, અને

અનિર્વચનીયત્વાદિનો સ્વીકાર કર્યો છે. જેમકે સર્વ વસ્તુ અવ્યવસ્થિત (વ્યવસ્થા–નિયમ રહિત) જ છે. સ્યાદસ્તિ સ્યાન્નાસ્તિ ઈત્યાદિ અહીં સ્યાત્ શબ્દ સર્વ જગોપર "ભવતિ" એ અર્થનોજ બોધક છે. (એ તો જૈન મતનુ સ્વરૂપ બતાવ્યું.) હવે એ મતનું જે પ્રમાણે ખંડન કર્યું છે. તેનુ પણ સ્વરૂપ બતાવીએ છિએ તે ધ્યાન દઈને જુવો–अत्रोच्यते ઈત્યાદિ–ભાવ અને અભાવ આપસમાં વિરોધી છે. એનું એક વસ્તુમાં રહેવાનું પ્રકાર ભેદ (નિરૂપકભેદ અપેક્ષાભેદ) ના વિના કદિ સંભવ નથી થઇ શકતો ? જો પ્રકાર ભેદથી ભાવા ભાવની સ્થિતિને માનશો તારે તો એ અમારાજ મતનો તમે સ્વીકાર કરી લીધો અર્થાત્ પ્રકાર ભેદ યા અપેક્ષાકૃત ભેદથી બે વિરૂદ્ધ ધર્મોનો એક જગોપર રહેવાનુ તો અમો માનીએજ છિએ. એટલા માટે અમારા મતનો તમે આશ્રય લીધો. જો એમ છે તો પછી તમે જગત્–તદ્વર્ત્તિ પદાર્થોને અવ્યવસ્થિત (અનિશ્ચિત–વ્યવસ્થા નિયમથી રહિત) રૂપથી કેમ માનો છો. અર્થાત્ જગત્‌ને અવ્યવસ્થિત ન માન કર વ્યવસ્થિતજ સ્વીકાર કરવા જોઇએ.

વિજ્ઞાન ભિક્ષુના વિજ્ઞાનામૃત ભાષ્યના આ લેખથી તેમને જૈન મત સંબંધી વિધાન અને પ્રતિવિધાનની યથાર્થતાનું સારી પેઠેથી જ્ઞાન થઇ જાય છે. ખબર નહી ભિક્ષુ મહોદય જૈન દર્શનના કેટલા મોટા પંડિત હશે. અમારા વિચારમાં તે જૈન દર્શનથી બિલકુલ અનભિજ્ઞ પ્રતીત થાય છે. તેમને જૈન દર્શનના દ્રવ્યાનુયોગ વિષયની કોઇ પારંભિક પુસ્તક પણ સાદ્યંત ભણી અથવા દેખી હોય એવું તેમના લેખથી સ્પષ્ટ પ્રતીત નથ થતુ. અમારો આજ સુધી એજ વિચાર રહ્યો છે કે આજ કાલનાજ કેટલાક ભટ્ટાચાર્ય કોઇ ધર્મ યા સંપ્રદાયના સિદ્ધાંતોને પૂર્ણપણે મનન કર્યા વગરજ તેમને મન માન્યા શબ્દોમાં લખવાને તૈયાર થઇ જાય છે. પરંતું વિજ્ઞાન ભિક્ષુના ઉકત લેખથી જાણ્યું ગયું કે આ રોગ આજ કાલનો નથી. કિંતુ ઘણુા લાબા કાલનો છે.

સત્ અને અસત્ એ બેજ મુખ્ય પદાર્થ છે. આકાશાદિ ધર્મી અને એક-ત્વાદિ ધર્મ આ સર્વ કાંઇ એ બે, સત્ અસત્ પદાર્થોનો વિશેષ (પ્રપંચ) છે એ પ્રકારનું જૈન દર્શનનું મંતવ્ય ભિક્ષુ મહોદયે કયા જૈન ગ્રંથમાંથી લીધું હશે એ અમારી સમજથી બાહિર છે.

તથા જૈન મતમાં સર્વ વસ્તુ અવ્યવસ્થિત–અનિશ્ચિત રૂપથી જ સ્વીકાર કરી છે અર્થાત જૈન દર્શન ને બધા પદાર્થ અવ્યવસ્થિત રૂપથી જ અભિમત છે.

તેમજ અર્વાચીન વિદ્વાનોએ બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખ્યા છે તેમાં પ્રાય: એ બન્ને વિદ્વાનોની શૈલીનું અનુકરણ કરેલું છે.

એટલામાટે એ બન્નેમાથી કોઇએક વિદ્વાન્ (શંકરસ્વામી અથવા ભાસ્કરાચાર્ય) ના લેખ પર વિચાર કરી લેવાથી સર્વેના લેખનો વિચાર થઇ જાય છે. માટે એજ બન્ને લેખનો અહિ વિચાર કરીએ છીએ—

(દષ્ટિ ભેદ) પૃ. ૧૬૧ થી.

બીજા વિદ્વાન્ ચાહે ગમેતે કહે પણ અમે તો એ કહેવાનું સાહસ નથી કરી સકતા કે શંકરાચાર્ય આદિવિદ્વાનોએ અનેકાતવાદના સ્વરૂપ ને સમજ્યાજ નથી એવુ કહેવું તે તો તેમનું ઘોરઅપમાન કરવા જેવું છે. હાં એટલું તો અમો અવશ્ય કહીશું કે તેમને અનેકાતવાદનું જે ખંડન કર્યું છે તે તેના– અનેકાતવાદના સ્વરૂપને અનુરૂપ નથી. જે પ્રમાણે શંકરસ્વામીના અનિર્વચનીય-વાદના સિદ્ધાંતની સાથ તેમના પ્રતિપક્ષી વિદ્વાનોએ જબરજસ્તી કરી છે અર્થાત અનિર્વચનીય શબ્દના મનમાન્યા અર્થવા તાત્પર્ય કલ્પના કરીને તેનું યથારૂચિ ખંડન કરીને સ્વામી શંકરાચાર્યની સાથ અન્યાય કર્યો છે. એજ પ્રમાણે જૈનદર્શનના અનેકાતવાદની સાથ સ્વામી શંકરાચાર્ય અને ભાસ્કરાચાર્ય પ્રભૃતિ વિદ્વાને પણ ખરેખરો અન્યાયજ કરી રહ્યા છે. એનું કારણ પરસ્પરનો દષ્ટિભેદ છે. જે દષ્ટિને લઇને જૈનદર્શનમાં અનેકાંતવાદના સિદ્ધાતની કલ્પના કરી ગઇ છે તેજ દષ્ટિથી જો શંકરાચાર્ય પ્રભૃતિ વિદ્વાનો તેની આલોચના કરતા તારે તો તેમનો પ્રતિવાદ વિચારપૂર્ણ કહ્યો અથવા માન્યો જાતો. પરંતુ વસ્તુસ્થિતિ એનાથી સર્વથા વિપરીત છે. અર્થાત્ જૈનદર્શનનો અનેકાંતવાદ કાંઇ બીજો છે અને શંકરસ્વામી તેની કોઇ બીજા રૂપમાંજ કલ્પના કરી રહ્યા છે. એ દષ્ટિ ભેદના કારણેજ એમનો પરસ્પરમા વિરોધ છે.

ઉદાહરણાર્થ શાકર ભાષ્યની નીચે લખેલી પંક્તિયોને જુઓ—

બ્રમ્હસૂત્ર ૨।૨।૩૩ ના ભાષ્યમા શંકરસ્વામી લખે છે—

"नह्येकस्मिन् धर्मिणि युगपत् सदसत्वादि विरुद्ध धर्मसमावेशः संभवति शीतोष्णवत्"

શીત અને ઉષ્ણતાની પેઠે એક ધર્મીમાં પરસ્પર વિરોધી સત્વ અને અસત્વ આદિ ધર્મોનો એક કાલમાં સમાવેશ (સ્થિતિ) નથી થઇ શકતી. અર્થાત જે પ્રમાણે શીત અને ઉષ્ણુતા એ બે વિરુદ્ધ ધર્મ એક કાલમાં એક જગો પર નથી રહી સકતા, તેજ પ્રમાણે સત્વ અને અસત્વ નો પણ એકા કાલમાં એક

સ્થાન પર રહેવુ નથી બની સકતું. એટલા માટે જૈનોનુ સિદ્ધાંત ઠીક નથી.
**" नाय मभ्युपगमो युक्त : "**

( મહામતિ ભાસ્કરાચાર્યે પોતાના ભાષ્યમા એજ વાતને બીજા પ્રકારથી લખી છે પરંતુ આશયમા ફેર નથી ×

ભાષ્યના વ્યાખ્યાકારોએ અહીં એ પ્રકારનું વર્ણન કર્યું છે કે–જે વાસ્તવમાં સત્ છે તે સદા સર્વ તરફ સર્વ રૂપથી સત્જ રહેશે

જેમ આત્મા જ્યા કોઈમાં કોઇ પ્રકારે કોઇ સ્વરૂપથી સત્વપણાની ઉપલબ્ધિ થાય છે તે વસ્તુથી સત્ નથી તેમા જે સત્વ છે તે કેવલ વ્યવહારિક છે અર્થાત્ વ્યવહાર માત્રને લઇને તેને સત્ કહી શકાશે પરમાર્થથી તે સત નથી જેમ પ્રપચ ( વાચસ્પતિ મિશ્ર )

જે સત્ છે તે સદા સત્જ રહેશે કદી અસત્ નથી થઇ શકતું જેમ "બ્રમ્હ" અને જે અસત્ છે તે સદા અસત્જ રહેશે જેમ શશવિષાણ સસલાનું સીંગ. અને પ્રપંચ એ બન્ને (સત્–અસત) થી વિલક્ષણ છે. આથી એકાંતવાદજ યુક્તિયુકત છે, અનેકાતવાદ નથી (ગોવિંદાચાર્ય) *

" જે પદાર્થ " છે " તેને ' છે ' અને ' નથી ' એ કેવી રીતે કહી શકાય. ( ભાસ્કરાચાર્ય )

ઉપર્યુક્ત ભાષ્ય અને તેની ટીકાઓના લેખથી બે વાતો સાબિત થઇ.

(૧) સત્ અસત્નો અને અસત્ સતનો અત્યત વિરોધી છે

(૨) જેનો કદિ કોઇ રૂપમા બાધ ન હોય તે સત્ ( બ્રમ્હ ). અને જેની કોઇ દશામા પણ કદિ પ્રતીતિ ન થાય તે અસત્ છે ( શશશ્રૃંગ ) તેમજ પ્રપંચનો બાધ પણ થાય છે ( બ્રમ્હ સાક્ષાતકારના ઉત્તર કાલમાં ) અને પ્રત્યક્ષ રૂપથી પ્રતીતિ પણ થાય છે એથી તે ન કેવલ સત્ અને ન અસત્ કિંતુ બન્નેથી વિલક્ષણ છે. આથી સિદ્ધ થયું કે જે વસ્તુથી સત્ છે તે અસત્ કદિ નથી થઇ

---

+ तत्रेद मुच्चते नैकस्मिन् धर्मिण्य सभवन् कथमेको भावोऽस्तिचनास्तिचस्याद्यदास्तीत्य वधार्येत विरोधात् ૨।૨।૩૩ ( નુ ભાષ્ય )

+ ' एतदुक्तं भवति–सत्यं यदस्ति वस्तुत स्तत्सर्वथा सर्वदा सर्वत्र सर्वात्मना निर्वचनीयेन रूपेणा स्त्येव न नास्ति यथा प्रत्यगात्मा। यत् क्वचित् कथचित् केनचि दात्मन स्तीत्युच्यते यथा प्रपच तद् व्यवहारो न तु परमार्थत " (भामति)

* यदस्तितत् सर्वत्र सर्वदा स्त्येव यथा ब्रह्मात्मा... .. ..

यन्नास्ति तन्नास्त्येव यथा सशविषाणादि प्रपचस्तु भय विलक्षण एवत्येकातवादः एव युक्तो ना नेकातवाद: (रत्नप्रभा)

એ પ્રકારનું જૈન સિદ્ધાંત તેમને કયા જૈન ગ્રંથના ઉલ્લેખથી સ્થિર કર્યું એનો પણ કોઇ પત્તો નથી મલતો. કદાપિ અનેકાંત શબ્દનો જ અવ્યવસ્થિત અર્થ તેમને સમજાયો હોય તો કાંઇ આશ્ચર્ય નથી, એવું બીજા પણ અનેક વિદ્વાનોએ સમજ્યું વા માન્યું છે. વળી " सर्वत्रैव स्यात्‌शब्दो भवती त्यादिरर्थः " અહીં બધા સ્થાનોમા " સ્યાત્ " શબ્દ ભવતિ ( છે–યા હોય છે–સત્તા ) એ અર્થના બોધક છે.

આ લેખથી તો તેમને જૈન ધર્મ વિષયિણી પોતાની અંત સ્તલ વર્ત્તિની પ્રજ્ઞાનો પરિચય દેવામા કાંઇ બાકીજ નથી રાખી. સાધારણ લોકોની વાત કાંઇ બીજી છે પરંતુ વિચારક શ્રેણીના લોકોમા તો એવા પ્રકારના લેખક કદિ ઉપહાસ્યના પાત્ર થયા વિના નથી રહેતા

ભલા હવે તેમના પ્રતિવાદના લેખનો વિચાર કરીએ–તેમનું કથન છે કે એક વસ્તુમા પ્રકાર ભેદનો આશ્રય લીધા વગર–ભાવ અને અભાવ એ બે વિરોધી ધર્મ નથી રહી સકતા પરંતુ એવું માને કોન છે ? શુ કોઇ જૈન ગ્રંથમા એવું લખ્યું છે કે એક વસ્તુમાં જે રૂપથી ભાવ અને તેજ રૂપથી અભાવ રહે છે ? જો નથી તો પછી તેના પર ( જૈન દર્શન પર ) આ વૃથા દોષારોપણ કેમ કર્યું ગયુ ? શું આ અન્યાય નથી ?

તથા–જો પ્રકાર ભેદથી જ એક વસ્તુમાં બે વિરોધી ધર્મોનો તમો સ્વીકાર કરો છો તો એ અમારો જ મત–સિદ્ધાંત છે. અર્થાત્ પ્રકાર ભેદથી બે વિરોધી ધર્મોની એક પદાર્થમાં સત્તાને તો અમો પણ માનીયે છિએ. આ કથનથી સિદ્ધ થયું કે જો પ્રકાર ભેદથી, અપેક્ષા કૃત ભેદથી, એક વસ્તુમાં બે વિરોધી ધર્મોનો અંગીકાર જૈન દર્શનને અભિમત હોય તો કોઇ આપત્તિ નથી–કોઇ દોષ નથી પરંતુ એ મતતો અમારો છે. ચાલો ફેસલો થયો ? તમારો જ મત સહી. એમાં અમને કોઇ આગ્રહ નથી કે એ મત અમારો છે. યા તમારો, ભલે તમારો હોય કે અમારો પરંતુ છે તો યુક્તિ યુક્ત ? જે સિદ્ધાંત અનુભવ ગમ્ય યા યુક્તિ ગમ્ય હોય તેનો સ્વીકાર કરવામાં કોઇને પણ આનાકાની નહી હોવી જોઇએ. એવું હરિભદ્રસૂરિ આદિ જૈન વિદ્વાનોનું પણ કહેવું અથવા માનવું છે. * વિજ્ઞાન ભિક્ષુના શિવાય કેટલાક અન્ય દર્શનિક વિદ્વાનોને પણ જૈન મતના વિષયમાં

× पक्षपातो न मेवीरे न द्वेषः कपिलादिषु.
युक्तिमद्वचनंयस्य तस्यकार्यःपरिग्रह. ॥१॥

કોઇ કોઇ જગોપર વિપરીત જેવું જ્ઞાન થએલુ જોઇએ છિએ, (૧) પરંતુ એટલા પરથી એ નથી કહી શકતા કે તેમને જૈન દર્શનનું જ્ઞાનજ નહી હતું. કોઇ મતના અમુક એક સિદ્ધાંતના વિષયમા ભ્રમનું થઇ જવું છદ્મસ્થ પુરૂષના માટે અનિવાર્ય છે.

ઉપર બતાવેલા પાઠોમા-( જીવને અનંત અવયવવાળો કહેવો. અને ખ-ગ-ઘ જીવાસ્તિકાયને-બદ્ધ મુક્ત અને નિત્ય સિદ્ધ કહીને અર્હન્તને નિત્ય સિદ્ધ અને બાકીના એને મુકત અને બદ્ધ બતાવવા અને એમ પુદ્‌ગલાસ્તિકાયને પૃથ્વી આદિ ચાર ભૂત અને સ્થાવર તથા જંગમ ભેદથી છ પ્રકારનું કથન કરવું જૈન સિદ્ધાતના અનુસાર છેજ નહી એનો એવા રૂપમા કોઈ જૈન ગ્રંથમા ઉલ્લેખ અમારા જોવામા આવ્યોજ નથી. મતલબ સમજ્યા સોચ્યાવિના ગપડ સપડ એક એકના જુદા ઉતારા છે,

## શંકરસ્વામી અને ભાસ્કરાચાર્ય પૃ. ૧૬૦ થી.

સ્વામી શંકરાચાર્ય અને ભટ્ટ ભાસ્કરના સિદ્ધાતમાં ઘણો અંતર છે. શંકરસ્વામી પુરા અભેદવાદી અને ભાસ્કરાચાર્ય પૂર્ણપણે ભેદાભેદવાદના અનુયાયી છે. શંકરસ્વામીના માયાવાદનું સર્વથી પ્રથમ ખંડન કરવાવાળા જો કોઇ વિદ્વાન્ થયા છે તો આ એક ભાસ્કરાચાર્ય છે. એટલા માટે એ બન્ને જ વિદ્વાન્ સિદ્ધાંતના વિષયમા એક બીજાના વિચારોથી સહમત નથી કિંતુ એક બીજાના પ્રતિપક્ષી છે. ભાસ્કરાચાર્યે શંકરસ્વામીના અનિર્વચનીયવાદના સિદ્ધાતનું મોટી પ્રૌઢતાથી ખડન કર્યું છે. ( જુવો તેમનું ૨।૧।૧૪ સૂત્રનું ભાષ્ય ) સિદ્ધાંતના વિષયમાં એમનો એવી રીતે વિચારભેદ હોવાથી પણ જૈનદર્શનના વિષયમા એ બન્ને વિદ્વાન્ એકસરખોજ વિચાર રાખે છે. અર્થાત્ જૈનદર્શના અનેકાંતવાદને બન્નેએ એકજ શૈલીથી તેનુ ખંડન કર્યું. અંતરમાત્ર એટલુંજ છે કે શંકરસ્વામીનો લેખ કાંઇ વિશદ અને ભાસ્કરાચાર્યે કાંઇ સંક્ષેપમા લખ્યું છે. ખડન શૈલી બન્નેની એકજ છે. એમના વિના બીજા જેટલા પ્રાચીન

( ૧ ) क—अनंतावयवो जीव स्तस्य त एवावयवा अल्पे शरीरे सकुचेयुर्महति च विकशेयु रिति ( શંકરાચાર્ય—૨।૨।૩૪ શા. ભા )

(ख)—जीवास्तिकाया स्त्रिधा—बद्धा मुक्तो नित्यसिद्ध श्चेति । पुद्गल स्तिकाय षोढा पृथ्व्या दिनिचत्वारि भूतानि स्थावरं जगमंचेति (वाचस्पति मिश्र भामति )

(ग)—जीवास्तिकाय स्त्रिधा—बद्धा मुक्तो नित्यसिद्ध श्वेति। तत्रार्हन्मुनि नित्यसिद्ध. इतरे केचन सार्वनैमुक्ता. अन्येबध्वा इतिभेदः । पुद्गलास्तिकाय षोढा—पृथिव्यादिचत्वारिभूतानि स्थावरं जंगमंचेति ॥

(घ)—रत्नप्रभा व्याख्यामां पण प्राय.उपर प्रमाणेज छे ॥

શકતું ( બ્રહ્મ ). અને જે સર્વથા અસત છે તે સત્ કદિ નથી બની શકતું ( શશશ્રૃંગ ). તેમજ પ્રપચ–જગત્ ન સર્વથા સત છે અને નથી અસત, ( આથી ખરેખર સિદ્ધ થયું કે તે કથચિત્ સત્ અસત્ ઉભય × રૂપ છે. ) જુવો તેમનું તૈતિરીય ઉપનિષદનું ભાષ્ય––इह पुन र्व्यवहारविषय मापेक्षिकं सत्यं मृगतृष्णिकाद्यर्नृ तापेक्षया उदकादि सत्य मुच्यते २।६

તેમજ શંકર સ્વામીએ અલીકમા અને અસત્યમા ભેદ માન્યો છે. આકાશ કુસુમ, મૃગતૃષ્ણા આદિ અલીક પદાર્થ છે એ પદાર્થની તુલનામા જગત્ ને શંકર સ્વામીએ સત્ય કહ્યું છે. એટલા માટે શંકરના મતમા જગત્ અલીક નથી, શક્તિ પણ મિથ્યા નથી, તૈતિરીય ભાષ્ય જુવો,

કેવલ બ્રહ્માના સન્મુખજ જગત્ અસત્ કહ્યુ છે જુવો––

( ઉપનિષદનો ઉપદેશ ભાગ ૨ હિંદી અનુવાદ પૃ. ૬૦ લેખક પં. કોકિલેશ્વર ભટ્ટાચાર્ય એમ. એ. વિદ્યારત્ન )

એ પ્રમાણે સત અને અસતનો આપસમા અત્યંત વિરોધ હોવાથી એકજ પદાર્થને સત્ અસત્ ઉભયરૂપ માનવા કદિ યુકિત યુક્ત નહીં છે. એના સિવાય એક અનેક, નિત્ય અનિત્ય, અને વ્યતિરિકિતાઽવ્યતિરિકતત્વ આદિ ધર્મોના સંબંધમાં પણ એજ ન્યાય સમજી લેવો જોઇએ. *

અર્થાત જેમ એકજ પદાર્થ સત અસત ઉભયરૂપ નથી થઇ શકતા તેજ પ્રમાણે તેને એક અનેક, નિત્ય અનિત્ય અને ભિન્ન અભિન્ન પણ નહી માની શકશે. અથવા એમ કહીયે કે જે પ્રમાણે સત્વ અસત્વનો એક ધર્મીમાં યુગપત્ સમાવેશ નથી થતો તેમજ એકત્વ અનેકત્વ અને નિત્યા નિત્યત્વ આદિ ધર્મ પણ એક સ્થાનમા નથી રહી શકતા. પરંતુ જૈન દર્શન એના વિરૂદ્ધ એવુંજ માને છે, અર્થાત પરસ્પર વિરૂદ્ધ ધર્મોને પણ તે એકસ્થાનમા સ્થિતિને અંગીકાર કરે છે એથી તેમનું મંતવ્ય સર્વથા અનુભવ વિરૂદ્ધ અને યુકિત વિકલ હોવાથી અસંગત છે માટે ત્યાજ છે.

" असंगत मिद मार्हतं मतं " ( शां. भा )

શંકરાચાર્ય આદિ વિદ્વાનો નો આ ચાલતા વિષયમા એજ મત છે એનાજ અનુસાર તેઓએ જૈન દર્શનના અનેકાંતવાદ નું મોટી પ્રૌઢતાથી ખડન કર્યું છે. પરતુ અમારા ખ્યાલમા ઉક્ત વિદ્વાનો નો એ રૂપમા અનેકાંતવાદ

× શંકર સ્વામીએ જગતમા આપેક્ષિક સત્યતાનો સ્વીકાર સ્પષ્ટ રૂપથી કર્યો છે.

* एतेनैकानेक–नित्यानित्य–व्यतिरिक्ता व्यतिरिक्ताद्य नैकाता–युगमा निराकृता मतंव्या, ( शांकर भाष्य )

યા સ્યાદ્વાદનું ખંડન કરવું તેની સાથ (અનેકાંતવાદની સાથ) ખરેખરો અન્યાય કર્યો છે જૈન દર્શનનો અનેકાંતવાદ વા સ્યાદ્વાદ એવો નથી જેવો કે શંકરાચાર્ય આદિ વિદ્વાનોએ સમજ્યો અથવા માન્યો છે. કિંતુ તેનાથી વિલક્ષણ છે. જો સ્યાદ્વાદનું એજ સ્વરૂપ વાસ્તવ્ય હોત જે કે શંકરાચાર્ય આદિ વિદ્વાનોએ ખંડન ના માટે કલ્પના કરી છે, તો તો તેમના ખંડનની અવશ્ય કાંઇ કિમત થતી? પરંતુ વસ્તુ સ્થિતી એનાથી સર્વથા વિપરીત છે, અર્થાત્ જૈન દર્શનના સ્યાદ્વાદનું તે સ્વરૂપજ નથી એટલા માટે પ્રતિપક્ષી વિદ્વાનો નો પ્રતિવાદ એક તટસ્થ વિચારકના સામે કાઇ પણ મૂલ્યવાળો નથી.

( પ્રતિપક્ષી વિદ્વાનો ના ખંડનની તુલના ? ) પૃ૦ ૧૬૬ થી

અનેકાંતવાદનું અથવા સ્યાદ્વાદનું જે સ્વરૂપ જૈન દર્શને પ્રતિપાદન કર્યું છે તેની સાથ જો પ્રતિવાદી દલના પ્રતિવાદનુ મિલાન કરી જોઇએ તો તે એક બીજાથી કાંઇ પણ સંબંધ રાખતો હુવો પ્રતીત નથી થતો. ઘણું કરીને મતાંતરીય વિદ્વાનો ની આજ સુધી એજ ધારણા રહી અને છે કે પરસ્પર વિરુદ્ધ ધર્મોનો એક સ્થાનમા સ્વીકાર કરવો તેનું નામ સ્યાદ્વાદ અથા અનેકાંતવાદ છે. પરંતુ એ કેમ ? અને એ કેવો ? એના પર કોઇએ પણ અધિક લક્ષ નથી આપ્યો એજ કારણે જૈન દર્શનના સ્યાદ્વાદ પર પ્રતિપક્ષી વિદ્વાનોએ અનેક પ્રકારના મિથ્યા ઉચિતા નુચિત આક્ષેપ કર્યો છે × અને એ પણ સત્ય છે કે–તે આક્ષેપોનો ઉત્તર આપતાં કેટલાક જૈન વિદ્વાનોએ પણ કોઇ કોઇ જગો પર ભાષા સમિતિ સર્વોચ્ચ અધિકારમા હસ્તા ક્ષેપ કરી દીધો છે + એ પ્રમાણે મનો માલિન્યતાનુ કારણ, તત્ત્વ વિષયની અજ્ઞાનતા અને વધી પડેલા એકાંત દૃષ્ટિ ભેદના સિવાય બીજુ કાંઇ નથી. ભલે કાંઇ પણ હોય હવે અહીં વિચાર એ વાતનો કરીએ છિએ કે જૈન દર્શનના સ્યાદ્વાદનું યા અનેકાંતવાદનુ ખરૂ સ્વરૂપ શું છે અર્થાત્ પરસ્પર વિરોધી ધર્મોની સત્તાને એક અધિકરણમાં જૈન દર્શન માને છે યા કે નહી ? અગર માને છે તો કેવા રૂપમા ? તેમજ તેમના આ મંતવ્યના અનુસાર જ અનેકાંતવાદના પ્રતિદ્વંદ્વી વિદ્વાનોએ તેમનું ખંડન કર્યું છે યા તેમી યથામતિ સ્વરૂપ કલ્પના કરીને પ્રતિવાદ કર્યો છે ?

× अतश्चा निर्वारितार्थशास्त्र प्रणयन्मत्तोन्मत्तवदऽनुपादेयवचनः स्यात् ( शा. भा. पृ. ४८३ )

" तत्रैवं शास्त्र प्रलयन्नु न्मत्ततुल्य स्तीर्थकरः, स्यात् " ( भास्कराचार्यः )

+ दूषये दज्ञएवोच्चै स्याद्वादं नतु पंडित·
अज्ञप्रलापे सुज्ञाना न द्वेषः करुणैवतु ॥ ६८ ॥
अध्या. उ. अधि. १ उ. यशोविजय )

જ્યા સુધી અમે જૈન દર્શનનો અભ્યાસ કર્યો છે ત્યા સુધી અમો એ નિઃશંકપણાથી કહી શકીએ છે કે પરસ્પર વિરૂદ્ધ ધર્મોનું એક સ્થાનમાં વિધાન કરવું એ પ્રકારના સ્યાદ્વાદનું સ્વરૂપ જૈન દર્શનને અભિમતજ નથી. કિંતુ અનંત ધર્માત્મક વસ્તુમાં-અપેક્ષાકૃત ભેદથી જે જે ધર્મ રહયા હુવા છે તેમનો તે તે અપેક્ષાથી વસ્તુમા સ્વીકાર કરવાની પદ્ધતિને જૈન દર્શન, અનેકાંતવાદ અથવા સ્યાદ્વાદના નામથી ઉલ્લેખ કરે છે.

જે પદાર્થ જે રૂપથી સત છે તેણે તેજ અસત્,એવં જે રૂપથી જે નિત્ય છે,તેને તેજ રૂપથી અનિત્ય, નતો જૈન દર્શન કહે છે અથવા માને છે અને ન તો એ પ્રકારની સમ્મતિ આપે છે. અથવા એ વાતને એપ્રમાણે સમજે કે એકજ પદાર્થમાં જે રૂપથી સત્વ છે તેજ રૂપથી તેમા અસત્વ પણ છે, તેમજ જે રૂપથી પદાર્થમાં નિત્યત્વ છે તેજ રૂપથી તેમાં અનિત્યત્વ પણ છે એ પ્રકારની માન્યતા જૈન દર્શનની નહીં છે. જૈન વિદ્વાનોએ એ ભ્રમને ઘણાજ સ્પષ્ટ શબ્દોમા દૂર કરવાનો પ્રયત્ન કર્યો છે. (૧) તેના પર જો મતાતરીય વિદ્વાન સમ્યક્‌પણાથી ધ્યાન ન દે તો એમાં જૈન દર્શન અથવા જૈન વિદ્વાનોનો શો દોષ ?

સ્થાણુ નો એ કોઇ અપરાધ નથી. જે કે નેત્ર હીન તેને નથી દેખતો. એમ યસ્કાચાર્ય કહે છે. ×

આથી શંકરાચાર્ય પ્રભુતિ વિદ્વાનો નો- " જે પદાર્થ સત્ રૂપ છે તે અસત નથી થઇ શકતો, અથવા પદાર્થમાં જે રૂપથી સત્વ છે તે રૂપથી અસત્વ તેમા નથી રહી સકતો એ કથનની સાથ જૈન દર્શન નો કોઇ વિરોધ નહીં છે, જૈન દર્શન પણ તે પદાર્થમા જે રૂપથી સત્વ છે તે રૂપથી અસત્વનો સ્વીકાર નથી કરતા અર્થાત્ એ વિષયમા એ સર્વેનું મંતવ્ય એક સરખું જ છે. આવી દશામા પ્રતિપક્ષી વિદ્વાનો ના દ્વારા અનેકાંતવાદ પર ઉક્ત રૂપથી જે આક્ષેપ કર્યો ગયો છે અને જેના આધાર પર તે અનેકાતવાદના સિદ્ધાંત ને મિથ્યા યા ઉન્મત્ત પ્રલાપ બતાવે છે તે કોઇ મૂલ્યવાન્ પ્રતીત નથી થતો. જે વાત્ જૈન દર્શનને અભીષ્ટ જ નથી તેને જબર જસ્તી તેના ગલામાં ઘાલવી અને પછી

(૧) क—" न खलु यदेव सत्वं तदेवासत्वं भवितु मर्हति विधि प्रतिपेधरूपतया विरुद्ध धर्माध्यासेनाऽनयोरै क्यायोगात् " नहि वयं येनैव प्रकारेण सत्वं, तेनैवासत्व येनैवासत्वं तेनैव सत्वं मभ्युपेमः किंतु " इत्यादि । ( स्याद्वाद मंजरी पृ. १०८ )

यदि येनैव प्रकारेण सत्वं, तेनैवा सत्वं, येनैवसा सत्वं तेनैव सत्व मभ्युपेयेत तदा स्याद्विरोधः इत्यादि । ( रत्नाकरावतारिका. ५ परिछे. पृ ८६ )

×"नायं स्थाणो रपराधो यदेन मंधो न पश्यति " (निरुक्ते यास्कराचार्ये)

તેની તેજ નિમિત્તથી પ્રતારણા કરવી કયા સુધી ન્યાય સંગત છે એનો વિચાર પાઠક સ્વયં કરી લે.

અમારા વિચારમાં તો એ ખંડન જૈન દર્શનના અનેકાંતવાદનું નથી કે જે શંકરાચાર્ય આદિ વિદ્વાનોએ કર્યું છે. કિંતુ એકજ રૂપથી નિરપેક્ષપણાથી પદાર્થને સત્ અસત્ રૂપ માનવાવાળાનું છે–કોન જાણે એવું પણ કોઇ માનતુ હશે ? " भिन्नमति र्हि लोकः " સંસારમા અનેક વિચારના લોક વિદ્યમાન છે તેમના માટે શંકરાચાર્ય આદિનું કથન ભલેજ ઉપયુકત સમજાયું જોય ? એ વિષયમાં તો જૈન દર્શન પણ તેમના પ્રતિપક્ષી વિદ્વાનોની સાથે સહમત છે.

**(જૈન દર્શન કેવા પ્રકારથી વસ્તુને સદસત્ રૂપ માને છે)** પૃ. ૧૭૦ થી.

ઉપર્યુકત વિવેચનથી એ પ્રમાણિત થયુ કે— શંકર સ્વામી પ્રભૃતિ વિદ્વાનોએ જે સિદ્ધાતનું ખંડન કર્યું છે–અર્થાત્ જેને અસંગત યા ઉન્મત્ત પ્રલાપ બતાવ્યો છે તે સિદ્ધાંત વાસ્તવમા જૈન દર્શનનું સિદ્ધાંત નથી. એટલા માટેજ તેમનું એ ખંડન જૈન—અનેકાતવાદનું ખડન નહીં કહી શકાય અને એ પણ સિદ્ધ થયું કે શંકરાચાર્ય આદિ વિદ્વાનોનો જે પ્રકારે આ મત (પદાર્થ એકજ રૂપથી સત્ અસત્ ઉભયરૂપ છે ) અસંગત પ્રતીત થયો એજ પ્રમાણે જૈન દર્શન પણ એનાથી સહમત નહીં છે. અર્થાતુ તે પણ ઉકત મતને અસંગતજ માને છે. એટલા માટે એ વાત સારી રીતે સાબિત થઇ ગઇ કે પ્રતિપક્ષી વિદ્વાનોએ જે સ્વરૂપની કલ્પના કરીને અનેકાંતવાદનું ખંડન કર્યું છે તે સ્વરૂપ જૈન દર્શનના અનેકાતવાદનું નહીં છે જૈન દર્શનનો અનેકાતવાદ તેનાથી ભિન્ન પ્રકારનો છે.

હવે અહીં એ વાતનો વિચાર કરવાનો બાકી રહે છે કે— જૈન દર્શનના અનેકાંતવાદનું વાસ્તવ સ્વરૂપ શું છે ? અર્થાત્ જૈન દર્શન એકજ પદાર્થ સત્ અસત્ ઉભય રૂપ કેવા પ્રકારથી માને છે, તથા તેમની માન્યતામાં પણ વિરોધનો પ્રકાર થઇ શકે છે કે નહીં. જૈન દર્શનને કોઇપણ પ્રતીયમાન પદાર્થ એકાંતપણાથી સત્ વા અસત્ નિત્ય અથવા અનિત્ય રૂપથી અભિમત નથી તેમના મતમા વસ્તું માત્રજ અનેકાત અર્થાત્ અનેક ધર્મોથી યુક્ત છે. સત્વ-અસત્વ નિત્યત્વ, અનિત્યત્વ આદિ સર્વ વસ્તુના ધર્મ છે × વસ્તુમા જે પ્રકારે સત્વ વા અનિત્યત્વ રહે છે તેજ પ્રકારે અસત્વ અને અનિત્યત્વ પણ વિદ્યમાન છે

× " वयंखलु जैनेंद्रा. एकंवस्तु सप्रतिपक्षानेकधर्मस्वरूपावि करणं इत्याचक्ष्महे " ( प्रमेयरत्नकोष चंद्रप्रभसूरिः पृ. ५ )

પરંતુ એકજ રૂપથી નહી પણ ભિન્ન રૂપથી. અર્થાત્ જે રૂપથી વસ્તુમાં સત્વ યા નિત્યત્વનો નિવાસ છે તેજ રૂપથી તેમા–અસત્વ યા અનિત્યત્વને સ્થાન નથી, કિંતુ સત્વાદિ કોઇ બીજા રૂપથી વસ્તુમા રહે છે, અને અસત્વાદિ કોઇ ભિન્ન પ્રકારથી નિવાસ કરે છે. એ પ્રમાણે પ્રકાર ભેદ યા અપેક્ષા-ભેદથી, બન્નેજ ધર્મ, વસ્તુમાં રહયા હુવા છે. આથી સાપેક્ષપણાથી વસ્તુ સત્ અને અસત્ ઉભય રૂપ છે, એજ પ્રમાણે અપેક્ષા કૃત ભેદથી નિત્યા નિત્યત્વ આદિ ધર્મ પણ રહેલા છે. આ દશામાં વિરોધની કોઇ અશંકા રહેતી નથી !

( ઊકત વિષયનું વિશેષ સ્પષ્ટી કરણ ) પૃ. ૧૭૨ થી.

જૈન દર્શનમાં વસ્તુ તત્વનો વિચાર તેના (વસ્તુના) સ્વરૂપના અનુસાર કર્યો છે. લૌકિક અનુભવથી વસ્તુનું જે સ્વરૂપ પ્રતીત થાય તેના અનુસાર કરેલો વિચારજ યુકિત યુકત કહયો યા માન્યો જાય છે, વસ્તુ સ્વરૂપનો વિચાર કરતાં અનુભવથી તે એકાતપણાથી સત્ (ભાવરૂપ ) કિંવા અસત્ (અભાવ) રૂપ પ્રતીત નથી થતું, કિંતુ અનેકાત– સત્, અસત્–ભાવ અને અભાવ રૂપથી જ તેની પ્રતીત થાય છે. આથી વસ્તુને સર્વથા સત્ (ભાવ રૂપ) કીંવા અસત્ (અભાવ રૂપ) જ ન માનીને સત્ અસત્–ભાવ અભાવ ઉભય રૂપથીજ સ્વીકાર કરતાં યુકિત યુકત અને પ્રમાણના અનુરૂપ છે. પરંતુ વસ્તુ (પદાર્થ જે રૂપથી સત્ (ભાવરૂપ) તેજ રૂપથી અસત (અભાવ રૂપ) પણ છે એવી એવી માન્યતાને જૈન દર્શનમા સ્થાન નથી આપ્યું, જૈન દર્શને એકજ રૂપથી વસ્તુને સત્ અને અસત્ નથી માનતા કિંતુ સત્ વસ્તુને તે તેના સ્વભાવની આપેક્ષાથી કહે છે, અને અસત્ (અભાવ રૂપ) અન્ય વસ્તુની આપેક્ષા થી કથન કરે છે. એ તત્વને સ્પષ્ટી કરવાને માટેજ જૈન દર્શનમાં સ્વરૂપ અને પર રૂપ એ બે શબ્દોનું વિધાન કર્યુ છે. સ્વરૂપની આપેક્ષાથી વસ્તુમાં સત્વ, અને પરરૂપની અપેક્ષાથી અસત્વ, એમ અપેક્ષા કૃત ભેદથી વસ્તુનું અને કાત–સત્ અસત , ભાવ અભાવ, નિત્ય અનિત્ય સ્વરૂપજ જૈન દર્શનને અભિમત છે.

એ વિષયની ચર્ચા કરતા થકા જઇન વિદવાનોએ જે સિદ્ધાંત સ્થિર કર્યો છે તેનો સારાંશ આ પ્રકારે છે.

× एवं स्वतः परतो वाऽनुवृत्ति–व्यावृत्त्याद्यनक शक्तियुक्तोत्पादादि त्रैलक्षण्य लक्षण मनेकांतात्मकं जगत्। ( शा. वा स स्त. ७ पृ. २२२ कल्पलता टीका )

૧ અમો એકજ રૂપથી વસ્તુમા સત્વ અને અસત્વને અંગીકાર નથી કરતા જેથી કે વિરોધની સંભાવના થઈ શકે કિંતું સત્વ તેમા સ્વરૂપની આપેક્ષાથી અને અસત્વ પરરૂપની અપેક્ષાથી છે. એટલા માટે વિરોધની કોઇ આશંકાજ નથી.

૨ નિત્યા નિત્ય હોવાથી વસ્તુ જેમ અનેકાત છે. તેમજ સદસત્ રૂપ હોવાથી પણ અનેકાત છે. તાત્પર્ય કે–વસ્તુ નિત્યા નિત્યની પેઠે સત્ અસત્ રૂપ પણ છે.

( શંકા )–આ કથન વિરુદ્ધ છે એકજ વસ્તુ સત્ અને અસત્ રૂપ નથી થઇ સકતી, સત્વ અસત્વનો વિનાશક છે, અને અસત્વ સત્વનો વિરોધી છે, જો એવું ન હોય તો સત્વ અને અસત્વ બન્ને એક જ થઇ જશે, આથી જે સત છે તે અસત્ કેવી રીતે ? અને જે અસત છે તે સત્ કેવી રીતે કહી શકાશે, એટલા માટે એક જ વસ્તુને સત્ પણ માનવું અને અસત્ પણ સ્વીકારવું અનુચિત છે.

( સમાધાન )—આ કથન ઠીક નહી છે કેમકે-જો અમો એક જ રૂપથી વસ્તુમાં સત્વ અને અસત્વને અંગીકાર કરીએ તારે તો વિરોધ થઇ શકે છે પરંતુ અમો એવું નથી માનતા, તાત્પર્ય કે-જે રૂપથી વસ્તુમાં સત્વ છે તેજ રૂપથી જો તેમાં અસત્વ માંનીએ તેમજ જે રૂપથી અસત્વ છે તેજ રૂપથી સત્વનો સ્વીકાર કરીએ તારે તો વિરોધ થઇ શકે છે પરંતુ અમો તો વસ્તુમાં જે રૂપથી સત્વ માનીએ છિએ તેનાથી ભિન્ન રૂપથી તેમા અસત્વને અંગીકાર કરીયે છિએ અર્થાત્ સ્વદ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવની અપેક્ષાથી તેમા સત્વ અને પર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ ભાવની અપેક્ષાથી અસત્વ છે. એટલા માટે અપેક્ષા ભેદથી સત્વ અસત્વ બન્ને જ વસ્તુમાં અવિરુદ્ધ પણાથી રહી શકે છે. એમાં વિરોધની કોઇ આશંકા જ નથી. ( રત્ન પ્રભાચાર્ય )

---

१ नहि वयं येनैव प्रकारेण सत्वं तेनैवा सत्व, येनवचा सत्वं तेनैव सत्वमभ्युपेम. किंतु स्वरूप द्रव्य–क्षेत्र–काल–भावै सत्वं,पररूप द्रव्य–क्षेत्र–काल-भावैं स्त्वऽसत्वं तदा क्व विरोधावकाशः ( स्याद्वाद मंजरी पृ १०८ )

२ एवं सदसत् अनेकातोपि नन्वत्र विरोध । कथमेकमेव कुंभादि वस्तु सच्च, असच्च भवति । सत्वंहि असत्व परिहारेण व्यवस्थितं, असत्वमपि सत्वपरिहारेण. अन्यथा तयोर विशेषः स्यात् । ततश्च तद्यदि सन् कथ मसत् ? अथाऽसत् कथं सदिति ? तदनवदात । यतोयदि-येनैवं प्रकारेण सत्वं तेनैवासत्वं येनैवचासत्व तेनैवसत्वं मभ्युपेयेत तदा स्याद्विरोध । यदातु स्वरूपेण घटादित्वेन–स्वद्रव्येण हिरणय मयादित्वेन, स्वक्षेत्रेण नागरादित्वेन, स्वकालत्वेन वासंतिकादित्वेन सत्वं । पररूपादिनातु पटत्व, तन्तुत्व–ग्र म्यत्व–ग्रैष्मिकत्व दिना असत्वं । तदा क्व विरोध गंधोपि । रत्नकारावतारिका ( परि. ५ पृ ८६ )

૩ સત્વ-વસ્તુનો ધર્મ છે, તેનો જો સ્વીકાર ન કરીએ તો ખર વિષાણુની પેઠે વસ્તુમા વસ્તુત્વ જ નહી રહેશે એટલા માટે વસ્તુ સત્ છે તેમજ સત્વની પેઠે તેમાં-વસ્તુમાં કથચિત્ અસત્વ પણ છે કારણકે-જે પ્રમાણે સ્વરૂપાદિની અપેક્ષાથી વસ્તુમા સત્વ અનિષ્ટ નથી, તેજ પ્રમાણે જો પર રૂપાદિથી પણ અનિષ્ટ ન હોય તો વસ્તુના પ્રતિ નિયમ નો વિરોધ થશે.

આથી સ્વરૂપાદિની અપેક્ષાથી જેમ વસ્તુમા સત્વ ઇષ્ટ છે, તેમ પરરૂપાદિકથી નથી એનો તાત્પર્ય એ થયો કે-સ્વપાદિની અપેક્ષાથી વસ્તુમાં સત્વ અને પરરૂપાદિની અપેક્ષાથી અસત્વ, આથી અપેક્ષા કૃત ભેદથી સત્વાડ સત્વ બન્ને જ વસ્તુમા વિના કોઇ વિરોધથી રહ્યાં છે × (વિદ્યાનંદ સ્વામી)

(૪) વસ્તુ સ્વ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ રૂપથી સત્ અને પર દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ રૂપથી અસત્, આથી સત્ અને અસત્ ઉભય રૂપ છે અન્યથા વસ્તુના અભાવનો-ઘટાદિ રૂપ વસ્તુના અભાવનો પ્રસંગ થશે. અર્થાત્ જે પ્રમાણે સ્વ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની અપેક્ષાથી વસ્તુ છે, તેજ પ્રમાણે જો પર દ્રવ્ય-ક્ષેત્ર કાલ-ભાવ રૂપથી પણ વસ્તુ સત્ જ હોય તો ઘટાદિ વસ્તુ જ નથી ઠરી શકતી કેમકે તે પોતાના સ્વરૂપની પેઠે પોતાનાથી ભિન્ન પર દ્રવ્યાદિ રૂપથી પણ સ્થિત હોય છે. એમજ પર દ્રવ્યાદિ રૂપથી ઘટાદિ પદાર્થ જેમ અસત્ છે તેમજ સ્વ દ્રવ્યાદિ રૂપથી પણ અસત્ થઇ જાય તો ઘટાદિ પદાર્થ ગદર્ભ સીંગની પેઠે તુછ જ ઠરશે (આથી સાપેક્ષપણાથી વસ્તુ સદ સદ્ રૂપ જ સ્વીકાર કરવી જોઇએ.

---

३ तत्र सत्व वस्तु धर्म तदनुपगमे वस्तुनो वस्तुत्वाऽयोगात्, खरविषाणादिवत् । तथा कथंचि दसत्वं स्वरूपादिभिरिव पररूपादिभिरपि वस्तुनोऽसत्वानिष्टौ प्रति नियतस्वरूपाभावात् । वस्तु प्रतिनियम विरोधात् । ( अष्ट सहस्री १ परिछेद पृ १२६ )

× तत स्यात् सदसदात्मका पदार्था, सर्वस्य सर्वाकरणात् । नहि घटादिवत् क्षीराद्याहरण लक्षण मर्थ क्रिया कुर्वति घटादि ज्ञानंवा । तदुभयात्मनि दृष्टात सुलभ , सर्वप्रवादिना स्वेष्टतत्वस्य स्वरूपेण सत्वेऽनिष्ट रूपेणासत्वेच विवादाभावात् तस्यैव च दृष्टातोपपत्तेः । (अष्ट. स. पृ. १३३)

स्वरूपाद्यपेक्ष सदसदात्मकं वस्तु, न विपर्यासेन तथाऽदर्शनात् सकलजनसाक्षिकं हि स्वरूपादिचतुष्टया पेक्षया सत्वस्य पररूपादि चतुष्टापेक्षया चा सत्वस्य दर्शन तद्विपरीत प्रकारेण चा दर्शनं वस्तुनीति तत्प्रमाणतया तथैव वस्तु प्रतिपत्तव्यम् ॥ ( अष्टसहस्री पृ. १३५ )

( ४ ) यत स्तत् स्वद्रव्य-क्षेत्र-काल-भावरूपेण सद्वर्तते, पर द्रव्य-क्षेत्र-काल-भावरूपेण चाऽसत् । ततश्च सच्चाऽसच्च भवति अन्यथा तदऽभाव प्रसगात् ( घटादिरूपेण वस्तुनोऽभाव प्रसंगात् ) इत्यादि । ( अनेकात जय पताका )

"नहि स्वपरसत्ताभावाभावरूपतां विहाय वस्तुनो विशिष्टैव संभवति"

વસ્તુમાં સ્વસત્તાનો ભાવ અને પર સત્તાનો અભાવ જો ન હોય તો તેનું વસ્તુનું વિશિષ્ટ સ્વરૂપ જ સંભવ નથી થઇ શકતું ( हरिभद्रसूरि )

(૫) જેમ સ્વરૂપાદિની અપેક્ષાથી વસ્તુમાં સત્વ છે તે જ પ્રમાણે–પર રૂપાદિથી પણ તેમા જો સત્વ જ માનીએ તો એકજ ઘટાદિ વસ્તુ સર્વત્ર પ્રાપ્ત થઇ જાય અર્થાત્ સર્વ વસ્તુઓ એક વસ્તુ રૂપ જ બની જાય ( चंद्रप्रभसूरि )

(૬) કોઇ પણ વસ્તુ સર્વથા ભાવ અને અભાવ રૂપ નથી, કિંતુ સ્વરૂપની અપેક્ષાથી ભાવ અને પર રૂપની અપેક્ષાથી અભાવ રૂપ હોવાથી ભાવા ભાવ ઉભય રૂપથી જ વસ્તુ ને માનવી જોઇએ. ૧ ( हेमचन्द्राचार्य )

આ બધા વિવેચનથી એ સિદ્ધ થયું કે જૈન દર્શનને વસ્તુ સત્ અને અસત્ ઉભય રૂપ ઇષ્ટ છે; પરંતુ એકજ રૂપથી નહીં કિંતુ ભિન્ન રૂપથી અર્થાત્ સત્વ સ્વરૂપથી, અસત્વ પર રૂપથી. આથી પ્રતિવાદિ વિદ્વાનોએ જે એક જ રૂપથી સત્વ અને અસત્વની માન્યતા સ્થિર કરીને જૈન દર્શન પર વિશેષનો આક્ષેપ કર્યો છે. તે ઉચિત નથી કેમકે જૈન દર્શન, વસ્તુમા એકજ રૂપથી સત્વા સત્વ ને અંગીકાર નથી કરતા એટલા માટે પ્રતિ પક્ષી વિદ્વાનોનું ખંડન જૈન દર્શનના અનેકાંતવાદના અનુરૂપ નહીં કહી શકાશે.

મહામતિ કુમારિલ ભટ્ટે વસ્તુના યથાર્થ સ્વરૂપને ખરેખરૂં સમજ્યુ અને તેમને શ્લોક-વાર્તિકમા સ્પષ્ટ પણે લખ્યુ કે—

स्वरूप–पररूपाभ्यां नित्यं सदसदात्मके
वस्तुनि ज्ञायते कैश्चि–द्रूपं किंचित् कदाचन,

( पृ. ६७६ )

અર્થાત્ સ્વરૂપ અને પરરૂપની અપેક્ષાથી વસ્તુ સત્ અને અસત્ ઉભય રૂપ છે.

" सर्वहि वस्तु स्वरूपत सद्रूपं, पररूपतश्चाऽसद्रूप यथा घटो घटरूपेण तत्, पटरूपेणऽसत् "

સર્વ વસ્તુઓ સ્વરૂપથી સત્; અને પરરૂપથી અસત્ છે; જેમ ઘટ ઘટરૂપથી સત્ અને પટરૂપથી અસત્ છે. ( ટીકાકાર )

(૫)–यथा स्वद्रव्या द्यऽपेक्षया सत्वं तथा परद्रव्याद्यपेक्षयापिसत्वं; तथा तदेव घटादि वस्तु सर्वत्र प्राप्नोति ततश्च सर्वपदार्थाऽद्वैतापत्तिलक्षण दुषणमापद्येत। ( प्रमेय रत्नकोष पृ. १५)

६ भावा भावात्मकत्वा द्वस्तुनो निर्विषयोऽभाव ।१।१।१२। नहि भावैकरूपं वस्तु इति विश्वस्य वैरूप्यप्रसगात्। नाप्यऽभावैकरूपं नीरुपत्वप्रसगात्। किंतु स्वरूपेण सत्वात् पररूपेण चाऽसत्वात् भावाभावरूपं वस्तु तथैव प्रमाण प्रवृत्तेः ( प्रमाण मीमांसा पृ. ६५)

તેમજ વૈશેષિક દર્શનમાં પણ અભાવ નિરૂપણમાં એવાજ પ્રમાણુનો ઉલ્લેખ છે. જેનું વર્ણન પૂર્વે આવી ચૂકયુ છે.

ભાસ્કરાચાર્યે પૂર્વ પક્ષમાં એ વાતનો કાંઇ ખુલાસો કર્યો છે પરંતુ એનુ ખડન કરતા તેમને તેજ શૈલીનું અનુકરણ કર્યું છે જે કે સ્વામી શંકરાચાર્યે કર્યું છે. તે કહે છે કે-"ઘટ રૂપથી ઘટ સત્ છે અને પટ રૂપથી અસત્ એ પ્રમાણે સ્વરૂપ પરરૂપની અપેક્ષાથી વસ્તુ સદ્ અસદ્ રૂપ પણ થઇ સકે છે." આ કથન પણ ઠીક નથી કેમકે-સ્વરૂપાદિના વિષયમાં પણ સપ્તભંગી નયનો પ્રવેશ છે. અર્થાત્-સ્વરૂપ પણ કંથચિત્ છે અને કથંચિત્ નહીં ઇત્યાદિ રૂપથી અનિશ્ચિત જ રહેશે ×

પરંતુ વિચાર કરવાથી ભાસ્કરાચાર્યનું આ કથન કાંઇ યુક્તિ યુક્ત પ્રતીત નથી થતુ, "વસ્તુનું સ્વરૂપ અનેકાંત છે." જૈનદર્શનના એ સિદ્ધાંત નો આ અર્થ નથી કે પદાર્થ વ્યવસ્થાના માટે ઉપર્યુકત કરેલા શબ્દોમાં પણ અમો અનેકાંત શબ્દ નો જ મન માન્યા અર્થોમા વ્યવહાર કરે ! એ પ્રમાણે તો કોઇ દર્શનનો પણ કોઇ સિદ્ધાત સ્થિર નથી થઇ સકતો. એ રીતિથી અનેકાંતવાદના સિદ્ધાંતનો પ્રતિવાદ કરવો, નિસ્સદેહ સાપ્રદાયિક વ્યામોહ અને વિશિષ્ટ પક્ષપાત છે.

કોઇ સિદ્ધાતનું મન માન્યું સ્વરૂપ કલ્પના કરીને તેની અવહેલના કરવી ન્યાયો ચિત નથી કહી સકાતી. વેદાંત દર્શનના અન્યાન્ય ભાષ્યો અને ટીકાઓમાં પણ પ્રતિવાદની એજ શૈલી છે. જેની આલોચના પૂર્વે કરી ચૂકયા છિએ. એટલા માટે તેનો પૃથક્ ઉલ્લેખ કરવો અનાવશ્યક છે તેમજ તે લેખો :: વિચાર કરવો પણ પિષ્ટ પ્રેષણ છે. ॥

જૈન-વૈદિક દર્શન કારોના કાલનો નિર્ણય.

**જૈન વિદ્વાનો- ઊમાસ્વામિ-**

જૈન સાહિત્યમાં દાર્શનિક પદ્ધતિનો સુત્રધાર એમનેજ કર્યો છે. એમના માટે જૈન ધર્મની શ્વતાંબર દિંગબર બન્ને સંપદાયોના હ્રદયમા સમાન આદર

× ननु पटरूपेण घटोनास्ति स्वेन रूपेणा स्तीत को विरोध; उच्यते स्वरूपेपि सप्तभंगो नयस्या विशेषात्। स्वरूप मस्ती त्यपि स्यान्नास्तीत्यपि तत्रानध्यवसानमेस्यात्। भास्करीय ब्रह्मसूत्र भाष्य २।२।२३ ॥ જૈન દર્શન અનેકાતવાદને અનેકાતરૂપથી સ્વીકાર કરે છે; "अनेकात स्याप्यऽनेकातानुविद्धैकातगर्भवात" એટલા માટે ભટ્ટ ભાસ્કર જે વિષયથા તેના પર દોષનું ઉદ્‌ભવન કરી ધથા છે તે સુસંગત નહીં છે. એ વાતની ચર્ચા અમો પૂર્વે કરી આવ્યા છીએ

છે. એટલાજ માટે એમને બનાવેલા તત્વાર્થ સુત્ર પર બન્નેજ પક્ષના વિદ્વાનોએ અનેક મહત્વપુર્ણ વ્યાખ્યાગ્રંથ લખ્યા છે. જૈન પરંપરાથી એમનો સમય વિક્રમ ની પ્રથમ શતાબ્દી માની ગઇ છે. પરંતુ એ વિષયમાં વાસ્તવિક ઐતિહાસિક તથ્ય શુ છે ? તેનો હજુ સુધી કોઇ યથાર્થ નિર્ણય નથી થયો.

## સિધ્ધસેન દિવાકર

જૈન દર્શનિક સાહિત્યમા એમને એજ સ્થાન છે જે વઇદક સાહિત્યમાં કુમારિલ ભટ્ટ, શંકરસ્વામી, ઉદયનાચાર્ય, અને વાચસ્પતિ મિશ્ર, આદિ દર્શનિક વિદ્વાનોને છે જૈન સાહિત્યથાં પદ્ધતિને વિશિષ્ટ સ્વરૂપ આપીને તેને સુચારૂરૂપ થી વિકાશમાં લાવવાનું સર્વથી પ્રથમ શ્રેય એમનેજ છે. જૈન સાહિત્યમાં એમનાથી પ્રથમ ન્યાયશાસ્ત્રનો કોઇ વિશિષ્ઠ ગ્રંથ બનેલો ઉપલબ્ધ નથી થતો પ્રશ્વાત્ ભાવી અન્ય જઈન દાર્શનિકોએ માત્ર એમનીજ શૈલીનુ અનુકરણ કર્યું છે. એમની કૃતિયોનુ ધ્યાન પુર્વ અવલોન કરવાથી પ્રતીત થાય છે કે એ દર્શન શાસ્ત્રોના પારગામી, સંસ્કૃત પ્રાકૃત ભાષાના પ્રઉઢ પંડીત અને અનુપમ કવિ હતા એમનો બનાવેલો ન્યાયાવતાર ખરેખરેજ જૈન સાહિત્યમાં વિશિષ્ટન્યાય પદ્ધતિનું એક સોપન (પગથીયુ) છે. અને એમને-સમ્મતિતર્ક, દ્વાત્રિંશદ્દાત્રિંશિકા આદિ ગ્રંથ મધ્ય કાલીન ભારતિય દર્શન સાહિત્યનાં બહુ મૂલ્ય રત્ન છે. જૈન પરંપરાના અનુસાર સિદ્ધ સેન દિનાકરનો સમય વિક્રમ ની પ્રથમ શતાબ્દી માની જાય છે. પરંતુ કંઇ એક ઐતિહાસિક વિદ્વાન્ એમનો સમય વિક્રમની પાંચમી શતાબ્દી માને છે × પરંતુ હજુ સુધી એનો સંતોષ જનક કોઇ નિર્ણય નથી થયો એમનુ જન્મ સ્થાન તો વિદિત નથી થયું પરંતુ ઉજજયની ના આસપાસમાં જ એમને પોતાનુ જીવન વ્યતીત કર્યું. એ જાતિના બ્રાહ્મણ અને પ્રથમ વૈદિક ધર્મના અનુયાયી હતા. અને વાદમાં એમને વૃધ્ધવવાદી નામના એક આચાર્યની પાસ જૈન ધર્મની દીક્ષા ગ્રહણ કરી.

### હરિભદ્રસૂરિ—

શ્વેતાંબર જૈન સંપ્રદાયમાં એ નામના કંઇ આચાર્ય થઇ ગયા છે. પરંતુ પ્રસ્તુત નિબંધમાં જેમના ગ્રથોનો અમે ઉહલેખ કર્યો છે તે હરિભદ્ર સર્વથી પુરાના છે જે કે યાકિની મહત્તરાસૂનુના નામથી પ્રસિદ્ધ છે અને ૧૪૪૪ ગ્રંથોના પ્રણેતા કહ્યા વા માન્યા જાય છે. જૈન પરંપરાના એમનો સ્વર્ગવાસ વિક્રમ સંવત ૫૮૫ માં થયો. આથી એમનો સમય વિક્રમની છઠી શતાબ્દી છે. પરંતુ ગુજરાત

× જુવો-હિંદ તત્ત્વ જ્ઞાનનું ઇતિહાસ પૃ. ૧૯૯ પૂર્વાર્ધ ॥

પુરાતત્ત્વના આચાર્ય મુનિ શ્રી જિન વિજયજીએ એ હરિભદ્ર સૂરિના સમય નિર્ણય પર જે ગવેષણા પૂર્વક નિબંધ લખ્યો છે તેમાં એમનો સમય વિક્રમની આઠમી નવમી શતાબ્દી નિશ્ચિત કરી છે × તેમનો આ નિશ્ચય આજકાલના ઐતિહાસિક વિદ્વાનોમાં માનનીય પણ થઇ ચુકયો છે.

હરિભદ્ર સૂરિ જાતિના બ્રાહ્મણ, આચાર સંપન્ન પ્રતિભાશાલી એક અનુપમ વિદ્વાન્ થયા છે. એમની લોકોત્તર પ્રતિભાએ–અનેકાંત જય પતાકા, શાસ્ત્ર વાર્તા સમુચ્ચય,ષટ દર્શન સમુચ્ચય, યોગબિંદુ, યોગ દષ્ટિ સમુચ્ચય અને ન્યાય પ્રવેશક સૂત્રાદિ વિવિધ વિષયના અનેક ગ્રંથ રત્નોને ઉત્પન્ન કરીને ન કેવલ જૈન સાહિત્ય ને જ ગૌરવાન્વિત બનાવ્યું કિંતુ ભારતીય સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય રત્નના ભંડાગાર ને પણ વિશેષ સમૃદ્ધિ શાલી બનાવ્યા. એવા અનુપમ વિદ્વાન્ ના માટે ભારતીય જનતા જેટલું અભિમાન કરીશ કે તેટલું ઓછુ છે.

**અમૃતચંદ્રસૂરિ—**

આ વિદ્વાન્ જૈન ધર્મની દિગંબર શાખામાં થયા છે. એમને કુંદ કુંદાચાર્ય કૃત સમય સાર, પર આત્મ ખ્યાતિ નામની ટીકા લખી છે અને પ્રવચન સાર ટીકા, પંચાસ્તિ કાય ટીકા, તત્ત્વાર્થ સાર પુરુષાર્થસિદ્ધયુપાય, પંચાધ્યાયી અને તત્ત્વ દીપિકા આદિ ગ્રંથ પણ એમની પવિત્ર માસ્તિષ્કની ઉપજ છે. દિગંબર પટ્ટા વલીમાં લખ્યું છે કે એ વિક્રમ સંવત ૧૦૬૨ માં વિદ્યમાન હતા. આથી એમનો સમય વિક્રમની દશમી શતાબ્દી, સુનિશ્ચિત છે ×

**વિદ્યાનંદ સ્વામી—**

દિગંબર જૈન સંપ્રદાયમાં આચાર્ય વિદ્યાનંદી (વિદ્યાનંદ સ્વામી) દાર્શનિક વિષયના એક સમર્થ વિદ્વાન્ થઇ ગયા છે. જૈન ધર્મમાં દીક્ષિત થવા પહિલા એ દર્શન શાસ્ત્રોના ધૂરીણતમ વિદ્વાન પ્રતિભા શાલી વૈદિક ધર્માવ લંબી બ્રાહ્મણ હતા. એમની જન્મ ભૂમિ મધ્ય દેશમા હતી એમની રચેલી અષ્ટ સહસ્રી, તત્ત્વાર્થ શ્લોક વાર્તિકાલકાર, યુકય નુ શાસન અને આપ્ત પરીક્ષાદિ ગ્રંથ એમણી ચમત્કારિણી લોકોત્તર પ્રતિભાનો પરિચય આપવામા પૂર્ણપણેથી પર્યાપ્ત છે. એ અસાધારણ નૈયાયિક અને ઉચ્ચ કોટિના દાર્શનિક અને ગદ્યપદ્ય ના અનુપમ લેખક હતા. એમના સંબંધમાં શ્રવણ વેલ ગોલામા પ્રાપ્ત થએલા શિલા લેખોથી પ્રતીત થાય છે કે એમને કેટલિક રાજ સભાઓમાં જઇને વિપ-

× જુવો જૈન સાહિત્ય સંશોધક ભાગ ૧ અંક ૧ ।

ક્ષિયો પર વિજય પ્રાપ્ત કર્યું. આથી એમના દ્વારા જૈન ધર્મમાં જે પ્રગતિ થઇ તેના માટે તે એમના ચિર કાલ સુધી ઋણી રહેશે. ઇતિહાસ ગવેષકોએ એ તાર્કિક શિરો મણિનો સમય વિક્રમની નવમી શતાબ્દી સુનિશ્ચિત કરી છે. *

**સિદ્ધર્ષિ--**

એમના ગુરૂનું નામ ગર્ગર્ષિ હતું. ન્યાયાવતાર ( સિદ્ધસેન દિવાકૂર કૃત ) પર એક સુંદર વિવરણ લખવાના પછી ઉપનિતિ ભવ પ્રપંચ નામનો અધ્યાત્મ વિષયનો બોધ પૂર્ણકથા ગ્રંથ પણ એમનો લખેલો મનાય છે. એ મહાત્મા વિ૦ સં૦ ૯૬૨ મા વિદ્યમાન હતા એવું ઐતિહાસિક વિદ્વાનોનું મંતવ્ય છે × એમની વિવૃત્તિ પર મલધાર ગચ્છીય હેમચંદ્રાચાર્યના શિષ્ય રાજ શેષરસૂરિએ ટીપ્પન લખ્યું છે. એ વિ૦ સં૦ ૧૪૦૫ મા વિદ્યમાન હતા.

**ચંદ્ર પ્રભાસૂરિ—**

એમનો સમય વિક્રમની બારમી શતાબ્દી મનાય છે. પ્રમેય રત્નકોષના આલાવા દર્શનશુદ્ધિ નામનો પણ એક પ્રકરણ ગ્રંથ એમનો બનાવેલો કહ્યો જાય જાય છે. અને વિ. સં. ૧૧૫૯ મા એમને પૂર્ણિમા ગછનીં સ્થાપના કરી હતી. *

**વાદી દેવ સૂરિ—**

એમનું અસલી નામ દેવસૂરિ છે. વાદી એ વિશેષણ તેમની શાસ્ત્રીય પ્રગલ્ભતાના કારણે છે. એ મહાત્મા મુનિચંદ્ર સૂરિના પટ્ટધર હતા. એમનો જન્મ વિક્રમ સ૦ ૧૧૪૩ મા થયો, ૧૧૫૨ મા જૈનમતની દીક્ષા, ૧૧૭૪ માં આચાર્યપદ અને ૧૨૨૬ મા એમનો સ્વર્ગવાસ થયો. વિ. સં. ૧૧૮૧ માં સિદ્ધરાજની સભામા દિગંબર વિદ્વાન કુમુચંદ્રને એમને શાસ્ત્રાર્થમા પરાજિત કર્યા. જૈન પરંપરાથી સાંભળવામા આવે છે કે: એમને સ્યાદ્વાદ રત્નાકર નામના ૮૪ હજાર શ્લોક પ્રમાણનો એક મોટોજ ઉચ્ચ કોટિનો દાર્શનિક ગ્રંથ લખ્યો છે. પરંતુ દુર્ભાગ્યવશથી તે આજ ઉપલબ્ધ નથી થતો.

**રત્ન પ્રભસૂરિ--**

* જુવો અષ્ટ સહસ્ત્રી અને શ્લોક વાર્તિકા લંકારની પ્રસ્તવના। એ ગ્રંથ-ગાન્ધી નાથારંગ, જૈન ગ્રંથ માલામા પ્રકાશિત થયા છે.

× જુવો ન્યાયવતારની પ્રસ્તાવના

* જુવો જૈન ગ્રંથાવલી પૃ. ૧૨૮ ।

એ પ્રભાવિક જૈન વિદ્વાન્ વાદિદેવ સૂરિના શિષ્ય છે. એમનો સમય વિક્રમની તેરમી શતાબ્દિનો પ્રારંભ માન્યો ગયો છે. રત્નાકરાવતારિકા જેવો ઉત્તમ દાર્શનિક ગ્રંથ એમનોજ નિર્માણ કરેલો છે. એના શિવાય ઉપદેશ માલા-બે ઘટ્ટી ટીકાના નિર્માતા પણ એજ માન્યા જાય છે.

## હેમચંદ્રાચાર્ય—

આ મહાપુરુષનો જન્મ વિ૦ સં૦ ૧૧૪૫ ની કાર્તિક સુદિ પૂર્ણિમાનો થયો હતો. ૧૧૫૪ માં ચંદ્રગછીય શ્રી દેવચંદ્ર સૂરિની એમને દીક્ષાવ્રત ગ્રહન કર્યું અને ૧૧૬૨ માં એ આચાર્ય પદ પર નિયુક્ત થયા. ૧૨૨૯ માં એમનો સ્વર્ગવાસ થયો. × એ મહાપુરુષ તે સમયના પ્રબલ પ્રતાપી મહારાજા કુમારપાલના ગુરૂ હતા. એમની અગાધ વિદ્યા બુદ્ધિનો અંદાજો કાઢવો કઠીન નહી પરંતુ અસંભવ છે. પોતાની અલૌકીક પ્રતિભાથી ઉત્પન્ન થવાવાળી મહાન ગ્રંથરાશિ આજ સંસારના બધાએ વિદ્વાનો ને વિસ્મયમાં નાખ્યા છે. સાહિત્ય સંબંધી એવો કોઈપણ વિષય નથી જેનાપર કે તેમની ચમત્કાર પૂર્ણ લખેની ન ઉઠી હોય ? ન્યાય–વ્યાકરણ–કાવ્ય–કોષ–અલંકાર–છંદ–નીતિ અને અધ્યાત્મ આદિ સર્વ વિષયો પર તેમને સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં એક વા અનેક મહત્વ પૂર્ણ ગ્રંથ લખ્યા છે. કહે છે કે તેમને પોતાના પ્રશસાજીવન કાલમાં સાડા ત્રણ કરોડ શ્લોક પ્રમાણ ગ્રંથોની રચના કરી છે. પરંતુ દુર્ભાગ્ય વશથી આજ તે સર્વ ઉપલબ્ધ નથી થતા પરંતુ જેટલા આજ મલે છે તેની સંખ્યા પણ કાંઇ ઓછી નથી. એમાં શક નથી કે શ્રી હેમચંદ્રસૂરિએ ભારતીય સંસ્કૃત પ્રાકૃત સાહિત્યની જે અનુપમ સેવા કરી છે તેના માટે સમસ્ત ભારતીય જનતા તેમની ઘણા કાલ સુધી ઋણી રહેશે.

## મલ્લિસેનસૂરિ—

એ આચાર્ય વિક્રમની ચૌદમી શતાબ્દીમાં થયા છે. એ નાગેંદ્ર ગછીય ઉદય પ્રભસૂરિના શિષ્ય હતા એમને જિનપ્રભ સૂરિની સહાયતાથી શક સં. ૧૨૧૪માં સ્યાદ્વાદ મંજરી નામની વ્યાખ્યા ગ્રંથની રચના કરી હતી.

## ગુણરત્નસૂરિ—

એ વિદ્વાન્ વિક્રમની પંદરમી શતાબ્દીમાં થયા છે એમના ગુરૂનું નામ દેવ સુંદર સૂરિ હતુ વિક્રમ સં. ૧૪૪૬માં એમને ક્રિયારત્ન સમુચ્ચય નામના

× જુવો–કુમારપાલ ચરિત્રની ભાષા પ્રસ્તાવના ।

ગ્રંથની રચના કરી છે અને તર્ક રહસ્ય દીપિકા ( ષટ દર્શન સમુચ્ચય ટીકા ) જેવો દાર્શનિક ગ્રંથ પણ એમનો જ રચેલો છે.

### ૭. વિનયવિજયજી—

એ મહાત્મા વિક્રમની સત્તરમી અઢારમી સદીમાં થયા છે. એમના ગુરૂનું નામ ઉ૦ કીર્ત્તિ વિજય હતું એમના ગ્રંથોથી એમના સમયનો પરિચય બરાબર મલે છે એ વિ ાન હોવા છતા ઘણા શાંત અને આચાર સંપન્ન હતા. પોતાના જીવન કાલમાં એમને સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી ભાષામાં કેટલાએ ઉત્તમોત્તમ ગ્રંથોની રચના કરી છે. તેમાં કલ્પસૂત્રની સુબોધિકા ટીકા ૧, લોક પ્રકાશ ૨, હેમલઘુ પ્રક્રિયા ૩, નય કર્ણિકા અને શાંત સુધારસ વિશેષ ઉલ્લેખનીય છે.

### ઉપાધ્યાય યશોવિજયજી—

એ મહાનુભાવ જૈન દર્શનના એક અનુપમ ભૂષણ હતા એમના સમાન મેધાવી ઢુંઢવાથી પણ કમજ મલશે, વિદ્યાના દરેક વિષયમાં એમની અવ્યાહત ગતિ હતી એમની ગ્રંથ રચના અને તર્ક શૈલી આજ મોટા મોટા વિદ્વાનોને ચકિત કરી રહી છે. એમની ચમત્કારિણી પ્રતિભા અને પ્રકાંડ પાંડીત્યના ઉપલક્ષમાં કાશીની વિદ્વત્સભાએ એમને ન્યાયવિશારદની પદવી પ્રદાન કરી હતી અને એક શત ગ્રથ નિર્માણના બદલામાં તેમને ત્યાંથી ન્યાયાચાર્યનું વિશિષ્ઠ પદ મલ્યું. × એ શત ગ્રંથના નિર્માતાના નામથી પ્રસિદ્ધ છે.

---

( ૧ ) રચના કાલ વિ સં. ૧૬૯૬ શ્લોક પ્રમાણ ૬૦૦૦ ।

( ૨ ) રચના સમય વિ. સં. ૧૭૦૮ શ્લોક સંખ્યા ૧૭૬૧૧ ।

( ૩ ) રચના નો સમય વિ. સં. ૧૭૧૦ મૂલ શ્લોક ૨૫૦૦ સ્વોપજ્ઞ ટીકા શ્લોક સંખ્યા ૩૫૦૦૦ ।

એમના વિષયમા અધિક જોવાની ઇચ્છા રાખવા વાલાએ નય કર્ણિકાની ગુજરાતી પ્રસ્તાવનાને જોવી.

× એના માટે એક જગોપર એ પોતે લખે છે—

पूर्वं न्याय विशारदत्वविरुदं काश्यां प्रदत्तं बुधैः
न्यायाचार्य पदं ततः कृत शतग्रन्थस्य यस्यार्पितम् ॥
शिष्यप्रार्थनया नयादिविजयप्राज्ञोत्तमानां शिशु-
स्तत्त्वं किंचि दिदं यशोविजय इत्याख्याभृदा ख्यातवान् ॥ (त. भा.)

જુવો-શાસ્ત્રવાર્તા સમુચ્ચયની સંસ્કૃત પ્રસ્તાવના.

દુર્ભાગ્યવશથી સર્વે આ સમયે મલતા નથી તેમાથી જેટલા ગ્રથ આજ ઉપલબ્ધ થાય છે તે જૈન સાહિત્ય ભંડારના એક અમુલ્ય રત્ન છે. એમનો ન્યાયખંડનખંડખાદ્ય અને સ્યાદ્વાદ કલ્પલતા આદિ ગ્રથો ને દેખાવાનું જે વિદ્વાન્ને સૌભાગ્ય પ્રાપ્ત થયું હશે તે 'નિસ્સંદેહ અમારા આ કથનને પુર્ણપણાથી સમર્થન કરશે, એમનો; સમય વિક્રમની સત્તરમી અઢારમી સદી સુનિશ્ચિત છે. ગુર્જર ભાષાના વીરસ્તવ ને એમને વિ. સં. ૧૭૩૩ ની વીજય દશમાએ સમાપ્ત કર્યું. એ ઉપાધ્યાય નય વિજયના શિષ્ય હતા. એવા પ્રકાડ વિદ્વાન્ ના માટે જઇન જનતા જેટલો ગર્વ કરે તેટલો ઓછો છે.

### વૈદિક વિદ્વાન— કણાદ ઋષિ—

વૈશેષિક સુત્રોના કર્તા કણાદ ઋષિ કયારે થયા તેનો પુર્ણ નિશ્ચય હજુ સુધી નથી થયો. કેટલાક ઐતહાસીકોનું અનુમાન છે કે વૈશેષિક દર્શનની રચના ગૌતમના ન્યાય સુત્રોથી પ્રથમ થઇ છે (૧) અને બીજા એથી–ન્યાય દર્શનથી પછીનુ કહે છે, અને તેની ન્યુનતાના પુરક માને છે (૨) પરંતું વાસ્તવિક તથ્ય હજું ગવેષણીય છે. જે કે અધિકપણાથી પુરા તત્વજ્ઞોના પરિષ્કૃત વિચારો પર અવલંબિત છે.

### પ્રશસ્ત પાદાચાર્ય—

વૈશેષિક સૂત્રો પર પ્રશસ્તપાદ નામના વિખ્યાત ભાષ્યના રચયિતા પ્રશસ્ત પાદાચાર્યનો સમય આજકાલના ઐતિહાસિક વિદ્વાનોએ ઇસાની પાચમી શતાબ્દી સ્થિર કરી છે. એમનો ઉકત ભાષ્ય ઘણો અનુપમ અને દાર્શનિક લોકોમા ઘણા આદરની દ્રષ્ટિથી જોવાય છે.

---

(૧) જુવો– હિંદ તત્વજ્ઞાનનો ઇતિહાસ પૃ. ૨૨૩ પૂર્વાર્ધ.

(૨) જુવો–રમેશદત્ત લિખિત પ્રાચીન ભારતવર્ષની સભ્યતાનો ઇતિહાસ. ભાષાનુવાદ–"કણાદનો તાત્વિક સિદ્ધાતવાદ ગોતમના ન્યાયશાસ્ત્રની મુર્તિ છે." (પૃ. ૧૦૬–ભાગ૦૨)

### વાત્સ્યાયન મુનિ—

ઐતિહાસિક પંડિતોનું અનુમાન છે કે વાત્સ્યાયન મુનિ ઇશાની ચોથી શતાબ્દિમાં થયા. ન્યાય સૂત્રો પર કરેલા એમના ભાષ્ય વાત્સ્યાયન ભાષ્યના નામથી પ્રસિદ્ધ છે. ઈસાની પાંચમી સદી (૪૯૦) મા પ્રમાણ થએલા

બૌદ્ધ વિદ્વાન્ દિગ્નાગે પોતાના સમુચ્ચય ” ગ્રંથમાં એમના ભાષ્ય પર સમાલોચનાત્મક જે વિવરણ લખ્યુ છે તેથી એમની ચોથી સદીમાં થવાનું વિશ્વનીય છે.

## પતંજલિ ઋષિ—

મહા ભાષ્યકાર પતંજલિ અને યોગ સૂત્રોના રચયિતા પતંજલિ બન્ને એકજ છે કે ભિન્ન ભિન્ન એ વાતનો હજુ સુધી પુરો નિશ્ચય નથી થયો.

તેમજ મહાભાષ્યકાર પતંજલિના સમયમાં પણ ઇતિહાસવેત્તાઓનો મતભેદ છે. કોઇના મતમાં એમનો સમય ઇસાથી ત્રણુસો વર્ષ પહેલેનો છે અને કોઈ દોઢસો વર્ષ પહેલો માને છે. તેમજ પંડિત સત્યવ્રત સામશ્રમી એ એમનો ઇસવી સન્ થી ૪૫૦ વર્ષ પૂર્વે સ્વીકાર્યો છે. (૧) એવોજ યોગ સૂત્રકાર પતંજલિના વિષયમા પણુ મતભેદજ છે. કોઇના વિચારમાં એમનો સમય ઇસાની બીજી સદીથી ચોથી સદી સુધી છે. કોઇ ૧૫૦ વર્ષ પૂર્વ માને છે. અને અન્ય વિદ્વાનોનું કથન છે કે એ ઇસાના લગભગ સો વર્ષ પહેલા થયા છે, (૨)

## મહર્ષિ વ્યાસ.—

યોગ સૂત્રોપર ભાષ્ય કરવાવાળા અને મહાભારતની રચના કરવાવાળા વ્યાસ જો એકજ છે તો એમનો સમય ઇસાથી લગભગ ૨૦૦ વર્ષ પૂર્વનો છે કેમકે આજકાલના ઇતિહાસજ્ઞોએ મહાભારતનો સમય પ્રાયઃ એજ નિશ્ચિત કર્યો છે. × પરંતુ લોકમાન્ય તિલકે ગીતાકાલ નિર્ણયમાં મહાભારતનો સમય શક સંવત્ના આરંભથી ૫૦૦ વર્ષ પહેલેનો માન્યો છે. * અને જો યોગદર્શન પર ભાષ્ય લખવાવાળા વ્યાસ એનાથી–મહાભારતીય વ્યાસથી ભિન્ન છે તારે તો સમય અમારા વિચારમાં અનિશ્ચિત અને સંદિગ્ધ જેવોજ છે. તેમજ જે

(૧) જુવો–તેમનું નિરૂક્તાલોચન પૃ. ૭૩)

(૨) બાદરાયણુ પ્રણીત બ્રહ્મ સૂત્રનો સમય ઇ. સ. ૧૦૦ વર્ષ પૂર્વનો માનીએ તો મહાભારત એનાથી પહેલેનો છે પતંજલિ યોગ સૂત્રનો સમય પણુ એનાજ લગભગ છે. । ( મહાભારત મીમાંસા પૃ. ૬૪ હિંદી અનુવાદ )

× જુવો–હિંદતત્ત્વ જ્ઞાનનો ઇતિહાસ પૃ. ૧૫૫ ઉત્તરાર્ધ ।

* જુવો–તેમનો ગીતારહસ્ય હિંદી અનુવાદ પૃ ૫૬૨ ।

લોકો યોગ સૂત્રકાર પતંજલિનો સમય ઇસાની બીજી શતાબ્દી માને છે તેમના મતથી તો એ ઇસાની ત્રિજી શતાબ્દીથી પહેલાના નહી હોવો જોઇએ પરંતુ એમના વિષયમા વાસ્તવિક તથ્ય હજી સુધી સ્ફુટ નથી થયું.

## કુમારિલ ભટ્ટ––

મીમાસક ધૂરીણ મહામતિ કુમારિલભટ્ટની દિગંત વ્યાપિની કીર્તિનો આભાસ દાર્શનિક જગતમાં આજ પણ મૂર્તિમાન થઇને દેખાઇ રહ્યો છે. વૈદિક ધર્મના અભ્યુદયાર્થ એમને પોતાના જીવન કાલમા જેવી રીતે કષ્ટ ઉઠાવ્યુ છે તેથી તેમની ધર્મવિષયણી ભક્તિનો પુરાવો મલી રહ્યો છે. એમના સમયમા વૈદિક ધર્મને ફરીથી જે પ્રગતિ મલી છે તદર્થ તે આપના ચિરકાલ સુધી કૃતજ્ઞ રહેશે. ઇતિહાસવેત્તાઓએ એમનો સમય ઇસાની આઠમી શતાબ્દી ( ૭૦૦ થી ૭૮૦ સુધી ) સુનિશ્ચિત કર્યો છે. મીમાંસા શ્લોક વાર્તિક અને તંત્ર વાર્તિક આદિ ગ્રંથ એમના પ્રકાંડ પાંડિત્યનો જ્વલંત આદર્શ છે. ।

## સ્વામી શંકરાચાર્ય––

અદ્વૈત મતના પ્રધાન આચાર્ય સ્વામી શંકરાચાર્યના વિષયમાં એટલુંજ કહેવું બસ છે કે તે તત્કાલીન દાર્શનિક યુગમા એકજ હતા. એમના સમાન પ્રભાવ અને વિદ્યા વૈભવ રાખવાવાળી દાર્શનિક વ્યક્તિઓ ઘણી ઓછી થઇ છે. કુમરિલ ભટ્ટના પછી વૈદિક ધર્મનો નિર્વાણાસન્ન જ્યોતિને પ્રચંડ કરવાવાળા એજ મહાપુરૂષ થયા છે. પ્રસ્થાન ત્રયી–ઉપનિષદ્–ગીતા અને બ્રહ્મસૂત્ર પર એમના જે ભાષ્ય છે તે એમની કીર્તિના સુદ્ઢ સ્તંભ છે. ભારતવર્ષની ચારો દિશાઓમાં એમના દ્વારા સ્થાપન કરેલા મઠ, એમની દિગ્વિજયના આજ પણ પ્રમાણ દે રહ્યા છે. એમાં સંદેહ નથી કે શંકર સ્વામી દ્વારા વૈદિક ધર્મને આશાતીત પ્રગતિ મલી.

સંપ્રદાયાનુસાર એમનો સમય ગમે તે હોય પરંતુ વર્તમાન સમયના ઇતિહાસજ્ઞ વિદ્વાનોએ એમનો સમય ઇસાની આઠમી નવમી ( ૭૮૮–૮૨૦ ) શતાબ્દી નિશ્ચિત કરી છે. વિક્રમની આઠમી સદીથી લઇને સત્તરમી સદી સુધી એમના વિચારોને ફરી પણ સુદૃઢ બનાવવાને માટે એમના અનુગામી ભારતીય વિદ્વાનોએ મોટા મોટા પ્રૌઢ અને ઉચ્ચ કોટીના દાર્શનિક ગ્રંથોનુ નિર્માણ

તે ગ્રંથ અને ગ્રથ નિર્માતાઓના નામ આદિના વિષયમા જુવો– હિં૦ ત૦ નો૦ ઇતીહાસ પૃ. ૨૧૬

કર્યું × અને એમના મતના સમર્થન કરવાવાળા દાર્શનિક સાહિત્યમા આશાતીત વૃદ્ધિ થઇ.

## વાચસ્પતિ મિશ્ર—

દાર્શનિક વિદ્વાનોમાં વાચસ્પતિ મિશ્રનું સ્થાન ઘણું ઉચું છે પ્રત્યેક શાસ્ત્રમાં એમની અવ્યાહત ગતિ હતી એમના સમાન દર્શન શાસ્ત્રોના માર્મિક વિદ્વાન્ ઘણાજ થોડા થયા છે. એમની લેખન પદ્ધતિ ઘણીજ પ્રસન્ન અને ગભીર છે. એમના રચેલા ગ્રંથ ગુણગરિમાં એક બીજાથી સ્પર્દ્ધા કરી રહ્યા છે. એમની સાર્વદાર્શનિક પ્રતિભાનો પ્રકાશ—સાંખ્ય, યોગ, વેદાંત ન્યાય અને મીમાંસા આદિ દર્શનોપર એમના લખેલા ગ્રંથોમાથી પૂર્ણિમાના ચદ્રમાના સમાન પ્રકશિત થઇ રહ્યા છે. એમને ભામતિ ( શાકરભાષ્યવ્યાખ્યા ) સાખ્ય તત્ત્વ કૌમુદી ( સાંખ્ય કારિકા વ્યાખ્યા ) ને તત્વ વિશારદી યોગ ભાષ્ય વ્યાખ્યા તાત્પર્ય ટીકા ( ઉદ્યોતકારના ન્યાયવાર્તિકપર ), ન્યાય સુચી ( સ્વતોનિબંધ ), ન્યાયકર્ણિકા (મંડન મિશ્રકૃત વિધિ વિવેકની ટીકા ), અને કુમારિલ ભટ્ટના વિચારો પર તત્વબીંદુ આદિ અનેક ગ્રંથ રત્નો દ્વારા ભારતીય દર્શનિક સાહિત્યની સૌભાગ્યશ્રીને અલંકૃત કરી છે. એ નૃગ રાજાના સમયમા થયા છે. અને જાતિના એ મૈથીલ બ્રાહ્મણ હતા. એમનો સમય વિક્રમની નવમી શતાબ્દી કહી યા માની જાય છે,

## પાર્થસાર મીશ્ર....

પાર્થસાર મિશ્ર મીમાંસા દર્શનના ધૂરીગુતમ વિદ્વાન હતા એમનો રચેલો "શાસ્ત્ર દીપિકા નામનો ગ્રંથ" એમની પ્રતિભાઉત્કર્ષનો નમુનો છે. એના સિવાય એમને ન્યાય રત્નાકર ( શ્લોક વાર્તિક વ્યાખ્યા ) તંત્ર રત્ન અને ન્યાયમાલા આદિ મીમાંસા દર્શનથી સંબંધ રાખવાવાલા બીજા પણ ગ્રંથો લખ્યા છે એ મહામતિ કુમારિલ ભટ્ટના અનુયાયી હતા. એમનો સમય વિક્રમની દશમી અને બારમી સદીના લગભગ નિશ્ચિત છે. ।

## ભાસ્કરાચાર્ય—

સ્વામી શંકરાચાર્યના પછી તેમના સિદ્ધાંતનો સર્વથી પહેલો પ્રતિવાદ ( ખંડન ) ભાસ્કરાચાર્યેજ કર્યો. એ ઘણા સમર્થ વિદ્વાન્ થયા છે. બાદરાયણ પ્રણીત બ્રહ્મસૂત્ર પર એમનો લખેલો ભાષ્ય દર્શનીય છે ઐતિહાસિક વિદ્વાનોએ એમનો સમય વિક્રમની દશમી શતાબ્દીનો પૂર્વાર્ધ સ્થિર કર્યો છે ×

× જુવો—ભાસ્કરીય ભાષ્યની સસ્કૃત પ્રસ્તાવના ?

## રામાનુજ સ્વામી—

રામાનુજાચાર્ય વિશિષ્ટા દ્વૈતના પ્રધાન આચાર્ય થઇ ગયા છે. શંકરાચાર્યની પેઠે એમને પણ પ્રસ્થાન ત્રયી પર પ્રાસાદ મયી સંસ્કૃત ભાષામાં વિશાલકાય ભાષ્યોની રચના કરી છે. જો કે શ્રી ભાષ્ય ( બ્રહ્મ સૂત્ર પર ) વેદાંત દીપ, વેદાંત સાર, વેદાંતાર્થ સંગ્રહ અને શ્રીમદ્ ભગવદ્ ગીતા ભાષ્યનાં નામથી પ્રસિદ્ધ છે. એમના જીવનનો ઇતિહાસ ઘણો વિલક્ષણ છે. પરંતુ સ્થાનના સંકોચથી અમો તેથી અહીં દેવામાં અસમર્થ છિએ. એમનો સમય ઇસ્વીસન્ ૧૦૧૭ થી ૧૧૩૭ સુધી માન્યો ગયો છે. એમના વિશિષ્ટા દ્વૈતનું દક્ષિણ દેશ–વિષ્ણુ કાંચી આદિમા અધિક સામ્રાજ્ય છે.

## નિંબાર્કાચાર્ય—

એ આચાર્ય સ્વાભાવિક ભેદાભેદના સંસ્થાપક છે. એમનો સમય ભાસ્કરાચાર્યના નિકટવર્ત્તી છે.

એમને બ્રહ્મ સૂત્રોપર વેદાંત પારિજાત સૌરભ નામનો એક નાનો સરખો ભાષ્ય લખ્યો છે.

## શ્રીકંઠ શિવાચાર્ય—

એમને શિવવિશિષ્ઠાદ્વૈતમતની સ્થાપના કરી એમનો સમય યદ્યપિ સુનિશ્ચિત નથી તથાપિ ઇસાની પંદરમી સદીમાં એમણું થવાનું અનુમાન ઐતિહાસિકોએ બાંધ્યું છે.

## વલ્લભાચાર્ય—

વિશુદ્ધાદ્વૈત મતના સંસ્થાપક શ્રી વલ્લભાચાર્યનો સમય વિ૦ ની સોલમી સદી મનાઇ છે. એમનો જન્મ સં. ૧૫૩૫ અને સ્વર્ગવાસ ૧૫૮૬ માં થયો બ્રહ્મસૂત્ર પર અણુ ભાષ્ય નામનો ગ્રંથ એમનોજ રચેલો છે. એ તૈલંગ બ્રાહ્મણ હતા.

## વિજ્ઞાનભિક્ષુ—

વિક્રમની સત્તરમી શતાબ્દીમાં થયા છે. બ્રહ્મસૂત્રો પર એમનો લખેલો વિજ્ઞાનામૃત ભાષ્યનો પરિચય અમો પ્રસ્તુત નિબંધમાં આપી ચુકયા છિએ.

એમનો સાંખ્ય સૂત્રો પર બનાવેલો સાંખ્ય પ્રવચન ભાષ્ય છે. પાતંજલ ભાષ્ય પર એક વાર્તિક પણ લખ્યું છે. એ ગ્રંથોના અવલોકનથી જણાય છે કે એ સારા દાર્શનિક વિદ્વાન્ હતા.

## વિદયારણ્ય સ્વામી

એ મહાત્મા સર્વ શાસ્ત્રોના પ્રૌઢ વિદ્વાન્ હતા. એમનો પંચદશી નામનો ગ્રંથ વેદાત શાસ્ત્રમાં પ્રવેશ કરવાને માટે એક ઉત્તમ સોપાન છે. એમનો શંકર દિગ્વિજય વિવરણ પ્રમેયસંગ્રહ અને જીવન મુક્ત વિવેક આદિગ્રંથ પણ કહ્યા જાય છે. એ મહાત્મા વિક્રમની ચૌદમી શતાબ્ધિમા થયા છે

## આનંદગિરિ—અને ગોવિંદાનંદ-

એમને બ્રહ્મ સૂત્રના શાંકર ભાષ્ય પર ન્યાયનિર્ણય નામની એક સુંદર ટીકાલખી છે. એના સિવાય ભગવદ્ ગીતાપર એમની આનંદગિરિ નામનીં ટીકા પ્રસિદ્ધ છે. એમનો સમય વિક્રમની ચૌદમી સદીનું ઉત્તરાર્ધ છે અને બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્ય પર **રત્નપ્રભા** નામની ટીકાના કર્તા ગોવિંદાનંદ સ્વામી પણ એમનાજ સમકાલીન પ્રતિત થાય છે.

## ધર્મરાજ દિક્ષિત

વેદાંત પરિભાષાના કર્તા ધર્મરાજ દીક્ષિતનો સમય ઇ૦ ૧૫૫૦ છે એમની એ પુસ્તક વેદાંત ન્યાયમાં પ્રવેશ કરવાને માટે એક સુંદર છે.

## શંકર મિશ્ર

એમનો સમય ઇ. સન્ ૧૬૦૦ ના લગભગ છે. વૈશેષિક સૂત્રોપર એમની ઉપસ્કાર નામની સ્વતંત્ર વ્યાખ્યા ઘણી ઉતમ અને પદાર્થ વિવેચનના માટે ઘણી ઉપાયોગી છે.

## નાગાર્જુન....

માધ્યમિકમત (શૂન્યવાદ) ના પ્રધાનાચાર્ય બૌધ વિદ્વાન્ હતા, નાગાર્જુનનો સમય ઇશાની બીજી શતાબ્દી છે. બૌધ સંપ્રદાયમાં એ ઘણા સમર્થ હતા અને પ્રખ્યાત વિદ્વાન્ થયા છે.

એમના સિવાય પ્રસ્તુત નિબંધમાં બીજા જે ગ્રંથકારો નો ઉલ્લેખ આવ્યો છે તે પ્રાય: વિક્રમની ઓગણીશમી તથા વીશમી શતાબ્દીમાં થયા છે.

# પ્રકરણ ૩૬ મું.

## પદાર્થોના સત્ય બોધના માટે આધૂનિક વિદ્વાનોએ સ્વીકારેલો જૈનોનો સ્યાદ્વાદ.

(૧) કાશીના સ્વર્ગસ્થ સુપ્રસિદ્ધ વિદ્વાન્ મહા મહોપાધ્યાય પંડિત શ્રી **રામમિશ્ર** શાસ્ત્રીજીએ '**સુજન સંમેલન**' નામના જૈન ધર્મ સંબંધી પ્રથમ વ્યાખ્યાનમાં સ્યાદ્વાદ સંબંધે ઉલ્લેખેલા શબ્દોજ અહિં ટાંકી બતાવું એટલે જણાશે.

"સજ્જનો ? અનેકાંતવાદ તો એક એવી વસ્તુ છે કે તેને હરેકે સ્વીકારવીજ પડશે, અને સ્વીકારી પણ છે. જુઓ વિષ્ણુ પુરાણ અધ્યાય ૬, દ્વિતીયાંશમાં લખ્યુ છે કે:—

**नरकस्वर्गसंज्ञे वै पापपुण्ये द्विजो त्तम !।**
**वस्त्वेकमेव दु खाय सुखायेर्ष्याजवाय च ।**
**कोपाय च यतस्तस्माद् वस्तु वस्त्वात्मकं कुतः ?॥**

શ્લોક ૪૨.

અહિ પરાશર મહર્ષિ કહે છે કે 'વસ્તુ વસ્ત્વાત્મક નથી' આનો અર્થજ એ છે કે કોઇપણ વસ્તુ એકાંતે એક રૂપ નથી. જે વસ્તુ એક સમયે સુખનો હેતુ છે, તેજ બીજા ક્ષણમાં દુઃખનું કારણ બને છે, અને જે વસ્તુ કોઇપણ વખતે દુઃખનું કારણ બને છે, તેજ વસ્તુ ક્ષણ માત્રમાં સુખનો હેતું પણ થાય છે.

સજ્જનો ? આપ સમજી શકયા હશો કે અહિં '**અનેકાંતવાદ**' કહેવામાં આવ્યો છે. એક બીજી વાત ઉપર પણ ધ્યાન આપશો. જેઓ **सदसद्भ्यामनिर्वचनीयं जगत्** ( આ જગત્ સદ્ અથવા અસત્ બન્નેમાંથી એકે રીતે કહી શકાય નહીં. ) કહે છે. તેમને પણ વિચાર દૃષ્ટિથી જોવામાં આવે તો '**અનેકાંતવાદ**' માનવામાં હરકત નથી, કારણ કે જ્યારે વસ્તુ સત્ અને અસત્ કહી શકાય નહીં, તો કહેવું પડશે કે કોઇ પ્રકારથી સત્ હોઇને પણ કોઇ રીતે તે અસત્ પણ છે. એટલા માટે ન તો સત્ કહી શકાય અને ન અસત્ તો અનેકાતતા માનવી સિદ્ધ થઇ.

સજ્જનો ! નૈય્યાયિકો અંધકારને 'તેજો અભાવ સ્વરૂપ' કહે છે, અને મીમાંસક તથા વેદાંતિકો તેનું ખંડન કરીને જોર સોરથી તેને 'ભાવ-સ્વરૂપ' કહે છે તો હવે જોવાની વાત એ છે કે આજ સુધી એનો કાંઇ ફેંસલો થયો નથી કે કોણ બરાબર કહે છે ? ત્યારે તો બેની લડાઇમા ત્રીજાના પોબાર

છે. અર્થાત્ જૈન સિદ્ધાંત સિદ્ધ થયો. કારણ કે તે કહે છે કે–' વસ્તુ અનેકાંત છે.' તેને કોઇ રીતે ભાવરૂપ કહે છે, અને કોઇ રીતે અભાવરૂપ પણ કહે છે આવીજ રીતે કોઇ આત્માને ' જ્ઞાનસ્વરૂપ ' કહે છે, અને કોઇ જ્ઞાનાધારસ્વરૂપ કહે છે. ત્યારે હવે કહેવુંજ શું? અનેકાંતવાદે સ્થાન મેળવ્યું. એવી રીતે જ્ઞાનને કોઇ ' દ્રવ્યસ્વરૂપ ' માને છે; તો કોઇ ' ગુણસ્વરૂપ.' કોઇ જગત્‌ને ' ભાવસ્વરૂપ ' કહે છે, તો કોઇ ' શુન્યસ્વરૂપ ' ત્યારે તો અનેકાંતવાદ અનાયાસે સિદ્ધ થયો."

(૨) આવીજ રીતે 'ચિત્રમય જગત્' નામના માસિકના વર્ષ ૧૧ માના સં. ૧૯૨૫ ના ડિસેંબર માસના અંકમા 'જૈનસિદ્ધાંત' નામના લેખમા મહાશય **લક્ષ્મણ રઘુનાથ ભીડે** લખે છે કે–" **અનેકાંતવાદ**–ઉપર જણાવેલી અનાદ્યનંતતત્ત્વની માલિકા વાચતાની સાથેજ અદ્વૈતવાદ જૈન સિદ્ધાંતને અમાન્ય છે એ દેખાઇ આવે છે, સાયુજ્ય મુક્તિ માનનારો દ્વૈતવાદ પણ તેને તેટલોજ અમાન્ય છે. કારણ મોક્ષ એટલે જીવાત્માએ શુદ્ધાત્મતત્વમાં લીન થવું, એમ જનિઓ પણ માને છે. જગત્‌ના મિથ્યાત્વ સંબંધે પણ તેમની વિચાર સરણી આવીજ સાપેક્ષ છે. મિથ્યા શબ્દોનો અર્થ શંકરાચાર્યની પેઠે અસત્ય કિંવા અદ્વૈતીય ભાગવતોની પેઠે અનિર્વાચ્ય એવો જૈનિઓ કરતા નથી પણ હમેશા બદલનાર અતઃએવ ભ્રામક એવો કરે છે. અથાત્ ' જગન્મિથ્યા '. એટલે જગત્ એ નથીજ, કિંવા અતકર્ય છે. એમ નહીં, પણ તે ભ્રામક છે, કિંવા હમેશાં બદલનારૂં છે એવો અર્થ છે. આ સંક્ષેપ વિચાર પદ્ધતિને ' અનેકાંતવાદ ' એમ કહે છે. **अनेके अंता–धर्मा यस्मिन् भावे सोऽयमनेकान्तः** એટલે જેમા અનેક ધર્મ છે તે, આવો. એકાંગી ઉત્તર એ કયારેય પણ અપૂર્ણજ હોય છે. કારણ કોઇપણ વસ્તુ હમેશાં એકજ અવસ્થામાં રહેતીજ નથી. તેથી ઉત્તર કિંવા વર્ણન એ કયારેય પણ સાપેક્ષ અને તેથીજ અનેકાંગી હોય. આ વર્ણન સાત રીતે કરી શકાય છે. તેથી એ પદ્ધતિને સપ્તભંગી પણ કહે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ને ભાવ આ ચાર અપેક્ષા વડે કોઇ પણ વસ્તુનું વર્ણન કરવું પડે છે. કોઇ પણ એક વસ્તુ સંબંધે બોલતાં આ આપેક્ષા ચતુષ્ટયાનુસાર વસ્તુનું અસ્તિત્વ છે એમ કહેવું એ પહેલો પ્રકાર, (૧) બીજી એકાદ વસ્તુના ઉપલા અપેક્ષા ચતુષ્ટયાનુસાર અસ્તિત્વની દૃષ્ટિએ પહેલી વસ્તુનુ અસ્તિત્વ નથી એમ કહેવું એ બીજો પ્રકાર, (૨) કોઇ પણ વસ્તુને માટે બીજી બે વસ્તુના સાપેક્ષચતુષ્ટયાનુસાર અસ્તિત્વ કિંવા શુન્યત્વ કહેવું એ ત્રીજો પ્રકાર, (૩) કોઇ પણ વસ્તુની બાબતમાં અન્ય બે વસ્તુના સાક્ષેપ ચતુષ્ટયાનુસાર એકદમ ઉત્તર આપવા અશકય હોવાથી અવકતવ્ય છે, આ ચોથો પ્રકાર, (૪) કોઇ વસ્તુને માટે બીજી બે વસ્તુઓની દૃષ્ટિએ બોલવુ અશકય, પણ

એક વસ્તુની દૃષ્ટિએ અસ્તિપક્ષ ઉત્તર આપવું એ પાંચમો પ્રકાર, ઉલટું નાસ્તિ પક્ષે ઉત્તર આપવું એ છઠ્ઠો પ્રકાર, (૬) કોઇ પણ વસ્તુને માટે બીજી બે વસ્તુની દૃષ્ટિએ એકી સાથે કહેવું અશકય, પણ અનુક્રમે અસ્તિ નાસ્તિ પક્ષે ઉત્તર આપવું એ સાતમો પ્રકાર, (૭) આ સાત પદ્ધતિ વડે તર્ક ચલાવ્યા પછી જે સાર નીકળે તે ખરો છે એમ કહેવાને હરકત નથી. એકંદરે સાપેક્ષાત્મક વિચાર કરવાની આ સંર્વાગિક પદ્ધતિ હોવાથી તે અત્યંત પરિણામ કારક છે એમાં શંકા નથી.

(૩) ડૉ. ભાંડારકર, મહાત્મા ગાંધીજી તેમજ કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ આ તર્કપદ્ધતિની પ્રશંસા કરી છે તે કંઇ અમથી નહીં. હિંદુ તત્ત્વજ્ઞાનની બાબતમાં અનેક શાખાઓ ઉત્પન્ન થવાનું કારણ એકાંગીવાદપદ્ધતિ છે. અનેકાંતપદ્ધતિજ વડે ચર્ચા કરતા બધી શાખાઓને સાપેક્ષ માન્યતા દેવી પડશે ઉપરની સાત પદ્ધતિને ' સ્યાત્ ' શબ્દથી અંકિત હોવાને લીધે આ પદ્ધતિને સ્યાદ્વાદ–પદ્ધતિ પણ કહે છે. " **प्रश्नवशादेकस्मिन् वस्तुन्यविरोधेन विधिप्रतिषेधविकल्पना स्यात्कारांकितसप्तधावाक्प्रभेदेन स्याद्वादपद्धतिर्भवति** " આવી આ પદ્ધતિની વ્યાખ્યા છે. વિધિપ્રતિષેધાદિ કોઇ પણ વિધાન સાત પ્રકારે ને અપેક્ષા ચતુષ્ટય સહ કરવું એજ આ પદ્ધતિનું રહસ્ય છે. સૃષ્ટિ પ્રવાહની દૃષ્ટિથી અનાદ્યનંત છે. પણ પર્યાયતઃ ક્ષણવિનશ્વર છે. આત્મતત્ત્વના મૂલભૂત ગુણની દૃષ્ટિએ સર્વ-જીવાત્મા એક છે, પણ કર્મબંધના ભિન્નત્વને લીધે તે અનેક પણ છે. આ પ્રમાણે સર્વ અપેક્ષાઓ લક્ષમાં લઇને સિદ્ધાંત સ્થાપવો એજ અનેકાંતવાદ ! !

એ શિવાય બીજા પણ ઘણા વિદ્વાનો સ્યાદ્વાદની સાર્થકતા જાહેર કરે છે, તેમાંથી કેટલાક અત્રે રજુ કરી વાચકવર્ગનું તે તરફ ધ્યાન ખેંચું છું.

(૪) કાશી વિશ્વવિદ્યાલયના પ્રીન્સીપાલ અને ગુજરાતના સમર્થ વિદ્વાન્ પ્રો. **આનંદશંકર બાપુભાઇ ધ્રુવે** પોતાના એક વખતના વ્યાખ્યાનમા ' સ્યાદ્વાદ ' સંબંધે કહ્યું હતું કે–" સ્યાદ્વાદ એકીકરણનુ દૃષ્ટિબિંદુ અમારી સ્હામે ઉપસ્થિત કરે છે. શંકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે, તે મૂળ રહસ્યની સાથે સંબંધ રાખતો નથી. એ નિશ્ચય છે કે–વિવિધદૃષ્ટિ બિંદુઓ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઇ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહીં. આ માટે ' સ્યાદ્વાદ ' ઉપયોગી તથા સાર્થક છે. મહાવીરના સિદ્ધાંતમાં બતાવેલ સ્યાદ્વાદને કેટલાકો ' સંશયવાદ ' કહે છે, એ હું નથી માનતો. ' સ્યાદ્વાદ ' સંશયવાદ નથી કિંતુ તે એક દૃષ્ટિબિંદુ અમને મેળવી આપે છે. વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું જોઇએ એ અમને શીખવે છે. "

(૫) કાશી હિંદુવિશ્વવિદ્યાલયમાં દર્શન શાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત ફણીભૂષણ અધિકારી M. A. જણાવે છે કે–" સ્યાદ્વાનો સિદ્ધાંત ઘણો મહત્વ પૂર્ણ અને ખેંચાણકારક છે. એ સિદ્ધાંતમાં જૈનધર્મની વિશેષતા તરી આવે છે અને એજ 'સ્યાદ્વાદ' જૈનદર્શનની અદ્વિતીય સ્થિતિ પ્રગટ કરે છે. છતાં કેટલાકોને મન સ્યાદ્વાદ એ એક ગૂઢ શબ્દ, તથા કેટલાકોને તો તે ઉપહાસાસ્પદ પણ લાગે છે. જૈન ધર્મમાં એ એક શબ્દદ્વારા જે સિદ્ધાંત ઝલકી રહ્યો છે, તે ન સમજી શકવાથીજ કેટલાકોએ તેનુ ઉપહાસ કર્યું છે, એ અજ્ઞાનતાને પ્રતાપેજ કેટલાકોએ તેમા દોષો તથા ભિન્ન ભિન્ન અર્થોનાં આરોપણ કર્યાં છે. હું તો એટલે સુધી કહેવાની હિંમત કરૂં છું કે વિદ્વાન શંકરાચાર્ય જેવા પુરૂષ પણ એ દોષથી આગળ નથી રહી શકયા. તેમણે પણ એ સ્યાદ્વાદ ધર્મ પ્રતિ અન્યાય કર્યો છે. સાધારણ યોગ્યતાવાળા માણસો એવી ભુલ કરે તો તે માફ કરી શકાય. પણ મને સ્પષ્ટ વાત કહેવાની રજા મળે તો હું કહીશ કે 'ભારતના એવા મહાન્ વિદ્વાન્ માટે એવો અન્યાય સર્વથા અક્ષમ્ય છે' જો કે હુ પોતે એ મહર્ષિ પ્રતિ અતિશય આદરભાવથી નિહાળું છુ, તથાપિ મને એમ ચોખ્ખુ દેખાય છે કે તેમણે 'વિવસન સંમય' અર્થાત્ નાગા લોકોનો સિદ્ધાત એવું જે અનાદર સૂચવતુ નામ જૈન ધર્મના શાસ્રો વિષે વાપર્યું છે તે કેવળ મૂળ જૈન ગ્રંથોનો અભ્યાસ નહી કરવાનુ પરિણામ છે.

'સ્યાદ્વાદ' એક ભારે સત્ય તરફ આપણને દોરી જાય છે. હું એક વાત ઉપર ખાસ ભાર મુકવા માગું છું કે વિશ્વના અથવા તેના કોઇ એક ભાગને જોવા માટે માત્ર એક દૃષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જોઇએ તોજ અખંડ સત્ય જોઇ શકીએ. ખરૂ જોતાં આ વિશ્વ અસંખ્ય તત્ત્વો તથા પર્યાયોના સમુદાયરૂપ છે, અને આપણા યથાર્થ જ્ઞાન પ્રાપ્તિનાં સાધનો એટલા અપૂર્ણ છે કે આપણા પરિચિત દૃષ્ટિકોણથી ભાગ્યેજ પૂર્ણ સત્ય પામી શકીએ કેવળ સર્વજ્ઞજ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે. આપણે તો એકાંગિક વિચાર અને અપૂર્ણ સ્પષ્ટીકરણના અત્યારે અધિકારી ગણાઇએ આપણે પૂર્ણ સત્યને કદાપિ ન્યાય ન આપી શકીએ. × × × આવી સ્થિતિમાં શ્રીમલ્લિસેને (?) (શ્રીહેમચદ્રાચાર્યે) જીનેંદ્રભગવાન મહાવીરની સ્તુતિ અર્થે જે યોગ્ય શબ્દો વાપર્યા છે, તે મને યાદ આવે છે—

अन्योन्यपक्षप्रतिपक्षभावाद्,
यथा परे मत्सरिणः प्रवादा ।
नयानशेषानविशेषमिच्छन्,
न पक्षपाती समयस्तथा ते ॥

હે ભગવન્! આપનો સિદ્ધાંત નિષ્પક્ષ છે. કારણ કે એકજ વસ્તુ કેટલા અસંખ્ય દૃષ્ટિથી જોઇ શકાય છે તે આપે અમને બતાવ્યું છે. પેલાઓ કે જે કેવળ સિદ્ધાંતભેદની ખાતર પરસ્પરમાં ઇર્ષ્યા મત્સર ધરાવે છે તે સ્થિતિ આપના સ્યાદ્વાદ દર્શનમાં નથો સંભવતી.

(૬) અધ્યાપક દતાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કાકા 'પૂર્વરંગ' નામના પૃષ્ઠ (૨૪૩) મા લખે છે કે–" એકજ સત્ય અનેક રૂપમાં પ્રગટ થાય છે. એક એક જાતી એક એક જમાનો, અને એક એક દેશ સત્યના એક એક અંશનું ગ્રહણ કરી શકે છે. અને તેથી પરસ્પર વિરોધી દેખાતી છતા બધી દષ્ટિઓ સરખીજ સાચી હોય છે. એ જૈનોના સ્યાદ્વાદનું તત્ત્વ હિંદુસ્તાનના આખા ઇતિહાસમાં ઘટાએલું આપણે જોઇએ છીએ.

પુનઃ એજ મહાશયે તા. ૪–૨–૨૩ ના ' નવજીવનના અંકમાં 'ભગવાન્ મહાવીર કૈવલ્યભૂમિ નામનો લેખ લખેલ છે, તેમાં જણાવ્યું છે કે " જૈન તત્ત્વ જ્ઞાનમા સ્યાદ્વાદનો બરાબર શો અર્થ છે તે જાણવાનો દાવો હું કરી શકતો નથી, પણ હું માનું છું કે ' સ્યાદ્વાદ ' માનવ બુદ્ધિનું એકાંગિપણુંજ સુચિત કરે છે. અમુક દષ્ટિએ જોતા એક વસ્તુ એક રીતે દીસે છે, બીજી દષ્ટિએ તે બીજી રીતે દેખાય છે. જન્માધો જેમ હાથીને જુદી જુદી રીતે તપાસે તેવી આપણી આ દુનિયામા સ્થિતિ છે.

આ વર્ણન યથાર્થ નથી એમ કોણ કહી શકે? આપણી આવી સ્થિતિ છે એટલું જેને ગળે ઉતર્યું તેજ આ જગતમા યથાર્થ જ્ઞાની, માણસનું જ્ઞાન એક પક્ષી છે. એટલું જે શમજ્યો તેજ માણુસોમા સર્વજ્ઞ. વાસ્તવિક સંપૂર્ણ સત્ય જે કોઇ જાણતો હશે તે પરમાત્માને આપણે હજુ ઓળખી શકયા નથી"

મહા મહોપાધ્યાય પંડિત ગંગનાથ M. A. D. L L. અલાહબાદ-વાલા લખે છે કે—

(૭) "जबसे मैंने शंकराचार्य द्वारा जैनसिद्धांत पर खंडन को पढा है, तबसे मुजे विश्वास हुआ कि इससिद्धांतमें बहुत कुछ है, जिस्को वेदांतके आचार्योंने नही समजा और जो कुछ अभी तक मैं जैनधर्मको जान शका हुं उससे मेरा यह विश्वास दढ हूआ हैं कि यदि वह जैन

धर्मको उसके असली ग्रंथोंसें देखनेका कष्ट उठाता तो उनको जैन धर्मसे विरोध करनेकी कोईभी बात नही मिलती. "

(૮) હિંદી ભાષાના સર્વશ્રેષ્ઠ લેખક અને ધુરંધર વિદ્વાન્ પંડિત શ્રી **મહાવીર પ્રસાદજી** દ્વિવેદીએ સરસ્વતી માસિકમાં '**પ્રાચીન જૈન લેખ સંગ્રહ**'ની સમાલોચના કરતાં લખ્યું છે કે—

" प्राचीन ढरेंके हिंदु धर्मावलंबी बडे बडे शास्त्री तक अबभी नहि जानते कि–जैनियोंका स्याद्वाद किस चिडिओंका नाम है ?

धन्यवाद है जर्मनी और फ्रान्स इग्लेंडके कुछ विद्यानुरागी विशेषज्ञोंको जिनकी कृपासें इस धर्मके अनुयायीयोंके कीर्तिकलापकी खोज और भारत वर्षके साक्षरजनोंका ध्यान आकृष्ट हुआ. यदि ये विदेशी विद्वान् जैनोके धर्मग्रन्थो आदिकी आलोचना न करते, यदि ये उनके प्राचीन लेखकोंकी महत्ता प्रकट न करते तो हम लोग शायद आजभी पूर्ववत् ही अज्ञानके अंधकारमें ही डूबे रहते "

(૯) ડૉ. ઑ. **પરટોલ્ડે** 'ધર્મના તુલનાત્મક શાસ્ત્રમા જૈન ધર્મનું સ્થાન મહત્વ એ વિષય પર તા. ૨૧–૮–૨૧ રોજે ધુલિયા મુકામે આપેલા ભાષણના અંતે જણાવ્યું છે કે–" સંક્ષેપમા કહિએ તો ઉચ્ચ ધર્મ તત્ત્વો અને જ્ઞાન પદ્ધતિ, આ બન્ને દૃષ્ટિથી જોતાં જૈન ધર્મ એ ધર્મોના તુલનાત્મક શાસ્ત્રમાં અતિશય આગળ ગએલો ધર્મ છે એમ કહેવું પડે છે. દ્રવ્યનું જ્ઞાન કરી લેવા સારૂ એમાં યોજેલા સ્યાદ્વાદનું બીલકુલ આધૂનિક પદ્ધતિનું સ્વરૂપજ જુઓ એટલે બસ છે. જૈન ધર્મ એ ધર્મ વિચારની નિઃસંશય પરમ શ્રેણી છે, અને એ દૃષ્ટિથી ધર્મનુ વર્ગીકરણ કરવા સારૂજ કેવળ નહીં પણ વિશેષતઃ ધર્મનાં લક્ષણો ઠરાવવા સારૂ અને તદનુસાર સામાન્યતઃ ધર્મની ઉપપત્તિ બેસાડવા સારૂ તેનો કાળજીપૂર્વક અભ્યાસ કરવો જરૂરી છે. "

(૧૦) મારવાડના મુખ્ય શહેર જોધપુર મુકામે સન્ ૧૯૧૬ માં મળેલા 'જૈન સાહિત્યના સમ્મેલન'ના પ્રમુખપદે વિરાજેલા M M. ડૉ. **શતીશચંદ્ર** વિદ્યાભૂષણ M. A., P. H. D. પોતાના ભાષણમા જણાવે છે કે –" આ વિદ્વાનોના સમ્મેલનમાં બે વચનો બોલવાને માટે મને આમંત્રણ આપી જે માન આપ્યું છે તેણે માટે હું આપનો આભારી છું પણ આરંભ કયાથી કરવો તેની મને મુંઝવણ થાય છે કારણ કે સમ્મેલનનો હેતુ વિશાળ છે અને શ્રોતાવર્ગ વિદ્વાન્ અને પ્રતિષ્ઠિત છે તેમની રજાથી " જૈનીઝમ" ના પ્રધાન સિદ્ધાત 'સ્યાદ્વાદ' અથવા સપ્તભંગી ન્યાય કે જૈન તત્ત્વ જ્ઞાનનો મૂલ પાયો છે તેના પર હું વચનો કહીશ.

'સ્યાદ્વાદ' અથવા તો શકયતાનું પ્રતિપાદન કે જેનુ બીજુ નામ 'સપ્તભંગી ન્યાય' અથવા તો સાત પ્રકારના પ્રક્ષાભાસ છે તેમાં વસ્તુની સાત અવસ્થાનો સમાવેશ થાય છે. (१) स्यात् अस्ति, (२) स्यात् नास्ति (३) स्यात् अस्ति नास्ति (४) स्यात् अवक्तव्य, (५) स्यात् अस्ति अवक्तव्य, (६) स्यात् नास्ति अवक्तव्य, (७) स्यात् अस्ति नास्ति अवक्तव्य

જૈનમાન્યતા પ્રમાણે સ્યાદ્વાદનો સિદ્ધાંત અતિ પ્રાચીન સમયથી તીર્થંકરોએ પ્રવર્ત્તાવેલો હતો અને ૨૪૪૦ વર્ષો પહેલા ચરમ તિર્થંકર-મહાવીર સ્વામીએ આ સિદ્ધાત ઉપદેશ્યો હતો અને તેનું સ્વરૂપ-વર્ણન અને વ્યાખ્યા 'ભગવતી સૂત્ર' 'સમવાયાગ સૂત્ર, અનુયોગદ્વારસૂત્ર' 'પ્રજ્ઞાપનાસૂત્ર' વિગેરે જઇનોના પ્રમાણ ભુત ગ્રંથોમા માલમ પડે છે.

ભદ્રબાહુ સ્વામી કે જે (B. C.) ચોથા સૈકામાં થઇ ગયા અને જે યુગ પ્રધાન' એટલે તેમના સમયના અગ્રગણ્ય પુરૂષ કહેવાતા હતા તેમણે આ સિદ્ધાત નું તેમની પ્રાકૃત ટીકા 'સૂત્ર કૃતાંગ નિર્યુક્તિ'માં વિવરણ કરેલું છે.

પ્રખ્યાત જઇન ન્યાયાચાર્ય સિદ્ધસેન દિવાકર કે જે વિક્રમાદિત્યના સમય માં થઇ ગયા છે. તેમણે આ સિદ્ધાતનુ તેમના પ્રસિદ્ધ ગ્રંથ 'સન્મતિતર્ક સૂત્ર માં વિવરણ કર્યું છે.

જીન ભદ્રગણિ ક્ષમાશ્રમણે તેમની વિશેષાવશ્યક ભાષ્યનામની ટીકામાં આ સિદ્ધાંતનું સરળ સ્પષ્ટીકરણ કર્યું છે,

પણ આ અસ્તિ નાસ્તિના (સ્યાદ્વાદ) ના સિદ્ધાતના વિવિધ સ્વરૂપનું અપ્રતિમ શૈલિમાં વિવરણ કરનાર સંમતભદ્ર હતા. તેઓ દિગંબર પંથના હતા, અને ૬૦૦ (A D.) પહેલા થઇ ગયા. તેઓ 'આપ્તમીમાંસા' ના પ્રણેતા હતા.

બીજા પ્રસિદ્ધ શ્વેતાંબર ન્યાયવેતાઓએ જેવા કે હરિભદ્રસૂરિ, બુદ્ધિસાગરસૂરિ, દેવસૂરિ (આસરે ૧૧૦૦ A. D ), હેમચંદ્ર સૂરિ ( આસરે ૧૧૦૦ A. D. ) અને 'સ્યાદ્વાદ મંજરી'ના કર્તા સુવિખ્યાત મલ્લીસેન સૂરિએ આ સિદ્ધાતપર પોતાનુ લક્ષ આપ્યુ છે.

ત્યારબાદ ઘણા શ્વેતાબર અને દિગંબર ન્યાયવેતાઓએ તેમના ગ્રંથોમાં આ વિષયને ચર્ચ્યો છે અને આખરે ૩૦૦ વર્ષ પહેલા દિગંબર ન્યાયવેતા વિમળદાસે આ સિદ્ધાંતના સમગ્રસ્વરૂપને સ્પર્શતી 'સપ્તભંગી તરંગિણી નામનો ગ્રંથ રચ્યો છે.

આ ગહન અને સુક્ષ્મ સિદ્ધાંતે બુદ્ધ અને બ્રાહ્મણ ન્યાયવેત્તાઓની ટીકાને આમંત્રી, પ્રખ્યાત ન્યાયવેત્તા ધર્મકીર્તિએ ( A. D ) સાતમા સૈકામા આ સિદ્ધાતની તેના પ્રસીદ્ધ ગ્રંથ 'પ્રમાણ વાર્તિક' મા ટીકા કરી અને તેની ટીકાનો પ્રત્યુત્તર હરિભદ્રસૂરીએ પોતાના પ્રસિદ્ધ ગ્રથ 'અનેકાત જયપતાકા' મા આપ્યો છે. બ્રાહ્મણ ઋષિ વ્યાસે બ્રહ્મસૂત્ર પુસ્તક, ૨, પ્રકરણ, ૨, સૂત્ર-૩૩માં આ સિદ્ધાંતને સુધારા વધારા સાથે ઉતાર્યો છે. એ રમુજી નોધ લેવા જેવી છે. આ સિદ્ધાંતની પ્રસિદ્ધ શંકરાચાર્ય કે જે A. D. આઠમા સૈકામા થઇ ગયા છે તેમણે પોતાની ટીકા શંકરભાષ્યમાં, વાચસ્પતિમિશ્ર કે જે A. D. દશમા સૈકામાં થઇ ગયા છે તેમણે શાંકરભાષ્યની ભામતી વૃત્તિમાં અને માધવાચાર્યે તેમના 'સર્વ દર્શન સંગ્રહ' મા ટીકા કરેલી છે.

બ્રાહ્મણ તત્ત્વવેત્તાઓએ આ સિદ્ધાંત પર એવા દોષનું આરોપણ કર્યું છે કે 'અનિશ્ચયાત્મક જ્ઞાન તરફ દોરે છે અને સાત અવસ્થા પરસ્પર અસંગત છે તે છતા આ સિદ્ધાતની શાંત અને નિષ્પક્ષપાત સમીક્ષા તેની વ્યાપકતામાં અને વસ્તુઓની સમગ્ર અવસ્થાઓને સ્પર્શવાની શકિતમા રહેલી વિશિષ્ટતાને વ્યકત કરે છે.

વૈશેષિક દર્શનના પ્રવર્તક કણાદે છ કોટીનો નિક્ષેપ કર્યો છે અને તે સર્વનો સમાવેશ अस्ति वा भावः માં કર્યો છે એ સર્વને સુવિદિત છે. પાછળની ટીકાઓએ બીજી કોટી ઉમેરી 'अभावो वा नास्ति', બુદ્ધ લોકોએ अस्ति, नास्ति, उभय, અનુભવ એ ચાર કોટીથી જે નિર્યુકત હોય તે નિર્વાણ અથવા શુન્યત્વ છે એવું કથન કરિને લોકોને આજ્યા, પણ જૈન સિદ્ધાંતમા સ્યાદ્વાદની સાત કોટી યોજી છે કે જેમાં મારી માન્યતા પ્રમાણે સર્વ પ્રકારના ફેરફારનો સમાવેશ થઈ જાય છે.

(૧૧) મહાત્મા **ગાંધીજી** કહે છે કે-"સૃષ્ટિમાં પ્રતિક્ષણું પરિવર્તન થાય છે તેથી સૃષ્ટિ અસત્ય-અસ્તિત્વ રહિત કહેવાઇ ( પર્યાયભેદ ), પણ પરિવર્ત્તન છતા તેનું એક એવું રૂપ છે જેને સ્વરૂપ કહો તે રૂપે છે, એમ પણ કહી શકીયે છીએ તેથી તે સત્ય પણ છે ( વસ્તુગતે ) તેથી તેને સત્યાસત્ય કહો તો મને અડચણ નથી. એથી મને અનેકાતવાદી કે સ્યાદ્વાદી માનવામા આવેતો બાધ નથી. માત્ર સ્યાદ્વાદ હું જે રીતે ઓળખું છુ તે રીતે માનનારો છું, પંડિતો મનાવવા ઇચ્છે તેમ કદાચ નહીં. તેઓ મને વાદમાં ઉતારે તો હુ હમેશા સાચો હોઉં છું, અને મારા પ્રમાણિક ટીકાકારની દ્રષ્ટિએ હું ઘણી વાર ભૂલેલો ગણાઉં છું, એ જાણવાથી હું કોઇને સહસા જુઠો, કપટી વિગેરે

માની શકતો નથી. સાત આંધળાઓએ હાથીના સાત વર્ણન આપ્યાં તે બધા પોત પોતાની દૃષ્ટિએ સાચા હતા; એકબીજાની દ્રષ્ટિએ જુઠા હતા, ને જ્ઞાનીની દ્રષ્ટિએ સાચા તથા ખોટા હતા. આ અનેકાતવાદ મને બહુ પ્રિય છે. તેમાંથી હું મુસલમાનોની પરીક્ષા મુસલમાનોની દષ્ટિએ, ખ્રીસ્તીની તેની દ્રષ્ટિએ કરતાં શીખ્યો. મારા વિચારોને કોઇ ખોટા ગણે ત્યારે મને તેના અજ્ઞાનને વિષે પૂર્વે રોષ ચઢતો. હવે હુ તેઓનું દ્રષ્ટિબિંદુ તેઓની આંખે જોઇ શકું છું તેથી તેમની ઉપર પણ પ્રેમ કરી શકું છું. કેમકે હું જગતના પ્રેમનો ભૂખ્યો છું. અનેકાંતવાદનુ મૂળ અહિંસા અને સત્યનુ યુગળ છે.”

આ શિવાય બીજા પણ અનેક લેખો બહાર પડી ચુકયા છે. તે જાણવાની ઉત્કંઠા ધરાવનાર વ્યક્તિએ શા. મગનલાલ મેલાપચંદ મુ. સીનોર. વાયા મીયાગામ. રેવાકાઠા. ગુજરાત. ઠેકાણે એક રૂપીઓ બે આનામાં મળતું **“જૈનેતર દૃષ્ટિએ જૈન”** નામનું લગભગ ચારસો પાનાનું દલદાર પુસ્તક વાચવાની ખાસ ભલામણ; કરીયે છીએ એના સંગ્રહક જૈનાચાર્ય ન્યાયાભોનિધિશ્રીમદ્ વિજ્યાનંદસૂરિ ( અપર નામ ) શ્રીમદ્ આત્મારામજી મહારાજ ના વિદ્વાન શિષ્ય રત્ન દક્ષિણ વિહારી મુનિ શ્રી અમર વિજયજી મહારાજ છે.

આવાં પુસ્તકોનો દુનિયામા જેમ જેમ છુટથી પ્રચાર થતો જશે તેમ તેમ ‘ જૈન ધર્મ એ બુદ્ધ ધર્મની શાખા છે,’ ‘ જૈન ધર્મ એ નાસ્તિક ધર્મ છે,’ ‘ જૈન ધર્મ અનીશ્વરવાદી છે,’ ‘ हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमंदिरं. સ્યાદ્વાદ એ ગુઢ શબ્દ તથા સંશયવાદ છે,’ ‘ શંકરાચાર્યે સ્યાદ્‌વાદનું સારી પેઠે ખંડન કર્યું છે.’ વિગેરે ઘણા લાંબા કાળથી રૂઢ થએલી અજ્ઞાનતા સ્વતઃ નાશ પામતી જશે, અને જૈન ધર્મ તથા તેના સ્યાદ્‌વાદ સિદ્ધાંતના અનેકશઃ ઉપકાર માની તેને અધિક માનની દષ્ટિએ લોકો જરૂર જોવા લાગશે એમાં સંશય નથી.

છેવટે જણાવવાનું કે એજ સ્યાદ્વાદરૂપી દઢ મૂળ સ્તંભના આધારે જૈન દર્શનરૂપ મહેલ ચણવામાં આવેલ છે. આ અનેકાંતવાદ સંપૂર્ણ રીતે સમજવામાં તો ઘણા ઘણા બુદ્ધિશાલી પુરૂષો પણ ગોથાં ખાય છે, તો દરેક સાધારણને કેમ સમજવામા આવી શકે ? પરન્તું પોતાને ચુસ્ત વૈદિકાનુયાયી તરીકે જણાવનારા વિદ્વાનો પણ જ્યારે આ પ્રમાણે સ્યાદ્વાદની ઉપયોગિતા મુક્ત કંઠે સ્વીકારે છે, ત્યારે એમાં કેટલું બધું અસામાન્ય મહત્વ સમાયેલુ છે તે સહજ સમજી શકય તેમ છે. દુનિયાના સમસ્ત ખંડનવાદિઓના અભિમાનને શાંત કરવાને, અજાતવાદ, વિવર્ત્તવાદ, દ્રષ્ટિસૃષ્ટિવાદ, પરિણામવાદ, દ્વૈતવાદ, અદ્વૈત-

વાદ, આરંભવાદ, શૂન્યવાદ ઇત્યાદિ સમગ્રવાદોનો સહેલાઇથી નિરાકરણ લાવાને અને વિશ્વભરના મતભેદોને પહોંચી વળવાને સ્યાદ્‌વાદ અતિ જરૂરી હથીઆર છે.

આ અનેકાંતવાદમાં સત્ય અને અહિંસા છે એ વાત તો આપણામાંના ઘણા ખરાને માટે નવીન જાણવાની નથી. વિશ્વનુ યથાર્થ રૂપે અવલોકન કરવાને માટે અનેકાંતવાદ દિવ્યચક્ષુ છે એના અભાવેજ અનેક મત મતાતરોના ખંડન મંડનના ઝગડાઓ ઉદ્‌ભવ્યા છે. સત્યનો શાશ્વત સનાતન માર્ગ ચિંધવા સ્યાદ્વાદ સમર્થ છે. દેહ શુદ્ધિને માટે જેમ સ્નાનની જરૂર છે તેમ વિચાર શુદ્ધિને માટે અનેકાંતવાદ ( સ્યાદ્વાદ ) એટલોજ અત્યાવશ્યક છે. સર્વજ્ઞપ્રરૂપિત અને-કાંતવાદના પ્રતાપે આપણા અશુદ્ધિના, મતાભિમાનના અને કદાગ્રહના મળ ધોવાઇ જાય અને જૈનશાસન સ્યાદ્‌વાદ દર્શન વિશ્વમાં વિજયવંતું નીવડે એવી અંતઃકરણ પૂર્વક અમે અધિષ્ઠાયક દેવ પ્રત્યે નિરંતર પ્રાર્થના કરીએ છીએ. ૐ શાતિઃ શાતિઃ શાતિ.

જુવો કે-વેદ, વેદાંતાદિક સર્વ વિદ્યામાં મહાનિપુણ, પ્રૌઢ કવિત્વની શક્તિવાળા, મહાવાદીનું બિરૂદ ધારણ કરનાર, વાદમાં અનેક વાદીઓને પરાસ્ત કરી છોડી દેનાર, એવા બ્રાહ્મણ પંડીત, જૈનાચાર્ય શ્રી વૃદ્ધવાદીનો સાથે વાદમા ઊતરતા પોતાના એકાતવાદથી નિરાસ થઇ જૈનોના અનેકાતવાદનું સ્વરૂપ સમજી જૈન દીક્ષા ગ્રહણ કર્યા બાદ વિક્રમાદિત્યથી દિવા કરનાપદથીવિભુષિત-વાદી સિદ્ધ સેન દિવાકર, જૈનોમાં સ્તુતિકારના નામથી પ્રસિદ્ધ, તીર્થ કરોની સ્તુતિ કરતાં લખે છે કે-

नयास्तव स्यात्पद लांछिता इमे
रसोपविद्धा इव लोहधातव:
भवं त्यऽभिप्रेतफला यत स्ततो
भवंत मार्याः प्रणता हितेषिण: ॥ १ ॥

ભાવાર્થ—હે વીતરાગ ? હે ભગવન્ ? તમારી બતાવેલી નયો જો સ્યાત્ પદથી લાછિત-ચિન્હિત કરવામાં આવે તો રસવેધક બુટ્ટી લોઢાના રસમાં પડી જેમ સોનુ બનાવે તેમ તે બધાએ નયો ઇછિત ફલવાળી—અર્થાત્ સત્ય સ્વરૂપ વાળી બની જાય. આ તમારો સત્ય સિદ્ધાત જોઇનેજ અમો હિતની ઇછાવાળા આર્યજનો તમોને નમસ્કાર કરી રહ્યા છે. બાકી અમોએ તમારા ખોટા પક્ષને માન આપેલું નથી. ॥ ૧ ॥

વિશેષાર્થ-હે ભગવન્ ?-હે વીતરાગ ? જે જે મતવાદીઓ-વસ્તુના એક એક અંશને ગ્રહણ કરી વસ્તુના સ્વરૂપને કથન કરનારા છે તે બધાએ નયવાદો છે જેમકે-- ૧ અદ્વૈતવાદ, ૨ અજાતવાદ, ૩ વિવર્ત્તવાદ. ૪ દૃષ્ટિ સૃષ્ટિવાદ, ૫ પરિણામવાદ, ૬ આરંભવાદ, ૭ શૂન્યવાદ, અને ૮ ક્ષણિકવાદ, ઈત્યાદિક જેટલા દુનિયામા વાદો છે તે બધાએ નયવાદો છે. તેની સાથે કથંચિત્‌ના અર્થ-નો પ્રકાશક-સ્યાત્ શબ્દ જોડવામા આવે તો તે જેમ લોઢાના રસમાં રસવેધક બુટ્ટીનો રસ મેળવતા સુવર્ણ બની જાય તેમ તે બધાએ એકાંતવાદો સત્યસ્વરૂપ ના બની જાય. આમાં વિશેષ એ છે કે—જીવોની શુદ્ધ સત્તાના એક અંશને મુખ્ય રાખીને કથન કરનારો વાદ તે ૧ અદ્વૈતવાદ, વસ્તુના એક નિત્ય સ્વરૂપના ગુણને મુખ્ય રાખીને કથન કરનારો વાદ તે-૨ અજાતવાદ, વસ્તુના પરાવર્તન રૂપ એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો વાદ તે ૩ વિવર્ત્તવાદ ષ્ટિમા આવતી વસ્તુના એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો વાદ તે ૪ દૃષ્ટિ સૃષ્ટિવાદ,

વસ્તુને એકમાંથી બીજામા પલટાતીના એક ગુણને મુખ્ય રાખીને જે કથન કરનારોવાદ તે ૫ પરિણામવાદ, વસ્તુના આરંભ રૂપના એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જેવાદ તે ૬ આરંભવાદ, વસ્તુને નષ્ટ થતી જોઇ તેના એક ગુણને મુખ્ય રાખીને જે કથન કરનારો વાદ તે છ શૂન્યવાદ, વસ્તુ ને ક્ષણ ક્ષણમા બદલાતી જોઇ તેના એક ગુણના સ્વરૂપને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે ૮ ક્ષણિકવાદ, આવા આવા પ્રકારના દૂનીયામા જેટલા મતવાદીઓ વસ્તુના એકએક ગુણને મુખ્ય રાખીને ઝઘડા કરવાવાળા તે બધાએ નયવાદીઓ વસ્તુના સત્ય સ્વરૂપને જાણી શકતા નથી તેથી તેમનો તે એકાંતવાદ મિથ્યા પ્રલાપ રુપનો છે. પણ તે સત્ય સ્વરૂપનો નથી. જ્યારે તે એકાત પક્ષના નયવાદો ની સાથે-કથંચિત્ એટલે કોઇ પ્રકારથી તે સાચા છે તેના સ્વરૂપને જણાવવાવાળો "સ્યાત્" શબ્દને જોડીને કથન કરવામાં આવે તો તે બધાએ વાદો લોઢાના રસની સાથે રસવેધક બુટ્ટીનો રસમેળવાંથી સોનું બની જાય તેમ તે સત્ય સ્વરૂ-પના બની જાય. એવો એ કવિનો આશય છે તે કિંચિત લખીને બતાવ્યો.

मिथ्यावादं मल मपनुदन्, सप्तभंगितरंगैः
वागंभोधिर्भुवन मखिलंदेव ? पर्यस्तमेति ॥
तस्यावृत्तिं सपदि विबुधाश्चेतसैवाऽचलेन
व्यातन्वंत सुचिर ममृता सेवया तृप्नुवंति ॥ १ ॥

હે દેવ ? હે વીતરાગ ? તમારો સિદ્ધાંતરૂપ સમુદ્ર, એકાંત અદ્વૈતાદિ અનેકમિથ્યાવાદના મેલ ને પોતાના સપ્તભંગ રૂપ ન્યાયનાં તરંગોથી દૂર ફેકતો

સંપૂર્ણ લોકમાં વ્યાપીને રહેલો છે, તે તમારા સિદ્ધાંતરૂપ સમુદ્રનું વિબુધો-દેવો-(પંડિતો) ચિત્તરૂપના પર્વતથી મંથન કરીને અમૃત કાઢતા (શુદ્ધ તત્ત્વને ગ્રહણ કરતા) તેના સેવનથી ઘણા કાલ સુધી તૃપ્તપણે રહે છે. ॥ ૧ ॥

પુરાણોમાં એવી કલ્પના છે કે—સમુદ્રનું મંથન કરવા બ્રહ્માદિ બધા દેવો ભેગા થયા. વિષ્ણુ કાચબાના સ્વરૂપે સમુદ્રના તલીએ જઇને બેઠા. દેવતાઓ ઊઠાવીને લાવેલા મેરૂ પર્વતને તેમની પીઠ ઊપર રાખ્યો. પછી શેષનાગના દોરડા બનાવી મેરૂને રવૈયાની પેઠે ફેરવી, સમુદ્રનું મંથન કરી, તેમાથી ૧૪ રત્નો કાઢયાં તેમાંનું જે અમૃત હતું તે દેવો લઇને તૃપ્ત થયા.

તે કલ્પના કવિએ મનમાં રાખી જૈનસિદ્ધાંત રુપ સમુદ્રની સાથે ઘટાવીને બતાવી છે.

સિદ્ધાંતરૂપ સમુદ્ર તેમાં રહેલો એકાંતવાદરૂપ મેલ.

જેમકે—જીવોની શુદ્ધ સત્તાના એક અંશના ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે-૧લો, અદ્વૈતવાદ. ૧,

વસ્તુના એક નિત્ય સ્વરૂપના ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે-૨ જો, અજાતવાદ, ૨,

વસ્તુના પરાવર્તન રૂપ એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે-૩ જો, વિવર્ત્તવાદ. ૩.

દૃષ્ટિમાં આવતી વસ્તુના એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે-૪ થો, દૃષ્ટિ સૃષ્ટિવાદ. ૪ ॥

વસ્તુને એકમાંથી બીજામાં પલટાતી જોઇ તેના એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે-૫ મો, પરિણામવાદ ૫ ॥

વસ્તુનો આરંભ થતો જોઇ તેના એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે-૬ ઠો આરંભવાદ. ૬ ॥

વસ્તુને નષ્ટ થતી જોઇ તેના એક ગુણને મુખ્ય રાખીને કથન કરનારો જે વાદ તે ૭ મો-શૂન્યવાદ. ૭ ॥

વસ્તુને ક્ષણ ક્ષણમાં બદલાતી જોઇ તેના એક ગુણને મુખ્ય રાખીને જે કથન કરનારો વાદ તે ૮ મો-ક્ષણિકવાદ. ૮ ॥

એવીજ રીતે-૯ મો-કાલવાદ ૧૦ મો-નીયતિવાદ. ૧૧ મો-સ્વભાવવાદ. ૧૨ મો-કર્મવાદ ૧૩ મો-પુરૂષાર્થવાદ.

ઈત્યાદિક જેટલા દુનિયામા મતવાદીઓની ખેંચાતાણથી ચાલી રહેલો એકાંતવાદો છે.

તે બધાએ એકાંતરૂપ મિથ્યાવાદના મેલને હે વીતરાગ ? તમારો સિદ્ધાંત રૂપ સમુદ્ર—સપ્તભંગ રૂપ ન્યાયની તરંગોથી દૂર કરતો, આખી દૂનીયામા વ્યાપીને રહેલો છે. પછીતો તેનું મથન-ચિત્તરૂપ પર્વતથી કરતા હુવા શીઘ્ર સત્ય વસ્તુરૂપ અમૃતને મેલવતા તેના સેવનથી ઘણા કાલ સુધી તૃપ્ત રહે છે.

આમાં તાત્પર્ય એ છે કે દુનીયામાં અદ્વૈતાદિક જેટલા વાદો છે તે નયવાદો છે તે જુદા જુદા સ્વરૂપથી આગ્રહ પૂર્વક કથન કરવામા આવે તો તે બધાએ અસત્ય મિથ્યા સ્વરૂપના બને છે. અગર જો તે બધાએ એક એકની અપેક્ષા રાખીને કથન કરવામા આવે તો તે બધાએ નયવાદો સત્યસ્વરૂપના ગણાય છે. જ્યારે તે એકએકવાદો પોતાના દુરાગ્રહથી બીજાના વાદોને ફેકી દઇપોતાના દુરાગ્રહને પોષણ કરવામાં મચ્યા રહે છે. ત્યારે તે દુષ્ટવાદો થઇ પડે છે. એમ જૈન સિદ્ધાતકારો કહે છે. આ સ્તુતિકારે બતાવેલું સપ્ત ભંગનું સ્વરૂપ પૂર્વેના લેખોમાં જેનેતર પંડિતોએ બતાવેલું છે તે જુવો અને સત્યવસ્તુના સ્વરૂપને ઓલખો.

જૈનસિદ્ધાંતમાં બતાવેલી નયો કેવા સ્વરૂપથી ગ્રહણ થએલી વસ્તુને સત્યરૂપે બતાવે છે અને કઇ વસ્તુને અસત્ય રૂપે ઠરાવે છે તેના સંબંધે એક જૈન વિદ્વાને વીતરાગની-સ્તુતિ કરતાં કહ્યુ છે તે કાવ્યનું સ્વરૂપ આ જગોપર લખીને બતાવીએ છીએ.

॥ રત્ન પ્રભાચાર્ય કૃત સ્તુતિદ્વાત્રિંશિકામાં નો આ કાવ્ય વીતરાગની સ્તુતિ કરતા કહે છે તે જુવો.

अहो चित्र चित्रं तवचरित मेतन्मुनिपते ?
स्वकीयाना मेषां विविध विषयव्याप्तिवशिनां ॥
विपक्षाऽपेक्षाणां कथयसि नयानां सुनयतां
विपक्षक्षेपक्षदणां पुनरिह विभो ? दुष्टनयतां ॥ १ ॥

ભાવાર્થ—હે મુનિઓના પતિ ? હે વીતરાગ ? તમારૂ ચરિત્ર એટલે તમારી રહેની, અને તમારી કહેની, બધી દુનીયાના ઇશ્વરોથી તદ્દન જુદા પ્રકારની આશ્ચર્ય જનક છે કારણ તમારી રહેની ઇંદ્ર નરેંદ્રાદિકની અપેક્ષાથી રહિત અબધૂતના સ્વરૂપની, તદ્દન વીતરાગી છે. અને તમારી કહેની વસ્તુના

સ્વરૂપને અર્થાત્ પદાર્થના સ્વરૂપને બતાવનારી નયોના સ્વરૂપવાળી તે પણ આશ્ચર્યને પેદા કરવા વાળી છે.

કારણ તમારી બતાવેલી નયો છે તે–વસ્તુના એકએક ગુણને મુખ્ય રાખી કથન કરનારા અદ્વૈતાદિક જેટલા દુનિયામાં વાદો છે તે બધાએ વાદોને પોતાના પક્ષમાં ગણીને કથન કરનારી હોય તોજ તમોએ તે નયોને સત્ય સ્વરૂપવાળી કહીને બતાવી છે. અને જ્યારે તે બધા વિપક્ષોને પોતાના દુરાગ્રહથી તિરસ્કારને કરવાવાળી હોય ત્યારે તેણે તમોએ દુષ્ટ નયોના સ્વરૂપવાળી કહી બતાવી છે. એ તમારી કહેની તે પણ અમોને ઘણું આશ્ચર્યજ ઉત્પન્ન કરવા વાળી છે. ॥

આ ઉપરના કાવ્યમાં વીતરાગની સ્તુતિનો અર્થ સામાન્ય રૂપે કહીને બતાવ્યો. ॥

હવે એ ત્રણે સ્તુતિકારોનું કહેવું શું છે તે અમો બતાવીએ છીએ—

પહેલા કાવ્યમાં બતાવ્યું હતુ કે–હે વીતરાગ ? તમારી કથન કરેલી નયો સ્યાત્પદથી ચિન્હિત કરવામાં આવે તો તે–લોઢાના રસમાં રસ વેધક બુટ્ટીનો રસ મેળવતાં સુવર્ણ બને તેમ તે નયો શુદ્ધ સ્વરૂપની બને છે. બીજા કાવ્યમા જણાવ્યું હતું કે–વીતરાગ ? તમારો સિદ્ધાત રૂપે સમુદ્ર તે પોતાના સપ્ત ભગ રૂપ ન્યાયના તરગોથી મિથ્યાવાદના મેલને દૂર કરતો સંપૂર્ણ લોકમા વ્યાપીને રહેલો છે.

અદ્વૈતાદિક જેટલા દુનિયામા ચાલતા એક એક પક્ષના વાદો છે તે નય- વાદો છે. તે નયવાદોને કથંચિત્ અર્થના પ્રકાશક એવા સ્યાત્ પદથો ચિન્હિત કરતા વસ્તુમાં જે જે બીજા ગુણો છે તેણે તે યોગ્ય સ્થાન આપે છે. પણ સર્વથા તિરસ્કાર કરી શકતો નથી અને સ્યાદસ્તિ, સ્યાન્નાસ્તિ આદિ સપ્ત ભંગનો સ્વરૂપને જણાવી પોતાને ઇષ્ટ વિનાના બીજા પક્ષોને તે તે પક્ષમા ખસેડી પોતાના પક્ષને ગ્રહણ કરી લે છે. તેજ વસ્તુનું સત્ય સ્વરૂપ અમૃત છે. તેણે પ્રકાશમાં મૂકે છે.

હવે આ ત્રિજા સ્તુતિકાર જણાવે છે કે હે ભગવન્ ? પોત પોતાના પક્ષમા મગ્ન થએલી નયો વિપક્ષોને એટલે બીજા પરિણામાદિક એક એક પક્ષના વાદીઓની અપેક્ષા રાખીને પોત પોતાના વિષયને કથન કરતી હોય તોજ તે શુદ્ધતાને ધારણ કરે છે. અને જ્યારે તે નયો પોતાના એક જ પક્ષને પોષણ કરવાની તત્પરતા બતાવે છે ત્યારે તે દુષ્ટ સ્વરૂપની બને છે.

પણ હે વીતરાગ ? તમારા સિદ્ધાંતમાં તેવો એક પક્ષ છે જ નથી તેજ અમોને આશ્ચર્ય લાગે છે. આશ્ચર્ય એટલા માટે કે-તમારો અનેકાંતવાદનો સિદ્ધાત બીજા બધાએ એકાંત નયવાદના પક્ષકારોના પક્ષને, તે તે અપેક્ષાના સ્વરૂપથી ગ્રહણ કરે છે, તેથી તે નયોને તમો શુદ્ધ સ્વરૂપવાલી બતાવો છો. અને જયારે તે નયો પોતાના દુર્મદથી કેવળ પોતાના જ પક્ષને પોષણ કરવા મંડી પડે છે ત્યારે તેણે તમો દુષ્ટ નયો કહો છો. આમાં આશ્ચર્ય એ છે કે-બીજા પક્ષોને મેળવે તે શુદ્ધ, અને બીજા પક્ષકારોનો તિરસ્કાર કરે તે અશુદ્ધ ,હે વીતરાગ ? આ તમારૂ કથન તે પણ કેટલું આશ્ચર્ય જનક છે.

હવે અમો બે બોલ કહી આ વિષયનુ છેવટ લાવીએ છીએ—

હે વીતરાગ ? તમારૂ વર્તન, તે ઇંદ્રાદિકની પણ અપેક્ષાથી રહિત તે પણ આશ્ચર્યજ પેદા કરે તેવું છે.

અને તે જ પ્રમાણે-અનેકાંતવાદના સ્વરૂપવાળું કથન તે પણ આશ્ચર્યને જ પેદા કરે તેવું છે. કારણ દુનીયાના કોઇ પણ દેવે નતો તમારા જેવું વર્તન કરીને બતાવ્યું છે, તેમજ નતો તત્ત્વોનુ કથન કરીને બતાવ્યું છે. આ તમારા અનેકાંતવાદના કથનને શુદ્ધ વસ્તુના ગવેષક જૈનેતરના અનેક વિદ્વાનોએ માન્ય કરેલુ છે. જુવો આ ગ્રંથમાં જ તેમના લેખો, કેમકે એક જ પુરૂષમાં પિતા, પુત્ર, મામા, કાકાદિક અનેક ધર્મો શું સમાએલા નથી ? કહેવુંજ પડશે કે અનેક ધર્મો સમાએલા છે જ, એકજ હાથીના શુંડ આદિ અવયવોમાં શું હાથીના ધર્મો સમાએલા નથી ? તેજ પ્રમાણે સોનાના સેંકડો દાગીનામાં શું સોનાના ગુણો સમાએલા નથી ? કહેવુંજ પડશે કે દુનીયાની એક એક વસ્તુમાં અનેકા અનેક ગુણો સમાએલાજ છે, છતાં તે વસ્તુના એક એક ગુણને ( ધર્મને ) પકડી તેમાં દુરાગ્રહ ને પોષવો તેમાં સત્ય કહ્યું છે ? માટે જ વીતરાગની સ્તુતિ કરતાં હેમચંદ્રાચાર્ય પણ કહી ગયા છે કે હું હેમચંદ્ર-બધાએ વાદીઓના સન્મુખ ઉભો રહીને કહું છું કે " વીતરાગના જેવો દુનીયામાં બીજો કોઇ પણ દેવ છેજ નહી. અને તેમનો કહેલો અનેકાંતવાદ તેના જેવો બીજો વાદ પણ નથી. " એમ ચોખ્ખે ચોખ્ખું કહીને બતાવ્યું છે. જુવો-જૈનેતર દષ્ટિએ જૈન પૃ. ૧૨૭ માં. આથી વધારે શું લખું ? ॥

**न समुद्रोऽ समुद्रोवा समुद्रांशोयथोच्यते नाऽप्रमाणं प्रमाणंवा प्रमाणांश स्तथानय ॥९॥**

**स्वार्थे सत्याः परै र्नूना, असत्या निखिला नयाः। विदुषांतत्र नैकांत; इति दृष्टंहि सम्मतो ॥१०॥ (मूले)**

ભાવાર્થ—જેમ સમુદ્રના એક ભાગને- નતો કહી શકાય સમુદ્ર, તેમજ નતો કહી શકાય અસમુદ્ર, માત્ર સમુદ્રનો એક અંશજ કહી શકાય, તે પ્રમાણે એક નયના વાકયને નતો અપ્રમાણ કહી શકાય, તેમજ નતો પ્રમાણ રૂપે કહીશકાય, પણ પ્રમાણના એક અંશ તરીકે કહેવામાં હરકત આવી શકે નહી ॥ ॥

જૈનોમાં પદાર્થોનું સ્વરૂપ હાલમાં સાત નયોથી વિચારી શકાય છે- પણ તે સાતે નયો કેવા સ્વરૂપની હોય છે તે સાતે નયો પોત પોતાના વિષયમાં તો સત્ય સ્વરૂપનીજ છે પણ જ્યારે તેમાં બીજી નયના પક્ષ વાળો આક્ષેપ કરે ત્યારે તે બધીએ નયો અસત્ય સ્વરૂપની બની જાય છે. તેથી પંડિતોને તે નયોમાં એકાંત આગ્રહ ન કરવો એમ સમ્મતિ નામના ગ્રંથમા શ્રી સિદ્ધસેન દિવાકર મહારાજાએ કહ્યું છે.

ऊत्तिग्रंतु विकल्पवीचिनिचयाः पर्यायमर्यादया ।
द्रव्यार्था हिर्ते( द्रव्यार्था धिगमे ) तु चेतसि चिरंशाम्यंतु तत्रैवते ॥
वस्तु प्रस्तुत मस्तु सागरसमं सर्वोपचिक्षमं । वाह्यं वा स्फुटं मांतरं
समुचित स्याद्वाद मुद्रांकितं ॥ १ ॥

સ્યાદ્વાદનું સ્વરૂપ જણાવતાં-નયોપદેશની ટીકા પત્ર ૨૭માં કહ્યું છે કે—

વિચારમાં મુકેલી વસ્તુ સમુદ્ર તુલ્ય હોય છે, તેમાં જેટલી તર્કો કરવી હોય તેટલી થઇ શકે છે, ચાહેતો તે- બાહ્ય વસ્તુ દ્રશ્ય સ્વરૂપની હોય અથવા આંતર વસ્તુ-અદ્રશ્ય સ્વરૂપની ગમે તે હોય પણ જો તે સ્યાદ્વાદની મુદ્રાથી અંકિત-ચિન્હિત કરવામાં આવે ત્યાર બાદ પર્યાયોની મર્યાદાથી વિકલ્પની તરંગોનો સમૂહ ગમે તેટલો ઉઠતો હોય તો પણ તે બધાએ દ્રવ્યાર્થજ ( અર્થાત દ્રવ્યના બોધ માટેજ ) ગણાય અને તે ઘણા કાલ સુધી ચિત્તને વિષે ગોલાઈને દ્રવ્યમાંજ સમઈ જાય પણ બહાર જવા પાંમે નહી એ સ્યાદ્વાદના સિદ્ધાંતનીજ ખૂબી સમજવી. ॥૧॥

ईहाऽपाय परंपरा परिचयः सर्वोऽप्ययऽयं युज्यते वस्त्वंशेऽप्युपयोग माकलयता मंतर्मुहूर्त्ताऽवधि ॥ ऽप्रन्येषां तु विकल्पशिल्पघटितो बोध स्तृतीयक्षण-ध्वंसी ध्वस्तसमस्तहेत्वऽमिलितः कस्मिन् विचारे क्षम ः ॥ २ ॥

ભાવાર્થ—એક વસ્તુમાં-એક પદાર્થમાં અનંત અંશ અર્થાત અનંત ધર્મ હોય છે છતાં એક એક અશને વલગીને વિચાર કરવામા આવે તો તે અંત મુંહૂર્ત જ ટકી શકે છે કારણ તેમાં ઈંહા-તર્ક, અપાય દૂષણ, આ બેની

પરંપરા આવીને મલવાની અર્થાત્ તર્ક ઉપર તર્ક, અને દૂષણ ઉપર દુષણો નજરે પડવાનાં, તેથી બીજા એકાંત મતવાદીઓના વિકલ્પ રૂપની કારીગરી થીઘડેલો બોધ છે તે ત્રિજાજ ક્ષણમાં નાશ વાળો થાય છે, કારણ વસ્તુનો-સંપૂર્ણ પદાર્થનો વિચાર કરતા નાશ પામ્યા છે જેના બધા હેતુ, અને સંપૂર્ણ વસ્તુની સાથે નહી મલેલો એવો એકાંત પક્ષનો-એકાત અંશનો બોધ કયા વિચારમા ટકી શકે ? અર્થાત્ નજ ટકી શકે. ॥૨॥

## નય વાક્ય અને પ્રમાણ વાક્યનો કિંચિત્ તાત્પર્ય.

બાહ્ય વસ્તુ—દૃશ્ય પદાર્થ, આંતર વસ્તુ-અદૃશ્ય પદાર્થ, આ બન્ને પદાર્થો અનંત અનંત પર્યાયોથી વ્યાપ્ત હોય છે. તેમાંની એક પર્યાયનો- એક અંશનો વિચાર કરતાં સંપૂર્ણ પદાર્થનો વિચાર કરી શકાયજ નહી, જેમ સમુદ્રના એક ભાગને નતો સમુદ્ર કહી શકાય, તેમજ નતો અસમુદ્ર કહી શકાય, માત્ર સમુદ્રનો એક અંશજ કહી શકાય. તે પ્રમાણે વસ્તુના એક અંશના વિચારને નય વાક્યજ કહી શકાય પણ પ્રમાણ વાક્ય કહી શકાયજ નહી કારણ કે જે વસ્તુના એક અંશનો વિચાર કરવા બેઠા છીએ તેની મુખ્યતા ગણવાની બાકીના બીજા રહેલા અંશોને ગૌણતામા રાખવાજ પડે, તેથી સ્યાદ્વાદ—અનેકાતવાદનો સ્વીકાર કર્યા વગર પદાર્થનું સ્વરૂપ યથાર્થ સત્ય સમજી શકાયજ નહી એ પ્રમાણે જૈન સિદ્ધાંત છે જો તે પદાર્થના એક અંશના વિચારને સંપૂર્ણતાના વિચારમાં લઇ જવામા આવે તો, તેમા અનેક તર્કો ઉપર તર્કો અને દુષણોના ઉપર દુષણો આવી પડવાનાં, તેથી વસ્તુનું સ્વરૂપ યથાર્થ રૂપે સમજી શકાયજ નહી. જૈનોનો જે સ્યાદ્વાદ છે તે વસ્તુના સ્વરૂપને જાણવાને માટે પરમોપયોગી છે. અને તે વાતને આજ કાલના જૈનેતર અનેક વિચક્ષણ પંડિતોએ સ્યાદ્વાદના સિદ્ધાંતનો સ્વીકારજ કરેલો છે. તેવા અનેક જનેતર પંડિતોના વિચારો અમોએ પૂર્વના લેખમાં ટાકીને બતાવેલા છે, ત્યાથી વિચાર કરીને જુવો. જેવી રીતે પદાર્થોને યથાર્થ જાણવાનુ સાધન જૈનોમાં સ્યાદ્વાદનું છે તેવી રીતે અદ્વૈતાદિ એકાત પક્ષના વાદોમા છે ? અર્થાત્ નથી એમ વિચારી પુરૂષોએ કહેલુ છે તે પ્રમાણે વિચારમા ઉતરતા પુરૂષોને કહેવુંજ પડશે. ઇત્યલં વિસ્તારેણ. ॥

ઇતિ શ્રીમદ્વિજયાનંદ સૂરીશ્વર ( પ્રસિદ્ધ નામ શ્રી આત્મારામજી મહારાજ ) ના લઘુતમ શિષ્ય દક્ષિણવિહારી મુનિશ્રી અમરવિજય વિરચિત તત્વત્રયી મીમાસા નામના ગ્રંથમાં **સ્યાદ્વાદના** સ્વરૂપનું ખડ બીજે પ્રકરણ ૩૫ અને ૩૬મું સંપૂર્ણ ॥

# જૈનધર્મના સિદ્ધાન્ત.

( Dr, Helmuth Von Glasenapp. )
March. 1925.

(ડૉ. હેલ્મુત ફૉન ગ્લાસનૂઆપ, બર્લિન)

હિંદુસ્તાને ત્રણ **મોટા ધર્મ** આપ્યા છે. હિંદુ, **બૌદ્ધ** અને **જૈન.** પહેલા બે ધર્મોની તુલનામાં **જૈનધર્મ વિષે** આજ સુધી યુરોપને બહુ **થોડીજ માહિતિ છે.** અને છતાંયે એને વિષે માહિતિ મેળવવાની જરૂર છે કારણકે ઘણું કરીને એ **સૌથી પ્રાચીન** આર્ય તાત્ત્વિક દર્શન છે. અને પોતાની જન્મભૂમિમાં લગભગ ફેરફાર પામ્યા વિના આજ સુધી સચવાઇ રહ્યો છે. જૈન ધર્મના સ્થાપનાર **પાર્શ્વનાથ** ( તેમના શાસનની અપેક્ષાએ ) **ક્રાઇસ્ટ પૂર્વે** (લગભગ) ૮૦૦ **વર્ષ** ઉપર થઇ ગયા હતા અને એને આજના સ્વરૂપમાં મુકનાર સુધારક **મહાવીર** તે બુદ્ધના સમયમા એમનાથી જરાક આગળ અને આપણા ઇસ્વીસનની પૂર્વે **છઠ્ઠા સૈકામાં** થઇ ગયા હતા. એમની જન્મભૂમિ હિંદુસ્થાનની ઇશાનમા આવેલા બિહાર પ્રદેશમાં છે અને તે પ્રદેશમાંથી જૈનધર્મ સત્વર વિસ્તરીને આખા ગંગા પ્રદેશમા ફરી વળ્યો. એના ખિલતા જુગમા—આપણા આશરે પાંચમાથી બારમા સૈકા સુધી પછિમ અને દક્ષિણ હિંદુસ્તાનનાં રાજ્યોનો એ રાજધર્મ બની રહ્યો હતો. બૌદ્ધ ધર્મના લોપ પછી હિંદુ ધર્મે જે ઉછાળો માર્યો તેણે કરીને અને મુસલીમ ધર્મને દબાણે કરીને જૈનધર્મને સખ્ત હાનિ થઇ. એના સામેની બધી વિરૂદ્ધતાઓ છતા આજસુધી એણે પોતાની જીવનશકિત સાબીત કરી બતાવી છે એક સમયના પ્રબળ બૌદ્ધ ધર્મનો આજે હિંદુસ્તાનમાંથી લગભગ લોપ થઇ ગયો છે. ત્યારે જૈનધર્મના વાવટા નીચે હજુ યે બાર તેર લાખ અનુયાયીઓ છે અને તે મોટે ભાગે વેપારી વર્ગના છે.

જૈનધર્મમા જે વિશેષતા છે તે માત્ર **ઐતિહાસિક નહિં, પણ દાર્શનિક પણ છે.** જૈન લોકોએ સર્વ વિષયો સંબન્ધે આધ્યાત્મિક દર્શન રચ્યા છે અને એ દર્શનનુ વસ્તુ અને તેની પરિભાષા જોતાં આપણને ખાત્રી થાય છે કે દાર્શનિક પ્રદેશમા ઉભા રહી વિચાર કરનાર ફળદ્રૂપ ભારતીય આત્માની સ્વતઃ સિદ્ધ અને વિશેષ પ્રકારની એ સૌ રચના છે.

× × × × ×

જૈનધર્મના સિદ્ધાન્ત પ્રમાણે **જગત્ શાશ્વત** અને નિત્ય છે. ( વસ્તુગતે નિત્ય છે અને પર્યાયે અનિત્ય છે. ) હિંદુઓની પેઠે જૈનો એમ માનતા નથી કે

જગત્‌ની જુગે જુગે સૃષ્ટિ અને પ્રલય થાય છે. એ તો એમજ માને છે કે આ વિશાળ પણ છતાંયે વિસ્તારમાં સીમાબદ્ધ વિશ્વ અચળ છે. વિવિધ નરકોવાળું **અધો જગત**, વિવિધ ખંડ અને સમુદ્રવાળું **મધ્ય જગત્** અને વિવિધ સ્વર્ગોવાળું તથા નિર્વાણ પામેલા આત્માઓના આવાસવાળું **ઉર્ધ્વજગત્**–એ સૌના અસ્તિત-ત્વમાં અને વિસ્તારમાં કશો ફેરફાર થતો નથી. જંબૂદ્વીપના ભરતખંડમાં આપણે વસીએ છીએ એવા મધ્યજગતના વિવિધ ખંડોમાં સામાન્ય સંબન્ધ અને નૈતિક સ્થિતિ વિષે કંઇ કંઇ ફેરફાર બેશક થાય છે પણ સમસ્તનો વિચાર કરતાં વિશ્વના આ ખંડોની સીમા અચળ છે. એ આમેય ખસતી નથી, તેમેય ખસતી નથી.

વિશ્વનું **શાસન કરનાર કોઇ સત્વ નથી.** વિશ્વ ઉપર રાજ્ય ચલાવનાર કોઇ દેવનું અસ્તિત્વ માનવાની જૈનો સાફ ના પાડે છે. જે **દેવો સ્વર્ગમાં** રહે છે. તેઓ તો અશાશ્વત છે, **એમની શકિત પરિમિત** છે અને મનુષ્ય, તિર્યંચ તથા નરકવાસીઓની પેઠે પોતાના પાછલા ભવમાં પોતે કરેલાં કર્મથી **બંધાએલા પ્રારબ્ધને આધીન** છે; આજે પણ એ અલૌકિક સુખ ભોગવે છે અને પોતાનાં સારા નરસાં કર્યાં ,કર્મના ફળ ભોગવવાને એમને ભવિષ્યમાં પાછું પૃથ્વી ઉપર ઉતરવું પડશે. સર્વોત્કૃષ્ટ શાસ્વત વ્યકિતસ્વરૂપ દેવને જેમ એ ધર્મ માનતો નથી તેમ એ પણ માનતો નથી કે આ જગત્ માયામાથી ઉત્પન્ન થયુ છે. ભારતનાં બીજા દર્શનોની વિરૂદ્ધ એ તો એમ માને છે કે **જગત્ સત્ય છે** અને **તત્વોના મિશ્રણથી એનું સ્વરૂપ બંધાયું છે** અને એ રીતે સમસ્ત વિશ્વનુ અસ્તિત્વ છે.

**તત્વોના બે વિભાગ છે, એક જીવ અને બીજો અજીવ.**

જીવ તત્વો તે અનંત જુદાજુદા જીવો છે, તે જોકે પરસ્પર સંબધમા છે, છતાંયે પોતાના વ્યકિતત્વમાં કેવળ સ્વતંત્ર છે અને દરેક અજાત છે, અમર છે. દરેક જીવ સ્વભાવથીજ અનંત ગુણ ધરાવે છે; એ સર્વજ્ઞ છે. એ સર્વશકિતમાન છે, એવો પવિત્ર છે કે મોહ અને દુઃખથી એ પર છે. પણ એ જ્યારે આત્મસ્વરૂપ થાય છે ત્યારેજ એના એ બધા ગુણો વિકસે છે.

**અજીવ તત્વોના પાંચ પ્રકાર** છે. આકાશાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ અને પુદ્‌ગલાસ્તિકાય.

આકાશાસ્તિકાય તે અવકાશ છે કે જેમાં સર્વ વસ્તુઓ રહેલી છે.

**ધર્માસ્તિકાય** અને **અધર્માસ્તિકાય** એ બે તત્વોનો સ્વીકાર જૈનદર્શનમાં છે, **બીજા દર્શનોમાં નથી.** એ બે ત-ત્વો તે આકાશમાં છે. તેમના

પોતામાં કોઇ ગતિ કે સ્થિતિ નથી, પણ સ્થિતિ ગતિને માટે એમની ખાસ જરૂર માનેલી છે; જેમકે માછલાને તરવાને માટે પાણી જોઇએ અને થાકયા પ્રવાસીને ઉભા રહ્યાને ઝાડની છાયા જોઇએ. આ બે તત્વો યોજવાની જરૂર જૈનધર્મને શાથી પડી એની હજી જોઇતી ચોખવટ થઇ નથી. પ્રો. યાકોબી માને છે એમ ઘણું કરીને સ્થાન, ગતિ અને સ્થિતિ એ ત્રણ ગુણ જૈનોને એવા જુદા લાગ્યા હોવા જોઇએ કે એ ત્રણેને માટે અવકાશ એકલુંજ તત્ત્વ પુરતું છે એમ એ માની શકયા નહિ હોવા જોઇએ અને તેથી માન્ય હોવું જોઇએ કે સ્થાન ગતિ અને સ્થિતિ એ દરેકને માટે પોતપોતાનો જુદોજુદો આધાર હોવો જોઇએ.

**ચોથું** અજીવ તત્ત્વ તે કાળ છે. બીજાં તત્ત્વોમા વિકાર રૂપાન્તર કરવાને માટે આ તત્ત્વની જરૂર છે. નવીનને એ પુરાતન કરે છે. અને પુરાતનને નવીન કરે છે.

**પાંચમુ** અને આપણે કહી શકીએ કે, અજીવ તત્ત્વમાંથી સૌથી વધારે મહત્વનુ તત્વ તે **પુદ્દગલાસ્તિકાય** છે. અભેદ્ય, અછેદ્ય, સૂક્ષ્મ એવા અનંત અસંખ્ય પરમાણુનું આ તત્વ બનેલું છે. દરેક પરમાણુ છદ્મસ્થો ને ઇંદ્રિય અગોચર છે અને કેવલી ને ગોચર છે અને તેનાં રૂપ રસ ગંધ અને સ્પર્શ છે, અને અમુક નિયમોને અનુસરીને બીજા એક કે અનેક પરમાણુઓ સાથે મળીને સમષ્ટિ રૂપ ધારણ કરે છે. તથા એમ કરીને આ જગત્‌મા **વિવિધ સ્વરૂપોથી પ્રકટ કરે છે.**

પુદ્દગલાસ્તિકાયમાં એવી એક ખાસ વિશેષતા છે કે જેણે કરીને એ જીવમાં જીવ પરિણમાવે ત્યારે પ્રવેશ કરી શકે છે અને એમા બહુ સ્પષ્ટ વિકાર કરી શકે છે. જેમ ઔષધની ગોળી માણસના શરીરની અંદર જઇને મહત્વનું કામ કરે છે. તેમ પુદ્દગલાસ્તિકાય પણ જીવમાં પ્રકાશીને એના ઉપર અનેક પ્રકારની અસર કરે છે. જીવની સર્વજ્ઞતાને અને સર્વ શકિતમત્તા જે, આ પુદ્દગલાકિતકાય ઢાંકી દે છે. અને તેથી તેનામા માત્ર પરિમિત જ્ઞાન અને પરિમિત શકિત રહે છે; એ એને દુ ખ આપે છે અને તેથી કરીને એના સ્વાભાવિક સ્વાસ્થ્યનો નાશ થાય છે. જીવના ઉપર એ અસ્થિર શરીરે વીંટાળે છે. અને જીવન અને મોહ આપે છે અને એવું પ્રારબ્ધ બંધાવે છે કે પછી અમુક સમય સુધી એ જીવે, માણસ, તિર્યંચ્ર્, સ્વર્ગવાસી કે નરકવાસી એ ચારમાંથી કોઇ પણ યોનિમાં અવતરવુ પડે પુદ્દગ્લાસ્તિકાય જીવમા પ્રવેશીને બધાં પ્રાણીનાં જન્મ અને અસ્તિત્વ માટે ભારતના બધા તત્વ દર્શનોએ સ્વીકારેલું એવું એક ગુઢ તત્વ **કર્મ તૈયાર કરે છે.**

( એટલે જીવ સાથે મિશ્રિત પુદ્‌ગલ તે કર્મ ) ભારતના સર્વ માન્ય સિદ્ધાંન્ત પ્રમાણે દરેક કાર્ય, દરેક શબ્દ, દરેક વિચાર, દ્દષ્ટ કે અદ્દષ્ટ ફળ આપે છે. અને તે એનું ઇનામ કે સજા છે. તે ફળ જીવને એનાએ ભૌતિક ભવમા મળે. પણ ઘણા ખરા પ્રસંગોમાં તો પછીના ભવમાંજ મળે છે. જીવના કર્યાં કર્મનો સરવાળો એના નવા ભવના કારણ ભૂત બની રહે છે. મુઆ પછી થવાના ભવના પરિમાણ અને પ્રકાર એ કર્મથી નક્કી થાય છે. એક ભૌતિક ભવ સમાપ્ત થાય પછી એનાં અનિવાર્ય ફળ આત્માએ આગલા ભવમા જે બીજ વાવ્યા હોય તે લણવાને માટે બીજા ભવમા જન્મ આપીને એને મોકલે છે. ભારતના બીજાં બધાં દર્શનનો એવો મત છે કે કર્મ એ અદ્દષ્ટ શકિત છે કે જેને પરિણામે વ્યકિતની અને પ્રારબ્ધની વિવિધતા અસ્પષ્ટ પણ સ્વાભાવિક રીતે પ્રકટ થાય છે. અને એ રીતે એનું જીવન નક્કી થાય છે. **જૈનો કર્મને જુદી રીતે સમજાવે છે** એતો એમ કહે છે કે જે પુદ્‌ગલાસ્તિ કાય આત્મામા પ્રવેશીને દ્રષ્ટ રીતે જે અસર કરે છે તેજ કર્મ છે.

જીવ અને કર્મનો સંબન્ધ ( સંતતિની અપેક્ષાએ ) અનાદિ છે અને સ્વાભાવિક રીતે અનંત છે; જીવ કર્મ કરે છે ( અટલે પ્રથમ તો જીવ કર્મ પુદ્‌ગલને ગ્રહણ કરે છે. ) કે તરતજ તેલ ચોળેલા શરીર ઉપર ધૂળના રજકણ ચોટી જાય છે એમ એ કર્મ એવા એના પ્રદેશની અંદર વળગી જાય છે. કે જેમ જમતી વખતે લીધેલા આહારના પદાર્થો, લોહી, મજ્જા અને મેદ રૂપ બની જાય છે. અને શરીરના આધાર રૂપ થાય છે, તેમ આવાં કરેલા કર્મ જીવમાં અમુક પ્રકારના જૈનોએ નાનામા નાના ભેદ પાડયા છે. એવા ભેદ એકંદરે ૧૪૮ છે. આમાંના કેટલાક કર્મ એવાં છે કે જે જીવની જુદા જુદા પ્રકારની સ્વાભાવિક શકિતઓને સંકુચિત કરે છે અને કેટલાંક એવા છે કે જે વાસનાઓને જગાવે છે. કેટલાંક કર્મ જીવના ત્યાર પછીના ભવ, આયુ ગોત્ર વગેરે નક્કી કરે છે, કેટલાક એના વિચારો અને જીવનધર્મ નક્કી કરે છે જીવમા પ્રવેશ કરીને પુદ્‌ગલાસ્તિકાય જે અસર કરે છે તે અસરના–કાર્યના નૈતિક ગુણને આધારે કર્મના પ્રકાર, એનો અવધી, અને એનુ બળ નક્કી થાય છે. સારા કાર્ય સારૂ અને નઠારા કાર્ય નબળું કર્મ બંધાવે છે. આમ કાર્યના અને એની એથી થતી આસરના પણ જુદા જુદા પ્રકાર છે, અને એ સૌ જુદા જુદા કર્મને બંધાવે છે. જ્યા સુધી જીવ ક્રિયા કરે છે ત્યા સુધી તે કર્મ બંધનમા આવ્યે જાય છે. જ્યા સુધી એ કંઇક કરે છે ત્યા સુધી એ ભાવિ ભવની સામગ્રી તયાર કરે છે. જીવનો કર્મ સાથેનો સંબન્ધ અનાદિ છે અને તેવીજ રીતે અનંત છે, ( સંતતિની અપેક્ષાએ ) કર્મનું ફળ મળી રહે એનો નાશ થાય છે. પણ

દરેક પળે નવાં કર્મ બધાયે જાય તેથી પુરાં થઈ રહેલા કર્મને સ્થાને નવાં કર્મ દરેક પળે આવતાં જાય છે તેથી ભવની અનાદિ અનત સાંકળ ચાલ્યા જાય છે અને જીવનું એક ભવથી બીજા ભવમા ભટકવું કદી પુરૂં થતું નથી ( અને કેટલા એકનું થાય છે. )

ભારતના બીજાં બધાં આધ્યાત્મિક દર્શનોની પેઠે જૈનદર્શનનો પણ એજ ઉદ્દેશ અને હેતુ છે કે જન્મમરણની ઘટમાળમાથી **જીવને મુક્ત કરવો** અને સંસારનાં દુઃખમાથી એને છોડવી **નિર્વાણને માર્ગે લઈ જવો.** આ સાધના બધા જીવથી સાધી શકાતી નથી; અનેક જીવ સ્વભાવથીજ અભવ્ય છે: એ કદાપિ મુકત થવાના નથી, એમને હમેશાં જન્મમરણની ઘટમાળમા રખડવાનું છે, પણ જે જીવો વિશેષ સંજોગોને બળે મુકત થવા નિર્માયા છે તે અનન્ત ભવને અન્તે આખરે નિર્વાણની શાન્તિ પામવાને શુભ કર્મોને બળે પોતાના આત્માને પરિપૂર્ણ કરીને અન્તે ભ્રષ્ટ ઉપકરણોથી મુકત થઈ શકે છે. આ બે રીતે બની શકે છે. એણે (૧) નવા થતાં **કર્મબંધન અટકાવવાં** જોઈએ અને (૨) અને જે કર્મબંધન લાગુ પડેલા છે એનો ક્ષય કરવો જોઈએ. કર્મથી રક્ષણ પામવાને માટે, એનો ક્ષય કરવાને માટે, **પાંચ વ્રત પાળવાનાં** કહ્યા છે. (૧) પ્રાણાતિપાતવિરમણવ્રત, એટલે કે જીવહિંસા ના કરવી. (૨) મૃષાવાદવિરમણ વ્રત એટલે કે મિથ્યા વચન ના બોલવું. (૩) અદત્તાદાન વિરમણ વ્રત એટલે કે ચોરી ના કરવી. (૪) મૈથુન વિરમણ વ્રત એટલે કે બ્રહ્મચર્ય વ્રત પાળવુ અને (૫) પરિગ્રહ વિરમણ વ્રત એટલે કે કશું સંઘરવાની વૃત્તિ ના ગખવી પણ સૌથી અગત્યનું તો એ છે કે દુઃખને ધીરજથી સહેવુ, ઉપવાસ કરવા, હિંસા ના કરવી, અધ્યયન કરવું તથા ધ્યાન ધરવું–ટુંકામાં જુદા જુદા પ્રકારની બાહ્ય તથા આન્તર તપસ્યાથી સ્વર્ગનાં દ્વાર ખુલે છે. જેમણે સંસારનો ત્યાગ કર્યો છે, જગતમાથી પોતાનું ચિત્ત ખેંચી લીધું છે અને પરલોકમા પરોવ્યું છે, એવા સાધુ કે સાધ્વીઓજ પરિપૂર્ણતાને માટે સાધુસંઘમા પ્રવેશી શકે.

નિર્વાણ માટેનો માર્ગ લાબો અને કઠણ છે. **જૈનોએ ગુણસ્થાનકનાં ચૌદ સોપાન** બતાવ્યા છે અને એ સોપાને ચઢતા ચઢતાં મુકિત પ્રાપ્ત થાય છે. જેને સમ્યક્ વિચાર નથી અને અહંકાર છે તે સૌથી નીચેના **મિથ્યાત્વ** ગુણસ્થાનક પર છે, બીજા **સાસ્વાદન** અને ત્રીજા **મિશ્ર ગુણસ્થાનકે** ઉપર આવતાં એને કંઈ શુભ વિચારો આવવા માંડે છે, ચોથા **અવિરતિ સમ્યગ્દ્રષ્ટિ** ઉપર આવતા એને જ્ઞાન થાય છે અને કર્મબંધનમાથી છુટવા માટે છે પાંચમા દેશવિરતિ સંયતા–સંયતથી એના અભિમાનનો નાશ થવા માંડે છે તે તેરમા સયોગી

કેવલી ગુણસ્થાનક પર આવતાં એને પરિપૂર્ણ જ્ઞાન થાય છે અને દશમા ગુણ-સ્થાનકને અન્તે ઉદયની અપેક્ષાએ બધા મોહ છુટે છે, તથા ચોદમે ભૈતિક કર્મબંધનથી મુકત થાય છે. એ ચૌદ ગુણસ્થાનક ઉપર અનુક્રમે ચઢાય છે એમજ નથી, કારણકે ઘણી વાર જીવ પોતાની ભૂલોથી અગ્યાર સુધી ચઢેલો પાછો પડે છે પણ બધા અન્તરાય ટાળીને કોઇ માણસ જો પાર ઉતરે તો એ ચાર ઘાતી કર્મ મુકત કરે છે ત્યારે એ કેવળી સ્વરૂપે સંસારમા ભ્રમણ તો કરે છે, એટલે તેના તેજ ભાવના આયુષ્ય પર્યંત રહે છે પણ મોહ અને લોભ ત્યજી દીધેલ છે અને અન્તે એના સૌ કર્મનો ક્ષય થાય છે; પછી એનો આત્મા બધી જ જાળમાથી મુકત થઇને વિશ્વને શિખરે ચઢે છે. જેમ × કાચબો બધા મળથી મુકત થતા ડુબીને જમીન ઉપર જતો નથી, પણ પાણીની સપાટી ઉપર તરે છે તેમ વિશ્વના સૌથી ઉચા શિખર ઉપર ઉઘાડેલી છત્રીના ઘાટનું इषत्प्राग्भारा નામે પૃથ્વી છે ત્યા મુકતાત્મા કોઇ દશ્ય સ્વરૂપ વિના, વિદેહે પણ આગળા ભવમાં જેટલા ભાગમા રહેતો એનાથી રાઉ ભાગમા રહે છે. ત્યા એ અનંત નિત્ય સુખ ભોગવે છે; એની સુભગ શાન્તિમા કશાથી ભન્ગ થતો નથી; મોહ અને દુઃખથી પર થએલો એ આત્મા સંસારની ઘટમાળમાં ફરી પડતો નથી, એની શકિત એને જ્ઞાન છતા સંસારમાથા શુદ્ધ થએલો એ આત્મા સંસારની વસ્તુઆને માટે શોક કરતો નથી અને ફરી ભૌતિક સંબન્ધ બધાતો નથી.

શાશ્વત નિર્વાણ નાટક ભજવાય છે જેમા, એવું જે વિશ્વ તે જૈનમત પ્રમાણે વિશાળ છતાયે સીમાવાળા પ્રદેશનુ છે. અંગ વિસ્તારી ને સીધા ઉભેલા માણસના ઘાટનું એ છે, એના સૌથી નીચેના ભાગમા નરક આવેલાં છે; એથી ઉપરના ભાગમા માણસે તથા તિર્યંચે વસેલું મધ્ય જગત્ આવેલુ છે તથા છાતી, ગરદન અને માથાના ભાગમાં સ્વર્ગ આવેલા છે. સ્વર્ગની ઉપર–વિશ્વ માનવના મુકુટની પેઠે–મુકતાત્માઓના સ્થાનક આવેલાં છે અને મધ્ય અને ઉર્ધ્વ ભાગનો ઘાટ ઉપર નીચે બે પાકેલાં કોડીઆ જેવો એટલે સંપુટ જેવો છે અને અધોલોક, ઉંધા કોડીઆના આકારે છે. અધોલોકની ચારે બાજુએ ત્રણ વલયો આવી રહેલા છે, તેમાંનુ એક ઘનોદધિનું, એક ઘન વાયુનુ અને એક તન વાયુનુ એની પેલી પાર વિશ્વનો કોઇ ભાગ નથી. માત્ર ખાલી આકાશ છે. તે ઉપરાત નિગોદ પણ છે, એમના શરીર એટલાં નાના છે કે તે આપણને અગોચર છે, એમના દેહ અગોચર છે, એમના દેહ હાલતા ચાલતા નથી અને તેથી એ વનસ્પતિ જેવા છે. જંગમ પ્રાણી ત્રસ–નાડીમા એટલે કે શિખરથી

× કાચબાના–ઠેકાણે તુમ્બડું હોવું જોઇએ.

મુળ સુધી વિસ્તારેલા જગતના મધ્ય પ્રદેશમાં રહે છે. આગળ જણાવ્યું તેમ વિશ્વ ત્રણ ભાગમા વહેંચાએલું છે. મધ્ય જગત્ એટલે કે આપણી પૃથ્વી, એની નીચેના નરક અને ઉપરના મુકતાત્માઓને રહેવાનાં સ્થાન સમેત સ્વર્ગો.

**પૃથ્વી નીચે** ઉંડે આવેલા **નરકો સાત** છે અને દરેકના અનેક માળ (પાથડા) છે અને તે જુદા જુદા નરક રૂપે છે. સૌથી ઉપરના નરકમાં નીચેની શ્રેણીના દેવ પણ વસે છે, નરકોમાં જે જીવોએ પાછલા ભવમાં પાપ કર્યાં હોય તેની સજા ભોગવવા તે જીવો ભયંકર સ્વરૂપે લાખો અને કરોડો વર્ષને હિસાબે ગણાતા અમુક કાળ સુધી પાર વગરનું દુઃખ ભોગવવા રહે છે.

**પૃથ્વી ઉપર સ્વર્ગો** એક ઉપર બીજા ગોઠવાએલાં છે. પૃથ્વી ઉપરના ભવમાં જે પુણ્ય કર્યાં હોય તેવા સુફળ રૂપે અમુક લાંબા વખત સુધી આનંદ ભોગવનાર જીવો દેવ સ્વરૂપે ત્યા વસે છે. એ દેવોના અનેક વર્ગ છે અને તેમની શકિત તથા સુખમા તફાવત હોય છે સ્વર્ગ જેમ ઉંચુ, તેમ તેમા વસનાર દેવના સુખ વધારે અને સુંદર હોય છે એ સુખ એ ભોગવે છે ખરો, પણ અન્તે દુઃખ અને મૃત્યુથી મુકત થઇ શકતો નથી.

**વિશ્વના મધ્ધ ભાગમાં** પૃથ્વીની ગોળ સપાટી ઉપર મધ્ય જગત આવેલું છે અને તેમા તિર્યંચો તથા મનુષ્યો છે. એને મધ્ય બિંદુએ મેરૂ પર્વત આવેલો છે. આની ચારે બાજુએ ગોળ જંબૂદ્વીપ પથરાએલો છે અને એમા આપણે વસીએ છીએ. જંબૂદ્વીપના ચારે બાજુએ વલયાકારે લવણ સમુદ્ર આવેલો છે, એની ચારે બાજુએ વળી ધાતકીખંડ વીંટીને આકારે આવેલો છે. આવી રીતે એક પછી એક એમ અનેક દ્વીપો અને સમુદ્રો ગોળાકારે આવેલા છે. છેવટે સ્વયંભૂરમણ સમુદ્ર આવેલો છે અને તે આખા મધ્ય જગતને ઘેરી રહયો. છે.

જંબૂદ્વીપના પૂર્વ પશ્ચિમ આખા વિસ્તારમાં છ પર્વત માળાઓ આડી પડેલી છે અને તેથી એ ખંડના સાત કટિબંધ પડેલા છે, તે એક બીજાથી જુદા કહના છે. આ કટિબંધોમાં આવેલા દેશોનુ અને તેમા વસતાં પ્રાણીઓનું ખુબ ઝીણું વર્ણન બહુ કલ્પના પૂર્વક જૈન ભોગોલિકોએ કર્યું છે; હાલના જૈનો માને છે કે હિંદુસ્તાન અથવા સમસ્ત પૃથ્વી ભારતવર્ષ નામના કટિબંધમા આવેલ છે.

**સ્વર્ગમાં** અને **નરકમાં** તેમજ **મધ્ય જગતના** અનેક ભાગોમાં વસ્તુ-સ્થિતિ સ્થિર રહે છે, પણ ભારતવર્ષ વિગેરે દશ ક્ષેત્રોમા ચઢતા ઉતરતા જુગનું કાળચક્ર નિરંતર ફર્યા કરે છે અને તેને અનુકૂળ હવાપાણી, વનસ્પતિ, શરીરનું પ્રમાણ, આયુનો અવધિ અને ગુણ અવગુણ ચઢતે ઉતરતે ક્રમે ફર્યાકરે છે.

જૈનો અનાદિથી અન્ત સુધી **કાળના બે પ્રકારે ભાગ** પાડે છે અને તે એક બીજાની પાછળ આવ્યેજ જાય છે; **ઉત્સર્પિણી** અવસર્પિણી ઉત્સર્પિણીની શરૂઆતમા સામાન્ય સ્થિતિ બહુજ ખરાબ હોય છે, પણ તે ધીરે ધીરે સુધરતી જાયછે અને છેવટે સારામા સારી થાય છે. આ સ્થિતિ આવી ગઇ કે તુરતજ **અવસર્પિણીની** શરૂઆત થાય છે અને સ્થિતિ બગડવા માડે છે તે પછી ખરાબમા ખરાબ થાય છે.

આ દરેક જુગના પાછા **છ છ આરા** હોય છે અને એનુ કાળપરિણામ ચોકકસ ઠરેલું છે. એમના નામ ઉપરથી તેમાં વર્તનારી વસ્તુસ્થિતિ સમજાઈ જાય છે. **સર્વોત્તમ સ્થિતિનો જે આરો તે સુષમસુષમા** કહેવાય છે અને **સર્વાધમ સ્થિતિનો જે આરો તે દુઃષમ દુઃષમા** કહેવાય. બાકીના જે ચાર રહ્યા તે આ બે નામોના સમાસથી ઓળખાય છે. આ રીતે **અવસર્પિણીમાં** નીચેના છ આરા આવે છે.

૧, સુષમ સુષમા.
૨, સુષમા.
૩, સુષમ દુષમા.
૪, દુઃષમ સુષમા.
૫, દુઃષમા અને
૬, દુઃષમ દુઃષમા.

ત્યાર પછી પ્રવર્તતી **ઉત્સર્પિણીમાં** એજ આરા ઉલટા ક્રમે ચાલે છે; દુઃષમ દુઃષમાથી શરૂ થાય છે, સુષમ સુષમાથી અન્ત આવે છે.

ફરીફરીને આવતા આ વિશિષ્ટ જુગોનો વિગતવાર ને ચોકકસ ઇતિહાસ જૈનોએ લખ્યો છે. જૈનોના આ જગતના ઇતિહાસમા એક ખાસ વિશેષતા એ છે કે ( દરેક ક્ષેત્રના ) દરેક જુગના અમુક ચોકકસ કાળમા **૬૩ શલાકા** પુરૂષોજ અવતરે છે, અને તે માણસનું ભાવિ નકકી કરી આપે છે. એ ૬૩ શલાકા પુરૂષો આ પ્રમાણે છે: **૨૪ તીર્થંકરો,** તે માણસને મુક્તિનો માર્ગ બતાવે છે, **૧૨ ચક્રવર્તીઓ,** તે સમસ્ત ભારતવર્ષ ઉપર રાજ્ય કરે છે અને બાકીના તે **ત્રણ ત્રણ વીરના ૯ ગણ,** તેમાંના બબ્બે શુભ. દરેક ચક્રવર્તીનું અને દરેક પ્રકારના વીરનું જીવનચરિત્ર દરેક જુગમા લગભગ સરખું હોય છે; બધા શલાકા પુરૂષો અમુક ચોકકસ પ્રકારના હોય છે અને તેમના જીવન ચોકકસ રીતે ગોઠવાએલાં હોય છે.

**આપણે અવસર્પિણીમાં છીએ** અને તેથી જૈનોએ સ્વાભાવિક રીતેજ એ જુગનો વિગતવાર ઇતિહાસ લખેલો છે. એને અનુસરીને ભારત વર્ષના ઇતિહાસના મુખ્ય મુખ્ય બનાવો અહીં વર્ણવી જાઉ છું

આજનો જુગ **સુષમ સુષમાથી** શરૂ થયો છે અને અગણિત વર્ષોથી એસી ચૂકયો છે. તે વારે સર્વત્ર સુખ અને શાન્તિ હતી; માણસો સુંદર ઘાટના હતા, સંપે અને શાન્તિએ રહેતા, ઉચુ નીચું કોઇ ગણાતું નહિ, રાજા ન હોતો, કાયદો ન હોતો, એમનું જીવન ખેલમા અને ઉપભોગમા વ્યતીત થતું; એમને કામ નહોતું કરવુ પડતું કારણકે ૧૦ કલ્પવૃક્ષો એમને જે જોયતું તે આપતા. માણસનું આયુ પુષ્કળ લાબુ હતું, બાલકો એટલા જલ્દી મોટા થતાં કે એમના જન્મ પછી સાતજ અઠવાડીઆમાં તે સ્નેહનો ઉપભોગ કરવાને લાયક થતાં. તે વારે એક બાળક અને એક બાલકી સાથેજ જન્મતાં અને એ જોડું આજીવન પતિપત્નિ રૂપે રહેતું. ચાર કોટિકોટિ સાગરોપમ ( પુષ્કળ લાંબા કાળનું માપ ) વીત્યા પછી સુષમ સુષમા કેડે **સુષમાનો** વખત આવ્યો, એ આરા પણ આગલા આરા જેવોજ લગભગ હતો, માત્ર માણસોનાં સુખ અને આયુ કંઇક કમ હતાં સુષમા ૩ કોટાકોટી સાગરોપમ ચાલ્યા પછી સુષમ દુઃષમા બેઠો. એ આરામાં કલ્પવૃક્ષો ચીમળાવવા માડયા અને માણસોના ગુણ નબળા પડવા માંડયા. વિચારના સામાન્ય દોષોને કારણે કાયદા ઘડવાની અને સજા કરવાની જરૂર પડી. ૭ કુલકર એક પછી એક થયા એમણે કાયદા કર્યા, પણ છેવટે જનસમાજને રાજા અને ન્યાયાધિશની દેખરેખ નીચે મુકવાની જરૂર પડી. **છેલ્લા કુલકર** નાભિના પુત્ર **ઋષભ દેવ** થયા સામાન્ય સબંધના દોષોને અનુસરતા સુધારા ઋષભ દેવે કર્યા, એમણે માણસોને કામ, ખેતી, વેપાર, રાંધવાની કળા, લેખન અને ગણિત શીખવ્યાં. હવે બાળક બાળકીના જોડા જન્મતા ન હતા, તેથી લગ્નની પ્રણાલી એમણે સ્થાપી, તેમજ ઉંચા નીચા **માણસોના ચાર કુળ પાડયાં.**

૬૩ લાખ પૂર્વ વર્ષો સુધી એમણે **રાજય કર્યું**, ત્યાર પછી એમણે રાજ્ય છોડીને **સંન્યસ્ત** સ્વીકાર્યું અને હજાર વર્ષની તપસ્યા પછી એ **સર્વજ્ઞ** થયા. પહેલા તીર્થંકર રૂપે એમણે ૧૦૦૦૦૦ પૂર્વ વર્ષોમા ૧૦૦૦ વર્ષ ન્યુન પૂર્વ વર્ષો સુધી **જૈનધર્મનો ઉપદેશ કર્યો** અને માણસને સમ્યગ વિચાર તરફ વાળ્યો. અન્તે ૮૪૦૦૦૦૦ પૂર્વ વર્ષોને વયે એ **નિર્વાણ પામ્યા.** એમના પછી એમનો પુત્ર **ભરત** રાજા થયો અને એ **પહેલો ચક્રવર્તી** થયો. એના નામ ઉપરથી આપણે જે ખંડમાં વસીએ છીએ તે ખંડનુ નામ **ભારતવર્ષ** પડયું. ભરત પણ અન્તે સાધુ થયો ને નિર્વાણ પામ્યો.

ઋષભદેવ નિર્વાણ પામ્યા પછી ૩ વર્ષ ને ૮,૫ માસે સુષમ દુઃષમા આરાનો અંત આવ્યો. એ બે કોટિકોટિ સાગરોપમ ચાલ્યો. ત્યારપછી **દુઃષમ સુષમ** નામનો આરો બેઠો. આ અધોગતિનો આરામાં બધી સ્થિતિ બગડવા માંડી, માણસોના દુઃખ અને રોગ વધવા લાગ્યાં અને આયુ પૂર્વે એક કરોડ પૂર્વ વર્ષના હતા તે પણ ઘટવા લાગ્યા. **આ આરામા બાકીના બધા શલાકાપુરૂષો થયા.** બાકીના ૨૩ તીર્થંકર થયા એમણે કાળે કાળે ભુલાતો ધર્મ ઉપદેશ્યો; બાકીના ૧૧ ચક્રવર્તી થયા એમણે ભરતખંડને એક રાજછત્ર નીચે આણ્યો અને ૨૭ વીર થયા એમણે પોતાના કાર્યોની કીર્તિથી જગતને ભરી કાઢયું. **આ શલાકા પુરૂષોની કથાઓ આકર્ષક છે** કારણકે **આખા હિંદુસ્થાનમાં વિસ્તારેલી એવી એ જૈનરચના છે;** ઉદાહરણ રૂપે **સુમતિનાથ તીર્થંકરની કથા** તે સોલોમનની કથાને મળતી છે અને અનેક બ્રાહ્મણ રચનામા જાણીતી છે. **સગર ચક્રવર્તીની** જૈનકથા બ્રહ્મણ સગર કથાની રચનાને મળતી છે; રામ ( પદ્મ ) લક્ષ્મણ અને રાવણ એ વીરોના ચરિત્ર તે રામાયણનાં એ મુખ્ય પાત્રોનાં ચરિત્રોને મળતાં છે. લોકપ્રિય કથાભાગ સ્વીકારી લઇને જૈનોએ પોતના ઉદ્દેશને અનુસરતો એનો ઉપયોગ કર્યો છે એ વાત સ્પષ્ટ છે. સમસ્ત ૬૩ શલાકા પુરૂષોમાથી ૨૩ મા તીર્થંકર **પાર્શ્વનાથ** અને ૨૪ મા તીર્થંકર **મહાવીરસ્વામી** એ બેજ જણ ઐતિહાસિક પુરૂષો થઈ ગયા છે અને મેં શરૂઆતમાંજ જણાવ્યુ છે તેમ એ બે અનુક્રમે ક્રાઇસ્ટપૂર્વે **આઠમાને છઠ્ઠા સૈકામા** થઈ ગયા છે.

મહાવીરસ્મમીના નિર્વાણ પામ્યા પછી ૩ વર્ષ ને ૮.૫ માસે **દુષમ સુષમા** આરાનો અન્ત આવ્યો, એનો અવધિ ૧ કોટાકોટિ સાગરોપમમા ૪૨૦૦૦ વર્ષ કમ જેટલો હતો. ત્યાર પછી **દુઃષમા આરો બેઠો** અને આજે આપને એ આરામાં છીએ. બધી રીતે એ આરામા અધોગતિ થાય છે; માણસ બહુમાં બહુ તો ૧૦૦ ( ૧૩૦ ) વર્ષ જીવે છે. આચાર વિચાર ઉતરતા જાય છે અને ધર્મભાવના ઘટતી જાય છે. કોઇ શલાકાપુરૂષ જન્મ પામતો નથી અને આ આરામાં નિર્વાણ પામવું હવે શકય નથી. સર્વજ્ઞતા હવે રહી નથી તેથી સત્યનું જ્ઞાન માત્ર ધર્મગ્રંથોના અધ્યયનથીજ મળી શકે છે, અને એ ધર્મગ્રંથો તે મહાવીર સ્વામીના સમ્પ્રાદાયના ગ્રન્થો એટલે કે અંગગ્રથો છે. **જૈન સંઘના આજે બે ભાગ** પડી ગયા છે તેમાંના **શ્વેતામ્બર** સંપ્રદાયનો મત છે કે આજે અંગગ્રથોનો થોડો ભાગ આપણી પાસે રહ્યો છે, પણ બીજા **દિગમ્બર** સંપ્રદાયનો તો એવો મત છે કે કાર્યક્રમે એ બધા ગ્રંથોનો લોપ થઇ ગયો છે. આધ્યાત્મિક

જીવનની જે સતત અધોગતિ આપણા આરામાં ચાલી રહી છે, એનું પરિણામ જૈનોને મતે એવું આવશે કે જૈન ધર્મનો એકવાર લોપ થઇ જશે. છેવટના એ શ્રાવક શ્રાવિકા અને બે સાધુ સાધ્વી મળી ચારના મરણ પછી પાંચમા આરાના અન્તે એમના ધર્મનો લોપ થઇ જશે.

જ્યારે દુઃષમા આરાના ૨૧૦૦૦ વર્ષ વીતશે, ત્યારે એનો અંત આવશે ને ત્યાર પછી **એનાથીયે અધમ દુષમ દુઃખમા આરો** બેશસે. આ આરામાં માણસ વીશજ વર્ષ જીવશે; જંતુઓ એમને હેરાન કરશે અને સવારમાં સાંજે જ તેઓ બહાર નીકળી શકશે, કારણકે દિવસની ગરમીથી ને રાતની ઠંડીથી એમને શાન્તિ મળી શકશે નહિ, માછલાં અને કાચબા એમનો આહાર થશે; અને તે એ કાચા ખાઇ જશે, કારણકે અગ્નિનો ઉપયોગ એ ભુલી જશે. એ આરામા બધી સામાજીક ઉન્નતિ ભુંસાઇ જશે. આ આરો પણ ૨૧૦૦૦ વર્ષ ચાલશે. જ્યારે **એ પુરો થશે ત્યારે નવો ઉન્નત જુગ** બેસશે અને તેમાં બધી સ્થિતિ ધીરે ધીરે સુધરતી જશે. એ જુગના **ત્રીજા એટલે દુ.ષમસુષમા આરામાં** ૨૩ તીર્થંકર, ૧૧ ચક્રવર્તી અને ૨૭ વીર જન્મ પામશે અને ચોથામા ૧ તીર્થંકર અને ૧ ચક્રવર્તી થશે; એમના નામ અને ચરિત્ર જૈનો આજથી જાણે છે.

× × × × ×

આગળ મેં **જૈનદર્શન વર્ણવવાનો સામાન્ય પ્રયત્ન** કર્યો છે; એના ઉપર દ્રષ્ટિ કરીએ તો એની સર્વ સામાન્યતાથી આપણને આશ્ચર્ય થાય. ખરી રીતે ભારતના દાર્શનિક, ધાર્મિક, વિચારોના સમસ્ત પ્રદેશ ઉપર એણે દષ્ટિ નાખી છે, અને કોઇપણ પ્રશ્નને ચર્ચ્યા વિના મુકયો નથી. એના બધા પ્રદેશોમા એ ધર્મે એવા ચોક્કસ નિર્ણયો આપ્યા છે કે દરેકે દરેક વિષયને ઝીણામા ઝીણી રીતે ચર્ચ્યો છે; વિશ્વના વિસ્તાર વિષે, તેમ જ કાળની લંબાઇ વિષે, જુદા જુદા પ્રકારના દેવોનાં નામ વિષે, તેમ જ ભૂતકાળના તથા ભવિષ્ય કાળના મહાપુરૂષોના મત વિષે, પણ જૈનદર્શનને આજનું પરિપૂર્ણ અને ચોક્કસ સ્વરૂપ આપવાને માટે જમાનાના જમાના સુધી જૈનદર્શનકારોએ પ્રયત્ન કર્યા છે; અને છતાયે જૈનસાહિત્યના અતિહાસિક વિકાસ ઉપર આપણે દ્રષ્ટિ નાખીએ તો જાણીએ કે જુદા જુદા સૈકાના અમુક અમુક વિષયમાં જુદા પડે છે, પણ એકંદરે પ્રાચીન મૂળમાં તેમજ અર્વાચીન ગ્રંથોમાં કશો ફેરફાર થયો નથી. સાચી વાત તો એ છે કે અત્યારનાં મોજુદ ધર્મશાસ્ત્રો રચાયા ( ઇ. સ. ૫૦૦ પછી ) ત્યાર પછી એના મૂળતત્ત્વોમા હજી કશો ફેરફાર થયો નથી. હિંદુ, બૌદ્ધ, ખ્રિસ્તિ અને બધા ધર્મોથી એ જુદોજ રહ્યો છે; આ બાબતમાં જૈનો

આજે પણ પ્રમાણ આપે છે કે અમારો ધર્મ સૌથી સારો છે. કારણકે બીજા ધર્મોમા ફેરફાર થયા છે. પણ જમાનાઓ વીત્યા છતાં અમારા ધર્મમા કશો ફેરફાર થઇ શકયો નથી અને અમને મળેલું ધન એવુ પરિપૂર્ણ છે કે અમારો એ વારસો શુદ્ધ રીતે ને વગર ફેરફારે સચવાઇ રહેલો છે.

આ કોહ્યડો છોડવો આપણે માટે કઠણ છે. આપણે તો એટલુંજ સ્વીકારી શકીએ કે એ ધર્મનું સ્વરૂપ અને વિકાસ ઉપર કાળનો પડદો ફરી વળ્યો છે અને એ સ્વરૂપ તથા વિકાસ જાણવા માટે આપણી પાસે કશો પુરાવો નથી. આપણી પાસે પ્રાચીનમા પ્રાચીન જે ગ્રન્થો છે અને પછી બધા કાળમા અમુક વિષયોને વિકસાવવાના અને સમસ્ત દર્શનમાં મહત્વ વિનાના ફેરફાર કરવાનાજ પ્રયત્નો થયા છે. એ ધર્મના **શ્વેતામ્બર** અને **દીગમ્બર** એ બે સંપ્રદાયો ધર્મના મહત્વના વિચારોમાં એક બીજાને પુરેપુરા મળતા છે, તેથી ખરી રીતે એમજ માની શકાય કે **ઇસ્વીસનની શરૂઆતમાં એ બે સપ્રદાયો જુદા પડયા** તે પહેલેથીજ આજે છે તે પ્રમાણેનુ ધર્મસ્વરૂપ બધાઇ ગયું હતું. સંપ્રદાય જુદા પડતા પહેલા મહાવીર સ્વામીના ધર્મ ઉપર કેવો અને કેટલો વિકાસ થયો હતો તે જાણી શકાતું નથી. એજ પ્રકારના કે એને મળતા પ્રકારના ધર્મના **મુખ્ય વીચારો મહાવીરસ્વામી પુર્વે પણ પ્રવર્તતા હતા** એમ માનવાને પણ કશો બાધ આવતો નથી; મૂળ તત્ત્વોમા કંઇ સ્પષ્ટ ફેરફાર થયો છે એમ માનવાને કશું કારણ નથી, અને તેથી, મહાવીરસ્વામી પહેલાં આખું જૈનદર્શન હતું એવી જે જૈનોની માન્યતા તે સ્વીષારી શકાય. જો આ માન્યતા સ્વીકારીએ તો એવું ઠરે કે મહાવીરસ્વામીએ જૈનધર્મ સ્થાપ્યો નથી. પણ એમની પૂર્વે ૨૫૦ વર્ષ પહેલાં થઇ ગએલા પાર્શ્વનાથના ધર્મને એમણે સ્વીકારી લીધો અને એને સમયોચિત સ્વરૂપ આપ્યું હોય; કઇ વસ્તુસ્થિતિને આધારે આ મત બંધાયો છે એમ માનવાને આપણી પાસે સ્પષ્ટ પુરાવો તો નથી, પણ એની **વિરૂધ્ધ જાય એવો પણ કશો પુરાવો નથી**; જૈનધર્મનું સ્વરૂપજ આ વાતને ટેકો આપે છે, કારણકે પુદ્ગલના અણુઓ આત્મામાં કર્મની ઉત્પત્તિ કરે છે એ એના મુખ્ય સિદ્ધાન્તની પ્રાચીન વિશેષતાને કારણે એવો અભિપ્રાય બાંધી શકાય કે એના મૂળ ઇ. સ. પૂર્વે ૮–૯ સૈકામાં છે પણ તેથીયે પ્રાચીન કાળમાં અમારો ધર્મ પ્રકટયો હતો એમ જૈનો જે માને છે એનો તો આપણાથી સ્વીકાર ના થાય, કારણકે એને માટે કોઇ સતોષજનક પુરાવા નથી અને હિંદુઓના દર્શન–શાસ્ત્રનો પ્રાચીન ઇતિહાસ જોતા એવુ સ્વીકારતાં વાંધો આવે છે.

ત્યારે એટલું સ્વીકારી શકાય કે જેની રૂપરેખા આપવાનો મેં પ્રયત્ન કર્યો છે એ આજના જૈન ધર્મના બીજ ઇ. સ. પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર નંખાયાં હતાં,

ઇ. સ. ની શરૂઆતમા એણે એકંદરે આજનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને ત્યાર પછી વીતેલા આ લગભગ બે હજાર વર્ષમાં અનેક વિષયોમા–ખાસ કરીને વિશ્વ-વર્ણન અને સંત ચરિત્રો જેવામાં વિકાસ કર્યો છે અને સ્પષ્ટ સ્વરૂપ આપ્યું છે, છતાં તેમાં મહત્વનો ફેરફાર કર્યો નથી.

આ જે કહેવામાં આવ્યું છે તે સ્વાભાવિક રીતે માત્ર સામાન્ય દાર્શનિક ધર્મ સિદ્ધાન્તોનેજ લાગુ પડે છે; બાકી ધર્મક્રિયાઓના પરોક્ષ વિષયોમાં તો કાળક્રમે અનેક ફેરફાર થયા છે . જેમકે હરિભદ્ર, હેમચંદ્ર આદિએ વર્ણવેલા જૈનધર્મના યોગ સિદ્ધાન્ત ઉપરથી જોઇ શકાય છે કે તેના પર હિંદુ સિદ્ધાન્તની ગાઢી અસર થઇ છે, અને જૈન મંદિરોમાં થતી ધર્મક્રિયાઓનો હિંદુ આદર્શને અનુસરતો વિકાસ થયો છે. પણ ખાસ અસર તો જૈનધર્મની કથાઓ ઉપર હિંદુધર્મની કથાઓની થએલી છે. બ્રાહ્મણધર્મના ઇતિહાસમાં આવતાં કૃષ્ણ વગેરે પુરૂષોના આખ્યાન જૈનધર્મમા આવ્યા છે તે ઉપરથી જણાય છે કે સંત-ચરિત્રોની ઇતર ધર્મની કથાઓમાંથી લોકપ્રિય પુરૂષોનો અંગીકાર કરવાના પ્રયત્ન થયા છે. આજે ઘણા જૈનો હિંદુ અનેકેશ્વરમાંના દેવોની અને સંતોની પૂજા કરે છે કે જેની પૂજા પ્રાચીન કાળે નહોતી. અત્યારે પ્રચાર પામેલી ગણેશ-ની પૂજા સંબંધે ઘણા શાસ્ત્રકારોએ કશો ઉલ્લેખ કર્યો નથી, તે ઉપરથી બેશક એમતો જણાયજ છે કે જુના વિચારના લોકોને ઇતર ધર્મના આ દેવોની પૂજા સામે વાંધો છે

જૈનધર્મમાં હિંદુ આચાર વિચારના આવા સ્વીકારનો ક્રમ છેવટના સૈકામાં સ્પષ્ટ રીતે વધતો આવ્યો છે. કેટલા મોટા પ્રમાણમાં જૈનધર્મે હિંદુ સ્વરૂપ આજે ધારણ કર્યું છે, તે જૈનધર્મના અનેક માસિક અને સપ્તાહિક પત્રો જોવાથી જણાશે. એ આવી સ્થિતિ સામે નિષ્ફળ વિરોધ કરી રહ્યાં છે. એમા કંઇ આશ્ચર્ય નથી કે જે બ્રાહ્મણ ધર્મમાથી જૈનધમ ઉદ્ભવ્યો હતો. (?) તે બ્રાહ્મણ ધર્મમા પાછો એ ધીરે ધીરે લીન થતો જાયય છે. ચારે બાજુના હિંદુ આવરણમાં રહીને નાના વિસ્તારવાળો જૈનસંઘ બ્રાહ્મણ આચાર વિચારની બળવાન્ અસરથી અલગ રહી શકે નહિ, પોતાનો જુદો ધર્મ છે એવાતનુ એ સંઘ ભાન ભુલતો જાય છે, ને હિંદુધર્મમા ભળતો જાય છે. દિનપ્રતિદિન જૈનોની સંખ્યામાં ઘટાડો થતો જાય છે એ આ વાતનો સબળ પુરાવો છે.

હિંદુસ્વરૂપ પામવું એ જૈનધર્મને કંઇ કઠણ નથી, કારણકે એના અને બ્રાહ્મણધર્મના સિદ્ધાન્તો વચ્ચે બહુ ગાઢો જોગ છે. બેશક હિંદુ ધર્મના બધા સંપ્રદાયોના સિદ્ધાન્તોથી અમુક જૈન સિદ્ધાન્તો ખાસ જુદા પડે છે; જૈન ધર્મ

વેદનુ પ્રમાણુ સ્વીકારતો નથી, એક સર્વોપરિ ઇશ્વરના અસ્તિત્વને માનતો નથી, જુગે જુગે થતાં સૃજન અને પ્રલયને પણ માનતો નથી, બ્રાહ્મણના ઉચ્ચ પદને સ્વીકારતો નથી; જૈનોને પોતાનો જુદો કર્મનો તેમજ જ્ઞાનનો સિદ્ધાંન્ત છે; પોતાના જુદા સતો છે, પોતાનું જુદું વિશ્વસ્વરૂપ છે. પણ આ બધા ભેદોને ઢાકી દે એવું સામ્ય પણ છેઃ જગતની શાશ્વતા, કર્મનું બળ, પુનર્જન્મ અને તપનુ અલૌકિક ફળ, જીવહિંસાનો નિષેધ, ક્રિયાશુદ્ધિ, માણસના વર્ણ વિભાગ (?) અને એવી બીજી ઘણી બાબતો જે અહીં વર્ણવાની જરૂર નથી, તેમાં જૈનોના મત સામાન્ય રીતે હિંદુઓના જેવાજ છે જો જૈનધર્મના ઇતિહાસ ઉપર આપણે આધાર રાખીએ તો એ ધર્મનો પુનર્જન્મ ના થાય તેવે પ્રસગે તો આપણે ભય રહે છે કે બૌદ્ધધર્મની જે દશા થઈ હતી તેજ દશા જૈનધર્મની આવતા સેકા સોરી થવાનો સંભવ છેઃ ૨ હજાર વર્ષ પૂર્વે જે હિંદુ ધર્મમાંથો એ ઉત્પન્ન થયો હતો? તેજ હિંદુધર્મમાં પાછો લય પામી જશે. વળી બૌદ્ધધર્મે તો ઘર ખોયાને બદલે પૂર્વ દેશોમા વસીને વાળી લીધો, હિંદુઓનો જાતિધર્મ મટીને જગત્ધર્મ બન્યો ; તેવું પણ જૈનધર્મના નસીબમાં નથી **એમની કથાઓને માનીએ તો,** એમના ધર્મ ગ્રંથના આધારે મહાવીરસ્વમીના અભિપ્રાયને માનીએ તો **એ જગત્ ધર્મ થવો જોઇએ, આર્યો,** અને **અનાર્યો** વિચારવંત **પશુઓ સુદ્ધાંત** સૌએ એ ધર્મનો સ્વીકાર કરવો જોઇએ, પણ તેવું કંઇ થઇ શકયું નથી, છુટા છવાયા પ્રયત્નો થયા છતા એનું ઘર છોડીને એ પરઘેર જઇ શકયો નથી.

'પાટીદાર મંડળ' આણંદ. સ. ૧૯૯૧ અષાડ. વદી. પ. રવીવાર

અનુવાદક—
**નરસિંહભાઈ ઈશ્વિરભાઈ પટેલ.**

× × × આ જર્મન પ્રોફેસરના જર્મન ભાષામાં લખાએલ લેખના રા. નરસિંહભાઇએ કરેલો અનુવાદ રા. કેશવલાલ પ્રેમચંદ મોદીએ આ પત્રમાં પ્રકટ કરવાની સૂચના અને ભલામણ કરી પુરો પાડયો અને તેનાં 'પ્રુફ' પણ જોઇ આપ્યાં તે માટે તે મહાશયનું આ પત્ર ઉપકૃત છે. આ લેખથી એક પશ્ચિમના અભ્યાસક ડૉકટરનો શું અભિપ્રાય વર્તે છે તે જણાશે. તેના નિર્ણયો અને માનીનતાઓ અક્ષરસઃ અમોને કે કોઇને માન્ય છે એવું માની લેવાની ભૂલ તો કોઇ નહીજ કરે.—**તંત્રી.**

ડૉ. હેલ્મુત સાહેબના લેખમાં સૂચના

પ્રાચીન કાળમા યજ્ઞ યાગાદિકના વિધાન વાળો વૈદિક રૂપ ધર્મ પ્રસિદ્ધમાં હતો તે ઈ. સ. પૂર્વે ૮૦૦ સો ૯૦૦ ની લગભગના જૈન બૌદ્ધના સંસર્ગમાં

આવ્યા પછી તત્ત્વના વિષયમાં તેમજ ઇતિહાસના વિષયમાં નવીન સ્વરૂપનો ધર્મ બંધાતો તેના સંબંધે પંડિતોના થયેલા વિચારો નીચે પ્રમાણે–

(૧) ડા મેકડોનલ સં. સા. પૃ. ૨૬૩ માં લેખે છે કે–"બ્રાહ્મણ ગ્રંથો" આસરે ઈ. સ. પૂર્વે ૮૦૦, ૫૦૦ થી પ્રવર્તેલા એમ જણાવી પૃ. ૨૭૯ માં જણાવ્યું છે કે–શતપથ બ્રાહ્મણના સંબધે એટલું નોધવા જેવું છે કે "અર્હત્" શ્રમણ અને પ્રતિબુદ્ધ એ શબ્દો પહેલી વખત આ ગ્રંથમાં વપરાયલા જોવામા આવે છે.

(૨) પૃ. ૨૯૪ માં–ઉપનિષદોમાંથો જે સૌથી વધારે પ્રાચીન છે તેને આસરે ઇ. સ. પૂર્વે ૬૦૦ કરતાં વધારે મોડું રચાયલું ભાગ્યેજ ગણી શકાશે.

(૩) પૃ. ૨૮૨ માં નીચે ટીપમાં જણાવ્યું છે કે–અશોક રાજાએ બૌદ્ધધર્મ ને આશ્રય આપ્યો ત્યાર પછી પણ ઉપનિષદો રચાયાં હતા અને ઉપનિષદો પર બુદ્ધના નવા ધર્મની અસર થઇ હતી.

(૪) પૃ ૨૧૬માં 'સૂત્રગ્રંથો' આશરે ઈ સ. પૂર્વે ૫૦૦–૨૦૦ એ ગ્રંથો માના જે સૌથી વધારે પ્રાચીન છે તે છેક બૌદ્ધ ધર્મ અસ્તિત્વમાં આવ્યો તે અરસામાજ રચાયા હોય એમ જણાય છે.

(૫) પૃ. ૩૫૪ મા-વીરચરિત કાવ્યો આસરે ઈ. સ. પૂર્વે ૫૦૦,૫૦ વેદોનો સમય છોડીને સંસ્કૃત ગ્રથોના સમય તરફ આપણે વળીએ છીએ તે વખતે વસ્તુ વિચાર અને સ્વરૂપમા પ્રાચીન સાહિત્યના કરતા તદ્દન જુદાજ પ્રકારના સાહિત્યનો સૌથી પહેલો પરિચય આપણને થાય છે ... ...

હવેના સમયમાં જે ધર્મ પ્રવર્તે છે તેનું સ્વરૂપજ વેદના સમય કરતાં તદ્દન જુદાજ પ્રકારનુ છે કારણ એ નવા સમયમાં બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ ત્રણ મોટા દેવતાઓની ખાસ પૂજા કરવામાં આવતી આપણે જોઇએ છીએ.. .....

ડૉ. મૅકડોનલ શાહેબની પાચકલમનો તાત્પર્ય—બ્રાહ્મણગ્રંથોથીજ જૈન અને બૌદ્ધ મતનો સંસર્ગ થતો ચાલ્યો. ઇ. સ. પૂર્વે ૬૦૦ના સૈકામાથી ઉપનિષદો તેના ઉપર બૌદ્ધ ધર્મની અસર થઇ તો પછી જૈનોની કેમ નહી? બૌદ્ધધર્મની અસ્તિત્વના પછી સૂત્ર ગ્રંથો રચાયા તેમાં બૌદ્ધના વિચારો ભળ્યા ત્યારે શું જૈનોના વિચારો નથી ભાળ્યા? ઈ. સ. પૂર્વે ૫૦૦ થી પછી રામાયણાદિક સંસ્કૃત સાહિત્ય મનાયું તેમા વસ્તુ વિચાર અને સ્વરૂપમાં પ્રાચીન સાહિત્ય કરતા તદ્દન જુદા પ્રકારના સાહિત્યની સરૂઆત થઇ તે શા કારણથી થઇ? વિચારવાની ભલામણ છે. વિચારવાનુ કે અતિપ્રાચીન કાલની વાતો ઇશ્વરની પ્રેરણાવાળા

પ્રાચીન ઋષિઓ બતાવી ગયા નથી તે જ્ઞાનની વાતો આ નવીન પંડિતો કયા ઇશ્વરની પાસેથી લઇને બતાવવા આગળ આવ્યા

હિંદુસ્થાનનો શાળોપયોગી ઇતિહાસ. લેખક–કેશવલા હિમતરામ કામદાર એમ. એ. ઇતિહાસના પ્રોફેસર. કૉલેજ વડોદરા. પ્રકાશક કરસણદાસ નારાયણદાસ. સુરત, નાનાવટ ૧૯૨૮ આવૃત્તિ ત્રિજી.

(૧) પૃ. ૧૪ "પુરાણો–બ્રાહ્મણોએ ધર્મના રક્ષણ ને વ્યવહાર માટે વૈદિક સાહિત્ય ઉભું કર્યું. તેજ વખતે આર્ય પ્રજાનો ઇતિહાસ પણ વધતો જતો હતો. તે ઇતિહાસની વાર્તા જાળવવા જે આર્યો બહાર પડયા તેને "સૂતો" કહેવામા આવતા. તેઓએ પ્રજાના ઇતિહાસને "પૂરાણો" મા ગૂથ્યો. પાછલથી આ પુરાણોમા ધર્મની બાબતો પણ મુકવામા આવી. પુરાણો અઢાર છે. તેમાં વાયુ, મત્સ્ય, બ્રહ્માંડ, અગ્નિ, ભવિષ્યત્, સ્કંદ ને માંકર્ડેય એ મુખ્ય પુરાણો કહી શકાય તેમાંના કેટલાંક ઘણાં જૂનાં છે ને કેટલાંએક ઠેઠ ઈ સ. ના નવમા સકામાં લખાયાં હતાં,. પુરાણોની બધી વાતો કલ્પિત નથી તે ધ્યાનમા રહેવુ જોઇએ." આમા વિચારવાનુ કે–સર્વજ્ઞોથી પ્રગટ થતા તત્ત્વોમાંથી અને તેમના ઇતિહાસમાંથી લઇને જે ઉધું છતું કરવાવાળા તેમને સૂતો કહી, લોકોને ઉધાપાટા બધાવવાનો ઉદ્યમ કર્યો છે; જુવો અમારો સંપૂર્ણ પૂર્વનો લેખ.

(૨) પ્રકરણ ૨જું. પૃ. ૧૭ માં-"પ્રાચીન આર્યો માંસાહારી હતા પણ 'ગાય' ને તેઓ પહેલેથીજ પવિત્ર કે "અઘ્ન્ય" માનતા. યજ્ઞમાં–બલદ, બકરા વગેરેનું બલિદાન અપાતું,એક ઠેકાણે માણસના બલિદાનનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વૈદિક આર્યો સોમ સુરા પીતા ને સોમ પીનારાઓમાં મંત્ર દ્રષ્ટા થવાની અજબ શક્તિ આવતી......વિચારવાનું કે નશાવાળા વિષયોને ચાહનારા હોય તેથી વેદ મંત્રો પણ તેવા સ્વરૂપના લખાયલા છે.

(૩) "બ્રાહ્મણોએ ઉભા કરેલા સાહિત્યનો ને સૂતોએ યાદ રાખેલી વંશાવળીઓની પુરાણોમાં થએલી ગૂથની."

(૪) પૃ. ૨૫ માં–"આ રામાયણ પ્રથમ વાલ્મીકિ ઋષિએ રામચંદ્રનો વનવાસ પુરો થયો ત્યા સુધી તેમના જીવન કાલમાંજ રચેલું, પછી આખી રામ કથા પુરી કરવામાં આવી ને ઈ. સ. પૂર્વે એકાદ સૈકા ઉપર તે કથાને અત્યારના રૂપમાં લખવામા આવી."

(૫) પૃ, ૩૦ મા–"મહાભારતને હિંદુ લોકો–"પાંચમો વેદ" ગણે છે.,' મુલકથા નો વધારેને વધારે વિસ્તાર થતો ગયો એટલે તેને મહાભારત કહેવામાં આવી." વધારો કયા જ્ઞાનીથી મેળવેલો માનવો ?

(૬) પૃ. ૩૧ માં–"જ્યારે તે અત્યારની સ્થિતિમાં લખવામાં આવી ત્યારે બૌદ્ધ ને જૈન ધર્મોના ઉપદેશો ને, પુરાણોના કેટલાએક ભાગો પણ તેમાં જોડવામા આવ્યા

(૭) પૃ. ૩૮ માં–ઈ. સ. પૂર્વે આઠમા સકાથી આખા આર્યાવર્તમાં ધર્મની મોટી ચર્ચા થતી હતી."

પૃ. ૫૮ માં–ઈ. સ. ના લગભગમાં શુંગ રાજાઓના વખતથી-જૈન-બૌદ્ધની પૂર્ણ જાગૃતિ પછી–બ્રાહ્મણોએ સ્મૃતિઓ, મહાભારત તથા રામાયણને કેટલાંક પુરાણો જમાનાને અનુસરતાં તૈયાર કર્યાં

વિષ્ણુ, મહેશ અને બ્રહ્માની પૂજા આ વખતથી સરૂ થઈ.

(૯) ઉપોદ્ ઘાતના પૃ. ૧૯ માં જણાવ્યું છે કે–"આખા હિંદુસ્થાનને પ્રાચીન આર્યો ભરતખંડ કહેતા. દુષ્યંત રાજા અને શકુંતલાના પુત્ર ભરત રાજાના નામથી એ નામ આખા ખંડને આપવામાં આવ્યુ એમ ઘણાએ લખી ગયા છે. સ્કંદ વગેરે પુરાણોમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે ઇક્ષ્વાકુ વંશના રાજા ઋષભના પુત્ર ભરતના નામ ઉપરથી આખા ખંડનુ નામ ભરતખંડ કે ભરતવર્ષ પડયું. જૈન સાહિત્યમાં આ મતને પુષ્ટિ મળે છે. કારણ કે એજ ઋષભ રાજા જનોના પહેલા તીર્થંકર થાય."

કેશવલાલ હિંમતરામે બતાવેલી નવ કલમોનો કિંચિત્ તાત્પર્ય–સોમ પાનના બલથીજ ઘણા વેદના મંત્રો રચાયા ગણાય ખરા?

સોમ પીનારાઓમાં મંત્ર દ્રષ્ટા થવાની શક્તિ આવતી માનીએ ત્યારે તો સુરા પીનારાઓ પોતાનામાં આવેલી શકિત ઓછી માનતા હોય એમ કંઇ જણાતુ નથી.

પ્રાચીનમાં પ્રાચીન વેદકાલના ઋષિઓ જે ઇતિહાસ બતાવીગયા નથી તે ઇતિહાસ પાછલથી થયેલા સૂતો બતાવવા આગળ કયાથી પડયા? તે ઇતિહાસ બીજામાથી લીધેલો શુ ન ગણાય? ઈ સ. પૂર્વે ૮ મા સૈકાની લગભગ જૈનોના સર્વજ્ઞ અને તે અરસામાં બૌદ્ધધર્મની જાગૃતી વધતા જે ધર્મની મોટી ચર્ચાઓ થતી ગઇ તેમાથી વૈદિકધર્મ વાળા પંડિતો તત્ત્વના વિષયોને અને ઇતિહાસના વિષયોને ગ્રહણ કરતા ગયા અને પોતાની અનુકુલતા પ્રમાણે પોતાના ગ્રંથોમાં ગૂંથની કરતા ગયા તેથી નતો તત્વોના વિષયમાં એક વાકયતા કરી શકયા છે, તેમજ નતો ઇતિહાસના વિષયમા એક વાકયતા કરી શકયા છે. આપ્રત્યક્ષના ગ્રંથોના પ્રમાણથી બીજુ કયુ નવું પ્રમાણ ખોલી કાડવું?

કેમકે આ કેશવલાલભાઇએ પોતાના લેખમાં ચોખે ચોખું લખી બતાવ્યુ છે કે–અત્યારની સ્થિતિમાં જે "રામાયણ" છે તે ઈ. સ. પૂર્વે એકાદ સૌક ઉપર તે કથાને અત્યારના રૂપમાં લખવામા આવી.

મહાભારત કથા જ્યારે તે અત્યારની સ્થિતિમાં લખવામાં આવી ત્યારે બૌદ્ધ ને જૈન ધર્મના ઉપદેશોને ને પુરાણોના કેટલાક ભાગો પણ તેમા જોડવામા આવ્યા. પુરાણો ઘણા પાછલથી લખાએલાં સિદ્ધ છે, ઉપર બતાવેલા પંડિતોના લેખોથી એજ સિદ્ધ થાય છે કે–જનોના સર્વજ્ઞોથી પ્રવર્તેલા તત્ત્વના વિષયો અને ઇતિહાસના વિષયો તેમના સ્વતંત્રના જ છે અને તેમાથી બીજાઓએ લીધા છે.

પોતાના જૈનસિદ્ધાંત નામના લેખમા–ડૉ. હેલ્મુતે મુકેલા વિચારો. તેની ટુંક નોધ.

(૧) જૈનધર્મ એ સૌથી પ્રાચીન આર્ય તાત્ત્વિક દર્શન છે અને પોતાની જન્મ ભૂમીમા લગભગ ફેરફાર પામ્યા વિના આજ સુધી સચવાઇ રહ્યો છે.

(૨) જૈનધર્મમા વિશેષિતા છે તે માત્ર ઐતિહાસિકની નહી પણ દાર્શનિક પણ છે."

(૩) આપણી પાસે પ્રાચીનમાં પ્રાચીન જે ગ્રંથો છે તેમાં એનુ મહત્ત્વનું સ્વરૂપ ફુટી નીકલ્યું છે, અને પછી બધા કાળમા અમુક અમુક વિષયોને વિકસાવવાના અને સમસ્ત દર્શનમાં મહત્ત્વ વિનાના ફેરફાર કરવાનાજ પ્રયત્નો થયા છે."

(૪) "મહાવીર સ્વામી પહેલાં પણ આખુ જૈનદર્શન હતું એવી જે જૈનોની માન્યતા છે તે સ્વીકારી શકાય."

(૫) "કઇ વસ્તુ સ્થિતિના આધારે આ મત બધાયો છે એમ માનવાને આપણી પાસે સ્પસ્ટ પુરાવો તો નથી પણ એની વિરુદ્ધ જાય એવો પણ કશો પુરાવો નથી જૈનધર્મનું સ્વરૂપ જ આ વાતને ટેકો આપે છે."

(૬) "એનાં મૂલ ઇ. સ. પૂર્વે ૮–૯ સૌકામાં છે પણ તેથીએ પ્રાચીન કાળમાં અમારો ધર્મ પ્રગટયો હતો એમ જૈનો જે માને છે એનો તો આપણાથી સ્વીકાર ના થાય કારણ કે એના માટે કોઇ સંતોષ જનક પુરાવા નથી અને હિંદુઓના દર્શન શાસ્ત્રોનો પ્રાચીન ઇતિહાસ જોતા એવું સ્વીકારતા વાંધો આવે."

(૭) "આજના જૈનધર્મનાં બીજ ઇ. સ. પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર નંખાયા હતા. ઇ. સ. શરૂઆતમાં એણે એકંદરે આજનુ સ્વરૂપ ધારણ કર્યું હતું."

(૮) " આ શલાકા પુરુષોની કથાઓ આકર્ષ છે કારણ કે આખા હિંદુસ્થાનમાં વિસ્તારેલી એવી એ જૈન રચના છે ઉદાહરણ રૂપે—સુમતિનાથ તીર્થંકરની કથા તે સોલોમનની કથાને મળતી છે અને અનેક બ્રાહ્મણ રચનામાં જાણીતી છે.

સગર ચક્રવર્તીની જૈન કથા બ્રાહ્મણ સગર કથાની રચનાને મળતી છે. રામ ( પદ્મ ) લક્ષ્મણ અને રાવણ એ વીરોનાં ચરિત્ર તે રામાયણનાં એ મુખ્ય પાત્રોનાં ચરિત્રોને મળતાં છે.

લોક પ્રિય કથા ભાગ સ્વીકારી લઇને જૈનોએ પોતાના ઉદ્દેશને અનુસરતો એનો ઉપયોગ કર્યો છે. એ વાત સ્પષ્ટ છે. સમસ્ત ૬૩ શલાકા પુરુષોમાંથી ૨૩ મા તીર્થંકર **શ્રી પાર્શ્વનાથ** અને ૨૪ મા તીર્થંકર **મહાવીર સ્વામી** એ એજ જણ અતિહાસિક પુરુષો થઇ ગયા છે અને મેં શરૂઆતમાંજ જણાવ્યું છે તેમ એ બે અનુક્રમે ક્રાઇસ્ટ પૂર્વે આઠમા ને છઠ્ઠા સૈકામાં થઇ ગયા છે."

(૯) " ખાસ અસરતો જૈનધર્મની કથાઓ ઉપર હિંદુધર્થની કથાઓની થએલી છે. બ્રાહ્મણ ધર્મના ઇતિહાસમાં આવતા કૃષ્ણ વગેરે પુરુષોના આખ્યાન જૈનધર્મમાં આવ્યાં છે. તે ઉપરથી જણાય છે કે સંત ચરિત્રોની ઇતર ધર્મની કથાઓમાથી લોક પ્રિય પુરુષોનો અંગીકાર કરવાના પ્રયત્ન થયા છે."

હેલ્મુત સાહેબનો લખેલો જૈન-સિદ્ધાંતનો લેખ ઘણો બાહોસી ભરેલો છે એ વાત નિર્વિવાદ છે.

જૈનોના **શ્રી પાર્શ્વનાથ** અને **શ્રી મહાવીર** સ્વામી કે જે ક્રાઇસ્ટના પૂર્વે અનુક્રમે આઠમા ને છઠ્ઠા સૈકામાં થઇ ગયા છે તેમનાથી જ વિચાર કરીએ તો પણ કોઇ જાતનો વાધો આવી શકે તેમ નથી. કારણ કે તે બન્ને વ્યક્તિઓ સર્વજ્ઞ સ્વરૂપની મનાયલી છે. અને તેમનાથી પ્રગટ થએલા તત્ત્વના વિચારો જેવી રીતે અખંડિત ઉચ્ચ કોટીના છે તેવીજ રીતે તેમનાથી પ્રગટ થએલો ઇતિહાસ પણ ગુરૂ પરંપરાથી પ્રાપ્ત થએલો અખંડિત ઉચ્ચ કોટીનોજ છે. એ વાત હેલ્મુત શાહેબના લેખથી તેમજ દેશી પરદેશીના અનેક પંડિતોના લેખોથી પણ સિદ્ધરૂપથી જાહેર થએલી છે. તો પછી હરિભદ્ર કે હેમચંદ્રના લેખથી અનુમાન કરવું તે યથાર્થ કેવી રીતે ગણી શકાય ? કારણ કે વૈદિકોમા વેદોના મૂલમાંથીજ સર્વજ્ઞ થયાનો ઇન્કાર કરવામા આવ્યો છે. અને પ્રાચીનમાં પ્રાચીન ગણાતા વેદોમાં જે હાલમાં પ્રચલિત તત્ત્વોનુ કે હાલમાં પ્રચલિત ઇતિહાસનું વર્ણન આપવામા આવ્યું નથી તેવા તત્ત્વો અને તેવો ઇતિહાસ પાછલથી લખા-

ચલા વૈદિક ગ્રંથોમાં આવ્યા કયાથી? આ ઠેકણે એટલોજ વિચાર કરવાની ભલામણ કરૂં તો તે અયોગ્ય નહી ગણાય

વિશેષ એ છે કે—વૈદિક મતના ઘણા બ્રાહ્મણો અક્ષરોના પંડિતો હોવાથી અવસરોચિત શ્રુતિઓ બનાવતા અને વેદોમાં પણ દાખલ કરતા અને લોકોને કહેતા કે એ વાત અમારા વેદોમાં છે. એમ કહી આગળ બીજામતના વિષયોને ગ્રહણ કરી પોતાના મોટા મોટા ગ્રંથો બનાવી ઉલટ પાલટ પણે એવું લખતા કે અજાણ વર્ગ પોતાના મતના અનુરાગથી કંઇ સમજી શકતાજ નહી પરંતુ મોટા પંડિતો પણ વિચારના વમલમાં એવા તો મુજાતા કે તેમને પણ કોઇ જાતનો રસ્તો મલી શકતોજ નહી. ઉદાહરણ તરીકે જુવો કે—

જૈનોના ૨૪ તીર્થંકરોના અનુકરણ રૂપે–વૈદિકોએ એક જ વિષ્ણુના ૨૪ અવતારો અને બૌદ્ધોના ૧૦ બોધિ સત્ત્વના અનુકરણ રૂપે ફરીથી મત્સ્ય, કુર્મ, વરાહાદિ દશ અવતારો કલ્પીને બતાવ્યા. અને તે સંપૂર્ણ વૈદિક ધર્મમાં લખાયલા આપણી નજરે પડે છે તે શાથી?

બીજી વાત એ છે કે જૈનોના બીજા બધા તીર્થંકરોને છોડી દઇને **ઋષભદેવ** કે જે જૈનોના પ્રથમ તીર્થંકર છે તેમને વિષ્ણુના આઠમા અવતાર રૂપે કલ્પીને બતાવ્યા. તેમનાજ પુત્ર **ભરત** ચક્રવર્તી થયા છે અને જેમના નામથી આ ભરતખંડ–ભારતવર્ષ પડયું છે. તેના બદલે દુષ્યંતના પુત્ર ભરત બતાવી તેમને પણ એક સામાન્ય રાજા તરીકે લખીને જડ ભરત બતાવ્યા છે. તેવીજ રીતે **સગર** ચક્રવર્તીને પણ રાજા તરીકે લખીને બતાવ્યા છે.

અને જે **વાસુદેવાદિકનાં** નવ ત્રિક થયા છે તેમા કેટલા એકના નામ ઠામ ઉડાવી દઇને એકજ **વિષ્ણુ ભગવાન**ના નામથી જાહેર કર્યા છે. ઇત્યાદિક અનેક બાબતો બીજામાંથી ગ્રહણ કરીને ઉધી છત્તી લખીને એવું તો કોકડું ગુચવ્યું છે કે તેનો ભાસ થવા છતાં પણ તે કોકડું આપણે ઉકેલી શકીએ નહી એવી તેમણે ચાતુરી વાપરેલી છે અને તે વાત ઘણા પાડતોને ખુચેલી હોવાથી અટકલો બતાવતા ગયા છે અને અમો પણ અમારા અભ્યાસ પ્રમાણે જે કંઇ સમજયા તે પ્રમાણે લખીને બતાવ્યું છે અને સત્યાસત્યનો વિચાર કરવાનું પંડિતોને સોપ્યુ છે.

હિંદુસ્તાન–પ્રજામિત્ર. તા. ૮. અકટોબર. ૧૯૨૬. શુક્રવાર.

જૈન સાહિત્ય–( લેખક—પંડિત અમોઘચરણ. ) લખતાં લખે છે કે

" હિંદુસ્તાનના ઝલકતા હીરા સમાન, તત્ત્વજ્ઞાનની ખ્યાતિ રૂપ, ન્યાય નીતિના ઉપદેશક તુલ્ય અને પ્રજાના મિત્ર તુલ્ય, જૈન સાહિત્યથી કેટલાક અધુનિક વિદ્વદ્ વર્ગ પણ એટલો બધો વંચિત અને અજ્ઞાત છે કે જેના લીધે

પોતાના પુસ્તકોમાં, પોતાના લેખોમાં અને પોતાના નિબંધોમાં, જૈનધર્મ ઉપર અનેક આક્ષેપો મુકી તેને તુચ્છ ગણી હસી કાઢવામાં આવે છે. પરન્તુ જેઓ સાંપ્રદાયિક કદાગ્રહનો ત્યાગ કરી મધ્યસ્થ બુદ્ધિએ જઇન સાહિત્યનું અધ્યયન અને આન્દોલન કરે છે. તેઓ અત્યંત આનંદ સાગરમાં મગ્ન થઈ જઇન સાહિત્યને અત્યુત્તમ ઉપયોગી અને નિર્દોષ સમજી મુકત કંઠે પ્રશંસા કર્યા વગર રહિ શકતા નથી. મી. **બીન્ટર નીટજે** પોતાના "

Jains in the history of Indian Literature" માં લખ્યુ છે કે:—

It would take a Fairely big Volume to give a history of all that the Jains have contributed to the treasures of Indian Literature. Jains have contributed their full share to the relegious ethical, poetical and Scientific Literatures of Ancient India.

" હિન્દી સાહિત્યના ખજાનામાં જઇનોએ સઘળો હિસ્સો આપ્યો છે, તે બધાનો ઇતિહાસ આપવા જતાં મોટું પુસ્તક ભરાય, જૈનોએ પ્રાચીન હીન્દી સાહિત્યમાં ધાર્મિક, નૈતિક, કાવ્ય સંબંધિ અને વજ્ઞાનિક સુંદર અને સંપૂર્ણ હિસ્સો આપ્યો છે. ડો. હરટલ પોતાના એક ઠેકાણેના લેખમાં લખે છે કે.

Now what would Sanskrit poetry be without this large Sanskrit Literature of the Jains? The more I learn to know it, the more my admiration rises." (Jain Shashan Vol 1. No.21)

" જો આ જઇનોના મહાન સંસ્કૃત સાહિત્યને બાદ કરવામાં આવે તો સંસ્કૃત કવિતાની શી દશા થાય ? જેમ જેમ મને આ વિષયમાં અધિક જાણવાનું મળે છે તેમ તેમ મરા સાનંદાશ્ચર્યમાં વધારો થતો જાય છે. "

ભાવનગર ( કાઠીઆવાડ ) હાઇસ્કુલના અધ્યાપક **નર્મદાશંકર** દામોદર શાસ્ત્રીએ જોધપુર મુકામે ભરાએલ જઇન સાહિત્ય સંમેલન વખતે આપેલા ભાષણમા જણાવ્યું છે કે—" વેદધર્મનુ સાહિત્ય સર્વોત્તમ છે એ વાત મને મારા ધર્મને લઇને દ્રઢ હતી, પરન્તુ જ્યારથી જઇન સાહિત્યના મહાસાગરમા પ્રવેશ થવા માડયો ત્યારથી મારા તે વિચારોમા ફેરફાર થતો જતો હતો. તે છતાં પણ જન વિદ્વાનોએ લખેલાં કેટલાંક કાવ્યોનાં નામ—જન રઘુવંશ, જઇન કુમાર સંભવ, જઇન રામાયણ અને નેમિદૂત ઇત્યાદિ વેદધર્મના સાહિત્યનું અનુકરણ જોઇ મને જઇન સાહિત્યની અપૂર્ણતા વિષે શંકા આવતી હતી. પરન્તુ જયારે કેટલાએક જઇન મહાકાવ્યોના ગ્રંથો મારા જોવામા આવ્યા ત્યારે તે મારી શંકા દૂર થઇ ગઇ.

રણ કર્યા વગર મોક્ષેચ્છુ લોકોને છુટકોજ નથી. વીરશાસન આત્મસિદ્ધિનો સીધો માર્ગ બતાવે છે, પુદ્‌ગલ પરમાણુઓના સંબંધથી–બંધ પામેલાઓને આ બંધ વધે એવો માર્ગ બતાવ્યાથી કોઈનું ન વળે, આ બંધની નિર્જરા કરવાનોજ માર્ગ બતાવવાનો રહ્યો, અને એવો એનો હેતુજ હોઇ શકે એમ છે. જડ ચેતન બન્ને સ્વભાવથી ભિન્ન હોવાથી તેમના માર્ગો પણ ભિન્ન છે. આ બેમા કદી પણ તડતોડ થઇ શકે એમ નથી.

વર્ધમાન સ્વામીએ જિનશાસન પોતે આચરી, તે વ્યવહાર્ય છે, એમ બતાવી આપ્યું છે. પ્રભુ બાલપણાથીજ ત્રિજ્ઞાનધારી હતા. પણ પૂર્વભાવોમાં તેઓશ્રીએ તે માટે પ્રયત્ન પણ ઘણા કરેલા હતા સાપ કરડે, વ્યંતર દેવતાઓ બાધા કરે, તો પણ પ્રભુ સમભાવ રાખતા હતા, એવો પુરૂષાર્થ અનંતવીર્યના સિવાય થઇ શકે એમ નથી. મહાવીર પ્રભુ જ્યારે બે વર્ષના યુવક હતા ત્યારે ગૌતમ બુદ્ધ તપશ્ચર્યા છોડી મધ્યમ માર્ગનો ઉપદેશ આપતો ફરતો હતો અને તેમણે ઘણા લોકોને ભિક્ષુની દીક્ષા આપી. પણ મહાવીર પ્રભુ પોતાનું શ્રાવક વ્રત છોડી બુદ્ધની પાછળ નથી દોડયા, તેઓશ્રી ભાવના પ્રધાન ન હતા. સારાસાર વિવેકી ને વ્યવહારૂં હતા. જ્યારે ચોતરફ ખળભળાટ હોય ત્યારે પણ પોતાના મત ઉપર અડગ રહેવું એ એક યુવકને માટે કેટલું બધું કઠણુ છે તે સૌ લોક જાણે છે. મહાવીર પ્રભુએ તો છ વરસની ઉમર સુધી ઘેર રહી માતપિતા કે બન્ધુ જેવા વડીલોની સેવા કરતા કરતા ધર્માચરણ કરેલું અને યોગ્ય લાગતાં દીક્ષા લીધેલી, તેઓશ્રી પરિસ્થતિના દાસ ન હતા. પણ અકાળની પરિસ્થિતને પ્રભુએ દાસ બનાવી હતી એમ નહોત તો બીજાની જેમ પ્રભુ પણ ભિક્ષુ બનત. બીજા યુવકોની માફક તેઓશ્રી પણ શિકાર રમત, કે વિષયોપભોગમાં લીન થાત, પણ અનંતવીર્યશાળી પ્રભુના આગળ એક વિશેષ કાર્ય (Mission) હતું અને તેની સિદ્ધિને માટેજ તેઓશ્રી કોશિશ કરતા હતા, દીક્ષા લીધા પછી બારહ વર્ષ સુધી પ્રભુએ એવી ઘનઘોર તપશ્ચર્યા આચરી કે તેના પ્રભાવથી પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. મંહમદ પેંગબર, ઇશુ ખ્રિસ્ત, કૃષ્ણ હતા તેમાં કોઇ પણ ધર્મસંસ્થાપક જેટલુ કઠણ તપ આચરેલુ ન હતુ અને જે તપ ગૌતમ બુદ્ધ પણ અડધુ છોડી દીધું હતું, તેટલું સામાન્ય તપ મહાવીર પ્રભુએ આચરેલુ હતું, એટલુજ નહિ પણ કોઇ પણ બીજા તીર્થંકરે શ્રી વીર નિગ્ગન્થ તપસ્વીના જેટલું કઠણ તપ આચરેલુ ન હતુ.

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ–મુનિવ્રત આચરતા આચરતાં પ્રભુ વિહાર કરતા હતા, અને ભવ્ય જીવોને દેશના આપતા હતા, આ દેસના એવી

ભાષામાં પ્રભુ આપતા કે જે કોઇ પણ ગતિનો જીવ સમજી શકે. આ ભાષા આત્માની ભાષા હતી, ન કોઇ પર્યાયની કે પ્રદેશની, એવી આ ભાષા તિર્યંચ પણ સમજી શકતા હતા, પ્રપંચી લોક આ વાતને ભલે ન સમજી શકે પણ તે તદ્દન માત્ર અશકય નથી. મહાવીર સ્વામી નિર્વૈર હતા એટલે તેઓશ્રીની પાસે જીવગણ નૈસર્ગિક વૈર પણ ભૂલી જતા હતા. પ્રેમબળથી એમ થતું હતું. સરકસ વિગેરેમાં ભયથી જે બને છે તે પ્રેમથી શા માટે ન બને ? એમાં અશકય જેવું કાંઇ પણ લાગતું નથી.

એવી રીતે મહાવીર પ્રભુ પોતે બાહોશ વિવેકીને વ્યવહારી હોવાને લીધે તેઓશ્રીનો ઉપદેશ પણ શુદ્ધ વ્યવહાર્ય રહેતો હતો. જે ધર્માચરણ કરશે તેમને ઇશ્વર સારૂં ફળ આપશે ને જે બુરાઇથી વર્તશે તેમના ઉપર ઇશ્વર નારાજ થશે, એવા ભાવનાપૂર્ણ પણ વિવેકહીન વચનો, પ્રભુએ કદી પણ કહ્યા નથી તમે ધર્માચરણ કરશો તો બહુ સારૂં ફળ મળશેજ. ઇશ્વરની કૃપા અવકૃપાનો કશો પણ સંબંધ તેથી રહેતો નથી. ભલા રાજી થવું કે નારાજ થવું વીતરાગ ઇશ્વરને કેમ સંભવે ? એ વાત અવ્યવહાર્ય છે. વીતરાગને નિરૂપાધિક ઇશ્વરને કર્તૃત્વ કે ઉપાધિ નથી. એવી વિવેક પૂર્ણવૃત્તિ મહાવીર પ્રભૂની છે.

એકાંતમત અવ્યવહાર્ય હોય છે. પ્રભુએ અપેક્ષાયુકત અનેકાંતમત ઉપદેશ્યું છે. કાંઇ પણ વિધાન કોઇ એક અપેક્ષાથીજ સત્ય હોય છે. નહિં કે સદાય સત્ય રહે છે. બીજા મતોપદેશકોની આ ભુલ પ્રભુના શાસનમા નથી એટલે સ્યાદવાદ વિવેક પૂર્ણરીતે વ્યવહાર્ય છે.

હિંસાદિ પાપ કર્મો પણ પુણ્ય કર્મોપાર્જન કરે છે. એમ વિવેક હીનનું અવ્યવહાર્ય વચન કેટલાક મતોપદેશકોનું છે. વીર પ્રભુએ સમ્યક્ ધર્મ ઉપદેશ્યો છે જેમા જરા પણ કિલ્મીષ નથી.

મારી પૂજા કરો કે મારા શરણ આવો, એટલે તમારૂં કલ્યાણ થશે. હું દેવપુત્ર છું, દેવદૂત છું, એવા અવિવેક વચનો પ્રભુએ કહ્યા નથી સમ્યક્ ધર્મનુ આચરણ કરો તમારો આત્મા ઉન્નત થશે. એમ ન કરો તો ભવમાજ ડુબતા રહેશો. તમારી મુકિત બીજા ઉપર અવલંબિત નથી તમારૂ સારૂ અને નઠારૂં તમારા હાથમાંજ છે, એવું સત્યવચન મહાવીર પ્રભુએ કહ્યું છે પ્રભુએ પ્રપંચ કર્યો નથી કે કાંઇપણ બોલી લોકોને ઉશ્કેર્યા નથી, જે કાંઇ સર્વ બાજુથી સત્ય અને નિરાબાધ્ય હતું તે તેઓશ્રીએ ઉપદેશ્યુ. એવો આત્મમાર્ગ ઉપદેશથી ધ્યાનમા ન આવે એવો હોવાથી પોતે આચરી ખરેખર વ્યવહાર્ય છે એમ બતાવ્યો. એનાથી વ્યવહારી બીજા કોણ છે ? ને વીરશાસનથી પણ વિવેકપૂર્ણ

શાસન બીજું કયું છે? એવા શાસનને અવ્યવહાર્ય કહેવું, પોતાની મૂઢતા અને નબળાઈ બતાવવા જેવું છે. સામાન્ય લોકો પુદ્‌ગલાનદમાંજ મગ્ન હોય અને તેમને આત્માનંદની વાત ન રૂચે તેથી આત્માનંદ જેવી કોઇ સ્થિતિ નથીજ એમ ન કહી શકાય.

પ્રયત્નથી આ સ્થિતિ પ્રાપ્ત થાય એમ છે. પ્રયત્ન કરવાવાળા ઓછા હોય છે, તેથી આ શાસન અવ્યવહાર્ય નથી થતું.

વીરશાસન સંપૂર્ણ રીતે વ્યવહાર્ય છે, નિષ્કલંક, નિરાબાધ્ય છે, સર્વને માટે સુસાધ્ય છે. એવા શાસનનો જય થાઓ. " वर्धतां जिनशासनं "

---

## ॥ ઋગ્વેદ મંડલ ૧ લા ના ત્રિવિક્રમ વિષ્ણુ ॥

હિંદુ. દેવો. પૃ. ૧૪૩ થી. કમલાશંકરભાઇએ–ઋગ્૦ મં, ૧ લાની અને ૭ માની મળીને ત્રિવિક્રમ વિષ્ણુની ઋચા ૮ નો સાયણ ભાષ્યથી કરી બતાવેલો અર્થ.

હે નરો ? વિષ્ણુનાં વ્યાપનશીલ દેવનાં હું વીર કર્મો ઘણા જલદી કહું છું જે વિષ્ણુએ પૃથ્વી સબંધી રંજનાત્મક, ક્ષિતિ આદિ ત્રણ લોકના અભિમાની અગ્નિ, વાયુ ને આદિત્ય રૂપ રજનું વિશેષ નિર્માણ કર્યું. વળી જે વિષ્ણુએ ઉપર રહેલા અતિવિસ્તીર્ણ સાથે રહેલા ત્રણ લોકના આશ્રયભૂત–અંતરિક્ષને આધાર તરીકે નિર્મ્યું, એટલે અતરિક્ષમા રહેલા ત્રણ લોકને પણ સર્જ્યા અથવા જે વિષ્ણુએ પૃથ્વી સંબંધી રજસ્ લોકો ( રજસ શબ્દ લોકવાચી છે એમ યાસ્ક કહે છે. ) એટલે પૃથ્વીની નીચેના સાત લોકો સર્જ્યા. અને ઉપર રહેલા પુણ્યવાનના સહનિવાસને યોગ્ય, ભૂરાદિ સાત લોક સર્જ્યા. શું કરતા ? ત્રણ પ્રકારે પોતે સર્જેલા લોકોપર વિવિધ રીતે પગ મૂકતા, તે કારણથીજ મોટાઓથી જેની કીર્તિ ગવાતી હતી એવા, અથવા અત્યંત જેની કીર્તિ ગવાતી હતી એવા વિષ્ણુએ સર્જ્યા. (૧)

તે વિષ્ણુનું વીર્ય વડે સર્વથી સ્તવન કરાય છે, જેમ ભયંકર, કુત્સિત હિંસા વિગેરે કરનાર, પર્વતાદિકમા રહેનાર, સિંહનાં સર્વ વખાણ કરે છે. વિષ્ણુ પણ મૃગ–શત્રુઓનો શોધનાર, ભીમ ભયંકર, કુચર સર્વ ભૂમિમા, ત્રણ લોકમા રચનાર અને ગિરિની પેઠે ઉંચા લોકમા રહેનાર, કે મંત્રાદિ વાણીને વિષે હમેશ રહેનાર, એવો વિષ્ણુ પોતાના માહમાથી વખાણાય છે. જે વિષ્ણુનાં ત્રણ વિસ્તીર્ણ પગલામા સર્વભુવનો વસે છે. (૨)

અમારા કૃત્ય આદિથી ઉત્પન્ન થયલું મોટું બલવાન સ્તોત્ર અથવા અમારૂં મનનીય બળ વિષ્ણુ પાસે જાઓ. કેવાની પાસે ? વાણીને વિષે કે ઉન્નત પ્રદેશમાં

રહેનાર, બહુધી જેની સ્તુતિ કરાય છે, કામોનો જે વર્ષનાર–પૂરનાર છે તેની પાસે, વળી જે વિષ્ણુએ આ પ્રસિદ્ધ દૃશ્યમાન દીર્ઘ–અતિ વિસ્તૃત, નિયમ સાથે રહેનાર ત્રણ લોકને એકલોજ અદ્વિતીય હોઇ, ત્રણ, પગલાં વડે વિશેષ માપ્યા. (૩)

જે વિષ્ણુના મધુર, દિવ્ય અમૃત વડે પૂર્ણ, ત્રણ પગલાં અક્ષય થતા અન્નવડે તેને આશ્રયે રહેલા પુરૂષોને તૃપ્ત કરે છે. જેણેજ, પૃથ્વી, અંતરિક્ષ, અને સર્વભૂતજાત ચૌદ લોક–અથવા તો પૃથ્વી એટલે તેની નીચેના અતલ, વિતલ આદિ સાત ભુવન, દ્યુ એટલે તેની અંદરના, ભુવન વગેરે સાત ભુવન, એમ ચૌદ લોકને, વિશ્વ ભુવન એટલે તેમાં રહેનાર સર્વ લોકને, ત્રણ ધાતુનો સમાહાર તે ત્રિધાતુ, પૃથ્વી, જળ, ને તેજરૂપ ત્રણ ધાતુથી વિશિષ્ટ થાય તે પ્રમાણે ધારણ કર્યા, અથવા ત્રિધાતુ એટલે ત્રણ કાળ કે ત્રણ ગુણ સાથે. (૪)

એ વિષ્ણુનુ પ્રિયભૂત તે–સર્વથી-સેવાય છે, માટે પ્રસિદ્ધ અંતરિક્ષ (પાથ અંતરિક્ષનું નામ છે) એટલે અવિનશ્વર બ્રહ્મલોક હું વ્યાપુ ? જેસ્થાનમાં દેવને દ્યોતમાન વિષ્ણુને યજ્ઞાદિથી પોતાના ઇચ્છતા નરો તૃપ્તિ અનુભવે છે. અત્યધિક સર્વ જગતને વ્યાપ્ત કરનાર વિષ્ણુના ઉત્કૃષ્ટ-નિરતિશય કેવલ સુખાત્મક સ્થાનને વિષે મધુનો નિષ્પંદ પ્રવાહ ચાલે છે. આ પ્રમાણે ખરેખર તે સર્વનો બંધુ છે. (હિંદુ. દેવો. પૃ. ૧૪૩–મં૦ ૧ અ૦ ૨૧ સૂ૦ ૧૫૪ સાય. ભાષ્ય ના આધારે રાવ૦ કમળાશંકર પ્રાણશંકરે કરેલું ભાષાંતર જુવો.)

ત્રિવિક્રમવિષ્ણુની પાચે ઋચાઓનો ટુકમાં અર્થ

૧ વિષ્ણુએ–ત્રણ લોકના અભિમાની અગ્નિ, વાયુ ને આદિત્યનું વિશેષ નિર્માણ કર્યું. જેને ત્રણ લોકના આશ્રયભૂત અંતરિક્ષને આધાર તરીકે નિર્મ્યું, એટલે તેમા રહેલા ત્રણ લોકને સર્જ્યા. અથવા પૃથ્વી નીચેના સાત લોક સર્જ્યા. અને ઉપર પુણ્યવાન્ યોગ્ય સાત લોક સર્જ્યા. શું કરતા તે સર્જેલા ? લોકોપર પગ મુક્તાં સર્જ્યા. ૧

૨ તે વિષ્ણુનું સ્તવન કરાય છે. જેમ ભયંકર, હિંસક સિંહનાં સર્વ વખાણ કરે છે, તેમ વિષ્ણુ પણ મૃગ શત્રુઓને શોધનાર, ત્રણ લોકનો રચનાર, ઉંચ્ચા લોકમાં કે વાણીવિષે રહેનાર વખાણાય છે. ૨

૩ અમારા કૃત્યથી ઉત્પન્ન સ્તોત્ર વિષ્ણુ પસે જાઓ. તે કેવાકે વાણીવિષે કે ઉચ્ચા પ્રદેશમાં રહેનાર, કામોનો પૂરનાર તેનીપાસે. જે એકલા વિષ્ણુએ ત્રણ લોકને ત્રણ પગવડે માપ્યા. ૩

૪ વિષ્ણુનાં ત્રણ પગલાં અન્ન વડે પુરૂષોને તૃપ્ત કરે છે. પૃથ્વીની નીચેના સાત લોક, દ્યુની અંદરના સાત ભુવન, એમ ૧૪ લોક, તેમાં રહેનારા સર્વલોકને અને પૃથ્વી જળ, ને તેજ રૂપ ત્રણ ધારણ કર્યા. ૪

૫ એ વિષ્ણુનું બ્રહ્મલોક હું વ્યાપું ? જે સ્થાનમાં યજ્ઞાદિથી નરો તૃપ્તિ અનુભવે છે. વિષ્ણુના સુખાત્મક સ્થાનમાં મધુનો પ્રવાહ ચાલે છે. તે સર્વનો બંધુ છે. ૫

---

પુનઃ હિંદુ. દેવો. પૃ. ૧૪૪ની ટીપમાં મં૦ ૭ અ૦ ૬ સૂ૦ ૯૯ થી. સાય. ભાષ્ય. એજ ભાષાંતરકાર લખે છે કે:—

" માત્રા એટલે માપથી પર એવા શરીર વડે વર્ધમાન હે વિષ્ણો ? તારા મહિમાને તેઓ વ્યાપતા નથી, ત્રૈવિક્રમ સમયે જે તારૂં મહાત્મ્ય તે કોઈ જાણવા સમર્થ નથી. પૃથ્વીથી આરંભીને તારા-બને લોક—પૃથ્વી ને અંતરિક્ષ અમે જાણીએ છીએ, ચક્ષુથી જોઇએ છીએ, બીજું જોઇ શક્તા નથી. તૂં એ પરમ લોકને જાણે છે, તેથી તારો મહિમા કોઇથી વ્યાપી શકાતો નથી. (૧)

હે વિષ્ણો ? જન્મતો પુરૂષ તારા મહિમાની દૂર સીમાને પ્રાપ્ત કરી શકતો નથી. તેમજ જન્મેલો પુરૂષ પણ પ્રાપ્ત કરતો નથી. શો તે મહિમા છે તે કહે છે. દર્શનીય મોટા દ્યુ લોકને તેં ઉંચો ટેકવ્યો છે તે નીચે ન પડે તેમ ટેકવ્યો છે. તેમજ પૃથ્વીની પૂર્વ દિશાને ધારણ કરી છે. એ ઉપલક્ષણ છે વિશેષ અર્થ સુચવનાર છે. અર્થાત્ સર્વ પ્રાણીને ને ભુવનોને ધારણ કર્યાં છે. (૨) સાય૦ ભાષ્ય, ભાષા૦ કર્તા.

હે દ્યાવા પૃથિવ્યૌ? પૃથ્વી ને અંતરિક્ષ? સ્તવન કરનાર મનુષ્યને આપવાની ઇચ્છાથી યુક્ત એવા તમે, અન્નવાળાં, અને સુંદર યવસ—ઘાસવાળાં થયા છો. એ પ્રસિદ્ધ છે. વિષ્ણુએ પગ મુકયો છે એટલે હે પૃથ્વી ને અંતરિક્ષ ? તમેજ પહેલાં થયાં છો. હે વિષ્ણો ? એ બન્નેને બરાબર ધારણ કરો, પૃથ્વીને ઊર્ધ્વ મુખે ને આકાશને અધોમુખે. વળી પૃથ્વીને સર્વત્ર રહેલા પર્વતોથી તમે ધારણ કરી છે, જેમ ચાલે નહી તેમ દૃઢ રાખી છે. પર્વતો એ વિષ્ણુના આત્મ સ્વરૂપ છે, વિષ્ણુ પર્વતોના અધિપતિ છે. એવી શ્રુતિ છે. સાય૦ ભાષ્ય, ભાષા૦ કર્તા.

પ્રથમ ઋગવેદના પહેલા મંડલના ત્રિવિક્રમ વિષ્ણુ. સાયણ ભાષ્યનો અર્થ અને તેનો સાર બતાવ્યો.

હવે–ઋગ્વેદ સાતમા મંડલના વિષ્ણુનો સાર જુવોઃ—

૧ હે વિષ્ણો ? ત્રૈવિક્રમ સમયનું તારૂં મહાત્મ્ય જાણવાને કોઇ સમર્થ નથી.

તારા બન્ને લોક પૃથ્વીને અંતરિક્ષ એ જાણીએ છીએ, ચક્ષુથી જોઇએ છીએ. બીજુ કાંઇ જોઈ શક્તા નથી.

તેથી તારો મહિમા કોઇથી વ્યાપી શકાતો નથીં. ૧

૨ હે વિષ્ણો ? જન્મતો કે જન્મેલો પુરૂષ તારી મહિમાને પ્રાપ્ત કરી શકતો નથી. તે મહિમા કહે છે.

દ્યું લોકને ઉંચો, નીચે ન પડે તેમ ટેકવ્યો છે. તેમજ પૃથ્વીની પૂર્વ દિશાને ધારણ કરી છે. અર્થાત્ સર્વ પ્રાણીને ને ભુવનોને ધારણ કર્યાં છે. ૨

૩ હે પૃથિવીને અંતરિક્ષ ? મનુષ્યને આપવાની ઇચ્છાથી તમેં અન્નવાળાં અને ઘાસવાળાં થયા છો. વિષ્ણુએ પગ મુકયો એટલે તમેજ પહેલાં થયાં છો. હે વિષ્ણો ? પૃથ્વીને ઊર્ધ્વ મુખે અને આકાશને અધોમુખે બરાબર ધારણ કરો. તમે પૃથ્વીને પર્વતોથીં દઢ રાખી છે. પર્વતો વિષ્ણુના આત્મ સ્વરૂપ છે. વિષ્ણુ તેમના અધિપતિ છે. એવી શ્રતિ છે. ૩

જૈનોના ૨૨ માં તીર્થંકરના પછી ૨૩ મા ઘણા લાંબાસમયે થયા. તે સર્વજ્ઞોના તત્વોની પ્રભા તાજી પ્રકાશમાં આવતાં અજ્ઞાન પ્રજાને-પોતાના વશમા રાખવા, વૈદિકોના હજારો પંડિતો સર્વજ્ઞોના સત્યમાર્ગને ન શોધતા, કેવળ પોતાના સ્વાર્થના માર્ગમાજ લુબ્ધ થયા. તે એવી રીતે કે-વેદોના અર્થ બીજા જાણી સકે નહી તેવા હેતુથી પ્રથમ શ્રુતિઓના સ્વરોની જેમ કે-ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સંજ્ઞાઓ યોજવાની ખટપટમા સેંકડો પંડિતો જોડાઇ ગયા હોય, કેટલાક યજ્ઞ યાગાદિકની સિધ્ધિ બતાવવા બ્રાહ્મણ ગ્રથોની યોજના કરવા મંડી પડયા હોય. પણ તે થોડાજ વખતમા નહી જેવા થઇ પડવાથી કેટલાક ચાલાક પંડિતો સર્વજ્ઞોના, વચનોમાથી ભાગ્યું તુટયું ગ્રહણ કરી જ્ઞાનકાંડના નામથી ઉપનિષદો લખવા મંડી પડયા હોય, તેથી તે સમયમા વૈદિકોમા ભારી ગડમથલ થઇ રહેલી. તેથી તે પડિતો-સત્યતાપર કે પરસ્પર ના વિરોધ ઉપર થોડો પણ ખ્યાલ રાખી શકયા નથી તે વાતો આજ કાલના બાહોશ પડિતો સહજથી સમજી શકયા છે. તે તેમના લેખોથી આપણે પણ થોડુ ઘણું જરૂર સમજી શકયા છીએ.

પ્રથમ અમો " તત્વત્રયી મીમાસા " ના ખંડ પહેલામાં જૈન-વૈદિકની તુલના રૂપે-બ્રહ્માનો અને વિષ્ણુનો કાંઇક વિચાર વિસ્તારથી કરીને આવ્યા છીએ. અહીંતો પ્રાયે ઋગ્વેદનાજ બ્રહ્મા-વિષ્ણુનો થોડો ઘણો વિચાર કરીને બતાવુ તો અયોગ્ય કે પુનરૂક્તિનો દોષ નહી ગણાય ?

ઋગ્વેદ મંડલ ૧ લાની ઋચા ૫, અને ૭ માની ૩ ત્રિવિક્રમ વિષ્ણુના સંબંધની. અને ઋગ્વેદના દશામા મંડલના જગત્ સ્રષ્ટા બ્રહ્માની અનેક શ્રુતિઓના મેળથી કાંઇક ટુંકમાં વિચાર કરીને બતાવું છું.

૧ પ્રલયાવસ્થાનું. મં. ૧૦ મું. સૂ ૧૨૯ મું. મંત્ર ૭ નુ.

૨ હિરણ્યગર્ભ પ્રજાપતિનુ. ઋગ્. મં. ૧૦। સૂ ૧૨૧સું. મંત્ર ૧૦ નું.

૩ વિરાટ્ પુરૂષનું. ઋ. ૧૦–૯૦ મંત્ર ૧૬ નું. આ ત્રણે મોટાં સૂકતો–ઋગ્‌ના ૧૦ માજ મંડલમાં સ્રષ્ટા તરીકે મનાયલા પ્રજાપતિનાજ નામનાં છે.

પ્રથમ પ્રજાપતિનો કાંઇક વિચાર કરીને બતાવું છું—સૃષ્ટિની આદિમાં પ્રજાપતિની પ્રેરણાથી ચાર ઋષિઓને ચારો વેદોની પ્રાપ્તિ, તેમાં બધાએ પ્રકારનું જ્ઞાન ભર્યું છે. તે બાજી ફેરવીને મંડુકોપનિષદ્ પ્રથમખંડના ચોથા મંત્રમાં કહ્યું છે કે–" બ્રહ્મવિત્ પુરૂષો કહે છે કે વિદ્યા બે પ્રકારની છે. બ્રહ્મ સંબંધી વિદ્યા 'પરા' શ્રેષ્ટ ગણાય છે. તથા વેદવિષે દર્શાવેલ વિદ્યા 'અપરા' ઉતરતી ગણાય છે. ( જુવો–એકા દશોપનિષદ્ છોટાલાલ ભાષાંતરના પૃ. ૨૭ ની ટીપમાં)

ઋગ્‌ના ૧૦ મા–મંડલમા–પ્રજાપતિનાં ત્રણ મોટાં સૂકતોના સાયણ ભાષ્યથી અર્થો જોતાં, પ્રલય થયા પછી આ બધી સૃષ્ટિના ઉત્પાદકજ આ પ્રજાપતિ છે.

વિરાટ્ સૂકતમાં તો તે પ્રજાપતિને બધા બ્રહ્માંડથી વીંટલાઈ દશાંગુલ વધીનેજ રહેલો બતાવ્યો છે.

આધુનિક શંકર સ્વામીએ અદ્વૈત મતનું સ્થાપન કરતાં તે પ્રજાપતિ–બ્રહ્માને બ્રહ્મલોકમાંથી તગેડી મૂકીને–જડ અને ચેતન રૂપથી આ દુનીયામાં વ્યાપી રહેલો બતાવીને અનાચારની સીમાજ લંઘાવી દીધી છે. એટલુંજ નહી પણ જીવોના સ્વરૂપને ધારણ કરવાવાળા તે બ્રહ્માને ચોરાશી લાખ જીવોની યોનિયોમા વારવાર ગોથાં ખાતાજ કરી દીધા છે. સ્વામી દયાનદજીએતો–વેદોના સર્વ ટીકાકારોને, બ્રાહ્મણ ગ્રંથોને અને ઉપનિષદાદિક બધાએ ગ્રંથકારોને બાજુપર ખસેડીને વેદોના નવીન અર્થો કરતાં યજુર્વેદગત વિરાટ્ સૂકત કે જે પ્રજાપતિના નામનું છે તેનો અર્થ કરતા કહ્યું છે કે–આ પ્રજાપતિ વિરાટનું રૂપ ધરીને બધા લોકને વીંટલાઇને, દશાંગુલ વધીને અને બધા લોકોના ઉપર સાત સાત આવરણો રૂપે થઇને રહેલો બતાવ્યો છે, સ્વામીજીએ આ નવીન પ્રકારનું જ્ઞાન જૈન ગ્રંથોમાથી લઈ, તેમાં ઉંધી છત્તી કલ્પના કરી પોતાની સાહુકારી બતાવેલી છે.

આતો આપણે ઋગ્‌ના ૧૦ મા મંડલના પ્રજાપતિના ત્રણ મોટા સૂક્તોનો હુકમાં વિચાર કરીને જોયો.

હવે ઋગ્‌ના પહેલા અને સાતમા મંડલની મળીને ૮ ઋચાના ત્રૈવિક્રમ વિષ્ણુને તપાસી જોઇએ—

આ ત્રૈવિક્રમ વિષ્ણુની ૮ ઋચાઓ ઉદાત્તાદિક સ્વરોથી શૃંગારેલી આડંબરવાલી છે. પણ તે આ અવતારો ધારણ કરવાવાલા વિષ્ણુથી જુદી છે.

જૈન ઇતિહાસમા આ ત્રૈવિક્રમવિષ્ણુનો ઇતિહાસ નીચે પ્રમાણે છે–જૈનોના ૨૦ મા તીર્થંકરના સમયે, ૯ મા મહાપદ્મ ચક્રવર્તી હતા, તેમની પાસે રહેલા નમુચિ બ્રાહ્મણ કે જેનું બીજુ નામ બલ હતું તે ચક્રવર્તીથી વર મેળવીને છએ ખંડના રાજ્યનો માલક બન્યો હતો. કોઇક સમયે જૈનાચાર્યથી પરાજિત થએલો આ અધિકાર મેળવીને જૈન સાધુઓનો ઘાત વિચારેલો. પણ ચક્રવર્તીના મોટાભાઇ દીક્ષિત વિષ્ણુ કુમાર રાજર્ષિ અનેક લબ્ધિ સંપન્ન હતા. તેમણે કોઇ દૂર પ્રદેશમાથી આવીને કહ્યુ કે સાધુઓના સાથે વૈર રાખવું યોગ્ય નથી, એમ ઘણો સમજાવ્યો પણ એકનો બે ના થયો છેવટે એટલુ કહ્યું કે જો તું માન્ય છે તેથી આડા ત્રણ પગલા જમીન તને આપુ છું, પણ બીજાઓને રહેવા નહી દઉ. રાજર્ષિ સમજ્યા કે આતો સાધુઓનો ઘાતજ વાંછે છે, આ વિષ્ણુકુમાર રાજર્ષિએ પોતાની લબ્ધિથી મેરૂ પર્વત જેટલું શરીર બનાવી ત્રણ પગલાથી છએ ખડ માપીને અડધું પગલું તેના માથા ઉપર મૂકીને રસાતલમા ખોસી ઘાલ્યો આ કથા તત્ત્વત્રયી ખડ પહેલાના પૃ. ૨૫૬ થી જુવો. આ વાર્તા ઋગ્‌ના પહેલા અને ૭ મા મડલમાં તેની ઋચાઓ કયા કાળમા ઘુસી અને કેવી રીતે ઘુસી તેનો વિચારતો ઇતિહાસજ્ઞોએ કરવાનો છે.

કારણ કે અવતારો ધારણ કરનાર વિષ્ણુના સબંધે, પ્રથમના ખંડમાં જૈન–વૈદિકની તુલના રૂપના ઘણા લેખો લખીને બતાવ્યા છે. તેમજ પુત્રીના–પતિ–પ્રજાપતિ બ્રહ્મા તરીકે બધા વૈદિકના ગ્રથોમાં ઘુસાડી દીધેલા છે, તેનો પણ વિચાર તો કરીનેજ આવેલા છીએ. ઋગ્‌ના ૧૦ મા મંડલનાં–યજ્ઞ પુરૂષના નામથી, તેમજ પ્રજાપતિના નામથી, નવીન રૂપથી ઘુસેલા તો-મણિલાલ નભુભાઈ દ્વિવેદીઆદિ પંડિતોને પણ જણાઈજ આવેલા છે.

પુરાણોમાં લખાયલા અનેક જગતના કર્તાઓનો અનાદર તો સાધારણ લોકોએ પણ કરેલો છે. માત્ર વેદોમા પણ અનેક જગત્ કર્તા લખાયા છે એવી લોકોને માહીતી નહી હોવાથો કાંઈ બોલ્યા નથી.

હવે હું ઋગના પહેલા અને સાતમા મંડલના ત્રૈવિક્રમ વિષ્ણુના અર્થનો વિચાર કરીને બતાવુ છું—

જૈનોના ૨૦ મા તીર્થંકરના સમયમા–ચક્રવર્તીના છએ ખંડના માલક બનેલા–નમુચિ બ્રાહ્મણે જૈન સાધુઓનો ઘાત વિચારેલો તે સાધુઓને બચાવવા સમર્થ એવા વિષ્ણુકુમાર રાજર્ષિએ મેરૂ પર્વત જેટલુ શરીર ધારણ કરી આ ભરત ક્ષેત્રનાજ છએ ખંડને માપી લીધેલા છે. તે વાત ઋગ્માં કેવા સ્વરૂપની ગોઠવાઈ છે તે જુવો—

આ ત્રિવિક્રમ વિષ્ણુએ–" ત્રણલોકના અભિમાની–અગ્નિ, વાયુ અને આદિત્યનુ વિશેષ નિર્માણ કર્યું." વિચારવાનુ કે–અગ્નિ આદિ ત્રણે દેવોનાજ મુખ્ય ઉદ્દેશથી ત્રણ વેદોની ઉત્પત્તિ થએલી મનાયી છે. ત્યારે આ ત્રણે દેવોનું અભિમાન ઉતારવાને આ વિષ્ણુ કયા કાલમા અને કયાથી આવેલા ?

બીજી વાત એ છે કે–ત્રણ લોકના આશ્રયભૂત એવા અંતરિક્ષનુ નિર્માણ કરી તેમા રહેલા ત્રણ લોકને સર્જ્યાં, અથવા પૃથ્વી નીચેના સાત લોકને અને ઉપરના સાત લોકને પગ મુકવાને સર્જ્યા. ત્યારે પૂર્વ કાલના વેદોના સમયમા તે ૧૪ લોકની સ્થિતિ હતી કે નહી ? એ વિચારવાનુ ખરૂં કે નહી ? એટલુજ નહી પણ તે ચઉદ લોકમા રહેલી વસ્તુઓને અને પૃથ્વી આદિ ત્રણ વસ્તુઓને પણ ધારણ કરી વિચારવાનું કે ત્રૈવિક્રમ વિષ્ણુના પહેલાં આ બધી વસ્તુઓની દશા કેવા પ્રકારની થઇ રહેલી હતી ? શું તે બધી વસ્તુઓ પાતાલમાં ગરકવા લાગી હતી ? કે જેથી ત્રૈવિક્રમના રૂપધારી વિષ્ણુને ધારણ કરવી પડી ?

આ સ્તુતિકારે તે વિષ્ણુના બ્રહ્મલોકમા વ્યાપીને રહેવાની માગણી કરી છે. એટલે શુ તે ૧૪ લોકમા ભટકવાનું માગી લીધેલું માનવું ?

આતો ઋગ્ના પહેલા મંડલનો વિચાર કર્યો. હવે ઋગના સાતમા મંડલનો વિચાર તપાસીને જોઇએ—આ સ્તુતિકાર કોઇ બીજોજ ઋષિ હોય એમ સમજાય છે. તેણે તો એવુ સમજાવ્યું છે કે " હે વિષ્ણો ?

(૧) તાહરૂં મહાત્મ્ય કોઇ જાણી શકતો નથી. માત્ર પૃથ્વી અને અંતરિક્ષ આ બે વસ્તુઓજ ચક્ષુથી જોઇ શકીએ છીએ.

(૨) વળી કહ્યું છે કે—હે વિષ્ણો ? જન્મતો કે જન્મેલો પુરૂષ તારી મહિમા પ્રાપ્ત કરી શકતો નથી. તે મહિમા એ છે કે—

(૩) દ્યૂલોકને નીચે ન પડે તેમ તેં ઉંચો ટેકવ્યો છે.

(૪) પૃથ્વી પૂર્વ દિશાને ધારણ કરીને રહી છે.

(૫) હે પૃથ્વી ને અંતરિક્ષ ? સ્તવન કરનાર મનુષ્યને આપવાની ઇચ્છાથી તમે અન્નવાળાં અને ઘાસવાળા થયા છો.

(૬) વિષ્ણુએ પગ મૂકયો એટલેજ તમે પહેલા થયાં છો.

(૭) હે વિષ્ણો ? પૃથ્વી ઉર્ધ્વ મુખે, આકાશને અધો મુખે, તમેં બરાબર ધારણ કરો તમેં પૃથ્વીને પર્વતોથી ધારણ કરી છે. દઢ રાખી છે. પર્વતો વિષ્ણુના આત્મ સ્વરૂપ છે. તમે તેમના અધિપતિ છો. એવી શ્રુતિ છે."

આ ઋગ્‌ના ૭મા મંડલના વિષ્ણુનો અર્થ સાયણ ભાષ્યથી ભાષાંતરકારે લખ્યો છે. તેનોજ ટુંકમાં સાર લખીને બતાવ્યો છે. હવે હું સર્વજ્ઞોના તત્ત્વની દૃષ્ટિ ધ્યાનમા રાખી કાંઇક વિચાર કરીને બતાવુ છું--

સર્વજ્ઞોએ આ સૃષ્ટિને પ્રવાહથી ચાલતી આવેલી અનાદિના કાલની બતાવેલી છે અને તે વિચારી પુરૂષો અનુભવથી જાણી પણ શકે તેમ છે. છતાં આ અત્યંત પરોક્ષના વિષયમા સર્વજ્ઞોના વિરૂદ્ધમાં આવીને સ્વાર્થી લોકોએ દુનિયાને ઉંધા પાટા બધાવવાને માટે, આ સૃષ્ટિની રચના કરનાર અનેક દેવો પુરાણ કારોએ કલ્પીને બતાવ્યા. એટલુંજ નહિ પણ તે દેવોને વેદમૂલક ઠગવવા કેટલાક વેદોમા પણ દાખલ કરીને બતાવ્યા. તેમા ઋગના પહેલા અને ૭ મા મડલમા વિષ્ણુને પણ ત્રણ જગતના સ્રષ્ટા તરીકે દાખલ કરી દીધા. ન જાણે આ વિષ્ણુ કયા કાલમાં ત્રણ જગતના સ્રષ્ટા થવા દાખલ થયા, તે તો ઇતિહાસના વેત્તાઓજ વિચાર કરીને બતાવે.

ઋગના ૧૦ મા મંડલમા તો પુત્રીના પતિ--પ્રજાપતિ--બ્રમ્હા રૂપે થઇ અનેક સૂક્તોથી અને અનેક સ્વરૂપથી આ બધી સૃષ્ટિના માલીક થઇ પડેલા છે. આ પ્રજાપતિ બ્રમ્હાને માટે મણિલાલ નભુભાઇએ તો સ્પષ્ટ રૂપેજ લખીને બતાવ્યુ છે, કે 'આ કલ્પના તો નવીન રૂપનીજ થએલી છે'.

લક્ષ્મણ રઘુનાથ ભિંડે તો સાફ સાફજ લખીને બતાવ્યું છે કે 'જૈન ધર્મનો વિકારજ આ બધો હિંદુ ધર્મ છે.'

બીજા પણ અનેક દેશી પરદેશી પંડિતોએ જૈન ધર્મની સત્યતા ઉપર પોત પોતાના અભ્યાસ પ્રમાણે નિષ્પક્ષપાતપણાથી સત્યતા જાહેર કરેલી છે. તે સિવાય કેટલાક નિઃસ્વાર્થી સત્ય પ્રિય સજ્જનો સર્વજ્ઞોના તત્ત્વોની શ્રેષ્ટતા મનમા સમજી ને પણ બેઠાજ હશે ?

હવે હું--ઋગના પહેલા અને સાતમા મંડલમાં લખાયલા વિષ્ણુ ત્રણ જગતના સ્રષ્ટા તરીકે કેટલા સત્ય સ્વરૂપના છે તે વિચારીને બતાવું છુ તે જુવો અને તેનો વિચાર કરો--

હે વિષ્ણો ? તારૂં મહાત્મ્ય કોઇ જાણી શકતો નથી. માત્ર પૃથ્વીને અંતરિક્ષ આ બેજ ચક્ષુથી જોઇ શકાય છે. આ લખવુંજ યોગ્ય નથી. કેટલાક અધ્યાત્મિક વિચારો જેમકે–સુક્ષ્મ જીવોના, તેમના પુણ્ય પાપના સંયોગથી ૮૪ લાખ જીવોની યોનિમા ભટકવાના, તેમજ ૮૪ લાખ જીવોની યોનિયોના વિચારો સર્વજ્ઞો વિના બીજા કોણ બતાવી શકે તેવા છે. વૈદિકોમા સર્વજ્ઞોનો મુલથીજ ઇન્કાર કરવામાં આવેલો છે, તેથીજ આ સ્તુતિકારે લખી બતાવ્યું છે કે–જન્મતો કે જન્મેલો પુરૂષ તારી મહિમા જાણી શકતો નથી. પરંતુ જન્મેલો પુરૂષ સર્વજ્ઞ થઇ બતાવે તોજ તે વસ્તુઓ સત્ય સ્વરૂપની હોઇ શકે છે, પણ બીજાઓની લખેલી સત્ય સ્વરૂપની હોઇ શકતીજ નથી

વળી લખ્યુ છે કે—દ્યૂ લોક નીચે ન પડે તેમ તેં ટેકવ્યો છે. આ અનાદિના 'દ્યૂ' લોકને ટેકવવાને વિચાર્યું કયા કાળમા આવેલા ? દશમા મંડલમાં તો બધા લોકને વીંટલાઇને રહેલા પ્રજાપતિ–બ્રહ્મા બતાવ્યા છે. આ બેમાંની કયી વાત સાચી ?

પૂર્વદિશા શેમાં ગરકતી પૃથ્વીએ ધારણ કરી ? આ લેખકો કેટલા બધા જ્ઞાનીઓ હશે ?

વળી—પૃથ્વી–અંતરિક્ષને કહ્યું છે કે–સ્તવન કરનારને આપવાની ઇચ્છા થી તમે અન્ન–ઘાસવાળા થયા છો. આ બન્ને જડ પદાર્થની પાસે આવા પ્રકારની પ્રાર્થના કરનાર કેવા પ્રકારના જ્ઞાનવાળો હશે ?

વળી સ્તુતિકારે કહ્યું છે કે–વિષ્ણુએ પગ મૂકયો એટલેજ તમે પહેલાં થયાં છો.

વિષ્ણુએ કયા કાળમાં અને કયાંથી આવીને પગ મુકયો કે જેથી પૃથ્વીને આકાશજ પહેલા થઇ પડયાં ?

વળી સ્તુતિકાર કહે છેકે–પૃથ્વી–આકાશને બરાબર ધારણ કરો. વળી કહે છે કે–પૃથ્વીને તો તમે પર્વતોથી ધારણ કરી છે, પર્વતો તમારા આત્મભૂત છે તમે તેમના અધિપતિ છો.

વિચાર કરી જોતા–કોઇ નીશાના ચકમાં–પૃથ્વીને નીચે જતી, અને આકાશને પોતાના પર પડતાંની, ભ્રાંતિથી બોલતા પાછો વળકો વાલ્યો હોય કે પૃથ્વીને તો તમે પર્વતોથી ધારણ કરી છે, પર્વતો તમારા આત્મભૂત છે એમ સમાધાન કરી લીધું હોય ?

આ આપણા ભરતખંડનો થોડાજ સમય માલક બની સાધુઓનો ઘાત વાછનાર એવા નમુચિ બ્રાહ્મણનો ગર્વ દૂર કરનાર વિષ્ણુ કુમાર રાજર્ષિ (આ-ચાલતા વિષ્ણુથી જુદા) ૨૦ મા તીર્થંકરના સમયમા થયા છે.

તે વાત કત્રિંમ અવતાર ધારણ કરનાર વિષ્ણુની સાથે જોડાઇ, તે વિષ્ણુ ગીતામા યુગયુગમાં અવતાર ધારણ કરતા લખાયા, પુરાણોમાં ૨૪ અને ૧૦ અવતાર ધારણ કરતા લખાયા તો ખરા પણ દૈત્ય–દાનવોનો વારવાર માર ખઇને નાશ ભાગ કરતા પણ લખાયા છે.

તે વિષ્ણુ ઋગ્વેદના ૧ લા, અને ૭ મા મંડલમા ત્રણે લોકને ઉત્પન્ન કરી, તેમા કુદકા અને ભુસકા મારવાવાળા ન જાણે કયા અંધકારમા લખાયા? વિચારવાની ભલામણ કરૂં છું. પણ સાથમા એટલું તો કહું છું કે–વૈદિકના પંડિતોએ સર્વજ્ઞોના તત્ત્વોને અને સર્વજ્ઞોના ઇતિહાસને લઇ તેમાં ઉંધી છત્તી કલ્પનાઓ કરી. કોઈમાં અધિક લખ્યું, તો કોઇમા ન્યૂનતા કરી મરજીમા આવે તેમ ચિત્રી પોતાનો વૈદિકધર્મ કલ્પિત ઉભો કરેલો છે. પણ તેમાં કોઇ સર્વજ્ઞ તો થએલોજ નથી માત્ર અક્ષરોના પંડિતોએ કાળા અક્ષરોને કુટી મારેલા છે.

આ વૈદિકોનુ અનુકરણ કરનારા બીજા બધાએ મતવાળાઓએ પોત પોતાના ઇશ્વરોને જગત્‌ના ઉત્પન્ન કરવાવાળા કલ્પી લીધેલા માલમ પડે છે. વૈદિકના પંડિતોથી દુનીયાનો કોઇ મોટો સુધારો થયો હોય એમ કાઇ જણાતુ નથી પણ કાઇક બિગાડોજ થએલો માલમ પડશે. આ વાત સત્ય હૃદયના સજ્જનો ને વિચારવાની ભલામણ કરૂં છું, અને આ મારા ગ્રંથની પણ સમાપ્તિજ કરૂં છું.

॥ ઇતિ શ્રી વિજયાનંદસૂરીશ્વર (પ્રસિદ્ધનામ આત્મારામજી) મહારાજના લઘુ શિષ્ય–દક્ષિણ વિહારી મુનિ અમરવિજય વિરચિત "તત્ત્વત્રયી મીમાંસા" ખંડ બીજે પ્રકરણ ૩૭ માની સાથે આ ગ્રંથ સંપૂર્ણ ॥

"वर्धतां जिनशासनम्"



## આ અપૂર્વ ગ્રંથમાં પ્રથમજ રૂપૈયા આપી અપૂર્વ લાભ મેળવનારા ભાગ્યશાલી શ્રાવકોનાં નામ.

રૂ. ૨૦૫ શા. મોતીચંદ ધર્મચંદ. ,, હાલ નાવરાગામ.
રૂ. ૨૦૧ શા. હિમતલાલજી માસ્તર. મૂલ સીનોર. હાલ મુંબાઇ.
રૂ. ૧૦૧ શા નરોત્તમભાઇ શંકર. ,, હાલ અશાગામ.
રૂ. ૧૦૧ શા. નાથાભાઇ શંકર. ,, ,,
રૂ. ૧૦૧ શા. કસ્તુરચંદ બેચર. આંતરોલી, હાલ નડા.
રૂ. ૮૫ શા નાથાભાઇ ગરબડ. મૂલ સીનોર, હાલ વાગોડી ા.
રૂ. ૭૧ શા. છગનલાલ મોતીચંદ. ,, હાલ વ્યારા ગામ.
રૂ. ૫૧ શા. ચપકલલ છગનલાલ. ,, હાલ સુરાસામર.
રૂ. ૫૧ શા. નારાયણભાઇ માણેકચંદ. ગામ દીવેલવાળા.
રૂ. ૫૧ શા. નાનચંદ ચુનીલાલ. ગામ દીવેલવાળા.
રૂ. ૫૦ શા. મોતીચંદ વજેચંદ. સીનોર.
રૂ. ૫૦ શા. છગનલાલ શંકરભાઇ. ,, હાલ અશાગામ.
રૂ. ૫૦ શા. છગનલાલ લલ્લુભાઇ. આમોદવાળા. હસ્તે ત્રિભોવન હરગોવિંદ
રૂ. ૫૦ શા. છોટાલાલ હરગોવિંદ. શિનોર [લીલોડના.
રૂ. ૫૦ શા. હરિલાલ નેમચંદ. સીનોર, હાલ ઉમરવા.
રૂ. ૫૦ શા. નાથાભાઇ નંદલાલ. ,,
રૂ. ૫૦ બાઇ પાર્વતી શા. ધર્મચંદ નરસીની વીધવા. સીનોર, હાલ ઉમરવા.
રૂ. ૫૦ શા. ખૂશાલ પ્રેમચંદ શેઠ. ડભોઇ, હાલ આમરોલી.
રૂ. ૪૧ શા. નંદલાલ મોહોલાલ. સીનોર, હાલ નવાપુરા.
રૂ. ૪૦ શા. છોટાલાલ વીરચદ કાપડીયા. ડભોઇ.
રૂ. ૩૫ શા. નાનચંદ હરગોવિંદ. સીનોર.
રૂ. ૩૫ શા. લલ્લુભાઇ મગનલાલ. ડભોઇવાળા, હાલ તરવા ગામ.
રૂ. ૩૧ શા. વીરચંદ લલ્લુભાઇ શેઠ. સીનોર.
રૂ. ૨૫ શા. મોહનલાલ ભગવાન. ,, સુરાસામર.
રૂ. ૨૫ શા. ત્રિભોવનદાસ પીતાંબર કાપડીયા. સીનોર.
રૂ. ૨૫ શા. મગનલાલ લલ્લુભાઇ. સીનોર.
રૂ. ૨૫ શા. ત્રિભોવનદાસ કાશીદાસ. ,, હાલ માડુધર.

રૂ. ૨૫ શા. મફતલાલ કચરાભાઈ. ,, કાઠીયાવાડના. હાલ માલસર
રૂ. ૨૫ બાઇ હરકોર ખીમચંદ ઇશ્વરની વીધવા સીનોર.
રૂ. ૨૫ બાઇ જડાવ ગરબડ જગજીવનની દીકરી ,,
રૂ. ૨૫ બાઇ ચોક્સ નરોત્તમ હીરાચંદની દીકરી ,,
રૂ. ૨૫ શા. નાથાભાઇ લલ્લુ નરોત્તમદાશના હસ્તે બાઇ માકોર.
રૂ. ૨૧ શા. ફુલચંદ જગજીવનદાશ સીનોર
રૂ. ૨૧ શા. ગરબડભાઇ નાથાભાઈ ,, પાનેથાવાળા.
રૂ. ૨૦ શા. ચુનીલાલ નરોત્તમદાસ, વ્યારાવાળા.
રૂ. ૨૦ શા. ચુનીલાલ વજેચંદ સીનોર હાલ મોટા ફોફલીયા.
રૂ. ૨૦ શા. ફુલચંદ શિવલાલ ,, હાલ માલપોર.
રૂ. ૨૦ શા. મગનલાલ લાલચંદ ,, . હાલ કન્યાલી.
રૂ. ૨૦ શા. ઇશ્વર લાલચંદ ,, હાલ નવાપુરા,
રૂ ૨૦ શા. ધારસી કચગ માલસર, મુલ કાઠીયાવાડ.
રૂ. ૨૦ શા. નાનચંદ વલ્લભદાસ ગામ સાસરાના.
રૂ. ૨૦ શા. ગુલાબચંદ શિવલાલ સીનોર.
રૂ. ૧૧ શા. મગનલાલ લાલચંદ ના મારફતે મુંબાઇવાળા
શા. નાગરદાસ છગનલાલ સીહોરવાળા
રૂ. ૧૦ શા. શકર પીતાંબર શિનોર હાલ પ્રતાપનગર.



# આ ગ્રંથમાં આધાર રૂપે લીધેલાં પુસ્તકોનાં નામ.

---

૧ આવશ્યકસૂત્ર
૨ ત્રિશષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર.
૩ લોકતત્ત્વનિર્ણય
૪ ક્ષેત્ર સમાસ
૫ વિચાર સાર પ્રકરણ
૬ ઋગ્વેદ
૭ યજુર્વેદ
૮ ઋગવેદાલોચન (હિંદી)
૯ સાયનભાષ્ય
૧૦ ગોપથ બ્રાહ્મણ
૧૧ શતપથ બ્રાહ્મણ
૧૨ તૈત્તરીય સંહિતા
૧૩ એકાદશોપનિષદ્
૧૪ મનુસ્મૃતિ
૧૫ મહાભારત
૧૬ દેવીભાગવત
૧૭ કૂર્મપુરાણ
૧૮ બ્રહ્મવૈવર્ત પુરાણ
૧૯ શિવપુરાણ
૨૦ ભાગવતપુરાણ
૨૧ નગરપુરાણ
૨૨ સ્કંધપુરાણ
૨૩ વાયુપુરાણ
૨૪ મત્સ્યપુરાણ
૨૫ વિષ્ણુપુરાણ
૨૬ વરાહપુરાણ
૨૭ માર્કંડેયપુરાણ
૨૮ પદ્મપુરાણ
૨૯ લિંગપુરાણ
૩૦ ભવિષ્યોત્તરપુરાણ
૩૧ રામાયણ ( તુલસીદાસ કૃત )
૩૨ ,, ( વાલ્મીકીય )
૩૩ ગીતા રહસ્ય
૩૪ ગીતાજી
૩૫ ગીતગોવિંદ
૩૬ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ
૩૭ આર્યોના તહેવારોનો ઇતિહાસ
૩૮ પૂર્વરંગ ( કાકા કાલેલકર )
૩૯ જૈન ધર્મ ( ડો. હેલ્મુત. )
૪૦ શંકર દિગ્ વિજય
૪૧ સ્વધર્મ નિષ્ટ દેવી જીવન
૪૨ અંગ્રેજી સાહિત્ય અને પુરાણકથા
૪૩ વેદાંતમનનાવલી
૪૪ કાળાકૃષ્ણની ધોળી બાજુ
૪૫ ધર્મ વર્ણન ( આ. બા. ધ્રુવ )
૪૬ હિંદુસ્તાનના મુખ્ય ધર્મો
૪૭ શંકા કોષ
૪૮ હિંદુસ્તાનના દેવો
૪૯ મતમીમાંસા (શ્રી વિજયકમળ સૂરિ)
૫૦ એકાદશી મહાત્મ્ય
૫૧ દુર્ગા પાઠ
૫૨ હિન્દુ સંસ્કૃતિ
૫૩ કૃષ્ણ ચરિત્ર ( બાબુ બંકિમચંદ્ર )
૫૪ બુદ્ધલીલા સારસંગ્રહ
૫૫ બુદ્ધ ચરિત્ર
૫૬ બાઇબલ
૫૭ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના લેખો
૫૮ ગુજરાતી ( સાપ્તાહિક ) નો અંક
૫૯ વીરશાસન ( ,, ) ,,
૬૦ વસંત ( માસિક ) ,,
૬૧ બુદ્ધિ પ્રકાશ ( માસિક ) ,,
૬૨ જૈનયુગ ( ,, ) ,,
૬૩ સાંજ વર્તમાન ( દૈનિક ) ,,
૬૪ મુંબઇ સમાચાર (દીવાલીનો અંક)

निरुक्त ( यास्क )
गोभिलगृह्यसूत्र.
अथर्ववेद.
निरुक्तालोचन.
तत्त्वसंग्रह.
खंडखाद्य-( यशोवि. )
महाभारतमीमांसा ( हींदी. )
ब्राह्मणसर्वस्व.
ब्रह्मसूत्र.
सांख्यतत्त्वकौमुदी.
मीमांसाश्लोकवार्तिक.
शास्त्रदीपिका.
पारिजातसौरभ( भाष्य. )
ब्रह्ममीमांसा.
पंचदशी.
तत्त्वार्थ प्रदीप.
शंकरदिग्विजय.
दर्शन अने अनेकातवाद.
अध्यात्मसार ( यशोवि. )
प्रमाणमीमांसा (हेमचंद्राचार्य)
प्रमेयरत्नकोष.
रत्नाकरावतारिका.
श्लोकवार्तिक
न्यायावतार.

स्तुतिद्वात्रिंशिका.
जैन ग्रंथावली
जैन साहित्य संशोधक.
स्याद्वादमंजरी
तत्त्वार्थाधिगम सूत्र.
याज्ञ वल्कय स्मृति.
कात्यायन स्मृति.
अत्रिस्मृति.
वशिष्ट स्मृति.
अथर्वसंहिता.
र्‍होरकृत "ओरीजनल" दारुखानुं.
हिंदुस्तानना शालापयोगी इतिहास.
यज्ञरहस्य.
हिंदुओना पुराण ( डो. विल्किन्स. )
मूळ संस्कृत ग्रंथनां वचन (डो. मूर.)
हिंदु सर्वदेव. ,,
हिंदुलोकनो टुंको इतिहास.
हिन्द तत्त्व ज्ञाननो इतिहास.
प्रवचन सारोद्धार.
विविधज्ञानमाळा ( मणको ३३ मे. )
सिद्धांतसार ( मणिलाल नभुभाइ. )
कृष्ण यजुर्वेद तैत्तरीय ब्राह्मण.
अष्टसहस्त्री.
शास्त्रवार्ता समुच्चय

---

બહાર પડી ચૂક્યો છે !........................કાર્તિક પૂર્ણિમાએ !

# પ્રાચીન સ્તોત્ર-સંગ્રહ.

: : સંગ્રાહક અને સંપાદક : :

**પૂ. દક્ષિણવિહારી શ્રી અમરવિજયજી મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન મુનિરાજ શ્રી ચતુરવિજયજી.**

**લગભગ ૭૦૦ પાનાં : બૉર્ડ પૂઠાનું બાઈન્ડીંગ : ઉપર કળા દેખાઈનું દોરેલું સરસ્વતીનું રમણીય રેખાચિત્ર અને મનોહર બેરંગી છાપેલું રેપર છતાં—મૂલ્ય : પાંચ રૂપીઆ.**

૪૨ આચાર્યોના અપ્રસિદ્ધ અને ભાવમય સ્તોત્રોનો આ ગ્રંથમાં સંગ્રહ કરવામાં આવ્યો છે તથા તેઓનાં ઐતિહાસિક જીવન, તેઓની કૃતિયોનું દિગ્દર્શન, તેમનો જીવન-કાલ વિગેરે આધારો સાથે જણાવેલ છે આ ઉપરાન્ત બીજા પણ આચાર્યોનો ઇતિહાસ વિગેરે છે. જૈન સાહિત્ય પ્રકાશનમાં આ ગ્રંથ નવીજ ભાત પાડે છે અને જૈન ઇતિહાસ ઉપર નવીન પ્રકાશ ફેંકે છે ! સંપાદકે સંસ્કૃતમાં લખેલી વિસ્તૃત પ્રસ્તાવના વિદ્વાનોના પણ મસ્તકો ડોલાવે તેમ છે વધારામાં—પ્રોફેસર અભ્યંકર સાહેબે Forward પણ લખી છે !

**ત્રિરંગી અને એક રંગી ફોટાઓ**

આ ગ્રંથમાં શ્રી વજ્રસ્વામીના ગૌતમસ્તુતિ સ્તોત્ર સાથેજ એ ઉપરથી નવીન તૈયાર કરેલો ગૌતમસ્વામિજીનો ત્રિરંગી ફોટો આપવામાં આવ્યો છે તેમજ શ્રી પદ્માવતી દેવીની પ્રાચીન મૂર્તિનો ફોટો પણ આપવામાં આવ્યો છે.

**— દુર્લભ યંત્રો અને વિધાનો —**

શ્રી ભદ્રબાહુ સ્વામિ વિરચિત ઉવસગ્ગહરં સ્તોત્ર, એની લઘુવૃત્તિ, તેમજ એની આરાધનાનાં વિધાનો તથા યન્ત્રોના ફોટાઓ આપવામાં આવ્યા છે તથા શ્રી પદ્માવતી દેવીનું સ્તોત્ર, વૃત્તિ તથા દેવીના આરાધનની વિધિ સાથે આપવામાં આવ્યું છે. આ ઉપરાન્ત શ્રી કલિકુંડ પાર્શ્વનાથનું સ્તોત્ર ખાસ ખર્ચ કરીને તૈયાર કરાવેલા યંત્ર સાથે આપ્યું છે.

આ સંગ્રહ તો અપૂર્વ છે અને એ મંત્રતંત્રના શોખીનને પણ એટલોજ ઉપયોગી છે !

**—: ગ્રાહક થવા માટે —**

તમારા પૂરતા સરનામા સાથે આજેજ રૂ. સાડા પાંચનો મનીઑર્ડર પ્રકાશકને સરનામે મોકલી આપો ! એટલે તમને ઘેર બેઠાં પુસ્તક મળી જાય

**પુસ્તક મળવાનાં ઠેકાણાં:—**

(૧) **સોસાયટી કાર્યાલય,** પાંજરાપોળ.
(૨) **નાગરદાસ પ્રાગજીભાઇ મહેતા,** દોશીવાડાની પોળ, વિદ્યાશાળા પાસે.
(૩) **ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય,** રીચીરોડ, કુવારા સામે.
(૪) **એસ. જે. શાહ,** સાદલપુર.
(૫) **જયોતિ કાર્યાલય,** રાયપુર હવેલીની પોળ,

: પ્રકાશક :

જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થાવલિ. સં. : **સારાભાઇ મ. નવાબ,**

નાગજી ભૂદરની પોળ, **અમદાવાદ**